# પ્રસ્તાવના

શ્રી. વામન મુકાદમે શિવાજી મહારાજનું સવિસ્તર જીવનચરિત્ર લખી ગુજરાતીઓને ઉપકારવશ કર્યા છે. શિવાજી મહારાજ વિષે ઘણી નવી માહિતી ભેગી થયેલી છે અને તે બધી એક પુસ્તકમાં ભેગી વાંચવાનો અનુપમ લહાવો આ પુસ્તકથી મળે છે; અને પ્રશંસનીય ખંતથી શિવાજી મહારાજના જીવનનું એકે એક અંગ ચરિત્રકારે સ્પર્શ્યું છે. મને આશા છે કે આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે.

દરેક જમાનો પોતાની નવી દેવભૂમિ રચે છે અને તેમાં પોતાનાં આદર્શોની પ્રતિમારૂપ દેવોને સ્થાપે છે. અર્વાચીન હિંદુઓની દેવભૂમિમાં આજે શિવાજી મહારાજ અગ્રગણ્ય સ્થાને બીરાજે છે. શિવાજી મહારાજ વિજયી હિંદુત્વની ભાવના મૂર્તિમાન કરે છે. રાજકીય વૃત્તિઓ અત્યંત પ્રબળ છે એવા આ જમાનામાં, શિવાજી મહારાજનાં સ્મરણો આબાલવૃદ્ધોની રગોને નચવે છે. એમનામાં આપણે સામ્રાજ્યસિદ્ધિ જોઈએ છીએ અને તે આપણી સ્વરાજ્યઆકાંક્ષા પોષે છે. એટલે બધા ઐતિહાસિક મહાપુરુષો કરતાં શિવાજી આ જમાનાના હિંદુઓને પ્રિય થઈ પડ્યા છે.

હિંદુ જાતિના દુર્ભાગ્યની સીમા નથી. આ દેશની શક્તિ ને સમૃદ્ધિને ખાતર તે બધુંયે આપે જાય છે તોય એને ઘા પર ઘા ખમ્યા કરવા પડે છે. છેલ્લો જ દાખલો લઈએ તો, ઘણે ભાગે હિંદુઓએ અનેક ભોગો આપી છેલ્લા પાંચ વર્ષમાં અપ્રતિમ પ્રયત્ન કર્યો, છતાં આજે જોઈ શકીએ છીએ કે નવા ઘડાતા રાજ્યબંધારણમાં એમનું સ્થાન જોઈએ તેનાથી ઘણું જ નાનું અને નમાલું હોય તેને માટે ભગીરથ પ્રયત્નો ચાલી રહ્યા છે. આવા આવા અનેક નિરાશાજનક પ્રસંગોમાં શિવાજી મહારાજનું સ્મરણ એક આશ્વાસનનું બિંદુ બની રહે છે.

એ ઉપરાંત શિવાજી મહારાજનું સ્થાન જગતના વિજેતાઓ અને રાષ્ટ્રસ્રષ્ટાઓમાં છે. સીકંદર ને સીઝરની કારકીર્દિઓ આપણે પ્રશંસામુગ્ધ બની વાંચીએ છીએ. શિવાજી મહારાજની કારકીર્દિ કોઈપણ વિજેતાથી ઓછી જ્વલંત નથી. જીવનની શરૂઆતમાં એક પણ વસ્તુ એમના આદર્શને સાનુકૂલ નહોતી, પણ એમણે અસાધ્યને સિદ્ધ કર્યું. એમણે નાનકડું સૈન્ય ઉભું કર્યું. એ લુંટારુ કહેવાયા, બહારવટીઆ કહેવાયા, કુતરા કહેવાયા, પર્વતમાં ભરાઈ રહેલા ઉંદરની ઉપમા પામ્યા. દ્વેષી વિરોધીઓ અને ટૂંક બુદ્ધિના ઇતિહાસકારોનાં આ વચનો. ખરું જોતાં સ્વાતંત્ર્યની પ્રેરણામાં 'જોન ઓફ આર્ક'નું એ સ્મરણ કરાવે છે; સ્વાર્થત્યાગ અને ધર્મબુદ્ધિમાં એ કોઈપણ મહાવિજેતાથી ચઢે છે; સેનાની તરીકે એમની વ્યવસ્થાશક્તિ અને પ્રતિભા નેપોલીઅન અને હેનીબાલની કીર્તિને પણ ઝાંખી કરે છે. તેમને તો તૈયાર સેનાઓ હતી અને સશક્ત રાજ્યની ઓથ હતી. શિવાજી મહારાજે તો પથ્થરમાંથી પહેલવાનો કર્યા અને કોતરોમાંથી ગઢો ઘડી કાઢ્યા. મોગલ આદિ અનેક વિરોધી સૈન્યો કરતાં એમના સૈન્યની વ્યવસ્થા સર્વોપરી હતી. પ્રતાપગઢની ટેકરીમાંથી એમણે પ્રતાપી સામ્રાજ્ય બનાવ્યું. એમાં જેટલી વીરતા હતી તેટલું મુત્સદ્દીપણું હતું અને છતાં સૌજન્યથી તે કદિ ચળ્યા નથી. એમને ધર્મરાજ્ય સ્થાપવું હતું. એમના વિજય પાછળ રામરાજ્યની પરમ ભાવના છૂપાઈ હતી.

એની વિરૂદ્ધ લડતા મીરઝારાજા જયસિંહ પણ ધારતા કે હિંદુધર્મની પુનઃસ્થાપના કરવા શિવાજી અવતર્યા છે. "**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे**" એનું એક દષ્ટાંત તે શિવાજી મહારાજ.

આવા એક અપ્રતિમ નરોત્તમના જીવનચરિત્રનો અભ્યાસ જેટલો પ્રોત્સાહક છે તેટલોજ ઉપયોગી છે. ભાઈ મુકાદમનું પુસ્તક ઉત્સાહ અને ઉપયોગીતા બંને સાધશે એવી મારી ખાતરી છે.

૨૬, રીજ રોડ, મુંબઈ
તા. ૨૬–૮–૧૯૩૪

કનૈયાલાલ મુનશી

# નિવેદન

આ પુસ્તક સંબંધીતું મારું નિવેદન તો મેં તદ્દન સંક્ષિપ્ત કરી નાંખ્યું છે. ઇ.સ. ૧૯૩૦ની સાલમાં સુરત મુકામે અખિલ હિંદ હિંદુ મહાસભાની બેઠક હતી તેમાં હું મંત્રી તરીકે સેવા કરતો હતો. એ બેઠક બહુ યશસ્વી નીવડી હતી. આ બેઠક માટે હિંદના જુદા જુદા ભાગમાંથી મોટા મોટા માણસો આવ્યા હતા. આ બેઠકનું કામ ચાલતું હતું તે વખતે મુંબાઇના દાનવીર શેઠ શ્રી સ્વ૦ મનસુખલાલ છગનલાલે મારી સાથે હિંદુત્વઉદ્ધારની અને હિંદુઓને સંગઠીત કરવાના કામમાં નડતી મુશ્કેલીઓની કેટલીક વાતો કરી. હિંદુઓને વ્યવસ્થિત કરવાના કામમાં નડતી મુશ્કેલીઓ સંબંધી વાતો નીકળતાં એમણે મને હિંદુત્વના તારણહાર શિવાજી મહારાજ અને રાણા પ્રતાપનું ચરિત્ર ગામડાના ખેડુતો પણ સમજી શકે એવી સાદી સરળ અને સહેલી ગુજરાતી ભાષામાં લખવાનું કહ્યું. સાધારણ વાંચી લખી શકે એવા માણસો આ બે મહાન પુરુષોના ચરિત્રો ગામડામાં વાંચે અને ગામડાના લોકોને પણ હિંદુત્વનું ભાન થાય તો હિંદુઓને વ્યવસ્થિત કરવાનું કામ સહેલું થઈ પડે એવી એ સ્વર્ગસ્થ દાનવીર શેઠની માન્યતા હતી. હિંદુઓમાં હિંદુત્વની જ્યોતિ તદ્દન ધીમી પડી ગઇ છે તેને સતેજ કર્યા સિવાય હિંદુત્વનો ઉદ્ધાર થવાનો નથી અને તે સતેજ કરવા માટે હિંદુઓને પોતાના મહાન પુરુષોના અને હિંદુત્વ માટે જેમણે ભારે દુઃખો ખમ્યાં છે-એમના જીવનચરિત્રો જાણવાની ખાસ જરૂર છે એવી શ્રી સ્વ. મનસુખલાલની દૃઢ માન્યતા હતી.

હું રાજ્યદ્વારી ક્ષેત્રમાં રાષ્ટ્રીય પક્ષનો અને લોકમાન્ય ટીળક મહારાજના રાજદ્વારી સિદ્ધાંતોમાં માનનારો સેવક છું એ સ્વ. મનસુખલાલ શેઠ જાણતા હતા. હિંદુઓને વ્યવસ્થિત અને સંગઠીત કરવાની ભારે આવશ્યકતા છે એ મારી માન્યતા એ જાણતા હતા અને હિંદુઓમાં હિંદુત્વની જ્યોત જાગ્રત કરી તેમને આત્મબચાવ માટે વ્યવસ્થિત કરવામાં કામ કરનારાના રાષ્ટ્રીયત્વને જરાએ ઝાંખપ નથી આવતી એ મારા વિચારો પણ મેં એમની આગળ રજુ કર્યા.

હું સાહિત્યનો અભ્યાસી નથી અને સમર્થ લેખક પણ નથી. હું વિદ્વાન પણ નથી અને ગુજરાતી ભાષાનો પંડિત પણ નથી એ વાત મેં સ્વ. મનસુખલાલભાઈ આગળ જણાવી દીધી છતાં એમણે આ બે ચરિત્રો ગુજરાતીમાં લખવાની જવાબદારી માથે લેવા મને આગ્રહ કર્યો.

મને આ કામ ગમતું તો હતું પણ મારી ત્રુટીઓ હું જાણતો હતો એટલે જવાબદારી લેવા માટે હું સહેજ અચકાયો હતો. આ સંબંધી થોડો વિચાર કરી મેં આ જવાબદારી માથે લીધી. જવાબદારી તો માથે લીધી પણ આ કામ કરવા માટે મને જોઇતો વખત પણ ન હતો અને મનની શાંતિ પણ ન હતી. આ કામ શરૂ કરવા માટે સ્વ. મનસુખલાલભાઇએ મને મુંબાઈમાં ટકોર પણ કરી અને ચરિત્ર પુરું થયે એને છપાવી બહાર પાડવા માટે મને આર્થિક મુશ્કેલી નડશે એની ચિંતા પણ મારે ન કરવી એવી સૂચના કરી. છ. શિવાજી મહારાજનું ચરિત્ર લખવા માટે અભ્યાસ અને વાંચન શરૂ કરવાનો હું વિચાર કરી રહ્યો હતો એટલામાં સ્વરાજ્યની લડતનું રણશિંગ ફુંકાયું અને મુંબાઈ ધારાસભાનું રાજીનામું આપીને હું બીજા સ્નેહીઓની સાથે સ્વરાજ્યસંગ્રામના સૈન્યમાં સિપાહી તરીકે જોડાયો. ધારાસભાની મીઠાની ધાડમાં મને સજા થઈ. યરોડામાં ક વર્ગમાંથી જ્યારે મને ખ વર્ગમાં ચડાવ્યો ત્યારે સખતમજૂરીનું કામ પુરું થયા પછી રોજ પુસ્તકો વાંચવાની અને અભ્યાસ કરવાની મને તક મળી. આ વખતે શ્રી મનસુખલાલ શેઠ ગુજરી ગયા હતા પણ એમને આપેલું વચન મારા મગજમાં તાજું હતું. છ. શિવાજી ચરિત્ર લખવા માટે અભ્યાસ કરવાનો મેં નિશ્ચય કર્યો અને તે માટે મારા

પરમ મિત્ર ડૉ. માણેકલાલે મને તરતજ પુસ્તકો અને અભ્યાસની નોંધ લેવા માટે કોરી નોટબુક તથા પેન્સીલ મોકલ્યાં. મેં યરોડા જેલમાં અભ્યાસ શરૂ કર્યો. ફક્ત ઇતિહાસના બેજ પુસ્તકો છ. શિવાજી મહારાજના જીવનચરિત્રને લગતાં જેલ અધિકારીઓએ ખાતરી કરી લઈ મને આપ્યાં અને મેં વાંચીને નોંધ લેવાનું શરૂ કર્યું. ત્યાર પછી મને નાસીક જેલમાં ખસેડવામાં આવ્યો જેમાં મે આ અભ્યાસ ચાલુ રાખ્યો હતો. જેમ જેમ હું પુસ્તકો વાંચીને પુરાં કરતો ગયો તેમ તેમ બીજાં પુસ્તકો મને આપવામાં આવતાં. જેલના નિયમ મુજબ મને વધારે પુસ્તકો પાસે રાખવાની મનાઈ હોવાથી નોંધ લીધા પછી પુસ્તક પાછું મોકલીનેજ બીજું પુસ્તક મારે લેવું પડતું. જેલની શિસ્ત અને કડક નિયમોને લીધે અભ્યાસનું કામ બહુ મુશ્કેલીભરેલું થઈ પડયું હતું પણ એ અડચણોમાંથી જ રસ્તો કાપવાનો હતો એટલે સંજોગોને તાબે થઈને મળેલા વખતનો લાભ લઈ પુસ્તકોનો અભ્યાસ કરવાનું મેં ચાલુ રાખ્યું હતું. જેલમાં મને જોઈતાં પુસ્તકો અને સાધનો પુરાં પાડવામાં માનવંતા શ્રીયુત જયકર સાહેબ તથા સ્વ. શેઠશ્રી લાલજી નારાયણજી તથા સ્વ. દિ. બ. હરીલાલ દેસાઈભાઈ વગેરે મુરબ્બી અને સ્નેહીઓએ ખાસ તસ્દી લીધી હતી. એ મુરબ્બીઓના ઉપકાર ભુલાય એમ નથી; સંધિમાં હું છુટયો અને જેલમાં અભ્યાસ કરી જે નોંધો મેં લીધી હતી તે ઉપરથી છ. શિવાજી મહારાજનું ચરિત્ર લખવાનું મેં શરૂ કર્યું. બહારની અનેક પ્રવૃત્તિઓને લીધે જેલમાં વખત અને શાન્તિ મળતી હતી તે બહાર ન મળવાથી બહુ કામ હું ન કરી શકયો પણ ચરિત્રનો થોડો ભાગ લખ્યો. કામ ઠીક ઠીક ચાલવા માડયું એટલામાં સરકારનું આમંત્રણ આવ્યું અને હું સાબરમતીનો મહેમાન થયો. પછી મને ૨ વરસની સજા થઈ. આ વખતે મને વીસાપુર જેલમાં મોકલવામાં આવ્યો હતો. કાયદા મુજબ સખત મજૂરીનું કામ પુરુ થયા પછી ઇતિહાસનો અભ્યાસ કરવા માટે તથા સાધનો આપવા માટે મેં જેલના સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ પાસે માગણી કરી. ઇતિહાસના ૨ પુસ્તકો મારી પાસે રહેવા દેવાની મને પરવાનગી મળી અને નોંધ લેવા માટેના સાધનો પણ મળ્યાં. ઇતિહાસના પુસ્તકો અમલદારો વાંચીને તેની ખાતરી કરીને મને આપતા અને બે પુરાં થયા પછી પાછાં લઈને બીજા આપતાં. આવી રીતે અભ્યાસમાં પણ ભારે અડચણો પડતી. મને જરુરના પુસ્તકો સ્નેહીઓએ મોકલી આપ્યાં હતાં એ બધાં મેં વાંચીને પુરા કર્યાં અને એની નોંધ પણ લીધી. એવી રીતે ત્રણ વખતની જેલ દરમિયાન મેં છ. શિવાજી મહારાજના ચરિત્ર માટે જરુરના સાહિત્યનો અભ્યાસ કર્યો અને વાંચેલાં પુસ્તકોમાંથી અભ્યાસ કરીને નોંધ લીધી. મારી સજા પુરી કરીને હું વીસાપુર જેલમાંથી છૂટયો અને ચરિત્ર લખવાનું કામ મેં તાકીદે હાથમાં લીધું. કેટલાક આધારના ગ્રંથ મને જેલમાં મળી ન શકયા તે બહાર આવીને મેળવ્યા અને એ વાંચી તેમનો ઉપયોગ કર્યો. કેટલાક વિદ્વાનોને મળીને મારી ગુંચો ઉકેલવાની હતી તે કામ પણ મેં આટોપી લીધું અને છ. શિવાજી મહારાજનું ચરિત્ર લખીને પુરું કર્યું.

આખું પુસ્તક લખાઇ ગયું. છાપખાનામાં મોકલવા માટે ખાસ નકલ તૈયાર કરવાનું કામ બહુજ કઠણ અને મહેનતવાળું હતું તે મેં શરૂ કર્યું પણ કેટલાક સ્નેહીઓને તેની ખબર પડતાંજ એમણે મારું એ કામ સ્વખુશીથી ઉપાડી લીધું અને પોતાના અનેક કામો એશઆરામ વગેરે દૂર કરી છાપખાનામાં મોકલવાની નકલ તાકીદે તૈયાર કરી. આ સ્નેહીઓએ મારા ઉપર બહુ ભારે ઉપકાર કર્યા તેની નોંધ લીધા સીવાય નથી રહેવાતું. છાપખાનાની નકલ તૈયાર થયા પછી તેને વાંચી જોવાની જરુર હતી તે માટે મેં એક સાહિત્યરસિક સ્નેહી કેળવણીકારને વિનંતિ કરી. તેમણે આ કામ તરતજ સ્વીકાર્યું અને મારા ઉપર ભારે ઉપકાર કર્યો. આવી રીતે અનેક મુરબ્બીઓ અને સ્નેહીઓની મદદ અને સહકારથી પુસ્તક તો તૈયાર થઈ ગયું પણ તેને વાંચકોના હાથમાં મુકવાનો વીકટ પ્રશ્ન હવે મારી આગળ ઉભો થયો. આ પુસ્તક છપાવવાના વિચારોએ મને ભારે ચિંતામાં ડુબાડી

દીધો હતો. આર્થિક મુશ્કેલી વચ્ચે આવીને ખડી થઈ. હવે આ અડચણને પહોંચી વળાય એમ નથી એની મને ખાતરીજ હતી એટલે હું તો લગભગ નિરાશ થઇને બેઠો. ઇશ્વર ઉપર મને શ્રદ્ધા છે એટલે મેં હિંમત રાખી હતી અને તક આવે આ કામ હાથમાં લેવાનું મેં નક્કી કર્યું હતું. મુરબ્બી સરદાર વલ્લભભાઈએ જેલમાં મારી ચિંતાઓ અને મુશ્કેલીઓ જાણી અને કુદરતે જાણે મારે માટે એમના અંતઃકરણમાં પ્રેરણા કરી હોય એવું બન્યું. ભારે પ્રતિકૂળ સંજોગોમાં જે દિશાએથી મદદની આશાનું સ્વપ્નું પણ ન આવે તે દિશાએથી આશાના કિરણો દેખાવા લાગ્યાં. સરદાર વલ્લભભાઈએ મને ધીરજ આપી અને મારી મુશ્કેલીઓ જણાવવા જણાવ્યું. મારી હકીકત જાણી સરદાર વલ્લભભાઈએ સ્વ. મનસુખલાલના ટ્રસ્ટીઓને મારે માટેની ભલામણ કરી અને સ્વ. શેઠના પત્નિ ગં. સ્વ. હીરાવંતી બહેને રૂપીઆ એક હજાર મને આ પુસ્તક પ્રગટ કરવા માટે મદદ તરીકે મોકલ્યા. આ મદદ માટે હું સરદાર સાહેબનો તથા ગં. સ્વ. હિરાવંતી બહેનનો તથા બીજા ટ્રસ્ટીઓ શ્રી. મુનશી, શ્રી મંગળદાસ મહેતા તથા શ્રી વાડીલાલભાઈનો અસંત આભારી છું. સ્વ. તુળશીદાસ ગોપાળજીની સખાવતના ટ્રસ્ટીઓએ મને આ કામ માટે રૂ. ૨૫૦) અઢીસોની મદદ આપી છે તે માટે શ્રી. વિશ્વનાથભાઈ બૅરીસ્ટરના તથા બીજા ટ્રસ્ટીઓના તથા આ જીલ્લાના શહેરના વતની શ્રી. પ્રાણશંકરભાઈએ પણ રૂ. ૫૦) પચાસ આ કામ માટે મદદ તરીકે મોકલ્યા તે માટે એમનો આભારી છું.

આવી રીતે પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવા માટે રૂ ૧૩૦૦ની મદદ મળી. પુસ્તક મોટું, દળદાર અને સચિત્ર પ્રસિદ્ધ કરવાનું હતું એટલે અડસટ્ટો જોતાં આ રકમ તદ્દન નાની હતી. પુસ્તકને સચિત્ર બનાવવાનો આગ્રહ સ્વ. શેઠ શ્રી લાલજી નારાયણજીનો હતો, અને ચિત્રોના બ્લોકસ તથા બીજા ખર્ચ માટે નચિંત રહેવાનું પણ એમણે મને જણાવ્યું હતું પણ ચિત્રો માટે બ્લોકસની ગોઠવણ કરવાનો વખત આવ્યો તે પહેલાં તો કમનસીબે શેઠશ્રી ગુજરી ગયા. આ રકમથી કંઈ વળે એમ ન હતું છતાં આ રકમે મને ભારે હિંમત આપી. આ કામમાં સાહસ કરવાનું મેં નક્કી કર્યું અને પુસ્તક છાપવા માટે આપી દીધું. મારી મુશ્કેલીઓની જાણ મારા જૂના સ્નેહી શ્રી નંદલાલ મણીલાલ શાહને થતાંજ એમણે મને હિંમત આપી અને પુસ્તક બહાર પાડવામાં મારી પડખે રહ્યા.

આવી રીતે અનેક મુશ્કેલીઓ વેઠીને પ્રતિકૂળ સંજોગોમાં અભ્યાસ કરી અનુકુળ સંજોગો આવતાં પુસ્તક લખીને માથે ધર કરી બેઠેલા દેવામાં વધારો કરીને આ પુસ્તક મેં છપાવી પ્રસિદ્ધ કર્યું છે. ગુજરાતી ભાષા જાણનારાઓની સેવામાં આ પુસ્તક રજુ કરતાં મને પરમ આનંદ થાય છે.

## પુસ્તક સંબંધી

મારી અલ્પશક્તિ મુજબ મેં ઇતિહાસનો જે અભ્યાસ કર્યો છે તે ઉપરથી હું તો માનું છું કે છ. શિવાજી મહારાજના જીવનચરિત્રો હિંદમાં દરેક પ્રાન્તીય ભાષામાં લખાવાં જોઇએ. એ રાષ્ટ્રવીરનું જીવનચરિત્ર આ જમાનામાં સ્વતંત્રતા મેળવવાની તમન્ના જ્યારે હિંદીઓના હૈયામાં જાગૃત થઈ છે ત્યારે સ્વતંત્રતાની ઇચ્છા રાખનાર દરેક હિંદીને બહુ ઉપયોગી અને કીમતી પાઠો શીખવશે. શિવાજી મહારાજ મુસલમાન ધર્મના કે કોઈ ધર્મના દુશ્મન નહતા એ તો એમના જીવન ચરિત્ર તરફ નજર નાંખનાર હરકોઈ માણસ કહી શકશે. પરધર્મ પ્રત્યે એમની સહિષ્ણુતા અજબ હતી એ એમના ચરિત્રમાં સાબિત થઈ જાય છે. બહુ પ્રતિકુળ સંજોગોમાં પોતાના સગાં સંબંધી વીગેરે બધાનો વિરોધ કરીને વગર સાધને સાધનસંપન્ન અને મહાન શક્તિવાળા દુશ્મનની સામે યુક્તિ અને શક્તિનો ઉપયોગ કરી બાહોશ અને હિંમતબાજ પુરુષ શૂન્યમાંથી સૃષ્ટિ પેદા કરી શકે છે તેનો જીવતો જાગતો દાખલો શિવાજી મહારાજનું ચરિત્ર છે.

છ. શિવાજી મહારાજને ઘણા ઇતિહાસકારોએ અન્યાય કર્યો છે. કેટલાક ઇતિહાસકારોએ મહારાજના જીવનનો અભ્યાસ મુસલમાન ઇતિહાસકારોએ લખેલા પુસ્તકો ઉપરથી કર્યો હોવાથી મહારાજને અન્યાય

થયો છે. કેટલાક મહાન ઇતિહાસકારોએ મહારાજના જીવન સંબંધીનું બીજું સાહિત્ય વાંચ્યા પછી પોતાનો અભિપ્રાય બદલ્યો પણ છે. શિવાજી મહારાજના જીવન ચરિત્રનો અભ્યાસ ઇતિહાસરસિક સ્વ. રાજવાડેએ બહુ ખંતથી કર્યો હતો અને એમના લખેલાં પુસ્તકો આધારભૂત ગણાય છે. રા. સા. સર દેસાઈ તથા પ્રો. સર જદુનાથ સરકાર અને પ્રો. ડા. સુરેંદ્રનાથ સેનનાં પુસ્તકો પણ આધારભૂત ગણાય છે. આ મહાન ઇતિહાસકારોના ગ્રંથોનો મેં આ પુસ્તક લખવામાં ઉપયોગ કર્યો છે.

આ પુસ્તક લખવા માટે આસરે ૧૦૦ પુસ્તકોનો મારે અભ્યાસ કરવો પડયો છે. આ પુસ્તક ધાર્યા કરતાં વધારે મોટું થઈ ગયું એટલે આ ચરિત્રનો ૪ થો ભાગ પુસ્તકરૂપે જુદો પ્રગટ કરવાનું નક્કી કરવું પડયું છે. આ ભાગમાં છ. શિવાજી મહારાજનું વર્તન, ચારિત્ર્ય, એમની તુલના, એમની રાજ્ય-વ્યવસ્થા, જુદાજુદા ખાતાની એમણે રચેલી રચના, છ. શિવાજી અને રામદાસ, શિવાજી અને સંતો, છત્રપતિ અને છત્રસાલ, મરાઠાઓનું નૌકાબળ, છત્રપતિ અને પરદેશી વહેપારીઓ વગેરે બાબતો મુકવામાં આવી છે. આ ભાગ જુદા પુસ્તકરૂપે પ્રગટ થશે.

## વાંચકોને વિનંતિ

શકય તેટલી મહેનત લઈને બની શકે તેટલા સાધનો મેળવીને છ. શિવાજી મહારાજનું જીવન ચરિત્ર મેં ગુજરાતી ભાષા જાણનારાઓની સેવામાં રજુ કર્યું છે. વાંચકો એને સ્વીકારશે એવી આશા છે. હું વાંચકો આગળ વગર સંકોચે કબુલ કરી દઉં છું કે હું સાહિત્યકાર નથી કે કસાયેલો લેખક નથી. એક સાધારણ પંક્તિના લેખક તરીકે અભ્યાસ કરીને છ. શિવાજી મહારાજની વાર્તા મેં પ્રજા આગળ રજુ કરી છે. આ પુસ્તકમાં ભાષાની જે જે ભૂલો થઈ હોય તે માટે તથા પુસ્તકમાં જે જે ત્રુટીઓ વાંચકોને માલમ પડે તે બધા માટે વાંચકો ઉદાર અંતઃકરણે મને માફી બક્ષે એટલી જ મારી વાંચકોને ચરણે વિનંતિ છે.

## આભાર

આ પુસ્તકના સંબંધમાં રા. સા. સર દેસાઈએ મને કીમતી સુચનાઓ કરી છે તથા છત્રપતિના ચરિત્રને લગતાં ચિત્રોના કેટલાક બ્લોકસ પણ એમણે મને પૂરા પાડ્યા છે. એમની અનેક પ્રકારની મદદ અને સહકાર માટે એમનો આભાર માનું છું. આ ચરિત્રમાં મુકવામાં આવેલા ચિત્રો પૈકી ૧૦ ચિત્રોના બ્લૉકસ ઔંધના મહારાજા સાહેબે અમને વાપરવા માટે આપ્યા તે માટે તેમનો આભાર માનું છું. વીરવિજય પ્રી. પ્રેસના માલીક અને મેનેજરે આ કામ પ્રત્યે કાળજી રાખી બનતી તાકીદે કામ પુરું કર્યું તે માટે એમનો આભારી છું.

આ પુસ્તક છપાતું હતું તે વખતે પ્રુફસ તપાસવાનું કામ મારા સદ્દગત સ્નેહી શ્રી. દલસુખભાઈના પુત્ર ચિ. નગીનભાઈએ માથે લીધું અને તે એમણે ખુબ મહેનત લઈ સંતોષકારક રીતે પુરું કર્યું તે ઉપકાર તો ભૂલાય જ નહિ.

જ્યારે જ્યારે પુસ્તક લખવાનું કામ અનેક અડચણોને લીધે ખોળંબે પડતું ત્યારે ત્યારે મને ઉત્તેજીત કરી એ કામમાં મારું ચિત્ત પરોવનાર મારા પરમ મિત્ર શ્રી. ડાકટર માણેકલાલ તથા શ્રી ગોરધનદાસ કમોદિયા તથા શ્રી. માણેકલાલ ગાંધીનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે.

અંતમાં એટલું તો કહીશ જ કે શ્રી. સ્નેહી નંદલાલ મણીલાલ શાહે મને હિંમત આપી ને જોઈતી મદદ ન આપી હોત તો હું આ પુસ્તક પ્રજાના હાથમાં ક્યારે મુકી શકત તે કહેવું કઠણ છે. સ્નેહી શ્રી નંદલાલનો હું આજન્મ ઋણી છું.

જે જે ભાઈઓએ હસ્તે પરહસ્તે આ પુસ્તકના કામમાં મદદ કરી છે તે બધાનો આ સ્થળે હું આભાર માનું છું.

પુસ્તકમાં રહી ગયેલી ત્રુટીઓ માટે મને માફ કરવા ફરી એક વખત વાંચકોને વિનંતિ કરી હું રજા લઈશ.

લી. સેવક
વામન સી. મુકાદમ

વિજ્યાદશમી સં. ૧૯૯૦
ગોધરા (પંચમહાલ).

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

# ભાગ ૨ જો

# ભાગ ૩ જો

## છત્રપતિ શિવાજી મહારાજના ચરિત્ર અંગે.

# આધારભૂત પુસ્તકો.

Shivaji and his times, Studies in Mughal India, Anecdotes of Aurangzeb, History of Aurangzeb Vol I–IV, Mughal Administration by Prof. Sir Jadunath Sarakar, M. A.

Shivaji, founder of Maratha Swaraj, Mediaeval Hindu India Vol. I–III by C. V. Vaidya, M. A. L. L. B.

Foreign Biographies of Shivaji, Shiva Chhatrapati, Administrative system of the Marathas, Military system of the Marathas by Dr. Surendranath Sen, M. A. Ph. D.

Shivaji the Maratha by Prof. Rawlinson. M. A. I. E. S.

Life of Shivaji by Prof. N. S. Takakhav, M. A.

Shivaji by Sheshadri. V. Raddi, B. A.

Life of Shivaji by Pendse.

History of Maratha People by C. A. Kincaid. C. V. O; I. C. S. and R. B. O. B. Parasnis.

History of the Marathas by James Grant Duff.

English Records on Shivaji published by Shiv. C. Karyalaya.

Rise of the Maratha Power by Justice M. G. Ranade, M. A. L. L. B.

The Deliverance of Shivaji by Rao S. Babasaheb Deshpande.

Annals and A. of Rajasthan Vol I to III by Lieut. Col. James Tod

Sources of Vijayanagar History by Prof. S. Krishna Swami Aiyar, M. A. Fellow Madras U.

Nayaks of Madura by Prof R. Satyanath Aiyar. M. A. L. T.

History of Jahangir by Prof. Beni Prasad, M. A. Ph. D.

Aurangzeb by Prof. S. Lane Poole, M. A.

Book of Bombay by James Douglas.

## છત્રપતિ શિવાજી મહારાજના ચરિત્ર અંગે

# આધારભૂત પુસ્તકો

Shivaji and his times, Studies in Mughal India, Anecdotes of Aurangzeb, History of Aurangzeb Vol I–IV, Mughal Administration by Prof. Sir Jadunath Sarakar, M. A.

Shivaji, founder of Maratha Swaraj, Mediaeval Hindu India Vol. I–III by C. V. Vaidya, M. A. L. L. B.

Foreign Biographies of Shivaji, Shiva Chhatrapati, Administrative system of the Marathas, Military system of the Marathas by Dr. Surendranath Sen, M. A. Ph. D.

Shivaji the Maratha by Prof. Rawlinson. M. A. I. E. S.

Life of Shivaji by Prof. N. S. Takakhav, M. A.

Shivaji by Sheshadri. V. Raddi, B. A.

Life of Shivaji by Pendse.

History of Maratha People by C. A. Kincaid. C. V. O; I. C. S. and R. B. O. B. Parasnis.

History of the Marathas by James Grant Duff.

English Records on Shivaji published by Shiv. C. Karyalaya.

Rise of the Maratha Power by Justice M. G. Ranade, M. A. L. L. B.

The Deliverance of Shivaji by Rao S. Babasaheb Deshpande.

Annals and A. of Rajasthan Vol I to III by Lieut. Col. James Tod

Sources of Vijayanagar History by Prof. S. Krishna Swami Aiyar, M. A. Fellow Madras U.

Nayaks of Madura by Prof R. Satyanath Aiyar. M. A. L. T.

History of Jahangir by Prof. Beni Prasad, M. A. Ph. D.

Aurangzeb by Prof. S. Lane Poole, M. A.

Book of Bombay by James Douglas.

Shivaji the Great Vol I, Part I & II by Prof. Dr. Bal Krishna, M. A. Ph. D.

Storia do Magor Manucci Vol. I to IV by Irvine ( translation ).

Historical Fragments by Robert Orme.

History of Mysor by Wilks.

Crime in India by S. M. Edwards C. I. S. C. V. O.

Commercial relatoins between India and England by Dr. Balkrishna.

Fall of the Mogal Empire, India on the eve of the British Conquest by S. J. Owen.

Short History of India by J. Talboys.

History of India by Montgomery Martin.

Hindu-Pad-Padshahi by V. D. Savarkar Bar-at-law.

Tavernier's Travels in India Vol I-II by V. Ball.

Shivaji Souvenir by Rao S. G. S. Saradesai B. A.

History of India by M. S. Elphinstone.

History of the Marathas by Waring E. Scott.

The Decadence of Europe by Frances Co Nitti.

Historians History of the World Vol IX Italy.

Travels of Bernier.

Marathas and the Moguls by Burway.

Early History of Deccan by Dr. Bhandarkar.

Mysore by Rice.

Public Admimistration in Ancient India by Pramathnath Banerjee.

Main currents of Maratha History by Rao S. J. S. Sardesai.



# मराठी

| | |
|---|---|
| १ महाराष्ट्र महोदयाचा पूर्वरंग | नारायण कृष्ण गद्रे. |
| २ श्री. म. भोंसले यांची बखर | भावे |
| ३ श्री शिवाजी प्रताप | |
| ४ मुसलमानी रियासत | रा सा. सर देसाई |
| ५ समर्थांचे सामर्थ्य | कृष्णाजी नारायण आठल्ये |
| ६ मराठे व इंग्रेज | नरसिंह. चि. केळकर |
| ७ श्री छ. शिवाजी महाराज | कृ. अ केळूसकर |
| ८ सभासद् बखर | |
| ९ चिटणीस बखर | |
| १० चित्रगुप्त ,, | |
| ११ ९१ कलमी ,, | |
| १२ शेडगांवकर ,, | |
| १३ प्रतिनिधि ,, | |
| १४ पंडितराव ,, | |
| १५ रायरी ,, | |
| १६ जेधेशकावली | |
| १७ जेधेकरीना | |
| १८ शिवापुर दप्तरांतील यादी | |
| १९ देशपांडे वहीतील शकावली | |
| २० गदाधर प्रल्हाद शकावली | |
| २१ शिवदिग्विजय | |
| २२ घडफळे यादी | |
| २३ शिवचरित्र प्रदीप | |
| २४ प्रतापगड युद्ध | के. ग. वा. मोडक |
| २५ मराठी रियासत | गो. स सर देसाई |
| २६ शिवचरित्र निबंधावली | शिवचरित्र कार्यालय |
| २७ शिवकालीन पत्रसार सं. खं. १ | ,, ,, |
| २८ ,, ,, खं. २ | ,, ,, |
| २९ महाराष्ट्र धर्म | भास्कर वामन भट वकील |
| ३० शिवाजी निबंधावली | शिवचरित्र कार्यालय |
| ३१ ऐतिहासिक पावाडे | आकवर्थ शालीग्राम |
| ३२ सम्पूर्ण भूषण | रा गो काटे |
| ३३ मुरारबाजी देशपांडे चरित्र | बाळकृष्ण कुळकर्णी |
| ३४ बाजीप्रभु देशपांडे चरित्र | ,, ,, |
| ३५ कौटिलीय अर्थशास्त्र प्रदीप | प्रो गोविंद गोपाळ टिपनीस |

| | |
|---|---|
| ३६ श्रीमत् दासबोध | शंकर श्रीकृष्ण देव वकील |
| ३७ राधामाधव विलास चम्पूः | जयराम पिंडये कृत |
| ३८ विश्वगुणादर्श चम्पूः संस्कृत | महाकवि श्रीमद्वेंकटाध्वरी |
| ३९ शिवाजी व शिवकाल | विनायक. सावरकर |
| ४० मराठ्यांच्या ईतिहासाची साधनें खं. ४ | विश्वनाथ का. राजवाडे |
| ४१ ईतिहास विहार | न. चिं. केळकर |
| ४२ शिव संस्कृति | रा. सा सर देसाई |
| ४३ श्री. छ. शिवाजी महाराज यांचे चरित्र | प्रो. सहस्रबुद्धे |
| ४४ श्री. समर्थ रामदास आणी छ. शिवाजी म. यांचा संबंध | भा. वा. भट |
| ४५ शिवभारत | पं. परमानंद. |



રાજવંશીઓ, સત્તાધારીઓ, ઇતિહાસકારો, વિદ્વાનો, મુત્સદ્દીઓ, મહાન પુરુષો, દેશભક્તો અને નામીચા આગેવાનોએ

## છત્રપતિ શિવાજી મહારાજને

જુદે જુદે પ્રસંગે તેમજ આ પુસ્તકદ્વારા અર્પણ કરેલી

# પુષ્પાંજલી (૧)

## પૂ. ગાંધીજીનો સંદેશો

ભાઈ વામનરાવ,

તમારા કાગળને આજે જ પહોંચું છું. શિવાજી મહારાજને વિષે મેં જે કંઇ વાંચ્યું છે તે નિશાળમાં નિશાળિયા પુરતું જ. આ શરમની વાત છે પણ સાચી છે. ત્યાર પછી તો તેને વિષે જે મોટેરાંને મોઢેથી સાંભળ્યું તેજ. પણ જ્યારે મને ભાન આવ્યું કે ઇંગ્રેજી ઇતિહાસકારો—ને તે પણ અમલદારવર્ગના—ઇચ્છે તો પણ આપણી આંખે વસ્તુઓ ન જ જોઈ શકે ત્યારે મેં બીજું વાંચ્યા વિનાજ આગલું વાંચેલું હતું તેનાથી ઉલટુંજ ઘણું સાચું હોવું જોઈએ એમ એક લૌકિયો ગજ બનાવી લીધો. ને ત્યાર પછી એમ માનતો થયો કે શિવાજી મહારાજ ખરેખર મહારાજ હતા, વીર હતા, દેશદાઝવાળા હતા. મારી પૂજાની ભાવના જાગૃત કરવા આટલા ગુણો બસ હતા. આથી વધારેની મારી પાસેથી અત્યારે આશા રાખવી એ તો કોઈ નિર્દય ગોવાળ ગાયને લોહી નીકળતાં સુધી દોહ્યા કરે એવું ગણાય.

૨૦—૧૧—૩૩ બાપુના આશીર્વાદ

*

શિવાજી મહોત્સવ જેવા સમારંભો પ્રજાને તેના જાહોજલાલીભર્યા ગરવા ભૂતકાળનું સાચું ભાન કરાવે છે. આવા મહોત્સવો ઉજવવા એ પ્રજાનો કાયદેસરનો હક છે—અધિકાર છે. આફતોના ખડકો તોડીને પોતાનો રસ્તો કરી લેનારા જન્મભૂમિના વીરોની પૂજા કરવાથી પ્રજામાં ભારે ઉત્સાહ પ્રગટે છે—નવચેતન સ્ફુરે છે—નવું શૌર્ય પ્રેરાય છે. આવી વીરપૂજા રાષ્ટ્રીય નિરાશાનો બરોબર પ્રતિકાર કરી શકે છે.

વીરપૂજા એ મનુષ્યના સ્વભાવમાં જન્મ પામેલી સ્વાભાવિક ઉર્મિ છે. આવી ઉર્મિને રોકવાની કોઇની તાકાદ નથી. તેને મારવાની કોઇની શક્તિ નથી...........શિવાજી એવા કાળે અવતર્યા કે જે વેળાએ પ્રજાને અસહ્ય અત્યાચારો અને આક્રમણોમાંથી મુક્તિ જોઈતી હતી.

શિવાજીએ તેના આત્મભોગ અને શૌર્યથી સિદ્ધ કરી આપ્યું કે હિંદુસ્થાન એ પ્રભુનો ત્યજાયેલો દેશ નથી. × × × × આજે વખત બદલાયો છે. હિંદુ અને મુસલમાન બન્નેના પગમાં બેડીઓ પડી છે. બન્નેને નવીન પ્રેરણાની જરુર છે. હિંદના ઇતિહાસમાં શિવાજી એ એકજ બન્ને કોમને સ્વતંત્રતાના વીર તરીકે પ્રેરણા આપી શકે તેમ છે. લોકમાન્ય ટિળક મહારાજ (૧૯૦૭)

*

હિંદુસ્થાનના ઇતિહાસમાં જે જે મહાપુરુષોના નામ ઝળકી રહ્યાં છે તેમાં શિવાજી મહારાજનું નામ પ્રથમ પંક્તિમાં મુકી શકાય. પરતંત્રતાની ઝૂંસરી નીચે દબાયેલી પ્રજાને તેની હતાશ દશામાં સ્વતંત્રતાનો સંગ્રામ સંપૂર્ણ ઉત્સાહથી ચાલુ રાખવાની પ્રેરણા આપી શકે એવા આદર્શ સ્વાતંત્ર્ય વીર તરીકે શિવાજી મહારાજને હું મારી યુવાવસ્થાથી પૂજતો આવ્યો છું. એ મહાન પ્રતાપી પુરુષના

જીવન ચરિત્રમાંથી આપણુને આજે પણ આપણા સ્વરાજ્ય સંગ્રામ માટે અનેક બોધપાઠો મળી શકે તેમ છે. શિવાજી મહારાજના માર્ગમાં મુશ્કેલીઓના પર્વત પથરાયેલા હતા. શિવાજીના શત્રુઓએ તેને હંફાવવા માટે કશીજ બાકી રાખી ન હતી. આવી સ્થિતિ હોવા છતાં મહારાજ કદી નિરાશ થયા નહતા અને તેમણે યુદ્ધના કેસરિયાં વસ્ત્રો કદી ઉતાર્યાંજ નહિ. એ વીર ઝૂઝયો-મરણની ઘડી સુધી ઝૂઝયો અને આખરે વિજયી થયો. સૈકાઓ સુધી ન ભૂલાય એવો શિવાજી મહારાજનો જીવન્ત જીવન-સંદેશ છે. શિવાજીની માફક અડગ નિશ્ચય ધરીને ભારતવાસીઓ સ્વરાજ્યસંગ્રામ ચલાવો અને હું ખાતરી આપું છું કે વિજય તમારો જ છે.

લાલા લજપતરાય.

*

The life of Chhatrapati Shivaji Maharaj bears eloquent testimony to the persistent vitality of the Hindu race. It is an infallible cure for national despondency.

Babu Ramananda Chaterjee.
Editor 'Modern Review'

*

I have been following the progress of your work on Shivaji ever since you first spoke of it to me. And knowing as I *do* the time, labour and meticulous care that you have been bestowing upon it all along, I cannot but heartily congratulate you on the choice as well as the successful execution of the project mainly while in prison. That you are publishing your book in Gujarathi is in itself a matter for great satisfaction. To the intelligent Gujarathi such a book as yours, which offers a Maharashtrian's view about one of the greatest names in Indian History in his own mother tongue ought certainly to be welcome. To a Maharashtrian *or to a student of research in Maratha History the prospect* of a comprehensive life of Shivaji to be published in a sister language appears particularly gratifying. And as you have made use of all the latest material on your subject, as far at least as it was made available to you, I have no doubt that your work will occupy a very high position not only in Gujrathi literature, but also in the general Historical literature of our country. It is such precious studies like your "Life of Shivaji" which lay the foundation of a common cultural tie between provinces and pile up the treasures of respectable heritage for the prosperity.

Shivaji's is a name to conjure with in Maharashtra. It is one of the articles of faith, as it were, of every Maharashtrian. Shivaji holds a very conspicuous place in the consciousness of a Maharatta

a place perhaps only next to God. And as matters stand to day he may possibly dethrone God on the strength of any referendum. Thousands of rhetorical tributes stand recorded in the mass of journalistic and other literature and one is amused and even amazed by the variety of attitude taken by each of the admirers of Shivaji. Shivaji had, of course, had his more than liberal share of enemies and their courses are equally profusely recorded in the historical material now available about the great hero. I can quote copious instances of his having been called anything between a divine 'Avatar' and a confirmed villain. But the time when history was a mere collection of impressions of either the contemporaries or the modern historians, is long since gone. We now speak of facts and interprete them in the light of a number of social sciences which are highly enriched by annual additions of what may be called comparative history of all countries. The days of Shivaji's being called an '**avatar**' are also gone. His claims upon our respect are now firmly founded on certain well-established facts emerging out of careful research of a quarter of a century. I am greatly pleased that our "Shiva Charitra Karyalaya" contributed its mite to a systematic collection of all such material as a result of a careful study of which some old and fantastical ideas about the early life of Shivaji are dissipated. If Shivaji, the mythical hero, melts away in the furnace of Scientific research, Shivaji the political leader of Maharashtra stands forth as an embodiment of whatever was best in man. I have come accross no other personality either in historical or modern times who has not in the least suffered in the searchlight of disinterested and fearless research. Historians need not be afraid to go any depth into the private or public life of Shivaji. This cannot be said of any other man in the world placed in his position, and with equally ample opportunities and temptations. And that is the greatest tribute one can pay to the individual who had already volumes after volumes to his credit to delineate the history af his achievement. We hear too much of the changing standards of morality, however true this may be of the standards of private morality the public or political standards of morality have scarcely undergone any change so far as relations between beligerents are concerned and Shivaji would in no way suffer in comparison with any of the participants in the last world war. Attempts at

improving the situation by means of international action have drastically failed and it does not sound sensible in the mouth of any students of political history to criticise Shivaji for what his peers are daily practising.

I have been a close student of historical literature and the belief is slowly growing upon me that our histories were being written by interested foreigners and by people who had their own axe to grind. The Hindu Moslim question, like so many other problems, is an outcome of the particular view point which was always emphasised in depicting our struggle for independence. Now, purely historical facts do not warrant our reading the present distortions of our social relations into the past. I wonder if you have realised this point sufficiently enongh to guard yourself against falling in and leading others to fall in the same trap. I do not propose to elaborate the point here, but I should certainly sound a note of warning to all those who would seek to bring any fresh and independent viewpoint to bear upon the period of history they are studying.

I wish your book all the success that it certainly deserves.

N. C. Kelkar. B. A. L. L. B. Poona

*

At this particular critical juncture of the political evolution in India, some valuable traits in the history of this great and renowned Hindu King, Chhatrapati Shivaji Maharaj, should be of great use, to help us out of our present difficulties; one great political lesson of his life, that no modern student of politics should miss, is that political strategy, diplomacy and statesmanship, are as essential to achieve one's political goal, as undaunted courage, dogged determination, and dashing spirit. In that respect, he stands on the same high level as the greatest of modern mass leaders and revolutionaries like Lenin, Sun-yat-sen, Kemal and even Napolean. The epithet "mountain Rat" was as descriptive of his cunning and deep fore-sight as of his intrepidity and rapidity of action.

No great Empire or Kingdom has been built up or maintained by heroics alone. Therefore, I have always appealed to Indian youths to pay as much attention to and study, the strategic and diplomatic

history of Shivaji Maharaj, side by side with his heroics and wild ventures. Mere recitals and study of traditional epics like Mahabharata and Ramayana alone will not guide us in the present circumstances, whilst dealing with western diplomats. We have to deal with greatest diplomats of modern age and Shivaji's tactics of 'diamond cut diamond' would be of great practical utility.

To-day, even his worst enemies and critics, the representatives of the British Crown, acknowledge his greatness and skill, and recognise him as a genius both in the battle-field, as well as in the Council Chambers. It is a strange irony of fate, tnat British Governors should consider it an honour and a previledge, now, to participate in functions, to perpetuate his memory and appeal to modern Maharastrian youths to emulate his glorious example. During his life-time, there was no name more detestable and dreaded by the foreigners than Shivaji's. He had acquired velocity and speed of aeroplanes and motor cars, even in days when theso machines were not invented and his sudden attack created as much panic and fright as the modern Zepplins during the last Great war. Modern warfare has become a mechanical affair and achievements are due more to skill and science than to personal bravery and physical power; but in the days of Shivaji, his wonderful military feats, were due entirely to his personal exertions without the aid of modem appliances. It was the triumph of the man and not of science and machine. In that respect he stands above all the *modern great military commanders and perhaps there are very* rare instances, in the history of the world, when such phenomenal rise and success was attained in comparatively short time in the face of almost insurmountable difficulties.

Let every Indian youth acquire these traits in Shivaji's character. With perseverance, patience, dogged determination, tact and courage, there is no undertaking, however difficult, that one cannot master and overcome.

Khurshed. F. Nariman B. A. L. L. B.
Advocate, **Bombay.**

*

There can be no doubt that Shivaji is an outstanding personality in Indian history. The deeply religious life of his mother

imparted a tone of religious fervour to the character of her son. He braved the buffet of fortune with indomitable courage, and perseverance; and his soaring ambition coupled with undaunted heroism, inflexible fortitude, and commanding talents, raised him to a pinnacle of unapproachable grandeur. He was a staunch defender of the Hindu religion from the on-rushing waves of iconoclastic idealism which swept over the land at the time. Shivaji's unquenchable spirit of independence, his knowledge of practical statecraft and universal toleration, were only equalled by his lofty patriotism, a high standard of morality in his private life and a born leader's personal magnetism that threw a spell over all who knew him. His rare gift of judging character and a strict enforcement of discipline and morality in his camp, contributed no mean quota to his success. He infused new blood into the feeble pulses of a decadent culture and his glorious achievement was the wielding together of the heterogenious elements of the Maratha into a nation. To view the career of this truly illustrious man is to look back upon the course of a blazing star drawing it's firey arch over the concave of heaven that fixes the admiring attention to the sublunary world, and dazzles while it arrests the wondering eye.

Babu Gaya Prasad Singh M. L. A.

*

## WHEREIN DOTH SHIVAJI'S GREATNESS LIE?

In my opinion the greatness of Shivaji consists in his having transformed the mentality of the Maratha nation, whom by means of his unequalled leadership he enabled to attain a foremost place among the various races of India. It is well known what a factious, turbulent and riotous life the Maratha clans of the Western hills led for over a century before the rise of Shivaji. They wasted their energy in internecine disputes, obeyed no authority and made life and property hopelessly insecure. Shivaji correctly guaged the situation, heartily joined them, to begin with, in their lawless activities, and, having quickly gained their confidence, established such a complete hold upon their contentious but valient spirits, that they began to render implicit obedience to him and put forth a united national effort in defence

of their country's liberty. The roving undisciplined bands soon came to realize the value of willing comradeship and followed their leader in weal and woe. The Maratha name thus came to be respected and feared throughout India within the short period of about twenty years. Shivaji ultimately laid the formal legal foundation of the Maratha Raj and in brief but brilliant career left behind an example of constructive Political genius, bringing about the necessary solidarity among scattered and warring units.

We Indians, in our present troubles of discord and disunion, have much to learn from this brilliant example. Let us hope it will inspire us.

Rao Saheb Govind Sakharam
Sardesai, B. A. (**Historian**)

*

I respect Shivaji for the courage and organisation which he showed against those whom he called his own, his country's and his faith's enemies. I would welcome that old apirit not only in the Mahartta but in every Indian and show it practically in the struggle for freedom.

× × ×

I declare to-day, though a staunch Muslim and inspite of the fact that Shivaji and his soldiers fought against the Muslims and the Muslim Government, that they were perfectly justified in trying to free their country from foreigners and outsiders. I admire Shivaji's courage and patriotism, though condemn the unfair stabbing and killing of Afzalkhan.

× × ×

I pray that Shivaji's spirit which means courage and patriotism would be shown by all Indians-Hindus, Muslims, Shikhs, Parsis, Jains, Christians and Jews who live in this beautiful but unfortunate motherland of ours and all combining to free the country of foreign domination.

× × ×

Let us give up this idle talk of one bullying the other into submission. Shivaji reminds me of this and this is my humble tribute to the Memory of a brave patriot.

Maulana Shaukatalli.

*

It gives me great pleasure to lay the foundation-stone of this memorial to one of India's greatest soldiers and statsmen. A few minute ago I laid the foundation-stone of the memorial to the Maratha Soldiers who laid their lives in the Great war, men who proved that the spirit which animated the armies of Shivaji still burns bright and clear.

I feel snre that this occasion will be worthy of a Memory of a great Indian Statesman and Soldier, and that the monument will stand for all times as a testimony to Maratha greatness in the arts of peace as well as those of War."

H. R. H. the Prince of Wales.

*

Shivaji Maharaj-one of the greatest of Indir's Warriors and Statesmen × × × There was a time when attempts were being made touse the memory of Shivaji as a political weapon, and efforts were not lacking to associate it with party or sectional sentiments. That time has passed. I believe that Shivaji is now rightly regarded as an Indian Hero and I trust that this Memorial will be a sign and a symbol of Unity-not of disunity-and will be accepted as celebrating not merely a great Maratha, but a great Indian.

H. E. Sir Leslie Wilson
Governor of Bombay

*

( On the occasion of the unveiling of the Shivaji Statue at Poona).

Congratulation on the occasion of the unveiling of the statue of Shivaji, the renowned Maratha leader and Statesman. I trust that this Memorial may stand both as a lasting token of the pride of the Maratha people in their national hero, and as a reminder of how in recent years, and particularly in the Great war, the Marathas have shown by their deeds that the traditions of the past still inspire them.

H. E. The Viceroy of India (1928)



જે રાયે હિંદુત્વ રક્ષણુ કર્યું સગ્રામ ભારે કરી,
જેણે રાષ્ટ્રીય ધર્મ જ્યોતિ જગવી નિજશીર કરમાં ધરી;
માતાનો ભડવીર શિવ સરીખો જગમાં નહિ તે સમે
એવા શ્રી શિવરાજના ચરણુમાં માથાં અમારાં નમે.

Lakshmi Art, Bombay, 8.



# — નમન —

જેણે હિંદવી રાજ્યનો વતનમાં પાયો ખરે નાંખિયો,
જેણે દુશ્મન સાથ બાથ ભીડીને મહાધર્મને રાખીઓ;
જેની હિંમત શૌર્ય નીરખી યવનો ઘણા આથમે,
એવા શ્રીશિવરાજના ચરણમાં માથાં અમારાં નમે. ૧

જે સમયે પરધર્મીએ વતનમાં જુલ્મો ઘણાં આદર્યા,
જે સમયે સતી સાધ્વીસાધુજનનાં અપમાન ભારે કર્યા;
તે સમયે અવિચારી જારકર્મી એવા જનોને દમે,
એવા શ્રીશિવરાજના ચરણમાં માથાં અમારાં નમે. ૨

જે રાયે હિંદુત્વ રક્ષણ કર્યું સંગ્રામ ભારે કરી,
જેણે રાષ્ટ્રીય ધર્મજ્યોતિ જગવી નિજ શીર કરમાં ધરી;
માતાનો ભડવીર શિવ સરીખો જગમાં નહિ તે સમે,
એવા શ્રીશિવરાજના ચરણમાં માથાં અમારાં નમે. ૩

દુશ્મનના ઘરની સુરૂપ યુવતી આણી સભામાં ભરી,
'એ મુજને નિજ માતબ્હેન સરખી' બોલ્યા શિવાજી નમી;
સાચા તારણહાર વીરનરની પૂજા કરીશું અમે,
એવા શ્રીશિવરાજના ચરણમાં માથાં અમારાં નમે. ૪

જેને પ્રેમ અગાધ હિંદુધર્મે પરધર્મ ના નિંદતો,
જે સાધુ સરખા ફકીર સમજી સદ્ગુણને વંદતો;
જે શૂરો નિજ દેશ ધર્મ નિરખી સુખથી દુખોને ખમે,
એવા શ્રીશિવરાજના ચરણમાં માથાં અમારાં નમે. ૫

પ્રો. સર જદુનાથ સરકાર જણાવે છે કેઃ—

"બીજી જાતિઓની પેઠે હિંદુઓ પણ રાષ્ટ્રનિર્માણ કરી શકે છે, રાજ્યો ચલાવી શકે છે, શત્રુઓને પરાસ્ત કરી શકે છે, પોતાનું રક્ષણ જાતે કરી શકે છે, સાહિત્ય-કળા-વ્યાપાર અને ઉદ્યોગોની રક્ષા અને વિકાસ સાધી શકે છે, દરિયાઈ લશ્કરી કાફલા અને વ્યાપારી જહાજો નિભાવી શકે છે અને સમુદ્ર પર યુદ્ધો લડી શકે છે એ વાતની પ્રતીતિ પોતાના કાર્યદ્વારા શિવાજીએ જગતને કરી બતાવી. આ જમાનાના હિંદુઓને સર્વોત્તમ વિકાસ સાધવાનું શિક્ષણ શિવાજીએ આપ્યું."

# છત્રપતિ શિવાજી ચરિત્ર

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

૧. શિવાજી મહારાજના પૂર્વજ અને કુળનાં મૂળ.
૨. સિસોદિયા કુળમાં ભોંસલે ક્યાંથી ?
૩. દેવરાજજીનું દક્ષિણ તરફ પ્રયાણ.
૪. સુજનસિંહથી માલોજી સુધી.
૫. માલોજી અને વિઠોજીની જોડી.
૬. લખુજી અથવા લુખજી જાધવ.
૭. નિઝામશાહનું આમન્ત્રણ.

### ૧. શિવાજી મહારાજના પૂર્વજ અને કુળનાં મૂળ

અયોધ્યામાં અવતરી વિજય કર્યો લાહોર,
ગરજ્યો વશ ગુજરાતમાં જામ્યું ઈડર જોર,
મેવાડે મહાલ્યા પછી દક્ષિણ વાગી હાક,
સૂર્ય વશી સિસોદિયા રાખ્યું હિંદુનાક.

× × × ×

હિંદુ ધર્મના તારણહાર શ્રી છત્રપતિ શિવાજી મહારાજના પોતાના જીવન ચરિત્રમાં પ્રવેશ કરતાં પહેલાં આપણે મહારાજના પૂર્વજોનો પરિચય કરીને એમના કુળના મૂળ તરફ સહજ નજર કરીએ. શ્રી શિવાજી મહારાજ જે કુટુંબમાં જન્મ્યા તે ભોંસલે કુટુંબ પોતે રજપૂત હોવાનો દાવો કરે છે અને જૂની બખરો, પુરાણા પત્રો, જૂના ઇતિહાસો અને એવાં બીજાં સાધનો દ્વારા દેશના ઇતિહાસને લગતી જે મહત્ત્વની માહિતી મળી આવે છે તેનો ઉપયોગ કરી તે ઉપર ઊંડી નજર દોડાવતાં એ દાવો સાચો હોવાની ખાત્રી ઝીણી નજરથી વાંચનાર, શોધક બુદ્ધિના વાચકોને થયા સિવાય રહેશે નહિ. અનેક સૈકાઓ વીતી ગયા પછી, આસમાનીસુલતાની થઈ ગયા પછી, કાળચક્ર દેશ ઉપર વારવાર ફરી વળ્યા પછી, રાજક્રાન્તિનાં અનેક મોજાંઓ ઉછળ્યા પછી, કેટલાયે જમાના બદલાયા પછી ઘણા વરસો પહેલાંના જૂના બનાવો માનવા માટે લેખી પુરાવાનો આગ્રહ કોઈ પણ વાચક કરે નહિ. આવા સંજોગોમાં તો દંતકથાઓ, જૂની વાતો, જૂનાં લોકગીતો, વગેરે જે જે પુરાવા મળી આવે તે બધાયે પુરાવા ઉપર વાચકોએ ધ્યાન આપવું જોઈએ એટલું જ નહિ પણ અમુક પુરાણા બનાવ ઉપર પોતાનો અભિપ્રાય અગર નિર્ણય આપતી વખતે જે પુરાવા ઉપલબ્ધ હોય તેને યોગ્ય વજન આપવું ઘટે છે.

ભોંસલે કુટુંબ રજપૂત હોવાની વાત માનવાને વાચકો સમક્ષ (અમો) નીચેની વાતો રજૂ કરીએ છીએ તે ઉપરથી ભોંસલે કુટુંબ રજપૂત હતુ કે નહિ તેનો નિર્ણય વાચકો કરી શકશે. બની શકે તેટલા જૂના લેખી પુરાવા વાચક આગળ રજૂ કરવાના પ્રયત્નો અમોએ યથાશક્તિ કર્યા છે એ પુરાવા વાચકો ઝીણવટથી તપાસે એટલી અમારી વિનંતિ છે.

૧. શ્રી શિવાજી મહારાજના પિતા સિંહાજી ભોંસલે પોતાને રજપૂત કહેવડાવતા હતા. ભોંસલે કુટુંબને રજપૂત માનવા ઘણા પુરાવા મળી આવે છે. "शिवकालीन पत्रसारसंग्रह – खंड १." માં ૧૫૩ મે પાને પત્ર નં. ૭૧૦ પ્રગટ કર્યો છે. તેમાં સિંહાજી રાજા રજપૂત હોવાનો નિર્દેશ કર્યો છે.

ઇ. સ. ૧૬૫૭ માં સિંહાજી રાજા ભોંસલેએ એક પત્ર બિજાપુરના બાદશાહ અલીઆદિલશાહને લખ્યો હતો, તે પત્રનો અંગ્રેજીમાં તરજુમો Shivaji-Sonvenir (3rd May, 1927) માં ૧૩૯ પાને પ્રગટ થયો છે તેનો સાર આ પ્રમાણે છેઃ—

"આપ નામદારે મને આવા પ્રકારનાં આશ્વાસનો આપ્યાં હતાં છતાં નાલાયક ખટપટિયાઓના કહેવાથી જો મને અન્યાય થશે તો બાદશાહ સલામતના ધ્યાન ઉપર હું લાવું છું કે હું રાજપૂત છું. બાદશાહની સેવા કરતા હોવા છતાં અમો રાજપૂત લોકો આવી બેઆબરૂ અને બાદશાહ સલામતની ખફામરજી સહન નહિ કરી શકીએ."

૨. સિંહાજી ભોંસલેના પિતા માલોજી ભોંસલેના સંબંધમાં તે સમયના કવિરત્ન પરમાનંદજીએ સંસ્કૃતમાં લખેલા **श्री शिवभारत** ના અધ્યાય ૧ ના શ્લોક ૪૨-૪૩ માં નીચે પ્રમાણે છેઃ—

**दक्षिणस्यां दिशि श्रीमान् मालवर्मा नरेश्वरः ।**
**बभूव वंशे सूर्यस्य स्वयं सूर्य इवौजसा ॥ ४२ ॥**
**महाराष्ट्रं जनपदं महाराष्ट्रस्य भूमिपः ।**
**प्रशशास प्रसन्नात्मा निजधर्मधुरंधरः ॥ ४३ ॥**

"જાતે સૂર્ય સમા તેજસ્વી એવા શ્રીમાન માલોજી રાજા દક્ષિણમાં **સૂર્યવંશમાં** થઈ ગયા. ક્ષાત્ર ધર્મધુરંધર અને પ્રસન્નચિત્ત એવા તે મરાઠા રાજા મહારાષ્ટ્રમાં રાજ્ય કરતા હતા."

ઉપરના શ્લોક ઉપરથી સિદ્ધ થાય છે કે કવિરત્ન પરમાનંદજી ભોંસલે કુટુંબને સૂર્યવંશી રજપૂત હોવાનું જણાવે છે.

૩. શ્રી શિવાજી મહારાજના વખતમાં પુણ્યક્ષેત્ર કાશીમાં પ્રસિદ્ધ પંડિત ગાગાભટ્ટ થઈ ગયા. તેમણે તથા પંડિત જયરામે ભોંસલે કુટુંબનો મૂળ સંબંધ સિસોદિયા વંશના રજપૂતો સાથે હોવાનું લખ્યું છે. ( **शिवचरित्र निबंधावली.** પાનું ૧ ).

૪. શ્રી શિવાજી મહારાજના પુત્ર શંભાજી મહારાજ પછી સતારાની ગાદી ઉપર વિરાજમાન થનાર શ્રી રાજારામ મહારાજના દરબારમાં રા. કૃષ્ણાજી અનંત સભાસદ નામના એક વિદ્વાન ગૃહસ્થ હતા. શ્રી રાજારામ મહારાજે તેમને શ્રી શિવાજી મહારાજના રાજકારભારની એક બખર લખવા આજ્ઞા કરી. મહારાજની આજ્ઞાનુસાર રા. સભાસદે જે બખર લખી છે તેમાં એવી મતલબનું જણાવ્યું છે કેઃ—"શોધ કરતાં જણાય છે કે ભોંસલે વંશ એ શુદ્ધ ક્ષત્રિય વંશ છે. સિસોદિયા વંશનો એ ફાંટો છે. સિસોદિયા વંશનું જે એક કુટુંબ ઉત્તરથી દક્ષિણમાં આવ્યું હતું તે જ આ ભોંસલે કુટુંબ છે."

૫. રજપૂતાનાના પ્રસિદ્ધ દલપતરાયની સેવામાં અનેક વિદ્વાન લેખકો હતા. તેમાંના એક લેખકે તે વખતની દંતકથાઓ વર્ણવી છે તેમાં પણ જણાવ્યું છે કે ભોંસલે વંશ એ ઉદેપુરના સિસોદિયા રાણા ભીમસિંહથી ઊતરી આવેલો છે.

૬. સુપ્રસિદ્ધ ભૂષણ કવિએ "**शिवराज भूषण**" નામનું કાવ્ય લખ્યું છે. તેમાં ભોંસલે વંશના સંબંધમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

**राजतहै दिनराज को वंस अवनि अवतंस ।**
**जाम पुनि पुनि अवतरे कंस मथन-प्रभु-अंस ॥ ४ ॥**

"સૂર્યવંશ રૂપી મુગટથી આ ભરત ભૂમિ શોભે છે અને સૂર્યવંશમાં જ કંસને મારનાર પ્રભુ જુદે જુદે રૂપે ફરી ફરીથી અવતરે છે."

**महा वीरता वंसमै भयो एक अवनीस ।**
**लियो बिरद "सिसोदिया" दियो ईसको सीस ॥ ५ ॥**




હિન્દુત્વની ટેક રાખનાર રાણા પ્રતાપ અને શિવાજી બંન્ને
બાપારાવળના કુળના કુલદીપક હતા.

"સર્વ ક્ષત્રિયોમાં સિસોદિયા ક્ષત્રિયો શ્રેષ્ઠ ગણાય છે. એ વંશમાં એક મહાન પરાક્રમી રાજા થયો હતો. તેની અટક સિસોદયા હતી અને તેણે ઈશ્વરચરણે પોતાનુ મસ્તક અર્પણ કર્યું હતું."

ता कुलमें नृपवृंद सब उपजे बखत बुलद।
भूमिपाल तिनमें भयो वडो "माल मकरंद" ॥ ६ ॥

"એ કુળમાં ઉત્પન્ન થયેલા બધા રાજાઓ બહુ ભાગ્યશાળી નીવડ્યા હતા. એ જ વંશમા માલોજી નામનો એક મોટો રાજા થયો."

૭. શિવાજી મહારાજના રાજ્યાભિષેક પહેલા જયરામ કવિએ સિંહાજીના સબધમા મરાઠી ભાષામા એક સુંદર કવિતા લખી હતી. તેમાં સિંહાજી ઉદેપુરના રાણાના વંશથી ઊતરી આવેલો છે એવુ જણાવ્યુ છે. નીચેની ચાર લીટીઓમા એ વર્ણન આવી જાય છે.

महिच्या महेन्द्रा मधे मुख्य राणा।
दली पाल ह्याच्या कुळीं जन्म जाणा॥
तयाच्या कुळीं माल भूपाल झाला।
जळानें जये शंभु सम्पूर्ण केला॥

૮. 'પર્નાલ પર્વતગ્રહણાખ્યાન'માં જણાવ્યું છે કે શિવાજી મહારાજ ઉત્તરના સિસોદિયા કુટુંબથી ઊતરી આવેલા છે.

૯. Historical sketch of the Princes of India નામના પુસ્તકમાં મિ. કલુન્સ પણ જણાવે છે કે ભોસલે કુટુંબ મેવાડના સુજનસિંહથી ઊતરી આવેલુ છે.

૧૦. છ. શિવાજી મહારાજના વંશજ સતારાના મહારાજ છત્રપતિ શ્રી પ્રતાપસિંહજી મહારાજ ઉપર આ સંબધમાં ઉદેપુરના મહારાણા અને રાજગોર અમરેશ્વરજીએ પત્રો લખ્યા હતા. એ પત્રમાં રાણાજીએ લખ્યું છે કે 'તમે અમારા નજીકના સગા છો × × × × × મૂળના તો આપણે એક જ છીએ.' [ 'You are our near kindred; no difference regarding matters of that and this place is to be kept in mind. Originally we are one ( Dr. Bal Krishna ). ]

૧૧. Castes and Tribes of C. P. નામના પુસ્તકના ૪ થા ભાગમાં લેખક મિ. રસલ નીચે પ્રમાણે લખે છે: 'Mr. Enthoven states the Sesodia Rana of Udepur, the head of the purest Rajput houses, was satisfied from the inquiries conducted by an agent that the Bhonsles and certain other families had a right to be recognized as Rajput.'

૧૨. Historical Sketch of the Native states of India નામના પુસ્તકમાં કર્નલ માલસન આ સંબધમાં લખતાં જણાવે છે કે 'શિવાજીરાજા ઉદેપુરના રાજકુટુંબમાંથી ઊતરી આવેલા છે.'

૧૩. રામચંદ્ર પતે એક ઠેકાણે લખ્યું છે કે શિવાજી મહારાજ ક્ષત્રિય કુલભૂષણ હતા.

૧૪. કર્નલ ટોડના રાજસ્થાનના ૧ લા ભાગમાં જણાવ્યું છે કે શિવાજીનું કુટુંબ મેવાડના અજયસિંહથી ઊતરી આવેલું છે.

૧૫. Scott's History of the Dekkan માં પણ જણાવવામાં આવ્યુ છે કે શિવાજી મહારાજ સિસોદિયા રજપૂત હતા.

૧૬. પ્રસિદ્ધ ઇતિહાસકાર રાયબહાદુર ગૌરીશંકર ઓઝા પોતાના રજપૂતાનાના ઇતિહાસના બીજા ભાગમાં જણાવે છે કે ભોંસલે કુટુંબ સિસોદિયા રજપૂતોથી ઊતરી આવેલું છે.

૧૭. ખાફીખાન પોતાના ઇતિહાસમાં જણાવે છે કે શિવાજી રાજા ચિતોડના રાણાના વંશજ છે.

ઉપર જણાવ્યા પ્રમાણેના અનેક દાખલા અને પુરાવા ઉપરથી સાબીત થાય છે કે મહારાષ્ટ્રનો ભોંસલે વંશ એ ઉદેપુરના સિસોદિયા રજપૂતથી ઊતરી આવેલો છે. આ સંબંધમાં હવે વધારે લંબાણ ચર્ચા ન કરતાં ટુંકમાં કહીએ તો શ્રી શિવાજી મહારાજનો જન્મ ક્ષત્રિય કુલભૂષણ સૂર્યવંશી શ્રી રામચંદ્રજીના વંશમાં થયેલો છે. ( ટૉડ-રાજસ્થાન વૉ.-૧. પાનું ૨૪૭. )

અયોધ્યા પ્રાંતમાં રઘુકુલના સૂર્યવંશી ક્ષત્રિયો રાજ્ય કરતા હતા. અયોધ્યાના ભૂપાલ શ્રી દશરથ રાજાના પુત્ર શ્રી રામચંદ્રજીને લવ અને કુશ એ બે પુત્ર હતા. આપણા ચરિત્રનાયક લવના કુળથી ઊતરી આવેલા છે. એ લવને નામે લવકોટ નામનું નગર વસાવવામાં આવ્યું હતું. તે વખતનું લવકોટ તે જ આજે લાહોર કહેવાય છે. કાળચક્રના વારાફેરાને લીધે એ કુળના રાજ્યી પુરુષોની સત્તા લવકોટ ( લાહોર ) માં જામી. લવકોટની ગાદી ઉપર સૂર્યવંશી કનકસેન રાજા રાજ્ય કરતો હતો. એ કનકસેન રાજાએ સૌરાષ્ટ્રમાં આવીને ઇ. સ. ૧૪૪ માં વલ્લભીપુરમાં ગાદી સ્થાપી. વલ્લભીપુર એ આજના ભાવનગરની પશ્ચિમે ૧૦ માઈલ દૂર જ્યાં હાલમાં વળા છે ત્યાં હતું. ( ૩. ચીટણીસ. પાનું. ૪૧. ) ઘણાં વરસો વીત્યા પછી એ વલ્લભીપુરની ગાદીએ શિલાદિત્ય નામનો રાજા રાજ્ય કરતો હતો. આ શિલાદિત્ય ઉપર ઇ. સ. ૫૨૪ માં પાર્થિયન લોકોએ હુમલો કર્યો. ( ૩. ટૉડ રાજસ્થાન વૉ. ૧. ) જબરું યુદ્ધ થયું. પાર્થિયન લોકોએ જે વખતે વલ્લભીપુર ઉપર ચઢાઈ કરી તે વખતે રાજા શિલાદિત્યની રાણી પુષ્પાવતી પોતે માનેલી અંબાભવાનીની બાધા ઉતારવા માટે પોતાને પિયેર પ્રમરકુળના રાજાને ત્યાં ચંદ્રાવતી નગરી ગઈ હતી. પાર્થિયન લોકોએ શિલાદિત્યનો પરાભવ કર્યો અને વલ્લભીપુર પડ્યું. રાણી પુષ્પાવતી આ વખતે ગર્ભવતી હતી. તેને સહીસલામતી માટે માળિયા ( મલીય ) નામની ડુંગરાની એક ગુફામાં રાખવામાં આવી હતી. માસ પૂરા થયે પુષ્પાવતીને પુત્ર પ્રસવ થયો. પતિ શિલાદિત્યનો સ્વર્ગવાસ આ પતિવ્રતા સ્ત્રીને બહુ સાલી રહ્યો હતો પણ ગર્ભિણી હોવાથી પતિના શબ સાથે સતી થઈ શકી ન હતી. પોતાના પુત્રને પુષ્પાવતીએ કમલાવતી નામની એક વડનગરા બ્રાહ્મણની કન્યાને સોંપ્યો અને પોતાના પ્યારા પતિની પાવડીઓ સાથે રાણી પુષ્પાવતી સતી થઈ ( ૧ ચીટણીસ ૪૦ ). કમલાવતીનો પિતા કોઈ મંદિરનો પૂજારી હતો. આ પિતાએ પોતાની દીકરી કમલાવતીને સોંપવામાં આવેલા બાળકની બહુ બરદાસ કરી. માબાપ વગરના બાળકને મહામહેનતે કમલાવતીએ ઉછેર્યો. બહુ જતન કરી આ રાજપુત્રને આ બ્રાહ્મણ બાઈએ સાચવ્યો, સંભાળ્યો ને મોટો કર્યો. આ પુત્રનો જન્મ ગુફામાં થયો હતો તેથી તેને બધા "ગૂહ" કહીને બોલાવતા ( ૨ ચીટણીસ. ૪૦ ). વખત જતાં "ગૂહ" મોટો થયો અને તેના બરોબરિયા છોકરાઓમાં રમવા જવા લાગ્યો. આ છોકરાની એવી ખાસિયત હતી કે એને રમતમાં પણ બ્રાહ્મણના છોકરાઓ સાથે રમવાનું ગમતું નહિ. રમવાનો વખત આવે એટલે એ ભીલોના છોકરાઓમાં ભળી જતો અને બહુ આનંદથી રમતો. આ "ગૂહ" ભીલોના છોકરાઓમાં તો બહુ માનીતો થઈ પડ્યો. ભીલોના છોકરાઓએ એને સરદાર બનાવ્યો. ભીલ બાળકોનો સરદાર બન્યા પછી એક દિવસે તો રમતમાં રમતાંરમતાં ગૂહને રાજા બનાવ્યો અને રાજા તરીકે તેને ભીલ બાળકોએ તિલક કર્યું. દિનપ્રતિદિન ગૂહ ભીલબાળકોનો વધારે ને વધારે માનીતો થઈ પડ્યો. આવી જાતની રમતગમતમાં વરસો વીતી ગયાં. ગૂહ મોટો થયો અને એના ભીલ ગોઠિયાઓ પણ મોટા જબરા ભીલ બન્યા. ભીલ બાળકોનો આગેવાન ગૂહ હવે મોટા જબરા અને બળવાન ભીલોનો સરદાર બન્યો.

રાજબીજ ઢાંક્યું નથી રહેતું. વખત આવે એનો પ્રકાશ થયા સિવાય નથી રહેતો. ગૂહે ગોઠિયાઓની મદદથી ઇડરના માંડલિક ભીલ રાજાને હરાવ્યો અને ઇડરની ગાદી લીધી. આ 'ગૂહ' રાજપુત્રે

ગાદી સ્થાપી માટે તેના વંશજોને " ગૃહલોટ " પછીથી " ગ્રહલોટ " તે પછી " ગેહલોટ " અને આખરે " ઘેલોટ " એ નામથી લોકો ઓળખવા લાગ્યા (૧ ચીટણીસ પાનું ૪૧.).

ઈડરની ગાદી ઉપર ' ઘેલોટ ' વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ગૃહથી આઠમો રાજા નાગાદિત્ય નામે થયો. આ નાગાદિત્ય અને ભીલો વચ્ચે ઝગડો જામ્યો. આખરે નાગાદિત્યને મારી નાંખી ભીલોએ ઈડરનું રાજ્ય પાછું લીધું. નાગાદિત્યનો પરાજય થયો અને એણે ઈડરની રાજગાદી ખોઈ તે વખતે તેને " બાપ્પા " નામનો એક ત્રણ વરસની ઉમરનો છોકરો હતો (૨. ચીટણીસ પાનું. ૪૧). રાજ્યક્રાંતિને લીધે તથા દુશ્મનો પ્રબળ થયા હતા તેથી આ છોકરાની જિંદગી ભારે જોખમમાં હતી. નાગાદિત્યનું નામ અને વંશ રાખવા માટે ગમે તે સંકટ સહન કરીને પણ " બાપ્પા " ને જીવતો રાખવાનો નાગાદિત્યના નીમકહલાલ માણસોએ નિશ્ચય કર્યો. કડવા ભીલોની કડવાશ સામે ટકવું બહુ કઠણ હતું એટલે " બાપ્પા " ને કોઈ ગુપ્ત જગ્યાએ લઈ જવાનું નક્કી કરી તેને વિશ્વાસુ અને ખાત્રીલાયક માણસો જોડે ભાનુદરાના ડુંગરાળ પ્રદેશમાં મોકલી દેવામાં આવ્યો (૩. ચીટણીસ. પાનું. ૪૧). વલ્લભીપુરના શિલાદિત્યની રાણી પુષ્પાવતીને કઠણ પ્રસંગે દિલાસો દેનાર અને સેવા કરનાર વડનગરા બ્રાહ્મણ પૂજારીની છોકરી કમલાવતીના વંશજોએ આ વખતે પણ " બાપ્પા " ને બચાવવામાં ખૂબ મદદ કરી. " ઘરની લાયે વનમાં ગયા અને વનમાં લાગી લાય " એવી દશા થઈ. જે બીકથી " બાપ્પા " ને ભાનુદરાના ડુંગરાળ પ્રદેશમાં ખસેડવામાં આવ્યો અને તેને ભાનેરના કિલ્લામાં રાખવામા આવ્યો હતો તે બીક તો સામે આવીને ખડી થઈ ગઈ. " બાપ્પા " ના છૂપા રહેઠાણની દુશ્મનને ભાળ લાગી અને અકસ્માત હલ્લાથી બચવાને માટે બાપ્પાને ત્યાંથી ખસેડી પારાશર વનમાં લઈ ગયા. અહીં ત્રિકૂટ પર્વતની તળેટીમાં નાગેંદ્ર ગામમાં બ્રાહ્મણોની વસ્તી હતી. ત્યાં બાપ્પાને રાખવામાં આવ્યો. નાગેંદ્ર ગામ મોટા ઉદેપુરની ઉત્તરે આવેલું છે અને નાગડા એ નામથી હાલમાં ઓળખાય છે.

એ ગામમાં બાપ્પા ગામની ગાયો ચારવાનો ધંધો કરતો હતો. બાપ્પો ગોવાળિયો ઈશ્વરનો ભક્ત હતો. ગામની ગાયો ચારતો અને નજીકમાં આવેલા મહાદેવના દેવળમાં જઈ રોજ મહાદેવની સેવા અને ભક્તિ કરતો. મહાદેવની સેવા ફળી અને આ ગોવાળિયાનો ઉદયકાળ આવી પહોંચ્યો.

બાપ્પાનો ગાયો ચારવાનો ધંધો ચાલુ જ હતો. એક દિવસે જંગલમાં ગાયો ચારતાં ચારતાં બાપ્પાને દાટેલું ધન મળી આવ્યું. ધન મળ્યું છતાં બાપ્પાની દાનત બગડી નહિ. જે બ્રાહ્મણને આશરે બાપ્પા રહેતો હતો તે બ્રાહ્મણને તેણે તે ધન બતાવ્યુ. આ છોકરાની નીમકહલાલ નિષ્ઠા અને પ્રમાણિકપણું જોઈ આ બ્રાહ્મણ તો વિસ્મય જ પામ્યો, અને વિચારમાં પડી ગયો. છોકરાનું આ અજબ ખમીર અને ખાનદાની જોઈ બ્રાહ્મણે તેને તેની પૂર્વપીઠિકા પૂછી. છોકરાએ પોતાની સર્વ હકીકત જણાવી બાપ્પા ગોવાળિયાએ માંડીને કહેલી હકીકત સાંભળી બ્રાહ્મણની નજર આગળ બાપ્પાનું ઉજળુ ભવિષ્ય ઉભું થઈ ગયું. તક મળે તો એક સુંદર રાજ્ય આ ભાગ્યશાળી ખાનદાન છોકરા પાસે સ્થપાવવાનો આ બ્રાહ્મણને વિચાર થયો. બાપ્પા રાવળના નસીબે જોર કર્યું. આ પહાડી પ્રદેશ ભીલ લોકોના તાબામાં હતો. ભીલો અને બાપ્પા વચ્ચે વૈમનસ્ય ઊભાં થયાં. આ વેરઝેર અને ઝઘડાના પરિણામે જબરી લડાઈ થઈ અને બાપ્પા રાવળ તેમાં જીત્યો. આ પહાડી પ્રદેશમાં માતા ભવાનીનું એક મંદિર હતું. બાપ્પા ગોવાળિયાનું કામ કરતો હતો ત્યારે શિવની સેવા કરતો અને ભવાની માતાનો પણ પરમ ભક્ત બન્યો હતો. ઢોર ચારવાના કામમાંથી બાપ્પાને જ્યારે જ્યારે વખત મળતો ત્યારે ત્યારે તે પેલા મહાદેવની અને આ ભવાની દેવીની પૂજા સેવા કરતો, ધ્યાન ધરતો અને ભજન ભક્તિ પણ કરતો. ભીલો સાથેની લડાઈમાં બાપ્પાને જીત મળી તે જીત પેલા મહાદેવની સેવાનો અને ભવાનીની ભક્તિનો પ્રસાદ છે એવું બાપ્પા અંતરથી માનતો હતો. પોતાની જીત પછી બાપ્પાએ ભવાનીના મંદિરની આસપાસ એક કિલ્લો બંધાવ્યો હતો જે ચિત્રકૂટના નામથી ઓળખાયો. આ ચિત્રકૂટના કિલ્લામાં જ પેલા ઝાડીમાંના

મહાદેવને બાપ્પાએ પધરાવ્યા, અને એક સુંદર મંદિર બંધાવ્યું. એ ચિત્રકૂટ તે જ આજનું ચિતોડ અને મહાદેવ તે જ આજે એકલિંગજીના નામે ઓળખાતા મહાદેવ.

બાપ્પા રાવળે સ્થાપેલી ચિતોડની ગાદી ઉપર ઘણા શૂરવીર રાજાઓ થઈ ગયા. મેવાડના રજપૂતોનાં પરાક્રમોની વાતો આજે પણ નિઃસત્ત્વ અને નિર્માલ્ય બનેલા હિંદુઓને પાણી ચડાવે એવી છે.

મેવાડના હિંદુ રાણાઓ અને દિલ્હીના મુસલમાન બાદશાહોની વચ્ચે થયેલી ખૂનખાર લડાઈઓનાં વર્ણનોથી મેવાડનો ઇતિહાસ ભરપૂર છે.! મેવાડના રજપૂતો એટલે ટેકની મૂર્તિ, મેવાડના રજપૂતો એટલે હિંદુત્વની જાગતી જ્યોત, મેવાડના રજપૂતો એટલે સાહસિકપણું, મેવાડના રજપૂતો એટલે શૌર્યની પ્રતિમા, મેવાડના રજપૂતો એટલે સ્ફૂર્તિનો અખૂટ ઝરો અને મેવાડના રજપૂતો એટલે હિંમતનો નમૂનો. મેવાડના રજપૂતોના શૌર્યની વાતો દુનિયાના ઇતિહાસમાં પણ અજોડ કહેવાય. આજે પણ એમનાં કૃત્યોનો ઇતિહાસ હિંદુઓને સ્ફૂર્તિ આપે છે.

મેવાડના રજપૂતોએ દિલ્હીના મુસલમાન બાદશાહો સામે ખૂબ ટક્કરો ઝીલી હતી. અનુકૂળ સાધનો અને સંખ્યાબળને લીધે મુસલમાનોએ મેવાડની ઘણી ખરાબી કરી છતાં રજપૂતોએ પોતાનું ખરું ખમીર ખોયું ન હતું. ઇ. સ. ૧૨૭૫ ના અરસામાં ચિતોડની ગાદી ઉપર બાપ્પા રાવળના વંશના રાણા લક્ષ્મણસિંહજી રાજ્ય કરતા હતા. રાણા લક્ષ્મણસિંહના વખતમાં ચિતોડની ગાદીનો કારભાર રાણાજીના કાકા ભીમસિંહજીના હાથમાં હતો. ભીમસિંહ સિંહલદ્વીપના રાજા હમીરસિંહ ચોહાણની અતિ ખૂબસૂરત રાજકન્યા પદ્મિની જોડે પરણ્યો હતો. તે જમાનામાં તો પદ્મિનીની ખૂબસૂરતી મુલકમશહૂર હતી. પદ્મિનીના સૌંદર્યની વાતો દિલ્હીના દરબારમાં ગઈ. દિલ્હીની ગાદી ઉપર તે વખતે ગુજરાતને મુસલમાની ઝૂંસરી નીચે ઘાલનાર ખિલજી વંશનો અલાઉદ્દીન ખૂની હતો. તેણે પદ્મિનીને મેળવવા માટે ચિતોડ ઉપર ચડાઈ કરી. રજપૂતો તે વખતે ગરદન બચાવવા નાક કપાવે એવા ન હતા. મેવાડપતિ સામો થયો અને બાદશાહે ચિતોડને ઘેરો ઘાલ્યો. ઘેરો ઘણા દિવસ સુધી ચાલ્યો. શત્રુને શરણ જવું એ તો રજપૂતોને મરણ કરતાં પણ વધારે ભારે લાગતું. શરણ જવાનો વખત આવે તો રજપૂતો મરણને શરણ જતા, પણ શત્રુને શરણ ન જતા. આ વખતે અલાઉદ્દીને ચિતોડને ઘાલેલો ઘેરો બહુ જબરો હતો. રજપૂતોએ તો વિકટ સ્થિતિ જોઈ આખરનાં કેસરિયાં કરવાનો નિશ્ચય કર્યો. રાણા લક્ષ્મણસિંહ અને ભીમસિંહ ભેગા મળ્યા અને એમણે વિચાર કરી નક્કી કર્યું કે રજપૂતોની રીત મુજબ બાળબચ્ચાં તથા સ્ત્રીઓને જીવતી સળગાવી દઈ જૌહર કરી દુશ્મનો ઉપર તૂટી પડવું. જૌહર કરવાનું નક્કી કર્યું પણ સિસોદિયા કુળનો નાશ તો ન થવા દેવો એવું એ બન્નેએ નક્કી કર્યું. સિસોદિયા કુળનું સાચું બીજ હયાત હશે તો તેનો પ્રભાવ પ્રગટ થયા સિવાય રહેવાનો નથી એવું એ બન્નેને લાગ્યું અને તેથી સિસોદિયા વંશનો એકાદ પુરુષ વંશની હયાતી માટે સાચવી રાખવાનો નિશ્ચય કર્યો. રાણા લક્ષ્મણસિંહે પોતાના દીકરા અજયસિંહને અરવલ્લીના પહાડમાં કૈલવાડામાં જઈ જાન બચાવવા જણાવ્યું. અજયસિંહ બહુ બહાદુર અને બાહોશ હતો. તેમાં વળી મેવાડનો રજપૂત અને સિસોદિયા કુળનો અને ચિતોડના રાણાજીનો કુંવર એ તો જાન બચાવવા નાસી જવાનું પસંદ કરે ખરો ? અજયસિંહને માથે તો આ ધર્મસંકટ આવી પડ્યું. આજ્ઞાધારક પુત્રને પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન એ તો મરણ કરતાં પણ વધારે સાલે. એક તરફ પિતાની આજ્ઞા અને બીજી તરફ ક્ષત્રિયની ટેક. એ વિચારમાં અજયસિંહનું મન ઝોલાં ખાવા લાગ્યું. "કેસરિયાં કરવાનું નક્કી કર્યાં પછી સાચા રજપૂતથી બીજો વિચાર થાય જ કેમ ?" "કોઈ પણ સંજોગોમાં પાછા ન હઠવું એ તો સાચા રાજપૂતનું ખમીર છે"–એમ કુમાર અજયસિંહે બહુ વિનય અને નમ્રતાથી પોતાના પિતાને જણાવ્યું. એણે અરવલ્લીના ડુંગરોમાં નાસી જવાની ચોખ્ખી ના પાડી. "દુશ્મનને મારતાં મારતાં મરવાનો માર્ગ જ મને પસંદ છે." એમ પિતાને એણે જણાવ્યું. આ નિશ્ચય બદલવા અજયસિંહને સમજાવવો એ બહુ ભારે કામ હતું. આખરે રાણા

લક્ષ્મણસિંહ તથા ભીમસિંહે કુમાર અજયસિંહને વિધવિધ રીતે સમજાવ્યો. દાખલા અને દલીલોની અવધિ કરી, આખરે એ વડીલોએ એને વીનવ્યો અને શરમાવ્યો. "સિસોદિયા કુળનાં મૂળ ટકાવી રાખવામાં રજપૂતોનું કલ્યાણ છે, હિંદુ ધર્મની સેવા છે અને તે અજયસિંહ હયાત હશે તો જ બની શકશે. સિસોદિયા કુળનું ભૂષણ અને ગૌરવ હવે તારા જ હાથમાં છે, અને આવી સ્થિતિમાં, આવા સંજોગોમાં તારે અમારું માનવું જ જોઈએ" આવી રીતનું દબાણ કરી પિતાએ પુત્રને મનાવ્યો. આખરે અજયસિંહે પિતાનું માનીને અરવલ્લીના ડુંગરોમાં જઈ કૈલવાડે આશરો લેવાનું કબુલ કર્યું. બહુ જ ખિન્ન હૃદયે પુત્રે પિતાનું માન્યું.

પિતાથી લક્ષ્મણસિંહ અને દાદા ભીમસિંહજીની રૂબરૂ કબુલ કર્યા મુજબ અજયસિંહ ચિતોડથી નીકળી અરવલીના પહાડમાં ભરાયો. રાણાજી તથા તેમના પટાવતો અને સામંતો કેસરિયાં કરી દુશ્મનદળ ઉપર તૂટી પડ્યા. શત્રુનો ખૂબ સંહાર કર્યો પણ બાદશાહના લશ્કરની મોટી સંખ્યા સામે રજપૂતો ટકી શક્યા નહિ. આખરે રજપૂતો હાર્યા અને કિલ્લો મુસલમાનોને હાથ ગયો. ચિતોડની ભવ્ય અને નામીચી નોબત અને પંચરસી દરવાજા બાદશાહ ઉઠાવી ગયો. પંચરસી દરવાજા આગ્રા અથવા અકબરાબાદમાં બાદશાહી મકાનમાં વાપર્યા અને ચિતોડગઢની એ નામીચી નોબત અજમેરના પીરને બાદશાહે નજર કરી.

સિસોદિયા વંશનો વાઘ અજયસિંહ અરવલીના ડુંગરાઓમાં જ હતો. એ ડુંગરોમાં હતો ત્યારે તેને સુજનસિંહ અને અજીતસિંહ એવા બે પુત્ર થયા. થોડા દિવસ વીત્યા પછી રાણા લક્ષ્મણસિંહના પૌત્ર હમીરસિંહ જે પોતાના કાકા અજયસિંહ સાથે અરવલીના પહાડમાં આવ્યો હતો તે મોટો થયો ત્યારે તેણે પોતાનો ખોયેલો મુલક પાછો મેળવવાનો પ્રયત્ન શરૂ કર્યો. હમીરસિંહે લડીને દુશ્મનના હાથમાંથી થોડો મુલક પાછો લીધો. એક પ્રસંગ એવો બન્યો હતો કે અજયસિંહે પોતાના દીકરાઓને, એક બહારવટિયાએ બળવો કર્યો હતો તેને, હરાવવા માટે મોકલ્યા. આ છોકરાઓ આ કામ કરી શક્યા નહિ. પણ પોતાના કાકાની ઈચ્છા પ્રમાણે હમીરસિંહ પણ આ બંડખોરનો નાશ કરવા માટે ગયો હતો. એણે બહુ હિંમત અને બહાદુરીથી બંડખોરને માર્યો અને તેનું માથું લાવીને કાકાને ચરણે મૂક્યું. આથી અજયસિંહ હમીરસિંહ ઉપર બહુ જ પ્રસન્ન થઈ ગયો. અજયસિંહને પોતાના આ ભત્રીજા ઉપર બહુ પ્યાર હતો તેથી એણે મેળવેલી જીતથી રાજી થઈને તેણે જીતેલા મુલકની ગાદી ઉપર પોતાના આ ભત્રીજાને બેસાડ્યો અને પોતે રાજકારભાર જોવા લાગ્યો. આવી રીતે કારભાર ચાલી રહ્યો હતો તેવામાં અજયસિંહ મરણ પામ્યો. કાકા ભત્રીજાની વચ્ચેનો સંબંધ બહુ મીઠો અને ધડો લેવાલાયક હતો. સિસોદની ગાદીએ અજયસિંહની જગ્યાએ હમીરસિંહ આવ્યો. ગાદીએ આવ્યા પછી થોડા જ વરસમાં એણે માલદેવ ચૌહાણ જે દિલ્હીના અલાઉદ્દીન ખૂનીના પ્રતિનિધિ તરીક ચિતોડમાં રાજ્ય કરતો હતો તેને, ચિતોડમાંથી કાઢી મૂક્યો. માલદેવને હાંકી કાઢયા પછી, ચિતોડ એણે પોતાના કબજામાં લીધું અને ત્યારથી ચિતોડના રાણાઓ સિસોદિયા રાણા કહેવાયા.

અજયસિંહના મરણ પછી તેના દીકરા સુજનસિંહ (સજ્જનસિંહ)ને લાગ્યું કે રાજ્યમાં ભાગ પડાવવાના પ્રશ્નથી કુટુંબકલેશ થશે અને અંદરઅંદરના કલેશથી દુશ્મનને રાજી થવાની તક આપવી અને બહારનાઓને ઘરમાં પેસી જવાની જગ્યા કરી આપવી તેના કરતાં ગાદી ઉપરના રાણા પિત્રાઈ ભાઈની સાથે મીઠો સંબંધ રાખી બીજે સ્થળે જઈ રાજ્ય સંપાદન કરવું એ વધારે સારું છે. આવી રીતનો વિચાર કરી સુજનસિંહ મેવાડમાં આવેલા સેંધવાડા મુકામે આવીને રહ્યો. સેંધવાડામાં સુજનસિંહ, પછી દિલીપસિંહ, પછી શિવજી પછી ભોંસાજી અને પછી દેવરાજજી થયા.

ઇ. સ. ૧૪૧૫ માં દેવરાજજી નર્મદા નદી ઊતરીને દક્ષિણમાં આવ્યા (૧. સર દેસાઈ મ. રિ. પા. ૧૩૮). શ્રી મલ્હાર રામરાવ ચીટણીસ પોતાની બખરમાં નીચે પ્રમાણે વંશ બતાવે છેઃ—

૧. દેવરાજજી મહારાજ ૨. ઇન્દ્રસેનજી મહારાજ ૩. શુભકૃષ્ણજી મહારાજ ૪. રૂપસિંહજી મહારાજ ૫. ભૂમીંદ્રસિંહજી મહારાજ ૬. ધાપજી મહારાજ ૭. બરહાટજી મહારાજ ૮. ખેલકર્ણ અથવા ખેલોજી મહારાજ ૯. કર્ણસિંહજી મહારાજ ૧૦. શંભાજી મહારાજ ૧૧. બાબાજી મહારાજ ઉર્ફે શિવાજી મહારાજ ( ૨. ચીટણીસ પાનું ૧૪ ).

## ૨. સિસોદયા કુળમાં ભોંસલે ક્યાંથી ?

શિવાજી મહારાજ સિસોદિયા વંશના ચિતોડના રાણાના વંશમાંથી ઊતરી આવેલા છે તો એમની અટક " ભોંસલે " કેમ પડી અને શાથી પડી એ પ્રશ્ન ઘણા વાંચકોના મનમાં ઊભો થાય છે.

એ સંબંધમાં **" मराठी दफ्तर-रुमाल १. श्री महाराज भोंसले यांची बखर "** એ પુસ્તક રૂપે શ્રી. ભાવેએ પ્રગટ કર્યું છે તેમાં જણાવ્યું છે કેઃ—

ચિતોડ શહેરની નજીક 'ભોશી' નામનો કિલ્લો છે અને એ 'ભોશી' કિલ્લાની નજીકમાં " ભોસાવત " નામનું ગામ છે. [ સુજનસિંહના વંશમાંથી ] એ ગામે કોઇ આવીને રહ્યું. તેથી ત્યાં વસનારના વંશજોની ' ભોંસલે ' અટક પડી.

જાણીતા ઇતિહાસકાર શ્રી. સરદેસાઇ **" मराठी रियासत "** માં ૧૩૮ મે પાને જણાવે છે કે ભોંસાજી નામના પુરુષ ઉપરથી એના વંશજોને ભોંસલે એ નામ આપવામાં આવ્યું.

કેટલાક ઇતિહાસકારો લખે છે કે " સિસોદિયા રાણાના વંશનો એક પુરુષ નામે ભોંસાજી ચિતોડ નજીકના ભોંસાવત ગામમાં આવીને રહ્યો તેથી એના વંશનું નામ ભોંસલે પડ્યું. કેટલાક એમ પણ જણાવે છે કે સિસોદિયા વંશનો એક પુરુષ ભોંસાવત ગામમાં આવીને રહ્યો તેથી તેનું નામ ભોંસાજી રાખવામાં આવ્યું અને તેના વંશજોને "ભોંસલે" કહેવામાં આવ્યા.

ઇતિહાસકાર ચીટણીસ ७. શિવાજી ચરિત્રમાં ૧૪ મે પાને સુજનસિંહજી મહારાજના વંશજોનાં નામ આપે છે. તેમાં ચોથું નામ ભોંસાજી મહારાણાનું આપ્યું છે અને તેની સાથે લખ્યું છે કેઃ- **" याज पासुन भोंसले म्हणवुं लागले "** અહીંથી ભોંસલે કહેવાયા. પછી ૫-૬ એમ ૧૫ સુધી નામો ગણાવ્યાં છે.

## ૩. દેવરાજજીનું દક્ષિણ તરફ પ્રયાણ.

કુટુંબકલહ ટાળવા માટે અજયસિંહના પુત્ર સુજનસિંહે ચિતોડ છોડી સોંધવાડામાં રહેઠાણ કર્યું. કુટુંબકલહ ટાળવા માટે પોતાના પિત્રાઇ ભાઈ હમીરસિંહને ચિતોડની ગાદી વગર હરકતે પચવા દીધી. કુટુંબ કલહ ટાળવા માટે ચિતોડના સિસોદિયાઓએ દુખો ખમ્યાં, અને અનેક અડચણો વેઠી. કુટુંબકલહ ટાળવા માટે સિસોદિયાકુળના ડાહ્યા અને દીર્ઘદૃષ્ટા મુત્સદ્દીઓએ ઘણું કર્યું પણ કુટુંબકલહનો કાંટો નાબૂદ ન થયો. કંઇક કારણોને લીધે ચિતોડના રાણાજીની સાથે સિસોદિયા દેવરાજજીનું દિલ ઊંચું થયું તેથી દીર્ઘદૃષ્ટિ દોડાવી દેવરાજજીએ દુખી દિલે ચિતોડ છોડી દક્ષિણ તરફ પ્રયાણ કર્યું.

દેવરાજજીએ આસરે **૧૪૧૫** ની સાલમાં ચિતોડ છોડી દક્ષિણમાં વાસ કર્યો. દક્ષિણમાં થોડાં વરસ વિત્યા પછી દેવરાજજીના વંશમાં ખેલકર્ણજી અને મલકર્ણજી મહારાજનો ઉદય થયો. આ બન્ને ભાઈઓ નાનપણથી જ બહુ બાહોશ અને ચાલાક દેખાયા. આ બન્ને ભાઈઓ દોલતાબાદ જઈ અહમદશાહ બાદશાહને જાતે મળ્યા. બાદશાહે આ બન્ને ભાઈઓને માન આપ્યું અને એમને બન્નેને દોઢ દોઢ હજાર સવારોના મનસબદાર નીમ્યા. આ બન્ને ભાઈઓને તેમની ચાકરીને પેટે બાદશાહે એમણે રાખેલા લશ્કરનું ખર્ચ ધ્યાનમાં લઈ સરંજામ તરીકે ચાકણ, ચોર્યાશી પરગણું અને પંઢરપુરનો નીચેનો મુલક

અને સૂપા મહાલ એટલા મુલકો આપ્યા. આ બન્ને ભાઈઓ બહુ ચાલાક અને હોશિયાર હોવા ઉપરાંત **વખતને બરાબર પારખનાર હોવાથી** બાદશાહના બહુ માનીતા થઈ પડ્યા. તેમના ઉપર બાદશાહની પ્રીતિ એટલે સુધી ઊતરી કે બાદશાહ આ બન્ને ભાઈઓને પોતાની પાસે જ રાખવા લાગ્યો. એક વખત એક લડાઈમાં બાદશાહે આ બન્ને ભાઈઓને સાથે રાખ્યા હતા, તે વખતે દુશ્મન સાથે લડતા લડતાં ખેલકર્ણજી રણમાં પડ્યો. ખેલકર્ણજીના રણમાં પડ્યા પછી બાદશાહ મલકર્ણજીને એકલાને જ સાથે રાખીને ફરવા લાગ્યા. મલકર્ણજીએ બાદશાહની પૂરેપુરી મહેરબાની મેળવી હતી. એક દિવસે બાદશાહનો મુકામ ચાકણ ચોર્યાશી પરગણામાં ચાસકમાણ કરીને ગામ છે ત્યાં હતો. આ ગામે સરોવરમાં સ્નાન કરતાં મલકર્ણજી પાણીમાં ડૂબીને મરણ પામ્યા. મલકર્ણજીને શકે ૧૪૫૫ માં એટલે ઈ. સ. ૧૫૩૩ માં બાબાજી રાજે ભોંસલે નામનો પુત્ર થયો હતો. મલકર્ણજીના મરણ વખતે આ છોકરો સગીર હતો. છોકરાની સગીર સ્થિતિમાં નોકર, ચાકર, મુનીમ, ગુમાસ્તાઓ મલકર્ણજીની માલમત્તા ઉડાવી ન જાય તે માટે અહમદશાહ બાદશાહે બાબાજી રાજેને સગીર ગણી એનો સરંજામ સરકારમા અનામત રખાવ્યો. આ સગીર બાળક બાબાજી રાજે ભોંસલેને લઈને એની મા દોલતાબાદથી પાંચ ગાઉ દૂર વેરૂળ ઘુસ્મેશ્વર મુકામે ગઈ. ત્યાર પછી બાબાજી રાજેનું લગ્ન થયુ. બાબાજી રાજે મોટા થયા પછી તેણે ભીમા નદીના કાંઠા ઉપરના કેટલાક ગામોની પટલાઈ ખરીદી. આવી રીતે આ ભોંસલે કુટુંબના હાથમાં હિંગણી, બેરડી, દઉળગાંવ વગેરે ગામની પટલાઈ આવી હતી (૧. સર દેસાઈ મ. રિ. ૧૩૯).

મેવાડથી દક્ષિણમાં આવ્યા પછી પણ ભોસલે વંશનાં માણસો પોતાની કુળદેવી તરીકે ચિતોડની દેવીને માનતા અને મેવાડના એકલિંગજી મહાદેવને પોતાના કુળસ્વામી ગણીને તેની આરાધના કરતા. સારા નરસા પ્રસંગે કુલદેવી અને કુલસ્વામીના દર્શન માટે આ ભોસલે કુટુંબના માણસોને દક્ષિણથી મેવાડ જવું પડતું. બાધા રાખવી, બાધા મૂકવી, લગ્ન પછી વરવધૂને પગે લગાડવા વગેરે માટે આ ભોંસલે કુટુંબને દક્ષિણથી ઠેઠ ચિતોડ જવું પડતું. દિવસે દિવસે યવનોની સત્તા દેશમાં વધવા લાગી અને હિંદુઓની સલામતી હિંદુસ્થાનમાં વધારે અને વધારે જોખમમાં આવવા લાગી. મુસલમાનોની મુસલમાન તરીકેની જાહોજલાલીના તે જમાનામાં હિંદુ સ્ત્રીઓની ઈજ્જતનો પ્રશ્ન અતિ નાજુક થઈ પડ્યો હતો. મલેચ્છોની સત્તા અને બળ ચારે તરફથી વધવા માંડયાં હતા. તેવા જમાનામા દક્ષિણથી બૈરાં છોકરાને લઈને મેવાડ જવું એ અતિ કઠણ, અડચણ ભરેલું, અને જોખમકારક હતું. આવી અડચણોને લીધે ભોંસલે કુટુંબના માણસો સિઘણાપુરના મહાદેવને એકલિંગજી કુલસ્વામી ગણીને અને શ્રી. તુળજાભવાનીને ચિતોડની દેવી ગણીને કુલદેવી માનીને પૂજન અર્ચન કરવા લાગ્યા. ચિતોડથી દેવરાજજી દક્ષિણમાં આવ્યા પછી દિવસે દિવસે ભોંસલે વંશની વૃદ્ધિ થતી ગઈ. એ વંશે દક્ષિણમાં ઠેકઠેકાણે ને જુદે જુદે ગામે વતનો વસાવ્યાં. જોતજોતામાં દક્ષિણમાં મનરથ, નિદગુડી, કળસ, વાળી, મુગીપૈઠણ, નાનજવ, જીતીખાનવટ, બનસેંદ્ર વગેરે ઠેકાણે ભોંસલે વંશ પથરાયો. (૧. સર દેસાઈ. મ. રિ. ૧૩૯ હિંગણી–બેરડી–દેઉળગાંવ–ખાનવટ–જીંતી–એ ગામો દૌંડ નજીક તા. પાટસમાં આવ્યા છે. કળસ તાલુકા ઇંદાપુર જિ. પૂના, વાળી તા. સિન્નર જિ. નાશીક, મુગીપૈઠણ જિ. અહમદનગર, બનસેંદ્ર વેરૂળની ઉત્તરે, નાનજવ જિ. અહમદનગર.)

બાબાજી ભોંસલે વેરૂળ રહીને પોતાના વતનનો કારભાર ચલાવતા હતા. બાબાજી ભોસલેની સ્ત્રીએ પુત્ર માટે મલ્હારીની બાધા રાખી હતી અને મલ્હારી ઉપર એની ભક્તિ હોવાથી મલ્હારીનું પૂજન–અર્ચન બહુ ઠાઠમાઠથી થતુ. બાબાજીને આશરે ૧૭ મે વરસે ઈ. સ. ૧૫૫૦–શકે ૧૪૭૨ (૨. રાધા માધવ વિ. ચંપૂ પાનું ૪૦) માં પુત્ર થયો. મલ્હારીનો પ્રસાદ માનીને તેનુ નામ "માલોજી" પાડ્યુ (૩. સર દેસાઈ મ. રિ. ૧૩૯). ઈ. સ. ૧૫૫૩ માં બાબાજીને બીજો છોકરો થયો તેનું નામ "વિઠોજી" રાખવામાં આવ્યું. થોડા દિવસ પછી શ્રી. બાબાજી રાજે ભોસલે પોતાના કુટુંબકબીલા સાથે વેરૂળથી દેઉળગાવ આવીને રહ્યા અને ત્યા જ ગુજરી ગયા.

## ૪. સુજનસિંહથી માલોજી સુધી.

દેવરાજજીથી માંડીને માલોજી સુધીનો ઇતિહાસ પાછલા પ્રકરણમાં આપણે વાંચી ગયા. પાછલા પ્રકરણોમાં જે હકીકત આપવામાં આવી છે તેથી બીજા કેટલાક ઇતિહાસકારો શું જણાવે છે તે બહુ જ ટુંકમાં અમો આ પ્રકરણમાં આપીએ છીએ. કેટલાક ઇતિહાસરસિકોએ શિવાજી મહારાજના સંબંધમાં લખતાં જણાવ્યું છે કે એમના વડવાઓ તો બીજા મરાઠાઓના જેવા જમીન ખેડી ખાનારા ખેડૂતો હતા. શોધકબુદ્ધિના ઇતિહાસકારોનું આ લખવું કેટલે દરજ્જે સાચું છે તે આપણે તપાસીશું.

પાછલા પ્રકરણમાં દેવરાજજી ઈ. સ. ૧૪૧૫ માં દક્ષિણ આવ્યાનું આપણે જાણી ગયા છીએ. બીજા ઇતિહાસકારોનો એ બાબતમાં મતભેદ છે. કોલ્હાપુરની રાજારામ કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. બાળકૃષ્ણે શિવાજી મહારાજના જીવન ચરિત્રને માટે પુષ્કળ શોધખોળ કરીને, અનેક દફતરો તપાસી મહત્ત્વની સનંદો વગેરે દસ્તાવેજી પુરાવા મેળવીને ઘણી મહત્ત્વની બાબતો અજવાળામાં આણી છે. સુજનસિંહથી માલોજી સુધીની હકીકત હવે જે બહાર આવી છે તે અમો આ પ્રકરણમાં વાચકોની સેવામાં રજૂ કરીશું.

મેવાડના અજયસિંહના પુત્ર રાણા સુજનસિંહજી ઈ. સ. ૧૩૨૦ ની સાલમાં રજપૂતાના છોડીને દક્ષિણ તરફ આવ્યા. દક્ષિણમાં આવીને એમણે હસનગંગુ નામના સરદારની પાસે લશ્કરી નોકરી સ્વીકારી.

બાહ્મણી વંશના સ્થાપનાર તરીકે ઇતિહાસપ્રસિદ્ધ થયો તે આ જ હસનગંગુ હતો. મહમદ તઘલખે જ્યારે દક્ષિણ ઉપર ચડાઈ કરી ત્યારે હસનગંગુ તરફથી રાણા સુજનસિંહજી અને એના પુત્ર દિલીપસિંહજીએ હિંમતથી લડાઈ લડીને ભારે પરાક્રમો કર્યા હતાં. ઈ. સ. ૧૩૪૭ માં બાહ્મણી વંશની રાજગાદી સ્થપાયા પછી **અલાઉદ્દીન હસનગંગુ** બાહ્મણીએ રાણા સુજનસિંહજી અને દિલીપસિંહજીને **દેવગિરિ** પ્રાન્તના મીરત પરગણામાં કેટલાક ગામોની જાગીર આપી.

ગુલબર્ગા અને વિજયનગરના રાજાઓની વચ્ચે જ્યારે યુદ્ધ ચાલ્યું ત્યારે દિલીપસિંહે સમરાંગણ ઉપર પોતાનું સમરકૌશલ્ય બતાવી સર્વેને છક કરી દીધા હતા. ઈ. સ. ૧૩૫૨ માં અલાઉદ્દીન હસનગંગુ બાદશાહે રાણા દિલીપસિંહજીને ૧૦ ગામ બક્ષિશ આપ્યાં હતાં, જે આજે પણ એમના વંશજ મુધોળના રાજા સાહેબના કબજામાં છે.

રાણા દિલીપસિંહજીના પુત્ર રાણા સિંધોજીએ પણ બાહ્મણી રાજાઓની પૂરેપુરી વફાદારીથી નોકરી કરી હતી. ઈ. સ. ૧૩૮૮ માં આ બહાદુર રાણો રાજા તરફથી દુશ્મન સામે લડતાં રણમાં પડ્યો. એનો પુત્ર રાણા ભૈરવજી પણ બહુ બહાદૂર અને પરાક્રમી હતો. ફિરોઝશાહને ગાદી અપાવવા માટે આ બન્ને બાપબેટાએ આકાશપાતાળ એક કરી નાંખ્યાં હતાં. એમને અનેક વખતે જિંદગી જોખમમાં ઉતારવી પડી હતી. લડાઈમાં પણ બન્નેએ ખરું શૌર્ય દાખવ્યું હતું. ફિરોઝશાહને જ્યારે ગાદી મળી ત્યારે તેણે રાણા ભૈરવજી અને મરહૂમ બાપની સેવાની કદર કરી હતી. એને ઈ. સ. ૧૯૩૮ માં મુધોળ અને તેની આજુબાજુનાં ૮૪ ગામો ઇનામમાં આપ્યાં હતાં. આ જાગીર આપવાના સંબંધમાં બાહ્મણી બાદશાહ ફિરોઝનું ફરમાન બહુ મહત્ત્વનું છે તે આ નીચે ડૉ. બાળકૃષ્ણના 'શાહજી' પુસ્તકમાંથી આપીએ છીએ.

### "ફિરોજશાહ બાહ્મણીએ રાણા ભૈરવજીને ૧૩૯૮ માં આપેલું ફરમાન."

'રાજાના અજ્ઞાનને લીધે અને અમીરોની ટૂંકી બુદ્ધિથી ઉભી થયેલી રાજ્યની અવ્યવસ્થાને કારણે સામ્રાજ્યના કેટલાક તાબેદારોએ પોતાના કર્તવ્યનું ભાન ભૂલી સરકારના તંત્ર સામે રાજ્યદ્રોહનાં બી

વાવવાની હિંમત કરી હતી, અને તેમાં આ ખુદાના બંદાનું સંપૂર્ણ ધ્યાન અને બધી દિલેરી રોકાયલાં હતાં. તેમના પ્રભાવને અટકાવવા સારુ અને સામ્રાજ્યના બાગમાંથી એ કચરાને જડમૂળથી ઊખેડી સાફ કરવા સારુ અમારા કામમાં મોડું થયું તેથી અમારે તેને મુલતવી રાખવું પડયું અને ત્યાર પછી અમારા કાર્ય જેવા નિર્મળ મન અને અંતઃકરણમાં એવો વિચાર આવ્યો કે જેમને અમારે વિષે ભક્તિ છે એવા દૂર દૃષ્ટિવાળા રાજ્યભક્તોની સલાહથી એવા વિશ્વાસુ માણસો શોધી કાઢવા કે જેમને અમારી નીતિમાં વિશ્વાસ હોય અને તેને માટે જેઓ પોતાનો જાન કુરબાન કરવા તૈયાર હોય અને જેમની મદદથી અમો કૃતઘ્નીઓનો નાશ કરી શકીએ. આ ઇરાદાથી પ્રેરાઇને અમે લશ્કર સાથે સાગરના કિલ્લા તરફ પ્રયાણ કર્યું અને અમારો ઝુંડો ફરકાવ્યો. સાગરના થાણેદાર રાણા સિદ્ધોજીને અમારી શાહી સવારી આવ્યાની ખબર પડી એટલે તે અમારો સત્કાર કરવા આવ્યા, વફાદારીથી અમારી સાથે જોડાઈ ગયા અને કમર બાંધીને આતુરતાપૂર્વક અમારી સેવામાં રહ્યા. અમારા અટલ ઇરાદાથી વાકેફ થઇને જીવને જોખમે અને ઘણી મહેનત લઇને પણ તેમણે અમારી સેવા બજાવી. તેમને જે કાંઇ કહેવામાં આવ્યું તેની સંતોષકારક રીતે તેમણે વ્યવસ્થા કરી. જ્યારે જ્યારે દુશ્મનો ઓચિંતો હુમલો લાવી અમને ઇજા પહોંચાડવાનો પ્રયત્ન કરતા ત્યારે ત્યારે તેની ખબર આ વફાદાર આત્માને મળતી અને તેનો સામનો કરવા તૈયાર રહેતા અને આ રીતે જ તેમણે ઘનઘોર યુદ્ધમાં પોતાનું બલિદાન આપ્યું. થોડા વખત પછી ખુદાની મહેરબાનીથી અમારું ધ્યેય સફળ થયું અને આ જ વખતે સદ્ભાગ્યથી હું મારા પૂર્વજોના તખ્ત ઉપર આરૂઢ થયો. સિદ્ધોજીના પુત્ર ભૈરવજી જે પોતાના પિતાની સાથે કાંધે કાંધ અડાડી ઊભા રહીને અમારા દુશ્મનો સાથે લડયા અને જેમણે ઘણી હિંમત અને શક્તિ બતાવી તેમના તરફ, તે શાહી મહેરબાનીના પાત્ર હોઈ, અમારું શાહી ધ્યાન ખેંચાયું અને જેમનો સત્કાર થવો જોઇએ તેમના આ ગુણોના સ્વીકારને અર્થે અને તેમના જીવના બલિદાનને ધ્યાનમાં લઇને મુધોળ અને તેની પાસેના રાયબાગનાં ૮૪ ગામો શાહી મહેરબાનીની રૂએ તેમને બક્ષિશ આપવામાં આવે છે. તેમણે આ જાગીરનો કબજો લેવો અને પેઢી દર પેઢી તેનો ઉપયોગ કરવો અને સામ્રાજ્યના હિતમાં સેવા કરવાને પ્રયત્નશીલ રહેવું.'.

આ પરાક્રમી રાણા ભૈરવજીનું બીજું નામ ભોસાજી હતું અને મલ્હાર રામરાવ ચીટણીસ પોતાની બખરમાં જણાવે છે કે આ ભોસાજીના વંશજો ભોંસાવંત અથવા ભોંસલે કહેવાયા.

આ ભૈરવજી અથવા ભોસાજી મુધોળના પહેલા રાણા બન્યા. ભૈરવસિંહ ઈ. સ. ૧૪૦૭ માં સ્વામીની સેવામાં મરણ પામ્યા. રાણા ભોસાજીને ત્રણ પુત્રો હતા. પહેલો કરણસિંહજી ઈ. સ. ૧૪૦૫ માં રણમાં પડયો અને બીજો દેવરાજજી બાપના મરણ પછી મુધોળપતિ બન્યો અને ત્રીજો સૌથી નાનો પ્રતાપસિંહ હતો. આ બન્ને ભાઈઓએ કોંકણનો કેટલોક ભાગ જીતવામાં ભારે શૌર્ય બતાવ્યું હતું. એમના શૌર્યને માટે એમને વાઈ પરગણાનો કેટલોક ભાગ જાગીરમાં આપવામાં આવ્યો હતો. આ રીતે રાણા સુજનસિંહજીના વંશજોએ દક્ષિણમાં સ્વપરાક્રમ વડે મુધોળ, રાયબાગ, વાઈ અને દેવગિરિમાં જાગીરો મેળવી હતી.

મુધોળપતિ રાણા ઉગ્રસેનને બે દીકરા હતા. રાણા કરણસિંહજી અને રાણા શુભકૃષ્ણજી. આ બન્ને ભાઈઓનાં દિલ કોઈ કારણોને લીધે ઊંચા થયાં. આથી રાણા શુભકૃષ્ણજી પોતાના કાકા પ્રતાપસિંહજીની સાથે એમના વડવાઓએ સંપાદન કરેલી દેવગિરિની જાગીરમાં ઈ. સ. ૧૪૬૦ માં જઈ રહ્યા.

પાટવી પુત્ર કરણસિંહજી મુધોળપતિ થયો. આ કરણસિંહજીના વંશજો પણ બહુ પરાક્રમી પાકયા. ખેલનાનો કિલ્લો બહુ વિકટ હતો તે ચડી જવાનો પ્રસંગ આવ્યો. કોઇની હિંમત ચાલી નહિ ત્યારે મુધોળપતિએ બીડું ઝડપ્યું. પાટલાઘોને કેડે રેશમનો દોર બાંધી એને કિલ્લા ઉપર ચડાવી. એ

દોરને આધારે મુધોળના જાગીરદારો અને બીજાઓ ઉપર ચડયા. આ હેરત પમાડે એવું કૃત્ય મુધોળના ભોંસલે કુટુંબે કર્યું. પાટલાઘોને મરાઠીમાં ઘોરપડ કહે છે અને એ ઘોરપડનો ઉપયોગ કરી મુધોળવાળાઓ કિલ્લો ચડી ગયા તેથી અને આ ઘોરપડને લીધે ભોંસલેને નામના મળી તેથી મુધોળવાળાઓએ પોતાના વાવટામાં ઘોરપડનું ચિત્ર રાખ્યું તેથી મુધોળનું ભોંસલે કુટુંબ ઘોરપડે કહેવાયું. આજ પણ એ કુટુંબ ઘોરપડેને નામે ઓળખાય છે.

ઇ. સ. ૧૪૯૧ માં મુધોળના રાજા ખેલોજી બહાદુર ઘોરપડે બિજાપુરના સુલતાનના છત્ર નીચે આવ્યા. ૧૫૧૪ માં અમીર બરીદખાને બિજાપુર ઉપર ચડાઈ કરી ત્યારે આલાપુરની લડાઈમાં સુલતાનની સેવા બજાવતાં આ મુધોળનો નર રણમાં પડ્યો.

મુધોળપતિ રાણા ઉગ્રસેનજીના એક પુત્ર તો મુધોળમાં જ રહ્યા તે સંબંધી આપણે જાણ્યું. હવે એનો બીજો પુત્ર શુભકૃષ્ણજી જે દેવગિરિ ગયો હતો તે તરફ નજર કરીએ. આ શુભકૃષ્ણના વંશજોએ જુદા જુદા રાજ્યોમાં લશ્કરી નોકરીઓ કરી નામના મેળવી. છત્રપતિ શિવાજી મહારાજના દાદા માલોજી રાજા ભોંસલે આ દેવગિરિના શુભકૃષ્ણજી ભોંસલેથી આવ્યા હતા.

## ૫. માલોજી અને વિઠોજીની જોડી.

શ્રી. બાબાજી રાજે ભોંસલેના પુત્રો માલોજીરાવ અને વિઠોજીરાવ ભોંસલે સાચા કુલદીપક નીવડ્યા. આ બન્ને ભાઈઓ ભવાનીના પરમ ભક્ત હતા. એમના જીવનમાં પ્રભુપ્રસાદીના અને ભવાનીના સાક્ષાત્કારના બહુ સુંદર દાખલા બનેલા છે. એમણે જાતમહેનતથી માનમરતબો મેળવી ભોંસલે કુટુંબની આબરુ વધારી હતી. શ્રી. ભવાનીના સાક્ષાત્કારની વાત નીચે મુજબ કહેવાય છે:—

'કાપણીની મોસમ હતી. ખેતરોમાં કામ ભરપટ્ટે ચાલી રહ્યું હતું. બાર માસના રોટલા પેદા કરી લેવા માટે ખેડૂતો ખેતરમાં રાત ને દિવસ મંડેલા રહેતા. માલોજી અને વિઠોજીને જમીનો હતી. સુંદર ખેતરો હતાં. આ બન્ને ભાઈ નોકરો રાખી ઘેર ખેતી કરાવતા, નોકરોને હવાલે ખેતરો મૂકી નોકરોની મુનસફી ઉપર ખેતીનું કામ છોડી પોતે નફકરા થઈ ચારે દિશાઓ માપવાનું નવરું કામ માથે લઈને ખાલી દોડધામ કરીને વખત ગુમાવવાની આદત આ બન્ને ભાઇઓમાં ન હતી. જાત મહેનત અને અંગત દેખરેખ વગર જમીન ગમે તેવી સારી, રસાળ, કળવાળી હોય તો પણ ખેતીનો ખુરદો થઈ જાય છે, એ વાત આ બન્ને ભાઈઓના હૃદયમાં ઊંડે ઉતરેલી હતી. બન્ને ભાઈઓ નોકરો રાખી ખેતરમાં પોતે હાજર રહી તેમની પાસે ખેતીનું કામ લેતા. મોસમ વખતે તો બન્ને ભાઇઓ ખેતરમાં પડ્યા પાથર્યા રહેતા. આ વરસે વરસ સારું નીવડ્યું હતું અને ખેતરમાં કામ ભરપટ્ટે ચાલી રહ્યું હતું. ખેડૂતોને પાણી પીવાની પણ ફુરસદ ન હતી. એવી મોસમમાં એક દિવસે સાંજે વિઠોજીને ખેતરમાંથી ઘેર આવતાં વાર થઈ. ઘેર બધાં રાહ જોઈ રહ્યાં હતાં. રાત અંધારી હતી. બહુ મોડું થયું હતું એટલે માલોજી વિઠોજીને તેડવા માટે ખેતર જવા નીકળ્યો. માલોજી અને વિઠોજીની તો રામ લક્ષ્મણની જોડી હતી. એમનામાં અજબ ભ્રાતૃપ્રેમ હતો. એ બન્ને એક બીજાના સગા ભાઈઓ હોવા છતાં એકબીજાને સ્નેહી સમજી એકબીજા પ્રત્યે સ્નેહીનો પ્રેમ રાખતા. માલોજી ખેતર તરફ ચાલ્યો. ખેતરે જતાં રસ્તામાં એને બહુ સુંદર શકુન થયાં. ભારદ્વાજ પક્ષીએ માલોજીને રસ્તામાં દેખા દીધી અને એ પક્ષી ડાબી બાજુએથી આવી જમણી બાજુએ ચાલી ગયું. માલોજીને આ સુંદર શકુનથી ભારે આનંદ થયો. આનંદમાં ને આનંદમાં માલોજી ચાલ્યો જતો હતો. પગ પગનું કામ કરતા હતા પણ માલોજીનું મન અને ચિત્ત તો વિચારના વમળમાં ગોથાં ખાતું હતું. ઘેરથી માલોજીના ખેતરમાં જતાં રસ્તામાં એક નાનું સરખુ જંગલ આવતું. તે જંગલમાં માલોજી પેઠો. ઘોર અંધારું હતું.

અંધારામાં ચાલતા ચાલતા ઝાડનું એક થડીયું માલોજીના પગમાં અથડાયું. માલોજી આ ઠોકરથી થોભ્યો અને સામે જોયું તો શ્રીભવાનીની મૂર્તિ એની નજરે પડી. માલોજી તો આ પ્રકાર જોઈને ખૂબ ચમકયો અને મૂર્છાવશ થઈ જવાની અણી ઉપર હતો પણ ભવાનીએ એને તરત જ ધીરજ આપી અને જણાવ્યું કે "ડરતો નહિ; હિંમત રાખ! તારૂં તકદીર ખુલી ગયું છે. તારા કુટુંબમાં શંકર ભગવાન પોતે જ જન્મ લેવાના છે. હિન્દુ ધર્મનો ઉત્કર્ષ કરવા માટે, દુષ્ટોનું દમન કરવા માટે, યવનોનો નાશ કરવા માટે અને તારી ૨૭ પેઢી ઉપભોગ કરે એવું રાજ્ય સ્થાપવા માટે ઈશ્વર તારે ઘેર અવતરશે. ૨૭ મો રાજા આંધળો થશે અને રાજગાદી ખોશે." આ મતલબના વાકયો બોલી ભવાનીએ માલોજીને એક ઉધાઈનો રાફડો બતાવ્યો અને કહ્યું "આ રાફડો તું ખોદજે. એમાંથી તને ધન મળશે." દેવીના આ શબ્દો સાંભળી માલોજી ઊંડા વિચારમાં પડયો, તે જોઇ દેવી બોલ્યાં "તું જરા પણ ડરતો નહિ, આ રાફડો ખોદીને તું દ્રવ્ય કાઢ અને તે દ્રવ્ય શ્રી ગોંદાના શેશાજી નાયકને ત્યાં તું તારે ખાતે અનામત મૂકજે." આ સૂચનાઓ આપી દેવી અદશ્ય થયાં, અને માલોજીને મૂર્છા આવી. ખેતર જતા રસ્તામાં માલોજીને આ સાક્ષાત્કાર થયો તે દરમીયાન તેનો ભાઈ વિઠોજી ખેતરેથી ઘેર ગયો અને ઘેર જઈ તપાસ કરી તો જાણ્યું કે માલોજી એની શોધમા ખેતરે ગયો છે. આ સાંભળી વિઠોજી ખેતર તરફ પાછો વળ્યો. રસ્તામાં વિઠોજીએ પોતાના ભાઈ માલોજીને મૂર્છાવશ સ્થિતિમાં પડેલો જોયો. વિઠોજીએ ભાઈને શુદ્ધિમાં લાવવા કોશિશ કરી.

થોડીવારે માલોજી શુદ્ધિમાં આવ્યો અને બનેલો બનાવ વિગતવાર વિઠોજીને કહ્યો. બનેલા બનાવ ઉપર વિચાર કરતાં કરતાં બન્ને ભાઈઓ ઘેર આવ્યા. સવારે ઉઠી બન્ને ભાઈઓ બનેલા બનાવવાળા જંગલમાં ગયા અને શ્રીભવાનીએ બતાવેલા ઉધાઈના રાફડા એમણે ખોદ્યા. આગલી રાત્રે સાક્ષાત્કારમાં શ્રીભવાનીએ કહ્યા મુજબનું ધન તે રાફડામાંથી નીકળ્યું. માલોજી અને વિઠોજીએ એ ધન લઈ લીધું અને શ્રીભવાનીની સૂચના મુજબ શ્રી ગોંદાના શેશાજી નાયકને ત્યાં પોતાને ખાતે જમે કરાવ્યું. શ્રી ગોંદાના શેશાજી નાયકને પણ સ્વપ્નમાં દર્શન દઈને દેવીએ સૂચના આપી દીધી હતી કે માલોજી જે ધન અનામત મૂકવા લાવે તે રાખવું અને તે ધન બહુ કાળજીપૂર્વક નીમકહલાલીથી સાચવવું અને એ જ્યારે માગે ત્યારે તેમને પાછું આપવું. આ દ્રવ્યમાંથી આ ભાઈઓએ શિંગણાપુરમાં એક સુંદર સરોવર ખોદાવ્યું અને મંદિર બંધાવ્યું. વેરૂળ મુકામે શ્રી ધ્રીશ્નેશ્વરનું દેવળ પણ એમણે આ ધનમાંથી બંધાવ્યું.

આ બન્ને ભાઈઓ બાપની કમાઈ ઉપર અથવા જાત મહેનત વગર અકસ્માતથી મળેલા ધન ઉપર ભોગવિલાસમાં જીંદગી ગુજારનારા ન હતા. તેઓ શરીરે અને સ્વભાવે સિપાહી હતા. પોતાની જમીનોની વ્યવસ્થા માલોજીએ વિશ્વાસુ માણસો રોકીને કરી, અને બન્ને ભાઈઓએ લશ્કરી નોકરીમાં જોડાઈ પોતાનું નસીબ અજમાવી વડીલોની ઈજ્જતમાં વધારો કરવાનો નિશ્ચય કર્યો બન્ને ભાઈઓ સિંદખેડવાળા લખુજી જાધવને મળ્યા. લખુજી જાધવરાવ કોણ તેની પિછાન કરાવી માલોજીના ઈતિહાસ તરફ વળીશું.

## ૬. લખુજી અથવા લુખજી જાધવ કોણ?

લખુજી અથવા લુખજી જાધવ એ ઈતિહાસમાં "સિંદખેડના જાધવરાવ" એ નામથી પ્રસિદ્ધ છે. સિંદખેડના જાધવો એ યાદવ કુળના ક્ષત્રિયો છે. દક્ષિણના દેવગિરિના રાજારામદેવથી ઉતરી આવેલું આ કુટુંબ છે. રાજારામદેવને શંકરદેવ નામનો પુત્ર હતો. આ શંકરદેવના દીકરા ગોવિંદદેવે હસનગંગુને બાહ્મણી રાજ્ય સ્થાપવામાં ખૂબ મદદ કરી હતી. આ ગોવિંદદેવનો છોકરો ઠાકુરજી ખાનદેશમાં સિંદખેડનો દેશમુખ બન્યો હતો. ઠાકુરજીને ભૂખણદેવ નામનો છોકરો હતો. આ ભૂખણદેવે ખાનદેશમાં ઘણો મુલક મેળવ્યો. એને અચલોજી અથવા અચલકર્ણજી નામનો છોકરો હતો. આ અચલકર્ણજી નિઝ-

દરબારમાં મનસબદાર બન્યો. તેનો છોકરો વિઠ્ઠલદેવ તાલીકોટના સંગ્રામમાં (૧૫૬૫) મુસલમાનો તરફથી લડ્યો હતો. તેનો છોકરો લક્ષ્મણદેવ અથવા લખુજી જાધવ હતો. આ લખુજી જાધવને સાત છોકરા અને એક છોકરી હતી. તે છોકરીનું નામ જીજાબાઈ હતું. આપણા ચરિત્ર નાયકની પૂજ્ય માતા તે આજ જીજાબાઈ. લખુજી જાધવ એ શિવાજી મહારાજના દાદા (માના બાપ) થતા હતા.

લખુજી જાધવ સંબંધી આટલું જાણ્યા પછી ભોંસલે વંશના માલોજી અને વિઠોજી તરફ આપણે વળીશું. સિંદખેડવાળા જાધવરાવની પાસે માલોજી અને વિઠોજી નોકરી માગવા માટે આવ્યા. આ વખતે લખુજી જાધવરાવ અહમદનગરના દરબારમાં કરતા કારવતા હતા. તેમણે આ બન્ને ભાઈઓને પોતાના તાબામાં બારગિરની નોકરી આપવા હા પાડી. ઈ. સ. ૧૫૭૭ માં માલોજી અને વિઠોજી ભોંસલેએ સ્થિતિ, સમય અને સંજોગો જોઈ આ નોકરી સ્વીકારી હતી.

માલોજી ભોંસલે શરીરે કદાવર, મજબૂત અને બહુ વજનદાર હતો. એનું વજન સાધારણ ઘોડાને ઝીલવું બહુ ભારે થઈ પડતું. સાધારણ ઘોડો એની સ્વારી ખમી શકતો નહિ. તેથી જાધવરાવે માલોજીને દેવડીની નોકરી સોંપી. જાધવરાવે આપેલી નોકરીઓ બન્ને ભાઈઓએ સ્વીકારી હતી. પરંતુ આ ભાઈઓને આ નોકરીથી સંતોષ થયો ન હતો. આપેલી નોકરી થોડા દિવસ બજાવી બન્ને ભાઈ ઓએ જાધવરાવ સાથેની મિઠાશ જાળવી આ નોકરીથી ફારેગ થવું દુરસ્ત ધાર્યું હતું. આ નોકરીથી ફારેગ થઈ નાસીપાસ થઈ ઘેર જઈ બેસે એવા આ ભાઈઓ નમાલા ન હતા. જાધવરાવની નોકરીમાંથી મુક્ત થયા પછી બન્ને ભાઈ ઓ ભવિષ્યનો વિચાર કરી લશ્કરી નોકરી મેળવવા ફલટણ ગયા. આ વખતે ફલટણમાં વનંગપાળ નિંબાળકરની આણ વર્તી રહી હતી. રાજા વનંગપાળ નિંબાળકર બહુ જબરો અને બહાદુર હતો. જે વંશમાં મુંજ, ભોજ વગેરે પરાક્રમી પુરુષો થઈ ગયા તે પરમાર વંશના ક્ષત્રિયોનો આ વનંગપાળ વંશજ હતો. એની કીર્તિ ચારે તરફ ફેલાઈ હતી. તે કાળમાં કહેવત કહેવાતી કે "**एक वनंगपाळ, बारा वजीरांचा काळ**" એક વનંગપાળ, બાર વજીરનો કાળ.

શ્રી. બાબાજી રાજે ભોંસલેના ઘર સાથે આ નિંબાળકર ઘરાણાનો સારો ઘરોબો હતો. માલોજી અને વિઠોજીને વનંગપાળ સારી રીતે પીછાનતો હતો. તેણે તરત જ આ બન્ને ભાઈઓને પોતાને ત્યાં નોકરીએ રાખ્યા અને ૧૨૦૦ હોનની આસામી કરી આપી. રાજા વનંગપાળે આ બન્ને ભાઈઓને પોતાના લશ્કરમાં બહુ રાજી થઈને રાખ્યા. એમને દરેકને સુંદર ઘોડા, પોશાક, અલંકાર વગેરે આપી લશ્કરમાં સારો હોદ્દો આપ્યો.

થોડા વખત પછી પોતાના ૧૨૦૦૦ બાર હજાર ઘોડેસ્વાર લઈને રાજા વનંગપાળ કોલ્હાપુર પ્રાન્ત ઉપર ચડાઈ કરવા નીકળ્યો. આ ચડાઈમાં વનંગપાળે માલોજી અને વિઠોજી ભોંસલેને તેમના લશ્કર સાથે રાખ્યા હતા. કોલ્હાપુર જતાં રસ્તામાં "રંકાળેતળે" નામનું સરોવર હતું ત્યાં લશ્કરે પડાવ નાંખ્યો. એક દિવસે રાજા વનંગપાળ, માલોજીરાવ, વિઠોજીરાવ વગેરે સરોવર ઉપર સ્નાન કરતા હતા. બિજાપુરના બાદશાહની ફોજે આ તકનો લાભ લઈ ડંકા નોબત સાથે ચડી આવી નિંબાળકરની છાવણી ઉપર છાપો માર્યો. આ અચાનક છાપાથી નિંબાળકરનું લશ્કર ભારે ગભરાટમાં પડ્યું. આ છાપો તદ્દન અચાનક અને અણધાર્યો હતો એટલે છાવણીના લોકો અવ્યવસ્થિતપણે ગભરાટમાં આમતેમ દોડવા લાગ્યા. પોતાના લશ્કરના માણસોને આવી રીતે અવ્યવસ્થિત દોડતા જોઈ માલોજી તથા વિઠોજી સરોવરનું સ્નાન અધુરૂં મૂકી રક્તસ્નાન માટે તરત જ બહાર નીકળ્યા અને પોતાના ઘોડાઓ ઉપર સ્વાર થઈને એમણે દુશ્મન દળ ઉપર ધસારો કર્યો. માલોજી તથા વિઠોજીને મરણીઆ થઈ દુશ્મન-દળનો સંહાર કરતા આગળ વધતા જોઈ એમના સિપાહીઓ પણ રણે ચડ્યા. આ બન્ને ભાઈઓના પરાક્રમથી નિંબાળકરના લશ્કરને પણ શૂર ચડ્યું. જોત જોતામાં આ બન્ને ભાઈઓએ દુશ્મન દળમાં ત્રાસ વર્તાવ્યો. બિજાપુરના લશ્કરના માણસો તોબા પોકારતા નાસવા લાગ્યા. રાજા વનંગપાળ તો આ

પરાક્રમ જોઈ ચકિત થઈ ગયો. માલોજી અને વિઠોજીને રણમદ ચડ્યો. દુશ્મનને હરાવી પાછા વળ્યા છતાં આ બન્ને ભાઈઓનો રણમદ ઉતર્યો નહિ. પછી નિંબાળકરના મોટા મોટા સરદારોએ આ બન્ને ભાઈઓને પકડી બેળે બેળે એમના હાથમાંથી હથિયાર છોડાવ્યાં. આ પરાક્રમથી આ બન્ને ભાઈઓનું નિંબાળકરના લશ્કરમાં ખૂબ માન વધ્યું અને રાજદરબારના સરદારો તથા પ્રજામાં આ બન્ને ભાઈ બહુ માનીતા થઈ ગયા.

## ૭. નિઝામશાહનું આમંત્રણ.

અહમદનગરના મુરતુઝા નિઝામશાહ ૧ લાના દરબારમાં માલોજી અને વિઠોજીના સાહસની અને પરાક્રમની વાતો ગઈ. આ બન્ને ભાઈઓએ 'રંકાળેતળે' રંકાળાતલાવના રણમાં જે પરાક્રમ અને અસાધારણ શૌર્ય બતાવ્યું હતું તે શૌર્યની વિગતો સાંભળી બાદશાહ બહુ જ ખૂશ થયો. નિઝામશાહીમાં આજ વખતે સિંદખેડના જાધવરાવ વજીર હતા. બાદશાહે આ બન્ને ભાઈઓના ખુબ વખાણ કર્યાં ત્યારે દરબારમાં માલકર્ણજીના વખતના વકીલ અને કારકુનો હાજર હતા. તેમણે નિઝામશાહને જણાવ્યું કે "આ બન્ને ભાઈઓ તો આ બાદશાહના સેવકો છે. માલકર્ણજીના આ પૌત્ર થાય. એમની દોલત તો અનામત તરીકે સરકારમાં જમે થયેલી છે. એ તો આ ગાદીના જ સેવકો છે. બાદશાહ સલામતનો સંદેશો જશે કે બન્ને બાદશાહ સલામતના કદમોમાં આવીને ઉભા રહેશે." આ સૂચના ઉપરથી બાદશાહે પત્ર લખ્યો અને બન્ને ભાઈઓ બાદશાહ પાસે આવીને હાજર થયા બાદશાહે આ બન્ને ભાઈઓને માન આપ્યું અને એમની બહાદૂરીના ભારે વખાણ કર્યાં. એમને પોશાક અને અલંકારો આપ્યા અને તેમના દાદાની દોલત પાછી આપવા હુકમ ફરમાવ્યો. બન્ને ભાઈઓને અહમદનગરના બાદશાહના ૧૫૦૦ સ્વારોની શિલેદારી આપી અને તેની તહેનાત માટે જુન્નર પરગણું શિવનેરી કિલ્લા સાથે આ ભાઈઓને આપ્યાની સનદ બાદશાહે કરી આપી (ૡ. ભોંસલે બખર પાનું ૬.). આપણા ચરિત્ર નાયક શિવાજી મહારાજનો જન્મ આ શિવનેરી કિલ્લામાં થયો હતો.

અહમદનગરના બાદશાહે માલોજી અને વિઠોજીના પરાક્રમની કદર કર્યાની હકીકત અને આ બન્ને ભાઈઓને તેમના વડીલોનું ધન સરકારને ત્યાં જમે હતું, તે પાછું આપ્યાની ખબર તથા બન્ને ભાઈઓને બાદશાહતમાં શિલેદાર બનાવ્યાની હકીકત વજીર જાધવરાવે પોતાના સગા રાજા વનંગપાળ નિંબાળકરને લખી જણાવી. આ ખબરથી રાજા વનંગપાળને બહુ આનંદ થયો અને તેમણે પોતાની બેન દીપાબાઈનું લગ્ન માલોજીરાવ જોડે કરી દીધું. હિંમત, પરાક્રમ અને બહાદુરીથી માલોજી ભોંસલેએ પોતાની અને પોતાના કુટુંબની ઇજ્જત વધારી. ભોંસલે કુટુંબનો, ઉદયકાળ શરૂ થયો. અહમદનગરના બાદશાહે માલોજીરાવ ભોંસલેને રાજાનો ખિતાબ આપ્યો. આવી રીતે મુંજ, ભોજ વગેરે પરાક્રમી પુરુષોનો પરમાર વંશ આ લગ્નથી બાપ્પા રાવળ અને રાણા લક્ષ્મણસિંહના સિસોદિયા વંશની સાથે જોડાયો. આવી રીતે આ લગ્નથી પ્રસિદ્ધ પરમાર કુળ અને શૂરવીર સિસોદિયા કુળના દક્ષિણમાં જોડાણ થયાં.

## પ્રકરણ ૨ જું.



### ૧. શિવ પિતા સિંહાજી.

માલોજી અને વિઠોજી અહમદનગરના દરબારમાં મનસબદાર તરીકે કીર્તિ મેળવી રહ્યા હતા. નાના વિઠોજીરાવને આઠ પુત્ર થયા હતા. ૧. શંભાજીરાજે ૨. ખેલોજીરાજે ૩. માલોજીરાજે ૪. મંબાજીરાજે ૫. નાગોજીરાજે ૬. પરસોજીરાજે ૭. મકાજીરાજે ૮. ત્રીંબકજીરાજે. ( ૧. રા. મા. વિ. પ્રસ્તા. પા. ૫૧ ) વિઠોજીરાવના સંતાનોનો વિસ્તાર ગંગાતીરે કસ્બેવાળી, મુંગી, બનશેખરી, મંજુર, કારાળે, ભાણુરે, કળસ વગેરે ગામોમાં થયો હતો. ( ૨. ભોં. બ. પા. ૮ ).

માલોજીરાવને પેટે સંતાન ન હતું. પુત્ર વગર રાજા માલોજીરાવને જીવન તદ્દન ફીકકું લાગવા માંડ્યું. વૈભવ, વિલાસ, કીર્તિ વગેરેની અનુકૂળતા હોય તેને સંતાનનો અભાવ બહુ સાલે, ભારે દુખ દે, એ કેવળ સ્વાભાવિક છે. આવા દુખની કલ્પના જેને અનુભવ હોય તે જ કરી શકે. પુત્ર માટે દીપાબાઈ ઉર્ફે ઉમાબાઈએ ઘણી માનતા લીધી, બહુ બાધાઓ રાખી. શંકરની આરાધના કરી. મહાદેવનાં વ્રત આરંભ્યાં. સૂર્યની ઉપાસના શરૂ કરી. ઘણે દિવસે દીપાબાઈની ઈચ્છા ફળીભૂત થઈ અને માલોજીને આનંદ થયો.

सन्तानार्थी स नृपति धर्मपत्नी समन्वितः ।
देवदेवं महादेवमाराध्य महाव्रतः ॥ ७२ ॥
अथ कालेन महता देवी तस्य महौजसः ।
आनन्दयन्ती दयितं ससत्त्वा समजायत ॥ ७३ ॥
ततः सा दशमे मासि प्रस्फुरद्राजलक्ष्मणम् ।
सुमुखं शुभवेलायां सुषुवे सुतमद्भुतम् ॥ ७४ ॥

शिव भारत अ. १

"પુત્રની ઈચ્છા રાખનાર એ રાજા ( માલોજી ) પોતાની ધર્મપત્ની સાથે મોટાં મોટાં વ્રત કરીને શંકરની આરાધના કરવા લાગ્યાં. પછી ઘણે દિવસે તે મહા તેજસ્વી માલોજીની પત્ની ગર્ભવતી થઈ અને પતિને ભારે આનંદ થયો. દસમે મહીને રાજ્ય લક્ષણવાળો સુંદર અને અલૌકિક પુત્ર તેને પ્રાપ્ત થયો."

માલોજીરાવ ભોંસલેને પોતાને ૪૪ મે વરસે ( ૧. રા. મા. વિ. પા. ૪૧ ). ઈ. સ. ૧૫૯૪ શક ૧૫૧૬ માં દીપાબાઈને પેટે પુત્ર જન્મ થયો. ઇ. સ. ૧૫૯૭ માં દીપાબાઇને બીજો પુત્ર થયો.

### ૨. શાહજી નહિ પણ સિંહાજી.

માલોજીરાજા ભોંસલેના આ બન્ને છોકરાઓનાં નામના સંબંધમાં કેટલીક હકીકત ઉપર વાચકોનું અમો ધ્યાન ખેંચીએ છીએ. કેટલાક ઇતિહાસકારો એમ જણાવે છે કે અહમદનગરના પીરના નામથી માલોજીના પુત્રોનાં નામ "શાહજી" અને "શરીફજી" પાડવામાં આવ્યાં હતાં પણ એ નામ અમને સાચાં નથી લાગતાં. એ નામોના સંબંધમાં પ્રસિદ્ધ ઇતિહાસકાર પ્રો૦ રાજવાડેએ પંડિત જયરામ

પિંડયેએ લખેલા **राधा माधव विलास चंपू**ની પ્રસ્તાવના લખતાં પ્રસ્તાવનાના ૩૬ મા પાનામાં માલોજીના પુત્રોના નામો સંબંધી જે લખ્યું છે તે જ અમને તો સાચું લાગે છે અને તેથી જ આ પુસ્તકમાં જ્યાં જ્યાં સંબંધ આવ્યો છે અને બની શક્યું છે ત્યાં ત્યાં અમોએ "શાહજી" અને "શરીફજી"ને બદલે "સિંહજી" અને "શરભોજી" નામો લખ્યાં છે. અત્રે એક પ્રશ્ન સહજ ઉભો થાય છે કે એમનાં ખરાં નામ 'સિંહાજી' અને 'શરભોજી' હતાં ત્યારે બખરો અને ઇતિહાસોમાં 'શાહજી' અને 'શરીફજી' એ નામો કેમ લખાયાં છે. તેનો જવાબ આપી ખુલાસો કરવાની જરૂર છે. આપણામાં ઘણાં બાળકોનાં વિધિપૂર્વક રાખેલાં નામ જુદાં હોય છે અને લાડથી બોલાવવાનાં નામ પણ જુદાં હોય છે. કેટલીક વખતે લાડથી બોલાવવામાં આવતાં નામો કાગળીએ કે ચોપડે ચડતાં નથી. લખાણમાં તો વિધિપૂર્વક પાડેલાં નામ જ ઘણે ભાગે વાપરવામાં આવે છે. ઘણા દાખલાઓ એવા પણ જડશે કે વિધિપૂર્વક પાડેલાં નામ અણજાણ્યાં જ રહી જાય છે અને જે નામથી માણસને બોલાવવામાં આવે છે તે નામ જ બધે જાણીતું થઈ જાય છે અને તે નામ જ પછી કાગળીએ અને દફતરે લખાય છે. સિંહાજી અને શરભોજીની બાબતમાં એવું જ કંઈ બનેલું દેખાય છે.

આ પરાક્રમી પુરુષનું ખરું નામ શું છે તે હવે આપણે તપાસીશું. **राधा माधव विलास चंपू**માં આ પુરુષના નામના જુદા જુદા ઉચ્ચારો નીચે પ્રમાણે કરેલા જણાવવામાં આવ્યા છે:—

'શાહ, ષાહ, સાહે, સાહિજૂ, સાહજૂ, શાહે, શાહજી, સાહ, સાહજી, સાહજ, શાહબા, શાહાજી, શહારાજ, શહાજી, શા, સાહિ વગેરે ઉચ્ચારો આ પુરુષને માટે ઉચ્ચારવામાં આવ્યા છે. બખરોમાં શહાજી, શાહાજી, શાહજી, અને તવારીખોમાં શહાજી, શાહાજી, અને કોઈક ઠેકાણે તો સ્વાહાજી એવો ઉચ્ચાર પણ જડી આવે છે. આ બધી બાબતોનો વિચાર કરતાં ખરો ઉચ્ચાર શો હશે એ ખોળી કાઢીએ.

... આ પુરુષના મૂળ નામમાં "સિંહ" શબ્દ કોઈ પણ ઠેકાણે હોવો જોઈએ. એટલે મૂળ નામ 'સિંહ' હોવું જોઈએ. 'સિંહ' શબ્દને જીત શબ્દ જોડીને 'સિંહ જીત', 'સિંહજીત' શબ્દનો અપભ્રંશ 'સિંહજી' 'સિંહાજી'.

'સિંહોજી'નો અપભ્રંશ 'સ્વાજી', 'સ્વાહાજી', 'શ્વાહાજી', શાહાજી થયું છે. સિંહાજીના નાના ભાઈના નામ ઊપરથી સાચું નામ શાહાજી નહિ પણ 'સિંહાજી' હોવાની ખાત્રી થાય છે. 'સિંહાજી'ના નાના ભાઈનું નામ "શરભોજી" "શરભ" એ નામ તંજાવરના ભોંસલે કુટુંબમાં મશહૂર છે. શરભજીત=શરભોજી અને તેનો અપભ્રંશ સરફોજી. એક ભાઈનું નામ 'સિંહ' અને બીજા ભાઈનું નામ 'શરભ', 'સિંહક', અને 'શરભક' એ નામો સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે.

**जाति नाम्नः कन्** (૫-૩-૮૧) આ સૂત્રમાં પાણિની **सिंहक** અને **शरभ** એ નામો આપે છે. મતલબ કે આ બન્ને ભાઈઓનાં મૂળ નામ "સિંહાજી" અને "શરભોજી" છે.

માલોજી રાજા મહાદેવના ભારે ભક્ત હતા એ તો જાણીતી વાત છે. શિખર શિંગણાપુરના નિર્જલ ડુંગર ઉપર મહાદેવનું દેવળ છે ત્યાં જાત્રાળુઓને અને મેળામાં આવતા શ્રદ્ધાળુઓને પાણી વગર બહુ વિપત્તિ વેઠવી પડતી તેથી પુત્ર જન્મ પછી માલોજીએ એ નિર્જલ ડુંગરા ઉપર એક મોટું અને બહુ સુંદર સરોવર બંધાવ્યું. શંકર અને ભવાનીની પોતા ઉપર કૃપા છે અને તેથી જ જ્યાં ત્યાં એમને યશ મળે છે એવી માલોજીની દૃઢ માન્યતા હતી. આવી રીતે ધીમે ધીમે આ કુટુંબની ચડતી થઈ હતી. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ આ કુટુંબને અનુકૂળ બનાવો બનતા ગયા અને ભવાનીએ આપેલા આશીર્વાદ અને ભાખેલા ભવિષ્યમાં માલોજી અને વિઠોજીનો વિશ્વાસ વધારે ને વધારે મજબૂત થતો ગયો. અહમદનગરના દરબારમાં આ બન્ને ભાઈઓને લખુજી જાધવરાવનો બહુ જબરો ટેકો હતો.

પરમાર વંશના ક્ષત્રિય રાજા વનંગપાળ નિંબાળકર સાથે આ સિસોદિયા ક્ષત્રિય વંશનો સંબંધ માલોજીનાં લગ્ન દીપાબાઈ સાથે થયાં તેથી થયો એથી ભોંસલે ઘરાણા (કુટુંબ)ની ઈજ્જત દક્ષિણમાં વધી એમ માલોજીને લાગ્યું અને તેથી પોતાના મોટા પુત્ર સિંહાજીના લગ્ન જાધવરાવને ત્યાં થાય તો ઘણું સારું એવું માલોજીને મનમાં ઘણીવાર લાગતું. પરમાર વંશના ક્ષત્રિય અને સિસોદિયા વંશના ક્ષત્રિયના શરીર સંબંધથી થયેલા પુત્રનો સંબંધ યાદવ કુળની કન્યા સાથે થાય તો જ દૂધમાં સાકર ભળ્યા જેવું થાય એમ માલોજી રાજા અંતઃકરણથી માનતા હતા. આવી રીતે સંબંધ જોડવાના વિચારો માલોજી રાજાના મનમાં ઘોળાયા જ કરતા હતા પણ તક આવ્યા સિવાય નકામો શબ્દ મોં બહાર કાઢે એવા એ ન હતા.

### ૩. રંગપંચમીનો તહેવાર અને ગુલાલની બહાર.

માલોજીનો પુત્ર સિંહાજી બહુ દેખાવડો અને ચાલાક હતો. એનો ચહેરો બહુ મોહક હતો. જાધવરાવને સિંહાજી બહુજ ગમતો. વારંવાર જાધવરાવ સિંહાજીને પોતાને ઘેર લઈ જતા અને તેને ઘરેણાં ગાંઠાં પહેરાવી શણગારતા. જાધવરાવ આ છોકરાને ખૂબ રમાડતા અને અનેક પ્રકારના લાડ લડાવતા. જાધવરાવને મહાળસાબાઈથી ઈ. સ. ૧૫૯૫ માં એક પુત્રી થઇ હતી. તેનું નામ જીજાબાઈ હતું. જાધવરાવ સિંહાજીને લઈ આવતા ત્યારે નાની જીજાબાઈ અને સિંહાજી એ બન્ને નાનાં બાળકો આનંદથી સાથે રમતાં. આ નિર્દોષ બાળકોની આવી રીતે બાળમૈત્રી થઈ.

ઈ. સ. ૧૫૯૯ માં અકબર બાદશાહના મુગલ સરદાર શેરખ્વાજા અને નિઝામશાહી સરદારો વચ્ચે જબરી લડાઈ થઈ. આ લડાઈ બીડની લડાઈને નામે પ્રસિદ્ધ છે. તે વખતે મુગલોનો સિતારો ચડતો હતો. જમાનો એમનો હતો એટલે મુગલ સરદારને તો જીતની સોએ સો ટકા આશા હતી. નિઝામશાહી સરદારોએ ખરૂં પાણી બતાવ્યું અને મુગલ લશ્કર ઉપર જીત મેળવી. આ ફતેહથી નિઝામશાહી સરદારોને ખૂબ આનંદ થયો અને ઉત્સાહ અને સ્ફૂર્તિમાં વધારો થયો. આ જીતને થોડા દિવસ થયા પછી તરત જ હોળીનો તહેવાર આવ્યો અને જીતને લીધે આનંદમાં ડૂબી ગયેલા નિઝામશાહી સરદારોએ આ તહેવાર અસાધારણ ઠાઠમાઠ અને ભપકાથી ઊજવ્યો. રંગપંચમીને દિવસે ઠેકઠેકાણે મિજલસો, જલસાઓ, રંગરાગ, ગાનતાન, નાચ તમાશા વગેરે પૂર બહારમાં ચાલી રહ્યા હતા. વજીર જાધવરાવને ત્યાં પણ રંગપંચમીનો ભારે જલસો જામ્યો હતો. દીવાનખાનું સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. રંગબેરંગી શેત્રંજીઓ અને ભારે ગાલીચાઓ શોભી રહ્યા હતા. ગાદી તકિયાની સુંદર બેઠકો શોભામાં વધારો કરી રહી હતી. કીનખાબ અને મશરૂ જ્યાં ત્યાં નજરે પડતા હતા. જલસો બહુ જબરો જામ્યો હતો. મિજલસના મહેમાનો પોતપોતાના દરજ્જા મુજબ ગોઠવાઈ ગયા હતા. એક મોટી ગાદી ઉપર મુખ્ય સ્થાને જાધવરાવ બેઠા હતા. બીજા સરદારો અને દરબારીઓ પણ જાધવરાવને ત્યાં આનંદ માટે ભેગા થયેલા હતા. ગાનતાન અને ગાવા બજાવવાનો ખૂબ રંગ જામ્યો હતો એટલામાં માલોજીરાવ ભોંસલે પોતાના પુત્ર સિંહાજી સાથે ત્યાં આવી પહોંચ્યા. સિંહાજીરાવ તો જાધવરાવનો લાડકવાયો એટલે એતો એકદમ જઇને જાધવરાવના ખોળામાં બેસી ગયો. જીજાબાઈ પણ તદ્દન નાની એટલે એ પણ અંદરથી આવીને બાપના ખોળામાં બેસી ગઈ. જાધવરાવના ખોળામાં આ બે નિર્દોષ બાળકો બહુ પ્રેમથી એક બીજા સાથે રમતાં હતાં. દરેક બેઠક આગળ ગુલાલથી ભરેલી ચાંદીની થાળી ગોઠવી દેવામાં આવી હતી. તહેવારોમાં હોળીનો તહેવાર દક્ષિણમાં બહુ મોટો ગણાય છે તેમાં વળી આ વખતે તો વિજયનો આનંદ વધારાનો હતો એટલે આનંદમાં કોઈ જાતની મણા નહતી. આ મિજલસમાં મોટાઓ એક બીજા ઉપર રંગ છાંટતા અને ગુલાલ ઉડાડતા હતા. મોટાઓનું અનુકરણ નાના બાળકો પણ કરે છે. તે પ્રમાણે સિંહાજીએ સામે પડેલી ગુલાલની થાળીમાંથી મુઠ્ઠી ભરીને ગુલાલ લીધો અને

(જુવો પાનું ૨૦)



**રંગપંચમીનો તેહેવાર.**

**જાધવરાવઃ**—"બેટા જીજા! તને આ વર જોઇએ કે? આ કેવું સુંદર જોડું છે." માલોજી રાવે જાધવરાવના આ શબ્દો તરફ બધાનું ધ્યાન ખેંચ્યું અને બોલ્યા—'જુવો જાધવરાવ સાહેબે પોતાની દીકરીનુ વેવીશાળ સિંહાજી જોડે કર્યાનું બોલી બતાવ્યું.'

Lakshmi Art, Bombay, 8.

જીજાબાઈ ઉપર નાંખ્યો. જીજાબાઈએ બહુ આનંદથી એક મુઠ્ઠી ગુલાલ સિંહાજી ઉપર નાંખ્યો. આ બાળલીલા જોઈ સર્વને અતિ આનંદ થયો. સિંહાજી અને જીજાબાઈની જોડી બહુ મોહક અને નજર લાગે એવી દેખાતી હતી. આ બન્ને લાડકવાયાં બાળકોને પોતાના ખોળામાં રમતાં જોઈ જાધવરાવને અતિ આનંદ થયો અને એ બોલી ગયા "બેટા જીજી! તને આ વર જોઈએ કે? આ કેવું સુંદર જોડું છે?" જાધવરાવના આ શબ્દો સાંભળી માલોજી રાજા ભોંસલેએ બધાનું ધ્યાન જાધવરાવના શબ્દો તરફ ખેંચ્યું અને બોલ્યા "જુવો! જાધવરાવ સાહેબે પોતાની દીકરીનું વેવિશાળ સિંહાજી જોડે કર્યાનું બોલી બતાવ્યું." જાધવરાવ પોતાના આ શબ્દો માટે એકદમ ચમકયા. તે જમાનામાં લગ્નના સબંધ જોડવા માટે બહુ ઊંડા અને દૂરદૂરના વિચાર બહુ બારીકાઈથી કરવામાં આવતા. લખુજી જાધવરાવ સિંહાજી જોડે જીજાબાઈને પરણાવવા પ્રથમ તો રાજી ન હતા પણ ભેગા મળેલા સ્નેહી સબંધીઓએ એમને સમજાવ્યા અને આખરે એમણે પોતાની દીકરી જીજાબાઈને સિંહાજી જોડે પરણાવવા કબૂલ કર્યું.

તેજ દિવસે રાત્રે જાધવરાવના રંગમહેલમાં રંગમાં ભંગ પડયો. આ વેવિશાળની વાત જાધવરાવની ધર્મપત્ની મહાળસાબાઈએ જાધવરાવ આગળ કાઢી. જાધવરાવે તે દિવસે બનેલી બધી હકીકત મહાળસાબાઈને કહી. મહાળસાબાઈ જાધવરાવની વાત સાંભળીને બહુ નારાજ થયાં અને પોતાની દીકરીને સિંહાજી જોડે પરણાવવા એ જરા પણ ખુશી નથી એમ એણે ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું. મહાળસાબાઈ બહુ અભિમાની સ્ત્રી હતી અને એને મોટાઈની ગધ ઘણી હતી. એટલે સિંહાજી જોડે જીજાબાઈને પરણાવવા આ બાઈ બીલકુલ ખુશી ન હતી. જાધવરાવ તો આ બનેલા બનાવથી ભારે સંકડામણમાં આવી પડયા. એમની મુંઝવણનો પાર ન રહ્યો. મહાળસાબાઈના બોલવાથી જાધવરાવના મનમાં ચિંતા પેદા થઈ. એ તહેવાર નિમિત્તે જાધવરાવે ઘણા સરદારોને પોતાને ત્યાં જમવા નોતર્યા હતા. માલોજીરાજાને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. જાધવરાવ બહુ મુત્સદ્દી હતા. વેવિશાળની વાતમાં મુંઝવણ ઊભી થઈ એટલે એમણે પોતાનું મુત્સદ્દીપણું વાપર્યું અને જાણે વેવિશાળની વાત જ થઈ નથી એવી રીતે ખુબીથી એમણે એ વાત ઉપર ઢાંકપિછોડો કર્યો. વાત વિસારે પડી જાય અને બધું મશ્કરીમાં સમાઈ જાય એ હેતુથી જાધવરાવે પોતાનું મુત્સદ્દીપણું અજમાવ્યુ પણ માલોજી ઓછો કાબેલ ન હતો જાધવરાવનો ભેદ માલોજી પામી ગયો. માલોજી પણ મુત્સદ્દીઓના પેચ પારખે એવો હતો. માલોજીરાવે જાધવરાવને ચોખ્ખું જણાવ્યું કે સિંહાજીના વેવિશાળની આપે કરેલી વાત આપને કબૂલ હોય તો જ આપનું આમંત્રણ અમો સ્વીકારી શકીશું. જાધવરાવને બહુ લાગી આવ્યું પણ પોતાની પત્ની મહાળસાબાઈના મ્હેણાં પચાવવાની શક્તિ જાધવરાવમાં ન હતી. એટલે એમણે વેવિશાળની ચોખ્ખી ના પાડી દીધી.

જાધવરાવે વેવિશાળની ચોખ્ખી ના પાડી તેથી માલોજી અને વિઠોજીને બહુ લાગી આવ્યું અને એ બન્ને ભાઈ જાધવરાવને ત્યાં જમવા ન ગયા. જાધવરાવે એમને અનેક રીતે સમજાવવાના પ્રયત્ન કર્યો છતાં પણ આ ભાઈઓ ન સમજ્યા એટલે જાધવરાવને ભારે અપમાન લાગ્યું અને બન્નેનાં દિલ ઊંચાં થયાં. આવી સ્થિતિ થવાથી બન્ને ભાઈઓ અહમદનગર છોડી વેરૂળ આવીને રહ્યા. માલોજીને ભારે અપમાન લાગ્યું. પોતે પૈસાથી ખાલી છે તેથી જ મહાળસાબાઈ ગર્વથી ગમે તે બોલી જાય છે અને જાધવરાવ આવું અપમાન કરે છે એવું માલોજીને લાગ્યું અને તેથી એને બહુ દુખ થયું. માલોજીના મનમાં આ સંબંધી અનેક વિચારો ઊભા થયા. વિચારવમળમાં એ ગૂંચવાઈ ગયો હતો. "'આ દુનિયામાં વસુ વિના નર પશુ છે,' એ કહેવત સાવ સાચી છે. મારી પાસે પૈસો નથી તેથી જાધવરાવ અને તેમની સ્ત્રી મહાળસાબાઈ મારું હડહડતું અપમાન કરી ગયાં. ઈશ્વર પૈસો અને આત્મમાનની લાગણી એ બે સાથે આપે તો જ માણસ સુખી થાય. ધનને અભાવે આત્મમાનની લાગણી એ તો દુખના મૂળ સમાન છે. પ્રભુએ જેને પૈસો ન આપ્યો હોય તેનામાં આત્મમાનની લાગણી ખૂટી હોય તો જ એ ઓછે દુખે

જિંદગી ગુજારી શકે. પૈસો નહિ અને આત્મમાનની લાગણી તીણી હોય તે માણસ તો દુનિયામાં દુખી જ થવાનો. સંસારમાં ખાલી હાથે આબરૂથી દિવસ કાઢવા એ બહુ અઘરૂં છે એમ ઘણા અનુભવી લોકો કહે છે. એ વાત આજે મને કેવળ સાચી લાગી છે. માણસની પરીક્ષા આવા સંજોગોમાં જ થાય છે. સંસારની આ સ્થિતિમાં જ માણસની કસોટી થાય છે. સંસારસાગર તરવા માટે ધનની નૌકા જ બહુ ઉપયોગી થઈ પડે છે. ધનવાનને સંસાર આકરો નથી લાગતો. ધનના જોર ઉપર એ જગત જીતવાની હિંમત ધરે છે. શૌર્ય, સદ્‌ગુણ, અને સચ્ચાઈનાં હોડકાં તો સંસારસાગર તોફાની બન્યો હોય ત્યારે ગોથાં ખાધાં જ કરે છે. હિંમત, શૌર્ય અને બીજા સદ્‌ગુણો માણસમાં હોય છતાં ધનના તેજ વગર એ ગુણો માણસમાં છૂપાઈ રહે છે. માણસમાં વસી રહેલા સદ્‌ગુણો જોવા માટે દુનિયાના મોટા ભાગના માણસોને ધનના તેજની જરૂર પડે. સદ્‌ગુણી માણસ પણ જ્યાં સુધી નિર્ધન છે ત્યાંસુધી એના સદ્‌ગુણની કિંમત સંસારમાં નથી અંકાતી. આખું જગત આજે ધનની ધરી ઉપર ચાલી રહ્યું છે. " સદ્‌ગુણી સાચા માનનો માલીક હોય છે " એ વાત સાચી નથી લાગતી પણ " પૈસાદાર જ પૃથ્વીમાં પૂજાય છે " એ સાચી છે. ધનહીન માણસનાં બહાદુર કૃત્યોની કદર જગતમાં નથી થતી. ગરીબના ગુણોની કદર કરતાં જગત અચકાય છે. શું ! માણસ પૈસાથી ખાલી હોય એટલે પૈસાદારો એને કોડીની કિંમતનો સમજી એનો તિરસ્કાર કરે ? માણસની પરીક્ષા કરવા માટે તેનામાં રહેલા સદ્‌ગુણો તપાસી માણસનો તોલ કરનાર પરીક્ષકો તો આ દુનિયામાં વિરલા જ હોય છે. દુનિયાના અનેક પ્રકારના દુખોનો ઈજારો જાણે ઈશ્વરે નિર્ધનને જ હવાલે કર્યો હોય એમ દેખાય છે. દુનિયામાં, સંસારમાં અનેક પ્રકારનાં હલકાં અને ભારે દુખો છે પણ નિર્ધનતાનું દુખ તો દુનિયાના સર્વ દુખોનો રાજા છે. નિર્ધનતાનું દુખ તો પળે પળે શરીરમાં ભોંકાતી સોયો સમાન છે. ધનવાનને નિર્ધન તરફ ગમે તેવું વર્તન રાખવાની છૂટ ! ધનવાનની નિર્ધન પ્રત્યેની ટીકા ગમે તેવી પાયા વગરની હોય તોપણુ દુનિયા તેને સ્વીકારે એ, આ યુગની જ ખૂબી છે. દુનિયા ખરું જોતાં તો પૈસાને જ પીછાને છે. સદ્‌ગુણો અને સદાચારનાં વખાણ એતો નિરાંતે બેઠા બેઠા ઊંચા સિદ્ધાંતોની વાતો કરવાના સાધનરૂપ જ છે. પ્રભુએ જેને પૈસો નથી આપ્યો તેને આબરૂ નથી, ઈજ્જત નથી, એમ માનનારા ગરીબોને અન્યાય નથી કરતા ? શું ઈજ્જત આબરૂનો ઈજારો ધનવાનોએ જ રાખ્યો છે ? શું ગરીબોએ ધનવાનોની દયા ઉપર જીવવાનું છે ? જાધવરાવની સરખામણીમાં મારી પાસે ધન ઓછું હશે તેથી શું એની સ્ત્રી મને હલકા કુળનો ધારે ? મારી આજની મનોદશા ઉપરથી હું ઈજ્જત અને આબરૂવાળા નિર્ધન માણસોને વારંવાર અપમાનથી કેવી વેદના થતી હશે તેની કલ્પના કરી શકું છું " એવા એવા વિચારોના વમળમાં માલોજી ગોથાં ખાધા જ કરતો હતો. આવા વિચારોથી માલોજી તદ્દન નાસીપાસ તો થયો હતો પણ એને ઈશ્વર ઉપર અચળ શ્રદ્ધા હતી. " શું ઈશ્વરના દરબારમાં પણ પક્ષપાત હશે ? અને ત્યાં નિર્ધનને માટે બારણાં બંધ રાખ્યાં હશે ? ના, ના, એ તો દીનદયાળ જ છે. માણસની ખરી કસોટી કરવા માટે જ ઈશ્વર એને નિર્ધન દશામાં નાખતો હશે. દુનિયા દીનની કદર કરે કે ન કરે તોપણ પ્રભુને ત્યાં તો દરેકના કૃત્યોની કિંમત સાચી અંકાય છે. પ્રભુ સર્વનો વાલી છે. ઈશ્વર ઉપરના દૃઢ વિશ્વાસની કસોટી, નિર્ધનદશામાં જ થાય છે." આવા વિચારો એની નાહિંમતને દૂર કરતા હતા.

## ૪. માલોજીની મદદે શ્રી ભવાની—વેવિશાળની પહેલાં ના પછી હા.

મહાળસાબાઈના ગર્વની વાત માલોજીએ જાણી. મહાળસાબાઈના વલણથી અને જાધવરાવના વર્તનથી માલોજીરાવને બહુ લાગી આવ્યું. ધન, સંપત્તિ, અધિકાર અને સત્તાના જોરથી મહાળસાબાઈને ગર્વ ચઢ્યો છે એ માલોજી જાણતા હતા પણ " નાળનાં ગાડાં નાળમાં નથી રહેતાં " એ વાક્યમાં માલોજીરાવ પૂર્ણપણે માનતા હતા. ભોંસલે કુટુંબનું ભાવી ઉજ્જ્વળ છે એની એમને સંપૂર્ણ ખાત્રી હતી.

આવા સંજોગોમાં પણ માલોજી નાસીપાસ થઈ હાથ હેઠા નાખીને બેસી રહે એવા નબળા મનના નહતા; પણ માનસિક નબળાઈએ માલોજીને ઝપાટામાં લીધા હતા. એમને થયેલા અપમાનથી લાગી આવ્યું અને ગ્લાનિ પણ થઈ.

આ બનાવ બન્યા પછી થોડે દિવસે માલોજી ભોંસલે શ્રીભવાનીના દર્શન માટે અહમદનગરથી તુળજાપુર ગયા અને પોતાના દીકરા સિંહાજીનું વેવિશાળ લખુજી જાધવરાવની દીકરી જોડે કરવાની જે ખટપટ ચાલી રહી હતી તેમાં યશ આપવા માટે શ્રીભવાની દેવીની માલોજીએ પ્રાર્થના કરી. જે દિવસે માલોજી ભોંસલેએ તુળજાપુરની ભવાનીની પોતાને યશ આપવા માટે પ્રાર્થના કરી તે જ રાત્રે શ્રીભવાની દેવીએ માલોજીરાવને સ્વપ્નમાં દર્શન દીધાં અને માલોજીરાવને હિંમત આપી. દેવીએ માલોજીને આશીર્વાદ આપ્યા, માલોજીની મનકામના સિદ્ધ થશે એવું વચન આપ્યું અને જ્યારે જ્યારે આફત અને સંકટ આવે ત્યારે ત્યારે માલોજીની પત સાચવી તેને મદદ કરવાનું વચન આપ્યું.

માલોજીરાવને આ બનાવથી ભારે હિંમત આવી અને સિંહાજીનું લગ્ન જીજાબાઈ જોડે કરવાના પ્રયત્નોમાં એ મક્કમ બન્યા અને એ માટે એમણે ભગીરથ પ્રયત્ન આદર્યા. કહ્યું, કહેવડાવ્યું અને સમજાવ્યા પણ કેમે કરી જાધવરાવ માને નહિ. માલોજી હવે તો થાક્યા અને આખરનો એક જ ઉપાય અજમાવવાનો એમણે વિચાર કર્યો.

## ૫. સિંહાજીનાં લગ્ન.

તે જમાનામાં અહમદનગરની બાદશાહતમાં બાદશાહનું ધ્યાન ખેંચવા માટે દ્વંદ્વયુદ્ધની પ્રથા બહુ પ્રચલિત હતી. જ્યારે જ્યારે કોઈને રાજાનું ધ્યાન ખેંચવું હોય અથવા પોતાના ગૂંચવાડાનો આખરનો ફેંસલો કરી લેવો હોય અથવા જ્યારે જ્યારે કોઈને પોતાની સ્થિતિ અસહ્ય થઈ પડે અને તેમાંથી રસ્તો કાઢવા માટે બાદશાહને વિનવવા હોય ત્યારે ત્યારે દ્વંદ્વયુદ્ધ જાહેર કરવામાં આવતું. માલોજીરાવ ભોંસલેએ દ્વંદ્વયુદ્ધ માટે લખુજી જાધવરાવને પડકાર કર્યો. અહમદનગરના બાદશાહ મુરતુઝા નિઝામશાહ બીજાને આ વાતની ખબર પડી અને તેણે આ બન્ને બાદશાહી અધિકારીઓને પોતાની રૂબરૂમાં બોલાવ્યા અને માલોજીરાવને પડકારનું કારણ પૂછ્યું. માલોજીરાજા ભોંસલેએ જણાવ્યું કે "મારા પુત્ર સિંહાજી જોડે પોતાની પુત્રી જીજાબાઈને પરણાવવાનું લખુજી જાધવરાવે કહ્યું હતું છતાં હવે એ ફરી જાય છે." જાધવરાવે જવાબમાં જણાવ્યું કે એવી મતલબના શબ્દ એમણે ઉચ્ચાર્યા હતા એ વાત ખરી છે પણ તે માત્ર મશ્કરી અને વિનોદમાં એમણે કહ્યું હતું. વધુમાં એમણે કેટલીક બાબતો બાદશાહને જણાવી તે ઉપરથી બાદશાહ ભેદ પામી ગયો અને લગ્નનો સંબંધ ભાંગી પડવાનાં કારણો પણ એણે જાણી લીધાં. માલોજી ભોંસલેની બહાદુરી, બાહોશી અને હિંમત ઉપર બાદશાહ આફરીન હતો. એમનું શૌર્ય અનેક વખતે જોઈને અને સાંભળીને તેમના ઉપર બાદશાહ પ્રસન્ન થયો હતો તેથી માલોજીરાવ અહમદનગર દરબાર છોડીને કોઈ બીજા રાજ્યમાં જઈને નોકરી કરે એ બાદશાહને ગમતી વાત ન હતી તેથી તેમણે લખુજી જાધવરાવને ખૂબ સમજાવ્યો, મનાવ્યો, અને આખરે માલોજીરાવના છોકરા સિંહાજીને પોતાની દીકરી જીજાબાઈ પરણાવવાનું વચન બાદશાહે જાધવરાવ પાસેથી લીધું. જાધવરાવ તથા તેમની પત્ની મહાળસાબાઈને મનમાં ઓછું ન આવે અને વેવાઈ પોતાના તોલનો નથી એવું છતાં બાદશાહના દબાણથી વેવિશાળ કરવું પડે છે એવું એમને ન લાગે એ હેતુથી બાદશાહે માલોજીરાવનો અધિકાર અને હોદ્દો વધાર્યો. માલોજીરાવને બાદશાહે ૫૦૦૦ ઘોડે સવારનો સ્વામી "પંચહજારી" બનાવ્યો અને લશ્કરના નિભાવ માટે માલોજીને પુના અને સૂપા ગામ આપ્યાં અને ચાકણ કિલ્લાનો કિલ્લેદાર બનાવ્યો. ગ્રહદેવની મહેર નજરથી માલોજી રાજા ઉપર બાદશાહની કૃપા થઈ અને માલોજીનું તકદીર ખૂલી ગયું. સંજોગો બદલાયા અને હવે પુના, સૂપા અને જુન્નર પરગણાના માલીક, અહમદનગર દરબારના પંચ-

હજારી સરદાર, શિવનેરી અને ચાકણ કિલ્લાઓનો કિલ્લેદાર, રાજા માલોજીરાવ ભોંસલેના પાટવી પુત્ર સિંહાજીની સાથે પોતાની દીકરી જીજાબાઈને પરણાવવા લખુજી જાધવરાવ તૈયાર થયા. બાદશાહે આ લગ્નના સંબંધમાં જાધવરાવનું મન તો મનાવ્યું જ હતું. જાધવરાવે પોતાની પત્ની મહાળસાબાઇને સમજાવી. મહાળસાબાઈએ જીદ્દ મૂકી દીધી અને શક ૧૫૨૭ માગશર સુદી, ૫ વિશ્વાવસુ નામ સંવત્સરે ઈ. સ. ૧૬૦૪ એપ્રિલ માસમાં સિંહાજીનું લગ્ન તેના ૧૦ મા વરસમાં ૯ વરસની જીજાબાઈ જોડે બહુ ધામધૂમ અને ભારે ઠાઠમાઠથી થયું. લગ્ન મંડપની શોભામાં વૃદ્ધિ કરવા માટે અને પોતાના માનીતા બન્ને સરદારોને સંતોષ આપવા માટે અહમદનગરના બાદશાહે પણ આ માંગલિક સમારંભમાં હાજરી આપી હતી.

## ૬. સિંહાજીનું શૌર્ય અને ભાતવડીનો સંગ્રામ.

માલોજી રાજા ભોંસલેએ નિઝામશાહી બાદશાહતની પંદર વરસ સુધી મનસબદાર તરીકે બહુ વફાદારીથી સેવા કરી. નિઝામશાહીના બાદશાહે માલોજી રાજાને ભારે મનસબદારી આપી એનું માન દરબારમાં વધાર્યું એ વાત એમના વેવાઈ લખુજી જાધવરાવને ગમતી ન હતી. જાધવરાવ હંમેશ માલોજીરાવની ઈર્ષા કરતા. એમને ઉતારી પાડવાના પ્રયત્નો પણ થતા છતાં પણ માલોજી બહુ મળતાવડા સ્વભાવના, સાદા, ચતુર અને કુશાગ્ર બુદ્ધિના હોવાથી એ વધારે ને વધારે લોકપ્રિય થતા ગયા. માલોજી રાજાએ પોતાના પુત્ર સિંહાજીને યોગ્ય તાલીમ આપવાનું કામ તો ક્યારનુંયે શરૂ કરી દીધું હતું. તે પોતાની સાથે પોતાના પુત્ર સિંહાજીને દરબારમાં, લડાઈઓમાં, રાજકારણમાં અને વ્યવહારની બાબતમાં સાથે રાખતા. સિંહાજી ચાલાક હોવાથી જે જે બનતું તે બરોબર સમજી લેતો. આવી રીતે પિતા તરફથી સિંહાજીને જિંદગી સફળ કરવા માટે સુંદર તાલીમ મળી હતી. માલોજી રાજા ભોંસલે ઈ. સ. ૧૬૧૯ શક ૧૫૪૧ માં પોતાની ૭૦ વરસની ઉંમરે લડાઈમાં લડતા રણમાં પડ્યા. માલોજી રાજા રણમાં પડ્યા ત્યારે સિંહાજીની ઉંમર ૨૫ વરસની હતી. આસરે ૧૨ વરસ સુધી સિંહાજીએ પિતા પાસે તાલીમ લઈ પોતાનું રાજકીય જીવન ઘડ્યું હતું. બાપના જીવતાં જ આ પરાક્રમી પુત્રે પોતાના પરાક્રમોથી નિઝામશાહી બાદશાહતને છક કરી દીધી હતી.

ઈ. સ. ૧૬૨૦ માં મુગલ લશ્કર અને મલિકંબર વચ્ચે ભારે યુદ્ધ થયું. આ યુદ્ધમાં સિંહાજીએ ભારે શૌર્ય અને પરાક્રમના કૃત્યો કર્યાં. મલિકંબરનો પરાજય થયો, પણ નિઝામશાહી બાદશાહતમાં સિંહાજીના શૌર્યનાં ખૂબ વખાણ થયાં અને એની કીર્તિ વધી. સિંહાજીના શૌર્યથી ખુશ થઈ નિઝામશાહીના મલિકંબરે માલોજીના મરણ પછી આસરે દોઢ વરસ બાદ બાપની મનસબ બેટાને આપી.

માલોજીના મરણ પછી મલિકંબરે મુગલોના બહાણપુરને ઘેરો ઘાલ્યો. આ ઘેરામાં સિંહાજીએ અજબ શૌર્ય અને ચપળતા બતાવ્યાં. નિઝામશાહીમાં સિંહાજીનું માન વધતું ગયું અને તેથી જાધવરાવની ઈર્ષા પણ વધતી ગઈ.

શક ૧૫૪૫ ઈ. સ. ૧૬૨૩ માં સિંહાજીને જીજાબાઈથી શંભાજી નામનો પુત્ર થયો. જમાઈ સિંહાજીની વધતી જતી કીર્તિ જાધવરાવ ખમી શક્યા નહિ. સસરા જમાઈનાં દિલ ઊંચાં થયાના સમાચાર બિજાપુરના બાદશાહને મળ્યા. તેનો લાભ લેવા માટે બિજાપુરવાળાએ પ્રયત્ન કર્યો. બિજાપુર-વાળાએ જાધવરાવને ફિતૂર કરી પોતાના પક્ષમાં લીધો. જાધવરાવ હવે બિજાપુર દરબારમાં જોડાયા. દિવસો જતા ગયા તેમ તેમ સિંહાજી રાજા ભોંસલે મુરતુઝા નિઝામશાહના દરબારની પ્રીત વધારે ને વધારે મેળવતો ગયો. થોડા દિવસ પછી અહમદનગરનો બાદશાહ મરણ પામ્યો. એને બે સગીર છોકરા હતા. મોટો આઠ વરસનો અને નાનો ૭ વરસનો. આ છોકરાઓનું હિત સાચવીને કારભાર કરે એવો કારભારી નીમવાનો સવાલ ઊભો થયો. છોકરાઓની મા બેગમ સાહેબાને આ બાબતમાં ગૂંચ પડી. કોના ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખવો અને કોને કારભારી નીમવો એ નક્કી કરવાનો નાજુક સવાલ

બેગમ સાહેબ આગળ ઊભો થયો. બેગમ મુંઝવણમાં પડી. તે વખતે નિઝામશાહીમાં શાબાજી અનંત નામનો બહુ ચતુર અને ડાહ્યો દરબારી હતો. એ બાદશાહી કુટુંબને અતિ વફાદાર હતો. એણે બેગમ સાહેબાનો પણ પૂરેપુરો વિશ્વાસ મેળવ્યો હતો. બેગમ સાહેબાએ આ નાજુક પ્રશ્નમાં શાબાજી અનંતની સલાહ માગી અને પૂછ્યું કે આ સંજોગોમાં બાદશાહતની આબરૂ સાચવી છોકરાઓનું હિત જાળવે એવો કયો સરદાર છે કે જેને કારભારી નીમી શકાય? શાબાજી અનંતે જણાવ્યું કે સર્વે બાબતો અને સંજોગો ધ્યાનમાં લેતાં આ વખતે સિંહાજીરાજાને કારભારી પદ આપવામાં આવે તો જ બાદશાહતની આબરૂ જળવાશે અને છોકરાઓનું હિત સચવાશે. બેગમ સાહેબાએ શાબાજીની સલાહ માની અને રાજા સિંહાજીને કારભારી નીમ્યો. બેગમસાહેબાએ પછી સિંહાજીને વજીરીનાં વસ્ત્રો આપ્યાં અને "રાજા"ને બદલે હવે સિંહાજીના નામ પહેલાં "મહારાજા" શબ્દ લખાવા લાગ્યો. સિંહાજી રાજા ભોંસલેને શાબાજી અનંત કારભારના કામમાં બહુ મદદ રૂપ નીવડ્યો હતો. સિંહાજી વજીરીનું કામ બહુ કાળજીપૂર્વક અને પુરેપુરી વફાદારીથી બજાવતા હતા છતાં દરબારના કેટલાક સરદારોને તેમની ઈર્ષા થઈ, સિંહાજી માટે દરબારીઓમાં તેજોદ્વેષના ભડકા ભભૂકવા લાગ્યા.

## ભાતવડીનો રણસંગ્રામ

મહારાષ્ટ્રના ઇતિહાસમાં ભાતવડીનો રણસંગ્રામ બહુ મહત્ત્વનો છે. શક ૧૫૪૬ ઈ. સ. ૧૬૨૪માં મુગલ સરદાર લશ્કરખાનની સરદારી નીચે મુગલ લશ્કર અને તેની મદદમાં મુલ્લાબાબાની સરદારી નીચે બિજાપુરનું લશ્કર એમ બન્ને ભેગાં મળી અહમદનગર ઉપર ચડાઈ લઈ આવ્યાં. નિઝામશાહી લશ્કરના સરદાર મલિકંબર હતા. આ ત્રણે લશ્કરો વચ્ચે અહમદનગર નજીક ભાતવડી ગામે રણસંગ્રામ જામ્યો. આ લડાઈ વખતે નિઝામશાહી સેનાપતિ મલિકંબર ૭૮ વરસનો ઘરડો હતો. આ બુઢ્ઢો તો ફક્ત નામનો જ સરદાર હતો. લડાઈનો બંદોબસ્ત, વ્યૂહ રચના, લશ્કર વ્યવસ્થા વગેરે સર્વ કામ જુવાન સિંહાજી ઉપર જ નાખવામાં આવ્યું હતું. સોંપવામાં આવેલાં કામ સિંહાજી રાજાએ બહુ સંતોષકારક રીતે પાર પાડયાં. ખરું જોતાં આ સંગ્રામમાં નિઝામશાહીનો ખરો સેનાપતિ તો સિંહાજી જ હતો. આ યુદ્ધમાં સિંહાજીએ ઠેકઠેકાણે દુશ્મન દળને તોબા પોકરાવી પોતાનું ખરું પાણી બતાવ્યું હતું. શક ૧૫૪૦ એટલે ઈ. સ. ૧૬૧૮માં નર્મદા પારના માંડવગઢની ચડાઈમાં અને શક ૧૫૪૨ એટલે ઈ. સ. ૧૬૨૦ માં બહાણપુરના ઘેરામાં સિંહાજી સિંહ બનીને ઘૂમ્યો હતો, સિસોદિયા રજપૂતનું ખરું જોર એણે ત્યાં જણાવી દીધું હતું. પણ આજસુધી લડેલી અનેક લડાઈઓનાં અનુભવ અને અનેક ઘેરાની યુક્તિ પ્રયુક્તિની મળેલી માહિતી કામે લગાડી સિંહાજીએ ભાતવડીના રણસંગ્રામમાં તો પરાક્રમ અને સમર કૌશલ્યની હદ વાળી. ભલભલા કસાયલા અને અનુભવી, જેમની મૂછો ઉપર લીંબુ ઠરે એવા યોદ્ધાઓ પણ આ જુવાન સિંહાજીનાં પરાક્રમથી છક થઈ ગયા. સિંહાજી એક અસાધારણ અને અસામાન્ય યોદ્ધો છે અને વ્યૂહરચનામાં એક્કો છે એની ભાતવડીના સંગ્રામમાં બધાની ખાત્રી થઈ ગઈ. મુગલ અને બિજાપુર દરબારના પક્ષના ઘણા યોદ્ધાઓને સિંહાજીએ કેદ પકડ્યા. આ લડાઈમાં બિજાપુરનો સરદાર રણદુલ્લાખાન પણ સિંહાજીના હાથે કેદ પકડાયો. આ રણદુલ્લાખાનને નિઝામશાહીમાં લશ્કરી અમલદાર તરીકે સિંહાજીએ એની ઇચ્છા હોવાથી રાખી લીધો. આ રણદુલ્લાખાન અને સિંહાજીને સ્નેહ થયો અને આ બન્નેનો સ્નેહ આખર સુધી ટક્યો હતો. મુગલ અને બિજાપુરના લશ્કર ઉપર નિઝામશાહી લશ્કરે બહુ જબરો હુમલો કર્યો. બન્ને પક્ષના ચુનંદા લડવૈયાઓ રણે ચડ્યા હતા. આખરે નિઝામશાહી લશ્કર બન્ને લશ્કરને પાછા હઠાવવામાં ફળીભૂત થયું. નિઝામશાહી યોદ્ધાઓના સખત માર આગળ સામા પક્ષના સિપાઇઓ ન ટકી શક્યા અને ઉભી પૂંછડીએ નાસવા લાગ્યા. દુશ્મન દળમાં ભંગાણ પડ્યું અને નાસતા સિપાહીઓ જ્યાં જગ્યા મળી ત્યાં ભરાયા અને જેમનાથી નસાયું તે તો જીવ લઇને નાઠા. લશ્કર ભાગતું હતું, લોકો નાહિંમત બન્યા હતા, છતાં બિજાપુર દરબારનો સરદાર

જોહરખાન પહેલે ફટકે એમ સહજમાં હિંમત હારે તેવો ન હતો. નાસતા લશ્કરને જોહરખાને થોભાવવાનો પ્રયત્ન કર્યો. બની શક્યા તેટલાને ભેગા કરી જોહરખાને નિઝામશાહી લશ્કરનો સામનો કર્યો. જોહરખાને હિંમત બતાવી વિખરાયેલું અને વીખૂટું પડેલું લશ્કર ભેગું કર્યું, બની શકે તેટલી વ્યવસ્થા કરી અને આગળ વધ્યો પણ સિંહાજીની સિંહ ફાળ આગળ જોહરખાનના જવાહિરનું પાણી ઉતરી ગયું. આ ખૂનખાર લડાઈમાં દુશ્મનનું બળ બહુ હોવા છતાં સિંહાજીની વ્યૂહરચના અને સમરચાતુર્યને લીધે નિઝામશાહીને જય મળ્યો.

મુરતુઝા નિઝામશાહ અને તેની મા બેગમ સાહેબાને આ વિજયની વધામણીથી અને સિંહાજીના પરાક્રમ સાંભળીને ભારે આનંદ થયો. નિઝામશાહી દરબારમાં મુરતુઝા નિઝામશાહે ભાતવડીની જીત માટે સિંહાજીનાં વખાણ કર્યાં અને જીતનું માન સિંહાજીને આપ્યું. સિંહાજીની નિઝામશાહી દરબારમાં ચડતી કળા જોઈ ઘરડા મલિકંબરને ઈર્ષા થઈ. ભાતવડીના યુદ્ધમાં સમરભૂમિ ઉપર બતાવેલી બહાદુરીને પરિણામે મલિકંબર ઈર્ષાવશ થઈ સિંહાજીનો વિરોધી બન્યો.

નિઝામશાહી દરબારનો રાજકારભાર બહુ બાહોશી અને કાબેલિયતપણે ચલાવ્યો તેથી સિંહાજીનો દરજ્જો વધ્યો અને નિઝામશાહ તથા તેની મા બેગમ સાહેબાની કૃપા સિંહાજી ઉપર થઈ તેથી સિંહાજીના સસરા લખુજી જાધવરાવને જમાઈ સિંહાજી માટે ઈર્ષા ઉભી થઈ. એવી રીતે સિંહાજીના શૌર્ય અને સદ્‌ગુણોએ એને માથે ઇર્ષાને વશ થયેલા મલિકંબર અને લખુજી જાધવ એવા બે દુશ્મનો ઉભા કર્યા. સિંહાજીના જીવનમાં એમજ થતું આવે છે.

દીર્ઘદૃષ્ટિ અને યુદ્ધકલાના પ્રવીણ સેનાપતિઓ, વિજય પામેલા લશ્કર પાસેથી વધારે કામ લેવું હોય તો, સૈન્યનો વિજયમદ ઉતરતાં પહેલાંજ તે લશ્કરને આગળ ને આગળ ધપાવે છે. વિજયના જુસ્સામાં થાકેલું લશ્કર પણ ખૂબ સુંદર લડી શકે છે, એમ યુદ્ધના અનુભવીઓનો અભિપ્રાય છે. લશ્કર જ્યારે વિજય પામેલું હોય છે ત્યારે તેના સિપાઈઓમાં જીતનો જુસ્સો હોય છે તેનો લાભ સ્થિતિ, સંજોગો, અને કાળ અનુકૂળ હોય તો કાબેલ સેનાપતિ લેવા ચૂકતો નથી. ભાતવડીની જીત પછી મલિકંબરે જીતેલા લશ્કરને બિજાપુરના મુલક ઉપર લઈ જવાનો વિચાર કર્યો અને સિંહાજી તથા તેના પિતરાઈ ભાઈ ખેલોજી ભોંસલેને પોતાની સાથે લઈ શક ૧૫૪૭ એટલે ઈ. સ. ૧૬૨૫માં મલિકંબરે બિજાપુરના મુલક ઉપર ચડાઈ કરી. ચડાઈ કરવા લશ્કર ચાલ્યું જતું હતું, તેવામાં રસ્તામાં સોલાપુરનું ભૂઈકોટ નજરે પડયું તે કબજે કર્યું. ભૂઈકોટ લીધા પછી એ જ લશ્કરે બિજાપુરના ઈબ્રાહીમ આદિલશાહે વસાવેલું નવરસપુર બાળી નાખ્યું. આ ચડાઈમાં પણ સિંહાજીએ ખૂબ શૌર્ય બતાવ્યું. સિંહાજીનું વધતું જતું તેજ મલિકંબર અને તેના બગલબચ્ચાઓ ખમી શકતા નહતા. એ બધા તેજોદ્વેષને વશ થયા અને તેથી સિંહાજીને નિઝામશાહની નજરમાંથી ઉતારી પાડવાના હેતુથી મુરતુઝા નિઝામશાહને એમણે વારંવાર ખેલોજી ભોંસલે એકલાના જ પરાક્રમની વાતો કરવા માંડી અને સિંહાજીનું નામ બાદશાહને કાને પરાક્રમની બાબતમાં ન જાય એવી ગોઠવણ મલિકંબરના મળતિયાઓએ કરી અને એમની એ બાજીમાં એ ફાવ્યા પણ ખરા. સિંહાજીની વ્યૂહરચના અને દીર્ઘદૃષ્ટિથી મલિકંબર વિજય મેળવી પાછો ફર્યો ત્યારે મુરતુઝા નિઝામશાહે સિંહાજીના પરાક્રમની બીલકુલ કદર ન કરી અને વિજયનું માન ખેલોજી ભોંસલેને આપ્યું. ખેલોજીને માન આપ્યું તેથી નહિ પણ બાદશાહે પોતાના શૌર્યની, પરાક્રમની અને શિરસટ્ટે બજાવેલી સેવાની જરાપણ કદર આ વખતે ન કરી તેથી સિંહાજીને દિલમાં લાગી આવ્યું. જાધવરાવ અને મલિકંબર તો સિંહાજીના વિરોધી બન્યા હતા અને આ વિજય પછી ખેલોજી ભોંસલે અને ખુદ મુરતુઝા નિઝામ બાદશાહનું વલણ પણ વિરુદ્ધનું જોયું એટલે સિંહાજીનું દિલ નિઝામશાહની નોકરી ઉપરથી ઊઠી ગયું. પોતાના સસરાનો અને ઘરડા મલિકંબરનો વિરોધ ખમી શકે એટલી શક્તિ સિંહાજી ધરાવતો હતો પણ માલીક મુરતુઝા સાથે વિરોધ અને ઘરમાં પિતરાઈ ભાઈ સાથે દિલ ઊંચાં થયાં એ

સ્થિતિ સિંહાજીને જરા પણ ગમી નહિ. એને હવે નિઝામશાહીમાં ઠીક નથી એમ જ લાગવા માંડ્યું. જે સ્થળે સત્તા ભોગવી, જે દરબારમાં માન પામ્યા, જે રાજ્યમાં કદર થઈ, તેજ ઠેકાણે અન્યાય થાય તો આબરૂદાર માણસ સ્થળત્યાગનો જ વિચાર કરે તે મુજબ સિંહાજીએ નિઝામશાહીમાંથી પોતાનો પગ કાઢવાનો વિચાર કર્યો.

## ૭. બિજાપુરની મનસબ અને બાપબેટીના મેળાપ.

ગમે તેવાં અપમાન થાય, ગમે તેટલા ધક્કા પડે, ગમે તે પ્રકારે ઠેકડી કરવામાં આવે અને આબરૂને ધોકો લાગે એવું વર્તન પોતા પ્રત્યે બાદશાહ અને તેના માનીતા દરબારી કરે તો પણ સત્તા, સમૃદ્ધિની લાલચે અપમાન સહન કરીને પણ પોતાની નોકરીને ચોંટી રહે એવો લાગણીશૂન્ય સિંહાજી ન હતો. એ પરાક્રમી પુરુષ હતો, એના કાંડામાં બળ હતું. લાત મારી પાણી કાઢે એવો પ્રભાવશાળી યોદ્ધો હતો. માત્ર પેટની ખાતર માન વેચીને રોટલો લેનાર નમાલાઓમાં સિંહાજીની ગણત્રી એનો દુશ્મન પણ કરે એમ ન હતુ. ઝીણી નજરથી ઊંડો વિચાર કર્યા પછી સિંહાજીએ નિઝામશાહીને છેલ્લી સલામ ભરવાનું નક્કી કર્યું અને આત્મમાન અખંડ રાખવા ખાતર નિઝામશાહીને નવ ગજના નમસ્કાર કરી સિંહાજીએ નિઝામશાહી છોડી.

શક ૧૫૪૭ એટલે ઈ. સ. ૧૬૨૫ ના ચોમાસા પછી પોતાના સૈન્ય સાથે સિંહાજી બિજાપુર દરબારમાં દાખલ થયો. સિંહાજીની કીર્તિના ડંકા ચારે દિશામાં વાગી રહ્યા હતા. તે જમાનાના સત્તાધારી રાજા અને બાદશાહો સિંહાજીના પરાક્રમથી વાકેફ હતા. એટલે એવા પરાક્રમી અને પ્રભાવશાળી પુરુષને પોતાના દરબારમાં રાખવા સૌ કોઈ રાજી હોય. બિજાપુર દરબારે સિંહાજીને બહુ આનંદથી સ્વીકાર્યો અને એના મોભાને શોભે એવી મનસબદારી એને આપી અને વધારામાં અક્કલકોટ વગેરે મુલકોની જાગીરી પણ આપી.

સમરાંગણમાં ઉપર સિંહાજીનું શૌર્ય બિજાપુરના સરદારોએ અનુભવ્યુ હતું અને એની વ્યૂહરચના, શક્તિ અને સમરકૌશલ્ય બિજાપુર દરબારમાં જાણીતાં હતાં. બિજાપુરના સરદારોને તો ખાત્રી જ થઈ ગઈ હતી કે મલિકંબરના તોલનો આ પુરુષ છે. મલિકંબરને પાંસરો કરી શકે એવો મહારાષ્ટ્રમાં તો સિંહાજી જ છે, એવી તે જમાનામાં બિજાપુરના દરબારીઓની ખાત્રી થઈ ગઈ હતી. મલિકંબરને મસળી નાંખવાનું કામ સિંહાજી જ બહુ સુંદર રીતે કરી શકશે એવી બિજાપુરના બાદશાહને ખાત્રી હતી તેથી તેણે સિંહાજીને પોતાની જાગીર પુના અને જુન્નરમાં રહીને મલિકંબરને દાબી દેવાનું કામ સોંપ્યું. સિંહાજીએ બહુ આનંદથી એ કામ ઉપાડી લીધુ. નિઝામશાહીના કારભાર ઉપર સિંહાજીએ ઝીણી નજર તો રાખી હતી જ. હવે એના ગયા પછી રાજ્યમાં શુ ચાલી રહ્યું છે તેની ઝીણી અને છૂપી તપાસ એણે શરૂ કરી. નિઝામશાહી દરબારની છૂપી બધી બાતમીઓ સિંહાજીને રજે રજ મળતી.

નિઝામશાહીમાં તો મુરતુઝા નિઝામશાહ, મલિકંબર અને ખેલોજી ભોંસલે એ ત્રિપુટીનો કારભાર ચાલી રહ્યો હતો. વખત આવે સંજોગો અનુકૂળ થાય અને એનો માન મરતબો સચવાય એવી સ્થિતિ થાય તો નિઝામશાહીમાં દાખલ થવાનો પણ સિંહાજીનો વિચાર હતો. સિંહાજી બરોબર જાણતો હતો કે એ જ્યારે નિઝામશાહીમાંથી નીકળી બીજે જશે ત્યારે જ એની ખરી કિંમતની નિઝામશાહીના દરબારીઓને ખબર પડશે. એ જાણતો હતો કે એ જ્યારે વચ્ચેથી ખસી જશે ત્યારે જ મલિકંબરનો સાંડસો નિઝામશાહને ખૂંચવા લાગશે, એ જાણતો હતો કે એ જ્યારે ખસીને બીજે જશે ત્યારે બેગમ સાહેબાને એના કામની કિંમત થશે. સિંહાજીની અટકળ તદ્દન સાચી પડી. સિંહાજી નિઝામશાહીની આ ત્રિપુટીની હિલચાલ બહુ બારિકાઈથી તપાસી રહ્યો હતો. વખત આવે અને નિઝામશાહીમાં પાછા ફરવા માટે સંજોગો અનુકૂળ થાય તો આ ત્રણમાંથી મુરતુઝા નિઝામશાહને ફોડવો એ સહેલું છે એવી

પણ એને ખાત્રી હતી. એણે જ્યારે જોયું કે બેગમસાહેબાનો વિશ્વાસ અને ભરોંસો એણે ગુમાવ્યો નથી અને પાછા નિઝામશાહીમાં જવું શ્રેયસ્કર છે ત્યારે સિંહાજીએ નિઝામશાહીમાં પાછો પગ પેસારો કર્યો. તે જમાનામાં તો મનસબદારો અને સરદારો ઉપરાઉપરી પોતાના દરબારો, માલીકો બદલતા. તે વખતે વારંવાર દરબારો બદલવામાં હલકાઈ મનાતી ન હતી. આ વખતે જાધવરાવ નિઝામશાહીમાં ન હતો. તેણે નિઝામશાહી છોડીને બિજાપુર બાદશાહતમાં પ્રવેશ કર્યો હતો અને ત્યાંથી એ મુગલ દરબારમાં દાખલ થઈ ગયો હતો. આ વખતે જાધવરાવ મુગલાઈમાં ૨૪૦૦૦ લશ્કરનો મનસબદાર હતો.

ઇ. સ. ૧૬૨૬ માં ઘરડો મલિકંબર પોતાની ૮૦ વરસની વૃદ્ધ ઉંમરે મરણ પામ્યો. મલિકંબરના મરણની વાત મુગલોએ જાણી એટલે એમણે નિઝામશાહીને સતાવવાનો ફરી પાછો વિચાર કર્યો. મુગલો અને બિજાપુરની બાદશાહતને લોઢાના ચણા ચવડાવનાર તરીકે મલિકંબર ગણાયો, પણ એ તો ફક્ત નામનો હતો. ખરું બળ, વ્યૂહરચના, અક્કલ, સમરકૌશલ્ય, અને ચાલાકી તો સિંહાજી રાજા ભોંસલેની હતી. મુગલો આ વાત સમજ્યા ન હતા. તેથી જ એમણે અનુમાન કર્યું કે મલિકંબરના મરણથી નિઝામશાહીનું ખરું બળ તૂટી પડયું અને નિઝામશાહી તદ્દન નિર્બળ બની ગઈ. આ વખતે પણ મુગલોએ નિઝામશાહીને નમાવવા માટે ભારે તૈયારી કરી હતી. આ વખતે મુગલોની સોડમાં સિંહાજીના સસરા સિંધખેડવાળા લખુજી જાધવરાવ ભરાયા હતા. જૂનાં વેર યાદ લાવી નિઝામશાહી નમાવવાનું કામ જાધવરાવે બહુ ઉલટથી હાથમાં લીધું હતું. લખુજી જાધવરાવ તથા મુગલો ચડાઈ કરીને અહમદનગર તરફ આવે છે, એ જ્યારે સિંહાજીએ જાણ્યું ત્યારે તેણે રાજ્યની શક્તિનો તોલ કર્યો અને મુરતુઝા નિઝામશાહ તથા બેગમ સાહેબાને સાથે લઈ કલ્યાણની નજીકના માહુલીના કિલ્લામાં રક્ષણ લીધું. મુગલોનું લશ્કર વધારે બળવાન છે તેથી આંધળિયાં કરી લશ્કરની ખરાબી કરવી તેના કરતાં કિલ્લામાં રક્ષણ લઈ દુશ્મનને થકવવાનું સિંહાજીએ આ સંજોગોમાં યોગ્ય ધાર્યું. કિલ્લો બહુ મજબૂત હતો અને જોઇતો બંદોબસ્ત પણ સિંહાજીએ કરાવ્યો હતો. બુરજ, કોટ, તથા દીવાલ વગેરેની મરામત પણ થઈ હતી. મુરતુઝા નિઝામશાહ અને બેગમ સાહેબાને લઈને સિંહાજી માહુલીના કિલ્લામાં ભરાયો છે એની ખબર જાસુસોએ જાધવરાવને પહોંચાડી એટલે જાધવરાવ મુગલ સૈન્ય સાથે મજલ દડમજલ કરતો આવ્યો અને એણે માહુલીના કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાની જેવી મજબૂતી હતી તેવો જ ઘેરો પણ મજબૂત હતો. યુદ્ધની ગોઠવણ અને વ્યવસ્થાની બાબતમાં સસરા જમાઈ એક બીજાને ટપે તેવા હતા. ઘેરાયલાઓને ગભરાવવાની કળામાં જાધવરાવ કુશળ હતો ત્યારે સિંહાજી કિલ્લામાં રહી બહારનાં સત્રો હલાવી બહારના દુશ્મનોને બેહાલ કરવાની યુક્તિમાં પાવરધો હતો. આ ઘેરો ૭ માસ સુધી ચાલ્યો. સિંહાજીએ કિલ્લામાં રહ્યે રહ્યે મુગલોને ખૂબ સતાવ્યા. નિઝામશાહી લશ્કર મુગલોની રસદ લૂંટી લેતા. અકસ્માત ઉપરા ઉપરી અણધારી બાજુએથી નાના નાના હલ્લા અને છમકલાં કરી મુગલ લશ્કરમાં અવ્યવસ્થા ઊભી કરતા. સિંહાજી કાચો ન હતો ત્યારે જાધવરાવ પણ પહોંચેલી માયાનો હતો. જાધવરાવે જોયું કે જ્યાં સુધી સિંહાજી કિલ્લામાં છે ત્યાં સુધી એ લાગ આવવા દે એમ નથી. સંખ્યા-બળ કે શરીરશક્તિથી આ ઘેરામાં વિજય મળે એમ નથી એની જાધવરાવને ખાત્રી થઈ એટલે એણે યુક્તિઓ શરૂ કરી. સિંહાજીને બેગમ સાહેબાથી દૂર કર્યા સિવાય બાજી પેશ જાય એમ નથી એવી પૂરેપુરી ખાત્રી જાધવરાવને થઈ અને એણે બેગમ સાહેબા સાથે સંદેશા શરૂ કર્યા. જાધવરાવે અનેક પ્રકારે બેગમ સાહેબાને ભોળવવાનો પ્રયત્ન કર્યો. સિંહાજીને લીધે જ નિઝામશાહીને નુકસાન થઈ રહ્યું છે, એ પ્રકારની વાતો બેગમ સાહેબાને કાને જાધવરાવે યુક્તિથી પહોંચાડી. બેગમ સાહેબ એક સ્ત્રીની જાત. જાધવરાવે મુત્સદ્દીપણે પાથરેલી જાળમાં બેગમ સપડાઈ. સિંહાજીને લીધે જ નિઝામશાહી ઉપર આફત આવેલી છે. આ બધી લડાઈઓ, સંગ્રામો અને ઘેરા, જાનમાલની ખુવારી અને રૈયતની નુકસાની એ બધાં સિંહાજીના વેર અને વિરોધનાં જ પરિણામ છે. સિંહાજીનો સંબંધ ન હોત તો

નિઝામશાહી ઉપર આજે કોઈ પણ જાતનું વાદળ આવત નહિ એવી એવી વાતો જાધવરાવે બેગમ સાહેબાને કાને પડે એવી ગોઠવણ કરી. જાધવરાવે ચલાવેલી અને ફેલાવેલી વાતો બેગમ સાહેબાને ગળે ઊતરી અને જાધવરાવ પોતાની મતલબમાં સફળ નીવડ્યો એ પણ સિંહાજી જાણી ગયો. જેને માટે સસરા સામે તલવાર ઉગામી છે, જેને માટે બળવાન શત્રુ સામે સામનો કરવા તૈયાર થયા છીએ, તે બેગમ સાહેબા જ જ્યારે કપટજાળમાં ફસાઈ ઇરાદાપૂર્વક ઉડાવવામાં આવતી વાતોનો ભોગ થઈ પડી છે, ત્યારે હવે લડાઈ કરી લોહી કોને માટે રેડવાં એ વિચારે સિંહાજીને બહુ દુખ થયું. બેગમ સાહેબા દુશ્મન સાથે બારોબાર સંદેશા ચલાવી રહી છે એ વાત સાંભળી સિંહાજી તદ્દન નાસીપાસ થયો. જે ગાદીની ઇજ્જત માટે લોહી રેડવાનાં અને માથાં કપાવવાનાં તે ગાદીના માલિક જ શત્રુ સાથે સંદેશા ચલાવે તો પછી એવા માલીક પાસે રહેવામાં કયે વખતે નાક કપાશે તેની ખબર સરખી પણ નહિ પડે તેથી સિંહાજીએ પોતાના કારભારી નારોપંત મજમુદારના ભાઈ બાળકૃષ્ણપંત હણમંતેને બિજાપુર દરબારમાં, 'સિંહાજી લશ્કર સાથે જોડાવા ખુશી છે' એવો સંદેશો લઈને મુરાર જગદેવ મારફતે બિજાપુર બાદશાહ તરફ મોકલ્યો (૧. **शिव दिग्वजय. पा. ४९**). સિંહાજીના મિત્ર રણદુલ્લાખાન બિજાપુરની બાદશાહતમાં સારી લાગવગ ધરાવતા હતા. સરદાર રણદુલ્લાખાન તથા મુરાર જગદેવની સલાહથી બાદશાહે સિંહાજીની સેવા સ્વીકારી અને ભારે માન સાથે એમને દરબારમાં આવવા આમંત્રણ મોકલ્યું. જે વખતે સિંહાજીએ પોતાના કારભારીને બિજાપુર દરબાર પાસે મોકલ્યો હતો તે વખતના સંજોગો દરબારનું આમંત્રણ આવ્યું તેના કરતાં તદ્દન જુદા હતા. આ વખત તો નિઝામશાહી ભારે આફતમાં હતી. આવે વખતે આ આમંત્રણ આવ્યું એટલે સિંહાજી ભારે ગૂંચવણમાં પડ્યો.

આ વખતે મુગલ સેનાને ટક્કર આપી રણમાં રગદોળે એવો વીર નિઝામશાહીમાં એકલો સિંહાજી જ હતો. સિંહાજીનું શૌર્ય જાધવરાવ બરોબર જાણતા હતા અને તેથી જ બેગમ સાહેબાનો બુદ્ધિભેદ કરી સિંહાજીને દૂર ખસેડી નિઝામશાહીને નમાવવાનો જાધવરાવનો ઘાટ હતો. આવે વખતે માલીકને છોડવો કે નહિ એ પ્રશ્ન ભારે વિકટ હતો. સિંહાજીને આ પ્રશ્ન ભારે દુખ દઈ રહ્યો હતો. પણ જ્યારે ખુદ બેગમ સાહેબા ખુલ્લે ખુલ્લું કહેવા લાગી કે સિંહાજીને લીધે બાદશાહતને ભારે નુકસાન પોહોંચે છે, અને એ જ્યારે સિંહાજીના પોતાના સાંભળવામાં આવ્યું ત્યારે સિંહાજીની ધીરજ ખૂટી ગઈ અને જ્યારે માલીકનું દિલ આપણે માટે આવું કલુષિત થયું છે ત્યારે નિઝામશાહીમાં રેહેવામાં માલ નથી એમ એને લાગ્યું અને નિઝામશાહી છોડવાનો નિશ્ચય કર્યો. સિંહાજીની લાગણી દુભાઈ હતી. એને ભારે અપમાન લાગ્યું છતાં પણ એ બધું ગળી ગયો અને માલીકની સ્થિતિ બહુ જ નબળી હોય ત્યારે તેને નિરાધાર ન કરવી એમ વિચાર કરી પોતાના ભાઈ શરફોજીને નિઝામશાહીની સેવામાં જ રાખી, સાચી વાત અને પોતાની લાગણી તથા દિલનું દુખ બેગમ સાહેબાને જણાવી સિંહાજી પોતાની ધર્મપત્ની જીજાબાઈને સાથે લઈ માહુલીના કિલ્લામાંથી નીકળી ગયો. સિંહાજી કિલ્લામાંથી નીકળી ગયાના સમાચાર જાધવરાવે જાણ્યા. જાધવરાવને તો જોઈતું હતું ને વૈદે કહ્યું. જાધવરાવે જોયું કે પોતે બિછાવેલી જાળમાં એ બેગમસાહેબાને આબાદ સપડાવી શક્યો છે. પોતાના પાસા સવળા પડ્યા તેથી જાધવરાવને વિજય મેળવવાની આશા બંધાઈ. સિંહાજીને આગળ વધવા દઈને જાધવરાવ તેને પકડવા માટે તેની પૂંઠે પડ્યો. સિંહાજી બિજાપુર તરફ કૂચ કરતો જતો હતો. રસ્તામાં તક સાધીને સિંહાજીએ મુગલોની રસદ લૂંટી. આ વખતે સિંહાજીની ધર્મપત્ની જીજાબાઈને ૮ માસનો ગર્ભ હતો. એ પણ સિંહાજીની સાથે ઘોડેસવાર થઈને માહુલીના કિલ્લામાંથી નીકળી કૂચ કરી રહી હતી. સિંહાજીનો પાટવી પુત્ર શંભાજી પણ સિંહાજીની સાથે જ હતો. પોતાની પૂંઠે સસરો જાધવરાવ સૈન્ય સાથે પડ્યો છે તેની ખબર સિંહાજીને હતી. "સિંહાજીને હવે જોતજોતામાં પકડી મુગલ સત્તા આગળ એને ખડો કરીશ," એ વિચારમાં જાધવરાવ પણ પોતાની કૂચ ઝડપથી કરી રહ્યો હતો.

## બાપ બેટીના મેળાપ

પુત્ર શંભાજી અને પત્ની જીજાબાઈને સાથે લઈને સિંહાજી માહુલીના કિલ્લામાંથી બહાર નીકળી બિજાપુર તરફ ચાલ્યો. આ ત્રણે જણ સાથેના સૈન્ય સહિત જુન્નર, પારનેર, કરકંબ, મંગળવેઢ વગેરે ઉપર થઈને માહુલીથી બિજાપુર જવાના હતા. સિંહાજી, શંભાજી, અને જીજાબાઈ એ ત્રણે જણ બહુ પાણીદાર ઘોડા ઉપર બેઠાં હતાં. સિંહાજી સાથે આ સવારીમાં પોતાના વિશ્વાસુ સરદારો અને ચુનંદા યોદ્ધાઓ પણ હતા. બધાએ પોતાના ઘોડા પૂરપાટ ચલાવ્યા હતા. થોડી મજલ કાપ્યા પછી ગર્ભવતી જીજાબાઈના પેટમાં ભારે દર્દ થવા લાગ્યું. હવે આવા સંજોગોમાં અને આવી સ્થિતિમાં જીજાબાઈને ક્યાં લઈ જવી એ ચિંતામાં સિંહાજી પડ્યા. આ મુશ્કેલીમાંથી શી રીતે પાર પડવું, શો રસ્તો કાઢવો એ સંબંધમાં સિંહાજી પોતાના માણસો જોડે વિચાર કરી રહ્યા હતા એટલામાં જ સિંહાજીને સમાચાર મળ્યા કે જાધવરાવ લશ્કર સાથે હલ્લો કરવા તદ્દન નજીક આવી પહોંચ્યા છે. સિંહાજીની મગજશક્તિ બહુ જબરી હતી. વિકટ સ્થિતિનો ખ્યાલ તરત જ મગજમાં લાવી બધી બાબતોનો વિચાર કરી બહુ જલદીથી એ નિર્ણય ઉપર આવી શકતા. સસરા જાધવરાવ લશ્કર સાથે લગભગ આવી પહોંચ્યાના સમાચાર સાંભળીને શું કરવું તેનો નિર્ણય સિંહાજીએ તરત જ કરી નાંખ્યો. અડચણ આવી પડે, અને ગૂંચવણ ઊભી થાય એવે અણીને પ્રસંગે પલકવારમાં તેનો વિચાર કરી નિર્ણય ઉપર આવી જવું એ ગુણ થોડા યોદ્ધાઓમાં હોય છે. સિંહાજીમાં આ ગુણ હતો અને તે એને ઘણી વખત કામ લાગ્યો છે.

સાથે ગર્ભવતી સ્ત્રી છે, ૮ માસ પૂરા થઈ ગયા છે, ઘોડા ઉપરની મુસાફરી છે, દૂર મજલ જવાનું છે, સ્ત્રીના પેટમાં ભારે દરદ ચાલી રહ્યું છે. આવા સંજોગોમાં શું કરવું તેનો વિચાર થઈ રહ્યો છે, એ વખતે સમાચાર આવે છે કે દુશ્મન પકડવા માટે તદ્દન નજદીક આવી પહોંચ્યો છે. આવી સ્થિતિ હોય ત્યારે માણસ કેવા ગૂંચવાડામાં પડી જાય છે, એની કલ્પના વાચકો કરી લેશે. હવે શું કરવું તેનો નિર્ણય, સ્થિતિ અને સંજોગોનો ખ્યાલ કરી પલકવારમાં સિંહાજીએ કરી લીધો. થોડા વિશ્વાસુ માણસો અને લશ્કરની એક ટુકડી જીજાબાઈના રક્ષણ માટે ત્યાં મૂકી અને પોતે લશ્કર સાથે આગળ કૂચ કરી. જીજાબાઈ વગેરે બધા થોભ્યાં. તેની નજીકમાં જ સિંહાજીનો શિવનેરી કિલ્લો હતો. સિંહાજીએ વિચાર કરી લીધો કે પાછળથી આવનાર દુશ્મન એનો પોતાનો સસરો છે અને એના હાથમાં જો સિંહાજી આવે તો એને એ પૂરો કરે એવો હતો. પણ પોતાની દીકરી જો હાથમાં સપડાઈ જાય, તો એને એ કોઈ જાતની હેરાનગતિ નહિ કરે એની એને ચોક્કસ ખાત્રી હતી. આ બધો વિચાર કરી પોતાના લશ્કર સાથે ઘોડો મારી મૂક્યો. સિંહાજી લશ્કર સાથે વીજળી વેગે આગળ વધતો જ હતો. સિંહાજીને ખાત્રી હતી કે જીજાબાઈ જ્યાં થોભી હતી ત્યાં પણ એ પૂરેપુરી સલામત હતી. સિંહાજીના ચાલ્યા ગયા પછી થોડી જ વારમાં જાધવરાવ પોતાના માણસો સાથે ત્યાં પહોંચ્યો. જમાઈ સિંહાજીને પકડવાની ભારે ઉલટથી જાધવરાવ ત્યાં આવી પહોંચ્યો હતો, પણ આવીને સાંભળ્યું કે સિંહાજી અત્રેથી લશ્કર સાથે આગળ ચાલી ગયો, પણ તેની પત્ની એટલે જાધવરાવની દીકરી જીજાબાઈ ભારે પેટે હોઈ પેટના દરદને લીધે અત્રે રોકાઈ છે. આ સાંભળી જાધવરાવ ભારે વિચારમાં પડ્યો. દીકરી અહીં અડચણમાં આવી પડી છે. દુશ્મન આગળ કૂચ કરતો જાય છે. દીકરી માટે રોકાઉં તો દુશ્મન ઘણું છેટું પાડી દેશે. ન રોકાઉં તો દુનિયાનો માર માથે રહેશે. જાધવરાવ આવા વિચારોમાં ગૂંચવાઈ ગયો હતો. નિર્ણય ઉપર આવી શકતો ન હતો એટલામાં એની સાથેના કેટલાક ડાહ્યા માણસોએ જાધવરાવને તે સમયે ખુલ્લે ખુલ્લું કહી દીધું કે "સિંહાજી રાજાનો સામનો કરવા ઇચ્છો છો. આપની પુત્રી જીજાબાઈએ કંઈ આપનો અપરાધ નથી કર્યો. આ વખતે આપ બીજા ત્રીજા વિચાર ન કરો. સિંહાજી રાજાની વર્તણુંક અને માલોજી રાજાના શબ્દો આ સમયે આપ યાદ ન લાવો. જીજાબાઈ ભોંસલે કુટુંબની છે એ વાત મગજમાંથી હાલને માટે કાઢી નાંખો એ આપની પુત્રી છે

એનો જ ફક્ત વિચાર કરો. જીજાબાઈ જાધવ કુટુંબની કન્યા છે એ આપથી કેમ ભૂલાય ? સિંહાજી રાજાના બીજા કોઈ દુશ્મનના હાથમાં એ સપડાય તો તેમાં આપણી પણ ઈજ્જતનો સવાલ છે. એને આવા સંજોગોમાં કેટલાં અને કેવાં કષ્ટ થશે એની આપ કલ્પના કરો. સરદાર સાહેબ આપ દીર્ઘ દૃષ્ટિ દોડાવો. છોરુ કછોરુ થાય પણ માવતર કમાવતર ન થઈ શકે. આપને તો દીકરી પ્રત્યે દરિયાવ દિલ રાખવું ઘટે. કદા દુશ્મનની સ્ત્રી આવી દશામાં હાથમાં સપડાય તો પણ તેના તરફ દયા બતાવી તેને ઘટતી મદદ કરવાનો આપણો ક્ષત્રિયનો ધર્મ છે તો આ તો આપના પેટની દીકરી, પેટનો ગોળો. એનો પૂરેપુરો બંદોબસ્ત કર્યા સિવાય આપનાથી એક ડગલું પણ આગળ ન દેવાય." જાધવરાવ આ વખતે બહુ બેચેન દેખાતા હતા. કપાળ ઉપરની કરચલી મનમાંની ચિંતા અને મગજમાંની ગૂંચની નિશાની હતી. સાથીઓએ કહેલી વાતો જાધવરાવને સાચી લાગી અને દીકરીને મળી, ઘટિત કરવા જાધવરાવ જીજાબાઈ પાસે આવ્યા. જાધવરાવ અને જીજાબાઈએ બન્નેએ એક બીજાને જોયાં. જીજાબાઈ આગળ આવી અને પિતાને પગે લાગી. પિતાએ જીજાબાઈને આશિષ આપી. આઠ માસની ગર્ભવતી જીજાબાઈ ઘોડાની સ્વારીથી તદ્દન થાકી ગયેલી અને પેટમાંના દર્દને લીધે પિડાતી હતી. પતિની પાછળ દુશ્મન લશ્કર માથે પડ્યો છે તેની ચિંતા અને આ બધી અડચણોથી આકુળવ્યાકુળ થઇ ગઈ હતી. આવી સ્થિતિમાં જીજાબાઈ પોતાના પિતા લખુજી જાધવરાવને મળી. બાપ બેટી મળ્યાં અને બન્નેની આંખોમાં આનંદાશ્રુ આવ્યાં. પિતાને જોઇને પુત્રીને હિંમત તો આવી અને તેણે બાપને વિજય ભરેલી ભાષામાં ઠપકે આપ્યો.

"પિતાજી ! આપે આ શું માંડ્યું છે ! જરા વિચાર તો કરો. કોની સામે શસ્ત્ર ઉગામ્યું છે તેનો નિરાંતે કદી વિચાર કર્યો છે ? આપે આપની એવી સ્થિતિ કરી મૂકી છે કે આપ જે કામ માટે હમણાં નીકળ્યા છો તેમાં વિજય પામશો તો પણ અપયશ મળવાનો છે અને હારશો તો પણ અપયશ જ મળશે. આપનો સંગ્રામ તો ભારે વિચિત્ર છે. આપની ફતેહમાં પણ આપને દુખ જ થવાનું છે. "રાજખટપટમાં બધુંયે ચાલે" એવું રાજ્યદ્વારી પુરુષો વારંવાર પોતાના બચાવમાં બોલ્યાં કરે છે પણ તેને કંઈ હદ છે કે નહિ ? આપ કોની પાછળ પડ્યા છો તેનો આપ શાંત ચિત્તે વિચાર નહિ કરો ? પિતાજી ! જેને પકડવા તમે ધમપછાડા કરી રહ્યા છો તેને પકડવાથી શું આપને આનંદ થશે ? આપની આગળ આ બોલવું મને ન શોભે એ હું જાણું છું પણ જ્યારે પિતા હદ ઓળંગે ત્યારે અન્યાય પામેલી પુત્રીને આવી રીતે પિતાને કહેવાનો હક્ક પ્રાપ્ત થાય છે એમ હું માનું છું. પિતાજી ! આપને આ નથી શોભતું બીજા કોઈ સરદારે આવું વર્તન કર્યું હોત તો મને ખાત્રી છે કે પિતાજી આપ તેને સમજાવવા જાત, પણ આપને કોણ સમજાવે ? આપના આ કૃત્યો માટે જગત શું કહેશે ? આપનાં આ કૃત્યો ભવિષ્યની પ્રજાને શો બોધ આપશે એનો આપે કોઈ દિવસ વિચાર સરખો કર્યો છે ? તેમને બદલે આપના હાથમાં હું આવી છું તો હવે શા માટે વિચાર કરો છો ? એમનું આપ જે કાંઈ કરવા ઇચ્છો છો તે મારું જ કરી નાખોને. પિતાજી ! ઇશ્વરની ગતિ ગહન છે. છઠ્ઠીના લખ્યા લેખ મિથ્યા નથી થવાના. એમના જીવનની લીલા પણ કંઈ વિચિત્ર જ છે. માણસની ચડતી થયે તેનાં સંકટો દૂર ભાગે છે, સંકટો નાસવા લાગે છે, ત્યારે એમની બાબતમાં તો કંઇ વિચિત્ર જ બની રહ્યું છે. એમની ચડતી જ એમના ઉપર ભારે સંકટો લાવે છે. એમણે સ્વપરાક્રમથી મેળવેલાં માન, ઈજ્જત, આબરુ, દરજ્જો એમના બરોબરિયા અને નાનાં-મોટાંઓ પણ નથી ખમી શકતાં. એમની ચડતી એમની ઈર્ષા કરનારની આંખમાં કાંટા સમી સાલે છે. પિતાજી આપ મુંઝવણમાં ન પડશો. એમને જે શિક્ષા કરવાની આપની દાનત હોય તે શિક્ષા હું ખમવા તૈયાર છું. દીકરી મરે ત્યારે માબાપ "એ તો સહીસલામત સૌભાગ્ય સાથે લઇને ગઈ" એમ બોલી અંતરને દિલાસો આપે છે એ શું પિતાજી આપ ભૂલી ગયા છો ? પિતાજી ! પિતાજી ! આપને આ અવળું સૂઝ્યું છે. આપ કોની પૂઠે પડ્યા છો તેનો જરા ઉંડો વિચાર કરો. હું આપની દયા નથી ઇચ્છતી. હું

આપની દયા ઉપર જીવવા રાજી નથી. હું આ બધું આપને કહી રહી છું તે તેમના બચાવ માટે નહિ પણ આપની આબરૂ સાચવવા કહી રહી છું. બચાવ માટે કંઇ આપને વિનંતિ ન હોય. બચાવ માટે સિસોદિયાઓની કમરે સમશેર સલામત છે. આપનાં કૃત્યોથી આપની આબરૂને બટ્ટો ન લાગે તે માટે હું આ બધું બોલી રહી છું. લાગણીવશ થઈને, ઇર્ષાને આધીન બનીને, ઓ પિતાજી! આપે વિચિત્ર વેગથી વહાણ હંકાર્યું છે પણ આપ માર્ગ ભૂલ્યા છો, અને ભારે ખડક ઉપર અથડાઈ ટીચાઇને એ વહાણના ચૂરેચૂરા થઈ જવાના છે. હું આપની પુત્રી છું તેથી મારી ફરજ સમજી આપના વહાણના સુકાનીને ચેતવણી આપવા માટે ખડક ઉપર દીવાદાંડીરૂપે ખડી થઈ છું. હું આપને ચેતવણી આપું છું. પિતાજી! આ અજ્ઞાન પુત્રીને ક્ષમા કરજો. પિતાજી! આ બધું આપને કહેવામાં હું નાને મોઢે મોટો કોળીયો લઈ રહી છું. હિંદુ ગૃહસ્થને દીકરી મરણના દુખ કરતાં......"

જાધવરાવે પુત્રીનું બોલવું પૂરેપુરૂં બહુ ધીરજથી સાંભળી લીધું. જાધવરાવને મનમાં ઘણું લાગી આવ્યું. પિતાએ પુત્રીના માથા ઉપર હાથ ફેરવ્યો અને આંખોમાં આંસું ભરાઈ આવ્યાં. જાધવરાવે પુત્રીને પાસે લીધી અને એની પીઠ ઉપર હાથ ફેરવીને બોલ્યો "બેટા! આ તો ઋણાનુબંધનો સવાલ છે. જે બનવાનું હતું તેતો બની ગયું. એક બિજાના દિલ ઉંચા થયાં અને વેર બંધાયું. હવે તો વેર વધતું જ જાય છે. હવે તો ફરજ બજાવે જ છુટકો છે. હું લાચાર છું જીજા! મારો ઇલાજ નથી. બેટા જીજા! તારે ક્યાં જવું છે તે તો તું મને જણાવ. તારે સિંધખેડા તારા પિયેર જવું હોય તો તને સત્વર સુરક્ષિતપણે ત્યાં પહોંચાડવાની હું ગોઠવણ કરી આપું. જીજા! બોલી દે. સંકોચ ન કર. બોલી દે બેટા તારે ક્યાં જવું છે?"

"પિતાજી! હું પણ આપની જ પુત્રી છું. આત્મમાનની બાબતમાં હું આપના કોઈથી ઉતરું એમ નથી. જે દિવસે આપે મને યાદવકુળમાંથી કાઢીને સિસોદિયા કુળમાં સોંપી તે દિવસથી જ હું આપની મટી ગઈ છું. સસરા જમાઇના મીઠા સંબંધને અંગેજ હિંદુ સ્ત્રીને પિયેર હોય છે. પ્રભુએ મારે નસીબે પિયેર નહિ લખ્યું હોય. નહિ તો આપને આવું ન સૂઝત મારા જન્મદાતા પિતા થઇને જ મારા સૌભાગ્યની સામે જે દિવસથી આપે તલવાર ખેંચી છે તે દિવસથી જ મને પિયેર તો પારકું થઈ પડ્યું છે. ફરજ સમજીને જમાઈની સામે સમશેર ઉગામનાર પિતાની પુત્રીને તો આવા સંજોગોમાં પણ પિયેર હરામ સમજવું જ શોભે. ગમે તે પ્રકારની અડચણ અથવા આફત આવે તો પણ પોતાના સૌભાગ્યના દુશ્મનના મહેલમાં મ્હાલવાનું કોઇપણ હિંદુ સ્ત્રી કોઇપણ આકરામાં આકરા સંજોગોમાં પણ પસંદ કરશે ખરી? પિતાજી! હિંદુ સ્ત્રીઓએ હજું હિંદુત્વ પૂરેપુરું ટકાવી રાખ્યું છે. હિંદુત્વનો જુસ્સો હજુ પણ હિંદુ સ્ત્રીઓમાં અણી શુદ્ધ નજરે પડશે. વધારે બોલાતું હોય તો પિતાજી! ક્ષમા કરશો. પણ એટલું તો આ અજ્ઞાન બાળા હૃદયથી આપને જણાવશે કે ચૂડા ઉપર હલ્લો કરનારને શરણે રક્ષણ લેવા જનાર સ્ત્રીને અમો ધિક્કારીએ છીએ. પછી હલ્લો કરનાર સ્નેહી હોય કે સગો હોય, ભાઈ હોય કે પુત્ર હોય કે સગો બાપ હોય. આપ જેવા પિતાની પુત્રીને તો પિયરનો મોહ એ ભારે પાપ થઈ પડે. પિતાજી! હું તો નબળાઈઓ અને ભૂલોથી ભરેલી છું. મને પણ સિંધખેડના મારા બચપણના સુખના દિવસો યાદ કેમ ન આવે? પણ પિતાજી આપના વર્તનથી સિંધખેડનાં વૈભવ અને સુખ મને કાંટા સમાન લાગે છે. અમો સ્ત્રીઓનાં સર્વે સુખો સૌભાગ્યમાં જ સમાયલાં સમજવાં. એમની ખાતર મને જંગલના કાંટા પણ મીઠા લાગે છે. હું ગમે તેવાં દુખો સહન કરીશ, અને વિપત્તિ વેઠીશ. એમની ખાતર તો હું આ ઝાડની નીચે દિવસોનાં દિવસો કાઢીશ. અડચણ પ્રસંગે હું ડુંગરોની બખોલોમાં રહીશ પણ મારા સૌભાગ્ય સામે સમશેર ઉગામનારને ત્યાં તો નહિ જ જઉં."

"જીજા! તું આ હઠ છોડી દે. તને આવી સ્થિતિમાં અહીં મારાથી કેમ મુકાય? જગત મને શું કહેશે? તું સિંધખેડ જાય તો કેવું સારું? મારી ચિંતા મટે અને તારી અડચણ પણ ટળે. તું જરા શાન્ત થા અને મારું માન."

"પિતાજી! જેમ જેમ હું શાન્ત ચિત્તે ઊંડો વિચાર કરું છું તેમ તેમ હું મારા વિચારોમાં વધારેને વધારે મક્કમ બનતી જાઉં છું. પિતાજી મને ક્ષમા કરો. મારો નિશ્ચય દૃઢ છે. મારો દૃઢ-નિશ્ચય આપને છોકરવાદપણું અને હઠ લાગશે. હું જાણું છું આપ મારા નિશ્ચયને હસી કાઢશો પણ મારો નાઈલાજ છે. હું મારા વિચારો નથી ફેરવી શકતી. નિરાંતે મારા શબ્દોનો વિચાર કરશો ત્યારે આપ એનું ખરું રહસ્ય જાણશો. મારા જેવા અજ્ઞાનને પિતાજી શું કામ વધારે બોલાવો છો. જગમાં મારા અપશકુન મનાય અને જીવતા હોવા છતાં મરેલી સ્થિતિમાં જીવવાની દશામાં મને મૂકવાનો આપ પિતા થઈને પ્રયત્ન કરી રહ્યા છો એ હું પૂરેપુરું જાણું છું એટલે મને પિયેર શી રીતે ગમે? આવી સ્થિતિ છે એટલે પિયેરનું પાણી મારે ગળે શી રીતે ઊતરે? આપ મને અહીં મૂકીને સુખેથી સિધાવો. નિરાધારનો આધાર, અનાથનો નાથ, દયાનો સાગર, ભગવાન મારી ભીડ ભાંગશે. ઈશ્વર મારો બેલી છે. આ જંગલમાં મને આવી સ્થિતિમાં મૂકી જતાં આપનું મન કચવાય છે એ હું સમજું છું. પણ પિતાજી! આ જંગલમાં સિંહ-વાઘ-વરુનો ભોગ થઈ પડવાનો પ્રસંગ આવશે તો તે સ્થિતિનો હું સુખેથી સ્વીકાર કરીશ. આ શરીર ઉપર વાઘ, વરુ હલ્લા કરે તેની મને જરાએ ફીકર નથી. મારે તો મારા ચૂડા, કંકુ અને મંગળસૂત્ર સહીસલામત રાખવાં છે. એ વાઘ વરુઓ મારો પ્રાણ લેશે, મને મારી નાંખશે પણ મારા સૌભાગ્યને ખંડીત નહિ કરી શકે. એવા ભયંકર પ્રાણીઓની ભૂલનો ભોગ થઈ પડવામાં મને ભારે દુખ નથી થવાનું. વાઘ, વરુ વખતે જીવ લેશે, પણ હિંદુ સ્ત્રીને માટે ભારેમાં ભારે દુખી સ્થિતિ જે મનાય છે તેમાં તો એ હિંસક પ્રાણીઓ મને નહિ મૂકી શકે. પિતાજી! મારી ફીકર કરનાર શ્રીશંકર સમર્થ છે. શ્રીજગદંબાની મારા ઉપર મહેર છે. કુલદેવી ભવાનીની કૃપા છે. આ શિવનેરીની શિવાઈ દેવી મારું રક્ષણ કરશે. પિતાજી! આપે મને બહુ શક્તિવાળા અને સમર્થ હાથમાં સોંપી છે એટલે મને અહીં કોઈ પણ જાતની ઊણપ નથી. મારા ચૂડા ઉપર ઘા કરનારના ઘરમાં મારાથી આશ્રય લેવાય જ કેમ? પિતાજી! આપે આપના ઘરના દરવાજા આપની આ પુત્રી માટે આપને હાથે જ બંધ કરી દીધા છે. મને તેનું જરાએ દુખ નથી. મને તો હવે સ્વપ્નમાં પણ પિયેર જોવાનું ન રહ્યું. આ સ્થિતિ માટે હું કોઈને દોષ નથી દેતી. હશે પિતાજી! હું પણ આપની માફક કહું છું કે આ તો ઋણાનુબંધનો સવાલ છે."

જાધવરાવ બોલ્યા "જીજાં! તારે જેટલું બોલવું હોય તેટલું સુખેથી બોલ. તને આ બધું કહેવાની છૂટ છે. આ અડચણ વખતે તું સિંધખેડ તારી માતા પાસે હોત તો હું ચિંતામુક્ત થઈ જાત. બેટા! તું હા પાડે તો તુરત બધો બંદોબસ્ત કરવા હું તાકીદ કરું. તું જરા ડાહી થા અને મારી ચિંતા દૂર કર. તારા તરફની ચિંતા મને ભારે દુખ દેશે."

જીજાબાઈ "પિતાજી મારી ચિંતા? આ અણમાનીતી ત્યજાયેલી પુત્રીની? મારી ખાતર જેની ચિંતા કરવાની તેને જ જમીનદોસ્ત કરવાનું આપ બીડું ઝડપીને મેદાને પડ્યા છો. પિતાજી! મારી ચિંતા આપ બીલકુલ ન કરો. મારે સદ્ભાગ્યે આપે મને એવી જબરી શક્તિને સ્વાધીન કરી છે કે મારી ચિંતા બીજા કોઈને કરવાની જરૂર નથી. એમને નામે હું નિર્ભય છું. હજાર હાથનો ધણી, મારી ભીડ ભાગનાર ભગવાન મારો બેલી છે. મારી અડચણની ફીકર શ્રીતુળજા ભવાનીને છે. આથી પણ વધારે અને અઘરી અડચણો મારા ઉપર તૂટી પડે તો પણ પિતાજી! જન્મથી આ યાદવકુળની કન્યા, જે લગ્નથી સૂર્યવંશી શ્રીરામચંદ્ર, બાપ્પારાવળ, અને રાણા પ્રતાપ જે વંશમાં જન્મ્યા તે જગપ્રસિદ્ધ સિસોદિયા વંશની બની, તે દુખોથી ડરીને તેના સૌભાગ્યનો નાશ કરનારનો આશ્રય લે એ કદી પણ સંભવે ખરું? પિતાજી! પિતાજી! હજુ એ દિવસ નથી આવ્યો. હજુ સિસોદિયા વંશની ક્ષત્રાણીઓ નાક વગરની નથી બની. ટેક સાચવવા માટે સર્વસ્વનો ત્યાગ કરવાનો ઉપદેશ જગતને કરનાર અને એ ઉપદેશ કૃતિમાં ઉતારનાર જગતના મહાન પુરુષો જે કુળમાં પાક્યા તે કુળમાં હોવાનું સદ્ભાગ્ય મને

આપની કૃપાવડે પ્રાપ્ત થયું છે. પિતાજી ! ટેકની ખાતર દુખો વેઠવામાં પણ એક પ્રકારનું સુખ હોય છે. મારી ચિન્તા આપ જરાયે ન કરો."

જીજાબાઈના આ શબ્દો વજ્રબાણ સમા જાધવરાવના હૈયામાં સોંસરા પેસી ગયા. જાધવરાવે જાણ્યું કે જીજાબાઈ આગળ કોઈ જાતની દલીલ ચાલે એમ નથી. પિયેર જવા માટે જીજાબાઈને જાધવરાવ ન સમજાવી શક્યા એટલે એમણે પોતાના લશ્કરમાંથી પાંચસો માણસોની ટુકડી જીજાબાઈના રક્ષણ માટે મૂકી અને પોતે સિંહાજીની પૂંઠે જવા નીકળ્યો. જતાં જીજાબાઈની રજા લીધી અને ગદ્‌ગદ્ અવાજે જાધવરાવ બોલ્યો. "બેટા જીજા ! તું મારું નથી માનતી ત્યારે હું હવે જાઉં છું. આ માણસો તારા માટે અહીં રાખ્યા છે તે તને તારી મરજી હશે ત્યાં સહીસલામત પોહોંચાડશે. જીજા ! બેટા સંભાળીને રહેજે. સાચવજે હોં, હું જાઉં છું."

" પિતાજી ! આવા સંજોગોમાં હું કંઈ નથી બોલી શકતી. શરૂઆતમાં હું આપને પગે લાગી ત્યારે આપે મને જે આશીર્વાદ આપ્યા હતા તે ઈશ્વર સફળ કરો એ જ ઈશ્વર પાસે મારી પ્રાર્થના છે અને આપ જે કામ માટે જાઓ છો તેમાં પ્રભુ આપને યશ આપો એવી મારી પ્રભુને ચરણે યાચના છે. હું તો અજ્ઞાન છું. મારાથી બોલવામાં વખતે આપની અવજ્ઞા થઈ હોય તો કૃપા કરી મને માફી આપશો અને આ અજ્ઞાન પુત્રીની ભૂલો દરગુજર કરશો. મારા શબ્દો આપને જરાયે નહિ રુચ્યા હોય. હું જાણું છું, સમજુ છું. છતાં મને એટલું તો પિતાજી કહેવા દો કે હું જે બોલી તે અંતરના ઊંડાણના ઉદ્‌ગારો હતા. મારા વિચારો મેં બહુ ટૂંકમાં થોડા જ શબ્દોમાં આપને કહ્યા છે. થોડું કહ્યું પિતાજી ! ઘણું કરીને માનજો."

ઉપર પ્રમાણે બોલી જીજાબાઈ પિતાને પગે લાગી. જાધવરાવે ફરી આશીર્વાદ આપ્યા. જીજાબાઈની પીઠ ઉપર જાધવરાવે બહુ પ્રેમથી હાથ ફેરવ્યો. તેમની આંખો આંસુથી ભરાઈ હતી. જાધવરાવ આંખનાં અશ્રુ લૂછતા લૂછતા ત્યાંથી ચાલ્યા ગયા. જાધવરાવ ત્યાંથી ગયા પછી જીજાબાઈ અને બીજા બધા નજીકના શિવનેરીના કિલ્લામાં ગયા.

## ૮. શિવાજી મહારાજનો જન્મ.

अब्दे वै प्रभवाभिधे नरपते शालिप्रवाहात्परम् ।
शाके वेदनवाधिकेंदुशरके मासेच सन्माघवे ॥
नक्षत्रेच तिथौ विधौ गुरूदिने पक्षे सिते शाहजेः ।
जातो नाम शिवाजीको नरवरो यो वै हुतांशोद्दिते ॥

शिव दिग्विजय

સિંહાજીના પ્રથમ પુત્ર શંભાજીનો જન્મ થયો તે અરસામાં સિંહાજી તો મલિકંબરે સોંપેલા લડાઈઓના કામમાં એટલો બધો ગરકાવ અને ગુલતાન થઈ ગયો હતો કે તેને ખાવા સરખી પણ ફુરસદ હતી નહિ. માથે લીધેલી ફરજ પૂરેપુરી અદા કર્યા સિવાય અને હાથમાં લીધેલી જવાબદારી પૂરી કર્યા સિવાય સિંહાજીને કોટિઉપાયે જંપ વળે જ નહિ એવો એમનો સ્વભાવ હતો. આવી દોડધામમાં અને દોડધામમાં બાળક લગભગ ૩ વરસનું થયું. ખૂદ જીજાબાઈને પણ સિંહાજી રાજાનો મેળાપ દુર્લભ થઈ પડ્યો હતો. આજે આ કિલ્લા ઉપર ચડાઈ તો કાલે પેલા કિલ્લાને ઘેરો, પરમ દિવસે આ ગામનો બચાવ તો ચોથે દિવસે પેલી છાવણી ઉપર છાપો, એમ એક પછી એક એવો કાર્યક્રમ સિંહાજી રાજા ચાલુ જ રાખતા. એમના ચોવીસે કલાક લડાઈની ગોઠવણમાં, તેની વ્યૂહ રચનામાં અને તે સંબંધી વિચારો કરવામાં જ જતા. એક દિવસે સિંહાજી રાજા લડાઈનું કામ પતી ગયા પછી

ઘેર આવ્યા. રાત્રે વાળુ પાણી પરવાર્યા પછી સિંહાજી રાજા થાક્યાપાક્યા નિદ્રાને વશ થયા. તે રાત્રે સિંહાજી ભર નિદ્રામાં પડ્યા હતા. તે વખતે એમના શયનગૃહમાં એક વિચિત્ર બનાવ બન્યો. સિંહાજી રાજાને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં એક સાધુ ફાટ્યાં તૂટ્યાં કપડામાં તેમની પાસે આવીને ઊભો રહ્યો. આ સાધુએ સુતેલા સિંહાજીના હાથમાં એક સુંદર પરિપક્વ કેરી મૂકી અને બોલ્યોઃ—" રાજા આ આમ્રફળ તને પ્રભુના પ્રસાદ તરીકે આપું છું. આ પ્રસાદ તું અને તારી પત્ની બન્ને મળીને આરોગજો. આ પ્રસાદ પામવાથી તમને એક પ્રભાવશાળી પુત્ર થશે. આ તારું સંતાન શંકરનો અંશ મનાશે. યવનોને નમવા માટે તારે એને કોઈ દિવસ દબાણ ન કરવું અને વધારે આગ્રહ પણ ન કરવો. એ છોકરો બાર વર્ષની ઉમરનો થાય એટલે તારે એને પૂરેપુરી છૂટ આપી દેવી. બાળક બાર વરસનો થાય એટલે એના ઉપરનો તારો અંકુશ ખસેડી લેજે અને એની મરજી મુજબ તું એને સ્વતંત્રતા ભોગવવા દેજે" ( ૧. કિંકેડ પારસનીસ પાનું. ૨૨૩ ). આ સ્વપ્નથી સિંહાજી ઊંઘમાંથી એકદમ ઝબકી ઊઠ્યો. ઊઠીને જોયું તો તેના હાથમાં એક સુંદર પાકેલી કેરી કોઈએ મૂકેલી એણે જોઈ. આ આમ્રફળ જોઈ સિંહાજી બહુ જ અચંબામાં પડ્યો. પોતાની પત્ની જીજાબાઈને જગાડીને સિંહાજીએ પોતે જોયેલું સ્વપ્ન માંડીને કહ્યું. પતિના હાથમાં આમ્રફળ જોઈને જીજાબાઈ પણ વિસ્મય પામી. પતિ પત્નીએ આ બનેલા બનાવ સંબંધમાં વિચાર કર્યો અને સાધુના કહ્યા મુજબ એ કેરી બન્ને જણે ખાધી. થોડા માસ પછી ગર્ભવતી જીજાબાઈને લઈને સિંહાજી માહુલીના કિલ્લામાં મુરતુઝા નિઝામશાહની સાથે હતો ત્યાંથી નીકળી બિજાપુર તરફ ચાલી ગયો. સિંહાજીને પકડવા માટે મુગલ લશ્કરની ટુકડીનો એક સરદાર લખુજી જાધવ તેની પૂંઠે પડ્યો હતો. જાધવરાવ અને જીજાબાઈનો ભેટો શિવનેરી કિલ્લા નજીક થયાનું તથા જીજાબાઈએ શિવનેરીના કિલ્લામાં પોતાનાં માણસો સાથે જઈ આશ્રય લીધાનું આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા. શિવનેરીના કિલ્લામાં ગયા પછી શું થયું તે આપણે આ પ્રકરણમાં તપાસીશું.

૩ જીજાબાઈ શિવનેરી કિલ્લામાં હતી. તેના રક્ષણ માટે પૂરેપુરો બંદોબસ્ત હતો. જીજાબાઈને રસ્તામાં મૂકીને સિંહાજીને આગળ જવું પડ્યું ત્યારે સિંહાજીએ જીજાબાઈની સાથે રહેવા માટે કારભારી બાળકૃષ્ણપંત હણમંતે, સંકાજી નિલકંઠ, સોનાજીપંત, રઘુનાથ બલ્લાળ કોરડે વગેરે સરદારોને રાખ્યા હતા ( ૧. ચિટણીસ. ૨૬ ). સિંહાજી મજલ દડમજલ કૂચ કરતો લશ્કર સાથે બિજાપુર જઈ પહોંચ્યો. સિંહાજી પોતાની ચપળતાથી જાધવરાવ જેવા કસાયેલા યોદ્ધાને પણ ટપી ગયો અને હર પ્રયત્ને જાધવરાવના સપાટામાંથી બહાર નીકળી ગયો. જીજાબાઈનો પૂરેપુરો બંદોબસ્ત સિંહાજીએ કર્યો હતો. આ ઉપરાંત જીજાબાઈને જુન્નરના શ્રી નિવાસરાવની પણ ભારે ઓથ હતી ( ૨. કેળુસ્કર. ૫૨.). તે સંજોગો અને જમાનો જોતાં જીજાબાઈ શિવનેરીમાં પૂરેપુરી સહીસલામત હતી.

હિંદુ સંસારમાં હિંદુ સ્ત્રીઓ પોતાનો પતિ સાનિધ્યમાં હોય છે ત્યારે સેંકડો સંકટો, વિપત્તિ અને વીટંબણાઓ, અનેક આપદા અડચણો અને આફતોની જરા પણ પરવા કરતી નથી. પતિની હુંફે તો હિંદુ સ્ત્રી મેરુ પર્વત સમા સંકટને પણ ઠોકરે મારવાં શક્તિમાન થાય છે. પતિની સેવાથી હિંદુ સ્ત્રીનો થાક ઉતરે છે. પતિની સગવડો સાચવવા ખડેપગે મહેનત કરવામાં હિંદુ સ્ત્રીઓ મહાપુણ્ય માને છે. પતિ એ જ પોતાનું સર્વસ્વ, પતિ સેવા એ જ પ્રભુ સેવા એવું હિંદુ સ્ત્રીઓ માને છે. હિંદુ સ્ત્રીઓની સ્થિતિનો આ ચિતાર છે! એશઆરામ, અનુકૂળતા અને પૂરપાટ વૈભવ હોવા છતાં પતિથી વિખૂટી થયેલી હિંદુ સ્ત્રીના હૃદયમાં પતિ માટે ફીકર તો ઘર કરીને બેઠેલી જ હોય છે. પતિ નિર્ભય સ્થાને સુંદર સ્થિતિમાં સુખચેનમાં અમનચમન ઉડાવતો હોય તો પણ દૂર રહેલી તેની પત્નીનું મન ભયંકર ભય તે માટે કલ્પે છે અને તે કાલ્પનિક ભયથી દુખી થાય છે. પતિથી વિખૂટી થયેલી સાધારણ પંક્તિની હિંદુ સ્ત્રીઓ પણ વિયોગ દુખથી મનમાં ઝુર્યા જ કરે છે. દુનિયામાં અસાધ્ય કહેવાતાં મહા- દર્દોની પણ દવા ધન્વન્તરિઓએ શોધી કાઢી છે પણ હિંદુ સ્ત્રીઓના પતિ વિયોગને લીધે કલ્પનાથી

ઊભા થયેલા હૃદયરોગની દવા નથી. હિંદુ દેવીઓની આ દશા પુરાતન સમયથી ચાલી આવી છે. જીજાબાઈ શિવનેરી કિલ્લામાં સુરક્ષિત હતી. રક્ષણ અને વ્યવસ્થામાં ત્યાં કોઈ પણ જાતની ઉણપ નહતી પણ પોતાના પતિની પાછળ પોતાનો જ પિતા દુશ્મન થઈને પડ્યો છે એનું શું થશે એ ફીકરમાં એ પડી હતી. પતિની અડચણો અને આફતોના સંબંધમાં અનેક કલ્પનાઓ કરી સતી જીજાબાઈ દુખી થઈ રહી હતી. સિંહાજી બિજાપુર સહીસલામત પહોંચ્યાના શુભ સમાચાર જીજાબાઈને મળી ગયા હતા, છતાં તેના હૈયામાં ચિંતાની ચિતા સળગી રહેલી જ હતી. આ હૈયાહોળાથી જીજાબાઈને જીર્ણજ્વર લાગુ પડ્યો. શરીર સુકાવા લાગ્યું. પાસે પતિ નહિ. પુત્ર શંભાજી પણ સિંહાજીની સાથે જ હતો. પિયેર તો જીજાબાઈનું ક્યારનું ઉજવાઈ ગયું હતું. આવી દુખી દશામાં જીજાબાઈ દિવસો ગુજારતી હતી. શિવનેરી કિલ્લા ઉપર શિવાઈ દેવીનું સ્થાનક છે. પતિકલ્યાણ માટે અને સુખરૂપ પ્રસુતિ માટે જીજાબાઈએ આ શિવાઈ દેવીની ઘણી બાધાઓ રાખી. એમ કરતાં કરતાં પ્રસુતિનો સમય સમીપ આવી પહોંચ્યો. જીજાબાઈને પ્રસુતિવેદના શરૂ થઈ. શિવાઈ દેવીનું જીજાબાઈએ સ્મરણ કર્યું. શક ૧૫૪૯ પ્રભવ નામ સંવત્સરે વૈશાખ શુ. ૧ ગુરુવાર ઉત્તર રાત્રે અશ્વિની નક્ષત્રમાં તા. ૬ એપ્રિલ ૧૬૨૭ને રોજ શિવનેરી કિલ્લામાં દેવગિરિના રાજા રામદેવથી ઊતરી આવેલા યાદવ વંશના સિંધખેડવાળા લખુજી જાધવરાવની કન્યા, સૂર્યવંશી સિસોદિયા રજપૂત પ્રસિદ્ધ બાપ્પા રાવળથી ઊતરી આવેલા મેવાડના રાણાના કુળના શ્રીસિંહાજી રાજા ભોંસલેની ધર્મપત્ની જીજાબાઈને પેટે પુત્રરત્નનો જન્મ થયો. સર્વેને આનંદ થયો. આશ્રિતોને બક્ષિશો આપવામાં આવી. લાગતા વળગતા લોકોના આનંદનો પાર ન માય. સિંહાજીને આ શુભ સમાચાર જણાવવા માટે ખાસ માણસ મોકલવામાં આવ્યો. જીજાબાઈની પ્રસુતિના શુભ સમાચાર સાંભળી સિંહાજી રાજાને ભારે આનંદ થયો. વધામણી લાવનારાઓને ભારે ઈનામો આપવામાં આવ્યાં. મહારાષ્ટ્રમાં નામકરણ વિધિ (નામ પાડવાની વિધિ) જન્મને બારમે દિવસે કરવામાં આવે છે. મહારાષ્ટ્રની રુઢિ મુજબ આ બાળકનું નામ પાડવાનો દિવસ આવી પહોંચ્યો. બારમે દિવસે આ પનોતા પુત્રનું નામ પાડવાનું નક્કી થયું. આ પુત્ર શ્રીશિવાઈ માતાની કૃપા છે એમ સમજી અને શ્રીશંકરનો આ પ્રસાદ છે એમ માની આ બાળકનું નામ "શિવબા" પાડવામાં આવ્યું. આ 'શિવબા' તે હિંદુ ધર્મના તારણહાર તરીકે પૃથ્વીમાં પ્રખ્યાત થયેલા, દસે દિશામાં જેની કીર્તિના ડંકા વાગ્યા તે શ્રી છત્રપતિ "શિવાજી મહારાજ."

મહાન નેપોલિયન બોનાપાર્ટને વૉટરલુની લડાઈમાં હરાવનાર અંગ્રેજ સેનાપતિ ડ્યૂકઑફ વેલિંગ-ડનની જન્મ તારીખના સંબંધમાં જેમ જુદા જુદા અભિપ્રાયો છે અને તેની જન્મ તારીખ અનિશ્ચિત રહી તેવીજ સ્થિતિ શિવાજી મહારાજની જન્મતિથિના સંબંધમાં થયેલી છે. શિવાજી મહારાજની જન્મતિથિના સંબંધમાં બહુ ગૂંચવાડો છે એ દિલગીરીની વાત છે. એમના જીવનચરિત્ર માટે અનેક બખરો અને ગ્રંથોના આધાર હજુ હયાત છે, પણ આ જન્મતિથિની બાબતમાં જૂના આધારભૂત ગ્રંથોનો પણ એક બીજા સાથે મેળ નથી ખાતો. બખરકારોમાં શિવાજી મહારાજની જન્મતિથિના સંબંધમાં મતભેદ છે. શિવાજી મહારાજના સમકાલીન અને આશ્રિત ભૂષણ કવિ પોતાના **'શિવભૂષણ'** કાવ્યમાં મહારાજની જન્મતિથિ આપતો જ નથી. મહારાજના મરણ પછી ૨૦ વરસની અંદર લખાયેલી સભાસદબખર તથા ચિત્રગુપ્તબખર એ બન્નેમાં જન્મતિથિ આપી નથી. મહારાજની જન્મતિથિના સંબંધમાં જુદા જુદા ગ્રંથોમાં શું આપ્યું છે, તેની વાચકોને જાણ કરવા માટે નીચેના કોઠામાં હકીકત આપી છે.

જુદા જુદા બખરકારો અને ઇતિહાસકારો શિવાજી મહારાજની જન્મતિથિની બાબતમાં જુદા પડે છે. આ સાથે આપેલા શિવજન્મકાળના કોઠામાંના આધારોમાંથી પહેલા પંદર આધારો ધ્યાનમાં લઈ તેના ઉપર ગણત્રી કરી, સંજોગો, બનાવો વગેરે ઉપર દૃષ્ટિ દોડાવી લોકમાન્ય બાળગંગાધર તિલક મહારાજે પોતાના કેસરી પત્રમાં શિવાજી મહારાજની જન્મતિથિના સંબંધમાં તા. ૨૪-૪-૧૯૦૦ ચૈત્ર

વ. ૧૦ શક ૧૮૮૨ ના અંકમાં એક બહુ લાંબો અને વિગતવાર અગ્ર લેખ લખ્યો હતો. એ અગ્રલેખમાં એમણે જુદા જુદા ગ્રંથોની તિથિ અને વર્ષ બરોબર તપાસ્યા પછી આધાર અને ગણત્રી ધ્યાનમાં લઈ શિવાજીમહારાજની જન્મતિથિ સંબંધી પોતાનો અભિપ્રાય તે જ અંકમાં પ્રગટ કર્યો હતો. કોઠામાં જણાવેલી બધી તિથિઓ અને વરસ વગેરે સાથે સરખાવતાં લોકમાન્ય તિલક મહારાજે પ્રગટ કરેલી તિથિ અને વરસ અમને વધારે સાચાં લાગે છે તેથી અમે આ પુસ્તકમાં એ વરસ અને તિથિનો સ્વીકાર કર્યો છે. ચરિત્ર નાયક બાળક 'શિવબા' જરા મોટો થાય ત્યાં સુધી તેને માતાની સંભાળ માટે જીજાબાઈની સોડમાં મૂકી આપણે ચરિત્ર નાયકના પિતા સિંહાજી તરફ પાછા વળીએ.

## શિવ જન્મ કાળ

| નં. | ગ્રંથનું નામ. | ગ્રંથ કર્તા | શિવ જન્મ શક | સંવત્સર | માસ | તિથિ | વાર | ગ્રંથ વરસ –સાલ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | શિવભૂષણ કાવ્ય | | | | | | | ૧૬૭૦ |
| ૨ | સભાસદ બખર | | | | | | | ૧૬૯૫–૯૬ |
| ૩ | ચિત્રગુપ્ત બખર | | | | | | | ૧૭૬૦ |
| ૪ | ચિટણીસ બખર | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. ૨ | ગુરૂ | ૧૮૧૦ |
| ૫ | રાયરી બખર ( ફોરેસ્ટ પ્રત ). | | ૧૫૪૯ | | વૈશાખ | | | ૧૭૬૦–૭૦ |
| ૬ | રાયરી બખર ( રાજવાડે પ્રત ). | | ૧૫૪૮ | ક્ષય | વૈશાખ | શુ. ૫ | ચંદ્રવાર | |
| ૭ | કાવ્યેતિહાસ સંગ્રહને ધારથી આવેલી જંત્રી. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. ૫ | સોમવાર | |
| ૮ | શિવદિગ્વિજય. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. ૨ | ગુરૂ | ૧૮૧૮ |
| ૯ | શિવાજી પ્રતાપ. | | ૧૫૪૯ | રક્તાક્ષિ | | | | ૧૮૨૯ |
| ૧૦ | શિવ કાવ્ય–પુરુષોત્તમ કવિકૃત. | | | | | | | ૧૮૨૦ |
| ૧૧ | મરાઠી સામ્રાજ્યાંચી છોટી બખર. | | ૧૫૪૯ | ક્ષય | વૈશાખ | શુ. ૫ | ચંદ્રવાર | ૧૮૧૭ |
| ૧૨ | એકચાણુવ કલમી બખર. | | ૧૫૪૯ | ક્ષય | વૈશાખ | શુ. ૫ | સોમ | ૧૭૬૦–૭૦ |
| ૧૩ | છત્રપતિવંશાવલી યાદી. | | ૧૫૪૯ | | વૈશાખ | શુ. ૫ | | ૧૮૨૨ |
| ૧૪ | પંડિત રાવાચી બખર. | | ૧૫૪૯ | પ્રભવ | | | | ૧૮૪૮ |
| ૧૫ | પંત પ્રતિનિધી બખર. | | ૧૫૪૯ | | વૈશાખ | શુ. ૧૫ | ઈંદુ | ૧૮૪૪ |
| ૧૬ | તરીખ ઈ. શિવાજી. | | ૧૫૪૯ | | વૈશાખ | શુ. ૫ | | ૧૭૭૦–૮૦ |
| ૧૭ | પ્રભાનવલ્લી શકાવલી. | | ૧૫૪૯ | વિભવ | | | | ૧૭૯૮ |
| ૧૮ | ધડફળે યાદી. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. — | | ૧૮૦૭ |
| ૧૯ | નાગપુર ભોંસલે બખર. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. ૨ | ગુરૂ | ૧૮૨૨ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦ | રામદાસી શકાવલી. | | ૧૫૪૯ | | | | | | ૧૮૩૧ |
| ૨૧ | વિજય દુર્ગાચીહકીગત. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. | ૨ | | ૧૮૩૫ |
| ૨૨ | શેડગાંવકર બખર. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. | ૩ | શનીવાર | ૧૮૫૪ |
| ૨૩ | તીડેનો ઇતિહાસ.: | | ૧૫૪૯ | | વૈશાખ | શુ. | ૩ | શનીવાર | ૧૮૬૬ |
| ૨૪ | શ્રી. મ. ભોંસલે બખર. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. | ૩ | શનીવાર | |
| ૨૫ | શિવભારત. | | ૧૫૫૧ | શુક્લ | ફાગણ | વ. | ૩ | | ૧૬૬૫-૭૦ |
| ૨૬ | જેધે શકાવલી. | | ૧૫૫૧ | | ફાગણ | વ. | ૩ | | ૧૬૯૫-૯૬ |
| ૨૭ | બૃહદીશ્વર શિલા લેખ. | | ૧૫૫૧ | | ફાગણ | વ. | ૩ | | |
| ૨૮ | રાધા માધવ વિલાસ ચંપૂ. | | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. | ૫ | સોમ | |
| ૨૯ | દાસ પંચાયતન શકાવલી. | | ૧૫૫૧ | | | | | | |
| ૩૦ | રાજ્યાભિષેક શકાવલી. | | ૧૫૫૧ | | ફાગણ | વ. | ૩ | | |
| ૩૧ | જોધપુર જન્માક્ષર. | | ૧૫૫૧ | | ફાગણ | વ. | ૩ | શુક્ર | ૧૭૦૦ |
| ૩૨ | છત્રપતિ શિવાજી મહારાજ. | શ્રી. કેળુસ્કર | ૧૫૪૯ | પ્રભવ | વૈશાખ | શુ. | ૫ | સોમ | |
| ૩૩ | મરાઠી રિયાસત. | શ્રી. સર દેસાઈ | | | વૈશાખ | | | | |
| ૩૪ | Shivaji and his times. | Prof. Sarakar. | | | | | | | ૬-૪-૨૭ |
| ૩૫ | Shivaji the Maratha. | Prof. Radhison. | | | | | | | ૧૯૨૭ |
| ૩૬ | History of the Maratha people. | Messrs Kinec aid Parasnis. | | | | | | | ૧૦-૪-૨૭ |
| ૩૭ | Orme's Historical Fragments. | | | | | | | | ૧૯૨૯ |
| ૩૮ | Springets History. | | | | | | | | ૧૬૨૯ |
| ૩૯ | Forb's collection. | | ૧૫૫૧ | | | | | | |

## પ્રકરણ ૩ જું.



### ૧. સિંહાજી આદિલશાહી મનસબદાર.

શિવનેરીના કિલ્લા નજીક પોતાના વિશ્વાસુ માણસોની સંભાળ નીચે ગર્ભવતી જીજાબાઈને રસ્તામાં જ મૂકી પાછળ પડેલા જાધવરાવ જેવા દુશ્મનની ઝપટમાં ઝપટાઈ પડવાનો ભય હોવાથી સિંહાજીએ લશ્કર સાથે બિજાપુર તરફ પૂરપાટ કૂચ કરી હતી. બિજાપુર આવી પહોંચ્યા પછી બિજાપુર બાદશાહતની મનસબદારીનાં વસ્ત્રો સ્વીકાર્યાં.

સિંહાજી રાજા ભોંસલેએ બિજાપુરની મનસબદારી સ્વીકાર્યા પછી શક ૧૫૪૯ ના આસો માસમાં બિજાપુરનો બાદશાહ ઈબ્રાહિમ આદિલશાહ મરણ પામ્યો ( રા. મા. વિ. ૫૬ ). અને તેનો મહમદશાહ નામનો ૧૫ વરસની ઉંમરનો દીકરો ગાદીએ આવ્યો. નિઝામશાહીમાં આ સમયે મલિકંબરના દીકરા ફત્તેખાનના હાથમાં રાજ્યસૂત્રો હતાં.

નિઝામશાહીની નબળાઈ નીરખી, તેમની અવ્યવસ્થાનો લાભ લઈ, બિજાપુરની આદિલશાહી તેમનો "ધારૂર"નો કિલ્લો બથાવી પડી હતી. આ કિલ્લો નિઝામશાહી સરદારોની આંખમાં ખૂંચી રહ્યો હતો. આદિલશાહી ઉપર ચડાઈ કરીને તેને પાયમાલ કરવાનું કામ મલિકંબરના મરણ પછી તેના દીકરાએ હાથમાં લીધું અને શક ૧૫૪૯ ના આશ્વિન માસમાં જ ધારૂર ઉપર ચડાઈ કરી. મલિકંબરના વખતમાં નિઝામશાહી લશ્કરને જે વિજય મળ્યા હતા તે નજર સામે રાખી ફત્તેખાને આ ચડાઈ કરી હતી. ભાતવડી અને નવરસપુરના નિઝામશાહી લશ્કરના પરાક્રમોથી ફત્તેખાને બિજાપુરની સામે કમર બાંધી પણ ફત્તેખાને પોતાની ગણત્રીમાં ભૂલ ખાધી હતી.

મલિકંબરે મેળવેલા વિજયો એ બધા સિંહાજીનાં પરાક્રમોનાં ફળ હતાં એ વાત ધ્યાનમાં ફત્તેખાને ન લીધી તેથી જ એની ગણત્રીમાં ભૂલ થઈ. જેના જોર ઉપર નિઝામશાહીએ જય મેળવ્યા તેને તો આદિલશાહીમાં ધકેલ્યો એટલે લડાઈના પાસા ફરી ગયા અને જીતની બાજી હારમાં આવી પડી. ફત્તેખાને આદિલશાહી મુલકો ઉપર ચડાઈ કરી ત્યારે શરૂઆતમાં નિઝામશાહીના પાસા થોડા સવળા પડ્યા પણ સિંહાજી જેવો બાહોશ વીર સામે હતો એટલે એણે જોત જોતામાં બાજી બદલી નાંખી.

### કંદરિ કજોરીની લડાઈ, લખુજી જાધવનું ખૂન.

નિઝામશાહીનાં સૂત્રો મલિકંબરના દીકરા ફત્તેખાનના હાથમાં આપવામાં આવ્યાં હતાં પણ તે ઝાઝા દિવસ સુધી પોતાના હાથમાં રાખી શક્યો નહિ. ફત્તેખાન સત્તાના મદથી છકી ગયો હતો. એ સ્વભાવે ઘણો દુષ્ટ હતો. જવાબદાર અમલદારમાં જે કુનેહ જોઈએ તે પણ એનામાં ન હતી. એનામાં બહુ પાણી ન હતું. એનામાં છત ન હતી. એ ભારે દંભી હતો. ફત્તેખાનના આ દુર્ગુણો નિઝામશાહ લાંબો વખત સુધી સાંખી શકે એમ ન હતું. પોતાના ઘાતકી, મૂર્ખ અને ઈર્ષાખોર સ્વભાવને લીધે ફત્તેખાન દરબારમાં પોતાના દુશ્મનો વધાર્યા જ જતો હતો. નિઝામશાહીના સેનાપતિ હમીદખાનને અને ફત્તેખાનને દુશ્મનાવટ હતી. નિઝામશાહ બાદશાહ કાનનો બહુ કાચો હતો. નિઝામશાહી લશ્કર હમીદખાન

સેનાપતિની સરદારી નીચે આદિલશાહી મુલક ઉપર ચડાઈ કરીને આવ્યું હતું. શક ૧૫૪૯ સને ૧૬૨૭માં કંદરિ કન્જેરી આગળ સિંહાજી રાજા ભોંસલેની સરદારી નીચે આદિલશાહી લશ્કરે સામનો કર્યો. લડાઈ બહુ જબરી થઈ. સિંહાજીએ નિઝામશાહી લશ્કરને સખત હાર ખવડાવી અને એમના સર સેનાપતિ હમીદખાનને નિઝામશાહી હદમાં મારી હઠાવ્યો. આ લડાઈમાં મળેલી જીતથી બિજાપુર દરબારમાં સિંહાજીનું માન ખૂબ વધ્યું. કંદરિ કન્જેરીની જીતમાં નિઝામશાહીનો વરંડા પ્રાન્ત શક ૧૫૫૦ માં (સ. મા. વિ. ૫૦) સિંહાજીએ કબજે કર્યો અને બિજાપુરના બાદશાહના રક્ષિત પ્રાંત તરીકે લશ્કર સહિત સિંહાજી તેનો અમલ કરવા લાગ્યો.

કંદરિ કન્જેરીની લડાઈમાં સખત હાર ખાધા પછી હમીદખાને નિઝામશાહના કાન ફત્તેખાનના સંબંધમાં ભંભેરવા માંડ્યા. બધાએ મળીને નિઝામશાહની ખાત્રી કરી આપી કે આદિલશાહીને ઈરાદા પૂર્વક છંછેડીને ફત્તેખાને રાજ્ય ઉપર આફત આણી અને હવે મુગલોને હાથે બાદશાહી ડુબાવવાની તૈયારી કરી રહ્યો છે, વધારામાં નિઝામશાહના મનમાં એ વાત પણ ભરાઈ ગઈ કે ફત્તેખાનને તેના બનેવી બિજાપુર દરબારના મુસ્તફાખાને ફોડ્યો છે અને તે નિઝામશાહને નિમકહરામ છે (રા. મા. વિ. ૫૭). આ બધું જાણ્યા પછી ફત્તેખાનને નિભાવવો એ નિઝામશાહ માટે અસહ્ય થઈ પડયું હતું. નિઝામશાહે ફત્તેખાનને કેદ કર્યો અને વજીરીનાં વસ્ત્રો તખરિફખાનને આપવામાં આવ્યાં. લખુજી જાધવરાવને નિઝામશાહીની વજીરીનો બહુ જબરો સ્વાદ પડ્યો હતો. એટલે બહુ ઝીણી નજરથી નિઝામશાહીનો રાજ્યવહીવટ જોઈ રહ્યો હતો. નિઝામશાહીનો નબળો કારભાર જોઈ જાધવરાવને લાગ્યું કે આ વખતે હું મારું ઘોડું આગળ ધકેલું તો ચાલી જશે અને ફરી પાછા વજીરીનાં વસ્ત્રો મળી જશે. લખુજી જાધવરાવે અણી વખતે નિઝામશાહીને અધવચ લટકાવેલી એ દાવ નિઝામશાહ ભૂલે એવો નહતો. વળી મુગલોની સોડમાં ભરાઈ નિઝામ સરકારને સતાવવામાં એણે કંઈ બાકી રાખી નથી એ વિચારથી નિઝામશાહનું મગજ એને માટે ગરમા ગરમ હતું જ અને ભવિષ્યમાં જાધવરાવ નુકસાનકારક નીવડશે એવું પણ નિઝામશાહે ધાર્યું હતું. જાધવરાવે નિઝામશાહ સાથે ચલાવેલી વર્તણૂક નિઝામશાહના મગજમાંથી હજુ ભુસાઈ ન હતી. જાધવરાવ નિઝામશાહીમાં પેસી જવાની તક જોઈ રહ્યો હતો અને નિઝામશાહ જાધવરાવનો ઘાટ ઘડવા માટે તેને ફાંદામાં પકડવાની તક જોઈ રહ્યો હતો.

નિઝામશાહ બહુ ટુંકી બુદ્ધિનો માણસ હતો. એનામાં વખત પારખવાની બીલકુલ શક્તિ ન હતી. આવેલી તકનો લાભ શી રીતે લેવો એ તો એને આવડતું જ ન હતું. એતો સ્વચ્છંદી અને તોરવાળો માણસ હતો. એના મગજમાં ધૂન આવે એટલે એ એનાં કૃત્યોનાં પરિણામનો કોઈ દિવસ વિચાર કરતો જ નહિ.

પોતે નિઝામશાહીની સેવા કરવા આવવા ખુશી છે, એમ લખુજી જાધવરાવે નિઝામશાહને કહેવડાવ્યું. આ સંદેશો સાંભળી નિઝામશાહની વેરવસુલ કરવાની વૃત્તિ સતેજ થઈ અને જાધવરાવનું કાસળ કાઢવાનું કાવત્રું કરવા માંડ્યું. જાધવરાવ જેવો બળવાન સરદાર જે વખતે રાજના પાયા ઢીલા થઈ ગયા હતા ત્યારે બાદશાહતની સેવા કરવાનું કહેણ મોકલે છે તે વખતે તેને સ્વીકારી તેનાથી રાજ્યને જે લાભ થાય તે લઈ હાલેલી બાદશાહત મજબુત કરવામાં જ નિઝામશાહનું ડહાપણ હતું. પરંતુ આ રસ્તો એને ન સૂઝ્યો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવા જેવું નિઝામશાહે કર્યું. જાધવરાવનું વેર લેવાની વૃત્તિ નિઝામશાહમાં એટલી બધી તીવ્ર થઈ ગઈ હતી કે પોતાના ઘાતકી કૃત્યથી સલ્તનતને કેટલું ભોગવવું પડશે તેનો વિચાર સરખો પણ નિઝામશાહે ન કર્યો. વેરવૃત્તિથી નિઝામશાહ ધુંધવાઈ રહ્યો હતો.

સેવાની સરતો નક્કી કરવા માટે રૂબરૂમાં મળવા જાધવરાવને નિઝામશાહે કહેવડાવ્યું.

નિઝામશાહના આમંત્રણને માન આપી લખુજી જાધવરાવ પોતાની સ્ત્રી તથા પુત્ર અચલોજીને લઈને દોલતાબાદ આવ્યો. દોલતાબાદ શહેરની બહાર એક ઘરમાં જાધવરાવે મુકામ કર્યો. સાથે લશ્કરની એક નાની ટુકડી પણ હતી. બાદશાહની સાથે સરતો નક્કી કરવા માટે જાધવરાવે પોતાના પુત્ર અચલોજીની સાથે, દોલતાબાદ કિલ્લામાં દરબાર ભરાયેલો હતો ત્યાં, જઈ હાજર થયો.

નિઝામશાહે જાધવરાવના ખૂનની બધી તૈયારીઓ કરી રાખી હતી. નિઝામશાહે જાધવરાવને જણાવ્યું કે "તમારી સાથે ખાનગીમાં વાત કરવી છે માટે ચાલો." એમ કહી નિઝામશાહ જાધવરાવને અંદરના દીવાનખાનામાં લઈ ગયો. જાધવરાવ તથા અચલોજી પૂર્ણ વિશ્વાસથી અંદર ગયા. અંદર ગયા પછી બન્નેના હાથમાંની તલવારો તરકટથી છીનવી લીધી એટલે તરત જ નિઝામશાહે નક્કી કરી રાખેલા ત્રણ મુસલમાન સરદારો ખુલ્લી તલવારથી આ બાપ બેટા ઉપર તૂટી પડ્યા. આ બન્નેએ જાણ્યું કે દગો થયો છે અને જાનને સર્વે જાતનું પૂરેપુરું જોખમ છે. એ પણ શૂરા ક્ષત્રિય હતા. એમણે તરત જ કમરે લટકતી કટારીઓ કાઢી અને બહાદુર ક્ષત્રિય બચ્ચાને શોભે એવો મરણિયો સામનો કરી દુશ્મન સામે લડ્યા, પણ દુશ્મનનું કાવત્રું મૂળથી રચેલું હતું એટલે એ ફાવી શક્યા નહિ અને બન્ને પોતાના દુશ્મનોને હાથ બનાવી છાતી ઉપર ઘા ઝીલી દેવગિરિના રાજા રામદેવના નામને શોભે એવી રીતે ઈ. સ. ૧૬૨૯ શક ૧૫૫૧ શ્રાવણ શુ. ૧૫ ને દિને વીરગતિને પામ્યા.

પોતાના પતિ અને પુત્રને વિશ્વાસ આપી બોલાવ્યા અને વિશ્વાસઘાત કરી નિઝામશાહે તેમનું ખૂન કર્યું એ સમાચાર જાધવરાવની સ્ત્રીને મળતાંની સાથે જ એ પોતાની સાથેની ટુકડી લઈ સિંધખેડ ચાલી ગઈ.

નિઝામશાહનું આ કૃત્ય કેવળ મૂર્ખાઈ ભરેલું હતું. કેટલીક વખતે ખૂનમાં રાજ્યદ્વારી ડહાપણ અને કુનેહ પણ હોય છે. પણ આ ખૂનમાં કુનેહ–દીર્ઘદૃષ્ટિ કે ડહાપણ કંઈ પણ ન હતાં. નિઝામશાહ શાણો ન હતો, અને એણે ખૂન કર્યું તેથી આ કૃત્યને મૂર્ખાઈ ભરેલું અમે નથી કહેતા પણ આ ખૂન કરનારે પોતાના રાજ્યને કોઈપણ જાતનો ફાયદો નથી કર્યો પણ એણે રાજ્યને આ કૃત્યથી જમના જડબામાં ધકેલ્યું હતું. આ ટૂંકી બુદ્ધિના મૂર્ખ કૃત્યનું પરિણામ એ આવ્યું કે લખુજી જાધવરાવનો ભાઈ ભોતાજીરાવ ( જગદેવરાવ–મ. રિ. ૧૪૯ ) તથા લખુજી જાધવરાવના છોકરાઓ તથા બીજા એના માણસો નિઝામશાહીના કટ્ટા દુશ્મન બન્યા અને ભોતાજીરાવ મુગલોને જઈ મળ્યો અને તેમનામાં જોડાયો. વરંડા પ્રાન્ત ઉપર અમલ ચલાવી રહેલા સિંહાજીને પણ આ કૃત્યથી નિઝામશાહે છંછેડયો. લખુજી જાધવરાવ અને સિંહાજી એ બન્નેનો સસરા જમાઈનો સંબંધ હતો પણ બન્ને કટ્ટા વેરી હતા. બન્ને દુશ્મન હતા. પણ સસરાના ખૂનથી જમાઈનું લોહી તપી આવ્યું અને સિંહાજીએ નિઝામશાહી ઉપર ચડાઈ કરી. સિંહાજીએ નિઝામશાહીની પશ્ચિમના પૂના અને સંગમનેર પ્રાન્ત જીતી લીધા અને ત્યાં સિંહાજી સ્વતંત્ર રીતે વર્તવા લાગ્યો. સસરા અને સાળાના ખૂને સિંહાજીના હૃદયમાં અને બાપ અને ભાઈના ખૂને જીજાબાઈના હૃદયમાં ઊંડો ઘા કર્યો હતો. નિઝામશાહીનો નાશ જોવા આ બન્નેની આંખો તલસી રહી હતી.

## ૨. ઉત્તરના શાહજહાન અને દક્ષિણના સિંહાજી.

**मरू उत्तर वन्दिन रुच्छनको हेत साहजि है छत साहजहा।** (रा. मा. चि. चं.)

હમણાં સુધી તો આપણે ચરિત્ર નાયકના પિતા સિંહાજીનો સંબંધ દક્ષિણની નિઝામશાહી તથા બિજાપુરની આદિલશાહી સાથે કેવો હતો તે જોયો. હવે સિંહાજી અને દિલ્લીના બાદશાહ શાહજહાનનો સંબંધ કેવો હતો તે આપણે આ પ્રકરણમાં તપાસીએ.

શક ૧૫૫૦ ઈ. સ. ૧૬૨૮ માં ખાનજહાન લોદી નામના સરદારે દિલ્લીના બાદશાહ શાહજહાનની વિરુદ્ધ બંડ ઉઠાવ્યું અને દક્ષિણમાં આવ્યો. ઉત્તરમાં બંડ ઉઠાની દક્ષિણમાં દોડી આવવાનું કારણ એટલું

જ કે એ જહાંગીર બાદશાહના અમલ વખતે દક્ષિણમાં અમલ ઉપર હતો અને દક્ષિણના નિઝામશાહી અને આદિલશાહી બાદશાહતના ઘણા સરદારો સાથે એને ઘાડો સંબંધ હતો એટલું જ નહિ પણ જ્યારે એની ચલતી હતી ત્યારે એણે ઘણા ઉપર ઉપકાર કરીને પોતાના ઉપકાર નીચે દબાવ્યા હતા અને એવી રીતે દક્ષિણના ઘણા સરદારો ખાનજહાન લોદીના ઋણી હતા. દક્ષિણના સરદારો અને બાદશાહતોની મદદથી દિલ્હીને ધ્રુજાવી આખરે એને ઉથલાવી પાડવાનો એનો ઈરાદો હતો. પણ દક્ષિણમાં આવીને જોયું તો બધાને પોતપોતાની .પડી હતી, દક્ષિણની સ્થિતિ તપાસતાં એને માલુમ પડયું કે તે વખતે દક્ષિણમાં ત્રણ સત્તાની હાક વાગી રહી હતી. (૧) નિઝામશાહીની (૨) આદિલશાહીની (૩) સિંહાજીની. આ ત્રણમાં નિઝામશાહીનું વાજું તો મુરતુઝાની મૂર્ખાઈને લીધે ઢંગધડા વગરનું બની ગયું હતું. આદિલશાહી તો બીજાપુરની સરકાર અને મુગલોની સાથે મળતિયાપણું રાખે ત્યાં સુધી જ હતી. બાકી રહ્યો સિંહાજી. એની અવદશા જોઈ એટલે સિંહાજીની સાથે પાનું પાડયા વગર એને છૂટકો જ નથી એમ માની ખાનજહાન લોદી સિંહાજીને આવી મળ્યો.

શક ૧૫૫૧–૫૨ માં સિંહાજીએ નિઝામશાહીનો ઘણો મુલક કબજે કર્યો. ખાનજહાન લોદીની કુમકથી સિંહાજીએ નિઝામશાહીનો જુન્નર અને સંગમનેરથી અહમદનગર અને દોલતાબાદ સુધીનો મુલક મેળવ્યો એ જોઈ આદિલશાહી બાદશાહત કંપી ઊઠી. ત્યાર પછી ભીમગઢ નામનો એક જૂનો ભાંગી તૂટી હાલતનો કિલ્લો સિંહાજીના કબજામાં આવ્યો હતો તેને સિંહાજીએ સમરાવી દુરસ્ત કર્યો અને એ કિલ્લાનું નામ " શાહગઢ " પાડી તેના ઉપર પોતાનું થાણું જમાવ્યું.

દક્ષિણમાં ખાનજહાન લોદી સિંહાજી ભોંસલેને મળી ગયો છે અને લોદીની કુમકથી સિંહાજીએ નિઝામશાહીનો ઘણો મુલક કબજે કરી લીધો છે અને જબરું જોર જમાવ્યું છે એ વાત દિલ્હીના દરબારમાં પહોંચી એટલે બાદશાહ શાહજહાનની આંખો ખુલી ગઈ અને બાદશાહ જાતે દક્ષિણ ઉપર ચડાઈ લાવ્યો. શક ૧૫૫૧ સને ૧૬૨૯ માં શાહજહાન બાદશાહે દિલ્હીથી આવી બહાનપુરમાં મુકામ નાંખ્યો અને આદિલશાહની સાથે તહનામું કર્યું. દક્ષિણમાં ખાનજહાન લોદીએ જેનો આશ્રય લીધો હતો તે સિંહાજીના પૂના પ્રાન્ત ઉપર બિજાપુરવાળાએ મુરાર જગદેવને ચડાઈ કરવા રવાના કર્યો. સિંહાજીની સ્થિતિ ફરી પાછી કઢંગી બની ગઈ અને જમીનદોસ્ત થવાનો વખત આવી પહોંચ્યો અને વખત વિચારી વર્તન કરવાનું મુત્સદ્દીપણું સિંહાજીમાં નહિ હોત તો એ જમીનદોસ્ત થઈ પણ જાત. સિંહાજીએ વખત વિચાર્યો. આદિલશાહી નિઝામશાહી અને મુગલાઈ એ ત્રણેની સામે ટકી શકાય એટલી શક્તિ પોતામાં નથી એવું જ્યારે પ્રમાણિકપણે સિંહાજીને લાગ્યું ત્યારે સમો જોઈ વિચારી વર્તનમાં ફેરફાર કરી પ્રતિકૂળ વખતને જતો કરવાનો વિચાર કર્યો. પ્રતિકૂળ વખતે માથું નીચું કરી અનુકૂળ વખત આવે તેને પૂરેપુરું ઊંચું કરવાની કળા સિંહાજીએ બહુ સુંદર રીતે સાધી હતી.

જંગલમાં માણસને ઓચિંતો વાઘ ભળે ત્યારે એકદમ માણસને દેખી વાઘ ચમકે છે અને માણસ પણ વાઘને જોઈને ગભરાય છે. બન્ને એક બીજાથી બીએ છે. તેવીજ સ્થિતિ સિંહાજી અને શાહજહાનની થઈ હતી. સિંહાજીએ એ ત્રણેની ભેગી શક્તિનો વિચાર કર્યો હતો. સિંહાજી અજબ શક્તિ અને યુક્તિવાળો યોદ્ધો છે એની જાણ હોવાથી શાહજહાને પણ એનું બળ આંક્યું હતું. ગમે તેમ કરી સિંહાજીને ખાનજહાન લોદીથી છૂટા પાડવાનો શાહજહાનનો ઈરાદો હતો. અનુભવથી શાહજહાને જાણ્યું હતું કે સિંહાજીની સામે શિંગડા માંડવાથી સંખ્યા બળને લીધે વખતે જીતી જઈશું;પણ એમાં લાભ ખાટવાના નથી, તેથી સિંહાજીને સમજાવી દૂર કરાય તો ઠીક એમ શાહજહાનને લાગતું હતું. સિંહાજીએ પણ પોતાની સ્થિતિનો વિચાર કરી કુનેહ વાપરી. એણે વિચાર કર્યો કે આ વખતે મુગલો સાથે મળી જવામાં જ માલ છે. મુગલોને પડખે રહ્યાથી આદિલશાહી સતાની શકશે નહિં અને સર્વે સારાં વાનાં થશે.

પોતાની આવી સ્થિતિ થવાથી એણે ખાનજહાન લોદીને બોલાવી પોતાની સ્થિતિ જણાવી અને લાચારી તથા દિલગીરી દેખાડી છૂટો થયો.

પૂરેપુરો વિચાર કરીને અને ભવિષ્ય ઉપર નજર દોડાવીને સિંહાજીએ મુગલો સાથે મળી જવાનો નિશ્ચય કર્યો હતો. સિંહાજીએ શાહજહાનને કહેવડાવ્યું કે એના દરજ્જાને શોભે એવો હોદ્દો એને આપવામાં આવે તો એ મુગલાઈમાં જોડાવા ખુશી છે. ઈ. સ. ૧૬૩૦ માં શાહજહાને સિંહાજીને રૂબરૂ મળવા બોલાવ્યો. સિંહાજી શાહજહાનને મળવા ગયો. શાહજહાને સિંહાજીને ભારે માન આપ્યું. બાદશાહે બહુ આનંદથી એની સેવા સ્વીકારી અને મુગલાઈમાં સિંહાજીને મનસબ આપીને ૧૧ હજારી બનાવ્યો. આ મનસબદારી પેટે સિંહાજીને એના ગામ પૂના અને સુપા કાયમ કર્યા એટલું જ નહિ પણ ફત્તેખાનની મિલકતમાંથી કેટલાક જિલ્લા વધારામાં સિંહાજીને શાહજહાને પોતે ખુશી થઈને કાઢી આપ્યા ( કિંકેડ. પારસનીસ. ૧૧૭ ).

શક ૧૫૫૨ ઈ. સ. ૧૬૩૦ માં પાંગર વાડીના બાજી મોહિતેની બેન તુકાબાઈ જોડે સિંહાજીએ બીજું લગ્ન કર્યું. આ લગ્નથી જીજાબાઈને ભારે દુખ થયું. મોહિતે ઘરાણું મરાઠાઓમાં બહુ જૂનું ગણાતું પણ જાધવકુળ કરતાં એ કુળ હલકું મનાતું તેથી આ લગ્નથી જીજાબાઈના મનમાં ઓછું આવ્યું. જીજાબાઈનું મન દુભાયું અને તે એટલે સુધી કે લગ્ન પછી જીજાબાઈ પોતાના પતિ પ્રત્યે પતિવ્રતા તરીકે ચુસ્ત વફાદાર રહી પણ સિંહાજીની સાથે નામનો જ સંબંધ રાખ્યો હતો.

## ૩. નિઝામશાહી ઉપર ઉડતી નજર.

શક ૧૫૫૨ ઈ. ૧૬૩૦ માં દક્ષિણમાં ભારે દુકાળ પડ્યો અને કોલેરા પણ ફાટી નીકળ્યો. આ દુકાળ અને રોગમાં નિઝામશાહીના માણસોની મોટી સંખ્યા અન્ન અને દવાને અભાવે મરણને શરણ થઈ.

નિઝામશાહીનો મુર્તિજા મૂર્ખ અને દુષ્ટ હતો જ પણ તેની સાથે સાથે બહુ વહેમી હતો. નિઝામશાહીમાં સાબાજીરાવ નામનો બહુ કુશળ કારભારી હતો. એ બહુ ચતુર હતો અને તેથી એ ' ચતુર સાબાજી'ને નામે તે વખતે ઓળખાતો અને ઇતિહાસમાં પણ એ ' ચતુર સાબાજી ' નામે ઓળખાય છે. આ ચતુર સાબાજી એ સામાન્ય કારભારી નહતો. એ તે જમાનાનો કલમ બહાદુર હતો. એ લેખનકલાકુશલ હતો. જમીન મહેસૂલના કામકાજમાં એ એક્કો હતો. એનો હાથ કોઈએ બાબતમાં ઝાલે એમ ન હતું. અકબરના જમાનામાં જમીન મહેસૂલના પ્રશ્ન માટે રાજા ટોડરમલની ખ્યાતિ હતી તેમ આ જમાનામાં એ પ્રશ્ન માટે ચતુર સાબાજી પ્રસિદ્ધ હતો. નિઝામશાહીમાં જમીનની માપણી એણે કરાવી અને જમીન મહેસૂલની નવી પદ્ધતિ અને નવા ધારા એણે ઘડીને અમલમાં આણ્યા. મલિકંબરની મહેસૂલી પદ્ધતિ કહેવાય છે એ પદ્ધતિ અને ધારા ઘડનાર અને એ પદ્ધતિને જન્મ આપનાર ચતુર સાબાજી હતો, પણ તે વખતે રાજ્યનો મુખ્ય વજીર મલિકંબર હોવાથી એ પદ્ધતિને નામે જમીન મહેસૂલની સુંદર વ્યવસ્થા માટે પ્રસિદ્ધિ પામેલા આ બાહોશ અમલદાર તરફ તે વખતના બધાં રાજ્યોનું ધ્યાન ખેંચાયું હતું. આવો કુશળ કારભારી નિઝામશાહીને મળ્યો હતો. " બેવકુફ બાદશાહના રાજ્યમાં કદી કાબેલની કદર ન થાય, " એ રીતે જ ચતુર સાબાજીનું થયું. તે નિઝામશાહીને એ બહુ વફાદાર હતો અને આફત વખતે એણે શિર સાટે કામ કરેલાં. એ પ્રજામાં માનીતો હતો અને બાદશાહના કુટુંબમાં પણ માનીતો હતો. આ વહેમી મૂર્તિજાને ચતુર સાબાજી ઉપર વહેમ આવ્યો. ખુદ બાદશાહની એટલે પોતાની બેગમ સાથે આડો વહેવાર રાખ્યાનો મુર્તિજાને વહેમ આવ્યો અને એ વહેમને લીધે મુર્તિજાએ સાબાજીનો શિરચ્છેદ કર્યો ( રા. મા. વિ. ૬૧—ચાંદોરકર ચતુર સાબાજી. ભા. ઈ. સં. ૧૮૩૪ વૃત્ત. ). નિઝામશાહીની પડતીનો ઘડો ભરાતો હતો તેમાં મુર્તિજાએ આ ઉમેરો કર્યો. એના વહેમી સ્વભાવના અનેક દાખલા છે તેમાંનો આ એક નમૂનો.

નિઝામશાહ એક વખતે ડાહ્યા બનીને વિચાર કરવા લાગ્યા કે નિઝામશાહીની પડતી કેમ દેખાય છે. કયાં કારણોને લીધે એની પડતીની શરૂઆત થઈ છે. આ વિચારને અંતે આ વહેમી બાદશાહને બહુ ખોળતાં કારણ જડી આવ્યું કે "તકરિબખાનને મેં વજીરીનાં વસ્ત્રો આપ્યાં ત્યારથી આ બાદશાહતના ગ્રહ બગડ્યા છે અને તકરિબખાનના પગલાં અપશકુનિયાં છે. તેથી પડતીની શરૂઆત થઈ છે." આ પડતી અટકાવવાના હેતુથી તકરિબખાનને વજીરીમાંથી દૂર કરી કેદમાં નાંખેલા ફત્તેખાનને છોડી પાછો આણી વજીરીનાં વસ્ત્રો આપ્યાં. આ ફત્તેખાન અતિ ઝેરીલો હતો. ભારે દંશીલો હતો. એના રોમેરોમમાં વેર ભરાયેલું હતું. કેદમાં સડતો પડ્યો હતો, તેને પાછો લાવી વજીરીનાં વસ્ત્રો આપનાર બાદશાહ મુર્તિજા ઉપર પણ વેર લેવા એ બહુ આતુર થઈ રહ્યો હતો. હાથમાં સૂત્રો અને સત્તા આવતાં પોતાનું પોત પાછું પ્રકાશ્યું. મુર્તિજા ગાંડો છે એમ ઠરાવી મુગલોની મદદથી તેને કેદ કર્યો.

મુર્તિજાના વફાદાર સરદારોને આ કૃત્ય ન ગમ્યું. એના વફાદાર સરદારો આ કૃત્યથી ઘણા નારાજ થયા. ફત્તેખાનનો અમલ એમને અસહ્ય લાગ્યો. ફત્તેખાનને આ અસંતોષની ખબર પડી એટલે એણે એ જ દિવસમાં મુર્તિજાના વફાદાર એવા પચીસ આગેવાન સરદારોને મારી નાખ્યા ( રા. મા. વિ. ૬૨ ). ફત્તેખાનના આ ઘાતકી કૃત્યથી ત્રાસ ત્રાસ વર્તી રહ્યો. લોકો તોબા પોકારવા લાગ્યા. આટલા બધા સરદારોને મારી નાખ્યા પછી પણ ફત્તેખાન શાન્ત પડ્યો નહિ. બાદશાહ મુર્તિજા પ્રત્યે વેર હતું તેથી એને કેદમાં નાંખ્યો. તેટલાથી ફત્તેખાનને સંતોષ ન થયો. એવી વેરવૃત્તિ તો વધતી જ ગઈ અને તે એટલે સુધી કે બાદશાહને કેદમાં પણ જીવતો રહેવા દેવા ફત્તેખાન રાજી ન હતો. એક દિવસમાં પચીસ સરદારોના પ્રાણ લેવાના ઘાતકી કૃત્ય ઉપર પાકો રંગ ચડાવવા ફત્તેખાને શક ૧૫૫૩ ઈ. સ. ૧૬૩૧ માં નિઝામશાહીના બાદશાહ મુર્તિજા અથવા બુહ્રાણ નિઝામશાહનો બંદીખાનામાં પ્રાણ લીધો ( જેધેશકાવલી અને કા. મા. વિ. ૬૨. ).

મુર્તિજાને મારી તેના ૭ વરસના સગીર બાળકને નિઝામશાહીની ગાદી ઉપર ફત્તેખાને બેસાડ્યો.

## ૪. આદિલશાહીની મનસબદારી.

શક ૧૫૫૩ ઈ. સ. ૧૬૩૧ માં ફત્તેખાન ઉપર લશ્કર મોકલી મુગલોએ નિઝામશાહને પોતાનો ખંડિયો બનાવ્યો ( રા. મા. વિ. ૬૨ ). બાદશાહને ખંડિયો બનાવીને શાહજહાન અટક્યો નહિ પણ તે જમાનામાં નિઝામશાહીમાં બહુ ભારે અને અમૂલ્ય રત્નો તથા કિંમતી જવાહિર હતાં તે બધાં ફત્તેખાનને મુગલોને સ્વાધીન કરવા કહેવામાં આવ્યું. ફત્તેખાન એ બધું આપી દેવા રાજી નહતો. પણ એની મરજી કે ના મરજી આ વખતે ચાલે એમ ન હતી. તે ચારે તરફથી સંકડામણમાં આવી પડ્યો હતો. બાદશાહતની હયાતીના સવાલ ઉપર જ બધું આવીને અટક્યું હતું. અમૂલ્ય જવાહિર આપવાની ના પાડીને જવાહિર ને બાદશાહત બન્ને ખોવાં, તેના કરતાં માગેલું જવાહિર સઘળું આપીને બાદશાહત રાખવી એ ફત્તેખાને પસંદ કર્યું અને નિઝામશાહી જવાહિરખાનામાંના જમાના જૂનાં સંઘરેલાં પ્રસિદ્ધ અને બહુ કીંમતી રત્નો વગેરે કાઢીને બહુ જ દિલગીરીથી ફત્તેખાને મુગલોને સ્વાધીન કર્યાં. નિઝામશાહી તિજોરીમાંથી રૂપિયા આઠ લાખ મુગલોને આપ્યા અને નિયમિત ખંડણી આપવાનું કબૂલ કર્યું. શાહજહાને ફત્તેખાનને ખાનગી જાગીર આપવાનું વચન આપ્યું હતું તે મુજબ જાગીર આપી. આ જાગીર આપવામાં શાહજહાને કેટલાક મહાલ જે સિંહાજીને આપ્યા હતા તે ફત્તેખાનને આપવામાં આવ્યાથી નવી કડવાશ ઊભી થઈ.

કોઈ પણ જાતના વાંક વગર આવી રીતે પોતાને આપેલો મુલક શાહજહાન બાદશાહે પાછો લઈ ને ફત્તેખાનને આપ્યો એ બાદશાહનું કૃત્ય સિંહાજીને અપમાનકારક લાગ્યું. ભવિષ્ય ઉપર નજર દોડાવી

મિજાજને કાબુમાં રાખતાં સિંહાજીને આવડતું હતું એ વાત ખરી છે. પણ એનો મિજાજ તો બહુ તેજ હતો. આ અપમાનને લીધે સિંહાજીએ મુગલ બાદશાહતની મનસબ ઉપર લાત મારવાનો વિચાર કર્યો.

શાહજહાન પણ મુત્સદ્દી હતો. એ દક્ષિણની આ ચડાઈમાં એક કાબેલ અને પ્રવીણ બાજીગરની બાજી રમી ગયો. ખાનજહાન લોદીથી સિંહાજીને દૂર કરવાના ઈરાદાથી સિંહાજીને મુગલાઈનો ૧૧ હજારી બનાવ્યો અને નિઝામશાહી મુલકોમાંથી કાંઈ આપવાની વાત કરી.

બિજાપુરના મુત્સદ્દીઓને તાળવે પણ શાહજહાને ગોળ ચોંટાડ્યો અને અનેક આશાઓ આપીને બિજાપુરના મુત્સદ્દીઓને અને બાદશાહતને લોદીથી દૂર રાખ્યાં. લોદી જમીનદોસ્ત થયા પછી શાહજહાને પોતાના વકીલ શેખ મોઈનુદ્દીનને બિજાપુર નિઝામશાહી મુલકોની વહેંચણીની વાતો કરવા મોકલ્યો. વહેંચણીનો ફડચો કરવાની દાનત આ વકીલ મોકલીને મુગલોએ સાબીત કરી અને તેમ કરીને બિજાપુરવાળાઓની કોણીએ મધ મૂક્યું. થોડા માસ સુધી આ વકીલ બિજાપુરમાં રહ્યો અને એણે બિજાપુરના મુત્સદ્દીઓને મનાવ્યા. મુગલ વકીલનું બિજાપુર દરબારે સન્માન કર્યું અને આવી રીતે માન પામીને વકીલ પાછા વળ્યા. મુગલોએ આ વકીલની બિજાપુર તરફ રવાનગી કરી તે પછી તરત જ વાતાવરણ બદલાયું અને રાજ્યદ્વારી રંગમાં ફેરફાર થવા લાગ્યો. મુર્તિજાનું ખૂન થયું. ફત્તેખાનની પડતી થઈ અને નિઝામશાહી શાહજહાનના હાથમાં આવી એટલે શાહજહાનની ગરજ સરી ગઈ. હવે સિંહાજીને પણ એણે વેરી ગણ્યો અને આદિલશાહીને પણ લાત મારી. નિઝામશાહી મુલકમાંથી થોડો મુલક બિજાપુર બાદશાહતે આપવાની વાતો તો ક્યાં જતી રહી. નિઝામશાહીનો ધારૂર પ્રાન્ત આદિલશાહી સરકાર બથાવી પડી હતી તે પાછો લેવા માટે શાહજહાને સરદાર અબદુલહસન અને નસરતખાનને ખંદાર અને ધારૂરનો કબજો લેવા મોકલ્યા ( રા. મા. વિ. ૬૨. ).

આ બધા બનાવો બન્યા ત્યારે શેખ મોઈનુદ્દીન વકીલ બિજાપુર દરબારમાં હતો. એની પૂંઠ પાછળ આ બધું થયું. શાહજહાને ધારૂર અને ખંદાર કિલ્લા ઉપર સરદારોને કબજો લેવા મોકલ્યાની ખબર બિજાપુર દરબારને મળી એટલે બિજાપુર સરકારે વકીલ શેખ મોઈનુદ્દીન કે જેને માન આપવામાં આવ્યાં હતાં અને જેણે વિદાય લીધી હતી તેને રોકીને નજર કેદ કર્યો. વકીલને નજરકેદ કર્યાના સમાચાર શાહજહાનને મળ્યા તેથી તે ક્રોધે ભરાયો અને સરદાર આસદખાનને એક મોટું લશ્કર આપી તેને બિજાપુર ઉપર ચડાઈ કરવા રવાના કર્યો. આપેલો મુલક વગર વાંકે પાછો લઈ શાહજહાને સિંહાજીનું અપમાન કર્યું હતું તેથી એનું દિલ દુભાયું હતું. એણે લાંબો વિચાર કરી મુગલ મનસબદારી ઉપર લાત મારી અને બિજાપુરના મુત્સદ્દીઓની કુમકે ગયો. બિજાપુર દરબારમાં મુરાર જગદેવ અને રણદુલ્લાખાન એ બે સિંહાજીના ભારે દોસ્ત હતા, એમને અસદખાનના હુમલા સામે સિંહાજીએ મદદ કરી. આ ત્રણે મુત્સદ્દી રણવીરોએ બિજાપુર નજીકમાં "**रंगाण्याच्या हौदा वर**" રંગરેજના હોજ ઉપર અસદખાનને પૂરેપુરો હરાવ્યો અને નસાડ્યો.

નિઝામશાહીમાં ફત્તેખાન પોતાની અને નિઝામશાહીની પડતી પાસે લાવી રહ્યો હતો. એની મૂર્ખાઈ, એનો ઝેરીલો સ્વભાવ અને ઘાતકી કૃત્યોથી એ નિઝામશાહીની ઘોર ખોદી રહ્યો હતો. એણે રાજ્યના ખરા મુત્સદ્દીઓ અને આધારસ્થંભોનાં અપમાન કરવા માંડ્યાં. એણે પોતાના કૃત્યોથી નિઝામશાહીના દુશ્મનો વધાર્યા. મૂર્ખ બાદશાહ અને બેવકૂફ વજીરોનાં કડવાં કૃત્યોથી ઉધાઈ લાગેલી નિઝામશાહી મરણ પથારીએ પડી હતી.

પોતાના સસરા લખુજી જાધવરાવ તથા સાળા અચલોજીનું ખૂન સિંહાજીના હૃદયમાં તાજું જ હતું. સિંહાજીએ બિજાપુર બાદશાહને સંદેશો મોકલ્યો કેઃ–"અંધેર અને અરાજકતાના આંચકાથી નિ... મરણોન્મુખ થઈ રહી છે. ફત્તેખાને ચારે તરફ કાંટા વેર્યા છે. પ્રજામાં એનાં કૃત્યોએ એને ક...

બનાવ્યો છે. પ્રજા એને દુશ્મન માને છે. આવે વખતે બિજાપુર બેસી રહે એતો મુત્સદ્દીપણાની ખામી મનાય. નિઝામશાહીની આફત એ આદિલશાહીને માટે સોનેરી તક મનાવી જોઈએ. નિઝામશાહીને જીતવાનો આ અવસર એળે જશે તો પાછળથી પસ્તાવું પડશે. દોલતાબાદનો કિલ્લો કબજે કરવા માટે તજવીજ થવાની જરૂર છે. એ કિલ્લા ઉપરનો બંદોબસ્ત તદ્દન લૂલો છે. બાદશાહ સલામતની ઈચ્છા હોય તો તે કિલ્લા ઉપર સ્વારી મોકલાવું. હું બાદશાહની સેવા કરવા તૈયાર છું અને તે જો સ્વીકારવામાં આવે અને ફરમાન થશે તો હું આ કિલ્લો હિંમત અને યુક્તિથી કબજે કરી શકીશ એવી મને ખાત્રી છે."

બિજાપુરનો બાદશાહ નિઝામશાહીના મુર્તિજા જેવો મૂર્ખ ન હતો. એણે સંજોગો અને સ્થિતિનો વિચાર કર્યો અને સિંહાજી જેવો બળવાન સરદાર પાછો બાદશાહતમાં જોડાવા ઇચ્છા રાખે છે તેને સ્વીકારી તેનાથી થતા લાભ લેવાનો નિશ્ચય કર્યો.

## ૫. નિઝામશાહીનો નાશ.

સિંહાજીની સેવા બિજાપુર બાદશાહે સ્વીકારી અને સિંહાજીની સલાહ મુજબ મુરારપંતની સાથે એક લશ્કર બાદશાહે સિંહાજીની કુમકે દોલતાબાદ તરફ મોકલ્યું. ફત્તેખાનને ખબર પડી કે સિંહાજી પોતાનું લશ્કર લઈને આવી રહ્યો છે અને બિજાપુરનું લશ્કર એની કુમકે દોલતાબાદ આવે છે. ફત્તેખાન ગભરાયો અને ભારે મુંઝવણમાં પડ્યો. આ સંજોગોમાં શું કરવું એ તેને સૂઝયું નહિ. આખરે એણે મુગલોને કહેવડાવ્યું કે "હું આ કિલ્લો તમારે ચરણે ધરૂં છું. તમે જાતે આવીને મને સિંહાજીના પંજામાંથી બચાવો." મુગલોએ ફત્તેખાનની મદદ માટે મહોબતખાનને મોકલ્યો. હુકમ મળતાંની સાથેજ મહોબતખાને છોકરા ખાનજમાનની સાથે તાકીદે એક ટુકડી ફત્તેખાનની મદદ માટે રવાના કરી અને પોતે પોતાના મોટા લશ્કર સાથે પાછળથી નીકળ્યો. મુગલ લશ્કર ફત્તેખાનની મદદે આવે છે એની ખબર સિંહાજીને પડી એટલે સિંહાજીએ મારતે ઘોડે કૂચ કરી. મુગલો પણ દોલતાબાદ પહોંચવા માટે બહુ ઝડપથી જતા હતા. સિંહાજીની ઝડપ વધારે હોવાથી મુગલો પહેલાં સિંહાજી દોલતાબાદ આવી પહોંચ્યો અને ફત્તેખાનને મળી એની ખાત્રી કરી આપી કે મુગલોની સાથે મળી જવાથી નિઝામશાહીનો નાશ થશે. બિજાપુર સાથે સલાહ કર્યાથી જ નિઝામશાહીનું હિત થશે. મહોબતખાન આવી પહોંચ્યો. મૂર્ખો ફત્તેખાન આ વખતે તદ્દન નમાલો માલમ પડ્યો. ગભરાઈ જાય ત્યારે મહોબતખાનને સંદેશો કહેવડાવે કે "મને સિંહાજી, રણદુલ્લાખાન અને મુરાર જગદેવના સાંડસામાંથી છોડાવો". વળી પાછી ધૂન ચડી આવે ત્યારે "કિલ્લામાં અનાજ સામગ્રી ખૂટી છે તો તે ગમે તેમ કરી મને પુરી પાડો" એવો સંદેશો મુરારજગદેવને મોકલતો. મુરારજગદેવ બડો મુત્સદ્દી હતો. એણે લડતનો રંગ જોયો અને ફતેહખાનના ઢંગ પણ જોયા. મહોબતખાન કિલ્લામાં મદદ મોકલે એવી સ્થિતિ મુરારજગદેવે આવવા દીધી જ નહિ. પોતે પણ દાણાનો કણ મોકલે નહિ અને ચોખ્ખી ના પણ પાડે નહિ. આશામાં ને આશામાં રાખી એને વધારે નબળો કરી તંગ કર્યો અને આખરે આદિલશાહી સાથે સરતો કરવા તૈયાર થયા સિવાય છુટકોજ ન રહ્યો. ત્યારે એણે આદિલશાહી સાથે સલાહ કરવાનું નક્કી કર્યું. સિંહાજી, મુરારજગદેવ અને રણદુલ્લાખાન અસલ ખેલાડી હતા. સમરબાજી વખત પ્રમાણે શી રીતે ખેલવી અને આખે રંગે ચડેલી બાજીને શી રીતે ફેરવી નાંખવી એ આ કસાયલા વીરો બરાબર જાણતા હતા. સિંહાજીએ ફત્તેખાન સાથે સલાહ કરી અને જણાવ્યું કે જો ફત્તેખાન સોલાપુર અને બીજા સાડા પાંચ જિલ્લાઓ ઉપરનો હક છોડી દેશે તો મહમદ આદિલશાહ નિઝામશાહીને, દોલતાબાદ અને અહમદનગર રાજ્યના તાબામાં જે મુલક છે તે વગર હરકતે અને અડચણે પચવા દેશે. સિંહાજીની આ શરતોથી ફત્તેખાન લલચાયો અને એણે એ શરતો કબૂલ કરી. ફત્તેખાન સાથે આદિલશાહીએ સલાહ કરી અને એ સલાહ પછી તરતજ ફત્તેખાને તેની મદદ માટે તેની જ માગણીથી લશ્કર લઈને

આવેલા મુગલ મહોબતખાનના સૈન્ય ઉપર કિલ્લામાંથી તોપોનો મારો શરૂ કર્યો. સિંહાજી અને મુરારજગદેવ તથા રણદુલ્લાખાને પણ મુગલ સરદાર ઉપર મારો ચલાવ્યો અને મુગલ સરદાર હારવાની અણી ઉપર હતો પણ મુગલોને સારે નસીબે લડાઈનો રંગ એકદમ બદલાયો અને સિંહાજી તથા મુરારજગદેવના લશ્કરને પાછા હઠવું પડ્યું (રા. મા. વિ. ૬૯). મહમદ તઘલખ ગાંડાએ આ કિલ્લો બહુ મજબૂત બાંધ્યો હતો અને ત્યારથી તે અજિત ગણાતો. મલિકંબરે તેને મજબૂત બનાવ્યો હતો. મુગલના લશ્કરમાં શૂરા રજપૂતોની ટુકડીઓ હતી. તેમણે લડાઈનો રંગ બદલી નાખ્યો. રજપૂતોના એક પછી એક હલ્લાઓ બહુ ભારે અને ઝનૂની થયા અને સિંહાજીએ બહુ પ્રયત્નો કર્યા પણ એ રજપૂતોના હલ્લાઓ આગળ ન ફાવી શક્યો.

આખરે ફત્તેખાન મુગલોને શરણે ગયો અને ૧૦ લાખ રૂપિયા લઈને તેણે દોલતાબાદ અને બાળ બાદશાહ મુગલોને સ્વાધીન કર્યા. (કિંકેડ–પારસનીસ. ૧૧૮–૧૧૯.)

આવી રીતે દોલતાબાદનો કિલ્લો મુગલ સરદાર મહોબતખાનના હાથમાં ગયો. ફત્તેખાન મુગલોને શરણે ગયો. બાળ બાદશાહ હુસેન નિઝામશાહને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. નિમકહરામ ફત્તેખાનને રૂ. ૨૦૦૦૦ વાર્ષિક આમદાનીની જમીનો આપવામાં આવી (કિં. પા. ૧૧૯). આવી રીતે શક ૧૫૫૫ ઈ. સ. ૧૬૩૩ ની સાલમાં નિઝામશાહીનો નાશ થયો. આ યુદ્ધ વખતે એક બનાવ બન્યો તે તે જમાનાની સ્થિતિ બતાવનારો હોવાથી નીચે આપીએ છીએઃ–ખેલોજી ભોંસલે એ સિંહાજી ભોંસલેના સગા કાકાનો છોકરો થતો હતો. એ મુગલ બાદશાહતમાં લશ્કરી અમલદાર હતો. તે દિલ્હી બાદશાહતની નોકરી છોડી બિજાપુર સરકારમાં આવ્યો. ઈ. સ. ૧૬૩૩ ની સાલમાં દોલતાબાદનો કિલ્લો નિઝામશાહના તાબામાં હતો તેના ઉપર મુગલોએ ધસારો કર્યો તે વખતે મુગલ લશ્કરની સામે ખેલોજી ખૂબ લડ્યો હતો. મુગલો ખેલોજી ઉપર ખૂબ ગુસ્સે થયા હતા. એક દિવસે ખેલોજી ભોંસલેની સ્ત્રી ગોદાવરી નદીમાં સ્નાન કરવા જતી હતી, એવામાં એને મુગલ સુબેદારે પકડી અને ખેલોજીને સંદેશો કહેવડાવ્યો કે "તારી સ્ત્રી મારા કબજામાં છે, મને ચાર લાખ રૂપિયા તું આપે તો જ હું તારી સ્ત્રીને ભ્રષ્ટ કર્યા સિવાય તને પાછી સોંપીશ." ખેલોજી બહુ મુંઝાયો પણ કરે શું? અને એણે ચાર લાખ રૂપિયા આપી સ્ત્રીને છોડાવી. થોડા કાળ પછી બિજાપુર અને મુગલોની વચ્ચે સલાહ થઈ. આ સલાહ પછી બિજાપુર દરબારે ખેલોજીને પોતાના દરબારમાંથી કાઢી મૂક્યા. ખેલોજી બિચારા હડધૂત થઈ ઘેર પાછો આવ્યો–અને સંજોગોએ એને મરણિયો બનાવ્યો. આખરે એણે બહારવટું લીધું અને મુગલ મુલકમાં લૂંટફાટ શરૂ કરી. ઔરંગઝેબને ખેલોજીના રહેઠાણની ખબર પડી. ઔરંગઝેબે મલીકહુસનની સાથે ખેલોજીને પકડવા માણસો મોકલ્યાં. મલીકહુસેને ખેલોજીને પકડી ઔરંગઝેબ સામે ખડો કર્યો. ઈ. સ. ૧૬૩૯ ના ઑક્ટોબર માસમાં આ મરાઠાને ઔરંગઝેબે મારી નાંખ્યો (સ. રિ. ૧૫૬).

## ૬. જીજાબાઈની ગિરફતારી.

નિઝામશાહીનો નાશ થયો ત્યારે આપણા ચરિત્ર નાયક શિવાજી મહારાજ આસરે ૬ વરસની ઉંમરના હતા અને માતા જીજાબાઈ શિવાજીને લઈને બાયઝાપુરમાં રહ્યાં હતાં. કબજે થયેલા બાળ બાદશાહ હુસેન નિઝામશાહ અને શરણ આવેલા ફત્તેખાનને લઈને મહોબતખાન દોલતાબાદથી બરહાણપુર જવા નીકળ્યો ત્યારે માર્ગમાં સિંહાજીના લશ્કરે એને ખૂબ સતાવ્યો. સિંહાજીએ દુશ્મનના લશ્કર ઉપર વારંવાર અચાનક છાપા મારી તેને અવ્યવસ્થિત કરવાના પ્રયત્નો કર્યા. આવી જાતની સતામણીથી મહોબતખાન બહુ ત્રાસી ગયો. મેદાનમાં લડવા માટે મહોબતખાનમાં શક્તિ અને બળ હતાં પણ આવી જાતના અચાનક છાપા મહોબતખાન જીરવી શક્યો નહિ. રોજ બે કોસ કરતાં વધારે મજલ એ કાપી શકતો નહિ (રા. મા. વિ. ૬૫). આવી રીતે ત્રાસી જવાથી મહોબતખાને આદિલશાહીના લશ્કરને

લાંચ આપી પાણું કાઢયું અને પોતાનો છુટકારો કરી લીધો. મહોબતખાને યુક્તિ પ્રયુક્તિથી પોતાનો માર્ગ સરળ કર્યો પણ સિંહાજીએ માર્ગમાં કરેલી સતામણી એને સાલી રહી હતી. આવા બળવાન સરદારને કોઈ પણ રીતે દાબ દબાણથી વાળી લેવાનો વિચાર મોહોબતખાને કર્યો. આખરે મહોબતખાનને લાગ્યું કે એના ઉપર ભારે દબાણ થયા સિવાય સિંહાજી નરમ પડશે નહિ માટે મહોબતખાને સિંહાજીનો ઘાટ ઘડવાનું શરૂ કર્યું.

નિઝામશાહીમાં ત્ર્યંબકનો મુસલમાન સુબેદાર મહાલદારખાન મહોબતખાનની મહેરબાની મેળવવા ખૂબ પ્રયત્ન કરી રહ્યો હતો. એણે પોતાની સુબાગીરી માટે મહોબતખાન પાસે આજીજી કરી. પોતે મુગલોને વફાદાર છે અને તેથી એની સેવા મુગલ સરદારે સ્વીકારી એને સુબેદારીમાં ગોઠવી દેવો એવી એની માગણી હતી. મહોબતખાને મહાલદારખાનને કહ્યું કે "સિંહાજી રાજાની પત્ની જીજાબાઈ આપઝાપુરમાં એના છોકરાને લઈને રહી છે તેને યુક્તિ પ્રયુક્તિથી પરહેજ કરીને મારી રૂબરૂ લાવી હાજર કરશો તો તમારી ચતુરાઈ અને કાર્યદક્ષતા પરખાશે. તમારા આ કામ ઉપર ધ્યાન આપી તમારી વિનંતિનો વિચાર થશે. આ કામ તાકીદે બહુ કાળજીપૂર્વક પાર ઉતારશો તો તમારી માગણી મુજબ તમને યોગ્ય દરજ્જો આપવામાં આવશે."

મહાલદારખાને આ કામ કરવા બીડું ઝડપ્યું. પ્રપંચની જાળ પાથરી અને અનેક યુક્તિઓ રચી. આખરે મહાલદારખાન ફાવ્યો અને જીજાબાઈ તથા બાળક શિવાજીને પરહેજ કરીને મુગલ સરદાર મહોબતખાનની હજુરમાં હાજર કર્યાં.

બિજાપુરના નિઝામ મુર્તિજાએ જીજાબાઈના પિતા લખુજી જાધવરાવનું વિશ્વાસઘાતથી ખૂન કર્યું ત્યારે તેની સ્ત્રી ત્યાંથી નાસીને સિંધખેડ ગઈ હતી અને તેણે મુગલોને અરજી કરી પોતાના પતિની મનસબ પોતાના દિયર જગદેવરાવ ઉર્ફે ભોલાજીરાવને આપવા વિનંતિ કરી હતી. મુગલોએ જાધવરાવની જગ્યાએ એમના ભાઈ જગદેવરાવને મનસબ આપી હતી તે જગદેવરાવ આ વખતે મુગલાઈમાં મોભાદાર અમલદાર થઈ પડ્યો હતો. જીજાબાઈના કાકા જગદેવરાવે જીજાબાઈની ગીરફતારીની વાત સાંભળી ત્યારે તેણે કાકા તરીકે પોતાની ફરજ બજાવવાનો નિશ્ચય કરી એ મહોબતખાનને મળ્યો અને એણે જણાવ્યું કે "સરદાર ! આપણે તો દુશ્મનાવટ સિંહાજીની સાથે છે. જીજાબાઈને પરહેજ કરવામાં તો આપણા માણસોએ "પાપડી ભેગી ઇયળ" જેવું કર્યું છે. જીજાબાઈને અને સિંહાજીને તો અણબનાવ છે અને તેથી એ બે જુદાં રહે છે. સિંહાજીએ તો બીજું લગ્ન [illegible] એ પણ આપ જાણતા તો

## ૭. નિઝામશાહી સજીવન કરવાનો સિંહાજીનો છેલ્લો પ્રયત્ન.

અડચણ આફત મારથી, ચડે રંગ રજપૂત;
પડે પડે પાછો ખડો, ક્ષત્રિય એ જ સપૂત.

નિઝામશાહીનો બાદશાહ હુસેન નિઝામશાહ શાહજહાંનનો કેદી બન્યો, ફત્તેખાન દિલ્હીના બાદશાહને શરણે ગયો, નિઝામશાહી મુગલોના કબજામાં આવી, દોલતાબાદના કિલ્લામાં મુગલ સરદાર આવી ગયા, બિજાપુરનું લશ્કર પાછું હઠયું, ફત્તેખાન મુગલોને શરણે ગયો, છતાં રણધીર સિંહાજી હિંમત હાર્યો નહિ. જેમ જેમ જિંદગીમાં એના ઉપર અડચણો, આફતો અને આપદાઓ આવતી ગઈ તેમ તેમ આ સિસોદિયા રજપૂત વધારેને વધારે મક્કમ અને હિંમતબાજ બનતો ગયો. એણે વિચાર કર્યો કે આવી રીતે નિઝામશાહીનો નાશ મુગલો કરી ગયા તેમાં ડોશી મર્યાનો ભય નહિ પણ જમ પેધા પેઝાનો ભય હતો. નિઝામશાહીની સ્થિતિ બહુ વિચિત્ર હતી. નિઝામશાહીની હયાતીને લીધે સિંહાજી વખત આવે બિજાપુરને દબાવી શકતો અને વખત આવે સિંહાજી અને બિજાપુર ભેગા મળીને મુગલોને દક્ષિણમાં તો દબાવી દેવાના પ્રયત્નો કરી શકતા. નિઝામશાહીની દશા લડાઈઓમાં કિલ્લાના દરવાજા તોડવા માટે આડા રાખવામાં આવતા ઊંટના જેવી થઈ હતી. એને નામે અને એનો લાભ લઈ એક સત્તા બીજા ઉપર દોર ચલાવતી અને એને હોળીનું નાળિએર બનાવી જેને બાજી ખેલતાં આવડતી તે બાજી ખેલી જતો. **"गरीबकी जोरू सबकी भाभी"** એ કહેવતના જેવી નિઝામશાહીની દશા થઈ હતી. નિઝામશાહીને જીવતી રાખવામાં સિંહાજી અને આદિલશાહી એ બન્નેને લાભ હતો. સિંહાજી નિઝામશાહીને બહુ બળવાન બનાવવાની તરફેણમાં તો ન હતો જ. નિઝામશાહી રીતે રહીને જીવે એવી એની ઇચ્છા હતી. નિઝામશાહીનો નાશ કર્યા પછી દક્ષિણમાં મુગલોને બિજાપુર અને સિંહાજી એ બે બળીયા સામે જ બાથ ભીડવાની રહી. સિંહાજીએ દીર્ઘદૃષ્ટિ ચલાવી અને જોયું કે નિઝામશાહીના નાશથી મુગલાઈનાં મૂળ દક્ષિણમાં બહુ ઊંડાં પેસી જશે માટે ગમે તે પ્રયત્ને નિઝામશાહીને સજીવન કરવાનો પ્રયત્ન આરંભ્યો.

હુસેન નિઝામશાહના બાપની મા અને નિઝામશાહીના કેટલાક નિમકહલાલ સરદારો જેઓ ફત્તેખાનના ત્રાસ અને જુલમથી નિઝામશાહી છોડીને ચાલ્યા ગયા હતા તે બધા મુત્સદ્દીઓને સિંહાજીએ ભેગા કર્યા અને ડુબેલી નિઝામશાહીને પાછી તરતી કરવાનું કામ હાથમાં લેવા માટે તેમને બધાને તૈયાર કર્યા. આ સરદારો અને બેગમ સાહેબા તો તૈયાર થઈ ગયા પણ સિંહાજીએ વિચાર કરી આદિલ-શાહીને આ કામમાં ભેળવવાનું દુરસ્ત ધાર્યું. આદિલશાહીને આ કામમાં ભેળવવામાં ખરું ડહાપણ હતું અને રાજદ્વારી કુનેહ પણ હતી. આદિલશાહના મુરાર જગદેવ તથા બીજા વિશ્વાસુ સરદારો સાથે સિંહાજીએ આ સંબંધમાં વાત કરી. મુત્સદ્દીઓના આ સંબંધમાં વિવેચનો થયાં, સરતો થઈ અને એ સર્વેએ મુગલોની સામે કમર બાંધી. નાશ પામેલી નિઝામશાહીને સજીવન કરવાની સિંહાજીએ પ્રતિજ્ઞા કરી એ ઉપરથી સિંહાજી તે વખતે કેટલો બળવાન હતો તે જણાઈ આવે છે. મહોબતખાનની પીઠ વળી કે તુરતજ મુરાર જગદેવ અને રણદુલ્લાખાને મુગલ મુલકોમાં અપરંપાર લૂંટ ચલાવી.

સિંહાજીએ કોંકણપટ્ટીના દંડારાજપુરીથી બેગમસાહેબા અને ગાદીના વારસ શાહજાદાને સાથે લઈને આવવા આમંત્રણ મોકલ્યું અને નક્કી કર્યા મુજબ બેગમ સાહેબા છોકરાને લઈને આવ્યાં. તે છોકરાને સિંહાજીએ પોતાના ભીમગઢના કિલ્લામાં લાવીને તેને ગાદીનશીન કરી નિઝામશાહીને સજીવન કરી.

સગીર શહાજાદાને ગાદી ઉપર બેસાડ્યાથી નવી નિઝામશાહીનો દિવસ વળે એમ ન હતું. એને ગાદી ઉપર બેસાડ્યા પછી સિંહાજીએ તેને રાજા તરીકે નિભાવવા માટે અને નિઝામશાહીને સજીવન કરી તેને તરતી કરવા માટે બહુ કામ કરવાનાં હતાં. નિઝામશાહીને સજીવન કરવાનું કામ બહુ ભારે

હતું અને આ કામ હાથ ધરવામાં તો સિંહાજીએ એક બળતી સગડી માથે લીધી હતી. સિંહાજીની સાચી કસોટીનો આ સમય હતો.

બાળકને ગાદી ઉપર બેસાડ્યા પછી સિંહાજીએ નિઝામશાહીને મક્કમ અને મજબૂત બનાવવા માટે અને મુગલોની સત્તા તોડવા માટે નીચેનાં કામો તદ્દન તાકીદનાં સમજી હાથ ધર્યાં:—

૧. મુગલોએ કબજે કરેલા નિઝામશાહી કિલ્લાઓ અને મુલકો પાછા જીતી લઈ નવી નિઝામશાહીમાં ઉમેરવા.

૨. કબજામાં આવેલા કિલ્લાઓને સમરાવી મજબૂત કરી તૈયાર રાખવા.

૩. જે મુલક તાબામાં આવે તેને આબાદ કરવા પુરતા પ્રયત્નો કરવા.

૪. નિઝામશાહીના નાશથી અસ્તવ્યસ્ત બનેલા અને છૂટા છવાયા પડી ગયેલા સરદારોને પાછા ભેગા કરવા.

૫. નવી નિઝામશાહીના રાજ્યકારભાર માટે લોકોમાં વિશ્વાસ પેદા કરવો.

૬. નિઝામશાહીના સંખ્યાબંધ વિશ્વાસુ સરદારો, મુત્સદ્દીઓ અને સેવકોને ફત્તેખાને કાઢી મૂકયા હતા તે અને તેના ત્રાસથી અને બીકથી નાસી ગયેલાઓને પાછા બોલાવી તેમના દિલનું સમાધાન કરી તેમની સેવાઓ નિઝામશાહીને આપવા એમને સમજાવવા.

૭. નિઝામશાહીને મક્કમ કરવા માટે આદિલશાહીની સાથે સલાહ કરી તેમને સમજાવી તેમની કુમક મેળવવી.

૮. વખત પડે શાહજહાન તથા તેના સરદારોની સાથે વખત જોઈ વર્તન કરવાની તૈયારી રાખવી.

૯. જેમ બને તેમ તાકીદે જ્યાંથી બને ત્યાંથી લશ્કરમાં સારા માણસોની નવી ભરતી કરવી.

૧૦. કેટલાક સરદારો તદ્દન સ્વતંત્ર બની ગયા હતા તેમને અંકુશ નીચે આણવા અને ન માને તો તેમનો મુલક ખાલસા કરી દેવો.

નાશ પામેલી નિઝામશાહીને સજીવન કર્યા પછી નિભાવવા માટે ઉપર જણાવેલાં દસ કામો તરત જ હાથમાં લેવાની સિંહાજીને જરુર જણાઈ અને એણે એ કામ હાથમાં લીધાં. બાળ બાદશાહ મુર્તિજા બહુ નાનો હતો. એણે કોઈ દિવસ દરબાર કે સભા જોયેલી નહિ તેથી દરબારમાં આવતાં ડરતો અને તખ્ત ઉપર એકલાને બેસવું પડે માટે દરબારમાં હાજરી આપતાં બહુ કચવાતો. બેગમ સાહેબાની સલાહથી સિંહાજી પોતે આ છોકરાને લઈને તખ્ત ઉપર બેસતો. ઈ. સ. ૧૬૩૩–૩૪ માં મુલકો પાછા જીતી લેવાનો સપાટો સિંહાજીએ ચલાવ્યો. એ સાલમાં સિંહાજીએ તળકોંકણ, જુન્નર, અહમદનગર, નાસીક, ત્ર્યંબક, પૂના, નિરથડી વગેરે પ્રાંતો એટલે દક્ષિણ દિશાએ નીરા નદીથી ઉત્તરમાં ચાંદવડના ડુંગર સુધીનો મુલક કબજે કર્યો (રા. મા. વિ. ૬૬–૬૭).

ફત્તેખાનના જુલમથી ત્રાસીને નાસી ગયેલા સરદારોને સિંહાજીએ પોતાના દરબારમાં પાછા બોલાવ્યા. નિઝામશાહી માટે અભિમાન અને લાગણી હોવા છતાં અંધેર અને ગેરવ્યવસ્થાને લીધે એમને થએલા અન્યાયથી રાજ્ય છોડી ગયેલા, આત્મમાનની લાગણીવાળા મુત્સદ્દીઓ પાછા આવવા લાગ્યા. શિવાજીપંત, સખારામ મોકાશી, ચતુર સાબાજીનો છોકરો ચતુર, અત્રે, હણમંતે, ઉપાધ્યાય વગેરે બાહોશ અને કલમ બહાદુરોના હાથમાં રાજસૂત્રો મૂકી પ્રજાને સુખકર નીવડે એવું રાજતંત્ર બનાવવા સિંહાજીએ નિયમો નક્કી કરી તે પ્રમાણે આ મુત્સદ્દીઓને વર્તવાની સૂચના અને તાકીદ આપી. આ કામની વ્યવસ્થા કરી લીધા પછી જે જે સરદારો સ્વચ્છંદી બનીને નિઝામશાહીની ઝૂંસરી ફેંકી દઈને મનમાં આવે એવી રીતે વર્તતા હતા એવા સરદારો સામે સિંહાજીએ મોરચા માંડ્યા. સીદી રૈહાન સોલાપુરી, શ્રી નિવાસરાવ જુન્નરવાળા, સીદી સાચા સૈફખાન ભીંવડીવાળા, સીદી અંબરદંડા રાજપુરી-

વાળા અને એવા બીજા કેટલાક કિલ્લેદાર અને જમીનદારોને પાંસરા કરવાનું અથવા ન માને તો તેમનો મુલક ખાલસા કરી લેવાનું સિંહાજીએ નક્કી કર્યું. સીદીરૈહાન બિજાપુરની બાદશાહતમાં જોડાઈ ગયો એટલે એનો સવાલ પતી ગયો. એવી રીતે એક પછી એક સરદારોની બાબતોમાં સિંહાજી ફડચા પાડતો ગયો. અને જે તાબે ન થયા તેમનો મુલક ખાલસા કરતો ગયો. ઈ. સ. ૧૬૩૩માં સિંહાજીએ મુરારજગદેવના લશ્કર સાથે મળીને મહોબતખાનના લશ્કરને પરીંડા મુકામે હરાવ્યું.

ભીંવડીના સૈફખાનને રૂબરૂમાં રજૂ થવાનો હુકમ આપ્યો તેનો અનાદર કરી સૈફખાન આદિલશાહીમાં જવા માટે નીકળ્યો. સિંહાજીને એની ખબર મળતાંની સાથે જ એ એની પૂઠે પડ્યો અને બાભળ ગામ નજીક એને પકડી પાડ્યો. ઝપાઝપી થઈ તેમાં સૈફખાન કેદ પકડાયો.

મુરારજગદેવની માગણીથી આખરે સિંહાજીએ સૈફખાનને બંધન મુક્ત કર્યો. બાગલાણનો રાજા નિઝામશાહીના નાસીક ચાંદવડ તરફના કિલ્લાઓ બથાવી પડ્યો હતો તે પાછા લીધા. જુન્નર પણ ખાલસા કરીને સિંહાજીએ નિઝામશાહીમાં જોડી દીધું. જુન્નર એ એક વખતે નિઝામશાહીનું રાજધાનીનું શહેર હતું. સિંહાજીને લાગ્યું કે આ જૂના રાજધાનીના શહેરમાં જ નિઝામશાહીની ગાદી રાખવી એ ઠીક છે. તેથી એણે ભીમગઢમાંથી નિઝામશાહીના બાળ બાદશાહ મુર્તિજાના રાજધાની બદલીને જુન્નર લઈ ગયો. આવી રીતે સિંહાજી દિગ્વિજય મેળવતો ગયો. જેમ જેમ સિંહાજી વિજય મેળવતો ગયો તેમ તેમ લોકોને નવી નિઝામશાહી નભશે એવું લાગ્યુ અને તેથી ઘણાઓ સિંહાજીને આવી મળ્યા. જૂની નિઝામશાહી વખતના જાગીરદારો અને દેશમુખો વગેરેને લાગ્યું કે સિંહાજીએ હાથ ધરેલા કામને યશ આવ્યા સિવાય રહેશે નહિ તેથી સર્વેએ સિંહાજીને મદદ કરવા માંડી.

સિંહાજીએ રાજકારભાર વ્યવસ્થિત કરી પ્રજાની પ્રીતિ અને વિશ્વાસ મેળવ્યાં. જૂના મુત્સદ્દીઓ, સરદારો, અધિકારીઓ અને અમલદારોને બોલાવી તેમને તેમનું કામ, દરજ્જો, અધિકાર—અમલ અને જવાબદારી વગેરે સોંપી દીધાં. એ બધા બહુજ કાળજીપૂર્વક અને ખંતથી સેવા કરવા લાગ્યા.

શાહજહાને જોયું કે સિંહાજી ને હરાવવો એ કંઈ નાની સુની વાત નથી. ભારે તૈયારી કર્યા સિવાય સિંહાજીનો સામનો કરવો અશક્ય છે.

સિંહાજીને યુક્તિથી સમજાવવાનો શાહજહાને ઘાટ ઘડ્યો. આ વખતે દોલતાબાદમાં મુગલ સુબેદાર ઈરાદતખાન હતો તેની મારફતે સિંહાજીને સમજાવી યુક્તિથી શાંત કરવાના પ્રયત્નો શાહજહાને શરુ કર્યા. સિંહાજીનો પિત્રાઈ ભાઈ માલોજી ભોંસલે મુગલાઈમાં નોકર હતો તેની મારફતે ઈરાદતખાને સિંહાજીની સાથે સ્નેહના સંદેશા શરુ કર્યા. ઈરાદતખાને સંદેશો મોકલ્યો કે "શાહજહાન બાદશાહ તો આપને મોટામાં મોટી, રાજકુટુંબના માણસને આપવામાં આવે છે એવી, બાવીસ હજારની મનસબદારી (બાવીસ હજારી) મુગલાઈમાં આપવા ઈચ્છે છે. આપ આદિલશાહી જમીનદોસ્ત કરવામાં મુગલ બાદશાહને મદદ કરવાનું કબુલ કરો તો આ ગોઠવણ તરત થઈ શકશે. વળી જો આદિલશાહી જિતાય તો તેના જિતાયલા મુલકમાંથી અરધો મુલક બાદશાહ સલામત આપને ખુશીથી આપી દેશે."

આવી લાલચોથી સિંહાજી લલચાય એવો નહતો. એણે આ સંદેશામાં જણાવેલી લલચાવનારી શરતો સ્વીકારી નહિ એટલું જ નહિ પણ આ બધી હકીકતથી એણે બિજાપુર બાદશાહતને વાકેફ કરી. સિંહાજી હવે સમજાવ્યા છતાં, મનાવ્યા છતાં નથી જ માનતો એમ શાહજહાનને લાગ્યું એટલે એણે ઈરાદતખાનને સિંહાજી સામે મોકલ્યો.

---

## પ્રકરણ ૪ થું.

**૧. સિંહાજી અને મુગલો.**
**૨. આદિલશાહી સાથે તહનામું.**
**૩. બેગમ સાહેબા પાછાં ફૂટયાં.**
**૪. ફરી પાછી આદિલશાહી.**
**૫. સિંહાજીના કબજામાં કર્ણાટક.**
**૬. થોડી જરૂરી માહિતી અને તે વખતનું પૂના.**

### ૧. સિંહાજી અને મુગલો.

શક ૧૫૫૬ ના આખરમાં ઈરાદતખાને સિહાજી ઉપર ચડાઈ કરી. સિંહાજી આ વખતે ડુંગરી મુલકમાં હતો એટલે ઈરાદતખાનના લશ્કરને એ ચડાઈ બહુ ભારે લાગી કારણ મુગલોના મોટા ઘોડાઓ ડુંગરો ચડવા અને ખીણો ઉતરવા ટેવાયલા ન હતા અને આવી જાતના મુલકમાં મુગલ લશ્કરને ફાવતું પણ નહિ. સિંહાજી અને તેના સરદારો તો ડુંગરો અને ખીણોના પૂરેપુરા ભોમિયા હતા. દક્ષિણના જંગલ અને ઝાડીવાળા રસ્તાથી બરોબર વાકેફ હતા. એમના નાના કદના પણ મજબુત બાંધાના, દેખાવડા નહિ પણ ચપળ ઘોડાઓ ડુંગરો અને ખીણોમાં પણ હરણ વેગે ચાલતા. એક ડુંગરેથી બાતમી લઈ બીજી ખીણમાં થઈ તાકીદે ત્રીજા ડુંગર ઉપર સિંહાજી જઈ શકતો. સિંહાજી આવી ઝડપ અને આવી શક્તિથી પૂઠે પડેલાને સતાવતો. આથી એને કબજે કરવા પાછળ પડેલા દુશ્મનો રખડવામાં અને અથડાવામાં જ થાકી જતા અને નાસીપાસ થઈ જતા. મુગલ સરદાર ઈરાદતખાને સિંહાજીને પકડી પાડવાના ભગીરથ પ્રયત્નો કર્યા ને બધા વ્યર્થ ગયા. આખરે ઈરાદતખાન થાકી ગયો. ડુંગરોમાં અને ખીણોમાં એનું લશ્કર બહુ હેરાન થયું. છેવટે ઈરાદતખાન કંઈ કર્યા સિવાય નાસીપાસ થઈ ને પાછો દોલતાબાદ ગયો (રા. મા. વિ. ૬૯.).

શાહજહાને જ્યારે જાણ્યું કે ઈરાદતખાનને સિંહાજી ગાંઠતો જ નથી અને મુગલ લશ્કરને હંફાવીને પાછું કાઢ્યું ત્યારે એ દિલ્હીપતિ ભારે ક્રોધે ભરાયો. સિંહાજીને દાબી દેવા માટે બાદશાહ બહુ ગંભીર બન્યો અને સિંહાજીને મૂળથી ઉખેડી નાંખવાની તૈયારી કરવા લાગ્યો. આ વખતે સિંહાજીનો નાશ ન

થાય તો દિલ્હીના બાદશાહની ઇજ્જત જાય અને એક નવા ઊભા થતા સરદારને દાબવાની શક્તિ દિલ્હીપતિમાં નથી એવી વાતો દેશમાં થાય તો તેનું પરિણામ બહુ માઠું આવે એ બધા વિચારથી મોટું જબરું લશ્કર ભેગું કરવાની ભારે તૈયારી શાહજહાને કરવા માંડી.

શક ૧૫૫૭ ના માઘ માસમાં શાહજહાન ૫૮૦૦૦ માણસોનું જબરું લશ્કર લઈ આદિલશાહી અને નિઝામશાહી એટલે સિંહાજીને રગદોળવા મેદાને પડચો. આ ચડાઈમાં તો હિંદમાં અને ખાસ કરીને દક્ષિણમાં દિલ્હીપતિની આબરૂનો સવાલ સમાયેલો હતો અને ચડાઈનું મહત્ત્વ અને ગાંભીર્ય સમજીને જ શાહજહાને તૈયારી પણ તેવી જ કરી હતી. ચુનંદા સરદારોને આ ચડાઈના કામ માટે ચૂંટી કાઢ્યા હતા.

સિંહાજી કંઈ કાચો નહતો. નવી નિઝામશાહીમાં આસરે અઢી વરસના પોતાના રાજકારભાર દરમ્યાન સિંહાજીએ લગભગ ૧૫૦૦૦ માણસોનું લશ્કર તૈયાર કર્યું હતું. નિઝામશાહીની તિજોરી પણ પાછી તર કરી હતી અને ભવિષ્યમાં ભારે સત્તા સામે સમરાંગણમાં યુદ્ધ ખેલવું પડશે એ નજર સામે રાખી સિપાહીઓમાં ઉત્સાહ અને ઉમંગ ઊભાં કર્યાં હતાં. બિજાપુર બાદશાહની સાથે પણ સંકટ વખતે એક બીજાની કુમકે જવાના સિંહાજીએ કોલકરાર કર્યા હતા. શાહજહાન જેવા બળિયા બાદશાહની સામે બાથ ભીડવા માટે મજબૂત કમર કસવાની છે એ સિંહાજી મૂળથી જાણતો હતો, એટલે શરૂઆતથી જ સિંહાજીએ એની તૈયારી શરૂ કરી હતી.

આદિલશાહીની મદદ ઉપર સિંહાજીનો ભારે આધાર હતો કારણ શાહજહાન બાદશાહનું લશ્કરી બળ જબરું હતું. આદિલશાહીની કુમક ન હોય તો મુગલ લશ્કર બે ભાગમાં વહેંચાઈ જાય નહિ અને આખા લશ્કરનો સિંહાજીને સામનો કરવો પડે. આવા સંજોગોમાં સિંહાજીથી મુગલ લશ્કર સામે એકલા ફાવી શકાય એમ નહતું. પોતાનું બળ બરોબર આંકીને સિંહાજી શત્રુ સામે સમરાંગણમાં ઉતરતો. દુશ્મનનાં કૃત્યોથી ઉશ્કેરાઈ, મગજ ઉપરનો કાબુ ખોઈ પોતાના બળનું માપ કાઢ્યા સિવાય લાગણીવશ થઈને આંધળિયાં કરી દુશ્મનને હાથે માર ખાઈ હાર સ્વીકારે એવો સિંહાજી મૂર્ખો નહતો.

બિજાપુરના બાદશાહે સિંહાજીની મદદે રહેવાનું કબુલ કર્યું હતું અને એ કોલકરારમાં લેવાયેલાં એક બીજાનાં વચનો ધ્યાનમાં લઈને જ સિંહાજીએ લડાઈની બાજી ગોઠવી રાખી હતી. ચારે તરફ નજર દોડાવીને બાજી રચવામાં આવે અને અકસ્માત બનાવો બનવાથી બધો રંગ બદલાઈ જાય તો તે માટે કિસ્મત સિવાય બીજા કોને દોષ દેવાય ! બિજાપુર બાદશાહતમાં અચાનક બનાવો બન્યા તેથી સિંહાજીને મુંઝવણ ઊભી થઈ.

શક ૧૫૫૭ માં બિજાપુરના બાદશાહ મહમદ આદિલશાહે આદિલશાહીના જૂના અને કસાયેલા મુત્સદ્દી, અનુભવી અને ડાહ્યા રાજ્યદ્વારી પુરુષોનું ખૂન કરાવ્યું ઇતિહાસ પ્રસિદ્ધ રાજવાડે રા. મા. વિ. માં ૬૯ મે પાને લખે છે કે " શક ૧૫૫૭ માં ખવાસખાન અને મુરારપંતને મહમદ આદિલશાહે ઠાર મરાવ્યા હતા." બીજા ઇતિહાસકારો આ સંબંધમાં તદ્દન મૂગા છે. મુરાર જગદેવના સંબંધમાં તો આગળ ઉપર ઘણાં વર્ણનો આવે છે અને સિંહાજીના સંબંધમાં મહમદ આદિલશાહને ખાસ આગ્રહપૂર્વક ભલામણ કરનાર તરીકે મુરાર જગદેવનું નામ ઇતિહાસકારો જણાવે છે. મારનાર મુરારજગદેવ હોય કે બીજો કોઈ હોય પણ એ સરદારનાં ખૂન થયાની વાત અમે સ્વીકારી છે. આવી રીતે એ સરદારોનાં કરપીણ ખૂનને લીધે બિજાપુર મુત્સદ્દી મંડળનો રાજકીય રંગ બદલાયો. શાહજહાનને પહોંચી વળવા માટે સિંહાજીએ તૈયારીઓ તો પૂરેપુરી કરી હતી પણ એમાં આદિલશાહીનો રંગ બદલાવાથી ખામી પડી. મુગલ સાથેના સામનામાં બિજાપુર બાદશાહ જરા મોળો પડે તો તેને સતેજ કરી ટટાર કરનાર પ્રભાવશાળી સરદાર બિજાપુર દરબારમાં તે વખતે કોઈ દેખાતો નહોતો. માનસિક નબળાઈને લીધે સત્તાધારી જ્યારે હાથમાં લીધેલા કામમાં મોળા પડે છે ત્યારે અધિકારીની અથવા સત્તાધીશની ઇતરાજી વહોરી લેવાનું સાહસ ખેડીને પણ સાચી વાત ફરી ફરીથી દાખલા દલીલોથી એની આગળ રજૂ કરી

પતિત થતો અટકાવવા માટે બહુ પ્રભાવશાળી, અનુભવી અને કસાયેલા પુરુષની હાજરીની જરૂર હોય છે. બિજાપુર રાજ્યમાં તે વખતે એવો કસાયલો વીર ન હતો એમ પરિણામ ઉપરથી અનુમાન કરી શકાય છે.

પૂરપાટ તૈયારીથી સજ્જ કરેલી પ્રચંડ સેના શાહજહાન સિંહાજી ઉપર મોકલે છે એ સમાચાર સિંહાજીને મળ્યા એટલે તરત જ સિંહાજીએ બેગમ સાહેબા અને બાળ બાદશાહ મુર્તિજાને માહુલીના કિલ્લામાં રક્ષણ માટે મૂકી દીધા અને પોતે શત્રુનો સામનો કરવા માટે સરહદ ઉપર તૈયાર રહ્યો.

શાહજહાનની આ વખતની તૈયારી પણ ભારે અને ચોક્કસ હતી. મુગલ લશ્કરમાં યુદ્ધકળામાં કસાયલા યોદ્ધાઓ હતા. વ્યૂહ રચનામાં કાબેલ એવા સરદારો હતા. વ્યૂહ રચના બરાબર નક્કી કરી મુગલ લશ્કરના ચાર ભાગ પાડવામાં આવ્યા. આ ચડાઈનો મુખ્ય હેતુ સિંહાજીને કચડી નાંખવાનો હતો. આદિલશાહી બાદશાહ સિંહાજીની કુમકે હતો એટલે સિંહાજીથી આદિલશાહી લશ્કરને છૂટું પાડી દેવા માટે મુગલ લશ્કરની એક ટુકડી ખાનદૌરાનની સરદારી નીચે આ બન્નેની વચ્ચે મોકલવામાં આવી. આદિલશાહી લશ્કર સિંહાજીને મદદ ન કરે એ મુખ્ય હેતુ હતો. બને તો આદિલશાહીને હાથ બતાવવાની પણ દાનત ખરી. બીજી ટુકડી, કુતુબશાહી લશ્કર સિંહાજીની કુમકે ન આવે તે માટે, કુતુબશાહી ઉપર મોકલી બાકી રહેલું લશ્કર સિંહાજી સામે લડવા ખડું કર્યું. કુતુબશાહી બાદશાહે મુગલ લશ્કરની ચડાઈ સાંભળી એટલે એ તો તરત મુગલોને શરણ થઈ ગયો. કુતુબશાહને કબજે કરી તેની કુમક સિંહાજીને ન મળે એવો પાકો બંદોબસ્ત કરી એના ઉપર મોકલવામાં આવેલી લશ્કરની ટુકડી આદિલ-શાહી ઉપર ગયેલા મુગલ લશ્કરની મદદે ગઈ.

દક્ષિણની ખીણો અને ડુંગરાવાળા પ્રદેશમાં ચોમાસાની મોસમમાં લડાઈનું કામ કેટલું અઘરું અને જોખમકારક હતું તે શાહજહાન જાણતો હતો. ચોમાસાની અડચણો વેઠવી ન પડે તે માટે જ શાહજહાને જંગી તૈયારી કરી ચોમાસા પહેલાં જ આ યુદ્ધ પતાવી દેવાની યોજના નક્કી કરી હતી.

સિંહાજી ચકોર હતો. એ પણ ચેતી ગયો અને દુશ્મનનો દાવ જાણ્યા પછી પાસા પાડવામાં પાછી પાની કરે એવો તો એ હતો જ નહિ. ચોમાસાની શરૂઆત પહેલાં જ મામલો પતાવી દેવાનો શાહજહાનનો મનસુબો સિંહાજીએ જાણ્યો એટલે સિંહાજીએ લડાઈ લંબાવવાની બાજી રચી. બીજું આદિલશાહી મુરાર જગદેવના મરણથી મોળી પડી છે એટલે કયે વખતે ભેંસો પાણીમાં બેસી જશે એની ખાત્રી નહિ એ પણ સિંહાજી ચોક્સ જાણતો હતો અને સંકટમાં સપડાય તો શિર સાટે મદદ કરવા માટે સૈન્ય મોકલનાર કોઈ નથી એની પણ એને જાણ હતી. આવા સંજોગોમાં પણ સિંહાજી મોળો પડ્યો નહિ. આદિલશાહી તરફથી મદદની આશા તો એણે મૂકી જ દીધી હતી અને પોતાના બળ ઉપર જ એને તો શત્રુ સામે ઝૂઝવાનું હતું. ગમે તેમ કરી શાહજહાનને ચોમાસા પહેલાં લડાઈ આટોપવા દેવી નહિ એવો સિંહાજીએ નિશ્ચય કર્યો. શત્રુને ખરી લડાઈ આપવી નહિ એ પણ એણે નક્કી કર્યું. જેમ બને તેમ દુશ્મન દળને હંફાવવું અને થકવવું એ વિચારથી પોતાના લશ્કરને તદ્દન ઓછી હાનિ પહોંચે એવી રીતનો યુક્તિસરનો સામનો કરી ધીમે ધીમે એક પછી એક કિલ્લાઓ શત્રુને હાથ કરવા દેવા અને તેમાં પણ બને તેટલો વધારે વખત લેવો એ રીતે આ યુદ્ધ લડવાનું નક્કી કર્યું. પોતાના લશ્કરને વધારે નુકસાનમાં ઉતાર્યા સિવાય દુશ્મનના હાથમાં ઓછામાં ઓછો મુલક જાય અને શત્રુને ખૂબ હાડમારી વેઠવી પડે અને થાકી જાય એવી ખૂબીથી સિંહાજીએ લડત શરૂ કરી.

આ વખતે મુગલોએ પણ વ્યૂહરચના કરવામાં કમાલ કરી દીધી હતી. દક્ષિણમાં વીજળી વેગે પ્રબળ થતા જતા મુગલાઈના શત્રુ સિંહાજીને સર કરવાની જવાબદારી શાહજહાનના સાળા સરદાર શાહિસ્તખાન અને સરદાર ખાનઝમાન ઉપર નાંખવામાં આવી હતી. આ બે સરદારે લશ્કરની બાકી રહેલી ટુકડીઓની સરદારી લીધી અને કામના પણ વિભાગ પાડી દીધા. ચાંદોર, નાસીક, અને સંગમનેર

એ ગાળાનો મુલક તથા કિલ્લાઓ સિંહાજીના કબજામાંથી હસ્તગત કરી લેવાનું કામ સરદાર શાહિસ્તખાનને સોંપવામાં આવ્યું હતું. સિંહાજીને હર પ્રયત્ને મેદાને ખેંચી આણી તેની સાથે યુદ્ધ કરી તેના કબજામાંની કોંકણપટ્ટી અને તે ગાળાના કિલ્લાઓ જીતી લઈ એને (સિંહાજીને) નિઝામશાહી મુલકમાંથી હાંકી કાઢી ઊભી પૂંછડીએ નસાડવાનું કામ સરદાર ખાનઝમાનને સોંપવામાં આવ્યું હતું. મુગલ લશ્કર ખાનઝમાન અને શાહિસ્તખાનની સરદારી નીચે સિંહાજી ઉપર આવી પહોંચ્યું. સિંહાજીએ દુશ્મન દળ સામે લડવાનો પોતાનો દાવ શરૂ કર્યો.

આ વખતે સિંહાજીએ પોતાનું ખરું ક્ષાત્રતેજ પ્રગટ કરી શૌર્યની પરાકાષ્ઠા કરી, દુશ્મનોના ધસારા સામે એણે બહુ હિંમત બતાવી. સિંહાજીના સમર કૌશલ્યની પ્રતીતિ દુશ્મનને આ વખતે પૂરેપુરી થઈ. સમરાંગણમાં કરેલું સાહસ, શત્રુનો સંહાર કરતાં બતાવેલું શૌર્ય, દુશ્મનના હુમલા વખતે પોતાના બચાવમાં વાપરેલી ચપળતા, શત્રુના અતિ જુસ્સાના સામટા હલ્લા તદ્દન નજદીક આવી પહોંચતા ત્યારે રાખેલું ધૈર્ય, કઠણ પ્રસંગોએ બતાવેલી હિંમત તથા બીજા પાવરધા યોદ્ધાને શોભે એવા સદ્ગુણો સિંહાજીમાં જોઈ શત્રુ સરદારો પણ ચકિત થઈ ગયા. સિંહાજીના રણવેગે અને રણચાતુર્યે દુશ્મનને પણ હેરત પમાડ્યા. મુગલોના સાધન સંપન્નવાળા ભારે લશ્કર વચ્ચે હિંમતથી અડગ રહી સમરભૂમિ ઉપર શત્રુનો સંહાર કરતા મેવાડના આ બહાદુર સિસોદિયા સિંહાજીનું શૌર્ય જોઈ મુગલ સરદારો મનમાં મુંઝાયા પણ એમના સંખ્યાબળે લડાઈની બાજી ધીમે રહીને યુક્તિથી બદલવાની સિંહાજીને ફરજ પડી.

સિંહાજી વ્યવસ્થિત પણ નરમ સામનો કરતો હતો. લડાઈની શરૂઆતમાં સિંહાજી નગર, ચાંભાર, ગોંદે, બારામતી, નીરથડ વગેરે પ્રદેશ છોડતો છોડતો આદિલશાહીના કોલ્હાપુર, મીરજ અને રાયબાગ સુધી ગયો (રા. મા. વિ. ૭૧). દુશ્મન દળના સરદારો સિંહાજી સાથેનું આ યુદ્ધ એક મોટી લડાઈ લડીને પતાવી દેવા ઉતાવળા થઈ ગયા હતા અને સિંહાજી તો યુક્તિપૂર્વક લડાઈ લંબાવ્યા જ જતો હતો. સિંહાજી ચાંદવડની સરહદ ઉપરના કિલ્લાઓ તદ્દન ધીમો પણ ચોક્સ સામનો કરીને એક પછી એક શત્રુના હાથમાં સોંપતો ગયો. આ બાજી રમતાં રમતાં જેઠ માસ પૂરો થવા આવ્યો. જેઠ માસની આખરે મુગલ સરદારોએ પોતાનું તળિયું તપાસ્યું અને તાળો મેળવ્યો ત્યારે જણ્યું કે આવા પ્રચંડ લશ્કર સાથે ચડાઈ કરી તેઓ સિંહાજી પાસેથી ૨૫ કિલ્લાઓ મેળવી શક્યા અને સિંહાજીના લશ્કરની હાનિ તો થઈજ નહિ. મુગલ લશ્કર બિજાપુરના બાદશાહ ઉપર ગયું ત્યારે તેણે શહાપુર સરોવરનો બંધ તોડી નાંખ્યો અને બિજાપુરની આસપાસ વીસ વીસ માઈલ સુધી પાણી પાણી જ કરી નાંખ્યાં. વરસાદ તો માથે આવી પહોંચ્યો છતાં સિંહાજીના કબ્જામાં અર્ધા ઉપર કિલ્લાઓ અને આખો કોંકણ પ્રાન્ત રહ્યો અને આ હિસાબે તો બાકી રહેલા વખત દરમ્યાનમાં તે લઈ શકાય એમ નથી એની મુગલ સેનાપતિને ખાત્રી થઈ. ભારે લશ્કર સાથે એ અઢી માસ સુધી સિંહાજીની પાછળ મંડ્યા રહ્યા તોયે સંતોષકારક પરિણામ ન આવ્યું અને સિંહાજીના તાબામાં રહેલો બાકીનો મુલક અને કિલ્લાઓ મહીના દોઢ મહીનામાં હસ્તગત થાય એની બીલકુલ ખાત્રી નથી એવું જ્યારે મુગલ સરદારોએ જોયું ત્યારે તેઓ નાસીપાસ થયા.

આ યુદ્ધમાં નવી નવી યુક્તિઓ લડાવીને અને નવા નવા કિસ્સાઓ કરીને સિંહાજીએ મુગલોને થકવી નાંખ્યા. એમની અન્ન સામગ્રી લૂંટી લીધી. મુગલ લશ્કર સંખ્યામાં બહુ મોટું હતું અને અન્ન પણ તે પ્રમાણમાં એમને જોઈએ. દાણાની તંગી મુગલોને બહુ સાલી. શાહજહાન આતુરતાથી આ યુદ્ધનાં પરિણામની રાહ જોઈ રહ્યો હતો. લડાઈની પ્રગતિના સમાચાર બહુ બારીકાઈથી એ તપાસતો. શાહજહાને સિંહાજીની યુક્તિઓ, બળ, હિંમત વગેરેની વાતો સાંભળી અને એને લાગ્યું કે આ શત્રુ સામાન્ય નથી. એને પડતો મૂકી બિજાપુરના બાદશાહને પૂરેપુરો દબાવ્યા પછી સિંહાજીને રગડોળવા ઘાટ ઘડવાનું શાહજહાને ઊંડા વિચારને અંતે નક્કી કર્યું. મોટું અને બળવાન લશ્કર હોવા છતાં

ત્રાસી ગયા અને આ સ્થિતિની જાણ થતાં શાહજહાને મુગલ સરદારોને સિંહાજી ઉપરનો હલ્લો પાછો ખેંચી લઈને બિજાપુર ઉપરના ખાનદોરાનના હલ્લામાં તેની કુમકે જવા જણાવ્યું.

## ૨. આદિલશાહી સાથે તહનામું.

મહમદ આદિલશાહની બાદશાહતનું વાજું આ વખતે બગડેલું હતું. મુરારજગદેવ જેવો બાંકો યોદ્ધો દરબારમાં ન હતો. મુગલ લશ્કરની ચારે ટુકડીઓએ બાદશાહ શાહજહાનના ફરમાન મુજબ હવે બિજાપુર બાદશાહતને ખતમ કરવા માટે મોરચા માંડ્યા. મુગલ લશ્કરે બિજાપુરના મુલકોમાં ત્રાસ ત્રાસ વર્તાવ્યો. બિજાપુર સરકારના ઘણા કિલ્લાઓ અને મુલક પડાવ્યા. પ્રજાને તોબા પોકરાવી અને સંખ્યાબંધ માણસોને કેદ કર્યા. એવી રીતે ત્રાસ વર્તાવતા, પ્રજાને લૂંટતા, ગામોનો નાશ કરતા, જીત મેળવતા મુગલ સરદારો ઠેઠ બિજાપુરની નજીક આવી પહોંચ્યા. મહમદ આદિલશાહ હલ્લા, છાપા, અને ઘેરાની વાતોથી તદ્દન કંટાળી ગયો હતો. એણે સુલેહ માટે મુગલ સરદારોને કહેણ મોકલ્યું. બહુ દિવસથી ચાલેલા યુદ્ધને લીધે અને દક્ષિણના ડુંગરોમાં રખડવું પડ્યું તેથી મુગલો પણ થાકી ગયા હતા. મુગલ સરદારોએ બિજાપુર બાદશાહનો સંદેશો સ્વીકાર્યો અને તહનામું કરવા તૈયાર થયા.

ઈ. સ. ૧૬૩૬ ના મે માસની ૬ ઠ્ઠી તારીખે મુગલાઈ અને મહમદ આદિલશાહની વચ્ચે સલાહ થઇ. તે તહનામાની સરતોનો સાર નીચે મુજબ છે:—

(૧) બિજાપુરના બાદશાહ આદિલશાહે દિલ્હીના બાદશાહનું ઉપરીપણું સ્વીકારવું.

(૨) નિઝામશાહીનો અંત આણવો અને નિઝામશાહીનો બધો મુલક મુગલ બાદશાહ અને બિજાપુરના બાદશાહે વહેંચી લેવો. બિજાપુરના બાદશાહે અથવા આદિલશાહીના કોઈ પણ અમલદારે મુગલાઈ હદમાં ધાંધલ મચાવવું નહિ અને નિઝામશાહીના મેળવેલા મુલકને વ્યવસ્થિત કરવાના કામમાં મુગલ સરદારો અથવા અમલદારોને તેમના કામમાં દખલ કરવી નહિ.

(૩) બિજાપુરના રાજાના તાબાનો બધો મુલક એ રાખે અને અહમદનગરના રાજ્યમાંથી નીચેનો મુલક બિજાપુરના રાજ્યમાં ઉમેરેઃ—સોલાપુર, વાંગીમહાલ ( સોલાપુર અને પારેંડાના કિલ્લાઓ સાથે ), ચીડગૂપા અને ભાલકી પરગણા અને પૂના તથા ચાકણ તાલુકા તથા કોંકણનો જે મુલક નિઝામશાહીના કબજામાં હતો તે—આ બધો મુલક ૫૯ પરગણાનો હતો અને તેની વાર્ષિક આમદાની ૨૦ લાખ હુન અથવા ૮૦ લાખ રૂપિયાની હતી. આ મુલક બાદ કરતાં બાકી રહેતો બધો ભાગ દિલ્હીના બાદશાહનો સમજવો.

(૪) આદિલશાહે દિલ્હીના બાદશાહને સુલેહના બદલામાં ૨૦ લાખ રૂપિયા આપવા. વાર્ષિક ખંડણી આપવી નહિ.

(૫) ગોવળકોંડાનું રાજ્ય દિલ્હીના બાદશાહનું રક્ષિત રાજ્ય છે, તેથી આદિલશાહે હવેથી તેની સાથે સ્નેહનો સંબંધ રાખવો. એના રાજ્યની હદમાં કોઈ બિજાપુરી અમલદાર પેસી ન જાય અને એને હરકત ન કરે એની કાળજી રાખવી. ગોવળકોંડાના રાજા પાસેથી બહુ ભારે સલામી ન માગવી પણ એની સાથે મોટાભાઈના જેવું વર્તન રાખવું.

(૬) બન્ને બાદશાહોએ એક બીજાના અમલદારોને ફોડવાનું કામ કરવું નહિ અને એકના રાજ્યમાંથી નાસી ગયેલાને બીજા રાજ્યે આશરો આપવો નહિ અને શાહજહાને પોતા તરફથી અને પોતાના છોકરાઓ તરફથી ખાત્રી આપી કે કોઈ પણ દિવસે તેઓ બિજાપુરના અમલદારોને મુગલાઈની નોકરી માટે માગશે નહિ.

(૭) શહાજી ( સિંહાજી ) ભોંસલે કે જેણે નિઝામશાહના કુટુંબના એક છોકરાને ગાદી ઉપર બેસાડ્યો

તેને ( સિંહાજીને ), જ્યાં સુધી એ જુન્નર, ત્રીંબક અને એના હાથમાંના બીજા કિલ્લાઓ શાહજહાન બાદશાહને સોંપે નહિ ત્યાં સુધી બિજાપુરની બાદશાહતમાં નોકરી આપવી નહિ. જો એ આ કિલ્લાઓ આપવા ના પાડે તો બિજાપુર દરબારે તેને પોતાની હદમાં રાખવો નહિ અને પેસવા પણ દેવો નહિં ( કિંકેડ પારસનીસ. ૧૧૨. ).

ઉપરના તહનામાની છેલ્લી કલમ સિંહાજીના સંબંધની છે. એ કલમ ઉપરથી વાચકો જોઈ શકશે કે ખુદ દિલ્હીના બાદશાહને સિંહાજીની કેટલી ધાક હતી. આ પરિણામ આવ્યું અને બિજાપુરના બાદશાહને આ સરતો કબુલ કરવી પડી તે બિજાપુરની નબળાઈને લીધેજ. તહનામું થયા પછી મહમદ આદિલશાહે શાહજહાનને કહેવડાવ્યું કે "હવે સિંહાજીના કબજામાં બહુ થોડા કિલ્લાઓ છે તે અમે લઈને તમને સોંપીશું. બાદશાહનો મુકામ જબરા લશ્કર સાથે આ ગાળામાં લાંબી મુદ્દતથી પડેલો હોવાથી ખેતીવાડી વગેરેને ભારે નુકસાન થાય છે અને પ્રજા પિડાય છે તો આપ કૃપા કરી પાછા પધારો." ( મ. રિ. ૧૫૪. )

તા. ૧૧ જુલાઈ ૧૬૩૬ ના રોજ શાહજહાન દોલતાબાદથી ઉપડી માંડવગઢ તરફ ગયો અને ત્રીજે જ દિવસે પોતાના ૧૮ વરસના દીકરા ઔરંગઝેબની નિમણૂક દક્ષિણના સૂબેદાર તરીકે કરી.

ઔરંગઝેબની નિમણૂક દક્ષિણમાં થઈ ત્યારે મુગલોના કબજામાં દક્ષિણનો નીચેનો મુલક હતો:—

ખાનદેશ, વરાડ, તેલંગણ અને દોલતાબાદ; આ ચાર પ્રાન્તમાં ૬૪ કિલ્લાઓ હતા અને આ મુલકની વાર્ષિક આવક ચાર કરોડ રૂપિયાની હતી.

### ૩. બેગમ સાહેબા પાછાં ફર્યાં.

આ તહનામાને લીધે સિંહાજીની સ્થિતિ બહુ કફોડી થઈ ગઈ. એણે આજુબાજુની પરિસ્થિતિનો વિચાર કર્યો અને એ સંજોગોમાં શું શ્રેયસ્કર છે તેનો નિર્ણય કર્યો. હવે તો મુગલ અને આદિલશાહી એ બન્નેની સામે સિંહાજીને કમર કસવાની રહી અને જ્યારે એણે જોયું કે બન્નેનો સામનો કરે જ છૂટકો છે, ત્યારે એ તે કરવા પણ તૈયાર થયો.

શક ૧૫૫૮ ના વૈશાખમાં સિંહાજી મુગલોનો સામનો કરવા સર્વે તૈયારીઓ કરીને પૂના પ્રાન્તમાં તૈયાર થઈને બેઠો. દક્ષિણના પ્રદેશોમાં ચોમાસામાં લડાઈઓ બંધ રાખવી પડે છે, કારણ ડુંગર અને ખીણોને લીધે એ પ્રાન્ત લડાઈ માટે બહુ મુશ્કેલીવાળો નીવડે છે. એ મુલકમાં ચોમાસામાં લશ્કર લડી શકે એવી સ્થિતિ રહેતી નથી. આ બધી વાતોથી શાહજહાન વાકેફ હતો છતાં શાહજહાન જાણતો હતો કે સિંહાજી જેવો ચતુર, ચપળ, બાહોશ અને બહાદુર શત્રુ ચોમાસા દરમ્યાન પણ ધારે તો ગજબ કરી દે, "બાજી પલટાવીદે." તેથી શાહજહાને પોતાના સરદારોને સિંહાજી સામેનો સંગ્રામ ચોમાસામાં પણ ચાલુ રાખવાનો હુકમ આપ્યો.

શાહજહાન જ્યારે દક્ષિણમાં આવ્યો હતો ત્યારે એને લાગ્યું હતું કે સિંહાજીને જીતવો એ બહુ ભારે કામ નથી અને પોતાના લશ્કરના સંખ્યાબળ ઉપર આધાર રાખીને અંદાજ બાંધ્યો હતો. આખરે શાહજહાન ધારી મુરાદ બર ન આણી શક્યો. આદિલશાહીને શાહજહાને તહનામાથી જકડી બાંધી પણ સિંહાજી તો છૂટો જ રહ્યો. શાહજહાન બાદશાહ શક ૧૫૫૮ના આષાઢ માસમાં સિંહાજી અજિતાયો તેથી દિલગીર દિલે દિલ્હી તરફ ચાલ્યો ગયો ( પ્રો. જદુનાથને જવાબ. રા. મા. નિ. પાર્ટ

નદીના પૂરને લીધે તો ખાનજમાનને તેના મોટા લશ્કર સાથે એક માસ સુધી કીચડમાં પડી રહેવું પડયું. આવી આપદાઓ વેઠીને પડતે પાણીએ ખાનજમાન લોહગામ આવ્યો. ત્યાં એને ખબર મળી કે સિંહાજી તો સિંહગઢની તળેટીમાં આનંદથી આરામ લઈ રહ્યો છે. ત્યાં જવા માટે, અનેક નદીઓ વચ્ચે આવે અને વરસાદના પાણીથી નદી નાળાં ભરપૂર હતાં એટલે તે ભારે વિચારમાં પડયો. એને તો મોટી મુંઝવણ ઊભી થઈ. કંઈ સૂઝ પડે નહિ. તેની કુમકે બિજાપુરની બાદશાહતના સરદાર રણદુલ્લાખાનને આદિલશાહીએ મોકલ્યો હતો. આ ખબર ખાનજમાનને મળી અને રણદુલ્લાખાન સાથે મસલત કરી મનસુબો કરવા ખાન ધારતો હતો એટલામાં તો સમાચાર આવ્યા કે સિંહાજી ઘાટ ઊતરીને કોંકણપટ્ટીમાં પેઠો છે. સિંહાજીની ખબર મળી એટલે ખાને તેની પૂંઠ પકડવા માટે કોંકણ જવાની તૈયારી કરી અને આ વખતે તો ગમે તે અડચણ પડે તો પણ સિંહાજીને પકડી પાડવાનો જ ખાને નિશ્ચય કર્યો. સિંહાજીને શોધી તેનો સામનો કરી તેને જમીનદોસ્ત કરી મુગલ લશ્કરને વેઠવી પડતી ચોમાસાની વિપત્તિઓનો અંત આણવાનો ખાનનો પાકો નિશ્ચય હતો. એ વિચારથી ખાનજમાન કોંકણ તરફ વળ્યો એટલે મુગલ હેર ( જાસુસ ) ખબર લાવ્યા કે સિંહાજી કોંકણપટ્ટીમાંથી નીકળી ગયો છે અને તે પાછો ઘાટ ઉપર આવી ગયો છે. એવી રીતે ખાનજમાનને હંફાવતો હંફાવતો સિંહાજી યુક્તિ પ્રયુક્તિ કરી માહુલીના કિલ્લામાં ભરાયો. ખાનજમાને કિલ્લાને ફરીથી ઘેરો ઘાલ્યો. સિંહાજીએ આ કિલ્લાને પહેલેથી જ બહુ મજબૂત કરી રાખ્યો હતો. અન્નસામગ્રી અને લડાઈના સાધનોથી કિલ્લો ભરપૂર હતો. પ્રથમથી કિલ્લામાં આ બધો બંદોબસ્ત કરી રાખ્યા પછી સિંહાજી શત્રુને થકવી રહ્યો હતો. ખાનજમાને સિંહાજીનું બળ જાણી લીધું. પોતાના લશ્કરની સંખ્યા બહુજ મોટી હતી અને મુગલો સાધન સંપન્ન હતા છતાં સિંહાજીની લડવાની આ પદ્ધતિથી મુગલો થાકી ગયા છે એમ ખાનજમાને જોયું અને સિંહાજી સાથે સલાહ કરી લેવાનો વિચાર કરી કહેણ મોકલ્યું. સિંહાજી પોતાનું બળ બરોબર જાણતો હતો એટલે એણે એ કહેણની દરકાર ન કરી અને સંદેશા ચાલુ ન રાખ્યા. આશરે એક માસ સુધી ખાનજમાન વાટ જોતો બેઠો. એવો રીતે થોડા માસ વધારે ચાલ્યું હોત તો મુગલો થાકીને ઘેરો ઉઠાવીને ચાલ્યા જાત અથવા સિંહાજીની ધારણા મુજબની સલાહ થાત પણ मनसा चिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत् ।

આખરે નિઝામશાહીનું નસીબ ફૂટયું અને ઘરડી બેગમસાહેબાને ખાનજમાને ફોડી. બેગમ સાહેબા આ લડાઈ અને ઝગડાથી કંટાળી ગઈ હતી. બેગમ સાહેબાને તો બીજાઓ રાજકાજના ઝગડા પોતાને માથે ઓઢી લે અને રાજ્ય મક્કમ કરવા માટે કાર્ય કરતાં ઊભી થતી કડવાશ બીજા વેઠી લે અને બાદશાહીનાં વૈભવ, સુખ અને ઠાઠ ભોગવવા માટે બેગમસાહેબા અને બાળ બાદશાહને બોલાવે એવું જોઈતું હતું. એમનું દરદ મટાડવા માટે બીજા અજમો ફાકે તો જ બેગમ સાહેબા રાજી રહે એવાં એ બની ગયાં હતાં. જેને માટે આખી લડત ઊભી કરી, જેને માટે મુગલો સામે કમર બાંધી, જેને માટે આદિલશાહી સાથે પણ સામનો કર્યો, જેને માટે વન વેઠયાં. આફતો વહોરી લીધી તે જ બેગમસાહેબા શત્રુને જઈને મળ્યાં એટલે સિંહાજી ઢીલો પડ્યો. આ માહુલીનો કિલ્લો આખરે રણદુલ્લાખાનના હાથમાં ગયો અને સિંહાજી ભારે સંકટમાં સપડાયો. સંકટ વખતે હિંમત નહિ હારતાં સમયસૂચકતાને જોરે સંકટસમુદ્રમાંથી સહીસલામત તરી જવાની કળામાં તો સિંહાજી નિપુણ હતો. સિંહાજીને વખત પ્રમાણે વર્તતાં આવડતું હતું. એણે જ્યારે ચારે તરફ નજર નાંખીને જોયું કે હવે બીજો કોઈ ઉપાય જ નથી ત્યારે શાહજહાનને એણે પત્ર લખી પોતાની દિલગીરી જાહેર કરી અને બાદશાહતમાં ફરી નોકરી કરવા માટે પોતાની તૈયારી બતાવી. શાહજહાને પોતાની બાદશાહતમાં એને નોકરી આપવાની ના પાડી પણ બિજાપુર બાદશાહતમાં સિંહાજીને નોકરી કરવી હોય તો એ પોતે એમાં વાંધો ઉઠાવશે નહિ એવો જવાબ આપ્યો. આવા જવાબ ઉપરથી અનુમાન કાઢી શકાય કે આવા સંજોગોમાં સિંહાજીને નહિ છંછેડવામાં શાહજહાંને ડહાપણ વાપર્યું હતું. સિંહાજીએ શાહજહાનને દિલગીરી દેખાડનારો પત્ર લખ્યો તેથી સિંહાજીનું

પૂરેપુરું પતન થયું એમ શાહજહાને માન્યું. એ અંગારો છે અને ધારે ત્યારે આગ ભડકાવી મૂકવાની એનામાં શક્તિ છે એ પણ શાહજહાન જાણતો હતો. એ બધી બાબતોનો વિચાર કરી શાહજહાને સિંહાજીને જવાબ આપ્યો હતો. આ વખતે સિંહાજી પોતાના ૧૦-૧૫ હજાર માણસના ચુનંદા લશ્કર સાથે પોતાને પ્રિય એવા પૂના પ્રાન્તમાં જઈ રહ્યો અને ત્યાંથી આદિલશાહી સાથે સંદેશા ચલાવ્યા. આ બનાવ સંબંધમાં મિ. કિંકેડ અને પારસનીસ કૃત History of Maratha people માં નીચેની મતલબનું લખ્યું છેઃ—"લાંબા વખત સુધી ધમાધમી ચાલ્યા પછી ઈ. સ. ૧૬૩૬ ના અક્ટોબરમાં શહાજી (સિંહાજી) એ સુલેહ માટે કહેવડાવ્યું. મુગલોને નિઝામશાહીને બાળ બાદશાહ અને બાકી રહેલા ૬ કિલ્લાઓ સોંપી દેવાની શરતે મુગલોએ આ કહેણ સ્વીકાર્યું. આ થયા પછી બિજાપુરની નોકરીમાં સિંહાજીને દાખલ કરવા સામેનો વાંધો શાહજહાને જતો કર્યો." આ બનાવના સંબંધમાં પ્રો. રાઉલીનસન "Shivaji"ના ૨૮ મા પાનમાં નીચેની મતલબનું લખે છેઃ—"દક્ષિણમાંનો વિગ્રહ સંકેલી લેવા માટે શાહજહાનને ઉતાવળ હતી તેથી તેણે બિજાપુરની નોકરીમાં જોડાવાની શરતે સિંહાજીને જતો કર્યો."

## ૪. ફરી પાછી આદિલશાહી.

મુગલો સાથેના યુદ્ધમાંથી પરવાર્યા પછી સિંહાજી લશ્કર સાથે પૂના પ્રાન્તમાં આવીને રહ્યો પણ એને દિલમાં આરામ નહતો અને નિરાંત પણ નહતી. લશ્કરને નવરું રાખવું એ માલિકને નુકસાનકારક નીવડે છે એ સિંહાજી બરોબર જાણતો હતો. વિદ્યા, હથિયાર અને લશ્કર એ ત્રણે તો વપરાતાં જ સારાં એમ એ અનુભવથી શીખ્યો હતો. હથિયાર નાંખી મૂકયે કટાય છે, વિદ્યા વાપર્યા વગર ભુલાય છે, લશ્કર પણ નવરું હોય તો 'નવરો બેઠો નખોદ વાળે' એવું કરવાનો સંભવ હોય છે. સિંહાજીએ વિચાર કર્યો કે આ લશ્કરને કામ નહિ આપવામાં બહુ જાતનાં નુકસાન વહોરી લેવા જેવું છે. દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માટે સાધનો તૈયાર છે પણ સ્થિતિ નથી એટલે એ વિચાર માંડીવાળી આદિલશાહીમાં જોડાઈ જવું અને ત્યાં રહી જાગીર વગેરેમાં વધારો કરી કુળની કીર્તિ વધારવાનો પ્રયત્ન કરવો એ નિશ્ચય સિંહાજીએ કર્યો. આદિલશાહીમાં જોડાવાનો વિચાર નક્કી કર્યા પછી સિંહાજીએ પોતાનો વિશ્વાસુ મુત્સદ્દી નારોત્રીમળ હણુમંતે મુજુમદારને, પોતે આદિલશાહીની સેવા માટે આવવા ખુશી છે એ સંદેશા સાથે બિજાપુરના બાદશાહ પાસે મોકલ્યો ( શિવદિગ્વિજય-૫૦ ).

મુગલોએ આદિલશાહીનાં હાડકાં ભાંગી નાખ્યાં હતાં. આ વખતે આદિલશાહીમાં ન હતું શૌર્ય કે ન હતું ડહાપણ. આ બન્ને સદ્ગુણોને અભાવે રાજ્યનો રથ સખળડખળ થઈ ગયો હતો. આ વખતે આદિલશાહીમાં અવ્યવસ્થા પ્રવર્તી રહી હતી. લશ્કર તદ્દન અવ્યવસ્થિત બની ગયું હતું. રાજ્ય વ્યવસ્થામાં પણ તે વખતે પોપાબાઈનું રાજ્ય ચાલી રહ્યું હતું. ટૂંકમાં કહીએ તો આદિલશાહીની દશા બેઠી હતી અને આદિલશાહી ખાટલે પડી હતી. રાજ્યની આવી નબળી દશા થઈ હતી તેમાં વળી નિઝામશાહી તૂટી તેનો મુલક, વહેંચણીમાં આદિલશાહીને ભાગે આવ્યો. તે મુલકનો માંદી આદિલશાહીને તો ભાર જ થયો. નિઝામશાહીનો મુલક આદિલશાહીને મળ્યો તે તો ક્ષીણ થઈને મરણ પથારીએ પડેલા માંદા માણસના ગળામાં વજનદાર હીરાનો હાર ઘાલવા જેવું થયું. કર્ણાટકના મુલકમાં ઉપરાઉપરી બંડો થતાં જતાં હતાં. આ બધી અવ્યવસ્થા દૂર કરી રાજ્યનું ગાડું પાછું સીધે સીધું ચલાવી શકે, બંડખોરોને દાબી શકે, લશ્કરને પાછું સતેજ કરી શકે, નવા મળેલા મુલક પચાવી આદિલશાહી રાજ્યમાં વ્યવસ્થા આણી શકે એવા બુદ્ધિશાળી, રાજ્યદ્વારી અને પ્રભાવશાળી પુરુષની બિજાપુરની બાદશાહતને જરૂર હતી. આદિલશાહીમાં સરદારી સ્વીકારવાનો સિંહાજીનો સંદેશો મળ્યાથી બિજાપુરના બાદશાહને મરણ વખતે ધન્વંતરિ મળવા જેવું થયું. સિંહાજી જેવા સરદારની પોતાના રાજ્યમાં આ વખતે ભારે

જરૂર છે એ મહમદ આદિલશાહ જાણતો હતો. નારોત્રીમળનો સંદેશો સાંભળી બાદશાહ બહુ ખુશ થયો અને તેણે સિંહાજીને પોતાના દરબારમાં આવી બિજાપુર બાદશાહતની સેવા સ્વીકારવા આમંત્રણ મોકલ્યું.

સિંહાજીની માગણી સ્વીકારાઈ અને તે આદિલશાહીમાં જવા તૈયાર થયો. જેણે સ્વતંત્ર રાજાની માફક રહીને નાશ પામેલી નિઝામશાહી ફરીથી સ્થાપીને આખી નિઝામશાહી સુંદર રીતે ચલાવી, જેની હાક ઠેઠ દિલ્હીના તખ્ત સુધી પહોંચી તેવા પુરુષને આદિલશાહીમાં જવું મનથી ગમતું ન હતું પણ સંજોગો પ્રતિકૂલ હોવાને લીધે સાધનો હોવા છતાં સિંહાજી સ્વરાજ્ય સ્થાપી શકે એમ ન હતું એટલે એને આદિલશાહીની સેવા સ્વીકારે જ છૂટકો હતો.

સિંહાજીની પાસે આ વખતે મોટું લશ્કર હતું. હાથી, ઊંટ, તોપો, વગેરે પણ હતું. એક સ્વતંત્ર બાદશાહીનો સરંજામ એના કબજામાં હતો. આ બધો સરંજામ લઈને બિજાપુર જવું સિંહાજીએ દુરસ્ત ધાર્યું નહિ. પોતાના લશ્કરમાંથી ચૂંટી કાઢેલા સુનંદા યોદ્ધાઓનું એક નાનું લશ્કર બનાવી પોતાની સાથે લેવા માટે તૈયાર કર્યું અને બાકીના લશ્કરને રુખસદ નહિ આપતાં પોતાની જાગીરના મુલકો ઉપર વહેંચી નાખ્યું. હાથી, ઘોડા, ઊંટ, તોપો વગેરેની પણ એવી જ ગોઠવણ કરી. પોતાની જાગીરના મુલકની બરાબર વ્યવસ્થા કરીને તેમને મજબૂત બનાવીને સિંહાજીએ આદિલશાહી તરફ કૂચ કરવાનું નક્કી કર્યું.

સિંહાજી પાસે ઘણા નિમકહલાલ અને વિશ્વાસુ મુત્સદ્દીઓ હતા. તેમાંથી હણમંતે, અત્રે, ચતુર, ઉપાધ્યાય, પુરોહિત વગેરેને સાથે રાખવાનું નક્કી કર્યું. બાકીના મુત્સદ્દીઓને પોતાની જાગીરના જુદા જુદા ભાગની જવાબદારી વહેંચી આપી. ૧. દાદાજી કોંડદેવને પૂના પ્રાંત, ૨. હિલાલ હબશીને વિસાપુર પ્રાંત, ૩. ફિરંગોજી નરસાળાને ચાકણ પ્રાંત, ૪. શંભાજી મોહિતે ને સૂપા પ્રાંત, અને નીલકંઠરાવ સરદારને પુરંધર પ્રાંત.

આમ પોતાના વિશ્વાસુ સરદારોને પોતાની જાગીરના પ્રાન્ત સોંપ્યા અને દરેક સરદારે તેનો બહુ કાળજીપૂર્વક કારભાર કરી આવકની રકમમાંથી કરજ અને ખરચ બાદ જતાં બાકી રહેલું નાણું દાદાજી કોંડદેવને ત્યાં જમે કરવા સિંહાજીએ સરદારોને સૂચનાઓ આપી હતી.

સિંહાજી આદિલશાહીમાં જવા નીકળ્યો ત્યારે તેનો કુટુંબ કબીલો કેટલો હતો તે જાણવાની વાચકોને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે.

સિંહાજી મુગલ સાથેના વિગ્રહમાંથી પરવાર્યા પછી આદિલશાહીમાં જવા નીકળ્યા ત્યારે એમના કુટુંબમાં એમના ખાસ સગાં, ઘરના છોકરાં, બૈરી વગેરે મળીને ૧૦ માણસો હતાં. સિંહાજીની ધર્મપત્ની જીજાબાઈ તેનો બીજો પુત્ર શિવાજી અને શિવાજીની બેન મળીને ત્રણ માણસોને પૂનાની જાગીર ઉપર દાદાજી કોંડદેવની દેખરેખ નીચે રાખવામાં આવ્યાં હતાં. આ ત્રણ જણ બિજાપુર જતાં આવતાં પણ એમનું રહેઠાણ તો પુનામાં જ હતું. મોટો છોકરો શંભાજી, બીજી સ્ત્રી તુકાબાઈ, તેનો છોકરો વ્યંકોજી (એકોજી) વગેરે બધા સિંહાજીની સાથે જ રહેતાં. આવી રીતે કુટુંબના માણસોનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

આ વખતે ચરિત્ર નાયક શિવાજીની ઉમર આસરે ૧૦ વરસની હતી અને જીજાબાઈની ઉમર આસરે ૪૦ વરસની હતી. આવી રીતે જીજાબાઈ, શિવાજી તથા તેની બેનને પૂનામાં દાદાજીની સંભાળમાં મૂક્યાં. ગ્રાન્ટડફ લખે છે તેમ સિંહાજી, જીજાબાઈ, શિવાજી વગેરે બધાંને લઈને બિજાપુર આવ્યો અને બિજાપુરમાં શિવાજીનું લગ્ન થયા પછી જીજાબાઈ વગેરે પૂને ગયાં. પોતાની જાગીર, લશ્કર, સગાં વગેરેનો વ્યવસ્થિત બંદોબસ્ત કરી સિંહાજીએ આદિલશાહી તરફ પ્રયાણ કર્યું.

સિંહાજી આદિલશાહીમાં દાખલ થવા આવ્યો ત્યારે બિજાપુરના બાદશાહે એનો વિધવિધ રીતે સત્કાર કર્યો. બિજાપુર શહેરની બહાર એક સુંદર બગીચામાં જલસો કર્યો અને સિંહાજી જાણે પોતાનો

ખરોબરિયો હોય એવું માન આપી તેની મુલાકાત લીધી અને સિંહાજીની જાગીરનો કેટલોક મુલક મુગલો સાથેની સરતો પ્રમાણે આદિલશાહીને મળ્યો ગણાય તે બધો સિંહાજીને મહમદ આદિલશાહે પરત કર્યો અને લશ્કરના સરંજામ ખર્ચ માટે કનકગિરિ વગેરે પ્રાન્તો સિંહાજીને વધારામાં આપ્યા (રા. મા. વિ. ૭૯.). એવી રીતે શક ૧૫૫૯ ઈ. સ. ૧૬૩૭ માં સિંહાજી આદિલશાહીમાં જોડાયો (રા. મા. વિ. ૮૦.).

## ૫. સિંહાજીના કબજામાં કર્ણાટક.

આર્થિક અવનતિમાં આવી પડેલા કોઈ સરદારને હાથી ભેટમાં આપવાથી એના મનની જે દશા થાય છે તે દશા નિઝામશાહીનો મુલક મુગલોએ મહમદ આદિલશાહને આપ્યો ત્યારે તેના મનની થઈ હશે. મુલક અને સત્તા કોને ન ગમે? મહમદ આદિલશાહને એ મુલક મળ્યાથી આનંદ તો કુદરતી રીતે થયો હશે પણ મળેલા મુલકનો બંદોબસ્ત કરવાનું કામ બહુ ભારે હતું અને એ ભાર માથા ઉપર આવી પડવાથી મળેલા મુલક માટેનો આનંદ આથમી એની નબળી દશામાં એને ભાર લાગ્યો હશે.

મુગલો તરફથી નવા તહનામાની રૂએ મળેલા ભીમા અને નીરા નદીની વચ્ચેના મુલકને સુવ્યવસ્થિત કરવાનું કામ બિજાપુરના બાદશાહે સરદાર મુરારપંતને સોંપ્યું હતું. આ મુરારજગદેવ અને સિંહાજીને બાપ બેટાનો નાતો હતો. જે મુલકને સુવ્યવસ્થિત કરવાનો હતો તે મુલકનો સિંહાજી ભોમિયો હતો એટલે મુરારજગદેવે સિંહાજીને પોતાની મદદમાં બાદશાહ પાસેથી માગી લીધો. સિંહાજી લડાઈમાં જેવો બહાદુર અને બાહોશ હતો તેવો જ રાજ્ય વ્યવસ્થામાં દીર્ઘદૃષ્ટા અને કાબેલ હતો. બાદશાહે સોંપેલું કામ અણધારી ત્વરાથી બહુ જ સંતોષકારક રીતે મુરારપંતે પાર પાડ્યું તેથી બિજાપુર સરકાર મુરારપંત ઉપર ખુશ થઈ. સિંહાજીની કાર્યકુશળતા અને કુશાગ્ર બુદ્ધિનો પૂરેપુરો અનુભવ મુરારપંતને આ વખતે થયો. મુરારજગદેવને સિંહાજી માટે માન હતું પણ અવ્યવસ્થિત થઈ ગયેલા મુલકોમાં વ્યવસ્થા સ્થાપવાના કામમાં એ અત્યંત કુશળ છે એનો અંગત અનુભવ તો મુરારપંતને આ વખતે જ થયો. બાદશાહે સોંપેલા કામમાં મુરારજગદેવને જે યશ મળ્યો તે સિંહાજીની સેવાને પરિણામેજ હતો એની મુરાર જગદેવની ખાત્રી થઈ ગઈ હતી અને તે એટલે સુધી કે એ વાત એણે બાદશાહ આગળ પણ વારંવાર કરી બતાવી. એણે બાદશાહને ચોખ્ખે ચોખ્ખું કહી દીધું હતું કે સિંહાજીની મદદ નહોત તો સોંપેલું કામ એટલી ત્વરાથી અને એટલે દરજ્જે સંતોષકારક ન થઈ શકત. મુરારજગદેવે મુક્તકંઠે દરબારમાં સિંહાજીનાં કરેલાં કામ માટે વખાણ કર્યાં. એની દીર્ઘદૃષ્ટિ, સ્વામિનિષ્ઠા, ચાતુર્ય, ડહાપણ અને કાર્યદક્ષતાના દાખલાઓ બતાવી મુરારપંતે દરબારમાં સિંહાજીને ઘટિત માન આપ્યું. મુરારજગદેવે બાદશાહને ખાનગીમાં જણાવ્યું કે "સિંહાજી તો અણી વખતે બાદશાહતના ભલા માટે કુદરતે મોકલેલું અણમોલું રત્ન છે. એના જેવો રાજ્યધુરંધર પુરુષ ખોળ્યે પણ જડવાનો નથી. બાદશાહતને સારે નસીબે એ હાથ લાગ્યો છે, તો તેના કામની કદર કરી એનું ગૌરવ વધારી એને અપનાવવામાં રાજ્યનું શ્રેય છે. અનાયાસે આવી મળેલ નરરત્નને સંભાળવામાં જ આપણા રાજ્યનો ઉદય છે, રાજ્યની મજબૂતી છે, રાજ્યની મહત્તા અને શક્તિ છે."

મુરારજગદેવ સામાન્ય સરદાર ન હતો. એ કસાયેલો અને પાકટ મુત્સદ્દી હતો. એના શબ્દનું બાદશાહ પાસે ભારે વજન હતું. મુરારજગદેવે કરેલાં વખાણ બાદશાહને ગળે ઊતર્યાં. સાધારણ માણસની અને પોતાને અંગત ખાત્રી થયા સિવાય કોઈની ભલામણ કે સિફારસ કરે એવા મુરારજગદેવ ન હતા એ બાદશાહ અનુભવથી જાણતો હતો. મુરારપંતની સિંહાજી સંબંધીની સિફારસ બાદશાહે સ્વીકારી અને એને બાદશાહના મનમાં ઊંચું સ્થાન મળ્યું.

"વાણી મધુરી ઓચરે, પડે પંજરે કિર" એ પ્રમાણે સિંહાજીનું થયું. દરબારમાં કોઈ સરદારનાં જ્યારે બહુ વખાણ થાય ત્યારે એને ગળે ભારે જોખમનાં કામો આવી પડે છે એ કુદરતી કાનૂન

કર્ણાટકના કેટલાક ખંડિયા રાજાઓ અને સરદારોને આદિલશાહી ઝૂંસરી ફેંકી દેવાની ઇચ્છા થઈ અને દક્ષિણના મુગલ સુબેદાર ઔરંગઝેબની સાથે મસલત કરી કેટલાક એવા રાજાઓ અને સરદારોએ કર્ણાટકમાં બંડ કર્યાં.

કર્ણાટકના બંડ, અવ્યવસ્થા અને અસંતોષના સમાચાર બિજાપુર આવ્યા એટલે બિજાપુર બાદશાહે તે ભાગમાં બંડખોરોને હરાવી વ્યવસ્થા સ્થાપવાના કામ માટે સરદાર રણદુલ્લાખાનને સર સેનાપતિ નીમી એની સરદારી નીચે એક લશ્કર કર્ણાટક મોકલવાનું નક્કી કર્યું. સિંહાજીનાં પરાક્રમ અને શૌર્યનાં વખાણ બાદશાહ અને દરબારના સરદારોના મગજમાં તદ્દન તાજાં જ હતાં એટલે બધાંનો વિચાર આ ચડાઈમાં રણદુલ્લાખાનના હાથ નીચે સિંહાજીને યુદ્ધમાં મોકલવાનો થયો. બાદશાહનો હુકમ થતાં જ સરદાર રણદુલ્લાખાનની સાથે સંગ્રામમાં જવા સિંહાજી સજ્જ થઈને નીકળ્યો. રણદુલ્લાખાન સર સેનાપતિ હતો પણ ચડાઈની ખરી જવાબદારી તો સિંહાજીને શિરે હતી. રાયગિરિના રાજા વીરભદ્રે ખંડણી અટકાવી હતી તેથી તેના ઉપર ચડાઈ કરી ખંડણી વસુલ કરવાનું બન્ને સરદારોએ નક્કી કર્યું.

શક ૧૫૬૦ ઈ. સ. ૧૬૩૮ માં રાયગિરિ ઉપર ચડાઈ કરી વીરભદ્રને નમાવી ખંડણી વસુલ કરી સરદાર રણદુલ્લાખાન તથા સિંહાજી વિજય મેળવી બિજાપુર પાછા આવ્યા. સરદાર રણદુલ્લાખાન અને સિંહાજીએ મેળવેલા વિજય માટે બિજાપુર બાદશાહને અતિ આનંદ થયો.

શક ૧૫૬૧ ઈ. સ. ૧૬૩૯ માં સિંહાજીએ બસવાપટ્ટણ સર કર્યું. આ ફત્તેહથી મહમદ આદિલશાહ બહુ રાજી થયો અને સિંહાજી દિગ્વિજય કરીને બિજાપુર પાછા ફર્યા ત્યારે તેને માન આપ્યું, ગૌરવ વધાર્યું અને કનકગિરિની સનદ કરી આપી ( રા. મા. વિ. ૮૧. ). શક ૧૫૬૨ ઈ. સ. ૧૬૪૦ માં કનકગિરિમાં ગરાશિયા લોકોએ બંડ કર્યું. આ વખતે બિજાપુર દરબારનો સરદાર અફઝલખાન કનકગિરિમાં થઈને જતો હતો તેની અને આ ગરાશિયા લોકો વચ્ચે ભારે લડાઈ થઈ. બન્ને પક્ષે પોત પોતાનું બળ અજમાવ્યું આખરે ગરાશિયા લોકોએ અફઝલખાનને હરાવ્યો. આ વખતે સિંહાજી કનકગિરિની નજીકના કોઈ મુલકમાં હતો. સિંહાજીએ અફઝલખાનની હારના સમાચાર સાંભળ્યા. બન્ને એક જ બાદશાહતના સરદાર હતા તેથી સિંહાજીને આ હાર અસહ્ય લાગી અને અફઝલખાનની હારનું વેર લેવા માટે સિંહાજીએ ગરાશિયા લોકો ઉપર ચડાઈ કરી તેમને હરાવ્યા અને કનકગિરિ કબજે કર્યું. સિંહાજીએ મેળવેલી આ જીત માટે ખરું જોતાં અફઝલખાનને આનંદ થવો જોઈતો હતો પણ સિંહાજીના વિજયથી અફઝલખાન સળગી ઊઠ્યો અને સિંહાજીને માટે ઈર્ષા ઊભી થઈ અને આ કડવાશ આખર સુધી ટકી.

રણદુલ્લાખાને સિંહાજીને સાથે રાખીને તેની મદદથી શક. ૧૫૬૦–૬૧ ઈ. સ. ૧૬૩૮–૩૯ માં શ્રીરંગપટ્ટણ ઉપર ચડાઈ કરી અને તેમાં કાવેરી નદીની ઉત્તર દિશાનો સઘળો પ્રદેશ કબજે કર્યો ( કૃષ્ણસ્વામી આયંગર પ્રાચીન હિંદુ. પા. ૨૯૩. ).

રણદુલ્લાખાનની સાથેની કર્ણાટકની ચડાઈમાં સિંહાજીએ નિચેના રાજાઓને પોતાના પરાક્રમ અને યુદ્ધ કૌશલ્યથી નમાવ્યા.

૧. બિંદુપુર ( બેદનૂર ) ના રાજા શ્રી. વીરભદ્ર ૨. વૃષપત્તન ( વેલોર ) ના રાજા શ્રી. કેંગનાયક ૩. કાવેરીપત્તનના રાજા શ્રી. જગદેવ ૪. શ્રીરંગપટ્ટણના રાજા શ્રી. કંઠીરવ ૫. તંજાવરના રાજા શ્રી. વિજયરાઘવ ૬. તંજી ( ચંજી ) ના રાજા શ્રી. વેંકટનાયક ૭. મદુરાના રાજા શ્રી. ત્રિમલ નાયક ૮. પિલુગંડાના રાજા શ્રી. વેંકટઆપ્પા ૯. વિદ્યાનગર ( વિજ્યાનગર ) ના રાજા શ્રી. રંગરાજા અને હંસકુટ ( હોસ્પેટ ) ના રાજા શ્રી. તમ્મગૌડા ( શિવભારત. અ. ૯ શ્લો. ૩૭ થી ૪૨. ૭૯ ).

સિંહાજીના પરાક્રમથી દિગ્વિજયનો યશ પોતાને મળ્યો તેથી રણદુલ્લાખાનનો સિંહાજી સાથેનો સ્નેહ બહુ ગાઢો થયો અને આવા સરદાર સાથેના સ્નેહમાં એ મગરૂરી માનવા લાગ્યો. રણદુલ્લાખાનને

સિંહાજીના કામથી પૂર્ણ સંતોષ થયો. આ ચડાઈમાંથી પાછા ફર્યા પછી સરદાર રણદુલ્લાખાને બાદશાહ આગળ સિંહાજીનાં ખૂબ વખાણ કર્યાં અને આવા વીર યોદ્ધાની કદર કરીને તેને પોતાનો કરી રાખવો જોઈએ એવું એણે તથા મુરારપંતે આગ્રહથી કહ્યું. બાદશાહે સિંહાજીના શૌર્યની કદર કરી અને તેને કર્ણાટકમાં કોલ્હાર, બંગલોર, ઉસકોટા, બાલાપુર અને શીરે એ પાંચ પ્રાન્ત, કુંહાડ પ્રાન્તમાં ૨૨ ગામની દેશમુખી. ઇન્દાપુર, બારામતી અને માવળ ભાગમાં કેટલાક મુલકની જાગીરી વગેરે આપી. કર્ણાટકમાં કરેલા દિગ્વિજયથી પ્રસન્ન થઈ બિજાપુર બાદશાહે સિંહાજીને કર્ણાટકમાં બેંગલોર વગેરે જે મુલક આપ્યો તેની વાર્ષિક આવક પાંચ લાખ હોનની હતી.

આવી રીતે બિજાપુરની બાદશાહતમાં સિંહાજીનો પ્રભાવ પડ્યો (મ. રિ. ૧૫૭). દરબારમાં ઘણા સરદારો એની તરફેણમાં હતા. પણ સિંહાજીની જિંદગીમાં જ્યારે જ્યારે એના વિજયનાં વખાણ થયાં છે ત્યારે ત્યારે તેજોદ્વેષ અને ઈર્ષાથી એના દુશ્મન ઊભા થયા છે. આ વખતે બિજાપુર દરબારમાં પણ એમ જ બન્યું. બિજાપુર દરબારમાં સિંહાજીનો તેજોદ્વેષ કરનાર સરદાર ઘોરપડે અને અફજલખાન ભટારી, દાવ આવ્યે વેર વાળવા કટિબદ્ધ થઈ તૈયાર જ રહ્યા હતા.

ઈ. સ. ૧૬૩૮ ની સવારીમાં ૨-૩ વરસ ગાળ્યા બાદ રણદુલ્લાખાન બિજાપુર પાછો આવ્યો અને સિંહાજી જ કર્ણાટકમાં બિજાપુર બાદશાહતનો મુખ્ય અમલદાર રહ્યો. શરૂઆતમાં સિંહાજી બેંગલોરમાં રહેતો હતો અને પછી બેંગલોરથી બદલીને કોલાર રહેવા ગયો.

સિંહાજીએ કર્ણાટકને સુવ્યવસ્થિત કરવાનું કામ હાથમાં લીધું. એ મુલકમાં ખૂબ અસંતોષ અને અવ્યવસ્થા ફેલાઈ રહ્યાં હતાં. મહારાષ્ટ્રમાં અમલમાં આવેલી જમીન મહેસૂલની પદ્ધતિ એ પ્રાન્તમાં સિંહાજી દાખલ કરવા ઇચ્છતો હતો. સિંહાજીએ કામને માટે મહારાષ્ટ્રમાંથી દેશમુખ, દેશપાંડે, કુળકર્ણી, કારકુન, શિરસ્તેદાર વગેરે માણસો એ પ્રાન્તમાં લઈ ગયો હતો. જો તક મળી જાય અને સમય અનુકૂલ થઈ જાય તો કર્ણાટકમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપી દેવાની સિંહાજીની ઇચ્છા હતી (મ. રિ. ૧૫૮). કર્ણાટકની પ્રજા તરફ સિંહાજીએ ખૂબ માયા બતાવી હતી. એ ગાળાની પ્રજા સિંહાજી ઉપર રીઝી હતી. સિંહાજી ધન સંચય કરવાના કામમાં જરાપણ ઢીલો કે કાચો નહતો પણ એ એવો કુશળ અને હિકમતી હતો કે એ પ્રજાને દુભાવ્યા સિવાય, એમને દુખ દીધા સિવાય, પ્રજાને રાજી રાખીને ધન સંચય કરતો. સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની સિંહાજીની ઉત્કટ ઇચ્છા હોવા છતાં ઉતાવળો થઈને એણે એ સાહસ ખેડીને ભવિષ્ય બગાડ્યું નહિ એમાં જ એની દીર્ઘદૃષ્ટિ દેખાઈ આવે છે. અનુકૂળ સમય ન આવવાથી સિંહાજીએ એ ગાળામાં સ્વતંત્ર રાજ્ય ન સ્થાપ્યું. એની ઉત્કટ ઇચ્છા એના પુત્રે પૂરી કરી.

તે વખતનું પૂના.

તે વખતનું પૂના એ આજના પૂના જેવું નહતું. પૂનાનો તે વખતનો દેખાવ કંઈ જુદોજ પ્રકારનો હતો. આજ આશરે પોણા બે લાખની વસતીવાળું પૂના શહેર તે વખતે તો મૂઠા નદીની જમણી બાજુએ આવેલા કેટલાક ઝુંપડાઓનું બનેલું હતું. આ ઝુંપડાઓની વસતીથી આશરે એક માઈલને છેટે મૂઠા અને મૂળાનો સંગમ હતો. શિવાજીના બચપણમાં પૂના એ તો તદ્દન નાનું ગામડું હતું. તે જમાનામાં અહમદનગર, બિજાપુર અને મુગલ બાદશાહતનો ઝગડો, મલીકંબર, સિંહાજી અને ખાનઝમાનની ઝપાઝપીઓ, એક સત્તાનો બીજી સત્તા સાથેનો વિગ્રહ, એક બાદશાહના સરદારનો બીજા રાજ્યના સરદાર સાથેનો વિરોધ, દક્ષિણની આબાદીના જબરા દુશ્મન નીવડ્યા હતા. એક બીજાની પ્રજાને સતાવવાની, રંજાડવાની, દુખ દેવાની, કનડવાની તેમણે અખત્યાર કરેલી રીતને લીધે આખો દક્ષિણ દેશ ખરાબખસ્ત થઈ ગયો હતો. દુશ્મનોનાં ધાડાં પાકનો નાશ કરવા તથા તૈયાર થયેલા પાકને લૂંટવા ક્યારે ઊતરી પડશે એ કોઈ જાણતું નહિ. તીડનાં ટોળાંની માફક એકદમ આ કાળ તીડ એકાએક ઊતરી પડતાં અને જે ગાળામાં એમનાં પગલાં પડતાં તે ગાળાને તો વેરાન કરી મૂકતાં.

આવી સ્થિતિ હોવાથી દક્ષિણના મુલકોમાં ખેડૂત મન મૂકીને ખેતી કરી શકતો ન હતો. દરેક ખેડૂતને અને પ્રજાના બીજા બીનખેડૂત માણસને પણ જીવન મરણની ચિંતા સતાવી રહી હતી. તે જમાનામાં પોતાના ખેતરમાં સુંદર, આંખને ઠારે એવો પાક ઉછેરવો એ ખેતર ઉપર અને ઘર ઉપર તથા બાળબચ્ચાં ઉપર ભારે સંકટને આમંત્રણ કરવા જેવું હતું કારણ કે ખેતરમાં સુંદર પાક નજરે પડે કે દુશ્મનનાં લશ્કરી માણસોએ એ ખેતરનો પાક લૂંટી લઈ વેરાનખેરાન કર્યું જ સમજવું. ખેતરની ખરાબી અને પાકની પાયમાલી કરીને જ દુશ્મનો સંતોષ પામતા નહિ પણ ખેતરના માલીકને મારી નાંખતા. કેટલીક વખતે મુસલમાન સરદારના સિપાહીઓ ખેતરને ખરાબ કરીને અને તેમના માલીકને મારી નાંખીને પણ જંપતા નહિ. તેમને સંતોષ થતો નહિ. એટલો બધો અત્યાચાર અને જુલમ કર્યા પછી પણ એ લોહી તરસ્યા જુલમગારોની તરસ છીપતી નહિ. એવા અત્યાચારીઓ તો એ ખેતર ખેદાનમેદાન કરતા તથા માલીકોને મારી નાંખતા. ઘરમાંનો દાણો દુણી લૂંટી જતા, ચીજ વસ્તુ વીણી જતાં અને એથી પણ વધારે ઘાતકી કૃત્યો કરવા એ અત્યાચારીઓ ચૂકતા નહિ. ગામના નાના નાના બાળકો છોકરા અને છોકરીઓને પણ એ પકડી જતા. આ દુખના ડુંગર બિચારા ગામડાના લોકો ઉપર તૂટી પડતા. ઉપર જણાવેલા અત્યાચારો અને જુલમોને પણ ઘડીવાર ભુલાવે એવા, માણસને કંપારી છૂટે એવા, ઠંડામાં ઠંડા માણસનું પણ સાંભળતાની સાથે લોહી ઊકળી આવે એવા બદકૃત્યો કરી ઘાતકીપણું ગુજારવામાં આવતું. ગામની જુવાન છોકરીઓને અને પરણેલી સ્ત્રીઓને બળજબરીથી ઘસડી જતા, તેમને જોર જુલમથી વટલાવી મુસલમાન બનાવતા. આવી પકડી ગયેલી સ્ત્રીઓ ઉપર દુષ્ટો જાસ્તીગુજારતા. અહમદનગરના સ્થાપકના પિતા અને ગોવળકાંડાના પહેલા રાજાને બહુ જ બળજબરીથી કેદ પકડીને જોરજુલમથી મુસલમાન બનાવવામાં આવ્યા હતા (કિંકેડ. પારસનીસ. ૧૨૭). હૃદયને ડંખનારા, કલેજાને કોરનારા અને મગજના લોહીને ઉકાળનારા તે જમાનાના કેટલાક ધર્માંધોએ ગુજારેલા અત્યાચાર અને જુલ્મોનું વર્ણન અત્રે ન આપતાં જે લખ્યું છે તે ઉપરથી જ તે જમાનાની કલ્પના કરી લેવા અમો વાચકોને વિનંતિ કરીએ છીએ. તે જમાનાના મહારાષ્ટ્રમાં એક સંસારી હિંદુનું જીવન બહુ દુખી અને દયા ઉપજાવે એવું હતું. હિંદુ ગૃહસ્થના ઘરમાંથી તેની જુવાન સ્ત્રીને બળજબરીથી ઊચકી જવી અથવા ખેંચી જવી, તેને જોર જુલમથી વટલાવવી, તેની મરજી વિરુદ્ધ તેને મુસલમાનો ભ્રષ્ટ કરે, બીબી બનાવે એ બનાવો તો તે જમાનામાં સહજ વાત જેવા થઈ પડ્યા હતા. આવી રીતે કેટલાયે હિંદુઓનાં ઘર ભાંગી એમના સંસારની ધૂળધાણી કરી કેટલીયે હિંદુ બાળાઓને મુસલમાનોએ જુલમથી ભ્રષ્ટ કરી હતી. શિવાજીના જમાનાના મહારાષ્ટ્રના પ્રસિદ્ધ સંત શ્રી રામદાસ સ્વામીએ તે જમાનાના મહારાષ્ટ્રના હિંદુનું ગૃહજીવન ચીતર્યું છે તેનો ખ્યાલ નીચે ની લીટીઓ ઉપરથી વાચકોને આવશે.

स्त्री सांपडली सुंदर । गुणवंत आणी चतुर ।
म्हणे माझें भाग्य थोर । वृद्धपणीं ॥ २६ ॥
ऐसा आनंद मानिला । दुःख सर्वेहि विसरला ।
तव तों गल्व जाला । परचक्र आलें ॥ २७ ॥
अकस्मात धाडी आली । कांता वंदी धरून नेली ।
वस्त भाव हि गेली । प्राणी याची ॥ २८ ॥
तेणें दुःख जालें भारीं । दीर्घ स्वरें रूदन करी ।
मनी आढवे सुंदरी । गुणवंत ॥ २९ ॥
तव तिची वार्ता आली । तुमची कांता भ्रष्टली ।
ऐको नियां आंग घाली । पृथ्वी वरी ॥ ३० ॥
द्रव्य होतें मेळविलें । तेंहि लग्नास वेचलें ।
कांते सिहि धरून नेलें । दुराचारी ॥ ३१ ॥

( દેવકૃત શ્રીમત દાસબોધ (મરાઠી) પાનું. ૮૯ આવૃત્તિ ૭ઠ્ઠી. )

શ્રી રામદાસ સ્વામીના ઉપરના શ્લોકોની મતલબ નીચેની લીટીઓમાં આવી જાય છે. છેલ્લી લીટી સિવાયનું બધું વર્ણન ઉપરના શ્લોકોમાં જણાવેલું જ છેઃ—

ભાગ્યવંત સંસારમાં માનું મુજને આજ, સુંદર કાન્તા ગુણવતી ચતુર કરે ઘરકાજ,
આને સુખ માની મને, ગુજારતો હું દિન, એવામાં કાને પડ્યા કાળ શબ્દ દીન દીન.
છાપો મારી ઘર પરે કાંતા પકડી હાય, વસ્ત ભાવ સાથે પ્રિયા જુલ્મે ઘસડી જાય,
તેથી દુખમાં ટળવળું યાદ કરી મમ નાર, ગુણવંતી પર ગુજરશે કેવા અત્યાચાર.
એવામાં ખબરો મળી સુંદરી લૂંટ્યું શીલ, સુણી ખબર આ કારમી ધરણી ઢાળ્યું દિલ.
દ્રવ્ય લૂંટ્યું કાંતા લીધી, હાય હિંદુ સંસાર, પ્રભુ દીનદયાળ તું મોકલ તારણહાર.

મહારાષ્ટ્રમાં જ્યાં હિંદુઓની આ દશા હતી, હિંદુ સ્ત્રીઓનાં શિયળ ધોળે દહાડે લુંટાતાં હતાં, ત્યાં મુલકની આબાદી ક્યાંથી થાય ?

સિંહાજીએ જીજાબાઈ અને શિવાજીના ખરચખુટણને માટે પૂના અને સુપાની આવક દાદાજી કોન્ડદેવ કારભારીના હાથમાં મૂકી હતી, એટલે પૂના અને સુપાની આવકમાંથીજ એમનું ખરચ નિભાવવાનું હતું. આ ગામો આબાદ નહિ હોવાથી આવક બહુ જ થોડી આવતી હતી. આવાં ગામોની ભાંગી તૂટી આવકમાંથી જીજાબાઈને પોતાનો નિર્વાહ કરવાનો હતો.

સિંહાજીએ ધનસંચય તો ખુબ કર્યો હતો. એક સારી આવકવાળા રાજાને શોભે એવી રીતે સિંહાજી રહેતા હતા. પૂના અને સુપાની આવકમાંથી જીજાબાઈ વગેરેનું ખરચ નિભાવવું કઠણ તો હતું પણ સિંહાજીને એ સંબંધી જીજાબાઈએ જણાવ્યું હોત તો એણે બીજી મંજુરી જરૂર આપી હોત પણ જીજાબાઈ બચપણથી બહુ સ્વાભિમાની સ્વભાવની બાઈ હતી. જીજાબાઈની આત્મમાનની લાગણી બહુ તીવ્ર હતી. પૂના અને સુપાની આવકમાંથી જ ભરણપોષણ કરવાનું સિંહાજીએ જણાવ્યું હતું અને નવી સ્ત્રી તુકાબાઈ સિંહાજીની માનીતી થઈ પડી હતી તેથી સિંહાજીની આ વ્યવસ્થાથી જીજાબાઈનું દિલ દુભાયું હતું. આત્મમાનની લાગણીથી ભરેલી આ બાઈએ નિશ્ચય કર્યો હતો કે વખત આવે અને સંકટ પડે તો ભૂખ્યા રહેવું પણ સિંહાજી પાસે કંઈ માગવું નહિ. પૂના અને સુપા એ તે જમાનાના તદ્દન નાનાં ગામ હતાં. આવક પણ તદ્દન થોડી હતી. આ તદ્દન થોડી આવકવાળા ( તાલુકા ) ગામોની આવકમાંથી ભરણ પોષણ સિંહાજીની કીર્તિ અને વૈભવ પ્રમાણે થવું મુશ્કેલ હતું પણ જીજાબાઈનો નિશ્ચય દૃઢ હતો. દાદાજી કોન્ડદેવ જેવો ઉત્તમ નિમકહલાલ અને કાર્યદક્ષ કારભારી મહારાષ્ટ્રને સારે નસીબે સિંહાજીને મળ્યો હતો.

## प्रકરણ ૫ મું



### ૧. દાદાજી કોન્ડદેવ.

દાદાજી કોન્ડદેવ પૂના જિલ્લાના મલઠણ ગામમાં જન્મ્યો હતો (ન્યા. રાનડે પા. ૬૩ ). તે નાતે દેશસ્થ દક્ષિણી બ્રાહ્મણ હતો. દક્ષિણી બ્રાહ્મણોમાં પેટા નાત ચાર છે. ૧. દેશસ્થ. ૨. કોકણસ્થ અથવા ચિત્તપાવન ૩ કહાડા. ૪ દેવરૂખા. હવે આ ચારે નાત વચ્ચે બેટી વેહવાર પણ થાય છે. એ મલઠણનો કુલકર્ણી હતો. કેટલાએક એમ પણ જણાવે છે કે એ પૂનાથી આસરે ૩ માઈલ દુર હિંગણે બુદ્રગનો કુલકણી હતો. એને જમીન મહેસુલની બાબતનો બહુ સારો અનુભવ હતો અને તે એટલે સુધી કે તે એ બાબતમાં એક્કો ગણાતો. એક જ ખાતામાં લાંબા વખત સુધી નોકરી કરીને એણે જમીન મહેસુલની બાબતમાં સારો અનુભવ અને જ્ઞાન મેળવ્યાં હતાં. સિંહાજીએ પૂના અને સૂપા તાલુકાની જાગીર, વ્યવસ્થા કરવા માટે આ કારભારીને સોંપી હતી ત્યારે તેની આવક તદ્દન ઘટી ગયેલી હતી. પૂના અને સૂપા આવકની બાબતમાં તદ્દન ભાંગી પડ્યા હતા. આવી સ્થિતિમાં કારભાર કરવા માટે આ જાગીર દાદાજીને સોંપવામાં આવી અને આ આવકમાંથી જીજાબાઈ અને શિવાજીનો ખર્ચ નિભાવવાનો હતો. આ આવક ખરચના પ્રમાણમાં તદ્દન નજીવી હતી છતાં દાદાજી હિંમતબાજ હતો. તેને આ નાની જાગીર માલીકે કારભાર માટે સોંપી અને તેમાં જીજાબાઈનું ખરચ નિભાવવાનું કહ્યું તેથી નારાજ કે નાહિંમત ન થયો પણ પોતાની અક્કલહોશિયારીથી આ જાગીરને આબાદ કરવાનો તેને નિશ્ચય કર્યો. સિંહાજીની જાગીરના દાદાજીના કબજાના ગામોની જમીનમાં વસાહત વધારવા માટે અને નવી વસાહતો કરવા માટે એણે ડુંગર અને ડુંગરીઓમાંથી ખેડૂતોને બોલાવ્યા અને કેટલાકને વગર સાંથે જમીન ખેડવા આપીને અને કેટલાકને બહુ જ ઓછા દરે એટલે નામના જૂજ દર લઈને જમીન ખેડવા આપીને એમનું ધ્યાન આ ગામો તરફ ખેંચ્યું. નવા ખેડૂતો સાથે દાદાજીએ લલચાવનારી નીચે પ્રમાણેની સરતો કરી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | લે વરસે | ખાતા દીઠ | રૂ. ૧—૦—૦ | ૪ | થે વરસે | ખાતા દીઠ | રૂ. ૯—૦—૦ |
| ૨ | જે વરસે | ,, | રૂ. ૩—૦—૦ | ૫ | મે વરસે | ,, | રૂ. ૧૦—૦—૦ |
| ૩ | જે વરસે | ,, | રૂ. ૬—૦—૦ | ૬ | ઠ્ઠે વરસે | ,, | રૂ. ૨૦—૦—૦ |

અને ૭ મા વરસથી જૂના ખેડૂતોના દર મુજબ લેવાનું નક્કી કર્યું ( પ્રો. સરકાર. શિવાજી. પા. ૨૪, શિવ દિગ્વિજય. ૧૧૩. ).

આવી રીતની સરતોની જાણ થતાં જ એના તાબાની જાગીરની જમીનો ખેડવા માટે ચારે તરફથી ખેડૂતો દોડી આવ્યા. પડતર જમીનો માટે પણ સંખ્યાબંધ ખેડૂતોએ માગણીઓ કરી. આવી રીતે દાદાજીના કારભાર નીચેની બધી જમીનો ખેડવાની ગોઠવણ થઈ ગઈ. સિંહાજીએ આ ગામો જ્યારે દાદાજીને વ્યવસ્થા માટે સોંપ્યો હતો ત્યારે તેની કાગળીએ આવક ચાળીસહજાર હોન એટલે એક લાખ સાઠ હજાર રૂપિયાની હતી ( પ્રો. સરકાર. શિવાજી પા. ૨૫ ). આ આંકડો તો આવકના કાગળિયામાં લખેલો રહેતો. આ આવકના આંકડામાંની ઘણીજ નાની રકમની ઉઘરાણી પતતી હતી (પ્રો. સ. શિ. ૨૫).

ખેડૂત વર્ગની તે વખતની મુસીબતો અને મુશ્કેલીઓનો વિચાર કરીએ તો દિલને દુખ થયા સિવાય ન રહે. માલીકના દુશ્મનો તરફથી ખેડૂતોને બહુ ખમવું પડતું. બિચારા ગરીબ ખેડૂતોની ખેતીને

નહતો. જીજાબાઈના પહેલા ખોળાનો છોકરો શંભાજી નાનપણથી જ તેના પિતાની સાથે રહેતો એટલે એને તો આંધળાના એકના એક આધાર લાકડીની માફક શિવાજી એકલો જ હતો. જિંદગીના સુખનો અને જીવનના સંતોષનો એકનો એક જ આશાનો તંતુ જીજાબાઈને આ જીવનમાં જો કોઈ હોય તો તે શિવાજી જ હતો. જીજાબાઈના જીવનમાં એના પ્રેમનો, માયાનો, આશાનો, શિવાજી એ એકલો જ વારસ હતો. બચપણમાં બાપે અને જુવાનીમાં પતિએ ત્યાગ કર્યા જેવું કર્યાથી જીજાબાઈનું જીવન સાધારણ સ્ત્રીઓ કરતાં કંઈ જુદી જ રીતનું ઘડાયું હતું. દુખ અને સંકટો વારંવાર જીજાબાઈ ઉપર પડવાથી અને એવા વારંવાર પડતા સંકટોનો સામનો જીજાબાઈને કરવો પડતો તેથી તેનામાં નિશ્ચય, ધૈર્ય, હિંમત અને સાહસ એ સદ્ગુણોનો ઘણો વિકાસ થયો હતો. એ બાઈ બચપણથી સ્વાભિમાનપૂર્ણ હોવાથી સંકટની વખતે પણ બીજાના મોં તરફ જોઈને પોતાની દીનતા બતાવવાનું એને ગમતું નહિ અને તેથી સંકટ સામે બાથ ભીડવા માટે પોતાના પગ ઉપર તૈયાર થવાની એને આદત પડી. ૪૦ વરસ સુધીની જિંદગી એ બાઈએ એક નહિ તો બીજા અને બીજા નહિતો ત્રીજા દુખોમાં કાઢી. સંસારના બધાં દુખો શિવાજીના મોં તરફ જોઈને એ ભૂલી જતી. શિવાજીને પણ બચપણથી મા સિવાય બીજા કોઈનું ખેંચાણ ન હતું. મા એટલે શિવાજીને મન પરબ્રહ્મ. શિવાજીની બાળપણની હોંસ પુરી પાડનાર અને તેને લાડ લડાવનાર એક જીજાબાઈ જ હતી. શિવાજીનો પ્રેમ જીજાબાઈ ઉપર બહુ જ હતો. બચપણમાં માતા ઉપર અતિ પ્રેમ રાખનારના દાખલા ઘણા જડી આવે છે પણ આખર સુધી માતા પ્રત્યેનો પ્રેમ, તેના પ્રત્યેનો પૂજ્યભાવ, તેના તરફનું માન અખંડ રાખનાર શિવાજી જેવા તો વિરલા જ જડી આવે છે. "સેવા કરાવવા માડીના અને લાડ લડાવવા લાડીના" અથવા નાના હતા ત્યારે માડીના અને મોટા થયા ત્યારે લાડીના એ કહેવત મુજબ ઘણું બને છે. જીજાબાઈ પ્રત્યેનો શિવાજીનો પ્રેમ અને માન જીજાબાઈના મરણ સુધી અખંડ રહ્યાં હતાં. જીજાબાઈના જીવનમાં શિવાજીના બચપણ સમયના અનેક બનાવો નિરાશા ઉપજાવનારા બનતા. કુટુંબમાં ઘણી વખતે રિસામણા મનામણાના પ્રસંગો આવતા. કોઈ વખતે કંઈ બનાવો બનતા તો જીજાબાઈને દિલમાં ભારે લાગી આવતું. કોઈ વખતે મનને ઓછું પણ આવતું. આવા સંજોગોમાં જીજાબાઈ શિવાજીના મોં તરફ જોઈ પોતાનું મન મનાવી લેતી. જીવનમાં ભારેમાં ભારે સંકટની ઘડી હોય તો પણ શિવાજીની મુખમુદ્રા એ એનો ( જીજાબાઈનો ) મોટામાં મોટો દિલાસો હતો. શિવાજીના બાલખેલ તરફ અને એની દરેક હિલચાલ તરફ જીજાબાઈની બહુ ઝીણી નજર રહેતી. શિવાજી કેવી રમતો રમે છે, રમવામાં કેટલો ચાલાક છે, એના ગોઠિયા કોણ કોણ છે, કેવી ચાલ ચલગતના છે વગેરે બાબતોની ચોક્કસ તપાસ જીજાબાઈ રાખતી. બચપણની રમતો-માંથી પણ થોડે ઘણે અંશે બાળકની પરીક્ષા થઈ શકે છે અને બાળકના ભવિષ્યની જવાબદારી જેને શિરે હોય તે આ નાની નાની બાબતોમાંથી એ બાળકના સંબંધમાં ઘણું જાણી લે અને જ્યાં જ્યાં એ બાળકને ટોકવો ઘટે ત્યાં તુરત ટોકીને સુધારે અને જ્યાં ઠપકાની જરૂર હોય ત્યાં ઠપકો દઈ ખરાબ ટેવો પડતી અટકાવે. જીજાબાઈ અને દાદાજી કોન્ડદેવ શિવાજીના વર્તન તરફ બહુ કાળજી રાખતા અને ઝીણી ઝીણી બાબતની પણ તપાસ કરતા. જેમ જેમ શિવાજી મોટો થતો ગયો તેમ તેમ જીજાબાઈને મનમાં ખાત્રી થતી ગઈ કે આ છોકરો કુળનું નામ તારશે અને ડૂબતા હિંદુ ધર્મનો તારણહાર થશે. જીજાબાઈ અનુભવથી એ પણ શીખી હતી કે શિવાજીનું જીવન ઘડવું એના જ હાથમાં હતું અને એ ઘડવાનો કાળ પણ આ જ હતો.

શિવાજીનું જીવન જીજાબાઈએ ઘડયું તેમાં દાદાજી કોન્ડદેવની ખાસ મદદ હતી. જીજાબાઈમાં હિંદુત્વનો જુસ્સો જીવંત અને જાજ્વલ્યમાન હતો. પોતાને આ જીવનમાં, આ દુનિયામાં જીવ કરતાં પણ વહાલામાં વહાલી ચીજ જે પોતાનો પુત્ર તેને હિંદુત્વના રક્ષણ માટે ભયંકર જોખમમાં ઉતારવા જીજાબાઈ તૈયાર થઈ. જીજાબાઈએ નિશ્ચય કર્યો અને આ કુમળી ડાળને આ મહાભારત કામ માટે ઉપયોગ

નીવડે એવી રીતે વાળવાનું શરૂ કર્યું. પોતાના પંચપ્રાણથી પણ અધિક એવો આ વ્હાલો દીકરો શિવાજી ગૌમાતાનો સાચો પ્રતિપાલક નીવડે, દેવમંદિરોની રક્ષા કરે, હિંદુ સ્ત્રીઓની ઈજ્જત સાચવે, યવનોની બદમાસી અને દુષ્ટ કૃત્યો માટે તેમને સજા કરી હિંદુધર્મનો તારણહાર બને એવી માતા જીજાબાઈની ઉત્કટ ઈચ્છા હતી.

હિંદુત્વ રક્ષણનું, દેવમંદિરોના રક્ષણનું, આર્યાવર્તની આર્યાઓના શિયળરક્ષણનું કામ કરવા માટેનો જુસ્સો શિવાજીને જીજાબાઈએ ધાવણમાં જ પાયો હતો એમ કહીએ તો ચાલે. શિવાજીની નસોમાં માતૃપક્ષ તરફથી દેવગિરિના યાદવ રાજાઓનું ખૂન અને પિતૃપક્ષ તરફથી મેવાડના રાણાઓનું લોહી વહ્યા કરે છે અને હિંદુત્વરક્ષા માટે જ એનો અવતાર છે એ વાતો જીજાબાઈ આ બાળકના મગજમાં એનું જીવન ઘડાતું હતું તે વખતે તાજીને તાજી જ રાખવાનો હંમેશ પ્રયત્ન કરતી. શિવાજી બહાદુર, વીર, સાહસિક, મુત્સદ્દી અને હિંમતબાજ યોદ્ધો બને અને દશે દિશાએ એની હાક વાગે, એની આણ વર્તે, એ પૃથ્વીમાં પંકાય એ મહત્વાકાંક્ષા જીજાબાઈની હતી. પોતાનો દીકરો એક મહાન પ્રતાપી હિંદુ રાજા થાય એવી જીજાબાઈની ઈચ્છા તો હતી જ પણ તેની સાથે એની એવી પણ ઈચ્છા હતી કે એ બહુ ઉચ્ચ ચારિત્રવાળો અને રાજકાજ તથા રાજદ્વારી કાવાદાવામાં પહોંચેલો એક આદર્શ નમૂનેદાર રાજા નીવડે.

પુરુષોનાં જીવન માટે, તેના ચારિત્ર માટે, તેના સદ્દગુણો અને દુર્ગુણો માટે અને ટુંકમાં કહીએ તો દરેક માણસના ઘડતર માટે બીજાં બધાં સગાં સંબંધી કરતાં તેની માતા અથવા બચપણથી એ જેના ખોળામાં ઉછેરાયો હોય, મોટો થયો હોય, ફૂલ્યો ફાલ્યો હોય, તે સ્ત્રી પછી તે મા હોય, બેન હોય, ભાભી હોય કે માશી હોય, જેણે બચપણમાં માતાની ગરજ સારી હોય તે સ્ત્રી જવાબદાર ગણાય. બાળકના કુમળા મન ઉપર એને લાડ લડાવનાર, એના કોડ પૂરા પાડનાર, એની હઠ સંતોષનાર માતા જે સારી નરસી અસર પાડી શકે તેવી અસર બીજા કોઈથી પડે નહિ. પ્રેમથી લાડ લડાવનાર માણસે બચપણમાં દીધેલી શિખામણો તો કેટલીક વખતે એટલે ઊંડે ઊતરી જાય છે કે એ શિખામણને લીધે અણી વખતે, કટોકટીને વખતે માણસના જીવનનું પરિવર્તન થઈ જાય છે. માણસ પતિત થતો અટકે છે. માતાની બાળક પ્રત્યેની બેદરકારીથી બાળકને સહન કરવું પડે છે, માતાને વેઠવું પડે છે, કુટુંબને તેથી વીતે છે અને એ રીતે દેશને પણ તેટલા પ્રમાણમાં નુકશાન થાય છે. માતાએ જવાબદારીથી બહુ કાળજી રાખી શિવાજીનું જીવન ઘડ્યું તેથી આખા દેશને ફાયદો થયો.

જે દેશમાં માતાઓ પોતાના બાળકોના ભવિષ્ય ઉપર નજર રાખવાનું ભૂલી જાય છે, જે દેશમાં લાડકવાયા બાળકોના કોડ પૂરા પાડવા માટે માતાઓ લે મેલ કરી મૂકે છે, પણ એના ભવિષ્યના સારાસારનો વિચાર કરવાનું ભૂલી જાય છે, બાળકને જન્મ આપીને જેમ તેમ કરીને એમને મોટા કરવાથી જ માતાની ફરજ પૂરી થાય છે એવું જે દેશમાં મનાય છે, જે દેશમાં માતા ખોટા લાડ લડાવી બાળકને મોઢે ચઢાવી તેનું જીવન બગાડે છે, તે દેશની પ્રજા પડે છે, તેની દુર્દશા થાય છે. સ્ત્રીઓને તેમની ફરજનું ભાન ન હોવાથી આખા દેશને જમાના સુધી દુખ વેઠવાં પડે છે. પ્રસંગ ઊભો થયો છે એટલે હિંદમાં આ જમાનામાં બાળ ઉછેર માટે માતાઓની બેદરકારી સંબંધી એકાદ વાક્ય લખી દેવાનું મન થાય છે. હિંદની આજની દુર્દશાનાં અનેક કારણો છે પણ બાળકોનાં જીવન ઘડવામાં માતાની બેદરકારી એ પણ કેટલેક અંશે જવાબદાર છે એ કહ્યા સિવાય નથી રહેવાતું. કોઈ ધાવણા બાળકને વધારે રડવાની ટેવ હોય અને તેથી માતાને કામકાજમાં ખલેલ પહોંચે છે માટે કેટલીક માતાઓ એવાં બાળકોને લાંબો વખત સુધી સુવાડી રાખવા માટે અફીણની ગોળી ગળાવવાની ટેવ પાડે છે, એવી માતાઓ, તેમજ આયાને કે નોકરોને બાળક સોંપી પછી તે પ્રત્યે તદ્દન બેદરકાર બની આખા ગામની કુથલી કૂટવાનું કામ લઈ બેસનાર અથવા બીજા કામમાં મશગુલ થઈ જનાર માતાઓ દેશની પ્રજાને મજબૂત અને સંસ્કારી

બનાવવાના કામમાં તથા દેશના ઘડતરના કામમાં ઉપયોગી નથી થઈ શકતી. દેશની જાહોજલાલી, આબાદી, વૈભવ, સુખ અને ઐશ્વર્યનો આધાર તેની પ્રજાના ઘડતર ઉપર અવલંબી રહેલો છે અને પ્રજાનું ઘડતર ઘડવાની મોટી જવાબદારી પ્રભુએ માતાઓને માથે નાંખેલી છે.

પોતાના પુત્રને મહાન નર બનાવવાનું નક્કી કરીને જ જીજાબાઈએ તેનું જીવન ઘડવા માંડ્યું હતું. શિવાજીનું મહાનપણું એ કુદરતી અકસ્માત ન હતો. કુદરતે એને મદદ કરી, એને અનુકૂળ સંજોગો મળ્યા એ બન્ને વાતો ખરી છે પણ આ બાબતમાં જરા ઊંડી નજર કરી તપાસીશું તો સત્યની ખાતર આપણે કબૂલ કરવું જ પડશે કે શિવાજીમાં રહેલા સદ્‌ગુણોનો વિકાસ જીજાબાઈના શિક્ષણથી થયો. પોતાનું કર્તવ્ય બજાવી હિંદુધર્મ તારવો એ માટેની મહત્ત્વાકાંક્ષા અને ધગશ શિવાજીમાં જીજાબાઈએ પેદા કર્યો. ટુંકમાં શિવાજીની મહત્તા, એનું મહાનપણું એ જીજાબાઈના શિક્ષણનું પરિણામ હતું.

પુત્રને નીડર કે વીર બનાવવો હોય તો માતાઓ ઘોડિયામાં રમતા કે રડતા બાળકને "એ બાવો આવ્યો" "એ પોલિસ આવ્યો" "એ સિપાઈ પકડી જશે" એવું કહીને બાળકને પારણામાંથી જ પોલીસ વગેરેથી ડરાવવાની ટેવ છોડી દે. આવી ટેવનાં માઠાં પરિણામ રોજ ભોગવવાં પડે છે છતાં હજુ પ્રજાને નીડર બનાવવાને માટે માતાઓ આ મૂર્ખાઈભરેલી રીતિનો ત્યાગ નથી કરતી એ દેશનું દુર્ભાગ્ય છે. પોતાના કુમળા બાળકને "બાવા" અથવા "પોલીસ"ને નામે ડરાવીને કોઈ માતા ન સુવાડે, એ કુમળા મન અને મગજ ઉપર એ બીક અને એ ડરના સંસ્કાર ન પાડે તો એવી માતાઓ દેશ ઉપર ઉપકાર કરશે. ઘોડિયામાંથી પેઠેલી બીક ધીમે ધીમે આપણને માલુમ ન પડે એવી રીતે બચ્ચામાં વધતી જાય છે અને ઘણી વખત અણીને પ્રસંગે એ દેખા દે છે અને બિચારાનું આખું જીવન ખારું કરી નાંખે છે. પુત્રનું પારણું ઝુલાવતી વખતે એને જે રીતનો બનાવવો હોય, એના ઉપર જેવા સંસ્કાર નાંખવા હોય, તેવી ભાવનાનાં હાલરડાં માતા ગાય. માતા આ હાલરડાંમાં અને એમાંના વિચારોમાં તલ્લીન થાય, એમાંની ભાવનાઓ માતાના મન ઉપર તરતી રહે, બાળકના કુમળા મન ઉપર એ વારંવાર અથડાય એવું બનતું જાય એ જ જીવન ઘડતરનો કક્કો છે અને એની ભાવનાઓથી રંગાયેલી માતાઓ જ એ ઉચ્ચ ભાવનાઓ પોતાના ધાવણ સાથે બાળકોને ધવડાવે છે. વખત આવતાં એ ભાવનાઓનો વિકાસ થાય છે અને સમય આવતાં એ પ્રગટી નીકળે છે.

જીજાબાઈને મુસલમાનોની સત્તા ઘણી ખૂંચી રહી હતી. હિંદુ મંદિરોનો નાશ, પૂજ્યમૂર્તિઓનો નાશ, હિંદુ સાધ્વીઓના પાતિવ્રત્યનો નાશ એ બધી બીનાઓથી જેનું અંતઃકરણ બળી રહેલું હતું તે માતા પોતાના પુત્ર શિવાજીને હિંદુ ધર્મનો તારણહાર બનાવવા માગતી હતી અને હિંદુ ધર્મના ઉદ્ધારના કામમાં આવે એવો બનાવવા માટે જ જીજાબાઈએ એને યોગ્ય શિક્ષણ ઘોડિયામાંથી આપવાનું શરુ કર્યું. બાળકને પારણામાં ઝુલાવતી વખતે ઐતિહાસિક હાલરડાનો સૂર કોઈ કોઈ ઠેકાણે મહારાષ્ટ્રમાં સંભળાય છે. નાસીકના પ્રસિદ્ધ ગોવિંદ કવિએ લખેલું મરાઠીમાં ગવાતું હાલરડું વાંચકોની જાણ માટે જેમનું તેમ નીચે આપ્યું છે.

### श्रीजिजाबाईनें बालशिवाजीस दिलेला झोंका.

मी लोटीतें झोका तुज शिव बाळा ॥ सुंदरा नीज स्नेहाळा ॥ धृ ॥
तनु शांतिते नीज तुज येण्या ॥ राष्ट्रगीत गातें तान्ह या ॥
घघ दास्यि जळे मही अंबीका माय ॥ हंबरडे फोडी हाय ! ॥
निज शत्रूंनीं हिचें भंगिलें छत्र ॥ मांगल्य-सूत्र स्वातंत्र्य ॥
ह्या दुःखाने दुःखि फाररे पाहीं ॥ मी जीजाबाई तव आई ॥
(चाल)–बहु शत्रु मातले मेले ॥ रे ॥ मेल्यांनिं आर्यधन नेले ॥ रे ॥

आमचें राज्य बुडवीलें ॥ रे ॥ कुणि निपजेना शास्ता या चांडाला ॥ सुंदरा ॥ १ ॥ भूमातेच्या भूतकालि ऊद्धरणी ॥ झुंजली रणी मृडरमणी ॥ श्री रामानें रावण वधिला लढुनी ॥ वानरां वीर बनवूनी ॥ घे स्वतंत्रता कंसाच्या पासूनी ॥ गोविंद गोप जमवूनी ॥ (चाल)-तू तसा वीर होशिलं कां ? ॥ रे ॥ तरवार करी धरशिल कां ? ॥ रे ॥ मिलविशिल मावले गडि कां ? ॥ रे ॥ रणिं वधावया देशशत्रुंचा मेळा ॥ सुंदरा ॥ २ ॥ भूमक्तिचें प्रवल दुग्ध पाजीन ॥ मी वीर तुला बनवीन ॥ रिपुरक्तें भूतुझ्या करी न्हाणीन ॥ स्वातंत्र्य घरी आणीन ॥ स्वाधीन सख्या जाण लोककल्याण ॥ तुज राज्यपदीं स्थापून ॥ (चाल) स्वातंत्र्य वीराची माता ॥ रे ॥ मीं स्वतंत्र सुधन्य होता ॥ रे ॥ ध्वज स्वातंत्र्याचा झुलतां ॥ रे ॥ ठेवीन तनु अशा मंदमय वेळा ॥ सुंदरा नीज स्नेहाळा ॥ ३ ॥

गद गदा तदा पाळण्यांत शिव हंसला ॥
जणुं मातबोल त्या रुचला ॥

मग करि लीला मृदुल मुष्टि वळवून ॥
जणुं म्हणें हिनें रिपु वधीन ॥

तशी आर्य शिखा रक्षिन या भावें हो ॥
जावळाशितो खेळे हो ॥

श्री जिजाइला असा क्रीडतां तान्हा ॥
दाटला प्रीतिचा पान्हा ॥

चाल—उंचालिलें तिनें तधि त्याला ॥ हो ॥
उचलिलें जणूं प्रेमाला ॥ हो ॥
आलिंगी; चुंबी तान्हूला ॥ हो ॥

गोविंद म्हणे सफल, तदाशय झाला ॥
शिव स्वतंत्र करि देशाला ॥ सुंदरा ॥ ४ ॥

ઉપરના ભાવવાળું 'શિવાજીનું હાલરડું' શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ગૂજરાતી સાહિત્યમાં પ્રગટ કર્યું છે તે નીચે આપ્યું છે.

૧

આભમાં ઉગેલ ચાંદલોને જીજીબાઈને આવ્યાં બાળ,
બાળુડાને માત હીંચોળે, ઘણુણણુ ડુંગરા બોલે।
શિવાજીને નીંદરું નાવે, માતા જીજીબાઈ ઝુલાવે.

૨

પેટમાં પોઢીને સાંભળેલી બાળે,
રામ લખમણની વાત.
માતાજીને મુખ જે દિ'થી,
ઉડી એની ઉંઘ તે દિ'થી.

૩

પોઢજેરે મારાં બાળ !
પોઢી લેજે પેટ ભરીને આજ.
કાલે કાળાં જુદ્ધ ખેલાશે,
સુવા ટાણું ક્યાંય નૈ રે'શે.

૪

ધાવજોરે　મારાં　પેટ !
ધાવી　લેજે ખૂબ ધ્રપીને દૂધ,
રે'શે　નહિ　રણઘેલૂડા !
ખાવા મૂઠી ધાનની વેળા.

૫

પે'રી ઓઢી લેજે પાતળા રે !
પીળાં લાલ પીરોજી ચીર,
કાયા તારી લોહીમાં ના'શે,
ઢાંકણુ તે દિ' ઢાલનું થાશે.

૬

(ઘૂઘરા, ધાવણી, પોપટ–લાકડી,
ફેરવી　લેજે　આજ.
તે દિ' તારે હાથે રે'વાની,
રાતી　બંબોળ　ભવાની.)

૭

લાલ કંકુ કેરા ચાંદલાને,
ભાલે તાણજે કેસર–આડ.
તે દિ' તો સીંદૂરીઆ થાપા,
છાતી માથે ઝીલવા બાપા !

૮

માતપિતા ચોડે ચૂમીઓ રે બાળા !
ઝીલજે　બેવડ　ગાલ !
તે દિ' તારાં મોઢાં માથે,
ધૂંવાધાર　તોપ　મંડાશે.

૯

(આજ માતાજીની ગોદમાં રે તુંને,
હુંફ　આવે　આઠ　પો'ર.
તે દિ' કાળી મેઘલી રાતે,
વાયુ　ટાઢા મોતના　વાશે.)

૧૦

આજ માતા દેતી પાથરીરે,
ફૂણાં ફૂલડાં કેરી સેજ.
તે દિ' તારી વીર–પથારી,
પાથરશે　વીશ　ભૂજાળી.

૧૧

આજ માતાજીને ખોળલે રે,
તારાં માથડાં ઝોલે જાય.
તે દિ'　તારે　ઓશીકાં,
મેલાશે　તીર　બંધૂકાં.

૧૨

(સૂઈ લેજે મારા કેસરી રે ! તારી હિન્દવાણું જોવે વાટ,)
જાગી વે'લો આવ બાપૂડા ! માને હાથ ભેટ બંધાવા.
જાગી વે'લો આવજે વીરા ! ટીલું માના લોહીનું લેવા !
(શિવાજીને નીંદરું નાવે માતા જીજીબાઈ ઝૂલાવે,)
બાળુડાને માત હીંચોળે ઘણુણુ ડુંગરા બોલે.

એક આદર્શ માતાને શોભે એવી રીતે જીજાબાઈએ શિવાજીને ઉછેર્યો અને ભણાવવા લાયક ઉમરનો થયો ત્યારે તેના શિક્ષણ પ્રત્યે પણ જીજાબાઈ તથા દાદાજી કોન્ડદેવે પૂરતી કાળજી રાખી હતી. બાળક જ્યારે ભણવાની ઉંમરનું થાય છે ત્યારે તેની સાથે રમવા માટે અને ભણવા માટે એને ગોઠિયાઓની જરૂર હોય છે. કમનસીબે શિવાજીને ઘરમાં નાનો મોટો ભાઈ, પિતરાઈ કે મામાનો છોકરો કે એવું બીજું કોઈ ન હતું. બાળકમાં અનેક ગુણોના વિકાસ માટે ગોઠિયાઓની સોબતની એને ખાસ આવશ્યકતા હોય છે એ જીજાબાઈ તથા દાદાજી જાણતા હતા. બચપણમાં ગોઠિયા વગર છોકરો મૂજી બને છે અને સોબત અને સંગતથી મળતા અનેક લાભો એ ખુએ છે. દાદાજી કોન્ડદેવે દીર્ઘદૃષ્ટિ દોડાવી શિવાજીને માટે ગોઠિયાઓની ગોઠવણ કરી.

શિવાજીના નાનપણના ગોઠિયા કોંકણના ઉમરાઠે ગામના મુખીના દીકરા તાનાજી માલુસરે, મુસે ગામના દેશમુખના દીકરા બાજી ફસલકર, સૈહ્યાદ્રિ પર્વતની નજીકના એક ગામના નાના જમીનદારના દીકરા યેસાજી કંગ વગેરે હતા.

શિવાજી અને તેના ગોઠિયાઓને તે જમાનાની લશ્કરી તાલીમ આપવાનો પૂરેપુરો પ્રબંધ કર્યો હતો. ઘોડા ઉપર બેસવું, તીર મારવાં, તલવારના પટા ફેરવવા, ગોફણુ ફેંકવી, કટાર જમૈયો વાપરવો, ભાલા બરછીનો ઉપયોગ કરવો વગેરે બાબતની મહાન યોદ્ધાને જરૂરની લશ્કરી તાલીમ શિવાજી અને તેમના ગોઠિયાઓને આપવામાં આવી હતી. પોતે લશ્કરી બાબતમાં જે જે જાણતા હતા તે તેમણે શિવાજી અને તેના ગોઠિયાઓને શીખવ્યું અને બીજી વધારાની તાલીમ આપવા માટે પગારદાર શિક્ષકોની પણુ ગોઠવણુ કરી હતી. લશ્કરી તાલીમ માટે દક્ષિણુના પર્વતો અને પહાડો, ડુંગરીઓ તથા તેના નાના મોટા છૂપા તથા પગદંડી રસ્તાઓ વગેરે જાણુવાની લશ્કરી અમલદારને ખાસ જરૂર હોય છે એવો દાદાજી કોન્ડદેવનો અનુભવ હતો તેથી દાદાજીએ શિવાજી અને તેના ગોઠિયાઓને પહાડ અને ખીણોની ખૂબ સફરો કરાવી. દાદાજીએ શિવાજીને રહેવા માટે પૂનામાં એક મોટું મકાન બંધાવ્યું હતું જે 'રાજમહાલ' ને નામે ઓળખાતું. પૂનામાં શનિવારવાડામાં હાલમાં જ્યાં ખંડેર ઊભું છે તેની પૂર્વે જ્યાં હાલમાં મ્યુનિસિપાલિટિનો નાનો બગીચો આવેલો છે તે ઠેકાણે એ મકાન હતું. જુના જમાનામાં સાંજના વાળુ પછી બચ્ચાંઓને લઈને મોટેરાંઓ બેસતા અને તેમને ગમે એવી મીઠી મીઠી ભાષામાં નાની નાની વાતો મોટેરાંઓ કરતાં અને વાતો દ્વારા બાળકોને એની જિંદગીમાં ઉપયોગી થઈ પડે એવું જ્ઞાન અપાતું. એ જૂના જમાનાની પદ્ધતિ મુજબ દાદાજી શિવાજી અને તેના ગોઠિયાઓને પોતાને ઘેર એટલે 'રાજમહાલમાં' ભેગા કરતો અને તેમને જ્ઞાનદેવના ઉપદેશ અને રામાયણુ મહાભારતની, હનુમાનના પરાક્રમની અને ભીમના બળની વાતો કરતો. આ ચુનંદા અને ચાલાક બાળકોને આ વાતો સાંભળવાની બહુ મઝા પડતી. બાળકોને જુદી જુદી બાબતો જાણુવાની મળે માટે એક દિવસ ભીમના બળની તો બીજે દિવસે અર્જુનના બાણુ કૌશલ્યની, તો ત્રીજે દિવસે યુધિષ્ઠિરના ધૈર્યની તો ચોથે દિવસે ભીષ્મના મક્કમપણાની તો પાંચમે દિવસે ભગીરથના ખંતની તો કોઈ દિવસે કૃષ્ણુની યુદ્ધ નીતિની વાતો સંભળાવતા, તો કોઈ રાત્રે વળી દુર્યોધનના નાશનું બ્યાન પણુ કરતા. આવી વાતો રોજ કહેવાથી વખતે બાળકોને કંટાળો ન આવી જાય માટે કોઈ દિવસે સંસ્કૃત શ્લોક પણુ છોકરાઓને સંભળાવતા અને મોઢે કરીને બોલાવતા. ફુરસદની વખતે જીજાબાઈ પણુ શિવાજી અને તેના ગોઠિયાઓને જૂની જૂની સાંભળેલી વાતો સંભળાવતી. જીજાબાઈ શિવાજીને પોતાના પૂર્વજોના પરાક્રમની, તેમને મુસલમાનોએ કેવાં દુખ દીધાં તેની, દેશમાં હિંદુઓને કેવું વીતે છે તેની નાની નાની વાતો કહેતી. આવી આવી વાતો સાંભળીને છોકરાઓમાં ઉમંગ અને ઉત્સાહ ઉભરાતાં. ઘરના ચોગાનમાં કે આંગણામાં ચાંદરણામાં કે શિયાળાની મોસમમાં, તાપણી કે સઘડીની આજુબાજુએ બેસીને બાળકોને વાતો દ્વારા જ્ઞાન સહેલાઈથી આપી શકાય છે. હિંદમાં હિંદુત્વ ઉપર હુમલા કરનારનો સામનો કરી હિંદુ ધર્મની સાચી સેવા શિરસાટે જેમણે એ જમાનામાં કરી તે શ્રી શિવાજી, તાનાજી, બાજી ફસલકર, ચેસાજીકંગ વગેરેના જીવન ઘડવામાં બચપણમાંજ ઐતિહાસીક વાતો દ્વારાએ જ્ઞાન આપવાની પદ્ધતિ મદદરૂપ નીવડી હતી. શિવાજીને લશ્કરી તાલીમ પૂરેપુરી મળી હતી. તે જમાનામાં જરૂર જેટલું અક્ષરજ્ઞાન પણુ શિવાજીને મળ્યું હતું. લશ્કરી શિક્ષણમાં શિવાજી એક્કો હતો અને લખતાં વાંચતાં પણુ એને સારું આવડતું હતું.

કેટલાક ઇતિહાસકારો જણાવે છે કે શિવાજીને લખતાં વાંચતાં તો બીલકુલ આવડતું જ ન હતું. "એ તો કાળા અક્ષર કુહાડે મારે એવો હતો" એવી એવી વાતો લોકોમાં કેટલાક ઇતિહાસના લખનારાઓના લખવાથી ફેલાઈ હતી. પણુ અનેક પુરાવાથી એ વાત તદ્દન જુદી માલુમ પડે છે. શિવાજી સારી રીતે લખી વાંચી જાણુતો હતો. શિવકાલીન મળી આવેલા કેટલાક કાગળોને છેડે "**बहुत काय लिहीणें सुज्ञ अगसा**" "સુજ્ઞને વધારે શું લખવું." એવા શબ્દો શિવાજીને હાથે લખેલા મળી આવે છે. દાદાજી કોન્ડદેવે શિવાજીને લખતાં વાંચતાં શીખવ્યું હતું એવો ઉલ્લેખ ઘણા બખરકારોએ પોતાની

બખરોમાં કર્યો છે. ગાયન, વાદન, પુરાણ વાંચન, સંસ્કૃત, ધર્મશાસ્ત્ર, રાજનીતિ એ વિષયો શિવાજીને શિખવવામાં આવ્યા હતા તેનાં વિગતવાર વર્ણનો બખરોમાં આપવામાં આવ્યાં છે (મ. રિ. ૧૬૩૪-૬૪).

જીજાબાઈ જેવી મહત્ત્વાકાંક્ષી સ્ત્રી જેને જાતે લખતાં વાંચતાં આવડતું એવી માતાને હાથે જેનું જીવન ઘડાયું તે માતા પોતાના પ્યારા પુત્રને નિરક્ષર રાખે એ વાત મનાય એવી જ નથી. તે જમાનો પ્રોફેસરપણું ગજાવવાનો કે નિબંધો લખી તેટલાથી જ પોતે પોતાને ભારે ડાહ્યા માની લેવાનો નહતો એટલે શિવાજી પ્રોફેસર નહોતો થયો અથવા તો શિવાજીએ એકાદ સારો નિબંધ લખી ઇનામ નહોતું મેળવ્યું એ વાત અમને કબુલ છે પણ તેથી એ નિરક્ષર હતો, અભણ હતો, એમ શિવાજી માટે ગમે તે ઇરાદાથી પોતાનો અભિપ્રાય ઠોકી બેસાડનારાઓની સાથે અમો મળતા નથી થઈ શકતા તે માટે દિલગીર છીએ. આ સંબંધમાં વિગતવાર હકીકત માટે રાજવાડે કૃત ખંડ ૪ પૃ. ૭૪. ગુ. કેલુસ્કર પા. ૧૪ તથા પા. ૭૪ જોઈ લેવું.

દાદાજી કોન્ડદેવનું જ્ઞાન જમીન મહેસૂલની બાબતમાં અગાધ હતું. એ જ્ઞાન એણે શિવાજીને આપવા માંડયું અને આ ચપળ અને ચાલાક છોકરાએ બહુ જ જલદીથી એની તાલીમ લીધી. પાછળથી આ જ્ઞાનનો શિવાજીએ ઉપયોગ કર્યો અને એ પદ્ધતિ પ્રમાણે એણે પોતાની પ્રજાને સુખી પણ કરી હતી.

શિવાજી બહુ તીવ્ર, ઊંડી અને ઝીણી બુદ્ધિવાળો હતો. એ જ્યારે ભણવા બેસતો ત્યારે પણ દરેક બાબતમાં શિક્ષકને પ્રશ્નો પૂછીને કાયર કરી મૂકતો. શિવાજી ઉંમરે નાનો હોવા છતાં તેના પ્રશ્નોમાં ખૂંચ, ઊંડાણ અને દીર્ઘદૃષ્ટિ દેખાઈ આવતાં. જાગીરના કારભારના કામકાજમાં દાદાજી શિવાજીને ઘણી વખત સાથે રાખીને કેળવણી આપતા. પોતાના ખેડુતો અને જાગીરની પ્રજાના ઝગડા પતાવવા, તેમને ન્યાય આપવો વગેરે કામોમાં પણ શિવાજી તૈયાર થઈ ગયો. દાદાજી શિવાજી ઉપર પુત્રવત્ પ્રેમ રાખતા અને શિવાજી પણ એને વડીલ માની માન આપતો. જ્યારે જ્યારે અનેક પ્રકારની તાલીમ લેવા માટે શિવાજી દાદાજી સાથે જતો હતો ત્યારે ત્યારે બહુ ઝીણવટથી એ દરેક મુદ્દા સમજી લેતો અને દાદાજી પ્રત્યે ભારે માન હોવા છતાં એ પોતાની ગૂંચો ઉકેલવા માટે એમને પુષ્કળ પ્રશ્નો પૂછતો. શિવાજી ઉંમરે નાનો હોવાથી ઘણી વખત દાદાજી કેટલીક બાબતોનો ઉકેલ શિવાજીને જણાવ્યા સિવાય પણ કરી નાંખતા. શિવાજીના ધ્યાનમાં આ વાત આવી એટલે એક દિવસે અનુકૂળ વખત જોઈ બહુમાન અને આદરપૂર્વક તેણે દાદાજીને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું કે "હું ઉંમરે નાનો છું તેથી શું થયું? બધી બાબતો મારે તો જાણવી જોઈએ ને? દરેક બાબતમાં મને વાકેફ કરવા માટે દરેક કાર્ય મને સમજાવીને કરવામાં આવે તો ઠીક. તમે મારા પિતાને સ્થાને છો. મને દરેક બાબતમાં હોશિયાર બનાવવા માટે પિતાએ મને તમને સોંપ્યો છે. દરેક કામની ગોઠવણ, તેનો નિકાલ, ફેંસલા વગેરે વ્યવસ્થા મને સમજાવીને કરશો નહિ તો હું હોશિયાર શી રીતે થઈશ?" આ સાંભળી દાદાજીને અતિ આનંદ થયો અને લાગ્યું કે એના માલીકે કેળવવા માટે સોંપેલો એમનો દીકરો તાલીમ લેવા અને દરેક બાબતમાં તરએજ થવા તૈયાર છે. શિવાજીના ઉપલા શબ્દો સાંભળ્યા પછી દાદાજી દરેક બાબતની સર્વે ગોઠવણો શિવાજીને જણાવીને કરતા. પોતાના મુલકોની આબાદીની બાબતમાં, ખેડુતોને ખેતીના ધંધામાં ઉત્તેજન આપી તેમને સુખી કરી રાજ્યની આવક વધારવાના કામમાં, લશ્કરને ઉપયોગી એવી ઘોડાઓની પરીક્ષાની બાબતમાં, સિપાહીઓની વ્યવસ્થા કરવાની બાબતમાં, નોકરોની પરીક્ષાની બાબતમાં, નોકરોને ખુશી રાખી તેમની પાસેથી અગત્યનાં કામો કરાવી લેવાની બાબતમાં, લશ્કરની વ્યવસ્થા કરવાની બાબતમાં, પ્રજા પાસેથી ધાર્યું કામ લઈ પોતા તરફ આકર્ષણ કરવાની બાબતમાં, ટુંકમાં એક આદર્શ રાજાને જરૂર પડે એવી દરેક બાબતોમાં દાદાજીએ શિવાજીને તાલીમ આપી તૈયાર કર્યો. આવી રીતે શિવાજીને સૈનિક બનવા માટે, સેનાપતિ થવા માટે, રાજ્ય મેળવવા માટે અને રાજ્ય મળ્યા પછી તે પ્રજા અને રાજા બન્નેને સુખરૂપ થઈ પડે એવી રીતે ચલાવવા માટે જરૂરનું શિક્ષણ માતા જીજાબાઈ અને દાદાજી તરફથી મળી ગયું હતું.

## ૪. હિંદવી સ્વરાજ્યનાં બી વાવવા માટે જમીન તૈયાર થઈ.

જીજાબાઈને જ્યારે જ્યારે વખત મળતો અને શિવાજી બહુ આનંદમાં આવીને માતા પાસે વાતો સાંભળવા બેસતો ત્યારે જીજાબાઈ બહુ પ્રેમથી પોતાના પુત્રને આપવીતી સંભળાવતી. પોતે પિતા પક્ષ તરફથી સિસોદિયા વંશનો છે અને માતા તરફથી જાધવ વંશનો છે અને એ બન્ને વંશને મુસલમાનોએ કેવી રીતે હેરાન કર્યા, મેવાડ હિંદુત્વરક્ષા માટે મુસલમાનો સામે મરણિયું થઈને કેવી રીતે લડ્યું, દેવગિરિના રાજા રામદેવ અને તેના પુત્ર શંકરદેવને મુસલમાનોએ કેવી રીતે સતાવ્યા એની વાતો બહુ રસભરી વાણીમાં શિવાજીને કહેતી. " મુસલમાનો હિંદુસ્થાનમાં સત્તા જમાવી બેઠા છે અને બહુ ફાટ્યા છે, તે હિંદુઓનાં મંદિરો તોડે છે, મૂર્તિઓનું ખંડન કરે છે, હિંદુ ધર્મમાં પૂજ્ય મનાતી ગૌમાતાનો વધ કરે છે અને હિંદુ સ્ત્રીઓની આબરૂ લે છે, તેમનાં શિયળ લૂંટે છે, તેમને ભ્રષ્ટ કરે છે, હિંદુ સ્ત્રીઓને બળજબરીથી તેમના ઘરમાંથી ઘસડી જઈ તેમને જોરજુલમથી વટલાવી તેમના ઉપર મુસલમાનો અત્યાચાર ગુજારે છે. આ બધું મુસલમાનો સત્તાના જોર ઉપર કરી રહ્યા છે. મુસલમાન બાદશાહો, સત્તાધારીઓ, હિંદુત્વ હણી રહ્યા છે અને હિંદુસ્થાનના હિંદુ રાજાઓ આજે ખુણામાં ભરાઈ બેઠા છે. હિંદુ ધર્મનો છલ થઈ રહ્યો છે. કોઈ વીરનર મુસલમાનોને શાસન કરવા માટે હજુ નથી પાકતો. હિંદુત્વનું રક્ષણ કરી યવનોને સજા કરનાર કોઈ પાકશે તો જ હિંદુ ધર્મ હવે ટકશે. મુસલમાની સત્તાને તોડવા કોઇ હિંદુ બહાર પડે તો જ હિંદુત્વની હયાતી હિંદમાં રહેશે. જુલમની અવધિ થઈ રહી છે." વગેરે વાતો જીજાબાઈ વારંવાર શિવાજીને કહેતી. શિવાજીનું લોહી આ બધી વાતો સાંભળીને ઊકળી આવતું.

" ખેલોજી ભોંસલે શિવાજીનો પિતરાઈ કાકો થાય. તેની સ્ત્રી ગોદાવરી નદીમાં સ્નાન કરવા જતી હતી. તેને મુસલમાનોએ પકડી અને ૪ લાખ રૂપિયા રોકડા ન આપો તો તેને ભ્રષ્ટ કરવાનો સંદેશો ખેલોજીને કહેવડાવ્યો અને રૂપિયા લીધા ત્યારે તેને છોડી. શિવાજીના દાદા જીજાબાઈના બાપ લખુજી જાધવરાવ અને શિવાજીના મામા અચલોજીનું નિઝામશાહીના મુસલમાન બાદશાહે ખૂન કર્યું " એવી વાતો જીજાબાઈ શિવાજીને હંમેશ કહ્યા જ કરતી. મુસલમાન સત્તાના અત્યાચાર, જુલ્મ, ત્રાસ, હિંદુઓનો છલ, હિંદુ સ્ત્રીઓનાં શીલભંગનાં કૃત્યો વગેરે સાંભળીને એ મુસલમાની સત્તાના દુષ્કૃત્યો તરફ શિવાજીના મનમાં પૂર્ણ તિરસ્કાર ઊભો થતો અને એ જુલમ કરનારી સત્તા તોડે જ છૂટકો છે એવા વિચાર એને વારંવાર સ્ફુરી આવતા. હિંદુ ધર્મની મહત્તાની વાતો, વડવાઓના પરાક્રમોનો ઇતિહાસ, મુસલમાનોના અત્યાચારના વર્ણનો શિવાજીને જીજાબાઈએ વારંવાર કહ્યાં તેથી તેના મનમાં હિંદુત્વનું રક્ષણ કરવાનો જુસ્સો બહુ જબરા પ્રમાણમાં પેદા થયો અને તે ધીમે ધીમે વધવા લાગ્યો અને વધતાં વધતાં તે એટલે સુધી વધ્યો કે આખરે શિવાજીના મગજમાં હિંદુત્વ નષ્ટ કરનારી મુસલમાની સત્તા તોડવાના વિચારોએ જન્મ લીધો.

## ૫. શિવાજી રાજાનાં શુભ લગ્ન.

શિવાજી રાજાના જમાનામાં બાલવિવાહની પદ્ધતિ પ્રચલિત હતી. તે જમાનો હાલના કરતાં તદ્દન જુદો જ હતો. શિવાજી રાજાની ઉંમર ૧૦ વરસની થઈ ત્યારથી જ એમના લગ્ન માટે માગાં ઉપર માગાં થવા લાગ્યાં હતાં. જીજાબાઈને પણ લાગ્યું કે એકાદ ઊંચા કુળની સારી કન્યા સ્વીકારી લઈ શિવાજી રાજાનું લગ્ન કરી નાંખવું. સિંહાજી રાજા કર્ણાટકમાં વિજય મેળવી બિજાપુર પાછા ફર્યા પછી એમને પણ લાગ્યું કે શિવાજી રાજાને બિજાપુર બોલાવી ત્યાં ભારે ઠાઠમાઠથી એમનો લગ્ન સમારંભ ઉજવવો.

સિંહાજીએ શિવાજી રાજાને તો શિક્ષણ માટે દાદાજી કોન્ડદેવને સોંપ્યા હતા અને તે પૂને જીજાબાઈ સાથે દાદાજીની દેખરેખમાં રહેતા હતા, તાલીમ લેતા હતા. એટલે સિંહાજીએ શિવાજી રાજાના લગ્ન સંબંધીના પોતાના વિચારો દાદાજી તેમ જ જીજાબાઈની જાણ માટે દાદાજીને લખી મોકલ્યા. આ શુભ અવસર માટેના પોતાના માલીકના વિચાર વાંચી દાદાજીને આનંદ થયો, જીજાબાઈને પણ આનંદ થયો. ઘણાં માગાં આવ્યાં હતાં તેમાંથી જીજાબાઇએ શિવાજી રાજા માટે એક સુંદર કન્યા પસંદ કરી.

શિવાજી રાજાને ખબર પડી કે પોતાના પિતા સિંહાજીનો વિચાર શિવાજી, જીજાબાઈ વગેરે બધાંને બિજાપુર બોલાવી ત્યાં લગ્ન સમારંભ કરવાનો છે. આ વખતે શિવાજી રાજાની ઉંમર આસરે ૧૩ વરસની હતી. ઉંમર નાની હતી પણ બુદ્ધિ બહુ તીક્ષ્ણ અને નજર બહુ ઊંડી હોવાથી આ લગ્ન સમારંભ સંબંધી ભારે ગૂંચવણમાં પડ્યા. અનેક દૃષ્ટિથી આ ૧૩ વરસના શિવાજી રાજાએ પોતાના વિચારો તપાસ્યા. તે જમાનો બાળલગ્નનો હતો એ વાત ખરી પણ તે જમાનામાં વિનય અને વિવેક પણ હાલના કરતાં વધારે પ્રમાણમાં જળવાતાં હતાં. પોતાના લગ્ન સંબંધી બાબતોનો ઉહાપોહ અથવા ચર્ચા વરરાજા પોતાના મોટેરાં આગળ કરતા નહિ. ખૂબ વિચાર કરી શિવાજી રાજાએ આ સંબંધમાં પોતાના વિચારો બહુ વિનય અને વિવેક પૂર્વક દાદાજી આગળ રજૂ કરવાનો નિશ્ચય કર્યો. શિવાજી મહારાજને લાગ્યું કે આ બાબતમાં મારા વિચારો પિતાજીને જણાવવાનો મારો ધર્મ છે અને તેથી જ એમણે એ વિચારો દાદાજીની મારફતે સિંહાજીને જણાવવાનો વિચાર કર્યો.

શિવાજી રાજાના મનમાં મુસલમાનો માટેનો ગુસ્સો ભડકે બળી રહ્યો હતો. અમારા લગ્ન જેવા ધાર્મિક સમારંભમાં યવનોની હાજરી ન જોઇએ એવું શિવાજી રાજાને લાગ્યું અને તેમણે દાદાજીને કહ્યું કે "મારું લગ્ન મને બિજાપુર લઈ જઈ કરવાનો પિતાજીનો વિચાર છે એમ મેં સાંભળ્યું છે. મને એ સંબંધમાં ચિંતા થાય છે. બિજાપુર એ યવન રાજાની રાજ્યધાની છે અને ત્યાં જો લગ્નનો સમારંભ થશે તો પિતાજીના દરજ્જાને લીધે આ ધર્મકૃત્યમાં યવનો હાજરી આપશે. પિતાજીથી એ સંબંધમાં કાંઈ બોલાશે નહિ અને એમ થવાથી મને લાગે છે કે હિંદુ ધર્મનું અપમાન થશે. યવનોને આમંત્રણ ન કરે તો પણ પિતાજીને હરકત અને બોલાવે તો આપણો ધર્મભ્રષ્ટ થયા સિવાય રહેવાનો નથી. આ બધા સંજોગોનો અને વખતનો તથા પિતાજીની સ્થિતિનો વિચાર કરી લગ્ન સમારંભ અહીં પૂનામાં જ થાય તો વધારે અનુકૂળ થઈ પડશે એવું મારું માનવું છે. મને જે લાગ્યું તે મેં તમને જણાવ્યું. પછી તો બધા મોટેરાંઓને જે ઠીક લાગે તે ખરું." દાદાજી તો આ વિચાર સાંભળીને આશ્ચર્યચકિત જ થઈ ગયો. એણે આ બીના સિંહાજીને બિજાપુર લખી જણાવી અને વધારામાં પોતાનો અભિપ્રાય જણાવ્યો કે "સંજોગો તથા વખતનો વિચાર કરતાં મને લાગે છે કે શિવાજી રાજાના લગ્ન અહીં પૂને કરવામાં આવે તો વધારે અનુકૂળ થઈ પડશે. આપ એ બાબતમાં નિશ્ચિંત રહેશો. આપ મારી સૂચના તથા પત્રમાં જણાવેલી હકીકત ઉપર વિચાર કરી મને જવાબ આપશો. લગ્ન સમારંભ અત્રે કરી લેવાની આપ રજા આપશો તો અત્રે સુંદર કન્યા અને કુળવાન વેવાઈ પસંદ કરી આપના દરજ્જાને શોભે એવા દમામથી શુભ લગ્ન આટોપી લઈશું." સિંહાજીને દાદાજીની સૂચનાઓ પસંદ પડી અને પૂનામાં જ લગ્ન આટોપી લેવાની સંમતિ આપી.

સિંહાજીની રજા મળ્યાથી શિવાજી રાજાનાં શુભ લગ્ન ઈ. સ. ૧૬૪૦ ની સાલમાં તેઓ ૧૩ વર્ષની ઉંમરના હતા ત્યારે દાદાજીની પૂર્ણ દેખરેખ નીચે સિંહાજીની ઇજ્જત આબરૂ અને ગોભાને શોભે એવા દમામથી અને ભપકાથી સરદાર શીરકેની કન્યા સૌભાગ્યકાંક્ષિણી સઈબાઈ જોડે જીજાબાઈએ કર્યાં.

પૂરતી સંભાળ લેવા માટે પણ આટલી નાની ઉમરમાં જ તૈયાર થઈ ગયા છે એવી આનંદની વાતો વારંવાર અનેક માણસો મારફત સિંહાજીને મળતી. પોતાના પુત્રનાં આવાં વખાણ બીજાને મોઢેથી સાંભળીને કયા પિતાને આનંદ ન થાય? શિવાજી રાજાનાં લગ્ન બહુ સુંદર રીતે વિધિપૂર્વક પૂર ધામધૂમથી દાદાજી કોન્ડદેવ અને જીજાબાઈએ આટોપી લીધાનું સાંભળીને સિંહાજીને સમાધાન થયું. લગ્ન થઈ ગયા પછી સિંહાજીએ જીજાબાઈ અને શિવાજી રાજાને બિજાપુર મોકલવા દાદાજીને લખ્યું. માલીકનો હુકમ મળ્યો કે તરત જ દાદાજીએ ઉત્તમ બંદોબસ્ત કરી, સિપાહી, સ્વાર, રખા, ચોકીદાર વગેરે સાથે આપી ઠેક ઠેકાણે થોભવાનો બંદોબસ્ત કરી વાહન વગેરેની સંપૂર્ણ તજવીજ કરી જીજાબાઈ તથા શિવાજી રાજાને બિજાપુર રવાના કર્યાં.

સિંહાજીના તેડાવ્યાથી જીજાબાઈ અને શિવાજી મહારાજ ઈ. સ. ૧૬૪૧ માં બિજાપુર સિંહાજીને મળવા ગયા. આ વખતે શિવાજી રાજાની ઉંમર આસરે ૧૪ વરસની હતી. શિવાજી રાજાનું જ્ઞાન, તેમની ચાલાકી, વાત કરવાની તેમની ઢબ, વડીલો પ્રત્યેનો તેમનો વિનય, મોટેરાંઓ પ્રત્યેની તેમની આમન્યા, પ્રશ્નો પૂછવાની તેમની રીત, દરેક બાબત પૂરી રીતે જાણી લેવાની એમની ધગશ, મોટી મોટી અને મહત્ત્વની બાબતોમાં પણ રસ લેવાની એમની ઉત્સુકતા વગેરે જોઈ પિતાને બહુ જ આનંદ થયો. લોકો તરફથી શિવાજીનાં વખાણ સાંભળી સિંહાજી ખુશી થતા પરંતુ દુનિયાના અનુભવથી એણે જાણ્યું હતું કે મોટાઓના છોકરાઓનાં વખાણમાં ઘણે ભાગે બહુ વજૂદ નથી હોતું તેથી લોકો જે વાતો એમનાં વખાણની કરતા તે પૂરેપુરી એ માની લેતો નહિ. જ્યારે પ્રત્યક્ષ અનુભવ થયો અને શિવાજી રાજાનું વર્તન જોયું અને સદ્‌ગુણો અનુભવ્યા ત્યારે સિંહાજીની ખાત્રી થઈ કે લોકો શિવાજી રાજાના જે વખાણ કરતા હતા તે સાવ સાચાં હતાં. તીખા અને તેજ સ્વભાવના માણસોમાં વિવેક અને વિનયપૂર્ણ વિકાસ પામેલા જવલ્લેજ જડી આવે છે. શિવાજી મહારાજ તેજ મિજાજના અને તીખા સ્વભાવના તો હતા પણ એમનામાં વિવેક અને વિનય સારી રીતે ખીલ્યાં હતાં. મોટેરાઓની સાથે વિચાર ભેદ હોવા છતાં, મહત્વનો મતભેદ હોવા છતાં પૂર્ણ નમનતાઈથી શી રીતે વર્તવું એ તેઓ પૂરેપુરું જાણતા હતા.

બિજાપુર દરબારમાં સિંહાજીને વજીર મુરારજગદેવ અને સરદાર રણદુલ્લાખાન સાથે બહુ ઘાડો સંબંધ અને સાચો સ્નેહ હતો. સિંહાજીની કૌટુંબિક બાબતમાં પણ મુરારજગદેવ ખૂબ રસ લેતો. મુરારજગદેવે શિવાજી રાજાનાં વખાણ વારંવાર ઘણાને મોઢે સાંભળ્યાં હતાં. સિંહાજી સાથેના ઘાડા સંબંધને લીધે મુરારપંતને શિવાજી રાજાને મળીને તેમની સાથે અનેક બાબતો ઉપર વાતો કરવાનો મોકો મળ્યો હતો. મુરારપંતે મુત્સદ્દીની રીત મુજબ શિવાજી રાજાને જુદી જુદી રીતે તપાસી પણ જોયા. મુરારપંત જેવા મુત્સદ્દીએ શિવાજી રાજાને નાણી જોયા અને એમની કસોટીમાં પણ શિવાજી રાજા બરોબર ઊતર્યા. મુરારપંતે બહુ ઝીણવટથી શિવાજી રાજાને એમને માલૂમ પણ ન પડે એવી રીતે તપાસી લીધા. શિવાજી રાજામાં દેખાતો વિનય, એમનામાં તરી આવતો વિવેક, વડીલો પ્રત્યેની એમનામાં જણાઈ આવતી માનની લાગણી, એમની વાતચિત કરવાની ઢબ, પ્રશ્નો પૂછવાની એમની કળા, ઉત્તર આપવાની એમની છટા, અને બધું હોવા છતાં પણ શિવાજી રાજામાં મર્યાદિત વિનોદ પણ ઘણી વખતે દેખાતો. એ બધું જોઈ મુરારપંતને બહુ હર્ષ થયો. ચૌદ વરસના કુમળા બાળકમાં આટલા બધા સદ્‌ગુણો આટલે બધે દરજ્જે વિકાસ પામેલા જોઈ મુરારપંતના મનમાં શિવાજી રાજા માટે જે પ્રેમ હતો તે બેવડાયો અને માન વધ્યું. શિવાજી રાજાએ પોતાના સદ્‌ગુણ અને સદવર્તનથી પોતાના પિતાના જાની દોસ્ત મુરારપંતનો પૂરેપુરો ચાહ બહુ જ જલદી મેળવી લીધો.

મુરારપંતે શિવાજી રાજાના સદ્‌ગુણો અને આટલી નાની ઉંમરમાં એમનામાં દેખાઈ આવતી ચપળતા અને ડહાપણ વગેરેની વાતો બિજાપુરના બાદશાહને કરી. મુરારપંત બહુ ઠાવકો અને મોભાદર મુત્સદ્દી હતો. ગમે તેના વખાણ અને ગમે તેની નિંદા કરે એવી પ્રકૃતિનો એ માણસ ન હતો. એના

અભિપ્રાય ઉપર બહુ વજન આપવામાં આવતું. આવી પ્રકૃતિના મુરારપંતે જ્યારે શિવાજી રાજાના દરબારમાં વખાણ કર્યાં ત્યારે બાદશાહે શિવાજી રાજાને દરબારમાં લઈ આવવા મુરારપંતને જણાવ્યું. શિવાજી રાજાને દરબારમાં લાવવાની બાદશાહની ઇચ્છા મુરારપંતે સિંહાજીને જણાવી અને શિવાજી રાજાને દરબારમાં લાવવા સિંહાજીને સૂચના કરી.

## ૭. વિરોધનું મંડાણ.

શિવાજી મહારાજ ઉમરે જેમ જેમ મોટા થતા ગયાં તેમ તેમ એમનામાં યવનદ્વેષ વધતો જ ગયો. હિંદુ ધર્મ અને હિંદુ સ્ત્રી પુરુષો ઉપરના આજ સુધીના મુસલમાનોના હુમલા, અત્યાચાર અને આક્રમણોનાં વર્ણનો, ઇતિહાસો, વાતો વગેરે સાંભળવાની જ્યાં જ્યાં એમને તક મળતી ત્યાં ત્યાં એ બહુ આતુરતાથી એનો લાભ લેતા.

હિંદુત્વ ઉપરના આક્રમણોની વાતો જ્યારે જ્યારે એ સાંભળતા ત્યારે ત્યારે એમને ભારે દુખ થતું. મુસલમાનોના અત્યાચારોના વર્ણનો સાંભળ્યાથી એમના અંતઃકરણ ઉપર ભારે આઘાત થતો. આ વાતો સાંભળ્યા પછી કલાકોના કલાકો એકાંતમાં બેસી શિવાજી મહારાજ દીલગીર દિલે ખૂબ વિચાર કરતા. આખરે શિવાજી મહારાજના મનની ખાત્રી થઈ કે મુસલમાનો સત્તાના જોરથી હિંદુત્વનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે. યવનોનું જોર દિન પ્રતિદિન વધતું જાય છે. આવા સંજોગોમાં હિંદુત્વની હયાતી રાખવી હોય તો મુસલમાન સત્તા તોડે જ છૂટકો છે. મુસલમાની સત્તાને તોડવા સહેલી નથી એ વાત શિવાજી મહારાજ જાણતા હતા પણ ઊંડો વિચાર કરતાં એમને લાગ્યું કે ઇસ્લામ સત્તા તોડવાનું સાહસ ખેડવાથી જ કંઈ વળી શકે એમ છે.

બાદશાહ, શિવાજી રાજાને મળવા ઇચ્છે છે એ વાત મુરારપંતની મારફતે સિંહાજીએ જાણી અને તેથી સિંહાજીને ઠીક લાગ્યું. શિવાજી રાજાને દરબારમાં લઈ જવાનો સિંહાજીએ વિચાર કર્યો. શિવાજી રાજાને બાદશાહ સલામતની મહેરબાનીની, મુરારજગદેવ સાથે સિંહાજીને મોકલેલા સંદેશાની અને બાદશાહના દરબારમાં સિંહાજી એમને લઈ જવાનો ઇરાદો રાખે છે એ બધી ખબરો મળી. આ ખબરો સાંભળી શિવાજી રાજા વિચારમાં પડ્યા. આ વિઘ્ન શી રીતે ટાળવું એ ચિંતામાં પડ્યા. વડીલો પ્રત્યે શિવાજી રાજા હંમેશ નમનતાઈથી વર્તતા અને પોતાના વડીલનો બોલ કોઈ દિવસ પાછો ઠેલતા નહિ. પિતાનો પડતો બોલ ઝીલનાર આ પુત્ર ગૂંચવાડામાં પડ્યો. બાદશાહના આમંત્રણે શિવાજી રાજા સામે ધર્મ-સંકટ ઊભું કર્યું. ઉંમર નાની, અનુભવ નહિ અને પિતા સાથે મતભેદ, એ સ્થિતિમાં શી રીતે રસ્તો કાઢવો એ કુમળી વયના દુનિયાદારીના નવા ઉમેદવાર માટે બહુ ભારે હતું. બહુ વિચાર પછી એમનો નિશ્ચય થયો કે હિંદુ ધર્મની નિંદા કરનાર અને હિંદુત્વ ઉપર આક્રમણ કરનાર અને અત્યાચાર ગુજારનાર સત્તાને કોઈ પણ સંજોગોમાં નમવું નહિ. આ નિશ્ચયમાં અડગ રહેવામાં પિતાની ઇતરાજી થાય તો પણ તે સુખેથી વહોરી લેવી. પિતાને નારાજ કરવાની તો શિવાજી રાજાની બીલકુલ ઇચ્છા ન હતી પણ પોતાના ઉચ્ચ વિચારોને શુદ્ધબુદ્ધિ અને પવિત્ર દાનતથી અમલમાં મુકવા જતાં પિતાને કે કોઈ પણ બીજા વડીલને માઠું લાગે તો તેમની ઇતરાજી ખમીને પણ પોતાના વિચારોમાં મક્કમ રહેવાનું શિવાજી રાજાને વાજબી લાગ્યું. માણસના મક્કમપણાની કસોટી પણ આવા સંજોગોમાં જ થાય છે અને આવા સંજોગોમાં માણસ ગૂંચવાઈને નરમ બની પોતાના મક્કમ સિદ્ધાંતોને છોડી સંજોગોનો દાસ બને તો તેવા માણસથી મહાભારત કામ કદી પણ થઈ શકે નહિ એવું શિવાજી રાજાને લાગ્યું અને પોતાના વિચારોમાં વધારે મક્કમ બન્યા. આ સંબંધી પોતાના ખરા વિચારો પિતા સિંહાજી સન્મુખ ખુલ્લે ખુલ્લા મૂકવાનું સાહસ ખેડવા સિવાજી રાજા તૈયાર થયા. સિંહાજીએ શિવાજી રાજાને દરબારમાં જવા સંબંધી વાત કરી ત્યારે શિવાજી રાજાએ પિતાને બહુ નમનતાઈથી કહ્યું. " પિતાજી ! આપ મને બાદશાહના દરબારમાં લઈ જવા ઇચ્છો છો એ મેં જ્યારથી સાંભળ્યું છે ત્યારથી હું ભારે ચિંતામાં પડ્યો છું. આપના હુકમો મને શિરસાવંદ્ય

છે. પિતાને હું નારાજ કરવા ઇચ્છતો જ નથી. મારા પિતા એ તો મારું પરમ દૈવત છે. પિતાજી, હું અનુભવ વિનાનું બાળક છું. આપના મરજી વિરુદ્ધ મારાથી અક્ષર પણ ન બોલાય છતાં મારા મનની ગૂંચ હું આપના ચરણ આગળ બહુ નમ્ર પણે રજૂ કરું છું. મારા મનમાં ઊભી થતી ગૂંચો આપના આગળ કહેવામાં વડીલની અવજ્ઞા થતી હોય તો મને ક્ષમા કરશો. યવનોએ આપણા પરમપવિત્ર પ્યારા હિંદુ ધર્મનું વારંવાર ભારે અપમાન કર્યું છે એ ક્ષત્રિયોથી કેમ ભુલાય ? પિતાજી ! યવનો સાથેનાં યુદ્ધમાં યવનોએ કરેલા ઘા રુઝાય છે, આપણા સગાંસંબંધીઓનો કરેલો સંહાર ભુલાય છે પણ એમણે તોડેલાં મંદિરો અને ભાંગેલી મૂર્તિઓનો ઇતિહાસ, એમણે કરેલી ગાયોની કતલ અને હિંદુ સ્ત્રીઓ ઉપર એમણે ગુજારેલા અત્યાચારની હકીકતોએ ક્ષત્રિયોના હૃદય ઉપર જે કારી ઘા કર્યા છે તે રુઝાય તેમ નથી. પિતાજી ! જમાના વીતી જશે તો પણ જ્યારે જ્યારે એ દુષ્ટોનાં દુષ્ટ કૃત્યનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે એ જખમો તદ્દન તાજા જ માલુમ પડે છે. એમના દુષ્ટ કૃત્યોના ઇતિહાસો સાચા ક્ષત્રિના લોહીને ઉકાળે છે. પિતાજી ! આપની ઇતરાજીની મને ભારે બીક છે છતાં પ્યારા હિંદુ ધર્મ પ્રત્યેનો પ્રેમ આપની સમક્ષ મારા ગાંડા ઘેલા વિચારો પ્રકટ કરવાની મને હિંમત આપે છે. જે મુસલમાનોએ આપણા ધર્મ ઉપર હુમલા કર્યા, મંદિરો તોડ્યાં, મૂર્તિઓ ભાંગી, આપણી મા બેન વહુ બેટીની ઇજ્જતો લૂંટી તે મુસલમાન સત્તાને નમવું એ હિંદુત્વનું અપમાન કરવા જેવું મને લાગે છે. માતા અને બેનોનો વધ કરવો એ વધારે સારું છે. પિતાજી ! માફ કરો, મારા દિલનો ઊભરો હું આજે ઠાલવું છું. આવી જુલમી મુસલમાન સત્તાની નોકરી કરવી, તેની સેવા કરવી એ મુસલમાની સત્તાને હિંદુત્વ હરણ કરવા માટે મજબૂત કરવા જેવું છે. બિજાપુરમાં ધોળે દહાડે હિંદુઓના દેખતાં યવનો ગૌવધ કરે છે એ જ્યારે હું જોઉં છું ત્યારે તો વધ કરનારનો શિરચ્છેદ કરવાનું મન થઈ જાય છે, તૈયાર પણ થઈ જાઉં છું પણ આપ ઠપકો દેશો એ વિચારને લીધે મન દબાવીને બેઠો છું. મુસલમાન સત્તાને નમવાની વાત મને માથા ઉપર ઘા સમાન લાગે છે. મુસલમાન ઉમરાવોને ત્યાં જવું પણ મને નથી ગમતું. મુસલમાન સત્તાને ન નમવું અને એમની સાથે સંબંધ ન રાખવો એવું મને મારું મન કહ્યા જ કરે છે. મુસલમાનોનો સ્પર્શ થતાં જ પોશાક પલાળી સ્નાન કરી પવિત્ર થવાનું મને મન થાય છે. મુસલમાન બાદશાહને મળવા જવું અને તેને કુર્નિશ કરવી એ મને જરા પણ ગમતું નથી." શિવાજી રાજાના શબ્દો સાંભળી સિંહાજી ચકિત થયા. ક્રોધે ન ભરાયો પણ એને લાગ્યું કે "આ છોકરો દુનિયાનો અનુભવ નહિ હોવાથી કાચું કાપે છે. આવા ખુલ્લા દ્વેષનો આ જમાનો નથી. ખુલ્લા દ્વેષ માટે હજુ હિંદુઓને અનુકૂળ એવું વાતાવરણ તૈયાર નથી થયું. પૂરી તૈયારી પહેલાં દ્વેષ પ્રકટ કરવાથી નફાને બદલે નુકસાન જ થવાનું એ આ છોકરો હજુ નથી જાણતો. હજુ હમણાં ઉકળતું લોહી છે. અનુભવથી શીખશે" વગેરે વિચારો મનમાં કરી સિંહાજીએ શિવાજી રાજાને સમજાવવા પોતાના કારભારીઓને કહ્યું. શિવાજી રાજાના સ્નેહીઓને તેમને સમજાવવા સમજાવ્યા અને જીજાબાઈને પણ શિવાજી રાજાને સમજાવવા સિંહાજીએ કહ્યું.

સિંહાજીએ પોતાના કારભારી મારફતે શિવાજી રાજાને કહેવડાવ્યું કે "યવનોની સેવા કરીને જ અમે આ હોદ્દો અને દરજ્જો મેળવ્યો છે. જેમની કૃપાથી આ હોદ્દે ચઢ્યા છીએ તેમના પ્રત્યે આવો તિરસ્કાર તમને ન શોભે. એમના તરફની આવી વલણથી તમે અમારું અપમાન કરો છો અને કરાવો છો."

સ્નેહીઓએ પણ શિવાજી રાજાને બહુ સમજાવ્યા અને આખરે જીજાબાઈએ પણ એમને સમજાવવાના પ્રયત્નો કર્યા. ચારે તરફથી બધા શિવાજી રાજાને સમજાવવા મંડ્યા પણ શિવાજી રાજા પોતાના નિશ્ચયથી ડગ્યા જ નહિ. જીજાબાઈ શિવાજી રાજાને સમજાવવાના પ્રયત્નો સિંહાજીના કહેવાથી કરતાં હતાં પણ શિવાજી રાજાને પોતાના નિશ્ચયમાં બહુ જ દૃઢ અને મક્કમ જોઈ જીજાબાઈને અંતરમાં બહુ આનંદ થયો. પોતે આપેલું શિક્ષણ શિવાજી રાજાને હૈયે બરાબર ચોંટ્યું છે એ જોઈ જીજાબાઈને પૂર્ણ સંતોષ થયો. શિવાજી રાજા કોઈનું નથી માનતા એ જોઈ સિંહાજીએ તેમને પોતાની પાસે બોલાવ્યા

અને કહ્યું "હિંદમાં આજે યવનોની આણ વર્તી રહી છે. સમય સમજીને આપણે વર્તવું જોઈએ. આપણે આપણો ધર્મ બરોબર પાળવો એમાં ખામી રાખવાનું તમને કોઈ નથી કહેતું. સ્વધર્મનું રક્ષણ કરીને તેની સેવા કરવામાં કોઈ પણ જાતની અડચણ નથી. પ્રભુની ઇચ્છા હશે ત્યાં સુધી એજ એજ પણ યવનોની સેવા કરે જ છૂટકો છે. ધાર્યું ધણીનું થાય છે. આપણા વૈભવ અને સત્તા ગયાં. ઈશ્વર જો અનુકૂળ હોત તો હિંદુઓ પોતાનું રાજ્ય ગુમાવી બેસત નહિ. હિંદુઓ પોતાના દેશમાં જ ગુલામ બન્યા છે. એમના દેશમાં જ એમની, એમની સ્ત્રીઓની અને એમના ધર્મની દુર્દશા વિધર્મીઓ કરી રહ્યા છે એ અમને નથી સાલતું એમ ન સમજતો. અમને પણ ઘણું લાગી આવે છે. પણ ગરજે આ બધું કરવું પડે છે. અમે તો સમય જોઈ વિચારીને વર્તનારા છીએ. આપણી સરદારી અને વૈભવ જાળવવા બાદશાહને સંતોષ આપે જ છૂટકો છે. તારી હઠથી મને બહુ દુખ થાય છે. તું જક મૂકીદે. આપણો ટેક પ્રભુને રાખવો હોત તો આપણી સત્તા કેમ જાત?" પિતાના આવાં ઢીલાં વચન સાંભળી શિવાજી રાજાને ઘણું લાગી આવ્યું. પિતાના દરેક વાક્યને રોકડો જવાબ આપવાની શિવાજી રાજાની તૈયારી હતી પણ એમને લાગ્યું કે આ બાબતમાં વાદવિવાદ કરી ઘરમાં જ ઝેર અને કડવાશ ઊભાં કરવાં એ ઠીક નહિ તેથી પિતાને બહુ નમ્રતાથી એમણે કહ્યું "પિતાજી! આપ માઠું ન લગાડો. આપની આજ્ઞા માથે ચડાવવા હું તૈયાર છું. અનુકુળ સમયની રાહ જોયા કરીશું તોએ નથી આવવાનો. પિતાજી! સમયને તો પુરુષાર્થથી અનુકૂળ કરી લેવો પડે છે. આપને જવાબ દેવા એ નાને મોઢે મોટો કોળિયો લેવા જેવું થાય છે, એટલે હું જવાબ નથી આપતો પણ યવનો ખુલ્લે છોગે ગૌહત્યા કરે એ તો મારાથી નથી ખમાતું. હું એ સહન નહિ કરી શકું. આપ વડીલ છો. આપનો પડતો બોલ ઝીલવા હું તૈયાર છું. મને ગમતું હોય કે ન ગમતું હોય તો પણ આપનાં વેણ હું તરત જ માથે ચડાવીશ. યવનોના અત્યાચારથી મારી લાગણી તો અતિ દુભાઈ છે પણ હું આપની આગળ એ જણાવી આપને નારાજ નથી કરવા ઈચ્છતો, પણ એટલું તો પિતાજી હું કહી જ દઉં છું કે ગૌહત્યા મારી નજર આગળ થાય એતો કોટિ ઉપાયે હું સહન કરવાનો નથી."

હિંદુ ધર્મ પ્રત્યેની પુત્રની લાગણી તથા જુસ્સો જોઈ પિતાને મનમાં તો સહજ સમાધાન થયું પણ એનાં સંજોગો એવા હતા કે એ પુત્રને કોઈપણ રીતે ઉત્તેજન આપી શકે એમ ન હતું. આવા તેજસ્વી પુત્રને દબાવી દેવાની સિંહાજીની જરા પણ ઈચ્છા ન હતી. ખરું કહીએ તો સિંહાજીના અંતઃકરણમાં પણ યવનો માટે પ્રેમના ફુવારા નહોતા ફૂટતા પણ યવનો સાથે સમય જોઈને વર્તી પોતાનું કાર્ય સાધી લેવાની સિંહાજીની યુક્તિ હતી (કળુસ્કર). પુરું પાકયા શિવાય કાચું ન કાપવું એ સિંહાજીનો સિદ્ધાંત હતો અને તેથી જ અનેક તકો મળી છતાં સમય પાકયો ન હતો, તેથી સ્વતંત્ર હિંદુ રાજ્ય સિંહાજીએ સ્થાપ્યું નહિ. સ્વતંત્ર રાજા થઈ જવાની હોંસમાં સિંહાજીએ કાચું ન કાપ્યું અને પુત્ર માટે સમય પાકો થવા દીધો તેનાં મીઠાં ફળ આખા હિંદુસ્થાને ચાખ્યાં.

સિંહાજીએ આમ તેમની ઘણી વાતો શિવાજી રાજાને કહી અને તેમને તેમની મરજી વિરુદ્ધ પણ બાદશાહના દરબારમાં જવા મનાવ્યા. આવી નાની બાબતમાં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એમને ઠીક ન લાગ્યું. આ પ્રશ્નના સંબંધમાં પિતાને અને બધાંને જેટલું કહી શકાય તેટલું પૂરેપુરું શિવાજી રાજાએ કહી દીધું. પોતાના વિચાર, લાગણી અને મત પણ જણાવી દીધો અને તે બધું કર્યા પછી પિતાની આજ્ઞા પ્રમાણે ફક્ત પિતાને ખુશ કરવાના હેતુથી જ શિવાજી રાજાએ દરબારમાં જવાનું દુખી દિલે કબુલ કર્યું.

## પ્રકરણ ૬ ઠ્ઠું.



### ૧. શિવાજી રાજા બિજાપુરના દરબારમાં.

એ જો "એજ મનાવી સમજાવીને સિંહાજીએ શિવાજી રાજાને દરબારમાં જવા તૈયાર કર્યા. પોતાની મરજી વિરુદ્ધ તદ્દન દુખી દિલે શિવાજી રાજાએ પિતાની સ્થિતિ કફોડી નહિ કરવાના ઈરાદાથી જ દરબારમાં જવાનું કબૂલ કર્યું હતું. સિંહાજીએ શિવાજીને દરબારના રીતરિવાજ પદ્ધતિ વગેરે સમજાવ્યાં અને બાદશાહને કેવી રીતે દરબારી નિયમ મુજબ કુર્નિશ કરવી તે પણ બતાવ્યું. "પિતાના માનની ખાતર દરબારમાં જવાનું કબૂલ કર્યું ત્યારે વળી એક પછી એક એવી અનેક આત્મમાનને જખમ કરનારી વાતો વધતી જ જાય છે. પિતાની દશા કથોલી ન થાય તે માટે દરબારમાં તો જઈશ પણ યવન બાદશાહને કુર્નિશ તો નહિ જ કરું. જે થવાનું હોય તે થાય. પિતાને આ બાબતમાં લાગે તો ભલે પણ મુસલમાન બાદશાહને કુર્નિશ નહિ કરવાનો નિશ્ચય તો મક્કમ રાખીશ જ." એવો વિચાર શિવાજી રાજાએ પોતાના મન સાથે કર્યો. સિંહાજી શિવાજી રાજાને દરબારમાં લઈ ગયો. દરબારમાં બાદશાહ આવ્યા એટલે બધાએ કુર્નિશ કરી પણ શિવાજી રાજાએ તો સાધારણ સલામ કરી અને પોતે પિતાની પાસેની બેઠક ઉપર બેસી ગયા. બાદશાહે મુરાર પંતને પૂછ્યું—"સિંહાજી રાજાનો પુત્ર તે આ જ કે ?" મુરારપંતે હકારમાં જવાબ દીધો. દરબારના બધા દરબારીઓએ કુર્નિશ કરી અને આ છોકરાએ ન કરી તેથી બાદશાહ સલામતને કંઈ માઠું ન લાગી જાય તે માટે સિંહાજીએ મુરાર પંતને બાદશાહને જણાવવા કહ્યું કે "શિવાજી હમણાં જ પૂનેથી આવ્યા છે અને દરબારની રીત વગેરે કંઈ જાણતો નથી. દરબારમાં આવવાનો આજે આ એનો પહેલો જ પ્રસંગ છે એટલે એને કુર્નિશ કરતાં નથી આવડતી તેથી એણે સાદી સલામ કરી છે. બાળક બીન અનુભવી છે એના વર્તન તરફ દરગુજર કરવી." મુરારપંતે સિંહાજીએ સમજાવેલી આ વાત બાદશાહને જણાવી. પછી બાદશાહે શિવાજી રાજાને પોશાક તથા ઝવેરાત વગેરે આપ્યાં. દરબાર આટોપ્યા પછી શિવાજી રાજા ઘેર આવ્યા.

આ પછી ઘણી વાર શિવાજી રાજા બાદશાહના દરબારમાં જવા લાગ્યા પણ કોઈ દિવસ બાદશાહને કુર્નિશ કરતા નહિ. શિવાજી રાજાનું આવું વર્તન જોઈ બાદશાહને વહેમ આવ્યો અને એ સંબંધમાં બાદશાહે શિવાજી રાજાને સવાલ પૂછ્યો. શિવાજી રાજા બહુ હાજરજવાબી હતા તેમણે બાદશાહને તરત જ જવાબ આપ્યો કે "મારા પિતાજી મને કુર્નિશ કરવાનું કહે છે પણ છેલ્લી ઘડીએ હું ભૂલી જઉં છું અને બાદશાહ સલામતને જુહાર કરું છું. આને માટે હજુર દરગુજર કરશે. આ જુહારમાં જ બાળકની કુર્નિશ છે એમ હજુરે માની લેવું. હું મારા પિતાશ્રીને જુહાર જ કરું છું. હું તો મારા પિતાજી અને હજુરને સરખા માનું છું. હજુર જુદા છે એવું મને લાગશે ત્યારે હું કુર્નિશ કરતાં શીખીશ." શિવાજી રાજાનો આ જવાબ સાંભળી બાદશાહ આશ્ચર્યચકિત થઈ ગયા.

### ૨. પિતા પુત્રનો વિયોગ.

પિતા રીઝવે પુત્રને, કરી વિવિધ ઉપચાર,
માતા સાથી સોબતી, સમજાવે તે વાર.

યવન જોર બહુ જામિયું, દેશ વિદેશ આ કાળ,
કાળ શિવાજી ના ભરો, કાળ બહુ વિકરાળ.

માને નહિ શિવ કોઈનું, કુર્નિશ કરવા માટ,
કહે યવનને નહિ નમું, પિતા દિલે ઉચ્ચાટ.

નહિ ખમું ગો વધ કદી, કહે હિંદુનો ભાણુ,
કસાઈ કેરો કાપી કર, કર્યું વેર મંડાણુ.

શિવાજી રાજા ઉપર પિતાનો દાબ ઘણો હતો છતાં એમની નસે નસમાં હિંદુત્વ માટેનો જુસ્સો પળે પળે વધતો જ જતો હતો. કોઈ ઠેકાણે એ ગોહત્યા થતી જોતા ત્યારે એમનો જુસ્સો ઝાલ્યો રહેતો નહિ. બિજાપુર બાદશાહના દરબારમાં જતાં, રસ્તામાં કસાઈઓની દુકાનો આવતી અને એ દુકાનોમાં વેચવા માટે ખુલ્લે છોગે ગોમાંસ મુકાતું અને અનેક પશુઓનાં માથાં કાપીને વેચવા માટે ટાંગવામાં આવતાં. દરબારમાં જતાં આ દેખાવ શિવાજી રાજાને નજરે પડતો, ત્યારે એમનું લોહી ઊકળી જતું. દરબારમહેલની નજીકમાં તો વળી રાંધેલું માંસ વેચનારાઓની ઠઠ જામતી. દરબારમાં જતાં અને ત્યાંથી પાછા આવતાં હિંદુઓનાં દિલને દુભાવનારા આ દેખાવો દેખી શિવાજી રાજાને બહુ લાગી આવતું. હિંદુઓ આ દેખીતું ધર્મનું અપમાન કેમ વેઠી રહ્યા છે, એ વિચારથી એ વિસ્મય પામતા. "આ યવનો બહુ ફાટયા છે, હિંદુઓની લાગણીની એમને દરકાર જ નથી. ધોળે દહાડે બનતા બનાવો જોઈને મારા દિલમાં તો હવે લાગે છે કે ડગલે ને પગલે હિંદુત્વનું અપમાન કરનારાઓને સીધા કરવા માટે, એમની સાન ઠેકાણે લાવવા માટે સાચા હિંદુઓએ તૈયાર થવું જોઈએ." એવું શિવાજીને લાગ્યાં જ કરતું. ગોમાંસ ઉઘાડે છોગે વેચનારાઓ ઉપર તો એમને એટલો બધો ક્રોધ ચડયો હતો કે એમની કતલ કરવાનું એમને મન થઈ જતું. પણ પિતાના દાબને લીધે નીચું માથું નાખી દરબારમાં જતા અને પાછા આવતા. બિજાપુરના કસાઈઓનાં વર્તન તો શિવાજી રાજાને અસહ્ય થઈ પડ્યાં હતાં. બિજાપુરમાં રહ્યા તે દરમિયાન એમના દિલની ખાત્રી થઈ ગઈ કે મુસલમાન સત્તાને તોડ્યા સિવાય હિંદુત્વ હવે ટકવાનું નથી. યવન રાજાની રાજધાનીમાં ડગલે ને પગલે હિંદુત્વ હણાઈ રહ્યું છે. તેથી એમને એમ પણ લાગ્યું કે આપણાથી જો એનો વિરોધ યા સામનો ન થાય તો તે સ્થાનનો ત્યાગ કરવો. દરબારમાં જતાં નજરે આ બધો દેખાવ દેખવો પડે તો દરબારમાં ન જવું એજ વધારે સારું, એમ શિવાજી રાજાને મનમાં આવ્યું, પણ પિતાનું દબાણ એ સંબંધીમાં હોવાથી એમના મનમાં પાછી મુંઝવણ ઊભી થઈ. માતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું એવો એમનો નિશ્ચય હતો, તેથી કયો રસ્તો આ સંજોગોમાં લેવો એના વિચારમાં એ પડ્યા. આખરે એમને લાગ્યું કે પિતાને હવે આખરની વાત સંભળાવી દેવી અને જે પરિણામ આવે તે વેઠવા તૈયાર રહેવું.

એક દિવસે સિંહાજી બહુ આનંદમાં બેઠા હતા. પિતાનો મિજાજ મિઠો જોઈ, શિવાજી રાજાએ તે તક સાધી પિતા પાસે બહુ વિવેક પૂર્વક ગયા અને નમનતાઈથી પિતાને કહ્યું:—"પિતાજી! મારે આપને એક નમ્ર વિનંતિ કરવાની છે. આપ ગુસ્સે થયા વગર મારું પૂરેપુરું સાંભળી લો અને જ્યાં મારી ભૂલ થતી હોય ત્યાં મને સુધારો. હું જ્યારથી આપની પાસે બિજાપુર આવ્યો છું, ત્યારથી મારા અંતઃકરણની બેચેની વધતી જ જાય છે. આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પાપ છે અને તે પાપ હું નથી કરવા ઈચ્છતો. હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન તો નહિ કરું પણ પિતાજી! આપને ચરણે મારી નમ્ર વિનંતિ છે કે મને આપની સાથે દરબારમાં આવવા આજ્ઞા આપ કૃપા કરીને કરશો નહિ. જ્યારે જ્યારે હું દરબારમાં આવું છું ત્યારે ત્યારે મારું લોહી ઊકળી આવે છે. રસ્તે જતાં આવતાં ગોમાંસ જોતા જવાનું મને બહુ ભારે થઈ પડ્યું છે. યવનોનું એ કૃત્ય મારાથી સહન નથી થતું. પિતાજી! ગોવધ અને ગોમાંસ વેચવાનો દેખાવ મને તદ્દન અસહ્ય થઈ પડ્યો છે. તેથી જ આપની આગળ આ

વિનંતિ ગુજારવાનું સાહસ ખેડ્યું છે. પિતાજી આપ તો બાદશાહ સલામતના નોકર રહ્યા, એટલે હિંદુ હોવા છતાં હિંદુત્વનું અપમાન કરનારાં કૃત્યો તરફ આંખ આડા કાન કરવાનું આપને ઠીક લાગે છે. હિંદુઓનું હડહડતું અપમાન કરનારાં આ કૃત્યો બંધ કરવા માટે આપ તથા આ બાદશાહતના બીજા હિંદુઓ પણ બાદશાહ સલામતને નથી વિનવતા. આ જમાનાના મુસલમાની સત્તાના આધાર સ્થંભ તરીકે મનાતા અને ગણાતા હિંદુ મુત્સદ્દીઓ તથા હિંદુ સરદારો તો દીર્ઘસુત્રીપણાના નમૂનો જ બની બેઠા છે. પોતાનાં કૃત્યોની અસર સાચા માણસ ઉપર અચૂક થશે અને તેથી અમુક રીતે અમુક પગલાં લેશે અને એવાં પગલાં લેશે તો આપણને અમુક નુકસાન થશે એવી ગણત્રી ગણવામાં આજના હિંદુ મુત્સદ્દીઓ નિપુણ નીવડ્યા છે. આ જમાનામાં હિંદુઓનાં ફળદ્રુપ ભેજાંનો ઉપયોગ આફત અને સંકટનું ભૂત કલ્પનાથી ખડું કરી, તેને નજર સામે રાખવામાં થઈ રહ્યો છે અને હિંદુઓને અનેક કારણોને લીધે સંકટ કલ્પી લઈ, ભડકવાની આદત પડી ગઈ છે એવું દેખાય છે. હિંદુઓની ધાર્મિક લાગણીઓ સાચવવા માટે બાદશાહ સલામતને વિનંતિ કરવામાં પણ ભારે સંકટ માથે આવી પડશે એમ માની કોઈ વિનંતિ પણ નથી કરતું. પિતાજી! આપને નથી લાગતું કે હિંદુઓ આવી વધારે પડતી શંકાશીલ લાગણીની વૃત્તિથી પોતાનું અધઃપતન કરી રહ્યા છે. આવી વિનંતિ કરવાથી બાદશાહ સલામતની નાજુક લાગણી વખતે ઘવાઈ જાય અને એવું થાય તો દુનિયામાં અનર્થ થઈ જાય, એવું હિંદુ સરદારો અને દરબારીઓને લાગતું હોવાથી તેઓ આ બાબતમાં પણ મૌન સેવી બેઠા છે, એ હું સારી રીતે સમજું છું. યવનોના અન્નની આ અસર છે. હિંદુઓ જ આવી આવી અસરોને અધીન થઈ, પોતાનાં મૂળ કાપી રહ્યા છે. પિતાજી! યવનોનાં આ કૃત્યોથી મને તો પગથી માથા સુધી ઝાળ લાગી રહી છે, પણ મારી ઝાળ શા કામની? હું તો લાચાર છું. મારા મનની આવી સ્થિતિ છે. આવી દશામાં પિતાજી! હું એટલી જ આપને ચરણે નમ્ર પ્રાર્થના ગુજારું છું કે ભર રસ્તામાં થતો ગોવધ અને ખુલ્લે છોગે બજારમાં વેચાતું ગોમાંસ જ્યાં સુધી બંધ ન થાય, ત્યાં સુધી પ્રભુની ખાતર, હિંદુ ધર્મની ખાતર, દરબારમાં આવવાનું મને દબાણુ ન કરશો. પિતાજી! મને આ કહેતાં ભારે દુખ થાય છે, પણ હવે તો મને લાગે છે કે જો હિંદુ ધર્મ ઉપર મને સાચો પ્રેમ હોય તો આ બાબતના મારા વિચારો આપને ચરણે સાદર કરી દેવા જોઈએ. પિતાજી! મારી લાગણી હું આપને ચરણે ન પ્રકટ કરું તો બીજે ક્યાં કરું? ખુલ્લે છોગે થતા ગોવધની તથા ગોમાંસ છડેચોક વેચાય છે તેની બંધી ન થાય ત્યાં સુધી હું દરબારમાં નથી આવવાનો એવી મારી પ્રતિજ્ઞા છે. પિતાજી! આ બાળકને ક્ષમા કરશો. હું જાણું છું કે આપને આ કહેવામાં મેં વિનયભંગ કર્યો છે એમ લાગશે, પણ હું તદ્દન ના ઈલાજ થયો ત્યારે જ આપને આ કહેવાની મેં હિંમત ધરી છે. પિતાજી! આપના ચરણ મને વહાલા છે, એ પવિત્ર ચરણો ઉપર મારું શિર મૂકી હું પાવન થાઉં છું, પણ કોણ જાણે શા કારણથી મને હિંદુ ધર્મ આ જીવનમાં સૌથી વધારે વહાલો લાગે છે. એને માટે, એની સેવામાં, દુખ અને સંકટો આવી પડે તો પણ તે સર્વે વેઠવામાં મને ભારે આનંદ આવશે એવું મારું મન મને અંદરથી કહ્યા જ કરે છે. મારી લાગણીઓનો વિચાર કરી પિતાજી મને દરબારમાં ન લઈ જતા. આ બધું કહ્યા છતાં આપ દબાણથી મને દરબારમાં ખેંચી જશો તો આપનું દિલ દુભાવવાની મારી ઈચ્છા નથી પણ આપના આવા દબાણથી મારા અંતઃકરણ ઉપર ભારે આઘાત થશે, મારા દિલને જબરો ધક્કો લાગશે. આ યવન સત્તા હિંદુઓની માન હાનિ કરી રહી છે. તેની સામે થવાની શક્તિ તો હિંદુઓએ ખોઈ પણ હિંદુઓ પોતાને પડતાં દુખો બોલી નાખવા માટે પણ શક્તિવાળા ન થાય તો મને લાગે છે કે હિંદુઓનું આવી બન્યું છે. પછી સરદારી, માનવૈભવ અને જાગીર એ બધું કોને માટે? પિતાજી! મને તો બહુ દુખ થાય છે."

શિવાજી રાજાનું આ બોલવું સાંભળી સિંહાજી તો સ્તબ્ધ જ થઈ ગયા. હિંદુધર્મ ઉપરનો પુત્રનો પ્રેમ જોઈ સિંહાજી ચકિત થયા પણ એમને લાગ્યા જ કરતું હતું કે આ છોકરો બહુ ઉતાવળો થાય

છે. કંઈ કરતાં કંઈ અવળું કરી બેસશે. છોકરાની બોલવાની શૈલી ઉપર તો સિંહાજી આફરીન થઈ ગયા. હિંદુ સરદારોની નબળાઈઓ ઉપર એણે જે ટીકા કરી તે તદ્દન સાચી હતી છતાં પણ બહુ વિનયપૂર્વક મૂકવામાં જ શિવાજી રાજાની કુશળતા જણાતી હતી. મર્યાદામાં રહીને પરોક્ષ રીતે હિંદુ સરદારો અને મુસલમાની રાજ્યના હિંદુ સત્તાધારીઓની ત્રૂટીઓ શિવાજી રાજાએ એવા ખુબીથી નમનતાઈ ભરી ભાષામાં પિતાને સંભળાવી દીધી કે સિંહાજી મનમાં સમજીને ઠંડાગાર થઈ જાય. પિતાને સાચે સાચું સંભળાવ્યું, રોકડું પરખાવ્યું, કડક પણ વ્યાજબી ટીકા કરી છતાં પણ એ બધું કરવામાં એમણે વિનયભંગ નહોતો કર્યો. શિવાજી રાજાની ઉંમરના પ્રમાણમાં આ ચાતુર્ય અસાધારણ કહેવાય. પુત્રના હૃદય હલાવનારા શબ્દો સાંભળી સિંહાજી ઊંડા વિચારમાં પડ્યા અને એણે એક ઊંડો નિસાસો નાખ્યો. સિંહાજીની દશા તો સૂડી વચ્ચે સોપારીના જેવી થઈ ગઈ. છોકરાએ તો ચોખ્ખે ચોખ્ખું કહી દીધું કે જ્યાં સુધી ગોવધ અને ગોમાંસ વેચાણ ખુલ્લે છોગે થાય છે તે બંધ નહિ થાય ત્યાં સુધી દરબારમાં જવું હરામ છે; અને દરબારમાં બાદશાહ પૂછશે કે છોકરો કેમ નથી આવ્યો તો શો જવાબ દેવો એ વિચારમાં સિંહાજી પડ્યો. દીકરો તો આવ્યો ત્યારથી એક પછી એક ગૂંચો ઊભી કરતો જ જાય છે અને આ ગૂંચ તો ભારે ઊભી થઈ હવે એનો ઉકેલ શી રીતે કરવો એના વિચારમાં સિંહાજી પડ્યો. એક તરફ ઊંડી ખીણ અને બીજી તરફ કૂવો એવી સ્થિતિમાં આવી પડેલો સિંહાજી ઊભા થયેલા સંજોગોમાંથી સહીસલામત અણીશુદ્ધ નીકળી જવા માટે સીધો રસ્તો શોધવાની ફીકરમાં પડ્યો હતો એટલામાં બિજાપુર દરબારનો એક મુસલમાન સરદાર મીર જુમલા એને મળવા આવ્યો. સિંહાજીએ મીર જુમલા સાથે દરબારના કંઈ મહત્ત્વના કામ સંબંધી વાતચીત કરી. મીર જુમલાએ જોયું કે સિંહાજી વાતચીત કરતો હતો, જવાબ દેતો હતો, સલાહ આપતો હતો, છતાં એ કોઈ ઊંડા વિચારમાં પડેલો હતો. એનો ચહેરો ચિંતાતુર દેખાતો હતો. હંમેશનું હાસ્ય અને વિનોદ સિંહાજીમાં મીર જુમલાએ તે દિવસે ન જોયાં. સિંહાજી સાથે આ સરદારને સ્નેહસંબંધ હતો એટલે એણે સિંહાજીને ચિંતાનાં કારણો પૂછવા માંડ્યાં. શરૂઆતમાં તો સિંહાજીએ મીર જુમલાને ઉડાઉ જવાબો આપ્યા, પણ મીર જુમલાએ જ્યારે સિંહાજી ઉપર દબાણ કર્યું, ત્યારે સિંહાજીએ મુદ્દાની વાત સુંદર સ્વરૂપમાં મીર જુમલા આગળ મૂકી અને મીર જુમલાએ સિંહાજીને સલાહ આપી કે આ સંબંધી બંદોબસ્ત બાદશાહ સલામતનો મિજાજ આજ મીઠો હશે તે વખતે આપણે કરી દઈશું અને આજે દરબારમાં શિવાજી રાજાને લાવશો નહિ. સિંહાજીએ મીરજુમલાની સલાહ માની અને શિવાજી રાજાને તે દિવસે દરબારમાં જવા સિંહાજીએ બોલાવ્યા નહિ.

બાદશાહ સલામતનો ખુશમિજાજ જોઈ મીર જુમલાએ ગોવધ અને ગોમાંસના વેચાણના સંબંધમાં ધીમે રહીને યુક્તિપૂર્વક વાત કહાડી અને યોગ્ય શબ્દોમાં અને મુસલમાની દરબારમાં દીપી નીકળે એવી ભાષામાં બાદશાહને વિનંતિ કરી. અનુકૂળ ચોઘડીઆમાં ગુજારેલી વિનંતિ બાદશાહ સલામતને ગળે ઉતરી અને બાદશાહે તરત જ નીચેની મતલબનું ફરમાન બહાર પાડ્યું. "બીજાપુર શહેરમાં કોઈએ ગોવધ કરવો નહિ, તેમ જ શહેરમાં કોઈ દુકાને ગોમાંસ વેચવું નહિ. આ આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર મનુષ્યને સખત શિક્ષા કરવામાં આવશે. ગોવધ એ હિંદુઓના ધર્મ વિરુદ્ધની વાત હોવાથી તેમની સમક્ષ કોઈ ગોહત્યા કરશે, કે માર્ગમાં ગોમાંસ વેચવા બેસશે અને તેને કોઈ હિંદુ મારી નાખશે તો સરકારમાં તેની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ." આ મતલબનું ફરમાન દાંડી પિટાવીને પ્રજાને જાહેર કરવામાં આવ્યું. બીજાપુર શહેરનાં કતલખાનાં પણ શહેર બહાર ખસેડવામાં આવ્યાં (પ્રો. તાકખાઉ પાનું ૬૧.)

આનો બંદોબસ્ત થઈ ગયો એટલે શિવાજી રાજા બાદશાહના દરબારમાં પાછા જવા લાગ્યા. શિવાજી રાજા બહુ ચપળ અને હોશિયાર હોવાથી બાદશાહને એમની સાથે વાતો કરવાનું બહુ મન થતું. બાદશાહ

વારંવાર શિવાજી રાજાને પાસે બોલાવી, એમની મશ્કરી કરતા અને એમને મોઢેથી વાતો સાંભળતા અને શિવાજી રાજાની હોશિયારીનાં વખાણ કરતા. બાદશાહ જ્યારે જ્યારે એમના જવાબથી ખૂશ થતા ત્યારે ત્યારે વસ્ત્રો, અલંકાર, વગેરે એમને આપતા.

એક દિવસે બાદશાહ ખૂશ મિજાજમાં હતા, ત્યારે તેમણે સિંહાજીને પૂછ્યું કે શિવાજી રાજાનું લગ્ન ક્યારે કરો છો ? સિંહાજી જરા ખમચાયા અને જવાબ આપ્યો કે એનું લગ્ન તો ગઈ સાલ પૂના મુકામે થઈ ગયું. બાદશાહ વિસ્મય પામ્યો અને કહ્યું કે તમારા દીકરાના લગ્નમાં તમે તો ગયા નહતા. સિંહાજીએ જવાબ આપ્યો " હું બાદશાહતની સેવામાંથી છૂટો થઈ શકું એમ ન હતું એટલે હું ન ગયો. લગ્ન સમારંભમાં મારી હાજરીથી જે કામ મને બાદશાહ સલામતે સોંપ્યું હતું તેમાં ખામી આવવાનો સંભવ હતો. મારા દીકરાના લગ્ન સમારંભ કરતાં બાદશાહતની સલામતી અને આબાદી મને વધારે મહત્ત્વની લાગે છે." બાદશાહને આ સાંભળી આનંદ થયો પણ મનમાંનો હર્ષ સહજ દાબીને બોલ્યો " હું હાજર નહિ, તમે હાજર નહિ, અને શિવાજી રાજાનું લગ્ન થાય એ શું ? તે નહિ ચાલે. એમનું લગ્ન તો અહીં જ થવું જોઈએ." શિવાજી રાજાનું બીજું લગ્ન બીજાપુરમાં કરવાનો બાદશાહે સિંહાજીને બહુ આગ્રહ કર્યો. શિવાજી રાજાનું બીજું લગ્ન બિજાપુર મુકામે એક મરાઠા સરદારની કન્યા સોયરાબાઈ જોડે સિંહાજીએ બહુ ધામધુમથી કર્યું.

બિજાપુરમાં પિતા પાસે રહીને શિવાજી રાજા બિજાપુર દરબારનું અવલોકન બહુ ઝીણવટથી કરતા હતા. દરબારનો રંગ રાગ પણ બહુ ધ્યાન પૂર્વક જોતા. પિતાને રાજદ્વારી ગૂંચો પૂછતા અને ચર્ચા કરી અનુભવ મેળવતા. આવી રીતે બિજાપુરમાં પિતાના પગ પાસે બેસીને શિવાજી રાજા એમની જિંદગીમાં ઉપયોગી થઈ પડ્યા એવા ઘણા પાઠ શિખ્યા. જે જે નવી અને અટપટી અથવા અધરી બાબતો શિવાજીને લાગતી તેનો ખુલાસો પિતા પાસેથી મળ્યા પછી પણ શિવાજી રાજા એના ઉપર ખૂબ વિચાર કરતા અને હૃદયમાં તે ઉતારતા. એમની બુદ્ધિ બહુ તીક્ષ્ણ હોવાથી શિવાજી રાજા અઘરી બાબતો પણ સહેલાઈથી સમજી જતા અને એવી વાતોનું ખરું રહસ્ય યાદ રાખતા. પુત્રનો ઉમંગ અને ઉત્સાહ જોઈ, તેમની નવી નવી બાબતો જાણવાની ધગશ જોઈ, સિંહાજીને સુખ થતું, પણ પિતા પુત્રનો આ સહવાસ ઝાઝા દિવસ ન ટક્યો.

એક દિવસે શિવાજી રાજા બીજાપુર શહેરમાં એક રસ્તા ઉપર થઈને જતા હતા, ત્યાં એક ખાટકી ગાયને મારતો હતો, તે શિવાજી રાજાને નજરે પડ્યું. આ લોહી ઉકાળનારો દેખાવ દેખીને શિવાજી રાજા ખાટકી ઉપર ધસી ગયા અને એને ખૂબ માર મારીને એના કબજામાંથી ગાયને છોડાવી. આ બનાવથી કસાઈઓ બહુ નારાજ થયા, ઉશ્કેરાયા અને શિવાજી રાજાની વિરુદ્ધ બહુ બૂમો પાડી પણ એમનું કંઈ ફાવ્યું નહિ.

ગોવધબંધી માટે તથા ગોમાંસ વેચાણ માટે બિજાપુર બાદશાહે ફરમાન તો બહાર પાડ્યું પણ તેનો અમલ મુસલમાન પ્રજા પૂરેપુરો કરતી ન હતી. મુસલમાની બાદશાહતમાં આવું ફરમાન થાય તો તેને અભરાઈએ ચડાવવાની વૃત્તિ પણ ઘણા મુસલમાનોને થાય. બીજું મુસલમાન પ્રજાએ અનુભવથી એ પણ જાણ્યું હતું કે ફરમાનના ફરફરિયાથી જ ખુશ થઈ વખત આવે મુસલમાન બાદશાહતની મજબૂતી માટે ગરદન કપાવવા હજારો હિંદુ તૈયાર થાય એવી મનોદશા હિંદુઓની હોય છે. હિંદુઓ તો કાગળ ઉપરના ફરમાનોથી પણ સંતોષ પામનારા છે, એવી મુસલમાનોની માન્યતા હતી, એટલે ફરમાનોનો ભંગ પણ થતો. એ ફરમાન બહાર પડ્યા પછી થોડે દિવસે એક કસાઈએ જાહેરમાં ગાય મારવાની તૈયારી કરી. લોકોનું ટોળું ભેગું મળ્યું. હિંદુઓએ કસાઈને સમજાવવાનો પ્રયત્ન કર્યો. આવે પ્રસંગે કાલાવાલા કરી સામા માણસને સમજાવવાની હિંદુઓમાં પેઢી ઉતાર ચાલી આવતી તરતી દેખાતી

આદતનો અખતરો પણ અજમાવવામાં આવ્યો પણ બધું મિથ્યા. કસાઈ હઠ ઉપર ચડ્યો હતો. એણે કોઈનું માન્યું નહિ અને કતલ કરવા માટે ગાયને ભોંય ઉપર પાડી. શિવાજી રાજા તથા તેમના સ્નેહી તે રસ્તે થઈને જતા હતા. તેઓ આ ધમાલ જોઈ ત્યાં આવી પહોંચ્યા. ગાયને નીચે પાડી એના ઉપર છરો ચલાવવા માટે કસાઈએ હાથ ઊંચો કર્યો કે તરત જ શિવાજી રાજાએ પોતાની કમરે લટકતી તલવાર ખેંચી એ કસાઈના હાથ ઉપર ઝટકો મારી હાથને ઉડાવી દીધો, આ ઝખમથી કસાઈ મરણ પામ્યો. ખાટકીની બૈરી બાદશાહ પાસે ફરિયાદ લઈને ગઈ પણ શિવાજી રાજાના આ કૃત્યના સંબંધમાં બાદશાહે તે બાઈને કહ્યું કે મારા ફરમાનનો તારા ધણીએ ભંગ કર્યો અને તેનો વધ શિવાજીએ કર્યો એ યોગ્ય જ કર્યું છે.

ગોવધબંધીના બાદશાહના ફરમાનથી કસાઈને માર મારીને તેના છરાના ઝટકામાંથી શિવાજી રાજાએ ગાયને બચાવી એ કૃત્યથી અને બીજાપુરમાં કસાઈ ગાયની કતલ કરવા માટે તેના ઉપર છરાનો ઝટકો કરવા જતો હતો તેવામાં જ શિવાજી રાજાએ એ ખાટકીનો વધ કર્યો તેથી બીજાપુરના મુસલમાનો બહુ જ નારાજ થયા હતા.

સિંહાજીએ બિજાપુરનું મુસલમાન વાતાવરણ ગરમ થયેલું જોયું. મુસલમાન પ્રજાની લાગણી સિંહાજી પ્રત્યે તીખી થયેલી સિંહાજીએ સાંભળી. સિંહાજીને ખોબે બાદશાહ પાણી પીએ છે અને સિંહાજી જ બાદશાહને આડે રસ્તે દોરવે છે એવી વાતો મુસલમાન લોકોમાં ચાલી રહી.

" સિંહાજીનો છોકરો બહુ ફાટ્યો છે. બાદશાહને કુર્નિશ પણ નથી કરતો;" " સિંહાજીના ચડાવવાથી અને આડી અવળી ભંભેરણીથી બાદશાહે ગોવધનું ફરમાન કાઢયું છે;" " મુસલમાન બાદશાહ પાસે આવું ફરમાન કઢાવવાથી સિંહાજી બહુ મગરૂર થઈ ગયો છે;" " મુસલમાન પ્રજાને હેરાન કરનારા કેટલાક હુકમો બાદશાહ પાસે કઢાવવાનો સિંહાજી ઘાટ ઘડી રહ્યો છે;" " સિંહાજીના મગજમાં પવન બહુ ભરાયો છે. મુસલમાની સત્તામાં એક હિંદુ મગજમાં રાઈ રાખી પોતાનું ધાર્યું કરી જાય એ સારું નથી;" " કતલખાનું ગામ બહાર કઢાવી લોકોને એ હેરાન કરવા બેઠો છે;" " એનો છોકરો તો વળી ધોળે દહાડે લોકોનાં ખૂન કરે છે તોએ દરબારમાં એની દાદ કે ફરિયાદ ચાલતી જ નથી;" "બિજાપુરમાં રાજ્ય સિંહાજીનું ચાલે છે કે બાદશાહ સલામતનું તેની અમને ખબર જ પડતી નથી;" " એના પેલા કપુતે આજે ખાટકીનું ખૂન કર્યું અને એને એમને એમ ફાવવા દઈએ તો કાલે એ વળી બીજા કોઈનું ખૂન કરશે;" " આ હિંદુ સરદારે તો બિજાપુરમાં ભારે ત્રાસ વર્તાવવા માંડ્યો છે." વગેરે વગેરે વાતો મુસલમાન લત્તામાં, મુસલમાન વસ્તિમાં, મુસલમાનોની જમાતમાં, મેળાવડામાં, મિજલસોમાં થવા લાગી. આવી આવી વાતો ફેલાયાથી મુસલમાનોની લાગણી સિંહાજી તરફ કડવી થઈ હતી. લોકવાયકાઓ, નગરચર્યાના હેવાલ તથા લોકમાં બોલાતી વાતો સિંહાજીને કાને આવી. સિંહાજી વિમાસણમાં પડ્યો. આ બધી વાતો મુરારપંતના જાણવામાં પણ આવી. સિંહાજીને લાગ્યું કે હવે શિવાજી રાજાને વાર્યા વગર છૂટકો જ નથી. સંસાર સુખનો લહાવો લેવા માટે બિજાપુર બોલાવ્યા, પણ શિવાજી રાજાનાં કૃત્યો જોતાં, સિંહાજીને પેટ ચોળીને ઉપાધિ ઊભી કર્યા જેવું લાગ્યું. પિતા પુત્રને સુધારવા માટે એના ઉપર સખત થાય પણ શિવાજી રાજામાં કોઈ પણ જાતનો દુર્ગુણ નહતો એટલે સિંહાજી એમના ઉપર સખતાઈ પણ શી રીતે કરે ? શિવાજી મહારાજ જે કહેતા તે તદ્દન ખરું હતું એની સિંહાજીને ખાત્રી થઈ ગઈ હતી, પણ શિવાજી મહારાજ જે કહી રહ્યા છે તે કહેવા માટે, તે પ્રકટ કરવા માટે સમય અનુકૂળ નહતો એમ સિંહાજીને લાગ્યું હતું. છોકરો બહુ તેજ અને જુસ્સાવાળો હતો. એને કેવી રીતે સમજાવવો અને એને શું કહીને ઠેકાણે આણવો એની જ સિંહાજીને સૂઝ પડતી નહતી. સિંહાજીને લાગ્યા જ કરતું કે શિવાજી રાજા સદ્દગુણી અને શૂરવીર છે, પણ બીલકુલ વહેવારુ તો નથી જ. આખરે સિંહાજીએ વિચાર કર્યો કે શિવાજી રાજાને ફરીથી હાલના સંજોગો પૂરેપુરા સમજાવી, એમની નજર

12

સામે પિતાની અડચણો અને ખરી સ્થિતિનો ચિતાર દોરી, એમનામાંથી ઝરતો યવનદ્વેષ વ્યવસ્થિત કરી, એમને વહેવારુ બનાવવાનો પ્રયત્ન કરવો. સિંહાજીએ શિવાજી રાજાને બોલાવ્યા અને જીજાબાઈની સમક્ષ કહ્યું "શિવબા! તને મેં બિજાપુર બોલાવ્યો ત્યારે તને રાજદ્વારી બાબતો સમજાવી, તેમાં તને નિપુણ બનાવવાની મને ભારે આશાઓ હતી; એ આશાઓ ઉપર મેં ઘણી ઈમારતો બાંધી હતી; આજે મારી એ આશાઓ તૂટવા લાગી છે. મેં જે સંપત્તિ મેળવી છે તે સાચવી તેમાં ડહાપણથી વધારો કરી ભોંસલે કુળનું નામ તું તારીશ એવી મારી ખાત્રી હતી. તારા ઉપર તો મેં ઘણીયે મદાર બાંધી હતી. તારું વર્તન મને બહુ નાસીપાસ કરે છે. હું તને આ બધું કહું છું, તેથી એકદમ તેજ બનીને મિજાજ ખોવાની જરૂર નથી. તું હજુ નાદાન છે. તને દુનિયાનો અનુભવ નથી. તારા દૂધિયા દાંત હજુ પડ્યા નથી. કેટલી વીસીએ સો થાય છે તેની હજુ તને ખબર નથી, એટલે તારા વર્તનમાં ઉદ્ધતપણું વારંવાર દેખાઈ આવે છે. શિવબા! તારી ઉંમરના પ્રમાણમાં તારું ડહાપણ, તારી શક્તિ, તારી ચપળતા, તારું શૌર્ય વગેરે જોઈ મને બહુ આનંદ થાય છે પણ તું બીલકુલ વહેવારુ નથી, તેથી તારે હાથે ઘણાં ઉચ્છૃંખલ કૃત્યો બને છે. તારી બુદ્ધિનો વિકાસ જોઈ સંતોષ થાય છે. તારો તીખો સ્વભાવ મને બહુ દુખ દે છે. તારામાં આત્મમાનની લાગણી અને હિંદુત્વનું અભિમાન બહુ તીવ્ર છે, એથી આનંદ થાય છે, પણ સમય સમજીને તને વર્તન કરતાં નથી આવડતું, તેથી ઘણી આફતો તું હાથે કરીને ઊભી કરે છે. તારામાં હાજરજવાબીપણું અને સમયસૂચકતા એ બે ગુણો ખૂબ વિકાસ પામ્યા છે, પણ તું વહેવારુ નથી તેથી એ સદ્‌ગુણોનો દુરુપયોગ થવાનો સંભવ છે. બાદશાહ સલામતને કુર્નિશ કરવાની તેં ના પાડી અને તે માટે તેં એટલી બધી હઠ પકડી કે આખર સુધી તેં બાદશાહને કુર્નિશ ન જ કરી. આવી નાની નાની બાબતોમાં તું હઠીલો બને એ તારા જેવા બુદ્ધિશાળી છોકરાને ન શોભે. બાદશાહતમાં રહેવું હોય અને એની સેવા કરીને જાગીર અને વૈભવ ભોગવવાં હોય તો આવું અભિમાન અને આવો જુસ્સો નહિ ચાલે. યવનોના રાજ્યમાં જેણે નભવું હોય તેણે તો જુસ્સો અને અભિમાનનું પોટલું બાંધીને જ રાખવું. તારા જેવું અભિમાન અમે રાખ્યું હોત તો આજે તમને ઊભા રહેવાનીએ જગ્યા નહોત. યવન દરબારમાં, યવન સત્તામાં, યવન રાજ્યમાં ઊંચો દરજ્જો પામવો હોય તો કેટલીક વખતે અપમાન ગળવાં પણ પડે. નિઝામશાહીમાં મારે જે સંકટો સહન કરવાં પડ્યાં છે તેની તને કલ્પના પણ નહિ આવે. મેં અનેક સંકટો વેઠ્યાં છે અને ઘણાં અપમાનો સહન કર્યાં છે. સમય સમજીને હું બધું ગળી ગયો ત્યારે આ સ્થિતિ હું પામ્યો છું. મારો દાખલો નજર સામે રાખીને તું વખત જોઈને વર્તન કરનારો થઈ જઈશ તો મને ખાત્રી છે કે તું બહુ ઊંચો હોદ્દો પામીશ. તારામાં ઘણા સદ્‌ગુણો આ ઉંમરમાં જ ઝળકી ઊઠ્યા છે. તું જક મૂકી દઈને સમજુ બની જાય તો તારું ભવિષ્ય બહુ ઊજળું છે. તારા દાદાએ મને તાલીમ આપી તૈયાર કર્યો. મારામાં હિંદુત્વનો જુસ્સો થોડો છે એમ જરા પણ ન માનતો, પણ વાતાવરણ પ્રતિકૂળ હોય તો એવો જુસ્સો આત્મઘાતક નીવડે છે, એ વાત મારા મગજમાં બરોબર અનુભવથી ઠસી ગઈ, તેથી જ હું મારી લાગણી દાબીને બેઠો છું અને આ દરજ્જે ચડ્યો છું. હિંદુત્વ ઉદ્ધારનું કામ એકલદોકલના જુસ્સાથી નહિ બને. એને માટે અનુકૂળ સંજોગો અને હિંદુઓમાં હિંદુત્વનો જુસ્સો પેદા કરવાની જરૂર છે. તારા વિચારો ઝીલવા માટે સર્વસ્વ ઉપર જળ મૂકનાર ઘણા જુવાનોની જરૂર છે. એ હાલના સંજોગોમાં સંભવિત નથી. માટે મગજમાં ખોટી રાઈ રાખી તારા ઉજળા ભવિષ્યનો નાશ તારા હાથે તું ન કરતો. તારા વર્તનમાં તું થોડો ઘણો ફેરફાર કરે તો મારી બધી ચિંતાઓ દૂર થઈ જશે. જો તું તારો જુસ્સો કબજે રાખવાની ટેવ પાડે તો તારા જેવો ભાગ્યશાળી કોઈ નથી એ નક્કી માનજે. કસાઈને ગોવધ કરતો દેખીને તું તેના ઉપર તૂટી પડે એ શું? તારું આવું વર્તન શી રીતે નભે? તારે આવા દેખાવો સહન કરતાં શીખવું જોઈએ. ગાયની કતલ કરનાર કસાઈનો તું વધ કરે એ તારો મિજાજ ઝાઝા દિવસ ન નભાવી લેવાય. તારાં આવાં કૃત્યોથી તું જાતે ખરાબ થઈશ, મને ખરાબ કરીશ અને મેં મેળવેલી સંપત્તિની પણ તારા

આવા વર્તનથી ધૂળધાણી થઈ જશે. તારા આવા વર્તનથી મારે આ બાદશાહત મૂકી દેવી પડશે. મને સંતોષ અને આનંદ આપવાને બદલે તેં તો મારી સ્થિતિ બહુ જ કફોડી કરી નાખી છે. આ દરબારમાં કેટલાક વજનદાર સરદારો અને અમલદારો મારા ખાસ અંગત સ્નેહીઓ છે અને મારો સિતારો પાધરો છે એટલે ઠીક છે નહિ તો આજે તારાં અવિચારી કૃત્યોને પરિણામે મારે અત્રેથી નાસી જ જવું પડયું હોત. આ દરબારમાં કેટલાક મુસલમાન સરદારો મારો બહુ જ તેજોદ્વેષ કરે છે પણ મેં મારો પગ મારી તલવારના જોરથી દરબારમાં જમાવ્યો છે એટલે મારી સામે કાવત્રાં કરીને પણ મને ખસેડી શકતા નથી. મારી વિરુદ્ધ બાદશાહ સલામતને ભંભેરવાનું કામ પણ કેટલાક સરદારો કરી રહ્યા છે. શિવબા ! આખા ભરતખંડમાં યવન જોર જામ્યું છે તો તારા જેવા એકલશૂરા શું કરી શકવાના છે ? તારા એકલાના જુસ્સાથી યવનજોર તૂટવાનું તો નથી જ પણ તારો એકલાનો કવખતનો જુસ્સો તારો જ નાશ કરશે. તારા નાશની સાથે મારો પણ નાશ થશે એ તું જાણે છે ? યવનોનાં દુષ્કૃત્યો પ્રકટ કરી તેમને સજા કરવાનો આપણો સમય નથી, તે તું કેમ ભૂલે છે ? આજે કાળ આપણા માટે અનુકૂળ નથી. સમય સમયનું કામ કર્યા જશે. અમને પણ હિંદુત્વ માટે નહિ લાગતું હોય ? ઘણુંયે લાગે છે પણ કરીએ શું ? જે હિંદુઓને માટે આપણે જાન જોખમમાં નાખીએ છીએ તે હિંદુઓને કંઈ પડી જ નથી. હિંદુઓ તો કુહાડીના હાથા બનવામાં જ શૂરા છે. હિંદુત્વનો જુસ્સો હજુ હિંદુઓમાં પ્રગટયો નથી. "હું હિંદુ છું," "હિંદુત્વ માટે પ્રાણ પાથરવા તૈયાર છું," એ લગની હિંદુઓને નથી લાગી ત્યાં સુધી તારા જેવા દુનિયાના બીન અનુભવી એકલદોકલ માથું ઉંચકશે તો જરૂર શેકાઈ જશે. હજુ તારા મોંમાં દૂધિયા દાંત છે, તેં દુનિયાને નથી પારખી, હજુ કેટલી વીશે સો થાય છે તે તું નથી જાણતો. પ્રતિકૂલ સંજોગોમાં જુસ્સો બતાવી, તું યવન રોષનો અંગાર તારે માટે પેદા કરીશ. તું એમાં ઝડપાઈ જઈશ અને એ ઝાળમાં અમને પણ ઝડપીશ. શિવબા ! આ બધી વાતોનો તું પૂરેપુરો વિચાર કર. તારા જેવા બુદ્ધિશાળીને વધારે કહેવાનું ન હોય. જરા ડાહ્યો થા. નાની ઉમરમાં જ તેં તારી ચતુરાઈ અને ચાલાકી બતાવી તેથી હું બહુ રાજી થયો છું, મને સંતોષ થયો છે. શિવબા ! તને કહેવાનું બધું મેં કહી નાખ્યું. હવે તું તારું વર્તન સુધાર. હિંદુત્વ માટેનો તારો જુસ્સો, હિંદુત્વ માટેનું તારું અભિમાન તું તારા મગજમાં અને હૈયામાં ભરી રાખજે. વખત આવે તેનો ઉપયોગ કરજે, પણ એ બધું કરવા માટે આ વખત નથી. સમય પારખીને વર્તન કરવાનું ડહાપણ તારામાં આવશે તો જ તું સુખી થઈશ. બેટા ! હું તને હવે કઈ રીતે સમજાવું ? જે કહ્યું તેના ઉપર ઊંડો વિચાર કર અને ડાહ્યો થઈ જા. અમે તો તને તારા ભલાનું કહીએ છીએ. શિખામણ કડવી લાગશે પણ કડવી દવા તો માબાપે પોતાના વહાલા ફરજંદને પાવાનો ધર્મ છે. જે માબાપ પોતાના પુત્ર કે પુત્રીના હિતમાં જરુર પડે તેને કડવી શિખામણ આપતાં કચવાય છે, પાછી પાની કરે છે તે માબાપ મટીને બિચારા બાળકના દુશ્મનનું કામ કરે છે. અમે તો દુનિયાદારીમાં ખૂબ ઠોકરો ખાઈને પાકા થયા છીએ અને અનુભવની વાતો તારી આગળ મૂકી છે." સિંહાજીનું ઉપર પ્રમાણેનું બોલવું શિવાજી રાજાએ બહુ શાંત ચિત્તે સાંભળી લીધું અને કંઈ પણ ઉત્તર આપ્યા સિવાય શિવાજી રાજાએ પિતાની રજા લીધી. શિવાજી રાજા ગયા પછી સિંહાજીએ જીજાબાઈને કહ્યું:–" શિવબાને તું શાંત ચિત્તે બધી વાતો સમજાવ. નિઝામશાહીમાં અને આજ સુધી ડગલે ડગલે મારે કેટલાં અને કેવા પ્રકારનાં સંકટો સહન કરવાં પડયાં છે અને સમય જોઈને મનમાં નહિ હોવા છતાં કેટલીયે ફેરા નમતું આપવું પડયું છે એ તું ક્યાં નથી જાણતી ? છોકરાને સુંદર તાલીમ આપી તેં તૈયાર કર્યો છે પણ એના આ સંબંધના જક્કી સ્વભાવને લીધે એના સઘળા સદ્‌ગુણો ઉપર એ પાણી ફેરવે છે. મારા કહેવાથી એને માઠું તો લાગ્યું હશે. આજે મારે એને બહુ કડવા ઘુંટડા પાવા પડયા છે. તું એને જરા ઠંડો પાડજે અને જમાનો જોઈ વિચારીને વર્તવામાં જ ડહાપણ છે એ વાત એને ગળે ઉતારજે. દીર્ઘદૃષ્ટિ અને ડહાપણ વગરનો જુસ્સો આત્મઘાતક નીવડે છે— એની એને ખાત્રી કરી આપજે."

## ૩ આદીકરાનો મનસુબો.

શિવાજી રાજાને ગમે તે પ્રકારે સમજાવવાની જોખમદારી પતિએ પોતાને શિર નાંખી હતી. તે જોખમદારીને ધ્યાનમાં લઈ જીજાબાઈએ શિવાજી રાજાને સમજાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. જીજાબાઈ પોતે તો જાણતાં હતાં કે યવનસત્તા માટે દ્વેષ અને તિરસ્કાર શિવાજી રાજાની નસેનસમાં ભરાયો છે અને તેને સમજાવવો એ કઠણ કામ હતું છતાં પતિની આજ્ઞાનુસાર શિવાજી રાજાને ઉપદેશ કરવાનું જીજાબાઈએ નક્કી કર્યું અને તેમને બોલાવી કહ્યું:—"શિવબા! હવે તો તું કાંઈ નાનો નથી. તારે સ્થિતિ અને સંજોગો સમજવા જોઈએ. તારા પિતાને તારા કૃત્યોથી કેટલું બધું દુખ થાય છે તેનો તું જરા પણ વિચાર જ કરતો નથી એ સારૂં કહેવાય? તારા આવા ગુસ્સે થવાના સ્વભાવથી અને તામસ વૃત્તિથી તેં તારા પિતાને બહુ દુખી કર્યા છે. પિતાને રાજી રાખવામાં જ તારું કલ્યાણ છે, એ મારે તને હવે તારી આ ઉંમરમાં કહેવાનું ન હોય. તારા પિતાએ તારે માટે ધનસંપત્તિ, જમીનજાગીર વગેરે મેળવી રાખ્યાં છે તે બધાનું તારા આવા વર્તનથી પિંપળીમૂળ થઈ જશે એવો તારા પિતાના દિલમાં વસવસો છે તે તું કાઢી નાખ. પિતાએ જે મેળવ્યું હોય તેનું રક્ષણ કરવાનું કામ તો પુત્રનું છે એ શું તારા જેવો ડાહ્યો દીકરો ન સમજે? તારા પિતાને માથે જવાબદારીનો જે ભાર બાદશાહતે મૂક્યો છે તેમાં ભાગીદાર બની પિતાને મદદરૂપ બનવાની તારામાં શક્તિ છે પણ તું તારો સ્વભાવ યવનોની બાબતમાં જરા સાત્વિક બનાવ. તારા પિતા મુસલમાની સત્તાને અધીન છે એ વાત તું ભૂલી જાય છે. તારા ઉદ્ધત વર્તનથી મુસલમાની સત્તા તારા પિતાની પજવણી કરશે તેનો તને ખ્યાલ કેમ નથી આવતો? મુસલમાની સત્તાની સામે તું જે વર્તન ચલાવી રહ્યો છે તેથી તો તારા પિતાએ બહુ મુસીબતો વેઠીને મેળવેલાં જમીન જાગીર, ધનમાલ સર્વ ભારે જોખમમાં આવી પડશે એવો તારા પિતાને ભય રહે છે. પિતાને ચિંતામુક્ત કરવા જેટલો તો તું મોટો થયો છે પણ ચિંતા દૂર કરવાને બદલે તું તો એમના અંતઃકરણમાં ચિંતા ઊભી કરી રહ્યો છે એમ એમને લાગ્યાં જ કરે છે. મુસલમાન સત્તા–યવનસત્તા સામેનાં તારાં કૃત્યો એ કેવળ અવિચારી છે. ઘેલછા છે એવું તારા પિતા માને છે. તારા પિતાની લાગણીઓ સંતોષવા તારે તારા વર્તનમાં ફેરફાર કરવો જોઈએ. શિવબા! તારા વર્તનથી તારા પિતા બહુ દુખી થઈ રહ્યા છે તેનો તું વિચાર કર, ઉતાવળો ન થા."

શિવાજી મહારાજ માતા જીજાબાઈના શબ્દો બહુ ગંભીર બનીને સાંભળી રહ્યા હતા. મોં ઉપર ગ્લાનિ છવાઈ રહી હતી. માતા પણ ચિંતાતુર દેખાતી હતી. માતાએ એક ઊંડો નિસાસો મૂકી પોતાનું બોલવું બંધ કર્યું. માતાને બહુ દિલગીર દેખી શિવબાએ કહ્યું:—"માતા! તમારા શબ્દો તો હું માથે ચડાવતો જ આવ્યો છું. તમે જે જે કહ્યું તે તમારે ખાતર કરવા મારી ના નથી પણ યવનસત્તાનો સવાલ આવે છે ત્યારે મારી મનોવૃત્તિનો હું માલીક જ મટી જાઉં છું. માતા! તમારી આગળ દિલ ખોલીને વાત કરી લઉં છું. મને ક્ષમા કરો. યવન બાદશાહને કુર્નિશ કરવી, યવન અમલદારોને બહુ નીચા નમીને મુજરો કરવો, યવન અમલદારોને લળી લળીને પગે લાગવું, મુસલમાન અધિકારીઓનાં ખોટાં વખાણ કરવાં, યવન સત્તાધારીઓની ખુશામત કરવી એ વાતો મારાથી થતી નથી એટલું જ નહિ પણ બીજા હિંદુઓ કરે છે તે પણ મને તો અસહ્ય લાગે છે. આવા સંજોગોમાં મારાથી એ નમનતાઈ–ખુશામત થઈ શકે એમ જ નથી. માતા! હિંદુત્વને હાનિ પહોંચે, હિંદુત્વને ઝાંખપ લાગે, હિંદુત્વને કલંક લાગે એવું વર્તન મારે હાથે કદાપિ નહિ થાય. હું આ બાબતમાં કેવળ લાચાર બની ગયો છું. હિંદુત્વ નષ્ટ કરનારાં કૃત્યો સાચા હિંદુથી સહન કેમ થાય એનો જ હું વિચાર કરી રહ્યો છું. ગોવધ જેવાં નિંદ્ય કાર્યો યવન અમલમાં છડેચોક થાય એ મારાથી નથી સહન થતું. એવે વખતે મારી જાત ઉપર કાબુ રાખવાના હું પ્રયત્નો કરું છું, પણ કોણ જાણે એવા બનાવો બને છે ત્યારે મને એટલું બધું લાગી આવે છે કે હું મારી જાતને જ ભૂલી જાઉં છું. મને તો લાગે છે કે આવા બનાવો જ્યારે જ્યારે

મારી નજરે પડે છે ત્યારે ત્યારે કોઈ બીજી શક્તિ મારા શરીરમાં સંચાર કરે છે અને મારે હાથે હિંદુત્વના હિતમાં યોગ્ય કામ કરાવે છે. માતા ! મેં કોઈ દિવસ તમારા શબ્દો પાછા ઠેલ્યા નથી. તમે આજ સુધી મને કહ્યું તેવી રીતે હું વર્ત્યો છું, પણ આ બાબતમાં હું કેવળ લાચાર જ બની ગયો છું. હું ભાન ભૂલી જાઉં છું. ઈશ્વરે શું કરવા ધાર્યું છે તેની મને ગમ પડતી નથી; પણ કોણ જાણે શા કારણથી હિંદુત્વને કલંકિત કરનારાં કૃત્યો મારે હાથે તો થશે જ નહિ એમ મારું મન સાક્ષી પૂરે છે. હું તેવાં કૃત્યો માટે અશક્ત છું. મારા પૂર્વ સુકૃતને લીધે હું હિંદુ અવતર્યો. હિંદુત્વ ઉપર યવનોએ કેવાં કેવાં અને કેટલાં આક્રમણો કર્યાં તેની વાતો હું બચપણથી જ સાંભળતો આવ્યો છું અને એ જાણ્યા પછી એક સાચા હિંદુ તરીકે મારે હિંદુત્વનું રક્ષણ તો કરવું જ જોઈએ. એ જ મારો ધર્મ છે અને આ ધર્મ બજાવવા માટે જ પ્રભુએ મને પેદા કર્યો છે એમ મારું માનવું છે. પિતાનો ઉપદેશ સાંભળી ઘણી ફેરા એમની ઈચ્છા પ્રમાણે વર્તવાનો મેં વિચાર કર્યો પણ વર્તન કરવાની પળ આવે મારાથી આ બાબતમાં એવું વર્તન થતું જ નથી. પિતાને નારાજ થયેલા જોઈ મનને ઘણું લાગી આવે છે, પણ પિતાજી ધારે છે એવું વર્તન યવન સત્તા પ્રત્યે મારાથી નહિ થાય. માતા ! તમે કહો તેમ કરવા હું તૈયાર છું, પણ યવનોની સત્તાનો સવાલ આવે છે, એમને નમવાનો સવાલ આવે છે ત્યાં મારા પિતાની ઈચ્છા પ્રમાણે હું નથી કરી શકતો. માતા ! તમે જ હવે આ ગૂંચવાડામાંથી રસ્તો શોધી કાઢો." આ પ્રમાણે બોલી શિવાજી મહારાજ વીલું મોં કરી માતા જીજાબાઈના મુખ તરફ ટગર ટગર જોતા બેઠા. માતા જીજાબાઈને પુત્રની ખિન્ન મુદ્રા જોઈને લાગી આવ્યું. એણે શિવાજીના મોં ઉપર હાથ ફેરવ્યો અને બોલી "બેટા ! મારી તો સૂડી વચ્ચે સોપારી જેવી દશા થઈ થઈ છે. તારા મનની સ્થિતિ તું કહે છે એવી જ થઈ હોય તો મને તો હવે બીજો વિચાર નથી સૂઝતો. આપણે બન્ને તારા પિતાના વૈભવ, સુખ વગેરે છોડી, તારી રીતભાત અને વર્તનથી એમની જમીન જાગીર, વતન સંપત્તિ, વગેરે ન જતાં રહે તે માટે એમનો મોહ છોડી, એમની પાસેથી દૂર ચાલ્યાં જઈએ. ઈશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે. હમણાં સુધીની જિંદગી દુખ અને કષ્ટમાં, ફીકર અને ચિંતામાં ગઈ છે તો હવે પણ મારે સુખ અને શાંતિ, વૈભવ અને આરામની આશા શું કામ રાખવી ? બેટા, તું ચિંતા ન કર. હું તારા પિતાને આજે મારા આ વિચારો જણાવી દઈશ. આ આફત અને દુખના ગર્ભમાં જ ઈશ્વરે કંઈ સારું નિર્માણ કર્યું હશે એમ માની લઈ આજે તો આપણે દિલાસો લેવાનો છે. બેટા ! તું મારું સર્વસ્વ છે. તારા મોં તરફ જોઈ આપણા ઉપર પડતી બધી આફતો અને આપદાઓ સહન કરીશ. જગદંબા ભવાની તારું રક્ષણ કરશે. ભાવીના ગર્ભમાં શું છે તે માણસ નથી જાણી શકતો એ સત્ય વાતને આધારે જ, આશાને કાચે તાંતણે લટકી લટકીને લાખો માણસો દુખનો દરિયો તરી જાય છે. શિવબા ! તું ખેદ ન કર." જીજાબાઈએ શિવાજી મહારાજને દિલાસો દીધો. શિવાજી મહારાજે જણાવ્યું "માતા ! મને પણ એમજ લાગે છે. હું પણ તમને એજ જણાવવાનો હતો. યવનોનું અન્ન ખાવાથી ભ્રષ્ટ થવાય છે એમ મને લાગે છે. એ અન્નથી સ્વધર્મની હાનિ થાય છે. એ અન્નથી આત્મમાનની લાગણી તદ્દન બુઠ્ઠી થઈ જાય છે. આજ પછી મારે હાથે કોઈ પણ જાતનાં યવન વિરોધી કૃત્યો ન થાય એવી જો પિતાની ઈચ્છા હોય તો મને અત્રે એમની પાસે એમના બાદશાહની બાદશાહતમાં ન રાખે એજ એક રસ્તો છે. યવનોની સત્તા બહાર, યવનોના રાજ્ય બહાર, યવનોના અધિકાર બહાર ગમે ત્યાં મને રહેવા દો. માતા ! મારું હૃદય હું તમારી આગળ ઠાલવું છું. હું બાળક છું, વિનયભંગ થતો હોય તો ક્ષમા કરો." શિવાજી મહારાજે માતા જીજાબાઈને ઉપર પ્રમાણેની પોતાના દિલની વાત કહી સંભળાવી.

## ૪. પતિપત્નીનો સંવાદ.

શિવાજીને સમજાવી સુધારવાનું જવાબદારીવાળું કામ સિંહાજીએ પોતાની પત્ની જીજાબાઈને માથે નાખ્યું હતું. જીજાબાઈ શિવાજીનું મન વાળી શકશે એવી સિંહાજીને ખાત્રી હતી. જીજાબાઈ સિંહાજીનો

ઉપદેશ શિવાજીના અંતઃકરણમાં ઉતારી ન શકી. એણે પતિને કહ્યું "સારે નશીબે દીકરો પાક્યો છે. તે માતપિતાનાં વચનોને માન આપે એવો છે, આજ્ઞા ધારક છે, છતાં યવનો સાથેના વર્તનની બાબતમાં એ કેવળ લાચારી બતાવે છે. મેં એને વિધવિધ રીતે સમજાવ્યો, એના ઉદ્ધત વર્તનનાં માઠાં પરિણામ આવશે તેની એને ચેતવણી આપી, પણ યવન સત્તા અને તેને માન આપવાની વાત આવે છે કે એ કેવળ લાગણીવશ થઈ જાય છે. ડાહ્યા, ચતુર, બુદ્ધિમાન અને વિવેકી દીકરાને તેની યવનો પ્રત્યેની વર્તણૂકને લીધે જ સજા કરવી અને તેના ઉપર ક્રોધ કરી, તેનું દિલ દુભાવવું, એ મને ઠીક નથી લાગતું. યવનોનું નામ સાંભળતાં જ એનો પિત્તો ઊછળી જાય છે. કોણ જાણે એને યવનો સાથે કયા જન્મનું વેર છે. આપે એને સમજાવવામાં ક્યાં બાકી રાખી છે, મેં પણ બાકી નથી રાખી. પણ એ તો સાફ સાફ જણાવી દે છે કે જીવ જાય તો પણ એ યવનોની તાબેદારી સ્વીકારવાનો નથી. નાથ ! આ ઋણાનુબંધની વાતો છે. આવા વિવેકી છોકરાના વિચારો આવા થાય એ આપણું નસીબ, એને પાસે રાખી હંમેશ હૈયાની હોળી સળગતી રાખવી એને દુખી કરવો, જાતે દુખી થવું અને વળી આપની જાગીરને જોખમમાં નાખવી એ ઠીક નહિ. દીકરા પ્રત્યે માયા તો હોય, પણ એ માયાપાશને વશ થઈ એને પાસે રાખી આપની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવી, તેના કરતાં માયાપાશ તોડીને તેને નજરથી દૂર રાખવો એજ રસ્તો મને તો ઉત્તમ દેખાય છે. દૃષ્ટિથી દૂર થશે એટલે આપને તો દેખવુંએ નહિ અને દાઝવું નહિ. આ સંજોગોમાં એને દૂર રાખવો એજ માર્ગ મને કલ્યાણકારક લાગે છે. મને ઠીક લાગ્યું તે મેં કહ્યું છે, પછી તો આપને યોગ્ય લાગે તે ખરું." જીજાબાઈના આ શબ્દો સાંભળી સિંહાજીને ભારે દુખ થયું. જીજાબાઈના પ્રયત્નો સફળ થશે એવી સિંહાજીને આશા હતી તે પણ જતી રહી. જીજાબાઈએ સૂચવેલા માર્ગના સંબંધમાં સિંહાજીએ પોતાના સ્નેહીઓ અને સલાહકારો સાથે વાતચીત કરી. બધાંને દુખ થયું પણ આ અડચણોમાંથી રસ્તો કાઢે જ છૂટકો હતો એટલે શિવાજીને પૂનાની જાગીર ઉપર જીજાબાઈ સાથે પાછા મોકલવાનું બધાએ નક્કી કર્યું.

દાદાજી કોન્ડદેવ આ વખતે જાગીરની જમીનોનો હિસાબ લઈને બિજાપુર આવ્યા હતા. તેમની સાથે સિંહાજીએ જીજાબાઈ અને શિવાજીને પૂને રવાના કર્યા.

## ૫. રાજમુદ્રા.

શિવાજી મહારાજની સાથે પૂનેથી નીકળી બિજાપુર જતા પહેલાં આપણે અત્રે જરા થોભીને શિવાજી મહારાજના ચરિત્રમાં અને ખાસ કરીને મહારાષ્ટ્ર અને આખા દેશના ઇતિહાસમાં એક મહત્વની બીના તરફ નજર કરીશું. આજે પણ મોટા પુરુષોના વિચાર તેમના સિદ્ધાંતો, તેમની મુદ્રા ઉપરથી અંકાય છે. મુદ્રાની પસંદગી કરનાર, મુદ્રા તૈયાર કરનાર અથવા મહાગ્રંથોમાંથી મુદ્રા માટે પોતાને મન ગમતાં વાક્યો ચૂંટી કાઢનાર માણસના જીવનનો આશય શું છે તે મુદ્રાલેખ ઉપરથી ઊંડી નજર દોડાવનારાઓ કલ્પી શકે છે. એ માણસના વિચારો કઈ તરફ ઢળે છે તે બીજાઓ તેની મુદ્રા ( મુદ્રાલેખ ) ઉપરથી કલ્પી શકે છે. પોતાના મુદ્રાલેખ મુજબ જ મુદ્રા નક્કી કરનાર બધા પુરુષોનાં વર્તન હોય છે જ એવું નક્કી ન કહેવાય, પણ મુદ્રાલેખ પ્રમાણેનું વર્તન એમને પસંદ છે, એ વાત તો નિર્વિવાદ છે. એ પ્રમાણેનું વર્તન રાખવાની એમની ઇચ્છા છે એ તો કહી જ શકાય. મુદ્રાલેખ એ માણસને પોતાનું જીવન ઘડવામાં વારંવાર મદદ કરનારો મોટો મિત્ર છે. મુદ્રાલેખ એ જીવનની નબળી ઘડીઓ જોરમાં આવે તેવે વખતે માણસ પતિત થતો હોય તો તેની સામે દીવાદાંડીરૂપે અડગ ઊભો રહેનાર દોસ્ત છે. મુદ્રાલેખ નક્કી કર્યા મુજબનું જીવન ઘડવા માટે વારંવાર ટકોર કરનાર સ્નેહી છે. શિવાજી મહારાજે બહુ નાની ઉંમરમાં જ પોતાને માટે રાજમુદ્રા ઘડી હતી. શિવાજી મહારાજ સમજવા લાગ્યા ત્યારથી જ માતા જીજાબાઈએ તેમને જુલમગાર સત્તાનાં જુલમી કૃત્યો સમજાવ્યાં હતાં. ધર્મરક્ષણ કરવાનો જુસ્સો મહા-

રાજમાં જીજાબાઈએ ગળથૂથીમાંથી જ પાયો હતો. રહેંસાતી પ્રજાને જુલમમાંથી છોડાવવાનો ક્ષત્રિયોનો ધર્મ છે, એ ઉપદેશ શિવાજી મહારાજને માતા જીજાબાઈ પાસેથી બહુ નાની ઉંમરમાં મળ્યો હતો. પ્રજા ઉપર થતા જુલમો સાંભળીને અને જોઈને શિવાજી મહારાજના કુમળા હૃદય ઉપર બહુ ઊંડી અસર થઈ હતી. જુલમી સત્તાને તોડવાના વિચારોએ તો એમના હૃદયમાં ક્યારનાંયે મૂળ ઘાલ્યાં હતાં. પ્રજા કલ્યાણ માટે સ્વતંત્ર સત્તા સ્થાપવાના વિચારો મહારાજના મગજમાં પેદા થઈ ચૂક્યા હતા. જે મહત્ત્વની બીના ઉપર આપણે નજર કરવાની છે તે શિવાજી મહારાજે પોતાને માટે નક્કી કરેલી રાજમુદ્રા છે. શિવાજી મહારાજના મગજમાં જે વિચારો બચપણમાંથી ઘોળાઈ રહ્યા હતા તે આ રાજમુદ્રાના શબ્દે શબ્દમાં દેખા દઈ રહ્યા હતા. જે રાજમુદ્રા શિવાજી મહારાજે ઘડી હતી તે નીચે પ્રમાણે છેઃ—

**"प्रतिपच्चंद्र रेखेव वर्धिष्णु र्विश्ववंदिता ।**
**शाहा सूनोः शिवस्यैषा मुद्रा भद्राय राजते ॥" (शिव चरित्र प्रदीप)** પાનું ૨૯૨.

"શાહજીના પુત્ર શિવાજીની આ મુદ્રા છે. આ મુદ્રા લોક કલ્યાણાર્થે (અત્રે) શોભે છે. (શુક્લ પક્ષની) ચંદ્ર રેખા જેવી રીતે (રોજ રોજ) વિકાસ પામે છે તેવી રીતે આ મુદ્રા (એટલે રાજમુદ્રાની સત્તા અથવા મરાઠી રાજ્ય) વિકાસ પામશે અને ચંદ્રરેખા જેવી રીતે લોકપૂજાને પાત્ર થાય છે, તેવી રીતે આ મુદ્રા પણ સર્વમાન્ય થશે."

આ સુંદર મુદ્રા શિવાજી મહારાજ ક્યારથી વાપરવા લાગ્યા તે પ્રશ્ન પૂછવાનું વાચકોને સહજ મન થાય. શિવાજી મહારાજના વખતના બનાવો અને મહત્ત્વની બીનાઓના સંબંધમાં જૂનાં દફતરોની અને છૂટાછવાયા કાગળોની શોધખોળ કરવામાં આવી હતી. એ શોધખોળને પરિણામે પ્રસિદ્ધ ઇતિહાસકાર પ્રો. રાજવાડેએ કેટલાંક પુસ્તકો પ્રકટ કર્યાં છે. આ સુંદર અને સ્ફુર્તિદાયક પવિત્ર મુદ્રા માથે ધારણ કરનારો પત્ર જૂના કાગળિયાના દફતરોમાંથી પ્રો. રાજવાડેએ શોધી કાઢ્યો છે અને તે પત્ર **"मराठ्यांच्या इतिहासाचा शोधने खंड.** ૧૫"માં ૪૭૧ મા પાને પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ પત્રમાંની મુસલમાની તારીખ વગેરે ધ્યાનમાં લેતાં એટલું તો ખાત્રીથી કહી શકાય કે આ પત્ર શક ૧૫૬૧ એટલે ઈ. સ. ૧૬૩૯ માં લખાએલો છે. જડેલા પત્રોમાં જૂનામાં જૂનો આ પત્ર મનાય અને તેની સાલ જોતાં તે વખતે શિવાજી મહારાજની ઉંમર બાર વર્ષની હતી. આ મુદ્રાની મતલબ બાળ શિવાજીના મનનું વલણ બતાવે છે. લોકકલ્યાણ માટે સત્તા સ્થાપવાના વિચારે શિવાજી મહારાજના અંતઃકરણમાં, એમની ઉંમર આશરે ૧૨ વર્ષની હતી તે પહેલાં જ જન્મ લીધો હતો. શિવાજી મહારાજની મહત્તા સાંખી નહિ શકનારા ટીકાકારોની અને શિવાજી મહારાજના જીવનને બની શકે તેટલી ઝાંખપ લગાડનાર લેખકોની આંખોમાં આ રાજમુદ્રા સુંદર અંજન આંજી શકશે.

"It is however, extremly doubtful if at this time (in the beginning of his life that is from his childhood) he conceived any general design of freeing his brother Hindus from the insults and outrages to which they were often subjected to by the dominant Moslem population."

ઉપરનું વાક્ય શિવાજી મહારાજ માટે લખનાર ઇતિહાસકારને આ રાજમુદ્રા સીધો, સરળ અને ચોખ્ખો જવાબ આપે છે. ફળદ્રુપ ભેજાંના ટીકાકારોને કોઈ દિવસ દલીલોનો દુકાળ નથી હોતો. ગમે તેવી સચોટ દલીલો, દાખલા અને આધાર ટાંકવામાં આવે તો પણ પોતાના જાહેર કરેલા વિચારોમાં જેમને ફેરફાર કરવો જ નથી, અથવા તો પોતાના લખાણ વિરુદ્ધની દલીલો માટે કાને દાટા જ દેવા છે, તેવાઓની આગળ તો શ્રી હરિ પોતે હારીને હાથ હેઠા મૂકે છે. પણ કેવળ પ્રમાણિકપણે જેમની

માન્યતા બંધાઈ હોય અને ખાત્રી થયે પણ પોતાની માન્યતામાં ફેરફાર નહિ કરવા જેટલા જક્કી નહિ હોય, તેવા લેખકો અને વાચકોને તો આ રાજમુદ્રા શિવાજી મહારાજના બચપણનો પૂરેપુરો ખ્યાલ આપી શકે છે. કેટલાક ઝીણી નજરથી તપાસનાર વાચકો એવી કલ્પના કરે કે આ રાજમુદ્રા શિવાજી મહારાજે પોતે નહિ ઘડી હોય, પણ બીજા કોઈ પાસે પોતાના વિચાર મુજબ ઘડાવી હશે, તો તેવા વાચકોને અમે કહીશું કે એમની માન્યતા ભલે એવી હોય, તો પણ એમની માન્યતા પ્રમાણે એ તો સાબીત થાય છે જ કે શિવાજી મહારાજના વિચારો તો બચપણમાંથીજ લોકકલ્યાણ માટે સત્તા સ્થાપવા તરફ ઝૂકતા હતા. કેટલાક તો વળી આગળ વધીને એમ પણ શંકા ઉઠાવે કે આ મુદ્રા તો સિંહાજીએ પોતાના પુત્ર માટે તૈયાર કરાવી હશે. એ માન્યતાવાળાઓ તો આ માન્યતાથી એક મોટી ગૂંચનો ઉકેલ કરે છે અને તે એ કે " શિવાજી મહારાજના લોકકલ્યાણ માટે સત્તા સ્થાપવાના વિચારોને સિંહાજીનો ટેકો હતો કે નહિ ? " એ માન્યતાવાળાઓ જોઈ શકશે કે શિવાજીએ પોતાની ૧૨-૧૪ વર્ષની ઉમરથી સત્તા સ્થાપવાના કામની શરૂઆત કરી દીધી હતી એ વાત સિદ્ધ થાય છે અને આ રાજમુદ્રા પિતાએ શિવાજી મહારાજ માટે ઘડાવી હશે એમ જો માનવું હોય તો સિંહાજીનું આ કામમાં શિવાજીને પૂરેપુરું ઉત્તેજન હતું એમ પણ એની મેળેજ સિદ્ધ થઈ જાય છે. આ રાજમુદ્રા ઘણી શંકાઓનું સમાધાન કરે છે. શિવાજી મહારાજના ચરિત્રમાં આ રાજમુદ્રાના શબ્દો, વાકયો, અથવા તેનો સારાંશ કૃતિમાં ઠેકાણે ઠેકાણે વાચકોની નજરે પડશે. આ રાજમુદ્રા આ બાર વર્ષના બાલ શિવાજીના ભવિષ્યનો કાર્યક્રમ પ્રકટ કરે છે. જુલમી સત્તાના વિરોધીઓને, સત્તાના જોર ઉપર પ્રજાને પીડનારાઓની સાન ઠેકાણે લાવવા મથી રહેલા દેશભકતોને અને રાજતંત્ર જો જુલમી હોય તો જુલમને તોડવા કટિબદ્ધ થયેલા કોઈપણ કોમના, કોઈપણ ધર્મના, કોઇપણ પ્રાન્તના, દેશસેવકોને અને પરગજુ પુરુષોને આ રાજમુદ્રા તેમાં રહેલા ઉદ્દેશ અને ઉચ્ચ વિચાર માટે વંદ્ય રહેશે.

## ૬. બિજાપુરથી પૂના.

શિવાજી મહારાજને પોતાની પાસે નહિ રાખવાનો નિશ્ચય કરી તેને જીજાબાઈ સાથે દાદાજી કોન્ડદેવની દેખરેખ નીચે પૂને રાખવાનું સિંહાજીએ નક્કી કર્યું ત્યારે શિવાજી રાજાની ઉંમર આશરે ૧૩ વર્ષની હતી. પૂના તરફથી પોતાની જાગીરનો બંદોબસ્ત રાખવાનું કામ શિવાજી રાજાને સોંપવામાં આવ્યું હતું.

સિંહાજીએ શિવાજી રાજાને સમજાવવા માટે બધા પ્રયત્નો કર્યા, જાતે કહ્યું, બીજાઓ પાસે કહેવડાવ્યું, ઘટતું દબાણ કર્યું અને જ્યારે બધાએ પ્રયત્નોમાં એ નિષ્ફળ નીવડ્યા ત્યારે સિંહાજીને લાગ્યું કે હવે એને સમજાવવાના પ્રયત્નો કરવા ફોગટ છે. શિવાજીને પૂનાની જાગીર સોંપી અને એમના કામમાં બહુ સારી મદદ કરી શકે એવા ડાહ્યા અને વિશ્વાસપાત્ર માણસોને સિંહાજીએ સાથે મોકલ્યા. સિંહાજીએ શિવાજી રાજાના કારભારમાં મદદ માટે જે હોશિયાર માણસો મોકલ્યા તેમાંના મુખ્ય માણસોનાં નામ આ પ્રમાણે હતાં. શિવાજીના મહારાજના પેશ્વા (Chancellor) તરીકે શામરાજ નીલકંઠ રોઝેકર, ડબીર (Secretary) તરીકે સોનોપંત, મુજુમદાર (Accountant General) તરીકે નારોપંત દીક્ષિતના પિત્રાઈ ભાઈ બાલકૃષ્ણ પંત, સબનીસ (Paymaster) તરીકે રઘુનાથ બલ્લાળ કોર્ડે, સરનોબત તરીકે માણકોજી દહાતોંડે અને મજ્યાલસી તરીકે બાબાજી હરી. આવી રીતે પોતાના પુત્રની રવાનગીની પિતાએ તૈયારી કરી અને બહુ દુખી હદયે સિંહાજીએ શિવાજી રાજાને રજા આપી. પિતા પુત્રના વિયોગ વખતે સિંહાજીને અંતઃકરણમાં ઘણું લાગી આવ્યું. શિવાજી મહારાજને પણ દિલમાં દુખ થયું. પિતાની રજા લઈને શિવાજી મહારાજે માતા જીજાબાઈ તથા ગુરુ કોન્ડદેવ સાથે પૂના તરફ પ્રયાણ કર્યું.

પિતાના દાબમાંથી તો છૂટયા, પણ હવે શું કરવું એ વિચારમાં શિવાજી મહારાજ નિમગ્ન થયા. હવે કઈ રીતે જિંદગી ગાળવી તે નક્કી કરવાનું શિવાજી મહારાજને માથે આવી પડ્યું. પોતાના જીવનને કયે રસ્તે દોરવું, શી રીતે દોરવું, તેને વિજયી બનાવવા માટે શું શું કરવું વિગેરે વિગેરે સવાલો શિવાજી મહારાજની સામે ખડા થયા.

ઊંડો વિચાર કરતાં અને બહુ ઝીણી નજર દોડાવતાં શિવાજી મહારાજની સામે જિંદગીમાં જોડાવા માટે ચાર રસ્તા દેખાયા. એ ચાર રસ્તાના સંબંધમાં મહારાજે માતા જીજાબાઈની સાથે પણ વાતો કરી વિવેચન કર્યું. નીચે જણાવેલા ચાર રસ્તામાંથી કયો માર્ગ સ્વીકારવો તે વિચારમાં શિવાજી મહારાજ તલ્લીન થઈ ગયા.

૧. મોજશોખ, વૈભવ, ગાનતાન, ઝનાના વગેરેમાં મશગુલ બની કોઈક વખતે તક આવે લશ્કરી સેવા બજાવી, બાપની જાગીરનો ઉપભોગ કરી, અમનચમનમાં જિંદગી ગુજારવી. બીજા સરદારો જેમ કોઈક વખતે લશ્કરી સેવા બજાવી, આખી જિંદગી નશામાં મશગુલ બની ઝનાનખાનાના જીવડા તરીકે જિંદગી ગુજારવી.

૨. સિંહાજી અને શિવાજીનો મોટોભાઇ જેમ બિજાપુર દરબારમાં સરદાર બની પોતાની હિંમત અને બહાદુરીથી ભારે પદવી પામ્યા, તેવી રીતે તેમને અનુસરીને બિજાપુર દરબારના એક સરદાર બનવું.

૩. આખા હિંદુસ્થાનમાં તે વખતે મોગલોની સત્તા જામી હતી તેથી દિલ્હીના બાદશાહના દરબારમાં લશ્કરી અમલદાર તરીકે દાખલ થઈ, એક લશ્કરી અમલદારની જિંદગી ગુજારવી.

૪. હિંદમાં હિંદુ ધર્મનો મુસલમાનો ઉચ્છેદ કરી રહ્યા હતા, રાજસત્તાના જોર ઉપર હિંદુત્વ હણી રહ્યા હતા, હિંદુ મંદિરો તોડી તેની મસજીદો બનાવી રહ્યા હતા, દેવમંદિરો ભ્રષ્ટ કરવાનું કામ મુસલમાનો કરી રહ્યા હતા, હિંદુઓ જેને પૂજ્ય માને છે તે ગૌમાતાને હિંદુઓના જ દેવમંદિરોમાં મુસલમાનો કાપી રહ્યા હતા. હિંદુ સ્ત્રીઓને પકડી, તેમને ભ્રષ્ટ કરવાનું કામ મુસલમાનોને તે જમાનામાં તદ્દન સહેલું થઈ પડ્યું હતું. દરેક રીતે હિંદુઓ ઉપર ઘાતકીપણું અને અત્યાચાર થઈ રહ્યા હતા. ઘણા રજપૂત રાજાઓ તો તે વખતે મુગલ બાદશાહના દરબારના શણગાર બની ગયા હતા. મરાઠા સરદારો જુદીજુદી મુસલમાન સત્તાના આધારસ્થંભ બની મહાલી રહ્યા હતા. નાના મોટા સરદારો અને રાજાઓને પોતાની જ પડી હતી. પોતાનો મુલક વધારવો, વૈભવ વધારવો અને હિંદુત્વ ઉપર થતા આક્રમણનો વિચાર કર્યા વગર ફક્ત સ્વાર્થ તરફ નજર દોડાવવી એ હિંદુ રાજા અને સરદારોનું રોજનું કામ થઈ પડ્યું હતું. એવા પ્રતિકૂળ પ્રસંગે પોતાની જિંદગી અને સર્વસ્વને ભોગે નાસીપાસી અને હાર સ્વીકારવા તૈયાર રહીને મરદની માફક બંને બાજુનો માર સહન કરવાનો નિશ્ચય કરીને જેમના ઉદ્ધારને માટે સર્વસ્વનો ભોગ આપવો છે, તેવા હિંદુઓના પણ મહેણાં અને સામના સહન કરીને હિંદુ ધર્મનું રક્ષણ કરવા, હિંદુધર્મને બચાવવા, હિંદુઓની જતી ઇજ્જત રાખવા, સ્વાર્થ અને સત્તાના લોભથી નહિ, પણ જુલ્મીઓની ઝૂંસરી તોડી, જુલ્મ નીચે કચડાતી પ્રજાને બચાવવાના ઉચ્ચ અને ઉમદા હેતુથી હિંદુ રાજ્ય સ્થાપન કરવા માટે તૈયારી કરવાનું સાહસ ખેડવું.

ઉપરની બાબતોનો બહુ ગંભીરપણે શિવાજી રાજા અને માતા જીજાબાઈએ વિચાર કર્યો. દરેક બાબતને જુદીજુદી દૃષ્ટિથી તપાસી. ચોથી બાબત સ્વીકારવામાં આવે તો તેની જોખમદારી અને તેથી થતા ત્રાસ અને નાશનો પણ પૂરેપુરો વિચાર કર્યો, પૂર્ણ વિચાર કરી આખરે મા દીકરાએ ચોથો માર્ગ સ્વીકારવાનું નક્કી કર્યું. પૂને પહોંચતાં જ શિવાજી મહારાજે નિશ્ચય કરી દીધો કે સર્વસ્વને ભોગે પણ હવે મુસલમાની ઝૂંસરી ફેંકી દઈ પ્રજાને પીડનારી જુલ્મી સત્તાનો અંત આણવા સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવું. પોતે કરેલો નિશ્ચય શિવાજી મહારાજાએ હૃદયમાં ખૂબ ઊંડો ઉતાર્યો અને ધારેલી નેમ પાર

માટે તૈયારીઓ કરવા માંડી. પોતે કરેલો નિશ્ચય વ્યાજબી છે, પવિત્ર છે એની મહારાજને ખાત્રી જ હતી તેથી તેમણે પોતાનો કરેલો નિશ્ચય અને તેનો ઉચ્ચ હેતુ નજર સામે રાખીને જ બધાં કામ કરવાનો નિશ્ચય કર્યો.

## ૭. શિવાજી મહારાજ અને દાદાજી કોન્ડદેવ.

માતા જીજાબાઈની સલાહથી શિવાજી મહારાજાએ પોતાનો જીવનક્રમ આંકી લીધો અને આ કામમાં દાદાજી કોન્ડદેવના વિચાર જાણવા મહારાજે દાદાજી આગળ એક દિવસે આ વાત છેડી. મહારાજે કહ્યું:–"બાપે કમાયેલી દોલત બેઠા બેઠા ખાઈને જિંદગી ગુજારવી એ પુત્રની લાયકાત નથી. ધર્મક્ષેત્રો, દેવમંદિરો, બ્રાહ્મણો અને ગૌમાતા ઉપર ધોળે દિવસે આક્રમણો, અત્યાચારો થઈ રહ્યા છે. તે મૂગા મૂગા સહન કરી, વખત અનુકૂળ નથી એ બહાના નીચે સત્તાધારી જુલમગારોના એવા અત્યાચારો પ્રત્યે આંખમિચામણાં કરવાં એ કર્મવીરનું ભૂષણ નથી. અધર્મ અને અત્યાચાર દિને દિને વધતો જ જાય છે. ધર્મ હવે રસાતાળ જવા બેઠો છે. આવા સંજોગોમાં ધર્મરક્ષણ માટે પોતાનું સર્વસ્વ ત્યાગવા તથા પોતાના પંચપ્રાણ ધર્મરક્ષા માટે પાથરવા તૈયાર થવું એજ સાચા ક્ષત્રિપુત્રને શોભે. સ્વપરાક્રમ વડે નવું રાજ્ય સ્થાપન કરવા માટે જ હવે તો મથવું જોઈએ. પિતાએ સંપાદન કરીને સોંપેલા ધન દોલત વડે કળે કળે લોકો ભેગા કરી એમનું હિત, સ્થિતિ અને દશા એમને સમજાવી, એમના ભલા માટે એમની હયાતી સાચવવાને માટે એમનું જ લશ્કર ઊભું કરી, પિતાએ મેળવેલા મુલકનું રક્ષણ કરી નવો મુલક હું જાત મહેનતથી જૂની જાગીરમાં જમે કરાવું અને હિંદુત્વના રક્ષણ માટે અને પ્રજા ઉપર થતા અત્યાચારોનો નાશ કરવા માટે નવી સત્તા સ્થાપન કરું તો જ સિસોદિયા કુળમાં મેં જન્મ લીધો તેનું સાર્થક થયું એમ મને લાગે અને ત્યારે જ મારા મનને સંતોષ થાય. ધારેલું કાર્ય પાર પાડવા માટે, યોજેલી મુરાદ હાંસલ કરવા માટે સંજોગો પ્રતિકૂળ છે અને સાધનોનો અભાવ છે એ વાત સાચી છે, પણ નિઃસ્વાર્થ બુદ્ધિથી પ્રજાની પીડા દૂર કરવાના હેતુથી ઈશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા રાખી જે પુરુષ પરગજુપણાની ખાતર સાહસ ખેડે છે તેને ઈશ્વર મદદ કર્યા સિવાય કદી રહેતો જ નથી. આ ભરતખંડમાં ક્ષત્રિય કુળમાં અવતરી મારે મારી જિંદગી એળે જવા દેવી નથી."

દાદાજીએ શિવાજી મહારાજના આ શબ્દો સાંભળી ઊંડો નિસાસો મૂકયો. દાદાજીએ શિવાજીના મોં તરફ જોયું. શિવાજી મહારાજની નજર નીચી હતી. એમણે આગળ ચલાવ્યું:–"પુરુષોને તો પોતે પેદા કરેલી સંપત્તિ ઉપરજ અમનચમન કરવાનો અને વૈભવ ભોગવવાનો હક્ક છે. બીજાની કમાઈ ઉપર મહાલવામાં પુરુષાર્થને ઝાંખપ લાગે છે એ શું આપ નથી માનતા? નસીબ ઉપર આધાર રાખી લમણે હાથ દઈ બેસી રહેનારનું નસીબ કદી પણ ખુલશે નહિ. પોતાના બળમાં વિશ્વાસ અને ઈશ્વરમાં જેને શ્રદ્ધા હશે તેને ઘેર નસીબ નમી નમીને ધક્કા ખાતું આવશે. મુસલમાનોએ હિંદુઓની સ્વતંત્રતા લૂંટી છે અને આખા હિંદમાં હિંદુઓ ત્રાસ પામી રહ્યા છે એ શું સહન કરવા જેવી વાત છે? દેશમાં હિંદુ ધર્મ આજે ભારે આફતમાં આવી પડ્યો છે તેની ઉન્નતિ માટે સાચા ક્ષત્રિયે બહાર પડવું જોઈએ. મેં તો હિંદુત્વના રક્ષણ માટે બહાર પડવાનો નિશ્ચય કર્યો છે. ગુલામીમાં સબડતા ભાઈઓને છૂટા કરવા માટે, હિંદુત્વને જુલમી હલ્લામાંથી બચાવવા માટે તનતોડ પ્રયાસો કરતાં મારા સર્વસ્વનો અને અંતે પ્રાણનો પણ નાશ થાય તો મારી જિંદગી સત્કાર્યમાં કામે લાગી એમ હું માનીશ. એ નાશમાં મને સંતોષ થશે. આજે આ મંદિર તોડ્યું, કાલે પેલી મૂર્તિઓનું ખંડન કર્યું, હિંદમાં હિંદુ પુરુષો જીવતા હોવા છતાં આટલી હિંદુ સ્ત્રીઓની ઈજ્જત લુંટાઈ, આટલી દેવીઓને બીબીઓ બનાવવામાં આવી, વગેરે વાતોના ધગધગતા ડામ રોજ હૈયા ઉપર લેવા કરતાં હિંદુત્વની રક્ષામાં પ્રાણની આહુતિ આપતાં, પોતાનું કર્તવ્ય બજાવતાં જિંદગીનો અંત આવે છે એ ખ્યાલથી ઉત્પન્ન થતો પરમ આનંદ અનુભવવાની મારી ઈચ્છા થઈ છે. આટલું બધું સમજ્યા પછી સિસોદિયા કુળનો સાચો ક્ષત્રિય બચ્યો વૈભવ અને

સંપત્તિની લાલચમાં હિંદુઓ ઉપર જુલમ વરસાવી રહેલી સત્તાની સામે થવામાં જરા પણ કચાશ રાખે તો તેવા ક્ષત્રિયને પતિત માનવામાં જરાએ હરકત નથી. મફતના માલમલીદા ખાવામાં મશગૂલ બની જીવતા રહેવા કરતાં હિંદુત્વ માટે સર્વસ્વનો ભોગ આપી, સત્કાર્યમાં જિંદગીની આહુતિ આપવી એ જ મને તો આ સંજોગોમાં શોભે છે. આ સત્તાને તોડવામાં મારી દાનત શુદ્ધ છે, મારો હેતુ ઊંચો છે એની મને ખાત્રી છે અને સ્વાર્થને બાજુએ મૂકી પરમાર્થની ખાતર કોઈ ભારે કામ માથે લે છે તો પ્રભુ તેને મદદ કરે છે. ઇશ્વરમાં પૂરેપુરી શ્રદ્ધા રાખી મેં મુસલમાની સત્તા સામે થવાનો દઢ નિશ્ચય કર્યો છે. "

શિવાજી મહારાજે બોલવાનું પૂરું કર્યું અને દાદાજીના મોં તરફ નજર કરી. દાદાજી બોલ્યાઃ– "મહારાજના વિચાર બહુ ઊંચા છે, ક્ષત્રિયને શોભે એવા છે, પણ આપ ધારો છો એ બનવું બહુ અઘરું છે. યવનોએ આખો દેશ પાદાક્રાંત કર્યો છે. કોઈ હિંદુની સત્તા જીવતી નથી રાખી. હિંદુ રાજાઓ જ મુસલમાની સત્તાને મજબૂત કરી રહ્યા છે. આપના પિતાશ્રી સિંહાજી મહારાજને આ સંબંધમાં કંઈ ઓછી લાગણી નથી, પણ યવન સત્તા જામી છે તેને ઉખેડવી મુશ્કેલ છે, તે એ જાણે છે અને તેથી જ હૃદયમાં હિંદુત્વ માટે પૂરી લાગણી હોવા છતાં સંજોગોને વશ થઈને બેઠા છે. મુસલમાની સત્તાનાં મૂળ બહુ ઊંડાં ગયેલાં છે. એ સત્તા દેશમાં ખૂબ જામી ગઈ છે. એના પાસા આજે સવળા છે. મુસલમાનોનો સિતારો સિકંદર છે. આજે તો એમને સર્વ અનુકૂળ છે. એ સત્તાને તોડવાની કલ્પના કરવી એ મને વધારે પડતું લાગે છે. પિતાએ સંપાદન કરેલી જાગીર, મુલકો આપ સંભાળીને બેસી રહેશો તો ઘણું છે. એ મુલકોમાં ઉમેરો કરવા જતાં તાબાના મુલકોને જોખમમાં ઉતારશો. સિંહાજી મહારાજ કંઈ ઓછા પરાક્રમી નથી, પણ યવનસત્તાનું બળ જોઈને દીર્ઘદૃષ્ટિ એમણે દોડાવી અને અંતે યવનોની તાબેદારી એમણે સ્વીકારી છે. મહારાજ ! આ બાબતમાં જરા ઠરેલ બનીને વિચાર કરો, ઉતાવળા ન થતા." જરાવાર ત્રણે જણ એક પણ શબ્દ બોલ્યા વગર શાંત બેસી રહ્યા, પછી દાદાજીએ આગળ ચલાવ્યું. "હું તો આપનો વફાદાર સેવક છું એટલે મારા માલીકના લાભમાં સાચે સાચું દિલને જે લાગે તે મારે કહેવું જ જોઈએ અને આવા સંજોગોમાં આપ રાજી થશો કે આપ નારાજ થશો તે તરફ ન જોતાં આપના હિતનું, પછી તે કડવું હોય તો પણ મારે ઈતરાજી વહોરીને પણ કહેવું જ જોઈએ એમ મને લાગે છે."

ઉપર પ્રમાણે આ બાબતમાં બન્ને વચ્ચે ઠીક ઠીક ચર્ચા થઈ. શિવાજી મહારાજે દાદાજીના વિચારો જાણ્યા. દાદાજીના વિચારોથી શિવાજી મહારાજ જરા પણ નાસીપાસ ન થયા. દાદાજી પ્રત્યે શિવાજી મહારાજને ભારે માન હતું. શિવાજી મહારાજ દાદાજીને પોતાના વડીલ માનીને એમનું માન સાચવતા. દાદાની બધી વાતો સાંભળી લીધી અને એમાંથી જેટલું ગ્રહણ કરવા જેવું હતું તે ગાંઠે બાંધી બીજું મહારાજે જતું કર્યું. દાદાજીનો આ પ્રમાણિક મતભેદ હતો તે મહારાજ સમજી ગયા હતા અને દાદાજીએ ભોંસલે કુટુંબના હિતમાં જે ખરું લાગ્યું તે જ કહ્યું છે તેથી પોતાના દિલને જરા પણ દિલગીરી થવા ન દીધી. દાદાજીના વિચારો જુદા છે એ જાણી લીધા પછી શિવાજી મહારાજે પોતે કરવા ધારેલા કામ માટે બહુ ખૂબીથી તૈયારીઓ શરૂ કરી.

મુસલમાની સત્તા સામે માથું ઊંચકવાની વાત કરવી સહેલી હતી પણ તેને અમલમાં મૂકવી એ બહુ જ કઠણ હતું. તેની તૈયારીઓમાં પણ ભારે જોખમ હતું. નિશ્ચય કર્યા પછી મહારાજે ખૂબ વિચાર કર્યો અને શું શું કરવું તે મનમાં નક્કી કર્યું. મહારાજને લાગ્યું કે દેશ જીતવા માટે બહાર પડતાં પહેલાં એમણે મહારાષ્ટ્રના પર્વતો, ડુંગરો, ખીણો, પહાડ, છૂપા રસ્તા, ભોંયરાં, જંગલો વગેરેથી પૂરેપુરા વાકેફ થઈ જવું. મહારાષ્ટ્રના કિલ્લા, તેની છૂપી વાટો, વગેરેની માહિતી તો ખાસ જરૂરની હતી. જે દેશમાં ભારે સત્તા સામે મોરચા માંડવાના છે તે દેશની ભૂગોળનું પૂરેપુરું જ્ઞાન, માથું ઊંચકનારને ન હોય તો

અણી વખતે સહેજમાં ગૂંચવાઈ જવાનો ભય રહે અને વળી એ જ્ઞાનને અભાવે થપ્પડ પણ ખાઈ બેસે એ વાત મહારાજ બરોબર સમજતા હતા. આ બધી બાબતો ધ્યાનમાં લઈ કોઈ પણ જાતની ધમાલ કર્યા સિવાય એમણે મહારાષ્ટ્રમાં ફરી, પૂરેપુરા વાકેફ થવાનું કામ હાથ ધર્યું. એક કામમાં બીજું પણ મહત્ત્વનું કામ સાધી લેવાનો મહારાજે વિચાર કર્યો. જ્યારે મહારાષ્ટ્રમાં એ ફરે ત્યારે લોકોના સમાગમમાં આવી એમનામાં દટાઈ રહેલો જુસ્સો પાછો જાગૃત કરવો, એમને એમની સ્થિતિ સમજાવવી અને એમને આત્મમાનનું ભાન કરાવવું. આ બધાં કામ સાથેસાથે થઈ શકે એમ હતાં એટલે મહારાજે પોતાનો કાર્યક્રમ નક્કી કરી તે પાર ઉતારવા કમ્મર કસી. પોતાની જાગીરનો બધો મુલક જાતે જોવાના બહાના હેઠળ શિવાજી મહારાજે મહારાષ્ટ્રમાં ફરવા નીકળવાની તૈયારી કરી.

મહારાષ્ટ્રના ઇતિહાસમાં જેમના નામનાં દુંદુભિ વાગી રહ્યાં છે, જેમની મદદથી જ શિવાજી મહારાજ દેશમાં દિગ્વિજય મેળવી શક્યા, શિવાજી મહારાજે પોતે જેમને પોતાના જમણા હાથ તરીકે માન્યા હતા તે મૂસે ગામના દેશમુખ બાજી પાસલકર, સંહ્યાદ્રિના નાના જમીનદારના છોકરા યેસાજી કંક અને કોંકણના ઉમરાઠે ગામના મુખી તાનાજી માલુસરેની પોતાની જાગીરની નોકરીમાં શિવાજી મહારાજે નિમણૂક કરી. આ વખતે મહારાજની ઉમ્મર આસરે ૧૩ વરસની હતી ( ચિટણીસ–૩૦ ). મહારાજે વિચારપૂર્વક નક્કી કરેલી યોજના ફત્તેહમંદ ઉતારવામાં આ ત્રણે યોદ્ધાઓ ભારે મદદરૂપ નીવડ્યા હતા. એમની મદદથી જ શિવાજી મહારાજે જામી ગયેલી મુસલમાન સત્તા સામે ઝંડો ઊભો કર્યો હતો.



## પ્રકરણ ૭ મું



### ૧. માવળ પ્રાન્ત અને માવળાઓનું પિછાન.

માવળપ્રાન્ત અને માવળાઓના પિછાન સિવાય મહારાષ્ટ્રનો ઇતિહાસ અને શિવાજી મહારાજનું જીવનચરિત્ર પૂરેપુરું સમજી શકાય તેમ નથી. માવળ પ્રાન્તની મહત્તા અને માવળાઓનાં પરાક્રમ જાણ્યા સિવાય શિવાજી મહારાજના જીવનવૃત્તાન્તને સમજી શકવું અશક્ય છે.

બ્રાહ્મણી રાજ્યના પશ્ચિમ તરફના મુલકને માવળ પ્રાન્ત કહેવામાં આવે છે. પશ્ચિમ દિશાને મરાઠીમાં **मावळती दिशा** કહેવામાં આવે છે. **मावळणे** એટલે આથમવું તેથી જે દિશામાં સૂર્ય આથમે છે તે દિશાને **मावळती दिशा** એમ મરાઠી ભાષામાં બોલાય છે તે ઉપરથી જે મુલક **मावळती दिशा** માં આવ્યો તેને માવળ પ્રાન્ત કહે છે અને તે પ્રાન્તમાં વસનારાઓને માવળા કહેવામાં આવે છે.

શિવાજીના જમાનામાં પૂનાના બાર માવળનાં નામ આ પ્રમાણે હતાં:—(૧) રોહીડખોર (૨) વેલવંડ (૩) મુસેખોરે (૪) મૂઠે (૫) જોર (૬) કાનદ (૭) શિવથર (૮) મુરુમ (૯) પીડ (૧૦) ગૂંજણ (૧૧) ભોર અને (૧૨) પવન

જુન્નરના ૧૨ માવળમાંના કેટલાકનાં નામ આ પ્રમાણે હતાં:—(૧) શિવનેર (૨) ભીમનેર (૩) ઘોડનેર (૪) પારનેર (૫) જામનેર વગેરે.

ખોરેં એ મરાઠી શબ્દ છે. જે જમીનની સપાટી ચારે બાજુએ ડુંગરા ડુંગરીઓ, પહાડ પર્વત, ટેકરા ટેકરીથી ઘેરાયેલી હોય તેને મરાઠીમાં ખોરેં કહે છે. દરેક ખોરાની નજીકમાં નદી તો હોવાની જ અને એ વહેતી નદીના નામ ઉપરથી ઘણાં ખોરાંનાં નામ આપવામાં આવ્યાં છે.

માવળ પ્રાન્તના ખોરાંઓમાં એટલે માવળ પ્રાન્તના મુલકોમાં મરાઠા ક્ષત્રિયોનાં જુદાં જુદાં કુટુંબો ઘણાં વરસોથી વસ્યાં હતાં. મોટે ભાગે જે જે ખોરામાં જે કુટુંબ જઈને વસ્યું તે તે ખોરાનું તે કુટુંબ દેશમુખ થઈ બેઠું. બ્રાહ્મણી રાજ્યના જમાનામાં જે કુટુંબને જેવી તક મળી તેવી રીતનો લાભ લઈને તે કુટુંબ દેશમુખીનું વતન સંપાદન કરીને બેઠું. એવી રીતે જુદા જુદા કુટુંબોની વસાહતથી આખો માવળ પ્રાન્ત વસેલો છે. માવળ પ્રાન્તના આ દેશમુખો તે માવળાઓના આગેવાન ગણાતા. આ દેશમુખો ઉપરાંતના બીજા માવળાઓ માવળ પ્રાન્તમાં મોટી સંખ્યામાં હતા. જે લોકો માવળાઓની ખરી હકીકતથી વાકેફ નથી તે લોકો માવળા લોકોને અજાણ્યે અન્યાય કરે છે. કેટલાક લોકો તો એમ સમજે છે કે માવળા એટલે સાધારણ શુદ્ર, અનાડી અને અભણ. અજાણ લોકોની આ કલ્પના ભૂલભરેલી છે. મરાઠા ઇતિહાસના અભ્યાસી પ્રો. એચ. જી. રાઉલિનસન (પૂનાની ડેકન કોલેજના અંગ્રેજીના પ્રોફેસર) પોતે લખેલા "શિવાજી" નામના પુસ્તકના ૩૧ મે પાને માવળા લોકો માટે લખે છે કે "માવળાઓ અથવા ડુંગરી લોકો જેઓ ખીણોમાં ખેતી કરતા તે લોકોની જાત અનાડી, જંગલી અને મૂઢ હતી," આ વાક્ય પ્રોફેસર સાહેબનું માવળ જાત સંબંધીનું ભારે અજ્ઞાન પ્રદર્શિત કરે છે. માવળા લોકોની માહિતી મેળવવા તસ્દી લેનારને જણાઈ આવશે કે આ લોકો સાચા ક્ષત્રિ ખમીરના છે. એ લોકોમાં ઘણા તો ઘરબારવાળા, ઇજ્જત આબરુવાળા, વતનવાડીવાળા, ઘણા તો વળી ભણેલા, વહેવારમાં ચતુર અને તવંગર સ્થિતિના હતા ( म. रि. १९९ ). માવળા પ્રાન્તના ખોરાંઓમાં ઘણા નામીચાં અને પ્રસિદ્ધ કુટુંબો રહેતાં હતાં, જેવાં કે જેધે, બાંદલ, ખોપડે, મરલ, પાસલકર સિલીમકર વગેરે. આ માવળા કુટુંબોનું શૌર્ય અને ખાનદાની ઉત્તર હિંદુસ્થાનના અથવા રજપૂતાનાના અસલ રજપૂતોની તોલે ઊતરે એવી હતી. લડાઈમાં આ માવળાઓ કદી પણ પાછી પાની કરતા નહિ. માવળાઓ કાબેલ ખેડૂત અને અસલ લડવૈયા હતા. આવા માવળા કુટુંબોમાંથી કેટલાંક કુટુંબોની સાથે શિવાજી મહારાજે બહુ ઘાડો પરિચય કર્યો હતો અને એ સંબંધને લીધે કેટલાંક માવળા કુટુંબો તો શિવાજી મહારાજ માટે તેમની મદદમાં મરણિયા થતા. જુલમી સત્તાના જુલમોનો નાશ કરવા નવી સત્તા સ્થાપવાની યોજનામાં શિવાજી મહારાજને આવા માવળા કુટુંબોનો બહુજ ઉપયોગ કરવો પડ્યો હતો. ડુંગરી મુલકના આ માવળા લોકોને શિવાજી મહારાજે પાણી ચડાવ્યું. એ લોકોનું લશ્કર ઊભું કર્યું અને માવળા લશ્કરના જોર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી મુસલમાનોની જામેલી સત્તા ઉખેડવા મહારાજાએ સાહસ ખેડ્યું. માવળાઓ મૂકેલા વિશ્વાસ માટે લાયક નીવડ્યા અને શિવાજી મહારાજ પ્રત્યેની એમની વફાદારીને લીધે અને એમનામાં હિંદુત્વનો જુસ્સો જામ્યો હતો તેથી શિવાજી મહારાજ મુસલમાની સત્તાને નમાવી શક્યા અને મહારાષ્ટ્રમાં દિગ્વિજય કરી શક્યા.

## ૨. પૂને પહોંચ્યા પછી.

બિજાપૂરથી પૂને આવતાં ઊંડા ઊંડા વિચાર કરીને ઝીણી ઝીણી નજરો દોડાવીને નક્કી કરેલા નિશ્ચયોને કૃતિમાં મૂકવા માટે જોઈતાં સાધનો અને અનુકૂળતા ઉપર શિવાજી મહારાજાએ પૂને પહોંચ્યા પછી વિચાર કરવા માંડ્યો અને નિશ્ચિત કરેલો ઉદ્દેશ નજર સામે રાખી પોતાનો કાર્યક્રમ ઘડવાની શરુઆત કરી.

મુસલમાની સત્તા હિંદુસ્થાનમાં પરધર્મી હતી તેથી નહિ, પણ તે સત્તાએ હિંદમાં હિંદુ વ્યક્તિઓનું ધર્મ સ્વાતંત્ર્ય લૂટ્યું હતું, હિંદુઓ ઉપર હિંદુ હોવાને કારણે અનેક હુમલાઓ કરી વિધવિધ પ્રકારના

જુલમોથી તેમને કચરી હિંદુ સ્ત્રીઓનું શિયળ લૂંટવામાં પણ બાકી નથી રાખી, તેથી તેને જડમૂળથી ઉખેડ્યા સિવાય હિંદુત્વનું રક્ષણ થવાનું નથી, પિડાતી પ્રજા સુખી થવાની નથી, ખેડૂતોનાં દુઃખો દૂર થવાનાં નથી, તેથી એ સત્તાને જમીનદોસ્ત કરવાનો પોતાનો નિશ્ચય શિવાજી મહારાજાએ પોતાના બચપણના ગોઠિયા અને હવે જેમને જાગીરની ચાકરીમાં જોડવામાં આવ્યા તે તાનાજી માલુસરે, યેસાજી કંક, અને બાજી પાસલકરને કહી સંભળાવ્યો. આ બાબતમાં એમની સાથે ખુલાસાથી વિવેચન કરી, એમના વિચાર જાણી લીધા. આ ત્રણે માવળા વીરો મહારાજના વિચારને પૂરેપુરા મળતા થયા અને નક્કી કરેલો નિશ્ચય પાર પાડવા માટે ત્રણે જણે પોતાના પંચપ્રાણનો કબજો મહારાજને સ્વાધીન કર્યો. આ ત્રણે વીર આખર સુધી મહારાજને પૂર્ણ વફાદાર રહ્યા હતા. જામેલી સત્તા ઉપર હાથ નાખવાનું કૃત્ય કરતાં પહેલાં મહારાષ્ટ્રની ભૂગોળથી વાકેફ થવાનું કામ હાથ ધરવામાં આવ્યું. સાથે સાથે માવળા લોકોમાં કેટલું પાણી છે તે માપી જોવાનું તથા એમનામાંનો હિંદુત્વનો અગ્નિ તદ્દન બુઝાઈ ગયો છે કે ચિણગારીઓ હજુ રાખ નીચે દટાયેલી છે તે જાણી લેવાનું કામ પણ કરવાનું ઠરાવ્યું. શિવાજી મહારાજ અને આ ત્રણ માવળા વીરો અને બીજા સાથીઓએ મળીને આખો મહારાષ્ટ્ર દેશ ખૂંદી નાખ્યો. પહાડ, પર્વત, ખીણો, ખાડા, કડાકોતર, ડુંગર ટેકરા, ઝાડી જંગલ, કોટકિલ્લા, વાટ રસ્તા, વગેરેથી પૂરેપુરા વાકેફ થયા. જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાંના મુખ્ય માણસોને બોલાવી, તેમની સાથે મીઠાશથી વાત કરી, તેમાંના કેટલાકને સાથે રાખી, આજુબાજુના ગાળાઓમાં એ ફરતા અને જુદા જુદા ભાગના લોકોને ભેગા કરી, તેમની સાથે સુખદુઃખની વાતો કરી તેમનો ચાહ મેળવતા તથા આગેવાનોનો સ્નેહ સાધતા. કિલ્લાઓની ગુપ્ત વાટોથી વાકેફ થયા, ડુંગરોનાં પોલાણ જોઈ લીધાં, ભોંયરાઓના વિકટ રસ્તા જાણી લીધા.

શિવાજી મહારાજના આ પ્રથમ પ્રવાસના સંબંધમાં શ્રી કેળુસ્કર લખે છેઃ—"પોતાના સમાગમમાં આવતી વ્યક્તિને સ્નેહથી વશ કરી લેવાની કળામાં મહારાજ સિદ્ધહસ્ત હતા. ગમે તેવો મનુષ્ય હોય તો પણ તે મહારાજ સાથે થોડો સમય વાતચીત કરતાં જ તેમના પર મોહ પામી જતો. એ અપ્રતિમ કળા એમણે નાનપણથી જ સાધ્ય કરેલી હોવાથી મુખ્યતઃ અંગિકૃત કાર્યમાં તેમને ઉજ્વલ યશ પ્રાપ્ત થયો હતો. મહારાજ પોતાના તાબાના પ્રત્યેક મનુષ્ય સાથે અતિ પ્રેમપૂર્વક મધુર સંભાષણ કરતા હતા. પોતાની સાથે સમાગમમાં આવનાર મનુષ્ય સાથે વર્તન કરતી વખતે આપણે શ્રેષ્ઠ અને તે કનિષ્ઠ એવો સહેજ પણ આભાસ થાય નહિ, એની તેઓ સર્વદા સાવચેતી રાખતા હતા. તેમના ઉપર કંઈક સંકટ અથવા વિઘ્ન આવતાં જ તેઓ અતિ સ્નેહપૂર્વક પોતાથી બની શકે તેટલી સહાય કરવાને સદા તત્પર થતા. પોતાના તાબાનાં મનુષ્યોને પૈસાની અડચણ પડતી તે વખતે તેમને મદદ કરવામાં પણ પાછા હઠતા નહિ."

પોતાના વર્તન અને વિવેકથી મહારાજે પ્રથમ પ્રવાસમાં જ પોતા તરફ પ્રજાનો ચાહ મેળવ્યો હતો અને પ્રજાપ્રિય થયા હતા.

### ૩. બાર માવળનો કબજો.

બિજાપુર જઈ સિંહાજી મહારાજને જાગીરનો હિસાબ આપી પૂના માટે પાછા ફરતાં સિંહાજી મહારાજની આજ્ઞાથી દાદાજી કોન્ડદેવ શિવાજી મહારાજ અને જીજાબાઈને પૂને લઈ આવ્યા. પોતાના માલીકની જાગીરનો મુલક વધારવા માટે દાદાજી વિચાર કરી જ રહ્યા હતા. માલીકના મુલકમાં વધારો કર્યા સિવાય બેસી રહેવું એ એને ઠીક ન લાગ્યું. ઘણા દિવસથી એમની ઇચ્છા પૂનાના બાર માવળો તાબે કરી તેમને જાગીરના મુલકો સાથે જોડી દેવાની હતી. આ સંબંધમાં દાદાજીએ જુદી જુદી દૃષ્ટિથી વિચાર કર્યો અને બિજાપુરથી પાછા ફર્યા પછી આ બાર માવળો કબજે કરવાનું કામ હાથ ધર્યું. દાદાજી કંઈ સાધારણ માણસ નહતો. એ પાકો મુત્સદ્દી હતો. મનમાં ધાર્યા મુજબ બધી તૈયારીઓ કરી દાદાજીએ પોતાનો મોરચો બાર માવળ તરફ માંડ્યો. માવળના જે દેશમુખો તાબે થયા તેમની સલામી સિંહાજી

મહારાજના પ્રતિનિધિ તરીકે દાદાજીએ સ્વીકારી અને જે દેશમુખો સામે થયા તેમને સીધા કરી સિંહાજીની સત્તા નીચે આણ્યા. આમ દાદાજીએ પૂનાના બાર માવળો કબજે કર્યા.

### ૪. રોહીડેશ્વરમાં સભા—સ્વરાજ સ્થાપનનો નિર્ધાર.

રોહીડખોરમાં આવેલા રોહીડેશ્વર મહાદેવના દેવળમાં સ્વરાજ્ય સ્થાપનના નિર્ધાર માટે જે સભા ભેગી મળી હતી તેનો હેવાલ આપતાં પહેલાં રોહીડખોરાના દેશમુખ દાદાજી નરસ પ્રભુની પિછાન વાચકોને કરાવી દેવી એ જરૂરનું છે. પાછળ જણાવવામાં આવ્યું છે કે માવળના જુદા જુદા ભાગના આબરુદાર માવળા કુટુંબો દેશમુખ બની ગયા હતા. દાદાજી નરસ પ્રભુ એ રોહીડખોરાના દેશમુખ હતા. તેમનો પરિચય વાંચકોને આપીએ છીએ.

### ૫. દાદાજી નરસ પ્રભુ.

શિવાજી મહારાજે પોતાના પ્રવાસમાં જ્યાં બની શક્યું ત્યાં ત્યાંના આગેવાનો, વજનદાર પુરુષો, મુખીઓ અને દેશમુખોને સ્નેહથી પોતાના કરી લીધા હતા. જે દેશમુખો એવી રીતે શિવાજી મહારાજના થયા હતા તેમાંના એક રોહીડખોરાના દેશમુખ નરસપ્રભુ હતા. ભીખાજી પ્રભુના દીકરા હરીભાઉ પ્રભુને બાળપ્રભુ નામનો દીકરો હતો. બાળપ્રભુને ભાન નામે પ્રભુ નામનો પુત્ર હતો. ભાનપ્રભુને જાઉપ્રભુ અને જાઉ-પ્રભુને સાવપ્રભુ નામે દીકરો હતો. આ સાવપ્રભુના દીકરા નરસપ્રભુ હતા. આ નરસપ્રભુને પુત્ર નહતો તેથી તેમણે દાદાજીને દત્તક લીધો હતો. જુવાન દાદાજી અને ઘરડા નરસપ્રભુ બન્ને શિવાજી મહારાજના બધા કાર્યમાં સામેલ હતા. મહારાજ તરફની એમની વફાદારી જાણીતી છે. એ વફાદારી માટે એમને ઘણું સહન કરવું પડ્યું હતું.

રોહીડેશ્વરમાં સ્વરાજ્ય સ્થાપવાની પ્રતિજ્ઞા લેવા માટે માવળાઓની સભા, શિવાજી મહારાજ અને એમના બીજા માવળા ગોઠિયાઓની આગેવાની નીચે કયા માસમાં અને કઈ તિથિએ મળી તે જૂના કાગળો અને પત્રો ઉપરથી જડી આવતું નથી પણ એ સભામાં સામેલ થવા માટે દાદાજી નરસ પ્રભુ ઉપર બાદશાહ તરફથી ઠપકાપત્ર ઈ. સ. ૧૬૪૫ ના માર્ચ માસમાં આવ્યો હતો. તે ઉપરથી તે જમાનાની ટપાલ અથવા પત્રો મોકલવાની પદ્ધતિ તથા વ્યવસ્થા તથા બિજાપુરની રાજ્યવ્યવસ્થાના અનેક સંજોગો ધ્યાનમાં લઈ આ સભા કયા માસમાં મળી હશે તેની ફક્ત અટકળ જ આંકી શકાય. બિજાપુરના બાદશાહે દાદાજી નરસ પ્રભુ ઉપર જે ઠપકાપત્ર મોકલ્યો હતો તેના ઉપર મુસલમાની ૧૦૪૫, સફર ૧૧ નો દિવસ જણાવવામાં આવ્યો છે. એ દિવસ એટલે શક ૧૫૬૭ ચૈત્ર સુદ ૧૩, ઈ. સ. ૧૬૪૫ ના માર્ચની ૩૦ મી તારીખ ગણાય. રોહીડેશ્વરમાં માવળાઓની જે સભા મળી હતી તે તદ્દન ખાનગી હતી. એ ખાનગી સભાની ચાડી કરનારે પોતાના કૃત્યનો વિચાર કરીને ગુપ્ત ખબર બાદશાહને મોકલી હશે અને તે વખતના બાદશાહતના સંજોગો જોતાં તાકીદના પત્રો પણ ખોળંબે નાખવામાં આવતા તે બધું ધ્યાનમાં લેતાં એમ કહી શકાય કે આ સભા ઈ. સ. ૧૬૪૪ ની આખરમાં મળી હશે.

બિજાપુરથી પૂને આવ્યા પછી મહારાજે પોતે અને પોતાના ગોઠિયાઓ મારફતે માવળ મુલકમાં ફરી, સ્વરાજ સ્થાપન માટે જે તૈયારીઓ કરી હતી, તે કેટલે દરજ્જે ફળીભૂત થઈ હતી તે તપાસવાનો વખત આવી લાગ્યો હતો. હિંદુત્વની ભાવના માવળા લોકોમાં જાગૃત કરવાના તનતોડ પ્રયત્નો થયા હતા. તે કેટલે સુધી સધાયા છે તે નક્કી કરવાનો સમય પણ આવી પહોંચ્યો હતો. આબરુ અને ઈજ્જત બચાવવા ખાતર દુઃખો વેઠવા અને આફતો સહન કરવા પ્રજા તૈયાર છે કે નહિ તેની પૂરેપુરી ખાત્રી કરી લેવાની ખાસ જરુર હતી. વખત આવ્યે સર્વસ્વનો નાશ થાય તો પણ સર્વસ્વને ભોગે હિંદુઓ ઉપર જુલમ ગુજારી રહેલી મુસલમાની સત્તા તોડવા માટે કેટલા માવળાઓ તૈયાર છે તેની પરીક્ષા

કરી, ખાત્રી કર્યા સિવાય હવે છૂટકો જ ન હતો. મહારાજે રોહીડખોરામાં આવેલા રોહીડેશ્વર મહાદેવના દેવળમાં માવળાઓને ભેગા કર્યા અને તેમને જે જે શંકાઓ હતી, તેનું મહારાજે સમાધાન કરવાનું શરુ કર્યું. ઘણાઓની ગૂંચોનો ઉકેલ પણ થઈ ગયો. એવી રીતે શંકા અને ગૂંચ વગર શિવાજી મહારાજનો જેમણે વિશ્વાસ મેળવ્યો હતો અને મહારાજની યોજના ફળિભૂત કરવા જેઓ પોતાનો જાન આપી માલ મિલકતના ફનાફાતિયા કરવા તૈયાર હતા, એવા આશરે હજાર–બારસો માવળાઓ રોહીડેશ્વરમાં ભેગા થયા હતા. ભેગા થએલા માવળાઓને તેમણે તેમની સ્થિતિનું ભાન કરાવ્યું. શિવાજી મહારાજ હિંદુત્વની રક્ષા માટે નવી સત્તા સ્થાપવા ઇચ્છે છે અને તે સત્તા સ્થાપન થશે તો જ મુસલમાની સત્તા ઢીલી પડશે; મુસલમાની સત્તા ઢીલી પડશે તો જ હિંદુઓ ઉપરના જુલમો ઓછા થશે; મુસલમાની સત્તા તૂટ્યા સિવાય હિંદુઓ ઉપરના જુલમ, ત્રાસ અને અત્યાચારોની અટકાયત થવાની નથી એ વાતો ભેગા થયેલા માવળાઓને સમજાવવામાં આવી. જે રાજ્ય–સ્વરાજ્ય સ્થાપવાને માટે આ તૈયારીઓ થઈ રહી છે, જે સ્વરાજ્ય સ્થાપવાને માટે માવળાઓને સર્વસ્વનો ભોગ આપવાનું કહેવામાં આવે છે, જે સત્તા સ્થાપવા વખત આવે બાળબચ્ચાં, વતનવાડી, માલ મિલકત, વગેરે સર્વનો નાશ થાય તો પણ પોતાના નિશ્ચયમાં અડગ રહેવાનું માવળાઓને કહેવામાં આવે છે, તે સત્તા, તે સ્વરાજ્ય, શિવાજી મહારાજનું નહિ, ભોંસલે કુટુમ્બનું નહિ, પણ તે રાજ્ય મહારાષ્ટ્રનું થશે, તે રાજ્ય પ્રજાને સુખ આપનારું થશે; જેની મરજીમાં આવે તે ધર્મ પાળવાની તેને છૂટ આપનારું થશે વગેરે મહત્વની બાબતોની બહુ સચોટ ભાષામાં ભેગા થયેલા માવળાઓને સમજણ પાડવામાં આવી. માવળાઓમાં દટાઈ રહેલો હિંદુત્વનો જુસ્સો જાગૃત થયો અને શિવાજી મહારાજે હિંદુત્વના ઉદ્ધાર માટે ઘડી કાઢેલી યોજના અમલમાં મૂકવાને માટે પ્રયત્ન કરવાના કામમાં પ્રાણનો પણ ભોગ આપવો જોઈએ એમ માવળાઓને લાગ્યું. હિંદુઓની ત્રૂટીઓ ઉપર પણ માવળાઓનું ધ્યાન ખેંચવામાં આવ્યું. હિંદુઓ પોતાના જ દેશમાં યવનોના ગુલામો કેમ બન્યા અને એ ગુલામીની સાંકળો એમને કેમ ખૂંચતી નથી એ પણ એમને અસરકારક ભાષામાં કહેવામાં આવ્યું. હિંદુઓનું આત્મઘાતી વર્તન, હિંદુઓના સામાજિક સડા, હિંદુઓમાં જડ કરી બેઠેલો કુસંપ, હિંદુઓનો હિંદુઓ માટેનો તેજોદ્વેષ અને માંહે માંહેની ઈર્ષા વગેરેના જોરથી પ્રબળ થઈ પડેલી મુસલમાની સત્તા તોડવા માટે પ્રજામાં રાષ્ટ્રીય ભાવના કેટલી ઊંડી ગઈ છે, તેની પરીક્ષા આ સભામાં શિવાજી મહારાજે કરી. ભેગા થયેલા માવળાઓ મહારાજને પૂરેપુરા વફાદાર હતા અને જરુર પડે ગરદન કપાવવા પણ તૈયાર હતા. લાગણીને વશ થઈ હિંદુઓ ઘણી વખતે આરંભે શૂરા થઈ જાય છે અને તેથી હિંદુઓનું બળ આંકવામાં હિંદુ આગેવાનો ભૂલ ખાઈ જાય છે. હિંદુઓના આવા આરંભશૂરા થવાની આદતને લીધે તેમના આગેવાનોની અટકળ જૂઠી ઠરે છે અને એવું થતાં આગેવાનોની બહુ કફોડી દશા થાય છે. નેતાઓની કફોડી દશા દેખી આગેવાની લેતાં બધા આંચકો ખાય છે, ખમચાય છે. આ બધી વાતોનો ફોડ પાડી, માવળાઓને કહેવામાં આવી અને એમના બાપ દાદાઓએ કેવાં કેવાં પરાક્રમો કર્યાં હતાં તેની યાદ દેવડાવવામાં આવી, તથા હિંદુત્વના રક્ષણ માટે માવળાઓના વડવાઓએ–ક્ષત્રિયોએ પોતાનાં લોહી કેવી રીતે રેડ્યાં, ધર્મરક્ષા માટે કેટલું સહન કર્યું, એનો ચિતાર એમની સામે ખડો કર્યો અને આજે દેશમાં ક્ષત્રિયો કેવી રીતે સૂઈ ગયા છે, ક્ષાત્ર તેજ ક્યાં સૂઈ ગયું છે, ક્ષત્રિયો મરણથી કેવા ભાગે છે અને સ્વાર્થી બની ગયા છે, તેની હકીકત વીગતવાર સંભળાવી ત્યારે તો તેમને ખૂબ લાગી આવ્યું અને સર્વસ્વને ભોગે સ્વરાજ્યની યોજનામાં શિવાજી મહારાજને વફાદાર રહેવાની પ્રતિજ્ઞાઓ લેવા માંડી. કેટલાક માવળા આગેવાનોએ તો મહાદેવની પિંડી ઉપર હાથ મૂકી પ્રતિજ્ઞા લીધી; કેટલાકે પોતાની આંગળી કાપી, મહાદેવ આગળ લોહી વહેવડાવી સોગન લીધા. આવી રીતે સોગન અને પ્રતિજ્ઞા લેવાના જે કડક નિયમો હતા તે બધાનો ઉપયોગ કરી માવળાઓએ પોતાનો નિશ્ચય અને મહારાજના કામમાં વફાદારી પ્રકટ કરી. આ સભાના જમાવ ઉપરથી અને લોકોએ લીધેલી પ્રતિજ્ઞા અને બતાવેલા જુસ્સા ઉપરથી મહારાજ મહારાષ્ટ્રમાં હિંદુઓની તૈયારી જોઈ શક્યા,



( चित्रकार—रा. एस. एल. हळदनकर. )

हिंदवी स्वराज्यमाटे प्रतिज्ञा.

( जुओ पानुं १०४ )

औंध स्टेट प्रेस.

માવળાઓનું બળ માપી શક્યા. આ સભાના કામકાજ પરથી સ્વરાજ સ્થાપવાની મહારાજની આશાઓ મજબૂત થઈ.

મુસલમાની સત્તાને ઢીલી કરવાની જે લડત શિવાજી મહારાજે શરૂ કરી, તે સંબંધી ખુલ્લે ખુલ્લી ચર્ચા, વિવેચનો, અને પ્રતિજ્ઞાઓ પહેલવહેલાં આ સભામાં જ થયાં. મુસલમાની સત્તા સામે ઝુંડો આ સભામાં ફરકાવવામાં આવ્યો. તે વખતના પત્રો વગેરે જોતાં એમ જણાઈ આવે છે કે દાદાજી કોન્ડદેવ પણ શિવાજી મહારાજની આ યોજનામાં હવે સામેલ થઈ ગયા હતા. કારણકે જવાબદાર માવળા દેશમુખોએ લીધેલી પ્રતિજ્ઞાઓ અને આવે પ્રસંગે જે કોઈ મહારાજની પડખે રહેશે, તેમની સેવાની કદર શુભ પ્રસંગ પ્રાપ્ત થયે પૂરી રીતે કરવાની પ્રતિજ્ઞા મહારાજે લીધી હતી. તે પ્રતિજ્ઞાઓ દાદાજીની જાણથી થઈ હતી એમ શિવાજી મહારાજે દાદાજી નરસપ્રભુને લખેલા પત્રમાંની હકીકતથી જણાય છે.

## ૬. દેશદ્રોહ.

ખેદ થાય છે, છતાં એ સત્યવાત છે એટલે લખવું પડે છે કે બીજા દેશની સરખામણીમાં હિંદુસ્થાનના ઇતિહાસમાં દેશદ્રોહના દાખલા પ્રમાણમાં વધારે જડી આવે છે. ઈર્ષા, તેજોદ્વેષ, વેર, અને સ્વાર્થમાં અંધ બનેલાઓએ પોતાની મતલબ હાંસલ કરવા માટે ઘણાં અઘટિત કર્મો કર્યાના દાખલા દુનિયાના ઘણા દેશોમાં જડી આવશે, પણ ઈર્ષાને તૃપ્ત કરવા માટે, વેરની વસુલાત કરવા માટે, સ્વાર્થને સાધવા માટે કોમના, સમાજના, કે દેશના હિત ઉપર, હક્કો ઉપર, સ્વતંત્રતા ઉપર, ઇજ્જત ઉપર, છરી ફેરવનાર દેશદ્રોહીઓનાં કાળાં નામો હિંદના ઇતિહાસમાં વધારે જડી આવશે. જયચંદ, હાહુલીરાય, માધવ વગેરેનાં કૃત્યોની યાદ તાજી રાખવા માટે એવી વૃત્તિના પુરુષો હિંદમાં ઉપરા ઉપરી પાકે છે, એ દેશનું દુર્દૈવ છે. શિવાજી મહારાજે મુસલમાની સત્તાના જુલમની સામે કેડ કરી એ હિંદુને ન ગમે? પોતામાં શક્તિ ન હોય તો આવા પ્રજાકલ્યાણના કામમાં માણસ મદદ ન કરે એ ક્ષમ્ય ગણાય, પણ આવા કામમાં વિઘ્ન ઊભાં કરનાર, પથ્થર નાખનાર દેશદ્રોહીઓને પ્રભુને ત્યાં સજા થયા સિવાય તો નથી જ રહેતી. શિવાજી મહારાજની તૈયારી રોહીડેશ્વરની સભામાં ખુલ્લી જણાઈ આવી. ઘણા દેશમુખો અને માવળા આગેવાનો એમાં સામેલ હતા એ જાણી ઘણા અધકચરા હતા તે પણ પાકા બની ગયા. પ્રજા ઉપર થતા જુલમો અને અત્યાચાર અટકાવવા માટેની લડત માટે રોહીડેશ્વરની સભાના આશા આપનારા દેખાવો પછી શિવાજી મહારાજ ભારે અને મજબૂત તૈયારી કરવા મંડી પડ્યા. રોહીડેશ્વરની સભા પણ છૂપી હતી. તૈયારીઓ પણ બધી છૂપી ચાલી રહી હતી. રોહીડેશ્વરની સભામાં હિંદુત્વની લાગણીવાળા, હિંદુ ધર્મ માટેના જુસ્સાવાળા, ધારેલી યોજના શિર સાટે અમલમાં મૂકે એવી ખાત્રીવાળા અને પૂર્ણ વિશ્વાસના માણસોને જ ભેગા કરવામાં આવ્યા હતા. રોહીડેશ્વરમાં જુલમી સત્તાને તોડવાનો ઘાટ ઘડવા માટે ભેગા મળેલા વીર માવળાઓમાં એક દેશદ્રોહી દુશ્મન પાક્યો. એનામાં સ્વાર્થ ઊછળી આવ્યો અને નીચ વૃત્તિને વશ થઈ, એ માવળાએ રોહીડેશ્વરમાં બનેલા બનાવની સઘળી હકીકત બિજાપુરના બાદશાહને લખી મોકલી. પોતાના લખવાથી આખા સમાજનું, હિંદુ કોમનું, હિંદુસ્થાનનું, મનુષ્ય જાતિનું, એ દેશદ્રોહી કેટલું નુકસાન કરી રહ્યો હતો તેનું તે સ્વાર્થાંધને બિલકુલ ભાન ન હતું. આ કાળા કૃત્યના બદલામાં બાદશાહ તરફથી આ દેશદ્રોહીને કિંમતી પાઘડી કે જાગીર મળી હશે, પણ તેણે આખા દેશનું તો ભારે નુકસાન કર્યું ગણાય.

બિજાપુરના બાદશાહને શિવાજી મહારાજની તૈયારીઓ અને ગોઠવણની ખબર પડી. આ તૈયારીઓનો ભેદ પણ બાદશાહ પૂરેપુરો પામી ગયો હતો. કોઈ ચાડિયાએ રોહીડેશ્વરની સભાની બાદશાહને ચાડી કરી. રોહીડેશ્વરની ખબર સાંભળીને બાદશાહે શિવાજી મહારાજની યોજનાને મૂળમાંથી જ કચડી ના

વાનો વિચાર કર્યો અને શિવાજી મહારાજના મદદનીશો એટલે જે દેશમુખો મહારાજની યોજનામાં સામેલ હતા તેમને હર પ્રયત્ને ફોડવાનો કે દાબી દેવાનો અથવા તેમ ન બને તો તેમનો નાશ કરવાનો બાદશાહે વિચાર કર્યો. રોહીડખોરાના દેશમુખ દાદાજી નરસપ્રભુને બિજાપુર બાદશાહતના અધિકારી તરફથી તારીખ ૩૦ મી માર્ચ ઈ. સ. ૧૬૪૫ ને રોજ લખેલો (નીચે પ્રમાણેનો) પત્ર મળ્યો હતો.

'ઈજ્જત આસાર દાદાજી નરસપ્રભુ દેશપાંડે,

તાલુકા રોહીડખોરે અને વેલવંડખોરે.

જણાવવાનું કે શાહજી રાજાનો ફરજંદ શિવાજી રાજા, શાહ સાથે બેઈમાની કરી રહ્યો છે અને એણે બંડખોર માવળાઓને શાહની સામે ભેગા કર્યા છે. એ બધાએ તારા ગાળાના રોહીડેશ્વરના ડુંગરામાં આશરો લીધો હતો. એ શિવાજી રાજા રાજગઢનો જે કિલ્લો બથાવી પડ્યો છે તે પણ તારા જ ગાળામાં વેલવંડની નજીક આવેલો છે. શિવાજીએ ભેગા કરેલા લોકોમાં તું સામેલ હતો અને તું એ રાજાની કુમક કરે છે અને સીરવલીના અમારા અમીનના કબજામાં રહેતો નથી, એની દરકાર કરતો નથી અને ભરણું પણ એને ભરતો નથી. અમારા અમલદારોને તું બહુ મગરૂરીના જવાબો આપે છે એવી અમને ખબર મળી છે. આ કૃત્યો તારી ઈજ્જત આબરૂને શોભાવનારાં નથી તો તારે સદર અમીનની રૂબરૂમાં રજૂ થઈ જવું અને ભરણું ભરી દેવું. જો એમ કરવામાં નહિ આવે તો ખુદાવંતશાહ તને બિજાપુર લઈ જઈને ગરદન મારશે અને તારાં ઈનામો અને વતનો ખાલસા કરશે. આ બધી વાતો ધ્યાનમાં લઈ અમારા અમલદારની રૂબરૂમાં રજૂ થઈ જવું.

ઉપર પ્રમાણેનો પત્ર દાદાજી નરસપ્રભુને મળ્યો. પત્ર વાંચી ઘરડા નરસપ્રભુને બહુ ખેદ થયો. દુખની કલ્પના કરી વિચાર કર્યા પછી કૃતિ માટે તૈયાર થવું તેના કરતાં સંકટ સામે હિંમતથી બાથ ભીડવા તૈયાર થવું એ ઘણું જ અઘરું છે. આફતની કલ્પના કરી તેની સામે થવા તૈયાર રહેવું અને આફત આવીને ઊભી હોય ત્યારે તેની સામે થવું એમાં બહુ ફેર છે. આફતની કલ્પનાથી તૈયાર થયેલા ઘણા માણસોનાં દિલ આફત દેખીને ભાગી જાય છે. સંકટની કલ્પના કરી નરસપ્રભુ શિવાજી મહારાજ સાથે જોડાયા હતા છતાં સંકટ સામે આવીને ખડું થયું ત્યારે નરસપ્રભુના દિલને સહેજ ધક્કો તો લાગ્યો. નરસપ્રભુને લાગ્યું કે દુખની શરૂઆત થઈ ચૂકી. વતનવાડી ફનાફાતિયા થવાનો વખત આવી લાગ્યો. દુખ જ્યારે વિકરાળ રૂપ ધારણ કરીને દરવાજે આવીને ઊભું રહે ત્યારે હિંમત સાચવી રાખવી એ મહામુશ્કેલ કામ છે. એવે વખતે હિંમત ટકાવી રાખે તેની જ કિંમત છે. એ જ ખરો હિંમતવાળો ગણાય. ઘરડા નરસપ્રભુનું દિલ જરા દબાયું, પણ જુવાન દાદાજીએ બાપને હિંમત આપી. દાદાજી નરસપ્રભુએ બનેલી બધી હકીકતનો વીગતવાર પત્ર બિજાપુરના અધિકારીના હુકમની નકલ સાથે શિવાજી મહારાજ તરફ રવાના કર્યો અને આવા સંજોગોમાં શું કરવું તે માટે સલાહ માગી. શિવાજી મહારાજ તો ધૈર્યનો મેરુ હતા. આવાં આવાં સંકટોથી એ જરાયે ડગે એવા ન હતા. એમનામાં હિંમત હતી તેની સાથે પહોંચ પણ હતી. મગજ ઉપરનો કાબુ એ કોઈપણ સંજોગોમાં ખોતા નહિ. દાદાજીના પત્ર ઉપર વિચાર કરી તારીખ ૧૭ મી એપ્રિલ, ૧૬૪૫ ને રોજ નીચે પ્રમાણે જવાબ મહારાજે મોકલાવ્યો:—

' सिवाजी राजे.

रा. दादाजी नरसप्रभु देशपांडे व कुळ०

ता. रोहिरखोरे व वेलवंडखोरे चासी.

तुम्हास मेहेरबान वजिराचा विजापुराहून हुकुम आला तो ठाणे सिरवलीहून अमिनानी तुम्हा कडे पाठविला. त्याज वरुन तुमचे बाप नरसोबावा हवाल दिल जाले वगैरे कितेक बहुतेक लिहिले. त्यास शहासी बेमानगिरी तुम्हीव आम्ही कहीत नाही. श्री रोहिरेश्वर तुमचे खोरियातील आदि कुलदेव

तुमचा डोंगर माथा पठाराशर शेंद्री लगता स्वयंभू आहे. त्याणी आम्हास यश दिलेव पुढे तो सर्व मनोरथ हिंदवी स्वराज्य करुन पुरविणार आहे. त्यास बावास हवाल होउ नये. खामखा सांगावा आणि तुम्ही तो कागद घेउन सिताब हुजूर येणे. राजश्री श्री दादा पंताचे विद्यमाने बावाचे व तुमचे व आमचें श्री पासी इमान जाले ते कयम वज्र प्राय आहे, त्यां त अंतर आम्ही व आमचे वंशज लेकराचे लेकरी वतन वगैरे चाल विण्या विसी कमतर करणार नाही. हे राज्य व्हावेहे श्रीचे मनांत फार आहे या प्रमाणे बावचे मनाची खतरी करुन तुम्ही येणे. बहुत काय लिहिणे.'

ઉપરના પત્રનો ગુજરાતીમાં સાર નીચે મુજબ.

'શિવાજી રાજા તરફથી

રા. દાદાજી નરસપ્રભુ દેશપાંડે

તા. રોહીરખોરે તથા વેલવંડખોરે.

મેહેરમાન વજીરનો હુકમ બિજાપુરથી સિરવલીના અમીનની મારફતે તમારા ઉપર આવ્યો તે તમને મળ્યો તે જાણ્યું. આ હુકમ વાંચીને તમારા પિતા નરસી બાવા દિલગીર થયા છે વગેરે હકીકત તમે લખી તે પણ જાણી. જવાબમાં જણાવવાનું કે શાહની સાથે કોઈપણ જાતની બેઈમાની તમે કે અમે કોઈ કરતા નથી. તમારા ખોરાના શ્રી રોહીડેશ્વર સ્વયંભૂ મહાદેવ આપણને અનુકૂળ છે. એણે જ આજ સુધી આપણને યશ આપ્યો અને ભવિષ્યમાં પણ હિંદવી સ્વરાજ્ય સ્થાપન કરાવીને તે આપણને પૂરેપુરો જશ આપશે. તમારા પિતાને નાસીપાસ થવા દેતા નહિ. એમને ધીરજ આપજો અને તમે એ પત્ર સાથે તાકીદે રૂબરૂ આવીને મળશો. રાજે શ્રી દાદાજી પંતની સલાહથી તમે, હું અને તમારા પિતાજી ત્રણે એક બીજાની સાથે વચનોથી બંધાયા છીએ. એ વચનો તમારે દૃઢ કાયમ વજ્રપ્રાય સમજવાં. જે નક્કી થયું છે તેમાં અમો અથવા અમારા વંશજ અથવા તેમના બાળબચ્ચાં, વતનો વગેરે ચાલુ રાખવાની બાબતોમાં જરાયે ફેરફાર કરીશું નહિ. આપણે ધારીએ છીએ તેવા પ્રકારનું રાજ્ય કરવાનો ઈશ્વરી સંકેત છે. એવી પ્રભુની ઇચ્છા છે એવી રીતની તમે તમારા પિતાના મનની ખાત્રી કરીને તરત આવો. વધારે શું લખું ?'

અખત્યાર કરવાથી અસંતોષ વધે અને એક વખત તોફાન સળગે તો પછી બુઝાવવું બહુ ભારે થઈ પ' એમ હતું એની બિજાપુર બાદશાહ અને મુત્સદ્દીઓને બરોબર જાણ હતી. પુખ્ત વિચાર કરી બિજાપુર બાદશાહે શિવાજી મહારાજની સામે સખ્તાઈનું ધોરણ સ્વીકાર્યું નહિ, પણ જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં થીગડાં થીગડી કરી નિભાવવાની રીત સ્વીકારી. ઉપર પ્રમાણેનું ધોરણ બિજાપુરના મહમદ આદિલશાહે સ્વીકાર્યું હતું એમ બિજાપુરી અધિકારીએ તા. ૩૧ મી મે ૧૬૪૫ ને રોજ દાદાજી નરસપ્રભુ ઉપર જે હુકમ રવાના કર્યો, તે ઉપરથી જણાઈ આવે છે.

## પ્રકરણ ૮ મું

**૧. તોરણાગઢે સ્વરાજ્ય તોરણ.**
**૨. રાજગઢનો ઉદય.**
**૩. દાદાજી કોન્ડદેવની માંદગી અને મરણ.**
**૪. દાદાજીના મરણ પછીનો મામલો.**
**૫. સૂપા ઉપર સવારી–ચાકણ ઉપર ચડાઇ કોન્ડાણા કબજે.**
**૬. પુરંદરનું પતન.**

### ૧. તોરણાગઢે સ્વરાજ્ય તોરણ.

રોહીડેશ્વરની માવળાઓની સભા, પ્રતિજ્ઞા અને નિશ્ચય પછી શિવાજી મહારાજે પોતાની જાગીરના મુલકની બરોબર મજબૂતી કરવાનો વિચાર કર્યો. જડ ઘાલી બેઠેલી મુસલમાની સત્તાના બેફામ બનેલા અને છંછેડાયેલા અમલદારો મહારાજની જાગીરના મુલકોને ન સતાવી શકે તે માટે મહારાજે પોતાના મુલકનો પૂરતો બંદોબસ્ત કરવાનો વિચાર કર્યો. સિંહાજીની જાગીરની ઉત્તર દિશાએ મુગલોનો અહમદનગર પ્રાન્ત આવતો હતો. એ જાગીરના પશ્ચિમ ભાગનું રક્ષણ સૈહ્યાદ્રિ પર્વતની હાર અને ઘાડાં જંગલોએ કર્યું હતું. જાગીરના પૂર્વ ભાગના મોખરાની મજબૂતી બરોબર નહતી, પણ પૂર્વ દિશાએથી પૂના ઉપર ચડાઈ લાવવી એ બિજાપુરી લશ્કર માટે બહુ લાંબો માર્ગ અને અવળો રસ્તો થઈ પડે એમ હતું. હવે પ્રશ્ન રહ્યો દક્ષિણ ભાગનો. જાગીરના દક્ષિણ ભાગને જોઈએ તેવી મજબૂતી ન હતી, એટલું જ નહિ પણ જાગીરની દક્ષિણ દિશા તરફથી દુશ્મન દળ ચડાઈ કરે એવો સંભવ શિવાજી મહારાજને લાગવાથી એ ભાગની મજબૂતી શી રીતે કરવી તેની ગોઠવણના વિચારમાં શિવાજી મહારાજ પડ્યા હતા, ત્યારે તેમનું ધ્યાન દક્ષિણના મોખરા ઉપર આવેલા તોરણાગઢ તરફ ખેંચાયું. દક્ષિણ દિશા તરફથી મહારાજના મુલક ઉપર હલ્લો આવવાનો સંભવ હતો. દુશ્મન ધારે ત્યારે એ દિશાએથી મહારાજના મુલકો ઉપર બહુ સહેલાઈથી હુમલો લાવી શકે એમ હતું. મુસલમાની સલ્તનતને છંછેડતાં પહેલાં પોતાના ઘરની બરોબર મજબૂતી કરવાની અગમબુદ્ધિ મહારાજમાં હતી.

પોતાની નવી યોજના, કાર્યક્રમ, વગેરેનો પૂરેપુરો વિચાર કરી મહારાજે તોરણા કિલ્લો હર પ્રયત્ને કબજે કરી જાગીરના મુલકની મજબૂતી કરવાનો નિશ્ચય પોતાના ગોઠિયાઓને જાહેર કર્યો. સાધનસંપન્ન અને ભારે બળવાળી સલ્તનતોના સામના વારંવાર કરવા પડશે એનો વિચાર કર્યો અને સંખ્યાબળ સંબંધી પણ બરોબર ખ્યાલ કર્યો. જામેલી સલ્તનતને જમીનદોસ્ત કરવા યુક્તિપ્રયુક્તિની પરાકાષ્ટા કરીને પણ સાધનો મેળવવાનો મહારાજે વિચાર કર્યો અને એ વિચારમાં એમના ગોઠીયાઓએ એમને ટેકો આપ્યો. મહારાજે બહુ ઝીણી નજરથી સંજોગો તપાસ્યા અને જ્યારે એમણે જોયું કે સંજોગો બહુ વિચિત્ર છે અને હજુ આપણો પગ જમીન ઉપર બરોબર જામ્યો નથી ત્યારે તો બળ નહિ બતાવતાં કળથી કામ કાઢી લેવું જોઈએ. આવા સંજોગોમાં શક્તિને બદલે યુક્તિ જ વધારે લાભદાયક નીવડે છે.

(જુવો પાનું ૧૦૮)



તોરણાગઢનો વિજેતા
છ. શિવાજીરાજા ભોંસલે
તોરણાગઢે સ્વરાજ્યતોરણ બાંધ્યું.

Lakshmi Art, Bombay, 1.

સ્વરાજ્ય માટેની લડત શરૂ કરવાનો આ પહેલો જ પ્રસંગ હતો એટલે કિલ્લો તો લેવો પણ તે નુકસાનીમાં ઊતર્યા સિવાય, ભારે જોખમ ખેડ્યા સિવાય લેવો એવો મહારાજે નિશ્ચય કર્યો.

તોરણા કિલ્લામાં બિજાપુર બાદશાહનો એક કિલ્લેદાર રહેતો હતો અને બિજાપુરી મુલકના બચાવ માટે અને રાજ્યની વ્યવસ્થાને માટે આ કિલ્લા ઉપર કિલ્લેદારના કબજામાં નાનું લશ્કર બાદશાહ તરફથી રાખવામાં આવ્યું હતું. આ કિલ્લાની ટોચ ઉપર કિલ્લેદારને રહેવા માટે સર્વ પ્રકારની સગવડ રાખવામાં આવી હતી. લશ્કરને માટે પણ કિલ્લામાં જોગવાઈ હતી. બાદશાહી કિલ્લેદારો આ વખતે મોજશોખ અને એશઆરામને સ્વાધીન થઈ ગયા હતા. કિલ્લા ઉપર પોતાના રહેઠાણમાં રહેવું એ કિલ્લેદારને અડચણ ભરેલું લાગ્યું અને તેથી ચોમાસાની મોસમમાં કિલ્લા ઉપરનું પોતાનું રહેઠાણ મૂકી દઈ કિલ્લાની તળેટીમાં રહેવા લાગ્યો. શિવાજી મહારાજની ઝીણી નજરમાં આ બધી વાતો રમી રહી હતી. કિલ્લેદારના આ કૃત્યનો પૂરેપુરો લાભ ઉઠાવવાનો મહારાજે વિચાર કર્યો અને ચોમાસાની ઋતુમાં જ્યારે કિલ્લેદાર કિલ્લા ઉપર ન હોય ત્યારે કિલ્લો કબજે કરી લેવાનો નિશ્ચય કરી મહારાજે પોતાના ગોઠિયાઓની આ બાબતમાં સલાહ લીધી. આ બાબતમાં વિચાર અને મસલત ચલાવ્યા પછી મહારાજે સૂચવેલી યુક્તિ પ્રમાણે જ કિલ્લો કબજે કરવાનું બધાએ નક્કી કર્યું અને ચોમાસામાં એક દિવસે શિવાજી મહારાજ, તાનાજી માલુસરે, યેસાજીકંક અને બાજી પાસલકરને સાથે લઈ આસરે એક હજાર માણસ સાથે તોરણા ગયા અને કિલ્લાને કબજે કર્યો. આ કિલ્લો લેવામાં શિવાજી મહારાજને એક પણ માણસનો ભોગ આપવો પડ્યો ન હતો. લોહીનું એક પણ ટીપું પાડ્યા સિવાય શિવાજી મહારાજે તોરણાગઢ હતી તે કિલ્લાને દરવાજે સ્વરાજ્યનું તોરણ બાંધ્યું. આ પ્રસંગે મરાઠા સરદારોએ બહુ યુક્તિપૂર્વક કિલ્લેદારને હાથતાલી આપી ગઢ લીધો હતો.

આ કિલ્લાના બાદશાહી ખજાનામાં બે લાખ હોન નગદ હતી તે મહારાજને હાથ લાગી ( પ્રો. સરકારને ' શિવાજી ' પાનું ૩૨ ). આ કિલ્લો કબજે કર્યા પછી તેનું નામ તોરણા બદલીને " પ્રચંડગઢ " રાખવામાં આવ્યું.

પાછલા એક પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે શિવાજી મહારાજના દાદાને ભવાની દેવીએ દેખા દીધી હતી અને જમીનમાં દાટેલું ધન બતાવી તે ખોદીને લઈ જવા આજ્ઞા કરી હતી. આજ્ઞા મુજબ વર્તન કરતાં ધન મળી આવ્યું હતું. શિવાજી મહારાજને તો આ વખતે દેશના કામમાં ધનની ખરેખરી જરૂર હતી. શિવાજીના શબ્દો ઉપર માવળાઓ મરવા માટે મરણિયા બન્યા પણ લડાઈ માટે તેમનું લશ્કર ઊભું કરી તેમને તાલીમ આપ્યા સિવાય એકલી લાગણીથી કંઈ પણ બને એમ ન હતું. લશ્કર ઊભું કરવાનો વિચાર કરતાની સાથે જ હથિયારો ખરીદવાનો સવાલ ઊભો થયા સિવાય ન રહે અને એ બધા માટે ધનની જરૂર હતી. ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી પરગજુપણે પુરુષાર્થ આદરનાર પુરુષને ઈશ્વર હર પ્રયત્ને મદદ કરે છે, એની અનેક દાખલાઓથી સાબીતી મળે છે. શિવાજી મહારાજની બાબતમાં પણ તેમજ થયું. લશ્કર ઊભું કરવા માટે માણસો મળ્યાં પણ તેમને હથિયાર ક્યાંથી આપવાં એ ચિંતા મહારાજના મગજને સતાવી રહી હતી. શિવાજીનો સિતારો પણ આ વખતે સિકંદર હતો. ઈશ્વરની કૃપા હોય તો પ્રતિકૂળ સંજોગો પણ અનુકૂળ થઈ જાય છે.

તોરણાગઢમાં કેટલુંક સમારકામ કરવા જેવું હતું. તે કામ મહારાજે તરતજ હાથમાં લીધું. સમારકામ ચાલતું હતું તે વખતે ગઢની દિવાલ ખોદતાં શિવાજી મહારાજને પુષ્કળ ધન મળી આવ્યું ( કિંકેડ–પારસનિસ. પા. ૧૩૪ ).

શિવાજી મહારાજે તોરણા કિલ્લો કબજે કર્યાના સમાચાર બિજાપુરી કિલ્લેદારે બાદશાહને જણાવ્યા અને શિવાજીના આ કૃત્ય સામે કડવી ફરિયાદ કરી. શિવાજી બડી પહોંચેલી માયાનો હતો. એણે ઘટતો

ભોગ ધરાવીને બિજાપુર બાદશાહતના દરબારી દેવોને સાધી મૂક્યા હતા. કિલ્લેદારે મોકલેલી ખબર ઉપરથી બાદશાહતના અમલદારોએ શિવાજી મહારાજનો તેમના તોરણાગઢના કૃત્ય માટે જવાબ માગ્યો હતો. મહારાજે સમયને શોભે એવો જવાબ આપી ધૂંધવાતી આગ ઠંડી પાડી હતી. બિજાપુરના બાદશાહને જવાબ આપતાં મહારાજે કિલ્લેદારના સંબંધમાં પણ ભારે ફરિયાદ કરી હતી કેઃ—" કિલ્લેદાર બાદશાહ સલામતનો પગાર ખાય છે, કિલ્લેદાર તરીકે માન ખાટે છે, હોદ્દો ભોગવે છે, સત્તા ચલાવે છે, પણ પોતાની ફરજમાં તદ્દન બેદરકાર રહે છે. કિલ્લાની જવાબદારી માથે હોવા છતાં કિલ્લેદાર પોતાનું મથક છોડી એશઆરામ માટે તળેટીમાં રહે છે. પોતાની સગવડ અને સુખની ખાતર કિલ્લાને સૂનો મૂકે છે. આવા સંજોગોમાં આવા બેદરકાર કિલ્લેદારના હાથમાં કિલ્લો રાખવા કરતાં, મારા જેવા બિજાપુર દરબારનું હિત હૈયે રાખી કામ કરનારાના તાબામાં કિલ્લો રહે એ શું ખોટું છે ? " મહારાજને કિલ્લામાંથી જે ધન મળ્યું હતું તેમાંથી થોડું બાદશાહી અમલદારોમાં વહેંચ્યું. રૂપેરી અને સોનેરી થપ્પડો બહુ અસરકારક નિવડ્યાનો અનુભવ ઘણાને થયો હશે. આ બાબતમાં તે જમાનાની અને આજની સ્થિતિમાં બહુ ફેર નથી દેખાતો. નાણાં વહેંચાયાં એટલે મોં બંધ થયાં. શિવાજી મહારાજ સામેની કિલ્લેદારની ફરિયાદ દફતરે પડી અને કિલ્લેદારને ઠપકાનું ઈનામ મળ્યું ( કાફીખાન. ઈલીયટ ડાઉસન વૉલ્યુમ ૭. પા. ૨૫૭ ).

કિલ્લો તો કળથી કબજે કરી યુક્તિથી પચાવ્યો પણ કિલ્લાની આજુબાજુની અને નજીકની જમીનો ઉપર મહારાજની નજર ચોંટી જ હતી. એ જમીનો પણ કડવાશ કે ખટાશ કર્યા સિવાય યુક્તિ પ્રયુક્તિથી કબજે લઈ જાગીરમાં જોડી દેવાનો મહારાજનો મનસૂબો હતો. મનમાં આવેલા વિચારો આ વખતે પાર પાડવાનું ધારી એ જમીનોની જે આવક બિજાપુર બાદશાહને દર વરસે મળતી હતી તેથી વધારે રકમ બિજાપુર દરબારને આપવાનું કબૂલ કરીને શિવાજી મહારાજે એ જમીનો બાદશાહ પાસેથી મેળવી પોતાની જાગીરમાં જોડી દીધી.

તોરણા કિલ્લામાંથી મહારાજને જે ધન મળ્યું હતું તેમાંથી બહુ જ થોડું એમણે બિજાપુરના અમલદારોને વહેંચી દીધું અને પછી જે બાકી રહ્યું તે ધન મહારાજે પોતાના એશઆરામ, મોજમજા અને વૈભવ વધારવામાં ન વાપર્યું. " **तेरे पूंन तेरे द्वार** " એ વૃત્તિવાળા મહારાજ હોવાથી અને એમની નજર આગળ હિંદવી સ્વરાજ્ય સ્થાપવાનો પ્રશ્ન જાગૃત જ્યોતિની માફક સામે જ હતો તેથી બાકીના ધનનો ઉપયોગ સ્વરાજ્ય સ્થાપવા માટેનાં સાધનો મેળવવાના કામમાં વાપરવાનું નક્કી કર્યું.

મહારાજે મહારાષ્ટ્રમાં ફરી ફરીને માવળા લોકોમાં હિંદુત્વનો જુસ્સો પેદા કર્યો હતો. ધર્મરક્ષા માટે મરવા માવળાઓ તૈયાર થયા હતા. મુસલમાની સત્તા તોડવા માટે લડવા તૈયાર કરવામાં આવતા લશ્કરમાં જોડાવા માવળાઓ એક પગે તૈયાર થઈ ગયા હતા, પણ લશ્કર ભેગું કર્યા પછી લડાઈ પ્રસંગે જોઈતાં સાધનોનો તદ્દન અભાવ હતો તેથી જોઈતાં હથિયારો, તોપો, દારૂગોળો, વગેરે સાધનો ખરીદવામાં એ ધન વાપરવામાં આવ્યું. બાદશાહતની સામે શિવાજી મહારાજે જંગ માંડ્યો હતો એટલે હથિયાર અને દારૂગોળો તૈયાર રાખ્યે જ છૂટકો હતો. લડાઈનાં સાધનો ખરીદવામાં આવ્યાં અને તે ખરીદ કરતાં બાકી રહેલું ધન લશ્કર ઉભું કરવાના તથા રાજગઢ કિલ્લો બાંધવાના કામમાં આવ્યું. મુસલમાની સત્તા તોડી દેશમાં સ્વરાજ્ય સ્થાપવાની યોજના શિવાજી મહારાજે ઘડી હતી. તે યોજના પોતાના ગોઠીયાઓને સમજાવી તેમના અભિપ્રાય અને મત લીધા હતા. તે યોજનાને માતા જીજાબાઈનો પૂર્ણ ટેકો અને આશીર્વાદ હતો. તે યોજના કૃતિમાં ઉતારનારૂં મહારાજનું પહેલું કૃત્ય યુક્તિ અને કળથી તોરણાગઢનો કબજો લીધો એ હતું. મહારાજે તોરણાગઢ ઈ. સ. ૧૬૪૬ ની સાલમાં એટલે પોતાની ૧૯ વર્ષની ઉંમર હતી ત્યારે લીધો હતો.



( चित्रकार—श्रीमंत बाळासाहेब पंत प्रतिनिधि. )

शिवे मावळाओने सिपाही बनाव्या.

औंध स्टेट प्रेस.

( जुवो पानुं ११० )

## ૨. રાજગઢનો ઉદય.

તોરણાગઢનો મહારાજે કબજો લીધો તેથી બેવડો ફાયદો થયો. એક તો જાગીરના મુલકની પોતાની ધારણા મુજબ મજબૂતી થઈ અને બીજું તોરણા કબજે કર્યાથી એ ગાળાના મુસલમાની અમલદારનું પાણી તોલાઈ ગયું. શિવાજી મહારાજના આ કૃત્યની લોકો ઉપર સારી અસર થઈ અને મહારાજની નવી યોજનાને આડકતરી રીતે ઉત્તેજન મળ્યું. શિવાજી મહારાજના આ હિંમતભર્યા કૃત્યે તે કાળના મહારાષ્ટ્રના યુવકોનું ધ્યાન ખેંચ્યું. તાજા અને ચડતા લોહીના હિંમતવાન નવજુવાનોને લાગ્યું કે મહારાજે શરૂ કરેલા હિંદુત્વ બચાવના કામમાં પોતાનો ફાળો આપવો જોઈએ. મુસલમાન સત્તાધીશોના હિંદુઓ ઉપરના અત્યાચાર, અન્યાય અને જુલમને લીધે જુલમી સત્તા વિરુદ્ધ જુવાનિયાઓનાં લોહી તો ઊકળી રહ્યાં હતાં, પણ એમને દોરનારની ખોટ હતી. શિર સાટે મોડ બાંધવા કોઈ તૈયાર થતું ન હતું. મહારાજ તે કામ માટે તૈયાર થયા એ જોઈ એમના કામમાં મદદરૂપ થઈ પડવાનું જુવાનિયાઓએ નક્કી કર્યું. શિવાજી મહારાજનાં કામોમાં સામેલ થવાનો ઘણા જુવાનોએ વિચાર કર્યો. નીચેના યુવકો તો મહારાજની નવી-યોજનામાં જોડાયા. આ યુવકોએ ઉચ્ચ ભાવનાથી પોતાની સેવા શિવાજી મહારાજને ચરણે સાદર કરી અને મહારાજના કામમાં આ યુવકો બહુ મદદરૂપ નીવડ્યા હતા.

ભોંસલે કુટુમ્બની જાગીરની વ્યવસ્થા કરનાર સિંહાજી રાજા ભોંસલેના દીવાન, કિલ્લે કોન્ડાણાના સુબેદાર રા. દાદાજી કોન્ડદેવે જાગીરની વ્યવસ્થા માટે કેટલાક બહુ કાબેલ અને ચુનંદા મુત્સદ્દીઓને ખોળી લાવીને જાગીરની નોકરીમાં રાખી, મુલકની સુંદર આબાદી કરી, નમુનેદાર વ્યવસ્થા કરી હતી. આ ચુનંદા મુત્સદ્દીઓના દીકરાઓ અને બીજા કેટલાક મહારાષ્ટ્રના પાણીદાર યુવાનોને શિવાજી મહારાજની નોકરીમાં જોડાઈ, હિંદુત્વનું રક્ષણ કરનારી નવી સત્તા સ્થાપવાના કામમાં મદદરૂપ બનવાની ઇચ્છાથી મહારાજને ચરણે પોતાની સેવા અર્પણ કરવાનો વિચાર થયો. ઘણા બ્રાહ્મણ, પ્રભુ અને માવળા યુવાનો જુલમી સત્તાને તોડવાના શુદ્ધ હેતુથી મહારાજની નોકરીમાં દાખલ થયા. તોરણા કબજે કર્યા પછી ઘણા જુવાનિયાઓ શિવાજી મહારાજની નોકરીમાં જોડાયા તેમાં નીચેના યુવકોએ મહારાજની, મહારાષ્ટ્રની, હિંદુત્વની અને તે દ્વારા આખા ભરતખંડની ભારે સેવા કરી હતી. એ યુવાનોનાં મુબારક નામો નીચે પ્રમાણે છેઃ—

(૧) મોરો ત્રીંબક પીંગળે (૨) અણાજી દત્તો (૩) નિરાજી પંડિત (૪) રાવજી સોમનાથ (૫) દત્તાજી ગોપીનાથ (૬) રઘુનાથપંત અને ગંગાજી મંગાજી.

તોરણા કબજે લીધા પછી અને તેની આજુબાજુની જમીનો મેળવ્યા પછી મહારાજની નજર તોરણાગઢના અગ્નિ ખુણામાં આસરે ત્રણ માઈલ દૂર આવેલા મુરબાડ અથવા મુરાદેવ અથવા દુર્ગાદેવીના ડુંગર તરફ વળી તે ડુંગર ઉપર એક કિલ્લો હતો. તેને કબજામાં લઈ, મુલકની મજબૂતી વધારવાનું મહારાજને શ્રેયસ્કર લાગ્યું. તે ડુંગરને પોતાના તાબામાં લઈ, કિલ્લાને દુરસ્ત કરવાનું કામ મહારાજે શરૂ કરાવ્યું. કામ બહુ તાકીદે ચાલતું હતું. એ કિલ્લામાં ત્રણ નવી માંચીઓ બંધાવી અને તેને સુવેળા, સંજીવની, અને પદ્માવતી નામ આપ્યાં. આ કિલ્લો તાકીદે તૈયાર કરવાનું કામ મહારાજે પોતાના વિશ્વાસુ અને કિલ્લાઓના કામના કાબેલ એવા રાજેશ્રી મોરે ત્રીંબક પીંગળેને સોંપ્યું. મહારાજનું ફરમાન માથે ચડાવી, મોરોપંતે કિલ્લો તૈયાર કરવાનું કામ ધમધોકાર ચલાવ્યું. આ કિલ્લો રાજગઢ કિલ્લાને નામે ઓળખાય છે.

કેટલાક ઇતિહાસકારો લખે છે કે ડુંગર કબજામાં લઈ શિવાજી મહારાજે તેના ઉપર કિલ્લો બંધાવ્યો, પણ કિલ્લો નવો બંધાવવાનું મહારાજે શરૂ કર્યાનું સંભવતું નથી. કિલ્લો ભાગી તૂટી હાલતમાં હયાત હશે. તેને ઉત્તમ રીતે સમારી મજબૂત કર્યો હોય એજ સંભવે છે. રાજગઢ કિલ્લાના સંબંધમાં

પ્રો. રાજવાડેનો અભિપ્રાય નીચેની મતલબનો છે. " કિલ્લો કંઈ ઝટપટ બંધાતો નથી, તેથી રાજગઢની શરૂઆત તોરણા કબજે કરતાં પહેલાં થયેલી હોવી જોઈએ. રાજગઢ બાંધ્યા પછી તોરણા સહજ હાથમાં આવી ગયો. " મુરબાડ અથવા દુર્ગાદેવીના ડુંગરની માગણી શિવાજી મહારાજે બાદશાહ પાસે કરી હોત તો સિંહાજીની દરમિયાનગીરીથી અમે ભલામણથી મહારાજ એ ડુંગર બહુ સહેલાઈથી મેળવી શકત. પણ શિવાજીએ એ રસ્તો ન લીધો અને બાદશાહને જણાવ્યા સિવાય ડુંગર કબજે કરી, કિલ્લો દુરસ્ત કરી, નવી માંચીઓ બાંધવાનું સાહસ ખેડયું. શિવાજીએ લીધેલો રસ્તો દાદાજી કોન્ડદેવને ન ગમ્યો. કડવાશ પેદા કર્યા સિવાય કળે કળે જેટલું કામ સધાય તેટલું સાધવું એ વૃદ્ધ દાદાજીનો રસ્તો હતો.

શિવાજી મહારાજે આરંભેલી આ હીલચાલ કેટલીક બાબતમાં દાદાજીને અંતઃકરણથી ગમતી અને દાદાજી તેને હરેક રીતે ઉત્તેજન પણ આપતા. શિવાજી મહારાજની મુસલમાની સત્તા તોડી પાડવાની નવી યોજનાના સંબંધમાં દાદાજી તદ્દન મક્કમ નહોતા રહી શક્યા. આ બાબતમાં વૃદ્ધ દાદાજીના વિચારો હીંચકા ખાતા હતા. દાદાજી કોન્ડદેવની એવી પણ ઈચ્છા ખરી કે શિવાજીએ બિજાપુરના દરબારમાં રહી નામના મેળવવી, કીર્તિ સંપાદન કરવી અને પોતાની હિંમત હોશિયારીથી ઊંચી પદવી પામી, ધારેલી મતલબ ધીમે ધીમે હાંસલ કરવી. દુર્ગાદેવીના ડુંગર ઉપરના રાજગઢને સમરાવી ત્યાં નવી માંચીઓ બંધાવી એ કૃત્ય દાદાજીને ન ગમ્યું. મહારાજના આ કૃત્યથી દાદાજી નારાજ થયા હતા. આ કૃત્ય માટે દાદાજીએ મહારાજને ઠપકો પણ આપ્યો હતો. શિવાજી મહારાજને દાદાજી માટે ભારે માન હતું એટલે એ એમના ઠપકાથી ઉશ્કેરાઈ દાદાજીનું અપમાન કરે એવા અવિચારી ન હતા. પાણી બહુ તીખું હતું. કોઈનું જરા પણ સાંખે એમ ન હતું, છતાં જેને વડિલ માન્યા તેમનો તોલ એ બરોબર રાખી શકતા હતા.

વડિલ માનીને દાદાજીને શિવાજી મહારાજ પૂરેપુરૂં માન આપતા. એમની સામે બોલતા નહિ. એમનું અપમાન કરતા નહિ, અને એ જ્યારે ઠપકો દે ત્યારે સહનસીલ બનીને સાંખતા. દાદાજીએ આપેલો ઠપકો શાંતિથી શિવાજી મહારાજે સાંભળી લીધો, પણ તેથી એ પોતાના નિશ્ચયથી જરાપણ ડગ્યા નહિ. મહારાજ બચપણથી જ બહુ મક્કમ સ્વભાવના હતા. રાજદ્વારી દૃષ્ટિથી પૂરેપુરો વિચાર કરી એમણે આ સાહસ ખેડયું હતું અને વિચારપૂર્વક એક વખત કરેલો નિશ્ચય કોઈની ઈતરાજીને કારણે કે કોઈ ઠપકો દે તેથી ફેરવે એવા સ્વભાવના એ ન હતા. દાદાજીનો ઠપકો, મહેણાં, ઈતરાજી, મહારાજે મૂગે મોઢે સહન કર્યાં, પણ પોતાના વિચારમાં એ તદ્દન મક્કમ રહ્યા. રાજગઢની બાબતમાં મહારાજને તેમની માતા જીજાબાઈનો પૂરેપુરો ટેકો હતો. દાદાજીનું દિલ મહારાજે જાણી લીધું હતું. આ બાબતમાં એમની ઈતરાજીની પણ મહારાજને પૂરેપુરી ખબર હતી પણ દાદાજીની બહાલ મરજી મેળવવા કરતાં કિલ્લો તૈયાર કરવાની જરૂરિયાત એમને વધારે મહત્ત્વની લાગી, તેથી દાદાજી પ્રત્યે માન અને પ્રેમ હોવા છતાં, તેમના ગુસ્સાની દરકાર ન રાખતાં શિવાજી મહારાજે કિલ્લાનું કામ તાકીદે પૂરૂં કરવા માટે મોરોપંત પિંગળેને ખાસ ખબર આપી.

દાદાજી કોન્ડદેવે આ વાત જાણી અને આ કૃત્યનું પરિણામ માઠું આવશે અને પરિણામે માલીકની જાગીરને નુકસાન થશે, એમ સમજી આ નિમકહલાલ વૃદ્ધ દાદાજીએ શિવાજી મહારાજને મનાવવાના પ્રયત્નો શરૂ કર્યા. જાગીરના વજનદાર માણસોને દાદાજીએ ભેગા કર્યા અને મહારાજને તેમની મારફતે સમજાવવાનું શરૂ કર્યું. મહારાજ પોતાના વિચારમાં મક્કમ હતા અને દાદાજીના આ બધા પ્રયત્નો ફોગટનાં ફાંફાં હતાં. દાદાજી પ્રત્યે શિવાજીને માન હતું, પણ તે કરતાં વધારે લાગણી એમને હિંદુત્વને માટે હતી અને એ લાગણી એવી જાજ્વલ્યમાન અને ઊંડી હતી કે હિંદુત્વના રક્ષણના નિશ્ચયમાં એ જરાએ ફરતા નહિ. દાદાજીને ઘણું માઠું લાગ્યું પણ શું કરે ? શિવાજી મહારાજનાં આ કૃત્યો સંબંધી એક વીગતવાર પત્ર દાદાજીએ સિંહાજી તરફ રવાના કર્યો હતો. આ પત્ર પહોંચ્યા પછી પણ સિંહાજીએ શિવાજી

મહારાજનાં કૃત્યો માટે કોઈપણ જાતનાં પગલાં લીધાનું જણાયું નથી. તે ઉપરથી એમ અનુમાન કાઢી શકાય કે શિવાજીનાં આ કૃત્યો તરફ સિંહાજીએ આંખ આડા કાન કર્યા હોય. બીજું અનુમાન એ પણ કાઢી શકાય કે સિંહાજી તે વખતે લડાઈ, ઘેરા અને મુલકો જીતવાની ધમાલમાં ગરકાવ થઈ ગયા હતા એટલે આ પત્ર ઉપરથી પગલાં લેવાનો એમને વખત જ નહતો.

રાજગઢ કિલ્લાની હકીકત બિજાપુરના બાદશાહે જાણી. રાજગઢ કિલ્લો કબજામાં લઈ, તેને સમરાવી માંચીઓ વગેરે બાંધી, એ સર્વ બીના બિજાપુર પહોંચી એટલે દરબારમાં ભારે ખળભળાટ મચ્યો હતો. શિવાજી મહારાજનાં કૃત્યોથી બિજાપુર બાદશાહના મનમાં મહારાજ સંબંધી જે વહેમ ભરાયો હતો તે વધારે ને વધારે મજબૂત થતો ગયો. બિજાપુર બાદશાહની આંખમાં શિવાજી હવે ખૂંચવા લાગ્યો. બાદશાહને પોતાનાં કૃત્યોથી વહેમ આવ્યો છે એ વાત મહારાજે જાણી અને તેથી મહારાજે બિજાપુર બાદશાહને જવાબ આપ્યો કે "અમારી જાગીરના મુલકના બંદોબસ્ત માટે આ કિલ્લાની ખાસ જરૂર છે અને અમારો મુલક સચવાશે એ સરકારને જ ફાયદો થવાનો છે." (મ. રિ. પા ૨૦૦).

મહારાજના આ જવાબથી બાદશાહ અથવા તેના મુત્સદ્દીઓ જરા પણ ભોળવાય એમ નહતા. એ બધું સમજતા હતા. બાદશાહ ચેતી ગયો હતો પણ બાદશાહ પોતે અને બિજાપુરી સરદારો સિંહાજીની શક્તિથી વાકેફ હતા. શિવાજીને કચડવા જતાં સિંહાજી છંછેડાઈ ને વખતે બાદશાહી કચડી નાખે એવો બિજાપુરી સત્તાધીશોને અને ખુદ બાદશાહને પોતાને અંદરખાનેથી ભય હતો. આવી સ્થિતિ હોવાથી સિંહાજીને દુશ્મન બનાવ્યા સિવાય, કળેકળે શિવાજીને પોતાની સત્તા સામેની હીલચાલમાં આગળ વધતો અટકાવવાનાં પગલાં બહુ સંભાળપૂર્વક ભરવામાં આવતાં હતાં. સિંહાજી પણ આ બાબતમાં આબાદ ખેલ ખેલી રહ્યા હતા. શિવાજી મહારાજનાં આ કૃત્યો માટે બિજાપુર બાદશાહે સિંહાજીનો પણ જવાબ માગ્યો હતો.

રાજગઢની બાબતમાં શિવાજી મહારાજના સંબંધમાં દાદાજી કોન્ડદેવે સિંહાજી તરફ ફરિયાદ લખી મોકલી. બિજાપુરના બાદશાહે આજ બાબતમાં સિંહાજીનો જવાબ માગ્યો. બિજાપુર દરબારમાં લેમેલ થઈ રહી. કેટલાક મુસલમાન સરદારોનાં ભવાં ચઢચાં પણ સિંહાજી જરા પણ ગભરાયો નહિ. આ બધી બાબતો બની પણ સિંહાજીને તો જરા પણ બીવા જેવું, કે ગંભીર બનવા જેવું લાગ્યું જ નહિ. શિવાજી મહારાજનાં આ કૃત્યો તરફ સિંહાજીએ પોતે કોઈપણ રીતે અણગમો બતાવ્યો નહિ. આ બધી બાબતોનો વિચાર સિંહાજીએ બહુ ઠંડે મગજે કર્યો અને જરાપણ ગુસ્સો કર્યા સિવાય બાદશાહના મનનું સમાધાન થાય એવો એક પત્ર લખી બિજાપુર બાદશાહ તરફ રવાના કર્યો.

વિચાર કરતાં સિંહાજીને લાગ્યું કે વાતાવરણ પોતાની વિરુદ્ધનું છે એટલે આ વખતે કિલ્લાનું સમારકામ થોભાવવા માટે શિવાજીને જણાવવા દાદાજીને પત્ર લખવો એ માર્ગ કલ્યાણકારક નીવડશે, એટલે સિંહાજીએ દાદાજી ઉપર પત્ર લખી રાજગઢ કિલ્લાનું કામ હાલમાં મોકુફ રાખવા સૂચના કરી.

### ૩. દાદાજી કોન્ડદેવની માંદગી અને મરણ.

જેવી રીતે કોઈ પણ માણસની ખાનદાની તેનાં માબાપ અને વડવાઓના ખમીર ઉપર આધાર રાખે છે તેવી જ રીતે માણસનું ચારિત્ર તેના બાળપણમાં તેનું જીવન ઘડનાર ઉપર આધાર રાખે છે. પુરુષના ઉત્તમ ચારિત્ર્ય માટે, તેના પરાક્રમીપણા માટે, તેના પરાક્રમો માટે, તેની કાર્યકુશળતા અને કાર્યદક્ષતાને માટે ખરા ધન્યવાદ તો તે માણસોને ઘટે છે કે જેમણે એ કુમળી ડાળ એની કુમળી વયમાં જ બરોબર વાળવાનો પ્રયત્ન કર્યો હોય. માણસનું જીવન ઘડવા માટે જવાબદાર તેનાં માબાપ, વાલી, ગુરુ, ગોઠિયા અને સ્નેહી સાથીઓ હોય છે. આપણા ચરિત્રનાયકના રાજકીય જીવન તરફ નજર કરીએ તો આપણે જોઈ શકીશું કે મહારાજે જે કામ હાથ ધર્યું હતું તે માટે સંજોગો તદ્દન પ્રતિકૂળ હતા પણ

દેશને સારે નસીબે એમનું જીવન ઘડવા માટે અનુકૂળ અને નમુનેદાર માણસો ભેગા થયા હતા. શિવાજી મહારાજના જીવનસાફલ્ય માટે કેટલીક વ્યક્તિઓને માન ઘટે છે, તેમાં દાદાજી કોન્ડદેવ અગ્રસ્થાન લે છે. શિવાજી મહારાજને ઉચ્ચ વિચાર અને સુંદર શિક્ષણ આપી સાચા નાગરિક બનાવવા માટે દાદાજી કોન્ડદેવને જશ આપતાં કોણ અચકાય? મહારાજને માટે લશ્કરી તાલીમની ઘટતી જોગવાઈ કરી, રાજકાજમાં તેમને કુશળ અને મુત્સદ્દીપણામાં નિપુણ બનાવવા માટેનું માન મોટે ભાગે દાદાજીને મળે છે. મહારાજમાં ક્ષત્રિયત્વ જગાડવાનું, હિંદુત્વ માટે ખરી લાગણી ઊભી કરવાનું, ધર્મ, પ્રજા તથા દેશ ઉપર થતા અત્યાચાર અટકાવવા માટે જુલમી સત્તા તોડી નવી સત્તા સ્થાપવાના વિચારો રેડવાનું અને મહારાજને એક પરાક્રમી, હિંમતવાન, સાહસિક અને કુશળ સૈનિક બનાવવાનું જેટલું માન માતા જીજાબાઈને ઘટે છે તેટલું જ માન, મહારાજને એક ઉત્તમ મુત્સદ્દી, તાલીમ પામેલો યોદ્ધો, રાજ ચલાવવામાં કુશળ, અને પ્રજાને કલ્યાણકારક નીવડે એવી પદ્ધતિ રાજકાજમાં દાખલ કરનાર રાજા બનાવવા માટે, દાદાજીને ઘટે છે.

દાદાજી કોન્ડદેવ અને ભોંસલે કુટુંબનો સંબંધ બહુ જૂનો હતો. હિંગણી બેર્ડી, દઉળગાંવ, મલઠણ વગેરે ગામની પટલાઈ જ્યારે ભોંસલેએ ખરીદી ત્યારે દાદાજી મલઠણનો કુલકરણી હતો. એમના જિંદગીનો મોટો ભાગ ભોંસલે કુટુંબની સેવામાં જ ગયો હતો એમ કહી શકાય. સિંહાજીએ દાદાજી કોન્ડદેવનું પાણી પારખીને જ પોતાના દીકરા શિવાજીને તાલીમ માટે બચપણથી જ એમને હવાલે કર્યો હતો. ભોંસલે કુટુંબના તેઓ વફાદાર નોકર હતા.

શિવાજી મહારાજે જ્યારે તોરણા અને રાજગઢ કબજે કર્યા ત્યારે દાદાજીની ઉમર આસરે ૭૦ વરસની હતી. વૃદ્ધાવસ્થામાં પણ દાદાજીને પોતાના માલીકના હિતની ચિંતાઓ રહ્યાજ કરતી હતી. રાજગઢના સંબંધમાં સિંહાજીને દાદાજીએ પત્ર લખ્યો હતો તે પત્ર પછી, દાદાજીની તબિયત લથડવા માંડી હતી. દાદાજી શિવાજી મહારાજની નવી યોજનાના વિરોધી ન હતા, પણ મહારાજની યોજના પાર પાડવામાં વખત આવે તો સર્વસ્વ હોમવા મહારાજ તૈયાર થઈ ગયા હતા એ દાદાજીને ગમ્યું ન હતું. દુનિયાના અને સંસારના અનુભવી માણસો સહેલાઈથી સમજી શકશે કે આવી પ્રકૃતિના માણસો ઘણા હોય છે. દરેક સમજુ માણસ શુદ્ધ હેતુથી યોજાયેલી ઉત્તમ યોજનાની તરફેણમાં હોય છે. સુંદર હીલચાલ હોય તેને સીધી કે આડકતરી મદદ કરે, તે હીલચાલને માટે ત્યાગ કરવા તૈયાર થયેલાઓનાં મુક્તકંઠે વખાણ પણ કરે, અંતઃકરણથી એ હીલચાલને યશ ઇચ્છે, પણ પોતાનો દીકરો એ હીલચાલમાં ભાગ લે તો તે ન ગમે, એવી પ્રકૃતિના ઘણા માણસો હોય છે. પ્રજાને કલ્યાણકારક નીવડનારી હીલચાલને મદદ કરવા તૈયાર થનારા ઘણા નીકળે પણ એવી રીતે તૈયાર થયેલા ઘણાઓમાંથી એ હીલચાલ માટે સર્વસ્વનો ભોગ આપવાનો પ્રશ્ન ઊભો થાય ત્યારે પોતાના વિચારોમાં મક્કમ રહી ભોગ આપવા તૈયાર [illegible] ઘણા ઓછા નીકળે. શિવાજીનો ઉદય થાય અને ભરતખંડનો એ મહાપરાક્રમી પુરુષ થાય એવી [illegible] હતી. પોતે તનમન દઈને કેળવેલો વિદ્યાર્થી પરાક્રમી પાકે એવી ઇચ્છા ક્યા ગુરુની કે શિક્ષકની ન હોય? મહારાજે આરંભેલા કામમાં કેટલીક વખતે દાદાજીએ ટેકો આપ્યો છે. મહારાજની કેટલીક રીતો એમને ગમતી નહિ. દાદાજી જૂની ઘરડના, ઘડાયલા, અનુભવી, પાકટ પુરુષ હતા. એમને નવયુવાન શિવાજી મહારાજનાં ક્રાંતિકારક પગલાં કેટલીક વખતે ન ગમે એ સ્વાભાવિક છે. મહારાજના રસ્તા ખરા હોય છતાં ઘરડા માણસને એ ન રૂચે એ બનવાજોગ છે. મહારાજ હિંદુત્વની ભારે સેવા ઉઠાવી રહ્યા છે, હિંદુત્વ માટે શિરસાટે એમણે લડત ઉપાડી છે અને એ હવે મેદાને પડ્યા છે એટલે એમનો જય થાય તે માટે તનતોડ મહેનત કરવા દાદાજી તૈયાર હતા. શિવાજી મહારાજ બચપણથી દાદાજી પાસે જ રહ્યા અને મોટા થયા એટલે દાદાજીને મહારાજ માટે અંતઃકરણમાં અગાધ પ્રેમ હોય એ કહેવાની જરૂર ન હોય. મહારાજને પણ દાદાજી માટે અપ્રતિમ માન અને પ્રેમ હતાં.



**દાદાજી કોન્ડદેવનો અંત સમય.**

**દાદાજી:**—'શિવાજી! મને આ વૃદ્ધ ડોસાને યાદ કરીને દુઃખી થતો નહિ. મને ભુલી જજે પણ મારા શબ્દો નિરંતર યાદ રાખજે. વિજયનો વાયુ બહુ વિપારી હોય છે તેનું ભુલતો નહિ. ધર્મનું અભિમાન રાખજે—પણ સત્તાનો ગર્વ ન રાખતો. દુશ્મનથી ડરતો નહિ. આફતથી હિંમત હારતો નહિ. પ્રસંશાના ગલગલીઆનો તુ ભોગ બનતો નહિ. તારો ઉદય કાળ થતા આજના તારા સંકટ સમયના સાથીઓને ભુલતો નહિ. ચડતી આવતાં પણ પડતીને ન ભુલવી એ ભોંસલે કુટુંબનું ભુષણ છે.'

Lakshmi Art, Bombay, 8.

દાદાજી માંદગીને બિછાને પડ્યા. દાદાજીને પિતાસ્થાને ગણીને શિવાજી મહારાજે એમની આદરપૂર્વક સેવા ચાકરી કરી. મહારાજની ચાકરી અને માવજત જોઈ મરણને બિછાને પડેલા વૃદ્ધ દાદાજીને સંતોષ થયો. જેણે અંતનો વખત સાધ્યો તેણે સર્વ જીવન સાધ્યું એમ કહેવાય છે. શિવાજીએ અંતનો વખત સાધ્યો હતો. માંદગીને બિછાને પડેલા પિતાની એક કર્તવ્યનિષ્ઠ છોકરો જેટલી કાળજી રાખે અને જે બરદાસ કરે તેટલી કાળજી મહારાજે દાદાજીની રાખી અને બરદાસ કરી.

દાદાજીની માંદગી દિવસે દિવસે વધતી જ ગઈ. દાદાજીને માટે મહારાજે દેશપરદેશથી વૈદ્યો અને ધન્વંતરિ બોલાવ્યા હતા. સર્વે થાક્યા અને માંદગી વધતી ગઇ. દાદાજીને લાગ્યું કે હવે એમનો અંત સમીપ આવતો જાય છે. પોતાના વહાલા શિવાજીને આખરનો આશીર્વાદ અને અંતની શિખામણ આપવાની ઘડી આવી પહોંચી છે એમ દાદાજીને લાગ્યું. દાદાજીએ જાગીરના બધા જવાબદાર અમલદારો, ગોઠિયાઓ, વિશ્વાસુ ચાકરો, નિમકહલાલ નોકરો, મહારાજના મદદગારો, વગેરેને બોલાવ્યા. દાદાજીએ ભેગા મળેલા બધાઓને, શિવાજી મહારાજને જીવને ભોગે પણ વફાદાર રહેવા સમજાવ્યુ. પોતાના માલિકે જે કામ આરંભ્યું છે તેમા તનમન ધનથી મદદ કરવા દાદાજીએ કહ્યુ. પછી વૃદ્ધ દાદાજીએ આંખમા આંસુ સાથે મહારાજના માથા ઉપર હાથ ફેરવી અંતઃકરણથી આશીર્વાદ આપ્યા. હિંદુધર્મના ઉદ્ધારને માટે, હિંદુ સ્ત્રીઓની ઈજ્જત બચાવવા માટે, હિંદુ દેવમંદિરોના રક્ષણ માટે, ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન કરવાને માટે અને હિંદુઓની ઈજ્જત લૂંટનારાઓને, હિંદુધર્મનુ અપમાન કરનારાઓને, તેમના જુલમી કૃત્યો અને અત્યાચારને માટે, તેમને સજા કરવા, જૂની જુલમી સત્તા તોડી નવી સત્તા સ્થાપન કરવા માટે જે કામ શરુ કર્યું છે તે કામમાં આખર સુધી મક્કમ રહેવા મહારાજને દાદાજીએ અસરકારક શબ્દોમાં ઉપદેશ કર્યો. શિવાજી જુલમી સત્તાને તોડનારો, પિડાઈ રહેલી પ્રજાને ઉગારનારો થશે અને એના આ સત્કાર્યમાં સર્વેએ સંપૂર્ણ મદદ કરવી અને મહારાજને નિમકહલાલ રહેવું એવો ફરીથી બધાને દાદાજીએ ઉપદેશ કર્યો. આરંભેલા રાષ્ટ્રહિતના કાર્યમા શિવાજીને યશ આપવા અને મહારાજને તંદુરસ્તી સાથે લાંબું આયુષ્ય આપવા દાદાજીએ પ્રભુની પ્રાર્થના કરી. શિવાજી હિંદુ ધર્મનો તારણહાર બને એવી શક્તિ પ્રભુ શિવાજીમાં મૂકે એવી પરમકૃપાળુ પરમેશ્વર પાસે દીનવદને દાદાજીએ યાચના કરી.

અંતની ઘડી આવી પહોંચતાં જ દાદાજીએ શિવાજીના માથા ઉપર અતિપ્રેમથી હાથ ફેરવ્યો. બન્ને આંખોમાંથી અશ્રુધારા વહી જતી હતી. મોં ઉપર હાથ ફેરવી દાદાજી બોલ્યા "પિડાતી પ્રજાને ઉગારવા માટે, ગૌબ્રાહ્મણની રક્ષા માટે, હિંદુત્વની રક્ષા માટે તેં જે કામ હાથ ધર્યું છે તેમાં પ્રભુ તને યશ આપશે. તારું ઉત્તરોત્તર કલ્યાણ થશે. શિવાજી ! વહાલા શિવબા ! તને મારા અંતરના આખરના આશીર્વાદ છે. ઈશ્વર તારી ઉમેદ બર લાવશે તારા એકના એકવીશ થશે. દુનિયામાં તારી કીર્તિ ચમકશે અને યાદવ કુળનો તથા સિસોદિયા વંશનો તારે હાથે ઉદ્ધાર થશે. શિવાજી ! મને, આ વૃદ્ધ ડોસાને યાદ કરી દુખી થતો નહિ. મને ભૂલી જજે, પણ મારા શબ્દો નિરંતર યાદ રાખજે. વિજયનો વાયુ બહુ વિષારિ હોય છે, તે તું ભૂલતો નહિ. જ્યારે જ્યારે તને વિજય મળે ત્યારે ત્યારે વિજયના આનંદને તું ઉભરાવા દેતો નહિ. તારું ધારેલું કામ જ્યારે પાર પડે, જ્યારે ફળીભૂત થાય ત્યારે વિજયના આનંદને પચાવવાની તું ટેવ પાડજે. ઉમદા ઝાડ ફળે છે ત્યારે જેમ લચે છે, તેમ તુ જ્યારે ફળીભૂત થાય ત્યારે લચી જજે. ધર્મનું અભિમાન રાખજે પણ સત્તાનો ગર્વ ન રાખતો. દુસ્મનથી ડરતો નહિ, આફતથી હિંમત હારતો નહિ, પ્રશંસાનાં ગલગલિયાંનો તું ભોગ બનતો નહિ અને ખુશામતિયાની ખુશામતથી તું ફુલાતો નહિ. પ્રજાનો અપરાધ થયે તેને સુધારવા માટે કડક શિક્ષા કરજે પણ એમને દુખી કરતો નહિ. પ્રજાની શુભ લાગણી એ રાજ્યના પાયાની મજબૂતી છે. પ્રજાનાં સુખ, સંતોષ અને આબાદી એ જ રાજાનો સાચો વૈભવ છે એ વાત તું કદી પણ ભૂલતો નહિ. કોઈએ અજાણે કરેલાં નાનાંસૂનાં અપમાનો ભૂલી જજે, પણ તારો ઉદયકાળ થતાં આજે તારી પડખે રહી કાળના જડબામાં માથું મૂકી તારા

ગોઠિયાઓ સેવા કરી રહ્યા છે તેમને અથવા તેમના વંશજોને કદી પણ ભૂલતો નહિ. પ્રભુ તને યશ આપી વૈભવની ટોચે ચડાવે ત્યારે પણ ઊંચી સ્થિતિમાં ઊભા રહીને પગ તરફ નજર રાખજે. ચડતી આવતાં પણ પડતીને ન ભૂલવી એ ભોંસલે કુટુંબનું ભૂષણ છે." એ શબ્દો ઉચ્ચારી સિંહાજીનો આ વફાદાર બ્રાહ્મણ કારભારી, શરૂઆતમાં મલઠણનો કુળકરણી, શિવાજીને તાલીમ આપી તેને તૈયાર કરનાર તેનો ગુરુ, મહારાજના જીવનને ઘડનારાઓમાં અગ્રગણ્ય, મુજુમદાર સુબા જુન્નર, સુબેદાર નામજાદ કિલ્લે કોન્ડાણા, મહાલ નિહાય, ભોંસલે કુટુંબના આ નિમકહલાલ સેવક દાદાજી કોન્ડદેવ ઈ. સ. ૧૬૪૭ ના ઑકટોબર માસમાં પોતાની પાછળ કૃષ્ણાજીપંત નામનો એક છોકરો મૂકી આ ફાની દુનિયા છોડી દેવના દરબારમાં ચાલ્યા ગયા.

દાદાજીના મરણથી શિવાજી મહારાજ બહુ દુખી થયા. એમને ભારે શોક થયો. જીજાબાઈને પણ આ વફાદાર સેવકના મરણથી બહુ દુખ થયું. દાદાજી કોન્ડદેવના મરણ પથારી ઉપરથી કરેલા ઉપદેશની અને તેમના આખરના શબ્દોની હાજર રહેલાઓ ઉપર ઘણી ઊંડી અસર થઈ. શિવાજી મહારાજ પ્રત્યે જીવને જોખમે પણ વફાદાર રહેવાનો હાજર રહેલાઓ એ નિશ્ચય કર્યો. પોતાના માલીક શિવાજી મહારાજને વફાદાર રહેવામાં હિંદુ ધર્મની પણ ભારે સેવા રહેલી છે એવું હાજર રહેલા સર્વને લાગ્યું. હાજર રહેલાઓમાં ચાકણના ફીરંગોજી નરસાળા અને સૂપાના શંભાજી મોહીતે ( સિંહાજીની બીજી બૈરી તુકાબાઈનો ભાઈ ) ન હતા.

## ૪. દાદાજીના મરણ પછીનો આમલો.

ઘર, કુટુંબ કે વંશના કર્તા હર્તા માણસનું મૃત્યુ એ એની પાછળ રહેલા જવાબદાર માણસના જીવન પરિવર્તનની ઘડી હોય છે. આવે વખતે જ માણસો ભૂલથાપ ખાય છે. આ ચોઘડિયામાં જે માણસ પોતાનું સમતોલપણું જાળવી રાખે છે, મગજને સ્થિર રાખી શકે છે, ગભરાયા વગર દીર્ઘદૃષ્ટિ પહોંચાડી પોતાનો જીવનનો માર્ગ આંકે છે તે પોતાનું જીવન પોતાની શક્તિના પ્રમાણમાં સફળ કરે છે.

મુસલમાની સત્તા પ્રજાને ભારે દુખ દઈ રહેલી છે, જુલમોનો વરસાદ હિંદુ પ્રજા ઉપર વરસી રહ્યો છે, હિંદુત્વની જડ કાઢી નાખવા માટે મુસલમાન સત્તા અનેક રસ્તા લઈ રહી છે, એવા સંજોગોમાં મુસલમાની સત્તાને ઝાઝા દિવસ ટકવા દેવી એ હિંદુત્વના નાશ કરનારાઓને મદદ કરવા જેવું છે; એવું શિવાજી મહારાજને લાગ્યાં જ કરતું હતું. એટલે મુસલમાની સત્તા જુલમી હોવાથી તેને તોડી પ્રજાને સુખ આપે એવી નવી સત્તા સ્થાપવાનો શિવાજીએ અને એના ગોઠિયાઓએ તો નિશ્ચય જ કર્યો હતો. ખડેખાંડે મુસલમાનોની સામે મેદાને પડતાં પહેલાં પોતાના મુલકને મજબૂત અને સુવ્યવસ્થિત કરવાનું કામ તો મહારાજે ક્યારનુંયે હાથ ધર્યું હતું. દાદાજીના મરણ પછી શિવાજી મહારાજ પોતાની જાગીરની વ્યવસ્થા પોતાના મન મુજબ કરવા માટે તદ્દન સ્વતંત્ર બન્યા.

શિવાજી મહારાજ પોતાના વર્તન અને વિવેકથી પ્રજામાં અતિ પ્રિય થઈ પડ્યા હતા. મહારાજે જાગીરના કારભારની લગામ હવે સ્વતંત્ર રીતે પૂરેપુરી પોતાના હાથમાં લીધી. શિવાજી મહારાજ પોતાના મુલકનો સ્વતંત્ર રીતે કારભાર ચલાવે છે, એ વાત મહારાષ્ટ્રમાં ફેલાઈ અને તેથી લોકો પોતાની મેળેજ રાજીખુશીથી આવીને પોતાની સેવા મહારાજને ચરણે અર્પણ કરવા લાગ્યા. મહારાજ આવેલી તક જવા દે એવા નહતા એટલે જેટલા આવ્યા તેમની સેવા સ્વીકારી. દરેકની લાયકાત જોઈ, લાયકી મુજબ કામ ઉપર દરેકની નીમણૂક કરી. પૂના તરફની પોતાના બાપની આખી જાગીરનું સ્વતંત્રપણે કારભાર કરવાનું નક્કી કર્યું.

દાદાજીના મરણ પછી જાગીરની પૂરેપુરી જવાબદારી હાથમાં લઈને નમુનેદાર વ્યવસ્થા કરવાના પ્રયત્નો શિવાજીએ શરૂ કર્યા. નવી સત્તા સ્થાપવાનો મહારાજનો નિશ્ચય હવે તો વધારે દૃઢ થઈ ગયો,

કારણ કે દાદાજીના મરણથી મહારાજને એક નવી અનુકૂળતા મળી. તે એ કે મહારાજના હાથમાં સ્વતંત્ર લગામ આવી, અને પોતાના ભાગમાં સ્વતંત્ર રીતે ધારી ગોઠવણ કરવા મહારાજ શક્તિમાન થયા. જાગીરના મુલકનો કારભાર ઉત્તમ રીતે ચલાવવાની કળામાં દાદાજીએ શિવાજી મહારાજને ઉત્તમ તાલીમ આપી હતી. દાદાજીના મરણ પહેલાં ઘણા કાળથી દાદાજી બધો કારભાર શિવાજી મહારાજને હાથે જ કરાવતા અને પોતે ફક્ત દેખરેખ રાખતા. જ્યાં જ્યાં સૂચનાઓ કરવાનું એમને યોગ્ય જણાય ત્યાં ત્યાં ફક્ત સૂચનાઓ કરતા. આમ શિવાજી મહારાજને તાલીમ આપીને પૂરેપુરા તૈયાર કર્યા હતા.

જાગીરની લગામ હાથમાં લીધા પછી મહારાજે વિચાર અને મનસૂબામાં વખત ગાળ્યો નહિ. હાથ લીધેલાં કામોમાં જેમ જેમ યશસ્વી થતા ગયા, તેમ તેમ મહારાજ આગળ ધપતા જ ગયા. મહારાજ નવું કામ હાથમાં લેતા પહેલાં ચારે તરફનો પૂરેપુરો વિચાર કરતા. મગજમાં ધૂન આવી એટલે એકદમ સાહસ કરવું અને પછી પાછું ભાગવું, એ રીત મહારાજ મનથી જ ધિક્કારતા હતા. વખત, લોકસ્થિતિ, દુશ્મનનું બળ, પોતા માટે પ્રજાની સહાનુભૂતિ વગેરે બાબતોનો બહુ બારીકાઈથી વિચાર કર્યા પછી મહારાજ કોઈ પણ સાહસનું કામ હાથમાં લેતા. એક વખત કામ હાથમાં લીધું કે પછી કોઈ પણ સંજોગોમાં એ પાછાં પગલાં લેતા નહિ. મહારાજનું કામ બહુ વ્યવસ્થિત હતું. વ્યવસ્થિત કામ કરનાર માણસ વધારે કામ કરીને પણ વખત ફાજલ પાડી શકે છે, એ વાતની મહારાજને ખાત્રી થઈ ગઈ હતી. ગમે તેવા સંજોગો ઊભા થાય તો પણ ઉશ્કેરાયા સિવાય કે ગભરાયા વગર પોતાની સામે જે કામ પડ્યાં હોય અને નવાં ઊભાં થતાં હોય તે બધાનો પૂરો વિચાર કરીને પોતાનો કાર્યક્રમ મહારાજ આંકતા અને અમુક કામ અમુક મુદ્દતમાં પૂરું થવું જોઈએ એવું નક્કી કરીને તે પ્રમાણેની તૈયારી કરી કામ શરૂ કરતા.

જીવનમાં જુદે જુદે પ્રસંગે એમને નવા નવા અનુભવો આવતા, એ અનુભવનો ઉપયોગ કર્યા સિવાય રહેતા નહિ. 'અનુભવ' એ જીવનમાં બહુ કીમતી વસ્તુ છે તેનો યોગ્ય પ્રસંગે ઉપયોગ ન કરવામાં આવે તો એ કોડીની કિંમતનો થાય. પ્રસંગ પડે તેનો ઉપયોગ કરતાં માણસ ભૂલે તો તેની એ ભૂલ જીવનમાં જબરી ગણાય, અને તેને માટે એને વેઠે જ છૂટકો છે, એવી શિવાજીની માન્યતા હતી.

દાદાજી મરણ પામ્યા તે વખતે મહારાષ્ટ્રમાં અવ્યવસ્થા અને અંધેર વર્તી રહ્યાં હતાં. શિવાજી મહારાજે લગામ હાથમાં લીધી તે વખતે (૧) એમની જાગીરના મુલક નજીકના મુસલમાની સત્તાના કિલ્લાઓ તદ્દન અવ્યવસ્થિત દશામાં હતા (૨) તેમાંના ઘણા કિલ્લાઓ ઉપર કિલ્લાના રક્ષણ માટે પૂરું લશ્કર પણ રાખવામાં આવ્યું ન હતું (૩) કિલ્લાઓની મજબૂતી તરફ પણ સત્તાધારીઓની કેવળ બેદરકારી હતી (૪) નિઝામશાહી સત્તા પડી ભાગવાથી એ ભાગમાં અરાજકતા ચાલી રહી હતી (૫) અને દિલ્હીના મુગલ અને બિજાપુરના બાદશાહની વચ્ચેનો અણબનાવ ચાલુ હતો.

ઉપર દર્શાવેલી બધી પરિસ્થિતિ ઉપર મહારાજે વિચાર કર્યો અને પોતાના વિશ્વાસુ ગોઠિયાઓની સાથે સલાહ મસલત કરી પોતાની દિશા નક્કી કરી. તે વખતે ઔરંગાબાદમાં મુગલોનું થાણું હતું. મુગલ અથવા બિજાપુર દરબાર એ બેમાંથી કોઈની સામે પણ આવા સંજોગોમાં ખુલ્લું વેર બાંધવામાં માલ નથી એવા નિર્ણય ઉપર શિવાજી આવ્યા. પોતાની જાગીરના મુલકોની આજુબાજુ અને નજીકમાં બિજાપુર દરબારના કેટલાક કિલ્લાઓ બાદશાહતની બેદરકારીને લીધે અવ્યવસ્થિત પડ્યા હતા. તે બધા પોતાના તાબામાં લઈ, તેમને મજબૂત બનાવવામાં આવે તો થોડે ખર્ચે જાગીરનો મુલક ઉત્તમ રીતે સચવાશે, મુલકની મજબૂતી સુંદર થશે અને એમ જો થાય તો ધારી બાજી સફળ થાય એમ મહારાજને લાગ્યું.

દેશકાળ અને સ્થિતિનો વિચાર કરતાં શિવાજી મહારાજની ખાત્રી થઈ કે નવી સત્તા સ્થાપવાના કામમાં જો ફળીભૂત થવું હોય તો:—

૧. પોતાના મુલકની પૂરેપુરી મજબૂતી કરવી જોઈએ.

ગોઠિયાઓ સેવા કરી રહ્યા છે તેમને અથવા તેમના વંશજોને કદી પણ ભૂલતો નહિ. પ્રભુ તને યશ આપી વૈભવની ટોચે ચડાવે ત્યારે પણ ઊંચી સ્થિતિમાં ઊભા રહીને પગ તરફ નજર રાખજે. ચડતી આવતાં પણ પડતીને ન ભૂલવી એ ભોંસલે કુટુંબનું ભૂષણ છે." એ શબ્દો ઉચ્ચારી સિંહાજીનો આ વફાદાર બ્રાહ્મણ કારભારી, શરૂઆતમાં મલઠણનો કુળકરણી, શિવાજીને તાલીમ આપી તેને તૈયાર કરનાર તેનો ગુરુ, મહારાજના જીવનને ઘડનારાઓમાં અગ્રગણ્ય, મુલુમદાર સુબા જુન્નર, સુબેદાર નામજાદ કિલ્લે કોન્ડાણા, મહાલ નિહાય, ભોંસલે કુટુંબના આ નિમકહલાલ સેવક દાદાજી કોન્ડદેવ ઈ. સ. ૧૬૪૭ ના ઑકટોબર માસમાં પોતાની પાછળ કૃષ્ણાજીપંત નામનો એક છોકરો મૂકી આ ફાની દુનિયા છોડી દેવના દરબારમાં ચાલ્યા ગયા.

દાદાજીના મરણથી શિવાજી મહારાજ બહુ દુખી થયા. એમને ભારે શોક થયો. જીજાબાઈને પણ આ વફાદાર સેવકના મરણથી બહુ દુખ થયું. દાદાજી કોન્ડદેવના મરણ પથારી ઉપરથી કરેલા ઉપદેશની અને તેમના આખરના શબ્દોની હાજર રહેલાઓ ઉપર ઘણી ઊંડી અસર થઈ. શિવાજી મહારાજ પ્રત્યે જીવને જોખમે પણ વફાદાર રહેવાનો હાજર રહેલાઓએ નિશ્ચય કર્યો. પોતાના માલીક શિવાજી મહારાજને વફાદાર રહેવામા હિંદુ ધર્મની પણ ભારે સેવા રહેલી છે એવું હાજર રહેલા સર્વને લાગ્યું. હાજર રહેલાઓમાં ચાકણના ફીરંગોજી નરસાળા અને સુપાના શંભાજી મોહીતે ( સિંહાજીની બીજી બૈરી તુકાબાઈનો ભાઈ ) ન હતા.

### ૪. દાદાજીના મરણ પછીનો મામલો.

ઘર, કુટુંબ કે વંશના કર્તા હર્તા માણસનું મૃત્યુ એ એની પાછળ રહેલા જવાબદાર માણસના જીવન પરિવર્તનની ઘડી હોય છે. આવે વખતે જ માણસો ભૂલથાપ ખાય છે. આ ચોઘડિયામાં જે માણસ પોતાનું સમતોલપણું જાળવી રાખે છે, મગજને સ્થિર રાખી શકે છે, ગભરાયા વગર દીર્ઘદૃષ્ટિ પહોંચાડી પોતાનો જીવનનો માર્ગ આંકે છે તે પોતાનું જીવન પોતાની શક્તિના પ્રમાણમાં સફળ કરે છે.

મુસલમાની સત્તા પ્રજાને ભારે દુખ દઈ રહેલી છે, જુલમોનો વરસાદ હિંદુ પ્રજા ઉપર વરસી રહ્યો છે, હિંદુત્વની જડ કાઢી નાખવા માટે મુસલમાન સત્તા અનેક રસ્તા લઈ રહી છે, એવા સંજોગોમાં મુસલમાની સત્તાને ઝાઝા દિવસ ટકવા દેવી એ હિંદુત્વના નાશ કરનારાઓને મદદ કરવા જેવું છે; એવું શિવાજી મહારાજને લાગ્યાં જ કરતું હતું. એટલે મુસલમાની સત્તા જુલમી હોવાથી તેને તોડી પ્રજાને સુખ આપે એવી નવી સત્તા સ્થાપવાનો શિવાજીએ અને એના ગોઠિયાઓએ તો નિશ્ચય જ કર્યો હતો. ખડેખાંડે મુસલમાનોની સામે મેદાને પડતાં પહેલાં પોતાના મુલકને મજબૂત અને સુવ્યવસ્થિત કરવાનું કામ તો મહારાજે ક્યારનુંયે હાથ ધર્યું હતું. દાદાજીના મરણ પછી શિવાજી મહારાજ પોતાની જાગીરની વ્યવસ્થા પોતાના મન મુજબ કરવા માટે તદ્દન સ્વતંત્ર બન્યા.

શિવાજી મહારાજ પોતાના વર્તન અને વિવેકથી પ્રજામાં અતિ પ્રિય થઈ પડ્યા હતા. મહારાજે જાગીરના કારભારની લગામ હવે સ્વતંત્ર રીતે પૂરેપુરી પોતાના હાથમાં લીધી. શિવાજી મહારાજ પોતાના મુલકનો સ્વતંત્ર રીતે કારભાર ચલાવે છે, એ વાત મહારાષ્ટ્રમાં ફેલાઈ અને તેથી લોકો પોતાની મેળેજ રાજીખુશીથી આવીને પોતાની સેવા મહારાજને ચરણે અર્પણ કરવા લાગ્યા. મહારાજ આવેલી તક જવાદે એવા નહતા એટલે જેટલા આવ્યા તેમની સેવા સ્વીકારી. દરેકની લાયકાત જોઈ, લાયકી મુજબ કામ ઉપર દરેકની નીમણૂક કરી. પૂના તરફની પોતાના બાપની આખી જાગીરનું સ્વતંત્રપણે કારભાર કરવાનું નક્કી કર્યું.

દાદાજીના મરણ પછી જાગીરની પૂરેપુરી જવાબદારી હાથમાં લઈને નમુનેદાર વ્યવસ્થા કરવાના પ્રયત્નો શિવાજીએ શરૂ કર્યા. નવી સત્તા સ્થાપવાનો મહારાજનો નિશ્ચય હવે તો વધારે દૃઢ થઈ ગયો,

કારણ કે દાદાજીના મરણથી મહારાજને એક નવી અનુકૂળતા મળી. તે એ કે મહારાજના હાથમાં સ્વતંત્ર લગામ આવી, અને પોતાના ભાગમાં સ્વતંત્ર રીતે ધારી ગોઠવણ કરવા મહારાજ શક્તિમાન થયા. જાગીરના મુલકનો કારભાર ઉત્તમ રીતે ચલાવવાની કળામાં દાદાજીએ શિવાજી મહારાજને ઉત્તમ તાલીમ આપી હતી. દાદાજીના મરણ પહેલાં ઘણા કાળથી દાદાજી બધો કારભાર શિવાજી મહારાજને હાથે જ કરાવતા અને પોતે ફક્ત દેખરેખ રાખતા. જ્યાં જ્યાં સૂચનાઓ કરવાનું એમને યોગ્ય જણાય ત્યાં ત્યાં ફક્ત સૂચનાઓ કરતા. આમ શિવાજી મહારાજને તાલીમ આપીને પૂરેપુરા તૈયાર કર્યા હતા.

જાગીરની લગામ હાથમાં લીધા પછી મહારાજે વિચાર અને મનસૂબામાં વખત ગાળ્યો નહિ. હાથ લીધેલાં કામોમાં જેમ જેમ યશસ્વી થતા ગયા, તેમ તેમ મહારાજ આગળ ધપતા જ ગયા. મહારાજ નવું કામ હાથમાં લેતા પહેલાં ચારે તરફનો પૂરેપુરો વિચાર કરતા. મગજમાં ધૂન આવી એટલે એકદમ સાહસ કરવું અને પછી પાછું ભાગવું, એ રીત મહારાજ મનથી જ ધિક્કારતા હતા. વખત, લોકસ્થિતિ, દુશ્મનનું બળ, પોતા માટે પ્રજાની સહાનુભૂતિ વગેરે બાબતોનો બહુ બારીકાઈથી વિચાર કર્યા પછી મહારાજ કોઈ પણ સાહસનું કામ હાથમા લેતા. એક વખત કામ હાથમાં લીધું કે પછી કોઈ પણ સંજોગોમાં એ પાછા પગલાં લેતા નહિ. મહારાજનું કામ બહુ વ્યવસ્થિત હતું. વ્યવસ્થિત કામ કરનાર માણસ વધારે કામ કરીને પણ વખત ફાજલ પાડી શકે છે, એ વાતની મહારાજને ખાત્રી થઈ ગઈ હતી. ગમે તેવા સંજોગો ઊભા થાય તો પણ ઉશ્કેરાયા સિવાય કે ગભરાયા વગર પોતાની સામે જે કામ પડ્યાં હોય અને નવાં ઊભાં થતાં હોય તે બધાનો પૂરો વિચાર કરીને પોતાનો કાર્યક્રમ મહારાજ આંકતા અને અમુક કામ અમુક મુદતમા પૂરું થવું જોઈએ એવું નક્કી કરીને તે પ્રમાણેની તૈયારી કરી કામ શરૂ કરતા.

જીવનમાં જુદે જુદે પ્રસંગે એમને નવા નવા અનુભવો આવતા, એ અનુભવનો ઉપયોગ કર્યા સિવાય રહેતા નહિ. 'અનુભવ' એ જીવનમાં બહુ કીમતી વસ્તુ છે તેનો યોગ્ય પ્રસંગે ઉપયોગ ન કરવામાં આવે તો એ કોડીની કિંમતનો થાય. પ્રસંગ પડે તેનો ઉપયોગ કરતાં માણસ ભૂલે તો તેની એ ભૂલ જીવનમાં જબરી ગણાય, અને તેને માટે એને વેઠે જ છૂટકો છે, એવી શિવાજીની માન્યતા હતી.

દાદાજી મરણ પામ્યા તે વખતે મહારાષ્ટ્રમા અવ્યવસ્થા અને અંધેર વર્તી રહ્યાં હતાં. શિવાજી મહારાજે લગામ હાથમાં લીધી તે વખતે (૧) એમની જાગીરના મુલક નજીકના મુસલમાની સત્તાના કિલ્લાઓ તદ્દન અવ્યવસ્થિત દશામાં હતા (૨) તેમાંના ઘણા કિલ્લાઓ ઉપર કિલ્લાના રક્ષણ માટે પૂરું લશ્કર પણ રાખવામાં આવ્યું ન હતું (૩) કિલ્લાઓની મજબૂતી તરફ પણ સત્તાધારીઓની કેવળ બેદરકારી હતી (૪) નિઝામશાહી સત્તા પડી ભાગવાથી એ ભાગમાં અરાજકતા ચાલી રહી હતી (૫) અને દિલ્હીના મુગલ અને બિજાપુરના બાદશાહની વચ્ચેનો અણબનાવ ચાલુ હતો.

ઉપર દર્શાવેલી બધી પરિસ્થિતિ ઉપર મહારાજે વિચાર કર્યો અને પોતાના વિશ્વાસુ ગોઠિયાઓની સાથે સલાહ મસલત કરી પોતાની દિશા નક્કી કરી. તે વખતે ઔરંગાબાદમાં મુગલોનું થાણું હતું. મુગલ અથવા બિજાપુર દરબાર એ એમાંથી કોઈની સામે પણ આવા સંજોગોમાં ખુલ્લું વેર બાંધવામાં માલ નથી એવા નિર્ણય ઉપર શિવાજી આવ્યા. પોતાની જાગીરના મુલકોની આજુબાજુ અને નજીકમાં બિજાપુર દરબારના કેટલાક કિલ્લાઓ બાદશાહતની બેદરકારીને લીધે અવ્યવસ્થિત પડ્યા હતા. તે બધા પોતાના તાબામાં લઈ, તેમને મજબૂત બનાવવામાં આવે તો થોડે ખર્ચે જાગીરનો મુલક ઉત્તમ રીતે સચવાશે, મુલકની મજબૂતી સુંદર થશે અને એમ જો થાય તો ધારી બાજી સફળ થાય એમ મહારાજને લાગ્યું.

દેશકાળ અને સ્થિતિનો વિચાર કરતાં શિવાજી મહારાજની ખાત્રી થઈ કે નવી સત્તા સ્થાપવાના કામમાં જો ફળીભૂત થવું હોય તોઃ—

૧. પોતાના મુલકની પૂરેપુરી મજબૂતી કરવી જોઈએ.

૨. પોતાની વ્યવસ્થા શક્તિથી અને ઉત્તમ કારભારથી પોતાની પ્રજાને સંતોષ આપવો જોઈએ.

૩. પોતે જે મહાભારત કામ હાથમાં લીધું છે, તે પ્રજાના હિતનું છે, તે પ્રજાને સુખી કરવા માટે છે, તે કચડાતી પ્રજાને ઉગારવા માટે છે, એની પ્રજાને પોતાના વર્તનથી પૂરેપુરી ખાત્રી કરી આપવી જોઈએ.

૪. પોતાના મુલકનો કારભાર નમુનેદાર બનાવી, પોતાની પ્રજાની પ્રીતિ મેળવી, આજુબાજુના લોકો પણ આકર્ષાય એવી રીતે આપણે તંત્ર ચલાવવું જોઈએ.

૫. મહારાષ્ટ્રના બીજા જુદા જુદા ભાગો ઉપર સત્તા ચલાવતા સરદારોને પોતાની હકુમત નીચે લેવાના પ્રયત્નો આપણે કરવા જોઈએ.

૬. જે સરદારો આપણી હકુમત નીચે આવી શકે એમ ન હોય, તેમની સાથે સ્નેહ સંબંધ બાંધી, મીઠાશ રાખવી જોઈએ.

૭. કેટલાક સરદારોને દેશની ખરી સ્થિતિ સમજાવી, નવી સત્તા સ્થાપવાનો ઉદ્દેશ પ્રજાને સુખી કરવાનો છે, એની એમને ખાત્રી કરી આપી પોતાના પક્ષમાં લેવા જોઈએ.

૮. લાગવગ ધરાવતા દેશમુખ, દેશપાંડે, કુલકરણી વગેરેને હરપ્રયત્ને વશ કરી લેવા જોઈએ.

૯. કઠણ પ્રસંગે આપણી પડખે રહેનાર ઉપર મુસલમાની સત્તા તરફથી આફત આવી પડે તો હરેક પ્રયત્ને આપણે એમને મદદ કરીશું અને એમના કામની, સેવાની કદર જરૂર થશે, એવો પ્રજાનો વિશ્વાસ આપણે મેળવવો જોઈએ.

૧૦. હિંદુત્વ ઉપર ચાલી રહેલા અત્યાચાર દૂર કરવા માટે અને હિંદુ ધર્મના રક્ષણ માટે, પ્રજાને સુખી કરવા માટે જ આ પ્રયત્નો થઈ રહ્યા છે તેની ખાત્રી પોતાના વર્તનથી પ્રજાને આપણે કરી આપવી જોઈએ.

ચોતરફ નજર દોડાવી, જીવનના મુખ્ય સિદ્ધાંતો નક્કી કરી, શિવાજી મહારાજે સ્વતંત્ર જીવન શરૂ કર્યું.

દાદાજીના મરણ પછી શિવાજી મહારાજનો તેમજ જાગીરના કારભારનો ખર્ચ બાદ કરતાં, બાકી રહેલી રકમ લેવા માટે, સિંહાજી તરફથી ખાસ માણસ શિવાજી મહારાજ પાસે પૂને આવ્યો. આવેલા માણસ જોડે શિવાજી મહારાજે પિતાને જણાવી દીધું કેઃ–"કારભારી દાદાજીપંત ગુજરી ગયા છે. જાગીરના મુલકોની મજબૂતી અને વ્યવસ્થાનો ખર્ચ વધી ગયો છે. આપણી જમીન એટલી બધી રસાળ નથી કે જાગીરના મુલકનું વધેલું ખર્ચ નિભાવતાં આપને મોકલવા જેવી રકમ ફાજલ પડે. કર્ણાટકમાં આપના તાબામાં જે મુલકો છે, ત્યાંની જમીન રસાળ છે અને તેથી એની ઉપજ પણ પુષ્કળ છે. તે ઉપજમાંથી જ આપ સુંદર રીતે નિર્વાહ કરી શકશો અને આ સંજોગોમાં તો એ જ યોગ્ય ગણાશે." પુત્રનો ઉપર પ્રમાણેનો સંદેશો પિતાને મળ્યો. શિવાજી મહારાજના ઉપર પ્રમાણેના જવાબથી સિંહાજીને જરાપણ માઠું ન લાગ્યું. તેમણે જવાબમાં પુત્રને જણાવ્યું કે "તમારી તેજસ્વિતા અને કર્તવ્યપરાયણતા સાંભળીને હું બહુ ખુશી થયો છું."

પોતાની આખી જાગીરને પોતાની સત્તા નીચે લાવવા શિવાજી મહારાજે હવે જાગીરના જુદા જુદા ભાગના અમલદારો તરફ નજર કરી.

## ૫. સુપા ઉપર સવારી, ચાકણ ઉપર ચડાઈ અને કોન્ડાણા કબજે.

સિંહાજીની જાગીરના મુલકના જુદા જુદા ભાગ પાડી તે દરેક ઉપર એક એક જવાબદાર અમલદાર નીમવામાં આવ્યો હતો. દાદાજી કોન્ડદેવે મરણ વખતે એ બધા અમલદારોને પોતાની પાસે બોલાવ્યા હતા અને બધાને શિવાજી મહારાજને માલીક માની, તેમને નિમકહલાલ રહેવા સૂચના કરી હતી. સદરહુ

પ્રસંગે સૂપાના સંભાજી મોહિતે અને ચાકણના ફિરંગોજી નરસાળા હાજર ન હતા, એ પાછલા પ્રકરણમાં જણાવ્યું છે. પૂનાથી અગ્નિકોણે આવેલા સૂપા મહાલના અધિકારી સિંહાજીના સાળા સંભાજી મોહિતે હતા. આ સંભાજી મોહિતેની બહેન તુકાબાઈ અને જીજાબાઈ ને અણબનાવ હતો. સંભાજી મોહિતે સિંહાજીની માનીતી સ્ત્રી તુકાબાઈનો માનીતો ભાઈ હતો, એટલે જીજાબાઈ અને તેના પુત્ર શિવાજી સાથે એ બહુ અકડાઈ રાખતો. દાદાજીના મરણ વખતે સંભાજી મોહિતે હાજર તો ન રહ્યો, પણ પાછળથી સંદેશા મોકલ્યા છતાં પણ શિવાજી મહારાજને મળવા ન આવ્યો અને સંદેશાઓને ઠોકરે માર્યા જેવું કર્યું. શિવાજી મહારાજની સત્તા સ્વીકારવા સંભાજી મોહિતે તૈયાર ન હતો. એણે શિવાજી મહારાજને જણાવ્યું કે "જાગીરના માલીક તો સિંહાજી રાજા છે. એમના તરફથી દાદાજી કારભાર ચલાવતા હતા. એ ગુજરી ગયા એટલે સિંહાજી મહારાજનો હુકમ નહિ આવે ત્યાં સુધી એ શિવાજીને સ્વામી તરીકે સ્વીકારવા તૈયાર નથી." મોહિતેના સંદેશાના શબ્દો તો બહુ વિવેકી હતા પણ એનું વર્તન બહુ તોછડું હતું. સંભાજીને સમજાવી, સુલેહ શાન્તિથી કામ લેવાની મહારાજની ઈચ્છા હતી એટલે એમણે સંભાજીને સમજાવવાના ખૂબ પ્રયત્નો કર્યા.

મીઠાશથી કામ બનતું હોય ત્યાં કડવાશ ન કરવી એતો મહારાજની જિંદગીમાં તરી આવતો ગુણ હતો. મહારાજે મોહિતેને મનાવવા બનતું કર્યું, પોતે કહ્યું, અને કહેવડાવ્યુ. બધાએ પ્રયત્નો કર્યા છતાં સંભાજી એકનો બે ન થયો. પોતે સિંહાજીનો સાળો હતો એ રાઈ એના મગજમાં હતી. આખરે મહારાજે કહેવડાવ્યું કે હવે સમજી જવામાં સાર છે. કડવાશ કરવામાં ગાલ નથી. સંભાજી મોહિતે અધિકારના મદમાં પૂરેપુરો ચડેલો હતો. તે આ અણમાનીતીના છોકરાને દાદ દે ખરો! આખરે શિવાજી મહારાજે જોયું કે હવે નરમાશ રાખવી એ નબળાઈ છે. કડવાશ ટાળવા બનતું કર્યું, પણ સંભાજીના મગજમાં રાઈ હોય તો તેને તો પાંસરો કરવો જ જોઈએ.

એક દિવસે મધ્ય રાત્રે ચૂંટી કાઢેલા ૩૦૦ ત્રણસો માણસો સાથે લઈને શિવાજી મહારાજે સૂપા ઉપર સ્વારી કરી. જે વખતે સંભાજી મોહિતે સવામણની શૈયામાં સૂતા હતા; ભર નિદ્રામાં હતા, તેવે વખતે તેમને મહારાજે પલંગપર પરહેજ કર્યા. મોહિતેના અંગરક્ષકો અને બીજા ચોકીદારો વગેરેને પકડવામાં આવ્યા. સૂપાના સિપાહીઓમાં જેમણે જેમણે મહારાજની સેવામાં રહેવાનું કબૂલ કર્યું, તેમને નોંધી લીધા અને તેમને નોકરી ઉપર ચડાવવાની તજવીજ કરી. પરહેજ કરેલા સંભાજીને સમજાવવાની કોશિશ ફરીથી કરવામાં આવી. મહારાષ્ટ્રની સેવા કરવાના કામમાં પોતાને મદદ રૂપ નીવડવા સંભાજીને શિવાજી મહારાજે જણાવ્યું પણ મોહિતેએ માન્યું નહિ. સૂપાના જે જે માણસો મહારાજને શરણ ન આવ્યા તે બધાને કેદ કરી સંભાજી મોહિતેની સાથે સિંહાજી સન્મુખ રજૂ કરવા માટે બેંગલોર મોકલવામાં આવ્યા. સંભાજી મોહિતેનો ખજાનો મહારાજે કબજે કર્યો. એના ખજાનામાં મહારાજને રોકડ નાણું, કીમતી વસ્ત્રો અને જર જવાહીર હાથ લાગ્યાં. આવી રીતે મધ્ય રાત્રે સૂપા ઉપર સવારી કરી સંભાજીને કેદ કરી શિવાજી મહારાજે સૂપા સર કર્યું.

સૂપા સર કર્યા પછી શિવાજી મહારાજે ચાકણ તરફ મોરચો ફેરવ્યો. સંભાજી મોહિતેને મહાત કર્યાના સમાચાર આખા મહારાષ્ટ્રમાં ફરી વળ્યા. મહારાજનાં આ કૃત્યોની પ્રજા ઉપર બહુ સારી અસર થઈ. "પોતાના મામાની પણ દરકાર ન રાખી અને સામો થયો કે તરત જ તેને સજા કરી તો બીજા કોઈનો શો હિસાબ?" એવી વાતો મહારાષ્ટ્રમાં ઠેરઠેર થવા લાગી. સંભાજી મોહિતેને કેદ કરી બેંગલોર મોકલ્યાથી મહારાજનો કરપ વધ્યો અને તે એટલે સુધી કે કોઈ સાધારણ સરદારની તો સામે થવાની હિમત જ થાય નહિ. પૂનાની ઉત્તર દિશામાં ચાકણનો કિલ્લો આવ્યો છે. પૂનાની જાગીરની મજબૂતી માટે આ કિલ્લો બહુ ઉપયોગી હતો. દાદાજીના આમંત્રણને માન આપીને ભેગા મળેલા સરદાર, અમલદારોએ શિવાજીને સ્વીકાર્યાની વાત ચાકણના ફિરંગોજી નરસાળાએ જાણી ત્યારથી જ એ મહારાજને

વશ થવાનો વિચાર કરી રહ્યો હતો. મહારાજ સૂપા સર કરીને હવે ચાકણ ઉપર ચડાઈ લાવે છે એની ખબર ફિરંગોજીને પડી એટલે તુરત એણે શિવાજી મહારાજની તાબેદારી સ્વીકારી સ્વાધીન થયાનું જણાવી દીધું. મહારાજે ફિરંગોજીની કદર કરી અને એને જ ચાકણ કિલ્લાનો કિલ્લેદાર બનાવ્યો. ચાકણની આજુબાજુના કેટલાંક ગામો એના અધિકારમાં વધારાનાં ઉમેરવામાં આવ્યાં. આજ ફિરંગોજી નરસાળાએ મહારાજના ફરમાનથી શિવનેરી કિલ્લો હસ્તગત કર્યો. એની દેખરેખ મહારાજે ફિરંગોજીને સોંપી.

બારામતિ અને ઈન્દાપુરના અમલદારોએ પણ શિવાજી મહારાજનું આધિપત્ય સ્વીકારી નજરાણાં કર્યાં. પૂનાની જાગીરમાં હવે માંહોમાંહે કોઈ પણ પ્રકારની ખટપટ, કડવાશ, વિરોધ કે વેર રહ્યાં નહિ. સર્વે વશ થયા અને પૂનાની જાગીર ઉપર શિવાજી મહારાજે હવે પોતાની આણ ફેરવી. પૂનાની જાગીર આવી રીતે વ્યવસ્થિત અને મજબૂત બનવાથી બિજાપુરના બાદશાહી હુમલા સામે ટક્કર ઝીલવાની શક્તિ શિવાજી મહારાજમાં આવી.

તોરણા અને રાજગઢ કિલ્લાઓ કબજે હોવાથી શિવાજીની જાગીરનો નૈર્ઋત્ય કોણનો મોખરો મજબૂત બન્યો. પોતે ધારેલી ધારણા પ્રમાણે વ્યવસ્થા અને ગોઠવણ કરવા માટે એક મહત્ત્વના કિલ્લાને કબજે લેવાની મહારાજને ખાસ જરૂર જણાઈ. પૂનેથી દક્ષિણ દિશામાં આસરે બાર માઈલ દૂર બહુ મજબૂત અને અતિ મહત્ત્વનો કિલ્લો કોન્ડાણાનો હતો. પૂના, ચાકણ અને મૂઠા નદીની ખીણના મુલકની કોન્ડાણા એ કૂંચી છે એમ લોકો તે વખતે કહેતા. એવી સ્થિતિ હોવાથી મહારાજની નજર એ કિલ્લા તરફ વળે એ સ્વાભાવિક હતું. કિલ્લો અતિ મહત્વનો હતો. મુસલમાની સત્તાની સામે મોરચા માંડવા હોય તો તો આ કિલ્લો કબજે લીધે જ છૂટકો હતો, પણ એ કિલ્લો લડીને લેવા જેટલી તે સમયે શિવાજી મહારાજમાં શક્તિ ન હતી. આ બાબતમાં " કડી લેતાં પાટણ પરવાર્યું " એવી દશા થવાનો સંભવ હતો, એટલે મુસલમાની સત્તા સાથે ખુલ્લું વેર બાંધ્યા સિવાય યુક્તિ અને કળાથી આ કામ કાઢી લેવાનો મહારાજે વિચાર કર્યો. એ કિલ્લાની વ્યવસ્થાના સંબંધમાં ખરી સ્થિતિ જાણવા મહારાજે પ્રયત્ન કર્યો. ઝીણી તપાસને અંતે મહારાજને માલમ પડ્યું કે કોન્ડાણા કિલ્લાનો આદિલશાહી કિલ્લેદાર બહુ લાંચિયો હતો. મહારાજે એની સાથે સંદેશા ચલાવી મસલત કરી; કિલ્લેદારનું ગજવું ભરી એને સંતોષ્યો. નાણાંથી સંતોષ પામીને કિલ્લેદારે કિલ્લો શિવાજી મહારાજને સ્વાધીન કર્યો. કિલ્લો કબજે કર્યા પછી શિવાજી મહારાજે કિલ્લાનું નામ કોન્ડાણા બદલીને સિંહગઢ પાડ્યું.

### ૬. પુરંદર પતન.

સૂપા, બારામતિ અને ઈન્દાપુર એ ત્રણે પરગણાની મજબૂતી અને સુવ્યવસ્થા માટે પુરંદર કિલ્લાની ખાસ આવશ્યકતા હતી, એ શિવાજી મહારાજ જાણતા હતા. પુરંદર કિલ્લો એ દક્ષિણના સુપ્રસિદ્ધ કિલ્લાઓમાંનો એક છે અને તે પૂનાથી ૧૮ માઈલ દૂર આવેલો છે. આ કિલ્લો મુરારપંત નામના બ્રાહ્મણ સરદારે બાંધ્યો હતો અને તે નાયક નીલકંઠરાવ હૈબતને કબજે હતો. ઔરંગાબાદના ગવર્નરે આ કિલ્લા ઉપર ચડાઈ કરી હતી: આ સંબંધમાં એની સ્ત્રીએ એને ( નીલકંઠ રાવનાયકને ) કંઈક શિખામણ આપી તેથી આ ગુસ્સાબાજ સરદાર બહુ જ ગરમ થયો અને ગુસ્સાના આવેશમાં એણે પોતાની સ્ત્રીને તોપને મોઢે બાંધી ઉડાવી દીધી. આવા ગુસ્સાબાજ નીલકંઠરાવે આ કિલ્લો પોતાને કબજે રાખ્યો હતો અને સ્વતંત્રપણે અમલ કરતો હતો. નીલકંઠરાવ અને સિંહાજીને બહુ ધાડો ઘરોબો હતો. દાદાજી કોન્ડદેવ અને નીલકંઠરાવને દોસ્તી હતી. દાદાજી ગુજરી ગયા તે અરસામાં નીલકંઠરાવ પણ દેવલોક પામ્યા. નીલકંઠરાવને ત્રણ પુત્ર હતા. (૧) નિળો નીલકંઠ, (૨) પિલાજી નીલકંઠ અને (૩) શંકાજી નીલકંઠ. નીલકંઠરાવના મરણ પછી કિલ્લો નિળોપંત નાયકના કબજામાં હતો. આ ત્રણે ભાઈઓ વચ્ચે બાપના મરણ પછી જમીન અને વતન વગેરે સંબંધી ઝઘડા શરૂ થયા હતા. પુરંદરના કિલ્લાની

ખાસ જરૂરિયાત મહારાજે જાણી હતી અને તેનો વિચાર પણ એ કર્યાજ કરતા હતા. નીલકંઠરાવ નાયકની સાથેનો ઘરોબો મહારાજ નજર સામે રાખી રહ્યા હતા. જૂના ઘરોબાના માણસો સાથે વેર બાંધવું અથવા કડવાશ કરવી એ મહારાજને ગમ્યું નહિ. ત્રણે ભાઈઓમાં કુસંપ અને ઝઘડા ચાલુ હતા એની બધી બાતમીઓ મહારાજને મળતી હતી. કિલ્લા ઉપર જે લશ્કર હતું, તે આ ભાઈઓના માંહોમાંહેના કુસંપથી કાયર થઈ ગયું હતું. આખરે શિવાજી મહારાજને વચ્ચે નાખીને નિકાલ કરવા આ ભાઈઓને સલાહ મળી, એટલે એમણે શિવાજી મહારાજને વચ્ચે પડી તકરારનો અંત લાવવા વિનંતિ કરી. શિવાજી મહારાજ ત્યાં ગયા. સ્થિતિ જોઈ, હકીકત જાણી, કિલ્લા ઉપરના લશ્કરી અમલદારોના વિચારો પણ સાંભળ્યા. લશ્કરના માણસોને લાગ્યું કે આવા કુસંપના અમલમાં કુટાવા કરતાં જો કિલ્લો શિવાજી મહારાજ જેવા સમર્થના હાથમાં જાય તો તે લશ્કરને વધારે લાભદાયક નીવડે. આ ભાઈઓનો ઝઘડો પતાવવા માટે શિવાજી મહારાજ પુરંદરગઢ ઉપર રહ્યા. એમણે ત્રણે ભાઈઓને સમજાવવાના ઘણા પ્રયત્નો કર્યા. ત્રણે જણ પોતપોતાની માગણીઓમાં મક્કમ અને મજબૂત હતા. છૂટછાટ કરવા માટે કોઈ તૈયાર ન હતું. મહારાજને લાગ્યું કે હવે કોઈ રીતે આ પતાવટ થાય એમ નથી. માંહોમાંહે લડીને આ કુટુંબ ખરાબ થવાનું છે અને આ ભાઈઓના કુસંપનો લાભ લઈ કોઈ ત્રીજો ઝઘડામાં હાથ ઘાલી કિલ્લો પચાવી પડશે. આથી શિવાજી મહારાજે ત્રણે ભાઈઓને કેદ કર્યા. કિલ્લા ઉપરનું લશ્કર તો મહારાજને માટે રાજી હતું જ એટલે મહારાજે કિલ્લો સહેલાઇથી સર કર્યો. આ સંબંધમાં જુદા જુદા લેખકો જુદી જુદી વાતો લખે છે, પણ મુદ્દાની વાત બધા લેખકોની મળતી આવે છે કેઃ—તકરારનું મૂળ જે પુરંદર કિલ્લો તે શિવાજી મહારાજે પોતાને માટે રાખી લીધો અને ત્રણે ભાઈઓને સંતોષ થાય એવી રીતે તેમને જમીન વગેરે આપી પતાવટ કરી. કિલ્લાની તળેટીએ મેદાનની જમીન તથા પુરંદર ગામની આસપાસની જમીન તથા રહેવા માટે એક સુંદર મકાન એટલું પિલોજીને આપવામાં આવ્યું. શંકરાજી નીલકંઠ નાયકને ઉંટ, હાથીખાનું અને તોપખાનાના ઉપરીની જગ્યા આપવામાં આવી અને નિળોપંથને પણ શિવાજીએ પોતાની નોકરીમાં રાખી લીધો. આવી રીતે પુરંદરનો બહુ નામીચો કિલ્લો ઈ. સ. ૧૬૪૮ માં શિવાજી મહારાજના હાથમાં આવ્યો. તોરણા અને રાજગઢ કિલ્લાઓની કિલ્લેબંધી બરોબર મજબૂત કરાવનાર અને કિલ્લાના કામમાં પાવરધા મોરોપંત પિંગળેને શિવાજી મહારાજે પુરંદરના કિલ્લાનો કિલ્લેદાર નીમ્યો.

પુરંદર કિલ્લાના સંબંધમાં ન્યાયમૂર્તિ રાનડે 'મરાઠા રાજ્યનો ઉદય' (Rise of the Maratha Power) નામના અંગ્રેજી પુસ્તકમાં ૯૧ મે પાને નીચે પ્રમાણે લખે છેઃ—' શિવાજીએ ત્રણે ભાઈઓને કેદ કરીને કિલ્લો કબજે કર્યો. શિવાજીના આ કૃત્યને મી. ગ્રાન્ટ ડફ દગલબાજી ગણે છે. શિવાજીના આ કૃત્યને એ દગલબાજી ગણે છે પણ તેની સાથે એ પણ એટલું તો કબુલ કરે છે કે એ ત્રણે ભાઈઓને શિવાજી તરફથી ઈનામમાં ગામો મળ્યાં હતાં અને એ શિવાજીની નોકરીમાં ઉંચે હોદ્દે ચડ્યા હતા. મહારાષ્ટ્રના જૂના નોંધ લેનારાઓ જણાવે છે કે કિલ્લાના લશ્કરમાં એક બહુ મજબૂત પક્ષ હતો કે જે આ ભાઈઓના માંહોમાંહેના ઝગડાને લીધે આ કિલ્લો શિવાજીના હાથમાં મુકવાની તરફેણમાં હતો. ત્રણ ભાઈઓમાંથી બે ભાઈઓ તો શિવાજીના કબજામાં કિલ્લો ગયો એ નિકાલની તરફેણમાં હતા. આ બધી બાબતોનો વિચાર કરીએ તો શિવાજી ઉપરના આક્ષેપો લુલા માલમ પડે છે. ઉપરની બધી બીનાઓ ધ્યાનમાં લેતાં એમ જ લાગે છે કે શિવાજીના આ કૃત્યમાં મુત્સદ્દીપણું હતું અને તેમાં કિલ્લાના લશ્કરની મરજી હતી.' પુરંદરનો કિલ્લો લીધા પછી શિવાજી મહારાજે માણકોજી દેશમુખને વિસાપુરનો કિલ્લો જીતવા માટે મોકલ્યો. આ કિલ્લો તે વખતે મીઠા હિલાલ નામના એક હબસી સરદારના તાબામાં હતો. આ હબસી સિદ્દીજનો માનીતો માણસ હતો. આ હબસી સરદાર લોહગઢ ઉપર રહીને, અંદર, નાણે, અને પવન એ ત્રણ માવળ મુલકનો બંદોબસ્ત રાખતો (મ. રિ. પાનું ૧૯૩).

વિસાપુરનો કિલ્લો શિવાજી મહારાજને સ્વાધીન કરી દેવા માટે માણકોજી દેશમુખે સીદીને સંદેશો મોકલ્યો. આ કિલ્લો કબજે લીધા પછી સીદીને સ્વાધીન કરવાનો શિવાજી મહારાજનો વિચાર હતો કારણ કે આ સરદાર સિંહાજી રાજાનો નિમકહલાલ નોકર છે, એ શિવાજી મહારાજના ખ્યાલ બહાર નહતું. આવા નિમકહલાલોને તો તાબે કરીને પોતાના પક્ષમાં લઈ, તેમને ન દુભાવતાં સારી જગા ઉપર રાખવાની મહારાજની નીતિ હતી. સીદી સરદારે માણકોજીનો સંદેશો સાંભળ્યો અને એ બહુ ગુસ્સે થયો. એણે જવાબ મોકલ્યો કે "મહારાજનું આવું વર્તન ઉદ્ધતાઈભરેલું છે. આવાં આચરણો એમને ઘટતાં નથી. આવા વર્તનથી એ પોતાનો જાન જોખમમાં નાખે છે. આવા માણસની નોકરીમાં રહેવા હું ખુશી નથી." આ જવાબ સાંભળી શિવાજી મહારાજ જરાપણ ક્રોધે ભરાયા નહિ. સીદી સરદારે તો પોતાને જે ખરું લાગ્યું તે હિંમતથી જણાવી દીધું. તેથી મહારાજ બહુ રાજી થયા. પોતાના પિતાના આ નિમકહલાલ જૂના નોકરની હિંમતની કિંમત મહારાજે કરી. સીદી સરદાર હિલાલને કોઈપણ જાતનો ઠપકો ન આપતાં મહારાજે સીદીને સારી બક્ષીસ આપી તેને પોતાના પિતા સિંહાજી મહારાજ પાસે મોકલી દીધો. આમ વીસાપુરનો કિલ્લો મહારાજે કબજે લીધો.

---

## પ્રકરણ ૯ મું

| | |
|---|---|
| ૧. પૈસાની તંગી, કલ્યાણનો ખજાનો, ઉત્તર કોંકણમાં પગપેસારો. | ૪. બાળાજી આવજી ચિટણીસ. રાજાપુરની જીત. |
| ૨. સીદી સામે શિવાજીરાજા. | ૫ પઠાણોને શિવાજી મહારાજે આશરો આપ્યો. |
| ૩. ભવાની તલવારની ભેટ. | ૬. પિતા પરહેજ, પખાલીને પાણે પોઠિયાને ડામ. |
| | ૭. પરહેજનો પ્રાતઃકાળ. |

### ૧. પૈસાની તંગી, કલ્યાણનો ખજાનો અને ઉત્તર કોંકણમાં પગપેસારો.

મહારાજે મેળવેલી જીતોનો આનંદ આપણે અનુભવ્યો. હવે મહારાજની અડચણો તરફ જરા નજર કરીએ. શિવાજી મહારાજે લોહીનું એકપણ ટીપું પાડ્યા સિવાય એક પછી એક કિલ્લાઓ કબજે કર્યા, જમીનો લીધી, ગામ લીધાં, કિલ્લાઓ સમરાવ્યા; તેની મજબૂતી કરી; જમીનો ખેડાણ કરાવી, ગામો સુવ્યવસ્થિત કર્યાં. મહારાજ ધીમે ધીમે પણ મક્કમપણે આગળ ધપવા લાગ્યા. એમની હીલચાલ તરફ લોકોનું ધ્યાન ખેંચાયું અને બિજાપુરના બાદશાહના મુસલમાન સરદારોમાં પણ શિવાજીનાં કૃત્યોની અનેક જાતની ચર્ચાઓ શરૂ થઈ. સૂર્યનો પ્રકાશ શરૂઆતમાં બહુ ધીમો હોય છે, પણ એ વધતા પ્રકાશને શી રીતે ઢાંકી શકાય? આટલા કિલ્લાઓ લઈને મહારાજે શરૂઆત કરી દીધી પણ કામ એવી ખુબીથી લીધું અને સમય તથા સંજોગો જોઈને એવી ગોઠવણ કરી દીધી કે લડાઈ કર્યા સિવાય, નુકસાનીમાં ઉતર્યા સિવાય અને વધુમાં એકે બાદશાહની સાથે ખુલ્લું વેર બાંધ્યા સિવાય, પોતાની મતલબ હાંસલ કરી. બિજાપુર બાદશાહતના અધિકારી અને અમલદારોની ખોડખાંપણ, નબળાઈ તથા ત્રુટીઓનો શિવાજી મહારાજે પૂરેપુરો લાભ ઉઠાવ્યો. એમનાં દરેક કૃત્યો માટે જ્યારે જ્યારે બાદશાહ તરફથી પૂછવામાં આવતું ત્યારે ત્યારે મહારાજ બહુ સફાઈબંધ અને મુત્સદ્દીભર્યા જવાબ આપતા. અનેક વખતે એમણે બિજાપુર એવી મતલબનું લખી મોકલ્યું હતું કે "અમારી જાગીરના મુલકોની મજબૂતી માટે આ કિલ્લાઓ બહુ જરૂરના હોવાથી કબજે કર્યા છે અને તે કરવામાં બાદશાહતની મેં સેવા કરી છે. અમારી જાગીર મજબૂત રહેશે એ પણ ફાયદો તો સરકારને જ છે. બીજું કિલ્લાઓમાં અત્યંત ગેરબંદોબસ્ત અને અવ્યવસ્થા ચાલી રહ્યાં હતાં. એવા સંજોગોમાં કિલ્લાઓને હાથમાં લઈ, વ્યવસ્થિત કરવામાં તો બાદશાહની અમે ચોખ્ખી સેવા જ કરી છે. કેટલાક કિલ્લેદાર અને દેશમુખો

વારંવાર માથું ઊંચું કરે છે અને તોફાને ચડે છે. તેવે વખતે કિલ્લાઓની મજબૂતી અને વ્યવસ્થા બહુ જ કામ લાગે. સુંદર વ્યવસ્થા અને મજબૂતી હોય તો સખત અને પૂરેપુરી નજર બાદશાહના મુલક ઉપર રાખી શકાય. અનેક રીતે બાદશાહનું અમે હિત કર્યું છે. પુરંદર જેવા કિલ્લાઓ સરદારો પચાવી પડ્યા હતા અને બાદશાહની સામે થઈ સ્વતંત્ર થઈ ગયા હતા, તેમને ઠેકાણે લાવી કિલ્લા અમે કબજે કર્યા એ શું બાદશાહતની સેવા નથી?" ઉપરની મતલબના જવાબો મહારાજ બિજાપુરના બાદશાહને વારંવાર આપતા. બિજાપુરના મુત્સદ્દીઓ શિવાજી મહારાજના હેતુઓ વખતે પૂરેપુરા નહિ સમજ્યા હોય, પણ મહારાજની હીલચાલથી બિજાપુરના સરદારોનાં અંતઃકરણમાં શિવાજી મહારાજ માટે જરા પણ શંકા ઊભી નહિ થઈ હોય એ તો બનવાજોગ નથી જ. કેટલાક સરદારો વધારે સમજ્યા હશે, ત્યારે કેટલાક ઓછું સમજ્યા હશે, પણ શંકા તો બધાને ઓછાવત્તા પ્રમાણમાં આવી જ હશે. શંકા ઊભી થયા પછી પણ શિવાજી મહારાજને આગળ વધતા કોઈ અટકાવી શકે એમ ન હતું, કારણ સિંહાજી બિજાપુર બાદશાહ તરફથી દિગ્વિજય મેળવી રહ્યો હતો. પોતાની જીતોથી એ બાદશાહતની આબરૂ અને પ્રતિષ્ઠા વધાર્યે જતો હતો. પોતાનાં પરાક્રમ અને હિંમતને લીધે એ આદિલશાહીમાં બહુ મોટો સરદાર થઈ પડ્યો હતો. સિંહાજીનાં શૌર્ય અને સમરકૌશલ્યથી આદિલશાહી છક્ક થઈ ગઈ હતી. શિવાજી મહારાજને નાખુશ કરવામાં બિજાપુરની બાદશાહતને ભારે જોખમ હતું એ આદિલશાહી અમલદારો બરોબર સમજતા હતા, તેથી જ શિવાજી મહારાજની હિલચાલ તરફ આદિલશાહી અધિકારીઓએ આંખઆડા કાન કર્યા હતા. શિવાજી મહારાજને દબાવ્યાથી સિંહાજી જેવો સિંહ છંછેડાશે અને જો એમ થાય તો પરિણામ બહુ માઠું આવશે એવું બિજાપુરના મુત્સદ્દીઓ માનતા હતા. છોકરાને દબાવવા જતાં વખતે બાપ બાદશાહી દાબી નાંખે એવો પણ ભય હતો. સિંહાજીના પ્રભાવને લીધે શિવાજી મહારાજનાં કૃત્યો તરફ જાણી જોઈને દુર્લક્ષ કરવામાં આવ્યું હતું.

પોતાની જાગીરનો મુલક મજબૂત કરી ત્યાં સ્વતંત્ર વ્યવસ્થા અને અમલ શરૂ કરી પછી જામેલી સત્તાની સામે પડી, મુલકનો વિસ્તાર વધારી સ્વરાજ્ય સ્થાપન કરવાનો મહારાજનો હેતુ હતો. ચાકણથી તે નીરા નદી સુધીનો મુલક મહારાજે સ્વાધીન કર્યો હતો. મેળવેલા કિલ્લાઓ બરોબર સમરાવી, મજબૂત કરી, તેના ઉપર કિલ્લેદારો નીમી દીધા હતા. માવળા લોકોનું લશ્કર પણ ઊભું કરવાની શરૂઆત કરી દીધી હતી. દાદાજી કોન્ડદેવે શરુ કરેલી જમીન મહેસૂલની પદ્ધતિ મહારાજે પોતાની જાગીરના બધા ભાગોમાં શરુ કરી દીધી હતી. બી, બિયારાં માટે ખેડૂતોને પૈસા આપી એમની ચિંતા દૂર કરી તેમની પાસે સુંદર ખેતી કરાવી અનેક અખતરાઓ અજમાવીને જમીનમાંથી વધારે પાક ઉતારી ખેડૂતો જમીન-મહેસૂલ નિયમિત અને વખતસર ભરે એવી ગોઠવણ કરી માવળાઓને મહારાજે સુખી કર્યા. દાદાજીની જમીનમહેસૂલની પદ્ધતિ ખેડૂત અને જમીનદાર એ બન્નેને લાભદાયક હોઈ બન્નેનો સંબંધ મીઠો રાખે એવી હતી. એ પદ્ધતિથી ખેડૂતોનાં દુખો ઘટ્યાં અને ખેડૂતો મન મૂકીને ખેતી કરવા લાગ્યા. ખેડૂતોનાં દુખો દૂર કરવા માટે મહારાજ અનેક રસ્તા લઈ રહ્યા હતા અને શિવાજી મહારાજ ખેડૂત વર્ગના ઉદ્ધાર કરવા માટે તનતોડ મહેનત કરી રહ્યા છે એની ખેડૂતોને જાણ થઈ હતી, તેથી ખેડૂતો મહારાજને પોતાના રક્ષક માનવા લાગ્યા. અનેક રીતે ખેડૂતોની સેવા કરી મહારાજે માવળાઓનાં મન હરણ કરી લીધાં હતાં. મહારાજની વ્યવસ્થા અને કારભારને લીધે ખેડૂત વર્ગ સુખી થયો હતો અને શિવાજી મહારાજ ખેડૂતોના રક્ષક છે, વાલી છે, ખેડૂતોને બચાવવા માટે પ્રભુએ એમને અવતાર આપ્યો છે એવી માન્યતા ખેડૂતોમાં ફેલાઈ હતી. દુખ અને અન્યાયની ઘાણીમાં પિલાતા હિંદુ ખેડૂતોનો કોઈ બેલી તે વખતે ન હતો. એમનો ધણીધોરી થવા કોઈ તૈયાર ન હતો. અનાજ પકવી જગતને જીવાડનાર ખેડૂતો સત્તાનાં શસ્ત્ર નીચે રહેંસાઈ રહ્યા હતા, કચડાઈ રહ્યા હતા, એવે વખતે ડૂબતાના હાથમાં તુંબડું આવે એવી સ્થિતિ ખેડૂતોની થઈ. શિવાજી મહારાજે હિંદુઓને હાથ આપ્યો, એમને માટે અનેક સંકટો વેઠના

તૈયાર થયા અને એમના રક્ષણ માટે સર્વસ્વ ત્યાગવાની તૈયારી કરી. હિંદુ પ્રજા મહારાજને પોતાનો તારણહાર માનવા લાગી. હિંદુ પ્રજા તો શિવાજી મહારાજને જ પોતાનો રાજા માનવા લાગી અને એમને રાજા માનીને જ માન આપવા લાગી. પ્રજાનાં ચિત્ત આકર્ષણ કરી લેવાની અને લોકોનાં દિલ પોતા તરફ ખેંચવાની મહારાજમાં અજબ શક્તિ હતી. જોત જોતામાં આ વીશ બાવીશ વરસનો જુવાન મહારાષ્ટ્રની પ્રજામાં પંકાયો અને અત્યંત પ્રિય થઈ પડ્યો.

નોકરો પાસેથી કામ લેવાની બાબતમાં મહારાજ બહુ કુશળ હતા. નોકર પાસેથી પૂરેપુરું કામ લઈને પણ તેને રાજી રાખવો, તેના ઉપર દાબ રાખીને પણ પોતા માટે તેના મનનાં પૂજ્ય બુદ્ધિ અને પ્રેમ ઊભાં કરવાં એ કળા તો બહુ થોડાં માણસો જ સાધ્ય કરી શકે છે. મહારાજ નોકરો પાસેથી પુષ્કળ કામ લેતા પણ તેમના ઉપર મહારાજ બહુ ગીકી નજર રાખતા અને તેની પૂરેપુરી સંભાળ લેતા. નોકરો પ્રત્યે મહારાજ બહુ માયાળુ હતા. કામ લેતી વખતે બહુ કડક વૃત્તિ ધારણ કરનાર અને કામનો વખત પૂરો થયા પછી તેમના તરફ માયા અને મહેર બતાવનાર માલીક નોકરોમાં બહુ માનીતા થઈ પડે છે. શિવાજી મહારાજ પોતાના નોકરોના માયાળુ માલીક છે એ વાત મહારાષ્ટ્રમાં ફેલાતાં તેમની પાસે નોકરી માટે સંખ્યાબંધ માણસો આવતાં. પ્રજાને સુખી કરવા માટે નવી સત્તા સ્થાપવાનો મહારાજનો નિશ્ચય હતો અને તે પાર પાડવા માટે મળી શકે તેટલાં માણસો નોકરીએ રાખી લેવાની ખાસ જરુર હતી. એ વાત મહારાજની ધ્યાન બહાર ન હતી. બીજા સદ્દગુણોની સાથે માણસ પારખવાનો ગુણ પણ મહારાજમાં અજબ હતો. માણસને તેના પગલે પારખવાની અદ્દભુત શક્તિ મહારાજમાં હતી. આવેલા માણસોને બની શકે ત્યાં સુધી એ કદી પાછા કાઢતા નહિ. માણસની પૂરેપુરી પરીક્ષા કર્યા પછી એની આવડત અને શક્તિ જોઈને એને કામ સોંપતા. જેમ જેમ મહારાજની કીર્તિ વધતી ગઈ, તેમ તેમ તેમની પાસે નોકરી માટે આવનાર માણસોનાં ટોળાંમાં પણ વધારો થતો ગયો. જેમ જેમ ટોળાં વધતાં ગયાં, તેમ તેમ મહારાજની જવાબદારી વધતી ગઈ અને જવાબદારીની સાથે ફીકર ચિંતા વધવા લાગ્યાં. હજારો માવળા લોકો અને સેંકડો કારકુનો મહારાજે રોકી લીધા. માવળા લોકોની લશ્કરમાં ખૂબ ભરતી કરી. શિવાજી મહારાજનું લશ્કર દશ હજાર માવળાઓનું થયું. વ્યવસ્થા અને રાજકારભાર માટે કારકુનોની સંખ્યા પણ જબરી વધી. આ બધું વધ્યું તેની સાથે મહારાજની આર્થિક મુશ્કેલી પણ વધી. પોતાની જાગીરના મુલકમાં જ સુંદર વ્યવસ્થાવાળું સ્વરાજ્ય સ્થાપી, પછી સ્થિતિ અને લોકમત તપાસી આગળ વધવાનો મહારાજે નિશ્ચય કર્યો. એ સ્વરાજ્યને નમુનેદાર બનાવવા માટે, અનુકરણીય બનાવવા માટે મહારાજે જાગીરના મુલકોની સુવ્યવસ્થા કરી. નક્કી કરેલું ધ્યેય નજર સામે રાખી, આખરે વધતાં વધતાં અમુક ઠેકાણે પહોંચવું છે, તે યાદ રાખી, ધ્યેયને પહોંચી વળવા માટે જવાબદારીના હોદ્દાઓ ઉપર નીચેના અમલદારોની નિમણૂંક કરીઃ—

(૧) શામરાવ નીકલંઠ રાંઝેકર–પેશ્વા (૨) બાળકૃષ્ણપંત દીક્ષિત–મુજુમદાર (૩) સોનોપંત–કારભારી (૪) રઘુનાથ બલ્લાળ બોકીલ–સબનીસ (૫) પેસાજી કંક, તાનાજી માલુસરે, બાજી પાસલકર લશ્કરી અમલદારો અને માણુકોજી દહાતોન્ડે–સર નોબત.

મહારાજ પોતે લશ્કરના સર સેનાપતિ તરીકે કામ કરતા. પોતાની જાગીરના મૂલકમાં નમુનેદાર સ્વરાજ્ય શરુ કરી, મહારાજે દેશના રાજ્યનો પાયો નાંખ્યો હતો.

રહેંસાતા હિંદુઓના બચાવ માટે, અત્યાચાર અને જુલ્મોથી હણાઈ રહેલા હિંદુત્વના રક્ષણ માટે સ્વરાજ્ય સ્થાપવાની કલ્પના ઉભી કરવી એ કઠણ કામ છે, પણ તે સ્થાપવા માટેનો નિશ્ચય કરવો એ વધારે કઠણ છે અને તે નિશ્ચય કર્યા પછી તેને કૃતિમાં ઉતારવા પગલાં લેવાં, એ તો વળી વિકટ કામ છે અને કાર્યની શરુઆત કર્યા પછી મૂળ નેમ ઉપર નજર રાખી રસ્તામાં ઊભી થતી અડચણો, આફતો, અને હરકતોની સામે કુસ્તી ખેલવી એતો એથી પણ વધુ મુશ્કેલ કામ છે. શિવાજી મહારાજે પડું પડું થઈ

રહેલા હિંદુત્વને બચાવવા માટે નવી સત્તા સ્થાપવાની કલ્પના ઊભી કરી. હિંદવી સ્વરાજ સ્થાપવાનો નિશ્ચય કર્યો, પ્રતિજ્ઞા લીધી, એ પ્રતિજ્ઞા પાર પાડવા માટે ઘટિત પગલાં લેવાનું શરૂ કરી લીધેલા કામમાં નડતાં સંકટો અને આવી પડતી અડચણોની સાથે બાથ ભીડવાને પણ મહારાજ તૈયાર થયા. એકલી હિંમત કે શૌર્યથી રાજ્ય ઊભાં નથી થતાં. જૂની સત્તાને મૂળમાંથી હલાવી નવી સત્તા સ્થાપવી એ કંઈ નાનીસુની વાત નથી. એકલી કલમની કાબેલિયત કે એકલા ભાલા બરછીના આબાદ ઉપયોગથી પણ નવું રાજ્ય સ્થાપવાની મતલબ હાંસલ નથી થતી. શસ્ત્રાસ્ત્રમાં નિપુણ નીવડેલો માણસ સંગ્રામમાં વિજય મેળવી શકે પણ નવું રાજ્ય સ્થાપવા માટે તો આ ગુણો ઉપરાંત બીજા વધારાના ગુણોની આવશ્યકતા હોય છે. યુદ્ધના વિજય કરતાં, નવી સત્તા સ્થાપવામાં માણસને વધારે વેઠવું પડે છે. નવી સત્તા સ્થાપવામાં તો માણસમાં હિંમત–શૌર્ય, સાહસ, હોંશિયારી, મુત્સદ્દીપણું, ધૈર્ય પારખવાની શક્તિ, સામાના દાવ જાણવાની કળા, કાર્યદક્ષતા, હાજરજવાબીપણું, સમયસૂચકતા, પ્રજાનાં મનહરણ કરવાની કળા, ત્યાગ માટેની તૈયારી વગેરે સદ્દગુણોની ખાસ જરુર હોય છે. પ્રસંગ પડે આંખમાંથી અંગાર પણ ઝરવા જોઈએ અને પ્રસંગ પડે બરફથી પણ ઠંડું મગજ રાખવાની અને આજુબાજુએ ઉશ્કેરણી ભરપૂર ચાલી રહી હોય, આખું વાતાવરણ ઉશ્કેરણીથી દૂષિત થયેલું હોય તો પણ સમતોલપણું જાળવી રાખવાની શક્તિ જે માણસમાં હોય તે જ માણસ નવી સત્તા સ્થાપવાનું કામ હાથમાં ધરવાની હિંમત કરી શકે. દિલને ઉશ્કેરે, ઉછાળી નાખે, લોહી ઊકળતાં કરે, એવા બનાવો નજર સામે બની રહ્યા હોય તો પણ મગજ ઉપરનો કાબુ ન ખોતાં, વિરોધીની જડ ઉખેડવાનું કામ જે માણસ ઠંડે મગજે કરી શકે છે, તેજ મુત્સદ્દી, નવી સત્તા સ્થાપવાની પોતાની મતલબ કંઈક અંશે હાંસલ કરી શકે છે. દુશ્મનદળ સામે લડવામાં માણસ બહુ હિંમતબાજ અને પાવરધો હોય પણ અનેક પ્રકારની અડચણો આવી પડે, તેથી જે માણસ મુંઝાય, ગૂંચવાડામાં પડે, તે માણસ દુશ્મનદળને હરાવી શકે, પણ નવી સત્તા સ્થાપવાના કામમાં ફત્તેહમંદ ન નીવડે. નવી સત્તા સ્થાપવાને માટે જરૂરના બધા સદ્દગુણો શિવાજી મહારાજમાં હતા. આવી પડતી અડચણોમાંથી માર્ગ કાઢવાની બાબતમાં તો એ એક્કા હતા. હરકતોથી એ કોઈ દિવસ હિંમત હારતા નહિ. અડચણો કે આફતોથી એ દૂર નાસતા નહિ. નવી સત્તા સ્થાપવાનો નિશ્ચય કરીને જ એમણે કિલ્લાઓ કબજે લીધા. પોતાના મુલકની મજબૂતી કરી અને લશ્કર તથા બીજા નોકરો પૂરતા પ્રમાણમાં રોક્યા. તેમાં શિવાજી મહારાજને ખૂબ ખર્ચ થયું. તોરણના કિલ્લામાંથી મળેલું ધન અને સિંહાજીની જાગીરની આવકમાંથી દાદાજી કોન્ડદેવના સુંદર અને કરકસરીયા કારભારથી બચાવેલો પૈસો સર્વ ખર્ચાઈ ગયો. હવે શિવાજી મહારાજ પૈસાની ભારે તંગીમાં આવી પડ્યા. જાગીરના મુલકોનું નમુનેદાર સ્વરાજ્ય બનાવવાના કામમાં પણ મુસીબતો ખૂબ વધી. નબળા પોચા માણસની તો આવા સંજોગોમાં અડધી હિંમત ઘટી જાય પરંતુ શિવાજી મહારાજને તો હિંદવી સ્વરાજ્યની ખરી લગની લાગી હતી. આ વીર, આર્થિક આફતોને લીધે, લીધેલું કામ મૂકી દે એવો તો હતો જ નહિ. પૈસાની તંગી તો ભલભલાને ભોંયભેગા કરી દે છે. પૈસાની તંગી તો બહાદુરોની હિંમત પણ હઠાવી દે છે. પૈસાની તંગી સામે તો વીરલા પુરુષો જ ટકી શકે છે. પુરંદરનો કિલ્લો લીધા પછી શિવાજી મહારાજ પૈસાની બાબતમાં ભારે ચિંતામાં પડ્યા હતા. તિજોરીનું તળિયું દેખાવા લાગ્યું. હવે શું કરવું એ વિચારમાં મહારાજ ચિંતાતુર હતા. શિવાજી મહારાજ મોજશોખના જમાનામાં પેદા થયા હતા અને એમની જો ઇચ્છા હોત, અથવા એમણે જો ધાર્યું હોત તો એ પોતે ભારે વૈભવમાં પૂરેપુરા ઠાઠમાઠ અને દબદબાથી ઝનાનખાનાના જીવડાની માફક રહી શકત અને એને પૈસાની ફીકર પણ ન કરવી પડત. પણ શિવાજી મહારાજે સ્વીકારેલો માર્ગ તો જુદા જ પ્રકારનો હતો. પ્રજા, સમાજ અથવા જનસમુહની ચિંતા દૂર કરવા બહાર પડનારને માથે તો ચિંતાના ડુંગરો ઢળી પડે, લોકોનાં દુખો દૂર કરવા મથન કરનારને માથે તો દુખનાં ઝાડ ઊભાં થાય, એને રાત્રે ઊંઘ નહિ અને દિવસે આરામ નહિ. એવા પરગજુ પુરુષોની સ્થિતિ બહુ દુખી હોય છે. પણ એમને તો એવાં દુખો અને આફતમાં જ આનંદ આવે

પ્રજા કારણે જે ઉઠે રાજ સામે, તેતો નહિ ઊંઘ આરામ પામે;
પ્રજાનાં દુખો દૂર કરવા મથે જે, કરે શિર ધારી જગતમાં ફરે તે,

ઉપર પ્રમાણેની સ્થિતિ શિવાજી મહારાજની થઈ હતી. હિંદુત્વનું રક્ષણ કરવાની ધગશ શિવાજી મહારાજમાં જબરી હતી. પ્રજાના કલ્યાણ માટે હિંદવી સ્વરાજ્ય સ્થાપવાનો એમનો નિશ્ચય જબરજસ્ત હતો. એમણે કરેલી ભીષ્મ પ્રતિજ્ઞાની પાછળ ભગીરથ પ્રયત્નોનું બળ ઊભું હતું. ઈશ્વરને પણ એમનો રસ્તો સીધો અને સરળ કર્યેજ છુટકો હતો. એમના માર્ગમાંના કાંટા દૂર કરવા કુદરત અનેક રસ્તા લઈ રહી હતી. આર્થિક અડચણ શી રીતે ટાળવી એના વિચારોમાં મહારાજ મગ્ન થઈ ગયા હતા. અડચણોને લીધે મહારાજ પોતે આંકેલા કાર્યક્રમમાં કદીપણ ઢીલા થયા નથી. એતો માનતા કે " મારો હેતુ શુદ્ધ છે, સેવા પ્રભુની છે અને હાથ ધરેલું કાર્ય કચડાતી અને પિડાતી પ્રજાનું છે તો ઈશ્વરે મને યશ આપેજ છૂટકો છે. આ અડચણો તો કામ કરનારની કસોટી માટે છે, માણસની પરીક્ષા માટે છે. " શિવાજી મહારાજની ચિંતા લાંબો કાળ ન રહી. મહારાજનું ધ્યાન થાણા જિલ્લાના એક ધનવાન શહેર–કલ્યાણ તરફ ખેંચાયું. નિઝામશાહીની પડતીથી ઈ. સ. ૧૬૩૬ ના મુગલસત્તા સાથેના તહનામાને આધારે કોંકણ પ્રદેશ બિજાપુરના બાદશાહને હાથ આવ્યો હતો. એ પ્રદેશમાં ભીંવડીથી નાગોઠણ સુધીનો મુલક કલ્યાણ પ્રાંત કહેવાતો હતો. એ પ્રાંત આદિલશાહી સરદાર મૌલાના અહમદશાહ નટિયાના કબજામાં હતો. એ પ્રાંતના મુખ્ય શહેર કલ્યાણમાં અહમદશાહ રહેતો હતો. મૌલાના અહમદશાહે એ ગામના બાદશાહી મુલકનું મહેસૂલ ઉઘરાવ્યું અને એ નાણાં એણે બાદશાહી તિજોરીમાં જમે થવા બિજાપુર રવાના કર્યાં. કલ્યાણથી એ તિજોરી બિજાપુર જવાની હતી. જંગલના જંગલી બહારવટિયા, લુટારુ અથવા ધાડપાડુને પહોંચી વળવા માટે તેમને મારી હઠાવવા માટે જરુર પડે એટલું મનુષ્યબળ આપીને મૌલાનાએ એ તિજોરી રવાના કરી. શિવાજી તરફથી આ તિજોરીને કોઈપણ પ્રકારનો ઉપદ્રવ થશે એવી મૌલાનાને સ્વપ્ને પણ કલ્પના નહિ થઈ હોય. પોતાનો કરપ આજુબાજુના મુલકોમાં એવો સજ્જડ બેસી ગયો છે કે એમનું નામ સાંભળી બદમાસો ભાગી જાય એવી મૌલાનાની માન્યતા હતી. ઉપર પ્રમાણે મૌલાનાની પ્રમાણિક માન્યતા હતી, એટલે તિજોરીને રસ્તે સાચવવા માટે જબરું લશ્કર મૌલાનાએ સાથે મોકલ્યું નહિ. મહારાજે વિચાર કર્યો કે દ્રવ્ય સિવાય પ્રજાના કલ્યાણની લડત ચાલી શકશે નહિ, માટે ગમે તે રસ્તે નાણાં ભેગાં કરવાં. કલ્યાણ તરફ મહારાજની નજર ફર્યાથી તે ગાળામાં બારીક તપાસ કરવા મહારાજે પોતાના વિશ્વાસુ માણસોને રોકયા હતા. બિજાપુરની બાદશાહી તિજોરીમાં જમે કરવા માટે મૌલાનાએ કલ્યાણથી નાણાં રવાના કર્યાની ખબર શિવાજી મહારાજને મળી. લોકોના ભલા માટે આરંભેલું કાર્ય નાણાંને અભાવે ખોળંભે પડશે એ ચિંતામાં સપડાયલા અને હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના કામમાં નાણાંની ભીડમાં આવી પડેલા શિવાજી મહારાજ આ તક જવા દે એવા તો ન હતા. એમણે આ ખબર મળ્યા પછી ઊંડો વિચાર કર્યો અને કલ્યાણથી રવાના કરવામાં આવેલી તિજોરી કબજે કરવાનું નક્કી કર્યું. આ કામની ખાસ જવાબદારી મહારાજે તાનાજી માલુસરે અને યેસાજી કંકને સોંપી દીધી. ત્રણસો સુનંદા ઘોડેસ્વારો સૂપાથી સાથે લઈ સરદારોએ તિજોરી કબજે કરવા માટે કૂચ કરી. નાણાંથી ભરેલાં ગાડાં રક્ષક સિપાહીઓ સાથે બિજાપુર તરફ જતાં હતાં. પૂનાથી પશ્ચિમે બોરઘાટ ઉતરીને મહારાજની ટુકડીએ છાપો મારી ધનનાં ગાડાં કબજે કર્યાં (ઈ. સ. ૧૬૪૮ ). બન્ને પક્ષ વચ્ચે જબરી ઝપાઝપી થઈ. મહારાજની ટુકડીમાંથી દશ પંદર માણસો મરાયાં અને વીશ પચીશ ઘવાયાં. મૌલાનાની ટુકડીમાંથી વીશ પચીસ માણુસ મરાયાં અને આશરે સો માણુસ ઘવાયાં. કબજે કરેલો ખજાનો તરતજ રાજગઢ ઉપર મોકલી દેવામાં આવ્યો. મહારાજની ટુકડીમાંથી જે સિપાહીઓ મરણ પામ્યા હતા તેમના કુટુંબના પોષણનો મહારાજે પૂરતો બંદોબસ્ત કર્યો. ઘવાયેલાઓની સુંદર સારવાર કરવામાં આવી. આ ઝપાઝપીમાં જેમણે શૌર્ય અને હિંમત બતાવ્યાં તેમને ઈનામ અને માનપાન

આપવામાં આવ્યાં. આવી રીતના બંદોબસ્તથી પ્રજાને ભારે ઉત્તેજન મળ્યું. સૈનિકોને લાગ્યું કે આપણા કામની કદર થાય છે. ધર્મને માટે મરવુ પડે તો પણ પાછળ બૈરાં છોકરાંની સંભાળ લેનાર શિવાજી મહારાજ બેઠા છે. મહારાષ્ટ્રનું ધ્યાન શિવાજી મહારાજે આકર્ષ્યું મહારાજના પક્ષમાં જોડાવા લોકો આતુર થયા.

બિજાપુર જતી તિજોરી શિવાજી મહારાજના માણસોએ કબજે કરી એ હકીકત સાંભળી કલ્યાણનો સુબેદાર પોતાની જાગીરના મુલક ઉપર ચડાઈ કરશે એવી શિવાજી મહારાજે અટકળ બાંધી હતી. સિંહાજીએ મહારાજને બિજાપુરથી રવાના કર્યા ત્યારે પોતાના ખાસ વિશ્વાસુ માણસોને મહારાજની સાથે પૂને મોકલ્યા હતા તેમાં સોનોપંતને મહારાજના મંત્રી ( Secretary ) તરીકે મોકલ્યા હતા. તે સોનોપંતનો બીજો છોકરો બાજી સોનદેવ જે દાદાજી કોન્ડદેવની તાલીમમાં તૈયાર થએલો હતો તેને કલ્યાણ શહેર જીતવા અને કલ્યાણનો સુબેદાર શિવાજી મહારાજના મુલક ઉપર ચડાઈ કરવા આગળ વધે તે પહેલાં તેને અટકાવી દેવા લશ્કર સાથે મોકલ્યો. આ બાજી સોનદેવ બહુ ચાલાક અને હિંમતવાન અધિકારી હતો. એણે પોતાના સ્વામી શિવાજી મહારાજનો હુકમ થયો કે તરતજ કૂચ કરી અને કલ્યાણ ઉપર છાપો માર્યો. બાજી સોનદેવે ખરી હિંમત અને કુનેહ બતાવ્યા અને કલ્યાણ કબજે કરી સુબેદારને કબજે કર્યો. આ આનંદદાયક સમાચાર સાંભળી શિવાજી મહારાજ કલ્યાણ ગયા. મહારાજ આવે છે એવી ખબર મળતા જ આ સ્વામીભક્ત બાજીએ મહારાજનો કલ્યાણ નજીક ભારે સત્કાર કર્યો. શિવાજી મહારાજે ભારે ઠાઠમાઠ અને દબદબાથી નગરપ્રવેશ કર્યો. કલ્યાણ પ્રાન્તના મુસલમાન સુબેદાર મૌલાના અહમદશાહને બાજી સોનદેવે મહારાજ આગળ રજૂ કર્યો. આ યવન અમલદાર કાફર દુશ્મનના હાથમાં આવ્યો હતો અને તેમાં વળી શિવાજી જેવા ચુસ્ત હિંદુના હાથમાં. હિંદુઓને પીડનાર મુસલમાની સત્તા ઉખેડવાનો નિશ્ચય કરનાર શિવાજી મહારાજના હાથમાં મુસલમાન અમલદાર કેદી તરીકે આવ્યો. વાંચનાર તો એમજ અનુમાન કરશે કે શિવાજીએ આ કેદીને બહુ રિબાવ્યો હશે અથવા બીજી કોઈ ભારે નસિયત કરી હશે અથવા એને મહેણાં માર્યાં હશે, પણ વાંચકોને વાંચીને અજાયબી થશે કે હિંદુત્વના તારણહાર શિવાજી રાજાએ મૌલાના અહમદશાહની સાથે બહુ માનભરી વર્તણૂક ચલાવી. પરહેજ કરેલા સુબેદાર મૌલાનાને શિવાજી મહારાજે કોઇપણ રીતે સતાવ્યો નહિ, તેનું અપમાન કર્યું નહિ. હિંદુઓ ઉપર જુલમ ગુજારનાર મુસલમાની સત્તાનો અમલદાર હાથમાં આવ્યા છતાં હિંદુત્વના જુસ્સાથી ભરેલા શિવાજી મહારાજે હિંદુ સંસ્કૃતિને શોભે એવુંજ વર્તન કર્યું તેમણે મૌલાનાને બંધનમુક્ત કર્યો અને તેને બહુમાન પૂર્વક બિજાપુર રવાના કર્યો. કલ્યાણમાંથી મહારાજને અઢળક દ્રવ્ય મળ્યુ હતું ( ટ્રાવેલર ટાવર્નિયર ). કલ્યાણના સુબેદાર મૌલાના છોકરાની બૈરી અતિ ખૂબસુરત અને દેખાવડી હતી. એનું લાવણ્ય અનુપમ હતું. એ યુવતી બાજી સોનદેવને હાથ લાગી. બાજી જબરો સ્વામિભક્ત હતો. એ રૂપવતી યુવતીને માનભેર પોતાના કબજામાં રાખી અને જ્યારે મહારાજ કલ્યાણ આવે ત્યારે તેમને આ રત્ન નજરાણામાં આપવાનું નક્કી કર્યું.

મહારાજે કલ્યાણમાં વિજય દરબાર ભર્યો. જેમણે જેમણે શૌર્યનાં કામો કર્યાં હતાં તેમને મહારાજે નવાજ્યા. માણસોને ઇનામો આપવામાં આવ્યાં દાદાજી કોન્ડદેવે શરૂ કરેલી જમીન મહેસૂલી પદ્ધતિ આ જીતેલા ભાગમા દાખલ કરવાનું નક્કી કરી જાહેર કરવામાં આવ્યું. જૂની સંસ્થાઓ એ મુલકમાં જ્યાં જ્યાં જડી આવે ત્યાં તેમને ઘટિત મદદ કરી તેમનો જીર્ણોદ્ધાર કરવાનુ મહારાજે વચન આપ્યું. દેવસ્થાન, ધર્માદાના ઇનામો, વતન કે જમીનો જે જે જેને જેને મળતું હોય તે તે કાયમ રાખવાનું મહારાજે જાહેર કર્યું. ઘોસાળા અને રાયરી નજીક બીરવાડી અને લિંગાણાના કિલ્લાઓ નવા બાંધવાનું નક્કી કરવામાં આવ્યું.

હાથ લાગેલી સર્વ સંપત્તિ મહારાજને ચરણે ધર્યા પછી સ્વામિભક્ત આબાજી સોનદેવે મહારાજને કહ્યું કે " આ યુદ્ધમાં જે રત્નો અમને હાથ લાગ્યાં તે સર્વ સેવકે સ્વામીને ચરણે ધર્યાં છે, પણ આ

યુદ્ધમાં એક અતિ અણમુલું રત્ન હાથ લાગ્યું છે. તે હજુ મહારાજને સ્વાધીન નથી કર્યું. આ લડાઈમાં અતિરૂપવતી, લાવણ્યની ખાણ, એક ખૂબસુરત યુવતી હાથ લાગી છે. તે મહારાજની સેવામાં રજુ કરવા યોગ્ય છે, લાયક છે, તેથી મેં એને માનપાન સાથે કબજે રાખી છે. આપ એ અણમૂલા રત્નનો કૃપા કરીને સ્વીકાર કરશો." મહારાજની આજ્ઞા થઈ એટલે તરતજ એ સુંદર યુવતીને સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ કરી, સભામાં આણી.

વિનયથી લચકાતી અને લજ્જાથી નીચું જોતી, ધીમે પગલે ચાલતી આ રૂપવતી યૂવતીને મહારાજે નયને નિહાળી સ્મિત કર્યું અને બોલ્યા "મારી માતા જીજાબાઈ જો આવી ખૂબસુરત હોત તો તેને પેટે હું પણ એવો દેખાવડો પાકત." મહારાજના મોંનાં આ શબ્દો સાંભળી આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. બધા દરબારીઓ ચકિત થઈ ગયા. બધા કહેવા લાગ્યા કે મહારાજ આ બોલે છે શું! તે જમાનો તો ભોગ વિલાસનો હતો, છતાં મહારાજનો આવો કડક મનોનિગ્રહ જોઈને સર્વને આ સદ્‌ગુણી સ્વામી માટે ભારે પ્રેમ અને માન ઉત્પન્ન થયાં. દરબારના દરબારીઓ તો છક્ક થઈ ગયા. સભાને ચકિત થયેલી જોઈ મહારાજ આબાજી તરફ જોઈને બોલ્યા "આબાજી! તમારી પ્રામાણિકતા અને સ્વામિભક્તિ જોઈ હું પ્રસન્ન થયો છું. જેને જીવનમાં યશપ્રાપ્તિ કરવી છે, જેને પોતાનું જીવન ઊજળું રાખવું છે. જેને પોતાના જીવન ઉપર ડાઘ પડવા નથી દેવો તેણે તો તે ગમે તે સ્થિતિ અને સંજોગોમાં હોય તો પણ પરસ્ત્રી માબેન સમાન ગણવી જોઈએ. પ્રજાના કલ્યાણ માટે યશપ્રાપ્તિ મેળવવાની ઈચ્છા ધરાવનારે તો આવી આવી બાબતોમાં ચોખ્ખા રહેવું જ જોઈએ. જે સંસ્કૃતિને અત્યાચારના આક્રમણમાંથી બચાવવાનું પણ લઈને હું બહાર પડચો છું તે સંસ્કૃતિને ઝાંખપ લાગે એવું કૃત્ય મારાથી કેમ થાય? પરસ્ત્રીની લાલસામાં રાવણ જેવા બળીયાએ ચૌદ ચોકડીનું રાજ્ય ખોયું તો પછી મારા જેવાની તો વાત જ શી કરવી? મારા સૈન્યનો કોઈપણ સૈનિક કોઈપણ સ્ત્રીનું કોઈપણ સંજોગોમાં કોઈપણ પ્રકારનું અપમાન કરે તો તેને માટે ભારેમાં ભારે નસિયત નક્કી કરવામાં આવી છે. અનેક આફતો અને આક્રમણો હોવા છતાં આપણી ઊજળી સંસ્કૃતિના જોર ઉપર હજુ આપણે હયાત છીએ. એ સંસ્કૃતિને ટકાવી રાખવી એ આપણી પ્રથમ ફરજ છે. સ્ત્રી એ અબળા છે, એનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે. નિર્બળની રક્ષા તો મરદો જ કરી શકે. કોઈપણ પ્રસંગે અબળાઓ હાથ આવે તો તેમનાં માન અને જાળવીને તેમને જતી કરવી એજ આપણું ભૂષણ છે. સ્ત્રીઓને સતાવવી એ કાયરોનાં કામ છે, એ નામર્દીની નિશાની છે, એ નીચ અને હલકટ વૃત્તિ કહેવાય. દુશ્મનની સ્ત્રીઓ હાથમાં આવે તેમને આબરૂભેર પાછી મોકલવી એજ આપણું ભૂષણ છે." કોઈ મહાત્મા પુરુષના મોંમાં શોભે એવો ઉપદેશ મહારાજને આપતા સાંભળી દરબારીઓના મનની ખાત્રી થઈ ગઈ કે આતો કોઈ અસામાન્ય, અસાધારણ, અવતારી પુરુષ છે, નહિ તો આવો મનોનિગ્રહ અને ડહાપણ ન હોય. મહારાજના આ ઉપદેશથી હાજર રહેલા સિપાહીઓ અને સૈનિકો પણ ચેતી ગયા. જેનો માલીક ચારિત્ર્યની બાબતમાં આટલો બધો કડક હોય તેના સૈનિકોને કડક રહે જ છૂટકો. પ્રજામાં મહારાજની પ્રતિષ્ઠા વધવા લાગી. પ્રજાના મનમાં પોતાનાં આવા માલીકના સંબંધમાં એક પ્રકારનું અભિમાન ઊભું થયું. આબાજી સોનદેવે સભામાં આણેલી યુવતીને મહારાજે વસ્ત્રો અને અલંકાર અર્પણ કર્યા અને તેને તેના સસરા પાસે બિજાપુર મોકલી દીધી.

આબાજી સોનદેવને તેની કામગીરી માટે ધન્યવાદ આપવામાં આવ્યો અને મહારાજે એને કલ્યાણની સુબેદારી આપી.

પોતાનાં આ કૃત્યોનું પરિણામ શું આવશે તેનો ચારે તરફથી પૂરો વિચાર મહારાજે કર્યા પછી જ તિજોરી ઉપર છાપો મારવામાં આવ્યો હતો. કલ્યાણથી જતો ખજાનો કબજે કરવાથી બિજાપુર બાદશાહ સાથે ખુલ્લું વેર બંધાવાનું જ એની મહારાજને પૂરેપુરી ખાત્રી હતી. તિજોરી કબજે કર્યા પછી

કલ્યાણ હસ્તગત કર્યું અને પછી શિવાજી મહારાજે આજુબાજુના કાંગુરી, તુંગ, તિકોના, લોહગઢ, રાજમાંચી, કુંવારીગઢ, ભોરપ, ધનગઢ તથા કેળજાગઢ કિલ્લાઓ પણ કબજે કર્યા (ઈ. સ. ૧૬૪૮).

આમ મહારાજે ઘણા કિલ્લાઓ કબજે કર્યા. તેમાંના કેટલાકનાં નામ ઉપર આપ્યાં છે. આ કિલ્લાઓ ઉપરાંત માહુલીનો કિલ્લો કે જે એક વખતે સિંહાજીના કબજામાં હતો અને જે સિંહાજીના હાથમાંથી જતો રહ્યો હતો, તે પણ શિવાજી મહારાજે લીધો. આ કિલ્લાઓ લેવામાં મહારાજે શક્તિ કરતાં યુક્તિનો જ વધારે ઉપયોગ કર્યો હતો. જેમ બને તેમ પોતાના માણસોને ઓછું નુકશાન થાય એવી રીતે કળથી કામ થતું હોય, તો બળનો ઉપયોગ ન કરવો એ મહારાજની યુદ્ધની રીત હતી. મહારાજ પહેલાં તો કિલ્લેદારને કિલ્લો સોંપી દેવાનું કહેણ મોકલતા. કિલ્લેદાર સમજીને કિલ્લો સોંપી દે તો કોઈ જાતની હેરાનગતિ રૈયતને ભોગવવી પડતી નહિ. જો કિલ્લેદાર લડવા તૈયાર થતો તો તેના ઉપર વખત અને સંજોગો જોઈ મહારાજ અચાનક છાપો મારતા, કિલ્લાને ઘેરો ઘાલતા અને કિલ્લો કબજે કરતા. કિલ્લા ઉપર ચડાઈ કરતાં પહેલાં મહારાજ તે કિલ્લાની બધી માહીતી મેળવી લેતા. કિલ્લામાંના માણસોને વશ કરી લેતા. ગુપ્ત રસ્તાઓ અને મહત્ત્વની હકીકત મળે એવી બધી તજવીજ રાખતા. કિલ્લામાંના દુશ્મન પક્ષના માણસને ફોડવામાં મહારાજની બરોબરી તે સમયમાં કરી શકે એવો બીજો મુત્સદ્દી ન હતો. કિલ્લામાં પ્રવેશ કરવા માટે પણ મહારાજ પોતાના સરદાર અને સૈન્યને જુદી જુદી યુક્તિઓ બતાવતા. કિલ્લામાં પ્રવેશ થવું બહુ મુશ્કેલ થઈ પડતું ત્યારે મહારાજ પોતાના વિશ્વાસુ માવળાઓને તેમનો વેશ બદલીને તેમના માથા ઉપર ઘાસના ભારા આપી, તેમાં તલવાર અને એવાં બીજાં હથિયારો સંતાડી ઘાસ વેચવાને બહાને કિલ્લા ઉપર મોકલતા અને એ માણસો કિલ્લા ઉપર જઈ વશ કરેલા દુશ્મનના માણસોની મદદથી અને પોતાના પક્ષમાં સામા પક્ષમાંથી ફોડીને લીધેલા પહેરેગીરોની સહાયથી કિલ્લાના રક્ષકો ઉપર તૂટી પડતા. એવી અનેક યુક્તિઓ વાપરી મહારાજે અનેક કિલ્લાઓ કબજે કર્યા. આમ કલ્યાણ પ્રાંતનો ઉત્તર ભાગ મહારાજે પોતાના કબજામાં લીધો અને ત્યાં વ્યવસ્થિત રાજ્યવ્યવસ્થા સ્થાપી. મહારાજની રાજ્યપદ્ધતિએ રૈયતને સુખી કરી એ ભાગ આબાદ કર્યો. વરસોથી દુખમાં ડૂબેલી હિંદુ પ્રજાને સુખનાં સ્વપ્નાં હવે આવવા લાગ્યાં અને શિવાજી મહારાજની સત્તા જ પ્રજાને સુખી કરશે અને હિંદુત્વનો બચાવ કરશે એવી પ્રજાની ખાત્રી થવા લાગી. શિવાજી મહારાજની સત્તા નીચેના મુલકોમાં વસતા હિંદુઓનાં દુખો દુર થયાં. તે ભાગનાં હિંદુ દેવમંદિરોનું રક્ષણ થયું અને હિંદુ સ્ત્રીઓની ઇજ્જત બચી. શિવાજી મહારાજની સત્તા નીચે વસતા મુસલમાનો ઉપર કોઈ પ્રકારના જુલમો થતા નહિ. તેમનું રક્ષણ પૂરેપુરું થતું. મુસલમાનો પોતાની મરજી મુજબ પોતાનો ધર્મ પાળી શકતા. આમ શિવાજી મહારાજની પ્રજા સ્વરાજ્યનું સુખ અનુભવવા લાગી.

## ૨. સીદી સામે શિવાજી મહારાજ.

કલ્યાણપ્રાંતના ઉત્તર ભાગમાં શિવાજી મહારાજે પોતાનો ડેરો બરાબર જમાવ્યો. એ પ્રાંતના ઉત્તર ભાગની પ્રજા મહારાજના અમલથી સુખી થઈ. લોકો ત્રાસ અને જુલમમાંથી છૂટ્યા. લોકોના સુખની સાથે મુલક પણ આબાદ થવા લાગ્યો. મુલકની આબાદી પ્રજાનાં સુખદુખ ઉપર અવલંબીને રહેલી હોય છે. મહારાજનો અમલ પ્રજાને સુખદાતા નીવડ્યો એ વાત મહારાષ્ટ્રમાં ચારે તરફ ફેલાઈ. શિવાજી મહારાજની કીર્તિ તો ફેલાઈ જ હતી તેમાં વળી આ વધારો થયો. શિવાજી મહારાજ એ કોઈ અસાધારણ અને અસામાન્ય અવતારી પુરુષ છે અને તે પિડાતી પ્રજાના રક્ષણ માટે અવતર્યો છે, એવી માન્યતા ચારે તરફ પ્રસરી ગઈ અને લોકોનું ધ્યાન શિવાજી મહારાજ તરફ આકર્ષાયું. ઉત્તર કોંકણની હિંદુ પ્રજા શિવાજી મહારાજના અમલથી બહુ સુખી અને આબાદ થયેલી જોઈ, સીદીના તાબાના દક્ષિણ કોંકણના હિંદુ લોકોને શિવાજીના છત્ર નીચે જવાની ઇચ્છા થઈ. લોકોને હવે લાગવા માંડ્યું કે જો સુખી થવું હોય તો શિવાજી રાજાને વિજયી બનાવી, તેમના છત્ર નીચે રહેવું. આ વખતે સીદીની

નોકરીમાં સોંઢવળકર અને કોંઢવળકર નામના બે મરાઠા જમાદાર હતા. તેમણે શિવાજી મહારાજને સંદેશો મોકલ્યો કે "અમો હિંદુઓ આપના અમલ નીચે આવવા તલસી રહ્યા છીએ. આ હબસીની તાબેદારીથી અમો કંટાળી ગયા છીએ. આપ અમને એ તાબેદારીમાંથી મુક્ત કરવા કૃપા કરી દક્ષિણ કોંકણમાં પધારો. આપ આવશો તો અમો તળા અથવા તળગઢ અને ઘોસાળા અથવા ઘોસાળગઢના કિલ્લાઓ આપને સ્વાધીન કરીશું. આ કિલ્લાઓ કબજે આવવાથી આપ આ પ્રાંતનો ઘણો મુલક સર કરી શકશો. અમે યવનોની ઝૂંસરી નીચેથી નીકળી આપના સેવક બની સુખી થવા ઇચ્છીએ છીએ." આ સંદેશો સાંભળી શિવાજી રાજા સીદીનો દક્ષિણ કોંકણનો મુલક સર કરવા માટે તે ભાગમાં જવા સજ્જ થયા. આ આમંત્રણ તો શિવાજી મહારાજને મનગમતી વાત હતી. જોઈતું હતું અને વૈદે કહ્યું એવો જ ઘાટ બન્યો. થોડા ચુનંદા માણસોનું લશ્કર સાથે લઈ, શિવાજી મહારાજે સીદીનો મુલક જીતવા માટે દક્ષિણ કોંકણ ઉપર ચડાઈ કરી. સોંઢવળકર અને કોંઢવળકરે પોતાનું વચન બરોબર પાળ્યું. મહારાજ દક્ષિણ કોંકણમાં ગયા એટલે તરત જ સંદેશામાં જણાવ્યા મુજબ તળા અને ઘોસાળાના કિલ્લાઓ એમને સ્વાધીન કરવામાં આવ્યા. મહારાજે સુરગઢનો કિલ્લો પણ સર કર્યો. આ મહત્વના કિલ્લાઓ સર થવાથી મહારાજ એ તરફના કેટલાક મુલક ઉપર સહેલાઈથી સત્તા સ્થાપી શક્યા. આવી રીતે શિવાજી મહારાજે દક્ષિણ કોંકણમાં પ્રવેશ કર્યો. સીદીના ત્રાસથી ત્રાસી ગયેલી હિંદુ પ્રજા શિવાજી મહારાજના વિજયની વાટ જોતી હતી. મહારાજ વિજયી થયા અને પ્રજાને આનંદ થયો. જીત મળ્યા પછી પણ શિવાજી મહારાજ મળેલા વિજયથી ફુલાઈ જઈ, દુશ્મનનું બળ આંકવામાં જરાપણ બેદરકાર રહેતા નહિ. સીદીનો મુલક સર કર્યા, પછી પણ શિવાજી મહારાજ મોજમજામાં ગુલતાન બની નિરાંતે બેઠા ન હતા. શિવાજી મહારાજ સીદીનું બળ બરોબર જાણતા હતા એટલે જીતમાં સમાધાન માની મહારાજ ત્યાંથી પાછા ફર્યા નહિ પણ જીતેલો મુલક પ્રબળ શત્રુના પંજામાં પાછો ન પડે એ ઇચ્છાથી તેમણે કોલાબા જિલ્લામાં રોહે તાલુકામાં આવેલા બિરવાડી ગામ નજીક એક કિલ્લો બંધાવ્યો (ઈ. સ. ૧૬૪૮).

આ ચડાઈમાં જ શિવાજી મહારાજે રાયરીનો ડુંગર સીદી પાસેથી જીતી લીધો. એ ડુંગર ઉપર એક નાનો કિલ્લો હતો તેને સુધરાવી મજબૂત કિલ્લો બનાવ્યો. આ જ કિલ્લાને ૧૬૬૨ ની સાલમાં રાયગઢ નામ આપવામાં આવ્યું.

### ૩. ભવાની તલવારની ભેટ.

આ વિજય પ્રાપ્ત કર્યા પછી શિવાજી મહારાજ સાવિત્રી નદીના મુખ પાસે ઉત્તર દિશાએ દરિયા કિનારે હરિહરેશ્વરનું દેવસ્થાન છે ત્યાં દર્શન માટે પધાર્યા. શ્રદ્ધા અને ભક્તિપૂર્વક હરિહરેશ્વરનાં દર્શન અને પૂજનઅર્ચન કરી શિવાજી મહારાજ પાછા ફર્યા. માર્ગે ગોવલકર સાવંતે મહારાજની મુલાકાત માગી. શિવાજી મહારાજે માગણી સ્વીકારી અને સાવંતને બહુ પ્રેમથી મળ્યા. તે મુલાકાત દરમિયાન મહારાજને એમના કોઈ માણસે જણાવ્યું કે:—"આ સાવંતને ઘેર અતિ મૂલ્યવાન તલવાર છે. એ તલવારનું પાનું બહુ ઊંચા પ્રકારનું છે. પાનાનું પાણી પણ અજબ છે. એ તલવાર પૂરેપુરી યશસ્વી હોવાનું સંભળાય છે. એવી તલવાર તો આપના હાથમાં શોભે. મહારાજની ખાસ ઇચ્છા હોય તો એ તલવાર મહારાજ સાવંત પાસેથી લઈ શકશે. મહારાજ જો પોતાની ઇચ્છા બતાવે તો સોનાની જાળ પાણીમાં નાખ્યા જેવું તો નહિ જ થાય. માગણી કરવામાં આવે તો સાવંત એ તલવાર આપવા કદી પણ ના નહિ પાડે." પોતાના માણસના આ શબ્દો સાંભળી શિવાજી મહારાજને ખરેખરો ખેદ થયો અને એમણે જણાવ્યું કે:—"કોઈપણ ગૃહસ્થ પાસે કોઈ સારી ચીજ હોય અને તે આપણને ગમે, તે લેવાનું મન થાય, એ ચીજ ઉપર આપણને મોહ ઉત્પન્ન થાય, એ ચીજ આપણા મનનું આકર્ષણ કરે માટે તે વસ્તુ બીજા પાસેથી તેને શરમમાં નાખી લેવાનો અથવા તે માટે માગણી કરી સામા માણસની કફોડી દશા કરવાનો કોઈને હક્ક નથી. એવી અભિલાષા રાખવી એ વીર પુરુષને ન શોભે. એવી

ઇચ્છાઓ અને માગણીઓને લીધે કેટલાંયે વેર અને વૈમનસ્ય ઊભાં થયાં છે અને વધ્યાં પણ છે. આવી વાતોમાં વેર બાંધવું એ ક્ષત્રિયનું ભૂષણ નથી." શિવાજી મહારાજના આ શબ્દો સાંભળી હાજર રહેલા સર્વે ચૂપ થઈ ગયા. સાવંતના સલાહકારો અને કારભારીઓ તે વખતે ત્યાં હાજર હતા. તેઓ શિવાજી મહારાજના ઉપર પ્રમાણેના ઉપદેશના શબ્દો સાંભળી મહારાજના મોટા મન ઉપર, દિલાવરપણા ઉપર અને ખાનદાની ઉપર આફરીન થઈ ગયા. મહારાજને માટે એમના દિલમાં ખૂબ માન વધ્યું. એ સલાહકારો અને કારભારીઓએ પોતાના માલીક સાવંતને વિનંતિ કરી કે "આવા પ્રતાપી પુરુષ સાથે સ્નેહ સાધવાની સુંદર તક સારે નશીબે આપણને મળે છે તો મળેલી તકનો લાભ આપણે લેવો જ જોઈએ. આપની પાસે જે સુંદર અને પાણીદાર તલવાર છે તે આપ શિવાજી મહારાજને અર્પણ કરો." સાવંતને ગળે આ વાત ઉતરી અને એમણે એ તલવાર શિવાજી મહારાજને અર્પણ કરી. આ ભેટ જોઈ શિવાજી મહારાજ અત્યંત રાજી થયા. તેમણે સાવંતને ૩૦૦ હોન (એક હોનના રૂ. ૩–૮–૦) અને પોષાક અર્પણ કર્યા. મહારાજે આ તલવારનું નામ "ભવાની તલવાર" રાખ્યું. આ તલવાર મહારાજે કોઈ દિવસે દૂર મૂકી નથી. આ તલવારની મહારાજ દર દસેરાએ વિધિપૂર્વક સમારંભથી પૂજા કરતા.

આ તલવાર શિવાજી મહારાજને અતિ યશસ્વી નીવડી. આ ભવાની તલવારના સંબંધમાં મી. જેમ્સ ડગ્લાસ Book of Bombay માં ૧૧૮ મે પાને જણાવે છે કે આ ભવાની તલવાર શ્રી કોલ્હાપુરના મહારાજાના કબજામાં હતી, પણ ૧૮૫૭ માં પ્રિન્સ ઑફ વેલ્સ જ્યારે હિંદુસ્થાનમાં પધાર્યા હતા ત્યારે આ ભવાની તલવાર કોલ્હાપુરના મહારાજાએ એમને નજર કરી હતી જે આજે વિલાયતમાં ઇન્ડિયન મ્યુઝિયમમાં છે.

દક્ષિણ કોંકણમાં શિવાજી મહારાજની સત્તા પ્રગભર થવા લાગી. જંજીરાના સંબંધમાં સીદી અને શિવાજી વચ્ચે જબરો ઝઘડો જામ્યો. આ ઝઘડામાં મરાઠાઓએ ખરું પાણી બતાવ્યું નહિ તેથી શિવાજી મહારાજ શમરાજ નીલકંઠ ઉપર નારાજ થયા અને એમને પેશ્વાપદેથી પદભ્રષ્ટ કરી તેમની જગ્યાએ પ્રસિદ્ધ મોરો ત્રીંબક પીંગળેની પેશ્વા તરીકે નિમણુક કરી. મરાઠાઓની આ પીછેહઠથી શિવાજી મહારાજને ભારે દુખ થયું. એમણે રઘુનાથ બલ્લાળની સરદારી નીચે સીદીને સીધો કરી મરાઠાઓએ ગુમાવેલી આબરૂ પાછી મેળવવા એક કસાયેલું લશ્કર મોકલ્યુ. આ વખતે મરાઠી લશ્કરના પાયદળના ઉપરી પેસાજી કંક હતા અને નેતાજી પાલકર સરનોબત હતા. આ ચુનંદા સરદારોની સરદારી નીચે મરાઠાઓએ ઘણો મુલક અને કિલ્લાઓ સર કર્યા. તેમાંના મુખ્યનાં નામ ચંદનગઢ, વંદનગઢ, પાંડવગઢ, નંદગિરિ અથવા કલ્યાણગઢ, સતારા, અને પરળી અથવા સજ્જનગઢ હતાં.

શિવાજી મહારાજે અણાજી દત્તો સરનીસ અને માલ સાવંતને પનાળા પ્રાંતમાં મુલક જીતવા મોકલ્યા. મરાઠા લશ્કરે પનાળાગઢ, વસંતગઢ, પાવનગઢ, વિશાળગઢ, અને ગગનબાવડાના કિલ્લાઓ સર કર્યા.

મરાઠા લશ્કરે કિલ્લાઓ કબજે કરવાનું કામ સપાટાબંધ ચલાવ્યું હતું. ઉપર પ્રમાણે કિલ્લા જીતી મરાઠા લશ્કરે દક્ષિણ કોંકણમાં દિગ્વિજય મેળવ્યો. મરાઠા લશ્કરે રાંગણા અથવા પ્રસિદ્ધગઢ (કોલ્હાપુરથી ૫૫ માઇલ દૂર) ઉપર ચડાઈ કરી બિજાપુરી કિલ્લેદારનો પરાભવ કરી કિલ્લો કબજે કર્યો.

અમારા વાંચકોને અત્રે કરાવીએ છીએ. જંજીરાના સીદીની હજુરમાં આબાજી હરિ ચિત્રે ( મુજુમદાર ) નામના એક પ્રભુ ગૃહસ્થ દીવાનનો જવાબદારીનો હોદ્દો ભોગવતા હતા. કંઈક કારણોને લીધે સીદી સરકાર આબાજી દીવાન ઉપર નારાજ થયા. સીદીની ઈતરાજી એટલે જીવનું જોખમ. સીદી સરકારે પોતાના આ દીવાન તથા તેના ભાઈને ગરદન મારી તેમનાં મસ્તકો હાજર કરવાનો હુકમ કર્યો. હજુરના પડતાબોલ હજુરીઆઓએ ઝીલી લીધા અને દીવાન આબાજી અને તેના ભાઈને ગરદન મારી તેમનાં માથાં સીદી સરકારને સ્વાધીન કર્યાં. પોતાના દીવાન તથા તેના ભાઇને ઠાર માર્યાથી પણ સીદીને સંતોષ ન થયો, એટલે એણે આબાજીની સ્ત્રી ગુલબાઈ અને તેના ત્રણે છોકરાઓને મસ્કત લઈ જઈ ગુલામ તરીકે વેચવાનો પોતાના ખલાસીઓને હુકમ કર્યો. સીદીનો હુકમ શિરે ચડાવી ખલાસીઓએ બિચારી ગુલબાઈ અને તેના ત્રણે છોકરાઓને વેચવા મસ્કત લઈ જવા માટે વહાણમાં બેસાડ્યાં. આબાજી હરિ જેવા મુત્સદ્દીની તાલીમમાં તૈયાર થયેલી ગુલબાઈ હિંમતમાં પૂરી હતી. એ બાઈ ચતુર અને ધીરજવાળી હતી. એને મસ્કત લઈ જવા માટે વહાણમાં લીધી, તોએ એણે મુક્તિ મેળવવાના પ્રયત્નો ચાલુ જ રાખ્યા હતા. ગુલબાઈએ વહાણના ખલાસીઓને સમજાવ્યા અને કાલાવાલા કરી મસ્કતને બદલે એને અને એના છોકરાઓને રાજાપુરમાં કોઈ ધનવાનને વેચી દેવાની વાત સમજાવી. ખલાસીઓને ગળે આ વાત ઊતરી અને મસ્કતને બદલે એમને રાજાપુર વેચવા કબૂલ થયા. રાજાપુર આવતાં કિનારે વહાણ લંગરવામાં આવ્યું. રાજાપુરમાં વિસાજી શંકર નામનો ગુલબાઈનો ભાઈ મોટો ધનવાન વેપારી હતો. તેને ખબર થતાં તે વહાણ ઉપર ગુલામ ખરીદવા આવ્યો. ભાઈ અને બેને એક બીજાને ઓળખ્યાં, પણ સંજોગો ધ્યાનમાં લઈ, સંબંધ કે પિછાન જરાપણ બતાવ્યાં નહિ. ખલાસીઓને કોઈપણ જાતનો વહેમ જાય એવું કૃત્ય એમણે કર્યું નહિ. વિસાજીશંકરે ગુલબાઈ અને તેના ત્રણે છોકરાઓને ખલાસીઓ પાસેથી વેચાતા લીધા. ગુલબાઈના ત્રણે છોકરા બાળાજી, ચિમણાજી અને શામજીને વિસાજી મામાએ ભણાવી ગણાવીને હોશિયાર કર્યા. બાળાજી ભણીગણીને હોશિયાર થયો, મોટો થયો પણ સીદીની બીકને લીધે એને પોતાનું ખરું નામ અને એ આબાજીનો છોકરો છે, એ વાત છુપાવી રાખવી પડી હતી. શિવાજી નામનો કોઈ અવતારી પુરુષ હિંદુઓને મુસલમાનોના જુલમ અને ત્રાસમાંથી બચાવવા બહાર પડ્યો છે, એ વાત જ્યારે બાળાજીએ જાણી ત્યારે તેને બહુ જ આનંદ થયો. બાળાજી આ વખતે રાજાપુર કસ્બાના કસ્બેદારના હાથ નીચે એક કારકુનનું કામ કરતો હતો. શિવાજી મહારાજની કીર્તિની વાતો એણે ખૂબ સાંભળી હતી. શિવાજી મહારાજ બહુ દયાળુ અને ગરીબનો બેલી છે, એ હોશિયાર હિંદુની કદર કરે છે, પડતી દશામાં આવેલા હિંદુઓનો એ મદદગાર છે, એવી એવી વાતો બાળાજીએ સાંભળી હતી, તેથી પોતાની દશા શિવાજી મહારાજને જણાવવાનું બાળાજીને મન થયું. બાળાજીના અક્ષર બહુ જ સુંદર અને મોતીના દાણા જેવા ઘાટીલા હતા. બાળાજીએ પોતાની સ્થિતિનો ચિતાર પત્રમાં લખી એ પત્ર શિવાજી મહારાજ તરફ રવાના કર્યો. શિવાજી મહારાજ બાળાજીના અક્ષર જોઈ બહુ પ્રસન્ન થયા અને પોતાના તાબામાં કારકુનની નોકરી કરવા આવવા બાળાજીને જણાવ્યું. બાળાજીને અતિ આનંદ થયો. શિવાજી મહારાજે એની કદર કરી તેથી બાળાજીને હિંમત આવી અને મહારાજને જવાબમાં જણાવ્યું કે " મને મારા મામાએ ભણાવી ગણાવીને ઉછેરીને મોટો કર્યો છે. મારા મામાનો હું દેવાદાર છું. એ દેવું પતવ્યા સિવાય હું મહારાજની સેવાનો લાભ નથી ઉઠાવી શકતો. " આ જવાબ વાંચી શિવાજી મહારાજને આ માણસ માટે બહુ ઊંચો અભિપ્રાય બંધાયો.

દક્ષિણ કોંકણમાં રાજાપુર એ વેપારનું મથક હતું અને તે જમાનામાં તે ભાગનું એ માતબર શહેર ગણાતું. રાજાપુરના લોકો સીદીના જુલમી અમલથી બહુ ત્રાસી ગયા હતા. પ્રજા સીદીની સત્તાથી કંટાળી ગઈ છે અને એના ત્રાસમાંથી છૂટવા આતુર છે, એ વાત શિવાજી મહારાજને કાને આવી એટલે એમણે રાજાપુર ઉપર ચડાઈ કરી એ શહેર સર કર્યું. આ ચડાઈમાં શિવાજી મહારાજને પુષ્કળ ધન મળ્યું. રાજાપુર જીતી શિવાજી મહારાજે શહેરપ્રવેશ કર્યો. રાજાપુરના મોટા મોટા વેપારીઓ અને પ્રતિષ્ઠિત

ગૃહસ્થો મહારાજને મળવા આવ્યા. મળવા આવેલા ગૃહસ્થોને મહારાજે બાળાજી આવજી કોણ છે, ક્યાં છે અને શું કરે છે વગેરે વાતો પૂછી. મહારાજે પોતે આ માણસની તપાસ કરી એટલે લોકો ગભરાયા અને તેમને લાગ્યું કે આ છોકરા ઉપર કંઈક સંકટ છે. બાળાજી આવજીને ગામમાંથી બોલાવી લાવવાનો શિવાજી મહારાજે હુકમ કર્યો એટલે તો પ્રજાને લાગ્યું કે હવે બાળાજીનું આવી બન્યું. લોકોએ બાળાજીની મા ગુલબાઈને વાત કરી કે બાળાજીને તો શિવાજી મહારાજ પાસે હાજર કરવાનો હુકમ છૂટ્યો છે. બિચારી ગુલબાઈ ભારે ચિંતામાં પડી. બહુ જ ગભરાઈ. ગુલબાઈ હિંમતવાન હતી. એણે શિવાજી મહારાજ પાસે જઈ માફી માગવાનો નિશ્ચય કર્યો. બાળાજી આવજીને મહારાજ પાસે રજૂ કરવામાં આવ્યો, તે જ વખતે ગુલબાઈ રોતી કકળતી આવી મહારાજના પગ ઉપર પડી. બાઈએ પોતાની આપવીતી મહારાજને સંભળાવી અને કંઈક અપરાધ થયો હોય તો ક્ષમા કરવા શિવાજી મહારાજને વિનંતિ કરી. આ બાઈની હકીકત સાંભળી મહારાજને બહુ લાગી આવ્યું અને આ કુટુંબ ખાનદાન છે એની મહારાજને ખાત્રી થઈ. મહારાજે ગુલબાઈને દિલાસો દીધો અને કહ્યું કે "બાઈ તમને ત્રણ પુત્ર છે. મને ચોથો પુત્ર માની હવેથી તમારા ચાર ગણજો. તમારા ત્રણે પુત્રો મારે હવાલે કરો. હું એમને મારા ભાઈ ગણી એમનું કલ્યાણ કરીશ." ગુલબાઈને મહારાજે બાળાજીને કેમ બોલાવ્યો હતો તે જાણીને ઘણો આનંદ થયો. તેણે પોતાના ત્રણે દીકરા મહારાજના ખોળામાં મૂક્યા. મહારાજે બાળાજી આવજીએ આપેલા જવાબ વાળો કાગળ કાઢ્યો અને બાળાજી સાથે ખુલાસાથી વાતો કરી. બાળાજીએ પોતાના દેવાની હકીકત મહારાજને સંભળાવી. મહારાજે બાળાજી આવજીને દેવું પતાવવા તરતજ અવેજ આપ્યો અને ચાંદીનું કલમદાન તથા ચિટણીસના હોદ્દાનો પોશાક આપ્યો. મહારાજે મોટા છોકરા બાળાજીને પોતાનો ચિટણીસ બનાવ્યો, ચિમણાજીને દફતરદારી આપી અને શામજીની નિમણુક રાયગઢના અધિકારી તરીકે કરી. એવી રીતે આબાજી હરિચિત્રેના આ ત્રણે છોકરાઓને મહારાજે એમની ખાનદાની અને કુળ જોઇ પોતાના અમલમાં જવાબદારીના હોદ્દા આપ્યા.

બાળાજી આવજીની સમયસૂચકતા અને હાજરજવાબીપણાની એકવાત બહુ પ્રચલિત છે. મહારાષ્ટ્રમાં આ વાત બહુ જાણીતી છે. વાંચકોની જાણ માટે તે અત્રે આપીએ છીએઃ—બાળાજીએ મહારાજનો પૂર્ણ વિશ્વાસ સંપાદન કર્યો હતો. મહત્ત્વના પત્રો અને રાજદ્વારી ખરીતા લખવાનું કામ મહારાજ બાળાજીને જ સોંપતા. એક દિવસે એક મહત્ત્વનો અને ગૂંચવાડા ભરેલી બાબતનો ખરીતો લખવા માટે મહારાજે બાળાજીને હુકમ આપ્યો. ખરીતામાં જણાવવાના મુખ્ય મુદ્દાઓની મહારાજે સૂચના કરી. બાબત બહુ જરૂરની હતી. એટલે ખરીતાની નકલ તે જ રાત્રે મહારાજ આગળ રજૂ કરવાનો હુકમ કર્યો. બાળાજી તે દિવસે આખો વખત મહત્ત્વના કામમાં રોકાયલો રહ્યો તેથી મહારાજની આજ્ઞા મુજબ ખરીતો તૈયાર કરી શક્યો નહિ. રાત્રે મહારાજે બાળાજીને બોલાવ્યો અને તૈયાર કરેલો ખરીતો વાંચવા કહ્યું. બાળાજી ગભરાયો અને મહારાજના મોં તરફ જોયું. મહારાજ બહુ ગંભીર હતા એટલે એને લાગ્યું કે આ વખતે જો હું તૈયાર ન કરી શક્યો એ વાત કહીશ તો મહારાજનો મિજાજ ગરમ થશે. બાળાજીએ દફતર છોડી, કાગળ હાથમાં લઈ ખરીતો વાંચી કહાડ્યો. સવારે કરેલી સૂચનાઓ મુજબનો આ મુસદ્દો તૈયાર થએલો જોઈ મહારાજ પ્રસન્ન થયા અને બાળાજીને શાબાસી આપી. આ બધું જોઈ મહારાજનો હજુરિયો જેણે બાળાજી વાંચતો હતો ત્યારે દીવો ઝાલ્યો હતો તે હસી પડ્યો. મહારાજે હજુરિયાને હસવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે બાળાજી આવજી ચિટણીસે તો આપની આગળ તદ્દન કોરો કાગળ વાંચ્યો. મહારાજે બાળાજીને ખરી હકીકત પૂછી. બાળાજીએ પોતાનો અપરાધ કબુલ કર્યો અને જણાવ્યું કે આપે મને હુકમ કર્યો ત્યારથી એક પછી એક મહત્ત્વનાં કામોમાં હું એટલો બધો રોકાયેલો હતો કે મને પાણી પીવાની પણ ફુરસદ ન હતી. એવા સંજોગોમાં હું ખરીતાનો મુસદ્દો તૈયાર કરી શક્યો ન હતો. મહારાજે સૂચવેલા મુદ્દાઓ મારા

મગજમાં ઠસી ગએલા હતા તે ઉપરથી કોરો કાગળ હાથમાં લઈ હું મોઢેથી જ બધું બોલી ગયો. મેં અપરાધ કર્યો છે. મહારાજ મને ક્ષમા કરો." બાળાજીએ ખરીતો તૈયાર નહિ કરવાનાં કારણો જણાવ્યાં તેની મહારાજને ખાત્રી થઈ એટલે મહારાજે બાળાજીને માફી આપી. બાળાજીની સમયસૂચકતા, હાજર-જવાબીપણું, ચાતુર્ય અને યાદદાસ્ત જોઈ મહારાજ આશ્ચર્યચકિત થઈ ગયા.

શિવાજી મહારાજે રાજાપુર સર કર્યું. રાજાપુરમાં અંગ્રેજ વેપારીઓની વખાર હતી. શિવાજી મહારાજ અને અંગ્રેજોનો ભેટો પહેલવહેલો રાજાપુરમાં થયો.

પનાળાગઢને જ્યારે મરાઠાઓએ ઘેરો ઘાલ્યો હતો ત્યારે અંગ્રેજોએ મુસલમાની ફોજને મદદ કર્યાનું શિવાજી મહારાજે જાણ્યું હતું. મહારાજને આ અંગ્રેજ વેપારીઓનું કૃત્ય સાલી રહ્યું હતું. રાજાપુર સર કર્યા પછી શિવાજી મહારાજે રાજાપુરની અંગ્રેજી વખાર લૂંટી અને કેટલાક અંગ્રેજ વેપારીઓને એક ડુંગરી કિલ્લામાં કેદ કર્યા. શિવાજી મહારાજની આ રાજાપુરની ચડાઈમાં અંગ્રેજ વખારવાળાઓને ૧૦૦૦૦ હોનનું નુકશાન થયું હતું ( **म. च. ई. केळकर** પાનું ૨૦ પૂર્વાર્ધ ).

રાજાપુરની જીતથી મહારાજની પ્રતિષ્ઠા ખૂબ વધી. જુલમી સત્તાધારીઓની આંખમાં શિવાજી મહારાજ સાલવા લાગ્યા. આ જીતેલા મુલકની વ્યવસ્થા માટે રાવજી સોમનાથ નામના બહુ કાબેલ અને કુશળ ગૃહસ્થને સુબેદારી આપી. રાજાપુરથી પાછા ફરતાં મહારાજે સર્વેને સર કરી શૃંગારપુર તથા તેની આજુબાજુનો ભાગ પોતાના મુલકમાં જોડી દીધો. રાજાપુર સર થવાથી દક્ષિણ કોંકણનો ઘણો મુલક મહારાજના કબજામાં આવ્યો. જીતેલા મુલક ઉપર સુંદર વ્યવસ્થા સ્થાપી, પ્રજાનાં મન જીતી લેવામાં મહારાજ હંમેશ તૈયાર રહેતા. ત્રાસ અને જુલમ નીચે કચરાતી પ્રજા તો મહારાજની આ નવી સત્તાને ઈશ્વરી આશીર્વાદ માનતી. જીતેલા મુલકોમાં જવાબદાર અમલદારોને નીમી, પ્રજાને સુખી કરે એવી વ્યવસ્થા દાખલ કરી, શિવાજી મહારાજ પાછા ફર્યા. આ ચડાઈમાં સુવર્ણદુર્ગ, રત્નાગિરિ, ખોરપાટણ વગેરે ઠેકાણે શિવાજી મહારાજની આણ વર્તાવી. ઈ. સ. ૧૬૫૩ ની સાલમાં શિવાજી મહારાજે વિજય-દુર્ગનો નવો કિલ્લો બંધાવ્યો. આ કિલ્લામાંહેની ઈમારતો બાંધવા પાછળ શિવાજી મહારાજને આશરે અઢીલાખ રૂપિયાનું ખર્ચ થયું. રાજાપુરથી પાછા ફર્યા પછી પોતાની ફોજને તૈયાર કરી મહારાજે ચેવુલ ઉપર ચડાઈ કરી, ચેવુલ લૂટયું. ચેવુલમાંથી મહારાજને ખૂબ ધન મળ્યું.

## ૫. પઠાણોને શિવાજી મહારાજે આશ્રય આપ્યો. ✓

શિવાજી મહારાજના વિચારો ઉચ્ચ હતા. એમનાં હૃદય અને દૃષ્ટિ વિશાળ હતાં. એમના વિચારો જરાપણ સંકુચિત ન હતા. તેના પુરાવાના અનેક દાખલાઓ મહારાજના ચરિત્રમાંથી જડી આવે છે. શિવાજી મહારાજ હિંદુઓ પ્રત્યે દયાળુ અને દરિયાવ દિલના હતા, એ તો ખરું પણ એ તો મુસલમાનો પ્રત્યે પણ દરિયાવ દિલના હતા. એ મુસલમાનોના દુશ્મન ન હતા, પણ મુસલમાની જુલમી સત્તાના અને જુલમી મુસલમાનોના દુશ્મન હતા. મુસલમાનો પ્રત્યે એમણે માનની લાગણી બતાવ્યાના ઘણા દાખલા છે. મહારાજના દરિયાવ દિલ અને દીર્ઘદૃષ્ટિનું એક દૃષ્ટાંત અમો અત્રે રજૂ કરીએ છીએ:— બિજાપુર રાજ્યમાં અસંતોષ પામેલા અને ત્યાંથી દરબારી નોકરી મૂકી દઈ, બિજાપુર સરકારને છોડી આશરે ૭૦૦ પઠાણો શિવાજી મહારાજ પાસે નોકરી માગવા આવ્યા ( ચિટણીસ પાનું ૬૮ ). શિવાજી મહારાજ સાચા, કટ્ટર અને ચુસ્ત હિંદુ હતા. હિંદુઓ, હિંદુધર્મ, અને હિંદુત્વનું અપમાન એ જરા પણ સાંખતા નહિ. મુસલમાની સત્તા હિંદુઓને દુખ દઈ રહી છે, સતાવી રહી છે, એની એમને પૂરેપુરી ખાત્રી થઈ ગઈ હતી તેથી મુસલમાનોના જુલમોમાંથી હિંદુઓને છોડાવવા માટે મુસલમાની સત્તાને જમીનદોસ્ત કરવાનો એમણે નિશ્ચય કર્યો હતો. આવી રીતે મુસલમાની સત્તાના એ કટ્ટા વેરી હતા. એમની પાસે નોકરી માગવા આવેલા ૭૦૦ મુસલમાન પઠાણોને શિવાજી મહારાજે નોકરી આપ્યા વગર મહેણું મારીને પાછા કાઢ્યા હશે એમ ઘણા અનુમાન બાંધશે પણ શિવાજી મહારાજ સાંકડા દિલના

ધર્માંધ ન હતા. એ તો અસાધારણ પુરુષ હતા. રાષ્ટ્રીયત્વનો જુસ્સો એમની નસેનસમાં વહી રહ્યો હતો. એમણે નોકરી માગવા આવેલા પઠાણોને પાછા ન કાઢ્યા, પણ એમની હકીકત શાંતિથી સાંભળી લીધી અને એમને નોકરીમાં રાખી લેવાના સંબંધમાં વિચારમાં પડ્યા. દુશ્મનના દળમાંથી આવેલા માણસોને નોકરીમાં લેવા એ જોખમદારીનું કામ હતું, તેથી પૂરી તપાસ કરી બધી દૃષ્ટિથી તેનો વિચાર કરી તેમને નોકરીમાં સ્વીકારવા મહારાજનો વિચાર થયો અને આ સંબંધમાં પોતાના માણસોના વિચાર જાણવાની મહારાજે ઈચ્છા દર્શાવી. મહારાજ પોતે દરિયાવ દિલના હતા પણ એમની સાથેના એમના માણસો પણ દીર્ઘદૃષ્ટિ અને ઉમદા વિચારના હતા. ગોમાજી નાયક પાનસંબળ હવાલદારે આ સંબંધમાં મહારાજને પોતાના વિચારો ખુલ્લે ખુલ્લા જણાવી દીધા. હવાલદાર પાનસંબળે કહ્યું કે " મહારાજ! આપણે તો નવી સત્તા સ્થાપવી છે, નવું રાજ્ય સ્થાપવું છે, આપણે તો જામેલી સત્તા સામે જંગ માંડ્યો છે, આપણે તો આપણી પડખે બધાને લેવા છે. નોકરી માગવા આવેલા મુસલમાન પઠાણો, મુસલમાન છે તેથી તેમને નોકરીમાં ન રાખવા એ તો સાંકડા દિલના માણસનું કામ છે. આપણને એ ન શોભે. મહારાજનું દિલ દરિયાવ છે. મહારાજની કીર્તિ ઉદાર વિચાર માટે ફેલાઈ છે. આવા સંજોગોમાં અને જ્યારે જ્યારે આવા પ્રસંગો આવે ત્યારે ત્યારે મહારાજને તો દરિયાવ દિલ રાખે જ છૂટકો છે. મહારાજની કીર્તિ સાંભળીને બહુ દૂરથી અને તે પણ દુશ્મનની નોકરીમાંથી છૂટા થઈને આ પઠાણ લોકો મહારાજ પાસે નોકરીની આશાએ આવ્યા છે. એ આશા ભંગ ન થાય એવું જ વર્તન થવું ઘટે છે. આશાભેર આવેલા પઠાણોને મહારાજે નિરાશ ન કરવા જોઈએ. જો કે નાને મોઢે મોટો કોળિયો લેવા જેવું થાય છે, એ હું બરોબર સમજું છું, છતાં મહારાજ સ્પષ્ટવક્તાની કદર કરે છે એ વિશ્વાસથી હું સ્પષ્ટ શબ્દોમાં મારા વિચારો જણાવવાની હિંમત કરી રહ્યો છું. આપણે જો ફક્ત હિંદુઓને જ આશ્રય આપીશું અને બીજાઓને હિંદુ નહિ હોવાને કારણે પાછા કાઢીશું તો એક મોટી ગંભીર ભૂલ થશે. સાંકડાં દિલ અને ટુંકા વિચારથી વખતે સત્તા મળે તો પણ તે સત્તા કદી જામે નહિ. અમુક કોમ પ્રત્યે પક્ષપાતી માણસ પોતાની સત્તા ન જમાવી શકે. એ રાજ્યને મજબૂત ન કરી શકે. જેને રાજ્ય સ્થાપવું છે અને પોતાની સત્તાનો પાયો મજબૂત કરવો છે તેણે તો અઢારે વર્ણ તરફ મીઠી નજર રાખવી ઘટે. જબરો નબળાને ન સતાવે તે માટે ખબરદારી રાખવાની ખરી, પણ અમુક માણસ અમુક કોમનો છે તેથી તેના તરફ રાજાની અથવા રાજ્ય સ્થાપન કરવાની ઈચ્છા રાખનાર પુરુષની કરડી નજર ન હોવી જોઈએ. અઢારે વર્ણ પોતાપોતાનો ધર્મ પાળે, કોઈ કોઈને ન સતાવે એવો બંદોબસ્ત સત્તાધારીએ કરવાનો છે અને ગરીબ અથવા નબળાને સતાવનારને સજા કરવામાં સત્તાધારીએ સખત રહેવાનું છે, પણ નિરપરાધી માણસો અમુક કોમમાં જન્મ્યા તેથી કોમને લીધે એમને આપ ગુન્હેગાર નથી જ ગણતા એવી માન્યતા પ્રજામાં ફેલાઈ છે અને તેથી જ પઠાણો મહારાજ પાસે આવ્યા છે. દરવાજે આવેલા આશ્રિતોને મહારાજ પાછા કાઢશે તો મહારાજના દરબારમાં ઉત્તમ માણસોનો સંગ્રહ નહિ થાય. આવેલા પઠાણોને નોકરીમાં રાખી લેવા એવી આ સેવકની મહારાજને ચરણે નમ્ર વિનંતિ છે." ગોમાજી નાયકની સલાહ મહારાજને ગળે ઊતરી. હવાલદારે ચોખ્ખા શબ્દોમાં દિલ ખોલીને પોતાના વિચારો જાહેર કર્યા તે માટે એમણે તેમનાં વખાણ કર્યાં. ગોમાજી નાયકે કહ્યું તે કેવળ સત્ય છે અને તે પ્રમાણે જ થવું જોઈએ એવું મહારાજને લાગ્યું. બિજાપુર દરબારની નોકરી છોડી આવેલા ૭૦૦ પઠાણોને શિવાજી મહારાજે પોતાના લશ્કરમાં નોકરીએ ચડાવ્યા. આ પઠાણોની ટુકડીને રાઘો બલ્લાળ કોરડેની સરદારી નીચે મૂકી. મુસલમાનોની હિંદુઓ ઉપર ભારે જુલમ અને અત્યાચાર હતા છતાં સાધારણ મરાઠાના વિચારો કેવા ઉદાત્ત હતા તે આ દાખલાથી દેખાઈ આવશે. શિવાજી મહારાજ મુસલમાન કોમના દુશ્મન ન હતા પણ એ તો હિંદુઓ ઉપર જુલમ અને અત્યાચાર કરનાર સત્તાના દુશ્મન હતા.

### ૬. પિતા પરહેજ-પખાલીને પાપે પોઢિયાને ડામ!

શિવાજી મહારાજે બિજાપુર બાદશાહતની સામે કમર કસી ત્યારે જ એમને તો ખાત્રી હતી કે માથે

વિકટ સંકટ આવવાનું છે. તોરણગઢ કબજે કર્યો ત્યારથી સંકટ સામે બાથ ભીડવાની એમની તૈયારી હતી. બિજાપુર બાદશાહને છંછેડવો એ કંઈ નાનાં છોકરાંની રમત ન હતી. એ આ જમાનામાં તો શિરસાટાના સોદા હતા એ શિવાજી મહારાજ પૂરેપુરું જાણતા હતા. બિજાપુર સરકારના કિલ્લા કબજે કરવા, એમનાં શહેર લૂટવાં, પ્રાંત જીતવા, બિજાપુર જતા એમના ખજાના ઉપર રસ્તામાં છાપો મારવો એ બધાંએ કૃત્યો વાઘને છંછેડવા જેવાં હતાં એની શિવાજી મહારાજને પૂરેપુરી જાણ હતી. હિંદુત્વના રક્ષણની ખાતર હિંદુઓ ઉપર થતા અત્યાચારો બંધ કરવા ખાતર, હિંદુ સ્ત્રીઓ અને દેવમંદિરોની આબરુ સાચવવા ખાતર શિવાજી મહારાજને આ રસ્તો લીધે જ છૂટકો હતો. વખત આવે સર્વસ્વને ભોગે પણ હિંદુત્વને ટકાવી નવી સત્તા સ્થાપવાનો શિવાજી મહારાજ અને એમના ગોઠિયાઓનો મક્કમ નિર્ધાર હતો. નક્કી કરેલા ધ્યેયને પાર પાડવા માટે શિવાજી મહારાજ અને તેમના ગોઠિયાઓ યમના જડબામાં પણ જવા તૈયાર હતા, પણ હિંદુત્વને નામે ગાંડા બની જંગલી પશુ જેવું વર્તન કરવા રાજી ન હતા. એમને તો નક્કી કરેલી બાજી કુનેહ અને મુત્સદ્દીપણાથી જીતવાની હતી. એકાદ બે કિલ્લાઓ કબજે કર્યાથી બાદશાહ છંછેડાશે અને મુસલમાની સત્તાનો સામનો કરવો પડશે એવી શિવાજી મહારાજની ધારણા હતી પણ તેવું ન બન્યું. શિવાજી મહારાજે બાદશાહના ઘણા કિલ્લાઓ અને ઘણો મુલક જીત્યો એટલે બિજાપુર બાદશાહતમાં બેચેની શરૂ થઈ. શિવાજી મહારાજની હીલચાલની વીગતવાર વાતો, નાની અને મોટી બિનાઓની ખબરો અને જે જે બનાવો બનતા તેની હકીકતો, બિજાપુર સરકારનાં માણસો બાદશાહને મોકલતા. જીતેલા મુલકોમાં પોતાની સત્તા મજબૂત કરવા માટે શિવાજી મહારાજ કોઈ દિવસ બેદરકાર રહેતા નહિ. પ્રજાને સુખ આપનારી અને પ્રજાની અડચણો દૂર કરનારી રાજપદ્ધતિ અને અમલ શિવાજી મહારાજ જીતેલા મુલકમાં તરતજ શરુ કરી દેતા. વરસો થયાં જુલમી સત્તાના જુલમ નીચે કચરાઈ રહેલી પ્રજાને સુખનાં સ્વપ્નાં પણ દુર્લભ થઈ ગયાં હતાં. તેવી પ્રજાને શિવાજી મહારાજનો અમલ તો ઇશ્વરી આશીર્વાદ સમો લાગતો. એટલે જીતેલા મુલકમાં એમની સત્તાનાં મૂળ બહુ જલદીથી ઊંડાં જતાં. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ શિવાજી મહારાજ પ્રબળ થતા ગયા અને એમની સત્તા વધારે ને વધારે જામતી ગઈ.

બિજાપુર બાદશાહના કિલ્લાઓ અને મુલકો જીતવાનો સપાટો શિવાજી મહારાજે ચલાવ્યો હતો ત્યારે, સિંહાજી બિજાપુરમાં ન હતો. બિજાપુરના બાદશાહે મુલકો જીતવા માટે કર્ણાટકમાં કેટલાક સરદારોને લશ્કર લઈ મોકલ્યા હતા તેમાં સિંહાજીને પણ મોકલવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૬૪૬ ના સપ્ટેમ્બર માસ પહેલાં જ સિંહાજીએ બિજાપુર છોડી કર્ણાટકનો રસ્તો લીધો હતો. બિજાપુર સરકારનો તોરણાગઢ શિવાજી મહારાજે કબજે કર્યો તેની ફરિયાદ બિજાપુર દરબારમાં ગઈ, ત્યારે સિંહાજી બિજાપુરમાં ખરા. પરંતુ તે પછી એમણે કર્ણાટક તરફ મોરચો ફેરવ્યો એટલે તોરણાગઢની ફરિયાદનો નિકાલ થયો ત્યારે સિંહાજી બિજાપુરમાં નહિ. બિજાપુર સરકારના એક પછી એક એવા અનેક કિલ્લાઓ શિવાજી મહારાજે સર કર્યાની હકીકત બિજાપુર પહોંચી. શિવાજી મહારાજે કિલ્લાઓ કબજે કરવાનો, મુલકો જીતવાનો, શહેરો લૂંટવાનો, દક્ષિણના સરદારોને અપનાવી સ્થાપવા ધારેલી નવી સત્તાને માટે ક્ષેત્ર તૈયાર કરવાનો તથા પોતે પ્રબળ બનવાનો ક્રમ આરંભ્યો છે, એ વાત પણ બિજાપુર પહોંચી ગઈ. તેથી બિજાપુર દરબારમાં ભારે ધાંધલ મચી રહી. કલ્યાણથી બિજાપુર જતો બાદશાહી ખજાનો શિવાજીએ રસ્તામાં લૂંટયો અને કલ્યાણ પ્રાંત મહારાજે કબજે કર્યો, એ હકીકત બિજાપુર ગઈ ત્યારે દરબારના સરદારોને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય એવી સ્થિતિ થઈ. કલ્યાણનો સુબેદાર મૌલાના અહમદ જેને કલ્યાણ જીત્યા પછી પરહેજ કરવામાં આવ્યો હતો અને પછી બહુ માન સાથે શિવાજી મહારાજે તેને બિજાપુર રવાના કર્યો હતો તે મૌલાના અહમદ બિજાપુરના દરબારમાં હાજર થયો અને આંખમાં આંસુ આણીને તેણે ભરદરબારમાં શિવાજી મહારાજના ખજાનો લૂંટ્યાના, અને કલ્યાણ જીત્યાનાં કૃત્યો માટે ફરિયાદ કરી. શિવાજીનાં આવાં કૃત્યોથી બિજાપુર સરકારની આબરૂને ધક્કો લાગ્યો છે, તેથી

શિવાજી ઉપરનું વેર વસુલ કરવા માટે પૂરતો બંદોબસ્ત કરવા દરબારીઓને વિનંતિ કરી ( પ્રો. રાઉલીન-સન. ૩૯ ).

શિવાજી મહારાજના વિરૂદ્ધની અનેક વાતો સાંભળ્યાથી બાદશાહ સલામતને, દરબારના મુત્સદ્દીઓને અને કેટલાક સરદારોને ગુસ્સો તો આવ્યો, પણ સિંહાજીના વધતા જતા જોરને લીધે તેને છંછેડવો એ ભારે જોખમ હતું એની પૂરેપુરી જાણ બિજાપુર દરબારને હતી. સિંહાજીએ કર્ણાટકમાં પોતાની પ્રતિષ્ઠા એવી મજબૂત જમાવી હતી કે બાદશાહ પોતે પણ શિવાજીને છંછેડી સિંહાજીને નારાજ કરવા તૈયાર ન હતો. બાદશાહ અને દરબારના મુત્સદ્દીઓની તો ખાત્રી જ થઈ ગઈ હતી કે જે વખતે સિંહાજીનો સિતારો સિકંદર છે તે વખતે શિવાજી ઉપર હાથ નાખવો એ બાદશાહ માટે શ્રેયસ્કર નથી. પ્રતિકૂલ સંજોગોને લીધે થોડા વખત સુધી બિજાપુર સરકારે શિવાજી મહારાજનાં કૃત્યો તરફ આંખ આડા કાન કર્યા. શિવાજી મહારાજ તો પૂર જોસથી આગળ ધપ્યે જ જતા હતા. આવી સ્થિતિમાં શાંત બેસી રહેવું એ બિજાપુર સરકાર માટે કલ્યાણકારક ન હતું. શિવાજીના વધતા જતા બળ તરફ બેદરકારી કે આંખમિચામણાં કરવાથી બિજાપુર સરકારને ભારે નુકસાન થાય એમ હતું એટલે શિવાજી મહારાજનું વધતું જતું બળ અટકાવવા માટે તથા એમણે આદરેલાં તોફાનો બંધ કરવા માટે બિજાપુર સરકારે પગલાં લેવાનો વિચાર કર્યો. શિવાજી મહારાજનું વધતું જતું જોર શી રીતે અટકાવવું એ બહુ ભારે કોયડો બિજાપુર બાદશાહતને થઈ પડ્યો. આ વખતે બિજાપુર દરબારની દશા બહુ કફોડી થઈ હતી.

શિવાજીએ આરંભેલી હિલચાલને સિંહાજીનો અંદરખાનેથી ટેકો છે એવી બિજાપુર સરકારની અને તેમના સરદારોની ખાત્રી થઈ ગઈ હતી. દશે દિશાએ દિગ્વિજય કરતા શિવાજીનો ઘાટ શી રીતે ઘડવો એ મુંઝવણમાં બિજાપુર દરબારના મુત્સદ્દીઓ પડ્યા હતા, કારણકે સવાલ એકલા શિવાજીનો ન હતો. તેમ હોત તો બિજાપુર સરકારે ક્યારનીએ લડાઈ સળગાવી દીધી હોત, પણ શિવાજીની બાબતમાં સંજોગો બહુ પ્રતિકૂળ ઉભા થયા હતા. શિવાજીને દબાવવા જતાં ઘરના ઘા બહુ આકરા થઈ પડે એમ હતા તેથી શિવાજીરૂપી કાંટો બળથી નહિ પણ કળથી કાઢવાનો સૌને વિચાર થયો. શિવાજીને પકડીને જો કેદ કરવામાં આવે તો સિંહાજી જરુર વીફરે એવું બિજાપુર સરકારને લાગ્યું. સિંહાજી તો તે વખતે બિજાપુર બાદશાહતની બહુ પ્રભાવશાળી વ્યક્તિ થઈ પડી હતી એટલે સિંહાજીને છંછેડવામાં બાદશાહતને ધક્કો લાગવાનો સંભવ હતો. સિંહાજીને દુશ્મન નહિ બનાવવા માટે તો બિજાપુર સરકારે અત્યાર સુધી શિવાજીનાં તોફાનો સામે મૌન પકડ્યું હતું. શિવાજી મહારાજે કરેલાં દરેક અપમાન તરફ બિજાપુર સરકારે આંખમિચામણાં કર્યાં હતાં. બિજાપુર સરકારના મૌન અને આંખમિચામણાંથી શિવાજી મહારાજનો મુલક જીતવાનો કાર્યક્રમ અટક્યો ન હતો પણ એમનો વેગ તો વધતો જ જતો હતો. આ વેગ વધતાં વધતાં એટલી હદે આવી પહોંચ્યો કે બિજાપુર સરકારને હવે મૂગા બેસવું પાલવે એમ હતું જ નહિ. બિજાપુર સરકારની સત્તા જામેલી હતી, બળ ઓછું ન હતું પણ જે સંજોગોમાં તે મુકાઈ હતી તે સંજોગોમાં એકલી શક્તિ કામ કરી શકે એમ ન હતું. યુક્તિ સિવાય શક્તિ વાપરવામાં આવે તો વિવાહની વરસી થાય એવી સ્થિતિ હતી. બિજાપુર બાદશાહત માટે આ બહુ કટોકટીનો વખત હતો. પરિસ્થિતિને પૂરેપુરી તપાસીને ગંભીરપણે વિચાર કરી બાદશાહ સલામતે નક્કી કર્યું કે શિવાજીને સિંહાજી મારફતે જ દબાવવો. ગાય બચાવીને રત્ન કાઢી લેવાનો રસ્તો જડી આવ્યો. બાદશાહે શિવાજી મહારાજને સિંહાજી મારફતે દરબારમાં લાવવાની યોજના રચી. પત્રવ્યવહાર અને સહેજસાજ કડવાશથી જ્યાં સુધી કામ પતતું હોય ત્યાં સુધી ગંભીર સ્થિતિ ઉભી કરવાની ઈચ્છા બિજાપુર સરકારની ન હતી. બાદશાહને એમ પણ લાગ્યું હતું કે જો સિંહાજી બરોબર રીતથી દાબીને શિવાજીને લખે તો શિવાજી બાપનું અપમાન નહિ કરે. એક ફેરો શિવાજીને દરબારની ફેંગીમાં બરોબર ગોઠવી દીધો કે પછી તો આગળનો રસ્તો બહુ સહેલો હતો. ગમે તે પ્રકારે, ગમે તે પ્રયાસે શિવા

બિજાપુર આવી જાય તો બધી વાતનો અનુકૂળ ફેંસલો થઈ જાય એવી બાદશાહ સલામતની માન્યતા હતી. બાદશાહે દીર્ઘદૃષ્ટિ દોડાવી એક પત્ર, સિંહાજીને શિવાજીની ચાલચલગત સુધારવા માટે તથા તેને તેના કૃત્યોનો જવાબ આપવા માટે બિજાપુર દરબારમાં હાજર કરવા માટે, લખ્યો. બીજો એક પત્ર બાદશાહે શિવાજી મહારાજ ઉપર ઠપકાનો લખ્યો અને શિવાજીને બિજાપુર દરબારમાં હાજર થવા જણાવ્યું. બિજાપુર બાદશાહે નીચેની મતલબનો પત્ર સિંહાજી ઉપર લખી કર્ણાટક રવાના કર્યો:—" તમે બાદશાહતના વફાદાર સરદાર છો. બાદશાહના માનીતા અમીર ઉમરાવની પંક્તિમાં તમને ગણવામાં આવે છે. ઊંચા દરજ્જાના ઉમરાવનું પદ તમે કેટલાયે વરસથી આ દરબારમાં ભોગવો છો. આ સરકારની શીળી છાયા તળે તમે ફૂલ્યાફાલ્યા છો. આ ગાદીની સેવાથી જ તમે તમારાં ઈજ્જત આબરૂ અને મોભો વધાર્યાં છે. આ રાજ્યના તમે સુંદર સેવા બજાવી છે અને સરકારે તમારી સેવાની વારંવાર કદર પણ કરી છે. બિજાપુર બાદશાહતના ચુનંદા સરદારો પૈકી તમે એક છો અને તમારી વફાદારીથી બાદશાહની તથા રાજકુટુંબની પ્રીતિ અને ચાહ મેળવ્યાં છે. તમે આ સરકારના વિશ્વાસુ અને વફાદાર અમીર હોવા છતાં તમારો પોતાનો છોકરો શિવાજી બાદશાહતને બેવફા નીવડયો છે. પૂના પ્રાન્તમાં રહીને સરકારની સામે એણે ઝંડો ઉઠાવ્યો છે. તમે વફાદાર અને છોકરો બંડખોર એ શું કહેવાય ? શિવાજી તમારો દીકરો છે અને જે સરકારની સેવા તમે નિમકહલાલીથી કરી રહ્યા છો તેનો એણે દ્રોહ કર્યો છે. તમારી સરકારની સામે તમારો છોકરો દુશ્મનાવટ બાંધે એ તમારાથી કેમ સંખાય ? શિવાજીએ આ સરકારનો વિશ્વાસઘાત કર્યો છે. કલ્યાણથી બિજાપુર આવતો બાદશાહી ખજાનો એણે લૂંટયો છે. આ સરકારનું કલ્યાણ શહેર લૂંટી કલ્યાણ પ્રાંત એણે કબજે કર્યો છે. બિજાપુર સરકારના કેટલાએ કિલ્લાઓ શિવાજી પચાવી પડ્યો છે. તમારી વફાદારી ધ્યાનમાં લઈ, તમારા બંડખોર પુત્ર શિવાજીની સાન ઠેકાણે લાવવાનું તમને જ સોંપવામાં આવે છે. તમારો દીકરો બાદશાહના પ્રતિનિધિ અને અમલદારોને દાદ દેતો જ નથી. બાદશાહના અધિકારીઓને એ ન ગાંઠે એ ઠીક ન કહેવાય. શિવાજીએ બિજાપુર સરકારનું અપમાન કર્યું છે અને બાદશાહ સલામત સાથે ઉદ્ધતાઈભર્યું વર્તન ચલાવ્યું છે. શિવાજીને સમજાવી ઠેકાણે લાવવાની જવાબદારી તમારી છે. શિવાજીને તેનું વર્તન સુધારવા માટે સખત તાકીદ આપવાની ફરજ પણ તમારી છે. આ સરકારની કૃપા સંપાદન કરીને એ પોતાની ઈજ્જત આબરૂ ભલે વધારે. બિજાપુર સરકારને તાબે રહીને એ પોતાની આવક વધારી શકે છે. બાદશાહ સલામતની મહેરબાની એ મેળવે તો એની આવક સહેલાઈથી એ વધારી શકે એ તમારે એને સમજાવવાનું છે. આ સરકાર સામે શિંગડાં માંડવામાં એ લહાણુ નહિ કાઢે એ વાત તમે એને ગળે ઉતારો. એનાં તોફાનો હવે નિભાવી લેવામાં નહિ આવે એની એને બરોબર સમજણ તમે પાડો. શિવાજીએ જે તોફાનો શરુ કર્યાં છે તે ચાલુ રાખશે તો એને ઘણું સહન કરવું પડશે. આ સરકારને છેડવામાં એ સાર નહિ કાઢે. એનાં કડવાં ફળો એને ચાખવાં પડશે. તમારી શરમ હવે એને બચાવી શકશે નહિ, એ બાબતની તમે એને સખત તાકીદ આપી દેશો. શિવાજીને સુધારીને તમે સીધો કરો. બહેકી ગયેલા પુત્રને પાંશરો કરવાની જવાબદારી પિતાની હોય છે, એ તમે કેમ ભૂલ્યા છો ? શિવાજી જો પાંશરો નહિ થાય તો તમે બાદશાહ સલામતની ઈતરાજી માથે વહોરશો. આ સરકારની ઈતરાજી થયે તમને પણ નુકસાન છે. બાદશાહ સલામત નારાજ થશે તો તમારાં ઈનામ, વગેરે છીનવી લેશે અને શિવાજીને તથા તમને શિક્ષાને પાત્ર ગણવામાં આવશે. એને સુધારવાનું તમારાથી ન બની શકે અથવા એનાં કૃત્યો માટે એને પશ્ચાત્તાપ તમે ન કરાવી શકો તો તમે એને બિજાપુર બોલાવી બાદશાહના દરબારમાં રજુ કરો. " ઉપરની મતલબનો પત્ર બિજાપુર સરકાર તરફથી સિંહાજી તરફ રવાના કરવામાં આવ્યો. બાદશાહે શિવાજી મહારાજને પણ એક પત્ર તેજ વખતે રવાના કર્યો હતો. તે નીચેની મતલબનો હતો:—" તમે અમારા વફાદાર સરદાર સિંહાજીના પુત્ર છો. તમારા પિતાએ આ બાદશાહતની બહુ નિમકહલાલીથી સેવા કરી છે અને હજુ પણ ભારે સેવા કરી રહ્યા છે. સિંહાજી આ દરબારના ખાસ વિશ્વાસુ ઉમરાવો પૈકીના એક છે. એવા વફાદાર અમીરના તમે ફરજંદ છો. તમારી ફરજ આ બાદશાહતનો

મોભો વધારવાની છે. તે કરવાને બદલે તમે તો બાદશાહી મુલકમાં ભારે તોફાન મચાવ્યું છે એ ઠીક નહિ. તમારાં કૃત્યોથી આ સરકારને ભારે નુકસાન થયું છે. તમે અમારું અપમાન કર્યું છે. તમારા કૃત્યોનો વિચાર કરતાં ભારે ક્રોધ ઉત્પન્ન થાય છે, પણ તમારા પિતાની વફાદારી યાદ આવતાં ગમ ખાવી પડે છે. કલ્યાણથી બિજાપુર આવતો બાદશાહી ખજાનો તમે લૂંટ્યો છે. કલ્યાણ શહેર લૂંટીને પાયમાલ કર્યું છે. કલ્યાણ પ્રાંત તમે બથાવી પડ્યા છો તેથી અમારી સરકાર તમારા ઉપર નારાજ છે. તમે અમારા અમીરના દીકરા છે, એ અમે નથી ભૂલતા. આ બાદશાહતના અનેક કિલ્લાઓ તમે પચાવી પડ્યા છો, એ કામ તમે બહુ ખોટું કર્યું છે. આ બાદશાહતની વિરુદ્ધ તમે ઘણાં કામો કર્યાં છે. આ દરબારની મહેરબાની તમે ખોઈ છે. તમારા પિતા બાદશાહતના જૂના નોકર હોવાથી તમારા ઉપર રહેમિયત તો થશે જ, પણ તમે આ પત્ર મળે તમારાં કૃત્યોનો જવાબ આપવા બિજાપુર આવી દરબારમાં રજૂ થશો."

બિજાપુરથી સિંહાજી ઉપર રવાના થયેલો પત્ર સિંહાજીને મળ્યો. પત્ર વાંચી સિંહાજી ભારે ચિંતામાં પડ્યો. બેદિલીનાં બી વવાયાં એ સિંહાજી સમજી ગયો પણ બને ત્યાં સુધી મીઠાશથી કામ થતું હોય તો કડવાશ ન કરવી એ સિંહાજીની રીત હતી. બાદશાહના પત્ર ઉપર પૂરેપુરો વિચાર કર્યો, શાંત ચિત્તે પત્રમાંની બાબતોને જુદી જુદી દૃષ્ટિથી તપાસી, બિજાપુરમાં બાદશાહ પાસેના સરદારો કેવા પ્રકારના હતા અને તેમાંના કોનો સંબંધ પોતાની સાથે કેવો છે તેનો પણ સિંહાજીએ વિચાર કર્યો. પોતાના કયા વિરોધીનું વજન બાદશાહ પાસે કેટલું છે તેનો પણ સિંહાજીએ વિચાર કર્યો. આ બધી બાબતો ઉપર વિચાર દોડાવી સિંહાજીએ નીચેની મતલબનો જવાબ બાદશાહ તરફ લખી મોકલ્યોઃ—"બાદશાહ સલામતનો પત્ર વાંચી મને ભારે ખેદ થયો છે. શિવાજીના સંબંધમાં સરકારે લખેલી હકીકત વાંચી આ સેવકને ભારે દિલગીરી થઈ છે. સરકારના પત્રમાંની બિના વાંચી મારું દિલ દઝાઈ ગયું છે. આવા અણધાર્યા અને અણચીંતવ્યા સંજોગો ઊભા થયા છે ત્યારે તો મારે જેવી હોય તેવી સ્થિતિ ચોકખેચોકખી ભાષામાં માલીક આગળ રજૂ કરી દેવી એ મારી પવિત્ર ફરજ સમજું છું. માલીકને શું ગમશે, માલીક શું લખવાથી રાજી થશે એ બાબતનો જરાયે વિચાર નહિ કરતાં, આવા સંજોગો ઊભા થાય ત્યારે સ્પષ્ટ ભાષામાં સાચી હકીકત માલીક આગળ રજૂ કરી દેવામાં જ ખરી વફાદારી આ સેવક માને છે, એટલે આ પત્રમાં લખેલી બીના માટે પ્રથમથી જ માફી ચાહું છું. મારા આ પત્રમાં લખેલી બીના બાદશાહ સલામતને વખતે ન રુચે તોપણ તેના ઉપર માલીક ઊંડો વિચાર કરશે તો માલીકની નજરે સત્ય જરુર તરી આવશે. સરકાર ! શિવાજી મારો પુત્ર છે અને હું એનો પિતા છું એ વાત સાચી છે. આડે રસ્તે દોરવાએલા પુત્રને પાંસરો કરવાની જવાબદારી તેના પિતાની હોય છે, એ પણ હું કબૂલ કરું છું પણ મને લખતાં દિલગીરી થાય છે કે શિવાજી તદ્દન સ્વચ્છંદી બની ગયો છે. એ હવે મારી આજ્ઞામાં બીલકુલ રહ્યો જ નથી. સરકાર! શિવાજી આડે રસ્તે ચડી ગયો છે, એ વીફર્યો છે, એ હવે મારા હાથમાં બીલકુલ રહ્યો નથી. એ તોફાને ચડ્યો છે એ સાંભળી મારું હૃદય રડે છે. મારા હાથમાંથી એ કમાન છટકી ગઈ છે એ લખતાં હું શરમાઉં છું. હું શિવાજીની બાબતમાં બહુ દુખી થયેલો છું. એનાં તોફાની કૃત્યોના સંબંધમાં હું તદ્દન લાચાર બની ગયો છું. એને સુધારવાની જવાબદારી મારી છે એ હું કબૂલ કરું છું, છતાં હું દુખી દિલે માલીક આગળ કબુલ કરું છું કે શિવાજીની બાબતમાં હું હાર્યો છું. દીકરો એવો પાક્યો છે કે મને સુખેથી માલીકની નોકરી પણ કરવા દેતો નથી. શિવાજીએ મને દુખી કર્યો છે. એનાથી હું હિંમત અને હામ હારી બેઠો છું. એની બાબતમાં મેં મારા હાથ હેઠા નાખ્યા છે. હું બાદશાહતનો વફાદાર સેવક છું. બિજાપુરની ગાદીનો હું નિમકહલાલ નોકર છું. મારી રાજભક્તિ બાદશાહ સલામત જાણે છે. મારા જેવા સ્વામિભક્તની સહાનુભૂતિ, શિવાજી મારો પુત્ર હોવા છતાં આ બાદશાહતની વિરુદ્ધનાં એનાં કૃત્યોમાં હોય જ નહિ. દીકરાના ગુના માટે હજૂરની અવકૃપા મારા ઉપર ન ઊતરવી જોઈએ. પખાલીને પાપે પોઠિ-

મને કામ એ રીત તો એક પ્રકારનો અન્યાય જ છે. મારી વફાદારીમાં કોઈપણ પ્રકારની ખામી કે ઉણપ મેં નથી આવવા દીધી. મારા કોઈપણ કૃત્યમાં બાદશાહ સલામતને મારો અપરાધ અથવા ગુનો માલમ પડ્યો હોય તો હું માલીકની હજુરમાં આવીને ખુલાસો કરવા તૈયાર છું. મારો દીકરો શિવાજી જો મારા કબ્જામાં હોત તો હું એનાં કૃત્યો માટે પણ બાદશાહ સલામતને જવાબ આપત. પણ કમનસીબે દીકરો આડો ફાટ્યો છે. મેં પણ એની સાથે કોઈપણ જાતનો સંબંધ નથી રાખ્યો. શિવાજીના સંબંધમાં સરકારે મને લખ્યું, તેના જવાબમાં હું તો હજુરને એટલી જ વિનંતિ કરીશ કે શિવાજી મારો દીકરો છે એ કારણથી એના ઉપર જરાપણ રહેમ નજર ન રાખવી. એના ઉપર લશ્કર મોકલી એને જીવતો પકડી મંગાવી બાદશાહ સલામતની નજરમાં આવે તે શિક્ષા સરકારે ફરમાવવી. શિવાજીને શિક્ષા થાય તો તેની આડે હું જરા પણ આવવાનો નથી અને આ કામમાં મારી જરા પણ શરમ સરકાર ન રાખે એ મારી અંતઃકરણની હજુરને ચરણે વિનંતિ છે. હર પ્રયત્ને શિવાજીને તાબે લઈ તેને પાંસરો કરવા હું હજુરને વીનવું છું. એને પકડીને હજુર સજા કરે એ જ એક રસ્તો મને દેખાય છે. શિવાજીને સજા કર્યા સિવાય એ પાંસરો થશે એમ મને લાગતું નથી."

બાદશાહે લખેલો પત્ર શિવાજી મહારાજને મળ્યો. શિવાજી મહારાજે બહુ શાંતિથી અને ઠંડે મગજે બાદશાહનો પત્ર વાંચ્યો અને પોતાના ગોઠિયાઓની સલાહ લીધી. પત્રમાં લખેલી ધમકીઓથી શિવાજી મહારાજનું રુવાંડું પણ હાલે એમ ન હતું. આફત અને સંકટોનો પૂરેપુરો વિચાર કર્યા પછી જ શિવાજી મહારાજે સ્વરાજ્ય સ્થાપવાનું કામ હાથમાં લીધું હતું અને આગળ પાછળનો પૂર્ણ વિચાર કર્યા પછી જ જામેલી જડવાળાં ઝાડ હલાવ્યાં હતાં. બાદશાહના પત્રના જવાબમાં એક ટૂંકો જવાબ નીચે પ્રમાણેની મતલબનો શિવાજી મહારાજે બાદશાહ તરફ લખી મોકલ્યો. "હાલમાં મારા કબજામાં જે બધો મુલક છે તે મારી પાસે રહેવા દેવાનું આપ કબૂલ કરીને તે સંબંધીની ખાત્રી કરી આપો તો આપના દરબારમાં હાજર થવા હું તૈયાર છું." શિવાજી મહારાજનો પત્ર વાંચી, બાદશાહ બહુ ક્રોધે ભરાયો. ગમે તેમ કરી દિનપ્રતિદિન પ્રબળ થતા શિવાજીને દાબી દેવાનો બાદશાહે નિશ્ચય કર્યો. આજ-કાલનું છોકરું જડ ઘાલેલી સત્તા સામે માથું ઊંચું કરી અપમાન કરે તેને તો જમીનદોસ્ત જ કરવો જોઈએ. બાદશાહના અંતઃકરણમાં વેરની જ્વાળા સતેજ થઈ.

સિંહાજીએ વાળેલો જવાબ બાદશાહને મળ્યો. બાદશાહ જવાબ વાંચીને વિચારમાં પડ્યો. શિવાજી મહારાજનાં તોફાનો માટે બાદશાહ સિંહાજી ઉપર સજ્જડ વહેમાયો હતો અને બાદશાહની આજુબાજુના ખુશામતિયાઓ બાદશાહને ભંભેરવાનું કામ કરતા. સિંહાજી સ્વપરાક્રમવડે ચડેલો સરદાર હતો. એ બહુ બાહોશ અને પરાક્રમી હતો. એ જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં પોતાની બાહોશીથી ઊંચું સ્થાન પ્રાપ્ત કરતો હતો. એણે જ્યાં જ્યાં નોકરી કરી ત્યાં ત્યાં એની ઈર્ષા કરનારાઓ પાક્યા એ એના નસીબનો દોષ હતો. બિજાપુર દરબારમાં પણ ઈર્ષાને વશ થઈ ઘણા સરદારો એની દુશ્મનાવટ કરતા હતા. સિંહાજીની વિરુદ્ધ બાદશાહ સલામતના કાન ભંભેરનારાઓને તો આ ખરી તક મળી. સિંહાજીના હરીફો બાદશાહને સિંહાજીની વિરુદ્ધ મક્કમ કરવાનું કામ કરી રહ્યા હતા. "સિંહાજી પોતે જ અંદરખાનેથી શિવાજીને ચડાવે છે." એમ બાદશાહના અંતઃકરણમાં સિંહાજીના શત્રુ સરદારોએ ઠસાવ્યું હતું. સિંહાજી ઉપર બળી રહેલા સરદારો આ પત્ર વાંચીને પોતાના મનના ઉભરાઓ બાદશાહ આગળ ઠાલવવા લાગ્યા. "શાહજી ( સિંહાજી ) કેવો ચતુર છે ! બાદશાહ સલામતને સમજાવી દેવા માટે કેવો મીઠો કાગળ લખ્યો છે !" "પોતાના માથા ઉપરની જવાબદારી કેવી દૂર ફેંકી દીધી. બાદશાહ સલામત એની શબ્દજાળમાં સપડાય એમ નથી." "દીકરો એના કબ્જામાં નથી એ વાત એણે લખી, એટલે એ સત્ય છે એમ બધા માની લેશે એમ એની માન્યતા હશે, પણ એ જે ગોળી આપે તે ગળી જાય એવા ભોટ બિજાપુર દરબારમાં નથી એ વાત એ ભૂલે છે." "બાદશાહ સલામત બધો ભેદ પામી ગયા છે એટલે શાહજીના

મીઠા લખાણુની જાળમાં એ સપડાય એમ નથી. સાધારણુ માણુસ તો ભોળવાઈ જ જાય. સિંહાજી બડો પહોંચેલો!" "સિંહાજીનો જવાબ તો નાના અણુસમજુ અજ્ઞાન છોકરાઓને સમજાવવા જેવો છે." "સિંહાજીને તો નવું રાજ્ય દક્ષિણમાં સ્થાપવું છે, એ વાત બાદશાહ સલામતને કાને આવી ગઈ છે. દીકરાને પૂનાનો રાજા બનાવવો છે અને પોતે કર્ણાટકના રાજા થવું છે." "ગાય કૂદે એ ખીલાના જોર ઉપર. જો સિંહાજીનો હાથ અંદર ન હોય તો શિવાજી જેવા છોકરાની શી તાકાત છે કે એ બાદશાહ સલામતના બળ સામે માથું ઊંચું કરી શકે?" એવી એવી અનેક વાતોથી સરદારોએ કલુષિત થયેલું બાદશાહનું મન પૂરેપુરું ભંભેર્યું. બાદશાહનો વહેમ સિંહાજી ઉપર હતો તે મજબૂત થયો અને બાદશાહની ખાત્રી થઈ ગઈ કે સિંહાજી રમત રમી જાય છે અને સિંહાજીનો પત્ર એ કેવળ શબ્દજાળ છે.

સિંહાજીની સત્તા કર્ણાટકમાં સર્વોપરી થઈ પડી હતી તે એટલે સુધી કે સરદાર રણદુલ્લાખાને પદભ્રષ્ટ કરેલા વીરભદ્રને તેની જાગીર ઉપર સિંહાજીએ કાયમ કર્યો. સિંહાજીની સામે થવાની કોઈ હિંમત ધરતું નહિ. કર્ણાટકમાં સરદાર સિંહાજી, બિજાપુર બાદશાહ માટે તો "નાક કરતાં વાળી ભારે" જેવા થઈ પડ્યા હતા, એટલે સિંહાજીને કર્ણાટકમાંથી પાછા બોલાવી લેવાનો બાદશાહ વિચાર કરી રહ્યા હતા. વાત મનમાં ઘોળાયાં કરતી હતી અને હવે તો બાદશાહે નક્કી કરી દીધું કે સિંહાજીને કડક રીતે દબાવ્યા સિવાય બીજો રસ્તો જ નથી. સરદાર રણદુલ્લાખાનના કર્ણાટકથી પાછા આવ્યા પછી સિંહાજીએ પોતાની સત્તા ત્યાં ખૂબ જમાવી હતી. એની ખબર બાદશાહને મળી હતી. સરદાર સિંહાજી બહુ પ્રબળ થયો હતો અને સરદાર રણદુલ્લાખાનની જગ્યાએ કામ કરતા નવાબ મુસ્તફાખાનને પણ ગાંઠતો નથી એવા સમાચાર અવારનવાર બાદશાહને મળ્યા જ જતા હતા. સિંહાજીના સંબંધમાં નાની મોટી અનેક બાબતો બાદશાહના મનમાં ભરાઈ રહી હતી. આજુબાજુના સરદારોએ સિંહાજીની વિરુદ્ધ બાદશાહને ખૂબ ભંભેર્યો હતો. શિવાજીના સંબંધમાં બાદશાહે લખેલા પત્રનો સિંહાજીએ જે જવાબ આપ્યો હતો તેના ઉપર પણ બાદશાહ સન્મુખ સરદારોએ ટુંકી પણ તીખી ટીકા કરી હતી વગેરે અનેક કારણો ભેગાં થયાં અને સિંહાજી સામે કડક પગલાં ભરવામાં આવે તો સિંહાજી અને શિવાજી બન્ને દુશ્મનો નરમ પડે એ બાદશાહની માન્યતા હોવાથી સિંહાજીને યુક્તિથી પકડી બિજાપુર રવાના કરવાનાં ગુપ્ત ફરમાનો બિજાપુરથી છૂટયાં. બાદશાહના ફરમાન મુજબ સિંહાજીને તારીખ ૬ ઠ્ઠી ઓગસ્ટ, ૧૬૪૭ ને રોજ પરહેજ કરવામાં આવ્યા. સિંહાજીને કેદ કર્યા તેની સાથે તેના બે ખાસ માનીતા અને વિશ્વાસુ, એના ડાબા અને જમણા હાથ જેવા કાનોજી જેધે અને કૃષ્ણાજી લોહકરેને પણ કેદ કરવામાં આવ્યા. સિંહાજીની ગિરફતારીના સંબંધમાં જુદા જુદા ગ્રંથકારોએ જે હકીકત લખી છે, તે વાંચકોની જાણ માટે બહુ જ ટુંકમાં નીચે રજૂ કરીએ છીએ:—

૧. બિજાપુર દરબારનો ફારસી ઇતિહાસકાર આ સંબંધમાં લખે છે કે કર્ણાટકમાં સર સેનાપતિના હુકમોનો અનાદર કરવાના વાંક માટે સિંહાજીને પકડવામાં આવ્યો હતો.

૨. જહુરીનો છોકરો જહુર "મહમદ નામા"માં લખે છે કે જંજીનો ઘેરો ચાલુ હતો અને લડત રસ ઉપર ચડી હતી. તે વખતે લુચ્ચા સિંહાજીએ નવાબ મુસ્તફાખાનને માણસ સાથે કહેવડાવ્યું કે "મારા લશ્કરને આરામની જરૂર છે અને તેથી હું દેશ જવા ઇરાદો રાખું છું." નવાબે જવાબમાં જણાવ્યું કે 'જ્યારે ઘેરો રંગે ચડ્યો છે ત્યારે તમે રજા માગો એ લડતને નરમ પાડવા જેવું થશે. આવા સંજોગોમાં કોઈથી જવાય જ નહિ.' આ જવાબ સાંભળી સિંહાજીએ કહેવડાવ્યું કે "અનાજની બહુ જ મોંઘવારી છે અને મારા સિપાઈઓ ભૂખમરો વેઠી શકે એમ નથી તેથી લાચાર છું. આ બધી જ અડચણોને લીધે મારે તો લશ્કર સાથે દેશ જવું જ જોઈએ. પછી આપ ચહાય તે કરો." નવાબ સાહેબની ખાત્રી થઈ કે સિંહાજીની વર્તણૂક તોફાની છે, તેથી તેને બહુ જ યુક્તિથી અને ચાલાકીથી નવાબે કેદ પકડાવ્યો. સિંહાજીને કેદ પકડવામાં નવાબે ભારે કુનેહથી કામ લીધું હતું સિંહાજીને કેદ કર્યો

પણ એની છાવણીમાંથી એની માલમિલ્કત તથા કીમતી સામાન વગેરે રફે તફે ન થવા દીધો. એની મિલ્કત રાજ્ય તરફથી જપ્ત કરી લીધી.

૩. બસાતીની સલાતીના ફારસી ઇતિહાસકાર લખે છે કેઃ—સિંહાજી કર્ણાટકમાં ધીમે ધીમે નવાબ મુસ્તફાખાનની સામે થતો ગયો અને એના હુકમનો અવારનવાર અનાદર કરવા લાગ્યો. સિંહાજીને કેદ કરવાનો નિશ્ચય કરી ગિરફતાર કરવાનું જબરી જોખમદારીનું કામ નવાબ સાહેબે સરદાર બાજીઘોરપડે અને જસવંતરાવ આસદખાનીને સોંપ્યું. એક દિવસે મળસ્કે આ બંને સરદારોએ પોતાના લશ્કર સાથે સિંહાજીની છાવણી ઉપર છાપો માર્યો. રમતગમતના જલસાને લીધે સિંહાજીને આગલી રાત્રે ઉજાગરો થયો હતો એટલે બહુ મોડા સુતેલા સિંહાજી હજુ પોઢેલાજ હતા. બાજીઘોરપડેના લશ્કરે છાવણી ઘેરી અને શાહજીને પકડવાના ઘાટમાં હતા, એટલામાં જ સિંહાજીને આ અચાનક હલ્લાની ખબર પડી, અને એ જાગી ઊઠયા. તુરત ઘોડા ઉપર સવાર થઈને એણે ઘોડો મારી તો મૂકયો, પણ બાજીઘોરપડે એની પૂંઠે પડ્યો અને એમને પકડ્યા. બાજીઘોરપડેએ સિંહાજીને નવાબ મુસ્તફાખાનની હજુરમાં રજૂ કરી દીધા. બાજીઘોરપડેની કામગીરીથી નવાબ સાહેબ રાજીરાજી થઈ ગયા. નવાબ સાહેબે સિંહાજીને પરહેજ કરી દીધા અને તેમનું ૩૦૦૦ સિપાહીઓનું લશ્કર રફેતફે કરી નાખ્યું. સિંહાજીની છાવણી લુંટીને પાયમાલ કરી નાખી. સિંહાજીને ગિરફતાર કર્યાના સમાચાર બિજાપુરના બાદશાહને મળ્યા, એટલે સિંહાજીને બિજાપુર લાવવા માટે એણે તુરત પોતાના દરબારમાંથી સરદાર અફઝલખાનને રવાના કર્યો. અને એક વ્યંઢળને ( હીજડાને ) સિંહાજીની મિલ્કત જપ્ત કરવા મોકલ્યો.

૪. શ્રી પારસનીસ તથા મી. કિન્કેડે લખેલા હિસ્ટ્રી ઓફ ધી મરાઠા પીપલમાં આ સંબંધમાં નીચેની મતલબનું લખ્યું છેઃ—"સિંહાજીને પકડવાનું બીડું બાજીઘોરપડે નામના સરદારે ઝડપ્યું હતું. બાજીઘોરપડે ભોંસલે કુટુમ્બનો જ માણસ હતો અને સિંહાજી ભોંસલેનો એ દૂર દૂરનો સગો પણ થતો હતો. બાજીઘોરપડેને બિજાપુરના બાદશાહે મુધોળની જાગીર તાજેતરમાં જ આપી હતી એટલે એ પોતાની વફાદારીનું પ્રદર્શન કરવા બહુ આતુર હતો. બાદશાહને ખુશ કરવાની તક બાજીઘોરપડે જવા દે એવો ન હતો. સિંહાજીને ગિરફતાર કરવાની બાદશાહની ઇચ્છા છે એ બાજીઘોરપડે એ જાણ્યું એટલે તરતજ એ કામ કરવાનું જોખમ એણે પોતાને માથે લઈ લીધું. અતિ ઉત્સાહમાં આવી ગયેલા બાજીઘોરપડેએ આ કામ માથે તો લીધું, પણ માથે લીધા પછી એણે જાણ્યું કે કામ તો બહુ વિકટ છે અને ભારે જોખમદારીનું છે. કામ ફત્તેહ થાય તો તેથી જેટલો ફાયદો થાય તેનાથી વધારે નુકસાન થવાનો સંભવ હતો. બાજીએ પોતે માથે લીધેલા કામની જોખમદારી પારખી અને સિંહાજીને માટે વિચાર કરી, એક કાવત્રું ગોઠવ્યું. બાજીએ સિંહાજીને પોતાને ઘેર જમવા આવવા માટે આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું. દૂરનો પણ પોતાનો કુટુમ્બી ભારે આગ્રહ કરી રહ્યો હતો એટલે એનું આગ્રહપૂર્વકનું આમંત્રણ સિંહાજી પાછો ઠેલી ન શકયો. આવા માણસો ઢોંગ કરવામાં અને દેખાવો કરવામાં પૂરેપુરા પાવરધા હોય છે. સિંહાજીએ આમંત્રણ સ્વીકાર્યા પછી બાજીઘોરપડેએ મીજબાનીની ભારે તૈયારી કરી. નક્કી કરેલે દિવસે સિંહાજી બાજીઘોરપડેના મકાન ઉપર જમવા માટે ગયા. ગોઠવણ કરી રાખ્યા મુજબ દરવાજા ઉપરના દરવાને સિંહાજીને એમની તલવાર તથા ઢાલ કાઢી આપવા તથા તેમનાં માણસોને ત્યાં જ થોભાવવાનું કહેવા સિંહાજીને વિનંતિ કરી. સિંહાજીએ તે પ્રમાણે વર્તવા ચોખ્ખી ના પાડી. બંને કુટુમ્બી એક બીજાને ભેટ્યા અને એક બીજાના ક્ષેમસમાચાર પૂછ્યા. પછી બાજીઘોરપડેએ સિંહાજીને પોતાનું ઘર જોવાની વિનંતિ કરી. ઘર બતાવવાને બહાને બાજીઘોરપડે સિંહાજીને ઘરના જુદા જુદા ખંડમાં લઈ ગયો. એ ઘરના એક છેડા ઉપરના ખંડમાં બાજીઘોરપડે ગયા અને તેમની પાછળ પાછળ સિંહાજી પણ ગયા. પહેલેથી નક્કી કરી રાખ્યા મુજબ ઘોરપડેએ સિંહાજીના અંદર આવ્યા પછી પાછળનું બારણું બંધ કરાવ્યું અને સાંકળ મારી દીધી. આ ગોઠવણથી સિંહાજી પોતાના રક્ષકોથી જુદા પડી ગયા. કાવત્રું પૂરેપુરું રચેલું

હતું એટલે ઘરની પાછળ ઘોરપડેએ માણસોની એક ટુકડી સંતાડી રાખી હતી તે આવી પહોંચી અને સિંહાજી ઉપર ધસારો કરી તેમને કેદ કર્યા. સિંહાજીને તુરતજ બેડી પહેરાવવામાં આવી. પછી તેમને બિજાપુર બાદશાહ તરફ રવાના કરવામાં આવ્યા. ”

લડાઈ જે વખતે ચાલુ હતી તે વખતે સેનાપતિ નવાબ મુસ્તફાખાનના હુકમનો અનાદર કરવા માટે સિંહાજી રાજા ભોંસલેને કેદ કરવા પડ્યા એમ મહમદનામામાં ગોળગોળ લખાણ કરવામાં આવ્યું છે. સિંહાજીને માથે આરોપ મૂકી નવાબ મુસ્તફાખાનને નવાજ્યા છે. સિંહાજી રાજાને શી રીતે પકડ્યા એ વર્ણન તો શિવભારતમાં પંડિત પરમાનંદે ઠીક ઠીક વર્ણવ્યું છે. એ વર્ણનનો આખો ઉતારો તો એક લાંબું પ્રકરણ થઈ પડશે, પણ તેની ઝાંખી વાંચકોને કરાવ્યા સિવાય રહેવાતું નથી.

સિંહાજીની સત્તા દિવસે દિવસે પુષ્કળ વધવા લાગી. તે એટલે સુધી કે વખત આવે ખુદ બિજાપુર સરકારને પણ એ ભારે થઈ પડે. એની જાણ બિજાપુર બાદશાહને થવાથી અને સિંહાજીની મારફતે શિવાજી ઉપર સખત દબાણ કરાવવાની ઇચ્છાથી એને યુક્તિથી પકડીને બિજાપુર મોકલવા માટે બાદશાહના છૂપા હુકમો નવાબ મુસ્તફાખાનને મળ્યા પછી નવાબ સાહેબે પોતાના વર્તનમાં ધીમે ધીમે ફેરફાર કરવા માંડ્યો. સિંહાજીની છાવણીએ જ્યાં પડાવ નાખ્યો હોય, તેની નજદીકમાં જ પોતાની છાવણીનો પડાવ મુસ્તફાખાન નાખવા લાગ્યા. મુસ્તફાખાનના આવા વર્તનથી સિંહાજી વહેમાયો અને મુસ્તફાખાન માટે સિંહાજીના હૃદયમાં શંકાનો જંતુ પેદા થયો. સિંહાજી પોતાનો ભેદ પામી જાય છે એની મુસ્તફાખાનને ખબર પડી એટલે તરત જ એણે પોતાના વર્તનમાં ફેરફાર કર્યો. અનેક કૃત્યોથી તથા સોગન પ્રતિજ્ઞાથી સિંહાજીનું મન મનાવ્યું. કૃત્રિમ વર્તનથી સિંહાજીના મનમાંની શંકા કાઢી નાખી. સિંહાજી બહુ ધૂર્ત અને ઝીણી નજરવાળો તથા પહોંચેલ હતો. છતાં મુસ્તફાખાનના છક્કાપંજામાં છેતરાઈ ગયો. આ વખતે એની ઝીણવટ કામ ન લાગી. એ પૂરેપુરી છક્કડ ખાઈ ગયો. સિંહાજીએ મુસ્તફાખાન ઉપર પાછો વિશ્વાસ મૂક્યો. એક દિવસે મધ્યરાત્રે મુસ્તફાખાને પોતાની છાવણીમાં પોતાના વિશ્વાસપાત્ર સરદારોની એક ખાસ સભા બોલાવી અને પ્હો ફાટતાં જ સિંહાજીની છાવણીને ઘેરીને સિંહાજીને કેદ પકડવાનું કાવત્રુ રચ્યું. મુસ્તફાખાનની છાવણીમાંની આ વાત હેર મારફતે મોડી રાતે સિંહાજીને મળી. મુસ્તફાખાનના વર્તનથી સિંહાજીના હૈયામાં શંકાનો જંતુ પેદા થયો હતો. તેનો મુસ્તફાખાને વાક્ચાતુર્યથી પૂરેપુરો નાશ કર્યો હતો. ત્યારપછી સિંહાજીએ નવાબ સાહેબ ઉપર અજબ વિશ્વાસ મૂક્યો હતો એટલે હેરે આપેલી બાતમી બજાર ગપ માની સાવચેતીનાં એક પગલાં લીધાં નહિ.

**પરઢેજની પ્રાતઃકાલ.**

વહાણું વાતાં જ દિલાવરખાન, મસદખાન, સરજાયાકુતખાન, અંબરખાન, ફર્હાદખાન, ઐરાદખાન, આજમખાન, બહિલોલખાન વગેરે મુસલમાન સરદારો તથા અદવણીના રાજા, કર્ણપુરના રાજા, રાઘવ મંબાજી, વેંદોજી ભાસ્કર, હૈબતરાજા, બલ્લાળ રાજા, સિધોજી પવાર, મંબાજી પવાર, મંબાજી ભોંસલે વગેરે હિંદુ સરદારો પોતાના લશ્કરની ટુકડીઓ તૈયાર કરીને સિંહાજીની છાવણી નજીક આવ્યા અને છાવણીને ઘેરો ઘાલ્યો. ઘેરો ઘાલનાર લશ્કરની પાછળનું રક્ષણ સેનાપતિ મુસ્તફાખાન પોતે કરતો હતો. છાવણીને બરોબર ચારે બાજુથી ઘેરી લીધા પછી, સરદાર બાજીઘોરપડે પોતાના અંગ રક્ષક ખંડોજી, અંબાજી, માનાજી તથા લશ્કરી અમલદાર યશવંતરાવ વાડવે, માલોજી રાજા પવાર, તુળોજી રાજા ભોંસલે તથા લશ્કર સાથે સિંહાજીની શિબિરમાં પેઠો. સિંહાજી રાજા ભોંસલે સામનો કરવા માટે સજ્જ થતા હતા એટલામાં તો વીજળીવેગે બાજીઘોરપડે નજદીક જઈ પહોંચ્યો. બાજીઘોરપડેને તદ્દન નજદીક આવી પહોંચેલો જોઈ, સિંહાજીના શિબિરમાંના વીર ખંડોજી પાટીલે સામનો કર્યો અને બાજીને આગળ વધતો અટકાવ્યો. ખંડોજી બહુ શૌર્યથી લડ્યો અને આખરે વીરગતિને પામ્યો. ખંડોજી પડ્યો

સિંહાજી રણમેદાનમાં ઘૂમવા લાગ્યા. રણમેદાન ઉપર રાજા દસોજી, યોગાજી ભાન્ડકર, સંતાજી ગુંજાવટકર, મેધાજી ઠાકુર, સરદાર ત્રીંબકરાજ અને દત્તરાજ તથા એવા બીજા સરદારો સિંહાજી રાજાનું રક્ષણ કરવા લાગ્યા. જબરી ઝપાઝપી થઈ અને આખરે સિંહાજી રાજા લડતા લડતા મૂર્છા ખાઈને પડ્યા. એ સ્થિતિમાં જ બાજીઘોરપડેએ એમને કેદ કર્યા. સિંહાજી રાજાને કેદ કર્યા પછી એમની છાવણીની ધૂળધાણી કરવામાં આવી. તેનું વર્ણન શિવ ભારતમાં આ પ્રમાણે કર્યું છેઃ—

न पल्याणं न तुरगो न करी न क्रमेलकः ।
ना युद्धं ना युधीयश्च न वाद्यं न च वादकः ॥ ११६ ॥
न मंचको न चोलो चो न पताका न च ध्वजः ।
न विक्रेयं न विक्रेता नैंधने न च कीलकः ॥ ११७ ॥
न कांडपटकस्तत्र न चासीत्पटमंडपः ।
तथा भवत् क्षणार्धेन शाहस्य शिबिरं तदा ॥ ११८ ॥

ઘોડાઓનો સામાન નથી, ઘોડો નથી, હાથી નથી, ઊંટ નથી, આયુધ નથી, યોદ્ધા પણ નથી, શસ્ત્ર નથી, શસ્ત્રધારીઓ નથી, વાદ્ય નથી, વાદ્ય વગાડનારા પણ નથી, પલંગ નથી, છત્ર નથી, પતાકા નથી, ધ્વજ નથી, વેચવાની વસ્તુ નથી, વેચનારાઓ પણ નથી, મેખો નથી, કંતાન નથી, તંબુ નથી, એવી સ્થિતિ સિંહાજી રાજાની છાવણીની અર્ધી ક્ષણમાં થઈ ગઈ.

સિંહાજીની ગિરફતારીના સંબંધમાં જુદા જુદા ગ્રંથકારોએ જુદી જુદી હકીકત લખી છે, પણ તે વખતની સ્થિતિ અને સંજોગો તપાસતાં સિંહાજીને બિજાપુર બાદશાહના છૂપા હુકમોના આધારે પકડવામાં આવ્યા હતા, એ વાતમાં વધારે વજુદ છે, એમ વાંચકોને જણાશે. સિંહાજીને કેદ કરનાર બાજીઘોરપડે હતો એ વાત પણ સિંહાજી મહારાજ સંબંધી લખનાર લગભગ બધા ગ્રંથકર્તાઓએ જણાવી છે.

---

## પ્રકરણ ૧૦ મું



### ૧. સંતાનો સાથે સંગ્રામ, શિરવળ અને પુરંદરની લડાઈ.

જૂના વખતમાં એ પદ્ધતિ હતી કે કોઈ મુખ્ય અને બલાઢ્ય સરદારને તાબે કરવો હોય અથવા નમાવવો હોય ત્યારે તેને કેદ કર્યા પછી એને માટે સામનો કરનાર તથા એને છોડાવવા માટે લડાઈ કરનાર એનાં સગાં તથા એના સ્નેહી જે હોય તેમના ઉપર ચડાઈ કરી તેમને પણ ઢીલા કરવા. આ કરવાનું કારણ એટલું જ કે એ સરદારની પાંખો તોડવી એટલે એ બહુ બળ ન કરી શકે અને એને જે કામ માટે અથવા જે હેતુથી પકડવામાં આવ્યો હોય તે કામ અને હેતુ સધાય. સિંહાજીને પકડ્યો તે વખતે તેનો મોટો દીકરો શંભાજી બેંગલોરમાં હતો અને નાનો શિવાજી પુરંદર કિલ્લામાં હતો. સિંહાજીના કેદના સમાચાર સાંભળીને એનાં સંતાનો તોફાન ન કરે તેથી નવાબ મુસ્તફાખાને શંભાજી ઉપર સરદાર ફરહાદખાનને અને શિવાજી ઉપર સરદાર ફત્તેહખાનને ચડાઈ કરવા લશ્કર

લઈને મોકલ્યા. શંભાજી ઉપર એટલે બેંગલોર ઉપર ચડાઈ કરનાર ફરહાદખાનની સાથે દૂરે વંશના તાનાજીરાજે તથા વિઠ્ઠલગોપાળ નામના સરદારોને મોકલવામાં આવ્યા હતા. સરદાર ફત્તેહખાનની સાથે શેખ મીનાદ, શેખ રતન, અશરફશાહ વગેરે મુસલમાન સરદારો હતા તથા મતાજી ઘાટગે અને બાજી નાયક ફલટણકર જેવા કસાયલા યોદ્ધા પોતાના હિંદુ લશ્કર સાથે મદદમાં ગયા હતા. સિંહાજી ગિરફતાર થયાના સમાચાર જ્યારે શંભાજી અને શિવાજીએ સાંભળ્યાં ત્યારે બન્ને સંતાનોને પિતાના આ અપમાન માટે લાગી આવ્યું. બન્નેને ક્રોધ ચડ્યો, ગુસ્સો આવ્યો, પણ ગુસ્સાના જુસ્સામાં અથવા ક્રોધના આવેશમાં ગાંડા બની ખેવફૂફાઈ કરે એવા એ અક્કલહીણ ન હતા. બન્ને ભાઈઓને લાગ્યું કે પિતાને પકડ્યા છે એટલે હવે આપણા ઉપર ધાડ આવવાની, તેથી બન્ને ભાઈઓએ શત્રુનો સામનો કરવાની તૈયારી કરી હતી.

સંભાજીએ સરદાર ફરહાદખાનને હરાવી હલ્લો પાછો હઠાવ્યો. સરદાર ફત્તેહખાન અનેક સરદારો, યોદ્ધાઓ અને લશ્કર લઈને શિવાજી મહારાજ ઉપર ચડાઈ લઈને આવ્યો. મજલ દડમજલ કરતો મુસલમાન સરદાર શિરવળ નજીક આવી પહોંચ્યો. શિરવળ નજીકથી બાલાજી હૈબતરાવ નામના સરદારને તેની ટુકડી સાથે આગળ મોકલી ફત્તેહખાને ત્યાં જ મુકામ કર્યો.

શિવાજી મહારાજને ખબર પડી કે શત્રુસૈન્ય શિરવળની નજીક આવી પહોંચ્યું છે, એટલે એમણે પોતાના લશ્કરને એકઠું કરી સિંહાજીને ગિરફતાર કર્યાની હકીકત અને તે કરવામાં દુશ્મનના કાવાદાવા, હેતુ, વગેરેની બરાબર સમજણ પાડી હતી. આપણો સામનો શા માટે છે અને તે શા માટે કરવો જોઈએ. એ પણ એમણે સમજાવી દીધું.

દુશ્મન સરદાર બાલાજી હૈબતરાવ તેના લશ્કર સાથે શિરવળમાં ભરાયો છે, તેની ખબર પડતાં જ મહારાજે સરદાર શંભાજી કાવજીની સરદારી નીચે ગોદાજી જગતાપ, ભીમાજી વાઘ, શંભાજી કાંટે, શિવાજી ઈંગળે, ભીખાજી ચોર વગેરે સરદારોને તેમના લશ્કર સાથે શત્રુનો સામનો કરવા રવાના કર્યા. દુશ્મન લશ્કર તૈયાર થઈને કોટનો આશ્રય લઈને ઊભું છે તેની ખબર શંભાજી કાવજીને મળી કે તરત જ એણે દુશ્મન દળને ઘેરો ઘાલ્યો. આ કિલ્લાની નબળાઈથી સરદાર શંભાજી કાવજી પૂરેપુરો વાકેફ હતો. તેણે કિલ્લાની ભીંતો તોડી મરાઠી લશ્કર અંદર ઘાલ્યું. બન્ને લશ્કર ભેગાં થઈ ગયાં. બન્નેએ પોતાનાં બળ અજમાવ્યાં. મરાઠાઓએ આદિલશાહી લશ્કર ઉપર બહુ સખત હલ્લા કર્યા. આખરે દુશ્મનદળમાં ભંગાણ પડ્યું. સેનાપતિ બાળાજી હૈબતરાવ લડાઈમાં મરાયો અને તેથી એના લશ્કરમાં હાહાકાર થઈ ગયો. સિપાહીઓએ જીવ લઈને નાસવા માંડ્યું. ઘણા ઘવાયા, કેટલાક કપાયા અને જેનાથી નસાયું તે નાઠા. આદિલશાહી લશ્કર પોતાનો સરસામાન મૂકીને નાઠું એટલે એમનો સામાન કાવજીએ કબજે કર્યો. હાથી, ઘોડા, કિંમતી વસ્ત્રો, પાલખીઓ, હથિયારો વગેરે સરંજામ શંભાજીએ કબજે કર્યો અને તુરત જ તે પુરંદર લઈ જઈ, શિવાજી મહારાજને ચરણે રજૂ કર્યો.

હૈબતરાવની હારના સમાચાર સાંભળી ફત્તેહખાને લશ્કર સજ્જ કર્યું. સરદારો અને સૈનિકોમાં ઉત્સાહ આણવા માટે તથા શૂર ચડાવવા માટે સુંદર ભાષણ કર્યું. પેટ અને પગાર માટે લડનાર અને દેશ તથા ધર્મ માટે લડનાર લડવૈયાઓના જુસ્સામાં ફેરફાર તો હોવાનો જ. લડાઈનો ઉદ્દેશ અને લડાઈમાં ઉતરનાર સ્વામીનો ભાવ એ બે વસ્તુઓ ઉપર સૈનિકોના જુસ્સાનો અને ત્યાગ અથવા ભોગનો આધાર રહેલો હોય છે. શિવાજીના સરદારો અને સૈનિકો શિવાજીને સ્વામી તરીકે સ્વીકારવામાં ભારે માન સમજતા હતા. એમને પોતાના માલીકને માટે અભિમાન હતું. મહારાજના લશ્કરને એમ જ લાગતું હતું કે એમની સેવાઓ ધર્મઉદ્ધારને માટે છે. એમના ભોગ અને ત્યાગ ધર્મને ચરણે છે. શિવાજીનું લશ્કર નાની સંખ્યામાં હોય તો પણ તે અજબ ભાવનાથી લડતું.

સરદાર ફત્તેહખાન પોતાનું કસાયેલું લશ્કર લઈને પુરંદરની તળેટીમાં આવી પહોંચ્યો એટલે

પુરંદરગઢ ઉપર યુદ્ધ માટે રણશિંગું ફુંકાયું. રણશિંગું સાંભળીને શસ્ત્રાસ્ત્ર સજીને સજ્જ થયેલી મરાઠી સેનાએ કૂચ કરી. ઉપરથી મરાઠી લશ્કર, દુશ્મન દળનો સામનો કરવા માટે નીચે ઊતરવા લાગ્યું અને નીચેથી મુસલમાન સરદારની સરદારી નીચે આદિલશાહી લશ્કર :મરાઠી લશ્કરને મારી હઠાવવા ઉપર ચડવા લાગ્યું. આદિલશાહી લશ્કરને મોખરે સરદાર મુસેખાન હતા. લશ્કરની ડાબી બગલનું રક્ષણ ફલટણના રાજાએ સાચવ્યું હતું. જમણું પડખું સરદાર ઘાટગેએ સાચવ્યું હતું અને લશ્કરની પાછલી પાંખ સરદાર ફત્તેહખાને પોતે સંભાળી હતી. મરાઠી લશ્કરે ગઢના ઉપલા ભાગથી ગોફણો ચલાવી અને મોટામોટા પથ્થરો ફેંકવા માંડ્યા. પથ્થરના મારાથી નીચેના લશ્કરને ભારે નુકશાન થયું. મારો બહુ સખત ચાલ્યો. એ મારામાંથી બચીને ઉપર આવે તેમને સ્વાદ ચખાડવા, જબરી તૈયારીઓ રાખી હતી. આદિલશાહી લશ્કર નાસવા લાગ્યું. તેમને થંભાવી, પાછો હલ્લો કરવાના પ્રયત્નો ફત્તેહખાન તથા અશરફખાને કર્યા. જેમતેમ કરી નાસતા લશ્કરને ભેગું કરી એ આગળ લાવતા. આગળથી મારો સખત થતો એટલે તરત જ મહામહેનતે ગોઠવેલું લશ્કર પાછું રફેદફે થઈ જતું. બે ત્રણ ફેરા પ્રયત્નો કર્યા, પણ ફાવ્યા નહિ. મરાઠાઓના સખત મારા આગળ એમનાથી ટકાય એમ ન હતું. આખરે મોખરા ઉપરનો મુસેખાન સરદાર મરાયો. લશ્કરના મોટા ભાગે નાસવા માંડ્યું. લશ્કરને ફરી ફરી ગોઠવવાની આશા હવે ફત્તેહખાનને રહી નહિ એટલે નિરાશ થઈને ફત્તેહખાન તથા બીજા સરદારો નાઠા. આ લડાઈમાં મરાઠાઓનો વિજય થયો.

મહમદનામામાં આ લડાઈ સંબંધી ઇસારો સરખો પણ કરવામાં આવ્યો નથી, પણ શિરવળ પરગણામાં પરવાના ચિઠ્ઠી ઈ. સ. ૧૬૪૯ ના ઑગસ્ટની દશમી તારીખે કરી આપી તે ઉપરથી આ બનાવને ટેકો મળે છે.

## ૨ સિંહાજી સંકટમાં.

સિંહાજી ભોંસલેને બિજાપુર લાવી બાદશાહ સન્મુખ રજૂ કરવામાં આવ્યા. શિવાજી ઉપર ગમે તે પ્રકારનું દબાણ વાપરીને પણ તેને બિજાપુર લાવવા માટે સિંહાજીને સમજાવવાના બાદશાહે પ્રયત્નો કર્યા. બાદશાહે આ કામ માટે સિંહાજીના સ્નેહીઓ અને બીજા સરદારોની મારફતે પણ સિંહાજી ઉપર ભારે દબાણ ચલાવ્યું. સિંહાજીને મનાવવામાં કોઈએ બાકી ન રાખી, પણ સિંહાજી તો એકજ જવાબ બધાને આપતા કે:—"શિવાજી મારા કહ્યામાં નથી. મારું માનતો નથી. હું લાચાર છું. બાદશાહે આખરે મુરારપંત વજીરને, સિંહાજીને સમજાવવા મોકલ્યા. મુરારપંત અને સિંહાજીનો સંબંધ બહુ મીઠો હતો, એટલે બાદશાહે કંઈ સારી આશા બાંધી હતી, પણ સર્વ વ્યર્થ. મુરારપંતને પણ એ જ જવાબ સિંહાજીએ આપ્યો. બાદશાહનો ગુસ્સો હદ ઓળંગી ગયો. સિંહાજી ઉપર સખ્તાઈ વાપરવાનો બાદશાહે નિશ્ચય કર્યો અને સિંહાજીને બોલાવીને આખરની તાકીદ આપી દીધી કે:—"અમુક દિવસોમાં તમે શિવાજીનો બંદોબસ્ત નહિ કરો તો તમને ભીંતમાં જીવતા ચણી દેવામાં આવશે." સિંહાજીએ બહુ ધીરજથી અને હિંમતથી જવાબ આપ્યો કે:—"બાદશાહ સલામતને મેં મારી લાચારી જાહેર કરી છે. મારી પહેલી બૈરી સાથે મારે ન બન્યું એટલે મારું બીજું લગ્ન થતાં પહેલાં જ મેં એને તથા છોકરાને (શિવાજીને) મારાથી દૂર રાખ્યા છે. મેં મારી પહેલી બૈરી તથા તેના સંતાન સાથેનો મારો સંબંધ ધર્મશાસ્ત્ર પદ્ધતિ પ્રમાણે તોડી નાખ્યો છે. હવે તે મારાં નથી અને હું એમનો નથી. અમારા બન્નેનો સંબંધ આ જ કેટલાંયે વરસોથી એવો થઈ ગયો છે. સાચી બીના મેં સરકાર સમક્ષ રજૂ કરી દીધી છે આપ માલીક છો, સેવકના મુખત્યાર છો. સત્ય બીના રજૂ કરી છે, છતાં આ નિમકહલાલ સેવક ઉપર વિશ્વાસ ન રાખો, તો સરકાર આ સેવકને ધારે તે કરી શકે તે માટે આપ સત્તા અને શક્તિ ધરાવો છો." સિંહાજીના શબ્દોની બાદશાહ ઉપર જરાપણ અસર થઈ નહિ. બાદશાહના ગુસ્સામાં ઊલટો વધારો થયો. સિંહાજી છક્કાપંજા રમી રહ્યો છે, તેના ઉપર પૂરેપુરી સખ્તાઈ

(જુવો પાનું ૧૪૭)



નિઝામશાહી–આદિલશાહી અને મુગલાઈમાં ભારે હોદ્દો ભોગવનાર–ભાતવડીનો સંગ્રામ જીતનાર–કર્ણાટકના વીર–ચરિત્ર નાયકના પીતા–સિંહાજી રાજા ભોંસલે.

બિજાપુરના બાદશાહને પોતા ઉપર ભારે જુલ્મ અને અત્યાચાર થઈ રહ્યા છે અને મોતને ભેટવા માટે સિંહાજી તૈયાર થયા છે ત્યારે જવાબ આપે છેઃ—

'બાદશાહ સલામતને જે કરવું હોય તે કરે–મારે શિવાજીના કૃત્યો સાથે કંઈપણ લેવા દેવા નથી–મારે એની સાથે સંબંધ નથી.'

(રા. સા. સરદેસાઇની મેહેરબાનીથી.)

Lakshmi Art, Bombay, 8.

કરવાની જરુર છે એમ બાદશાહને લાગ્યું અને આખરે બળી ઊઠેલા બાદશાહે સિંહાજી ઉપર જુલમ ગુજારવાનો વિચાર કર્યો. બાદશાહને લાગ્યું કે સિંહાજી ઉપર જુલમ થશે એટલે એ શિવાજીને પોતાનો જાન બચાવવા માટે હરપ્રયત્ને ઠેકાણે લાવશે. બાદશાહે પોતાના માણસોને બોલાવ્યા અને સિંહાજીને જીવતો ભીંતમાં ચણી દેવો છે માટે ભીંત ચણવા કહ્યું. બાદશાહનો પડતો બોલ ઝીલવા માટે અને એવાં કામ બહુ ચપળતાથી કરી માલીકની મહેરબાની મેળવવા માટે, માલીકના મોંના હુકમ સાંભળવા તૈયાર રહેતા આતુર હજુરિયાઓ અને હાજી હા કરનારા સેવકોની દરબારમાં ખોટ ન હતી. બાદશાહે હુકમ કર્યો કે તરત જ અધિકારીઓએ કડિયાને બોલાવ્યા. કડિયા કામે લાગ્યા. ભીંત ચણવા માંડી અને અંદર ભાગ્યે જ એક માણસ સમાઈ શકે એવો ગોખલો બનાવ્યો અને સિંહાજીને તે ગોખલામાં ગોઠવી દીધો. સિંહાજીને ગોખમાં ગોઠવ્યા પછી કડિયાઓએ ગોખનો આગલો ભાગ ચણવાનું કામ શરુ કર્યું. કડિયાઓ ચણવા લાગ્યા. સિંહાજીએ જિંદગીની આશા છોડી. મનને મક્કમ કરી અંદર મરણની વાટ જોતો બેસી રહ્યો. કડિયાઓ થર ઉપર થર ચણ્યા જ જતા હતા. બાદશાહ પોતે ત્યાં હાજર હતા અને એક થર કડિયા ચણે કે બાદશાહ બૂમ પાડીને સિંહાજીને ચેતવણી આપવા કહેતા કેઃ—" તારો ગુનો કબુલ કરી તારી જિંદગી બચાવ. શિવાજીને તેં ચડાવ્યો છે તેને ઠેકાણે લાવી તારી જાતનું તું રક્ષણ કરી લે." સિંહાજી ગોખમાંથી હિંમતથી જવાબ દેતો કેઃ—" શિવાજીનાં કૃત્યો સાથે મારે કંઈ લેવા દેવા નથી. છોકરો મારા કબજામાં નથી. હું લાચાર છું." આખરે ચણતાં ચણતાં કડિયાઓએ ગોખ સિંહાજીની હડપચી સુધી ચણી નાખ્યો. હવે તો સિંહાજીની આંખો અને મોંનો ભાગ જ દેખાય એમ હતું. બાદશાહે બહુ મોટી બૂમો પાડીને સિંહાજીને આખરની ચેતવણી આપીને જણાવ્યું "તારો ગુનો કબૂલ કર નહિ તો આ તારી જિંદગીની છેલ્લી ઘડીઓ ગણી લેજે." સિંહાજી તો મોતને ભેટવા તૈયાર થઈને જ બેઠો હતો. એણે અંદરથી જવાબ આપ્યો કે "બાદશાહ સલામતને જે કરવું હોય તે કરે. મારે શિવાજીના કૃત્યો સાથે લેવાદેવા નથી. મારે એની સાથે સંબધ નથી." બાદશાહ સિંહાજીનાં આ નિર્ભય વચનો સાંભળી વિચારમા પડ્યો. બાદશાહને પણ લાગ્યું કે સિંહાજી આટલો બધો મક્કમ છે અને જિંદગીની આખરની ઘડી આવી પહોંચી છતાં એકનો બે નથી થતો તો વખતે એ નિર્દોષ પણ હોય. સિંહાજીના નિર્દોષપણાની ખાત્રી થયાથી કે બીજા કોઈ રાજદ્વારી હેતુથી ગમે તે કારણ હોય પણ બાદશાહે ચણવાનું કામ બંધ રાખવાનો હુકમ કર્યો. ચણતરનો આગલો થોડો ભાગ કાઢી સિંહાજીને બહાર કાઢવામાં આવ્યો અને બાદશાહે સિંહાજીને જણાવ્યું કે તું તારી સ્થિતિ તારા છોકરાને જણાવ અને તેને સખત પત્ર લખી અત્રે બોલાવ. ગમે તેમ કરી શિવાજીને લાવી હાજર કર. જો શિવાજીને દરબારમાં હાજર કરવામાં તું નહિ ફાવે તો તને આ ગોખમાં પાછો પૂરીને ચણી દેવામાં આવશે." અધિકારીઓને બાદશાહે સખત તાકીદ આપી કે સિંહાજીને આ ગોખમાં જ રાખવો ને દિવસમાં બે ફેરા બહાર કાઢવો.

### ૩ મહા મુંઝવણમાં મહારાજ.

બિજાપુરના બાદશાહે સિંહાજી ઉપર જુલમ કરવામાં બાકી રાખી ન હતી. દિવસમાં બે વખત સિંહાજીને ગોખલામાંથી બહાર કાઢવામાં આવતો. બાદશાહે સિંહાજી ઉપર પુષ્કળ દબાણ કરાવી એક પત્ર શિવાજી ઉપર લખાવ્યો. સત્તાધારીઓ અને સ્નેહી સોબતીઓના દબાણથી સિંહાજીએ શિવાજી મહારાજ ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ—" દીકરા! મારી સ્થિતિ તેં બહુ કફોડી કરી દીધી છે. વંશપરંપરાથી તું આ બાદશાહતનો સેવક છું. જે બાદશાહતનું તું નિમક ખાય છે તે બાદશાહત સાથે તું આવી રીતનું ગેરવ્યાજબી વર્તન રાખે એ તને ન શોભે. તું જાણે છે કે હું આ દરબારનો સરદાર છું. બિજાપુર બાદશાહના દરબારમાં રહું છું. આ બધી વાતોથી વાકેફ હોવા છતાં તું આ રાજ્યનો મુલક લૂટે, આ રાજ્યના કિલ્લાઓ કબજે કરે, રાજ્યનો મુલક જીતી લે અને એવાં એવાં બીજાં

એ શું તારા જેવાને ઘટે છે? તું મારો દીકરો છે અને તું જો આવાં તોફાન કરે તો બાદશાહ સલામત મારી કેવી દુર્દશા કરી નાખશે તેની તને કોઈ દિવસ કલ્પના સરખી આવે છે? તું હવે મોટો થયો છે. તારું છોકરવાદપણું તું મૂકી દે. તેં તારા ઉછાંછળા વર્તનથી બાદશાહને નારાજ કર્યા છે. તારી વર્તણૂકમાં તું તરતજ ફેરફાર કરજે. તારું આવું વર્તન અને તોફાનો ઝાઝા દિવસ ન ચાલે. તારે દીર્ઘદૃષ્ટિ વાપરીને વર્તન કરવું જોઈએ. ભવિષ્ય ઉપર નજર દોડાવી ભાવી સુધરે એવી રીતનું વર્તન, દીકરા! તારું હોય તો મને જરાયે અકંપો નહિ થાય. વિપરીત સંજોગો આવે તો કેવી રીતે વર્તવું એ હવે મારે તને શીખવવાનું ન હોય. તું જો નહિ સુધરે તો પરિણામ બહુ માઠું આવશે. બાદશાહ સલામતનો કોપ બહુ અસહ્ય થઈ પડશે. આપણી પાસે જે કંઈ છે તે બધું આપણે ખોવું પડશે. અનેક સંકટો અને અગવડો વેઠીને મેં જે કંઈ મેળવ્યું છે તે તારે માટે જ છે. તું તેને સુંદર રીતે સાચવી રાખ અને તેમાં અક્કલથી વધારો કર. મેં જે મેળવ્યું છે તે સાચવી રાખવાની જવાબદારી તારી છે. તું તારી ફરજ ન સમજે તો તારે બહુ બુરા દિવસો જોવા પડશે. તારા વર્તનથી તું મને ઘડપણમાં દુખી ન કરતો. તું એવી રીતનું વર્તન કર અને એવાં કામ કર કે જેથી મને ઘરડેઘડપણે સંતોષ અને આનંદ થાય. મેં જે મેળવ્યું છે તે સાચવી સુખેથી તેનો ઉપભોગ કરી તેમાં વધારો કરી મને આ ઉંમરમાં આનંદ આપવાને બદલે તું તોફાની બનીને મને હેરાન કરે એ તારી કયા પ્રકારની પિતૃસેવા? તારાં તોફાનનાં કડવાં ફળો મારે ચાખવાં પડે છે તે તું કેમ ભૂલે છે? બાદશાહ સલામતની આંખે તો તું ક્યારનોયે ચડી ગયો છે. એ તને મસળી નાખત પણ બાદશાહ સલામતને ચરણે મેં જે સેવા આજ સુધી અર્પણ કરી તે ધ્યાનમાં લઈ, તને જતો કર્યો છે. બાદશાહ સલામતની એવી ઇચ્છા છે કે તારે હવે બિજાપુર દરબારમાં રહેવું અને અમારી બધાંની પણ એવી ઇચ્છા છે કે તારે દરબારના સરદાર તરીકે અહીંજ રહેવું." આ પત્રની સાથે જ બાદશાહે પણ એક પત્ર શિવાજી મહારાજને લખ્યો, તેમાં જણાવ્યું કેઃ—
"તમારાં તોફાન અને અપરાધ માટે તમને ક્ષમા બક્ષવામાં આવશે અને તમે જે મુલક જીત્યો છે તે તમારી પાસે રહેવા દેવામાં આવશે. તમારી ઇચ્છા મુજબ નવા જીતેલા મુલકની વ્યવસ્થા થઈ શકશે, પણ આ બધું તમે રુબરુમાં બિજાપુર આવીને મળો ત્યારે જ બની શકે. માટે તમે વગર વિલંબે તાકીદે બિજાપુર આવવા નીકળશો. રુબરુ મળે ઘણી વાતોના ખુલાસા થઈ જશે અને દિલસફાઈ પણ થશે. માટે તાકીદ સમજી તુરત નીકળશો."

ઉપર પ્રમાણે બંને પત્રો શિવાજી મહારાજને મળ્યા. મહારાજની મુંઝવણનો પાર ન રહ્યો. પિતા ઉપર ભારે જુલમ બાદશાહે કરવા માંડ્યો છે, તેની ખબર પણ શિવાજી મહારાજને મળી. શિવાજીને ગમે તેમ કરી બિજાપુર લઈ જવો છે માટે સિંહાજી ઉપર ભારે સખ્તાઈ ગુજારવી શરુ કરી છે, એ વાત પણ મહારાજને કાને આવી ગઈ. સિંહાજીનો પત્ર આવ્યા પછી તો મહારાજની મુંઝવણ બહુ જ વધી. હવે શું કરવું એ વિચારમાં મહારાજ પડ્યા. "જો બિજાપુર નહિ જાઉં તો પિતા ઉપર અત્યાચાર થશે. જો બિજાપુર જઈશ તો વખતે પિતા ઉપરનો જુલમ ઓછો થશે, પણ હિંદુત્વના રક્ષણ માટે નવી સત્તા સ્થાપવાની વાત તો પછી સ્વપ્નવત જ થઈ પડશે. મારી સહીસલામતીનો સવાલ અને હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના વિચારને લીધે બહુ સતાવી રહ્યો છે. પિતાની સલામતી જોવી કે હિંદુત્વની સલામતી જોવી એ મુખ્ય પ્રશ્ન મારી સામે ઊભો થયો છે. પિતાનો ભોગ આપવો કે પિતાને બચાવવા માટે હિંદુત્વ રક્ષણ માટે સ્થાપવામાં આવનાર નવી સત્તા (જેની શુભ શરૂઆત થઈ ચૂકી છે) ની યોજનાનો ભોગ આપવો એ બહુ આકરો કોયડો થઈ પડ્યો છે. હું બિજાપુર જાઉં તો શું બનશે તેનો ચિ[illegible] મારી નજર સામે ખડો થાય છે. ત્યાં ગયા પછી મને એ નજરકેદી બનાવશે. હું એમ[illegible] ઇચ્છા મુજબ વર્તીશ તો તો ઠીક, નહિ તો મને કેદી બનાવતાં કેટલીવાર લાગશે? હું એમના કબજામાં, એટલે એમને રુચે તે કરી શકે. યવનોની નોકરી નહિ સ્વીકારવાની તો મારી પ્રતિજ્ઞા છે. યવનસેવાથી મળતું અનાજ મને હરામ છે. પ્રાણ જાય તો પણ યવનોનું દાસત્વ ન સ્વીકારવું એ મારી ભીષ્મ પ્રતિજ્ઞા

છે. દાસત્વ માટેની બાદશાહની માગણી હોય તો પણ તે હું નહિ સ્વીકારું. બાદશાહના કબજામાં જઈ તેની માગણીનો અસ્વીકાર કરવો એ યમરાજને આમંત્રણ કરવા જેવું જ છે. રાક્ષસના જડબામાં માથું મૂકી, રાક્ષસને લાતો મારવા કોઈ પ્રયત્ન કરે તો તેનું પરિણામ બીજું શું આવે? માથાનો ચૂરો અને માણસનો નાશ. મારી પણ એ જ દશા થવાની અને પિતાનો પણ એ નાશ કર્યા વગર રહેવાનો નહિ. આવું થાય તો હિંદુત્વરક્ષણનું હાથ ધરેલું કામ ખોળંબે પડે. હિંદુત્વરક્ષણનું કામ હવે ખોળંબે પડે તો તો બહુ જ માઠું પરિણામ આવે. એ પવિત્ર કામ ખોળંબે પડવાની કલ્પના પણ મને ભારે દુખ દઈ રહી છે. જો હું બિજાપુર ન જાઉં, અને બાદશાહની સાથેનું મારું બંડ ચાલુ રાખું તો મારા પૂજ્ય પિતાશ્રીનો એ જરુર છળ કરશે. પિતાની આ સ્થિતિ થાય તો મારી માતાને અસહ્ય દુખ થશે. મારાં કૃત્યોથી માતાના હૃદયમાં ઘા પડે તો મારું આખું જીવન ખારું થાય. હિંદુત્વની રક્ષાનો પ્રશ્ન સૌથી મોટો છે, અગત્યનો છે અને તેની ખાતર સર્વસ્વનો ત્યાગ કરવા તથા ભોગ આપવા હું તૈયાર છું. પરિસ્થિતિ આવી ઊભી થઈ છે માટે મારે આ બાબતમાં માતાની સલાહ અને સ્નેહીઓ તથા બીજાઓના અભિપ્રાય લેવા જોઈએ."

ઉપર પ્રમાણેના વિચારથી મહારાજે નાનામોટા અમલદારો તથા સ્નેહીસોબતીઓની સભા ભરી. માતા જીજાબાઈ પણ હાજર થયાં હતાં. શિવાજી મહારાજે સભામાં મળેલાંઓને પરિસ્થિતિથી પૂર્ણ વાકેફ કર્યા અને પોતાના પિતા સિંહાજી ઉપર બિજાપુરમાં કેવો સીતમ ગુજરી રહ્યો છે તે પણ જણાવ્યું. બિજાપુર બાદશાહ તથા સિંહાજીના પત્રો વાંચી સંભળાવ્યા અને આવી સ્થિતિમાં શું કરવું તે સંબંધી બધાંને પોતપોતાના વિચાર જણાવવા મહારાજે કહ્યું. બધાએ પોતપોતાના વિચારો જણાવ્યા.

સત્ય લાગે તે અભિપ્રાય પ્રકટ કરનારની મહારાજ હંમેશ કદર કરતા. પોતાનો પ્રમાણિક અભિપ્રાય આપતી વખતે કોઈ ગમે તેવું કડવું અને મહારાજને ન ગમે એવું કહે તો પણ મહારાજ કોઈને, પોતાને સાચું લાગે તે કહેવા માટે ઠપકો દેતા નહિ. એટલું જ નહિ, પણ એવા માણસ માટે પોતાનો અભિપ્રાય પણ ખરાબ થવા દેતા નહિ અને એવા માણસ માટે કોઈપણ જાતની ખરાબ લાગણી રાખતા નહિ. મહારાજના આ સદ્‌ગુણને લીધે નાના મોટા બધાઓ પોતાના દિલની વાત અને સાચો અભિપ્રાય મહારાજ આગળ રજૂ કરી શકતા અને તેમ થવાથી મહારાજ સાચી વાત અને ખરું વાતાવરણ સમજી શકતા. આ સભામાં પણ બધાએ પોતાના અભિપ્રાય જણાવ્યા. બધાના અભિપ્રાય શિવાજી મહારાજે અને માતા જીજાબાઈએ શાંતિથી સાંભળ્યા. પછી શિવાજી મહારાજે માતા જીજાબાઈને પોતાના વિચારો જણાવવા વિનંતિ કરી. જીજાબાઈએ જણાવ્યું કે "કસાયેલા, અનુભવી, નિમકહલાલ અને હિંદુત્વના રક્ષણ માટે નવી સત્તા સ્થાપવાના કામમાં પોતાના પ્રાણ પાથરવા તૈયાર એવા મહારથીઓએ અને મુત્સદ્દીઓએ પોતાના અભિપ્રાય આપી દીધા છે, એટલે મારે શું કહેવાનું હોય? બેટા શિવબા! વખત વિકટ છે, વિચારીને ચાલવાનું છે, પણ તેથી મુંઝવણમાં ન પડતો. મારે તો તને એટલું જ કહેવાનું છે કે તારા પિતાએ જે કાંઈ માલમિલ્કત મેળવી છે તેનો માલીક તું જ છે. એ બધું તારે માટે જ છે. માલમિલ્કતના ઝાઝા વિચાર ન કરતો. તું આ પગલું લઈશ તો તારા પિતા શું ધારશે એ ચિંતામાં તું ન પડતો. તું એવાં કૃત્યો કરજે કે જેથી કરીને ભાવી સુધરે અને ધારેલી મુરાદ બર આવે. ધારેલી યોજના ફળીભૂત થાય તે માટે તું તારાથી બનતું સઘળું કરજે. તું જે કંઈ કરે છે તે તારા વિચાર પ્રમાણે ભાવી સુધારવા માટે કરી રહ્યો છે અને તેમ કરવામાં ભવિષ્ય ઉપર નજર રાખીને જ વર્તે છે એ ખબર તારા પિતાને પડશે તો જરુર એમને સંતોષ થશે. તારા આવા વર્તનથી એમને જરાપણ માઠું લાગશે નહિ તેની તું ખાત્રી રાખજે. ભાવી સુધારવાની યોજના ન બગડે, હાથમાં લીધેલું કામ ખરાબ ન થાય, એ બાબતો ઉપર નજર રાખીને તું જે પગલાં ભરીશ તેથી કોઈને માઠું નહિ લાગે. બેટા! આવા પ્રસંગો તો કેટલાયે આવશે. આ તો પાશેરામાં પહેલી પૂણી છે. આવા પ્રસંગો આવે ત્યારે તું જરાયે મૂંઝાતો નહિ. ચારે તરફનો બધી દૃષ્ટિથી સારાસારનો પૂરેપૂરો વિચાર કર્યા પછી આંકેલો કાર્યક્રમ અને

સ્વીકારેલો માર્ગ, સંકટ અને સંજોગોના ગુલામ બની કદી પણ ફેરવતો નહિ. જનહિતનું અને લોક-કલ્યાણનું કામ શુદ્ધબુદ્ધિથી કરતી વખતે પોતાની ફરજ બજાવતાં તારાં અમુક કૃત્યથી ફલાણાને માઠું લાગશે અથવા ફલાણો રીસાશે, ફલાણો આમ ધારીને ચિડાશે અથવા ફલાણો તેમ સમજીને ગુસ્સે થશે એવા વિચારો કદી મનમાં આવવા દેતો નહિ અને કદાચિત એવા વિચારો આવી જાય તો તેવા વિચારોને ઝાઝું મહત્વ આપતો નહિ. તારાં અમુક કૃત્યથી તારા પિતાને માઠું લાગશે એ વિચારથી આરંભેલું મહાન કાર્ય તું ખોળંબે પડવા દેતો નહિ. તારે તો ધારેલી મુરાદ બર આણવા માટે ઘણાને માઠું લગાડવું પડશે. જે નેમ ધારી છે તે તરફ નજર રાખ. શુદ્ધબુદ્ધિથી, ઉત્તમ હેતુથી, સાફ દાનતથી કામ કરતા હોઈએ અને આવી સ્થિતિ હોવા છતાં, આવા અડચણ ભરેલા પ્રસંગો આવે ત્યારે હૈયા ઉપર હાથ મૂકીને તારા અંતઃકરણને તું પૂછજે. તારા અંતરના અવાજને માન આપજે. હિંદુત્વના રક્ષણનો પ્રશ્ન હોય અને જામેલી મહાન સત્તા સામે બાથ ભીડેલી હોય તે વખતે વ્યક્તિઓના અસંતોષ અને રીસ તરફ બેદરકાર રહેવું જ જોઈએ. બેટા! કોઈ પણ રીતે મુંઝાયા વગર શ્રી ભગવાન ઉપર ભરોસો રાખીને તું આગળ ધપ. ઈશ્વર સદ્બુદ્ધિ આપશે, પ્રભુ માર્ગ સરળ કરશે અને વિભુ સૌ સારાં વાનાં કરશે ."

માતા જીજાબાઈના શબ્દો સાંભળીને સર્વેના મુખ ઉપરની ગ્લાનિ ચાલી ગઈ, મુંઝવણ પણ જતી રહી. સર્વે ઉમંગ અને ઉત્સાહમાં દેખાવા લાગ્યા. એક ભારે કોયડાનો ઉકેલ જીજાબાઈએ કરી નાખ્યો એવું બધાને લાગ્યું. માતા જીજાબાઈની શિખામણ સર્વેએ શિરે ચડાવી. માતાની શિખામણ અને સર્વેની સલાહ સાંભળી, તેના ઉપર વિચાર દોડાવી, શિવાજી મહારાજે આવેલા પત્રોનો જવાબ આપવાનો વિચાર કર્યો. પણ જવાબ આપતાં પહેલાં મહારાજ પોતાની ધર્મપત્ની સૌભાગ્યવતી સઈબાઈ પાસે ગયા અને તેને સર્વે વાતોથી વાકેફ કરી. બાદશાહ તથા પોતાના પિતાએ લખેલા પત્રો સંબંધી પણ વાત કરી. આવા સંજોગોમાં શું કરવું તે સંબંધી રાણી સઈબાઈનો અભિપ્રાય મહારાજે માગ્યો. રાણી સઈબાઈએ મહારાજને કહ્યું:—"અમો સ્ત્રીઓ રાજદ્વારી બાબતોમાં શું સમજીએ? આવાં કોકડાનાં ઉકેલ કરવાનાં કામ તો મુત્સદ્દીઓ કે રાજદ્વારી પુરુષોનાં છે. હિંદુ સ્ત્રીઓ તો સ્વામીની સેવા કરવાનું સમજે. અમારા વળી અભિપ્રાય શા! હું રાજકાજમાં કુશળ નથી, પણ મહારાજે જ્યારે વીગતવાર વાતો જણાવી દાસીની સલાહ માગી ત્યારે મહારાજને ચરણે એક જ વાત મારી અલ્પમતિ પ્રમાણે હું રજૂ કરું છું કે હિંદુત્વના રક્ષણ માટે, પ્રજાની પીડા દૂર કરવા માટે, જો નવું સ્વરાજ્ય સ્થાપવા મહારાજ ઈચ્છા રાખતા હોય અને તે માટે જ મહારાજના આ બધા પ્રયાસો હોય તો મને તો લાગે છે કે મહારાજ જ્યારે સગાંસંબંધી, માબાપ, બાળબચ્ચાં, ભાઈભાંડુ વગેરેનો મોહ ત્યાગશે અને નક્કી કરેલી યોજના ફળીભૂત કરવા માટે આ સર્વનો ભોગ આપવા તૈયાર થશે ત્યારે જ મહારાજ નવું રાજ્ય સ્થાપી શકશે. સગાંઓના મોહમાં લપટાયલા રહેનારાઓથી મહાભારત કામો જવલ્લે જ થાય છે. ધન-ત્યાગ ધનવાનો કરી શકે છે, પણ પ્રેમીજનોનો ત્યાગ બહુ કઠણ હોય છે. પોતાના માનીતાઓ માટેનો મોહ કાઢી નાખવો એ બહુ કઠણ છે. એ કઠણ હોય કે અતિ કઠણ હોય પણ રાજ્ય સ્થાપવા ઈચ્છનાર પુરુષને તો એ કર્યે જ છૂટકો છે." મહારાજના અંતઃકરણ ઉપર રાણી સઈબાઈની વાતોએ ઘણી ઊંડી અસર કરી. એ વાતોમાંથી મહારાજ ઘણું મેળવી શક્યા.

બાદશાહના પત્રના જવાબમાં મહારાજે જણાવ્યું કે:—"આપ મને રુબરુ મળવા માટે લખો છો તે જાણ્યું. મારા પિતાએ પણ મને ત્યાં આવવા આજ્ઞા કરી છે. પિતાની આજ્ઞાનુસાર શુભ દિવસ જોઈને ત્યાં આવવા નીકળીશ." પિતાના પત્રના જવાબમાં શિવાજી મહારાજે નીચેની મતલબનો પત્ર લખ્યો:—"આપનો કૃપા પત્ર મળ્યો. વાંચી બહુ જ ખેદ થયો છે. મને ત્યાં આવી રુબરુ મળવા માટે આપે પત્રમાં આજ્ઞા કરી છે, તેના જવાબમાં જણાવવાનું કે આપનો હુકમ માથે ચડાવીને શુભ દિવસ નક્કી કરી આપની સેવામાં હાજર થવા માટે અત્રેથી નીકળીશ. પુત્ર તરીકે આપની સેવા કરવા હું

બંધાયો છું. બાપ બેટાના સંબંધ હોવા છતાં પણ તકદીર તો બન્નેનાં જુદાં જ હોય છે. દરેકને પોત પોતાનાં કર્મનાં ફળ ભોગવવાનાં હોય છે. હું મારા કર્મનાં ફળ ભોગવું અને બીજાઓ બીજાના કર્મનાં ફળ ભોગવે. છઠ્ઠીના લેખ કોઈના મિથ્યા થવાના નથી. વિધાતાએ લખીને નક્કી કર્યું હશે તેમાં કોઈથી પાંચમની છઠ થવાની નથી. જન્મદાતા માતપિતા તરફ મારે મારી ફરજ બજાવવાની છે. જે પવિત્ર ધર્મમાં પ્રભુએ મને જન્મ આપ્યો છે તે પ્રત્યે પણ મારે મારી ફરજ બજાવવાની છે અને એ ઋણ હું કદીપણ નહિ ભૂલું. યવનોએ હિંદુ ધર્મનું સત્યાનાશ કરવા માંડ્યું છે. ધોળે દિવસે હિંદુ સ્ત્રીઓની ઈજ્જતો લૂંટાઈ રહી છે, ઠેર ઠેર સત્તાના જોર ઉપર યવનો હિંદુ મંદિરો તોડી રહ્યા છે, મૂર્તિઓ ફોડી રહ્યા છે, એ હું સહન નથી કરી શકતો. એ ત્રાસ, જુલમ અને અત્યાચારમાંથી હિંદુઓને છોડાવવાની મારી ફરજ છે, એ મારો આજે ધર્મ થઈ પડ્યો છે. સર્વસ્વને ભોગે પણ મારે મારો ધર્મ બજાવવો જોઈએ એમ હું માનું છું. દેવીભવાની મારી માર્ગદર્શક છે. આપને પેટે અવતર્યો છું, એટલે આપે લખ્યા મુજબ એક વખત આપને આવીને મળી જઈશ. યવનોનું દાસત્વ હું સ્વીકારવા ઇચ્છતો નથી. યવનોની ગુલામી કરવી તેના કરતાં મરણને શરણ થવું વધારે સારું છે.

### ૪. મુગલો સાથે મેળ.

શિવાજી મહારાજે લખેલા પત્રો બિજાપુરના બાદશાહને તથા સિંહાજીને મળ્યા. શિવાજી મહારાજે સિંહાજી ઉપર જે પત્ર મોકલ્યો હતો તેમાં જુદી જુદી બીનાના જુદા જુદા કાગળો હતા, એટલે સિંહાજી બાદશાહને બતાવવા જેવા જ કાગળો બતાવી શકે. બાદશાહ ઉપરનો પત્ર બાદશાહે તથા અમીર ઉમરાવોએ વાંચ્યો અને બધા નારાજ થયા. સિંહાજી ઉપરનો પત્ર બાદશાહે મંગાવ્યો ત્યારે સિંહાજીએ મોકલવા જેવા કાગળો હતા તે મોકલ્યા. એ પત્રો વાંચી જોયા પણ તેથી કોઈને કોઈ પ્રકારનો સંતોષ ન થયો. બાદશાહ ઉપર લખેલા પત્રમાં સાધારણ સરદાર પોતાના બાદશાહને પત્ર લખે તેમાં જે વિનય, વિવેક અને નમ્રતા લખનારે બતાવવી જોઈએ તેનો અભાવ હતો. આ પત્ર તો બાદશાહને કોઈ બરોબરિયાએ લખ્યો હોય એવી રીતનો હતો, એટલે બાદશાહ અને અમીર ઉમરાવો બધાએ ગુસ્સે થયા. પત્ર જોઈ બધાનો પિત્તો ઉછળ્યો હતો, પણ મહારાજે પત્રમાં બિજાપુર આવવાનું લખ્યું હતું એટલે અમીર ઉમરાવોએ મહા મુસીબતે પિત્તો દાબ્યો હતો. શિવાજી મહારાજના પત્રથી બાદશાહને અપમાન લાગ્યું, પણ બાદશાહ તથા અમીર ઉમરાવો શિવાજી મહારાજની વાટ જોઈને બેઠા હતા. બધાને લાગ્યું કે શિવાજી બિજાપુર આવશે ત્યારે આગલું પાછલું બધું વેર પૂરેપુરું વસૂલ કરી લઈશું. બાદશાહે આ પત્ર મળ્યા પછી સિંહાજીને ગોખલામાંથી કાઢી બિજાપુરમા નજરકેદ રાખ્યો. સિંહાજીને બિજાપુરમાં નજરકેદમાં રાખીને આપણે શિવાજી મહારાજ તરફ વળીશું.

શિવાજી મહારાજે બન્ને પત્રના જવાબ વાળ્યા, પણ તેથી કંઈ ચિંતા મટે એમ ન હતું. પિતાના છુટકારા સિવાય શિવાજી મહારાજ જેવા પિતૃભક્ત પુત્રને જંપ શી રીતે વળે? રાજ્યગાદી માટે પિતાને બંધનમાં નાખનાર અને ભાઈઓનાં કરપીણ રીતે ખૂન કરનાર માણસો જેવા શિવાજી મહારાજ ન હતા. એ તો માતાપિતાને દેવ માની તેમને માન આપતા. શિવાજી મહારાજને પિતા પ્રાણ કરતાં વધારે પ્યારા હતા. પિતાને માટે પોતાના પ્રાણ આપવા એ તૈયાર હતા, પણ સૌથી પ્યારો તો એમને હિંદુ ધર્મ હતો. હિંદુ ધર્મ માટે તો એ પ્યાસમાં પ્યારી ચીજોનો પણ ભોગ આપવા તૈયાર હતા. આ વખતે તો એક તરફ કૂવો અને બીજી તરફ વાવ, એવી સ્થિતિમાં મહારાજ આવી પડ્યા. એમને કંઈ સુઝે નહિ. ગાય બચે અને રત્ન નીકળે એવો રસ્તો મહારાજ ખોળી રહ્યા હતા. માતા જીજાબાઈ અને રાણી સઈબાઈ તથા અનેક મુત્સદ્દીઓનો તો એ જ અભિપ્રાય હતો કે મહારાજે બિજાપુર દરબારમાં તો ન જ જવું કારણ કે ત્યાં જવાથી કોઈપણ કાર્ય સધાતું નહતું. મહારાજના બિજાપુર જવામાં ભારે નુકસાન હતું. મહારાજની જિંદગીને બિજાપુરમાં તો ભારે જોખમ ગણાય અને તેમ થાય તો હિંદુત્વ રક્ષણ માટે નવી

સત્તા સ્થાપવાનું શરુ કરેલું કામ રફેતફે થવાનો પૂરેપુરો સંભવ હતો. શિવાજી મહારાજ તરફથી તદ્દન નિરાશાભરેલો જવાબ જાય અને બિજાપુર જવાની પત્રમાં ના પાડવામાં આવે તો ક્રોધમાં બિજાપુર બાદશાહ સિંહાજીની જિંદગીને નુકસાન કરી બેસશે એ કલ્પનાથી મહારાજે આશા આપનારો જવાબ આપ્યો હતો. પિતાના જીવને ધક્કો ન લાગે અને એમના ઉપર ગુજરતા જુલમ અને અત્યાચાર અટકે તેથી પત્રમાં શિવાજી મહારાજે બિજાપુર જવાની આશા આપી હતી. બિજાપુર બાદશાહ, શિવાજી મહારાજ બિજાપુર આવવાના છે એ આશાએ સિંહાજીને રાહત આપે અને કોઈપણ પ્રકારનો જુલમ એમના ઉપર ન ગુજારે, તેથી મહારાજે બિજાપુર જવાની પત્રમાં 'હા' લખી હતી. કોઈપણ તરકીબથી પિતાનો છુટકારો તાકીદે કરાવવાનો રસ્તો મહારાજ ખોળી રહ્યા હતા. મહારાજે ચારે તરફ નજર દોડાવી પણ કાંઈ રસ્તો સુઝયો નહિ. ચારે તરફથી સંકટો ચડી આવે તો પણ મહારાજ કદી નિરાશ થતા નહિ. મહારાજ પૂરેપુરા આશાવાદી હતા એટલે નાસીપાસ અને નાહિંમત થયા વગર યુક્તિ શોધી કાઢવાનું ચાલુ રાખ્યું. આખરે આવી પડેલા સંકટમાંથી નીકળવાનો માર્ગ જડી આવ્યો અને મહારાજે તે પૂર્ણ વિચાર કરી સ્વીકાર્યો.

હમણાં સુધી મહારાજે જે જે કર્યું, તેથી બિજાપુરના બાદશાહને અને જંજીરાના સીદીને માઠું લાગે એમ હતું. મહારાજે આજ સુધી એકપણ કૃત્ય એવું નહોતું કર્યું કે જેથી મુગલ બાદશાહ કે દક્ષિણનો તેમનો સુબેદાર ગરમ થાય અથવા મહારાજથી નારાજ થાય. મહારાજે પૂરેપુરો વિચાર કરીને જ મુગલોને છંછેડ્યા ન હતા. જો એમણે બીજાઓની સાથે મુગલ સત્તાને પણ છંછેડી હોત તો એમનું એ કૃત્ય મુત્સદ્દીપણાની ખામી જ કહેવાત. જબરા સાથે જંગ માંડવો હોય ત્યારે બધા સાથે શિંગડાં ન માંડવાં અને જેની સાથે જંગ માંડ્યો હોય, તેના વિરોધીને પોતાનો જ કરી રાખવો અને તે બને એમ ન હોય તો તેને દુશ્મન તો ન જ બનાવવો. મહારાજને તો મુસલમાની સત્તા તોડવી હતી. એમને તો શું બિજાપુર કે શું મુગલ, જે સત્તા હિંદુત્વનો છલ કરી રહી હોય તે સત્તાનો નાશ કરવો હતો. હિંદુઓને દુખ દેનારા બધા એમના તો દુશ્મન હતા. એમને મુગલો વહાલા ન હતા. બિજાપુર સત્તા માટે મહારાજની આંખોમાંથી અંગારા ઝરતા હતા. ત્યારે મુગલો માટે કંઈ મહારાજના અંતઃકરણમાંથી પ્રેમના ફુવારા ફૂટતા ન હતા. મુગલો માટે એમના મનમાં જરાયે માન નહતું. પણ મહારાજમાં હિંદુત્વનો ગાંડો જુસ્સો ન હતો. એમને તો કળે કળે કામ કાઢવું હતું. જડ ઘાલી બેઠેલી સત્તાને યુક્તિથી ઉખેડવી હતી. એમણે જ્યારે પોતાની હીલચાલ શરૂ કરી ત્યારે જ પૂરેપુરી દીર્ઘદૃષ્ટિ વાપરી હતી. મુગલો બિજાપુરને ગળી જવા તલપી રહ્યા હતા એ વાત મહારાજ જાણતા હતા. બિજાપુરની જામેલી સત્તા સામે મહારાજે માથું ઉઠાવ્યું ત્યારે જ એમણે જાણ્યું હતું કે એ સત્તા છંછેડાશે અને ભારે સંકટો વેઠવાં પડશે. એવે વખતે સંકટમાંથી છૂટવા માટે એકાદ બારી રાખી મૂકવી એ બહુ ડહાપણભરેલું છે એવો પૂરો વિચાર કરી મુગલોને મહારાજે જરાપણ નારાજ કર્યા ન હતા. મુગલ અમલદારો બિજાપુરનો નાશ જોવા આતુર હતા એટલે શિવાજી મહારાજનાં કૃત્યોથી મુગલ અધિકારીઓ અંદરખાનેથી ખુશી હતા. મહારાજે દીર્ઘદૃષ્ટિ વાપરીને જ મુગલોને કોઈપણ રીતે છંછેડ્યા ન હતા. આ સંકટ વખતે પોતે વાપરેલા ડહાપણનો ઉપયોગ કરી પિતાને છોડાવવાનો મહારાજે વિચાર કર્યો અને મુગલપતિ શાહજહાનના દક્ષિણના સુબેદાર મુરાદબક્ષ ઉપર, (બિજાપુર બાદશાહે સિંહાજી ઉપર જે સંકટ નાખ્યું હતું) તેમાંથી તેમને છોડાવવા માટે અને પાછલું ભૂલી જઈ આ વખતે મદદ કરવા માટે બહુ વિનય અને નમ્રતાભર્યો પત્ર લખ્યો અને તે સ્વ. દાદાજી કોનડદેવની તાલીમમાં તૈયાર થયેલા કારકુન મુત્સદ્દી શ્રી. રઘુનાથપંત કોરડે સાથે મોકલાવ્યો.

મહારાજ આ દાવ બહુ આબાદ ખેલી ગયા. એમના મુત્સદ્દીપણાની અને કુનેહની આ વખતે પરીક્ષા થઈ ગઈ. મુરાદબક્ષ તથા મુગલ અમલદારોએ સિંહાજી અને શિવાજીના શૌર્યની વાતો સાંભળી હતી અને ઘણાએ સિંહાજીની તલવારનો સ્વાદ ચાખ્યો હતો અને અનુભવ પણ મેળવ્યો હતો.

શિવાજી મહારાજના પત્રથી મુરાદબક્ષ લલચાયો અને એને લાગ્યું કે જ્યારે તક મળી છે અને શિવાજી જેવો સરદાર માગણી કરે છે ત્યારે, સિંહાજી જેવા શૂરવીર સેનાપતિને અપનાવવામાં જરાયે વિલંબ ન કરવો. આ વખતે જો આનાકાની કરીને અથવા વિલંબ કરીને તક ખોઈશું અથવા ભૂલ કરીશું તો મુત્સદ્દીપણાની ખામી ગણાશે, એમ સમજી મુરાદબક્ષે શિવાજી મહારાજનો પત્ર સારી ભલામણ સાથે મંજુરી માટે બાદશાહ તરફ તાકીદે દિલ્હી મોકલ્યો. શાહજહાન બાદશાહને પણ લાગ્યું કે આ તક જવા દેવી નહિ તેથી "સિંહાજી રાજા ભોંસલેને કોઈપણ પ્રકારની શિક્ષા કર્યા વગર છોડી દેવો." એવો ખરીતો દિલ્હીપતિએ બિજાપુરના બાદશાહ તરફ મોકલ્યો, એ ખરીતાને આધારે બિજાપુર બાદશાહે સિંહાજીને જામીન ઉપર છૂટા કર્યા. સિંહાજીને જામીન ઉપર છૂટા કર્યા, પણ બિજાપુર શહેરની બહાર જવાની એમને સખત મનાઈ કરવામાં આવી હતી. સિંહાજી રાજાના છુટકારાના સંબંધમાં તથા મોગલ બાદશાહની મહેરબાની બતાવતા બે પત્રો સુબેદાર મુરાદબક્ષ તરફથી સિંહાજીને તથા શિવાજી મહારાજને મળ્યા હતા. ( જુઓ-કિંકેડ પારસનીસ કૃત 'હીસ્ટરી ઓફ ધી મરાઠા પીપલ' પાનું ૧૪૯. )

## ૫. શિવાજીને પકડવા બાજી શ્યામરાજ.

શિવાજી મહારાજની ચડતી એ બિજાપુર બાદશાહના હૃદયને બહુ દુખ દેનારી થઈ પડી હતી. શિવાજી મહારાજના ઉત્કર્ષની બાતમીઓ બાદશાહના અંતઃકરણને વીંછીના ડંખની વેદના આપી રહી હતી. શિવાજી મહારાજને હરપ્રયત્ને દાબી દેવાની બાદશાહમાં ઊભી થયેલી ઊર્મિ લેશ માત્ર નરમ પડી ન હતી. બાદશાહ સલામતને મહારાજ ઉપર એટલો બધો ગુસ્સો આવી ગયો હતો કે એમનો નાશ શી રીતે કરવો એ વિચારમાં એ નિમગ્ન થઈ ગયા હતા. પોતાના દરબારના સરદારનું છોકરું બાદશાહી સત્તા સામે માથું ઊંચું કરી બંડ પોકારે, બાદશાહની જામેલી સત્તાની જરા પણ પરવા ન કરતાં બાદશાહી ખજાનો રસ્તામાં લૂંટે, બાદશાહના પ્રતિનિધિઓને હાંકી કાઢી, બાદશાહી કિલ્લાઓનો કબજો લઈ લે, મનગમતા મુલકો પોતાની જાગીરમાં જોડી દે અને બાદશાહની હકુમત નીચેનાં શહેરો લૂંટે, આ બધા અપરાધો નજર સામે હોવા છતાં, એને સમજાવીને મનાવવાનો પ્રયત્નો થાય છતાં માને નહિ અને મગજમાં રાઈ રાખે એ બાદશાહ સહન શી રીતે કરી શકે ? શિવાજી ઉપર દબાણ ચલાવવા માટે જ સિંહાજીની ગિરફતારી કરી હતી. આમ બાદશાહના હૈયામાં શિવાજી માટે જબરી હોળી સળગી રહી હતી, એટલામાં આદિલશાહી લશ્કરને શિવાજીના લશ્કરે શિરવળ તથા પુરંદરની લડાઈમાં હરાવ્યું તથા બાદશાહના વફાદાર સરદાર બાળાજી હૈબતરાવ તથા સરદાર મુસેખાનને સમરાંગણમાં કતલ કર્યાના સમાચારથી બળતી હોળીમાં તેલ હોમ્યા જેવું થયું. બાદશાહ અને મહારાજનો સંબંધ પણ બહુ કઢંગો થઈ ગયો હતો. એક બીજાને છેડ્યા સિવાય થોડા વખત સુધી તો બંને મૂગા બેઠા પણ બાદશાહથી ઝાઝા દિવસ સુધી એ સ્થિતિમાં રહેવાયું નહિ. શિવાજી મહારાજને ગમે તે રસ્તે પરહેજ કરી લાવવા માટે બાદશાહે બહુ છૂપી તજવીજો કરવા માંડી. શિવાજી મહારાજની બધી હિલચાલોની પૂરેપુરી બાતમીઓ મેળવવા માટે મહમદ આદિલશાહે મહારાજની પાછળ પોતાના બહુ હોશિયાર હેર મૂક્યા હતા અને બની શકે તેટલી ઝીણામાં ઝીણી બાતમી બાદશાહના હેર બિજાપુર મોકલતા. હેરની ખબરો ઉપરથી બાદશાહે જાણ્યું હતું કે શિવાજી રત્નાગિરિ જિલ્લાના મહાડ ગામમાં વારંવાર આવે છે અને અવાર નવાર ત્યાં વાસો પણ કરે છે. મહમદ આદિલશાહને હવે લાગ્યું કે શિવાજીને જીવતો પકડી શકાય તો જીવતો પકડવો અને એમ ન બને તો તેનો નાશ કરવો. શિવાજીને લાંબો વખત હવે છૂટા રહેવા દેવામાં બિજાપુર બાદશાહતને ભારે જોખમ હતું, એવી બાદશાહની ખાત્રી થઈ ગઈ હતી. વાત આટલે સુધી વધી ગઈ એટલે ગમે તે જોખમે પણ શિવાજીનો ફેંસલો કરી નાખવાનો બાદશાહે નિર્ધાર કર્યો બિજાપુર સરકારના નિમકહલાલ સરદારોએ પોતાના માલીકની આ ઈચ્છા જાણી. માલીકને રાજી કરવા માટે

દારો તો એકપગે તૈયાર હોય પણ બધા સરદારો જાણતા હતા કે શિવાજીને પકડવો એ કંઈ છોકરાંના ખેલ નથી. શિવાજીનાં બળ અને ચાતુર્યથી બિજાપુરના સરદારો વાકેફ હતા એટલે ભર અરણ્યમાં વાઘની બોડમાં જતાં બધાએ વિચાર કરવા માંડ્યો. આખરે બાજી શ્યામરાજ નામના મરાઠા સરદારને આ કામ સોંપવામાં આવ્યું. મહાડ ઉપર ચડાઈ કરી શિવાજીને જીવતો પકડી લાવવાનું બીડું બાજી શ્યામરાજે ઝડપ્યું. બની શકે ત્યાં સુધી શિવાજી મહારાજને જીવતા પકડવાની બાદશાહે બાજી શ્યામરાજને ખાસ સૂચના કરી. બાજી શ્યામરાજે બહુ ભારે જવાબદારી અને જબરું જોખમ માથે લીધું હતું. માથે લીધેલી જવાબદારી સંબંધી બાજી શ્યામરાજે વિચાર કર્યો અને વ્યૂહરચના કરવા માંડી. વિચાર કરતાં બાજી શ્યામરાજને માલુમ પડી આવ્યું કે જાવળીના ચંદ્રરાવ મોરેની મદદ આ કામમાં ન હોય તો માથે લીધેલા કામમાંનું કંઈ પણ બને એમ નથી. આખરે જાવળીના ચંદ્રરાવ મોરેની સાથે આ બાબતમાં બાજી શ્યામરાજે મસલત ચલાવી. બાદશાહ શિવાજી માટે બહુ ચિંતાતુર છે અને એની મરજી ગમે તે ભોગે પણ શિવાજીનો ફેંસલો કરવાની છે એ વાત ચંદ્રરાવ મોરેએ જાણી હતી એટલે તેઓ બાજી શ્યામરાજને મદદ કરવા માટે તૈયાર થયા. બાજી શ્યામરાજ જ્યારે શિવાજી મહારાજ ઉપર ચડાઈ કરે ત્યારે, વખત આવી પડે અને જરૂર જણાય ત્યારે, પોતાના મુલકમાં તેમને છુપાઈ રહેવાની વ્યવસ્થા કરી આપવાનું કામ મોરેએ માથે લીધું.

મોરેની સાથે જાવળીનું નક્કી કર્યા પછી બાજી શ્યામરાજ ૧૦૦૦૦ માણસોનું લશ્કર લઈને શિવાજીને પકડવા માટે અને તેમ ન થાય તો શિવાજીનો ફેંસલો કરવા માટે બિજાપુરથી નીકળ્યો. બાજી શ્યામરાજ ચડાઈ કરવા માટે નીકળી ચૂક્યો છે તેની ખબર શિવાજી મહારાજને મળી ગઈ હતી. શિવાજી મહારાજ ઉપર ઓચિંતો છાપો મારવાની રચના બાજી શ્યામરાજે ગોઠવી હતી. શિવાજી મહારાજની હિલચાલ ઉપર બિજાપુરના હેર ઝીણી નજરથી દેખરેખ રાખતા હતા તેવી જ રીતે બલ્કે તેથી પણ વધારે હોશિયારી અને ચાલાકીથી બિજાપુર લશ્કરની હિલચાલ ઉપર શિવાજી મહારાજના હેર નજર રાખી રહ્યા હતા. વાઈ અને જાવળીને રસ્તે થઈ બાજી શ્યામરાજ શિવાજીને પકડવા મહાડ આવે છે એની ખબર છૂપી રીતે મહારાજને મળી ગઈ હતી. બાજી શ્યામરાજની વ્યૂહરચના પણ મહારાજે જાણી. મહારાજે જાણ્યું કે બાજી શ્યામરાજ તેમને પકડવા માટે મહાડ આવે છે અને મહાડમાં આવી એકદમ ઓચિંતો છાપો મારવાની તૈયારી રાખી છે. વિરોધીનો વ્યૂહ જાણી લઈને મહારાજે પોતાની ગોઠવણ કરી દીધી. શિવાજી મહારાજે પોતાના લશ્કરને ઘટતી સૂચનાઓ આપી દીધી. શિવાજી મહારાજ પોતે ચઉલ ગામે રહ્યા. બાજી શ્યામરાજ લશ્કર સહિત શિવાજી મહારાજને પકડવા મહાડ નજદીક આવી પહોંચ્યો છે, એવી ખબર મહારાજના લશ્કરને મળી એટલે લશ્કરની ટુકડીઓ સજ્જ થઈ ગઈ અને મહારાજે આપેલી સૂચના મુજબ લશ્કરની એક ટુકડીએ સામા લશ્કર સાથે યુદ્ધ આરંભ્યું. બન્ને લશ્કરની ઝપાઝપી ચાલતી હતી એટલામાં એક તરફથી શિવાજી મહારાજે અને બીજી તરફથી નેતાજી માલકરે લશ્કર સાથે આવીને બાજી શ્યામરાજના લશ્કરને ઘેરી લીધું. બાજી શ્યામરાજના લશ્કર ઉપર ચારે બાજુએથી મારો ચાલ્યો. શિવાજીના લશ્કરે આદિલશાહી લશ્કરની ભારે કતલ કરી. આખરે બાજી શ્યામરાજ ભારે નુકસાન વેઠીને પાછો હઠ્યો. બાજી શ્યામરાજ જે રસ્તે લશ્કર લઈને આવ્યો હતો તે જ રસ્તે તેને મહારાજે મારીને પાછો કાઢ્યો. મહાડની લડાઈમાં બાજી શ્યામરાજની હાર થઈ ( ઈ. સ. ૧૬૫૨ ).

## ૬. સિંહાજીની પૂર્ણમુક્તિ. ✓

દિલ્હી સરકારના દબાણથી બિજાપુર બાદશાહને સિંહાજીને છૂટા કરવા પડ્યા, પણ બાદશાહ સિંહાજીને પૂર્ણ સ્વતંત્ર કરી શકે એમ ન હતું. આદિલશાહી સરકાર ભારે મુંઝવણમાં પડી કારણ કે સિંહાજીની જિંદગીને કોઈપણ પ્રકારનું નુકસાન્ થાય તો તેનો દીકરો શિવાજી બાપનું ખૂન મૂગે મોઢે સહન કરે

એવો નહતો એની બિજાપુર દરબારને ખાત્રી હતી. સિંહાજીનો વાળ વાંકો થતાની સાથે જ શિવાજી મુગલો સાથે સલાહ કરીને બિજાપુર બાદશાહતને ડોલાવી દેવામાં જરાયે વિલંબ કરે એવો નથી એ પણ બાદશાહ જાણતો હતો એટલે સિંહાજીને છોડે જ છૂટકો હતો. દિલ્હીના બાદશાહનો ખરીતો આવ્યો એટલે સિંહાજી જામીન ઉપર છૂટો થયો અને સંપૂર્ણ રીતે મુક્ત કરવા માટે સિંહાજીએ પોતે બાદશાહને વિનંતિ કરી. સિંહાજી તરફથી ઘણા સરદારોએ અને વગવસીલાવાળાઓએ બાદશાહને સમજાવવાના પ્રયત્નો કર્યા, પણ એ બધાએ પ્રયત્નો ફોગટ નીવડ્યા. બીજું જીંજી જીત્યા પહેલાં સિંહાજીને જરાપણ છૂટ આપવામાં આવી ન હતી પણ જીંજી જીત્યા પછી જ્યારે બાદશાહની ખાત્રી થઈ કે બાદશાહની પૂર્ણ સત્તા એ ગાળામાં જામી ગઈ છે અને સિંહાજીને છૂટછાટ આપવામાં આવે તો ત્યાં કોઈ જાતનું ડખલ એ કરી શકે એમ નથી, ત્યારે જ સિંહાજીને કેટલીક છૂટ આપવામાં આવી. સિંહાજી બિજાપુરમાં જામીન ઉપર છૂટો હતો તે વખતે કર્ણાટકમાં અવ્યવસ્થા અને અંધેરનું સામ્રાજ્ય ચાલી રહ્યું હતું. ચારે તરફ અસંતોષ ફેલાયો હતો. સરદારોએ ઠેર ઠેર માથાં ઊંચાં કરવા માંડ્યાં. બાદશાહી સત્તા ઘટવા માંડી. બાદશાહનાં ફરમાનો અને હુકમો કર્ણાટકમાં કોઈ માનતું નહિ. એવી સ્થિતિ થઈ ત્યારે તોફાની સરદારોને સીધા કરવા તથા બંડ સમાવવા તથા બાદશાહની ડોલી ગએલી સત્તા ફરી પાછી મજબુત કરવા કોઈ કસાએલા અને વજનદાર સરદારને કર્ણાટકમાં મોકલવાનો બાદશાહે વિચાર કર્યો. કર્ણાટકની બધી પરિસ્થિતિને સમજીને ત્યાં વ્યવસ્થા સ્થાપવાની શક્તિ તો સિંહાજીમાં જ હતી, એમ બાદશાહને લાગ્યું અને બાદશાહે સિંહાજીને છૂટો કરી, કર્ણાટકમાં બાદશાહી સત્તા મજબૂત કરવા માટે મોકલવાનો નિશ્ચય કર્યો. સિંહાજી બહુ ટેકીલો અને જાગૃત આત્મમાનવાળો હતો એ બાદશાહ જાણતો હતો એટલે એની દુભાયેલી લાગણી શી રીતે સંતોષવી એ વિચારમાં બાદશાહ પડ્યો. સિંહાજી કેટલો પરાક્રમી અને વજનદાર સરદાર હતો અને બિજાપુર બાદશાહતમાં તેનું સ્થાન ક્યાં હતું તે આ બનાવ ઉપરથી વાંચકો કલ્પી શકશે. બાદશાહે બિજાપુરમાં એક મોટો દરબાર ભર્યો. સિંહાજીને બહુ માનપૂર્વક દરબારમાં બોલાવવામાં આવ્યો, બાદશાહે દરબારમાં સિંહાજીની વફાદારીનાં અને પરાક્રમનાં ભારે વખાણ કર્યાં. સિંહાજીને વસ્ત્રો અને આભૂષણો આપવામાં આવ્યાં અને બાદશાહ સલામતે જણાવ્યું કેઃ—"તમે હવે ગઈ ગુજરી ભૂલી જાઓ અને આ રાજ્યની સેવા જેવી નિમકહલાલીથી તમે કરી છે તેવી જ કરવાની ચાલુ રાખશો. કર્ણાટકમાં બાદશાહની સત્તા મજબૂત કરવા માટે તમારી જરુર છે." બાજીઘોરપડે ઉપર વેર ન રાખવાનું બાદશાહે સિંહાજીને કહ્યું. ઘોરપડેનાં કૃત્યો ભૂલી જવા માટે બાદશાહે સિંહાજીનું મન મનાવવાના ઘણા પ્રયત્નો કર્યા. બાદશાહ અનુભવથી જાણતો હતો કે, સિંહાજીએ જો એને દાઢમાં ઘાલ્યો હશે તો ગમે તે રસ્તે એ એનું વેર વસુલ કરશે. બાજીઘોરપડેના બચાવ માટે સિંહાજીને બાદશાહે બહુ વિનવ્યો. સિંહાજી જબરો કિન્નાખોર છે એવી પોતાની માન્યતા હતી તેથી બાદશાહ પોતે માનતો હતો કે સિંહાજી બાજીઘોરપડેનો ખોડો કાઢી નાખશે. બન્નેનાં મન એકબીજા પ્રત્યે મીઠાં બની જાય તે હેતુથી બાદશાહે બન્નેને પોતાની પાસે બોલાવીને ખૂબ સમજાવ્યા અને મીઠાશ અને સ્નેહની નિશાની તરીકે બાદશાહે બન્નેની જાગીરના મુલકોમાંથી થોડોક ભાગ એકબીજાને અદલબદલ કરાવ્યો. સિંહાજીનો કિન્નો બાજીઘોરપડે ઉપરનો જરાયે ઓછો થયો ન હતો. આ દરબારમાં બાદશાહે સિંહાજીને "મહારાજ ફરજંદ"નો ઈલ્કાબ આપ્યો. રાજવાડે પત્ર સંગ્રહના નં. ૫૬૬ ઉપરથી આ વાત સિદ્ધ થાય છે.

બિજાપુર બાદશાહના દરબારમાં માનપાન સાથે સિંહાજીને તેનો હોદ્દો પાછો આપવામાં આવ્યો. પૂર્ણ મુક્તિ મળ્યા પછી [તા. ૧૬ મી મે, ૧૬૪૯ ને રોજ સિંહાજીને મુક્ત કરવામાં આવ્યો હતો (જોયે શકાવલી).] સિંહાજી તુંગભદ્રા નદીને લગતા મુલકોમાં રહ્યો હતો.

આ વખતે સિંહાજીએ શિવાજી પાસેથી સિંહગઢનો કિલ્લો બિજાપુરના બાદશાહને અપાવ્યો હતો.

પુરંદરની શિવાજી મહારાજની જીતથી સિંહાજીને અતિ આનંદ થયો. એને લાગ્યું કે પુત્ર બહુ

પરાક્રમી નીવડ્યો છે. પિતાને લાગ્યું કે પુત્રે જે કામ હાથમાં લીધું છે તે અનેક અડચણો નડે તો પણ આગળ વધારતો જ જાય છે. પિતાનો જીવ પુત્ર તરફ ખેંચાય એ તો સ્વાભાવિક છે તેમાં શિવાજી જેવા સુપુત્ર તરફ સિંહાજીનો જીવ ખેંચાયા વગર કેમ રહે ? પોતાના પુત્રને આવા સંજોગોમાં પાકટ અનુભવના અને કસાયેલા, વિશ્વાસુ અને વફાદાર માણસોની ખાસ જરુર હશે. એવાં માણસો એની પાસે હોય તો હાથ લીધેલા કામમાં એને નડતી અડચણોમાં કેટલીક ઘટાડો થશે એવો વિચાર કરી સિંહાજીએ પોતાના તાવેલા અને તપાસેલા કાનોજી જેધે અને દાદાજી લોહકરેને પોતાની પાસેથી દેશ પાછા મોકલવાનો વિચાર કર્યો. જેધે શકાવલીમાં આ સંબંધમાં નીચેની મતલબનું લખાણ છેઃ—" કાનોજી જેધે અને દાદાજી લોહકરેને છૂટા કરી દેવામાં આવ્યા હતા. શાહજી ( સિંહાજી ) જ્યારે એમને પોતે મુક્ત થયા પછી મળ્યા ત્યારે તેણે નીચેની મતલબનું પોતાના આ નિમકહલાલ અમલદારોને કહ્યું હતું કે બાદશાહની સાથે અમે તહ કર્યો છે. પાંચ લાખ આવકનો અમને આપેલો કર્ણાટકનો મુલક હજુ અમારી જાગીર તરીકે કાયમ છે. હું હવે કર્ણાટકમાં જવાનો છું. તમારું વતન માવળ પ્રાન્તમાં છે. મારો દીકરો શિવબા ખેડેબારે અને પૂનામાં રહે છે. ત્યાં જઈ તમે તમારા લશ્કર સાથે એની નોકરીમાં જોડાઈ જજો. એ પ્રાન્તમાં તમારી ઈજ્જત આબરુ વધેલાં છે. ત્યાં તમારી પ્રતિષ્ઠા પણ જામેલી છે. માવળ પ્રાન્તના બધા દેશમુખોને શિવબાની સત્તા નીચે લાવવાનો તમે પ્રયત્ન કરો. ન કરે નારાયણ અને જો મુગલ લશ્કર કે આદિલશાહી લશ્કર શિવાજી ઉપર ચડાઈ કરે તો તમે શિવબાને પડખે રહેજો. શિવબા તરફથી દુશ્મન લશ્કર સામે તમે નિમકહલાલીથી લડજો." પછી કાનોજી જેધે અને દાદાજી લોહકરેએ શિવાજી મહારાજના કાર્યમાં પૂર્ણ મદદ કરવાના અને ગમે તેવાં સંકટ આવે તો પણ તેમની પડખે રહેવાના સોગંદ લીધા. શિવાજી મહારાજના કામમાં જોડાઈ જવા માટે સિંહાજીએ આ બે કેળવાયેલા મુત્સદ્દીઓને મોકલ્યા.

આ બન્ને સિંહાજીના વફાદાર માણસો સિંહાજીનો સંદેશો લઈ શિવાજી પાસે જવા નીકળ્યા. સિંહાજીને ભારે સંતોષ થયો અને એણે કહ્યું કે " તમારાં બાળબચ્ચાંની ફીકર તો અમારે અને અમારાં બાળબચ્ચાંઓએ કરવાની છે. તમે એ સંબંધમાં નિશ્ચિંત રહો. તમારી વફાદારી અમે કદી પણ ભૂલીશું નહિ. અમે અને અમારાં બાળબચ્ચાંઓ અમારી ફરજ બરાબર અદા કરીશું. તમારાં બાળબચ્ચાં પ્રત્યે અમારું વર્તન પ્રેમનું અને મીઠું જ રહેશે. તમારી વફાદારીનો બદલો તમને અને તમારાં બાળબચ્ચાંઓને આપવાનું હું વચન આપું છું." સિંહાજીએ પછી શિવાજી ઉપર પત્રો લખી આપ્યા અને એમને વિદાય કર્યા. કાનોજી જેધે અને દાદાજી લોહકરે મહારાજ પાસે આવી પહોંચ્યા. સિંહાજીએ આપેલા પત્રો મહારાજને આપ્યા. શિવાજી મહારાજે એમને કાળીંબા અને શિદવણે ગામનો મોકાસો ( પટલાઈ ) આપ્યો અને તેમને તેમના લશ્કર સાથે પોતાની નોકરીમાં રાખ્યા.

## ૭. પાટવી પુત્ર શંભાજીનું મરણ.

સંજોગોને આધીન થઈ કર્ણાટકમાં શિથિલ બની ગયેલી સત્તાને મજબૂત કરવા માટે બિજાપુર બાદશાહને સિંહાજીને પૂર્ણ મુક્ત કરવાની ફરજ ન પડી ત્યાં સુધી એટલે લગભગ ચાર વર્ષ સુધી સિંહાજી બિજાપુરમાં પુરાયેલા રહ્યા. ગિરફતાર થયા પછી થોડો વખત સિંહાજી કેદમાં રહ્યા. પછી થોડો વખત નજરકેદી હતા. ત્યાર પછી મુક્ત કરવામાં આવ્યા, પણ બિજાપુરની હદ છોડી નહિ જવાની બાદશાહની એમને સખત તાકીદ હતી. સિંહાજીની ગેરહાજરીનો લાભ લઈ એની બેંગલોરની અને કર્ણાટકની જાગીરમાં એના તાબાના નાના અમલદારો અને અધિકારીઓએ અવ્યવસ્થા કરી મૂકી હતી. કેટલાક સ્વાર્થીઓએ સ્વાર્થ સાધવાની દાનતથી અંધેર ચલાવવા માંડ્યું હતું. બિજાપુરના બાદશાહે સિંહાજીને કનકગિરિનો કિલ્લો આપી દીધો હતો અને એ સિંહાજીના કબજામાં હતો. એની માલીકીના સંબંધમાં ઝઘડો ઊભો થયો. તકરાર વધી પડી અને ઝઘડાએ ગંભીર રૂપ પકડ્યું. કોઈ પણ તકરારમાં, પછી તે ગમે તે પ્રકારની હોય, નાની હોય કે નજીવી હોય તો પણ જે તકરારમાં મોટા

મોટાઓના હાથ અંદરખાનેથી ખેલ ખેલતા હોય તે તકરાર ગંભીરરૂપ લીધા સિવાય રહેતી નથી. આદિલશાહીના સરદાર અફઝલખાને અંદરખાનેથી ઉશ્કેરણી કરીને આ ઝઘડો ઊભો કર્યો હતો. સરદાર અફઝલખાનનો ટેકો હતો એટલે મુસ્તફાખાન નામના મુસલમાને સિંહાજીના કનકગિરિ નામના કિલ્લાનો કબજો લીધો હતો. સિંહાજીનો પાટવી પુત્ર શંભાજી કોઈનાં આવાં કૃત્યો સાંખે એવો ન હતો. પિતાની ઓથથી પુત્રના પરાક્રમને સુંદર પ્રકાશ મળે છે, એ વાત સત્ય છે. પણ જ્યાં ઈજ્જત અને આબરુનો સવાલ આવી પડયો હોય ત્યાં પરાક્રમી પુત્રો પિતાની ઓથની રાહ નથી જોતા. એવા સંજોગોમાં ખરા પરાક્રમી પુત્રો તો કોઈની ઓથ વગર પોતાના તેજથી જ ઝળકી ઊઠે છે. શંભાજીની બાબતમાં પણ તેવું જ બન્યું. શંભાજીને કનકગિરિના કિલ્લાની ખબર પડી એટલે તરતજ એ લશ્કર લઈ, કનકગિરિ આગળ આવી પહોંચ્યો. નજીકમાં છાવણી નાખીને શંભાજીએ મુસ્તફાખાનને લખી જણાવ્યું કે આવી રીતે આપણે આ કિલ્લા માટે લડાઈ કરીને નાહક બંને તરફના માણસોના જાનની ખુવારી કરીશું. આપણે એક બીજા સાથે લડીને ઝેરના અંગાર વરસાવવા કરતાં આપણી તકરારનો નિકાલ બાદશાહ સલામતની લવાદી ઉપર સોંપીએ. બાદશાહ સલામત ન્યાય તોલીને નિકાલ આપશે એ પ્રમાણે આપણે બંને વર્તીશું. મુસ્તફાખાનને તો સરદાર અફઝલખાનનો હાથો મળ્યો હતો, એટલે એ આ તકરાર બાદશાહની લવાદી ઉપર છોડવા રાજી ન હતો. મુસ્તફાખાન અને શંભાજી વચ્ચે સુલેહના સંદેશા ચાલુ જ હતા, એ સંબંધમાં ચર્ચા ચાલી રહી હતી, એવે વખતે મુસ્તફાખાને શંભાજી અને તેની આજુબાજુ ઊભેલા એના લશ્કરી અમલદારો ઉપર તોપના ગોળા છોડવાની ઈશારત કરી. ધણધણાટ કરતો તોપનો ગોળો અચાનક છૂટ્યો અને તે શંભાજી ઉપર પડ્યો. શંભાજી તત્કાળ મરણને શરણ થયો. આવી રીતે સિંહાજીનો પાટવી પુત્ર શંભાજી વિશ્વાસઘાતથી મરાયો. મુસ્તફાખાન જીત્યો પણ એ વિજયનું સુખ ઝાઝા દિવસ ભોગવી શકયો નહિ.

માનપાનથી બિજાપુરથી પૂર્ણ મુક્ત થયા પછી તુંગભદ્રા નદીના ગાળાના મુલકોમાં થોડો કાળ ગાળીને સિંહાજી ઈ. સ. ૧૬૫૩ માં બેંગ્લોર ગયા. બેંગ્લોર ગયા પછી પોતાનું લશ્કર ભેગું કરી, સિંહાજીએ કનકગિરિ જીતવા માટે મુસ્તફાખાન ઉપર જાતે ચડાઈ કરી. કનકગિરિનો કિલ્લો સિંહાજીએ સર કર્યો. પોતાના દીકરા ઉપર વિશ્વાસઘાતથી ગોળો છોડનાર સિંહાજીના હાથમાં આવ્યો, પણ સિંહાજીએ તેને દીકરાના ખૂન માટે દેહાંતદંડની શિક્ષા ન કરી, પણ તેને જીવતો છોડી દઈ, પોતાનું દરિયાવ દિલ અને ખાનદાન ખમીર સાબીત કર્યાં.

## ૮ ખળદ બેલસરની લડાઈ અને રાષ્ટ્રીય ઝંડાનો બચાવ.

બિજાપુર બાદશાહતના સરદારોની આંખોમાં શિવાજી મહારાજ ખૂંચી રહ્યા હતા. શિવાજીને પાંસરો કરવા માટે બિજાપુરે અનેક અખતરા અજમાવ્યા પણ એકેમાં તેઓ ફાવ્યા નહિ. આખરે બાપ ઉપર દબાણ લાવી દીકરાને દાબવાનો રસ્તો પણ લેવાયો. સિંહાજીની સતામણીથી પણ શિવાજી મહારાજને સીધા ન કરી શકયા એટલે શિવાજી ઉપર લશ્કર મોકલવાનો બિજાપુર બાદશાહે વિચાર કર્યો. જ્યાં જ્યાં સામનો થયો ત્યાં ત્યાં મહારાજના લશ્કરે બિજાપુરના લશ્કરને પોતાની સમશેરનો ઠીક ઠીક સ્વાદ ચખાડયો હતો. શિવાજી કોઈ રીતે માનતો નથી અને ગાંઠતો પણ નથી અને પોતાની હિલચાલ આગળ ધપાવ્યા જ જાય છે એ જોઈને બિજાપુર બાદશાહ શિવાજી ઉપર અતિ ગુસ્સે થયો હતો. શિવાજીનું દરેક કૃત્ય બિજાપુર બાદશાહના હૈયામાં હોળી સળગાવતું હતું. શિવાજીને શરુઆતમાંજ દાબી ન દીધો એ બાદશાહે ભારે ભૂલ કરી એમ સરદારો માંહેમાંહે બોલવા લાગ્યા. માથું ઊંચું કરતાંની સાથે જ શિવાજીને કચડી નાંખ્યો હોત તો બાદશાહતનો એક જબરો દુશ્મન દૂર થઈ જાત. એનાં કૃત્યો તરફ આંખ આડા કાન કરવામાં આવ્યા તેથીજ આજે એ બાદશાહતને ધક્કો દેવાની શક્તિ

એકઠી કરી શક્યો વગેરે વાતો દરબારીઓમાં ચર્ચાવા લાગી. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો એ ન્યાયે બિજાપુરે ઘટતી તૈયારી કરીને ફત્તેખાનને લશ્કર આપી શિવાજી ઉપર મોકલ્યો. ફત્તેખાને આ વખતે તો શિવાજીના લશ્કરને જબરી હાર આપવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. બાદશાહની જામેલી સત્તા સામે થવું એ રમત વાત નથી, એતો સાપના દરમાં હાથ ઘાલવા જેવું છે એ શિવાજીને બતાવવાની ફત્તેખાનની ઈચ્છા હતી. પોતાના લશ્કરી બળનો વિચાર કરી ફત્તેખાને પોતાને ફત્તેહ જરુર મળશે એ વિચારથી ફુલાતો હતો. ફત્તેહનાં સ્વપ્નાં સેવતો ફત્તેખાન બિજાપુરથી નીકળ્યો. તે સમાચાર શિવાજી મહારાજને મળી ચૂક્યા હતા. મહારાજે સામનો કરવાની તૈયારી કરી. તરતજ કાન્હોજી જેધેને તેની માવળા ટુકડી સાથે હાજર થઈ જવા તાકીદનો હુકમ છોડ્યો. મહારાજનો હુકમ મળતાંજ કાન્હોજી પોતાનું માવળા લશ્કર લઈને મહારાજને આવી મળ્યો. મહારાજ કાન્હોજીને લઈને પુરંદરના કિલ્લામાં ગયા. દરવાજે આવતા દુશ્મનની ખબર લેવાની બધી તૈયારીઓ થઈ ગઈ હતી. પુરંદરના કિલ્લામાં ખાસ મુત્સદ્દીઓની બેઠક થઈ. મહારાજે સરદારોને સંપૂર્ણ સાંભળ્યા પછી દુશ્મનને પહોંચી વળવા માટે શાં પગલાં ભરવાં તે ઉપર મુત્સદ્દીઓ અને સરદારોના વિવેચનો થયાં. શિવાજી મહારાજનું વધતું જોર અટકાવવા માટે બિજાપુર બાદશાહે હવે કમર કસી છે અને હિંદુત્વ રક્ષણ કરનારી સત્તા મુસલમાનો કદી પણ સાંખશે નહિ માટે મુસલમાનોની દુશ્મનાવટની સામે ટકવા માટે હિંદુઓએ એકત્ર થવું ઘટે છે. હિંદુઓમાં બળ છે, શક્તિ છે, યુક્તિ છે, કળા છે, કૌશલ્ય છે, હિંમત છે, બહાદુરી છે, પણ સત્તા સ્થાપવા માટે જે સાહસિકપણું જોઈએ તે નથી તેથી હિંદુઓની દશા દિવસે દિવસે બગડતી જાય છે. મોટાં મોટાં મુસલમાની રાજ્યો ચલાવવાની શક્તિ હિંદુઓમાં છે. મુસલમાનો માટે નવી બાદશાહતો ઉભી કરવાની ફુનેહ હિંદુઓમાં છે પણ હિંદુત્વનો જુસ્સો હિંદુઓની નસેનસમાં નહિ હોવાથી પ્રજા તરીકે હિંદુઓ ફાવી નથી શકતા. હિંદુત્વ માટે હિંદુઓમાં કોઇને કંઈ જ પડી નથી એવી આજે દેશની સ્થિતિ છે તેથી હિંદુ પ્રજામાં હિંદુત્વ માટે જુસ્સો અને ભાવના પેદા કરવાં જોઈએ. તેમને સતેજ કર્યા સિવાય નવી સત્તા સ્થાપવાનું કામ બહુજ કઠણ થઈ પડશે માટે હિંદુઓમાં હિંદુત્વ ભાવના જાગૃત કરી હિંદુઓનું સંગઠન કરવાનું રચનાત્મક કામ ધમધોકાર શરુ થઈ જવું જોઈએ અને તેને અનેક રસ્તેથી ઉત્તેજન મળવાં જોઈએ. સાધુઓ, બાવાઓ, કથાકારો, કિર્તનકારો વગેરેની મારફતે નિર્માલ્ય બનતી હિંદુ પ્રજામાં ચેતન રેડવાનું સંગીન કામ થવું જોઈએ અને તે થશે તો જ મુસલમાની સત્તાનો આંકડો આપણે નીચો નમાવી શકીશું. આ બધી વાતો મુત્સદ્દી અને સરદારોએ દિલ ખોલીને મહારાજ આગળ કહી. મહારાજે બહુ ધ્યાનપૂર્વક સઘળું સાંભળી લીધું અને કીમતી સૂચનાઓ અમલમાં મૂકવા ઘટતું કરવા સર્વેને ખાત્રી આપી. બિજાપુર દરબારે મહારાજ ઉપર મોકલેલા ફત્તેખાનની ચડાઈના સંબંધમાં પણ શું કરવું તે સંબંધી સરદારોએ પોતપોતાના વિચારો દર્શાવ્યા. ફત્તેખાનને સજ્જડ હાર ખવડાવવા સરદારોએ અનેક યુક્તિઓ અને વ્યૂહરચનાઓ મહારાજ આગળ રજુ કરી. બિજાપુર દરબારને મહારાજના મરણિયા વીરોના બળનો ખ્યાલ નથી તેથી તે મહારાજને વારંવાર છંછેડ્યા કરે છે પણ આ વખતે ફત્તેખાનને ભારે પાઠ ભણાવવાનો સરદારોએ વિચાર કર્યો હતો. ફત્તેખાનની સામે કઈ રીતે બાજી ગોઠવવી તે મહારાજે નક્કી કર્યું અને કાન્હોજીના માવળા લશ્કરની કવાયત પોતે કરાવવા માંડી. લશ્કરીઓની તાલીમ વગેરે જોઈ મહારાજે માવળા દળમાંથી ઉત્તમ સિપાહીઓ નોખા કાઢ્યા. સારામાં સારા ચાલાક અને હોશિયાર વીર સિપાહીઓની ચૂંટણી કરી તેનું એક નાનું લશ્કર મહારાજે બનાવ્યું. ફત્તેખાન મજલ દડમજલ કૂચ કરતો પોતાના લશ્કર સાથે પૂના તરફ ધસી જતો હતો. તેને અટકાવવા મહારાજે ચૂંટી કાઢેલા માણસોનું આ લશ્કર રાષ્ટ્રીય વાવટા સાથે મોકલ્યું. રાષ્ટ્રીય વાવટો સમરાંગણ ઉપર ઉડતો રાખવામાં મહારાજનો હેતુ એ હતો કે લડાઈ વખતે સિપાહીઓમાં એ ભાવના જાગૃત થાય કે અમો દેશ અને ધર્મના ઉદ્ધાર માટે અમારા પ્યારા પ્રાણ પાથરવા તૈયાર થયા છીએ. આ રાષ્ટ્રીય વાવટો જોઈને સિપાહીઓમાં દેશાભિમાન અને ધર્માભિમાન જાગૃત થાય એ હેતુથી

મહારાજે રાષ્ટ્રીય વાવટો સમરાંગણ ઉપર મોકલ્યો હશે. ફત્તેખાનને આગળ વધતો અટકાવવા માટે મહારાજનું લશ્કર આગળ વધ્યું. દુશ્મન દળ બહુ જબરું હતું. સંખ્યાબળ વિશેષ હતું અને સિપાહીઓ સુંદર તાલીમ પામેલા અને વધારે કસાયલા હતા. મહારાજનું લશ્કર તદ્દન નજદીકમાં જઈ પહોંચ્યું અને બન્ને લશ્કર વચ્ચે ચકમક શરૂ થઈ ગઈ. ચકમક અને ઝપાઝપી વધીને ત્યાં જબરું યુદ્ધ જામ્યું. ફત્તેખાનનું લશ્કર બહુ બળવાન હોવાથી શિવાજીનું લશ્કર ફાવી શક્યું નહિ. આદિલશાહીલ શ્કરનો મારો બહુ સખત હતો. શિવાજીના લશ્કરને આ મારો બહુ ભારે અને અસહ્ય થઈ પડ્યો. આદિલશાહી લશ્કરના મારા આગળ મહારાજનું લશ્કર ટકી ના શક્યું. ઘણા ઘાયલ થયા, ઘણા મરાયા અને લશ્કરમાં ભંગાણ પડ્યું. અવ્યવસ્થિત થઈ ગયેલા આ લશ્કરને ફત્તેખાને માર મારીને પાછું હઠાવ્યું જેજુરી નજીક બેલસર આગળ મહારાજનું લશ્કર અટક્યું. દુશ્મન લશ્કર પૂઠે પડ્યું હતું. મહારાજના લશ્કરનો રાષ્ટ્રીય વાવટો પડાવી જવા માટે દુશ્મનોએ હલ્લા કરવા માંડ્યા. રાષ્ટ્રીય ઝુંડાનું રક્ષણ કરવા માટે મહારાજના સિપાઈઓ મરણિયા થયા. ખળદ બેલસર આગળ ખરું યુદ્ધ જામ્યું. એક પણ માણસ જીવતો રહે ત્યાં સુધી દુશ્મનના હાથમાં વાવટો જવા દેવો નહિ, એ નિશ્ચય મહારાજના સિપાહીઓએ કર્યો. રાષ્ટ્રીય વાવટા માટે બન્ને લશ્કર વચ્ચે બહુ ભારે લડાઈ થઈ.

શિવાજી મહારાજનો રાષ્ટ્રીય ઝંડો કબજે કરવા માટે મુસલમાનો મરણિયા થઈને મરાઠાઓને હંફાવી રહ્યા છે એવી ખબર કાન્હોજી જેધેની છાવણીમાં પડી. કાન્હોજી જેધેનો છોકરો બાજી જેધે જે મહારાજની જ ઉંમરનો હતો એણે આ સમાચાર સાંભળ્યા અને એનું લોહી ઉકળી આવ્યું. તે ઘોડા ઉપર સ્વાર થયો અને પોતાના સુનંદા સાથીઓ તથા થોડા સિપાહીઓને સાથે લઈ પિતાને કહ્યા સિવાય રાષ્ટ્રીય ઝંડાનું રક્ષણ કરવા ખળદ બેલસર તરફ દોડી ગયો. ખળદ બેલસર આગળ જબરો હત્યાકાંડ ચાલી રહ્યો હતો. મહારાજના મરણિયાઓ એક પછી એક પડતા હતા. દુશ્મનો વિજયના પોકારો કરીને વાવટો લેવા હલ્લા ઉપર હલ્લા જોરથી કરી રહ્યા હતા.

આખરનો સમય આવી પહોંચ્યો હતો. હવે તો વાવટાના રક્ષણ માટે શિવાજી મહારાજના ફક્ત ૪૦–૫૦ વીર જીવતા રહ્યા હતા. બચેલા બહાદુર સૈનિકો રાષ્ટ્રીય ઝંડાનું રક્ષણ કરી રહ્યા હતા. મુસલમાનોએ તો ઘણીખરી બાજી સર કરી હતી. હવે તો એક બે હલ્લામાં વાવટો દુશ્મનના કબજામાં જશે એમ દેખાતું હતું. રાષ્ટ્રીય ઝંડાના રક્ષણમાં એકે એક માણસે પોતે મરીને નીચે ન પડે ત્યાં સુધી લડવાનો નિશ્ચય કર્યો હતો. દુશ્મનના બળ આગળ ૪૦–૫૦ માણસો શા હિસાબમાં? આવે અણીને વખતે બાજી જેધે પોતાના સાથીઓ સાથે રાષ્ટ્રીય ઝંડાના બચાવ માટે ત્યાં જઈ પહોંચ્યો. બાજી અને તેના સાથીઓ કેસરીયાં કરીને જ સમરાંગણે સીધાવ્યા હતા. ઝંડાનું રક્ષણ કરતાં મરણ આવે તો આનંદથી સ્વીકારવાનો નિશ્ચય કરીને જ આ યુવકો નીકળ્યા હતા. આ વીરોમાં વીરશ્રીએ પૂરેપુરો સંચાર કર્યો હતો. વિજયહર્ષથી જુસ્સામાં આવી ગયેલા ફત્તેખાનના લશ્કર ઉપર બાજી અને તેના સાથીઓએ મરણિયો હલ્લો કર્યો. તાજા લોહીના બાજીએ અને રણે ચઢેલા તેના સોબતીઓએ સમરાંગણ ઉપર કમાલ કરી. દુશ્મનની ભારે કતલ ચલાવી અને દુશ્મનદળમાં હાહાકાર વર્તાવ્યો. બાજીની મદદ જોઈ મહારાજના મરણિયા વીરોમાં પણ ભારે જુસ્સો આવ્યો અને જોત જોતામાં દુશ્મન લશ્કરમાં ભંગાણ-પાડ્યું. સર થયેલી બાજી બદલાવા લાગી. મરાઠાઓ વિજયનાદ કરતા આગળ ધપ્યા જ કરતા હતા. આખરે ફત્તેખાનના માણસોએ નામવા માંડ્યું. દુશ્મન સેનાપતિએ પોતાનું લશ્કર વ્યવસ્થિત કરવા ભારે પ્રયત્નો કર્યા, પણ બાજીના જબરા મારા આગળ મુસલમાનો ટકી ન શક્યા. લડાઈની બાજી પલટાઈ ગઈ. દુશ્મનોએ માનેલી જીત હારમાં ફેરવાઈ ગઈ. વાવટો કબજે લેવાને બદલે ફત્તેખાનના સિપાહીઓએ નાસવા માંડ્યું. જેને જ્યાં રસ્તો મળ્યો ત્યાં મુઠીઓ વાળીને નાઠા. દુશ્મન સેના ગભરાટમાં પડી તેનો

લાભ બાજીએ પૂરેપુરો લીધો. બાજીની જીત થઈ અને રાષ્ટ્રીય ઝંડાનું બાજીએ બરોબર રક્ષણ કર્યું. રાષ્ટ્રીય ઝંડો તથા કેદ પકડાયલા દુશ્મનના સૈનિકોને લઈને બાજી શિવાજી મહારાજ પાસે પુરંદર ગયો.

રાષ્ટ્રીય ઝંડાના રક્ષણ માટે બાજીએ બતાવેલી હિંમત અને સમરકૌશલ્યની વાતો સાંભળી શિવાજી મહારાજને ભારે સંતોષ થયો. ખળદ બેલસરના દિગ્વિજય માટે દરબાર ભરી જેમણે જેમણે કામગીરી બજાવી હતી તેમને બધાને કામગીરીના પ્રમાણમાં બદલો આપવામાં આવ્યો. શિવાજી મહારાજે દરબારમાં બાજી જેધેનાં ભારે વખાણ કર્યાં. તેની દેશભક્તિ અને ધર્માભિમાન નમુનેદાર હોવાથી યુવાનોને તેનો ધડો લેવા મહારાજે સૂચના કરી. બાજી જેધેને મહારાજે કીમતી વસ્ત્રો અને અલંકારો આપ્યાં. ' સર્જેરાવનો ' ઇલ્કાબ આપી તેની કદર કરી. પોતાના માનીતા ઘોડાઓમાંથી બે ઘોડા ' સર્જેરાવ 'ને ઈનામ આપ્યા. આ વીર યુવક સર્જેરાવ બાજીને મહારાજે પોતાની નોકરીમાં નોંધી લીધો.



## પ્રકરણ ૧૧ મું

૧. જાવળીના રાજા ચંદ્રરાવ મોરે.
૨ મહારાજ અને મોરે વચ્ચે અણબનાવ.
૩. મોરે મરાયા—હણમંતરાવ હણાયા—જાવળી જીતાઈ.
૪. રાયરી કિલ્લાનો કબજો.
૫. શૃંગારપુરમાં શિવાજી, રોહીડા કિલ્લો કબજે અને મહારાજના મુલકનો વિસ્તાર.

### ૧. જાવળીના રાજા ચંદ્રરાવ મોરે.

**जयवली जयाधेन कर्मणा प्रथितं शिवम् ।**

મહારાષ્ટ્રનો ઇતિહાસ વાંચનાર અને શિવાજી મહારાજનું જીવનચરિત્ર તપાસનાર કોઈપણ વાંચકની નજરે જાવળીનું નામ પડ્યા સિવાય રહે જ નહિ. મહારાષ્ટ્રના ઇતિહાસમાં જાવળીના રાજા ચંદ્રરાવ મોરેએ બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે એટલે ચંદ્રરાવ અને જાવળી એ બંનેના સંબંધમાં બની શકે તેટલી માહિતી બહુ ટૂંકમાં વાંચકો સન્મુખ મૂકીએ છીએ. જે જાવળી માટે સત્તાધારીઓને યુદ્ધ કરવાં પડ્યાં, જે જાવળી માટે મુત્સદ્દીઓને ઉજાગરા વેઠવા પડ્યા, જે જાવળી માટે મહારાષ્ટ્રના વીરોને પોતાના લોહીની નદીઓ વહેવડાવવી પડી, જે જાવળી માટે ડાહ્યા અને વિચારવંત પુરુષોને પોતાના ધાડા સંબંધી, અને ઘરોબા ઉપર અંગાર મૂકવા પડ્યા અને હિંદુત્વના ઉદ્ધારને માટે જે જાવળીના કબજાની શિવાજી મહારાજને ખાસ આવશ્યક્તા જણાઈ, તે જાવળીની વાંચકોને ઝાંખી કરાવવી જરૂરી છે.

**જાવળી**

દક્ષિણ દેશના સતારા જિલ્લાના તદ્દન વાયવ્ય ખૂણા ઉપર જાવળી ગામ આવેલું છે. આસરે સત્તરમા સૈકામાં જાવળીની જાહોજલાલી બહુ જબરી હતી. મહારાષ્ટ્રમાં પોતાની સત્તા પ્રબળ કરવા ઇચ્છા રાખનાર માણસની નજર પહેલવહેલી જાવળી તરફ જતી એવું જાવળીનું મહત્ત્વ હતું. કુદરતી રચનાને લીધે પણ સર્વને જાવળી આકર્ષી રહ્યું હતું. જાવળી પ્રાંત વાઈની તદ્દન નજીકમાં છે. જેવી રીતે પૂના પાસેના માવળ મુલકના કુદરતી રચના પ્રમાણે બાર ભાગ પડી ગયા, તેવી જ રીતે જાવળી પ્રાંતના ૧૮ મહાલ બની ગયા. જાંભૂળખોરે', જોરખોરે', શિવતખોરે', કાંદાટખોરે', તામમહાલ, બામણોલી, આટગાંવ અથવા ચતુરબેટ, સાલેસખોરે' વગેરે ૧૮ મહાલ મળીને એક જાવળી પ્રાંત થયો છે. આ પ્રાંત પહાડી અને જંગલવાળો હતો. કુદરતી હરિયાળી અને લીલોતરીથી લીલોછમ એ મુલક રહેતો

અને જોનારની આંખોને અત્યંત આનંદ આપતો. જાવળી પ્રાંત એ મહારાષ્ટ્રમાં સૃષ્ટિ–સૌંદર્યનો એક નમૂનો મનાતો. ટૂંકામાં જાવળી પ્રાંત કુદરતની ખૂબીનો ખ્યાલ કરાવે એવો સુશોભિત, આનંદ આપનારો અને આકર્ષક હતો. તે વખતે જાવળીની ઝાડી બહુ ઘાડી હતી. ઝાડી, ઝાંખરાં, કાંટા વેલા વગેરેથી એ ભાગ અનેક ઠેકાણે એવો ભયંકર બની ગયો હતો કે ભોમિયા વગર ત્યાં કોઈ જાય તો ભૂલો પડ્યા સિવાય રહેજ નહિ અને બહાર નીકળવા માટે બિચારાને બહુજ ભટકવું પડે. એ ઝાડીમાં અજાણ્યો તો ગમે તેટલું અથડાય અને કુટાય તોપણ એને રસ્તો મળવો મુશ્કેલ હતો. એ પ્રાંતની ઝાડી અને જંગલોમાં અનેક મોટા રસ્તા અને નાની નાની વાટો ભુલભુલામણીનું કામ કરતાં. ભોમિયા વગર એ ભાગમાં ભટકવું એ નબળા પોચાનું તો કામજ નહિ. હિંમતવાન માટે પણ એ ભારે જોખમભરેલું હતું.

મુસલમાની સત્તા દક્ષિણમાં સ્થાપન થઈ ત્યારથી દક્ષિણના સપાટ મુલક ઉપર મુસલમાન અમલદારો જેવી રીતે અમલ ચલાવી શકયા, તેવી રીતનો અમલ આ પ્રાંત ઉપર એ નથી ચલાવી શકયા. આ પ્રાંત લેવા માટે અથવા તે ઉપર સત્તા ચલાવવા માટે મુસલમાનોને એ પ્રાંતના નાના મોટા સરદારોની જ જરૂર પડતી. આ જાવળી પ્રાંતની મહત્તા ઇતિહાસ મશહૂર છે. દરિયાની સપાટીથી ૪૦૦૦ ફૂટ ઉંચાઈ ઉપર ચઢેલી સૈહ્યાદ્રિની ઉભી ભેખડો જાવળી પ્રાંતની પશ્ચિમે દિવાલરૂપે આવેલી હતી. કોંકણમાં જવાનો ધોરી રસ્તો જાવળી થઈ ને જ જતો હતો. જાવળીને દક્ષિણ દેશનો દરવાજો કહીએ તો પણ ચાલે. દક્ષિણ દેશના પશ્ચિમ ભાગની એ ચાવીરૂપ હતો. જાવળી પ્રાંતના મુલકોમાંથી લશ્કરની ભરતી માટે બહુ મોટી સંખ્યામાં સિપાહીઓ મળી શકતા. દક્ષિણ દેશમાં કોઈપણ નવાબ, રાજા યા સરદારને સત્તા જમાવવા માટે ને તે મજબૂત કરવા માટે આ પ્રાંતનો કબજો અત્યંત આવશ્યક હતો. જાવળીના કબજા સિવાય મહારાષ્ટ્રમાં પૂરેપુરી સત્તા સ્થાપવી એ કેવળ અશક્ય હતું. આવો મહત્ત્વનો જાવળી પ્રાંત તે વખતે રાજા ચંદ્રરાવ મોરેના કબજામાં હતો.

### રાજા ચંદ્રરાવ મોરે.

ચંદ્રરાવ મોરે એ બિજાપુરના બાદશાહનો બહુ નામીચો અને વફાદાર સરદાર હતો. એની જાગીરનું મુખ્ય શહેર જાવળી મહાબળેશ્વરની તળેટીમાં કોયના નદીની ખીણમાં આવેલું હતું. મલીકઉલ-તુજારને વિશાળગઢ આગળ હરાવી વિજય મેળવવા માટે પ્રસિદ્ધિ પામેલા શીરકે કુટુંબને યાદવ વંશના રાજાઓએ મહાબળેશ્વરના ઉચ્ચ પ્રદેશ ( plateau ) અને બાજુની ખીણોવાળો મુલક આપ્યો હતો. યાદવ વંશનો જ્યારે નાશ થયો અને બ્રાહ્મણીવંશ સ્થપાયો ત્યારે શીરકે કુટુંબના કબજામાં મહાબળેશ્વર જાગીર તરીકે રહ્યું હતું. બ્રાહ્મણીવંશ પછી શીરકે કુટુંબની પણ પડતી થઈ. બિજાપુર બાદશાહતના સ્થાપનાર યુસુફ આદિલશાહની એક મરાઠા સરદાર પરસાજી મોરે ઉપર મહેરબાની હતી. બાદશાહ સલામતની મીઠી નજર જોઈ પરસાજીએ એક વખતે બાદશાહ પાસે પોતા માટે મુલક જીતવા બાદશાહી લશ્કરની એક ટુકડી આપવા વિનંતિ કરી. પરસાજી મોરેએ બાદશાહની પ્રીતિ સંપાદન કરી હતી એટલે બાદશાહે પરસાજી બાજીરાવ મોરેને શીરકેની જાગીર જીતવા માટે ૧૨૦૦૦ માણસોનું લશ્કર આપ્યું. એ લશ્કર વડે પરસાજી મોરેએ શીરકે સાથે યુદ્ધ કર્યું અને એનો પૂરેપુરો નાશ કરી જય મેળવ્યો. મોરેએ શીરકે કુટુંબને હાંકી કાઢ્યું. યુસુફ આદિલશાહની કુમક વડે બાદશાહી લશ્કરથી જ શીરકેને પરસાજી મોરે મહાત કરી શકયા હતા, છતાં યુસુફ આદિલશાહે મદદ આપતી વખતે કબુલ કર્યા મુજબ શીરકેની જાગીર વાળો જીતેલો બધો મુલક પરસાજી મોરેને આપી દીધો, એટલું જ નહિ પણ વધારામાં પરસાજીને મોરે કુટુંબ માટે ચંદ્રરાવનો ખિતાબ યુસુફ આદિલશાહે એનાયત કર્યો. ચંદ્રરાવ મોરે કુટુંબનો પરસાજી મોરે મૂળ પુરુષ ગણાય છે. એમના દીકરા યશવંતરાવે પિતાએ મેળવેલી કીર્તિ અને આબરુમાં ખૂબ

વધારો કર્યો. ઈ. સ. ૧૫૨૪ માં બુરહાન નિઝામશાહ પહેલાનો ઈસ્માઈલ આદિલશાહને હાથે પરાભવ થયો. તે વખતે અહમદનગરના લશ્કરનો લીલો વાવટો યશવંતરાવ મોરેએ કબજે કર્યો હતો. યશવંતરાવની આ બહાદુરીથી ખૂશ થઈ બિજાપુરના બાદશાહે ચંદ્રરાવ મોરેને વંશપરંપરાનો "રાજા" નો ખિતાબ આપ્યો અને રાજા તરીકે પોતાનો વાવટો રાખવાની પરવાનગી આપી. જાવળી ઉપર મોરે કુટુંબનો સાત આઠ પેઢી સુધી કબજો રહ્યો.

પરસાજી મોરેની આઠમી પેઢીએ રાજા કૃષ્ણજી ચંદ્રરાવ મોરે થયા. એના વખતમાં એના મુલકમાં કોળી લોકોએ અને એવી બીજી જંગલી કોમોએ બંડ ઉઠાવ્યું. રાજા કૃષ્ણાજી ચંદ્રરાવ મોરેએ મહાબળેશ્વર મહાદેવની માનતા માની અને કોળી લોકોનું બંડ સમાવી દીધું. આ જીત પછી રાજા કૃષ્ણાજી મોરેએ મહાબળેશ્વરનું મંદિર બંધાવ્યું જે આજે પણ હયાત છે. રાજા કૃષ્ણજીને પાંચ પુત્ર હતા. (૧) રાજા બાળાજી રાવ મોરે એ પાટવી હતો. કૃષ્ણાજી પછી એ જાગીરનો માલીક અને રાજા ચંદ્રરાવ બન્યો. બાકીના ચારને એક એક ગામ મળ્યું. (૨) દૌલતરાવને શિવથર, (૩) હનુમન્તરાવને જોર, (૪) ગોવિંદરાવને જાંબળી અને (૫) યશવંતરાવને બાહુલી ગામ મળ્યું.

ઈ. સ. ૧૬૪૮–૪૯ ની સાલમાં જાવળી પ્રાન્તનો મુખ્ય જાગીરદાર જાવળીનો મુખ્ય માલીક રાજા ચંદ્રરાવ મોરે સંતાન વગર મરણ પામ્યો. જાવળી પ્રાન્ત બહુ મોટો હતો અને એ જાગીર પણ મોટી ગણાતી. ગાદીપતિ વારસ વગર મરણ પામ્યો, એટલે જાવળીની જાગીર માટે ઝઘડા ઉભા થયા. મરનારની સ્ત્રીએ શિવથરવાળા મોરે કુટુંબમાંથી એક પુત્ર દત્તક લીધો અને શિવાજી મહારાજની સહાયતાથી તેને ગાદી ઉપર બેસાડી જાવળીનો ચંદ્રરાવ મોરે બનાવ્યો. આ બનાવથી જાવળીના મોરે કુટુંબમાં કલહ પેઠો. જોરખોરે અને શિવતખોરેમાં તો બંડો જાગ્યાં. આ અવ્યવસ્થાનો લાભ લઈ જાવળી પ્રાન્ત બાદશાહતમાં જોડી દેવા માટે વાઈ પરગણાના તે વખતના સુબેદાર સરદાર અફઝલખાનને ઈચ્છા થઈ, જાવળી પ્રાંત જોઈને ખાનસાહેબના મોંમાં પાણી છૂટયું અને તે પચાવી પડવાની દાનત પણ થઈ પણ જાવળી જીતવી એ કંઈ સહેલી વાત ન હતી. જાવળી લેતાં તો ઘણાના હોશ ખાટા થઈ ગયા હતા. ઘણાને છઠ્ઠીનું દૂધ યાદ આવ્યું હતું. તે ગાળાના જાણીતા ભોમિયા સરદારને સાધ્યા સિવાયના પ્રયત્નો કેવળ મિથ્યા નીવડે એની પણ અફઝલખાન સરદારને પૂરેપુરી ખબર હતી. જાવળીને બાદશાહતમાં જોડી દેવાની સુબેદાર અફઝલખાનની ઈચ્છા કોઈ મરાઠા સરદારની મદદ સિવાય સંતોષાય એમ ન હતી, તેથી અફઝલખાને કાન્હોજી જેધે દેશમુખને, જાવળી, બાદશાહતમાં જોડી દેવાના કામમાં મદદ કરવા પત્ર લખ્યો. અફઝલખાનના આમંત્રણથી કાન્હોજી જેધે ભારે મુંઝવણમાં પડ્યો. કાન્હોજી જેધે એ સિંહાજીનો માણસ. કાન્હોજી સિંહાજી રાજાનો જમણો હાથ ગણાતો. સિંહાજી રાજાને જ્યારે ગિરફતાર કર્યા, ત્યારે કાન્હોજીને પણ તેમની સાથે પરહેજ કરવામાં આવ્યા હતા. અફઝલખાનનો પત્ર કાન્હોજીને મળ્યો, તેના બે માસ પહેલાં કાન્હોજી ઉપર સિંહાજીનો પત્ર આવ્યો હતો. આ પત્રમાં સિંહાજીએ શિવાજી મહારાજ માટે ભલામણ કરી હતી. સિંહાજીએ આ પત્રમાં નીચેની મતલબનું લખ્યું હતું:—" તમે અમારા ઘરના માણસ જેવા છો. તમારા ઉપર અમારો પૂર્ણ વિશ્વાસ છે. તમારો પ્રેમ પણ અમારા તરફ તેવા જ પ્રકારનો છે એ અમે જાણીએ છીએ. તમને અમારા સમજીને જ અમે લખીએ છીએ કે ચિ. શિવબા (શિવાજી)ની પડખે તમે રહેજો, એને વફાદાર નીવડજો. મુગલ લશ્કર અથવા આદિલશાહી લશ્કર શિવાજી ઉપર ચડાઈ કરે તો તમે ખબરદારી રાખજો. એવે વખતે તમે તમારી અમારા તરફની વફાદારી ભૂલતા નહિ. અમને અને અમારા વારસોને વફાદાર રહેવાના તમે ઈશ્વર સમક્ષ સોગંદ લીધા છે તે બરાબર પાળજો. બીલીપત્ર ઉપર હાથ મૂકીને લીધેલી પ્રતિજ્ઞા તમે ભૂલતા નહિ." સિંહાજીનો પત્ર આવ્યા પછી થોડે જ દિવસે અફઝલખાનનું આમંત્રણ આવ્યું એટલે કાન્હોજી ઊંડા વિચારમાં પડ્યો. કાન્હોજી જેધે જે ગામનો પટેલ (પાટીલ) હતો તે ગામ સુબેદાર અફઝલખાનના તાબામાં હતું એટલે

અફઝલખાનને નારાજ કરવાની કાન્હોજીની ઈચ્છા ન હતી. કાન્હોજીને બોલાવવામાં તો અફઝલખાનના અનેક હેતુ હતા. અફઝલખાનના આમંત્રણને માન આપી કાન્હોજી જાવળી જીતવામાં અફઝલખાનને મદદ કરે તો શિવાજી મહારાજ જરુર નારાજ થાય અને તેથી કાન્હોજીને શિવાજીથી છૂટા પાડવાની નેમમાં અફઝલખાન ફાવી પણ જાય.

ખળદ-બેલસરની લડાઈમાં બિજાપુરી લશ્કર સામે કાન્હોજીનો પુત્ર બાજી શિવાજી મહારાજ તરફથી લડ્યો હતો એટલે બાપ બેટા વચ્ચે વિરોધ કરવામાં અથવા અમૃતના પ્યાલામાં ઝેરનાં ટપકાં પાડવામાં ફાવી જવાનો ખાનને સંભવ લાગ્યો. કાન્હોજી જેધેને લાગ્યું કે આ હકીકતથી શિવાજી મહારાજને વાકેફ કરી એમને હાથે આ ગૂંચનો ઉકેલ આણવો. આમ કરવાથી ગૂંચનો ઉકેલ થાય અને મહારાજનો વિચાર શું છે, તે પણ જણાય. તેથી કાન્હોજી જેધેએ વિગતવાર પત્ર લખી મહારાજ ઉપર મોકલ્યો અને આવા સંજોગોમાં શું કરવું તે જણાવવા વિનંતિ કરી.

મહારાજને કાન્હોજીનો પત્ર મળ્યો. વાંચી વિચારમાં પડ્યા. " કાન્હોજીએ મારી સાથે કેવું વર્તન રાખવું એ સંબંધી પિતાશ્રી અને એની વચ્ચે વિગતવાર વાતચીત થએલી છે. કાન્હોજીએ વફાદારીના સોગંદ પણ લીધા છે. ગમે તે સંજોગોમાં મારી પડખે રહેવાની એણે પ્રતિજ્ઞા લીધી છે એવું હોવા છતાં ખાનના પત્રનો શો જવાબ આપવો, એ માટે કાન્હોજી મારી સલાહ કેમ પૂછે છે ? પિતાશ્રી સાથે એ સંબંધમાં પૂરેપુરી વાતચીત થયા પછી મારી પાસેથી લેખી સૂચના લેવામાં એનો શો હેતુ હશે ? દાળમાં કંઈ કાળું છે કે કેમ તે કાન્હોજીનું દિલ દુભાવ્યા સિવાય ખોળી કાઢવું જોઈએ. એના મનનું માપ નીકળે એવા પ્રકારનો જવાબ હું આપું તોજ ખરી સ્થિતિની ખબર પડે." આમ વિચાર કરી મહારાજે નીચે પ્રમાણે જવાબ વાળ્યો:—" તમારો કાગળ મળ્યો. હકીકત જાણી. તમે લખો છો કે ખાન અલી· શાનખાન અજમ તરફથી તમને પત્ર આવ્યો તેમાં તે તમને જાવળી ઉપર ચઢાઈ કરવા માટે તમારા લશ્કર સાથે જવા માટે આગ્રહપૂર્વક આમંત્રણ કરે છે. તમારો અને તેમનો સંબંધ અને ઘરોબો બહુ જ જૂનો છે, તો તમારે જવું તો જોઈએ. તમારો એક બીજાનો સંબંધ તમે વધારે જાણી શકો. સ્થિતિ અને સંજોગોથી તમે વાકેફ છો. આજસુધીના અનુભવથી આ સંજોગોમાં શું કરવું જોઈએ તેનો વિચાર તો તમે કર્યો હશે છતાં મારી સલાહ જ્યારે તમે પૂછી ત્યારે મને જે વાજબી લાગે છે તે જણાવું છું. ખાનના આમંત્રણને માન આપી, તમે અગર તમારો છોકરો જાય, ત્યારે બહુ સાચવી સંભાળીને રહેજો. સાવચેતી સિવાય આ જમાનામાં ડાહ્યા પણ થપ્પડ ખાઈ જાય છે. દીર્ઘદૃષ્ટિ વાપરવાની ખાસ જરુર છે. ખાન પાસેથી સહીસલામતીનો કોલ લીધા પછી જ જવાનું કરજો અગર તમારા દીકરાને મોકલવાનું રાખજો. બંને વચ્ચે કોલકરાર કરવા કોઈ તટસ્થને વચ્ચે રાખવાની મને જરુર જણાય છે. તમે પૂછ્યું ત્યારે મને જે લાગે છે તે મેં જણાવ્યું છે. મારી તો આ ફક્ત સૂચનાઓ છે. તમને યોગ્ય લાગતું હોય અને મનમાં ભરોસો પડતો હોય તો બીજી ત્રીજી કોઈપણ જાતની ખટપટ કર્યા સિવાય ત્યાં જજો. સાવચેતીનાં પગલાં તરીકે મારી સૂચનાઓ તમને વાજબી લાગતી હોય તો તે અમલમાં મૂકશો. બનતાં સુધી છોકરાને મોકલજો અને તમે ઘેર રહેજો. તમને બધી વાતો જણાવી છે. તમે સુજ્ઞ છો, ડાહ્યા છો, તમને વધારે લખવાનું ન હોય." ઉપરનો પત્ર મુત્સદ્દીપણાથી ભરપૂર હતો. આ પત્રને બહુ ઝીણવટથી વાંચતાં મહારાજે એમાં બધી સ્થિતિ વર્ણવી છે. મહારાજના આ પત્રની સૂચનાથી કાન્હોજીએ પોતાના વકીલ આબાજીપંતને ખાન પાસે મોકલ્યો અને નીચેની ત્રણ શરતે કુમકે જવા ખુશી છે, એમ જણાવ્યું:—

૧. ગાદી ઉપર બેઠેલો ચંદ્રરાવ જે ખોરાનો છે તે ખોરું ચંદ્રરાવને હાંકી કાઢ્યા પછી કાન્હોજી જેધેને આપવું.

૨. જાવળીમાં ૨૦૦ સિપાહીઓની નાયકી કાન્હોજી જેધેને આપવામાં આવવી જોઈએ.

૩. ઉપરની શરતમાં જણાવેલા ૨૦૦ સિપાહીઓ પોતાની પસંદગીના, પોતાની પટલાઈના ગામના રાખી શકે એવી સત્તા કાન્હોજીને મળવી જોઈએ.

ઉપરની ત્રણ શરતોના સંબંધમાં ખાન સાથે પત્રવ્યવહાર ચાલુ હતો. એનું કાંઈ પરિણામ આવતાં પહેલાં એ પત્રવહેવાર અટકી પડ્યો અને શિવાજી મહારાજે ગાદી ઉપર બેસાડેલા ચંદ્રરાવ મોરે જાવળીના રાજા તરીકે અમલ ચલાવતો થઈ ગયો.

સિંહાજીરાજા ભોંસલે અને જાવળીના ચંદ્રરાવના કુટુંબનો એક બીજાની સાથે બહુ ગાઢો ઘરોબો હતો. શિવાજી મહારાજ જ્યારે નાના હતા ત્યારે માતા જીજાબાઈ મહાબળેશ્વર મહાદેવનાં દર્શન માટે જતાં. બંને કુટુંબનો સંબંધ સારો હોવાથી જીજાબાઈ જાવળીમાં મોરેને ત્યાં જ મુકામ કરતાં. એક વખતે જીજાબાઈનો મુકામ જ્યારે જાવળીમાં હતો ત્યારે તેણે બાળાજીરાવ મોરેની બહુ જ દેખાવડી, સુંદર અને આકર્ષક ત્રણ દીકરી જોઈ હતી. જીજાબાઈનું ધ્યાન એ છોકરીઓ તરફ આકર્ષાયું અને એ ત્રણમાંથી એક છોકરી શિવાજી સાથે પરણાવવાની ઈચ્છા દેખાડી હતી. બાળાજીએ જીજાબાઈની એ માગણી સ્વીકારી ન હતી.

બિજાપુર બાદશાહતમાં મુધોળના બાજીઘોરપડેએ મહમદ આદિલશાહની મહેરબાની મેળવવા સરદાર સિંહાજીને સતાવવામાં બાકી રાખી ન હતી. સિંહાજીએ પોતાના પુત્ર શિવાજી મહારાજને પત્ર લખ્યો હતો તેમાં આ પ્રમાણે જણાવ્યું હતું:—" દીકરા ! હાથમાં લીધેલું કામ હરપ્રયત્ને પૂરું કરજે. તારું કામ તું સાવચેતી રાખીને આગળ ધપાવ્યે જજે. તારો હેતુ શુદ્ધ અને લડત પ્રજાકલ્યાણની છે એટલે જય તો તારો છેજ એ નક્કી માનજે. તારા દુશ્મનોનો નાશ થાય અને તારું ઉત્તરોત્તર કલ્યાણ થાય એજ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે. વહાલા દીકરા ! બાજીઘોરપડે સાથે તું હંમેશા વિનય અને વિવેકથી વર્તજે. મારા ઉપર એણે અનંત ઉપકાર કર્યા છે. હું એના ભારે ઉપકાર નીચે દબાએલો છું. તારા પિતા ઉપર ચઢેલા આ ઋણમાંથી કરી તું તાકીદે છૂટો થઈ જજે." પિતાએ વ્યંગમાં લખેલા લખાણની શિવાજી મહારાજ ઉપર બહુ ઊંડી અસર થઈ હતી. પિતાના પત્રમાંના અસરકારક વાક્યો પુત્રના હૃદય ઉપર કોરાઈ ગયા હતા. પિતાને સતાવનાર શત્રુને સીધો કરવામાં શિવાજી મહારાજ જરાએ વિલંબ કરે એવા ન હતા. સિંહાજી ઉપર બાજીઘોરપડેએ કરેલા ઉપકારનો બદલો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપવાનો મહારાજે નિશ્ચય કર્યો. બાજીઘોરપડે ઉપરના વેરની વસુલાત કરવા મહારાજ તૈયાર થયા હતા પણ બાજીઘોરપડેનો ફેંસલો કરતાં પહેલાં ચંદ્રરાવ મોરે સાથે પતાવટ કરવાની મહારાજને જરુર જણાઈ. તેથી મહારાજનું ધ્યાન જાવળીના ચંદ્રરાવ મોરે તરફ ખેંચાયું. ચંદ્રરાવ મોરેના સંબંધમાં ઊંડો વિચાર કરતાં મહારાજને લાગ્યું કે, ચંદ્રરાવ મોરે સાથે સલાહ તથા મસલત કરીને તેને પોતાના પક્ષમાં લેવો એ હિંદુત્વ ઉદ્ધારની હિલચાલને વધારે કલ્યાણકારક છે તેથી ગમે તેમ કરી ચંદ્રરાવ મોરે સાથે સલાહ કરવાનો મહારાજનો વિચાર થયો. ચંદ્રરાવ મોરે ઉપર મહારાજને ગુસ્સો તો બહુ હતો પણ જૂના ઘરોબાને યાદ કરી બની શકે તેટલું એ જતું કરતા. મોરે કુટુંબનો નાશ કરવો એ કલ્પના પણ મહારાજને દિલગીર બનાવતી. જે કુટુંબની સાથે બચપણથી સારો સંબંધ અને ઘરોબો હતો, તે કુટુંબને સમજાવીને હિંદુત્વ રક્ષણના કાર્યમાં સામેલ કરી લેવા મહારાજ મથી રહ્યા હતા. સલાહ તથા મસલત કરવા માટે શિવાજી મહારાજે ચંદ્રરાવ મોરેની સાથે સંદેશા શરુ કર્યા. સંદેશાઓ મોકલી મોકલીને મહારાજ થાકી ગયા, પણ કંઈ રૂડું પરિણામ આવ્યું નહિ. ગમે તે પ્રકારે સમજાવીને જો ચંદ્રરાવ મોરે માની જાય તો હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના કાર્યમાં એની ભારે મદદ થઈ પડશે એની મહારાજને ખાત્રી હતી. મહારાજે વારંવાર પ્રયત્નો કર્યા પણ ફાવ્યા નહિ. પોતાના પ્રતિનિધિઓ મારફતે ચંદ્રરાવનું મન મનાવવાના પ્રયત્નોમાં મહારાજ ન ફાવ્યા, એટલે ચંદ્રરાવને જાતે રુબરુમાં મળી સમજાવવાનો એમણે વિચાર કર્યો. જાતે સમજાવવાથી બધું સીધે સીધું ઉતરી જાય એમ હોય તો ચંદ્રરાવ મોરેના કુટુંબને ન દુભવવાનો શિવાજી

મહારાજનો વિચાર હતો. એટલે જાતે જાવળી જઈ ચંદ્રરાવને મળવાનું મહારાજે નક્કી કર્યું. શિવાજી મહારાજનો વિચાર મોરેએ જાણ્યો. મહારાજનાં માણસોએ મોરે સાથે જે દલીલો કરી હતી તેની મોરે ઉપર જરા પણ અસર થઈ નહિ. હિંદુત્વરક્ષણની વાત મોરેના હૃદયને પીગળાવી ન શકી. મહારાજના જાવળી આવવાના સમાચાર મોરેએ જાણ્યા હતા. શિવાજી મહારાજ મોરેને મનાવવાની આશાથી આશાભેર જાવળી જઈ પહોંચ્યા. ચંદ્રરાવ મોરે સાથે મહારાજને ખૂબ વાતો થઈ. વિવેચન અને ચર્ચામાં મહારાજે બાકી ન રાખી. હિંદુત્વના રક્ષણ માટે અને દેશને મુસલમાનોના ત્રાસમાંથી, યવનોના જુલમમાંથી, મ્લેચ્છોના અત્યાચારોમાંથી છોડાવવા માટે, ગાય અને હિંદુ સ્ત્રીઓની ઈજ્જત રાખવા માટે રાજા ચંદ્રરાવ મોરેને પોતાના પક્ષમાં આવવા શિવાજી મહારાજે વિનંતિ કરી. મુસલમાનોની સત્તા સર્વોપરી થવાથી હિંદુ ધર્મ ઉપર મુસલમાનોએ કેવા કેવા અત્યાચાર ગુજાર્યા છે અને હજુ પણ ત્રાસ અને જુલમ વર્તાવી રહ્યા છે તેનો ચિતાર ચંદ્રરાવ મોરેની આંખો આગળ ખડો કરવામાં મહારાજે જરાપણ મણા રાખી નહિ. હિંદુ સ્ત્રીઓને ઘરમાંથી ખેંચી જઈ હિંદુઓના ઘરસંસારને મુસલમાનો કેવી રીતે ધૂળમાં મેળવી દે છે તેનું ચિત્ર શિવાજી મહારાજે ચંદ્રરાવ મોરે આગળ રજુ કર્યું. મોરેને મનાવવાના મહારાજના બધા પ્રયત્નો ફોગટ ગયા. મોરેનું મન જરાએ કુમળું ન બન્યું. હિંદુધર્મ અને દેવમંદિરો મુસલમાની સત્તામાં ભારે ભયમાં છે અને તેમની રક્ષા માટે, ધર્મ ખાતર, વડિલોને વહાલી એવી ઈજ્જતને ખાતર અને દેશને ખાતર પોતાના પક્ષમાં જોડાવા શિવાજી મહારાજે વિનંતિ કરી તોપણ આ ચંદ્રરાવ મોરેનું જક્કીપણું જરાપણ ન ઘટ્યું. મોરેને મનાવવાના કાર્યમાં મહારાજ પૂરેપુરા હારી ગયા. મહારાજનું કહેવું તો અરણ્યરુદન જેવું થઈ પડ્યું. ચંદ્રરાવ મોરેએ મહારાજનું જરાએ માન્યું નહિ અને મહારાજને ખાત્રી થઈ ગઈ કે મોરે હવે કોટી ઉપાયે પણ માનવાનો નથી. મુસલમાન બાદશાહને ખૂશ કરી, પોતાનું ઘર ભરવા માટે બાજીઘોરપડેએ સિંહાજીને કેદ કરી, બિજાપુર મોકલ્યો તેવી રીતનો પેતરો ચંદ્રરાવ મોરેએ રચ્યો હતો. મહારાજને જાવળીમાં ગિરફતાર કરી બાદશાહના કેદી તરીકે તેમને બિજાપુર મોકલી, બાદશાહ તરફથી બહુ ભારે માન પામવાની ગોઠવણ મોરેએ કરી હતી. શિવાજી મહારાજ કંઈ જેવા તેવા સાધારણ પંક્તિના મુત્સદ્દી ન હતા. ચંદ્રરાવ મોરેના પંજામાં કે એની જાળમાં સહેલાઈથી સપડાય એવા પણ ન હતા. મહારાજે તો રાજદ્વારી ક્ષેત્રમાં ચંદ્રરાવ મોરે જેવા કેટલાએ માણસોને રમાડ્યા હશે. શિવાજી મહારાજ તો ચંદ્રરાવ મોરે જેવા ૭ મોરેને ખિસ્સામાં ઘાલીને ફરે એવા અને મોરે જેવા સાત મોરેના ભેગા કાવાદાવા જાણનાર હતા. મહારાજ તો દુશ્મનને પગલા ઉપરથી પારખી લેતા હતા. દુશ્મનના ઘરમાં જતાં પહેલાં જે જે સાવચેતી લેવી જોઈએ તે બધીજ મહારાજે લીધી હતી. દુશ્મનના ઘરમાં અને વિરોધીની હદમાં જતી વખતે જે જે તૈયારીઓ રાજદ્વારી મુત્સદ્દીઓને તે જમાનામાં રાખવાની જરુર જણાતી તે બધી તૈયારીઓ શિવાજી મહારાજે રાખી હતી. મોરેનાં કાવત્રાંની ગંધ શિવાજી મહારાજને આવી ગઈ હતી. મહારાજ ભેદ પામી ગયા હતા. મોરેની વાતચીત ઉપરથી અને જાવળીના વાતાવરણ ઉપરથી મહારાજ દગો વર્તી ગયા હતા. દુશ્મન દગો દેશે એમ સમજીને પહેલેથીજ આત્મરક્ષણની બધી તૈયારીઓ કરી રાખી હતી. મોરેએ બહુ યુક્તિપૂર્વક બાજી ગોઠવી હશે પણ મોરેએ યુક્તિથી ગોઠવેલાં માણસોને હાથતાલી દઈ શિવાજી મહારાજ ચાલ્યા ગયા. મોરેના મનની મુરાદ મનમાંજ રહી ગઈ. મોરે કુટુંબ સાથેનો ઘરોબો મીઠો રાખવાની દાનતથી મહારાજે ભગીરથ પ્રયત્નો કર્યા પણ મહારાજને યશ ન મળ્યો. ચંદ્રરાવ મોરેને મનાવવામાં મહારાજ તદ્દન નિષ્ફળ નીવડ્યા. હવે તો હિંદુત્વના રક્ષણ ખાતર મોરે કુટુંબ સાથે બગાડ્યા સિવાય મહારાજને બીજો રસ્તો હતોજ નહિ. મહારાજને બહુ ગ્લાનિ થઈ. જેણે હિંદુ ધર્મના ઉદ્ધારના કામની ખાતર પોતાના પૂજ્ય પિતાનાં સંકટોને પણ વધારે મહત્ત્વ ન આપ્યું તે શિવાજી મહારાજ મોરે સાથેનો સંબંધ મીઠો રાખવા ખાતર જરાપણ ઢીલું પડવા દે એવા ન હતા. હિંદુધર્મના ઉદ્ધારના કામની આડે આવે તેને દૂર કરવાની એ પોતાની પવિત્ર ફરજ સમજતા હતા.

## ૨. મહારાજ અને મોરે વચ્ચે અણબનાવ.

જાવળીના ચંદ્રરાવ મોરેની સાથે નહિ બગાડવા મહારાજે ઘણા પ્રયત્નો કર્યા પણ ભાવી મિથ્યા કોણ કરી શકે ? મહારાજ અને મોરે વચ્ચે અણબનાવ વધતો જ ગયો અને આખરે મહારાજને હિંદુત્વના રક્ષણનું પવિત્ર કાર્ય આગળ ધપાવવામાં નડતર કરતી ખીલીને વચ્ચેથી કાઢી નાંખવાની ફરજ પડી. મોરે સાથે મહારાજને અણબનાવ થયો તેનાં કારણો નીચે આપ્યાં છે તે ઉપરથી વાંચકો જોઈ શકશે કે ચંદ્રરાવને વાળવો એ અશક્ય જ હતું.

૧. ઈ. સ. ૧૬૪૯ ની સાલમાં જાવળીનો દોલતરાવ રાજા ચંદ્રરાવ મોરે સંતાન વગર મરણ પામ્યો ત્યારે તેની વિધવાએ શિવતખોરાના મોરે કુટુંબનો દીકરો દત્તક લીધો. જાવળીના વારસા માટે મોરે કુટુંબમાં કલહ જાગ્યો. વિધવાએ દત્તક લીધેલો પુત્ર શિવાજી મહારાજને શરણે ગયો. મહારાજે બધી બીના બારીકાઈથી તપાસી જોઈ અને એ દત્તક પુત્રનો હક્ક સાચો લાગવાથી પોતાનો ટેકો એ છોકરાને આપ્યો. શિવાજી મહારાજની હૂંફ, કુમક અને ઓથથી આ છોકરો જાવળીનો રાજા ચંદ્રરાવ મોરે થયો. જાવળીની ગાદી ઉપર બરોબર જામી ગયા પછી આ ચંદ્રરાવ મોરેએ મહારાજ સાથેના વર્તનમાં ફેરફાર કરવા માંડ્યો. શિવાજી મહારાજ ઉપર બિજાપુર બાદશાહની ઈતરાજી વધતી ગઈ. ચંદ્રરાવ મોરેએ જોયું કે શિવાજી મહારાજના પક્ષમાં રહેવાથી બિજાપુર બાદશાહની મીઠી નજરનો લાભ મળતો અટકશે એટલે ધીમે ધીમે મહારાજની સાથે વિરોધી વર્તન શરુ કર્યું. બાદશાહની મહેરબાની મેળવવા માટે શિવાજી મહારાજના વિરોધી થવામાં મોરેએ જરા પણ આંચકો ન ખાધો. જેમ જેમ બાદશાહનો ગુસ્સો મહારાજ ઉપર વધતો ગયો તેમ તેમ ચંદ્રરાવનો મહારાજ સાથે વિરોધ પણ વધતો ગયો અને આખરે ચંદ્રરાવ મોરે મહારાજનો કટ્ટો વિરોધી બન્યો.

૨. ગુંજણ માવળની દેશમુખીના સવાલે ગંભીર રૂપ પકડ્યું. ચંદ્રરાવ મોરે પણ એ દેશમુખી ઉપર પોતાનો હક્ક કરવા લાગ્યો. નબળો અને મદદ વગરનો હોવાથી કોઈનો સાચો હક્ક માર્યો જતો હોય અથવા સત્તાના જોરથી સત્તાવાળો નિર્બળને કચડવા પ્રયત્ન કરતો હોય તો નિર્બળને મદદ કરવા મહારાજ હંમેશાં તૈયાર રહેતા. બળવાનની સામે નિર્બળનો બચાવ કરવો એ તો મહારાજની નીતિ હતી. ગુંજણ માવળની દેશમુખી બાબતમાં તપાસ કરતાં મહારાજને લાગ્યું કે કુમકને અભાવે સિલીમકરનો હક્ક માર્યો જાય છે અને બીજાઓ બળવાન હોવાથી સિલીમકરને ફાવવા દેતા નથી એટલે મહારાજે તદ્દન અનાથ એવા સિલીમકરનો પક્ષ લીધો. મહારાજના આ વર્તનથી મોરેને માઠું લાગ્યું અને મહારાજ અને મોરેની વચ્ચે વિરોધ હતો તેમાં વધારો થયો.

૩. મુસેખોરામાં રંગો ત્રીમળ નામનો એક બદમાશ માણસ રહેતો હતો. એની બદમાશીથી લોકોને ઘણો ત્રાસ પહોંચતો. આ બદમાશે એક બાઈ ઉપર અત્યાચાર કર્યો. આ ગુનાની મહારાજને ખબર પડી. આ વ્યભિચારીને પકડી તેના ગુના માટે તેને સજા કરવાની હતી. મહારાજના માણસો એને પકડવા માટે ગયા. રંગો ત્રીમળને ખબર પડી કે મહારાજના હાથમાં જો એ સપડાશે તો તેને બહુ ભારે શિક્ષા થશે. પ્રજાને ધડો બેસાડવા માટે આવા ગુનાઓની સજા બહુ ભારે કરવામાં આવતી. રંગો ત્રીમળ નાસીને મોરેને શરણે ગયો. ચંદ્રરાવ મોરેએ એને આ[illegible] આપ્યો. વ્ય[illegible] ગુના કરી નાસી ગયેલા મહારાજના ગુનેગારને ચંદ્રરાવે આશ્રય આ[illegible] તેના વિરોધ[illegible]યો.

(જુવો પાનું ૧૬૭)



**ચંદ્રરાવ મોરેનો વધ.**

શિવાજી મહારાજની ખાત્રી તો થઈ ગઈ કે ચંદ્રરાવ મોરે કોઈ ઉપાયે પણ બીજાપુરના બાદશાહથી જુદો પડશે નહિ. હિંદુધર્મ કે હિંદુત્વની એને કંઈ પડીજ નથી. મુસલમાની સત્તાને મજબૂત કરવામાં એ હિંદુધર્મનો ઉચ્છેદ કરનારો બની હિંદુત્વ નાશના કામમાં ભાગીદાર બને છે એનું ભાન મહારાજે એને પુરેપુરૂં કરાવ્યું હતું—પણ મીથ્યા. × × × × મોરે સમજ્યો નહિ અને આખરે શંભાજી કવજી અને સુરરાવે એનો વધ કર્યો.

Lakshmi Art, Bombay; 8.

એને ખૂંચે છે. મારા ગામનો મારો અધિકાર એજ ભોગવે છે. એ બળીઓ રહ્યો એટલે મારા જેવા નિર્બળનો કોઈ હાથ ઝાલતું નથી. હું મૂગે મોંએ મોરેનો માર સહન કરી રહ્યો છું. મહારાજે આ બાબતની તપાસ કરી અને એમને માલમ પડ્યું કે સત્તાના જોર ઉપર ચંદ્રરાવ નિર્બળને કચરી રહ્યો છે. મહારાજે બિરવાડીના પાટીલને તેનો અધિકાર અપાવ્યો. મહારાજના આ કૃત્યથી મોરે અને મહારાજના વિરોધમાં વધારો થયો.

૫. શિવાજી મહારાજને પકડવા માટે બિજાપુરના બાદશાહે બાજી શ્યામરાજ નામના સરદારને લશ્કર આપી મહારાજ ઉપર મોકલ્યો. જાવળીના જાગીરદારની સલાહ અને સહાય વગર એ કામમાં બાજી શ્યામરાજ કાંઈ કરી શકે એમ ન હતું. ચંદ્રરાવ મોરેએ બાજી શ્યામરાજને મદદ માટે વચન આપ્યું અને જ્યારે બાજીને જરુર પડી ત્યારે એને અને એના લશ્કરને જાવળીની હદમાં છૂપાઈ જવાની સગવડ કરી આપી. મોરેના આ કૃત્યથી બંને વચ્ચે કડવી દુશ્મનાવટ થઈ.

૬. મોરેને મનાવી હિંદુત્વરક્ષણના કામમાં સામેલ કરી પોતાના પક્ષમાં લેવાના ઈરાદાથી મહારાજ પોતે મોરેને સમજાવવા જાવળી ગયા હતા. મહારાજ જાવળી ગયા તેનો લાભ લઈ મોરેએ કાવત્રું રચ્યું પણ મહારાજને આ કાવત્રાની પહેલેથીજ ગંધ આવી ગઈ હતી, તેથી એ પોતાનું કામ આટોપી સફાઈથી જાવળીવાળાની જાળમાં ફસાયા વગર સહીસલામત ચાલી ગયા. આ કૃત્યથી તો ચંદ્રરાવે મહારાજ સાથેના વેરમાં હળાહળ ઝેર રેડ્યું.

### ૩. મોરે મરાયા, હણમંતરાવ હણાયા અને જાવળી જીતાઈ.

રાજા ચંદ્રરાવ મોરેના જાવળી ગામેથી મહારાજ ચાલાકીથી આબાદ છટકી ગયા. મોરેને સમજાવવામાં પોતે ન ફાવ્યા તેથી મહારાજને દિલમાં જરા લાગી આવ્યું. જે કુટુંબની સાથે નહિ બગાડવા માટે આટલી બધી ખટપટ કરી વિધવિધ રીતે મનાવવાની કોશિશ કરી છતાં એ કુટુંબ સાથે બગાડવાની ફરજ માથે આવી પડી એ વિચારથી મહારાજને ગ્લાનિ થઈ. મહારાજનું હૃદય જેટલું દયાળુ અને પોચું હતું તેટલું જ ફરજ બજાવવાની બાબતમાં સખત અને કડણ હતું. મહારાજ દિલથી માનતા હતા કે દેશ અને ધર્મના ઉદ્ધારના કામની વચ્ચે ડખલ કરનાર માણસને મનાવવાની પૂરેપુરી કોશિશ કરવી એ તેમનું કર્તવ્ય છે, પણ તેથી રસ્તો સરળ અને સીધો ન થતો હોય તો એ ડખલનો મૂળથી નાશ કરવો એ પણ ફરજ છે. દેશ અને ધર્મોદ્ધારના કામની આડે આવનાર બાપ હોય કે ભાઈ હોય, સગો હોય કે સ્નેહી હોય, મિત્ર હોય કે માનીતો હોય, ગમે તે હોય તો પણ તેને દૂર કરવાની માણસની ફરજ છે. હિંદુ ધર્મ ઉદ્ધારના કામને માટે મહારાજ અડગ હતા. મોરેને ન મનાવી શક્યા તેથી દિલગીર થયા પણ આવા બનાવો, અકસ્માતો, કપટ અને કાવત્રાંથી પોતાના કામમાં એ જરાએ મોળા પડે એવા નહતા. શિવાજી મહારાજની ખાત્રી તો થઈ ગઈ કે ચંદ્રરાવ મોરે કોઈ ઉપાયે પણ બિજાપુરના બાદશાહથી જુદો પડશે નહિ. હિંદુધર્મ કે હિંદુત્વની એને કંઈજ પડી નથી. મુસલમાની સત્તાને મજબૂત કરવામાં એ હિંદુધર્મનો ઉચ્છેદ કરનારો બની હિંદુત્વ નાશના કામમાં ભાગીદાર બને છે એવું ભાન મહારાજે પૂરેપુરું એને કરાવ્યું હતું. ચારે તરફનો વિચાર કરતાં મહારાજને લાગ્યુ કે એ કાંટો રસ્તામાંથી દૂર કર્યે જ છૂટકો છે. મોરેનો નાશ કરવાનો વિચાર કર્યો પણ જૂનો ઘરોબો મહારાજની નજર આગળથી ખસતો નહતો. મોરેનો નાશ કરવાનો નિશ્ચય કરતાં પહેલાં આખરનો એક ઉપાય અજમાવવાનો મહારાજે વિચાર કર્યો. મોરે ઉપર ચડાઈ કરતાં પહેલાં હજુ એક તક એને આપવી ( અને જો આ છેલ્લી તકનો લાભ એ લે તો પરિણામ બંને માટે લાભકારક નીવડે એમ હતું ) એવો શિવાજી મહારાજે વિચાર કર્યો જાવળી ઉપર ચડાઈ લઈ જવા માટે ચંદ્રરાવે પુરતાં કારણો આપ્યાં હતાં છતાં મોરે કુટુંબ ઉપર હાથ નાંખી એમને જમીન દોસ્ત કરવાની એમની જરાપણ ઈચ્છા ન હતી. તેથી મહારાજે ચડાઈ લઈ જવાનું કામ ઢીલમાં નાંખ્યું હતું. ચંદ્રરાવ મોરેની સાથે સગપણનો

સંબંધ બાંધી એમને મેળવી લેવાય તો તેમ કરવાનો મહારાજે વિચાર કર્યો. ચંદ્રરાવ મોરેની છોકરી સાથે પરણીને એની સાથે સસરા જમાઈનો સંબંધ બાંધવાનો પણ વિચાર કર્યો. આ છેલ્લો ઉપાય અજમાવી જોવાના ઈરાદાથી મહારાજે પોતાના ખાસ વિશ્વાસુ સેવકો શ્રી. રાઘો બલ્લાળ અને શંભાજી કાવજીને બોલાવ્યા અને મોરેને ત્યાં જવા કહ્યું. આ બંનેને ઘટતી સૂચનાઓ આપવામાં આવી. માલીકના ફરમાન મુજબ આ બંને જાવળી ગયા અને મોરે સાથે, શિવાજી મહારાજ સાથે સગપણનો સંબંધ બાંધવાની વાતચીત કરી. મોરેએ બેદરકારી બતાવ્યાથી રાઘો બલ્લાળ અને શંભાજી કાવજીએ મોરેને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું. હિંદુત્વરક્ષણના કામમાં શિવાજી મહારાજ સાથે જોડાઈ જવાનું મોરેને કહેવામાં આવ્યું અને જો મોરે તે માટે તૈયાર ન હોય તો પરિણામ માટે તૈયાર રહેવું એમ પણ જણાવ્યું. શિવાજી મહારાજ સાથે સગપણના સંબંધ બાંધવા સંબંધી પણ વાતો ચાલી હતી. મોરે આવેલા માણસોને કોઈ જાતનો જવાબ આપતો નહોતો. બધી ગોળગોળ વાતો કરે અને વખત લંબાવ્યા કરે. મહારાજના પ્રતિનિધિઓએ જ્યારે મોરેને પડકાર કર્યો ત્યારે એ સહેજ ડગ્યો પણ ખરો. એણે સંદેશાના જવાબ દેવા માંડ્યા. વખત વિતાડવામાં મોરેનો કંઈક હેતુ હતો, એવી શંકા મહારાજને પડી, તેથી મહારાજે બહુ ઝીણી તપાસ કરવા માંડી. શિવાજી સાથે યુદ્ધ જમાવવા માટે બાદશાહ તરફથી મોરેએ વધુ મદદ મંગાવી હતી, તેની મોરે રાહ જોઈ રહ્યા હતા અને તેથી વખત વિતાડતા હતા એવી શિવાજીના સેવકો ખબર લાવ્યા. સેવકોએ બધી બાતમી મહારાજને આપી. શિવાજી મહારાજે આ ગંભીર સ્થિતિનો વિચાર કર્યો. મહારાજ પોતાના ચુનંદા માણસો લઈને પુરંદર જવા નીકળ્યા. રસ્તામાં પોતાના વિશ્વાસુ હેર તરફથી કંઈ બાતમી મળી હોય તેથી કે વિચાર બદલાયો હોય તેથી મહારાજે પુરંદરનો રસ્તો બદલ્યો અને મહાબળેશ્વર ગયા.

### ૪. રાયરી કિલ્લાનો કબજો.

કોરડે અને કાવજીએ મોરે સાથે સંદેશા ચાલુજ રાખ્યા હતા. મોરે સીધા જવાબ દેતો નહિ અને માણસો રોકાય એવા ઉત્તર આપતો. આખરે જ્યારે કોરડે અને કાવજીની ખાત્રી થઈ કે મોરે જવાબ આપવામાં ઈરાદાપૂર્વક ઢીલ કરે છે ત્યારે એક દિવસે કોરડે અને કાવજીએ મોરેને એના હેતુ સબંધી સંભળાવી દેવાનો વિચાર કર્યો અને એને મળ્યા. મોરે તથા તેનો ભાઈ સૂર્યરાવ મોરે બંને એક દિવાનખાનામાં હતા ત્યાં જઈ કોરડે અને કાવજીએ સંદેશાનો જવાબ માગ્યો. મોરેએ આડાઅવળા જવાબ દેવા માંડ્યા ત્યારે કોરડે અને કાવજીએ ચોખ્ખું સંભળાવ્યું કે જવાબ નહિ આપવામાં કાવતું હોવાનો અમને શક છે. આ મુલાકાતમાં બોલતાં બોલતાં વાત વધી ગઈ. મોરેએ મહારાજની ભારે નિંદા કરી એમનું અપમાન કર્યું. બધાએ મગજ ઊપરનો કાબુ ખોયો અને પરિણામે કોરડે અને કાવજીએ મોરે અને તેના ભાઈને તેમના દિવાનખાનામાં કાપી નાખ્યા. બંને ભાઈને મારીને મહારાજના માણસો કોરડે અને કાવજી જાવળીમાંથી નાસી છૂટ્યા અને પોતાના માલીકને મળ્યા. બાળાજીરાવ મોરેના ભાઈઓ કે જેમનાં ગામો બાળાજી બથાવી પડ્યો હતો તે બધા બાળાજીના પતનમાં રાજી હતા. આ ભાઈઓ શિવાજીને મળ્યા અને બધાએ ભેગા થઈ જાવળી ઉપર ચડાઈ કરી. બાળાજીરાવના છોકરાઓ અને તેનો પ્રધાન હણમંતરાવ શિવાજીની સામે બહુ બહાદુરીથી લડ્યા. ચંદ્રરાવ મોરેના છોકરાઓ અને કુટુંબના બીજા માણસો કેદ પકડાયા અને પ્રધાન હણમંતરાવ કાવજીને હાથે હણાયો. ચંદ્રરાવ મોરે મરાયા પછી અને જાવળી મહારાજે જીત્યું એટલે તેના છોકરાઓ કૃષ્ણરાજ અને બાજરાજ, બીજા સગાંઓ સાથે જાવળીથી નાસી રાયરીના કિલ્લામાં જઈ ભરાયા. મહારાજે એમની પૂંઠ પકડી. મહારાજના માનીતા સરદાર અને સ્નેહી હૈબતરાવ સીલીમકરને મોરેના આ પુત્રોની દયા આવી તેથી એ વચ્ચે પડ્યો અને છોકરાઓને જીવતદાન આપવા મહારાજને વીનવ્યા. ચંદ્રરાવના પુત્રો શરણે આવે તો માફી આપવાનું મહારાજે કબુલ કર્યું અને હૈબતરાવ સીલીમકર કૃષ્ણરાજ અને બાજરાજને રાયરી કિલ્લાની નીચે લઈ આવ્યો. આ બંને છોકરાઓને મહારાજ આગળ રજૂ કરવામાં આવ્યા. છોકરાઓ શરણે

આવ્યા અને મહારાજને વફાદાર રહેવાના એમણે સોગંદ લીધા. આથી મહારાજે એમને પોતાની નોકરીમાં નોંધી લીધા. આવી રીતે ચંદ્રરાવના આ બે છોકરાઓને મહારાજે ઈ. સ. ૧૬૫૬ ના મે માસમાં પૂને મોકલી દીધા અને રાયરી કિલ્લો હસ્તગત કર્યો. નોકરીમાં નોંધ્યા પછી પણ મહારાજ ગફલતમાં ન હતા. દુશ્મનના દળમાંથી આવેલા સુજ્ઞ, જ્ઞાની અને ગુણવાનોને મહારાજ આશ્રય આપતા પણ એમની કસોટીએ પૂરેપુરા ઉતર્યા સિવાય એ તેવાઓ ઉપર કદી પણ પૂરો વિશ્વાસ મૂકતા નહિ. એમની પરિક્ષામાં પાસ થતાં સુધી મહારાજ એવા માણસોનાં વર્તન બહુ ઝીણી નજરથી તપાસતા. ચંદ્રરાવના છોકરાઓને પોતાની નોકરીમાં નોંધ્યા પછી પણ એમના ઉપર ખાનગી જાપ્તો મહારાજે બહુ સખત રાખ્યો હતો. એમનાં કૃત્યો અને હિલચાલની ગુપ્ત ચોકસી રાખવા માટે મહારાજે ગોઠવણ કરી દીધી હતી. ચંદ્રરાવના દીકરાઓ જાણતા પણ ન હતા કે એમની હિલચાલ ઉપર બહુ બારીકાઈથી ધ્યાન આપવામાં આવે છે. મોરેના છોકરાઓને તો મહારાજ ઉપર વેર લેવું હતું એટલે એમણે બિજાપુર બાદશાહ સાથે ગુપ્ત સંદેશા શરૂ કર્યા. મહારાજની સામે કાવત્રું રચવાનો પત્રવહેવાર બિજાપુર બાદશાહ અને કૃષ્ણરાજની વચ્ચે શરૂ થયો. આ બંને ભાઈઓ ઉપર ગુપ્ત નજર રાખનારાઓને શક આવ્યો એટલે એમણે વધારે સખ્ત જાપ્તો કોઈ ન જાણે એવી રીતે રાખવા માંડ્યો. આખરે કાવત્રું પકડાયું. મહારાજની વિરુદ્ધ બિજાપુર બાદશાહને મોરેના પુત્ર કૃષ્ણરાજે લખેલા પત્રો પકડાયા. એ પત્રો મહારાજને સ્વાધીન કરવામાં આવ્યા. મહારાજે બહુ ખૂબીથી કૃષ્ણરાજને આ સંબંધમાં પૂછયું ત્યારે તેણે કાન ઉપર હાથ મૂક્યા. મહારાજે તરતજ એના પત્રો એને બતાવ્યા. કૃષ્ણરાજને પોતાનાં કૃત્યો કબુલ કર્યા સિવાય છૂટકોજ ન હતો. મહારાજે ગુનાની ખાત્રી કરી લીધી અને વિશ્વાસઘાત કરી મહારાજ સામે કાવત્રું રચવાના આરોપ માટે કૃષ્ણરાજ તથા બીજરાજને પૂના નજીક ફાંસી દેવામાં આવી. આવી રીતે ઈ. સ. ૧૬૫૬ માં મોરે મરાયા, હણમંતરાવ હણાયા અને જાવળી જીતાયું. જાવળીની જીત પછી મોરેના લશ્કરમાંથી જે જે સિપાહીઓને મહારાજના લશ્કરમાં જોડાવાની ઈચ્છા હતી તેમને નોકરીએ ચડાવ્યા. બાજીરાવ મોરે પોતાના ભાઈઓનાં જાગીરનાં ગામ બથાવી પડ્યો હતો તે ગામો હક્ક મુજબ જેને તેને આપવામાં આવ્યા. મહારાજે જાવળી જાગીરનો આખો મુલક જીત્યો. આ જીતમાં નામીચો વાંસોટાનો કિલ્લો મહારાજને હાથ લાગ્યો. આ જીતથી હિંદવી સ્વરાજ સ્થાપવાની મહારાજની યોજનાનો માર્ગ બહુ સરળ થયો. જાવળી જીતવાથી મહારાજને બહુ મોટું લશ્કર ઉભું કરવાની અનુકૂળતા મળી. જાવળીની જીતથી શિવાજી નિર્ભય બન્યા. હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના કામમાં નડતી આડખીલીનો નાશ થયો. મોરે કુટુંબે ૭-૮ પેઢીથી જાવળીમાં બહુ ધન ભેગું કર્યું હતું તે બધું શિવાજીને હાથ લાગ્યું. જાવળીના ધનમાંથી મહારાજે મહાબળેશ્વર મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો અને અફઝલખાનના વધથી જાણીતો થયેલો પ્રતાપગઢનો કિલ્લો બંધાવ્યો. આ કિલ્લાની માહિતી આગળ આપવામાં આવશે.

### ૫. શૃંગારપુરમાં શિવાજી, રોહિડા કિલ્લો કબજે અને મહારાજના મુલકનો વિસ્તાર.

જાવળીની જીતથી શિવાજી મહારાજના વિજય માટે પશ્ચિમ અને દક્ષિણના દરવાજા ખુલ્લા ગયા. જાવળીના વિજયથી મહારાજની સત્તા જામી અને વધી કોંકણ પ્રાન્તમાં જાવળીની પશ્ચિમે રત્નાગિરિ જીલ્લામાં સરદાર સૂર્વેનું શૃંગારપુર આવેલું છે. એ સૂર્વેની જાગીરના મુલકનો કારભાર શિર્કે નામનો કારભારી કરતો હતો. જાવળીનું પ્રકરણ પતાવ્યા પછી શિવાજી મહારાજે પોતાનો મોરચો શૃંગારપુર તરફ ફેરવ્યો. મહારાજ શૃંગારપુરની હદમાં પેઠાની ખબર સૂર્વેને મળી એટલે એ શૃંગારપુર મૂકીને નાસી ગયો. માલીક સૂર્વે કરતાં કારભારી શિર્કે વધારે હિંમતબાજ અને બાહોશ હતો. શિર્કે ગામ મૂકીને નાઠો નહિ, પણ શિવાજી મહારાજનું બળ અને તૈયારી જોઈ, કોઈ પણ પ્રકારે સામનો કરવામાં પોતે ફાવવાના નથી એવી ખાત્રી થવાથી શિવાજીને શરણે આવ્યો.

શિવાજી મહારાજ બાહોશ અને હોશિઆર માણસની કદર કરનારા હતા એટલે જ્યાં જ્યાં ઉત્તમ પુરુષો એમને શરણ આવ્યા ત્યાં તે બધાને એમણે આશ્રય આપ્યો અને એમના ગુણોનો વિકાસ થાય એવાં કામ એમને સોંપ્યાં. એવા પુરુષોને તેમની લાયકાત મુજબ કામગીરી સોંપતા. શિર્કે શરણ આવ્યા એટલે તરત જ મહારાજે તેમને પોતાની નોકરીમાં નોંધી લીધા. આજુબાજુના જે જે સરદારોએ મહારાજની સામે માથાં ઊંચાં કર્યાં તે બધાને સીધા કરી દીધા. આમ રત્નાગિરિની પૂર્વનો મોટો ભાગ શિવાજી મહારાજના કબજામાં આવી ગયો.

## રોહિડા કિલ્લો કબજે.

જાવળીનું મહાભારત કામ પત્યા પછી શિવાજી મહારાજનું ધ્યાન હિરડસ માવળના દેશમુખના તોફાની વર્તન તરફ ખેંચાયું. એ દેશમુખના ઉગતા તોફાનને વખતસર દાબી દેવામાં ન આવે અને સવેળાએ એને સીધો કરવામાં ન આવે તો વખત જતાં એનાં તોફાનોનો ચેપ બીજે ફેલાય અને પરિણામ ગંભીર આવે એ વિચારથી મહારાજે એ દેશમુખને દબાવી દેવાનો નિશ્ચય કર્યો. જાવળીના દિગ્વિજય પછી થોડેજ દિવસે હિરડસ માવળ ઉપર ચડાઈ કરવાનું નક્કી કરી એક રાત્રે મહારાજે હિરડસ માવળના દેશમુખ ઉપર અચાનક હલ્લો કર્યો. રોહિડા કિલ્લામાં રહીને દેશમુખ બહુ હિંમતથી શિવાજી સામે લડ્યો. દેશમુખે પોતાના શૌર્યથી મહારાજને ચકિત કરી દીધા. થોડા દિવસ સુધી તો એણે હિંમતથી લડત ચલાવી મહારાજને થકવવા માંડ્યા પણ આખરે દેશમુખ માર્યો ગયો અને રોહિડા કિલ્લો મહારાજને કબજે આવ્યો. આ લડાઈમાં દેશમુખના દિવાન બાજીપ્રભુએ મહારાજની સામે લડવામાં કમાલ કરી હતી. લડાઈ વખતે બાજીપ્રભુની હિમત, એની હોશિયારી, એની બહાદુરી, એની કુનેહ અને કાબેલિઅત જોઈ મહારાજની નજરમાં આ પુરુષ વસી ગયો. જ્યાં જ્યાં સદ્દગુણી પુરુષો જડે ત્યાંથી તેમને પોતાની નોકરીમાં લઈ લેતા અને એમને યોગ્ય સ્થળે ગોઠવી દેતા. પ્રતિકૂળ સંજોગોને લીધે ધૂળમાં પડેલાં રત્નો મહારાજ ઉંચકી લેતા અને શોભે એવે ઠેકાણે એમને ગોઠવતા. કિલ્લો કબજે આવ્યા પછી મહારાજે દિવાન બાજીપ્રભુને બોલાવી તેની હિંમત અને શૌર્ય માટે તેને સાબાશી આપી અને એના સદ્દગુણોની કદર કરી પોતાની નોકરીમાં નોંધી દીધો. આ બાજીપ્રભુના પરાક્રમની પ્રતીતિ વાંચકોને આગળ થશે. મોરેનો નાશ કર્યાથી વાડીના સાવંત, શૃંગારપુરના સુર્વે, દક્ષિણ કોંકણના દળવી વગેરે સરદારોને સીધા દોર કરતાં મહારાજને વાર ન લાગી.

ઈ. સ. ૧૬૫૫ ની સાલ સુધીમાં મહારાજના તાબામાં ઘણો મુલક આવી ગયો. ધીમેથી શરુઆત કરી ઈ. સ. ૧૬૫૫ સુધીમાં મહારાજે મહારાષ્ટ્રનો ઘણો ખરો મુલક કબજે કર્યો હતો. પ્રોફેસર જદુનાથ સરકારના 'શિવાજી' ના પા. ૪૯–૫૦ પ્રમાણે ૧૬૪૬–૪૮ સુધીમાં શિવાજી મહારાજના તાબામાં તેમના બાપની બધી જાગીર તથા બિજાપુર બાદશાહતમાંથી મેળવેલો પ્રદેશ હતો. ટૂંકમાં પૂના પ્રાંતનો દક્ષિણ ભાગ તેમના તાબામાં આવી ગયો હતો. આ ઉપરાંત ચાકણનો પણ કબજો લીધો હતો. વધુમાં કલ્યાણ, માહુલી અને થાણા જીલ્લાના દક્ષિણપૂર્વ ભાગનો થોડો મુલક તથા કોલાબા જીલ્લાનો અર્ધપૂર્વ ભાગ મેળવ્યો હતો. આટલું તો ૧૬૪૮ સુધીમાં પણ ૧૬૫૫ માં જાવળીની જીતને પરિણામે મહારાજનો મુલક વિસ્તાર ઘણો વધ્યો. સતારા જિલ્લાની દક્ષિણ સરહદ સુધીનો તથા કોંકણમાં મહાડથી શરુ કરી આખો પૂર્વ રત્નાગિરિ જિલ્લો એટલે કે દરિયા કિનારા સિવાયનો લગભગ બધો કોંકણ પ્રદેશ શિવાજી મહારાજના અમલ નીચે આવી ગયો હતો.

જાવળીની જીત પછી મહારાજના મુલકનો વિસ્તાર બહુ વધી ગયો. મહારાજ જે મુલક જીતતા ત્યાં તરત જ સુવ્યવસ્થા અને શાન્તિ સ્થાપી દેતા. મહારાજે કામના ભાગ બહુ સુંદર અને વખાણવાલાયક પાડ્યા હતા. મુલક જીતનારાઓ મુલક જીતવાનું કામ કર્યાજ કરે. જીતેલા મુલકોની વ્યવસ્થા માટે

જીતનારાઓને જોવાનું નહતું. મુલક જીતાય કે તેમાં સુવ્યવસ્થા અને બંદોબસ્ત માટે તૈયાર રાખેલા જવાબદાર અમલદારોને વગર વિલંબે મોકલવામાં આવતા. પોતાના મુલકોનો વધતો વિસ્તાર જોઈ મહારાજે નીચેના જવાબદાર અમલદારોની નિમણૂક કરી હતી.

૧. મોરો ત્રીંબક પિંગળેની શ્યામરાજ નીલકંઠ રાંઝેકરની જગ્યાએ પેશ્વા (chancellor) તરીકે, ૨. નિળો સોનદેવની બાળકૃષ્ણ પંતની જગ્યાએ મજમુદાર (accountant General) તરીકે, ૩. નેતાજી પાલકરની સર નૌબર (master of the cavalry) તરીકે ૪. આબાજી સોનદેવની સુરનીસ (Superintendent of correspondant) તરીકે અને ૫. ગંગાજી મંગાજીની વાકનીસ (News writer) તરીકે નીમણૂંક કરવામાં આવી. હવે હયદળ લશ્કર (cavalry) ૧૦૦૦૦ નું થયું. તેમાં ૭૦૦૦ ને સરકારી ઘોડા આપવામાં આવ્યા હતા અને બાકીના ૩૦૦૦ પાસે પોતાના ઘોડા હતા. માવળા પાયદળ (Infantry) ૧૦૦૦૦ નું હતું તેના સેનાપતિ તરીકે શ્રી યેસાજી કંકને નીમવામાં આવ્યા.

આ કાળ ૧૬૫૬–૫૭ નો હતો. પૂનાની જાગીર ભોગવનાર બિજાપુરના દરબારના સરદારનો આ એક છોકરો વધતાં વધતાં એટલો બધો વધી ગયો કે બિજાપુર બાદશાહતને ધક્કો લાગવાનો પ્રસંગ આવી પહોંચ્યો. શિવાજી મહારાજની હિલચાલથી બિજાપુર બાદશાહ અજાણ્યો ન હતો. એ શિવાજીના નાશનો જ વિચાર કરી રહ્યો હતો. એના પિતા સરદાર સિંહાજી મારફતે શિવાજી ઉપર દબાણ મૂકવાની યુક્તિમાં તો બિજાપુર દરબારના મુત્સદ્દીઓ ન ફાવ્યા. હવે શી રીતે એને વધતો અટકાવવો એ પ્રશ્ન બિજાપુરને થઈ પડયો. સિંહાજીને બિજાપુર બાદશાહ કોઈ રીતે નારાજ કરી શકે એમ ન હતું. સિંહાજીને નારાજ કર્યાથી કર્ણાટક પ્રાન્ત તરતજ ખોવા જેવું હતું. બીજું શિવાજી મહારાજને પણ એ આ વખતે ઉશ્કેરવામાં લ્હાણુ કાઢે એમ ન હતું. કારણ કે ઔરંગઝેબ બિજાપુર સ્વાહા કરવા જડબું ફાડીને બેઠો હતો.

---

## પ્રકરણ ૧૨ મું

૧. પ્રતાપગઢનું પિછાન.
૨ બજાજી નિંબાળકરની શુદ્ધિ.
૩. દક્ષિણમાં ઔરંગઝેબનો અમલ
૪. મીર જુમલાને મદદ અને ગોવળકોંડાને ગળે ફાંસો.
૫. મુગલ અને બિજાપુર વચ્ચે અણબનાવ.

### ૧. પ્રતાપગઢનું પિછાન.

મહારાજના તાબામાં અનેક કિલ્લાઓ અને કેટલાએ ગઢ હતા પણ કેટલાક કિલ્લાઓને તો સંજોગો અને બનાવોને લીધે જબરું અને ઐતિહાસિક મહત્ત્વ મળ્યું હતું. મહારાષ્ટ્રના ઇતિહાસમાં જેટલું મહત્ત્વ અફઝલખાનના વધને અપાય તેટલુંજ મહત્ત્વ પ્રતાપગઢ કિલ્લાને આપ્યા સિવાય છૂટકો જ નથી.

ચંદ્રરાવ મોરેએ સાત આઠ પેઢીથી ભેગું કરેલું ધન જાવળીની જીતથી મહારાજના હાથમાં આવ્યું. એ ધનમાંથી એમણે પ્રતાપગઢનો કિલ્લો બંધાવ્યો અને એ કિલ્લા ઉપર એક સુંદર મંદિર બંધાવી તેમાં ભોંસલેની કુલદેવી શ્રી તુળજા ભવાનીની પ્રતિમા પધરાવી. ભવાની દેવીના મંદિર માટે શિવાજી મહારાજે પ્રતાપગઢ કેમ પસંદ કર્યું તેના સંબંધમાં ઘણી ઘણી વાતો કહેવાય છે. શરૂઆતમાંજ

આપણે વાંચી ગયા છીએ કે મહારાજના દાદા માલોજી ભોંસલેને દેવીનો ચમત્કાર થયો હતો અને એને જમીનમાંથી દાટેલું ધન મળ્યું હતું. આ ધન એ દેવીની કૃપાનો પ્રસાદ હતો એમ ભોંસલે કુટુંબની માન્યતા થઈ હતી અને ભોંસલે કુટુંબનો ઉદય આ ધનને લીધે થયો એવી પણ એ કુટુંબની માન્યતા હતી. ભોંસલે કુટુંબના માણસોને તુળજાભવાની દેવી ઉપર અટલ શ્રદ્ધા હતી. એ કુટુંબના માણસો વરસમાં એક ફેરા તો આ દેવીના દર્શન માટે જતા જ. તુળજા ભવાનીના દર્શન વરસમાં એક ફેરા તો કરવાં જ એવો ભોંસલે કુટુંબના માણસોનો નિયમ હતો. ઘણા વરસો સુધી દર વરસે દર્શન માટે જવાનો નિયમ ભોંસલે કુટુંબના માણસોએ જાળવી રાખ્યો. પણ હવે સમય તથા સંજોગો બદલાયા હતા. શિવાજી મહારાજે હિંદુત્વરક્ષા માટે માથું ઊંચું કર્યું અને તેથી કરીને ચારે તરફ એમના દુશ્મનો ઉભા થયા. પ્રતિકૂળ સંજોગોને લીધે તથા વધતી જતી કડવાશને લીધે ભોંસલે કુટુંબ માટે ભય વધતો ગયો અને તે વધતાં વધતાં એટલે સુધી વધી પડ્યો કે તુળજા ભવાનીની જાત્રા ભારે અડચણભરી અને જબરી જોખમવાળી થઈ પડી. એ જાત્રાએ જવાનું મહારાજને પણ બહુ ભારે થઈ પડ્યું. એ કાળમાં મહારાજની જિંદગીને બહુ જોખમ હતું. ભવાનીનો સાચો ભક્ત કોઈ પણ ઈલાજે ભારેમાં ભારે જોખમ ખેડીને પણ ભવાનીનાં દર્શને જાય. મહારાજ પણ ભવાનીના ચુસ્ત ભક્ત હતા. એમણે સંજોગો અને વખતનો વિચાર કરી અડચણમાંથી સીધો રસ્તો કાઢવા પ્રયત્નો આદર્યા. અનેક ગૂંચો અને અડચણોનો વિવિધ દૃષ્ટિથી વિચાર કરી તુળજાભવાનીનું મંદિર રાયરીના કિલ્લા ઉપર બાંધવાનું નક્કી કર્યું. ભવાનીની ભવ્ય અને આકર્ષક મૂર્તિ ઘડવા માટે સુંદરમાં સુંદર આરસપહાણની જરુર હતી તેથી તે ખોળવા મહારાજે પોતાના વિશ્વાસુ માણસોને હિંદુસ્થાનમાં મોકલ્યા. આ મૂર્તિ આખા હિંદુસ્થાનમાં એક નમૂનેદાર પ્રતિમા બને એવી મહારાજની ઈચ્છા હતી. સુંદરમાં સુંદર આરસ મેળવી ઉત્તમમાં ઉત્તમ શિલ્પકારો પાસે અતિ આકર્ષક મૂર્તિ ઘડાવવાનો મહારાજે નિશ્ચય કર્યો. આરસપહાણની શોધખોળ થઈ અને મૂર્તિ ઘડવા શિલ્પકારો રોકાયા. મૂર્તિ ઘડવાનું કામ ચાલતું હતું એવામાં મહારાજને સ્વપ્નમાં દેવીએ દેખા દીધી. સ્વપ્નામાં તુળજાભવાનીએ મહારાજને જણાવ્યું કે "મારું મંદિર તું રાયરી કિલ્લા ઉપર બાંધવાની તૈયારી કરી રહ્યો છે પણ મારી ઈચ્છા મારું સ્થાનક ત્યાં રાખવાની નથી. મારી ઈચ્છા તો મહાબળેશ્વરની નજીકમાં મારું મંદિર બંધાવે એવી છે. તું 'ભોરપ્યા ડુંગરી ખોળી કાઢ અને તે ડુંગરની ટોચે મારું મંદિર બંધાવ. તારે માટે એક કિલ્લો પણ બંધાવ." સ્વપ્નાના આ ચમત્કારથી મહારાજ ઊંઘમાંથી ઝબકી ઉઠ્યા. સાક્ષાત તુળજા ભવાનીનાં દર્શનને લીધે મહારાજને અતિ આનંદ અને સંતોષ થયો. ભવાનીની આજ્ઞા થઈ એટલે એ કામમાં મહારાજ ઘડીવારનો પણ વિલંબ કરે એવા ન હતા. સવાર થતાંની સાથે જ 'ભોરપ્યા' ડુંગરીની ખોળ કરવા માટે મહારાજ નીકળી પડ્યા. જંગલોમાં અને ઝાડીમાં, ટેકરા અને ડુંગરોમાં, ખાડા અને ખીણોમાં મહારાજ જાતે ખૂબ રખડ્યા, પણ કંઈ પત્તો લાગે નહિ, આખરે એમને જંગલનો ભોમિયો એક ભરવાડ જે ત્યાં ઢોર ચારતો હતો તે મળ્યો. મહારાજે આ ભોમિયાને 'ભોરપ્યા' ડુંગરી બતાવવા કહ્યું. આ ભોમિયાએ મહારાજને ભોરપ્યા ડુંગરી બતાવી. આ ડુંગરી મહાબળેશ્વરની પશ્ચિમે ૧૨ માઈલ દૂર આવેલી હતી. ભોમિયાએ બતાવેલી ડુંગરી ઉપર મહારાજ ગયા. એ ડુંગરી ઉપર આજુબાજુએ ખૂબ ફર્યા. એ ડુંગરીને જુદી જુદી દૃષ્ટિથી મહારાજે નિહાળી. ડુંગરી ઉપર ફરતાં ફરતાં એમની નજર ત્યાં પડેલી એક જબરી શિલા તરફ ગઈ. મહારાજ એ શિલાને ધારી ધારીને જોવા લાગ્યા. પછી પાસે ગયા ત્યારે એ શિલા ઉપર 'શિવ' નું ચિહ્ન મહારાજના જોવામાં આવ્યું. આ શિલાને જોઈને મહારાજના અંતઃકરણમાં કુદરતી રીતે જ ખાત્રી થઈ ગઈ કે તુળજાભવાનીએ સ્વપ્નામાં જણાવેલી ડુંગરી તે આજ હોવી જોઈએ. દેવીના કહ્યા મુજબ ડુંગરી જડી આવી એટલે રાયરી કિલ્લા ઉપરના મંદિરમાં મૂકવા માટે તૈયાર કરાવેલી તુળજાભવાનીની પ્રતિમા, આ ભોરપ્યા ડુંગર ઉપર મંદિર બંધાવી તેમાં પધરાવવાનું મહારાજે નક્કી કર્યું. આ ડુંગર ઉપર મંદિર બંધાવવામાં આવ્યું અને દેવીએ જણાવ્યા

મુજબ કિલ્લો પણ ત્યાંજ બાંધવાનું નક્કી કરી મહારાજે તે કામ કિલ્લા બાંધવાના કામમાં કુશળ એવા મોરોપંત પિંગળેને સોંપ્યું. મોરોપંત પિંગળેએ અનેક બાબતોનો વિચાર કરી; હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની મહારાજની યોજના નજર સામે રાખી, હિંદુત્વરક્ષણના કામને ધ્યાનમાં લેઈ કિલ્લો બાંધવાનું કામ હાથમાં લીધું. પોતાની કારીગરીની હજારો વરસો સુધી સાક્ષી પૂરી શકે એવો કિલ્લો બાંધવાનું મોરોપંતે નક્કી કર્યું. પોતાની કુશળતાના એક નમૂનારૂપે મોરોપંતે મહારાજના ફરમાનથી ભોરપ્યા ડુંગરી પર કિલ્લો બાંધ્યો. આ કિલ્લાને મહારાજે '**પ્રતાપગઢ**' એ નામ આપ્યું અને પ્રતાપગઢને નામે જ આજે પણ એ કિલ્લો ઓળખાય છે.

કોયના ખીણથી પ્રતાપગઢ ૧૦૦૦ ફુટ ઊંચે છે. મહાડરોડ ઉપરથી પ્રતાપગઢ ઉપર જોતાં બહુ સુંદર દેખાવ દેખાય છે અને કુદરતની ખુબીનો ખ્યાલ જોનારને આવે છે. કૃષ્ણાથી કોંકણ જવા માટે મહાડઘાટ થઈને જવાય છે અને આ રસ્તાનો કબજો મહારાજ માટે બહુ જ ઉપયોગી અને જરુરનો હતો. હાથમાં લીધેલું કામ પુરું પાડવા માટે એના કબજાની ખાસ જરુર હતી. મહારાજે નવા જીતેલા મુલકને આ રસ્તો જૂના મુલકો સાથે જોડી દેનારો થઈ પડ્યો હતો.

## ૨. બજાજી નિંબાળકરની શુદ્ધિ.

જોરજુલમ અને બળજબરીથી પરધર્મમાં વટલાવવામાં આવેલા કમનસીબ માણસોની શુદ્ધિ કરી પાછા ધર્મમાં લેવાની વિધિ શિવાજી મહારાજના જમાનામાં અસ્તિત્વમાં હતી એ બજાજી નિંબાળકરની શુદ્ધિ ઉપરથી સાબીત થાય છે. એ શુદ્ધિ પ્રકરણ શરૂ કરતાં પહેલાં બજાજી નિંબાળકર જે કુટુંબમાં જન્મ્યો તે નિંબાળકર કુટુંબની ઓળખાણ વાંચકોને આપવાની જરૂર છે.

મહારાષ્ટ્રના ઇતિહાસ તરફ નજર કરતાં વાચક જોઈ શકશે કે મહારાષ્ટ્રમાં ઇતિહાસપ્રસિદ્ધ ક્ષત્રી કુટુંબો જુદે જુદે ઠેકાણે ઉદય પામ્યાં છે. જેવાં કેઃ—(૧) ભોંસલે (૨) જાધવ (૩) ઘોરપડે (૪) ગુજ્જર (૫) ધાટગે (૬) ડફળે (૭) માને (૮) મોહિતે (૯) મહાડીક (૧૦) મોરે (૧૧) શિર્કે (૧૨) સાવંત (૧૩) સુર્વે (૧૪) નિંબાળકર વગેરે. ઉપર જણાવેલા કુટુંબો મહારાષ્ટ્રના જુદા જુદા ભાગમા જુદેજુદે વખતે ઉદય પામ્યા. ફલટણમાં નિંબાળકર કુટુંબ બહુ જૂનું અને ઇજ્જતઆબરુમાં ભરપુર ગણાય છે. એ કુટુંબ આસરે ૬૦૦ વરસથી સરદારી ભોગવે છે.

આસરે આઠમા સૈકાની આખરે કે નવમા સૈકાની શરુઆતમાં પરમારવંશના રજપૂતોએ ધારા નગરીમાં રાજ્ય સ્થાપ્યું. આ વંશમાં મુંજ, ભોજ વગેરે પરાક્રમી પુરુષો થઈ ગયા. દિલ્હીના સુલતાનોએ આ ધારાનગરીના રાજાઓ ઉપર અનેક ચડાઈઓ કરી. દિલ્હીના મુસલમાન સુલતાનો ધારના હિંદુ રાજાઓને જંપીને રાજ્ય કરવા દેતા જ નહિ. ધારાનગરી અનેક પ્રકારની આફતોમાં સપડાયલી હતી. તેવે વખતે નિંબરાજ પરમાર નામનો રાજકુટુંબનો એક પુરુષ ઈ. સ. ૧૨૪૪ માં ધારાનગરી છોડીને દક્ષિણમાં આવી વસ્યો (**म. रि.**). નિંબરાજે શંભુ મહાદેવના સ્થાનક નજીક મુકામ નાંખ્યો. એ જે ગામમાં રહ્યો તે ગામને લોકો નિંબળક નામથી ઓળખવા લાગ્યા. આ ગામના નામ ઉપરથી નિંબરાજના વંશજોને નિંબાળકર નામથી લોકો બોલાવવા લાગ્યા. આ વંશના માણસોએ ફલટણ ગામ વસાવ્યું. નિંબરાજથી ૧૪ મો પુરુષ વનંગપાળ નિંબાળકર થયો જેના સંબંધમા પાછલા પ્રકરણોમાં હકીકત આવી ગઈ છે. આ નિંબાળકર વંશમાં મુધોજી નિંબાળકર નામનો એક પુરુષ થઈ ગયો તે હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની શિવાજી મહારાજની યોજનાની તરફેણમાં હતો. બિજાપુર બાદશાહની મદદથી મુધોજીના છોકરાઓએ મુધોજી ઉપર ચડાઈ કરી. મુધોજીનો એક દીકરો બજાજી નિંબાળકર બાપની કોટે રહ્યો હતો. શિરવળ નજીક ભોળી ગામે લડાઈ થઈ. આ લડાઈમાં ઈ. સ ૧૬૪૪ માં મુધોજી પોતાના છોકરાને

હાથે એક વડલાના વૃક્ષ હેઠળ મરાયો ( म. रि. ). આ વડલાને આજે પણ " **बाप मारिचा वड** " એ નામથી મહારાષ્ટ્રમાં લોકો ઓળખે છે.

આ લડાઈમાં સુધોજીનો પુત્ર બજાજી નિંબાળકર કેદ પકડાયો અને તેને બિજાપુર લઈ જવામાં આવ્યો. બજાજીને બિજાપુર બાદશાહ સમક્ષ ખડો કરવામાં આવ્યો. બાપના ગુના માટે બેટાને ગરદન મારવાની શિક્ષા ફરમાવવામાં આવી.

બિજાપુર દરબારમાંના મરાઠા સરદારોને બજાજીને થયેલી સજાથી ભારે દુખ થયું. આ સજા એ તો બજાજીને કેવળ અન્યાય છે, એમ મરાઠા સરદારોને લાગ્યું. બિજાપુરના બાદશાહ બજાજી ઉપર કેવળ સિતમ ગુજારે છે એમ કેટલાકને લાગ્યું અને ઘણા મરાઠા સરદારોની લાગણી બજાજી તરફ ખેંચાઈ. ગમે તેમ કરી બાદશાહને સમજાવી મનાવીને પણ બજાજીની સજા માંડી વળાવવાનો મરાઠા સરદારોએ વિચાર કર્યો. બજાજીને કરવામાં આવેલી સજા બહુ ભારે અને કડક છે માટે બાદશાહ સલામતે બજાજીની બાબતમાં ફરી વિચાર કરવો એવી અરજ મરાઠા સરદારોએ બાદશાહને ગુજારી. બારીક તપાસ કરતાં બાદશાહને જણાયું કે બજાજીને ગરદન મારવામાં આવે તો દરબારના મરાઠા સરદારોનાં દિલ દુભાવાનો સંભવ છે. બિજાપુર દરબારની ઈચ્છા બજાજીનો નાશ કરવાની હતી કારણ શિવાજી મહારાજે જે હિલચાલ ઉભી કરી હતી તેમાં બજાજી ખુલ્લી રીતે મળશે એવો બાદશાહને ભય હતો અને જો બજાજી શિવાજી સાથે મળીને બિજાપુર સામે ખુલ્લું વેર જાહેર કરે તો બિજાપુર સત્તાને ધક્કો પહોંચે એમ હતું. આ બધી બાબતોનો વિચાર કરી બજાજીને શિવાજીનો સાથી બનતો અટકાવવા માટે તેનો નાશ કરવાનો બાદશાહે વિચાર કર્યો. દરબારના મરાઠા સરદારોની વિનંતિથી બાદશાહ સહેજ પલળ્યો તો ખરો પણ નિંબાળકરનું મહારાષ્ટ્રમાં ભારે લાગવગ અને વજન ધરાવતું કુટુંબ શિવાજી સાથે જોડાઈ મુસલમાની સત્તા સામે માથું ઊંચું કરે એ બાદશાહને કોઈપણ રીતે પાલવે એમ ન હતું. જો નિંબાળકરને ગરદન મારે તો હિંદુ સરદારોમાં બેદિલી ઉભી થાય અને જો નિંબાળકરને છૂટો કરવામાં આવે તો દુશ્મનનું બળ બમણું વધે છે આવી કઢંગી સ્થિતિમાંથી પણ બાદશાહે ઉંડો વિચાર કરી એક રસ્તો શોધી કાઢ્યો. બજાજી કબુલ ન કરે એવી સરત બાદશાહે બજાજીના છુટકારા માટે નક્કી કરી અને મરાઠા સરદારોને અને બજાજીને જાહેર કર્યું કેઃ—' બજાજી નિંબાળકર જો હિંદુ ધર્મ છોડીને મુસલમાન ધર્મ સ્વીકારે તો એને કરવામાં આવેલી દેહાંતદંડની શિક્ષા માફ કરીને એને બંધનમુક્ત કરવામાં આવશે એટલું જ નહિ પણ એને મોટી જાગીર બક્ષીસ આપવામાં આવશે ' ( म. रि. ). બજાજી નિંબાળકર આગળ એના છુટકારાની ઉપર પ્રમાણેની સરત મૂકવામાં આવી. હિંદુધર્મનો ત્યાગ કરી મુસલમાન થવું એ સરત બજાજીને અતિ આકરી, અસહ્ય અને નહિ સ્વીકારવા જેવી લાગી. આ સરતથી છૂટવું એ બજાજીને મરવાથી પણ વધારે આકરું લાગ્યું. બજાજી બહુ દુખી થયો અને આ સરત ઉપર વિચાર કરવા લાગ્યો. એની આગળ તો હવે એક જ રસ્તો ખુલ્લો રહ્યો. વતન વાડીવજીફા અને સર્વસ્વનો ત્યાગ કરવો અથવા હિંદુધર્મનો ત્યાગ કરવો. ૩૦૦-૪૦૦ વરસથી ચાલી આવતું વતન અને જાગીરનો સવાલ પણ એની નજર આગળ ઉભો થયો. બજાજીએ વિચાર કર્યો, ચારે તરફ નજર દોડાવી ત્યારે એને લાગ્યું કે આ જમાનો કપાઈ મરવાનો નથી. " **જીવતો નર ભદ્રા પામે** " એ કહેવત પણ એના મગજમાં તાજી થઈ આવી. સર્વસ્વ ખોવા કરતાં સમય પ્રતિકૂળ છે એટલે તેને આધીન થઈ જીવ બચાવવા માટે ભલે મરજી ન હોય તો પણ સરત સ્વીકારવી. મુસલમાન ધર્મસ્વીકારવો જ છે તો પૂરેપુરો ફાયદો મળે એવી સરત આપણે પણ મૂકવી એવો નિશ્ચય કરી બજાજીએ બાદશાહને કહેવડાવ્યું કે ' જો બાદશાહ સલામત શાહજાદી સાથે મારું લગ્ન કરી મને બાદશાહનો જમાઈ બનાવે તો હું બાદશાહની સરત સ્વીકારવા તૈયાર છું. શાહજાદીની મરજી પણ બજાજી સાથે પરણવાની હશે અને તેણે માગણી કરવાની ખટપટ કરી હોય એમ દેખાય છે ( म. रि. ). બાદશાહે બજાજીની

સુરત સ્વીકારી પોતાની શાહજાદીની શાદી બજાજી નિંબાળકર સાથે કરી અને તેને પોતાનો જમાઈ બનાવી મોટી જાગીરીની સનદ કરી આપી.

બજાજી મુસલમાન બન્યો અને થોડો કાળ શાહજાદી સાથે બિજાપુર રહ્યો. બિજાપુર બાદશાહના જમાઈનો ઉપભોગ ભોગવીને બજાજી થોડા વખત પછી પોતાને દેશ પાછો આવ્યો. પોતાને દેશ પાછા ફર્યા પછી બજાજીને કરેલાં કૃત્ય માટે ( મુસલમાન બનવા માટે ) પશ્ચાત્તાપ થયો. એનું મન એને ડંખ્યા જ કરતું હતું. મોતમાંથી બચવા માટે એણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો પણ તે માટે તેને દિલમાં અતિ દુખ થતું હતું. એનું દિલ એને ડંખવા લાગ્યું. હવે એને લાગ્યું કે ગમે તેમ કરી, ગમે તેવી સ્થિતિમાં પણ મારે તો હિંદુ જ રહેવું જોઈએ. હવે બગડી કેમ સુધારવી એ ચિંતામાં એ પડ્યો.

બજાજી નિંબાળકરને મુસલમાન બનાવ્યાના સમાચાર શિવાજી મહારાજ તથા જીજાબાઈ ને મળ્યા. નિંબાળકર અને ભોંસલે કુટુંબનો સંબંધ બહુ નિકટનો હતો તેથી અને હિંદુઓનું બહુ નામીચું કુટુંબ મુસલમાન બન્યું તેથી અને આ કુટુંબના વટલાવાથી હિંદુઓનો પક્ષ નબળો બને તેથી મહારાજના દિલને આ કૃત્યથી ધક્કો લાગ્યો. જીજાબાઈને પણ લાગ્યું કે ' નિંબાળકર જેવું કુટુંબ આજે આ દશાને પામે તો કાલે બીજા સરદારોનું શું થશે ? શિવાજી મહારાજે શરુ કરેલા કામની વચ્ચે આ જબરી આડખીલી નીવડશે, ' વગેરે વિચારોથી જીજાબાઈ પણ ચિંતાતુર થયાં.

બજાજી નિંબાળકર શંભુ મહાદેવનાં દર્શન માટે શિંગણાપુર ગયો હતો, ત્યાં મહાદેવનાં દર્શન કરી પાછા ફરતાં જીજાબાઈને મળ્યો અને પોતાની વીતી અથથી ઈતિ સુધી નિવેદન કરી પોતે મુસલમાન ધર્મ સ્વીકારવા જરાપણ રાજી ન હતો પણ ક્યા સંજોગોમાં એણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો હતો તે બધું જીજાબાઈને કહ્યું. આપત્તિમાંથી બચવા માટે એને આ બધું કરવું પડયું અને તે માટે એને પશ્ચાત્તાપ થાય છે એ વાત જીજાબાઈને જણાવી. આ સ્થિતિ તો એને માટે અસહ્ય થઈ પડી છે અને તેમાંથી ગમે તે રીતે એ બચવા ઈચ્છે છે એવું એણે ખુલ્લે ખુલ્લું જીજાબાઈને કહ્યું. જીજાબાઈ આગળ પોતાનું દુખ રડી બજાજી ચાલ્યો ગયો. બજાજી પોતાને સ્થાને ચાલ્યો ગયો પણ પોતાની વીતીનું વર્ણન કરીને જીજાબાઈને ઉંડા વિચાર સાગરમાં ડુબાડીને ગયો. જીજાબાઈને ચેન પડે નહિ. એમના મનમાં આ સંબંધી અનેક વિચારો ઉભા થયા.

આવી રીતે મુસલમાન બાદશાહો સત્તાના જોર ઉપર ત્રાસ અને જુલમથી હિંદુઓને બળજબરીથી વટલાવે અને પ્રસંગ ટળે હિંદુઓ તેમને આપત્પ્રસંગનું કૃત્ય ગણી માફ કરી પાછા હિંદુ ધર્મ અને ન્યાતમાં શુદ્ધ કરીને ન લેતો કાળે કરીને હિંદુઓની સંખ્યા તદ્દન ઘટી જવાની અને હિંદુત્વનો નાશ થવાનો. અનેક જુલમ અને ત્રાસને લીધે પરધર્મમાં જોરજુલમથી ગયેલા હિંદુઓને હિંદુ ધર્મ જો શુદ્ધ કરીને પોતામાં ન મેળવી લે તો મુસલમાનોના જુલમોને ઉત્તેજન આપવા જેવું થાય છે. જેને હિંદુ ધર્મમાં હજુ શ્રદ્ધા છે, હિંદુ ધર્મને માટે જેના અંતઃકરણમાં હજુ માન છે, હિંદુ દેવ દેવતા અને હિંદુ સંસ્કૃતિના જે પૂજક છે તેવા ઉપર અત્યાચાર થાય ત્યારે બીક અને ત્રાસને લીધે ફક્ત જીવ બચાવવા માટે જે બીજાનો ધર્મ ઉપર ઉપરથી સ્વીકારે છે તે જો હિંદુ ધર્મમાં શુદ્ધ થઈને પાછો આવવા ઈચ્છા રાખતો હોય તો તેવાને માટે હિંદુ ધર્મ પોતાનાં બારણાં બંધ રાખે તો હિંદુ ધર્મની મહત્તામાં જરુર ઉણપ ગણાય. જ્યારે મુસલમાનોએ હિંદુઓને વટલાવી મુસલમાન બનાવવા માટે ત્રાસ, જુલમ, આક્રમણ અને અત્યાચારનું સુત્ર સ્વીકાર્યું હોય ત્યાં તો શુદ્ધિનું દ્વાર હિંદુઓએ ખુલ્લું મૂકવું એજ જુલમ અને સત્તાના દુરુપયોગનો હિંદુઓનો બાજબી જવાબ ગણાય. " બજાજી કેવા કઢંગા સંજોગોમાં મુસલમાન બન્યો તે સ્થિતિ, તેના ઉપર કરવામાં આવેલું અઘટિત દબાણ, મુસલમાન ન બને તો દેહાંત દંડની શિક્ષાને અમલમાં મૂકવાની ધમકી વગેરે વાતો મરાઠાઓ આગળ મૂકી બજાજીને શુદ્ધ કરી ન્યાતમાં લેવા તેમને ...

જીજાબાઈએ વિચાર કર્યો. આ કામ માટે જીજાબાઈએ આગેવાની લઇ સમસ્ત મરાઠા મંડળ ભેગું કર્યું. મરાઠા મંડળ સમક્ષ બજાજીએ પોતાની સ્થિતિ રજુ કરી. કયા સંજોગોમાં એણે મુસલમાની ધર્મ સ્વીકાર્યો એ પણ વિગતવાર મંડળ આગળ વર્ણવ્યું. પોતે કરેલાં કૃત્ય માટે પોતાનો પશ્ચાતાપ જાહેર કર્યો અને પોતાને શુદ્ધ કરી ન્યાતમાં લેવા માટે મરાઠા મંડળને વિનંતિ કરી. બહુ પ્રતિકૂળ સંજોગોમાં બજાજીને આ રસ્તો લેવો પડ્યો હતો અને પોતે કરેલાં કૃત્યનો હવે એ પશ્ચાતાપ પણ કરે છે તો ન્યાત સર્વ સત્તાવાન અને શક્તિવાન છે, ધારે તો બજાજીને શુદ્ધ કરી ન્યાતમાં દાખલ કરી શકે છે. પોતાનો જીવ બચાવવા માટે બજાજીએ આ કામ કર્યું છે તેનો વિચાર કરી, આપત્પ્રસંગે આ કૃત્ય એને કરવું પડ્યું એમ માની ન્યાત એને પાવન કરી લે એવી જીજાબાઈએ મરાઠા મંડળને વિનંતિ કરી. મરાઠા મંડળે સર્વે સંજોગો ધ્યાનમાં લઈ બજાજીને શુદ્ધ કરી ન્યાતમાં લીધો. બજાજીની શુદ્ધિ થયાથી શિવાજી મહારાજને આનંદ થયો પણ જીજાબાઈએ મહારાજને જણાવ્યું કે ફક્ત શુદ્ધિ કર્યાથી આપણી જવાબદારી ઓછી થતી નથી. શુદ્ધિ પછી ખરી જવાબદારી શરુ થાય છે, સામાજિક સુધારો તો ત્યારેજ ફળીભૂત થાય કે જ્યારે સમાજના આગેવાનો અને પ્રતિષ્ઠિત પુરુષો સુધારાનો કુહાડો પોતાના પગ ઉપર મારે. મરાઠા મંડળે બજાજીને શુદ્ધ કરી ન્યાતમાં સ્વીકાર્યો. રોટી વહેવારનો સહેલો પ્રશ્ન પતી ગયો, પણ બેટી વહેવારનો અઘરો પ્રશ્ન તો હજુ બાકી જ છે. બેટી વહેવારના પ્રશ્નનો નિકાલ મરાઠા મંડળનું કોઈ આગેવાન કુટુંબ કરે તોજ શુદ્ધિની પ્રથાને ઉત્તેજન મળે. માતા જીજાબાઈના આ બોલ મહારાજના અંતઃકરણમાં ઉંડા પેઠા અને એમને ખાત્રી થઈ કે શુદ્ધ કરેલા કુટુંબને અપનાવવા માટે આગેવાનોએ એમની સાથે સંબંધ બાંધવા બેટી વહેવાર કરવા તરત આગળ પડવું જોઈએ. જો આગેવાન કુટુંબો આ બાબતમાં શિથિલ વૃત્તિ બતાવે તો શુદ્ધ થયેલા બિચારા કમનસીબ માણસની સ્થિતિ **ततोभ्रष्ट स्ततोभ्रष्टः** થયા વગર રહેજ નહિ. મહારાજે માતાને જણાવ્યું કે તમારા વિચારો બરોબર છે. માતાએ તરત જ પુત્રને જણાવ્યું કે "બજાજીને શુદ્ધ કરી લેવા માટે મરાઠા મંડળને આપણે વિનંતિ કરી આ શુદ્ધિની બાબતમાં આપણે આગેવાની લીધી છે તો તારી પુત્રી સખુબાઈનું લગ્ન બજાજીના દીકરા માધાજી જોડે થાય તો જ શુદ્ધિને ખરું ઉત્તેજન મળે. મારો વિચાર તો આપણી સખુને માધાજી સાથે પરણાવવાનો છે." માતાના મુખમાંથી પડતા બોલ ઝીલે એવા આજ્ઞાધારક શિવાજી મહારાજ હતા. એમણે માતાની મરજી મુજબ પોતાની દીકરી સખુબાઈનું લગ્ન બજાજીના પુત્ર માધાજી જોડે કરીને શુદ્ધિને ખરું ઉત્તેજન આપ્યું. દીકરીને પહેરામણીમાં પૂના પ્રાંતમાં પુરંદર તાલુકાની મ્હાલે ગામની પટલાઈ આપી. તે સંબંધમાં તા. ૨૭ ઑક્ટોબર ૧૬૫૭ ને રોજ શિવાજી મહારાજે તાકીદ પત્ર મોકલ્યું (શિ. કા. પ. સા. સં. ખંડ. ૧ પાનું. ૧૬૧).

આ આખા પ્રકરણ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે અત્યાચાર, ગેરવાજબી દબાણ, ત્રાસ, ધમકી અને જુલમથી વટલાવેલા માણસોને શુદ્ધ કરીને ન્યાત જાતમાં લેવા જેટલી ઉદારતા શિવાજી મહારાજના વખતમાં હિંદુઓએ બતાવી હતી. આસરે ૨૦૦–૨૫૦ વરસ પહેલાં હિંદુ સમાજ, આપત્તિમાંથી બચવા માટે, દેહાંત દંડની શિક્ષા ટાળવા માટે, પોતાનો જીવ બચાવવા માટે, જો કોઈ હિંદુ પરધર્મ સ્વીકારી લેતો તો એવા બિચારા કમનસીબ માણસ યા કુટુંબ માટે સાંકડું દિલ રાખે એવો ન હતો. જોરજુલમને લીધે જેને પરધર્મ સ્વીકારવો પડ્યો હોય એવો પુરુષ ન્યાતમાં આવવા માટે ન્યાતને અરજ કરે અને બહુ વિકટ સંજોગોને લીધે એને ધર્માંતર કરવું પડ્યું હતું એની ખાત્રી ન્યાતને કરી આપે તો તેવા પુરુષની શુદ્ધિ કરી તેને ન્યાતમાં લેવા જેટલો તે જમાનામાં હિંદુ સમાજ ઉદાર હતો.

બીજું જીજાબાઈ જેવી સ્ત્રીએ આ કામમાં આગેવાની ભર્યો ભાગ લઈ મરાઠા મંડળ ભેગું કર્યું અને બજાજીની હકીકત ઉપર વિચાર કરી તેને પાછો હિંદુ ધર્મમાં લેવાની એમણે ન્યાતને વિનંતિ કરી એ બીના તે વખતની સ્ત્રીઓમાં સામાજિક સુધારાના વિચારો વિકાસ પામેલા હતા, એ બતાવી આપે

છે. સામાજિક સુધારા, પારકા છોકરાને જતિ કરવાની પદ્ધતિ સ્વીકારવામાં આવે તો કોઈ દિવસ ફળીભૂત થતા નથી એ અનુભવ પણ તે જમાનાના આગેવાનોને હતો એ આ દાખલાથી દેખાઈ આવે છે.

### ૩. દક્ષિણમાં ઔરંગઝેબનો અમલ.

શિવાજી મહારાજના સંબંધમાં ઔરંગઝેબ આવ્યો તે પહેલાં એનો મહારાષ્ટ્ર સાથેનો સંબંધ કેવો હતો તથા એની કારકીર્દિ કેવી હતી તેથી વાંચકોને વાકેફ કરવાની ખાસ જરૂર છે. દિલ્હીના મુગલ બાદશાહ શાહજહાનનો ઔરંગઝેબ એ સૌથી નાનો છોકરો હતો. એને શાહજહાને ઈ. સ. ૧૬૩૬ માં એની ૧૮ વરસની ઉંમરે દક્ષિણના સુબા તરીકે મોકલ્યો. ઈ. સ. ૧૬૪૪ સુધી એટલે આસરે ૮ વરસ સુધી એણે દક્ષિણમાં સુબેદારી કરી. આ આઠ વરસ દરમ્યાન ઔરંગઝેબ મરાઠાઓના સંબંધમાં વધારે આવ્યો ન હતો. ઔરંગઝેબનો મોટો ભાઈ દારા બાદશાહ પાસે દિલ્હી રહેતો હતો અને ઔરંગઝેબના કારભારની હરહંમેશ ખોડખાંપણ કાઢી શાહજહાનની દૃષ્ટિમાં ઔરંગઝેબને હલકો પાડતો. ઈ. સ. ૧૬૪૪ માં એને બાદશાહે દક્ષિણની સુબેદારી ઉપરથી ખસેડ્યો. પછી ગુજરાતના સુબા તરીકે ઔરંગઝેબે આસરે બે વરસ સુધી અમલ ચલાવ્યો. ગુજરાત પછી મુલતાનના સુબા તરીકે પણ તેણે આશરે ૪ વરસ સુધી કામ કર્યું. ઈ. સ. ૧૬૫૨ ના જુલાઈ માસમાં શાહજહાને ઔરંગઝેબની નિમણુક ફરી પાછી દક્ષિણના સુબા તરીકે કરી. આ વખતે દક્ષિણમાં મુગલ સત્તાનું મુખ્ય શહેર ઔરંગાબાદ હતું. દોલતાબાદ એ મુગલ લશ્કરનું મુખ્ય થાણું હતું. દક્ષિણનો મુગલ મુલક આ વખતે ૪ જિલ્લાઓમાં વહેંચાઈ ગયો હતો. આ ચાર જિલ્લાની આવક ત્રણ કરોડ બાસઠ લાખ રૂપિયાની હતી. ઈ. સ. ૧૬૫૨ માં એ આવકમાંથી એક કરોડ રૂપિયા વસુલ ઉઘરાવતાં તો નાકે દમ આવી જતો. ઈ. સ. ૧૬૫૩ ના નવેમ્બરમાં ઔરંગઝેબ ઔરંગાબાદ આવ્યો. આસરે પાંચ વરસ સુધી એણે બીજીવાર દક્ષિણના સુબેદાર તરીકે અમલ ચલાવ્યો.

આ વખતે દક્ષિણમાં એણે ખૂબ મોજશોખ ઉડાવ્યો અને એણે પોતાનું પોત પ્રકાશવા માંડ્યું. ઔરંગાબાદથી ૬ માઈલ દૂર આવેલી એક ટેકરી ઉપર ખંડોબાનું પવિત્ર મંદિર હતું તેનો નાશ કર્યો. ઔરંગઝેબે બહુ બારીકાઈથી પોતાના અમલ નીચેના મુલકની સ્થિતિ તપાસી ત્યારે એને માલુમ પડ્યું કે ૧૬૪૪ માં એણે દક્ષિણ છોડ્યું ત્યાર પછી ખેડૂતોની સ્થિતિ વધારે ખરાબ થઈ હતી. મુગલ સરકારની આવક તદ્દન ઘટી ગઈ હતી. ઘણાં ગામોની વસ્તી ઓછી થઈ ગઈ હતી અને જમીનો પડતર પડી રહી હતી. ઔરંગઝેબને લાગ્યું કે ઉપરાઉપરી સુબાઓ બદલવાથી આ સ્થિતિ થઈ હશે. આસરે ૮ વરસમાં ૬ સુબાઓ બદલાયા અને દરેકની પદ્ધતિ અને રીત જુદી. પ્રજા તો કાયરકાયર થઈ ગઈ હતી. ૧૬૪૪–૪૫ માં દક્ષિણનો સુબો ખાનડૌરાન હતો. આ અમલદાર ઉંમરે ઘરડો અને સ્વભાવે અતિ ક્રૂર હતો. એણે પ્રજાને સતાવવામાં બાકી ન રાખી. રૈયતને ખૂબ રિબાવી તથા રંજાડી. એના મરણની વાત સાંભળતાં જ રૈયતને આનંદ થયો. પછી થોડો કાળ જયસિંહે અમલ ચલાવ્યો. ઈ. સ. ૧૬૪૫–૪૭ સુધી ઈસ્લામખાન સુબેદાર રહ્યો. આ અમલદાર ઘણો ઘરડો હતો અને વૃદ્ધાવસ્થાને લીધે એટલો બધો નબળો બની ગયો હતો કે એ ઘોડા ઉપર બેસી શકતો ન હતો. એ બહુ લાલચુ અને પૈસા ખાનારો હતો. આ સુબો હલકી બુદ્ધિનો અને ચોર દાનતનો હતો. સરકારી કિલ્લામાં સંકટ સમયે વાપરવા માટે ભરી મૂકેલું અનાજ ચોરીથી વેચી એણે પોતાના ખિસ્સાં તર કર્યાં. શાહ નવાજખાન અને મુરારબક્ષે તો માંહોમાહે લડ્યાં જ કર્યું. આ બંને થોડા થોડા વખત સુધી સુબા હતા.

દક્ષિણના મુગલ મુલકમાં આવી રીતે અવ્યવસ્થા ચાલી રહી હતી. પ્રજા કંટાળી ગઈ હતી અને રાજ્યની આવક ઘટી ગઈ હતી. આવક ઘટતી ઘટતી એટલે સુધી ઘટી ગઈ કે ખરચને પહોંચી વળવા માટે બાદશાહ શાહજહાન બીજા પ્રાંતની આવકમાંથી દક્ષિણના નિભાવને માટે નાણાં મોકલતો.

ઔરંગઝેબે બીજી વખતે દક્ષિણની લગામ સુબા તરીકે હાથમાં લીધી ત્યારે નીચે પ્રમાણે ખરચ થતું હતું. ૨૫ લાખ રૂપિયા ઔરંગઝેબ અને તેના છોકરાઓના પગારમાં ખરચાતા. ૬ લાખ રૂપિયા લશ્કર અને બીજા ખરચમાં ખરચાતા. આ પ્રમાણેનો ખરચ હતો. આવક તેનાથી ઓછી હતી. જમીન મહેસુલ આસરે ૨॥ લાખ રૂપિયા વસુલ આવતું. ૯ લાખ રૂપિયા ખંડણીના આવતા. આ રીતે દર વરસે ૨૦ લાખ રૂપિયાની દક્ષિણનો કારભાર ચલાવવામાં ખોટ આવતી. દોલતાબાદના કિલ્લામાં રૂ. ૮૦ લાખની સિલક શાહજહાને રાખી મુકી હતી. તેમાંથી દર વરસે આ ખોટની રકમ આપવામાં આવતી. દક્ષિણના મુગલ મુલકની રૈયત ખરાબ હાલતમાં આવી પડી હતી તેથી આવક ઘટી ગઈ હતી. આવક ઉપરના કાપને લીધે બાદશાહની નજર લોકોની આબાદી તરફ ખેંચાઈ. દૂધ ઘટી જાય ત્યારે ભુખે મરતી ગાયના ખોરાકનો માલિક વિચાર કરે છે તેવી રીતે તિજોરીનું તળીયું દેખાવા લાગ્યું એટલે રૈયતના દુખ તરફ બાદશાહનું ધ્યાન દોરાયું. દક્ષિણમાં મુગલ મુલકોમાં આવક બરોબર વસુલ થઈ શકે તે માટે લોકોની દશા સુધારવા તરફ ખાસ ધ્યાન દેવા શાહજહાન બાદશાહે ઔરંગઝેબને સૂચના કરી હતી. પ્રજાને આબાદ કરી તિજોરી તર કરવાનું સમજાવીને ઔરંગઝેબને દક્ષિણમાં મોકલવામાં આવ્યો હતો. ઔરંગઝેબ આ કામમાં શાહજહાનને સંતોષ આપી શક્યો નહિ. અણબનાવ ધીમે ધીમે વધ્યો. બાપ બેટા વચ્ચે બેદિલી વધતી ચાલી. આ અને એવા બીજા કારણોને લીધે ઔરંગઝેબને એના બાપ તથા ભાઈ દારા સાથે બહુ કડવું વેર બંધાયું. બિજાપુરનો બાદશાહ અને ગોવળકોંડાનો સુલતાન પોતાનો સંબંધ બારોબાર દિલ્હીના બાદશાહ સાથે રાખતા તે ઔરંગઝેબને ગમ્યું નહિ. દક્ષિણના મુગલ સુબાને વાકેફ કર્યા સિવાય આ બાદશાહ અને સુલતાન બારોબાર દિલ્હીપતિ સાથે વહેવાર કરે તેથી મુગલ બાદશાહતની આબરુને ધોકો પહોંચતો હતો તેથી દક્ષિણના બાદશાહ અને સુલતાને દિલ્હીના બાદશાહ સાથેનો બધો વહેવાર દક્ષિણના સુબાની મારફતે કરવો એવો હુકમ કરવા ઔરંગઝેબે દિલ્હી બાદશાહને વિનંતિ કરી. શાહજહાને ઔરંગઝેબની આ વિનંતિ સ્વીકારી નહિ તેથી આગમાં તેલ રેડ્યા જેવું થયું.

### ૪. મીર જુમલાને મદદ અને ગોવળકોંડાને ગળે ફાંસો.

અનેક કારણોને લીધે બિજાપુર અને ગોવળકોંડાને ગળી જવાની ઔરંગઝેબની દાનત હતી. ઔરંગઝેબ બીજી વારનો દક્ષિણમાં સુબા તરીકે આવ્યો ત્યારથી ગોવળકોંડાની સાથે લડવાના છીંડા શોધતો જ હતો. ગોવળકોંડાનો સુલતાન મુગલ બાદશાહને બે લાખ હોનની ખંડણી આપતો હતો પણ તે પૂરેપુરી વસુલ કરવાનું કામ બહુ ભારે થઈ પડ્યું હતું. આખરે મુગલ બાદશાહે સમાધાનીનો રસ્તો શોધી કાઢ્યો કે સુલતાને ખંડણી પેટે અરધી રકમ દિલ્હીના બાદશાહને રોકડી આપવી અને અરધી રકમને પેટે તેટલી રકમના હાથી આપવા. આ રસ્તો શોધી કાઢ્યો છતાં ખંડણી વખતસર મળતી નહતી. ઔરંગઝેબની આંખમાં આ રાજ્ય ખૂંચી રહ્યું હતું અને એને ગળી જવાનો દાવ ખોળતો હતો. એણે ખંડણી પેટે ગોવળકોંડા રાજ્યનો કેટલોક પ્રદેશ હંમેશને માટે બાદશાહતમાં જોડી દેવાની સુલતાનને સૂચના કરી. ગોવળકોંડાના સુલતાન સાથે ઔરંગઝેબને અણબનાવ હતો એટલે પગલે પગલે અને ડગલે ડગલે એ સુલતાનને કનડગત કરવા મંડ્યો. એણે સુલતાનને જણાવ્યું કે મુગલ સરકારે સુલતાન પાસેથી ૨ લાખ હોનની ખંડણી ઠરાવી નક્કી કરી ત્યારે હોન એકની કિંમત ચાર રૂપિયા હતી અને હવે હોનની કિંમત રૂા. ૫) થઈ છે તો તે હિસાબે હવેથી ખંડણીના રૂપિયા આઠ લાખને બદલે દસ લાખ ગણવા અને પાછલા દસ વરસની નુકસાની પેટે રૂા. ૨૦ લાખ વધારાના તાકીદે મોકલવા. બીજું સુલતાને મુગલ બાદશાહની પરવાનગી સિવાય કર્ણાટકના શ્રીરંગરાયનો કેટલોક મુલક જીત્યો હતો તે કસુર માટે મોટી રકમ દંડ તરીકે આપવી. ઔરંગઝેબે માગેલી આ બધી મોટી રકમો આપવા સુલતાન ખુશી ન હતો. આવી રીતના અનેક નવા નવા કિસ્સાઓ ઉભા કરીને ઔરંગઝેબે ગોવળકોંડાને ગળે ફાંસો નાખવા ઠીક ઠીક તૈયારી કરી મૂકી. ઘટતી તૈયારી કરી સુલતાન તરફથી કંઈ એવું કૃત્ય થાય કે તરત જ ગોવળકોંડા ઉપર તલપ મરાય એની ઔરંગઝેબ રાહ જોતો બેઠો.

ગોવળકોંડાનું રાજ્ય પ્રમાણમાં ઘણું નાનું ગણાય; પણ તે જમાનામાં તેની જાહોજલાલી અદ્વિતીય હતી. એ પ્રાંતની ભૂમિ અતિ રસાળ હતી. આંખને આનંદ આપે એવી પ્રાન્તની ફળદ્રુપતા હતી. લીલાંછમ ખેતરો જોનારની આંખોને સંતોષ આપતાં. નહેરોમાંથી ખેડુતોને જોઈએ તેટલા પ્રમાણમાં પાણી મળતાં તેથી ખેડુતો મન મૂકીને ખેતી કરતા. ત્યાંનો ખેડુતવર્ગ ઉદ્યમી અને મહેનતુ હતો તેથી ઉંચા પ્રકારની ખેતી કરી શકતો. ગોવળકોંડાના મુલકની ફળદ્રુપતા આખા મહારાષ્ટ્રમાં મશહૂર હતી. ગોવળકોંડાના મુલકમાં ખેતી આબાદ હતી એટલું જ નહિ પણ વેપાર ધમધોકાર ચાલતો. મછલીપટ્ટણ બંદરે પરદેશના વેપારી વહાણો લાંગરતા. તમાકુ અને નાળિયેરનો જબરો વેપાર ગોવળકોંડામાં ચાલી રહ્યો હતો. ખેડુતો જેવા આબાદ હતા તેવાજ વેપારીઓ સુખી હતા. હૈદ્રાબાદ એ હીરા, માણેક, મોતી વગેરે ઝવેરાતના વેપારનું મુખ્ય મથક હતું. આખી દુનિયામાં હૈદ્રાબાદ જેટલો હીરાનો વેપાર બીજે કોઈ ઠેકાણે થતો ન હતો. ખેડુત અને વેપારીઓ સારી સ્થિતિમાં હતા એટલું જ નહિ પણ આ પ્રાન્તના હુન્નરઉદ્યોગને સારૂં ઉત્તેજન મળતું હતું તેથી કારીગરવર્ગ જાહોજલાલી ભોગવતો હતો. કળાકૌશલ્યનો વિકાસ આ પ્રાંતમાં નજરે પડતો. નિર્મળ અને ઇંદુરનાં પોલાદી હથિયારો, તલવારો, ભાલા, બરછી વગેરે આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ હતાં. વણકરોનો ઉદ્યમ ચડતી સ્થિતિમાં હતો. મછલીપટ્ટણના વણકરોની કીર્તિ તો ઠેઠ દિલ્હી અને બરાનપુર સુધી ફેલાઈ હતી. ત્યાંની મુલકમશહૂર મલમલ પોતાના માટે બનાવવા બરાનપુર અને દિલ્હીના બાદશાહો મછલીપટ્ટણના વણકરોને બોલાવતા. એ રાજ્યમાં આવેલા યેલ્લુરના ગાલીચા આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ હતા. ગોવળકોંડાની કીર્તિ યુરોપમાં પણ ફેલાઈ હતી. ગોવળકોંડાનો સુલતાન કુતુબશાહ શિયા પંથનો હતો. આબાદીની ટોચે પહોંચેલા ગોવળકોંડાને જોઈ ઔરંગઝેબના મોંમાં પાણી છૂટતું. બીજું તે જમાનામાં પણ શિયા અને સુન્ની મુસલમાનોનો સંબંધ મીઠો ન હતો. ગોવળકોંડા ઝડપી લેવા માટે ઔરંગઝેબ કાંઈક બહાનું શોધતો હતો, એટલામાં નીચેનો બનાવ બન્યો તેનો લાભ લઇ ઔરંગઝેબે ગોવળકોંડા ઉપર ચડાઈ કરી.

**મીરજુમલા.**

ઈ. સ. ૧૬૩૦ માં મીરજુમલા અથવા મહમદ સૈયદ નામનો એક વેપારી ઈરાનથી દક્ષિણ હિંદુસ્થાનમાં આવીને હીરાનો વેપાર કરવા લાગ્યો. વેપારની કુનેહ અને ચતુરાઈ ઉપરાંત એનામાં રાજદ્વારી મુત્સદ્દીઓમાં ખાસ જરુરના એવા ઘણા ગુણો હતા. દીર્ઘદૃષ્ટિ, ઝીણવટ, મગજની શાંતિ, ધીરજ, ચાલાકી, ચપળતા, વગેરે ગુણો એનામાં કુતુબશાહને માલુમ પડ્યા તેથી એને કુતુબશાહીનો વઝીર નીમવામાં આવ્યો હતો. સુલતાને તેને કર્ણાટકમાં મુલક જીતવા માટે મોકલ્યો હતો. મીરજુમલાએ પોતાની હિંમત અને બહાદુરીથી કર્ણાટકમાં દિગ્વિજય મેળવ્યો. એણે યુરોપિયન લોકો પાસે તોપખાનું તૈયાર કરાવ્યું અને એની મદદથી કર્ણાટકનો કડાપા પ્રાંત અને ગંડીકોટાનો કિલ્લો જીતી લીધો. કર્ણાટકનાં મોટાં મોટાં મંદિરોનું ધન લૂંટી મીરજુમલા સંતોષ ન પામ્યો. તેણે હિંદુ મંદિરોમાંની ત્રાંબા પિત્તળની પવિત્ર મૂર્તિઓ તોડીને ગાળી નાખી અને તે ધાતુની તોપો તૈયાર કરાવી. કર્ણાટકમાં મીરજુમલાએ પોતાની સત્તા જમાવી. પોતાની સત્તા જામી એટલે મીરજુમલાને માલીકની ઝુંસરી ફેંકી દઈ સ્વતંત્ર થવાનું મન થયું. કર્ણાટકમાં બરાબર પગ જામ્યો એટલે એણે પોતાના માલીક કુતુબશાહને, પોતે કર્ણાટકમાં જીતેલા મુલકનો અને લુંટેલી સંપત્તિનો ભાગ આપવાની ચોખ્ખી ના પાડી. કર્ણાટકમાં એ સ્વતંત્ર થઈ ગયો અને કુતુબશાહની વઝીરી ફેંકી દીધી. મીરજુમલા બેવફા નીવડ્યો તેથી તેને સજા કરવા કુતુબશાહે લશ્કર રવાના કર્યું.

મીરજુમલા મુત્સદ્દી હતો. એણે બિજાપુરના આદિલશાહનો સ્નેહ સંપાદન કર્યો. ચંદ્રગિરિના રાજા સાથે મિત્રાચારી બાંધી. કુતુબશાહનું લશ્કર મીરજુમલા ઉપર ચડાઈ લઈને આવ્યું. તે લશ્કરને લાંચ આપી, સમજાવી પટાવી પાછું કાઢ્યું. મુગલ શહેનશાહની સેવામાં નોકરી સ્વીકારવાનું નક્કી કરી મીર-

જુમલાએ શાહજહાન બાદશાહને વિનંતિ કરી. કુતુબશાહે મીરજુમલાની બધી ખટપટ જાણી અને તેના ઉપર એને ભારે ક્રોધ થયો. આખરે સુલતાને મીરજુમલાના છોકરા મહમદ અમીન અને એના બીજા સગાંઓને કેદ કર્યા ( ઈ. સ. ૧૬૫૫ ). ઔરંગઝેબ ગોવળકોંડા ઉપર ચડાઈ કરવાની રાહ જોતો બેઠો હતો. તેણે આ તક સાધી લીધી.

શાહજહાન બાદશાહે મીરજુમલાની વિનંતિ સ્વીકારી અને એને નોકરીમાં જોડાવા માટે દિલ્હી બોલાવ્યો. મીરજુમલાના દીકરાને તથા તેના સગાંઓને બંધનમાંથી તુરત મુક્ત કરવા ઔરંગઝેબે સુલતાન કુતુબશાહને પત્ર લખ્યો. એ પત્રનો જવાબ સુલતાન શો આપે છે તેની રાહ જોયા વગર પત્રની પાછળ ઔરંગઝેબે પોતાના દીકરા સુલતાન મહમદની સરદારી નીચે ગોવળકોંડા ઉપર લશ્કર મોકલ્યું. પછી ઈ. સ. ૧૬૫૬ ના જાનેવારી માસમાં ઔરંગઝેબે જાતે ગોવળકોંડા ઉપર ચડાઈ કરી. ઔરંગઝેબ ગોવળકોંડાની ચડાઈમાં રોકાયલો છે એ જોઈ શિવાજી મહારાજે મુગલ મુલક ઉપર ચડાઈ કરી જુન્નર લૂટયું. ઔરંગઝેબની માગણી મુજબ સુલતાને મીરજુમલાના સગાંઓને છોડી મૂક્યા અને એની માફી માગી. ઔરંગઝેબ માફી આપે એવો ન હતો. એણે તો ગોવળકોંડાને ગળે ફાંસો નાંખ્યો હતો, તે કેમે કરી કાઢવો ન હતો. ઔરંગઝેબે હૈદ્રાબાદ ઉપર હુમલો કર્યો. કુતુબશાહ સુલતાન ગોવળકોંડા નાસી ગયો. મુગલોએ હૈદ્રાબાદ લૂટયું. હૈદ્રાબાદ સર કરી ઔરંગઝેબે ગોવળકોંડાને ઘેરો ઘાલ્યો. કુતુબશાહે ઔરંગઝેબને દયા માટે વિનંતિ કરી. ઔરંગઝેબને તો ગોવળકોંડા ગળી જવું હતું એટલે એના અંતઃકરણમાં દયા જાગૃત શેની થાય ? સુલતાનને જમીનદોસ્ત કરી ગોવળકોંડા ગળી જવા માટે દિલ્હીથી શાહજહાનની સંમતિ મેળવવાના ઈરાદાથી ઔરંગઝેબે પોતાના પિતાને નીચેની મતલબનો પત્ર લખ્યો હતો. મીરજુમલાના સગાંઓની ગિરફતારીના સંબંધમાં વીગતવાર લખી પછી છેલ્લે લખ્યું “ પિતાજી ! ગોવળકોંડા પ્રદેશ એ કોઈનું પણ ચિત્ત હરણ કરે એવો છે. એના સૌંદર્યનું વર્ણન પૂરેપુરું થઈ શકે એમ નથી. એ પ્રદેશના વખાણ હું કઈ રીતે કરું તેની મને સૂઝ પડતી નથી. પાણીની નહેરો અને ખેતીની જોગવાઈને લીધે આખો પ્રદેશ લીલોછમ દેખાય છે. એ પ્રદેશ ઉપર નજર પડતાં કોઈના પણ કાળજાને ટાઢક વળ્યા સિવાય રહે નહિ. હવા તો એવી સુંદર અને સારી છે કે તેનું પૂછવું જ શું ? આ પ્રદેશનાં હવાપાણી ગમે તેવા માણસમાં સ્ફૂર્તિ ઉત્પન્ન કરે એવાં છે. પ્રદેશનાં સુંદર ગામોમાં વસતી ઘાડી છે. જમીન બધી ખેડાણ અને આબાદ છે. આપણી આખી બાદશાહતમાં કોઈપણ ઠેકાણે આવો નમૂનેદાર પ્રાંત નથી. આ પ્રાંતની સમૃદ્ધિ, દોલત અને જાહોજલાલી મુલકમશહૂર છે. કમનસીબે આ પ્રાંત કુતુબશાહ જેવા બેવકૂફ સુલતાનને ખોળે પડ્યો છે. આવા સુંદર પ્રાન્તની પ્રજાનું દુર્ભાગ્ય કે તેમને આવા મૂર્ખ સુલતાનના છત્ર નીચે રહેવું પડે છે. કુતુબશાહ મૂર્ખ અને બેવકૂફ છે એટલું જ નહિ પણ એ નીચવૃત્તિનો અને હલકા સ્વભાવનો છે, એ નગુણો છે. ગમે તેટલા ઉપકાર એના ઉપર કરો તોપણ વખત આવે એ બધું ભૂલી જાય એવો હલકટ છે. એ ધર્મભ્રષ્ટ છે. આપ જાણીને દુખી થશો કે એ સુન્ની મુસલમાનોને કનડે છે, સતાવે છે. એની પ્રજા એનાથી નારાજ છે. પ્રજા એના જુલમ અને ત્રાસથી તદ્દન કંટાળી ગઈ છે. આવા સુલતાનને આ સુંદર પ્રાન્ત ઉપરથી દૂર કરવો એ આપણો ધર્મ છે. આપણી ફરજ છે. એને દૂર કરીને રિબાતી પ્રજાને એના ત્રાસમાંથી નહિ છોડાવીએ તો આપણે આપણી ફરજ અદા કરવામાં ભૂલ્યા એમજ ગણાય. આ પ્રાંત આ નીચ સુલતાનના હાથમાં એક ઘડી પણ રહેવા દેવાની ભયંકર ભૂલ આપણે કરવી જોઈએ નહિ. ”

ઔરંગઝેબનો આ પત્ર શાહજહાનના અંતઃકરણ ઉપર ધારી અસર કરી શકયો નહિ. શાહજહાન ઔરંગઝેબના ઝેરીલા સ્વભાવથી વાકેફ હતો. એક વખત જો એ કોઈને દાઢમાં ઘાલે તો કોટિ ઉપાયે એને પૂરો કરીને જ એ છોડે એવો એનો સ્વભાવ છે એ બાદશાહ જાણતો હતો. દીકરાએ પત્રમાં લખ્યું તે બધું શાહજહાને માન્યું નહિ. શાહજહાનમાં ન્યાયબુદ્ધિ હતી. સ્વાર્થ સાધવા માટે ન્યાય તરફ આંખળો

થવા એ તૈયાર થતો નહિ. એણે વિચાર કર્યો કે કુતુબશાહ પણ મારા જેવો જ રાજા છે. એનો વજીર એને બંડખોર માલૂમ પડ્યો તો તેને ઠેકાણે લાવવા માટે સુલતાન કડક થાય અને દાખલો બેસાડવા માટે જરા સખત પગલાં ભરે તો તેમાં એણે પાપ શું કર્યું? એમાં એનો શો ગુનો થયો કે એને શિક્ષા કરવા આપણે તૈયાર થઈએ.' દારાએ પણ ઔરંગઝેબનો પત્ર વાંચી બાપને ચેતવણી આપી કે આ પત્ર ઉપરથી આપણે સુલતાનની વિરુદ્ધ કંઈ સખ્તાઈનાં પગલાં ભરીશું તો એમાં આપણે ગંભીર ભૂલ કરીશું. દિલ્હી દરબારમાં રહેતા ગોવળકોંડાના વકીલે સુલતાન તરફથી બાદશાહને દયા બતાવવા વિનંતિ કરી. વકીલની વિનંતિ ધ્યાનમાં લઈ કુતુબશાહ સાથે સલાહ કરવા બાદશાહે ઔરંગઝેબને લખી મોકલ્યું. શાહજહાનનું આ લખાણ ઔરંગઝેબે દાબી દીધું અને લડાઈ ચાલુ રાખી. કુતુબશાહે અને તેની વૃદ્ધ માતાએ ઔરંગઝેબને કાલાવાલા કર્યા. પોતાની છોકરી ઔરંગઝેબના છોકરાને પરણાવવા કુતુબશાહ તૈયાર થયો. ઔરંગઝેબે કુતુબશાહ પાસે એક કરોડ રૂપિયા દંડ માગ્યો. આવી મોટી રકમ કુતુબશાહ આપી શકે એમ ન હતું. કુતુબશાહે આ બધી હકીકત દારા મારફતે બાદશાહને જણાવી અને વધારામાં જણાવ્યું કે 'બાદશાહના હુકમો ઔરંગઝેબ વચ્ચેથી દાબી દે છે અને કોઈપણ પ્રકારની એની ખબર સુલતાનને આપતા નથી. બાદશાહ તરફથી આવતા જવાબની પણ ખબર સુલતાનને મળતી નથી.' આ હકીકત સાંભળી બાદશાહ બહુ જ ગુસ્સે થયો. સુલતાન સાથેના અણબનાવને લીધે ઔરંગઝેબ આ બધું કરી રહ્યો છે એમ બાદશાહને લાગ્યું. આખરે શાહજહાને ઔરંગઝેબને હુકમ મળતાંની સાથે જ તરત જ ગોવળકોંડા છોડી પોતાને મુકામે જવા પત્ર લખ્યો. ઈ. સ. ૧૬૫૬ ના માર્ચ માસમાં ઔરંગઝેબે ગોવળકોંડાનો ઘેરો ઉઠાવી લીધો અને ગોવળકોંડાના સુલતાન સાથે સલાહ કરી. ગોવળકોંડાનો ઘેરો એ ઔરંગઝેબની ન્યાય બુદ્ધિ (!)નું એક ઉદાહરણ છે.

## ૫. મુગલ અને બિજાપુર વચ્ચે અણબનાવ.

ઈ. સ. ૧૬૫૬ માં જ્યારે દક્ષિણનો મુગલ સુબેદાર શાહજાદા ઔરંગઝેબ ગોવળકોંડા સાથે લડાઈમાં રોકાયો હતો ત્યારે શિવાજી મહારાજ જાવળીના મોરે પ્રકરણમાં પૂરેપુરા ગુંથાયા હતા. બિજાપુરનો બાદશાહ મહમદ આદિલશાહ ઘણાં વરસની બિમારી ભોગવી ઈ. સ. ૧૬૫૬ ના નવેમ્બર માસની ૪ થી તારીખે ૪૭ વરસની ઉંમરે મરણ પામ્યો.

ગોવળકોંડાના સુલતાન કુતુબશાહ સાથે તો ઔરંગઝેબને ભારે વેર હતું. દારાનો આ સુલતાન પણ મળતિયો છે એવી ઔરંગઝેબની ખાત્રી થઈ ગઈ હતી અને કુતુબશાહના સંબંધમાં ઔરંગઝેબને બાદશાહ તરફથી ઠપકો પણ ઘણો મળ્યો હતો એટલે કુતુબશાહને તો એ પોતાનો કટ્ટો દુશ્મન માનતો. ગોવળકોંડાના કુતુબશાહની બેન એ મહમદ આદિલશાહની બેગમ હતી, જે બડી બેગમ (બડી સાહેબ)ને નામે ઓળખાય છે. તેણે વજીર ખાનમહમદની મદદથી પોતાના ૧૮ વરસના પુત્ર અલીઆદિલશાહને બિજાપુરની ગાદી ઉપર બેસાડ્યો. મહમદ આદિલશાહ જ્યારથી મરણ પથારીએ પડ્યો હતો ત્યારથી જ બિજાપુર દરબારમાં અવ્યવસ્થા અને અંધેર ચાલી રહ્યાં હતાં. બિજાપુરના સરદારોમાં માંહોમાંહે ઈર્ષાને

બરાબર લડાવતો. ધણીને કહે ધાડ અને ચોરને કહે દોડ, એ રીત ઔરંગઝેબે બિજાપુરને નબળું બનાવવા માટે અખત્યાર કરી. ભેદનીતિનું શસ્ત્ર ઔરંગઝેબે પૂર જોરથી ચલાવ્યું. બિજાપુર દરબારના લશ્કરના મુખ્ય સેનાપતિ ખાનમહમદને પણ ઔરંગઝેબે ફોડ્યો હતો.

એણે બિજાપુરી બાદશાહતના પાયો હચમચાવી નાંખ્યો હતો પણ મહમદ આદિલશાહના મરણ સુધી એ મકાન કડડભૂસ થયું નહિ એટલે ઔરંગઝેબની આ બાજી પૂરેપુરી સફળ થઈ નહિ. મહમદશાહના મરણ પછી અલી ગાદી ઉપર આવ્યો એટલે ઔરંગઝેબે બાજી બદલી અને આદિલશાહી ઉપર તરાપ મારવાની તક સાધી. ઔરંગઝેબના મોટા ભાઈ દારાની સાથે બિજાપુર બાદશાહને સારો સંબંધ હતો એ ઔરંગઝેબ જાણતો હતો તેથી આદિલશાહી માટે ઔરંગઝેબના હૈયામાં હળાહળ ઝેર ઉછળી રહ્યું હતું. અલી નાની ઉંમરનો બીનઅનુભવી હતો તેનો લાભ લઈ અવ્યવસ્થિત દશામાં આવી પડેલા બિજાપુર દરબારને જમીનદોસ્ત કરવાની દાનતથી ઔરંગઝેબે દરબારના કેટલાક સરદારોને ફોડ્યા. દારા શેકોહની સાથે સારો સંબંધ બિજાપુરે રાખ્યો એ જ આદિલશાહનો ભયંકર ગુનો થયો હતો અને તે કારણે ઔરંગઝેબ આ બાદશાહતને જમીનદોસ્ત કરવાનો ઘાટ ઘડી રહ્યો હતો. ઔરંગઝેબના ઝેરીલા સ્વભાવની આ બનાવ સાક્ષી પૂરે છે. મહમદ આદિલશાહ મરી પરવાર્યો એટલે ઔરંગઝેબ એના ઉપર વેર ન લઈ શક્યો પણ "તારો બાપ નહિ તો તું" એ ન્યાય પ્રમાણે ઔરંગઝેબે બાપનું વેર દીકરા પાસેથી વસૂલ કરવાનો નિશ્ચય કર્યો. આવાં વેર વસૂલ કરવામાં પણ ઔરંગઝેબ પૂરો પાવરધો હતો. મરેલા વેરીનું વેર એના દીકરા પાસેથી વસૂલ કરવાની વૃત્તિ ઔરંગઝેબમાં બચપણથી હતી એ આ દાખલા ઉપરથી પૂરવાર થાય છે. બિજાપુરને ખાલસા કરવાના કામમાં શહેનશાહની સંમતિ મેળવવાના હેતુથી ઔરંગઝેબે શાહજહાન બાદશાહને લખી જણાવ્યું કે "અલી આદિલશાહ એ બિજાપુરના બાદશાહ મહમદ આદિલશાહનો દાસીથી થયેલો પુત્ર છે અને તેથી ગાદીનો સાચો વારસ નથી. બિજાપુરનું રાજ્ય એ ખંડિયું રાજ્ય છે અને જ્યારે ગાદીનો સીધો વારસ ઔરસપુત્ર ન હોય ત્યારે દિલ્હીના બાદશાહની પરવાનગી સિવાય કોઈને ગાદી ઉપર બેસાડવાનો હક્ક નથી. દિલ્હીના બાદશાહની પરવાનગી સિવાય અલી આદિલશાહ બિજાપુરની ગાદી પચાવી પડ્યો છે માટે તેને પદભ્રષ્ટ કરવો". દિલ્હીમાં શાહજહાન પાસે દારા હતો. તે ઔરંગઝેબની ગેરવાજબી માગણીઓ પેશ જવાદે એવો ન હતો. ઔરંગઝેબ તરફના લખાણ ઉપર દારા બહુ ઝીણી નજરથી ધ્યાન દેતો અને 'દૂખે પેટ ત્યારે કૂટે માથું' એવાં લખાણ જ્યારે જ્યારે આવતાં ત્યારે દારા બહુ સાવચેત રહેતો અને ઊંડો વિચાર કરી પોતાનો અભિપ્રાય આપતો. પોતાની ધારેલી નેમ દારા પેશ જવા દેશે નહિ તેની ઔરંગઝેબને ખાત્રી હતી તેથી તેણે મીરજુમલાને સાધ્યો હતો. ગમે તેમ કરી બિજાપુર ઉપર ચડાઈ લઈ જવા બાદશાહની સંમતિ મેળવવા ઔરંગઝેબે મીરજુમલાને જણાવ્યું હતું. મીરજુમલાએ પૂરેપુરું મુત્સદ્દીપણું વાપર્યું અને આ સંબંધમાં શાહજહાનના વિચારોનું પરિવર્તન કરાવ્યું. સાધારણ સંજોગોમાં તો ઔરંગઝેબે બિજાપુર ઉપર ચડાઈ કરવા માટે દિલ્હીપતિની પરવાનગી મંગાવી હતી તે મળત નહિ, પણ મીરજુમલાની દરમ્યાનગીરીથી ઔરંગઝેબની બાજી પેશ ગઈ અને બિજાપુર ઉપર ચડાઈ લઈ જવાની પરવાનગી દિલ્હીથી મોકલવામાં આવી. આ ચડાઈમાં ઔરંગઝેબને મદદ કરવા માટે માળવેથી શાહિસ્તખાનને પણ મોકલવામાં આવ્યો હતો.

ખરું જોતાં દિલ્હીના બાદશાહ પાસેથી મીરજુમલાએ ઔરંગઝેબને ખુશ કરવા માટે ખોટી પરવાનગી અપાવી હતી. એક તો બિજાપુરનો બાદશાહ દિલ્હીના મુગલ બાદશાહનો ખંડિયો ન હતો એટલું જ નહિ પણ બિજાપુરનો બાદશાહ ગુજરી ગયા પછી ગાદીનો વારસ નક્કી કરવાની સત્તા દિલ્હીના બાદશાહની ન હતી. પરવાનગી આપવામાં અન્યાય થયો હતો એ વાત ખુલ્લે ખુલ્લી દેખાઈ આવે છે. ઔરંગઝેબ દિલ્હીથી સંમતિ આવવાની રાહ જોઈ નેજ બેઠો હતો એટલે દિલ્હીથી હુકમ આવતાં જ ઔરંગઝેબે બિજાપુર ઉપર ચડાઈ કરી. બિજાપુર બાદશાહના બીડર શહેરને મુગલ લશ્કરે ઘેરો ઘાલ્યો. તે વખતે

બીડર શહેર બહુ આબાદ હતું અને ખરી જાહોજલાલી ભોગવતું હતું. બીડર સીદી મર્જાનના હાથમાં હતું. આ કિલ્લાનું રક્ષણ બહુ હિંમત અને બહાદુરીથી શૂરા સરદાર સીદી મર્જાને કર્યું. આ સરદાર મુગલો સાથે બહાદુરીથી લડતાં લડતાં રણમાં પડ્યો અને કિલ્લો મુગલોના હાથમાં ગયો. આ કિલ્લામાંથી ૧૨ લાખ રૂપિયા રોકડા અને ૮ લાખ રૂપિયાની કિંમતનો દારુગોળો વગેરે ઔરંગઝેબને હાથ લાગ્યું. આ જીતથી ઔરંગઝેબને અતિ આનંદ થયો હતો. એણે શિવાજી મહારાજને તા. ૨૩ એપ્રિલ, ૧૬૫૭ ને રોજ નીચેની મતલબનો પત્ર લખ્યો હતો: 'હાલમાં ઈશ્વરની કૃપા અમારા ઉપર છે. અમારા દુશ્મનો દિવસે દિવસે નબળા અને નરમ પડતા જાય છે. દિન પ્રતિદિન અમારી ચડતી થતી અમને દેખાય છે. બીડર જેવો મજબૂત કિલ્લો આજ સુધી જે અજીત ગણાતો તે અમો જોતજોતામાં સર કરી શક્યા. આ કિલ્લો તો દક્ષિણ કર્ણાટકનો દરવાજો ગણાય. જે કિલ્લો જીતતાં બીજાઓને વરસોનાં વરસો વીતી જાય તે કિલ્લો અમે એક દિવસમાં હસ્તગત કર્યો. ઈશ્વરની કૃપાનું આ ફળ છે અને શૂરા યોદ્ધાઓના પરાક્રમનું આ પરિણામ છે. અમારી આ જીત માટે તમને જરૂર સંતોષ થશે. અમારા વિજયના સમાચાર વારંવાર સાંભળવા તમે હંમેશ આતુર હશો એમ અમો માનીએ છીયે. અમારી તમારા ઉપર પૂર્ણ કૃપા છે."

બીડર પડ્યાના સમાચારથી બિજાપુર બાદશાહતમાં ભારે ગભરાટ પેઠો. બિચારો અલી ચિંતામાં ડૂબી ગયો. બીજા સરદારોને પણ આ સમાચારથી ધક્કો લાગ્યો. અલીને લાગ્યું કે હવે નમી પડ્યા સિવાય બીજો રસ્તો જ નથી તેથી તે મુગલોને નમી પડ્યો, લાચારી બતાવી. માફી બક્ષવા માટે રૂપિયા એક કરોડ આપવા તૈયાર થયો. ઔરંગઝેબનો વિચાર તો બિજાપુર બાદશાહત ડુબાડી દેવાનો હતો. એનાં મૂળ ખોદી નાખવાં હતાં એટલે અલીની આજીજી ઔરંગઝેબ કાને ધરતો નહતો. બીડર જીત્યા પછી ઔરંગઝેબે બિજાપુરને ઘેરો ઘાલ્યો. ગભરાયલો બાદશાહ વધારે ગભરાયો. એણે બાદશાહતની બધી આશાઓ મૂકી દીધી. આખરના ઈલાજ તરીકે બિજાપુર દરબારના મુત્સદ્દીઓને દિલ્હી શાહજહાન પાસે મોકલવામાં આવ્યા. નવા બાદશાહની બધી હકીકત આ મુત્સદ્દીઓએ શાહજહાનને કહી અને અલીની વિનંતિ ધ્યાનમાં લેવા અરજ ગુજારી. શાહજહાન ખરી સ્થિતિની કલ્પના કરી શક્યો અને એણે બિજાપુર બાદશાહ સાથે સલાહ કરવા ઔરંગઝેબને પત્ર લખ્યો. બિજાપુર પડું પડું થઈ રહ્યું હતું. ઔરંગઝેબ વિજયના સ્વપ્નાં સેવી રહ્યો હતો. બિજાપુરનાં મૂળ ઉખેડી નાખવાની એની ઈચ્છા હવે ફળીભુત થશે એ વિચારથી આનંદમાં આવી ગયો હતો, એવે વખતે દિલ્હીથી બિજાપુર સાથે એકદમ સલાહ કરવાનો પત્ર આવ્યો. આ પત્રથી ઔરંગઝેબને ભારે ક્રોધ ચડ્યો પણ આ હુકમને તાબે થયે જ છૂટકો હતો. આખરે ઔરંગઝેબે બિજાપુર સાથે તહનામું કર્યું. તે એ શરતે કે આદિલશાહે દોઢ કરોડ રૂપિયા દંડ તરીકે મુગલોને આપવા અને બીડર, કલ્યાણી અને પરિંડા એ ત્રણ કિલ્લાઓ અને નિઝામશાહીમાંના કિલ્લાઓ તથા વાંગી મહાલ મુગલોને આપવા. રૂપિયા દોઢ કરોડના દંડમાંથી શાહજહાને રૂપિયા ૫૦ લાખ ઓછા કર્યા. ઔરંગઝેબને આ તહનામું પસંદ ન હતું એટલે ગમે તેવા બાનાં કાઢીને બિજાપુરની એ છેડતી કરત પણ અલીની તરફેણમાં કુદરત ઉભી થઈ. દિલ્હીના મંજોગો બદલાયા. શાહજહાન બાદશાહ ગંભીર માંદગીને બિછાને પડ્યો અને ઔરંગઝેબને દિલ્હી તરફ દોડવું પડ્યું.

## પ્રકરણ ૧૩ મું

૧. ચામરગુંડા ઉપર ચડાઈ, જુન્નરની જીત.
૨. મરાઠા અને મુગલોનો સામનો.
૪. મુત્સદ્દીઓના પેંતરા મુગલો સાથે સલાહ.
૪. જંજીરા સાથે ઝગડો.
૫. દક્ષિણ કોંકણમાં દિગ્વિજય, વાડીના સામંતો સાથે સલાહ.
૬. સિદ્દાજી તરફ સહેજ નજર.

### ૧. ચામરગુંડા ઉપર ચડાઈ, જુન્નરની જીત.

જાવળી જીત્યા પછી શિવાજી મહારાજની હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની આશાઓ વધુ બળવાન બની. હવે દીર્ઘદૃષ્ટિ અને ખરું મુત્સદ્દીપણું વાપરવાનો વખત શિવાજી મહારાજ માટે આવી પહોંચ્યો. શિવાજી મહારાજની કસોટીનો આ સમય હતો. બહુ જ ઝીણવટથી સંજોગો અને બીનાઓ તપાસવાની ખાસ જરુર હતી. આજુબાજુ બનતા રાજકીય બનાવો ઝીણવટથી જોવાની મહારાજને તો ટેવ પડી ગઈ હતી. બહુ ઝીણવટથી સંજોગો તપાસી સ્થિતિનો ઊંડો વિચાર કરી દીર્ઘદૃષ્ટિથી નજર ફેરવતાં મહારાજને લાગ્યું કે સમય બહુ જ નાજુક હતો. આવે વખતે બાજી ખેલવામાં અસાધારણ ચપળતાની જરુર હતી. શિવાજી મહારાજ જેવા બહાદુર, હિંમતવાન, શુરા અને સાહસિક હતા તેવા જ તે ચપળ, ચતુર, ચાલાક અને મુત્સદ્દી પણ હતા. એમણે જોયું કે એમના પગ હજુ ભોંય પર મજબુત નથી જામ્યા અને જ્યાં સુધી જમીન પર પગ સજ્જડ ન જામે ત્યાં સુધી બળીયા સાથે દુશ્મનાવટ ઉભી કરતાં પહેલાં ઊંડો વિચાર કરવો અને બને ત્યાં સુધી તો દુશ્મનાવટ ટાળવી અને સામનો કરવાની ફરજ પડે તોપણ બને ત્યાં સુધી તે પ્રસંગ ટાળવો. બિજાપુર સરકાર સાથે તો મહારાજને દુશ્મનાવટ થઈ હતી અને જો મુગલોની સાથે પણ દુશ્મનાવટ થાય તો કદાચ પોતાનાં મૂળ ઉખડી જવાનો સંભવ હતો. આ વિચારો એમને સીધે રસ્તે દોરાવનારા છે એવી એમની ખાત્રી થઈ અને જાવળીની જીત પછી મુગલોની સાથે બને ત્યાં સુધી મેળ રાખવાનો એમણે પ્રયત્ન કર્યો હતો. જ્યારે ઔરંગઝેબ દક્ષિણમાં ગોવળકોંડાનો ખુરદો કરવામાં રોકાયો હતો ત્યારે શિવાજી મહારાજ પોતાના મુલકમાં સુવ્યવસ્થા સ્થાપવાના કામમાં પડ્યા હતા. આજે નહિ તો કાલે, હમણાં નહિ તો ટૂંકમાં પણ મુગલોની સામે થયા સિવાય છૂટકો નથી અને સામે થવાનો વખત બહુ જલદીથી પાસે આવતો જાય છે એ મહારાજ જોઈ શક્યા હતા. મુગલોની સામે થવાની તૈયારી મહારાજ અંદરખાનેથી કરી રહ્યા હતા. મહારાજ પોતાના મુલકોની મજબૂતી વધાર્યે જતા હતા અને મુગલો સાથે ભાઈચારાનો સંબંધ પણ એ જાળવી રહ્યા હતા. આ વખતે અહમદનગરનો મુગલ ગવર્નર મુલ્તફતખાન હતો. તેને શિવાજી મહારાજે એવી મતલબનો પત્ર લખ્યો કે "જો મારી ઇચ્છા મુજબ મને બધું આપવામાં આવે તો હું દિલ્હીની બાદશાહતમાં જોડાવા ખુશી છું." મુલ્તફતખાને શિવાજીને ગોળગોળ જવાબ આપ્યો. જવાબ એવા પ્રકારનો હતો કે તે લખનારને બંધનકર્તા ન થાય અને જેને જવાબ આપવામાં આવ્યો હોય તેને નિરાશા પણ ન થાય. મૂળ પત્ર લખવામાં પણ શિવાજી મહારાજે ભારે મુત્સદ્દીપણું વાપર્યું હતું. મુલ્તફતખાનને એકલાને પત્ર લખી મહારાજ થોભ્યા ન હતા. મહારાજે બીજો પત્ર એવી જ મતલબનો ઔરંગઝેબ ઉપર લખી પોતાના ખાસ પ્રતિનિધિ સાથે ઔરંગાબાદ મોકલાવ્યો હતો. ઔરંગઝેબ ક્યાં કાચો મુત્સદ્દી હતો? એણે પણ ગોળગોળ જવાબ આપ્યો. પત્રમાં સુંદર ભાષા વાપરીને ખૂબ સાકર પીરસી હતી. બંનેના જવાબથી શિવાજી મહારાજને જરાપણ સંતોષ થયો નહિ. એમને લાગ્યું કે આ તક (મુગલ અને બિજાપુરના અણબનાવની) સાધવા જેવી છે અને આ તકનો લાભ લીધાથી હિંદવી સ્વરાજ્ય સ્થાપવાનું કામ વધારે સુગમ થઈ પડશે. મુગલ અને આદિલશાહી વચ્ચેનો વિગ્રહ એ શિવાજી મહારાજ માટે સુંદર સોનેરી તક હતી. મહારાજ સમયની રાહ જોઈ રહ્યા હતા, એટલામાં બિજાપુર સરકારે મહારાજ પાસે મુગલોની

સામે મદદ માટે માગણી કરી. આદિલશાહી સરકારે બહુ લલચાવનારી શરતો શિવાજી મહારાજ પાસે મૂકી. મુગલો પાસેથી જે લાભ મળી શકે તેના કરતાં વધારે લાભ બિજાપુર સરકારે આપવાનું કબુલ કર્યું. મુલ્તફતખાન તથા ઔરંગઝેબ તરફથી ગોળગોળ જવાબ આવ્યા હતા અને કશું જ નક્કી જણાવ્યું ન હતું એટલે બિજાપુર સરકાર તરફથી મળતો લાભ સ્વીકારવાનું નક્કી કરી મુગલો સામે મદદ કરવાનું મહારાજે કબુલ કર્યું.

જ્યારે ઔરંગઝેબનું લશ્કર બીડરને ઘેરો ઘાલીને પડ્યું હતું ત્યારે દક્ષિણના નૈઋત્ય ખુણા ઉપર હલ્લો કરી, મુગલ લશ્કરના ભાગલા પાડવા, ઔરંગઝેબને ફરજ પાડવાની જરુર બિજાપુર દરબારને જણાઈ, તેથી શિવાજી મહારાજને એ કામ કરવા બિજાપુર સરકારે સૂચના કરી. માનાજી ભોંસલે અને કાશીપંત નામના મહારાજના બે સરદારો આ કામ માટે બહાર પડ્યા. ૩૦૦૦ ઘોડેસ્વારોનું લશ્કર લઈને ભીમા નદી ઓળંગી અહમદનગરની દક્ષિણે આશરે ૩૩ માઈલ દૂર ચામરગુંડા અથવા શ્રી ગોંદા અને રાયસીન ભાગના મુગલ મુલકો ઉપર ૧૬૫૭ ના માર્ચ માસમાં હલ્લો કર્યો. તે ભાગના મુગલ ગામડાંઓ લૂંટ્યાં. કેટલેક ઠેકાણે મુગલ મુલકોમાં આગ લગાડી અને મુગલ પ્રદેશમાં ત્રાસ ત્રાસ વર્તાવ્યો.

જ્યારે માનાજી ભોંસલેએ અહમદનગર નજીકના ભાગ ઉપર ચડાઈ કરી ત્યારે શિવાજી મહારાજ જુન્નર મહાલનો ઘાટ ઘડી રહ્યા હતા. માનાજી ભોંસલેએ મુગલ લશ્કરનું ધ્યાન અહમદનગર જિલ્લાના પૂર્વભાગ તરફ ખેંચ્યું હતું. માનાજીનું આ કૃત્ય શિવાજી મહારાજને બહુ અનુકૂળ થઈ પડ્યું મહારાજે જુન્નર જીતવાનો વિચાર કર્યો પણ એ કામ કંઈ સહેલું ન હતું. જુન્નરમાં ચંચુપ્રવેશ કરવાનું કામ વિકટ હતું. એમણે જુન્નર સંબંધી ખૂબ વિચારો કર્યા. જુન્નર જીતવાની જરુરિયાત તો એ જાણી ગયા પણ એ શી રીતે સાધ્ય કરવું તેનો માર્ગ જડતો નહતો. જુન્નર જીતવા માટે યુક્તિ, યોજના અને રચના શોધી કાઢવામાં મહારાજ ગુંથાયા હતા અને ગૂંચાયા પણ હતા. આખરે જુન્નર માટે સાહસ ખેડવાનું એમણે નક્કી કર્યું. શુદ્ધ હેતુથી, નિઃસ્વાર્થ બુદ્ધિથી, હિંદુત્વના રક્ષણ માટે પ્રજા ઉપરના જુલમ અને અત્યાચાર નાબૂદ કરવા માટે, હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની એમની ઇચ્છા હતી એવા પવિત્ર કાર્યમાં પ્રભુ એમની ઉમેદ જરુર બર લાવશે એ ખાત્રીથી ઈશ્વર ઉપર પૂરો વિશ્વાસ અને ભરોંસો રાખી પરિણામ જે આવે તે વેઠી લેવાની હિંમતથી એમણે જુન્નર માટે ઝુકાવવાનો દઢ નિશ્ચય કર્યો. અડચણ વખતે અને સંકટ સમયે હિકમત અને યુક્તિનો ઉપયોગ મહારાજ બહુ સારો કરી જાણતા. જુન્નરમાં પેસવા માટે એમણે એક યુક્તિ શોધી કાઢી. દોરડાની નીસરણી બનાવી તેને જુન્નરની દિવાલ ઉપર બરોબર ગોઠવી. એક રાત્રે મહારાજે યાહોમ કરીને જુન્નરની દિવાલ એ દોરડાની નીસરણીથી ચડવાની શરુઆત કરી. હિંમતથી મહારાજ દોરડાને આધારે દિવાલ પરથી અંદર પેઠા. અંદર પેસીને પહેરાવાળાઓને કતલ કર્યા. જ્યાં જ્યાં દુશ્મનના સિપાહીઓ મળ્યા ત્યાં ત્યાં તેમને મહારાજે કતલ કર્યા. મુસલમાનો તોબા તોબા પોકારી રહ્યા હતા. એમને તો નાસતાં ભોંય ભારે થઈ પડી હતી. અંધારામાં ક્યાં નાસવું એ સૂઝે નહિ. જેમ તેમ કરી મુગલો નાઠા અને કેટલાક છુપાઈ બેઠા. ઈ. સ. ૧૬૫૭ ના મે માસમાં જેપેરાકાવલી શહેર શિવાજી મહારાજને શરણે આવ્યું. મહારાજે જુન્નર શહેરની તિજોરી લૂંટી. જુન્નરમાંથી મહારાજને ૩ લાખ-હોન રોકડ, ૨૦૦ ઘોડાઓ, ભારે કિનખાબનો મોટો જથ્થો અને ખૂબ જવાહીર હાથ લાગ્યાં. શિવાજી મહારાજની આ જીત મુગલોની બેદરકારી, ઢીલ અને લશ્કરી ખોડખાંપણને લીધે થઈ એવું ઔરંગઝેબને લાગ્યું અને તેથી એણે થાણદારોને ખૂબ ઠપકો આપ્યો. પછી મહારાજનું લશ્કર ઠેઠ અહમદનગર ગયું અને ત્યાં પણ થોડી ઘણી લૂંટ ચલાવી.

## ૨. મરાઠા અને મુગલોનો સામનો. ✓

મરાઠાઓની ચડાઈઓ, છાપા, હલ્લા તથા લૂંટફાટ વગેરેના સમાચાર સાંભળી ઔરંગઝેબ ઘણો જ

ગુસ્સે થઈ ગયો. મરાઠાઓને મારવામાં જે જે અમલદારોએ ઢીલ કરી, કચાશ રાખી અગર પીછેહઠ કરી તે બધાંને ઔરંગઝેબે ખૂબ ઠપકો આપ્યો. અહમદનગર ઉપર આફત સાંભળી ઔરંગઝેબે તરત જ ત્યાં જોઈતી મદદ મોકલી દીધી. આ વખતે ઔરંગઝેબે મિજાજ ખોયો હતો. મરાઠાઓનો જડમૂળથી નાશ શી રીતે કરવો એ વિચારમાં એ પડ્યો હતો. મરાઠાઓ ઉપર વેર લેવા માટે એ તળેઉપર થઈ રહ્યો હતો. ઔરંગઝેબે તે વખતે મરાઠાઓના સંબંધમાં પોતાના અમલદારોને વેર લેવા માટે પત્રો લખ્યા હતા. એ પત્રો ઝેરથી ભરપૂર હતા અને તેમાંથી વેર વરસતું દેખાતું હતું. એ પત્રોમાં એણે નીચેની મતલબનું લખાણ કર્યું હતું:–" મરાઠાઓના એટલે શિવાજીનાં ગામો જમીનદોસ્ત કરો. એની રૈયતને જ્યાં દેખો ત્યાં મારો. એની પ્રજાની કતલ કરો. એમના ઉપર કોઈપણ પ્રકારની દયા બતાવ્યા સિવાય એમને કાપી નાખો. એમનાં ધન, માલ, અનાજ વગેરે લૂંટી લો. પૂના અને ચાકણ એ બે શિવાજીના ખાસ ગામો છે, તે ગામોને ભોંયભેગા કરી નાંખો. આપણા મુગલ મુલકના કોઈ પટેલ, કુળકરણી શિવાજી તરફ લાગણી ધરાવતા જડી આવે તો તેમને ગરદન મારો." ઉપર પ્રમાણેના ઔરંગઝેબના હુકમો દક્ષિણના મુગલ અમલદારો પ્રત્યે છૂટ્યા. ઔરંગઝેબ એ બહુ ઝીણી નજરવાળો અને દીર્ઘદૃષ્ટા મુત્સદ્દી હોવાથી મરાઠાઓની હિલચાલને એ પારખી શક્યો હતો. શિવાજી મહારાજનો ઉદ્દેશ પણ એ સમજી ગયો હતો. મરાઠાઓને મૂળમાં જ દાબી દેવાની એની દાનત હતી, પણ મરાઠાઓનો સરદાર કંઈ કાચો ન હતો. મરાઠાઓ મુગલ મુલકોને ન સતાવે તે માટે ઔરંગઝેબે પૂરેપુરો બંદોબસ્ત કર્યો હતો.

શિવાજી મહારાજની જુન્નરની જીતે મુગલોમાં ભારે ખળભળાટ મચાવી મૂક્યો હતો. ઔરંગઝેબે પોતાના મુલકનો પાકો બંદોબસ્ત કર્યો અને મરાઠાઓ ઉપર હુમલા લઈ જવાની ગોઠવણ કરી. જુન્નર નજીક કરતલબખાન નામના અમલદારને મૂકવામાં આવ્યો. અબદુલ મુનીમખાનને ગઢ નમુના ખાતે મૂકવામાં આવ્યો. હુશદરખાનને ચામરગુંડા અને રાયસીન ખાતે રોક્યો. નાસીરખાન અને ઈરિજખાનને ૩૦૦૦ ઘોડેસ્વારો સાથે બીર અને ધરુર ખાતે મોકલવામાં આવ્યા. રાવકરણ જે ઔરંગાબાદથી બીડર જવા માટે નીકળ્યો હતો તેને પણ અહમદનગર જિલ્લાના રક્ષણ માટે મોકલવામાં આવ્યો. વધુમાં ૧૦૦૦ લશ્કરી સિપાહીઓ આ જિલ્લાના રક્ષણ માટે મોકલવા શાહીસ્તખાનને હુકમ છોડવામાં આવ્યો. ઔરંગઝેબે મુગલ અમલદારોને મરાઠાઓના હલ્લા અને હુમલાથી તથા છાપા અને ઘેરાથી સાવધ અને જાગૃત રહેવા સખત તાકીદ આપી હતી. જુદા જુદા ભાગમાં ચુનંદા અમલદારો મૂકીને એમની ગોઠવણ પણ બહુ જ યુક્તિપૂર્વક કરી હતી. અમલદારોને બીજી ખાસ સૂચનાઓ આપવામાં આવી હતી તે એ કે એમણે દુશ્મનના મુલકો ઉપર બહુ બારીક નજર રાખવી અને તક શોધ્યા કરવી અને સહેજ તક મળે તો તેનો લાભ લેવા ચૂકવું નહિ. તક સાધીને દુશ્મનના મુલકો ઉપર ધસી જવું, છાપો મારવો, લૂંટફાટ કરવી અને દુશ્મનપ્રજાને ખૂબ સતાવી ત્રાસ ત્રાસ પોકરાવવો અને ચાલાકીથી તરત જ પોતાના મુલકનું રક્ષણ કરવા પોતાને સ્થાને આવી જવું. કોઈપણ સંજોગોમાં પોતાના મુલકને સુનો મૂકવો નહિ.

નાસીરખાન બહુ ઠંડો અને ધીમો અમલદાર હતો. ઈ. સ. ૧૬૫૭ ની ૩૦ મી એપ્રિલે નાસીરખાન અહમદનગરથી ૧૮ માઈલ દૂર બીર પરગણામાં પેઠો. ત્યાં ચાર દિવસ ગાળ્યા પછી અહમદનગરથી ૩૫ માઈલ દૂર સાષ્ટિ તરફ કૂચ કરી. નાસીરખાનને હુકમ મળ્યા પછી અહમદનગર અને જુન્નર મારતે ઘોડે જઈ પહોંચવાને બદલે ધીમે ધીમે થોભતાં ત્યાં જઈ પહોંચ્યો. નાસીરખાનની સુસ્તી ઔરંગઝેબના ધ્યાનમાં આવી ગઈ અને તેને સખત ઠપકાથી નવાજવામાં આવ્યો. ઈ. સ. ૧૬૫૭ ના એપ્રિલની ૨૮ મી તારીખે મુલ્તફતખાને ચામરગુંડા આગળ શિવાજી મહારાજના સરદાર માનાજી ભોંસલેને હરાવ્યો. મરાઠાઓ મુગલોથી હાર્યા પણ એ મુલકમાંથી એમણે પોતાનો પગ કાઢ્યો ન હતો. આખરે એમને એ મુલકમાંથી હાંકી કાઢવા માટે મુલ્તફતખાનને અને મીરઝાખાનને ભારે પ્રયત્નો કરવા પડ્યા હતા.

જુન્નર જીતીને ત્યાંથી અઢળક ધન લીધા પછી શિવાજી જુન્નરની આજુબાજુના ગાળાના મુલકોમાં થોડો કાળ ફર્યા અને પછી મુગલોના મુલકોમાં લૂંટ ચલાવી. શિવાજીનો સામનો કરવા માટે મુગલોનું લશ્કર આવતાં વાર લાગી તેથી શિવાજીને મનમાની લૂંટ કરવાની સુંદર તક મળી. જુન્નર ગામની આજુબાજુમાં શિવાજી મહારાજ મુકામ નાખીને પડ્યા હતા ત્યાં તેમને ખબર મળી કે તેમનો સામનો કરવા માટે મુગલ સૈન્યના લશ્કરી અમલદારો રાવકરણ અને શાહીસ્તખાન આવી પહોંચ્યા છે. શિવાજી મહારાજ નાહિંમત બનીને નાસે એવા ન હતા. મહારાજે પોતાનો મુકામ ઉઠાવ્યો અને મુગલ મુલકોમાં જરા દૂર જઈ પોતાનું કામ કરવા લાગ્યા. ત્યાં મહારાજે મુગલોનાં ગામો લૂટયાં અને બીજા ગામો લૂંટવાના છે એવી ખબર મુગલ અમલદારોને પડતાં જ મુગલ લશ્કર ત્યા જઈ પહોંચ્યું. દુશ્મન પાછળથી આવે તો તેનો સામનો કરી તેને ખડેખાંડે લડાઈ આપી આગળ વધવું એ શિવાજી મહારાજની આવે પ્રસંગે લડવાની રીત ન હતી. મહારાજ તો ગનીમી રીત ( Guerilla ) પ્રમાણે લડનારા હતા. દુશ્મન પૂંઠે આવે અને વધારે બળવાન હોય તો તેનો સામનો કરી લડવાની રીત મહારાજની ન હતી. એવે પ્રસંગે એ તો દુશ્મનને પીઠ ઉપર લઈ એને ખૂબ થકવે, હેરાન કરે અને દાવ જોઈને એકદમ પૂંઠ ફેરવી દુશ્મન ઉપર હલ્લો કરી એને ગભરાટમાં નાખી દેતા. રાવકરણ અને શાહીસ્તખાન મહારાજની પૂંઠે પડ્યા હતા. મહારાજ મુગલ મુલક ઉજ્જડ કરતા કરતા આગળ વધતા હતા. રાવકરણ અને શાહીસ્તખાન શિવાજીને પકડવા મથી રહ્યા હતા પણ તે બંને એમની નેમમાં ફળીભૂત થયા નહિ. એ બંને શિવાજીની બહુ જ નજદીક આવી પહોંચ્યા. સામનો કરવા માટે મહારાજને સંજોગો પ્રતિકૂળ લાગ્યા એટલે એ અહમદનગર જિલ્લામાં જતા રહ્યા અને ત્યાં લૂંટફાટ કરવાનું શરૂ કર્યું. મહારાજ પોતાની પદ્ધતિ મુજબ પોતાનું કામ આગળ ધપાવ્યે જ જતા હતા.

ઈ. સ. ૧૬૫૭ ના મે માસમાં નાસીરખાન લશ્કર લઈને શિવાજી મહારાજને પકડવા માટે મજલ દડમજલ કૂચ કરતો અહમદનગર આવી પહોંચ્યો. મહારાજ પણ સાંજ હતા. નાસીરખાનને લાગ્યું કે આ શિકાર મારા હાથમાં આવી ગયો છે અને ઘણા દિવસની ભૂખ ભાગશે. મહારાજને ગિરફતાર કરવાની પૂર્ણ આશાએ નાસીરખાને પોતાના લશ્કરને મરણિયું બનાવી મહારાજ ઉપર સખત હુમલો કર્યો. મહારાજનો ફેંસલો કરી મરાઠા લશ્કરને રફેદફે કરી માથું ઊંચું કરતી મરેઠી સત્તાને મૂળમાંથી જ કચડી નાખવાની દાનતથી નાસીરખાને આ હુમલો કર્યો હતો. મુગલો તરફથી આ ધમારો બહુ જબરો અને વ્યવસ્થિત હતો. આ ધસારાથી મહારાજને ભારે નુકસાન થયું હતું. મહારાજના ઘણા

## ૩ મુત્સદ્દીઓના પેંતરા, મુગલો સાથે સલાહ.

ગોવળકોંડાની કુતુબશાહી અને બિજાપુરની આદિલશાહીને પેટ ભરીને સતાવ્યા પછી ઈ. સ. ૧૬૫૭ ના જૂન–જુલાઈ અને ઓગસ્ટ માસમાં દક્ષિણના મુગલ લશ્કરે ખૂબ આરામ લીધોં હતો. બિજાપુર અને મુગલો વચ્ચે જે તહનામું થયું તેની અસર શિવાજી મહારાજના કાર્યક્રમ ઉપર થઈ હતી. આ તહનામાની વાત સાંભળીને શિવાજી મહારાજને ભારે ચટપટી થઈ. સંજોગો બદલાયા એટલે જે પોતાની યોજનાઓ અને કાર્યક્રમ, નક્કી કરેલું ધ્યેય મજબૂત રાખીને સંજોગોના પ્રમાણમાં બદલે છે, તે જ પોતાના દાવ સફળતાથી ખેલી શકે છે. શિવાજી મહારાજે જોયું કે જ્યારે બિજાપુરના બાદશાહે મુગલો સાથે સલાહ કરી ત્યારે તેમણે પોતાના કાર્યક્રમમાં તરત જ ફેરફાર કરી દેવાનો નિશ્ચય કર્યો. શિવાજી મહારાજ જાણતા હતા કે બિજાપુર સાથેનો ઝગડો પત્યા પછી દક્ષિણનું મુગલ લશ્કર એમની (શિવાજી મહારાજની) સામે મોરચા માંડશે. મહારાજની સામે સંકટના ડુંગરા ખડા થયા હતા. બિજાપુર અને મુગલો વચ્ચેનો અણબનાવ અને વિગ્રહ શિવાજી મહારાજનું બળ વધારવામાં ખાસ મદદરૂપ નીવડ્યા હતા. આ બળને આધારે જ શિવાજી મહારાજે ઘણાં કામ કરી લીધાં હતાં. આ બળને આધારે જ મહારાજ પોતાના મુલકની વધારે મજબૂતી કરી શક્યા હતા અને આ બળને આધારે જ મહારાજ નવી ઉગતી મરાઠા સત્તાના મૂળ મહારાષ્ટ્રની ભૂમિમાં વધારે ઊંડાં ઘાલી શક્યા હતા. કુતુબશાહી, આદિલશાહી અને મુગલાઈ એ ત્રણ સત્તાના દક્ષિણમાં જાગેલા ઝગડાઓનો શિવાજી મહારાજે પૂરેપુરો લાભ લીધો હતો. મુગલ અને આદિલશાહી વચ્ચેનો વિગ્રહ શિવાજી મહારાજને બહુ ફાયદાકારક નીવડ્યો હતો. બંને લડી રહ્યા હતા ત્યારે મહારાજે પોતાનો બંદોબસ્ત બરાબર કરી લીધો. બંને વચ્ચે તહનામું થયું એટલે બંને ભેગા થઈને મહારાજને કચડી નાંખવામાં એક ક્ષણનો પણ વિલંબ કરશે નહિ એની મહારાજને પૂરેપુરી ખાત્રી હતી. શિવાજી મહારાજ તો દરેક મુસલમાની સત્તાની આંખમાં ખૂંચી રહ્યા હતા, પણ મુગલ સત્તા બિજાપુરને ગળી જવા આતુર હતી એટલે બિજાપુરવાળા પોતાના લાભ પૂરતા જ શિવાજી મહારાજને મુગલો સાથે લડાવવા પોતાની પક્ષે લેતા હતા. બિજાપુરને જમીનદોસ્ત કર્યા પછી શિવાજીને ભોંયભેગા કરવાનો ઔરંગઝેબનો વિચાર હતો એટલે મુગલો શિવાજીને પોતાના બચાવ પૂરતા જ છેડતા. ગોવળકોંડા, બિજાપુર, મુગલો અને શિવાજી એ ચારે પોત પોતાના પાસા ખેલી રહ્યા હતા.

શિવાજી મહારાજ રણે ચડ્યે રજપૂત હતા અને મુશ્કેલી વખતે મુત્સદ્દી પણ હતા. દાવ આવે દાવ ખેલી જાણતા હતા અને વખત આવ્યે એમને વાણિયા થતાં આવડતું હતું. આફતના ડુંગરો, ચિંતાના પહાડો અને અડચણના પર્વતો ઢળી પડે તો પણ શિવાજી મહારાજ જરાએ ડગે એમ ન હતા. એમની હિંમત અથાગ હતી. પરિસ્થિતિ અને સંજોગોના બદલાવાથી અકસ્માત અડચણો ઉભી થાય તો તેથી મુંઝવણમાં આવી ગભરાઈ જાય એવા મહારાજ સુંવાળા ન હતા. ચિંતા અને અડચણો મહારાજને ગભરાવી શકતાં નહિ. એવે વખતે એ મગજને બહુ શાંત રાખી હૈયે હામ ભીડી ગૂંચ ઉકેલી રસ્તો કાઢતા. મુગલો અને બિજાપુરને એક થયેલા જોયા ત્યારે મહારાજને ખાત્રી થઈ ગઈ કે હવે વખત વિકટ આવી પહોંચ્યો છે. હવે જો યુક્તિપ્રયુક્તિથી કામ લેવામાં નહિ આવે તો બાજી બગડી જશે. નાશ નજર સામે દેખાતો હોય તો પણ કીર્તિની ખાતર કેસરિયાં કરવાની રીત આ ક્ષત્રીની ન હતી. મહારાજને લાગ્યું કે આ વખતે એ મુગલોની સામે મહારાષ્ટ્રમાં એકલા પડી ગયા છે અને એવા સંજોગોમાં એ મુગલોની સામે થઈ શકે એમ ન હતું. મુગલો સાથે કડવાશ તો એમને હતી જ, પણ આવે વખતે કડવાશમાં વધારો કરવો એ મહારાજને ભારે ભયમાં ઉતરવા જેવું લાગ્યું. આવા સંજોગોમાં મુગલો સાથે મેળ કરવો એ નવી ઉભી થતી મરાઠી સત્તા માટે જરૂરી છે એમ મહારાજને લાગ્યું. ખૂબ વિચારને અંતે મહારાજને લાગ્યું કે દરિયામાં ખૂબ તોફાન હોય અને બહુ જબરાં મોજાં ચડ્યાં હોય, વંટોળિયો વાતો હોય ત્યારે ખરો અને પાવરધો તારો મોજું આવે તો મોજાં તરફ પૂંઠ ફેરવી

મોજાંને માથા ઉપરથી પસાર થવા દે અને એ પસાર થઈ જાય એટલે પાછું મોં કાઢી આગળ જાય એ રીત ધ્યાનમાં લઈ તે પ્રમાણે કરવું આ સંજોગોમાં અનુકૂળ થઈ પડશે. પ્રતિકૂળ સંજોગોમાં સિદ્ધાંતોને અડગ રાખી સંકટોને જતાં કરવાની કુશળતા મહારાજને ઘણી વખતે કામ લાગી હતી. મહારાજે મુગલ અમલદાર નાસીરખાનને એક પત્ર લખી જણાવ્યું કે એ પોતે (શિવાજી) હવે મુગલો સાથે સંપ કરવા માગે છે અને હવે પછીથી એ મુગલો સાથે વફાદારી જાળવશે. આ મતલબનો પત્ર લખી મહારાજે પોતાના વિશ્વાસુ અમલદાર રઘુનાથ બલ્લાળ કોરડેની સાથે નાસીરખાન તરફ મોકલ્યો. નાસીરખાને આ પત્રનો વિવેકભર્યો જવાબ આપ્યો અને પત્ર ઔરંગઝેબ તરફ રવાના કર્યો. શિવાજી મહારાજે એક પત્ર ઔરંગઝેબ તરફ રવાના કર્યો જેમાં નીચેની મતલબનું લખાણ હતું. "મેં મુગલો સામે કરેલા હુમલા અને ચલાવેલા વર્તન માટે ખરેખર હું દિલગીર છું અને આપે મારું વર્તન દરગુજર કરવું જોઈએ. આપને મદદ માટે હું ૫૦૦ માણસો મોકલવા તૈયાર છું." આ પત્ર લઈને મહારાજનો એક વિશ્વાસુ અમલદાર કૃષ્ણાજી ભાસ્કર ઔરંગઝેબ પાસે ગયો. ઔરંગઝેબ કંઈ સામાન્ય રાજકુમાર ન હતો. એ અસાધારણ બુદ્ધિવાળો, વહેમી અને દરેક બાબતમાં ઊંડી નજર પહોંચાડે એવો હતો. એ ખુન્નસવાળો અને સામા માણસને તેના પગલે પારખે એવો હતો. સાધારણ સંજોગોમાં તો શિવાજી મહારાજના આવા પત્રોને એ ધોળી પીએ એવો હતો, પણ ઉત્તર હિંદુસ્થાનમાં સંજોગો તદ્દન બદલાઈ ગયા હતા અને દિલ્હીની ગાદી લેવા માટે બાદશાહ શાહજહાનના દીકરાઓએ જે ઝગડો જગાવ્યો હતો તેમાં ભાગ લેવા માટે ઔરંગઝેબ ભારે તૈયારી કરીને દક્ષિણથી ઉત્તર તરફ જવા નીકળ્યો હતો. ઔરંગઝેબની નજર આગળ ગાદી માટેનો ઝગડો ઉભો હતો. ભાઈઓને વચ્ચેથી શી રીતે ખસેડવા તેના દાવપેચની ગોઠવણ તેના મનમાં ચાલી રહી હતી. બાદશાહતના સ્વપ્નાં અને તે મેળવવા માટેના દાવપેચ, યુક્તિપ્રયુક્તિ, પ્રપંચ, કપટ અને અનેક કાવત્રાંની ગડભાંગ તેના હૈયામાં ચાલી રહી હતી. જે વખતે ઔરંગઝેબનું મગજ ઉત્તરના વિચારમાં નિમગ્ન થઈ ગયું હતું તે વખતે શિવાજી મહારાજનો પત્ર ઔરંગઝેબને મળ્યો. શિવાજીએ જુન્નર અને અહમદનગરમાં કરેલાં કૃત્યો ઔરંગઝેબની ફેરવાયલી મનોદશાને લીધે એની નજર સામે વખતે ખડાં ન થયાં હોય અથવા એ મુત્સદ્દી હોવાથી એણે એના ઉપર થોડા વખત માટે પડદો પણ પાડ્યો હોય. શિવાજી મહારાજના પત્રથી ઔરંગઝેબને જરાપણ સંતોષ થયો ન હતો પણ એને લાગ્યું કે આ વખતે શિવાજીને ઠંડો રાખવામાં જ લાભ છે. ભવિષ્યમાં એનાં કરેલાં કૃત્યો માટે જોઈ લેવાશે. વખત આવ્યે વ્યાજ સાથે બદલો લેતાં ક્યાં નથી આવડતું. મહારાજના પત્ર માટે ઉપર ઉપરનો સંતોષ ઔરંગઝેબે જાહેર કર્યો અને મહારાજને નીચેની મતલબનો પત્ર જવાબમાં લખ્યો "તમારું વર્તન એવું છે કે તમને જતા ન કરવા, પણ જે અર્થે તમને પશ્ચાત્તાપ થયો છે અને ફરીથી એવું વર્તન તમે નહિ કરો એવી અમને તમે આશા આપો છો તે અર્થે હું તમારાં કૃત્યો જતાં કરું છું. ફરીથી તમે અમારી સાથે એવું વર્તન નહિ કરો એવી અમને આશા છે. બિજાપુર પાસેથી તમે જીતેલો મુલક રાખી શકશો એટલુંજ નહિ પણ ભવિષ્યમાં બિજાપુરનો મુલક જીતશો તો પણ અમો તમને તમારી પાસે રહેવા દઈશું." આવી રીતનો જવાબ ૧૬૫૮ ના જાનેવારીની આખરમાં ઔરંગઝેબે શિવાજી મહારાજને મોકલ્યો. આ રીતનો પત્ર લખ્યો પણ શિવાજી મહારાજ માટેની બળતરા ઔરંગઝેબના અંતઃકરણમાંથી જરા પણ ઓછી થઈ ન હતી. મનમાંનો તિરસ્કાર એવોને એવો કાયમ હતો. ઔરંગઝેબે શિવાજી મહારાજને એમના પત્રનો જવાબ આપ્યો તે ઉપરથી ઔરંગઝેબના મનનું માપ કાઢી શકાય નહિ. ઔરંગઝેબે ઉત્તર હિંદુસ્થાન જતી વખતે મુલ્તફતખાન, નાસીરખાન અને મીરજુમલાને નીચેની મતલબના પત્રો લખ્યા હતા. તે વાંચ્યાથી ઔરંગઝેબના અંતઃકરણની સહેજ ઝાંખી વાંચકો કરી શકશે. પ્રો. જદુનાથ સરકારે ઔરંગઝેબનું જીવન ચરિત્ર લખ્યું છે. તેને ૧ મા ભાગમાં ૨૮૫ પાને ઔરંગઝેબના પત્રોની મતલબ નીચે પ્રમાણે જણાવી છેઃ—

"મુલ્તફતખાન, અહમદનગરની બરોબર સંભાળ રાખજે. નાસીરખાન ઉત્તર હિંદુસ્તાન તરફ.

આવ્યો જાય અને તેથી શિવાજી દક્ષિણમાં લૂંટફાટ ન કરે તે માટે તમારું લશ્કર તૈયાર રાખજો." "**નાસીરખાન**, શાહજહાનના બોલાવ્યાથી તમો તમારી જગા છોડશો નહિ અને તેમ કરી શિવાજીને સ્વતંત્ર બનાવશો નહિ." "**મીરજુમલા**, નાસીરખાનના જવાથી એ જિલ્લો ખાલી પડ્યો છે. ધ્યાન રાખજો. પેલો કુતરો ( Son of a dog ) અનુકૂળ તકની રાહ જોઈ રહ્યો છે."

રાજદ્વારી ક્ષેત્રમાં આવી જાતના છક્કા પંજાની રમતો ચાલ્યા જ કરવાની. આવી જાતના પાસા ખેલવા માટે ઔરંગઝેબનો જરાએ દોષ કાઢવાની જરુર નથી પણ પોતાના વિરોધી માટે ( Son of a dog ) 'કુત્તેકા બચ્ચા', એ નામ પત્રમાં લખવું એ ઔરંગઝેબનું માનસ બતાવે છે. શિવાજી મહારાજની વધતી જતી સત્તા, મહારાજનો ઉત્કર્ષ અને મહારાજની ચડતી ઔરંગઝેબને કેટલી ખૂંચતી હતી તે ઔરંગઝેબના મીરજુમલા ઉપરના પત્રથી દેખાઈ આવે છે.

ઔરંગઝેબને એમ લાગ્યાં જ કરતું હતું કે શિવાજીને તક મળશે તો એ મુગલ સત્તાને કચડી નાખવામાં જરા પણ વાર કરશે નહિ. શિવાજી મહારાજને પત્ર લખી ઉપર ઉપરથી ઔરંગઝેબે વિવેક બતાવ્યો પણ એના હૃદયમાં હલાહલ ઝેર ભરેલું હતું. શિવાજી મહારાજ પણ વખત જોઈ ને એની સાથે દાવ ખેલી રહ્યા હતા. ઉપર ઉપરના લખાણથી મહારાજ પણ છેતરાય એવા ન હતા. ગાદીનો ઝગડો લડવા માટે ઔરંગઝેબે દક્ષિણ છોડ્યું. મુગલ અમલદારોને પૂરેપુરી ચેતવણી મળેલી હતી એટલે એ કંઈ શિવાજીને જંપવા દે એમ ન હતા. એમણે પડેગાંવના કિલ્લાને મરામત કરી સમરાવ્યો અને પૂના તોડવાની ગોઠવણમાં પડ્યા. ઈ. સ. ૧૬૫૮ અને ૧૬૫૯ એ બે વરસ સુધી ઔરંગઝેબ ઉત્તર હિંદુસ્થાનમાં ગાદીની તકરાર અને ભાઈઓ સાથેના ઝગડામાં રોકાઈ રહ્યો એટલે મુગલો તરફની શિવાજીને થોડી ઘણી નિરાંત મળી.

## ૪. જંજીરા સાથે ઝગડો.

ઉત્તર હિંદુસ્થાનમાં દિલ્હીની ગાદી માટે ઝગડાઓ ઉભા થયા, તેથી ઔરંગઝેબ તે તરફ દોડ્યો અને તેમ થવાથી બિજાપુરનો બાદશાહ ઔરંગઝેબની ફાંસીમાંથી સહીસલામત છૂટી શક્યો. મુગલોના જડબામાંથી બિજાપુર બાદશાહ છૂટ્યો પણ તેથી એ કંઈ સુખી ન થયો. એના દરબારના માંહોમાંહેના ઝગડાઓ એને બહુ દુખ દઈ રહ્યા હતા. બિજાપુરની સ્થિતિ તરફ આપણે જંજીરા પતાવીને વળીશું. શિવાજીના મુલકોમાં વ્યવસ્થા યાને બંદોબસ્ત જોઈએ તેટલા પ્રમાણમાં હતો. લોકોમાં શિવાજી મહારાજ માટેનો પ્રેમ વધતો જતો હતો. મહારાજ હિંદુધર્મના તારણહાર છે, હિંદુત્વ ટકાવી રાખવા માટે એ ભારે સાહસ ખેડી રહ્યા છે, ગરીબના એ બેલી છે, પ્રજાને પીડનારા સામે જાનને ભોગે પણ બાથ ભીડવા એ તૈયાર હોય છે, એની લોકોને અનેક બનાવોથી ખાત્રી થઈ હતી તેથી લોકો એમના ઉપર આફરીન હતા. એમના છત્ર નીચે બહુ ઉત્સાહ અને જુસ્સાથી દુશ્મન સામે લડતા હતા. શિવાજી મહારાજનો આ ઉદયકાળ હતો. આ અનુકૂળ વખતે ઈ. સ. ૧૬૫૯ માં શિવાજી મહારાજે જંજીરા ઉપર ચડાઈ કરવાની તૈયારી કરવા માંડી. જંજીરા સંબંધી ટૂંક માહિતી વાંચકો આગળ રજૂ કરવાની જરુર જણાયાથી રજૂ કરીએ છીએ.

અહમદનગર રાજ્યના જ્યારે ભાગલા પડ્યા ત્યારે એક ખડકવાળો બેટ બિજાપુરના ભાગમાં ગયો. આ બેટને કોઈપણ જાતનું નામ આપવામાં આવ્યું ન હતું પણ એને જઝીરા ( એટલે બેટ ) એ નામથી લોકો ઓળખતા. જઝીરા એ અરબી શબ્દ છે અને એનો અર્થ બેટ થાય છે. આ જઝીરા શબ્દનો મરાઠા લોકોએ અપભ્રંશ કર્યો અને એ લોકો એને જંઝીરા કહેવા લાગ્યા અને આજે એ બેટ જંજીરાને નામે ઓળખાય છે.

મલીકંબર જ્યારે અહમદનગરના બાળરાજાનો રક્ષક અથવા વાલી ( Regent ) હતો ત્યારે એ રાજ્યના ઈરાની અખાતમાંના વેપારના બચાવને માટે મજબૂત નૌકાની કેટલી જરુર છે અને એ નૌકા હોય તો રાજ્યને કેટલો લાભ થઈ શકે તેનો એને અનુભવ થયો હતો. એણે કોંકણ કિનારે એક ખડક-વાળા બેટ ( જંજીરા ) ઉપર નૌકાસ્થાન નક્કી કર્યું. કેટલાક મછવાઓ અને મનવારો બનાવડાવી એ બધી પોતાના એબિસિનિયનોના કબજામાં મૂકી. આ એબિસિનિયનો પોતાને સૈયદ કહેવડાવવાનો પ્રયત્ન કરતા હતા અને મહમદ પેગંબરના વંશ જ પોતે છે એવો દાવો કરતા હતા. સૈયદ એ શબ્દનો મરાઠા લોકોએ અપભ્રંશ કર્યો અને સૈયદને બદલે મરાઠાઓ આ લોકોને "સીદી" કહેવા લાગ્યા. જંજીરા બિજાપુરના કબજામાં આવ્યા પછી પણ બિજાપુર સરકારે એબિસિનિયન ખલાસીઓ પોતાની નોકરીમાં રાખ્યા હતા, પણ તેમને માથે પોતાના અમલદારોને નીમ્યા હતા અને એવા અમલદારોના અમલ નીચે કેટલાક કિલ્લાઓ પણ વ્યવસ્થા માટે મૂકવામાં આવ્યા હતા. શિવાજીના ઉદયકાળ વખતે જંજીરા એ બિજાપુરના ગવર્નર ફત્તેખાન સીદીના અમલ નીચે હતું. શિવાજીએ જ્યારે બિજાપુર ઉપર ચડાઈ કરી ત્યારે આ ગવર્નરના તાબાનો સાલાધોસાલા અને બીજો એક કિલ્લો એમ મળી બે કિલ્લા લીધા હતા. શિવાજી મહારાજની આ જીત ફત્તેખાનને સાલી રહી હતી. ફત્તેખાન મહારાજની હિલચાલ બહુ બારી-કાઈથી તપાસી રહ્યો હતો. ફત્તેખાને શિવાજી મહારાજનો કાર્યક્રમ અને એમની હિલચાલ જાણવા માટે બહુ બાહોશ બાતમીદારોને રોકયા હતા. ફત્તેખાને શિવાજીની તૈયારીઓ જાણી હતી. જંજીરા ઉપર મહારાજની આંખ છે અને એમણે એ કિલ્લો દાઢમાં ઘાલ્યો છે એટલે એ માટે ભારે તૈયારીઓ ફત્તેખાન કરી બેઠો હતો. શિવાજી મહારાજ પણ ફત્તેખાનની તૈયારીથી અજાણ ન હતા. મહારાજને તો જીતની પૂરેપુરી આશા હતી. જુન્નરની જીતમાં મહારાજે મળેલા અનુભવ મુજબ પોતાંની લશ્કરી પલ-ટણમાં ભારે સુધારો વધારો કર્યો હતો. એમણે પોતાના લશ્કરમાં આસરે ૮૦૦ પઠાણોને રાખ્યા હતા એ તો આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા. આ વખતે મહારાજના હયદળ લશ્કરના સરદાર પ્રસિદ્ધ નેતાજી પાલકર હતા. આ વખતે મહારાજના દરબારમાં પરરાજ્ય ખાતાના પ્રધાનપદે શ્યામરાજ નીલકંઠ રોઝેકર હતા. આ શ્યામરાજ રોઝેકરને મહારાજે લશ્કર આપીને ફત્તેખાન ઉપર ચડાઈ કરવા મોકલ્યો. શ્યામરાજ નીલકંઠની આ કામ માટે પસંદગી કરવામાં મહારાજે ભારે ભૂલ કરી હતી. ફત્તેખાનનું બળ આંકવામાં જ મહારાજે ભૂલ કરી હતી. મહારાજે આંકયા કરતાં ફત્તેખાનનું બળ વધારે હતું. મહારાજે જો આ પહેલેથી જાણ્યું હોત તો ફત્તેખાન ઉપર શ્યામરાજ નીલકંઠને મોકલત નહિ. ફત્તેખાન અને શ્યામરાજ નીલકંઠની વચ્ચે લડાઈ થઈ. ફત્તેખાન આ લડાઈમાં જીત્યો અને શ્યામરાજ નીલકંઠ હારી ગયો. એનું લશ્કર વીખરાઈ ગયું. આ હાર બહુ શરમભરેલી હતી. મહારાજને આ હારથી ભારે દુખ થયું અને આ હારથી થયેલું નુકસાન ભરપાઈ કરી લેવા માટે ફરી જબરજસ્ત તૈયારી મહારાજે કરવા માંડી.

રાઘો બલ્લાળ અત્રે નામના ચુનંદા લશ્કરી અમલદારની સરદારી નીચે મહારાજે નવું લશ્કર તુરત જ મોકલ્યું. ફત્તેખાન વિજયથી ફુલાયો હતો. એને લાગ્યું કે આ એની જીત એને પચી જશે અને મરાઠાઓ પાછા પડશે પણ રાઘો બલ્લાળે તરત જ ફત્તેખાનનો ભ્રમ ભાંગ્યો. રાઘો બલ્લાળે નવા લશ્કર સાથે ફત્તેખાન ઉપર હુમલો કર્યો અને એને આગળ વધતો અટકાવ્યો એટલું જ નહિ પણ મારો એવો સખત ચલાવ્યો કે આગળ વધવાનું મૂકી દઈને ફત્તેખાનને પોતાના બચાવ માટે તજવીજ કરવી પડી. ઈ. સ. ૧૬૫૯ ના ચોમાસામાં શિવાજી મહારાજ, મોરોપંત પિંગળે અને નેતાજી પાલકર ફત્તેખાન ઉપર હલ્લો કરી જંજીરા જીતવા માટે મોટું લશ્કર તૈયાર કરવાના કામમાં મંડી પડ્યા. ચોમાસા પછી શિયાળામાં ચડાઈ કરી જંજીરા જીતવાનો શિવાજી મહારાજનો મનસુબો હતો. મહારાજે લશ્કરમાં નવી ભરતી કરવા માંડી. લશ્કરને તાલીમ આપવાનું કામ સેનાપતિઓને સોંપવામાં આવ્યું. લશ્કરનું કામ લશ્કરી અમલદારોને સોંપી પોતે પોતાના ગોઠિયાઓ અને વિશ્વાસુ અમલદારોની સાથે ભવિષ્યની અને વ્યૂહરચના નક્કી કરવામાં રોકાયા.

## ૫ દક્ષિણ કોંકણમાં દિગ્વિજય–વાડીના સાવંત સાથે સલાહ.

ઔરંગઝેબ ઉત્તર હિંદુસ્થાન તરફ ચાલ્યો ગયો ત્યાર પછી શિવાજી મહારાજ દક્ષિણ કોંકણમાં દિગ્વિજય કરતા ચૌલની આગળ નીકળી ગયા. મુગલ સુબેદારને દિલ્હી તરફ જવા દઈને મહારાજે મુલક જીતવાનો સપાટો ચલાવ્યો. એ લડાઈઓ અને છાપાઓની વિગતવાર હકીકત હજુ બહાર આવી નથી પણ પિસુર્લેંકરકૃત શિવાજી ચરિત્ર કેટલીક માહિતી આપે છે તેને આધારે આપણે કહી શકીએ કે મહારાજ વિજય પામતા ચૌલ સુધી જઈ પહોંચ્યા હતા. ઈ. સ. ૧૬૫૮ ના મે માસની ૫ મી તારીખે ગોવાના પોર્ટુગીઝ ગવર્નરે પોર્ટુગલના રાજાને પત્ર લખ્યો હતો, તેમાં નીચેની મતલબનું જણાવ્યું હતું:– 'આદિલશાહી સરદાર શાહજીના બંડખોર છોકરા શિવાજીએ ઉત્તર તરફના મુલકોની સતામણી શરૂ કરી છે તેથી ચૌલ ગામે આપણા માણસોનું રક્ષણ કરવા ત્યાં થાણું સ્થાપીને રહેવા માટે મારે ૮૦ સિપાહીઓ મોકલવા પડ્યા છે.' આ પત્ર ઉપરથી મહારાજ એ તરફ આગળ વધી રહ્યા હતા એની ખાત્રી થાય છે. ચૌલના પોર્ટુગીઝ વેપારીઓની સલામતી જોખમમાં જણાયાથી ગોવાના ગવર્નરે આ પત્ર પોર્ટુગાલ લખ્યો હતો. દિગ્વિજય કરતા આગળ ધસતા શિવાજીની બીક પોર્ટુગીઝ વેપારીઓને લાગી હશે તેથી રક્ષણનો બંદોબસ્ત કરવાની ગવર્નરને જરુર પડી હશે. પોતાના રક્ષણ માટે ઘટિત પગલાં લઈ સંકટ વખતે સહાય માટેનો બંદોબસ્ત પોર્ટુગીઝોએ કરી મૂક્યો હતો પણ શિવાજી જેવો મુત્સદ્દી માણસ પોર્ટુગીઝ વેપારીઓને સતાવીને દક્ષિણમાં નવો દુશ્મન આ વખતે ઉભો કરે એમ ન હતું. એમણે તે વખતે પોર્ટુગીઝ વેપારીઓને કોઈ પણ જાતનો ઉપદ્રવ કર્યો ન હતો.

જે વખતે શિવાજી મહારાજ દક્ષિણ કોંકણમાં દિગ્વિજય કરી રહ્યા હતા તે વખતે આદિલશાહી સરદાર રણદુલ્લાખાનના છોકરાએ વાડીના સાવંત ઉપર ચડાઈ કરી હતી. વાડીના સાવંતનુ ઓળખાણ વાંચકોને કરી આપવું જરુરનું જણાયાથી એ કુટુંબની હકીકત ટૂંકમાં નીચે આપવામાં આવી છે.

કોંકણના દક્ષિણ ભાગમાં વેંગુર્લા નજીક સાવંતવાડી નામનું નાનું સંસ્થાન આવેલું છે. ત્યાંના સાવંતો એ ભોંસલે કુટુંબની એક શાખા જ છે. પંદરમા સૈકાની શરુઆતમાં સાવંત કુટુંબનો મૂળ પુરુષ વાડી પ્રાંતમાં હોડવડે ગામે આવીને વસ્યો. એ આવ્યો તે વખતે વાડી પ્રાંત વિજયનગરના રાજ્યનો એક ભાગ હતો. વિજયનગરના ટુકડા થયા પછી એ પ્રાંત આદિલશાહીમાં જોડાયો. એ ગાળાની જમીન-મહેસુલ ઉઘરાવવાનું કામ પ્રભુ દેશમુખનું એક કુટુંબ કરતું હતું. તેને અને સાવંતને ઘણી ફેરા ઝપાઝપીઓ થઈ. પછી સાવંતને દળવી નામના એક મરાઠા સરદારની ઓથ મળી એટલે બંનેએ મળીને દેશમુખને પાડ્યો. ઈ. સ. ૧૬૨૭ ના અરસામાં સાવંત કુટુંબમાં ખેમ સાવંત નામનો પરાક્રમી પુરુષ થઈ ગયો. તેણે એ આખા ગાળાની દેશમુખી બિજાપુર દરબાર પાસેથી મેળવી. આ દેશમુખીના કામને લીધે જ તેમને દેસાઈ અને સરદેસાઈ વગેરે નામો આપવામાં આવ્યાં. એજ કુટુંબમાં શિવાજી મહારાજના વખતમાં લખમસાવંત નામનો પ્રતાપી પુરુષ પાક્યો. આ લખમસાવંત મહારાજના પક્ષમાં હતો. ઈ. સ. ૧૬૫૮ માં આદિલશાહી સરદાર રૂસ્તમઝમાને લખમસાવંત ઉપર ચડાઈ કરી. લખમસાવંતે રૂસ્તમઝમાનને હરાવ્યો અને તેના ૧૫૦૦ માણસો કાપી નાખ્યા.

ગોવાના ગવર્નરે પોર્ટુગાલના રાજાને તા. ૫ મે ૧૬૫૮ ને રોજ પત્ર લખ્યો હતો તેમાં જણાવ્યું કે "રણદુલ્લાખાનના છોકરા રૂસ્તમઝમાને લખમસાવંત ઉપર ચડાઈ કરી. લખમસાવંતે રૂસ્તમઝમાનના ૧૫૦૦ થી વધારે માણસો માર્યા, પણ રૂસ્તમઝમાને આ સાવંત પાસેથી રીંગણા કિલ્લો પાછો લીધો."

આવી સ્થિતિમાં લખમસાવંતને બિજાપુર બાદશાહની સામે કોઈના આશ્રય કે સહાયની જરુર હતી. પોર્ટુગીઝ લોકોની સહાય તે વખતે મળે એમ હતું નહિ તેથી એણે શિવાજી મહારાજનો સહકાર મેળવ્યો.

સાવંતની સાથે શિવાજી મહારાજે નીચેની સરતોએ સલાહ કરી.

૧. જાગીરની અરધી આવકમાંથી લખમસાવંતે ૧૫૦૦ માણસનું પાયદળ રાખવું અને શિવાજી મહારાજને જ્યારે જરૂર પડે ત્યારે આ પાયદળ મોકલવું.

૨. ફોંડાનો કિલ્લો અને ફોંડાપ્રાંત શિવાજી મહારાજે રાખવો અને જ્યારે જરૂર પડે ત્યારે તેના બચાવમાં લખમસાવંતે મદદ કરવી.

૩. સ્વરાજ્ય સ્થાપવાને માટે શિવાજી મહારાજની પડખે રહીને લખમસાવંતે તુર્કો ( મુસલમાનો ) સામે લડવું અને બધી બાબતોથી વાકેફ રહેવા માટે તથા અરસપરસ સંબંધ જાળવી રાખવા માટે લખમસાવંતે પોતાનો વકીલ મહારાજના દરબારમાં રાખવો.

૪. શિવાજી મહારાજના અમલદારો મહેસુલ કામ માટે જ્યારે જ્યારે જાગીરમાં આવે ત્યારે ત્યારે લખમસાવંતે તેમને તેમના કામમાં મદદ આપવી.

૫. સદરહુ પ્રાંતનું ઉપરીપણું અને વતનો તથા ઈલકાબો સાવંતના કાયમ રહેશે. સદરહુ પ્રાંતના કિલ્લા અને થાણાં સાવંતના કબજામાં રહેશે.

## ૬. સિંહાજી તરફ મહેજ નજર.

શિવાજી મહારાજની ધામધૂમમાં તેમના પિતા સિંહાજીને આપણે તદ્દન ભૂલી જઈએ એ ઠીક નહિ. શિવાજી મહારાજ પોતાની સત્તા મજબૂત કરી રહ્યા હતા તે વખતે સિંહાજીનું આદિલશાહીમાં શું સ્થાન હતું તે જાણવાની વાંચકોને સહજ ઈચ્છા તો થાય જ. સિંહાજીનું જીવન આપણે તપાસીશું તો આપણને જણાશે કે સિંહાજી જે જે બાદશાહતમાં રહ્યો ત્યાં ભારે માન પામ્યો છે અને પોતાનું વજન એ પાડી શક્યો છે. એના જીવનમાં એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે તે એ કે દરેક ઠેકાણે એની સત્તાની ઈર્ષા કરનારા બહુ નીકળ્યા. એનો દ્વેષ કરનારો પક્ષ એને જરાએ જંપવા દેતો નહિ, છતાં સિંહાજી હિંમત અને બાહોશીથી, દરબારમાં ઘણા દુશ્મનો હોવા છતાં પોતાની મહત્તા પૂરેપુરી જાળવી શકતો. સિંહાજી આદિલશાહીનો સરદાર હતો છતાં બાદશાહ સિંહાજીને કોઈપણ વાતે નારાજ કરી શકે એમ ન હતું. સિંહાજીને બંધનમુક્ત કર્યા પછી એની સત્તા પહેલાં કરતાં વધી હતી. કર્ણાટકમાં તો એણે એની સત્તા એટલી બધી વધારી હતી કે એ તે ગાળાનો તાજ વગરનો રાજા જ બની બેઠો હતો. બિજાપુર દરબારમાં એક મજબૂત વિરોધી પક્ષ એને સતાવી રહ્યો હતો. સિંહાજીના વિરોધીઓએ બાદશાહની પ્રીતિ સંપાદન કરી હતી. એ બધા અલીના માનીતા થઈ પડ્યા હતા. સિંહાજીના વિરોધીઓ વારંવાર એના સંબંધમાં બાદશાહના કાન ભંભેરતા. તે દ્વેષીઓના કહેવાથી બાદશાહ ભોળવાય પણ સિંહાજી તેથી જરાએ ડગે કે ડરે એવો ન હતો. એ પોતાના બળ ઉપર મુસ્તાક હતો. પોતાના વિરોધીઓ બાદશાહના કાન ભંભેરી રહ્યા છે તેની સિંહાજીને ખબર હતી પણ ચાડિયાઓ પોતાની બાજીમાં ફાવ્યા છે અને અલીઆદિલશાહ એમની જ આંખે જુએ છે એવું જ્યારે સિંહાજીએ જાણ્યું ત્યારે તેણે બાદશાહને તા. ૬–૭–૧૬૫૭ ને રોજ એક સખત પત્ર લખ્યો હતો તે પત્રમાં જણાવ્યું હતું કે સિંહાજી રજપુત છે અને તેથી તે કોઈપણ જાતનું માનભંગ સહન કરશે નહિ.

# છત્રપતિ શિવાજી ચરિત્ર

## ભાગ ૨ જો

### પ્રકરણ ૧ લું.

૧. બિજાપુર દરબાર.
૨. અફઝલખાન.
૩. પંઢરપુરમાં અત્યાચાર.
૪. શિવાજી મહારાજ અને કૃષ્ણાજી પંત.
૫. અફઝલખાન અને પંતાજી પંત.
૬. ખાનના સ્વાગતની તૈયારીઓ.
૭. ખાન નીકળ્યા.

#### ૧. બિજાપુર દરબાર.

दद्राम्येतं कृपाणं ते गृहाण निगृह्वाण माम् ।
इदं विनिगदन्नेव धीरः सिंहसमस्वरः ॥ ३७ ॥
सिंहयायी सिंहकायः सिंहदृक् सिंहकंधरः ।
स्वपाणिद्वितयोष्धु तविकोशायुध सुंदरः ॥ ३८ ॥
तं निर्यातयितुं वैरं प्रवृत्तोसौ महाव्रतः ।
शिवः कृपाणिकाग्रेण कुक्षावेव तमस्पृशत् ॥ ३९ ॥

"આ ધા તને કરું છું. લેતો જા; હવે પકડ મને" એવું કહીને સિંહ સમો જેનો સ્વર, સિંહના જેવી જેની દૃષ્ટિ, સિંહના જેવી જેની ગરદન, નાગી તલવારના વીઝવાથી શોભતા તે ધૈર્યશાળી અને કરારી સ્વભાવના શિવાજીએ દુશ્મનનું વેર વસુલ કરવા પ્રવૃત્ત થઈને પોતાના બંને હાથથી પોતાની તલવારની અણી તે દુશ્મનના પેટમાં જ ખોસી (શિવભારત અધ્યાય. ૨૧-૩૭-૩૯ ).

મહાન પુરુષોનાં જીવનો બનાવોથી ભરપૂર હોય છે. ઐતિહાસિક પુરુષોનાં જીવનો જાણીતા અને ઉપયોગી બનાવોથી ભરપૂર હોવા છતાં, બધા બનાવોની મહત્તા સરખી ન આંકી શકાય. એવાઓના જીવનમાં પણ કેટલાક બનાવો તો એટલા બધા મહત્ત્વના હોય છે કે તે બનાવો એવા પુરુષોનાં જીવનનું પરિવર્તન કરવાની શક્તિ ધરાવે છે. સાધારણ માણસના જીવનમાં મહત્ત્વના બનાવો બને, તેથી એ વ્યક્તિના જીવનનું પરિવર્તન થાય છે, પણ મહાન પુરુષોની તવારીખમાં જે મહત્ત્વના બનાવો બને છે, તેનાથી કેટલીક વખતે સમસ્ત સમાજ અથવા દેશના ઇતિહાસમાં પણ ફેરફાર થઈ જાય છે. શ્રી. શિવાજી મહારાજના જીવનમાં મહત્ત્વના બનાવો સંખ્યાબંધ બન્યા છે તેમાં અફઝલખાનનો વધ એ એક મહત્ત્વનો બનાવ હતો.

---

આ બનાવના સંબંધમાં વિદ્વાન ઇતિહાસકારોમાં કેટલીક વિગતોની બાબતમાં મતભેદ છે. આ બનાવના સંબંધમાં જૂના પત્રો, લેખો, માહિતી, દંતકથા, તથા જૂના વખતનાં દફતરોમાંથી જે પુરાવા મળી આવ્યા છે અને જે ઇતિહાસકારોએ પ્રસિદ્ધ કર્યા છે, તેમાં કેટલીક બાબતો એક બીજાથી જુદી પડે છે. જ્યાં જ્યાં પ્રસિદ્ધ ઇતિહાસકારોને મતભેદ થયા છે, પ્રસિદ્ધ થયેલા શિવાજી ચરિત્રોમાં જ્યાં જ્યાં એક બીજાથી ભિન્ન હકીકતો આવી છે, ત્યાં ત્યાં તે બની શકે તેટલી ભેગી કરી, વાંચકો આગળ અમે આ

પ્રકરણમાં અને એને લગતા બીજા પ્રકરણમાં રજૂ કરી છે. આ બનાવના સંબંધમાં જુદા જુદા ઇતિહાસકારોને મળેલી માહિતી અમોએ આપી છે અને જુદા જુદા વિચારના વિદ્વાનો આ બનાવના સંબંધમાં જે નિર્ણય ઉપર આવ્યા છે તે નિર્ણય, માન્યતા તથા અભિપ્રાય વાચકોની જાણ માટે પ્રસિદ્ધ કરવાનું અમે દુરસ્ત ધાર્યું છે.

બિજાપુરનો બાદશાહ મુગલોની સાથે લડાઈ અને ઝગડામાં ગુંથાયો હતો. એ જબરા દુશ્મન સામે બિજાપુર ટકી શકે એમ નહોતું. શિવાજીને સજા કરવાનું બિજાપુરના બાદશાહના મનમા હોવા છતાં મુગલો સાથે પતાવટ કર્યા વગર બાદશાહ શિવાજીને છેડી શકે એમ ન હતું. આવી સ્થિતિ બિજાપુરની હતી, છતાં પહેલી તકે શિવાજીને સજા કરી દબાવી દેવાનો વિચાર બાદશાહના મનમા રમી રહ્યો હતો.

બિજાપુરના બાદશાહને સારે નસીબે ઉત્તર હિંદુસ્થાનમાં દિલ્હીની ગાદી માટે ઝગડો જાગ્યો અને રંગે ચડેલા એ ઝગડામા જઈ, ગાદી મેળવવાની ઔરંગઝેબને ઈચ્છા થઈ. બિજાપુરના બાદશાહ ઉપર ઔરંગઝેબનો રોષ કંઈ ઓછો ન હતો. બિજાપુરને જમીનદોસ્ત કરવાની ઔરંગઝેબની દાનત હતી, પણ દિલ્હીની બાદશાહત પચાવી પડવાની તક આવી હતી તે તક બિજાપુર ઉપરની કડવાશને લીધે ખુએ એવો ઔરંગઝેબ અવ્યવહારુ ન હતો. બિજાપુર સાથેનો ઝગડો જલદી પતાવી ઔરંગઝેબને ઉત્તર હિંદુસ્થાનમાં લશ્કર લઈને જવું હતું, એટલે એણે બિજાપુર સાથે પતાવટ કરી દીધી. આ પતાવટ થયાથી બિજાપુરનો બાદશાહ શિવાજીને સજા કરવા માટે નવરો પડયો.

દક્ષિણ હિંદુસ્થાનમાં શિવાજી દિન પ્રતિદિન વધારેને વધારે બળવાન થતો ગયો એ બિજાપુર બાદશાહ સાંખી શકે એમ ન હતું. શિવાજી બળવાન થાય તો બિજાપુરની બાદશાહતને વહેલો મોડો ધક્કો લાગે, એમ બિજાપુરના મુત્સદ્દીઓનું ધારવું હતુ, તેથી વખત આવે શિવાજીને દાબી દેવાનો બિજાપુરનો ઈરાદો હતો.

(૧) ઔરંગઝેબ લશ્કર લઈને રંગે ચડેલા જંગમા ઝંપલાવવા માટે ઉત્તર હિંદુસ્થાન તરફ ગયો, એટલે સાધારણ સંજોગોમાં મુગલ તરફના હુમલામાથી બિજાપુર નિર્ભય બન્યું એટલે એ નિર્ભયતાને લીધે બિજાપુરને પહેલી તકે કરવાનું કામ આટોપી લેવાનો એને મોકો મળ્યો. શિવાજીની સામે જોર અજમાવી તેને દાબી દેવાનો બિજાપુરના બાદશાહે નિશ્ચય કર્યો.

(૨) મુગલો ઘરની ધાલમેલમાં આ વખતે રોકાયા હતા તેથી શિવાજી પ્રયત્ન કરે અથવા મુગલોની ઈચ્છા હોય તો પણ મુગલો શિવાજીની કુમકે, સંજોગો પ્રતિકૂળ હોવાને લીધે આવી શકે એમ ન હતું, એટલે શિવાજીની સામે જોર અજમાવી તેને દાબી દેવાનો બિજાપુરના બાદશાહે નિશ્ચય કર્યો.

(૩) જંજીરાવાળા ફત્તેખાને શિવાજીના લશ્કરી અમલદાર શ્યામરાજ નીલકંઠ રાંઝેકરને સખત હાર ખવડાવી, મરાઠાઓને મહાત કરવાની શરુઆત કરી હતી. તે તકનો લાભ લઈને હાર પામેલાઓને દાબી દેવાનું કામ આવા સંજોગોમાં સહેલું થઈ પડશે એ ધારણાથી અને શિવાજીનો નાશ કરી મહારાષ્ટ્રમાં મરાઠાઓના વધતા જતા બળને તોડી નાખવાની તક આવી મળી છે તેનો લાભ લઈ લેવો જોઈએ એવું બિજાપુરના મુત્સદ્દીઓને લાગ્યુ, એટલે શિવાજીને દાબી દેવાનો બિજાપુરના બાદશાહે નિશ્ચય કર્યો.

(૪) શિવાજીએ દક્ષિણના મુગલ અમલદારોને પત્ર લખી પોતાનાં કૃત્યો માટે દિલગીરી દેખાડી એ ખબર બિજાપુરના દરબારમાં પડતાં જ બિજાપુરના મુત્સદ્દીઓએ ધાર્યું કે શિવાજીનું જોર તૂટતું જાય છે, મરાઠાઓ નબળા પડયા છે અને શિવાજી ગભરાયો છે, માટે આવા સંજોગોમાં દુશ્મનની નબળાઈ અને ગભરાટનો લાભ લઈ તેનું વધતું જતું જોર તોડી નાખવું એ જ બિજાપુરના હિતમાં છે, એમ ધારી શિવાજીની સામે જોર અજમાવી તેને દાબી દેવાનો બિજાપુરના બાદશાહે નિશ્ચય કર્યો.

જ્યારે જ્યારે બિજાપુર સરકારને તક મળતી ત્યારે ત્યારે શિવાજીને સધાય તો પરોક્ષ અને નહિ

તો અપરોક્ષ ચૂંટી ખણવાનું કામ બિજાપુર ભૂલતું નહિ. દંડારાજપુરના હબસી સાથે શિવાજીને ઝપાઝપી થઈ તે વખતે પણ બિજાપુરના બાદશાહે હબસીનો પક્ષ પકડી શિવાજીનો વિરોધ કર્યો હતો ( કવિ પરમાનંદ કૃત ' શ્રી. શિવ ભારત ' મરાઠી ભાષાંતર ). શિવાજીએ ચંદ્રરાવ મોરેનો નાશ કરી જાવળી જીતી લીધી ત્યારે પ્રતાપરાવ મોરેને બિજાપુર સરકારે આશરો આપ્યો હતો. એવી રીતે નાની નાની બાબતોમાં એક બીજાનો વિરોધ વધે જતો હતો. બિજાપુરના મહમદશાહના મરણ પછી દક્ષિણના મુગલ સુબા ઔરંગઝેબે બિજાપુર બાદશાહતનો જે મુલક હસ્તગત કર્યો હતો તેમાં શિવાજીએ ધાલમેલ કરી અને બિજાપુરના મુલકોમાં પણ ધમાલ મચાવી મૂકી, તેથી અને નિઝામશાહી રાજ્ય મુગલોએ તોડ્યું તે શિવાજી પચાવી પડશે એવું બિજાપુરને લાગ્યું, તેથી શિવાજી સામે પગલાં ભરવાની તાકીદ બાદશાહને લાગી.

## બિજાપુર બાદશાહત સંબંધીઃ—

આ વખતે બિજાપુરની ગાદીએ અલીઆદિલશાહ હતો. બાદશાહ નાની ઉંમરનો હોવાથી બિજાપુરના રાજ્યનો કારભાર બાદશાહને નામે એની મા રાજમાતા બેગમ બારી સાહેબા ચલાવતી હતી. મુગલો સાથેના છેલ્લા વિગ્રહ વખતે બાદશાહતને બેવફા નીવડી, ફૂટી જઈ, મુગલ સુબેદાર ઔરંગઝેબ સાથે મળી જવાના ખોટા વહેમથી બિજાપુર રાજ્યના જૂના પ્રધાન ખાન મહમદખાનને મારી નાખવામાં આવ્યો હતો. ખાન મહમદખાનના મૃત્યુ પછી તેની જગ્યાએ મુખ્ય પ્રધાન તરીકે ખવાસખાનની નિમણૂક કરવામાં આવી હતી. ખવાસખાન પોતાની જવાબદારીના કામમાં અને રાજ્યવહીવટમાં બહુ કાબેલ અને ઉસ્તાદ હતો, છતાં રાજ્યનો કારભાર રાજમાતા જ ચલાવતી હતી. રાજકાજના કામમાં બેગમ બારી સાહેબા બહુ જ હોશિયાર, દીર્ઘદૃષ્ટિવાળી તથા હિંમતવાળી હતી. સિંહાજીના પુત્ર શિવાજીને હવે દાબી દેવાનું બિજાપુર સરકારે નક્કી કર્યું હતું, પરંતુ બિજાપુરના મુત્સદ્દીઓમાંથી કોઈની સૂચના એવી થઈ કે શિવાજીની સામે પગલાં ભરતાં પહેલાં તેના પિતા સિંહાજીને ફરીથી આખરની ચેતવણી આપવી. નીચેની મતલબનો પત્ર બિજાપુર દરબાર તરફથી સરદાર સિંહાજીને બેંગલોર મોકલવામાં આવ્યો હતો. આ પત્રમાં લખવામાં આવ્યું હતું કેઃ—" તમારા છોકરા શિવાજીના સંબંધમાં હવે તમને છેલ્લી ચેતવણી ગંભીરપણે આપવામાં આવે છે. તમે તમારા બંડખોર છોકરાને વારો નહિ તો એનું પરિણામ બહુ જ ખરાબ આવશે. તમે આ રાજ્યના સરદાર છો. આ રાજ્યનું નિમક તમે ખાધું છે, આ રાજ્ય વડે તમે ચડ્યા છો, ફૂલ્યા છો અને ફાલ્યા પણ છો. આ રાજ્યે તમારા કામની, તમારી સેવાની અને તમારા શૌર્યની કદર કરી છે. આ રાજ્યે તમારી પ્રત્યે આવી માયાળુ વર્તણૂક રાખી છતાં, તમારો જ દીકરો બિજાપુર સરકારની સામે થાય, એમનો મુલક લૂંટે, એમના કિલ્લાઓ પડાવી લે, બંડ કરીને તોફાન કરે, બિજાપુરના મુલકની પ્રજાને કનડે, સતાવે અને એવાં એવાં અનેક કૃત્યો કરી, બિજાપુરની ગાદીને ધક્કો પહોંચાડવા તૈયાર થાય એ હવે સહન થઈ શકે એમ નથી. આ રાજ્યની સત્તાની સામે થવામાં એણે નિમકહરામી કરી છે એમ તમે પણ કહી શકશો. તમે હવે વિધવિધ પ્રયત્નો કરી એની સાન ઠેકાણે આણો, નહિ તો એની જિંદગીને જોખમ છે એમ તમારે નક્કી સમજી લેવું. તમે આ બાદશાહતના સરદાર છો એટલે તમારી શરમની ખાતર આજસુધી એનાં કૃત્યો ઉપર ઢાંકપિછોડો કરી એને જતો કર્યો. પાછળથી તમે ભલામણો લાવો અને અમને શરમાવો તે નહિ ચાલે, માટે અમો તમને આ છેલ્લી ચેતવણી આપીએ છીએ કે તમે તમારા દીકરાને સમજાવીને તેની સાન ઠેકાણે આણો, નહિ તો પરિણામ માઠાં આવશે. " આવા પત્રથી સિંહાજી ગભરાય એવો નરમ ન હતો. સિંહાજી કંઈ ખુશામત કે મહેરબાનીથી આ દરજ્જે નહોતો ચડ્યો. આ દરજ્જો અને આ સ્થાન તો સિંહાજીએ પોતાની બાહોશી અને તલવારના જોરથી મેળવ્યાં હતાં. બિજાપુરના દરબારમાં એનો જે મોભો હતો, તે એની સમશેરના પ્રતાપ હતા. આ પત્રના જવાબમાં સિંહાજીએ બિજાપુરના બાદશાહને ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું કે " જનાબ ! બાદશાહ સલામતે મને મારા દીકરા શિવાજીની સાન ઠેકાણે લાવવા માટે ચેતવણી આપી

એ માટે હું ખાવિંદનો આભારી છું. બાદશાહ સલામતના પત્રનો ગોળગોળ જવાબ આપી અથવા ખોટી ખાત્રી આપી, ખાવિંદને હું ઠગવા નથી ઇચ્છતો. મુત્સદ્દીપણાની ભરપુર ભાષામાં જવાબ વાળી બાદશાહ સલામત આગળ નકામી સાકર વાટવી એ સાચી વફાદારીને શોભતું નથી. હું જનાબ સમક્ષ ચોખ્ખે ચોખ્ખી સ્થિતિ રજૂ કરવાની રજા લઉં છું. એ છોકરાએ માઝા મૂકી છે. વિચાર કરતાં સરકાર! મને તો હવે લાગે છે કે છોકરો મારા હાથમાંથી છટકી ગયો છે. મારું જરાપણ માને એમ નથી. એ તોફાને ચડ્યો છે, અવળે માર્ગે ચડ્યો છે, એ તો બાદશાહ સલામત જાણે છે. એના મગજ, મિજાજ અને તોરને લીધે જ એ મારી સાથે ન નભી શક્યો. એની મનોદશા નહિ ગમવાથી જ મેં એને મારી પાસે નથી રાખ્યો. એને સુધારવા માટે મારા અને એના ભવિષ્યનો વિચાર કરીને મેં ખૂબ પ્રયત્નો કર્યા, પણ હવે મને એમ ખાત્રી થઈ ગઈ છે કે મારા પ્રયત્નો ફોગટ ગયા છે, હું નિષ્ફળ નીવડ્યો છું, મારું એની આગળ કંઈ ચાલતું જ નથી; મારા સમજાવવાથી કે લખવાથી કંઈ વળે એવું મને હવે લાગતું નથી. દીકરો મારો છે છતાં તેના સંબંધની સાચે સાચી વાત બાદશાહ સલામત આગળ કહી દેવી એ મને મારો ધર્મ લાગે છે. એ છોકરાને સીધો કરવા માટે ખાવિંદને ઠીક લાગે એવાં પગલાં ખાવિંદે લેવાં. એને પકડી મંગાવી સીધોદોર કરવો હોય તો પણ ખાવિંદ તે કરી શકે છે. ખાવિંદને પૂરેપૂરી સત્તા છે. શિવાજી મારો છોકરો છે, એ વિચારથી ખાવિંદે એના ઉપર હવે જરાપણ રહેમિયત ન રાખવી. બાદશાહ સલામત અને બિજાપુર દરબારના મુત્સદ્દીઓને એનું વર્તન અસહ્ય અને આકરું લાગતું હોય તો બાદશાહતના લાભને માટે ઘટિત કરવા ખાવિંદ મુખત્યાર છે. મારી લાગણીઓ અને એની સાથેનું મારું સગપણ એ ઉપર ધ્યાન દોડાવીને જો એનાં કૃત્યો પ્રત્યે આંખ આડા કાન કરવામાં આવતા હોય તો આયંદે એવું ન બનવું જોઈએ. એની સામે પગલાં ભરવામાં ખાવિંદ મારી લાગણીનો વિચાર ન કરે. હું તો એ છોકરાથી કાયર થઈ ગયો છું. બાદશાહ સલામતને ઠીક લાગે તેમ કરે." ઉપર પ્રમાણે પત્રનો જવાબ સિંહાજીએ લખી બિજાપુરના બાદશાહ તરફ રવાના કર્યો. શિવાજીને શી રીતે સજા કરવી, તેને સીધો કરવા માટે શાં પગલાં લેવાં, મરાઠાઓનું વધતું જતું જોર શી રીતે તોડવું, વગેરે વિચાર બિજાપુર સરકારના મુત્સદ્દીઓના મનમાં ચાલી રહ્યા હતા. સિંહાજીને નારાજ કરવામાં કાંટો નહિ કાઢીએ એ પણ કેટલાકનું માનવું હતું. સિંહાજીને નારાજ કર્યા સિવાય શિવાજી સરખો કાંટો શી રીતે દૂર કરવો એના વિચાર બિજાપુર સરકાર કરી રહ્યા હતા. સિંહાજીને લખેલા પત્રના જવાબની રાહ પણ જોવાતી હતી. આખરે સિંહાજીનો જવાબ આવ્યો. સિંહાજી તરફથી ચોખ્ખે ચોખ્ખો જવાબ આવ્યા પછી રાજમાતા બેગમ બારી સાહેબાના કહેવાથી શિવાજીને સીધો કરવાના સંબંધમાં બિજાપુરના દરબારીઓને આમંત્રણ કરી, દરબાર ભરવામા આવ્યો. દરબારમાં બિજાપુર બાદશાહના જવાબદાર અમલદારો, અધિકારીઓ, સરદારો, લશ્કરી અમલદારો, અનુભવી સલાહકારો, વજીરો, મનસબદારો, સુબાઓ વગેરે સર્વે હાજર થયા. બિજાપુરના બાદશાહની હયાતીનો પ્રશ્ન જાણે ચર્ચાતો હોય એટલું મહત્ત્વ આ દરબારને આપવામાં આવ્યું હતું. દીર્ઘદૃષ્ટિવાળા ડાહ્યા પુરુષોએ તો જમાનો ઓળખ્યો હતો અને શિવાજીનું વધતું જતું જોર બિજાપુરને ધક્કો મારશે એમ એમને લાગતું હતું. આ ગંભીર પ્રશ્નનો ગંભીરપણે વિચાર કરવા વિચારવંત અને ડાહ્યા પુરુષો ભેગા મળ્યા. દરબારમાં બેગમબારી સાહેબા માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. બાદશાહ સલામતની સવારી પધાર્યા પછી કુર્નિસ કરવાનો સમારંભ ખતમ થયા પછી દરબારમાં શિવાજીનાં તોફાન સંબંધી ખૂબ વિવેચનો થયાં. શિવાજી બિજાપુરના બાદશાહના સરદારનો દીકરો તે બાદશાહતને આવી રીતે સતાવે, બાદશાહ સલામતનું અપમાન કરે, બાદશાહતની સત્તા સામે બંડ કરે, તોફાન કરે એ તદ્દન અસહ્ય છે. એવી મતલબનાં જુસ્સાદાર ભાષણો સરદારોએ કર્યા. મહારાષ્ટ્રના સંજોગો અને બિજાપુર સરકારની સત્તાનો સવાલ ધ્યાનમાં લઈ, શિવાજીને પકડી લાવવાનું નક્કી તો થયું, પણ શિવાજીનો સામનો કરી એને પકડી લાવવા માટે કોણ જાય છે એ પ્રશ્ન દરબારમા ઊભો થયો. ગરમાગરમ ભાષણો કરવા, એ તો સહેલુ છે, પણ ઊભી થયેલી અડચણોને

ટાળવા માટે સંકટનો સામનો કરવા તૈયાર થવું એ બહુ ભારે કામ છે. શિવાજીને પકડી લાવવો એ કંઈ નાના છોકરાના ખેલ ન હતા. શિવાજીનું બળ અને તેના લશ્કરની શક્તિ કંઈ જેવી તેવી ન હતી. પશ્ચિમના ઘાટ, ત્યાંનાં જંગલો, પહાડ અને ટેકરીઓ, ડુંગર અને ખીણો વગેરેનો વિચાર જ્યારે બિજાપુરના સરદારોએ કર્યો ત્યારે એમની આંખો ઊઘડી અને એમને લાગ્યું કે શિવાજીને પકડી લાવવો એ બહુ જોખમનું કામ છે. શિવાજીની યુક્તિઓ, તેનું ચાતુર્ય, તેનું શૌર્ય, તેની હિંમત, અને તેનું સાહસ દુશ્મનો બરાબર જાણતા હતા. શિવાજીના સપાટાનો સ્વાદ ઘણાઓએ ચાખ્યો હતો, એટલે એને પકડવા માટે કોણ જાય છે, એ પ્રશ્ન ઊભો થતાં સર્વે શાંત અને મૂગા થઈ ગયા. શિવાજીને પકડીને બિજાપુર લઈ આવવાના કામ માટે સરદારોમાંથી કોઈ આગળ ન આવ્યું. જ્યારે કોઈ ઊભું ન થયું ત્યારે બિજાપુર દરબારના સરદાર અફઝલખાને એ કામ માટે બીડું ઝડપ્યું અને "શિવાજીને તો આમ જોતજોતામાં પકડી બિજાપુરના બાદશાહ સલામતની સમક્ષ રજૂ કરીશ. એ ડુંગરના ઉંદર શિવાજીને જીવતો અગર મરેલો ગમે તેવો પણ પકડી લાવીશ" એવી પ્રતિજ્ઞા લીધી (શ્રી. સરદેસાઈ કૃત **मराठी रियासत**).

## ૨. અફઝલખાન.

કૃષ્ણને હાથે હણાયાથી કંસની મહત્તા કૃષ્ણચરિત્રમાં વધી અને કંસને કૃષ્ણચરિત્રમાં આગળ પડતું સ્થાન લેખકને આપવું પડ્યું. લંકાનો રાજા રાવણ રાજા રામચંદ્રજીને હાથે મરાયો એટલે રામાયણમાં રાવણને પણ મહત્ત્વ મળ્યું, તેવી જ રીતે અફઝલખાનનો વધ શિવાજી મહારાજને હાથે થયો એટલે શિવચરિત્રમાં અફઝલખાનને મહત્ત્વ આપ્યા સિવાય છૂટકો જ નથી. આપણા ચરિત્રનાયક શિવાજીનું ભાવિ ઘડવામાં જે વ્યક્તિએ બહુ આગળ પડતો અને ભારે ભાગ ભજવ્યો છે તેવી વ્યક્તિનો વાંચકોને પરિચય કરાવવાની જરૂર છે એટલે એની બહુ ટુંકાણમાં ઓળખાણ આપીએ છીએ. અફઝલખાન એ રાજમાતા બેગમ બારી સાહેબાના ભાઈ, જે બાદશાહી ભઠિયારખાનાના સુબેદાર હતા તેમના દીકરા થાય. એમનું નામ અબદુલ્લાભટારી અથવા અફઝલખાન હતું (શ્રી સરદેસાઈ કૃત **मराठी रिसायत पूर्वार्ध**). "અફઝલખાન એ બિજાપુરના બાદશાહ મહમદ આદિલશાહનો દાસી પુત્ર હશે કારણ સતારા જિલ્લાના વાઈ મુકામેથી જડેલા એક હુકમનામામાં એને "મહમદશાહી" એ વિશેષણ લગાડવામાં આવ્યું છે. એની મા બાદશાહી ભઠિયારખાનામાં રસોયણ હોવી જોઈએ, એવું અફઝલખાનના પોવાડા ઉપરથી માલમ પડે છે." બિજાપુર બાદશાહતમાં એ પહેલા વર્ગનો ઉમરાવ હતો. એના ફુઆ એટલે બાળ બાદશાહના પિતા જ્યારે ગાદી ઉપર હતા ત્યારે અફઝલખાનની સત્તા અને અધિકાર વધ્યાં હતાં. બિજાપુર સરકારના લશ્કરી અમલદારોમાં એનો દરજ્જો સૌથી ઊંચો હતો એટલું જ નહિ પણ એ બિજાપુર દરબારના અનુભવી અને ચુનંદા મુત્સદ્દીઓમાંનો એક હતો. એ બહિલોલખાન અને રણદુલ્લાખાનનો પીર હતો (પ્રો. જદુનાથ સરકાર કૃત Shivaji & his times). શકે ૧૫૫૯ માં રણદુલ્લાખાને કર્ણાટક ઉપર ચડાઈ કરી ત્યારે અફઝલખાન તે ચડાઈમાં હતો. રણદુલ્લાખાનના મરણ પછી તેમની જગ્યાએ બિજાપુર બાદશાહ મહમદશાહે અફઝલખાનને નીમ્યો હતો. શિવાજીના પિતા સિંહાજીની ચાડીઓ બિજાપુરના બાદશાહ આગળ અફઝલખાન લઈ જતો. બિજાપુરના બાદશાહે જ્યારે સિંહાજીને કેદ કરાવ્યો ત્યારે તેને જીંજીથી બિજાપુર લઈ જવાનું કામ મહમુદશાહે અફઝલખાનને સોંપ્યું હતું. ઈ. સ. ૧૬૪૪ માં વાઈ પ્રાન્તનો સુબેદાર રણદુલ્લાખાન મરણ પામ્યા પછી વાઈ પ્રાન્તની સુબેદારી અફઝલખાન પાસે, એનો વધ થયો ત્યાં સુધી રહી એવું ઇતિહાસરસિક રાજવાડેની શોધમાં જડી આવે છે. મુગલોની સાથે બિજાપુરના બાદશાહને વિગ્રહ ચાલ્યો અને અનેક ઝપાઝપીઓ થઈ તેમાં અફઝલખાને બહુ બહાદુરી, કૌશલ્ય અને હિંમત બતાવ્યાં હતાં. આ વિગ્રહમાં બજાવેલી કામગીરીને લીધે એની કીર્તિ બિજાપુર રાજ્યમાં તેમજ દક્ષિણના મુલકોમાં વધી હતી. સરદાર સિંહાજીની સામે મુસ્તફાખાને બંડ કર્યું

હતું અને તે બંડ સમાવવા જતાં વિશ્વાસઘાતથી સિંહાજીના મોટા પુત્ર શંભાજીને કનકગિરિ આગળ મારી નાંખવામાં આવ્યો હતો. તે મુસ્તફાખાનને બંડ કરવા માટે ઉશ્કેરનાર આ અફ્ઝલખાન હતો. અફ્ઝલખાન શિવાજી ઉપર બળી રહ્યો હતો. વાઈ, મિરજ, રાયબાગ તથા જમખિંડીથી ઠેઠ કૃષ્ણા નદી સુધીનો પ્રદેશ અફ્ઝલખાનની જાગીરનો મુલક હતો. આ પ્રાન્તમાં શિવાજી જેવો ચાલાક અને પ્રતિભાશાળી માણસ ૮–૧૦ વરસથી ઘૂમતો હતો. તેણે અફ્ઝલખાનની જાગીરના મુલકના જાગીરદાર અને જમીનદાર વગેરેનાં મન જીતી લીધાં અને એમ થવાથી અફ્ઝલખાનના પ્રાન્તની આવક તદ્દન ઘટી ગઈ. બિજાપુરના દરબારના ઉમરાવોમાં અફ્ઝલખાનને શિવાજી માટે બહુ ઝેર હતું. શિવાજીનો નાશ અફ્ઝલખાનને અંગત લાભદાયક હતો ( म. रि. પા. ૨૫૪ ). અફ્ઝલખાન શરીરે ઊંચો, જાડો, કદાવર અને ભારે શક્તિવાળો હતો. એણે પુષ્કળ લડાઈઓ જોઈ હતી અને એ ઘણી લડાઈઓ લડ્યો હતો. અફ્ઝલખાન એ જમાનામાં દક્ષિણ દેશમાં બહુ નામાંકિત લશ્કરી અમલદાર ગણાતો. બિજાપુરના બાદશાહનો એ આધારસ્થંભ હતો. બિજાપુરના બાદશાહ મહમદશાહના મરણ પછી દક્ષિણના મુગલ સુબેદાર ઔરંગઝેબે બિજાપુર સરકારના મુલકો ઉપર ચડાઈ કરી ત્યારે બિજાપુર સરકારે ખાન મહમદખાનની સરદારી નીચે મુગલોની સામે સૈન્ય મોકલ્યું તેમાં અફ્ઝલખાન પણ એક લશ્કરી અમલદાર તરીકે ગયો હતો. સેનાપતિ ખાન મહમદખાન ઔરંગઝેબ સાથેની લડાઈમાં ઈરાદાપૂર્વક ઢીલો છે એવું અફ્ઝલખાનને લાગ્યું એટલે તે એકદમ બિજાપુર ચાલ્યો ગયો અને ખાનમહમદખાનની બેઈમાનીની હકીકત બેગમ બારી સાહેબાને જાહેર કરી. આથી બિજાપુર સરકારે તેને પાછો બોલાવી લીધો અને મારી નંખાવ્યો ( **श्री शिवभारत** પાનું ૧૬૩ ). અફ્ઝલખાને શ્રી રંગના રાજા, કર્નુલના રાજા, બેદનુરના રાજા વગેરે કર્ણાટક પ્રાંતના રાજાઓ ઉપર વિજય મેળવ્યો હતો ( **श्री शिवभारत** પાનું ૧૬૩ ). આ અફ્ઝલખાને બિજાપુર દરબારમાં શિવાજીને જીવતો પકડી લાવવાનું અથવા તેને પૂરો કરવાનું બીડું ઝડપ્યું. પરાક્રમી અને રણધીર માણસને શોભે એવું વીરરસથી લદબદ ભાષણ સાંભળી બેગમ બારી સાહેબા અફ્ઝલખાન ઉપર ખુશ થયાં અને ખાનને તેની હિંમત માટે બેગમ સાહેબાએ ઈનામ આપી ( ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા કૃત શ્રી શિવાજી છત્રપતિ પાનું ૮૬ ) શિવાજી ઉપર ચડાઈ કરવાના કામમાં ઉત્તેજન આપ્યું. બિજાપુર બાદશાહ તરફથી અફ્ઝલખાનને પોષાક, કીમતી વસ્ત્રો, અલંકાર, હાથી ઘોડા અને એવી બીજી ચીજો આપવામાં આવી હતી.

બિજાપુર સરકાર અને મુગલો વચ્ચેનો વિગ્રહ હમણાં જ બંધ થયો હતો. પડદેનશીન બાઈના રાજ્યકારભારમાં કુદરતી રીતેજ અવ્યવસ્થા હોય. તે અવ્યવસ્થાને લીધે અને મુગલો સાથેના વિગ્રહમાં ખૂબ ઘસારો વેઠવો પડ્યો તેથી બિજાપુરની સત્તા નબળી પડી ગઈ હતી ( પ્રો. જદુનાથ સરકાર કૃત Shivaji and his times Page 64). પ્રતિકૂલ સંજોગો હતા અને આ ચડાઈ સિવાય છૂટકો જ ન હતો એટલે બિજાપુર સરકારે અફ્ઝલખાનને પ્રતિકૂલ સંજોગો હોવા છતાં જબરું લશ્કર આપ્યું. લશ્કર અને સરસામાન બિજાપુર બાદશાહની અડચણ ભરેલી સ્થિતિના પ્રમાણમાં બહુ મોટું હતું. અફ્ઝલખાન જેવો ખંધો વીર કંઈ તદ્દન નબળું લશ્કર લઈને નીકળે નહિ. એમ કહેવાય છે કે ત્રણ વરસ સુધી શિવાજી સાથે યુદ્ધ ચાલે તોપણ સરસામાન, હથિયાર વગેરે ન ખૂટે એટલી સામગ્રી અને લશ્કર લઈને અફ્ઝલખાન બિજાપુરથી નીકળવા તૈયાર થયો હતો. ૧૨૦૦૦ ઘોડેસવાર અને જબરું પાયદળ એની તહેનાતમાં હતું ( ડાહ્યાભાઈ રામચંદ્ર કૃત શિવાજી ). અફ્ઝલખાન સાથે ૫૦૦૦ ઘોડેસવાર અને ૭૦૦૦ પાયદળ હતું ( Grant Duff ). ૧૫૦૦૦-૨૦૦૦૦ સવાર અને ૧૦૦૦૦ પાયદળ મળી આસરે ૩૦૦૦૦ નું લશ્કર હતું ( ચિટણીસ પાનું ૧૨૨ ). પ્રો. જદુનાથ સરકાર Shivaji & his times Page 64 ઉપર લખે છેઃ—બિજાપુર સરકાર અફ્ઝલખાનને ૧૦૦૦૦ ઘોડે સવાર આપી શકી હતી. માવળ મુલક ઉપર ચડાઈ કરવાની હતી એટલે અફ્ઝલખાને યુક્તિ રચીને ભોમિયા અને જાણીતા આસરે ૩૦૦૦ માવળાઓને પોતાની ફોજમાં નોકર રાખ્યા હતા ( શ્રી

રામચંદ્ર મહેતા કૃત "શિવાજી" પાનું ૮૬ ). માવળાઓના માનીતા શિવાજીને સજા કરવા માટે અફઝલખાને પોતાની તૈયારી કરવામાં બાકી રાખી ન હતી. ખાન ઘણી લડાઈઓ લડ્યો પણ આવી તૈયારી એણે કોઈની સામે કરી ન હતી. હયદળ, પાયદળ, ગજદળ વગેરે અનેક દળો અફઝલખાનની આ ચડાઈમાં મોજૂદ હતાં. આ ચડાઈનું મહત્ત્વ બહુ જબરું છે એવું બિજાપુર સરકાર પણ માનતી હતી. આ વખતની હાર જીતમાં જ બિજાપુર બાદશાહતનું ભવિષ્ય લટકી રહ્યું હતું. આ ચડાઇના પરિણામ ઉપર બિજાપુર રાજ્યનું બળ, આબાદાની અને ચડતી આધાર રાખે છે એમ સમજીને જ બિજાપુરના બાદશાહે અફઝલખાનને જોઈએ તેટલી સામગ્રી અને સરસામાન આપ્યાં હતાં. અફઝલખાનની સવારીમાં લઈ જવા માટે આ વખતે ઘણા હાથી, સંખ્યાબંધ ઊંટ, તોપો, પુષ્કળ દારૂગોળો, બંદુકો, જાતજાતનાં હથિયારો, ખરચ માટે સોના નાણું, રૂપા નાણું વગેરે બાદશાહે આપ્યું હતું.

અફઝલખાન સેનાપતિ હતા. આ સવારીમાં એમની સરદારી નીચે બાદશાહતના નામીચા સમરકુશળ સરદારોને બાદશાહે મૂકયા હતા. અફઝલખાને આ ચઢાઈમાં પોતાની સાથે ૧ અંબરખાન ૨ યાકૂતખાન ૩ મૂસેખાન ૪ હસનખાન ૫ રણદુલ્લાખાન ૬ અંકુશખાન ૭ બર્બરખાન ૮ હિલાલખાન વગેરે નામાંકિત લશ્કરી અમલદારોને લીધા હતા.

આ ઉપરાંત નીચેના મરાઠા સરદારો પણ શિવાજીનો નાશ કરવા માટે નીકળેલી અફઝલખાનની સવારીમાં સામેલ હતા. ૧. સરદાર ઘોરપડે ૨. સ. પાંઢરે ૩. સ. ખરાટે ૪. સ. યાદવ ૫. સ. મંબાજી ભોંસલે ૬. સ. ઘાટગે ૭. સ. કાંટે ( પરમાનંદ કૃત-**श्री शिवभारत** પાનું ૧૭૨ ). બળવાન દુશ્મન સામે ચડાઈ લઈ જતી વખતે યુદ્ધકળામાં કુશળ એવો મુત્સદ્દી ઝીણવટ અને દીર્ઘદૃષ્ટિથી જેવી અને જેટલી તૈયારી કરે, તેવી અને તેટલી તૈયારી અફઝલખાને આ વખતે કરી હતી. કૂચ કરતાં પહેલાં અફઝલખાને પોતાના લશ્કરની કવાયત લઈને લશ્કરની પરીક્ષા કરી હતી. દારૂગોળો, હથિયાર વગેરે સઘળો સરંજામ અફઝલખાને જાતે તપાસ્યો હતો. ૧૬૫૯ ના સપ્ટેમ્બર માસમાં બિજાપુરથી કૂચ કરવાનું અફઝલખાને નક્કી કર્યું. બિજાપુર સરકારના આસરે ૪૦ કિલ્લાઓ શિવાજીએ સર કર્યા હતા ( મોડક કૃત "બિજાપુરનો ઈતિહાસ" ). એ ઉપરાંત કેટલોક મુલક પણ જીત્યો હતો. અફઝલખાનની તૈયારીઓ જોઈને "બદમાસ કાફર હવે સીધો દોર થઈ જશે" એવું બિજાપુરના બાદશાહ, સરદારો અને ઘણા મુસલમાનોને લાગ્યું. આ ઉછરતા અને ઉછળતા કાફરના નાશના મીઠા વિચાર અને આનંદી સ્વપ્નામાં બિજાપુરના ઘણા મુસલમાનો મશગુલ બની ગયા હતા. બેગમ બારી સાહેબા બહુ ચતુર અને બહુ દીર્ઘદૃષ્ટિ વાળાં હતાં. કલ્પનાશક્તિથી ઘોડા દોડાવી, આનંદથી સંતોષ માની લે, એવાં એ ન હતાં. એમણે તો સ્થિતિ અને સંજોગોનો બહુ ઝીણવટથી વિચાર કર્યો. શિવાજીના સૈન્ય બળની એમણે ખરી ખબર કઢાવી. ખરી ખબર મળ્યા પછી દુશ્મનની શક્તિનો એમણે વિચાર કર્યો. જે મુલક ઉપર ચડાઈ કરવાની હતી, ત્યાંના લોકોનાં વલણની પણ ખબર કઢાવી. દુશ્મન પોતાની પ્રજામાં અને સૈન્યમાં કેટલો લોકપ્રિય છે, તે વાતને વિચારી બેગમ સાહેબે ભવિષ્ય તપાસ્યું. શિવાજીની યુક્તિઓ, બળ અને દળનો વિચાર કરી, વર્તવાનું બેગમ સાહેબાએ અફઝલખાનને સૂચવ્યું. અફઝલખાન જબરી હિંમતવાળો સરદાર હોવાથી કઠણ પ્રસંગે પણ એ નાહિંમત થતો નહિ. અફઝલખાન તૈયાર થયો. કૂચને દિવસે બિજાપુરમાં આનંદ અને ઉત્સાહ રેલાઈ રહ્યાં હતાં. અફઝલખાનનાં પરાક્રમની વાતો ને તેના બળનાં વખાણ ઠેકઠેકાણે થઈ રહ્યાં હતાં. કૂચ પહેલાં લશ્કરની કવાયત લેવા અફઝલખાન નીકળ્યો અને પોતાના લશ્કરને જોતો હતો એટલામાં બિજાપુર દરબારનો નામીચો ગજ ફત્તેહલશ્કર મરણ પામ્યો ( અફઝલખાનનો પોવાડો ). અફઝલખાન વીર હતો. તે આવા અપશુકનને ગાંઠે એવો નબળા મનનો ન હતો. અફઝલખાન પોતાના ધર્મગુરુને મળવા ગયો. અફઝલખાન **'आगे पग तो पत रहे, पीछे पग पत जाय'** માં પૂરેપૂરો માનનારો હતો. અપશુકનોની જરા પણ દરકાર રાખ્યા સિવાય અફઝલખાન રાજમાતા બેગમ



અફઝલખાન



ઔરંગઝેબ



ફાઝલખાન

૭. શિવાજી મહારાજના શત્રુઓ.

Lakshm Art Bombay 8

બારી સાહેબાની રજા લેવા ગયા. બેગમ સાહેબે અફઝલખાનને માન આપ્યું અને એને મુબારકબાદી આપી ફત્તેહ ઇચ્છી. પછી બેગમ સાહેબે ખાનને કહ્યું "કાફર બહુ શક્તિવાળો છે, એનું લાવલશ્કર બહુ ભારે છે. એ દગલબાજ છે, એ વાત ભૂલતા નહિ. બને ત્યાં સુધી ખરી લડાઈનો પ્રસંગ ટાળજો. દુશ્મન ડુંગરો, ખીણો, અને ખાડા ટેકરાનો ભોમિયો છે એ વાત ભૂલવા જેવી નથી. આ દુશ્મન સામે બળ કરતાં કળ વધારે વાપરવાની જરુર છે. શિવાજીને યુક્તિથી પંજામાં ફસાવીને બને તો બિજાપુર જીવતો પકડી લાવજો. ન બને તો ત્યાં ને ત્યાં જ પૂરો કરજો (પ્રો. જદુનાથ સરકાર કૃત Sivaji and his times. 2nd edition Page 64). એને એકદમ ભડકાવ્યા સિવાય સુલેહની વાત કરજો. બાદશાહને મળવા આવવાની જાળ પાથરીને શિવાજી જો મળવા આવવા ખુશી હોય અથવા તૈયાર થાય, તો બાદશાહ પાસેથી માફી અપાવવાની એને ખાત્રી આપવામાં જરાપણ આનાકાની કરતા નહિ. હરપ્રયત્ને એને યુક્તિથી સાંડસામાં લેજો. મુલક દુશ્મનનો છે અને દુશ્મન લોકોમાં લોકપ્રિય થઈ પડ્યો છે એ બધી બીના ધ્યાનમાં રાખીને તમે તમારું કામ કરશો." અફઝલખાને બહુ અદબથી કુરનીસ કરી અને જવાબ આપ્યો કે "આપ કોઈ જાતની ચિંતા ન કરો. એ કાફરના ભાર શા છે! એને તો જોત જોતામાં પાછો સમજો. હું શિવાજીને પકડીશ, એટલુંજ નહિ પણ એને એના જ ઘોડા ઉપર મૂગે મોઢે મારી પાછળ પાછળ આવતો કરીશ (સી. સી. એ. કિંકેડ કૃત History of the Maratha people. Page 157). આપ જુઓ તો ખરા! શિવાજી જેવા સાધારણ ઉંદરને તો હું લાવીને બાદશાહી સિંહાસનના પાયા સાથે સાંકળથી જકડી બાંધીશ" (મી. ગ્રાન્ટડફ કૃત History of the Marathas. Page 134). અફઝલખાન બધાંની રજા લઈ બિજાપુરથી નીકળ્યો.

નીકળતાં પહેલાં ખૂબ વિચાર કરીને ડાહ્યા અને અનુભવીઓની સલાહ લઈને અફઝલખાને પોતાનો કાર્યક્રમ ઘડી કાઢ્યો હતો. શિવાજીના મુલકના દક્ષિણ ભાગના કિલ્લાઓ જો બની શકે તો દમામમાં અને અને દમામમાં દબાવી પાડવાનો વિચાર ગોઠવી, અફઝલખાને અફાટ સેના અને પુષ્કળ સામાન વગેરે સાથે બિજાપુરથી કૂચ કરી. બિજાપુરથી નીકળી, થોડે દૂર જઈને અફઝલખાને પોતાની સેના સાથે પડાવ નાખ્યો. અફઝલખાન બહાદુર યોદ્ધો હતો, એટલું જ નહિ પણ એ પોતાના સૈન્યની સગવડ અને સિપાઈઓની અડચણો તરફ બિલકુલ બેદરકાર નહતો. સૈન્યનો પડાવ જોવા માટે એ જાતે નીકળતો, અને પોતાના સિપાઈઓને સુખી કરવા માટે તાકીદનાં પગલાં ભરતો. બિજાપુરથી કૂચ કરીને અફઝલખાનના લશ્કરે પહેલો પડાવ નાખ્યો તેની રચના અને દેખાવ જાણ્યાથી વાંચકોને અફઝલખાનની કાર્યદક્ષતા, ઠાઠમાઠ, અને તેના સૈન્યની સ્થિતિનો સહેજ ખ્યાલ આવે તેથી તેનું વર્ણન જે 'શિવભારત'માં કર્યું છે તે નીચે આપીએ છીએઃ—

"તે સ્થાન (લશ્કરના પડાવની જગ્યા) કીમતી કપડાંથી વીંટાયેલા થાંભલાવાળા બહુ ઊંચા અને નવા તંબુથી શોભી રહ્યું હતું. એ પડાવમાં સભામંડપની પણ ગોઠવણ કરવામાં આવી હતી. તે સભા મંડપમાં અનેક પ્રકારની રંગબેરંગી મોટી બેઠકો ગોઠવવામાં આવી હતી. એ સભામંડપની શોભામાં અનેક મનગમતી ચીજો ગોઠવાયેલી હતી તેથી વધારો થયો હતો. ખૂબ ઊંચા સ્થંભ ઊભા કરીને છત ગોઠવવામાં આવી હતી એટલે પરસાળો અને આંગણાઓ છાયામય અને સુશોભિત દેખાતા હતા. નજીકમાં જ પડાવને મોખરે ઘોડાઓ બાંધવા માટે અશ્વશાળાઓ ઊભી કરી દીધી હતી. મદોન્મત્ત બનેલા હાથીઓની ગર્જનાથી દશે દિશાઓ ગાજી રહી હતી. સંખ્યાબંધ બંદુકવાળા, ધનુર્ધર, ઢાલવાળા, તલવારધારી, ફરશીધારી, ભાલાવાળાઓ વગેરે અનેક પ્રકારનાં શસ્ત્રધારીઓ ખડેપગે આઠે દિશાએથી એ પડાવનું રક્ષણ કરી રહ્યા હતા. પડઘમ, નગારાં અને મોટાં વાજિંત્રોના વાગવાથી, ધરતી ધ્રુજતી હતી અને ભયંકર ભાસતી હતી. અનેક પ્રકારના કાર્યક્રમમાં મશગુલ બનેલા માણસોના ઘોંઘાટથી તે સ્થાન ગાજી રહ્યું હતું. એ પડાવમાંના દરેક પોતપોતાને સ્થાને આનંદમાં દેખાતા હતા. આવી રીતે પડાવ પડ્યો

તે સેનાપતિએ પોતાની નજરે નિહાળ્યો. સેનાપતિને પોતાના પડાવની સુવ્યવસ્થા અને વ્યવસ્થિત ગોઠવણ જોઈને ભારે હર્ષ થયો" ( **शिवभारत** પા. ૧૭૩-૭૪ ).

આવી રીતે પડાવ નાખતો નાખતો સેનાપતિ અફઝલખાન મજલ દડમજલ કૂચ કરતો સૈન્ય સાથે કૃષ્ણા નદીને સામે પાર ગયો. શિવાજી આ વખતે પૂના તરફ હતો એટલે અફઝલખાન ખરું જોતાં તો પૂના તરફ જ ગયો હોત પરંતુ તેમ નહિ કરતાં તે વાઈ તરફ વળ્યો. અફઝલખાન પૂના તરફ નહિ જતાં વાઈ તરફ કેમ વળ્યો, તેનું કારણ નીચે પ્રમાણે કહેવાય છેઃ—ચંદ્રરાવ મોરે, તેના પુત્ર તથા પ્રધાન વગેરેનો નાશ કરી શિવાજીએ જાવળી જીતી, તે પછી ચંદ્રરાવ મોરેનો ભાઈ પ્રતાપરાવ મોરે જે બચી ગયો હતો તે નાસીને બિજાપુર ગયો હતો. ત્યાં તે બાદશાહને શરણે બે ત્રણ વર્ષથી રહેતો હતો. એની દાનત બાદશાહને ખુશ કરી તેની મહેરબાની મેળવી, શિવાજી પાસેથી બાદશાહની મદદથી જાવળી પાછી જીતી લેવી અને "ચંદ્રરાવ" એ ઇલ્કાબ બાદશાહ પાસેથી પોતાને માટે મેળવી, ચંદ્રરાવ મોરેની ગાદી જાવળીમાં ચાલુ કરવી એ હતી. પ્રતાપરાવ મોરેએ પોતાની બાહોશીથી બિજાપુરના બાદશાહને ખુશ કર્યો. "જાવળીની પ્રસિદ્ધ ઝાડીમાં આવેલું ચંદ્રરાવ મોરેનું રાજ્ય શિવાજી પાસેથી જીતીને હું તને આપીશ" એવું વચન બિજાપુરના બાદશાહે પ્રતાપરાવ મોરેને આપ્યું હતું ( **शिवभारत** પાનું ૧૭૬ ). પ્રતાપરાવ મોરે સવારીમાં સાથે હતો. એને લાગ્યું કે બાદશાહે આપેલું વચન વસુલ કરી લેવાનો આ મોકો છે અને આ વખતે ધારેલી મતલબ હાંસલ થાય એમ છે. તેથી પ્રતાપરાવે અફઝલખાનને જાવળી તરફ વળવા આગ્રહ કર્યો. અફઝલખાને પ્રતાપરાવ મોરેનું માન્યું અને વાઈ તરફ વળ્યો ( **श्री शिवभारत** પાનું ૧૬૪ ). બિજાપુરથી રસ્તામાં પંઢરપુર, તુળજાપુર, માણુકેશ્વર, કરકમ-ભોંસે, શંભુ મહાદેવ, મલવડી, રહિમનપૂર થઈને અફઝલખાન વાઈ આવ્યો ( **मराठी रियासत** પાનું ૨૪૩ ). અફઝલખાનના લશ્કરે વાઈ પહોંચતા સુધીમાં રસ્તામાં ખૂબ અત્યાચાર કર્યા. અફઝલખાનનું લશ્કર રસ્તામાં મુકામ કરતું કરતું તુળજાપુર આવી પહોંચ્યું. તુળજાપુર મુકામે સેનાપતિએ પોતાની સેના સાથે મુકામ કર્યો. તુળજાપુર એ શિવાજીના કુટુંબ અને ભોંસલે ઘરાણાનું બહુ માનીતું પવિત્ર ધામ હતું. સિંહાજી ભોંસલેના કુટુંબપર શ્રી ભવાનીની કૃપા હતી, એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. ભોંસલે ઘરાણાની કુળદેવી શ્રી. ભવાનીનું મંદિર તુળજાપુરમાં હતું. તુળજાપુરની ભવાનીદેવી શિવાજીની કુળદેવી છે અને શિવાજીના કુટુંબને આ સ્થાન બહુ પૂજ્ય છે તથા શિવાજી અને તેના કુટુંબનાં માણસો ઘણીવાર શ્રી. ભવાનીનાં દર્શન માટે તુળજાપુર આવે છે એ વાતની અફઝલખાનને પૂરેપુરી ખબર હોવી જોઈએ. તુળજાપુરમાં મુકામ નાખી, અફઝલખાને શ્રી. ભવાનીનું મંદિર તોડી, અંદરની ભવાનીની મૂર્તિ ભાંગી નાખવાનો વિચાર કર્યો. મૂર્તિભંજક તરીકેની કીર્તિ મેળવવા અફઝલખાન બહુ આતુર થઈ ગયો હતો. મંદિર ઉપર છાપો મારવાનો નિશ્ચય કરી, અફઝલખાન તે કૃત્ય માટેની તૈયારી કરવા મંડી પડ્યો. તુળજાપુરના હિંદુઓને અફઝલખાનના આ દુષ્ટ હેતુની ખબર પડી ગઈ હતી. શ્રી. ભવાનીના મંદિરના પૂજારીઓ પણ ચેતી ગયા હતા. મંદિરના ચાલકો ચેતી જવાથી ભોપાએ દેવીની પ્રતિમા ત્યાંથી ખસેડી દીધી, અને સંતાડી ( શ્રી. ચિટણીસકૃત **श्री शिव छत्रपति महाराज** પાનું ૧૨૨ ). અફ-ઝલખાને પોતાના દુષ્ટ સંકેત મુજબ મંદિર ઉપર છાપો માર્યો પણ દેવીની પ્રતિમા ત્યાં જડી નહિ તેથી બહુ જ ગુસ્સે થયો. આખરે અફઝલખાને એક ગાય મંગાવી અને મંદિરમાં કપાવી. તેનું લોહી આખા મંદિરમાં છંટાવ્યું ( મી. કિંકેડ કૃત History of the Maratha People Page 158, અફઝલખાનનો પોવાડો ). કૃષ્ણાજી અનંત સભાસદ જેમણે રાજારામ મહારાજના હુકમથી શિવાજીના મૃત્યુ પછી આશરે વીસ વર્ષની અંદર શિવાજી મહારાજનું જીવનચરિત્ર, તે વખતે તેમને જે દફતર, કાગળ, પત્રો, લેખી પુરાવા વગેરે મળી શક્યા તેને આધારે લખ્યું છે તેમાં તુળજાપુરના મંદિર ઉપર અફઝલખાને કરેલા અત્યાચાર સંબંધી નીચે પ્રમાણેની મતલબનું એ પુસ્તકની ચોથી આવૃત્તિમાં નવમે

પાને લખાણુ છેઃ—" અફઝલખાને તુળજાપુરમાં મુકામ કર્યો અને શિવાજીની કુળદેવી શ્રી. ભવાનીના મંદિર ઉપર છાપો મારી ભવાનીની મૂર્તિ ભાંગી નાખી. એ ભંગ થયેલા ભાગના કકડા કરી તેને ઘંટીમાં ઘાલી, દેવીની મૂર્તિનો દળીને લોટ કર્યો" ( પ્રો. જદુનાથ સરકાર કૃત Shivaji and his times. 2nd edition Page 65. ) તુળજાપુરના ભવાની મંદિર ઉપર ગુજરેલા અત્યાચાર સંબંધી તપાસતાં ઇતિહાસકારોમાં અત્યાચારની રીત વર્ણવવામાં મતભેદ છે. કેટલાકનું માનવું છે કે શ્રી. ભવાનીની મૂર્તિ ભાંગી તેને ઘંટીમાં ઘાલીને દળી નાખી અને કેટલાકનું માનવું છે કે મૂર્તિ ન જડી એટલે ચિડાઈને અફઝલખાને મંદિરમાં ગાય કપાવી તેનું લોહી આખા મંદિરમાં છંટાવ્યું. આ બંને બીનાઓ ઉપર વિચાર કરતાં અમને તો બંને બીનાઓ સાચી લાગે છે. હિંદુ દેવમંદિરોની પદ્ધતિ વગેરેનો વિચાર કરતાં બંને વાતો સાચી હોવી જોઈએ એ નિર્ણય ઉપર અમો આવ્યા છીએ.

તે જમાનામાં મુસલમાન સરદાર ચડી આવે ત્યારે મંદિરો તૂટવાના અને મૂર્તિઓ ભાંગવાના બનાવો સામાન્ય થઈ પડ્યા હતા. અફઝલખાન પોતાના લાવલશ્કર સાથે શિવાજી ઉપર ચડાઈ કરવા નીકળ્યો છે અને તુળજાપુરમાં મુકામ નાખે છે. તુળજાપુરની શ્રી. ભવાની દેવી ભોંસલે ઘરાણાની કુળ-દેવી છે અને શિવાજી ત્યાં વારંવાર દર્શન માટે જાય છે. આ દેવીની કૃપાથી શિવાજી પોતાના કામમાં ફતેહ પામે છે. આ દેવી શિવાજીના મનોરથ પૂરા કરે છે. આવી વાતો દક્ષિણમાં તે વખતે ઘેર ઘેર ચર્ચાતી અને બોલાતી હતી. અફઝલખાન જેવા મુસલમાન સરદારનો મુકામ લશ્કર સહિત ત્યાં પડ્યો એટલે મંદિરના વહીવટદારોના મનમાં મૂર્તિભંગનો ભય ઊભો થાય એ સ્વાભાવિક હતું. અફઝલખાન મંદિર તોડી, મૂર્તિ ભાંગવાનો છે એ વાત છૂપી રીતે મંદિરના વહીવટદારો અથવા પૂજારીઓને કોઈએ કહ્યાનો પુરાવો નથી. છતાં તે વખતના સંજોગો અને મુસલમાન રાજાઓ અને શક્તિવાળા મુસલમાન સરદારોનું હિંદુ મંદિરો પ્રત્યેનું વલણ અને વર્તન જોતાં, મંદિરના વહીવટદારો અથવા પૂજારીઓને અફઝલખાનના દુષ્ટ હેતુની બાતમી કોઈ કહી જાય એ અસંભવિત નથી. ગમે તે રસ્તે મંદિરવાળાઓને મૂર્તિ ભાંગવાના અફઝલખાનના નિશ્ચયની ખબર પડી હોય અને તેથી મંદિરની મુખ્ય પ્રતિમા ભોપાએ એ મંદિરમાંથી ખસેડી સંતાડી હોય.

હિંદુ મંદિરોમાં મુખ્ય પ્રતિમા ઉપરાંત બીજી ઘણી મૂર્તિઓ પૂજન માટે રાખવામાં આવે છે, એટલે મુખ્ય પ્રતિમા સંતાડી દેવામાં આવી હોય તો પણ બીજી મૂર્તિઓ મંતાઝા સિવાયની મંદિરમાં રહી હોય. મુખ્ય મૂર્તિ ભાંગવા માટે નહિ મળવાથી અફઝલખાન ગુસ્સે થાય એ પણ નવાઈ જેવું નથી અને ચિડાઈને મંદિરમાં ગાય કતલ કરાવી હોય એ બનવા જોગ છે અને જે મૂર્તિઓ એને મંદિરમાં જડી આવી તેને ભાંગીને ભૂકો કરી, ઘંટીમાં ઘાલી દળાવી પણ હોય એટલે બંને વાતો સાચી હોવાનો સંભવ છે.

તુળજાપુરની શ્રી. ભવાનીના મંદિરની આવી દુર્દશા કરી, છતાં અફઝલખાનના અંતઃકરણને સંતોષ થયો ન હતો. મૂર્તિભંજક તરીકે કીર્તિ મેળવવાની એની ઇચ્છા હતી. તે જમાનામાં મુસલમાન પ્રજામાં માન અને કીર્તિ મેળવવાનો આ મુખ્ય રસ્તો હતો.

અફઝલખાનના અત્યાચારની વાતો સાંભળી શિવાજી રાયગઢથી ઉતરી જાવળી આવ્યા અને જાવળીમાં મુકામ રાખી આવતા સંકટને શી રીતે પહોંચી વળવું તે માટે પોતાના વિશ્વાસુ ગોઠીઆ, નિમકહલાલ અમલદારો અને વફાદાર સરદારો સાથે સલાહ મસલત કરવાના કામમાં રોકાયા. શિવાજી રાયગઢથી ઊતરીને જાવળી મુકામે આવી રહ્યા છે એવા સમાચાર અફઝલખાનને મળ્યા. અફઝલખાને ભીમા ઓળંગી પંઢરપુરમાં મુકામ નાખ્યો.

બચાવમાં કહી શકત કેઃ—' શિવાજીની સાથે એને વેર હોવાથી એણે દુશ્મનની દેવીનું ખંડન કર્યું. તુળજાપુરની શ્રી. ભવાનીની મૂર્તિ ભાંગવામાં અફઝલખાનનો હેતુ હિંદુઓની ધાર્મિક લાગણી દુભાવવાનો ન હતો.' પણ અફઝલખાન ભવાનીની મૂર્તિ ભાંગીને અટક્યો નહિ. એણે તો જુલમી, ધર્માંધ, અત્યાચારી, મુસલમાન સત્તાધારી સરદારો, હિંદુઓ ઉપર જે અત્યાચાર કરતા તેની પુનરાવૃત્તિ કરી. તુળજાપુરથી પંઢરપુર તરફ આ અત્યાચારી અફઝલખાને પ્રયાણ કર્યું.

## ૩ પંઢરપુરમાં અત્યાચાર.

તુળજાપુરનું મંદિર તોડી, શ્રી. ભવાનીની મૂર્તિ ભાગ્યાથી અફઝલખાનનું અંતઃકરણ સંતોષ પામ્યું ન હતું. એની તરસ હજુ છીપી ન હતી. પંઢરપુર એ હિંદુઓનું યાત્રાનું જબરું ધામ છે. પંઢરીનાથના દર્શન માટે લાખો હિંદુ યાત્રાળુ દર વર્ષે હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાંથી પંઢરપુર જાય છે. પંઢરપુરની મહત્તા અને હિંદુઓનું આ ધામ તરફનું ખેંચાણ અફઝલખાન જાણતો હતો. પંઢરપુરના મેળામાં દર વર્ષે હિંદુઓ લાખોની સંખ્યામાં ભેગા મળે છે એ બીના જગજાહેર થઈ ચૂકી હતી. અફઝલખાને હિંદુઓનું આવું જબરું યાત્રાનું ધામ નાશ કર્યાની કીર્તિ મેળવવાની ઈચ્છા રાખીને પંઢરપુરમાં લશ્કર સાથે પડાવ નાખ્યો. અફઝલખાને પંઢરપુરની મૂર્તિ ભાગવાનો નિશ્ચય કર્યો. લોકોએ એનો દુષ્ટ ઈરાદો જાણ્યો એટલે ઘરબાર છોડી જંગલમાં નાસી ગયા. પંઢરપુરમાં આવતાં રસ્તામાં માણકેશ્વરનું દેવાલય તોડી, તેનો નાશ કર્યો. પંઢરપુરમાં ભારે અત્યાચાર કર્યો ( શ્રી. ડાહ્યાભાઈ રા. મહેતા કૃત " શ્રી શિવાજી છત્રપતિ " પાનું ૮૭. શ્રી. સરદેસાઈ કૃત **"मराठी रियासत "** પાનું ૨૪૩ ). પંઢરપુરમાં વિઠોબાની મૂર્તિ તોડી અને પંઢરપુરની આજુબાજુનાં ગામડાંઓમાં પણ ત્રાસ વર્તાવ્યો. એવી રીતે અફઝલખાન તુળજાપુર, પંઢરપુર, માણકેશ્વર મહાદેવ વગેરે ઠેકાણે દેવળો તોડતો, મૂર્તિઓ ભાંગતો, હિંદુઓને સતાવતો, આગળ વાઈ તરફ વધતો હતો ( પ્રો. સરકાર કૃત Shivaji & His Times Page 66 ). વાઈ પહોંચતા પહેલાં રસ્તામાં વલવડી મુકામે અફઝલખાને ત્યાંના બજાજી નિંબાળકરને પકડી મંગાવ્યો અને એનું અપમાન કરી, એને ખૂબ ધમકાવ્યો ( **" मराठी रियासत "** પાનું ૨૪૩ ). અફઝલખાનની લશ્કર સાથેની આ કૂચે મહારાષ્ટ્રમાં હાહાકાર મચાવી મૂક્યો. હિંદુઓનાં નામીચાં દેવળો તોડ્યાં, મૂર્તિઓ ભાંગી, બ્રાહ્મણ અને ગાય ઉપર અત્યાચાર કરી હિંદુઓના જેટલાં અપમાન થાય તેટલાં કર્યાં. રસ્તામાં જ્યાં જ્યાં તક મળી ત્યાં ત્યાં ગરીબ હિંદુ રૈયત ઉપર અત્યાચાર ગુજાર્યો. તેમનો છલ કર્યો. તેમને સતાવ્યા. લોકોને રંજાડતો અને હિંદુઓનાં તથા તેમના ધર્મનાં અપમાન કરતો અફઝલખાન સતારાની ઉત્તરે ૨૦ માઈલ દૂર આવેલા વાઈ મુકામે આવી પહોંચ્યો. વાઈ મુકામે અફઝલખાને પોતાના લશ્કર સાથે પડાવ નાખ્યો. બિજાપુરથી નીકળ્યા પછી અફઝલખાનનો વાઈનો મુકામ બહુ જ મહત્ત્વનો હતો. આ મુકામે શિવાજીને પકડવાના, તેને મારી નાખવાના, દક્ષિણમાં શિવાજીને દાબી બિજાપુરને મહાન સત્તા બનાવવાના વિચારો થયા, મસલતો થઈ, વિવેચનો થયાં. વાઈ મુકામે રહીને જ અફઝલખાને શિવાજીને પકડવા માટે યુક્તિઓ રચી, યોજનાઓ યોજી, જાળો પાથરી, હીકમતો ઊભી કરી અને અનેક અખતરા અજમાવવાનું શરૂ કર્યું.

આ ચડાઈ પહેલાં અફઝલખાન દક્ષિણના મુલકોમાં આટલો બધો અપ્રિય નહોતો થયો. તુળજાપુર, પંઢરપુર, માણકેશ્વર વગેરે ઠેકાણે કરેલા ભારે અને અસહ્ય અત્યાચારોથી અફઝલખાન અતિશય અકારો અને અપ્રિય થઈ પડ્યો હતો. આ અત્યાચારોને લીધે વખતે એણે ધર્માંધ મુસલમાનોનો વધારે ચાહ મેળવ્યો હશે, પણ તે દેશમાં તો અપ્રિય થઈ પડ્યો. એટલું જ નહિ પણ જે કામ હાથમાં લઈને એ નીકળ્યો હતો તે કામને એનાં એવાં કૃત્યોથી નુકસાન પહોંચ્યું અને જે બિજાપુરની બાદશાહતને મજબૂત કરવાના પ્રયત્નો એ કરી રહ્યો હતો તે બાદશાહતને એના અત્યાચારને લીધે ધક્કો લાગ્યો. અફઝલખાન

આ ચડાઈ વખતે અમલમાં આંધળો બની ગયો હતો. એણે ઈજ્જતદારોની ઈજ્જત તરફ નજર ન કરી અને આબરૂદારોની આબરૂ લીધી. મલવડીના બજાજી નિંબાળકરને અફઝલખાને ગર્વમાં છકી જઈને ધમકાવ્યો. બજાજી નિંબાળકર એ કંઈ સાધારણ માણસ ન હતો. એ લોકપ્રિય અને આબરૂદાર ગૃહસ્થ હતો. આ ચડાઈમાં અફઝલખાનને હાથે એવાં ઘણાં કૃત્યો થયાં, જેને પરિણામે લોકો ખાન ઉપર ખૂબ ખિજવાઈ ગયા. એને સત્તાનો મદ ચઢ્યો હતો. એનાં કૃત્યોથી સાબીત થાય છે કે એ ગર્વથી છકી ગયો હતો. ગર્વ એ માણસની પડતીની નિશાની છે. અમલને આધીન થયેલા અધિકારીઓ ગર્વથી દૂર રહેવાનો પ્રયત્ન નથી કરતા. તે ગર્વનો ભોગ થયા સિવાય રહેતા નથી. દેવમંદિરો ઉપરના હુમલાઓ પવિત્ર ધાર્મિક ધામો ઉપરના છાપા, મૂર્તિખંડન, અને ગૌવધનાં કૃત્યોથી અફઝલખાનની આ ચડાઈએ ધાર્મિક રૂપ લીધું ( "**मराठी रियासत**" પાનું ૨૪૩ ). હિંદુ ધર્મનું આવી રીતે અપમાન કરનાર, દેવમંદિરોમાં ગાયોની કતલ કરી તેનું લોહી છાંટનાર અને હિંદુ ધર્મને નાબૂદ કરવાના હેતુથી અત્યાચાર કરનાર તરફ સાચો અને સંગીન ગુસ્સો ચડે એટલું ખમીર તે વખતના હિંદુઓમાં હતું. અફઝલખાનના અવિચારી અત્યાચારથી તે મુલકના હિંદુઓને લાગ્યું કે હર પ્રયત્ને શિવાજીને હાથે ખાનનો ખુરદો કરાવે જ છૂટકો છે. અફઝલખાનના અત્યાચારથી દક્ષિણના હિંદુઓને લાગ્યું કે જો શિવાજીને વિજય ન મળે અને શિવાજીને હાથે ખાનનો ગર્વ ખતમ ન થાય તો દક્ષિણમાં સઘળો હિંદુ સમાજ જોખમમાં આવી પડશે. હિંદુઓ પોતાની હયાતી માટે, હિંદુ ધર્મના રક્ષણ માટે, હિંદુત્વને ટકાવી રાખવા માટે શિવાજીનો જય અંતઃકરણથી ઈચ્છતા હતા અને આ વખતે શિવાજીને યથાશક્તિ મદદ કરવા તેઓ તૈયાર પણ થયા. દક્ષિણની જનતાનાં દિલ બહુ દુભાયાં હતાં અને બંને પક્ષના લોકો સામ સામા ચિડાઈ ગયા હતા અને એક બીજાથી ખિજાયા પણ હતા. બંને પક્ષની આબરુ અને જાહોજલાલી આ પ્રસંગના પરિણામ ઉપર અવલંબીને રહેલી છે એમ સમજીને બંને પક્ષ સંગ્રામ માટે સજ્જ થયા હતા. આ સંગ્રામના પરિણામનું મહત્ત્વ શિવાજી અને તેના સાથીદારો બરોબર સમજી ગયા હતા અને એ સમજીને જ એમણે આ વખતે ખાનનો સામનો કરવા માટે ભારે અને પૂરેપુરી તૈયારી કરી હતી ( **मराठी रियासत** પાનું ૨૪૩ ).

અફઝલખાનને પોતાના અને પોતાના લશ્કરના બળ ઉપર ભારે ભરોંસો હતો. પોતાની શક્તિ ઉપર એને હદ કરતાં વધારે વિશ્વાસ હતો. શિવાજીને કેદ પકડવામાં એ પૂરેપુરો ફત્તેહમંદ નીવડશે એને માટે એને જરા પણ શંકા ન હતી. આત્મબળમાં સંપૂર્ણ વિશ્વાસ અને જીતની અટલ શ્રદ્ધા હોવાથી ખાને રસ્તો ખોળી કાઢ્યો. શિવાજીને પકડી પાંજરામાં પૂરીને બિજાપુર લઈ જવાનો ખાને નિશ્ચય કર્યો. વાઈમાં ખાનનો મુકામ રહ્યો તે દરમ્યાન તેમણે શિવાજીને પકડ્યા પછી બિજાપુર લઈ જવા માટે એક પાંજરું તૈયાર કરાવ્યું ( History of the Maratha People, Page 158 ). સિંહને જોતાં પહેલાં તેના બળની વિચિત્ર કલ્પના કરી તેને પૂરવા માટે પાંજરું તૈયાર કરાવી રાખવાની કાર્યદક્ષતા, દીર્ઘદૃષ્ટિ અને દુરદેશીપણા માટે અફઝલખાનનાં તો વખાણ જ કરવાં પડે.

અફઝલખાન વાઈમાં શિવાજીને પકડવા માટેની વ્યૂહ રચના રચી રહ્યો હતો. મસલત કર્યા પછી અફઝલખાને નક્કી કર્યું કે શિવાજીને વાઈ મુકામે મળવા બોલાવીને, મળવા આવે ત્યારે પકડી લેવો અથવા પૂરો કરવો. ગમે તે ઉપાયે લાલચ બતાવીને પણ ઝાડીમાં રહીને બળવાન બની બેઠેલા સિંહને ઝાડીમાંથી બહાર કાઢવો અને બહાર કાઢ્યા પછી તેનો સહેલાઈથી શિકાર કરવો એવો અફઝલખાને નિશ્ચય કર્યો. ચારે તરફનો વિચાર કર્યા પછી અને પોતાના વિશ્વાસુ સાથીઓની સલાહ લીધા પછી અફઝલખાનને ખાત્રી થઈ કે શિવાજી જેવા શક્તિમાન રાજાને ઝાડી અને કિલ્લાઓમાંથી બહાર મેદાને કાઢી પછી એના ઉપર હાથ નાંખવો એ વધારે સહેલું થઈ પડશે. ખાને શિવાજીનો શિકાર જેમ બને તેમ સહેલાઈથી થઈ શકે તે માટે ઘટતી તજવીજ કરવા માંડી. સંગ્રામ કરવો જરુરનો જણાય તો

તે પણ કરીને આ વખતે શિવાજીને દાબી દેવાનો અફઝલખાનનો નિશ્ચય હતો. લડાઈ માટેની તજવીજ ખાન કરીને જ આવ્યો હતો. અને રસ્તામાં ભય, પ્રીતિ વગેરે બતાવી નાના નાના સરદારોને પોતા તરફ ખેંચી લેવાનો એનો પ્રયત્ન ચાલુ જ હતો. વાઈની આજુબાજુના ઈનામદાર તથા સરદારોને પોતા તરફ લેવાનો અને સામી બાજુએ હોય તેમને ફોડવાનો સપાટો ચાલુ હતો. ગંજન માવળના દેશમુખ વીઠોજી હૈબતરાવને તેનું લશ્કર લઈ બિજાપુરના બાદશાહની કુમકે આવવા અને જાવળી નજીક મળવા કહેવડાવ્યું. ( પ્રો. સરકાર Shivaji and his times 2nd edition Page 66 ).

વાઈ મુકામે અફઝલખાનને તેનો ખાસ વિશ્વાસુ કૃષ્ણાજી ભાસ્કર મળ્યો. આ કૃષ્ણાજી ભાસ્કર વાઈ ગામનો કુળકરણી હતો. અને હાલના વાઈના કુળકરણીનો આ પૂર્વજ હતો. અફઝલખાન વાઈનો સુબેદાર હતો ત્યારનો ખાન સાથે કૃષ્ણાજીપંતને ઘાડો સંબંધ હતો ( **मराठी रिसायत** પાનું ૨૪૪ ). કૃષ્ણાજીપંત અફઝલખાનના દીવાનનું કામ કરતો હતો. ( મી. કિંકેડકૃત History of the Maratha People footnote on Page 158 ). આ કૃષ્ણાજીપંતને અફઝલખાને બોલાવ્યો અને તેને શિવાજી પાસે ખાનના વકીલ તરીકે સંદેશો લઈ જવા જણાવ્યું. કૃષ્ણાજીપંતે ખાનનો હુકમ માથે ચડાવ્યો અને શિવાજી પાસે સંદેશો લઈને જવા તૈયાર થયો. અફઝલખાને પોતાના વકીલને રુબરુમાં અનેક સૂચનાઓ કરી. કૃષ્ણાજીપંત ઉપર ખાનનો પૂરેપુરો વિશ્વાસ હતો. અફઝલખાને આપેલો નીચેની મતલબનો સંદેશો લઈ કૃષ્ણાજીપંત શિવાજી પાસે જવા વાઈથી નીકળ્યો:—

" તારા બાપને અને અમારે બહુ જ જૂનો ઘાડો સ્નેહ છે. તું મારા જૂના સ્નેહીનો દીકરો એટલે મને તું કંઈ પારકો નથી. તું તો મારો જ છે. હું તારે માટે અહીં આવ્યો છું માટે તું આવીને મને મળી જા. રુબરુ મળ્યે ઘણી વાતોના ખુલાસા થઈ જશે. એક બીજાના મનનાં સમાધાન થશે અને મને ખાત્રી છે કે બંનેને પૂરેપુરો સંતોષ થઈ જશે. હું તને ટૂંકમાં જણાવી દઉં છું કે તારી ઈજ્જત ઉપર કોઈપણ હાથ નહિ નાંખે અને તારી સલામતી સચવાય એવી ગોઠવણ કરવાની હું હામી લઉં છું. હું બાદશાહને ગમે તે પ્રકારે તારે માટે સમજાવીશ અને તારો જીતેલો મુલક તારી પાસે રહે એવી ગોઠવણ કરી આપીશ. આ ઉપરાંત તારે માટે બિજાપુર દરબારમાં હું ભારે માનના દરજ્જા માટે બાદશાહ પાસે માગણી કરીશ અને એ રીતે બિજાપુરના દરબારમાં તારું માન વધારીશ. બિજાપુરના દરબારમાં તેના એક માનવંતા અને મોટા સરદાર તરીકે તારી રહેવાની ઈચ્છા હોય તો દરબારનાં દ્વાર તારે માટે ખુલ્લાં છે પણ દરબારમાં રહેવાની તારી ઈચ્છા ન હોય તો દરબારમાં ન રહેતાં માનવંતા સરદાર તરીકે તને બાદશાહ સ્વીકારે એવી ગોઠવણ પણ હું કરી શકીશ. વગેરે વગેરે " ભય તથા પ્રીતિથી ભરેલો સંદેશો કૃષ્ણાજીપંત સાથે ખાને મોકલ્યો. છૂટા પડતાં ખાને કૃષ્ણાજીપંતને કહ્યું કે શિવાજીને સંતોષ થાય અને એ ખુશી થાય એવી ખૂબીથી વાત કરજો અને વગર વિલંબે શિવાજી મને મળવા આવે એવો ઘાટ ઉતારજો અને જો એ મળવા ન આવે તો હું તેને મળવા જવાને તૈયાર છું એવું પણ જરુર પડે તો કહેજો ( શ્રી ડાહ્યાભાઈ મહેતા કૃત શ્રી શિવાજી છત્રપતિ પાનું ૮૯ ).

દુનીઆના ઇતિહાસમાં હિંદુઓ ગૃહકલહને માટે પ્રસિદ્ધ છે. દક્ષિણમાં આવીને સ્થિતિ તપાસતાં અફઝલખાનને લાગ્યું કે શિવાજીને તો હું સેહેલાઈથી દાબી દઈ શકીશ. પણ બને ત્યાં સુધી સંગ્રામ ટાળવો. યુક્તિ પ્રયુક્તિથી શિવાજી જો પકડી શકાય એમ હોય તો તે પ્રયત્ન કરવો. એમ પકડવાનું મુશ્કેલ માલમ પડે તો તેને પૂરો કરવો અને તે પણ ન બની શકે તેમ હોય તો જ લડાઈ કરવી. વખતે જો લડાઈ કરવી પડે તો તે માટે તેની તૈયારી હતી અને જીતની પણ તેને ખાતરી હતી. આ સાથે એને બીજી પણ ખાતરી હતી કે જો લડાઈ થાય તો આ વખતે એને જીત માટે ભારે ભોગ આપવા પડશે. સહજમાં જીત-મળી-જાય એવી સ્થિતિ ન હતી. લડાઈ થાય તો એના લશ્કરની ખરાબી વધારે થવાનો સંભવ હતો તેથી અનેક જાળો પાથરીને અફઝલખાને વિધવિધ પ્રકારના સાંડસા ગોઠવ્યા હતા. હિંદુઓને હિંદુઓ

વિરુદ્ધ ઊભા કરવાનું કામ ઘણાએ આજસુધી કર્યું છે અને તેનાં માઠાં પરિણામ હિંદુઓની નજર સામે હોવા છતાં એ જ યુક્તિમાં હિંદુ કોમના વિરોધીઓ હજુ પણ સહેલાઈથી ફાવી જાય છે. વિરોધીઓને અફઝલખાને સાથે રાખ્યા હતા જ. તેજોદ્વેષ અને અંગત વેરની જ્વાળાથી ભડકે બળી રહેલા હિંદુઓ પોતાનું વેર વસુલ કરવા માટે કોમ, ધર્મ કે દેશનું નિકંદન એમના કૃત્યોથી થતું હોય તોપણ એ કૃત્યો કરવા કદી પણ પાછી પાની નથી કરતા. વેરનો અગ્નિ હૈયામાં બળતો દાબી રાખી વખત આવ્યે વેર વસુલ કરવા અંધ અને અધીરા બનીને કૂદી પડવું એ તો હિંદુઓની ખાસ ખાસિયત છે. શિવાજીને પકડી આપવાનું કામ પણ એક હિંદુએ જ માથે લીધું.

રોહીડખોરાની દેશમુખી માટે દેશમુખ કાન્હોજી જેધેને ખંડોજી ખોપડે નામનો હરીફ હતો. કાન્હોજી જેધેને દેશમુખી મળી તેથી ખંડોજી બળી રહ્યો હતો. ગમે તે પ્રયત્ને કાન્હોજીને દેશમુખીમાંથી ખસેડવાનો ખોપડે પ્રયત્ન કરી રહ્યો હતો. ખંડોજીએ વિચાર કર્યો કે દક્ષિણના આ પરિવર્તનના યુગમાં બની શકે તો પોતાનું કામ પણ કાઢી લેવું. ખંડોજીએ આ તકનો લાભ લેવાનો નિશ્ચય કર્યો અને વાઈ મુકામે આવી એ અફઝલખાનને મળ્યો. અફઝલખાનને તો "જોઈતું હતું તે વૈદે કહ્યું" એવું બન્યું. કાન્હોજી જેધે શિવાજીના મળતિયા હતા અને ખંડોજી એનો દુશ્મન એટલે અફઝલખાનને તો પરોણા પાસે વીંછી મરાવવાની તક મળી. અફઝલખાને બહુ ખુશીથી ખોપડેની મુલાકાત લીધી અને એને અનેક પ્રકારની લાલચો બતાવી પોતાનો મળતિયો કર્યો (**मराठी रियासत** પાનું ૨૪૫). અફઝલખાને બતાવેલી લાલચોથી લલચાઈ ખંડોજી ખોપડેએ મુસલમાનોનો પક્ષ લીધો. અફઝલખાન કંઈ કાચો ન હતો. મોઢાના તડાકા અને વાતો ઉપર બળ બાંધે એવો ભોટ ન હતો. એણે તો ખંડોજી ખોપડે પાસે લેખિત બંધણી માગી. આખરે ખંડોજી ખોપડેએ લેખી બંધણી કરી આપી કે "જો મને રોહીડખોરાની દેશમુખી આપવાનું વચન આપતા હો તો મારે તમને શિવાજીને પકડી આપવો" (રાજવાડે ખંડ. ૧૫ લેખ ૩૦૨. શિવ દિગ્વિજય ૧૬૫).

કોઈ પણ રાજ્ય જાસુસખાતાની ચપળતા સિવાય સુંદર કારભાર અને નિષ્પક્ષપાત ન્યાય ન કરી શકે. જાસુસખાતું એ પ્રજાની ખરી સ્થિતિ જાણવાનું મોટામાં મોટું સાધન છે. જાસુસખાતા મારફતે રાજા પ્રજાના મનની ઊંડી લાગણી જાણી શકે છે. જાસુસખાતા મારફતે પ્રજાને કોણ પીડે છે, કોણ રંજાડે છે, કોણ સતાવે છે તે રાજા જાણી શકે છે. જાસુસખાતું એ રાજતંત્રને ટકાવી રાખનાર ખાતાઓમાંનું એક ખાતું છે. સારા અને પ્રજાની પીડા જાણી તેમનાં દુખ દૂર કરનારા દયાળુ રાજાઓના રાજ્યમાં જાસુસખાતાથી પ્રજાને લાભ થાય છે અને જ્યાં પ્રજાને પીલવાનું અને ધૂતવાનું સત્ર ચાલતું હોય, પ્રજાને પીડવામાં જ રાજાનો હાથ હોય, પ્રજાને દુખી કરી રાજાને મહાલવું હોય, પ્રજા પિડાતી હોય તેવે વખતે રાજાને તાગડધિન્ના કરવા હોય અને પ્રજાના મડદા ઉપર રાજાને મહેલ બાંધી મહાલવું હોય તે રાજ્યમાં જાસુસખાતું એ પ્રજાને પીડનારું ખાતું નીવડે છે. જાસુસખાતાનો ઉપયોગ પ્રજાની સ્થિતિ જાણવા માટે કરવામાં આવે છે અને તેજ ખાતાનો ઉપયોગ રાજ્યના કે દેશના દુશ્મનોના કાવત્રાં, શત્રુઓની હિલચાલ, વિરોધીઓની છૂપી બાબતો જાણવા માટે પણ કરવામાં આવે છે. જાસુસખાતાની ચપળતાથી ઘણાં રાજ્યો ઉપરનાં સંકટો ટળ્યાં છે અને જાસુસખાતાની બેદરકારી અને બેદીપણાથી ઘણાં રાજ્યો ભોંયભેગાં પણ થયાં છે. રાજ્યવહીવટમાં જાસુસખાતું એ બહુ અગત્યનું ખાતું છે અને તે ખાતું કેટલીક વખતે અણીને પ્રસંગે તારણહારનો ભાગ ભજવે છે. શિવાજીનું જાસુસખાતું બહુ બાહોશ, ચપળ, ચાલાક, અને હોશિયાર હતું. શિવાજીની જીતોના અનેક કારણોમાં એના જાસુસખાતાનું કાબેલિયતપણું, તે ખાતાની કુનેહ, ચપળતા, તેની ચાલાકી અને તેની સાહસિકવૃત્તિ એ પણ કારણ હતું. એના જાસુસખાતાના માણસો એને માટે પ્રાણ પાથરવા તૈયાર હતા એ અનેક વખતે જાસુસોએ કરેલા સાહસ ઉપરથી સાબીત થઇ ચૂક્યું છે. શિવાજી મહારાજ હિંદુ રાજ્ય સ્થાપવા માગે છે અને તે હિંદુ-

ત્વના તારણહાર છે એ વાત એ ખાતાના માણુસોના હૈયામાં હંમેશ જાગૃત હતી એમ એમનાં કૃત્યોથી દેખાય છે.

અફઝલખાને શિવાજી ઉપર ચડાઈ કરી ત્યારે અફઝલખાનની છાવણીમાંથી છૂપી વાતો, છૂપી યોજના, છૂપાં કાવત્રાંઓ વગેરેની માહિતી તથા દુશ્મનની છાવણીમાં બનતા બનાવો અને લોકોના હૃદયની વાતો લાવવા માટે શિવાજીનું જાસુસખાતું બહુ ચપળતાથી કામ કરી રહ્યું હતું. આ વખતે આ ખાતાના ઉપરી તરીકે સરદાર વિશ્વાસરાવ નાનાજી મુસખોરકર હતા ( History of the Maratha people Page 158. **शेडगांवकर बखर.** ). આ વિશ્વાસરાવ વફાદાર, બાહોશ અને સાહસિક-વૃત્તિવાળો અમલદાર હતો. અફઝલખાનની ચડાઈના સમાચાર જાણ્યા ત્યારથી એણે અફઝલખાનની છાવણીમાંની ખરી બાતમી મેળવવા માટે યોગ્ય તજવીજ કરી હતી. અફઝલખાનની છાવણી બહુ જબરી હતી. ખાનનું લશ્કર વાઈથી મહાબળેશ્વર સુધી પથરાયલું હતું (**मराठी रियासत** પાનું ૨૪૫.). આવા જબરા વિસ્તારવાળી છાવણી હોવા છતાં છાવણીનો બંદોબસ્ત કાચો ન હતો. અગમચેતી અને દીર્ઘ દૃષ્ટિ વાપરીને છાવણીના પહેરા ચોક્કસ કરવામાં આવ્યા હતા. શિવાજીના ચપળ જાસુસોની ચાલાકીથી અફઝલખાન અજાણ્યો ન હતો. એની યોજના એના વિશ્વાસપાત્ર મુત્સદ્દીઓ સાથે જ ચર્ચાતી. વ્યૂહરચના નક્કી કરવા માટેની સભાઓ પણ અફઝલખાન બહુ ચોક્કસ બંદોબસ્તવાળી જગ્યાએ ભરતો અને વિષય ચર્ચા વખતે પણ ચર્ચા જરાપણ બહાર ન જાય અને બાતમીઓ જરાપણ ન ફૂટે તે માટે ઘટતું કરવા એ કદી પણ ચૂકતો નહિ. ઝીણી ઝીણી બાબતોમાં પણ ઊંડી નજર પહોંચાડી ખાનના અમલદારોએ એવી ચોકીઓ ગોઠવી હતી કે દુશ્મનના માણસને અંદર પેસવું અશક્ય બનતું. છાવણીના આ સુંદર બંદોબસ્તમાં ચકલીની ચાંચ બોળવા જેટલું પણ પોલ ન હતું. સાધારણ અજાણ્યા માણસને પણ અંદર દાખલ થવું મુશ્કેલ હતું તો જાસુસની તો વાત જ શી કરવી ? હાથ નીચેના અમલદારોને જોખમનું કામ સોંપી પોતે એશ-આરામ ભોગવી ભારે પગાર પામવાની પદ્ધતિ શિવાજીના રાજતંત્રમાં ન હતી. જાસુસ ખાતાનો ઉપરી બહુ જોખમનું કામ હાથ નીચેના અમલદારને આપી પોતે ઊંઘ્યા કરે અને એ અમલદાર એ જોખમનું કામ સિપાહીને સોંપી પોતે પોતાના ઉપરીને પગલે ચાલે એવી પદ્ધતિ હોત તો શિવાજીએ મેળવેલી જીતો એ ન મેળવી શકત પણ શિવાજીના જાસુસ ખાતામાં આવી બેજવાબદાર અને આત્મઘાતીક પદ્ધતિ દાખલ થઈ ન હતી. સાધારણ બુદ્ધિવાળો સિપાહી જે માંડમાંડ પોતાનું પેટિયું પામે છે તે માથે જોખમનું કામ નાંખવામાં આવે તો એ માણસ શું ઘોળી શકે ? એવાઓના હાથમાં એની શક્તિ અને સાહસિક વૃત્તિ વગેરેનું માપ કાઢ્યા સિવાય જોખમનાં કામો સોંપવામાં આવે તો એ બિચારો શુદ્ધ હેતુથી પણ વિવાહની વરસી કરી મૂકે. વિશ્વાસરાવ આ સ્થિતિ બરાબર સમજી ગયા હતા. અફઝલખાનની છાવણીમાં પેસવું એ જીવનું જોખમ હતું. વિશ્વાસરાવ તો સાચા સિપાહી હતા. સાચા અમલદાર હતા. ખરા સરદાર હતા. માનમાં મહાલવા માટે એ સરદાર નહોતા બન્યા. ભારે પગાર લઈ પૈસા ભેગા કરી માલદાર બનવા માટે એ અમલદાર નહોતા થયા. સિપાહી શબ્દ વીરતા બતાવે છે, તેથી તે માન પામવા એ સિપાહી કહેવડાવતા ન હતા. અફઝલખાનની છાવણીમાં ગમે તે વેશે પેસી ત્યાંની મહત્ત્વની ખબરો મેળવી શિવાજી તરફ મોકલવાનું કામ વિશ્વાસરાવ હાથ નીચેના અમલદારો ઉપર મૂકવા તૈયાર ન હતા. વિશ્વાસરાવે વિચાર કર્યો કે આજસુધી શિવાજીનું નિમક ખાધું, એમની સાથે માન પામ્યા, એ બધું હલાલ કરવાનો ખરો વખત આવ્યો છે. આવે વખતે ગમે તે બહાનાં નીચે મોં સંતાડી જાન બચાવવો એ નિમકહરામી છે એવું વિશ્વાસરાવને લાગ્યું અને અફઝલખાનની છાવણીમાંથી વાત લાવવાનું કામ વિશ્વાસરાવે પોતાને માથે લીધું. દુશ્મનની છાવણીમાં શું ચાલી રહ્યું છે ? સામા પક્ષના સિપાહીઓમાં ચર્ચાનો વિષય શો છે ? દુશ્મનના દળમાં પક્ષાપક્ષી, મતભેદ, દ્વેષ, અંટસ વગેરે છે કે નહિ અને હોય તો ક્યાં ? કોની કોની વચ્ચે કેટલા પ્રમાણમાં છે એ બધી બાબતોની સાચી ખબરો મેળવવી અને તે પોતાના સરદારને વખતસર પહોંચાડવી એ લડાઈ વખતે ખરેખર જરુરનું હોય છે. શિવાજીને અફઝલ-

ખાનની છાવણીની ખબરો પહોંચાડવા વિશ્વાસરાવે કમર કસી. ખાનના પેંતરા અને વિચારો જાણી લેવા માટે વિશ્વાસરાવે ખાનની છાવણીમાં દાખલ થવાનું સાહસ ખેડવાની તૈયારી કરી. મુસલમાન સરદારની છાવણી એટલે એ છાવણીમાં ફકીરોને ખેરાત લેવાની છૂટ હશે એમ ધારી વિશ્વાસરાવે ફકીરનો વેશ લીધો અને ખાનની છાવણીમાં દાખલ થયો. અફઝલખાનને મળ્યા સિવાય ખરી ખબર હાથ લાગે એમ ન હોવાથી ફકીર વિશ્વાસરાવ અફઝલખાનને મળ્યો. ખાનને મોંએથી ઘણી ખબરો જાણવાની મળશે એમ આ વેશધારી ફકીરની ધારણા હતી અને તે ધારણા આખરે ખરી પડી. એક પ્રસંગે છાવણીમાં પોતાના એક સરદાર પાસે અફઝલખાન પોતાના શૌર્ય અને બહાદુરીભરેલાં કૃત્યોની બડાઈ હાંકતો હતો. ફકીરે વાતો સાંભળી તેમાં અફઝલખાનને બોલતો સાંભળ્યો કે "શિવાજીને જાળમાં ફસાવી પકડીને આ બંદો બિજાપુર લઈ જશે." (History of the Maratha People Page 158). આ શબ્દો સાંભળીને ફકીરે મનમાં ગાંઠ વાળી પણ વિચારો અને લાગણીની છાયા મુખમુદ્રા ઉપર પડવા દીધી નહિ. વિશ્વાસરાવને ખાતરી થઈ કે ચોક્કસ કાવત્રું રચાયું છે અને શિવાજીનો જાન જોખમમાં છે. આ ખબર તાકીદે શિવાજીને મોકલવાની તજવીજ કરવા ફકીર (વિશ્વાસરાવ) છાવણી બહાર પોતાને સ્થાને ગયો અને ખાસ માણસ જોડે ખાનગી સંદેશો શિવાજીને મોકલ્યો. તેમાં ખાનના શબ્દો અને છાવણીની હકીકત જણાવી. આમ વિશ્વાસરાવ વારંવાર ફકીરના વેશમાં અફઝલખાનની છાવણીમાં જતો અને ત્યાં ઝીણી નજરથી સર્વ નિહાળી દરેક બાતમી શિવાજીને મોકલતો (**मराठी रियासत** પાનું ૨૪૪). વિશ્વાસરાવના છૂપા સંદેશા શિવાજીને તરત જ મળે એવી ગોઠવણ બહુ છૂપી રીતે જાસુસખાતાએ કરી હતી. શિવાજી બહુ પહોંચેલો છે અને ગમે તેને થાપ ખવડાવી દે છે એવી એની ખ્યાતિ ખાનના ખ્યાલમાં હતી અને એ બધી બાબતોનો વિચાર કરી ખાને બંદોબસ્ત કર્યો હતો, તેવા સંજોગોમાં દુશ્મનના દળમાંથી બાતમી લાવી તાકીદે, સહીસલામત અને ગુપ્ત રીતે શિવાજીને પહોંચાડવી એ વ્યવસ્થા શિવાજીના સરદારોની શક્તિનું માપ બતાવે છે. વિશ્વાસરાવે મોકલેલી ખબરો અને સંદેશા શિવાજીને મળ્યા. શિવાજીને ખાનનાં કૃત્યોમાં વિશ્વાસ તો ન હતો પણ વિશ્વાસરાવની ખબરે શિવાજીને ખાતરી કરી આપી અને બચાવની યોજના યોજવામાં શિવાજી સક્રમ બન્યા. વિશ્વાસુ વિશ્વાસરાવનો સંદેશો મળ્યા પછી અફઝલખાનના કાવત્રા સંબંધી શિવાજીને જરાપણ સંદેહ ન રહ્યો. ખાનને સામી લડાઈ આપી પોતાના માણસો ખોવાની શક્તિ શિવાજીમાં તે વખતે ન હતી, એથી ખુલ્લી લડાઈ બને ત્યાંસુધી ટાળવાનો એમનો વિચાર હતો પણ માણસમાત્ર ભૂલને પાત્ર છે એ શિવાજી કદી પણ ભૂલતા નહિ. મોટા અને જવાબદાર માણસોની ભૂલો પણ મોટી અને અતિશય નુકશાનકર્તા નીવડે છે અને તેનાં કડવાં પરિણામ ઘણાંને વેઠવાં પડે છે, તેથી જવાબદાર માણસોએ જવાબદારીનું કૃત્ય કરતાં પહેલાં પોતાનું કૃત્ય બરોબર છે કે નહિ તેની ખાતરી કરી પછી ઝંપલાવવું એવી શિવાજીની માન્યતા હતી. જ્યારે જ્યારે કઠણ પ્રસંગો આવતા અને ગંભીર પગલાં ભરવાનું માથે આવતું ત્યારે શિવાજી પોતે પૂરેપુરો વિચાર કરતા અને પોતાના સ્નેહી, સોબતી, સરદાર વગેરેની સલાહ લેવાનું ચૂકતા નહિ.

પ્રકારના બાંકા મુત્સદ્દી હતા એમ કહી શકાય. અફઝલખાનની ચડાઈ સાંભળી શિવાજી ભારે વિચારમાં પડી ગયા હતા.

ગંભીર પ્રસંગે શિવાજી પોતાના વિશ્વાસુ ગોઠિયાઓની અને વફાદાર અમલદારોની સભા બોલાવી એમના વિચાર સાંભળતા અને એમની સાથે દિલસફાઈની વાતો અને વિવેચન કરી સંકટ સમયે સીધો માર્ગ શોધી કાઢતા. શિવાજી મતભેદ સાંખી શકતા હતા અને વિરુદ્ધ વિચારમાંથી પણ સંજોગોને ગ્રાહ્ય હોય એટલું સ્વીકારી પોતાની યોજના મજબૂત કરતા. શિવાજીએ પોતાના સ્નેહી અને સરદારોની સભા ભરી, એમની આગળ અફઝલખાનની ચડાઈ સંબંધી જે જે હકીકત આવી હતી તે મૂકી અને આ સંજોગોમાં એમની સલાહ માગી.

દુશ્મનના કાવાદાવા, શત્રુની જાળ, સેનાપતિ ખાનની વ્યુહરચના, ખડે ખાંડે લડવાની પઠાણોની રીત અને શક્તિ, મહારાષ્ટ્રીઓની તે વખતની મનોદશા, અણી વખતે પણ માંહોમાંહે લડીને સમાજ અથવા જનસમુહના લાભ ઉપર છરી મૂકવાનો હિંદુઓનો ગળથૂથીમાંથી કોઠે પડેલો દુર્ગુણ, ઈર્ષા અને તેજોદ્વેષથી બળી રહેલા હિંદુઓનું વલણ, એ બધાનો વિચાર કરીને ખૂબ વિવેચનો થયાં. ગરમાગરમ મતભેદ અને પ્રમાણિક માન્યતા ઉપર ઊંડો વિચાર કરવામાં આવ્યો અને આખરે શિવાજી અને તેના સ્નેહી સરદારો એ નિર્ણય ઉપર આવ્યા કે આ વખતે આ સંજોગોમાં પણ યવનોને બળથી નહિ પણ કળથી જીતવા. સમરાંગણમાં ખડી લડાઈ ( pitched battle ) આપવામાં મરાઠાઓને ઘણા માણસોનો ભોગ આપવો પડે એમ હતું. થોડે ખર્ચે મોટું સાહસ ખેડીને જબરી જીત મેળવવાની શિવાજીની રીત હતી. યુક્તિપૂર્વક બાજી રચી હિંમતથી દાવ ખેલવાનો શિવાજીએ નિશ્ચય કર્યો અને આ કટોકટીને પ્રસંગે પોતાની જાતને જોખમમાં ઉતારવાનું શિવાજીએ મન સાથે નક્કી કર્યું. આ વખતે ગમે તે થાય તોપણ યવનો સાથે સલાહ તો કરવી નહિ જ એવો શિવાજીએ મન સાથે નિશ્ચય કર્યો પણ સરદારો અને અમલદારોના મુખ ઉપર ધારેલી હિંમત અને ધારેલો ઉત્સાહ જોયાં નહિ એટલે શિવાજીએ સભા સંકેલી લીધી અને આ બાબત ઉપર રાત્રે નિરાંતે વિચાર કરવાનું રાખ્યું. અફઝલખાનની ચડાઈ એ શિવાજીના જીવનમાં જીવનપરિવર્તનની ઘડી હતી. શિવાજી માટે આ પ્રસંગ ઘણો જ કસોટીનો હતો. અફઝલખાનની શક્તિ અને એના ત્રાસથી મહારાષ્ટ્રની પ્રજા અજાણી નહતી. બિજાપુરથી નીકળ્યા પછી રસ્તામાં જ્યાં જ્યાં મુકામ નાંખ્યો ત્યાં ત્યાં હિંદુપ્રજાનો છલ કરતો અને જુલમની ઝડીઓ વરસાવતો અફઝલખાન આવતો હતો. આવા છલ, જુલમ અને ત્રાસની અસર પ્રજા ઉપર ખરાબ થઈ હતી. શિવાજીએ નહિ ધારેલી એવી નાસીપાસી અને કદી નહિ કલ્પેલો ઉત્સાહભંગ પોતાના માણસોમાં જોઈને એમની ચિંતા વધી. હિંદુત્વના રક્ષણ માટે હિંદુ રાજ્ય સ્થાપવાની એમની યોજના હવે ભાંગી પડવાની અણી ઉપર આવી ગઈ. શિવાજી માટે તો હવે બે જ રસ્તા હતા. અફઝલખાનને જીતવો અથવા પોતાનો નાશ સ્વીકારી લઈ હિંદુ રાજ્ય સ્થાપવાના વિચારને તિલાંજલિ આપવી. પોતાની જિંદગી સહીસલામત રાખવાનો સવાલ તો હતો જ પણ એમ માની લઈએ કે બિજાપુરનો બાદશાહ વખતે એમને જીવતો રાખે તો પણ '**नकटी जीवे बुरे हाल**' એ દશા શિવાજીની થાય. કમનસીબે શિવાજી કોઈના મોં ઉપર હિંમતના ચિહ્નો ન જોઈ શક્યો. શિવાજીએ આ ખાનગી દરબાર બરખાસ્ત કર્યો અને ગૂંચવાયેલી બાજીમાંથી ગમે તે પ્રકારે રસ્તો શોધી કાઢવાના વિચારમાં એ પડ્યા. ઊંડા વિચારમાં વખત ખૂબ વીતાવ્યો પણ શિવાજીને રસ્તો જડ્યો નહિ. વાળુ વાળુને ઠેકાણે રહ્યું અને શિવાજી બેચેનીથી હૃદયશૂન્ય બન્યા. નાસીપાસી ચારે તરફ પથરાઈ ગઈ હતી. વ્યૂહરચના, યોજના, કાવત્રાં, વગેરેના અનેક પ્રકારના વિચારવમળમાં શિવાજી બિછાનામાં પડ્યા પડ્યા વિચાર કરતા હતા. ખૂબ થાક લાગવાથી અને મગજ પણ થાકી ગયેલું હોવાથી શિવાજીને સહેજ નિદ્રા આવી પણ, એ નિદ્રા ઝાઝીવાર ન ટકી. શિવાજી થોડી વારમાં ઝબકી ઊઠ્યા અને માતા જીજીબાઈને એકદમ પાસે બોલાવીને કહ્યું કે "તુળજાપુરની

ભવાનીએ મને સ્વપ્નામાં દર્શન દીધાં અને મને હિંમત આપી. 'અફઝલખાનને મારવાનું બળ હું તારામાં મૂકું છું. તું ચિંતા ન કર. વિશ્વાસ રાખ' એવું મને કહીને શ્રી તુળજાભવાની અદૃશ્ય થયાં" (શ્રી કૃષ્ણાજી સભાસદ કૃત "**शिव छत्रपतिचे चरित्र**" પાનું ૧૧). શિવાજીના મુખ ઉપર નવું તેજ ચમકારો મારવા લાગ્યું. એના શબ્દોમાં શ્રદ્ધા અને વિશ્વાસ દેખાવા લાગ્યાં. શિવાજીએ તરત જ પોતાના વિશ્વાસુ અમલદારો, અધિકારીઓ અને સરદારોને તેડાવ્યા. તેમને બધાને શિવાજીએ જીજાબાઈને કહેલી સ્વપ્નાની હકીકત સંભળાવી અને બધા પાછા વિચાર કરવા બેઠા. બધાને વિચારમાં પડેલા જોઈ શિવાજી બોલી ઊઠ્યાઃ–"શ્રી ભવાનીએ જ્યારે મને હિંમત આપી છે, જ્યારે શ્રી ભવાનીની મને આજ્ઞા છે ત્યારે મને અપયશ મળશે એવી શંકા પણ મારે શા માટે રાખવી? શ્રી કુલદેવી ભવાની ઉપર તમને બધાને વિશ્વાસ છે અને શ્રદ્ધા પણ છે. શ્રી ભવાનીની કૃપાથી આજ સુધી આપણે વિજય મેળવ્યો છે. તમારી બધાની સલાહ અને મદદથી અને પરમપૂજ્ય જીજામાતાના આશીર્વાદથી, શ્રી ભવાનીએ મારામાં મૂકેલા બળથી હું યવનોનો નાશ કરવા શક્તિમાન થઈશ, એવી મને પૂરેપુરી ખાતરી છે. તમારા જેવા મરદ માણસો મહારાષ્ટ્રમાં જીવતા છે ત્યાં સુધી હિંદુત્વના રક્ષણ માટે, આપણે હિંદુ રાજ્ય સ્થાપવાનું નક્કી કર્યું છે તેમાં જરુર આપણને જીત મળશે. આપણી પૂજ્ય પ્રતિમાઓને મુસલમાનો લાત મારી ભાંગી નાંખે, આપણાં મંદિરોનાં ખંડેર કરી નાંખે, આપણને પૂજ્ય એવી ગૌમાતાને કાપી તેનું લોહી મંદિરમાં છાંટે, આપણી સ્ત્રીઓનાં અપમાન કરે, તેમના ઉપર અત્યાચાર કરે, તેવા મુસલમાનોની સત્તા તોડવાના કામમાં શ્રી ભવાની આપણને યશ આપવાનું વચન આપે છે તો હવે શંકા ન રાખો. હિંદુત્વ જે વખતે આફતમાં આવી પડ્યું છે તે વખતે અફઝલખાનનો નાશ કરવા માટે મહારાષ્ટ્રના મરદો હાથમાં માથું લઈ મરણને ભેટવા મેદાને પડે તો જ હિંદુત્વનું રક્ષણ થાય એમ છે. મને શ્રી ભવાનીના શબ્દોમાં શ્રદ્ધા છે. તેમના વચનમાં વિશ્વાસ છે. મરણને ભેટવા માટે મારી તૈયારી છે. હિંદુત્વના તારણહાર, ભાવી હિંદુ રાજ્યના આધારસ્થંભ, મારા જીવનના સુખદુઃખના સાથીઓ! તમારી સામે હવે બે જ રસ્તા છે. તમારા પ્યારા દેશ હિંદુસ્થાનમાં જ હિંદુ ધર્મનો નાશ થતો, તમારાં મંદિરો તૂટતાં લૂંટાતાં ભંગાતાં અને જમીનદોસ્ત થતાં, તમારી પૂજ્ય મૂર્તિઓના ટુકડા ઘંટીમાં ઘાલીને દળાતા, તમારા ધર્મમાં જેને પૂજ્ય ગણી છે એવી ગૌમાતાઓની કતલ થતી તમારી નજરે તમારે જોવી હોય તો ઇજ્જત વગરનું જીવન જીવવા સલામત ખૂણો ખોળો. તમને નાક કરતાં ગરદન વધારે વહાલી હોય તો ક્ષણભંગુર કાયાના મોહમાં હરામખોરોને અમરકીર્તિ ઉપર લાત મારી કૂતરા બિલાડાંનું જીવન જીવવા તૈયાર થાઓ. હિંદુસ્થાનના ઇતિહાસમાં મહારાષ્ટ્રના મરદોનું વર્ણન શું કાળી શાહીથી લખાશે? અરે! મહારાષ્ટ્રના મરદોની મરદાઈ લખતી વખતે ઇતિહાસકારોની કલમ શરમાશે તેનો વિચાર કરો. શું ભવિષ્યની પ્રજા એમ કહેશે કે મહારાષ્ટ્રના હાથમાં હિંદુત્વના ઉદ્ધારનું કામ પ્રભુએ મૂક્યું ત્યારે મહારાષ્ટ્રના વીરો નબળા નીકળ્યા, નાલાયક નીવડ્યા? નહિ નહિ, હું એ કલંક મહારાષ્ટ્ર ઉપર નહિ આવવા દઉં. વહાલા સરદારો, મને તો ખાતરી છે કે ભારતવર્ષના ઇતિહાસમાં મહારાષ્ટ્રની મર્દાઈનો ઇતિહાસ સુવર્ણ અક્ષરે લખાશે. ભવિષ્યમાં ભરતખંડની પ્રજા સંકટ સમયે, આફત વખતે તમારી કીર્તિનાં ગીતો ગાઈ સ્ફૂર્તિ મેળવશે. આજે મહારાષ્ટ્રમાં જેને જીવ વહાલો હોય, તે ઘેર બેસી મોં છૂપાવી જીવાય ત્યાં સુધી જીવે. મોત તો માણસને ખૂણામાંથી પણ ખેંચી કાઢશે. જેને ધર્મ અને ઇજ્જત વહાલાં હોય તે હાથમાં માથું લઈ મરણને ભેટવા તૈયાર થાય. મારો તો નિશ્ચય છે. હું તો મહારાષ્ટ્ર કલંકિત થાય એવો રસ્તો નહિ સ્વીકારું. શું હિંદુસ્થાનના હિંદુઓના ઇતિહાસમાં એમ કહેવાશે કે હિંદુઓનાં દેવમંદિરો તોડતો, મૂર્તિઓ ભાગતો, ગાયોને કાપતો, હિંદુ પ્રજાને હણતો અફઝલખાન શિવાજી ઉપર ચડાઈ કરીને આવ્યો ત્યારે જિંદગી અને વૈભવને વધારે વહાલાં ગણી મરાઠાઓ અફઝલખાનને શરણે ગયા અને હિંદુત્વના રક્ષણની વાત મૂળમાંથી ભૂલી જ ગયા. નહિ, નહિ, મારા વહાલા સાથી અને સરદારોના મોં ઉપર વીરત્વ છલકાઈ રહેલું હું જોઈ રહ્યો છું. દુશ્મનના દમન માટે એમના બાહુ સ્ફુરણા પામી રહ્યા છે એ હું જાણું છું. શત્રુ ઉપર હલ્લો કરવા

મહારાષ્ટ્રના મરદ માણુસો આતુરતાથી રાહ જોઈ બેઠા છે એની મને ખબર છે. મહારાષ્ટ્રવીરોની તલવારો યવનખૂનની પ્યાસી થઈ છે અને તે મ્યાનમાંથી ઊછળી રહી છે તેથી હું અજાણ્યો નથી. રણસંગ્રામની રાહ જોઈ દુશ્મન ઉપર ધસારો કરવાના વિચારમાં નિમગ્ન થયેલા મારા પ્યારા યોદ્ધાઓ! હું તમારાં હૃદયને જોઈ શક્યો છું, તમારા વીરત્વથી હું વાકેફ છું. હિંમતબહાદુરો! તમારી હિંમતની કિંમત હું બરાબર આંકી શકું છું. હિંદુત્વના દુશ્મનને હણવા તમે મારા હુકમની રાહ જોઈ રહ્યા છો, એ હું ક્યાં નથી જાણતો? શત્રુનો સંહાર કરી તેને મારી હઠાવવાનો બધાનો વિચાર થઈ ગયો છે એની મને ખાતરી છે. તમે બધા તૈયાર છો, હું તૈયાર છું, આપણને આ ધર્મકૃત્યમાં યશ આપવા શ્રી ભવાની તૈયાર છે. દુશ્મનને હઠાવી કાઢવાનો આપણો નિશ્ચય તો થયો છે, પણ તેમ કરવા માટે જેને જે કંઈ સૂચનાઓ કરવી હોય તે કરો."

ભેગા મળેલા સર્વે જવાબદાર માણસોએ માંહોમાંહે વાતો કરી, સલાહ મસલત ચલાવી, શિવાજી સમક્ષ નિવેદન રજુ કર્યું કે:–"અમો તો સિપાહીઓ છીએ. મહારાજ બતાવશે તે કામ શિરસાટે કરવા અમો તૈયાર છીએ. આપ સરકારનો હુકમ માથે ચડાવી જમ સાથે જુદ્ધ ખેલવા પણ અમો તૈયાર છીએ. આપનો શબ્દ ઝીલી લઈ યમ સામે થઈશું તો આ અફઝલખાનના શા ભાર છે? મહારાષ્ટ્રની કીર્તિને ઝાંખપ લાગે એવાં કામો અમારે હાથે કદાપિ થવાનાં નથી. આપની કૃપાથી, હુકમ મળે દુશ્મનને હરાવીશું, હઠાવીશું. આપ જરા પણ ચિંતા ન રાખો. આપની ઈચ્છા હોય તો અફઝલખાનની સાથે સમરાંગણમાં રંગપંચમી ખેલીએ. આપની મરજી હોય તો અફઝલખાન અને પઠાણો સામે મેદાને પડી ખડેખાંડે યુદ્ધ કરીએ. આપ બતાવો તે કામ જીવને જોખમે કરી શત્રુને ફેજે પહોંચાડીએ. આપ કિલ્લા ઉપર નિશ્ચિંત રહો. અમને રસ્તો બતાવો, હુકમ કરો. આપ બતાવશો તે રસ્તે અમે જઈશું અને આપ કહેશો તે કરીશું. શ્રી ભવાનીની કૃપા છે એટલે દુશ્મનોનો પરાભવ કરી હિંદુત્વના રક્ષણની યોજનામાં આપણે ફત્તેહ મેળવીશું. ઈશ્વર આપનું રક્ષણ જરૂર કરશે. આપ સહીસલામત હશો તો હિંદુત્વનું રક્ષણ જરૂર થશે. હિંદુ ધર્મના આપ તારણહાર છો. અમો મરવા તૈયાર છીએ. આપ સુખેથી ગઢ ઉપર રહો. આપને જિંદગી જોખમમાં નાખવાની જરા પણ જરુર નથી. મહારાજ! સો મરે તો વાંધો નથી પણ હજારોનો પાલન કરનાર સલામત રહેવો જોઈએ. આજે હિંદુઓ માટે આંધળાંની લાકડી અને નિરાધારનો આધાર આપ એકલા જ છો. મુસલમાનોના જુલમોના તોફાની મહાસાગરમાં નિરાધાર હિંદુનૌકા ડામાડોળ દેખાય છે, ડૂબું ડૂબું થઈ રહી છે. સંકટના સમુદ્રમાંથી હિંદુ નૌકાને તારનાર આપ જેવા એક જ સુકાની પ્રભુએ અમને આપ્યા છે. આપ સહીસલામત હશો તો હરપ્રયત્ને યુક્તિપ્રયુક્તિથી ધારેલી યોજના પાર પાડી હિંદુધર્મની ધ્વજાપતાકા પાછી ફરકાવશો. આપ માર્ગ સૂચવો, અમો યુદ્ધમાં ઝંપલાવવા અમારાં લશ્કર સાથે તૈયાર છીએ."

પોતાના પ્યારા સાથીઓના શબ્દો સાંભળીને શિવાજીમાં ઊભા થયેલા આશાના અંકુરો ઝળકી ઊઠ્યા. પોતાના સરદારોને દુશ્મન સામે ઝૂઝવા આતુર થયેલા જોઈ શિવાજીને અતિ આનંદ થયો અને શિવાજી બોલ્યા:–"હિંદુ રાજ્યના આધારસ્થંભ યોદ્ધાઓ! તમારી નસેનસનો હું ભોમિયો છું. તમારા જેવા હિંદુત્વ માટે મરી ફીટનારા હજારો મરણિયાઓ મારા હાથમાં છે તો ઉત્સાહભંગ થવાનું મને કારણ જ નથી. તમે બધાએ તમારા જીવ અને જીવન મારા હાથમાં મૂક્યાં છે, એનું બરાબર મને ભાન છે અને તેથી જ મારી જવાબદારી વધી છે. આ સંજોગોમાં અને આવે પ્રસંગે મારે મારી જિંદગી જોખમમાં નાખે જ છૂટકો છે. જ્યાં હિંદુત્વની હયાતીનો પ્રશ્ન છે ત્યાં મારી કે તમારી જિંદગીનો શો સવાલ છે? જીવતા રહીને પણ જો હિંદુત્વનો છલ થતો મૂગે મોઢે ટગર ટગર જોવાનો હોય તો એ જીવતરમાં ધૂળ પડી! ડગલે ડગલે અને પગલે પગલે હિંદુઓનાં અપમાન સહન કરવા માટે જીવવું તેના કરતાં હિંદુત્વ માટે મરવું એ સુખ દેનારું છે. મેં તો મારી જિંદગી અને જીવન હિંદુત્વને અર્પણ

કરી દીધા છે હિંદુ ધર્મનો છળ કરનાર સત્તાને તોડવાના સગ્રામમા હું ખપી જાઉં તો પણ શું ? હિંદુ ધર્મને જડમૂળથી ઉખેડી નાખવાની દાનતથી હિંદુઓ ઉપર જુલમ ગુજારનાર જુલમીને શિક્ષા કરતા હું કપાઈ જાઉં તો પણ શું ? હિંદુત્વ માટે પ્રાણ આપવાની મારી પ્રતિજ્ઞા સફળ થશે હિંદુ ધર્મની સેવામા ધર્મરક્ષણ કરતા કરતા મરવાની મારી ઉમેદ બર આવશે સંકટને મોખરે તો હું જ રહીશ, મારે જ રહેવું જોઈએ હું સૂચના કરીશ, તે પ્રમાણે બહુ જ સભાળપૂર્વક ચાલાકી અને હોશિયારી વાપરીને મારા સરદારો અને સિપાહીઓ વર્તશે તો વિજય આપણો છે દીન, બેદરકારી, આળસ, એ આ સમયે આપણા શત્રુ છે ઘરબાર, વાડીવજીફા, સગાવહાલા, સ્નેહી સોબતીઓ બાળબચ્ચાઓ વગેરેનો મોહ મૂકી દો હવે તો મરણનો જ મોહ રાખો આપણે તો ધર્મરક્ષણ સ્વરાજ્ય અને સ્વતંત્રતા માટે મરણનો ભય મૂકીને બેઠા છીએ મહેનત કરવી એ આપણા હાથમા છે, પરિણામ તો શ્રીહરિએ પોતાના હાથમા જ રાખ્યુ છે આપણે તો ફળની આશા રાખ્યા સિવાય, કર્તવ્ય સમજી, ધર્મ માની, મેદાને પડવાનું છે એમ પણ આપણે માની લઈએ કે પરિણામ આવ્યુ અને અફઝલખાને દગાથી મારો વધ કર્યો, તો પણ વીર પુરુષને એમા શુ ગભરાવાનુ હોય ?

जितेन लभते लक्ष्मी मृत्युनापि सुरागना: ।
क्षण विध्वंसिनी काया का चिंता मरणे रणे ॥

યવનની તલવારથી જ મારુ મરણ નિર્માયુ હશે તો તે કોઈથી મિથ્યા થનાર નથી, માટે આ ક્ષણભગુર કાયાની બહુ દરકાર ન કરતી શત્રુ સાથે લડતા તો લાભ જ ખાટવાનો છે જીતીએ તો મૃત્યુલોકે લાભ અને મરીએ તો સ્વર્ગે લાભ દુશ્મનને હાથે જો મારુ મરણ થાય તો તમે કોઈ જરાપણ ગભરાતા નહિ આ નશ્વર શરીર ઉપરના મોહની ખાતર આખમાથી અશ્રુ ઢાળતા બેસી રહેશો નહિ ન કરે નારાયણ અને જો એવો જ વખત આવે તો દુશ્મનને આખમાનુ પાણી ન બતાવતા, પણ તમારી મૂછનુ પાણી બતાવજો આવે વખતે ખરી હિંમત બતાવજો અને મારી જગ્યાએ શભાજીને રાજા માની, હિંદુ રાજ્ય સ્થાપી, હિંદુત્વને રક્ષવાની આપણી યોજનાને હિંમતથી આગળ ધપાવજો ( **मराठी रियासत** પાનુ ૨૪૬ ) અફઝલખાન જાવળી આવે એવો ઘાટ હુ ઘડુ છુ આ ગોઠવણમા જો મારો બેડો પાર પડે, તો પછી આગળ શુ કરવુ તે દુશ્મનના વલણ અને વર્તન ઉપરથી મારે તરત નક્કી કરવુ પડશે ધારણા બાધી હુ વિચાર કરી રહ્યો છુ જે જે કાળે જે જે બનાવો બને તેને પહોંચી વળવા માટે સર્વ તૈયારી આપણે રાખીશુ અને ચપળતાથી સમયાનુસાર રાગ કાઢીને ધારેલી બાજી પેશ લઈ જઈ, હિંદુત્વનુ રક્ષણ કરવા હિંદુ રાજ્ય સ્થાપીશુ આપણી લડત ધર્મરક્ષણ માટે છે ઈશ્વર આપણી પડખે છે જે ઈશ્વરે અનેક વખતે અનેક રાક્ષસોના જડબામાથી હિંદુધર્મને બચાવ્યો છે, હિંદુ ધર્મના રક્ષણ માટે અનેક વખતે જે ઈશ્વરે પોતાનુ બળ અનેક વ્યક્તિઓમા મૂકી તેમને હાથે ધર્મસંરક્ષણ કરાવ્યુ છે, જે ઈશ્વરે અનેક અડચણો વખતે ધર્મરક્ષણ કરનારાઓને અધકારમા પણ સીધો રસ્તો બતાવ્યો છે, તે ઈશ્વરમા શ્રદ્ધા રાખો તે તમારામા અને મારામા અજબ બળ, અજબ શક્તિ મૂકી, અડચણ અને આફત વખતે અંધકારમાથી નીકળી જવા માટે આપણને સીધો રસ્તો બતાવશે અને આપણે હાથે હિંદુધર્મનું રક્ષણ કરાવશે શ્રદ્ધા એ મોટુ બળ છે ઈશ્વરમા શ્રદ્ધા રાખો અનેક સકટો સહન કરી, ફળની આશા વગર કર્તવ્ય બજાવવા તૈયાર રહો સત્યનો વિજય છે " શિવાજીના શબ્દો સાભળી સિપાહીઓને શૂર ચડ્યુ એમની આખોમા તેજ ચમકવા લાગ્યુ દુશ્મનને ભેટવા માટેની આતુરતા મો ઉપર દેખાવા લાગી પોતાના શૂરા સરદારોને પૂર જોસમા જોઈ, શિવાજીને ભારે આનંદ થયો શિવાજીએ સરનોબત નેતાજી પાલકર તરફ નજર કરીને કહ્યુ કે –" નેતાજી ! હુ ખાનને જાવળી બોલાવુ છુ અને સલાહની વાતચીત માટે હુ જાતે એને રુબરુમા મળવા જઈશ તમને સૂચના મળતાની સાથે જ તમારે ઘાટને માથે આવીને

રસ્તો રોકીને રહેવું. આખરની સૂચના તમને છૂટા પડતી વખતે આપવામાં આવશે. તે પ્રમાણે તમે કરશો. તમે તો સમરકળામાં કુશળ છો. તમને વધારે કહેવાનું ન હોય!" એમ કહી રઘુનાથ બલ્લાળ સબનીસને એમને સાથે રાખવા સોંપ્યા અને પેશ્વા મોરોપંત, શામરાવ નીલકંઠ તથા ત્રિંબક ભાસ્કર કોંકણથી આવીને હાજર થાય એવી ગોઠવણ કરી.

## ૪. શિવાજી મહારાજ અને કૃષ્ણાજી પંત.

અફઝલખાનના દીવાન અને દરબારી વકીલ શ્રી. કૃષ્ણાજી ભાસ્કર ખાનનો સંદેશો લઇને વાઈથી નીકળ્યા તે પ્રતાપગઢ શિવાજી પાસે આવી પહોંચ્યા. કૃષ્ણાજી પંતનું યોગ્ય સન્માન કરીને એમના માટે નક્કી કરેલા ઉતારે મોકલ્યા. આ દરબારી વકીલને માટે ઉતારાની બહુ સુંદર અને સગવડભરેલી વ્યવસ્થા શિવાજી મહારાજે કરાવી હતી. ચોકી પહેરા એમની તહેનાતમાં મૂકયા હતા. દરબારી મહેમાન હતા એટલે પરોણા ચાકરીમાં કોઈ પણ જાતની મણા રાખી ન હતી. બીજે દિવસે શિવાજી મહારાજે કૃષ્ણાજી પંતને મળવા બોલાવ્યા. કૃષ્ણાજી પંત તેડાની રાહ જોઈને જ બેઠા હતા. સૂચના મળતાંની સાથે જ આ દરબારી વકીલ શિવાજી મહારાજને મળવા જવા નીકળ્યા. શિવાજી મહારાજ પણ કૃષ્ણાજી પંતની રાહ જોતા હતા એટલામા કૃષ્ણાજી પંત ત્યાં જઈ પહોંચ્યા. મહારાજને કૃષ્ણાજી પંતે મુજરો કર્યો. શિવાજીએ તે સ્વીકાર્યો અને પોતાનો આનંદ વ્યક્ત કર્યો. શિવાજીએ હાથના ઈસારાથી કૃષ્ણાજી પંતને સ્થાન આપ્યા પછી પૂછ્યુંઃ–"કેમ કૃષ્ણાજી પંત, કુશળ તો છો ને ? શા સમાચાર છે ?" કૃષ્ણાજી પંત બોલ્યાઃ–"મહારાજની કૃપાથી કુશળ છું અને ખેરિયત છે." શિવાજી મહારાજે પૂછ્યું "ખાન કેમ આવ્યા છે ? શો મનસૂબો છે ? બિજાપુરથી અત્રે આવતાં રસ્તામાં ધર્મનું અપમાન અને ગૌબ્રાહ્મણોનો ઠેકઠેકાણે ખૂબ છલ કર્યો કેમ ? દક્ષિણ દેશના આ ભાગમાં જબરો કેર વર્તાવ્યો ખરો ?" આ પ્રશ્નો પૂછી શિવાજી બહુ ગંભીર મુખમુદ્રાથી કૃષ્ણાજી પંત તરફ જોવા લાગ્યા. કૃષ્ણાજી પંત બહુ અદબથી બેઠા હતા, તે નીચે જોઈને નિરુત્તર રહ્યા, એટલે મહારાજ બોલ્યા "કૃષ્ણાજી પંત, બોલો તમારે શું કહેવું છે ? સુખેથી નિરાંતે બધી વાત કરો. હું પણ ફુરસદ મેળવીને સાંભળવા બેઠો છું. ખાનનો સંદેશો લઇને આવ્યા છો તો જણાવો એમનું શું કહેવું છે ?"

કૃષ્ણાજી પંતે કહ્યું "મહારાજ! ખાન સાહેબે મને આપની પાસે સંદેશો લઇને મોકલ્યો છે. ખાન સાહેબે મહારાજનું ક્ષેમકુશળ પૂછ્યું છે. બિજાપુરના બાદશાહ સલામતે ખાન સાહેબને આ તરફ મોકલ્યા છે. ખાન સાહેબે કહેવડાવ્યું છે કે આદિલશાહે નિઝામી રાજ્યમાંનો જે મુલક મુગલોને આપ્યો તે મહારાજ કબજામાં લઈ બેઠા, દંડારાજપુરીના રાજાનો મુલક પડાવી લઇને મહારાજે તેની સાથે દુશ્મનાવટ ઊભી કરી, ચંદ્રરાવ મોરેને મારી નાખી એની જાવળી મહારાજે જબરજસ્તીથી જીતી લીધી, કલ્યાણ ભીમડી મહારાજ ગળી ગયા અને ત્યાંની મસીદો પાડી નાખી, એ બધું મહારાજે ઠીક નથી કર્યું. જ્યારે જ્યારે મહારાજને તક મળે છે ત્યારે ત્યારે કાજી તથા મુલ્લાંઓને કેદ કરવા મહારાજ ચૂકતા નથી એ ઠીક નથી થયું. મહારાજ સોનાના સિંહાસન ઉપર બેસે છે અને પોતે ચક્રવર્તિ હોય એવી રીતનો દમામ રાખે છે એ ઠીક નથી થતું. મહારાજ પોતાના મનમાં આવે એવી રીતે સ્વચ્છંદીપણે વર્તે છે એમ ખાન સાહેબનું કહેવું છે અને એ ઠીક નથી થતું એમ ખાન કહેવડાવે છે. આવાં અનેક કારણોને લીધે બાદશાહ સલામતને માઠું લાગ્યું છે અને તેથી આ બધી બાબતનો નિકાલ કરવા ખાન સાહેબને મોકલ્યા છે. ખાન સાહેબની સાથે ઉમરાવ મુસેખાન તથા સરદાર પ્રતાપરાવ મોરે આવેલા છે. એ તથા એવા બીજા માનવંતા ઉમરાવો અને સરદારો મહારાજની સાથે યુદ્ધ કરવા ખાન સાહેબને ખૂબ આગ્રહ કરી રહ્યા છે અને મહારાજ ઉપર ચડાઈ લાવવા આતુરતા બતાવી રહ્યા છે, પણ ખાન સાહેબ અને મહારાજના પિતાશ્રી સરદાર સિંહાજી મહારાજને બહુ જબરી દોસ્તી છે અને મહારાજને

ખાન સાહેબ પોતાનો ભત્રીજો માને છે, એટલે એવા ઉમરાવો અને સરદારોને પૂરતા પ્રયાસે ખાન સાહેબે થોભાવ્યા છે. આવા સંજોગોમાં મહારાજ બિજાપુર દરબાર જોડે સલાહ કરે એ બંને માટે શ્રેયસ્કર છે, એમ ખાન સાહેબનું માનવું છે. બીજું કંઈ નહિ પણ સિંહગઢ, લોહગઢ, પુરંદર ચાકણ અને નીરા તથા ભીમાની વચ્ચેનો પ્રદેશ દિલ્હીના બાદશાહને આપી દો અને જાવળી બાદશાહ સલામતને સોંપી દો એવું ખાન સાહેબે મહારાજને કહેવડાવ્યું છે. મહારાજ પોતે બાદશાહતના ઉમરાવ છે અને તેમ હોવા છતાં બાદશાહતના કિલ્લાઓ મહારાજ પડાવી લે એ ઠીક નહિ. મહારાજે બિજાપુર બાદશાહતનાં શહેરો લીધાં, કિલ્લા લીધા, મુલક લીધો અને બાદશાહ સલામત મળવા બોલાવે ત્યારે મહારાજ જતા નથી એ શું કહેવાય? બાકી મહારાજની મર્દાઈ અને હિંમત સાંભળી બાદશાહ સલામત બહુ ખુશ થયા છે અને અભિમાનથી બીજાને કહે છે કે મારા સરદાર સિંહાજીનો બેટો બહુ બહાદુર નીકળ્યો. મહારાજના શૌર્યથી બાદશાહ સલામતને સંતોષ થયો છે. વળી ખાન સાહેબનું કહેવું છે કે મહારાજના પિતા આ બાદશાહતમાં ચઢ્યા અને ઇજ્જત આબરુ પામ્યા, તેમના બેટા બાદશાહ સલામત સાથે વાંધાભરેલું વર્તન રાખે એ ખાન સાહેબને પણ નથી ગમતું. મહારાજ પ્રત્યે ખાન સાહેબને પુત્રવત્ પ્રેમ છે, એટલે ખાસ કહેવડાવ્યું છે કે, મહારાજે હવે વિચાર કરી પોતાના વર્તનમાં ફેરફાર કરવો ઘટે છે. મહારાજ પિતાનું પણ માનતા નથી અને બાદશાહ સલામતનું પણ સાંભળતા નથી તેથી ખાન સાહેબને બહુ લાગી આવે છે. મહારાજ હવે પછી બાદશાહ સલામતના કહ્યામાં રહેવા કબૂલ કરે તો બાદશાહ સલામતને ગઈ ગુજરી ભૂલી જવા અને મહારાજ સાથે સાચી મીઠાશ કરાવી આપવા ખાન સાહેબ તૈયાર છે. ખાન સાહેબ તો વળી આગળ વધીને એટલે સુધી કહેવડાવે છે કે મહારાજ વલણ બદલે તો એ પોતે બાદશાહ સલામતને ગમે તે પ્રકારે સમજાવી મહારાજનો જીતેલો મુલક એમની પાસે રહેવા દેવાની ગોઠવણ કરશે. બીજું મહારાજને બિજાપુરના દરબારમાં ભારે માનની અને હોદ્દાની સરદારી બાદશાહ સલામત પાસેથી અપાવવા ખાન સાહેબ પોતે જવાબદારી લેવા તૈયાર છે. એક માનવંતા સરદાર તરીકે દરબારમાં રહેવાની મહારાજની ઇચ્છા હોય તો બહુ જ સારું પણ ત્યાં રહેવાની મહારાજની ઇચ્છા ન હોય તો, મહારાજ ઇચ્છા હોય ત્યાં રહે અને તેમ છતાં બાદશાહ સલામત મહારાજને માનવંતા સરદાર તરીકે સ્વીકારે એવી ગોઠવણ કરવાની ખાન સાહેબની ઇચ્છા છે. ખાન સાહેબ તો કહે છે કે આ બધી બાબતનો ખુલાસો રૂબરૂમાં કરી મહારાજની સાથેનો સંબંધ પાછો મીઠો થઈ જાય એટલે "ગંગા નાહ્યા". ખાન સાહેબ આવી આવી બધી વાતોની રૂબરૂમાં ચર્ચા કરી દિલસફાઈ કરવા આતુર છે. મહારાજને મળવાની એમની ઇચ્છા છે અને તેથી જ મહારાજને આ સેવક સાથે સંદેશો મોકલ્યો છે. મહારાજ અને ખાન સાહેબ બન્નેની મુલાકાત થઈ જાય તો સઘળી બાબતોનો નિકાલ થઈ જશે અને બન્ને તરફથી પ્રજા પણ સુખી થશે. ખાન તરફથી વધારે મુલક, મનસબ અને સરંજામ આપવાનું પણ કહેતા હતા. ખાન સાહેબ આપેલું વચન પાળશે તે માટે મહારાજને જોઇએ તેવી બાહેંધરી આપવામાં આવશે. આ બધાનો વિચાર કરી મહારાજ ખાન સાહેબને મળવા પધારશે એવી સેવકને આશા છે."

શિવાજી મહારાજે અફઝલખાનનો સંદેશો વકીલ કૃષ્ણાજી પંતને મોઢેથી બહુ પ્રસન્નચિત્તે સાંભળ્યો, પછી બોલ્યા "ખાન સાહેબનો સંદેશો સાંભળી હું ખુશી થયો છું. ખાન સાહેબ કહેવડાવે છે એ અમારા લાભનું જ છે. બિજાપુર બાદશાહતમાં કેટલાક બંડખોર બની ગયા હતા. તેમનો દોર તોડી, અમે એ મુલકમાં બંદોબસ્ત કર્યો, મુલક આબાદ કર્યો, બાદશાહ સલામતના મુલકમાં અમે કિલ્લા બાંધ્યા, સારા સારા સિપાહીઓથી ભરપૂર એવાં નવાં નવાં લશ્કરો અમે ઊભાં કર્યાં આ બધું અમે જે કર્યું તે કોને માટે? અમે બાદશાહ સલામતના જ છીએ ને? અમે તો આ બધું કરીને બાદશાહ સલામતની જ દોલત વધારી છે. જ્યારે ખાન સાહેબ મને મળવા આતુર છે, ત્યારે હું પણ એમને મળવા ઇન્તેજાર છું. એ મારા પિતાશ્રીના સ્નેહી છે અને વડિલ છે, વડિલ તરીકે ખાન સાહેબ માટે મને ભારે

માન છે અને જ્યારે એમનો મારા ઉપર આટલો બધો પ્રેમ છે, ત્યારે મને એમના ઉપર પુરેપુરો વિશ્વાસ કેમ ન હોય ?

શિવાજી મહારાજ બહુ ચતુર અને પ્રસંગ પ્રમાણે ઇચ્છા મુજબ મોંના હાવભાવ બદલી શકતા હતા. મહારાજે અફઝલખાનના વકીલ સાથે બહુ મીઠાશથી વાતો કરી. મહારાજની વાત સાંભળી લીધા પછી કૃષ્ણાજી ભાસ્કર બોલ્યા. "ખાન સાહેબને મહારાજ માટે મનમાં બહુ જ પ્રેમ છે. બાદશાહ સલામત પાસે પોતાનું વજન વાપરી તેઓ મહારાજને જીતેલો મુલક આપી દેવાનું બાદશાહ સલામત પાસે કબૂલ કરાવશે. મહારાજના લાભનું કરવા ખાન સાહેબ તૈયાર છે. મહારાજ જરાપણ ચિંતા ન રાખવી."

આ સાંભળી શિવાજી મહારાજ બોલી ઊઠ્યાઃ—"ઓહો ! જ્યારે તમે આટલી બધી ખાત્રી આપો છો તો પછી મારે બીજું શું કહેવાનું હોય ! મારી પ્રત્યે આવી લાગણી અને પ્રેમ રાખનારને મળવા આવવા તૈયાર છું. પણ ખાન સાહેબને મળવા માટે ઠેઠ વાઈ જવાની મારી હિંમત નથી ચાલતી. ઇચ્છા છે, પણ ઠેઠ આવવાની હિંમત નથી. ખાન સાહેબને હું તો વડિલ ગણી માન આપું છું અને એમને મળવા હું જાવળી આવવા તૈયાર છું. જો ખાન સાહેબ જાવળી આવવા કૃપા કરીને કબૂલ કરે તો એમના સત્કારની સર્વે પ્રકારની ખાન સાહેબના દરજ્જાને શોભે એવી રીતની તૈયારી કરીશ."

ઉપર પ્રમાણેની વાતચીત થયા પછી કૃષ્ણાજીપંતને એમને આપેલા મુકામે પહોંચાડવામાં આવ્યા. કૃષ્ણાજીપંતની મહારાજે બહુ સુંદર બરદાસ કરી હતી. રાત્રે વાળુ કરી, પરવાર્યા અને ખાનગીમાં ગુપ્ત વાતો કરી. શિવાજી મહારાજ બહુ પ્રભાવશાળી પુરુષ હતા. સામા માણસ ઉપર મહારાજ પોતાનું વજન પાડી શકતા. શિવાજી મહારાજે કહ્યું "કૃષ્ણાજીપંત ! તમે હિંદુ છો, તમે બ્રાહ્મણ છો, તમે દેશકાળ અને ધર્મની સ્થિતિ જાણો છો, તેથી જ આજે તમારી સાથે કેટલીક દિલસફાઈની વાતો ખાનગીમાં કરવાનો મારો વિચાર છે. આજે આપણા દેશમાં, હિંદુસ્થાનમાં જ હિંદુઓની કેવી દુર્દશા થઈ રહી છે, તેનો ખ્યાલ કયા હિંદુના અંતઃકરણને દુખી નહિ કરે ? મુસલમાનોએ હિંદુધર્મની, હિંદુ દેવમંદિરોની, હિંદુ સ્ત્રીઓ વગેરેની કેવી દુર્દશા કરી નાંખી છે તે તમે જાણો છો. ધર્માંધ મુસલમાનોની રાજસત્તાએ હિંદુઓની કેવી અને કેટલી ખાનાખરાબી કરી છે, તે મારે તમને કહેવાનું ન હોય. હિંદુત્વનો નાશ કરવા મુસલમાની સત્તા વિધવિધ પ્રકારે ભિન્નભિન્ન દિશાથી પ્રયત્નો કરી રહી છે. હિંદુત્વને જડમૂળથી ઊખેડી નાંખવા માટે મુસલમાન સત્તાધારીઓ આજે ઠેકઠેકાણે જુલમ અને ત્રાસ વર્તાવી રહ્યા છે. હિંદુત્વનો નાશ મુસલમાનો જોરજુલમથી હિંદુસ્થાનમાં કરવા મથે, અને હિંદુઓ તે મૂગે મોઢે સહન કરી લે તો પછી હિંદુધર્મની શી દશા થશે તેની કલ્પના તમે ઘડીવાર કરો. કૃષ્ણાજીપંત ! અમે આ બાબત ઉપર ખૂબ વિચાર કર્યો છે અને આખરે અમે તો એ નિર્ણય ઉપર આવ્યા છીએ કે હિંદુત્વના રક્ષણને માટે હિંદુ રાજ્ય સ્થાપવું અને હિંદુઓની દશા સુધારી એમનામાં હિંદુત્વની જ્યોતિ પ્રગટાવવી તથા હિંદુધર્મના રક્ષણ માટે હિંદુઓ મરવા તૈયાર થાય એ જુસ્સો એમનામાં આણવો. મુસલમાની ધર્મ સામે અમને વિરોધ નથી. અમે તો મુસલમાનોના જુલમની સામે છીએ. અમારા પ્રયત્નો હિંદુત્વને હયાતીમાં રાખવાના છે. મુસલમાનો જીવે તેનું અમને કંઈ નથી. અમારે જીવવું છે. મુસલમાની ધર્મ સામે અમને તિરસ્કાર નથી. ધર્માંધ મુસલમાનોના જુલમોને અમે ધીક્કારીએ છીએ. હિંદુત્વના રક્ષણ માટે જુલમી બની ગયેલી મુસલમાની સત્તા તોડવાનો અમોએ નિશ્ચય કર્યો છે અને તે કરવા માટે અમો અમારા જાન જોખમમાં નાખીને બેઠા છીએ. જાનમાલને ભોગે પણ અમો હિંદુત્વનું રક્ષણ કરીશું અને હિંદુઓમાં આત્મમાન સતેજ કરવા માટે અમો અમારી જાત વખત આવે હોમી પણ દઈશું. કૃષ્ણાજીપંત ! તમે સમજુ છો. તમને સમજાવવાનું ન હોય. અમો આ દુખ વેઠીએ છીએ તે હિંદુધર્મને માટે, હિંદુત્વ ટકાવી રાખવા માટે, હિંદુ સ્ત્રીઓના શિયળનું રક્ષણ કરવા માટે. કૃષ્ણાજીપંત ! તમે મુત્સદ્દી છો. હાલમાં સત્તા ભોગવતી મુસલમાની રાજ્યસત્તાના રંગઢંગથી તમે વાકેફ છો. મુસલમાની અમલમાં હિંદુ

દેવસ્થાનોનાં અપમાન ઠેકઠેકાણે અને ડગલે પગલે થતાં શું તમે નથી અનુભવતા ? દિન પ્રતિદિન હિંદુઓની દીન દશા વધતી જ જાય છે એ શું તમારી ધ્યાન બહાર છે ? હિંદુ સમાજને લાગેલો ક્ષય રોગ જાગૃતિની દવા આપી તાકીદે દૂર નહિ કરવામાં આવે તો મને લાગે છે કે હિંદુ સમાજ જોતજોતામાં નાબુદ થશે. હિંદુઓનો કોઈ રણીધણી નથી. અરે ! નિરપરાધી હિંદુઓ ફક્ત હિંદુ માબાપને પેટે જન્મવાના ગુના માટે આજે પીડા પામી રહ્યા છે. સજા ખમી રહ્યા છે. નથી એમનો કોઈ બેલી કે નથી કોઈ વાલી. મુસલમાની સત્તા ધર્મને નામે હિંદુઓ ઉપર જુલમ ગુજારે ત્યારે તેને અટકાવનાર, તેને આંખ બતાવનાર હિંદુ સત્તાધારીઓ નથી. જ્યાં નજર નાખીએ ત્યાં ત્યાં હિંદુઓ કુટાતા, ટિચાતા, પછડાતા, અથડાતા માલમ પડે છે. હિંદુઓને ઠેકઠેકાણે મુસલમાનો અન્યાય કરી રહ્યા છે. આત્મમાનની લાગણી જેનામાં હજુ હયાત રહી હોય તેને તો આ સ્થિતિ અતિ અસહ્ય લાગે છે. જ્યારે જ્યારે હિંદુઓ ન્યાય માગે છે ત્યારે ત્યારે તેમને "દાઝયા ઉપર ડામ અને પડતા ઉપર પાટુ" મળે છે. તમે ક્યાં નથી જાણતા કે હિંદુઓ માટે ન્યાય તોળવાનો હોય ત્યારે કાજીઓ ન્યાયનું ફારસ કરે છે અને હિંદુઓને અન્યાય કરી તેના ઉપર ન્યાયનો સિક્કો મારે છે. આબરુદાર અને વગવસીલાવાળા હિંદુની ઈજ્જત લૂંટવી એ તો અતિ સહેલી વાત થઈ પડી છે. કૃષ્ણાજીપંત ! શું તમને હજુ પણ એવું નથી લાગતું કે મુસલમાની સત્તા હિંદુત્વને હણવામાં હદ કરી રહી છે ? મુસલમાની રાજ્યના દરબારના હિંદુ દરબારીઓની કિંમત પણ કોડીની જ અંકાય છે. તમને તેનો ક્યાં અનુભવ નથી ? હિંદુ મુત્સદ્દીઓને રાજસત્તાના જોર ઉપર સાધારણ દરજ્જાનો અને અક્કલની ખામીવાળો મુસલમાન પણ હથેલીમાં રમકડાની માફક રમાડે છે. અફસોસ ! અફસોસ ! કૃષ્ણાજીપંત ! હિંદુઓનું શું થવા બેઠું છે ? જે મુસલમાની રાજસત્તા ખુલ્લી રીતે હિંદુધર્મનો નાશ કરવા-બહાર-પડી છે અને છડેચોક ધર્મનું હડહડતું અપમાન કરે છે તે રાજસત્તાને મજબૂત કરનાર હિંદુઓ જ છે. જગતમાં હિંદુ સમાજ ઉપર કયો જુલમ થાય તો હિંદુઓની ઊંઘ ઊડે એનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે મુંઝાઈ જાઉં છું."

કૃષ્ણાજીપંતે ઊંડો નિસાસો નાખ્યો અને બોલ્યા "મહારાજ ! આપના શબ્દો હૃદયને હલાવી દે છે. અંતઃકરણ ઉપર ઊંડી અસર કરે છે. હૃદય ભરાઈ આવે છે. પ્રભુ આપના જેવા હિંદુધર્મના તારણહારને સુખી રાખે એ જ એને ચરણે મારા જેવાની વિનંતિ હોય. આપ સહીસલામત અને સુખી હશો તો હિંદુધર્મનો જરુર ઉદ્ધાર થશે."

શિવાજીએ આગળ ચલાવ્યું:-"કૃષ્ણાજીપંત ! હિંદુ રાજ્ય સ્થાપી હિંદુત્વનું રક્ષણ કરવાનો અમારો નિશ્ચય છે. તમે બ્રાહ્મણ છો. તમે સમજુ છો. તમારામાં હિંદુત્વની જ્યોતિ સતેજ છે એ મેં સાંભળ્યું હતું અને હું જોઈ શકું છું કે તમને પણ દિલમાં લાગે છે. મુસલમાનો હિંદુઓના ડગલે અને પગલે અપમાન કરે છે તેથી તમને પણ ઘણું લાગી આવતું હશે, પણ દેશમાં હિંદુઓ લાચાર બન્યા છે, એટલે તમે પણ શું કરો ? અમે આગળ ધપવા કમર કસીએ તો તમારો અમને ટેકો હોય એની અમને ખાતરી છે. પણ કૃષ્ણાજીપંત આજે તો બાજી તમારા હાથમાં છે. તમે ધારો તો હિંદુત્વના ઉદ્ધારનાં પાસાં સવળાં કરી શકો એમ છો. હિંદુઓના ઊદયની ચાવીઓ આજે તમારા હાથમાં છે. કૃષ્ણાજીપંત ! વિચાર કરો. આવી તક ઈશ્વર વારંવાર નથી આપતો. મહાન અને ભાગ્યશાળી વ્યક્તિને પ્રભુ એની જિંદગીમાં, આખી જિંદગી સુધારી લેવા માટે, એકાદ સુંદર તક આપે છે અને એવી સુંદર તક પ્રભુએ તમને આપી છે. કૃષ્ણાજીપંત ! તમે હિંદુ થઈને-ચુસ્ત હિંદુ થઈને હિંદુત્વની ખરી સેવાની તક તમને મળે ત્યારે તમે હિંદુત્વનું રક્ષણ નહિ કરો ? તમે જો આવેલી તક ગુમાવશો તો હિંદુઓ મદદ માટે કોની તરફ જોશે ?"

કૃષ્ણાજીપંત-"મહારાજ ! હું તો હૃદયશૂન્ય બની ગયો છું. મહારાજે વર્ણવેલી સ્થિતિ સાચી છે, પણ મારે માટે મહારાજે કહ્યું તે હું નથી સમજી શકયો. આ કૃષ્ણાજીપંત હિંદુ છે અને મારા ઉપર મહારાજે વિશ્વાસ રાખી મારી સાથે હૃદયની ઊંડી લાગણીથી વાતો કરી, મને ધન્ય કર્યો છે. હું

મહારાજના વિશ્વાસને પાત્ર ઠરીશ. હું હિંદુત્વની આ તકે શી સેવા કરી શકું એમ છું તેની મને હજુ સમજણ નથી પડી. મહારાજે કહ્યું પણ હજુ હું એ ભેદ નથી પામ્યો. મહારાજ, કૃપા કરી મને ખુલાસો કરીને કહો કે "મારા હાથમાં હિંદુત્વ રક્ષણની ચાવીઓ આવી" એ વાક્યનો અર્થ શો ?"

શિવાજી મહારાજ—"કૃષ્ણાજીપંત ! મેં જે કહ્યું તે સાવ સાચું છે. તમારા હાથમાં જ હિંદુઓના ઉદ્ધારની દોરીઓ દેવે મૂકી છે. અમે મુસલમાન સત્તાનો દોર તોડવાનો નિશ્ચય કરીને બેઠા છીએ અને અમે તમારા જેવા ચુસ્ત હિંદુની મદદ માગીએ છીએ. હવે ગોળ ગોળ વાત કરી, તમને આડકતરી રીતે હું નથી કહેતો, પણ ખુલ્લે ખુલ્લું જણાવી દઉં છું કે જો તમે ખાનનો શો ઇરાદો છે તે સાચે સાચું કહી દેશો તો હિંદુત્વ રક્ષણનું પુણ્ય પામશો. તમે ઇશ્વરને માથે રાખીને ખાનની ખાનગી ગોઠવણ અમને જણાવશો તો અણીને વખતે હિંદુ ધર્મ ઉપરનું ભારે સંકટ ટાળ્યાનું પુણ્ય તમે પામશો. ઘણી ગાયો બચાવ્યાનો યશ તમને મળશે. ઘણા બ્રાહ્મણોને જીવતદાન આપ્યા જેવું થશે. કૃષ્ણાજીપંત ! તમે હિંદુ, અમે હિંદુ, આપણો એક જ ધર્મ અને એ આપણા ધર્મને બચાવવા જ્યારે અમે શિર સાટે લડવા મેદાને પડ્યા છીએ, ત્યારે તમે સાચે સાચી વાત કહીને આ પવિત્ર કાર્યમાં, આ ધર્મકૃત્યમાં, ગૌબ્રાહ્મણોની કતલ અટકાવવાના કામમાં મંદિરોની રક્ષા કરવાના કામમાં મદદ કરવા તૈયાર નહિ થાઓ ? કૃષ્ણાજીપંત ! જરા વિચાર કરો. આજે ધર્મ ઉપર આફત છે અને તે આફત તમે ટાળી શકો એમ છો. આજે હિંદુત્વ ભારે ભયમાં છે અને તે ભય તમે ભાગી શકો એમ છો. પંત ! યવનોના ત્રાસથી અને તેમના હાથમાંના છરાથી થરથર કાંપતી ગૌમાતાની દયામણી મૂર્તિ તમારી નજર સામે ઊભી કરો. શું તેને છોડાવવી, એ તમારો ધર્મ નથી ? આ મુસલમાની સત્તાનો મદ ઉતાર્યા સિવાય, ગૌરક્ષણ થવાનું નથી. હિંદુત્વ નિર્ભય થવાનું નથી. તમારાં તિલક, માળા અને જનોઈ તમારી સામે ઊભાં રહી તમને વીનવી રહ્યાં છે, તેની તમને અસર નથી થતી ? કૃષ્ણાજીપંત ! વિચાર શાનો કરો છો ? ચિંતાગ્રસ્ત કેમ દેખાઓ છો ? મૌન કેમ પકડ્યું છે ? તમારા ખાન શું કરવા માગે છે તે જણાવો. તમને ગૂંચ શેની પડી છે ? શું તમને હિંદુ સ્ત્રીઓનાં શિયળ વહાલાં નથી ? શું તમે મંદિરો તોડી તેની જગ્યાએ મસીદો જોવા માગો છો ? પંત ! બોલો, ખાનનો શો ઇરાદો છે ? એમનો જે મનસૂબો હોય તે સાચેસાચો અમને જણાવી દો. વિશ્વાસઘાત કરી, મને પકડવાનો અને પછી મારો નાશ કરવાનો ખાનનો ઇરાદો છે, એ વાત શું સાચી નથી ? એના વચનમાં મારે વિશ્વાસ મૂકવો ?"

શિવાજી મહારાજે ગંભીરમુદ્રાથી કૃષ્ણાજીપંત તરફ જોયું. કૃષ્ણાજીપંત પોતાના દુપટ્ટાથી મોં ઉપરનો પરસેવો લૂછવા લાગ્યા. એમણે શિવાજી મહારાજ તરફ જોયું અને તરત જ નીચે જોઈને મૂગા રહ્યા. પંત બહુ ઊંડા વિચારમાં પડ્યા હતા. ધારેલી અસર થતી જોઈ મહારાજે આગળ ચલાવ્યું:—"જે જે સંકટો આવે તેની સામે થઈને પણ સ્વરાજ્ય સ્થાપવાની અમોએ ભીષ્મ પ્રતિજ્ઞા લીધી છે અને તે માટે ભગીરથ પ્રયત્નો ચાલી રહ્યા છે. ઇશ્વર અમને અનુકૂળ છે. અમને યશ મળશે એની અમને ખાતરી છે. અમારે ભારે કસોટીની ભઠ્ઠીમાંથી પસાર થવું પડશે, એ પણ અમે જાણીએ છીએ અને તે માટે અમારી પૂરેપુરી તૈયારી છે. અમારાં કામ તરફ જાણીતા અને મોટા મોટા હિંદુઓની સહાનુભૂતિ છે, એટલું જ નહિ પણ જ્યારે જરુર પડે, ત્યારે અમને મદદ પણ મળે છે. મહાત્માઓ અને સાધુસંતોના અમને આશીર્વાદ છે. અમને તો યશની આશા છે. આવી રીતે સંજોગો અનુકૂળ હોવાનું અમે માનીએ છીએ, તો આવે વખતે તમારા જેવા ચુસ્ત હિંદુ મુસલમાનોના પક્ષને મદદ કરે એ ઠીક નહિ. તમારી કાર્યવૃત્તિ અમને નાહિંમત બનાવે છે. અમે ક્ષત્રિય છીએ અને ગોબ્રાહ્મણ અને ધર્મરક્ષણનું કામ અમે હાથ ધર્યું છે અને ભારેમાં ભારે જોખમે અમે તે પાર ઉતારી રહ્યા છીએ, તો તમે તો બ્રાહ્મણ છો, તમારી ફરજ તો અમને અમારા કામમાં મદદ કરવાની છે, એટલે અમને હિંદુત્વરક્ષણના કાર્યમાં મદદ કરવા હું તમને વિનંતિ કરું છું" ( શ્રી. કે. મોડકકૃત प्रतापगढचे युद्ध ૧૬૧. )

કૃષ્ણાજી પંત બહુ વિચારમાં પડી ગયા અને ગૂંચાઈ ગયા. આખરે એમના મોંમાંથી નીચેના શબ્દો નીકળી ગયા:–" શિવાજી હિંદુ ધર્મના તારણહાર છે. એમનું ભાવી બહુ ઉજ્જવળ લાગે છે. એમનું તેજ અને પ્રભાવ પણ બહુ જબરાં છે. બહુ પરાક્રમી પુરુષો એમની પડખે છે. એમની જરુર જીત થશે" ( શ્રી. ચિટણીસ કૃત शिव छत्रपतिचे चरित्र. પાનું ૧૨૬. ). શિવાજી–" પંત ! મને તમારા વચનમાં વિશ્વાસ છે. મને સાચે સાચું કહીદો. તમારા ખાનના વચનમાં અમારે વિશ્વાસ રાખવો ? ખાન વિશ્વાસઘાત કરવાના છે, એ વાત મારે જૂઠી માનવી ?"

મહારાજના શબ્દો કૃષ્ણાજીપંતના હૃદયમાં સોંસરા પેસી ગયા. પંતની ખાતરી થઈ ગઈ કે મહારાજનું બળ અદ્દભુત છે. તેઓ ધર્મના રક્ષણ માટે મંકટ વેઠી રહ્યા છે. શિવાજીજ હિંદુ ધર્મના તારણહાર થશે એની પૂરેપુરી ખાતરી કૃષ્ણાજીપંતને થઈ. પ્રજામાં પણ મહારાજ બહુ પ્રિય છે, એ વાત કૃષ્ણાજીપંત જાણતા હતા. આખરે કૃષ્ણાજીપંતનો નિશ્ચય થયો અને બોલ્યા " મહારાજ ! આ પામર ઉપર આપે વિશ્વાસ મૂકીને મારા જીવનને ધન્ય કર્યું છે. હું મહારાજનો જ છું અને આજથી મને મહારાજ પોતાનો ગણે. મહારાજ આપને ચરણે સાચે સાચી વાત કહી દઉં છું. ખાનસાહેબનો વિચાર મહારાજ સાથે દગો રમવાનો છે. ખોટી આશા આપી મહારાજને મુલાકાત માટે ખાન લઈ જવા માગે છે અને મુલાકાત માટે મહારાજ જાય એટલે દગો કરી મહારાજને કેદ કરી બિજાપુર લઈ જવાનો ખાનસાહેબે ઘાટ ઘડ્યો છે" ( શ્રી. સભાસદ કૃત–शिव छत्रपतिचे चरित्र. પા. ૧૪ ). કૃષ્ણાજી પંતે શિવાજી મહારાજને ખાનનો હેતુ ખુલ્લેખુલ્લો કહી દીધો.

ખાન દગો કરવાનો છે એ ખબર મહારાજને એમના જાસુસ ખાતા તરફથી મળી ગઈ હતી અને કૃષ્ણાજી પંતે એ બાતમીને પુષ્ટિ આપી. ખાન દગો રમવાનો છે એ વાત માટે હવે કોઈ પણ જાતનો સંદેહ ન રહ્યો. કૃષ્ણાજી પંતનું સાંભળી લીધા પછી મહારાજ સહેજ વિચારમાં પડ્યા, પછી બોલ્યા:– " પંત ! તમારા વર્તણુથી હું બહુ ખુશી થયો છું. તમારા જેવાની યોગ્ય મદદ છે એટલે અમને પૂરેપુરી ખાતરી છે કે હિંદુઓને માટે સુખની ઘડી અને સોનાના દિવસો આવવાના છે. કૃષ્ણાજી પંત ! ખાનને મોજમાં આવે એવી રમત રમવા દો. એને દગો કરવા દો. ઈશ્વર અમારો બેલી છે, એ અમારો રક્ષક છે. નિરાધારનો એ આધાર છે, પડતાનો એ ટેકો છે. રૂબરૂમાં મળીને અમારે પણ ઘણી બાબતોની સફાઈ કરી દેવી જોઈએ. રૂબરૂ મળ્યા સિવાય ઘણી ગૂંચવણ ભરેલી વાતોનો ઉકેલ થશે નહિ. કૃષ્ણાજી પંત ! હિંદુ ધર્મની દશા સુધારવાના કામમાં દરેક હિંદુએ મદદ કરવાની છે. ગમે તે યુક્તિથી તમે ખાનને મુલાકાત માટે કિલ્લાની નજીકમાં લઈ આવો. ગોઠવણ એવી કરો કે એ કિલ્લાની નજીક મુલાકાત માટે આવવા કબૂલ કરે."

શિવાજી મહારાજના શબ્દોથી કૃષ્ણાજી પંતના હૃદયમાંની હિંદુત્વની જ્યોતિ સતેજ થઈ. કૃષ્ણાજી પંતે મહારાજને જવાબ આપ્યો "મહારાજ ! હું આપનું કહેવું સમજી ગયો છું. હું મારાથી બનતો પ્રયત્ન કરીને મુલાકાતને માટે ખાન સાહેબને સમજાવીને જરુર કિલ્લા નજીક લઈ આવીશ. આ કૃષ્ણાજી પંત પોતાથી બનતું કરશે એની મહારાજ ખાતરી રાખો. જે કરવાનું હોય તેનો પુખ્ત પણે વિચાર કરીને નક્કી કરશો. હવે હું મહારાજની રજા લઉં છું. શ્રી પરમકૃપાળુ પરમેશ્વર મહારાજને યશ આપશે."

બન્નેની વાતો પુરી થઈ. કૃષ્ણાજી પંતે મહારાજની રજા લીધી અને પોતાને મુકામે ગયા. જતી વખતે મહારાજે કૃષ્ણાજી પંતને કીમતી વસ્ત્રો અને પોષાકનો શરપાવ આપ્યો. પછી પંતાજી પંત વકીલને બોલાવ્યો અને કૃષ્ણાજી પંત સાથે મહારાજના વકીલ તરીકે, અફઝલખાનને જાવળી આવવાનું આમંત્રણ આપવા જવા માટે તૈયાર થઈને આવવા કહ્યું. મહારાજે વિચાર કર્યો કે વખત બહુ બારીક છે. આ કઠણ પ્રસંગે બહુ સાવચેતી રાખવાની જરુર છે. સહેજ ભૂલ થઈ જશે કે બેદરકારી થશે તો તેનો લાભ દુશ્મન લીધા સિવાય રહેવાનો નથી અને આ પ્રજા તો શું પણ ભવિષ્યની પ્રજા વર્ષો સુધી અમને દોષ

દેશે અને અણીને વખતે બેદરકાર બનવા માટે અમારા પુત્રપૌત્રાદિક તરફ તિરસ્કારથી આંગળીઓ કરશે. પંતાજી પંત તૈયાર થઈને આવ્યા. તેમને મહારાજ બાજુએ લઈ ગયા અને ખાનગીમાં કહ્યું "પંતાજી પંત! બહુ કઠણ પ્રસંગ આવ્યો છે. હિંદુઓની ઈજ્જત લૂંટવાનો એનો ઈરાદો છે. મહારાષ્ટ્રમાંથી પણ હિંદુત્વનો મંદમંદ બળતો દીવો બુઝવવાની એની દાનત છે. મુસલમાનો હિંદુઓ ઉપર કેવો અત્યાચાર ગુજારી રહ્યા છે તે તમે જાણો છો. હિંદુઓ મહારાષ્ટ્રમાં હિંદુત્વ માટે માથું ઊંચું કરવા લાગ્યા છે તે મુસલમાન સત્તાઓથી નથી ખમાતું, એટલે ખાન ઘોર પ્રતિજ્ઞા કરીને ચઢાઈ લાવ્યો છે. ખાને તેમના વકીલ કૃષ્ણાજી પંતને મારી પાસે મોકલ્યા છે. તેમની સાથે મારે વાતચીત થઈ ગઈ છે. ખાનની મુલાકાતે જવાનું મેં કબૂલ કર્યું છે. ખાનનો મુકામ વાઈમાં છે. હું ખાનની મુલાકાત જાળવી મુકામે લેવા ઇચ્છું છું. ખાનને જાવળી આવવા આપણા તરફથી આમંત્રણ કરવા વકીલ તરીકે તમારે જવાનું છે. એમના વકીલ કૃષ્ણાજી પંત વાઈ પાછા જાય છે, તેમની સાથેજ તમે જાઓ. એ તમને ખાનની પાસે લઈ જશે. ખાન બહુ પહોંચેલી માયા છે, એ વાત ભૂલતા નહિ. ખાને ઘણા માણસોને હથેલીમાં રમાડ્યા છે, એ તમારે ભૂલવાનું નથી. વાતચીતમાં બહુ સાવધ રહેજો, સાવચેતી રાખજો. ખાનને હર પ્રયત્ને સમજાવીને એ જાવળી આવે એવો આગ્રહ કરજો. આગ્રહ કરવામાં બાકી ન રાખતા. વિશ્વાસ માટે ખાન જે ખાતરી માગે તે ખાતરી કરી આપજો. પ્રતિજ્ઞા અને સોગંદથી ખાનનું સમાધાન થતું હોય તો તેમ કરજો. વખત વિચારીને વર્તજો. સોગંદ વગેરે લેવડાવ્યા સિવાય એ કબૂલ કરે એવો નથી એટલે પ્રતિજ્ઞા કે સોગંદ માટે આનાકાની જરા પણ બતાવતા નહિ. ટુંકમાં જે કરવું પડે તે કરીને ખાનને મુલાકાત માટે જાવળી લાવવાની મહત્ત્વની જવાબદારી હું તમારે શિર નાખું છું. બીજું યુક્તિ-પ્રયુક્તિથી હર પ્રકારે એમના તંબુ ડેરામાંથી, છાવણી લશ્કરમાંથી, મળે તેટલી છૂપી બાતમી લઈ આવજો. ખાનનું અંતઃકરણ આપણે માટે કેવું છે તેની બારીકાઈથી ખબર કાઢજો. ખાનનો કાર્યક્રમ અને મનસૂબા ઝીણવટથી જાણ્યા સિવાય તમે પાછા ફરો એવા નથી એ તો હું જાણું છું. ખાનની ખાનદાની અને દરજ્જા મુજબ એમના મુકામનો બંદોબસ્ત થશે, એની પણ ખાનને ખાતરી આપજો. તમને વધારે કહેવાનું હોય નહિ. બહુ સાચવીને, સંભાળીને વર્તવાનો વખત આવ્યો છે, એ તમે નહિ જ ભૂલો."

પંતાજી પંત કહે "મહારાજ! સંદેશાનું મહત્ત્વ સેવક સમજી ગયો છે. મહારાજની કૃપાથી સર્વે સારાં વાનાં થશે. શ્રી. ભવાની યશ આપશે. સેવક પ્રયત્ન કરવામાં કોઈ જાતની કચાશ નહિ રાખે. સેવક બહુ સાચવીને કામ કરશે. મહારાજ ચિંતા ન રાખો.

## ૫. અફઝલખાન અને પંતાજી પંત.

અફઝલખાનના વકીલ કૃષ્ણાજીપંત અને શિવાજી મહારાજના વકીલ પંતાજી પંત બંને અફઝલખાન પાસે વાઈ જવા નીકળ્યા અને માર્ગે ઉતાવળ કરી જલદી ખાન પાસે આવી પહોંચ્યા. ખાન પોતે પણ કૃષ્ણાજી પંત સાથે મોકલેલા સંદેશાના જવાબની રાહ જોતા હતા. "શિવાજી સુંવાળી સૂંઢનો નથી કે ઝટ લઈને મુલાકાતે આવવાની હા પાડીદે." "વખતે કૃષ્ણાજીપંત પોતાના વાક્ચાતુર્યથી શિવાજીની સાથે મુલાકાતનું નક્કી પણ કરી આવે." એવા સામસામા વિચારમાં અફઝલખાનનું મન ઝોલાં ખાતું હતું. કૃષ્ણાજી પંત શિવાજીને મોકલેલા સંદેશાનો જવાબ લઈને આવ્યા છે એવી ખબર ખાનને પડી કે તરતજ કૃષ્ણાજી પંતને બોલાવ્યા અને બનેલી બધી હકીકત માંડીને કહેવા જણાવ્યું. કૃષ્ણાજી પંતે બનેલી બીનાનો ટુંક સાર ખાનને કહી સંભળાવ્યો અને અંતમાં જણાવ્યું કે "શિવાજી ખાન સાહેબને મળવા ખુશી છે. એ તો તદ્દન નરમ પડી ગયો છે. આપણા લશ્કર વગેરેનાં વર્ણનો સાંભળીને એ હિંમત હારી ગયો છે. ચોકસાઈથી ઝીણી તપાસ કરતાં જણાવ્યું કે એને રાત્રે ઊંઘ સરખી આવતી નથી. ખાનસાહેબની શક્તિનો ખ્યાલ એને પૂરેપુરો આવી ગયો છે. મળવા આવવા તો શું પણ શરણ આવવા તૈયાર છે. એક ફેરો મુલાકાત થયા પછી ખાન સાહેબની મરજી મુજબ ઘાટ ઊતરશે. અર્ધો ઢીલો તો

થયો છે. મુલાકાતમાં પૂરો થઈ જશે. ખાનસાહેબ! મુલાકાત લેવા, મળીને માફી માગવા અને ખાનસાહેબ નક્કી કરે તે શરતે સલાહ કરવા તો એ તૈયાર છે, પણ વાઈ આવતાં ગભરાય છે. એની હિંમત, વાઈ આવવા, નથી ચાલતી. ખાનસાહેબને જાવળી પધારવાનું આમંત્રણ આપવા શિવાજીએ પોતાના વકીલ પંતાજી પંતને મારી સાથે મોકલ્યા છે. ખાનસાહેબને જાવળી મુકામે બાદશાહી માન આપી ત્યાં મુલાકાત ગોઠવવાનો એનો વિચાર છે. શહેનશાહી ગરભરા અને સત્કારથી ખાન સાહેબ પ્રત્યે પોતાનું માન જાહેર કરી પછી મુલાકાત લેવા ઈચ્છે છે. એને વાઈ લાવવા માટે મેં બધા પાસા નાંખી જોયા પણ પત્તો ન ખાધો. કોટિ ઉપાયે એ વાઈ તો નહિ જ આવે. બાદશાહ સલામતની શક્તિનાં વર્ણન સાંભળી એ કેટલો ગભરાયો છે તેની ખાનસાહેબને નજરે જોયા સિવાય કલ્પના નહિ આવે. એને કરેલાં તોફાનનો પશ્ચાત્તાપ પણ થાય છે. ખાન સાહેબને વડીલ ગણી સર્વ વાતની દિલ સફાઈ કરવાની એની ઈચ્છા છે." કૃષ્ણાજી પંતની વાતચીતથી ખાન ખુશ થયો અને એને લાગ્યું કે કૃષ્ણાજી પંતે કામ ધાર્યા પ્રમાણે કર્યું છે. ખાને કૃષ્ણાજી પંતને સાબાશી આપી અને કહ્યું કે "મુલાકાતનું તમે નક્કી કરી આવ્યા એ બહુ જ સારૂં કામ કર્યું. તમે ગયા ત્યારથી મને ખાતરી તો હતી જ કે તમે નક્કી કર્યા સિવાય પાછા નહિ આવો. મુલાકાતનું નક્કી થયું. હવે પ્રશ્ન સ્થળનો છે એ તો નક્કી કરી લઈશું."

કૃષ્ણાજી પંત—"ખાનસાહેબની કૃપાથી મારા પાસા સવળા જ પડે છે. શિવાજીએ પોતાના વકીલ પંતાજી પંતને મોકલ્યા છે તેમની સાથે એકાંતમાં વાતચીત કરી લો તો પછી જે તે તૈયારી કરવાની સૂઝ પડે." ખાને પંતાજી પંતને બોલાવ્યા. શિવાજીના વકીલનો વિચાર ખાનસાહેબને જાવળી લઈ જવાનો હતો. આમંત્રણ માટે એ આવ્યો હતો એટલે બહાર વાટ જોતો હતો. ખાનસાહેબનો હુકમ થતાંની સાથે જ પંતાજી પંત આવ્યા અને ખાન સાહેબ, કૃષ્ણાજી પંત તથા પંતાજી પંત વિચાર કરવા બેઠા.

કૃષ્ણાજી પંતે ખાનને કહ્યું—"શિવાજી રાજાએ મારી સાથે આપ સાહેબને મળવા અને મળીને આપને આમંત્રણ આપવા પોતાના ખાસ વકીલ પંતાજી પંતને મોકલ્યા છે. પંતાજી પંત શિવાજી રાજાનો સંદેશો લઈ ખાનસાહેબની હજુરમાં હાજર થયા છે." ખાને વકીલ પંતાજી પંત તથા કૃષ્ણાજી પંતને બેસવા કહ્યું અને વાતચીત શરૂ થઈ.

ખાનઃ—(પંતાજી પંતને) કેમ તમારા શિવાજીરાજ ખૂશમિજાજમાં તો છે ને?

પંતાજી પંતઃ—જી હા. શ્રી ભવાનીની કૃપાથી મહારાજ ક્ષેમકુશળ છે. મહારાજે ખાનસાહેબના ખેરિયત પૂછાવ્યા છે.

ખાનઃ—કૃષ્ણાજી પંત! શિવાજી રાજાનું શું કહેવું છે? તમને શો જવાબ આપ્યો? મળવા આવવા કબૂલ છે કે નહિ?

કૃષ્ણાજીઃ—ખાનસાહેબ! શિવાજી રાજાએ આપની સૂચના સ્વીકારી છે અને ખાનસાહેબની સાથે એમને કોઈ જાતની જુદાઈ નથી. શિવાજી રાજા તો બહુ પ્રેમથી કહેતા હતા કે "ખાનસાહેબ તો મારા ચાચા (કાકા) છે અને મારા એ વડીલ છે." શિવાજી રાજાએ ખાસ કહ્યું છે કે જે માન તેમને પોતાના પિતા સિંહાજી રાજા પ્રત્યે છે તેવુંજ માન ખાનસાહેબ પ્રત્યે છે. ખાનસાહેબનો મુકામ જાવળી રહે એવી રાજાની ઈચ્છા છે. રાજા કહેતા હતા કે ચાચાની પરોણાચાકરી કરવાનો લાભ મને અનાયાસે મળે એમ છે તો હું એ લાભ કેમ ન ખાટું?'

પંતાજી—સાહેબ! અમારા મહારાજાને ખાનસાહેબ પ્રત્યે ભારે માન છે. ખાનસાહેબનો સંદેશો સાંભળી મહારાજ રાજી રાજી થઈ ગયા છે. ખાનસાહેબને મહારાજ ચાચા માને છે અને આપની શિખામણને વડીલની શિખામણ સમજી, મહારાજ અંતઃકરણથી સ્વીકારે છે. મહારાજ આપને મળવા અતિ આતુર છે. ખાનસાહેબને ચરણે આગ્રહપૂર્વકનું આમંત્રણ ગુજારવા મને ખાનસાહેબની

મોકલ્યો છે. ચાચાભત્રીજાની મુલાકાત જાવળી મુકામે થાય એવી મહારાજની ઇચ્છા છે. એ માગણી ખાનસાહેબ કૃપા કરી સ્વીકારે એવી આ સેવકની વિનંતિ છે. મહારાજનો બહુ ભારે આગ્રહ છે. ખાનસાહેબ ભત્રીજાની મહેમાની સ્વીકારશે તો ભારે ઉપકાર થશે. વડીલોની સેવાનો તો અમારા મહારાજને ભારે શોખ છે એ વાત ખાનસાહેબ ક્યાં નથી જાણતા? ચાચાના દરજ્જાને શોભે એવો બંદોબસ્ત કરવા મહારાજ તૈયાર છે. ખાનસાહેબ આમંત્રણ સ્વીકારે કે તરતજ દોડતે ઘોડે મહારાજ પાસે સવાર મોકલવાનું મને ફરમાન છે. મહારાજના આમંત્રણને માન આપી મહારાષ્ટ્રની મહેમાની આપ સ્વીકારવા કૃપાવંત થશો. ખાનસાહેબ તેમજ સાહેબના કોઈ પણ માણસને કોઈ પણ જાતની અગવડ નહિ પડે તેની ખાતરી ખાનસાહેબને હું આપું છું. ખાનસાહેબની સાથેના દરેક માણસનું તેના દરજ્જા મુજબ સન્માન થશે. ખાનસાહેબ જાવળી પધારવાનું આમંત્રણ સ્વીકારે એવી મારી વિનંતિ છે."

અફઝલખાન પંતાજી પંતને સાંભળીને બહુ ખુશ થયો. ખાને કૃષ્ણાજીપંત તરફ નજર નાખી અને ઇસારાથી તેમનો અભિપ્રાય પૂછ્યો. કૃષ્ણાજીએ કહ્યું કે શિવાજી રાજા મુલાકાતે આવવા તૈયાર છે. ખાનસાહેબની શિખામણ મુજબ વર્તવા તૈયાર છે. એક ફેરા દિલસફાઈ થઈ જવાની જરૂર છે. ખાનસાહેબ તથા સાથેના લશ્કર વગેરેની વ્યવસ્થા કરવાનું કામ શિવાજી રાજાએ માથે લીધું છે અને એ ઉત્તમ ગોઠવણ કરી શકશે એવી મારી તો ખાતરી છે. મારો પોતાનો તો નમ્ર અભિપ્રાય છે કે ખાનસાહેબે શિવાજી રાજાનું આમંત્રણ સ્વીકારવું અને જાવળી મુકામે મુલાકાત નક્કી કરવી. શિવાજી રાજા અંતઃકરણથી બાદશાહ સલામતની સાથે સલાહ કરવા રાજી છે અને સલાહની શરતોની બાબતમાં એ ખાનસાહેબને કદી નારાજ નહિ કરે. રાજાનું આગ્રહપૂર્વકનું આમંત્રણ ખાનસાહેબ સ્વીકારે તો તેમાં હું કંઈ ખોટું નથી જોતો. જાવળી મુકામે મુલાકાત થયા પછી દિલસફાઈ થઈ જશે એવી આ સેવકની ખાતરી છે.

કૃષ્ણાજીપંતના શબ્દો સાંભળી, ખાન પંતાજી પંત પ્રત્યે બોલ્યો "શિવાજી રાજા જબરો કાફર છે. જબરો હરામખોર છે. જાવળી જેવી અડચણ અને અગવડવાળી જગ્યાએ મુલાકાત રાખે છે, તેનું કારણ શું? પંતાજી પંત! તમે બ્રાહ્મણ છો. તમે ઈશ્વરને માથે રાખીને ધર્મના કસમ ખાઈ મારી ખાત્રી કરી આપશો તો તમારી બાંહેધરી સ્વીકારી હું જાવળી આવવા કબૂલ કરીશ (શ્રી. સભાસદ કૃત-**शिव छत्रपतिंचे चरित्र** પાનું ૧૪). ખાનના ગુસ્સાના શબ્દો સાંભળી પંતાજી પંતે બહુ ગંભીરપણે ઠંડે મગજે જવાબ આપ્યો. "ખાનસાહેબ! અમારા શિવાજી મહારાજ આપ સાહેબની વિરુદ્ધ નથી, તેની આ સેવક આપને ખાતરી આપે છે. મહારાજ તરફ સાશંક નજરે આપ ન જોશો. મહારાજનું દિલ ખાનસાહેબ માટે તદ્દન સાફ છે. દિલસફાઈ રૂબરૂમાં થઈ જશે એટલે હું કહું છું તેની ખાન સાહેબને ખાતરી થશે. મહારાજ તો આપના જ છે (**शिव छत्रपतिंचे चरित्र** પાન. ૧૪.).

કૃષ્ણાજી—"આપણી ફોજ મોટી છે. તેને માટે પાણી વગેરેની સગવડ જ્યાં હશે તેવીજ જગ્યાએ શિવાજી રાજા ઉતારાની ગોઠવણ કરશે એવું મને તેઓ રૂબરૂમાં કહેતા હતા. ટુંકમાં ખાનસાહેબના લશ્કરનાં માણસોને કોઈ પ્રકારની તકલીફ નહિ પડે, એવી એ ગોઠવણ કરશે. એક ફેરા આપ અને શિવાજીની દિલસફાઈ થઈ જશે એટલે પછી આપ સાહેબની ઇચ્છા હશે ત્યાં જવા શિવાજી રાજા તૈયાર થઈ જશે એવું મને તો લાગે છે." અફઝલખાને ઊંડો વિચાર કર્યો અને આખરે જાવળી જવાની હા પાડી.

જાવળી જવા માટેના આમંત્રણનો હકારમાં જવાબ લીધા પછી પંતાજી પંતે અફઝલખાનની રજા લીધી. પંતાજી પંતનું સન્માન કરી, ખાને રજા આપી. પંતાજી પંત પોતાને મુકામે આવ્યા. મુકામે પહોંચીને પંતાજી પંતે શિવાજી મહારાજને પત્ર લખી જણાવ્યું કે "ખાનસાહેબ સાથે વાતચીત થઈ

ગઈ છે. મહારાજનું આમંત્રણ ખાનસાહેબે સ્વીકાર્યું છે. ખાનસાહેબ તેમજ લશ્કરના કોઈ પણ માણસને કોઈ પણ પ્રકારની અગવડ નહિ પડે તેની ખાતરી આ સેવકે મહારાજ તરફથી ખાનસાહેબને આપી છે." ઉપરની મતલબનો પત્ર લખી પંતાજી પંતે ખાસ ઘોડેસવારને મારતે ઘોડે મહારાજ પાસે મોકલ્યો. પંતાજી પંત બહુ કાર્યદક્ષ અને કામકાજમાં બહુ ચપળ હતો. જે કામ માટે આવ્યા તે કામ પતાવ્યા પછી બીજાનો વિચાર કરવો એમ પંતાજી પંત માનતો હતો. જે કામ જેની તેજ વખતે પતાવી દેનાર માણસ કામનો ઉકેલ જલદી કરી શકે છે, જવાબદારીનો બોજો એવા માણસો ઓછો કરી શકે છે અને પુષ્કળ કામ હોવા છતાં તેનો ઉકેલ કરીને પણ ફુરસદ ભોગવી શકે છે. અફઝલખાનનો જવાબ લીધા પછી શિવાજી મહારાજ તરફ પત્ર લખવાની જરા પણ ઢીલ પંતાજી પંતે ન કરી અને એ પતાવી દીધાથી તે પછીનું કામ હાથમાં લેવાની બાબતમાં વિચાર કરવાની ફુરસદ મળી. જે કામ માટે શિવાજી મહારાજે પંતને ખાન પાસે મોકલ્યા તે કામ તો પત્યું પણ બીજું વધારે જોખમદારીનું કામ સાથે સાથે બને તો પતાવતા આવવાનું મહારાજે પંતને કહ્યું હતું, તે હવે પંતે હાથમાં લીધું. આ વધારે જોખમવાળું કામ કયું તે વાંચકો સમજી તો ગયા હશે. વાઈ આવવા નીકળ્યા ત્યારે મહારાજે પંતને કહ્યું હતું કે બને તેટલી છાવણીની બાતમીઓ મેળવી લાવજો. આ કામ બહુ અઘરું અને જોખમનું હતું, છતાં પંતાજી પંત કંઈ ઢીલા પોચા વકીલ ન હતા. એમણે મહારાજે સોંપેલું આ કામ યથાશક્તિ પાર પાડવાનો નિશ્ચય કર્યો. પંતાજી પંતે ઝીણવટથી જોયું તો એમને લાગ્યું કે થેલીનું મોં પહોળું રાખ્યા સિવાય આ કામ બને એવું ન હતું એટલે પંતે થેલીના મોંની દોરી ઢીલી કરી. લાચ રુશ્વત આપીને પંતે બાતમી મેળવવાનું શરૂ કર્યું ( **शिव छत्रपतिचे चरित्र** પાનું ૧૪ ). વિધવિધ રીતે અને જુદા જુદા રૂપમાં અનેક વ્યક્તિઓને બહુ સફાઈથી લાંચ આપી ગુપ્ત વાતો ભેગી કરવા માંડી. છાવણીમાં ખાનના માનીતા, મુત્સદ્દી, વજીર વગેરે સાથે મળતાવડા સ્વભાવને લીધે મળી જઈ સીફતથી વાતો કઢાવવા માંડી. ખાનગી અને ગુપ્ત બાતમીઓ મેળવવા માટે જે જે પાઠ ભજવવા પડે તે બધા પંતાજી પંત ભજવે એવા હતા. એમણે અનેક યુક્તિઓ વાપરી અનેક ચાવીઓ ચડાવી, અનેક તાયફા કરી, ઘણી વાતો મેળવી લીધી. સો વાતની એક વાત એ ન્યાયે ટૂંકમાં કહેવાનું હોય તો બધીએ બાતમીઓનો ટૂંક સાર એ હતો કે અફઝલખાનને શિવાજી ઉપર વિશ્વાસ ન હતો અને એ કહેતો કે શિવાજી હરામી છે, એની સાથે યુદ્ધ કરવામાં માલ નથી, એને તો યુક્તિથી જ સાંણસામાં પકડવો જોઈએ અને એ તક તો મુલાકાત વખતે જ સધાશે. ઉપર પ્રમાણે ખાનના વિચારો પંતાજી પંતે જાણ્યા. પછી પંતાજી પંત ખાનને મળવા ગયા અને પાછા જવાની રજા માગી. ખાને પંતાજી પંતને ઘટતું માન આપી વિદાય કર્યા.

## ૬. ખાનના સ્વાગતની તૈયારીઓ. ✓

પોતાના વકીલ પંતાજી પંત તરફથી શિવાજીને ખબર મળી ગઈ હતી કે ખાન પોતાની ફોજ સાથે જાવળી આવશે અને મુલાકાતની ગોઠવણ પણ જાવળીમાં કરવાની છે. ખાનસાહેબના ઉતારાની, મુલાકાત માટે મંડપની, ફોજના ઉતારા માટે છાવણી વગેરેની, ગોઠવણ કરવાની ગર્ભિત સૂચના તો પંતાજી પંતના પત્રમાં મહારાજને મળી ગઈ હતી. મહારાજે પોતાના વિશ્વાસુ ગોઠિયાઓની સલાહ લીધી અને ખાનના ઉતારાની, છાવણીની, મુલાકાતના મંડપની વ્યવસ્થા સંબંધી કેવી ગોઠવણ કરવી તે બધું નક્કી કર્યું અને દરેક કામ ઉપર જવાબદાર માણસો નીમી દીધા. શિવાજીએ આ સરભરાના કામની બહુ સુંદર વહેંચણી કરી હતી. સત્કારનાં કામો સર્વને વહેંચી આપી દરેક કામ ઉપર એક એક જવાબદાર અમલદારની નિમણૂક કરવામાં આવી હતી. જેને જે કામ સોંપવામાં આવ્યું હતું તેમાં જરા પણ ખામી આવે તો કસર કરનારને સખત નશિયતની તાકીદ આપવામાં આવી હતી. મહારાજના હુકમ પછી કચાશ કોણ રાખી શકે ? જવાબદાર અમલદારો પોતપોતાના કામે મંડી પડ્યા. છાવણી તૈયાર કરવા માટે ઝાડ, ઠૂંઠાં, ઝાડી, વગેરે કાપી મેદાન કરવા માણસો મંડી પડ્યા. ઘાટના રસ્તા સુધારવાનું કામ પણ હાથમાં

લેવામાં આવ્યું. એક જ ધોરી માર્ગ સુંદર, ખાડા ટેકરા વગરનો તૈયાર કરવા તે કામનો અમલદાર બનતી ઝડપ કરી રહ્યો હતો. નાના નાના આડા અવળા માર્ગ અને રસ્તાઓ, મોટાં મોટાં વૃક્ષો તોડી, તે વડે બંધ કરી દેવાનું કામ સપાટાબંધ ચાલી રહ્યું હતું ( **मराठी रियासत** પા. ૨૪૬ ). ઠેક ઠેકાણે અચુક અંતરે ચોકીઓનો ચોક્કસ બંદોબસ્ત કરી ચોકી માટે કાચી ઓરડીઓ પણ તૈયાર કરવામાં આવી હતી. જાળાં અને ઝાડી ઝાંખરાંમાં ગુપ્ત ચોકીઓની ગોઠવણ થઈ ગઈ હતી. કિલ્લાની તળેટીથી આસરે બે ફર્લાંગ દૂર ( પા. ૧૬૯. **प्रतापगढ युद्ध,** History of the Maratha people Vol. I. P. 160 ) મુલાકાત મંડપનું કામ તડામાર ચાલી રહ્યું હતું. મુલાકાત મંડપની જગ્યા ખાન તરફથી તેમના સરદારોએ આવીને, પસંદ કર્યા પછી મંડપનું કામ શરુ થયું હતું (**प्रतापगढ युद्ध,मराठी रियासत**). મુલાકાત મંડપ તો તે જમાનાનો એક અફલાતુન નમૂનો બનવો જોઈએ એવો હુકમ મહારાજે જવાબદાર અમલદારને આપ્યો હતો. આખો મંડપ અંદરની બાજુથી ભારે મખમલ અને કીમતી કિનખાબથી શણગારવાનો હતો. મંડપનો ભપકો કંઈ ઓર હતો. અંદર જરી અને કિનખાબની બેઠકો ગોઠવવાનું નક્કી થયું હતું. ખાનસાહેબના માનમાં બાદશાહી મિજલસની ગોઠવણ ચાલી રહી હતી. મિજલસની તૈયારીઓ જવાબદાર અમલદારો કરી રહ્યા હતા. મિજલસને માટે પ્રખ્યાત શહેરોમાંથી પ્રખ્યાત ચીજો મંગાવવામાં આવી હતી. મિજલસ માટેના સ્થાનને પણ સુશોભિત કરવા માટે જે જે વસ્તુઓ જોઇએ તે બધી મંગાવવામાં આવી હતી. મહેમાનની છાવણીની સુખાકારી જાળવવા માટે જે જે વ્યવસ્થા કરવાની જરુર જણાઈ, તે બધી વ્યવસ્થા થઈ ગઈ. પાણીનાં સાધનો તથા બીજી બધી વ્યવસ્થા પણ કરવામાં આવી.

વકીલ પંતાજી પંતના પત્રો તથા તે સંબંધીની સૂચનાઓ મળી, પણ મહારાજ બીજી ઘણી બાબતો પંત પાસેથી જાણવા આતુર હતા અને તેથી પંતની વાટ ચાતક માફક જોઈ રહ્યા હતા. પંત વાઈથી નીકળી બનતી ત્વરાએ પ્રતાપગઢ આવી પહોંચ્યા અને આવીને મહારાજને મળ્યા. પંતને જોઈ મહારાજને આનંદ થયો અને મહારાજાએ પંતને ખાનગીમાં લઈ જઈ અથથી ઇતિ સુધી જે જે બન્યું તે સર્વ કહેવા કહ્યું. પંતાજી પંતે જે જે બન્યું તે બધું માંડીને કહ્યું. પછી શિવાજી મહારાજે પંતાજી પંતને આણ આપી અને ખાનના સંબંધી બધું જણાવવા કહ્યું. "ખાનના મનમાં શું છે? તમે શું કલ્પી શક્યા ? બીજી બધી તપાસ તમે શી રીતે કરી ? છાવણીની વાતો, મંત્રીમંડળ સાથેના વાર્તાલાપ અને અનેક રસ્તેથી મળેલી ખબરો ઉપરથી તમને શું લાગ્યું, તે સર્વ જણાવો." પંતાજી પંતે મહારાજને ખાતરી આપી કે જે જે બન્યું તે બધું અક્ષરશઃ મહારાજ આગળ કહી દીધું છે. છાવણીની વાતો, ખાનની સાથે થયેલી વાતચીત, ખાનગી બાતમીઓ, મંત્રીમંડળ સાથેની વાતચીત વગેરે ઉપરથી હું જે માહિતી મેળવી શક્યો તે બધી ધ્યાનમાં લેતાં મારી તો ખાતરી થઈ ગઈ છે કે ખાનના મનમાં કપટ છે. એ પોતાની દુષ્ટ બુદ્ધિનો ઉપયોગ કરવા ઇચ્છે છે. ખાન મહારાજને મુલાકાત માટે બોલાવી, મુલાકાત વખતે વિશ્વાસઘાત કરશે એવી મને તો ખાતરી છે. દગો ચોક્કસ થશે. ખાનને હું હરયુક્તિથી જાવળી તો લઈ આવું છું. આપ હિંમત પકડીને મુલાકાત એકાંતમાં લેવાની ગોઠવણ કરીને એકલા જ એને પૂરો કરો અને એના લશ્કરનો નાશ કરો એટલે થયું ( **शिवछत्रपति चरित्र** પા. ૧૫ ). મેં તો ખૂબ વિચાર કર્યો અને દીર્ઘદૃષ્ટિ દોડાવી સારે આ એક જ ઉપાય આ સંજોગોમાં મને સૂઝે છે. મારો વિચાર જે છે તે મહારાજને ચરણે મેં સાદર કર્યો છે. હવે તો મહારાજને જ રુચે તે ખરું." પંતાજી પંતની વાત મહારાજ સાંભળતા હતા અને ઉંડો વિચાર પણ કરી રહ્યા હતા. મહારાજને ગળે પંતાજી પંતની વાત ઊતરી. પંતાજી પંતના કામથી મહારાજ સંતોષ તો પામ્યા. પંતાજી પંત બહુ ભારે જોખમ વેઠીને બાતમીઓ લાવ્યા હતા. મહારાજ પોતાનાં માણસોની કદર કરવામાં કોઈથી ઊતરે એવા ન હતા. પંતાજી પંતનાં કામ અને સેવાથી ખુશ થઈ, મહારાજે પંતને ૫૦૦૦ હોનની બક્ષિસ આપી ( **शिव छत्रपति चरित्र** પા. ૧૫). મહારાજે પંતાજી પંતને ખાનને ત્યાં પાછા મોકલવાનો વિચાર કર્યો.

ખાનને તેડીને જ પંતાજી પંત આવે એ વધારે સારું એમ મહારાજને લાગવાથી પંતાજી પંતને ખાન પાસે મોકલવાનું નક્કી કર્યું. મહારાજે પંતાજી પંતને ખાન તરફ જવા કહ્યું અને ખાનની સાથે જ આવવા જણાવ્યું. મહારાજે કહ્યું "પંતાજી પંત! તમે તો ખૂબ કરી. ગાડું રાગે પાડ્યું ખરું! હવે તો ખાનને લઈને જ આવો. તમે પાછા ખાન પાસે જાઓ અને એનો જાવળી આવવાનો વિચાર જરા પણ ઢીલો પડે તો એને હરપ્રયત્ને મજબૂત કરજો ખાનની ખાતરી તમે કરી આપો કે હું એમનાથી બહુ ડરું છું અને વાઈ જવા મારી હિંમત નથી ચાલતી અને વળી તમે ખાનને વિનંતિ કરજો કે એ મને બિજાપુર લઈ જાય અને ત્યાં બાદશાહને મેળવી, બાદશાહ પાસે મારી તરફદારી કરે. હું તો ખાનને વડીલ ગણી માન આપું છું તો ખાને પણ વિશ્વાસ રાખીને જાવળી મુકામે આવવું. ત્યાં હું એમની મુલાકાતે આવીશ (**शिव छत्रपति चरित्र** પા. ૧૫). પંતને અફઝલખાન તરફ મોકલ્યા અને તેમને આસરે પંદર દિવસ પછી ખાનને લઈ આવવા જણાવ્યું (History of the Maratha People Page 159). પંતાજી પંતે બધી વાતો અને સૂચનાઓ સાંભળી લીધી અને મહારાજને નમન કરી રજા લીધી.

પંતાજી પંતની વાતો રૂબરૂમાં વીગતવાર સાંભળ્યા પછી શિવાજીની ખાતરી થઈ કે અફઝલખાન પંતાજી પંતના પ્રયત્નોથી જાવળી આવશે ખાનના સત્કારની તૈયારીઓ ભારે ધામધુમથી થવા લાગી. સત્કારની તૈયારીઓની વાતો અફઝલખાનને કાને જાય એ તો મહારાજ ઇચ્છતા હતા. ખાનના સત્કારની અને ખાનની લશ્કરની છાવણીની સગવડોની તૈયારીઓ તડામાર ચાલી રહી છે, એ વાત ખાનને કાને ગઈ. ખાન દિલમાં ખૂશ થયો. ખાનને લાગ્યું કે "આ ભોળો ઉંદર ઠીક વાયરે ચડ્યો છે. એક ફેરો મુલાકાત તો થવા દો પછી બિજાપુરની બાદશાહતની સાચી સેવા બતાવીશ" (શ્રી. ચિટણીસ કૃત **શ્રી शिव छत्रपति चरित्र.** પા. ૧૨૯) શિવાજી મહારાજના અમલદારો આ તૈયારીમાં પડ્યા હતા, ત્યારે મહારાજે પોતાના સ્નેહી, સોબતી, સરદાર, અધિકારી, અમલદાર અને એવા બીજા વિશ્વાસુ ગૃહસ્થોને સલાહ મસલત માટે બોલાવ્યા. મહારાજની ઇચ્છા મુજબ સર્વે આવ્યા અને ભેગા થયા. ભેગા થયેલા સર્વે જવાબદાર માણસોને મહારાજે, અફઝલખાનના જાવળી મુલાકાતે આવવાના સમાચાર સંભળાવ્યા અને ખાનના કપટની અને દુષ્ટ વિચારની જે જે બાતમીઓ મળી તે બધી તેમની સમક્ષ રજુ કરી. લાંબા વખત સુધી મસલત ચાલી, વિચારણા થઈ અને અનેક યોજનાઓ ચર્ચાઈ. આખરે બધાએ એકમત થઈને જણાવ્યું કે મહારાજ જે નક્કી કરે તે અમને કબુલ છે અને અમને જે જે કામ સોંપવામાં આવશે તે અમો જીવને જોખમે પણ કરીશું અને આખર સુધી અમારી ફરજમાં અડગ રહીશું. શિવાજીએ વ્યૂહ-રચના ગોઠવી અને વકીલને પત્ર લખ્યો કે ખાનસાહેબની સવારીના મુકામનો બધો બંદોબસ્ત થઈ ગયો છે. રસ્તા વગેરે પણ ઠીક ઠીક થઈ ગયા છે માટે ખાનસાહેબને સાથે લઈ અત્રે આવવા તુરત નીકળશો.

### ૭. ખાન નીકળ્યા.

ખાનસાહેબને મહારાજના પત્રની ખબર આપવામાં આવ્યાથી ખાને નીકળવાની તૈયારી કરી. ખાન સાથે જે મોટું તોપખાનું હતું તે સાથે રાખવાનો ખાનનો વિચાર ન હોવાથી એ તોપખાનું વાઈ નજીક રાખ્યું (**श्री शिव छत्रपति महाराज.** પા. ૧૨૯) અને ફોજ સાથે ઘાટ ચડીને રડતોંડીને રસ્તે થઈ (**श्री शिव छत्रपतिचे चरित्र** પા. ૧૫. **मराठी रियासत** પા. ૨૪૫) કોયના નદીને કાંઠે પાર ગામે જ્યાં શિવાજી મહારાજે બહુ સુંદર વ્યવસ્થા કરી હતી, ત્યાં ખાને મુકામ નાંખ્યો. વાઈથી નીકળ્યા પછી પ્રતાપગઢ આવતાં રસ્તામાં જ્યાં જ્યાં ખાન અને તેનું લશ્કર ચોભ્યું ત્યાં ત્યાં બધે ખાન-પાનનો ઉત્તમ બંદોબસ્ત મહારાજ તરફથી કરવામાં આવ્યો હતો. રડતોંડીનો ઘાટ ઊતર્યા કે તરતજ અફઝલખાનનો નિશાનનો હાથી જે બહુજ જબરો હતો તે અટક્યો (History of the Maratha People Vol. I Page 160). એ અટક્યો તે એવો કે તે કેમે કરી આગળ ચાલે જ

નહિ. એને ચલાવવા માટે બહુ પ્રયત્નો કરવામાં આવ્યા. માવતો અનેક પ્રકારના અખતરાઓ કરી થાક્યા પણ કોઈનો ગજ વાગ્યો નહિ. નિશાનનો હાથી આવી રીતે અટકે એ એક પ્રકારનું અશુભ ચિહ્ન છે અને એ અપશુકન છે એમ કેટલાક અનુભવી અને કસાયલા મુત્સદ્દીઓ કહેવા લાગ્યા. ખાન એવા અપશુકનને ગણે એવો નહતો. એવા અપશુકનને તો એ ગજવામાં ઘાલીને ફરે એવો વીર હતો. અટકી પડેલા હાથી ઉપરથી નિશાન કાઢી લઈ બીજા હાથી ઉપર નિશાન મૂકીને કૂચ આગળ ચાલુ રાખી ( History of the Maratha people Page 160 ). રસ્તે થયેલા સત્કાર અને ગોઠવણો જોઈ અફ્ઝલખાનને ભારે આનંદ થયો. અફ્ઝલખાને પોતાના લશ્કરમાંથી ફક્ત દશ બાર હજાર સિપાહીઓને સાથે લીધા હતા. બાકીનું લશ્કર વાઈ મુકામે જ રાખ્યું હતું ( **प्रतापगढ युद्ध** પા. ૧૭૦ ). મહાન બાદશાહને જે માન આપવામાં આવે, તે જાતનું માન અને વ્યવસ્થા ખાન માટે કરવામાં આવી હતી. શિવાજી આટલું બધું માન આપશે અને આવો બાદશાહી બંદોબસ્ત કરશે, એવું ખાનને સ્વપ્ને પણ લાગ્યું ન હતું. આગળ વધતાં આજુબાજુએ પર્વતો ખડે પગે જેની ચોકી કરી રહ્યા છે, જંગલી જાનવરોનાં રહેઠાણ માટે પ્રસિદ્ધિ પામેલી, જબરાં જંગલ અને ઘાડી ઝાડીના દેખાવોથી શણગારાયેલી શિવાજી મહારાજને લાંબા કાળ સુધી જેણે ચિંતામાં રાખ્યા હતા અને હિંદુ રાજ્ય સ્થાપવાના કામમાં ડખલ નાખીને બેઠેલા ચંદ્રરાવ મોરે પાસેથી શિવાજી મહારાજે જીતી લીધેલી અને બિજાપુરના બાદશાહે પ્રતાપરાવ મોરેને જીતીને પાછી આપવાનું વચન આપ્યું હતું તે સુપ્રસિદ્ધ જાવળી, અફ્ઝલખાને જોઇ. શિવાજીની વ્યવસ્થાશક્તિ, અને કાર્યદક્ષતાનાં વખાણ કરતો કરતો ખાન તેના મુકામે આવી પહોંચ્યો. છાવણી નાખવાની જગ્યા બહુ લાયક અને સુશોભિત બનાવવામાં આવી હતી. છાવણીની જગ્યા અને દેખાવ જોઈ, લશ્કરનો દરેક સિપાહી સંતોષ પામ્યો હતો. બાદશાહની લશ્કરી છાવણીનો દેખાવ બહુ ભપકાવાળો હતો. એકલો ભપકો જ નહતો પણ ઝીણી વાતો ઉપર પણ ધ્યાન દોડાવવામાં આવ્યું હતું. સિપાહીઓની નાનીનાની સગવડો પણ સચવાવી જોઈએ એવો મહારાજનો હુકમ હતો. કોઈને પણ કોઈ જાતની અડચણ ન પડે, એવો પાકો બંદોબસ્ત થયો હતો. પોતાના સિપાહીઓની વ્યવસ્થા જોવા માટે ખાન પોતે છાવણીમાં આવ્યા અને સર્વ પ્રકારનો સુંદર બંદોબસ્ત જોઈ રાજી થયા. સિપાહીઓની છાવણીની આ વ્યવસ્થા હતી તો મુખ્ય મેમાનના ઉતારાનો બંદોબસ્ત અને ભપકો કેવો હશે, તેની તો વાંચકોએ કલ્પના કરી લેવી. ખાનના ઉતારાને ઇંદ્રભુવનની ઉપમા આપવામાં આવે તો ઝાઝી અતિશયોક્તિ ન ગણાય એવી ગોઠવણ હતી. આવી વ્યવસ્થા અને ગોઠવણથી બહુ જ સંતોષ પામેલા ખાન પોતાને મુકામે આવી પહોંચ્યા. વકીલ પંતાજીપંત તેમની સાથેજ હતા.

અફ્ઝલખાન જાવળી આવી પહોંચ્યા પછી શિવાજી મહારાજે અને અફ્ઝલખાને એક બીજા તરફ ક્ષેમકુશળ પૂછવા માટે પોત પોતાના વકીલો મોકલ્યા ( **श्री दिवेकरकृत शिव भारत, अ. २०**, શ્લોક ૫૬. પા. ૧૯૮ ). શિવાજીના વકીલ આગળ ખાને પોતાના દિલનું સમાધાન અને સંતોષ વ્યક્ત કર્યો. પછી ખાને વકીલને જણાવ્યું:—" મારો ઉતારો રાજાએ બહુ અનુકૂળ બનાવ્યો છે. શિવાજી રાજા મુલાકાત માટે આ મુકામે જ આવે એમ એમને જણાવજો." ખાનના આ શબ્દો સાંભળી વકીલે જણાવ્યું:—" ખાનસાહેબની મુલાકાત માટે તો ખાસ મુલાકાત મંડપ ઊભો કરી શણગારવામાં આવ્યો છે. એ બાદશાહી મંડપમાં ખાનસાહેબનું સ્વાગત કરવાનો શિવાજી મહારાજનો વિચાર છે ( **श्री शिव छत्रपति महाराज** પા. ૧૨૯ ). મુલાકાત મંડપ ખાનસાહેબના સત્કાર માટે બહુ નમુનેદાર બનાવડાવ્યો છે. બનાવનારાએ પણ ખાસ કારીગરી અને કુશળતાનો એક નમુનો જ બનાવ્યો છે. એ સુશોભિત મંડપમાં ખાનસાહેબ જેવા બાદશાહી પરોણાનો સત્કાર શોભે એ માટે મહારાજે મંડપ તૈયાર કરાવવા માટે જાતે બહુ મહેનત લીધી છે. મુલાકાત મંડપમાં જ રાખવાથી તેમને પણ સંતોષ થશે." ખાનસાહેબે વકીલની વકીલાત સાંભળી લીધી અને મુલાકાત મંડપમાં જ મળવાનું નક્કી કર્યું.

## પ્રકરણ ૨ જું



### ૧. મુલાકાતની શરતો.

મુલાકાતની જગ્યા તો નક્કી થઈ, પણ મુલાકાતની શરતો હજુ નક્કી નહોતી થઈ. પછી ખાનસાહેબ, કૃષ્ણાજીપંત વકીલ અને પંતાજી પંત વગેરેની બેઠક થઈ અને મુલાકાતના સંબંધમાં ખૂબ વિચાર અને વિવેચનો થયાં. પંતાજી પંતે કહ્યું:–" મહારાજે બહુ સાફદિલે સર્વ વ્યવસ્થા કરી છે. ખાનસાહેબ અને મહારાજની રૂબરૂ મુલાકાત થયા વગર મહારાજની ભડક ભાંગશે નહિ. મુલાકાત થઈ ગયા પછી, એક બીજાનો એક બીજાને વિશ્વાસ બેસશે અને પછી તો ખાનસાહેબ જ્યાં કહેશે ત્યાં મહારાજ જવા પણ તૈયાર થશે. આ પરિસ્થિતિમાં તો ફક્ત બે ત્રણ માણસોની સાથે જ ખાનસાહેબ મુલાકાત મંડપે જવાનું કબૂલ કરે તો તો શિવાજી મહારાજ રાજી થઈને મુલાકાત માટે આવશે અને જો વધારે માણસોનું દબાણ કરવામાં આવે તો નાહક બીકના માર્યા કંઈક જીદ પકડીને બેસે તો સમજાવી. સમજાવીને અમે તૈયાર કર્યા છે તે બધુ ફોગટ જશે, માટે ખાનસાહેબ કૃપા કરીને મુલાકાત વખતે ત્રણ માણસોથી વધારે સાથે લઈ જવાનું ન રાખે તો બધી બાજી સીધે સીધી ઊતરી જશે. કૃષ્ણાજીપંત વકીલે પણ આ વિચારને ટેકો આપ્યો અને આખરે પંતાજી પંતે નીચે પ્રમાણે મુલાકાતની શરતો સૂચવી અને તે શરતો મહારાજને પણ કબૂલ છે, એમ એમના વકીલે જણાવ્યું.

૧. મુલાકાત વખતે પોતાના મોભાને શોભે એવો સામાન અને સરંજામ વગેરે ખાનસાહેબ પોતાની સાથે ભલે લાવે, પણ એ બધું કોયના નદીને કિનારે જ રાખવામાં આવશે અને જ્યાં એ બધું મૂકવામાં આવશે, ત્યાં સર્વ પ્રકારની સગવડ અને બંદોબસ્ત રાખવામાં આવશે.

૨. કોયના નદીને કિનારેથી એટલે જ્યાં આ બધો સરંજામ છોડવામાં આવે ત્યાંથી ખાનસાહેબ પોતાની સાથે ફક્ત એક ખાસ બરદાર ( A. D. C. ) અને બીજા બે અમલદાર મળીને કુલ ત્રણ માણસો જ સાથે લઈને મુલોકાત મંડપ તરફ પધારે.

૩. શિવાજી મહારાજ પણ પોતાની સાથે એક ખાસ બરદાર અને બીજા બે અમલદાર મળીને ત્રણ જ માણસો સાથે લઈને મંડપમાં જાય.

૪. ખાનસાહેબ મુલાકાત મંડપે પાલખીમાં બેસીને જાય અને પોતે સશસ્ત્ર હોય.

૫. ખાનસાહેબ પોતે મંડપમાં પધાર્યા પછી શિવાજી રાજા પણ સશસ્ત્ર પધારી, ખાન સાહેબનો એ મંડપમાં સત્કાર કરે.

૬. ખાનસાહેબ તેમજ શિવાજી મહારાજના ખાસ ચુનંદા દસ દસ વીરો પોતાના માલીકના રક્ષણ માટે તીરના ટપ્પા જેટલે દૂર ઊભા રહે.

આ શરતો ઉપર વાટાઘાટ થઈ અને આખરે આ શરતો કાયમ રહી અને આ શરતો મુજબ મુલાકાત મંડપમાં મુલાકાત ગોઠવવાનું નક્કી થયું.

મુલાકાત મંડપ પણ તૈયાર થઈ ગયો હતો. તેને પૂરેપુરો શણગાર્યો અને એ મંડપ તથા તેમાંની વ્યવસ્થા શિવાજી મહારાજે ખાનના વકીલ તથા ખાનના કેટલાક સરદારોને બોલાવીને બતાવી. એ મંડપ

તથા ત્યાંની વ્યવસ્થા ખાનના વકીલ તથા સરદારોને પસંદ પડ્યાં ( **प्रतापगढ युद्ध** પા. ૧૭૦ ). મુલાકાત વખતે મુલાકાત મંડપમાં જવા માટેની નક્કી થયેલી શરતો શિવાજી મહારાજને તેના વકીલે જણાવી અને બંનેની સગવડ અને અનુકૂળતા પ્રમાણે મુલાકાતનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો.

શિવાજી મહારાજ બહુ હિંમતવાન હતા અને એમને હિંદુ રાજ્ય સ્થાપવાની એટલી બધી ધગશ હતી કે, એમણે એ કામમાં પોતાની જિંદગી તરફ કદી જોયું જ નથી. આ પ્રસંગે મહારાજને લાગ્યું કે એમની જિંદગીને પૂરેપુરું જોખમ છે. આ મુલાકાત વખતે એ ઝડપાઈ પણ જાય એવું એમનું માનવું હતું. પોતાની જિંદગી સોએ સો ટકા જોખમમાં છે, એવી ખાતરી થયાથી મહારાજે પોતાના ગોઠિયાઓ સાથે આખરની વાતો કરવાનો વિચાર કર્યો. ન કરે નારાયણ અને જો પોતે ખાનના ભોગ થઈ પડે તો ભવિષ્યમાં શું કરવું, તે કહેવા તથા હિંદુત્વ રક્ષણ માટે હિંદુ રાજ્ય સ્થાપવાની યોજના ઢીલી ન પડે તે માટે ઘટિત સૂચનાઓ આપવા મહારાજાએ પોતાના સાથી સરદારોને ભેગા કર્યા. પોતાના વિશ્વાસુ, સ્નેહી અને સરદારોને તથા અમલદારોને મહારાજાએ આખરના સંદેશા આપ્યા. સર્વેની આંખો ભીની થઈ. મહારાજે બધાંને હિંમત આપી અને જણાવ્યું કે હિંદુત્વનો જ્યાં પ્રશ્ન હોય ત્યાં જિંદગીના સવાલને વધારે મહત્ત્વ ન અપાય. પછી મોરોપંત પેશ્વા, અણાજી દત્તો, સુરનીસ દત્ત, બાબાજી આવજી ચિટણીસ, રાવજી સોમનાથ, ગંગાજી મંગાજી, રઘુનાથ બલ્લાળ કોરડે, શિવુ પાધ્યે, કૃષ્ણાજી નાયક, સુભાનજી નાયક, ગોમાજી નાયક, પનસંબળ હવાલદાર, ત્રીંબક ભાસ્કર વગેરે વિશ્વાસુ માણસોને ભેગા કરીને મહારાજે આખરનો વિચાર કર્યો ( **श्री शिवछत्रपति महाराज** પા. ૧૩૦ ).

## ૨. મહારાજ અને મુત્સદ્દીઓનો નિર્ધાર.

ભેગા મળેલા સર્વેએ મસલત કરી અને જણાવ્યું:–" મહારાજ જે રસ્તો બતાવશે તે રસ્તે અમો બધા ગમે તેવું જોખમ ખેડીને પણ જઈશું. મહારાજને ચરણે અમોએ અમારું સર્વસ્વ અર્પણ કર્યું છે. હવે આ અમારી જાતનો ઉપયોગ મહારાજની નજરમાં આવે તે કરો. હવે અમો અમારી જિંદગીના માલીક નથી. અમારા માલીક તો મહારાજ છે. મહારાજ જે ફરમાન કાઢે તે અમલમાં મૂકવા અમો તૈયાર છીએ." પોતાના સાથી, સ્નેહી, સરદાર, અમલદાર વગેરેનો આવો નિર્ધાર જોઈ મહારાજને અતિ આનંદ થયો. ભેગા મળેલાઓએ વધારામાં જણાવ્યું કે " સંકટોને આફતો તો એકથી એક વધારે ભારે આવશે, અડચણોનો વરસાદ વરસશે, પણ એ સર્વે બાબતોનો પૂરેપુરો વિચાર જુદી જુદી દષ્ટિથી કર્યા પછી અમને લાગે છે અને અમારું હૃદય પોકારી પોકારીને અમને કહે છે કે જય તો મહારાજનો જ છે. અમારું અંતઃકરણ ઊછળી ઊછળીને કહે છે કે હિંદુધર્મનો ઉદ્ધાર તો શિવાજી મહારાજને હાથે જ થશે અને હિંદુ ધર્મના તારણહાર તરીકે શિવાજી મહારાજની કીર્તિ જગતમાં ગવાશે. મહારાજનું નામ પ્રાતઃસ્મરણીય થઈ પડશે. શ્રી. ભવાનીની કૃપા છે એટલે દુશ્મન કોટિ કાળે પણ ફાવવાનો નથી."

પછી મહારાજે બધાની સલાહથી માતા જીજાબાઈ અને રાજપુત્ર શંભાજીને ગઢ ઉપર જ રાખવાનું નક્કી કર્યું અને એમની પાસે જવાબદાર અમલદાર તરીકે પેશ્વા, સુરનીસ તથા ચિટણીસે રહેવું એમ નક્કી કર્યું ( **श्री शिवछत्रपति महाराज** પા. ૧૩૧ ). પછી મહારાજે ભેગા થયેલા પોતાના વિશ્વાસુ માણસોને કહ્યું કે " આપણે તો શિરસાટાનો સટ્ટો ખેલીએ છીએ. આપણું વહાણ ભર દરિયામાં નાખ્યું છે. ઈશ્વર આપણી પડખે છે. શ્રી. ભવાનીની કૃપાથી વિજય આપણો છે. વિજયની શંકા પણ ન રાખો. આપણને યશ મળશે એની ખાતરી રાખવી, પણ કદાચિત કમનસીબે અવળું થાય, પરિણામ માઠું આવે તો બહાદુરો ! તમે જરાપણ હિંમત હારતા નહિ. હિંદુત્વના રક્ષણ માટે હિંદુ રાજ્ય સ્થાપવાની આપણી પ્રતિજ્ઞા છે. વ્યક્તિને મહત્ત્વ ન આપો. સિદ્ધાંત મહત્ત્વનો છે. હિંદુ રાજ્ય સ્થાપવા માટેનો આપણે તો યજ્ઞ આરંભ્યો છે. બત્રીશલક્ષણાની આહુતિઓ એમાં અપાશે. તમારી માનીતી મૂર્તિઓ–વ્યક્તિઓ આ

યત્નમાં ખપી જાય, ખતમ થઈ જાય તો પણ ધીરજ રાખજો. બધાએ ભેગા મળીને હિંદુ રાજ્ય સ્થાપવાની પ્રતિજ્ઞા લીધી છે, તે ભૂલતા નહિ. ખૂબ વિચાર કરીને નક્કી કરેલી યોજના મુજબ આગળ ધપજો. દગો થાય અને વખત આવે તો ખાન અને તેની ફોજને જમીનદોસ્ત કરી રાજ્યનું રક્ષણ કરજો" (**श्री शिवछत्रपति महाराज** પા. ૧૩૧). મહારાજના શબ્દે શબ્દમાંથી દૃઢ નિશ્ચય અને વીરતા ટપકી રહ્યાં હતાં. મહારાજનું હૃદયને હચમચાવી નાખે એવું ભાષણ સાંભળી ભેગા મળેલા વીરોના મોં ઉપર ઉત્સુકતા અને આતુરતા છવાઈ રહી હતી. દરેક વીર આ કઠણ પ્રસંગે પોતાનું આખરનું બળ અજમાવી દુશ્મનને ગારદ કરવા માલીકના હુકમની રાહ જોતો બેઠો હતો. પોતાના સરદારોને આવા ઉત્સાહમાં જોઈ મહારાજને બહુ આનંદ થયો અને બોલ્યા "આપ બધા શૂર છો, પરાક્રમી છો, મારો આધાર તમારા ઉપર છે. તમારા જેવા વીર અને નિશ્ચયી યોદ્ધાઓ મારી બાજુએ છે તો આ અફઝલખાનના શા હિસાબ છે. હિકંમત અને હિંમતવાન માણસોની અનુકૂળતા હોય તો માણસ, માતેલા મદગળના મસ્તકમાંનો મણિ કાઢીને તેના ઉપર સવારી કરી શકાય એવો ગરીબ એને બનાવી શકે છે, તો પછી તમારા જેવા બધા મને અનુકૂળ છો તો આ માતેલા મદગળને ઠેકાણે લાવવામાં જરુર આપણે ફાવીશું. મેં તમને વારંવાર કહ્યું છે તે મુજબ આ વખતે તમે બધા બહુ જ સાવધ રહેજો. ચાલાકી, હોશિયારી અને ચપળતા રાખજો. વિજય થયે રાજ્યની વૃદ્ધિ થશે અને જે થશે તે બધું તમારું જ છે ને? (**श्री शिवछत्रपति महाराज** પા. ૧૩૧)." આમ મહારાજે પોતાનાં માણસોની નાડી તપાસી લીધી અને તેમનામાં જોઈએ તેટલું પાણી છે તેની ખાતરી કરી લીધી. પોતાનાં માણસોની રગ પારખ્યા પછી મહારાજની હિંમત વધી અને પછી મહારાજે કિલ્લા ઉપર ઠેક ઠેકાણે જગે જગે નાકબંધી કરી. માર્ગ અને વાટમાં જ્યાં જેવા માણસની જરુર જોઈ ત્યાં તેવા માણસોના જથ્થાની નિમણૂક કરી દીધી અને અમુક અંતરે બધાને ઊભા રહેવાની સૂચનાઓ પણ આપી દીધી. દરેક ટોળીના સરદારને ખાસ સૂચના આપી કે અમુક ઈશારત થાય ત્યારે તેમણે અમુક કામ કરવું. આવી રીતની અનેક સૂચનાઓ અને તાકીદો સરદારોને આપી, ચપળ રહેવા જણાવ્યું. "અમે કિલ્લા ઉપરથી મુલાકાત મંડપમાં જવા નીચે ઊતરવા નીકળીશું ત્યારે ભૂંગળ વાગશે એટલે એ ભૂંગળ સાંભળીને દરેકે પોતપોતાના જમાવ સાથે આગળ આવીને નક્કી કરેલી જગ્યાએ તીરના ટપ્પામાં ઊભા રહેવું. કોઈએ ગાફલ ન રહેવું." શિવાજીએ કિલ્લા ઉપર પૂરેપુરો બંદોબસ્ત કર્યો. નાની નાની અને ઝીણી ઝીણી બાબતો પણ એમની નજર બહાર ન હતી. બધી બાબતોનો પૂરેપુરો બંદોબસ્ત કર્યો હતો. દરવાજે મોટા મોટા સરદારોનો જમાવ રાખ્યો હતો અને શિવાજી મહારાજ નીચે પહોંચ્યા પછી તેમણે આગળ વધવું એવો હુકમ કર્યો હતો. મહારાજ મુલાકાત મંડપમાં જવા નીકળે, ત્યારે તેમની સાથે બે હજાર ચુનંદા યોદ્ધાઓ નીકળે, અને તે ઠેક ઠેકાણે ટુકડીબંધ થોભી જાય અને નક્કી કરેલા જ આગળ વધે એવી વ્યવસ્થા થઈ. કિલ્લાના રક્ષણ માટે તોપખાનું, દારૂગોળો, ગોલંદાજ, વગેરેનો પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. સૂચનાઓ સરદારોને આપી દીધી, એટલે રાજાની ફરજ પૂરી થઈ, જવાબદારી પૂરી થઈ, એમ માનનારા રાજાઓમાં મહારાજની ગણત્રી થાય એમ ન હતું. નિયમન, વ્યવસ્થા અને હુકમ પાલનની બાબતમાં મહારાજ બહુ ચોકકસ અને ખંતીલા હતા. સૂચનાઓ આપ્યા પછી અને હુકમ તથા ફરમાનો છોડ્યા પછી તે કેટલે દરજ્જે પળાયાં છે અને તેનો કેટલે દરજ્જે અમલ થયો છે તે અને કોણ હુકમ તોડે છે, આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, ફરમાન પગ તળે કચડે છે, એ બારીકાઈથી જોઈ તપાસી, ઘટે તેને શિક્ષા કરવાની રીત, મહારાજની હતી અને તે ટેવ મુજબ મહારાજ કિલ્લા ઉપર બધે ફર્યા અને સરદારો અને અમલદારોએ કરેલો બંદોબસ્ત નજરે નિહાળ્યો. જ્યાં જ્યાં ફરીથી સૂચનાઓ મહારાજને આપવા જેવી લાગી ત્યાં ફરીથી સૂચનાઓ આપી. રઘુનાથ બલ્લાળ સબનીસને નાકા ઉપર ચોકસી કરવા રાખ્યા. અમુક ઈસારાની સાથે જ સરનોબત નેતાજી પાલકરે પોતાની ફોજ સાથે દુશ્મન ઉપર છાપો મારી જબરો જંગ શરૂ કરી દેવો એવી સૂચના આપવામાં આવી. દુશ્મનને ઘાટ ઉપરથી પાછો ન વળવા દેવો

એ માટે પણ પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો. ઠેક ઠેકાણે ઝાડીમાં લડવૈયાઓ છૂપા ગોઠવવામાં આવ્યા હતા. મુલાકાતમંડપથી તે ગઢ સુધી રસ્તાની બાજુઓમાં પણ સૈનિકો અમુક અંતરે હતા. એક જ રાજમાર્ગ ખુલ્લો રાખવામાં આવ્યો હતો. જ્યારે દુશ્મન ઉપર છાપો મારવાનો વખત આવે ત્યારે એવી ગોઠવણી કરવામાં આવી હતી કે દુશ્મનને નાસી જવા અનુકૂળ માર્ગ હોય તે રાજમાર્ગ હોય તો પણ મોટાં મોટાં વૃક્ષો તેના ઉપર આડાં પાડી, રસ્તો પૂરી દેવો અને નાસતા દુશ્મનો તે વૃક્ષ ઓળંગી નાસવા લાગે તો તેમને નાસવા ન દેતાં પૂરા કરવા. શિવાજી મહારાજે પછી પોતાના દિલોજાન દોસ્ત તાનાજી માલુસરે, પેશ્વા મોરોપંત પિંગળે અને નેતાજી પાલકર સાથે ખાનગીમાં મસલત કરી અને ખાનના લશ્કરની આજુબાજુએ ખબર ન પડે એવી રીતે મરાઠા લશ્કર ગોઠવી દેવાનું નક્કી કર્યું. જો અફઝલખાન, પોતે રચેલા દગામાં ફાવી જાય, તો દુશ્મનના દળને નાસતાં ભોંય ભારે પડે એવી રીતની ગોઠવણ કરી દીધી. પછી મહારાજે મંત્રી મંડળની સભા બોલાવી અને સભામાં સર્વેની સલાહ મસલતથી નક્કી કર્યું કે જો મહારાજ અફઝલખાનના કાવત્રાના કમનસીબે ભોગ થઈ પડે, તો ગાદી ઉપર યુવરાજ શંભાજીને બેસાડવા અને તેમની વતી રાજ્યકારભાર નેતાજી પાલકરે ચલાવવો (History of the Maratha People P. 160). ('પોવાડા-અફઝલખાન'માં નીચેની લીટીઓ છે, તે ઉપરથી જણાય છે કે રાજ્ય શંભાજીને બદલે ઉમાજીને આપવા મહારાજે કહ્યું હતું. ઉમાજી એ શિવાજીના મોટાભાઈ શંભાજી જેને અફઝલખાનની ઉશ્કેરણીથી કનકગિરિ આગળ મારી નાખવામાં આવ્યો તેનો પુત્ર થાય.

**पुतण्या उमाजी राजाला । यांच शेलोक दिलेत्याला ॥**
**आणि सराईत उमाजी । राज होईल तुम्हाला ॥)**

### ૩. મુલાકાતનો દિવસ.

શકે ૧૫૮૧ વિકારી નામ સંવત્સરે માર્ગશિર્ષ સુદ ૭, ઈ. સ. ૧૬૫૯ ના નવેમ્બર માસની તા. ૧૦ મી ને ગુરુવારનો દિવસ મુલાકાત માટે નક્કી કરવામાં આવ્યો હતો. જે દિવસની ખાનસાહેબ તથા મહારાજ અને બંને તરફના માનીતા સરદાર અમલદાર અને વિશ્વાસુ અધિકારીઓ રાહ જોતા હતા તે દિવસ આવી પહોંચ્યો. મુલાકાતના દિવસની સવાર થઈ. પ્રસંગ ભારે હતો અને મહારાજને આ પ્રસંગના જોખમનું પૂરેપુરું ભાન હતું, છતાં મહારાજ જરાપણ ગભરાયેલા માલુમ ન પડ્યા. હંમેશ મુજબ નિયમિત ઉઠ્યા અને સ્નાન કરી પરવારી જમ્યા. બપોરના જરા આરામ પણ લીધો (History of the Maratha People). આરામ લીધા પછી મહારાજ શ્રી ભવાનીના મંદિરમાં ગયા અને દેવીની આરાધના કરી. હિંદુત્વની ખાતર આ કઠણ પ્રસંગે આવી પડનારા સંકટોને પહોંચી વળવા માટે પોતામાં બળ અને શક્તિ મૂકવા દેવીને પ્રાર્થના કરી. મંદિરથી પાછા વળ્યા પછી મહારાજે પોતાના તાનાજી માલુસરે, પેશ્વા મોરોપંત પિંગળે અને સર નોબત નેતાજી પાલકર એ ત્રણેને ખાનગીમાં બોલાવી, છેલ્લી સૂચનાઓ આપી કે રણશીંગુ વાગે એટલે તરતજ તમારે ત્રણે જણે આગળ વધીને અફઝલખાનના લશ્કર ઉપર પાછળથી અને બંને બાજુએથી ધસારો કરવો અને દુશ્મનને પાછો ભાગતો અટકાવવો (History of the Maratha People).

**હિરોજી ફરજંદની ફરજ.** શિવાજી મહારાજ પાસે હિરોજી ફરજંદ નામનો એક બહુ વિશ્વાસુ, બહાદુર અને સાહસિક વૃત્તિવાળો યોદ્ધો હતો. તેને તેના લાયક કામ સોંપવામાં આવ્યું. ખાન દગો દેવાનો છે, એની તો મહારાજને પૂરેપુરી ખાતરી હતી એટલે હિરોજી ફરજંદને મહારાજે બોલાવ્યો અને એની પસંદગીના ૪૦ માણસોની ટુકડી એને આપી ગઢના દરવાજા નજીક મુલાકાત મંડપની પાછળ એક ઝાડીમાં એ બધાને લઈ છૂપાઈ બેસવા કહ્યું. હિરોજીને એવી જગ્યાએ ઝાડીમાં મૂક્યો હતો કે એ ત્યાં

બેઠો બેઠો તે મુલાકાત મંડપમાં બનતું બધું જોઈ શકે. અફઝલખાન મહારાજ ઉપર હાથ નાંખે અથવા મહારાજની જિંદગી જોખમમાં જણાય તો પોતાનાં માણસો સાથે એકદમ ઝાડીમાંથી નીકળી મહારાજની કુમકે દોડી જવું એવો હુકમ એને કરવામાં આવ્યો હતો. જો મહારાજને હિરોજીની મદદની જરુર ન પડે તો હિરોજીએ પોતાની ટોળી સાથે કૂચ કરી કોયનાપારની લડાઈમાં જઈ જેધે વગેરે લોકોને મદદ કરવી.

પોતાના દોસ્તો સાથે ખાનગી મસલત અને વાતચીત પુરી કરી મહારાજ માતા જીજાબાઈ પાસે ગયા. દુશ્મન દગલબાજ છે તેથી તેમને મળવા નહિ જવાનું માતા જીજાબાઈએ જણાવ્યું પણ મહારાજનો દૃઢ નિશ્ચય જોઈ માતા જીજાબાઈએ રજા આપી અને પોતાના પુત્ર અને શિવાજીના મોટાભાઈ શંભાજીના મરણનું વેર વસુલ કરવા સૂચના કરી ( History of the Maratha People Page 160. ). મહારાજના જાસુસીખાતાએ ખાનની છાવણીમાંથી છાની વાતો લાવવાના કામમાં ખરી કુશળતા બતાવી હતી. જે જે વાતો અને બાતમીઓ મળતી તેના ઉપર મહારાજ બહુ ઝીણી નજરે વિચાર કરતા અને એ બધી બીના ધ્યાનમાં લેતાં મહારાજને ખાતરી થઈ કે દુશ્મન દગો રમવાનો છે. આ વસ્તુ ધ્યાનમાં રાખીને મહારાજે મુલાકાત માટે જવાની તૈયારી કરવા માંડી. મહારાજે પોષાક સજવાનું શરૂ કર્યું. અંદરથી શરીર ઉપર લોખંડી સાંકળનું કુંડતું ( બખ્તર ) પહેર્યું અને કુડતા ઉપર જરિયાન ઝબ્બો પહેર્યો. માથે લોખંડી ટોપી પહેરી તે ઉપર સુંદર મંદિલ બાંધ્યું. અંદરથી લંગોટ કસી તે ઉપર સુરવાલ પહેરી. ડાબા હાથના પંજામાં વાઘનખ ચઢાવ્યા અને બીછવા નામની નાની કટાર મહારાજે જમણી બાંયમાં સંતાડી ( History of the Maratha People Page 161, શ્રી. મોડક કૃત પ્રતાપગઢ યુદ્ધ પા. ૧૭૭ ). આ રીતનો પોષાક પહેરીને શિવાજી મહારાજ મુલાકાત મંડપે મુસલમાન સરદારને મળવા જવા સજ્જ થયા. મુલાકાતની શરતોમાં જણાવ્યા મુજબ મહારાજ પોતાની સાથે એક ખાસ બરદાર ( A. D. C ) અને બે અમલદાર લેવાના હતા. પોતાના ખાસ બરદાર તથા અમલદાર તરીકે મહારાજે તાનાજી માલુસરેને તથા અમલદાર તરીકે જીવા મહાલા અને શંભાજી કવજીને પોતાની સાથે લીધા. આ દરેકની સાથે પોત પોતાની તલવાર અને ઢાલ હતી. મહારાજે પોતાની તલવાર જીવા મહાલાને આપી હતી. ( શ્રી. મોડક કૃત **प्रतापगढ युद्ध** પા. ૧૭૮ ). જીવા મહાલા એ શિવાજી મહારાજનો બહુ વિશ્વાસુ માણસ હતો. એ બહુ બાહોશ અને હિંમતવાળો હતો. મહારાષ્ટ્રમાં તો કહેવત છે કે " **होता जीवु तर वाचला शिउ** " " હતો જીવો તો બચ્યો શિવો. " શંભાજી કવજી પણ મહારાજનો વફાદાર વીર હતો. જાવળીના ચંદ્રરાવ મોરેના હનમંતરાવનો વધ કરનાર શંભાજી તે આજ હતો. આ બે કસાએલા વીરોને મહારાજે પોતાની સાથે આ કઠણ પ્રસંગે રાખ્યા હતા અને ખાસ બરદાર તરીકે પોતાના તનબદન દોસ્તને લીધો હતો. આવી રીતનો બંદોબસ્ત કરી મહારાજે વકીલને ચિઠ્ઠી લખી ખબર આપી કે ખાનસાહેબ મુલાકાત માટે મુલાકાત મંડપે પધારે ( શ્રી. ચિટણીસ કૃત **श्री शिव छत्रपति महाराज.** પા ૧૩૨ ). કાળને ભેટવા માટે જરિયાનના ઝબ્બામાં અને મંદિલમાં સજ્જ થયેલા શિવાજી માતા જીજાબાઈની નજરે પડ્યા. દીકરાને કાળના જડબામાં જતો જોઈ માતા જીજાબાઈનું હૃદય ભરાઈ આવ્યું. મહારાજે માતાના પગમાં માથુ મુકર્યું. માતાએ દીકરાને ઉઠાડી છાતી સરસો ચાંપ્યો. એના માથા ઉપર હાથ ફેરવી કહ્યું " બેટા ! ભવાની તને યશ આપશે. બહુ સંભાળીને વર્તજે. મારા શંભુના વધનું વેર લેજે હોં. " માતાની આંખો અશ્રુથી ભરાઈ આવી. મહારાજે હૃદય કઠણ કર્યું અને હસતે વદને કહ્યું કે માતાના આશીર્વાદથી મારા ભાઈના વધનું વેર હું વસુલ કરીશ, એમ બોલી મહારાજ ઘેરથી નીકળ્યા. મહારાજ ઘેરથી નીકળ્યાની ઈશારત તરીકે રણશીંગ ફૂંકાયું. આ ઈશારત થયાની સાથે નક્કી કર્યા મુજબ સૈનિકો પોત પોતાની ફરજ ઉપર નક્કી કરેલી જગ્યાએ હાજર થઈ ગયા. મહારાજ મુલાકાત મંડપે જવા પોતાની કૃષ્ણા નામની ઘોડી ઉપર નીકળ્યા. રસ્તામાં નક્કી કરેલી યોજના મુજબ અમલ થયો છે કે નહિ તે પણ મહારાજ જોતા હતા.

અફઝલખાન પણ મુલાકાતની વાટ જોતો હતો. ખાન ગર્વથી ફુલાઈ ગયો હતો, પણ એનું મુત્સદ્દીપણું ગયું ન હતું. મુલાકાત મંડપમાં જવાની ખબર મળી કે તુરત ખાને પોતાનો વિશ્વાસુ માણસ મુલાકાત મંડપ તરફ મોકલ્યો અને મંડપમાં બેઠકની ગોઠવણ તથા મંડપની આજુબાજુએ લશ્કરની ગોઠવણ તથા તેનું વાતાવરણ જોઈ તપાસ કરી તરત પાછા આવવા કહ્યું. તપાસ કરવા ગએલા વિશ્વાસુ માણસે ખાનને ત્યાંની સ્થિતિથી વાકેફ કર્યો. મંડપના ભપકાનું વર્ણન કર્યું અને કહ્યું કે મંડપની આજુ-બાજુએ કોઈપણ જાતનો ઘોંઘાટ, ગરબડ કે ડખલ નથી. મંડપની આજુબાજુએ ફોજના માણસો કે બીજા માણસો પણ નથી.. પછી ખાન મુલાકાત મંડપ તરફ જવા નીકળ્યા. ખાને ચુનંદા યોદ્ધાઓ અને વિશ્વાસુ લડવૈયાઓ મળી ૧૫૦૦ માણસો સાથે લીધા હતા ( **प्रतापगढ युद्ध** પા. ૧૭૮ ). આ માણસોમાં બંદૂકવાળા કરતાં તલવારવાળાની સંખ્યા બહુ મોટી હતી. ખાન આ માણસો સાથે જની-ટેંબા નજીક આવી પહોંચ્યો એટલે કૃષ્ણાજી ભાસ્કરે ખાનસાહેબને ખાનગીમાં કહ્યું કે જો " ખાનસાહેબ શિવાજીને છેતરવા ઇચ્છતા હોય તો આ સિપાહીઓ વગેરેને અહીં જ રાખવા એ ઠીક પડશે " History of the Maratha People Page 161 ). ખાનને ગળે આ વાત ઉતરી. પંતાજી પંતે ખાનને જણાવ્યું કે મુલાકાતની શરતોને કોરે મૂકી ખાનસાહેબ આ બધાં માણસોને મુલાકાત મંડપે લઈ જશે તો મહારાજ વખતે મુલાકાત માટે આવવાનું માંડી વાળશે એવો મને ભય રહે છે. આ વાતને કૃષ્ણાજીપંતે પણ ટેકો આપ્યો અને ખાને પોતાની સાથેના ૧૫૦૦ માણસોની ફોજ જનીટેંબાની તળેટીમાં રાખી. તે વખતે મહારાષ્ટ્રમાં નામીચા થએલા તલવાર બહાદુર પંચ હથિયારી લશ્કરી સરદાર સૈયદ બંદાને ખાને પોતાના ખાસ બરદાર તરીકે સાથે લીધો ( **प्रतापगढ युद्ध** પા. ૧૭૯ ). બીજા બે સશસ્ત્ર અમલદારો સાથે ખાન પાલખીમાં મુલાકાત મંડપ નજીક આવી પહોંચ્યો. ખાન પાલખીમાંથી નીચે ઉતર્યા અને મુલાકાત મંડપમાં પેઠા. સાથે વકીલ કૃષ્ણાજીપંત તેમજ પંતાજી પંત હતા. મુલાકાત મંડપનો ભપકો અને ત્યાં ગોઠવેલું જર જવાહીર તેમજ બેઠકોને જડેલી મોતીની ઝૂલ અને ઝાલર જોઈ ખાન ભડકે બળવા લાગ્યો. મંડપમાં ચારે તરફ નજર નોખી ખાન બોલ્યો " અમારા વજીરને ત્યાં પણ આવું જરિયાન બિછાનું નથી. આ સાચાં પાણીદાર મોતીની ઝૂલો અને ઝાલરો ઝળકે છે એ વૈભવ એટલે શું? અમારા બાદશાહ સલામત પાસે પણ આવો સામાન નથી." ખાનના આ બોલ પંતાજી પંતે સાંભળ્યા. વકીલ પંતાજી પંતને મનમાં ખાન ઉપર ગુસ્સો તો આવ્યો, પણ ગુસ્સાનો માર્યો ભરેલા ભાણામાં ધૂળ ધકેલે એવો એ મૂર્ખો ન હતો. આ શબ્દો કારી ઘા જેવા લાગ્યા, પણ પંતાજીપંતે ગુસ્સો દાબી દીધો અને શાંતિથી બોલ્યાઃ–" બાદશાહતનો માલ બાદશાહતમાં જ જશે ( શ્રી. સભાસદ કૃત **शिव छत्रपति चे चरित्र** પાનું ૧૮ ). ખાનસાહેબ ખાલી ફીકર કરી રહ્યા છે." ખાનસાહેબ આસન ઉપર બિરાજ્યા અને શિવાજી રાજાને જલદી તેડી લાવવા માટે માણસો રવાના થયા.

### ૪. ખાનનો વધ.

શિવાજી મહારાજ અને ખાનના અંગરક્ષકોમાંના કેટલાકનાં નામ અત્રે આપીયે છીએ.

**શિવાજી મહારાજના અંગરક્ષકો.**

૧. શંભાજી કવજી
૨. જીવા મહાલા
૩. કોંડાજી કંક
૪. યેશાજી કંક
૫. કાતાજી ઈંગળે
૬. કૃષ્ણાજી ગાયકવાડ
૭. ઈબ્રાહિમ સીદી

( શિવભારત અ. ૨૧, પા. ૨૦૯ )

**અફઝલખાનના અંગરક્ષકો.**

૧. અબ્દુલ સૈયદ
૨. સૈયદ બંદા
૩. રહીમતખાન ( ખાનનો ભત્રીજો )
૪. પહીલવાનખાન
૫. પિલાજી મોહિતે
૬. શંકરાજી મોહિતે

( શિવભારત અ. ૨૧, પા. ૨૦૭ )

### ૪. ખાનનો વધ.

શિવાજી મહારાજ ગઢ ઉતરી મંડપ તરફ આવવા નીકળ્યા. જાસુસો પાસેથી મહારાજે જાણ્યું કે ખાનની સાથે સૈયદબંદા છે ( બડા સૈયદ ) તેથી મહારાજે પંતાજી પંત વકીલને બોલાવ્યો અને તેની મારફતે ખાનને કહેવડાવ્યું કે શિવાજી રાજા પણ પોતાના ખાસ બરદાર તાનાજી માલુસરેને મંડપ બહાર રાખવાના છે, તો સૈયદબંદાને પણ મંડપ બહાર રાખવાની ગોઠવણ કરવી. પંતાજી પંતે ખાનને કહ્યું કે "સૈયદબંદાને જોઈને મહારાજ ગભરાય છે અને અંદર આવવાની એમની હિંમત ચાલતી નથી. ખાનસાહેબને એ પોતાના કાકા માને છે અને વડીલ સમજીને મળવા આવે છે. હમણાં સુધી બધી બાજી પેશ ગઈ છે. હવે થોડા માટે ખાનસાહેબ ન બગાડે એટલી મારી વિનંતિ છે." ખાન પોતાની બેઠક ઉપરથી શિવાજી મહારાજને જોઈ શકતા હતા. શિવાજી મહારાજે પોતાની તલવાર જીવા મહાલાને આપી હતી અને પોતે તો નિઃશસ્ત્ર દેખાતા હતા. ખાને વિચાર કર્યો કે જ્યારે તાનાજી માલુસરેને શિવાજી બહાર રાખવા તૈયાર છે, તો સૈયદબંદાને બહાર મોકલવામાં હરકત નથી. ખાને સૈયદબંદાને મંડપ બહાર જવા સૂચના કરી. હવે મંડપમાં જવા મહારાજ મંડપને દરવાજે આવ્યા. મહારાજ, જીવા મહાલા અને શંભાજી કવજી સાથે મંડપમા પેઠા. હવે મંડપમાં નીચે પ્રમાણે માણસો થયાઃ—

| | |
|---|---|
| ૧. ખાનસાહેબ. | ૧. શિવાજી મહારાજ. |
| ૨. કૃષ્ણાજીપંત વકીલ. | ૨. પંતાજી પંત વકીલ. |
| ૩. ખાનનો અમલદાર. | ૩. જીવા મહાલા. |
| ૪. ,, ,, | ૪. શંભાજી કવજી. |

મંડપ બહાર.

| | |
|---|---|
| ૧. સૈયદબંદા. | ૧. તાનાજી માલુસરે. |

મહારાજ મંડપમાં દાખલ થયા અને ધીમે ધીમે આગળ વધ્યા. ખાન પોતાની બેઠક ઉપર બેઠા હતા તે ઉભા થયા અને શિવાજીની સામે ગયા અને પંતાજી પંતને પૂછ્યું "શિવાજીરાજા તે આજ કે?" પંતાજી પંતે જવાબ આપ્યો "હા, આ પોતે જ શિવાજી મહારાજ." પછી શિવાજી મહારાજે કૃષ્ણાજીપંતને પૂછ્યુંઃ–"ખાન તે આજ કે શું?" કૃષ્ણાજીએ જવાબ આપ્યો "હા" ( શ્રી. મોડક કૃત **प्रतापगढ युद्ध** પા. ૧૮૧. શ્રી. ચિટણીસ કૃત **श्री शिवछत्रपति महाराज** પા. ૧૩૩ ).

તે જમાનામાં બરોબરિયા એકબીજાને ભેટીને માન આપતા. એ રીત પ્રમાણે શિવાજીને ભેટવા માટે ખાન આગળ આવ્યો. આવતાં આવતાં મહારાજનો વૈભવ જોઈ મનમાં બળી રહેલા ખાને પોતાનો ગુસ્સો શબ્દો વાટે બહાર કાઢ્યો અને બોલ્યો "શિવાજી! તું એક સાધારણ સરદારનો છોકરો છે, તો પછી આ બધું ધન તું ક્યાંથી લૂંટી લાવ્યો?" શિવાજીને આ શબ્દો તલવારના ઝાટકા જેવા લાગ્યા અને તરતજ મહારાજે ગરમ થઈને ખાનને જવાબ આપ્યો "હું લૂંટીને લાવ્યો કે શી રીતે લાવ્યો તે જોવાનું કામ મારું છે. બાદશાહના ભઠિયારખાનામાં ખાણું પકવનારના છોકરાએ એની પંચાતમાં ન પડવું" (History of the Maratha People. Page 161. ). ખાન બહુ ઊંચો, જાડો, જબરો અને પુષ્કળ બળવાળો હતો. આવા જબરા કદાવર માણસની સામે શિવાજી મહારાજ એક નાના છોકરા જેવા દેખાતા. ખાને બે હાથ પહોળા કરી, શિવાજી મહારાજને ભેટવાનો દેખાવ કરી મહારાજને બાથમાં લીધા અને મહારાજનું ડોકું બગલમાં ઘાલી જોરથી દાબ્યું એટલે મહારાજ દગો સમજી ગયા અને માથું છોડાવવાનો પ્રયત્ન કર્યો, પણ એ ફોગટ ગયો. ખાને મહારાજનું માથું આવી રીતે કબજામાં લઈ, પોતાને જમણે હાથે કમરની ડાબી બાજુએ સંતાડી રાખેલી જમદાઢ મ્યાનમાંથી કાઢી મહારાજની ડાબી કૂખમાં ઘોંચવાનો પ્રયત્ન કર્યો ( **प्रतापगढ युद्ध** પા. ૧૮૨. ). મહારાજે અંદરથી બખ્તર પહેર્યું હતું તેથી જમદાઢ અંદર પેસી શકી નહિ. મહારાજે હિંમત રાખી

શ્રી ભવાની અને ગુરુરામદાસ સ્વામીનું સ્મરણ કર્યું. પછી પોતાના ડાબા પંજામાં વાઘનખ ગોઠવ્યા હતા ( તે પંજો ખાનની જમણી બાજુએ હતો ) તે ત્યાંથી કાઢી લઈ, એ પંજા વડે ખાનના પેટને જમણી બાજુથી ચીર્યું. ખાને તો એકલો ઝબ્બોજ પહેર્યો હતો એટલે પેટ ફાટયું અને અંદરનાં આંતરડાં બહાર આવ્યાં. એટલામાં બહુજ ચપળતાથી મહારાજે પોતાની પાસેનો બિછવો બહાર કાઢયો અને પોતાના જમણા હાથથી ખાનની ડાબી કૂખમાં ઘા કર્યો. આવી રીતે એ ઘા કૂખમાં કર્યા એટલે ખાનની ડાબી બગલની ચૂડ ઢીલી પડી. ખાનની ચૂડ ઢીલી પડેલી લાગી કે તરતજ મહારાજે જોરથી એક આંચકો મારી પોતાની ડોક ખાનની બગલમાંથી છોડવી લીધી. મુલાકાતને માટે એક ચોતરો કરવામાં આવ્યો હતો તેની ઉપર આ બનાવ બન્યો હતો. ખાનની બગલમાંથી ડોક છોડવી મહારાજ ચોતરાની નીચે કૂદી પડ્યા. અફઝલખાન રેંજીપેંજી સરદાર ન હતો. એ અસામાન્ય યોદ્ધો હતો. પેટનાં આંતરડાં બહાર નીકળી પડ્યાં હતાં, છતાં આ વીર બીલકુલ ગભરાયો નહિ. શિવાજી મહારાજ ચોતરા નીચે કૂદી પડ્યા એટલે ખાને પોતાના પેટની બહાર નીકળી પડેલાં આંતરડાં પોતાને હાથે પાછાં પેટમાં ઘાલ્યાં અને તેના ઉપર પોતાની કમરનું શેલું બાંધ્યું. ખાને ડાબો હાથ એ ઘા ઉપર રાખી, જમણા હાથમાં તલવાર લીધી અને **“ अब हमारी तलवार देखो ”** એમ બોલી શિવાજી ઉપર ઘા કર્યો. મહારાજે માથા ઉપર મંદીલની અંદર લોખંડી ટોપી પહેરી હતી, એટલે મહારાજનો બચાવ થયો. પછી મહારાજે જીવા મહાલા પાસેની પોતાની તલવાર અને પટો લઈ લીધાં. ખાને “ દગો, દગો, દોડો, દોડો ” એવી બૂમો પાડી. પછી મહારાજે કહ્યું **“ तुम तो बडे और पठाण, अब हमारी भवानी शिवाजी की देखो ”** એમ બોલી તલવારનો ઘા ખાનના ડાબા ખભા ઉપર જોરથી કર્યો જે પેટ સુધી ઉતર્યો. આમ ખાન શિવાજી મહારાજને હાથે ખતમ થયો. ખાનની બૂમો સાંભળી સૈયદબંદા તથા ગોવિંદપંત દિવાન દોડી આવ્યા. સૈયદબંદાએ મહારાજ ઉપર તલવારનો ઘા કર્યો. પણ સૈયદબંદાને દોડી આવેલો જોઈ, તાનાજી માલુસરે પણ દોડી આવ્યો અને સૈયદબંદાનો ઘા તલવાર ઉપર ઝીલી લીધો. સૈયદબંદા અને તાનાજી માલુસરેની વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું અને તાનાજીએ આ તલવાર બહાદુર સૈયદબંદાને માલીકને ત્યાં મોકલી દીધો. ખાનના બીજા અમલદારો મહારાજ ઉપર તૂટી પડ્યા. પણ જીવા મહાલાએ પોતાનું ખરું હીર આ વખતે બતાવ્યું. મહારાજ ઉપરના હુમલા જીવાએ પોતાની ઉપર લીધા અને ખાનના યોદ્ધાઓને પૂરા કર્યા. શંભાજી કવજીએ પણ ખરું શૌર્ય બતાવ્યું. દિવાન ગોવિંદ પંતે મહારાજ ઉપર જબરો હલ્લો કર્યો. મહારાજે કહ્યું “ તું બ્રાહ્મણ છે માટે આગળ આવતો નહિ ” પણ ગોવિંદપંતે ન માન્યું અને મહારાજ ઉપર ઘા કરવા દોડી ગયો. તાનાજી માલુસરે અને જીવા મહાલાએ એના ઉપર મારો ચલાવી એને ઘાયલ કર્યો. શિવાજી મહારાજે કહ્યું “ એ બ્રાહ્મણ છે. એણે ખરી સિપાહીગીરી બતાવી છે, એણે પોતાના માલીકની ચાકરી કરી છે, એને પૂરો ન કરો. ” મુલાકાત મંડપમાં દ્વંદ્વ યુદ્ધો ચાલી રહ્યાં છે એ દરમિયાન પાલખીવાળા ભોઈ પાલખી લઈને અંદર પેઠા અને પાલખીમાં ખાનનું મડદું નાખી પાલખી લઈ જતા હતા, ત્યાં શંભાજી કવજી પાછળ દોડ્યા અને ભોઈના પગ ઉપર ઘા કરી પાલખી નીચે પાડી. પછી શંભાજી કવજીએ મહારાજને પૂછ્યા વગર પાલખીમાંના ખાનનું માથું કાપી લીધું. આવી રીતે ખાનના બધાં માણસો માર્યાં ગયાં અને શિવાજી મહારાજે અફઝલખાનના દગામાંથી પોતાની જાતને બચાવી, ચપળતા વાપરી ખાનનો ખુરદો કર્યો અને હિંદુત્વ રક્ષણ માટે હિંદુ રાજ્ય સ્થાપવાની યોજના મજબૂત કરી. શિવાજી મહારાજનો પ્રભુએ બચાવ કર્યો. આ બધો બનાવ ૧૦ થી ૧૨ મીનીટમાં જ પૂરો થયો. મુલાકાત મંડપની બાજુમાં રણશિંગ વગાડનારા તૈયાર રાખ્યા હતા, તેમને રણશિંગ વગાડવાનો મહારાજે હુકમ કર્યો. શિંગવાળાએ શિંગ ફુંક્યું અને લડાઈ શરુ કરવાની ઈશારત થઈ. આ વખત સાંજના ચાર અને પાંચ વાગ્યાની વચ્ચેનો હતો (**प्रतापगढ युद्ध** પા. ૧૮૫ શ્રી. **शिवदिग्विजय** પા. ૧૭૦, શ્રી ભાવે કૃત **अफझलखानाचा वध** પા. ૭૫ ). રણશિંગાનો અવાજ સાંભળતાંની સાથે જ ગઢ ઉપરથી તોપોના અવાજો થયા. આ તોપના અવાજો એ દૂર દૂર લશ્કર સાથે

સજ્જ થઈ તૈયાર રહેલા સરદારોને નક્કી કર્યા મુજબ દુશ્મન ઉપર હલ્લો કરવાની સૂચના હતી. રણશિંગ અને તોપોના અવાજ સાંભળીને નક્કી કરી રાખ્યા મુજબ લડાઈ શરુ થઈ.

રણશિંગવાળાઓને રણશિંગ ફૂંકવાનો હુકમ કરી, મુલાકાત મંડપે પ્રતાપ કરી, ત્યાંનું કામ પરવારી પ્રતાપગઢ ઉપર જવા મહારાજ નીકળ્યા. તોપોના અવાજ સાંભળી ખાનના માણસો સમજ્યા કે આ તોપો ખાનના માનમાં ફોડવામાં આવી હશે. શિવાજી મહારાજના માણસો પૂર્વ સંકેત મુજબ સમજી ગયા કે દુશ્મનના દળને ભાગતાં ભોંય ભારે કરવાની ઈશારત થઈ. મહારાજના માણસો તો તૈયાર થઈને ચાતકની માફક તોપના ધડાકાની રાહ જોતા હતા. તોપોના ધડાકાની સાથે જ રાહ જોતા બેઠેલા મરાઠા દુશ્મન દળ ઉપર તૂટી પડ્યા. ભારે યુદ્ધ જામ્યું.

શિવાજી મહારાજ અફઝલખાનનું લોહી ટપકતું માથું હાથમાં લઈ પ્રતાપગઢ ઉપર ગયા. શ્રી ભવાનીનાં દર્શન કર્યાં. ત્યાંથી અફઝલખાનનું માથું હાથમાં લઈ માતા જીજાબાઈને મળવા ચાલ્યા. માતા જીજાબાઈ પ્રતાપગઢની ટોચેથી મહારાજની રાહ જોતાં બેઠાં હતાં. શિવાજીને પોતાના ગોઠિયાઓ સાથે સહીસલામત અફઝલખાનના શિર સાથે આવેલા જોઈ માતાની આંખો આનંદાશ્રુથી ભરાઈ આવી. શિવાજીએ માતાના પગમાં પોતાનું માથું મૂક્યું. શિવાજીને પગમાંથી ઉઠાવી માતા જીજાબાઈ બોલ્યાં "બેટા! શંભુના વધનું વેર વસુલ કરીને મારી આંતરડી ઠારી છે. તેં તો સાચી સિપાહીગીરી બજાવી. ભવાનીએ મહેર કરી. કાળના જડબામાંથી વિજયી થઈ છૂટી તું મને આવી મળ્યો તે માટે આપણે પ્રભુનો પાડ માનવો રહ્યો. આ વિજય એ તો કેવળ પ્રભુની પ્રસાદી છે. એની કૃપા ન હોત તો આમાંનું શું બની શકત?" પછી માતા જીજાબાઈ મહારાજના ગોઠિયાઓ તરફ જોઈને બોલ્યાં "શિવાજી આજે મને સહીસલામત મળે છે એ પ્રભુના પાડ અને તમારા બધાના પ્રતાપ છે."

## ૫. ખાન ખતમ થયા પછી.

અફઝલખાન મરાયા પછી પ્રતાપગઢની આજુબાજુના આસરે ૨૫–૩૦ માઈલના મુલકમાં શિવાજી મહારાજ અને બિજાપુર દરબારના લશ્કર વચ્ચે ચાર લડાઈઓ અને કેટલીક ઝપાઝપીઓ થઈ હતી. શિવાજી મહારાજે મુલાકાતનો દિવસ નક્કી કરવામાં જબરી દીર્ઘદૃષ્ટિ વાપરી હતી. ખાન વાઈથી નીકળી આવ્યા પછી મુલાકાત લેવા તૈયાર હતો પરંતુ બે દિવસ વચ્ચે જવા દઈને શિવાજી મહારાજે મુલાકાત માટે ગુરુવાર પસંદ કર્યો. ગુરુવાર એ મુસલમાનોનો "જુમ્મેરાત દિન" હોઇ એ રાત્રે ધર્મચુસ્ત મુસલમાનો ફકીરને ખેરાત આપવાની ધમાલમાં હોય છે. બીજા મુસલમાનો ગુરુવારની રાતને અઠવાડિયાની મોજશોખની રાત્રિ ગણે છે. બિજાપુર લશ્કરની છાવણીમાં તે દિવસની રાત્રિ ગાનતાન, નાચ, તમાસા વગેરેમાં ગળાતી. લશ્કરના સૈનિકો મોજશોખમાં મશગુલ હોય તેવે વખતે છાવણી ઉપર અચાનક છાપો મારવામાં આવે તો થોડે ભોગે દુશ્મનદળનું ભારે નુકસાન કરી શકાય, એ ગણત્રી ગણવામાં શિવાજી મહારાજે ભારે નજર પહોંચાડી હતી. મુલાકાતનો વખત પણ મુલાકાત મંડપનું કાર્ય ખતમ થયા પછીના કાર્ય માટે અનુકૂળ થઈ પડે એવો જ નક્કી કરવામાં શિવાજીએ ડહાપણ વાપર્યું હતું. દુશ્મનનું દળ જબરું હોય, સંખ્યા મોટી હોય, દારૂગોળા ખૂબ હોય, રસદ અખૂટ હોય, લડાઈનો સરંજામ પૂરેપુરો હોય અને પોતાની પાસેની થોડી સંખ્યા અને દુશ્મનના પ્રમાણમાં થોડાં સાધનોથી શત્રુને મહાત કરવો હોય તો ઉત્તમ સેનાપતિ જે ગણત્રી કરે અને ઝીણી ઝીણી બાબતો ઉપર પણ ઊંડી નજર પહોંચાડી કાર્યક્રમ ઘડે અને કામની વહેંચણી કરે તેવી ગોઠવણ શિવાજી મહારાજે કરી હતી. મુલાકાત મંડપનું કામ આટોપ્યા પછી પ્રતાપગઢથી તોપોના ધડાકા થાય કે તુરત જ ઠેકઠેકાણે છાવણીમાં વહેંચાઈ ગએલા દુશ્મન લશ્કર ઉપર જુદા જુદા સેનાપતિઓએ એકી સાથે હુમલો કરવો એવો કાર્યક્રમ ગોઠવાઈ ગયો હતો. પોતાના લશ્કરને દુશ્મનનો નાશ કરવામાં મુશ્કેલી ન પડે તે માટે મુલાકાતનો વખત સાંજના

ચારથી પાંચનો નક્કી કરવામાં આવ્યો હતો અને તે પછી તોપના ધડાકાની ઈશારત થાય કે નક્કી કરેલા સેનાપતિઓએ દુશ્મનદળ ઉપર હલ્લો કરવો. દુશ્મનનું લશ્કર મહારાષ્ટ્રના એ ભાગના જંગલ, ડુંગર, ઝાડી, ખીણ, વગેરેથી પૂરેપુરું જાણીતું નહિ હોવાથી રાત્રિનો લાભ બોમિયાને મળે એ ગણત્રિથી શિવાજી મહારાજે મુલાકાતનો વખત નક્કી કર્યો હતો. ઈ. સ. ૧૬૫૯ ના ગુરુવાર તા. ૧૦ મી નવેમ્બરને રોજ અફઝલખાન પ્રતાપગઢની તળેટીમાં મુલાકાત મંડપમાં મરાયા પછી સાંજના પોણાપાંચ વાગે પ્રતાપગઢ ઉપરથી નક્કી કર્યા મુજબ તોપના ધડાકા થયા અને એ ધડાકા થતાંની સાથે જ શિવાજીનું લશ્કર નીકળ્યું. તે રાત્રે ચાર જબરી લડાઈઓ થઈ. કેટલીક ઝપાઝપીઓ પણ થઈ. નીચેની ચાર લડાઈઓ બહુ જબરી થઈ:—(૧) જનીટંબની લડાઈ, (૨) કોયના પારની લડાઈ, (૩) જાવળીની લડાઈ અને (૪) વાઈની લડાઈ.

## ૬ જનીટંબની લડાઈ.

મહારાજે એવી ગોઠવણ કરી હતી કે મુલાકાત મંડપમાં જે પરિણામ આવે તેની ખબર અવાજના ઈશારાથી પોતાના સરદાર અને સેનાપતિને મળે, અને તે ઈશારા માટે મુલાકાત મંડપની બહાર નજીકમાં જોરથી રણશિંગું ફૂંકનારાઓને શિંગ સાથે હાજર રાખ્યા હતા અને પોતાનો હુકમ થાય તથા સૂચના મળે એવી રીતે શિંગ તાબડતોબ ફૂંકવાની એમને સૂચના આપી દીધી હતી અને ગઢ ઉપરના ગોલંદાજોને તૈયાર રાખ્યા હતા. રણશિંગ સંભળાય કે તરતજ તોપોના અવાજ કરવાની તાકીદ આપી દીધી હતી. મુલાકાત મંડપનો બનાવ બની ગયા પછી ખાનને પાલખીમાં નાખીને ભોઈ લોકો લઈ જતા હતા તેમના પગ કાપી નાખી પાલખીમાંથી ખાનનું માથું કાપીને શંભાજી કવજીએ શિવાજી મહારાજને આપ્યું અને શિવાજી કૃષ્ણાજી ભાસ્કરને સાથે લઈ ગઢ ઉપર જવા નીકળ્યા તે વખતે મહારાજે શિંગવાળાને શિંગ ફૂંકવાનો હુકમ કર્યો. ગઢ ઉપરના ગોલંદાજો રણશિંગના અવાજની આતુરતાથી રાહ જોતા હતા. ગોલંદાજો રણશિંગ સાંભળવા માટે જેટલા આતુર હતા તેટલાજ આતુર દૂરદૂર દુશ્મન દળનો નાશ કરવા તૈયાર થઈ રહેલા સર સેનાપતિ મોરો પંત પિંગળે, સરનોબત નેતાજી પાલકર, જેધે, બાંદલ, પાસલકર વગેરે સેનાપતિ અને સરદારો હતા. મહારાજે હુકમ કર્યો એટલે રણશિંગવાળાઓએ આનંદથી શિંગ ફૂંકયાં અને શિંગ સાંભળતાની સાથેજ ગઢ ઉપરના ગોલંદાજેએ તોપોના ધડાકા કર્યા. તોપો છૂટી અને એ સાંકેતિક તોપોના ધડાકા સર સેનાપતિ મોરો પંત પિંગળે વગેરેએ સાંભળ્યા અને નક્કી કરી રાખેલા સંકેત મુજબ એ રણયોદ્ધાઓ ખાનના લશ્કરના જુદા જુદા ભાગ ઉપર તૂટી પડવા આગળ ધસ્યા. આ તોપોના ધડાકા અફઝલખાનના માણસોએ પણ સાંભળ્યા હતા. પણ એમને તો શિવાજી કંઈ વિસાતમાં ન હતો એટલે તોપોના આ ધડાકા ખાનની સલામી માટે શિવાજીએ કર્યા હશે એમ ધારી આનંદ માન્યો. શિવાજી મહારાજે ખાન અને તેના સરદારોનો જે સત્કાર કર્યો, એમની જે પરોણાચાકરી કરી, એમને રસ્તામાં ઠેક ઠેકાણે જે માન આપ્યું તે ઉપરથી મુલાકાત મંડપમાં કોઈપણ પ્રકારનો ભયંકર બનાવ બનશે એવી શંકા અફઝલખાનના ડાહ્યામાં ડાહ્યા, અનુભવી અને કસાએલા મુત્સદ્દીઓને પણ નહતી. ખાનના નીકટના અને ખાસ વિશ્વાસુ સરદારો અને અમલદારો જેમણે ખાનનો મનસુબો જાણ્યો હશે તે તો ખાનનાં પરાક્રમની વાતો સાંભળવા આતુરતાથી રાહ જોઈને બેઠા હશે.

પારની છાવણીથી ખાન મુલાકાત મંડપે આવવા નીકળ્યો ત્યારે શિવાજી મહારાજના વકીલ પંતાજી પંતની સાથે કબુલ કરેલી મુલાકાતની શરતો ખાને તોડી અને પોતાની સાથે છાવણીમાંથી ચૂંટીને ઉત્તમમાં ઉત્તમ ૧૫૦૦ માણસો લીધાં. આ ૧૫૦૦ લડવૈયાઓને મુલાકાત મંડપે લઈ જવા માટે ખાને સાથે રાખ્યા હતા અને તેમને મુલાકાત મંડપેજ લઈ જવાનો એનો નિશ્ચય હતો પણ ખાન આ ૧૫૦૦ માણસો સાથે કોયના નદીને કિનારે આવ્યો એટલે શિવાજીના વકીલ પંતાજી પંતે

ખાનને કહ્યું " મુલાકાતની શરતો તૂટે તો શિવાજી મહારાજ મુલાકાતે આવવાનું વખતે માંડી વાળશે અને હમણાં સુધી પેશ ગએલી બાજી દરિયો તરી ખાબોચિયામાં ડૂબી જશે " ખાનના વકીલ કૃષ્ણાજી પંત સાથે હતા તેમને પણ પંતાજી પંતનું કહેવું વાજબી લાગ્યું અને એણે પણ ખાનને વખતસરની ચેતવણી આપી અને જોખમ ખેડ્યા શિવાય બાજી સધાતી હોયતો આ રસ્તો લઈને શિવાજીને ગેરવાજબી રીતે છછેડી નુકશાન વહોરી લેવું એ ડહાપણભરેલું નથી એમ ખાનને જણાવ્યું ખાને આ બન્ને વકીલના વીચારો ધ્યાનમાં લઈ તેના ઉપર વિચાર કર્યો અને તેને પણ લાગ્યું કે મુલાકાતથી હેતુ સધાય એમ છે અને શિવાજીને મુલાકાત વખતે સીધો કરાય એમ છે તેથી કોઈપણ સંજોગોમાં મુલાકાતની ગોઠવણ તૂટી ન પડે એની ખાસ કાળજી રાખવી જોઈએ એણે ૧૫૦૦ માણસનું લશ્કર કોયનાને કિનારે જનીટેબના ડુંગરા નજીક શોભાવ્યું જે પર્વત ઉપર પ્રતાપગઢ બાંધવામાં આવ્યો છે તે પર્વતના અગ્નિખૂણા તરફના ડુંગરને " જનીટેબ " નામથી લોકો ઓળખે છે આ ડુંગરથી આશરે અર્ધો ફર્લાંગ દૂર ' મહારવાડચાચે ટેબ " એ નામનો એક ડુંગર છે એ બન્નની વચ્ચેની ખીણમાં આ ૧૫૦૦ ચુનંદા લડવૈયાઓને રાખીને ખાન મુલાકાત મંડપ તરફ ચાલ્યા

જે ખીણમાં પોતાના ૧૫૦૦ માણસોને ખાને શોભાવ્યા હતા, તે ખીણની ઉત્તર તરફની ઝાડીમાં કનોજી જેધે, બાદલ, પાસલકર, અણાજીપંત, બાજી સરજેરાવ વગેરે યોદ્ધાઓને આશરે ૪૦૦-૫૦૦ પાયદળ સાથે શિવાજી મહારાજની ગોઠવણ મુજબ ગોઠવવામાં આવ્યા હતા ખાનનું લશ્કર કોયનાં પારથી ધસારો કરતું પ્રતાપગઢ તરફ આવે ત્યારે તેનો નાશ ગ્સ્તામાજ કરવાનું કામ સર સેનાપતિ મોરોપંત પિંગળે અને સીલીમકરને સોંપ્યું હતું પણ મોરોપંત બીજી કામગીરી બજાવી ને હલ્લો લાવે ત્યાં સુધી ખાનના લશ્કરને રોકી રાખવાની જરૂરિયાત શિવાજી મહારાજને વિચારને અંતે જણાઈ, એટલે મહારાજે એ કામ ઉપર જણાવેલા કનોજી જેધે વગેરે સરદારોને સોંપ્યું હતું પોતાની ફરજ બરાબર અદા કરવા માટે જનીટેબના ડુંગરની તળેટીમાં બાજી સરજેરાવ અને આ ડુંગરની દક્ષિણે ધાડી ઝાડીમાં અણાજીપંત પોતાના માણસો સાથે છુપાઈ બેઠા હતા અણાજીપંત અને એના માણસોએ ઝાડીમાં છુપાવા માટે ઠેક ઠેકાણે એવી જગ્યાઓ પસંદ કરી હતી કે જ્યાંથી તેઓ રસ્તા ઉપરની બધી હિલચાલ દેખી શકે અને રસ્તા ઉપરનો કોઈપણ માણસ એમને જોઈ શકે નહિ ખાને પોતાના ૧૫૦૦ માણસો જે ખીણમાં રાખ્યા હતા, તેના નૈર્ઋત્ય ખૂણામાં ગામની પાછળ સીલીમકર પોતાના લશ્કર સાથે તોપના ધડાકાની રાહ જોતો તૈયાર બેઠો હતો

પારઘાટમાં ક્રિનેશ્વરની નજીકમાં સર સેનાપતિ મોરોપંત પિંગળે પોતાના ૫૦૦૦ પાયદળ સાથે ઘાટ રોકીને બેઠો હતો શિવાજી મહારાજે પોતાના લશ્કરની આવી રીતે ગોઠવણ કરવામાં દરેક અનુકૂળ અને પ્રતિકૂળ સંજોગો ધ્યાનમાં લઈ, નજરબાજખાતા તરફથી મળતી ખાનગી બાતમીઓ ઉપર નજર દોડાવી આજુબાજુના સંજોગો અને વાતાવરણના લાભનો અડસટ્ટો આંકી પોતાની સેનાપતિ તરીકેની દીર્ઘદૃષ્ટિ સાબીત કરી હતી શિવાજી મહારાજનું નજરબાજખાતું બહુ ચપળ અને ચાલાક હતું એતો પાછળ કહેવામાં આવ્યું છે મહારાજનું નજરબાજખાતું ખાનની છાવણીની છુપી વાતો મેળવીને મહારાજને તેની ખબર તરત પહોંચાડતું, એટલુંજ નહિ, પરંતુ ખુદ ખાનની યોજનાઓ અને ગોઠવણો છુપામાં છુપી હોય તો પણ શિવાજીનું નજરબાજખાતું એ જાણી શકતું મહારાજ લશ્કરની વ્યવસ્થા અને બળની આંકણી બરાબર કરી શકતા અને જ્યાં જોઈએ ત્યાં, જેટલા જોઈએ તેટલા અને જેવા જોઈએ તેવા માણસો જ્યારે જોઈએ ત્યારે અચૂક મૂકી શકતા, તેનું કારણ તેમના નજરબાજખાતાની વખાણવા લાયક કામગીરી હતી પોતાના નજરબાજખાતાની બાતમીઓ ઉપર ખાસ ધ્યાન રાખીને શિવાજીએ લશ્કરની ગોઠવણ કરી હતી મહારાજને ચોક્કસ ઠેકાણેથી ખબર મળી હતી કે ખાને નીચે પ્રમાણે ગોઠવણ અને તૈયારી કરી હતી " જો શિવાજી ઉંદરનો હાથમાં ન આવે અને તે પરઘાટમાં

થઈને મહાડ તરફ નાસી જાય તો પારઘાટનો એકદમ કબજો લેવો અને શિવાજીને પૂર્વ દિશાથી પશ્ચિમ તરફ ધકેલવો. શિવાજીને એક તરફથી પશ્ચિમ તરફ ધકેલી, સીદીને ઉશ્કેરી તેની મદદ માગી તેની પાસેથી શિવાજીને પશ્ચિમ દિશાએથી પૂર્વ તરફ ધકેલવો અને શિવાજી દક્ષિણ તરફ ન નાસે માટે વાડીના સાવંત અને શૃંગારપુરના સુર્વેની મદદથી એ દિશાએથી પણ એને નાસવા ન દેવો અને એવી રીતે શિવાજીને ચારે તરફથી ઘેરી લેવો. " મહારાજને ચારે તરફથી ઘેરી લેવાની ખાન પેરવી કરી રહ્યા છે એ ખબર મળવાથી મહારાજે પારઘાટ ઉપર ખૂબ બંદોબસ્ત રાખ્યો અને કોયના પારનું ખાનનું લશ્કર પ્રતાપગઢ ઉપર હલ્લો લાવે તો જેધે વગેરે યોદ્ધાએ એ લશ્કર અટકાવવું અને ખાનના લશ્કરની સંખ્યા બહુ મોટી હોવાથી એ લશ્કર ઉપર મોરોપંતે પોતાના પાયદળ સાથે આવીને છાપો મારવો અને દુશ્મનદળનો નાશ કરવો, એવી ગોઠવણ મહારાજે કરી હતી.

શિવાજી મહારાજે જ્યારે આ પ્રમાણે વ્યવસ્થા કરી ત્યારે ખાન મુલાકાતની શરતો તોડી, ૧૫૦૦ ચુનંદા માણસો પોતાની સાથે મુલાકાત મંડપે લઈ જવા માટે રાખશે અને ખાન એ ૧૫૦૦ માણસોને જનીટેંબના ડુંગર આગળ મૂકીને આગળ જશે એની કોઈને કલ્પના પણ ન હતી. આ તો કેવળ અકસ્માત હતો. શિવાજીના નજરબાજખાતાનાં માણસો ખાન અને તેની છાવણીમાં અને આસપાસ જુદા જુદા વેશમાં ભટકતા હતા અને બાતમીઓ હર પ્રયત્ને મેળવી માલીકને પહોંચાડતા હતા. અફઝલખાન ૧૫૦૦ માણસો લઈને વાઈથી નીકળ્યો કે તરતજ નજરબાજખાતાના અમલદારે આવીને સર સેનાપતિ મોરોપંત પિંગળેને તાકીદે ખબર આપી કે ખાન ૧૫૦૦ માણસો સાથે લઈને મુલાકાત મંડપે જાય છે. મોરોપંતે આ ખબર સાંભળી અને એને લાગ્યું કે મહારાજે ગોઠવેલા કાર્યક્રમમાં હવે એમની પરવાનગી વગર ફેરફાર કરવો પડશે. પિંગળે જરાપણ ગભરાયો નહિ, પણ દુશ્મને પોતાની ચાલમાં ફેરફાર કર્યો, તો દુશ્મનને પહોંચી વળવા માટે નક્કી કરી રાખેલા કાર્યક્રમમાં ફેરફાર કર્યેજ છૂટકો છે એ વિચાર કરીને મોરોપંતે આ ઉભી થએલી નવી અડચણને પહોંચી વળવા માટે નક્કી કરેલી વ્યવસ્થામાં જરુર જેટલો ફેરફાર પોતાની જવાબદારી ઉપર કરવાનો નિશ્ચય કર્યો. એણે એવી ગોઠવણ કરી કે જો ખાન ૧૫૦૦ માણસો લઈને મુલાકાત મંડપે જાય તો તોપના ધડાકાની સાથેજ એના લશ્કરની એક ટુકડીએ જનીટેંબનો ડુંગર ચઢીને ખાનના આ માણસો ઉપર પાછળથી હલ્લો કરવો. આ ગોઠવણ કરવાનું નક્કી કરી, પિંગળે પોતાના સરદારોને તે પ્રમાણે સૂચનાઓ આપવા તૈયારી કરતો હતો એટલામાં તો નજરબાજખાતાનો બીજો અમલદાર ચોક્કસ ખબર લાવ્યો કે ૧૫૦૦ માણસ ખાન કોયનાપારની છાવણીથી પોતાની સાથે લાવ્યો હતો તે બધાને જનીટેંબના ડુંગર નજીકની ખીણમાં મૂકીને ખાન મુલાકાત મંડપ તરફ ગયો છે. આ બાતમીથી પાછા સંજોગો બદલાયા અને મોરોપંતે નક્કી કરેલી ગોઠવણ રદ કરી, નવા સંજોગોને પહોંચી વળવા ગોઠવણમાં તે પ્રમાણે ફેરફાર કર્યો અને એ ગોઠવણને તોપના ધડાકાની સાથેજ અમલમાં મૂકવા પોતાના અમલદારોને સખત તાકીદ આપી.

આસરે પોણાપાંચ વાગે પ્રતાપગઢ ઉપર તોપના ધડાકા થયા. મોરોપંત પિંગળે, નેતાજી પાલકર વગેરે દૂર દૂર તૈયાર થઈને તોપોના ધડાકાની રાહ જોતા હતા. ધડાકા સાંભળતાંની સાથેજ મોરોપંત પિંગળેએ સૂચના આપ્યા મુજબ સરદાર બાંદલ ખીણમાં રહેલાં ખાનનાં માણસો ઉપર પોતાના લશ્કર સાથે તૂટી પડ્યો. બાંદલનો આ હલ્લો તદ્દન અચાનક હતો. અફઝલખાન મુલાકાત વખતે કંઈક નવાજુની કરશે અને ખાન તરફથી કંઈક હુકમ આવશે, એ વિચારથી ખાનના લશ્કરનો સેનાપતિ ખાન તરફથી હુકમની રાહ જોતો હશે. સેનાપતિ અને એના હાથ નીચેના લશ્કરી અમલદારોની આંખ અને કાન પ્રતાપગઢ તરફ દોરાઈ રહ્યાં હતાં, એવી સ્થિતિમાં સરદાર બાંદલ પોતાની ટુકડી સાથે ખાનનાં માણસો ઉપર તૂટી પડ્યો. વીર બાંદલે ડાબી અને જમણી બન્ને બાજુથી તૂટી પડવાની કુનેહ વાપરી. આમ અચાનક બંને બાજુથી હલ્લો થવાથી ખાનનાં માણસો ગભરાયાં. ખાનના સેનાપતિએ એમને ધીરજ

આપી વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો. ખાનના લશ્કરે મરાઠી લશ્કરનો સામનો કર્યો અને યુદ્ધ ખરેખરું જામ્યું. સરદાર બાંદલ બહુ આવેશથી પોતાના માણસોને શૂર ચડાવી રહ્યો હતો. મરાઠી લશ્કર પણ ખૂબ રંગે ચડ્યું હતું. સખત કાપાકાપી ચાલી રહી હતી, એટલામાં અણાજી, રંગનાથ અને સર્જેરાવ પોતાની ટુકડી સાથે બાંદલની કુમકે આવી પહોંચ્યા અને ખાનના લશ્કરની ડાબી અને જમણી બગલ પર એમણે મારો ચલાવ્યો ( प्रतापगढ युद्ध પાન. ૨૧૫ ). આ કુમક આવી પહોંચી એટલે મરાઠા લશ્કરમાં પાછું નવું જોર આવ્યું. સહેજ થાકેલા મરાઠા સિપાહીઓએ પાછો જોરથી મારો શરૂ કર્યો. મુસલમાનો પણ મરણિયા થઈને લડતા હતા. રણે ચડેલા હિંમત બહાદુર હિંદુઓ પ્રાણની પરવા રાખ્યા વગર ઘૂમી રહ્યા હતા. બાંદલ, સર્જેરાવ, અને અણાજી રંગનાથને દુશ્મનદળમાં નાગી તલવાર વીંઝતા, દુશ્મનના રથી મહારથીને કતલ કરતા જોઈ મરાઠા રણવીરો મરણિયા બન્યા. ખાનના સેનાપતિએ પણ પોતાના સિપાહીઓને શૂર ચડાવવામાં બાકી ન રાખી. બંને તરફના યોદ્ધાઓ માથાં કોરે મૂકીને લડતા હતા. ઘડીવાર તો એમ પણ જણાતું કે આ લડાઈ લાંબો વખત સુધી ચાલશે. આ પ્રમાણે કતલ ચાલી રહી હતી એટલામાં સરદાર સીલીમકર પોતાની ટોળી સાથે મરાઠા લશ્કરની મદદમાં આવી પહોંચ્યો ( प्रतापगढ युद्ध પા. ૨૧૭ ). સીલીમકર ખાનના લશ્કરની પાછળથી અને ડાબી બગલની બાજુથી હલ્લો લાવ્યો. આ તાજો હલ્લો બહુજ સખત હતો. આ હલ્લાથી દુશ્મન દળમાં ગભરાટ પેઠો. મુસલમાનોની હિંમત ખૂટી, છતાં સેનાપતિએ લશ્કરને ટકાવી રાખવાના પ્રયત્નો કરવા માંડ્યા.

ખાનને ખતમ કર્યા પછી મહારાજ પ્રતાપગઢ ઉપર જવા નીકળ્યા તે વખતે તેમના બચાવ માટે હિરોજી ફરજંદને તેનાં ૪૦–૫૦ માણસોની ટોળી સાથે તૈયાર રાખ્યો હતો. તેને જનીટેંબ આગળ જઈ ત્યાંની લડાઈમાં મદદ કરવા રવાના કર્યો. તે પોતાના ૪૦ મરણિયાઓને લઈ દુશ્મનના આગળના ભાગ ઉપર જોરથી તૂટી પડ્યો ( प्रतापगढ युद्ध પા. ૨૧૮ ). હિરોજી ફરજંદના આવવાથી દુશ્મન દળમાં ભંગાણ પડ્યું. ખાનનું લશ્કર ભાગવા લાગ્યું, એટલામાં મોરોપંત પિંગળેએ લશ્કરની નાની નાની ટુકડીઓ સરદાર ઢપાલે, મરાળ, ઢોર, અને ધુમાળની સાથે મદદ માટે મોકલી હતી તે આવી પહોંચી અને એણે પણ શત્રુ ઉપર ભારે મારો ચલાવ્યો ( प्रतापगढ युद्ध પા. ૨૩૬ ). આવી રીતે શિવાજી મહારાજનાં ૭૦૦–૮૦૦ માણસોએ આ ૧૫૦૦ માણસનું લશ્કર ઘેરી લીધું અને ભારે કતલ ચલાવી. લોહીની નીકો જમીન ઉપર વહેવા લાગી. નવી નવી ટુકડીઓ મરાઠાદળને મદદ કરવા આવી તેથી લડવૈયાઓનો જુસ્સો વધતો જ ગયો અને તાજાં નવાં માણસો જેમ જેમ આવતાં ગયાં, તેમ તેમ ખાનના લશ્કરની હિંમત ખૂટતી ગઈ. આ લડાઈ આશરે ૧ થી ૧॥ કલાક સુધી ભારે જુસ્સામાં ચાલી. આ લડાઈમાં ખાનના લશ્કરની પૂરેપુરી હાર થઈ. ખાનના લશ્કરમાંથી ૪૦૦–૫૦૦ માણસો માર્યાં ગયાં,

દુશ્મનદળમાંથી જે લોકો ઘાયલ થયા હતા, તેમને સારવાર માટે લઈ જવામાં આવ્યા અને યુદ્ધના કેદીઓને પ્રતાપગઢ લઈ જઈ મહારાજ સન્મુખ ખડા કરવામાં આવ્યા.

## ૭. કોયનાપારની લડાઈ.

બિજાપુર બાદશાહના ફરમાનથી અફઝલખાન શિવાજી મહારાજને, બિજાપુર બાદશાહતનું અપમાન અને નુકસાન કરવા માટે સજા કરી, સીધો કરવાના હેતુથી બિજાપુરથી મજલ દડમજલ કૂચ કરી, પોતાની પ્રચંડ સેના અને લાવલશ્કર સાથે વાઈ મુકામે મુકામ નાખીને પડ્યાના સમાચાર આખા મહારાષ્ટ્રમાં વીજળી વેગે ફેલાયાનું અમે પાછળ કહી ગયા. અફઝલખાને પોતાના વકીલ કૃષ્ણાજીપંત સાથે શિવાજીને સંદેશો મોકલ્યો અને રૂબરૂ મુલાકાત માટે બોલાવ્યા. શિવાજીએ સંદેશાનો યોગ્ય જવાબ વાળ્યો અને પોતાના વકીલ પંતાજી પંત સાથે ખાનને મુલાકાત માટે જાવળી પધારવા આમંત્રણ કર્યું. ખાન આમંત્રણ સ્વીકારી વાઈથી જાવળી આવ્યા. મુલાકાત વખતે દગો કરી મહારાજને કબજે કરી લેવાનો અથવા તક મળે તો પૂરો કરવાનો ખાનનો મનસૂબો હતો, એટલે વાઈથી જાવળી આવવા માટે ખાન નીકળ્યો ત્યારે પોતાની સાથે માનીતા મુત્સદ્દીઓ, વિશ્વાસુ સરદાર અને કસાએલા યોદ્ધાઓ તથા ચુનંદા સિપાહીઓનું બનેલું લશ્કર લઈને નીકળ્યો હતો. એવી રીતે આશરે ૧૨૦૦૦ માણસોની ફોજ ખાન સાથે વાઈથી જાવળી આવી હતી. શિવાજી મહારાજે બંદોબસ્ત કર્યા મુજબ આ લશ્કરે કોયનાપારમાં છાવણી નાખી હતી. આ છાવણીમાં ઝુંઝારરાવ ઘાટગે, ઘોરપડે, ખંડુજી ખોપડે, જગદાળે, ખાનનો છોકરો ફાજલખાન, સરદાર મૂસેખાન, સરદાર અંબરખાન વગેરે નામીચા અને ચુનંદા સેનાપતિઓ હતા. ખાનનો પોતાનો મુકામ જાવળી પાસે સુંદર દેખાવવાળી જગ્યાએ રાખવામાં આવ્યો હતો. કોયનાપારમાં છાવણીનો મુકામ ત્રણ દિવસ સુધી રહ્યો હતો. કોયનાપારમાં મુકામ નાખ્યા પછી પણ મુલાકાત વખતે મહારાજને કબજે કરવાના વિચારમાં ખાને ફેરફાર કર્યો ન હતો. એ મુલાકાત મંડપ તરફ જવા પોતે નીકળ્યો ત્યારે ચુનંદા ૧૫૦૦ માણસોની ફોજ સાથે રાખી હતી, તે ઉપરથી સાબીત થાય છે કે મહારાજને પકડ્યા પછી એમના સંરક્ષણ માટે અથવા એવા બીજા કોઈ કારણ સર મહારાજનાં માણસો દોડી આવે અથવા ઝપાઝપી કરે, તો તેમનો નાશ કરવા માટે અને ખાન તથા શિવાજી મહારાજને કોયનાપાર છાવણીમાં સહીસલામત પહોંચાડવા માટે ખાને બંદોબસ્ત કર્યો હતો એટલું જ નહિ પણ કોયનાપાર છાવણીના જવાબદાર લશ્કરી અમલદારને ખાને, મુલાકાત મંડપે જવા નીકળ્યા ત્યારે સૂચના આપી દીધી હતી કે " મારા તરફથી સંદેશો આવે કે તરત જ મારી મદદ માટે થોડી ફોજ પ્રતાપગઢ તરફ રવાના કરવી " ( **પ્રતાપગઢ યુદ્ધ** પા. ૨૩૮ ). ખાનના હુકમ મુજબ જે અમલદારને આ કામ સોંપવામાં આવ્યું હતું, તે ખાનના સંદેશાની રાહ જોઈ રહ્યો હતો પણ ખાન તરફથી સંદેશો ન આવ્યો અને ખાનને ખતમ કરવામાં આવશે, એવો અંદેશો પણ કોઈના મનમાં કોયનાપારની છાવણીમાં ન હતો, એટલે ગઢ તરફ ફોજ રવાના થઈ નહિ.

પ્રતાપગઢના નૈર્ઋત્ય ખૂણામાં પારઘાટ છે, ત્યાં શિવાજી મહારાજનો સર સેનાપતિ મોરોપંત પિંગળે આશરે ચાર હજાર પાયદળ સાથે તૈયાર રહ્યો હતો. સર સેનાપતિના હાથ નીચે શામરાજપંત અને ત્રીંબક ભાસ્કર નામના બે નામીચા લશ્કરી અમલદારો હતા. આ બાહોશ અમલદારો ઉપરાંત સરદાર ઈંગળે, કંક, ઢોર, ધુમાળ, ગાયકવાડ વગેરે સરદારો પોતપોતાની ટુકડીઓ સાથે મોરોપંતના હાથ નીચે મહારાજની કુમકે આવ્યા હતા. એ બધા પારઘાટમાં વાટ જોતા થોભ્યા હતા.

મહારાજના નજરબાજખાતાના જુદા જુદા અમલદારો મારફતે, પોતાના વકીલ પંતાજી પંત તરફથી, ખાનના વકીલ કૃષ્ણાજી પંત તરફથી અને જે જે દિશાએથી જે જે માર્ગે ખાનની છૂપી બાતમીઓ મળી શકે તે મહારાજે મેળવી હતી અને મેળવેલી છૂપી બાતમીઓમાં એક બાતમી એવી હતી કે જે બધા બાતમીદારોએ મહારાજને મોકલી હતી. એ બાતમી એ હતી કે " મુલાકાત વખતે

ગમે તે રસ્તે અને ગમે તે રીતે ખાન દગો કરશે અને મહારાજને પકડશે અથવા પૂરા કરશે." પોતાના વિશ્વાસુ બાતમીદારોની બાતમીઓથી અને બીજા સંજોગોને લીધે મહારાજને ખાતરી થઈ ગઈ હતી કે ખાન મુલાકાત વખતે દગો દેશે. એવા સંજોગોમાં ખાનનું કોયનાપારની છાવણીનું લશ્કર પ્રતાપગઢ ઉપર હલ્લો લાવે તો તેની સામે ટકવા માટેની વ્યવસ્થા શિવાજી મહારાજે કરી હતી કંઈ અકસ્માત અને આકસ્મિક કારણોને લીધે જો મહારાજને મહાડ તરફ અને કોંકણ તરફ જતા રહેવાનું થાય અને કોયનાપારની છાવણીનું લશ્કર એમની પૂંઠે આવે તો તેને અટકાવવાની પણ ગોઠવણ મહારાજે કરી હતી. દુશ્મન બળિયો હોય અને આપણી પાસે લડાઈની સામગ્રી અને સાધનો દુશ્મન કરતાં ઓછાં હોય તથા લશ્કર પણ દુશ્મનની સરખામણીમાં નાનું હોય તો કાબેલ સેનાપતિ અડચણો અને આફતો કલ્પીને વ્યૂહરચના રચે છે. મહારાજ બહુ કાબેલ સેનાપતિ હતા, એટલે એમણે આ બધા વિચાર કરીને ગોઠવણ કરી હતી.

કોયનાપારની ખાનની છાવણીનું લશ્કર પ્રતાપગઢ તરફ આવે તો તેને અથવા એ લશ્કર કોંકણ તરફ જવા માટે ઘાટ તરફ જાય તો તેને, ઘાટ પર ચડતાં પહેલાં જ અટકાવી, તેનો નાશ કરવાનું કામ સર સેનાપતિ મોરોપંત પિંગળેને સોંપવામા આવ્યું હતું. સર સેનાપતિ પિંગળે લશ્કર (પાયદળ) સાથે પારઘાટ નજીક દુશ્મન દળની રાહ જોતો હતો. દુશ્મન દળ ન આવે તો તોપના ધડાકા સાંભળીને કોયના-પારની ખાનની છાવણી ઉપર છાપો મારવાનું કામ પણ પિંગળેનું હતું.

આખરે પોણા પાંચને સુમારે તોપોના ધડાકા થયા. મોરોપંત તૈયાર તો થયા પણ ખાન ૧૫૦૦ માણસની ફોજ સાથે લાગ્યો હતો તેથી કાર્યક્રમમાં ગૂંચવાડો ઉભો થયો. મોરોપંત આવા ગૂંચવાડાથી ગભરાય તેમ ન હતા. એમણે પોતાની જવાબદારીથી જરુર જેટલો ફેરફાર કરી દીધો અને જનીટેંબની ખીણમાંનાં ખાનનાં ૧૫૦૦ માણસો ઉપર હલ્લો કરવાનું કામ બાંદલ, જેધે વગેરે સરદારોને સોંપ્યું. તેમની કુમકે સરદાર ઢમાળે, ચૈરાળ, ઢોર અને ધુમાળને તેમની ટુકડી સાથે મોકલી દીધા. મોરોપંત પોતાના પાયદળની બધી ટુકડીઓ સાથે ધોડવણુ આગળ આવ્યા. ત્યાંથી સરદાર ઢમાલ વગેરેને જની-ટેંબ તરફ રવાના કરી મોરોપંત કુમઠા વટાવી નિવળી થઈ સર્પાકાર રસ્તે કોયનાપાર ખાનની છાવણી નજીક આવી પહોંચ્યા અને ખાનના લશ્કર ઉપર ત્રણે બાજુએથી હલ્લો કર્યો.

ગઢ તરફ મદદ મોકલવાનો ખાન તરફથી સંદેશો ન આવ્યો એટલે છાવણીના અમલદારો નિરાંતે બેઠા હતા અને વખત માંજનો હતો તથા શિવાજી મહારાજના લશ્કર તરફથી અચાનક હલ્લો થશે એવી કોઈને સ્વપ્ને પણ કલ્પના ન હતી એટલે છાવણીનાં માણસો પૂર્ણ આનંદ અને આરામમાં હતાં. પંતનો આ અચાનક હલ્લો બહુ જુસ્સાનો હતો. "હર હર મહાદેવ"ના અવાજની સાથેજ મરાઠા સૈન્યે કતલ શરૂ કરી. અફઝલખાનના લશ્કરીઓ આભાજ બની ગયા. ક્યાં જવું અને શું કરવું તે કંઈ સૂઝે નહિ. એટલામાં કમળોજી સોલંખે, યેસાજી કંક, તાનાજી માલુસરે, કોંડાજી વરખલ અને રામજી પાંગારકર એ પાંચ યોદ્ધાઓ પોતાની ટુકડી સાથે છાવણી ઉપર હલ્લો લાવ્યા અને ખાનની છાવણીને ચારે તરફથી ઘેરી લીધી. મોરોપંતના અચાનક હલ્લાની સાથે ખાનના ખૂન થયાના સમાચાર પણ છાવણીમાં આવ્યા અને ખાનના લશ્કરમાં ગભરાટ પેઠો. પોતાના પિતા પડ્યાના અશુભ સમાચાર ખાનના ત્રણે છોકરા ઉપર આકાશમાંની વીજળીની માફક આવી પડ્યા. આ બહાદુર અને બાહોશ બાપના દીકરાઓને માથે ભારે સંકટ આવી પડ્યું. ખાનનો મોટો છોકરો ફાજલખાન ગભરાયો અને પોતાના બે ભાઈઓને છાવણીમાં છોડી, પોતે જાન બચાવવા નાઠો. ખંડોજી ખોપડેને ભારે લાલચ આપી. ખંડોજીએ પોતાનાં ૩૦૦ માણસો એના રક્ષણ માટે આપ્યાં અને એને ત્યાંથી નસાડ્યો. તે કરાડ ગયો અને ત્યાંથી બિજાપુર ચાલ્યો ગયો. જીતવાની વાત તો બાજુએ રહી, પણ જીવવાની આશા પણ ઉડવા લાગી. લશ્કરનાં માણસો જાન બચાવવા માટે

આમતેમ ભાગવા લાગ્યાં. દુશ્મન લશ્કરને નાસતું જોઈ, શિવાજી મહારાજનાં માણસોમાં વધારે સ્ફૂર્તિ આવી. ખાનની છાવણીના નામીચા સેનાપતિઓ ગૂંચવણમાં પડ્યા, પણ એ કાંઈ નવા યોદ્ધા ન હતા. ઘણી લડાઈઓમાં એ કસાએલા હતા. ઘણી જીતો એમણે મેળવેલી હતી અને ઘણી વખતે પોતાના શૌર્યને બળે ઘણાંનો ઘાણ કાઢ્યો હતો. દુશ્મન ઉપર મરણિયા થઈને તૂટી પડવાનો વખત આવ્યો ત્યારે લશ્કરે પાછો પગ ભરેલો જોઈ, સેનાપતિઓ ક્રોધે ભરાયા અને લશ્કરને વ્યવસ્થિત કરવા પ્રયત્ન કરવા લાગ્યા. મોરોપંત પિંગળે હાથમાં વીજળીની માફક ચમકતી તલવાર લઈ ઘૂમતા હતા અને "દુશ્મનને કાપો, મારો ચલાવો, શાબાસ" એવા અવાજોથી પોતાના લશ્કરને શૂર ચઢાવતા હતા અને પોતે પણ ભારે કતલ ચલાવી રહ્યા હતા. પોતાના સેનાપતિને રણે ચડેલો જોઈ અને દુશ્મન વચ્ચે ઘૂમતો જોઈ, મરાઠાઓને જોર ચડ્યું. મરાઠાઓ બહુ જોરથી મારો ચલાવવા લાગ્યા. ખાનનાં માણસો જીવ બચાવવા માટે નાસવા લાગ્યાં. કેટલાકે હથિયાર નીચે નાખ્યાં, કેટલાક ઝાડીમાં સંતાયા. આવી દુર્દશા જોઈ, મુસેખાન હાથમાં તલવાર લઈ આગળ વધ્યો અને નાહિંમત બની નાસી જતા પોતાના સિપાહીઓને રોક્યા અને બોલ્યો "બિજાપુર બાદશાહતની ઈજ્જત રાખવા માટે, બિજાપુર દરબારનું અપમાન કરનારને સજા કરવાના શુભકાર્યને માટે, પોતાના જાનની દરકાર રાખ્યા સિવાય, પોતાના માલીકની સેવામાં સર સેનાપતિ અફઝલખાને પોતાનો જાન ખોયો છે. એ શૂરની રીતે મર્યા છે. આપણે બધાએ આપણા સેનાપતિના ખૂનનું વેર લેવાનું છે. દુશ્મનના હલ્લાને હથિયારથી જવાબ આપો અને જણાવો કે એક અફઝલખાન ગયો, તેથી કંઈ બધા મરી નથી ગયા. અફઝલખાનની પાછળ અમોએ ચૂડીઓ નથી પહેરી. અણી વખતે નાસભાગ કરીને તમારા વાલીદના નામને તમે કલંક લગાડો છો. શૂરાઓ! બહાદુરો! જવાંમર્દ યોદ્ધાઓ! થોભો, થોભો, ભાગો નહિ. ચારે તરફ પર્વતો છે. દુશ્મનોએ ચારે તરફથી તમને ઘેર્યા છે. નાસશો તો પણ તમારે મોતને ભેટવાનું જ છે. કાયરોની માફક નાસતાં નાસતાં મરો, તેના કરતાં દુશ્મનને મારતાં મારતાં મરશો, તો માલીકની સેવા થશે. જવાંમર્દો! જો મરવું જ છે, તો પછી કાફરોને કાપતાં કાપતાં મરીને બેહસ્તની હૂરોને મેળવો. કાફરોને મારતાં મરશો તો જિન્નતનશીન થશો. નાસતાં નાસતાં મરશો તો જહન્નમમાં જશો." એટલામાં મોરોપંતની એક ટુકડીએ જોસભેર હલ્લો કર્યો. કાન ફાડી નાખે એવા "હરહર મહાદેવ"ના અવાજો થયા એટલે મુસલમાનોએ નાસવા માંડ્યું. તેમને નાસતા જોઈ મુસેખાન બોલ્યો "નામર્દો ન નાસો, થોભો. તમારી આજુબાજુએ મરવા માટે આવેલા કાયર કાફરોનો ઘાણ કાઢો. અહીંથી નાસીને ક્યાં જશો? પોતાના સાથીઓને અને સેનાપતિને દુશ્મનના હાથમાં સોંપીને જાન બચાવવા માટે નાસી જનાર નામર્દોની જિંદગીને ધિક્કાર છે. આમ નાસીને તમારી માતાની કૂખ ન વગોવો. આમ નાસવાથી તમે નથી જીવી શકવાના અને વખતે જીવશો તો પણ તમારું કાળું મોં તમે કોને બતાવશો? નાક કપાવી કાળું મોં લઈ દુનિયામાં નીચું માથું કરી જીવવું તેના કરતાં અહીં ઉજળે મોઢે દુશ્મનોને મારતાં મરવું એ વધારે સારું છે. હિંમતબહાદુરો! હિંમત પકડો. ચાલો મારી સાથે પાછા વળો. જુઓ હું દુશ્મન દળને જમીનદોસ્ત કરું છું. મારી કુમકે રહો. તમને ખુદાના કસમ છે. બાદશાહ સલામતના તમને કસમ છે. તમને પાક પરવરદિગારના કસમ છે. પાછા ફરો." એમ કહી મુસેખાન મોટા ઘોડા ઉપર સવાર થયો અને દુશ્મન દળ ઉપર દોડ્યો. મુસેખાન આગળ વધ્યો એટલે એની પાછળ બીજા સરદારો પણ પોતાપોતાની ટુકડી સાથે આગળ વધ્યા. મુસેખાને શિવાજીના લશ્કર ઉપર ખૂબ મારો ચલાવ્યો. સેનાપતિ હસનખાન વગેરે શૂર યોદ્ધાઓએ શિવાજીના લશ્કર ઉપર તીરંદાજી શરૂ કરી. મુસલમાનોના લશ્કરને શિવાજીના યોદ્ધાઓ વારંવાર અવ્યવસ્થિત કરી નાખતા. ગભરાએલા લશ્કરને વારંવાર વ્યવસ્થિત કરવાના કાર્યમાં સરદાર મુસેખાન પણ હાર્યો અને શત્રુ તરફથી મારો ચાલુ રહ્યો. મુસેખાને સમરાંગણ છોડ્યું અને જાન બચાવવા નાઠો. અંકુશખાન પણ રણભૂમિ છોડીને નાઠો. ખાનના સરદારો અને ઉમરાવો નાસવા લાગ્યા. પોતાના લશ્કરમાં ભંગાણ પડેલું જોઈ, સેનાપતિ રણદુલ્લાખાન ક્રોધે ભરાયો અને અફઝલખાનના વધનું

વેર વાળવા જાનની દરકાર કર્યા વગર મરાઠા લશ્કર પર તૂટી પડ્યો. શિવાજીના લશ્કરના હલ્લા બહુ જ ભયંકર હતા. હિંમતમાં એક બીજાને ટપી જાય એવા શિવાજી મહારાજના માનીતા સરદારો પોતપોતાના માણસોને લઈને દુશ્મનના મરણિયા સરદારો ઉપર મરણિયા હલ્લા કરી રહ્યા હતા. મહારાજના લશ્કરે બહુ સખત મારો ચલાવ્યો હતો. તે અસહ્ય થઈ પડતાં રણમાં ઘૂમી રહેલો રણદુલ્લાખાન શિવાજીના સેનાપતિને તાબે થયો. આ સ્થિતિમાં છાવણીને મૂકી, મુસલમાન સરદારોમાંના કેટલાક તો શિવાજીના સેનાપતિને તાબે થયા. શરણ જઈને મરણ જીતવાના હેતુથી વીર અંબરખાનના પુત્રે પોતાનાં ઢાલ તલવાર નાખી દીધાં અને શિવાજીના સેનાપતિને તાબે થઈ ગયો. મંબાજી ભોંસલેએ પોતાની બહાદુરીથી સમરાંગણ ગજાવી મૂક્યું હતું. આખરે શિવાજીના સૈનિકને હાથે મંબાજી ભોંસલે મરાયા. અફઝલખાનનો મોટો છોકરો ફાજલખાન ખંડાજી ખોપડેની મદદથી સતારા તરફ નાસી જવા પામ્યો હતો પણ તેના બે ભાઈઓ છાવણીમાં રહ્યા તે કેદ પકડાયા. કોયનાપારની આ લડાઈમાં ખાનનાં ખૂબ માણસો માર્યાં ગયાં, ઘણાં ઘવાયાં અને ઘણા કેદ પકડાયાં. સંખ્યાબંધ માણસોએ નાસવા માંડ્યું પણ નાસનાર માણસોનો બંદોબસ્ત તો શિવાજીએ પહેલાંથી જ કરી રાખ્યો હતો.

## બાબાજી ભોંસલેની સેવા.

કોયનાપારની છાવણી ઉપર મોરોપંત પિંગળેએ કરેલા છાપાએ બહુ ભયંકર રૂપ લીધું. ખાનની છાવણી ઉપરના આ છાપામાં તો મહારાજનાં માણસોએ જાણે મંકોડાનું રૂપ લીધું હોય એમ બનાવો બન્યા. " તૂટે પણ છૂટે નહિ " એવી રીતે કેટલાક મરાઠાઓ મુસલમાન લડવૈયાઓને ચોંટી પડ્યા. એમાંથી એકનો મર્યેજ છૂટકો થાય એવી રીતે બાઝાબાઝી શરૂ થઈ હતી. ખાનનાં સંખ્યાબંધ માણસોએ નાસવા માંડ્યું. એક તો આજુબાજુ જાવળીનું જંગલ, બીજું રાત્રીનો સમય, ત્રીજું ડુંગર, ખીણ, ખોરો અને જંગલના તદ્દન અજાણ, ચોથું આ ગાળાના લોકો અને મુલકથી બીલકુલ ભોમિયા નહિ, પાંચમું પગદંડી, રસ્તા, છુપામાર્ગ વગેરેની માહીતી નહિ એટલે ખાનનાં માણસો જે રસ્તેથી વાઈથી કોયનાપાર આવ્યા તેજ રસ્તે વાઇ જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક માણસોએ નદી ઉતરીને વાઈનો માર્ગ પકડ્યો. અચાનક હલ્લો થયે ખાનનું લશ્કર નાસશે અથવા લશ્કરની ટુકડી અથવા સવાર હલ્લાની ખબર આપવા વાઈ તાકીદે દોડી જશે અને વાઇથી મદદ મેળવે અથવા વાઈની છાવણી એવો હલ્લો પોતા ઉપર કદાચ અકસ્માત આવશે એવું ધારી આત્મરક્ષણ માટે તૈયાર થાય તો નેતાજી પાલકરના હલ્લાને બહુ ભારે થઈ પડે. આથી મહારાજે કોયનાપારથી વાઈ જવાના માર્ગમાં બોચેઘાટમાં બાબાજી ભોંસલેને તેની ટુકડી સાથે મૂકયા હતા કે જેથી તોપના ધડાકા થયા બાદ શત્રુનાં માણસોને વાઈ જતાં અટકાવી શકાય. પોતાને સોંપવામાં આવેલો ફરજ અદા કરવા માટે બાબાજી ભોંસલે તૈયાર થઇને બેઠો હતો. તોપના ધડાકા સાંભળ્યા પછી બાબાજી ભોંસલે બોચેઘાટમાં દુશ્મનની રાહ જોવા લાગ્યો. બે ત્રણ કલાકે કોયનાપારની છાવણીમાંથી જાન બચાવવા માટે વાઈ નાસી જતાં માણસો બોચે ઘાટમાં આવી પહોંચ્યાં. બાબાજી ભોંસલે એમનો સત્કાર કરવા સજ્જ થઈને જ ઉભા હતા ( **प्रतापगढ युद्ध** પા. ૨૫૪ ). એણે એ નાસતાં માણસોને પાછાં કાઢી મોરોપંત પિંગળેના સપાટામાં પાછાં આણ્યાં. યુદ્ધમાં રંગ જામ્યો હતો તેવામાં જનીટેંબની લડાઈ જીતીને યશસ્વી સરદારો કોયનાપારની છાવણી ઉપર તાજા જોરથી તૂટી પડ્યા. સરદાર શામરાજપંત અને ત્રિંબક ભાસ્કરે બહુ જબરી કતલ ચલાવીને દુશ્મન દળમાં હાહાકાર વર્તાવ્યો. બંને યોદ્ધાઓ ઘવાયલા હતા છતાં, બહુ હિંમતથી તલવાર ચલાવી રહ્યા હતા. આખરે એ બંને વીર દુશ્મનની તલવારથી વીરગતિ પામ્યા. ખાનના લશ્કરમાં દહેશત પેઠી. ખાન તરફથી શિવાજીના લશ્કર સામે લઢનાર સરદાર જગદાળે પણ મરાયા. સરદાર ઝુંઝારરાવ તથા ઘાટગેને શિવાજીના સેનાપતિએ કેદ પકડ્યા. અફઝલખાનનું લશ્કર પૂરેપુરૂં હાર્યું. આ લડાઈમાં ખાનની છાવણીનાં ૩૦૦૦ માણસો કપાયાં,

ઘણાં જખમી થયાં, ઘણાં પકડાયાં અને ઘણાં નાસી છૂટ્યાં. કોયનાપારની આ લડાઈમાં શિવાજી મહારાજનાં ૧૭૩૪ માણસો મરાયાં અને ૪૨૭ જખમી થયાં ( **प्रतापगढ युद्ध** પા. ૨૫૭ ). આ લડાઈ આસરે બે કલાક સુધી ચાલી હતી ( **प्रतापगढ युद्ध** પા. ૨૪૬ ). શિવાજી મહારાજની જીત થઈ અને દુશ્મનની છાવણીનો ઘણો માલ મહારાજને હાથ લાગ્યો. ૭૦૦૦ ઘોડા, ૬૦ હાથી, ૪૦૦ ઊંટ, સંખ્યાબંધ બળદો, કોયનાપાર છાવણીનું તોપખાનું, સંખ્યાબંધ તલવારો, પુષ્કળ જવાહીર, દારૂગોળો અને અનાજ વગેરે કબજે કરી પ્રતાપગઢ મોકલવામાં આવ્યું ( **प्रतापगढ युद्ध** પા. ૨૪૬ ).

## ૮. જાવળીની લડાઈ.

શિવાજી મહારાજના જીવનમાં જાવળી બહુ અગત્યનો ભાગ ભજવે છે. ચંદ્રરાવ મોરેની જાવળી તે આજ. જે જાવળી માટે શિવાજી મહારાજે ચંદ્રરાવને સમજાવવા તનતોડ મહેનત કરી હતી તે જાવળી આજ. હિંદુત્વ રક્ષણ માટે હિંદુ રાજ્ય સ્થાપવાના કામમાં જાવળીનો કબજો અથવા જાવળીના કબજેદારની સહાનુભૂતિ આવશ્યક હતી. જે મેળવવાના ભગીરથ પ્રયત્નો નિષ્ફળ નીવડતાં ચંદ્રરાવ મોરેનો નાશ કરી જાવળી જીતી કબજે લીધી તે આજ. આ જાવળી પ્રતાપગઢના ઈશાનખૂણે કોયનાની ઉત્તરે આશરે બે માઈલને અંતરે છે. ખાનનું લશ્કર કોયનાપાર છાવણી નાખીને પડ્યું હતું. તે લશ્કરના એક ભાગનો જાવળીમાં પડાવ હતો. ટૂંકમાં એમ કહી શકાય કે ખાનના કોયનાપારના લશ્કરની જમણી બગલ ( right flank ) એ જાવળીની છાવણી ગણાય. ખાનની આ છાવણીનું તોપખાનું છાવણીની તદ્દન ડાબી બગલે ( left flank ) હતું. ખાનની છાવણીના પાયદળનો પડાવ ડાબી બાજુએ હતો અને હયદળનો મોટો ભાગ એની તદ્દન જમણી બગલે એટલે જાવળીની છાવણીમાં હતો.

શિવાજી મહારાજે યુદ્ધની વ્યૂહરચના ઘડી ત્યારે જ વિચાર કરીને નક્કી કર્યું હતું કે ખાનના લશ્કરનાં માણસોની જ્યાં જ્યાં છાવણીઓ હોય અથવા પડાવ પડ્યા હોય ત્યાં ત્યાં દુશ્મનદળ ઉપર એકી વખતે અચાનક છાપા મારવા. આ રચના મુજબ કોયનાપારની છાવણી ઉપર સેનાપતિ મોરોપંત પિંગળેએ છાપો માર્યો તે જ વખતે જાવળીના ખાનના લશ્કર ઉપર હલ્લો કરવાની ગોઠવણ પણ કરી હતી.

મુલાકાત મંડપમાં મહારાજે ખાનની મુલાકાત લીધી તે વખતે તેમનો સરનોબત નેતાજી પાલકર જાવળીના વાયવ્ય ખૂણામાં આશરે ત્રણ માઈલ દૂર આવેલા કુડેસરમાં હતો. મહારાજે વ્યૂહરચના કરીને પોતાના લશ્કરી અમલદારો દૂર દૂર જુદી જગ્યાએ ગોઠવ્યા હતા અને દરેકને તેમની લાયકાત મુજબ કામ સોંપી દીધાં હતાં. બધાંને માટે તોપના ધડાકાની નિશાની રાખી હતી. નેતાજી પાલકર પોતાના ઘોડેસવારો સાથે કુડેસરના મેદાનમાં તોપના ધડાકાની રાહ જોતો હતો. એટલામાં પોણા પાંચને સુમારે તોપોના અવાજ નેતાજીએ સાંભળ્યા. ધડાકા સાંભળતાંની સાથે જ નેતાજીએ ઘોડેસવારોની એક ટુકડી રઘુનાથ બલ્લાળની સરદારી નીચે ખાનની જાવળીની છાવણી ઉપર છાપો મારવા માટે મોકલી. આ ઘોડેસવારો તલવારવાળી ટુકડીના હતા. રઘુનાથ બલ્લાળ તથા તેના ઘોડેસવારો દુશ્મનદળ ઉપર હલ્લો કરી તેમને પૂરા કરવા માટે હુકમની રાહ જોતા હતા. હુકમ મળતાંની સાથે જ રઘુનાથરાવ પોતાની ટુકડી સાથે વીજળીવેગે જાવળી આવી પહોંચ્યો અને છાવણીના જમણા ભાગ ઉપર હલ્લો કર્યો. આ હલ્લો અચાનક જ હતો. મોરોપંત પિંગળેએ કોયનાપારની છાવણી ઉપર છાપો માર્યો, તે જ વખતે રઘુનાથ બલ્લાળે જાવળીના લશ્કર ઉપર હલ્લો કર્યો. આ લડાઈમાં પણ તલવારો ખૂબ ચાલી. અહીં પણ ખાનના લશ્કરનો પરાભવ થયો.

## ૯. વાઈનું રણકંદન.

પ્રતાપગઢના યુદ્ધમાં એકી વખતે, એક દિવસે ચાર લડાઈઓ થઈ, તેમાં વાઈની લડાઈ બહુ જ મોટી અને દુશ્મનના કલેજા ઉપર કારી ઘા કરનારી નીવડી. આ લડાઈ માટે પણ મહારાજે બહુ જ

સાવધાની અને કાળજી રાખી હતી. વાઈ સંબંધી રચના એવી રચવામાં આવી હતી કે સરનોબત નેતાજી પાલકરે પોતાના હયદળ સાથે તૈયાર થઈને ખાનની મુલાકાતને દિવસે, એટલે ઈ. સ. ૧૬૫૯ નવેમ્બર તા. ૧૦ ને ગુરુવારે સાંજના ચાર વાગ્યાથી કુડેસર ગામના મેદાનમાં તોપના ધડાકાની રાહ જોતા તૈયાર રહેવું અને તોપના ધડાકા થાય એટલે તરત જ નેતાજીએ પોતાના દળમાંથી એક ટુકડી ખાનની જાવળીની છાવણી ઉપર છાપો મારવા માટે મોકલવી કારણ કે એ જ છાવણીનો મોટો ભાગ કોયનાપારમાં પડાવ નાખીને પડ્યો હતો અને તેના ઉપર સર સેનાપતિ મોરોપંત પિંગળે અને સરદાર જેધે વગેરે સરદારો તે જ વખતે હલ્લો કરવાના હતા. તેમને નેતાજીની આ ટુકડી મદદરૂપ નીવડે અને એમ કરવામાં મહારાજનો હેતુ ખાનની કોયનાપારની છાવણીને એકી સાથે અચાનક ત્રણે બાજુએથી ઘેરી લેવી એ હતો. જાવળીના છાપા માટે નેતાજી મોકલવાના હતા તેના કરતાં વધારે લશ્કરની જરુર છે કે કેમ તેની તપાસ નજરબાજખાતાના વિશ્વાસપાત્ર અમલદાર મારફતે કઢાવી અને જાવળીમાં વધારે લશ્કરની જરુર નથી એની ખાતરી થયા પછી તોપોના ધડાકા સાંભળી, નેતાજીએ પોતાના દળ સાથે વાઈ તરફ ઝડપથી કૂચ કરવી અને વાઈ જઈ, ખાનની મોટી છાવણી ઉપર અચાનક હલ્લો કરવો.

મુલાકાતની શરત વિરુદ્ધ ખાન ૧૫૦૦ માણસો મુલાકાત મંડપ તરફ લઈ જવા લાગ્યો. તેને સમજાવવાથી જનીટેંબ નજીકની ખીણમાં પોતાના માણસોને થોભવા કહી પોતે આગળ વધ્યો. જનીટેંબમાં અચાનક આફત ઊભી થઈ, તેનો નિકાલ સર સેનાપતિ મોરોપંત પિંગળેએ પોતાની જવાબદારીથી કરી દીધો અને એવી રચના રચી કે જનીટેંબની હકીકત કોયનાપાર ન જાય અને કોયનાપારની હકીકત વાઈ ન પહોંચે. કોયનાપારની ખબર વાઈ ન જાય અને ખાનની વાઈ છાવણી ઉપર નેતાજીનો હલ્લો અચાનક જ થવો જોઈએ. તેથી બોચેઘોળીના ઘાટમાં બાબાજી ભોંસલેને ખાનના લશ્કરનાં માણસો નાસીને વાઈ જતાં હોય અથવા દુશ્મનને ચેતવણી આપવા વાઈ ખબર જતી હોય તો તે અટકાવવા મૂકવામાં આવ્યા હતા. પ્રતાપગઢના યુદ્ધમાં દુશ્મનદળનું બળ બહુ હતું પણ મહારાજે પોતાના બળની સાથે કળનો પણ ભારે ઉપયોગ કર્યો, એટલે કળમિશ્રિત બળ, ભારે બળ કરતાં પણ ભારે થઈ પડ્યું. ખાન કરતાં મહારાજની શક્તિ બહુ જ ઓછી હતી પણ મહારાજે પોતાની શક્તિમાં યુક્તિ ભેળવી ત્યારે જ એકલી શક્તિને એ ઠોકરે મારી શક્યા. એકલી શક્તિ ભલે વધારે પ્રમાણમાં હોય તો પણ ઘણી વખતે યુક્તિમિશ્રિત શક્તિ જીતી જાય છે. એનો દાખલો આ પ્રતાપગઢનું યુદ્ધ આપણને પૂરો પાડે છે.

આશરે પોણાપાંચને સુમારે તોપોના ધડાકા થયા. નેતાજી પોતાના પાંચહજાર ઘોડેસવાર સાથે તૈયાર હતા. તેમણે પોતાના લશ્કરની એક ટુકડી પૂર્વસંકેત મુજબ રઘુનાથપંતની સરદારી નીચે ખાનના જાવળીના લશ્કરની એક ટુકડી ઉપર હલ્લો કરવા રવાના કરી અને જાવળીના હલ્લા માટે વધારે મદદની જરુર નથી, એની ખાતરી કરી લઈ નેતાજીએ પોતાના લશ્કર સાથે મારતે ઘોડે વાઈ તરફ કૂચ કરી. રઘુનાથપંતને વધારાની સૂચના કરવામાં આવી કે જરુર પડે જાવળી રહીને એમણે બોચેઘોળીના ઘાટમાં બાબાજી ભોંસલેને મદદ કરવી. વાઈ જતાં રસ્તામાં બોચેઘોળીના ઘાટમાં બાબાજી ભોંસલેને નેતાજી મળ્યા અને તેમને વધારાની સૂચનાઓ તથા અગત્યની ખબરો આપી તેમજ વધારે મદદની ત્યાં જરુર નથી એની ખાતરી કરી લીધી. પછી નેતાજી આગળ વાઈ તરફ વધ્યો. ખાન જે રસ્તે વાઈથી કોયનાપાર આવ્યો હતો, તે જ રસ્તે નેતાજી વાઈ તરફ ચાલ્યો હતો. કુડાસરથી વાઈ થોડા માઈલ દુર છે. નેતાજી રાત્રે વાઈ જઈ પહોંચ્યા.

હવે વાઈની છાવણી તરફ નજર નાખવાની જરુર છે. ખાનની સાથે બધું મળીને આશરે ૩૪-૩૫ હજારનું લશ્કર હતું. તેમાંથી કોયનાપાર છાવણીમાં આશરે ૧૨૦૦૦ હતું અને બાકીનું એટલે આશરે ૨૦૦૦૦નું લશ્કર વાઈ મુકામે હતું. તેમાં તોપખાનું બહુ મોટું હતું. હયદળ અને પાયદળ હતાં. ઘણા નામીચા અને જાણીતા યોદ્ધાઓ ખાન પોતાની સાથે કોયનાપારની છાવણીમાં લઈ ગયા હતા

છતાં, અનુભવી અને કસાયેલા સમરકુશળ સરદારો ખાનની વાઈની છાવણીમાં હતા. ઉમરાવ અંબરખાન, ઉમરાવ હસનખાન, સરદાર પાંઢરે, સરદાર ખેંદરે, સરદાર ઘોરપડે, સરદાર જગતાપ, સરદાર કાંટે, સરદાર ભોંસલે, સરદાર ઇંગળે વગેરે સરદારો પોતાના લશ્કર સાથે વાઈમાં હતા. ખાનની છાવણીમાં હિંદુઓ હતા છતાં પણ એ છાવણી તો ખાનની જ હતી, મુસલમાનની જ હતી. એ છાવણીમાં મુસલમાની મતનું આધિપત્ય હતું. ગુરુવારની રાતને મુસલમાનો જુમેરાત ગણે છે અને તે રાત્રિ ઘણા મુસલમાનો ધાર્મિક ભજનમાં ગાળે છે. વાઈની છાવણીમાં પણ તે દિવસે ઘણા માણસો ધાર્મિક ભજન અને એશઆરામમાં પડ્યા હતા.

"આજે પેલા ડુંગરના ઉંદર ( શિવાજી )ને ખાનસાહેબે પકડ્યો હશે" એ વિચારથી ખાનના લશ્કરમાં ઘણા સરદારો અને ઉમરાવો આનંદ ભોગવતા હતા. મહારાષ્ટ્રનો ડુંગરી ઉંદર આજે બિજાપુરના બિલાડાના હાથમાં આવી ગયો હશે એ વિચારથી આનંદ લૂંટતા ખાનના વાઈના ઉમરાવો, સરદારો અને સિપાહીઓને સ્વપ્ને પણ કલ્પના ન હતી કે "**शठं प्रति शाठ्यम्**" એ સિદ્ધાંતને કૃતિમાં ઉતારી, સૈલાદ્રિના સિંહે બિજાપુરના બિલાડાને ક્યારનોએ માલીકના દરબારમાં મોકલી દીધો હતો. પ્રતાપગઢના મુલાકાત મંડપની હકીકત તથા જુદી જુદી લડાઈઓની હકીકત એક મથકથી બીજે મથક ન જાય તે માટે કરેલી તજવીજ પ્રતાપગઢની જીતનાં અનેક કારણો પૈકી મોટું અને મુખ્ય કારણ છે. વાઈના રણકંદનમાં તો આ તજવીજને લીધે જ નેતાજીને જીત મળી એમ કહી શકાય.

ખાનનું લશ્કર કૃષ્ણા નદી નજીક વાઇની દક્ષિણે પડાવ નાખીને પડ્યું હતું. લશ્કરનાં માણસો એશઆરામ અને ગાનતાનમાં ગુલતાન હતાં. કેટલાક રોટલાપાણીની તજવીજમાં હતા, તો કેટલાક મિજલસ જમાવીને બેઠા હતા. કેટલાક અફઝલખાનની કીર્તિનાં વખાણ ગાતા હતા તો કેટલાક પોતે કરેલી બહાદુરીની ફિસિયારી મારી રહ્યા હતા. આખી છાવણીમાં આમ ચાલી રહ્યું હતું. "શિવાજી તો નરમ પડી ગયો," "ખાનના દમામથી જ ડરી ગયો," એવી વાતો કરીને ઠેકઠેકાણે લશ્કરીઓ આનંદ કરતા હતા.

અફઝલખાનના લશ્કરના લોકો વાઈની છાવણીમાં આવી રીતે અમનચમન ઉડાવતા હતા, તેવામાં ગગન ભેદી નાખે એવા "હર હર મહાદેવ"ના અવાજો લશ્કરી માણસોને કાને પડ્યા. આ અવાજ સાંભળીને સિપાહીઓ સજ્જ થઈ જાય તે પહેલાં તો મરાઠાઓએ છાવણી ઉપર બહુ જુસ્સાથી હલ્લો કર્યો. નેતાજી પાલકરનાં માણસોએ ખાનની છાવણીમાં ભારે કતલ ચલાવી. દુશ્મનદળમાં મહારાજનું લશ્કર ભેળસેળ થઈ ગયું એટલે ખાનના તોપખાનાનો ઝાઝો ઉપયોગ ખાનના સરદારો કરી શક્યા નહિ. ખાનના વાઈના સેનાપતિએ અવ્યવસ્થિત થઈ ગયેલા લશ્કરને વ્યવસ્થિત કરી હલ્લો પાછો વાળવાના ખૂબ પ્રયત્નો કર્યા, પણ તે બધા ફોગટનાં ફાંફાં નીવડ્યા. ખાનનું લશ્કર આખું એકત્રિત થઈને વ્યવસ્થિત ન થઈ શક્યું, પણ ઘણી ટુકડીઓએ સજ્જ થઈ હલ્લો પાછો હઠાવવા માટે પ્રયત્નો કરવા માંડ્યા. જોતજોતામાં ખાનના લશ્કરનો ધસારો મરાઠાઓને ભારે થઈ પડ્યો, ત્યાં નેતાજીએ પોતાના લશ્કરને શૂર ચડાવ્યું અને પોતે જિંદગીની દરકાર રાખ્યા સિવાય દુશ્મનદળમાં તૂટી પડ્યો. પોતાના સરદારને દુશ્મનદળમાં ઘૂમતો જોઈ મરાઠાઓને શૂર ચડ્યું અને મરાઠાઓ મરણિયા થઈને ખાનનાં માણસોની કતલ કરવા મંડી પડ્યા. નેતાજી અને તેના હાથ નીચેના સરદારો પોતાના લશ્કરને શૂર ચડાવી રહ્યા હતા. "હર હર મહાદેવ"ની બૂમો વારંવાર સંભળાવા લાગી. "અલ્લાહુ અકબર"નો અવાજ ધીમો પડ્યો. શત્રુદળમાં ભંગાણ પડ્યું. લોહીની નીકો વહેવા લાગી. ઘાયલ માણસો અને મડદાંઓના ઢગલા થયા. આખરે ખાનના સરદારો હિંમત હાર્યા ઉમરાવો ગભરાયા અને લશ્કરનાં માણસોએ જાન બચાવવા નાસવા માંડ્યું. શત્રુના સિપાહીઓને નાસવા માટે ફક્ત સતારા તરફનો જ રસ્તો ખુલ્લો હતો એટલે એ બાજુએથી ઘણાઓ નાસી છૂટ્યા હશે. આવી રીતે ખાનનું ભારે લશ્કર

હાર્યું. પ્રતાપગઢના યુદ્ધની ચાર લડાઈઓ થઈ તેમાં આ ચોથીમાં પણ ખાનનો પરાજય થયો અને શિવાજીનો જય થયો. સવારે નેતાજીના લશ્કરની ટુકડીએ દુશ્મનની છાવણી કબજે કરી. ખાનનું તોપખાનું, હાથી, ઘોડા, દારૂગોળો, રોકડ નાણું, અનાજ, તંબુ, રાવટીઓ, હથિયારો વગેરે બધું પ્રતાપગઢ તરફ મોકલી દેવામાં આવ્યું. વાઈ એ તે વખતે બિજાપુર બાદશાહતની સુબેદારીનો જિલ્લો હતો તેથી નેતાજીએ બાદશાહના સુબેદારને કાઢી મૂક્યો અને તેની જગ્યાએ પોતાનો અમલદાર નીમ્યો. આ ઉપરાંત વાઈનો ખજાનો અને ધાન્યનો કોઠાર કબજે કર્યો. દુશ્મનદળમાંના યુદ્ધના કેદી અને હાથ લાગેલો માલ-સામાન લઈ નેતાજી પ્રતાપગઢ તરફ શિવાજી મહારાજને મળવા ગયો. આવી રીતે બિજાપુરના બાદશાહના દરબારમાં શિવાજીને પકડી લાવવાની પ્રતિજ્ઞા કરનાર, તુળજાપુર અને પંઢરપુરની મૂર્તિઓ ભાગનાર, હિંદુ મંદિરમાં ગાય કાપી તેનું લોહી મંદિરમાં છંટાવનાર, હિંદુત્વનો જુસ્સો જેને નસેનસમાં વ્યાપ્યો હતો અને હિંદુત્વરક્ષણ માટે તથા હિંદુરાજ્ય સ્થાપવા માટે જે પ્રયત્ન કરી રહ્યો હતો તે શિવાજીની સત્તાનો નાશ કરવા માટે ભારે લશ્કર અને સરંજામ સાથે ચડાઈ કરીને આવેલા બિજાપુર લશ્કરના સેનાપતિ, સરદાર અફઝલખાનનો આવી રીતે નાશ થયો. એનું લશ્કર હાર્યું અને નાસી ગયું. અફઝલખાનની ચડાઈનો અંત આવ્યો.



## પ્રકરણ ૩ જું

| | |
|---|---|
| ૧. શિવાજી મહારાજને હાથ લાગેલી લૂંટ. | ૪. ખંડોજી ખોપડેને દેહાંતદંડની શિક્ષા. |
| ૨. મહારાજ પ્રતાપગઢથી પાછા ફર્યા. | ૫ ખાનના શબની અંત્યેષ્ટિ ક્રિયા અને ખાનનું સ્મારક |
| ૩. દુશ્મનના ઘાયલો પ્રત્યે લાગણી અને યુદ્ધકેદીઓ પ્રત્યે માન. | ૬. ખાનનું ખડગ—જીત પછીનું જાહેરનામું. |

### ૧. શિવાજી મહારાજને હાથ લાગેલી લૂંટ.

પ્રતાપગઢના યુદ્ધમાં નાની મોટી ચાર લડાઈઓ થઈ. તે બધી લડાઈઓમાં મહારાજ જીત્યા અને મહારાજને દુશ્મનનો સરસામાન હાથ લાગ્યો. અફઝલખાન બિજાપુરથી નીકળ્યો ત્યારે બહુજ ભપકા અને ઠાઠમાઠથી નીકળ્યો હતો. એની છાવણીનો ઠાઠ બહુ જબરો હતો એ આપણે પાછળ જોઈ ગયા. અફઝલખાન પોતાની સાથે જે જે લાવ્યો તે બધુ જ શિવાજી મહારાજે પડાવી લીધું એવું કહીએ તો અતિશયોક્તિ ન કહેવાય. શિવાજીને અફઝલખાનની હારથી લૂંટ હાથ લાગી એટલું તો દરેક ઇતિહાસકાર કબૂલ કરે છે પણ વિગતમાં ફેરફાર છે. પુષ્કળ એટલે શું એનો ખ્યાલ વાંચકોને આવે અને જુદા જુદા ઇતિહાસકારોએ આપેલી વિગત વાંચકો જાણે તે માટે પાછલા પાના ઉપર કોઠો આપ્યો છે.

### ૨. મહારાજ પ્રતાપગઢથી પાછા ફર્યા.

મુલાકાત મંડપમાં ખાનને ખતમ કર્યા પછી મહારાજ પ્રતાપગઢ ઉપર જઈ શ્રી. ભવાનીનાં દર્શન કરીને માતા જીજાબાઈને મળ્યા. ગઢ ઉપર થાક ખાવા ન શોભતાં તરત પાછા નીચે ઊતર્યા. મહારાજ ગઢ ઉપર ગયા હતા છતાં તેમનો જીવ તો નીચે રહેલા તેમના યોદ્ધાઓમાં હતો. પોતાના કયા કયા યોદ્ધાને ક્યાં ક્યાં અને કેવા ઘા થયા છે, ઘવાયેલાની સ્થિતિ અને માવજતની વ્યવસ્થા કેવી છે વગેરે વગેરે બાબતોની તપાસ અર્થે મહારાજ પ્રતાપગઢની નીચે ઊતર્યા.

## અફઝલખાનની હારથી શિવાજી મહારાજને હાથ લાગેલી લૂંટ.

| પુસ્તકનું નામ. | લેખક. | પાનું. | હાથી. | ઘોડા. | ઊંટ. | બળદ. | તોપો. | તંબુ ડેરા. | કાપડ. | ઝવેરાત. | રોકડ નાણું. | પરચુરણ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ प्रतापगढ युद्ध | કૅપ્ટન મોડક | ૨૯૬ | ૯૫ | ૪૦૦૦ | ૧૨૦૦ | ૧૮૦૦ | ૭૦ | ૧૪૦૦૦ | ૧૦૦૦ નીકિંમતનું | ત્રણ લાખ | સાત લાખ | આ ઉપરાંત બીજો સામાન. |
| ૨ Life of Shivaji Maharaj | Prof. N. S. Takakhav | ૧૭૪ | આશરે ૧૦૦ | ૭૦૦૦ થી ૮૦૦૦ સુધી | ૧૦૦૦ | — | ખાનનું આખું તોપખાનું. | કેટલાક | ૨૦૦૦ ગાંસડી | બે લાખથી વધારે કિંમતનું | દશ લાખથી બાર લાખ | છાવણીનો તથા સવારીનો બીજો સામાન. |
| ૩ शिव छत्रपति चे चरित्र | શ્રી. કૃષ્ણ અનંત સભાસદ | ૨૦ | ૬૫ | ૪૦૦૦ | ૧૨૦૦ | ઘણા | ,, | | ,, | ત્રણ લાખ નીકિંમતનું | સાત લાખ નીકિંમતનું | આ ઉપરાંત બીજી ચીજો, માલ, ઢોર, બળદ, વગેરે ખૂબ કબજે કર્યાં. |
| ૪ History of the Maratha People. | C. A. Kinkaid & D. B. Parasnis | ૧૬૨ | — | — | — | — | — | — | — | — | — | ખાનની આખી છાવણી, તીજોરી, ભંડાર, કોઠાર, ઘોડાં, હાથી, તોપો, વગેરે શિવાજીને હાથ લાગી. |
| ૫ Shivaji | Prof. Jadunath Sarkar | ૭૪ | ૬૫ | ૪૦૦૦ | ૧૨૦૦ | — | — | — | ૨૦૦૦ ગાંસડી | ઝવેરાત પણ હાથ લાગ્યું | દશ લાખ | ખૂબ લૂંટ હાથ લાગી. આખું તોપખાનું, દારૂગોળો, ખજાનો, ડેરા તંબુ, રાવટી, વાહનવાળાં ઢોર અને આખા લશ્કરનો સામાન. |
| ૬ श्री शिवछत्रपति महाराज | મલ્હાર રામરાવ ચિટણીસ | ૧૩૫ | ૭૫ | ૧૪૦૦૦ | ૨૦૦૦ થી ૩૦૦૦ | ઘણા | ખાનનું આખું તોપખાનું. | — | | | | |
| ૭ म. भोंसले यांची बखर | વિ.લ. ભાવે | ૩૨ | ૯૫ | ૧૦૮૭ | ૧૨૦૦ | ૧૮૦૦ | ૭૦ | ૧૪૦૦૦ | રૂ. ૧૦૦૦ નીકિંમતનું | | અગિયાર લાખ | ૨૨૫ ભેંસો. |

આ ઉપરાંત અસંખ્ય હથિયારો અને અમાપ દારૂગોળો શિવાજીને મળ્યો.

વખત આવ્યે લડાઈ કરવી પડે તો તેમ કરવાની બધી જરુરી સૂચનાઓ મહારાજે પોતાના અમલદારોને આપી દીધી હતી. આવી સૂચનાઓ આપતી વખતે જ જણાવ્યું હતું કે દુશ્મનનાં જે માણસો હથિયાર નાખી દઈ શરણે આવે તેમને જીવતદાન આપી યુદ્ધના કેદી તરીકે કબજે કરવા. મહારાજનો આ હુકમ સર સેનાપતિ મોરોપંત પિંગળે અને બીજા અમલદારોએ બરાબર પાળ્યો હતો અને તેથી જ દુશ્મન લશ્કરનું મરણ પ્રમાણ ઓછું માલમ પડ્યું છે. જે જે શરણે આવ્યા તેમને મરણના મોંમાંથી બચાવવામાં આવ્યા.

નીચે ઊતરી મહારાજે પોતાનાં ઘવાયેલાં માણસોને જોયાં, જાતે તેમની સાથે વાતચીત કરી, તેમની દવાદારૂ તથા મલમપટ્ટા માટે શી ગોઠવણ કરી છે અને એમની માવજત કેવી થઈ રહી છે તે જોયું. જેટલા ત્યાં પડ્યા હતા તે બધાને મહારાજે હાથ ફેરવતાં ફેરવતાં હિંમત આપી, એમની પ્રશંસા કરી, એમના કામની કદર કરી અને બાળબચ્ચાંના ભરણપોષણ માટે નિશ્ચિંત રહેવા કહ્યું. પોતાનો રાજા–માલીક તેના લશ્કરના અમલદારો અને સિપાહીઓ માટે આટલી બધી કાળજી અને દરકાર રાખે છે તે જાણી ઘવાયેલાઓનાં હૃદયમાં મહારાજ માટે પ્રીતિ અને માન ઉત્પન્ન થયાં. મહારાજના આવા માયાળુ વર્તનથી સૈનિકોને સંતોષ થયો. પૂર્વનાં પુણ્યકર્મનાં ફળ તરીકે આવા સાચા સ્વામીના ખોળામાં પ્રભુએ અમને સોંપ્યા છે એવું મહારાજના સિપાહી અને અમલદારો મગરૂરીથી કહેતા. ગઢ ઉપર રહી પોતાનાં માણસ મોકલી આ બાબત મહારાજ વ્યવસ્થા કરાવી શકત, 'પરંતુ તેમ ન કરતાં મહારાજ પોતે ગયા તેનું કારણ મહારાજ જાણતા હતા કે માલિકની હાજરીથી લડવૈયાઓમાં જે સંતોષ પેદા થાય છે તે ફક્ત ઉત્તમ વ્યવસ્થાથી પેદા થતો નથી. આ માન્યતા સાવસાચી છે અને તે મુજબ મહારાજ વર્ત્યા. નાની નાની બાબતોમાં દીર્ઘદ્રષ્ટિ વાપર્યાથી માણસ બીજા ઉપર બહુ ભારે અસર કરી શકે છે. આમ કરવાથી એવો માણસ પોતા માટે બહુ અનુકૂળ અને સુંદર વાતાવરણ ખડું કરી શકે છે. આવી નાની બાબતોની અસરનાં પરિણામ કેટલીક વખતે બહુ મીઠાં અને મોટાં આવે છે.

આ યુદ્ધમાં પોતાના સરદારો, સેનાપતિઓ, લશ્કરી અમલદારો અને સાધારણ સિપાહીઓ કેટલા મરાયા તેની યાદી મહારાજે તાકીદે તૈયાર કરાવી અને જે શૂરા સિપાહીઓ વીરગતિને પામ્યા હતા તેમના કુટુંબને દિલાસાપત્રો મોકલાવ્યા. દિલાસાપત્રમાં કેવળ દિલગીરી દર્શાવી આંસુ લૂંછવાનો ડોળ કરવામાં આવ્યો ન હતો પરંતુ મરનાર માટે દિલગીરી દર્શાવી તેના વાલીવારસને ઈનામ, ખાસ હક્કો વગેરેનાં વચનો આપી સિપાહીઓની બહાદુરીની કદર કરી હતી. કેટલાકનાં કુટુંબને ભરણપોષણનાં વચનો આપ્યાં હતાં તે પણ મહારાજે તરતજ અમલમાં મૂકી દીધાં. મરનારાઓમાં જેમને છોકરાઓ હતા તેમને નોકરીમાં નોંધી લેવામાં આવ્યા. જેમને સંતાનો ન હતાં પરંતુ સ્ત્રી, માતા અગર તેમની કમાઈ ઉપર જીવનાર બીજાં જે હોય તેમની નિરાધાર સ્થિતિનો વિચાર કરી તેવાંના ભરણપોષણ માટે " વિધવા રોટી " બાંધી આપી.

પોતાના ઘવાયેલા લશ્કરીઓને અને જેમણે લડાઈમાં બહુ બાહોશી અને હિંમત બતાવી હતી તેમને તેમના શૌર્યની અને પરાક્રમની કદર કરી યોગ્ય ઈનામો આપ્યાં. જખમી થયેલાઓને તેમના જખમોના પ્રમાણમાં ૫૦ હોનથી ૨૦૦ હોન સુધી " માંદગી વેતન " આપ્યાં.

મોટા મોટા સરદાર અને જેમણે જબરાં પરાક્રમ કર્યાં હતાં તેમને તેમની સેવાના પ્રમાણમાં હાથી, ઘોડા, સોનાનાં કડાં, સોનાના હાર, શિરપેચ, અને હીરા માણેકના અલંકાર આપ્યા. એનાથી પણ વધારે શૌર્ય અને હિંમતનાં પરાક્રમો કરનારને જાગીર અને ગામ આપવામાં આવ્યાં. લૂંટમાં મેળવેલા દ્રવ્યના પ્રમાણમાં શિવાજી મહારાજે સ્નેહી, સરદાર, સિપાહીઓ વગેરેને ઈનામો અને બક્ષિશો આપવામાં બહુ ધન ખર્ચ્યું. દાનધર્મ અને ખેરાત પણ ખૂબ કરી. શિવાજીના વકીલ પંતાજીપંતને પોષાક, ઘોડો, અલંકાર અને હીવરેગામ બક્ષિશમાં આપ્યાં. ખાનના વકીલ કૃષ્ણાજીપંતને એક ગામ ઈનામ આપ્યું. એ વાઈના કુલકરણી હતા તેથી વાઈ પરગણામાં પણ કેટલાક હક્કો તેમને આપવામાં આવ્યા.

નજરબાજખાતાના વડા વિશ્વાસરાવ નાનાજી મુસેખોરકર જેમણે ખાનના દુષ્ટ હેતુની ખાતમી ફકીરવેશે ખાનની છાવણીમાંથી મેળવી મહારાજ તરફ મોકલાવી હતી, તેમને પુષ્કળ નાણું આપી સંતોષ્યા. આવી રીતે શિવાજી મહારાજે પોતાના વફાદાર, વિશ્વાસુ અને અણી વખતે શિરસાટે કામ કરનારાઓની કદર કરી.

પોતાનાં માણસોનાં ઉત્તમ કૃત્યો માટે તેને સાબાશી આપી, તેમના કૃત્યોની કદર કરનાર માલીકો ઘણા જડી આવશે, પણ પોતાના દુશ્મનદળના ઘવાયેલાઓ પ્રત્યે લાગણી અને યુદ્ધકેદીઓ પ્રત્યે માન ધરાવનાર રાજાઓ ઇતિહાસમાં બહુ શોધખોળ કરે પણ બહુ થોડા જડી આવશે. મહારાજે લડાઈમાં માર્યા ગયેલા દુશ્મનના માણસોને ગીધ અને કાગડાઓને હવાલે ન કર્યા ખાનના મરણ પામેલા મુસલમાનોને મહારાજે દફનાવ્યા અને હિંદુઓને અગ્નિદાહ કરાવ્યો.

### ૩. દુશ્મદળના ઘવાયેલાઓ પ્રત્યે લાગણી અને યુદ્ધકેદી પ્રત્યે માન.

પ્રતાપગઢના યુદ્ધમાં ખાનના લશ્કરમાંના આસરે ૫–૬ હજાર માણસો ઘાયલ થયાનો અડસટ્ટો આંકી શકાય છે અને ૩ થી ૪ હજાર માણસો યુદ્ધના કેદી પકડાયા હોવા જોઈએ. યુદ્ધકેદીઓને મહારાજની સમક્ષ રજૂ કરવામાં આવ્યા. યુદ્ધકેદીઓએ તો પોતાના જીવની આશા મૂકી દીધી હશે અથવા તો જિંદગી સુધી શિવાજીના બંદીખાનામાં સડવાનું નસીબે સર્જેલું માની લીધું હશે પણ કહેવત છે કે “ દુશ્મન મળજો તો દાનો,” તેવી સ્થિતિ ખાનના પકડાયેલા માણસોની થઈ. એમને ડાહ્યો અને ખાનદાન દુશ્મન મળ્યો હતો. શિવાજી મહારાજે યુદ્ધના કેદીઓ તરફ સારી લાગણી બતાવી એટલું જ નહિ પણ સપડાયેલા કેદીઓને તેમના દરજ્જા અને મોભા મુજબ માન આપ્યાં. યુદ્ધકેદીઓમાં ખાનના બે છોકરાઓ, સરદાર જગતાપ અને સરદાર ઝુંઝારરાવ ઘાટગે જેવા મોટા મોભાદાર માણસો હતા. શિવાજીએ દુશ્મનના પકડાયલા માણસો તરફ બહુ મીઠી લાગણી દર્શાવી. દુશ્મનદળના ઘવાયેલાઓની સારવાર માટે પણ પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. મહારાજના લશ્કરમાં જોડાવાની જેમની ઇચ્છા હોય, તેમને તેમના દરજ્જા મુજબ નોકરી ઉપર ચડાવવામાં આવશે, એમ મહારાજે ખાનનાં માણસોને જણાવ્યું અને જેમને પાછા જવું હોય અને પાછા જવા માટે પોતાની પાસે ખર્ચ ખૂટણનું સાધન ન હોય તેમને વાટખર્ચ માટે જોઈતું નાણું આપવા હુકમ કર્યો. શરણે આવેલાઓમાં જેમણે જેમણે પોતાની ચીજો લૂંટના ઢગલામાંથી બતાવી તેમને તેમને તે પાછી આપવામાં આવી. યુદ્ધકેદીઓમાં જે હિંદુ લોકો ખાનના લશ્કરમાં લડતાં કેદ પકડાયા હતા, તેમને મહારાજે કહ્યું–“ અમે મુસલમાની સત્તાની સામે જે યુદ્ધ આરંભ્યું છે, તે અમારા સ્વાર્થ માટે નથી. આજે હિંદુત્વ ભયમાં આવી પડ્યું છે. આજે હિંદુઓનો કોઈ રણીધણી કે વાલીવારસ નથી રહ્યો. હિંદુઓની દુર્દશાનો ખૂબ વિચાર કરી, હિંદુત્વરક્ષણ માટે હિંદુરાજ્ય સ્થાપવાનો અમે નિશ્ચય કર્યો છે અને તે માટે અમો અમારા જાન જોખમમાં નાખી રહ્યા છીએ. મુસલમાની સત્તા અને તેનો દોર તોડે જ હવે છૂટકો છે. ઠેકઠેકાણે અમારા ધર્મ ઉપર હલ્લાઓ થાય છે, અમારાં મંદિરો મુસલમાનો તોડે છે, મૂર્તિઓ ભાંગે છે અને પૂજ્ય ગૌમાતાનો વધ કરી, તેનું લોહી મંદિરોમાં છાંટે છે. હિંદુ સ્ત્રીઓનાં શિયળ લુંટાય છે, તેમના સતીત્વનો ભંગ થાય છે, તેમને ઘસડીને લઈ જવામાં આવે છે. આ બધી સ્થિતિ નજર સામે ખડી થાય છે, ત્યારે સાચા હિંદુને જીવન પણ અસહ્ય થઈ પડે છે. અમે હિંદુત્વ માટે જ્યારે મુસલમાની સત્તા તોડવા, મુસલમાન બાદશાહતની સામે સમરાંગણમાં સમર ખેલીએ છીએ, ત્યારે મુસલમાન સરદાર અને સિપાહીઓને જોઈ, અમને અને અમારા શૂરા સિપાહીઓને શૂર ચડે છે, પણ હિંદુત્વ માટે અમે રણે ચડ્યા હોઈએ, ત્યારે હિંદુઓ જ હિંદુ ધર્મના બચાવમાં શિર ઝૂકાવી કેસરિયાં કરી બહાર પડેલા હિંદુને હણવા આગળ આવે છે, ત્યારે અમે શરમાઈએ છીએ. હિંદુધર્મને હયાત રાખવા માટે અમોએ યુદ્ધ આરંભ્યું છે. અમો જિંદગી સુધી ધર્મ માટે લડીશું. તમારામાંથી જેમને હિંદુ ધર્મ વહાલો હોય, હિંદુ મંદિરો,

મૂર્તિઓ અને હિંદુ સ્ત્રીની ઇજ્જત વહાલાં હોય તે, હિંદુ ધર્મને તારવા માટેના આ યુદ્ધમાં સામેલ થઈ જાઓ. હું તેવા યોદ્ધાને સ્થાન આપવા તૈયાર છું. જેમની ઇચ્છા મારા લશ્કરમાં જોડાવાની ન હોય, તે ભલે ન જોડાય અને તેની મરજીમાં આવે ત્યાં જઈ નોકરી કરે પણ હિંદુ ધર્મના રક્ષણ માટે મરવા સજ્જ થયેલાં માણસોની સામે ન થાય, એટલી સૂચના તો હું તમારા ઉપર હકથી કરીશ." શા હેતુથી મહારાજ યુદ્ધ કરી રહ્યા છે, એમનું સાધ્ય શું છે, તે બહુ ટૂંકમાં એમણે ખાનના દળના પકડાયેલા હિંદુ સિપાહીઓને સમજાવ્યું. મહારાજના દયાળુ વર્તનથી યુદ્ધના હિંદુ મુસલમાન કેદીઓ બહુજ સંતોષ પામ્યા હતા અને દુશ્મન હોવા છતાં પણ પોતાનાં માણસોની જેટલી દરકાર અને કાળજી મહારાજ રાખતા હોય તેટલીજ દરકાર અને કાળજી પોતાની પણ રાખે છે, તો આવા માલીકના ખોળામાં માથું મૂકવું અને આવા માલીકની નોકરી કરવી એવું કેટલાકને લાગ્યું અને તેથી ખાનના દળમાંના પકડાયેલા ઘણા હિંદુઓ શિવાજી મહારાજના લશ્કરમાં જોડાયા. કેટલાક મુસલમાનો પણ શિવાજીની નોકરીમાં જોડાવા કબૂલ થયા.

## ૪. ખંડોજી ખોપડેને દેહાંતદંડની શિક્ષા.

પોતાના નજીવા સ્વાર્થ માટે આખી કોમના ભરેલા ભાણામાં ધૂળ નાખવા તૈયાર થનાર સ્વાર્થી અને નીચવૃત્તિનાં માણસો હિંદુકોમમાં વધારે પાકે છે એવું ઇતિહાસ જાહેર કરે છે. પોતાનો સ્વાર્થ ન સધાય તો આખા સમાજના કલ્યાણ ઉપર અંગાર મૂકવા તૈયાર થનાર માણસો હિંદુકોમમાં ખૂબ પાક્યા છે. ઇર્ષાએ તો હિંદુઓની ખાનાખરાબી કરી દીધી છે. પોતાના હરીફને હરાવવા માટે જયચંદે પરધર્મી શાહબુદ્દીનને પરદેશથી પોતાના દેશ ઉપર ચડાઈ કરવા આમંત્રણ કર્યું અને હિંદુસ્થાનના હિંદુઓને પરધર્મીઓના જુલ્મ નીચે કચડી નંખાવ્યા. ઇર્ષાને વશ થઈ ગુજરાતના ભોળા ભીમે પૃથ્વીરાજને પાડવામાં મદદ કરી. ગુજરાતના માધવ અને દિલ્હીના હાહુલીરાય વગેરેનાં વૃત્તાંતો જાણ્યા પછી પણ હિંદુઓ પોતાનું વેર વસુલ કરવા, પોતાની ઇર્ષા ઠારવા પરધર્મીના પક્ષમાં જતાં જરા આંચકો ખાતા નથી. આવી ઇર્ષાથી ભરેલો અને વેર તથા દ્વેષથી ધૂંધવાયેલો ખંડોજી ખોપડે હતો.

રોહીડખોરાની દેશમુખી ખંડોજી ખોપડેને ન મળી તેથી તેના હરીફ કાનોજી જેધે ઉપર ખંડોજી ભડકે બળી રહ્યો હતો. કાનોજી જેધે શિવાજી મહારાજના પક્ષમાં રહ્યો. રોહીડખોરાની દેશમુખીને માટે ખંડોજી ખોપડેએ, હિંદુ હોઈને હિંદુ ધર્મની ઇજ્જત રાખવા મુસલમાન સત્તા તોડવા હાથમાં માથું લઈ લડી રહેલા હિંદુ ધર્મના તારણહાર, શિવાજીને પકડી આપવાનું વચન, હિંદુ ધર્મનો છળ કરનારા, મૂર્તિઓ તોડનારા, મંદિરમાં ગાય કાપી તેનું લોહી છાંટનારા, અફઝલખાનને આપ્યું હતું. પોતાના ત્રણ હજાર માવળા સિપાહીઓને લઈને ખંડોજી ખોપડે શિવાજીને જમીનદોસ્ત કરવાના કામમાં ખાનને મદદ કરવા ખાનની છાવણીમાં આવી રહ્યો હતો. શિવાજી માવળાઓના જોરથી અને માવળા લશ્કરના દળથી જીતો મેળવે છે તેથી શિવાજીના મુલકના માવળા લોકો વાકેફગાર હોવાથી અફઝલખાનને શિવાજીનો સામનો કરવા માવળાઓના લશ્કરની જરૂર હતી તે ખંડોજીએ પૂરી પાડી. પણ અનુભવે સાબીત થયું કે હિંદુ ધર્મના જુસ્સાથી શિવાજીના માવળાઓ લડતા હતા અને ખંડોજીના માવળાઓ તો પેટની ખાતરજ લડતા હતા, એટલે શિવાજીના માવળાઓમાંનો હિંદુત્વ બચાવવા માટેનો જુસ્સો માવળાઓને હાથે જબરાં કામો કરાવતો. ખંડોજીનાં માણસો બહુ જબરુ કામ લડાઈમાં તો ન કરી શક્યાં, પણ જ્યારે છાવણી ઉપર મહારાજનાં માણસોએ છાપો માર્યો અને ખાનનાં માણસોની કતલ શરૂ થઈ ત્યારે ખાનનો મોટો છોકરો ફાજલખાન પોતાના કબીલા સાથે નાસતો હતો અને ખંડોજી ખોપડે મળ્યો તેને પોતાની જિંદગી બચાવવા માટે એણે ખૂબ કાલાવાલા કર્યા, ખૂબ લાલચો આપી એટલે પોતાનાં ૩૦૦ માણસો ખંડોજીએ ફાજલને આપ્યાં અને એ ૩૦૦ માણસોના રક્ષણથી ફાજલને અને તેના કબીલાને કરાડગામે સહીસલામત પહોંચતા કર્યા.

ખંડોજી ખોપડે શિવાજીના સરદારોને હાથ લાગ્યો. તેને મહારાજ સામે ખડો કરવામાં આવ્યો. શિવાજી જે સ્વરાજ્ય સ્થાપવાનું કામ કરી રહ્યા હતા તેની વિરુદ્ધ મુસલમાનોને ખંડોજી ખોપડે જેવા મરાઠા મદદ કરે એથી મહારાજ બહુ નારાજ થયા હતા. ખંડોજી ખોપડેએ ખાનને મદદ કરવામાં ધર્મદ્રોહ અને દેશદ્રોહ કર્યો છે એમ મહારાજને લાગ્યું. મહારાજ આ ગુના માટે કડક શિક્ષા કરશે એની ખંડોજીને ખાતરી હતી, તેથી એણે શિવાજી મહારાજ તરફથી ખાનની સામે કેસરિયાં કરી લડનાર પોતાના જમાઈ હૈબતરાવ સીલીમકર મારફત મહારાજ પાસે દયાની માગણી કરી. એના હરીફ કાનોજી જેધે મારફતે પણ મહારાજ તરફ વગ ચલાવવા પ્રયત્નો કર્યા. જે મહારાજે દુશ્મનના સિપાહીઓના મુડદાં દફનાવ્યાં, દુશ્મન ખાનનું ધડ પણ એના મોભા મુજબ દફનાવ્યું, જે મહારાજે ખાનના છોકરાઓ જે યુદ્ધના કેદી તરીકે હતા છતાં પણ તેમને માન આપી બિજાપુર પહોંચતા કર્યા, જે મહારાજે દુશ્મનના જે જે સરદારો હાથ લાગ્યા તેમને બધાને માન સાથે ખર્ચખૂટણનો બંદોબસ્ત કરી બિજાપુર પહોંચાડ્યા, તે મહારાજ ખંડોજી ખોપડે પ્રત્યે તો સખત જ રહ્યા. હૈબતરાવ સીલીમકર અને કાનોજી જેધે એ બે મહારાજના માનીતા માણસો હતા. કઠણ વખતે પોતાના વૈભવ અને સર્વસ્વ ઉપર મહારાજના શબ્દની ખાતર લાત મારવા તૈયાર થનાર આ વિશ્વાસુ અને વજનદાર સરદારો હતા. એમણે મહારાજને ખંડોજીના સંબંધમાં વિનંતિ કરી, ખંડોજીના ઉપર દયા કરવા મહારાજને વિનવ્યા. સીલીમકર અને કાનોજી મહારાજને વહાલા હતા પણ મહારાજને તો હિંદુધર્મ અને હિંદુસ્થાન દેશ એથીયે વધુ વહાલો હતો. ન્યાય, નિયમ અને શિસ્તની બાબતમાં મહારાજ બહુ સખત અને કડક હતા. ગમે તે વગવસીલો લાવે તો પણ ધર્મદ્રોહી તથા દેશદ્રોહીને જતો કરવામાં, દેશદ્રોહ અને ધર્મદ્રોહના પાતકને ઉત્તેજન આપવા જેવું મહારાજને લાગતું, તેથી આ બાબતમાં પોતાના માનીતા માણસોનું પણ શિવાજી મહારાજે માન્યું નહિ અને ખંડોજી ખોપડે જે ધર્મદ્રોહી અને દેશદ્રોહી હતો તેને શિક્ષા કરી. હિંદુધર્મ અને સ્વરાજ્ય માટે લડતા યોદ્ધાઓની સામે ખંડોજીએ જે હાથે તલવાર પકડી હતી તે હાથ મહારાજે તોડી નંખાવ્યો અને જે પગથીએ આ પાપ કરવા એ ચાલીને આવ્યો તે પગ કાપી નંખાવ્યા. એવી રીતે મહારાજે મુસલમાન દુશ્મનો પ્રત્યે દયા દાખવી, પણ દેશ અને ધર્મના દ્રોહીને તો દેહાંતદંડની સજા કરી.

## ૫. ખાનના શબની અંત્યેષ્ટિ ક્રિયા અને ખાનનું સ્મારક.

ધવાયેલા અફઝલખાનનું માથું શંભાજી કવજીએ કાપ્યું હતું. શંભાજીનું આ કૃત્ય મહારાજને ગમ્યું ન હતું. ખાનનું ધડ પડ્યું હતું તેને બીજે દિવસે ખાનના માન અને મોભા મુજબ વિધિ કરી મહારાજે દફનાવડાવ્યું. ખાનનું માથું મહારાજ ગઢ ઉપર લઈ ગયા હતા, તેને પ્રતાપગઢ ઉપર શ્રી. ભવાનીના મંદિર સામે અગ્નિ ખૂણા તરફના બુરજમાં બહુ સમારંભથી દટાવ્યું. એ બુરજને "અફઝલ બુરજ" નામ આપવામાં આવ્યું. પોતાના દુશ્મન પ્રત્યે પણ આટલું બધું માન રાખવું એ મહાપુરુષો જ કરી શકે. પોતાનું ખૂન કરવા માટે જેણે ઘા કર્યો તે અફઝલખાનને દ્વંદ્વયુદ્ધમાં પૂરો કર્યા પછી વિધિપૂર્વક તેની આખર વિધિ કરાવીને મહારાજ અટક્યા નથી પણ તેના માથાને દફનાવ્યું તે સ્થળ ઉપર કબર ચણાવડાવી અને તે કબરની મરામત વગેરે માટે પણ વાર્ષિક આવકની ગોઠવણ કરી દીધી. હડહડતા કટ્ટા દુશ્મન પ્રત્યે આવું ઉદાર વર્તન બતાવનાર રાજાઓ દુનિયાના ઇતિહાસમાં જવલ્લે જ જડી આવશે.

## ૬. ખાનનું ખડગ અને જીત પછીનું જાહેરનામું.

મુલાકાત મંડપમાં શિવાજીને ભેટવાને બહાને ખાને મહારાજને બાથ ભીડી. મહારાજની મૂંડી દાબી બગલમાં દાબી દીધા પછી શિવાજીના વાઘનખ ભોંકવાથી અને બિછવાના ઘાથી ખાને શિવાજીને

છોડ્યો પણ છોડ્યા પછી જે તલવારથી મહારાજ ઉપર ઘા કર્યો હતો તે તલવાર હજુ પણ શિવાજી મહારાજના વંશજોએ સાચવી રાખી છે ( History of the Maratha People, 163 ).

અફ્ઝલખાનના બાદશાહી તંબુનો સોનાના કળશવાળો સ્થંભ શિવાજી મહારાજે મહાબળેશ્વરના મંદિરને ભેટ કર્યો હતો જે આજે પણ ત્યાં શોભી રહ્યો છે.

શિવાજી મહારાજ તુળજાપુરની ભવાનીના ભક્ત હતા. તુળજાપુરની ભવાનીમા મહારાજને અડગ શ્રદ્ધા હતી. પ્રતાપગઢના યુદ્ધમાં જીત મેળવ્યા પછી શ્રી ભવાનીના દર્શન માટે તુળજાપુર જવાની તૈયારીમાં મહારાજ હતા. મહારાજ તુળજાપુર જવા માટે નીકળવાના હતા, તે પહેલાં મહારાજને શ્રી ભવાનીએ સ્વપ્નમાં દર્શન દીધાં અને મહારાજને જણાવ્યું " તું મારી પ્રતિમાનું ત્યાં જ સ્થાપન કર અને બાધા વગેરે જે રાખવાં હોય અને ઉતારવાં હોય એ બધું ત્યાં જ તું કરજે." મહારાજે તરત ગંડકીની શિલા મંગાવી અને કુશળ કારીગર સલાટોને તુળજાપુર મોકલી ત્યાંની મૂર્તિનુ જે ધ્યાન છે, તેવા જ ધ્યાનવાળી મૂર્તિ બનાવવા હુકમ આપ્યો. તુળજાપુરની ભવાનીની મૂર્તિ જેવી જ પ્રતિમા તૈયાર કરાવી અને મહારાજે એ પ્રતિમા વિધિપૂર્વક મંદિરમાં પધરાવી. એ મૂર્તિની પૂજા, અર્ચા, નૈવેદ્ય, ઉત્સવ વગેરે બધું ચલાવવા માટે ઘટિત વ્યવસ્થા મહારાજે કરી.

પ્રતાપગઢના યુદ્ધમાં મહારાજને વિજય મળ્યાને આશરે અઠવાડિયું થયા પછી વાઈ સુબાયતની પ્રજા પ્રત્યે મહારાજે એક જાહેરનામું બહાર પાડી, ઢંઢેરો પિટાવ્યો. આ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં મહારાજે બહુ દીર્ઘદૃષ્ટિ અને ઊંડી નજર દોડાવી હતી. કેટલીક વખતે તરતની જીતેલી પ્રજાને કેટલાક ખટપટિયા, અને વિઘ્નસંતોષી માણસો બહેકાવે છે અને ખોટી ખોટી વાતો ફેલાવી, લોકોનાં મન ભારે ચિંતામાં નાખે છે. આવા લોકોને ખોટી ઉશ્કેરણી કરવાનું ન ફાવે માટે મહારાજે વાઈ સુબાયતના લોકો પ્રત્યે જાહેરનામું બહાર પાડ્યું:-" મુસલમાની અમલ દરમિયાન તમારી પ્રત્યે જેવું વર્તન રાખવામાં આવ્યું, તેના કરતાં પણ વધારે સુખ અમારા સ્વરાજ્યમાં પ્રજાને મળશે. કોઈ પણ વ્યક્તિના ધર્મમા અમો હાથ ઘાલીશું નહિ. કોમનો સવાલ બાજુએ મૂકી દરેક વ્યક્તિને તેની લાયકાત, અક્કલ અને હોશિયારી જોઈને સરકારી નોકરીઓ આપવામાં આવશે. હિંદુ દેવસ્થાનોનાં ઈનામો ચાલુ રહેશે, તેવી જ રીતે મુસલમાનોનાં પણ ધર્માદા દેવસ્થાનનાં ઈનામો ચાલુ રહેશે," વગેરે બાબતો જાહેરનામામા જાહેર કરી પ્રજાની ચિંતાઓ દૂર કરી.

---

## પ્રકરણ ૪ થું



### ૧. વિજય પછી દિગ્વિજય-કોલ્હાપુરનો સંગ્રામ.

**અફ્ઝલખાન** જે લશ્કર સાથે શિવાજી ઉપર ચડાઈ લઈ ગયો હતો તેમાં, ખાનની ચડાઈના, તેનાં પરાક્રમના, બાદશાહી જીતના અને શિવાજીના નાશના શુભ સમાચાર બાદશાહને બિજાપુર તાકીદે મળે તે માટે બાદશાહે ખાસ ગુપ્ત જાસૂસો અને બેપિયાઓ રોક્યા હતા. શિવાજી ગિરફતાર થયાના કે તેનો નાશ કર્યાના સમાચાર ભારે આનંદ અને સમારંભથી રાજ્યમાં ઉજવવા બાદશાહ, સર-

દારો અને બીજાઓ આતુર હતા. શુભ સમાચારની બાદશાહ, રાજમાતા, તથા બીજા સરદારો ચાતક માફક રાહ જોઈ રહ્યા હતા. જીતના સમાચાર સાંભળવા તલસી રહેલા કાન, રાહ જોઈ કંટાળી ગયા, પણ શુભ સમાચાર ન આવ્યા. અફઝલખાનના શિરચ્છેદના અને આદિલશાહી લશ્કરના ફનાફાતિયા થયાના સમાચાર આદિલશાહને ચોથે દિવસે મળ્યા. બાદશાહે ખાસ રોકેલા જાસૂસ ખેપિયામાંથી એક મોકાણના સમાચાર લઈને આવ્યો. અલી આદિલશાહ પોતે તખ્ત ઉપર બેઠો હતો, રાજમાતા ઓઝલ પડદામાં બિરાજ્યાં હતાં, બીજા સરદારો અને વિશ્વાસુ માણસો બેઠા હતા, ત્યાં આ ખાસ જાસૂસ આવી માથું નીચું નમાવીને ઊભો. જાસૂસનું મ્લાન મુખ જોઈ કેટલાક સરદારોએ તો માઠા સમાચારની કલ્પના કરી લીધી. જાસૂસે ડૂસકાં ખાતાં, રડતે અવાજે કહ્યું "સરદાર અફઝલખાનનો પરાજય થયો છે. સરદારને ગારદ કરી તેમનું શિર કાપીને શિવાજી લઈ ગયો. આપણા લશ્કરની ભારે કતલ થઈ છે. આપણી છાવણીઓ તદ્દન લૂંટાઈ ગઈ છે. લશ્કર રફેતફે થઈ ગયું છે. ઘણા ઘાયલ થયા છે, ઘણા કતલ થયા છે, ઘણા કેદ પકડાયા છે અને બાકીના જીવ બચાવી નાઠા છે." આ અશુભ સમાચાર સાંભળીને સર્વેને વીજળીનો આંચકો લાગ્યો હોય એમ થયું. અલી આદિલશાહ આંખમાં આંસુ સાથે તુરત તખ્ત ઉપરથી ઊઠી ખાનગી મહેલમાં ગયો અને ત્યાં પલંગ ઉપર પડી પોતાના પ્યારા સરદાર માટે વિલાપ કરવા લાગ્યો. રાજમાતા બેગમ સાહેબાએ પણ ભારે શોક કર્યો. "અલ્લા અલ્લા, ખુદા ખુદા" શબ્દો ઉચ્ચારી પલંગ ઉપર પડીને પેટ ભરીને રડી. બેગમ સાહેબાએ ત્રણ દિવસ સુધી અન્ન પાણીનો ત્યાગ કર્યો. આખા શહેરમાં ગમગીની ફેલાઈ રહી અને હવે શિવાજી આવીને બિજાપુર લૂંટશે એ બીક રૈયતમાં પેઠી. રૈયત ભયભીત બની ગઈ હતી.

યુદ્ધનીતિમાં નિપુણ અને સમર કળામાં કુશળ સેનાપતિઓ વિજય મળ્યા પછી વિજયનો અમલ સૈનિકોમાંથી ઊતરી જાય તે પહેલાં, મુશ્કેલી નડે એમ ન હોય તો, વિજય પામેલા લશ્કરને આગળ કૂચ કરાવી, મહત્ત્વની ફત્તેહ મેળવી લેવા ભૂલતા નથી. ખરી કટોકટી અને નોખમની લડાઈઓમાં વિજય પામેલું લશ્કર વિજયના મદ અને જુસ્સાને લીધે બેવડું બળ પામે છે. યશસ્વી નિવડેલા લશ્કરના સૈનિકોને આરામ આપતાં પહેલાં કસાયેલા સેનાપતિઓ તેમની પાસેથી થોડે ભોગે મોટાં અને અતિ અઘરાં કામો સહેલાઈથી લઈ શકે છે. વિજયમદ સૈનિકોમાં અનેરું બળ પેદા કરે છે. કુદરતી રીતે પેદા થયેલા એ બળનો લાભ, સંજોગો ઝીણવટથી તપાસીને લેવામાં આવે તો સાધારણ સંજોગોમાં કઠણ મનાતાં કામોનો સહેલાઈથી ઉકેલ આવી શકે. આવી તકનો લાભ અનુભવી સેનાપતિઓ અવશ્ય લે છે. શિવાજી મહારાજે જોયું કે પ્રતાપગઢમાં મળેલી જીતને લીધે મરાઠા લશ્કરમાં ભારે ઉત્સાહ અને અજબ બળ પેદા થયાં છે. એ વધારાનું બળ અને ઉત્સાહ થોડી મુદત પછી શમી જવાનાં છે એટલે એમણે એ બળ અને ઉત્સાહનો પૂરેપુરો લાભ લેવાનો વિચાર કર્યો. પ્રતાપગઢના યુદ્ધની તૈયારીમાં અને યુદ્ધમાં મહારાજ અને તેમના મિત્રોને અવિશ્રાંત શ્રમ પડ્યો હતો છતાં પણ મહારાજે કમરબંધીના હુકમો કાયમ જ રાખ્યા હતા. પ્રતાપગઢના યુદ્ધ પછી મહારાજે પોતાના વહાલા સૈનિકોને આરામ ન આપ્યો, પોતાના વહાલા સેનાપતિઓને આરામ ન આપ્યો, પોતાના વહાલા મિત્રોને આરામ ન આપ્યો, એટલું જ નહિ પણ પોતે, જરુર હોવા છતાં, આરામ ન લીધો. વિજય પામેલા લશ્કરના બળથી કૃષ્ણા નદીની ખીણનાં આદિલશાહી ગામો જીતી લેવાનો વિચાર કર્યો. વિજયથી જુસ્સામાં આવી ગયેલા લશ્કરનો જુસ્સો ફોગટ નહિ જવા દેવાનો નિશ્ચય કરી મહારાજ પ્રતાપગઢથી નીકળી વાઈ ગયા. આ વખતે સર સેનાપતિ નેતાજી પાલકર નાસતા દુશ્મનની પૂંઠે પડ્યો હતો, તેને પાછો બોલાવ્યો. સેનાપતિ સાથે કાર્યક્રમ નક્કી કરી લશ્કરની એક ટુકડી ચંદન અને વંદનના કિલ્લાઓને ઘેરો ઘાલવા મોકલી. એ ગાળાના આદિલશાહી મુલક માટેનું બાદશાહી થાણું આ કિલ્લાઓમાં રહેતું. એ ગાળાનો મુલક સહેલાઈથી લઈ શકાય તે માટે ચંદન અને વંદન કિલ્લાઓ પહેલાં જ સર કરી લેવાનું મહારાજે દુરસ્ત ધાર્યું. પ્રતાપગઢના

યુદ્ધમાં વિજય પામેલા લશ્કરને લઈ મહારાજ દિગ્વિજય કરવા નીકળ્યા. તેમણે આ કૂચમાં નીચેનાં ગામો પોતાની સત્તા નીચે આણ્યાંઃ—(૧) ખટાવ (૨) માયણી (૩) રામાપુર (૪) કલેઢોણુ (૫) વાળવે (૬) હલ જ્યંતિકા (૭) અષ્ટિ (૮) વડગાંવ (૯) અષ્ટે (૧૦) વેલાપુર (૧૧) ઔદુંબર (૧૨) મસૂર (૧૩) કરાડ (૧૪) સુપેં (૧૫) તાંબે (૧૬) પાલી (૧૭) નેરલેં (૧૮) કામેરી (૧૯) વિસાપુર (૨૦) સાવે (૨૧) ઉરણુ (૨૨) કોળે અને (૨૩) કોલ્હાપુર ( **शिवभारत** પા. ૨૩૧ ).

શિવાજી મહારાજ ઉપર ચડાઈ કર્યાનું સાંભળી, મહારાજ અફઝલખાન જેવા બળવાન શત્રુનો સામનો કરવામાં ગૂંથાયેલા હતા તે તકનો લાભ લઈ જંજીરાના સીદીએ મહારાજના તાબાના તળા અને ઘોસાળા એ કિલ્લાઓને ઘેરો ઘાલ્યો. ઘેરો ઘાલ્યો ત્યારે સીદીને ખાતરી હતી કે અફઝલખાન મહારાજને પૂરેપુરો મહાત કરશે અને આ કિલ્લાઓ પોતાને પચી જશે પણ સીદીની ધારણા ખરી પડી નહિ. જ્યારે સીદીએ સાંભળ્યું કે ખાનને મહારાજે પૂરો કર્યો અને એના લશ્કરને મારી નસાડયું ત્યારે તેણે મૂગે મોઢે ઘેરો ઉઠાવી લીધો. આ સીદી ઉપર ચડાઈ કરવાનો મહારાજનો વિચાર હતો પરંતુ તેમનું ધ્યાન પનાળા કિલ્લા તરફ ખેંચાયું તેથી તે પનાળાગઢ હસ્તગત કરવાના કામમાં મંડી પડ્યા. આ કિલ્લો કોલ્હાપુર પ્રાન્તમાં આવ્યો હતો.

મહારાજ કોલ્હાપુર પ્રાન્તમાં પેઠા તે વખતે તે પ્રાન્તનો બિજાપુરી સૂબો સરદાર રુસ્તમઝમાન હતો. આ સુબેદારના અમલ નીચે એક હિંદુ કિલ્લેદારના કબજામાં આ કિલ્લો હતો. મહારાજે પનાળા-લેવાનો નિશ્ચય કર્યો પણ હંમેશની એમની પદ્ધતિ મુજબ જે કામ ઓછી નુકસાની વેઠીને કળથી સાધ્ય થતું હોય તે માટે બળ વાપરીને વધારે નુકસાનીમાં ઊતરવાનું એમણે માંડી વાળ્યું. પોતાના વિશ્વાસુ અમલદાર સરદાર અણ્ણાજી દત્તોની મારફતે કિલ્લો લડત વગર સોંપી દેવાની બાબતમાં કિલ્લેદારની સાથે સંદેશા શરૂ કરાવ્યા. આ સંદેશાને પરિણામે આ કિલ્લો મહારાજને હાથ લાગ્યો. આ સંબંધમાં વિગતવાર હકીકત નીચે આપવામાં આવી છે.

સરદાર અણ્ણાજી દત્તોએ કિલ્લેદારને સાધ્યો. કિલ્લેદાર કિલ્લો સોંપી દેવા કબૂલ થયો. કિલ્લેદારને સમજાવવામાં આવ્યો છે અને કિલ્લો આપને સ્વાધીન કરવા તૈયાર છે એવો સંદેશો અણ્ણાજી દત્તો તરફથી મહારાજને મળ્યો. પણ મહારાજ દુશ્મન અને તેનાં માણસો સાથેના વર્તનમાં બહુ જ સાવચેત અને પુરા સાવધ હતા. દુશ્મનનાં કૃત્યોને એ શંકાની નજરથી જ જોતા અને પૂરેપુરી ખાતરી થયા પછી અને એમની કસોટીએ શત્રુનો માણસ બરોબર ઊતરે તો જ એના ઉપર એ વિશ્વાસ રાખતા. કિલ્લેદાર માટે મહારાજના મનમાં શંકા ઊભી થઈ. એમને લાગ્યું કે કિલ્લેદારનો જવાબ એ શત્રુએ પાથરેલી જાળ પણ હોય. આવી રીતની શક્ય શંકાઓ મહારાજના મનમાં ઊભી થઈ. કિલ્લેદારે કાવતું રચી એક પ્રકારની જાળ પાથરી નથી એવી ખાતરી થયા સિવાય તેના પ્રત્યે અવિશ્વાસ બતાવી એનું મન ખાટું કરવું એ પણ મહારાજને ઠીક લાગ્યું નહિ. ખરી લાગણીથી કિલ્લેદારે કિલ્લો આપવાનું વચન આપ્યું હોય અને જો એને લાગે કે એના પ્રત્યે તો અવિશ્વાસ જ છે તો દુશ્મનનો એક માણસ આપણામાં આવવા તૈયાર હોય તેને ખોવા જેવું થાય. કિલ્લેદારનું દિલ દુભાવ્યા સિવાય પૂરેપુરી સાવધાની રાખીને વર્તવાનો રસ્તો મહારાજે શોધી કાઢયો. સરદાર અણ્ણાજી દત્તોને કિલ્લાનો કબજો લેવા માટે કિલ્લેદાર પાસે મોકલ્યો અને મહારાજ પોતે લશ્કર સાથે સજ્જ થઈને પનાળાગઢથી થોડે દૂર ઊભા રહ્યા. આ કરવામાં મહારાજનો હેતુ એ હતો કે કિલ્લેદારે જો કાવત્રુ કર્યું હશે તો તે હવે ખુલ્લું થઈ જશે અને તેમ હશે તો તે કિલ્લા ઉપર ચડાઈ કરવા મહારાજ સજ્જ થઈને વાટ જોતા ઊભા જ હતા અને જો કોઈપણ જાતનું કાવત્રું કે કપટ નહિ હોય તો કિલ્લો સરદાર અણ્ણાજી દત્તોને સ્વાધીન કરી દેશે એટલે મહારાજ કિલ્લામાં લશ્કર સાથે કિલ્લાનો બંદોબસ્ત કરવા જાય. કિલ્લેદારનું કપટ કે કાવત્રું કર્યું ન હતું. કિલ્લેદારે કિલ્લો અણ્ણાજી દત્તોને સ્વાધીન કર્યો.

તા. ૨૮ મી નવેમ્બર, ૧૬૫૯ ને રોજ પનાળાનો કિલ્લો મહારાજના હાથમાં આવ્યો ( જેધે શકાવલી ). ઉપર જઈને મહારાજે જ્યારે એ કિલ્લો જોયો ત્યારે તેમને અતિ આનંદ થયો. એ કિલ્લો બહુ મોટો અને બધી જાતની સગવડવાળો હતો. એ કિલ્લા ઉપર રાજમહેલ, કૂવા, વાવ, તલાવો, બગીચાઓ વગેરે હતાં. કિલ્લો મજબૂત, મહત્ત્વનો અને આકર્ષક હતો.

પનાળાગઢ કબજે કર્યા પછી કરાડ નજીકના પવનગઢ અને વસંતગઢ એ કિલ્લાઓ હસ્તગત કર્યા. આ કિલ્લાઓ હસ્તગત કર્યા પછી રાંગણા અને ખેલણા કિલ્લાઓ લડાઈ કરીને મેળવ્યા. ખેલણાગઢ જીત્યા પછી તેનું નામ વિશાળગઢ પાડવામાં આવ્યું.

એવી રીતે મહારાજે આદિલશાહી મુલક જીતીને શિરાળાની ગઢી સુધી જમીનમહેસૂલ વસૂલ કરવા માટે ૩૨ થાણાં બેસાડ્યાં. આ વખતે કોલ્હાપુર પ્રાંતની સૂબેદારીનું મુખ્ય શહેર મીરજ હતું. બિજાપુર સરકારના મુલકની મહારાજે આ દશા કરવા માંડી એટલે સરદાર રુસ્તમઝમાન ૩૦૦૦ માણસોનું લશ્કર લઈને મહારાજ ઉપર ચડી આવ્યો પણ તેને શિવાજી મહારાજે પાછો હાંકી કાઢ્યો ( કાફીખાન ) અને પોતે બિજાપુરના મુલકો જીતતા અને ખંડણીઓ વસૂલ કરતા ઠેઠ બિજાપુરના દરવાજા સુધી જઈ પહોંચ્યા. ત્યાંથી પૂરવેગમાં મહારાજ પાછા ફર્યા. મહારાજના ફરમાન મુજબ સરદાર અણ્ણાજી દત્તોએ પાયદળ તૈયાર રાખ્યું હતું. તે લઈને મહારાજ રત્નાગિરિ પ્રાંતમાં પેઠા ઈ. સ. ૧૬૬૦ ( કિંકેડ પારસનીસ ). ત્યાંનાં બંદરો અને ગામો કબજે કરવામાં ફત્તેહમંદ નીવડ્યા. મહારાજે દાભોળના થાણદારને નસાડી, દાભોળ અને તેના તાબાનાં સર્વે થાણાંઓ કબજે કર્યાં.

## ૨. બિજાપુરનો દુઃખદર્શક દરબાર.

શિવાજી મહારાજનો નાશ કરવા માટે અફઝલખાન જ્યારે બિજાપુરથી નીકળ્યો, ત્યારે તેને વિદાયનું માન આપવા માટે બિજાપુરમાં ભારે દરબાર ભરાયો હતો. તે વખતે બિજાપુરી સરદારોમાં જે ઉત્સાહ, જે આનંદ, જે હિંમત, જે આશા, જે ઉમેદ અને જે શૌર્ય નજરે પડતાં હતાં તે આજે સ્વપ્નવત થઈ ગયાં. આજે દરબારના ઉત્સાહભંગ સરદારોના મોં ઉપર નિરાશા નજરે પડતી હતી. સરદારો શોક-દર્શક પોશાક પહેરીને દરબારમાં આવ્યા હતા. બધે શોક છવાઈ રહ્યો હતો. પ્રતાપગઢના યુદ્ધમાં માર-ખાઈને રણભૂમિ મૂકીને નાસી આવેલા સરદારોએ, શિવાજીએ આદિલશાહી લશ્કરની કરેલી દુર્દશાની વાતો જણાવી તેથી આદિલશાહી પ્રજામાં ગ્લાનિ અને ગમગીની ફેલાયાં હતાં. અફઝલખાનના મરણના સમાચારથી અલી આદિલશાહને અને બડી બેગમ સાહેબાને આઘાત પહોંચ્યો હતો, પણ આદિલશાહી લશ્કર રફેદફે થઈ ગયું, સરદારો નાસી ગયા, યોદ્ધાઓ ઘાયલ થયા અને સિપાહીઓનો કચ્ચરઘાણ નીકળી ગયો એ ખબરે બાદશાહ, બડી બેગમ સાહેબા, રાજ્યના સરદારો અને જવાબદાર અમલદારોના હૈયાને વિજળીનો આંચકો લાગ્યો. યુદ્ધનો સરસામાન, દારૂગોળો, શસ્ત્રાસ્ત્ર વગેરે લડાઈનાં સાધનો આદિલ-શાહીએ ખોયાં તેની દિલગીરી કરતાં તે શિવાજી જેવા કટ્ટા દુશ્મનના હાથમાં ગયાં તેનો શોક સૌને વધારે લાગ્યો. બિજાપુર સરકારના લશ્કરની આવી દુર્દશા કરીને શિવાજીએ આદિલશાહીનું નાક કાપી લીધું એવું આત્મમાનની લાગણીવાળા સરદારોને લાગ્યું. આદિલશાહીના મુત્સદ્દીઓને તો લાગ્યું કે આ હાર જો મૂગે મોઢે બિજાપુર સરકાર સહન કરી લે તો તે આદિલશાહીની હયાતી ઉપર એક ભારે ફટકા સમાન નીવડશે. અફઝલખાનના વધની વાત સાંભળીને કસાયેલા અનુભવી મુત્સદ્દીઓની તો ખાતરી જ થઈ ગઈ હતી કે શિવાજી અફઝલખાનને હરાવીને છાનો બેસવાનો નથી પણ વિજયના જુસ્સાનો લાભ લઈ આદિલશાહીને એ સતાવીને ભારે સંકટમાં ઉતારશે. હવે શું કરવું તેનો વિચાર કરી મુત્સદ્દી સરદારોનાં વિવેચનો બાદ નિર્ણય ઉપર આવવા માટે અલી આદિલશાહે પોતાના મુત્સદ્દી સરદારોને તેમના અભિપ્રાયો જણાવવા સૂચના કરી.

ફાજલખાન, યાકુતખાન, અંકુશખાન, હસનખાન, મુસેખાન વગેરે રણમાંથી ભાગી આવેલા સરદારોએ પ્રતાપગઢના યુદ્ધની હકીકતથી દરબારના સરદારોને વાકેફ કર્યા અને બાદશાહ સલામતને તેમણે જણાવ્યું કે શિવાજીએ આપણા સરદારનો તેને પોતાને ત્યાં લઈ જઈને વધ કર્યો છે, એનો બદલો લીધેજ છૂટકો છે. સરદાર સાહેબ અફઝલખાન પોતાનું લશ્કર લઈને જો મુલાકાત મંડપમાં ગયા હોત તો આ બનાવ બનવા ન પામત. આ સાંભળી બિજાપુર સરકાર બોલ્યા, "કેવળ સાહસિક વૃત્તિથીજ આવાં કામો નથી થતાં. માણસમાં પરાક્રમ હોય પણ જો પરાક્રમની સાથે ડહાપણ, દીર્ઘદૃષ્ટિ અને સાવચેતી વગેરે સદ્‌ગુણો ન હોય તો તે પુરુષ ધારેલું કામ પાર નથી પાડી શકતો. એકલી હિંમત, એકલું શૌર્ય કે એકલું સાહસ ડહાપણને અભાવે કેટલીક ફેરા માઠું પરિણામ લાવે છે. આપણા વહાલા સરદારનું વેર તો આપણે લેવાનું જ છે. આખી આદિલશાહીના નાક ઉપર શિવાજીએ ઘા કર્યો છે તેની શિક્ષા તો તેને કરવાની જ છે. આદિલશાહી સિંહને છંછેડવામાં એણે સાર નથી કાઢ્યો એ આપણે બતાવી આપવાનું છે. શિવાજી બહુ બહેકી ગયો છે. એના અને એના સરદારોનાં મગજની રાઈ આદિલશાહી સરદારો ઉતાર્યા સિવાય રહેવાના નથી. આ બાદશાહતના સરદારો આવા ચૂઆઓથી કદી પણ ગભરાવાના નથી. આપણા શૂરવીર સરદારનું શિર કાપનાર શિવાજી અને એના સાથીઓ તથા મળતિયાઓનાં જડમૂળ ઉખેડી નાખવા તમે તૈયાર થઈ જાઓ. નજરબાજખાતા તરફથી ખબર મળે છે કે વિજયમદથી ફુલાઈને શિવાજી ખૂબ તોફાને ચડ્યો છે. એ લશ્કર લઈને વાઈ આવી પહોંચ્યો છે, ત્યાંથી એ પનાળાગઢ તરફ જશે એમ મને લાગ્યું હતું. ખાતરીની ખબરોથી હવે માલુમ પડયું છે કે શિવાજીએ આ બાદશાહતનો ઘણો મુલક જીતી લીધો છે અને પનાળાગઢ તથા બીજા કિલ્લાઓ બથાવી બેઠો છે. આ વખત હવે શાંત બેસી રહેવાનો નથી. આ તો આદિલશાહીની આબરૂનો સવાલ છે. મારા રાજ્યના શૂરા સરદારો! તમારા બળમાં મને વિશ્વાસ છે. તમે સત્વર જઈને શત્રુનો સંહાર કરો. શિવાજીનો પરાજય કરી દક્ષિણને દેખાડી દો કે આદિલશાહી સરદારોને છંછેડવા એ જીવનું જોખમ છે." સરદારોએ પછી પોતપોતાના અભિપ્રાયો આપ્યા અને શિવાજી ઉપર બીજી ચડાઈ લઈ જવાનું નક્કી કરી એ ચડાઈના સેનાપતિ તરીકે રુસ્તમઝમાનને નક્કી કરવામાં આવ્યા. અફઝલખાનના વધ પછી પોતાના ભાઈને મૂકીને રણમાંથી નાસી આવેલો અફઝલખાનનો દીકરો ફાજલખાન બાપનું વેર લેવા બહુ આતુર હતો. તેણે બાદશાહ પાસે તેને આ ચડાઈમાં મોકલવાની માગણી કરી. મોટું લશ્કર લઈ બિજાપુરથી રુસ્તમઝમાનની મદદમાં જવા તેને પરવાનગી આપવામાં આવી અને દરબાર બરખાસ્ત થયો. બાપનું વેર લેવા માટે ફાજલખાન મોટું લશ્કર લઈ બિજાપુરથી મીરજ તરફ જવાને નીકળ્યો. રુસ્તમઝમાનની મદદે આવવા માટે ફાજલખાન લશ્કર લઈને બિજાપુરથી નીકળી ગયો છે અને તે બનતી ત્વરાએ મીરજ તરફ આવી રહ્યો છે, એવા સમાચાર મહારાજને મળ્યા એટલે મહારાજે પણ આ બળવાન શત્રુનો સામનો કરવા માટે જરૂરી સામગ્રી તૈયાર કરી. અમુક સરદારોને તેમના સૈન્ય સાથે હાજર થઈ જવા માટે મહારાજે હુકમો છોડ્યા અને તે મુજબ સરદારો તૈયાર થઈને આવી ગયા. રુસ્તમઝમાન તથા ફાજલખાન બંને ભેગા બળથી પનાળા તરફ ધસી આવે છે એ ખબર મહારાજને મળી એટલે મહારાજ પનાળા કિલ્લાનો બરાબર બંદોબસ્ત કરી પોતાના લશ્કર સાથે શત્રુનો સામનો કરવા પનાળેથી નીકળ્યા. બંને પક્ષની સેના કોલ્હાપુર આગળ ભેગી થઈ.

ઈ. સ. ૧૬૫૯ ની ૨૮ મી ડિસેંબર ને રોજ કોલ્હાપુર આગળ આદિલશાહી અને મરાઠા લશ્કર વચ્ચે ભારે લડાઈ થઈ (राज्याभिषेक शकावली). સમરાંગણ ઉપર આદિલશાહી લશ્કરને બરાબર વ્યવસ્થિત ગોઠવી સેનાપતિ રૂસ્તમઝમાને પોતાના હાથ નીચેના સરદારોને સૂચનાઓ આપી. "સેનાપતિ રુસ્તમઝમાન લશ્કરના મધ્ય ભાગનું રક્ષણ કરશે. સરદાર ફાજલખાને લશ્કરની ડાબી બગલનું રક્ષણ કરવું, મલીક ઈતબારખાન અને સાદતશાહે જમણી બાજુનું રક્ષણ કરવું. ફત્તેખાન અને મુલ્લા હયાતખા."

માથે લશ્કરની પાછળના રક્ષણની જવાબદારી નાંખવામાં આવે છે." બિજાપુરના મુસલમાની લશ્કરના મરાઠા સરદાર સંતાજી ઘોરપડે, સર્જેરાવ ઘાટગે અને એવા બીજા સરદારોને લશ્કરનું ચારે તરફથી રક્ષણ કરવાનું કામ સોંપ્યું. શત્રુદળ વ્યવસ્થિતપણે ગોઠવાઈને પોતાનો સામનો કરવા વાટ જોતું ઊભેલું. શિવાજી મહારાજે જોયું અને પોતાના સૈનિકોને શૂર ચડાવ્યું. " શત્રુ સેનાને તમે અનેક વખતે મારી હઠાવી છે, તમારી તલવારનો સ્વાદ એમણે અનેક વખતે ચાખ્યો છે છતાં ફરી ફરી તમારા ઉપર ચઢાઈ કરે છે તો આ સમરાંગણમાં તમે એમને પૂરેપુરો સ્વાદ ચખાડો. સેનાપતિ નેતાજી પાલકરે ફાજલખાન ઉપર હલ્લો કરવો. સરદાર ભીમાજી વાઘે મુલ્લા હયાત ઉપર તૂટી પડવું. સરદાર હિરાજી ઈંગળે મલીક ઇતિબારની ખબર લે. સરદાર મહાડિક ફત્તેખાનને સ્વાદ ચખાડે. સીધોજી પવાર સાદતખાનને પૂરો પડશે. ગોદાજી જગતાપ મુસલમાન પક્ષના ઘાટગે અને ઘોરપડે ઉપર તૂટી પડે. સરદાર ખરાટે અને પાંઢરે દુશ્મન દળની જમણી બગલ ઉપર અને સરદાર જાદવ તથા હિલાલ ડાબી બગલ ઉપર હલ્લો કરે. હું જાતે આદિલશાહી લશ્કરના શૂરા યવન સેનાપતિ રુસ્તમઝમાન ઉપર હલ્લો કરી એને પૂરો કરીશ." લશ્કરને શૂર ચડાવવા માટે બન્ને તરફનાં રણવાદ્યો વાગવા લાગ્યાં. ઘનઘોર યુદ્ધ શરૂ થયું. લોહીની નીકો વહેવા લાગી. હર હર મહાદેવ અને અલ્લાહો અકબરના અવાજો ઉપરાઉપરી સંભળાવા લાગ્યા. થોડા વખત પછી અલ્લાહો અકબરના અવાજ સહેજ ધીમા પડ્યા. એ અવાજ જેમ જેમ ધીમા પડતા ગયા તેમ તેમ હર હર મહાદેવના અવાજ વધારે સંભળાવા લાગ્યા. મહારાજના સરદારોનો મારો ઘણોજ સખત હતો. શત્રુના સિપાહીઓ શિવાજીના સૈનિકોનો માર સહન ન કરી શક્યા.

આદિલશાહી સરદારોએ પોતાના લશ્કરને અનેક વખતે વ્યવસ્થિત કર્યું. દુશ્મનદળ ઢીલું પડેલું જોઈ મહારાજના સરદારોએ પોતાના સૈનિકોને હિંમત આપી શૂર ચડાવ્યું. મરાઠાઓ જોસમાં આવી ગયા. આદિલશાહી લશ્કરમાં ભંગાણ પડ્યું. નેતાજી પાલકરે ફાજલખાન ઉપર બહુજ જુસ્સાથી હલ્લો કર્યો અને એના માણસોની કતલ ચલાવી. આખરે ફાજલખાને જાન બચાવવા રણક્ષેત્ર છોડી નાસવા માંડ્યું. એક પછી એક સરદારે ધીમે ધીમે પાછા હઠવાની શરૂઆત કરી. મહારાજના લશ્કરે સામટો હલ્લો કર્યો અને આદિલશાહી લશ્કરમાં ત્રાસ ત્રાસ વર્તાવ્યો. રુસ્તમઝમાન પણ રણ છોડી હુકેરી તરફ પોબારા ગણી ગયો. પોતાના સરદારોને ભાગતા જોઈ સિપાહીઓએ પણ નાસવા માંડ્યું. આદિલશાહી લશ્કર હાર્યું અને શિવાજી મહારાજનો વિજય થયો. આ લડાઈમાં દુશ્કનના ૧૨ હાથી અને ૨૦૦૦ ઘોડાઓ મહારાજને હાથ લાગ્યા ( જેધે શકાવલી ). નાસતા દુશ્મનને સજા કરવા તથા આદિલશાહી મુલક જીતવા સર સેનાપતિ નેતાજી પાલકરને રવાના કરી મહારાજ પોતે પનાળાગઢ તરફ પાછા ફર્યા.

## ૩. પનાળાનો ઘેરો–બાજીપ્રભુનાં પરાક્રમ–સ્વામીનિષ્ઠાનો નમૂનો.

કોલ્હાપુરમાં આદિલશાહી લશ્કર ઉપર વિજય મેળવ્યા પછી મહારાજે નેતાજી પાલકરને આદિલશાહી મુલક જીતવા મોકલ્યો. નેતાજી બહુ અસાધારણ યોદ્ધો હતો. એનો મારો સખત અને ચાલ બહુ ઝડપી હતી. મહારાજે સોંપેલું કામ કરવા માટે એ વિજય પામેલા લશ્કરને લઈને નીકળ્યો. મહારાજ પોતે પનાળે ગયા અને મુલકની મજબૂતી અને કિલ્લાઓનો બંદોબસ્ત કરાવ્યો. દુશ્મનો જંપીને બેસી રહેવાના નથી અને એમને જંપવા દેવાના નથી એ મહારાજ જાણતા હતા એટલે એમણે પોતાની તૈયારી રાખી જ હતી. કાનોજી જેધે પાસેથી મહારાજે કાવજી કોંઢાળકર અને વાઘોજી તૂપે નામના બે બહુ હિંમતવાન યોદ્ધાને માગી લીધા અને તેમને હજાર હજાર પાયદળના સેનાપતિ બનાવ્યા. સર સેનાપતિ નેતાજી પાલકરે નીચેનાં ગામ મહારાજની સત્તા નીચે આણ્યાં.

(૧) ક્વઠે (૨) બોરગાંવ (૩) માલગાંવ (૪) કુંડલ (૫) ઘોગાંવ (૬) સત્તીકીર (૭) આડ (૮) મીરજ (૯) ગોકાક (૧૦) દોદવાડ (૧૧) મુરવાડ (૧૨) ધારવાડની મોટી ગડી (૧૩) ક્ષુદ્રવંધપુર

(૧૪) સાંગાવ (૧૫) માશિલ (૧૬) પારગાંવ (૧૭) સાંગલી (૧૮) કાણુદ (૧૯) કુરુંદવાડ (૨૦) કાગલ (૨૧) હેબાળ (૨૨) હનુવલ્લી (૨૩) હુણુવાડ (૨૪) રાયબાગ (૨૫) હુકેરી (૨૬) કાંડગાંવ (૨૭) હળદી (૨૮) ધુણીકા (૨૯) કોણિ (૩૦) અરગ (૩૧) તેલસંગ (૩૨) કેરુર (૩૩) અંબુપ (૩૪) કમળાપૂર અથણી (૩૫) તિકોટે ( **शिवभारत** ).

ઈ. સ. ૧૬૬૦ ના જાનેવારી ફેબ્રુઆરી માસમાં મહારાજ પોતે બિજાપુરનો મુલક લૂંટવા તથા કબજે કરવા ગદગ લક્ષ્મેશ્વર સુધી ગયા. આ વખતે મહારાજે આદિલશાહીનો ઘણો મુલક જીતી લીધો, કિલ્લાઓ કબજે કર્યા, ગામો લૂંટ્યા અને રાજ્યનો કેટલોક મુલક તો ઉજ્જડ ,અને ખેદાનમેદાન કરી નાંખ્યો. મહારાજે આદિલશાહી મુલકની દુર્દશા કરી નાંખી, જથ્થાબંધ વેપારીઓને મહારાજે લૂટી લીધા અને આદિલશાહી પ્રજા ત્રાસ ત્રાસ પામી. મુસલમાન ઇતિહાસકાર કાફીખાન કહે છે કે "આ વખતે શિવાજીએ નવા કિલ્લાઓ બાંધ્યા, બિજાપુર સરકારનો પ્રદેશ લૂંટ્યો, વેપારીઓને પણ લૂંટ્યા. આ બધુ કર્યું પણ **મસીદો, સ્ત્રીઓ અને કુરાન એ ત્રણે પ્રત્યે તો એણે પૂરેપુરું માન જાળવ્યું.**"

અફઝલખાનનો વધ થયો, આદિલશાહી લશ્કર રફેતફે થઈ ગયુ, ઘણો મુલક શિવાજીએ જીતી લીધો, રુસ્તમઝમાનને મારી હરાવ્યો, ફાજલખાન અને રુસ્તમઝમાનના લશ્કરને કોલ્હાપુર આગળ સખત હાર શિવાજીએ ખવડાવી વગેરે વાતોથી અલી આદિલશાહ હિંમત હારી ગયો. એને લાગ્યું કે હવે શિવાજી કોણ જાણે એના રાજ્યનું શુંયે કરી નાંખશે. બિજાપુર દરબારના સરદારો માંહોમાંહેના ઝગડા ભૂલી જઈ શિવાજીને શી રીતે દબાવવો તેનો વિચાર કરવા લાગ્યા. શિવાજી ઉપર ચડાઈ કરવા કોઈ સરદાર છાતી ઠોકીને આગળ આવતો ન હતો. હવે શિવાજીનો ઘાટ શી રીતે ઘડવો, એને જમીનદોસ્ત કરવા માટે શાં પગલાં લેવાં અને કોણે હવે એના ઉપર ચડાઈ કરવી વગેરે વિચારમાં બધા પડ્યા. અનેક કારણો બતાવી સરદારો પોતાને માથેથી જવાબદારી કાઢવા લાગ્યા. કેટલાક સરદારોએ સૂચના કરી કે બાદશાહ સલામતે પોતે શિવાજી ઉપર ચડાઈ કરવી, કેટલાકનું કહેવું હતું કે બાદશાહ સલામત જાતે શિવાજી ઉપર ચડાઈ લઈ જાય તો શિવાજીને બહુ મહત્ત્વ આપવા જેવું થઈ પડે માટે બાદશાહે પોતે ચડાઈ ન કરવી. કેટલાકનું કહેવું એવું હતું કે બાદશાહ જાતે લશ્કર લઈને શિવાજી ઉપર ચડાઈ કરે તો બાંધી મૂઠી ખુલ્લી થઈ જાય અને બિજાપુર બાદશાહતમાં હવે દૈવત નથી રહ્યું એવી ઘણાની માન્યતા થઈ જાય. શિવાજી જેવા ઉછરતા બંડખોરની સાન ઠેકાણે લાવવા માટે બાદશાહને જાતે જવું પડે એ તો બાદશાહતને લાંછન લગાડનારૂં થઈ પડે. એથી તો દરબારના સરદારોની ઈજ્જતને ઝાંખપ લાગે. શિવાજી સામેની ચડાઈમાં બાદશાહ સલામત ફત્તેહ પામે તો તેમાં બાદશાહ સલામતની આબરૂમાં વધારો નથી થવાનો પણ જો ભોગજોગે બાદશાહ સલામતને પાછા હઠવું પડે તો પછી ફજેતીનો પાર નહિ રહે. દરબારના સરદારોનો મોટો ભાગ બાદશાહ સલામત પોતે લશ્કર લઈને શિવાજી ઉપર ચડાઈ કરે તેની વિરુદ્ધ હતો. બાદશાહ સલામતને શિવાજી મહારાજ ઉપર ન મોકલવા એ નક્કી થયું પણ કયો સરદાર એના ઉપર ચડાઈ કરે એ નક્કી કરવું ભારે અઘરૂં થઈ પડ્યું, કારણ મહારાજ ઉપર ચડાઈ કરવાનું બીડું ઝડપવા કોઈ પણ સરદાર હિંમત કરતો ન હતો. આવા સંજોગોમાં શું કરવું એ ચિંતામાં બધા દરબારીઓ હતા. બિજાપુર સલ્તનત આ વિચારવમળમાં ગોથાં ખાઈ રહી હતી તેવામાં એક બનાવ બન્યો. તે બનાવે હવે શું કરવું તેનો જવાબ આપી દીધો. સીદી જોહર નામનો એક હબસી સરદાર શિવાજી ઉપર ચડાઈ કરવા તૈયાર થયો.

## ૪. સીદી જોહર અને શાહિસ્તખાન.

મલીક રયહાન નામના સરદારને ત્યાં સીદી જોહર નામનો એક હબસી નોકર હતો. પોતાના માલીકના મરણ પછી તેનાં સંતાનોને રઝળતાં કરી પોતે તેનું સર્વસ્વ પચાવી પડ્યો હતો. આ હબસી

બહુ પરાક્રમી અને હિંમતવાન હતો. કર્ણાટકમાં વિગ્રહ ચાલ્યો ત્યારે તેણે બહુ બહાદુરી બતાવી હતી. પોતાના ધણીને જોહર નીમકહરામ નીવડ્યો તેથી બિજાપુર બાદશાહની એના ઉપર ઇતરાજી થઈ હતી. પછી તે કર્નલ પ્રાંતમાં સ્વતંત્ર રાજ્ય ચલાવવા લાગ્યો. બાદશાહની ઇતરાજી જોહરને મનમાં ખૂંચતી હતી. બાદશાહને રાજી કરવા માટે એણે અનેક પ્રયત્નો કર્યા. પોતે કરેલો ગુનો જતો કરવા જોહરે બાદશાહને વિનંતિ કરી. જોહર પરાક્રમી હતો, હિંમતવાન હતો, બહાદુર યોદ્ધો હતો. એની પાસે મુલક હતો, ધન હતું, સત્તા હતી. એની પાસે જે ધનદોલત હતાં તેથી એ ધરાયો હતો પણ એ બિજાપુર બાદશાહની મીઠી નજરનો ભૂખ્યો હતો. બિજાપુર સરકારની મરજી સંપાદન કરવા એણે પ્રયત્નો કરવા માંડ્યા. અલી આદિલશાહને લાગ્યું કે આ વખતે જોહરનો ઉપયોગ કરી લઈએ. એક પંથ અને બે કાજ આ વખતે સાધી લઈએ. બાદશાહે જોહરને જણાવ્યું:—" તમે શિવાજી ઉપર ચડાઈ કરી એનો મદ ઉતારશો અને એને સીધો દોર કરશો તો બિજાપુર સરકારની મહેરબાનીને પાત્ર થશો, એટલું જ નહિ પણ તમે આ બાદશાહતમાં ઊંચી પદવી અને ભારે અધિકાર પામશો." સીદી જોહર તો શૂરો હતો. એણે શિવાજી મહારાજ ઉપર ચડાઈ લઈ જવાની હા પાડી. જોહરના જવાબથી બાદશાહની ચિંતા દૂર થઈ. શિવાજીને મારવો છે, દાબવો છે, હરાવવો છે, મસળી નાંખવો છે, એવી ઇચ્છા આદિલશાહી સરદારોની હતી પણ એ કામ કોણે કરવું એનો જ નિકાલ થતો ન હતો. જોહરના જવાબથી બધાની ચિંતા દૂર થઈ ગઈ. બાદશાહે બિજાપુરમાં ભારે દરબાર ભરી સીદી જોહરને " સલાબતજંગ "નો ઇલ્કાબ આપ્યો. બાદશાહે જોહર સાથે મોકલવા મોટું લશ્કર તૈયાર કર્યું. શિવાજીનો નાશ કરવા માટે અફઝલખાન સાથે બિજાપુર સરકારે લશ્કર મોકલ્યું હતું તેના કરતાં આ વખતે બમણું લશ્કર સીદી જોહર સાથે મોકલ્યાનું કહેવાય છે. સલાબતજંગની સાથે આદિલશાહે આસરે ૧૬ થી ૨૦ હજાર ઘોડેસ્વાર અને ૩૫ થી ૪૦ હજારનું પાયદળ મોકલ્યું હતું.

જોહરની મદદમાં તેની સાથે પોતાના ચૂંટેલા નીચે પ્રમાણેના ચુનંદા સરદારોને તેમના લશ્કર સાથે બાદશાહે રવાના કર્યા હતા.

(૧) સરદાર ફાજલખાન (૨) સ. રુસ્તમઝમાન (૩) સ. સાદતખાન (૪) સ. બાજીરાજ ઘોરપડે (૫) કર્ણાટકના પ્રસિદ્ધ પીડ નાઈક (૬) સ. વલ્લીખાનના પુત્ર ભાઈખાન (૭) સ. જોહરના જમાઈ સીદી મસદ અને એવા બીજા કેટલાક અનુભવી અને ચમરબંદી સરદારો ( **शिवभारत** ).

સીદી જોહરને આદિલશાહી લશ્કરની ગોઠવણ કરવાનું તથા ભાવી લડાઈ માટે વ્યૂહ રચવાનું કામ સોંપી આપણે દિલ્હીપતિ ઔરંગઝેબ તથા મુગલાઈ તરફ સહેજ નજર કરીએ.

શિવાજી મહારાજને જડમૂળથી ઉખેડી નાંખવાની અને બિજાપુરની બાદશાહત ગળી જવાની એ બે ઇચ્છા ઔરંગઝેબની હતી. શિવાજી અને બિજાપુર હિકમતથી ઓહીયાં કરવાનો વિચાર એના મગજમાંથી જરાએ દૂર ખસ્યો ન હતો. ગમે તે બહાને એ બંનેનો નાશ કરવાની એની દાનત હતી. ઔરંગઝેબ બચપણથીજ ધૂર્ત અને કુનેહબાજ હોવાથી ભેદનીતિથી પોતાની મતલબ હાંસલ કરી લેવાની રમત રમી રહ્યો હતો. પોતાની મતલબ હાંસલ કરી લેવા માટે આબાદ યુક્તિઓ રચવાની તાલીમ તો એને જાણે ધાવણમાંથી જ મળી હોય એવો એ આવા કામમાં ઉસ્તાદ હતો. બિજાપુરને નિર્બળ બનાવવા માટે એ શિવાજી સાથે સહકાર કરતો અને શિવાજીને બિજાપુર સામે ઊભો પણ કરતો. બિજાપુરની સામે માથું ઉંચકવામાં શિવાજીને ઔરંગઝેબે ઉત્તેજન આપેલું છે. ગોવાના ગવર્નરે પોર્ટુગાલના રાજાને તા. ૧૮ ડીસેંબર, ૧૬૫૯ ને રોજ એક પત્ર લખ્યો હતો તેમાં ચોખ્ખું જણાવ્યું હતું કે " શિવાજીએ આદિલશાહી મુલકો ઝપાટાબંધ લેવા માંડ્યા છે અને એ ઝપાટો જો કાયમ રહેશે તો બિજાપુરનું રાજ્ય એના કબજામાં આવી જશે. **આ શિવાજીને ઔરંગઝેબનો ટેકો છે.** "

ઔરંગઝેબ શિવાજીને બિજાપુરની વિરુદ્ધ ચડાવતો હતો એ ઉપરના પત્રથી અને બીજા અનેક

દાખલાઓ પરથી જણાઈ આવે છે. શિવાજી વધારે બળવાન બની જાય તે માટે ઔરંગઝેબે બિજાપુરને શિવાજી મહારાજની વિરુદ્ધ ઘણી ફેરા ચડાવ્યાના દાખલા છે. એક બીજાને સામસામે લડાવીને બન્નેને નબળા કરવાની બાજી ઔરંગઝેબની હતી. ઔરંગઝેબ ઉત્તર હિંદુસ્થાનમાં ગયા પછી ઉત્તરની બાજી બદલાઈ તેમ દક્ષિણના સંજોગો પણ બદલાઈ ગયા. પોતે ગાદીનશીન થયાના આનંદના સમાચાર ઔરંગઝેબે પત્રથી શિવાજી મહારાજને જણાવ્યા હતા અને બન્ને વચ્ચે જેવી મીઠાશ છે તેવી જાળવી રાખવા પત્રમાં જણાવ્યું હતું. ઔરંગઝેબ ગાદી ઉપર બેઠો ત્યાં સુધી તો તેણે શિવાજી મહારાજ સાથે, દક્ષિણમાંથી ઉત્તરમાં જતી વખતે પોતાનો જે સંબંધ હતો અને બહારની મીઠાશ હતી તે જાળવી રાખ્યાં. અફઝલખાનના વધની, આદિલશાહી લશ્કરની દુર્દશાની, પ્રતાપગઢના વિજયની, મરાઠાઓના પરાક્રમની, તેમના સમરકૌશલની અને બિજાપુર સરદારોની એક પછી એક હારની ખબરો ઔરંગઝેબે સાંભળી ત્યારે તેને લાગ્યું કે શિવાજી પોતાનાં મૂળ બહુ ઊંડાં ઘાલી શક્યો છે અને એ બળિયો થયો છે. એને આ વખતે ઉખેડી નાંખવામાં વાર કરવી એ ભારે ભૂલ થશે અને તે ભૂલને પરિણામે મુગલોને પણ ઘણું વેઠવું પડશે. બિજાપુરની દુર્દશા થઈ તેથી ઔરંગઝેબને જેટલો આનંદ થયો તેથી દશ ગણું વધારે દુખ શિવાજી બળિયો થયો તેથી થયું. શિવાજીની સત્તા જામતાં પહેલાં તેનું બળ હરેક રીતે તોડવાનો ઔરંગઝેબે નિશ્ચય કર્યો.

પોતાના સરદારોના પરાજય જોઈને અલી આદિલશાહ બહુ જ ગભરાયો. શિવાજીની સામે જે સરદાર જાય છે તે હારીને પાછો આવે છે તેથી બીજા સરદારો ઉપર બહુ માઠી અસર થાય છે અને તેથી સરદારો એના ઉપર ચડાઈ કરતાં આંચકો ખાય છે એ બિજાપુર સરકારના ધ્યાનમાં આવી ગયું હતું. બિજાપુરનો જે સરદાર એની સામે જાય છે તે ગરદન કે નાક બેમાંથી એક તો મૂકીને જ આવે છે, એવા બનાવો વારંવાર બને તેની અસર લશ્કર ઉપર પણ માઠી થાય અને પ્રજા ઉપર તો ઘણી જ ખોટી થાય છે, એ બાદશાહે અનુભવ્યું હતું. આવા સંજોગોમાં મુગલોની ઓથ લઈને પણ શિવાજીનું કાસળ કાઢવાનો બિજાપુર સરકારે નિશ્ચય કર્યો. મુગલો પાસે મદદની માગણી કરવાનું નક્કી કરી બિજાપુર સરકારે તે માટે ઔરંગઝેબને પત્ર લખવાનું ઠરાવ્યું. ઔરંગઝેબ કંઈ અલીનો હિતેચ્છુ ન હતો. અલીના લશ્કરની ઔરંગઝેબે કરેલી કતલનાં લોહી પણ હજુ સુકાયાં ન હતાં, ઔરંગઝેબે બિજાપુર સરકારને કરેલા નુકસાનીના ઘા પણ રુઝાયા ન હતા એટલામાં અલીને ઔરંગઝેબની ઓથ મેળવવા પ્રયત્ન કરવાની ફરજ પડી એ ઉપરથી શિવાજી મહારાજનો ઉદય કેટલી ઝડપે થતો હતો તેની વાંચકોએ કલ્પના કરી લેવી. નક્કી કર્યા મુજબ શિવાજીની સામે મદદ કરવા માટે અલીએ ઔરંગઝેબને પત્ર લખ્યો. ઔરંગઝેબે અલીની વિનંતિ ઉપર ઊંડો વિચાર કર્યો. દિલ્હીપતિને લાગ્યું કે બિજાપુર બાદશાહ કરતાં શિવાજી જો વધુ બળવાન થઈ જાય તો પરીસ્થિતિને કબજે રાખવી મુશ્કેલ થઈ પડશે. બળવાન થયે બિજાપુર કરતાં શિવાજી વધારે જોખમકારક અને ભયંકર નીવડશે એની ઔરંગઝેબને ખાતરી થઈ ગઈ હતી. શિવાજીનાં મૂળ ઊંડાં જાય તો એક હિંદુ સત્તા જામે છે એ વાત ઔરંગઝેબના ખ્યાલમાં ન હોય એ તો બનવા જેવું જ નથી. આ બધો વિચાર કરીને ઔરંગઝેબે શિવાજીને કચડી નાંખવા માટે પોતાના મામા ઉમેદતુલ મુલ્ક અમીરુલ ઉમરાવ શાહિસ્તખાનને એક લાખ ઘોડેસ્વારનું લશ્કર આપી ૧૬૫૯ માં દક્ષિણમાં મોકલ્યો.

શાહિસ્તખાનનો સંબંધ શિવાજી મહારાજના જીવનચરિત્ર સાથે આવે છે એટલે એની વધારે ઓળખાણ કરાવવાની જરુર છે. મુગલ વંશના અકબર બાદશાહની પછી દિલ્હીની ગાદીએ આવનાર તેના પુત્ર સલીમ અથવા જહાંગીરની ઐતિહાસપ્રસિદ્ધ, મુલ્કમશહૂર માનીતી બેગમ નૂરજહાનનો બાપ અયાઝ જહાંગીરનો વજીર હતો. તેના મરણ પછી વજીરી અસફખાન નામના નૂરજહાનના ભાઈને આપવામાં આવી. જહાંગીરના પુત્ર શહેનશાહ શાહજહાનની બેગમ અને ઔરંગઝેબની મા જેના

નામથી આગ્રામાં તાજમહાલ પ્રસિદ્ધ છે તે મુમતાજમહાલનો આ અસફખાન બાપ થાય. આ અસફખાનને ૪ દીકરા અને ૧ દીકરી હતાં. તે ચાર દીકરામાં શાહિસ્તખાન એ મોટો દીકરો. શાહિસ્તખાન એ તાર્તાર કુટુંબનો હતો. એ ઔરંગઝેબનો સામો થતો હતો અને એનો કાકોજી પણ થતો હતો (**मु. रि. सर देसाई**). આ વખતે શાહિસ્તખાન સાથે ૫૦૦–૭૦૦ હાથી, ૪–૫ હજાર ઊંટ, દારૂગોળાથી ભરેલાં આસરે ૩૦૦૦ ગાડાં, ૨૦૦૦ ઘોડાની પોઠો અને ૩૨ કરોડનો ખજાનો હતો (કેળૂસ્કર). આ લશ્કર શિવાજીને જરુર જમીનદોસ્ત કરી નાંખશે એવી ઔરંગઝેબને ખાતરી હતી. આ વખતે શિવાજીને કચડી નાંખવા માટે બન્ને સત્તાએ ભારે તૈયારી કરી હતી. સરદાર શાહિસ્તખાનની સાથે આ ચડાઈમાં નામાંકિત સરદારો પોતપોતાના લશ્કર સાથે માવળા સૈન્યનો સંહાર કરવા તથા શિવાજીને સર કરવા દક્ષિણની ચડાઈમાં આવ્યા હતા. શાહિસ્તખાનના લશ્કરમાં મુસલમાનો ઉપરાંત ઘણા રજપૂત અને મરાઠા સરદારો હતા. ભોંસલે કુટુંબના માણસો પણ શાહિસ્તખાન સાથે જોડાયા હતા (**शिवभारत**).

એક તરફથી મુગલ અને બીજી તરફથી બિજાપુર શિવાજી મહારાજને દાબી દેવા તૈયાર થયા છે એ જોઈ તકનો લાભ લેવા માટે જંજીરાના સીદી ફત્તેખાન અને વાડીના સાવંતને પણ મહારાજની સામે થવા આદિલશાહે સંદેશો મોકલ્યો (કિંકેડ પારસનીસ). મહારાજને ખાતરી થઈ કે ફરીથી મામલો બગડ્યો છે અને કસોટીનો વખત આવી પહોંચ્યો છે. આફતો જ્યારે આવે છે ત્યારે ચારે બાજુએથી સામટી આવે છે. એવે વખતે ધીરજ રાખવી જોઈએ. અનેક વખતે અડચણો અને આફતોના અનુભવ થવાથી મહારાજ પોતાના બળનું માપ કાઢી શકયા હતા. આ વખતની આફત ભારે હતી એ મહારાજ સમજી ગયા હતા, પણ આફતોની સામે હિંમતથી થયા સિવાય ધારેલું કામ પાર પડવાનું નથી એ પણ મહારાજ ખરી વખતે ભૂલતા ન હતા. સામે ઊભી થતી અડચણોથી મહારાજ ગભરાયા નહિ પણ પરિસ્થિતિને પહોંચી વળવા માટે એમણે પ્રયત્નો કરવા માંડ્યા. પોતાના મુલકની મજબૂતી બરોબર કરી તેનો પાકો બંદોબસ્ત કરી દીધો. પોતાના વિશ્વાસુ માણસોને મુલકના રક્ષણ માટે જુદા જુદા ભાગમાં ગોઠવી દીધા. જંજીરાના ફત્તેખાન સીદીને સીધો કરવાનું કામ રાઘો બલ્લાળને સોંપ્યું. વાડીના લખમ સાવંતની સાન ઠેકાણે લાવવા માટે બાજી પાસલકરને ઘટિત સૂચનાઓ આપવામાં આવી. કલ્યાણ પ્રાંતનો કબજો આ બાજીનો હતો. તે તો ઘડાયેલો અને અનુભવી યોદ્ધો હતો. એને તો સૂચનાઓ આપવાની જરુરજ ન હતી. એ તો ખબર મળે તાકીદે જઈ તૈયારી કરી લે એવો ખંધો વીર હતો. કલ્યાણ પ્રાંત એણે બહુ સુંદર તૈયાર કર્યો હતો.

પુરંદર, પ્રતાપગઢ અને સિંહગઢ કિલ્લાઓ અને તે કિલ્લાઓને લગતો મુલક તો મોરોપંત પિંગળેની તૈયારીથી નિર્ભય બની ગયો હતો. મોરોપંત પિંગળે પોતે પોતાના લશ્કર સાથે તૈયાર રહ્યો હતો. પોતાના વિશ્વાસુ સરદારોને મુલકના બંદોબસ્ત માટે ઠેકઠેકાણે તૈયાર ગોઠવી મહારાજ પોતે પનાળા કિલ્લા ઉપર રહ્યા.

શાહિસ્તખાને શિવાજી મહારાજના મુલક ઉપર ચડાઈ કરી અને બિજાપુરનો સીદી જૌહર સામે આવીને ખડો થયો. આવી રીતે બે મોટી મુસલમાન સત્તાએ બન્ને તરફથી મહારાજના મુલક ઉપર ચડાઈ કરી. શાહિસ્તખાનની ચડાઈના સંબંધમાં જાણતાં પહેલાં આ પ્રકરણમાં તો આપણે પનાળાના ઘેરા સંબંધીજ વાંચીશું.

આદિલશાહી લશ્કર ત્વરાથી ધસી આવે છે એવી ખબર મહારાજને મળી. પનાળાનો કિલ્લો કબજે કરવાની જૌહરની ખાસ ઇચ્છા છે એ મહારાજે જાણ્યું અને પનાળાગઢ દુશ્મનના હાથમાં ન જવા દેવો એ હેતુથીજ મહારાજ પોતે પનાળાગઢમાં રહ્યા. આવી રીતની રચના કરવામાં મહારાજે જબરી ભૂલ કરી હતી એ આગળ પરિણામ આવ્યું તે ઉપરથી જણાય છે. સીદી જૌહરે જાણ્યું હતું કે

મહારાજ પોતે પનાળાના કિલ્લામાં છે એટલે એણે ઈ. સ. ૧૬૬૦ ના માર્ચ માસમાં પનાળાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઘેરાનું કામ બહુ સખત રીતે ચાલ્યું. આ ઘેરામાં વેપાર કરવા આવેલા રાજાપુરમાં મુકામ નાંખીને વેપાર કરતા અંગ્રેજોએ પણ ભાગ લીધો હતો. તે વખતની વેપારી પ્રજાનો સંબંધ આ ઘેરા સાથે કેવી રીતે જોડાયો તે હવે આપણે અંગ્રેજ કોઠીવાળાઓએ પોતાને દેશ આ સંબંધમાં જે પત્રો લખ્યા તેને આધારે તપાસીશું.

## ૫. પનાળાગઢના ઘેરા સાથે રાજાપુરના અંગ્રેજોનો સંબંધ.

બને તો શિવાજી મહારાજને ગિરફતાર કરવાનો અથવા તે ન બને તો તેમને ગારદ કરવાનો દૃઢ નિશ્ચય કરીને જ સીદી જૌહર બિજાપુરથી ઉપડ્યો હતો. પોતાના કર્ણાટકી લશ્કરના જોર ઉપર જૌહર કૂદતો હતો. એણે રાજાપુરના કોઠીવાળા અંગ્રેજોનો આ લડાઈમાં ઉપયોગ કરી લેવાનો વિચાર કર્યો. જૌહરે બિજાપુર બાદશાહ તરફથી રાજાપુરના કોઠીવાળા અંગ્રેજો પાસે તોપો ચલાવવાનું કામ જાણનાર માણસો અને ૨ તોપોની માગણી કરી. એ માગણી કરનારો પત્ર રાજાપુર મોકલવામાં સીદીએ ખરી ખૂબી વાપરી હતી. પોતાના લશ્કરમાંથી ૪૦૦ પાયદળ અને ઘોડેસવારોની એક નાની ટુકડીની સાથે એ માગણીવાળો પત્ર તથા પાંચ પાલખીઓ મોકલી દીધી. પાંચ પાલખી સાથે આટલા બધા લશ્કરી માણસો મોકલવાનું કારણ તો એ જ હતું કે માગણી ધ્યાનમાં લઈ અંગ્રેજ લોકો માગ્યા મુજબ માણસો અને તોપો જૌહરને મોકલે તો ઠીક, નહિ તો લશ્કરી બળથી પણ કોઠીવાળાઓ પાસેથી આ કુમક મેળવવાની જૌહરે ટુકડીના નાયકને સૂચનાઓ કરી હતી જૌહરની માગણી મુજબ અનુભવી માણસો અને તોપો અંગ્રેજ કોઠીવાળાઓએ મોકલી આપી. આ વખતે રાજાપુરની અંગ્રેજ કોઠીનો ઉપરી હેન્રી રેવિંગ્ટન હતો. આ માણસ જબરો ખટપટિયો હતો. કંપનીનો માલનો એ વેપાર કરતો અને તે ઉપરાંત પોતે પોતાની જવાબદારીથી દારૂગોળા વગેરે લાવી આગવો વેપાર કરતો ( शि. च. नि. ). પોતાની જોખમદારીથી ભરેલો આગવો દારૂગોળો વેચાય અને પોતાનો આગવો વેપાર પણ વધે એ માટે આ અંગ્રેજ આજુબાજુ ચાલી રહેલાં ધાંધલ ધમાલમાં બહુ રસ લેતો. સલાબતજંગ સીદી જૌહર શિવાજી ઉપર ચડાઈ કરવા આવે છે એ જ્યારે હેન્રી રેવિંગ્ટને જાણ્યું ત્યારે એણે પોતાનો દારૂગોળો અને તોપો પૂરી પાડવાના સંદેશા શરૂ કર્યા હતા ( शि. च. नि. ). સીદી જૌહરને તો આ મદદની ખાસ જરૂર હતી. એણે હા પાડતાંની સાથે જ ૧૬૬૦ ના એપ્રિલ માસમાં હેન્રી રેવિંગ્ટન ૧ તોપ અને ૫૦ દારૂગોળા લઇને રાયપાટણ અને અરકુરાને રસ્તે પનાળે ગયો.

આ કોઠીવાળો અંગ્રેજ પોતાનો માલ ખપાવવા માટે મ. રુસ્તમઝમાન અને શિવાજી સાથે પણ વેપારનો સંબંધ રાખતો હતો. પનાળાના ઘેરામાં રાજાપુરના અંગ્રેજ કોઠીવાળાઓએ સીદી જૌહરને બનતી મદદ કરી હતી. આ વખતે શિવાજી મહારાજને બહુ જબરા, સાધન સંપન્ન, અક્કલવાન અને કસાયેલા જૌહરની સામે લડવાનું હતું. આવા કટોકટીને પ્રસંગે સર સેનાપતિ નેતાજી પાલકર ક્યાં છે અને શું કરી રહ્યો છે તે જાણવાનું દરેકને મન થાય એ સ્વાભાવિક છે.

## ૬. શાહપુરની લડાઈ–મુલ્લા મહમદનો પરાજય.

સર સેનાપતિ નેતાજી પાલકર મહારાજના હુકમથી આદિલશાહી મુલકો જીતવાનું કામ ઝપાટાબંધ કરી રહ્યો હતો. સીદી જૌહર પનાળે ગયો ત્યારે એ આદિલશાહી મુલકો કબજે કરવામાં રોકાયો હતો. શિવાજી મહારાજ પનાળાના કિલ્લામાં છે અને સીદી જૌહરે ત્યાં ઘેરો ઘાલ્યો છે એ વાત જ્યારે નેતાજીએ સાંભળી ત્યારે ઘેરો ઉઠાવવા માટે શાં પગલાં લેવાં તેના ઉપર એણે વિચાર કરવા માંડ્યો. વિચાર કરતાં નેતાજીને માર્ગ જડી આવ્યો. દુશ્મનના મુલકમાં જઈ તેની રાજધાની ઉપર સખત મારો કરવામાં આવે તો રાજધાનીના બચાવ માટે ઘેરા ઉઠાવવાની સરદારને ફરજ પડે. પનાળાનો ઉઠાવવા માટે બિજાપુર ઉપર મારો ચલાવવાનું નક્કી કરી નેતાજી તાકીદે નીકળ્યો.

પ્રતાપગઢના યુદ્ધમાં તથા કોલ્હાપુરની લડાઈમાં આદિલશાહી લશ્કરનો ખોડો નીકળી ગયો છે એ વાત નેતાજીના ધ્યાનમાં હતી. વળી સીદી જોહર સાથે અલી આદિલશાહે બહુ જબરું લશ્કર આપ્યું છે એ ખબર ખેપિયાએ નેતાજીને આપી હતી. મુગલો સાથેની લડાઈમાં પણ આદિલશાહી લશ્કરને ઘણું નુકસાન થયું હતું. આ બધા ઉપર નજર દોડાવતાં નેતાજીને લાગ્યું કે બિજાપુર પ્રાંત લશ્કર વગરનો થઈ ગયો છે. આવા સંજોગોમાં પનાળાનો ઘેરો ઉઠાવવા માટે બિજાપુર પ્રાંતમાં લડાઈ અને લૂંટ વગેરે શરૂ કરી દેવાં જોઈએ. પોતાની રાજધાની નજીક સંકટ આવેલું સાંભળી બાદશાહ જોહરને પાછો બોલાવી લેશે અને પનાળાનો ઘેરો ઉઠાવી લેવાની જોહરને ફરજ પડશે.

બિજાપુર બાદશાહને પનાળાનો ઘેરો ઉઠાવવાની ફરજ પાડવાના હેતુથી નેતાજીએ બિજાપુર-પ્રાંતમાં પોતાનો ઝપાટો ચલાવ્યો. ઘેરો બહુ સખત છે અને મહારાજ અંદર ઘેરાઇ ગયા છે એ સંબંધી ખબરો મેળવી નેતાજી પોતાના ૪-૫ હજાર ઘોડેસવાર લઈને વીજળીવેગે મારતે ઘોડે શાહપુર નજીક આવી પહોંચ્યો. શાહપુર બિજાપુર પ્રાંતનું બહુ રળિયામણું અને ધનવાન નગર ગણાતું હતું. ચૈત્ર શુ. ૧૫ ની રાત્રે શાહપુર ઉપર નેતાજીએ અચાનક હલ્લો કર્યો. નેતાજીની માન્યતા ખરી ઠરી.

બિજાપુરમાં તે વખતે લશ્કર બહુ થોડું હતું. શાહપુર જેવા ધનવાન નગરના બચાવ માટે પણ બાદશાહ લશ્કર ન મોકલી શક્યો. શત્રુની આ સ્થિતિનો નેતાજીએ બરોબર લાભ લીધો અને શાહપુર જેવું ધનવાન શહેર લૂંટીને ખલાસ કર્યું. શાહપુર આગળ નેતાજી અને આદિલશાહી લશ્કરના સેનાપતિ મુલ્લા મહમદની લડાઈ થઈ. મુલ્લા મહમદને સરદાર બાજીખાન અને આજાદપા નાયકની ભારે કુમક હતી. નેતાજીએ આદિલશાહીના આ ત્રણે સરદારોને હરાવ્યા અને દુશ્મનના ૨૦૦૦ ઘોડાઓ નેતાજીને હાથ લાગ્યા ( शि. प. खंड. १. ).

નેતાજીની આ જીતથી બાદશાહ ભયભીત બન્યો અને નેતાજીની ધારણા મુજબ જોહરને પાછો બોલાવી લેવાના વિચારમાં હતો, પણ પોતાના માણસ તરફથી એને ખબર મળી કે નેતાજીનું લશ્કર મોટું નથી. એ તો દમથી કામ ચલાવે છે અને જો બરોબર હિંમતથી એના લશ્કર ઉપર હલ્લો કરવામાં આવે તો નેતાજી પાછો હઠે એવી સ્થિતિ છે. આ ખબરથી બાદશાહને હિંમત આવી અને પોતાના રક્ષણ માટે ખવાસખાનની સરદારી નીચે ૫૦૦૦ માણસોનું લશ્કર રાખ્યું હતું તે નેતાજીના લશ્કર ઉપર મોકલ્યું. બંને પક્ષ વચ્ચે બહુ ભારે લડાઈ થઈ, બંને પક્ષવાળાએ લડવામાં કસર ન રાખી, બંનેને ભારે નુકસાન થયું. કોણ જીત્યું એનો નિર્ણય કરવો ભારે થઈ પડ્યો પણ ન્યાયની રીતે જોતાં ખવાસખાનના લશ્કરે નેતાજીના લશ્કરને ૫-૬ માઈલ પાછું હઠાવ્યું એટલે હાર તો મરાઠાઓની જ ગણાય. કોલ્હાપુર પ્રાંતની સ્થિતિ અને પનાળાનો ઘેરો નેતાજીની નજર સામે હતો. મહારાજનો સંદેશો પણ નેતાજીને મળી ગયો હતો, એટલે ફરીથી લશ્કર ભેગું કરી હલ્લો કરવાનું મૂકી દઇ નેતાજી પોતાના લશ્કર સાથે કોલ્હાપુર તરફ ઊપડી ગયો

પનાળાનો ઘેરો બહુ સજ્જડ હતો. શિવાજી ચારે તરફથી ઘેરાયો હતો. સ. ફાજલખાન, સ. રુસ્તમ-ઝમાન તથા સીદી જોહરે જાતે કિલ્લાના પૂર્વ ભાગને ઘેરો ઘાલ્યો હતો. સ. સાદતખાન, સ. મસુદખાન, સ. ઘોરપડે, સ. ભાઈખાન વગેરે સરદારો કિલ્લાની પશ્ચિમ બાજુ ઉપર હતા. ઘેરો આટલો બધો સખત હતો છતાં મહારાજને લાગ્યું હતું કે વરસાદ શરૂ થશે એટલે આદિલશાહી લશ્કર ઘેરો ઉઠાવીને ચાલ્યું જશે અથવા ઘેરો ઘાલીને પડેલા સિપાહીઓ મોળા પડી જશે અને વેગથી ચાલી રહેલી લડત ધીમી પડી જશે. મહારાજની ધારણા ખોટી નીવડી. દુશ્મન મોળો ન પડ્યો. લડત ચાલુ રહી. પોતે આ કિલ્લામાં રહેવું એની ગોઠવણ નક્કી કરવામાં મહારાજે ભૂલ કરી હતી એ હવે એમને લાગ્યું.

પૂના તરફના ગાળામાં મહારાજના મુલકોમાં શાહિસ્તખાને ધડાકા શરૂ કરી દીધો હતો. ઘેરો એટલો બધો સખત હતો કે મહારાજ સાથેનો બધો વહેવાર અટકી ગયો હતો. સીદી જોહરે જોયું કે

શિવાજી હવે તો બરોબર સપડાઈ ગયો છે અને શરણ થયા સિવાય એને છૂટકો જ નથી એટલે એણે ચોમાસાની પણ દરકાર ન કરતાં ઘેરો ચાલુ રાખ્યો. પડતા પાણીમાં પણ જૌહરે ઘેરો ટકાવી રાખ્યો એ જોઈ મહારાજને લાગ્યુ કે હવે કંઈ નવો મુટો શોધી કાઢવો જ પડશે.

હિંદુત્વના રક્ષણ માટે જેણે પોતાનો જાન જોખમમાં નાંખ્યો છે એવા પ્રતાપી પુત્ર શિવાજીને ચારે તરફથી દુશ્મન દળે ઘેર્યો છે અને હજુ શત્રુને ઘેરો ઉઠાવવાની મરાઠા સરદારો ફરજ પાડી શક્યા નથી એ જોઈ માતા જીજાબાઈ પોતે સમરાંગણે જવા તૈયાર થયાં. માતા જીજાબાઈ રણમાં જવાનો વિચાર કરી રહ્યાં હતાં એવે વખતે સર સેનાપતિ નેતાજી પાલકર સરદાર હિલાલ સાથે આવી માતા જીજાબાઈને મળ્યા.

---

## પ્રકરણ ૫ મું

| | |
|---|---|
| ૧ સરદાર હિલાલ. | ૪ સંજોગોનું અવલોકન અને નિર્ણય. |
| ૨. અણીનો પ્રસંગ. | ૫. સીદી જૌહર અપરાધી. |
| ૩ પનાળાગઢ તરફ ડોકિયું. | ૬. અંગ્રેજો સાથે અથડામણ |

### ૧. સરદાર હિલાલ.

સરદાર હિલાલની બહુ ટુંક ઓળખાણ આપી, પછી માતા જીજાબાઈ અને નેતાજીના સંવાદ તરફ વળીશું. હિલાલ એ મૂળ બિજાપુર દરબારનો સરદાર હતો. અફઝલખાને જ્યારે શિવાજી મહારાજ ઉપર ચઢાઈ કરી ત્યારે આ સરદાર અફઝલખાન સાથે મહારાજની સામે લડવામાં હતો. પ્રતાપગઢના યુદ્ધમાં મહારાજનો વિજય થયો એટલે હિલાલ મહારાજને શરણે આવ્યો અને એમના લશ્કરમાં જોડાયો. પનાળાના ઘેરામાં સ. હિલાલ શિવાજી તરફથી આદિલશાહી લશ્કર સામે લડ્યો. પછી મુગલાઈની કમાન ચડતી જોઈ, હિલાલ તેમાં ભરાયો અને શાહિસ્તખાનના તાબામાં લશ્કરી અમલદાર બન્યો. મુગલાઈનો અનુભવ લીધા પછી ફરીથી હિલાલ શિવાજી મહારાજની સેવામાં દાખલ થયો હતો. સર સેનાપતિ નેતાજી પાલકર સ. હિલાલ સાથે માતા જીજાબાઈની પાસે આવ્યા અને માતાને અદબથી પ્રણામ કર્યા. આ સરદારોના પ્રણામ સ્વીકારી માતા જીજાબાઈ બહુ ગંભીરતાથી બોલ્યાં. "હિંદુ ધર્મના ઉદ્ધાર માટે જેણે હથેલીમાં માથું લીધું છે, હિંદુસ્થાનમાં હિંદુઓ ઉપર અત્યાચાર કરી રહેલી મુસલમાની જુલમી સત્તા તોડી હિંદુ પ્રજાને નિર્ભય અને સુખી બનાવવા માટે જેણે પોતાના પ્રાણ સોંઘા કર્યા છે, એ મારો શૂરવીર શિવબા આજે પનાળાગઢના પાંજરામાં પુરાયેલો છે. એને પાંજરામાં પૂરી મુગલો એની પ્રજાને બહુ સતાવી રહ્યા છે. તમે એના હાથ પગ છો, તમે એની હિંમત છો, તમે એણે ઊભા કરેલા કાર્યના આધારસ્થંભ છો. તમે એના સુખમાં અને દુખમાં પડખે રહેનાર સાથી છો તમે, તમારા એ પ્યારા રાજાને પાંજરામાં ક્યાં સુધી સાંખશો. હિંદુ પ્રજાને મુગલો પીડી રહ્યા છે, દેવળો ભ્રષ્ટ કરવાનો સપાટો એમણે ચલાવ્યો છે, ધોળે દિવસે સ્ત્રીઓની ઈજ્જત લૂંટાય છે. આપણા મુલકના પૂના પ્રાંતની બહુ ખરાબ દશા મુગલોએ કરી છે. મુગલ અત્યાચાર નીચે પ્રજા પિલાઈ રહી છે. નેતાજી! તમે અત્યાચારની ઘાણીમાં પિલાતી પ્રજાના રક્ષણ માટે જાઓ. હું પણ સીદી જૌહરની સામે સમરાંગણમાં સમશેર ચલાવીશ. હિંદુત્વના રક્ષણ માટે પાંજરે પુરાયેલા મારા તે લાડકવાયા શિવબાને છૂટો કરવા માટે હું રણાંગણ ઉપર શત્રુ સૈન્યનો સંહાર કરીશ દુશ્મનદળ ઉપર મરણિયો હુમલો થયા સિવાય તમારો રાજા છૂટો નથી થવાનો. આજે હિંદુત્વનો તારણહાર, પિડાતી હિંદુ પ્રજાનો વાલી, રંજાતા હિંદુ રંકોનો બેલી,

મારા પંચપ્રાણુ હું જેને માટે કુરબાન કરવા તૈયાર છું તે મારો વહાલો દીકરો અને તમારો માનીતો રાજા આજે દુશ્મનના હાથમાં સપડાયો છે. એના વગર મહારાષ્ટ્ર સૂનું છે. મહારાષ્ટ્રના હિંદુઓ આજે નિરાધાર બની ગયા છે. નેતાજી તમે શું જોઈ રહ્યા છો? હવે કોને માટે થોભવાનું છે? તમે મુગલોનું નિકંદન કરવા જાઓ. હું બિજાપુર બાદશાહને ઉખેડવા બહાર પડું છું. નેતાજી પ્રસંગ વિકટ છે, શ્રી તુળજાભવાનીનું નામ દઈ હર હર મહાદેવ કરી મુગલો તરફ મોરચો ફેરવો, હું જૌહર સામે યુદ્ધમાં ઉતરું છું." હૃદયને હચમચાવી દેનાર માતા જીજાબાઈના શબ્દો સાંભળી નેતાજી સ્તબ્ધ થઈ ગયો. જીજાબાઈનું કહેવું પૂરું થયા પછી બહુ ગંભીરપણે ધીમે સ્વરે નેતાજીએ અદબથી જીજાબાઈને કહ્યું "માતા! આપ ચિંતા ન કરો. બળવાનમાં બળવાન શત્રુને પણ પહોંચી વળનાર, મહાન શક્તિ ધરાવતો અમારો માનીતો રાજા પનાળાગઢ ઉપર સહીસલામત છે. અમે જીવતા હોવા છતાં અમારા મહારાજાના છુટકારા માટે આપને સમરાંગણુ ઉપર સમશેર ખેંચવી પડે એ તો અમને સરદારોને નીચું જોવડાવનારું છે. મહારાષ્ટ્રમાંથી હજુ મરદાઈ નથી ગઈ. માતુશ્રી! મહારાષ્ટ્રના ધગધગતા અંગારાઓ ઉપર કાળચક્ર, ઈર્ષા, સ્વાર્થ, તેજોદ્વેષ, કુસંપ વગેરેથી ઊભી થયેલી ખટપટોને લીધે રાખોડી વળી છે. હજુ એ અંગારા છે, એના કોયલા નથી થયા. એ રાખોડી નીચે ઢંકાયેલા અંગારા આજે પણ શક્તિવાળા શત્રુને બાળી ભસ્મ કરી શકે એવા છે. મહારાષ્ટ્ર સહેજ શિથિલ હશે પણ જાગતું છે, જીવતું છે અને સમય આવે પોતાનું પાણી બતાવવા તૈયાર છે. માતુશ્રી! આપની આજ્ઞા હું શિરે ચડાવું છું. આપ નિશ્ચિત રહો. મારા સૈન્યનો એક ભાગ પિડાતી પ્રજાના રક્ષણુ માટે મુગલોનો સામનો કરવા જાય છે. હું જાતે સ. હિલાલ સાથે હમણાં જ સીદી જૌહર ઉપર જાઉં છું. માતુશ્રી! મારો રાજા આપનો પ્યારો પુત્ર હોવાથી પ્યારને લીધે એની સત્તા, શક્તિ અને સાહસનું માપ આપ નહિ કાઢી શકો. મારા રાજા ઉપર આપનો વાત્સલ્યપ્રેમ હોવાથી માતુશ્રી! એમની મહત્તાનું માપ આપ નથી કાઢી શકયાં. આ દેશની જબરામાં જબરી સત્તા પણ મારા રાજાને લાંબી મુદત સુધી પોતાના કબજામાં રાખી શકે એમ નથી. મારા રાજાને કોઈ પણ દુશ્મનની સત્તા પચાવી શકે એમ નથી એની મને ખાતરી છે. ગમે તેવી મુશ્કેલીઓ અને સંકટો હશે તો પણ મહારાજ મુંઝાવાના નથી એ હું અનુભવથી કહી શકું છું. એમના ફળદ્રુપ ભેજામાંથી અનેક યુક્તિઓ અણીને વખતે નીકળી છે અને નીકળશે. મહારાજની મહેરનજર અને આપના પુણ્ય પ્રતાપે અમો દુશ્મનને હરાવીશું. મને આપ આશીર્વાદ આપો, હું દુશ્મન ઉપર જાઉં છું." એમ કહી નેતાજીએ જીજાબાઈને પ્રણામ કરી પોતાનું લશ્કર લઈને પનાળા તરફ પ્રયાણ કર્યું. ઘેરો ઘાલીને પડેલા દુશ્મનના દળને અનેક રીતે સતાવવાનું અને તેમના ઉપર છાપા મારવાનું નેતાજીએ શરૂ કર્યું. નેતાજીએ પોતાના જાસૂસો જૌહરના લશ્કરમાં છૂટા મૂકી દીધા. જૌહરના લશ્કરની નબળાઈઓ, ઘેરાના કયા ભાગમાં સિપાહીઓની સંખ્યા ઓછી છે વગેરે ખબરો જાસૂસ મારફતે નેતાજીને મળતી અને એ ખબરો ઉપરથી એ દુશ્મન લશ્કર ઉપર છાપો મારતો, છાવણીનું અનાજ લૂંટતો અને બને તેટલા સિપાહીઓને મારી એ નાસી જતો. ઘેરો નાંખીને પડેલા જૌહરના લશ્કર માટે આવતાં અનાજ, બળતણ તથા બીજી ચીજો નેતાજી અટકાવતો અને એવી રીતે એ લશ્કરની જેટલી અગવડો વધારાય તેટલી દૂર રહીને વધારી રહ્યો હતો. આખરે નેતાજીએ જૌહરના લશ્કર ઉપર હલ્લો કરવાનું નક્કી કર્યું. નેતાજી પાલકર અને સ. હિલાલનું લશ્કર આવે છે એની ખબર સીદી જૌહરને મળી. એણે પણ સામના માટે પોતાનું લશ્કર તૈયાર કર્યું. નેતાજીએ પનાળાને ઘેરો ઘાલેલા જૌહરના લશ્કર ઉપર હલ્લો કર્યો. ભારે લડાઈ થઈ. હિલાલનો છોકરો રણમાં પડ્યો. જૌહરના લશ્કરે એવો સખત મારો ચલાવ્યો કે હિલાલ અને નેતાજીનું લશ્કર આગળ વધી શકયું નહિ.

નેતાજીએ ફરીથી દુશ્મન દળ ઉપર ધસારો કર્યો. જૌહરના લશ્કરે તેનો જવાબ આપ્યો. આખરે નેતાજીને પાછા હઠવું પડ્યું, નેતાજીથી ધારેલું નિશાન ન તકાયું. નેતાજીની પીછેહઠની ખબર મહારાજને

મળી. મહારાજે પરિસ્થિતિ ઉપર વિચાર કરવા માંડ્યો. નેતાજીની પીછેહઠની ખબર સાંભળી શિવાજી આપણી શરતે સલાહ કરવા તૈયાર થશે એમ જોહરને લાગ્યું અને એણે પોતાના સિપાહીઓને ઘેરાનો સખત જાપ્તો રાખવા તાકીદ આપી. શિવાજી સાહસ ખેડીને કોઈ જાતની બાજી રમી આપણને બનાવી ન જાય તે માટે સખત બંદોબસ્ત રાખવા જોહરે પોતાના સરદારોને ચેતવણી આપી. રાત્રે પણ સખત પહેરો શરૂ કર્યો. મુગલોએ પૂના તરફ ભારે ત્રાસ વર્તાવ્યો છે એની ખબર પણ મહારાજને મળી. પનાળામાં પુરાઈ જવામાં એમણે ભૂલ કરી એમ એમને લાગ્યું. નેતાજી ઘેરો હઠાવી શકતો નથી અને પૂના પ્રાંતમાં મુગલો પાછા જામતા જાય છે, એટલે હવે યુક્તિ કરી ગમે તેવી રીતે કિલ્લામાંથી બહાર નીકળવાનો મહારાજે નિશ્ચય કર્યો. એકલા નિશ્ચયથી આ કામ સરે એવું ન હતું, આ નિશ્ચયની પાછળ યુક્તિની જરુર હતી. શાંત મગજે મહારાજે કિલ્લામાંથી છટકી જવાનો પ્રશ્ન છણ્યો ત્યારે એમને જણાયુ કે છટકી જ જવું હોય તો ઘેરાને પણ ઢીલો કરવો જોઈએ. પહેરાના કામમાં સિપાહીઓ સહેજ બેદરકાર રહે તો જ કિલ્લામાંથી નાસી છૂટાય. ચોમાસાના વરસાદથી અને અનેક જાતની હાડમારીઓથી જોહરના સિપાહીઓ થાકી તો ગયા હતા. એમનામાં શિથિલતા આણવા મહારાજે યુક્તિ રચી. બહુ અગવડોથી થાકી ગએલા સિપાહીઓ સુલેહની રાહ જોઈ રહ્યા હતા અને જો સુલેહના સંદેશા શરૂ થાય તો દુશ્મનની છાવણીઓનું વાતાવરણ તદ્દન ફરી જાય એવી મહારાજની માન્યતા હતી તેથી મહારાજે પોતાના વકીલ ગંગાધરની મારફતે સીદી સાથે સુલેહ માટે સંદેશા શરૂ કર્યા. લાંબા વખતથી ઘેરા ઉપર રહેલું લશ્કર કંટાળી ગયું હતું અને નિકાલની રાહ જોતું હતું એટલામાં સુલેહના સંદેશા શરૂ થયાની વાતો છાવણીમાં થવા લાગી એટલે વાતાવરણમાં ફેર પડવા લાગ્યો. લશ્કરના સિપાહીઓનું ધ્યાન ઘેરા તરફથી ખસીને સંદેશામાં ચોંટયું. છાવણીઓમાં સુલેહની વાતોથી વાતાવરણમાં ફેરફાર થયો. ઘેરાનો સખત જાપતો હતો તેમાં ફેર પડ્યો અને બંદોબસ્ત મોળો પડ્યો. મહારાજે સુલેહની શરતો નક્કી કરવા માટે સીદી જોહરને રૂબરૂ મળવાની માગણી કરી. સીદીએ વિચાર કરી મહારાજની માગણી કબૂલ રાખી. એક દિવસે નક્કી કરેલે વખતે સંધ્યાકાળે શિવાજી મહારાજ સીદી જોહરને મળવા એની છાવણીમાં ગયા. સુલેહની શરતો ઉપર બંનેએ વિચાર કર્યો. પુનાળા કિલ્લો આપી દેવાનું નક્કી કરવામાં આવ્યું. કેટલીક શરતોની વિગતો નક્કી કરવાની હતી. થોડું કામ પત્યા પછી રાત થઈ એટલે બાકીનું કામ બીજા દિવસ ઉપર મુલતવી રાખી મહારાજ પાછા ગઢ ઉપર ગયા. ભારેમાં ભારે સાહસ ખેડીને પણ પનાળામાંથી છટકી જવાનો મહારાજે નિશ્ચય કર્યો. જિંદગીનું જોખમ વેઠીને પણ જોહરને હાથતાલી દઈને ઘેરામાંથી છૂટવાની ગોઠવણ મનમાં મહારાજે ઘડી કાઢી. પોતાની ગેરહાજરીમાં ગઢ કોને સોંપવો એ પ્રશ્ન અઘરો અને અડચણભરેલો થઈ પડ્યો. ઘેરો કાયમ રાખવામાં આવે તો દુશ્મનદળ રોકાયલું રહે અને મહારાજ ધારેલું કામ ઓછી મહેનતે કરી શકે. દુશ્મનને રોકી શકે એવો અધિકારી શોધીને તેને ગઢ સ્વાધીન કરવામાં આવે તોજ બાજી પેશ જાય, નહિ તો શીરો કરવા જતાં પૂલી થઈ જવાનો સંભવ હતો. આ વખતે મહારાજની સાથે ગઢ ઉપર ત્રિંબક ભાસ્કર નામનો બહુ કાબેલ અને હોશિયાર સરદાર હતો. સેવા અને પ્રમાણિકપણાથી એણે મહારાજનો વિશ્વાસ સંપાદન કર્યો હતો. આવા કટોકટીના સંજોગોમાં પનાળગઢ હવાલે કરવા માટે મહારાજની નજર આ સરદાર તરફ વળી. દુશ્મન અનેક પ્રકારની લાલચો આપે તો પણ સર્વે લાલચોને ઠોકરે મારવા જેટલી એનામાં શક્તિ હોવી જોઈએ. દેશાભિમાન, ધર્માભિમાન અને સ્વામીનિષ્ઠા એનામાં પ્રખર હોય તો જ કિલ્લો સોંપાય એમ હતું. એ બધો વિચાર કરી મહારાજે ત્રિંબક ભાસ્કરને કિલ્લો સોંપવાનું નક્કી કરી એને પોતાની પાસે બોલાવ્યો અને એને કહ્યું—" તમારે શિરે બહુ ભારે જવાબદારી આવી પડવાની છે. ડાહ્યો દીકરો દેશાવર ભોગવે એ તો દુનિયાની રીત છે. આવડત અને હોશિયારીનો બદલો જવાબદારી અને જોખમ જ હોય છે. તમારી કાર્યદક્ષતા, સ્વામીનિષ્ઠા અને કુનેહને લીધે જ આજે ભારે જવાબદારી સ્વીકારવા મેં તમને બોલાવ્યા છે. જવાબદારી તો જે ઝીલી શકે તેને માથે જ નાંખવામાં આવે. દુશ્મનની વચ્ચે ઘેરામાં

રહીને આ કિલ્લામાં ઘણા દિવસો કાઢ્યા. શત્રુ ઘેરો ઉઠાવશે એવું હવે નથી લાગતું. હવે આ કિલ્લામાં મારા ભરાઈ રહેવાથી આપણને નુકશાન થશે એમ દેખાય છે. જોહર પણ જિદ્દે ચડ્યો છે, એ વધારે ને વધારે મજબૂત અને સખત થતો જાય છે. નેતાજી જેવો આપણો સેનાપતિ પણ જોહરને ઘેરો ઉઠાવવાની ફરજ નથી પાડી શકતો એ ઉપરથી આપણે આપણું બળ આંકી શકીએ છીએ. નેતાજીને પોતાના લશ્કર સાથે બિજાપુરથી પણ પાછા હઠવું પડ્યું છે. મુગલો પૂના પ્રાંતમાં આપણા કિલ્લાઓ ઉપર મારો ચલાવી રહ્યા છે અને આપણી રાંક પ્રજાને રંજાડી રહ્યા છે. હિંદુત્વ ઉપર મુગલોનાં આક્રમણો અસહ્ય થઈ રહ્યાં છે. આવા સંજોગોમાં હું બહાર નીકળું તો જ હાથમાંથી છટકતી બાજી બચે એમ છે. બધા સંજોગો ધ્યાનમાં લઈને ચારે તરફનો મેં વિચાર કર્યો છે. મારું તો માનવું છે કે આ વખતે જો હું જોખમ વેઠીને પણ બહાર નહિ નીકળું તો હિંદવીસ્વરાજ્ય સ્થાપવાની યોજના પડી ભાંગશે. હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની યોજના ફળીભૂત કરવા માટે મારો પ્રાણ પણ હું અર્પવા તૈયાર છું. આપણે માટે આ વખત કટોકટીનો છે. હું આજે આ કિલ્લામાંથી છટકવાનું સાહસ ખેડીશ. કિલ્લો હું તારે સ્વાધીન કરું છું. આ કિલ્લો એટલે મારા પ્રાણ. આ કિલ્લાનું રક્ષણ એ મહારાષ્ટ્રના નાકનું રક્ષણ તારે માનવાનું છે. તું હિંમતથી કિલ્લો બચાવજે. અંદર રહીને અનેક યોજનાઓથી તું દુશ્મનને હંફાવજે. દુશ્મન અનેક જાતના સંદેશા મોકલશે તેથી સાવધ રહેજે. અનેક લાલચો તારી નજર આગળ ઊભી કરશે તેથી તું તારે સ્થાનેથી ચળતો નહિ. તું અંદર રહીને દુશ્મનોની સામે કેવી ટક્કર લે છે તે તરફ હવે આખા મહારાષ્ટ્રની નજર ફરશે. ત્રિંબકરાવ! આ પ્રસિદ્ધ પનાળાગઢનો તું હિંમતથી બચાવ કરજે. દુશ્મનનો મારો સહન કરી શત્રુના સૈન્યનો સંહાર કરવાની શક્તિ શ્રીભવાની તારામાં મૂકે એટલી જ મારી એને ચરણે વિનંતિ છે. પ્રભુ તારું રક્ષણ કરશે." મહારાજે ગઢ ત્રિંબક ભાસ્કરને સોંપ્યો અને પોતે ૧૬૬૦ના જુલાઈની ૧૩ મી તારીખે રાત્રે ૯ વાગ્યા પછી ૨ પાલખી, ૧૫ ઉત્તમ ઘોડા, ૧૦૦૦ પાયદળ અને થોડું નાણું લઈને નીચે ઊતરવા નીકળ્યા. બહુ દિવસના ઘેરાને લીધે જોહરના માણસો થાકી ગયાં હતાં અને હવે કિલ્લો તો આવતી કાલે હાથમાં આવવાનું નક્કી થઈ ગયું છે એ વિચારે સિપાહીઓમાં શિથિલતા આવી હતી. સિપાહીઓમાંના કેટલાક આનંદમાં આવી ગયા હતા, કેટલાક સુલેહના સંદેશાઓને લીધે શિથિલ બની ગયા હતા અને કેટલાક કિલ્લો હાથમાં આવવાનું નક્કી થઈ ગયું છે એ ધારણાથી બેદરકાર પણ બની ગયા હતા. આ સ્થિતિનો લાભ લઈ, વરસાદ વરસતો હતો વીજળીના કડાકા થઈ રહ્યા હતા, મેઘગર્જનાથી ગઢ ગાજી રહ્યો હતો, વાદળાંઓએ અંધકારનું રાજ્ય પ્રવર્તાવ્યું હતું, એવે વખતે મહારાજ પોતાના વિશ્વાસુ માણસોને સાથે લઈ છૂપી વાટોથી નીચે ઉતર્યા.

શિવાજી હાથતાલી દઈને પનાળા કિલ્લામાંથી નાસી ગયો એની ખબર સીદી જોહરને પડી એટલે તરત જ શિવાજી મહારાજની પાછળ એણે પોતાના જમાઈ સીદી મસુદખાન તથા પુત્ર સીદી અઝીઝખાન અને અફઝલખાનના છોકરા સરદાર ફાજલખાનને લશ્કર આપી મોકલ્યા. સલાબતજંગે મોકલેલું લશ્કર શિવાજી મહારાજની પાછળ પડ્યું. મહારાજ પૂરવેગે પોતાના લશ્કર સાથે વિશાળગઢ તરફ ચાલ્યા જતા હતા.

## ૨. અણીનો પ્રસંગ.

મહારાજ મારતે ઘોડે જોત જોતામાં વિશાળગઢ નજીક આવી પહોંચ્યા. વિશાળગઢનો કિલ્લો ત્રણ ગાઉ દૂર હતો અને મહારાજે પોતાની પાછળ દુશ્મનનું ભારે લશ્કર પૂરપાટ આવતું જોયું. મહારાજ ઘાટની ચઢણ ઉપર હતા. પાછળ પાવનખીંડ ( ઘોડખીંડ–રીંગણખીંડ ) નામની પ્રસિદ્ધ ખીણ હતી અને એ ખીણ પછી ચડાવ હતો, એટલે પાવનખીંડ ખીણ વટાવીને વિશાળગઢ તરફ જવા માટે જે ચઢણ

(જુઓ પાનું ૨૧૯)



સ્વામીનિષ્ઠ રણમાજી વીર બાજી પ્રભુ દેશપાંડે.

બાજી:—"મહારાજ, આપ ચિંતા ન કરો. આપની સેવામાં પ્રાણ અર્પણ કરવા હું તૈયાર છુ- પાલક ન મરવો
મારા જેવા સેવકો મરે તેમાં વાંધો નથી. સો મરશે પણ વીર.
મહારાજ! આપ હિંદુઓના રક્ષક છો—હિંદુત્વના તારણ શત્રુ
યોજનાના આપ ઉત્પાદક છો. આપ હવે જરાએ
આવી પહોંચ્યો છે. આપ સહિસલામત હશો તો સા ર

Lakshmi Art, Bombay, 8.

ચડવાની જરૂર હોય છે તે મહારાજ ચડી રહ્યા હતા અને પાવનખીંડ ખીણમાં આવવા માટે જ્યાંથી ઘાટ ઊતરવાનો શરૂ થાય તે ટોચે દુશ્મન આવી પહોંચ્યો હતો. બંને ઊંચાણમાં હતા. બંનેની વચ્ચે પાવનખીંડ ખીણ હતી. શિવાજી મહારાજે જોયું કે દુશ્મનનું બહુ જબરું લશ્કર તેમની પૂઠે પડ્યું છે અને તે ભારે વેગથી તેમની દિશામાં આગળ ધમતું આવી રહ્યું છે. મહારાજની પાસે લશ્કર હતું પણ તે બહુ નાનું હતું, દુશ્મનને પહોંચી વળાય એમ ન હતું. મહારાજને લાગ્યું કે આદિલશાહી લશ્કર એમને જોતજોતામાં પકડી પાડશે. આ સંકટમાંથી બચવું એમને અશક્ય જેવું લાગ્યું. ઉલામાંથી ચૂલામાં પડ્યા જેવું થયું. દુશ્મનના પંજામાંથી બચવું કેવળ મુશ્કેલ હતું. વિચાર કરતાં મહારાજના મોં ઉપર ચિંતા અને નાસીપાસી દેખાવા લાગ્યાં. પોતાના હિંમતવાન માલીકને મુઝવણમાં પડેલા જોઈ સરદાર બાજીપ્રભુ દેશપાંડે આગળ આવ્યો અને મહારાજને ચરણે એણે વિનંતિ કરી " મહારાજ આપ ચિંતા ન કરો. આ પ્રસંગ ભારે છે છતાં પણ શ્રી ભવાનીની કૃપાથી સૌ સારાં વાના થશે. આપ કોઈપણ જાતની મુઝવણમાં ન પડો. આપની સેવામાં પ્રાણ અર્પણ કરવા હું તૈયાર છું. મારા જેવા સેવકો મરે તેમાં વાંધો નથી. સો મરજો પણ સોનો પાલક ન મરજો. આપ સલામત હશો તો મારા જેવા સેવકો હજારો તૈયાર થશે. મહારાજ આપ વિલંબ ન કરો, આપ લશ્કરનો અડધો ભાગ લઈ સત્વર વિશાળગઢ પધારો. આ પાવનખીંડમાં આપનો આ સેવક શત્રુ સાથે શિરસટ્ટે સંગ્રામ કરશે. આપ હિંદુઓના રક્ષક છો, હિંદુત્વના તારણહાર છો. હિંદ સ્વરાજ્યની યોજનાના આપ ઉત્પાદક છો. હવે જરા વિલંબ કરશો નહિ. આ સમય હવે થોભવાનો નથી. શત્રુ મારતે ઘોડે સમીપ આવી પહોંચ્યો છે. મહારાજ આપ કૃપા કરી લશ્કર લઈ સિધાવો. મહારાજ આપ સહીસલામત હશો તો સૌ રૂડું થશે." શિવાજી મહારાજને આ સ્વામીનિષ્ઠ બાજીપ્રભુ દેશપાંડેના અસરકારક શબ્દો સાંભળી બહુ આનંદ થયો અને એમને પણ આ સંકટમાંથી પસાર થવાશે એવી આશા બંધાઈ. પોતાના આ વફાદાર સરદારને તેની સ્વામીભક્તિ માટે શાબાશી આપી મહારાજે જણાવ્યું:– " તમારા જેવા સ્વામીભક્ત સરદાર જેને મળે તેનું જીવન ધન્ય છે. બાજી! તારી સ્વામીનિષ્ઠા અજબ છે. તારા જેવા સરદારો પ્રભુએ મને આપ્યા છે તો હું નાહિંમત શું કામ થાઉં ? તારી સૂચના મુજબ હું વિશાળગઢ જાઉં છું. ત્યાં સહીસલામત પહોંચ્યાના સમાચાર તને જણાવવા હું વિશાળગઢના કિલ્લા ઉપરથી તોપોના પાંચ અવાજ કરીશ. તોપોના અવાજ તારે કાને પડતાં સુધી તું શત્રુને આ ખીણમાં રોકી રાખજે. દુશ્મનને આગળ વધવા દેતો નહિ. બાજી! તારી હિંમત ઉપર હિંદુત્વનું ભાવી લટકી રહ્યું છે. બાજી! સાચવજે હોં. આ કટોકટીનો પ્રસંગ છે. હું જાઉં છું, દુશ્મનને આગળ વધવા દઈશ નહિ." બાજીએ જવાબ આપ્યો " મહારાજ આપ સુખેથી સિધાવો, સેવક શત્રુની બરાબર સંભાળ લેશે. આપ તરફથી સલામતી દર્શાવનારા તોપોના અવાજ નહિ સંભળાય ત્યાં સુધી આ સેવક પાવન ખીંડમાંથી દુશ્મનને એક તસુ પણ આગળ વધવા નહિ દે તેની ખાતરી રાખજો. મહારાજ! મારું શિર કપાશે તો પણ મારું ધડ, આપ સહીસલામત વિશાળગઢ પહોંચશો ત્યાં સુધી શત્રુ સાથે લડ્યા જ કરશે. મહારાજ! હવે વિલંબ ન કરો, પોતાનો નિશ્ચય પોતાના માલીકને જણાવી તે સ્વામીભક્ત સરદાર બાજીપ્રભુએ મહારાજને આદરપૂર્વ પ્રણામ કર્યા. શિવાજી મહારાજે વળીને પાછું જોયું અને પોતાના સરદારના પ્રણામ ઝીલી પોતાની પ્રસન્ન મુદ્રાનાં બાજીને દર્શન દીધાં અને ૫૦૦ માણસોનું લશ્કર બાજીને સોંપી ઘોડો મારી મૂક્યો. મહારાજને વિદાય કરી બાજી અને સ. બાંદલેએ લશ્કરની ગોઠવણી કરી. શત્રુનું લશ્કર બહુ જબરું હતું. સંખ્યાબળમાં પણ વધારે હતું. એ બધાનો વિચાર કરી બાજીએ પોતાના લશ્કરના કેટલાક માણસોને આજુબાજુની ઝાડીમાં સંતાડી મૂક્યા અને પોતે ચૂંટી કાઢેલા ચૂનંદા ૫૦–૬૦ યોદ્ધાઓ લઈ શત્રુનો રસ્તો રોકવા માટે ખીણને મોખરે આવીને ઊભો. સ. ફાજલખાન, સીદી અઝીઝ અને સીદી મસૂદ શિવાજી મહારાજને પકડવાની ભારે ઉતાવળમાં હતા. જેમ બને તેમ જલદી સેડી જઈ શિવાજી વિશાળગઢના કિલ્લામાં ભરાય તે પહેલાં તેને પકડી પાડવો એ શત્રુની નેમ હતી. આદિલશાહી સરદારો

ભારે ગુસ્સામાં હતા. વિશાળગઢ જતાં શિવાજી મહારાજને પકડવા માટે પાવનખીંડ ખીણુ પસાર કર્યા સિવાય જવાનો બીજો માર્ગ જ ન હતો. પાવનખીંડની નજીક દુશ્મનદળ આવી પહોંચ્યું. બાજી તેમના સત્કાર માટે તૈયાર થઈને ઊભો જ હતો. દુશ્મનનાં જેટલાં માણસો ખીણુમાં પેસતાં તેમની બાજી કતલ કરતો. એવી રીતે એણે દુશ્મનના માણસોનો ભારે સંહાર કર્યો. બાજીપ્રભુએ માવલાઓ સાથે દુશ્મન ઉપર એવો સખત મારો ચલાવ્યો કે દુશ્મનને પાછાં હઠવું પડ્યું. એટલામાં બિજાપુરથી તાજું લશ્કર આવી પહોંચ્યું. તે લશ્કરે બાજી ઉપર બે વાર હુમલા કર્યા પણ તે નિષ્ફળ નીવડ્યા. આદિલશાહી સરદારો બહુ જ ક્રોધે ભરાયા. આખરે ફાજલખાન પોતાના લશ્કર સાથે બાજી ઉપર તૂટી પડ્યો. બાજીના ઘણા યોદ્ધાઓ આ પાવનખીંડમાંના હુમલામાં માર્યા ગયા. બાંદલ સરદારે પણ આદિલશાહી લશ્કરને થકવવા માટે ભારે મારો ચલાવ્યો હતો. બાજીના શરીર ઉપર ઘણા ઘા થયા હતા. ઊંડા ઊંડા જખમ થયા તો પણ બાજી જરાએ પાછો હઠ્યો નહિ. હવે બાજીનું સઘળું ધ્યાન વિશાળગઢ તરફ દોરાયું હતું. મહારાજ સહીસલામત પહોંચ્યાની નિશાનીની તોપો સાંભળવા બાજી બહુ આતુર થઈ ગયો હતો. આખું શરીર જખમોમાંથી લોહી નીગળતું થઈ ગયું હતું. લડતાં લડતાં એને લાગ્યું કે હવે બચાય એમ નથી તો પણ દુશ્મનનો રસ્તો રોકીને બાજી ઊભો હતો. એના શરીર ઉપર ઠેકઠેકાણે જખમો થયા હતા, કેટલાક ઘા તો ઘણા ઊંડા હતા. બાજી બહુ સખત ઘવાયો છતાં એક ડગલું પણ પાછો હઠ્યો નહિ. એના હાથ શત્રુનો સંહાર કરવામાં ગૂંથાયા હતા, એનો જીવ મહારાજના ચરણમાં હતો અને એના કાન તોપોના અવાજ સાંભળવા માટે ચિંતાતુર બની ગયા હતા. શરીર ઉપર ૨૪ જખમ થયા હતા. ઘાયલ થયેલો બાજી જરાપણુ પાછો ફરતો નથી અને દુશ્મનને એક તસુ પણ આગળ વધવા દેતો નથી એ જોઈ દુશ્મનને પણ બાજી જેવા વીર માટે માન ઉત્પન્ન થયું હશે. શરીર ઉપરના અનેક જખમોમાંથી લોહી વહ્યુંજ જતું હતું. લોહીના વહેવાથી બાજી તદ્દન અશક્ત બની ગયો હતો. હવે એને લાગ્યું કે એણે લીધેલી પ્રતિજ્ઞા ફોક થવાનો સમય આવી પહોંચ્યો છે. એણે શત્રુ ઉપર બહુ જબરો હુમલો કર્યો. દુશ્મનને પાછા હઠાવવા માટે બાજી તેમનો સંહાર કરી રહ્યો છે. પ્રભુની મનમાં પ્રાર્થના કરી રહ્યો છેઃ—"મારા રાજાને તું વિશાળગઢ ઉપર સહીસલામત પહોંચાડ. એના વગર હિંદુત્વનું રક્ષણ કોણ કરશે ? હિંદુ સ્ત્રીઓની ઈજ્જત કોણ બચાવશે ? જગદીશ મારી પ્રતિજ્ઞા તું પાર પાડ. પ્રભુ મારું પણ ગયે તારી પત જશે. દીનદયાળ! મારા સ્વામીને સહીસલામત પહોંચાડ." બાજી પ્રભુની પ્રાર્થના મનમાં કરી રહ્યો છે. આ વીરનો હથિયાર ધારણ કરેલો હાથ શત્રુની ગરદન ઉપર હતો. પંચપ્રાણ તો એણે પોતાના માલીકને અર્પણ કર્યા હતા. એનું ધ્યાન ઈશ્વરને ચરણે હતું. કાન વિશાળગઢની તોપો તરફ હતા. આવી રીતે આ સ્વામીનિષ્ઠ બાજી પાવનખીંડમાં આદિલશાહી લશ્કર સામે લડતો હતો. એવામાં દુશ્મનની ગોળી એને વાગી. ૨૪ જખમોવાળા શરીરમાં ગોળીએ સંચાર કર્યો. આ ગોળી બાજીના પ્રાણનું હરણ કરવા જ આવી હતી. આ ગોળીથી વિંધાયા પછી લોહીના વહેવાથી અશક્ત થયેલો બાજી નાસીપાસ થઈને ધરણી ઉપર પડ્યો. ભોંય ઉપર પડ્યા પછી દયામણે ચહેરે બોલ્યો. " પ્રભુ ક્યાં સુધી પરીક્ષા કરીશ ? " આ શબ્દો બાજીના મોંમાંજ હતા એટલામાં એને કાને તોપોના પાંચ અવાજ પડ્યા. મરણના જડબામાં સપાયેલા બાજીને આ અવાજ સાંભળી અતિ આનંદ થયો અને બોલ્યો " પ્રભુ તેં મારી પત રાખી. " મારો રાજા સહીસલામત પહોંચ્યો. મેં મારી ફરજ અદા કરી, મારો ધર્મ મેં બજાવ્યો, તેનો મને આ અંત વખતે ભારે સંતોષ થાય છે. પ્રભુ મારા રાજાનું હમેશ રક્ષણ કરજે. તેને વિજયી બનાવજે" એમ બોલી શિવાજીના આ સ્વામીનિષ્ઠ સરદાર બાજીપ્રભુ-દેશપાંડે આ ફાની દુનિયા છોડી પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો. મહારાષ્ટ્રના ધૈર્યનો મેરૂ પડ્યો, સ્વામીભક્તિનો નમૂનો પડ્યો, હિંદની સ્વરાજ્યની યોજના ફળીભૂત કરાવવા માટે પોતાના પ્રાણની આહુતિ આપનાર યોદ્ધો પડ્યો. બાજી પડ્યો અને મરાઠા લશ્કરે નાસતાં માંડ્યું. પોતાના સરદારનું શબ શત્રુના હાથમાં ન જાય તે માટે માવળાઓ બાજીના શબને લઈને નાસી ગયા.

બાજી મરાયો. લશ્કરના સંખ્યાબંધ માણસો માર્યા ગયાં. દુશ્મનના મારાથી માવળા લશ્કર નાસી ગયું. પણ બાજી પ્રભુના પરાક્રમ વડે પાંઢરેપાણી નજીક પાવનખીંડમાં શિવાજી મહારાજનો વિજય થયો (ઈ. સ. ૧૬૬૦ જુલાઈ).

શિવાજી મહારાજ વિશાળગઢમાં સુખરૂપ સહીસલામત પહોંચ્યાના સમાચાર તોપોના ધડાકાએ જાહેર કર્યા હતા. પાવનખીંડમાંથી બાજી પ્રભુનું શબ લઈ માવળાઓ ઝાડી અને જંગલોમાં થઈ ગુપ્ત માર્ગે વિશાળગઢ ગયા. મહારાજ આગળ બાજી પ્રભુના પરાક્રમનો ઇતિહાસ માવળાઓએ વર્ણવ્યો અને એ સ્વામીભક્ત વીરપુરુષનું શબ શિવાજી મહારાજને સ્વાધીન કર્યું પોતાના સ્વામીભક્ત સરદારનું શબ જોઈ શિવાજી મહારાજનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાં આંસુ આવ્યાં.

મહારાજે બાજીના શબને યથાવિધિ સરદારના મોભાને શોભે એવા દમામથી અગ્નિસંસ્કાર કરાવ્યો. બાજી પ્રભુ દેશપાંડેને સાત છોકરા હતા મોટા પુત્ર બાલાજીરાવને મહારાજે બાજીની સરદારીનાં વસ્ત્રો અને અધિકાર આપ્યા અને બીજાને પણ યોગ્યતા મુજબ અમલદારી આપી. આવા શૌર્યના, સ્વામીનિષ્ઠાના, હિંમતના અને વફાદારીની બહુ કડક પરીક્ષાના પ્રસંગો ઇતિહાસમાં બહુ થોડા હોય છે. બાજી જેવા પુરુષો જવલ્લે જ જડી આવે છે. બાજી પ્રભુનાં પરાક્રમ, તેની અડગસેવા, તેની જાજવલ્યમાન સ્વામીભક્તિ અને પાવનખીંડની ખીણમાં તેણે દાખવેલું શૌર્ય અને મરણ વખતનો તેનો સંતોષ વગેરે વાંચી વાંચકને બાજી પ્રભુ માટે માન ઉત્પન્ન થયા સિવાય રહેશે નહિ. બાજી પ્રભુ એટલે સ્વામીભક્તિની મૂર્તિ, બાજીપ્રભુ એટલે હિંદુત્વના અભિમાનનો નમૂનો, બાજીપ્રભુ એટલે ધૈર્યનો મેરુ બાજીપ્રભુ એટલે હિંમતની ખાણ. બાજીપ્રભુ એટલે શૌર્ય અને પરાક્રમની પ્રતિમા. એવા બાજીપ્રભુના પાવનખીંડના પરાક્રમો વાંચતાં યુરોપના ઇતિહાસની થર્મોપોલી યાદ આવ્યા સિવાય નથી રહેતી. આ પ્રતાપી પુરુષના મરણ વખતના ઉદ્‌ગારો મહાન નેપોલિયન બોનાપાર્ટને હરાવનાર નેલસનની યાદ દેવડાવે છે. ગ્રીસ દેશનો સ્પાર્ટા નામનો ભાગ જીતવા માટે ઇરાનના શાહે ભારે લશ્કર સાથે ચડાઈ કરી હતી. વિશાળગઢ જવા માટે જેવી રીતે પાવનખીંડ નામની ખીણ પસાર કરવી જ પડે તેવી રીતે ગ્રીસન સ્પાર્ટા મુલકમાં પેસવા માટે થર્મોપોલી નામની એક નાની ખીણમાંથી પસાર થવું પડતુ હતું. એ થર્મોપોલીની ખીણમાં ઇરાની લશ્કરના સંખ્યાબંધ માણસોની કતલ કરી આશરે ૨૦૦ દેશભક્ત સ્પાર્ટનો એ પોતાના માદરવતન ખાતર પોતાના પ્રાણની આહુતિ આપી હતી એ રીતે થર્મોપોલીએ યુરોપની પાવનખીંડ ગણાય. એક વ્યક્તિના શૌર્ય ઉપર કે તેના પરાક્રમ ઉપર આખા દેશના કે પ્રજાના ભવિષ્યનો નિકાલ થાય એવા બનાવો દેશમાં ક્વચિત જ બને છે. હિંદના ઇતિહાસમાં એવા ગણ્યા ગાંઠયા બનાવોમાં પાવનખીંડના બાજી પ્રભુના પરાક્રમનો ઇતિહાસ જરુર મૂકી શકાય.

વિશાળગઢ અથવા ખેળણા કિલ્લાને કબજે રાખવાનું કામ સીદી જોહરે આદિલશાહી પક્ષના પાલીના રાજા વીર જસવંતરાવ તથા શૃંગારપુરના રાજા સૂર્યરાવ તથા બીજા કેટલાક સરદારોને સોંપ્યું હતું. દુશ્મનની આંખમાં ધૂળ નાંખીને મહારાજ વિશાળગઢમાં દાખલ થઈ ગયા. સીદી મસુદ તથા બીજા આદિલશાહી સરદારોએ મસલત કરી વિશાળગઢને ઘેરો ઘાલ્યો. પનાળાગઢ આગળ મરાઠાઓ કરતાં જોહર જબરો હતો. વિશાળગઢ આગળ મરાઠાઓ જબરા હતા. મરાઠાઓએ અહીં તો દુશ્મનોને સતાવી સતાવીને થકવી નાંખ્યા. આદિલશાહી સરદારો ત્રાસી ગયા અને આખરે સીદી મસુદ આવેલે રસ્તે પાછો ગયો અને બીજાઓ પણ પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા. આવી રીતે મહારાજનો રસ્તો ખુલ્લો થયો એટલે એ વિશાળગઢથી નીકળી રાજગઢ જઈ પોતાની માતા જીજાબાઈને મળ્યા. દુશ્મનના જડબામાં સપડાયેલા પોતાના પ્યારા પુત્રને સહીસલામત આવેલો જોઈ માતા જીજાબાઈને કેટલો આનંદ થયો હશે તેની વાંચકોએ કલ્પના કરી લેવી.

### ૩ પનાળા તરફ ડોકિયું.

મહારાજ પનાળેથી ગયા પણ ઘેરો તો ચાલુ જ હતો. કિલ્લેદાર ત્રિંબક ભાસ્કરે કિલ્લો ટકાવી રાખ્યો હતો. ફાજલ અને મસુદખાનની ખાતરી થઈ ગઈ હતી કે સીદી જૌહર પનાળાગઢથી વિશાળગઢ આવવા રાજી નહિ હોવાથી અનેક બહાને આનાકાની કરતો હતો. આવા સંજોગોમાં વિશાળગઢને ઘેરો ઘાલી પાયમાલી કરી લેવી તેના કરતાં પાછા પનાળે જવું એ ડહાપણ ભરેલું ધારી સ. ફાજલખાન અને સી. મસુદ વગેરે સરદારો પાછા પનાળે ગયા. જે પક્ષીને પકડવા માટે પાંજરાને ઘેરો ઘાલ્યો હતો, સખત જાપ્તો રાખ્યો હતો, રખાય તેટલી સાવચેતી રાખી હતી, તે પક્ષી તો બધાને હથેલીમાં ચાંદ બતાવી ચાલ્યું ગયું. હવે એ પાંજરાને શું કરવું એ વિચારમાં સી. જૌહર પડ્યો. પક્ષી ઉડી ગયા પછી પાંજરાનો ઘેરો ચાલુ રાખવામાં ઝાઝો માલ નથી એતો સીદી સાહેબ પણ જાણતા હતા છતાં નાક જતાં એ હોઠ સાબૂત રહેતો હોય તો, ગઢ કબજે લેવા માટે છેલ્લા પ્રયત્નો કરવાનો જૌહરે વિચાર કર્યો. કિલ્લેદારને ફોડ્યા સિવાય, ફિતુર કર્યા સિવાય આપણો ગજ વાગવાનો નથી એની ખાતરી જૌહરને થઈ અને એણે કિલ્લેદાર ત્રિંબક ભાસ્કરને ફોડવાનો નિશ્ચય કર્યો. મહારાજે પનાળાગઢના કિલ્લેદારની કુમકે રાજગઢથી મદદ મોકલી. હવે સીદી જૌહરના લશ્કરને બન્ને તરફથી મારો ખમવો પડતો હતો. આટલું બધું નુકસાન વેઠીએ છીએ પણ તે શા માટે એ જ્યારે જૌહરના મગજમાં આવતું ત્યારે જૌહર તદ્દન નાસીપાસ થઈ જતો. શિવાજી તો કિલ્લામાં નથી એટલે કિલ્લા માટે જે જે પ્રયત્નો કરવામાં આવે છે તે ડુંગર ખોદીને ઉંદર કાઢવા જેવા જ થવાના છે એ વિચારથી ઘેરો ઉઠાવી લેવાનું પણ જૌહરના મગજમાં કોઈ વખતે આવી જતું. સીદી જૌહરે કિલ્લેદાર ત્રિંબકભાસ્કરને સંદેશો મોકલ્યો કે "કિલ્લો તમે અમને સોંપી દેશો તો તમને ભારે લાભ થાય એમ છે. તમે કિલ્લો અમને સોંપી અમારા પક્ષમાં આવો તો બાદશાહ સલામત તમારી સેવાની કદર કરશે, તમને જાગીર ઉપરાંત ભારે અધિકાર આપવામાં આવશે. સામેથી વૈભવ અને અધિકાર તમારે આંગણે આવ્યાં છે તેને પાછા ઠેલતા નહિ. તમારાં પરાક્રમ અને હિંમતની કિંમત આદિલશાહીમાં થશે. પૂરેપુરો વિચાર કરીને જવાબ આપશો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવા જેવું કૃત્ય તમારા જેવા ડાહ્યાઓ નહિ કરે એવી આશા છે."

ત્રિંબકભાસ્કરને આ સંદેશો મળ્યો. ત્રિંબક ભાસ્કર ન હતો લાલચુ કે ન હતો નિમકહરામ. એ તો શિવાજી મહારાજનો ભક્ત હતો એટલે જૌહરનો સંદેશો સાંભળી એના મોં ઉપર ખેદ, ગુસ્સો અને દિલગીરી દેખાવા લાગ્યાં. "શું આ ત્રિંબકભાસ્કરને સીદી સ્વામી દ્રોહી સમજે છે? અધિકાર અને ધનની લાલચે શું હું વિશ્વાસઘાતી નિવડીશ? મને એવો નીચ, હલકટ અને પાપી માને છે? સીદી જૌહરે પોતે નિમકહરામી કરી પોતાના સ્વામીનાં છોકરાંઓને રઝળાવ્યાં તેવા બધા હશે એમ એ ધારે છે. આવી રીતનો સંદેશો એ તો મારું ભારે અપમાન છે. જાગીર અને અધિકાર તો શું પણ મને આદિલશાહી મુલકનું આગવું રાજ્ય મળે તો પણ શિવાજી મહારાજનું છત્ર મારાથી છોડાય જ કેમ? શિવાજી મહારાજનો દ્રોહ કરવામાં સ્વામીદ્રોહનું પાતક છે, એટલુંજ નહિ પણ એ સ્વામીદ્રોહી દેશદ્રોહ અને ધર્મદ્રોહ પણ કરે છે. મહારાજની સેવા એ હિંદુ ધર્મની સેવા છે, હિંદુસ્થાનની સેવા છે. મારાં પૂર્વ જન્મનાં સુકૃત્યને પરિણામે જ મહારાજના સેવક બનવાનું અહોભાગ્ય મને પ્રાપ્ત થયું છે. હિંદવી સ્વરાજ્યની સ્થાપનામાં આ સેવકની યત્કિંચિત સેવાનો સ્વીકાર કરવામાં આવે છે એજ મારું ખરું સદ્દભાગ્ય છે. મહારાજની સેવામાં સૂકો રોટલો મને પાંચ પકવાન બરાબર છે." ત્રિંબક ભાસ્કર કિલ્લેદારે સીદી તરફના સંદેશા ઉપર વિચાર કરી જવાબ આપ્યો કે "મારા માલીક શિવાજી મહારાજની મહેરબાની એજ મારું ધન છે. મારી સેવા માટે મહારાજની મારા ઉપર કૃપા એ જ મારો અધિકાર છે. શિવાજી મહારાજનો વિજય એ જ મારો આનંદ

છે. દુનિયામાં એવી કોઈ પણ ચીજ નથી કે જેની લાલચથી હું મારા મહારાજની સેવા મૂકી દઉં. દુનિયામાં એવો એક પણ અધિકાર કે વૈભવ નથી કે જેની લાલચમાં હું શિવાજી મહારાજનો વિશ્વાસઘાત કરવા તૈયાર થાઉં, મારા ઉપર ગમે તેવાં સંકટો આવે, આફતો તૂટી પડે, ગમે તેવાં દુખો સામે આવી ખડાં થાય, તોપણ મહારાજના ચરણની સેવા ખાતર હું તે બધાં દુખો સુખેથી ખમીશ. મહારાજના વિશ્વાસપાત્ર સેવક તરીકે જિંદગી ગુજારવી એમાં જ હું જીવનસાફલ્ય માનું છું. મહારાજની સેવામાંથી મને પતિત કરનાર ધન, દોલત, અધિકાર વૈભવ વગેરે ને હું ઠોકરે મારું છું. સ્વામીદ્રોહનું કામ મારાથી કદીપણ થવાનું નથી. હું મારા રાજાને કદીપણ નીમકહરામ નીવડીશ નહિ." સીદીના સંદેશાનો ત્રિંબક ભાસ્કરે ઉપરની મતલબનો જવાબ વાળ્યો. કિલ્લેદાર ફૂટતો નથી એ જોઈ સીદી સહેજ નિરાશ થયો પણ એણે ઘેરો ચાલુ જ રાખ્યો હતો.

## ૪. સંજોગોનું અવલોકન અને નિર્ણય.

સીદી જૌહરની ચડાઈનું પરિણામ સાંભળી અલી આદિલશાહ પાછો ચિંતામાં પડ્યો. એણે પરીસ્થિતિનો બારીકાઈથી વિચાર કર્યો અને એ મહારાજ સાથે સલાહ કરવા તૈયાર થયો. પનાળાગઢ અલી આદિલશાહને આપવો એ મુખ્ય પ્રશ્ન હતો. આવે વખતે ગઢ આપીને સલાહ કરવી એ શ્રેયસ્કર છે કે કેમ તેનો મહારાજ વિચાર કરવા લાગ્યા. મુગલોએ એમના મુલકમાં ત્રાસ ત્રાસ વર્તાવ્યો હતો. શાહિસ્તખાને મહારાજનો મુલક લેવા માંડ્યો હતો. આદિલશાહ પણ પનાળાના બનાવને લીધે અતિ ક્રોધાયમાન થયો હતો અને જો અલી આખરે મરણિયો થઈને સામો ઊભો રહે તો મહારાજને બહુ ભારે પડે એમ હતું, એ મહારાજ બરાબર જાણતા હતા. ત્રીજું મુગલ અને આદિલશાહ એ બન્નેને એકી સાથે લડત આપી શકાય એટલું બળ તે વખતે ન હતું. એકની સામે નક્કી કર્યા પછી બેમાંથી કયા એકને પસંદ કરવો એ પ્રશ્ન પણ સામે આવીને ઊભો હતો. બે આફતોમાંથી પસંદગી કરવાની હતી. મહારાજે વિચાર કર્યો કે આદિલશાહ સાથે સલાહ કરવાથી ઓછું નુકશાન થવાનો સંભવ છે. મુગલ અને આદિલશાહની સરખામણી કરી વિચાર કરતાં મુગલ બળવાન થાય તો વધારે નુકશાનકારક અને જોખમકારક નીવડે એમ હતું એટલે મહારાજે અલી સાથે સુધારી લેવાનો વિચાર કર્યો. અલી સાથે સલાહ કરવામાં નુકસાન તો હતું પણ પ્રમાણમાં બહુ થોડું હતું. આદિલશાહી સાથે મીઠાશ કરવામાં પનાળાગઢ ખોવો પડતો હતો. મુગલોનો પ્રશ્ન તો તદ્દન જુદોજ હતો. એ તો મહારાજના જીતેલા મુલકનો અને કિલ્લાઓનો કબજો લઈ રહ્યા હતા. મુગલોને બળવાન થવા દેવામાં ભારે નુકશાન હતું એટલે પોતાનું સઘળું બળ, સામર્થ્ય, શક્તિ વગેરે મુગલ સત્તા તોડવામાંજ વાપરવાનું મહારાજે નક્કી કર્યું અને પનાળાગઢ અલીને આપીને આદિલશાહીને શાંત પાડવાનો મહારાજે ઠરાવ કર્યો. પનાળા કિલ્લો સીદી જૌહરને સોંપવા મહારાજે કિલ્લેદાર ત્રિંબકભાસ્કર તરફ લખાણ મોકલ્યું. મોટી મહત્ત્વની અને ભારે લાભદાયક બાબતો સાધ્ય કરવા માટે નાની નાની બાબતો જતી કરવી એ જ વ્યવહારિક મુત્સદ્દીની રીત ગણાય. લાગણીવશ થઈને નાની બાબતને મોટું રૂપ આપી, એવી બાબતોને સિદ્ધાંતના પ્રશ્નો બનાવી તે ફળીભૂત કરવા માટે જક્કી ઘેટાની માફક કે પતંગિયાની માફક ભારે ભોગ આપવાની રીત મહારાજ કદીપણ પસંદ કરતા નહિ. મહારાજ તો સમય પારખીને વર્તનારા હતા. પનાળા આપી આદિલશાહીને શાંત કરવામાં શ્રેય છે એમ એમને લાગ્યું, તેથી પનાળા આપવા માટે હુકમ છોડ્યા. પનાળા હાલમાં આપવો પડે છે પણ વખત આવે પનાળા પાછો લેવાશે એવી મહારાજને હિંમત હતી. મહારાજના ફરમાન મુજબ કિલ્લેદાર ત્રિંબક ભાસ્કરે પનાળાગઢ આદિલશાહી અમલદારને સ્વાધીન કર્યો (ઈ. સ. ૧૬૬૦ સપ્ટેંબર). ત્રિંબક ભાસ્કરે પનાળેથી રાજગઢ જતાં સીદી જૌહરની મુલાકાત લીધી હતી.

## ૫. સીદી જૌહર અપરાધી હતો ?

મુસલમાન ઇતિહાસકારો સીદી જૌહર ઉપર આદિલશાહી બાદશાહને બેવફા નીવડ્યાનો આરોપ મૂકે છે. "બસાતિન. ઈ. સલાતિન" નામના બિજાપુરના ઇતિહાસમાં સીદી જૌહરના સંબંધમાં લખવામાં આવ્યું છે કે "સીદી જૌહરે કિલ્લાને (પનાળા) ઘેરો ઘાલ્યો. ઘેરો ચાલુ હતો ત્યારે શિવાજીએ સીદી જૌહરને પોતે શરણ આવે છે અને એના અપરાધની જો એને ક્ષમા આપવામાં આવે તો એ બેત્રણ નોકરો સાથે મળવા આવશે એવો પત્ર લખ્યો. સીદી જૌહરે પોતાના માલીક સાથે બેઈમાની કરી મૂર્ખાઈથી શિવાજીનું કહેવું કબૂલ રાખ્યું. શિવાજી સીદીને મળવા ગયો. સીદીએ દરબાર ભરીને તેનો સત્કાર કર્યો. બન્નેની વચ્ચે કોલકરાર થયા, સોગન પ્રતિજ્ઞાઓ લેવાઈ. આદિલશાહને આ બાબતની ખબર મળી એટલે આ બન્ને બંડખોરોનો નાશ કરવા માટે જાતે લશ્કર લઈને ચડાઈ કરવા નીકળ્યો અને મીરજ સુધી આવી પહોંચ્યો." સીદી જૌહરની જિંદગીની ખરી શરૂઆત નિમકહરામીથી થઈ છે તેથી પનાળાના ઘેરા વખતે પણ એણે નિમકહરામી કરી છે એવી શંકાથી આ આક્ષેપ મૂક્યો હોય અથવા બિજાપુર બાદશાહના માનીતા સરદારોની મીઠી નજર જૌહર ઉપર ન હોય તો નિરપરાધી ઉપર અપરાધ લાવવા એ તે વખતે બિજાપુર બાદશાહતમાં બહુ સહેલું થઈ પડ્યું હતું તે રીતે જૌહરને કલંકિત કરવામાં આવ્યો હોય. શિવાજી મહારાજ પનાળેથી નીકળી નાઠા ત્યારે એણે પોતાના જમાઈ સીદી મસદ્ તથા છોકરા સીદી અઝીઝને તરતજ પાછળ દોડાવ્યા હતા. સીદી મસદે એ લડાઈમાં ઉત્તમ કામ કર્યું તેથી તેને "ખાનનો" ઈલકાબ પણ આપવામાં આવ્યો હતો. આ બધી બાબતો ધ્યાનમાં લેતાં સીદી જૌહરને નિમકહરામ ઠરાવવા જેટલા અને જેવા પુરાવા જ્યાંસુધી મળી શકતા નથી ત્યાંસુધી ફક્ત એવા એક કૃત્યને લીધે દરેક વખતે એને અપરાધી ધારવો એ અમને યોગ્ય લાગતું નથી. તેની સામે વિશ્વાસપાત્ર દસ્તાવેજી પુરાવા ન મળી આવે ત્યાંસુધી એ પનાળાના ઘેરાની બાબતમાં અલી સાથે બેઈમાન હતો એવું અમો માની શકતા નથી. પનાળાનું પ્રકરણ પતી ગયા પછી બાદશાહ અને જૌહરનાં મન ઊંચાં જ હતાં. બિજાપુરનો બાદશાહ કાનનો બહુ કાચો હતો. એની આજુબાજુએ રહેતા એના સરદારો એને વારંવાર ગમે તેની વિરુદ્ધમાં ભંભેરી શકતા. સિંહાજીની વિરુદ્ધમાં પણ આ માનીતા ખુશામતખોરોએ બાદશાહને ચડાવ્યો હતો. આ ખુશામતખોરોએ સીદીની વિરુદ્ધ બાદશાહના કાન ભંભેરવા માંડ્યા. "કાગડાનું બેસવું અને ડાળનું પડવું" એ પ્રમાણે બનાવ બન્યો. શિવાજી સાથે સીદી મળી ગયો છે એવી વાતો ઊડી રહી હતી તેવામાં શિવાજી મહારાજ પનાળેથી નાસી છૂટ્યા. કાચા કાનના બાદશાહે સીદી જૌહરનું અપમાન કર્યું, તેના ઉપર નિમકહરામીનો આરોપ મૂક્યો. આ બધી બાબતોથી આખરે કંટાળીને જૌહર પોતાને દેશ કર્નુલ ચાલ્યો ગયો. કેટલાક ઇતિહાસકારો એમ પણ જણાવે છે કે બિજાપુર દરબારે એને ઝેર આપીને મારી નંખાવ્યો.

## ૬. અંગ્રેજો સાથે અથડામણ.

કોલ્હાપુરની જીત પછી મહારાજે લશ્કરની ટુકડીઓ જુદાજુદા સરદારની સરદારી નીચે મુલકો જીતવા મોકલી હતી. જેવી રીતે સર સેનાપતિ નેતાજી પાલકર લશ્કર લઈને આદિલશાહી મુલક જીતવા નીકળ્યો હતો, તેવીજ રીતે લશ્કરની એક ટુકડી કોંકણપટ્ટીમાં પણ ગઈ હતી એવું અંગ્રેજ અને ડચ પત્ર ઉપરથી દેખાય છે. આ ટુકડી આસરે ૭૦૦–૮૦૦ માણસોની હતી અને તેનો ઉપરી દોરોજી હવાલદાર હતો. દોરોજીને ખબર મળી કે રાજાપુર બંદરમાં અફઝલખાનનાં ૩ મોટાં વહાણો માલથી ભરેલાં લંગરાએલાં પડ્યાં છે. દોરોજી તરતજ પોતાની ટુકડી લઈને આ વહાણોનો કબજો લેવા રાજાપુર ગયો. આ વખતે ત્યાં બિજાપુર બાદશાહના પ્રતિનિધિ તરીકે સૂબેદાર અબદુલકરીમ હતો. આ અબદુલકરીમ સાથે રાજાપુરના અંગ્રેજ કોઠીવાળાની કંઈ લેવડદેવડ થઈ હશે તેમાં એ-ત્રણે

વહાણો આ અંગ્રેજ કોઠીવાળાએ પોતાના કબજામાં લેવાના પ્રયત્નો કર્યા. આ સબંધમાં દોરોજીનો વિરોધ થયો. દોરોજીએ ગિફર્ડ નામના એક અંગ્રેજ અને એક દલાલને ગિરફતાર કરી કબજામાં લીધા (ઈ. સ. ૧૬૬૦ જાનેવારી). આ સંબંધમાં અંગ્રેજ કોઠીવાળાઓએ જે પત્રવહેવાર કર્યો તે જાણવા જેવો હોવાથી થોડો નીચે આપીએ છીએ. આ બનાવના સંબંધમાં અને દોરોજીના કૃત્યની સામે રાજાપુરની અંગ્રેજ કોઠીના આગેવાન હેન્રી રેવિંગ્ટને શિવાજી મહારાજને તા. ૧૩ ફેબ્રુઆરી ૧૬૬૦ ને રોજ પત્ર લખ્યો હતો તે નીચે પ્રમાણેઃ–

શિવાજી હિંદુ સેનાધિપતિ,

"દંડારાજપુર પ્રકરણમાં આપની સાથે દોસ્તી માટે અંગ્રેજોએ કેવું વચન આપ્યું છે તે સંબંધમાં આપને દોરોજી અને બીજા અમલદારોએ ખબર આપી હશે. તમારા લોકો તરફથી અમને એટલો બધો ત્રાસ થયો છે કે એનું વર્ણન અમો કરી શકતા નથી. અમારી સાથે દોસ્તી રાખનાર અમારા મિત્રોની સાથે અમોએ દુશ્મનાવટ ન બાંધી તેટલા કારણસરજ એક દલાલ અને એક અંગ્રેજને તમારા માણસો પકડીને લઈ ગયા અને તેમને કેદમાં ૨૫ દિવસ સુધી રાખ્યા. ત્યાં એમને ગાળો પણ દેવામાં આવી. કેદ પકડેલા દલાલને તો બંધનમુક્ત કરવામાં આવ્યો છે પણ કેદ કરેલા અંગ્રેજને ખારેપટ્ટણમાં હજુ સુધી ગોંધી રાખ્યો છે. આ કૃત્યથી અમને બધાને ભારે ખેદ થાય છે. અત્રેના વહેપારીઓમાં દહેશત પેસી ગઈ છે અને તેથી અમારા વેપારને ભારે નુકસાન થયું છે. આ સંબંધમાં આપ ઘટિત હુકમો આપના અમલદારોને મોકલશો એવી ખાતરીથી અમો ધીરજ ધારીને બેઠા છીએ. કૃપા કરીને અમારો માલ અને માણસ અમને સોંપવા હુકમ કરશો."

હેન્રી રેવિંગ્ટને શિવાજી મહારાજને જે તારીખે પત્ર લખ્યો તેજ તારીખે એટલે ૧૩–૨–૧૬૬૦ ને રોજ નીચે પ્રમાણે બીજો પત્ર અફઝલખાનના દીકરા સ. ફાજલખાનને લખ્યો હતો.

"અમારો આ પત્ર આપને પહોંચે તે પહેલાંજ દાભોળના આપના સુબેદાર મહમદશરીફે આપને આ તરફની વિગતવાર હકીકતથી વાકેફ કર્યા હશે. તેથી અને આ પત્ર આપને સહીસલામત મળે છે કે કેમ તેની શંકા હોવાથી અમો આ તરફની હકીકત બહુ જ ટુંકમાં આપને જણાવીએ છીએ. આ પત્ર આપને મળશે એમ સમજીને અમો જણાવીએ છીએ કે અંગ્રેજો આપના દોસ્ત છે, તેની ખાતરી રાખજો. અમે સાંભળ્યું છે કે અમારા ભલા દોસ્ત રુસ્તમઝમાન અને આપે ભેગા થઈને દુશ્મન ઉપર ચડાઈ કરી છે અને તેથી દાભોળના સુબેદારના કહ્યા પ્રમાણે અમો વર્ત્યા છીએ. આપના જેવા દોસ્તોની સાથે લડવું અને દોસ્તોનાં વહાણો તેમના દુશ્મનોને હવાલે કરવાં એ કૃત્ય અમારા ધર્મથી વિરુદ્ધનું છે. અમે તેમ ન કર્યું તેથી શિવાજીના માણસોએ અમારા એક અંગ્રેજ અને એક દલાલને જોરજુલમથી પકડીને કેદ કર્યા છે. આપતો બહુજ મહત્ત્વના કામમાં રોકાયા છો એટલે અમો લાચાર બની ગયા છીએ. જલદીથી બધું શાંત થશે અને આપના દેશનું કલ્યાણ થશે એવી અમો આશા રાખીએ છીએ." તેજ તારીખે ત્રીજો પત્ર નીચે પ્રમાણે સ. રુસ્તમઝમાન ઉપર લખવામાં આવ્યો હતો.

"રાજાપુર શહેરને અંગ્રેજોને લીધે જે લાભ થવાનો તે આપના ઉત્તેજનને લીધે થઈજ રહ્યો છે. પરંતુ કમનસીબે વચમાં ઉભાં થયેલાં ધાંધલ અને ધમાલને લીધે એમાં વાંધો પડ્યો. આ શહેર ઉપર આપનો જ અધિકાર ચાલુ રહ્યાની ખબરનો પત્ર આપે અમારા ઉપર લખ્યો તે વાંચી અમને ઘણો આનંદ થયો છે અને રાજાપુર નહિ છોડવાનો અમોએ નિશ્ચય કર્યો છે. આપનો સુબેદાર અબ્દુલ કરીમ આ શહેર છોડીને ગયો તેથી અમો દિલગીર છીએ. અત્રે બનેલી બધી હકીકતથી એણે આપને વાકેફ કર્યા હશે. એ સાંભળીને અમોએ લીધેલા વલણ માટે આપને સંતોષ થયો હશે અને તેમાં

કોઈને પણ અસંતોષનું કારણ નથી. અમારા સ્નેહની આપે ખાતરી રાખવી અને અમો આપના નોકર છીએ એમ સમજીને અમારા એક માણસને ખારાપટ્ટણમાં કેદ રાખ્યો છે તેવું ન થવું જોઈએ. અમારા માણસને કેદ પકડવાનું કારણ માત્ર એટલુંજ કે ફાજલખાનના વહાણો અને આપના હિસાબની ભરપાઈમાં આપવામાં આવેલો ૧૧૭૧ હોનો નો માલ અમોએ શિવાજીના માણસોના હવાલે ન કર્યો. આપ આપના માણસ સાથે આ સાથે મોકલેલ પત્ર શિવાજીને મોકલી આપશો એવી અમારી વિનંતિ છે. બીજો પત્ર ફાજલખાન માટે મોકલ્યો છે તે આપ વાંચી જોશો અને આપને જરૂર જણાય તો તે તેમના તરફ રવાના કરશો. આપના દોસ્તને અમો અમારા દોસ્ત માનીએ છીએ. બીજાઓને જણાવો અગર લખો તે પહેલાં ઘટિત કામકાજ અમને લખશો. તમારી ને અમારી તો દોસ્તી છે. "

દોરોજીએ પકડેલા ગિફર્ડ અને એક દલાલ એ બેમાંથી દલાલને છોડી દીધાનું આપણે વાંચી ગયા. હવે ગિફર્ડની બાબતમાં મી. હેન્રી રેવિંગ્ટને સુરત તા. ૨૩ ફેબ્રુઆરી, ૧૬૬૦ ને રોજ લખાણ કર્યું તેમાં જણાવ્યું હતું કે "ખારેપાટણ કિલ્લામાં અમે ગિફર્ડને ખાનપાન મોકલતા હતા. ગિફર્ડને ત્યાંથી કાઢી સાતવળી અથવા ખેલણા કિલ્લામાં લઈ જવાનો ત્યાંના હવાલદારનો વિચાર હતો. તેને લઈ જતાં રસ્તામાં એ ગિફર્ડને છોડાવ્યો છે." અંગ્રેજ પ્રજા જરુર પડે વણિકવૃતિ ધારણ કરી નમનતાઈનો પાઠ ભજવી શકે છે એ ઉપરના પત્રો ઉપરથી વાંચકો જોઈ શકશે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું



### ૧. રાજાપુરના રણયુદ્ધમાં બાજીપાસલકર રણમાં પડ્યો.

મહારાષ્ટ્રના રાજકીય ઇતિહાસમાં મહારાજના બાળપણના મિત્રો અને ગોઠિયાઓનું સ્થાન બહુ ઊંચું છે. તાનાજી માલુસરે, યેતાજી કંક અને બાજી પાસલકર, એ મહારાજના બહુ નાનપણના ગોઠિયા હતા. શિવાજી મહારાજે હિંદવી સ્વરાજ્યની હિલચાલની શરૂઆતમાં જ મહારાષ્ટ્રના કેટલાક નામોચા કુટુંબો પ્રેમથી કબજે કર્યાં હતાં તેમાં આ પાસલકર કુટુંબનો સમાવેશ થાય છે. જેધે કુટુંબની માફક જ પાસલકર કુટુંબ પણ મહારાષ્ટ્રમાં નામીચું અને ઇજ્જતઆબરુવાળું ગણાતું. બાજી પાસલકરનું કુટુંબ બહુ પરગજુ હતું. મહારાષ્ટ્રમાં ઇજ્જતદાર કુટુંબોમાં મોહોમાંહેના ઝગડાઓને લીધે ખૂનો વગેરે થતાં અને કેટલાંક કુટુંબોનાં બાળબચ્ચાં નિરાધાર થઈ પડતાં. તેવા નિરાધારોનો બાજી પાસલકર બેલી હતો. કુટુંબકલહની ઝાળમાં કાનોજી જેધેનું કુટુંબ પણ દઝાઈ ગયું હતું. ઘરના ઝગડાઓથી કાનોજી જેધેની દશા બહુ બૂરી થઈ હતી. આ નિરાધાર બની ગયેલા કુટુંબને આશ્રય આપનાર બાજી પાસલકર જ હતો. કોઈપણ દેશમુખ ઉપર કંઈ આફત આવી પડે તો તે વખતે ભીડમાં ભેરુ બનવા બાજી પાસલકર તૈયાર રહેતો. બાજી પાસલકર મુસેખોરાનો વતની હતો અને એની પાસે આઠ ગામની દેશમુખી હતી. સરદાર બાજી પાસલકર પાસે ત્રણ ચીજો બહુ કીમતી હતી. એ ત્રણ ચીજોએ બિજાપુરના બાદશાહનું પણ ધ્યાન ખેંચ્યું હતું. બાજીની **યશસ્વી** નામની ઘોડી, **ગજલી** નામની તલવાર અને **અજગર**



હિંદુ ધર્મનું રક્ષણ કરવા માટે–હિંદુત્વ ટકાવી રાખવા માટે–પીડાતી પ્રજાનાં દુઃખો દૂર કરવા માટે–હિંદુ અબળાઓના શિયળનો થતો ભંગ અટકાવવા માટે–જન્મભૂમીને સુખી અને આબાદ કરવા માટે જેણે પોતાના સર્વસ્વને હોડમાં મુક્યું–વૈભવ વિલાસ ઉપર ઠોકર મારી–સગા અને સબંધીઓનો સામનો કર્યો અને મુસલમાની સત્તાની સામે જેણે જંગ માંડ્યો અને આખરે સ્વબળ અને પરાક્રમવડે મુસલમાની સત્તાને ઢીલી કરી તે

**ભારત મૈયાનો કુલદીપક દીકરો છ શિવાજી મહારાજ.**

(રા સા સરદેસાઈની મહેરબાનીથી.)

Lakshmi Art Bombay 8

પોતાના વકીલને દિલ્હી દરબારમાં મોકલ્યો હતો અને તેની સાથે મહારાજે બાદશાહને પોતાની માગણીઓના સંબંધમાં સંદેશો પણ કહેવડાવ્યો હતો. આ બધું બની ગયા પછી ચારે બાજુનો વિચાર કરીને જ દિલ્હીપતિએ શાહિસ્તખાનને દક્ષિણમાં મોકલ્યો. શાહિસ્તખાન મામુને વિદાય આપતી વખતે બાદશાહે એને ખૂબ માન આપ્યું અને શિવાજીની સત્તા જડમૂળથી ઉખેડી નાંખવાની બધી સૂચનાઓ આપી હતી. મામુએ દિલ્હીથી નીકળતાં પ્રતિજ્ઞા કરી હતી કે "હું દખ્ખણના એ ચૂઆને જોત જોતામાં ભોંય ભેગો કરી દઈશ, એણે જીતેલો બધો મુલક પાછો લઈશ અને મુગલ સત્તા મહારાષ્ટ્રમાં કાયમ કરીશ." આવી ઘોર પ્રતિજ્ઞા લઈ ઈ. સ. ૧૬૬૦ ની શરુઆતમાં જ શાહિસ્તખાને મહારાજ ઉપર ચડાઈ કરી. શિવાજીની સત્તા તોડવા માટે દિલ્હીથી ઉપરા ઉપરી હુકમ અને ફરમાનો શાહિસ્તખાન ઉપર છૂટી રહ્યા હતા. તા. ૨૮ મી જાનેવારી ૧૬૬૦ ને રોજ શિવાજી ઉપર ચડાઈ કરવા માટે શાહિસ્તખાન મામુ ઔરંગાબાદથી લશ્કર લઈ નીકળ્યો, તે ૧૧ મી ફેબ્રુઆરીએ અહમદનગર આવી પહોંચ્યો અને અહીંથી ૨૫ મી ફેબ્રુઆરીને રોજ મુકામ ઉઠાવ્યો. ભીમા નદી ઓળંગી તેણે સોનવાડી નજીકના કિલ્લાઓ સર કર્યા. પૂના, બારામતી, સૂપા વગેરે આગળ થઈ તા. ૧૮ મી એપ્રિલ ને રોજ શિરવળ ગામે પડાવ નાંખ્યો (આલમગીર નામા).

શિરવળથી શાહિસ્તખાન ખેડે બારેગામ (આ ગામમાં શિવાજી મહારાજે પોતાનું બચપણ ગાળ્યું હતું) ગયો. શિરવળમાં છાવણી નાંખીને શાહિસ્તખાનના લશ્કરે ત્યાંથી ૨૦ માઈલ દૂર આવેલા રાજગઢ નજીક મહારાજના લશ્કરની એક ટુકડી હતી તેના ઉપર હલ્લો કર્યો. શાહિસ્તખાનના લશ્કરના હલ્લાથી શિવાજી મહારાજનું લશ્કરનું નાઠું. રાજગઢની આજુબાજુના કેટલાક ગામોનો મુગલ લશ્કરે નાશ કર્યો અને શિરવળથી મુકામ ઉપાડી સાસવડ નાંખ્યો (મે ૧ લી, ૧૬૬૦). શાહિસ્તખાને આ વખતે પોતાની સાથેના મરાઠા સરદાર (શિવાજી મહારાજના મોસાળના) જાધવરાવની સેવાનો ખૂબ ઉપયોગ કરી લીધો. જાધવરાવ દક્ષિણ દેશનો પૂરેપુરો ભોમિયો હોવાથી એની મદદ ખાનને અણી વખતે બહુ ઉપયોગી થઈ પડી. મુગલ લશ્કરે સૂપા પ્રાંત કબજે કરી લીધો અને ખાને તે સરદાર જાધવના કબજામાં સોંપ્યો. મહારાજના સેનાપતિઓ અને સરદરોએ જોયું કે મુગલ લશ્કર બહુ બળવાળું, મોટું અને સાધનસંપન્ન છે. તેની સામે ટકવું બહુ મુશ્કેલ અને ભારે છે. આવા સંજોગોમાં કેસરિયાં કરી પતંગિયાની માફક ઝંપલાઈ પ્રાણ ખોવાથી ધારેલી મુરાદ બર આવશે નહિ, એમ માની ખડેખાંડે લડાઈ કરવાનું મહારાજના લશ્કરે માંડી વાળ્યું. મહારાજના લશ્કરે લડવાની પદ્ધતિમાં ફેરફાર કર્યો. દુશ્મનનું લશ્કર ચડી આવે અને તે બહુ બળિયું હોય તો શિવાજીનું લશ્કર નાસી જતું અને દુશ્મનદળ ઉપર છૂપા હુમલાઓ કરી દુશ્મનોને હેરાન કરતું. મુગલ સેનાપતિએ શિવાજી મહારાજનો મુલક જીતવા માંડ્યો. મહારાજનો મુલક જીતતો જીતતો શાહિસ્તખાન શિરવળથી નીકળી ૭ મી મે ૧૬૬૦ ને રોજ પૂનામાં દાખલ થયો. પૂનામાં જે મકાનમાં મહારાજ રહેતા હતા તે વાડામાં જ (લાલ મહાલ) ખાને મુકામ કર્યો. મુગલ સેનાપતિએ દક્ષિણમાં શિવાજી મહારાજના મુલકમાં ભારે ત્રાસ વર્તાવ્યો. શિવભારતમાં મુગલ લશ્કરના ત્રાસનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે:—

"સર્વ સ્થળે સંચાર કરનાર મુસલમાન લશ્કરે દેવ મંદિરોનો નાશ કર્યો, સંન્યાસી સાધુઓના મઠ મઢુલીઓ જમીનદોસ્ત કરી નાંખ્યાં, અમલદારોનાં ઘરો જમીનદોસ્ત કર્યાં, બગીચાઓમાંના ઝાડ ઉખેડી નાંખ્યાં, ઘણાં જૂનાં ગામો અને નગરો ઉજ્જડ કરી નાંખ્યાં, નદી કિનારાઓ પણ ભ્રષ્ટ કર્યા. એ આખો પ્રદેશ ખગ્રાસ ગ્રહણ લાગેલા ચંદ્રમા જેવો દેખાવા લાગ્યો."

ઉપર પ્રમાણે દુર્દશા કરતો શાહિસ્તખાન પૂનામાં મુકામ નાંખીને પડ્યો. ચોમાસાના દિવસો પૂનામાં જ ગાળવાનો એનો વિચાર હતો. ખાનના આ મનસૂબાની ખબર જાસૂસોએ મહારાજના સરદારને આપી. ખાન ચોમાસું પૂનામાં ગાળવાનો છે: એ ખબર મહારાજના લશ્કરને મળી એટલે

મુગલોને સતાવવા માટે યુક્તિઓ યોજવા લાગ્યું. મુગલ લશ્કર બહુ બળવાન હોવાથી એના ઉપર છાપો મારવો એ કઠણુ કામ હતું એટલે મુગલોને ખોરાકની તંગી પહોંચે એવી ગોઠવણ કરવાનો મરાઠાઓએ વિચાર કર્યો. મુગલ લશ્કર છાવણી નાંખીને પડ્યું હતું તેની આજુબાજુના ગામડાઓમાંથી મરાઠાઓએ અનાજ વગેરેનો નાશ કરી નાંખ્યો. છાવણી પડી હતી તે પ્રદેશ ઉજ્જડ કરી નાંખ્યો. છાવણીની નજીકનાં ગામો ઉજ્જડ કરીને મરાઠાઓ અટક્યા નહિ પણ દૂર દેશમાંથી મુગલોની રસદ અટકાવવા માટે સર્વે શક્ય પગલાં લેવામાં આવ્યાં. ચોમાસું શરૂ થયું અને નદી નાળા ભરાઈ ગયાં તેથી દૂર દૂરથી અનાજ વગેરે ચીજો લશ્કર માટે લાવવાનું મુગલોને મુશ્કેલ થઈ પડ્યું. અનાજ વગર અને રોજની જરુરિયાતની ચીજો વગર મુગલ લશ્કરને ભારે હાડમારી વેઠવી પડતી, મુગલ સત્તા નીચેનાં ગામો બહુ દૂર હોવાથી ત્યાંથી જોઈતી ચીજો મંગાવવાનું બહુ મુશ્કેલ હતું અને તે મંગાવવામાં આવે તો મરાઠાઓની નાની નાની ટોળીઓ રસ્તામાં તે માલ લૂંટવા તૈયાર હતી જ. લશ્કર મોટું હોવા છતાં ખાન ચિંતામાં પડ્યો. લશ્કર બહુ મોટું હતું એટલે તે પ્રમાણમાં તેની જરુરિયાતો પણ પુષ્કળ હતી. આ બધી જરુરિયાતોને શી રીતે પહોંચી વળવું એ ચિંતામાં ખાન પડ્યો. આ કોયડો શી રીતે ઉકેલવો તેની ખાનને ગમ પડી નહિ. દુશ્મન કરતાં પોતે બહુ બળિયો હોવા છતાં મૂંઝવણનો પાર રહ્યો નહિ. આ મુસીબતો શી રીતે તરી જવી તેનો વિચાર કરવા માટે ખાને પોતાની ખાતરીના અમલદારો, સરદારો અને મુત્સદ્દીઓને ભેગા કર્યા. વિવેચન પછી ઉંડો વિચાર કરતાં લશ્કર માટે અહમદનગરથી ચીજો મંગાવવી એ જ હાલના સંજોગોમાં સીધો અને સરળ માર્ગ હતો એમ લાગ્યું અને અહમદનગરથી ચીજો સહીસલામત આવે તે માટે પૂનેથી આશરે ૧૮ માઈલ દૂર આવેલો ચાકણનો કિલ્લો તાકીદે કબજે કરી લેવાનું મુગલ મુત્સદ્દીઓએ ઠરાવ્યું, મુગલોની યુદ્ધ સામગ્રી અને સંખ્યાબળ ધ્યાનમાં લેતાં ચાકણનો કિલ્લો લેવો એ મુગલ સેનાપતિને મન રમત વાત લાગી. ચાકણનો કિલ્લો તો જોતજોતામાં લેવાશે એવી ખાનની માન્યતા હતી અને મરાઠાઓ ઠેકઠેકાણે રોકાયલા હોવાથી આ કામ બહુ જ સહેલાઈથી પતી જશે એમ મુગલોએ માન્યું હતું.

ઈ. સ. ૧૬૪૭માં ચાકણનો કિલ્લો મહારાજે કબજે કર્યો હતો ત્યારથી તે ફિરંગોજી નરસાળા નામના બહાદુર અને મુત્સદ્દી કિલ્લેદારના કબજામાં હતો. આ ફિરંગોજી એની સ્વામીભક્તિ માટે પ્રસિદ્ધ હતો. ફિરંગોજીની સ્વામીભક્તિ અડગ હતી. શાહિસ્તખાને જાતે ભર ચોમાસામાં ચાકણના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ખાનને ખાતરી હતી કે કિલ્લો લેતાં બહુ મુશ્કેલી નડશે નહિ. ચાકણનો કિલ્લો નાનો હતો. કિલ્લામાં લશ્કર પણ થોડું હતું. ફિરંગોજી સામનો કરશે પણ તે ઝાઝા દિવસ કાઢવાનો નથી એવી ખાનની માન્યતા હતી. ખાને બરાબર વિચારપૂર્વક જોઈએ તે ઠેકાણે મોરચા બાંધી કિલ્લા ઉપર તોપોનો મારો શરૂ કર્યો. ખાન પાસે તોપો બહુ મોટી અને જબરી હતી, દારૂગોળો પુષ્કળ હતો, પણ ચોમાસાને લીધે એ હવાઈ ગયો હતો તેથી એ ગોળા ધાર્યું કામ આપી શકતા ન હતા.

આ વખતે મહારાજ પોતે પનાળાના કિલ્લામાં ઘેરાયલા હતા. એમણે પોતાનો કિલ્લેદાર ચાકણના કિલ્લામાં શાહિસ્તખાનના ઘેરામાં સપડાયો છે એ વાત જાણી ત્યારે ફિરંગોજીને સંદેશો કહેવડાવ્યો કે "ચાકણનો કિલ્લો આખર સુધી સાચવશો. સ્હેલાઈથી દુશ્મનને હવાલે કરતા નહિ. બધા પ્રયત્નો અજમાવ્યા પછી કિલ્લો જાય તો તેનું દુખ નથી પણ દુશ્મનને બરાબર સ્વાદ ચખાડ્યા સિવાય કિલ્લો જવો ન જોઈએ." ફિરંગોજીને મહારાજનો સંદેશો મળી ગયો હતો. એણે જોયું કે વખત બહુ કટોકટીનો છે મહારાજ તથા બીજા સરદારો પનાળામાં ઘેરાઈ ગયા છે. બહાર રહેલા સરદારો મહારાજને છોડાવવાના કામમાં રોકાયા છે અને બહારથી મદદ મળી શકે એમ નથી એટલે પોતાના બળ ઉપર જ ઝઝુમવાનું નક્કી કરી શિવાજી મહારાજના સંદેશાનો જવાબ વાળ્યો કે " હું શિર સાટે શિવાજી મહારાજની ઈજ્જતનું રક્ષણ કરીશ. જીવને જોખમે હું ચાકણનો કિલ્લો ટકાવી

મુગલોને સતાવવા માટે યુક્તિઓ યોજવા લાગ્યું. મુગલ લશ્કર બહુ બળવાન હોવાથી એના ઉપર છાપો મારવો એ કઠણ કામ હતું એટલે મુગલોને ખોરાકની તંગી પહોંચે એવી ગોઠવણ કરવાનો મરાઠાઓએ વિચાર કર્યો. મુગલ લશ્કર છાવણી નાંખીને પડ્યું હતું તેની આજુબાજુના ગામડાઓમાંથી મરાઠાઓએ અનાજ વગેરેનો નાશ કરી નાંખ્યો. છાવણી પડી હતી તે પ્રદેશ ઉજ્જડ કરી નાંખ્યો. છાવણીની નજીકનાં ગામો ઉજ્જડ કરીને મરાઠાઓ અટક્યા નહિ પણ દૂર દેશમાંથી મુગલોની રસદ અટકાવવા માટે સર્વે શક્ય પગલાં લેવામાં આવ્યાં. ચોમાસું શરૂ થયું અને નદી નાળા ભરાઈ ગયાં તેથી દૂર દૂરથી અનાજ વગેરે ચીજો લશ્કર માટે લાવવાનું મુગલોને મુશ્કેલ થઈ પડ્યું. અનાજ વગર અને રોજની જરુરિયાતની ચીજો વગર મુગલ લશ્કરને ભારે હાડમારી વેઠવી પડતી, મુગલ સત્તા નીચેનાં ગામો બહુ દૂર હોવાથી ત્યાંથી જોઈતી ચીજો મંગાવવાનું બહુ મુશ્કેલ હતું અને તે મંગાવવામાં આવે તો મરાઠાઓની નાની નાની ટોળીઓ રસ્તામાં તે માલ લૂંટવા તૈયાર હતી જ. લશ્કર મોટું હોવા છતાં ખાન ચિંતામાં પડ્યો. લશ્કર બહુ મોટું હતું એટલે તે પ્રમાણમાં તેની જરુરિયાતો પણ પુષ્કળ હતી. આ બધી જરુરિયાતોને શી રીતે પહોંચી વળવું એ ચિંતામાં ખાન પડ્યો. આ કોયડો શી રીતે ઉકેલવો તેની ખાનને ગમ પડી નહિ. દુશ્મન કરતાં પોતે બહુ બળિયો હોવા છતાં મૂઝવણનો પાર રહ્યો નહિ. આ મુસીબતો શી રીતે તરી જવી તેનો વિચાર કરવા માટે ખાને પોતાની ખાતરીના અમલદારો, સરદારો અને મુત્સદ્દીઓને ભેગા કર્યા. વિવેચન પછી ઉંડો વિચાર કરતાં લશ્કર માટે અહમદનગરથી ચીજો મંગાવવી એ જ હાલના સંજોગોમાં સીધો અને સરળ માર્ગ હતો એમ લાગ્યું અને અહમદનગરથી ચીજો સહીસલામત આવે તે માટે પૂનેથી આશરે ૧૮ માઈલ દૂર આવેલો ચાકણનો કિલ્લો તાકીદે કબજે કરી લેવાનું મુગલ મુત્સદ્દીઓએ ઠરાવ્યું, મુગલોની યુદ્ધ સામગ્રી અને સંખ્યાબળ ધ્યાનમાં લેતાં ચાકણનો કિલ્લો લેવો એ મુગલ સેનાપતિને મન રમત વાત લાગી. ચાકણનો કિલ્લો તો જોતજોતામાં લેવાશે એવી ખાનની માન્યતા હતી અને મરાઠાઓ ઠેકઠેકાણે રોકાયલા હોવાથી આ કામ બહુ જ સહેલાઈથી પતી જશે એમ મુગલોએ માન્યું હતું.

ઈ. સ. ૧૬૪૭માં ચાકણનો કિલ્લો મહારાજે કબજે કર્યો હતો ત્યારથી તે ફિરંગોજી નરસાળા નામના બહાદુર અને મુત્સદ્દી કિલ્લેદારના કબજામાં હતો. આ ફિરંગોજી એની સ્વામીભક્તિ માટે પ્રસિદ્ધ હતો. ફિરંગોજીની સ્વામીભક્તિ અડગ હતી. શાહિસ્તખાને જાતે ભર ચોમાસામાં ચાકણના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ખાનને ખાતરી હતી કે કિલ્લો લેતાં બહુ મુશ્કેલી નડશે નહિ. ચાકણનો કિલ્લો નાનો હતો. કિલ્લામાં લશ્કર પણ થોડું હતું. ફિરંગોજી સામનો કરશે પણ તે ઝાઝા દિવસ કાઢવાનો નથી એવી ખાનની માન્યતા હતી. ખાને બરોબર વિચારપૂર્વક જોઈએ તે ઠેકાણે મોરચા બાંધી કિલ્લા ઉપર તોપોનો મારો શરૂ કર્યો. ખાન પાસે તોપો બહુ મોટી અને જબરી હતી, દારૂગોળો પુષ્કળ હતો, પણ ચોમાસાને લીધે એ હવાઈ ગયો હતો તેથી એ ગોળા ધાર્યું કામ આપી શકતા ન હતા.

આ વખતે મહારાજ પોતે પનાળાના કિલ્લામાં ઘેરાયલા હતા. એમણે પોતાનો કિલ્લેદાર ચાકણના કિલ્લામાં શાહિસ્તખાનના ઘેરામાં સપડાયો છે એ વાત જાણી ત્યારે ફિરંગોજીને સંદેશો કહેવડાવ્યો કે "ચાકણનો કિલ્લો આખર સુધી સાચવશો. રહેલાઈથી દુશ્મનને હવાલે કરતા નહિ. બધા પ્રયત્નો અજમાવ્યા પછી કિલ્લો જાય તો તેનું દુખ નથી પણ દુશ્મનને બરાબર સ્વાદ ચખાડ્યા સિવાય કિલ્લો જવો ન જોઈએ." ફિરંગોજીને મહારાજનો સંદેશો મળી ગયો હતો. એણે જોયું કે વખત બહુ કટોકટીનો છે મહારાજ તથા બીજા સરદારો પનાળામાં ઘેરાઈ ગયા છે. બહાર રહેતા સરદારો મહારાજને છોડાવવાના કામમાં રોકાયા છે અને બહારથી મદદ મળી શકે એમ નથી એટલે પોતાના બળ ઉપર જ ઝઝુમવાનું નક્કી કરી શિવાજી મહારાજના સંદેશાનો જવાબ વાળ્યો કે "હું શિર સાટે શિવાજી મહારાજની ઈજ્જતનું રક્ષણ કરીશ. જીવને જોખમે હું ચાકણનો કિલ્લો ટકાવી

રાખીશ મહારાજ પનાળાગઢમાં રહીને શત્રુને હંફાવી રહ્યા છે. તેજ વખતે હું ચાકણમાં ઘેરાયો છું. હું શત્રુને હંફાવવામાં જરાપણ કચાશ નહિ રાખું. ચાકણ લેતાં દુસ્મનને છઠ્ઠીનું ધાવણ યાદ આવશે. ચાકણ તો દુસ્મનને આખી જિંદગી યાદ રહેશે એના ખેલ ખેલશે. ચાકણ તો મરાઠા બળની મુગલોને અને ખાસ કરીને ખાનને ખાતરી કરાવી આપશે. ચાકણ સહેલાઈથી પડશે નહિ. મહારાજે ચાકણ માટે નિશ્ચિંત રહેવું. ચાકણ મુગલોના હાથમાં જાય એવો ઈશ્વરી સંકેત હશે તો તેમ થશે પણ મરાઠાઓના સમર કૌશલ્યની પ્રતીતિ દુસ્મનને કરાવ્યા સિવાય દુસ્મન કદી પણ લઈ શકશે નહિ."

ફિરંગોજીએ જોયું કે મુગલ લશ્કરની સંખ્યા બહુ મોટી છે, મુગલો પાસે લડાઈના સાધનો પણ અખૂટ છે. આવે વખતે શક્તિ વેડફી નાંખવી એ મુત્સદ્દીપણું ન કહેવાય. શક્તિનો ઉપયોગ કરવા કરતાં યુક્તિ આવે વખતે વધારે અસરકારક નીવડશે એમ ધારી કળેકળે કામ લઈ ધારી ઉમેદ પાર પાડવાનો ફિરંગોજીએ નિશ્ચય કર્યો. ઘેરો ઘાલીને પડેલું મુગલ લશ્કર રાત્રે જ્યારે આરામ કરતું હોય ત્યારે ફિરંગોજીના ચુનંદા માણસો જુદી જુદી ટોળીમાં વહેંચાઈ જઈ કિલ્લા નીચે ઊતરી અવારનવાર મુગલ લશ્કર ઉપર છાપો મારી એમને હેરાન કરતા. તે ગાળાના મહારાજના જે માણસો ઘેરામાં સપડાયલા ન હતા તે ઘેરો ઘાલીને પડેલા મુગલ લશ્કરને વારંવાર છાપો મારીને સતાવતા. કિલ્લામાંના માણસો કોઈ વખત નીચે ઉતરીને મુગલ લશ્કર ઉપર રાત્રે છાપો મારતા તો કોઈ દિવસે બહારના માણસો છાપો મારતા અથવા કોઈ દિવસ કિલ્લાની અંદરની અને બહારની બન્ને ટોળીઓ છાપો મારતી. મુગલ લશ્કર ઉપર આ છાપા અને હલ્લાઓની જબરી અસર થઈ. શાહિસ્તખાન તો આ બધી યુક્તિઓ અને કિસ્સાઓ અનુભવીને આભોજ બની ગયો હતો. મુગલ બાદશાહના આટલા મોટા લશ્કરને શિવાજીના મૂઠીભર માણસો ત્રાસ પોકરાવી રહ્યા હતા એ જોઈ ખાનને અચંબો થયો. ફિરંગોજીએ લગભગ બે માસ સુધી કિલ્લો સાચવ્યો હતો. ખાન પણ બહુ થાકી ગયો હતો. ઘેરાને ૫૬ મે દિવસે કિલ્લાના એક ખુણામાં ખાનના માણસોએ બહુ મહેનતે સુરંગ ખોદી ગાબડું પાડ્યું. આ બાકોરામાંથી મુગલ લશ્કર અંદર પેસવા લાગ્યું. ફિરંગોજીને ખબર પડતાંજ બાકી રહેલા માણસોને લઈને એ દુસ્મન દળ ઉપર તૂટી પડ્યો. બાકોરામાંથી અંદર દાખલ થતાં મુગલોને ફિરંગોજીએ અટકાવ્યા. આખી રાત લડાઈ ચાલી. બીજે દિવસે સવારે પણ લડાઈ તો ચાલુ જ હતી. મુગલ લશ્કરની સંખ્યા બહુ જબરી હોવાથી ફિરંગોજી મરણિયો થઈ રણમાં ઘુમવા લાગ્યો. એણે મુગલોની કતલ કરવામાં બાકી ન રાખી, પણ મુગલોનું સંખ્યાબળ એટલું બધું વધારે હતું કે તેની આગળ ફિરંગોજીનું ન ચાલ્યું. રણમાં ફિરંગોજીને મુગલોએ કેદ પકડ્યો અને ચાકણનો કિલ્લો મુગલોએ કબજે કર્યો (૧૪ મી ઑગસ્ટ ૧૬૬૦).

ચાકણનો કિલ્લો તો મુગલોએ જીત્યો પણ શિવાજીના એક નાના કિલ્લાને જીતતાં કેટલું વીતે છે તેની ખબર મુગલોને પડી ગઈ. મુગલોને જીત તો મળી પણ બહુ મોંઘી પડી. એક નાનો કિલ્લો થોડા લશ્કરથી મોટા બળ સામે બે માસ ટકી રહ્યો એ અનુભવથી શાહિસ્તખાને શિવાજીના બળનું માપ કાઢ્યું શિવાજીના સરદારો શિર સાટે નાક સાચવે એવા છે એની એને ખાતરી થઈ.

ફિરંગોજીને શાહિસ્તખાન સન્મુખ ખડો કરવામાં આવ્યો. ખાન એના શૌર્યથી મુગ્ધ થઈ ગયો હતો. એને બહુ માન આપ્યું અને સત્કારપૂર્વક એને જણાવ્યું કે:—"તમારું શૌર્ય જોઈ હું બહુ ખુશી થયો છું. તમે જો મુગલ સત્તા સ્વીકારી અમારા રાજ્યની સેવા કરવા ખુશી હો તો હું મુગલપતિને ખાસ લખીને તમને ભહુ ઉંચા દરજ્જાની અમલદારી અપાવું, મુગલ નોકરી સ્વીકારશો તો તમારી કદર થશે. તમારા જેવા સેવકોના શૌર્યનો સદુપયોગ થાય એવી અમારી ઈચ્છા છે." ખાનના શબ્દોથી ફિરંગોજી જરા પણ લલચાયો નહિ. એણે ખાનને ચોકખે ચોકખું જણાવી દીધું કે "મારા માલીકની સેવામાંજ મારું ખરું કલ્યાણ હું માનું છું. શિવાજી મહારાજ એજ મારો માલીક છે. એણે સોંપેલું કામ

ખરા દિલથી કરવું એજ મારો ધર્મ છે. આ જન્મ સ્વામીનિષ્ઠ રહેવાની શક્તિ પ્રભુ મને આપે એ મારી ઈશ્વર પાસે નિત્યની પ્રાર્થના છે. મારી સેવાથી મારા મહારાજને સંતોષ થાય એટલે મારા કામની પૂરેપુરી કદર થઈ એમ હું સમજુ છું. શિવાજી મહારાજે શરૂ કરેલા કાર્યમાં ખપી જવું, કામ લાગી જવું, એ મારી ઈચ્છા છે. હું શિવાજી મહારાજનો સેવક છું અને ભારેમાં ભારે ભોગ આપવા પડે અને અનેક અડચણો અને આફતો વેઠવી પડે તો પણ એમનો સેવક જ રહેવા માગું છું. આ જિંદગી શિવાજી મહારાજને ચરણે અર્પણ થયેલી છે. મહારાજ એના માલીક છે."

કબજે આવેલા સરદારની સ્વામીભક્તિ જોઈ ખાનને બહુ આનંદ થયો. ફિરંગોજી ઉપર ખાને જરા પણ ગુસ્સે થયો નહિ પણ એના સદ્‌ગુણની કદર કરી તેને માન આપી મુક્ત કર્યો. આ સરદારના પરાક્રમોની મહારાજને ખબર મળી ત્યારે એમને અતિ આનંદ થયો. પનાળાનો ઘેરો પત્યા પછી ફિરંગોજી મહારાજને આવીને મળ્યો અને સર્વે વાતોથી મહારાજને વાકેફ કર્યા. મુગલોની નોકરીની લાલચમાં ફિરંગોજી જરાપણ ફસાયો નહિ તેથી તેને ધન્યવાદ આપ્યો, તેનો સત્કાર કર્યો. એની સ્વામીનિષ્ઠા માટે એની કદર કરી એને ઈનામ આપ્યાં અને એને ભૂપાલગઢનો કિલ્લેદાર બનાવ્યો.

## ૩. ઉંબરખીંડમાં મુગલોને માર. ✓

વિશાળગઢથી રાજગઢ આવીને મહારાજે પોતાના વિશ્વાસુ માણસો અને અમલદારો તથા પ્રધાન-મંત્રીઓને ઉભા થયેલા પ્રસંગોને કેવી રીતે પહોંચી વળવું તેનો વિચાર કરવા માટે ભેગા કર્યા. દુશ્મનના અનુકૂળ સંજોગો, એમનું સંખ્યાબળ, એમનાં સાધનો, પોતાનું બળ અને પ્રતિકૂળ સંજોગો, વગેરેનો પૂરતો વિચાર કરી તે ઉપર ખુલ્લા દિલે વિવેચન કરી સર્વેએ અભિપ્રાય આપ્યો કે "મુગલ લશ્કર બળવાન છે, એમની પાસે લડાઈનાં સાધનો અખૂટ છે, એમને આજુબાજુની ભારે કુમક છે, એમની સત્તા જામેલી છે, એમનું સંખ્યાબળ પણ જબરું છે. કુહાડીના હાથા રૂપ હિંદુ સરદારો શત્રુને મળી ગયા છે એટલે આ સંજોગોમાં એ સત્તા સાથે સલાહ કરવામાં જ શાણપણ છે. આવા જબરા અને

તે પરિસ્થિતિનો પલટો કરી શકે છે, વાતાવરણમાં ફેરફાર કરી શકે છે. આ સંજોગોમાં પણ મહારાજે હિંમત રાખી. કરતલબખાનનો કાર્યક્રમ જાણ્યા પછી મહારાજે તકનો લાભ લેવાનો વિચાર કર્યો. મુગલ લશ્કર બહુ બળવાન છે એ વાત મહારાજ ક્ષણવાર પણ ભૂલતા નહિ. મેદાનમાં લડાઈ આપવામાં આવે તો કોટિ ઉપાયે પણ મુગલો સામે મરાઠાઓ તે વખતે ફાવે એમ ન હતું. ઊંડા વિચાર પછી એમને લાગ્યું કે ગમે તેવો બળવાળો દુશ્મન હોય પણ તેને કુનેહથી સંકડામણમાં લાવવામાં આવે તો બળ અને સાધન હોવા છતાં પણ એને નમાવી શકાય છે.

મહારાજ મુગલ સેનાપતિને સંકડામણમાં લાવવાનો ઘાટ ઘડી રહ્યા હતા. એમની માન્યતા હતી કે એક વખત સંકડામણમાં આવીને મુગલો મરાઠાઓની શમશેરનો સ્વાદ ચાખશે તો સુલેહ માટે તૈયાર થશે. મુગલ લશ્કર કયે રસ્તે જવાનું છે તે જાણી લીધા પછી ઉંમરખિંડમાં તેને ઘેરી, યુક્તિ અને કળથી તેને ખોખરું કરી, સુલેહ કરવા તેને ફરજ પાડવાનો મહારાજે નિશ્ચય કર્યો. મુગલ લશ્કર પૂનેથી નીકળી લોહગઢના દક્ષિણોત્તર માર્ગે કોંકણ તરફ જતાં ઘાટમાં ઊતરવું પડે છે તે રસ્તે ચાલ્યું. શિવાજીના જાસૂસો મુગલ લશ્કરની બધી હિલચાલની ખબરો મહારાજને તાકીદે પૂરી પાડતા હતા. કરતલબખાનની હિલચાલની મહારાજને ખબર મળી કે તરત જ ઘાટ ઉપરથી નીચે ઉતર્યા પછી ઘાડું જંગલ આવે છે તેમાં મુગલ લશ્કરને ઘેરી બરોબર માર મારવાનો વ્યૂહ રચ્યો. જંગલની ઝાડીમાં અને જાળામાં શિવાજી મહારાજના લશ્કરી સિપાહીઓ સંતાઈ રહ્યા. લશ્કર જ્યારે ઘાટ ઊતરતું હતું ત્યારે તેને શિવાજી મહારાજની તૈયારીની જરાપણ ખબર ન પડે એની ખબરદારી રાખવામાં આવી હતી. મુગલ લશ્કર ઘાડા જંગલમાં પેઠું તે પહેલાં શિવાજી મહારાજ તેના ઉપર હલ્લો કરી શકત, પણ જો તેમ કરવામાં આવ્યું હોત તો મુગલો ચારે તરફથી ઉંબરખિંડના અરણ્યમાં જેવા ઘેરાયા અને ગભરાયા તેવી સ્થિતિ થાત નહિ અને મુગલો મરાઠાઓને હાથતાલી દઈને નાસી જાત. મહારાજે બધી બાબતનો પૂરેપુરો વિચાર કરીને જ મુગલ લશ્કર ઘાડાં જંગલમાં આવે એવી યુક્તિ રચી. પ્રતાપગઢના યુદ્ધ વખતે કોયનાપાર નજીક મહારાજે જેવી રીતે પોતાના લશ્કરની ટુકડીઓ જંગલ અને ઝાડીઓમાં ગોઠવી દીધી હતી તેવી જ વ્યવસ્થા ઉબરખિંડમાં મહારાજે કરી. ચારે તરફની ઝાડીમાં મહારાજના માણસો સશસ્ત્ર સંતાઈ ગયા. મુગલ લશ્કર એ અરણ્યની બરોબર વચમાં આવ્યું એટલે પોતાના સંતાઈ રહેલા માણસોને મુગલ સેના ઉપર મારો ચલાવવાની ઈશારત માટે મહારાજે રણદુંદુભિ વગાડવાનો હુકમ કર્યો. રણવાદ્ય શરૂ થયાં અને શત્રુએ જાણ્યું કે આ અરણ્યમાં આપણે ઘેરાઈ ગયા છીએ. સમર નગારું શરૂ થતાંની સાથે જ મુગલ લશ્કર ઉપર ઝાડીમાંથી ચારેબાજુએથી મારો શરૂ થયો. તીર અને ગોળીઓથી મુગલ માણસો વિંધાવા લાગ્યા. ઉનાળાનો ખરો બપોર થયો હતો. ઝાડી એટલી બધી ઘાડી હતી કે પવન વગર માણસો ગભરાવા લાગ્યાં. શત્રુ ક્યાંથી મારો ચલાવે છે તે ઝાડીને લીધે જણાતું ન હતું. મુગલ લશ્કર ભારે મૂંઝવણમાં પડ્યું. કરતલબખાન ગભરાયો. અનુકૂળ સ્થળે મુગલોને ઘેરીને મારવામાં શિવાજી મહારાજનો હેતુ મુગલોને સુલેહ માટે ફરજ પાડવાનો હતો. કરતલબખાન અને તેના બીજા સરદારોએ જોયું કે હવે બચવાનો એકે રસ્તો નથી. જીવ શી રીતે બચાવવો એ મુખ્ય પ્રશ્ન થઈ પડ્યો. કરતલબખાન અને બીજા સરદારોને મૂંઝવણમાં જોઈને રાયબાગીણ આગળ આવી અને એણે કરતલબખાનને કહ્યું કે "પહેલેથી ચોકસાઈ કર્યા સિવાય અને આ ઘાડાં જંગલનો બંદોબસ્ત કર્યા સિવાય એકદમ લશ્કરને સામે શક્તિવાળો શત્રુ છે તેની ખબર હોવા છતાં ઘાડી ઝાડીમાં પેસવાનું આપણે સાહસ ખેડ્યું એ ડહાપણ ભરેલું તો નથી જ કર્યું. આ ભાગનાં જંગલો, પર્વતો, ખીણો, ડુંગરાઓ વગેરે અડચણની જગ્યાઓએ તો શિવાજીના સરદારો અડપલું કર્યા વગર કદી રહેવાના નથી એ વાત આપણે અણી વખતે ભૂલી ગયા એ કમનસીબની વાત છે. આપણે બધા શિવાજીના જડબામાં કમનશીબે આવી પડ્યા છીએ.

આપણું બધાનું મોત આજે તો એના જ હાથમાં છે. દિલ્હીપતિના આવા જબરા લશ્કરને જરુર વગર જમના ઘરમાં ઘાલવા માટે આપણે જવાબદાર છીએ આજ સુધી દિલ્હીપતિએ દક્ષિણમાં જે દિગ્વિજય મેળવ્યો તેના ઉપર કાળો ડાઘ લગાડનારૂં કૃત્ય આજે આપણે કર્યું છે. અહીંયાં અરણ્યમાં શત્રુને અનુકૂળ એવી જગ્યાએ અને એવે વખતે લડાઈમાં ઊતરવું શત્રુને મદદ કરવા જેવું છે. આ વખતે લડાઈ કરવામાં ભારે ભૂલ થશે. આ સ્થળે શત્રુનો સામનો કરી લડાઈ કરવાનું સાહસ કરવામાં આવશે તો મુગલ લશ્કર જોતજોતામાં તોબા પોકારશે, દિલ્હીપતિની ભારે હાર થશે, સેનાપતિની કિર્તિને કલંક લાગશે અને વખતે આપણી હારથી શત્રુ બેવડો બળવાન થશે. શત્રુને નમતું આપવું એ કઠણ વાત છે. વીરને એ બહુ ભારે લાગે પણ પ્રતિકૂળ સંજોગોમાં મોટા લાભને નજર સામે રાખી શત્રુને નમી પડવાની શક્તિ પણ વીરમાં હોવી જોઈએ. આવા સંજોગોમાં શિવાજી સાથે સલાહ કર્યાથી જ આપણે સંકટમાંથી સહીસલામત પસાર થઈ શકીશું. શિવાજી સાથે સુલેહ માટે સંદેશા શરૂ કરવામાં જ આ વખતે આપણું ડહાપણ છે. કઠણ પ્રસંગે કુનેહથી કામ ન લેવામા આવે તો એકલા લશ્કરના જોર ઉપર કોઈ સત્તા જીતી શકતી નથી." રાયબાગીણના વિચારો સાથે બીજા સરદારો મળતા થયા અને શિવાજી મહારાજ સાથે સુલેહના સંદેશા શરૂ થયા. મહારાજને તો એ જ જોઈતું હતું. સુલેહના સંદેશા લઈ કરતલબખાનનો વકીલ મહારાજને જઇ મળ્યો અને મુગલ સરદારનો સુલેહ માટેનો સંદેશો શિવાજી મહારાજને જણાવ્યો. કરતલબખાને વધારામાં મહારાજને એ પણ કહેવડાવ્યું હતુ કે તેમના પિતા સિંહાજી રાજાની કરતલબખાન ઉપર ભારે મહેરબાની છે. વકીલની વાતો મહારાજે શાંતિથી સાંભળી લીધી અને મહારાજે આવેલા વકીલને અભય વચન આપ્યુ. મહારાજ તરફથી અભય વચન લઈને વકીલ કરતલબખાન પાસે ગયો. મહારાજે અભય વચન આપ્યાનું વકીલ મારફતે કરતલબખાને સાંભળ્યા પછી એણે મહારાજ તરફ ખંડણી રવાના કરી ( **शिव भारत** અ. ૨૯ શ્લોક ૪૨ ).

મુગલ સેનાપતિ તરફથી શિરસ્તા મુજબ ખંડણી આવી પહોંચી એટલે તરતજ મહારાજે ઝાડમાં સંતાઈ રહેલા પોતાના સૈનિકોને લડાઈ બંધ કરવા હુકમ કર્યો. શિવાજી મહારાજના ફરમાન મુજબ સૈનિકોએ મારો બંધ કર્યો. જે રસ્તેથી આવ્યું હતું તે રસ્તે પાછું સહીસલામત નીકળી જવા મહારાજે મુગલ લશ્કરને જણાવ્યું. વિજયના આનંદમાં દુશ્મનની કુનેહ અને ચાલબાજી ભૂલી જાય એવા ભોટ શિવાજી મહારાજ ન હતા. શિવાજી મહારાજને મુગલ સેનાપતિ ઉપર શક આવ્યો એટલે પોતાના સેનાપતિ નેતાજી પાલકરને મુગલ લશ્કરની પાછળ સૂચનાઓ આપીને મોકલ્યો. મહારાજના કહ્યા પ્રમાણે મુગલ લશ્કર ઉંબરખિંડના અરણ્યમાંથી આવેલે રસ્તે પાછું ફર્યું. રણાંગણ ઉપર મુગલ લશ્કરનો ઘણો સરંજામ ( સામાન ) મહારાજના માણસોને હાથ લાગ્યો. આવી રીતે ઈ. સ. ૧૬૬૧ ના ફેબ્રુઆરીની ૨જી તારીખે કરતલબખાનને લશ્કર સાથે ઉંબરખિંડમાથી પાછો કાઢયો.

## ૪. દક્ષિણ કોંકણનો કબજો.

ઉંબરખિંડમાં મુગલોને સીધાદોર કરી દીધા પછી શિવાજી મહારાજનું ધ્યાન આદિલશાહી મુલક જીતવા તરફ ખેંચાયું. એ ગાળાના પરદેશી વેપારીઓએ શિવાજી મહારાજની સામે તેમના શત્રુને અણીને પ્રસંગે મદદ કરી હતી, તે વાત મહારાજના મનમાં તાજીને તાજી જ હતી. એ વેપારીઓને સજા કરવાનું કામ હાથ ધરવાનો મહારાજે વિચાર કર્યો. ઉંબરખિંડમાંથી પોતાનું લશ્કર લઇને મહારાજ દક્ષિણમાં દાભોળ તરફ જવા નીકળ્યા. ઉંબરખિંડમા મુગલોને મારમારી શાહિસ્તખાનની હિલચાલ તપાસવા માટે મહારાજ રાજગઢમાં કે એવા કોઇ કિલ્લા ઉપર થોભ્યા નહિ, પણ એમણે તો તરત જ લડાઈનો કાર્યક્રમ ગોઠવ્યો. પોતાના ચુનંદા વીરોને સાથે લઈ શિવાજી મહારાજ નીકળ્યા. દાભોળ જતાં રસ્તામાં કેટલાયે દુશ્મનનાં ગામોમાંથી આદિલશાહી અમલદારો મહારાજને આવતા જોઈ

નાસી ગયા. તે બધાં ગામો મહારાજે પોતાને તાબે લીધાં. એમ ગામો કબજે કરતા, જરુર જણાય ત્યાં લૂંટ કરતા અને સામે થાય તેને પાંશરાદોર કરી નાંખતા, મહારાજ દાભોળ આવી પહોંચ્યા. દાભોળ સર કરી દાલભેશ્વર મહાદેવનાં મહારાજે દર્શન કર્યાં. દાભોળ જીતી ત્યાં અધિકારી તરીકે પોતાનો સરદાર નીમી મહારાજ પોતાના લશ્કર સાથે પાલી જવા ઉપડયા. પાલીના રાજા જસવંતે પનાળાના ઘેરા વખતે સીદી જૌહરને મહારાજની સામે મદદ કરી હતી, તેને સજા કરવા મહારાજ પાલી તરફ વળ્યા. મહારાજ લશ્કર સાથે પાલી તરફ આવે છે એ સમાચાર જસવંતને મળતાં જ જસવંત ગભરાયો અને નાસીને શૃંગારપુરના રાજાના આશ્રય તળે જઈ રહ્યો. ત્યાંથી મહારાજ ચિમળુણ ગયા અને ત્યાં જઈ શ્રી પરશુરામનાં દર્શન કર્યાં. ચિમળુણથી નીકળી મહારાજ સંગમેશ્વર આવ્યા. શિવાજી મહારાજ આવે છે એ સમાચાર સાંભળી સંગમેશ્વરના મુસલમાન અધિકારીઓ ગામ મૂકીને ચાલ્યા ગયા. સંગમેશ્વર મહારાજના કબજામાં આવ્યું. આ ઠેકાણે એમને એમના બાળસ્નેહી તાનાજી માલુસરેનો મેળાપ થયો. મહારાજ અને તાનાજી બન્ને એકબીજાને પ્રેમથી ભેટ્યા. તાનાજી માલુસરે અને પિલાજી નીલકંઠને સંગમેશ્વરમાં રાખી, મહારાજ ૧૦૦૦ ઘોડેસ્વાર અને ૩૦૦૦ પાયદળ લઈ રાજાપુર જવા નીકળ્યા.

## ૫. રાજાપુરની લડાઈ.

શિવાજી મહારાજ પોતાના લશ્કર સાથે નીકળ્યા છે અને એ રાજાપુર ઉપર ચડાઈ લાવે છે એ ખબર પાકે પાયે મળી એટલે રાજાપુરના આદિલશાહી મુસલમાન અમલદારો તૈયારી કરીને તેમની સામે થયા. બન્ને પક્ષ વચ્ચે લડાઇ થઈ. મહારાજે આદિલશાહી અમલદારોને હરાવ્યા અને રાજાપુર કબજે કર્યું. રાજાપુર બહુ ધનવાન બંદર હતું. વેપાર માટે અને તેની જાહોજલાલી માટે એ પ્રસિદ્ધ હતું. બિજાપુર અને મુગલ જેવી જામેલી સત્તા સામે મહારાજે કમર કસેલી હતી. રાજાપુરથી પુષ્કળ દ્રવ્ય મેળવવાની મહારાજની ઈચ્છા હતી. રાજાપુરમાં પ્રવેશ કરી મહારાજે ત્યાંના ધનાઢ્ય હિંદુ, મુસલમાન, અંગ્રેજ, ડચ, ઇરાની, આરબ વગેરે વેપારીઓને બોલાવ્યા અને નાણાં આપવા જણાવ્યું. વેપારીઓએ મહારાજને સંતોષ ન આપ્યો તેથી રાજાપુર લૂંટવામાં આવ્યું. રાજાપુરમાં કેટલેક ઠેકાણે જમીનમાં દાટેલું ધન હતું તેની મહારાજને ખબર મળી એટલે મહારાજે જમીનો ખોદાવી ધન લીધું. રાજાપુરની લૂંટમાં મહારાજને પુષ્કળ ધન મળ્યું (શિવભારત અ. ૩૦).

રાજાપુરના વહેપારીઓએ મહારાજનું ન માન્યું એટલે ઘણા વેપારીઓને મહારાજે કેદ કર્યા. રેવિંગ્ટન ટેલર્સ અને ગિફર્ડ નામના અંગ્રેજ વેપારીઓને કેદ કરીને વાંસોટા કિલ્લામાં લઈ જવામાં આવ્યા અને થોડા દિવસ પછી વાંસોટેથી સોનગઢ અને પછી રાયરીગઢમાં રાખવામાં આવ્યા હતા. આ વેપારીઓએ પનાળાના ઘેરા વખતે સીદી જૌહરને દારૂગોળાની મદદ કરી હતી અને તોપ તથા તોપના ગોળા પણ પૂરા પાડ્યા હતા. તોપ ફોડવા માટે એક હોંશિયાર ગોલંદાજ પણ આપ્યો હતો. શિવાજી મહારાજ આ બધું જાણતા હતા અને દુશ્મનને મદદ કરવા માટે રાજાપુરના આ અંગ્રેજ વેપારીઓને એ સજા કરવા ઈચ્છતા હતા. આ અંગ્રેજ કેદીઓએ ૧૦મી જૂન, ૧૬૬૧ ને રોજ મી. મેથ્યુ એન્ડ્રુસ અને મી.જોન લેબટનને એક લાંબો પત્ર લખ્યો હતો.

અંગ્રેજ વેપારી કંપનીના પ્રમુખને પણ મનમાં લાગ્યું હતું કે રાજાપુરના અંગ્રેજ વેપારીઓએ શિવાજી પ્રત્યે એવું વર્તન રાખ્યું હતું કે શિવાજી તો શું પણ જે કોઈ માણસમાં કંઈ દમ હોય તે આવી વર્તણૂક ચલાવનારને સજા કર્યા સિવાય રહેજ નહિ. રાજાપુરના અંગ્રેજ વેપારીઓનાં કૃત્યો પ્રેસિડેન્ટ એન્ડ્રુસે પોતાના પત્રમાં વખોડી કાઢ્યાં છે તે ઉપરથી ખાતરી થશે કે શિવાજી મહારાજે જે કર્યું તે યોગ્ય જ કર્યું હતું.

શિવાજી મહારાજે રાજાપુર લૂંટયું એ આ અંગ્રેજો તરફ એમને ગુસ્સો હતો તેથી નહિ પણ રાજાપુર એ આદિલશાહીનું બંદર હતું, એ દુશ્મનનું બંદર હતું તેથી લૂંટવામાં આવ્યું હતું અને એ જીત્યા પછી મરાઠાઓનું બંદર થયું એટલે મહારાજ તરફથી રાજાપુરની પ્રજાને કોઈપણ પ્રકારની હેરાનગતી કે ત્રાસ થશે નહિ એવું મહારાજના પ્રતિનિધિ શ્રી રાવજી પંડિતે જાહેર પણ કર્યું હતું.

## ૬. સંગમેશ્વરની લડાઈ.

રાજાપુરની લૂંટના સમાચાર અલી આદિલશાહને મળ્યા. મહારાજે દક્ષિણ કોકણનો જે મુલક જીત્યો તે લગભગ બધો બિજાપુર બાદશાહતનો જ હતો. અલીને રાજાપુરના માઠા સમાચાર મળ્યા ત્યારે એ કર્ણાટકના ઝગડામાં રોકાયલો હતો એટલે પોતે મહારાજ ઉપર ચડાઈ લાવી શક્યો નહિ, પણ એણે શૃગારપુરના રાજા સૂર્યાજીરાવને શિવાજીની સામે થઈ જીતેલો મુલક પાછો લઈ પોતાની વફાદારી સાબિત કરવા તાકીદનું લખાણ મોકલ્યું. આદિલશાહનું ફરમાન શૃગારપુરના સૂર્યાજીરાવે માથે ચડાવ્યું. એણે પોતાનું લશ્કર તૈયાર કરી ગનીમી પદ્ધતિ પ્રમાણે લડાઈ કરી દુશ્મનને થકવવાનું નક્કી કર્યું. સંગમેશ્વરમાં તાનાજી માલુસરે અને પિલાજી નીલકંઠ મહારાજના અમલદારો હતા. તેમની પાસે થોડું લશ્કર પણ હતું. સૂર્યાજીરાવે મધ્યરાત્રે સંગમેશ્વર આવી મહારાજના લશ્કરને ઘેરો ઘાલ્યો અને કતલ શરૂ કરી. હિંમતવાન અને કસાયેલો સેનાપતિ ન હોય તો એના હાર્જાજ ગગડી જાય અને નાસવા માંડે, પણ તાનાજી જેવો વીર આવા ઘેરા કે છાપાથી જરા પણ ડગે તેવો ન હતો. એનો જોડીઓ પિલાજી નીલકંઠ બહુ જ ગભરાયો અને એણે જાન બચાવવા નાસી જવાનો વિચાર કર્યો, તાનાજીએ પોતાના સૈન્યને વ્યવસ્થિત કરી લડાઈ શરૂ કરી. પિલાજી નાસી જશે તો લશ્કરમાં બહુ નાસીપાસી ફેલાશે અને લશ્કર નાસભાગ કરવા માંડશે એ બીક તાનાજીને હતી. તાનાજીએ પિલાજીને હિંમત આપવાના ખૂબ પ્રયત્નો કર્યા. પિલાજી તો હેબતાઈ ગયો હતો. તે કેમે કરી માને જ નહિ. મધ્યરાત્રિનો સમય હતો. દુશ્મન દરવાજે આવીને કતલ ચલાવી રહ્યો હતો. હુમલો અચાનક હોવાથી તાનાજીના માણસો અસાવધ હતા. છાપો અણધાર્યો હોવાથી લશ્કરમાં અવ્યવસ્થા થઈ હતી. તાનાજીએ એને ખૂબ સમજાવ્યો પણ જ્યારે તાનાજીની ખાતરી થઈ કે કોટિ ઉપાયે પિલાજી હવે માનવાનો નથી અને ભાગવા માંડશે અને તેનો ચેપ બીજે ફેલાશે અને એમ બનવા પામે તો દુશ્મન જીતી જશે, ત્યારે તાનાજીએ પોતાના આ જોડિયા પિલાજીને એક દોરડાવતી એક મોટા પથ્થર સાથે જકડી બાંધ્યો. તાનાજીની આ સમયસૂચકતાને લીધે બગડતી બાજી સુધરી. પિલાજીને મજબૂત બાંધી દીધા પછી તાનાજી પોતે દુશ્મન ઉપર તૂટી પડયો. પોતાના આ બહાદુર સરદારને દુશ્મનની ભારે કતલ કરતો જોઈ મહારાજના લશ્કરને શૂર ચડયું. જોતજોતામાં લડાઇની બાજી બદલાઈ ગઈ. મહારાજના સિપાહીઓએ રણમેદાન ગજાવી મૂક્યું. તે રાત્રે ૪–૫ કલાક સુધી ઘનઘોર યુદ્ધ ચાલ્યુ. પોહ ફાટતા પહેલાં તો સૂર્યાજીનું લશ્કર પોબારા ગણી ગયું. તાનાજી માલુસરેનો આ લડાઈમાં વિજય થયો ( ઈ. સ. ૧૬૬૧ માર્ચ ).

શૃગારપુરના સૂર્યાજીરાવની ચડાઈ અને તાનાજી માલુસરેનાં પરાક્રમ અને વિજયની વાત મહારાજે રાજાપુરમાં સાંભળી. વિજયની વાત સાંભળી મહારાજને અતિ આનંદ થયો મહારાજ પોતે રાજાપુરથી નીકળી તરત જ સંગમેશ્વર આવ્યા અને તેમણે તાનાજીરાવને ધન્યવાદ આપ્યા અને તેમની કદર બૂજી. સૂર્યાજીરાવ ઉપર મહારાજને બહુ ક્રોધ ચડયો. એમણે તરત જ એને સંદેશો કહેવડાવ્યો-કે " તારા કૃત્યોથી તેં મને છંછેડ્યો છે. તારે માટે મને ભારે ક્રોધ છે, છતાં તને એકવાર માફી આપું છું. ફરીથી આવું વર્તન મારી સાથે કરતો નહિ. પલ્લિવન ( પાલી ) ના રાજાને તેં આશ્રય આપ્યો છે. તેના રાજ્ય ઉપર હું ચડાઈ કરવાનો છું. તારે મને તે કામમાં મદદ કરવી પડશે માટે તું મને રૂબરૂમાં આવીને મળી જા. હું એ રાજ્ય ઉપર જલદીથી ચડાઈ કરવાનો છું." આ સંદેશાથી સૂર્યાજીરાવ બહુ જ

મૂઝાયો એને તો એક તરફ કૂવો અને બીજી તરફ વાવ જેવું થયું. આખરે બિચારા સૂર્યાજીરાવે રાજ્ય ત્યાગ કરીને મૂઝવણુ પતાવી દીધી.

શૃંગારપુરનો રાજા મદદ માટે ન આવ્યો તેથી કંઈ મહારાજ ઢીલા પડયા ન હતા. એમણે પોતાનો કાર્યક્રમ જરાપણુ ફેરવ્યો નહિ. મહારાજે પોતે પલ્લિવન ( પાલી ) ઉપર ચડાઈ કરી અને એ મુલક જીત્યો. એ મુલકમાં ચિરદુર્ગ નામનો બહુ જુનો કિલ્લો હતો તે મહારાજે સમરાવ્યો અને તેનું નામ ( મંડનગઢ ) પાડયું. મંડનગઢમાં મહારાજે પોતાની ખાતરીનો કિલ્લેદાર નીમ્યો અને એમણે એ મુલકનો બંદોબસ્ત કર્યો. પલ્લિવન જીત્યા પછી મહારાજે શૃંગારપુર તરફ મોરચો ફેરવ્યો. આશરે ૧૫૦૦૦ પાયદળ લઈને મહારાજે શૃંગારપુર ઉપર ચડાઈ કરી. શૃંગારપુરના રાજાને એના સાથીઓએ કોઈપણુ પ્રકારની મદદ કરી નહિ એટલે રાજ્ય છોડીને રાજા નાસી ગયો. આવી રીતે થોડી મહેનતે એ રાજ્ય મહારાજના કબજામાં આવી ગયું ( ઈ. સ. ૧૬૬૧ એપ્રિલ ). શૃંગારપુરમાં પણુ એક મજબૂત કિલ્લો બંધાવ્યો જેનું નામ પ્રતિતગઢ પાડવામાં આવ્યું હતું. આ જીતેલા નવા મુલકની વ્યવસ્થા માટે મહારાજે ત્રિંબક ભાસ્કરની કિલ્લેદાર તરિકે નિમણૂક કરી.

---

## પ્રકરણુ ૭ મું

૧. વેરની વસૂલાત.
૨. સાવંતોને સલાહ કરવી પડી.
૩. દક્ષિણમાં શાહિસ્તખાનની હિલચાલ.
૪. બાજી બદલાઈ.
૫. નગરની લડાઈ.
૬. પ્રબળગઢની જીત.
૭. શિવાજી મહારાજ સાથે આદિલશાહીનું ગુપ્ત તહનામું.

### ૧. વેરની વસૂલાત.

જંજીરાના ફત્તેહખાન સીદીએ જ્યારે મહારાજની સામે માથું ઊંચું કર્યું હતું ત્યારે અંગ્રેજ વેપારીઓએ ફત્તેહખાનને મહારાજ સામે મદદ કરી હતી એ વાત મહારાજના જાણુવામાં આવી હતી. હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના પોતાના કામમાં જે આડે આવતા તેમને અને એ કામમાં ખલેલ કરનારને અને તેના મદદગારને મહારાજ ભૂલતા નહિ. એવાઓને સજા કરવામાં મહારાજ સખત પણુ હતા. દુશ્મનને મદદ કરનાર અંગ્રેજ વેપારીઓને સજા કરી સીધા કરવાનો મહારાજે વિચાર કર્યો અને વિચાર પછી તૈયારી કરી મહારાજે દંડા રાજપુરી ઉપર ચડાઈ કરી. આ ચડાઈમાં મહારાજને વિજય મળ્યો. મહારાજે કેટલાક અંગ્રેજોને કેદ કર્યા અને એમની પાસેથી બહુ ભારે દંડ લીધા પછી તેમને છૂટા કર્યા. આ પછી ચોમાસાની ઋતુમાં મહારાજે જંજીરાને ઘેરા ઘાલ્યો. આ વખતે ઘેરા ઘાલવાના કામમાં મહારાજ પોતે હતા. ઘેરા અસરકારક ન નીવડી શક્યો. બહુ પ્રયત્નો કર્યા. ફત્તેહખાનને તેનાં વહાણોની જબરી મદદ હતી. વહાણોના બળથી ફત્તેહખાન મહારાજની સામે ટક્કર ઝીલી શક્યો હતો. મહારાજના લશ્કરે બહુ મહેનત કરી પણુ તે ફત્તેહખાનને થકવી ન શક્યું. મહારાજ ચિંતામાં પડયા. આ નાકનો સવાલ હતો. મહારાજે બહુ વિચાર કર્યો, પણુ ફત્તેહખાનને નમાવીને જંજીરા જીતવા માટે કંઈ યુક્તિ સૂઝી નહિ. શિવ દિગ્વિજયમાં પંડિત પરમાનંદ લખે છે કે એક દિવસે મહારાજને જંજીરાની મૂઝવણુની બાબતમાં સાક્ષાત્કાર થયો. વરુણુદેવે મહારાજને સ્વપ્નામાં દર્શન દીધાં. તેમણે મહારાજને કહ્યું કે " તને જંજીરા કોઈ પણુ સંજોગોમાં મળવાનું નથી.

જંજીરા મેળવવું એ હમણાં તો તારી શક્તિ બહારનું કામ છે. હું તને બીજો બેટ આપીશ. તે ઉપર તું જંજીરા જેવો મજબૂત કિલ્લો બાંધી શકીશ." કહેવાય છે કે આ સાક્ષાત્કાર થવાથી મહારાજે ઘેરો ઉઠાવી લીધો. માલવણનો કિનારો દરિયાઈ કિલ્લો બાંધવા માટે મહારાજે પસંદ કર્યો. ત્યાંના બેટની જમીન અનુકૂળ છે કે નહિ તથા જળવેગ ક્યાં વધારે છે તે નક્કી કરવાનું કામ મહારાજે તે કામના માહિતગાર કોળી લોકોને સોંપ્યું. કોળી લોકોએ જીવની દરકાર રાખ્યા સિવાય મહેનત કરી, મહારાજને જરુરની બધી હકીકતથી વાકેફ કર્યા. આ કોળી લોકોના કામની મહારાજે કદર કરી.

આ કિલ્લાના બાંધકામ સંબંધી વધુ હકીકત નૌકાબળ સંબંધીના પ્રકરણમાં આવશે. જંજીરાનો ઘેરો ઉઠાવવાનું કારણ મહારાજને સાક્ષાત્કાર થયો હતો એ હતું એમ શિવભારત જણાવે છે, પણ ઇતિહાસની દૃષ્ટિથી જોતાં નીચે પ્રમાણેનું બીજું કારણ પણ જણાય છે.

શિવાજી મહારાજે પાછું માથું ઊંચું કર્યું અને મુલકો લેવા માંડ્યા એટલે બિજાપુર બાદશાહને પાછો અજંપો શરૂ થયો. આ માણસનું શું કરવું, શી રીતે દબાવી દેવો અને શી રીતે એનાં જડમૂળ ઉખેડી નાંખવાં એ ચિંતામાં અલી આદિલશાહ પડ્યો.

વાડીના સાવંતો પણ મહારાજનો ઉત્કર્ષ ખમી શકતા ન હતા. એ પણ તેજોદ્વેષથી સળગી રહ્યા હતા. શિવાજીની વધતી જતી સત્તાને દાબી દેવામાં આવે તો પોતાનું બળ ખૂબ વધે એ દાનતથી સાવંતો શિવાજીની સત્તા વધે તેમાં જરાએ રાજી ન હતા. એમની ખાતરી હતી કે જ્યાં સુધી શિવાજીની સત્તા જામેલી છે ત્યાં સુધી એ પોતે પ્રબળ થઈ શકશે નહિ અને શિવાજીને દબાવવાની એમનામાં શક્તિ નથી, એટલે એમણે વિચાર કર્યો કે બિજાપુરના બાદશાહની કુમક લઈ શિવાજીને નમાવવો. આવી રીતનો વિચાર કરી સાવંતોએ અલીને જણાવ્યું કે " શિવાજીની સત્તા દિવસે દિવસે પાછી જામવા લાગી છે. એનાં મૂળ ઊંડાં જશે તો બાદશાહતને નુકસાનકારક પણ નિવડશે. અમને પણ એની સત્તા સાલે છે. વખતસર એને દાબી દેવામાં નહિ આવે તો પાછળથી જડ જામ્યા પછી એનું નામ દેવું ભારે થઈ પડશે. બાદશાહ સલામતની ઇચ્છા હોય અને અમારી મદદે બિજાપુરનું લશ્કર અને મુધોળના બાજી ઘોરપડેને આપવામાં આવે તો અમો શિવાજીની સામે ઝુંબેશ મચાવી એને જમીનદોસ્ત કરી નાખીશું." શિવાજીની સામે થવા કોઇ સરદાર તૈયાર થાય તો તેને મદદ આપવા બિજાપુર સરકાર બહુ ખુશીથી તૈયાર થાય, એવી સ્થિતિ હતી. શિવાજીનો સામનો કરે એવા કોઈ સરદારની શોધખોળમાં અલી હતો, એવામાં સાવંતોની આ સૂચના આવી. બાદશાહે બહુ આનંદથી એ સૂચના સ્વીકારી અને બહીલોલખાનની સરદારી નીચે બાદશાહે લશ્કરની એક ટુકડી સાવંતોની મદદે મોકલી. વાડીના સાવંતોને શિવાજીની સામે પૂરેપૂરી મદદ કરવા બાદશાહે મુધોળના બાજી ઘોરપડેને હુકમ મોકલ્યો. બિજાપુર સરકારના સૈન્યની મદદથી વાડીના સાવંતો અને મુધોળના બાજી ઘોરપડે મહારાજને જડમૂળથી ઉખેડી નાખવાની તૈયારી કરી રહ્યા છે એવી ખબર મહારાજને મળી. આ ખબર મળી એટલે મહારાજે સાવંત અને ઘોરપડેનો સામનો કરી તેમની સાન ઠેકાણે આણવાના વિચારથી જંજીરાનો ઘેરો ઉઠાવી વિશાળગઢ ચાલ્યા ગયા. અહીં મહારાજને તેમના પિતા સિંહાજી રાજા તરફથી પત્ર મળ્યો, જેમાં બાજી ઘોરપડેના સંબંધમાં સૂચના કરવામાં આવી હતી. બાજી ઘોરપડે અને સિંહાજીને બિયાબારું હતું એ આપણે પાછળ વાંચી ગયા છીએ. એક બીજાને જબરો દુશ્મનાવટ હતો. ખુદ બિજાપુરના બાદશાહે જાતે સિંહાજી અને બાજી ઘોરપડે વચ્ચે મીઠાશ કરાવવાનો પ્રયત્ન કર્યો હતો પણ બાજીએ સિંહાજીને દીધેલું દુખ અને કરેલો વિશ્વાસઘાત સિંહાજી ભૂલ્યો ન હતો. આદિલશાહીમાં સિંહાજીને અનેકરીતે સતાવનાર બાજી ઘોરપડે હતો અને સિંહાજીનો બાજી ઘોરપડે ભારે દ્વેષ કરતો. સિંહાજીએ પોતાના પુત્રને પોતાના કટ્ટા વેરી બાજી ઉપરનું વેર વસૂલ કરવા પત્ર લખ્યો હતો. આ પત્રથી મહારાજની નજર આગળ બાજીનાં દુષ્કૃત્યો ખડાં થયાં. પિતાને સતાવનાર, તેમનો છલ કરનાર, ધર્મને લીધે તેમના ઉપર

જુલમ ગુજારનાર બાજી હતો, એ મહારાજ જાણતા હતા. બાજી ઘોરપડે મુધોળમાં છે એની ખબર મહારાજને મળી ગઈ. મહારાજે એના ઉપર છાપો મારવામાં જરાપણ ઢીલ કરી હોત તો સાવંત પોતાની યુક્તિમાં ફાવી જાત અને મહારાજને બહુ મુશ્કેલીમાં આવવું પડત. પણ મહારાજે તરત જ તૈયારી કરી, ૩૦૦૦ ઘોડેસવારો લઇ મુધોળ ઉપર છાપો માર્યો. પિતાના દુશ્મનનું વેર પેટ ભરીને લેવાનો મહારાજનો ઘણા દિવસથી વિચાર હતો. સિંહાજીને કેદ પકડનાર અને તેના ઉપર ત્રાસ વર્તાવનાર આ જ દુષ્ટ હતો, એ જ્યારથી મહારાજે જાણ્યું, ત્યારથી મહારાજ એ વેર વસૂલ કરવા અનુકૂળ તક શોધી રહ્યા હતા. જે તકની રાહ જોઇ રહ્યા હતા તે તક મળી એટલે મહારાજે જરા પણ ઢીલ થવા દીધી નહિ. બાજી ઘોરપડે અને મહારાજ વચ્ચે ખૂનખાર લડાઈ થઈ. બાજી અને તેના છોકરાએ બહુ બહાદુરીથી લડયા. લડતાં લડતાં રણમાં પડયા. મહારાજ જીત્યા અને એમણે મુધોળ સર કર્યું.

## ૨. સાવંતોને સલાહ કરવી પડી.

અલી આદિલશાહે એક સરદારને લશ્કર આપી સાવંતોને મદદ કરવા માટે રવાના કર્યો હતો, પણ બિજાપુર રાજ્યમાં ઠેકઠેકાણે અવ્યવસ્થા અને અસંતોષ થવાથી સરદારને લશ્કર સાથે પાછો બોલાવ્યો. વચન આપ્યા મુજબ અલી આદિલશાહ સાવંતોને કુમક ન આપી શકયો. સાવંતોની સ્થિતિ બહુ જ કફોડી થઈ પડી. જેની હિંમત ઉપર અને જેના લશ્કરી જોર ઉપર શિવાજીને છંછેડીને સામનો કરવાનો હતો, તેણે અણી વખતે મદદ ન આપી. બિજાપુર બાદશાહ તરફથી કોઈ પણ પ્રકારની કુમક મળી શકે એમ નથી, એવું જ્યારે સાવંતોએ જાણ્યું, ત્યારે ખૂબ ગભરાયા અને મૂઝાયા. આવી સ્થિતિમાં કોઈની મદદની તો એમને જરુર હતી જ, એટલે એમણે દક્ષિણમાં વેપાર કરતા અને વેપાર માટે કોઠી ઘાલીને પડેલા પોર્ટુગીઝોની મદદ માગી. આ પોર્ટુગીઝ લોકોએ સાવંતોના માગવાથી તેમની કુમકે એક નાની ટુકડી મોકલી. શિવાજી મહારાજે સાવંતોનો ઘાણ વાળ્યો. આખરે સાવંતો બિચારા થાકયા અને મહારાજને શરણે આવ્યા. સાવંતોએ મહારાજને પિતાંબર શેણવી મારફતે વિનંતિ કરી કે " અમારો પણ ભોંસલે કુટુંબ સાથે સંબંધ છે. અમો આપને શરણે આવ્યા છીએ. અમને બચાવો. અમારું રક્ષણ કરો. અમારા અપરાધની ક્ષમા કરો. હવે પછી અમો આપની સાથે પ્રમાણિકપણે વર્તીશું." મહારાજને સાવંતોની દયા આવી અને એમને આશ્રય આપ્યો. સાવંતોની આવકમાંથી અર્ધી આવક સાવંતોને આપી. અર્ધી મહારાજની તીજોરીમાં જમે કરવાનું નક્કી કરવામાં આવ્યું. ૩૦૦૦ માણસનું લશ્કર સાવંતોએ હંમેશ પોતાની પાસે તૈયાર રાખવું અને મહારાજને જ્યારે જરુર પડે ત્યારે તે લશ્કર આપવું એવી શરત થઈ. મહારાજે ફોંડાનો કિલ્લો કબજે કર્યો અને આ દિનથી સાવંતોનું રાજ્ય શિવાજીનું ખંડિયું બન્યું.

આ સંબંધમાં સભાસદ જણાવે છે કે " સાવંતોને પગાર તરીકે ૬૦૦૦ હોન આપવાનું નક્કી કર્યું હતું. બીજી શરત એ હતી કે સાવંતોએ કુડાળ કસ્બામાં રહેવું, પણ ત્યાં મકાન, કોઠીઓ, થાણાં, કોટ વગેરે કાંઈ પણ બાંધવું નહિ અને લશ્કર એકઠું કરવું નહિ." આ સાવંત કુટુમ્બમાં તાનાજી સાવંત કરીને એક પાણીવાળો સરદાર હતો. મહારાજે એને અને રામદળવી નામના બીજા બુદ્ધિશાળી પુરુષને પોતાની નોકરીમાં લઈ લીધા. આ રામદળવીની સાવંતોને ભારે હૂંફ હતી અને એની હૂંફે સાવંતો શિવાજી સામે માથું ઊંચકતા એવો મહારાજને શક હતો. રામદળવીને પોતાની નોકરીમાં નોંધી, લશ્કરની એક ટુકડી આપી, કોંકણપટ્ટીના કેટલાક પ્રાંતના બંદોબસ્તની જવાબદારી એને માથે નાખી. આવી રીતે રામદળવીને સાવંતોથી જુદો કર્યો. સાવંતોને મહારાજે માફી આપી, પણ સાવંતોને મદદ કરનાર પોર્ટુગીઝો ઉપર મહારાજનો ગુસ્સો જરાયે નરમ પડયો ન હતો. મહારાજે પંચમહાલ, મર્દનગઢ વગેરે પ્રાંત કબજે કરી, તરત જ ગોવા ઉપર નજર ફેરવી. પોર્ટુગીઝોના મુલક ઉપર ચડાઈ કર્યાથી પોર્ટુગીઝો ગભરાયા. પોર્ટુગીઝોને લાગ્યું કે હવે શિવાજી છોડશે નહિ, માટે

ગમે તે પ્રયત્ને એને સમજાવી, શાંત પાડવો. ફિરંગીઓએ અનંત શેણવીને મહારાજ પાસે સુલેહના સંદેશા આપીને મોકલ્યો. શેણવીએ મહારાજ સાથે સંદેશાઓ શરૂ કર્યા અને ફિરંગીઓને જણાવ્યું કે: "સુલેહના સંદેશા શરૂ થઈ ગયા છે, એટલે શિવાજી બેસાવધ રહેશે. એ તકનો લાભ લઈ, એના ઉપર રાત્રે અચાનક હુમલો કરવો" ફિરંગીઓને ગળે આ વાત ઊતરી અને એમણે અનંત શેણવીને માણસોની મદદ આપવાનું કબૂલ કર્યું. અનંત શેણવીએ મહારાજ ઉપર છાપો મારવાની તૈયારી કરી. તૈયારી બહુ છૂપી ચાલતી હતી, પણ ગણોજી નામના ટંડેલને આ તૈયારીની ખબર પડી. એણે વિચાર કર્યો કે "મહારાજ હિંદુત્વની રક્ષા કરવા માટે પોતાના પ્રાણને ભારે જોખમમાં ઉતારી રહ્યા છે તો મારા જેવો સાધારણ માણસ મહારાજની શી સેવા કરી શકે? મારાથી બીજું કાંઈ ન બને તો મને જે ખબર મળી છે, તે મહારાજને આપી, મારી ફરજ અદા કરું. હિંદુત્વ રક્ષણના કાર્યમાં પીડા પામતી પ્રજાનાં દુખો દૂર કરવાના કામમાં મહારાજ જે પ્રયત્નો કરી રહ્યા છે, તેમની યત્કિચિંત સેવા મારે હાથે થાય તો હું મારી જિંદગીનું સાર્થક માનીશ." ગણોજીએ આવો વિચાર કરી, શિવાજી મહારાજને ચેતવણી આપી. મહારાજ હોહા કર્યા વગર જે રાત્રે છાપો આવવાનો હતો તે જ રાત્રે પોતાનું લશ્કર લઈ, પોતાની છાવણી કાયમ રાખી, છાવણીથી આસરે ૧-૨ માઈલ દૂર જઈ છુપાઈ રહ્યા. અનંત શેણવીએ ૧૦૦૦૦ ફિરંગી લશ્કર સાથે મહારાજની છાવણી ઉપર મધ્ય રાત્રે છાપો માર્યો. ફિરંગી લશ્કરે છાવણી નજીક જઈ, બંદુકોના બાર કરવા માંડ્યા. થોડા વખત સુધી તો ફિરંગીઓને છાપો મારવા દીધો. ફિરંગીઓ પણ આનંદમાં આવી ગયા હતા. પ્રાતઃકાળનું અજવાળું થતાં જ મહારાજે ફિરંગીઓ ઉપર છાપો માર્યો અને ભારે કતલ ચલાવી. ૧૦૦૦૦ નું લશ્કર હતું તેમાંથી એકાદ હજાર પાછા જઈ શક્યા. ઘણાની કતલ થઈ. કેટલાક પાણીમાં પડીને નાસતાં ડૂબી મુઆ, કેટલાક કેદ પકડાયા. મહારાજ ફિરંગીઓના આ કાવત્રાથી ક્રોધે ભરાયા હતા. એમણે ફિરંગીઓનો પ્રદેશ લૂંટવા માંડ્યો. કેટલાક ગામો તો બાળીને ભસ્મ કરી નાંખ્યાં. કુડાળ, બાંદા, સાંકળી વગેરે ઠેકાણે મહારાજે પોતાનાં થાણાં બેસાડી દીધાં. ફિરંગીઓના મુલકમાં થાણા બેસાડી દીધાથી ફિરંગીઓ ગભરાયા. ગોવા પ્રાંત હવે હાથમાંથી ચાલ્યો જશે, એમ ફિરંગીઓને લાગ્યું અને અનંત શેણવીની બદસલાહનું આ પરિણામ હતું એની એમને ખાતરી થઈ. ફિરંગીઓએ મહારાજ તરફ વકીલ મોકલી, પોતાનો પશ્ચાત્તાપ પ્રકટ કર્યો અને અનંત શેણવીએ એમને આડે રસ્તે દોરીને આ ખાનાખરાબી કરી, એ પણ કબૂલ કર્યું. પોતાના વકીલ સાથે ફિરંગીઓએ ૨૦,૦૦૦ પુતળી, ભારે પોષાક અને કીમતી નજરાણું મહારાજને મોકલ્યું અને થયેલી ભૂલ માટે ક્ષમા માગી, સલાહ કરવા વિનંતિ કરી. મહારાજે વિનંતિ માન્ય રાખી અને ફિરંગીઓ સાથે સલાહ કરી. મુખ્ય શરતો એ હતી કે ફિરંગીઓએ મહારાજને દર વર્ષે નવી તોપો આપવી, દર વર્ષે અમુક કિંમતનું જવાહિર મહારાજને નજરાણા તરીકે મોકલવું અને ફિરંગી વહાણોનો પરવાનો મહારાજ પાસેથી લેવો. (ઈ. સ. ૧૬૬૨.).

### ૩. દક્ષિણમાં શાહિસ્તખાનની હિલચાલ-બાજી બદલાઈ.

આદિલશાહીમાંથી નીકળી આપણે ફરી પાછા દક્ષિણની મુગલાઈ તરફ નજર કરીશું. શાહિસ્તખાને મહામુસીબતે ભારે ભોગ આપીને શિવાજી મહારાજનો એક નાનો સરખો ચાકણનો કિલ્લો કબજે કર્યો. એ કબજે કરવામાં ખાનને કેટલું વીત્યું અને એક નાનો કિલ્લો લેતાં કેટલા બધા દિવસો થયા, એ બધું આપણે વાંચી ગયા. ખાન પૂનામાં રહેતો હતો ત્યારે ત્યાં બાબાજી દેશપાંડે અને હોનાપ્પા દેશપાંડે નામના બે દેશમુખોને શિવાજી મહારાજનો મુલક જીતવા માટે ખાને મોકલ્યા. આ મરાઠા સરદારોએ ખાનના ફરમાન મુજબ મુગલ લશ્કરના બળથી મહારાજનો થોડો મુલક જીત્યો પણ ખરો. કલ્યાણ અને ભીંવડી આ વખતે મુગલોના હાથમાં ગયાં. મહારાજને આ મરાઠા સરદારો ઉપર ઘણો જ ગુસ્સો ચડ્યો. આ દેશમુખોનો એક સગો શંભાજી નામે હતો. તે મહારાજનો સરદાર હતો. એક વખતે દરબારમાં

મહારાજે આ શંભાજી સરદારને બાબાજી અને હોનાપ્પા દેશપાંડેના સંબંધમાં મહેણું માર્યું. આ સરદારથી એ મહેણું સહન ન થયું. મહારાજે ભરસભામાં પોતાનું અપમાન કર્યું એમ શંભાજીને લાગ્યું. શંભાજી બહુ પાણીદાર હતો. કોઇનાં મહેણાં ટાણાં સહન કરે એવો એ ન હતો. એણે મહારાજને છોડયા અને મુગલ શાહિસ્તખાનનો આશ્રય લીધો. સરદાર શંભાજી પાણીવાળો હતો, તેમ જ બળવાન પણ હતો; તે જમાનામાં તે ભાગમાં એ અંગબળ માટે પ્રસિદ્ધ હતો. ખાન પાસે જઈ એણે આશ્રય માગ્યો. પોતાનું અંગબળ ખાનને બતાવવા માટે શંભાજીએ ત્યાં આગળ એક સુંદર મજબૂત બાદશાહી ઘોડો હતો તેને ચારે પગે ઊંચકી અદ્ધર કર્યો. શંભાજી સરદારનું આ બળ જોઈ, ખાન અતિશય ખુશ થયો અને શંભાજીને ૫૦૦ ઘોડેસવારની સરદારી આપી. શંભાજી મલકુર નામના ગામમાં મુગલ અમલદાર તરીકે મુગલ થાણદાર નિમાયો. દુશ્મનદળના બળવાન સરદાર કરતાં ફૂટેલો સરદાર વધારે નુકસાન કરે એ વાત મહારાજની ધ્યાન બહાર ન હતી. પોતાના પક્ષનો માણસ જે આખા પક્ષના વિચારો અને હેતુઓથી વાકેફ હોય, ઘણી છાની વાતો જાણતો હોય અને પક્ષની તથા પક્ષના માણસોની નબળાઈ જેણે જોઈ અને જાણી હોય એ માણસ ફૂટીને જો શત્રુની સોડમાં ભરાય, તો તે ભારે દુશ્મન નીવડે છે. એવા માણસને મનાવી લેવામાં જ માલ છે અને તેમાં ફળીભૂત ન થવાય તો તેનો નાશ કરે જ છૂટકો હોય છે, એ વાત મહારાજ જાણતા હતા. શંભાજી ફૂટીને ખાનના પક્ષમાં ગયો અને મુગલ અમલદાર તરીકે મલકુર ગામે મહાલી રહ્યો છે એ હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની મહારાજની યોજનાને નુકસાનકારક નીવડશે એની મહારાજને ખાતરી હતી અને એ કારણને લીધે મહારાજે તેને કબજે લેવા માટે તેના ઉપર પોતાના એક સરદારને મોકલ્યો. મહારાજના લશ્કરની એક ટુકડી લઈ એક સરદારે શંભાજી ઉપર ચડાઈ કરી. મહારાજના સરદાર અને શંભાજી વચ્ચે લડાઈ થઈ. શંભાજીનો આ લડાઈમાં પરાજય થયો અને એ મરાયો. મલકુર ગામ બાળીને ભસ્મ કરવામાં આવ્યું.

મામા શાહિસ્તખાનને બહુ મોટું લશ્કર અને યુદ્ધ સામગ્રીનાં ભારે વાહન આપીને ઔરંગઝેબે શિવાજી મહારાજને કચડી નાખવા માટે ઉત્તર હિંદુસ્થાનથી દક્ષિણમાં રવાના કર્યો. શાહિસ્તખાન અનુભવી અને કસાયેલો સરદાર હોવાથી શિવાજી મહારાજને જોત જોતામાં જડમૂળથી ઉખેડી નાખશે એવી ઔરંગઝેબની માન્યતા હતી. શિવાજીની સત્તા તોડ્યાના, ઊભી થતી મરાઠી સત્તાનો નાશ કર્યાના અને દક્ષિણમાં મુગલોનો દિગ્વિજય થયાના સમાચાર સાંભળવા ઔરંગઝેબ બહુ આતુરતાથી રાહ જોતો હતો. વારંવાર મળતા સમાચાર ઉપરથી ઔરંગઝેબ સમજી ગયો કે એની માન્યતા ભૂલભરેલી હતી. મામા શાહિસ્તખાન ધાર્યું કામ કરી શક્યા ન હતા. મહીનાના મહીના સુધી ખાન મોટા લાવ લશ્કર સાથે દક્ષિણમાં પડી જ રહ્યો. શિવાજીને જમીનદોસ્ત ન કરી શક્યો, એટલું જ નહિ પણ ખાને એક એવું પરાક્રમ દક્ષિણમાં ન કર્યું કે જેથી દિલ્હીપતિને સંતોષ થાય. મામા ઉપર ભાણેજની બહુ મહેરબાની હતી, એટલે મામાની મદદે ભાણાએ દિલ્હીથી ૧૦૦૦૦ માણસ સાથે રાજા યશવંતસિંહને દક્ષિણમાં મોકલ્યો. મહારાજના સર સેનાપતિ નેતાજી પાલકરે મુગલ પ્રજાને તોબા પોકરાવી રૈયતને હેરાન કરી મુલક વેરાન કરવાનો સપાટો ચલાવ્યો હતો. દક્ષિણની મુગલ પ્રજામાં નેતાજીએ ત્રાસ વર્તાવ્યો હતો. નેતાજી મુગલોને સામી લડાઈ આપતો નહિ. ગનીમી પદ્ધતિથી એણે મુગલોને થકવવા માંડ્યા. ઓચિંતા છાપા મારી મુગલ લશ્કરને સતાવી, એવી યુક્તિથી એ નાસવા માંડે કે શત્રુ એની પૂંઠે પડે અને અમુક સ્થળે જઈ પાછા ફરી સામનો કરતો અને પહેલેથી આજુબાજુ સંતાડી રાખેલી ટુકડીઓ પણ પોતાની ગુપ્ત જગ્યાએથી નીકળી મુગલો ઉપર મારો ચલાવતી. યુક્તિથી મુગલ લશ્કરની ટુકડીઓને ચારે તરફથી ઘેરી નેતાજી માર મારતો. આ પદ્ધતિથી મોટા લશ્કર સામે થોડા બળવાળો પણ ઝઝૂમી શકે, તેથી નેતાજીએ આ યુક્તિનો ઉપયોગ કરવા માંડ્યો. મુગલ સેનાપતિ રોજ રોજ મુગલ અમલદારોની શિવાજીનાં માણસો સામેની ફરિયાદો અને રોદણાં સાંભળી કંટાળી ગયો, કાયર થઈ ગયો. આખરે શાહિસ્તખાને એક મોટું લશ્કર એક બાહોશ મુગલ

સરદારને આપી બધે બંદોબસ્ત કરવા હુકમ કર્યો. આ મુગલ સેનાપતિએ યુક્તિ પ્રયુક્તિથી નેતાજીને પકડી પાડ્યો અને તેને ખડે ખાંડે યુદ્ધ કરવાની ફરજ પાડી. યુદ્ધ બહુ જબરું થયું. બન્ને તરફના સેનાપતિઓએ પોતાનું સમરકૌશલ્ય અજમાવ્યું. નેતાજીએ પોતાનું બળ, શૌર્ય, હિંમત વગેરે પૂરેપુરાં બતાવ્યાં. મુગલ લશ્કરને ખૂબ નુકશાન કર્યું, પણ મુગલોનું સંખ્યાબળ બહુ ભારે હોવાથી નેતાજી પાલકરનો પરાજય થયો. નેતાજી ઘવાયો અને મરાઠાઓ હાર્યા. મુગલોના હાથમાંથી ઘવાયેલો નેતાજી નાસી છૂટ્યો. મુગલોએ તેની પૂંઠ પકડી નેતાજી ઉપર ભારે આફત આવી પડી. શરીર ઉપર ભારે જખમો થયા હતા, લશ્કર રફેતફે થઈ ગયું હતું, પરાજયને લીધે લશ્કર નાસીપાસ થયેલું હતું, દુશ્મન તદ્દન નજીકમાં આવી પહોંચ્યો હતો, આવા સંજોગોમાં મુગલોના હાથમાં નેતાજી આવી જાત અને તેથી મરાઠાઓને બહુ ભારે ફટકો લાગ્યો હોત, પણ હિંદનો સિતારો પાધરો હશે એટલે પ્રભુએ રુસ્તમઝમાનના અંતઃકરણમાં પ્રેરણા કરી. મહારાજના મિત્ર રુસ્તમઝમાનની સાચી સેવા આ વખતે કામ લાગી ગઈ. એણે નેતાજીની પૂંઠે પડેલા મુગલ સેનાપતિને જણાવ્યું કે " આ દક્ષિણ દેશ ડુંગરાળ છે. ખીણ અને ગુફાઓમાં મરાઠા પેસી જાય છે અને એમની પૂંઠ પકડવી એ ભારે મુશ્કેલીનું કામ છે. આ દેશના ભોમિયા વગર એમની પૂંઠ કોઈ પકડી શકતું નથી. તમે તેમને કોટિ ઉપાયે પણ પકડી શકવાના નથી અને આ ધાડા અરણ્યમાં અને ખીણોમાં યુક્તિથી તમને લઈ જઈને મરાઠાઓ તમારાં હજારો માણસોનો ઘાણ વાળી દેશે. ઘણાને તેઓ ગારદ કરશે. નેતાજીને જ પકડવો હોય તો હું તેની પૂંઠે પડી તેને કેદ કરીશ. મરાઠાઓની પૂંઠ આ મુલકમાં પકડવી એ ભારે જોખમનું કામ છે." રુસ્તમઝમાનની સૂચના મુગલ સેનાપતિને ગળે ઉતરી. મુગલ સેનાપતિ પાછો ફર્યો અને નેતાજી બચી ગયો. અણી ચૂક્યો સો વર્ષ જીવે એ પ્રમાણે જ થયું.

## ૪. બાજી બદલાઈ.

ઉત્તર હિંદુસ્થાનમાંથી દક્ષિણમાં આવીને શાહિસ્તખાને લગભગ ૧ વર્ષ સુધી દોડધામ અને ધમાલ કરી. પછી મામુ ઠંડા પડી ગયા. ચાકણનો કિલ્લો લેતાં મામુને નાકે દમ આવી ગયો. થોડા લશ્કરવાળા આ ડુંગરના ચૂઆને પાંજરામાં પૂરવાનું કામ કેટલું કઠણ હતું, તેની ખાનને ખબર પડી ગઈ. કેટલી વીસીએ સો થાય છે, તે ખાને ચાકણના કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે બરાબર જણાયું. ચાકણના અનુભવથી ખાનને લાગ્યું કે મહારાજના કિલ્લાઓ લેવા એ સહેલું કામ નથી. કડી લેતાં પાટણ જતું રહે, એવો પણ બનાવ વખતે બની જાય, તેથી ખાન બહુ સાવધ રહેતો. ચાકણની લડાઈમાં ફિરંગોજી નરસાળાનાં પરાક્રમો જોઈ, ખાન તો હેબતાઈ ગયો હતો. જીતેલા મુલકને ટકાવી રાખવા એ જ આ સંજોગોમાં ડહાપણ ભરેલું માની, ખાન પૂનામાં ખાનપાનમાં ગુલ્તાન થઈને પડ્યો હતો. બીજું મહારાજ જ્યારે બિજાપુર સત્તા સામે લડવામાં રોકાયેલા હતા, મહારાજ જ્યારે પનાળાના કિલ્લામાં ઘેરાયેલા હતા, ત્યારે તેમના સરદારોએ જે શૌર્ય, હિંમત, મુત્સદ્દીપણું તથા કુનેહ બતાવ્યાં તે અનુભવીને ખાન, મહારાજનાં શૌર્યની કલ્પના કરી શક્યો. મહારાજને નાહક છેડવામાં માલ નથી, એમ માની ખાન શાંત રહ્યો હતો. મહારાજને જોતજોતામાં હું ભોંય ભેગો કરી દઈશ એવી પ્રતિજ્ઞા ખાને દિલ્હીથી નીકળતી વખતે કરી હતી તે તે ભુલી ગયો. મહારાજે જોયું કે ખાન ઢીલો થઈને બેઠો છે. તે તકનો લાભ લઈ, મુગલ મુલક ઉપર છાપા મારવાની એમણે શરૂઆત કરી. મોરો ત્રિબક પીંગળેની સરદારી નીચે પાયદળ તથા નેતાજી પાલકરની સરદારી નીચે હયદળ સોંપી, તેમને મુગલોનો સામનો કરવાની સૂચનાઓ આપી. કલ્યાણ ભીંવડીનો મુલક તથા તે ગાળાના કિલ્લાઓ કબજે કરી લેવાની જવાબદારી મોરોપંત પીંગળેને માથે નાખવામાં આવી. નેતાજી પાલકર મુગલોના દૂર દૂરના મુલકોમાં જઈ પહોંચ્યો અને મહારાજની સત્તા પાછી જમાવી. બાલાઘાટ, પરાંડે, હવેલી,

કુલખૂર્ગ, આવસા, ઉદગીર વગેરે ગામો નેતાજીએ મહારાજની સત્તા નીચે આણ્યાં. નેતાજી આગળ વધતો વધતો ઠેઠ ઔરંગાબાદ સુધી જઈ પહોંચ્યો.

## ૫. નગરની લડાઈ.

નેતાજી વિજય મેળવતો ઔરંગાબાદ જઈ પહોંચ્યો ત્યારે ત્યાં મહકુબસિંહ નામનો મુગલ સૂબેદાર હતો. આ સૂબેદાર નેતાજીની સામે થયો. નગર આગળ જબરી લડાઈ થઈ. મહકુબસિંહ બહુ બહાદુરીથી લડ્યો, પણ નેતાજીના મારા આગળ એનું ચાલ્યું નહિ. મહકુબસિંહ હાર્યો અને તેના કબજામાંનો લડાઈનો સામાન નેતાજીને હાથ લાગ્યો. નેતાજીએ મુગલ મુલકોમાંથી ભારે લૂંટ કરી ધન તથા યુદ્ધને માટે ઉપયોગી એવો સામાન મહારાજ તરફ રવાના કર્યો.

## ૬. પ્રબળગઢની જીત.

આ વખતે પ્રબળગઢ નામનો કિલ્લો મુગલોના કબજામાં હતો તેના ઉપર મહારાજની નજર પડી. એ કિલ્લો લેવા માટે મહારાજે પ્રયત્ન કરવા માંડ્યા. કિલ્લાનો રજપૂત કિલ્લેદાર બહુ બહાદુરીથી કિલ્લાનો બચાવ કરતો હતો. આવા બહાદુર નરને પોતાના પક્ષમાં લઈ, કિલ્લો કબજે કરવાનો મહારાજનો વિચાર હતો, પણ તેમાં મહારાજ ફાવ્યા નહિ. રજપૂત નરવીરની સાથે બને ત્યાં સુધી સુલેહથી કામ લેવાની મહારાજની પદ્ધતિ હતી. રજપૂત સરદારનો સામનો કરવો પડે તો બની શકે ત્યાં સુધી એને સમજાવીને પતાવટ કરવાનો મહારાજ પ્રયત્ન કરતા, પણ નાઈલાજે સામનો કરવો પડે તો તે લાચારીથી કરતા. પ્રબળગઢનો રજપૂત કિલ્લેદાર કેસરીસિંહ બહુ મક્કમ વિચારનો હતો. એણે મહારાજનું માન્યું નહિ, એટલે મહારાજને એની સામે હથિયાર ઉચકવાં પડ્યાં. કેસરીસિંહ બહુ બળવાન અને બહાદુર હતો. એ કિલ્લા ઉપર મહારાજે પોતે હલ્લો કર્યો. કેસરીસિંહે બહુ બહાદુરીથી એ કિલ્લો સાચવ્યો. ઘણા દિવસ સુધી લડાઈ ચાલી. મહારાજે પણ બહુ સુંદર રીતે યુદ્ધ ચલાવ્યું હતું. આખરે કેસરીસિંહ નાસીપાસ થયો અને એણે કેસરિયાં કર્યાં. મરવાનો આખરનો નિશ્ચય કરી કેસરીસિંહ લશ્કર સાથે મહારાજના લશ્કર ઉપર તૂટી પડ્યો. બહુ ભારે લડાઈ થઈ. કેસરિયાં કરેલો કેસરીસિંહ પોતાના લશ્કર સાથે રણમાં પડ્યો. કિલ્લો મહારાજના તાબામાં આવ્યો. મહારાજનો વિજય થયો. લડાઈ પછી મહારાજે હિંદુ મુડદાંઓને અગ્નિદાહ અપાવ્યો. સરદાર કેસરીસિંહનું શબ ખોળી એને રજપૂત સરદારને શોભે એવા દમામથી અગ્નિસંસ્કાર કરાવ્યો. મહારાજે પ્રબળગઢનો કબજો લીધો. કેસરીસિંહની માતા અને તેની એક કુંવરી કિલ્લા ઉપર રહી ગયાં હતાં, તેની મહારાજને ખબર મળી એટલે મહારાજે તરતજ એ બાઈઓને માનભેર બોલાવી મંગાવી પોતાની પાસે રાખ્યાં. કેસરીસિંહની માતાને મહારાજે વડીલ ગણીને માન આપ્યું અને પુત્રીનો સત્કાર કર્યો. થોડો કાળ વીત્યા પછી એ બંને બાઈઓએ પોતાને દેશ જવાની ઇચ્છા દર્શાવી, ત્યારે મહારાજે એમને વસ્ત્રાલંકાર વગેરે સર્વ સાધનો આપી, એમની ઇચ્છા મુજબ એમને વિદાય આપી.

## ૭. શિવાજી મહારાજ સામે આદિલશાહીનું ગુસ્સે તહનામું.

દરેક રાજ્યની સત્તા તેના સરદારોની શક્તિ ઉપર આધાર રાખે છે. આદિલશાહી બાદશાહતના સરદારો ઢીલા પડી ગયા હતા. બિજાપુર દરબારને શોભા આપનારા સરદારોમાં એકપણ સરદાર એવો નહોતો રહ્યો કે જે બાદશાહતની ઇજ્જત જાળવવા માટે શિવાજીનો સામનો કરવા મેદાને પડે. શિવાજીનો નાશ થાય એવી સરદારોની ઇચ્છા હતી, પણ તે કરવાની શક્તિ એમનામાં નહોતી. પ્રબળ ઇચ્છા હોય પણ તે મેળવવાની શક્તિ ન હોય ત્યારે માણસ વધારે સંકુચિત બુદ્ધિનો બનતો જાય છે. " **कम जोर और गुस्सा बहोत** " એવી દશા બિજાપુરના ઘણાખરા સરદારોની થઈ હતી. કોંકણપટ્ટીનો બિજાપુર

સરકારનો મુલક મહારાજ કબજે કરી રહ્યા હતા. કર્ણાટકમાં અશાંતિ ચાલુ હતી. આદિલશાહીમાં ઠેરઠેર અસંતોષ અને અશાંતિ દેખાઈ રહ્યાં હતાં. પ્રજાનો વ્યાજબી અસંતોષ જુલમી સત્તાને ઉડાવનારો મુગો પણ જાલીમ દારૂગોળો હોય છે. પ્રજામાં ફેલાયેલા અસંતોષને મુત્સદ્દીઓ રાજની પડતીનાં ચિહ્નો માને છે. આદિલશાહીમાં અસંતોષ વધતો જતો હતો. આદિલશાહી સરદારોમાંના ઘણા આ સ્થિતિનો લાભ લઈ સ્વતંત્ર થઈ જવાની તૈયારી કરી રહ્યા હતા. બાદશાહની ઇજ્જતની થોડાને જ પડી હતી. મુધોળનો બાજી ઘોરપડે બિજાપુર સરકારની સત્તા વધારવા તથા ઇજ્જત સાચવવા પોતાથી બનતું કરે એવો હતો તેનો શિવાજી મહારાજે નાશ કર્યો. બાદશાહતની ઇજ્જત ઉપર આફત આવે ત્યારે અથવા એવું કોઈ સંકટ ઊભું થાય ત્યારે સંકટ સામે બાથ ભીડવા હવે અલી આદિલશાહ પાસે સમજાવા માટે ફક્ત એક જ નામીચો સરદાર રહ્યો હતો, જેણે શિવાજી મહારાજને નમાવવા માટે અનેક વખતે ભગીરથ પ્રયત્નો કર્યા હતા. તે વાડીનો સાવંત હતો. જ્યારે જ્યારે શિવાજી મહારાજને દબાવવાનો વખત આવતો ત્યારે ત્યારે બિજાપુર બાદશાહ વાડીના સાવંતો તરફ નજર નાખતા. સાવંતોને મદદ આપવાનું કબૂલ કરી પાછળથી બિજાપુર સરકાર મદદ ન આપી શકી એટલે સાવંતો હારી ગયા અને લાચાર બન્યા અને મહારાજને તાબે થયા. આ વખતે જો બિજાપુર સરકારે સાવંતોની મદદ માટે મોકલેલું લશ્કર પાછું ન બોલાવી લીધું હોત તો યુદ્ધની બાજી બદલાઈ જાત. પૂરેપુરી ન બદલાત તો જે સ્થિતિ સાવંતોની થઈ તે તો નજ થાત. બિજાપુર સરકારને અણી વખતે કામે લાગે એવા દમવાળા અને શક્તિવાળા આ વાડીના સાવંતોજ હતા. એમને પણ આખરે બિજાપુર દરબારે ખોયા. બિજાપુર સરકાર તરફથી કુમક ન મળી તેથી જ સાવંતો લૂંટાયા.

સાવંતોને શિવાજી મહારાજે સર કર્યાની ખબર બિજાપુર ગઈ ત્યારે બિજાપુર દરબારમાં ભારે ગ્લાનિ ફેલાઈ. કોંકણપટ્ટીમાં અણી વખતે શિવાજીની સામે ઊભો કરવા માટે સરદાર સાવંત જ હતો તે પણ શિવાજીએ જીતી લીધો એટલે હવે કોંકણપટ્ટીમાં શિવાજી પોતાનાં મૂળ ઊંડા ઘાલી રહ્યો હતો, તેને અટકાવનારૂં કોઈ શક્તિવાળું રહ્યું નહિ. શિવાજી નિર્વિઘ્ને પોતાનું કામ કોંકણમાં કરે જ જશે તો કોંકણપટ્ટીનો એણે જીતેલો મુલક પાછો લેવાની આશા છોડવી પડશે વગેરે અનેક વિચારોથી બાદશાહી સરદારોને મનમાં ખૂબ લાગી આવ્યું. જંજીરાના સીદીએ બિજાપુર સરકારનું પોત અનેક પ્રસંગે પારખી લીધું હતું એટલે એ આદિલશાહીને બિલકુલ ધરાવતો જ નહિ. શિવાજી મહારાજની વધતી જતી સત્તાથી બિજાપુર બાદશાહત ડોલવા લાગી.

કોંકણપટ્ટીમાં બિજાપુર સરકારનો જીતેલો મુલક કબજે રાખીને મહારાજને સંતોષ થવાનો નથી, એ એટલેથી જ અટકવાના નથી, એની આદિલશાહી મુત્સદ્દીઓને ખબર હતી. શિવાજી મહારાજનું વધતું જતું જોર કોઈ પણ રીતે જો અટકાવવામાં નહિ આવે તો ભારે અનર્થ થશે, બાદશાહતના પાયાને પણ ધક્કો લાગશે અને આદિલશાહીને જમીનદોસ્ત પણ કરી દેશે એવી બિજાપુર દરબારના મુત્સદ્દીઓને બીક હતી. ઘણા વર્ષોથી આદિલશાહીની અંદરની સ્થિતિ બહુજ ખરાબ થઇ ગઈ હતી. માંહોમાંહેના ઝઘડાને લીધે સલ્તનતના પાયાને ઉધાઈ લાગી હતી અને શિવાજી જેવો કાબેલ મુત્સદ્દી આ ભેદ કળી ગયો હતો. તે પોતાની સત્તા વધારવામાં આદિલશાહીની નબળાઈનો લાભ લેવા ચૂકતો નહિ. આદિલશાહીની સ્થિતિ " બાર ભૈયા અને તેર ચોકા " જેવી થઈ હતી. દરબારના સરદારોમાં ઘણા પક્ષો પડી ગયા હતા. પક્ષોમાં પણ નાના પક્ષ અને તેમાં પણ ભેદ ઊભા થયા હતા. એક પક્ષ એવો હતો કે તેના સરદારો પોતાની ઉન્નતિ બાદશાહની કૃપા સંપાદન કરીને જ કરી શકતા હતા. આ રાજનિષ્ઠ પક્ષમાં સરદાર બહીલોલખાન, સ. ઇબ્રાહીમખાન, સ. મૌલવી અહમદ, સ. શહાસાહેબ વગેરેને મૂકી શકાય બીજો પક્ષ એવો હતો કે જેના સરદારો પોતાના બળથી કીર્તિ મેળવી પોતાની સત્તા જમાવતા. આ પક્ષના સરદારો વખત આવે

અને જરુર જણાય તો બાદશાહી અમલદારોનો પણ વિરોધ કરવા ચૂકતા નહિ. આ પક્ષમાં સરદાર રુસ્તમ ઝમાનશાહ, સ. સિંહાજી રાજા ભોંસલે, સ. સરજાખાન વગેરેને મૂકી શકાય. ત્રીજો પક્ષ એવો હતો કે તેના સરદારો બાદશાહી સત્તા જરા પણ નબળી પડેલી દેખે તો મુખ્ય સત્તા સામે બંડ કરી સ્વતંત્ર થઈ જવાના પ્રયત્નો કરતા. આ પક્ષમાં કર્નુલના નવાબ સીદી જોહર, તોરગલના કિલ્લેદાર સીદી યાકુત વગેરેને મૂકી શકાય. બાદશાહત જ્યારે આવી દુર્દશામાં આવી પડે છે ત્યારે તેના વફાદાર વજીરની સ્થિતિ બહુ જ કઢંગી થાય છે. જુદા જુદા પક્ષના સરદારોનાં દિલ સાચવીને બાદશાહને ખુશ રાખી, સલ્તનતની ઇજ્જત રાખી પ્રજાના હિતમાં રાજ્ય ચલાવવું એ તો કાબેલમાં કાબેલ વજીરની પણ કસોટી કરી નાખે એવું કામ છે. આ વખતે આદિલશાહીમાં અબ્દુલ મહમદ નામનો મુત્સદ્દી વજીરપદે હતો. આ વજીર બહોળાદિલનો, ખાનદાન અને દીર્ઘદષ્ટિવાળો હતો. એણે આદિલશાહીમાં ચારે તરફ નજર કરીને જોયું તો એને માલમ પડયું કે શિવાજીનો સામનો કરે એવો એક પણ વિશ્વાસુ અને પાણીવાળો સરદાર ન હતો. આદિલશાહીમાં તે વખતે સિંહાજી રાજા ભોંસલે એકલાજ પાણીવાળા, હિંમતવાન અને ચતુર સરદાર હતા, પણ તે શિવાજી મહારાજના પિતા હતા એટલે શિવાજી ઉપર ચડાઈ લઈ જવા માટે કામ લાગે એવા ન હતા. બિજાપુર દરબારની દશા બહુ જ દયામણી થઈ ગઈ હતી. ગમે તે શરતે પણ જો શિવાજીને સંતોષ આપવામાં ન આવે તો બાદશાહતનું આવી બન્યું છે એમ એમને લાગ્યું. ચારે તરફનો વિચાર કરીને બાદશાહતના ભલા માટે આખરે એણે શિવાજી સાથે ગુપ્ત સલાહ કરવાનો વિચાર કર્યો. આ વખતની શિવાજી મહારાજ સાથેની સલાહ ગુપ્ત રાખવાની અબ્દુલ મહમદને ફરજ પડી હતી. કારણ કે જો દરબારના સરદારોને શિવાજી સાથે સલાહ કરવી છે, એ વાતની ખબર પડે તો બધા ભેગા થઈ અબ્દુલ મહમદ વજીરની સામે થઈ જાય. સરદાર એટલા બધા ચડી ગયા હતા કે અબદુલ મહમદ ઉપર બાદશાહને બદસલાહ આપવાનો આરોપ મૂકીને સખતમાં સખત સજા પણ કરે. આવી મુશ્કેલીમાંથી વજીરને પસાર થવાનું હતું. જે બનવાનું હશે તે બનશે, એમ માનીને કંઈ કર્યા સિવાય, બેસી રહેવું કે બાદશાહતના બચાવ માટે પોતાને જે ખરો લાગે તે રસ્તો લઈ, તેમ કરવા માટે માથે આફત આવે તે સહન કરવી, એ બે વચ્ચે વજીરને પસંદગી કરવાની રહી. વજીરને પોતાની ફરજનું ભાન હતું. બાદશાહતનું લુણ ખાધું છે તો તેની સાચી સેવા બજાવવા જતાં કોઈનો પણ રોષ માથે આવી પડે, તો તે સહન કરવું, પણ બહુ વેઠવું પડશે, એ વિચાર કરી જવાબદારીથી ભાગવું નહિ, એવો વજીરે નિશ્ચય કર્યો. બિજાપુર બાદશાહતને ટકાવવા માટે, આદિલશાહીની ઇજ્જત રાખવા માટે વજીર અબદુલ મહમદે શિવાજી મહારાજ સાથે ગુપ્ત સલાહ કરી. એ ગુપ્ત તહનામાની સરતો નીચે મુજબની હતીઃ—

### તહનામાની શરતો.

૧. શિવાજી મહારાજે બિજાપુર સરકારના જીતેલા પ્રાંત તેમની પાસે જ રહેવા દેવા.

૨. શિવાજી મહારાજે જીતેલો મુલક પાછો મેળવવા માટે બિજાપુર બાદશાહતે કોઈપણ પ્રકારનાં પગલાં ભરવાં નહિ.

૩. શિવાજી મહારાજે જીતેલા મુલક ઉપરાંત બીજો પણ કેટલોક મુલક મહારાજને બિજાપુર સરકારે આપવો.

૪. શિવાજી મહારાજ બિજાપુરનો ખંડિયો કે એના તાબાનો છે, એમ બિજાપુર બાદશાહે આજથી માનવું નહિ.

૫. શિવાજી મહારાજને બિજાપુર સરકારે દરવર્ષે ૭ લાખ હોન ખંડણી તરીકે આપવી.

૬. શિવાજી મહારાજે આદિલશાહીને અને આદિલશાહીએ શિવાજી મહારાજને સંકટ વખતે સહાય કરવી.

૭. શિવાજી મહારાજના વકીલ તરીકે શામજી નાયક નામના મુત્સદ્દીને બિજાપુર દરબારમાં કબૂલ રાખવો. ( કેળુસ્કર. )

ઉપર પ્રમાણેની શરતોથી શિવાજી મહારાજ સાથે આદિલશાહી સરકારે તહનામું કર્યું. મહારાજે બિજાપુર સરકારના પ્રાંતમાં હવે પછી કોઈપણ પ્રકારનો ઉપદ્રવ નહિ કરવાનું નક્કી કર્યું.

---

## પ્રકરણ ૮ મું

૧. બાપબેટાનો ભેટો.
૨. ૧૬૬૨ સુધીમાં મહારાજનો રાજ્ય વિસ્તાર.
૩. મધ્ય રાત્રે મુગલ છાવણી ઉપર છાપો.
૪. ખાનનો અમલ ખતમ.

### ૧. બાપબેટાનો ભેટો.

આ પ્રકરણની શરૂઆતમાં જ મહત્ત્વના બે પ્રશ્નોનો ખુલાસો થવાની જરુર છે એ બે પ્રશ્નોના ખુલાસો થયા પછી વાંચકોને આ પ્રકરણમાં રસ પડશે. પહેલો પ્રશ્ન એ છે કે હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની મહારાજની યોજનામાં તેમના પિતાની તેમને મદદ હતી કે નહિ? બીજો પ્રશ્ન એ છે કે શિવાજી મહારાજનો તેમના પિતા સાથે મેળ હતો કે નહિ? આ પ્રશ્નોનો જવાબ આખું પ્રકરણ વાંચતાં વાંચકોને મળી જશે.

શિવાજી મહારાજની હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની યોજનામાં સિંહાજી રાજા ભોંસલેએ શો ભાગ ભજવ્યો, એ જાણવા માટે વાંચકો આતુર બને એ સ્વાભાવિક છે. મહારાજે હાથ ધરેલા કામમાં દૂર રહીને, ગુપ્ત રીતે પિતા પુત્રને, જેટલી અને જેવી મદદ કરી શકે, તેટલી અને તેવી મદદ સિંહાજીરાજા ભોંસલેએ પોતાના પુત્ર શિવાજીને કરી હતી. બિજાપુર દરબારમાં પોતાનો હોદ્દો સિંહાજીને ટકાવી રાખવો હતો. શિવાજી મહારાજને ખુલ્લી મદદ કરી કર્ણાટકમાં જમાવેલી ભારે જાગીરનો ભોગ આપવા સિંહાજી રાજા તૈયાર ન હતા, તેથી તેમણે આખર સુધી મહારાજને જાહેર રીતે મદદ નથી કરી. બાપદીકરાને બનતું નથી, શિવાજી બાપનું જરાપણ માનતો નથી અને સિંહાજીએ તો પોતાની પત્ની જીજાબાઈ અને પુત્ર શિવાજી એ બંનેનો ત્યાગ કર્યો છે, એ જ માન્યતામાં બિજાપુર બાદશાહને રાખવામાં સિંહાજીને તેમજ શિવાજીને લાભ હતો. સિંહાજીએ દીકરા સાથે એવી કુશળતાથી કામ લીધું હતું કે આખર સુધી બિજાપુર બાદશાહની તે માન્યતા કાયમ રહી. દીકરાની સાથે પત્રવ્યવહારમાં પણ સિંહાજી કેવળ મુત્સદ્દી જ રહ્યા, તેનું કારણ એ હતું કે બિજાપુર બાદશાહની માન્યતા સિંહાજી મક્કમ કરવા ઇચ્છતા હતા.

શિવાજી મહારાજની ઉમર ૧૦-૧૨ વર્ષની હતી ત્યારે તેમના વિચારો પિતા સિંહાજીને ન ગમ્યા અને એ વિચારો પ્રમાણે છોકરો વર્તન કરશે તો સરદારી અને જાગીર બંને ખોવાનો વખત આવશે અને છોકરાનાં ઉછાંછળાં કૃત્યોને લીધે ખેદાનમેદાન થઈ જવું પડશે, એ બીકથી સિંહાજીએ શિવાજી મહારાજને જક્કી છોકરો ગણી પોતાથી દૂર કર્યો હતો, એ વાત આપણે શરૂઆતમાં વાંચી ગયા છીએ. શિવાજીના વિચારો, એનું ધર્માભિમાન તથા સ્વદેશાભિમાન ઊંચા પ્રકારનું છે, છતાં જો શિવાજી પોતાના વિચારો આચારમાં મૂકશે તો આખા કુટુમ્બનો ઘાત થશે, એવી સિંહાજીની પ્રામાણિક માન્યતા હતી એ ઊંચા વિચારો માટે તથા ઉચ્ચ હેતુ હાંસલ કરવા માટે સર્વસ્વનો ભોગ આપવા, સિંહાજી તૈ ન હતા, તેથી એણે શિવાજીને પોતાની પાસે ન રાખતાં દૂર જાગીર ઉપર પૂને રાખ્યો.

સિંહાજીએ બહુ ભારે જાગીર મેળવી હતી અને કર્ણાટકમાં એ એક રાજાનો વૈભવ, સત્તા અને ઐશ્વર્ય ભોગવતા હતા. પોતાની જૂની જાગીર તરફ આવ્યાને સિંહાજીને વરસો વીતી ગયાં હતાં. પુત્રના કીર્તિ, પરાક્રમની વાતો અને વિજયના ડંકા સાંભળી સિંહાજીની છાતી ગજ ગજ ફુલતી. પોતાની પાસે પૈસા ન હતા, માણસ નહોતાં, સાધન ન હતાં, વાતાવરણ અનુકૂળ ન હતું, છાતી ઠોકીને હાથ ઝાલનોર કોઈ ન હતું, કોઈ શક્તિવાનની ઓથ નહતી, છતાં સ્વપરાક્રમ વડે પરિસ્થિતિ અનુકૂળ બનાવી, સ્વતંત્રતા સ્થાપવા માટે સાધનો મેળવી, જડ જામેલી આદિલશાહી અને મહાન મુગલાઈને પોતાનો પ્યારો પુત્ર ડોલાયમાન કરી શક્યો, એ જોઈ કયા પિતાને પોતાની જિંદગી સાર્થક ન લાગે ? સિંહાજીને પોતાનું જીવન ધન્ય થયું લાગ્યું. પુત્ર પરાક્રમી પાક્યો, સિસોદિયાકૂળનું પાણી બતાવ્યું, યાદવકૂળનું નામ રાખ્યું. પોતાનો પુત્ર હિંદુત્વનો સાચો તારણહાર નીકળ્યો. બચપણના વિચારો આચારમાં મૂકી, એણે દિગ્વિજય કર્યો. એવા પરાક્રમી પુત્રને મળવાની સિંહાજીને ઇચ્છા થઈ.

આદિલશાહી વજીર અબદુલ મહમદે શિવાજી મહારાજ સાથે ગુપ્ત તહનામું કર્યું, તેની ખબર સિંહાજી રાજાને પડી હતી. બચપણમાં વિચાર કર્યા મુજબ શિવાજીએ અનેક સંકટો વેઠી મંડ્યા રહીને આદિલશાહીને નમાવી એ જાણવામાં આવ્યું એટલે સિંહાજી આ પરાક્રમી પુત્રને ભેટવા માટે બહુજ આતુર થયો. એણે અલી આદિલશાહને જણાવ્યું કે "ઘણાં વર્ષો થયાં હું વતન તરફ ગયો નથી, કેટલીક બાધાઓ મારે ઉતારવાની છે; કુલદેવીનાં દર્શન પણ મારે કરવાં છે, એટલે મને મારા વતનમાં જવાની રજા આપો." સિંહાજીને પરવાનગી આપતાં પહેલાં અલીએ ખૂબ વિચાર કર્યો. દીર્ઘદૃષ્ટિ દોડાવી વિશ્વાસપાત્ર મુત્સદ્દીઓની સલાહ લીધી. બાદશાહે વિચાર્યું કે આવા સંજોગોમાં સિંહાજી જેવાને નારાજ કરવામાં ભારે ભૂલ થશે. એટલે અલીએ સિંહાજીને જવાબ આપ્યો કે "સરદાર ! ધાર્મિક ક્રિયાઓ માટે તમારે વતન જવાની ઉત્કટ ઇચ્છા છે, તો ભલે જાઓ. તમારી ઇચ્છા મુજબ બાધા વગેરે ઉતરાવી, જલ્દી પાછા આવજો. વતનમાં લાંબો વખત રહેવાનો વિચાર કર્યો હોય તો તે માંડી વાળજો. જ્યારે તમે તમારા વતનમાં જાઓ છો, ત્યારે તમે તમારા પુત્રને શિખામણની બે વાતો કહેજો. તમે જે રાજ્યની સેવા કરી રહ્યા છો તે રાજ્યને તમારો દીકરો કેટલું નુકસાન કરી રહ્યો છે, તે તમે જાણો છો. તમે એને સમજાવી, અમારી પાસે દરબારમાં લઈ આવજો. એને તમે ખાતરી આપજો કે અહીં આવવામાં એને લાભ છે. આ સલ્તનત એની અક્કલ હોશિયારીની કદર કરશે. એને જણાવજો કે એ જો આ દરબારમાં હાજર થઈ જશે તો અમો એને વજીરી આપવા તૈયાર છીએ. એ વજીરપદ સ્વીકારશે, એટલે આખી સલ્તનતનો કારભાર, વ્યવસ્થા, અમો એના હાથમાં સોંપીશું." ઉપરની મતલબનો પત્ર જવાબમાં મળતાંજ સિંહાજીએ હજુરને લખી જણાવ્યું કે "મારો છોકરો મારું કેટલું માને છે, તે બાદશાહ સલામતે અનુભવ્યું છે. એને કહી કહીને હું થાક્યો છું, હું લાચાર બની ગયો છું. એને કોઈપણ બાબતમાં કંઈ કહેવાનું જ મેં બંધ કરી દીધું છે, છતાં બાદશાહ સલામતની ઇચ્છા છે તો હું મારું ધાર્મિક કામ આટોપી એને મળીશ અને આ સલ્તનતના લાભમાં આ સેવકથી જેટલું થશે, તેટલું કરીશ." સિંહાજી તરફથી આવી રીતનો જવાબ આવતાં બાદશાહ સલામતે તરતજ નીચેની મતલબનો પત્ર લખ્યો "શિવાજીને સમજાવવાના તમારાથી બને તેટલા પ્રયત્નો કરજો. પૂરેપુરા પ્રયત્નો કર્યા પછી જો ન માને તો કંઈ નહિ. એ ન માને તો પણ તમે અમારી તરફ પાછા આવજો. પુત્રના મોહમાં તમે એની સાથે મળી જશો નહિ અથવા વતનવાડીના પાસમાં સપડાઈને આ બાદશાહતમાં તાકીદે પાછા આવવાનું માંડી વાળશો નહિ."

બાદશાહ અલી આદિલશાહ તરફથી પરવાનગી મળી એટલે સિંહાજી રાજાએ વતન જવાની તૈયારી કરવા માંડી. સિંહાજીએ વિદ્વાન જ્યોતિઃશાસ્ત્રીઓને બોલાવ્યા અને વતન જવાનું મુહૂર્ત જોવડાવ્યું.

મહારાજના આચરણ સાથે સિંહાજી સંમત ન હોવાથી તેણે તેને દૂર કર્યો, એ વાત જો ખરી હોય તો મહારાજે હાથ ધરેલાં કામમાં બની તેટલી મદદ સિંહાજીએ કરી, એ શી રીતે બન્યું એ પ્રશ્ન ઉભો થાય છે.

આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે આપણે આપણા જમાના તરફ જરા નજર કરવી પડશે. આપણી જાણમાં અને સાંભળવામાં કેટલાયે પિતા એવા હશે કે પુત્રના વિચાર અને વર્તન એમને ગમતાં નહિ હોય, પણ પુત્ર પોતાના વર્તનમાં મક્કમ હોય છે તો ધીમે ધીમે પિતા પુત્ર તરફ ખેંચાય છે. પિતાના વર્તનમાં વખતે પરિવર્તન ન થાય તો પણ પુત્રના વર્તન માટે શરૂઆતમાં જે અણગમો હોય છે, તે ઢીલો થતો થતો તદ્દન નાબૂદ થઈ જાય છે. સેંકડે ૯૦ ટકા દાખલા આપણને એવા જડી આવશે કે પુત્રના નવા વિચાર તરફ પિતાને અથવા વડિલોને સૂગ નથી હોતી. એ વિચારોની મહત્તા તેઓ સમજે છે, પણ એ વિચારો આચારમાં મૂકતી વખતે જે ભોગ આપવા પડે તે માટે પિતા યા વડિલ તૈયાર નથી હોતા, તેનો જ વિરોધ જુદી જુદી રીતે વડિલો તરફથી દર્શાવવામાં આવે છે. પુત્રના વિચારો નીચ યા હલકા નથી, કુટુમ્બની કીર્તિને ઝાંખપ લગાડનારા નથી, એની ખાતરી થયા પછી પુત્રનું વર્તન પિતાને નગમતું હોય છતાં જ્યારે પુત્ર એક કામ મક્કમ વિચારનો થઇ લઈ બેસે છે ત્યારે મને કે કમને "છોકરો નથી માનતો અને કામ લઇ જ બેઠો છે તો તેને યશ મળે એવી મદદ આપણે કરવી, એ આપણો ધર્મ છે" એમ કહી પુત્રને સીધી રીતે અથવા આડકતરી રીતે મદદ કરનાર પિતાઓ આ જમાનામાં પણ ઘણાએ જોયા હશે. જેમણે જોયા નહિ હોય તેમણે એવા પિતાઓની વાતો સાંભળી હશે.

જમાનો જ્યારે ફરવા લાગે છે, ક્રાંતિનો યુગ જ્યારે શરૂ થાય છે, દેશના સામાન્ય વિચારોમાં જ્યારે પરિવર્તન થાય છે, ત્યારે નવા લોહીના, તાજા જુસ્સાના પુત્રના પ્રગતિકારક નવા વિચારો વ્યવહારુ, ડાહ્યા, મુત્સદ્દી અને અનુભવી પિતાને પણ અવ્યવહારુ અશક્ય, અધરા, અમલમાં નહિ મૂકી શકાય એવા, હસી કાઢવા જેવા, હાનિકારક અને ઘેલછા ભરેલા લાગે છે. પિતાનું ચાલે ત્યાં સુધી પુત્રને વાળવાનો પ્રયત્ન કરી જૂની ઘરડમાં એને ઘાલવામાં આવે છે. સમજાવીને ન માને તો ધમકાવવામાં આવે અને તેથી પણ નમતું ન આપે એવો પુત્ર હોય તો, છેલ્લો ઉપાય એને દૂર કરવાનો કેટલાક પિતાઓ અજમાવે છે. પુત્ર પોતાના વિચારમાં અડગ અને મક્કમ હોય તો હાથમાં લીધેલું કામ આગળ ધપાવે જ જાય છે અને જ્યારે પિતા જુએ છે કે સઘળા અખતરા અજમાવ્યા છતાં કંઈ વળતું નથી, એક પણ માત્રા લાગુ પડતી નથી એટલે ધીમે ધીમે પોતાની જાત સાચવીને આડકતરી રીતે પુત્રના કામને વખોડવાનું બંધ કરે છે અને એમ આગળ વધતાં વધતાં જાત સાચવીને પુત્રને છૂપી અને આડકતરી અથવા સીધી મદદ આપવા મંડી પડે છે અને તે પછી તો કેટલાક પિતાઓ એટલે સુધી આગળ વધે છે કે પુત્રને યશ મળે, વિજય મળે તે માટે પોતાથી બનતું બધું કરે છે. પોતાના પુત્ર જિંદગીમાં યશસ્વી નીવડે એવી ઇચ્છા દરેક માબાપની હોય છે. પણ જે કામ પુત્ર હાથમાં લે છે તેમાં એ યશસ્વી નીવડવાનો નથી એની જ્યારે પિતાને ખાતરી થાય છે અને પુત્રના છાંટા પોતાને પણ નડવાના છે એવું કામ પુત્ર હાથમાં લે તો કામ ગમે તેટલું સારું હોય તો પણ ઉત્તમ કામ માટે ફના થઈ જવા હજાર બાપમાંથી કેટલા બાપ તૈયાર થશે એનો અડસટ્ટો વાંચકોએ જ કરી લેવો.

સિંહાજીને શિવાજીના ધર્માભિમાન અને દેશાભિમાનના વિચારો અવ્યવહારુ અને હાનિકારક લાગ્યા અને શિવાજી પોતાના વિચારમાં અડગ અને મક્કમ હતા એટલે એમને જક્કી ગણી બાપે દૂર કર્યા પણ જ્યારે સિંહાજીની ખાતરી થઈ કે શિવાજીએ ધર્મરક્ષાનું કામ જીવને જોખમે હાથમાં લીધું છે, એને પ્રાણ જાય તો પણ એ કામ મૂકવાનો નથી ત્યારે એમણે શિવાજીનો વિરોધ બંધ કર્યો. શિવાજી પ્રત્યે લાગણી બતાવતાં બતાવતાં સલાહ આપવા લાગ્યા અને આખરે મદદ કરવા મંડી પડ્યા. એવી રીતે સિંહાજી પડદા પાછળ રહીને મહારાજને બહુ ઉપયોગી અને મદદગાર નીવડ્યા હતા. આદિલશાહીમાં

સિંહાજીએ બહુ ભારે જાગીર મેળવી હતી અને કર્ણાટકમાં એ એક રાજાનો વૈભવ, સત્તા અને ઐશ્વર્ય ભોગવતા હતા. પોતાની જૂની જાગીર તરફ આવ્યાને સિંહાજીને વરસો વીતી ગયાં હતાં. પુત્રના કીર્તિ, પરાક્રમની વાતો અને વિજયના ડંકા સાંભળી સિંહાજીની છાતી ગજ ગજ ફુલતી. પોતાની પાસે પૈસા ન હતા, માણસ નહોતાં, સાધન ન હતાં, વાતાવરણ અનુકૂળ ન હતું, છાતી ઠોકીને હાથ ઝાલનાર કોઈ ન હતું, કોઈ શક્તિવાનની ઓથ નહતી, છતાં સ્વપરાક્રમ વડે પરિસ્થિતિ અનુકૂળ બનાવી, સ્વતંત્રતા સ્થાપવા માટે સાધનો મેળવી, જડ જામેલી આદિલશાહી અને મહાન મુગલાઈને પોતાનો પ્યારો પુત્ર ડોલાયમાન કરી શક્યો, એ જોઈ કયા પિતાને પોતાની જિંદગી સાર્થક ન લાગે ? સિંહાજીને પોતાનું જીવન ધન્ય થયું લાગ્યું. પુત્ર પરાક્રમી પાક્યો, સિસોદિયાકૂળનું પાણી બતાવ્યું, યાદવકૂળનું નામ રાખ્યું. પોતાનો પુત્ર હિંદુત્વનો સાચો તારણહાર નીકળ્યો. બચપણના વિચારો આચારમાં મૂકી, એણે દિગ્વિજય કર્યો. એવા પરાક્રમી પુત્રને મળવાની સિંહાજીને ઇચ્છા થઈ.

આદિલશાહી વજીર અબદુલ મહમદે શિવાજી મહારાજ સાથે ગુપ્ત તહનામું કર્યું, તેની ખબર સિંહાજી રાજાને પડી હતી. બચપણમાં વિચાર કર્યા મુજબ શિવાજીએ અનેક સંકટો વેઠી મંડયા રહીને આદિલશાહીને નમાવી એ જાણવામાં આવ્યું એટલે સિંહાજી આ પરાક્રમી પુત્રને ભેટવા માટે બહુજ આતુર થયો. એણે અલી આદિલશાહને જણાવ્યું કે "ઘણાં વર્ષો થયાં હું વતન તરફ ગયો નથી, કેટલીક બાધાઓ મારે ઉતારવાની છે; કુલદેવીનાં દર્શન પણ મારે કરવાં છે, એટલે મને માગ વતનમાં જવાની રજા આપો." સિંહાજીને પરવાનગી આપતાં પહેલાં અલીએ ખૂબ વિચાર કર્યો. દીર્ઘદૃષ્ટિ દોડાવી વિશ્વાસપાત્ર મુત્સદ્દીઓની સલાહ લીધી. બાદશાહે વિચાર્યું કે આવા સંજોગોમાં સિંહાજી જેવાને નારાજ કરવામાં ભારે ભૂલ થશે. એટલે અલીએ સિંહાજીને જવાબ આપ્યો કે "સરદાર! ધાર્મિક ક્રિયાઓ માટે તમારે વતન જવાની ઉત્કટ ઇચ્છા છે, તો ભલે જાઓ. તમારી ઇચ્છા મુજબ બાધા વગેરે ઉતરાવી, જલ્દી પાછા આવજો. વતનમાં લાંબો વખત રહેવાનો વિચાર કર્યો હોય તો તે માંડી વાળજો. જ્યારે તમે તમારા વતનમાં જાઓ છો, ત્યારે તમે તમારા પુત્રને શિખામણની બે વાતો કહેજો. તમે જે રાજ્યની સેવા કરી રહ્યા છો તે રાજ્યને તમારો દીકરો કેટલું નુકસાન કરી રહ્યો છે, તે તમે જાણો છો. તમે એને સમજાવી, અમારી પાસે દરબારમાં લઈ આવજો. એને તમે ખાતરી આપજો કે અહીં આવવામાં એને લાભ છે. આ સલ્તનત એની અક્કલ હોશિયારીની કદર કરશે. એને જણાવજો કે એ જો આ દરબારમાં હાજર થઈ જશે તો અમો એને વજીરી આપવા તૈયાર છીએ. એ વજીરપદ સ્વીકારશે, એટલે આખી સલ્તનતનો કારભાર, વ્યવસ્થા, અમો એના હાથમાં સોંપીશું." ઉપરની મતલબનો પત્ર જવાબમાં મળતાંજ સિંહાજીએ હજુરને લખી જણાવ્યું કે "મારો છોકરો મારું કેટલું માને છે, તે બાદશાહ સલામતે અનુભવ્યું છે. એને કહી કહીને હું થાક્યો છું, હું લાચાર બની ગયો છું. એને કોઈપણ બાબતમાં કંઈ કહેવાનું જ મેં બંધ કરી દીધું છે, છતાં બાદશાહ-સલામતની ઇચ્છા છે તો હું મારું ધાર્મિક કામ આટોપી એને મળીશ અને આ સલ્તનતના લાભમાં આ સેવકથી જેટલું થશે, તેટલું કરીશ." સિંહાજી તરફથી આવી રીતનો જવાબ આવતાં બાદશાહ સલામતે તરતજ નીચેની મતલબનો પત્ર લખ્યો "શિવાજીને સમજાવવાના તમારાથી બને તેટલા પ્રયત્નો કરજો. પૂરેપુરા પ્રયત્નો કર્યા પછી જો ન માને તો કંઈ નહિ. એ ન માને તો પણ તમે અમારી તરફ પાછા આવજો. પુત્રના મોહમાં તમે એની સાથે મળી જશો નહિ અથવા વતનવાડીના પાસમાં સપડાઈને આ બાદશાહતમાં તાકીદે પાછા આવવાનું માંડી વાળશો નહિ."

બાદશાહ અલી આદિલશાહ તરફથી પરવાનગી મળી એટલે સિંહાજી રાજાએ વતન જવાની તૈયારી કરવા માંડી. સિંહાજીએ વિદ્વાન જ્યોતિઃશાસ્ત્રીઓને બોલાવ્યા અને વતન જવાનું મુહૂર્ત જોવડાવ્યું.

શુભ ચોઘડિયું અને અનુકૂળ તિથિ નક્કી કરી, શિવાજી મહારાજને પત્રથી ખબર આપી. સિંહાજી રાજાએ બહુ ઠાઠમાઠ અને ભપકાબંધ તૈયારી કરી, લાવલશ્કર સાથે લીધું. પોતાની બીજી પત્ની તુકાબાઈ તથા તેના પુત્ર વ્યંકાજીને સાથે લીધો. ઘોડા, પાલખીઓ તથા ભારે રસાલા વગેરે સાથે કર્ણાટકથી તુળજાપુર આવવા નીકળ્યા. પિતાનો પત્ર વાંચી શિવાજી મહારાજને બહુ જ આનંદ થયો અને બીજાઓને પણ હર્ષ થયો. પરમપૂજ્ય પિતાનાં સન્માન અને સત્કાર કરવા માટે એક આજ્ઞાધારક પુત્રને શોભે એવી સર્વ તૈયારીઓ મહારાજે કરી.

મહારાષ્ટ્રમાં એવી રૂઢિ છે કે તદ્દન નિકટના સગાંને બાર વર્ષ પછી મળવાનો પ્રસંગ આવે તો અમુક વિધિ કરીને મેળાપની ગોઠવણ દેવસ્થાનમાં કે કોઈ બીજા પવિત્ર સ્થળમાં કરવામાં આવે છે. જીજાબાઈ, શિવાજી મહારાજ, મહારાજની બે પત્નીઓ સૌ. સઈબાઈ અને સૌ. સોયરાબાઈ વગેરેને મળ્યાને, સિંહાજીને ઘણાં વર્ષો થઈ ગયાં હતાં, તેથી ઉપરની વિધિ કરવાનું નક્કી કર્યું. જેજુરી ખંડોબાના દેવળમાં મેળાપનો સમારંભ અને વિધિ ગોઠવવામાં આવ્યાં.

કર્ણાટકથી નીકળી સિંહાજી તુળજાપુર આવી પહોંચ્યા. તુળજાપુર દેવીની સિંહાજી રાજાએ માનતા માની હતી કે "સ્વધર્મનું રક્ષણ કરવા માટે અને ગૌબ્રાહ્મણની વિપત્તિઓ દૂર કરવા માટે સ્વરાજ્ય સ્થાપવાનું જે મહાભારત કામ શિવાજીએ હાથ ધર્યું હતું તેમાં જો એને યશ મળશે તો સુવર્ણની ભવાની દેવીની મૂર્તિ બનાવી તુળજાપુર માતાના મંદિરમાં મૂકીશ ". હાથ ધરેલા કામમાં શિવાજી મહારાજને માતાની કૃપાથી ફત્તેહ મળી એટલે લીધેલી બાધા રાજાએ તુળજાભવાનીના મંદિરમાં ઉતારી. આ સ્થાને પૂજા વગેરે વિધિ આટોપી સિંહાજી રાજા શિખર શિંગણાપુરમાં શંભુ મહાદેવના દર્શન માટે ગયા. પંઢરપુર જઈ વિઠોબાનાં દર્શન પણ કર્યાં. અફઝલખાને આ મંદિર ઉપર આક્રમણ કર્યું હતું, મંદિરને ભ્રષ્ટ કર્યું હતું, પણ પૂજારીની હોશિયારીથી મૂર્તિ ખંડિત થતી બચી ગઈ હતી. તે વખતે સાંભળેલી બધી વાતો સિંહાજી રાજાને યાદ આવી અને એ જુલમી કૃત્યોનો ચિતાર એમની નજર સામે ખડો થયો. હિંદુધર્મનું અપમાન કરનારા, દેવાલયોને ભ્રષ્ટ કરનારા અફઝલખાનનો નાશ કરી હિંદુત્વનું રક્ષણ કરનારો વીર એનો પુત્ર જ પાક્યો એથી એમને પોતાને પોતાનું જીવ્યું સાર્થક થયું લાગ્યું.

નક્કી કરેલો બધો કાર્યક્રમ આટોપી સિંહાજી રાજા ખંડોબાના દર્શન માટે અને પુત્ર વગેરેને મળવા જેજુરી જવા ઊપડ્યા. મહારાજે જેજુરીમાં પિતાના આગમન માટે બધી તૈયારીઓ કરી મૂકી હતી. ઠેકઠેકાણે આનંદ ઓચ્છવ નજરે પડતા હતા. રસ્તામાં પણ સત્કારની અનેક ગોઠવણો કરવામાં આવી હતી. આજ્ઞાધારક પુત્ર પ્રતાપી પિતાની ચાતક પક્ષીની માફક રાહ જોતા હતો. સિંહાજી રાજા જેજુરી નજીક આવી પહોંચ્યાના સમાચાર આવ્યા એટલે મહારાજે પોતાના પેશ્વા મોરો ત્રિંબક પિંગળેને હયદળ, પાયદળ, હાથી, ઘોડા, પાલખી વગેરે સાથે પિતાને લેવા માટે સામે મોકલ્યો. ડંકા નિશાન, ચમર, છત્ર, ચૌઘડા ( વાજાં ) વગેરે મોકલવામાં આવ્યાં. કેટલાક અમલદારો અને સરદારોને સામે મોકલી, મહારાજ પોતે ખંડોબાના દેવળમાં પોતાની માતા જીજાબાઈ તથા બંને સ્ત્રીઓ સાથે પિતાની વાટ જોતા ઉભા. પૂર ઠાઠમાં વાજતે ગાજતે સિંહાજી રાજા જેજુરી આવી પહોંચ્યા, ખંડોબાનાં દર્શન કર્યાં. પછી પત્ની, પુત્ર, તથા પુત્ર વધુઓને મળવાનો વિધિ શરૂ થયો. કાંસાનો એક મોટો થાળ બનાવવામાં આવ્યો હતો. તેમાં ઘી રેડવામાં આવ્યું અને એ ઘીથી ભરેલો થાળ દેવળની વચ્ચોવચ મૂકવામાં આવ્યો. જીજાબાઈ, શિવાજી, તથા તેની બંને સ્ત્રીઓએ ખંડોબાનાં દર્શન કર્યાં અને એ થાળ પાસે આવી, થાળમાંના ઘીમાં પોતાનું પ્રતિબિંબ પડે એવી રીતે ઉભાં રહ્યાં. ખંડોબાનાં દર્શન કરીને સિંહાજી મહારાજ એ થાળ પાસે આવ્યા અને એમણે પોતાની પત્ની, પુત્ર, તથા પુત્રવધુઓનાં પ્રતિબિંબ ઘીમાં જોયાં. આ ચારે જણાએ સિંહાજી રાજાના મોનું પ્રતિબિંબ ઘીમાં જોયું અને પાંચે જણે સાથે ખંડોબાનાં દર્શન કર્યાં. મહારાજના સાથીઓ સરદારો, અમલદારો, અધિકારીઓ વગેરે બહુ મોટી સંખ્યામાં ત્યાં

હાજર હતા. મેળાપનો વિધિ પૂરો થયા પછી શિવાજી મહારાજે આંખમાં આનંદાશ્રુ સાથે પિતાના પગમાં માથું મૂક્યું. સિંહાજી રાજાનું હૈયું ભરાઈ આવ્યું. આવા પરાક્રમી પુત્રને ઘણાં વર્ષો પછી અનેક આપદા અને આફતોમાંથી પસાર થયા પછી ભેટવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું, તેથી પ્રભુનો પાડ માન્યો. પિતાએ પુત્રને પગ આગળથી ઉઠાડી છાતી સરસો ચોંટયો. પિતા પુત્રે એક બીજા સામે ભીની આંખે જોયું. સિંહાજીએ શિવાજીના મોં ઉપર હાથ ફેરવ્યો અને પોતાના શેલા વડે એની આંખો લૂછી. મહારાજથી બોલાતું ન હતું... કંઠ ભરાઇ આવ્યો હતો. સિંહાજી રાજાએ મહારાજની પીઠ થાબડી શાબાસી આપી અને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યા. ત્યાર પછી સૌ જીજાબાઈ સાથે વાત કરી બધાના સમાચાર પૂછ્યા. ત્યાર પછી સૌ. સઈબાઈ, અને સૌ. સોયરાબાઈ, પૂજ્ય સસરાને પગે લાગ્યાં શિવાજી મહારાજ પોતાની ઓરમાન માતા સૌ. તુકાબાઈને પગે લાગ્યા અને સાવકા ભાઇ વ્યંકોજીને પ્રેમથી આલિંગ્યા. ખંડોબાના દેવળમાંનો આ વિધિ આટોપ્યા પછી જેજુરી ગામમાં જવાનું હતું. ત્યાં સિંહાજીના સત્કાર માટે સુંદર શમિયાનો તૈયાર કરાવ્યો હતો. સર્વ બાદશાહી ઠાઠ કર્યો હતો. મુગલ બાદશાહને શોભે એવો વૈભવ હતો. બધાં ત્યાં જવા માટે નીકળ્યાં. વાજતેગાજતે બાદશાહી દમામથી સિંહાજીની સવારી નીકળી. સિંહાજી રાજાને ઉત્તમ પાલખીમાં બેસાડવામાં આવ્યા હતા. શિવાજી મહારાજ ન તો પિતા સાથે પાલખીમાં બેઠા કે ન તો ઘોડેસવાર થયા પણ શિવાજી મહારાજે તો પોતાના જોડા હાથમાં લઈને પિતાની પાલખી સાથે પગે ચાલવા માંડ્યું. શિવાજી મહારાજની પિતૃભક્તિ જોઈ, સર્વ ચકિત થઈ ગયા. બધા શમિયાના નજીક આવી પહોંચ્યા. સર્વ પોતપોતાને સ્થાને શમિયાનામાં બેસી ગયા પછી, સિંહાજી રાજા પાલખીમાંથી નીચે ઊતર્યા. એમના જોડા શિવાજી મહારાજે પોતાના હાથમાં લીધા અને પિતા સાથે ચાલવા માંડ્યું. સિંહાજી રાજા શમિયાનામાં દાખલ થયા એટલે બધાએ એમને માન આપ્યું અને ચારે દિશાથી જયજયકારના પોકારો થયા. સિંહાજી ઉચ્ચાસને બિરાજ્યા અને મહારાજ સામે બહુ આદરપૂર્વક ઊભા રહ્યા. શમિયાનામાં શાંતિ પથરાઈ ગઈ હતી. શિવાજી મહારાજે ગદ્ગદ્ કંઠે પિતાને કહ્યું, "પિતાજી! આ અપરાધી પુત્રને ક્ષમા કરો. મેં આપનો ભારે અપરાધ કર્યો છે. બિજાપુર સરકાર સાથે મારે ઝઘડવું પડ્યું. મારાં કૃત્યોથી આપને ભારે ત્રાસ વેઠવો પડ્યો છે, મારા ઉપર દાબ મૂકવા માટે બિજાપુર સરકારે આપના ઉપર ભારે અત્યાચાર ગુજાર્યા છે. મેં નમતું ન આપ્યું તેને લીધે આપને અતિશય કષ્ટ વેઠવું પડ્યું તે માટે મને બહુ લાગી આવે છે. પુત્રે પિતાને સુખ આપવું જોઈએ તેને બદલે મારાં કૃત્યોથી આપને દુખ વેઠવું પડ્યું છે. પિતાજી! મને ક્ષમા કરો. મારાં કૃત્યોને લીધે આપને ત્રાસ થાય, આપને સહન કરવું પડે એ વિચાર મને દુખ દે છે. પિતાને ત્રાસદાયક નીવડે એ પુત્ર શા કામનો? મારા અપરાધો હું આપની આગળ કબૂલ કરું છું. આપ જે શિક્ષા કરો તે સહન કરવી એ જ પ્રાયશ્ચિત હોઇ શકે." એમ બોલતાં બોલતાં મહારાજ ગળગળા થઈ ગયા. આંખમાંથી આંસુઓ ટપકી રહ્યાં હતાં. એવી સ્થિતિમાં મહારાજે પિતાના ચરણમાં પોતાનું મસ્તક મૂક્યું. સિંહાજીએ પુત્રને ઉઠાડ્યો અને ભારે દબાણ કરીને પોતાની પાસે બેસાડ્યો. બહુ આગ્રહ થવાથી મહારાજ આદરપૂર્વક પુત્ર તરીકે પોતાની મર્યાદા સાચવીને સિંહાજી રાજાની પાસે બેઠા. પુત્રની પીઠ ઉપર હાથ ફેરવી સિંહાજી બોલ્યા "બેટા શિબવા! તું દુખી ન થા. તારો જરા પણ અપરાધ નથી. કર્તવ્ય બજાવતાં જે બનાવો બને તે સહન કરવા બધાએ તૈયાર રહેવું જ જોઈએ. હું તારાં શાં શાં વખાણ કરું? મારું જીવતર તેં ધન્ય કર્યું છે. બચપણથી સિસોદિયાકૂળનું તું અભિમાન રાખતો હતો તે પ્રમાણે તે એ કૂળને શોભે એવાં જ પરાક્રમો કર્યાં છે. હિંદુત્વ સાચવવા, સ્વધર્મનું રક્ષણ કરવા, પ્રજાની પીડા દૂર કરવા, સ્વરાજ્ય સ્થાપવા તેં ભગીરથ પ્રયત્નો કર્યા છે. તું વિજયી નીવડ્યો છે. તને ધન્ય છે, યવનોના ત્રાસમાંથી હિંદુ પ્રજાને છોડાવવા માટે તેં અનેક સંકટો સહન કર્યાં છે. અનેક વખતે તેં જાન જોખમમાં નાખ્યો છે. અનેક વખતે તેં જમ સાથે બાથ ભીડી છે. તું હિંદુ ધર્મનો સાચો તારણહાર બન્યો છે. તારાં દુખ આગળ મારાં દુખ શા હિસાબમાં? જેણે દેશનાં દુખો દૂર

કરવા માટે, દેશને સ્વતંત્ર કરવા માટે સંકટ વેઠયાં છે તેના બધાંએ અપરાધો માફ જ છે. પ્રભુ એને માફી બક્ષે છે. જનસમુહને સુખી કરવા માટે એકાદ વ્યક્તિને દુખ દેવું પડે તો તેમાં કોઈપણ પ્રકારનું પાપ નથી. પ્રભુને ત્યાં એ ગુનો ગણાય છે એમ હું માનતો નથી અને ગણાતો હોય તો પણ એ ક્ષમ્ય છે. તું પ્રભુની કસોટીમાં પાર ઉતર્યો છે. તું કૂલદીપક પુત્ર પાક્યો છે. મારે મોઢે તારા ગુણનાં ગીતો શી રીતે ગાઉં? પુત્રના પરાક્રમ વડે જે પિતા પંકાય, એ પિતા ધન્ય છે. શિવબા! આજે મને મારા પિતાના વખતનો એક બનાવ યાદ આવે છે. મારા પિતાજીને એક દિવસે સ્વપ્નું આવ્યું હતું. તેમાં શ્રી શંકરે તેમને દેખા દઈ કહ્યું હતું કે "તારા કૂળમાં એક મહાન પ્રતાપી પુરુષ પાકશે અને તે યવનોના ત્રાસમાંથી હિંદુ પ્રજાને છોડાવશે. હિંદુ સ્ત્રીઓની ઈજ્જત બચાવશે, હિંદુ ધર્મનું રક્ષણ કરશે." તારાં કૃત્યો એ સ્વપ્નું સાચું પાડે છે. તું સ્વપરાક્રમી પાક્યો છે. તારા જેવા પુત્રો પિતાનું નામ અમર કરે છે. જગતજનની જગદંબા માતા ભવાની તારા મનોરથ પૂરા કરશે. શ્રી એકલિંગજી મહાદેવ તારા દુશ્મનોનો સંહાર કરશે. બેટા શિવબા! જગદીશ્વર તારું કલ્યાણ કરો. જગતનો નાથ તારું રક્ષણ કરો." એમ કહી પિતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો. મહારાજે ત્યાર પછી ત્યાં હાજર રહેલા પોતાના સ્નેહી, સરદાર, અધિકારી, અમલદાર વગેરેની પિતાને ઓળખાણ કરાવી. પિતૃદર્શનના આનંદોત્સવમાં મહારાજે દાનધર્મ કર્યો. ગરીબોને અન્ન આપ્યું, વસ્ત્ર પહેરાવ્યાં. સરદારો અને નોકરચાકરોને ઈનામ આપ્યાં. સિંહાજી રાજા સાથે આવેલા તેમના સરદાર, અધિકારીઓ અને અમલદારોની મહારાજે મુલાકાત લીધી અને તેમને પણ ઈનામ તથા સરપાવ આપ્યાં. પછી મહારાજે સિંહાજીને પોતાના મુલકના મુખ્ય મુખ્ય ભાગમાં ફેરવ્યા. સિંહાજી મહારાજને થોડા દિવસનો આરામ આપ્યા પછી મહારાજે વિનંતિ કરી કે "મારા કબજામાં અનેક કિલ્લાઓ છે તે જોઈ તેની વ્યવસ્થા વગેરેની બાબતમાં ઘટિત સૂચનાઓ કરો." સિંહાજી રાજાએ વિનંતિ સ્વીકારી અને મહારાજે તેમને મહત્ત્વના કિલ્લાઓ બતાવવાનો કાર્યક્રમ ઘડી કાઢયો. મહારાજ એમને પ્રતાપગઢ ઉપર લઈ ગયા. અફઝલખાનના વધની બાબતમાં વિગતવાર વાતો પિતાને કહી. ક્યાં આગળ મુલાકાત મંડપ હતો, ક્યાં લશ્કર હતું, ક્યાં માણસો હતાં વગેરે બતાવ્યું. વ્યૂહરચના કેવી કરી હતી તે પણ જણાવ્યું. સિંહાજી રાજા આ સાંભળી અત્યંત ખુશી થયા. અફઝલખાને સિંહાજી રાજાને ભારે દુખ દીધું હતું. બિજાપુર સરકારે સિંહાજી ઉપર જે જુલમ ગુજાર્યો હતો, તે માટે કેટલેક અંશે અફઝલખાન પણ જવાબદાર હતો એમ એમનું માનવું હતું. પોતાનું વેર દીકરાએ બરાબર લીધું છે એ જોઈ સિંહાજીને સંતોષ થયો. તે પછી રાજગઢ, પુરંદર, લોહગઢ અને રાયરીગઢ પિતાને બતાવ્યા. સિંહાજી રાજાએ બધા ગઢ જોયા, દરેક ગઢની વ્યવસ્થા જોઈ, જ્યાં જ્યાં સૂચનાઓ આપવાની જરુર જણાઈ, ત્યાં ત્યાં ઘટિત સૂચનાઓ આપી. રાયરીગઢને સિંહાજી રાજાએ ઝીણવટથી જોયો. તેની વ્યવસ્થા વગેરે તપાસી જુદી જુદી દૃષ્ટિથી તેની ઉપયોગીતાનો વિચાર કરી આખરે મહારાજને એક સલાહ આપી કે મહારાજે પોતાનો મુખ્ય મુકામ રાજગઢ ઉપર હતો તે બદલીને રાયરીગઢમાં લઈ જવો. મહારાજે તે સૂચના પ્રમાણે રાજગઢથી મુકામ ફેરવી, રાયરીગઢને રાયગઢનું નામ આપી, ત્યાં રાખ્યો. રાયરીગઢને નમુનેદાર કિલ્લો બનાવવા માટે ઘટિત કરવા આબાજી સોનદેવની નિમણૂક કરવામાં આવી. રાયરીગઢ ઉપર રાજમહેલ વગેરે સુંદર મકાનો બાંધવાની સૂચના આપવામાં આવી. રાયગઢથી નીકળી મહારાજ પિતાને રામદાસસ્વામીનાં દર્શન માટે લઈ ગયા. એવી રીતે જીતેલા મુલક, કિલ્લાઓ, ધન, દોલત, ઐશ્વર્ય વગેરે પિતાને બતાવતાં બતાવતાં મહારાજ તેમની સાથે પતાળાગઢ આવી પહોંચ્યા. સિંહાજી રાજા પુત્રને બક્ષિસ આપવા માટે કર્ણાટકથી ઉત્તમ તલવારો તૈયાર કરાવીને લાવ્યા હતા, તે મહારાજને આપી. પોતાના હાથમાંની એક સુંદર તલવાર સિંહાજી રાજાએ પોતાની યાદગીરી તરીકે મહારાજને આપી. આ તલવાર પિતાની પ્રસાદી છે, એમ માની, તેનું નામ "તુળજા" રાખવામાં આવ્યું. આ તુળજાની પણ ભવાની તલવારની સાથે પૂજા કરવામાં આવતી.

સિંહાજી રાજાએ પોતાના પુત્રને અલી આદિલશાહનો સંદેશો કહ્યો અને પુત્રને જણાવ્યું કે:-

"હું જીવું છું ત્યાં સુધી મારું માનીને મારી ખાતર આદિલશાહી મુલકને કોઈપણ પ્રકારનો ઉપદ્રવ કરતો નહિ." પૂજ્ય પિતાની માગણી મહારાજે કબૂલ રાખી. પછી સિંહાજી રાજાએ કર્ણાટક જવાની ઈચ્છા જણાવી. મહારાજે રોકાવાનો આગ્રહ કર્યો, પણ ઝાઝું રોકાવાય એમ ન હોવાથી જવાનો નિશ્ચય કર્યો.

શિવાજી મહારાજે પિતાના માનમાં પનાળાગઢ ઉપર બહુ મોટી મિજબાની આપી. શિવાજી મહારાજે સિંહાજી રાજાને જતી વખતે હાથી, ઘોડા, પાલખી, ઝવેરાત વગેરે પુષ્કળ ધન આપ્યું. સાવકી માતાને તથા સાવકા ભાઈને પણ ઝવેરાતના અલંકાર આપ્યા. અલી આદિલશાહને સિંહાજી રાજા સાથે નજરાણું મોકલ્યું. સિંહાજીના મુખ્ય મંત્રી ત્રિંબક નારાયણ હણમંતેને પણ મહારાજે વસ્ત્રાલંકાર તથા કીમતી આભૂષણો આપી નવાજ્યા. સિંહાજી રાજા જવા નીકળ્યા. પિતાપુત્ર ભેટયા, બન્નેની આંખોમાં આંસુ આવ્યાં. સિંહાજી રાજાની પાસે રહેનારા નોકરોને બોલાવીને મહારાજે બહુ પ્રેમથી કહ્યું કે પિતાજીની ઉંમર થઈ છે, તેમને તમે ખૂબ સાચવજો, તેમની સેવાચાકરીમાં જરાપણ કસર કરતા નહિ. થોડા મહીના પછી હું એમના દર્શન માટે આવવાનો છું. તે વખતે તમારી સેવાચાકરીની કદર કરવાનું ભૂલીશ નહિ." આખરે છૂટા પડવાનો સમય આવી પહોંચ્યો. સર્વેની આંખોમાંથી અશ્રુ વહી રહ્યા હતાં. મહારાજે પિતાના પગમાં માથું મૂકયું. ડૂસકાં ખાતા પુત્રને પિતાએ પગમાંથી ઉઠાડયો અને મોં ઉપર હાથ ફેરવ્યો. બાપથી પણ ન રહેવાયુ. એમને પણ ડૂસકાં આવ્યાં. પછી સિંહાજી ચાલી નીકળ્યા.

સિંહાજી બિજાપુર પહોંચ્યા, અલીને મળ્યા, દીકરાએ આપેલી ભેટ વગેરે બાદશાહને બતાવી અને બાદશાહ માટે મોકલેલું નજરાણું બાદશાહને અર્પણ કર્યું. અને જણાવ્યું કે "આપનો સંદેશો શિવાજીને પહોચાડયો છે, અને બાદશાહ સલામતે સોંપેલું કામ આ સેવક બરોબર કરીને આવ્યો છે."

## ૨. ૧૬૬૨ સુધીમાં મહારાજનો રાજ્ય વિસ્તાર.

ઈ. સ. ૧૬૫૨ની સાલમાં શિવાજી મહારાજના કબજામાં એમની જાગીરનો મુલક અને તે ઉપરાંત ચાકણ કિલ્લાથી નીરા નદી સુધીનો પ્રદેશ પુરંદર કિલ્લાથી કલ્યાણ સુધીના સર્વે કિલ્લાઓ હતા. તે સાલથી મુલક વધારવાનો મહારાજનો પ્રયત્ન ચાલુ જ હતો. એમણે ૧૦ વર્ષ દરમિયાન એટલે ૧૬૬૨ સુધીમાં પોતાના રાજ્યનો વિસ્તાર નીચે પ્રમાણે વધાર્યો:— કલ્યાણથી ગોવા સુધીનો મુલક એટલે આખો કોંકણપટ્ટી, ભીમા નદીથી વારણા નદી સુધીનો પ્રદેશ, દક્ષિણોત્તર ૧૬૦ માઈલ લાંબો અને પૂર્વ પશ્ચિમ ૧૦૦ માઈલ પહોળો પ્રદેશ. રાયગઢ કિલ્લાને નમૂનેદાર કિલ્લો બનાવી તે રાજધાનીને લાયક કર્યો. મહત્ત્વનાં ખાતાંઓની મુખ્ય કચેરીઓ રાયગઢ ઉપર રાખવામાં આવી. વાઈ, કરાડ, કોલ્હાપુરમાં મહારાજનાં થાણાં હતાં. ઘોરપડે, દળવી, ઘાટગે, વગેરે સરદારો ઉપર મહારાજનું વજન પડયું. પોતાના મુલકના બંદોબસ્ત માટે ઠેકઠેકાણે મહારાજે નવા કિલ્લાઓ બધાવ્યા. દરિયાકિનારે પણ માલવણ, સુવર્ણદુર્ગ, રત્નાગિરિ, ખાંદેરી વગેરે ઠેકાણે કિલ્લાઓને મજબૂત કર્યા અને સંકટ વખતે ખાસ જરૂર પડે કિલ્લેદારો એક બીજાને મદદ કરી શકે એવી ગોઠવણ કરી. દરિયાઈ વહાણો અને મનવારો એમણે પોતાનાં ઊભાં કર્યાં (**म. रि. सरदेसाई**). આ વખતે એમની પાસે ૫૦૦૦૦ પાયદળ અને ૭૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર હતું.

## ૩. મધ્યરાત્રે મુગલ છાવણી ઉપર છાપો.

શિવાજી મહારાજનો ચાકણગઢ લેતાં મુગલ સેનાપતિ નવાબ શાહિસ્તખાનને નવ નેજા થઈ ગયા હતા. મહામુસીબતે અને ભારે ભોગ આપીને પણ મુગલોએ એ ગઢ જીત્યો, તેથી એમની ઘણી આ-

ચણે દૂર થઈ. એ ગઢ હાથમાં આવ્યાથી મુગલોનો અહમદનગર સુધીનો માર્ગ ખુલ્લો થઈ ગયો. આ બનાવ બનવાથી મરાઠાઓનું મુગલોને વારંવાર સતાવવાનું શસ્ત્ર જરા ઢીલું પડ્યું. જિંદગીની જરુરિયાતની ચીજો પણ મુગલોને ન મળે, અને તેથી એ કાયર થઈ જાય, તે માટે મરાઠાઓએ વારંવાર પ્રયત્નો કર્યા હતા અને તેમાં ઘણી વખતે એ ફાવ્યા પણ હતા. અહમદનગર સુધીનો રસ્તો મુગલો માટે તદ્દન ખુલ્લો થવાથી મરાઠાઓ પોતાની એ બાજીમાં ફાવે એમ હતું નહિ. નવાબ શાહિસ્તખાનનો મુકામ મૂઠા નદીને કિનારે પૂના શહેરમાં પડયો હતો. ખાન પોતે પૂનામાં લાલમહાલ કે જે ઘરમાં શિવાજી મહારાજે દાદાજી કોંડદેવ પાસેથી પાઠ શીખીને જ્ઞાન મેળવ્યું હતું અને માતા જીજાબાઈની વાતો અને ગીતો સાંભળી ધર્માભિમાન કેળવ્યું હતું તે ઘરમાં રહેતો હતો. પૂનામાં રહીને ખાને શિવાજી મહારાજની દરેક હિલચાલ ઉપર નજર રાખી હતી. પૂનામાં રહ્યો રહ્યો ખાન શિવાજી મહારાજનું વધતું જતું જોર અટકાવી શકયો હતો, એટલું જ નહિ પણ એ શિવાજીનો વેગ પણ ધીમો પાડી શકયો હતો. શિવાજીનું જોર આગળ ન વધે તે માટે પૂને બેસીને ખાન જરુરી ગોઠવણો કરી રહ્યો હતો. શિવાજી ઉપરાંત એની આંખોમાં બિજાપૂર અને ગોવળકોંડા પણ ખટકી રહ્યાં હતાં. મુગલ શહેનશાહ ઔરંગઝેબના દિલને જે ત્રણ સત્તા દુખ દઈ રહી હતી તે શિવાજી, બિજાપૂર અને ગોવળકોંડા. એ ત્રણેને ખાને દાઢમાં ઘાલ્યાં હતાં. એની કાકદષ્ટિ આ ત્રણેની ઝીણામાં ઝીણી હિલચાલ તપાસી રહી હતી. બિજાપૂર અને ગોવળકોંડાની છાતી ઉપર ચડી બેસવાની એ તક ખોળી રહ્યો હતો. શિવાજીનો તાપ જ્યારે અલી આદિલશાહને બહુ સખત થઇ પડયો અને શિવાજી એને જમીનદોસ્ત કરી નાખશે, એવી જ્યારે એને બીક લાગી ત્યારે એણે ઔરંગઝેબની મદદ માગી હતી. મુગલોએ બિજાપુરને મદદ આપી હતી. એ મદદ માટે બિજાપુરે મુગલોને પારંડાનો કિલ્લો આપવાનું જણાવ્યું હતું પણ હજુ આપવામાં આવ્યો નહતો. ખાને પૂનેથી એ કિલ્લાનો કબજો લેવા માટે સરદાર કરતલબખાનને મોકલ્યો. કરતલબખાને એ કિલ્લાનો કબજો બિજાપુર સરકાર પાસેથી ઈ. સ. ૧૬૬૦ માં લીધો. ગોવળકોંડાના સુલતાને મુગલોને ખંડણી આપવાનું કબૂલ કર્યું હતું. એ ખંડણીનો સવાલ ઝઘડામાં પડયો હતો. ખંડણી નકી થઇ ત્યારે અને તે પછી તેની ભરપાઈ રૂપિયાથી થતી. હવે મુગલો રૂપિયાને બદલે જુના હોન (નાણું) ખંડણીમાં માગવા લાગ્યા. નવા અને જૂના હોનમાં ફેરફાર થયો હતો. જૂના ૧૦૦ હોનના નવા ૧૨૮ હોન થતા હતા. એ ખંડણીને બહાને ગોવળકોંડા ઉપર ત્રાપ મારવાનો મુગલો મનસુબો કરી રહ્યા હતા પણ ગોવળકોંડા અને મુગલ પ્રતિનિધિ વચ્ચે પતાવટ થઈ. ઈ. સ. ૧૬૬૧ માં બુલાખીએ પેન નજીકનો દહીરગઢનો કબજો લેવા માટે તેને ઘેરો ઘાલ્યો પણ મહારાજના વિશ્વાસુ અમલદાર કાવજી કોંઢાળકરે તે ઘેરો બહુ બહાદુરીથી તોડયો. ત્યાર પછી નવાબ શાહિસ્તખાનની સૂચનાથી મુગલ સરદાર જામદારખાન લશ્કર સાથે પેન આવ્યો. શિવાજી મહારાજ અને જામદારખાનની વચ્ચે પેન આગળ લડાઈ થઈ. આ લડાઈમાં શિવાજી મહારાજે પેન લૂટયું. ખૂનખાર લડાઇ થઈ, તેમાં મહારાજનો વિશ્વાસુ વાઘોજી તૂપે મરાયો અને ઘણા સૈનિકો ઘાયલ થયા. શિવાજી મહારાજના મળતિયા સરદારો, દેશમુખો વગેરે ઉપર દબાણ લાવી, તેમને મુગલોના મળતિયા બનાવવાનો ભારે પ્રયત્ન ખાન કરી રહ્યો હતો. પૂના જિલ્લામાં પણ શિવાજી મહારાજના મળતિયા દેશમુખો ઉપર ભારે સખ્તાઈ ખાનની સૂચનાથી મુગલ અમલદારોએ શરૂ કરી દીધી હતી. એમને અનેક રીતે સતાવી શિવાજીથી દૂર કરવાનું ખાને પોતાના કાબેલ અમલદારોને સોંપ્યું હતું. મુગલ અમલદારોને તો આ જોઈતું જ હતું. એમણે પ્રજાને અનેક રીતે સતાવવાનું શરૂ કર્યું. પ્રજા ત્રાસી ગઇ અને મુગલોએ આ રસ્તા કેમ લેવા માંડયા છે, તે સમજી ગઇ. મુગલ અમલદારોએ શિવાજીનાં માણસોને તેમનાથી જુદા કરવા માટે અનેક યુક્તિઓ અજમાવી પણ એમાં એ ફાવ્યા નહિ. પોતાના માણસોને મુગલ અમલદારો અનેક રીતે સતાવે છે, એની ખબર મહારાજને પડી. મહારાજ વિચારમાં પડી ગયા. આવા સંજોગોમાં એ બધાનો કેવી રીતે બચાવ કરવો, એનો ઉપાય શોધવા માંડયો, પણ બચાવ માટે કોઈ રસ્તો જડયો

નહિ. બચાવનો કોઈ રસ્તો ન જડયો એટલે ત્રાસ પામતા દેશમુખોને પોતાનાં બાળબચ્ચાંની સલામતી માટે સહીસલામત સ્થળે ખસેડવા સૂચનાઓ આપી અને કેટલાકોને સમજાવ્યા. આ સંબંધમાં રોહીડખોરાના સર્જારાવ જેધેને મહારાજે ૧૬૬૨ ના ઓકટોબરની ૨૩ મી તારીખે પત્ર લખ્યો હતો. આ પત્ર ઉપરથી જણાય છે કે મહારાજ પોતાના માણસો માટે તથા તેમનાં બાળબચ્ચાંઓ માટે બહુ દરકાર રાખતા. પૂને બેઠા બેઠા મહારાજનાં માણસોને સતાવીને ખાન અટકયો નહિ, પણ એણે સિંહગઢ પડાવી લેવાનું કાવત્રું રચ્યું. ખાન કંઈ નવોસવો સૂબેદાર ન હતો. સરદાર તરીકે એ અનુભવી હતો. સેનાપતિ તરીકે બુદ્ધિશાળી હતો, વ્યૂહરચનામાં મુત્સદ્દી હતો. એણે છાની રીતે શિવાજી મહારાજની સત્તા તોડવા અનેક જાળો પાથરી હતી. સિંહગઢ મહારાષ્ટ્રમાં બહુ મહત્ત્વનો કિલ્લો મનાતો હતો. એ કિલ્લો યુક્તિપ્રયુક્તિથી મેળવી મહારાજનું બળ તોડવાની ખાનની દાનત હતી. બાજી એવી આબાદ ગોઠવી હતી કે એની રચનાની કોઇને ખબર પડી નહિ. ખાનને પણ લાગ્યું કે ગઢ હાથમાં આવે જાય છે પણ ઇશ્વરીસંકેત કંઈ જુદો જ હતો. અણીને વખતે એ વાત બહાર પડી ગઈ. ખાને ગોઠવેલી બાજી પેશ જાય તે પહેલાં તો કોઈએ શિવાજી મહારાજને તેની ખબર આપી દીધી. આ કાવાદાવામાં ખાન ફાવ્યો નહિ, પણ મહારાજ સાવધ થઈ ગયા. ડોસી મરે તેનો ભય નથી, પણ જમ પેધા પડયાનો ભય હતો. નિમકહરામીનો ચેપ બહુ બુરો હોય છે. એ જો એક વખતે લાગે તો મહરાજની યોજનાને ઘણું નુકસાન થવાનો સંભવ હતો. સિંહગઢની ખબર સાંભળતાં જ મહારાજે મોરો ત્રિંબક પેશ્વાને સિંહગઢ મોકલ્યો અને તાકીદે ત્યાંનો બંદોબસ્ત કરાવ્યો. ખાન પૂનામાં બેઠો બેઠો સુરંગો ગોઠવી જ રહ્યો હતો.

ખાને મુગલ લશ્કરની છાવણીઓ પાકી કરવાનો વિચાર કર્યો અને ૧૨૦૦૦ ઘોડેસવાર ચૌલમાં અને ૭૦૦૦ ઘોડેસવાર રહિમતપુરમાં રાખવાનું નક્કી કરી એમના રહેઠાણની તજવીજ કરવા લાગ્યો. શિવાજી મહારાજે નેતાજી પાલકરને વરાડમાં મુલકો જીતવા તથા લૂંટથી નાણાં વગેરે મેળવવા મોકલ્યો હતો, તેની પાછળ પણ ખાને લશ્કર મોકલ્યું. એવી રીતે પૂનામાં રહીને આખા દક્ષિણના સૂત્રો હલાવવાનું કામ ખાન બહુ સફાઈથી કરી રહ્યો હતો.

ખાને વિચાર કર્યો કે " શિવાજીનું લશ્કર સંખ્યામાં થોડું છે, પણ એ ગનીમી પદ્ધતિથી લડે છે, તેથી જબરા લશ્કરને પણ થકવી શકે છે. એ અને એનું લશ્કર ડુંગર, ખીણ, જંગલ વગેરેના છૂપા રસ્તાથી ભોમિયું હોવાથી આપણને હંફાવી શકે છે. કયાં સંતાઈ રહેવું, કયાં ભરાઈ બેસવું, કયાંથી નાસી છૂટવું, એ બધું તેઓ જાણે છે, એટલે જ એ સામાવાળાને છંછેડી નાસી શકે છે. મરાઠાઓના નાના ઘોડાઓ, ટટ્ટુઓ સપાટામાં ડુંગરો ચડી શકે છે અને જોતજોતામાં ઘાટ ઊતરી જાય છે. અમારા મોટા ઘોડાઓ આ ડુંગરી મુલકમાં કામ નથી આવતા. મરાઠાઓને મહારાષ્ટ્રની કુદરતી રચનાનો લાભ મળે છે. શિવાજી જો મેદાનમાં ખડે ખાંડે લડાઈ કરે તો એના અને એના લશ્કરના જોત જોતામાં ભૂકા ઊડી જાય. એને ખડે ખાંડે લડાઈ કરવાની ફરજ પાડવી જોઈએ. ગમે તેવી યુક્તિપ્રયુક્તિથી શિવાજીને એક ફેરો મેદાનમાં ખેંચી આણીએ તો જ એનો પૂરેપુરો પરાભવ કરી શકીએ. એને મેદાને લાવવા માટે અનેક યુક્તિઓ રચી, જાળ પાથરી, પ્રયત્નો કર્યા પણ સર્વ મિથ્યા. એને ફુમાવીને મેદાને લાવવો એ તો અશકય છે. એ બહુ ચાલાક છે. ગમે તેવી બાજી રચવામાં આવી હોય તો પણ જોત જોતામાં એ ભેદ પામી જાય છે. એને માટે તો હવે બીજો અખતરો જ અજમાવવો પડશે. શિવાજીનું મગજ શાંત છે, છતાં સ્વભાવ બહુ તીખો છે. એ બહુ માની સ્વભાવનો છે. એની આત્મમાનની લાગણી બહુ તીણી છે. એને તો અપમાનથી છંછેડીને ગુફામાંથી બહાર કઢાય તે સિવાય બીજો રસ્તો જ નથી. ખાને વિચાર કરી શિવાજીને ચિડવવા માટે એક અપમાન ભરેલો પત્ર લખ્યો. ખાનને ખાતરી હતી કે "

અપમાનકારક પત્ર વાંચીને એ આવાહન સ્વીકારી તરત રણમેદાને આવશે. મહારાષ્ટ્રના આ સિંહને છંછેડી, ખીજવી, પજવી તેને તેની ગુફામાંથી બહાર કાઢી તેનો શિકાર કરવાની ખાનની દાનત હતી, તેથી ખાને શિવાજી મહારાજને નીચેની મતલબનો એક પત્ર લખ્યો:— "શિવાજી! તું કોણ છે તે હું હવે બરાબર પારખી શક્યો છું. તેં તારૂં પોત હવે પ્રકાશ્યું છે. આજ સુધી તો હું તને ક્ષત્રિય વીર સમજતો હતો. ગમે તેવો બળવાન શત્રુ હોય તો પણ તેની સામે કેસરિયાં કરી રણમેદાને ઘુમનાર એક રણવીર, નાકની ખાતર, આબરૂની ખાતર સર્વસ્વને સળગાવી જાતની પણ મેદાનમાં આહૂતિ આપનાર એક સમરવીર તને સમજતો હતો પણ તું તો બળવાન દુશ્મનને દેખી ડુંગરોમાં ભાગી જનાર ભીરુ નીવડ્યો. તેં મુગલ શહેનશાહતની સામે શિંગડાં માંડ્યાં છે, પણ તને નથી તારા બળનું ભાન કે નથી શહેનશાહતના બળનો અડસટ્ટો. ભલભલા રજપૂતોને મુગલોએ નમાવ્યા છે. જેની મૂછો ઉપર લીંબુ ઠરતાં હતાં એવા રાજાઓને મુગલોએ જીત્યા છે. એ મુગલસત્તાનો સામનો, તારામાં અક્કલ અને ડહાપણનો છાંટો પણ હોત તો તું ન કરત. તું તો ડુંગરોમાં, ખીણોમાં, બખોલોમાં, જંગલોમાં જિંદગી ગુજારનાર મરકટ છે. તને મુગલ શહેનશાતની મહત્તા અને બળનું ભાન ક્યાંથી હોય? પોતાના કિલ્લામાં ભરાઈ બેસવું અને સામા પક્ષના લોક બેસાવધ હોય ત્યારે તક જોઈ તેમના ઉપર તૂટી પડવું, તેમને હેરાન કરવા, સતાવવા એ ખાનદાની નથી. સામાને હેરાન કરી એ જ્યાં લડત આપવા તૈયાર થાય ત્યારે કિલ્લામાં ભરાઈ જવું કે નાસીને જંગલોમાં જતા રહેવું એ તો કાયરોનાં લક્ષણ છે. જ્યારે જ્યારે મેદાનમાં લડાઈ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તું તો નામર્દાઈ દાખવી કિલ્લાનો કુકડો બની જાય છે. તારી લડવાની રીત મર્દોને શોભા આપે એવી નથી. તેં આજ સુધી ઘણાને તારી આ રીત અને પદ્ધતિથી છક્કડ ખવડાવી છે. પણ હવે મારી આગળ તારૂં કંઈ ચાલવાનું નથી. તું ગમે તેટલા દિવસ કિલ્લામાં ભરાઈ બેસીશ તો પણ હું થાકવાનો નથી. મર્દોને લાંછન લગાડે એવા તારા રસ્તાથી હવે તને જશ મળવાનો નથી. તું ખરો ખાનદાન અને ખરો મર્દ હોય તો મેદાને સામનો કરવા આવીજા. આમ ભરાઈ બેસવાથી તું તારી નાદાની અને નામર્દાઈનું પ્રદર્શન કરે છે. તારામાં ખરી તાકાત કે શૌર્ય હોય તો પડ મેદાને અને આવી જા સામો. ખાનદાનનું ફરજંદ હોઉં તો આ મરકટચેષ્ટા મુકી દે. ઇંદ્રરાજાને શોભે એવાં સાધનો સાથે હું અહીં આવ્યો છું. હું તને આવાહન આપું છું. તારામાં ક્ષત્રિયત્વ હોય તો મેદાને પડ. જો હિંમત ન હોય તો વાંદરાની માફક નાસભાગ કરજે, પણ તેમ કર્યાથી હું તને છોડનાર નથી. તારે મુગલોની સત્તા સ્વકારવીજ પડશે. તું જ્યાં પેસીશ ત્યાંથી તને ખેંચી કાઢીશ. મેદાનમાં આવવાની શક્તિ ન હોય તો શરણે આવી જા. શરણ અથવા મરણ એ બેમાંથી એક સ્વિકાર્યે જ તારો છૂટકો છે." મહારાજને આ પત્રથી ભારે અપમાન તો લાગ્યું, પણ મગજ શાંત રાખી જવાબ વાળ્યો કે "તારો પત્ર એ નીચતાનો નમુનો છે. નથી એમાં વિવેક કે નથી એમાં ખાનદાની. તેં મને પારખ્યો છે કે નહિ અથવા પારખ્યો હોય તો ખરો પારખ્યો છે કે ખોટો એતો અનુભવથી તને જણાશે. પણ આવો પત્ર લખવાનો તારો ઉદ્દેશ હું પારખી શક્યો છું અને તને જણાવું છું કે આ પત્ર લખવામાં તેં ધારેલી ધારણા સફળ નથી થવાની. ગમે તે હેતુથી પણ કેસરિયાં કરી, રણમેદાને ઝુકાવનાર અને ધર્મ તથા દેશને માટે ફના થવા તૈયાર થનાર ક્ષત્રિયોને યાદ કરીને તારી કલમને તેં ઘડીવાર ધન્ય કરી છે. એ ટેકીલા અને બહાદુર ક્ષત્રિયોને મારાં કરોડો વંદન છે. જે દેશ, અને ધર્મ માટે એમણે સર્વસ્વનું બલિદાન આપ્યું, સ્ત્રીઓ, અને બાળકોને સળગાવી મૂક્યાં, ઘરબાર અને વાડીવજીફા ઉપર અંગાર મૂક્યા, તે દેશ અને ધર્મ માટે કુરબાની કરવાની મને પ્રેરણા થઈ, એ હું મારું અહોભાગ્ય સમજું છું. જમાનો ફરતો જશે, તેમ યુદ્ધની રીતો, પદ્ધતિઓ બદલાવાની જ. તું લખે છે તેવા ક્ષત્રિયોનો જ હું વંશજ છું અને મારા વડવાઓએ અધૂરૂં મૂકેલું કામ હું પૂરું કરવાનો છું. મુગલ શહેનશાહનની શક્તિનું મને ભાન છે અને તેના વૈભવ વિલાસથી પણ વાકેફ છું. મુગલાઈ નો બરાબર અભ્યાસ કરીને જ મેં એ સત્તાને છંછેડી છે.

સાધનસંપન્ન શત્રુને, ભારે લશ્કર અને બળવાળા દુશ્મનને થોડા સૈન્યથી હંફાવવાની રીત હું જાણું છું. યુદ્ધ પ્રસંગે દુશ્મનનાં નગરો લૂંટનાર લૂંટારો નથી કહેવાતો. સમરભૂમિ ઉપર સંહાર કરનાર ક્રૂર કે ખૂની નથી કહેવાતો. યુદ્ધ માંડયા પછી બળવાન અને સાધનસંપન્ન શત્રુને હંફાવવા માટે ગનીમી પદ્ધતિ વાપરવી, ઘેરા ઘાલવા, દુશ્મનની નબળાઈ શોધી કાઢી તેના ઉપર આબાદ ઘા કરવા એ નામર્દાઇની નિશાની નથી, એ તારે હજુ મારી પાસેથી શીખવાનું બાકી છે, એ મેં તારા પત્રથી જ જાણ્યું. દુશ્મન સામે જંગમાં ઊતર્યા પછી ઓછામાં ઓછે ભોગે વધારેમાં વધારે નુકશાન દુશ્મનનું કરી, લાભ મેળવવો એ મારો હેતુ હોય છે અને તે સાધ્ય કરવા માટે અનુકૂળ એવી યુદ્ધપદ્ધતિ હું સ્વીકારૂં છું. મારી પદ્ધતિ દુશ્મનોને આકરી લાગતી હોય તો તેમાં મારો દોષ નથી. જેને યુદ્ધ કરતાં ન આવડતું હોય તે ભલે હજારો માણસોનો ભોગ આપી એક નાનું ગામડું સર કરે. તારા પત્રમાં તું મને મરકટ કહે છે, એ વાંચી મને આનંદ થાય છે અને મરકટોએ અહંકારી બળ અને સાધનવાળા, વિલાસવૈભવવાળા રાવણને જેવી રીતે રગદોળ્યો, જમીનદોસ્ત કર્યો તેવા તારા હાલ આ મરકટ કરશે. તને ચેતવું છું, સાવચેત રહેજે, ચેતીને ચાલજે. મરકટોના મહત્ત્વનું ભાન તને અનુભવ વગર નહિ થાય. બહુ ઉતાવળો થા મા."

મહારાજ તરફથી આવેલા આ ઉત્તરથી ખાન સમજી ગયો કે અપમાનભરેલા પત્રથી છંછેડાઈને, મેદાને પડે એવો શિવાજી ન હતો. કોઈ પણ સંજોગોમાં એ લડાઈની પોતાની રીત છોડીને મેદાને પડી ખડેખાંડે લડાઈ કરે એ શક્ય નથી, એની ખાનને ખાત્રી થઈ. એને એમ પણ લાગ્યું કે પાણીદાર પુરુષ જ્યારે અપમાન પામે છે અને પોતાનો ગુસ્સો બહાર નથી કાઢતો ત્યારે એ વધુ ભયંકર બને છે. ગુસ્સાને ઉભરાઈ જવા દે એ માણસ કડવો હોય પણ ભયંકર નથી હોતો. જે માણસ સમય સમજી ગમ ખાઇ જાય છે, તે વધારે ભયંકર અને નુકશાનકારક નીવડે છે, એવો અનુભવ ખાનનો હતો. ખાન હવે વધુ સાવચેત રહેવા લાગ્યો. આ છંછેડાયેલો શિવાજી યુક્તિ વાપરી કઈ વખતે શું કરશે તેની ખબર સરખી પણ નહિ પડવા દે, માટે એનાથી ચેતતા રહેવું એ વધારે ડહાપણભરેલું છે એમ માની ખાને સાવચેતીનાં પગલાં ભરવા માંડયાં.

ચાકણના ઘેરામાં ખાનને બહુ કડવો અનુભવ થયો હતો અને મરાઠાઓનું બળ, એમની લડવાની રીત, શિવાજી પ્રત્યેનો દક્ષિણની પ્રજાનો પ્રેમ, મહારાષ્ટ્ર દેશની કુદરતી રચના, દક્ષિણમાં શિવાજી મહારાજને લીધે જાગૃત થયેલું ધર્માભિમાન, મુસલમાન સત્તા માટે પ્રજાનો દેખાઈ આવતો અસંતોષ વગેરેનો વિચાર કરતાં એને લાગ્યું કે આ ડુંગરી મુલકમાં ફાવવું બહુ મુશ્કેલ છે અને લશ્કર બહુ મોટું હોવાથી કેટલોક મુલક જીતીશું. તો પણ બહુ ભારે ભોગ આપવો પડશે. એમ કર્યાથી તો સોના કરતાં ઘડામણ ભારે પડશે અને કીર્તિને બદલે અપકીર્તિ થવાનો સંભવ વધારે છે. ચાકણના ઘેરામાં ફિરંગોજીનાં પરાક્રમો જોઈને ખાન એટલો બધો હેબતાઈ ગયો હતો કે મરાઠાઓ સામેની લડત સંકેલી લેવાની એને પરવાનગી આપવા એણે ઔરંગઝેબને પત્ર લખી જણાવ્યું કે "આવા ડુંગરી મુલક જીતવાની જીદ્દ આપણે છોડી દેવી જોઈએ. અલબત શહેનશાહતની ઇજ્જત અને આબરૂ તો સાચવવાં જ જોઈએ. તેથી મુગલ પાદશાહતનું નાક ઉંચું રહે એવી શરતે શિવાજી સાથે હાલના સંજોગોમાં સલાહ કરી લેવી એ ડહાપણભરેલું છે." ઔરંગઝેબને ખાનની આ સલાહ ગમી નહિ. એને મરાઠાઓના બળનો બરાબર ખ્યાલ આવ્યો ન હતો. એને તો શિવાજીને જડમૂળથી ઉખેડી નાંખવો હતો. એને તો કોઈ નવી હિંદુ સત્તા જામવા દેવી ન હતી. એને તો આખા હિંદુસ્થાનમાં પોતાની સત્તા રાખવી હતી. મામાના લખાણથી ઔરંગઝેબને લાગ્યું કે વધારે મદદ મોકલવાની જરુર છે અને તે મોકલવામાં આવશે એટલે મામા દિગ્વિજય કરશે અને આનંદના સંદેશા મોકલશે. ખાનની પાસે જંગી લશ્કર

અને કુમકની જરુર ન હતી, છતાં બાદશાહે રાજા જશવંતસિંહને ૧૦૦૦૦ માણસ સાથે મામાને મદદ કરવા દક્ષિણમાં મોકલ્યો.

શાહિતખાન શિવાજી મહારાજથી ચોંકતો જ રહેતો. એ ક્યારે શું કરશે એનો ભરોસો નહિ, એવું માની, લેવાય તેટલાં સાવચેતીનાં પગલાં એણે લીધાં હતાં. કયે રસ્તે એ દુશ્મનનું કાસળ કાઢશે તેની કલ્પના પણ માણસ નથી શકતો, એવો અભિપ્રાય શિવાજી મહારાજ માટે ખાનનો બંધાયો હતો. એ પોતાની જાત માટે પણ પૂરેપુરો ચેતીને રહેતો. શિવાજી મહારાજ કોઈ પણ જાતના કાવત્રામાં ફાવી ન જાય અથવા કોઈ પણ જાતની બાજી રમી ન જાય તે માટે ખાન હદ કરતાં વધારે સાવધ રહ્યો હતો. પ્રતાપગઢનું યુદ્ધ અને પનાળાનો ઘેરો ખાનની નજર આગળ ખડાં જ રહ્યાં હતાં. કોઈ પણ જાતનું કપટ કરીને શિવાજી નાક ન લઈ જાય તે માટે ખાને પૂનાની આજુબાજુએ ચોકી પહેરા ગોઠવી દીધા હતા. કોઈ પણ હથિયારવાળા મરાઠાને પરવાનગી વગર પૂનામાં નહિ પેસવા દેવાના સખત હુકમો ખાને કાઢ્યા હતા. દરેક હિંદુને પૂનામાં પેસવા માટે પરવાનાની જરુર પડતી. ખાને એવો સજ્જડ બંદોબસ્ત કર્યો હતો કે તેમાંથી કીડીને છટકવું પણ મુશ્કેલ હતું.

શિવાજી મહારાજે ખાને કરેલા બંદોબસ્તની સઘળી હકીકત જાણી. મુગલ લશ્કર એટલું જબરું હતું કે તેની સામે રણમાં ઊભા રહેવું એ જમના જડબામાં જઈને ઊભા રહેવા જેવું જ હતું, એટલે થોડા લશ્કરવાળા શિવાજી મહારાજને ભારે ચિંતા થઈ. દુશ્મન દેખીતું કંઈ નુકશાન ન કરે તો પણ એને એક ઠેકાણે બેસીને નિરાંતે સૂત્રો હલાવવા દેવાં અને પોતાની પાંખો ધીમે ધીમે વધારે તેમ વધારવા દીધાથી વગર મહેનતે, વગર હરકતે એ આપણને નિર્બળ કરી નાંખશે એમ મહારાજને લાગ્યું, એટલે જડ ઘાલીને પૂનામાં બેઠેલા ખાનને હવે શી રીતે હલાવવો એ વિચારમાં એ પડ્યા. ધીમે ધીમે કુનેહથી ખાન પોતાનાં મૂળ ઊંડાં ઘાલ્યાં જ કરતો હતો. ઘણો કાળ એને નિરાંતે રહેવા દીધાથી અનેક યુક્તિઓ કરી, લાલચ અને લાંચથી એ ઘણા મક્કમ માણસોને પોતા તરફ ખેંચી શકશે એ બીક શિવાજી મહારાજના મનમાં હતી જ, પણ એ એવી રીતે ગૂંથાયેલા અને ગૂંચાયેલા હતા કે ખાનને અસરકારક ઉપદ્રવ ન કરી શક્યા. હવે તો માહારાજને એમ પણ લાગ્યું કે માણસની નબળાઈઓ અનેક હોય છે. એવી નબળાઈઓને લીધે જો કોઈ સરદાર એની જાળમાં ફસાઈ પડે તો વિપરીત પરિણામ આવે. ખાનને જો હવે એની બાજી ગોઠવવા અને પાસા ખેલવા નિરાંતનો વધારે સમય આપવામાં આવે તો મહારાજની યોજનાને ઊંધી વાળવા માટે એ ઘણી સંગીન અને મજબૂત ગોઠવણો કરી શકે, એ મહારાજની ધ્યાન બહાર ન હતું. એટલે પહેલી જ તકે ખાનને હલાવવા એ તૈયાર હતા. જામેલી સત્તાવાળા મુગલ સરદારને શી રીતે તોડવો, એ ચિંતામાં મહારાજ પડ્યા. જો ખાનને કંઈ ચમત્કાર ન બતાવવામાં આવે તો પ્રજામાં તેથી માઠી અસર થાય એવા વિચારથી મહારાજે ખાનને ઢંઢોળવાનો નિશ્ચય કર્યો. " મુગલો જબરા છે એ માન્યતા પ્રજાના મગજ ઉપરથી હમણાં જ કંઈક ભુલાવા લાગી છે અને જો ખાન એનાથી તદ્દન વિરુદ્ધ છાપ પ્રજા ઉપર પાડી જાય તો આટલા વર્ષની મહેનત અફળ જશે. જીવને જોખમે પણ ચમત્કાર તો બતાવ્યે જ છૂટકો છે. જન્મ અને મરણની સત્તા તો સર્વશક્તિમાને પોતાના હાથમાં રાખી છે, મરણનો ભય તો સાચા હિંદુને ન જ હોવો જોઈએ. બસ, આ વખતે તો માથા સાટે બાજી ખેલવી પડશી. મારે માથે જ મારે આ જોખમદારી લેવી જોઈએ. હું તો મરણને નોતરી રહ્યો છું. હિંદુસ્તાનની અને હિંદુત્વની સેવા કરતાં મરવું, એ મારે મન તો સ્વર્ગ છે. ઊભી કરેલી યોજના પાર ઉતારવાની જવાબદારી તો મેં માથે લીધી છે અને એ કામમાં હું માથું બચાવવા મથું તો ઊભી કરેલી યોજનાને બેવફા નીવડું. મહારાષ્ટ્રના હિંદુઓમાં આવેલો જુસ્સો જો ટકાવી રાખવો હોય તો ખાનનો તોર ઉતારે જ છૂટકો છે. આ બધાં કામો જાત બચાવીને ન થાય, આવાં કામોની ખાતર તો જિંદગીને જોખમમાં નાખવી જ જોઈએ.

ઉત્તમ હેતુથી અને શુદ્ધ બુદ્ધિથી પ્રજાના લાભ માટે પ્રાણ આપનારના હેતુ ફળીભૂત કરનાર ઇશ્વર સમર્થ છે. પુરુષાર્થ કરવો એ પુરુષના હાથની વાત છે, ફળ આપનાર પ્રભુ સમર્થ છે." ખાનને હલાવવાનો મહારાજે નિશ્ચય કર્યો. ખાનના મગજની રાઈ ઉતારવાનો ઘાટ ઘડવામા આવ્યો.

ખાનની છાવણીની નાની મોટી બધી હકીકતો મેળવવા માટે, છાવણીમા થતી વાતચીતો જાણવા માટે, ખાનની છાવણીમાં રચવામા આવતી યોજનાઓ અને ગોઠવવામા આવતા વ્યૂહ જાણવા માટે, શિવાજી મહારાજે પોતાના જાસૂસો મૂકી દીધા હતા પણ હવે એ છાવણીની કેટલીક મહત્ત્વની માહિતી મેળવવા માટે બે બ્રાહ્મણ જાસૂસોને ખાનની છાવણીમા મોકલ્યા ખાને પોતાનો મુકામ ક્યા રાખ્યો છે, એ ક્યા સૂઈ રહે છે, જનાનખાનું ક્યા રાખવમા આવ્યુ છે, ખાન સૂઈ રહે છે તેની આજુબાજુએ શુ શુ છે, કયા સરદારની છાવણી ખાનની કઈ બાજુએ પડાવ નાખીને પડી છે, પહેરા ઉપરના લોકો કેટલા સાવધ છે વગેરે ઝીણી ઝીણી પણ બહુ જરૂરની માહિતી મહારાજે આ બ્રાહ્મણ જાસૂસો પાસે મગાવી બ્રાહ્મણ જાસૂસોએ માગેલી હકીકત મેળવી હકીકત પૂરેપુરી મળ્યા પછી મહારાજે એ બ્રાહ્મણોની મારફતે પૂનાના એક મરાઠા સિપાહીને આપ્યો અને એની મારફતે ચૈત્ર સુદ આઠમને રવિવારને રોજ રાત્રે વાજતે ગાજતે એક વરઘોડો કાઢવા માટે પરવાનો મેળવ્યો પૂરેપુરો વિચાર કરી, મહારાજે બાજી ગોઠવી અને જીવનમા દેશ અને ધર્મને માટે જિંદગી સાટે ત્રીજી વખત સટ્ટો ખેલવાની તૈયારી કરી સિંહગઢની નજીક પાચ સાત હજાર માણસોનું લશ્કર મહારાજે તૈયાર રાખ્યુ એક દિવસે મહારાજે પોતાના બધા સાથીઓ, સરદારો, સિપાહીઓ વગેરેને ભેગા કર્યા અને કહ્યુ "મારા પ્યારા દોસ્તો અને બહાદુર સૈનિકો! હિંદુસ્થાનનુ દુખ દૂર કરવા માટે, હિંદુત્વનુ રક્ષણ કરવા માટે, હિંદવી સ્વરાજ્ય સ્થાપન કરવાનો આપણો નિશ્ચય છે એ કામની આપણે પ્રતિજ્ઞા લીધા પછી તમારી સલાહ, સૂચના, મદદ અને મદદથી આ યોજનાના મૂળ આપણે ઠીક ઠીક ઊંડા જતા જોયા છે તમારા પરાક્રમો દુશ્મનોને પણ હેરત પમાડે છે તમારી દેશ ભક્તિ અને ધર્માભિમાન જોઈ દુશ્મનો પણ ચકિત થયા છે. પિડાતી પ્રજાને લોખડી ઝૂસરીમાથી છોડાવવા માટે તમે રણભૂમિ ઉપર જે શૌર્ય બતાવ્યુ છે અને દેશ તથા ધર્મને માટે તમે જે અણમૂલો ભોગ આપ્યો છે, તે માટે પ્રભુ તમારા ઉપર આકાશમાથી સોનાના ફૂલોનો વરસાદ વરસાવશે પ્રતિજ્ઞા લીધા પછી હુ જાણુ છુ કે તમે નથી લીધો આરામ કે નથી ભોગવ્યા મોજશોખ તમે પેટ ભરીને ખાધુ નથી ને પૂરેપુરા ઊંઘ્યા નથી તમારી સેવા ઇશ્વરને ત્યા નોંધાઈ છે બહાદુરો! તમે ખૂબ કર્યુ છે, પણ હજુ તમારે તેથી પણ વધારે કરવાનું છે તમે હિંમત અને શૌર્યથી લડાઈઓ લડીને બિજાપુરની સાન ઠેકાણે લાવી શક્યા છો તમે ખૂબ કીર્તિ મેળવી છે, પણ મુગલ સેનાપતિ શાહિસ્તખાન ભારે લશ્કર સાથે તમારુ નાક લેવા દિલ્હીથી અહીં આવ્યો છે આપણને જમીનદોસ્ત કરવાની એની પ્રતિજ્ઞા છે આપણે માટે આ કટોકટીનો સમય છે. પ્રભુ આપણી કસોટી કરી રહ્યો છે આજ સુધી આપણે આપણા પ્રાણની પરવા કર્યા સિવાય દેશ અને ધર્મ માટે બળતામા ભૂસકા માર્યા છે અનેક વખતે આપણે દુશ્મનોને તોબા પોકરાવી છે, અનેક વખતે શત્રુને છક્કા ખવડાવીને આપણુ સમરકૌશલ્ય આપણે સાબિત કર્યુ છે આ બધા ઉપર ધૂળ નાખવા માટે મુગલ બાદશાહ ઔરંગઝેબે એના મામાને મહારાષ્ટ્રમા મોકલ્યો છે આપણી સામે હવે બે જ રસ્તાઓ છે. મોત અને કીર્તિ અથવા જિંદગી અને કલંક મહારાષ્ટ્રના વીરો કોઈ કાળે જિંદગી માટે કલંક સ્વીકારશે નહિ આપણે સ્વરાજ્ય સ્થાપવાની પ્રતિજ્ઞા લીધી, તે દિવસથીજ મોતને ભેટવાની આપણી તૈયારી છે આ વખતે પણ મારા બહાદુર સરદારો અને સૈનિકો પોતાના પરાક્રમોથી દુનિયાને છક્ક કરી નાખશે એવી મારી ખાતરી છે ખાનને ખરુ પાણી બતાવવાનો મે નિશ્ચય કર્યો છે એનું લશ્કર મોટુ છે એની પાસે લડાઈના સાધનો પુષ્કળ છે તેથી આપણે હિંમત હારવાની નથી આપણે જ્યારે લડત શરૂ કરી, ત્યારે આપણી પાસે શુ હતુ? જેનામા પહોંચ છે, અક્કલ છે, જે સમરાંગણમા દાવ બરાબર ખેલી શકે છે, તે જ સામાના સાધનો અને ખજાનાનો માલીક બને

છે. આપણી પાસે કંઈ સાધન ન હતું ત્યારે આપણે શત્રુને હંફાવી શક્યા છીએ, તો હવે તો ઈશ્વરે આપણને સાધનો આપ્યાં છે. આપણામાં હિંમત હશે અને આવડ હશે, તો એનાં સાધનો આપણાં જ થવાનાં છે. આપણને લેતાં આવડે તો એનું ભારે લશ્કર એને જ ભારે પડવાનું છે. તમારા બધાંના સહકારથી હું ખાનને મહારાષ્ટ્રની સમશેરનો સ્વાદ ચખાડવાનો છું. મારી સમશેર એના લોહીની તરસી છે. મેં ખાનની બાબતમાં સાહસ ખેડવાનો નિશ્ચય કર્યો છે. આપણી લડાઈ વાજબી છે. પ્રભુ આપણી પડખે છે. આપણો હેતુ ધર્મરક્ષણનો છે. તમારી બધાંની મદદથી, ઈશ્વરની કૃપાથી અને માતુશ્રીના આશીર્વાદથી મને જય મળવાનો છે, એની મને પૂરેપુરી ખાતરી છે. ખાન મહારાષ્ટ્રનું પાણી માપવા આવ્યો છે. એનું પાણી માપવાની પ્રભુ મારામાં શક્તિ મૂકે એટલી જ હું પ્રભુને પ્રાર્થના કરું છું. ન કરે નારાયણ અને સેવા કરતાં જ હું ખપી જાઉં તો હિંદવી સ્વરાજ્યની લડત પૂરવેગે આગળ ધપાવજો. મેં સાહસ કરવાનો નિશ્ચય કર્યો છે. મારા આ કામમાં મારી સાથે આવવા કોણ તૈયાર છે? આ વખતે મારા સાથી થનારે પોતાની સ્ત્રીનાં સૌભાગ્ય કંકણ છેલ્લેછેલ્લાં જોઈ ને જ આવવું. મારા સાથીએ તો પોતાની ઉત્તર ક્રિયાની તૈયારી કરીને જ આવવાનું છે. મોતને ભેટવા માટે જ આવવાનું છે. જીવવાની જેને જરા પણ ઈચ્છા કે લાલસા હોય, તે સુખેથી પોતાને ઘેર પાછો જાય. સ્ત્રી, પુત્ર, બાલબચ્ચાં, ધનદોલત, મોજશોખ, વાડીવજીફા, વિલાસવૈભવ વગેરેનાં બંધન જે ન તોડી શક્યો હોય તે ભલે પાછો જાય. મારે જાગીર છે, વતન છે, વાડી છે, વૈભવ છે, વિલાસ છે, બધું છે છતાં મારા વહાલા દેશ અને પ્યારા ધર્મની ખાતર મેં એ બધાંને દૂર કર્યાં છે. મારા ધર્મની ખાતર ભેખ લેવામાં મને આનંદ થાય છે. હિંદુત્વની ખાતર એ બધાં ઉપર જળ મૂકતાં મને જરાયે આંચકો નથી આવતો. આ વખતે મારા સૈનિકોનું પણ પાણી તોળાશે. જે મારા ખરા સાથી હોય, મરણમાં ભાગીદાર હોય, જેમને દેશ, અને ધર્મની દુર્દશા અસહ્ય લાગતી હોય અને જે હસતે મોંઢે મરવા તૈયાર હોય, તે જ મારી સાથે રહી શકશે. હું મારા બહાદુર સૈનિકોને ફરી ફરીને જણાવું છું કે જેને મોહ હોય તેણે ઘેર પાછા જવું. અમે તો અંગાર સાથે કુસ્તી ખેલવા બહાર પડ્યા છીએ."

ઉપર પ્રમાણે ભાષણ કરી, મહારાજે પોતાના સરદાર અને સૈનિકોને આ વખતની જોખમદારી સમજાવી. મહારાજના શબ્દોથી સૈનિકોના મોં ઉપર ઉત્સાહ દેખાવા લાગ્યો. સૈનિકો તરફથી એક નાયકે ઊભા થઈને જવાબ આપ્યો:- જ્યારથી અમો મહારાજની સાથે જોડાયા છીએ, ત્યારથી જ અમે પૂરેપુરો વિચાર કર્યો છે. દેશ અને ધર્મને માટે ફના થવાની તૈયારીથી જ આપની પાસે અમો રહ્યા છીએ. મહારાજ! આપ અમારા માલીક છો. અમારા માબાપ છો. દેશ અને ધર્મ આપને જેટલાં વહાલાં છે તેટલાં જ અમને પણ છે. મહારાજ! ખરું જોતાં તો આ આખી લડત જ કચડાતાં, પિલાતાં, બાંધવોના બચાવ માટે જ છે, એટલે કે અમારા ભલા માટે છે. ખરી રીતે તો આ લડત અમારી છે. આપ તો અમારે માટે જ લડો છો. અમારી લડત માટે અમે નહિ મરીએ તો બીજું કોણ મરશે? મહારાજ હજુ ધરતીએ બી નથી ચોર્યું. મહારાજ! મરવાનું કામ અમારું છે. ક્યાં મરવું એ સ્થળ બતાવવાનું તથા શું કરતાં મરવું એ બતાવવાનું કામ મહારાજનું છે. અમોએ અમારું સર્વસ્વ આપને ચરણે અર્પણ કર્યું છે. દેશ અને ધર્મને માટે આપ અમને, આપને ઠીક લાગે ત્યાં મોકલો." પોતાના સૈનિકોની તૈયારી અને ઉત્સાહ જોઈ, મહારાજને આનંદ થયો. પછી મહારાજે પોતાના લશ્કરમાંથી ૧૫૦૦ માણસો ચૂંટી કાઢ્યા અને એ ૧૫૦૦ માંથી ૪૦૦ પોતાની સાથે લેવા માટે પસંદ કર્યા.

પૂનામાં ખાને પાકો બંદોબસ્ત રાખ્યો હતો અને પહેરા વગેરે બહુ સખત ગોઠવ્યા હતા. કેટલાંક માસ આવા સખત બંદોબસ્તમાં ગયા અને કોઈપણ જાતનો અવનવો બનાવ ન બન્યો એટલે સખ્તાઈ એની મેળે ઢીલી થતી ગઈ. ચોકી પહેરા કાયમ હતા પણ તેમાંની સખ્તાઈ જતી રહી હતી.

ઈ. સ. ૧૬૬૩ ના એપ્રિલની ૫ મી તારીખ, ચૈત્ર સુદ ૮ ને રોજ સાંજે શિવાજી મહારાજે અંદરથી બખતર પહેરી, ઉપર સાદાં કપડાં પહેર્યાં. માથા ઉપર ધાતુનો ટોપ પહેરી, તે ઉપર મંદીલ બાંધ્યું. પોતાનાં હથિયારો સજીને એમણે શ્રી ભવાનીની પ્રાર્થના કરી. ગઢ ઉપરના અધિકારીને ખાનગી સૂચનાઓ આપી. જેમને જે જે કહેવાનું હતું, તે બોલાવીને કહી દીધું. સર્વને સાવચેત રહેવાનો અને ગમે તે સંકટ આવી પડે તો પણ હિંદવી સ્વરાજ્ય સ્થાપવાની યોજના ફળીભૂત કરવાનો સંદેશો આપી, મહારાજ પોતાની સાથે ચૂંટી કાઢેલા ૧૫૦૦ સૈનિકો લઈને સિંહગઢથી નીકળ્યા. સાથે ખેડેબારે ગામના બાબાજી બાપુજી, ચીમણાજી બાપુજી, તાનાજી માલુસરે, યેસાજીકંક, મોરો ત્રીમળ અને નેતાજી પાલકર જેવા કસાયેલા યોદ્ધાઓને લીધા. સિંહગઢથી પૂને આવતાં મહારાજે રસ્તામાં ઠેકઠેકાણે મોરો ત્રીમળની સરદારી નીચે પાયદળ અને નેતાજી પાલકરની સરદારી નીચે હયદળ ગોઠવી દીધાં. તાનાજી માલુસરે અને યેસાજીને પણ બીજી મહત્ત્વની કામગીરી સોંપી. પૂને જતાં કાત્રજના ઘાટ ઉપર મોટાં મોટાં ઝાડો ઉપર મશાલો બંધાવી અને સંખ્યાબંધ બળદોને શિંગડે નાની નાની મશાલો બાંધી તૈયાર રાખ્યા. આ કાત્રજના ઘાટ ઉપર કેટલાક માણસોને રાખવામાં આવ્યા હતા. તેમને સૂચનાઓ આપવામાં આવી હતી કે અમુક પ્રકારનો અવાજ શરણાઈ કે રણશિંગાનો સંભળાય, એટલે ઝાડ ઉપરની બધી મશાલો સળગાવવી અને બળદનાં શિંગડાંની નાની મશાલો પણ સળગાવી, એ બળદોને અમુક દિશા તરફ હાંકી કાઢવા. આવી રીતનો બંદોબસ્ત કરી, પૂનાથી થોડે દૂર પોતાના ખાસ વિશ્વાસુ માણસોને ઘોડા સાથે તૈયાર રાખ્યા હતા. પોતાની સાથે ૪૦૦ ખાસ પસંદગીના મરણિયા માણસો લઈને શિવાજી મહારાજ રાત્રે પૂના આવી પહોંચ્યા. મુસલમાનોનો રમજાન માસ હતો. રોજાના અપવાસ ચાલુ હતા. રોજાને દિવસે રોજો રાખનાર માણસ વહેલી સવારે મળસ્કામાં ખોરાક લે છે અને સાંજે રોજો છોડે છે. આજે સાંજના રોજો છોડતી વખતે છાવણીના મુસલમાન પહેરાવાળાઓએ ભારે ખોરાક લીધો હતો. ઉનાળાનો સખત તાપ, આખા દિવસનો અપવાસ, પાણી પણ પીવાનું નહિ અને સાંજે ભારે ખોરાક લીધો, એટલે પહેરાવાળાઓ આરામમાં પડયા. દુશ્મન તરફની કોઈ પણ પ્રકારની હિલચાલ એમના સાંભળવામાં પણ આવી ન હતી એટલે પહેરાવાળાઓ નિરાંતે આરામમાં પડયા હતા. પૂનાના એક મરાઠા સિપાહીએ વરઘોડા માટે પરવાનો મેળવ્યો હતો. તે વરઘોડો રાત્રે વાજતે ગાજતે ધામધૂમથી પૂનામાં નીકળ્યો. આ વરઘોડાની ધામધૂમમાં, ધાલમેલમાં ચોકીપહેરાનો બંદોબસ્ત ઢીલો થઈ ગયો એટલે મહારાજ તથા એમનાં માણસો જુદી જુદી ટોળિયો બાંધીને અનેક બહાને

દાબેલા બારણાની ઈંટો કાઢતાં જરા અવાજ થયો તેથી ત્યાં આગળ અંદરની બાજુએ સૂતેલો નોકર જાગી ગયો અને એણે ખાનને જગાડવાનો પ્રયત્ન કર્યો. ખાન ભારે નિદ્રામાં પડ્યો હતો અને નોકરે આવી ઊંઘમાં ખલેલ કરી તેથી એકદમ નોકર ઉપર ઘૂરકી ઊઠ્યો અને બોલ્યો "કેમ નાહક હેરાન કરે છે ? કોણ અહીં ભરાઈ જાય છે, જરા સહેજ ખખડાટ થાય કે તમને શેનો ગભરાટ પેસી જાય છે ! જાઓ મને હેરાન ન કરો." પછી પેલા જાગેલા સિપાહીને સુવા દીધા પછી મહારાજના માણસોએ બહુ યુક્તિથી એક પછી એક ઈંટો કાઢવા માંડી. જોતજોતામાં એક બાકોરું પાડ્યું. તેમાંથી શિવાજી મહારાજ પોતે અને ચીમણાજી બાપુજીએ અંદર પ્રવેશ કર્યો. પછી એમની પાછળ ૨૦૦ માણસો એ બાકોરામાં થઈ અંદર પેઠા અને બાબાજી બાપુજીની સરદારી નીચે ૨૦૦ માણસો બહાર રાખવામાં આવ્યાં. અંદર પેઠા પછી શિવાજી મહારાજે કપડાના પડદા હતા તે ચીરીને ખાનના સુવાના ઓરડામાં પ્રવેશ કર્યો. ઝનાનખાનાની સ્ત્રીઓ ઝબકી ઊઠી. ખાન પણ ધાંધલને લીધે ચોંકી ઊઠ્યો. શિવાજી મહારાજે ખાનને જોયો અને ખાન પોતાનું હથિયાર લે છે એટલામાં તો તેના ઉપર તલવારનો ઝટકો કર્યો. ખાન નીચે પડ્યો. આ બધું જોઈને જનાનખાનાની કોઈ ડાહી સ્ત્રીએ સમયસૂચકતા વાપરી દીવાઓ હોલવી નાખ્યા. આખા ઓરડામાં અંધારું થઈ ગયું. મહેલના એ ભાગમાં અંધારું થયું. અંધારામાં ઝપાઝપી ચાલી રહી હતી. અંધારાને લીધે મહારાજનાં બે માણસો પીવાના પાણીની ટાંકીમાં પડીને ડૂબી મૂઆ. અંધારાને લીધે મહારાજનાં માણસોમાં પણ ગભરાટ ફેલાયો. શિવાજી મહારાજ તથા ચીમણાજી બાપુજી લાલ મહાલના જનાનખાનાના ભાગમાં ખાનને ઘાયલ કરી, બીજાઓ સાથે ઝપાઝપી કરી રહ્યા હતા તે વખતે બાબાજી બાપુજીએ મુખ્ય બારણે જઈ ઉંઘતા ચોકીદારોને મારવા માંડ્યા અને ધમકાવવાનું શરૂ કર્યું. "હરામખોરો ! આવી રીતે ચોકી કરો છો !" એમ કહી શિક્ષા કરી. અરધી ઊંઘમાં હોવાથી એમને કોણ ધમકાવી ગયું, એ ખ્યાલમાં ન આવ્યું. શિવાજી મહારાજનો-માણસ આવી રીતે ધમકાવી ગયો, એવી તો કલ્પના પણ શેની આવે ! પછી બાબાજી નગારખાનામાં ગયો. તેમાં અનેક પ્રકારનાં વાદ્યો હતાં, ત્યાંના માણસોને જગાડીને જણાવ્યું કે ખાન-સાહેબનો હુકમ છે કે એકદમ મોટાં વાજાંઓ અને પડઘમ શરૂ કરી દો. અરધી ઊંઘમાં વાજાંવાળાઓએ આ હુકમ સાંભળ્યો. પડઘમ અને મોટાં વાદ્યો વાગવાં શરૂ થઈ ગયાં. જનાનખાનાની સ્ત્રીઓની ચીસો અને ઘાયલ થયેલાઓની બૂમો આ વાજામાં દબાઈ ગઈ. પણ ચીસો અને બૂમો વધી એટલે છાવણીના લોકોને લાગ્યું કે કંઈક દગો છે. ખાનના છોકરા અબ્દુલફત્તેહને ખબર પડી, એટલે એ તરત જ બાપના બચાવ માટે ખાન પાસે દોડી ગયો. બાપના ઓરડામાં અને જનાનખાનામાં જામેલી લડાઈ જોઈ, અબ્દુલફત્તેહે પોતાની તલવાર ચલાવી અને બે ત્રણ મરાઠાઓને કાપી નાખ્યા અબ્દુલ-ફત્તેહ આગળ વધે તે પહેલાં તો તેને મરાઠા સિપાહીઓએ પૂરો કર્યો. આ ઝપાઝપીનો લાભ લઈ તથા મરાઠાઓ ગભરાટમાં પડ્યા હતા, તેનો લાભ લઈ, જનાનખાનાની ચાકરડીઓ ખાનને ઊંચકી ગઈ અને કોઈ સહીસલામત ઠેકાણે તેને સંતાડ્યો. ખાનની મદદ માટે બહારના સિપાહીઓ એકદમ અંદર ન ભરાઈ જાય, તે માટે મરાઠાઓએ જનાનખાનાનાં બારણાંઓને અંદરથી સાંકળ મારી બંધ કરી દીધાં હતાં. આ યુક્તિને લીધે ઘણા સિપાહીઓ અંદર ન આવી શક્યા. એક મુગલ સરદાર જે ઉંમરે અને દેખાવે ખાનના જેવો જ હતો, તે પોતાનો જાન બચાવવા માટે સંતાવાનું સ્થળ ખોળતો હતો, તેને રસ્તો નહિ જડવાથી દોરડાની નીસરણી નાખીને ઉપર ચઢ્યો. મરાઠાઓને લાગ્યું કે ખાન નાશી જાય છે, એટલે તેને ત્યાંનો ત્યાં જ પૂરો કર્યો. શિવાજીને લાગ્યું કે ખાન પૂરો થઈ ગયો, એટલે બારણાં ખોલી નાખ્યાં અને પોતાનાં માણસોને ઈસારાથી ખબર આપી કે દરેકે ત્યાંથી નાસી જવું અને નક્કી કરેલે માર્ગે સિંહગઢ પહોંચી જવું. આખી છાવણીમાં ખબર પડી કે શિવાજીએ સેનાપતિની છાવણી ઉપર છાપો માર્યો છે. કેટલાક સૈનિકોએ શસ્ત્ર લીધાં અને દુશ્મન ક્યાં છે ? દુશ્મન ક્યાં છે ? એમ બૂમ પાડતા દોડવા માંડ્યું. શિવાજી મહારાજ તથા તેમના સાથીઓએ પણ દુશ્મન ક્યાં છે એવી



( चित्रकार – रावबहादूर एम व्ही धुरंधर )

शाहिस्तेखान उपर छापो

( जुवे पानु ३१० )

आर्य स्टेट प्रेस.

બૂમો પાડી દોડવા માંડયું. છાવણીના લોકોને લાગ્યું કે આ લોકો પણ દુશ્મનને પકડવા નાસે છે, એટલે એમના તરફ કોઈની નજર સરખી પણ ન ગઈ. સૂચના મુજબ રણશિંગું વાગ્યું. આ અવાજ સાંભળીને કાત્રજ ઘાટનાં ઝાડો ઉપર બાંધી રાખેલી મશાલો સળગાવવામાં આવી. બળદને શિંગડે બાંધેલી મશાલો પણ સળગાવવામાં આવી અને સૂચના કરવામાં આવી હતી તે દિશામાં બળદોને હાંકી મૂક્યા. શિવાજી મહારાજ અને તેમના સાથીઓ અમુક ઠેકાણે ઘોડા તૈયાર રાખવામાં આવ્યા હતા ત્યાં ગયા. ત્યાંથી સિંહગઢ તરફ ઘોડા મારી મૂક્યા. શત્રુને શોધવા માટે આમતેમ દોડતાં ખાનનાં માણસોની નજરે કાત્રજઘાટ ઉપરનાં ઝાડોને બાંધેલી બળતી મશાલોનું અજવાળું પડયું અને એ દિશામાં બળતી મશાલનાં શિંગડાંવાળા બળદો દોડતા હતા તેનું અજવાળું જોયું એટલે ખાનનાં માણસો તે દિશામાં દોડયાં. પાસે જઈને જોયું ત્યારે યુક્તિ જણાઈ અને ભોંઠા પડયા. છાવણીના સરદારો શરમાયા અને ગુસ્સામાં પોતાનું લશ્કર લઈ, સિંહગઢ ઉપર, ચડાઇ કરવા નીકળ્યા. મહારાજે સવારમાં મુગલ લશ્કરને સિંહગઢ ઉપર ચડી આવતું જોયું. લશ્કરને નજીક આવવા દીધું અને તદ્દન નજીક- આવ્યું એટલે ગઢ ઉપરથી તોપોનો મારો ચલાવ્યો. મોગલોને એ મારો સખત થઈ પડયો અને ઘણાં માણસો મરણ પામ્યાં. ઘેરો ઘાલવાનો વિચાર થયો, પણ મોટી મોટી તોપો પૂનેથી લાવતાં બહુ દિવસ વીતી જાય અને ચોમાસું બેસી જાય, એટલે એ વિચાર માંડી વાળ્યો. આ અપમાનનું વેર શી રીતે લેવું એ વિચારમાં ખાન હતો એટલામાં તોપનો એક ગોળો ખાનના હાથી ઉપર પડયો અને હાથી તરતજ મરણ પામ્યો. મુગલ લશ્કર પૂના તરફ પાછું ફરતું હતું એટલામાં સરદાર કડતોજી ગુજર અને નેતાજી પાલકરે લશ્કર, સાથે પાછળથી આવી, નાસતા મુગલ લશ્કર ઉપર હુમલો કર્યો. મુગલોની ભારે ખરાબી થઈ. ઘણાં માણસો ત્યાં મરાયાં. કેટલાક નાઠાં અને બાકીનાં હાર સ્વીકારી, છાવણીમાં પાછાં ગયાં.

### છાપાને અંગે બંને પક્ષનું નુકસાન.

આ છાપાને અંગે મરાઠાઓના ૭ સૈનિકો મરાયા અને ૪૦ સૈનિકો ઘાયલ થયા. નવાબ શાહિસ્તખાનની છાવણીમાં ખાનનો દીકરો અબ્દુલફત્તેહ, એક મુગલ સરદાર, ૪૦ ચોકીદારો, સૈનિકો અને ૭ સ્ત્રીઓ માર્યાં ગયાં. ખાનના બે છોકરા, ખાન પોતે, આઠ સ્ત્રીઓ અને બીજા થોડા સૈનિકો ઘવાયા.

### ૫. ખાનનો અમલ ખતમ.

ભારે તાલીમ પામેલું, કસાએલું લશ્કર, અનુભવી અને પંકાયેલા સરદારો જંગમાં રંગ લાવે એવાં પાણીદાર શસ્ત્રાસ્ત્રો, ઊંચા પ્રકારનો અને અખૂટ દારૂગોળો અને ભારે લડાઈને માટે જરુરી એવાં બધાંજ સાધનોનો ભંડાર મુગલ સેનાપતિના કબજામાં હતો. શિવાજી અથવા તેના સરદારો કોઈપણ પ્રકારનું તોફાન કે કાવતું ન કરી જાય, તે માટે સખતમાં સખત ચોકી પહેરાનો બંદોબસ્ત હતો, દુશ્મન કોઈપણ જાતની બાજીમાં ન ફાવે તે માટે લેવાય તે બધાં પગલાં મુગલ સેનાપતિએ લીધાં હતાં, છતાં સેનાપતિ શાહિસ્તખાનની છાવણી ઉપર રાત્રે છાપો મારી, મુઠીમાં સમાય એટલાં માણસોની મદદથી ખાનના પુત્ર અબુલફત્તેહને અને બીજાં માણસોની કતલ કરી, ખાનને પોતાને ઘાયલ કરી, શિવાજી સહીસલામત ચાલ્યો જાય, એ મુગલ સેનાપતિને માટે શરમાવનારું હતું. આ છાપાથી ખાન તદ્દન શરમિંદો બની ગયો. દિલ્હીથી દક્ષિણ આવવા ખાન નીકળ્યો, ત્યારે બાદશાહે પોતે એને આપેલું માન અને શિવાજીને જડમૂળથી ઊખેડી નાખવાની એણે લીધેલી પ્રતિજ્ઞા એની નજર સામે ખડાં થઈ ગયાં. પાટવીપુત્ર તથા સ્ત્રીઓની કતલ અને સિંહગઢ આગળની હારથી ખાન શોકસાગરમાં ડૂબી ગયો. પોતાના બે છોકરાઓ ઘાયલ થઈને પડ્યા હતા, તેમનું દુખ તથા પોતાને હાથે થયેલા જખમની પીડાથી ખાનના મગજ અને મન ઉપર ગ્લાનિ છવાઈ ગઈ હતી. આ બનાવને લીધે ખાનના મનમાં દુશ્મન પ્રત્યે દ્વેષ વધ્યો, એટલું જ નહિ, પણ પોતાના કેટલાક સરદારો અને અમલદારો પ્રત્યે પણ રોષ

ઉત્પન્ન થયો. મોગલાઈની મદદમાં આવેલા હિંદુ સરદારો અને મોગલોની સેવા કરતા અમલદારો તથા નોકરો માટે ખાન શંકાશીલ બન્યો.

બીજે દિવસે દિલાસો દેવા માટે મોગલાઈના સરદારો અને મોટા મોટા અમલદારો ખાનને મુકામે ગયા હતા. રાજા જસવંતસિંહ પણ ખાનને મળવા ગયો હતો. ખાનને જસવંતસિંહ ઉપર પૂરેપુરો વહેમ હતો. ખાનની ખાતરી થઈ ગઈ કે શિવાજીએ કોઈ અજબ તદબીર વાપરીને મારી છાવણીમાં ફૂટ કરી હતી. હિંદુઓને ફોડ્યા સિવાય આ બનાવ બને જ નહિ, એવું એને લાગ્યાં જ કરતું હતું. ખાન ગુસ્સાથી ધૂંધવાયલો હતો. જસવંતસિંહને આવેલો જોઈ ખાન બળી ઉઠયો અને એનાથી ન રહેવાયું. એણે જસવંતસિંહને કટાક્ષમાં કહ્યું કે "દુશ્મને જ્યારે મારા ઉપર હલ્લો કર્યો, ઘા કર્યો, ત્યારે મને લાગ્યું કે શત્રુ સાથે લડતાં લડતાં તમે ખતમ થઈ ગયા હશો એટલે દુશ્મન મારા સૂવાના ઓરડા સુધી આવી પહોંચ્યો. તમે જીવતા હો તો એ ત્યાં સુધી આવી જ શી રીતે શકે? મારા ઉપર શત્રુએ હુમલો કર્યો, ત્યારે પણ તમે તો શહેનશાહતના સેવક હતા જ. મારું ધારવું ભૂલભરેલું છે?" આ કટાક્ષને લીધે રાજા જશવંતસિંહને ભારે અપમાન લાગ્યું. નિમકહરામીનો આરોપ આ રજપૂત સાંખે એવો ન હતો. ખાનનો કટાક્ષ સાંભળી રાજા જશવંતસિંહ ગુસ્સાથી લાલચોળ થઈ ગયો અને રાજમહેલ છોડી ત્યાંથી ચાલ્યો ગયો. ખાને બનેલા બનાવની વીગતવાર હકીકતનો પત્ર બાદશાહને લખ્યો. એ પત્રમાં એણે રાજા જશવંતસિંહ ઉપરનો પોતાનો વહેમ જાહેર કર્યો અને છાપાની જવાબદારી મોટે ભાગે જસવંતસિંહ ઉપર નાખી. જસવંતસિંહના ઉપર આક્ષેપ કરીને મામા અટક્યા નહિ, પણ ભાણાને વધારામાં જણાવ્યું કે "મારી છાવણીમાં બેવફાઈ વધી ગઈ છે. બધા હિંદુઓ અંદરખાનેથી શિવાજીના મળતિયા છે. આવી રીતની સ્થિતિ હોવાથી જ શિવાજી છાપો મારી શક્યો."

ઔરંગઝેબને વિગતવાર પત્ર લખ્યા પછી ખાને વિચાર કર્યો કે "જ્યાં બેવફાઈ ચોખ્ખે ચોખ્ખી નજરે પડે છે ત્યાં રહેવું જરાપણ સહીસલામત નથી. શિવાજી દગાખોર છે. એણે છાવણીનાં માણસોને ફોડ્યાં છે. આ વખતે ખુદાએ ખેર કરી કે હું બચી ગયો છું. આ બનાવ તો માલીકના ધરતી ચેતવણી જ હું માનું છું. હવે અહીં રોકાવામાં જરાએ માલ નથી, ઈજ્જત નથી અને લાભ પણ નથી." ખાને આમ વિચાર કરી, ગુસ્સામાં અને ગુસ્સામાં પૂના છોડી પેડગામ જઈ મુકામ નાંખ્યો. પૂના છોડતી વખતે ખાને જુન્નર અને ચાકણનો અમલ રાજા જસવંતસિંહને સોંપ્યો.

ઔરંગઝેબને આ ખબર ૮મી મેને રોજ કાશ્મીરમાં મળી. બાદશાહને ખાનની નબળાઈ અને બેદરકારી માટે ગુસ્સો આવ્યો. એણે ખાનની બદલી બંગાળાના સૂબેદાર તરીકે કરી. તે વખતે બંગાળા એ શહેનશાહતનું કાળુંપાણી મનાતું હતું. કોઈ અમલદાર કસૂર કરે તો તેને શિક્ષા તરીકે બંગાળામાં બદલતા. ખાનને આ બદલીની ખબર મળી એટલે એણે બાદશાહને પોતે વિનંતિ કરી કે "આ વખતે મારી બદલી આ બનાવ પછી તરત જ કરશો નહિ. મારી ઈજ્જતનો પ્રશ્ન છે. આમ થશે તો શહેનશાહતમાં મારી બેઈજ્જત થશે. લોકોમાં પણ આ બદલીની અસર મારે માટે માઠી થશે. બીજું મારા ઉપર છાપો મારનારનું વેર લીધા સિવાય મને જંપ વળનાર નથી, એટલે કૃપા કરી મને અત્રેથી હમણાં બદલવાનું મોકૂફ રાખવું." ખાને પોતે પત્રો લખ્યા અને ખાનને માટે બીજા સરદારોએ પણ લખ્યા, પણ બાદશાહને ગળે એકે વાત ઊતરી નહિ. ઔરંગઝેબ બહુ કરારી સ્વભાવનો હતો. એક ફેરા કરેલો વિચાર બનતાં સુધીએ ફેરવતો નહિ. જ્યારે જ્યારે ખાનના ખેરખાંઓએ બાદશાહને રૂબરૂમાં ખાનની વિનંતિ ધ્યાનમાં લેવા વિનંતિ ગુજારી, ત્યારે ત્યારે એણે એમને કહ્યું કે "ખાન બહુ ગુસ્સાબાજ છે, તેથી ગુસ્સામાં કંઈક વિવાહની વરસી કરી બેસશે. મેં કર્યું છે, તે ઠીક છે." ખાને બાદશાહને મનાવવા સીધા અને આડકતરા પ્રયત્નો કર્યા, પણ બાદશાહે બદલીના હુકમો ફેરવ્યા નહિ. ખાનની

(જુવો પાનું ૩૧૨)



## મહારાજા શ્રી જસવંતસિંહજી

શાઇસ્તખાન— દુશ્મને જ્યારે મારા ઉપર હલ્લો કર્યો ત્યારે મને લાગ્યું કે શત્રુ સાથ લડતા લડતા તમે ખતમ થઈ ગયા હશો. તમે જીવતા હો તો દુશ્મન મારા સુવાના ઓરડા સુધી શી રીતે આવી શકે? મારા ઉપર હુમલો કર્યો ત્યારે પણ તમે શાહેનશાહતના સેવકતો હતા ને?

આ કટાક્ષથી જસવંતસિંહને ભારે અપમાન લાગ્યું અને ગુસ્સાથી લાલચોળ થઈ ચાલ્યો ગયો.

Lakshm Art Bombay 8

જ્યાએ દક્ષિણના સુબા તરીકે પોતાના પુત્ર મુઆઝીમને નીમ્યો. બંગાળ જતી વખતે બાદશાહને મળવાની ખાને માગણી કરી પણ બાદશાહ મામાથી નારાજ થયો હતો, એટલે મળવાની ના પાડી.

ખાને બંગાળ જવા માટે ૧૬૬૪ ના જાનેવારી માસમાં દક્ષિણ છોડયું. ખાનની બદલી બાદશાહે કરી કારણ કે ખાનની નબળાઈની એને ખાતરી થઈ ગઈ હતી. ખાન અને જસવંતસિંહ વચ્ચે અણબનાવ હતો એ પણ બાદશાહ જાણી ગયો હતો. રાજા જસવંતસિંહના સંબંધમાં ખાને કરેલા આક્ષેપો બાદશાહને ગળે ઊતર્યા નહિ હોય, નહિ તો એ જસવંતસિંહને દક્ષિણમાં રાખે જ નહિ. બાદશાહે એની બદલી ન કરી, એ બતાવી આપે છે કે ખાને કરેલા આરોપમાં કોઈપણ જાતનું વજૂદ નહિ હોય. પોતાના ઉપરનો વહેમ દૂર કરવા માટે ખાનના ગયા પછી જસવંતસિંહે સિંહગઢને ઘેરો ઘાલ્યો. શિવાજી મહારાજના લશ્કરે જસવંતસિંહના લશ્કર ઉપર ચારે તરફથી સખત મારો ચલાવ્યો. મારો એટલો બધો સખત હતો કે જસવંતસિંહના લશ્કરને ટકવું બહુ ભારે થઈ પડયુ હતું એટલામાં જસંતસિંહનો દારૂગોળો અચાનક સળગી ઊડયો. જસવંતસિંહનાં ઘણાં માણસોનો એમાં નાશ થયો. આખરે નાસીપાસ થઈ જસવંતસિંહે ઘેરો ઉઠાવી લીધો. મરાઠાઓએ એને જતાં સતાવવા માંડયો. આખરે જસવંતસિંહ મુશ્કેલી વેઠતો ઔરંગાબાદ જઈ પહોંચ્યો.

શાહિસ્તખાનનો પરાભવ કર્યા પછી મહારાજે કોંકણ તરફ નજર કરી અને બેંગલોર તરફ ગયા. આ વખતે જ્યાં જ્યાં મહારાજ ગયા ત્યાં લોકોને ભેગા કરી મહારાજે સમજણ આપી કે હવે પછી એમના તરફથી કે એમના અમલદારો કે નોકરો તરફથી રૈયતને કોઈપણ જાતની હેરાનગતી થશે નહિ.

---

## પ્રકરણ ૯ મું

૧. સુરત ઉપર શિવાજી.
૨. શિવાજી મહારાજના ખૂનની કોશિશ.
૩. શિવાજી મહારાજ અને સુરતના પરદેશી વેપારીઓ.
૪. આ ચડાઈમાં દિલદારપણાના દાખલા
૫ શિવાજી મહારાજની ચડતી.
૬. શિવાજી મહારાજના હલ્લા સામે ગોવાની તૈયારી.
૭. વેંગુર્લાને આગ.

### ૧. સુરત ઉપર શિવાજી.

શિવાજી મહારાજે રાજ્યાભિષેક કરાવ્યો ન હતો, છતાં પોતે મહારાજ કહેવાતા અને એમની રાજધાની પૂના ગણાતી. પૂના શહેર એ શિવાજી મહારાજની રાજધાનીનું શહેર હતું તેથી જ મુગલ સેનાપતિ નવાબ શાહિસ્તખાને પોતાનો મુકામ પૂનામાં રાખ્યો હતો. મહારાજની રાજધાની કબજે કરીને ખાન બેઠો હતો, એટલું જ નહિ, પણ એ પોતે બાળબચ્ચાં, કુટુંબ કબીલા સાથે પૂનાના શિવાજી મહારાજના જ ઘરમાં રહેતો હતો. આ મકાન મહારાજને માટે સિંહાજીરાજાના નિમકહલાલ કારભારી સ્વર્ગસ્થ દાદાજી કોંડદેવે બાંધ્યું હતું. જે ઘરમાં મહારાજને જ્ઞાન અને સ્ફૂર્તિ બચપણમાં જ મળ્યાં હતાં, હિંદુત્વ રક્ષણ માટે મુસલમાની સત્તા તોડવાની વાતો જે ઘરમાં ચર્ચાઈ હતી, પીડા પામતા હિંદુઓનાં દુખ દૂર કરવા માટે પ્રજાને સુખી કરવા હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના વિચારોના જે ઘરમાં ગણેશ મંડાયા હતા, તેજ ઘરમાં મહારાજની જામેલી સત્તા તોડનાર અને મહારાજની સત્તાનો વધતો જતો વિકાસ

અટકાવનાર મહારાજનો અને એમની હિંદવી સ્વરાજ્યની યોજનાનો શત્રુ શાહિસ્તખાન મહારાજની જડ ખોદી કાઢવા માટે મસાલો ખાંડી રહ્યો હતો અને આ ઘરમાં મુકામ કરીને શિવાજી મહારાજના મુલકનો નાશ કરી, મહારાજની પ્રજાને પીડી રહ્યો હતો. દુશ્મનનાં આ બધાં કૃત્યો શિવાજી મહારાજ મૂગે મોંઢે ગળી જાય એવા નહતા પણ જરુર જણાય ત્યાં એમને ગમ ખાતાં આવડતું હતું. દુશ્મનના જુલમ સામે કેટલાંક કારણોસર એ શાંતિ પકડતા, પણ એમની એ શાંતિ નામર્દાઈની શાંતિ નહિ, પણ મુત્સદ્દીની શાંતિ હતી. એ જેવા જબરા યોદ્ધા હતા, તેવા જ પાકા મુત્સદ્દી પણ હતા. યોદ્ધાને શોભે એવાં શૌર્યની અને મુત્સદ્દીને શોભે એવી પહોંચ અને ઝીણવટની કુદરતી બક્ષીસ એક જ માણસમાં જવલ્લે જ જડી આવે છે. શિવાજી મહારાજમાં આ બંને ગુણો પુરતા પ્રમાણમાં હતા. એમણે જોયું કે એમના મુલકને મુગલ મગરે ચૂડ ભેરવી છે અને તે ગમે તે ઈલાજે છોડાવવી છે. એમણે વિચાર કર્યો કે રણમેદાનમાં ખડી લડાઈ કરે મુગલ સામે ફવાય એમ નથી. મોટા લશ્કરવાળા શત્રુને હંફાવવો હોય તો યુક્તિથી જ કામ લેવું પડે. કળે કળે યુક્તિથી મુગલોની સામે થવામાં ડહાપણ છે. મહારાજે વળી વિચાર કર્યો કે મુગલો સામે આ વખતે પાસા ખેલવામાં " ડુંગર ખોદીને ઉંદર કાઢયો " એવું ન બનવું જોઈએ. એવી આબાદ બાજી ખેલવી કે મુગલોએ મરાઠાઓના મુલકને જે બચકું ભર્યું છે, તે છૂટે અને આજસુધી મુગલોએ કરેલા આર્થિક નુકસાનની ભરપાઈ થઈ જાય. આ વિચાર કરતાં કરતાં મહારાજને સૂઝી આવ્યું કે એવા કોઈ મુગલ મુલક ઉપર ચડાઈ કરવી કે અઢળક પૈસો મળે અને મરાઠા મુલકના ગળામાં ઘાલેલો ફાંસો જરા ઢીલો પડે. સંજોગો, વખત, અનુકૂળતા વગેરે ધ્યાનમાં લઈ, વિચાર કરતાં સુરત ઉપર ચડાઈ લઈ જવાનું એમના ધ્યાનમાં ઉતર્યું. મુગલ શહેનશાહતનું શ્રીમંતમાં શ્રીમંત અને નજીકમાં નજીક શહેર સુરત હતું.

કોઈપણ મુલક ઉપર ચડાઈ કરવી હોય ત્યારે મહારાજ પોતાના ખાસ જાસૂસોને મોકલી મહત્ત્વની નાની મોટી બધી તપાસ કરાવતા અને આર્થિક દૃષ્ટિથી તથા સત્તા વધારવાની દૃષ્ટિથી જોખમ ખેડવામાં લાભ માલમ પડે તો જ જોખમ ખેડતા. એમણે પોતાના ખાસ વિશ્વાસુ જાસૂસ બહિરજી જાધવ નાયકને બોલાવ્યો અને સુરત શહેરની વીગતવાર બધી જ માહિતી મંગાવી. માલીકનો હુકમ થતાં જ બહિરજીએ પોતાની તૈયારી કરી અને સુરત ગયો. અનુભવથી બાતમી લાવવાની બાબતમાં બહિરજી બાહોશ બની ગયો હતો. ચડાઈ કરવી હોય અને તે અજાણ્યા મુલક ઉપર કરવી હોય, તો કેવી, કેટલી, અને કયી માહિતીની જરુર પડે એ બહિરજી બરાબર જાણતો હતો. બહિરજી નાયક સુરત ગયો અને અનેક પ્રકારના વેશ ધારણ કરીને સુરતની વીગતવાર હકીકત એણે મેળવી. સુરતની શેરીઓ, રસ્તા, પરદેશી વેપારીઓની કોઠીઓ, મકાનો, વેપાર, શેઠીઆઓ, ધાર્મિક મકાનો, સુરતનું ઝવેરાત, સુરતનો બાદશાહી બંદોબસ્ત, મુગલ અમલદારોનું બળ, શ્રીમંત લોકોના લત્તાઓ, બજારો, સુરતમાં રાખવામાં આવેલું લશ્કર, શહેરની દિવાલ, કોટકિલ્લો અને દક્ષિણથી સુરત અચાનક આવી પહોંચવાના જુદાજુદા રસ્તાઓ વગેરેની વીગતવાર માહિતી બહિરજીએ મેળવી. બહિરજીએ હોંશિયારી, અક્કલ, ચાલાકી, અને ઝીણવટથી એવી માહિતી મેળવી હતી કે તદ્દન અજાણ્યાની નજર આગળ પણ સુરત પ્રત્યક્ષ ખડું કરી શકાય. બહિરજી નાયક મહારાજની સેવામાં તાલીમ પામેલો હતો, એટલે મેળવેલી હકીકતને નાણી જોઈ, ખાતરી કરી લેતો. સુરત શહેરમાં પુષ્કળ માલદાર અને શ્રીમંત ગૃહસ્થો હતા. તેમનાં નામો, મિલકતનો અડસટ્ટો, તેમનાં રહેવાનાં મકાનો અને જે લત્તામાં ઘરો હોય તે બધાની નોંધ બહિરજીએ કરી હતી.

શિવાજી મહારાજે સુરત ઉપર ચડાઈ કરી તે સંબંધમાં લખતા પહેલાં સુરત શહેર સંબંધી થોડી માહિતી વાંચકોની સેવામાં રજૂ કરવાની જરુર છે. સુરત એ દક્ષિણ ગુજરાતમાં દરિયાથી બાર માઈલ

દૂર, તાપી નદીના દક્ષિણ કાંઠા ઉપર આવેલું શહેર. હિંદુસ્થાનમાં ધમધોકાર વેપાર ચાલતો હોય એવા જાહોજલાલીની ટોચે પહોંચેલા, જ્યાં અઢળક દ્રવ્ય ભરેલું હોય અને પ્રજા પણ વૈભવ અને વિલાસ ભોગવતી હોય એવાં શહેરો તો આંગળીને ટેરવે ગણાય એટલાં જ હતાં અને તે પૈકી સુરત બંદર એક હતું. એ શહેરના બહુ જૂના ઇતિહાસમાં અમો વાંચકોને ઉતારીશું નહિ પણ સુરત સંબંધી લખતી વખતે એના ઉપર વારંવાર થયેલા આક્રમણોની તો જાણ વાંચકોને કરાવવી જ જોઈએ. સુરતની સંપત્તિએ સુરત ઉપર અનેકવાર અનેક સંકટો આણ્યાં છે. સુરતની સંપત્તિએ અનેક બળિયાઓનાં ધ્યાન ખેચ્યાં હતાં અને ઘણા બળવાન રાજાઓએ પોતાની ધનની તૃષા સુરતને લૂંટીને તૃપ્ત કરી છે. અનેક વખતે લૂંટાયા છતાં સુરત સુરત જ રહ્યું છે, એ એની ખાસ ખૂબી છે. સુરત શહેરના સાહસિક વેપારીઓ પરદેશ સાથે જબરો વેપાર ખેડી અઢળક ધન પરદેશથી ખેંચી લાવતા, એટલે લૂંટાયા પછી પણ થોડો કાળ જાય એટલે વેપારના જોર ઉપર સુરત પાછું ટટાર થઈ જતું. સુરતને કબજે રાખવામાં દિલ્હીના બાદશાહો મગરૂર થતા અને માન સમજતા. મુસલમાનોએ હિંદમાં ગાદી કરી, તે પહેલાં એટલે પૃથ્વીરાજ ચૌહાણના વખતમાં પણ સુરત જાહોજલાલી ભોગવતું હતું. દિલ્હીના વિજેતા મહમદ ઘોરીની આંખ સુરત ઉપર પડી અને એણે સુરત લૂંટયું (કિંકેડ અને પારસનીસ). સુરતને લૂંટવાની શરૂઆત ઘોરીએ કરી. મહમદ ઘોરીએ આ શહેર લૂંટયું, તે ઉપરથી સાબિત થાય છે કે મહમદ ઘોરીએ ચઢાઈ કરી, તે પહેલાં આ શહેર આબાદ અને જાહોજલાલીમાં હોવું જ જોઈએ. ઘોરીની લૂંટ પછી ફરી સુરત ટટાર થયું અને પોતાનો વેપાર કરતું થઈ ગયું. દિલ્હીની ગાદી ઉપર મહમદ તઘલખ હતો ત્યારે ગુજરાતમાં કેટલાક સરદારોએ બંડ ઉઠાવ્યાં. બંડખોર સરદારોને સજા કરી સીધાદોર કરવા માટે મહમદ તઘલખે ગુજરાત ઉપર ચડાઈ કરી. એ ચડાઈમાં મહમદ તઘલખે સુરત લૂંટયું હતું. મહમદ તઘલખે કરેલો ઘા પણ સુરત રૂઝવી શક્યું. ગુજરાતના બાદશાહની ઝૂંસરી નીચે સુરત ફરી પાછું આબાદ થયું. ઈ. સ. ૧૫૧૨ની સાલમાં પોર્તુગીઝ લોકોએ સુરત શહેર લૂંટી પાયમાલ કર્યું. ત્રણ વખત આ શહેર લૂંટાયું એટલે ગુજરાતના બાદશાહે શહેરના રક્ષણ માટે સુરતની આસપાસ કોટ બાંધવાનો હુકમ કર્યો. હુકમ મુજબ કોટ બંધાયો પણ જે હેતુથી કોટ બાંધવાનો હુકમ થયો હતો તે હેતુ ફળીભૂત થાય એવો કોટ ન બંધાયો. કોટની દિવાલ નબળી અને તકલાદી હતી. ઓગણીસ વર્ષ પછી એટલે ઈ. સ. ૧૫૩૧માં પોર્તુગીઝ લોકોએ પોતાનાં વહાણ તાપી નદીમાં ધકેલ્યાં, સુરતમાં પેઠા અને સુરત લૂંટયું. કોટ બંધાવ્યા પછી પણ સુરત લૂંટાયું એટલે ગુજરાતના બાદશાહને *ઘણું લાગી આવ્યું અને ત્યાં તાપી નદીને કાંઠે એક મજબૂત કિલ્લો બાંધવાનું નક્કી કર્યું. સંકટ વખતે* રક્ષણ કરવા માટે મજબૂત કિલ્લાની ખાસ જરુર જણાયાથી બાદશાહે તાકીદે કિલ્લો બાંધવાનું કામ શફી આગા નામના એક તુર્કને સોંપ્યું. પોર્તુગીઝ લોકોએ શફી આગાને લાંચ આપી ફોડયો અને કિલ્લાનું કામ ખોળંભે નાંખવા એને સમજાવ્યો. ઈ. સ. ૧૫૪૬ની સાલમાં કિલ્લાનું કામ એણે પુરું કર્યું. શફી આગાએ આ કિલ્લો બહુ જ સુંદર, મજબૂત અને નમૂનેદાર બાંધ્યો હતો. તાપી નદીની બાજુએ મજબૂત કોટ કિલ્લાનું રક્ષણ કરી રહ્યો હતો. શહેરની બાજુએ એ કિલ્લાના રક્ષણ માટે ૭ ફૂટ પહોળી ખાઈ ખોદવામાં આવી હતી અને પાંત્રીશ વાર પહોળાઈની દિવાલ કિલ્લાનું શહેર તરફની બાજુએથી રક્ષણ કરતી હતી. ઈ. સ. ૧૫૭૩માં દિલ્હીના બાદશાહ અકબરે સુરત જીત્યું. આ સાલથી સુરત મુગલ બાદશાહતને શોભાવનારું ઘરેણું બન્યું. આ જ સાલમાં દિલ્હીના શહેનશાહે પોર્તુગીઝ સાથે તહનામું કર્યું અને એ તહનામાને લીધે પોર્તુગીઝ લોકોનો વેપાર સુરત શહેરમાં ધમધોકાર ચાલવા માંડયો. ઈ. સ. ૧૬૧૨માં ઈંગ્લાંડની ઈસ્ટ ઈન્ડિયા કંપનીના પ્રતિનિધિ સુરત શહેરમાં વેપાર માટે આવ્યા અને શાહજહાન બાદશાહે એમને સુરતમાં કોઠી ઘાલવાની પરવાનગી આપી. ઈ. સ. ૧૬૨૦માં ફ્રેંચ લોકો વેપાર માટે સુરત બંદરે આવ્યા. દુનિયામાં પ્રસિદ્ધ પામેલું, આંખને આનંદ આપે એવું અને કિંમતમાં પરદેશી વેપારીઓને પરવડે એવું હિંદુસ્થાનનું કાપડ ખરીદી સુમાત્રામાં તે વેચી ધીમેધીમે

વેપાર વધારવાનો એમનો વિચાર હતો. સુરતમાં ડચ લોકોની કોઠી હતી, અંગ્રેજોની હતી અને ૧૬૪૨ માં ફ્રેન્ચ લોકોએ પણ સુરતમાં કોઠી ઘાલી. સુરત એ મુગલ શહેનશાહતનું અતિ ધનવાન શહેર ગણાતું. મુગલોના વખતમાં સુરત શહેરનો વેપાર ધમધોકાર ચાલતો હતો. સુરત શહેરની એકલી જકાતની આવક વર્ષના ૧૨ લાખ રૂપિયા હતી ( થેવેનોટ ). આ બંદરે થઈને હિંદના મુસલમાનો મક્કે હજ કરવા માટે જતા. એ વખતે આ શહેરનું ક્ષેત્રફળ આશરે ચાર ચોરસ માઈલનું હતું અને શહેરની વસ્તી આશરે બે લાખ માણસોની હતી. રસ્તાઓ સાંકડા હતા, ગલીઓ નાની હતી. શ્રીમંત લોકોનાં ઘરો બહુ મોટાં અને ભવ્ય હતાં. માતબર લોકોએ મોટે ભાગે પોતાનાં મકાનો તાપી નદીને કિનારે બંધાવ્યાં હતાં.

આવા માતબર સુરત શહેરની વીગતવાર હકીકત જાસૂસ બહિરજી જાધવ નાયકે શિવાજી મહારાજને લાવી આપી અને જણાવ્યું કે સુરત શહેર એ તો મુગલ ઝૂંસરી નીચે દબાએલી પ્રજાની લીલી વાડી છે, સુરત શહેર એતો કુબેરનો ભંડાર છે, સુરત શહેર એ તો મુગલ શહેનશાહતની શોભા છે અને સુરત શહેર એ દિલ્હીના બાદશાહનું નાક છે. સુરત શહેર આબાદ છે. સુરત રૂપી નાક દબાવવામાં આવે તો મુગલોનું મોં ખુલ્લું થયા વગર રહેજ નહિ. મુગલોની સત્તા ઢીલી કરવા માટે મરાઠાઓને અનેક સંગ્રામો ખેલવા પડશે અને પૈસાનું પાણી કરવું પડશે. સુરત ઉપર ચડાઈ કર્યાથી મહારાજને હાથ અખૂટ ધન આવે એમ છે. મુગલ મુલકને પૈસેજ મુગલાઈને સીધી કરવી જોઈએ.

શિવાજી મહારાજે વિચાર કર્યો "સુરત જેવા મુગલના માતબર શહેર ઉપર ચડાઈ કરી, એને લૂંટવામાં આવે તો, મુગલ સત્તાને હલાવવા માટે લડાઈઓ વગેરે કરવી પડશે તે માટે લશ્કરી ખર્ચ સારૂં નાણાંની ભીડ વેઠવી પડશે નહિ અને મુગલોએ મરાઠાના મુલકોમાં જે નુકસાન કર્યું છે, તે ભરપાઈ થઈ જશે. બીજું સુરત જેવા શહેરની દુર્દશા થયાથી મુગલાઈ અમલદારોનું ધ્યાન, તે તરફ ખેંચાય અને મરાઠાના મુલકને મુગલ અધિકારીઓએ જે મગરચૂડ ભેરવી છે, તે જરા ઢીલી પણ પડે. સુરત ઉપર ચડાઈ કર્યાથી મુગલ અધિકારીઓનો ફાંકો જરા નરમ પડે. સુરત ઉપર ચડાઈ કરવામાં આવે અને એ ચડાઈમાં જીત થાય તો મરાઠા મુલકની પ્રજામાં હિંમત આવે અને મુગલોનાં નાક દાબવાની શક્તિ હજુ મરાઠાઓમાં છે, એનું એમને ભાન થાય. સુરત ઉપર ચડાઈ કરવામાં આવે તો નબળા પોચા મુગલ અમલદારો શિવાજીને છંછેડતાં વિચાર કરે. સુરત ઉપર જો ચડાઈ કરવામાં આવે તો મુગલ વ્યવસ્થા, મુગલ વહીવટ અને મુગલ કુનેહની બરાબર કસોટી થાય અને જો ચડાઈ ફત્તેહમંદ નીવડે તો મુગલોના બળનું માપ પણ નીકળી જાય.

શિવાજી મહારાજના જીવનના અનેક બનાવો તપાસી જોતાં વાંચકો જોઈ શકશે કે મહારાજ શિસ્ત ( discipline ) પાલન કરવામાં અને કરાવવામાં બહુ કડક હતા. એમના જીવનના ઉદયના અનેક કારણોમાં એમનું કડક શિસ્ત એ પણ એક મુખ્ય કારણ હતું. પોતાના મન ઉપર, મગજ ઉપર, હૃદય ઉપર અને જીભ ઉપર મહારાજ અજબ કાબુ ધરાવતા હતા. આથીજ એ કડક શિસ્ત પાળીને પળાવી શકતા હતા. પોતાના વિચારો, તૈયારીઓ, યોજનાઓ અને ગોઠવણો ગુપ્ત રાખવાની શક્તિ જેનામાં નથી હોતી તે માણસ રાજદ્વારી ક્ષેત્રમાં નિષ્ફળ નિવડે છે. કેટલીક વખતે રાજદ્વારી ક્ષેત્રના પુરુષો અમુક છૂપી વાત કે છૂપી યોજના તેનો અમલ થતાં સુધી ગુપ્ત રાખી શકે છે પણ એ અમલમા મુકાઈ ગયા પછી કે તેને ઘણાં વર્ષો વીતી ગયા પછી તે વાત અથવા યોજના સંબંધી છૂટથી વાત કરે છે. એવા માણસો પણ રાજદ્વારી ક્ષેત્રમાં કાચા જ ગણાય. શિવાજી મહારાજ સમજતા હતા કે યોજનાનો અમલ થઈ ગયા પછી અથવા અમુક યોજનામાં ફત્તેહ પામ્યા પછી પણ યોજનાની વ્યવસ્થા અથવા ગોઠવણ સંબંધી જ્યાં જ્યાં છૂટથી બોલવામાં સામા પક્ષવાળાઓ ચતુર અને ચાલાક હોય તો ભેદ પામી જાય અને બીજી વખતે જ્યારે જરુર પડે ત્યારે એ અથવા એવી બીજી યોજના કામ કાઢી લેવા માટે યોજવામાં આવે તો તે નિષ્ફળ નિવડે. મહત્ત્વની અને મુદ્દાની બાબતમાં બનતાં સુધી મૌન રાખવાની ટેવ કસાએલા રાજદ્વારીઓમાં જોવામાં આવે છે. શિવાજી મહારાજ પોતાની યોજનાઓ અને ગોઠવણો આખર સુધી ગુપ્ત રાખી શકતા. દુશ્મનના કિલ્લા ઉપર અચાનક હલ્લો કરવો હોય અથવા શત્રુની છાવણી ઉપર અકસ્માત છાપો મારવો હોય, તો તે સંબંધી સર્વ તૈયારીઓ પૂરી થઈ જાય ત્યાં સુધી શિવાજી મહારાજના સરદારો સુદ્ધાં કેટલીક વખતે પૂરેપુરું નહોતા જાણતા કે કયા કિલ્લા માટે કે છાવણી માટે તૈયારી થઇ રહી છે. રાજદ્વારી ક્ષેત્રમાં બને ત્યાં સુધી યોજનાઓ અને તૈયારીઓ ગુપ્ત રાખવી એ મુત્સદ્દીઓનો નિયમ જ હોય છે. એ ગુપ્ત રાખવામાં પોતાનાં માણસો ઉપર વિશ્વાસ નથી કે ભરોંસો નથી એ પ્રશ્ન નથી હોતો, પણ એ પ્રશ્ન શિસ્તનો હોય છે. ઘણી વખતે વિશ્વાસપાત્ર માણસને મોંએથી અજાણે અને હેતુવગર મુદ્દાની વાત નીકળી જાય છે અને તેનાં માઠાં પરિણામ જનસમાજને ભોગવવાં પડે છે. શિવાજી મહારાજ પાકા મુત્સદ્દી હોવાથી એ પોતાનો કાર્યક્રમ અને યોજનાઓ જરુર જેટલા પ્રમાણમાં, જરુર જણાય ત્યારે જ બહાર પાડતા. સુરત ઉપર ચડાઇ કરી સુરત લૂંટવાનો એમણે નિશ્ચય કર્યો પણ સુરત જઈ પહોંચતાં સુધી મહારાજ પોતાનો કાર્યક્રમ તદ્દન ગુપ્ત રાખવા ઇચ્છતા હતા અને તે તેમણે બહુ ખુબીથી ગુપ્ત રાખ્યો, તેથી સુરતનો મુગલ અમલદાર બહારની કુમક માટે તજવીજ ન કરી શક્યો અને સામનો કરવાની તૈયારી પણ એનાથી થઈ નહિ. સુરત જવાનો કાર્યક્રમ મહારાજે તદ્દન ગુપ્ત રાખ્યો હતો, તેથી જ એ સુરત ઉપરની ચડાઈમાં યશસ્વી નીવડ્યા અને એમની ઉમેદ બર આવી.

બહિરજી જાધવ નાયકને સુરતની માહિતી મેળવવા મોકલ્યો તે પહેલાંથી જ એમણે ચડાઈની તૈયારી કરવા માંડી હતી. મહારાજના પોતાના સરદારોને પણ ખબર ન હતી કે મહારાજ સુરત ઉપર ચડાઈ લઈ જવાની તૈયારી કરી રહ્યા છે. મહારાજ પોતાના જાસૂસો દુશ્મનની છાવણીમાં જઈ ગુપ્તમાં ગુપ્ત બાતમી લઈ આવતા, એટલે મહારાજ એ અનુભવથી ચેતી ગયા હતા અને પોતાનો મહત્ત્વનો કાર્યક્રમ અતિ ગુપ્ત રાખતા. એક લશ્કર દંડા રાજપુરી આગળ અને બીજું લશ્કર કલ્યાણ આગળ એમ બે લશ્કર મહારાજે તૈયાર રાખ્યાં હતાં. આ તૈયાર કરેલા લશ્કરના સંબંધમાં લોકો કલ્પનાના ઘોડા ન દોડાવે તે માટે વાત બહાર મૂકવામાં આવી કે એ લશ્કરો પોર્ટુગીઝોને અને જંજીરાના સીદીને દાબી દેવા માટે તૈયાર કરવામાં આવ્યાં છે. વસઈ અને ચૌલના ફિરંગીઓએ માથું ઉંચું કર્યું છે એટલે એમની ખબર લીધા સિવાય છૂટકો નથી અને જંજીરાનો સીદી વારંવાર હેરાન કર્યા કરે છે અને તાબે નથી થતો માટે સીદીની સાન ઠેકાણે લાવવામાં ઢીલ થાય તો દુશ્મનને અનુકૂળતા આપ્યા

જેવું થાય એમ છે, વગેરે વાતો સરદારોમાં અને અમલદારોમાં થવા લાગી. મહારાજે પ્રયાણ માટે દિવસ નક્કી કરી તે દિવસે ભેગા કરેલા લશ્કરમાંથી ૧૦૦૦૦ માણસોને સાથે લીધા અને સરદાર મોરો ત્રીમળ પીંગળે, સરદાર પ્રતાપરાવ ગુર્જર, સ. વ્યંકાજીપંત, સ. મકાજી આનંદરાવ, સ. નીપોપંત, સ. અણાજીપંત, સ. દત્તાજીપંત, સ. માનસિંહ મોરે, સ. રૂપાજી ભોંસલે વગેરે સરદારો સહિત કૂચ કરી. કૂચ કરતી વખતે મહારાજે જણાવ્યું કે નાસીક જઈ ગોદાવરીનું સ્નાન કરવું છે અને સ. મોરોપંતે એક કિલ્લો એ બાજુમાં સર કર્યો છે, તે જોઈ તપાસી તેની વ્યવસ્થા કરવાની છે. મહારાજ નાસીક આવી પહોંચ્યા અને ત્યાં છાવણી નાખી. નક્કી કરેલે દિવસે મહારાજે સાથે આણેલા ૧૦૦૦૦ માણસોમાંથી ૪૦૦૦ ઘોડેસ્વાર ચૂંટી કાઢચા. આ ચૂંટી કાઢેલા ઘોડેસવાર લઈને શિવાજી મહારાજ સુરત જવા માટે નીકળ્યા. નલદુર્ગ, માહુલી, કોહજ થઈને ઝવાર અને રામનગરને રસ્તે સુરત તરફ કૂચ કરી. રસ્તામાં બે રાજાઓ મહારાજની સાથે સુરત ઉપર ચડાઈ માટે પોતાનાં માણસો લઈને જોડાયા. રસ્તામાં જરૂર કરતાં વધારે ન થોભતાં મહારાજ વીજળીવેગે લશ્કર સાથે સુરત તરફ વધતા જ હતા.. આ વખતે મહારાજનું પોતાનું તથા સાથે આવેલાઓનું મળી આશરે ૧૦૦૦૦ માણસોનું લશ્કર હતું ( પ્રો. સર જદુનાથ ). ઈ. સ. ૧૬૬૪ ના જાનેવારીની ૫ મી તારીખે સુરતમાં ખબર આવી કે શિવાજી સુરત ઉપર આવે છે. પહેલાં તો આ વાત ઘણા લોકોએ માની નહિ. કેટલાક ભણેલાગણેલા લોકો તો આ ખબર સાંભળી વિચારમાં પડચા અને ગણત્રી કરવા લાગ્યા કે ૧૦૦૦૦. માણસના લશ્કર સાથે મુગલ અમલદાર શિવાજીના મુલકમાં મુકામ નાખીને પડચો છે. શિવાજીનો પોતાનો મુલક જ મુગલો વેરાન કરી રહ્યા છે તો, એ આવા સંજોગોમાં મુગલોને છંછેડવાની જરા પણ હિંમત ધરે ખરો? એને એની જ પડી હશે તો સુરત ઉપર શી રીતે આવે ? શિવાજીના કિલ્લાઓ ઉપર મુગલો હલ્લો કરી રહ્યા છે અને શિવાજી મુગલ છાવણી ઉપર છાપા મારી રહ્યો છે, એ રણાંગણની રમતો મહારાષ્ટ્રમાં મુગલો અને મરાઠાઓ ખેલી રહ્યા છે, એવે વખતે શિવાજીને સુરતનું સ્વપ્નું સરખુંએ આવે ખરૂં ? મહા મહેનતે મેળવેલો મુલક, મુગલ જેવા બળવાન દુશ્મન દરવાજે આવ્યા હોય ત્યારે, છોડીને શિવાજી ઘડીવાર પણ દૂર થાય ખરો ? શિવાજી સુરત તરફ ચડી આવે છે એ વાત ગણતરીબાજ લોકોએ એકદમ માની નહિ. ત્યાં ખબર આવી કે શિવાજી ભારે લશ્કર સાથે ગણદેવી સુધી આવી પહોંચ્યો છે. બધા ચોંક્યા, ચમક્યા અને ભારે ગભરાટમાં પડ્યા. હજુ કેટલાક દીર્ઘસૂત્રી માણસો હતા તે વિચાર કરવા લાગ્યા કે ભારે લશ્કર સાથે શિવાજી નીકળ્યો તો તેની કંઈ જ ખબર પણ ન પડી અને ઠેઠ સુધી આવી પહોંચ્યો ત્યાં સુધી કોઈએ જાણ્યું પણ નહિ એ કેવું ? આખરે આ વાત બધાએ માની અને સુરતના શહેરીઓ ભારે ગભરાટમાં પડચા. આ પહેલાં સુરત ચાર ફેરા લૂંટાયું હતું અને ઘરડાઓ વાતો કરે તે ઉપરથી લૂંટનાં દુખોની સુરતના લોકો કલ્પના કરી શકતા હતા એટલે એમની નજર આગળ ઘરડાઓએ વર્ણવેલો ત્રાસ ઉભો થયો. દુશ્મન તો તદ્દન નજદીક આવી પહોંચ્યો. હવે શું કરવું અને ક્યાં જવું એનો વિચાર કરવાનો પણ વખત ન હતો. આખા શહેરની રૈયત ભારે ગભરાટમાં પડી ગઈ.

નાસીકથી લશ્કર સાથે ગણદેવી આવતાં રસ્તામાં લોકો પૂછપરછ કરતા ત્યારે તેમને ગમે તે જવાબ આપવામાં આવતો, કારણ, જવાબ આપવામાં ન આવે તો લોકો વહેમાય અને અનેક તર્કવિતર્ક કરી વાત લાંબી ચર્ચે. આ બધું ટાળવા માટે શિવાજી મહારાજના લશ્કરના માણસોની પાસે એક જ જવાબ હતો. યોદ્ધો, સૈનિક, સિપાહી કે સરદાર ગમે તેને પૂછવામાં આવે તો જવાબ એક જ મળતો કે " બાદશાહી કામને માટે સરદારને અમદાવાદ બોલાવ્યા છે તેથી અમે અમદાવાદ જઈએ છીએ."

પૂછતાંની સાથે જ બધાંને જવાબ મળી જતો અને તે એક જ જવાબ મળતો એટલે શંકા ઉભી થતી નહિ. એવી રીતે યુક્તિ વાપરી શિવાજી મહારાજ ગણદેવી સુધી ગુપ્ત રીતે આવી પહોંચ્યા.

સુરતથી ૨૮ માઈલ દૂર આવેલા ગણદેવી ગામે તા. ૫ મી જાન્યુઆરીને રોજ પહોંચ્યા અને ત્યાં વિસામા માટે થોભ્યા. તા. ૫ મીને રોજ બપોરે તો સુરતના દરેક શહેરીને ખબર પડી ગઈ કે શિવાજી સુરત ઉપર ચડાઈ કરવા આવે છે અને ગણદેવી સુધી આવી પહોંચ્યો છે. ગામના શ્રીમંતો ભેગા થઈને મુગલ સૂબેદાર સરદાર ઈનાયતખાનની પાસે દોડ્યા. શહેરનું રક્ષણ કરવા માટે તાકીદે પગલાં લેવાની પ્રજાએ સૂબેદારને વિનંતિ કરી. સુરતના શહેરીઓના જાનમાલના રક્ષણની જવાબદારી સૂબેદાર સરદાર ઈનાયતખાનને શિરે હતી એટલે આ લોકોએ આ અમલદારને ઘેર જવા માંડ્યું. સરદાર ઈનાયતખાને ડચ અને અંગ્રેજ કોઠીવાળાઓને બોલાવ્યા અને શહેરના રક્ષણ સંબંધી એમને વાત કરી. આ બંને કોઠીવાળાઓએ સાફ સાફ વાત કરી દીધી કે:–" અમો અમારો બચાવ કરી લઈશું, તે સિવાય અમારાથી બીજું કંઈપણ થવાનું નથી." કોઠીવાળાઓનો આ જવાબ સાંભળી ગભરાએલો સૂબેદાર નિરાશ થયો. સરદાર ઈનાયતખાન અપ્રમાણિક અને લાંચિયો હતો. સુરતના લોકોએ જોયું કે સૂબેદાર શહેરનું રક્ષણ કરી શકે એમ નથી ત્યારે લોકોમાં ગભરાટ વધ્યો અને શહેરીઓનો મોટો ભાગ પોતાનું ધન, દોલત, માલમિલ્કત, રાચરચીલું બધું મૂકીને બાળબચ્ચાંને લઈને હોડીમાં બેસી સુરત છોડી ચાલ્યા ગયા. કેટલાક શ્રીમંત લોકોએ સરદાર ઈનાયતખાનની ખુશામત કરવા માંડી.

સુરતનો કિલ્લો બહુ મજબૂત હતો, તેમાં ઈનાયતખાને પોતાના કુટુંબકબીલાને મોકલી દીધાં. કેટલાક શ્રીમંત માણસોએ ઈનાયતખાનને ભારે લાંચ આપીને કિલ્લામાં આશ્રય મેળવ્યો. ઈનાયતખાન નબળો, નમાલો, લાંચિયો અને અપ્રમાણિક હતો. સુરત શહેરના રક્ષણ માટે લશ્કર રોકયા વગર ૫૦૦ સિપાહીઓનો પગાર ખર્ચે પાડીને મુગલ તિજોરીમાંથી દરમાસે સૂબેદાર પોતે લઈને પોતાનાં ખિસ્સાં ભરતો. આવા નામર્દ અધિકારીની નામર્દાઈ જોઈ, રૈયતના હોશકોશ ઊડી ગયા. રૈયતના રક્ષણની કોઈપણ તજવીજ એણે કરી નહિ અને પોતાનો જાન બચાવવા કિલ્લામાં ભરાયો અને ત્યાંથી સુલેહના સંદેશા લઈને પોતાનો માણસ શિવાજી મહારાજ પાસે ગણદેવી મોકલ્યો. શિવાજી મહારાજે એ માણસને રોકી જ રાખ્યો. આ વખતે સુરતના શ્રીમંત વર્ગમાં પૈસાના પૂજક વેપારીઓ, પરસેવો ઉતારીને પૈસો પેદા કરનાર કારીગર વર્ગ, ચૂસ્ત અગ્નિપૂજક પારસીઓ અને પોચા હૈયાના જૈનોની ગણના થતી હતી. આ ઉપરાંત મુસલમાન વેપારીઓ તો લક્ષાધીશો હતા. તે જમાનામાં આખી દુનિયામાં સૌથી વધારે ધનવાન વેપારીઓ સુરતમાં હતા. શેઠ બહારજી વહોરાનું નામ જાણીતું હતું. તેની મિલકતનો અડસટ્ટો ૮૦ લાખ રૂપિયાનો કરવામાં આવ્યો હતો. તે શેઠ સુરતના જ વતની હતા. તે જમાનાની વેપારી આલમમાં પ્રસિદ્ધિ પામેલા ધનવાન વેપારી શેઠ હાજી સૈયદબેગ અને શેઠ હાજીકાસમ એ બંને ધનવાનો પણ સુરત શહેરના જ વતની હતા. એક હિંદુ વેપારીની મિલકત આઠ કરોડ રૂપિયાની લોકો આંકતા હતા. સુરતની લૂંટ વખતે એક હિંદુ વેપારીને ઘેરથી ૨૨ શેર વજનની મોતીની માળા મહારાજને મળી હતી.

તા. ૫મીએ સાંજે સુરતમાં ખબર આવી કે શિવાજી મહારાજ પોતાના લશ્કર સાથે ગણદેવીથી સુરત આવવા નીકળી ગયા છે. આ ખબર આવ્યા પછી ગભરાટ વધારે ફેલાયો. લોકોએ જાન બચાવવા માટે નાસવા માંડ્યું. રાત્રે શહેરમાં ખબર આવી કે શિવાજી સુરતથી દૂર ૪-૫ માઈલ આવી ગયો છે અને એણે ત્યાં મુકામ કર્યો છે. સુરતના ડચ વેપારીઓએ પોતાના બે માણસોને શિવાજી મહારાજની હિલચાલ તપાસવા મોકલ્યા હતા. તેમને મહારાજે રોકી લીધા અને તેજ દિવસે સાંજે છોડી દીધા. તે સુરત આવી પહોંચ્યા હતા. તા. ૫ મીએ સાંજે સુરતથી ૪-૫ માઈલ દૂર મહારાજે મુકામ કર્યો અને ત્યાંથી પોતાના બે માણસોને એક પત્ર લઈ, સૂબેદાર સરદાર ઈનાયતખાન પાસે મોકલ્યો. સૂબેદાર ઉપરના એ પત્રમાં એમણે જણાવ્યું હતુ કે " તમે, શેઠ હાજી સૈયદબેગ, શેઠ બહારજી વહોરા અને શેઠ હાજી કાસમ એ ચારે જણે સુરત શહેરની સલામતી માટે શરતો નક્કી કરવા આ ચિઠ્ઠી દેખતાં જ

મને રૂબરૂમાં મળવું અને તેમ કરવામાં નહિ આવે તો આખા શહેરને બાળી ભસ્મ કરીશ તથા તલવાર ચલાવીશ" ( સર જદુનાથ સરનાર ). આ પત્રનો જવાબ સરદાર ઈનાયતખાને વાળ્યો જ નહિ. રૈયતને રખડતી રવડતી મૂકી, આ નાલાયક સૂબેદાર પોતાનો જાન બચાવવા કિલ્લામાં ભરાઈ ગયો હતો તે બહાર નીકળતાં જ ડરતો હતો.

બુધવાર તા. ૬–૧–૧૬૬૪ ને રોજ સવારના ૧૧ વાગે શિવાજી મહારાજ પોતાના લશ્કર સાથે સુરત આવી પહોંચ્યા અને એમણે બરાનપૂર ભાગોળે એક બગીચામાં મુકામ કર્યો. સુરત આવતાંની સાથેજ મહારાજે જાહેર કર્યું કેઃ—"હું કોઇ વહેપારી, અંગ્રેજ કે કોઇ બીજાને અંગત નુકશાન કરવાના હેતુથી અહીં આવ્યો નથી પણ ઔરંગઝેબે એટલે મુગલોએ મારા મુલક ઉપર ચડાઈ કરી, મારી પ્રજાને અનેક રીતે પીડી છે અને મારાં કેટલાંક સગાંઓનો પણ એમણે નાશ કર્યો છે. એ બધાંનું વેર લેવા હું આવ્યો છું-" આગલી રાત્રે મુગલ સુબેદાર કે શહેરના મશહુર શેઠીઆઓ મળવા ગયા નહિ. પછી મહારાજે સુરત લૂંટવાનો પોતાના લશ્કરને હુકમ કર્યો. લૂંટની શરૂઆત સરકારી જકાતી માલની વખારો ( Custom House ) થી કરી. મહારાજે લશ્કરની બંદૂકવાળાઓની એક ટુકડીને ભરેલી બંદૂકો કિલ્લા સામે તાકીને ઉભી રાખી. આમ કરવાનો હેતુ કિલ્લો જીતવાનો હતો, પણ કિલ્લામાંથી માણસો નીકળીને શહેરમાં લૂંટ કરનારાઓ ઉપર હલ્લો ન કરે તે માટે આ અગમચેતીનાં પગલાં તરીકે ગોઠવણ કરવામાં આવી હતી. સુરતના કિલ્લામાંથી દારૂગોળા છોડવામાં આવ્યા, પણ તેથી શિવાજી મહારાજના લશ્કરનાં માણસોને નુકસાન ન થયું. બુધ, ગુરુ, શુક્ર અને શનિવાર એ ચાર દિવસ સુધી શિવાજીના લશ્કરે સુરતની લૂંટ ચલાવી હતી. શહેરમાં આગ પણ લગાડી હતી. સુરત કિલ્લા ઉપરથી શહેરના શત્રુના નાશ માટે છોડવામાં આવેલી તોપોથી શહેરનાં કેટલાંક મકાનોનો પણ નાશ થયો હતો. ગુરુ અને શુક્રવારે રાત્રે સુરતમાં આગે ભારે નુકસાન કર્યું હતું. ડચ કોઠીની નજીકમાં જ શેઠ બહારજી વહોરાનું ભવ્ય અને આલિશાન મકાન હતું. આ માલદાર શેઠનું મકાન કોઈ રાજાના રાજમહેલને પણ ટપી જાય એવું હતું. મરાઠાઓએ આ મકાન લૂંટયું અને તેનો નાશ કર્યો. આ એકજ મકાનમાંથી મરાઠાઓને ૨૮ શેર મોટાં, પાણીદાર, ભારે કિંમતનાં મોતી મળ્યાં. આ મોતી ઉપરાંત હીરા, માણેક, પન્ના વગેરે બીજું કીમતી ઝવેરાત અને રોકડ નાણું મરાઠાઓને હાથ લાગ્યું. અંગ્રેજ વેપારીઓની કોઠી નજીક શેઠ હાજીસૈયદ બેગ નામના બીજા નામીચા મુસલમાન વેપારીનું ભવ્ય મકાન હતું. શિવાજી સુરત ઉપર આવે છે, એ ખબર સાંભળી હાજી સૈયદ બેગે સૂબેદારનાં ગજવાં ગરમ કરી તેની સાથે ગોઠવણ કરી અને પોતાનાં બાળબચ્ચાં કુટુંબ કબીલા સાથે સહીસલામતી માટે કિલ્લામાં આશ્રય લીધો. આ મકાનમાં શેઠની માલમિલકત, કીમતી ચીજો, ઝવેરાત અને રોકડ નાણું વગેરે હતાં. વખારોમાં પણ કીમતી માલ ભરેલો હતો. મરાઠાઓએ આ મકાન અને વખારો લૂંટી. મહારાજને ખબર મળી કે કોન્સ્ટેન્ટિનોપલનો ઝવેરાતનો એક યાહુદી વેપારી સુરતમાં આવ્યો છે અને ઔરંગઝેબને બતાવવા માટે ભારેમાં ભારે ઝવેરાત સાથે લાવ્યો છે. મહારાજે તરતજ એ વેપારીને પકડી મંગાવ્યો અને ઔરંગઝેબ માટે આણેલું ઝવેરાત બતાવવા કહ્યું. એણે એ વાત કબૂલ કરી નહિ તેથી એને ત્રણવાર ભોંય ઉપર પટકી તેની ગરદન ઉપર તલવાર મૂકી એને મારી નાંખવાની બીક બતાવી. યાહુદી જરા પણ ડગ્યો નહિ અને ઝવેરાત બતાવ્યું નહિ. બુધવારને રોજ લૂંટ ચાલી રહી હતી. તે દરમિયાન શિવાજી મહારાજે શહેરના શ્રીમંતોને અને લૂંટ માટે માહિતી આપી શકે એવા માણસોને પકડી કેદ કર્યાં.

## ૨. શિવાજી મહારાજના ખૂનની કોશિશ.

મુગલ સૂબેદાર સરદાર ઇનાયતખાન મંગળવાર સાંજથી જ કિલ્લામાં ભરાઈ ગયો હતો. શહેર ઉપર અને શહેરીઓ ઉપર આવી ભારે આફત આવી પહોંચી છતાં તે એમનું રક્ષણ કરવા માટે કે

એમને હિંમત આપવા માટે કિલ્લામાંથી બહાર નીકળ્યો નહિ. ઈનાયતખાન હિંમત વગરનો હતો, તેવોજ અક્કલમંદ પણ હતો. કિલ્લામાં બેઠાં બેઠાં એણે પોતાની અક્કલ દોડાવી અને શિવાજીના નાશ માટે એક કાવતરું રચ્યું. શિવાજીએ અફઝલખાનને પ્રતાપગઢમાં મુલાકાત વખતે માર્યો, તેવી રીતે અફ્ઝલખાનના મારનારને મારવાનો સુબેદારે નિશ્ચય કર્યો. શહેનશાહના મામા નવાબ શાહિસ્તખાનની હજારો યોદ્ધાઓની છાવણીમાં પેસી જેણે સેનાપતિ શાહિસ્તખાનની પોતાનીજ આંગળીઓ કાપી એ શિવાજીનો નાશ સુરતમાં કરવા માટે સુબેદારે પ્રપંચ રચ્યો. પોતે રચેલી કીમતી યોજનાને અમલમાં મૂકવાની એમની પોતાની શક્તિ ન હતી, એટલે એ કામ માટે એક હિંમતવાન યુવાનને આ મુગલ અમલદારે શોધી કાઢયો. પોતાની આવડત અને અક્કલ હોશિયારી મુજબ ઇનાયતખાને આ જુવાનિયાને ભણાવ્યો અને શિવાજીના ખૂન કરવા માટે મોકલ્યો. ગુરુવારે મહારાજને મુકામે જઇ આ જુવાનિયાએ જણાવ્યું કે સુબેદાર સરદાર ઇનાયતખાન તરફથી સુલેહ સંબંધી પત્ર લઇને આવ્યો છું અને આ પત્ર મારે રાજાને હાથોહાથ આપી તેનો જવાબ લેવો છે. આ જુવાનિયાને મહારાજ પાસે લઈ જવામાં આવ્યો. મહારાજની આજુબાજુએ અંગરક્ષકો ઉભા હતા. આ યુવકે ઈનાયતખાનનો પત્ર શિવાજી મહારાજને આપ્યો. આ પત્ર તો નામનું બહાનુંજ હતું. આ પત્રમાં મહારાજને અપમાનકારક શરતો લખીને મોકલવામાં આવી હતી. મહારાજ પત્ર વાંચીને ગુસ્સે થયા અને ગુસ્સામાં આ જુવાનને કહયું:-' તારો સુબેદાર તો નામર્દની માફક ખૂણામાં ભરાઇ બેઠો છે અને આવી મુર્ખાઈભરેલી શરતો લખીને મોકલે છે તેની એને શરમ નથી આવતી ? શું એ અમને એના જેવો બાયલો સમજે છે કે અમે એવી શરતો કબૂલ રાખીએ ? " આ શબ્દો સાંભળી પેલો જુવાન બોલી ઉઠ્યો:- "ના, અમે બાયલા નથી, મારે તમને કંઇ વધારે કહેવું છે... " એમ બોલતાં છુપાવી રાખેલી કટાર એણે કાઢી અને જુસ્સાથી મહારાજ ઉપર હુમલો કર્યો. ઉભેલા અંગરક્ષકોમાંથી એકે બહુ સફાઇથી એકદમ તલવારનો ઝટકો જુવાનના હાથ ઉપર માર્યો. હાથ તૂટી પડયો હતો કે મહારાજને એનો સખત ધક્કો લાગ્યો અને બન્ને નીચે પડ્યા. ખૂનીના હાથમાંથી નીકળના લોહીથી મહારાજ ભિંજાઇ ગયા, તે જોઇ પાસે ઊભેલા માણસોએ જાણ્યું કે મહારાજનું ખૂન થઈ ગયું. એટલે કબજે રાખેલા સુરતના કેદીઓની કતલ કરવાનો હુકમ કર્યો. મહારાજ એકદમ જમીન ઉપરથી ઊઠી ઉભા થયા અને કોઇ પણ કેદીને ઇજા નહિ કરવાનો એકદમ હુકમ કર્યો. આ બનાવ બન્યા પછી એ કેદીઓને મહારાજે પોતાની સામે ઉભા રાખ્યા અને તેમાંના ચારને ગરદન માર્યા અને ચોવીસના હાથ કાપ્યા, બાકીના બધાને છોડી દીધા.

## ૩. શિવાજી મહારાજ અને સુરતના પરદેશી વેપારીઓ.

જૂના કાગળો, લખાણ અને બખરો તથા ઇતિહાસોના આધારે એટલું તો સિદ્ધ થાય છે કે સુરતના પરદેશી ડચ અને અંગ્રેજ વેપારીઓએ સુરતનો બચાવ બહુ બહાદુરીથી કર્યો હતો. અંગ્રેજ વહેપારીઓને ખબર મળી કે સુરત લૂંટવા શિવાજી આવે છે, ત્યારે બીજા દેશી વહેપારીઓની માફક એ નાસી ગયા નહિ, પણ બચાવની તૈયારી કરવા મંડી પડયા. અંગ્રેજોએ પોતાના સિપાઇઓને ભેગા કર્યા અને ગામમાં સરઘસના આકારમાં ફેરવ્યા. લોકોને પડઘમ પીટીને જાહેર કર્યું કે શિવાજીની ચડાઈ સામે અમારા આટલા લોકોથી અમો બચાવ કરીશું. અંગ્રેજોની હિંમત જોઈ, તુર્ક અને આર્મિનિયન વેપારીઓને પણ હિંમત આવી. અંગ્રેજ કોઠીવાળા પાસે ૧૫૦ માણસો પોતાના હતા અને ૬૦ માણસો બીજા ઉમેર્યા. આમ ૨૧૦ માણસો પોતાની વખારોના બચાવ માટે તૈયાર કર્યા. અંગ્રેજ અને ડચ વેપારીઓ દેશી વહેપારીઓની માફક નાઠા નહિ, પણ એમણે પોતાના રક્ષણ માટે તૈયારી કરવાની હિંમત બતાવી એ સત્ય વાતની સાથે બીજી સત્ય વાત પણ જણાવવાની જરૂર છે કે આ વિકટ પ્રસંગે ડચ અને

અંગ્રેજ કોઠીવાળાઓએ બન્યો તેટલો પોતાનો માલ વહાણોમાં ભરીને સ્વાલી મહીન તરફ રવાના કર્યો. દેશી વેપારીઓ માલમિલ્કત મૂકીને જાન બચાવવા સુરત છોડી ચાલ્યા ગયા ત્યારે પરદેશી વહેપારીઓ પોતાનો બની શકે તેટલો માલ વગે કરી, હિંમતથી શહેરમાં રહ્યા. દેશી અને પરદેશી વેપારીઓની હિંમતની તુલના કરતી વખતે અથવા સરખામણી કરતી વખતે એક વાત ધ્યાનમાં રાખવાની જરુર છે અને તે એ કે દેશી વેપારીઓ જાણતા હતા કે મુગલ અને મરાઠાઓ વચ્ચે ભારે લડાઈ સળગેલી છે. શિવાજીની રૈયતને મુગલોએ વિધવિધ રીતે સતાવેલી છે. શિવાજીનો મુલક વેરાન કર્યો છે, એ બધાનું વેર લેવા માટે શિવાજી બળ્યો બળ્યો સુરત ઉપર ચડાઈ લઈ આવ્યો છે એટલે એકલી લૂંટ કરીને એ ધરાવાનો નથી. સુરતની પ્રજાને દુશ્મનની પ્રજા ગણીને એ ભારેમાં ભારે જુલમ અને અત્યાચાર કરી ત્રાસ ત્રાસ વર્તાવશે એટલે માલમિલ્કત ઉપરાંત એમના જાન પણ જોખમમાં હતા. જ્યારે અંગ્રેજ કોઠીના સંબંધમાં વાત તદ્દન જુદી જ હતી. ડચ અને અંગ્રેજ એ કંઈ મુગલ શહેનશાહની પ્રજા ન હતી. બહુ થાય તો શિવાજી એમને લૂંટી લે, એમની વખારો લૂંટે, પણ એમને મારી નાખી એમના ઉપર ત્રાસ વર્તાવવાની શિવાજીની નેમ હોયજ નહિ, એની આ વેપારીઓને ખાતરી હતી અને માલ ન લૂંટાય તે માટે જેટલો ખસેડી શકાય તેટલો માલ ખસેડવામાં આવ્યો હતો. આ બંને બાબતોને ધ્યાનમાં લીધા પછી વાંચકો આ સંબંધમાં નિર્ણય ઉપર આવશે, એવી આશા રાખવામાં આવે છે. પોતાની કોઠી અને વખારોનો બચાવ કરવા માટે અંગ્રેજ કોઠીવાળાઓ પાસે એમનાં વહાણોમાં ૪ નાની તોપો હતી તે કાઢી; સુરતના કોઈ વેપારીને ત્યાં પિત્તળની બે નાની તોપો હતી, તે માગી આણી અને તે બધી બચાવ માટે ગોઠવી દીધી. અંગ્રેજ અને દેશી મળીને ૨૧૦ સીપાઈઓ હતા. તેમની નાની નાની ટુકડીઓ બનાવી અને દરેક ટુકડીનો નાયક નક્કી કરી દરેકને શું કરવું, ક્યાં રહેવું અને સંકટ સમયે શી રીતે વર્તવું તેની સૂચનાઓ આપી દીધી. અંગ્રેજોએ તોપો અને માણસો કોઠીના બચાવ માટે ગોઠવી દીધાં હતાં. અંગ્રેજની કોઠીની નજીકમાં શેઠ સઈયદબેગનું મકાન હતું તે મકાન મહારાજનાં માણસો લૂંટતાં હતાં. થોડું ઘણું લૂંટયા પછી અને એની વખારોનો માલ લીધા પછી બાકી રહેલું લૂંટવા માટે ફરી આવ્યા ત્યારે અંગ્રેજ કોઠીવાળાઓએ મહારાજનાં માણસોને હરકત કરી. આ મકાનને આગ લગાડતી વખતે અંગ્રેજોનાં માણસો અને મહારાજનાં માણસો વચ્ચે ઝપાઝપી થઈ. મહારાજને આ વાતની ખબર પડી એટલે એમણે અંગ્રેજ કંપનીના પ્રમુખ સર જોર્જ ઑક્ઝેંડનને કહેવડાવ્યું કેઃ— "સૈયદબેગનું મકાન લૂંટવામાં તમારાં માણસોએ અમારાં માણસોને હરકત કરી છે એ ઠીક કહેવાય નહિ. જો મકાન પૂરેપુરું લૂંટવા દેવું ન હોય તો ૩ લાખ રૂપિયા મોકલી દેજો. જો તમે બેમાંથી કંઈ નહિ કરો તો મારે જાતે આવીને તમારાં માણસોની કતલ કરવી પડશે." આનો જવાબ અંગ્રેજ વેપારીઓના પ્રમુખે બહુ વિચારપૂર્વક શનિવારે આપ્યો કે "બેમાંથી એકપણ વાત અમારાથી બને એમ નથી. અમારા ઉપર જ્યારે ચડી આવવું હોય ત્યારે આવજો, અમો તે માટે તૈયાર છીએ. મોડા આવતા હો તો ઘડી વહેલા આવજો." અંગ્રેજોનો આ જવાબ એમની હિંમત બતાવે છે. આ જવાબ અંગ્રેજ પ્રજાનું પાણી બતાવે છે. પાણીદાર પ્રજાને શોભે એવો જવાબ અંગ્રેજ વેપારીઓના પ્રતિનિધિએ આપ્યો, તે શિવાજીને શનિવારે મળ્યો. અંગ્રેજ કોઠીવાળાના આ જવાબથી શિવાજી મહારાજ જરા પણ ગભરાય એવા ન હતા. સર જોર્જ ઑક્ઝેંડનના જવાબથી એમને અપમાન તો લાગ્યું, પણ અપમાનથી ભડકી ઊઠીને ગમે તે ભોગે અપમાનનો બદલો લે એવા એ તામસી ન હતા. મહારાજ ધારત તો અંગ્રેજ કોઠી ઉપર તરત હલ્લો લઈ જઈ શકત. સૈન્ય હતું, સાધન હતાં, કારણ હતું, હિંમત હતી, પણ સમય ન હતો. મુગલોની સાથે મહારાજ લડાઈ કરવા તૈયાર ન હતા. સુરતની લૂંટથી એમને પૂરેપુરો સંતોષ થયો હતો. જો અંગ્રેજ કોઠી ઉપર હલ્લો કરવામાં આવે તો દિવસો વધારે થઈ જાય અને મુગલ લશ્કર આવી પડે તો મેળવેલી લૂંટ પણ હાથમાંથી જતી રહે એટલે અપમાનથી ઉશ્કેરાઈ ને હાથમાં આવેલી બાજી જતી કરવી અથવા મેળવેલી લૂંટ

ખોવાનું જોખમ ખેડવું, એ મહારાજને ડહાપણભરેલું ન લાગ્યું. મહારાજ વિચારપૂર્વક અપમાન ગળી ગયા. શિવાજી મહારાજની જગ્યાએ જો કોઈ લાગણીને વશ થનારો તામસી વીર હોત તો અંગ્રેજ કોઠી ઉપર જરુર હલ્લો કરત અને તેથી લડાઈ લંબાત. અંગ્રેજ કોઠીવાળાનો જવાબ હિંમતભર્યો હતો એની ના ન પડાય, પણ એ હિંમતભર્યા જવાબથી મહારાજ ડરી ગયા અને તેથી તેમણે કોઠી ઉપર હલ્લો ન કર્યો એ માની શકાતું નથી. મહારાજ પાસે ૧૦,૦૦૦ માણસનું લશ્કર હતું. કંપનીના પ્રમુખના કબજામાં ૨૧૦ માણસો હતાં. મહારાજ ધારત તો તેમને મસળી નાખત, પણ નક્કી કરી રાખેલે દિવસે નીકળવાનું હોવાથી અને અનેક અડચણો એમના રોકાવાથી ઉભી થાય એમ હોવાથી એમણે કંપની તરફ નજર સરખી પણ કરી નહિ.

બીજું શિવાજી મહારાજે આ અંગ્રેજ વેપારીઓ માટે સારો અભિપ્રાય બાંધ્યો હતો. મહારાજ સુરત આવ્યા ત્યારે મિ૦ એન્ટની સ્મિથ નામનો એક અંગ્રેજ તેમના માણસોના હાથમાં આવ્યો હતો. તેને સુરતના બીજા કેદીની સાથે રાખવામાં આવ્યો હતો. ત્રીજે દિવસે જ્યારે મહારાજે એનો એક હાથ કાપી નાખવાનો હુકમ કર્યો, ત્યારે તેણે ભાગી તૂટી હિંદી ભાષામાં જણાવ્યું કેઃ—' મારો હાથ કાપો તેના કરતાં મારું માથું જ કાપી નાખો." એ ઉપરથી મહારાજના માણસોએ એના માથા ઉપરની ટોપી ઉતારી અને જ્યારે જાણ્યું કે આતો અંગ્રેજ છે, ત્યારે તેને માર્યો નહિ અને પ્રમુખ ઑક્સેંડન તરફ કંઈ સંદેશો લઈને મોકલ્યો હતો. અંગ્રેજ પ્રમુખે તેને પાછો જવા દીધો જ નહિ. આ મિ. એંટનીસ્મિથ જણાવે છે કે " શિવાજી એક તંબુમાં બેસતો અને કેદીને તેમની સામે લાવવામા આવતો. જે માણસ પોતાનું સંતાડેલું દ્રવ્ય બતાવતો નહિ, તેનો હાથ કે માથું કાપવાનો એ તરતજ હુકમ કરતો."

## ૪. આ ચડાઈમાં દિલદારપણાના દાખલા.

શિવાજી મહારાજે સુરત શહેર લૂંટયું ત્યારે સખ્તાઈ વાપરી હશે, તેની ના ન પડાય. પણ સખ્તાઈ કેટલા પ્રમાણમાં વાપરવામાં આવી હતી અને જે કામ માટે શિવાજી મહારાજ આવ્યા હતા તેને માટે એ સખ્તાઈ તે જમાનામાં જરુરી હતી કે બીનજરુરી, એ વિચાર વાચકોએ કરવાનો રહ્યો, પણ આપણે એમની સખ્તાઈના સંબંધમાં કંઈક જાણીએ તે પહેલાં આ ચડાઈમાં પણ મહારાજે જે દિલદારપણું દાખવ્યું છે, તેના દાખલા તપાસીશું, તો એમની સખ્તાઈના સંબંધમાં વિચાર કરતી વખતે આ દાખલાઓ મદદરૂપ થઈ પડશે.

૧. ગણદેવીથી નીકળીને સુરતથી દૂર તા. ૫ મીએ સાંજે મહારાજે મુકામ કર્યો હતો. ત્યાંથી એમણે સરદાર ઈનાયતખાનને લખી જણાવ્યું હતું કે તે, શેઠ હાજી સૈયદબેગ, શેઠ બહારજી વહોરા તથા શેઠ હાજી કાસમ મળી ચારે જણે રૂબરૂ આવી ખંડણીની રકમ નક્કી કરી જવી અને તેમ નહિ કરવામાં આવે તો સુરતનો નાશ કરવાની ચેતવણી આપી હતી. મહારાજે લૂંટ અને આગ શરૂ કરતાં પહેલાં મુગલ અધિકારીને રૂબરૂ મળી વાટાઘાટ કરવાનો પૂરેપૂરો વખત આપ્યો હતો. મહારાજે સુરતને લૂંટવાની શરૂઆત કરી ત્યારે તેમણે સૌથી પહેલો હલ્લો તો જકાતી માલની સરકારી વખારો ઉપર કર્યો હતો. ત્યારપછી શહેરના બીજા ભાગમાં લૂંટ શરૂ થઈ.

૨. તા. ૫ મીએ રાત્રે બોલાવેલા માણસો શિવાજીને મળવા ન ગયા અને સવારે પણ ન ગયા. એ સુરત આવી પહોંચ્યા પછી પણ આ સંબંધમાં એમને કોઈપણ મળવા અગર આ સંબંધમાં વાતચીત કરવા ન ગયું એટલે લૂંટની શરૂઆત કરી.

૩. શહેરની લૂંટ ચાલતી હતી, ત્યારે મહારાજના ખૂનની કોશિશ કરવામાં આવી. તેમણે

થયેલું ધારી, એમના અમલદારોએ પરહેજ કરેલા કેદીઓની કતલ કરવાની વાત કરી. આ સાંભળતાંની સાથે જ મહારાજ એકદમ ઊઠયા અને કેદીઓની કતલ નહિ કરવા તરત જ હુકમ કર્યો.

૪. સુરત લૂંટાઈ રહ્યું હતું ત્યારે ફ્રાધર એમ્બ્રોઈઝ નામનો ફ્રેન્ચ પાદરી હિંમત પકડીને મરાઠાની છાવણીમાં ગયો અને મહારાજ સાથે વાત કરવાની ખાએશ જણાવી. મહારાજે તરતજ મુલાકાત આપી. આ પાદરીએ એનાં માણુસોને કોઇ ન સતાવે એ બંદોબસ્ત કરવા મહારાજને વિનંતિ કરી. પાદરીની વિનંતિ ધ્યાનમાં લઈને મહારાજે હુકમ કર્યો કે " આ પાદરી લોકો બહુ સારા આચરણવાળા હોય છે. એમને અને એમના લોકોને કોઈ હેરાન ન કરે." મહારાજના હુકમ મુજબ પાદરીના મકાનને કે તેમના માણુસોને કોઈએ હેરાન ન કર્યા. પાદરીના મકાનની પાછળ વેપારીઓ ધન અને ઝવેરાત સંતાડી ગયા હતા, તેની ખબર મળી એટલે મકાનને નુકસાન કર્યા વગર એ ધન મહારાજનાં માણુસો ખોદીને લઈ ગયા. એમની મુલાકાતે જતું તેને તરતજ મળતા અને એની વાત સાંભળી ઘટિત કરવા એ ચૂકતા નહિ.

૫. સુરતના ડચ વેપારીઓનો એક દલાલ શેઠ મોહનલાલ પારેખ નામનો હતો. એના ઘરમાં પુષ્કળ ધન હતું. મકાન પણુ મોટું અને ભવ્ય હતું. માલદાર માણુસોની ગણતરીમાં આ ઘર ગણાઈ ગયું. પૂરી તપાસમાં મહારાજે જાણ્યું હતું કે શેઠ મોહનલાલ તો ગુજરી ગયા છે પણુ તેમની વિધવા અને તેનું કુટુંબ એ ઘરમાં હતું. એ મકાન લૂંટવાની મહારાજે તરતજ ના પાડી. મહારાજે જણાવ્યું કે "શેઠ મોહનલાલ પરીખ બહુ નીતિવાળો વેપારી હતો. એણે શીલ સાચવીને વેપાર કર્યો હતો એવી એની ખ્યાતિ છે. એવા પુરુષના મકાનને આંગળી સરખી પણુ આપણે ન અડકાડવી જોઈએ."

શિવાજી મહારાજની સુરતની લૂંટના સંબંધમાં અને એમણે ત્યાં વાપરેલી સખ્તાઈના સંબંધમાં એમના ઉપર ટીકા કરતાં પહેલાં એ સૈકા ઉપર અથવા એ જમાના ઉપર નજર નાખવાની જરૂર છે. સુરતની લૂંટમાં શિવાજી મહારાજ એક કરોડથી વધારે કિંમતનો માલ લઈ ગયા હતા. ફ્રેન્કો વેલેન્ટાઈન જણાવે છે કે સુરતનું નુકસાન ૩ કરોડ રૂપિયાનું આંકી શકાય. એ લેખક આગળ લખે છે કે મહારાજે ભારે કિંમતનું ઝવેરાત અને કીમતી વસ્તુઓ જ સાથે રાખી. લૂંટમાં મેળવેલી બધી ચીજોનો ભાર એમણે સાથે રાખ્યો ન હતો. ભારે કિંમત સિવાયની બધી ચીજો એમણે સુરતમાં જ ગરીબોને વહેંચી દીધી. તે સંબંધમાં એ નીચે પ્રમાણે લખે છેઃ—

" He and his fellows appropriated only the most valuable spoils and distributed the less valuable things, which could only hamper their retreat, among the poor, where by many acquired much more than they had lost through fire and pillage."

સુરતમાંથી શિવાજી મહારાજને વેપારીઓ તથા મુગલોના ઘણા ઘોડા હાથ લાગ્યા હતા. મહારાજ બધા ઘોડાઓ લઈ ગયા અને મહારાષ્ટ્રમાં લઈ ગયા પછી સુરતથી આવેલા દરેક ઘોડાની ગરદન ઉપર ચોકડીનું ચિહ્ન કરાવ્યું અને એ ઘોડાઓની એક નવી લશ્કરી ટુકડી બનાવી.

રવિવાર તા. ૧૦ મી જાન્યુઆરીને રોજ સવારના ૧૦ વાગે, શિવાજી મહારાજ પોતાના લશ્કર સાથે જેવી ઝડપથી સુરત આવી પહોંચ્યા હતા તેવી ઝડપે, સુરતથી નીકળ્યા અને બાર માઈલ દૂર જઈને મુકામ કર્યો. એવી રીતે જરુર પડે ત્યાં મુકામ કરતાં કરતાં મહારાજ સુરતની લૂંટ લઈને રાયગઢ જઈ પહોંચ્યા. શિવાજી મહારાજ લશ્કર સાથે સુરત છોડી ચાલ્યા ગયા એ વાત પણુ વીજળી-વેગે ફેલાઈ. લોકોએ જાણ્યું કે મહારાજ ગયા, પણુ લોકોની બીક ભાગી નહિ અને શહેરમાં પાછા આવવાની લોકો હિંમત ધરતા ન હતા. સુરતથી થોડે દૂર જઈ શિવાજી ભરાઈ બેઠો છે અને શહેરમાં

લોકો પાછા જશે એટલે એ પાછો અચાનક છાપો મારશે એમ પણ કેટલાકને લાગતું હતું. શહેરની મદદે જાન્યુઆરીની તા. ૧૭ મી રવિવારને રોજ મુગલ લશ્કર આવી પહોંચ્યું ત્યારે લોકોને હિંમત આવી અને લોકો પાછા ગામમાં આવવા લાગ્યા. સુબેદાર સરદાર ઈનાયતખાન પણ મુગલ લશ્કર લઈને સેનાપતિ દિલેરખાન સુરત આવી પહોંચ્યો ત્યાર પછી કિલ્લામાંથી બહાર નીકળ્યો. આ સુબેદાર ઉપર સુરતની પ્રજા બહુ ગુસ્સે થઈ હતી. દુશ્મનના કબજામાં પ્રજાને મૂકીને પોતાના જાન બચાવવા માટે બાયલાની માફક કિલ્લામાં ભરાઈ બેસનાર સુબેદારને પ્રજાએ ધિક્કાર્યો. પ્રજાએ એની ફજેતી કરી અને એના ઉપર ધૂળ પણ ફેંકી. અનેક રીતે આ અમલદારનું પ્રજાએ અપમાન કર્યું. પોતાના બાપનું અપમાન જોઈ ઈનાયતખાનનો પુત્ર પ્રજા પર ગુસ્સે થયો અને આવેશમાં આવી જઈને ગોળીબાર કરી એક બિચારા હિંદુ વેપારીનો જાન લીધો. અંગ્રેજોએ પોતાની કોઠીનું બહુ બહાદુરીથી રક્ષણ કર્યું અને પોતાની માલમિલ્કતનું રક્ષણ કરતાં આજુબાજુના ભાગનું પણ રક્ષણ થયું. લોકો આ અંગ્રેજ કોઠીવાળાઓ ઉપર રાજી રાજી થઈ ગયા. મુગલ સેનાપતિ સરદાર દિલેરખાન શહેરના રક્ષણ માટે આવ્યો ત્યારે તેની મુલાકાતે સર જ્યોર્જ ઓક્સેન્ડન ગયો અને પોતાની બંદૂક સેનાપતિના પગ પાસે મૂકી બોલ્યોઃ—" હવે શહેરના રક્ષણની જવાબદારીમાંથી હું મુક્ત થયો છું. હવે સુરતનું રક્ષણ કરનાર આપ છો." પછી મુગલ સેનાપતિએ અંગ્રેજ કોઠીવાળાનાં વખાણ કર્યાં અને પ્રમુખને એક ઘોડો, શિરપાવ તથા તલવાર આપવામાં આવ્યાં. પ્રમુખે આ બધાનો જવાબ વાળતાં કહ્યું કે " આ શિરપાવ, તલવાર તથા ઘોડો એ અમારાં કામની કદર છે એ હું સમજું છું પણ એવી કદર તો સૈનિકની હોય. અમે તો વેપારી છીએ એટલે અમારી કદર આવા શિરપાવથી નહિ પણ અમારી વેપારી સગવડો વધારી આપ્યાથી જ થશે." સુરતના લોકો ઉપર આ આફત આવી તે માટે શહેનશાહે દિલગીરી જાહેર કરી અને રૈયત તરફની લાગણીને લીધે આયાત માલ ઉપરની જગાત અને ટોલ એક વર્ષ માફ કર્યાં. ડચ અને અંગ્રેજ લોકોએ જે હિંમત બતાવી તે માટે તેમની કદર કરી, તેમના માલ ઉપરની એક ટકા જગાત માફ કરવામાં આવી. અંગ્રેજ કોઠીવાળાના પ્રમુખ સર જ્યોર્જ ઑક્સેંડનનાં વખાણ કરી તેને એક સોનાનો ચાંદ આપવામાં આવ્યો. જગાતની જે માફી આપવામાં આવી તેનો અમલ ૧૬ મી માર્ચ, ૧૬૬૩ ના દિવસથી કરવાનું ફરમાન છૂટયું. સુરત શહેરની આજુબાજુએ પથ્થરની દીવાલ ચણી લેવાનો હુકમ થયો. સુબેદાર ઈનાયતખાનને તેણે કરેલા ગંભીર ગુના માટે શહેનશાહ સન્મુખ ખડો કરવામાં આવ્યો અને તેની જગ્યાએ સુરતના સુબા તરીકે સરદાર ગ્યાસુદ્દીનખાનને નીમ્યો. થોડા જ દિવસમાં પાછી વ્યવસ્થા થઈ ગઈ અને સુરતનો વેપાર પાછો જામ્યો.

સુરત ઉપરની ચઢાઈના સંબંધમાં ઇતિહાસો, બખરો, તે સમયના પરદેશી વેપારીઓએ પોતાને દેશ આ બનાવના સંબંધમાં લખેલા પત્રો અને મોકલેલાં લખાણ વાંચી તપાસી તે ઉપરથી જે માહિતી મળી આવી તે ઉપર જણાવી છે. શિવાજી મહારાજે સુરતની લૂંટ વખતે જે સખ્તાઈ બતાવી અગર વાપરી તેના સંબંધમાં કેટલાક અંગ્રેજ ગ્રંથકારોએ મહારાજ ઉપર જબરા હુમલા કર્યા છે. કેટલાય હિંદી ઇતિહાસરસિકોએ પણ મહારાજને માથે આ સખ્તાઈનો આરોપ અંગ્રેજ મિ. એન્ટની સ્મિથના કહેવાથી ઠોકી બેસાડયો છે. આ બનાવના સંબંધમાં જાણીતા ઇતિહાસકારોના ઉતારા વાંચકોની આગળ રજુ કરીશું. સુરતની લૂંટના સંબંધમાં પ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રી. ગોવિંદ સખારામ સરદેસાઈ બી. એ. **मराठी रियासत** માં લખે છે કેઃ– "મુગલ શહેનશાહતની પશ્ચિમ ભાગની રાજધાની જે સુરત શહેર તે લૂંટવા માટે અંગ્રેજ ગ્રંથકારોએ શિવાજી ઉપર ગજબ ગુજાર્યો છે. શિવાજી અને ઔરંગઝેબની વચ્ચે ખુલ્લું યુદ્ધ ચાલી રહ્યું હતું અને શિવાજીના રાજ્યમાં મુગલ લશ્કર ચાર વરસથી તોફાન મચાવી રહ્યું હતું. શિવાજીની રાજધાની પુના શહેર તે કબજે કરીને શિવાજીનું મકાન ચાર

વરસથી મુગલ સૂબેદાર વાપરતો હતો. આવા સંજોગોમાં શિવાજીએ સુરતનું નાક દાબીને પૂનાનું મોં ખુલ્લું કર્યું. શિવાજીની આ અજબ યુક્તિ આજકાલની યુદ્ધકળામાં પણ પ્રશંસા પામે એવી છે. આ પ્રકાર એટલો ખુલ્લો છે કે તેના ઉપર વધારે ચર્ચા કરવાની જરૂર જ નથી."

સુરતની લૂંટના સંબંધમાં કલકત્તા યુનિવર્સિટીના ઇતિહાસના લેકચરર ડૉ. સુરેન્દ્રનાથ સેન "પરદેશીઓનાં જીવન ચરિત્રો" નામના પુસ્તકમાં લખે છે કે—

"જે મહત્ત્વની ઘટનાઓ પ્રતિ પરદેશી મુસાફરોનું ધ્યાન ખેંચાયું હતું તેમાંની થોડીક તપાસીએ. સુરત તે વખતે હિંદનું પશ્ચિમનું મુખદ્વાર અને દરિયાપારના પરદેશી પ્રવાસીઓ તથા યાત્રીઓનું સંયોગસ્થાન હતું. બર્નિયર, ટેવર્નિયર, થીવેનો, કેરી, ફ્રેયર, લુઈ સ્કેલીયર, ગેરી ઓવિંગટન, ડિલાહય ડેલન અને ગોતિઅર શુટન વગેરે બધા સુરત આવી ગયા હતા અને જોન ફ્રેયરની ભાષામાં કહીએ તો એ સમૃદ્ધ બંદર શિવાજીની તિજોરી રૂપ હોઈ, મરાઠાઓએ સુરતની જે લૂંટ કરી હતી તે સંબંધી એ બધામાંથી પ્રત્યેકે કંઇકને કંઇક કહ્યું છે. ઈ. સ. ૧૬૬૪ માં શિવાજી એકાએક એ હતભાગી નગર ઉપર વાવાઝોડાની માફક તૂટી પડ્યો અને મનગમતી રીતે તેણે તેને લાગલાગટ ચાર દિવસ સુધી લૂંટયું અને બાળ્યું. શહેરનો સૂબો નાસી જઇ કિલ્લામાં ભરાયો અને બિચારા ભયગ્રસ્ત લોકોને તેણે નસીબને આસરે છોડ્યા. મરાઠા સરદારના સાહસને અત્યંત સમૃદ્ધ લૂંટે વધાવ્યું અને તે વખતના એક પરદેશીએ એક કાગળમાં લખ્યું હતું તેમ " શિવાજીના સૈનિકોએ સોનું, રૂપું, હીરા, મોતી માણેક કે એવી કીમતી વસ્તુઓ સિવાય બીજી કોઈ પણ વસ્તુને હાથ લગાડવામાં પણ હીણપત લેખી " હેન્રી ગેરીએ અર્લ ઓફ્ માર્લબરોને લખ્યું હતું કે શિવાજી પોતાની સાથે અઢળક દ્રવ્ય લઈ ગયો. ભરોંસાપાત્ર રીતે એમ કહેવાય છે કે એક કરોડ રૂપીઆ જેટલું તે હશે. ધનાઢ્ય વેપારીઓ અને તેમના સાધારણ પાડોશીઓ પાસે આટલું અઢળક દ્રવ્ય પડાવી લેવાની ક્રિયામાં જુલમ, નિર્દયતા, ખૂનરેજી વગેરે પાશવતાનો આશરો અવશ્ય લેવાયો હશે. શિવાજી ત્યાં ( સુરતમાં ) કોઈ દયાના કે પરમાર્થના કાર્યને અંગે ગયો ન હતો. શાહિસ્તખાન ઉપરના તેના રાત્રીના હલ્લાને પરિણામે તેણે અપાર નૈતિક વિજય મેળવ્યો હતો. તે વિજયનો પૂરો લાભ ઉઠાવવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો. તે સંકલ્પની સિદ્ધિમાં તે અહીં આવ્યો હતો. આવા સાહસમાં રહેલા આર્થીક લાભો અવશ્ય પ્રેરણાજનક હતા. પણ શિવાજીના સાહસમાં પૈસાનું એક માત્ર પ્રલોભન ન હતું. તેને તો પોતાના દુશ્મનની રૈયતનાં હૃદય થથરાવી મુકવાં હતાં અને તેના સૈનિકો લડતના ઝનુનમાં અને આવેશને વશ થઈ પોતાના નાયકના આ મૂળ આશય કરતાં વધુ પડતા આગળ ગયા હોય એ સંભવિત છે. ગેરી કહે છે કે તેણે ત્રણ હજારથી વધુ ઘરોને આગ લગાડી બાળી મૂક્યાં. ખુનામરકી, લુંટફાટ અને સંહાર તો યુદ્ધ દરમ્યાનની સામાન્ય ઘટનાઓ લેખાય.

"આમ છતાં સર જદુનાથ સરકાર શિવાજી ઉપર એવા અત્યાચારોનો આરોપ કરે છે કે જે કોઈ પણ સંજોગોમાં માફ કરી શકાય એવા નથી. તે જણાવે છે કે " તેણે કેદીઓને પોતાની સામે બોલાવ્યા અને તેમાંનામાંથી મનસ્વીપણે ચારનાં માથાં અને બીજા ૨૪ ના હાથ કાપી નાખી બાકીનાને તેણે બચાવ્યા. " જ્યારે કોઈ નગર ઉપર હલ્લો આવી રહ્યો હોય તે સંજોગોમાં કોઈ નિર્દોષ નાગરિક ઉપર જો કોઈ સૈનિક અત્યાચાર કરે તો તેને માફ કરી શકાય પણ પોતાના અસહાય કેદીઓનાં અંગ કાપનાર સેનાપતિને તો કદી પણ માફ નહિ કરાય. સામાન્ય મત અનુસાર શિવાજી પોતાના યુગના દુર્ગુણોથી મુક્ત હતો. એમ મનાય છે કે અનાવશ્યક ક્રૂરતા તેણે કદી પણ કરી ન હતી, પરંતુ જો સર જદુનાથ સરકારનું વિધાન સ્વીકારવામાં આવે તો એ મરાઠા વીર સંબંધી આપણી માન્યતાઓ ફરી તપાસી જવી પડશે.

" પુરાતત્ત્વીય અને ઐતિહાસિક શોધખોળમાં એક સર્વમાન્ય સૂત્ર એ છે કે કોઈ પણ વિષયનો પંડિત, પછી તે ગમે તેટલો મોટો કેમ ન હોય, તે વિષયનાં મૂળ સાધનો કરતાં વધુ પ્રમાણભૂત નહિ લેખાય. ( એટલે કે તે જે વિધાનો રજૂ કરે, તે વિધાનો જે મૂળ વસ્તુ ઉપરથી યોજાયાં હોય તે મૂળ વસ્તુ કરતાં વિધાનો વધુ પ્રમાણભૂત નહિ લેખાય. ) અલબત્ત, સર જદુનાથ સરકાર જેવી વ્યક્તિ જે કંઈ વિધાન રજૂ કરે, તેમાં અવશ્ય વજૂદ હોય જ પણ શિવાજીના દુર્વર્તન સંબંધીનું તેમનું વિધાન જે સાધનો ઉપરથી તેમણે યોજ્યું છે તેના કરતાં વધુ પ્રમાણભૂત ભાગ્યે જ લેખાય. ( એટલે કે મૂળ જ ખોટું હોય તો શાખા સાચી ક્યાંથી સંભવે ? ) ઍસ્કેલિયટ, ગેરી અને સુરતની કાઉન્સિલના અંગ્રેજ પ્રમુખે પોતાના શેઠને લખેલા કાગળ ઉપરથી શિવાજી ઉપર જે આરોપ મૂકવામાં આવ્યો છે, તેને બર્નિયર, મેનોકસી, થીવેનો, અને કેરી તરફથી મુદ્દલ ટેકો મળતો નથી. વળી તે વખતના વલંદા કોઠીવાળા જે સુરત હતા, તેમનાં જેટલાં લખાણો આપણી પાસે મોજૂદ છે તેમાંથી પણ પોતાના પાડોશી અંગ્રેજ કોઠીવાળાઓએ શિવાજી ઉપર કરેલા આરોપને ટેકો મળતો નથી. ઍસ્કેલિયટ અને ગેરી એ વખતે સુરત હતા અને 'લોયલ મરચન્ટ' નામના વહાણમાંથી કેટલાક ખારવાઓને અંગ્રેજ કોઠીનું રક્ષણ કરવા મોકલવામાં આવ્યા હતા. તેમના કાગળો ઉપર દૃષ્ટિ કરવાથી પણ જોઈ શકાશે કે તેઓ જે ઘટનાનો ઉલ્લેખ કરે છે, તે ઘટના પ્રમુખે, પાદરીએ, ગેરીએ, કે લોયલ મરચન્ટના કપ્તાને જોઈ ન હતી. ઍન્ટનીસ્મિથ નામના કોઠીવાળા પાસેથી એમણે એ હકીકત સાંભળી હતી, એટલે એ હકીકતના સમર્થનમાં એ બધાંનાં વિધાનો ભાગ્યે જ એક બીજાનાં પૂરક લેખાય. મિ. ઍન્ટનીસ્મિથ ત્રણ દિવસ સુધી મરાઠાઓના હાથમાં કેદી તરીકે રહ્યો હતો. તેની પાસેથી સાંભળેલી વાત ઉપરથી ઉપર જણાવેલા ચાર અંગ્રેજોએ શિવાજીએ ૨૬ કેદીઓના હાથ કાપી નાખ્યાની વાત લખી હતી. એ પ્રત્યેક સ્પષ્ટ રીતે લખે છે કે ઍન્ટનીસ્મિથના કહેવા ઉપરથી તેમણે એ લખ્યું હતું. એટલે ઍન્ટનીસ્મિથ સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ તરફથી શિવાજીની આ ક્રૂરતા સંબંધી ટેકો મળતો નથી. સર જદુનાથ સરકારનું પ્રમાણ ટૂંકમાં આ ઍન્ટનીની વાત ઉપર અવલંબે છે. સામાન્ય સંજોગોમાં કોઈ એક વિશ્વાસપાત્ર વ્યક્તિની હકીકત, પછી ભલે તેને કંઈ ટેકો કે તે સંબંધી બીજો કંઈ પુરાવો ન હોય તો પણ માની શકાય અને તે જમાનામાં હાથ, કાંડાં કાપી નાખવાની પ્રથા પ્રચલિત હતી, એટલે સર જ્યૉર્જ ઓકઝેંડન કે રેવરંડ-જોન ઍસ્કેલિયટ જેવી વ્યક્તિઓ તરફથી એવો આરોપ મૂકવામાં આવ્યો હોત તો તે હકીકત કદાચ સંભવિત લેખાત—જો કે સંપૂર્ણ સત્ય તો નહિ જ—પણ ઍન્ટનીસ્મિથ અત્યંત શંકાસ્પદ ચારિત્રનો માણસ હતો. સુરતથી ઈસ્ટ ઈંડિયા કંપની ઉપર ઈ. સ. ૧૬૬૫ ના માર્ચની ૩૧ મી તારીખે લખાયેલા એક પત્રમાં તેની વર્તણૂંકનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવેલું છે:– " આ પૃથ્વી ઉપર એના ( ઍન્ટનીસ્મિથ ) કરતાં વધુ અધમ અને નાસ્તિક ભાગ્યે જ જન્મ્યો હશે. બળવાખોર શિવાજી જ્યારે અહીં આવ્યો ત્યારે તે તેના હાથમાં સપડાયો અને છૂટ્યા પછી ( અમને ચોક્કસ પ્રમાણ મળ્યાં છે, તે મુજબ ) આપની મિલકત, ઘરબાર, નોકરો વગેરે બધાંને તે તેના હાથમાં દગાથી સોંપી દેવા માંગતો હતો. બળવાખોર ઉપર મોકલવા તેણે લખેલા એક પત્રમાંથી આ મળી આવ્યું હતું............ આ અને લખતાં પણ કંટાળો આવે એવી તેના ચારિત્રની અનેક ક્ષતિઓથી થાકી અમે તેને આપની સન્મુખ રજુ થવા રવાના કર્યો છે." જેને પોતાના દેશબાંધવોએ આવો હલકો ચીતર્યો છે, તે માણસના કથનમાં અને જેને કોઈ પણ પ્રકારનો સીધો કે આડકતરો ટેકો નથી મળેલો તેના કથનમાં કેટલો વિશ્વાસ મૂકવો !

" સુરતના લોકોનું રક્ષણ કરવાની કોઈપણ રીતે શિવાજીની નૈતિક ફરજ ન હતી. એમ છતાં લૂંટ કરવામાં તેણે અવિચારીપણું દાખવ્યું ન હતું. બર્નિયરે સુરતની પહેલી લૂંટનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે:–" હાથમાં તલવાર લઈને એ ધસી આવ્યો અને લગભગ ત્રણ દિવસ સુધી લોકોને પોતાની છુપાવેલી દોલત બતાવવા ત્રાસ પમાડતો ત્યાં રહ્યો. જે પોતાની સાથે ન લઈ જઈ શક્યો તે બધું બાળી,

કોઈપણ જાતના વિરોધ વિના લાખો રૂપિયાની કિંમતનું અઢળક સોનું, રૂપું, મોતી, રેશમી કાપડ, કિનખાબ અને બીજી પાર વિનાની વસ્તુઓ લઈ, શિવાજી પાછો ગયો." આ ફ્રેન્ચ વૈદ્ય પાછળથી ઉમેરે છે કેઃ-"શિવાજી, સાધુ શિવાજીએ કેપ્યુચીન પાદરી રેવરંડ ફાધર એંબ્રોઝના રહેઠાણને સન્માનપૂર્વક હાથ અડકાડયો ન હતો. એ વાતનો ઉલ્લેખ કરવાનું હું ભૂલી ગયો. તેણે કહ્યું કે "ફ્રેંકીશ પાદરીઓ ભલા છે, તેમને સતાવવામાં નહિ આવે." વળી તેણે ડચ લોકોના એક સદ્ગત દલાલના ઘરને પણ હાથ અડકાડયો નહિ, કારણ કે એ દલાલે પોતાના જીવન દરમિયાન ભારે સખાવત કરી હતી." એવી જ રીતે અંગ્રેજ લોકોનાં અને વલંદાઓનાં રહેઠાણ પણ તેના સપાટામાંથી ઊગરી ગયાં, એનું કારણ એ ન હતું કે તેમને એ બધા તરફ સન્માનની લાગણી હતી પણ એ લોકોએ ભારે મક્કમતા અને શૌર્ય બતાવી, પોતાનો સુંદર બચાવ કર્યો. ખાસ કરીને અંગ્રેજોએ પોતાનાં વહાણના ખારવાઓની મદદ વડે પોતાનાં ઘરો જ નહિ પણ પોતાનાં પાડોશીઓનાં ઘર સુદ્ધાં બચાવ્યાં. કૉન્સ્ટેન્ટિનોપલના વતની એક યાહુદી (જ્યુ)ના જક્કીપણાએ બધાંને ચકિત કર્યાં હતા. શિવાજીને ખબર હતી કે તેની પાસે મહા મૂલ્યવાન હીરા હતા અને તે ઔરંગઝેબને વેચવા માટે લાવ્યો હતો. પણ મક્કમતાપૂર્વક તેણે એ વાતનો ઈન્કાર કર્યો. ત્રણ વખત તેને માથું ઉડાવવાની ધમકી સાથે તેના માથા ઉપર તલવાર વીંઝવામાં આવી, પણ તે મુદ્દલ ડગ્યો નહિ. જિંદગી કરતાં પૈસાને વધુ વહાલા લેખનાર યાહુદી (જ્યુ) લોકોને બરાબર છાજે તેવું તેનું આ વર્તન હતું. આ ઘટનામાં એક માલમતાવાળો પુરુષ તેની પાસે માલમતા છે, એવી ખાતરી હોવા છતાં માત્ર ધમકીઓ પામીને જ છટકી ગયો હતો, એમ આપણે જોઈ શકીએ છીએ. વળી કેપ્યુચીન પાદરીના સદ્વર્તનને લીધે અને હિંદુ દલાલની સખાવતને લીધે તેમની મિલ્કતને સન્માનપૂર્વક સુરક્ષિત રાખવામાં આવી હતી એ પણ આપણે જોઈ શકીએ છીએ. આ ઘટનાઓ પૂરી પાડનાર બર્નિયર વિશ્વાસપાત્ર છે, છતાં એ ઘટનાઓ તેના એકલા તરફથી જ નથી રજૂ થયેલી. તેને જીન-ડી-થીવેનો અને બારથેલોમ્યુ કારીનો પણ ટેકો છે. એથી સર જદુનાથ સરકારે એન્ટની સ્મિથના કથન ઉપરથી શિવાજી ઉપર મૂકેલા ક્રૂરતાના આરોપને કોઈ પણ રીતે સમર્થન તો નથી જ મળતું."

× × × × ×

શિવાજી મહારાજ ઉપર સુરતની લૂંટ વખતે પ્રજા ઉપર ક્રૂરતા અને નિર્દયતા વાપર્યા સંબંધી પૂર્વ અને પશ્ચિમ તરફના કેટલાક ગ્રંથકારો તરફથી આક્ષેપો કરવામાં આવ્યા છે. તે કેવા પ્રકારના છે અને તે માટેના પુરાવા કેટલા લુલા છે, તે ઉપરના લખાણ ઉપરથી વાંચકો સમજી શકયા હશે. શિવાજી મહારાજ જે જમાનામાં સત્તામાં આવ્યા, તે જમાનામાં તો પ્રજા ઉપર ભારે જુલમ ચાલી રહ્યો હતો. પોતાની પ્રજા ઉપર પણ રાજાઓ અને તેમના અમલદારો જુલમ અને અત્યાચાર કરતા, તો દુશ્મનની પ્રજાને પીડવામાં તો મણા જ શેની રાખે ? એ જમાનો એવો હતો છતાં, શિવાજી મહારાજ એ દુર્ગુણોનો ભોગ ન હોતા થઈ પડયા એ આપણે ઇતિહાસ ઉપરથી જોઈ શકીએ છીએ. એન્ટનીસ્મિથ જેવા ચારિત્ર્યહીણ, નિમકહરામ અને નીચ અંગ્રેજના શબ્દ ઉપર વિશ્વાસ રાખી, તેના શબ્દોને મહાવાક્ય માની લઈ શિવાજી મહારાજ જેવા ઉમદા રાજા ઉપર આક્ષેપ કરનાર ગ્રંથકારો, એમની પ્રામાણિક માન્યતા એન્ટનીસ્મિથના શબ્દો ઉપરથી જ બંધાઈ હોય તો, ડૉ. સુરેન્દ્રનાથ સેનનું ઉપરનું લખાણ વાંચી પોતાની માન્યતામાં જરુરી ફેરફાર કરશે એવી આશા રાખવામાં આવે છે. શિવાજી મહારાજ સત્તરમા સૈકામાં થયા, પણ એક યોદ્ધા અને વીર તરીકે એ અજબ ચારિત્ર્ય ધરાવતા હતા. વીસમી સદી બહુ સુધરેલી મનાય છે અને તે વીસમી સદીમાં સુધરેલા દેશોમાં યુરોપ ખંડમાં સુધરેલી પ્રજા બીજી સુધરેલી પ્રજા ઉપર વિજેતા તરીકે જુલમ કરવામાં કેટલે દરજ્જે જંગલીપણું બતાવે છે તે આપણે જાણીશું તો આપણને શિવાજી મહારાજના સુરતની લૂંટમાં એમણે બતાવેલી ક્રૂરતા ( એ

વાત સાચી નથી, પણ દલીલની ખાતર ઘડીવાર એમ માની લઈએ તો ) ના સંબંધમાં સુધરેલા દેશના ગ્રંથકારોએ અને તેમનું જોઈ અથવા વાંચી આ દેશના ગ્રંથકારોએ મહારાજને કેટલો અન્યાય કર્યો છે તેનો ખ્યાલ આવશે. આ જમાનામાં અને વીસમી સદીમાં વિજય પામેલી પ્રજા જીતાયલા ઉપર વેર વસુલ કરવા માટે કેવા પ્રકારના જુલમ ગુજારે છે તેનો એક નમૂનો આ નીચે વાંચકોની જાણ માટે આપું છું:—

છેલ્લામાં છેલ્લા જગપ્રસિદ્ધ જર્મન યુદ્ધ અને વર્સેલ્સનું તહનામું થયું. તેની રૂએ ફ્રેંચ લોકોએ રાઈન પ્રદેશનો કબજો લીધો. ત્યાર પછી જર્મન લોકો ઉપર વિજેતાઓએ કેવા અત્યાચાર ગુજાર્યા તે માટે ઇટલીનો પ્રસિદ્ધ ફ્રાન્સિસ સ્કોનિટ્ટી " The Decadence of Europe " નામના પુસ્તકમાં નીચે પ્રમાણે લખે છેઃ—

" I have carefully collected all the official publications, all the German Notes, and everything published in America and England with regard to the occupation on the Rhine. I have read thousands of accusations, of reports and of memoranda referring to these acts of violence. Never have I experienced a greater sensation of dis-gust and horror.

" I consider that, in the interest of civilisation, and of the dignity of the human race, I must not relate all that I have gathered from those documents. Women have been assassinated, children assaulted and outraged; old women have found their age no protection; women have died as a result of the outrages which they have undergone, and young boys have been violated. But all that is as nothing compared with the cold-blooded cruelty which accompanied the demand that the German Municipalities should furnish German women for houses of prostitution, to gratify the lust of negroes. How many women have been violated with inpurity, and have been forced to keep silence on their shame, for fear of greater injury ? How many German cities have been forced, at their own expense, to equip houses of prostitution, and to staff them with their own women, for the sake of white, yellow and black troops ? How many acts of violence there are which have never had the epilogue of law suit ? How many rapes have gone unpunished ? The authorities frequently took no troubles to trace the authors of these crimes. Almost savage negroes were often concerned in them, who scarcely understood (or atleast often said they did not understand ) orders given in French.

" What are the atrocities attributed to German officers during the war compared with these ?

" The cry of woe of the German women, unlistened to to-day, is a terrible reproach to Christian people, who call themselves civilised and democratic, and who, only a few years ago, solemnly declared that they were fighting for the rights of civilisation, for the triumph of justice and for the equality of free people.

" But the war has made us insensible to every lofty sentiment and every idea of justice. The rights of victory permit violence and crime during peace. Not even religious associations, protestant pastors, or catholic priests, seem to be greatly moved; and while they expend huge sums on propagating Christianity in China, they look on apathetically at the atrocities in Europe. Those who preach the Gospel of Christ have not a word of indignation to utter. The German women's cry of woe is lost in the desert of sentiment.

" I do not want to relate all that has taken place on the Rhine. I will say only that although the English have erected a monument of Miss Cavell, who was the victim of barbarism and of the German violence during the war, her martyrdom was a small thing compared with the martyrdom of the German women in time of peace. One day, when civilisation is again honoured, the Germans of the Rhine will have to record the names of their poor women and of their unfortunate girls who were contaminated by negro violence at the desire of the victors.

" The waters of the Rhine have seen all the battles and conflicts of more than two thousand years. Much blood has been poured out on both banks of the legendary river of heroes. But never, until now, did the river sacred to battles and glory reflect from its green shores the black faces of African Cannibals, brought thither to enforce the rights of the victor on the most cultured people in the world, on the people, which has contributed most to the modern civilisation, and which has given the greatest number of architectural monuments to art and to faith."

અનુવાદઃ— યુરોપની પડતી.

" રાઈનના લશ્કરી કબજા સંબંધી ઈંગ્લાંડ અને અમેરીકામાં પ્રસિદ્ધ થએલી સઘળી બીનાઓ, જર્મનીની નોંધ, તેમજ સરકારી લખાણો મેં ખૂબ સંભાળપૂર્વક તપાસ્યાં છે. પાશવી કૃત્ય દર્શાવતાં હજારો નિવેદનો અને હેવાલો મેં વાંચ્યા છે. તીરસ્કાર અને કમકમાટીની આનાથી વધારે તીવ્ર લાગણીઓ મેં કદી અનુભવી નથી.

સંસ્કૃતિના હિતને માટે તેમજ મનુષ્ય જાતિના ગૌરવની ખાતર મેળવેલી સઘળી વિગતો મારે પ્રસિદ્ધ ન કરવી જોઈએ એમ હું માનું છું. અનેક સ્ત્રીઓને મારી નાખવામાં આવી છે, ત્યાંનાં નિર્દોષ બાળકો ઉપર ક્રૂર હુમલાઓ કરવામાં આવ્યા છે અને એમના ઉપર અત્યાચાર ગુજારવામાં આવ્યા છે. વૃદ્ધ સ્ત્રીઓની ઉંમર પર પણ ધ્યાન આપવામાં આવ્યું નથી. અત્યાચાર ગુજારવાથી અનેક સ્ત્રીઓનાં મરણ થયાં છે. જુવાન છોકરાઓ પણ અત્યાચારના ભોગ થઈ પડ્યા છે. પણ આ બધું તો કંઈ નથી. આના કરતાં વધારે નિર્દયતા તો હબસીઓની વિષયવાસના તૃપ્ત કરવા જર્મન સ્ત્રીઓને વેશ્યાઓ તરીકે આપવા જર્મન મ્યુનિસિપાલિટીને કરવામાં આવેલી માગણી છે. કેટલી જર્મન સ્ત્રીઓનાં શિયળ ઉપર હુમલાઓ કરવામાં આવ્યા છે અને અનેક ગણાં વધારે દુઃખોની બીકે એ હુમલાઓ સંબંધી સંપૂર્ણ ચૂપકીદી પકડવાનું દર્શાવવામાં આવ્યું છે ! સફેદ, પીળા અને કાળા સૈનિકોને માટે કેટલાંએ જર્મન શહેરોને વેશ્યાગૃહો ઉઘાડવાં પડયાં છે અને આ ગૃહોમાં પોતાની બહેનોને વેશ્યા તરીકે મોકલવી પડી છે. હિંસાનાં કેટલાંયે કૃત્યો અદાલતો સમક્ષ આવ્યાંજ નથી ! કેટલાયે બળાત્કારસંભોગ વગરશિક્ષાએ પસાર થયા છે. આ ઘોર કૃત્યો કરનારાઓની તપાસ કરવાની પણ સરકારી અમલદારોએ તસ્દી લીધી નથી. આવાં કૃત્યો કરનાર જંગલી હબસીઓ મોટે ભાગે ફ્રેંચ ભાષામાં અપાતા હુકમો સમજતા ન હતા અથવા તેઓ સમજતા નથી એમ કહેતા હતા. જર્મન અમલદારોએ લડાઈ દરમિયાન કરેલી ક્રૂરતાઓ આની સરખામણીમાં કાંઈ જ વિસાતમાં નથી. સંસ્કૃતિના હિત માટે, ન્યાયના વિજય માટે અને સ્વતંત્ર પ્રજાઓની સમાનતાને ખાતર અમે લડી રહ્યા છીએ, એમ થોડાંજ વર્ષ ઉપર જાહેર કરનાર પોતાની જાતને સુધરેલી અને પ્રજાસત્તાક માનનાર ખ્રિસ્તી પ્રજા ઉપર જર્મન સ્ત્રીઓની અણસાંભળેલી વીતકકથાઓ એ ભયંકર લાંછન છે.

"પરંતુ યુદ્ધને લીધે આપણી સઘળી ઉચ્ચ લાગણીઓ અને ન્યાયની ભાવનાઓ બહેર મારી ગઈ છે. શાંતિના સમયમાં પણ હિંસા અને ઘોર કૃત્યો કરવાની પરવાનગી આવા વિજયોમાથી સાંપડે છે ! ધાર્મિક સંસ્થાઓને કે પ્રોટેસ્ટંટ કે કેથોલિક પાદરીઓને આની જરાયે અસર થતી નથી ચીનમાં ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે જ્યારે અસંખ્ય દ્રવ્ય વપરાય છે ત્યારે યુરોપમાં ચાલી રહેલા અમાનુષી કૃત્યો સામે આ પાદરીઓ સંપૂર્ણ ઉદાસીનતા બતાવે છે. ખ્રિસ્તના સંદેશવાહકો આ કૃત્યો સામે રોષનો એક શબ્દ પણ ઉચ્ચારતા નથી. જર્મન સ્ત્રીઓની દુખદ કથાઓનો પડઘો આ લાગણીવિહોણા હૃદયમાં પડતો નથી. રાઈનના પ્રદેશમાં જેટલું જેટલું બન્યું છે એ હું વર્ણવવા માગતો નથી. યુદ્ધ દરમિયાન જર્મન ક્રૂરતાનો ભોગ થઈ પડેલ મિસ કેવલની સ્મૃતિ તાજી રાખવા અંગ્રેજ પ્રજાએ એક કીર્તિસ્થંભ બનાવ્યો છે. હું એટલુંજ કહેવા માગું છું કે લડાઈ દરમ્યાન મિસ કેવલે આપેલા આત્મભોગ કરતાં શાન્તિના સમયમાં જર્મન સ્ત્રીઓએ આપેલા આત્મભોગ અનેકગણા વધારે છે. ફરીથી એક દિવસે જ્યારે સંસ્કૃતિનું સન્માન થશે અને આંતરરાષ્ટ્રીય કાયદાને માન આપવામાં આવશે ત્યારે વિજયી પ્રજાઓની ઈચ્છાથી હબસીઓના પાશવી હુમલાઓનો ભોગ બનેલી નિર્દોષ કુમારીકાઓ અને ગરીબ સ્ત્રીઓના નામની નોંધ રાઈનના જર્મનો જરુર લેશે.

"બે હજાર વર્ષો સુધી થએલી લડાઈઓ રાઈન નદીના વહેતાં જળે નીરખી છે. જર્મન વીરોની આ ઈતિહાસપ્રસિદ્ધ નદીના બે કાંઠા પર અખૂટ લોહી વહ્યાં છે, પણ જગતની સંસ્કૃતિમાં પોતાનો અમૂલ્ય હિસ્સો આપનાર, તેમજ ધર્મ અને કળાની અપ્રતિમ સ્મૃતિઓ અર્પનાર, દુનિયાની સૌથી સંસ્કૃત પ્રજા ઉપર વિજયી સત્તાઓના હક્ક પ્રતિપાદન કરવા માટે લાવવામાં આવેલા આફ્રિકાના જંગલીઓનાં કાળાં મુખ, યુદ્ધ અને વિજયથી પવિત્ર બનેલી આ સરિતાના સુંદર કાંઠાઓએ અત્યાર સુધી કદી નીરખ્યાં નથી."

ઉપરનું લખાણ વાંચ્યા પછી શિવાજી મહારાજની સુરતની સખ્તાઈ વિષે વિચાર કરતી વખતે સત્તરમી સદી અને વીસમી સદી તરફ નજર દોડાવવા અમો વાંચકોને વિનંતિ કરીએ છીએ.

વીસમી સદીના સુધરેલા જમાનામાં સુલેહ થયા પછી જીતાયેલી પ્રજા ઉપર જુલમ અને અત્યાચાર સુધરેલા લોકોએ કેટલા અને કેવા પ્રકારના કર્યા છે તે વાંચ્યા પછી સત્તરમી સદીમાં સુરતની લૂંટ વખતે શિવાજી મહારાજે જે અત્યાચાર કર્યાનું કહેવાય છે અને તે વાતને પણ જોઈએ તેવા મજબૂત પુરાવા નથી તો પણ લૂલા લંગડા પુરાવાના જોર ઉપર મહારાજ ઉપર તહોમતનામું ઘડી કાઢનાર ઇતિહાસકારોનાં એ લખાણને કેટલું વજન આપવું એ વાંચકો વિચારી લેશે.

દલીલની ખાતર આપણે ઘડીવાર માની લઈએ કે શિવાજી મહારાજે સુરતની લૂંટ વખતે દુશ્મનની પ્રજામાંથી ચાર જણનાં માથાં અને ચોવીસ જણના હાથ કાપવાની સખતાઈ કરી હતી, તો પણ તેમના ઉપર આ જમાનાના ઇતિહાસકારોએ કરેલા હુમલા કેટલા વાજબી છે તે વાંચકોએ આ આખું પ્રકરણ વાંચીને તેના ઉપર ઊંડો વિચાર કરી નક્કી કરવાનું છે. એ સંબંધમાં શ્રી. ચિંતામણરાવ વિ. વૈદ્ય ( ફેલો, મુંબાઈ યુનીવર્સીટી; કુલનાયક, તિલક વિદ્યાપીઠ; પ્રમુખ, ભારત ઇતિહાસ સંશોધક મંડળ, પૂના. ) પોતાના ' શિવાજી ' ના પુસ્તકમાં ૧૬૧ મે પાને લખે છેઃ—

" સુરતની લૂંટ વખતે નાણાં અને ઝવેરાત મેળવવા કરેલી સખ્તાઈથી આપણે શિવાજી માટે ખોટો અભિપ્રાય બાંધવો જોઈએ નહિ. એવી સખ્તાઈ એ લડાઈની સાથે જોડાયેલી અનિવાર્ય વસ્તુ છે. પ્રશ્ન એ છે કે એ સખ્તાઈ નકામી કે વધુ પડતી હતી ? જો આપણે શિવાજીનાં કૃત્યો ઇતિહાસના બીજા પ્રસંગો સાથે સરખાવીશું તો માલમ પડશે કે શિવાજીએ કોઈ પણ વખતે વગર કારણે સખ્તાઈ કરી નથી. પહેલાંની નહિ પણ ૧૯ મા સૈકાની લૂંટો અને કતલોનો હિંદી તેમ જ પાશ્ચિમાત્ય ઇતિહાસ ભયંકર છે. આપણી નજર સામે ૧૮૫૮ માં જનરલ હ્યુમલોકે ઝાંસી લેતાં કરેલી તદ્દન બીનજરુરી અને ત્રાસજનક લૂંટ અને કતલ મોજૂદ છે. અહમદનગરના સુલતાને ટાલીકોટના યુદ્ધ પછી એક લાખ નિર્દોષ હિંદુઓની કતલ કરી હતી તે દાખલો નજર સમક્ષ છે. યૂરોપના ઇતિહાસમાંથી વિજેતાઓએ વિજય મેળવ્યા પછી કરેલી ક્રૂરતાનાં અસંખ્ય ઉદાહરણો મળી આવે છે. ૧૫૨૭ માં ચાર્લ્સ ૫ માના હાથ નીચે જર્મન અને સ્પેનીઆર્ડોએ મીલાન અને રોમને લૂંટી ઇટાલિયનો ઉપર ભયંકર ત્રાસ ગુજાર્યો હતો. " મીલાનમાં સ્પેનીઆર્ડોએ એટલો બધો જુલમ કર્યો કે " ઘણા કેદીઓ એ જુલમ નીચે મરી ગયા અને ઘણાએ આપઘાત કર્યા. " જર્મનોએ કરેલી રોમની લૂંટનો ઇતિહાસ તો આથી પણ ભયંકર છે. રોમ બહુ ધનવાન શહેર હતું તેથી ત્યાંથી મળેલી લૂંટનો અંદાજ આંકવો અશક્ય છે. જે મકાનો માટે પુષ્કળ પૈસા આપવામાં આવ્યા તે સિવાયનાં બીજાં મોટાં મકાનો-ધાર્મિક સ્થળો—નો પણ નાશ કરવામાં આવ્યો હતો. સીએનાના મોટા પાદરીને જર્મનોએ કેદ પકડયો હતો. આ પાદરીએ સ્પેનીયાર્ડોને પૈસા આપ્યા હતા છતાં તેના મહેલનો નાશ કરવામાં આવ્યો અને તેને ઉઘાડે માથે મારતા મારતા ઓરડીયામાં ફેરવવામાં આવ્યો હતો. મીનર્વા અને પોન્જેટના પાદરીઓની પણ એ સ્થિતિ થઈ હતી " ( હીસ્ટોરીઅન્સ હીસ્ટરી ઑફ ધી વર્લ્ડ, વૉ. ૯ ' ઇટાલિ ' પા. ૪૫૩ ).

" આ બનાવો અંગે આગળ વાંચતાં તેની ભયંકરતાનો પૂરો ખ્યાલ આવે છે. ' સૈનિકોની પાશવી વાસનાઓ તૃપ્ત કરવા માટે તેમના હાથમાં સપડાયેલી રોમન સ્ત્રીઓ અને સાધ્વીઓની ચીસો અને રૂદન ચારેબાજુ સંભળાતાં હતાં. છૂટકારા માટે ભારે રકમો આપવા તથા સંતાડેલા ખજાનાની માહિતી આપવા માટે લોકો ઉપર કલ્પનાતીત જુલમો થતા હતા. તેમની દુખભરી બૂમોથી વાતાવરણ કંપી રહ્યું હતું. ' જ્યારે જોઈએ છીએ કે શિવાજીની લૂંટમાં કે ગામો ભાંગવામાં આવા ખરાબ

દેખાવો કદી પણ થયા ન હતા ત્યારે શિવાજીના ચારિત્રની નૈતિક શ્રેષ્ઠતા આપણી નજર સમક્ષ ખડી થાય છે. લડાઈ કે લૂંટ દરમિયાન કોઈના ઉપર નકામો ત્રાસ ગુજારવામાં આવ્યો ન હતો, તેમજ કોઈને મારી નાખવામાં આવ્યો નહતો, એટલું જ નહિ પણ તેણે અથવા તેના માણસોએ પાશવી વાસના કે પૈસાના લોભને લઈને કોઈ પણ સ્ત્રીને કે ધર્મી પુરુષને હાથ લગાડ્યો નહતો. શિવાજીના હુકમો બહુ સખત હતા અને એના માણસો ઉપર એનો કાબુ અજબ હતો. સુરતની લૂંટને નજરે જોનાર ડચ અને અંગ્રેજોના તે અંગેના વીગતવાર કાગળોમાંથી મરાઠાઓએ કોઈ સ્ત્રીને પકડ્યાનો કે કોઈ ઉપર અત્યાચાર કર્યાનો ઉલ્લેખ મળતો નથી. ઝાંસીની લૂંટ અને નિર્દોષ માણસોની કતલ વખતે અંગ્રેજોએ પોતાના સૈનિકોને સખત હુકમ કર્યો હતો કે કોઈપણ સ્ત્રીને હાથ અડકાડવો નહિ. આ માટે તેઓ માનને પાત્ર છે. પણ આ તો સુધરેલા જમાનાનો પ્રસંગ હતો. ઉપર જણાવ્યા મુજબ ૧૬ મી સદીમાં યુરોપીઅનોએ અને ૧૭ મી સદીમાં મુસલમાનોએ સ્ત્રીઓ ઉપર અત્યાચાર ગુજાર્યા હતા અને સાધુપુરુષો ઉપર ત્રાસ વર્તાવ્યો હતો. આની સરખામણીમાં મહાભારતના શાંતિપર્વમાં રજુ કરેલી નીતિ મુજબ શિવાજી અને તેના માણસો સ્ત્રીઓ અને સાધુપુરુષોથી વ્યવસ્થિત રીતે દૂર રહ્યા તે માટે શિવાજીના ચારિત્ર્યની પ્રશંસા કરવી જોઈએ અને એની મહાનુભાવતા સ્વીકારવી જોઈએ.

"જૂના કાળમાં ગ્રીક અને રોમનોએ પણ વિજીત પ્રજાની સ્ત્રીઓ ઉપર અકથનીય જુલમો ગુજાર્યા હતા, જૂના કાળમાં હિન્દમાં આવેલા આર્ય લોકોએ (ઈન્ડો આર્યન) કોઈ દિવસ લડાઈમાં નહિ જોડાયેલા લોકોને માર્યા નથી, સ્ત્રીઓને પકડી તેમના પર અત્યાચાર ગુજાર્યા નથી તેમજ સાધુપુરુષો ઉપર જુલમ ગુજાર્યો નથી. પૂર્વજોના આ ઉમદા શિક્ષણનું અને નીતિનું શિવાજીએ બરાબર પાલન કર્યું હતું"

अयुध्यमानस्य वधोः दारामर्षः कृतघ्नता।
ब्रह्मवित्तस्य चादानं निःशेषकरणं तथा।
स्त्रियामोपः पतिः स्थानं दस्युष्वेतद्धि वर्हितम्॥

## ૫. શિવાજી મહારાજની ચડતી.

સુરતની લૂંટ પછી મહારાજ જરા પણ જંપીને બેઠા નહિ. મહારાજની સૂચનાઓ મુજબ સર સેનાપતિ નેતાજી પાલકરે મુગલ મુલકો લૂંટવાનો અને મુગલ સત્તા તોડવાનો સપાટો ચલાવ્યો હતો. મુસલમાન જાત્રાળુઓથી ભરેલાં મુગલોનાં જહાજ અરબસ્તાન જતાં હતાં તે જહાજો પકડી, શિવાજી મહારાજનાં દરિયાઈ લશ્કરનાં માણસો તેમાંના યાત્રાળુઓ પાસેથી ખંડણી લઈ પછી છોડતા. એવી રીતે મહારાજનાં માણસો, સરદારો અને લશ્કરી અમલદારો ચારે તરફ મુગલ સત્તા તોડવા માટે પ્રયત્નો કરવા મંડી પડ્યા હતા.

મહારાજનું જોર વધતું જતું જોઈ ઔરંગઝેબ ક્રોધે ભરાયો. એણે એક જબરું લશ્કર કસાયેલા સરદારના હાથ નીચે શિવાજીને કચડવા માટે મોકલવાની તૈયારી કરવા માંડી અને શિવાજી મહારાજ ઉપર ચડાઈ કરવા માટે ઔરંગઝેબે બિજાપુર દરબારને લખ્યું. ઔરંગઝેબનું દબાણ સહન કરવા જેટલી શક્તિ બિજાપુરમાં ન હતી, એટલે એણે કરેલા કરાર તોડી મહારાજ સામે લશ્કર મોકલ્યું. કારવારના અંગ્રેજ કોઠીવાળાએ આ સંબંધમાં ઈ. સ. ૧૬૬૪ ના મે માસમાં નીચેની મતલબનો પત્ર સુરત કોઠીવાળાઓ ઉપર લખ્યો હતો તે ઉપરથી આદિલશાહની હિલચાલ જાણી શકાય છે. "હયદળ અને પાયદળ મળીને આશરે ૪૦૦૦ માણસોનું લશ્કર શિવાજી ઉપર આદિલશાહે રવાના કર્યું છે. આ લશ્કર ગોવાથી બે દિવસના પ્રવાસે પહોંચી શકાય એટલે દૂર આવેલા કડોલી ગામ સુધી આવી

પહોંચ્યું છે અને તપાસ કરતાં એ લોકો જણાવે છે કે બિજાપુર બાદશાહના હુકમથી ચૌલ સુધીનો શિવાજીનો બધો મુલક જીતવા માટે એમને મોકલવામાં આવ્યા છે." ઉત્તર કોંકણનો ભાગ જીતવાની જવાબદારી મુગલોની હતી એમ માની લઈ બિજાપુરના બાદશાહે ચૌલ સુધીનો મુલક જીતવા માટે લશ્કર મોકલ્યું હતું. બિજાપુર બાદશાહે લખમ સાવંતને શિવાજી સામે મદદ કરવા માટે ફરમાન પણ મોકલ્યું હતું. લખમ સાવંત પણ માહારાજ સાથેનું તહનામું તોડીને બિજાપુર બાદશાહને મળી ગયો. એવી રીતે સાવંત અને બિજાપુર ભેગા મળીને શિવાજીનું બળ તોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મહારાજને ખબર પડતાં જ વીજળીવેગે બિજાપુર અને સાવંતના ભેગા દળ ઉપર હલ્લો કરવા આવી પહોંચ્યા. બંને દળ વચ્ચે જબરી લડાઈ થઈ. મહારાજના લશ્કરે બિજાપુર લશ્કરનો કચ્ચરઘાણ વાળ્યો. આશરે ૬૦૦૦ બિજાપુર સિપાહીઓની મહારાજના લશ્કરે કતલ કરી.

## ૬. શિવાજીના હલ્લા સામે ગોવાની તૈયારી.

બિજાપુરના લશ્કરને સખત હાર ખવડાવી મહારાજની નજર ગોવા તરફ ગઈ. ૧૬ મી ફેબ્રુઆરી ૧૬૬૪ને રોજ નીચેની મતલબનો કાગળ કારવારના અંગ્રેજ કોઠીવાળાઓએ સુરતની કોઠીના અધિકારીને લખ્યો હતો.

"થોડા દિવસ પહેલાં શિવાજીએ પોતાના વકીલ મારફતે ગોવાના વાઈસરૉયને કહેવડાવ્યું કે 'મુગલોની સાથે જંગ જામ્યો છે અને તેથી મને નાણાંની ભીડ છે માટે નાણાં મોકલશો.' શિવાજીનો આ સંદેશો સાંભળી વાઈસરૉય બહુ જ ગુસ્સે થયા અને એમણે શિવાજીના વકીલને ૩–૪ દિવસ સુધી કેદમાં રાખ્યો. આખરે લોકોએ જ્યારે એના છૂટકારાની વિનંતિ કરી ત્યારે એને બંધનમુક્ત કર્યો. શિવાજીના વકીલને કેદ કરવામાં આવ્યો હતો, તેથી ગુસ્સે થઈને શિવાજી ગોવાને ઘેરો ઘાલશે એમ વાત ચાલી રહી છે. ઘેરો ઘાલવામાં આવે તો તેને પહોંચી વળવા માટે ગોવાવાળાઓ પણ પોતાની તૈયારી કરી રહ્યા છે. શિવાજી અમારી તરફ પણ આવશે એવી લોકોમાં અફવા ચાલી રહી છે. જો શિવાજી આ તરફ આવે તો આપણા માલના રક્ષણ માટે શાં પગલાં લેવાં તેની સૂચનાઓ મોકલશો. રાણી ( બિજાપુરની બેગમ સાહેબા ) બસરા માર્ગે બગદાદ નજીક કોઈ ધાર્મિક ક્ષેત્રમાં યાત્રા કરવા જવાનો ઈરાદો રાખે છે, તો તેને પાસ આપવા માટે આશરે ૫–૬ દિવસથી અત્રેના સૂબા સાહેબ અમારી પાછળ મંડ્યા છે. "સુલ્તાન સાહેબનું ફરમાન બતાવ્યા પછી ઘટિત કરીશું" એવો જવાબ આપી હાલમાં તો એ વાત ઉપર પડદો પાડ્યો છે. ( **पत्रसार सं. खंड. १. पान २५५** )." ઉપરના પત્રથી આપણે જોઈ શકીએ છીએ કે મહારાજ ગોવા ઉપર આવવાના છે તે સાંભળી ગોવાના અધિકારીઓએ તૈયારીઓ કરવા માંડી હતી.

## ૭. વેંગુર્લાને આગ.

વેંગુર્લામાં શિવાજી મહારાજનો થાણદાર રહેતો હતો. તેના ઉપર વેંગુર્લાના લોકોએ હુમલો કર્યો. મહારાજને આ વાતની ખબર પડી એટલે એમણે વેંગુર્લાના લોકોની સાન ઠેકાણે લાવવા તથા મહારાજની સત્તા સામે થઈ થાણદાર ઉપર હલ્લો કરનાર રૈયતને સજા કરવાનો નિશ્ચય કરી મહારાજે વેંગુર્લા ઉપર ચડાઈ કરી. શત્રુનાં માણસોનો પરાજય કરી સામે થયેલાઓને સજા કરવા મહારાજે વેંગુર્લા શહેર બાળી ભસ્મ કર્યું.

મહારાજ બિજાપુર સરકારની સત્તા સામે જંગ ખેલી રહ્યા હતા પણ મુગલો કંઈ એમની નજરથી દૂર ખસ્યા ન હતા. મુગલોના લશ્કર તરફ મહારાજની પૂરેપુરી નજર હતી. મુગલોના બળના માપ ઉપર એ નજર રાખ્યા જ કરતા હતા અને તક પણ શોધી રહ્યા હતા. એમણે જ્યારે જોયું કે

મુગલોનું થોડું લશ્કર દક્ષિણમાંથી દૂર ગયું છે ત્યારે એમણે તરતજ અહમદનગર ઉપર ચડાઈ કરીને તે શહેર લૂંટી લીધું અને આગળ વધતાં વધતાં મહારાજ ઠેઠ ઔરંગાબાદની ભાગોળ સુધી જઈ પહોંચ્યા. એવી રીતે મહારાજ બિજાપુર અને મુગલ એ બે સત્તાની સામે બહુ યુક્તિ, સાવધાનતા અને સાવચેતીથી સમર ખેલી રહ્યા હતા. ઘડીમાં બિજાપુરના લશ્કર ઉપર મહારાજ ચડાઈ કરતા તો ઘડીમાં મુગલોના મુલકોમાં લૂંટ કરતા. આ વખતે મહારાજે બન્ને જામેલી સત્તાને થકવવા માટે ભારે ચતુરાઈ, ચાલાકી અને અણધાર્યા વેગથી કામ લીધું હતું. મહારાજની આ વખતની ચાલાકી વેગ અને દીર્ઘદૃષ્ટિ જોઈને પરદેશી કોઠીવાળાઓ પણ તાજુબ બન્યા હતા.

---

## પ્રકરણ ૧૦ મું

| | |
|---|---|
| ૧. શિવાજી મહારાજ અને મિરઝા રાજા જયસિંહ. | ૪. રાયગઢમાં દરબાર. |
| ૨. મિરઝારાજા જયસિંહ. | ૫. રાજા જયસિંહની મનોદશા. |
| ૩. મિરઝારાજાનું દક્ષિણ તરફ પ્રયાણ. | ૬. મહારાજ ઉપર આફતો. |

### ૧. શિવાજી મહારાજ અને મિરઝારાજા જયસિંહ.

શિવાજી મહારાજની નાની મોટી, છૂપી બધી હિલચાલો મેળવવા માટે ઔરંગઝેબે વિધવિધ પ્રકારની ગોઠવણો કરી હતી અને મુગલાઈના કાબેલ જાસુસો મારફતે ઔરંગઝેબને મહારાજની હિલચાલની ઘણીખરી ખબરો મળતી પણ ખરી. ઔરંગઝેબ બહુ ઊંડો, અનુભવી ઝીણી નજરથી જોનારો અને અજબ કલ્પનાશક્તિવાળો મુત્સદ્દી હતો, એટલે એને જે જે ખબરો મળતી તે ઉપરથી તે દુશ્મનને માપી લેતો. બિજાપુર બાદશાહતને શિવાજી મહારાજ નરમ કરી રહ્યા હતા, એ ખબર સાંભળી ઔરંગઝેબને આનંદ થતો પણ દિવસે દિવસે મહારાજ વધારેને વધારે બળવાન બનતા જાય છે એ જોઈ ઔરંગઝેબનો આનંદ ઓસરતો ગયો. શિવાજી મહારાજનો ઉદય ઔરંગઝેબની આંખોમાં ખટક્યા જ કરતો હતો. બિજાપુર સલ્તનતને શિવાજી હેરાન કરે, પજવે, સતાવે તો તે સાંભળી મુગલપતિને આનંદ થતો, પણ શિવાજી એ માર્ગે બળવાન બનતો જાય છે એનો ખ્યાલ એને તરતજ આવી જતો, એટલે એના પેટમાં તેલ રેડાતું. શિવાજીનાં પગલાં એણે પારખી લીધાં હતાં. ચારે તરફ નજર ફેરવતાં મુગલ સમ્રાટને જણાયું હતું કે તે જમાનામાં મુગલાઈ સત્તાને જો કોઈ હલાવી શકે એમ હોય તો તે શિવાજી જ છે. શિવાજી મહારાજને વધારે બળવાન થવા દેવામાં મુગલ સત્તાને જોખમ હતું, એ ઔરંગઝેબ સારી રીતે સમજી ગયો હતો. મુગલાઈના સંજોગો અને દક્ષિણની પરિસ્થિતિ બહુ ઝીણવટથી તપાસતાં ઔરંગઝેબને જણાયું કે જો શિવાજીને હવે જમીનદોસ્ત કરવામાં નહિ આવે તો એ મુગલ સત્તાને નુકસાનકર્તા નીવડશે એટલુંજ નહિ પણ એ નવી બળવાન હિંદુ સત્તા સ્થાપી દેશે. શિવાજીની કરોડ જો ભાગવામાં નહિ આવે તો એ અનેક મુસલમાન સત્તાનાં હાડકાં ઢીલાં કરશે.

ઔરંગઝેબ એ પણ જાણતો હતો કે શિવાજી પોતાનાં મૂળ બરાબર જમાવી દે તો એને અનેક કુમકો મળે એવી ગોઠવણ કરવાની એની શક્તિ છે. એક ફેરો હિંદુત્વ રક્ષણના નામે પવન ફૂંકાય તો મુગલાઈને ભારે થઈ પડે, માટે એ ચેપી રોગને દાબવા શિવાજીને ભોંય ભેગો કરે જ છૂટકો છે એવું ઔરંગઝેબને લાગ્યા જ કરતું હતું. પોતાના મામા શાહિસ્તખાનની મહારાજે કરેલી દુર્દશાથી ઔરંગઝેબ

અતિશય ક્રોધે ભરાયો હતો. ત્યાર પછી સુરતની લૂંટ, બાર્સિલોરની દુર્દશા, વેંગુર્લાને આગ વગેરે વગેરે શિવાજી મહારાજનાં પરાક્રમોની વાતો સાંભળી મહારાજ ઉપરના ભડકે બળી રહેલા ઔરંગઝેબના ક્રોધાગ્નિમાં તેલ રેડાયું. શાહિસ્તખાન ઉપર નારાજ થઈ તેને પાછો બોલાવી લીધા પછી પોતાના દીકરા મુઆઝીમ અને જશવંતસિંહને બાદશાહે દક્ષિણમાં મોકલ્યા, પણ આ જોડીએ દક્ષિણમાં કોઈ પણ જાતનાં પરાક્રમો ન કર્યાં. બાદશાહે પોતાના પુત્રને દક્ષિણમાં મુગલ સત્તા મજબૂત કરવા અને આદિલશાહી તથા શિવાજીની સત્તા તોડવા માટે મોકલ્યો હતો. જે કામ માટે ખાસ શાહજાદાને બાદશાહે દક્ષિણમાં મોકલ્યો તે કામ એનાથી થયાં જ નહિ. શિવાજી મહારાજ હવે પોતાને "રાજા" કહેવડાવવા લાગ્યા છે, એ ખબર જ્યારે બાદશાહને મળી ત્યારે તો એના હૈયાની હોળી ભડકે બળવા લાગી. શિવાજી મહારાજના ઉત્કર્ષને લીધે ઔરંગઝેબનું અંતઃકરણ વેદનાગ્રસ્ત થઈ ગયું હતું. ઔરંગઝેબના હૃદયની વેદના હજુ પૂરી સીમાએ પહોંચી ન હતી. એને પૂરી સીમાએ પહોંચાડવા માટે બીજી બે ખબરો બાદશાહને મળી. શિવાજી મહારાજની હિલચાલની ખબરો બાદશાહને મળી ત્યારે અતિ દિલગીરી અને ખેદથી બાદશાહે જાણ્યું કેઃ— (૧) શિવાજી મહારાજે પોતાના નામના સિક્કા શરૂ કરી દીધા છે અને (૨) મહારાજે મક્કે જતા મુસલમાન યાત્રાળુઓને પકડી એમની પાસેથી નાણાં પડાવ્યાં છે. આ બે ખબરો બાદશાહને અસહ્ય થઈ પડી. હવે આ શયતાનને–કાફરને શી રીતે પૂરો કરવો એ ચિંતામાં મુગલપતિ પડ્યો. ઔરંગઝેબમાં ઘણા ગુણો હતા એની ના ન પડાય, પણ એના વહેમી સ્વભાવને લીધે એણે મુગલાઈનાં મૂળ ઢીલાં કરી નાખ્યાં. સાધારણ માણસના દુર્ગુણો અને ખરાબ સ્વભાવથી એને અને બહુ થાય તો એના કુટુમ્બને નુકસાન થાય, પણ મોટાઓના–બાદશાહોના–રાજાઓના દુર્ગુણો અને દુષ્કૃત્યોનાં માઠાં ફળો એમને ચાખવાં પડે છે, એટલુંજ નહિ પણ આખી પ્રજાને કોઈ પણ જાતના વાંક વગર ચાખવાં પડે છે. ઔરંગઝેબની બાબતમાં પણ એમ જ બન્યું. શિવાજી મહારાજને કચડવા માટે એક મોટું લશ્કર મુઆઝીમ તરફ દક્ષિણમાં મોકલવાનો બાદશાહે વિચાર કર્યો. જન્મદાતા પૂજ્ય પિતાને પોતે દુખો દીધાં હતાં, તેમનું અપમાન કર્યું હતું, કેદમાં નાખી હેરાન કર્યા હતા, તેથી પોતાનો દીકરો બળવાન થઈ પોતાને પગલે ચાલશે તો પોતાને દુખો વેઠવાં પડશે એ વિચારથી દીકરા તરફ મોટું લશ્કર મોકલવાનો વિચાર ઔરંગઝેબે માંડી વાળ્યો. ભારે બળવાળા જબરા લશ્કરથી વસેલી છાવણીમાં પેસીને શાહિસ્તખાનનાં આંગળાં શિવાજી મહારાજે કાપી નાખ્યાની ખબરો બાદશાહને મળી હતી અને બિજાપુર તથા ગોવળકોંડાને નરમ કરવા માટે કયા સરદારને મોકલવો એનો વિચાર કરી રહ્યો હતો. નામીચા અને માનીતા એવા મુગલ દરબારના બધા સરદારોનો બાદશાહે એક પછી એક વિચાર કરવા માંડ્યો. આ કામ માટે સરદાર ચૂંટી કાઢવાનું કામ બહુ ગૂંચવણભર્યું હતું. બાદશાહનો વહેમી સ્વભાવ એટલે બધે દરજ્જે વહેમી બની ગયો હતો કે આખી શહેનશાહતના સંખ્યાબંધ ચમરબંધી સરદારોમાં એક પણ સરદાર ઉપર એને પૂરેપુરો વિશ્વાસ ન હતો. પિતાને દીધેલા દગાને લીધે તથા ભાઈઓને કરેલા વિશ્વાસઘાતને લીધે ઔરંગઝેબનો સ્વભાવ આટલો બધો વહેમી બન્યો હતો એમ કહી શકાય. આખરે ઔરંગઝેબે દક્ષિણમાં શિવાજીને કચરી નવી ઊભી થતી હિંદુ સત્તાને જડ મૂળથી ઉખેડી નાંખવા માટે અને બિજાપુરને જીતી મુગલાઈમાં જોડી દેવા માટે શહેનશાહી લશ્કર લઈને દક્ષિણમાં જવા એક નામીચા અને અનુભવી સરદારને ચૂંટી કાઢ્યો. દક્ષિણમાં મુસલમાની સત્તાને હેરાન કરી હિંદુઓનું બળ જમાવવા માટે અને આખરે એક હિંદુ સત્તા સ્થાપવા માટે કરમાં શિર લઈને અનેક વખતે શક્તિ અને યુક્તિથી જામેલી મુસલમાની સત્તાને હંફાવનાર શિવાજી ઉપર ચડાઈ કરવા માટે દક્ષિણમાં બાદશાહી દળ લઈ જવા પંકાયેલા, કસાયેલા અને અનુભવ મેળવેલા, મિરઝારાજા જયસિંહ ઉપર ઔરંગઝેબની નજર પડી. દક્ષિણના સંજોગો અને દુશ્મનનું બળ વગેરેનો વિચાર કરી ઔરંગઝેબે બરાબર લાયક પુરુષની પસંદગી કરી હતી, પણ એના વહેમી સ્વભાવને લીધે લાયક સરદારની ચૂંટણી થઈ હતી છતાં

બાદશાહની ચિંતા દૂર થઈ નહિ. શિવાજી મહારાજે દક્ષિણના હિંદુઓમાં હિંદુત્વનો જુસ્સો ઠીક ઠીક ખીલવ્યો હતો એ બાદશાહની જાણ બહાર ન હતું. શિવાજી એક ચુસ્ત હિંદુ છે અને બાદશાહના વફાદાર હિંદુ સરદારના હૈયામાં પણ દાખલા દલીલોથી હિંદુત્વનો જુસ્સો જાગૃત કરી શકે એવી શક્તિ એ ધરાવે છે, એની પણ એને જાણ હતી. શિવાજી વખતે મિરઝારાજાની ધાર્મિકવૃત્તિને જાગૃત કરી એને પોતાના લાભમાં કુમળો બનાવી દે અથવા બન્ને હિંદુઓ હિંદુત્વ રક્ષણને બહાને એક બીજા સાથે મળી જાય તો મુગલાઈને ભારે ધક્કો લાગે એવી શંકા બાદશાહના હૈયામાં ઊભી થઈ અને એ પાછો મુંઝવણમાં પડ્યો. મિરઝારાજા જયસિંહ જેવો હિંમતવાન, કસાયેલો, અનુભવી, અનેક લડાઈઓમાં વિજય પામેલો અને કસોટીએ ઉતરેલો બીજો સરદાર આ કામ માટે આ વખતે મુગલાઈમાં ન હતો, એટલે આખરની પસંદગી ઔરંગઝેબે મિરઝારાજાની કરી હતી, પણ એના ઉપર છૂપા ચોકીપહેરા રાખવાની યુક્તિ રચી. રાજા જયસિંહની સાથે દક્ષિણની ચડાઈમાં તેના હાથ નીચે મુસલમાન સરદાર દિલેરખાનને મોકલવાનો ઔરંગઝેબે વિચાર કર્યો. સરદાર દિલેરખાન ઉપર પણ બાદશાહને પૂરેપુરો વિશ્વાસ તો હતો જ નહિ, પણ બન્નેને એક બીજા ઉપર ચોકીપહેરા તરીકે વાપરીને પોતાનું કામ કાઢી લેવાનું બાદશાહે નક્કી કર્યું અને મિરઝારાજા જયસિંહની સરદારી નીચે મોટું બાદશાહી લશ્કર આપી સરદાર દિલેરખાનની મદદનીશ તરીકે નિમણૂક કરી. દક્ષિણ ઉપર ચડાઈ કરવાનો બાદશાહે નિશ્ચય કર્યો.

ઈ. સ. ૧૬૬૪ ના સપ્ટેંબર માસની ૩૦ મી તારીખે ઔરંગઝેબ બાદશાહની વરસગાંઠ હતી, તેની ખુશાલીમાં મુગલાઈના પાટનગરમાં ભારે દરબાર ભરાયો હતો. સલ્તનતના મોટા મોટા અમલદારો અને અધિકારીઓની ફેરબદલીઓ તથા વર્ષ દરમિયાન અમલદારો અને સલ્તનતના નોકરો અને નોકરોએ કરેલાં ભારે પરાક્રમ અને ઉઠાવેલી આદર્શ સેવાઓ ધ્યાનમાં લઈ, તે માટે તેમને આપવામાં આવતી બક્ષિશો તથા ઈલ્કાબો ઔરંગઝેબ બાદશાહ પોતાની વર્ષગાંઠના દરબારમાં જાહેર કરતો. દર વર્ષની પદ્ધતિ મુજબ ફેરબદલીઓ, બહાલી, બઢતી, ઈનામ, ઈલ્કાબ વગેરે સંબંધમાં બાદશાહનાં ફરમાનો જાહેર થયા પછી શિવાજીને કચડી નાખવા માટે દક્ષિણ ઉપર ચડાઈ લઈ જવા શહેનશાહી સમશેર તરીકે મિરઝારાજા જયસિંહની નિમણૂક કર્યાનું બાદશાહે જાહેર કર્યું. રાજા જયસિંહના હાથ નીચે તેને મદદ કરવા માટે સરદાર દિલેરખાન, સરદાર દાઉદખાન કુરેશી, સરદાર રાજા રાયસિંહજી સિસોદિયા, સરદાર શેખજાદા, સરદાર કુબાખાન, સરદાર રાજા સુજનસિંહ બુંદેલા, સરદાર રાજા નરસિંહ ગૌડ, સરદાર પુરણમલ બુંદેલા, સરદાર કીરતસિંહ, સરદાર મુલ્લાં નવાયતખાન વગેરેની નિમણૂકો જાહેર કરી. ચારે તરફના ઊંડા વિચાર કર્યા પછી ઔરંગઝેબ જેવા વહેમી સ્વભાવના બાદશાહે મિરઝારાજા જયસિંહની બહુ મહત્ત્વના અને ભારે કામને માટે નિમણૂક કરી હતી.

## ૨. મિરઝારાજા જયસિંહ.

મિરઝારાજા જયસિંહની પિછાન આપતાં અંબેરના કચ્છવાઓનું ઓળખાણ તો વાંચકોને આપવું જ જોઈએ. અંબેર એ જયપુરની ગાદીનું અસલ સ્થાન છે અને મિરઝારાજા જયસિંહ ત્યાંનો રાજા હતો. રાજા જયસિંહ એ કચ્છવા કુટુમ્બનો રાજપૂત હતો. જેવી રીતે મેવાડના સિસોદિયા અયોધ્યાના રાજા રામચંદ્રજીના પાટવી પુત્ર લવથી ઊતરી આવેલા છે, તેવી જ રીતે કચ્છવાઓ રામચંદ્રજીના બીજા પુત્ર કુશથી ઊતરી આવેલા છે. શ્રીરામચંદ્રજીના પુત્ર કુશ તથા નૈષધ દેશના નળરાજા વગેરેના વંશજ હોવાનું માન અંબેરના કચ્છવાઓ ધરાવે છે. પોતે સૂર્યવંશના ક્ષત્રિયો છે એની યાદ તરીકે અંબેરના કચ્છવા કુટુમ્બના રાજાઓ સૂર્યની ઉપાસના કરે છે અને દર વર્ષે સૂર્યનો રથ મંદિરમાંથી આઠ ઘોડા જોડીને જયપુરમાં ફેરવે છે. આ સમારંભ ઠાઠમાઠથી ઉજવવામાં આવે છે. જયપુરની ગાદી ઉપર ઘણા નામીચા રાજાઓ થઈ ગયા. કચ્છવા કૂળની કીર્તિ વધારનાર જયસિંહનો જન્મ ઈ. સ. ૧૬૦૫ માં થયો હતો.

પાણીપતની લડાઈમાં શાહબુદ્દીન ઘોરીએ ઈ. સ. ૧૧૦૩ ની સાલમાં દિલ્હીના છેલ્લા રાજપૂત રાજા પૃથ્વીરાજ ચૌહાણને હરાવ્યો ત્યારથી જ હિંદમાં હિંદુઓની પડતીની શરૂઆત થઈ અને હિંદુ પ્રજા ઉપર, હિંદુ ધર્મ ઉપર અને હિંદુ દેવમંદિરો ઉપર મુસલમાનોનાં આક્રમણો શરૂ થયાં. જુદા જુદા વંશના મુસલમાન પાદશાહોએ હિંદમાંથી હિંદુ ધર્મ અને હિંદુત્વની જડ ખોદી કાઢવાના ઘણા પ્રયત્નો કર્યા, ઘણાં મંદિરો તોડ્યાં, અસંખ્ય મૂર્તિઓ ભાગી, હજારો હિંદુ સ્ત્રીઓને ઘસડી જઈ, જોર જુલમથી એમને વટલાવી, એમના ઉપર અત્યાચાર ગુજાર્યા, ઘરડાં, બાળક, સ્ત્રી, પુરુષ વગેરે ઘણાંઓની ધર્માંધતાને લીધે કતલ કરી, પણ મુસલમાનો પોતાનું ધાર્યું કરી શક્યા ન હતા. હિંદુઓ કેવળ નબળા બની ગયા હતા. હિંદુ રાજાઓ નિર્માલ્ય બની ગયા હતા. હિંદુ રાજાઓ ધર્માભિમાનનો છાંટો પણ નહિ એવા, નિઃસત્વ, નિર્બળ, નિસ્તેજ અને પૂરેપુરા નિર્માલ્ય થઈ ગયા. રાજપૂત રાજાઓએ મુસલમાનોની સત્તા સ્વીકારી પોતાની દીકરીઓ મુસલમાનોને આપી, એ તો મુગલાઈમાં જ બન્યું. મુગલ શહેનશાહના દરબાર, રાજપૂતાનાના ઘણા રાજાઓ અને રાજપૂત સરદારોથી શોભી રહ્યા હતા. મુગલ શહેનશાહતને મજબૂત કરવાનું કામ તો મોટે ભાગે મુગલ દરબારના રાજપૂત રાજા અને ક્ષત્રિય સરદારોએ જ કર્યું છે. મુગલ શહેનશાહ શાહજહાનના દરબારમાં ઘણા રાજપૂત સરદારો હતા. તેમાં જયપુરનરેશ પણ મુગલ દરબારને શણગારનાર એક ઘરેણું બનીને બેઠા હતા. જયપુરના રાજા જયસિંહે શાહજહાનના વખતમાં મુગલ દરબારમાં સારું માન સંપાદન કર્યું હતું. પોતાની ઉંમર બાર વર્ષની હતી ત્યારે, એટલે ઈ. સ. ૧૬૧૭ ની સાલમાં જહાંગીર બાદશાહના વખતમાં રાજા જયસિંહે મોગલ શહેનશાહતમાં લશ્કરી નોકરી સ્વીકારી. ઉત્તમ સેનાપતિ નીવડવા માટે જરૂરના બધા જ સદ્ગુણો રાજા જયસિંહમાં બચપણથી જ દેખાઈ આવતા હતા. મુગલ શહેનશાહતની સેવામાં એણે પોતાનું આખું આયુષ્ય ગાળ્યું હતું. મુગલાઈની સત્તા માટે લડાઈ લડવા એ મધ્ય એશિયામાં બલક મુલકમાં પણ ગયો હતો. દક્ષિણ હિંદમાં બિજાપુરના ગાળામાં પણ એણે મુગલ સત્તા તરફથી લડાઈ કરી, નામના મેળવી હતી. પશ્ચિમે કંદહાર અને પૂર્વે મોંગીર સુધી રાજા જયસિંહ મુગલ વાવટો ફરકાવતો ગયો હતો. શહેનશાહ શાહજહાનની કારકીર્દીમાં એક પણ વર્ષ એવું નહોતું ગયું કે આ રાજપૂત રાજાએ મુગલાઈ માટે મહત્ત્વનો વિજય ન મેળવ્યો હોય. શાહજહાનના વખતમાં દર વર્ષે આ રાજપૂત રાજાને તેની સેવાની કદર તરીકે માનપાન, ઈલ્કાબ અને પગારમાં બઢતી મળતી. આવી રીતે સ્વપરાક્રમ અને બાહોશીથી રાજા જયસિંહે મુગલાઈમાં ભારે પ્રતિષ્ઠા અને ઉંચો હોદ્દો મેળવ્યાં હતાં. મુગલ શહેનશાહતના શાહજાદાઓ જે લશ્કરી હોદ્દો ભોગવતા, તે હોદ્દો આ રાજપૂત રાજા જયસિંહને આપવામાં આવ્યો હતો. જ્યારે જ્યારે મુગલાઈમાં બંડ અને બળવા થતા અને અવ્યવસ્થા તથા અસંતોષને લીધે મુગલ શહેનશાહ ગૂંચવણમાં આવી પડતા, ત્યારે ત્યારે તે તે ઠેકાણા માટે જયસિંહની નિમણૂક કરવામાં આવતી. જયસિંહ સેનાપતિ તો જન્મથી જ હતો અને જેમ જેમ એને દુનિયાનો અને રાજ્ય વ્યવસ્થાનો અનુભવ થતો ગયો તેમ તેમ તે લડાઈને મુત્સદ્દી પણ થઈ ગયો. રાજા જયસિંહ સેનાપતિ હતો, યોદ્ધો હતો, મુત્સદ્દી હતો અને વિદ્વાન પણ હતો. એ સંસ્કૃત ભાષાનો અભ્યાસી હતો. રાજા જયસિંહ ઉર્દૂ, તુર્કી અને પર્શિયન ભાષા બહુ સારી જાણતો હતો. રાજા જયસિંહને મુગલ શહેનશાહે "મિરઝારાજા"નો ઈલ્કાબ આપ્યો હતો. મિરઝારાજાના સંબંધમાં પ્રો. સર જદુનાથ સરકાર લખે છેઃ "ઉંમર અને અનુભવે તેનો જુવાનીનો જુસ્સો ઠંડો પાડ્યો હતો. હવે તો સામનો કરવામાં બળને બદલે કળનો અને લડાઈને બદલે લાંચરૂશ્વતનો માર્ગ સ્વીકારતો. તેની દીર્ઘદૃષ્ટિ અને મુત્સદ્દીપણું, જીભની મીઠાશ અને ગણતરી કરી કામ કરવાની નીતિ, સાચા રાજપૂતની ખાસિયતો, સ્વભાવજન્ય ઉદારતા, ભારે હિંમત, નિખાલસતા અને મુત્સદ્દીગીરી વગરની બહાદુરીથી તદ્દન જુદી પડતી હતી."

દક્ષિણમાં બિજાપુર, ગોવળકોંડા અને શિવાજી એ ત્રણ સત્તા મુખ્યત્વે ઔરંગઝેબના અંતઃકરણને ડંખી રહી હતી. આ ત્રણમાંએ શિવાજી રાજાનો ઉદય તો ઔરંગઝેબને અસહ્ય થઈ રહ્યો હતો. શિવાજી

મહારાજની ચડતી અને ઉત્કર્ષ એની આંખમાં ખટકી રહ્યાં હતાં. શિવાજી મહારાજની સલામતી મુગલાઈને માથે ભારે આફત થઈ પડવાની છે એ ઔરંગઝેબ સમજી ગયો હતો. મુગલ અને બિજાપુર જેવી જામેલી મુસલમાન સત્તાએ શિવાજીને કચડી નાંખવા માટે નામીચા નાયકો અને પંકાયેલા સરદારોને મોકલ્યા હતા તે બધાને શિવાજી મહારાજે યુક્તિ અને શક્તિ વાપરીને ચણા ચવડાવ્યા હતા, એટલે ઔરંગઝેબ ગૂંચવાડામાં પડ્યો હતો. ગૂંચવણ ઊભી થઈ ત્યારે બાદશાહની નજર રાજા જયસિંહ તરફ વળી. અનેક કટોકટીને પ્રસંગે જયસિંહે મુગલાઈની ઈજ્જત રાખી હતી. ઘણી મહત્ત્વની અને નોખની લડાઈઓમાં એણે મોગલાઈને માટે વિજય મેળવ્યા હતા. ઔરંગઝેબ બાદશાહનો હુકમ થયો અને આ શત સમરનો યોદ્ધો રાજા જયસિંહ દક્ષિણમાં જવા તૈયાર થયો.

### ૩. મિરઝારાજા જયસિંહનું દક્ષિણ તરફ પ્રયાણ.

ઔરંગઝેબની આંખોમાં ખટકી રહેલીસત્તાઓને કચડી દક્ષિણનો દિગ્વિજય કરવા માટે ઈ. સ. ૧૬૬૪ની ૩૦મી સપ્ટેમ્બરને રોજ મિરઝારાજા જયસિંહની નિમણૂક જાહેર કરી, ત્યારથી જ તે દક્ષિણ જીતવા માટે શાં શાં પગલાં લેવાં, બિજાપુરને કચડવા માટે કયો દાવ ખેલવો અને શિવાજીની સત્તાનો નાશ કરવા માટે કયી યુક્તિ રચવી, કેવા વ્યૂહ ગોઠવવા, એ સંબંધમાં વિચાર કરતો થઈ ગયો હતો. બિજાપુર કરતાં શિવાજી મહારાજ માટે મિરઝારાજાને વધારે ચિંતા હતી, કારણ કે ઔરંગઝેબને શિવાજી મહારાજ ઉપર વધારે રોષ હતો અને બિજાપુર બાદશાહ કરતાં શિવાજી રાજા વધારે બળવાન શત્રુ નીવડશે એની જયસિંહને ખાતરી થઈ હતી. દિનપ્રતિદિન શિવાજી મહારાજનું બળ વધારે ને વધારે જામતું જાય છે, એ રાજા જયસિંહ જાણતો હતો અને શિવાજી મહારાજ હિંદુધર્મના અભિમાની હોવાથી મહારાષ્ટ્રમાં એમને અનુકૂળ વાતાવરણ પેદા થઈ ચૂક્યું હતું અને શિવાજી મહારાજ હિંદુધર્મના તારણહાર છે, એ માન્યતા પ્રજામાં ફેલાયેલી હોવાથી પ્રજા અનેક રીતે એમને મદદ કરવા તૈયાર થાય છે, વગેરે વાતોથી જયસિંહ રાજા પૂરેપુરા વાકેફ હતા અને આવી સ્થિતિમાં કઈ રીત અખત્યાર કર્યાથી ધારી બાજી પેશ જાય, એ વિચાર કરવામાં મિરઝારાજા મશગુલ થઈ ગયા હતા. અફઝલખાન જેવા બળિયા, અજીત યોદ્ધાને શિવાજીએ યુક્તિથી પૂરો કર્યો, તે જ શિવાજીનો સામનો કરવાનો છે એ વાત ધ્યાનમાં રાખીને જયસિંહે મહારાષ્ટ્રને મહાત કરવાની તૈયારી કરવા માંડી. બળવાન શહેનશાહી લશ્કર લઈને માથું ઊંચું કરી રહેલી મરાઠી સત્તાને દાબી દેવા માટે અનુભવી અને કસાયેલો સરદાર શાહિસ્તખાન દક્ષિણમાં ગયો હતો. તેની છાવણીમાં પેસી, તેનાં આંગળાં જે શિવાજીએ કાપી નાખ્યાં, તે શિવાજીને કચડવાનો હતો, એની સત્તા તોડવાની હતી, એનું બળ નમાવવાનું હતું, એ વાત નજર સામે રાખીને જયસિંહ રાજાએ દક્ષિણની ચઢાઈ માટેની ગોઠવણી કરવા માંડી. દક્ષિણના દિગ્વિજય માટે મિરઝારાજાએ પોતાની સાથે એક લાખ ઘોડેસવારોનું લશ્કર લીધું હતું ( English records ). સ. દિલેરખાન પાસે કસોટીએ ચડેલા, અનુભવી અને ચૂંટી કાઢેલા ચુનંદા ૫૦૦૦ પઠાણોની એક ટુકડી હતી. બીજા અનેક સરદારોની પાસે તેમનું પોતપોતાનું ચૂંટી કાઢેલું આશરે ૧૪૦૦૦ કાતીલ લડવૈયાનું લશ્કર હતું. આવી રીતની ભારે તૈયારી કરી રાજા જયસિંહ ઈ. સ. ૧૬૬૪ના ડિસેમ્બરની આખરમાં કે ૧૬૬૫ના જાન્યુઆરીની શરૂઆતમાં દિલ્હીથી દક્ષિણમાં ઉપડ્યો. દિલ્હીથી નીકળતી વખતે મિરઝારાજા ઔરંગઝેબને મળવા ગયો હતો ત્યારે બાદશાહે તેને દક્ષિણની તોફાની અને બંડખોર સત્તાઓએ એને કેવો બેચેન બનાવી દીધો છે તે જણાવ્યું અને એવા બંડખોરોનો ખુરદો કરી બાદશાહની ચિંતા દૂર કરવા જણાવ્યું. જયસિંહે આજ સુધી મુગલાઈની જે અનેરી સેવાઓ કરી હતી તેના મુક્તકંઠે વખાણ કર્યાં. ઔરંગઝેબ દક્ષિણ દેશનો વાકેફગાર હતો અને દક્ષિણના દુશ્મનોનો માહિતગાર હતો એટલે એણે મિરઝારાજાને કેટલીક મહત્ત્વની સૂચનાઓ આપી. સરદાર દિલેરખાનને મિરઝારાજાની સાથે એમના મદદનીશ

તરીકે જવાનું નક્કી થયું હતું, એટલે એ પણ બાદશાહને મળવા ગયો. બાદશાહે એની હિંમતનાં અને શૌર્યનાં વખાણ કર્યાં અને એની બાદશાહ તરફની વફાદારીની પ્રશંસા કરી કહ્યું કેઃ–"તમારા જેવા શૂરા સરદારોની હિંમત અને શૌર્ય એ જ મુગલ સલ્તનતની મજબૂતી છે. તમારા ઉપર મને ભારે વિશ્વાસ હોવાથી જ મેં તમારી નિમણૂક મિરઝારાજા જયસિંહની સાથે કરી છે. જયસિંહ એ હિંદુ છે અને શિવાજી પણ ચુસ્ત હિંદુ છે એ વાત તમારે ભૂલવાની નથી. શિવાજીએ હિંદુઓમાં હિંદુત્વનો જુસ્સો જાગૃત કરવા માંડયો છે. એ કાફર બહુ કાબેલ છે. બોલવામાં બહુ બાંકો છે. ગમે તેવા હિંદુને એ હિંદુધર્મને નામે, હિંદુત્વને નામે પોતાનો કરી લે છે. શિવાજી એવી કોઈ પણ જાતની બાજી ન રમી જાય તે માટે તમારે સાવધ રહેવાનું છે. તમારી ઝીણવટ દીર્ઘદૃષ્ટિ અને મુત્સદ્દીપણાની મને ખાતરી છે તેથી મેં ખાસ હેતુપૂર્વક તમારી નિમણૂંક દક્ષિણની ચડાઈમાં કરી છે. આ બે હિંદુઓ ભેગા મળીને કોઈ પણ જાતનો પ્રપંચ ન રમી જાય અને બન્ને એક બીજાને મળીને મુગલાઈની વિરુદ્ધ કંઈ પણ પગલાં ન ભરે તે માટે તમારે ખાસ કાળજી રાખવાની છે. તમે જયસિંહની હિલચાલ ઉપર ગુપ્ત નજર રાખજો. એ આત્મમાનની બાબતમાં તીખો છે એટલે એની લાગણી ન દુભાય તેની ખબરદારી રાખવા ભૂલશો નહિ. શિવાજી બહુ લુચ્ચો, અને કાવતરાંખોર છે. એનાથી બહુ ચેતીને ચાલવાનું છે. અફઝલખાન જેવા મુત્સદ્દીને પણ એણે દગાથી પૂરો કર્યો એ વાત તમે નજર સામે રાખજો શિવાજી સાથે સીધા થવામાં તો માલ જ નથી. એ પાકો વિશ્વાસઘાતી છે. એના વચન ઉપર, એના વચનો ઉપર જરાયે વિશ્વાસ ન રાખતા. શિવાજી કઈ વખતે કેવી તક સાધીને કોને કેવી રીતે ક્યાં કતલ કરી નાંખશે તેની કોઈને ખબર પણ નહિ પાવા દે, માટે તમારાથી બને તેટલી સાવધાની રાખવા ભૂલશો નહિ. એના પંજામાં નહિ ફસાવા માટે ખબરદારી રાખજો. આ સેતાને લુચ્ચાઈથી ભલભલા મુત્સદ્દીઓને મહાત કર્યા છે, માટે એનાથી સાવધ રહેવાની દરેકને સૂચના આપજો." આમ સૂચનાઓ આપી બાદશાહે સરદાર દિલેરખાનને રજા આપી.

આ વખતે દક્ષિણમાં મુગલ સૂબા તરીકે શાહજાદા મુઆઝીમ અને તેના મદદનીશ તરીકે રાજા જશવંતસિંહ હતા. એ બંનેને બાદશાહે પાછા દિલ્હી બોલાવી લીધા. શિવાજી મહારાજનાં માણસો દક્ષિણના મુગલ મુલકમાં લૂંટ ચલાવી રહ્યા છે એવી ખબર ઔરંગઝેબ પાસે વારંવાર આવતી ત્યારે શાહજાદા મુઆઝીમ શિવાજી સાથે અંદરખાનેથી મળી જઈને મુગલ મુલકમાં લૂંટ કરાવતો હશે એવો વહેમ આવતો. ઔરંગઝેબ બાદશાહને એક નહિ તો બીજા કારણસર કોઈ કોઈ જાતનો વહેમ તો ખરો જ. ઔરંગઝેબના સહવાસમાં આવેલાં માણસોમાં જવલ્લે જ એવો માણસ હશે કે જે એના વહેમમાંથી બચી ગયો હોય.

હાથ નીચેના સરદારો, લાવલશ્કર, તોપો, વગેરે લડાઈનો સઘળો સામાન ભેગો કરી બાદશાહની રજા લઈ રાજા જયસિંહ દિલ્હીથી નીકળી દક્ષિણ તરફ ચાલ્યા. મિરઝારાજાની સવારી ભારે દમામથી નીકળી હતી. મુગલ શહેનશાહતને શોભે એવા ઠાઠમાઠ અને દબદબાથી મુગલ લશ્કર મિરઝારાજાની સરદારી નીચે દક્ષિણમાં દિગ્વિજય કરવા મજલ દડમજલ કૂચ કરતું ચાલ્યું. ઈ. સ. ૧૬૬૫ ના જાન્યુઆરીની ૯ મી તારીખે મિરઝારાજાએ લશ્કર સાથે હાંડિયા આગળ નર્મદા નદી ઓળંગી. શહેનશાહી લશ્કરનો સામનો કરવા માટે તૈયારી કરવાની તક શિવાજીને ન આપવી એ હેતુથી મિરઝા-રાજાએ પૂરવેગે કૂચ કરવા માંડી. રસ્તામાં ઠેકઠેકાણે થોભવાનું એણે માંડી વાળ્યું અને લશ્કરના આરામ માટે જરૂરી જણાય ત્યારે જ જયસિંહ મુકામ કરતો. આ ઝડપથી જયસિંહ તારીખ ૧૯ મી જાન્યુઆરીને રોજ બરાનપુર આવી પહોંચ્યો. બરાનપુરમાં લગભગ અગિયાર દિવસનો મુકામ જયસિંહે કર્યો. આ મુકામે જયસિંહે પોતે લશ્કરની કવાયત લીધી. યુદ્ધની સામગ્રી, લડાઈનો સામાન, દારૂગોળો, વગેરે જયસિંહે જાતે તપાસ્યાં. અને જે જે ચીજોની વધારે જરૂર જણાઈ તે ચીજો મેળવી લીધી. આ

અગિયાર દિવસમાં જયસિંહે લશ્કરને તૈયાર કરી દીધું. અગિયાર દિવસ બરાનપુરમાં ગાળ્યા પછી રાજા જયસિંહે મુકામ ઉપાડ્યો અને ૧૦ મી ફેબ્રુઆરીને રોજ મુગલ લશ્કર ઔરંગાબાદ આવી પહોંચ્યું. શહેનશાહતના શાહજાદા મુઆઝીમનો મુકામ ઔરંગાબાદમાં હતો. મિરઝારાજા મુઆઝીમને મળ્યા. દક્ષિણના જવાબદાર મુગલ અધિકારીઓ ઔરંગાબાદ આવીને મિરઝારાજાને મળી ગયા. જયસિંહ રાજાએ મળવા આવતા અમલદારોને દક્ષિણની હકીકત બહુ ઝીણવટથી પૂછી લીધી. દક્ષિણની પરિસ્થિતિથી, દક્ષિણના રાજરંગથી, દક્ષિણના દુશ્મનોની તાજી હિલચાલોથી અને જાણવા જેવી દક્ષિણની બધી બીનાઓથી મિરઝારાજા વાકેફ થઈ ગયો. શિવાજી અને બિજાપુરવાળાની ગુપ્ત હકીકતો અને હિલચાલો જાણવા માટે ખાસ ગુપ્ત જાસૂસો નીમવામાં આવ્યા હતા. તે જાસૂસોની ખબરો પણ સાંભળી લીધી અને દક્ષિણનો આબેહુબ ચિતાર પોતાની નજર આગળ ખડો કરવા માટે એક કાબેલ સેનાપતિને શોભે એવી રીતે બધી હકીકત મિરઝારાજાએ મેળવી લીધી. મુગલ લશ્કરનો મુકામ ઔરંગાબાદ અને બરાનપુરમાં હતો તે વખતે જયસિંહરાજાએ રાત અને દિવસ એક સરખું કામ કર્યાં કર્યું. જયસિંહ જાણતો હતો કે તેને દક્ષિણમાં અસાધારણ અને અસામાન્ય દુશ્મનની સામે જંગ માંડવાનો હતો. જયસિંહરાજાએ આખી જિંદગીમાં કદી હાર નહોતી ખાધી. જયસિંહ શત સમરનો યશસ્વી યોદ્ધો હતો. આજ સુધી મેળવેલી ઉજ્વલ કીર્તિમાં ઘરડેઘડપણ હારથી અપયશનો કાળો ડાઘ ન લાગી જાય તે માટે ખાસ ખબરદારી લઈ યુદ્ધની બાજી ગોઠવી રહ્યો હતો. ઔરંગાબાદમાં રહીને જે જે કામ અને તૈયારીઓ કરવાની હતી તે બધું કામ આટોપી લીધા પછી તા. ૧૩ મી ફેબ્રુઆરીએ ઔરંગાબાદથી લશ્કર સાથે કૂચ કરી, મિરઝારાજા તા. ૩જી માર્ચને રોજ પૂના મુકામે આવી પહોંચ્યા. પૂનામાં રાજા જશવંતસિંહનો મુકામ હતો. તેને શહેનશાહે પાછો બોલાવી લીધો હતો પણ હજુ સુધી તે ત્યાં જ હતો. તેને મિરઝારાજાએ બોલાવ્યો અને તેની પાસેથી બધી માહિતી મેળવી લીધી. જશવંતસિંહ પાસેથી બધાં જ કામો મિરઝારાજાએ સંભાળી લીધાં અને તા. ૭ મી માર્ચને રોજ દિલ્હી ઊપડી જવા માટે જશવંતસિંહને જયસિંહ રાજાએ છૂટો કર્યો.

મિરઝારાજા જયસિંહને પૂનામાં વ્યૂહરચના કરવાના કામમાં રોકી, આપણે આપણું ધ્યાન શિવાજી મહારાજ તરફ ફેરવીએ.

## ૪. રાયગઢમાં દરબાર.

શિવાજી મહારાજ કારવારમાં મુલક જીતી રહ્યા હતા તે વખતે એમને મિરઝારાજા જયસિંહ લશ્કર લઈને દક્ષિણ ઉપર આવે છે, તેની ખબર મળી. આ ખબર સાંભળતાં જ મહારાજ તાકીદે પાછા આવ્યા અને રાયગઢ જઈ પહોંચ્યા. જ્યારે જ્યારે કટોકટીનો મામલો હોય, ત્યારે ત્યારે શિવાજી મહારાજ પોતાના સ્નેહી, સોબતી અને જવાબદાર અમલદારોની સલાહ લેતા, એમની સાથે ખુલ્લા દિલથી ચર્ચા કરતા અને પછી સંજોગોને પહોંચી વળવા માટે પગલાં ભરતા. જ્યારે જ્યારે જવાબદાર અમલદારો અથવા સ્નેહીસોબતીઓમાં અમુક પગલાં ભરવાની બાબતમાં મતભેદ ઊભો થતો, ત્યારે મહારાજ બંને પક્ષની પૂરેપુરી દલિલો શાંતિથી સાંભળી લેતા એટલું જ નહિ પણ પોતાની દિશાભૂલ થઈ છે, એવી એમની ખાતરી થતી તો તે સુધારો પણ કરી લેતા. સરદારો સાથે જો કોઈ વખતે મહારાજને મતભેદ થતો તો મહારાજ પોતાની બાબતો દલીલથી સમજાવતા અને પોતાના મતની સામાને ખાતરી કરી આપતા. આ પદ્ધતિથી મહારાજને ઘણો લાભ થયો છે. પ્રજા કઈ તરફ ઝુકી છે, પવન કઈ બાજુનો છે, લોક મત શો છે, એ પણ મહારાજ એ ઉપરથી સમજી શકતા.

મહારાજે પોતાના સરદાર, મળતિયા, ગોઠિયા, લશ્કરી અમલદારો તથા મુત્સદ્દીઓનો રાયગઢમાં દરબાર ભર્યો. અનેક વિજયોના આનંદ પછી શિવાજી મહારાજનો ફરી પાછો કસોટીનો કાળ આવી પહોંચ્યો. આજ સુધીના પ્રસંગો કરતાં મહારાજના જીવનમાં આ પ્રસંગ કંઈ જુદાજ પ્રકારનો હતો.

આ વખતે તો શિવાજી મહારાજને દરેક બાબતમાં પ્રવીણ એવા જયસિંહ સાથે સામનો કરવાનો હતો. આ અજીત યોદ્ધાના કબજામાં ભલભલી સત્તાને ડોલાવી નાંખે એવું બળવાન લશ્કર હતું. યુદ્ધનાં પૂરેપુરાં સાધનો ઉપરાંત સંજોગો અનુકૂળ કરી લેવાના કામમાં મિરઝારાજા કુશળ અને કાબેલ હતો. જેના બુદ્ધિબળથી મુગલાઈ શોભતી હતી તે જયસિંહના બુદ્ધિબળનો શિવાજી મહારાજને સામનો કરવાનો હતો. સંજોગો અને દુશ્મનનું બળ જોતાં મહારાજની ખાતરી થઈ કે આ પ્રસંગે ઈશ્વર જેની રાખે તેની રહે એવી સ્થિતિ છે.

મિરઝારાજાની દક્ષિણ ઉપર ચડાઈ એ શિવાજી મહારાજ માટે અતિ કસોટીનો પ્રસંગ હતો અને આવા સંજોગોમાં આવેલી આપત્તિને શી રીતે પહોંચી વળવું એ સંબંધી વિચાર કરવા માટે શિવાજી મહારાજે પોતાના સ્નેહી, સોબતી અને વિશ્વાસુ અમલદારો તથા અનુભવી મુત્સદ્દીઓને રાયગઢ બોલાવ્યા. મહારાજનો હુકમ સાંભળતાં જ સર્વે રાયગઢ આવી પહોંચ્યા. આમંત્રણ આપવામાં આવ્યાં હતાં તે બધા સરદારો, અમલદારો અને સ્નેહીઓ ડોકીયું કરી રહેલી આપત્તિના સંબંધમાં ગંભીર વિચાર કરી રહ્યા હતા. આ પ્રસંગ ભારે વિકટ છે એવું દરેકને લાગ્યું હતું એમ એમની મુખમુદ્રા ઉપરથી દેખાઈ આવતું હતું. દરબારમાં ગંભીર વાતાવરણ છવાઈ રહ્યું હતું. દરબારીઓ માંહોમાંહે ચર્ચા ચલાવી રહ્યા હતા. વખત થતાં શિવાજી મહારાજ દરબારમાં પધાર્યા. સર્વેએ તે વખતની પદ્ધતિ મુજબ પોતાના રાજાને મુજરા કર્યા. શિવાજી મહારાજ ઊંચા આસન ઉપર બિરાજ્યા અને બધા દરબારીઓ ઉપર હાસ્યવદને દૃષ્ટિપાત કર્યો અને આંખના ઈસારાથી બધાને પોતપોતાની જગ્યાએ બેસી જવા જણાવ્યું. મહારાજે તે પછી દરબારમાં ભેગા મળેલા દરબારીઓને ઉદ્દેશીને કહ્યું:—"મારા વહાલા સ્નેહીઓ, સરદારો, અમલદારો તથા મુત્સદ્દીઓ! મુસલમાનોની અનેક ચડાઈઓનો તમને અનુભવ છે. મુસલમાનોના અનેક હલ્લાઓ વખતોવખત તમે અનુભવ્યા છે. એમના એ છાપાઓના દરેક વખતે તમે સુંદર જવાબ આપ્યા છે. પોતાના મામા શાહિસ્તખાનને દક્ષિણમાં ઊભી થતી હિંદુસત્તાને જડમૂળથી ઉખેડી નાખવા માટે ભારે લશ્કર આપી, મુગલપતિ ઔરંગઝેબે આપણા ઉપર મોકલ્યો હતો. તમે તમારા શૌર્ય વડે શાહિસ્તખાનને દબાવ્યો. એની ઈજ્જત ગઈ એટલે બાદશાહે ગુસ્સે થઈ તમારા ઉપર મિરઝારાજા જયસિંહને ભારે લશ્કર અને અખૂટ યુદ્ધ-સામગ્રી સાથે મોકલ્યો છે. મિરઝારાજા બહુ જબરું લશ્કર અને નામીચા સરદારો સાથે તમને જીતવા આવ્યો છે, ઊભી થતી હિંદુસત્તાને કચડવા આવ્યો છે, મુગલ સત્તાના મૂળ મહારાષ્ટ્રમાં મજબૂત કરવા આવ્યો છે. તમે હિંમત અને સમરકૌશલ્યથી ભલભલાના હોશ ઉડાડી દીધા છે, એ વાત ધ્યાનમાં હોવા છતાં મારે કહેવું પડે છે કે આજનો પ્રસંગ જરા વધારે ગંભીર છે. ગમે તેવો વિકટ પ્રસંગ આવે તો પણ જ્યારે હું તમને બધાંને હિંદુત્વ રક્ષણનું આપણે હાથ ધરેલું કામ પાર ઉતારવા માટે ભારેમાં ભારે સંકટોનો સામનો કરવા માટે મરણને ભેટવા માટે, ઉત્સાહ અને ઉમંગથી તૈયાર થયેલા જોઉં છું ત્યારે પહાડ જેવાં સંકટો પણ તદ્દન નાનાં લાગે છે. આ પ્રસંગ ભારે કટોકટીનો છે છતાં મારા બહાદુર સરદારો હિંમતથી પ્રસંગને પહોંચી વળશે. ગમે તેવા કઠણ પ્રસંગ આવે તો પણ આપણે તો નાહિંમત થવાના જ નથી. નાહિંમત થવાનું આપણને તો કારણ જ નથી. આપણને ભારે આફતોમાંથી ઉગારીને આજ સુધી જેણે રક્ષણ કરી જય અપાવ્યો, તે જ પ્રભુ આ પ્રસંગમાંથી પણ આપણને સહિસલામત પાર ઉતારશે. આપણે જ્યારે હિંદુત્વના રક્ષણ માટે હિંદુ સત્તા સ્થાપવાનો નિશ્ચય કર્યો, ત્યારે આપણી પાસે શું હતું? કયાં સાધનો હતાં? આપણી પાસે માણસો ન હતાં, પૈસો ન હતો, લશ્કર ન હતું, હથિયાર ન હતાં, દારૂગોળો ન હતો. આપણી પાસે કંઈપણ ન હતું. અનુકૂળ વાતાવરણ અને જામેલી સત્તાનો સામનો કરવા માટેનાં સાધનોનો અભાવ હતો. આપણે તદ્દન ખાલી હતા છતાં શ્રી રોહીડેશ્વરની કૃપાથી, શ્રી જગદંબા ભવાનીની મહેરથી અને તેના આશીર્વાદથી આજે

આપણે જે સ્થિતિમા છીએ તે સ્થિતિ આપણે લાવી શકયા આ લડતમા આપણો હેતુ શુદ્ધ છે. આપણી દાનત ચોખ્ખી છે અને પ્રજાના દુખો દૂર કરવા માટે આપણે જામેલી જબરી સત્તા સામે જગ માડ્યો છે, એટલે જ પ્રભુ આપણને સહાય કરી રહ્યો છે તોરણાના કિલ્લામાથી જે પ્રભુએ ધન આપ્યુ, આજ સુધી જે પ્રભુએ અનેક સંકટોમાથી આપણને ઉગાર્યા તે પ્રભુનો આ લડતમા હાથ છે, એ અનેક પ્રસગે સાબિત થઈ ચૂકયુ છે હિંદુ ધર્મની આબરૂના, મહારાષ્ટ્રની ઈજ્જતના અને દેશના હિદુઓના હિદુત્વના તમે રક્ષક છો. હિદની હિદુ દેવીઓના શિયળ શિરસટ્ટે સાચવવાની જવાબદારી તમારે શિરે નાખીને પ્રભુએ તમને ભારે માન આપ્યુ છે સત્તાના લોભથી કે રાજ્યની લાલચથી, વૈભવ વિલાસના હેતુથી કે કોઈ ને કચડવાની દાનતથી આપણે આ જગમા નથી ઝંપલાવ્યુ આ લડત લડવામા આપણે આપણો ધર્મ બજાવીએ છીએ અને પ્રભુએ માથે નાખેલી ફરજ અદા કરીએ છીએ પ્રભુએ જે કામ માટે આપણને પેદા કર્યા છે તે કામ આપણે બજાવી રહ્યા છીએ અને તે કામમા સકટો અને આપત્તિઓ આવી નડે તો તે દૂર કરવા પ્રભુ સમર્થ છે આપણે તો પ્રભુમા અડગ શ્રદ્ધા અને જાત ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી આગળ વધવાનું છે, સકટને ભેટવાનું છે આજ સુધીના પ્રસગોમા આપણા બળની કસોટી હતી આપણે કસોટીમા બરાબર પાર ઊતર્યા તમે તમારા ક્ષાત્રતેજથી ભલભલાને ભોયભેગા કર્યા છે તમે દુશ્મનના મોટા ચમરબદીનું પણું પાણી ઉતાર્યું છે ભરતખંડના જુદા જુદા ભાગના હિદુઓનો છળ કરી, હિદુધર્મનું અપમાન કરનાર છકી ગયેલ અને સત્તાના મદથી મદોન્મત્ત બનેલા મદગળોને તમે તમારા તેજ અંકુશથી મહાત કર્યા છે તમે અનેક લડાઈઓ, ઘેરા અને છાપાઓમા તમારુ ક્ષાત્રતેજ બતાવ્યુ છે ચાલાકીથી તમને ચિત કરવા માટે અફઝલખાન આવ્યો તેનો ફેસલો પણ આપણે કર્યો મુગલ શહેનશાહની સત્તા તમારા ઉપર ઠોકી બેસાડવા માટે અને તમને દબાવી દેવા માટે ભારે શક્તિવાળો શાહિસ્તખાન આવ્યો હતો તેને પણ આપણે આપણી સમશેરનો સ્વાદ ચખાડ્યો અનેક વખતે આપણે મુસલમાન સરદારોને ચિત કર્યા છે, પણ આ પ્રસગ તેથી બહુ જ જુદો છે જયસિહ બહુ ધૂર્ત, પહોચેલો, ચાલાક અને અનુભવી યોદ્ધો છે એને સમજાવવો એ બહુ કઠણ કામ છે આવે પ્રસગે આપણે શુ કરવુ તે ઉપર વિચાર કરી નક્કી કરવા માટે મે તમને બોલાવ્યા છે દુશ્મનનું બળ, આપણી શક્તિ, આપણી ત્રુટીઓ, શત્રુની ખોડ વગેરે ધ્યાનમા લઈ, મહારાષ્ટ્રનું વાતાવરણ, પ્રજાનો ટેકો વગેરે ઉપર નજર દોડાવી, આવેલા પ્રસગને પહોચી વળવા માટે આપણે શુ કરવુ જોઈએ તે બધાએ જણાવવાનું છે જેના મનમા જે જે વિચાર આવે તે નિખાલસપણે દરેકે રજૂ કરવો વિચારો રજૂ કરવામા કોઈએ મનમાં જરાપણ સકોચાવુ નહિ દિલને જે સાચુ લાગે તે કઠણ પ્રસગે પોતાના માલીકને જણાવવુ એ સાચે સાચી નિમકહલાલી છે પોતાના અભિપ્રાય મુજબ હાથમા લીધેલું મહાભારત કામ શુ કરવાથી ફળીભૂત થશે, તે દરેકને જણાવવાની છૂટ છે" મહારાજના શબ્દો સાભળી હાજર રહેલા સરદારોએ પોતપોતાના અભિપ્રાયો જણાવવાની શરૂઆત કરી. પ્રતાપરાવ ગુજ્જર બોલ્યા:—" મહારાજ આપણે માટે તો બધીએ મુસલમાન સત્તાઓ સરખો જ વિરોધ કરનારી છે મુગલો હોય કે બિજાપુરવાળા હોય, અફઝલખાન હોય કે શાહિસ્તખાન હોય, ઔરગઝેબ હોય કે અલી આદિલશાહ હોય એમના માહોમાહેના ઝગડા જામ્યા હોય તો પ્રશ્ન જુદો હોય છે, પણ એ બધાની આખમા ખટકી રહેલી આ હિદુ સત્તાને સતાવવાનો અને તોડવાનો સવાલ આવે છે, ત્યારે કોઈએ સુવાળી સૂંઠનું નથી નીવડતુ અફઝલખાન કઈ જેવી તેવી તૈયારીથી નહોતો આવ્યો એણે મહારાજની સત્તા દબાવવા માટે જમીન આસમાન એક કરી નાખ્યા હતા એણે ઓછા ધમપછાડા નહોતા કર્યા એણે દુશ્મનને તોડવા બધા પ્રયત્નો કર્યા હતા એને પણ પ્રભુની કૃપાથી મરાઠાઓ પહોચી શકયા તો આ પ્રસગે જરા પણ ઢીલા થવાની હું જરુર જોતો નથી જયસિહ એ કઈ આકાશમાથી ઊતરી આવેલો દેવ નથી ગમે તેવો જબરો યોદ્ધો હોય તો પણ જો તેનો હેતુ શુદ્ધ અને પવિત્ર ન હોય તો શુદ્ધ દાનત, પવિત્ર હેતુ અને નિસ્વાર્થ બુદ્ધિથી લડનાર સાધારણ યોદ્ધો યુદ્ધ પ્રસગે જે જુસ્સો, જે હિમત અને જે બળ પામે છે, તે એ નથી પામતો જયસિહ ઔરગઝેબની

જુલમી સત્તાને મક્કમ કરવા આવે છે, હિંદુ ધર્મ ઉપર આક્રમણ કરનારને મજબૂત બનાવવા આવે છે. એનો પક્ષ, જુલમ, અત્યાચાર અને બીજાને બળજબરીથી વટલાવનારાઓનો છે. પ્રભુની મીઠી નજર આપણા ઉપર જ રહેવાની. મહારાજ મને તો લાગે છે કે આપણે આવેલા દુશ્મનની સામે કમર બાંધવી અને પરિણામ પ્રભુના હાથમાં સોંપી હાથમાં માથું લઈ, મેદાને પડવું. મહારાજ જણાવે છે તેમ આ પ્રસંગ બહુ વિકટ છે, એ વાત મને કબૂલ છે, પણ મહારાજના સરદારોએ કંઈ ચૂડીઓ નથી પહેરી. મહારાષ્ટ્રની સ્ત્રીઓ પણ વીરપુત્રો પ્રસવે છે. હિંદુત્વના રક્ષણની જવાબદારી પ્રભુએ મહારાષ્ટ્રને માથે નાખી છે, એટલે પ્રભુ આપણી આ પવિત્ર લડતનાં આપણી પડખે જ છે, એમ હું તો માનું છું. જયસિંહ ગમે તેવો કાબેલ મુત્સદ્દી અને હિંમતવાન ક્ષત્રિય હશે તો પણ અમે મહારાષ્ટ્રના ક્ષત્રિયો અમારી આ ધાર્મિક લડતમાં એને નમતું નથી આપવાના. મારા સર્વ સાથીઓના અંતઃકરણની ખાતરી થઈ ગઈ છે કે આપણી લડત સત્યની છે. વિધર્મીઓએ ભય, ત્રાસ, જુલમ અને અત્યાચારથી જકડેલી ગુલામીની બેડીઓ તોડવાની આ લડાઈઓ છે. મુસલમાની કે બીજા ધર્મનો છલ કરવા માટે, બીજા ધર્મનાં તીર્થસ્થાનો ભ્રષ્ટ કરવા માટે, બીજા ધર્મની સ્ત્રીઓને ઘસડી જઈ, તેમના ઉપર અત્યાચાર કરવા માટે આપણે કોઈની સામે માથું નથી ઉઠાવ્યું. આપણી લડત તો આત્મરક્ષણની, ધર્મરક્ષણની અને ઇજ્જતની છે. ધર્મનો છલ કરનારનો પક્ષ પકડીને તેને મજબૂત કરવા માટે તેના તરફથી જે કોઈ આવશે, પછી તે રાજા જયસિંહ હોય, કે મારો પોતાનો જન્મદાતા પિતા હોય, તો પણ તેની સામે આપણે તો સમશેર ખેંચવાના. મારા ધર્મનું અપમાન કરનાર પક્ષની સામે હું તો ઝુકાવીશ અને જેને ધર્મ વહાલો હોય, તેણે ઝુકાવવું જ જોઈએ એવો મારો અભિપ્રાય છે. હિંદુધર્મના રક્ષણ માટે માથાં કપાવવા અમો બહાર પડ્યા છીએ. સત્યને જય નહિ આપે તો પ્રભુયે ક્યાં જશે? આપણને જય આપ્યા સિવાય પ્રભુનો છૂટકો જ નથી. જે હિંદુધર્મના રક્ષણ માટે પ્રભુને અવતાર લેવાનું મન થાય છે, તે જ હિંદુધર્મના રક્ષણ માટે પ્રભુ આપણને બળ બક્ષવામાં ઉણપ રાખશે, એટલો અવિશ્વાસ મને પ્રભુમાં નથી. જયસિંહ એ કંઈ ત્રિલોકનો નાથ નથી. એના સૈનિકો અને સરદારો કંઈ આભ ફાડીને નથી આવ્યા. હિંદુધર્મનો છલ કરનાર મુસલમાની સત્તાને શરણ જઈ હિંદુત્વના રક્ષણનું કામ કરવા, સ્થપાયેલી સત્તાને તોડવા, દક્ષિણ ઉપર ચડાઈ લાવનાર જયસિંહ ગમે તેવો બળિયો અને કસાયેલો હોય તો પણ તેની સામે આપણે ઝુકાવીને જગતને બતાવી આપીશું કે હજુ ધરતીએ બી નથી ચોર્યું. હજુ હિંદુત્વનું રક્ષણ કરવા માટે ક્ષત્રિય સામે સમર ખેલનાર ક્ષત્રિયો મહારાષ્ટ્રમાં જીવતા છે. મહારાજ મને તો લાગે છે કે આપણાં સંકટોની આ તો માત્ર શરૂઆત જ છે. ભરતખંડમાં એવા ઘણા જયસિંહો ભેગા થઈને આપણા ઉપર આવે તો પણ શું? અમે સિપાહીઓ બીજું ત્રીજું નથી જાણતા. અમે તો એક જ વાત જાણીએ છીએ કે અમારા મહારાજે ધર્મરક્ષણનું કામ હાથ ધર્યું છે, તેમાં સંકટો વારંવાર આવવાનાં છે, અમારી કસોટી થવાની છે, પણ જય તો આખરે અમને જ મળવાનો છે. અમે મરીશું, તો મોક્ષ મેળવીશું અને જીતીશું તો સત્તા સ્થાપીશું. મહારાજનો હુકમ થશે ત્યાં અમો અમારું લોહી રેડીશું. અમો સિપાહીઓ તો લડવાનું સમજીએ. અમને તો લડાઈમાં જ આનંદ હોય, અમને દુશ્મન બતાવો અને હુકમ આપો. પ્રાણની પરવા કરીએ એવા નથી."

એક મુત્સદ્દીઃ—"મુસલમાનોનો મદ ઉતારવા માટે મહારાષ્ટ્રના માવળાઓ રણે પડ્યા છે અને એમણે આજ સુધી જે હિંમત અને શૌર્ય દાખવ્યાં છે, તે ભરતખંડના ઇતિહાસમાં અમર રહેશે પણ મહારાજ! દુશ્મનની સામે પણ એકલું શૌર્ય અને એકલી સમશેર આપણને ધાર્યો યશ નહિ આપે. મહાભારત અને રામાયણમાં પણ આપણે વ્યૂહરચના જોઈએ છીએ. 'સમશેરને વરેલો એ સિપાહી' એ વાત ખરી છે, પણ વખત, સંજોગો અને સમય તરફ એણે પણ આંખો ખુલ્લી રાખવાની છે. સમશેરને સમરાંગણમાં ચલાવવાનાં પહેલાં પોતાના બળનું અને શત્રુની શક્તિનું માપ કાઢીને આપણે સંગ્રામ

ખેલતા આવ્યા છીએ અને તેથી જ આપણે, દુશ્મન આપણા કરતાં વધારે બળવાન હોવા છતાં વારંવાર વિજય મેળવ્યો છે. વિચાર કરતાં મને તો લાગે છે કે આ વખતે એકલી સમશેર કામ નહિ આપે. વખત આવે સમશેર ચલાવવી પણ પડશે અને જ્યારે મરાઠાઓ સમશેર ચલાવશે, ત્યારે મને ખાતરી છે કે આકાશના દેવો પણ ચકિત થશે અને મરાઠા વીરો ઉપર ફૂલોની વૃષ્ટિ કરશે. મરાઠાઓ સિપાહીગીરીમાં કોઈથી ઊતરે એવા નથી એ વાત મારે કબૂલ છે. આ પ્રસંગે બને ત્યાં સુધી આપણે ઓછામાં ઓછી લડાઈઓ લડવી જોઈએ. બની શકે ત્યાં સુધી હાલના સંજોગોમાં લડાઈનો પ્રસંગ ટાળવો અને જ્યાં ન જ ચાલી શકે એમ હોય ત્યાં બરાબર લડાઈ આપી શત્રુને હંફાવવો. દુશ્મન ભારે બળવાળો હોય તો તે લડાઈ માગે, પણ દુશ્મનને જે જોઈતું હોય તે ન આપવામાં કુનેહ છે. ભારે દળવાળા દુશ્મનને લડાઈ વગર યુક્તિ પ્રયુક્તિથી થોભાવી રાખવામાં આ વખતે આપણને લાભ છે એવું મને લાગે છે. કોઈને ગમે કે ન ગમે તો પણ મહારાજ મારો તો અભિપ્રાય છે કે આપ જયસિંહની મુલાકાત લો અને એને સમજાવો, તેમજ આ વખતે લડાઈનો પ્રસંગ ટાળી શકાય તો ટાળો. જામેલી બળવાન સત્તા સામે આપણે માથું ઊંચક્યું છે એ વાત આપણે ભૂલવાની નથી. બને ત્યાં સુધી કળથી કામ કાઢી લેવાય તો બળ બતાવવાની જરુર નથી. લાગણીવશ થઈને વિચાર કર્યાથી આ પ્રસંગે નુકસાન થવાનો સંભવ છે એવું મને લાગે છે."

બીજો સરદારઃ— મહારાજ! હરહંમેશ ઘણાઓને ન રુચે એવી ગોળી ગળાવવાનું મારે નસીબે જ આવે છે. હું જાણું છું કે મારા વિચારો ઘણાને નથી ગમતા. કેટલાકને તો ઘણી વખત મારા વિચારો દર્શાવીને મેં નારાજ કર્યા છે. મહારાજ જ્યારે આ કટોકટીના પ્રસંગે મારા વિચારો જાણવા ઇચ્છા રાખે છે ત્યારે કોઈ પણ પ્રકારનો બીજો વિચાર મનમાં લાવ્યા વગર મારા પ્રમાણિક વિચારો મહારાજ સામે ખુલ્લા દિલે જણાવવાની મારી ફરજ સમજું છું. દુશ્મન ગમે તેવો બળવાન હોય, ગમે તેટલો પ્રભાવશાળી હોય તો પણ, તેનાથી ડરી જવું નહિ, હિંમત હારવી નહિ, તેના તેજમાં અંજાઈ જવું નહિ એ વાત મારે કબૂલ છે; પણ દુશ્મનનું બળ આંકતી વખતે આપણે પોતાના બળનું વધારે માપ આંકી દુશ્મનનું બળ અને શક્તિ ઓછાં આંકવાની રીત મને જરા પણ પસંદ નથી. મહારાજ! એવી રીતે દુશ્મનનું બળ ઓછું આંકવામાં આપણે પોતાની જાતને નુકસાન કરીએ છીએ. પોતાના બળ ઉપર હદ કરતાં વધારે વિશ્વાસ રાખી દુશ્મન બળ વધારે હોવા છતાં તેની ગણતરી ઓછી કરવી એ પોતાના પગ ઉપર જ કુહાડો મારવા જેવું છે. મુગલોનું બળ જામેલું છે. આજે મુસલમાનોનું બળ વધી રહ્યું છે. મુગલોની સત્તા જામેલી છે, ઇસ્લામનો દીન ચડતો છે. જયસિંહ જેવો હિંદુ પણ આજે મુસલમાન સત્તાને મજબૂત કરવા માટે નવી ઊભી થયેલી હિંદુ સત્તાને દાબી દેવા દક્ષિણ આવ્યો છે, એ વાત પ્રત્યે આપણે બેદરકાર નથી રહી શકતા. જયસિંહ બહુ બળીઓ અને બધો વીર છે, એને જીતવો એ હાલના સંજોગોમાં બહુ જ કઠણ છે. આવા મહા બળવાન મુગલ સરદાર સામે મરાઠાઓએ કેસરિયાં કર્યાં અને બધા જીવોની દરકાર કર્યા વગર હિંમતથી છાતી ઉપર ઘા ઝીલતાં કપાઈ મૂવા એ કીર્તિ મહારાષ્ટ્રને માટે મેળવવી હોય તો હમણાંજ આપણા વીર સરદાર પ્રતાપરાવે જે અભિપ્રાય આપ્યો તે પ્રમાણે આંધળિયાં કરવાં; પણ બળે અને કળે, શક્તિ તથા યુક્તિથી મરાઠાઓએ ઓછાં સાધનો અને પ્રતિકૂળ સંજોગો હોવા છતાં જામેલી મુસલમાન સત્તાની જડ ઉખેડી નાખી એ કીર્તિ મહારાષ્ટ્રને નામે અમર કરવી હોય અને હિંદુત્વનું સાચે સાચું રક્ષણ કરવું હોય તો આ વખતે બહુ જ કુનેહથી અને દીર્ઘદૃષ્ટિ વાપરીને કામ લેવું જોઈએ. જરુર પડે અને અતિ આવશ્યક હોય તો નમી પડીને પણ ઉગતી સત્તાને સાચવી રાખવાની આજે તો મને ખાસ જરુર જણાય છે. મહારાજ સહિસલામત હશે તો તોફાની મોજાંનું જોર ઓછું થતાં મરાઠાઓ પાછું માથું ઊંચું કરી શકશે. સમરાંગણમાં આવેશની જરુર હોય છે પણ સમરાંગણનો વિચાર કરતી વખતે તો માણસે

આવેશરહિત રહેવું જોઈએ. લાગણી વશ થઈને કરવામાં આવેલો નિર્ણય ઘણી વખતે માણસને પાછળથી પશ્ચાતાપ કરાવે છે."

રઘુનાથપંત—"મહારાજ! હું તો હેતુને નજર સામે રાખીને મારો પંથ કાપનારો માણસ છું. મુસલમાની સત્તા હિંદુત્વના રક્ષણ માટે તોડવી છે એ મારું ધ્યેય છે. હવે એ ધ્યેયને પહોંચવા માટે મારી શક્તિ મુજબ મને જે રસ્તા સૂઝયા તે અનેક વખતે મેં મહારાજ આગળ રજૂ કર્યા છે. તલવાર ખેંચવાના જ્યારે પ્રસંગ આવ્યા હતા ત્યારે દુશ્મન ઉપર તાકીદે તૂટી પડવાના મારા વિચારો મેં જાહેર કર્યા હતા. તે વખતના મારા તેવા વિચારો માટે આપણા મુત્સદ્દીવર્ગે મને બહુ તીખા ન થવા માટે ઉપદેશ પણ કર્યો હતો. તીખા થવાથી ધ્યેયને પહોંચવા માટેનો રસ્તો સરળ થશે, એમ મને જ્યારે ખાતરી થાય, ત્યારે તો હું મારો અભિપ્રાય કેસરિયાં કરી દુશ્મનદળ ઉપર તૂટી પડવાની તરફેણમાં આપું, પણ સ્થિતિ, સંજોગો અને સામાનું બળ વગેરે જાણ્યા પછી કીર્તિ મેળવવા માટે પતંગિયાપદ્ધતિનું અનુકરણ કરવાનો અભિપ્રાય હું નથી આપી શકતો. આ પ્રસંગ ઉપર મેં ઊંડો વિચાર કરી બહુ ઝીણવટથી બાજી તપાસી છે. જુદી જુદી દૃષ્ટિથી આ પ્રસંગ ઉપર નજર દોડાવતાં હું તો એ જ નિર્ણય ઉપર આવ્યો છું કે આ વખતે નમતું આપવામાં જ આપણી જીત છે. વિજયથી ફૂલી જનાર અથવા વિજયમદથી ગર્વમાં આવી જનાર માણસની દરેક જીત એની પડતીને પાસે ખેંચે છે તે ન્યાયને આધારે સાચા મુત્સદ્દીની હારમાં ભારે જીતનો પાયો મંડાય છે. આ વખતે ગમે તે યુક્તિથી અને ન બને તો નમી પડીને પણ જયસિંહને પાછો કાઢવો અને બનતા સુધી લડાઈનો પ્રસંગ ટાળવો એવો મારો અભિપ્રાય છે. હિંદુધર્મ માટે મરવા તૈયાર થયેલા વીરોની જિંદગીનો પ્રશ્ન બહુ નાજુક છે. હું પ્રામાણિકપણે માનું છું કે આ વખતે લડાઈ આપવામાં આપણે હજારોની જિંદગી વેડફી દઈશું. મુગલો જ્યાં જ્યાં જંગ મચાવે ત્યાં ત્યાં તેમનો સામનો તો કરવાનો જ, પણ આપણી બાજી આ વખતે એવી ગોઠવવી જોઈએ કે આપણા યોદ્ધાઓનો જબરો ભોગ આપણે ના આપવો પડે અને આ વખત નીકળી જાય. મહારાજ! જયસિંહને જીતવો એ અઘરી વાત છે. મારી તો પૂરેપુરી ખાતરી છે કે આપણે આ વખતે સાચેમાચું મુત્સદ્દીપણું નહિ બતાવીએ તો આપણે ભારે થપ્પડ ખાઈશું. લડાઈ કર્યા વગર જયસિંહને પાછો કાઢવામાં મહારાષ્ટ્રની મગજશક્તિની કસોટી છે. બને ત્યાં સુધી લડાઈના પ્રસંગો ટાળવા એવો મારો અભિપ્રાય છે."

આવી પડેલા પ્રસંગના સંબંધમાં ઉપર પ્રમાણેની મતલબનાં વિવેચનો થયાં. મહારાજે પોતાના સરદારોનાં દિલ જોયાં અને મત જાણ્યા. હાજર રહેલાઓમાં મતભેદ હતા, છતાં વધારે મોટા ભાગનું કહેવું એમ હતું કે જામેલી સત્તા સામે આપણે ઝગડવાનું છે, એટલે કીર્તિને લોભે લલચાઈને કેસરિયાં કરીશું તો ધર્મરક્ષણ માટે નવી સત્તા સ્થાપવાનું ધ્યેય સધાશે નહિ, માટે પ્રસંગ ઉપર વિચાર કરી, સંજોગો તપાસી, યુક્તિ અને કળથી કામ કાઢી લેવાય એમ હોય તો તે રસ્તો લેવો એવું નક્કી થયું. મહારાજે પોતાના પક્ષની સ્થિતિ અને અભિપ્રાય જાણી લીધાં. પછી દરેકને પોતપોતાને સ્થાને જઈ, તૈયાર રહેવા સૂચના કરી. પોતાના સરદારો અને અમલદારોને મહારાજે તાકીદ આપી કે આ પ્રસંગ બહુ જ જુદો છે અને દરેકે તૈયાર તથા સાવધ રહેવાનું છે. ખરાબમાં ખરાબ સંજોગો માટે પણ દરેકે પોતાની તૈયારી રાખવાની છે. સંજોગો મુજબ સરદારોને સૂચનાઓ આપી મહારાજે દરબાર બરખાસ્ત કર્યો.

દુશ્મન વગર હરકતે ઠેઠ સુધી આવી પહોંચ્યો તે જોઈ મહારાજને અતિ લાગી આવ્યું. શત્રુ મરાઠા મુલકો ઉપર ધસી આવ્યો ત્યાં સુધી કોઈ સરદારે તેને અટકાવ્યો નહિ, અથવા શત્રુના સૈન્યનો કોઈપણ રીતે સામનો કર્યો નહિ; શત્રુના દળને સહેજ પણ મહારાષ્ટ્રના મરાઠાઓનો ચમત્કાર બતાવ્યો નહિ એ મહારાજને ગમ્યું નહિ. ચડાઈ કરી આવતા લશ્કરને રસ્તામાં અનેક રીતે હેરાન કરી તેને નબળું બનાવવાની મરાઠાઓની પદ્ધતિનો આ વખતે કોઈએ અમલ ન કર્યો, એ જોઈ શિવાજી

મહારાજને અતિ ખેદ થયો. કોઇપણ પ્રકારના સામના વગર શત્રુને ઠેઠ સુધી આવવા દીધો તેથી મહારાજને સરનોબત નેતાજી પાલકર ઉપર ગુસ્સો ચઢ્યો. નેતાજી પાલકર એટલે મૂછનો વાળ, નેતાજી પાલકર તો શિવાજીના મુખનું પાન, નેતાજી પાલકર તો મહારાજનો જમણો હાથ. આવો સંબંધ હોવા છતાં મહારાજને લાગ્યું કે દુશ્મન મરાઠા પ્રાંત ઉપર ધસી આવ્યો ત્યાં સુધી નેતાજીએ દુશ્મનદળનો કોઇપણ રીતે સામનો ન કર્યો એ દેશના હિત તરફ નજર કરતાં તદ્દન ગેરવાજબી કર્યું છે, એવી મહારાજને ખાતરી થઈ, તેથી નેતાજીના એ કૃત્ય ઉપર બહુ ઊંડો વિચાર કર્યો. દુશ્મનદળની અડચણો વધારવાનું કામ નેતાજીનું હતું. છતાં નેતાજી પોતાનું લશ્કર લઈ દૂરના પ્રાંતમાં નીકળી ગયો, તે ઉપરથી મહારાજે નેતાજીનો સરનોબતનો હોદ્દો લઈ લીધો. શિસ્તપાલનમાં મહારાજ કેટલા કડક હતા અને રાજકારભારમાં કેટલા ન્યાયી હતા તે આ દાખલા ઉપરથી પણ દેખાઇ આવે છે. નેતાજી પાલકરની જગ્યાએ મહારાજે સરદાર કરતોજી ગુજ્જરને નોબત બનાવ્યા. સરદાર કરતોજી આ નવા હોદ્દાને લાયક હતો અને લાયક નીવડ્યો.

## ૫. રાજા જયસિંહની મનોદશા. ✓

હવે આપણે રાજા જયસિંહ તરફ જરા નજર કરીએ. શિવાજી મહારાજ જેમ ભારે વિચારમાં અને ચિંતામાં પડ્યા હતા તેવી જ રીતે બલ્કે તેથી વધારે ચિંતામાં રાજા જયસિંહ હતો. કુમળો છોડ તોફાની પવનથી જમીન ઉપર પડી જાય તો તે વંટોળિયો ગયા પછી પાછો ટટાર થઈ જાય છે; પણ જામેલું ઝાડ વંટોળિયાના સપાટામાં આવી પડે તો એ ભાગી જાય છે, એને બહુ જ ભારે નુકસાન થાય છે. એવા ઝાડને ફરી પાછું પૂર્વ સ્થિતિમાં ટટાર કરવું બહુ મુશ્કેલ તો શું પણ તદ્દન અશક્ય હોય છે. શિવાજીની સત્તા બાલ્યાવસ્થામાંના કુમળા છોડના જેવી હતી, મુગલાઈની સત્તા જામેલા વટવૃક્ષના જેવી હતી, એટલે જયસિંહને વધારે ચિંતા હોય એ સ્વાભાવિક છે. રાજા જયસિંહ દિલ્હીથી નીકળ્યો ત્યારથી જ એના મનમાં શિવાજી મહારાજના સંબંધમાં ઘડભાંગ ચાલી રહી હતી. "આ શિવાજીએ ભલભલાના પાણી ઉતાર્યાં છે. યુક્તિ અને શક્તિ એ બન્ને સાધનો તો એનાં તેજ છે. એનું લશ્કર લડાઈમાં જેવું હિંમતવાન અને બહાદુર છે, તેવું જ તેનું મંત્રીમંડળ અને મુત્સદ્દીઓ રાજકાજની બાબતમાં અને દુશ્મન સાથે રાજદ્વારી બાજી ખેલવામાં બહુ કુશળ અને કાબેલ છે. શિવાજીનો એના સરદાર અને અમલદારો ઉપર જેટલો વિશ્વાસ છે તેટલો જ પ્રેમ પ્રજાનો શિવાજી ઉપર છે. શિવાજીએ મહારાષ્ટ્રમાં જોતજોતામાં અજબ કીર્તિ મેળવી છે. દુશ્મનની હિંદુ પ્રજાનો પણ એના ઉપર છૂપો પ્રેમ છે. હિંદુઓ એને હિંદુત્વનો તારણહાર માને છે. મહારાષ્ટ્રના ડુંગરો, ખીણો, ટેકરાઓ, છૂપા રસ્તાઓ, જંગલો, વગેરેના શિવાજી તથા એના સરદાર, સિપાહીઓ પૂરેપુરા ભોમિયા છે. શિવાજીના લશ્કરના બાંધી દડીના ટટ્ટુઓ પહાડી મુલકોમાં અરબી ઘોડાઓની સરખામણીમાં વધારે સેવા આપે છે. આવી રીતના અનુકૂળ સંજોગો બહુ કાબેલ અને મુત્સદ્દી સરદારને મળ્યા છે, એટલે એ યુક્તિવડે ઝીણવટ અને કુનેહ વાપરીને દુશ્મનના જબરા લશ્કરને પણ થકવી શકે છે. શિવાજીની સત્તા તોડવા માટે અતિ જબરું લશ્કર લઇને અફઝલખાન જેવા પ્રસિદ્ધ અને બળિયા વીરે વિજયની પૂરેપુરી આશાથી ચઢાઈ કરી, એનો એણે ઘાણ કાઢી નાખ્યો. શાહિસ્તખાન જેવો કસાયેલો અને અનુભવી સરદારે એક લાખ માણસનું શહેનશાહી લશ્કર લઇને આ સરદારને નમાવવા આવ્યો. તેણે પણ પોતાનાં આંગળાં અને ઇજ્જત ખોયાં. જશવંતસિંહનું પાણી પણ ગયું અને એને નમાવવાની જવાબદારી હવે મારે માથે આવી પડી છે. આવા શિવાજીને તાબે કરવો એ તો કસોટીએ ઉતરેલા માણસની પણ પરીક્ષા જ છે. આ વખતે તો ઇશ્વર લાજ રાખે તો જ રહે એમ છે. સેંકડો સંગ્રામ જિંદગીમાં હું ખેલ્યો પણ આવી વિકટ સ્થિતિ તો હું આજે જ અનુભવું છું." આવી રીતના વિચારો જયસિંહના

અંતઃકરણમાં ભારે ધમાલ મચાવી રહ્યા હતા. રાજા જયસિંહ પોતાની મગજશક્તિની પૂરેપુરી પરીક્ષા કરી રહ્યા હતા.

રાજા જયસિંહ દિલ્હીથી નીકળ્યો ત્યારથીજ શિવાજી સામે કેવી બાજી ગોઠવવી તેનો વિચાર કરી રહ્યો હતો. દક્ષિણના નકશા, પ્રજાની સ્થિતિ અને મહારાષ્ટ્રની રાજકીય સ્થિતિની તૈયાર કરાવેલી નોંધો નજર સામે રાખી મહારાજ જયસિંહે અનેક દૃષ્ટિથી સ્થિતિ તપાસી. મુગલ અમલદારોની નગરચર્યાની નોંધો, છૂપા જાસુસોએ વર્ણવેલી વાતો, પ્રજાના માણસો સાથેના સંવાદ, વગેરે ઉપર વિચાર કરતાં રાજા જયસિંહની ખાતરી થઈ કે મુગલ સત્તા મહારાષ્ટ્રમાં જરાપણ લોકપ્રિય નથી. બિજાપુર કે ગોવળકોંડા દિલ્હીની સત્તા વધે તેથી નારાજ છે. બિજાપુર, ગોવળકોંડા, મુગલ અને શિવાજી એ ચાર સત્તાઓ પોત પોતાનું ઘોડું આગળ ધપાવવા મહારાષ્ટ્રમાં ધમાલ મચાવી રહ્યા હતા. શિવાજી મહારાજ આ ચારેમાં સૌથી વધારે મુત્સદ્દી હતા, એમ જયસિંહ માનતા હતા. મુગલોની સત્તા મહારાષ્ટ્રમાંથી તોડવા માટે બિજાપુર અને ગોવળકોંડાને એમના ફાયદાની અને હિતની ખાતરી કરી આપી શિવાજી પોતા તરફ વાળી લે તો મુગલોને વિજય મેળવવો મુશ્કેલ જ થઈ પડે. આ ત્રણે સત્તાને ભેગી ન થવા દેવાની રાજા જયસિંહની મુખ્ય ફરજ થઈ પડી. કોઈ પણ સંજોગોમાં આ ત્રણ સત્તા ભેગી ન થઈ જાય, તે માટે જયસિંહે બાજી ગોઠવવા માંડી. શિવાજી અને બિજાપુર એક બીજાની સાથે મળી જાય, એક બીજાને મદદ ન કરે, તે માટે રાજા જયસિંહે પોતાનો મુકામ શિવાજી અને બિજાપુરની વચ્ચેજ રાખ્યો. શિવાજીની લોકપ્રિયતાનો જયસિંહને ભારે ભય હતો. શિવાજી મહારાજના જેટલા શત્રુ હતા, તે બધાને પોતપોતાનું વેર વસુલ કરી લેવાની તક આપવાને બહાને પોતાની કુમકે બોલાવવાનો જયસિંહે નિશ્ચય કર્યો. ભેદનીતિનો લાભ લેવા માટે મહારાજના સરદારો અને અમલદારોને લાંચ રુશ્વત આપી, ફોડવાનો નિશ્ચય કરી, જયસિંહે એ દિશામાં કામ પણ શરૂ કરી દીધું. દિલ્હીથી નીકળતી વખતે તળ કોંકણ ઉપર ચડાઈ કરીને શિવાજીને દબાવવાની સૂચના શહેનશાહ ઔરંગઝેબે રાજા જયસિંહને કરી હતી, પણ દક્ષિણના સંજોગો ધ્યાનમાં લેતાં તેમાં જો ફેરફાર કરવો પડે તો તે કરવાનું જયસિંહે નક્કી કર્યું. મહારાજને ચારે તરફથી સંકટમાં ઘેરી લીધા સિવાય ચડાઈ અસરકારક નિવડશે નહિ, એવી જયસિંહની ખાતરી થવાથી એણે તેવો કાર્યક્રમ રચ્યો. દરિયામાર્ગે પણ શિવાજીના મુલકને ઉપદ્રવ પહોંચાડવા જયસિંહે ગોઠવણ કરી. મહારાજના દરિયા કિનારાના મુલકમાં લૂંટ ચલાવવા માટે વહાણ અને આરમારની ગોઠવણ કરવામાં આવી. ફ્રાન્સિસ માઈલ, અને ડિક માઈલ, એ બે યુરોપિયન ગૃહસ્થોને જયસિંહે પત્રો આપી ગોવા, સુરત અને મુંબઈના યુરોપિયન વેપારીઓ સાથે કુમક માટે ગોઠવણ કરવા રવાના કર્યા. એ યુરોપિયન વેપારીઓની આરમારની જયસિંહને જરુર હતી.

તળકોંકણ ઉપર મુગલો ચડાઈ કરે તો શિવાજીના મર્મસ્થાન ઉપર ઘા થશે, એવી ઔરંગઝેબની માન્યતા હતી, તેથી તેમ કરવા બાદશાહે જયસિંહને આગ્રહપૂર્વક સૂચના કરી હતી. સંજોગો જોતાં આ સૂચના લાભકારક નિવડે એમ નથી અને એમ કરવામાં આવે તો બિજાપુર અને શિવાજીને ભેગા મળી જવાની તક આપવા જેવું થશે એવું રાજા જયસિંહને લાગ્યું તેથી એણે ૧૬૬૫ ના માર્ચ માસમાં નીચેની મતલબનો એક પત્ર શહેનશાહ ઔરંગઝેબને લખ્યો. "તળ કોંકણમાં થઈને છાવણી નાખવાને સ્થાને જવાનો વિચાર હું કરતો હતો પરંતુ આ પ્રાંતમાં આવ્યા પછી મને ખબર મળી કે બિજાપુરવાળાઓ અને શિવાજી અંદરખાનેથી એક બીજાને મળી ગયા છે. તળ કોંકણને રસ્તે જો હું જાઉં તો બિજાપુરવાળાના મુલકથી બહુ દૂર મારે જવું પડે અને હું તેમ કરું તો તેનો લાભ લઈ, બન્નેનાં લશ્કરો ભેગાં મળી જાય અને તેમ થાય તો જે જે સાવચેતીનાં પગલાં અમે લીધાં છે, તે બધાં નિરુપયોગી નિવડે. આવા સંજોગો હોવાથી લશ્કરનો પડાવ સાસવડ મુકામે રાખવાનું અમે નક્કી કર્યું છે. શિવાજીનો

પુરંદરગઢ અને બીજો મુલક આ મુકામથી નજીકમાં છે, એટલું જ નહિ પણ બિજાપુરવાળાનો મુલક પણ આ મુકામથી દૂર નથી ( પત્ર સાર સંગ્રહ ૧ નં. ૧૦૫૧ ).

આ પત્ર ઉપરથી જણાય છે કે શિવાજી અને બિજાપુરને જુદા રાખવાનો ઘાટ જયસિંહ મૂળથીજ ઘડી રહ્યો હતો. રાજા જયસિંહનો દક્ષિણ ઉપર ચડાઈ કરવાનો હેતુ શિવાજી અને બિજાપુર એ બંનેનાં હાડકાં ભાંગવાનો હતો, પણ બંનેને એકી સાથે ઉશ્કેરવાની મૂર્ખાઈ જયસિંહ જેવો અનુભવી સેનાપતિ કરે એવો ન હતો. એટલે એણે પહેલાં શિવાજી ઉપર જ હાથ નાંખ્યો. શિવાજીને પતવી દીધા પછી જયસિંહે બિજાપુરની ખબર લેવાનું નક્કી કર્યું હતું. શિવાજીનું બળ કેટલું છે, એને કોની કોની ઓથ છે, એની મદદે કયા કયા સરદારો છે, કયા સરદારનું કેટલું બળ છે, દક્ષિણના કયા ભાગમાં કયા સરદારનું વજન પડે છે અને શિવાજીના સરદારોને ફોડવાની ચાવી કયી છે, વગેરે વાતોની પૂરેપુરી તપાસ જયસિંહે કરાવી. મુગલ જાસુસોએ આ બધી હકીકતો મેળવી જયસિંહ આગળ રજૂ કરી. શિવાજી મહારાજની નોકરીમાં કેટલાક પોર્ટુગીઝ લોકો હતા, તે જયસિંહ રાજાની આંખમાં ખટકી રહ્યા હતા. આ સંબંધમાં એણે ગોવાના પોર્ટુગીઝ ગવર્નરને પત્ર લખી ઠપકો આપ્યો. પત્રમાં નીચેની મતલબનું લખાણ લખી મોકલ્યું હતું.

" શિવાજી અમારો શત્રુ છે અને તેની સાથે તમે મીઠો સંબંધ રાખ્યો છે. તમે તમારા પોર્ટુગીઝ માણસોને એની નોકરીમાં મોકલી એને મદદ કરી રહ્યા છો. એ તમારું કૃત્ય અમને નુકસાનકર્તા છે, માટે તમે તમારાં માણસો એની નોકરીમાંથી પાછા બોલાવી લો. "

શિવાજી મહારાજે સુરત લૂંટયું ત્યારે વસાઈના પોર્ટુગીઝ લોકોની શિવાજી મહારાજને ઓથ હતી, અથવા શિવાજીની હિલચાલ તરફ પોર્ટુગીઝોએ આંખ આડા કાન કર્યા હતા, એવી હકીકત મોગલ અધિકારીઓને મળવાથી સેનાપતિ લોધીખાન પોર્ટુગીઝ મુલકો ઉપર ચડાઈ કરી, ગામો લૂંટી, કેટલાક માણસોને પકડી ગયો હતો. આ કૃત્યથી ગોવાના વાઈસરોયને મુગલ અધિકારીઓ ઉપર ગુસ્સો હતો. શિવાજીના રાજ્યમાં કેટલાક પોર્ટુગીઝો નોકર છે, તેથી એને ઠપકો આપવામા આવ્યો તેના જવાબમાં ગોવાના વાઈસરોયે રાજા જયસિંહને તા. ૨૧ મી માર્ચને રોજ નીચેની મતલબનો પત્ર લખ્યો હતો. " પોર્ટુગલના રાજા અને શહેનશાહ ઔરંગઝેબ એ બંનેની વચ્ચેનો સંબંધ મીઠો છે, પણ ગયે વર્ષે મુગલ સેનાપતિ લોધીખાને એ મીઠા સંબંધમાં મીઠું નાંખ્યું છે. અમારા મુલકમાંથી શિવાજીને કોઈપણ દિવસ કોઈપણ પ્રકારની મદદ મળી નથી અને કોઈપણ જાતની સગવડ અમોએ શિવાજીને કરી આપી નથી. શિવાજીની નોકરીમાં કેટલાક પોર્ટુગીઝ લોકો છે, તેથી શિવાજીને અમારી મદદ છે, એમ કદી પણ કહી શકાય નહિ, કારણ કે મારી પરવાનગી વગર મુગલોના રાજ્યમાં, બિજાપુરના રાજ્યમાં, ગોવળકોંડાના રાજ્યમાં અને કાનડા મુલકમાં પણ ઘણા પોર્ટુગીઝો નોકરી માટે રહ્યા છે " ( પ. સા. સં. ૧ નં. ૧૦૪૭ ).

શિવાજીના મુલકના સૂપા ગામના રામરાવ અને હનુમંતરાવ નામના બે સારા જમીનદારો જે શિવાજી મહારાજની મદદે હતા, તેમને જયસિંહે લાંચ આપીને ફોડ્યા અને પોતાના પક્ષમાં લઈ લીધા. શિવાજી મહારાજની સામે કર્ણાટકના જમીનદારોને ઉભા કરવા રાજા જયસિંહે પોતાના વિશ્વાસુ બ્રાહ્મણ વકીલોને મોકલ્યા. ગમે તે પ્રકારે જમીનદારોને સમજાવી, શિવાજી વિરૂદ્ધ એમને ઉભા કરવાની કામગીરી આ વકીલોને સોંપી હતી.

જાવળીનું મોરે કુટુમ્બ શિવાજી મહારાજનું દુશ્મન હતું. તે કુટુમ્બના માણસોને જયસિંહે પોતાની પાસે બોલાવ્યા અને શિવાજી મહારાજ વિરૂદ્ધ મુગલોને મદદ કરવા માટે એમને સમજાવ્યા અને પોતાના

પક્ષમાં જોડી દીધા. ચંદ્રરાવના માણસોને જાવળીનું વેર શિવાજી મહારાજ ઉપર લેવા માટે જયસિંહે ખૂબ ઉશ્કેર્યા હતા.

પ્રતાપગઢ આગળ શિવાજી મહારાજે અફઝલખાનને માર્યો હતો, તેથી તેનો પુત્ર ફાજલખાન શિવાજી મહારાજ ઉપર બળી રહ્યો હતો. ફાજલખાન બાપનું વેર હજુ નથી વસૂલ કરી શક્યો એની ખબર જયસિંહને હતી, એટલે એણે એને પોતાની પાસે બોલાવી પિતાને મારનારનું વેર લેવા ખૂબ ઉશ્કેર્યો અને શિવાજી ઉપરનું વેર વસૂલ કરવા માટે મુગલપક્ષમાં આ વખતે ભળી જવા સમજાવ્યો. ફાજલખાનને જયસિંહે ખૂબ પાણી ચઢાવ્યું અને અંતે ફાજલખાન મુગલ પક્ષમાં જોડાઈ ગયો. ફાજલખાનને મુગલ લશ્કરમાં એક અમલદારની જગ્યા આપી.

શિવાજીને દાબી દેવા માટે જયસિંહ જે તૈયારી કરતો તેની ખબર એ બાદશાહને મોકલતો. શહેનશાહ ઔરંગઝેબને રાજા જયસિંહે શરૂઆતમાં નીચેની મતલબનો પત્ર લખ્યો હતો:— " જાવળીના જૂના જમીનદાર ચંદ્રરાવ અને તેના ભાઈને મેં બોલાવ્યા છે. તેમને મેં વચનો આપીને ઘટિત કર્યું છે. અંબાજી, બારકુલી મોરે અને તેમના બે ભાઈ, એ બધાને પુરંદર ઉપર તોપખાનામાં શિવાજીએ રાખ્યા છે અને તેમને ત્રણ હજારની મનસબદારી આપી છે. તેમની પાસે પણ મેં માણસો મોકલ્યાં છે. અફઝલખાનના દીકરા ફાજલખાનને મેં પત્ર લખી જણાવ્યું છે કે તારા બાપનું વેર વસૂલ કરવા તું મુગલ લશ્કરમાં આવી દાખલ થઈ જા. શિવાજીના કેટલાક મળતિયાઓ પણ આપણા પક્ષમાં આવી જવાનો સંભવ છે. આ લોકોને મનસબ અને જાગીરો આપવી પડશે; તે સંબંધમાં બાદશાહ સલામતનો શો અભિપ્રાય છે તે જણાવવા કૃપા કરશો. "

મિરઝારાજાએ આ બધી રચના રચી પણ રચેલી બાજી પેશ ઉતારવામાં એને એક અડચણ વારંવાર નડતી હતી. એ અડચણ દૂર કર્યા સિવાય જયસિંહની યોજેલી યોજના ફળિભૂત થવામાં ઘણાં વિઘ્નો નડે એમ હતાં. એ અડચણ દક્ષિણમાં ચાલી આવેલી મુગલ રાજ્યપદ્ધતિને અંગે હતી. તે અડચણ એ હતી કે મુગલાઈના કાયદા મુજબ સેનાપતિના હાથમાં ફક્ત લડાઈનાં જ સૂત્રો આપવામાં આવતાં. સિપાહી, સેનાપતિ, લશ્કરી અમલદાર અને અધિકારી, વગેરેની બહાલી, બરતરફીનો અધિકાર તે મુલકના સૂબાના હાથમાં રહેતો હતો. આ પદ્ધતિ હોવાથી સેનાપતિને ભારે અડચણ પડતી. પોતાના મનમાં હોય તેને ધાર્યા મુજબ બહાલી સેનાપતિ આપી શકતો નહિ અને તેથી સેનાપતિ કરતાં સૂબાની સત્તા તરફ લોકોનું ધ્યાન વધારે ખેંચાતું. જયસિંહને તો શિવાજી જેવો બળિયો શત્રુ જીતવો હતો એટલે એને તો કેટલાએ સરદારોને ખુશ કરવા હતા. ઘણી બાબતો એને ગોઠવવાની હતી. હાથમાં પૂર્ણ સત્તા જામેલી ન હોય ત્યાંસુધી ધારી બાજી નથી ગોઠવાતી એ જયસિંહે અનુભવથી જાણ્યું હતું. જે સેનાપતિના હાથમાં પૂરેપુરી સત્તા ન હોય તેનું પૂરેપુરું વજન પણ નથી પડતું અને તેથી મુખ્ય કામમાં પણ ખામી આવી નડે છે એવો મિરઝારાજાનો અનુભવ હતો. જયસિંહે આ બાબત ઉપર ખૂબ વિચાર કર્યો. મુગલ સત્તાની આબરૂ રાખવા માટે, મુગલ સત્તા મહારાષ્ટ્રમાં મજબૂત કરી વધારવા માટે, તે આ બધું ગોઠવી રહ્યો હતો પણ પૂર્ણ સત્તા તેના હાથમાં નહિ હોવાથી નાજુક સમયે બાજી બગડી પણ જાય એ ચિંતા જયસિંહના દિલમાં ઉભી થઈ અને એણે શહેનશાહને આ સંબંધમાં પત્ર લખી નડતી અડચણ દૂર કરવાનો વિચાર કર્યો. આ સંબંધમાં મિરઝારાજાએ શહેનશાહ ઔરંગઝેબને પત્ર લખ્યો હતો:—" લશ્કરના લોકોની બહાલી, બરતરફીની પૂરી સત્તા સેનાપતિના જ હાથમાં રહેવી જોઈએ. સરદાર શાહિસ્તખાન સરદારીનાં વસ્ત્રો પામ્યા ત્યારથી લશ્કરી માણસોના પગાર, નિમણૂકો, ફેરબદલીઓ વગેરે બાબતો કારકુનોના હાથમાં ગયાથી સિપાહીઓને સમરાંગણ મૂકીને એમના તરફ દોડવું પડે છે. સિપાહીઓની હાજરી પૂરવાનું કામ ફક્ત સેનાપતિના હાથમાં રહ્યું છે. સિપાહીને ઈનામ

આપવું અથવા એને શિક્ષા કરવી એ સત્તા સેનાપતિના હાથમાં નથી. આ પદ્ધતિ હોવાથી સેનાપતિની સ્થિતિ આ સંજોગોમાં બહુ કફોડી થઈ ગઈ છે. ઉપર જણાવેલી બધી અડચણો ધ્યાનમાં લઈ ઉપર જણાવેલા બધા અધિકાર અને કોઇને જાગીર આપવી હોય તો તે આપવાનો પણ અધિકાર શહેનશાહે મને આપવો જોઇએ. નાની નાની બાબતોમાં હંમેશ મંજૂરી માટે મારે શાહજાદા પાસે જવું પડે છે તે હવે બંધ થવું જોઇએ. મારા માગ્યા મુજબના અધિકાર મને મળી જશે તો બધાંની ચોટલી મારા હાથમાં આવી જશે અને તેમ થશે એટલે મારી મરજી મુજબ કામ થતાં રચેલી બાજી પેશ જશે. આ પત્રમાં મેં કરેલી વિનંતિ માન્ય ન હોય તો આ પત્રને તદ્દન ગુપ્ત રાખવા કૃપા કરશોજી. તેમ નહિ બને તો નાહક મારી અપકીર્તિ થશે." ઔરંગઝેબે મિરઝારાજાના ઉપરના પત્ર ઉપર ઊંડો વિચાર કર્યો. બાદશાહ બહુ વહેમી હતો. મિરઝારાજાનું મહત્ત્વ, તેની માગણી અને તેની અડચણો શહેનશાહ ઔરંગઝેબના ધ્યાનમાં બરાબર આવી. માગેલા અધિકાર જયસિંહને નહિ આપવામાં આવે તો દક્ષિણની ચડાઈનું કામ ઢીલું પડી જવાનો પણ ઔરંગઝેબને ભય હતો. જયસિંહની માગણીઓ વાજબી હતી અને તેથી સલ્તનતને લાભ થવાનો હતો એટલે શહેનશાહ ઔરંગઝેબે તે મંજૂર કરી. દક્ષિણમાં અહમદનગર, પરીન્ડા વગેરે ઠેકાણે મુગલ લશ્કરની ટૂકડીઓ હતી જે રાજા જયસિંહના કબજામાં નહતી તે બધી બાદશાહે જયસિંહને હવાલે કરી. લશ્કરને પગાર વગેરે વહેંચવાની સત્તા પણ જયસિંહને સ્વતંત્ર આપવામાં આવી. દક્ષિણના આ એક સરદારને દાબી દેવા માટે જયસિંહ જેવા બળિયા અને અનુભવી મુગલ સેનાપતિને પૂરેપુરી સત્તા માગવાની જરૂર પડી અને દિલ્હીપતિને પૂર્ણ વિચાર પછી એ સત્તા જયસિંહને આપવી પડી, એ ઉપરથી શિવાજી મહારાજની સત્તા કેટલી જામી હતી અને એ સત્તા ઉખેડી નાખવાનું કામ રાજા જયસિંહને પણ કેટલું અઘરું લાગ્યું હતું, તે આ ઉપરથી જણાઈ આવે છે.

શિવાજીને કોઈ પણ પ્રકારની મદદ નહિ આપવાના તથા એની સાથે દોસ્તીનો સંબંધ નહિ રાખવાનો સખત હુકમો રાજા જયસિંહે પરદેશી (યુરોપિયન) વેપારીઓને મોકલાવ્યા હતા. આ હુકમો મેળ્યા એટલે ગોવાના પોર્ટુગીઝ વાઈસરોયે પોતાની સત્તા નીચેના ઠેકઠેકાણેના કોઠીવાળાઓને ખબર આપી દીધી કેઃ—" શિવાજીનાં માણસોને પોર્ટુગીઝ મુલકોમાં આવવા દેવાં નહિ અને તેમને કોઈ પણ પ્રકારની સગવડ આપવી નહિ." પોર્ટુગીઝ સત્તાવાળાઓને શહેનશાહી ફરમાનના દબાણને લીધે શિવાજી મહારાજની સામે પોતાની કોઠીઓના માણસો ઉપર હુકમો કાઢવા પડ્યા, પણ પોર્ટુગીઝો મનમાં તો શિવાજી મહારાજનો જય ઇચ્છતા હતા. શિવાજી મહારાજના વિજયમાં જ એમને લાભ છે એવી એમની પ્રામાણિક માન્યતા હતી. શિવાજી મહારાજને બની શકે તેટલી મદદ કરવાનું એમના મનમાં હતું, પણ મુગલો હિંદમાં પ્રબળ સત્તાવાળા હતા એટલે એમની ઈતરાજી વહોરી લેવા પોર્ટુગીઝો તૈયાર ન હતા. પોર્ટુગીઝોનું વલણ અંદરખાનેથી શિવાજી મહારાજની તરફેણમાં હતું. એ પોર્ટુગીઝ વાયસરોયે તારીખ ૮ મી એપ્રિલ, ૧૬૬૫ ને રોજ વસાઈના કપ્તાનને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો તે ઉપરથી જણાય છેઃ "મુગલ પ્રકરણ હાલમાં બહુ ગૂંચવાડાભરેલું માલમ પડે છે. જોકે આજે તો કોઈ પણ જાતનું સંકટ નજરે પડતું નથી, પણ એનો વિચાર આપણે દીર્ઘદષ્ટિ દોડાવીને બહુ ઝીણવટથી કરવાનો છે. મુગલો સાથેનો આપણો સંબંધ તૂટવો ન જોઈએ અને અમારા મનમાં કંઈ પણ શંકા છે એવું પણ એમણે ન જાણવું જોઈએ. અમો શિવાજીને મદદ કરીએ છીએ એ વહેમ મુગલ અધિકારીના દિલમાં પેસી ગયો છે, તે દૂર થવો જોઈએ. કોઈ પણ પ્રકારનો વહેમ ઉભો ન થાય એવી રીતે તમે પૈસા લઈને શિવાજીને દારૂગોળો અને અનાજ પૂરું પાડો તો ઠીક, કારણકે મુગલો શિવાજીનો મુલક જીતે એ ઇષ્ટ નથી. શિવાજી સાથેનો આપણો સંબંધ ગુપ્ત રાખવામાં આવવો જોઈએ. શિવાજીને ખબર પણ આપી દેજો કે એમને અમારા આશ્રયની જરુર પડે તો ચૌલ મુકામે નહિ જતાં ગોવા તરફ જવું કારણકે ગોવા જવું વધારે સહીસલામત છે" (प. सा. सं. १ नं. १०६६).

મુગલ લશ્કરને હરાવવા માટે બિજાપુરનો આદિલશાહ શિવાજીને મળી જશે એવો ભય જયસિંહ કલ્પતો હતો. જયસિંહને આદિલશાહીની બાતમીઓ મળતી હતી તે ઉપરથી જયસિંહને આ કલ્પેલા ભયની ખાતરી થઈ હતી. જયસિંહે કલ્પેલા ભયમાં વજૂદ હતું. તારીખ ૧૪ મી એપ્રિલને રોજ કોન્સલ લેનો અર્લ ઓફ વિન્ચિલસિયાને નીચેની મતલબનો પત્ર લખ્યો હતો. તે ઉપરથી જયસિંહે જે ભય કલ્પ્યો હતો તે સાચો હતો એમ કહી શકાય. "સુરતના પ્રેસિડેન્ટના પત્રમાં એ જણાવે છે કે હાલમાં સુરત તો શિવાજીના હલ્લામાંથી સહીસલામત છે, પણ તે હવે મુગલ મુલકોમાં ધમાલ મચાવી રહ્યો છે. મુગલોના કેટલાંક શહેરો એ લૂંટી રહ્યો છે. બાદશાહે બહુ જબરું લશ્કર એના ઉપર મોકલ્યું છે છતાં એ શત્રુનો બંદોબસ્ત કરતો કરતો ઠેઠ ગોવાના કિનારા સુધી જઈ આવ્યો. મુગલો બિજાપુર ઉપર પણ એક મોટું લશ્કર મોકલે છે. પહેલાં તો શિવાજીના ત્રાસથી કંટાળી જઈ બિજાપુરના બાદશાહે દિલ્હીના શહેનશાહની મદદ માગી અને શિવાજીના સકંજામાંથી હવે બિજાપુરવાળા મુક્ત થયા છે એટલે હવે મુગલોની ઝૂંસરીમાંથી પોતાનો છૂટકારો કરી લઈને શિવાજીને મદદ કરવાની શરૂઆત એમણે (બિજાપુરવાળાએ) કરી દીધી છે. શિવાજીની મદદમાં સમરાંગણ ઉપર સૈન્ય ન મોકલતાં શિવાજીને છૂપી રીતે ધનની મદદ એ આપી રહ્યા છે, કારણકે શિવાજી એ મુગલસત્તાને આગળ વધતાં ખેંચી પકડનારો છે, એવી એમની માન્યતા છે. શિવાજી અને મુગલોની વચ્ચે વિગ્રહ સળગાવી દેવાની આદિલશાહીની યુક્તિની જાણ મુગલોને થવાથી મુગલ બિજાપુર ઉપર પાછા રૂઠયા છે. મુગલ લશ્કર પોતાના ઉપર વખતે ધસી આવે એ બીકથી ગોવળકોંડાવાળાઓ પણ પોતાની સરહદ ઉપર લશ્કર ભેગું કરવાની ધમાલ કરી રહ્યા છે" (પ. સા. સંગ્રહ ૧ નં. ૧૦૫૩).

## ૬. મહારાજ ઉપર આફતો.✓

જયસિંહે શિવાજીની સત્તાનો નાશ કરવાની બહુ જબરી તૈયારી કરી હતી. એણે એક પણ રસ્તો બાકી રાખ્યો ન હતો. શિવાજી મહારાજના નાના મોટા જેટલા દુશ્મનો હતા તે બધાને જયસિંહે અનેક રીતે મનાવ્યા, સમજાવ્યા અને પોતાના પક્ષમાં લઈ શિવાજી સામે ઉશ્કેર્યા અને લડવા તૈયાર કર્યા. જયસિંહે જંજીરાના સીદીને પણ શિવાજી વિરૂદ્ધ મદદ આપવા લખ્યું. જવહરના રાજાને શિવાજી સામે અનેક રીતે જયસિંહે ઉશ્કેર્યો. આખરે એને મનાવ્યો અને છેવટે એને મુગલાઈમાં મનસબદારી આપવાનું નક્કી કરી શિવાજી સામે મુગલ લશ્કરમાં જોડી દીધો. પ્રસિદ્ધ માણકોજી ધનગર પણ જયસિંહને પૂતે આવીને મળ્યો. કર્ણાટકના જમીનદારો તરફ જયસિંહે બ્રાહ્મણ વકીલો મોકલ્યા હતા તેમણે પોતાની કામગીરી બરાબર બજાવી. કર્ણાટકના જમીનદારોને શિવાજી મહારાજ વિરૂદ્ધ ઉશ્કેરવામાં જયસિંહના માણસોએ કાંઈ બાકી ન રાખી. કર્ણાટકના જમીનદાર શિવાપ્પા નાયક અને બસવાપટ્ટણના જમીનદારોના પ્રતિનિધિઓ શિવાજીની સામે જયસિંહની સેવામાં આવીને હાજર થયા. આ વખતે જયસિંહ સાથેના યુરોપિયન તોપખાનાનો ઉપરી નિકોલો મન્કસી હતો. તેની લાગવગથી કલ્યાણ પ્રાન્તના ઉત્તરના કેટલાક નાના રાજાઓને જયસિંહે શિવાજી મહારાજ વિરૂદ્ધ તૈયાર કર્યા. શિવાજી મહારાજનાં માણસોને ફોડવા માટે જયસિંહે મુગલ તીજોરીમાંથી નાણાં વેરવા માંડ્યાં. પુરંદરની તળેટી સાચવવા માટે શિવાજીએ અંબાજી, તેના બે ભાઈ તથા મોરેને તેમના ઘોડેસ્વારોના લશ્કર સાથે રાખ્યા હતા. તેમને ફોડવા માટે જયસિંહે ભારે પ્રયત્નો કર્યા. આખરે જયસિંહ ફાવ્યો. અંબાજી તેના ભાઈઓ અને મોરે ફૂટ્યા અને એમના માણસોએ આવીને જયસિંહને વચન આપ્યું કે એ ત્રણે શિવાજીને તજી દેશે.

જયસિંહને આદિલશાહીનો ભારે ભય હતો. ગમે તે રસ્તે એનો બંદોબસ્ત કરવાના પ્રયત્નો જયસિંહે કરવા માંડ્યા. આખરે બિજાપુરનો આદિલશાહ શિવાજીને મદદ ન કરે તે માટે એની ખંડણીની રકમમાંથી ઘટાડો કરવાનું એને પણ વચન આપ્યું અને એ રીતે કોણીએ મધ મૂકીને એને

લલચાવ્યો. ભય, પ્રીતિ, દંડ, ભેદ, લાલચ, વગેરેનો ઉપયોગ મુગલોએ શિવાજીનાં માણસોને ફોડવા માટે તથા શિવાજી મહારાજની સામે કેટલાકને ઉશ્કેરવા માટે કર્યો.

પૂને આવ્યા પછી દક્ષિણની ખરી સ્થિતિથી વાકેફ થવામાં થોડા દિવસ ગાળ્યા પછી જયસિંહે નીચે પ્રમાણે બંદોબસ્ત કર્યો. સરદાર કુતુબુદ્દીનખાનને ૭૦૦૦ નું લશ્કર આપીને જુન્નરથી લોહગઢ સુધીનો મુલક સાચવવાનું કામ સોંપ્યું અને લોહગઢની સામે એણે પોતાનું થાણું જમાવ્યું. પૂનાથી લોહગઢને ૨૮ માઈલનો ગાળો હતો. તે સાચવવાના કામ માટે ૨૦૦૦ માણસોને આપી એક અમલદારને મૂક્યો. પૂના અને તેની આજુબાજુનો મુલક સાચવવાની જવાબદારી એક લશ્કરી અમલદારને માથે જયસિંહે નાંખી. આ અમલદારને ૪૦૦૦ માણસો આપવામાં આવ્યા. સૂપાનું થાણું સૈયદ મુનાવરખાનને સોંપ્યું. સૈયદ અબદુલ્લાહ અઝીઝને ૩૦૦૦ ઘોડેસ્વારો આપ્યા અને એનું થાણું નીરાખીણ નજીક શીરવળ મુકામે નક્કી કર્યું. આવી રીતનો બંદોબસ્ત કરીને દક્ષિણ ભાગમાંથી પુરંદર તરફ જતી મદદ અટકાવી દીધી. તા. ૩૧ મી માર્ચને રોજ જયસિંહે સાસવડ નજીક છાવણી નાખી. આ છાવણીથી પુરંદર પર્વત આશરે ૭ માઈલ દૂર હતો. અબદુલ્લ અઝીઝની મદદમાં બાજી ચંદ્રરાવ, અંબાજી ગોવિંદરાવ અને માણકોજી ધનગર જે મુગલોને આવી મળ્યા હતા તેમને મોકલવામાં આવ્યા.

આવી રીતે જયસિંહે પોતાના મુલકના રક્ષણનો પૂરેપુરો બંદોબસ્ત કર્યો અને શિવાજી મહારાજના મુલકમાં લૂંટ કરવા અને પ્રજાને પીડવા માટે જુદી જુદી ટોળીઓ રવાના કરી. આ વખતે શિવાજી મહારાજ પાસે ૧૦૦૦૦ ઘોડેસ્વાર, ૫૦૦ પાયદળ અને ૧૦૦ લડાયક વહાણો હતાં. રાજા જયસિંહ સાથે મોકલેલા શહેનશાહી લશ્કરની સરખામણીમાં તો મહારાજનું લશ્કર બહુ જ નાનું ગણાય. શહેનશાહી લશ્કર ઉપરાંત જયસિંહે અનેક ખટપટોથી શિવાજી મહારાજ સામે સરદારો, રાજાઓ, જમીનદારો વગેરેને ઉશ્કેરી એમના લશ્કર સાથે એમને મુગલદળમાં જોડી દીધા હતા, એ વાત સરખામણી કરતી વખતે ધ્યાનમાં રાખવા જેવી છે.

મિરઝારાજા જયસિંહ સાસવડ આવવા નીકળ્યો, ત્યારે તેની સાથે દિલેરખાન અને દાઉદખાન એ બંને સરદારો તેમના પોતાના લશ્કર સાથે હતા. સાસવડ પહોંચવાને એકાદ દિવસનો રસ્તો બાકી હતો ત્યારે, જયસિંહે દિલેરખાનને તેના લશ્કર સાથે તોપખાનું વગેરે લઈ ને આગળ રવાના કર્યો. પછી દાઉદખાનને ત્યાં રાખી, રાજા જયસિંહ આગળ સાસવડ ગયો. રાજા જયસિંહના હુકમ પ્રમાણે દિલેરખાન પુરંદર નજીક ગયો અને જગ્યા પસંદ કરી, તા. ૩૦ મી માર્ચે લશ્કરનો પડાવ નાંખ્યો. પુરંદરના ડુંગર ઉપરથી મરાઠાઓ નીચે ઉતર્યા અને તેમણે બાદશાહી છાવણી ઉપર છાપો માર્યો. મુગલ લશ્કર મરાઠાઓને મારી હઠાવવા તૈયાર જ હતું. મરાઠાઓને મુગલોએ મારી હઠાવ્યા અને એમનાં ઘરો બાળી મૂક્યાં. મરાઠાઓ માર ખાતા હતા, નાસી જતા હતા; તક સાધીને પાછા ફરી બને તેટલું મુગલ લશ્કરનું નુકસાન કરતા અને વારંવાર સતાવતા. મુગલ અને મરાઠા વચ્ચે ઝપાઝપી ચાલી રહી હતી. પછી મુગલોએ પુરંદરને ઘેરો ઘાલ્યો. જયસિંહ રાજાને આ ઝપાઝપીઓ અને ઘેરાની ખબર મળી એટલે એણે થોડું લશ્કર તથા ચુનંદા વીર રાયસિંહજી, કીરતસિંહજી, કુવતખાન, મિત્રસેન અને ઇંદ્રામણ બુંદેલાને મારતે ઘોડે દિલેરખાનની મદદે મોકલ્યા. દાઉદખાનને પાછળ રાખ્યો હતો તેને રાજા જયસિંહે એકદમ મારતે ઘોડે સાસવડ આવવા જણાવ્યું. જયસિંહની છાવણીમાં સરદાર દાઉદખાનની જરુર હતી. દાઉદખાનને પોતાની છાવણીમાં મૂકી, મિરઝારાજા પુરંદર જવા ઇચ્છતા હતા. દાઉદખાનને જયસિંહનો સંદેશો મળ્યો, એટલે તરતજ એ જયસિંહ તરફ જવાને બદલે સીધો દિલેરખાનની મદદે દોડી ગયો. મિરઝારાજા બહુ આતુરતાથી સરદાર દાઉદખાનની રાહ જોઈ રહ્યા હતા, પણ દાઉદખાન ન આવ્યો એટલે જયસિંહ રાજા પોતાની ઇચ્છા પ્રમાણે, નક્કી કર્યું હતું ત્યાં પોતાની છાવણીને કાંઈ જબરાં

સરદારને સોંપ્યા વગર જઈ શકે એમ ન હતું. એટલે લાચાર બનીને પોતે તો છાવણીમાંજ રોકાઈ રહ્યો, પણ એણે દિલેરખાનની મદદે પોતાની છાવણીમાંથી દારૂગોળો, તોપખાનાના ગોલંદાજો બંદુકના ઉસ્તાદો અને જોઈતાં શસ્ત્રાસ્ત્રો મોકલ્યાં.

---

## પ્રકરણ ૧૧ મું



### ૧. પુરંદર કિલ્લાને મુગલોનો ઘેરો.

સાસવડથી દક્ષિણ દિશામાં આશરે ૭ માઈલ દૂર પુરંદરનો પહાડ આવેલો છે. પુરંદર પર્વતનું શિખર દરિયાની સપાટીથી ૪૫૬૪ ફૂટ અને તે પહાડની તળેટીની સપાટીથી ૨૫૦૦ ફૂટ ઊંચું છે. પુરંદર પહાડ ઉપર પુરંદરનો કિલ્લો બહુ મજબૂત છે. એ કિલ્લાની કુદરતી રચના પણ માણસને આનંદ આપે એવી છે. કિલ્લાથી આશરે ૩૦૦ ફૂટ નીચે માંચી છે. પુરંદરના ઈશાન ખૂણામાં રૂદ્રમાળ અથવા વજ્રગઢ નામનો કિલ્લો આવેલો છે. એવા આ મજબૂત પુરંદર કિલ્લાને દિલેરખાને ઘેરો ઘાલ્યો હતો. જયસિંહે રૂદ્રમાળ અથવા વજ્રગઢને પહેલાં કબજે કરવાની વ્યૂહરચના કરી. સરદાર દિલેરખાન પોતાના ભત્રીજા–સરદાર હરિભાણ તથા ઉદયભાણ ગઉર અને અફઘાન લશ્કર સાથે પુરંદર અને રૂદ્રમાળની વચમાં રહ્યો. તુર્કતાજખાન પણ દિલેરખાનની નજદીકમાં જ પોતાના તોપખાના સાથે હતો. પુરંદરના ઉત્તર દરવાજા તરફ સરદાર કીરતસિંહ તથા કેટલાક મનસબદારો લશ્કરની ટુકડીઓ સાથે રહ્યા હતા. જમણી બાજુએ રાજા નરસિંહ ગૌર, કરણ રાઠોડ, નરવરના જગતસિંહ અને સૈયદ મકબુલ આલમનો પડાવ પડ્યો હતો. પુરંદરની પાછળ સરદાર દાઉદખાન, સરદાર રાજા રાયસિંહ, મહમદસલીહ તરખાન, રામસિંહ હડા, સરદાર સેરસિંહ રાઠોડ, સર રાજસિંહ ગૌર અને બીજા સરદારો રહ્યા હતા. એમની જમણી બાજુએ રસુલબેગ અને તેમના રોઝબાની યોદ્ધાઓ ગોઠવાઈ ગયા હતા. રૂદ્રમાળ કિલ્લાની સામે સરદાર ચતુર્ભુજ ચૌહાણ ચુનંદા સૈનિકો સાથે તૈયાર થઈને ઉભા રહ્યા હતા અને રૂદ્રમાળની પાછળની બાજુએ મિત્રસેન અને ઇંદ્રામણ બુંદેલા તથા બીજાઓ સજ્જ થઈને હાજર થઈ ગયા હતા. જયસિંહે પોતાનો પડાવ પણ સાસવડ નજીકથી ખસેડી પુરંદર નજીક નાંખ્યો.

જયસિંહ પોતે ઘેરાની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખતો હતો. ચોતરફ એની નજર ફરી રહી હતી. સિપાહીઓની સગવડ, ખોરાકપાણી, દારૂગોળા વગેરે સર્વ બાબતો ઉપર એની નજર હતી. જયસિંહ કસાયેલો અને અનુભવી યોદ્ધો હોવાથી પુરંદર જોઈનેજ એણે નક્કી કર્યું કે આ કિલ્લો સર કરવા માટે મોટી તોપોની જરુર પડશે. એણે નામચીન તોપો ત્યાં મંગાવી. મહા મુસીબતે અને ભારે પ્રયાસે બહુ મોટી અને વજનદાર તોપો એણે પુરંદરના ઘેરામાં કામે લેવા માટે ખેંચી મંગાવી. રૂદ્રમાળ કિલ્લાની સામેની ડુંગરી ઉપર અબ્દુલ્લાખાન નામની નામીચી તોપ ગોઠવવાનું નક્કી કર્યું. આ તોપને ડુંગર ઉપર ચઢાવતાં ચઢાવતાં ત્રણ દિવસ લાગ્યા. ફત્તેહ લશ્કર નામની તોપને ચઢાવતાં સાડાત્રણ દિવસ લાગ્યા. આવી આવી કેટલીએ નામચીન તોપો જયસિંહે ત્યાં લાવીને ગોઠવી અને રૂદ્રમાળ ઉપર ભયંકર મારો

ચલાવ્યો. આ કિલ્લો બાબાજી બોઆજી અને યશવંતરાવ બોઆજી નામના મહારાજના બે પ્રભુ સરદારોના કબજામાં હતો. કિલ્લો બહુ નાનો હતો અને ત્યાં લશ્કર પણ મોટું ન હતું. શત્રુ સાથે લડી શકે એવું બળિયું લશ્કર બાબાજી બોઆજીની પાસે ન હતું છતાં એ બંને ભાઈઓએ કિલ્લો બહુ હિંમતથી સાચવી લડત આપી. પુરંદર કિલ્લામાંથી સરદાર મુરારબાજી કુમકે આવશે એમ ધારી, એ બંને સરદારોએ મુગલો સામે જબરી ટક્કર લીધી.

## ૨. રૂદ્રમાળનો કિલ્લો પડ્યો.

રૂદ્રમાળનો કિલ્લો સર કરી તે કિલ્લા ઉપરથી પુરંદર ઉપર મારો ચલાવવાનો મુગલ સેનાપતિનો વિચાર હતો, એટલે રૂદ્રમાળને ગમે તે ભોગે પણ લેવાનો મુગલ સરદારોએ નિશ્ચય કર્યો હતો. વજ્રગઢ જીતવા માટે જયસિંહે કરેલી લશ્કરની ગોઠવણ બહુ વખાણવા લાયક હતી. સેંકડો લડાઈઓ જેણે જીતી હતી તેવા અનુભવી સરદારની વ્યૂહરચના આદર્શ હોય એમાં નવાઈ નથી. રૂદ્રમાળના મરાઠા કિલ્લેદાર બાબાજી બોઆજી પાસે બહુજ થોડું લશ્કર હોવા છતાં એણે મુગલોનો સામનો કર્યો. મુગલોનું ભારે લશ્કર, જબરી તોપો વગેરેનું બાબાજી બોઆજીને પૂરેપુરું ભાન હતુ, છતાં દુશ્મનના હાથમાં જીવતાં સુધી કિલ્લો જવા ન દેવાનો નિશ્ચય એણે અમલમાં મૂકયો. દિલેરખાનને તો ખાતરી હતી કે મુગલ લશ્કરની ગોઠવણ, મુગલ સરદારોની તૈયારીઓ અને શહેનશાહની ભારે નામચીન તોપોના દમામથી રૂદ્રમાળ કબજે થઇ જશે, પણ બાબાજી તથા તેના ભાઈ યશવંતરાવ બહુ ટેકીલા અને હિંદુત્વના સાચા અભિમાનવાળા હતા, એટલે એમણે પ્રાણ જતાં સુધી કિલ્લો દુશ્મનને હવાલે નહિ કરવાનો નિશ્ચય કરી લડાઈ ચાલુ રાખી. મુગલોની ભારે તોપો, તેમના અનેક લડાઇઓમાં જીત પામેલા નામચીન યોદ્ધાઓ અને હજારોની સંખ્યામાં સર્વે સાધનો સાથે સજ્જ થએલા મુગલ લશ્કરે રૂદ્રમાળ ઉપર મારો ચલાવ્યો. પૂરાં સાધન વગરના, સંખ્યામાં પણ તદ્દન થોડા, ભારે તોપો અને જલદ દારૂગોળા વગરના પણ હિંદુત્વ માટે પોતાના માલીક શિવાજી મહારાજના હુકમને પ્રાણ જતાં સુધી પાળનાર મરાઠાઓ અતિ બળવાન મુગલોની સામે થયા. એક તરફ શસ્ત્રાસ્ત્રો તથા સંખ્યાબળ અને બીજી તરફ કેવળ ભાવનાબળ હતું. મૂઠીમાં સમાય તેટલા માણસોએ પણ મુગલોને છક કરી નાખ્યા. દિલેરખાનને લાગ્યું કે ધાર્યા કરતાં મરાઠાઓ વધારે બળવાન છે. મરાઠાઓ સાધન વગરના છે, પણ એ કુનેહબાજ, હિંમતવાન, બહાદૂર અને મરવા તૈયાર થએલા હોવાથી એમને જીતવા એ બહુ કઠણ કામ છે, એની મુગલ સેનાપતિને ખાતરી થવા લાગી. ઈ. સ. ૧૬૬૫ ના એપ્રિલની ૧૩ મી તારીખે દિલેરખાને કિલ્લા ઉપર બહુ સખત મારો ચલાવ્યો. કિલ્લો બહુ નાનો હતો. તોપોનો મારો અસહ્ય થઇ પડ્યો. મરાઠાઓ નિશ્ચયથી મરણિયા થઇને લડતા હતા. આખરે મુગલોનો મારો વધતાં વધતાં એટલે સુધી વધી ગયો કે મરાઠાઓને એની સામે ટકવું અશક્ય થઈ પડ્યું. આવો સખત મારો ચાલ્યો છતાં કિલ્લો દુશ્મનને કબજે આપવા કિલ્લેદાર તૈયાર ન થયો. સંખ્યા અને સાધનોનું બળ મુગલોના નસીબને સહાય કરી રહ્યું હતું. આ લડાઈમાં આખરે શિવાજી મહારાજના ટેકીલા કિલ્લેદાર બાબાજી બોઆજી અને તેના ભાઈ યશવંતરાવ બોઆજી લડતાં લડતાં વીરગતિને પામ્યા. વજ્રગઢ અથવા રૂદ્રમાળનો કિલ્લો જીતવામાં મુગલોના બહુ થોડાં માણસો મરાયાં. કિલ્લો જીતાયો પણ મુગલ સેનાપતિ, સરદારો અને લશ્કરની ખાતરી થઈ ગઇ કે મરાઠાઓને જીતવા એ ઘણું અઘરુ કામ છે. જયસિંહને જીત તો મળી, પણ મરાઠાઓએ એને એમના બળનું ભાન કરાવી દીધું.

## ૩. મહારાજના મુલકમાં મુગલોનો જુલમ-મિરઝારાજા જયસિંહનો ઉદ્દેશ.

વજ્રગઢ એ પુરંદર કિલ્લાની કૂંચી મનાતી હતી. વજ્રગઢને કબજે કર્યા પછી પુરંદરનું પતન સહેલું હતું. જયસિંહે બધી બાબતોનો ઝીણવટથી વિચાર કરીને જ વજ્રગઢ ઉપર મારો ચલાવ્યો હતો.

વજ્રગઢની જીતથી જયસિંહ જરાએ ફૂલાયો ન હતો. દિલેરખાનને પુરંદરનો કિલ્લો કબજે કરવાનું કામ સોંપી દીધા પછી, જયસિંહ રાજાનું ધ્યાન શિવાજી મહારાજના મુલકોમાં ત્રાસ વર્તાવવા તરફ દોરાયું. મરાઠા મુલકોમાં ત્રાસ વર્તાવવામાં મિરઝારાજા જયસિંહનો ઉદ્દેશ નીચે મુજબ હતો:—

૧. શિવાજી રાજા અને બિજાપુરના બાદશાહ તથા આ બંને સત્તાના જવાબદાર અમલદારોનાં દિલ કંપાવવાં. ૨. શિવાજી રાજાની અને આદીલશાહીની પ્રજામાં મુગલ સત્તા માટે ભારે ધાક બેસાડી, મુગલ સત્તાને તાબે થવા લોકોને ફરજ પાડવી. ૩. મોગલોની સત્તા કેટલી છે, એમનું બળ કેટલું છે, એમના સરદારો કેવા છે એની શિવાજી રાજા અને બિજાપુરના બાદશાહને ખાતરી કરાવી, પ્રજા ઉપર પ્રભાવ પાડવો. ૪. મુગલોની સામે કોઈપણ સરદાર કે સત્તા માથું ઊંચું ન કરે તે માટે મહારાષ્ટ્રની નાની મોટી સત્તાને અને સરદાર જાગીરદારો ઉપર ધડો બેસાડવો હતો. ૫. મોગલ સેનાપતિ એકી સાથે દક્ષિણમાં ઘણે ઠેકાણે લડાઈ કરી શકે એવો પ્રબળ છે, એ છાપ શિવાજી મહારાજ અને બિજાપુર બાદશાહના દિલ ઉપર પાડવી. ૬. શિવાજી મહારાજ કુમક મેળવી, મુગલોનો સામનો કરે તો મુગલોના નાકમાં દમ લાવી દે એવા છે એની જયસિંહ રાજાને પૂરેપુરી ખબર હતી એટલે મહારાજને તેમના મુલકના જ બચાવમાં અને પ્રજાના રક્ષણમાં રોકી કોઈપણ બે સત્તાઓ ભેગી થઈ જાય, તે પહેલાં શિવાજીને દબાવી દેવો. ૭. શિવાજી રાજા બહુ બળિયા છે, એનામાં અદ્ભૂત બળ અને શક્તિ છે, એ અવતારી પુરુષ છે, ઈશ્વરી સહાયથી એ મુગલ જેવા બળિયાને પણ હંફાવી શકે છે, એની સામે કોઈ ટકી શકતો જ નથી, એવી મહારાષ્ટ્રમાં પ્રજાની માન્યતા થઇ ગઈ હતી. તે પ્રજાને ત્રાસ આપીને શિવાજી સંબંધની માન્યતા દૂર કરવી. ૮. મુગલ લશ્કરમાં ભારે સડો હતો. સવારીમાં આવેલા સરદારોમાં માંહોમાંહે કુસંપ અને અણબનાવ હતો. કેટલાક તેજોદ્વેષ અને ઈર્ષાને લીધે માંહોમાંહે બળી રહ્યા હતા. કેટલાક એક બીજાના રાયતામાં રાજી હતા. કેટલાક સરદારો ઉપર સેનાપતિને વિશ્વાસ ન હતો. તેથી એવા લશ્કરી અમલદારોને શત્રુના મુલક લૂંટવાનું કામ આપી, એમને ઘેરાથી દૂર રાખવા.

મુગલ સરદાર દાઉદખાન કુરેશી એ મરાઠાઓનો મળતિયો છે અને એને મરાઠાઓએ ફોડ્યો છે; એવી દિલેરખાનને ખાતરી થઈ, એટલે દિલેરખાને દાઉદખાનને ભારે ઠપકો દીધો. બંને વચ્ચે જામી એટલે દિલેરખાને દાઉદખાનને ત્યાંથી બદલી તેની જગ્યાએ શુભકરણ બુંદેલાને મૂક્યો. આ શુભકરણ બુંદેલાના અંતઃકરણના ખૂણામાં શિવાજી મહારાજ માટે સહેજ પ્રેમ અને માન હતાં. અંતઃકરણથી મહારાજ માટે સહેજ વલણ હોવાથી તેનું દિલ શિવાજીને તોડવાના કાર્યમાં પૂરેપુરું રચ્યું પચ્યું રહેતું નહિ. માંહોમાંહેના કુસંપની ખબર પડવાથી મિરઝારાજાએ દાઉદખાનને દિલેરખાન પાસેથી ખસેડ્યો. પણ દિલેરખાનને પાડવા માટે દાઉદખાનના પ્રયત્નો ચાલુ જ હતા. પુરંદરનો ઘેરો ઘાલવામાં દિલેરખાન જીદ્દી બનીને મૂર્ખાની માફક બાદશાહી લશ્કર અને નાણાંની બરબાદી કરી રહ્યો છે, એવી એવી વાતો ઉડાવી, દાઉદખાને દિલેરખાનને માટે પ્રતિકૂલ વાતાવરણ પેદા કરવાના પ્રયત્નો કરવા માંડ્યા. જયસિંહે આ વાત જાણી એટલે દાઉદખાનને શિવાજીનો મુલક ઉજ્જડ કરવાનું કામ સોંપ્યું. શિવાજી મહારાજના મુલકોના નાશ કરી, તેમની પ્રજાને પીડી, તેમની સત્તા તોડવાના આ કામની જવાબદારી જયસિંહ રાજાએ દાઉદખાનને શિરે નાંખી હતી. પ્રજા ઉપર ભારેમાં ભારે અને અસહ્ય જુલમ ગુજારવાનું નક્કી કરી, મોગલ અમલદારે કાર્યક્રમ ગોઠવ્યો. રાજા રાયસિંહ, સરદાર સરજાખાન, સરદાર અમરસિંહ ચંદાવત, સરદાર અચલસિંહ કછવા વગેરે સરદારો પોતપોતાના સૈન્ય સાથે સરદાર દાઉદખાનની કુમકે રહ્યા અને બધા રાજગઢ સિંહગઢ અને રોહીડાના ગાળાના ગામોનો નાશ કરવા નીકળી પડ્યા. ઉભા પાક કાપી નાંખીને, ગામો લૂંટીને, ઘરો બાળીને, મહારાજનો મુલક ખેદાન મેદાન કરી નાંખવા મુગલ લશ્કર તા. ૨૫ મી એપ્રિલે ૬૦૦૦ની ફોજ લઈને સરદાર દાઉદખાનની સરદારી નીચે બહાર પડ્યું. શિવાજી મહારાજને પૂરેપુરા ગભરાવી નાંખવા માટે જયસિંહે દાઉદખાનને ઉપર પ્રમાણેનું કામ સોંપી મહારાજના

મુલકના ઉત્તર દિશાનાં ગામો ઉજ્જડ કરવાની જવાબદારી સરદાર કુતુબુદ્દીનખાન અને સરદાર લોદીખાનને શિરે નાંખી.

તા. ૨૫ મી એપ્રિલ ૧૬૬૫ને રોજ દાઉદખાન પોતાના મદદગાર મળતિયા સરદારો અને ૬૦૦૦નું લશ્કર લઈ શિવાજીનો મુલક ઉજ્જડ કરી પ્રજાને પાયમાલ કરવા નીકળ્યો, તે તારીખ ૨૭ મીએ રહેડીના ગાળામાં આવી પહોંચ્યો. ફૂલેલી ફાલેલી ફળદ્રુપ વાડી ઉપર અથવા લીલાછમ ખેતર ઉપર તીડનાં ટોળાં ઉતરી પડે તેવી રીતે મુગલો મહારાજના મુલકમાં વાવાઝોડાની માફક ઉતરી પડયા. લોકોનાં ખેતરોમાં જ્યાં પાક જોયો ત્યાં કાપી નાંખ્યો. ઢોરઢાંકરને માટે સાચવી રાખેલી ઘાસની ગંજીઓ સળગાવી દીધી. બગીચાઓ અને વાડીઓનો નાશ કરવામાં આવ્યો. ખેડુતોનાં ઘરો બાળીને ભસ્મ કરી નાંખ્યાં. ગામો લૂંટાય તેટલાં લૂંટયાં અને બાકી રહેલી દાણાદૂણી ઉપર અંગાર મુકવામાં આવ્યો. મહારાજના મુલકમાં ખેડુતો સુખી હતા. એમની ખેતીની મહારાજે આબાદી કરાવી હતી. રાજ્યના અધિકારીઓનો ત્રાસ દૂર થવાથી મહારાજના ખેડુતો મન મૂકીને ખેતી કરી શકતા હતા. ખેડુતો સુખી થતાં ખેતીમાં સુધારો થયો હતો અને એમની આર્થિક સ્થિતિ પણ સુધરવા લાગી હતી. આવી રીતે ખાતાપીતા થએલા ખેડુતો મુગલોના જુલમ અને ત્રાસથી જોતજોતામાં જમીનદોસ્ત થઈ ગયા. આવી રીતે મુગલોએ જુલમ અને ત્રાસ વર્તાવીને મહારાજનાં આશરે ૫૦ ગામો તારાજ કરી દીધાં. ચાર મોટાં આબાદ ગામો ડુંગરીઓની વચમાં હતાં અને ડુંગરીઓ એ ગામોનું રક્ષણ કરતી હતી એટલે દુશ્મનોનાં નાશકારક, વિધ્વંશક પગલાંનો સ્પર્શ સારે નસીબે હમણાં સુધી એ ગામોને થયો ન હતો. તેવાં આબાદ ગામોને પણ આ વખતે મુગલોએ જમીનદોસ્ત કરી નાંખ્યાં. આ ગામોમાંથી મુગલોને બહુ સારી લૂંટ મળી. આ ગામોમાંથી ઘણાઓને મુગલો કેદ કરીને લઇ ગયા. દાઊદખાને અને તેનાં માણસોએ મહારાજના મુલકોમાં ભારે ત્રાસ વર્તાવ્યો. આ ત્રાસથી મુસલમાની સત્તા તરફનો પ્રજાનો અસંતોષ વધ્યો અને જેટલે દરજ્જે મુસલમાનો તરફ અણગમો અને અસંતોષ પ્રજાનાં વધતાં જતાં તેટલે દરજ્જે તે પ્રમાણમાં કુદરતી રીતે મહારાજ માટે પ્રજામાં પ્રેમ વધે જતો. લોકોને દિલમાં ઠસી ગયું કે મુસલમાની સત્તા પ્રજાને ત્રાસદાયક છે, ગરીબોને દુખદાયક છે, હિંદુઓને નુકસાનકર્તા છે અને ખેડુતોની પાયમાલી કરનારી છે. મહારાજના મુલકનો રોહીડા ગાળો આવી રીતે ઉજ્જડ કરી મુગલ લશ્કર રાજગઢના ગાળામાં પેઠું. રસ્તામાં ગામો લૂંટવામાં આવ્યાં અને ઘણાં ગામો તો બાળીને ભસ્મ કર્યાં. રોહીડા કિલ્લાની આજુબાજુનાં ગામોનો મુગલોએ નાશ કર્યો. કિલ્લા ઉપર હલ્લો કરવાની તૈયારી ન હતી એટલે જેમણે કિલ્લા ઉપર ચડાઈ કરી નહિ. પોતાની ઇચ્છા પ્રમાણે મહારાજના આ ગાળાના ગામોનો નાશ કરી મુગલો શિવાપુર થઈને સિંહગઢના ગાળામાં પેઠા અને ત્યાં લૂંટ અને આગનો ત્રાસ વર્તાવી દાઉદખાન જયસિંહ રાજા પાસે પાછો આવી ગયો. જ્યારે સરદાર દાઉદખાન મહારાજના મુલકોનો નાશ કરવામાં ગૂંથાયો હતો ત્યારે સરદાર કુતુબુદ્દીન પણ મહારાજના મુલકના બીજા ભાગને સતાવી રહ્યો હતો. સરદાર દાઉદખાન અને કુતુબુદ્દીનખાનને મિરઝારાજાએ પાછા બોલાવી લીધાથી બંને જણા તાકીદે પૂના આવી પહોંચ્યા.

મુગલો મહારાજના મુલકને ધૂળધાણી કરી રહ્યા છે તે વખતે શિવાજી મહારાજ, પોતાનો જીવ બચાવવા કોઈ કિલ્લામાં ભરાઈ બેઠા ન હતા, પણ એ મુગલોનો સામનો કરવા માટે લશ્કર વગેરેની ગોઠવણમાં ગૂંથાયા હતા, અને તેટલી કુમક મેળવવાની તજવીજ કરી રહ્યા હતા. જયસિંહ રાજાને ખબર મળી કે શિવાજીએ મુગલોનો સામનો કરવા માટે લોહગઢ આગળ જબરું લશ્કર ભેગું કરવા માંડયું છે. જયસિંહ રાજાને લાગ્યું કે જો મહારાજને તૈયારી કરવાનો વખત આપવામાં આવશે તો એ મુગલ લશ્કરનો ઘાણ કાઢી નાંખશે એટલે શિવાજી મહારાજના ભેગા થતા લશ્કરને તોડી પાડવા

માટે જ્યાંસહે સરદાર દાઉદખાન અને સરદાર કુતુબુદ્દીનખાનને પાછા બોલાવી લીધા. આ બંને સરદારોને ઘટિત સૂચનાઓ આપી, સેનાપતિએ શિવાજી મહારાજ ઉપર મોકલ્યા.

## ૪. લોહગઢની લડાઈ.

જયસિંહ રાજાની સૂચના મુજબ બંને મુગલ સરદારો પોતાના લશ્કર સાથે નીકળ્યા અને લોહગઢ નજીક આવી પહોંચ્યા. મુગલ સરદારોને કિલ્લા ઉપર ચડી આવતા જોઈ મરાઠાઓ પણ તૈયાર થઈ ગયા. મુગલોનું લશ્કર બહુ જબરું હતું, સંખ્યા પણ બહુ મોટી હતી. છતાં ૫૦૦ મરાઠા ઘોડેસ્વાર અને ૧૦૦૦ પાયદળનું લશ્કર મુગલોનો સામનો કરવા આગળ આવ્યું. મુગલ અને મરાઠાઓ વચ્ચે ચકમક શરૂ થઈ. મુગલોના સખત મારા આગળ મરાઠાઓ મરણિયા થઈને લડવા લાગ્યા. શિવાજીના સેવકો રંગે ચડીને જંગ ખેલી રહ્યા હતા. જબરી કાપાકાપી થઈ. મુગલોની સંખ્યા બહુ મોટી હોવાથી મરાઠાઓ લોહગઢની લડાઈમાં હારી ગયા. કિલ્લા નજીકનાં ઘરોને મુગલોએ આગ લગાડી. ઘણા ખેડુતોનાં ઢોરઢાંકર રાચરચીલું વગેરે મુગલોએ લૂંટી લીધું. ઘણાઓને મુગલોએ કેદ પકડ્યા. લોહગઢ, વીસાપુર, તીકોના અને તંગાઈ એ ચાર કિલ્લાની આજુબાજુનાં ગામડાંઓ મુગલોએ તારાજ કરી નાંખ્યાં આવી રીતે મુગલોની આ લડાઈમાં જીત થઈ.

## ૫. શિવાજી મહારાજનો મિરઝારાજાને પત્ર.

મુગલો મહારાજના મુલકમાં અત્યાચાર અને જુલમ ગુજારી રહ્યા હતા, ત્યારે શિવાજી મહારાજના મરાઠા સરદારો શું કરતા હતા એ પ્રશ્ન ઉભો થાય છે. મહારાજના સરદારો મુગલોના જુલમ અને અત્યાચાર મુગે મોઢે બેઠા બેઠા જોઇ નહોતા રહ્યા. સરદાર નેતાજી પાલકરે પારેંડા ઉપર છાપો માર્યો. સૂપાથી મુગલ લશ્કર પારેંડાની કુમકે જઈ પહોંચ્યું. ભારે દળવાળા મુગલોને ખડેખાંડે લડાઈ નહિ આપતાં, અનેક રીતે સતામણી કરીને એમને હેરાન કરવાની પદ્ધતિ મહારાજના સરદારોએ સ્વીકારી હતી. સામસામી લડાઈમાં મરાઠાઓ મુગલો સામે ફાવે તેમ હતા જ નહિ. પારેંડાની મદદે સૂપાથી આવતું મુગલ લશ્કર જોઈ, મરાઠા સરદારોએ રસ્તો માપી જવાનું શરૂ કર્યું. મુગલોના પ્રચંડ લશ્કરને વારંવાર સતાવી હેરાન કરવામાં મરાઠાઓએ બાકી ન રાખી. પ્રચંડ લશ્કર અને ભારે બળ તથા લડાઈનાં પૂરેપુરાં સાધનો અને યુદ્ધની અખૂટ સામગ્રી સાથે આવેલા જયસિંહના લશ્કરને મરાઠાઓએ હેરાન કરવાની એકે તક જવા દીધી નહિ. મરાઠાઓએ છૂટા છવાયા જે હુમલાઓ મુગલો ઉપર કર્યા, તેની વિગતોમાં ન ઉતરતાં એટલું જ જણાવવું બસ થશે કે જયસિંહ પોતે પણ પોતાના પત્રમાં કબૂલ કરે છે કેઃ— "કેટલીક વખતે અમો દુશ્મનોની હિલચાલને અટકાવી શકયા નહતા." આ સંબંધમાં કાફીખાન કહે છે કેઃ— "દુશ્મનોના અચાનક હુમલાઓ, અંધારી રાતના છૂપા છાપાઓ, રસ્તાઓ રોકી બાદશાહી લશ્કર માટે નીરૂપયોગી બનાવવાની તેમની યુક્તિ, અનેક ઠેકાણે તેમણે કરેલી ઝપાઝપી વગેરે કૃત્યોએ બાદશાહી લશ્કરને માટે બહુ અઘરી પરિસ્થિતિ ઉભી કરી હતી. દુશ્મનોએ આ રીતે મુગલોનાં ઘણાં માણુસો અને ઘોડા વગેરે પશુઓનો નાશ કર્યો." મરાઠાઓ પોતાની યુક્તિ અને શક્તિ મુજબ મુગલોનો સામનો કરી રહ્યા હતા પણ મુગલોનું સંખ્યાબળ બહુ હોવાથી મરાઠાઓ ધારી અસર પાડી શકતા ન હતા. એ પ્રયત્નો તો ખૂબ કરતા પણ એમનો ગજ વાગતો જ નહિ.

પરિસ્થિતિ ઉપર વિચાર કરી, શિવાજી મહારાજે જયસિંહ રાજાને એક અસરકારક પત્ર લખવાનો વિચાર કર્યો અને ધર્મરક્ષણાર્થે એમણે માંડેલા જંગમાં એક શક્તિવાન અને પ્રભાવશાળી હિંદુ તરીકે જયસિંહે શિવાજી સામે ઉગામેલાં શસ્ત્રથી હિંદુત્વને હાનિ પહોંચવાનો સંભવ છે, એ બીના જયસિંહ રાજાના ધ્યાન ઉપર લાવવાનું નક્કી કર્યું. મુસલમાની સત્તા હિંદુત્વને હણી રહી છે, તે સત્તાને હિંદુત્વ

રક્ષણ માટે તોડવાની જરૂર છે અને તે માટે એ પોતે લડી રહ્યા છે અને ઔરંગઝેબે હિંદુઓના કરવા માંડેલા છલનો સામનો કરવામાં મહારાજનો હેતુ હિંદુ ધર્મનું રક્ષણ કરવાનો છે વગેરે વાતો ખુલ્લે ખુલ્લી જયસિંહને જણાવવા માટે શિવાજી મહારાજે એક પત્ર લખ્યો હતો. એ પત્ર નીચે રજૂ કરીએ છીએ.

**શિવાજી મહારાજનો રાજા જયસિંહને પત્ર.**

"ए सर्दारों के सर्दार, राजाओं के राजा [तथा] भारतोद्यानकी की कियारियों के व्यवस्थापक। ए रामचंद्र के चैतन्य हृदयांश, तुझसे राजपूतों की ग्रीवा उन्नत है ॥ तुझसे बाबरवंश की राज्यलक्ष्मी अधिक प्रबल हो रही है [तथा] शुभ भाग्य से तुझसे सहायता [मिलती] है। ए जवान (प्रबल) भाग्य [तथा] वृद्ध (प्रौढ) बुद्धि वाले जयशाह, सेवा (अर्थात् शिवा) का प्रणाम तथा आशिष स्वीकृत कर। जगत् का जनक तेरा रक्षक हो [तथा] तुझको धर्म एवं न्याय का मार्ग दिखावे। मैंने सुना है कि तू मुझपर आक्रमण करने [एवं] दक्षिण प्रांत को विजय करने आया है। हिंदुओं के हृदय तथा आँखों के रक्तसे तू संसार में लाल मुँहवाला (यशस्वी) हुआ चाहता है॥ पर तू यह नहीं जानता कि यह [तेरे मुँह पर] कालख लग रही है क्योंकि इससे देश तथा धर्म को आपत्ति हो रही है॥ यदि तू क्षणमात्र गरेबान में सिर डाले (संकुचित होकर विचार करे) और यदि तू अपने हाथ और दामन पर (विवेक) दृष्टि करे। तो तू देखे कि यह रंग किसके खून का है और इस रंग का (वास्तविक) रंग दोनों लोक में क्या है [लाल या काला]। यदि तू स्वयं [अपनी ओर से] दक्षिण विजय करने आता [तो] मेरे सिर और आँख तेरे रास्ते के बिछौने बन जाते। मेरे तेरे हमरकाब (घोडे के साथ) बडी सेना लेकर चलता (और) एक सिर से दूसरे सिरे तक (भूमि) तुमे सौंप देता (विजय करा देता)। पर तू तो औरंगजेब की ओर से (उस) भद्रजनों के धोखा देनेवाले के बहकाने में पडकर आया है। अब मैं नहीं जानता कि तेरे साथ कौन खेल खेलूँ। [अब] यदि मैं तुझसे मिल जाऊं तो यह मर्दी (पुरुषत्व) नहीं है। क्योंकि पुरुषलोग समयकी सेवा नहीं करते। सिंह लोमडीपना नहीं करते। और अगर मैं तलवार तथा कुठार से काम लेता हूँ तो दोनों ओर हिंदुओं को ही हानि पहुँचती है। बडा खेद तो यह है कि मुसलमानों के खून पीने के अतिरिक्त किसी अन्य कार्य के निमित्त मेरी तलवार को मियान से निकलना पडे। यदि इस लडाई कि लिए तुर्क आए होते तो [हम] शेरमर्दों के निमित्त [घर बैठे] शिकार आए होते। पर वह न्याय तथा धर्म से वंचित पापी जो कि मनुष्य के रूप में राक्षस है। जब अफजल खाँ से कोई श्रेष्ठता न प्रकट हुई [और] न शाइस्तः खा की कोई योग्यता देखी। [तो] तुमको हमारे युद्ध के निमित्त नियत करता है क्यों कि वह स्वयं तो हमारे आक्रमण के सहने की योग्यता रखता नहीं। [वह] चाहता है कि हिंदुओं के दल में कोई बलशाली संसार में न रह जाय। सिंहगण आपस ही में [लड भिड कर] घायल तथा श्रांत हो जायँ जिसमें कि गीदड जंगल के सिंह बन बैठें। यह गुप्त भेद तेरे सिर में क्यों नहीं पैठता। प्रतीत होता है कि उसका जादू तुझे ... रहता है। तैंने संसार में बहुत भला बुरा देखा है। उद्यान से तैंने फूल और काँटे दोनों संचित कि

यह नहीं चाहिए कि तू हम लोगों से युद्ध करे [ और ] हिंदुओं के सिरों को धूल में मिलावे। ऐसी परिपक्व कर्मण्यता [ प्राप्त होने ] पर भी जवानी ( यौवनोचित कार्य ) मत कर, प्रत्युत सादी के इस कथन को स्मरण कर-- सब स्थानों पर घोडानहीं दौडाया जाता। कहीं कहीं ढाल भी फेंककर भागना उचित होता है। व्याघ्र मृगादि पर व्याघ्रता करते हैं। सिंहों के साथ गृहयुद्ध में नहीं प्रवृत्त होते। यदि तेरी काटनेवाली तरवार में पानी है; यदि तेरे कूदनेवाले घोडे में दम है॥ [ तो ] तुझको चाहिए कि धर्म के शत्रु पर आक्रमण करे [ एवं ] इसलाम की जड मूल खोद डाले। अगर देश का राजा दारा शिकोह होता। तो हम लोगों के साथ भी कृपा तथा अनुग्रह के बर्ताव होते। पर तूने जसवंतसिंह को धोखा दिया [ तथा ] हृदय में ऊँच नीच नहीं सोचा। तू लोमडी का खेल खेलकर अभी अघाया नहीं है [ और ] सिंहों से युद्ध के निमित्त ढिठाई करके आया है। तुझको इस दौड धूप से क्या मिलता है, तेरी तृष्णा तुझे मृगतृष्णा दिखलाती है। तू उस तुच्छ व्यक्ति के सदृश है जो कि बहुत श्रम करता है [ और ] किसी सुंदरी को अपने हाथ में लाता है। पर उसकी सौंदर्यवाटिका का फल स्वयं नहीं खाता [ प्रत्युत ] उसको अपने प्रतिद्वंदी के हाथ में सौंपँ देता है। तू उस नीच की कृपा कर क्या अभिमान करता है। तू जुझारसिंह को काम का परिणाम जानता है। तू जानता है कि कुमार छत्रसाल पर वह किस प्रकार से आपत्ति पहुँचाना चाहता था। तू जानता है कि दूसरे हिंदुओ पर भी उस दुष्टके हाथ से क्या क्या विपत्तियां नहीं आईं। मैंने मान लिया कि तैंने उससे संबध जोड लिया है और कुल की मर्यादा ऊसके सिर तोडी है। [ पर ] उस राक्षस के निमित्त इस बंधन का जाल क्या वस्तु है क्योंकि यह बंधन तो इजारबद से अधिक दृढ नहीं है। वह तो अपने इष्ट साधन के निमित्त भाई के रक्त [ तथा ] बाप के प्राण से भो नहीं डरता। यदि तू राजभक्ति की दोहाई दे तो तू यह तो स्मरण कर कि तैंने शाहजहाँ के साथ क्या बर्ताव किया। यदि तुझको विधाता के यहाँ से बुद्धि का कुछ भाग मिला है [ और ] त पौरुप तथा पुरुषत्व की बड मारता है। तो तू अपनी जन्मभूमि के संताप से तलवार को तपावे [ तथा ] अत्याचार से दुखियों के आँसू से [ उसपर ] पानी दे। यह अवसर हम लोगों के आपस में लडने का नहीं है क्योंकि हिंदुओं पर [ इस समय ] बडा कठिन कार्य पडा है। हमारे लडके बाले, देश, धन, देव, देवालय तथा पवित्र देव पूजक--इन सब पर उसके काम से आपत्ति पड रही है। [ तथा ] उसका दुःख सीमा तक पहुँच गया है। कि यदि कुछ दिन तक उसका काम ऐसाही चलता रहा [ तो ] हम लोगों का कोई चिह्न [ भी ] पृथ्वी पर न रह जायगा। बडे आश्चर्य की बात है कि एक मुट्ठी भर मुसलमान हमारे [ इतने ] बडे इस देश पर प्रभुता जमावें। यह प्रबलता [कुछ] पुरुषार्थ के कारण नहीं है। यदि तुझको समझ की आंख है तो देख। [ कि ] वह हमारे साथ कैसी गोटियाचाली करता है और अपने मुँह पर कैसा कैसा रंग रँगता है। हमारो पावों को हमारी हो साँकलों मे जकड देता है [ तथा ] हमारे सिरों को हमारी ही तलवारों से काटता है। हम लोगों को ( इस समय ) हिंदू, हिंदोस्तान तथा हिंदू धर्म [ की रक्षा ] के निमित्त बहुत अधिक यत्न करना चाहिए। हमको चाहिए कि यत्न करें और कोई

राय स्थिर करें [तथा] अपने देश के लिये खूब हाथ पॉव मारें। तलवार पर और तदबीर पर पानी दें [अर्थात् उन्हें चमकावें और] तुर्कों को जवाब तुर्की में (जैसे का तैसा) दें। यदि तू जसवंतसिंह से मिल जाय और हृदय से उस कपट कलेवर के पैंडे पड जाय। [तथा] राना से भी तू एकता का व्यवहार करले तो आशा है कि बडा काम निकल जाय। चारों तरफ से धावा करके तुम लोग युद्ध करो। उस सॅाप के सिर को पत्थर के नीचे दबा लो (कुचल डालो)। कि कुछ दिनों तक वह अपने ही परिणाम के सोच में पडा रहे [और] दक्षिण प्रांत की ओर अपना जाल न फैलावे। [और] मै इस ओर भाला चलाने वाले वीरों के साथ इन दोनों बादशाहों का भेजा निकाल दॅू। मेघों की भॉंति गरजने वाली सेना से मुसलमानों पर तलवार का पानी वरसाऊँ। दक्षिण देश के पटल पर से एक सिरे से दूसरे सिरे तक इस्लाम का नाम तथा चिह्न धो डालूं। इसके पश्चात् कार्यदक्ष शूरों तथा भाला चलानेवाले सवारों के साथ। लहरें लेती हुई तथा कोलाहल मचाती हुई नदी की भॉंति दक्षिण के पहाडों से निकल कर मैदानमें आऊं। और अत्यंत शीघ्र तुम लोगों की सेना मे उपस्थित हूँ और फिर उससे तुम लोगों का हिसाब पुछूं। [फिर हम लोग] चारों ओर से घोर युद्ध उपस्थित करें और लडाई का मैदान उसके निमित्त संकीर्ण कर दें। हम लोग अपनी सेनाओं की तरगों को, दिल्ली में, उस जर्जरीभूत घर में, पहुंचा दें। उसके नाम में से न तो औरंग (राजसिंहासन) रह जाय और न जेब (शोभा) न उसकी अत्याचार की तलवार [रह जाय] न कपट का जाल। हम लोग शुद्ध रक्त से भरा हुइ एक नदी बहा दें [और उस से] अपने पितरों की आत्माओं का तर्पण करें। न्यायपरायण प्राणों के उत्पन्न करनेवाले (ईश्वर) की सहायता से हम लोग उसका स्थान पृथ्वी के नीचे (कब्र में) बना दें। यह काम [कुछ] बहुत कठिन नहीं है। [केवल यथोचित] हृदय, ऑंख तथा हाथ की आवश्यकता है। दो हृदय (यदि) एक हो जायें तो पहाड को तोड सकते हैं [तथा] समूह के समूह को तितिर बितिर कर दे सकते है। इस विषय में मुझको तुझसे बहुत कुछ कहना [सुनना] है, जिसका पत्र में लाना (लिखना) [युक्ति] सम्मत नहीं है। मैं चाहता हूं कि हम लोग परस्पर बात चीत करलें जिसमें कि व्यर्थ दु ख तथा श्रम न झेलें। यदि तू चाहे तो मे तुझसे साक्षात् करने आऊं [और] तेरी बातों का भेद श्रवणगोचर करूं। हम लोग बात रूपी सुंदरी का मुख एकांत में खोलें [और] मैं उसके बालों के उलझन पर कंघी फेरूं। यत्न के दामन पर हाथ धरें। [और] उस उन्मत्त राक्षस पर कोई मंत्र चलावें। अपने कार्य की [सिद्धि) को ओर का कोई रास्ता निकालें (और) दोनों लोकों (इहलोक तथा परलोक) में अपना नाम ऊंचा करें। तलवार की शपथ, घोडे की शपथ, देश की शपथ तथा धर्म की शपथ करता हूँ कि इससे तुझपर कदापि (कोइ) आपत्ति नहीं आवेगी। अफ़जल खां से परिणाम से तू शंकित मत हो क्योंकि उसमे सचाइ नहीं थी। बारह सौ बडे लडाके हब्शी सवार वह मेरे लिये घात में लगाए हुए था। यदि मै उसपर पहिले ही हाथ न फेरता तो इस समय यह पत्र तुझको कौन लिखता। (पर) मुझको तुझसे ऐसे काम की आशा नहीं है। (क्योंकि) तुझकोभी स्वयं मुझसे कोई शत्रुता नहीं है। यदि मैं तेरा उत्तर यथेष्ट पाऊं तो तेरे समक्ष रात्रि को अकेला

आऊँ । मैं तुझको वे गुप्त पत्र दिखाउं जोकि मैंने शाइस्तः खां के जेब से निकाल लिए थे। तेरी आंखों पर मैं संशय का जल छिडकूं (और) तेरी सुखनिद्रा को दूर करूं। तेरे स्वप्नका सच्चा सच्चा फलादेश करूं (और) उसके पश्चात् तेरा जवाब लूं। यदि यह पत्र तेरे मन के अनुकूल न पडे। (तो फिर) मैं हूं और काटने वाली तलवार तथा तेरी सेना। कल जिस समय सूर्य अपना मुंह संध्या में छिपा लेगा। उस समय मेरा अर्धचंद्र (खड्ग) मियान को फेंक देगा (मियान से निकल आवेगा)। बस, भला हो।"

દિલ્હીપતિના ભારે બળવાન લશ્કરનો ઉપયોગ શિવાજી સામે કરવામાં આવ્યો. યુક્તિ પ્રયુક્તિ, પ્રપંચ, વ્યૂહ વગેરેને બહુ સાવચેતીથી અજમાવવામાં આવ્યા છતાં શિવાજી પકડો નહિ એ જોઈ, જયસિંહને ચિંતા ઉભી થઈ. આવા બાદશાહીબળની મદદથી તો ગમે તેવી જામેલી સલ્તનતને મૂળમાંથી ઉખેડી શકાય તો શિવાજીનાં મૂળ હજુ ઉખેડાતાં નથી, એ જોઈ જયસિંહ રાજા વિચારમાં પડ્યો. વિચાર કરતાં રાજા જયસિંહને લાગ્યું કે મુગલ સલ્તનતની ભારેમાં ભારે શક્તિ શિવાજીને તોડવા માટે વપરાઈ રહી છે, છતાં હજી જડ ઉખડતી નથી માટે કુદરતની એના ઉપર કૃપા હોવી જોઈએ, નહિ તો ગઈ કાલનું છોકરું હજુ એની સત્તા પૂરેપુરી જામી પણ નથી અને આવી રીતનો સામનો જામેલી સત્તા સામે કરી શકે છે, એથી લડતને કુદરત અનુકૂળ દેખાય છે, નહિ તો ભલભલા સરદારનું એ પાણી ઉતારી શકત નહિં. બિજાપુર જેવી જામેલી સલ્તનતને ઢીલી કરી, થરથરાવી શકત નહિ. શિવાજીની લડત હિંદુત્વના રક્ષણ માટે અને પ્રજાને સુખ આપે એવા સ્વરાજ્યની સ્થાપના માટે છે, એવું પ્રજા માની બેઠી છે તેથી પ્રજામાં એ માનીતો થઈ પડ્યો છે. એણે ઉપાડેલી લડત પવિત્ર છે અને તે લોકો ઉપરના જુલમો દૂર કરવા નમૂનેદાર નવી સત્તા સ્થાપવા ઈચ્છે છે એવી લોકોને ખાતરી થઈ ગઈ છે, એટલે પ્રજાના હૈયામાં એણે પોતા માટે ઉંડું સ્થાન મેળવ્યું છે. આવા સંજોગોમાં તો "ગાય બચાવીને રતન કાઢવામાં આવે" તો જ ઈજ્જત સચવાય અને બાદશાહ તરફની વફાદારીને કલંક ન લાગે. શિવાજી જેવા બુદ્ધિશાળી સરદારનો ઔરંગઝેબ જેવા બળિયા બાદશાહ સાથે મેળ થઈ જાય તો એના જેવું બીજું રૂડું કાંઈ નહિ. એતો "દૂધમાં સાકર ભળ્યા જેવું થાય", પ્રજાની ખરાબી થતી અટકે અને દેશ આબાદ થાય. જયસિંહે બહુ ઉંડો વિચાર કર્યો, અનેક દષ્ટિથી વિચાર કરતાં આખરે શિવાજી અને બાદશાહનો મીઠો સંબંધ બાંધવાના પ્રયત્નો કરવાનો નિશ્ચય કર્યો. મિરઝારાજાએ નીચેની મતલબનો પત્ર શિવાજી મહારાજને લખી પોતાના જાસૂસને તે લઈ રવાના કર્યો.

"ઔરંગઝેબ અતિ બળવાન બાદશાહ છે. તેમની સાથે મિત્રતા બાંધવી એ જ ઉચિત છે. તેમની સાથે દુશ્મનાવટ કરવાથી પરિણામ સારું આવશે નહિ. અમો જેમ જયપૂરના (કછવા કુટુમ્બના) છીએ તે જ પ્રમાણે તમે ઉદેપુરના સિસોદિયાના વંશ જ છો. તમે ઉચ્ચ વંશમાં જન્મ્યા છો તથા હિંદુધર્મનું તમને સંપૂર્ણ અભિમાન છે, એ જોઈ મને અતિ સંતોષ થાય છે. સ્વધર્મરક્ષણાર્થે અને સ્વરાજ્ય સ્થાપનાર્થે તમે જે ઉદ્યોગ કર્યો છે. તેમાં મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. તમારું રક્ષણ કરી તમારી સત્તા હંમેશાં ટકાવી રાખવી એ જ મારી ઈચ્છા છે, વગેરે વગેરે." (કેળુસ્કર શિવાજી).

મહારાજ ભારે ચિંતામાં હતા. સંજોગોને પહોંચી વળવા માટે હવે કયો રસ્તો લેવો એ વિચારમાં ગમગીન હતા. જયસિંહને ચિંતા હતી તેથી વિશેષ ચિંતા કેટલીક બાબતમાં મહારાજને હતી. જયસિંહ સાથે સલાહ કરવાનો મહારાજે વિચાર કર્યો હતો, પણ સુલેહ માટે વાતાવરણ શી રીતે ઉભું કરવું એ ચિંતામાં મહારાજ હતા, એટલામાં શિવાજી મહારાજને ઉપરની મતલબનો મિરઝારાજાનો પત્ર અણધાર્યો મળ્યો, એટલે તે ઉપર વિચાર કરવા મહારાજે પોતાના જવાબદાર અમલદારો, સલાહકારો અને ગોઠિયાઓને બોલાવ્યા અને સ્થિતિ તથા સંજોગો ધ્યાનમાં લઈ, જયસિંહ રાજા સાથે સલાહ કરવાનું

સર્વેએ નક્કી કર્યું. મિરઝારાજા જબરો પંડિત હતો. મુત્સદ્દી પણ તેવો જ હતો, એટલે એની સાથે વાતચીત કરવા માટે તેવા જ મુત્સદ્દીને મોકલવાનો વિચાર કરી, રઘુનાથપંત વકીલને મોકલવાનું ઠરાવ્યું. મહારાજે રઘુનાથપંતને બોલાવી મિરઝારાજા પાસે પત્ર લઈને વકીલ તરીકે જવા કહ્યું અને એ કામ સંબંધી જરૂરી બધી સૂચનાઓ આપી. વકીલ રઘુનાથપંત સાથે મહારાજે રાજા જયસિંહ માટે ભારે જરિયાનનાં વસ્ત્રો, અમૂલ્ય અલંકાર, ઉત્તમ ઘોડા, હાથી વગેરે નજરાણું મોકલ્યું. મિરઝારાજાના પત્રનો જવાબ મહારાજે આપ્યો, તેની મતલબ આ પ્રમાણે હતી:— "આપે રાજદૂત સાથે જે પત્ર મોકલ્યો તે વાંચી અતિ આનંદ થયો છે. તે પત્રને પિતૃદર્શન સમાન સમજી હૃદય સાથે ચાંપ્યો. આપના તરફથી આશા નહિ રાખવા છતાં પત્ર આવ્યો તેથી મને પરમ સંતોષ થયો અને ચિંતા દૂર થઈ. પત્રનો ભાવાર્થ મમતાભરેલો જણાય છે. પત્ર મળતાં જ જરા પણ અચકાયા વગર મને આપનાં દર્શને આવવાની ઈચ્છા ઉત્પન્ન થઈ છે. આપના પર અણુ માત્ર શંકા ન લાવતાં અને આપ પારકા છો, એવો લવલેશ પણ વિચાર ન કરતાં આપના પર આધાર રાખવાથી જ મારો વાંચ્છિત હેતુ પરિપૂર્ણ થઈ, મારું સર્વ પ્રકારે કલ્યાણ થશે એમ મને જણાય છે. મને આપના ચિરંજીવી રામસિંહ રાજા જેવો જ સમજી આપે મમતાપૂર્વક પત્ર લખ્યો, તેથી મારા હૃદયમાં સંતોષ થયો છે. મારી એવી વૃત્તિ થવાનું કારણ માત્ર એક જગદંબાજ જાણે છે. તમારું દિલ્હીથી દક્ષિણમાં આગમન થયું એ જ ઘણું સારું થયું છે. મારા મનના સર્વ મનોરથ સિદ્ધ થશે, એવી મને ખાતરી થઈ છે. મારો સર્વ ભય નષ્ટ થયો છે. મન અતિશય પ્રફુલ્લિત થયું છે. આપ શિરછત્રરૂપ છો. ક્ષાત્રધર્મના સંરક્ષણકર્તા છો. મારા પર બાદશાહની ઘણી ઈતરાજી થઈ છે. શી રીતે વર્તવું તે સમજાતું નથી. અમે રાત દિવસ તે જ ચિંતા કરીએ છીએ. બાદશાહ સર્વના માલીક છે, એ વાત સત્ય, પરંતુ ક્ષાત્રધર્મનો અવરોધ થયો છે. પૃથ્વીમાં અધર્મ થઈ રહ્યો છે. વિધર્મીઓએ ઉન્મત્ત થઈ આપણા ધર્મનો નાશ કરવા માંડ્યો છે. સર્વ પુણ્ય ક્ષેત્રોને ભ્રષ્ટ કરી, તે સ્થળે ગોવધ થવા લાગ્યો છે. દેવાલયો તોડી પાડી, ત્યાં તેમણે મસ્જીદો બાંધી છે. તેમનો હેતુ એવો છે કે પૃથ્વી પરથી હિંદુધર્મનો નાશ કરવો. એ સ્થિતિ જોઈ, મને અસહ્ય ત્રાસ ઉત્પન્ન થવાથી શિરછત્રના પ્રતાપ વડે તથા શ્રી જગદંબાની સહાયતા વડે આજ સુધી મેં યવનો સાથે યથાશક્તિ વિરોધ કર્યો છે. હિંદુ રાજાઓએ હિંદુધર્મનું અભિમાન છોડી દીધું છે તે યોગ્ય નથી. પુરાતન કાળથી હિંદુ રાજાઓ આ ભૂમિ પર રાજ્ય કરતા આવ્યા છે, પરંતુ સાંપ્રતકાળમાં તેઓ પદભ્રષ્ટ થઈ યવનોના તાબેદાર થયા છે એ જોઈ, મારું મન અતિશય દિલગીર થાય છે. એ બાબતનું આપણને પૂર્ણ અભિમાન અને ઇર્ષા હોવાં જોઈએ. મેં બાદશાહના તાબાના પ્રાંતોમાં તોફાન કરી, તે કબજે લીધા છે, તેથી તેમને મારા પર ક્રોધ ચઢયો અને આપને મારા ઉપર ચડાઈ લઈ મોકલ્યા છે. પરંતુ એ બાદશાહને નમન કરવા હું ચૂકીશ નહિ. મારા તાબામાં જે કિલ્લા અને પ્રાંતો છે તે મારા બાહુબળ વડે મેં પર રાજ્યમાંથી કબજે કર્યા છે. તેને બાદશાહ તરફથી ઉપદ્રવ ન થતાં મારા સંબંધી તેમનું મન નિર્મળ થાય એ જ મારી પ્રાર્થના છે. દક્ષિણનો મુલક કબજે કરવાની તેમની ઇચ્છા છે, તો તેમના કાર્યમાં હું તેમને અંતઃકરણપૂર્વક સહાય કરીશ (કેળુસ્કર 'શિવાજી' ગુજરાતી પાન. ૧૯૯).

ઉપરનો પત્ર લઈ, રઘુનાથપંત મિરઝારાજા પાસે જવા નીકળ્યા. રઘુનાથપંત અનુભવી હતા અને મહારાજની રાજ્યપદ્ધતિથી પૂરેપુરા વાકેફ હતા. ઘડાએલા મુત્સદ્દી હોવાથી રાજકારણની બાબતમાં સામાના પેચ અને પેંતરા પરખવામાં એ બહુ કુશળ હતા. પંત સ્વામિભક્ત હતા અને હિંદુત્વના ભારે અભિમાની હતા. એમણે પરિસ્થિતિ ઉપર ઉડતી નજર દોડાવી, મિરઝારાજા સાથે રૂબરૂમાં શી શી વાતો કરવી એ નક્કી કર્યું. રાજા જયસિંહ બહુ બુદ્ધિશાળી અને વિદ્વાન હતો. એ બહુ ઊંચા ખમીરનો કુળવાન ક્ષત્રિય હતો, એ રઘુનાથપંત જાણતા હતા એટલે મુગલોની સેવામાં દટાઈ ગએલું ધર્માભિમાન જરા જાગ્રત કરવાનો રઘુનાથપંતે વિચાર કર્યો. રઘુનાથપંત વકીલ મિરઝારાજા પાસે આવી પહોંચ્યા

અને શિવાજી મહારાજે આપેલો પત્ર એમને આપ્યો અને મહારાજે મોકલેલા નજરાણાં નજર કર્યાં. પત્ર વાંચી જયસિંહ બહુ ખુશી થયો. મહારાજે મોકલેલાં નજરાણાં રાજા જયસિંહે પ્રેમથી સ્વીકાર્યાં અને મહારાજના ક્ષેમકુશળ પૂછ્યા. રઘુનાથપંતે પણ દરબારી વકીલની રીત મુજબ મિરઝારાજાને મહારાજા તરફથી ક્ષેમ સમાચાર પૂછ્યા. કુશળ-સમાચાર પૂછવાની પદ્ધતિ પ્રમાણેની વિધિ આટોપ્યા પછી જયસિંહ રાજાએ પંતને કહ્યું કેઃ— " રઘુનાથપંત! તમારા શિવાજી રાજા બહુ પરાક્રમી પુરુષ પાક્યા છે. એમને માટે મને પણ અંતઃકરણમાં માન છે. એમના જેવા ડાહ્યા અને મુત્સદ્દી પુરુષે ઔરંગઝેબ જેવા બળિયા બાદશાહ સામે જંગ માંડ્યો એ ઠીક નથી કર્યું. બાદશાહ ઔરંગઝેબ એટલે સમરકળાનો કસાયેલો યોદ્ધો, ઔરંગઝેબ એટલે મુત્સદ્દીપણાનો નમૂનો, ઔરંગઝેબ એટલે મહાપ્રતાપી અને પરાક્રમી પુરુષ. આવા અસાધારણ બળવાન બાદશાહ સાથે વેર બાંધવામાં તમારા શિવાજી રાજાએ ખરેખર ભૂલ કરી છે. ઔરંગઝેબ જેવા ચક્રવર્તીને છંછેડ્યાથી શિવાજી રાજાની ધારી મુરાદ બર નહિ આવે. શિવાજી રાજાએ હવે અનુભવથી પોતાની રીત બદલવી ઘટે છે. શિવાજી રાજા તો વખત પ્રમાણે બાજી બદલનારા મુત્સદ્દી છે છતાં હજુ પણ મુગલોની સામે શિંગડાં માંડી રહ્યા છે એ ઇષ્ટ નથી. તમારા શિવાજી રાજાનો ઔરંગઝેબ બાદશાહ સાથે મેળાપ થઈ જાય તો તે મેળાપ શિવાજી રાજાને કલ્યાણકારક નિવડશે એવું મારું માનવું છે. શિવાજી રાજાને ઔરંગઝેબ બાદશાહ પાસે લઈ જવાનો મારો ઇરાદો છે. આગલાં પાછલાં વેર, ઝેર, અપમાન, દુશ્મનાવટ વગેરે બધાં દિલથી દૂર કરી શિવાજી રાજાએ ઔરંગઝેબ બાદશાહ સાથે મેળાપ કરવા તૈયાર થવું જોઈએ. બંને વચ્ચેની કડવાશ કાઢી નાંખી મીઠાશ આણવા માટે બંનેના મેળાપની ગોઠવણ કરવા મારે તનતોડીને મહેનત કરવી જ જોઈએ. હું આ કામ માટે ઘટતી બધી વ્યવસ્થા કરવા તૈયાર છું. શિવાજી રાજાએ દિલ્હી જવા કબૂલ કરવું જોઈએ. હું જાતે એમના સંબંધમાં બાદશાહને લખીશ અને બંનેનો મીઠો સંબંધ બંધાય તે માટે મારાથી બનતું બધું હું કરીશ. હું વચ્ચે છું એટલે શિવાજી મહારાજે જરાપણ શંકા રાખવી નહિ. મુગલો ઉપર એમને અવિશ્વાસ હશે, પણ હું સર્વે જવાબદારી મારે માથે લઈશ, એટલે શિવાજીને શંકા કરવાનું બિલકુલ કારણ જ રહેતું નથી. શિવાજી રાજાની બાદશાહ સાથેની મુલાકાત ફળીભૂત કરવા માટે હું તનતોડ મહેનત કરીશ. શિવાજી રાજાને હું મારા પુત્ર રામસિંહ જેવો જ ગણું છું. શિવાજી રાજાને મારા ઉપર તો પૂર્ણ વિશ્વાસ છે એમ હું માનું છું. કેમ ખરુંને પંત!'

રઘુનાથપંતઃ— " આપને તો એ પિતાના સ્થાને માને છે, આપના ઉપર તો એમને સંપૂર્ણ વિશ્વાસ છે. આપ જે સૂચના કરશો તેના ઉપર અમને શંકા નહિ રહે. "

જયસિંહઃ— " હું આપેલું વચન શિરસાટે પાળીશ, એની મારે ખાતરી આપવાની હવે જરુર તો નહિ જ હોય અને તમને જરુર જણાય તો મારા તરફથી એમને ખાતરી કરી આપજો. મારા ઉપર વિશ્વાસ રાખી મને આવીને મળશે તો દિલસફાઇની વાતો થઇ જશે. એમના મનમાં જે કંઇ ગૂંચ હોય તે મારી આગળ સાફ સાફ કહી દેવામાં જરાપણ શરમ રાખવાની જરુર નથી. બાદશાહ શિવાજી રાજાને આમંત્રણ આપે એવી ગોઠવણ હું કરીશ અને એમનો માન મરતબો બરાબર જળવાય એવો બંદોબસ્ત કરવામાં હું જરાપણ કચાશ નહિ રાખું. તમે આ બધી વાતો શિવાજીને વિગતવાર જણાવો અને એમને બરાબર સમજાવી બાદશાહની સાથે મેળાપ કરવા એ તૈયાર થાય એવી ગોઠવણ કરો. મારી સૂચના શિવાજી રાજાને લાભકારક છે. શિવાજી રાજાનો હેતુ, વિચાર વગેરેનો પૂરેપુરો અભ્યાસ કરી સર્વે વાતોથી વાકેફ થઈ હું આ સંદેશો એમને માટે આપું છું. "

મિરઝારાજાએ પત્રનો જવાબ આપ્યો અને વકીલને કીમતી વસ્ત્રો અને અલંકાર આપી માન આપ્યું. રઘુનાથ પંતની જોડે જયસિંહ રાજાએ શિવાજી મહારાજ માટે નજરાણું પણ મોકલ્યું. જયસિંહ રાજાને મહારાજનો સંદેશો પૂરેપુરો સંભળાવી એમનું કહેવું સાંભળી લીધું અને બંને વચ્ચે

કેટલીક વાતચીત અને ખુલાસા થયા પછી રઘુનાથ પંતે પાછા જવાની રજા લીધી. સર્વે તૈયારી કરી રઘુનાથપંત નીકળ્યા અને રાજા જયસિંહને મળ્યા. રાજાને એકાંતમાં મળીને રઘુનાથપંતે ખુલ્લે ખુલ્લી વાત કરી અને જણાવ્યું કે:— "આપ તો બુદ્ધિમાન અને પંડિત છો. આપને હિંદુધર્મ અને હિંદુ સંસ્કૃતિનું અભિમાન છે. હિંદુત્વનું રક્ષણ કરવું એ તો આપનો ધર્મ છે. જ્યારે હિંદુત્વ ઉપર આક્રમણો થઈ રહ્યાં છે, હિંદુ દેવમંદિરો, હિંદુધર્મ અને હિંદુ સંસ્કૃતિ ભારે આફતમાં આવી પડી છે, યવનો હિંદુસ્થાનમાંથી હિંદુઓને જડમૂળથી ઉખેડી નાંખવા ભારે અત્યાચાર ગુજારી રહ્યા છે, એવે વખતે જયસિંહ મહારાજ ! આપ હિંદુત્વનું રક્ષણ કરવા તૈયાર થશો તો ઇશ્વર આપનું અને આપના પુત્ર પૌત્રાદિકનું કલ્યાણ કરશે. યવનોએ ચારે તરફથી હિંદુધર્મ ઉપર હલ્લા કરવા માંડ્યા છે. આપણી બ્હેનોનાં શિયળ લૂંટાઇ રહ્યાં છે. મુસલમાનોએ છલ કરવામાં કંઈ જ બાકી નથી રાખી. આપણાં જાત્રાઓનાં ધામ એમણે અનેક વખતે લૂંટ્યાં છે. મુસલમાનોના અત્યાચારથી હિંદુ તીર્થસ્થાનો, ક્ષેત્રો, ઉજ્જડ થઈ ગયાં છે. જયસિંહ મહારાજ ! આપ શ્રીરામચંદ્રજીના વંશજ છો. ધર્મરક્ષણ અને અબલા-રક્ષણ એ જેનો ધર્મ, તે જ યવનસત્તા મજબૂત કરવા મંડી ગયા છે. સૂર્યવંશકુળભૂષણ શ્રી દશરથ રાજાના વંશજ હિંદુત્વની જડ ઉખેડનારની લોખંડી સત્તા બળવાન કરવા જમીન આસમાન એક કરી રહ્યા છે એ હિંદના હિંદુઓનું કમનસીબ કે બીજું કાંઈ ? જે યવનસત્તા હિંદુત્વનાં મૂળ ઉખેડી નાંખવા દેશમાં ભારે અત્યાચાર મચાવી રહી છે, જે યવનસત્તા હિંદુ મંદિરોને જમીનદોસ્ત કરી રહી છે, જે યવનસત્તા ઠેર ઠેર ગૌવધ કરી રહી છે, જે યવનસત્તા હિંદુ સ્ત્રીઓને જોરજુલમથી ઘસડી જઈ તેમને વટલાવવાનાં દુષ્ટ કર્મો કરી રહી છે, જે યવનસત્તાના જોરથી હિંદુ સ્ત્રીઓનાં પાતિવ્રત લૂંટાઈ રહ્યાં છે, તે યવનસત્તાને છે તેનાથીએ ભારે બળવાન બનાવવાનું કામ પ્રભુ રામચંદ્રજીના પુત્ર કુશના વંશજ કરે એ જોઈ કયા હિંદુની આંખો અશ્રુથી નહિ ભરાય ? જયસિંહ મહારાજ ! જે બાદશાહ ગૌહત્યામાં ભૂષણ માને, જે યવન સુલતાન મૂર્તિ તોડવામાં માન સમજે, જે હિંદુધર્મનું અપમાન કરવું એ પોતાનો ધર્મ છે એમ માને, તેને ક્ષત્રિયકુળભૂષણ પૂજ્ય માને અને હિંદુત્વ ઉપર અત્યાચાર કરતી સત્તાને તોડવા મરણને નોતરી જે વીર આર્યધર્મના ઉદ્ધાર માટે બહાર પડ્યો છે તેને દાબી દેવા તૈયાર થાય એ પણ વખતની જ બલિહારી છે. મહારાજ હું બીજું આપને શું કહું ? આપ પંડિત છો, આપ વીર છો, આપ નરકેસરી છો પણ આપના શૌર્યનો, ધીરજનો, હિંમતનો, સમરકૌશલ્યનો, મુત્સદ્દીપણાનો, કાર્યદક્ષતાનો અને દીર્ઘદૃષ્ટિનો ઉપયોગ આજ સુધી મુસલમાની સત્તા પોષવામાં, મજબૂત કરવામાં, બળવાન બનાવવામાં થયો છે અને આજે એનો ઉપયોગ હિંદુત્વને હાનિ કરનારી સત્તા તોડવા માટે શિવાજી મહારાજે માથું ઊંચુ કર્યું, ત્યારે તે હિંદુત્વના તારણહારની સત્તા દાબી દેવા માટે, ઉભી થતી હિંદુસત્તા કચડી નાંખવા માટે, શિવાજી મહારાજનો નાશ કરવા માટે થઈ રહ્યો છે. મહારાજ ! વાડ ચીભડાં ગળે તો ફરિયાદ કયાં થાય ? હિંદુત્વરક્ષણ કરવા માટે ઉભી થતી સત્તા ઉપર ઘા કરવા માટે યવનો તરફથી મ્લેચ્છોની મદદમાં ઉભા રહી મહાક્ષત્રી આજે દક્ષિણમાં યવનોનો દિગ્વિજય કરાવવા કમરકસી રહ્યો છે, એ જોઈ હિંદુત્વની લાગણીવાળા હિંદુઓ તો કપાળ ઉપર હાથ દઈ ઉંડો નિસાસો મૂક્યા સિવાય બીજું શું કરે ? હિંદુધર્મના રક્ષણ માટે જેની સમશેર ચમકવી જોઈએ તે જયપુરનરેશ હિંદુધર્મના રક્ષણ કરનારને તોડવા મથી રહ્યા છે, એ જોઈ હિંદુઓમાં નિરાશાજ ઉત્પન્ન થાય કે બીજું કાંઈ ? મહારાજ ! આપને આ વાતો કહેવાનું મારું ગજું નથી એ હું જાણું છું છતાં આપના વડ-વાઓને અતિ પ્રિય અને મને પણ પ્રાણથી વધારે વહાલા એવા હિંદુધર્મની હયાતીનો પ્રશ્ન આવીને ઉભો છે એટલે આટલું કહેવાની મેં હિંમત કરી છે. શિવાજી મહારાજને આપ આપનો પુત્ર માનો છો તો એમની મારફતે આપણા ધર્મનું રક્ષણ કરાવો. શિવાજી મહારાજનું કલ્યાણ કરવામાં હિંદુધર્મનો ઉદ્ધાર છે. શિવાજી મહારાજનો માર્ગ સરળ કરવામાં હિંદુધર્મની સેવા છે. એમના માર્ગમાં આવતાં વિઘ્નો ટાળવામાં હિંદુધર્મની સલામતી છે. શિવાજી મહારાજને યશ અપાવવામાં હિંદુત્વની મજબૂતી છે.

આપને ચરણે મારી વિનંતિ છે કે કુશના વંશજો લવના વંશને મદદરૂપ નિવડે. શિવાજી મહારાજે ભલભલા યવન સરદારોને મહાત કર્યા છે. હિંદુત્વનો છલ થઈ રહ્યો છે તેવે વખતે તેની પડખે રહેનારનો નાશ કરવાનું કલંક, ક્ષત્રિયકુળભૂષણ મહારાજ! આપ આપને શિરે ન લો. શિવાજી મહારાજનો નાશ એ હિંદુધર્મ ઉપર સમશેર ચલાવવા જેવું છે. શિવાજી મહારાજનો વિશ્વાસઘાત કરનાર હિંદુને તો હજારો વર્ષ સુધી કલંકિત રહેવું પડશે. મહારાજ આ કલંક તો વારસામાં ઉતરે એવું છે. આપના ઉપર વિશ્વાસથી શિવાજી મહારાજે આપના ખોળામાં મસ્તક મૂક્યું છે. તે મસ્તકના રક્ષણની અને તેમની ઈજ્જત રાખવાની જવાબદારી આપની છે. હું તો આપનો સંદેશો મહારાજને અક્ષરશઃ કહીશ અને આપના હૃદયમાં મહારાજાએ સ્થાન મેળવ્યું છે તેની હું તેમને ખાતરી આપીશ, પણ જયસિંહ મહારાજ! મુસલમાનોએ હિંદુઓ ઉપર જે અત્યાચાર કર્યો છે અને દિલ્હીપતિ પણ હિંદુધર્મનું જે અપમાન કરી રહ્યા છે, તે જોતાં મુસલમાની સત્તાને મદદ કરવી એ હિંદુધર્મની છાતીમાં કટાર ભોંકવા જેવું આપને નથી લાગતું? આપ મહારાજ જેવા આકાશ પાતાલ એક કરી રહ્યા છો અને મુગલોની જામેલી સત્તાના કબજામાં અનેક સાધનો છે, એટલે ઘડીવાર એમ માની લઈએ કે દિલ્હીપતિ જીતી જાય અને શિવાજી મહારાજને દાબી દેવામાં આપ ફળીભૂત નિવડો તો તેનું પરિણામ કેવું ભયંકર આવશે તેનો વિચાર આપ કરશો તો આપને જણાશે કે આપને શિવાજી મહારાજ ઉપર મોકલવામાં મુગલપતિએ ભારે માન નથી આપ્યું, પણ એમાં તો દિલ્હીપતિ પરોણા પાસે સાપ મરાવવાનો દાવ ખેલી રહ્યો છે. મુસલમાનોએ હિંદુઓ ઉપર અત્યાચાર કર્યાનાં વર્ણનો ભવિષ્યની પ્રજા વાંચશે, ત્યારે તેમનાં લોહી ઉકળશે, પણ હિંદુત્વને ઉખેડી નાંખવા માટે જે સત્તા ભારે પ્રયત્ન કરી રહી હતી, તે સત્તા સામે આત્મરક્ષણ માટે માથું ઉંચું કરનાર નરવીરને રગદોળી હિંદુત્વને નષ્ટ કરવા મથી રહેલી સત્તાને મજબૂત કરવાનું કામ એક પ્રભાવશાળી અને પ્રતાપી હિંદુ નરકેસરીએ કર્યું એ વાત જ્યારે ભાવી હિંદુ પ્રજાના વાંચવામાં આવશે ત્યારે તો દરેક હિંદુ શરમથી માથું નીચું ઘાલશે જયસિંહ મહારાજ! આ બધું બોલવામાં હું વખતે મારી હદ ઓળંગી ગયો હોઈશ, પણ મને ખાતરી છે કે આપ મને આ છૂટ લેવા માટે ક્ષમા કરશો. અમારા હૃદયનો ઉભરો અમો આપની આગળ ન ઠાલવીએ તો બીજા કોની પાસે ઠાલવીએ. બહુ શાંતિથી અને ગંભીરપણે આપ મને સાંભળવા લાગ્યા એટલે મનનો ઉભરો ઠાલવવા હું લલચાયો છું. મહારાજ! મારા બોલવામાં કંઈ વધારે પડતું બોલાયું હોય તો ક્ષમા કરશો."

રઘુનાથ પંતનું બધું બોલવું મિરઝારાજાએ બહુ શાંતિથી સાંભળી લીધું. પંતે હૃદયનો ઉભરો ઠાલવ્યો હતો છતાં મિરઝારાજા જરાપણ ઉશ્કેરાયા ન હતા, ગુસ્સે પણ ન થયા. બધું સાંભળી લીધા પછી એમણે ગંભીરપણે જવાબ આપ્યો:—"શિવાજી રાજાએ નિર્ભયપણે મને મળવું. મારા તરફથી કદી પણ વિશ્વાસઘાત થશે નહિ એની ખાતરી રાખજો. શિવાજી રાજાને વિશ્વાસઘાત કરવાનું નીચ કામ મારા હાથે નહિ જ થાય. રઘુનાથ પંત! તમારા રાજા પ્રત્યે મને માન છે અને પ્રેમ પણ છે. એ વાત તમે ન ભૂલતા. બાદશાહ સાથેના મેળાપની બાબતમાં વિગતવાર પત્ર લખવા શિવાજી રાજાને તમે જણાવશો." આ પ્રમાણે બોલી રઘુનાથ પંતને મિરઝારાજાએ રજા આપી.

જયસિંહ રાજા ભારે મુત્સદ્દી હતો અને બાદશાહે દિલેરખાનને તેની સાથે કેમ મોકલ્યો હતો તે પણ એ સમજી ગયો હતો. બાદશાહનો વહેમી સ્વભાવ અને તેના હિંદુઓ પ્રત્યેના અવિશ્વાસથી તે વાકેફ હતો. રઘુનાથ પંતની મુલાકાતના સંબંધમાં નાહક કાંઈ વહેમ ઉભો ન થાય તેથી અને દિલેરખાનની લાગણીને માન આપવા માટે જયસિંહે રઘુનાથપંતની તેમના જતાં પહેલાં દિલેરખાન સાથે મુલાકાત કરાવી.

## પ્રકરણ ૧૨ મું

૧. દિલેરખાનનું દિલ ઊંચું થયું.
૨. સરદાર મુરારબાજીની પિછાન.
૩. સ્વામીનિષ્ઠ સરદારની રણનિદ્રા.
૪. પુરંદરનું તહનામું-મુગલ મરાઠાઓનો મેળ-આદિલશાહી ઉપર ચડાઇ.
૫. મુગલ મરાઠાઓનો આદિલશાહી ઉપર હલ્લો.

### ૧. દિલેરખાનનું દિલ ઊંચું થયું.

રઘુનાથપંત જયસિંહ રાજાને અને દિલેરખાનને મળીને પાછા ગયા પછી દિલેરખાનને ખબર પડી કે જયસિંહ શિવાજી સાથે સલાહ કરવાનો ઘાટ ઘડી રહ્યો છે. દિલેરખાનના દિલની ખાતરી થઈ ગઈ કે જયસિંહ હિંદુ હોવાથી શિવાજીના પક્ષમાં અંદર ખાનેથી ભળી ગયો છે. વહેમી માણસ જ્યારે વહેમની નજરથી જુવે છે અને વહેમી દિલથી વિચાર કરે છે, ત્યારે મને એનો વહેમ મજબૂત થાય એવાં કારણો ચારે તરફથી જડી આવે છે. દિલેરને પણ તેમજ થયું. દિલેરે વહેમી દિલથી વિચાર કર્યો ત્યારે તેને જયસિંહમાં બાદશાહને અવિશ્વાસ હતો તે સત્ય લાગ્યો, તેની ખાતરી થઈ અને એના દિલમાં પણ મિરઝારાજા માટે વહેમ ભરાયો. દિલ્હીથી નીકળતી વખતે બાદશાહે દિલેરખાનને ખાનગીમાં સૂચનાઓ આપી હતી, તે ઉપરથી દિલેરનું દિલ જયસિંહ રાજા માટે વહેમી બન્યું હતું અને એવી નજરથી એ મિરઝારાજાનું વર્તન અને કૃત્યો તપાસતો. દિલેરે વિચાર કર્યો અને જયસિંહને ચોકખેચોકખું જણાવી દીધું કેઃ—"શિવાજીની મુલાકાત લઈ, એની સાથે સલાહ કરવાનું નક્કી કરી દેશો નહિ. આ સંબંધમાં ખરી પરિસ્થિતિનો સવિસ્તર ખ્યાલ આપી, શહેનશાહ સલામતની સલાહ માગીએ અને એમનો જે અભિપ્રાય આવે તે પ્રમાણે આપણે વર્તીએ. બાદશાહ સલામત શિવાજી સાથે સલાહ કરવાની સલાહ ન આપે ત્યાં સુધી આપણે એની સાથે કોઈપણ પ્રકારે સુલેહની વાતો કરી શકીશું નહિ. હાલમાં તો આપણે શિવાજીના મહત્ત્વના બે કિલ્લાને ઘેરા ઘાલ્યા છે, તે બરાબર ચલાવી તેમાં શિવાજીને મહાત કરીએ. હું પુરંદર કિલ્લો કબજે કરવાનો નિશ્ચય કરીને બેઠો છું. શિવાજીને આપણે જીતી શકીશું એવી સ્થિતિ હોય તો તેની સાથે સલાહ કરવા શા માટે તૈયાર થવું? આપણે તો મુગલ શહેનશાહતને સાલતો કાંટો કાઢી નાંખવાનો છે. આવી ભારે તૈયારીથી આવીને દુશ્મનને જમીનદોસ્ત ન કરીએ તો એ ઠીક નહિ કહેવાય. એની સાથે સલાહ કરવી એટલે એને વધારે મજબૂત થવા વખત આપવા જેવું થશે આ વખતે શિવાજી ખરી પકડમાં સપડાયો છે. એ તો પકડમાંથી ગમે તે બાને છટકી જવા ઇચ્છે છે. આવે વખતે સલાહ કરવી એ શહેનશાહતની ઇજ્જતને નુકસાનકારક છે એવું મને તો લાગે છે. આપને ઠીક લાગે તેમ કરો, પણ હું તો પુરંદર ઉપર બાદશાહી ઝંડો ચડાવ્યા સિવાય પાછો ફરવાનો નથી. શિવાજી જેવાને જમીનદોસ્ત કરવાના મોકા વારંવાર નથી આવતા. આપણને વધારે નુકસાન થાય તો પણ તે વેઠીને એક ફેરા એ દુશ્મનનો નાશ કરવો જ જોઈએ. એની સાથે સલાહ કરવી એ તો સાપને છંછેડીને જીવતો છોડી મૂકવા જેવું છે. મને તો સલ્તનતના લાભમાં જે વિચાર સ્ફુર્યો તે મેં આપને જણાવ્યો છે. આપને યોગ્ય લાગે તે ખરું.

જયસિંહ રાજાએ દિલેરખાનનું સાંભળી લીધું અને બોલ્યો કેઃ—"વીરને લડાઈનો શોખ હોય, સમરાંગણમાં એ આનંદથી ઘૂમે, મરણને એ આનંદથી નોતરે, એ બરાબર છે, પણ લડાઈમાં મુત્સદ્દીપણું ન હોય તો સૈનિકોના જાનની ખુવારી થાય અને તેના પ્રમાણમાં પરિણામ મીઠું આવે. આપણે દીર્ઘદૃષ્ટિ દોડાવી પરિસ્થિતિને તપાસવી જોઈએ. દુશ્મનને અપશુકન કરવા માટે પોતાનું નાક કાપવું, એ કંઈ ડહાપણ ન કહેવાય. આવી મહત્ત્વની રાજદ્વારી બાબતમાં કેવળ લાગણીવશ થઈને કામ ન લેવાય. શિવાજી સાથે સલાહ કરીને એને મુગલ શહેનશાહતનો ખંડિયો બનાવવો એ શહેનશાહતને વધારે લાભકારક છે. તહનામું કરવામાં આવે તો એના કબજાના મજબૂત અને મહત્ત્વના કિલ્લાઓ વગર

મહેનતે, માણસોના ભોગ આપ્યા સિવાય આપણા કબજામાં આવે. શિવાજી પાસે એવા એવા મજબૂત કિલ્લાઓ છે કે તે છૂટા છૂટા લેતાં નાકે દમ આવી જાય એમ છે અને નાણાં, દાણા અને માણસોનો ખુરદો કરાવીને પણ એ બધા કિલ્લાઓ આપણે કબજે કરી શકીશું કે કેમ તે તો હજુ શંકાસ્પદ છે જ. આપણે તો શહેનશાહતને વધારે લાભકારક શું છે તે તપાસી કાઢવાનું છે અને તે પ્રમાણે કરવાનું છે. મુગલ સત્તાને કયો રસ્તો લાભકારક છે, શું કરે હાનિ થવાનો સંભવ છે અને કયા વર્તનથી એ સત્તાની હાંસી થાય તેમ છે, એ તપાસતી વખતે માણસે ક્ષણિક ક્રોધ, અમુક વ્યક્તિ માટેનું વેર વગેરે દૂર કરી વિચાર કરવો જોઈએ. દક્ષિણનો વિચાર કરતી વખતે આપણે એકલા શિવાજીનો જ વિચાર કરવાનો નથી. આપણી નજર આગળથી બિજાપુર ખસી જાય તો ગણતરીમાં ભારે ભૂલ થવાનો સંભવ છે. શિવાજી જેવાને આપણે નાથીને આપણા કબજામાં રાખીએ તો તે બિજાપુરને કબજે કરવામાં આપણને ભારે મદદ રૂપ નિવડે એમ છે, એ વાત તરફ આપણે આપણી આંખો નથી મીચી શકતા. શિવાજીને જમીનદોસ્ત કરવો એ રમતવાત નથી. લાખો અને કરોડોનો ધુમાડો કરી, હજારો સૈનિકોને કપાવી, પછી તહનામાનો વિચાર કરવો તેના કરતાં આવેલી તક સાધવી એ વધારે ડહાપણ ભરેલું મને તો લાગે છે." રાજા જયસિંહે અનેક રીતે દિલેરનું દિલ મનાવવાનો પ્રયત્ન કર્યો, પણ દિલેરખાન એકનો બે ન થાય. એણે તો શિવાજી સાથે લડાઈ કરવાની જ જક પકડી હતી. શિવાજી સાથે કોઈપણ સંજોગોમાં ગમે તે ભોગે લડવું, લડવું અને લડવું એજ પૂંછડું પકડીને ખાન બેઠો હતો. રાજા જયસિંહ ઉપર દિલેરખાનને માઠું લાગ્યું અને એણે ગુસ્સે થઈને મિરઝારાજાને જણાવી દીધું કે ગમે તે થાય તોપણ પુરંદર કબજે કર્યા સિવાય કોઈપણ સંજોગોમાં એ પાછો ફરશે નહિ. મિરઝારાજાને પોતાનો નિશ્ચય જણાવી દિલેરખાને પુરંદરના ઘેરાનું કામ વધારે જુસ્સાથી આગળ ચલાવ્યું. થાકેલા અમલદારોની જગ્યાએ ખાને તાજા અમલદારો ગોઠવ્યા અને ઘેરો બને તેટલો સખત કર્યો. આ કિલ્લો શિવાજી મહારાજના વિશ્વાસુ સરદાર મુરારબાજીના કબજામાં હતો. દુશ્મનને સતાવવામાં મુરારબાજીએ બાકી રાખી ન હતી. શત્રુને અન્નસામગ્રી ન મળે તે માટે સરદાર મુરારબાજીએ અનેક ગોઠવણો કરી હતી, મુગલ લશ્કર ઉપર અનેક વખતે મરાઠાઓએ અચાનક હુમલાઓ કરીને મુગલોને થકવવાની એમની કોશિશ ચાલુ જ હતી. દુશ્મનનો દારૂગોળો સળગાવી દેવાનો અખતરો પણ મરાઠાઓ અજમાવતા હતા. મુગલોની યુદ્ધસામગ્રીનો નાશ કરવાના પણ મરાઠાઓએ પ્રયત્નો કર્યા. મરાઠાઓએ અનેક અખતરા અજમાવ્યા પણ મુગલોના અગણિત લશ્કર આગળ એમનું કાંઈ ચાલતું નહિ. દિલેરખાન પણ મરણિયો થઈને પુરંદર આગળ અડગ બેઠો હતો. આખરે મુગલોએ પુરંદરના ઘેરાનું કામ બહુ સખ્તાઈથી લેવા માંડયું.

## ૨. સરદાર મુરારબાજીનું પિછાન.

સરદાર મુરારબાજી જ્ઞાતે પ્રભુ હતા. શિવાજી મહારાજની કારકીર્દિમાં ઘણા પ્રભુ પુરુષોનાં પરાક્રમો ઇતિહાસ પ્રસિદ્ધ છે, તેમા મુરારબાજીની ગણતરી થાય છે. શિવાજી મહારાજના જમાનામાં ઘણા પ્રભુ પુરુષોએ તલવારબહાદુરી કરીને અને ઘણાઓએ કલમ બહાદુરી કરીને અને કેટલાક તો તલવાર અને કલમ એ બંનેમાં બહાદુરી કરીને કીર્તિ મેળવી છે. પનાળાના ઘેરામાંથી નાસીને શિવાજી મહારાજ વિશાળગઢના કિલ્લામાં જતા હતા ત્યારે દુશ્મન લશ્કર એમની પાછળ પડયું હતું ત્યારે બાજી પ્રભુ દેશપાંડેએ શિરસાટે બજાવેલી સ્વામીસેવા વાંચકો જાણે છે. સરદાર મુરારબાજી તે બાજી પ્રભુની જ્ઞાતનોજ હતો. બિજાપુરની આદિલશાહીના માનીતા સરદાર જાવળીવાળા ચંદ્રરાવ મોરેની પાસે બાજી મુરાર નામનો પ્રભુ ગૃહસ્થ લશ્કરી અમલદાર હતો. બિજાપુર અને મોગલોનો ઝગડો તો ઘણા જૂના વખતથી ચાલતો હતો. એક વખતે મુગલ અને બિજાપુરવાળાનો જંગ રંગે ચઢ્યો હતો. તે વખતે બિજાપુરની આબરૂ જવાનો વખત આવી પહોંચ્યો હતો. એવે વખતે બાજીમુરારે ભારે પરાક્રમ કરી

આગળથી નથી ખસતો. અને તારી સલામતીનો પ્રશ્ન તો મને ભારે મુંઝવણમાં નાંખે છે. હાથમાં માથું લઈ દુશ્મન ઉપર તૂટી પડવાનો મેં નિશ્ચય કર્યો, પણ તારી સહીસલામતીના સવાલે મને બહુ ગૂંચવ્યો છે. પ્રભુ કસોટી કરી રહ્યો છે. વહાલી! આ સ્થિતિનો વિચાર કરતાં હું ભારે મૂંઝવણમાં પડી ગયો છું."

બાઈઃ—નાથ! આમાં મૂંઝવણ શેની છે? આ ગૂંચનો ઉકેલ તો સહેલો છે. એનો ફડચો તો નજર સામે જ દેખાય છે. સ્ત્રીઓની ચિંતામાં ધર્મરક્ષણનું કામ ઢીલું પડે એ તો હિંદુ સમાજને શરમાવનારું થઈ પડે. નાથ! હું જરા વધારે છૂટ લઈને કહું છું તે મને ક્ષમા કરો. સ્ત્રીઓ જ્યારે પુરુષોની સાથે હોય છે, ત્યારે તેમને અબળા, નાજૂક અને મૃદુ મનની સમજવી. એમનો બચાવ કરવા, એમનું રક્ષણ કરવા, જ્યારે પુરુષો હાજર હોય ત્યારેજ એ આત્મરક્ષણ માટે અશક્ત અને અસમર્થ હોય છે. જ્યારે પ્રસંગ આવી પડે અને સ્ત્રીઓ મદદ વગર નિરાધાર બને છે, ત્યારે પ્રભુ સ્ત્રીઓમાં ભારે બળ મૂકે છે. એવા સંજોગોમાં પ્રભુ પણ અબળાને પ્રબળા બનાવી દે છે. વહાલા! પુરુષો પણ ન બતાવી શકે એવી હિંમત સ્ત્રીઓ વખત આવે બતાવે છે. સ્ત્રીઓ પ્રસંગ પડે હિંમત અને શૌર્યમાં પુરુષોથી કોઈ રીતે ઉતરે એમ નથી. પુરુષોએ પોતાને સ્ત્રીઓના રક્ષક માની લીધા છે અને સ્ત્રીઓએ પણ એમના વાલીપણામાં વિશ્વાસ મૂકયો છે એટલે આત્મરક્ષણનો પ્રસંગ સ્ત્રીઓને નથી આવતો, પણ જ્યારે જ્યારે આવ્યો છે, ત્યારે ત્યારે એમણે હિંમત બતાવી છે, પરાક્રમો કર્યા છે, શૌર્ય દાખવ્યું છે. રાવણ જેવા બળિયાએ સતી સીતાનો છળ કરવા માંડ્યો, ત્યારે તેનું રક્ષણ કરવા રામચંદ્રજી કયાં હતા? સતી સીતાએ આત્મરક્ષણ કરીને જગતને બતાવી આપ્યું કે આર્યાવર્તની આર્યાઓ પોતાના શીલનું, પતિવ્રતનું, પોતાની ઈજ્જતનું, સ્વમાનનું, વખત આવે પુરુષોની મદદ સિવાય રક્ષણ કરવા સમર્થ છે. એ શક્તિ ભરતખંડની સતીઓમાં છે. જમાનો ફર્યો હોય અને જમાનાની અસર પુરુષો ઉપર થઈ હોય તો ભલે, પણ સ્ત્રીઓ તો એ શક્તિ હજુ ધરાવે છે એની ખાતરી રાખજો. આપને સ્ત્રીઓની શક્તિમાં વિશ્વાસ ન હોય તો પણ મૂંઝવણમાંથી નીકળવાનો માર્ગ મેવાડના વીર રજપૂતોએ દુનિયાને દેખાડ્યો છે. હિંદુ સ્ત્રીઓને દેખી એમનું શીલ લૂંટવાની નીચ વૃત્તિથી ગાંડા થનારાઓના હાથમાં એ રમણીઓ ન પડે તે માટે સેંકડો નિરપરાધી, પવિત્ર હિંદુ રમણીઓને એમના પતિ, પિતા પુત્ર અને વાલી વારસોએ જીવતા સળગાવી મૂક્યાના દાખલા આપણી નજર આગળ કયાં નથી! પોતાના વહાલાઓને મળી એમની મૂંઝવણ ટાળવા માટે તથા હિંદુત્વના રક્ષણ માટે એ સગાંઓ પાછલી ચિંતા મૂકીને દેશ અને ધર્મના દુશ્મન સાથે મરણ સુધી લડે એ હેતુથી હસ્તે મુખે અગ્નિમાં ઝંપલાવનારી હજારો આર્યાઓએ આ દેશનું આર્યાવર્ત નામ સાર્થક કર્યું છે, એ વાતનો ઇતિહાસ આવે પ્રસંગે આપને સીધો માર્ગ બતાવે છે. નાથ! મારી ચિંતા આપને મૂંઝવણમાં નાંખતી હોય તો આપ એ સાચા ક્ષત્રિયોનો માર્ગ સુખેથી સ્વીકારી શકો છો. પ્રભુ પક્ષપાતી નથી. આપની હૂંફે અમો સ્ત્રીઓ અબલા અને એ હૂંફ ન હોય તો અમો સ્ત્રીઓ પુરુષોની માફક પ્રબળા છીએ. આપની ઇચ્છા હોય તો હસ્તે મુખે મૃત્યુને ભેટવા હું તૈયાર છું. મારી ફીકરને લીધે ધર્મરક્ષણના કાર્યમાં આપનું દિલ જરા પણ પાછું પડતું હોય તો આપ એ ફીકરને મનમાંથી દૂર કરો. રાજપૂત રમણીઓનો ઇતિહાસ મારી નજર આગળ તાજો છે. મારી ફીકરથી આપ ગમગીન હો તો મને દો એ ગમગીની. આજ સુધી મેં

ગાળ્યું તે એળે નથી ગયું. શું મારી સલામતી સાચવવા માટે શત્રુના હાથમાં પ્યારા પુરંદર કિલ્લાની ચાવીઓ અપાય? નાથ એ બને જ કેમ? શિવાજી મહારાજનું નાક આપણે બંને મળીને સાચવીશું. મહારાજની નોખ, મહારાષ્ટ્રની આબરૂ, હિંદુઓની ઈજ્જત આજે જોખમમાં છે. આવા સંજોગોમાં તે મરણને જ ભેટવાનું હોય. નાથ! હું મારો બચાવ કરીશ એટલું જ નહિ પણ પુરંદર કિલ્લાનો બચાવ મરતાં સુધી કરવાની હિંમત રાખું છું. યવનોને નમતું તો અપાય જ કેમ? પુરંદર કિલ્લો યવનોને સ્વાધીન કરવામાં આપણી અપકીર્તિ છે. જમાના સુધી દુનિયામાં આપણા નામ ઉપર કલંક રહેશે. દુનિયામાં વાતો થશે, સ્ત્રીઓ અને બાળકો આપણી હાંસી કરશે. શું દુનિયામાં એમ બોલાશે કે શિવાજી મહારાજના સરદારે મહારાજની આજ્ઞા સિવાય પુરંદરગઢ દુશ્મનને હવાલે કર્યો અને મહારાજની ઈજ્જતને ડાઘ લગાડ્યો. મારી ચિંતા આપ જરાએ ન કરો. મારું અને કિલ્લાનું રક્ષણ કરવા મેં કમર કસી છે અને આપના ચરણ ઉપર હાથ મૂકી પ્રતિજ્ઞા લીધી છે. મારો પડતો બોલ આજ સુધી આપે ઝીલ્યો છે, મારા અનેક કોડ પૂર્યા છે. મને સંતોષવામાં આપે ઉણપ નથી રાખી, મારી આજે આપને ચરણે એક જ વિનંતિ છે. આ દાસીની આજે આટલી માગણી છે કે પાછળની ચિંતા મૂકી દો અને દરવાજે આવેલા દુશ્મનને પાછો કાઢો. ઈશ્વર ભક્તની કસોટી કરી રહ્યો છે. આપણી સ્વામીનિષ્ઠા અને ધર્મપ્રેમ આજે તવાય છે. નાથ, દુશ્મન ઉપર છાપો મારો, હલ્લો કરી એને નીચેના કોટમાંથી હાંકી કાઢવા માટે હવે તૈયારી કરવી જોઈએ. મારી ચિંતા મૂકી દો. સ્વામીની સેવા અને ધર્મના ઉદ્ધારના કામમાં સગાંવહાલાંના સવાલને ગૌણ બનાવવો જ પડે છે."

મુરારબાજી:— "તારી હિંમત, ધર્મપ્રેમ અને આત્મરક્ષણની તૈયારી જોઈ મારી ચિંતા દૂર થઈ છે. તારો ધીરજ અને ધર્માભિમાન માટે હું મગરુર છું. વહાલી, તારા જેવી પવિત્ર અને શૂર પત્ની જેને મળી હોય, તે પુરુષ ધન્ય છે. તારા જેવી આર્યાઓ આર્યાવર્તમાં જન્મે છે અને જીવે છે ત્યાં સુધી હિંદુત્વનો નાશ યવનો કદી પણ કરી શકવાના નથી, એની મને હવે ખાતરી થાય છે. બસ, મારો નિર્ધાર થયો. યવનો ઉપર હું મારા ચુનંદા માવળાઓ લઈને તૂટી પડીશ. હવે મને કોઈપણ જાતની ચિંતા નથી."

પોતાની વહાલી પત્ની તરફથી સારે ઉત્સાહ મળતાં મુરારબાજી ચિંતા તજી સજ્જ થયો. ૭૦૦ ચુનંદા માવળાઓ લઈ એણે કેસરિયાં કર્યાં. દિલેરખાન પોતાના ૫૦૦ ચુનંદા પઠાણો અને બીજું લશ્કર લઈ કિલ્લા ઉપર ચઢતો હતો, તેના ઉપર સરદાર મુરારબાજીએ હલ્લો કર્યો. મુગલ અને મરાઠાઓ વચ્ચે ખૂનખાર લડાઈ થઈ. મરાઠાઓએ મુગલોના આસરે ૫૦૦ પઠાણ અને બીજા સિપાહીઓ મળી આશરે ૨૦૦૦ માણસો કાપી નાખ્યાં (કેળુસ્કર). મરાઠાઓનો આ મરણિયો ધસારો મુગલોને બહુ ભારે થઈ પડ્યો. માવળાઓએ હદ વાળી નાંખી. મુરારબાજી તો મરણિયો થયો હતો, પણ એના જેટલું જ એનું લશ્કર પણ મરણિયું થયું હતું. આખરે મરાઠા લશ્કરે મુગલોને પુરંદરના નીચેના કોટમાંથી હાંકી કાઢ્યા. મુગલ લશ્કરનાં ઘણાં માણસોની ખરાબી થઈ. તળેટીમાં શ્રી નારાયણના મંદિર નજીક દિલેરખાન હતો. એણે પોતાના નાસતા લશ્કરને અટકાવ્યું અને સરદાર મુરારબાજી સાથે લડાઈ ચાલુ રાખી. ખાનને જોઈ, મુરારબાજીને પણ શૌર્ય ચઢ્યું. મુગલ લશ્કર કાપતો કાપતો અને દુશ્મનને પાછો હઠાવતો હઠાવતો મુરારબાજી દિલેરખાનની તદ્દન નજીક આવી પહોંચ્યો. મુરારબાજીનો ધસારો, તેની ચપળતા અને શૌર્ય જોઈ, દુશ્મનો પણ હેરત પામી ગયા. મુરારબાજીની સમશેરનો પ્રભાવ જોઈ મુગલ અને પઠાણો પણ પોતાના પહોંચા કરડવા મંડી પડ્યા. આ લડાઈમાં મુરારબાજીનાં ઘણાં માણસો મરાયાં. આખરે એ જીવનની આશા છોડીને સમરાંગણમાં ઘૂમવા લાગ્યો. એના માવળા વીરોએ પણ મુગલોની કતલ કરવામાં બાકી રાખી નહિ. જોત જોતામાં મુગલોમાં ભંગાણ પડવા માંડ્યું, પણ દિલેરખાન તથા બીજા જવાબદાર મુગલ અમલદારોએ નાસતા લશ્કરને અટકાવ્યું. સિપાહીઓને પાછા

સમરાંગણ ઉપર મોકલ્યા. મુગલોએ આ વખતે જીવની આશા મૂકી દઈ મરાઠાઓ ઉપર મરણિયો હલ્લો કર્યો. મરાઠા અને મુગલો વચ્ચે યુદ્ધ જામ્યું. દિલેરખાન પાસે જબરું લશ્કર હતું, એટલે મરાઠાઓ થાક્યા અને જીતવાની આશા મૂકી દઈ, આખરનો હલ્લો કર્યો. સરદાર મુરારબાજીએ પોતાના ચૂંટી કાઢેલા ૬૦ યોદ્ધાઓ સાથે લીધા અને એ વીર દિલેરખાન ઉપર તૂટી પડ્યો. આ વખતે મુરારબાજીમાં અજબ વીરશ્રીએ સંચાર કર્યો હતો. કોઈ દૈવી શક્તિ જાણે એનામાં ઘૂમી રહી હોય એવી રીતે અસાધારણ બળ અને ચપળતાથી એણે કામ લેવા માંડ્યું. ઘણા મુગલ અને પઠાણ વીરોને એણે રણભૂમિ ઉપર સુવાડ્યા. આવી રીતે શત્રુને કાપતો કાપતો વીર મુરારબાજી દિલેરખાનની તદ્દન નજીક આવી પહોંચ્યો. મુરારબાજીનાં પરાક્રમ જોઈ, દિલેરના અંતઃકરણમાં એને માટે ભારે માન ઉત્પન્ન થયું. મુરારબાજી દિલેરખાન ઉપર ધસીને જતો હતો, એટલે એના ઉપર મુગલ યોદ્ધાઓએ જબરો મારો ચલાવ્યો. ભારે ચપળતાથી એ પોતાની તલવાર વીંઝી રહ્યો હતો. ભારે વેગથી આગળ ધસવા જતાં, મુગલ દળના કોઈ શૂર યોદ્ધાએ એના ઉપર ઘા કર્યો. મુરારબાજીએ ચપળતાથી શરીર બચાવ્યું, પણ એના હાથમાંની ઢાલ પડી ગઈ. મુરારબાજીએ બહુ સફાઈથી અને ચાલાકીથી તલવારનો પટો ચાલુ રાખી બીજે હાથે કમરનું સેલું કાઢી હાથ ઉપર લપેટી દીધું અને એના ઉપર એ દુશ્મનના ઘા ઝીલવા લાગ્યો. આ તેની હિંમત, શૌર્ય અને સ્વામીભક્તિ જોઈ, દિલેરખાનને લાગ્યું કે આવા વીર પુરુષને અપનાવી લેવામાં લાભ છે, એટલે મુરારબાજી કતલ કરતો કરતો તદ્દન નજીક આવી પહોંચ્યો ત્યારે દિલેરખાને કહ્યું:–" સરદાર મુરારબાજી, તું સાચો વીર છે, તું જબરો યોદ્ધો છે. આજે તારું શૌર્ય, અને ધૈર્ય જોઈ હું ચકિત થઈ ગયો છું. તારા જેવા વીર તો મુગલ સમ્રાટના સૈન્યમા શોભે. હું તને અભય આપુ છું, તું મારે સ્વાધીન થઈ જા. તારા શૌર્યની મુગલાઈમાં સાચી કદર થશે." દિલેરના શબ્દો સાંભળી, ઘવાયેલો અને રણે ચઢેલો વિકાળ સિંહ સરદાર મુરારબાજી બોલ્યો:–" હું તો શિવાજી મહારાજનો સરદાર છું. મારા શૌર્યની કદર કરનાર મારો સ્વામી સમર્થ છે. મુગલ સમ્રાટને શોભાવવા અને તેની જુલ્મી સત્તાને મજબૂત કરવા માટે આ મુરારબાજી તારે સ્વાધીન કદી પણ થશે નહિ. શિવાજી મહારાજનો સાચો સેવક તારા અભયની દરકાર ન કરે. મહારાજની સેવામાં, મરણ મળે, એજ મારો મોક્ષ છે. હિંદુત્વના એ તારણહાર સિવાય મુરારબાજીને હવે બીજો સ્વામી ન હોઈ શકે. તારા જેવાનું રક્ષણ હું નથી ઈચ્છતો. શિવાજી મહારાજના સાચા સરદારો પ્રસંગ પડે આનંદથી મરણને શરણ થશે, પણ દુશ્મન સરદારનો આશ્રય તો નહિં જ લે." એમ બોલી મુરારબાજીએ શત્રુ સૈન્ય ઉપર સમશેર ચલાવી. આગળ વધતા વધતાં ઠેઠ દિલેરખાનની સામે મુરારબાજી જઈ પહોંચ્યો અને સરદાર દિલેરખાન ઉપર તલવારનો ઘા કર્યો. ખાને ચપળતાથી પોતાનું શરીર બચાવી, ઘવાયલા મુરારબાજી ઉપર તીર છોડ્યું. મુગલ સરદારે છોડેલું આ ઝેરી તીર શિવાજી મહારાજના સ્વામીનિષ્ઠ સરદારના શરીરમાં પેઠું. હિંદુત્વ રક્ષણ માટે ઝઝુમી રહેલા વીર મુરારબાજીના ઘવાયલા શરીરને તીરે વીંધી નાંખ્યું. આ તીરે મુરારબાજીને સખત ઘાયલ કર્યો. તીર બનીને આવેલા આ કાળે હિંદુત્વ માટે પોતાના પ્રાણ પાથરનાર સરદાર મુરારબાજીના પ્રાણ લીધા. મુરારબાજી પડ્યો અને મરાઠા લશ્કરમાં હાહાકાર થઈ ગયો. પોતાના શૂરા સરદારને રણમાં પડેલો જોઈ મરણિયા થઈ લડતા મરાઠાઓએ લડાઈની રીત બદલી. મરાઠાઓ લડતા લડતા ધીમે ધીમે પાછા કિલ્લા તરફ હઠતા ગયા અને આખરે કિલ્લામાં પેસી દરવાજા બંધ કરી દીધા. મુરારબાજીની સ્ત્રીએ પતિ રણમાં પડ્યાના માઠા સમાચાર સાંભળ્યા. સતીને ભારે દુઃખ થયું પણ એ પતિવ્રતા સ્ત્રી પોતાનો શોક દર્શાવવા માટે મોં વાળવા ખૂણામાં ભરાઈ બેઠી ન હતી. ખૂણે પેસીને પતિના ગુણ યાદ કરીને વિલાપ કરવા મંડી પડી નહિ, પણ એણે એના પતિના, એના ધર્મના અને એના દેશના શત્રુ સામે ઝઝૂમવા માટે તરત જ કમર કસી. આ સતી શસ્ત્રાસ્ત્રો સજીને રણમેદાને પડી. બાઈની આંખોમાંથી અશ્રુઓ ટપકી રહ્યાં હતાં, એનું ધ્યાન પતિચરણે લાગી રહ્યું હતું. બાઈએ હાથમાં તલવાર પકડી અને માવળા લશ્કરની પુરંદરના કિલ્લામાં કવાયત લીધી.

એમને શૂર ચઢાવવા કહ્યું:–આપણા વહાલા ધર્મના રક્ષણ માટે શિવાજી મહારાજે જે જંગ માંડ્યો છે તેમાં મારા પતિએ પ્રાણની આહુતિ આપી છે. તમે જે શૌર્ય અને હિંમત બતાવ્યાં તે જોઈ દુશ્મન પણ ચકિત થઈ ગયો છે. ધર્મના રક્ષણ માટે, સ્ત્રીઓ અને અબલાઓના રક્ષણ માટે રણે ચડેલા શિવાજી મહારાજની સેવામાં તમારો સરદાર રણમાં પડ્યો છે. એમનું અધુરું કામ આપણે બધાં મળીને પૂરું કરીશું. તમે જરા પણ હિંમત હારતા નહિ. મારા નાથ ગયા, તમારા સરદાર ગયા અને તેજ રસ્તે આજે નહિ તો કાલે આપણે બધાંને જવાનું છે. બહાદુર યોદ્ધાઓ! પથારીએ પડી નાઈલાજે લાચારીથી મરણને શરણ થવા કરતાં શત્રુનો સંહાર કરતાં મરણને ભેટવું એજ વીરને શોભે. તમારા સરદારની ગેરહાજરીમાં હું તમારી સરદારી સ્વીકારું છું. મરવું તો એક ફેરા છેજ, તો પછી વીરના મરણે કેમ ન મરવું? શૂરા સૈનિકો! ગમે તેવાં સંકટો આવે તો પણ હિંમત હારતા નહિ. પુરંદરનું રક્ષણ કરતાંજ રણમાં પડવાનો તમે નિશ્ચય કરો. મારા વહાલા પતિએ જે પુરંદરના રક્ષણ માટે પ્રાણ ખોયા તેજ પુરંદરના રક્ષણમાં હું ખપી જવા માટે તૈયાર થઈ છું. બહાદુર સૈનિકો! દુશ્મનનું દળ બહુ મોટું છે, તેથી જરા પણ ગભરાતા નહિ. આખરે જય આપણોજ છે, એ વાત નિર્વિવાદ છે. આપણી સંખ્યા નાની છે, પણ આપણે જગતને બતાવી આપીશું કે મૂઠીભર મરણિયાઓ હજારોને ભારે પડે છે. હિંદુધર્મના દુશ્મનોનો નાશ કર્યા સિવાય હિંદુઓ જંપીને બેસીજ ન શકે. આ સ્થિતિમાં આરામ આપણને હરામ છે.” ઉપર પ્રમાણે બાઈએ લશ્કરને શૂર ચઢાવ્યું. બાઈએ બખ્તર પહેર્યું અને હાથમાં નાગી તલવાર લઈ પુરંદરનાં બુરજ ઉપર ઉભી રહી અને ત્યાં રહીને એણે ઘેરો ઘાલીને પડેલા દુશ્મનના લશ્કર ઉપર તોપોનો મારો ચલાવવાનો હુકમ કર્યો. પોતાના સરદારની સ્ત્રીએ સરદારી લીધેલી જોઇ મરાઠાઓને શૂર ચઢ્યું. મુગલ છાવણી ઉપર મરાઠાઓનો મારો શરૂ થયો. મરાઠાઓએ આ બાઈની સરદારી નીચે મરણપર્યંત ગઢ સાચવવાનો નિશ્ચય કર્યો. બાઈએ ગઢ પરની તોપોને સરખતી આપવાનો હુકમ કર્યો. તોપોનો આ વખતનો માર ભારે હતો. બંને લશ્કરો લડતાં હતાં એવામાં શિવાજી મહારાજે પુરંદરની મદદે લશ્કરની એક ટુકડી મોકલી હતી તે આવી પહોંચી. આ ટુકડીએ મુગલ લશ્કર ઉપર હુમલો કર્યો. આવી રીતે કિલ્લાની અંદરથી અને બહારથી એમ બંને બાજુએથી મારો થતાં મુગલોનાં ઘણાં માણસો માર્યા ગયાં પણ મુગલોએ ગમે તેટલું નુકસાન થાય તો પણ ગઢ કબજે કર્યા સિવાય પાછા ફરવું નહિ એવો નિશ્ચય કર્યો હતો તેથી મુગલો પાછા ફર્યા નહિ. મરાઠા સરદારનું શૌર્ય, માવળાઓનાં પરાક્રમ, શિવાજી મહારાજની કુનેહ વગેરે જોઈ દિલેરખાન મનમાં શરમાયો અને એણે પોતાને માથેથી પાઘડી કાઢી નાંખી પુરંદર કબજે કર્યા સિવાય પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી. પુરંદર આગળ તો મુગલ અને મરાઠાઓ બંને જીદ્દે ચઢ્યા હતા. આ વખતે શિવાજી મહારાજની ખરી કસોટી થઇ રહી હતી. આ વખતે મહારાજનાં શૌર્ય અને હિંમત કરતાં કુનેહ અને મુત્સદ્દીપણાની પરીક્ષા થવાનો વખત આવી પહોંચ્યો હતો.

મુગલ લશ્કરની ટુકડીઓએ શિવાજી મહારાજના મુલકને વેરાન કરી મૂક્યો હતો. મુગલોએ મહારાજની પ્રજાને ખૂબ હેરાન કરી હતી. મહારાજના મુલકના જુદા જુદા ભાગને સતાવવા માટે મુગલ લશ્કરની ટુકડીઓ મોકલવામાં આવી હતી. શિવાજી મહારાજને ચારે તરફથી હેરાન કરી દાબી દેવાનો ઘાટ ઘડવામાં આવ્યો હતો. અનેક અડચણો અને આફતોની ચિંતામાં મહારાજ હતા. એવામાં સરદાર મુરારબાજી પુરંદરના કિલ્લાનું રક્ષણ કરતાં રણમાં પડ્યાના માઠા સમાચાર મહારાજને મળ્યા. પોતાના આ નિમકહલાલ અને સ્વામીનિષ્ઠ સરદારનું મરણ સાંભળીને મહારાજના દિલને આંચકો લાગ્યો. મુરારબાજીનું શૌર્ય, તેની હિંમત, તેની પતિવ્રતા સ્ત્રીએ બતાવેલી બહાદુરી, મરાઠાઓએ કરેલાં પરાક્રમ વગેરે સાંભળી મહારાજના મનનું સહેજ સમાધાન વળ્યું. મુગલોની ઉશ્કેરણીથી બિજાપુરવાળાએ પણ શિવાજી મહારાજના મુલકોની સતામણી શરૂ કરી. આદિલશાહી સરદારને એક લશ્કર સાથે શિવાજી

મહારાજ ઉપર મોકલવામાં આવ્યો. મરાઠા અને આદિલશાહી લશ્કર વચ્ચે ભારે લડાઈ થઈ. મરાઠાઓ આ લડાઈમાં હારી ગયા ( શેશાદ્રીરેડ્ડી 'શિવાજી' ). આવી રીતે મહારાજ ચારે તરફથી આફતમાં ઘેરાઈ ગયા હતા. આ સંજોગોમાં ગમે તે શરતે પણ મુગલો સાથે સલાહ કરવાનો મહારાજે નિશ્ચય કર્યો અને જો મુગલો કોઈપણ શરતે નજ માને તો બિજાપુરવાળા સાથે મળી જઈ મુગલોની સાથે આખરના ખેલ ખેલી લેવાનો મહારાજ અને તેમના મુત્સદ્દીઓએ વિચાર કર્યો. ગમે તેવી કુનેહથી વખત ગાળી આવી પડેલાં વાદળાં વિખેરવા મહારાજ ઇચ્છતા હતા.

દિલેરખાને મરાઠાઓની સમશેરનો પુરંદર આગળ બરાબર સ્વાદ ચાખ્યો હતો. મરાઠાઓ આટલા બધા સમરકુશળ, ચાલાક, હિંમતવાળા અને શૂરવીર હશે, એવું દિલેરખાનને સ્વપ્ને પણ લાગ્યું ન હતું. જયસિંહે પણ જોયું કે શિવાજી સાથે સલાહ કરવામાં જ લાભ છે, પણ શિવાજીનો અડચણો અને આફતોનો લાભ મુગલોને જેટલો અપાય તેટલો આપવાનો જયસિંહે ઘાટ ઘડ્યો હતો. શિવાજી માટે જયસિંહના દિલમાં માન હશે પણ શિવાજીની સત્તા તોડવા માટે અને એની સ્થિતિનો લાભ લેવા માટે જયસિંહ હંમેશ તૈયાર જ હતો. મરાઠાઓની સ્થિતિનો વિચાર કરી શિવાજી મહારાજ પણ મુગલો સાથે ગમે તે શરતે સુલેહ કરવા ઈચ્છતા હતા. શિવાજી સલાહ માગતા હતા અને જયસિંહ પણ તે જ ઈચ્છતો હતો. પુરંદરના કિલ્લામાં મરાઠાઓનાં ઘણાં આબરૂદાર કુટુમ્બો ઘેરાઈ ગયાં હતાં. ઘણા બાળબચ્ચાંવાળાઓ પણ કિલ્લામાં જ હતા. એ બધાનો વિચાર કરી, શિવાજી મહારાજ પુરંદરને મુગલો કબજે કરે અને અંદરનાં કુટુમ્બોનો શત્રુઓ છલ કરે તે પહેલાં સુલેહ કરવા બહુ જ આતુર હતા. પોતાનાં થોડાં વિશ્વાસુ માણસોને સાથે લઇ શિવાજી મહારાજ જયસિંહ રાજાની મુલાકાત માટે નીકળ્યા. પોતાના વકીલ રઘુનાથપંતે મહારાજને જયસિંહ સાથે થએલી બધી વાતચીત વીગતવાર જણાવી હતી. પોતાની સહીસલામતી માટે મહારાજને જયસિંહ રાજા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો.

શકે ૧૫૮૫ના અષાડ સુદ ૧૦, ઈ. સ, ૧૬૬૫ના જુન માસની ૧૨ મી તારીખે શિવાજી મહારાજ પોતાના કેટલાક મુત્સદ્દીઓ સાથે જયસિંહની છાવણી નજીક આવી પહોંચ્યા. તે દિવસે જયસિંહ રાજા સવારે નવ વાગે પુરંદર નજીકની પોતાની છાવણીમાં, પોતાના તંબુમાં કચેરી ભરીને કામ કરી રહ્યો હતો. તે વખતે રઘુનાથપંત વકીલ એની પાસે જઈ પહોંચ્યા અને જણાવ્યું કેઃ— " શિવાજી મહારાજ આપને મળવા માટે નજીક આવી પહોંચ્યા છે. રાજા જયસિંહે તરતજ પોતાના કારભારી ઉદયરાજ અને ઉગ્રસેન કછવાને શિવાજી મહારાજ પાસે મોકલ્યા. બંનેએ જઇને, મહારાજને જણાવ્યું કે મિરઝારાજાનું કહેવું છે કે શિવાજી મહારાજ પોતાના કિલ્લાઓ એમને આપવા તૈયાર હોય તો જ મુલાકાતનો કાંઈ અર્થ છે." મહારાજે આ સાંભળ્યું અને " મિરઝારાજાની ઈચ્છા મુજબ થશે" એમ કહી આગળ વધ્યા. તંબુના દરવાજા આગળ મિરઝારાજાના પગાર કરનાર અમલદાર જાનીબેગે શિવાજી મહારાજને માન આપ્યું અને એમને અંદર દાખલ કર્યા. જયસિંહ રાજા શિવાજી મહારાજને લેવા માટે પોતાની જગ્યા ઉપરથી ઉઠી થોડાં પગલાં આગળ આવ્યા અને મહારાજને ભેટયા. વિશ્વાસઘાત કે કંઈ કાવત્રું ન થાય તે માટે મિરઝારાજાના અંગરક્ષકો શસ્ત્રો સાથે ઉભા હતા. મિરઝારાજાએ શિવાજી મહારાજને પોતાની ગાદી ઉપર પોતાની પાસે બેસાડયા. બંનેએ એકબીજાને ક્ષેમકુશળ પૂછ્યા. મિરઝારાજાએ શિવાજી મહારાજને પોતાની પાસે જ ઉતારો આપ્યો. મહારાજ સાથે મિરઝારાજાએ બહુ જ માયાળુ વર્તન રાખ્યું હતું. મિરઝારાજાને પણ મરાઠા બળનો બરાબર ખ્યાલ આવી ગયો હતો. શિવાજી મહારાજની સ્થિતિ આ વખતે નબળી હતી એની મિરઝારાજાને પૂરેપુરી ખબર હતી અને મહારાજનો એક એક કિલ્લો લેતાં મુગલ સરદારોને નાકે દમ આવી જાય એમ છે એનું પણ જયસિંહ રાજાને પૂરેપુરું ભાન હતું. આ સંજોગોમાં તહનામું કરી વિગ્રહ બંધ કરવા મુગલો પણ રાજી હતાં. જયસિંહ રાજાએ શિવાજી મહારાજ સાથે ખાનગીમાં ઘણી વાતો કરી. સુલેહની બાબતમાં વાતો શરૂ

ત્યારે મિરઝારાજાએ જણાવ્યું કે " શિવાજી રાજ ! તમારે માટે મને અંતઃકરણમાં માન છે. મારા પુત્ર રામસિંહ જેટલો જ હું તમારા ઉપર પ્રેમ રાખું છું. મારામાં તમને જો વિશ્વાસ હોય તો તમે મારું માનો અને મુગલ સમ્રાટ જોડે સલાહ કરી, બાદશાહને મળવા જવા કબૂલ થાઓ. તમારા કિલ્લાઓ તમે બાદશાહ સલામતને સ્વાધીન કરો એટલે બાદશાહ સલામત ગઈ ગુજરી ભૂલી જઈ તમારા ઉપર મીઠી નજર રાખશે. તમે નચિંત રહો. સર્વે સારાં વાનાં થશે." શિવાજી મહારાજ બોલ્યા કે " મુગલ બાદશાહતની સાથે મેં વેર બાંધ્યું એ માટે મને દિલગીરી થાય છે, પણ જો બાદશાહ મારા કૃત્યો જતાં કરે તો ભૂલ્યો ત્યાંથી ફરીથી ગણવા અને પુરંદર તથા બીજા કિલ્લાઓ આપવા તૈયાર છું. હું બાદશાહી લશ્કરને મદદ કરવા પણ તૈયાર છું. પુરંદર કિલ્લો હું જાતેજ આપને સ્વાધીન કરવા તૈયાર છું તો, આપ કિલ્લા ઉપર ચાલી રહેલો મારો બંધ કરાવો અને કિલ્લાનાં માણસોને કોઈપણ જાતની હરકત સિવાય સહીસલામત જવા દેવાનો હુકમ છોડો." જયસિંહે તરતજ ગાજીબેગ અને મિરતુ-લુક નામના બે સરદારને શિવાજી મહારાજના એક સરદાર સાથે દિલેરખાન તથા કિરતસિંહ તરફ મોકલી લડાઈ બંધ કરવાનો હુકમ કર્યો અને કિલ્લાનાં માણસોને સહીસલામત જવા દેવા સૂચના કરી. મહારાજનો સરદાર કિલ્લામાં ગયો અને કિલ્લો ખાલી કરી આપવાનો મહારાજનો સંદેશો કિલ્લાના અમલદારોને સંભળાવ્યો. કિલ્લો ખાલી કરવા માટે અધરાતની મુદત મુગલો પાસે માગવામાં આવી, જે મુગલોએ આપી.

મિરઝારાજાનો સંદેશો સાંભળતાં જ દિલેરખાનને બહુ ગુસ્સો ચઢ્યો. શિવાજી બારોબાર જયસિંહને મળ્યો એની એને ઈર્ષા થઈ. પુરંદર હાથમાં આવવાની અણી ઉપર હતો એટલામાં લડાઈ બંધ કરાવી તેથી દિલેરના દિલમાં દિલગીરી થઈ અને એને ગુસ્સો પણ ચઢ્યો. જયસિંહરાજાએ દિલેરખાનને ઠંડો પાડ્યો. રાત્રે જયસિંહ રાજાના તંબુમાં જ શિવાજી મહારાજ એમના મહેમાન તરીકે રહ્યા. સવારે જયસિંહે રાયસિંહજી, મામા સુભાનસિંહજી, દિકરા કિરતસિંહજીને સાથે આપી શિવાજી મહારાજને દિલેરખાનને મળવા માટે તેની છાવણીમાં મોકલ્યા. મહારાજ ખાનની છાવણીમાં ગયા અને એમની સાથે બહુ વિવેક અને મર્યાદાથી વાતો કરી. પોતાની વકતૃત્વ શક્તિથી મહારાજે દિલેરખાનને ઠંડોગાર કરી દીધો. ખાને શિવાજી મહારાજને બે ઘોડા, તલવાર, રત્નજડિત ખંજર અને જરિયાનનાં વસ્ત્રોનું નજરાણું કર્યું. મહારાજની વાતચીતથી દિલેર રાજી રાજી થઈ ગયો અને શિવાજી મહારાજની સાથે પોતે મિરઝારાજાને મુકામે આવ્યો અને પોતેજ મહારાજનો હાથ જયસિંહ રાજાના હાથમાં મૂકયો. મિરઝારાજાએ પણ શિવાજી મહારાજને ઘોડા, હાથી તલવાર વગેરે ચીજોનું નજરાણું કર્યું. પુરંદર કિલ્લામાંથી શિવાજી મહારાજના હુકમથી મરાઠાઓ નીકળી ગયા અને કિલ્લો ખાલી કરી મુગલોના તાબામાં આપવામાં આવ્યો. કિલ્લા ઉપરની તોપો, દારૂગોળો, વગેરે સર્વ ચીજો મુગલોએ કબજે કરી.

## ૪. પુરંદરનું તહનામું, મુગલ મરાઠાનો મેળ, આદિલશાહી ઉપર ચડાઈ.

શિવાજી મહારાજ, બિજાપુર અને ગોવળકોંડાની સત્તા દબાવી દેવા માટે દિલ્હીપતિએ મિરઝારાજા જયસિંહને ભારે લશ્કર લઈને મોકલ્યો હતો અને મિરઝારાજાએ શિવાજી મહારાજને દબાવવાનું કામ પહેલું હાથ ધર્યું હતું. આખરે મરાઠા અને મુગલો વચ્ચે સલાહ થઈ, તે સલાહ " પુરંદરનું તહનામું " એ નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. પાછળ જણાવી ગયા પ્રમાણે શિવાજી મહારાજે પુરંદરનો કિલ્લો મુગલોને સ્વાધીન કરી દીધો અને જયસિંહ રાજા તથા શિવાજી મહારાજ તહનામા સંબંધી વિચાર કરવા બેઠા. ચર્ચા અને વાદવિવાદ પછી સલાહની નીચે પ્રમાણેની શરતો નક્કી કરવામાં આવી. મુગલોનો હાથ ઉંચો હતો એટલે ધારી શરતો મહારાજ પાસે કબૂલ કરાવી. મહારાજ તો બરા-સકંજામાં સપડાઈ ગયા હતા, એટલે બની શકે તેટલું ખેંચ્યું અને આખરે નીચેની શરતો કબ-

૧. શિવાજી રાજાએ મુગલોના જે જે કિલ્લા અને પ્રાન્તો કબજે કર્યા હતા, તે બધા કિલ્લાઓ અને મુલકો મુગલોને પાછા આપી દેવા.

૨. નિઝામશાહી પ્રાન્તમાં સર કરેલા કિલ્લાઓમાંથી ૧૨ કિલ્લાઓ અને તે કિલ્લાઓને લગતા મુલકો પોતાને માટે રાખી બાકીના ૨૩ કિલ્લાઓ અને તેને લગતા મુલકો શિવાજી રાજાએ મિરઝારાજા જયસિંહને હવાલે કરી દેવા.

૩. બિજાપુરની આદિલશાહીના જે જે કિલ્લાઓ અને પ્રાન્તો મહારાજે કબજે કર્યા હતા, તે મહારાજને કબજે રહેવા દેવા.

૪. શિવાજી મહારાજે દિલ્હીના મુગલ બાદશાહની તાબેદારી સ્વીકારવી.

૫. શિવાજી મહારાજના ૮ વર્ષના પુત્ર શંભાજી રાજાને દિલ્હીપતિએ પાંચ હજારની મનસબ આપી તેને મુગલાઇનો પંચહજારી બનાવવો.

૬. નિઝામશાહીના મુલકો ઉપરનો વડિલોપાર્જીત હક છોડી દેવા માટે, મહારાજને મુગલ બાદશાહે આદિલશાહી સલ્તનતના કેટલાક પ્રાંતની ચોથાઈ તથા સરદેશમુખી ઉઘરાવવાનો હક આપવો.

૭. જંજિરાનો પ્રસિદ્ધ કિલ્લો શિવાજી મહારાજને કબજે રાખવો.

ઉપરની કલમો પૈકી કલમ ૬ અને ૭ જો દિલ્હીપતિ મંજૂર રાખે તો મહારાજે દિલ્હીપતિને ૪૦ લાખ હોનનો બદલો આપવો અને એ રકમ દર વર્ષે ૩ લાખ હોનના હપ્તાથી મહારાજે મુગલપતિને ભરવી.

ઉપર પ્રમાણેની તહનામાની કલમો બાદશાહની મંજૂરી માટે જયસિંહ રાજાએ પોતાની ભલામણ સાથે મોકલી આપી. આજ પત્રમાં મહારાજ બાદશાહની મુલાકાત માટે દિલ્હી જાય એ સંબંધમાં લખવામાં આવ્યું હતું. મિરઝારાજાનો પત્ર મળ્યો એટલે ઔરંગઝેબ બાદશાહે તહનામામાની ઘણીખરી કલમો મંજૂર રાખી, પણ કલમ ૬ ના સંબંધમાં જણાવ્યું કે મિરઝારાજા જયસિંહ જ્યારે બિજાપુર ઉપર ચડાઈ કરે, ત્યારે મહારાજે મુગલોની મદદે રહેવું, એ શરતે ૬ ઠ્ઠી કલમ મંજૂર રાખી. દક્ષિણનાં મુસલમાની રાજ્યોનો નાશ કરવા મહારાજે મુગલોને મદદ કરવી. તહનામાની કલમ ૭ જંજિરાના કિલ્લા સંબંધી હતી, તે બાદશાહે મંજૂર રાખી નહિ. જયસિંહ રાજાની સૂચના મુજબ બાદશાહે શિવાજી મહારાજ માટે શિરપાવ વગેરે મોકલી આપ્યાં. તહનામાના સંબંધમાં નીચેની મતલબનો પત્ર મિરઝારાજાએ બાદશાહ ઔરંગઝેબને લખ્યો હતોઃ— "શિવાજીએ મુગલોની પ્રત્યક્ષ નોકરી નહિ સ્વીકારવાનો રસ્તો ખોળી કાઢીને પોતાના પુત્ર શંભાજીને મુગલોની નોકરીમાં મૂકવાની પરવાનગી મેળવી છે. આ સંબંધમાં શિવાજી સાથે ચર્ચા થતાં એણે મને જણાવ્યું કે "મારે હાથે ઘણાં અવિચારી કૃત્યો થએલાં છે અને તેથી કરીને બાદશાહ સન્મુખ મોં બતાવવાનું મને રહ્યું નથી. હું મારા પુત્રને મુગલોની નોકરીમાં મોકલું છું. તેને પંચહજારી નીમી તેના ખર્ચ માટે જાગીરનો પણ બંદોબસ્ત થવો જોઈએ. હું પોતે તો પતિત—પાપી છું. હું જાતે બાદશાહી મનસબ લેવા તથા બાદશાહની સેવા કરવા તદ્દન નાલાયક નિવડ્યો છું. આવી સ્થિતિ હોવા છતાં પણ દક્ષિણમાં જ્યારે મારી સેવાની જરુર જણાય ત્યારે બાદશાહ સલામતની સેવા કરવા આ શિવાજી તૈયાર રહેશે અને તન મનથી સેવા કરી બાદશાહને સંતોષ આપશે." આ ઉપરાંત બીજી બાબતોમાં પણ શિવાજી સાથે વાતો થઈ હતી. શિવાજીએ જણાવ્યું કેઃ— "તળ કોંકણમાંનો ૪ લાખ હોનની વાર્ષિક આવકનો તથા બિજાપુરી બાલાઘાટનો ૫ લાખ હોનની વાર્ષિક આવકનો મુલક મને આપવામાં આવવો જોઈએ. મુગલ લશ્કર બિજાપુર ઉપર ચડાઈ કરે છે તે પૂરી થયા પછી, એ જીતેલા પ્રાંતનો કબજો મને મળશે

એવું બાદશાહી ફરમાન મારે નામે આવવું જોઈએ અને જો આમ થાય તો હું બાદશાહને તેર હપ્તે ૪૦ લાખ હોન આપવા કબૂલ છું." શિવાજીનું ઉપર પ્રમાણેનું કહેવું છે. આ સંબંધમાં મારું તો કહેવું એ છે કે આ કરારથી આપણને ત્રણ પ્રકારનો ફાયદો થશે. એક ફાયદો તો એ થશે કે આપણને ૪૦ લાખ હોન એટલે ૨ કરોડ રૂપિયા મળશે. બીજો ફાયદો એ કે બિજાપુર અને શિવાજીની વચ્ચે વેર વધશે અને ત્રીજો ફાયદો તો એ દેખાય છે કે બિજાપુરના ડુંગરી અને જંગલી મુલકનો કબજો શિવાજી લેવા કબૂલ છે, એટલે બિજાપુરવાળાની સાથે લડીને એ મુલક લેવાની જવાબદારી એની રહેશે" ( प. सा. सं. १. नं. १०६६ ).

મિરઝારાજા જયસિંહ એ ધૂર્ત અને જબરો મુત્સદ્દી હતો. શિવાજી શરણે આવશે એવો એણે અડસટ્ટો બાંધ્યો હતો અને એવો અડસટ્ટો બાંધીને એ જો શરણે આવે તો એને અપનાવવા માટે અને મીઠાશ ઉભી કરવા માટે બાદશાહી ફરમાન અને પોશાક વગેરે મોકલવા બાદશાહને પહેલેથી જ લખ્યું હતું, કારણ કે જો શિવાજી શરણે આવે તો બાદશાહની કૃપાનું ચિહ્ન એને તરત મળી જાય અને બંને વચ્ચે મીઠાશ બંધાય એ એનો હેતુ હોવો જોઈએ. શિવાજી મહારાજ શરણે આવતાં પહેલાં જ તેમને આપવા માટે ફરમાન અને પોષાક માટે મિરઝારાજાએ બાદશાહને દિલ્હી લખ્યું હતું, એ ઉપરથી શિવાજી મહારાજને સાધી લેવા માટે મુગલ સત્તા કેટલી આતુર હતી એ દેખાઈ આવે છે અને આ દાખલા ઉપરથી શિવાજી મહારાજાએ પોતાની સત્તા કેવી સજ્જડ જમાવી હતી, તે અને તેમની સત્તા દિલ્હીપતિને કેટલી ખૂંચી રહી હતી તેની કલ્પના થઇ શકે છે. મિરઝારાજાની સૂચના મુજબ બાદશાહી ફરમાન અને ખિલત દિલ્હીથી રવાના કરવામાં આવ્યાં અને કુદરતી રીતે બનાવ એવો બન્યો કે જયસિંહ રાજાની સૂચના મુજબ બાદશાહે મોકલેલું ફરમાન અને ખિલત શિવાજી મહારાજની સાથે સલાહ થઇ તેને બીજેજ દિવસે આવી પહોંચ્યા. તે વખતની મુગલાઇ પદ્ધતિ મુજબ બાદશાહી ફરમાન લેવા માટે શિવાજી મહારાજ ૬ માઇલ દૂર ફરમાનને માન આપવા માટે પગે ચાલીને સામે ગયા. શિવાજી મહારાજને બાદશાહી ફરમાન અને ખિલત આપવામાં આવ્યાં, તેનો તેમણે સ્વીકાર કર્યો. બાદશાહ તરફના આ ફરમાન અને પોષાકનો સ્વીકાર કર્યા પછી મિરઝારાજાની સલાહ અને સૂચના મુજબ શિવાજી મહારાજે નીચે મુજબ પત્ર બાદશાહ ઔરંગઝેબને લખ્યો:—"હું આપનો ગુનેગાર અને અપરાધી છું. આપને શરણે આવીને ધન, દોલત અને જીવ રક્ષણ કરવવાની મારી ઇચ્છા છે. આજથી આપની નોકરી ઇમાનદારીથી બજાવવા હું હંમેશ તત્પર રહીશ, એટલું જ નહિ પણ આપનો હુકમ માનવામાં ભારે ભૂષણ સમજીશ. બંડખોરપણાથી હું મારા સર્વસ્વનું નુકસાન હવે કરી લઇશ નહિ. મિરઝારાજા જયસિંહે સર્વ હકીકત આપને વીગતવાર જણાવી જ છે. મારા બધા જ અપરાધ ક્ષમા કરીને મને જીવતદાન આપશો એટલી જ આ દાસની આપને ચરણે વિનંતી છે. બાદશાહી સિક્કો અને પંજા સાથેનું ફરમાન આવ્યાની ખબર મને મિરઝારાજાએ કરી હતી. બાદશાહી કૃપા અને પોષાક હું ભૂષણસમ માનું છું. આ દાસના અપરાધો ક્ષમા કરવા જેવા ન હતા, છતાં બાદશાહે કેવળ ઉદાર અંતઃકરણ બતાવી મને ક્ષમા બક્ષી છે, એ એમના દિલનું દિલાવરપણું છે. ફરમાનમાં જણાવ્યા મુજબ હું આપના હુકમો પાળવા હરહંમેશ તૈયાર રહીશ. હમણાં તો મિરઝારાજાની રજા લઇને હું ઘેર જાઉં છું અને લડાઈની તૈયારી કરી લશ્કર સાથે બિજાપુર ઉપરની ચડાઈમાં મદદે જઇશ. આ ચડાઈમાં ખરું પરાક્રમ બતાવી પહેલાનો કાળો ડાઘ ધોઈ નાખવાની મનમાં ઇચ્છા છે અને એમ થાય તો આપના અનંત ઉપકારનો અલ્પ બદલો વાળ્યાનો મને સંતોષ થશે" ( प. सा. सं. १. नं. १०६७ ).

તહનામું વગેરેની ચર્ચા ચાલતી હતી તે વખતે જ બિજાપુર ઉપર ચડાઈ કરવાની વાત મહારા

સાથે મિરઝારાજાએ ચર્ચી હતી અને જ્યારે મુગલો બિજાપુર ઉપર ચડાઈ કરે ત્યારે શિવાજી મહારાજે પોતાના લશ્કર સાથે બિજાપુરને તોડવામાં મદદ કરવી એવું નક્કી થયું હતું.

શિવાજી મહારાજનો પત્ર ઔરંગઝેબ બાદશાહને મળ્યો. મિરઝારાજાના પત્રો પણ બાદશાહને મળ્યા. તેના જવાબમાં બાદશાહે નીચેની મતલબનો પત્ર લખ્યો હતો:—" તમારો બહુ નમતાઈભર્યો પત્ર રાજા જયસિંહની સાથેની મુલાકાત સંબંધી આવ્યો, તે મળ્યો. તમે તમારાં કૃત્યો માટે માફી માગી એ જોઈ અમને આનંદ થયો છે. ત્યાંના અમારા અમલદારો અમને જણાવે છે કે તમને તમારાં કૃત્યોનો પશ્ચાતાપ થયો છે અને તમે આ રાજ્યનો આશ્રય લીધો છે. ૧૨ કિલ્લાઓ તથા તેને લગતો મુલક પોતાને માટે રાખીને ૩૦ કિલ્લાઓ અમારા અમલદારોને તમે સ્વાધીન કર્યા છે. નિઝામશાહીના કિલ્લા અને તેને લગતો મુલક તથા તળ કોંકણનો આદિલશાહીનો મુલક જે તમારે કબજે છે તે તથા બાલાઘાટના મુલકો પૈકી આસરે ૫ લાખ હોનની વાર્ષિક આવકનો મુલક તમારે સ્વાધીન રાખવા સંબંધમાં તમે બાદશાહી ફરમાનની માગણી, દર વરસે ૩ લાખ હોન આપવાની શરતે કરો છો. આ સંબંધમાં તમને જણાવવાનું કે તમે એવાં કૃત્યો કર્યા છે કે એની માફી તમને આપી શકાય એમ છે જ નહિ, પણ રાજા જયસિંહે તમારે માટે સખત ભલામણ કરી છે, તેથી તમારી ઇચ્છા મુજબ ૧૨ કિલ્લાઓ અને તેને લગતો મુલક તમને આપવામાં આવે છે. આ ઉપરાંત તમે બીજી જે માગણીઓ કરી, તે સંબધમાં જણાવવાનું કે તમે તમારા લશ્કર સાથે રાજા જયસિંહને બિજાપુરની ચડાઈમાં મદદ કરશો તો એ ચડાઈમાં ફત્તેહ મળ્યા પછી તમારી માગણીઓ સ્વીકારવામાં આવશે. હમણાં તો તમારા પુત્રને આ રાજ્યમાં મનસબ આપીને પંચહજારી બનાવ્યો છે અને તમારે માટે પણ આ સાથે પોશાક રવાના કર્યો છે. આ ફરમાન પંજાના નિશાન સાથે રવાના કર્યું છે. હવે પછી તમે આ રાજ્યના હિતમાં નાના મોટા પ્રસંગોએ મદદગાર રહેશો અને તેમ કરવામા જ તમારું હિત છે એની ખાતરી રાખજો."

## ૫. મુગલ-મરાઠાનો આદિલશાહી ઉપર હલ્લો.

મુગલ બાદશાહોની દક્ષિણનાં મુસલમાની રાજ્યોને ગળી જવાની દાનત મૂળથી હતી. મુગલ બાદશાહોનું એના સંબંધમાં એમ કહેવું હતું કે દક્ષિણનાં બધાં મુસલમાની રાજ્યો દિલ્હીપતિના તાબાનાં અથવા ખંડિયાં રાજ્યો હતાં, પણ દિલ્હીના બાદશાહો નબળા પડ્યા ત્યારે તેનો લાભ લઈ, ઘણા સરદારો અને ખંડિયા રાજાઓ દિલ્હીપતિની ઝૂંસરી ફેંકી દઈ, સ્વતંત્ર બની ગયા હતા. તેમાં દક્ષિણના મુસલમાન રાજાઓનો સમાવેશ થાય છે અને હવે જ્યારે દિલ્હીની સત્તા મજબૂત થઈ છે, ત્યારે એ દિલ્હીપતિની નબળાઈનો લાભ લઈ સ્વતંત્ર બની બેઠેલાં રાજ્યોને પાછાં ઝૂંસરી નીચે લાવવાનો દિલ્હીના મોગલ બાદશાહોનો પ્રયત્ન હતો. એ રીતે દિલ્હીપતિ અકબર બાદશાહે ગુજરાત, ખાનદેશ અને બંગાળાના સ્વતંત્ર બની ગએલા રાજાઓને દિલ્હીની ઝૂંસરી નીચે આણ્યા. શહેનશાહ શાહજહાને અહમદનગર સર કર્યું. બિજાપુર અને ગોવળકોંડાને ગળી જવાના પ્રયત્નો મુગલ બાદશાહો કર્યા જ કરતા હતા પણ મુગલપતિ ઔરંગઝેબે તે ગળી જવાનો નિશ્ચય કર્યો હતો.

શિવાજીને સીધો કરવાના કામમાં, તેને મુગલ સરદાર આગળ ઘુંટણીએ પાડવાના કામમાં, તેને નમાવવાના કામમાં બિજાપુરના અલી આદિલશાહે મુગલપતિના કહેવાથી રાજા જયસિંહને મદદ કરી હતી છતાં શિવાજીને પતાવ્યા પછી, દિલ્હીના ઔરંગઝેબ બાદશાહે બિજાપુર અને ગોવળકોંડાને જમીનદોસ્ત કરવા અથવા તે ન બને તો તેમને નમાવી મુગલપતિની શરતો કબુલ કરે, એવા બનાવવા રાજા જયસિંહ અને સરદાર દિલેરખાનને હુકમ આપ્યા. અણી વખતે અલી આદિલશાહે દગો દીધો અને તેથી મુગલો આગળ નમવું પડયું, એ બનાવથી શિવાજી મહારાજ અલી આદિલશાહ ઉપર ભારે ક્રોધે ભરાયા હતા અને મિરઝારાજાએ બિજાપુર ઉપરની

ચડાઈમાં મહારાજની મદદના સંબંધમાં નક્કી પણ કર્યું હતું, એટલે મુગલ અને મરાઠાઓ બંને ભેગા મળીને બિજાપુર ઉપર ચડાઈ કરવાના હતા. આ સંબંધમાં મુગલ બાદશાહનો હુકમ આવતાંજ મુગલો બિજાપુર ઉપર ચડાઈ કરવાની તૈયારી કરવા લાગ્યા. શિવાજી મહારાજને પણ મદદ માટે બોલાવવામાં આવ્યા. રાજા જયસિંહે બે લાખ રૂપીઆ લશ્કરના ખર્ચ માટે શિવાજી મહારાજને મોકલી આપ્યા અને તાકીદે તૈયારી કરી કુમકે આવવા જણાવ્યું (શેજ્વાદી રેડ્ડી). મિરઝારાજાનો હુકમ આવતાંજ શિવાજી મહારાજ પોતાના સેનાપતિ નેતાજી પાલકર તથા ૨૦૦૦ હયદળ અને ૮૦૦૦ પાયદળ લઈ ઈ. સ. ૧૬૬૫ના નવેમ્બર માસમાં મુગલોને આવી મળ્યા (કીંકેડ પારસનીસ). મુગલ અને મરાઠાઓ બંને ભેગા મળીને બિજાપુર ઉપર ચાલ્યા. ફલટણના નિંબાળકર જે આદિલશાહીના સરદાર હતા તથા શિવાજી મહારાજના નિકટના સગા હતા તેમના ઉપર મહારાજે ચડાઈ કરી. મહારાજ અને નિંબાળકર વચ્ચે જબરું યુદ્ધ થયું. આખરે નિંબાળકરની હાર થઈ અને મહારાજે ફલટણ સર કર્યું. મહારાજના માવળા લશ્કરે વાડીનો કિલ્લો કબજે કર્યો અને તે ગાળાનો કેટલોક મુલક જીતી લીધો. બીજા કેટલાક કિલ્લાઓ પણ લીધા. તે પછી મહારાજે કોંકણમાં બિજાપુર મુલક ઉપર રાત્રે છાપા માર્યા અને આદિલશાહી લશ્કરને રફે દફે કરી નાખ્યું. શિવાજી મહારાજનાં પરાક્રમ અને બહાદુરી સંબંધી રાજા જયસિંહે બાદશાહને લખી જણાવ્યું ત્યારે ઔરંગઝેબ બાદશાહે શિવાજી મહારાજને એક પત્ર લખી જણાવ્યું કે "બાદશાહ મહારાજનાં પરાક્રમ સાંભળી અતિ રાજી થયા છે." મહારાજને એમની હિંમત અને બહાદુરી માટે બાદશાહે સાબાશી આપી અને એમના શૌર્યની કદર કરી. મહારાજને એક રત્નજડિત કટાર તથા કીમતી વસ્ત્રો મોકલ્યાં. મુગલ અને મરાઠાઓનાં લશ્કર પુરંદરથી મંગળવેઢા સુધી આદિલશાહી મુલકો કબજે કરતાં કરતાં આગળ વધતાં હતાં. મંગળવેઢાના કિલ્લાને મુગલોએ ઘેરો ઘાલ્યો. સરદાર ખવાસખાન અને સરદાર સીદ્દીખાન નામના બે નામીચા લશ્કરી અમલદારોની સરદારી નીચે આદિલશાહે ૧૨૦૦૦ માણસોનું સુનંદુ લશ્કર સામનો કરવા મોકલ્યું અલી આદિલશાહે મુસલમાન સરદારની કુમકે કલ્યાણીના જાદવરાય અને શિવાજી મહારાજના ભાઈ વ્યંકોજી રાજા ભોંસલે, એ બે મરાઠા સરદારોને મોકલ્યા હતા. મંગળવેઢાથી ૧૦ માઈલ દૂર ૨૫ મી ડિસેમ્બરને રોજ આદિલશાહી લશ્કર અને મુગલ મરાઠાઓના ભેગા લશ્કરનો ભેટો થયો. આદિલશાહી લશ્કરે આ વખતે સમરાંગણને લગતી સુંદર વ્યૂહરચના કરી હતી. દિલેરખાન અને શિવાજી મહારાજનું લશ્કર એમણે યુક્તિથી ચકવી નાખ્યું હતું, પણ મુગલો પોતાની છાવણી તરફ વળ્યા એટલે આદિલશાહી લશ્કરે મુગલો ઉપર બહુ સખત હલ્લો કર્યો. આ હલ્લો મુગલોને બહુ ભારે થઈ પડ્યો. પણ નેતાજી પાલકરે બહુ હિંમતથી સામનો કર્યો અને કિરતસિંહ મદદે આવી પહોંચ્યો ત્યાં સુધી આદિલશાહી લશ્કરની સામે ટક્કર લીધી, આદિલશાહી લશ્કર આખરે પાછું હઠ્યું. આ લડાઈમાં આદિલશાહી તરફથી વ્યંકોજી રાજા ભોંસલે તથા મસવડવાળા માને સરદારે ભારે પરાક્રમો કર્યાં હતાં. અલી આદિલશાહે જાણ્યું કે આ તેના નાશની પળ હતી. આ વખતે જો જરાપણ ઢીલ થશે તો બાદશાહી ઉખડી જશે એની એને ખાતરી હતી. અલીએ ચારે તરફ માણસો મોકલી. પોતાના લશ્કરને ભેગું કર્યું અને મુગલોને બિજાપુરી પાણી બતાવવા માટે કમર કસી પોતાના લશ્કરની ટુકડીઓ પાડી જુદા જુદા અનુભવી સરદારની સરદારી નીચે મુગલો ઉપર ચડાઈ કરવા અને ધસી આવતા લશ્કરને હેરાન કરવા રવાના કરી. મુગલ લશ્કર બીજાપુર તરફ ધસી આવતું હતું. મુગલો બિજાપુરને ઘેરો ઘાલશે એવી બિજાપુરના બાદશાહની અટકળ હતી, એટલે બિજાપુરની આજુબાજુનો મુલક બાદશાહે ઉજડ કરી નંખાવ્યો. મુગલ લશ્કરને પાણીની તંગી ભોગવવી પડે અને પાણી વગર હેરાન થઈ થાકી જાય, તે માટે ઘણા કુવાઓમાં ઝેર નાંખવામાં આવ્યું. મુગલોને ખોરાકની ચીજો ન મળે અને ચંદી ચારો તથા ઘાસદાણો ન મળે તે માટે મુલકોને વેરાન કરી નાંખ્યો હતો. એવી રીતે બિજાપુરવાળાઓએ જબરી તૈયારી કરી હતી. જયસિંહ રાજાના લશ્કરની ટુકડીઓ બીજે મોકલવી પડે

અને તેથી મુગલ લશ્કરનું બળ વહેંચાઈ જાય, માટે મુગલ મુલકો ઉપર બિજાપુરી ટુકડીઓએ હુમલા કરવા માંડ્યા. મુગલો ઉપર હલ્લા કરી, તેમને હેરાન કરવાની પદ્ધતિ બિજાપુરવાળાઓએ સ્વીકારી. બિજાપુર અને મુગલો વચ્ચે જબરું યુદ્ધ જામ્યું. આ ચડાઈમાં મિરઝારાજા પોતાનું ભારે તોપખાનું સાથે લાવ્યા ન હતા, કારણકે બિજાપુર તો તેના ઉપયોગ વિના જ સર થઈ જશે એવી મુગલોની માન્યતા હતી. ફત્તેહજંગખાન નામનો મુગલ અમલદાર ઔરંગાબાદથી મિરઝારાજાની છાવણી માટે નાણાંની તીજોરી લઈ આવતો હતો તેની ખબર આદિલશાહી સેનાપતિને પડી એટલે એણે મુગલ તીજોરી (ખજાનો) લૂંટવા માટે લશ્કરની ટુકડી મોકલી. બિજાપુરી લશ્કર ફત્તેજંગખાન માટે કૂચ કરી નીકળ્યું અને એને પારંડા અને સોલાપુરની વચ્ચે પકડી પાડ્યો. ફત્તેજંગખાને મુગલ ખજાનાનો બહુ બહાદુરીથી બચાવ કર્યો, પણ આખરે લડતાં લડતાં રણમાં પડ્યો અને ખજાનો આદિલશાહી લશ્કરને હાથ લાગ્યો. બીજું બિજાપુર બાદશાહે ગોવળકોંડાના સુલતાનને પોતાની કુમકે આણવાની ગોઠવણ કરી હતી. મુગલોને એની ખબર પડી ગઈ. આ બે સમાઓ ભેગા થઈ જાય તો મુગલાઈને ભારે થઈ પડે એમ છે, એ વાત જયસિંહ જાણતો હતો અને શિવાજી મહારાજની દીર્ઘદૃષ્ટિ અને મુત્સદ્દીપણાથી પણ એ વાકેફ હતો, એટલે એ ભારે ગૂંચવણમાં પડ્યો. મુગલોને આદિલશાહી લશ્કરે દાદ ન આપી, એટલે જયસિંહને ચિંતા થઈ. દિલેરખાન તો જયસિંહ રાજાના કાન મહારાજની વિરૂદ્ધમાં ભંભેર્યા જ કરતો હતો. શિવાજી મહારાજ કંઈક દગો રમે છે એવું જયસિંહ રાજાના મનમાં ઠસાવવાનો પ્રયત્ન દિલેરખાન કરી રહ્યો હતો. તે વખતના મુગલ તોપખાનાના ઉપરી અમલદાર મુનશી જણાવે છે કે:—" દિલેરખાને શિવાજી મહારાજને મારી નાંખવાની સૂચના અનેક વખતે જયસિંહને આપી હતી અને એ સૂચનામાં દિલેરખાન તો એટલે સુધી આગળ વધ્યો હતો કે જો શિવાજીનો નાશ કરવાની એટલે એને મારી નાંખવાની જયસિંહને હિંમત ન હોય તો શિવાજીને પૂરો કરવાની પરવાનગી એને આપવાની એ વિનંતિ કરતો હતો. " મહારાજ ઉપર દિલેરખાન બળ્યાં જ કરતો હતો અને વારંવાર શિવાજી મહારાજની વિરૂદ્ધમાં મિરઝારાજાને ઉશ્કેરવાના પ્રયત્નો કરી જ રહ્યો હતો. રાજા જયસિંહને લાગ્યું કે ગમે તે યુક્તિથી શિવાજી મહારાજને દક્ષિણમાંથી દૂર મોકલવામાં આવે તો જ મુગલાઈની આબરૂ સચવાય એમ છે કારણકે જો ન કરે નારાયણ અને દિલેરખાનના વર્તનથી વખતે શિવાજી મહારાજ વાંકા થઈને બેસે અને બિજાપુર તથા ગોવળકોંડાને મળી જાય તો મુગલાઈનું નાક દક્ષિણમાં તો કપાઈ જ જાય. શિવાજી મહારાજને વિરોધી બનાવ્યા વગર દક્ષિણમાંથી દૂર કરવાનો જયસિંહ રાજાએ ઘાટ રચ્યો. આ ઘાટ રચવામાં મુગલાઈને દક્ષિણમાં મજબૂત કરવાનો જયસિંહનો હેતુ હતો. ઇ. સ. ૧૬૬૬ ના ફેબ્રુઆરીમાં મિરઝારાજાએ ઔરંગઝેબ બાદશાહને લખ્યું હતુ કે "હવે આદિલશાહ અને કુતુબશાહ આપણી વિરૂદ્ધ ભેગા મળ્યા છે અને આ સંજોગોમાં શિવાજીનું દિલ આપણા તરફ ખેંચી લેવાની ખાસ જરુર છે. બાદશાહ સલામતની મુલાકાત માટે તેને ઉત્તર હિંદુસ્થાનમાં મોકલી દેવાની મને ખાસ જરુર જણાય છે " ( **प. सा. सं. १. नं. ११९२**). આ અને આવા કેટલાક અણધાર્યા બનાવોને લીધે મિરઝારાજાને પાછું ફરવું પડ્યું. મિરઝારાજાએ ભીમા નદી પાર મુગલ મુલકમાં આવી મુકામ કર્યો.

મુગલ અને બિજાપુરની વચ્ચે વિગ્રહ ચાલી રહ્યો હતો, તે દરમિયાનમાં શિવાજી મહારાજે રાજા જયસિંહને જણાવ્યું કે:—"મને પનાળા કિલ્લાને ઘેરો ઘાલવા દો. એ પ્રાંતમાં હું એવી સ્થિતિ કરી મૂકીશ કે બિજાપુરવાળાને પોતાના લશ્કરના બે ભાગ કરવા જ પડે." મિરઝારાજાએ તેમ કરવા શિવાજી મહારાજને રજા આપી. મહારાજે પનાળે જઈ ગઢ ઉપર મારો ચલાવ્યો. ઘણા ઝનુનથી લડાઈ થઈ. મહારાજના ઘણા યોદ્ધાઓ માર્યા ગયા પણ ગઢ હાથ ન આવ્યો. પછી શિવાજી મહારાજે ફોંડા કિલ્લો કબજે કરવાનો પ્રયત્ન કર્યો, પણ આ કિલ્લાના સરદાર રૂસ્તમઝમાનશાહે બહુ બહાદુરીથી બચાવ

કર્યો. આ વિગ્રહ ચાલુ હતો તે દરમિયાન શિવાજી મહારાજના લશ્કરી અમલદાર સરદાર નેતાજી પાલકરને મહારાજ સાથે કંઈ કારણસર અણબનાવ થયો, તેથી તે મહારાજને છોડી અલી આદિલશાહને મળ્યો. બિજાપુરે સરદાર નેતાજી પાલકરને સ્વીકાર્યો અને નેતાજીએ મુગલ મુલક ઉપર ચઢાઈ કરવાની શરૂઆત કરી. રાજા જયસિંહને તેની ખબર પડી એટલે એને પોતાના પક્ષમાં લઈ લેવાની ગોઠવણ કરી. મિરઝારાજાએ નેતાજીને કીમતી ભેટો અને બક્ષિસ આપી મુગલાઈમાં પાંચહજારી મનસબદાર બનાવ્યો....

---

## પ્રકરણ ૧૩ મું

| | |
|---|---|
| ૧. મુગલ દરબારમાં મહારાજ ગિરફતાર અને છૂટકારો. | ૪. શિવાજી મહારાજ ગિરફતાર. |
| ૨. આગ્રામાં આગમન. | ૫. જાફરખાન અને શિવાજી મહારાજ. |
| ૩. મુગલ દરબારમાં મહારાજ. | ૬. રામસિંહ ઉપર ધાડ. |

### ૧. મુગલ દરબારમાં મહારાજ ગિરફતાર અને છૂટકારો.

પાછલા પ્રકરણમાં જણાવી ગયા પ્રમાણે મિરઝારાજા જયસિંહે ઔરંગઝેબ બાદશાહને દક્ષિણની અડચણોથી વાકેફ કર્યો અને શિવાજી મહારાજને ગમે તે પ્રયત્ને મેળવી લેવાની જરુર છે એમ જણાવ્યું. મિરઝારાજા પોતે માનતા હતા કે મરાઠાઓ માટે મોગલ બાદશાહનો હૃદયપલટો થયાની શિવાજી મહારાજને ખાતરી થશે તો મુગલ શહેનશાહતને શિવાજી મહારાજ જેવો બળવાન સરદાર મળી જશે, તેથી ગમે તે પ્રયત્ને મુગલ અને મરાઠાઓ વચ્ચે મીઠાશ ઉભી કરવાના પ્રયત્નો મિરઝારાજાએ કરવા માંડ્યા. દક્ષિણના ગંભીર થઈ પડેલા મામલાનો વિચાર કરતાં મિરઝારાજાને લાગ્યું કે શિવાજી દક્ષિણમાં હોય તો મુગલાઈને નુકસાન થવાનો સંભવ છે. આ બધી બીનાઓ ધ્યાનમાં લઈ રાજા જયસિંહે બાજી ગોઠવી અને હાલના સંજોગોમાં શિવાજી રાજાને દિલ્હી બોલાવી લેવા માટે બાદશાહને સૂચના કરી. આ સૂચના કરીને મિરઝારાજા બે બાબતો સાધવા ઈચ્છતા હતા. એક તો શિવાજીરાજાને દક્ષિણમાંથી દૂર કરવા અને બીજી દાનત એ હતી કે શિવાજી રાજાને મુગલ દરબારમાં મોકલી એમનું માન જાળવી બાદશાહના હૃદયપલટાની એમને ખાતરી કરી આપી, મુગલ અને મરાઠાઓ વચ્ચે મીઠાશનાં મૂળ નાંખવાં. દક્ષિણમાં ગૂંચાઈ પડેલું કોકડું ઉકેલવા માટે મિરઝારાજાએ આ આબાદ રસ્તો ખોળી કાઢ્યો હતો. આ રસ્તો ખોળી કાઢવામાં મિરઝારાજાનો હેતુ તદ્દન શુદ્ધ હતો. સૂચવેલા માર્ગનો અમલ બાદશાહ કરે તો તેથી મરાઠાઓને નુકસાન થયા વગર મુગલોને લાભ થાય એમ હતું. દક્ષિણમાં રાજકીય સંજોગો બહુ ઝડપથી બદલાયા જતા હતા, એટલે બાદશાહના ઉત્તરની રાહ એ ચાતક પક્ષીની માફક જોઈ રહ્યા હતા. બાદશાહ તરફથી જયસિંહ રાજાની સૂચના સ્વીકાર્યાનો જવાબ આવી ગયો. હવે મિરઝારાજાએ હજુ પણ ગેરસમજૂત બાકી રહી હોય તો તે દૂર કરવા માટે શિવાજીને સમજાવવાના પ્રયત્નો કરવા માંડ્યા. "ઘણી બાબતો એવી છે કે જો શિવાજી રાજા પોતે રૂબરૂમાં જઈ બાદશાહને જણાવે તો તેનો નિકાલ તરત જ થઈ શકે." તો એક ફેરા દિલ્હી જઈ, બાદશાહને મળી, આવવા મહારાજને મિરઝારાજાએ આગ્રહ કરવા માંડ્યો. ઔરંગઝેબના દગલબાજ સ્વભાવથી અને તેનાં ક્રૂર કૃત્યોથી મિરઝારાજા વાકેફ હતા. શિવાજી રાજા પણ ઔરંગઝેબને પૂરેપુરા પારખતા હતા એ પણ એ જાણતા હતા, એટલે એવા બાદશાહ ઉપર વિશ્વાસ રાખવો કે નહિ એ પ્રશ્ન આવીને ઉભો રહ્યો. મિરઝા-

રાજાએ મહારાજની સહીસલામતી માટે હામી ભરી. મુગલ દરબારમાં મહારાજનો વાળ સરખો પણ વાંકો નહિ થાય એવી ગોઠવણ કરવાનું મિરઝારાજાએ વચન આપ્યું અને શિવાજી મહારાજને મુગલ દરબારમાં જવા કહ્યું. મુગલોને હાથે કોઈપણ પ્રકારનું અપમાન નહિ થાય એવી ખાતરી કરી લીધા પછી જ મહારાજને મનાવવાનું મિરઝારાજાએ શરૂ કર્યું હતું. ગમે તેટલી મહેનત કરીને, બાદશાહને સમજાવીને અને મહારાજને મનાવીને મિરઝારાજા મુગલ અને મરાઠાઓ વચ્ચે મીઠાશ ઉભી કરવા ઇચ્છતા હતા. ઈ. સ. ૧૬૬૬ના માર્ચની ૫ મી તારીખે બાદશાહ ઔરંગઝેબે શિવાજી મહારાજને પત્ર લખી દિલ્હી આવવા આમંત્રણ આપ્યું. તે પત્રમાં એણે જણાવ્યું હતું કે " તમારે માટે અમને ભારે માન છે. અમારો પત્ર તમને મળે કે તાકીદે વખત વિતાડ્યા વગર અત્રે આવશો. મુલાકાત વખતે તમારો માનમરતબો પૂરેપુરો સાચવવામાં આવશે અને મુલાકાત થઈ રહ્યા પછી ટૂંક મુદતમાં જ તમને તમારે દેશ પાછા જવાની રજા આપવામાં આવશે. આ સાથે તમારે માટે પોષાક મોકલ્યો છે. તેનો સ્વીકાર કરશો. " મહારાજને મિરઝારાજા દિલ્હી જવા મનાવી રહ્યા હતા એવે વખતે ઔરંગઝેબ બાદશાહનો પત્ર મહારાજને મળ્યો, એટલે મહારાજ તો ધર્મસંકટમાં આવી પડ્યા. મિરઝારાજાનાં વચનોમાં એમને પૂરેપુરો વિશ્વાસ હતો. મિરઝારાજા આગ્રહ કરી રહ્યા છે અને બાદશાહ તરફથી આમંત્રણ આવ્યું છે, તો આવે પ્રસંગે આ તકનો લાભ લેવો કે નહિ એ વિચારમાં મહારાજ પડ્યા. દિલ્હી જવામાં પોતાની જાતને પૂરેપુરા જોખમમાં નાખવા જેવું છે એની તો મહારાજને સંપૂર્ણ ખબર હતી પણ આ જોખમ વેઠવાથી હાથમાં લીધેલા કામને કોઈ રીતે ટેકો મળે છે કે નહિ એનો મહારાજ બહુ ઝીણવટથી વિચાર કરતા હતા.

યવન બાદશાહની ખિજમત પોતાને ન ઉઠાવવી પડે માટે પુરંદરના તહનામા વખતે શિવાજી મહારાજે યુક્તિ પ્રયુક્તિથી પોતાના કિશોર વયના કુમાર શંભાજીને મનસબ અપાવી અને પોતે કોઈ પણ જાતની બાદશાહની તહેનાતમાંથી બાતલ રહ્યા. યવન બાદશાહને પ્રત્યક્ષ નમવાનો પ્રસંગ ન આવે તે માટે પુરંદરના તહનામા વખતે મહારાજે મુત્સદ્દીપણું ચલાવી એવી શરતો કરી કે એમને બાદશાહને મુજરો કરવાની ફરજ ન પડે. મિરઝારાજાના સ્નેહી દબાણે અને બાદશાહના આગ્રહપૂર્વકના આમંત્રણે શિવાજી મહારાજને મૂંઝવણમાં નાંખ્યા હતા. આ પ્રસંગમાંથી છટકી જવાની યુક્તિ મહારાજ શોધી રહ્યા હતા. મિરઝારાજા પ્રત્યે એમને ભારે માન હતું અને એમનાં વચનોમાં એમને સંપૂર્ણ વિશ્વાસ હતો એટલે એમનો આગ્રહ એમનાથી પાછો ઠેલાય એમ ન હતું. બચપણમાં પણ જેણે બિજાપુરના બાદશાહને કુરનીસ કરવા માટે વાંધો ઉઠાવ્યો હતો અને પોતાના પૂજ્ય પિતાની લાગણી દુભવી હતી તે શિવાજી મહારાજને હવે યવન બાદશાહને કુરનીસ કરવાનો પ્રસંગ આવી પડ્યો. બાદશાહનો આગ્રહ અને મિરઝારાજાનું દબાણ હોવા છતાં શિવાજી મહારાજ દિલ્હી જવા દિલથી ખુશ ન હતા. મુસલમાન બાદશાહને નહિ નમવા માટે એમણે બચપણમાં પોતાના પૂજ્ય પિતાને નારાજ કર્યા હતા. યવન સત્તાને નહિ નમવા માટે જ પિતા અને વૈભવ વિલાસનો ત્યાગ કર્યો હતો. મ્લેચ્છો આગળ માથું નહિ નમાવવા માટે જ એમણે બચપણમાં જ ઘરબાર છોડયાં હતાં, ઉજળા ભવિષ્ય ઉપર લાત મારી હતી. તોફાની દરિયો તરી રહ્યા પછી ખાબોચિયામાં ડુબવાનો પ્રસંગ આવી પડ્યો હતો. મુસલમાનોને નહિ નમવા માટે તો એમને અનેક વખતે આફતો વહોરવી પડી હતી, તો હવે હિંદુ ધર્મનો છલ કરનાર હિંદુઓની ઇજ્જત લૂંટનાર, હિંદુ મંદિરોનાં અપમાન કરનાર ઔરંગઝેબને નમવા જવા માટે મહારાજ રાજીખુશીથી તૈયાર ન જ થાય એ દેખીતી વાત હતી. પ્રસંગ એવો હતો કે તેમાંથી રસ્તો કાઢવો એ બહુ અઘરૂં હતું. જે ઔરંગઝેબ ધર્માંધ મુસલમાન હતો, જેણે ધર્માંધપણાને લીધે હિંદુઓ ઉપર જુલમ ગુજાર્યા, જેણે હિંદુઓનાં અનેક પ્રસંગે, અનેક ઠેકાણે અપમાન કર્યા, જે હિંદુઓનાં દેવળો તોડવામાં અને તેમની પૂજ્ય મૂર્તિઓ ભાંગવામાં પોતાનો ધર્મ સમજતો હતો, જેના વખતમાં જેના હુકમથી

હિંદુઓની ઈજ્જત લૂંટવામાં આવી હતી, જેણે ભરતખંડમાંથી હિંદુ ધર્મ, હિંદુ જાતિ, હિંદુ સંસ્કૃતિ, ટૂંકમાં હિંદુત્વનું નામ નિશાન, હિંદુત્વની જડ ઉખેડી નાંખવા અને નાબૂદ કરવાના પ્રયત્નો આદર્યા હતા, જેણે રાજગાદી માટે પોતાના ભાઈઓને દગો દીધો હતો, ભત્રીજાઓનો વિશ્વાસઘાત કર્યો હતો, બાદશાહી મેળવવા માટે જેણે પોતાના પિતાને પરહેજ કર્યા હતા, ગિરફતાર પિતાને બંદીખાનામાં ઝેર દેવાના જેણે અનેક પ્રયત્નો કર્યા હતા, જેણે ગાદી માટે પોતાનાં નજીકનાં સગાંઓને ક્રૂરતાથી મારી નંખાવ્યાં હતાં, એવા ઔરંગઝેબ બાદશાહના પત્રમાં કે વચનમાં શિવાજી મહારાજ વિશ્વાસ રાખે એવા ભોટ ન હતા. મહારાજને મિરઝારાજા ઉપર વિશ્વાસ હતો, પણ એમના એકલાના વિશ્વાસ ઉપર એ મુગલાઈના પાટનગર દિલ્હી જઈ જમના જડબામાં ભરાઈ જાય એમ નહતું. આ મહત્ત્વના મુદ્દા ઉપર પોતાના મુત્સદ્દીઓ અને સરદારોનો અભિપ્રાય જાણવા માટે મહારાજે બધાને રાજગઢ બોલાવી દરબાર ભરવાનો નિશ્ચય કર્યો.

ઔરંગઝેબ બહુ ધૂર્ત પુરુષ હતો. મિરઝારાજાના પત્રથી એણે ખરી સ્થિતિ જાણી લીધી. જયસિંહની મુશ્કેલીઓથી પણ એ પૂરેપુરો વાકેફ થઈ ગયો. એને પોતાને પણ વિચાર કરતાં લાગ્યું કે આવા સંજોગોમાં શિવાજી મહારાજને દક્ષિણમાં રહેવા દેવો એ મુગલાઈ માટે જોખમભરેલું છે. દક્ષિણનો મામલો દિનપ્રતિદિન મુગલોને માટે વધારે ને વધારે વિકટ થતો જતો હતો અને શિવાજી રાજા જેવો મુત્સદ્દી ગમે તે વખતે એનો લાભ લઈ લે તો મિરઝારાજાએ ભારે પ્રયત્ને સર કરેલી બાજી વખતે હાથમાંથી છટકી જાય અને "કડી લેતાં પાટણ પરવાર્યું" એના જેવો ખેલ થઈ જાય. બધો વિચાર કરી શિવાજી મહારાજને તેમની લાગણી દુભાવ્યા સિવાય નવી ઉભી થયેલી મીઠાશ જાળવી રાખીને યુક્તિ પ્રયુક્તિથી તાકીદે દક્ષિણમાંથી માનભેર ઉત્તરમાં લાવવા ઔરંગઝેબે આમંત્રણ મોકલ્યું. જેમ શિવાજી મહારાજ ઔરંગઝેબને બરાબર ઓળખતા હતા, તેમ ઔરંગઝેબ પણ મહારાજને પૂરેપુરો પિછાનતો હતો. આમંત્રણવાળા પત્રમાં સ્નેહ અને મીઠાશ દર્શાવવાની કુનેહ તો બાદશાહે બરાબર બતાવી હતી; છતાં શિવાજી મહારાજ જેવા પહોંચેલના દિલની ખાતરી કરાવવા માટે આ પત્ર પૂરતો ન હતો, એ પણ ઔરંગઝેબ સમજી ગયો હતો. મહારાજ બાદશાહના આગ્રહથી અને મિરઝારાજાના દબાણથી માની જાય અને દિલ્હી આવવા તૈયાર થાય એવા સીધા અને સાદા નથી, એ મુગલ બાદશાહ જાણતો હતો. દિલ્હીપતિનાં વચનો ઉપર વિશ્વાસ ન બેસે ત્યાં સુધી શિવાજી રાજા કદાપી દિલ્હી આવશે નહિ એની ઔરંગઝેબને જાણ હોવાથી આ ધૂર્ત પુરુષે અનેક યુક્તિઓ રચવા માંડી. શિવાજી મહારાજને બાદશાહનાં વચનોમાં વિશ્વાસ બેસે અને દિલ્હી આવવા લલચાય તે માટે બાદશાહે દરબારના રજપૂત સરદારો અને રજપૂત રાજાઓ આગળ શિવાજી મહારાજના સંબંધમાં વાતો કરવા માંડી. ઔરંગઝેબ બાદશાહ બહુ ચાલાક અને ચકોર હોવાથી જાણતો હતો કે તેના દરબારના રજપૂત રાજાઓમાં અને હિંદુ સરદારોમાં ઘણાં માણસો શિવાજી મહારાજને ચાહનારા અને વખાણનારા હતા. ઘણાઓને મહારાજ પ્રત્યે માન હતું અને કેટલાકને તો એમના ઉપર પ્રેમ પણ હતો. બાદશાહની ધાકને લીધે શિવાજી મહારાજ સાથે ઇચ્છા હોવા છતાં કોઈ ખુલ્લો સંબંધ નહોતું રાખી શકતું અને મનમાં પૂરેપુરું માન હોવા છતાં કોઈ ખુલ્લી રીતે એમનાં વખાણ નહોતું કરી શકતું. ટૂંકમાં મુગલ દરબારના ઘણા રજપૂત રાજાઓ તેમજ સરદારોને મહારાજ માટે માન હતું, પ્રેમ હતો, અભિમાન હતું, લાગણી હતી, પૂજ્યબુદ્ધિ હતી એ બધું ઔરંગઝેબ જાણતો હતો, એટલે એણે મહારાજના વખાણનારાઓનો લાભ ઉઠાવવાનો વિચાર કર્યો. આ સંબંધમાં Thevenot's account of Suratમાં નીચેની મતલબની બીના બહાર પડી છેઃ—" શિવાજીને દક્ષિણમાંથી તાકીદે ખસેડી, ઉત્તરમાં પોતાના કબજામાં આણવા માટે ઔરંગઝેબે યુક્તિઓ રચી. શિવાજીએ સુરત લૂંટયું એ એના કૃત્યનાં ઔરંગઝેબે વખાણ કરવા માંડ્યાં અને એ જણાવવા લાગ્યો કે એણે તો એક બહાદુર નરને શોભે એવું કામ કર્યું છે.

ફૂલમાં એનો શો દોષ ? દોષ તો સુરતના મુગલ ગવર્નરનો ગણાય. ગવર્નરની ફરજ એને (શિવાજીને) અટકાવવાની હતી. લોકોનો અને શહેરનો બચાવ કરવાની જવાબદારી ગવર્નરની હતી. તે એણે ન બજાવી તે માટે એને (ગવર્નરને) દોષ દેવાય. શિવાજીને તે માટે દોષ ન દઈ શકાય. આપણા ગવર્નરમાં બચાવની હિંમત ન હતી તેથી શિવાજીને દોષ કેમ દેવાય ? શિવાજીના સંબંધમાં આવી આવી વાતો ઔરંગઝેબ પોતાના દરબારના રાજપૂત રાજાઓ આગળ કરતો. ઘણી વખત એ એમ પણ જણાવતો કે મારી આ ઈચ્છા એને જણાવવામાં આવે તો ઘણું સારું ! વળી એક રાજાને તો બાદશાહે તેની ઈચ્છા અને શિવાજી માટેનો તેનો અભિપ્રાય અને માનની લાગણી શિવાજીને પત્રથી લખી જણાવવા કહ્યું અને જો એ દરબારમાં આવશે તો એની સહીસલામતી અને માનમરતબા માટે કોઈપણ જાતની શંકા નહિ લાવવાનું બાદશાહે વચન આપ્યું. બાદશાહ શિવાજીના પાછલા બધા જ અપરાધ ભૂલી ગયો છે અને એ દરબારમાં આવશે તો એની સાથે એવું વર્તન રાખશે કે એને કોઈપણ રીતે નારાજ થવાનું કારણ મળશે નહિ. બાદશાહનાં આવાં વચનો સાંભળી ઘણા રાજાઓએ શિવાજી રાજાને પત્રો લખ્યા અને પોતાના પુત્ર શંભાજી સાથે પોતાના બચાવના લશ્કર વગેરેનો બરાબર બંદોબસ્ત કરી દીલ્હી આવવામાં કોઈપણ જાતનો વાંધો નથી એમ જણાવ્યું." શિવાજીને દક્ષિણમાંથી ખસેડી દિલ્હી લઈ જવા માટે મિરઝારાજા ભારે પ્રયત્નો કરી એમને મનાવી રહ્યા હતા ત્યારે ઔરંગઝેબ બાદશાહ પણ શિવાજીને દિલ્હી આણવા અનેક યુક્તિઓ રચી રહ્યા હતા. બાદશાહ અને જયસિંહ રાજા એ બંને મહારાજને ખસેડવા માટે પોતપોતાની રીત પ્રમાણે અનેક યુક્તિઓ ગોઠવી રહ્યા હતા. પ્રયત્નો કરવામાં બાદશાહ તો પ્રપંચની જાળ પાથરી રહ્યો હતો. એના મનમાં કપટ હતું, પણ મિરઝારાજાનું દિલ કાળું ન હતું. એની ઈચ્છા શિવાજી મહારાજને દક્ષિણથી ખસેડી દક્ષિણમાં મુગલ હિત સાચવવું અને મહારાજ તથા બાદશાહ વચ્ચે મીઠાશ કરી મહારાજાને મુગલાઈનો એક મોટો ખંડિયો રાજા બનાવવો એ હતી. શિવાજી મહારાજને દિલ્હી મોકલવામાં મિરઝારાજાનો વિચાર તેમને નુકસાન કરવાનો ન હતો, પણ મોગલોને ફાયદો કરવાનો હતો અને શિવાજી રાજાના અંતઃકરણમાંથી મુગલો માટેની આંટી કાઢી નાંખવાનો હતો. બાદશાહ સાથે રૂબરૂમાં મુલાકાત થવાથી અને મહારાજનો માનમરતબો બરાબર સચવાવાથી મહારાજ અને મુગલો વચ્ચેનું વેર નાબુદ થશે, એવી મિરઝારાજાની પ્રામાણિક માન્યતા હતી. શિવાજી જો બાદશાહનો મળતિયો થઈ જાય તો આખો દક્ષિણ દેશ તાબે કરવામાં મુગલોને સહેલું પડે, એવી જયસિંહ રાજાની ગણતરી હતી, તેથી એ શિવાજી મહારાજને દિલ્હી મોકલવા બહુજ આતુર હતા. મહારાજ દિલ્હી જઈ બાદશાહને રૂબરૂ મળશે તો દિલસફાઈ થઈ જશે, ઘણી ગૂંચોના ઉકેલ થશે, એક બીજાને માટે કંઇ ગેરસમજ થઈ હશે તો તે દૂર થઈ જશે અને દિલ્હીપતિ મહારાજને આખા દક્ષિણ દેશની સુબેદારી આપશે વગેરે વગેરે વાતો કરી મહારાજનું મન મનાવવાના મિરઝારાજાના પ્રયત્નો ચાલુ જ હતા.

## દિલ્હી જવા માટે રાજગઢ મુકામે દરબાર.

મિરઝારાજાનો ઉપદેશ, સલાહ અને સૂચનાઓ સાંભળી લીધા પછી શિવાજી મહારાજ રાજગઢ ગયા. મહત્ત્વની બાબત ઉપર સર્વેની સલાહ લેવાનું નક્કી કરી, રાજગઢમાં દરબાર ભર્યો. આ પ્રસંગ મહારાષ્ટ્ર માટે બહુ મહત્ત્વનો હતો. મહારાજે આ સંબંધમાં પોતાના સાથીઓ સાથે બહુ છૂટથી ચર્ચા કરી. મુત્સદ્દીઓ અને યોદ્ધાઓ વચ્ચે આ સંબંધમાં ખૂબ વાટાઘાટ થઈ, દરબારમાં પોતાના વિચારો, પ્રામાણિક માન્યતા અને સાચા અભિપ્રાયો વિનયપૂર્વક સચોટ ભાષામાં દર્શાવવાની દરેક દરબારીને છૂટ હતી. મહારાજનો અભિપ્રાય કોઈ વખતે અમુક બાબતમાં બહાર પડી ગયો હોય, તો પણ તેની વિરુદ્ધ પોતાનો સાચો અભિપ્રાય દરબારીઓ બહુ છૂટથી જાહેર કરી શકતા. ચર્ચા વખતે પણ વિચારો અને

દલીલો ઉપર સત્તાનું દબાણ મૂકવામાં આવતું નહિ. કેટલીક વખતે મહારાજ એવા મક્કમ વિચારના અને દીર્ઘદૃષ્ટિવાળા પણ કડક ટીકાકારોની પણ પોતાની વિરુદ્ધનો અભિપ્રાયવાળા હોવા છતાં કદર કરતા. આ દરબારમાં દરેકને મહારાજના દિલ્હી જવાના સંબંધમાં પોતાના અભિપ્રાયો છૂટથી દર્શાવવા સૂચના થઈ. આ સંબંધમાં કેટલાક સરદારોએ જણાવ્યું કે "આવા સંજોગોમાં દિલ્હી જવું એ તો કેવળ જમના જડબામાં મહારાજને ધકેલવા જેવું છે." બીજા કેટલાકોએ જણાવ્યું કે ઔરંગઝેબ બહુ ઘાતકી છે, એના ઉપર વિશ્વાસ મૂકવા જેવું નથી. એના વચનથી ભોળવાઈ જવામાં નુકસાન થવાનું છે. એણે પોતાના બાપને કેદ કર્યો અને મરતાં સુધી એને બંદીખાનામાં સડાવ્યો, ભાઈઓને ક્રૂરતાથી માર્યા, ભત્રીજાઓનો નાશ કર્યો. આવા નિર્દયના હાથમાં જઈને પડવામાં જરા પણ ડહાપણ નથી. ઔરંગઝેબ તો હિંદુધર્મનો કટ્ટો દુશ્મન છે, એ તો તદ્દન ધર્માંધ મુસલમાન છે. મહારાજ તો એની આંખમાં ખટકી રહ્યા છે. એના તાબામાં જાતે જવું એ તો આપણી ભારે ભૂલ થશે. મહારાજ! દિલ્હી જવામાં અનેક જાતનો ભય છે. સાહસ એ વીર પુરુષનો આવશ્યક ગુણ છે, પણ સાહસ કરતાં પહેલાં ઊંડો વિચાર કરીને નિર્ણય ઉપર આવવું એ ડાહ્યા પુરુષોનું લક્ષણ છે. મહારાજને ઔરંગઝેબ બાદશાહ દગો દીધા સિવાય રહેશે નહિ. આવા જગબત્રીશીએ ચઢેલા દગલબાજના કબજામાં જઈ પડવાથી પરિણામ માઠું આવશે, એટલું જ નહિ પણ આખા મહારાષ્ટ્રના મુત્સદ્દીપણા ઉપર પાણી ફરી વળશે. દગલબાજ દુશ્મનના ખોળામાં માથું મૂકવાની સલાહ અમો કદી પણ આપીશું નહિ. દિલ્હી જવાની તરફેણમાં અભિપ્રાય આપનાર સરદારોએ જણાવ્યું કે "આપના દિલ્હી જવાથી વખતે વિપરીત પરિણામ આવશે અને વખતે આપને ભારે જોખમમાં આવવું પડશે, પણ આપની વિપત્તિથી આપે હાથમાં લીધેલા કાર્યને જબરી પુષ્ટિ મળશે." એ વિદ્વાનોની દલીલોનો રદિયો અમે નહિ આપી શકીએ પણ અમારું અંતઃકરણ તો હજુએ અમને કહ્યાં જ કરે છે કે મહારાજને દુશ્મનના જડબામાં જવા દેવા નહિ. ફળઝાડનાં ઉત્તમ ફળ લેવા માટે જો કોઈ બાગવાળો તેજ ઝાડનું મૂળ કાપી તેનું ખાતર એ ઝાડને આપે તો ઉત્તમ ફળની આશાએ એ ઝાડને મારવાનો અખતરો કરવા જેવું જ થશે. જુદી જુદી દૃષ્ટિથી વિચાર કરતાં અમને તો હજુએ લાગ્યાં જ કરે છે કે આપને દિલ્હી ન જવા દેવા અને આપ જવા તૈયાર થાઓ તો સખત વિરોધ કરવો. મહારાષ્ટ્રના યોદ્ધાઓ કંઈક નરમ પડયા છે અને તેમનામાં નવો જુસ્સો આણવાની જરૂર છે, એમ માની આપ આ સાહસ ખેડતા હો તો મહારાજ! એ સાહસ ન ખેડતા મહારાષ્ટ્રના મરાઠાઓ મુગલોને ચણા ચવડાવશે એની અમો આપને ખાતરી આપીએ છીએ. એ બાબતમાં જરાએ ચિંતા ન કરો. દિલ્હી જવામાં આપ જિંદગીનું જોખમ ખેડો છો એ વાત આપણા કેટલાક સરદારો ભૂલી જાય છે એ મહારાષ્ટ્રનું કમનસીબ છે. દિલ્હી જવાથી નુકસાન થશે, દગો થશે અને હિંદુસ્તાનના હિંદુઓના ઉદય માટે આપે શરૂ કરેલી ઇમારતને ભારે ધક્કો લાગશે. આપ આપની જિંદગી ખાતર નહિ તો હિંદુત્વરક્ષણના કામ ખાતર દિલ્હી જવાનો વિચાર માંડી વાળો. કેટલાક સરદારોએ તો વળી જણાવ્યું કે આ સંજોગોમાં મુગલ રાજધાનીમાં જવું એ આગમાં ઇરાદાપૂર્વક કૂદી પડવા જેવું છે. આ સંજોગોમાં દિલ્હી જવું એ હાથે કરીને માથે વિપત્તિ વહોરી લેવા જેવું છે. આ સંજોગોમાં દિલ્હી જવું, એ હિંદુત્વ ઉદ્ધારના કામને જાણી જોઈને ખોળંબે નાંખવા જેવું છે. આ સંજોગોમાં દિલ્હી જવું એ ભરેલા ભાણામાં ધૂળ નાખવા જેવું છે. દિલ્હી જવામાં સાહસ ઉપરાંત મુત્સદ્દીપણાની ખામી પણ છે, એમ કહી શકાય. મહારાજ! ઔરંગઝેબ તો આપણો કટ્ટો દુશ્મન છે. મુસલમાની સત્તાનાં મૂળ ઉખેડી નાંખવા માટે તો આપણે જંગ માંડ્યો છે. એવી સ્થિતિ જાણવા છતાં એના સપાટામાં જાણી જોઈને આવવું એ આપણું મુત્સદ્દીપણું નથી. મહારાજ! એણે ગમે તેવાં વચનો આપ્યાં હશે તો પણ એને તોડતાં વાર નહિ લાગે. સગા ભાઈને આપેલાં વચનો વખત આવતાં તક સાધવા જેણે તુરત તોડયાં એ ઔરંગઝેબ આપને આપેલું વચન પાળશે એમ આપ કેવી રીતે માનો છો? મહારાજ આપ કૃપા કરીને ફરીથી આ બધી બાબતનો વિચાર કરો. જયસિંહ રાજા ઉપર

આપને વિશ્વાસ છે, એ અમે જાણીએ છીએ. એ વિશ્વાસ વખતે વાજબી પણ હોય, તેથી શું! ઔરંગઝેબ તો પોતાના કટ્ટા દુશ્મનનો નાશ કરવાની તક આવે તો મિરઝારાજાનું પણ માને એમ નથી. મિરઝારાજાએ આપેલાં વચનો એમની પાસે રહેશે અને બાદશાહ પોતાનું ધાર્યું કરી જશે. આ સવાલ મિરઝારાજાને મળવા જવાનો નથી, પરંતુ આપના કટ્ટા શત્રુના કબજામાં જાતે જઇને પડવાનો છે. તેના ઉપર નથી અમારો વિશ્વાસ કે નથી આપનો વિશ્વાસ, કે નથી કોઈનો. મિરઝારાજાનાં વચન ભલે સાચાં હોય, પરંતુ મહારાજને જેની પાસે જવાનું છે તેના ઉપર વિશ્વાસ ન હોય તો બીજા ઉપરનો વિશ્વાસ શા કામનો? વળી મહારાજ આપ આજ સુધી યવન સત્તાને નથી નમ્યા. જ્યારે તે સત્તાને નમવાનો પ્રસંગ કમનસીબે આવી પડ્યો હતો ત્યારે આપે બહુ યુક્તિપૂર્વક શ્રી શંભાજી મહારાજને મુગલાઈની મનસબ અપાવી. એ સંકટમાંથી આપ ખૂબીથી નીકળી ગયા અને હવે હાથે કરીને દગલબાજના દરબારમાં જવું એ અમને તો જરાએ રુચતું નથી. એ તો મહારાજની સલામતીનો સવાલ છે એટલે અમે સેવકો આપની આગળ આપને ન રુચે તો પણ અમારો વાંધો રજૂ કરીશું. મહારાજ! આપે તો બચપણથી મુસલમાન રાજાઓનો, એમની સત્તા અને સ્વભાવનો અનુભવ લીધો છે. આપે એનો પૂરેપુરો અભ્યાસ પણ કર્યો છે. આપે એ સંબંધી અનેક અખતરા પણ અજમાવ્યા છે. છતાં આવા સંજોગોમાં ઔરંગઝેબ જેવા કટ્ટા મુસલમાન બાદશાહની પકડમાં સપડાઇ જવાનો ખેલ કેમ ખેલી રહ્યા છો, એ અમે નથી સમજી શકતા. શું આપને એમ લાગે છે કે ઔરંગઝેબ આપને સહીસલામત દિલ્હીથી મહારાષ્ટ્રમાં પાછા આવવા દેશે? એને ત્યાં પિંજરે પડેલા પક્ષીની પાંખો તૂટી જ સમજવાની. પાંજરું લોઢાનું હોય કે પિત્તળનું હોય કે સોનાનું હોય, પણ પિંજરાની બનાવટથી સપડાએલા પક્ષીની મુક્તિના પ્રશ્નનો નિકાલ નથી આવતો. મહારાજ! અમને તો તાજુબી એ થાય છે કે, એ કપટીના જીવનને અનેક રીતે તપાસ્યા પછી એના ઉપર આપ શા કારણથી વિશ્વાસ રાખો છો! મુગલપતિના મીઠા શબ્દો અને લલચાવનારી વાતોની સોનેરી જાળમાં આપ જરા પણ ફસાઓ એવા તો નથી, પણ આજે આપને આ શું સૂઝ્યું છે? અમારી ખાતર, આપણા વહાલા હિંદુધર્મની ખાતર, આપ કૃપા કરી દિલ્હી જવાનો વિચાર માંડી વાળો." મહારાજના દિલ્હી જવાના સંબંધમાં આ પ્રમાણેનો વિરોધ કેટલાક સરદારોએ દર્શાવ્યો, પણ દરબારના મોટા મોટા અનુભવી અને ઘડાયેલા મુત્સદીઓએ દિલ્હી જવાની તરફેણમાં પોતાના અભિપ્રાયો દર્શાવ્યા હતા. મહારાજે તો બધી વાતો સાંભળી દલીલો ધ્યાનમાં લીધી અને સંયોગો સમજીને હાથમાં લીધેલા કામને વેગ આપવા માટે દિલ્હી જવાનું સાહસ ખેડવાનો નિશ્ચય કર્યો. પોતાનો નિશ્ચય દરબારમાં જાહેર કરતાં મહારાજે કહ્યું કે, "મારા દિલ્હી જવાની વિરુદ્ધમાં જે જે સરદારોએ પોતાના વિચારો દર્શાવ્યા છે તે બધાનો શાંત ચિત્તે વિચાર કર્યા પછી જ મેં દિલ્હી જવાનો નિશ્ચય કર્યો છે. દિલ્હી જવા મને શ્રી ભવાનીની આજ્ઞા છે એટલે ગમે તેવાં સંકટો આવી પડશે તો પણ મારું રક્ષણ કરવા એ સર્વશક્તિમાન શક્તિ સમર્થ છે. મારા રક્ષણની ચિંતા મારે કરવાની ન હોય. ઔરંગઝેબની નસેનસનો હું ભોમિયો છું. એનું ધર્માંધિપણું, હિંદુધર્મ પ્રત્યેનો એનો ધિક્કાર, મારી પ્રત્યેનો એનો તિરસ્કાર, વિરોધીઓ પ્રત્યેની એની ક્રૂરતા મારી ધ્યાન બહાર નથી. એના મીઠા શબ્દોથી છેતરાઇને કે ઠગાઈને મેં દિલ્હી જવાનો નિશ્ચય નથી કર્યો. એનાં વચનો ઉપર મને જરાએ વિશ્વાસ નથી, મને તો વિશ્વાસ શ્રી ભવાનીની પ્રેરણામાં છે. બધી બાબતનો વિચાર પૂરેપુરો કર્યા પછી જ દિલ્હી જવાનો મેં નિશ્ચય કર્યો છે. દિલ્હી જવામાં ભારે ભય છે એ વાત ખરી, પણ જામેલી મુસલમાની સત્તાને ઉખેડવી હોય તો એવા ભયથી ભાગે દહાડો નથી વળવાનો. એવા એવા તો અનેક ભયના ભેટા કરવા તૈયાર રહેવું પડશે. જિંદગીનાં જોખમો ખેડવાં પડશે. શિરસટ્ટાના ખેલ ખેલવા પડશે. સારે નસીબે અને મહારાષ્ટ્રને સદ્ભાગ્યે મારે માટે પ્રાણ પાથરવા તૈયાર થાય, એવા સરદારો અને અમલદારો મને મળ્યા છે. મારાં માણસોને મારા ઉપર અપ્રતિમ પ્રેમ છે. એ અપ્રતિમ પ્રેમ હોવા છતાં મેં હાથ ધરેલાં કામો ઉપર એમનો પ્રેમ વિશેષ છે અને

તેથી જ મને બળિયા દુશ્મનના ઘરમાં જતાં બહુ ભય નથી લાગતો. દિલ્હી દરબારમાં લઈ જઈ મારી સાથે યવનો દગલબાજી કરશે, મારો વિશ્વાસઘાત કરશે, મુગલો વખતે મારો ઘડો લાડવો કરી નાંખશે, તો મને વિશ્વાસ છે કે એ સમાચાર એક વિજળીના આંચકાની ગરજ સારશે. ઘણા હિંદુ સરદારો આપણે હાથ કરેલા કામમાં તમારા સાથી થઈ જશે. કેટલાક મુસલમાની ઝૂંસરી નીચેના સરદારો ખુલ્લી રીતે તમને આવીને મળે પણ ખરા. જેમને હિંદુત્વની લગની લાગી હશે તે હિંદુઓ મરણિયા થઈ જશે એટલું જ નહિ પણ મુગલ દરબારના હિંદુઓમાં પણ હિંદુત્વની જ્યોતિ પ્રગટ થશે અને કેટલાક મુગલાઈના સરદારો ખુલ્લી રીતે મુસલમાની સત્તાનો સામનો કરવા તૈયાર થશે. મુગલો મને ગિરફતાર કરે તો પણ તેથી આપણે હાથ ધરેલા કામને તો ફાયદો જ થવાનો છે. મુગલો વિશ્વાસઘાત કરશે તો એકાદ વ્યક્તિને તેના ભોગ થવું પડશે. જો એવો વખત આવશે તો મને અંગત નુકસાન થશે. મારી જાતને એટલે મારે પોતે ઘણું ખમવું પડશે, પણ મુગલોના વિશ્વાસઘાતથી મહારાષ્ટ્રમાં મુસલમાની સત્તા સામે ક્રોધની જબરી જ્વાળા સળગશે. મહારાષ્ટ્ર જો ખરું રૂદ્ર સ્વરૂપ ધારણ કરે તો મુસલમાની સત્તાનાં મૂળ જડમાંથીજ ઉખડી જાય, એનો મને વિશ્વાસ છે. જો વિશ્વાસઘાત કરી, મુગલો મને ગિરફતાર કરશે અથવા મારો નાશ કરશે તો મુગલ સત્તા પોતાને માટે ઘોર ખોદવાનું કામ કરશે. દિલ્હી જવામાં ભારે ભય છે પણ અંતમાં તેટલોજ લાભ છે. ત્યાં જવામાં મારી જાતનું પૂરેપુરૂં જોખમ છે, પણ એ જોખમ માથે લેવામાં મારા ધર્મને લાભ છે, મારા દેશને લાભ છે, તો જાતના જોખમનો વિચાર કરી મારાથી ત્યાં જવાનો વિચાર કેમ માંડી વળાય ! હું અનેક માણસોની કીમતી જિંદગીઓ આ પવિત્ર કામમાં હોમું છું અને આજે જ્યારે જાત ઉપર પ્રસંગ આવી પહોંચ્યો ત્યારે હું જાત બચાવવા પ્રયત્ન કરું તો ઈશ્વર મને યશ શી રીતે આપશે ? કેવળ પ્રશંસા અને વાહવાહ મેળવવા ખાતર જિંદગી વેડફી દેવા હું કદી પણ તૈયાર નહિ થાઉં, પણ મારા દેશનું કે મારા ધર્મનું બહેતર થતું હોય તો તે માટે મારી જાત કુરબાન કરવા હું તૈયાર છું. દિલ્હી જવામાં આપણને અનેક પ્રકારના લાભ થવાના છે. (૧) દિલ્હી જવાનું સાહસ ખેડવાથી હું મુગલ દરબારના રંગ ઢંગ જોઈ શકીશ. (૨) ઉત્તર હિંદુસ્થાનમાં જવાથી મારા પૂર્વજોનાં પરાક્રમોના સ્થળો અને કીર્તિસ્થંભો જોઈ હું તે સ્થાનોમાં વહેતા ઉમંગ અને ઉત્સાહના નિર્મળ ઝરણાંઓનું નીર પ્રાશન કરી શકીશ. (૩) ઉત્તર હિંદુસ્થાનમાં મોટાં મોટાં તીર્થક્ષેત્રોનાં દર્શન કરી શકીશ. (૪) ગંગા યમુના આદિ પવિત્ર નદીઓનાં સ્નાન કરી પાવન થવાની મને તક મળશે. (૫) ઉત્તર હિંદુસ્થાનમાં જવાથી મુગલાઈ કેટલી નક્કર છે તેનું સાચું માપ હું કાઢી શકીશ. (૬) ઉત્તર હિંદુસ્થાનની મુસાફરી દરમ્યાન સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરી મુગલાઈની પોલ કેટલી છે તેની મને જાણ થશે. (૭) ઔરંગઝેબના ધર્માંધપણાની અસર ઉત્તર હિંદુસ્થાનના હિંદુઓ ઉપર કેટલી થઈ છે, તે હું એ મુલકમાં જાઉં તોજ જોઈ શકું. (૮) દિલ્હી જવાથી મુગલાઈના રાજપૂત સરદારો અને ખંડિયાઓમાં કેટલા મુગલાઈના ચૂસ્ત સેવકો છે, કેટલા પાકા ગુલામો છે, કેટલા મુગલાઈને વફાદાર હોવા છતાં હિંદુત્વનું અભિમાન ધરાવનારા છે અને કેટલા ઉપરથી વફાદાર હોવા છતાં અંદરથી મુગલાઈના નાશમાં રાજી છે, એ હું જાણી શકીશ. (૯) મુગલાઈના મુસલમાન સરદારોમાં પણ કંઈ અસંતોષ છે કે કેમ અને તે હોય તો ક્યા ક્યા સરદારો અંદરથી મુગલ સત્તા પ્રત્યે બળી રહેલા છે અને એ સરદારો કેટલા પાણીમાં છે, તે હું તારવી શકીશ. ક્યા ક્યા સરદારોમાં દિલ્હીપતિ પ્રત્યે અસંતોષ છે અને તેમાંના કેટલાના અસંતોષને ફૂંકવાની જરૂર છે, એની પણ હું ઉત્તરમાં જઈશ તો માહિતી મેળવી શકીશ. (૧૦) ત્યાં જાઉં તો જ મુગલ દરબારના સર્વે રાજપૂત રાજાઓ અને હિંદુ સરદારો સાથે સ્નેહ બાંધી શકીશ. સ્નેહી બન્યાથી બધાએ સરદારો કંઈ આપણા મળતિયા નથી થઈ જવાના અને મુગલોની સામે આપણને મદદ કરવા છડે ચોક બહાર નથી પડવાના એ હું જાણું છું, છતાં સ્નેહ કદાપી નકામો નથી જતો. વિરોધ કરવાનો વખત આવે તો એવા સ્નેહીઓ મુગલાઈના પ્રતિનિધિ બનીને આપણો વિરોધ કરશે. પણ એટલું તો ખરું જ કે દુશ્મનો તરફથી સાધારણ સ્નેહ વગરનો સરદાર જેટલી કડવાશ

કરે તેટલી કડવાશ સ્નેહવાળો માણસ તો નહિ જ કરે. એનું અંતઃકરણ સહેજ કુમળું તો રહે જ. (૧૧) દિલ્હી ગયા પછી જો બાદશાહ વિશ્વાસઘાત ન કરે તો જરુર તેના ઉપર હું સુંદર છાપ પાડી શકીશ એ બાબતમાં મને વિશ્વાસ છે. હું એને સમજાવીને તેની પાસેથી દક્ષિણની સુબેદારી મેળવી શકીશ. (૧૨) જો હું સુબેદારી મેળવી શકું તો ગોવળકોંડા અને બિજાપુરનાં મુસલમાની રાજ્યોનો મુગલોની મદદથી સંપૂર્ણ નાશ કરી શકું. (૧૩) એ બંને સત્તાનો નાશ થતાં એ રાજ્યના સરદારો સેનાપતિઓ અને લશ્કરી અમલદારોને અપનાવી લઈ, આપણે મહારાષ્ટ્રમાં પ્રબળ સત્તા આપણા ધર્મના રક્ષણ માટે સ્થાપી શકીશું. (૧૪) એવી રીતે પ્રબળ સત્તાની જમાવટ કર્યા પછી મુગલાઈના રાજપૂત સરદારો અને રાજાઓ જેમની સાથે સ્નેહ થયો હોય, તેમને અંદરખાનેથી ભયમાં આવી પડેલા હિંદુત્વને બચાવવા માટે આપણી લડતને અનુકૂળ કરી લઈ અને જે અનુકૂળ ન થાય તેમને તટસ્થ રાખીને અને કેટલાક ક્ષત્રિયોને ખુલ્લી રીતે સાથે લઈને દિલ્હી ઉપર હલ્લો કરી, મુસલમાની સત્તાને જમીનદોસ્ત કરી શકીશ. (૧૫) મુગલ બાદશાહ આ મુલાકાતમાં જો વિશ્વાસઘાત કરશે, દગો દેશે, તો મિરઝારાજાનું વચન જશે અને જો એમનું વચન જાય તો તેનું પરિણામ વિપરીત આવે. મિરઝારાજા પોતાના વચન માટે પ્રાણ આપે એવા છે. બાદશાહ જો આ બાબતમાં એમનું અપમાન કરે તો જોવા જેવો તાલ આવે. મિરઝારાજાનું વજન મુગલ દરબારમાં બહુ છે અને એ મુગલ દરબારના હિંદુ સરદારોના અગ્રણી છે. મિરઝારાજાના અપમાનથી મુગલ દરબારમાં ભારે સડો પેસશે અને મુગલ દરબારના સડાનો લાભ મહારાષ્ટ્રને જરુર મળશે. દિલ્હી જવામાં ભારેમાં ભારે જોખમ છે એ આપણે તારવી કાઢયું, પણ એ જોખમ ખેડવામાં આવે તો આપણે હાથમાં લીધેલા કામને કેટલો લાભ થવાનો સંભવ છે એનો પણ અડસટ્ટો કાઢવાની જરુર છે. મારી ગણતરી મુજબ ત્યાં જવામાં જોખમ છે તેના કરતાં એ જોખમ ખેડે મહારાષ્ટ્રને લાભ વધારે છે. સ્વતંત્રતાની કિંમત બહુ ભારે હોય છે. ભારેમાં ભારે જોખમો માથે લીધા સિવાય સાચી સ્વતંત્રતા હાંસલ થતી નથી અને ભોગ, ત્યાગ, જોખમ અને સાહસ વિના મળેલી સ્વતંત્રતા ઝાઝી ટકતી નથી. આપણે ધર્મ રક્ષણનું અને પ્રજાના જુલમો દૂર કરવાનું કામ હાથ ધર્યું છે અને તેને માટે સત્તા સ્થાપવાનો નિશ્ચય કર્યો છે એટલે આવાં આવાં જોખમો તો માથે લીધે જ છૂટકો છે. (૧૬) દિલ્હી ગયા પછી બાદશાહ દગો દેશે તો મહારાષ્ટ્રમાં નવું ચેતન આવશે. મુગલ દરબારમાં સડો પેસશે. મુગલાઈના હિંદુ સરદારોમાં ભારે અસંતોષ થશે. આખા હિંદના હિંદુઓને મુગલો પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થશે અને તેથી મુગલાઈની પડતી થશે. મુસલમાની સત્તા જેમ જેમ પડતી જશે, તેમ તેમ હિંદુ સત્તા જામતી જશે. મારા વહાલા સરદારો ! તમારો મારા પ્રત્યેનો અપ્રતિમ પ્રેમ જોઈ મને ભારે સંતોષ થાય છે. મેં તમને જણાવ્યા ઉપરાંત બીજાં ઘણાંએ કારણો છે કે જેને લીધે મારે દિલ્હી જવાનું સાહસ ખેડવું જ જોઈએ. મારા ઉપરના પ્રેમને લીધે તમને થતી માનસિક વેદના હું સમજી શકું છું. મારા ઉપર તમને પ્રેમ છે તેથી મને આનંદ છે, પણ તમારા ધર્મ ઉપર તમને વધારે પ્રેમ હોવો જોઈએ. મારે માટે તમે તમારા પ્રાણ સોંઘા કર્યા છે, કરો છો અને કરશો. મારા કહેવાથી તમે તમારા સર્વસ્વનું બલિદાન આપી રહ્યા છો, પણ તમારા ધર્મને માટે તમે મારું બલિદાન આપવા તૈયાર થાઓ. ધર્મરક્ષણના પ્રશ્ન આગળ મારે માયા, પ્રેમ વગેરે દૂર કરવાં જોઈએ. મને તમે બધા હસ્તે વદને દિલ્હી જવાની રજા આપો. પરમ પૂજ્ય ગુરુશ્રી સમર્થ રામદાસસ્વામીએ પણ મને દિલ્હી જવા આશીર્વાદ આપ્યા છે. આત્મશ્રદ્ધા રાખો. વિભુમાં વિશ્વાસ મૂકી મને મારા કામમાં નડતાં વિઘ્નો દૂર કરવાની શક્તિ આપવા, દુશ્મનોની સામે વખત આવે ઝઝૂમવા હિંમત આપવા અને હાથ ધરેલાં કામો પાર ઉતારવામાં સંકટો આવી પડે તો તે આનંદથી વેઠવા શક્તિમાન પ્રભુ બળ આપે એવી એને પ્રાર્થના કરો. હિંમત રાખો. સંકટો તૂટી પડે, આખી યોજના ભાગી પડવાનો સમય આવે તો પણ હિંમત હારતા નહિ.”

ઉપર પ્રમાણે દલીલો કરી શિવાજી મહારાજે પોતાના સરદારોને સમજાવ્યા અને તે સંજોગોમાં

એમને દિલ્હી જવાની ખાસ જરુર છે એની ખાતરી કરી આપી. પોતાના માલીકને દુશ્મનના ઘરમાં મોકલતાં બધાનાં હૈયાંને દુખ થતું હતું પણ સ્વતંત્રતા અને ધર્મરક્ષણની ધગશ એ બે, સર્વેમાં એવાં જાજ્વલ્યમાન હતાં કે એમને દુખ થતું હતું છતાં કાળજાં કઠણ કરી બધાંએ મહારાજને દિલ્હી જવા રજા આપી.

મહારાજ પોતે પણ અંતઃકરણથી માનતા હતા કે દિલ્હી જવામાં એ ભડકે બળી રહેલા અગ્નિ-કુંડમાં કૂદકો મારી રહ્યા છે. દિલ્હી જવાથી એ ભારે આફતમાં આવી પડવાના છે એની મહારાજને ખાતરી થઇ હતી. મુગલ બાદશાહને હાથે પોતાનો અંત કલ્પી લઈ પોતાની ગેરહાજરીમાં રાજ્યની વ્યવસ્થાના સંબંધમાં સર્વ સૂચનાઓ પોતાના વિશ્વાસુ અમલદારોને આપી દીધી. મરણ પહેલાંના વસિયતનામા જેવી આ સ્થિતિ હતી. પોતાની પાછળ પ્રજાના હિતમાં સંચાની માફક રાજ્ય વ્યવસ્થા ચાલુ જ રહે એવી રીતની રાજ્યવ્યવસ્થા મહારાજે ઘડી કાઢી. આ ઘડી કાઢેલી યોજના પોતાના રાજ્યના જવાબદાર અમલદારોને સમજાવવા માટે તેઓને રાજગઢ બોલાવ્યા. મહારાજનો દિલ્હી જવાનો કૃતનિશ્ચય સાંભળી મહારાષ્ટ્રની પ્રજા ચિંતાસાગરમાં ડૂબી ગઈ હતી. પ્રજામાં જ્યાં ત્યાં મહારાજના દિલ્હી જવાની વાતો જ સંભળાતી હતી. ઔરંગઝેબ મહારાજ સાથે દિલ્હીમાં કેવું વર્તન રાખશે, એમને માન આપી પોતાનું મુત્સદ્દીપણું જાહેર કરશે કે મહારાજને અપમાન કરી પોતાની હલકાઈનું પ્રદર્શન કરશે કે મહારાજને ગિરફતાર કરી વિશ્વાસઘાત કરશે એ પ્રશ્નો ઉપર લોકો અટકળો બાંધ્યા કરતા હતા. રાજગઢમાં ભેગા થએલા સરદાર, સાથી, અમલદાર, અધિકારી વગેરેને મહારાજે પોતાની યોજના જણાવી. માતા જીજાબાઇને મહારાજનાં કુલ મુખ્યાર જાહેર કરવામાં આવ્યાં અને દક્ષિણનો દેશ નામનો વિભાગ વ્યવસ્થા માટે એમને સ્વાધીન કર્યો. કોંકણ પ્રાંતની સર્વ વ્યવસ્થા સ. મોરોપંત પિંગળે, પેશ્વા સ. અણાજી દત્તો સુરનીસ અને નિળોપંત સોનદેવને સ્વાધીન કરી. આ ત્રણે જણના હુકમો અને ફરમાનો મહારાજા તરફના માની સર્વેએ તે માથે ચઢાવવાની જાહેરમાં સૂચના આપી દીધી. પોતાની ગેરહાજરીમાં દુશ્મન ગેરહાજરીનો કોઇ પણ પ્રકારનો લાભ ઉઠાવી ન જાય તેનો બરાબર વિચાર કરી મહારાજે સર્વ ગોઠવણ કરી દીધી હતી. પોતાની પ્રજાને અને અમલદારોને જરુરની સૂચના આપી અને કહ્યું કે "દિલ્હી જવામાં અમે ભારેમાં ભારે સાહસ ખેડીએ છીએ. આજ સુધી મેળવેલાં ઇજ્જત, સત્તા અને મુલકો એ મારા સાથી સરદારો અને પ્રજાના મારી પ્રત્યેના પ્રેમનું પરિણામ છે, એ હું જાણું છું. આજ સુધી મારી હાજરીમાં રાજ્યના અમલદારો, અધિકારીઓ, નોકરો, ચાકરો, સેવકો વગેરેએ પ્રજાની જેવી સેવા કરી અને રાજ્યમાં ઉત્તમ બંદોબસ્ત રાખ્યો હતો તેવીજ સેવા મારી ગેરહાજરીમાં પણ મારી વહાલી પ્રજાની મારા રાજ્યના અમલદારો કરશે અને રાજ્યની નમૂનેદાર વ્યવસ્થા ટકાવી રાખશે, એની મને સંપૂર્ણ ખાતરી છે, એટલે જ મેં આ સાહસ ખેડવાનો નિશ્ચય કર્યો છે. મારી પ્રજાનું સુખ, એમની આબાદી, એમનો ઉદય, એમનો ઉત્કર્ષ, એમની જાહોજલાલી એજ મારાં વૈભવ અને વિલાસ મેં આજ સુધી માન્યાં છે. પ્રજાનો સંતોષ અને પ્રજાનો પ્રેમ એજ રાજ્યની મજબૂતી છે એ મેં અનુભવ્યું છે. મારી ગેરહાજરીમાં મારી પ્રજાને કોઇ ન રંજાડે, ન સતાવે, ન વિતાડે, ન દુખ દે, ન રીબાવે તેની ખાસ કાળજી અમલદારોએ રાખવાની છે અને પ્રજાએ મેં નક્કી કરેલા અમલદારો પ્રત્યે પૂરેપુરું માન રાખી એમનાં ફરમાનો અને હુકમો અમલમાં મૂકવાનાં છે. કટોકટીનો સમય સમીપ આવતો જાય છે. મારા વહાલા સરદારો અને અમલદારોને મેં રાજ્યના સ્થંભ માનેલા છે. આજ સુધી મેં એમને મારા વિશ્વાસપાત્ર ગણેલા છે અને મારી ગેરહાજરીમાં પણ એ બધા પ્રામાણિકપણે અને વફાદારીથી પોતાનું કર્તવ્ય બરોબર બજાવી પોતાની ખાનદાનીનું ખમીર સાબિત કરશે. વહાલાઓ! મારી ગેરહાજરીમાં મારા મુલકનું રક્ષણ કરી તેમાં વધારો કરજો. કિલ્લાઓનું બરાબર રક્ષણ કરજો. પૂજ્ય માતા જીજાબાઈ, તથા કુમાર રાજારામ

આપને વિશ્વાસે મૂકીને હું જાઉં છું. મારા કુટુમ્બના કોઈપણ માણસનું દિલ મારી ગેરહાજરીમાં દુભાવતા નહિ. બહુ અગત્યની બાબતમાં માતા જીજાબાઈની સલાહ લેજો. કિલ્લા, કોટ, બુરજ, ગઢ, તોપખાનું, દારૂગોળો વગેરે સર્વ બરાબર સાચવજો. મારી ગેરહાજરીનો લાભ લેવા માટે દુશ્મનો દગો કરી પ્રયત્નો કરશે. આપણા વફાદાર કિલ્લેદારોને અનેક લાલચોથી લલચાવી ફોડવાના પ્રયત્નો કરશે. અનેક અફવાઓ ઉડાવી અનેક કાવત્રાં રચી, માહોમાંહે ઝગડા ઉભા કરાવવાના પ્રયત્નો કરશે. આ બધીજ બાબતોમાં સાવધ રહેવા સર્વને બરાબર સૂચનાઓ આપી દેજો. કિલ્લાઓ, બુરજો, કોટ, લશ્કર અને કારકુનો માટે, જે જે નિયમો મેં બાંધી આપ્યા છે, તેનું કડક પાલન મારી ગેરહાજરીમાં થવું જ જોઈએ. મારી હાજરીમાં કોઈ નોકર અથવા અમલદારની નિયમપાલનમાં સહેજ ઢીલ થઈ હોય, તો તે ક્ષમા કરાય, પણ ગેરહાજરીમાં થયેલી એવી ભૂલ અગર શિસ્તપાલનમાં શિથિલતા માલૂમ પડે તો તે ભારેમાં ભારે સજાને પાત્ર થશે. શિસ્ત અને નિયમન સિવાય પ્રજાનાં જીવન ઘડાતાં નથી. શિસ્ત અને નિયમનની બાબતમાં અમલદારોએ બહુ કડક અને સખત રહેવાની જરૂર છે. નજરબાજ ખાતું જાગ્રત રહેશે અને દુશ્મનના કાવાદાવા અને કાવત્રાંથી રાજ્યના અમલદારોને વાકેફ રાખશે. કોઈ નબળો અમલદાર અથવા નોકર પ્રજામાંના કોઈને અન્યાય કરે અથવા અસાચારી નિવડે તો તેની પણ છૂપી તપાસ કરી સાચી બીના તે ખાતાના અધિકારીને નજરબાજખાતાએ મોકલી દેવી. દુશ્મનના દાવ પારખી કાઢવા માટે અને તેની ખબર આપણા અમલદારોને આપવામાં નજરબાજખાતાએ જરાપણ શિથિલતા રાખવી નહી.

"અમારી ખબર વારંવાર મેળવતા રહેજો. અમારા ઉપર ગમે તેવો વિકટ પ્રસંગ ત્યાં આવી પડશે તો પણ અમો હિંમત હારીશું નહિ અને મહારાષ્ટ્રની ઉજ્વળ કીર્તિને કોઈ પણ રીતે કોઈ પણ જાતની ઝાંખપ લાગે એવું વર્તન કરીશું નહિ. જો મુગલ બાદશાહ અમારી સાથે વિશ્વાસઘાત કરશે તો અમો તેથી ડગવાના નથી. અમો એમની બાજીને પહોંચી વળીશું. દુશ્મનના કબજામાં ગયા પછી માણસે સ્વરક્ષણ માટે જેટલી સાવચેતી અને સાવધાની રાખવી જોઈએ તેટલી અમો રાખીશું. અમારી જરાપણ ચિંતા કરશો નહિ. યમના દરબારમાં પણ કોણીઓ અજમાવીને અમો અમારી જગ્યા કરી શકીશું. અમારા ઉપર ભારે આપત્તિ આવી પડે અને તેની વાતો તમારે કાને આવે, ત્યારે જરાપણ હિંમત હારતા નહિ. આ આપત્તિમાં ઈશ્વરનો હાથ છે એમ માની આવાં સંકટોમાંથી તરી પાર ઉતરવાના પ્રયત્નો કરજો, આપણે સ્થાપેલું સ્વરાજ્ય સાચવજો, તેનું રક્ષણ કરજો અને તેમાં વધારો કરજો. તમારા ધર્મપ્રેમ, દેશાભિમાન, વફાદારી અને પ્રમાણિકપણા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, તેથીજ મારું સર્વસ્વ—મારી પ્રજા, મારા પંચપ્રાણ હું આજે તમારે હવાલે કરું છું. મારી પ્રજાને તમારા રક્ષણમાં મૂકી, તેની સહિસલામતીની જવાબદારી તમારે શિરે નાંખી હું દક્ષિણ છોડી ઉત્તરમાં જાઉં છું. શ્રી જગદંબા અમારું રક્ષણ કરશે. ન કરે નારાયણ અને યવન બાદશાહ દગલબાજીથી અમારો નાશ કરે તો જગતને આંખનું પાણી ન બતાવતાં તમારી મૂછોનું પાણી બતાવજો. અમારા નાશથી મહારાષ્ટ્રની પ્રજા શોક સાગરમાં ન ડૂબે પણ એમનામાં વેરવસૂલ કરવાની જ્વાળા ભડકવી જોઈએ. અમને ભૂલી જજો પણ જેને માટે અમોએ પ્રાણ આપ્યા તે તો નજર સામે ખડાજ રાખજો. અમારું ગમે તે થાય, અમને ગિરફતાર કરવામાં આવે, અગર અમારો શિરચ્છેદ કરવામાં આવે, અમારા ઉપર ઘાતકીપણું ગુજારે, અગર અમારા રાઈ રાઈ જેવડા કડકા કરે, અમને છૂંદીને મારે કે ઉભા સળગાવી દે, અમારી જીવતાં ચામડી ઉતરાવે કે આંખો ફોડી જતા કરે, મનુષ્યની કલ્પનામાં પણ ન આવે એવી જાતની ક્રૂરતા અમારા ઉપર ચલાવવામાં આવે તો પણ તમે ઢીલા થતા નહિ. આ બધી આફતો અને ત્રાસ અમોએ હિંદુત્વરક્ષણની યોજના પાર ઉતારવા માટે માથે લીધાં છે એમ ગણી હિંદુત્વરક્ષણ માટે સત્તા સ્થાપવાની યોજના ફળીભૂત કરવાના પ્રયત્નોને વધારે વેગ આપજો. ધર્મનું રક્ષણ કરી

પ્રજાને સુખી કરવાના કામમાં જરાએ ઢીલ થવા દેતા નહિ. મારી પ્રજા ગમે તે કોમની, ધર્મની કે પંથની હોય પણ એ દુખી ન રહે. ગમે તેવા સાંકડા સંજોગો આવી પડે તો પણ સ્ત્રી જાત પ્રત્યે પૂરેપુરું માન જાળવજો. મારી જિંદગી યવનોના હાથે ખતમ થઈ જાય તો તે માટે ઝાઝો શોક કરતા નહિ. હિંદુત્વ રક્ષણના કાર્યમાં, હિંદુધર્મની સેવામાં, દુશ્મનને હાથે મારું મૃત્યુ થાય તો પ્રભુએ મને માગું માગ્યું આપ્યું, એમ સમજી મનનું સમાધાન કરજો. મારો નાશ કરી,- પછી યુવરાજ સંભાજીને ગિરફતાર કરે, અથવા દગો દઈ કંઈ વિપરીત કરે તો પણ કાળજાં કઠણ રાખજો. મારા પ્રત્યેનો પ્રેમ અને વફાદારી કુમાર રાજારામની આણ ફેરવી જાહેર કરજો. સંકટોથી ગભરાતા નહિ, આફતોથી ભાગતા નહિ, વિપત્તિથી નરમ પડતા નહિ, દુખોથી ડરી જુલમથી નાસતા નહિ. ધાર્યું ધણીનું થાય છે એ વાત ભૂલતા નહિ. જે જે સંકટો આવે તેમાં પ્રભુનો હાથ છે અને આપણી યોજનાને ફળીભૂત કરવા માટે જ આ બધા બનાવો બની રહ્યા છે એમ માની લઈ મુસલમાની સત્તાને જડમૂળથી ઉખેડી નાંખવાનું કામ ચાલુ રાખજો. ઈશ્વરી સંકેત મુજબ સૌ બનાવો બનતા જાય છે. સત્કાર્ય કરનારાઓ ઉપર પ્રભુ સંકટ નાંખે છે પરંતુ એ સંકટમાંથી પાર ઉતરવાની શકિત પણ પ્રભુ સાથે સાથે બક્ષે છે. વિઘ્નકર્તા એ સર્વ શકિતમાન પોતેજ છે. અમારું ગમે તે થાય પરંતુ તમારામાંનો એક પણ માણસ જીવતો હોય ત્યાં સુધી આપણા પ્યારા અને પવિત્ર ભારત વર્ષમાં યવનોને સુખે રોટલો ખાવા દેતા નહિ. આખરે વિજય આપણોજ થવાનો છે એ માટે જરાએ શંકા રાખતા નહિ. ઈશ્વર મને સહીસલામત મહારાષ્ટ્રમાં પાછો આણશે તો હું તમને બધાને વહાલથી ભેટીશ, પણ જો ઈશ્વરી સંકેત કંઈ જુદો જ હોય તો આપણો આજે આ છેલ્લો મેળાપ, છેલ્લીજ મુલાકાત, છેલ્લીજ ભેટ, છેલ્લીજ વાતચીત, છેલ્લાજ સંદેહ અને છેલ્લાજ રામરામ સમજવા."

મહારાજે પોતાના જવાબદાર અમલદાર, અધિકારી અને પ્રધાન મંડળને બધી સૂચનાઓ આપી દરેકને પોત પોતાને સ્થાને જવાની રજા આપી. પછી મહારાજે પોતાના રાજ્યનો કારભાર પોતાની સૂચનાઓ મુજબ અમલ ચાલે છે કે નહિ તે તપાસવાનો વિચાર કર્યો. શિવાજી મહારાજ કેટલેક ઠેકાણે વ્યવસ્થા જોવા ગયા. કેટલેક ઠેકાણે અકસ્માત હાજરી આપી અમલદારોની કસોટી કરી. કેટલાંક સ્થળોની અચાનક મુલાકાત લઈ અને વ્યવસ્થાની પરીક્ષા કરી. કેટલાક મહત્ત્વના કિલ્લાઓ ઉપર કિલ્લેદારો નિયમોનું કેટલું અને કેવું પાલન કરે છે તે જોવા માટે રાત્રે તેવા કિલ્લાઓ ઉપર મહારાજ જઈ પહોંચ્યા. કિલ્લાના દરવાજા ઉપર પહેરોગીરો કેટલા સાવધ હોય છે એ પણ મહારાજે નાણી જોયું. એવી રીતે ચારે તરફ જાતે જઈ, પોતાની નજરે બંદોબસ્ત નિહાળી ખાતરી કરી મહારાજ પાછા રાજગઢ આવ્યા અને દિલ્હી ઉપડવા માટેની તૈયારી કરવા લાગ્યા.

શિવાજી મહારાજે પાયદળ અને હયદળ મળીને ૬૦૦૦ માણસોનું લશ્કર પોતાની સાથે લેવા ચૂંટી કાઢ્યું. આ ૬૦૦૦ પૈકી ૫૦૦ હયદળના અને ૧૫૦૦ પાયદળના માણસો ઠેઠ આગ્રા સુધી સાથે રાખી બાકીનું લશ્કર મહારાજે ગુજરાતની સરહદ ઉપર - એટલે આજે પંચમહાલ જિલ્લો ગણાય છે તેની સરહદ ઉપર રાખ્યું હતું. અનેક વખતે આકરી પરીક્ષાઓમાંથી પસાર થએલા અને કસોટીએ પાર ઉતરેલા પોતાના વિશ્વાસુ માણસોને સાથે લીધા. મહારાજની સાથે ઉત્તર હિંદુસ્થાનની મુસાફરીમાં સાથે રહ્યા હતા. તેમાંના કેટલાકના નામો નીચે મુજબ છેઃ-(૧) સરદાર તાનાજી માલુસરે (૨) સરદાર યેસાજી કંક (૩) સરદાર સર્જેરાવ જેધે (૪) હિરોજી ફરજંદ (૫) રાઘો મિત્ર (૬) બાળા આવજી ચિટણીસ (૭) નિરાજી રાવજી પ્રહાણે (૮) રાઘો બલ્લાળ કોરડે (૯) ત્રિંબક પંત ડબીર (૧૦) પ્રતાપરાવ ગુજ્જર (૧૧) નરહર બલ્લાળ સબનીસ (૧૨) દત્તાજી ત્રિંબક (૧૩) માણકોજી હરિ સબનીસ (૧૪) દાવલજી ઘાટગે (૧૫) જીવા મહાલા (હજુરીઓ) (૧૬) મદારી મહેતર (મુસલમાન) વગેરે, વગેરે.

ઉપર પ્રમાણેની તૈયારી કરી મહારાજ દિલ્હી જવા માટે નીકળ્યા. જતી વખતે મહારાજે સરદારોને ફરી સૂચનાઓ આપી અને કઠણ સંજોગોમાં બહુ ચેતીને ચાલવા જણાવ્યું. શત્રુથી સાવધ રહેવા એમણે ફરી ફરીથી ચેતવણી આપી. પછી મહારાજે શ્રી જગદંબા ભવાનીનાં દર્શન કર્યાં અને માતા જીજાબાઈને મળવા ગયા. માતાના પગ ઉપર માથું મૂકી મહારાજે સાષ્ટાંગ દંડવત્ કર્યાં ને આશીર્વાદ માગ્યા. પોતાના પુત્રને ફરી પાછો જમના જડબામાં જતો જોઈ માતા જીજાબાઈનું હૈયું ભરાઈ આવ્યું. આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. જીજાબાઈએ શિવાજી મહારાજને પોતાના પગ ઉપરથી ઉઠાડ્યા અને એમના મોં ઉપર હાથ ફેરવી બોલ્યાં " બેટા ! હું તને જમના જડબામાં જતો જોઈ બહુ દુખી થાઉં છું. બચપણથી તારે માથે એક પછી એક આફત આવીને ખડી રહી છે. આજ કેટલાંએ વર્ષ થયાં નથી તુ આરામથી ઉંઘ્યો કે નથી તો તુ પેટ ભરીને જમ્યો. બેટા ! તેં જિંદગીમાં સુખ નથી ભોગવ્યું. આપણા વહાલા ધર્મની ખાતર તારી જિંદગીના વૈભવ, વિલાસનાં વર્ષો તેં દુખ અને કષ્ટમાં કાઢ્યાં છે. શિવબા ! તને રજા આપતાં મને ભારે દુખ થાય છે, પણ હિંદુધર્મના ઉદ્ધારને માટે તારે સાહસ ખેડવાનાં છે, એટલે ભારે હૃદયે કહું છું કે બેટા ! સુખેથી જા 'અને વિજય કરી જલદી પાછો આવજે. આ પ્રસંગ બહુ વિકટ છે તે તું ભૂલતો નહિ. શંભાજી બાળક છે, તેને તું બરાબર સાચવજે. મુસાફરી બહુ દૂરની છે. બાળક કુમળું છે, તેની સંભાળ વધારે રાખવાની જરુર છે. શિવબા ! તું શૂર છે, પણ ભોળો છે. તને કપટી દુશ્મન છેતરી જશે તેની મને ચિંતા રહે છે. ઔરંગઝેબ બહુ દૂર, ઘાતકી અને નિર્દય છે. એ કપટી, દગલબાજ જરુર વિશ્વાસઘાત કરશે. તું સાવધ રહેજે હોં ! એ કપટીની જાળમાં રખે સપડાતો. એના ફંદામાં ફસાતો નહિ. એના મીઠા શબ્દોથી તું ભોળવાઈ જતો નહિ. બાદશાહની સાથે ત્યાં ઝઘડો કરવામાં માલ નથી. ત્યાં જઈ મીઠાશથી કળે કળે કામ કાઢી લેજે. સમય, સ્થિતિ અને સંજોગો નજર સામે રાખીને તું વર્તજે. તને શ્રીજગદંબાની સહાય છે. શ્રી રામદાસ સ્વામીના તને આશીર્વાદ છે. ગમે તેવાં સંકટ આવી પડે તો પણ ત્યાં તું મૂંઝાતો નહિ. હિંમત રાખજે. મુગલોના કાવાદાવાથી ઠગાતો નહિ. તને રજા. આપતાં મારું હૃદય ચીરાય છે, પણ શું કરું ! હિંદુ ધર્મના રક્ષણ માટે, હિંદુ દેવમંદિરો અને હિંદુ સ્ત્રીઓની ઇજ્જત બચાવવા માટે મારે તને વારંવાર કાળના જડબામાં ધકેલવો પડે છે. અનેક કઠણ પ્રસંગે જે ભવાનીએ તારું રક્ષણ કર્યું છે, તેજ જગદંબા ભવાની તારું આ પ્રસંગે પણ રક્ષણ કરશે. બેટા ! તું એક મોટા સરદારનો દિકરો. તારા બરોબરિયા આજે વૈભવ વિલાસમાં મોજ કરી રહ્યા છે. વૈભવ, વિલાસ અને સુખચેન માટે તારે સર્વ પ્રકારની સાનુકૂળતા હતી છતાં બચપણથી કોઈ દિવસ તેં એશઆરામ કે વૈભવ વિલાસ ભોગવ્યાં નથી; તેં ભૂખ કરીને ખાધું નથી. અને નિરાંતે ઉંઘ લીધી નથી. ધર્મરક્ષણની ભઠ્ઠીમાં તારું આખું આયુષ્ય ગયું છે. તારાં દુખને પરિણામે લાખો હિંદુ કુટુમ્બો હજારો વર્ષો સુધી સુખ ભોગવશે એ ધારણાથી હું મનને મનાવું છું. દિકરા ! તેં તારા કૂળનું નામ દીપાવ્યું છે. તું હિંદુ ધર્મનો ખરો તારણહાર નીવડ્યો છે. સિસોદિયા રાજપૂતનું ખરું પાણી તેં યવનોને પરખાવી દીધું છે. શિવબા ! આ તરફની તું જરાએ ચિંતા રાખતો નહિ. તારી ખબરો વારંવાર તું મને જણાવતો રહેજે. તારા વગર મારા મનની સ્થિતિ કેવી રહેશે તેની યાદ રાખજે અને વારંવાર તારા કુશળ સમાચાર જણાવી મારી ચિંતા દૂર કરજે. શિવબા ! પ્રભુ તારો રક્ષક છે. શ્રી એકલિંગજી મહાદેવ તારો વાળ વાંકો નહિ થવા દે. બેટા સુખેથી જા અને ધારેલું કામ ફળીભૂત કરી જલદી પાછો આવજે. " શિવાજી મહારાજે માતા જીજાબાઈના આશીર્વાદ લીધા અને ઈ. સ. ૧૬૬૬ ના માર્ચની ૫મી તારીખે સોમવારે શક ૧૫૮૦ ને ફાગણ સુદ ૯ ને દિને રાજગઢથી નીકળી દિલ્હી જવા માટે પોતાના ચૂંટી કાઢેલા લશ્કર સાથે કૂચ કરી.

ઔરંગઝેબ બહુ ધૂર્ત અને વિચક્ષણ હોવાથી શિવાજી મહારાજ સામે એ આબાદ બાજી ગોઠવી શકતો. મહારાજને તેના દગલબાજપણાની ગંધ સરખી પણ ન આવે તે માટે એણે પોતાના અમલદારોને

ફરમાન છોડી જણાવ્યું હતું કેઃ—" શિવાજી દિલ્હી આવતાં જ્યાં જ્યાં મુકામ કરે ત્યાં ત્યાં મુગલ અમલદારોએ તેમને બાદશાહી મેમાન ગણીને તેમની સરભરા કરવી. એમની સાથેના લશ્કરની બધી સગવડો સાચવવી. એમનાં ઘોડા તથા બીજાં જાનવરના ચંદીચારાની પણ ગોઠવણ રાખવી. શિવાજી રાજા જ્યાં જ્યાં મુકામ કરે ત્યાં ત્યાં બાદશાહી કુટુંબના શાહજાદાને જે માન આપવામાં આવે છે તે માન તેમને આપવું." આવી વ્યવસ્થા રાખવામાં આવી હતી એટલે બાદશાહ માટે મહારાજને જરાએ વહેમ રાખવાનું કારણ ન હતું. રાજગઢથી નીકળી મહારાજ ઔરંગાબાદ ગયા ત્યાં મિરઝારાજાનો મુકામ હતો. મુગલોના મેમાન તરીકે દિલ્હી દરબારમાં જવું હતું એટલે શિવાજી મહારાજની સવારીનો ઠાઠમાઠ અને દમામ પણ તેવો જ હતો. ભારે મુલ્યના અલંકાર અને કીમતી વસ્ત્રોથી સજ્જ થએલા સરદારો અને ઉત્તમ પોષાક પહેરેલા મહારાજના લશ્કરના સૈનિકો આગ્રે જવા નીકળ્યા એ દેખાવ બહુ સુંદર હતો. શિવાજી મહારાજ રાજગઢથી નીકળી પૂને આવ્યા અને પૂનેથી કોરેગાંવ, ભીમા, રાંજણગાંવ, વગેરે ઠેકાણે થઇ અહમદનગર આવ્યા. નગરથી સતારે થઇને ઔરંગાબાદ નજીક પોતાના લાવ લશ્કર સાથે આવી પહોંચ્યા. આ વખતે ઔરંગાબાદનો મુગલ સરદાર શફી શિખનખાન હતો. મહારાજ ઔરંગાબાદ આવી પહોંચે છે તેની એને ખબર આપવામાં આવી હતી. શિવાજી રાજા તો એક મરાઠા જમીનદાર છે તેથી એને માન આપવા માટે પોતે જવાની જરૂર એને ન જણાઇ. એણે મહારાજને લેવા માટે પોતાના ભત્રીજાને સામે મોકલ્યો અને પોતે દરબાર ભરી મહારાજની વાટ જોતો બેઠો. શફી શિખનખાન બહુ તોરી અને મગજમાં રાઈ રાખનારો મુગલ અમલદાર હતો અને મહારાજને માન આપવા સામે નહિ જવાના ફાંકાને લીધે એ જાતે ગયો ન હતો પણ એણે એના ભત્રીજાને મોકલ્યો હતો, એની ખબર શિવાજી મહારાજને મળી ગઇ હતી. ઔરંગાબાદના અમલદારની આ ગફલતી જોઈ મહારાજ ગુસ્સે થઈ ગયા અને એમને લેવા માટે સામે આવેલા શિખનખાનના ભત્રીજાને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું. પોતાનું અપમાન થએલું માની મહારાજે પોતાનો વિચાર માંડી વાળ્યો અને શિખનખાનને મુકામે ન જવાનો વિચાર નક્કી કર્યો. શિવાજી શિખનખાનના ભત્રીજા સાથે ન જતાં સીધા મિરઝારાજાને મહેલે ગયા. ત્યાં ગયા પછી મહારાજને શફી શિખનખાનના માણસે વિનંતિ કરી કે "સરદાર સાહેબ દરબાર ભરીને આપના સ્વાગત માટે ખોટી થઈ રહ્યા છે. આપ ત્યાં પધારવા કૃપા કરો. બધાએ આપની રાહ જોઇને બેઠા છે." આ શબ્દો સાંભળી મહારાજે ગુસ્સામાં જવાબ આપ્યો કે "આ શફી શિખનખાન કોણ છે? કયા હોદ્દા ઉપર છે! એ જો આ ગાળાનો જવાબદાર અમલદાર હોય તો એણે મને મળવા આવવું જોઇતું હતું. એ કેમ ન આવ્યો? કેમ એમને આવતાં શરમ આવી?" એમ બોલી મહારાજે શફીના માણસને પાછો કાઢ્યો. શફીને મહારાજ ગુસ્સે થયાના સમાચાર મળી ગયા એટલે એ સાંજે પોતાના હાથ નીચેના અમલદારોને લઈને મહારાજને મળવા, મિરઝારાજાને મહેલે આવ્યો. મહારાજે એને અને એની સાથેના બીજા અમલદારોને તેમના હોદ્દાને ઘટે અને છાજે એવું માન આપ્યું અને તેમનો સત્કાર કર્યો. શિખનખાને મહારાજને બહુ આગ્રહ કર્યો એટલે બીજે દિવસે તેઓ શિખનખાનને મહેલે ગયા. મુગલ પ્રતિનિધિ અને બીજા અમલદારોએ પોત પોતાની શક્તિ મુજબ શિવાજી મહારાજનો સત્કાર કર્યો. બાદશાહના ફરમાન મુજબ શિવાજી મહારાજને દિલ્હી જવાની વાટખર્ચી માટે રૂપિયા એક લાખ ઔરંગાબાદની તીજોરીમાંથી આપવામાં આવ્યા અને મહારાજ ત્યાંથી નીકળવા તૈયાર થયા. મિરઝારાજાએ ફરી પાછા મહારાજને સહિસલામતી માટેનાં વચનો આપ્યાં અને જણાવ્યું કે "તમને કોઈપણ જાતની ત્યાં અડચણ પડવાની નથી. મારા પુત્ર રામસિંહને મેં એ બાબતમાં પૂરેપુરી સૂચનાઓ આપી દીધી છે. તમે દિલ્હીથી પાછા દક્ષિણ આવશો ત્યાં સુધી હું દક્ષિણમાં જ રહીશ. મુગલ અમલદારો અત્રે કોઈ પણ પ્રકારનું તોફાન ન કરે તે માટે મારે અહીં રહેવાની જરુર છે. બાદશાહ સલામત આપનો માન મરતબો બરાબર જાળવશે. કોઈ પણ બાબતમાં કંઈ વાંધો ઉઠે તો મારો પુત્ર રામસિંહ ત્યાં છે તે તમારી મદદે રહેશે." મિરઝારાજાએ મહારાજની સાથે પોતાનો અત્યંત ભરોસાનો માણસ રામસિંહ

હાડાને આપ્યો અને તેની સાથે પોતાના પુત્ર રામસિંહ ઉપર પત્ર લખી આપ્યો. આ પત્રમાં મિરઝારાજાએ પોતાના પુત્રને જણાવ્યું હતું કે "શિવાજી રાજા આપણા મેમાન છે. એમનો માન મરતબો દરબારમાં બરાબર જળવાશે એવું મેં એમને વચન આપ્યું છે. એમની સહિસલામતી માટે હું એમની સાથે વચનથી બંધાયો છું. એમની આગતાસ્વાગતા બરાબર કરજો. એમને બરાબર સાચવજો. એમની સહીસલામતીની હામી મેં લીધી છે. મેં મારું વચન આપ્યું છે. ન કરે નારાયણ અને કંઈ અવનવું બને તો મારું વચન રાખવા માટે સર્વસ્વનો નાશ થાય તોપણ વાંધો નહિ. સર્વસ્વને ભોગે પણ વચન તો પાળવાનું જ છે. મારું વચન જાય તો મારી પ્રતિષ્ઠા ગઈ, એમ સમજવાનું અને જો પ્રતિષ્ઠા જાય તો પછી જગતમાં જીવવું નકામું છે. રાજપૂતો પોતાનાં વચન પાળવા માટે સર્વસ્વનો ભોગ આપવા તૈયાર હોય છે. શિવાજી રાજાની સરભરામાં ઉણપ ન આવે એ માટે ખાસ ખબરદારી રાખજો. ત્યાંના સમાચાર વારંવાર જણાવતા રહેજો." ઉપરની મતલબનો પત્ર લખી, તે પોતાના પુત્ર રામસિંહને આપવા માટે મિરઝારાજાએ રામસિંહ હાડાને આપ્યો.

## ૨. આગ્રામાં આગમન

ઔરંગઝેબ બાદશાહને મળવા માટે શિવાજી મહારાજ રાજગઢથી નીકળ્યા ત્યારે તો એ દિલ્હી જવા માટે નીકળ્યા હતા, પણ મહારાજ રસ્તામાં હતા તે દરમિયાન ઉત્તર હિંદુસ્થાનમાં કાંઈક બન્યું અને બાદશાહને મળવા માટે દિલ્હી જવાને બદલે મહારાજને આગ્રે જવું પડ્યું. મહારાજ ઔરંગાબાદથી ઉપડ્યા તે ફરદાપુર, હતમબેગ, એદલાબાદ, થઈને બરાનપુર આવ્યા. ત્યાં આરામ લીધા પછી અસીરગઢ, દાઉદનગર થઈ, હાંડિયા આગળ આવી નર્મદા પાર કરી, ત્યાંથી મહારાજ શિહોર, ભોપાલ, કાળાબાગ આવ્યા અને ત્યાંથી ઉપડી સીપ્રી મુકામ નાંખ્યો. સીપ્રીથી ઉપડી બીજો મુકામ મહારાજે નરવરમાં કર્યો, ત્યાંથી ઉપડી મહારાજ ગ્વાલિયર ગયા અને તાં. ૯ મી મે ૧૬૬૬ ને રોજ આગ્રા નજીક આવી પહોંચ્યા. શિવાજી મહારાજ નજીક આવી પહોંચ્યાના સમાચાર બાદશાહને મળતાં તેણે મિરઝારાજાના પુત્ર રામસિંહ અને એક મુસલમાન સરદાર મુખલીસખાનને મહારાજને લેવા માટે સામે મોકલ્યા. મુખલીસખાન એ સાધારણ પંક્તિનો મુસલમાન સરદાર હતો. આવા સાધારણ પંક્તિના મુસલમાન સરદારને મહારાજને લેવા માટે મોકલવામાં આવ્યો.

દિલ્હી જવાને બદલે મહારાજને આગ્રે કેમ આવવું પડ્યું એ જાણવાની વાંચકોને ઇચ્છા થાય, એ બનવા જોગ છે એટલે એ બનાવ અત્રે જણાવીએ છીએ. ઈ. સ. ૧૬૫૮ ના જુન માસની ૮ મી તારીખે મુગલ વંશના મહાન બાદશાહ, મુમતાઝના પતિ, તાજમહાલના બંધાવનાર, જહાંગીર બાદશાહના પુત્ર અને ઔરંગઝેબના પોતાના પિતા શહેનશાહ શાહજહાનને આગ્રાના કિલ્લામાં કબજે કર્યા પછી એ કિલ્લાનો સખત બંદોબસ્ત કરી, ઔરંગઝેબ દિલ્હી આવ્યો હતો. શાહજહાન બાદશાહ બંદીવાસમાં આગ્રામાં જ હતો. તા. ૨૨ મી જાનેવારી ૧૬૬૬ માં શાહજહાન ગુજરી ગયો ત્યાં સુધી તે આગ્રે ગયો ન હતો. શાહજહાન ગુજરી ગયા પછી ઔરંગઝેબ આગ્રે આવ્યો અને ત્યાંજ એણે રહેવાનું નક્કી કર્યું. મયુરાસન આદિ રાજચિહ્નો એણે દિલ્હીથી ખસેડી આગ્રે આણ્યાં. મુગલ શહેનશાહતનો દિલ્હીનો ઠાઠમાઠ ઔરંગઝેબે આગ્રે આણ્યો હતો. હવે આગ્રા એ શહેનશાહતનું મુખ્ય નગર થઈ પડ્યું હતું. મુગલ શહેનશાહની આ રાજધાની નજીક આવી પહોંચ્યા પછી મુગલો તરફથી લેવા માટે સાધારણ પંક્તિનો સરદાર આવેલો જોઈ શિવાજી મહારાજને અપમાન લાગ્યું, પણ સમય સમજી, મહારાજ એ અપમાનનો પહેલો કડવો ઘૂંટડો આગ્રાને દરવાજે ગળી ગયા. શિવાજી મહારાજને આગ્રામાં, તાજમહાલ અને કિલ્લાની વચ્ચે મિરઝારાજાના મહેલની નજીકમાં એક સુંદર મકાનને શિવપુરા નામ આપી તેમાં ઉતારો આપ્યો. ઔરંગઝેબે શિવાજી મહારાજની વ્યવસ્થા બહુ સુંદર રાખી હતી. હોશિયાર માણસો

એમને સેવા ચાકરીમાં આપ્યાં હતાં. સર્વ જાતની સગવડો સચવાય તે માટે અમલદારોને તાકીદ આપવામાં આવી હતી. શહેનશાહતના માનવંતા મહેમાન તરીકે એમને રાખવામાં આવ્યા હતા. સરદાર શાહિસ્તખાનની બેગમ એટલે બાદશાહની મામી બહુ હોશિયાર હતી અને એ બાદશાહની બેગમો ઉપર સારી લાગવગ ધરાવતી હતી. શિવાજી મહારાજે પૂનામાં હાથનાં આંગળાં કાપી એના પતિની ઇજ્જતના કાંકરા કર્યા હતા તથા એના પુત્રને ઝપાઝપીમાં મારી નાંખ્યો હતો તે વાત એના હૃદયમાં ખટકી રહી હતી. શિવાજી મહારાજ પ્રત્યે મામીસાહેબા બળી રહ્યાં હતાં. એણે પોતાની લાગવગ વાપરી બાદશાહની બેગમોને સાધી હતી અને બેગમો મારફતે બાદશાહ ઉપર દબાણ કરાવ્યું કે "શિવાજી તો કાફર છે, ઇસ્લામનો દુશ્મન છે, મુગલ સત્તાનો શત્રુ છે, મુસલમાનોનો વૈરી છે. એ આપણા તાબામાં આવ્યો છે, તો તેને પૂરો કરવોજ જોઈએ. હાથમાં આવેલા દુશ્મનને છોડી મૂકવાની બેવકૂફી મુસલમાન બાદશાહો તો કરતાજ નથી. હાથમાં આવેલા દુશ્મનને અને તેમાં વળી કાફર દુશ્મનને જતો કરવો એ તો ઇસ્લામનો દ્રોહ કહેવાય, માટે શિવાજીનો ગમે તે પ્રકારે નાશ કરવો જોઈએ." વગેરે વાતોથી ઔરંગઝેબને બેગમોએ પૂરેપુરો ભમાવ્યો હતો. બેગમોના કહેવાથી ઔરંગઝેબ બાદશાહની ઇચ્છાને ટેકો મળ્યા જેવું થયું. ઔરંગઝેબ વિચારમાં પડ્યો હતો. શિવાજીનું કાસળ કાઢવું કે કેમ તે વિચાર એના મનમાં ઘોળાઈ રહ્યા હતા. એના સરદારોને પણ બાદશાહના વિચારોની ખબર પડી ગઈ. બાદશાહના કેટલાક માનીતા સરદારોએ પણ એને સલાહ આપી કે શિવાજીનો નાશ કરવામાં મુગલાઈને ભારે વેઠવું પડશે. શિવાજી પ્રત્યે દયા, માન કે સ્નેહની લાગણીને લીધે નહિ, પણ જો શિવાજીનો વાળ વાંકો થશે તો જયસિંહ રાજા જેવો બળવાન હિંદુ વિરોધી બની બેસે અને જયસિંહ વિરોધ કરે તો ઘણા હિંદુ રાજાઓ અને સરદારો એની તરફેણમાં જાય. કટોકટીનો સમય આવી પહોંચે તો જયસિંહ રાજાના પક્ષમાં ઘણા હિંદુ રાજાઓ અને સરદારો મુગલ સત્તાની વિરૂદ્ધમાં ખુલ્લા રહે પડે. આવા ન ઇચ્છવાજોગ સંજોગો ઉભા થાય તો મુગલાઈને વખતે ધક્કો પણ લાગે એવી દીર્ઘદૃષ્ટિ દોડાવી, મહારાજનો નાશ નહિ કરવાની શહેનશાહતના સરદારોએ શહેનશાહ ઔરંગઝેબને સલાહ આપી. સરદારોએ પોતાની સલાહ આપી બાદશાહને શિવાજી મહારાજના સંબંધમાં ફરી વિચાર કરવા વિનંતિ કરી. સરદારોએ દોડાવેલી દીર્ઘદૃષ્ટિ, જણાવેલું પરિણામ અને કરેલી દલીલો સારે નસીબે બાદશાહને ગળે ઉતરી. મુગલાઈને સારે નસીબે આ વખતે બાદશાહનો વહેમી સ્વભાવ એને આડે ન આવ્યો. બાદશાહે બેગમોની સૂચનાઓ ઉપર અને સરદારોની સલાહ ઉપર ફરીથી વિચાર કર્યો. શિવાજીરાજા કાફર છે, દુશ્મન છે, શત્રુ છે, કબજામાં આવ્યો છે છતાં આ વખતે તેનો નાશ કરવામાં મુગલાઈને કોઈપણ રીતનો લાભ થવાનો નથી, પણ ઉલટું નુકસાન થશે, એમ બાદશાહને લાગ્યું અને મહારાજના નાશના વિચારો તે વખત માટે તો માંડી વાળ્યા. શિવાજી મહારાજ આગ્રે આવી પહોંચ્યા પછી સરદાર રામસિંહ બાદશાહ પાસે ગયો અને શિવાજી રાજાને મુલાકાત માટે બાદશાહ સલામત ક્યારે બોલાવવા ઇચ્છે છે તે સંબંધમાં વાતચીત કરી. બહુ દૂરથી આવેલા હોવાથી તરતજ એમને મળવા બોલાવવાનું ઠીક લાગ્યું નહિ તેથી વિચાર કરી અનુકૂળ દિવસ પાછળથી જણાવવામાં આવશે એમ બાદશાહે જણાવ્યું.

### ૩. મહારાજ મુગલ દરબારમાં

ઈ. સ. ૧૬૬૬ ના મે માસની ૧૨ મી તારીખે બાદશાહની વરસગાંઠ નિમિત્તે આગ્રામાં બહુ ધામધુમથી સમારંભ ઉજવવામાં આવનાર હતો. આ પ્રસંગે બહુ મોટો દબદબા ભર્યો દરબાર ભરવાનો હતો. એ દરબારમાં શિવાજીને મળવા માટે બોલાવવામાં આવે તો મુગલ દરબારનો ઠાઠમાઠ જોઈ શિવાજી ચકિત થઈ જાય. મુગલાઈનાં વૈભવ વિલાસ જોઈ અને તેનું ઐશ્વર્ય નીરખી મુગલ સત્તાનું એને પૂરેપુરું ભાન થાય એ હેતુથી ઔરંગઝેબે તા. ૧૨ મી એ દરબારમાં આવવા શિવાજી મહારાજને કહેવડાવ્યું.

શહેનશાહ શાહજહાન જ્યાં સુધી જીવતો હતો ત્યાં સુધી ઔરંગઝેબ નિર્ભય બન્યો ન હતો અને એને હંમેશ મનમાં લાગ્યા જ કરતું હતું કે કોઈ બંડખોર પક્ષ ઉભો થશે અને શાહજહાનની તરફદારી કરી બંડ પોકારી વખતે પોતાને દગો દેશે. આવા વિચારથી તે હંમેશ ભયભીત રહેતો. શાહજહાનના મરણથી બાદશાહનો ભય દૂર થયો અને તેથી તેણે પોતાનો જન્મ દિવસ અતિઆનંદથી અને નિર્ભયતાથી ઉજવવાનો નિશ્ચય કર્યો. આ વખતે મુગલસત્તા શિખરે પહોંચી હતી. દરબારનો દબદબો અને દમામ દુનિયાની તે વખતની કોઈપણ સત્તાના દમામ કરતાં જરાપણ ઉતરે એવો ન હતો, એટલું જ નહિ પણ ચઢિયાતો હતો. મુગલ દરબારના તે વખતના દમામની સરખામણી કરવા માટે ઈન્દ્રની સભાની જ યાદ આણવી પડે. જરિયાનના પડદા ચારે તરફ શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા. સરદારોની લાયકાત અને દરજ્જા મુજબ સોનારૂપાના કઠેરાઓમાં બેઠકોના જુદાં જુદાં વર્તુલ ગોઠવવામાં આવ્યાં હતાં. આ બધી શોભા, ઠાઠમાઠ અને દમામ મુગલ સત્તાની સાક્ષીરૂપે હતાં. જગપ્રસિદ્ધ મયૂરાસનથી તો દિવાને આમની શોભા ટોચે પહોંચી હતી. આવી રીતે સુશોભિત કરેલા સુંદર વ્યવસ્થાવાળા દિવાને આમમાં તા. ૧૨ મી મે ને રોજ દરબાર ભરવાનું નક્કી કર્યું હતું. ઈ. સ. ૧૬૬૬ ના મે માસની ૧૨ મી તારીખના દિવસે હિંદના બે બહુ કાબેલ બળિયા અને પ્રચંડ શક્તિવાળા ઈતિહાસપ્રસિદ્ધ પુરુષો ભેગા મળ્યા. આ દિવસે આ જગપ્રસિદ્ધ બે પંકાયેલા પુરુષોએ આગ્રાના પ્રસિદ્ધ દિવાનેઆમમાં એક બીજાને જોયા. બંને તે જમાનાની જબરી વ્યક્તિઓ ગણાય. બંને બુદ્ધિશાળી હતા. બંને અનેક રીતે બળવાન હતા. બંને વીર હતા. બંને મહાત્વાકાંક્ષી પુરુષો હતા. દુશ્મનની બાજી પારખી કાઢવામાં બંને સરખા ચાલાક, ઝીણવટવાળા હતા. બંનેની નૈતિક ચાલચલગત સારી હતી. લીધેલો વેશ આબાદ ભજવવામાં બંને પાવરધા હતા. સાહસ ખેડવાની બાબતમાં ઔરંગઝેબ કરતાં શિવાજી વધારે સાહસિક હતો, ત્યારે ખુન્નસની બાબતમાં શિવાજી કરતાં ઔરંગઝેબ વધારે ખુન્નસવાળો હતો. બન્ને જબરા અને મુત્સદ્દી હતા, પણ બે સામસામી દિશામાં વહન કરી રહ્યા હતા. આ બે પ્રસિદ્ધ વ્યક્તિઓ તે ધર્માંધપણાને લીધે મુગલ સત્તાની પડતીનો પાયો નાંખનાર ઔરંગઝેબ અને ધર્માભિમાનને લીધે મરાઠા હિંદુ રાજ્યનો સ્થાપનાર શિવાજી હતા. ઔરંગઝેબે ગાદી માટે પિતાને બંદીખાને નાંખ્યો હતો ત્યારે શિવાજીએ સત્તા સ્થાપ્યા પછી પણ એના પિતા જીવતા હતા ત્યાં સુધી પિતા તરફની પૂજ્યબુદ્ધિ અને માનને લીધે પોતે રાજા જાહેર ન થયા. અને બાપના જીવતાં પોતાના નામના સીક્કા ન પડાવ્યા. પિતા શાહજહાનના મરણથી પુત્ર ઔરંગઝેબને ભારે આનંદ થયો ત્યારે પિતા સિંહાજીના મરણથી પુત્ર શિવાજીને ભારે શોક થયો. ઔરંગઝેબ વહેમી હતો અને એને કોઈ ઉપર પૂરેપુરો વિશ્વાસ ન હતો ત્યારે શિવાજી પોતાના સરદારોના ખોળામાં માથું મૂકી સુખેથી સૂઈ રહેતો. ઔરંગઝેબે ધર્માંધ બનીને હિંદુ ધર્મનાં વારંવાર અપમાન કર્યાં. શિવાજીએ ધર્માભિમાની બનીને પોતાનો ધર્મ બરાબર સાચવ્યો. અને બીજા ધર્મનું કદીપણ અપમાન ન કર્યું. ઔરંગઝેબ ધર્માંધ મુસલમાન ગણાયો ત્યારે શિવાજી હિંદુધર્મનો તારણહાર મનાયો. ઔરંગઝેબ પોતાનાં દુષ્કૃત્યોથી પ્રજામાં અપ્રિય થઈ પડચો. શિવાજી પોતાના સદ્વર્તનથી પ્રજામાં પ્રિય થઈ પડચો. શિવાજીના સદ્ગુણોએ એને આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ કર્યો અને હિંદના હિંદુઓ તો એને અવતારી પુરુષ માનવા લાગ્યા. બીજા ધર્મનો ઉચ્છેદ કર્યાથી મુસલમાની ધર્મની સાચી સેવા થાય છે એવી માન્યતા ઔરંગઝેબની હતી, ત્યારે કોઈપણ ધર્મનું અપમાન ન કરવું, એ હિંદુધર્મની આજ્ઞા છે એવી માન્યતા શિવાજીની હતી. આવી પ્રકૃતિના બંને મહાન પુરુષોને આગ્રાના દિવાનેઆમમાં ભેગા થવાનું નક્કી થયું.

તા. ૧૨ મી મે ને દિવસે દિવાનેઆમમાં દરબાર ભરાયો હતો. જેણે અફઝલખાનને પૂરો કરી બિજાપુરની બાદશાહતને ઢીલી કરી નાંખી હતી, જેણે સરદાર શાહિસ્તખાનનાં આંગળાં તેની છાવણીમાં જ

કાપી, મુગલ સત્તાનું પાણી મહારાષ્ટ્રમાં ઉતાર્યું હતું, મુગલ બાદશાહ પણ પોતે જેને અસાધારણ પુરુષ માનતો હતો, જેની કીર્તિ હિંદમાં ચારે દિશાએ પ્રસરી રહી હતી, જેને હિંદુઓ અવતારી પુરુષ માનવા લાગ્યા હતા, હિંદુત્વના રક્ષણ માટે જેણે પોતાની જિંદગી જોખમમાં નાંખી હતી, એવી માન્યતા જેને માટે ફેલાઈ રહી હતી, તે મહારાષ્ટ્રના શિવાજી મહારાજને જોવા માટે દરબારના દરબારીઓ બહુ આતુર હતા. ઔરંગઝેબ બાદશાહ જગપ્રસિદ્ધ મયૂરાસન ઉપર બિરાજ્યો હતો. બાદશાહે અંદર બખ્તર પહેરી, ઉપર સફેદ પોશાક પહેર્યો હતો.

શિવાજીમાં અજબ શક્તિ છે, એનામાં રાક્ષસી બળ છે, માણસ કલ્પના ન કરી શકે એવી લાંબી ફલંગ એ મારી શકે છે, વગેરે વાતો શિવાજીના સંબંધમાં શાહિસ્તખાન અને એનાં માણસોએ ફેલાવી હતી, તે બાદશાહના જાણવામાં આવી હતી. બાદશાહ મયૂરાસન ઉપર બિરાજ્યો હતો, પણ બહુ ચેતીને બેઠો હતો. આજના દરબારમાં બધા દરબારીઓનું ધ્યાન શિવાજી મહારાજ તરફ ખેંચાઈ રહ્યું હતું. મહારાજને દરબારમાં નિઃશસ્ત્ર આવવાની પરવાનગી હતી, એમ તે વખતે મળી આવેલા વૃતાંત ઉપરથી તારવી શકાય છે. વખત થયો એટલે મહારાષ્ટ્રનો આ વીર, હિંદુઓનો તારણહાર, પોતાના સાત વર્ષની ઉંમરના પાટવીપુત્ર કુમાર શંભાજી રાજાની સાથે મુગલ દરબારમાં દાખલ થયો. એનું માન બરાબર જળવાશે, એવું વચન મિરઝારાજાએ શિવાજી મહારાજને આપ્યું હતું, છતાં એમને લેવા માટે એક સાધારણ પંક્તિના સરદારને ઔરંગઝેબે મોકલ્યો હતો, એ અપમાન મહારાજને સાલી રહ્યું હતું. આ અપમાનથી એમને ગુસ્સો પણ આવ્યો હતો. દરબારમાં ભલભલા હિંદુ રાજાઓ અને પ્રસિદ્ધ સરદારો બાદશાહ સામે માથું નીચું નાંખી ઉભા હતા. આ દેખાવ જોઈને મહારાજની લાગણી બહુ જ દુભાઈ હતી, એમને ખેદ થયો અને ક્ષત્રિયોની આ દશા જોઈ ભારે ગ્લાનિ થઈ. હિંદુઓની આ દુર્દશા એમના પોતાનાજ દેશમાં જોઈ એમને લાગી આવ્યું. દરબારમાં દાખલ થયા પછી શિવાજી મહારાજે બાદશાહને કુરનીસ કરી કે નહિ, તે સંબંધમાં ઇતિહાસકારોમાં મતભેદ છે. કેટલાક ઇતિહાસકારો જણાવે છે કે મહારાજે કુરનીસ કરી હતી. આ સંબંધમાં શિવચરિત્ર નિબંધાવલિમાં ૨૯૩ મે પાને નીચે પ્રમાણે વાક્ય છેઃ—" **एक परमात्मा किंवा महान् सत्पुरुष अथवा ईश्वररुप मातपितरें यां सिवाय इतर ज्यानें आपले कोणा पुढें डोकें कधीं हि वाकविलें नव्हतें तो या यवन बादशाह्या पुढें डोकें वांकविण्यार तयार झाला नाहि.**" (પરમાત્મા, સત્પુરુષો અથવા ઇશ્વરરૂપ માતાપિતા સિવાય બીજા કોઈની આગળ જેણે માથું નમાવ્યું ન હતું તે આ યવન બાદશાહ આગળ માથું નમાવવા તૈયાર થયો નહિ.) મુગલ બાદશાહે શિવાજી મહારાજને પાંચહજારી સરદારોમાં જસવંતસિંહ રાજાની નીચે બેસવા હુકમ કર્યો.

શિવાજી મહારાજના જીવનચરિત્રને અંગે જે પુસ્તકો અમે વાંચ્યાં છે તે ઉપરથી અમને તો લાગે છે કે શિવાજી મહારાજે સમય સમજીને કુરનીસ કરવાનું મુત્સદ્દીપણું આ દરબારમાં વાપર્યું હોવું જોઈએ.

શિવાજી મહારાજે ૧૫૦૦ મહોરો અને ૬૦૦૦ રૂપિયાનું નજરાણું બાદશાહને ધર્યું. આ નજરાણું ધર્યા પછી બાદશાહે કહ્યું કે " આવો શિવાજી રાજા આવો " એમ કહી તેમને પાંચહજારી સરદારોમાં લઈ જઈ બેસાડવાની બાદશાહે ઇશારત કરી. દરબારની વ્યવસ્થા કરનાર અમલદારે તેમને પાંચહજારી સરદારોમાં બેસાડ્યા. પાંચહજારીની પંક્તિમાં મહારાજને બેઠક આપવામાં આવી તેથી મહારાજને ભારે અપમાન લાગ્યું. એમણે રામસિંહને કહ્યું " મિરઝારાજાએ આ અપમાન ખમવા માટેજ મને અહીંયાં મોકલ્યો લાગે છે. મારો સાત વર્ષનો બાળક તે બાદશાહનો પાંચહજારી છે. મારો સરદાર નેતાજી પાલકર તે પણ બાદશાહનો પાંચહજારી છે. આ બંનેની વચ્ચે મારી બેઠક મૂકીને

ઈરાદાપૂર્વક મારું અપમાન કર્યું છે. આગ્રાની ભાગોળે મેં પગ મૂક્યો ત્યારથી જ મારું ઈરાદાપૂર્વક અપમાન કરવામાં આવ્યું છે. આ અપમાન તો મને બહુ જ અસહ્ય થઈ પડ્યું છે. દક્ષિણમાં અણીના વખતે મેં બાદશાહની અમુલ્ય સેવા બજાવી, તે બધી જ અફળ ગઈ કેમ ? આવાં અપમાન ખમવા હું અહીં આવ્યો નથી." દરબારમાં પેસતાંજ એમણે ક્ષત્રિય રાજાઓને, હિંદુ સરદારોને હાથ જોડીને યવન દરબારમાં ઉભેલા જોયા ત્યારથી જ મહારાજને દિલમાં ક્રોધ ઉત્પન્ન થયો હતો અને આ અંગત અપમાનથી ભડકો થયો. સરદાર રામસિંહ સાથે બહુ મોટે અવાજે શિવાજી મહારાજ વાતો કરવા લાગ્યા. મહારાજે ખરૂં રૂદ્ર રૂપ ધારણ કર્યું. ગુસ્સાથી મહારાજ લાલચોળ થઈ ગયા હતા. દાંત હોઠ પીસીને એમણે રામસિંહને કહ્યું કે "આ અપમાન અસહ્ય છે. આ અપમાન સહન કરવા કરતાં તો મને આપનું ખંજર આપો. એનાથી હું બધી વાતનો અંત આણું." શિવાજી મહારાજ બહુ મોટે અવાજે બોલતા હતા એટલે બાદશાહે રામસિંહને પૂછ્યું "રામસિંહ! શું ચાલી રહ્યું છે?" રામસિંહે જવાબ આપ્યો "દક્ષિણના જંગલનો વાઘ મુગલ દરબારમાં જરા ગરમ થયો છે." મહારાજનો ક્રોધ બહુ જ વધી ગયો હતો. ક્રોધથી એ બેશુદ્ધ થઈ ગયા. મહારાજને તરતજ પાસેના ઓરડામાં લઈ ગયા અને ત્યાં એમના માથા ઉપર ગુલાબજળ છાંટી, એમને મુકામે લઈ જવામાં આવ્યા. ફરી બીજો હુકમ થતાં સુધી શિવાજી રાજાને પોતાની પાસે ન લાવવાનો હુકમ કર્યો.

આ બનાવના સંબધમાં જુદા જુદા ઇતિહાસકારોએ જુદી જુદી હકીકત લખી છે. તેમાંના કેટલાએક લેખકોએ આ બનાવ સબંધી જે લખ્યું છે તેનો સંક્ષિપ્ત સાર વાચકોની જાણ માટે નીચે આપીએ છીએ.

(૧) આ બનાવના સંબંધમાં મનુચી લખે છે કે "બાદશાહના દરબારમાં શિવાજીને પહેલી બેઠક આપવાનો કરાર હતો. આ કરાર જયસિંહે બાદશાહને લખી મોકલ્યો હતો, છતાં તે પાળવામાં ન આવ્યો. સોનેરી કઠેરાની અંદરના વર્તુલમાં છેલ્લી બેઠક શિવાજીને આપવામાં આવી એ જોઈ, શિવાજી લાલચોળ થઈ ગયા હતા. 'કરેલા કરાર તોડીને મારું. આવી રીતે અપમાન કેમ કરો છો? મારી તોલમાં આવે એવો, મારી જોડમાં ઉભો રહી શકે એવો એક સરદાર તો તમારા દરબારમાં મને બતાવો.' એમ બોલી શિવાજી દરબાર છોડીને બહાર નીકળ્યા."

(૨) આ બનાવ સંબંધી અંગ્રેજ વેપારી મંડળે પોતાને દેશ ખબર મોકલી તેનો સાર આ પ્રમાણે છેઃ—"બંડખોર શિવાજી આખરે બાદશાહ ઔરંગઝેબની જાળમાં સપડાઈ ગયો. બાદશાહે યુક્તિ રચી શિવાજીને લલચાવનારાં વચનો આપ્યાં. બાદશાહના વખાણથી ફુલાઈ અને વચનો ઉપર વિશ્વાસ રાખી શિવાજી મુગલ દરબારમાં ગયો. ત્યાં દરબારમાં એને બહુ નીચી બેઠક આપવામાં આવી. મુગલ દરબારમાં બીરાજેલા કેટલાએક સરદારો કે જેમને એ પોતાથી ઉતરતા માનતો હતો તેની પણ નીચે શિવાજીને બેઠક આપી એટલે એને ભારે અપમાન લાગ્યું. એ બાદશાહના દરબારમાં હતો છતાં, આ અપમાન એ વીરે ખમ્યું નહિ. ગુસ્સાથી લાલચોળ થઈને દરબારમાંથી એ બાદશાહના દેખતાં બીજા ઓરડામાં ચાલ્યો ગયો. બાદશાહે એને બોલાવવા માટે કેટલાએક ઉમરાવોને મોકલ્યા, પણ શિવાજી મનાયો નહિ. તેણે મનાવવા આવેલા માણસોને જણાવ્યું કે એ કાંઈ આ દરબારનો કેદી નથી. એ તો આમંત્રણથી આવેલો મહેમાન છે એ આ અપમાન નહિ સાંખે. બાદશાહે તે પછી કદી એને પોતાની સન્મુખ નહિ લાવવાનો હુકમ કર્યો."

(૩) આ બનાવના સંબધમાં પ્રવાસી મી. બર્નિયર પોતાની નોંધમાં લખે છે કેઃ—"બિજાપુર બાદશાહતને સર કરવાના કામમાં મુગલોને સાથ આપવાનું શિવાજીએ કબૂલ કર્યું તેથી બાદશાહ ઔરંગઝેબે શિવાજીને રાજા જાહેર કર્યો અને પોતાનો રક્ષિત બનાવી તેના છોકરાને ઉમરાવ બનાવ્યો.

થોડો કાળ વીત્યા પછી બાદશાહે શિવાજીને પત્ર લખી જણાવ્યું હતું કે ઇરાન સામે લડાઈ જાહેર કરવાનો એનો ઇરાદો છે અને એ કામમાં એનો એણે સહકાર માંગ્યો હતો. એ પત્રમાં શિવાજીના શૌર્યના અને અનેક સદ્‌ગુણોનાં બાદશાહે ભારે વખાણ કર્યાં હતાં. આ લખાણથી શિવાજી દિલ્હી જવા પ્રેરાયો. શાહિસ્તખાનની બેગમ ઔરંગઝેબ બાદશાહની સગી થતી હતી અને તે બાદશાહની સાથે જ હતી. શિવાજી કે જેણે એના પુત્રને મારી નાંખ્યો હતો અને પતિનાં આંગળાં કાપ્યાં હતાં તેને કેદ કરવાની તે વારંવાર વિનંતિ કર્યા જ કરતી હતી. એ બેગમની વારંવાર વિનંતિનું પરિણામ એ આવ્યું કે શિવાજી ગિરફતાર થઈ ગયો × × ×."

(૪) આ સંબંધમાં મી. થેવેનોટ નામના પ્રવાસીએ જે ઉદ્‌ગાર કાઢયા છે તેનો ટુંક સાર નીચે મુજબ છેઃ—" સંજોગો જોઇ શિવાજીનો નાશ કરવા ઔરંગઝેબ બહુ આતુર થયો અને તે સાધવા એણે યુક્તિઓ રચી. ઔરંગઝેબ જાણતો હતો કે એના દરબારમાં શિવાજીને વખાણનારાઓ છે એટલે દરબારના સરદારો સન્મુખ ઔરંગઝેબ શિવાજીના અને ખાસ કરીને સુરતની ચડાઈના વખાણ કરવા લાગ્યો. ઔરંગઝેબે કેટલાએક હિંદુ રાજાઓને પોતાના આ વિચારો શિવાજીને જણાવવા કહ્યું. કેટલાએકને મોંઢે એણે જણાવ્યું કે આવા બહાદુર રાજાની એ કદર કરવા ઇચ્છે છે. શિવાજી જો મુગલ દરબારમાં આવે તો તેનો વાળ સરખો પણ વાંકો નહિ થાય એવી બાદશાહે હિંદુ રાજાઓને ખાતરી આપી અને મુગલ દરબારના વિચારો શિવાજીને જણાવવામાં આવ્યા. કેટલાએક હિંદુ રાજાઓએ શિવાજીને તેની સહીસલામતી માટે વચન આપ્યાં. એવી રીતે શિવાજી આખરે મુગલ દરબારમાં ગયો. દરબારમાં એનું અપમાન થયું ત્યારે એણે બાદશાહને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે એ તો બાદશાહના વચનો ઉપર વિશ્વાસ રાખીને ત્યાં આવ્યો છે અને એનો નાશ કરવા બાદશાહ ઇરાદો રાખે છે એવું એને હવે લાગે છે. બાદશાહે એને મારી નાંખ્યો હોત પણ એણે જોયું કે શિવાજીને મારી નાંખવામાં આવશે તો હિંદુ રાજાઓ એની સામે થશે. શિવાજીની સહીસલામતી અને માન મરતબો જાળવવાનાં વચનો આપી એનું અપમાન કર્યું તે માટે રાજાઓ બડબડાટ કરી રહ્યા હતા અને જો એની જાતને નુકસાન થાય તો મુગલ સત્તા સામે ઘણા રાજાઓ શિંગડાં માંડશે, તેવું બાદશાહને લાગ્યું તેથી એનો નાશ ન કર્યો. બાદશાહે એને મીઠા મીઠા સંદેશાઓ મોકલવાના શરૂ કર્યા અને જણાવ્યું કે એને મારી નાંખવાનો બાદશાહનો જરાએ વિચાર ન હતો. એ જો સેનાપતિ થઈને કંદહારમાં જઇ વિજય મેળવશે તો તેને મુગલ બાદશાહ તરફથી જબરો લાભ થશે. બાદશાહના આ સંદેશાનો શિવાજીએ જવાબ આપ્યો કે " હું જવા ખુશી છું, પણ હું એ ચડાઈ ઉપર મારું લશ્કર લઇને જાઉં. મારા પોતાના લશ્કરની સરદારી લઇને કંદહાર જવા હું ખુશી છું અને જો બાદશાહની ઇચ્છા હોય તો મને મારુ લશ્કર બોલાવી લેવાની પરવાનગી આપો." બાદશાહે તેનું પોતાનું લશ્કર બોલાવવા શિવાજી રાજાને રજા આપી અને શિવાજીએ લશ્કર બોલાવવાને બહાને માણસો મોકલ્યાં અને તેમની સાથે પોતાને માટે અમુક ઠેકાણે ઘોડાઓ લઈને થોભવાની છૂપી સૂચનાઓ આપી- અને એ સૂચનાઓ એમના માણસોએ અચૂક પાળી."

(૫) આ સંબંધમાં મી. ડાઉએ કહ્યું છે તેનો ટૂંક સાર નીચે મુજબ છેઃ " શિવાજીને જ્યારે બાદશાહની મુલાકાત માટે દરબારમાં લાવવામાં આવ્યો ત્યારે ઝનાનખાનામાં પડદામાં બેઠેલી બેગમોમાં ઔરંગઝેબ બાદશાહની બેટી ઝેબ-ઊન-નિસ્સા પણ હતી અને એ શિવાજી દરબારમાં આવ્યો ત્યારે દરબારના રંગરાગ જોઈ રહી હતી. બાદશાહની બેટી ઝેબ-ઊન-નિસ્સા શિવાજીનું રૂપ જોઈને મોહી પડી અને ઝેબ-ઊન-નિસ્સાની દરમિયાનગીરીથી અથવા ખટપટથી શિવાજીને બીજીવખત ઔરંગઝેબની મુલાકાત મળી હતી. બીજી વખત જ્યારે એને, બાદશાહ પાસે લઈ જવામાં આવ્યો, ત્યારે બાદશાહની ગાદી નજીક ઊભા રહીને એણે કહ્યું કેઃ—" હું તો એક રાજકુમાર તરીકે જન્મ્યો છું. ગુલામનો પાઠ

ભજવતાં મને નથી આવડતો. ઔરંગઝેબે આનો જવાબ પણ તેવોજ વાળ્યો, એટલે શિવાજી બાદશાહ તરફ પૂઠ ફેરવી ચાલ્યો ગયો. બાદશાહ શિવાજીના આ કૃત્યથી અતિશય ક્રોધે ભરાયો. બાદશાહ શિવાજીના સંબંધમાં ગુસ્સામાં અને ગુસ્સામાં કંઈ હુકમ કરવા જતો હતો એટલે શિવાજી જતાં જતાં બોલ્યો "ગમે તેવા સંજોગો હશે તો પણ મારું સ્વમાન કોઈપણ હણી શકશે નહિ. મરણજ એને દબાવી શકશે." બાદશાહનો ક્રોધ વધ્યો અને શિવાજી ગાંડાની માફક બકે છે માટે એને મારી નજર આગળથી લઈ જાઓ એમ કહી તેને પોલાદખાન અમલદારને હવાલે કર્યો.

આ સંબંધમાં મી. મરે અને મી. ડગલાસ પણ જુદી જુદી રીતે મી. ડાઉને ટેકો આપે છે.

મી. મોન્ટગો મોરી માર્ટીન આ સંબંધમાં જણાવે છે કે પહોંચેલ મરાઠાને મુગલ પણ માથાનો મળ્યો હતો. ઔરંગઝેબ પણ એના જેવોજ પહોંચેલો હતો. શિવાજી આગ્રે આવ્યો એટલે ઔરંગઝેબને લાગ્યું કે દુશ્મન હવે કબજામાં આવી ગયો છે. ઔરંગઝેબની જગોએ અકબર હોત તો આવા જબરા પુરુષને માનપાન, ઉપકાર, આગતા સ્વાગતા અને બાદશાહી પરોણા ચાકરીથી જરુર નરમ પાડત. મુત્સદ્દીપણાથી બાજી ગોઠવી સામાવાળાનું હિત, પોતાના હિત સાથે ગોઠવી દેત, પણ આ અકબર ન હતો. આતો ઔરંગઝેબ હતો. એણે તો આપેલાં બધાં વચનો તોડ્યાં અને શિવાજીને દરબારમાં એનાથી ઉતરતા દરજ્જાના સરદારોની વચ્ચે બેઠક આપી એનું અપમાન કર્યું. આવા અપમાનથી શિવાજી એટલો બધો ક્રોધે ભરાયો કે ગુસ્સાના માર્યા એ બેશુદ્ધ થઈ ધરણી ઉપર ઢળી પડ્યો. શુદ્ધિમાં આવતાંજ એણે "રાજા જયસિંહે આપેલાં વચનો તૂટ્યાં છે" એમ મોટેથી કહી રામસિંહને ઠપકો આપવા માંડ્યો. અપમાન પામેલી દશામાં જીવવું એ દુનિયામાં ભારેમાં ભારે દુખદ સ્થિતિ છે એવી અનેક વાતો મોટે અવાજે બોલવા માંડ્યો. આ અકસ્માત બનવાથી ઔરંગઝેબે શિવાજીને દરબારમાંથી લઈ જવા કહ્યું અને ફરી કોઈ દિવસ એણે એને દરબારમાં આણ્યોજ નહિ."

આ ઉપરાંત મી. બિવરિજ, સર જદુનાથ સરકાર, મી. સ્ટેન્લી પૅાલ, મી. સીડની ઓવન, મી. જેમ્સ ડગ્લાસ, મી. માર્શમેન, મી. એલ્ફિન્સ્ટન, મી. મીલ, મી. ગ્રાન્ટ ડફ, મી. જે. સ્કોટ, મી. ઓર્મ, ફાધર જોસફ ડી'ઓર્લિયન્સ, વગેરેએ આ બનાવ ઉપર પોત પોતાના અભિપ્રાયો આપ્યા છે અને આ બનાવના સંબંધમાં ફેરફાર પણ દર્શાવ્યા છે. સભાસદ બખર, ચિટણીસ બખર, આલમગીરનામા અને શિવદિગ્વિજયમાં પણ આ બનાવને પોતપોતાની શૈલી અને માન્યતા મુજબ દરેકે વર્ણવ્યો છે. ઇતિહાસકાર કાફીખાને આ બનાવ સંબંધી લખતાં એની પદ્ધતિ અને શૈલી મુજબ શિવાજીને ગાળો ભાંડી આ બનાવ વર્ણવ્યો છે. આ બધાં વર્ણનો વાંચી, એના ઉપર વિચાર કરી અને બની શકે તેટલાં સાધનો મેળવી અમને જે વાજબી લાગ્યું અને પુરાવા તથા માન્યતા મુજબ જે સાચું લાગ્યું તેજ અમે લખ્યું છે. દરેક ઇતિહાસકારના અભિપ્રાયો ટાંકી શકાયા હોત તો અમને આનંદ થાત, પરંતુ સ્થળ સંકોચને લીધે માત્ર વાનગી રૂપેજ થોડા અભિપ્રાયો વાંચકો આગળ અમે રજૂ કરીએ છીએ. આ મહત્ત્વના બનાવ સંબંધી દરેકે પોતપોતાની વલણ મુજબ અગર તે કાળમાં ઉપલબ્ધ હશે તે પૂરાવાઓના આધારે લખ્યું છે તે બધાઓએ એટલો જણાવ્યુંજ છે કે:—"રાજા જયસિંહે, સહી-સલામતી અને માન મરતબો સંપૂર્ણપણે સચવાશે એવાં વચનો આપી શિવાજીને મહાપ્રયત્ને સમજાવી દિલ્હી દરબારમાં મોકલ્યા હતા, છતાં જ્યાં તેમનું અપમાન થયું. ભરદરબારમાં થએલા માનભંગથી શિવાજીને દરબારમાં બોલાચાલી થઈ અને અનિચ્છનિય બનાવ બન્યો. શિવાજી મહારાજને દરબારમાંથી ખસેડી તેમના ઉતારામાંજ ગિરફતાર કરવામાં આવ્યા.

આ બનાવ સંબંધી ઇતિહાસો, લેખો, જૂના પત્રવ્યવહાર, વગેરે વાંચતાં નીચેની બાબતો તો ચોક્કસ પુરવાર થાય છે:—

૧. શિવાજી મહારાજ પોતે દિલ્હી જવા રાજી ન હતા. બાદશાહ પાસે જઈને એને કુરનીસ કરવી ન પડે તેટલા ખાતર તો તેમણે પુરંદરના તહનામા વખતે બહુ મુત્સદ્દીપણું વાપરીને મનસબ લેવા બાબતમાં પોતાને માથેથી ગાળિયું કાઢી પોતાના દીકરાને મનસબ અપાવી હતી.

૨. મિરઝારાજા જયસિંહે શિવાજી મહારાજને સમજાવવા માટે ભારે પ્રયત્નો કર્યા હતા. મિરઝા-રાજાએ શિવાજી મહારાજને તેમની સહીસલામતી અને માનમરતબો સચવાશે એ બાબતનાં વચનો આપ્યાં હતાં.

૩. શિવાજી મહારાજને યુક્તિપ્રયુક્તિથી પણ દિલ્હી મોકલવા માટે જયસિંહ રાજા જેટલો આતુર હતો તેટલો જ આતુર મહારાજને દિલ્હી પોતાના કબજામાં બોલાવી લેવા માટે ઔરંગઝેબ પણ હતો.

૪. દરબારમાં મહારાજની જગ્યા માટે ઝઘડો ઉઠયો કારણ કે મહારાજ માટે જે જગા નક્કી કરવામાં આવી હતી તે તેમને મહારાજને અપમાનકારક લાગી અને તેથી તેઓ બહુ ગસ્સે થયા.

૫. દરબારમાં થયેલા અપમાનથી શિવાજી મહારાજ ઉશ્કેરાયા અને તેને પરિણામે એમને દરબાર-માંથી ખસેડવામાં આવ્યા.

૬. શિવાજી મહારાજને તેમના ઉતારાવાળા જ મકાનમાં ગિરફતાર કરવામાં આવ્યા.

ઇતિહાસકારોમાંથી ઘણાઓએ જણાવ્યું છે કે શિવાજી મહારાજનો માનમરતબો જળવાશે એવાં વચનો અપાયા છતાં ખુદ દરબારમાં અને તે પણ બાદશાહની સન્મુખ તેમનું અપમાન થયું અને જેના પરિણામે મહારાજ અતિશય ગુસ્સે થઈ બેભાન થઈ ગયા. તેમને શુદ્ધિમાં આણી બાદશાહના હુકમથીજ તેમના પોતાના ઉતારે લઈ જવામાં આવ્યા હતા. કેટલાક ઇતિહાસકારો એમ પણ કહે છે કે દરબારમાં અપમાન થવાથી શિવાજી મહારાજ દરબાર છોડીને ચાલ્યા ગયા. કેટલાક ઇતિહાસકારો જણાવે છે કે ગુસ્સામાં શિવાજી મહારાજે આત્મહત્યા કરવા માટે રામસિંહ પાસે કટાર માગી અને શહેનશાહ ઔરંગઝેબ તરફ પીઠ ફેરવી ચાલ્યા ગયા.

મી. ડાઉ અને એવા બીજા પરદેશી ઇતિહાસકારોએ બાદશાહની શાહજાદી ઝેબ-ઊન-નીસ્સા, હિંદુવીર હિંદુત્વના તારણહાર શ્રી શિવાજી મહારાજનાં વખાણ સાંભળીને, તેમના શૌર્યની વાતો સાંભળીને, તેમનું રૂપ, ધૈર્ય, હિંમત અને સાચા નરવીરને શોભે એવું વર્તન અને દેખાવ જોઈને, મહારાજ ઉપર મોહી પડી હતી એ કિસ્સો વર્ણવતાં વધારામાં જણાવે છે કે એ શાહજાદીને શિવાજી મહારાજ ઉપર અપ્રતિમ પ્રેમ હતો. એની બેન શાહજાદી ઝીન્નત-ઊન-નીસ્સા બેગમ બાદશાહ સાથે રહેતી હતી. આ બન્ને શાહજાદીઓને એક બીજા ઉપર ભારે પ્રેમ હતો. છત્રપતિ શંભાજી મહારાજ જ્યારે મુગલોને હાથે પોતાના પુત્ર સાથે કેદ પકડાયા અને જ્યારે એમને શહેનશાહ સન્મુખ રજુ કરવામાં આવ્યા ત્યારે શાહજાદી ઝીન્નત-ઊન-નીસ્સા બેગમ શહેનશાહ ઔરંગઝેબની સાથેજ હતી. છત્રપતિ શંભાજી મહારાજનો મુગલપતિએ અતિ ક્રૂરતાથી વધ કર્યો અને એમનો પુત્ર મોગલોના હાથમાં રહ્યો. આ બાળક પાછળથી પ્રસિદ્ધ શાહુરાજાના નામથી ઇતિહાસમાં સ્થાન પામ્યો હતો. તેને ઉછેરવામાં શાહજાદી ઝીન્નત-ઉન-નીસ્સા બેગમે ખાસ મહેનત અને કાળજી રાખી હતી. પોતાની વહાલી બેન ઝેબ-ઉન-નીસ્સા શિવાજી મહારાજ ઉપર આસક્ત હતી એટલે શાહુ એ રીતે પોતાની બેનને પૌત્ર જેટલો વહાલો હોય તેથી બેનના પ્રેમની ખાતર શાહજાદી ઝીન્નત-ઊન-નીસ્સાએ શાહુ મહારાજને ઉછેરવામાં ખાસ કાળજી રાખી હોય એમ બનવા જોગ છે. શહેનશાહ ઔરંગઝેબની સાથે દક્ષિણમાં શાહજાદી ઝીન્નત-ઊન-નીસ્સા રહી હતી જ્યારે ઝેબ-ઊન-નીસ્સા દિલ્હીમાંજ રહી હતી તે ઈ. સ. [illegible] દિલ્હી નજીક સલીમગઢમાં મરી ગઈ.



( चित्रकार – श्रीमंत बाळासाहेब पंत प्रतिनिधि. )

'मारी माता जो आवी खुबसुरत होत
तो तेने पटे हुं खुबसुरत छोकरो अवतरत.'

( जुवो पानुं १२८ )

औंध स्टेट प्रेस.

કામમાં મહારાજ જરા પણ કચાશ રાખશે નહિ અને એ બન્ને સત્તાઓ સર કરીને બાદશાહ સલામત તરફની વફાદારી સાબીત કરી આપવા ચૂકશે નહિ. દક્ષિણ દેશના મુગલ પ્રતિનિધિને જે જે મદદ જોઈએ તે મહારાજ જ્યારે જ્યારે જરુર પડે ત્યારે ત્યારે આપવા તૈયાર છે. લશ્કરી મદદની જરુર પડે તો તે પણ માગણી કરતાંની સાથેજ શિવાજી મહારાજ મુગલ સત્તાધીશને આપવા રાજી છે. શિવાજી મહારાજને અત્રેજ રોકી રાખ્યાથી બાદશાહતને એ વધારે લાભદાયક નીવડી શકશે નહિ. મહારાજને જો દક્ષિણમાં જવાની રજા આપવામાં આવે તો તેઓ દક્ષિણના ગૂંચવાયેલા મામલા વખતે મુગલ શહેનશાહતને બહુ જ ઉપયોગી થઈ પડશે. બીજું મહારાજને તેમજ યુવરાજ શંભાજી રાજાને અત્રેનાં હવાપાણી બીલકુલ માફક આવતાં નથી તેથી એમને એમના વતનમાં પાછા ફરવાની બાદશાહ સલામતે કૃપા કરીને રાજી ખુશીથી રજા આપવી" વગેરે વગેરે વિનંતિ રાઘો બલ્લાળ કોરડેએ બાદશાહ સલામતને ચરણે ગુજારી અને જે રૂબરૂમાં કહ્યું તેજ મતલબની લેખી અરજી વકીલે પેશ કરી જેમાં વધારામાં જણાવવામાં આવ્યું હતું કે શિવાજી મહારાજ મહત્ત્વની બાબતમાં બાદશાહ સલામત સાથે વાત કરવા ઇચ્છા રાખે છે તેથી એમને મુલાકાતની પરવાનગી મળવી જોઈએ.

બાદશાહ ઔરંગઝેબ સ્વભાવે બહુ વહેમી હતો, તેમાં વળી સંજોગો વિચિત્ર હતા અને સૌથી વધારે સાવચેતી રાખવાની જરુર હતી, કારણકે એ જાણતો હતો કે એણે નબળાપોચાનો સામનો નહોતો કર્યો. શહેનશાહે સામનો તો યુક્તિ, શક્તિ, હિમ્મત, વગેરેમાં પાવરધા એવા શિવાજી મહારાજનો સામનો કર્યો હતો. આવા દુશ્મનને છંછેડીને ઘરમાં રાખીને, સાચવવો રહ્યો, એટલે જેટલી સાવધાની લેવાય તેટલી તો ઔરંગઝેબે લીધીજ હતી અને એનો વહેમી સ્વભાવ હોવાને લીધે વધારે પડતી સાવચેતી પણ એણે બતાવી હતી. રાઘોબલ્લાળ કોરડેનું કથન બાદશાહે ધીરજથી સાંભળી લીધું અને લેખી અરજી પણ સ્વીકારી અને તેજ અરજીની પાછળ શેરો કર્યો કે "ઘટિત કરવામાં આવશે." બાદશાહે વકીલને રૂબરૂમાં જણાવી દીધું કે "ગભરાવાની જરુર નથી, ધીરજ રાખો. આ બાબતમાં શું કરવું તે મેં હજુ નક્કી કર્યું નથી." રાઘોબલ્લાળ વકીલ પણ સમજી ગયો કે બાદશાહે આ તો તદ્દન ઉડાઉ જવાબ આપ્યો છે. વકીલે બાદશાહની રજા લીધી અને બાદશાહનો જવાબ શિવાજી મહારાજને જણાવવા તાકીદે દરબારમાંથી નીકળી મહારાજ તરફ ગયો.

શિવાજી મહારાજે બાદશાહનો જવાબ પોતાના વકીલ મારફતે જાણ્યો. મહારાજ પ્રયત્નો કરવામાં જરાપણ ઢીલા થાય એવા તો હતાજ નહિ. એમણે બાદશાહ સલામત પાસે પોતાના સંબંધમાં વાત કરવા રામસિંહજીને સૂચના કરી. રામસિંહ તો બિચારો ગૂંચવણમાં આવી ગયો હતો. બાપનું વચન, શિવાજી મહારાજ પ્રત્યે આદરભાવ, બાદશાહ તરફની વફાદારી, વગેરે પ્રશ્નોએ એને વિચારના વમળમાં ડુબાડી દીધો હતો. રામસિંહને લાગ્યું કે એના બાપનું આપેલું વચન જાય તો કછવા કુટુંબને કપાળે કાળી ટીલી ચોંટશે, તેથી કુટુંબની ઇજ્જતનું રક્ષણ કરવા એ પણ શિવાજી મહારાજની મુક્તિમાં મદદ કરવા રાજી હતો. શિવાજી મહારાજ સંબંધી ગૂંચવાએલું કોકડું ઉકેલવા રામસિંહ ભારે ઇંતેજાર હતો. આ કોકડું જો ઉકેલાઈ જાય તો એની ચિંતા દૂર થાય એવું એનું માનવું હતું. રામસિંહ આ બાબતમાં બાદશાહ પાસે વાત કરવા ઇંતેજાર હતો અને તેમાં વળી શિવાજી મહારાજે એને વિનંતિ કરી એટલે એ તરતજ બાદશાહને મળ્યો અને શિવાજી મહારાજ સંબંધી એણે વાત છેડી. બાદશાહ તો પૂરો પહોંચેલો હતો. રામસિંહ જેવા કેટલાય છોકરાં એણે રમાડ્યાં હતાં. રામસિંહથી કંઈ વળે એમ નથી એ શિવાજી મહારાજ જાણતા હતા, પણ શિવાજી મહારાજની કામ કરવાની પદ્ધતિજ એવી હતી કે એ પ્રયત્ન કરવામાં જરાએ બાકી ન રાખે. જે બાબતનો નિકાલ આણવો હોય તેની સાથે સંબંધ રાખતી દરેક વ્યક્તિને મળીને એની મારફતે કામ કરવાનો એ હંમેશ પ્રયત્ન કરતા. આવા મહત્ત્વના કામમાં રસ

લેતી કોઈ વ્યક્તિ બાકી ન રહી જાય, તે માટે મહારાજે બધાંની મારફતે પ્રયત્નો શરૂ કર્યા. કોઈપણ વ્યક્તિ પાછળથી મહારાજનો દોષ ન કાઢે એવી રીતે એ પોતાના ચાતુર્યથી પોતાનો રસ્તો ચોકખો કરી દેતા. પાછળથી કોઈ મુદ્દાની વ્યક્તિ એમ ન કહે કે :—"શિવાજી રાજાએ મને કહ્યું હોત તો મારાથી બનતું હું પણ કરત. આમ કરવામાં આવ્યું હોત તો બાદશાહ માની જાત અને પરિણામ સારૂં આવત, વગેરે વગેરે." દુનિયાનો કોઈપણ માણસ પાછળથી શિવાજી મહારાજને કોઈપણ રીતનો દોષ ન દે એવી પદ્ધતિથી એમણે કામ લેવા માંડયું હતું. કુમાર રામસિંહે મહારાજના સંબંધમાં જે જે કહ્યું તે શાંતિથી સાંભળી લીધું અને બહુ ગંભીરતાથી બાદશાહ સલામતે જવાબ આપ્યો કે:—"શિવાજી રાજા તો બહુ પરાક્રમી અને બાહોશ પુરુષ છે. એમના જેવો બહાદુર સરદાર તો મારી સલ્તનતની શોભા છે. એમની સમરકુશળતા, કુનેહ અને મુત્સદ્દીપણાથી તો આ બાદશાહતને બહુ લાભ થાય એમ છે, એટલે આ દરબારમાં રાખીને, બહુ મહત્ત્વનાં અને જવાબદારીનાં કામો મારે એમને સોંપીને એમનો લાભ સલ્તનતને અપાવવો છે. એમની ઇચ્છા મુજબ જ દક્ષિણની એમની જાગીરની વ્યવસ્થા થએલી છે. આ સલ્તનતમાં આવા મુત્સદ્દી પુરુષની જરુર છે. દક્ષિણની જાગીર એ એમના પુત્રને નામે ભલે ચલાવે, એમને પોતાને માટે તો જાગીરની ખોટજ શી છે! એમને તો હું કરોડો રૂપિયાની જાગીર આ તરફ આપીશ. શિવાજીરાજા જેવા બહાદુર પુરુષ માટે જાગીરનો પ્રશ્ન હોય ખરો? આ પ્રાંતમાં એ રહેશે તો આ બાદશાહતને એમનો બહુ લાભ થશે. આ પ્રાંતમાં એમને તાબે લગભગ એક લાખ માણસનું લશ્કર હું આપી શકીશ. એવા પ્રચંડ લશ્કરના બળથી એ બહુ મહત્ત્વની ચડાઈઓ કરી મુગલ સલ્તનતની ભારે સેવા કરી શકશે. શિવાજી રાજા જેવા પ્રતાપી પુરુષના સદ્ગુણોનો વિકાસ અને એમના શૌર્યની કદર એ જો આ દરબારમાં રહેશે તો તરત આંકી શકાશે. શિવાજી રાજાની ઇચ્છા, એમની અનુકૂળતા, અમારી સગવડ વગેરેનો બરાબર ઊંડો વિચાર કરીનેજ હું એમના સંબંધની ગોઠવણો કરીશ. એમના સંબંધમાં કોઈએ બહુ ચિંતા કરવાની જરુર નથી. ઘટિત કરવામાં આવશે."

શિવાજી મહારાજને બાદશાહના બંદીખાનામાં રાખી આપણે હવે દક્ષિણમાં ડોકિયું કરીએ.

ઈ. સ. ૧૬૬૬ની તા. ૧૨ મી મે ને રોજ આગ્રામાં ભરવામાં આવેલા મુગલ દરબારમાં જે બનાવ બન્યો તેની ખબર તરતજ રાજા જયસિંહના ગુમાસ્તાએ મિરઝારાજાને દક્ષિણમાં પત્રથી જણાવી. આખરે શહેનશાહે શિવાજી મહારાજનું અપમાન કર્યું એ સમાચાર સાંભળી મિરઝારાજાને ભારે દિલગીરી થઈ. શિવાજી મહારાજને મુગલ બાદશાહે દરબારમાં બોલાવી ગિરફતાર કરી લીધા, એ સમાચાર વિજળી વેગે આખા મહારાષ્ટ્રમાં ફરી વળ્યા. શિવાજી મહારાજ દક્ષિણથી દિલ્હી તરફ જવા માટે નીકળ્યા તે દિવસથી જ આખા મહારાષ્ટ્રની નજર દિલ્હી તરફ વળી હતી. મહારાષ્ટ્રના લોકો ચિંતાતુર હૃદયે દિલ્હીમાં શહેનશાહ અને શિવાજી મહારાજની મુલાકાત થવાની હતી તેના પરિણામની વાટ જોઈ રહ્યા હતા. મહારાષ્ટ્રની પ્રજામાં મહારાજ અતિલોકપ્રિય થઈ ગયા હતા, એટલે મહારાષ્ટ્રીયો તો આ મુલાકાતનું પરિણામ જાણવા માટે ચિંતાતુર હોય એ સ્વાભાવિક હતું, પણ ખુદ મિરઝારાજા પોતે પણ ચિંતાતુર હતા. પ્રજાની ચિંતા અને તેનાં કારણોમાં અને મિરઝારાજાની ચિંતા અને તેનાં કારણોમાં ફેરફાર હતો. સૌ ચાતક પક્ષીની માફક પરિણામની રાહ જોઈ રહ્યા હતા. શિવાજી મહારાજ અંગેની બધી જવાબદારી બાદશાહે પ્રથમ તો રામસિંહને માથે જ નાંખી હતી. જ્યારે મિરઝારાજાએ આ જાણ્યું ત્યારે, તેમને તે માટે પણ ચિંતા થઈ. બાદશાહના સ્વભાવથી મિરઝારાજા વાકેફ હતા. બાદશાહનો વહેમી સ્વભાવ મિરઝારાજાથી અજાણ્યુ ન હતો. બાદશાહનો વહેમી સ્વભાવ કઈ વખતે કોના ઉપર કેવો વહેમ લાવે, અને તે કેટલી હદ સુધી લઈ જાય તેનું માપ કાઢવું પણ મુશ્કેલ હતું અને એવા વહેમના અનેક દાખલાઓનો મિરઝારાજાને અનેક વખતે અનુભવ થયો હતો. રામસિંહને માથે નાંખવામાં આવેલી જવાબદારીમાંથી રામસિંહ મુક્ત થાય એવી મિરઝારાજાની ઇચ્છા હતી. મિરઝારાજાની ગોઠવણથી એ

જવાબદારીમાંથી રામસિંહ મુક્ત થયો. થોડો કાળ વીત્યા પછી ઔરંગઝેબે પોતાનો વિચાર બદલ્યો અને શિવાજી મહારાજને રામસિંહને હવાલે કરી, એના સંબંધીની બધી જવાબદારી એને જ માથે નાંખવાનો વિચાર કર્યો. બાદશાહના આ વિચારની મિરઝારાજાને જાણ થઈ એટલે એણે પોતાના પુત્રને નીચેની મતલબનો પત્ર લખ્યો. " તારા ઉપર નાંખવામાં આવેલી જવાબદારી પૂરી થઈ ગઈ હતી, એમ હું માનતો હતો, પણ હમણાંજ બાદશાહનો પત્ર મને મળ્યો તે ઉપરથી જણાય છે કે બાદશાહનો ઈરાદો શિવાજીને તારા તાબામાં સોંપવાનો છે. આટલા દિવસ રાહ જોઈ તેવીજ રીતે થોડા દિવસ સુધી થોભ. મેં ગુજારેલી અરજનો જવાબ પણ આવી જશે એને તે આવ્યા પછી શિવાજીના સંબંધી શી વિનંતિ કરવી તે નક્કી કરીશું. મેં બાદશાહ આગળ અરજ ગુજારી છે કે "એક તો મને દક્ષિણના સંપૂર્ણ અધિકાર સોંપી દો અને મને જોઈએ તેટલી કુમક મોકલો; તેમ બને એમ ન હોય તો મને બાદશાહ સલામત પાસે પાછો બોલાવી લો." તને આગ્રાનો ફોજદાર બનાવીને શિવાજીને ફરી પાછો તારા જ કબજામાં સોંપવાનો બાદશાહનો વિચાર છે એ તારા પત્રથી જાણ્યું. તે સંબંધમાં તને જણાવવાનું કે આજ સુધી બાદશાહી દૌરામાં જ તું રહેલો છે એટલે આ વખતે પણ દૌરામાં જ તને સાથે રાખવાની બાદશાહને વિનંતિ કરજે."

" બાદશાહ પોતે જો ચડાઈ ઉપર નીકળવાના હોય તો શિવાજી રાજાને આગ્રે રાખવા એ જ વધારે સગવડભરેલું થઈ પડશે અને જો એમ જ બને તો એમને આશ્વાસન આપીને જણાવવાની જરુર છે કે દરબાર દક્ષિણમાં પહોંચશે કે તરતજ એમને દક્ષિણમાં બોલાવવામાં આવશે. બાદશાહની સાથે જ દૌરામાં રહેવું એજ હાલના સંજોગોમાં તારે માટે તો ઈષ્ટ છે" ( હાપ્ત અંજુમન. प. सा. सं. नं. ११३० ).

ઔરંગઝેબ બાદશાહે શિવાજી મહારાજને પરહેજ કર્યાથી મિરઝારાજાની ચિંતા બહુ જ વધી પડી હતી. મિરઝારાજા વચનનો બહુ જ સાચો હતો. શિવાજી મહારાજને તેમની સહીસલામતી માટે મિરઝારાજાએ વચન આપીને દક્ષિણથી દિલ્હી મોકલ્યા હતા અને બાદશાહે તેમને દરબારમાં બોલાવી કેદ કરી લીધા એટલે મિરઝારાજા બેચેન બન્યા.

શિવાજીનો વાળ વાંકો નહિ થાય અને એમનું માન દરબારમાં જળવાશે એની હામી જયસિંહ રાજાએ ભરી હતી, એટલે હવે શું કરવું એ વિચારમાં એ પડ્યા. એમણે જુન માસમાં ભોજરાજ કચ્છવાને પત્ર લખી કુમાર રામસિંહને સંદેશો કહેવડાવ્યો કે " શિવાજીની બાબતમાં બાદશાહી સત્તાને કોઈપણ પ્રકારનું નુકસાન ન થતાં મારાં અને તારાં આપેલાં વચનો પળાય એવી રીતનું વર્તન તું રાખજે." મિરઝારાજાના પત્રમાંના ઉપલા સંદેશાના શબ્દો ઉપરથી એમના મનની મૂંઝવણ કેટલી હતી તેનું અનુમાન થઈ શકે છે. મિરઝારાજાની મૂંઝવણ એક પછી એક વધ્યે જ જતી હતી અને તેમાં વળી દરબારના એના તેજેદ્વેષીઓ અને ઈર્ષાખોરો જયસિંહને એના દરેક કામ માટે દોષ દઈ એની નિંદા કરવાનો ધંધો જ લઈ બેઠા હતા.

શિવાજી મહારાજે દક્ષિણ છોડ્યા પછી દક્ષિણનો મામલો વધારેને વધારે બગડતો જ રહ્યો હતો. આદિલશાહી અને કુતુબશાહીએ મુગલોની સુસ્તી ઉડાવી દીધી હતી અને તેથી કરીને મુગલ સત્તાધારીઓનાં આંખનાં પડળ ઉઘડી ગયાં હતાં. આજ સુધી મુગલાઈની બાંધી મૂઠી હતી તે હવે દક્ષિણમાં ખુલ્લી થઈ જવાનો પ્રસંગ આવી પહોંચ્યો હતો. આવા સંજોગોમાં જો શિવાજી દક્ષિણમાં આવે તો મુગલાઈનાં મૂળ દક્ષિણમાંથી ઉખડી જાય, એવો ભય હતો. શિવાજી દક્ષિણમાં ન આવે એવી મિરઝારાજાની ઈચ્છા હતી, પણ શિવાજીને નારાજ કરવાથી એના અમલદારો મુગલ સત્તા સામે ઉશ્કેરાઈને આદિલશાહીને મળી જાય તો મુગલાઈને જબરો ધક્કો લાગવાનો સંભવ હતો તેથી

મિરઝારાજાએ ઈ. સ. ૧૬૬૬ ના જુન માસમાં બાદશાહ તરફ નીચેની મતલબનું લખાણ રવાના કર્યું હતું:—"શિવાજીને પાછો દક્ષિણમાં મોકલવાની મેં સૂચના કરી હતી, તે વખતે દક્ષિણની સ્થિતિ કંઇ જુદી જ હતી. હવે આ ગાળામાં અમારી સ્થિતિ જરા કફોડી થઈ છે, તેથી શિવાજીને હવે આ તરફ મોકલવામાં જોખમ છે. તેને ત્યાં રાખવામાં ભારે સાવધાની રાખવાની જરૂર છે. મુગલોના હાથમાં શિવાજીની જિંદગી જોખમમાં છે એવી માન્યતા જો એની પ્રજામાં ફેલાઈ તો દક્ષિણના એના અમલદારો નિરાશ થઈને આદિલશાહીને મળી જશે અને જો એમ થાય તો બધે અવ્યવસ્થા અને અંધેર ફેલાશે. (હાપ્ત અંજુમાન).

મુગલ દરબારના મિરઝારાજાના દુશ્મનો તેના ઉદયથી બળી રહ્યા હતા. શિવાજી સામે પણ એ ફાવી ગયો એટલે અંદરથી બળી રહેલા ઈર્ષાખોરોએ મિરઝારાજાની નિંદા કરવાનો ક્રમ આદર્યો. જયસિંહ જે કંઈ કરે તે કૃત્યને તદ્દન જુદા જ રૂપમાં લોકો આગળ રજુ કરી મિરઝારાજાને હલકો પાડવાના પ્રયત્નો મુગલ દરબારમાં કેટલાક વિરોધીઓ કરી રહ્યા હતા. બાદશાહ અને બાદશાહી અમલદારોના કાન ભંભેરવાનો આ ઈર્ષાખોરોનો હેતુ હતો. પોતાના વિરોધીઓ અનેક રીતે નિંદીને પ્રજામાં અને બાદશાહની નજરમાં પોતાને હલકો પાડવાના નીચ હેતુથી અનેક જુઠાણાં ચલાવી રહ્યા છે એ વાત મિરઝારાજાને કાને ગઈ. એ તો અનુભવી અને પાવરધા પુરુષ હતા છતાં એમને આ વખતે ઘણું લાગી આવ્યું. શિવાજી મહારાજના સંબંધમાં ગમે તેવી અફવા નીચ લોકો ઉડાવે તોપણ તેની થોડી ઘણી અસર તો બાદશાહ અને તેમના ખાસ અમલદારો ઉપર થાય એટલી મહત્તા તે વખતે શિવાજી મહારાજે મુગલાઈમાં મેળવી હતી. મિરઝારાજાએ આ સંબંધમાં બાદશાહ તરફ નીચેની મતલબનું લખાણ કર્યું હતું: "શિવાજી ઉપર ચડાઈ કરવા તો ખુદ બાદશાહેજ મને મોકલ્યો હતો × × × દક્ષિણ આવ્યા પછી બહુ થોડાજ સમયમાં મેં શિવાજી સામેની ચડાઈમાં યશ પ્રાપ્ત કર્યો અને સેંકડો યુક્તિઓ ચલાવીને મેં એને તથા એના છોકરાને બાદશાહની હજુરમાં રવાના કર્યા. બાદશાહ સલામત આ બધું જાણે છે. જ્યારે મેં આ કર્યું ત્યારે દરબારી લોક કહે છે શિવાજી આવા સ્વભાવનો અને આવો ખંધો હતો એની એને (મિરજારાજાને) ખબર હતી ત્યારે એવાને એણે દરબારમાં શા માટે મોકલ્યો? જ્યારે મેં એને પનાળાગઢ ઉપર ચડાઈ લઈને મોકલ્યો ત્યારે વળી દરબારી લોકોએ કહ્યું જયસિંહે એને (શિવાજીને) પોતાના તાબામાંથી નાસી જવાની તક આપી અને હવે જ્યારે બાદશાહ સલામતની હજુરમાં એને મોકલ્યો ત્યારે શું કામ મોકલ્યો એમ કહીને દરબારીઓ ટીકા કર્યાંજ કરે છે. આવા પ્રકારની ટીકાનું પરિણામ એ આવ્યું કે અધુરું રહેલું બિજાપુરનું કોકડું પૂરું ગૂંચાઈ ગયું" (હાપ્ત અંજુમાન).

શિવાજી મહારાજના સંબંધમાં મિરઝારાજાની સાથે ઔરંગઝેબ બાદશાહને પત્રવ્યવહાર ચાલી રહ્યો હતો એ દરમિયાનમાં મામા શાહિસ્તખાનની બેગમે બાદશાહની હજુરમાં શિવાજી મહારાજ સામે લેખી ફરિયાદ પેશ કરી. એ ફરિયાદમાં બેગમ સાહેબા બાદશાહ સલામતના મામીએ જણાવ્યું હતું કે આ કાફરે મારા પ્યારા પુત્રને મારી નાંખ્યો છે અને મારા ખાવિંદ ઉપર પૂનામાં રાત્રે હુમલો કરી એમનાં આગળાંઓ ઝપાઝપીમાં કાપી નાંખ્યાં હતાં અને હવે એજ કાફર બાદશાહના કબજામાં આવ્યો છે તો એને એના ઘોર ગુના માટે ઘડો લેવા લાયક સજા થવી જોઇએ." પોતાની મામીની આ ફરિયાદ બાદશાહની નજર સામે હતીજ. બાદશાહ સલામત ભારે વિચારમાં પડ્યા. અનેક દૃષ્ટિથી શિવાજી સંબંધી ગૂંચાયેલા કોકડાનો વિચાર કરવા લાગ્યા. (૧) શિવાજીને જો છોડી દેવામાં આવે તો દક્ષિણમાં એની શી અસર થશે અને મુગલ સત્તા મજબૂત કરવામાં એ મદદરૂપ થઈ પડશે કે મુગલ સત્તાને ઢીલી કરવામાં એનો દુરુપયોગ થશે તે ઉપર બાદશાહ વિચાર કરવા લાગ્યો. (૩) શિવાજીને કેદમાંજ રાખવામાં આવે તો મુગલોની દક્ષિણની ચડાઇને તે કૃત્ય કેટલે દરજ્જે મદદરૂપ થઇ પડશે એની પણ બાદશાહ ગણત્રી કરવા લાગ્યો. (૪) શિવાજીને હિંદુસ્થાન બહાર કાઢવામાં આવે તો મુગલ

સત્તા દક્ષિણમાં સ્થાપવાના કામમાં એ કેટલે દરજ્જે મદદરૂપ થઇ શકે એનો વિચાર પણ બાદશાહના મગજ બહાર ન હતો. (૫) શિવાજીને આગ્રામાં રાખી દક્ષિણની સત્તાઓ કચડવા જાતે દક્ષિણમાં જવાની જો ગોઠવણ કરવામાં આવે તો શિવાજીનો આગ્રામાંનો બંદીવાસ બાદશાહને કોઈ રીતે નડતરરૂપ થઈ પડે કે કેમ એ વિચાર પણ બાદશાહના મગજમા ઉભો થયો. (૬) શિવાજીને શું કરવામાં આવે તો શિવાજી પોતે અથવા એના સરદારો અને અમલદારો દક્ષિણના બિજાપુર અને ગોવળકોંડા સાથે મળી ન જાય અને શિવાજી હંમેશ મુગલ ઝૂંસરી નીચે એક સુંવાળા સરદાર તરીકે રહે એનો વિચાર બાદશાહ કરવા મંડી પડ્યો. એવા એવા વિચારો કરી કયા નિર્ણય ઉપર આવવું એ મૂંઝવણમાં બાદશાહ પડ્યો.

સંજોગો ઉપર દૃષ્ટિ દોડાવતાં ઔરંગઝેબને લાગ્યું કે શિવાજીને આગ્રે રાખવો અને તેને સાચવવાની સઘળી જવાબદારી રામસિંહને માથે નાંખવી. આમ રામસિંહને માથે મોટી જવાબદારી નાંખવામાં આવી એટલે મિરઝારાજાએ બાદશાહને પત્ર લખ્યો કે તેના પુત્રને આવી મહત્ત્વની જવાબદારીમાંથી મુક્ત કરવો. આ બાબત બાદશાહે જ્યારે ફરીથી વિચાર કર્યો ત્યારે તેને જણાયું કે એક હિંદુને–ક્ષત્રિય રાજબીજને–હવાલે શિવાજી જેવા ચુસ્ત હિંદુને–જેને હિંદુઓ હિંદુત્વનો તારણહાર સમજે છે–મૂકવો એ સહીસલામતી ભરેલું નથી. રામસિંહને આ જવાબદારીમાંથી બાદશાહે મુક્ત કરી શિવાજીને હિંદુસ્થાન બહાર મોકલી દેવાનો વિચાર કર્યો. શિવાજી દક્ષિણમાં જાય તો આદિલશાહી અને કુતુબશાહી સત્તાઓ જે દક્ષિણની મુગલ સત્તાઓને મસળી નાંખવાના કામમાં મચી પડી હતી તેને મદદ રૂપ થઈ પડે એમ હતું. શિવાજીને ઝાઝો વખત કેદખાનામાં રાખવા એ પણ સહીસલામતી ભરેલું ન હતું. શિવાજી મહારાજને લાંબો વખત બંદીવાન રાખવામાં આવે તો એના સરદારો આદિલશાહી અને કુતુબશાહીને મળી જઈ મુગલ સત્તા ઉપર વેર વાળવા બંડ કરશે એ બીકથી શિવાજી મહારાજને છૂટા કરી હિંદ બહાર મોકલી દેવાનો ઘાટ બાદશાહે ઘડ્યો. ભારે લશ્કર લઇ હિંદ બહારના મુલક ઉપર મુગલો તરફથી ચડાઈ લઈ જવા મહારાજને બાદશાહે કહેવડાવ્યું. બાદશાહની આ ઇચ્છા જાણી શિવાજી મહારાજે ઊંડો વિચાર કરી જવાબ આપ્યો કે બાદશાહ સલામત હિંદ બહાર જે દેશ ઉપર ચડાઇ કરવા મોકલે ત્યાં જવા એ ખુશી છે પણ પોતાનું લશ્કર સાથે લઈ નેજ એ એવી ચડાઇ કરી શકશે.

બાદશાહે મિરઝારાજાને શિવાજી મહારાજનાં સંબંધમાં અનેક ખુલાસા કરવા પત્રો લખ્યા. તેના જવાબમાં મિરઝારાજાએ જણાવ્યું કે " શિવાજીને મેં સહીસલામતીનું વચન આપેલું છે. દક્ષિણની મારી કામગીરી પૂરી નથી થઈ અને હું હાલમાં દક્ષિણ છોડીને એ સંબંધમાં વીગતવાર ખુલાસો કરવા હજુર સમક્ષ આવી શકું તેમ નથી. શિવાજીના અપરાધ થયા હોય તો તે બધા બાદશાહ સલામત જતા કરશે તો મારા ઉપર ઉપકાર થશે, તેમ કર્યાથી શહેનશાહતનું જે કામ અત્રે આરંભ્યું છે તેને ભારે મદદ થઇ પડશે. શિવાજીને બંધનમુક્ત કરવામાં આવે તો તે મદદરૂપ નિવડશે એની મને ખાતરી છે " (Deliverance of Shivaji. Notes Page 8). મિરઝારાજાના આ જવાબથી બાદશાહનો ગૂંચવાડો વધ્યો.

## ૫. જાફરખાન અને શિવાજી મહારાજ.

જહાંગીર બાદશાહની મુલકમશહુર બેગમ ખૂબસુરત નુરજહાનના કાકાના છોકરા સાદીકખાનને જાફરખાન નામનો છોકરો હતો અને તે બાદશાહના મામા અમીર–ઉલ–ઉમરાવ શાહિસ્તખાનની બેનની સાથે પરણ્યો હતો. આ જાફરખાનને ઔરંગઝેબ બાદશાહે ઈ. સ. ૧૬૬૨ની સાલમાં પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો હતો. ઔરંગઝેબને રાજકાજમાં એ ઘણો મદદગાર નિવડ્યો હતો. કેટલી બાબતોમાં એ પણ બાદશાહને સલાહ આપતો. ઔરંગઝેબ હમેશાં પોતાનું ધાર્યું કરતો છતાં મુખ્ય પ્રધાન તરીકે,

યુક્તિઓ વાપરી હતી. કેટલીક ગોઠવણો તો એટલી બધી છૂપી હતી કે મહારાજ પોતે પણ જાણતા નહોતા. ઉપર અમો જણાવી ગયા તે સરદાર મોરોપંત પિંગળેના ત્રણે સગાંઓને ગુપ્ત ખબર પહોંચાડવામાં આવી. એ ત્રણે ભાઇઓ મથુરામાં હતા. એમને બાલાજી આવજી અને નિરાજી રાવજીએ ખોળી કાઢ્યા અને તેમને મહારાજની સમક્ષ લઈ આવ્યા. મથુરામાં મહારાજના પૂજ્ય ગુરૂશ્રી સમર્થ રામદાસ સ્વામીનો રામદાસી સંપ્રદાયનો મઠ હતો. એ મઠના મહંતની મદદ પણ મહારાજને મળી હશે જ. ઘોડા ઉપરના પ્રવાસથી અને અનેક અડચણો અને ત્રાસથી સંભાજી મહારાજ તદ્દન થાકી ગયા હતા. મહારાજને લાગ્યું કે થાકીને લોથ થઇ ગયેલા આ રાજકુમારને સાથે રાખવાથી ભારે સંકટમાં આવી પડાય એમ છે. મુસાફરીનો ત્રાસ, માઇલોના માઇલો પગે ચાલવું, જંગલોમાં અથડાવું, છૂપાઈ રહેવું, પૂર જોસથી વહેતાં નદી નાળાંઓ તરી જવાં વગેરે અનેક અડચણો આ કુમળા બાળકથી આ ઉંમરમાં વેઠાય એમ નથી અને રસ્તામાં એની ખાતર વારંવાર થોભવું પડે અને પ્રતિકૂળ વાતાવરણ હોવા છતાં મુકામ કરવાનું સાહસ ખેડવું પડે એ પોસાય એમ નથી, તેથી એ બાબત ઉપર વિચાર કરી મહારાજે સંભાજી રાજાને સાથે નહિ લેવાનો નિશ્ચય કર્યો. આવે કટોકટીને વખતે ઉત્તર હિંદુસ્થાનમાં જ્યાં મુગલપતિ ઔરંગઝેબની હાક વાગી રહી હતી ત્યાં શિવાજી મહારાજ અને સંભાજી મહારાજને શોધી કાઢવા માટે સઘળું શહેનનશાહી બળ વાપરવાનો શહેનશાહે નિશ્ચય કર્યો હતો ત્યારે, આ બંનેને પકડી આપનારને માટે લાખો રૂપિયાના લલચાવનારાં ઇનામો નક્કી કર્યાં હતાં ત્યારે, શંભાજીને કોને આશરે મૂકવો એ પ્રશ્ન ઉભો થયો. ઔરંગઝેબની શેહમાં ન તણાય એવો, એના અમલદારોના દાબમાં ન દબાઈ જાય એવો, મુગલ અધિકારીઓના જુલમથી ન ફૂટી જાય એવો, ધનના ઢગલાઓ દેખીને ન લલચાઈ જાય એવો હિંદુત્વની ભાવનાવાળો માણસ એ ગાળામાં ક્યાંથી મળી શકે ? ભારે ચિંતામાં પડ્યા પણ પ્રભુએ ચિંતા દૂર કરી. પોતાનો નિશ્ચય મહારાજે બાળાજી આવજી અને નિરાજી રાવજી આગળ જાહેર કર્યો, ત્યારે એમણે તરતજ એમને જણાવ્યું:–" મહારાજ ! પ્રભુ આપણી મદદમાં છે. આપણા ઉપર આપણી કસોટી કરવા સંકટ નાંખે છે, પણ દૂર કરવાના સાધનો પણ એજ ઉભાં કરી આપે છે. ઉત્તર હિંદુસ્થાનમાં એવો વિશ્વાસુ માણસ આપણી પાસે છે. ધનના ઢગલાઓથી ન લલચાય એવો, ઔરંગઝેબના સખ્તમાં સખ્ત હુકમોને બાજુએ મૂકી દે એવો મુગલ અધિકારીઓના જુલ્મોને પી જાય એવો, પોતાના જીવ ઉપર આવી પડે તો પણ જરાએ ન ડગે એવો, માણસ તો મહારાષ્ટ્રથી અત્રે આવીને રહેલા આપણા મોરોપંત પિંગળેનાં–સગાં આપની સેવામાં હાજર છે. મહારાજ ! આ ત્રણે ભાઈ તથા એમની માતા આપની સેવા માટે તૈયાર છે." આ સંબંધમાં સલાહ મસલત કરી આખરે શંભાજી મહારાજને કૃષ્ણાજીપંત તથા એના બીજા બે ભાઇઓ અને તેમની માતાને હવાલે કરી આગળ મુસાફરી કરવાનું સર્વેએ નક્કી કર્યું. મહારાજે કૃષ્ણાજીપંત તથા એના બીજા બે ભાઈઓ જોડે વાતચીત કરી એમની ખાનદાનીની ખાતરી કરી લીધી. મહારાજને પોતાને આ ભાઈઓનો પૂરેપુરો અનુભવ હતો અને વધુમાં બાળાજી આવજી અને નિરાજી રાવજીએ ખાતરી આપી એટલે મહારાજે એ કુટુમ્બ ઉપર વિશ્વાસ મૂક્યો અને કૃષ્ણાજીપંતને જણાવ્યું " કૃષ્ણાજીપંત ! તમે અનુભવી છો. તમારા ભાઈઓએ પણ જમાનો ઓળખ્યો છે. અમારા મોરોપંત પિંગળેના તમે નિકટના સંબંધી છો, એટલે અમારો તમારામાં પૂરેપુરો વિશ્વાસ છે. આવા કટોકટીને વખતે જ્યારે અમને ખાસ વિશ્વાસપાત્ર માણસની અત્રે જરૂર છે, ત્યારે તમે મળી આવ્યા એ ઈશ્વરની કૃપા જ છે. ઈશ્વરે જ જાણે તમને અત્રે મોકલ્યા છે. કુમાર શંભાજીને અત્રે કોઈ ખાસ વિશ્વાસુ માણસને હવાલે કરી અમો મહારાષ્ટ્ર તરફ કૂચ કરીશું. એને આ વખતે અમારી સાથે રાખવો એ બંને માટે જોખમભરેલું છે. તમે જો અમને અત્રે ન મળ્યા હોત તો હું જરૂર જોખમ ખેડીને પણ એને સાથે રાખત. પૂરેપુરા ભરોંસા સિવાય હું એને કોઈને હવાલે કદી પણ કરું નહિ. મારી કાયાના કડકા થઈ જાય અને મારા સર્વસ્વનો નાશ થઈ જાય તો પણ હું મારા વહાલા દીકરાને

પૂરેપુરા વિશ્વાસ વગર કોઈને સ્વાધીન કદી પણ ન કરું. ઔરંગઝેબ જેવો બળવાન દુશ્મન મારી પૂઠે પડયો છે, એના અમલદારો બહુ સખ્તાઈથી અને અતિ ઝીણવટથી મારી શોધ કરી રહ્યા છે, એવે વખતે હું મારા દીકરાને તમારે હવાલે કરું છું. મારી ભવિષ્યની આશાને હું તમારે કબજે સોંપું છું. તમારા કબજામાં મારો શંભાજી તદ્દન સહીસલામત છે એની મને પૂરેપુરી ખાતરી હોવાથી જ મેં એને તમારે ખોળે મૂક્યો છે. મને કોઈ રીતે મદદગાર નિવડવામાં ભારે જોખમ છે, અતિ ત્રાસ છે, જીવનની કસોટી છે એ તમે જાણો છો છતાં મારા દીકરાને આવા સંકટના સમયમાં સાથે રાખીને મારા ઉપર તમે ભારે ઉપકાર કરવા તૈયાર થયા છો એ તમારો હિંદુત્વ પ્રત્યેનો પ્યાર અને મહારાષ્ટ્ર માટેનું અભિમાન બતાવી આપે છે. શંભાજીને આ સંજોગોમાં સંઘરવો એ બાદશાહનો ગુસ્સો વહોરી લેવા જેવું છે, સર્વસ્વ નાશને આમંત્રણ આપવા જેવું છે, છતાં તમે આ બધા વિચારો કર્યા પછી પણ અમારી ખાતર, હિંદુ ધર્મની ખાતર, મહારાષ્ટ્રના નાકની ખાતર આ સાહસ ખેડવા તૈયાર થયા છો એ તમારા ઉપકાર ભૂલાય એમ નથી. <u>કૃષ્ણાજીપંત !</u> આ વખત તો જતો રહેશે, સંકટો દૂર થઈ જશે, પરિસ્થિતિ બદલાઈ જશે, પણ તમે આ સંકટ વખતે કરેલી સહાય તો જ્યાં સુધી મહારાષ્ટ્રનો ઇતિહાસ દુનિયામાં હયાત રહેશે ત્યાં સુધી અમર રહેશે. આવે વખતે સહાય કરવા તૈયાર થાય એને જ સાચો સાથી હું સમજું છું. આ મદદનું મૂલ્ય નથી. તમારી આ અનેરી સેવાને માટે જે જે બદલો આપવામાં આવે, જે જે કરવામાં આવે તે બધું ઓછું જ છે. મારો પોતાનો દીકરો મારી પછી મહારાષ્ટ્રમાં સ્થાપવામાં આવેલી હિંદુ સત્તાનો દિપક, મારા પંચપ્રાણ, હું આજે તમારે ખોળે મૂકી રહ્યો છું. તેને બરાબર સંભાળજો. એને કેવી રીતે સંભાળવો, એનું જતન કેવી રીતે કરવું એ તમને મારે કહેવાનું ન હોય. એ મારા પંચપ્રાણ છે, મહારાષ્ટ્રની ઇજ્જત છે, મારી પછી હિંદુત્વ રક્ષણની નૌકાનો એ સુકાની છે, એ વાત તમે ભૂલતા નહિ. એને સાચવવાની જવાબદારી, જોખમદારી તમારે શિરે નાંખીને અમો મહારાષ્ટ્ર તરફ જવા હવે ઉપડીશું. <u>મહારાષ્ટ્રમાં સહીસલામત પહોંચ્યા પછી</u> તમને મારા <u>હાથનો લખેલો પત્ર અને સૂચનાઓ ન મળે ત્યાં સુધી તમે એને આ ગાળામાં જ તમને અનુકૂળ લાગે ત્યાં રાખજો.</u> મારો પત્ર તમને મળે કે તરતજ તમે એને લઈને મહારાષ્ટ્રમાં આવજો. શું કરવું અને શી રીતે આવવું, ક્યાં થઈને આવવું, વગેરે સૂચનાઓ તમને તે વખતે મળી જશે. કૃષ્ણાજીપંત ! તમે તો જાણો છો અને જુવો છો કે અમે તો ધર્મ અને દેશને માટે જિંદગીના સટ્ટા ખેલી રહ્યા છીએ. અમારી જિંદગીની સલામતી નથી. અમારી પાછળ બળવાન દુશ્મન છે. ન કરે નારાયણ અને જો રસ્તામાં જ મારું મરણ થાય તો સંજોગો જોઈને હિંદુત્વ રક્ષણ માટે, હિંદુસત્તા સ્થાપવાની યોજના ઉપર નજર દોડાવીને તમને ધર્મ અને દેશના લાભમાં જે યોગ્ય અને વાજબી લાગે તે કરજો. આપણી આબરૂ અને નાક સાચવવા વખત વિચારીને, સંજોગો જોઈને, હિંદુત્વને ધ્યાનમાં રાખીને, વર્તન કરજો. તમારી આ સેવા બહુ ભારે છે. એનો બદલો તમને કોઈ આપી શકશે નહિ. પ્રભુ જ તમને એનો બદલો આપશે. અણી વખતે હિંમતથી આ સાહસ ખેડયું છે તે મારાથી કદી પણ ભૂલાશે નહિ. બદલામાં ફૂલ નહિ અને ફુલની પાંખડી આપી તમારી સેવાની કદર કરવાની પ્રભુ મને તક આપે એટલી જ એને ચરણે વિનંતિ છે. કૃષ્ણાજીપંત ! શંભુ બાળક છે. એને સાચવજો." આ શબ્દો બોલતી વખતે મહારાજના મોં ઉપર ગાંભીર્ય છવાઈ રહ્યું હતું. પોતાના પ્યારા કુમારને કૃષ્ણાજીપંતને સ્વાધીન કરતાં મહારાજની આંખો ભીની થઈ. આ દૃશ્ય બહુ હૃદયસ્પર્શી હતું. મહારાજના શબ્દો સર્વે શાંતિથી સાંભળી રહ્યા હતા. શંભાજી કૃષ્ણાજીને સોંપ્યો અને એ ભાઈઓને ખૂબ ધન આપ્યું. કૃષ્ણાજીપંતે બહુ ગંભીરપણે મહારાજને કહ્યું કે:—" મહારાજ ! મનુષ્યના જીવનમાં જીવન ધન્ય કરી લેવાની એકાદ તક પ્રભુ આપે છે. એ તક પ્રભુએ આજે મને આપી છે. હું તેનો સદુપયોગ કરી, મારું જીવન સાર્થક કરીશ. મહારાજ ! આપ તો રાજા છો. આપને શું ઓછું છે ! આપ તો અમારા સુખને માટે દુખ વેઠી રહ્યા છો. આ બધાં સંકટો અને આફતો આપ તો આપણા વહાલા

ધર્મને ખાતર વેઠી રહ્યા છો. આપે આપનું સુખી જીવન ધર્મને માટે દુખી બનાવી રહ્યા છો. ધર્મ માટે આપે શિર હાથમાં લીધું છે, તો એજ અમારા વહાલા ધર્મની ખાતર તેના તારણહારને સાથ આપતાં સંકટ આવી પડે તો તેનો સામનો કરવામાં એક સાચા હિંદુ તરીકે અમો કદી પણ પાછી પાની નહિ કરીએ. શંભાજી મહારાજનું જતન કરવું, એતો અમારા ધર્મનું રક્ષણ કરવા બરાબર છે. આપ પ્રત્યે, હિંદુધર્મ પ્રત્યે અને હિંદુત્વના અભિમાનીઓ પ્રત્યે, મુગલપતિ કેટલો બધો રોષે ભરાયો છે એ હું બરાબર જાણું છું. એની જબરી સત્તાનું મને બરાબર ભાન છે. એના અમલદારોનો હિંદુઓ પ્રત્યેનો કડક અમલ મેં સાંભળ્યો છે, જોયો છે અને અનુભવ્યો છે. એનો રોષ જેના ઉપર ઉતરે તેની કેવી માઠી વલે થાય છે. એ હું સમજું છું. આપને ખોળી કાઢવા માટે એ અને એના અમલદારો આકાશ પાતાળ એક કરશે. આપને મદદગાર નિવડ્યાનો સહેજ પણ વહેમ જેના ઉપર આવે, તેનું નિકંદન કાઢવા એ શું શું કરશે અને એ ક્રૂર અમલદારો કેવાં કેવાં જુલમો ચલાવશે, તેની કલ્પના હું કરી શકું છું. લાગણી વશ થઈને મેં આ જોખમદારી માથે લીધી નથી. ધર્મકાર્ય ગણીને તે મેં સુખેથી માથે લીધી છે. બળવાન મુસલમાની સત્તાનો આપે સામનો કર્યો છે, એ હું જાણું છું. તેની સાથે હું એ પણ જાણું છું કે હું હિંદુ છું અને તેમાં વળી મહારાષ્ટ્રનો હિંદુ છું. મારા ધર્મના તારણહારની સેવામાં મારા દેશની ઇજ્જતને માટે મારું સર્વસ્વ ખોવા મારે તૈયાર રહેવું જોઈએ, એ મારો ધર્મ સમજીને ખુલ્લી આંખે મેં આ જોખમદારી સ્વીકારી છે અને તે પાર ઉતારીશ. બાદશાહે લાખો રૂપિયાનાં ઇનામો કાઢ્યાં છે, અનેક લાલચો આપી છે, ધમકીઓ પણ આપી છે, બધું કર્યું છે પણ એના લાખો રૂપિયાના ઢગલાઓ પણ દિલને નહિ ડગાવી શકે, ટેક વાળાને નહિ લલચાવી શકે. મહારાજ! આપે અમારા ઉપર વિશ્વાસ મૂકી અમારા જીવન ધન્ય કર્યા છે. આપે મૂકેલા વિશ્વાસને અમો પાત્ર છીએ એ બતાવવાની જવાબદારી હવે મારે શિરે છે. શંભાજી મહારાજની સહીસલામતી માટે આપ નચિંત રહો. જ્યાં સુધી આ દેહમાં જીવ છે જ્યાં સુધી હું અને મારો ભાઈ તથા મારી મા જીવતાં છીએ ત્યાં સુધી શંભાજી મહારાજનો વાળ પણ વાંકો નહિ થવા દઈએ. બાદશાહ તરફની લાખ્ખો રૂપિયાની લાલચોને લાત મારવાની આપના સેવકમાં શક્તિ છે, એ આપ જોશો. આપની કૃપા અને આપની મીઠી નજર એ આ લોકમાં અમને કરોડો રૂપિયા સમાન છે, એટલું જ નહિ પણ અમે તો એને પરલોકમાં પણ અમારી મુક્તિના સાધનો છે એમ માનીએ છીએ. મહારાજના પોતાના અક્ષરનો પત્ર આવશે ત્યારે આપની સૂચના મુજબ શંભાજી મહારાજને લઈને મહારાષ્ટ્રમાં આવીશું અને આપના યુવરાજને સહીસલામત સોંપીશું. ગમે તેવી ભારે અડચણો આવશે તો પણ અમો તે સર્વે દૂર કરીશું. ગમે તેવાં સંકટો આવશે તો પણ અમે તે સંકટોનો સામનો કરીશું. ગમે તેવી આફતો આવશે તો પણ અમો તેને હઠાવીશું. બળ, કળ, યુક્તિ, શક્તિ, હિંમત અને હિકમત એ બધાનો ઉપયોગ કરી માથે લીધેલું કામ અમો પાર પાડીશું. આવે વખતે સર્વસ્વને ભોગે પણ આપની સેવા કરવી એ અમારો ધર્મ છે, એટલે અમો તેને પાર ઉતાર્યા વિના નહિ રહીએ. આ સંકટમાંથી પાર તરી જવા માટે પ્રભુ અમને સન્મતિ અને અખૂટ શક્તિ આપશે એવો અમને વિશ્વાસ છે. મહારાજ! આપને ચરણે આ સેવકની એક વિનંતિ છે, તેનો સ્વીકાર કરવા કૃપાવંત થશો. શંભાજી મહારાજની સહીસલામતી માટે હવે મહારાજને વધારે ખાતરી આપવાની ન હોય. મારા બંને ભાઈઓ અને મારી મા એમની પૂરેપુરી સંભાળ લેશે અને આપનો પત્ર આવશે એટલે એમને લઈને એ દક્ષિણમાં આવશે. આપ અને આપની સાથેનાં માણસોમાં ઉત્તર હિંદુસ્થાનના પૂરેપુરા ભોમિયા નથી. આ ભાગના અજાણ્યા છો. અજાણ્યો અને આંધળો એ સરખા જ ગણાય. વળી આવા સંજોગોમાં સીધા રસ્તા બાજુએ મૂકીને, ધોરી રસ્તા છોડી દઈને, દૂરના રસ્તા લેવાના અનેક પ્રસંગો આવવાનો સંભવ છે. કેટલેક પ્રસંગે વખતે વિકટ પંથ પણ કાપવા પડે. આ બધા ઉપર વિચાર કરીને હું મારી સેવા આપને ચરણે ધરું છું. મેં આ ભાગમાં ખૂબ મુસાફરી કરી છે. આ તરફનો

મને અનુભવ છે. હું આ તરફના ધોરી રસ્તા, પગદંડી તથા જંગલોના રસ્તાનો ભોમિયો છું તો મને સાથે રાખવા મહેરબાની કરશો. આ પ્રવાસમાં હું ઉપયોગી નિવડીશ."

કૃષ્ણાજીનું કહેવું બધાએ શાંતિથી સાંભળી લીધું અને શંભાજીને કૃષ્ણાજીના ભાઈઓને સોંપી કૃષ્ણાજીને સાથે આવવા જણાવ્યું. મહારાજનો હુકમ થતાંની સાથેજ કૃષ્ણાજી પણ બીજાઓ જેવો બાવો બન્યો અને મથુરાથી જ આ બાવાની ટોળીમાં ભળી ગયો.

આ પ્રવાસ દરમિયાન ઘણા અવનવા બનાવો બન્યા. ઘણા ચમત્કારો થયા. મહારાજ અને એમની ટોળી અનેક વખતે સંકટમાં સપડાઇ પણ મહારાજની તીવ્ર સમયસૂચકતા દરેક વખતે કામ લાગી. આ પ્રવાસ દરમિયાન મહારાજના અનેક સદ્ગુણોની કસોટી થઈ. હિંમત, સાહસિકપણું, ચપળતા વગેરે ગુણો આ પ્રવાસમાં મહારાજમાં પૂરેપુરા ઝળકયા હતા. આ પ્રવાસ દરમિયાન બનેલા બનાવો પૈકી નીચેના બનાવો મહારાજમાં વસી રહેલા અનેક સદ્ગુણોની વાંચકોને ખાતરી કરાવશે.

શિવાજી મહારાજ મથુરામાં હતા ત્યારે એમના સંબંધમાં નીચે પ્રમાણે એક બનાવ બન્યો:— એક દિવસે મહારાજ અને તેમની સાથેના ભગવાધારીઓ ઘાટ ઉપર બેઠા બેઠા વાતો કરતા હતા ત્યારે મથુરાનો એક ચોબો આ વાતો સાંભળી રહ્યો હતો. આ ટોળીને ખબર ન હતી કે કોઈ એમની વાતો રસથી સાંભળ્યા કરે છે. એ વાતો દરમિયાન શિવાજી મહારાજે કહ્યું કે 'આ યમુના નદીના નહાવા ધોવાના ઘાટ તદ્દન જીર્ણ થઈ ગયા છે. ખરાબ દશામાં આવી ગયા છે. આ ઘાટોને મરામતની ખાસ જરુર છે. કોઈ એના તરફ ધ્યાન પણ દેતું નથી. પોતાનાં તીર્થસ્થાનોની હિંદુઓને કંઈજ પડી નથી. પોતાનાં ક્ષેત્રો પ્રત્યે હિંદુઓ આટલા બધા બેદરકાર બન્યા છે, એ તો બહુજ ખેદકારક છે.' વગેરે કહી મહારાજે જણાવ્યું કે આવી આવી રીતે આ ઘાટનું સમારકામ થઇ શકે. આ સંબંધમાં મહારાજે જરા લંબાણથી વાત છેડી. આ બાવાની આવી વાતો સાંભળી, પેલો ચોબો બોલી ઉઠયો કે 'આ માણસ કોઈ ખરો બાવો નથી. આતો કોઇ વેશધારી બાવા લાગે છે.' આ ચોબાના શબ્દો સાંભળી બધા મનમાં ચમકી ઉઠયા. નિરાજી રાવજીએ આ ચોબાને બોલતો અટકાવ્યો અને એના કાનમાં કંઇક કહ્યું. ચોબો બોલતો અટકયો અને તરતજ આવીને મહારાજને નમ્યો અને માફી માગી ચાલ્યો ગયો. મહારાષ્ટ્રમાં ગયા પછી મહારાજે આ ચોબાને મથુરાનો પોતાનો રાજગોર બનાવ્યો.

## ૨. શ્રીક્ષેત્ર કાશીમાં હિંદુત્વનો તારણહાર.

સાધુ, સન્યાસી, બાવા, જોગી, વગેરેની હજારો ટોળીઓ મથુરામાં ભેગી મળી હતી તેમાં આ ટોળી ભળી ગઇ હતી એટલે પકડાઇ જવાની જરાએ દહેશત ન હતી. મથુરામાં દહેશત ન હતી છતાં, ઝાઝા દિવસ ત્યાં પડી રહેવામાં સલામતી ન હતી એમ આ ટોળીને લાગ્યું એટલે ટોળીએ કૃષ્ણાજીની સાથે મથુરા છોડી ગયાજીનો રસ્તો લીધો. આ ટોળી લગભગ સો બાવાની હતી. નિરાજી રાવજીને બહુ ભાષાઓ આવડતી હતી એટલે એને આ ટોળીનો મહંત બનાવ્યો. આ ટોળી રસ્તામાં ભજનો ગાતી જરુર પડે ત્યાં મુકામ કરતી ગયાજી તરફ ચાલી જતી હતી. સાથે પુષ્કળ ધન લીધું હતું. પગનાં પગરખાંમાં ચામડાં નીચે મહોરો સંતાડવામાં આવી હતી. પ્રવાસમાં મોટી મોટી ડાંગો, પ્રવાસીઓએ સાથે રાખી હતી. એ ડાંગો પોલા વાંસની હતી, અને તેના પોલાણમાં હીરા, માણેક, મોતી, વગેરે ઝવેરાત ભરી, બહુ ખૂબીથી એ ડાંગોનાં માથાં બંધ કરી દીધાં હતાં. ભજન ગાવાના એકતારા આ ટોળીના ઘણા બાવાઓએ રાખ્યા હતા. આવા એકતારાના પોલા ડંડામાં પણ ઝવેરાત ભરવામાં આવ્યું હતું. કેટલાકે તો પહેરવાની રૂની બંડીઓમાં બહુ ખૂબીથી અનેક જાતનાં કીમતી રત્નો છૂપાવ્યાં હતાં. આ ટોળી ઉપરાંત આમાંનાં કેટલાક માણસોએ વેશ બદલીને ગંગાજળના કાવડિયાઓનો વેશ લીધો હતો. આવી રીતની તૈયારી અને સાવધાનીથી

ટોળી જુદે જુદે વેશે મથુરાથી નીકળી જરુર જણાતા આરામ લેતી, પ્રયાગ થઈને શ્રીક્ષેત્ર કાશી (બનારસ) મા આવી પહોચી બનારસમાં પણ બાવાઓની જબરી જમાતો ભેગી થઈ હતી આ ઠેકાણે શિવાજીને ખોળી કાઢવાની અને પકડી લેવાની જબરી તૈયારીઓ મુગલ અમલદારોએ કરી હતી. મહારાજની ટોળી બનારસમા પેઠી એટલેજ એમણે જોયુ કે એ સ્થળે ખૂબ સખ્તાઈ હતી. એ સ્થળે કામ આટોપી તુરત છટકી જવાના મહારાજે નિશ્ચય કર્યો આ સબધમા જે બનાવ બન્યો તે સુરતના એક બ્રાહ્મણે કાફીખાનને કહ્યો હતો, તેનું વર્ણન એ નીચે પ્રમાણે આપે છે– " હું બનારસમા એક ગોરને ત્યા નોકર હતો એ ગોરને ત્યા આવતા એના યજમાનોને યાત્રા કરાવવી, સ્નાન કરાવવા, પૂજા કરાવવી, દર્શન કરાવવાં, વગેરે ધાર્મિક વિધિ કરાવી, યજમાન આપે તે દક્ષિણા લઈ, ગોરને ત્યા જમે કરાવવી એ મારું કામ હતું મારુ ગાડુ હું હાકે જતો હતો, પણ આ ગોર મને ખાવાની બાબતમા બહુ ત્રાસ આપતો હતો આ સબધમા મારું દિલ એનાથી ઊંચુ થયુ હતું હમેશની માફક એક દિવસે પ્રાત કાળે હું ગગાજી ઉપર ગયો, ત્યારે ત્યા એક માણસ બહુ ઉતાવળો ઉતાવળો સ્નાન કરવા આવ્યો હતો આ યાત્રાળુએ મને સ્નાનનો મત્ર બોલવા કહ્યું અને પોતે ઉતાવળો ઉતાવળો સ્નાન કરવા મડી પડ્યો એ સ્નાન કરતો હતો એ દરમિયાન બાદશાહનો એક નોકર, શિવાજી મહારાજના નાસી ગયાના સબધમા, બાદશાહનો ઢઢેરો બહુ જોરથી ઘાટ ઉપર જાહેર કરી ગયો ઘાટ ઉપરના યાત્રાળુઓ આ સબધમા ચર્ચા કરવા મડી પડ્યા. શિવાજી રાજાને પકડી આપનારને બહુ ભારે ઈનામ મળશે શિવાજીને પકડી આપે તેનું તો કલ્યાણુ જ થઈ જશે પકડી આપનારના વશજોનુ, પુત્ર પૌત્રાદિકનુ બાદશાહ કલ્યાણ કરી દેશે વગેરે વાતો ઘાટ ઉપર યાત્રાળુઓ બોલવા લાગ્યા ઘાટ ઉપર યાત્રાળુઓના ટોળામા છૂપા પોલીસના ઘણા માણસો હતા આ યાત્રાળુ સ્નાન કરતો હતો પણ એનું ધ્યાન ચારે તરફ હતું એ પાણીમાંથી નીકળ્યો અને મારા ખોબામા દક્ષિણા મૂકી કહ્યું કે " આ તમારી દક્ષિણા તમે સભાળી લો હમણાં તો મત્ર પૂરો કરો પછી નિરાતે દક્ષિણા જોઈ લેજો " એમ બોલતો બોલતો એ માણસ બહુજ ઉતાવળો ચાલ્યો ગયો જોત જોતાંમાં એ નજરથી દૂર થઈ ગયો મે દક્ષિણા જોઈ તો મને તેણે ૯ હીરા, ૯ કિમતી રત્નો, ૯ મહોરો અને ૯ હોનની દક્ષિણા આપી હતી એ ચાલ્યો ગયો ત્યાર પછી મે જાણ્યું કે એ શિવાજી હતો આ દક્ષિણા લઈને હુ મારા પેલા શેઠ ગોરને ત્યાં ગયોજ નહિ મે સીધો સુરતનો રસ્તો પકડ્યો અને આ મકાન મે એ દક્ષિણામાથી બધાવ્યુ છે"

બનારસમા મહારાજને પકડવાના સબધમા આટલી સખ્તાઈ હતી અને અમલદારો બહુ કડક હતા છતા મહારાજ કાશીમા પડિત ગાગાભટ્ટને મળ્યા હતા દક્ષિણમા સહીસલામત પહોચવાને પડિત ગાગાભટ્ટની આ મુલાકાત પણ મદદરૂપ નિવડી હતી આવી રીતે બનારસની સખ્તાઈમાથી મહારાજ ભારે યુક્તિથી છટકી ગયા અને આખી ટોળી બનારસથી નીકળી પટણા આવી શિવાજી મહારાજે કાર્યક્રમ પહેલેથી ઘડી કાઢીને કેટલેક મુકામે આગળથી જ પોતાના વિશ્વાસુ માણસો મોકલી દીધા હતા. આવી રીતે મોકલેલો એક ટોળી આ ટોળીની ગયાજીમા વાટ જોતી હતી મહારાજની ટોળી પટણાથી ગયાજી જઈ પહોચી અને આગળ મોકલેલા વિશ્વાસુ માણસો મહારાજને મળ્યા ગયાજીમા પણ મુગલ પોલીસોની બહુ સખ્તાઈ હતી શિવાજી મહારાજને શોધી કાઢવા મુગલ અમલદારો ભારે પ્રયત્ન કરી રહ્યા હતા અને બાદશાહે મહારાજને પકડી આપનારને માટે ભારે ઈનામો જાહેર કર્યાં હતા તથા બીજી લલચાવનારી ઘણી શરતો જાહેર કરી હતી એ આપણે વાચી ગયા ગયાજીનો મુગલ અમલદાર વધારે ચાલાક હતો અને ઝીણી નજરથી તપાસ કરનારો હતો એને મહારાજની ટોળી માટે વહેમ આવ્યો અને એણે આ ટોળીમાના કેટલાક માણસોને પકડ્યા પ્રવાસ દરમિયાન આ બારેમા ભારે સકટ હતું કર્યું કરાવ્યુ પૂરીમા મળી જાય એવુ હતું સકટ તો જબરુ હતુ, પણ આવા આવા સકટોથી મહારાજ ગભરાઈ જાય એવા ન હતા ગમે તેવા સકટ આવે તો તેને પહોચી વળવા માટે મહારાજમા હિંમત

અને શૌર્ય હતાં, એટલુંજ નહિ પણ આવી પડતાં સંકટોનો સામનો કરવા અને સંકટો ટાળવા યુક્તિઓ યોજવાની શક્તિ મહારાજમાં આબાદ હતી. પોતાનાં માણસો પકડાયાં એટલે મહારાજે જાણ્યું કે આ ઠેકાણે તો સાહસ ખેડીને જ વખત નિભાવી લેવા જેવું છે. ભારેમાં ભારે સાહસ ખેડીને પણ ગયાજીમાંથી સહીસલામત છટકી જવા માટે મહારાજ યુક્તિ ખોળવામાં પડ્યા. ચારે તરફ એટલી સખતાઈ હતી કે ચસકવું બહુ ભારે હતું. આખરે મહારાજે પોતેજ સાહસ ખેડવાનું નક્કી કર્યું. એક રાત્રે મહારાજ પોતેજ ગયાજીના ફોજદાર અલીકુલીખાનને ભગવાં વસ્ત્રમાં એને ઘેર જઇને મળ્યા અને કહ્યું કેઃ—" ખાન સાહેબ! હું શિવાજી પોતે છું. મારાં માણસોને આપે પકડ્યાં છે. મને ગિરફતાર કરીને આપ આગ્રે મોકલશો તેથી આપને જે લાભ થશે તેનાથી વધારે લાભ આપના નસીબમાં લખેલો છે. લો આ આપને માટે કીમતી હીરો અને અણમોલું માણેક હું લાવ્યો છું. આપનાં બાળ બચ્ચાં વંશપરંપરા સુધી સુખી થશે, એટલું ધન છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મોં ધોવા ન જશો. ફોજદાર સાહેબ! આ તક ન જવા દેશો. " એમ કહી મહારાજે એક હીરો અને એક માણેક ફોજદાર સાહેબના હાથમાં મૂક્યાં. ફોજદાર સાહેબ આ લાંચ પાછી ન ઠેલી શક્યા. મહારાજ પોતાનાં માણસોને છોડાવીને ગયાજીથી નીકળીને કટક આવી પહોંચ્યા.

આ ટોળીને પગ રસ્તે બહુ લાંબી મજલ કાપવી પડતી. કેટલીક વખતે પાસેનો ટૂંકો રસ્તો મૂકીને લાંબો રસ્તો પણ લેવો પડતો. મહારાજને પોતાને અને બીજાઓને ખૂબ ચાલવું પડતું. પ્રવાસનો થાક, રસ્તાની હાડમારી, પાછળ પડેલા દુશ્મનની ધાસ્તી, પકડાઈ જવાનો ભય, કેટલીક વખતે તો ખોરાકના પણ સાંસા, પ્રતિકૂળ સંજોગો હોય તો રાત્રે અંધારામાં ઘોર અરણ્યમાંથી પસાર થવું, વગેરે વગેરે અડચણોમાંથી આ ટોળી પસાર થતી હતી છતાં એ ટોળીનો જુસ્સો અખંડ હતો. ઉત્સાહ અને ઉમંગ એમનામાં અખૂટ હતાં. કટક આવ્યા પછી મહારાજને લાગ્યું કે ટોળીમાંથી કોઈ થાકી જાય અથવા માંદુ પડે તો તેને માટે એક નાનું ટટ્ટુ ખરીદવાનો વિચાર કરી, ઘોડાના વેપારીને ત્યાં મહારાજ બાવાના વેશમાં ગયા. ઘોડું ખરીદ્યું અને પોતાના માણસને આપ્યું. એની કિંમત આપવા માટે એમણે નાણાંની થેલી છોડી અને તેમાંથી કાઢી વેપારીના હાથમાં ચાંદી નાણાને બદલે સોના નાણું મૂક્યું. સોના નાણું જોઈને સોદાગર તરતજ બોલી ઉઠ્યો " આપ સાચા બાવા નથી દેખાતા. બનાવટી બાવા લાગો છો. આગ્રેથી નાસી છૂટેલા શિવાજી તો નથીને!" આ શબ્દો સાંભળતાની સાથે જ મહારાજે હાથમાંની નાણાંની થેલી સોદાગરના હાથમાં મૂકી દીધી. સોદાગર અંદરનું નાણું જોવા લાગ્યો. મહારાજ ત્યાંથી બનતી ઝડપે નીકળ્યા અને એની દૃષ્ટિથી દૂર થઈ ગયા. " તેરી ભી ચૂપ ઓર મેરી ભી ચૂપ. "

સોદાગરના હાથમાં નાણાંની થેલી મૂકી મહારાજ કટકથી નીકળ્યા તે જગન્નાથપુરી આવ્યા અને ત્યાં આવી જગન્નાથજીનાં દર્શન કર્યાં. જગન્નાથપુરીથી મહારાજ અને તેમની ટોળી નીકળી. તેમને ઘાડા જંગલનો માર્ગ લેવો પડ્યો. ઘોર અરણ્ય, ડુંગરા, ખીણો વગેરે વિકટ માર્ગ કાપતી કાપતી એ ટોળી ગાંડવવનમાં ચાંદા મુકામે આવી અને ત્યાં આરામ કર્યો. ચાંદેથી દેવગઢ આવી પછી ત્યાંથી વાર્ધન, ગંગા વગેરે નદીઓ ઓળંગી ગોદાવરીના તીરપ્રાંતમાં થઈ એ ટોળી ભાગાનગર થઈ ઇન્દુર (ઇન્દોર નહિ) આવી અને ત્યાંથી કાડોલી ગામે મુકામ કર્યો. કાડોલી મુકામે આ ટોળી પટેલને ત્યાં મુકામ માટે ગઈ. પટેલ શ્રદ્ધાળુ હતો. તેની ઘરડી મા પણ શ્રદ્ધાળુ બાઈ હતી. બાવાની આ ટોળી પોતાને બારણે આવેલી જોઈ મા દિકરાને આનંદ થયો. પોતાનાં ઢોર બાંધવાની કોઢમાં આ ટોળીને ઉતારો આપ્યો. પટેલની માએ તેમને રસોઈ કરવાનું કહી જોઈતી ચીજો આણી આપી. સાધુસંત પોતાને બારણે આવે એ તો ઈશ્વરની કૃપા કહેવાય એમ એ બાઈ સમજતી હતી. રસોઈ માટે એણે સાધુઓને સીધું સામાન આપ્યાથી તેને સંતોષ ન થયો. ડોસીને મનમાં ઓછું આવ્યું અને ન રહેવાયું એટલે એ મહંત આગળ બોલી કેઃ—

"મહારાજ ! શું કરીએ લાચાર છીએ. આપના જેવા સંત પુરુષોનાં પગલાંથી મારી ઝૂંપડી પાવન થઈ. આપની રસોઈ માટે હું પૂરેપુરૂં સીધું નથી આપી શકતી. શું કરીએ અમો લાચાર બની ગયાં છીએ. પહેલાંની સ્થિતિ હોત તો આપનો સત્કાર સંતોષકારક રીતે હું કરી શકત. ત્રણ ચાર દિવસ ઉપર જ આનંદરાવ અને તેલંગરાવ નામના બે સરદારો આવીને અમારું ગામ લૂંટી ગયા. એ કહેતા હતા કે અમે તો શિવાજી રાજાના સરદાર છીએ. ગરીબોને અને ગરીબ ખેડૂતોને લૂંટે એવા એ નિર્દય છે. એમના રાજાને આગ્રે કેદ કરી રાખ્યા છે એવી એવી લોકો તો વાતો કરે છે. એવા જુલમી સરદારોના રાજાને તો ભગવાને કેદમાં જ રાખવા." શિવાજી મહારાજે આ સાંભળી લીધું. આ બાઈના શબ્દોથી મહારાજના મન ઉપર બહુ ઊંડી અસર થઈ. ગરીબો જેના રાજ્યમાં પીડાતા હોય અને ગરીબો ઉપર જેના રાજ્યમાં જુલમ ચાલી રહ્યો હોય તે રાજાને માટે પ્રજામાં કેવી લાગણી હોય છે તેની મહારાજને ખબર પડી. પોતાના અમલદારોને અંકુશમાં રાખવાની રાજાની ખાસ જવાબદારી છે અને એમાં જો રાજા ઢીલ રાખે અથવા પોતાના નોકરો, ચાકરો, અમલદારો અને અધિકારીઓ ઉપર પૂરેપુરો અંકુશ ન રાખે તો રાજા ક્રૂર નહિ હોવા છતાં એની નબળાઈને પરિણામે પ્રજા પીડાય છે અને પ્રજાનો અસંતોષ એ ઉધાઈ રૂપે સત્તાના પાયાને કોતરી નાંખે છે. મહારાજે આ બાઈના શબ્દો હૃદયમાં કોતરી રાખ્યા અને તેમાંથી ઉપદેશ લીધો.

આ બાઈની વાત ઉપરથી મહારાજે ઉપદેશ લીધો અને આ વાતથી એમને ખબર મળી કે એમના સરદારોએ મુસલમાની મુલકો લૂંટવાનું કામ શરૂ કરી દીધું છે. આમ અનેક અનુભવો લેતી આ ટોળી હૈદ્રાબાદથી-બિજાપુર-થઈને ગોકર્ણ મહાબળેશ્વર આવી પહોંચી. મહાબળેશ્વરથી નીકળી ઈ. સ. ૧૬૬૬ના નવેમ્બર માસની ૨૦ મી તારીખે શકે ૧૫૮૮ ના માગશર સુદ ૫ ને રોજ આગ્રેથી આશરે ૧૫૦૦ માઈલ દૂર રાજગઢ મુકામે આ ટોળી પહોંચી. રાજગઢ આવીને આ ટોળીએ ગઢ ઉપર જવાની ઈચ્છા દર્શાવી. માતા જીજાબાઈની પરવાનગીથી આ ટોળીને રાજગઢમાં દાખલ કરી. ટોળીએ ભજન શરૂ કર્યું. આ ટોળી બહુ સુંદર ભજનો ગાય છે એવી વાતો માતા જીજાબાઈને કાને ગઈ. માતા જીજાબાઈએ આ ટોળીને રાજમહેલમાં પધારવા આમંત્રણ મોકલ્યું. ટોળી તો વાટ જોઈને જ બેઠી હતી. આમંત્રણ આવતાંજ આ બધા વેશધારી બાવાઓ રાજમહેલમાં ભજનો ગાવા ગયા. ભજનો શરૂ થયાં. નિરાજી મહંત ભજનો બોલાવતા હતા. માતા જીજાબાઈ આ ભજનો બહુ આનંદથી સાંભળતાં હતાં. ભજનમાં એ તલ્લીન થઈ ગયાં હતાં. મહારાજે પણ ભજન શરૂ કર્યાં. પોતાનાં ભજન બહુ આનંદથી પોતાની વહાલી મા સાંભળે છે એ જોઈ શિવાજી મહારાજનું હૈયું આનંદથી ઉછળી રહ્યું હતું. પોતાની સામે ભગવાનનાં ભજનો ગાતો ભગવાં વસ્ત્રધારી બાવો પોતાનો દિકરો વહાલો શિવબા છે એવી કલ્પના પણ માતા જીજાબાઈને ન હતી. મહારાજ આનંદસાગરમાં આનંદ લૂંટી રહ્યા હતા. આ આનંદનાં મોજાંમાં શિવાજી મહારાજ ભજનો સુંદર કંઠે લલકારી રહ્યા હતા. મહારાજ ઝાઝી વાર સુધી આ સ્થિતિમાં ન બેસી શકયા. એ ઉઠયા અને માતા જીજાબાઈની પાસે ગયા અને માતાના પગમાં પોતાનું માથું મૂકયું. આ ચમત્કાર જોઈ માતા જીજાબાઈ વિસ્મય પામ્યાં અને બોલ્યાં "સાધુ મહારાજ! આ શું કરો છો?" જીજામાતાને આશ્ચર્યચકિત થએલાં જોઈ મહંત નિરાજી બોલ્યા "માતા! આ સાધુ મહારાજ નથી. એ તો આપના ચિરંજીવી શિવાજી મહારાજ છે. આ તો આપના શિવબા છે." નિરાજીના શબ્દો સાંભળી શિવાજીએ પોતાના માથા ઉપરનું વસ્ત્ર દૂર કરી માથા ઉપરની નિશાની માતાને બતાવી. માતા જીજાબાઈએ પોતાના પ્યારા પુત્રને, મહારાષ્ટ્રના પ્રાણને, હિંદુત્વના તારણહારને બહુ આનંદથી પોતાના હૃદય સાથે ચાપ્યા. મા દિકરો મળ્યાં, સર્વેને આનંદ થયો. મહારાજના માનમાં રાજગઢ ઉપર, તોપોની સલામી અપાઈ.

તારીખ ૫ મી માર્ચ, ૧૬૬૬ ને રોજ મહારાજ દિલ્હી જવા માટે રાજગઢથી નીકળ્યા હતા તે

તારીખ ૨૦ મી નવેમ્બર, ૧૬૬૬ ને રોજ જમના જડબામાંથી બચીને હિંદુત્વનું રક્ષણ કરવા માટે આશરે ૨૦૦૦ માઈલની મુસાફરી કરીને પાછા રાજગઢ આવી પહોંચ્યા. મહારાષ્ટ્રમાં મહારાજ સહીસલામત પાછા આવી ગયાની વાત વિજળી વેગે પ્રસરી ગઈ. ઘેરઘેર આનંદોત્સવ ઉજવાયો. મીઠાઈ વહેંચાઈ. હિંદુઓમાં આથી ઉત્સાહ અને ઉમંગ જોડાયાં. લોકોની હિંમત વધી અને આપણી લડત સત્તની છે, ધર્મની છે, તેથી પ્રભુ આપણી પડખે છે, તેની લોકોને ખાતરી થઈ અને લોકો વધારે હિંમતવાન બન્યા.

## ૩. યુવરાજ શંભાજી મહારાજનું દક્ષિણ તરફ પ્રયાણ.

શિવાજી મહારાજ સહીસલામત રાજગઢ આવી પહોંચ્યા. મહારાષ્ટ્રની પ્રજામાં ભારે આનંદ થયો. મા દિકરાનો મેળાપ થયો. બધાંને આનંદ થયો, પણ એ આનંદમાં શંભાજી મહારાજની ગેરહાજરીની ઉણપ હતી. મહારાજને પોતાના આ પાટવી કુંવરની સલામતીની ભારે ફીકર હતી. શિવાજી મહારાજ સહીસલામત મહારાષ્ટ્રમાં પહોંચી ગયાનું સાંભળીને બાદશાહ ભારે ક્રોધમાં આવી જશે અને પાછળ રહેલા શંભાજીને શોધી કાઢવા ભારે સખ્તાઈ વાપરી, પૂરેપુરું વેર વસૂલ કરશે અને ફરી પાછી હાથમાં આવેલી બાજી બગડી જશે એવું મહારાષ્ટ્રના મુત્સદ્દીઓને લાગ્યું. મહારાજને પોતાને પણ એમજ લાગ્યું. મહારાજે આ બાબત ઉપર વિચાર કર્યો ત્યારે એમની ખાતરી થઈ કે આ વખતે કોઈ અજબ યુક્તિ નહિ લડાવીએ તો કિનારે આવેલું વહાણ ડૂબી જશે. ખૂબ વિચારને અંતે મહારાજને લાગ્યું કે મુગલ ચોકીપહેરાને ઢીલા પાડવા જોઈએ. પકડવા માટે બહાર પડેલા મુગલ અમલદારોનું ધ્યાન બીજી તરફ દોરવું જોઈએ. આ બધું કરવા માટે તો શંભાજીને પકડવાની બાબતમાં એમને તદ્દન નિરાશ કરવામાં આવે તોજ ધારી મુરાદ બર આવે એમ હતું, એટલે મહારાજે મુગલ સત્તાધારીઓ અને ચોકી પહેરાવાળાઓને મોળા પાડવા માટે ઘાટ ઘડ્યો. મહારાજે મહારાષ્ટ્રમાં આવીને જાહેર કર્યું કે યુવરાજ શંભાજીનું રસ્તામાં મરણ થયું છે. મહારાજ, દરબાર અને બીજાં સગાંઓએ એનો શોક પાળ્યો. ચારે તરફ શંભાજીના મરણના સમાચાર ફેલાયા. આ સમાચાર બાદશાહને મુગલ જાસૂસોએ કહ્યા. આ સમાચાર મળ્યાથી કુદરતી રીતે મુગલોના ચોકી પહેરા મંદ પડવા જોઈતા હતા, પણ ઔરંગઝેબ બાદશાહ શિવાજી મહારાજની યુક્તિઓને પીળી પીએ એવો હતો. એણે શંભાજીને શોધી કાઢવા માટે કરવામાં આવતી તપાસ બંધ કરવા માટે હુકમો છોડ્યા નહિ. બાદશાહના હુકમો નહતા, એટલે શંભાજીને શોધી કાઢવા માટે મુગલ અમલદારોએ પોતાના પ્રયત્ન જારી રાખ્યા હતા પણ શંભાજીના મરણના સમાચાર ફેલાતાં મુગલોએ જારી રાખેલી શોધખોળ અને તપાસ ઢીલાં પડ્યાં. મહારાજે યોજેલી યુક્તિ કામ લાગી. શંભાજી મહારાજના પ્રવાસની અડચણો ઓછી થઈ.

મોરોપંત પિંગળેના નિકટના સંબંધી ત્રણ ભાઈઓ મહારાજને મથુરામાં મળ્યા હતા અને જેમને મહારાજે યુવરાજ શંભાજીને સ્વાધીન કર્યા હતા, તેમાંના બે ભાઈઓએ શંભાજી રાજાની ખૂબ બરદાસ કરી. એમની માતાએ પણ શંભાજી રાજાની બહુ ચાકરી કરી. એમને કોઈ રીતની અગવડ ન પડવા દીધી. એમને ઘર યા સગાં યાદ ન આવે તે માટે ઘટતું આ બે ભાઈ અને ઘરડી માતા કરી રહ્યાં હતાં. વડિલબંધુ કૃષ્ણાજીપંત શિવાજી મહારાજની ટોળી સાથે ટોળીના માર્ગદર્શક તરીકે સાથે ગયા હતા, તેમને મહારાજે ઉત્તર હિંદુસ્તાનની હદ વટાવતાં જ પાછા મથુરા મોકલી દીધા અને શંભાજીને બહુ સાચવીને સાવધાની રાખીને મહારાજનો પત્ર આવે ત્યારે મહારાષ્ટ્રમાં લઇ આવવાની ફરી સૂચનાઓ આપી. રાજગઢ આવ્યા પછી મહારાજે કૃષ્ણાજીપંત ઉપર પોતે લખીને પત્ર મોકલ્યો અને તેમાં યુવરાજ શંભાજી રાજાને મહારાષ્ટ્રમાં લઈ આવવાની સૂચના કરી. શિવાજી મહારાજનો પત્ર મળતાંજ ત્રણે ભાઇઓ શંભાજી મહારાજને મહારાષ્ટ્રમાં લઇ આવવા માટે તૈયાર થયા. મુગલોના ચોકી પહેરા મોળા

તો ૧ડી ગયા હતા એટલે વેશ બદલેલા શંભાજીને દક્ષિણમાં લાવતાં આ ભાઈઓને બહુ ત્રાસ પડ્યો નહિ. અડચણ અને અગવડ વિના આ ભાઈઓ પ્રવાસ કરી રહ્યા હતા એટલામાં એક ઠેકાણે એક મુગલ અમલદારને વહેમ પડ્યો અને શંભાજી રાજાની કાંતિ અને તેજ જોતાંની સાથે જ એ અમલદારને લાગ્યું કે આ બ્રાહ્મણોની સાથે આ છોકરો છે તે કોઇ રાજબીજ હોય એમ લાગે છે. જેમ જેમ તે અમલદાર વધારે ઝીણવટથી જોતો ગયો તેમ તેમ તેનો વહેમ વધતો ગયો. આખરે આ પ્રવાસીઓને અટકાવ્યા અને આ બ્રાહ્મણોને સાચે સાચી હકીકત જણાવી દેવા કહ્યું. બ્રાહ્મણોએ કહ્યું કે આ અમારો ભાણો છે અને અમો જાત્રાએથી પાછા આવીએ છીએ. મુગલ અમલદારે વિચાર કર્યો કે આ બ્રાહ્મણોના જવાબમાં જરાએ ગલ્લાં તલ્લાં નથી અને એમના મોં ઉપર પણ આ તપાસ દરમિયાન કંઈ ફિકર કે ચિંતા નથી તેથી આવેલો વહેમ એ વહેમ જ હશે એમ માન્યું, છતાં એક યુક્તિ અજમાવી જોવાનું એને મન થયું. ગરબડ કર્યા સિવાય સાચી વાત શોધી કાઢવા માટે આ અમલદારે યુક્તિ રચી. એને લાગ્યું કે જો આ શંભાજી હોય તો તે મરાઠા હોવાથી આ બ્રાહ્મણો કોઈ સંજોગોમાં તેની સાથે ભેગા બેસીને જમશે નહિ એટલે ખરું શું છે તે શોધી કાઢવા અખતરો અજમાવવો. ખાનસાહેબે પેલા બ્રાહ્મણોને જણાવ્યું કે "તમે તો કહો છો કે આ તમારો ભાણો છે તો તમે એની સાથે ખાવા બેસો" આટલું બોલી અમલદાર બહુ બારીકાઇથી બ્રાહ્મણોનાં મોં તરફ જોઇ રહ્યો હતો. ત્રણે ભાઇઓએ સ્મિત કર્યું અને આ ભાણાભાઇને સાથે લઈ એક ભાણામાં ભોજન કર્યું આ ભાઇઓની સમયસૂચકતાને લીધે અને અંદરના ભાવની અસર મોં ઉપર નહિ થવા દેવાના સંયમને લીધે આવેલું સંકટ દૂર થયું. ખાનસાહેબનો વહેમ દૂર થયો. વેશધારી ભાણો ખરો ભાણો ઠર્યો અને ત્રણે ભાઈ આ ભાણાભાઇને લઇને મહારાષ્ટ્રમાં આવી પહોંચ્યા. યુવરાજ શંભાજી મહારાજ પણ સુખરૂપ સહીસલામત રાજગઢ આવી પહોંચ્યાના સમાચાર મહારાષ્ટ્રમાં ચારે તરફ ફેલાયા. પ્રજાને આનંદ થયો. મહારાજની ચિંતા દૂર થઈ. માતા જીજાબાઈને, મહારાજની રાણીઓ ને, રાજકુટુંબને અને સરદારો તથા અમલદારોને ભારે આનંદ થયો.

### ૪. સેવાની કદર-બાદશાહનો પશ્ચાતાપ.

ગુનેગારને વગર વિલંબે કડકમાં કડક શિક્ષા કરવી અને ઉત્તમ સેવા કરનારની વગર વિલંબે કદર કરવી, એ સદ્ગુણો જે રાજામાં હોય છે તે રાજાથી ગુનેગારો ડરતા રહે છે અને પ્રજાના સદ્ગુણી પુરુષોને પોતાનો ધર્મ બજાવવામાં ઉત્તેજન મળે છે. આવો રાજા કડક હોવા છતાં લોકપ્રિય થઈ પડે છે. શિવાજી મહારાજમાં આ સદ્ગુણો હતા. જ્યારે જ્યારે એમના અમલદારોએ પ્રજાનો, રાજ્યનો કે દેશનો ગુનો કર્યાનું મહારાજના ધ્યાન ઉપર આવ્યું છે ત્યારે ત્યારે નિષ્પક્ષપાતપણે ગુનાની તપાસ કરી ગુનેગારોને મહારાજે કડકમાં કડક શિક્ષા કરી છે. ગુનેગારને શિક્ષા કરવામાં મહારાજ બહુ જ કડક હતા. શિક્ષા થઈ ગયા પછી અને ગુનેગારનો ગુનો સાબિત થયા પછી કોઈનો વગવસીલો, દબાણ કે શરમને લીધે મહારાજ સજા કરવામાં જરાએ ઢીલા થતા નહિ કે નરમ પડતા નહિ. ગુનેગારને સજા કરવામાં મહારાજ જેટલા કડક હતા તેટલાજ સેવા કરનારની કદર કરવામાં ઉદાર હતા. જ્યારે જ્યારે સેવકોની સેવાની કદર કરવાનો વખત આવ્યો છે ત્યારે ત્યારે મહારાજે ઉદાર અંતઃકરણથી સેવકોને નવાજવામાં કદી પણ પાછી પાની કરી નથી. આગ્રેથી પાછા ફર્યા પછી તરત જ મહારાજે સાચા સેવકોની કદર કરી. ઘણા વફાદાર સેવકોને મહારાજે બક્ષિસો આપી, કેટલાકને જમીનો આપી, કેટલાકને જાગીરોથી નવાજ્યા, ઘણાઓને ઈનામોથી રાજી કર્યા, ઘણાઓને મોટા મોટા હોદ્દાઓ આપી ઉત્તેજ્યા. આવી રીતે મહારાજે સંખ્યાબંધ માણસોને તેમની સેવાની કદર કરી ઉત્તેજન આપ્યું. તે સમયના અનેક દાખલાઓમાં નીચેના દાખલાઓ વાંચકોની જાણ માટે આ નીચે ટાંકીએ છીએ.

(૧) મથુરામાં જે ત્રણ ભાઈઓએ યુવરાજ શંભાજી મહારાજને પોતાની પાસે રાખવાનું સાહસ

બેઠું હતું અને મહારાજની સૂચનાઓ મુજબ શંભાજી રાજાને લઈને મહારાષ્ટ્રમાં આવ્યા હતા, એ ત્રણે ભાઈઓની સેવા ભારે હતી. તેમનાં વખાણ કરીને મહારાજે તેમને ૭૫૦૦૦ રૂપિયાની બક્ષિસ આપી અને એ ભાઈઓને "વિશ્વાસરાવ" નો ઈલ્કાબ આપ્યો. આ ઉપરાંત એ કુટુંબને ૧૦૦૦૦ હોનની બક્ષિસ આપી. (૨) આ ત્રણે ભાઈઓની માતા એમની સાથે જ હતી. એણે શંભાજી રાજાની ખૂબ સેવા ઉઠાવી હતી. મહારાજે તેમનું પણ સન્માન કર્યું અને રૂપિયા ૨૫૦૦૦ ની ભેટ ધરી. (૩) નિરાજી રાવજી જે વેશધારી ટોળીના મહંત બન્યા હતા અને જેમણે પ્રવાસ દરમ્યાન ભારે સેવા ઉઠાવી હતી તેમને મુખ્ય ન્યાયાધિશ બનાવ્યા. (૪) દત્તાજીને "વાકૂનિશ" નિમવામાં આવ્યો હતો. (૫) રાઘો મિત્રને હજુરિયાઓના મુખી બનાવ્યા. (૬) હિરાજી ફરંજદ જે આગ્રામાં કેદખાનામાં મહારાજને બદલે એમના પલંગ ઉપર એમની દુલાઈ ઓઢીને તથા એમની વીંટી પહેરીને સૂઈ રહ્યો હતો તેની સેવાઓ અજબ હતી. તેને રાયગઢ કિલ્લાનો હવાલદાર બનાવ્યો. એને પાલખી અને અબ્દાગીરીના હક્ક આપ્યા. (૭) મદારી મહેતર (મુસલમાન) મહારાજનો બહુ જ વફાદાર સેવક. જ્યારે મહારાજના પલંગ ઉપર હિરોજી સૂઈ રહ્યો હતો ત્યારે એના પગ પંપાળતો આ મદારી મહેતર બેઠો હતો. એના કામની મહારાજે કદર કરી, ગાદીની પૂજા કર્યા પછી ગાદી આગળ જે મૂકવામાં આવે તેનો હકદાર બનાવવામાં આવ્યો. આ વફાદાર મુસલમાન સેવકનું ખાનદાન કુટુંબ હજુ સતારામાં હયાત છે. (૮) કોડોલીના પટેલને ત્યાં જ્યારે મહારાજે મુકામ કર્યો હતો ત્યારે પટેલોએ શિવાજી મહારાજના સરદારો વિરૂદ્ધ કડવી ફરિયાદો કરી હતી. મહારાજે તેની નોંધ રાખી હતી. મહારાજે એ પટેલ અને એની માને બોલાવી એમને શાબાશી આપી, ઉપકાર માન્યો અને એમનાં ઢોરઢાંખર લૂંટી લેવામાં આવ્યાં હતાં તે બધું ધ્યાનમાં લઈ એમને સારી રકમ ભેટ આપી અને પટેલને નોકરીએ રાખ્યો. આ ઉપરાંત બાળાજી આવજી ચિટણીસ, ત્રિંબક સોનદેવ તથા એવા બીજા ઘણાઓને મહારાજે નવાજ્યા.

## બાદશાહનો પશ્ચાત્તાપ.

શિવાજી મહારાજ અને શંભાજી રાજા બન્ને મહારાષ્ટ્રમાં પોતાની રાજધાનીમાં સહીસલામત પહોંચી ગયાના ખબર બાદશાહે સાંભળ્યા ત્યારે એના અંતઃકરણને ભારે ધક્કો લાગ્યો. શિવાજી મહારાજ ઉપર હજારો સિપાઈઓનો જાપ્તો હતો. બાહોશ અને કુશળ અમલદારોનો સખત પહેરો હતો. કસોટીએ ઉતરેલા અધિકારીઓને માથે મહારાજને સાચવવાની જવાબદારી નાંખવામાં આવી હતી, કડકમાં કડક બંદોબસ્ત કરવામાં આવ્યો હતો, છતાં બાદશાહી રાજધાનીમાંથી ધોળે દિવસે ભલભલાની આંખોમાં ધૂળ નાંખીને શિવાજી મહારાજ નાસી ગયા અને ઉત્તર હિંદુસ્થાન કે જ્યાં ઔરંગઝેબ બાદશાહની હાક વાગી રહી હતી, શહેનશાહની જેના ઉપર કફા મરજી થઈ હોય તેની સાથે વાત કરવાની પણ કોઈ હિંમત ન ધરે એવી ઔરંગઝેબની જ્યાં ધાક હતી તે પ્રાંતમાં શિવાજી મહારાજને આશ્રય મળ્યો, એ જોઈ બાદશાહને અતિશય દુખ થયું. નાસભાગ કરતા શિવાજીને પકડી લાવવા માટે સેંકડો અમલદારો અને સિપાહીઓને દેશભરમાં દોડાવ્યા હતા. લાખો રૂપિયાનાં ઈનામો અને લલચાવનારી બક્ષિસો શિવાજી મહારાજને પકડી લાવનાર માટે બાદશાહે જાહેર કરી હતી, છતાં શિવાજી અને શંભાજી સહીસલામત મહારાષ્ટ્રમાં પહોંચી ગયા એ સાંભળી શહેનશાહ બહુ શરમિંદો બની ગયો. પોતાના રાજ્યની વ્યવસ્થા ઉપર ઉપરથી સંગીન દેખાય છે પણ અંદરથી પોલંપોલ છે, એવી બાદશાહને શંકા થઈ. બાદશાહની, મુગલ સમ્રાટની ઈતરાજી વહોરીને પણ મુગલપતિના દુશ્મનને આશ્રય આપનાર ઉત્તર હિંદુસ્થાનમાં છે, એ જોઈ બાદશાહ બહુ જ બેચેન બની ગયો હતો. શિવાજી મહારાજના નાસી જવાથી અને તેમના મહારાષ્ટ્રમાં સહીસલામત પહોંચી જવાથી બાદશાહનું અંતઃકરણ બળી ઉઠ્યું હતું અને એના અંતઃકરણની

બળતરા એની જિંદગીની આખર સુધી ઓલવાઈ ન હતી. બાદશાહે પોતાની જિંદગીના છેલ્લા ભાગમાં એક મૃત્યુપત્ર લખ્યો હતો. તેમાં મહારાજના નાસી જવા સંબંધી ઈસારો કરવામાં આવ્યો હતો. બાદશાહે નીચેની મતલબનું એ પત્રમાં લખ્યું હતું:–"રાજ્યમાં શું શું ચાલી રહ્યું છે તે સંબંધી પૂરેપુરી ખબરો મેળવવાની ઉત્તમ ગોઠવણ કરવામાં આવી હોય તો જ કોઈ પણ રાજ્ય દીર્ઘકાળ સુધી ટકી શકે. જે રાજ્યમાં આવા પ્રકારની વ્યવસ્થાના સંબંધમાં બેદરકારી હોય અથવા આવી ગોઠવણના સંબંધમાં રાજ્યે પૂરતું ધ્યાન ન આપ્યું હોય અથવા આવી વ્યવસ્થાના સંબંધમાં ગફલત રાખવામાં આવી હોય તેવાં રાજ્યને અથવા સત્તાને પોતાની બેદરકારીનું પરિણામ બહુ લાંબા વખત સુધી ભોગવવું પડે છે. પેલો હરામખોર શિવાજી મારા ગાફેલપણાને લીધે મારા હાથમાંથી છટકી ગયો અને એજ ગફલતને લીધે મારી સઘળી ચડાઈઓમાં હું છેવટ સુધી અપયશી અને નિષ્ફળ નિવડ્યો." બાદશાહની આ બળતરા એના મરણ સુધી કાયમ રહી હતી.

## ૫. દક્ષિણથી દિલ્હી જવામાં લાભ કે ગેરલાભ.

ઔરંગઝેબ જેવા ધર્માંધ મુસલમાનનો પોતા પ્રત્યે કેટલો તિરસ્કાર હતો તે જાણ્યા પછી તે સમયમાં મુગલસત્તા ભારેમાં ભારે બળવાન હતી તેનો અનુભવ થયા પછી, બાદશાહ ઔરંગઝેબ પોતાના વિરોધીઓ પ્રત્યે અતિક્રૂર અને નિર્દય છે એની ખબર હોવા છતાં મુગલ દરબારના હિંદુ સરદારો પણ મુસલમાની સત્તાને સર્વ રીતે બળવાન બનાવવા માટે પોતાથી બનતી મહેનત કરી રહ્યા છે તેનો અંગત અનુભવ થયા પછી, પોતાના ઘરમાંથી એટલે દક્ષિણમાંથી નીકળી દુશ્મનના ઘરમાં એટલે ઉત્તરમાં જવા મહારાજ તૈયાર થયા. આ કૃત્ય રાજદ્વારી કુનેહ હતી કે ભૂલ હતી, તે તપાસતાં આપણને જણાઈ આવશે કે એમાં મહારાજની મૂર્ખાઈ નહિ, પણ ડહાપણ જ હતું, દીર્ઘદૃષ્ટિ હતી, મુત્સદ્દીપણું હતું. પણ હવે આપણે તપાસીશું કે એ કૃત્ય કર્યાથી મહારાષ્ટ્રને લાભ થયો છે કે ગેરલાભ. (૧) શિવાજી મહારાજના આગ્રે જવાથી જે બનાવ બન્યો તેથી હિંદુઓનાં દિલ દુભાયાં અને મુસલમાની સત્તા માટે હિંદુ સરદારોનાં દિલ ઊંચાં થયાં. (૨) આ બનાવના પરિણામે મરાઠાઓમાં આત્મવિશ્વાસ વધ્યો. (૩) આ બનાવને લીધે શિવાજી મહારાજના સરદારો, અમલદારો, અને નોકરોની વફાદારીની પૂરેપુરી કસોટી થઈ. (૪) આ બનાવને લીધે દુશ્મનોની પણ ખાતરી થઈ કે શિવાજીને કચડી નાંખ્યાથી હવે મરાઠી સત્તા કચડાવાની નથી. (૫) આ બનાવને લીધે મહારાજ ઘણા રજપૂત સરદારોને ઓળખી શક્યા. (૬) મુગલ દરબારના અનુભવને લીધે મહારાજ મુગલાઈના સરદારોની રગ, ત્રુટિયો અને નબળાઈઓ જાણી શક્યા. (૭) આ બનાવને લીધે મહારાજ મુગલ સત્તાનું પોકળ જોઈ શક્યા. (૮) આ બનાવને લીધે શિવાજી મહારાજ મુગલોની રાજ્યવ્યવસ્થાનો બરાબર અભ્યાસ કરી શક્યા અને તે અનુભવ એમને મહારાષ્ટ્રમાં પાછા આવ્યા પછી કામ લાગ્યો. (૯) આ બનાવને લીધે મુગલસત્તાનો હિંદુસ્થાનમાં જે ભોભો હતો તે તૂટી ગયો અને (૧૦) મહારાજ જાણી શક્યા કે મુગલસત્તા માટે ઘણા સરદારોના અંતઃકરણમાં ભારે અસંતોષ છે તથા તે અસંતોષનો અગ્નિ વધુ પ્રજ્વલિત કરવાની જરુર છે.

મહારાજના આ અનુભવને લીધે એમનામાં જે આત્મવિશ્વાસ હતો તે ઘણે દરજ્જે વધ્યો અને એ અનુભવ મેળવ્યા પછી મહારાજ મુગલોની સત્તા તોડવા માટેના રસ્તા જાણી શક્યા. બધી બાબતો ધ્યાનમાં લેતાં, એટલું તો કહી શકાય કે મહારાજના ઉત્તર હિંદુસ્થાન જવાને લીધે, મહારાજને, મહારાષ્ટ્રના હિંદુઓને ભારે લાભ થયો. મહારાજને ખૂબ સંકટો વેઠવાં પડ્યાં પણ તેથી હિંદુ પ્રજાને અને હિંદુત્વના પ્રશ્નને અલભ્ય લાભ થયો.

## ૬. મહારાજની ગેરહાજરીમાં મહારાષ્ટ્ર.

શિવાજી મહારાજ દિલ્હી જવા માટે દક્ષિણથી નિકળ્યા ત્યારથી તે પાછા રાજગઢ આવી પહોંચ્યા ત્યાં સુધી મહારાષ્ટ્રમાં જે હિલચાલો થઈ તેની વીગતવાર માહિતીઓ મળી નથી છતાં જે જે પૂરાવા મળી આવ્યા છે તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે મહારાજની ગેરહાજરીમાં સરદાર મોરોપંત પીંગળે જેવા હિંમતવાન બહાદુરો મૂંગા બેઠા ન હતા. મુગલોની સામે મરાઠાઓએ પોતાની તલવાર મ્યાન કરી હતી તે ફરી પાછી ક્યારે ખેંચી તે ઇતિહાસ ઉપરથી કલ્પી શકાય છે. ઇતિહાસની કેટલીક વીગતો ઉપરથી અને મરાઠાઓનું મુત્સદ્દીપણું ધ્યાનમાં લેતાં એટલું તો કહી શકાય કે મહારાજ દક્ષિણથી નીકળ્યા ત્યારથી તે આગ્રામાં મુગલ દરબારમાં ગિરફતાર થયા તે દરમિયાન મરાઠા અને મુગલોનો સંબંધ મીઠો રાખવામાં આવ્યો હશે જ કારણ કે, શિવાજી મહારાજ મુગલ દરબારમાં મિરઝારાજા જયસિંહના કહેવાથી ગયા હતા અને ત્યાં ગયા પછી બાદશાહ એમને વખતે દક્ષિણની સુબેદારી આપે એવી પણ એમને આશા હતી, અંદરખાનેથી એમને જરાએ આશા ન હોય છતાં આગ્રે ગયા હતા એટલે, મુગલો તરફથી કોઈપણ પ્રકારનું ગંભીર કારણ મળ્યા સિવાય મુગલોની છેડતી કરી મહારાજની સહીસલામતી જોખમમાં નાંખે એવા મરાઠાઓ મૂર્ખા ન હતા એટલે મહારાજ ગિરફતાર થયા ત્યાં સુધી તો મરાઠાઓએ એ મીઠાશ જાળવી રાખી હોવી જ જોઈએ. હવે એ પ્રશ્ન ઉભો થાય છે કે મહારાજની ગિરફતારી પછી તો એમની જિંદગી પૂરેપુરી મુગલોના હાથમાં આવી ગઈ. ઔરંગઝેબ જેવા ક્રૂર દુશ્મનના હાથમાં શિવાજી મહારાજની ગરદન આવી ગઈ હોય ત્યારે તેને કળે કળે છોડાવવાને બદલે મુગલોને દુભવી મહારાજના ગળામાં મુગલોએ નાંખેલો ફાસો સજ્જડ કરવા મુગલોને કારણ આપે એવા મરાઠાઓ ન હતા. ઉપર જણાવેલાં બે કારણોને લીધે એમ ખાતરીથી કહી શકાય કે શિવાજી મહારાજ આગ્રેથી છટકી ગયાના સમાચાર દક્ષિણમાં પહોંચ્યા ન હતા ત્યાંસુધી તો મરાઠાઓએ મુગલો સાથેની કૃત્રિમ મીઠાશનો પણ ભંગ કર્યો ન હતા. મહારાજ આગ્રેથી નાઠાની ખબર દક્ષિણમાં આવી પહોંચી એટલે મોરોપંત પીંગળે અને મહારાજના બીજા સરદારો અને અમલદારોને લાગ્યું કે હવે મુગલોના હાથમાં આપણી ગરદન નથી એટલે એમણે મુગલો સામે કમર બાંધી અને મુગલોને ફરીથી મરાઠાઓનું પાણી બતાવવાના અખતરા અજમાવવા માંડ્યા.

શિવાજી મહારાજ દક્ષિણથી નીકળ્યા પછી પણ મિરઝારાજા અને આદિલશાહીની ઝપાઝપીઓ ચાલુ જ હતી. મહારાજના દક્ષિણમાંથી નીકળી ગયા પછી તો મુગલ અને આદિલશાહી વચ્ચે ખૂબ જામી હતી. આ વખતના યુદ્ધમાં મુગલોની ભારે ખુવારી થઈ હતી. બિજાપુરે મુગલ લશ્કર માટે ચંદીચારો, બળતણ, અનાજ, વગેરે ચીજોનો દુકાળ પાડ્યો. ગોવળકોંડાના કુતુબશાહે પણ બિજાપુરની મદદે લશ્કર મોકલ્યું હતું એટલે હવે મુગલોના હાંજા ગગડી ગયા હતા. જયસિંહ ઉપર પણ બાદશાહને પૂરેપુરો ભરોંસો ન હતો, એટલે મિરઝારાજાને એ જોઈતી મદદ પણ મોકલતો નહિ. મિરઝારાજા બહુ બળિયો સરદાર બની ગયો હતો એ બાદશાહની આંખોમાં ખૂંચી રહ્યું હતું અને દક્ષિણની જીતથી એ ભારે પ્રબળ થઈ જાય તો વખતે "નાક કરતાં વાળી વધારે વજનદાર થઈ પડે" તેથી બાદશાહે જોઈતી મદદ મોકલવામાં ઢીલ કરવા માંડી. મિરઝારાજા સંજોગો અને બળ આંકીને એક એક પગલું વ્યવસ્થીત રીતે પાછા હઠતા હતા. આદિલશાહી સાથેના વિગ્રહમાં મહારાજ સાથે લડીને થાકેલો જયસિંહ તદ્દન લોથ થઈ ગયો હતો. મરાઠાઓ પાસેથી લીધેલા સંખ્યાબંધ કિલ્લાઓમાંથી પુરંદર, સિંહગઢ, લોહગઢ, માહુલી અને કર્નાલા એ કિલ્લાઓનેજ ફક્ત બરાબર બંદોબસ્ત કરીને તેમાં પોતાના લશ્કરની ટુકડીઓ રાખી. બીજા કિલ્લાઓનું રક્ષણ કરવાની શક્તિ આ વખતે મિરઝારાજામાં ન હતી. ખાલી પડેલા કિલ્લાઓનું રક્ષણ જો કરવામાં ન આવે તો દુશ્મનો એનો કબજો લઈ લે અને તેનો

ઉપયોગ મુસલમાનો સામે કરે, તેથી એવી રીતે મુગલોથી જે કિલ્લાઓનું રક્ષણ થઈ શકે એમ ન હતું તે કિલ્લાઓ નિરુપયોગી બનાવવાનું જયસિંહ રાજાએ શરૂ કર્યું. કેટલાક કિલ્લાઓના દરવાજા બાળી નાંખ્યા, ઘણા કિલ્લાઓની દિવાલો ઠેકઠેકાણે તોડી નાંખવામાં આવી. કેટલાક કિલ્લાઓના કોટ વચ્ચે વચ્ચેથી તોડી પડાવ્યા. આવી રીતે કિલ્લાઓના રક્ષણની સત્તા ન રહી એટલે તેનો નિધ્વંશ કરી, તેમને નિરુપયોગી બનાવવાના કાર્યમાં મિરઝારાજા મંડી પડ્યા. જોતજોતામાં જયસિંહ રાજાએ ઘણા કિલ્લાઓ નિરુપયોગી કરી નાંખ્યા.

મુગલોના હજારો સિપાહીઓ અને સેંકડો અમલદારોની આંખમાં ધૂળ નાંખીને શિવાજી મહારાજ આગ્રેથી, શહેનશાહના કબજામાંથી નાસી છૂટ્યા છે, એ વાત તો વિજળીવેગે આખા મહારાષ્ટ્રમાં ફેલાઈ ગઈ. મરાઠા સરદારોએ આ ખબરની ખાતરી કરી. ખાતરી થયા પછી એમણે વિચાર્યું કે હવે મુગલો ઉપર ચારે તરફથી હલ્લાઓ કરવા જ જોઈએ. સરદાર મોરોપંત પિંગળે તો તકની જ રાહ જોઈને સજ્જ થઈ ઉભા હતા. એણે મુગલ મુલકો ઉપર હલ્લા કરવા માંડ્યા. લશ્કરની ટુકડીઓ પાડી, મુગલોના મુલકો ઉપર તથા લશ્કર ઉપર અચાનક હલ્લાઓ કરવાનું તથા છાપાઓ મારવાનું કામ મરાઠાઓએ શરૂ કરી દીધું. મરાઠાઓ પાસેથી મિરઝારાજાએ પડાવેલા કિલ્લાઓ એક પછી એક સરદાર મોરોપંતે સર કરવા માડ્યા. મુગલોએ નિરુપયોગી બનાવેલા કિલ્લાઓ કબજે લઈને સરદાર મોરોપંતે તેમને તાકીદે સુધરાવ્યા. કિલ્લાનું સમારકામ ઝડપથી શરૂ કરી કિલ્લાઓ પાછા મજબૂત બનાવ્યા. આવી રીતે મુગલોના હાથમાંથી મરાઠાઓએ ઘણા કિલ્લાઓ લીધા. મુગલોને ઠેકઠેકાણે હંફાવવાનો અને હેરાન કરવાનો મોરોપંતે સપાટો ચલાવ્યો. રોહીડા કિલ્લા નજીક મરાઠાઓનું લશ્કર આવી પહોંચ્યું. મરાઠાઓ આગળ વધતા જ જતા હતા. મિરઝારાજાને આ લશ્કરની ખબર મળતાં જ એણે રોહીડા કિલ્લાના બચાવ માટે ૫૦૦ સવારોની એક ટૂકડી રવાના કરી.

મહારાજના જમાઈ મહાદજી નિંબાળકરે પોતાના લશ્કરને સજ્જ કર્યું અને પૂના નજીક મુગલ મુલકો ઉપરના મુગલ લશ્કરને હેરાન કરી એ ગાળામાં ધમાલ મચાવી મૂકી. મિરઝારાજાએ આ એફામ બનેલા મરાઠા સરદારને કબજે કરવા માટે પોતાના લશ્કરી અમલદારો મોકલ્યા. રાજા જયસિંહે સૂપા અને તે ગાળાનું રક્ષણ કરવા માટે બાબાજી ભોંસલેને તેના લશ્કર સાથે રવાના કર્યો. હલાલખાનને ઇંદાપૂર તરફ બંદોબસ્ત માટે મોકલ્યો. ઘલીબખાનને ચાંભારગોંદારના ગાળામાં રવાના કર્યો. ત્રિંબકજી ભોંસલેને રાસીન તરફ મોકલ્યો. હસનખાન અબ્દુલ રસુલ અને એવા એવા બીજા સરદારોને તેમના લશ્કર સાથે જુદા જુદા ભાગમાં મુલકોના રક્ષણ માટે મોકલવામાં આવ્યા. મિરઝારાજાનો હુકમ થતાં જ બાબાજી ભોંસલેએ મહાદજી નિંબાળકર ઉપર ચડાઈ કરી. બંને વચ્ચે બહુ જબરી લડાઈ થઈ. મહાદજીનાં ઘણાં માણસો માર્યાં ગયાં. મરાઠા તરફથી લડનાર નિંબાળકરના લશ્કરની મુગલો તરફથી લડનાર બાબાજી ભોંસલેના લશ્કરે બહુ ખરાબી કરી. મહાદજી પોતે પણ આ લડાઇમાં લડતાં લડતાં ઘવાયો. મરાઠાઓની મદદે બિજાપુરની ટુકડી આવી પહોંચી. લડાઈ પાછી જોસમાં ચાલી. મહાદજીએ બાબાજી ભોંસલે ઉપર મરણિયો હલ્લો કર્યો. મહાદજીએ આ છાપામાં શૌર્ય અને સમરકૌશલ્યની કમાલ કરી. બહુ બહાદુરીથી લડતાં બાબાજી ભોંસલે રણમાં પડ્યો. મુગલોની આ હારથી મરાઠાઓમાં નવું બળ આવ્યું. બાબાજી ભોંસલેની આ હાર સાંભળી મિરઝારાજાને ઘણું લાગી આવ્યું. રાજા જયસિંહ પોતે મરાઠાઓને કચડવા માટે સજ્જ થઇને નીકળ્યો, પણ સંજોગો બદલાયા અને એને લાગ્યું કે જો પોતે પૂનાના ગાળા તરફ જશે તો બિજાપુરવાળાઓ આગળ ધસારો કરશે અને કડી લેતાં પાટણ પરવાર્યું એ ઘાટ થશે. આથી એણે પોતે પૂના તરફ જવાનું માંડી વાળ્યું અને મહાદજીને કચડવા માટે સરદાર હમીદખાનને ૫૦૦૦ માણસોનું લશ્કર આપીને મોકલ્યો. પંઢરપુર તરફ સરદાર અણાજી

દત્તો દેશમુખે મુગલો સામે કમર કસી હતી. દેશમુખે મુગલોની સામે જંગ મચાવ્યો અને આખરે લડતાં લડતાં વીરગતિને પામ્યો.

મહારાજની ગેરહાજરીમાં આદિલશાહી સરદાર રૂસ્તમઝમાન સાથે ફરી પાછો મીઠો સંબંધ બાંધવાનું મુત્સદ્દીપણું મહારાજના મુત્સદ્દીઓ ભૂલ્યા ન હતા. એને મેળવી લઈને મરાઠાઓએ રાંગણાનાં કિલ્લાનો કબજો મેળવ્યો હતો. આવી રીતે મહારાજના નાના મોટા બધા સરદારોએ કમર કસીને મુગલોની ખબર લેવા માંડી હતી. મહારાજ દક્ષિણમાં દાખલ થયા તે વખતે મરાઠાઓએ મુગલોને સોંપેલા કિલ્લાઓમાંથી ઘણા ખરા કિલ્લાઓ ઉપર મહારાજનો ઝંડો ફરકતો કર્યો હતો. મહારાજની ગેરહાજરી દરમિયાન સુંદર રાજ્યકારભાર ચલાવીને, બળવાન દુશ્મનને ટક્કર મારીને અને મહારાષ્ટ્રની સત્તાઓ સાથે મેળ બાંધીને મરાઠાઓએ જગતને બતાવી આપ્યું હતું કે શિવાજી મહારાજની તાલીમમાં તૈયાર થએલી પ્રજા એમની ગેરહાજરીમાં સુંદર રાજ્યકારભાર ચલાવી શકે છે અને લશ્કરી અમલદારો જામેલી બળવાન સત્તા સામે ટક્કર ઝીલી શકે છે.

## ૭. મિરઝારાજા જયસિંહનો આખરી અંજામ અને અંત.

અંબરપતિ મિરઝારાજા જયસિંહનું ઓળખાણ વાંચકોને પાછલા પ્રકરણમાં કરાવ્યું છે. પ્રસિદ્ધ કછવા કુટુંબનો આ કુલદીપક મુગલ દરબારનું નાક હતો. એટલું જ નહિ પણ મુગલ સલ્તનતના અનેક આધાર સ્થંભો પૈકી એક મુખ્ય સ્થંભ હતો. ઔરંગઝેબના વખતમાં દિલ્હીની ગાદીના રાજપૂત સેવકોમાં આ જૂનામાં જૂના સેવક હતા. ઔરંગઝેબ બાદશાહને ગાદી અપાવવામાં અનેક સરદારો હતા તેમાં જયસિંહ રાજાની ગણના કરી શકાય. ગાદીનો ઝગડો જાગ્યો ત્યારે તો જયસિંહ રાજા ઔરંગઝેબના હરીફ દારાશેકોહના પક્ષમાં હતો પણ અણી વખતે એણે દારાનો પક્ષ છોડ્યો હતો તેથી ઔરંગઝેબને એ કૃત્ય ભારે મદદરૂપ નીવડયું હતું. સુજા ઉપર જ્યારે ઔરંગઝેબે ચડાઈ કરી હતી ત્યારે ઘણી વખતે એ રાજા જયસિંહની પકડમાં સપડાઈ ગયો હતો અને જો જયસિંહ રાજાએ ધાર્યું હોત તો એને ક્યારનોએ મારી નાંખ્યો હોત, પણ જયસિંહે એ નીચ કૃત્ય ન કર્યું. એવી રીતે કેટલીએ ફેરા એણે ઔરંગઝેબને બચાવ્યો હતો, કેટલીએ ફેરા એનો (ઔરંગઝેબનો) નાશ થતો એણે અટકાવ્યો હતો. જેનાં કૃત્યો વડે જાન બચ્યો, જેનાં કૃત્યો વડે રાજગાદી મળી, જેની વફાદારી અને સેવા વડે મુગલાઈની ચડતી થઈ, તે જયસિંહની દુર્દશા કરવાનું નીચ કૃત્ય ઔરંગઝેબે કર્યું. જેણે રાજગાદી અને સત્તાના લોભથી જન્મદાતા પિતાને પરહેજ કર્યો, તેના ઉપર સખ્તાઈ વાપરી, તેને પાણી વગર ટળવળાવ્યો, તે બાદશાહ વફાદાર સરદારની વફાદારી ભૂલી એની દુર્દશા કરે એમાં નવાઈ જેવું કાંઈ નથી. ઔરંગઝેબ મિરઝારાજાથી તદ્દન નારાજ થઈ ગયો હતો. દક્ષિણની ત્રણ સત્તાઓને તોડવા માટે મિરઝારાજાને જ્યારે ઉત્તરથી દક્ષિણ મોકલ્યો ત્યારે એના ઉપર બાદશાહની જે મીઠી નજર હતી તેમાંનો છાંટોએ હવે બાકી રહ્યો નહતો. હિંદુ હિંદુને મળી ગયો એ વહેમથી એણે ઘણી વખતે ઘણાને અન્યાય કર્યા હતા અને એ અન્યાયની આગમાં બાદશાહીને પણ આંચ આવી હતી. પોતાના વફાદાર સરદારોના પરાક્રમો પણ ઔરંગઝેબ ખમી શકતો નહિ. મુગલાઈમાં કોઈ પણ જરા વધારે બળવાન થાય કે કોઈની પ્રતિષ્ઠા જામે કે કોઈ વધારે પ્રજાપ્રિય થતો કે એના હૈયામાં તેલ રેડાતું. જયસિંહ રાજા ભારે બળીઓ થઈ ગયો હતો અને એને નીચે પાડવામાં નહિ આવે તો મુગલ સલ્તનતને એ ભારે થઈ પડશે એ બીક બાદશાહને રહ્યા જ કરતી હતી. દક્ષિણમાં ચાલી રહેલા જંગમાં જોઈતી મદદ મોકલવાનું બાદશાહે માંડી વાળ્યું હતું. દક્ષિણની ત્રણ સત્તાઓને કચડવાનું કામ ઘણું કઠણ હતું પણ મિરઝારાજા બહુ અનુભવી અને મુત્સદ્દી હોવાથી હિકમત અને યુક્તિથી ત્રણેને મુગલ ઝૂંસરી નીચે લાવવાના પ્રયત્નો કરી રહ્યો હતો.

આ કામમાં ઘણા સરદારોને સાધવા પડ્યા હતા. ઘણાઓને જાગીરો અને મનસબદારીઓ આપીને પણ મનાવી લેવા પડતા. ઘણાઓને લાંચ અને રુશવતથી ફોડવા પડતા. આ બધું બાદશાહની મંજૂરી અને મરજી સિવાય બને એમ નહતું. શરૂઆતમાં તો મિરઝારાજાએ સુચના કરેલા સરદારોને બાદશાહે જયસિંહ રાજાની સૂચના મુજબ મનસબદારીઓ આપી. શરૂઆતમાં મિરઝારાજાએ માગી કુમક મળી પણ પાછળથી બાદશાહે પોતાનું વલણ બદલ્યું અને દક્ષિણમાં જરુરી કુમક મોકલવાનું બંધ કર્યું. દક્ષિણની ચડાઈની બાબતમાં ઔરંગઝેબ તદ્દન મોળો પડી ગયો હતો. આ અણીને વખતે આવું વલણ લેવાના અનેક કારણો હશે પણ બહારથી તો ભારે ખરચની જ બાદશાહ બૂમો પાડતો. ખરચના પ્રમાણમાં લાભ થતો નથી, ધન વેડફાય છે વગેરે દલીલોથી ઔરંગઝેબે હાથ ખેંચી પકડ્યો હતો. બાદશાહની આ દલીલોની જાણ મિરઝારાજાને થતાં જ એણે જણાવ્યું કે 'દક્ષિણની ચડાઈમા ખર્ચાયલું ધન ખાતરીથી લેખે લાગવાનું છે. એ નાણાં તો વ્યાજે મુકાયાં છે એમજ માનવું. દક્ષિણની ચડાઈનો ખર્ચ ઉગી નીકળ્યા સિવાય રહેવાનો નથી.' મિરઝારાજાની પ્રમાણિક માન્યતા હતી કે દક્ષિણની ચડાઈમાં ફત્તેહ મળે કે બિજાપુરનો અને કુતુબશાહીનો ફળદ્રુપ પ્રદેશ હાથ આવી જાય અને આ પ્રદેશની યોગ્ય વ્યવસ્થા થાય તો આ પ્રદેશો અઢળક ધન ઉપજાવી શકે એમ છે. નાણાંને અભાવે જંગના કામમા મિરઝારાજા તંગ થઈ ગયા. બાદશાહને વારંવાર વિનંતિ કરી પણ એણે એ તરફ ધ્યાન નાઆપ્યું. મિરઝારાજાને મન તો આ પ્રશ્ન નાકનો થઈ પડ્યો હતો. બાદશાહે નાણાં ન મોકલ્યાં એટલે ચડાઈ સંકેલી બીજો કોઈ સરદાર હોત તો ચાલ્યો જાત અથવા ચડાઈ મોકૂફ રાખવાની બાદશાહ પાસે પરવાનગી માગત, પણ મિરઝારાજાએ તે ન કર્યું. એમને તો મુગલાઈની આ પીછેહટ પોતાની પ્રતિષ્ઠાને ઝાંખપ લગાડશે એમ લાગ્યું. સલ્તનતનું કામ એ પોતાનું જ કામ છે એમ એ માનતા હતા. બાદશાહે માગેલી કુમક ન મોકલી અને તે પ્રત્યે બેદરકારી બતાવી છતાં જયસિંહ રાજાએ દક્ષિણની લડાઈ સંકેલી લીધી નહિ. જ્યારે મુગલપતિએ ચડાઇના ખર્ચ માટે જોઈતાં નાણાં ન મોકલ્યાં ત્યારે જયસિંહ રાજા ભારે ચિંતામા પડ્યો. બાદશાહે આપેલા રૂપિયા ૩૦ લાખ તો લડાઈના કામમાં ખર્ચાઈ ગયા અને વધારેની જરુર પડતાં બાદશાહે ન મોકલ્યા ત્યારે જયસિંહ રાજાને પોતાની તીજોરીમાંથી એક ક્રોડ રૂપિયા ખરચવા પડ્યા. મુગલાઈના નાકની ખાતર, દિલ્હીપતિની ઈજ્જતની ખાતર, પોતાના ખીસ્સામાંના રૂપિયા એક ક્રોડ વાપરનાર વફાદાર સરદારની વફાદારી તરફ પણ, બાદશાહે એની દુર્દશા કરતી વખતે ધ્યાન ન આપ્યું. એકદર બાદશાહની સેવાનો બદલો જશ ઉપર જુતિયાંજ મળે. મિરઝારાજા હિંદુ હોવાથી હિંદુત્વનું અભિમાન રાખી શિવાજી પ્રત્યે પક્ષપાત કરે છે એવો વહેમ બાદશાહને મૂળથીજ હતો અને વહેમી પુરુષ જ્યારે વહેમની નજરે ઝીણવટથી કોઈ પણ બીના તપાસવાનું શરૂ કરે છે ત્યારે તેનો વહેમ મજબૂત થતો જાય છે. એ ન્યાયને આધારે ઔરંગઝેબનો વહેમ પણ વધ્યો અને એને લાગ્યું કે જયસિંહ શિવાજી સાથે મળી ગયો છે, શિવાજીને અંદરખાનેથી એની મદદ છે.

શિવાજી મહારાજને આગ્રેથી નસાડવામાં રામસિંહનો પૂરેપુરો હાથ હતો એવું બાદશાહના મનમાં ઠસી ગયું હતું. બાદશાહનું દિલ પોતાને માટે તદ્દન ખાટું થઈ ગયું છે એ મિરઝારાજાએ જાણ્યું. મુગલાઈની ભારેમાં ભારે સેવા કર્યા છતાં, દારાનો પક્ષ ખરી વખતે છોડી દઈ ઔરંગઝેબને અણીને વખતે મદદરૂપ થઈ પડ્યો હતો છતાં, દિલ્હીની ગાદી માટે ભાઈઓના ઝગડા ચાલી રહ્યા હતા તે વખતે ઔરંગઝેબને બચાવ્યો હતો છતાં, શિવાજી રાજા જેવા મુગલપતિના કટ્ટા દુશ્મનને બાદશાહની આગળ નમતો કર્યો હતો છતાં, બચપણથી તે ઘરડી ઉમ્મર થઈ ત્યાં સુધી મુગલાઈની કરેલી સેવાના બદલામાં આખરે વૃદ્ધ વયે બાદશાહે ભારે અપજશ આપ્યો તેથી જયસિંહ રાજાનું દિલ ભાગી ગયું. એની નાસીપાસીનો પાર ન રહ્યો. ગમે તેવી ભારે સેવા ઉઠાવીને પણ બાદશાહની મીઠી નજર ફરી સંપાદન કરવાની મિરઝારાજાની ઇચ્છા હતી.

શિવાજી મહારાજ આગ્રેથી નાઠાના સમાચાર મળ્યા એટલે મિરઝારાજાએ વિચાર્યું કે બાદશાહને પોતાના ઉપર અને પુત્ર રામસિંહ ઉપર શિવાજીને નસાડવાનો વહેમ છે તે વહેમ શિવાજીને પકડી આપીને દૂર કરવો. શિવાજીને બાદશાહને હવાલે જો મિરઝારાજા કરી શકે તો બાપ બેટા ઉપરનો આરોપ દૂર થશે એમ માનીને શિવાજી મહારાજને પકડવા માટે મિરઝારાજાએ ખાસ સિપાહીઓ અને છૂપા જાસૂસો રવાના કર્યા. શિવાજીને પકડી આપીને પોતા ઉપરનો આક્ષેપ દૂર કરવા જયસિંહ રાજા તૈયાર થયા. હિંદુત્વના આ તારણહારને હિંદુત્વ નષ્ટ કરવા માટે હિંદુ ધર્મ ઉપર જુલમ વરસાવનાર ઔરંગઝેબનાં હાથમાં આપવાથી હિંદુત્વને ભારે હાની પહોંચશે, એની મિરઝારાજાએ દરકાર ન કરી. જાતે હિંદુ હોવા છતાં, હિંદુધર્મનું રક્ષણ કરવા માટે માથા કપાવનાર ક્ષત્રિઓના ફરજંદ હતા છતાં મુસલમાની સત્તા વધારે મજબૂત કરવાનું કામ કરી રહ્યા હતા. મિરઝારાજાને મુગલ સત્તાનો મોહ હતો પણ ઈશ્વરને હિંદુત્વનું રક્ષણ શિવાજી મહારાજને હાથે કરાવવું હતું. શિવાજી રાજાને પકડવા માટે મિરઝારાજાએ અનેક પ્રયત્નો કર્યા પણ પરમેશ્વરની રચના કંઈ જુદી જ હતી. મિરઝારાજાના કાબેલ માણસો પણ મહારાજને પકડી પાડવામાં ફળીભૂત ન નીવડ્યા. ઈ. સ. ૧૬૬૬ ના નવેમ્બરની ૫ મી તારીખે મિરઝારાજાએ દિલ્હી પત્ર લખ્યો હતો તેમાં પોતાની પડતી દશાનો ઈસારો કર્યો હતો. 'શિવાજીને પકડવા માટે મેં પણ માણસો અને જાસૂસો રવાના કર્યા છે. મહારાષ્ટ્રના આ સરદારને દિલ્હીપતિને હવાલે કરવાની સેવકની ખાસ ઈચ્છા છે. મારા પ્રયત્નો સફળ નથી થતા તેથી ભારે ગ્લાનિમાં મારે દિવસ કાઢવા પડ્યા છે. હજુ સુધી શિવાજીને મારા માણુસો પકડી નથી શકયા એ મારું કમનસીબ છે.'

શિવાજી મહારાજ સુખરૂપ રાજગઢ આવી પહોંચ્યાના સમાચાર જ્યારે જયસિંહ રાજાએ જાણ્યા ત્યારે તો એમની નાસીપાસી વધી પડી. બાદશાહને રાજી કરવા માટે શિવાજી મહારાજને પકડી આપવાની યુક્તિમાં મિરઝારાજા ન ફાવ્યા એટલે એમણે હવે બીજી બાજી ગોઠવી. શિવાજી રાજાનો નાશ કરાવીને પણ ખુશી કરવા મિરઝારાજા તૈયાર થયા. ઈ. સ. ૧૬૬૬ ની આખરમાં મિરઝારાજાએ દિલ્હીપતિના મુખ્ય પ્રધાન સરદાર જાફરખાનને નીચેની મતલબનો પત્ર લખ્યો હતો તે ઉપરથી મિરઝારાજાની ઘડપણમાં બદલાઈ ગયેલી મનોદશા જણાઈ આવે છે. મિરઝારાજાએ લખેલા પત્રનો ગૂજરાતી સાર નીચે પ્રમાણે છેઃ—

'બિજાપુર, ગોવળકોંડા અને શિવાજી એ ત્રણ સત્તાધારીઓની સત્તા તોડવા માટે મારી સર્વ શક્તિઓનો ઉપયોગ મેં આજ સુધી કર્યો છે અને ભવિષ્યમાં પણ કરતો રહીશ. એ બદમાસ શિવાજી મને મળવા આવે એવી ગોઠવણ હું કરી રહ્યો છું અને એ ગોઠવણ ફળીભૂત થાય તો તક સાધીને મારા માણસો એને પૂરો કરશે. આ સલ્તનતનું હિત સાચવવા માટે પ્રજાની નિંદા કે સ્તુતિની દરકાર કર્યા સિવાય આ બંદો ગુલામ ગમે તે કરવા તૈયાર છે. બાદશાહ સલામત મને પરવાનગી આપે તો શિવાજીનું કૂળ તદ્દન હલકું હોવા છતાં, એની સાથે અમારો રોટી વહેવાર પણ નથી છતાં એની છોકરીને મારા દિકરા સાથે પરણાવી એની સાથે સંબંધ બાંધવા હું તૈયાર છું. સાધારણ સંજોગોમાં તો એની છોકરી પગે પડતી આવે તો પણ હું એને મારા જનાનખાનામાં ન રાખું પણ આતો સલ્તનતનું હિત સાચવવા એટલે સુધી જવા હું કબુલ છું. શિવાજી હલકા કૂળનો છે એટલે મારી આ ઈચ્છા જાણશે તો તરત હા પાડશે અને હા પાડે એટલે જાળમાં સપડાયો જ સમજવો। આ યુક્તિ ખાસ ગુપ્ત રાખવા વિનંતિ છે. ઉત્તરની રાહ જોઉં છું' (હાફ્ત અંજુમન).

ઉપરના પત્ર ઉપરથી વાંચકો જોઈ શકશે કે બાદશાહને ખુશ કરવા માટે મિરઝારાજા જયસિંહ પોતાના ઉચ્ચ સ્થાનેથી કેટલા બધા નીચે ઉતર્યા હતા. બાદશાહને ખુશ કરવાના હેતુથી જયસિંહ રાજાએ

મોટા મોટા રજપૂત વીરોના પ્રાણનો નાશ કરીને નિષ્કંટક થયો હતો અને જયસિંહનો પણ આખરે તેણે નાશ કર્યો. જે ઘૃણિત ઉપાયથી તેણે જશવંતસિંહના પ્રાણનો નાશ કર્યો હતો, તેજ ઉપાયથી તેણે જયસિંહને પણ આ સંસારમાંથી વિદાય કર્યો. તેણે જયસિંહના કુટુંબમાં પોતાની પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. રજપૂતોમાં પાટવી કુમારને સિંહાસનનો અધિકાર હોય છે. નાના પુત્રને સિંહાસન મળતું નથી, પરંતુ દુરાચારી ઔરંગઝેબે જયસિંહના કનિષ્ઠ પુત્ર કીરતસિંહને હાથમાં લઈને કહ્યું કેઃ—" જો તમે તમારા પિતા જયસિંહનો નાશ કરશો તો રજપૂતોની ચિરપ્રચલિત રીતનો ભંગ કરીને તમારા મસ્તકપર રાજમુકુટ મૂકવામાં આવશે અને તમારા જ્યેષ્ઠ બંધુ રામસિંહનો હક્ક રદ કરવામાં આવશે.' હતભાગી અને મૂર્ખ કીરતસિંહે પાપાત્મા ઔરંગઝેબની પ્રપંચજાળમાં ફસાઈને શીઘ્ર તેનો મનોરથ સફળ કર્યો. રજપૂત કુલાંગાર કીરતસિંહે અફીણની સાથે વિષ મેળવી પોતાના જન્મદાતાને તે પાઈ તેના પ્રાણનો નાશ કર્યો. જયસિંહે આ પ્રકારે પોતાના આ કુલકલંક પુત્રના હાથથી વિષપાન કરી પ્રાણત્યાગ કર્યો. પિતૃહંતા કીરતસિંહ પોતાના મહાપાપના પુરસ્કાર તરીકે રાજતિલક પ્રાપ્ત કરવાને માટે પિશાચ ઔરંગઝેબની પાસે ગયો, પરંતુ પાદશાહે તેનો મનોરથ પૂર્ણ કર્યો નહિ. તેણે માત્ર કામા નામનો એક પ્રદેશ જાગીર તરીકે આપ્યો.' આવી રીતે આ અંબરપતિ, કછવા કુટુંબના કુલદીપક, જયપુરનરેશ, મુગલ દરબારના મહાન સરદાર, જેણે મુગલાઈની સત્તા મજબૂત કરવા માટે અનેક જીતો મેળવી, જેણે મુસલમાની સત્તા વધારવા માટે અનેક આપદાઓ વેઠી, જેણે ઔરંગઝેબને ખુશ કરવા માટે શિવાજી જેવા હિંદુઓના તારણહારને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો તે મહાન યોદ્ધા, વૃદ્ધ અને અનુભવી ખંધાવીર મિરઝારાજા જયસિંહનો ઔરંગઝેબે નાશ કર્યો. મિરઝારાજા જયસિંહનો આવી રીતનો અંત જોઈને ઈંગ્લાંડના ઇતિહાસમાંના થોમસ વુલ્સીના અંતની યાદ આવ્યા સિવાય રહેશે નહિ. થોમસ વુલસીને જ્યારે વધસ્થંભ આગળ લઈ જવામાં આવ્યો હતો ત્યારે તેણે છેલ્લા ઉદ્‌ગાર કાઢયા હતા કે 'જેવી સેવા મેં મારા રાજાની ઉઠાવી તેવી સેવા મેં જો પ્રભુની ઉઠાવી હોત તો મારો અંત આવો ન આવત.' અંત વખતે મિરઝારાજાને પણ એવું જ લાગ્યું હશે. ઔરંગઝેબ ઉપર જયસિંહરાજાએ ભારે ઉપકાર કર્યા હતા. ભાઈ ભાઈના ઝગડા વખતે દિલ્હીનો બચાવ રાજા જયસિંહે જ કર્યો હતો. દારાના પુત્ર સુલેમાન શેકોહને પકડીને રજુ કરવામાં પણ જયસિંહરાજાની કુમક હતી. સત્તાના જોરથી બેફામ બનેલા અમલના મદમાં અંધ બનેલા ભારે લસ્કરના બસથી છકી ગયેલા દિલ્હીના બાદશાહને તો તે વખતે ભાન ન હતું કે એ શું કરી રહ્યા છે, પણ જયસિંહ રાજાના આવી રીતના મરણથી મુગલાઈના પાયામાં ઉધાઈ લાગી એમ કહેવામાં જરાએ ખોટું નથી. મુગલાઈના આધાર સ્થંભનો આખરે આવી રીતે અંત આવ્યો.

પોતાના મનની મોટાઈ પણ મૂકી દીધી, પોતાની ખાનદાનીનું ખમીર પણ જતું કર્યું, પણ ડંખીલો અને ઝેરીલો ઔરંગઝેબ પોતાના આ વફાદાર સરદાર પ્રત્યે જરાએ કુમળો ન બન્યો. બાદશાહની બેદરકારીને લીધે મિરઝારાજા દક્ષિણની ચઢાઈમાં નિષ્ફળ નિવડ્યો. બાદશાહના વલણ ઉપરથી મિરઝારાજાને ખાતરી થઈ કે એમને બાદશાહ દક્ષિણમાંથી દૂર કરશે. બાદશાહે દક્ષિણના ગૂંચવાયલા કોકડા ઉપર વિચાર કર્યો અને કેટલાક ફેરફાર કર્યા.

મિરઝારાજાનો ભય સાચો ઠર્યો અને એમને દક્ષિણમાંથી દૂર કર્યાના માઠા સમાચાર મળ્યા. બાદશાહે રાજા જયસિંહની જગ્યાએ શાહજાદા મુઆઝીમને મોકલ્યો. ઈ. સ. ૧૬૬૭ના મે માસમાં શાહજાદા મુઆઝીમ ઔરંગાબાદ આવી પહોંચ્યો અને એણે મિરઝારાજા પાસેથી દક્ષિણની જવાબદારી સંભાળી લીધી. મિરઝારાજા દક્ષિણથી દિલ્હી જવા ઉપડ્યા ને રસ્તામાજ ૧૬૬૭ના જુલાઈની ૨૭ તારીખે બરહાણપુર મુકામે સ્વર્ગવાસી થયા. એમના મરણના સંબંધમાં કર્નલ જેમ્સ ટૉડના રાજસ્થાનના ઇતિહાસમાં નીચે પ્રમાણેનું લખાણ છેઃ—' મિરઝારાજા જયસિંહે પણ ક્રૂર પાદશાહ ઔરંગઝેબના શાસનકાળમાં પોતાનું અદ્ભુત સામર્થ્ય દર્શાવી અમરકીર્તિ પ્રાપ્ત કરી હતી. ઔરંગઝેબના સમયમાં જે જે યુદ્ધો થયાં હતાં, તેમાંના પ્રાયઃ સર્વમાં જયસિંહ વિદ્યમાન હતા. તેમણે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કર્યો હતો. ઔરંગઝેબે જયસિંહની વીરતાથી પરમ સંતુષ્ટ થઈ તેમને ૭ હજારની મનસબની પદવી આપી હતી. જે મહાવીર શિવાજી મહારાષ્ટ્રીઓના આદ્ય નેતા હતા, જેમનું નામ સાંભળી યવન સમ્રાટની સેના કાંપતી હતી, જેમના દ્વારા પાદશાહની સેના વારંવાર પરાસ્ત થતી હતી તેજ શિવાજીને અંબરપતિ જયસિંહ દિલ્હીના પાદશાહની સન્મુખ લાવ્યા હતા. જો કે તેઓ વિધર્મી પાદશાહની આજ્ઞાથી શિવાજીને દિલ્હીમાં લઈ ગયા હતા ખરા, પરંતુ તેમણે એક સાચા રજપૂતવીરની પેઠે શિવાજીની આગળ શપથ લઈને કહ્યું હતું કે ' પાદશાહ આપનો એક વાળ પણ વાંકો કરશે નહિ. આ માટે હું જવાબદાર છું.' આ રજપૂતવીરની પ્રતિજ્ઞા પર વિશ્વાસ રાખીને શિવાજી દિલ્હી ગયા હતા, પરંતુ તેઓ યવન સમ્રાટની રાજધાનીમાં પહોંચ્યા કે તરતજ ઔરંગઝેબે તેમના પ્રાણ લેવાની ચેષ્ટા કરવા માંડી. આથી જયસિંહે પાદશાહનો કિંચિત પણ ડર નહિ રાખી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે શિવાજીને દિલ્હીમાંથી નસાડી મૂકવામાં સહાય કરી હતી. આ પ્રકારે તેમણે પોતાના કુળગૌરવનું રક્ષણ કર્યું હતું. આજ કારણથી પાદશાહ જયસિંહ પર અપ્રસન્ન રહેતો હતો. ઔરંગઝેબ સિંહાસનારૂઢ થયો તે પૂર્વે દિલ્હીનું સિંહાસન હસ્તગત કરવા માટે શાહજહાનના પુત્રોમાં ભારે વિખવાદ ઉપસ્થિત થયો હતો. તે સમયે મિરઝારાજા જયસિંહે પ્રથમ તો દારાનો પક્ષ ગ્રહણ કર્યો હતો, પરંતુ પાછળથી તેનો પક્ષ છોડી દેવાથી તેની સિંહાસન પ્રાપ્તિની સર્વ આશા લુપ્ત થઈ ગઈ. જયસિંહે પોતાની બુદ્ધિ, શક્તિના બળથી અનેક મહા કાર્યો કર્યાં હતાં અને તેથી ઔરંગઝેબે તેમનું બળ ક્ષીણ કરવાને માટે પ્રતિજ્ઞા કરી હતી. મિરઝારાજા જયસિંહ પાસે બાવીસ હજાર અશ્વારોહીઓ હતા અને બાવીશ પ્રથમ શ્રેણીના સામંતો પણ હતા. એક વખત મિરઝારાજા જયસિંહે રાજદરબારમાં બેસી પોતાના બે હાથમાં બે પ્યાલા પકડી એકને સતારા અને બીજાને દિલ્હીનું નામ આપી તેમાંના એકને જોરથી જમીનપર પટકી કહ્યું હતું કેઃ—' આ સતારાનું તો પતન થયું. હવે દિલ્હીનું ભાગ્ય મારા જમણા હાથમાં જ છે. એનો પણ આટલી સરળતાથી નાશ કરવાને હું શક્તિવાન છું ' મિરઝારાજા જયસિંહ કેવા બળવાન હતા, તે તેમનાં આ વચનો પરથી સારી રીતે સમજાશે. જો તેઓ ધારત તો ઔરંગઝેબનું પતન કરી શકત. અત્યંત બળવાન મનુષ્ય સિવાય આવા ગર્વિષ્ટ વચનો કોણ ઉચ્ચારી શકે? પરંતુ આ ગર્વિષ્ટ વચનોથી તેમનો કાળ થયો. જયસિંહના આ ગર્વિષ્ટ વચનોની વાત ઔરંગઝેબના કાન સુધી પહોંચી ગઈ હતી. જો કે ઔરંગઝેબ પ્રબળ પરાક્રમી પાદશાહ હતો, તો પણ તે જયસિંહનું અનિષ્ટ કરવાને પ્રત્યક્ષ રીતે કોઈ પણ કાર્ય કરવાનું સાહસ કરી શક્યો નહિ. દુરાચારી ઔરંગઝેબ તલવાર અને વિષદ્વારા ભારતના

મોટા મોટા રજપૂત વીરોના પ્રાણનો નાશ કરીને નિષ્કંટક થયો હતો અને જયસિંહનો પણ આખરે તેણે નાશ કર્યો. જે ધૃણિત ઉપાયથી તેણે જયવંતસિંહના પ્રાણનો નાશ કર્યો હતો, તેજ ઉપાયથી તેણે જયસિંહને પણ આ સંસારમાંથી વિદાય કર્યો. તેણે જયસિંહના કુટુંબમાં પોતાની પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. રજપૂતોમાં પાટવી કુમારને સિંહાસનનો અધિકાર હોય છે. નાના પુત્રને સિંહાસન મળતું નથી, પરંતુ દુરાચારી ઔરંગઝેબે જયસિંહના કનિષ્ઠ પુત્ર કીરતસિંહને હાથમાં લઈને કહ્યું કેઃ—" જો તમે તમારા પિતા જયસિંહનો નાશ કરશો તો રજપૂતોની ચિરપ્રચલિત રીતનો ભંગ કરીને તમારા મસ્તકપર રાજમુકુટ મૂકવામાં આવશે અને તમારા જ્યેષ્ઠ બંધુ રામસિંહનો હક્ક રદ કરવામાં આવશે.' હતભાગી અને મૂર્ખ કીરતસિંહે પાપાત્મા ઔરંગઝેબની પ્રપંચજાળમાં ફસાઈને શીઘ્ર તેનો મનોરથ સફળ કર્યો. રજપૂત કુલાંગાર કીરતસિંહે અફીણની સાથે વિષ મેળવી પોતાના જન્મદાતાને તે પાઈ તેના પ્રાણનો નાશ કર્યો. જયસિંહે આ પ્રકારે પોતાના આ કુલકલંક પુત્રના હાથથી વિષપાન કરી પ્રાણત્યાગ કર્યો. પિતૃહંતા કીરતસિંહ પોતાના મહાપાપના પુરસ્કાર તરીકે રાજતિલક પ્રાપ્ત કરવાને માટે પિશાચ ઔરંગઝેબની પાસે ગયો, પરંતુ પાદશાહે તેનો મનોરથ પૂર્ણ કર્યો નહિ. તેણે માત્ર કામા નામનો એક પ્રદેશ જાગીર તરીકે આપ્યો.' આવી રીતે આ અંબરપતિ, કછવા કુટુંબના કુલદીપક, જયપુરનરેશ, મુગલ દરબારના મહાન સરદાર, જેણે મુગલાઈની સત્તા મજબૂત કરવા માટે અનેક જીતો મેળવી, જેણે મુસલમાની સત્તા વધારવા માટે અનેક આપદાઓ વેઠી, જેણે ઔરંગઝેબને ખુશ કરવા માટે શિવાજી જેવા હિંદુઓના તારણહારને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો તે મહાન યોદ્ધા, વૃદ્ધ અને અનુભવી ખંધાવીર મિરઝારાજા જયસિંહનો ઔરંગઝેબે નાશ કર્યો. મિરઝારાજા જયસિંહનો આવી રીતનો અંત જોઈને ઇંગ્લાંડના ઇતિહાસમાંના થોમસ વુલ્સીના અંતની યાદ આવ્યા સિવાય રહેશે નહિ. થોમસ વુલસીને જ્યારે વધસ્થંભ આગળ લઈ જવામાં આવ્યો હતો ત્યારે તેણે છેલ્લા ઉદ્ગાર કાઢ્યા હતા કે 'જેવી સેવા મેં મારા રાજાની ઉઠાવી તેવી સેવા મેં જો પ્રભુની ઉઠાવી હોત તો મારો અંત આવો ન આવત.' અંતવખતે મિરઝારાજાને પણ એવું જ લાગ્યું હશે. ઔરંગઝેબ ઉપર જયસિંહરાજાએ ભારે ઉપકાર કર્યા હતા. ભાઈ ભાઈના ઝગડા વખતે દિલ્હીનો બચાવ રાજા જયસિંહે જ કર્યો હતો. દારાના પુત્ર સુલેમાન શેકોહને પકડીને રજુ કરવામાં પણ જયસિંહરાજાની કુમક હતી. સત્તાના જોરથી બેફામ બનેલા અમલના મદમાં અંધ બનેલા ભારે લશ્કરના બળથી છકી ગયેલા દિલ્હીના બાદશાહને તો તે વખતે ભાન ન હતું કે એ શું કરી રહ્યા છે, પણ જયસિંહ રાજાના આવી રીતના મરણથી મુગલાઈના પાયામાં ઉધાઈ લાગી એમ કહેવામાં જરાએ ખોટું નથી. મુગલાઈના આધાર સ્થંભનો આખરે આવી રીતે અંત આવ્યો.

---

# છત્રપતિ શિવાજી ચરિત્ર

## ભાગ ૩ જો.

### પ્રકરણ ૧ લું



#### ૧. મહારાજનું મુત્સદ્દીપણું અને ઔરંગઝેબની અડચણો.

આસરે નવ માસના ગાળા પછી શિવાજી મહારાજ પાછા દક્ષિણમાં આવ્યા ત્યારે દક્ષિણનો રાજકીય મામલો તદ્દન બદલાઈ ગયેલો એમને માલમ પડયો. મિરઝારાજા જયસિંહની સ્થિતિમાં પરિવર્તન થયું હતું. યશ, ઉત્સાહ, ઉમંગ અને વિજયનું તેજ એમના મ્હોં ઉપરથી આથમી ગયું હતું. તેની જગ્યાએ નિરાશા અને ગ્લાનિ છવાઈ ગયાં હતાં. આદિલશાહી ટટાર થઈ ગઈ હતી. કુતુબશાહી પણ પોતાનું માથું ઊંચું કરી રહી હતી. જયસિંહરાજાએ મરાઠાઓ ઉપર મેળવેલા વિજયને લીધે મહારાજના સરદારોની સ્થિતિ પણ નરમ થઈ હતી પણ તેમાં અનેક ફેરફારો થઈ ગયા હતા. મહારાજ આગ્રેથી છૂટયા એ સમાચારે મરાઠાઓમાં નવો દમ પેદા કર્યો હતો અને મરાઠા સરદારો ઠેક ઠેકાણે મુગલોને હંફાવી રહ્યા હતા. એમનામાં નવા બળે સંચાર કર્યો હતો. લશ્કરને આરામ આપી કુનેહથી ધીમે ધીમે કામ લેવામાં આવે તો મરાઠાઓની સત્તાનું જોર જામશે એવા સુચિન્હો દેખા દઈ રહ્યાં હતાં. આ પ્રમાણેની આશાજનક સ્થિતિ મહારાજે મહારાષ્ટ્રમાં જોઈ. દક્ષિણની ખરી સ્થિતિથી વાકેફ થયા પછી મહારાજ કુતુબશાહને મળ્યા અને એની સાથે મુગલોનો કાંટો મહારાષ્ટ્રમાંથી કાઢી નાંખવાના સંબંધમાં ચર્ચા કરી. આખરે મુગલોની સામે મહારાજને મદદ કરવાનું કુતુબશાહે કબુલ કર્યું. મુગલોનો સામનો કરવાની મહારાજે તૈયારી કરવા માંડી અને સંજોગો પણ અનુકૂલ દેખાતા હતા. મહારાજે બહુ ઊંડો વિચાર કર્યો ત્યારે એમને લાગ્યું કે મુગલોની પાસેથી ગયેલો મુલક પાછો મેળવવાનું કામ ચાલુજ છે પણ પોતાની સત્તાના મૂળ બહુ ઊંડા ગયેલા નહિ હોવાથી લડાઈનો એક સરખો ભાર પ્રજાને માથે આવી પડે તો પ્રજા વેઠી નહિ શકે અને પરિણામ વિપરીત આવે તેથી પ્રજાને તૈયાર થવા માટે પૂરેપુરો વખત આપવો અને એ દરમિયાન રાજ્યની વ્યવસ્થા પણ ઠીક ઠીક કરી લેવી. પ્રજામાં ફરી પાછો નવો જુસ્સો પેદા કરવો અને પછી બધું ઠેકાણે પડતાં જ જંગ શરૂ કરવો. કટ્ટો દુશ્મન હજારોની આંખોમાં ધૂળ નાંખીને આગ્રેથી નાસી આવવાથી ઔરંગઝેબ તળેઉપર થઈ રહ્યો હશે અને પોતાની ગયેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા એ ભારેમાં ભારે પ્રયત્નો કરશે અને થાકી ગયેલી મરાઠી પ્રજા વખતે મુગલો સામે ટક્કર ન ઝીલી શકે તેથી ગમે તે યુક્તિથી થોડો કાળ પસાર કરી લેવાનો મહારાજે નિશ્ચય કર્યો. મહારાજનું ફળદ્રુપ મગજ આ અડચણમાંથી રસ્તો કાઢવામાં રોકાયું.

મિરઝારાજાના અમલનો દક્ષિણમાં અંત આવી ગયો હતો અને તેમની જગાએ શાહજાદા મુઆઝીમ આવી ગયો હતો. તેની સાથે સાથે તેના મદદનીશ તરીકે મહારાજ જશવંતસિંહને ઔરંગઝેબે મોકલ્યો




હિંદમાં રાષ્ટ્રીયત્વની જ્યોતી જગાવનાર-હિંદુત્વના તારણહાર–યવનોની શક્તિ અને સત્તા સામે માથું ઉંચકનાર–જામેલી મુસલમાન સત્તાની જડ યુક્તિ અને શક્તિનો ઉપયોગ કરી ઢીલી કરનાર–સદીઓથી ગુલામીમાં સબડતી હિંદુ પ્રજામાં પ્રાણ પ્રેરનાર–મુસલમાની સત્તાના ત્રાસ અને જુલમથી નમાલી બનેલી હિંદુ પ્રજામાં આત્મવિશ્વાસ પેદા કરનાર ભારતનો આદર્શ ભૂપતિ—

છ. શિવાજી મહારાજ.

(રા. સા. સરદેસાઈની મેહેરબાનીથી.)

Lakshmi Art, Bombay, 8.

હતો. શાહજાદા મુઆઝીમને આગ્રેથી મોકલતી વખતે શહેનશાહ ઔરંગઝેબે તેને દક્ષિણના રાજદ્વારી મામલાના સંબંધમાં પોપટની માફક પઢાવીને મોકલ્યો હતો. બાદશાહે તેને કહ્યું હતું કે ' દક્ષિણનો મામલો બહુ ગંભીર છે. શિવાજીના નાસી છૂટવાથી દક્ષિણનું રાજકીય કોકડું પાછું ગૂંચવાયું છે. બિજાપુર અને ગોવળકોંડા એ બે મુગલાઈના જૂના શત્રુ ત્યાં ઉભા છેજ. દક્ષિણમાં મુગલોને ત્રણ સત્તા સામે ઝઝુમવાનું છે. એ ત્રણે સત્તાઓ આજે મુગલોની સામે એક થઈ જાય એવો રંગ દેખાય છે. બિજાપુર અને ગોવળકોંડા તો એક થઈ ગયા છે જ. હવે શિવાજીનો પ્રશ્ન છે અને જો તક આપવામાં આવે તો પહેલી તકે એ બે સત્તામાં ભળી જાય એવો છે. રાજદ્વારી દાવપેચમાં શિવાજી ઉસ્તાદ છે. હાલના સંજોગોમાં તો આપણા દક્ષિણના મુલકોનું ઉત્તમ રીતે રક્ષણ કરવાની ખાસ જવાબદારી તમારે શિરે છે. શિવાજીથી તમારે બહુ ચેતીને ચાલવાનું છે. એ બહુ કપટી અને પ્રપંચી છે. એની જાળમાં કદી સપડાતા નહિ. એને હાલના સંજોગોમાં છંછેડીને નવું દુખ ઉભું કરતા નહિ. હમણાં તો તમે ' તેલ અને તેલની ધાર ' જોયાં કરો. શિવાજીએ ભલભલા સરદારોને આંજી નાંખ્યા છે અને કેટલાએ ચમરબંદીઓને મહાત કર્યા છે એ વાત તમે ભૂલતા નહિ. રાજદ્વારી કુનેહ અને મુત્સદ્દીપણાનો ફાંકો રાખનાર ઘણા સરદારોને એણે પાણી પાયાં છે. ઘણાનાં પાણી ઉતાર્યાં છે. આવા શત્રુથી હંમેશ સાવધ રહેજો. એની કપટજાળ, કાવાદાવા, છલપ્રપંચમાં ઘણા અનુભવીઓ પણ છક્કડ ખાઈ જાય છે, તો તમે હજુ નવા છો, ઉતાવળ કરતા નહિ. દીર્ઘદૃષ્ટિ દોડાવી, સંજોગો તપાસીને તમે વર્તન કરજો. મહારાષ્ટ્રમાં તમને ઘણું શીખવાનું મળશે.' આ પ્રમાણે શહેનશાહની શિખામણ શાહજાદાને મળી પણ એની અસર શાહજાદા ઉપર કાંઈ જુદીજ થઈ. શાહજાદાને લાગ્યું કે શિવાજી જેવા ચતુર, શૂર અને બુદ્ધિશાળી પુરુષને દોસ્ત કરવામાંજ લાભ છે.

શાહજાદાની સાથે મહારાજા જસવંતસિંહને મોકલ્યો હતો. આ જોડી મહારાજાને અનુકૂળ હતી જસવંતસિંહને મહારાજા સારી રીતે પિછાનતા હતા અને આગ્રામાં એમના ઘાડા સંબંધમાં આવવાથી એ પિછાન સાધારણ સ્નેહના રૂપમાં ફેરવાઈ હતી. જસવંતસિંહના સ્વભાવના મહારાજા પૂરેપુરા ભોમિયા હતા એટલે એમણે જસવંતસિંહને સાધી લીધો હતો. શાહજાદા મુઆઝીમ હંમેશ મોજશોખમાં મશગુલ રહેનાર મુગલ હતો. મુઆઝીમ અને જસવંતસિંહની ભારે દોસ્તી હતી. જસવંતસિંહનું વજન મુઆઝીમ પાસે જબરું હતું.

મુગલો સાથે બગાડેલા સંબંધને થીગડાં મારવાનો રસ્તો મહારાજે શોધી કાઢ્યો. મહારાજે દક્ષિણમાં આવ્યા પછી ઈ. સ. ૧૬૬૭ના એપ્રીલ માસમાં એક પત્ર ઔરંગઝેબ બાદશાહને લખ્યો હતો તેમાં એમણે જણાવ્યું હતું કે ' આ બંદો આપનો સેવક રહેવામાં ભૂષણ માને છે. મુગલ શહેનશાહની મોટી ફોજ મારા ઉપર ચડાઈ કરવા કૂચ કરતી ચાલી આવે છે. એવા પ્રચંડ લશ્કરની સામે થવાની કોની તાકાદ હોય ? મારી તો આપને ચરણે એટલી જ વિનંતિ છે કે મારા પુત્ર શંભાજીને બાદશાહી લશ્કરમાં હજાર સિપાહીઓની મનસબદારી આપવી જોઈએ. આપ જો આ વિનંતિ નહિ સ્વીકારો અને શંભાજીને મનસબદારી નહિ આપો તો પણ એ પોતાના લશ્કરથી બાદશાહની સેવા કરતો રહેશે. મારા કબજામાં જે કિલ્લા હતા તે મેં બાદશાહને હવાલે કરી દીધા છે અને જે બાકી રહ્યા છે તે અને મારું સર્વસ્વ બાદશાહની સેવામાં અર્પણ છે.' ઉપર પ્રમાણેનો પત્ર બાદશાહને મળ્યો. બાદશાહે પત્ર વાંચીને પોતાના પ્રધાનને આપ્યો. બાદશાહ તો આવા આવા પત્રો ઘોળીને પીએ એવો હતો. બાદશાહને પત્ર લખીને જ મહારાજ અટક્યા ન હતા. એમને દક્ષિણના સુબેદાર શાહજાદા મુઆઝીમ અને રાજા જસવંતસિંહની નિમણૂકથી અનુકૂળ બનેલા વાતાવરણનો લાભ લેવો હતો એટલે પત્ર શાહજાદાને લખ્યો અને બાળાજી આવજી ચિટણીસને શાહજાદા તરફ એ પત્ર સાથે એ પત્રની મતલબ નીચે પ્રમાણે હતીઃ—' મિરઝારાજા જયસિંહના આગ્રહથી એમની

હું બાદશાહ સલામતને મળવા માટે મુગલ દરબારમા ગયો હતો ત્યા બાદશાહ સલામતની મીઠી નજર મેં ન જોઇ બાદશાહની મારા ઉપર કૃપા છે એવી મને ખાતરી થઈ હોત તો મુગલાઈની ગમે તેવી સેવા ઉઠાવવાની મારી તૈયારી હતી મને ગિરફતાર કરવામા આવ્યો અને મને લાગ્યુ કે મારી જિંદગી જોખમમા છે એટલે હું આગ્રેથી નાસી છૂટ્યો મિરઝારાજા મારા સ્નેહી હતા તે ચાલ્યા ગયા હવે તો આપના ઉપર મારો આધાર છે આપ વચ્ચે પડી વગવસીલો અને વજનનો ઉપયોગ કરીને મારે માટે બાદશાહ સલામતનું મન મનાવો બાદશાહ મારા અપરાધ માફ કરે એવી આપ ગોઠવણ કરો હું મારા પુત્ર શંભાજીને દક્ષિણના સુબેદારના હાથ નીચે મુગલપતિની સેવામા મૂકવા તૈયાર છુ આપને ઠીક લાગે તે સેના હું પણ મગલીશ ' જસવંતસિંહ બાળાજી આવજી વકીલને શાહજાદાની પાસે લઈ ગયો પોતાના આ વકીલ સાથે મહારાજે શાહજાદા માટે કીમતી નજરાણું મોકલ્યુ હતું કીમતી વસ્ત્રો, ઝવેરાત, હાથી વગેરે મોકલ્યા હતા. વકીલે મહારાજે મોકલેલું નજરાણું શાહજાદા સન્મુખ ધર્યું અને જણાવ્યુ ' મિરઝારાજા જયસિંહની મારફતે બાદશાહ સલામત સાથે સલાહ કરી શિવાજી મહારાજ શાહેનશાહના આમત્રણથી બાદશાહને મળવા દરબારમા ગયા હતા જયસિંહરાજા જેવા મધ્યસ્થ હોવા છતા બાદશાહ સલામતને મહારાજનો વિશ્વાસ ન આવ્યો અને એમણે મહારાજને ગિરફતાર કર્યા પછી મહારાજ પોતાનો જાન બચાવવા ખાતર આગ્રેથી પાછા મહારાષ્ટ્રમા આવી પહોચ્યા છે જે બન્યુ તે સારુ તો નજ કહેવાય પણ હવે તો ગઈ ગુજરી ભૂલી જઈ ભાવી તપાસવાનું છે શિવાજી મહારાજની ઇચ્છા બાદશાહની સેવા સ્વીકારવાની હતી જ અને એવા નિશ્ચયથીજ એ મહારાષ્ટ્રથી ઉત્તરમા ગયા હતા. દિલ્હીપતિને પોતાની સેવાથી રાજી કરવાની શુદ્ધ દાનતથી મહારાજ પોતે આગ્રે ગયા પણ બનવાકાળ બની ગયુ બાદશાહ સલામતને શિવાજી મહારાજના સબધમા મનમા અવિશ્વાસ આવ્યો, ન ઇચ્છવાજોગ બનાવ બન્યો અને મહારાજની તો મનની મનમા જ રહી ગઈ મહારાજની ઇચ્છા હજુ પણ મુગલપતિના સેવક થઈ નેજ રહેવાની છે અને તે માટેજ આ સેવકને આપની હજુરમા મોકલ્યો છે બાદશાહ સલામતના દિલમા કમનસીબે મહારાજના સબધમા કઈ આટી ભરાઇ ગઈ છે તેથી ઉકેલાયેલું કોકડુ પાછુ ગૂચાઇ ગયુ અમારા મહારાજના હૃદયમા તો હજુએ મુગલાઈની સેવા કરવાની ખાસ ઇચ્છા છે અને આપની હજુરમા વિનંતિ કરવા માટે હું અહીં આવ્યો છુ બાદશાહ સલામતને આપ મહારાજની ઇચ્છા જણાવો એમના અત કરણમા મુગલાઇ માટે વસી રહેલા માનનો ચિતાર આપશો તો ફરી પાછો મીઠો સબધ બધાતા વાર નહિ લાગે આ વાત તો આપના હાથની છે આપ ધારો તો મુગલ અને મરાઠાઓનો મીઠો સબંધ તરતજ કરાવી શકશો ' બાળાજી આવજીના આ શબ્દો સાભળી શાહજાદા બોલ્યો બાદશાહ સલામતના દિલમા તમારા શિવાજી રાજા માટે જરાએ કિલ્મીશ ન હતું અને હજુ પણ એમના અત કરણમા શિવાજી રાજા માટે ભાવ છે કેટલાક અણધાર્યા અને અણુચિતવ્યા બનાવો બની ગયાથી બાદશાહ સલામત અને શિવાજી રાજાના દિલ ઊચા થઈ ગયા હતા કમનસીબે બનાવ એવા બનતા ગયા કે દિવસે દિવસે વેર વધતુ ગયુ મિરઝારાજા જયસિંહે બાદશાહ સલામતને જ્યારે જ્યારે તમારા મહારાજાના પરાક્રમો સબધી લખ્યુ હતુ ત્યારે ત્યારે બાદશાહ સલામતે શિવાજી રાજાને નવાજ્યા હતા અને એમને કીમતી સરપાવ આપી કદર કરી હતી શિવાજી રાજા સબધી બાદશાહ સલામતને ઊચો અભિપ્રાય હતો તેથી જ એમને દરબારમા આવવા ખાસ આમત્રણ મોકલ્યુ હતુ બન્નેના દિલમા જરાએ મેલ ન રહે એવી બાદશાહ સલામતની ખાસ ઇચ્છા હોવાથી શિવાજી રાજાએ દિલ્હી રહી ને સલ્તનતની સેવા કરવી એવો એમણે આગ્રહ કર્યો એક બીજાના દિલમા ઊભી થયેલી આટીઓ દુર થાય અને અવિશ્વાસ જતો રહે માટે શિવાજી મહારાજે થોડો કાળ બાદશાહની મરજી મુજબ ત્યા રહેવાની જરુર હતી. શિવાજી મહારાજે બાદશાહ સલામતના શુદ્ધ હેતુની દરકાર ન કરી શિવાજી રાજાએ જ્યારે બાદશાહ સલામતનું ન માન્યુ ત્યારે સહેજ ધમકી રૂપે દબાણ કરવાના ઇરાદાથી શિવાજી રાજાને એમનુ માનપાન

જાળવીને ફક્ત નજરકેદમાં જ રાખ્યા હતા. એતો ફક્ત નામનીજ અટક હતી. તમારા શિવાજી રાજાને આથી માઠું લાગ્યું અને આગ્રેથી એ નાસી આવ્યા. શિવાજી મહારાજ આગ્રેથી નાસી આવ્યા છતાં પણ બાદશાહ સલામતના મનમાં એમને માટે હજુ માન છે. અમે જ્યારે મહારાષ્ટ્ર આવવા નીકળ્યા ત્યારે પણ અમને બાદશાહ સલામતે જણાવ્યું હતું કે 'શિવાજી રાજા બહુ ચતુર અને પરાક્રમી પુરુષ છે. એમના જેવા સાથીઓ સલ્તનતને બહુ ઉપયોગી છે અને તેમની ઉપયોગીતા જાણીનેજ તેમને આગ્રે રાખવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો અને એમનો માન મરતબો પણ જાળવ્યો હતો. શિવાજી રાજાની સાથે આપણે ઝગડામાં ઉતરવાની જરુર નથી. બાદશાહ સલામતની ખુદની ઈચ્છા તો એવી છે કે શિવાજી રાજા આ સલ્તનતના સેવક થઈને રહે. હજુ પણ બાદશાહ સલામત ગઈ ગુજરી ભૂલી જશે કારણ એમને શિવાજી રાજા પ્રત્યે માન છે. એમના જેવા શૂર અને પરાક્રમી પુરુષોના શૌર્યની એ કદર કરનારા છે. તમારા શિવાજી રાજાની ઈચ્છા આ સલ્તનત સાથે ફરીથી મીઠો સંબંધ બાંધવાની હોય તો તેમને પત્ર લખીને પુછો અને વીગતવાર હકીકત મંગાવો.' બાળાજી આવજીએ પત્ર લખીને મહારાજ પાસે મારતે ઘોડે માણસ રવાના કર્યો અને તાકીદે ઉત્તર મંગાવ્યો. મહારાજે વિચાર કરી તરત જ જવાબ આપ્યો. તેમાં નીચેની સરતો જણાવીઃ—(૧) મુગલ અને મરાઠાઓએ એક બીજાની સાથે પૂર્વવત્ મીઠો સંબંધ રાખવો અને મિત્રભાવે રહેવું. (૨) મિરઝારાજા જયસિંહની મારફતે કરવામાં આવેલું તહનામું (પુરંદરનું તહનામું) બન્નેએ સ્વીકારવું. (૩) મુગલ અને મરાઠાઓની પૂરેપુરી દિલસફાઈ ન થાય ત્યાં સુધી શિવાજી મહારાજે મુગલોની મદદમાં મરાઠાઓનું લશ્કર મોકલવું નહિ અને દિલસફાઈ થયા વગર એક બીજાને મળવું નહિ. (૪) પુરંદરના તહનામા મુજબ મુગલોએ શંભાજીને પાંચહજારી બનાવવો. (૫) મનસબદાર તરીકે લશ્કરના ખર્ચ માટે વરાડ પ્રાંતમાંના આવઢા અને બાલાપુર એ બે તાલુકા મુગલોએ શિવાજી રાજાને આપવા વગેરે.

ઉપર પ્રમાણેની મતલબનો પત્ર મહારાજે મોકલ્યો તે બાળાજી આવજી ચિટણીસે શાહજાદાની હજુરમાં આદરપૂર્વક સાદર કર્યો. શાહજાદાએ એ પત્ર ઉપર પોતે ભલામણ કરી બાદશાહ તરફ રવાના કર્યો.

શિવાજી મહારાજના કાવાદાવા ઔરંગઝેબ પુરી રીતે પારખે એવો હતો. ઔરંગઝેબનું ચાલે તો મહારાજના એવા નમનતાઈભરેલા સંખ્યાબંધ કાગળોને એ ફાડીને ફેંકી દે એવો હતો. ઔરંગઝેબ શિવાજી રાજાને બરોબર ઓળખી ગયો હતો, એટલે મહારાજના શબ્દો ઉપર જરાએ વિશ્વાસ રાખે એવો નહતો પણ મુગલાઈના સંજોગો કંઈ જુદા જ હતા. ઔરંગઝેબની આગળ કેટલીક અડચણો ઉભી જ હતી. એવા સંજોગો ઉભા થયા હતા કે ઔરંગઝેબ શિવાજી ઉપર મુગલ શહેનશાહતનું બળ અજમાવી શકે એમ હતું નહિ. શિવાજી તરફ પુરતું ધ્યાન આપવામાં આવે તો ઈરાન મુગલને દાબી દે એ ભય હતો. જે કારણોને લીધે મુગલપતિને શિવાજી મહારાજ જેવા કટ્ટા દુસ્મનના વધતા બળ અને પ્રતિષ્ઠા તરફ દુર્લક્ષ કરવું પડ્યું તે કારણ હવે પછી જણાવવામાં આવશે.

## ૨. શિયાપંથી શાહ અને સુન્નીપંથી શહેનશાહ.

દિલ્હીની ગાદી માટે મુગલપતિ શાહજહાન જીવતો હતો ત્યારે શાહજાદાઓ વચ્ચે ગાદી માટે જે ઝગડો જાગ્યો હતો તેમાં ઈરાનનો શાહ શાહજાદા દારા અને મુરાદના પક્ષમાં ભળ્યો હતો. ઈરાનનો શાહ એ શિયાપંથી મુસલાન હતો. ઔરંગઝેબના દાદાના દાદા હુમાયુને દિલ્હીની ગાદી પાછી મેળવવામાં ઈરાનના શાહ તમસ્પે જબરી મદદ કરી હતી. તેના જ વંશજે, હુમાયુના વંશજે દારા અને મુરાદને સંકટ વખતે મદદ કરવા તૈયાર થયા. આ ઝગડામાં ઈરાનના શાહ અબ્બાસ બીજાએ ભારે રસ લીધો હતો. એણે દક્ષિણ હિંદના બે શિયાપંથી મુસલમાન સુલ્તાનોને પણ દારા અને મુરાદને મદદ કરવા ભલામણપત્રો લખ્યા હતા. ઔરંગઝેબની સામે એના ભાઈઓને અબ્બાસ બીજાએ મદદ કરી હતી

છતા જ્યારે ઝગડામા ઔરગઝેબ જીત્યો ત્યારે તેને આશીર્વાદ અને મુબારકબાદી આપવા માટે ઈરાનના શાહે પોતાના એલચી બુદાબેગને મુગલપતિ માટે કીમતી ભેટ આપીને મોકલ્યો હતો આ એલચીની સાથે શાહે મુગલપતિને પત્ર મોકલ્યો હતો, તેમા જણાવ્યુ હતુ કે 'ઈરાનનો શાહ મુગલપતિને તેમની જીત માટે મુબારકબાદી આપે છે અને જ્યારે જ્યારે જરુર પડે ત્યારે મુગલ બાદશાહને શાહ મદદ કરવા તૈયાર છે' કદહારના કિલ્લાના સબધમા પણ આ પત્રમા ઈસારો કરવામા આવ્યો હતો બાદશાહે આ પત્રનો જવાબ બહુ વિચારપૂર્વક આપ્યો હતો તેમા એણે પોતાના ભાઈઓ ઉપર પોતે મેળવેલી જીત માટે મોટી મોટી વાતો લખી હતી અને જરુર પડે મદદ આપવા શાહે પોતાના પત્રમા લખ્યુ હતું તે માટે શાહનો આભાર માન્યો હતો અને મગરૂરીમા જણાવ્યુ હતું કે દિલ્હીપતિ માણસોની મદદ ઉપર બહુ આધાર નથી રાખતા દિલ્હીપતિ તો ઈશ્વરની મદદ ઉપર જ ભરોસો રાખે છે વધારામા એ પત્રમા લખ્યુ હતું કે 'મારી અચબો પમાડે એવી જીતો મારા ઉપર માલીકની કેટલી મહેરબાની છે એ સાબિત કરે છે મારી જિદગીનો દરેક કનાદ હું મારી પ્રજાના સુખને માટે અને મારા રાજ્યની આબાદી માટે ગાળુ છુ ઈસ્લામી ધર્મનો ફેલાવો કરવા માટે મારી જિદગીની દરેક પળનો હુ ઉપયોગ કરી રહ્યો છુ હું ઈસ્લામની સેવામા જ મારી જિદગી ગુજારી રહ્યો છુ ' આ પત્રથી ઈરાનના શાહને પોતાનું અપમાન થયુ લાગ્યુ આ અપમાનનું વેર વાળવા માટે શાહ અબ્બાસ રાહ જોઈને જ બેઠો હતો

શાહના પત્રનો ઉપર પ્રમાણેનો જવાબ બાદશાહે બુદાબેગની સાથે મોકલ્યો ન હતો પરતુ બુદાબેગ પાછો ઈરાન ગયા પછી પાછળથી પોતાના એક અમલદાર સાથે રવાના કર્યો હતો બાદશાહના પત્રથી શાહ ચિડાઈ ગયો હતો, એટલે એણે ઔરગઝેબના એ એલચીનું દરબારમા અપમાન કર્યું હતું ઉપરની મતલબનો પત્ર ઔરગઝેબે શાહને લખ્યો તેનો જવાબ શાહે વીગતવાર લખ્યો અને તે પત્રને કવિતામા ગોઠવવાનું કામ પોતાના દરબારના એક નામીચા કવિ મિરઝા તાહેર વાહેદને સોપ્યુ હતુ આ કવિએ આ પત્રને ગદ્યમાથી પદ્યમા બહુ સુંદર રીતે ગોઠવ્યો હતો તેમા શિયાપથની પ્રતિષ્ઠા અને વિજયના ડકા વગાડી ઈરાનના શાહ કુટુબના ખુબ વખાણુ ગાયાં હતા અને ઔરગઝેબને બધી રીતે વખોડી કાઢચો હતો આ પત્રનો અગ્રેજી તરજુમો સર જદુનાથ સરકારે તેમણે લખેલા ઔરગઝેબના ત્રજા ભાગમા આપ્યો છે

આ પત્ર પદ્યમા તૈયાર કરાવી આરગઝેબના એલચી સાથે શાહે દિલ્હીપતિ ઉપર મોકલાવ્યો. એલચી બાદશાહ પાસે આવ્યો અને પત્ર આપ્યો તથા પોતાની વીતી વીગતવાર વર્ણવી ઈરાનનો શાહ ખુરાસાણ અને અફ્ગાનીસ્થાનને માર્ગે થઈને હિંદુસ્થાન ઉપર ચડાઈ કરવાની તૈયારી કરે છે એ ખબર આજ માણસે બાદશાહને કહી બાદશાહ આ ખબર સાભળી અંતરમા ચમકયો અને આ સંકટ સામે તૈયારી કરવા માડી બાદશાહને શાહના પત્રથી ભારે અપમાન તો લાગ્યુ હતું, પણ શાહ બળીઓ હતો એટલે બાદશાહ બળતરા કોના ઉપર કાઢે ? નબળો ગુસ્સે થાય ત્યારે ઘર ઉપર ગુસ્સો કાઢે બળવાન શાહને કઈ કહેવાય એમ હતું નહિ એટલે બાદશાહ આ ખબર લાવનાર પોતાના એલચી ઉપર જ ગુસ્સે થયો અને તેનો દરજ્જો ઉતારી તેને સજા તરીકે ઓરીસામા સૂબો બનાવ્યો શહેનશાહે શાહ સામે થવાની તૈયારી કરવા માડી શાહે મારેલા મેણા, કરેલી મશ્કરી, ઉડાવેલી ઠેકડી, ઓરગઝેબ જેવા માનીને અસહ્ય લાગે એ સ્વાભાવિક હતું બહારથી આવતુ સકટ ભારે હતુ એટલે ઔરગઝેબે અદરની આફતોને ગૌણુ માની શાહની ચડાઈ સામે ઝઝુમવાની તૈયારી કરવા માડી

આ ઉપરાત આ વખતે ઔરગઝેબ સામે બીજી એક અડચણુ ઉભી હતી જેણે બાદશાહને શિવાજી મહારાજ ઉપર પોતાનુ સઘળુ બળ અજમાવતા અટકાવ્યો. એ અડચણુ એ હતી કે ભાગુ

નામના એક સરદારે યુસુફઝાહી લોકોની આગેવાની લઈ એમને બંડ માટે ઉશ્કેર્યો અને વાયવ્ય સરહદ ઉપર મુગલ સત્તા સામે બંડ ઉઠાવ્યું. યુસુફઝાહી લોકો બહુ કાઠા અને લૂંટફાટના કામમાં અનુભવી, ફસાયેલા અને કાબેલ હતા. ભાગુ ધાંધલ અને ધમાલ કરતો પોતાની ટોળી સાથે અટકની ઉત્તરે સિંધુ નદી ઓળંગીને હજારા જીલ્લામાં આવી પહોંચ્યો અને ત્યાં એણે લોકોને લૂંટવા માંડ્યા. ભાગુ બહુ બળીઓ થઈ પડ્યો. એને તોડવા માટે અટકના મુગલ અમલદાર કામીલખાન, કાબુલના સૂબેદાર અને દિલ્હીથી ગયેલા મહમદ અમીનખાન ભેગા થયા. પેશાવરના મુગલ અધિકારીની કુમક પણ આવી પહોંચી. આમ ચારે અમલદારોએ ભાગુ ઉપર સામટા હલ્લા કર્યા ત્યારે આ બંડ સમ્યું. બંડ તો સમ્યું પણ પૂર્ણ શાન્તિ પથરાઈ નહિ.

ઉપરના કારણોને લીધે બાદશાહનું ધ્યાન ઉત્તરના સરહદ પ્રદેશ તરફ ખેંચાયલું હતું એટલે અને દક્ષિણમાં બિજાપુર અને ગોવળકોંડા મુગલોને નમાવી રહ્યા હતા તેથી એણે શિવાજી ઉપર સલ્તનતનું જોર અજમાવવાનું માંડી વાળ્યું અને શિવાજી મહારાજનો દાવ સમજવા છતાં એને છંછેડવામાં આ વખતે લાભ નથી એમ સમજી વખતને માન આપી ઔરંગઝેબે શિવાજી મહારાજે કરેલી માગણીઓ મંજૂર કરી અને શિવાજી મહારાજને 'રાજા'નો ખિતાબ આપ્યો. આથી મહારાષ્ટ્રની પ્રજામાં એવી માન્યતા ફેલાઈ કે બાદશાહે પણ શિવાજી મહારાજને રાજા તરીકે સ્વીકાર્યા છે.

ઈ. સ. ૧૬૬૮ના માર્ચની ૯ મી તારીખે બાદશાહે શિવાજી રાજાને પત્ર લખ્યો હતો તેમાં લખ્યું હતું:—'અમારી તમારા ઉપર પૂર્ણ કૃપા છે અને અમારી મહેરબાનીની નિશાની તરીકે તમને 'રાજા' નો ખિતાબ એનાયત કરવામાં આવ્યો છે. આજ સુધી કર્યાં તેના કરતાં વધારે પરાક્રમ કરજો એટલે તમારા સર્વ મનોરથો પૂર્ણ થશે' (પ. સા. સં. ખંડ ૧. નં. ૧૨૮૦).

આ નવા કરારથી શિવાજી મહારાજને કરિયાત માળવાનો પ્રાન્ત અને વરાડ પ્રાન્તમાં ભારે આવકની એક જાગીર મળી. આ જાગીરની સુંદર વ્યવસ્થા કરવા માટે મહારાજે રાવજી સોમનાથ નામના એક વિશ્વાસુ અમલદારને સર્વ સાધનો સાથે મોકાસદારનો નવો હોદ્દો આપીને મોકલ્યો અને શંભાજી રાજાને મનસબ મળી તેથી તેમને સર સેનાપતિ પ્રતાપરાવ ગુજ્જરની સાથે ઔરંગાબાદ રવાના કર્યા. શંભાજી મહારાજની ઉંમર બહુ નાની હોવાથી શાહજાદા મુઆઝીમે એમને પોતાના પિતા સાથે રહેવાની પરવાનગી આપી અને એકલા પ્રતાપરાવ ગુજ્જરને તેના લશ્કર સામે ઔરંગાબાદમાં રાખ્યા. ગ્રાન્ટ ડફને આધારે કહી શકાય કે પૂના, ચાકણ અને સૂપા પરગણા ઉપર શિવાજી મહારાજની સત્તા સ્થાપન થઈ ચઈ હતી. હવે સિંહગઢ અને પુરંદર ગઢ જેવા મહત્ત્વના કિલ્લાઓ પાછા લેવાના બાકી રહ્યા હતા.

શોખીલા શાહજાદા અને જસવંતસિંહની જોડીને લડાઈ, ઘેરા, છાપા, ઝપાઝપીઓ વગેરેનો શોખ ન હતો. આવી પડે તો ફરજ બજાવે ખરા, પણ તે પ્રસંગ ટળે તો ટાળે એવો આ જોડીનો સ્વભાવ હતો. શિવાજી મહારાજ સાથે શહેનશાહે સલાહ કરી તેથી શાહજાદા અને જસવંતસિંહને આનંદ થયો. દક્ષિણના મુગલ અમલદારોને મન તો જે થયું તે લાભદાયક જ હતું પણ ચાલાક ઔરંગઝેબ અને ચાલાક શિવાજી આ સુલેહનું ખરૂં સ્વરૂપ સમજી ગયા હતા. આ સુલેહમાં તો તે જમાનાના આ બંને મુલ્કમશહુર મુત્સદ્દીઓ પોતપોતાના પાસા ખેલી રહ્યા હતા. બન્નેની ઈચ્છા થોડો વખત લડાઈ વગર પસાર કરવાની હતી. ઔરંગઝેબની સામે બીજી અડચણો હતી તેથી અને શિવાજી મહારાજને તૈયારી માટે વખત જોઈતો હતો તેથી બંનેએ એક બીજાને ઓળખી પારખીને સલાહ કરી હતી.

### ૩. બિજાપુર અને ગોવળકોંડા સામે શિવાજી મહારાજ.

બાદશાહ ઔરંગઝેબ અને શિવાજી મહારાજ બન્ને પોતપોતાની મતલબ હાંસલ કરવા માટે પોતાની અનુકૂળતા પ્રમાણે બિજાપુર અને ગોવળકોંડા એ બે સત્તાનો ઉપયોગ કરતા હતા. કેટલાએ વર્ષોથી આ

ખેલ આ બન્ને બળવાન પુરુષો મહારાષ્ટ્રની સમરભૂમિ ઉપર ખેલી રહ્યા હતા. ઔરંગઝેબે જોયું કે શિવાજીને હમણાં જ છંછેડવામાં માલ નથી એટલે એણે મહારાજની માગણીઓ મંજૂર તો રાખી પણ એની આંખોમાં તો શિવાજી મહારાજ સિવાય બીજી બે સત્તાઓ ખટકી રહી હતી અને તે આદિલશાહી અને કુતુબશાહી. આ બે સત્તાઓનો શિવાજીના હાથે નાશ કરાવી પછી મહારાષ્ટ્રમાં એકલા પડી ગયેલા શિવાજીના મૂળ ઉખેડવાનો બાદશાહે ફરીથી ઘાટ રચ્યો. મહારાષ્ટ્રની સમરભૂમિ ઉપર ઘણા વરસોથી ખેલાઈ રહેલા ચાર સત્તા વચ્ચેના ચતુરંગી સામનાનો આખરનો ફેંસલો કરવા માટે નિશ્ચય કરી બાદશાહે આ આખરનો અખતરો અજમાવવાની યુક્તિ રચી. ગોવળકોંડા અને બિજાપુરને શિવાજી રાજા સાથે લડાવી ત્રણે સત્તાને નબળી કરવાનો બાદશાહનો ઇરાદો હતો. આ ઝગડામાં ગમે તે સત્તાનો નાશ થાય તો પણ મુગલોને તો લાભ જ હતો. બિજાપુર અને ગોવળકોંડાનો નાશ શિવાજીને હાથે થઈ જાય એટલે આ બન્ને સતાઓની સામે લડી વઢીને થાકેલું શિવાજી રાજાનું લશ્કર ઢીલું પણ થઈ જાય અને તેમ થાય એટલે શિવાજી ઉપર મુગલ સલ્તનતનું બળ અજમાવી તેને પણ સહેલાઈથી દાબી દેવામાં મુગલો ફાવી જાય એવી રીતનો ઘાટ ઘડવામાં આવ્યો હતો. દક્ષિણની ત્રણ સત્તાઓ એકસંપ કરીને મુગલોનો સામનો કરે તો મુગલ સત્તાનાં મૂળ મહારાષ્ટ્રમાંથી જોતજોતામાં ઉખડી જાય એમ હતું પણ આ ત્રણ સત્તાઓમાં પણ દિલસફાઈ નહતી, અંતરનો મેળ નહતો. એકબીજાને ગળી જવાની દાનત હતી એટલે પરદેશી મુગલ ફાવી જતો હતો.

બાદશાહે જોયું કે શિવાજી મહારાજ પોતાના લશ્કરને આરામ આપી, તેમાં નવી ભરતી કરી, કિલ્લાઓ સમરાવી મુગલોનો સામનો કરવાની તૈયારી કરી રહ્યા છે ત્યારે તેને લાગ્યું કે શિવાજીને ગમે તે પ્રકારે લડાઈઓમાં જ રોકી રાખવો જોઈએ. બાદશાહે શિવાજીને કહેવડાવ્યું કે 'બિજાપુર અને ગોવળકોંડાની બેફામ બની ગયેલી સત્તાઓને જેમ બને તેમ તાકીદે નાબૂદ કરવાના કામમાં હવે તમારે જરાએ ઢીલ કરવી નહિ' અને પોતાના શાહજાદા મુઆઝીમને પણ કહેવડાવ્યું કે: 'શિવાજી રાજાને બિજાપુર અને ગોવળકોંડાની સત્તા તોડવાના કામમાં ઉત્તેજન આપવું. આદિલશાહી અને કુતુબશાહીનો જે ભાગ શિવાજી રાજા આપણે માટે જીતે તેમાંનો થોડો મુલક એમને જાગીર તરીકે આપવો. આમ કરવાથી બે સત્તાઓ તોડવાના કામમાં એમને ચાનક રહેશે.' બાદશાહનો સંદેશો મળ્યો એટલે શિવાજી મહારાજે એના ઉપર વિચાર કર્યો. આ બન્ને સત્તાઓને શિવાજી મહારાજ નમાવવાની ઇચ્છા તો રાખતા જ હતા, કારણ આ બે સત્તાઓને પોતાની પડખે લઈ મુગલો શિવાજી રાજાએ રોપેલા, હિંદુ સત્તાના વૃક્ષને બહુ સહેલાઈથી ઉખેડી શકે એમ હતું. શિવાજી મહારાજની સત્તા તોડવામાં મુગલો આ બે સત્તાઓનો ઉપયોગ ન કરે એવી સ્થિતિમાં આ બે સત્તાઓને મૂકવાની શિવાજી મહારાજની બાજી હતી. શિવાજી મહારાજની ઇચ્છા આ બંને સત્તાઓને જીવતી રાખી, એમનો ઉપયોગ કરી મુગલોની, જામેલી જડ મહારાષ્ટ્રમાં ઢીલી કરવાની હતી. મુગલોને હઠાવવામાં મદદરૂપ થઈ પડે તે માટે આ બંને સત્તાઓને નબળી કરી જીવતી રાખવા ઇચ્છતા હતા. મહારાજને એ બીક હતી કે મુગલોને પોતાના ઝગડામાં મશગુલ થયેલા જોઈ મરાઠા સત્તાને એ ભેગા થઈને વખતે હલાવી દે. આ બે સત્તાઓને એટલી મજબૂત ન થવા દેવી કે તે આ નવી ઉભી થયેલી હિંદુ સત્તાને દાબી દે. મહારાષ્ટ્રના સર્વે સંજોગો ધ્યાનમાં લેતાં મહારાજને લાગ્યું કે આ બંને સત્તાઓને હમણાં જ નરમ કરવાની જરુર છે. મુગલોની સામે ફરીથી માથું ઊંચકતાં પહેલાં આ બે સત્તાઓને નમાવી સલાહ કરવાનો નિશ્ચય કર્યો.

શહેનશાહ તરફની સૂચના અને શાહજાદા તરફના સંદેશા મળતાં જ મહારાજે આદિલશાહી અને કુતુબશાહીનો ઘાટ ઘડવા માંડ્યો. શિવાજી મહારાજને મુગલોએ આગ્રામાં કેદ રાખ્યા હતા ત્યારે પણ આદિલશાહી સરદારોએ મહારાજના મુલકોમાં તોફાન મચાવી મહારાજની પ્રજાને સતાવવાનું

ચાલુ જ રાખ્યું હતું, એની વીગતવાર માહિતી મહારાજે પાછા આવ્યા પછી જાણી હતી, ત્યારથી જ એ સત્તાને સીધી કરવા માટે કમર કસવાના વિચારમાં એ હતા. મહારાજ વિચારમાં હતા, એવે ટાંકણે શાહજાદાનો સંદેશો આવી મળ્યો. વિચારને અમલમાં મૂક્યો અને લડાઈની જ્વાળાઓ ભભૂકવા લાગી.

મહારાજના રાંગણા કિલ્લાને બિજાપુરના સરદાર રૂસ્તમઝમાનશાહે ૮૦૦૦ લશ્કરી સિપાહીઓ સાથે ઘેરો ઘાલ્યો. મરાઠા લશ્કરે રૂસ્તમઝમાનને મારી હઠાવ્યો. રૂસ્તમઝમાન પાછો હઠ્યો એટલે સ. અબદુલ કરીમ, સ. બહીલોલખાન અને સ. એકોજી ભોંસલે બિજાપુરથી ૧૨૦૦૦ સવાર લઈને શિવાજી રાજા સામે ચડી આવ્યા અને એમણે રાંગણા કિલ્લાને ફરીથી સખ્ત ઘેરો ઘાલ્યો. મરાઠાઓએ બહુ બહાદુરીથી રાંગણા કિલ્લો સાચવ્યો. આદિલશાહી લશ્કરે સ. ઝમાનશાહની પીછેહઠથી ગયેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા માટે તનતોડ પ્રયત્નો કર્યા પણ મરાઠાઓ માથુ મૂકીને લડ્યા અને આદિલશાહી લશ્કરનો આ ઘેરો એમણે ઉઠાવ્યો. રાંગણા કિલ્લાનો મામલો પતાવી મહારાજે પોતાના લશ્કરની જુદી જુદી ટુકડીઓ આદિલશાહી અને કુતુબશાહી મુલકો લૂંટવા માટે રવાના કરી.

બિજાપુરનો આદિલશાહ મુગલોના બળવાન લશ્કરની સાથે લડી લડીને થાક્યો હતો. લશ્કરના સિપાહીઓને આરામ મળ્યો ન હતો. સરદારો અને સૈનિકો બન્ને કંટાળી ગયા હતા. સાધનસામગ્રી પણ ખૂટવા લાગી એટલે બિજાપુર સરકાર ભારે ચિંતામાં પડી. મુગલોની પૂરેપુરી મરજી અને કુમકથી તથા મુગલોને નામે જ શિવાજી વેર વસુલ કરવા બહાર પડ્યો છે એટલે હવે આદિલશાહી લશ્કર લાંબા વખત સુધી એમની સામે ટકી શકશે નહિ એની ખાતરી થતાં જ બિજાપુરવાળાએ શિવાજી મહારાજને સુલેહનો સંદેશો મોકલાવ્યો. મહારાજને તો આદિલશાહીને નમાવીને સલાહ કરવી જ હતી એટલે એમણે આદિલશાહી સાથે તહનામું કર્યું. આ તહનામા મુજબ સોલાપુરનો કિલ્લો અને તેને લગતો રૂ. ૧૮ હજાર હોનની ઉપજનો મુલક બિજાપુર સરકારે મુગલોને આપવો પડ્યો. આદિલશાહી ઉપરની આ જીતથી શાહજાદા મુઆઝીમ તથા રાજા જસવંતસિંહ બહુ જ ખુશી થયા અને શિવાજી રાજા કોઈ અસાધારણ પ્રતાપી પુરુષ છે એમ એને લાગ્યું.

શિવાજી મહારાજે આદિલશાહી સાથે કરેલી સુલેહથી શાહજાદાને લાગ્યું કે દક્ષિણની બન્ને સત્તાઓને શિવાજી મહારાજ સહેલાઈથી નમાવી શકશે અને તેથી મહારાજને ગોવળકોંડાની સત્તાને દબાવવા તે તરફ વળવા સૂચના કરી. ગોવળકોંડાના રાજ્યના જુદા જુદા ભાગમાં પોતાના સરદારોને સૂચના આપીને મહારાજે લશ્કર સાથે રવાના કર્યા. ગોવળકોંડા સરકારની સત્તાને તોડવા માટે મરાઠા સરદારોએ શરૂઆત કરી. ગોવળકોંડાને તેના પોતાના બચાવમાં જ રોકીને મહારાજ પોતે બિજાપુર સલ્તનતના મુલકમાં ચોથાઈ અને સરદેશમુખી ઉઘરાવવાના કામમાં મંડી પડ્યા. શિવાજી મહારાજની સતામણીમાંથી પ્રજાને ઉગારવાના હેતુથી તે વખતના આદિલશાહી વઝીર અબદુલ મહમદે મહારાજ સાથે તહનામું કર્યું અને તે તહનામામાં બિજાપુર સરકારે શિવાજી મહારાજને દર વરસે ૩ લાખ રૂપિયાની ખંડણી આપવાનું કબુલ કર્યું. આવી રીતે આદિલશાહીને પતાવ્યા પછી કુતુબશાહી ઉપર મહારાજે નજર નાંખી. કુતુબશાહી સુલતાન શિવાજી મહારાજનું બળ જાણતો હતો અને તેમાં વળી મરાઠાઓને તો આ વખતે મુગલોનો પૂરેપુરો ટેકો છે એની એને ખબર પડી હતી એટલે અને કુતુબશાહના મુત્સદ્દી આકણ્ણા અને માદણ્ણા ભાઈઓએ શિવાજી સાથે સલાહ કરવામાં જ સાર છે એવી સલાહ આપ્યાથી સુલતાને શિવાજી રાજા સાથે સલાહ કરી. આ તહનામા મુજબ ગોવળકોંડા સરકારે શિવાજી મહારાજને દર વર્ષે પાંચ લાખ રૂપિયા ખંડણી આપવાનું કબુલ કર્યું અને બન્નેએ એકબીજા સાથે મિત્રાચારીનો સંબંધ રાખવો એવું નક્કી થયું. આ તહનામા પ્રમાણે મહારાજે નિરાજીરાવ નામના વકીલને ગોવળકોંડાના દરબારમાં મોકલ્યો.

## ૪. મુગલોના છક્કાપંજા સામે મહારાજનું મુત્સદ્દીપણું.

મહારાજ જસવંતસિંહ અને શાહજાદા મુઆઝીમને શિવાજી મહારાજ માટે માન હતું. ઘણી બાબતોમાં તેઓ શિવાજીની આંખે જોતા. શિવાજી મહારાજ કહે તેમ કરતા. આ વસ્તુસ્થિતિ ઔરંગઝેબના જાણવામાં આવી. બાદશાહ ઔરંગઝેબ તો વહેમનું પુતળું. એને લાગ્યું કે શિવાજી મહારાજ મુઆઝીમને પોતાના પક્ષમાં લેઈ બાદશાહ સામે ઉશ્કેરશે અને બંડ કરાવશે. પોતે ગાદીની લાલચે પોતાના પિતા સામે બંડ કર્યું હતું તેનો દાખલો લઈને પોતાના પુત્રો પણ પિતાને પગલે ચાલશે એ બીક ઔરંગઝેબને રહ્યાં જ કરતી હતી અને તેમાં વળી શિવાજી જેવા કપટી અને કટ્ટા દુશ્મનની જાળમાં મુઆઝીમ ફસાયો છે એ ખબરે તો બાદશાહને બેચેન બનાવ્યો. જેમ જેમ બાદશાહ આ બાબતનો ઊંડો વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેને લાગતું ગયું કે શિવાજી અને શાહજાદાનો મીઠો સંબંધ ઝાઝીવાર ટકશે તો તેનું માઠું પરિણામ બાદશાહને પોતાને જ ભોગવવું પડશે. બાજી બગાડ્યા સિવાય શિવાજીથી શાહજાદાને છૂટો પાડવાનો અને બન્નેના દિલ એક બીજાના સંબંધમાં ઊંચા કરવાનો ઉપાય બાદશાહ શોધવા લાગ્યો. ઔરંગઝેબ જેવાના ફળદ્રુપ ભેજામાં એવા કિસ્સાઓની ક્યાં ખોટ હતી. બાદશાહે યુક્તિ રચી અને શાહજાદાને જણાવ્યું કે 'હર પ્રયત્ને શિવાજીને હવે જાળમાં સપડાવ્યા સિવાય છૂટકો જ નથી. તમારી સાથે એને મિત્રાચારીનો સંબંધ છે એટલે મારી સામે બંડ કરવાને બહાને એની મદદ માગી એના લશ્કર સાથે એને લઈને તમે ઉત્તર હિંદુસ્થાનમાં આવો.' આ બાજી ગોઠવવામાં બાદશાહનો ખાસ હેતુ હતો. (૧) શિવાજી રાજા જો શાહજાદાને મદદ કરવા આવે તો તેને પકડીને કેદ કરવો અથવા તેમ ન બને તો તેનો નાશ કરવો. (૨) શિવાજી રાજા શાહજાદાને મદદ કરવા તૈયાર ન થાય તો બંનેનો મીઠો સંબંધ નાશ પામે અને બાદશાહની ઇચ્છા પાર પડે. (૩) શાહજાદા મુઆઝીમ પોતે મોકલેલા ફરમાનનું કેવી રીતે અને કેટલે દરજ્જે માન રાખે છે તેની પરિક્ષા થશે. (૪) આ બધી બનાવટી ગોઠવણની શિવાજી રાજાને ખબર પડી જાય તો શાહજાદા ઉપરથી તેમનો ઐતબાર ઉઠી જાય અને ભવીષ્યમાં વખતે શાહજાદાને બાદશાહ વિરૂદ્ધ બંડ કરવાનું મન થાય તો શિવાજીની મદદ અશક્ય થઈ પડે. (૫) શાહજાદા મુઆઝીમ વિશ્વાસ રાખવા લાયક માણસ નથી એવી રીતની એની અપકીર્તિ થાય તો દક્ષિણના અથવા બીજા કોઈપણ સરદાર કે રાજા એને બાદશાહની વિરૂદ્ધ મદદ કરવાની હા પાડતાં પહેલાં વિચાર કરશે. (૬) મુઆઝીમ જો ફરમાન પ્રમાણે બરોબર ન વર્તે તો એના ઉપર કેટલે દરજ્જે વિશ્વાસ મૂકવો એનો વિચાર કરવો બાદશાહને સરળ થઈ પડે. આ ગોઠવણમાં મુઆઝીમની ભારે કસોટી હતી.

દીર્ઘદ્રષ્ટિ રોડાવી બાદશાહે દિલ્હીથી પાસો ફેંક્યો. શાહજાદા મુઆઝીમે શિવાજી મહારાજને વિશ્વાસમાં લઈને વાત કરી કે:-'મારે બાદશાહ સામે બંડ કરવું છે તેમાં તમે મદદ કરો.' શાહજાદો બિચારો હજુ સીધો માણસ હતો. રાજદ્વારી ખટપટના પવનથી એ પાકો થયો ન હતો. અનુભવ અને ઠોકરોથી ઘડાઈને હજુ એ મુત્સદ્દી બન્યો નહતો. શિવાજી મહારાજ જેવા કાબેલ અને પહોંચેલ માણસ સાથે પ્રસંગ પડ્યો હતો. જાળ પાથરવામાં પાવરધા એવા ઔરંગઝેબની જાળ કાપી જે, અનુભવીઓ અને અક્કલમંદ અમલદારોની આંખોમાં ધૂળ નાંખી શક્યો, એવા શિવાજી સાથે રમત રમવા માટે જે આવડત જોઈએ તેમાંનો છાંટો પણ શાહજાદામાં નહતો. મુઆઝીમની પાથરેલી જાળનો ભેદ મહારાજ પામી ગયા અને એમણે મનમાં ગાંઠ વાળી.

શિવાજી મહારાજે મુઆઝીમને જવાબ આપ્યો કે 'બાદશાહ સાથે તમે જ્યારે યુદ્ધ શરૂ કરશો ત્યારે તે યુદ્ધમાં હું તમને મદદ કરીશ.' શિવાજી મહારાજનો આ જવાબ મુઆઝીમને સંતોષકારક ન લાગ્યો. શાહજાદા સમજી ગયો કે શિવાજી રાજાને વહેમ પડ્યો છે. મહારાજની શંકા દૂર કરવા

માટે તે લશ્કર તૈયાર કરીને દિલ્હી તરફ કૂચ કરવા નીકળ્યો અને મહારાજને સમજાવી સાથે મોકલવા માટે કુશળ અને કાબેલ અમલદારોને એમની પાસે મોકલ્યા.

મુઆઝીમના અમલદારોએ આવીને મહારાજને વિનંતિ કરી અને શાહજાદાનો સંદેશો એમને સંભળાવ્યો:— 'શાહજાદા લશ્કર લઈને દિલ્હી જવા નીકળ્યા છે. આપને આપના લશ્કર સાથે તેમની કુમકે જવા માટે નીકળવાનું કહેવા અમને અહિં મોકલ્યા છે. શાહજાદા આપની રાહ જોઈ રહ્યા છે.' મહારાજે જાણ્યું કે કોઈ જબરો ખેલાડી પડદા ઓથેથી દાવ ખેલી રહ્યો છે. એણે પકડમાં લેવા ખરી ઉસ્તાદી વાપરી છે. મહારાજને સંડોવવા માટે પહોળી કરેલી પકડમાં નહિ સપડાવાનો અને ખૂબીથી એમાંથી બચી જવાનો એમણે નિશ્ચય કર્યો. મહારાજે આવેલા અમલદારોને જવાબ આપ્યો કે 'શાહજાદા બહુ જબરું અને મોટું લશ્કર લઈ દિલ્હી જાય છે. દિલ્હીપતિને પહોંચી વળવા આ દળ હમણાં તો પુરતું છે. વધારેની જરુર નથી અને શાહજાદા દિલ્હી જાય તો તેમની પાછળ તેમના દક્ષિણ પ્રાન્તનું રક્ષણ કરવાની ખાસ જરુર છે માટે તે કામ હું કરીશ અને અત્રેની જરા પણ ફીકર એ ન કરે એમ એમને કહેજો. જે હાલના સંજોગોમાં દક્ષિણના પ્રાન્તોનું બરોબર રક્ષણ કરવામાં ન આવે તો મહામુશીબતે નમાવેલા દુશ્મનો માથું ઊંચુ કરશે અને એક લેવા જતાં હાથમાંના બધા મુલકો ખોઈશું. આ સંબંધમાં મેં વિચાર કર્યો છે અને શાહજાદાના હિતનું રક્ષણ કરવા માટે અત્રે રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. બીજું બાદશાહના સ્વભાવના હવે આપણે બધા ભોમિયા છીએ. એનો વિચાર પણ આ વખતે કર્યા સિવાય છૂટકો નથી. ન કરે નારાયણ અને શાહજાદાનો પરાજય થાય તો બાદશાહનો ક્રોધ જબરો થઈ પડે અને તેમાંથી બચવું મુશ્કેલ થઈ પડે. એમને કોઈપણ આશ્રય આપવા તૈયાર થશે નહિ. કોઈ હિંમતબાજનો આશ્રય ન મળે તો શાહજાદાની સહીસલામતી પણ જોખમમાં આવી પડે. શાહજાદાની સહીસલામતી માટે બાદશાહના ક્રોધનો ભોગ થઈ પડવાનો પ્રસંગ આવે તો તે વખતે સર્વસ્વને ભોગે પણ શાહજાદાની સહીસલામતીનું રક્ષણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે આ પ્રશ્નનો ચારે બાજુએથી વિચાર કરીને શાહજાદાના હિતમાં હું ઉપર પ્રમાણેના નિર્ણય ઉપર આવ્યો છું. મેં તમને જણાવેલી બાબતો વીગતવાર શાહજાદાને સમજાવજો.' શાહજાદાએ મહારાજનો જવાબ જાણ્યા પછી ફરીથી સંદેશો મોકલ્યો કે એમણે મુગલ લશ્કરનું સેનાપતિપણું સ્વીકારવું. મહારાજે અનેક કારણો બતાવી આ માગણીનો પણ અસ્વીકાર કર્યો. મહારાજ ન ગયા એટલે શાહજાદાએ આગળ વધવાનો વિચાર માંડી વાળ્યો અને પાછો ફર્યો. મહારાજના આ વર્તનથી શાહજાદાએ મહારાજની દીર્ઘદૃષ્ટિ અને ઊંડી નજરની પરિક્ષા કરી લીધી. એ મહારાજ ઉપર જરાએ ગુસ્સે ન થયો પણ એમનાં બુદ્ધિચાતુર્યનાં વખાણ કરવા લાગ્યો. એમની કુનેહ અને કાર્યદક્ષતાની તારીફ ગાવા લાગ્યો. આ બનાવથી શાહજાદા અને શિવાજીનાં દિલ ખાટાં ન થયાં પણ મીઠાશ વધી. આવી રીતે મુગલોની આ જાળ મહારાજ ભેદી શક્યા.

બાદશાહે ગોઠવેલી બાજી ઉંધી વળી. ઔરંગઝેબને લાગ્યું કે, આવા છક્કાપંચાથી તો શિવાજી ઠેકાણે આવે એવો નથી અને શાહજાદા સાથે એનો મીઠો સંબંધ જારી રહેશે તો દિકરાને હથિયાર બનાવીને જરુર એ બાપની સામે બંડ પોકારાવશે. ગમે તે બહાને, ગમે તે પ્રયત્ને શિવાજીની વધતી જતી સત્તા તાકીદે તોડવાનો બાદશાહે આ વખતે નિશ્ચય કર્યો. દક્ષિણના મુગલ કારભાર માટે બાદશાહ હંમેશ ચિંતાતુર રહેતો. અનેક ઠેકાણેથી ગૂંચાયેલા રાજદ્વારી મામલાને લીધે બાદશાહથી જાતે દક્ષિણમાં જવાતું નહતું અને શાહજાદામાં કામ પુરતી લાયકાત નહતી. મુઆઝીમ મહારાષ્ટ્રમાં આવ્યા પછી મુગલોની સ્થિતિ એ ગાળામાં બગડવા લાગી એવી બાદશાહની ખાતરી થતાં દક્ષિણના કારભારમાં દિલ્હી બેઠા બેઠા દિલ્હીપતિએ નજર નાંખવા માંડી. દક્ષિણમાંથી મુગલ રાજવ્યવસ્થાનું ખર્ચ ઓછું કરવાનો નિશ્ચય કરી બાદશાહે દક્ષિણના મુગલ લશ્કરમાંથી સંખ્યાબંધ સિપાહીઓને નોકરીમાંથી દૂર

કર્યા. નોકરી એટલે રોટી અને રોટી એટલે ગરીબોનું સર્વસ્વ. એ જાય એટલે માણસ તરત લાચાર બની જાય છે અને એની રોટી ખેંચી લેનાર પ્રત્યે નારાજ થયા વગર રહેતો નથી. મુગલ લશ્કરના સંખ્યાબંધ સિપાહીઓ બેકાર બન્યા. બેકારોના દિલ રોટી ખેંચી લેનાર સત્તા પ્રત્યે કડવાં બને એ સ્વાભાવિક હતું, આ તકનો લાભ લેવામાં શિવાજી મહારાજ જરાએ ઢીલ કરે એવા નહતા. દુશ્મન સત્તાથી નારાજ થએલાઓને આશ્રય આપવામાં મહારાજ નિપુણ હતા. મુગલોએ કાઢી મૂક્યાથી બેકાર બનેલા બધા સિપાહીઓને મહારાજે પોતાના લશ્કરમાં રાખી લીધા. મુગલોથી નારાજ થયેલા સંખ્યાબંધ સિપાહીઓને એમણે આશરો આપ્યો, રોટલો આપ્યો. દક્ષિણનો મામલો બગડતો જતો હતો એની ખાતરી હોવા છતા સાંના લશ્કરના ઘણા સિપાહીઓને નોકરી ઉપરથી દૂર કરવામાં બાદશાહે ભારે ભૂલ કરી હતી. લશ્કરને ઓછું કરવાની ખાસ જરુર બાદશાહને જણાઈ હતી તો તેણે લશ્કરને ઉત્તર હિંદુસ્થાનમાં પાછું બોલાવ્યા પછી નોકરી ઉપરથી સિપાહીઓને દૂર કરવા જોઈતા હતા. આ રીતે જો લશ્કરના સિપાહીઓને નોકરી ઉપરથી ઔરંગઝેબે દૂર કર્યા હોત તો રોટલો ખોયાને લીધે બળી રહેલા સિપાહીઓ શિવાજી જેવા કટ્ટા દુશ્મનના દળમાં જાત નહિ. શિવાજી જેવો ચકોર પોતાની કૃતિનો તરતજ લાભ ઉઠાવશે એનો બાદશાહે આવેશમાં વિચાર ન કર્યો.

બાદશાહને હવે ચોક્કસ લાગ્યુ કે શિવાજીને હવે જેટલો વખત આપીશું તેટલાં એ ઊંડાં મૂળ ઘાલશે તેથી એણે શાહજાદાને લખી જણાવ્યું કે 'શિવાજીથી ચેતતા રહેવા જેવું છે. એની સાથે તમે બહુ ઘાડો સંબંધ રાખો છો એ યોગ્ય નથી. દક્ષિણની બંને મુસલમાની સત્તાને પોતાના તાબામાં લેવાની એની પેરવી છે. સવેળાએ ચેતીને આપણે એનો બંદોબસ્ત કરવો જોઈએ. મુગલ મદદ વડે શિવાજીએ આદિલશાહી અને કુતુબશાહીનો જે મુલક લીધો હોય તેની ઉપજ મુગલ દરબારમાં એણે જમે કરાવવી જોઈએ, તેને બદલે એ પોતે જ એની ઉપજ લે છે એ વાજબી નથી થતું. એને આપવામાં આવેલા પ્રાન્ત અને કિલ્લાઓ તમે ખાલસા કરો. આપણને સહાય કરવાને બહાને એનું લશ્કર તમારી પાસે છે તેને કાઢી મૂકો અને તેના સેનાપતિ પ્રતાપરાવ ગુજ્જરને તથા શિવાજીને અને એવા બીજા મોટા મોટા સરદારોને ગિરફતાર કરો. દક્ષિણના સંજોગો અને સ્થિતિ ઉપર ઝીણવટથી વિચાર કર્યા પછી આ પ્રમાણે હુકમો હું મોકલુ છું. આ હુકમોનો અમલ તાકીદે થવો જોઈએ. આ હુકમો અમલમાં મૂકવામાં જરાએ વિલંબ થશે તો મારી ઈતરાજી થશે.' શંભાજીને મનસબદાર બનાવ્યો હતો તે મનસબ માટે જે મુલક એને જાગીરમાં આપવામાં આવ્યો હતો તે પણ ખાલસા કરવાનો બાદશાહે વિચાર કર્યો. શિવાજી મહારાજને દિલ્હી લઈ જતી વખતે વાટખરચીના રૂપિયા એક લાખ મુગલ ખજાનામાથી મુગલોએ આપ્યા હતા, તે પાછા લેવાને બહાને કેટલોક મુલક પડાવી લેવાની સૂચના કરવામાં આવી. બાદશાહનું આ ફરમાન આગ્રેથી આવી પહોંચે તે પહેલાં શાહજાદાને બાદશાહના ફરમાનની અને તેની વીગતની ખબર મળી ગઈ હતી. શાહજાદાને આ ફરમાનથી દિલમાં ઘણુ લાગી આવ્યું, પણ બાદશાહી ફરમાન હોવાને લીધે એ લાચાર બની ગયો અને આ ફરમાનની ખબર પ્રતાપરાવ ગુજ્જરને કાને જાય એવી ગુપ્ત ગોઠવણ શાહજાદાએ કરી. પ્રતાપરાવને ખબર મળવાની સાથે જ એ પોતાનું લશ્કર તથા બીજા માણસોને લઈને ઔરંગાબાદથી નીકળી ગયો. બાદશાહનું ફરમાન આવતા જ શાહજાદાએ મરાઠાઓને પકડવાની કોશિશ કરી પણ ચેતી ગયેલા મરાઠાઓ મુગલોની ચુંગાલમાં ન આવ્યા. મરાઠાઓ શહેનશાહી ખરીતો આવતા પહેલાં જ અત્રેથી નાસી ગયા હતા એટલે મરાઠાના સેનાપતિને અને સરદારોને પરહેજ કરવાનું ન બન્યું એવી મતલબનું લખાણ શાહજાદાએ બાદશાહ તરફ મોકલ્યું.

### ૫. હિંદુ ધર્મ ઉપર ઔરંગઝેબનો અત્યાચાર.

પ્રતાપરાવ ગુજ્જરને અને મહારાજના બીજા નામીચા સરદારોને તથા ખુદ શિવાજી મહારાજને

પરહેજ કરવાના, બાદશાહે દિલ્હીથી મોકલેલા મુઆઝીમ ઉપરના ફરમાનની ખબર વખતસર મળવાથી પ્રતાપરાવ અને બીજા માણસો લશ્કર સહિત ઔરંગાબાદ છોડીને મહારાજની પાસે રાયગઢ જઈ પહોંચ્યા. પ્રતાપરાવે સર્વ હકીકત મહારાજને સંભળાવી. મુગલોના અત્યાચાર મહારાજને અસહ્ય થઈ પડયા હતા પણ એમના અત્યાચારમાંથી, હિંદુઓને છોડાવી હિંદુત્વનું રક્ષણ કરવા માટે ખાસ સ્થાપવામાં આવેલી સત્તાને મજબુત કરવાની જરુર હતી, તેથી મહારાજ મુગલો સાથે અથડામણમાં આવતાં અટક્યા હતા. મુગલ જેવી જામેલી અને મજબૂત સત્તાને ઉખેડવા માટે જોઈતી તૈયારી મહારાજ કરી રહ્યા હતા. ઔરંગઝેબ ધર્માંધ હતો અને શિવાજી મહારાજ ધર્મચુસ્ત હતા. ઔરંગઝેબ બીજા ધર્મો પ્રત્યે કેવળ અસહિષ્ણુ હતો. હિંદુઓ ઉપર અત્યાચાર અને જુલમ કરીને એ ઇસ્લામનો ફેલાવો કરી રહ્યો હતો. શિવાજી મહારાજ ચુસ્ત હિંદુ હતા. એમણે હિંદુધર્મના અપમાન માટે વેર લેવાની તૈયારી કરી પણ મુસલમાન ધર્મનું કે કોઈ બીજા ધર્મનું અપમાન કદી નથી કર્યું. ઔરંગઝેબે હિંદુઓ ઉપર ભારે જુલમ ગુજાર્યો હતો. મહારાષ્ટ્રની સમરભૂમિ ઉપર મુસલમાનોનો મહારાજને સામનો કરવો પડયો એનાં અનેક કારણો છે, તેમાં શહેનશાહે હિંદુ દેવળો અને મંદિરોના કરેલાં અપમાન એ પણ એક કારણ છે. એક ચુસ્ત અને અભિમાની હિંદુ તરીકે શિવાજી મહારાજને હિંદુ ધર્મ ઉપરના ઔરંગઝેબે કરેલા અત્યાચાર આખર સુધી સાલ્યા છે. મુગલો સાથેનાં જંગમાં પ્રવેશ કરતાં પહેલાં ઔરંગઝેબે હિંદુ મંદિરો, દેવાલયો, પવિત્ર પ્રતિમાઓ, વગેરેનાં જે અપમાનો કર્યાં છે તેના સંબંધમાં આ પ્રકરણમાં સહેજ ઇસારો કરી પછી મહારાજના જીવનનો પછીનો ભાગ લખવામાં આવે તો વાંચકોને મહારાજના જીવનનો ઇતિહાસ સમજવાનું સહેલું થઈ પડશે એમ ધારીને આ પ્રકરણમાં ઈ. સ. ૧૬૪૫ થી ૧૭૦૭ સુધીમાં બનેલા લોહી ઉકાળનારા, ઔરંગઝેબના ધર્માંધપણાના અનેક બનાવો પૈકી કેટલાક નમૂના તરીકે અત્રે રજૂ કરીએ છીએ. દરેક બનાવને જૂના લેખોનો આધાર છે એ વાંચકોને ધ્યાનમાં લેવા વિનંતિ છે. ઔરંગઝેબ જેવાં શહેનશાહના આ અત્યાચારોથી શિવાજી મહારાજ જેવા હિંદુત્વના તારણહારના હૃદયને શું થતું હશે તેની કલ્પના કરવાનું અમો વાંચકોને જ સોંપીશું. શહેનશાહ ઔરંગઝેબની કારકિર્દીમાં હિંદમાં હિંદુ ધર્મની કેવી સ્થિતિ હતી તેની કલ્પના અથવા ઝાંખી નીચેના દાખલાઓ ઉપરથી થશે.

૧. ઔરંગઝેબ નાનો હતો ત્યારથી જ તેનામાં ધર્માંધપણું હતું. હિંદુસ્થાનમાં હિંદુધર્મ ઉપર સત્તાના જોરે અનેક જુલમી બાદશાહોએ અનેક પ્રકારના અત્યાચાર કર્યા છે. મુગલવંશના બાબર, હુમાયુ, અકબર અને જહાંગીર પાછલા અનુભવથી ડાહ્યા બન્યા હતા, પણ ઘણા વરસ પછી વળી પાછો ઔરંગઝેબ ધર્માંધ સત્તાધારી પેદા થયો. ગાદી ઉપર આવતા પહેલાં શાહજાદા તરીકે પણ હિંદુધર્મ ઉપર અત્યાચાર કરવાનું એણે શરૂ કર્યું હતું. હિંદુધર્મનું અપમાન કરવામાં જ ઇસ્લામ ધર્મનું માન સમાયેલું છે એવી એની માન્યતા હતી, એમ એનાં અનેક અત્યાચારી કૃત્યો ઉપરથી સાબિત થાય છે. ગુજરાતમાં અમદાવાદ નજીક સરસપુરમાં એક શ્રદ્ધાળુ ધર્માત્મા શાંતિદાસ ઝવેરીએ ચિંતામણિનું એક સુંદર દેરાસર બંધાવ્યું હતું. શાહજાદા ઔરંગઝેબને કાને આ વાત ગઈ એટલે એણે આ મંદિર ઈ. સ. ૧૬૪૫માં પાડી નંખાવ્યું એટલું જ નહિ પણ એ દેરાસરની જગાએ મસજીદ બનાવી અને તેનું નામ કુવતઉલ–ઇસ્લામ રાખ્યું (મિરાતે અહમદી). સત્તાના જોર ઉપર આ શાહજાદાએ હજારો શ્રદ્ધાળુ હિંદુઓના હૈયામાં આ કૃત્યથી કારી જખમ કર્યો હતો.

૨. શાહજાદા ઔરંગઝેબે અમદાવાદ અને ગુજરાતના બીજા પરગણાઓમાં હિંદુઓના મંદિરોનો નાશ કરવા માટે મુગલ અમલદારો ઉપર હુકમો છોડ્યા હતા, પણ પોતે ગાદીનશીન થયા પછી ખબર કાઢતાં એણે સાંભળ્યું કે એ મંદિરો તો હિંદુઓએ સમાર્યાં અને ફરીથી એમાં પ્રતિમાઓ પધરાવી એની પૂજાઓ કરે છે ત્યારે તેને ક્રોધ ચડ્યો અને ઈ. સ. ૧૬૬૫ના નવેમ્બર માસમાં એ ગાળામાંના

મંદિરો તોડવાનો શાહજાદા તરીકે પહેલાં કાઢવામાં આવેલા હુકમનો તરતજ અમલ કરવા ફરમાન કાઢ્યું ( મિરાતે અહમદી ).

૩. શાહજાદો હતો ત્યારે ઔરંગઝેબને શિકારનો શોખ હતો. ઔરંગાબાદ નજીકમાં શિકાર કરવા જતાં શાહજાદાની નજર મહારાષ્ટ્રના હિંદુઓને પૂજ્ય એવા ખંડેરાવ ( ખંડોબા ) ના મંદિર ઉપર પડી. જેમ વીજળી પડતાંની સાથે મકાન તૂટી પડે છે તેવી રીતે શાહજાદાની નજર પડતાંની સાથેજ એ મંદિર તોડી પાડવાનો હુકમ થયો અને મંદિર તરતજ તોડાવી નંખાવ્યું ( કલીમત. ઈ. ત ).

૪. છૂટા છવાયા નજરે પડતા મંદિરોને તોડાવ્યાથી બાદશાહની તૃષ્ણા તૃપ્ત થઈ નહી, તેથી ઈ. સ. ૧૬૬૯ની ૯ મી એપ્રિલે શહેનશાહે હુકમ કાઢ્યા કે કાફરોનાં બધાં મંદિરો અને શાળાઓ જમીનદોસ્ત કરો અને તેમના ધાર્મિક શિક્ષણની સંસ્થાઓ નાબૂદ કરો. ધાર્મિક સંસ્કાર વિધિ વગેરે અટકાવી દો ( સર જદુનાથ સરકાર ).

૫. ગુજરાતમાં સોમનાથ મહાદેવનું મંદિર બહુ નામીચું છે. એ જ સોમનાથનું મંદિર કે જેના ઉપર ઈ. સ. ૧૦૨૪માં મહમદ ગીઝનીએ ચડાઈ કરી હતી. મહમદે જ્યારે આ મંદિર ઉપર ચડાઈ કરી ત્યારે એની જાહોજલાલી બહુ જબરી હતી. સોમનાથના દેવાલય જેટલું પ્રસિદ્ધ અને માનીતું દેવાલય આખા હિંદુસ્થાનમાં તે વખતે ન હતું. સોમનાથ મહાદેવની પૂજા માટે ૧૦૦૦ બ્રાહ્મણો રાખવામાં આવ્યા હતા. એ દેવાલયના ખરચને માટે ૧૦૦૦૦ દસ હજાર ગામોની આવક નક્કી કરવામાં આવી હતી. મહમદ ગીઝનીએ ચડાઈ કરી ત્યારે આ મંદિરની મીલકત ઝકેરીયા કઝીની નામના પરશિયન ગ્રહસ્થે પોતાની નોંધમાં જણાવ્યા પ્રમાણે ૩૦ કરોડ રૂપિયાની હતી. મહમદ ગિઝનીએ મૂર્તિ તોડી દેવળ છિન્નભિન્ન કરી નાંખ્યું અને કરોડો રૂપિયાની સંપત્તિ લઈ ગયો. ત્યાર પછી ગુજરાતના ભીમદેવ રાજાએ આ મંદિર પથ્થરથી બાંધવાનું શરૂ કર્યું, જે રાજા કુમારપાળે પૂરું કર્યું. એવા આ સોમનાથના દહેરા ઉપર ઔરંગઝેબની નજર તેની કારકિર્દીની શરૂઆતમાં પડી. એના હુકમથી એ મંદિર તોડીને મૂર્તિપૂજા બંધ કરાવવામાં આવી હતી. આ મંદિર સંબંધમાં બાદશાહને ઘણા વરસ પછી પાછી યાદ આવી એટલે એ સંબંધમાં ફરી પાછો હુકમ કર્યો કે ' સોમનાથનું મંદિર હિંદુઓએ સમરાવીને ફરી પાછી ત્યાં મૂર્તિ પૂજા શરૂ કરી હોય તો તે મંદિરને એવી રીતે જમીનદોસ્ત કરો કે એનું નામ નિશાન રહે નહિ અને એના પૂજારીઓને પણ એ ગાળામાંથી હાંકી કાઢો ( મિરાતે અહમદી ).

૬. ૧૬૬૧ના ડીસેમ્બર માસમાં મીરજુમલા કુચબિહારમાં પેઠો અને ત્યાં બધાં હિંદુ મંદિરોને જમીનદોસ્ત કરી તેની જગ્યાએ મસ્જીદો બાંધવાના કામ પર મહમદસદીક નામના અમલદારને નીમ્યો. મિરજુમલાએ પોતે ફરસુ વડે નારાયણની મૂર્તિ ભાંગી નાખી ( સ્ટુઅર્ટકૃત 'બંગાળા' ).

૭. મથુરામાં કેશવરામના મંદિરમાં બહુ સુંદર અને સુશોભિત કીમતી પથ્થરના કઠેરાઓ દારા શેકોહે ભેટ આપ્યા હતા, તેની ઔરંગઝેબને ખબર મળી એટલે એ કઠેરાઓ કાઢી નાંખવાનો હુકમ આપ્યો. એના હુકમ મુજબ મથુરાના ફોજદાર અબ્દુલ નબીખાને ૧૬૬૬માં આ કઠેરાઓ કાઢી નાંખ્યા ( અખબારત ).

૮. મલાર્નાનું મંદિર તોડવાને માટે સલીમ બહાદુરને ઈ. સ. ૧૬૬૯ના મે માસમાં મોકલવામાં આવ્યો ( મસીર. ઈ. આલમગીરી ).

૯. હિંદુસ્થાનના હિંદુઓ પ્રાચીનકાળથી બનારસ અથવા કાશીને પોતાના ધર્મનું પવિત્ર ધામ માનતા આવ્યા છે. ઔરંગઝેબે કાશી વિશ્વનાથના આ મંદિર ઉપર હાથ નાંખવાનો વિચાર કર્યો.

વિશ્વનાથનું મંદિર તોડવાના હુકમ છૂટ્યા. શ્રીકાશી વિશ્વનાથનું મંદિર બાદશાહના ફરમાન પ્રમાણે તોડી નાંખ્યાની ખબર બાદશાહને ૧૬૬૯ના સપ્ટેમ્બરની ૨૭ તારીખે મળી.

૧૦. રાજા નરસિંહદેવ બુંદેલાએ રૂપિયા ૩૩ લાખ ખર્ચીને મથુરામાં કેશવરામનું મંદિર બંધાવ્યું હતું. તે મંદિરને ૧૬૭૦ના જાનેવારીમાં એટલે મુસલમાનોના રમઝાન મહીનામાં તોડી પાડવાનો હુકમ બાદશાહે કર્યો. બાદશાહનું ફરમાન થતાંજ એના અમલદારોએ એ મંદિરને જમીનદોસ્ત કરી નાંખ્યું. એ મંદિરમાંની નાની મોટી બધી મૂર્તિઓ આગ્રે લાવવામાં આવી. એમાંની કેટલીક મૂર્તિઓમાં ઝવેરાત જડેલું હતું. આ બધી મૂર્તિઓના આગ્રામાં કટકા કરવામાં આવ્યા. હિંદુઓ જેને પૂજતા તે મૂર્તિઓ તોડી બાદશાહ અટક્યો નહિ. આટલું કર્યાથી એના જીવને સંતોષ ન વળ્યો. હિંદુ ધર્મનું અપમાન કરવાનું હજુ બાકી રહ્યું હતું એટલે એ મૂર્તિઓના કટકાઓ આગ્રાની મસ્જીદના પગથીઆમાં જડવામાં આવ્યા જેથી કરીને લાખો મુસલમાનોના પગ તેના ઉપર રોજ પડે.

૧૧. માળવાના મુગલ અમલદાર વઝીરખાને ગદાબેગ નામના ગુલામને લશ્કરની ટુકડી સાથે ઉજ્જન અને તેની આજુબાજુના દેવળ અને મંદિરો તોડવા ૧૬૭૦માં મોકલ્યો. ઉજ્જનનો રાવત સામે થયો અને તેણે ગદાબેગને મારી નાંખ્યો.

૧૨. કટકથી ઓરિસાના મોખરાના મેદિનીપુર સુધીના ગાળાના ફોજદાર, જાગીરદારો, શ્રીમંતો, ઈનામદારો વગેરે પ્રત્યે બાદશાહે કાઢેલું ફરમાન અસદખાને લખી મોકલ્યું તે નીચે મુજબનું હતુંઃ–આદશાહ સલામતના સાંભળવામાં આવ્યું છે કે મેદિનીપુર નજીક આવેલા ટીકુટી નામના ગામમાં એક નવું મંદિર બાંધવામાં આવ્યું છે. આ મંદિર આ હુકમ મળતાની સાથે જ તોડી પાડવાનો બાદશાહનો હુકમ છે. વળી બાદશાહ સલામતનું પવિત્ર ફરમાન છે કે આ પ્રાંતના કાફરોના બધા મંદિરો જમીનદોસ્ત કરો. આ ફરમાન મળે કે તરતજ તાકીદે તેને અમલમાં મૂકો. આ કામમાં જરા પણ ઢીલ કરવી નહિ. આ ગાળાના બધા મંદિરો જમીનદોસ્ત થવા જ જોઈએ. કચડાયેલા હિંદુઓ–કાફરોને એ મંદિરો પાછા બાંધવા દેતા નહિ. કેટલાં મંદિરો તોડો છો તે સંબંધીની વીગતવાર હકીકત બાદશાહ સલામત તરફ કાઝી સાહેબની સીલ અને પવિત્ર શેખ સાહેબની સહી સાથે રવાના કરો."

✓ ૧૩. મુગલ રાજ્યના દરેક ભાગમાંના અમલદારોને મૂર્તિઓ ફોડવાના અને મંદિરો તોડવાના બાદશાહી ફરમાનો મોકલવામાં આવ્યા હતા.

૧૪. ઈ. સ. ૧૬૭૯ના માર્ચમાં દારાબખાને ખંડેલા, સનુલ્લા અને એ ગાળાનાં બીજાં બધાં મંદિરો તોડાવ્યાં હતાં (મસીર–ઈ–આલમગીરી).

ઈ. સ. ૧૬૭૯ માં ખાનજહાન બહાદુરે જોધપુરના ગાળામાં મંદિરો તોડવાનો સપાટો ચલાવ્યો. જોધપુરનાં ઘણાં મંદિરો તોડી ખાનજહાને મંદિરામાંની મૂર્તિઓ ભેગી કરી. એ મૂર્તિઓમાં કેટલીક સોનાની હતી, કેટલીક ચાંદીની હતી, કેટલીક પીત્તળની હતી અને કેટલીક તાંબાની હતી. કેટલીક મૂર્તિઓમાં હીરામાણેક વગેરે ઝવેરાત જડેલું હતું. આ બધી મૂર્તિઓ ગાડાંમાં ભરીને ખાન આગ્રે લઈ આવ્યો. બાદશાહ ખાનનું પરાક્રમ જોઈ રાજી થયો. મૂર્તિઓને નજરે જોઈ બાદશાહને પૂરેપુરો સંતોષ ન થયો. એણે ખાનને હુકમ કર્યો કે આ મૂર્તિઓમાંની કેટલીક મહેલના ચોગાનની જમીનમાં દાટો અને કેટલીક જુમામસ્જીદના પગથીઆની નીચે ગોઠવો કે જેથી મુસલમાનો એના ઉપર પગ મૂકીને જઈ શકે (મસીર. ઈ. આલમગીરી).

૧૬. શહેનશાહનો સત્યાનાશી સોટો હવે મેવાડ તરફ વળ્યો. મોટા ઉદેપુરમાં મહારાણાના મહેલની

સામે મોટું મંદિર હતું અને તે બંધાવવા પાછળ અઢળક પૈસો ખર્ચ કરવામાં આવ્યો હતો. એ જમાનાનું એ બહુ નામીચું મંદિર હતું. બાદશાહનો આ મંદિર તોડવાનો હુકમ આવ્યો. ઈ. સ. ૧૬૮૦ ના જાનેવારીમાં આ મંદિર તોડવામાં આવ્યું અને તેમાંની મૂર્તિઓ પણ ભાંગી નાંખવામાં આવી (મ. આ).

૧૭. ૧૬૮૦ ના જાનેવારી માસમાં શહેનશાહ ઉદયસાગર સરોવર જોવા ગયો હતો. ત્યાં તેની નજરે ૩ મંદિરો પડ્યાં. શહેનશાહે તે તોડી પાડવાનો હુકમ આપ્યો. તરતજ ત્રણે મંદિરોને બાદશાહના માણસોએ જમીનદોસ્ત કર્યાં (મ. આ.). એકલા મેવાડમાં બાદશાહે હિંદુઓનાં ૧૭૫ મંદિરો તોડીને જમીનદોસ્ત કર્યાં હતાં.

૧૮. મેવાડના મંદિરોનો નાશ કરી બાદશાહની નજર જયપુર તરફ વળી. અમલદાર અબ્બુતુરાબખાને બાદશાહને જણાવ્યું કે એણે પોતે જયપુરના ૬૬ મંદિરો તોડી પાડ્યાં છે (મ. આ.).

૧૯. ઈ.સ. ૧૬૮૦ ના ઓગસ્ટમાં મેવાડની પશ્ચિમે આવેલા સોમેશ્વરનું મંદિર તોડવાનો હુકમ છૂટ્યો.

૨૦. ૧૬૮૭ માં ગોવળકોંડાની જીત પછી બાદશાહે અબ્દુલરહીમ નામના અમલદારને હૈદ્રાબાદ શહેરનાં મંદિરો તોડી ત્યાં મસ્જીદો બાંધવાના કામ ઉપર તથા કાફરોના ધાર્મિક સંસ્કારો અને વિધિઓ અટકાવવાના કામ ઉપર નીમ્યો (કાફીખાન).

૨૧. ૧૬૯૮ માં હમીદ્દીન ખાનબહાદુરે બિજાપુરનું મંદિર તોડી તેની જગાએ મસ્જીદ બાંધી. બાદશાહની હજુરમાં એ પોતાનાં પરાક્રમ કહેવા લાગ્યો. બાદશાહે એને મુબારકબાદી આપીને નવાજ્યો ( મ. આ. ).

૨૨. ઔરંગઝેબે રહુલ્લાખાનને લખ્યું કેઃ—' મહારાષ્ટ્રના ઘરો મજબુત છે. પત્થર અને લોઢાનોજ એમાં ઉપયોગ કરવામાં આવે છે એટલે નજરે પડતાંની સાથે જ મંદિરો તોડી પાડવાનું કામ કઠણ થઈ પડે છે તેથી આ કામ માટે કોઇ ધર્મચુસ્ત માણસની દરોગા તરીકે નિમણૂક કરો કે જે પાછળથી નિરાંતે મંદિરોને પાયામાંથી ઉખેડી નાબૂદ કરે.

૨૩. ૧૭૦૫ ના જાનેવારીમાં બાદશાહે મહમદખલીલ અને ખીદમતરાયને પંઢરપુરના વીઠોબાનું મંદિર તોડી પાડવા હુકમ કર્યો અને છાવણીના ખાટકીને લઈ જઈ મંદિરમાં ગાયો કાપવાનું ફરમાન કર્યું. આ હુકમ તુરત જ અમલમાં મૂકવામાં આવ્યો ( અખબારત ).

## ૬. મુગલ મરાઠાઓ વચ્ચે ફરી સળગી.

ઈ. સ. ૧૬૬૬ ની સાલની આખરમાં મહારાજ આગ્રેથી નાસીને મહારાષ્ટ્રમાં આવ્યા ત્યારથી આસરે ત્રણ વરસ સુધી એમણે મુગલો સાથે પૂરેપુરી મીઠાશ જાળવી. હિંદુત્વરક્ષણ માટે મુગલો અને બીજી મુસલમાની સત્તાઓને દાબવાના એમના મૂળ વિચારો જરાએ મોળા પડ્યા ન હતા. પોતાના રાજ્યની બરોબર વ્યવસ્થા કરવા માટે, કબજામાં આવેલા કિલ્લાઓને મજબુત બનાવી સર્વ સામગ્રીથી શત્રુનો સામનો કરવા સજ્જ કરવા માટે, મૂળ ઊંડા ઘાલીને બળવાન બનેલી સત્તાઓ સામે વિગ્રહ કરવા માટે, જરુરના સાધનો એકઠા કરવા માટે, લશ્કરમાં ભરતી કરી તેને બરોબર વ્યવસ્થિત કરવા માટે મહારાજને થોડો કાળ વિશ્રાન્તિની જરુર હતી. ઔરંગઝેબ શિવાજી મહારાજનો હેતુ પારખી ગયો હતો પણ મરજી નહિ હોવા છતાં કેવળ સંજોગોને લીધે શિવાજી રાજાએ સુચવેલી શરતોથી સલાહ મંજૂર કરવી પડી હતી. આ સુલેહથી જે શાન્તિ પથરાઈ તેનો મહારાજે પૂરેપુરો લાભ લીધો. જેવી રીતે શિવાજી રાજાના મનનો ભેદ ઔરંગઝેબ પામી ગયો હતો તેવી જ રીતે શહેનશાહતની અડચણો દૂર થતાં જ મુગલો હિંદુ સત્તાને જડમૂળથી નાબૂદ કરવા કમર કસશે એની શિવાજી મહારાજને

ખાતરી હતી એટલે મળેલા વખતમાં પોતાની તૈયારી કરી મુગલ શહેનશાહત સામે વખત આવે ટક્કર ઝીલવાની ગોઠવણ એ કરી રહ્યા હતા. પોતાની અડચણો નરમ પડતાં જ બાદશાહે શિવાજી મહારાજ સામે છીડાં શોધવાનું શરૂ કર્યું હતું. ઔરંગઝેબને પૂરેપુરી ખાતરી હતી કે સહેજ કારણ મળતાં મરાઠાઓ ભડકે બળી ઉઠે એવા છે અને સહેજ કડવાશ થાય તો તે બહાના નીચે મરાઠાઓ ઉપર હાથ નાંખવાનું સહેલું થઈ પડે. ઔરંગઝેબ મરાઠાઓ સાથે બગાડવાની તરકીબ ગોઠવી રહ્યો હતો. ઈ. સ. ૧૬૬૯ની આખરમાં કે ૧૬૭૦ ની શરૂઆતમાં મુગલ અને મહારાજ વચ્ચેનો મીઠો સંબંધ તૂટવાની શરૂઆત થઇ.

મરાઠાઓને દગો દેવાના સંબંધના બાદશાહના ફરમાનની ખાનગી ખબર મળતાં જ પ્રતાપરાવ ગુજ્જર ઔરંગાબાદથી નાઠા તે રાયગઢ આવી મહારાજને મળ્યા. મહારાજે પ્રતાપરાવની હકીકત વીગતવાર સાંભળી લીધી અને હસીને બોલ્યા કે 'બાદશાહે બન્ને વચ્ચેની મીઠાશનો આવી રીતે અંત આણ્યો. ભલે, એમની મરજી. અમને તો એમાં કંઇ નુકસાન નથી. આપણા લશ્કરને બે વરસ સુધી પાળી પોષીને એમણે તાજું રાખ્યું છે. હવે એમની મરજી સામનો કરવાની છે તો ભલે કરે, અમારી ના નથી. અમે પણ તૈયાર છીએ. બાદશાહને ખર્ચે આપણું લશ્કર તાજું કર્યું અને શાહજાદાની સાથે દોસ્તી કરી એ બન્ને લાભ ખાટ્યા છે. આપણા તાજા દમના લશ્કરના બળનો સ્વાદ મુગલોને ચાખવો છે તો તે માટે મારી જરાએ ના નથી. મુગલોને ભૂખ લાગી હશે તો મરાઠાઓની સમશેરનો સ્વાદ ચખાડવા હું તૈયાર છું. બાદશાહે જાણી જોઇને સત્તાના મદથી છરી જાઇ પેટ ચોળીને ઉપાધિ ઉભી કરી છે. મરાઠાઓને એણે વગર કારણે છંછેડ્યા છે. છંછેડાયેલો મહારાષ્ટ્રી જગતમાં પ્રલય કરશે એની ખાતરી હું બાદશાહને કરી આપીશ.'

હિંદુસ્થાનના હિંદુઓને મન અતિ પવિત્ર એવા એમના જાત્રાના ધામ કાશીક્ષેત્ર ઉપર યવન બાદશાહનું કાળચક્ર આવી પહોંચ્યું. બાદશાહના ફરમાન મુજબ મુગલ અમલદારોએ કાશીવાળું વિશ્વનાથનું મંદિર ભ્રષ્ટ કર્યું. કાશીનું મંદિર તોડ્યાની ખબરો ચારે તરફ ફેલાઇ. શિવાજી મહારાજને પણ આ માઠા સમાચાર મળ્યા. આખા ભરતખંડના હિંદુઓને પૂજ્ય એવા બનારસના કાશીવિશ્વનાથના મંદિર ઉપર પણ સત્તાથી અંધ બનેલા ધર્માંધ બાદશાહે અત્યાચાર કર્યો એ ખબરથી શિવાજી મહારાજને ભારે દુઃખ થયું અને ક્રોધ ચઢ્યો. હિંદુત્વ ઉપર આક્રમણ થતાં દરેક હિંદુને ક્રોધ તો ચડે પણ શિવાજી મહારાજનો ક્રોધ એ નબળાનો ક્રોધ ન હતો. એ મનમાં બળીને બેસી રહે એવા ન હતા. યવન સત્તાના દાબમાં એ દબાઈ ગયેલા ન હતા. યવનોએ કરેલા અત્યાચાર, ધર્મનું અપમાન અને હિંદુત્વને પહોંચાડેલી હાની એમને અંતઃકરણમાં ડંખ્યા કરતી હતી. યવનસત્તાને હિંદુત્વ રક્ષણની ખાતર પાયામાંથી હલાવવા માટે જેણે પોતાનું સર્વસ્વ બલિદાનમાં આપવાની બચપણમાંથીજ તૈયારી કરી હતી તે શિવાજી મહારાજ હૃદયમાં મુસલમાનો માટે બળી રહેલો અગ્નિ બનારસના મંદિરભંગથી સતેજ થયો. બનારસ ઉપરાંત હિંદના જુદા જુદા ભાગમાં હિંદુઓના દેવમંદિરો મુગલ બાદશાહના ફરમાનથી તોડ્યાના અને મૂર્તિઓ ભાંગી હિંદુધર્મનું અપમાન કર્યાના સમાચારો પણ શિવાજી મહારાજને મળ્યા હતા. મહારાજના અંતઃકરણમાં સતેજ થયેલા અગ્નિમાં આ સમાચારોથી તેલ રેડાયું અને એમણે તલવાર ઉપર હાથ નાંખ્યો. મુગલ સત્તાને હવે નમાવ્યા સિવાય હિંદુ ધર્મનો બચાવ થવાનો નથી, હિંદુત્વનું રક્ષણ થવાનું નથી, હિંદુઓની ઈજ્જત રહેવાની નથી તેથી મુગલ સત્તાનો નાશ કરવા માટે શું કરવું એ વિચારમાં એ પડ્યા. બેફામ બનેલી મુગલ સત્તાના હેવાનિયત ભર્યાં કૃત્યો અટકાવવા માટે શું કરવું, શાં પગલાં ભરવાં તેનો વિચાર મહારાજ કરતા હતા એવામાં પ્રતાપરાવ ગુજ્જર ઔરંગાબાદથી આવ્યા અને મુગલોએ મરાઠાઓ સાથેની મીઠાશ તોડ્યાના સમાચાર કહ્યા. મુગલ અને મરાઠાઓની વચ્ચે મીઠાશનો કૃત્રિમ પડદો હતો તે બાદશાહી ફરમાનથી ચીરાઈ ગયો અને બંને અસલ સ્થિતિમાં એક બીજાના દુશ્મન હતા તેવા જ રહ્યા. આ વખતે મુગલ અને મરાઠાઓ વચ્ચે દુશ્મનાવટ ઉભી થઈ તેના અનેક

કારણોમાં હિંદુઓના મંદિરો ( ખાસ કરીને બનારસનું મંદિર ) મુગલોએ તોડ્યાં, એ એક મુખ્ય કારણ હતું.

મરાઠા સરદાર પ્રતાપરાવ ગુજર અને શિવાજી મહારાજના બીજા માણસો ઔરંગાબાદ છોડીને ચાલ્યા ગયાના સમાચાર બાદશાહને મળ્યા એટલે બાદશાહ બહુ ક્રોધે ભરાયો. મહારાજ અને તેમના લશ્કરી અમલદારોને દગાથી ગિરફતાર કરી પછી મરાઠાઓ ઉપર મુગલ લશ્કર છોડી મરાઠાઓને મસળી નાંખવાનો ઘાટ બાદશાહે રચ્યો હતો પણ પોતાની બાજી ઉંધી વળી એટલે ઔરંગઝેબ વધારે ઉકળ્યો અને શિવાજીની સત્તા તોડવા માટે શહેનશાહતનું સર્વ બળ અજમાવવાનો વિચાર કરવા લાગ્યો. હવે શિવાજી મહારાષ્ટ્રમાં સળગાવશે અને મુગલ સત્તાને મહારાષ્ટ્રમાં એ ભારે નુકસાન પહોંચાડશે એની બાદશાહને ખાતરી થઈ શિવાજીને દાબી દેવામાં જેટલો વિલંબ થાય તેટલુંજ મુગલાઈ સત્તાને નુકસાન છે એમ એને ખાતરી થઈ ગઈ હતી. શાહજાદા મુઆઝીમમાં શિવાજી રાજાને સીધો કરવાની તાકાત ન હતી એની પણ બાદશાહને ખબર હતી. બાદશાહને વળી એમ પણ લાગ્યું કે શિવાજીની પાથરેલી કપટજાળમાં મુઆઝીમ સપડાઈ જાય અને એમ થાય તો શિવાજી શાહજાદાને હથિયાર બનાવી મુગલ સલ્તનત સામે એની પાસે બંડ કરાવે અને એવી રીતે અંગુઠે કમાડ ઠેલી પોતાનું કામ કાઢી લે. રાજદ્વારી ક્ષેત્રમાં જેટલી બાજીઓ ખેલાય, જેટલાં કપટ કરાય, જેટલી રમતો રમાય તે બધી શિવાજી રમે એવો છે અને એ બધામાં એ પાવરધો છે એની ઔરંગઝેબને ખબર હતી. મુઆઝીમ શિવાજીના પંજામાં ન ફસામ તે માટે સાવચેતીના પગલાં તુરત લેવાનું બાદશાહને જરુરનું લાગ્યું અને એ પરિસ્થિતિને પહોંચી વળવા માટે એણે વિચાર કર્યો. શાહજાદાને દક્ષિણથી પાછા બોલાવવામાં ફાયદો ન હતો. તેમ કર્યાથી કોકડું વધારે ગૂંચવાય એમ હતું એટલે મુઆઝીમને મહારાષ્ટ્રમાં રાખી એના ઉપર શહેનશાહતના કોઈ વફાદાર પણ શિવાજીના કટ્ટા દુસ્મનનો દાબ મૂકવામાં આવે તો સ્થિતિ બગડતી અટકે એવું લાગવાથી શહેનશાહતનો ભારે વફાદાર, યુદ્ધકળામાં નિપુણ અનેક કસોટીમાંથી પાર ઉતરેલો અને શિવાજીનો કટ્ટો દુશ્મન દિલેરખાન હતો તેને મુઆઝીમની મદદે મોકલવાનું નક્કી કરી મહારાષ્ટ્રની બાજી બાદશાહે ગોઠવી. દક્ષિણના મુગલદળને વિગ્રહ માટે હુકમો છૂટયા. આ વખતે સ. દિલેરખાન ગોંડ પ્રદેશમાં આવેલા દેવગઢમાં અમલદાર હતો. દક્ષિણનું મુગલદળ તૈયાર કરવાની ગોઠવણ કર્યા પછી બાદશાહે ૧૬૭૦ના જાનેવારી માસમાં દિલેરખાનને દેવગઢ છોડી તાકીદે દક્ષિણમાં ઔરંગાબાદ જવાનો હુકમ મોકલ્યો. દિલેરખાનને દક્ષિણ મોકલ્યાથી પણ બાદશાહને પૂરેપુરો સંતોષ ન થયો. શિવાજી મહારાજને પહોંચી વળવા માટે શાહજાદાને આટલી મદદ પુરતી નથી એમ ઔરંગઝેબને લાગ્યું. મરાઠાઓનું બળ વધેલું છે, મરાઠાઓએ નવી સ્થાપેલી સત્તાએ મહારાષ્ટ્રમાં બહુ ઊંડા મૂળ ઘાલ્યાં છે એટલે એને ઉખેડી નાંખવા માટે મુઆઝીમ અને દિલેરની જોડીને વધારે કુમકની જરૂર રહે એવો ઔરંગઝેબનો અડસટ્ટો હતો. મુઆઝીમ અને દિલેરખાનની જોડીને મરાઠાઓ સામે મદદ કરવા માટે બીજા કોઈ હોશિયાર અમલદારને મોકલવાનો પ્રશ્ન બાદશાહ આગળ ઉભો થયો. બાદશાહની નજર ખાનદેશ ઉપર પડી. આ વખતે ખાનદેશમાં સ. દાઉદખાન સુબો હતો. એને મુઆઝીમની મદદે મોકલવાનું નક્કી કરી બાદશાહે દાઉદખાનને ખાનદેશનો બરાબર બંદોબસ્ત કરી મુઆઝીમની મદદે દક્ષિણ જઈ પહોંચવા હુકમ કર્યો. મુઆઝીમને મદદ કરવા માટે આ બે નામીચા અમલદારો ઉપરાંત બીજા ઘણા કાબેલ અને કસાયેલા અમલદારોને બાદશાહે ઉત્તર હિંદુસ્થાનમાંથી દક્ષિણમાં મોકલ્યા હતા. જડ જમાવી બેઠેલા મુગલવંશનો બાહોશ અને બળીઓ બાદશાહ ઔરંગઝેબ પણ શિવાજીનો સામનો કરવા માટે કેવી અને કેટલી તૈયારીઓ કરતો હતો એ જોયાથી શિવાજી મહારાજે નવી સ્થાપેલી સત્તાના મૂળ કેટલા ઊંડા ગયા હતા અને મુગલપતિના મનમાં એમણે કેટલી ચિંતા ઉત્પન્ન કરી હતી તેનો ખ્યાલ વાચકોને આવી શકશે.

મુગલોએ મહારાષ્ટ્રમાં પોતાનું દળ તૈયાર કર્યું. હિંદુ ધર્મનો અનેક રીતે છલ કરતી મુસલમાની સત્તા સામેનો રોષ જે શિવાજી મહારાજમાં બચપણથી જ ઉત્પન્ન થયેલો હતો, તે ઔરંગઝેબના મંદિર તોડવાના પ્રયત્નોથી અને સત્તા ભોગવતી મુસલમાની રિયાસતે હિંદુ ધર્મ ઉપર કરેલા છલથી સતેજ થયો અને કાશીવિશ્વનાથના મંદિરનો યવનોએ નાશ કર્યો એ સમાચારથી એ અગ્નિમાં તેલ રેડાયું અને ભડકો થયો. મહારાજે પોતાની તૈયારી કરી. પુરંદરના તહનામાથી મુગલોને આપેલા મુલકો અને કિલ્લાઓ પાછા લેવાની પૂરેપુરી તૈયારી કરી મહારાજે લડાઈનું નિશાન રોપ્યું. મહારાજના સરદારોએ પોતપોતાની લશ્કરી ટુકડી સાથે મુગલ મુલકોમાં પ્રવેશ કર્યો અને લુંટ શરૂ કરી. મુગલોના તાબાના કિલ્લાઓ ઉપર મરાઠાઓએ હલ્લાઓ શરૂ કર્યા. મુગલોના મુલકમાં મરાઠાઓએ ત્રાસ વર્તાવવા માંડ્યો. મુગલ મુલકના અમલદારોને મહારાજના અધિકારીઓએ તોબા તોબા પોકરાવી. કેટલાક કિલ્લાઓ ઉપર મુગલોએ ચુનંદા અમલદારો રાખ્યા હતા. કેટલાક કિલ્લાઓના મુગલ અમલદારો મરાઠાઓને સહેલાઈથી નમતું આપે એવા ન હતા. તેઓ સામે થયા. ઘણાઓએ બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું. કેટલાક વીર સરદારો શિવાજી મહારાજના લશ્કરી અમલદારો સામે લડતા લડતા રણમાં પડ્યા. મરાઠાઓએ પણ ખરેખરું પાણી બતાવવા માંડ્યું. મહારાજે પોતાના લશ્કરના સૈનિકોને ખૂબ પાણી ચડાવ્યું હતું. લશ્કરમાં પેદા કરેલા હિંદુત્વના જુસ્સાને મહારાજે અને તેમના સરદારોએ સતેજ કર્યો. કોઈ દિવસ નહિ દેખેલી એવી વીરશ્રી આ વખતે મુસલમાનોની સામે લડવામાં મરાઠાઓમાં દેખો દઈ રહી હતી. મુગલોની અનેક ઠેકાણે પીછેહઠ થવા લાગી. બાદશાહ આગ્રે રહીને મહારાષ્ટ્રના સૂત્રો હલાવી રહ્યો હતો. પીછેહઠના સમાચાર ઉપરાઉપરી બાદશાહને મળવા લાગ્યા. ઔરંગઝેબની ચિંતા વધી પડી. મહારાષ્ટ્રમાં મરાઠાઓએ પોતાની સત્તા વધારી દીધી હતી, પણ મહત્ત્વના અને દક્ષિણની ચાવીરૂપ કિલ્લાઓ હજુ મુગલોના કબજામાં હતા. શિવાજી મહારાજનો વાવટો એ કિલ્લાઓ ઉપરથી ઉતરી ગયો હતો. એ કિલ્લાઓ ઉપર મુગલોએ બહુ મજબૂત ચોકી ગોઠવી હતી. લડાઈના સાધનો અને અન્ન સામગ્રી વગેરેની સુંદર ગોઠવણ એ કિલ્લાઓ ઉપર મુગલોએ કરી હતી. આ વખતની મરાઠાઓની લડાઈઓમાં યુક્તિ સાથે શક્તિનો ઉપયોગ પણ નજરે પડતો હતો. આગ્રેથી મહારાષ્ટ્રમાં પાછા આવ્યા પછી શિવાજી મહારાજે જે જે લડાઈઓ કરી તેમાં મરાઠાઓના બળ અને સમર-કૌશલ્યની ખરી કસોટી થઈ હતી. આ બધી લડાઈઓ ઝીણવટથી તપાસતાં જણાશે કે જરૂર પડતાં શક્તિ વાપરવા કોઈ દિવસ મરાઠાઓએ પાછી પાની કરી નથી. મરાઠાઓમાં બળ હતું, શક્તિ હતી, પણ બળ અને શક્તિને એ વેડફી દેતા નહિ. શક્તિ સાથે યુક્તિને ભેળવીને એમને કામ લેતાં આવડતું હતું એ અનેક દાખલાઓ ઉપરથી દેખાઈ આવે છે. આગ્રેથી મહારાજના પાછા આવ્યા પછીની લડાઈઓ મરાઠાઓના શૌર્ય અને શક્તિનું સાચું માપ બતાવે છે.

## ૭. સિંહગઢની પ્રાપ્તિ અને સિંહનો સ્વર્ગવાસ.

કોન્ડાણા કિલ્લાનું બીજું નામ સિંહગઢ છે. બહુ વરસ પહેલાં આ કિલ્લો સ્વ. દાદાજી કોન્ડદેવને હવાલે હતો. દાદાજી કોન્ડદેવને 'સુબેદાર કિલ્લે કોન્ડાણા' કહેવામાં આવતા. દક્ષિણના દરવાજાની ચાવી રૂપે આ ગઢ હતો. એનું મહત્ત્વ જબરું હતું. રાજદ્વારી ક્ષેત્રના કુનેહબાજ માણસો આ કિલ્લાની મહત્તા સમજતા હતા. જેના હાથમાં કોન્ડાણા તેના હાથમાં દક્ષિણનો પ્રદેશ એમ કહેવામાં આવતું. કોન્ડાણાનો કિલ્લો બહુ મજબૂત હતો અને એના ઐતિહાસિક મહત્ત્વને લીધે મુગલોએ એ કિલ્લો સાચવવા માટે ત્યાં ઘણી સામગ્રી અને સાધનો રાખ્યાં હતાં. દારૂગોળા અને અનાજની ગોઠવણ મુગલોએ એવી કરી હતી કે, લાંબા કાળ સુધી ઘેરો ચાલુ રહે તો પણ કિલ્લો શરણ કરવો પડે નહિ. મુગલોએ આ કિલ્લાને અજિત બનાવ્યો હતો. આ કિલ્લાના રક્ષણ માટે મુગલોએ લશ્કરી કળામાં કુશળ, બળીઆ

અને ચુનંદા વીર વટલાયેલા ઉદયભાણુને મુખ્ય અમલદાર તરીકે નીમ્યો હતો. ઉદયભાણુના કબજામાં બાહોશ અને હિંમતબાજ રજપૂતોની લશ્કરી ટુકડીઓ હતી. આ ઉપરાંત એની પાસે ચુંટી કાઢેલા, અનેક લડાઈઓના અનુભવી, કસાયેલા, સમર કળામાં નિપૂણ અને પ્રખ્યાતિ પામેલા અને વિશ્વાસપાત્ર એવા ૧૮૦૦ પઠાણો અને આરબોની ટુકડી હતી.

કોન્ડાણાના કિલ્લેદાર સ. ઉદયભાણુનું બળ ઇતિહાસપ્રસિદ્ધ છે. એ ૧૮૫૮ સ્ત્રીઓનો પતિ હતો. ખાવામાં એના જેવો જબરો તે વખતે મુગલ અમલદારોમાં બીજો કોઈ ન હતો. એનો આહાર રાક્ષસી હતો. તે વખતે કોન્ડાણા કિલ્લા ઉપર એના હાથ નીચે એનાથી ઉતરતો રાક્ષસી આહારનો અમલદાર ૯૫ પત્નીઓનો પતિ સીદી હિલાલ હતો. ઉદયભણુને ૧૨ દિકરા હતા. તે બધા બહુ પરાક્રમી અને યુદ્ધની સુંદર તાલીમ પામેલા હતા. તે બધા પોતાના બાપની સાથે કોન્ડાણા કિલ્લા ઉપર જ હતા. આ બધા ઉપરાંત ઉદયભાણે કોન્ડાણા ઉપર ચંદ્રાવલી નામનો માણસમાર ગાંડો હાથી પણ રાખ્યો હતો. જ્યારે જરુર પડતી ત્યારે દુશ્મન દળ ઉપર આ ગાંડા હાથીને દારૂ પાઈને છોડવામાં આવતો અને એ હાથી સેંકડો સૈનિકોનો નાશ કરતો. કોન્ડાણાના રક્ષણ માટે મુગલોએ આવી રીતની ભારે તૈયારી રાખી હતી.

કોન્ડાણા અને પુરંદર એ બે જબરા કિલ્લાઓ મુગલોના કબજામા હતા, એ શિવાજી મહારાજ અને માતા જીજાબાઈ ને ખટકી રહ્યુ હતું. જ્યાં સુધી એ કિલ્લાઓ મુગલોના હાથમાં છે ત્યાં સુધી મરાઠાઓની છૂટી છવાઈ જીતો નકામી છે એમ એ બંને મા દિકરો માનતા હતા.

કોન્ડાણા અને પુરંદર એ બે કિલ્લાઓ દુશ્મનના હાથમાં હોવાથી મહારાજને પોતાના મુલકમાં નિર્ભયપણે આવજા કરવામાં ભારે અડચણ નડતી હતી. આ બે કિલ્લાઓ મુગલો પાસેથી જીતી લેવાનો વિચાર મહારાજ કરી રહ્યા હતા. આ બે કિલ્લાઓનો કબજો મુગલોનો હોવાથી મહારાજના મુલકની સહીસલામતી નહતી, એટલું જ નહિ પણ એકબીજાને લીધે મુગલો ધારે ત્યારે મહારાજના મુલકને સતાવી શકે એમ હતું. મહારાજ આ બધું સમજતા હતા. ડગલે ડગલે અને પગલે પગલે મુગલોનો આ કબજો એમને સાલતો હતો, પણ ઉદયભાણુ જેવો બળીઓ સરદાર સિંહગઢના રક્ષણ માટે પૂરપુરી સામગ્રી સાથે બેઠો હતો એટલે મુગલોનો સામનો કરી એ ગઢ લેવો બહુ મુશ્કેલીનું કામ હતું તેથી સાહસ ખેડીને કોન્ડાણાના કિલ્લેદારને છંછેડવાની પૂરેપુરી તૈયારી સિવાય કાંઈ પણ કરવું એ બરોબર નહતુ. કોન્ડાણા મુગલોના કબજામાથી લઈ લેવા માટે પ્રયત્ન કરવાનો વખત હજુ આવ્યો નથી એમ મહારાજને લાગતું હતુ. સંજોગો અનુકૂળ થતાં જ એ કિલ્લાનો કબજો પહેલી તકે લેવાનો મહારાજનો વિચાર હતો. પોતાનું બળ અને દુશ્મનનું બળ બરોબર આંકી દુશ્મનને મહાત કરી શકાય એમ હોય તો જ મહારાજ લડાઈ શરૂ કરે એવા હતા તેથી એમણે સ્થિતિ અને સંજોગો જોઈ સિંહગઢ માટે આંધળિયાં ન કર્યાં.

મહારાષ્ટ્રમાં જુદા જુદા મુગલ મુલકમાં મહારાજના સરદારોએ ધમાલ મચાવી મૂકી હતી. જ્યાં ત્યાં મહારાજની ફત્તેહના ડંકા સંભળાતા હતા. મહારાજનો વાવરો ફરી પાછો મુગલ મુલક ઉપર ફરકવા લાગ્યો. આવી રીતે મુગલ અને મરાઠાઓ વચ્ચે મહારાષ્ટ્રમાં જબરો જંગ જામ્યો હતો. એક દિવસે મહારાજનો મુકામ રાયગઢ કિલ્લા ઉપર હતો અને, માતા જીજાબાઈ પ્રતાપગઢ ઉપર હતાં. એક સોમવારે સવારે જીજાબાઈ ઉઠયાં અને મહારાષ્ટ્રની પ્રચલિત પદ્ધતિ મુજબ નિત્યકર્મ આટોપી કિલ્લામાંની બારીમાંથી સૂર્યના દર્શન કરી તેને નમસ્કાર કર્યા. સમય સવારનો હતો એટલે સૂર્યનારાયણના કિરણોથી સિંહગઢ બહુ સુશોભિત દેખાતો હતો. પ્રાતઃકાળનું સૃષ્ટિસૌંદર્ય માતા જીજાબાઈ નિહાળી રહ્યાં

હતાં. સિંહગઢનો રળિયામણો દેખાવ જીજાબાઈને નજરે પડ્યો. પ્રભુની અજબ લીલા અને કુદરતની ખુબીનો ખ્યાલ આપનારો આ નમૂનેદાર દેખાવ જોઈને મનમાં હર્ષ થવાને બદલે માતા જીજાબાઈએ એક ઊંડો નિસાસો મૂક્યો. એમના મુખ ઉપર ગ્લાનિ છવાઈ ગઈ. કંઈક શબ્દો ઉંડાણમાંથી એમના મ્હોંમાંથી નીકળી ગયા. નીચલો હોઠ એમણે દાંતની વચ્ચે સહેજ દાબ્યો, કપાળ ઉપર કરચલી પડી અને એ કિલ્લા તરફ ક્રોધાયમાન મુદ્રાથી દ્રષ્ટિપાત કર્યો. કંઈ બબડતા, નિસાસો નાંખતા, ખિન્નવદને પણ અર્ધક્રોપાયમાન મુદ્રા સાથે પોતાના દિવાનખાનામાં આવીને બેઠાં. કોન્ડાણાના રમ્ય દેખાવે જીજાબાઈનું અંતઃકરણ બેચેન બનાવી દીધું હતું. કોઈ પણ કામમાં એમનું ચિત્ત ચોંટે નહિ. એ ઊંડા વિચારમાં પડયાં હતાં. કોઈ બહુ ગંભીર અને મહત્ત્વના પ્રશ્ને જીજાબાઈનું ધ્યાન ખેંચ્યું હતું. વિચારોની સાથે એમના મ્હોં ઉપર પણ ઉપરા ઉપરી ફેરફાર થતો હતો. નિસાસો મૂકીને બોલ્યાં 'કોન્ડાણા કિલ્લો એટલે મહારાષ્ટ્રનો મુગટ, કોન્ડાણા કિલ્લો એટલે મહારાષ્ટ્રની ઈજ્જત, કોન્ડાણા કિલ્લો એટલે મહારાષ્ટ્રનું ભૂષણ, કોન્ડાણા કિલ્લો એટલે મહારાષ્ટ્રની સત્તા, કોન્ડાણા કિલ્લો એટલે મહારાષ્ટ્રનું નાક, કોન્ડાણા કિલ્લો એટલે મહારાષ્ટ્રની કુંચી, કોન્ડાણા કિલ્લો એટલે દક્ષિણમાં પેસવાનો મોટો દરવાજો; એવી મહત્તાવાળો કિલ્લો હજુ સુધી યવનોના હાથમાં છે, એ મહારાષ્ટ્રના ક્ષત્રિયો કેમ સહન કરી રહ્યા છે? કોન્ડાણા શત્રુના હાથમાં હોય ત્યાં સુધી શિવબા જંપીને કેમ બેસી શકે? કોન્ડાણા શત્રુના હાથમાં હોય ત્યાં સુધી મરાઠા સરદારોને આરામ લેવાનો શો હક છે? કોન્ડાણા દુશ્મનના હાથમાં છે ત્યાં સુધી શિવબાના વિજય ડંકાનો શો અર્થ છે? કોન્ડાણા કિલ્લાનો મુસલમાનોનો કબજો એતો મહારાષ્ટ્રના ક્ષત્રિયોને એક પ્રકારનો પડકાર છે. કોન્ડાણા જ્યાં સુધી દુશ્મનના હાથમાં છે ત્યાં સુધી અનેક છૂટીછવાઈ જીતોથી સંતોષ માનવા જેટલા અલ્પસંતોષી મરાઠા થયા હોય તો તેમનામાં ક્ષાત્રતેજની ખામી જ ગણાય. શિવબાએ આ ગઢ ભારે ભોગ આપીને પણ લેવો જ જોઈએ. જ્યાં સુધી કોન્ડાણા કિલ્લા ઉપર યવનોનું નિશાન ફરકતું હોય ત્યાં સુધી મહારાષ્ટ્રના ક્ષત્રિયોથી માથું ઊંચું ન રખાય. એ કિલ્લો લેવા માટે શિવબા પાસે હું સાહસ ખેડાવીશ. યવનઝંડો કોન્ડાણા ઊપરથી ઉતરવો જ જોઈએ.' માતા જીજાબાઈએ કોન્ડાણાના સંબંધમાં પોતાના મનમાં મક્કમપણે નિર્ધાર કર્યો અને ઘોડેસવારને બોલાવી કહ્યું કે 'તું મારતે ઘોડે શિવબા પાસે રાયગઢ જા અને તેને તાકીદે અહીં બોલાવી લાવ. એકપળની પણ ઢીલ કર્યા સિવાય એ મને તરતજ અહિં આવીને મળે એમ કહેજે. જમવા બેઠો હોય તો અહીં આવીને એ હાથ ધુવે એવો મારો સંદેશો કહેજે. મારે તાકીદનું ખાનગી કામ છે માટે વગર વિલંબે એ અહિ આવે.' માતા જીજાબાઈનો આ તાકીદનો સંદેશો લઈને સિપાહી મારતે ઘોડે મહારાજ પાસે રાયગઢ પાસે આવી પહોંચ્યો અને જીજાબાઈનો સંદેશો સંભળાવ્યો. કોઈ દિવસ નહિ આજે આવો તાકીદનો સંદેશો આવ્યો તો એવું કયું મહત્ત્વનું કામ હશે તેના વિચારમાં મહારાજ સહેજ પડયા પણ તરતજ એ પોતાની કૃષ્ણા નામની ઘોડી ઉપર સવાર થયા અને બની શકે તેટલી ઝડપે રાયગઢથી પ્રતાપગઢ આવી પહોંચ્યા. પ્રતાપગઢ આવી માતા જીજાબાઈના ચરણમાં મહારાજે માથું મૂક્યું અને આટલી બધી તાકીદથી બોલાવવાનું કારણ પૂછ્યું. માતાએ જણાવ્યું કે

એમાં સમજણ પણ પડતી નથી. ' જીજાબાઈ:—' શિવબા ! એમાં કંઈ ભારે આવડતની જરુર નથી. નાની નાની છોકરીઓ પણ આ રમતો રમે છે. રમવાનું શરૂ કરીશ એટલે તને એ આવડી જશે. તને ન આવડતું હોય તો પણ આજે તો તારે મારી સાથે રમવું જ પડશે. ચાલ ઉઠ. ' શિવાજી મહારાજ:— 'મા, મને કંઈજ આવડતું નથી પણ તારો આગ્રહ જ છે તો હું રમીશ, તું કહીશ તેમ કરીશ. ' માએ દિકરાને આગ્રહથી રમવા બેસાડ્યો. પાસા નાંખવા માંડ્યા. રમતાં રમતાં માતા જીજાબાઈએ કહ્યું કે ' જો તું હારીશ તો હું માગું તે તારે મને આપવું પડશે. ' મહારાજ:—' મા, તું જીતે કે હારે તો પણ તું જે કહીશ તે તારી પાસે હાજર કરવા બંધાયો છું. ' રમત ચાલી. આખરે મહારાજના પાસા બરાબર ન પડ્યા અને જીજાબાઈ દાવ જીતી ગયાં. માએ કહ્યું ' શિવબા તું આ બાજીમાં હાર્યો છું. હવે હું માગું તે તારે આપવું પડશે. તું ના પાડીશ તે નહિ ચાલે. આપણે તો તને પહેલેથી જ કહી દીધું હતું. ' મહારાજે માતાને હસતાં હસતાં કહ્યું ' મા ! મારી પાસે છે એ સઘળું તારું જ છે ને. તારે તો વળી શું માગવાનું હોય, છતાં તું જે માગીશ તે તારી પાસે હાજર કરીશ. ગઢ, કિલ્લા, મુલક, ગામ, અલંકાર, જે તારી ઇચ્છામાં આવે તે મને જણાવ. તું કહીશ તે તને મળશે.' જીજાબાઈ બોલ્યાં ' શિવબા, તારી પાસે છે તે તો સર્વ મારું જ છે. મારી ચીજોમાંથી મારે શું માંગવાનું હોય. તારી પાસે નથી તે ચીજ લાવી આપવા હું તને કહેવાની છું. મારું માગ્યું આપવા તું બંધાયો છું. તારાથી બોલીને હવે નહિ ફરાય. ' મહારાજ:—' મા, માગ, તારે જે માગવું હોય તે. તારા મનને સંતોષ નહિ થાય તો મારું જીવન નકામું છે. વિના સંકોચે માગણી કર. તારો શિવબા તારા પડતા બોલ ઝીલવા તૈયાર છે. ' જીજાબાઈ:—' બેટા શિવબા ! તારા કબજામાં જે ગામો છે, જે ધન છે, જે જમીનો છે, જે અલંકાર છે, જે ઝવેરાત છે, જે કિલ્લાઓ છે તેમાંનું મારે કશું જ જોઈતું નથી, પણ હું તો તારી પાસે હકની માગણી કરું છું અને તે માગણી એ છે કે જે કિલ્લા ઉપર હજુ પણ યવનોનો વાવટો ફરકી રહ્યો છે, તારા જેવા સિસોદિયા ક્ષત્રિય વીર મહારાષ્ટ્રમાં હયાત હોવા છતાં હજુ મુસલમાનો કબજો કરીને બેઠા છે એવા મહારાષ્ટ્રના મુગટ અને દક્ષિણના દરવાજાની ચાવી રૂપ કોન્ડાણાનો કિલ્લો છે તે કિલ્લો હું તારી પાસે માગું છું અને તારે મને તે મહા વદ ૯ સુધીમાં તો આપવો જ જોઈએ.'

માતા જીજાબાઈની આ માગણી સાંભળતાની સાથેજ મહારાજ ચમક્યા. મ્હોં ઉપર ચિંતા દેખાવા લાગી અને સ્તબ્ધ બની વિચારમાં પડ્યા. જીજાબાઈની આ માગણીએ મહારાજ ઉપર વીજળીના આંચકાની અસર કરી. માતા જીજાબાઈએ જરા ગુસ્સામાં આવીને કહ્યું:—' કેમ શિવબા ! આમ સ્તબ્ધ કેમ થઈ ગયો છું ? શા ઊંડા વિચારમાં પડ્યો છું ? મ્હેં માગણી કરી તેનો જવાબ કેમ નથી દેતો ? મારી માગણીથી કયા આફતનાં વાદળાં તારા ઉપર તૂટી પડ્યાં છે ? મારા શબ્દો સાંભળતાની સાથેજ તું તો ભારે ચિંતામાં ડુબી ગયો છું. ' માતા જીજાબાઈના માર્મિક શબ્દો સાંભળી મહારાજ બહુ ધીમે અવાજે બોલ્યા:—' મા,કોન્ડાણાના કિલ્લાની તારી માગણીએ મને ભારે ચિંતામાં નાંખ્યો છે અને તેમાં વળી તેં મુદત એવી આપી છે કે જેથી ચિંતા વધતી જ જાય. તેં કહેલી મુદતની અંદર કોન્ડાણા કિલ્લાનો કબજો લેવો એ વિકટ અને કઠણ કામ છે. એ કિલ્લા ઉપર તેના રક્ષણ માટે મુગલોએ બળીઆ અને પ્રસિદ્ધ એવા ઉદયભાણને રાખ્યો છે. એના કબજામાં બહુ ભારે લશ્કર છે. યુદ્ધસામગ્રી પણ એ કિલ્લામાં મુગલોએ સંપૂર્ણ ભરી મૂકી છે. મહાવદ ૯ સુધીમાં એ કિલ્લો મુગલોના કબજામાંથી જીતીને તારે હવાલે કરવો એ મારી ભારેમાં ભારે કસોટી છે. એ કિલ્લા ઉપર ચુનંદા રજપુત, ચુનંદા પઠાણો અને ચુનંદા આરબો રક્ષણ માટે હંમેશ સજ્જ રહે છે. સ. ઉદયભાણના હાથ નીચે સ. સીદી હિલાલને મુગલોએ આ કિલ્લા ઉપર મૂક્યો છે. એ ગઢ ઉપરના પઠાણો અને આરબો જબરી તાલીમ પામેલા બંકા વીર છે. એમના હાથમાંથી કોન્ડાણાનો કિલ્લો મહાવદ ૯ની અંદર લેવો એ સાહસ તો છે જ

પણ ત્યાં સાહસ ખેડ્યાથી પણ કંઈ વળશે તે નક્કી ન કહેવાય. મા, તેં મારી અગ્નિપરિક્ષા કરવા માંડી છે.' પુત્રના આ શબ્દો સાંભળી છંછેડાયેલી સિંહણની માફક જીજાબાઈ ગર્જી ઉઠયાં:—'શિવબા! તારે મ્હોંડેથી હું આ શું સાંભળું છું? તારું ક્ષાત્રતેજ કેમ ઝાંખું પડયું છે? તું બોલ્યો એ શબ્દો સાચા ક્ષત્રિયના મ્હોંમાં ન શોભે. શું તું એમ માને છે કે પઠાણોની સ્ત્રીઓ અને આરબોની સ્ત્રીઓ જ વીર સંતાનો પેદા કરે છે અને મહારાષ્ટ્રની સ્ત્રીઓ શું નિર્બળ, નિર્વીર્ય, નિઃસત્વ અને નિર્માલ્ય સંતાનો પ્રસવે છે? આવા ભીરૂ વિચારો તારા ભેજામાં શી રીતે ભરાયા? આજ સુધી તેં બતાવેલી હિંમત, શૌર્ય અને બહાદુરીને આવા વિચારોથી ઝાંખપ લાગે છે. મેળવેલી કીર્તિ ઉપર તું પાણી ફેરવવા તૈયાર થયો છે. કોન્ડાણા ઉપર મુગલ વાવટો હજુ સુધી ઉડી રહ્યો છે તે તું અને તારા સાથી મરાઠાઓ સાંખી રહ્યા છે એ શરમાવનારી વાત છે. જો મહારાષ્ટ્રના મરાઠાઓએ ચૂડીઓ પહેરી હોય તો તે બધા ઘરમાં બેસીને સુખેથી ચૂલો સંભાળે. મૃત્યુનો ભય રાખતા હોય એ ક્ષત્રિયો દળવા ખાંડવાનું કામ રાજી ખુશીથી સ્વીકારી લે. મહારાષ્ટ્રની દેવીઓમાં, મહારાષ્ટ્રની સ્ત્રીઓમાં હજી એ નિર્બળતા નથી આવી. પુરુષોને અશક્ય લાગતી વાતો સ્ત્રીઓ શક્ય કરી બતાવશે. પોતાના ધર્મની ઈજ્જત સાચવવાના કામમાં મહારાષ્ટ્રની સ્ત્રીઓ એમને તક આપવામાં આવશે તો પોતાના દેહનું બલિદાન કરી પાવન થશે. શિવબા! તને નિર્ભય અને સાહસિક બનાવવા માટે તારા બચપણમાં મેં અનેક પ્રયત્નો કર્યા હતા. શું મારા અખતરા અફળ ગયા? તારામાં ધર્મનો ઉદ્ધાર કરવા માટે અખૂટ હિંમત આવે એવી રીતનું તારું જીવન ઘડવા માટે મેં અનેક પ્રયત્નો કર્યા હતા. હિંદુત્વની જ્યોતિ તારામાં અહર્નિશ જાગૃત રહે તે માટે જે જે કરવું ઘટે તે મેં બધું કર્યું હતું. તું મહારાષ્ટ્રને યવનોની સાંકળોમાંથી છોડાવીશ એવી મને ખાતરી હતી હિંદુસ્થાનના હિંદુઓ ઉપરના જુલમો તું દૂર કરી શકીશ એવી મને આશા હતી. તારે હાથે હિંદુત્વનું રક્ષણ થશે એમ હું માનતી હતી પણ આજના તારા શબ્દોએ મારો ઉત્સાહ ભાંગી ગયો છે. શિવબા! તારા શબ્દોથી મારું દૂધ લાજે છે. તું કુલદિપક નીવડશે એમ માનીને હું હરખાતી હતી, મને આનંદ થતો હતો, પણ આજના તારા શબ્દોએ આશાનો પડદો ચીરીને ખરી સ્થિતિથી મને વાકેફ કરી છે. શિવબા! શિવબા! અફઝલખાન યવનનું માથું પ્રતાપગઢ ઉપર લઈ આવનાર તું જ કે? હજારો યોદ્ધાઓની વચમાં વસેલા શાહિસ્તખાનનાં આંગળાં તેના જનાનખાનામાં કાપનાર તું જ કે? મુગલોની રાજધાનીમાંથી અનેક મુગલ અમલદારોની આંખોમાં ધૂળ નાંખીને સેંકડો માઈલ દૂર પગપ્રવાસે મહારાષ્ટ્રમાં આવનાર તું જ કે? તદ્દન નાની ઉંમરમાં યવન બાદશાહને કુર્નીસ નહિ કરવાની હઠ પકડનાર તું જ કે! સીદી જોહર જેવાને ચણા ચવડાવી પન્હાળા ગઢમાંથી સહીસલામત છૂપી રીતે ચાલી આવનાર તું જ કે? હિંદુત્વનું રક્ષણ કરવા હિંદુ સત્તા સ્થાપવા માટે સર્વસ્વનો ભોગ આપવાની પ્રતિજ્ઞા લેનાર તું જ કે? યવનોની સત્તા–વૈભવ અને બળમાં અંજાઈ જનાર ક્ષત્રિયનું ક્ષત્રિત્વ ખામીવાળું ગણાય એમ તારા પિતાને વારંવાર કહેનાર તું જ કે? જામેલી સત્તા ઉખેડવાનાં અને નવી સત્તા સ્થાપન કરવાનાં કામ ગણત્રીબાજીથી નથી થવાનાં, એ કામો સાધવાં હોય તો માણસે અનેક સાહસો માટે તૈયાર થવું જોઈએ, પ્રસંગ આવે તો ખુલ્લી આંખે અંગારમાં પણ કુદવું જોઈએ એવો ઉપદેશ માવળાઓને આપનાર તું જ કે? શિવબા! ભય એ શી ચીજ છે એતો તેં જાણી જ નથી એવું તારું આજસુધીનું જીવન છે. આજ સુધીનું તારું વર્તન નિર્ભયપણાનો નમૂનો હતું. માતા ભવાની ઉપરની તારી આસ્થા કેમ શિથિલ થઈ? જ્યાં સુધી કોન્ડાણા યવનોના કબજામાં છે ત્યાં સુધી બીજા કિલ્લાઓ ભલે તમારા કબજામાં હોય તો પણ તે શા કામનું? કોન્ડાણા તો મહારાષ્ટ્રના કિલ્લાઓનો રાજા છે. કોન્ડાણા ઉપર યવનોનો ઝંડો ફરકતો હોય તો તારી સત્તા શા કામની? શિવબા! શિવબા! બોલ, નીચું માથું ઘાલીને કેમ બેસી રહ્યો છે? કર્યા મુજબ કોન્ડાણા કિલ્લો મહાવદ ૯ સુધીમાં આપવો છે કે નહિ? તને અને તારા મરણનો ભય હોય તો તેમ બોલી દે. મરણનો ભય રાખીને મરાઠાઓ જામેલી મુસલમાની

નાંખવાનો વિચાર કરે છે કેમ ? ઉદયભાણુ બહુ બળીઓ છે, પઠાણો બહુ બળીઆ છે, આરબો બહુ બળીઆ છે તેથી કોન્ડાણાના કિલ્લા ઉપર યવનઝંડો ફરકતો રહેવા દેવો; આ તારા વિચારોથી સિસોદિયાઓ શરમાશે, યાદવો લજ્જા પામશે. તારા વડવાઓએ દિલ્હીના ચમરબંદી યોદ્ધાઓને, રથી મહારથી યવન સરદારોને, હાથમાં માથું લઈ ધર્મને નામે લડતા હજારો યવન સૈનિકોને રણમાં રગદોળ્યા છે. એવા હજારો સૈનિકોનો સંહાર કર્યો છે અને નાકને માટે પોતાના હજારો નવજુવાનોના માથાંનો ભોગ આપ્યો છે. શિવાજી ! તારા વડવાઓનો ઇતિહાસ તો લોહીથી લખાયેલો છે. એવા પઠાણ અને આરબોને અનેક પ્રસંગે તારા વડવાઓએ મેવાડની પૂણ્યભૂમિ ઉપર મારી હઠાવ્યા છે. 'સમરાંગણમાં સિસોદિયાથી કોઈ બળીઓ છે જ નહિ. આ જમાનાનું બીકણપણું તારામાં પેસી જશે એવી મને સ્વપ્ને પણ કલ્પના ન હતી. કોન્ડાણાનો કિલ્લો મહાવદ ૯ સુધીમાં મારે જોઈએ. બોલ આપવો છે કે નહિ ?' માતા જીજાબાઈનું ભાષણ સાંભળતાંજ મહારાજ સતેજ થયા અને બોલ્યા 'મા, તારો ક્રોધ હું સમજી શકું છું. યવનોના બળથી ભય ઉત્પન્ન થાય એવી રીતનું મારું જીવન ઘડાયું જ નથી. કોન્ડાણાનો કબજો લેવા માટે ભારે તાલાવેલી તેં મારામાં ઉત્પન્ન કરી છે. આવી રીતનો ક્રોધ કરનારી અને ઠપકો દેનારી, આત્મમાનની સાચી લાગણીવાળી, હિંદુત્વ માટે પુત્રને પણ હોમવા તૈયાર થનારી માતાને પેટે જન્મ્યાથી જ મારું જીવન મને ધન્ય લાગે છે. તારો ઠપકો અને તારા શબ્દો હું બરાબર સમજી ગયો છું. મા, મારી જવાબદારીઓનું મને બરાબર ભાન છે. હું એ નથી ભૂલ્યો. નવી હિંદુ સત્તા સ્થાપવા માટે ભારે સાહસો ખેડવા હું હંમેશ તૈયાર છું. બસ ! મારો નિશ્ચય થયો. મા, તારી માગણી મને કબુલ છે. મહા વદ ૯ સુધીમાં આ તારો શિવબા તને કોન્ડાણાનો કિલ્લો આપશે. મહા વદ ૯ પછી કોન્ડાણા કિલ્લા ઉપર યવનોનો વાવટો નહિ ફરકતો હોય એની તું ખાતરી રાખજે. કોન્ડાણા ઉપર એ યવન વાવટો હશે તો અમો આ દુનિયામાં નહિ હોઈએ અને અમો જો જીવતા હોઈશું તો આ વાવટો નહિ હોય. મા, હવે શાન્ત થા અને તારા અંતઃકરણના મને આશીર્વાદ આપ.' તરતજ જીજાબાઈએ સ્મિત કર્યું અને શિવબાને માથે હાથ ફેરવી બોલ્યાઃ–'બેટા, જગદંબા ભવાની તારું રક્ષણ કરશે. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખ. આપણો પક્ષ સત્યનો છે. હિંદુત્વ રક્ષણને માટે આપણે આ જંગ માંડ્યો છે. પ્રજાની પીડા દૂર કરવાનો આપણો હેતુ છે. આપણી નિષ્ઠા સાચી છે, હેતુ શુદ્ધ છે, દાનત ચોખ્ખી છે તો પ્રભુ આપણને જય નહિ આપે તો ક્યાં જશે ! આપણને જય આપ્યા સિવાય એનો છૂટકો જ નથી. તમારી લાયકાત કેળવવા માટે પ્રભુ તમારી કસોટી કરી રહ્યો છે. કોન્ડાણા સર કરો અને યવનોનો વાવટો નીચે ઉતારો.' મહારાજે માતાના આશીર્વાદ લીધા અને પછી બન્ને મા દિકરા રાયગઢ ગયા. રાયગઢ જઈને કોન્ડાણા લેવા માટે મહારાજ વિચાર કરવા લાગ્યા. મહારાજને અહીં વિચાર કરતા રાખી આપણે હવે કોન્ડાણાના વીર તરફ વળીશું.

## સ. તાનાજી માલુસરેને ત્યાં લગ્ન સમારંભ.

શ્રી રામને હનુમાન તેમ શિવાજીને તાનાજી હતો તાનાજી માલુસરેનું પિછાન અમો પાછળ આપી ગયા છીએ. મહારાજના બચપણના અનેક સાથીઓમા તાનાજી મુખ્ય હતા. પિતા સિંહાજી રાજા સાથે યવનોને નમવાની બાબતમાં મતભેદ થયાથી મહારાજ બિજાપુરથી પૂને આવ્યા અને 'હવે શું કરવું' એ સંબંધમાં માર્ગમાં વિચાર કરવા લાગ્યા. વિચારને અંતે યવનસત્તા સામે ઝુકાવવાના નિર્ણય ઉપર મહારાજ આવ્યા હતા. મહારાજના આ નિર્ણયને એમના ગોઠિયાઓએ પૂને પહોંચ્યા પછી ટેકો આપ્યો અને આ કામમાં સાથ આપવાનો નિશ્ચય કર્યો. જે સાથીઓએ મહારાજ સાથે નવી સત્તા સ્થાપવાના કામમાં સર્વસ્વનો ભોગ આપવનો નિરધાર કર્યો હતો તેમાં તાનાજી માલુસરે મુખ્ય હતા. તાનાજી એટલે શિવબાના હાથપગ, તાનાજી એટલે શિવબાની હિંમત, તાનાજી એટલે શિવબાની આશા અને ટૂંકામાં કહીયે તો તાનાજી એટલે શિવબાના પ્રાણ.

તાનાજી માલુસરે આ વખતે પોતાના ગામ ઉમરેઠામાં હતા. તાનાજીને સૂર્યાજી નામનો ભાઈ હતો અને શેલારમામા નામે એક ૮૦ વરસના બુઢ્ઢા મામા હતા. આ વખતે ઉમરેઠા ગામ આનંદમાં ડોલી રહ્યું હતું. તાનાજી પોતે પરાક્રમી વીર હતા. મહારાષ્ટ્રમાં એમની પ્રતિષ્ઠા ભારે હતી. એમના દિકરા રાયબાનું એમણે લગ્ન લીધું હતું, તેને લીધે ઉમરેઠામાં આનંદ વર્તી રહ્યો હતો. લગ્નની તિથિ મહા વદ ૯ ની નક્કી કરવામાં આવી હતી. ઉમરેઠા ગામ અને તે ગાળાના પ્રતિષ્ઠિત પુરુષો અને આગેવાન પટેલો તાનાજીને ત્યાં ભેગા થયા હતા. એમણે તાનાજીને વિનંતિ કરી કે 'તમારે ત્યાં આ મંગળ પ્રસંગ છે તો તમે આગ્રહ કરીને, મનાવીને શિવાજી મહારાજને આ ગાળામાં બોલાવો. એમનાં પુનિત પગલાં આ ગાળાને માટે શક્ય નથી તો પ્રસંગનો લાભ લેવા આપ એટલો પ્રયત્ન કરો અને આપણા ગામને પાવન કરાવો. આપના સિવાય કોઈથી આ કામ થાય એમ નથી. ગમે તેવું મહત્ત્વનું કામ હશે તો પણ મહારાજ તે પડતું મૂકીને તમારા આગ્રહને વશ થશે.' લોકોની ઉપર પ્રમાણેની માગણીથી તાનાજીના મનના વિચારોને પુષ્ટિ મળી. તાનાજી અને વૃદ્ધ શેલારમામા કંકુચોખા સાથે મહારાજને સહકુટુંબ રાયબાના લગ્નમાં પધારવા આમંત્રણ કરવા રાયગઢ જવા તૈયાર થયા. તાનાજી રાયગઢ જવા માટે નીકળ્યા તેજ વખતે શિવાજી મહારાજ તરફથી એક સવાર મારતે ઘોડે તાનાજીને બોલાવવા માટે આવ્યો. લગ્નની તૈયારીઓ ચાલી રહી હતી. રાયબાના લગ્નની એ આખા ગાળામાં ધામધૂમ માલમ પડતી હતી. આખું ગામ શણગારવામાં આગેવાનો ગૂંથાયા હતા. ઠેકઠેકાણે માંગલિક ચિહ્નો નજરે પડતાં હતાં. આવે વખતે શિવાજી મહારાજનો સવાર મારતે ઘોડે આવતો દેખી લોકો ભેગા થઈ ગયા. મહારાજનો પત્ર વાંચ્યો અને તાનાજી બોલ્યા 'પહેલું કામ શિવબાનું અને પછી લગ્ન રાયબાનું. મને મહારાજે એકદમ બોલાવ્યો છે. લશ્કરની ટુકડી સાથે જ બોલાવ્યો છે. આપણે ત્યાં લગ્ન છે તે વાત મહારાજ જાણે છે. આ લગ્ન તો એમને ત્યાં જ છે એમ એ માને એવા છે અને હું લગ્નના કામમાં ગૂંથાયો છું એ જાણે છે છતાં મને તાકીદે બોલાવ્યો છે એટલે કંઈ ગંભીર બનાવ બન્યો હોવો જોઈએ. સાધારણ સંજોગોમાં તો એ મને ન જ બોલાવે.' તાનાજીએ લશ્કર તૈયાર કર્યું અને રાયગઢ જવા નીકળ્યા. લગ્ન લગ્નને ઠેકાણે રહ્યું અને લગ્ન માટે ઉભા કરેલા મંડપમાં તાનાજીનું લશ્કર આવીને ખડું થઈ ગયું. મંગળવાદ્યો બંધ થયાં અને રણવાદ્યોના અવાજો સંભળાવા લાગ્યા. લગ્નસમારંભ યુદ્ધ સમારંભમાં ફેરવાઈ ગયો. તાનાજી પોતાના લશ્કર સાથે નીકળ્યા અને રાયગઢ જઈ પહોંચ્યા.

મહારાજ અને તાનાજી બચપણના સાથી હતા. લંગોટિયા મિત્ર હતા, એટલે એક બીજાની સાથે બરોબરિયા તરીકે સરખી છૂટ લેતા હતા. મહારાજ પોતે જગપ્રસિદ્ધ થયા હતા, બહુ મોટા માણસ બન્યા હતા. સાધારણ જાગીરદારના પુત્રની પાયરીથી સ્વપરાક્રમથી ચડતા ચડતા પોતે રાજા થયા અને તે વળી મુલ્કમશહુર પ્રભાવશાળી અને પ્રતાપવાન રાજા બન્યા હતા. લાખો માણસોના એ પાલનકર્તા અને અન્નદાતા બન્યા છતાં પોતાના જૂના સાથીઓના અને માતા જીજાબાઈના તેઓ 'શિવબા'જ રહ્યા હતા. બચપણના સાથીઓને એમણે પોતે પોતાના વર્તનથી એમ નહોતું લાગવા દીધું કે મહારાજ તો હવે શિખરે ચડ્યા અને એમની સાથે કોઈપણ જાતની સ્નેહી અને સાથી તરીકેની છૂટ ન લેવાય. મહારાજ તો પોતાના બચપણના સાથીઓ, સ્નેહીઓની સાથે પહેલાના જેટલી જ છૂટથી વર્તતા હતા અને એમને પણ સ્નેહીની છૂટ લેવા દેતા હતા. તાનાજીની સાથે, એ એમનો બચપણનો સાથી હોવાથી બહુ જ પ્રેમથી વર્તતા. મોટા થયા તેનો મહારાજને ફાંકો ન હતો. એમણે એમનું મન મોટું રાખ્યું હતું. મોટા થતાં એમણે દૃષ્ટિ અને હૃદયનો વિકાસ કર્યો હતો. તાનાજીની સાથે એમનો જૂની દોસ્તીનો સંબંધ જેમ જેમ વરસો જતાં ગયાં તેમ તેમ વધતો જ ગયો હતો. મહારાજ પોતાના અમલદારો પ્રત્યે કડક હતા. મહારાજ નિયમન અને શિસ્ત માટે બહુ સખત હતા. પોતાના સરદારો ઉપર

એમનો જબરો કરપ હતો પણ પોતાના જૂના સાથીઓ સાથે તો એ સીધા, સાદા અને સરળ દોસ્ત જ હતા. શિવબા રાજા થયો એટલે કોઈ જૂનો સાથી પોતાના એમની સાથેના અંગત વર્તનમાં ફેરફાર કરતો તો એમને એ અતડાપણું લાગતું અને સાથીનું કે સ્નેહીનું આવું અતડું વર્તન એમને ગમતું પણ ન હતું.

તાનાજીને આવતો જોઈ મહારાજ સામે ગયા અને હંમેશની માફક એને ભેટી પડ્યા. જાની દોસ્ત એક બીજાને મળ્યાથી જે આનંદ થાય છે, જે હર્ષ થાય છે તે બન્નેએ અનુભવ્યો. પછી તાનાજીએ મહારાજને પ્રેમનો ઠપકો આપીને કહ્યું કે 'મારે ત્યાં રાયબાનું લગ્ન છે અને એ લગ્નના કામમાં પણ મને જંપીને કામ કરવા ન દીધો. હું આપને સહકુટુંબ આમંત્રણ કરી લગ્ન માટે લઈ જવા આવવા નીકળ્યો હતો એટલામાં સંદેશો આવ્યો એટલે લશ્કર લઈને હાજર થયો છું. બોલો હવે શો હુકમ છે. આપ તો મહારાજા એટલે આપને અમારા જેવા સેવકની શી પડી હોય? આપ તો હંમેશ મહત્ત્વના કામમાં રોકાયેલા જ છો એ હું જાણું છું પણ આ વખતે એ કંઈ ચાલવાનું નથી. આ વખતે જો આ તાનાજીની ઝુંપડી પાવન ન કરી તો આપણે તો ઝગડો કરવાના છીએ. આ વખતે હું અપમાન નથી ખમવાનો. મારું આમંત્રણ પાછું ઠેલાશે તો આપણે તો તમારી સાથે અબોલા શરૂ કરવાના. લોકો બધા મારી કિંમત કરશે કે તાનાજી શિવાજી મહારાજનો માનીતો કહેવાય છે પણ એના દિકરાના લગ્નમાં મહારાજ ન પધાર્યા બોલો સહકુટુંબ પધારવાનાને? મારા ગરીબની ઝુંપડીમાં શક્ય તેટલી ગોઠવણ આ સેવકે કરી છે. આ સેવકને ત્યાં મીઠું ગટલો જે મળે તેનો સ્વીકાર કરવો પડશે. જો આ વખતે ગલ્લાં તલ્લાં કરશો તો આપણે કોઈ દિવસ ફરી દોસ્તીના હકમાં આગ્રહ નથી કરવાના અમે સેવક રહ્યા એટલે શું અમને માનની લાગણી નહિ હોય કેમ?' શિવાજી મહારાજ બોલ્યા 'તાનાજી! તું એકલોજ બોલ્યા કરીશ કે મને બોલવા દઈશ હું તો ફક્ત તને પત્ર લખીને કેટલીક બાબતો જણાવવાનો હતો પણ માએ મને આગ્રહ કર્યો કે તાનાજીને બોલાવ, આ વખતે એની સલાહની ખાસ જરુર છે. તારી તો સલાહ લેવાની છે એટલે મેં તને પત્ર લખ્યો. રાયબાનું લગ્ન એ શું મારે માટે આનંદનો પ્રસંગ નથી? મને વળી આમંત્રણ શેનું હોય? હું તો તારો જ છું. મારા દિકરાનું લગ્ન છે તેમાં તું વળી મને આમંત્રણ કરનાર કોણ? તાનાજી! હું ભારે મુઝવણમાં છું. મારી મુઝવણ તું જાણીશ તો તને પણ ચિંતા થશે અને તું મને ક્ષમા કરીશ.' તાનાજીએ મહારાજના મ્હોં તરફ જોયું અને એની ખાતરી થઈ કે કંઈ ભારે ચિંતા એમના હૃદયને સતાવી રહી છે. આ વાત ચાલી હતી એટલામાં જીજાબાઈ આવ્યાં. તાનાજીએ માતા જીજાબાઈના પગમાં માથું મૂક્યું. જીજાબાઈએ તાનાજીને આશીર્વાદ આપીને તેના ઓવારણાં લીધાં. પછી તાનાજીએ મહારાજને મુઝવણનું કારણ પૂછ્યું. મહારાજે કહ્યું:– 'તાનાજી તારા આમંત્રણનો હું સ્વીકાર કરું છું. તારે ત્યાં લગ્નમાં મારા સિવાય બધા આવશે. મારે માથે તો એક ભારે જોખમદારી આવી પડેલી છે. મહા વદ ૯ સુધીમાં કોન્ડાણાનો કિલ્લો કબજે કરી મારે માતા જીજાબાઈને આપવાનો છે. એ મુદતમાં એ કિલ્લો હરપ્રયત્ને કબજે કરી માતાને હવાલે કરવાની મારે પ્રતિજ્ઞા લેવી પડી છે. રાયબાને હું મારા આશીર્વાદ મોકલીશ. એ કોન્ડાણા કબજે કરવામાં ફળીભૂત થઈશ તો તરત જ તને આવીને ભેટીશ અને તારે ત્યાં રહીશ. તેં આમંત્રણ ન આપ્યું હોત તો પણ હું તો એ સંબંધી વિચાર જ કરી રહ્યો હતો. તાનાજી! કોન્ડાણાનો કિલ્લો ઉદયભાણના હાથમાંથી લેવાનું કામ બહુ કઠણ છે એ તું જાણે છે. એ કિલ્લો મહા વદ ૯ સુધીમાં જો હું ન જીતું તો મારું વચન જાય એમ છે. તાનાજી! મારી આ અડચણ સમજીને તું મને ક્ષમા કર. મનમાં જરાએ ઓછું ન આણતો. તારા તાલીમ પામેલા લશ્કરમાંથી કેટલાક ચુનંદા વીરને હું કોન્ડાણાની લડાઈમાં મારી ખાસ ટુકડીમાં મારી સાથે રાખવાનો છું. તું આનંદથી રાયબાનું લગ્ન આટોપી લેજે. જોજે મનમાં જરાએ ઓછું ન આણતો હોં. કોન્ડાણા જીતીને જીવતો આવીશ તો તને મળીશ

નહિ તો હરિ ઈચ્છા.' મહારાજના આ શબ્દો સાંભળી તાનાજી અને શેલાર મામા ભારે ચિંતામાં પડ્યા પણ તરતજ મૂછો ઉપર હાથ ફેરવી તાનાજીએ કહ્યું:-'મહારાજ હું જીવતો છું અને મારા જેવા કેટલાએ સરદારો આપની હજૂરમાં છે તો આપ કોન્ડાણાની ચિંતા શું કામ કરો છો? મારા રાયબાના લગ્નની તિથિ પણ મહા વદ ૯ ની જ છે. મહારાજ! આપ દુશ્મન સામે લડાઈમાં લડતા હો તે વખતે હું લગ્ન સમારંભમાં આનંદ ભોગવતો હોઉં એ કોઈ દિવસ બને? મહારાજ, હું આપનો સેવક, હજુ જીવતો છું. આપની પ્રતિજ્ઞા સફળ કરવાની જવાબદારી તો મારી છે. આપના કામો વિશ્વાસથી આપે આજ સુધી મને સોંપ્યાં છે અને મેં તે આપના આશીર્વાદથી યથાશક્તિ પાર ઉતાર્યાં છે. આ વખતે આપ જાતે કોન્ડાણા ઉપર જવાનું કહો છો એ તો આપ મારું હડહડતું અપમાન કરો છો. શું આપ એમ માનો છો કે આપની પ્રતિજ્ઞા અને નિશ્ચય કરતાં રાયબાના લગ્નનું મહત્ત્વ મને વધારે છે? મહારાજ! આ સેવકને આપ અન્યાય ન કરો. હજુ આપે મને બરોબર નથી પિછાન્યો. આપના કરતાં મને આ જગતમાં કોઈપણ ચીજ વધારે વહાલી નથી. ઘરબાર, બાળબચ્ચાં, વતનવાડી વગેરે સર્વે ચીજોને હું આપને માટે લાત મારવા તૈયાર છું, એટલુંજ નહિ પણ મને મોક્ષ મળતો હોય તો તે પણ હું આપની સેવા માટે જતો કરું. રાયબાનું લગ્ન પછી થશે. પહેલો કોન્ડાણાનો નિકાલ પછી રાયબાનું લગ્ન. કોન્ડાણા આપને ચરણે મૂકી વચનમાં બંધાયેલો આપનો હાથ છૂટો કરું પછી રાયબાનો હસ્તમેળાપ કરાવીશ.' શિવાજી મહારાજે તાનાજીને બોલતા અટકાવીને કહ્યું:—'તાનાજી! નહિ. તું ઉતાવળો ના થતો. તું લગ્ન સમારંભ આટોપી લે. હું કોન્ડાણાનો કિલ્લો કબજે કરવા જાઉં છું. મારી હાજરીની ખોટ તને ભારે સાલસે એ હું જાણું છું પણ ભાઈ મારો ઈલાજ નથી. તું બીજી ત્રીજી વાત જવા દે અને કોન્ડાણાને સર કરવાના સંબંધમાં કંઈ ખાસ સૂચનાઓ તારે મને કરવાની હોય તે બોલ. લગ્ન મોકૂફ ન રખાય. તારે મારું માનવું જ પડશે. તારી હઠ નહિ ચાલે.' તાનાજી:— મહારાજ! આજ સુધી જિંદગીમાં આપના હુકમો મુંગે મોંઢે ઉઠાવતો આવ્યો છું પણ સ્નેહી તરીકેનો મારો હક્ક બજાવી આજે તો હું આપનું નથી જ માનવાનો. આજે તો આપને મારું જ માનવું પડશે. હું આપનું મન મનાવીશ. નહિ માનો તો હું હઠ કરીશ અને મારે રસ્તે આપને ઘસડી જઈશ. આજે આ બાબતમાં હું મારું ધાર્યું કરવાનો છું.' શિવાજી મહારાજ:—'તાનાજી! જીદ મૂકી દે. કેટલીક વખતે તું ભારે જીદ્દી બની જાય છે. રાયબાનું લગ્ન મોકૂફ નહિ રહે. મારો વિચાર તું નહિ ફેરવી શકે. રાયબા ઉપર તારા જેટલો મારો પણ હક્ક છે. એનું લગ્ન નક્કી કરવાનું કે મોકુફ રાખવાનું કામ મારું છે. એનું લગ્ન મહા વદ ૯ ને રોજ નક્કી થયું છે તે મુલ્તવી નથી રાખવાનું, સમજ્યો તાનાજી. હવે આ વાતની જીદ નહિ કરતો.' તાનાજીએ કહ્યું:—મહારાજ! આપ આપના વાક્ચાતુર્યથી અમારે મોંઢે ડૂચો મારો છો પણ આજે તો કોટિ ઉપાયે પણ માનવાનો જ નથી. હું આપને કોન્ડાણા ઉપર નથી જવા દેવાનો એ વાત નિશ્ચિત માનવી. રાયબા તમારો છે. તમે એને મારા કરતાં વધારે લાડ લડાવ્યાં છે. એનું લગ્ન નોમને રોજ કરવાનો જ આપનો આગ્રહ હોય તો આપ ઉમરાંઠે જાઓ અને લગ્ન સમારંભ આટોપી લો. હું એ તિથિએ કોન્ડાણા કબજે કરીને આપના ચરણ પાસે આવી પહોંચીશ. આજે તો મેં આપને કોન્ડાણે નહિ જવા દેવાનો નિશ્ચય જ કર્યો છે. તાનાજી માલુસરે જેવો દોસ્ત, સાથી, સ્નેહી, મિત્ર શિવાજી મહારાજનો હતો છતાં કોન્ડાણા લેવા માટે મહારાજને જાતે જવું પડ્યું, કારણ તાનાજી એના દિકરાના લગ્નસમારંભમાં રોકાયો હતો, એ બીના તવારીખ વાંચનારાઓ વાંચશે તો મારી સ્વામીભક્તિ, મિત્રપ્રેમ માટે કેવો હલકો અભિપ્રાય બાંધશે? મહારાજ! આપનો રાયબાના લગ્ન માટે ખાસ આગ્રહ હોયતો આપ મુખત્યાર છો. આપ મારા વગર લગ્ન આટોપી લો. હું તો કોન્ડાણા કબજે કરવા જઈશ. મારો નિશ્ચય થઈ ચૂક્યો, હવે એ ફરવાનો નથી. આપના આશીર્વાદથી હું એ ઉદયભાણનો જોતજોતામાં નાશ કરીશ. આપ જરા પણ ચિંતા ન રાખો. એના શા ભાર છે. મહા વદ ૯ સુધીમાં કોન્ડાણા આપણો છે એમ નક્કી માનજો. મહા વદ ૧૦ ને રોજ કોન્ડાણા ઉપર

મુગલ વાવટો નહિ હોય. શિવાજી મહારાજનું નિશાન કોન્ડાણા ઉપર ફરકશે એની આપ ખાતરી રાખો. રાજકીય દૃષ્ટિએ પણ આપને કોન્ડાણા ઉપર જવા દેવા એ મુત્સદ્દીપણાની ખામી ગણાય. બધી બાજુએથી વિચાર કરીને મેં કોન્ડાણા ઉપર ચડાઈ કરવાનો નિશ્ચય કર્યો છે. હવે મને મારા નિશ્ચયથી કોઈ પણ માણસ ડગાવી શકે એમ નથી. હું આખર સુધી અડગ રહીશ. મહારાજ, મને રજા આપો હું એ ઉદયભાણને મહારાષ્ટ્રની સમશેરનો સ્વાદ ચખાડું. કોન્ડાણા સબંધી જે કંઈ સુચનાઓ કરવી હોય તે કરો. આ તમારો જૂનો સાથી, બચપણનો દોસ્ત આપની પાસે આજીજીથી આટલી માગણી કરે છે. મહારાજ મારી ઇચ્છાને માન આપો. મને આશીર્વાદ આપો. હું આપને પગે પડીને વિનવું છું.' એમ બોલી તાનાજી મહારાજને પગે પડવા જાય છે એટલામાં મહારાજે એને પકડી લીધો અને તેને ભેટી પડ્યા. બન્ને સ્નેહીઓએ એક બીજા સામે ટગર ટગર જોયાં કર્યું. મહારાજ બોલ્યાઃ—' તાનાજી કોઈ કોઈ દિવસ નહિ અને આજે તું આટલો બધો જીદ્દી કેમ બન્યો છું? તાનાજી! વહાલા તાનાજી! આટલો બધો જક્કી ન બન. સમજી જા. તારી જીદ મૂકી દે. કોન્ડાણા ઉપર ચડાઈ એ કંઈ નાની સુની વાત નથી. એ તો શિરના સટ્ટા છે. હું જાતે જ જઈશ અને જગદંબાની કૃપાથી જય મેળવીશ. બળતી આગમાં હું તને નાંખું તેના કરતાં હું જ પડું એ વધારે સારૂં છે. તાનાજી, મારાથી તને કેમ જવા દેવાય. તું લગ્નવિધિ આટોપી લે. ન કરે નારાયણ અને જો પરિણામ વિપરીત આવે અને જો હું રણમાં પડું તો તું બાકીનું કામ પુરું કરી લેજે. તારા ઉપર પૂરેપુરો વિશ્વાસ છે. આપણા બેમાંથી એક તો પાછળ રહેવું જ જોઇએ, નહિ તો હું તને મારી સાથે રાખત. કમનસીબે જો બાજી બદલાય અને અપજશ આવે તો હિંમતથી, ધીરજથી હિંદવી સ્વરાજ્યની સત્તાનો વિકાસ કરી તેને વધારે મજબૂત કરવા માટે તારી જરુર છે. આપણે બન્ને જઈએ એ ઠીક નહિ.' મારી ખાતર, દેશની ખાતર, ધર્મની ખાતર, તું મારું માન. પ્રભુની એવી ઇચ્છા હશે ને હું જો રણમાં પડું તો હિંદુ ધર્મનો છલ કરનાર મુસલમાની સત્તાને તું જીવતો હોઈશ ત્યાં સુધી સુખેથી સુવા દઈશ નહિ એની મને ખાતરી છે. તારી શક્તિ એવી છે, તારું ધર્માભિમાન એવું છે. તાનાજી મારી પાછળ તારી જરુર છે માટે તારે પાછળ રહેવું જ પડશે. બધું તને કહ્યું છે. તારી ઇચ્છા હોય કે ન હોય, મારે તને નારાજ કરવો પડશે. કોન્ડાણા ઉપર હું જઈશ.' મહારાજને બોલતા અટકાવીને તાનાજી બોલ્યોઃ—'આપ એ વાત તો કરતા જ નહિ. આપને હું કોન્ડાણા ઉપર નહિ જવા દઉં, કોટિ કાળે નહિ જવા દઉં. મહારાજ! આપ જાઓ અને વિપરીત પરિણામ આવે તો એ મને શરમભરેલું છે. મારા જેવા તાનાજી મહારાષ્ટ્રે સેંકડો મેળવ્યા છે અને હજી મળશે, પણ શિવાજી રાજા તો મહારાષ્ટ્રને એક જ મળ્યો છે. મારા જેવા સેંકડોનો નાશ થશે તો પણ હિંદુત્વ રક્ષણ માટે સ્થાપવામાં આવતી સત્તાનું કામ અટકશે નહિ અને ઢીલું પણ પડશે નહિ, પણ આપનો વાળ વાંકો થતાં જ આજ સુધીનું કરેલું બધું ધૂળ મળી જશે. મહારાજ! હિંદુત્વનું રક્ષણ કરવા માટે, હિંદુ ધર્મ ઉપરના અત્યાચારો અટકાવવા માટે, હિંદુઓની ઇજ્જત સાચવવા માટે આપને હું નહિ જવા દઉં. હું જાતે જઈશ હવે આ બાબતમાં હું તમને નહિ બોલવા દઉં. બસ! મારી હઠ છે. મારી જીદ છે. હું તે પાર ઉતારીશ. હું તે અમલમાં મૂકીશ. હું મારા નિશ્ચય પ્રમાણે વર્તીશ. કોન્ડાણા જીતવા માટે હું મારા લશ્કર સાથે જઈશ. આકાશ પાતાળ એક થાય, સૂર્ય પૂર્વનો પશ્ચિમમાં ઉગે તો પણ હું મહારાજને કોન્ડાણા ઉપર લશ્કર લઈને નહિ જવા દઉં. કૃપા કરી મને રાજી ખુશીથી રજા આપો. મહારાજના આશીર્વાદથી મને ઉત્તેજન મળશે.' બન્ને સ્નેહીઓ વચ્ચે આ સંબંધમાં ખૂબ ખેંચતાણ થઈ. તાનાજીના નિશ્ચય આગળ મહારાજનું સમજાવવું નિર્થક નીવડ્યું. બધા પ્રયત્નોમાં મહારાજ નિષ્ફળ નીવડ્યા એટલે એમણે તાનાજીને રજા આપવાનો વિચાર કર્યો. બહુ દુખી હૃદયે મહારાજે તાનાજીને કોન્ડાણા ઉપર ચડાઈ કરવાની રજા આપી. તાનાજી રાજી રાજી થઈ ગયો. શેલાર મામા પણ ખુશી થયા. માતા જીજાબાઈએ તાનાજીને અંતઃકરણના આશીર્વાદ આપ્યા. તાનાજી પોતાના લશ્કર સાથે રાયગઢ આવ્યો હતો. જીજાબાઈએ તેના

લશ્કરના અમલદારો અને સૈનિકોને તેમના દરજ્જા મુજબ સરપાવ આપ્યો. બધા માણુસો રાજી થયાં. મહારાજથી છૂટા પડતી વખતે તાનાજીએ કહ્યું 'મહારાજ! આપ નિશ્ચિંત રહો. આ સેવક આપનો બોલ નીચે નહિ પડવા દે. મહા વદ ૯.ને રોજ કોન્ડાણા કિલ્લા ઉપર આપનું નિશાન ફરકાવવામાં આવશે તેની ખાતરી રાખો. આપનો સેવક એ કામ આટોપીને આનંદથી આપને મળવા આવશે. આપને મળ્યા પછી આપણે રાયબાનું લગ્ન આટોપીશું. મહારાજ! આપની સેવામાં જ જો હું મૃત્યુ પામું તો રાયબાનું લગ્ન આપ કરશો જ એમાં મારે કહેવાનું ન હોય. આપની સેવામાં, હિંદુ ધર્મની સેવામાં, આપના આ સેવકનો સદ્ઉપયોગ થયો એમ માની આપ સંતોષ માનશો.' બન્ને સાથીઓ એક બીજાને પ્રેમથી ભેટ્યા. કોન્ડાણાની ચડાઈની, વ્યૂહરચના સંબંધી બન્નેએ વાતચીત કરી કાર્યક્રમ ગોઠવ્યો. પોતાનું કામ આટોપી કોન્ડાણાની ચડાઈમાં પોતાની સાથે પોતાના ભાઈ સૂર્યાજીને લેવાનું નક્કી કરી એને ઘટતી સૂચનાઓ આપી. માતા જીજાબાઈના આશીર્વાદ લઈ તાનાજી લશ્કર સાથે નક્કી કરેલે દિવસે શેલારમામાને સાથે લઈ કોન્ડાણા કિલ્લા તરફ જવા નીકળ્યો.

કોન્ડાણાનો કિલ્લો જેવો મહત્ત્વનો હતો તેવો તે મજબૂત હતો અને એ કિલ્લા ઉપર ભારે બંદોબસ્ત અને સખત પહેરો રાખ્યો હતો. કોન્ડાણાનું મહત્ત્વ અને મહારાષ્ટ્ર કબજે રાખવાને માટે તેની ઉપયોગિતા મુગલો બરાબર સમજી ગયા હતા અને તેથી જ ભારેમાં ભારે લશ્કર એમણે કોન્ડાણામાં રાખ્યું હતું. કિલ્લામાં છૂપી રીતે પ્રવેશ કરી અંદર પેસી તુમુલ યુદ્ધ કરી જિંદગીના સાહસ ખેડીને પણ કોન્ડાણા કબજે કરવાનો તાનાજીનો નિશ્ચય હતો. કોન્ડાણા કિલ્લાની નબળાઈ ક્યાં છે તે ખોળી કાઢી તેનો લાભ લઈ ઓછે ભોગે અંદર પ્રવેશ કરવાની તજવીજ તાનાજી કરી રહ્યા હતા, પણ માણસોનો ઓછામાં ઓછો ભોગ આપીને છૂપી રીતે ચડવું હોય તો ક્યાં થઈને જવાય એમ છે તે કોઈ બતાવતું ન હતું. એ ખબર મળ્યા સિવાય ધાર્યું કામ ધારી મુદતમાં થાય એમ ન હતું એટલે તાનાજીએ એ ખબરો મેળવવા માટે ભારે પ્રયાસો શરૂ કર્યા. ભગીરથ પ્રયત્નો પછી એમને ખબર મળી કે કોન્ડાણા કિલ્લાની તળેટીમાં એક ગામ છે, ત્યાંનો પટેલ બહુ બાહોશ છે અને તે આ કિલ્લાની બધી સ્થિતિ જાણે છે. એને શી રીતે મળવું તેનો વિચાર તાનાજીએ કર્યો. તાનાજી એ પટેલને મળવા જાય તો બધાને વહેમ જાય એમ હતું. મુગલોના કોઈ માણસની જાણમાં આવી જાય કે શિવાજી રાજાના માણસો સાથે આ પટેલ સંબંધ રાખે છે તો તે પટેલની ખાનાખરાબી થવાની અને કામ પણ થતું હોય તો એ બગડવાનું, માટે બાજી ન બગડે એવી રીતે છૂપી રીતે છૂપે વેશે એ પટેલને ત્યાં જવાનું સાહસ ખેડવાનો તાનાજીએ નિશ્ચય કર્યો.

એ પટેલને ત્યાં એની છોકરીનું લગ્ન હતું. પટેલ જાતે કોળી હતો. લગ્ન પ્રસંગને લીધે પટેલને ત્યાં પરોણાઓની જબરી ધમાલ ચાલી રહી હતી. ગાનતાનના જલસાઓ પણ ચાલી રહ્યા હતા. મહારાષ્ટ્રમાં એવી પદ્ધતિ છે કે લગ્ન પ્રસંગે કુલદેવીની આરાધના માટે, પોતાના કુલની દેવીને સંતોષવા માટે, દેવીના ભજનીકોને બોલાવી એમની પાસે માતાના ગીતો ગવડાવીને માતાને નામે જલસો કરે છે. લગ્ન નિર્વિઘ્ને પતી ગયા પછી માતાને નામે આ જલસો કરવામાં આવે છે. તેને '**गोंधळ**' કહે છે. આ ગોંધળી લોકોનો આજ ધંધો હોય છે. ગોંધળીઓ ઐતિહાસિક ગીતો જેને મરાઠીમાં '**पोवाडो**' કહે છે એ બોલવામાં અને રચવામાં બહુ હોશિયાર હોય છે. આ પટેલની છોકરીનું લગ્ન પતી ગયું હતું અને એને ત્યાં ગોંધળ ચાલુ હતો. પટેલ સારી સ્થિતિનો, ખાધેપીધે સુખી અને ન્યાતમાં આબરૂદાર ગણાતો એટલે એને ત્યાં ઘણા સારા સારા ગોંધળીઓ ભેગા થયા હતા. તાનાજીએ પોતાનો વેશ બદલ્યો અને પોતે ગોંધળી બન્યો. આ વેશમાં તાનાજી પટેલને ઘેર ગયો. રાત્રે ગોંધળીઓના પોવાડા શરૂ થયા. થોડા પોવાડા ગવાયા, પછી ધીમે ધીમે લોકોને ઉંઘ આવવાથી લોકોએ જવા માંડ્યું. ઘરનો માલીક અને બીજા કેટલાક પ્રતિષ્ઠિત અને સભ્ય મેમાનો જલસામાં બેઠા હતા. આ નવા ગોંધળીને

પોવાડો બોલવા કહ્યું ત્યારે આ વેશધારી ગોંધળી તાનાજીએ એક પોવાડો શરૂ કર્યો. આ પોવાડામાં શિવાજી મહારાજની મહત્તા વર્ણવામાં આવી હતી. મહારાજ અવતારી પુરુષ છે અને હિંદુઓના ઉદ્ધાર માટે એ જન્મ્યા છે. વગેરે બાબતોથી આ પોવાડો ભરપુર હતો. આ પોવાડાથી તાનાજીએ હાજર રહેલા કોળી લોકોમાં જુસ્સો આણ્યો. પટેલ સમજી ગયો કે આ ગોંધળી કોઈ વેશધારી છે અને તે શિવાજી રાજાનો કોઈ ખાસ માણસ હોવો જોઇએ. પટેલ તાનાજીને ખાનગીમાં લઈ ગયો અને બન્ને વચ્ચે દિલસફાઈની વાતો થઈ. પટેલનો વહેમ સાચો કર્યો. તાનાજીએ પટેલને માંડીને વાત કહી. હિંદુત્વ અને હિંદુધર્મની કેવી દુર્દશા મુસલમાનોએ કરી છે તેનો સાચો ચિતાર તાનાજીએ પટેલની નજર આગળ ખડો કર્યો અને હિંદુઓની દુર્દશા કરનાર મુસલમાની સત્તાને પ્રજાના સુખ માટે જડમૂળથી ઉખેડી નાંખવા માટે શિવાજી મહારાજનો અવતાર થયો છે એ વાતો સમજાવી. શિવાજી મહારાજની યોજના, એમનો ત્યાગ, એમની મહત્તા વગેરેની સમજણ પાડી પટેલનું હૈયું પોચું પોચું કરી નાંખ્યું. પટેલે આખરે તાનાજીના ખોળામાં માથું મૂક્યું અને કહ્યું કે ' શિવાજી રાજાનો આજથી હું પણ સેવક થયો એમ સમજજો. મારું શરીર મુગલોની ચાકરીમાં છે પણ મારું હૈયું તો શિવાજી મહારાજને ચરણે છે. ' તાનાજીની એ પટેલે તારીફ કરી અને એની સેવાવૃત્તિ માટે ભારે વખાણ કર્યાં. કોન્ડાણા કિલ્લો મહારાજ ગમે તે ભોગે અમુક દિવસમાં સર કરવા માગે છે વગેરે જેટલી જણાવવા જેવી વાતો હતી તે કહી અને પટેલની મદદ માગી. ગુપ્ત રીતે કિલ્લામાં પ્રવેશ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે તો કિલ્લાની કઈ બાજુએથી ચડવાનું સહેલું થઈ પડશે એ બાતમી તાનાજીએ પટેલ પાસે માગી. કિલ્લાની નબળી બાજુ બતાવવા તાનાજીએ પટેલને આગ્રહ કર્યો. પટેલે તાનાજીનો શબ્દ પાછો ન ઠેલ્યો અને કિલ્લા સંબંધી માહિતી આપી. કિલ્લાની જમણી બાજુના અમુક ભાગને ડોણાગીરીની ખીણ કહેવામાં આવે છે ત્યાં આગળ થઈને ચડવાનો પ્રયત્ન કરવામાં આવે તો ફળીભૂત થવાનો સંભવ છે એમ પટેલે જણાવ્યું. તાનાજીને જોઈતી ખબર મળી એટલે એનાં પગમાં જોર આવ્યું. કોળી પટેલનો ઉપકાર માન્યો અને જો કિલ્લો હાથ આવશે તો તારી સેવાની કદર અચૂક થશે એમ બોલી તાનાજી પટેલને રાજી કરી પોતાના લશ્કરમાં આવી પહોંચ્યો.

તાનાજીએ જોઈતી બધી માહિતી મેળવી હતી. સર્વ સામગ્રી તૈયાર કરી પોતાના હાથ નીચેના અમલદારોને સૂચનાઓ આપી દીધી પોતાના સૈનિકોની ટુકડી પાડી દરેક ટુકડી પોતાના વિશ્વાસુ માણસોને સોંપી પોતાના ભાઈ સૂર્યાજીને લશ્કરની એક ટુકડી સોંપી લડતની બધી સૂચનાઓ આપી. વૃદ્ધ શેલારમામાને સાથે લેવા પડ્યા. ડોસાએ જીદ પકડી કે અણીને પ્રસંગે વૃદ્ધ અવસ્થાના બહાના નીચે હું સંતાઈ નહિ બેસું. ' મારી ઉંમર વૃદ્ધ હોય તો મારો અનુભવ સમરાંગણમાં કામ આવશે માટે મારી ખાસ જરુર છે. ઉંમર વધી છતાં મારી હિંમત હજુ ઘટી નથી. સમરાંગણમાં હું હજુ પણ જુવાન છું. સમરભૂમિ ઉપર કોઈપણ જુવાન કરતા શત્રુની કતલ હું વધારે કરી શકીશ. હિંદુત્વની સેવામાં મેં પણ કેટલાંક વરસો કાઢ્યાં છે. હવે ખાટલે પડીને મરવા કરતાં રણમાં પડીને સ્વર્ગે જવું એજ શ્રેયસ્કર છે. મારા ભાણાઓ શત્રુ સાથે સમરાંગણમા સમર ખેલી રહ્યા હોય તે વખતે હું ઘરમાં બેસી રહું એ મને કેમ ગમે. ' શેલારમામાના અતિ આગ્રહથી તેમને પણ સાથે લીધા.

## ૮. મહા વદ ૯ નો દિવસ.

તાનાજીએ ઉતાવળ કરી. રાતનો દિવસ અને દિવસની રાત કરીને કામ લીધું છતાં એ જલદીથી આ કામ ન આટોપી શક્યો. મહા વદ ૯ નો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે સાંજે તાનાજી પોતાની ટુકડી સાથે કોન્ડાણા નજીકની ઝાડીમાં આવીને સંતાઈ બેઠો. જુદી જુદી ટુકડીઓ, પોત પોતાનાં કામે રવાના કરી. કયે વખતે શું કરવું તેની સૂચનાઓ જવાબદાર અમલદારોને આપી દીધી. તાનાજીની આ ટુકડીમાં ચુંટી કાઢેલા, કસાયેલા અને અનુભવી યોદ્ધાઓ હતા. એમની નસે નસમાં હિંદુત્વનો જુસ્સો

દેખા દઈ રહ્યો હતો. મહારાજનો પડતો બોલ ઝીલવા માટે એમાંનો એકે એક સિપાહી પોતાના પ્રાણ પાથરવા તૈયાર થાય એવો હતો. સૂર્યાજી માલુસરેને પોતાની ટુકડી સાથે કલ્યાણ દરવાજા આગળ આવી તૈયાર રહેવાની સૂચનાઓ અપાઈ હતી. દરવાજો ખુલી જાય એટલે તરત જ અંદર ધસી જવાની ગોઠવણ કરવામાં આવી હતી. ડોણાગીરી ખીણ નજીકની ઝાડીમાં તાનાજી અને શેલારમામા પોતાની ટુકડીઓ સાથે બીજી ટુકડીઓની વાટ જોઈને ઉભા હતા એટલામાં ધારેલી ટુકડી આવી પહોંચી. એક બીજા સાથે મળ્યા એટલે સહેજ ઘોંઘાટ થયો. તાનાજીએ તરત હુકમ ફરમાવ્યો કે આજની લડાઈ કંઈ જુદા જ પ્રકારની છે. મ્હોંમાંથી સહેજ પણ અવાજ થશે તો આખી બાજી ઉંધી વળી જશે. આજે મૌન સેવીને જીત મેળવવાની છે. મૌન તોડશે તે દુશ્મનનું કામ કરશે. કોઈએ વાતચીત કરવી નહિ. તાનાજીએ જગદંબાની પ્રાર્થના કરી, બધા તરફ નજર ફેરવી અને ધીમે અવાજે કહ્યું 'બધા તૈયાર થઈ જાઓ. મારી પાછળ પાછળ તમારે કિલ્લા ઉપર ચડવાનું છે. એક માણસ ઠેઠ કિલ્લા ઉપર ચડી જાય ત્યારે જ બીજાએ દોર ઝાલવો, નહિં તો દોર વજનથી વચમાંથી તૂટી જશે અને બાજી બગડી જશે.' આ ટુકડીમાંથી ૫૦ માણસો ઉપર ચડવા માટે તાનાજીએ ચૂંટી કાઢ્યાં અને બીજાઓને બીજું કામ સોંપી દીધું. યુદ્ધ શરૂ થાય એટલે કલ્યાણ દરવાજેથી અંદર દાખલ થવા માટે કેટલાકને સૂચનાઓ આપી. નક્કી કરેલા ૫૦ માણસો સાથે તાનાજી ખીણમાં ગયો.

જૂના વખતમાં કિલ્લામાં છૂપી રીતે ભરાઈ છાપો મારવાની જ્યારે કોઈ તૈયારી કરતો ત્યારે એ કિલ્લામાં ગમે તે પ્રયત્ને છૂપી રીતે પ્રવેશ કરવાની જોગવાઈ એને કરવી પડતી. છૂપી રીતે કિલ્લા ઉપર ચડી જવાના કામમાં પાટલાઘોનો ઉપયોગ કરવામાં આવતો. તાનાજી પાસે એક જબરી પાટલાઘો હતી. એ પાટલાઘોની મદદ વડે તાનાજીએ ઘણી વખતે ઘણા કિલ્લાઓ કબજે કર્યા હતા આ પાટલાઘોની મદદથી તાનાજીએ ઘણી વખતે યશ મેળવ્યો હતો. આ પાટલાઘોનું નામ તાનાજીએ 'યશવંતી' પાડ્યું હતું. આ યશવંતીને તાનાજી એક સુંદર દાબડામાં પોતાની સાથે જ રાખતો. આજ સુધી જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે આ યશવંતીએ તાનાજીને યશ આપ્યો હતો. આજે આ કોન્ડાણા ગઢ ચડવા માટે એણે યશવંતીને દાબડામાંથી બહાર કાઢી તેના ઉપર સિંદુર છાંટ્યું અને પ્રેમથી હાથ ફેરવ્યો. તાનાજીએ એને માટે મોતીની એક જાળી તૈયાર કરાવી હતી તે જાળી એને પહેરાવી અને કહ્યું. 'યશવંતી, આજ સુધી તેં મને યશ આપ્યો છે, મારી ઈજ્જત રાખી છે. હિંદુત્વ રક્ષણના કામમાં તેં મદદ કરી છે. બેટા યશવંતી! આજે પણ નિમકહલાલાથી તું કામ કરજે' એમ કહી એની કમરે દોર બાંધ્યો અને તેને કિલ્લાનીપર ચડાવી. યશવંતી થોડે દૂર ગઈ અને પાછી ફરી. યશવંતીને પાછી આવતી જોઈ વૃદ્ધ શેલારમામા એકદમ ચમક્યા અને બોલ્યા 'તાનાજી! આજે આ અપશુકન થાય છે. યશવંતી યશ વગર પાછી આવી. કોઈ દિવસ નહિ બનેલો બનાવ બન્યો. જાણે યશવંતી માઠા પરિણામની આગાહી આપવા માટે પાછી આવી હોય એમ મને તો લાગે છે. તારી મરજી હોય તો આજનો કાર્યક્રમ કાલ ઉપર મોકૂફ રાખીએ.' તાનાજી સહેજ હસ્યો અને કહ્યું 'મહા વદ ૧૦ ને રોજ કોન્ડાણા કિલ્લા ઉપર મહારાજનો વાવટો ફરકવો જ જોઈએ. આવતી કાલે મુગલ વાવટો કોન્ડાણા ઉપર ઉડતો હોય તો મહારાજની પત જાય, વચન જાય. મામા, આ તો પ્રભુ કસોટી કરે છે. મારી સ્વામીભક્તિ પ્રભુ તાવી જુવે છે. હું યુદ્ધમાં ખપી જાઉં તોએ શું? મહારાજની સેવામાં ખપી જઈશ તો સ્વર્ગે જઈશ. શિવાજીનો સાથી દુશ્મન સામે આવ્યા પછી વળી મરણથી ડરતો હશે? મહારાજના સેવક મૃત્યુથી ભાગતા હશે? મામા, મરણે કોને છોડ્યા છે? એનો ખેદ શો. વિભુએ નક્કી કરેલે વખતે કાળ આવીને ઝડપી જવાનો જ. યશવંતી પાછી આવી તે મને ચેતવણી આપવા પણ આવી હોય કે મારો અંત સમીપ છે માટે મારાથી બનતા સઘળા પ્રયત્નો કરી મારે મારું મરણ વીરોની યાદીમાં નોંધાવવા તૈયાર થવું. ગઢ ઉપર હલ્લો કરવાની

વાત મોકૂફ તો રખાય જ નહિ.' એમ બોલી યશવંતી તરફ બહુ ગુસ્સાથી તાનાજીએ જોયું અને કહ્યું 'યશવંતી આજે તેં મને અપશુકન કર્યા છે. મારા અંતની આગાહી આપવા તું આવી છું કેમ? તું જા, તને પાછી છોડું છું મને પ્રાણુની પરવા નથી, તું તારી ફરજ બજાવ. હું મારી ફરજ બજાવીશ. જા યશવંતી, જા, ઉપર જા. તેં અનેક જીતો મેળવી છે તેમાં આ એક વધારો કર.' એમ બોલી યશવંતીને ઉપર છોડી. યશવંતી સરસર કરતી ઉપર ગઈ અને પત્થરને ચોંટીને બેઠી. તાનાજીએ દોરને આંચકો માર્યો અને યશવંતી બરોબર ચોંટી છે કે નહિ તેની ખાતરી કરી. શેલારમામા ઉપર ચડવા માટે તૈયાર થયા તેમને દૂર કરીને તાનાજીએ કહ્યું 'મને પ્રથમ જવાદો. મારી ત્યાં પહેલી જરુર છે. એક માણસ ઉપર પહોંચ્યા પછી બીજો ચડે એ રીતે તમે એક પછી એક બીજાને એમ બધાને ઉપર મોકલીને ઉપર આવો. ઉપર આવવાની ઉતાવળ કરીને એક માણસ ઉપર પહોચતા પહેલા બીજો ચડવાની શરૂઆત કરશે તો અધવચમાં દોર તૂટી જશે.' તાનાજીએ પોતાની તલવાર દાંતમાં પકડી અને ઉપર ચડવા માંડ્યું. જોતજોતામાં તાનાજી ઉપર ચડી ગયો રાતા અંધારી હતી. પણ બહુ બિહામણી લાગતી હતી. સર્વત્ર અરણ્યની શાન્તિ પથરાઈ હતી. બીલકુલ અવાજ કર્યા સિવાય એક પછી એક પચાસે મરાઠાઓ ઉપર ચડી ગયા. તાનાજી ઉપર ઉભો જ હતો. જે મરાઠાઓ ઉપર આવે તેને તેના શસ્ત્ર સાથે તાનાજી જમીન ઉપર સુવાડી દેતો. કિલ્લાના ઝુંઝાર બુરજ ઉપર મોટી તોપ હતી તે કબજે કરવાનું અને કલ્યાણ દરવાજો ખોલવાનું એમ બે કામ પ્રથમ કરવાનાં નક્કી કર્યાં હતાં. અવાજ કર્યા સિવાય પહેરા ઉપરના સિપાહી અને રસ્તામાં જે કોઈ મળે તેને કાપી નાંખવાની સૂચના તાનાજીએ બધાને આપી જ મૂકી હતી. ઝુંઝાર બુરજ આગળ જઈ તોપ કબજે કરવાની અને છૂપી રીતે કલ્યાણ દરવાજે જઈ પહેરા ઉપરના સિપાહીઓને સાફ કરી દરવાજો ખોલવા સંબંધી સૂચનાઓ અપાઈ ગઈ હતી અને તે માટે માણસો પણ નક્કી કરવામાં આવ્યા હતા, એટલે બધા ઉપર ચડ્યા પછી નક્કી કરેલા કામ માટે સૌ ચાલ્યા ગયા. ઝુંઝાર બુરજ ઉપર પઠાણોનો પહેરો હતો. ત્યાં જઇ મરાઠાએ સુતેલા પહેરાવાળાઓને કાપી નાંખ્યા. જે જાગતા હતા તેમને પણ અચાનક જઈ કાપી નાંખ્યા પહેરાવાળાઓને કાપી મરાઠાઓ અંદર પેઠા અને ઝુંઝાર બુરજ ઉપરની મોટી તોપમાં એક જબરી મેખ મારી. આ કામ આટોપી આ ટોળી કલ્યાણ દરવાજા તરફ ગયેલા માણસોની કુમકે ગઈ. મરાઠાઓએ કલ્યાણ દરવાજા ઉપરના પહેરાવાળાઓને કતલ કર્યા અને કલ્યાણ દરવાજો મરાઠાઓ ખોલવા લાગ્યા. તાનાજીના હુકમ મુજબ મરાઠાઓએ મૌન સેવ્યું હતું પણ આટલી બધી કતલ થયા પછી વાત છૂપી રહે એ શક્ય ન હતું. વાત ફેલાઈ કે મરાઠાઓ ગઢમાં ઘુસ્યા છે. ઉદયભાણને ખબર કરવામાં આવી કે મરાઠાઓ કિલ્લામાં ભરાયા છે અને એમણે તોફાન શરૂ કરી દીધું છે. ઉદયભાણ નીશાથી ચકચુર થઈને જનાનખાનાનું સુખ અને વૈભવ-વિલાસ ભોગવી રહ્યો હતો. મરાઠાઓના તોફાનની ખબર મળી એટલે એણે જણાવ્યું કે એમના ઉપર આપણો ચંદ્રાવલી હાથી છોડી મૂકો અને સીદી હિલાલને તૈયાર થવાની ખબર આપો. ચંદ્રાવલીથીજ કામ પતી જશે અને જો એનાથી નહિ પતે તો સીદી હિલાલને બોલાવજો એટલે મરાઠાઓ ઉભી પુંછડીએ નાસી જશે. મારે જાતે આવવાની જરાએ જરુર હું જોતો નથી.' આ ગાંડા હાથીને મરાઠાઓ સામે છોડી દેવામાં આવ્યો. ગાંડો હાથી સુંઢ વીંઝતો વીંઝતો મરાઠાઓ ઉપર ચાલી આવ્યો. તાનાજી બહુ ચાલાકીથી એની સુંઢમાંથી બચી ગયો અને હિંમતથી એની પીઠ ઉપર ચડ્યો અને તલવારવડે હાથીની સુંઢ કાપી નાંખી અને હાથીને મારી નાંખ્યો. હાથી પડ્યો એટલે હાહાકાર થયો. હાથી પડવાના સમાચાર ઉદયભાણને પહોંચાડવામાં આવ્યા એટલે એ તૈયાર થયો. એને ખબર મળી કે મરાઠાઓએ કલ્યાણ દરવાજો સર કરી તેના ઉપર મરાઠા સિપાહીઓ મૂકી દીધા છે અને મુગલ સિપાહીઓની ભારે કતલ કરી છે. એણે ધાર્યું કે મરાઠાઓ લોહીના તરસ્યા છે અને ભારે ખૂનસવાળા છે. આવા જબરા કિલ્લામાં એમણે પેસી જઇને મુગલોની કતલ કરી છે એટલે હવે કિલ્લો જીત્યા સિવાય એ નથી

રહેવાના. એણે જીવવાની આશા મૂકી દીધી. મરાઠાઓની સામે જતાં પહેલાં એણે પોતાની ૯ બેગમોને, એના મરણ પછી બીજા કોઈ એમનો ઉપભોગ ન કરે તે માટે, પોતાના મરણ પહેલાં જ જીન્નતનશીન કરી દીધી અને તેમના લોહીનું તિલક કરી તાનાજીની સામે વાઘની માફક ફાળ ભરતો નીકળ્યો. સીદીએ તાનાજીને કહ્યું કે 'મ્હોંમાં તૃણ લઈ માથે ખાસડાં મૂકીને શરણુ આવીશ તો તને જીવતદાન આપીશ. મુગલ સરદારોને શરણુ જા નહિ તો મરવા તૈયાર થા.' 'હું શિવાજીનો સેવક છું. સમરાંગણમાં હું મરણને શરણુ જઈશ પણ શત્રુને શરણ તો નહિ જ જાઉં.' બન્ને વચ્ચે જબરું યુદ્ધ થયું. સીદી હિલાલ કસાયેલો વીર હતો. ભલભલાનાં એણે પાણી ઉતાર્યાં હતાં. એ કંઈ સહેજમાં મહાત થાય એમ ન હતો. બન્ને એકબીજાને ટપી જાય એવા હતા. મરાઠાઓએ તો ચારે તરફ ઘુમીને કતલ કરવા માંડી હતી. કિલ્લા ઉપરના સિપાહીઓના ગેરસાવધપણાનો લાભ લઈ મરાઠાઓએ ગઢ ઉપર ઠેકઠેકાણે મુગલ લશ્કરના સીપાહીઓ ઉપર હલ્લા કરી, છાપા મારી કતલ કરવાનો સપાટો ચલાવ્યો. તાનાજી અને સીદી હિલાલ બન્ને રસે ચડયા હતા. આખરે તાનાજીએ તલવારનો ઘા હિલાલના માથા ઉપર કરી તેને ઉભો ચીરી નાંખ્યો. સીદી હીલાલ પડવાથી મુગલોમાં ભારે ખળભળાટ મચી રહ્યો. મુગલ લશ્કરની સંખ્યા બહુ હતી, પણ અચાનક હલ્લો થયો તેથી ગભરાટમાં પડી ગયા, હિંમત હાર્યા અને નાસવા માંડયું. મરાઠાઓએ 'હરહર મહાદેવ'ના અવાજો કરવા માંડ્યા. મુગલ લશ્કરના પઠાણો 'અલ્લાહો અકબર'ના અવાજ કરી રહ્યા હતા. શેલારમામાની સમશેરે સેંકડોનાં લોહી પીધાં હતાં છતાં હજુ તેની તરસ છીપી ન હતી. આ સ્થિતિએ વાત પહોંચી. ઉદયભાણે પોતાના છોકરાઓને મરાઠાઓની સામે મોકલ્યા. ઉદયભાણના બારે છોકરાઓને લડાઈમાં કાપી નાંખીને તાનાજીએ હાહાકાર વર્તાવી દીધો. પોતાના બારે પુત્રોને મરાઠાઓએ લડાઈમાં મારી નાંખ્યાના માઠા સમાચાર ઉદયભાણને મળતાં જ આ સમરાંગણનો શેર જનાનખાનામાંથી ઠેકડા મારી બહાર આવ્યો અને પોતાની બેગમોને કાપી તાનાજી સામે દોડ્યો. મરાઠા અને મુગલો વચ્ચે ભારે યુદ્ધ જામ્યું હતું. પઠાણો અને આરબોએ રજપૂતો સાથે મરાઠાઓ ઉપર બહુ ઝનુની હલ્લાઓ કરવા માંડ્યા. ઉદયભાણ અને તાનાજીનો સામનો થયો. બન્ને એકબીજા ઉપર તૂટી પડ્યા. બન્ને કુશળ હતા. લડતાં લડતાં તાનાજીના હાથમાંની ઢાલ તૂટી પડી. તાનાજીએ જમણે હાથે તલવારના પટા ચાલુ રાખ્યા હતા અને ડાબે હાથે કમરનું શેલું કાઢી હાથ ઉપર વીંટી લડવા લાગ્યો. ઉદયભાણે તલવારનો એક ઘા તાનાજીના જમણા હાથ ઉપર કર્યો. તાનાજી એ ઘા અદ્ધર ઝીલી લે તે પહેલાં તો એનો હાથ કપાઈ ગયો. ઉદયભાણે તરતજ બીજો ઘા કરી તાનાજીને નીચે પાડ્યો. તાનાજી પડ્યો અને બોલ્યો 'મહારાજ! આ મારી છેલ્લી સેવા સમજજો. આ મારી સેવાનો હંમેશની માફક પ્રેમથી સ્વીકાર કરજો. મારું ધાર્યું ન થયું. ધાર્યું તો ધણીનું થશે. મુગલ વાવટો હજુ કિલ્લા ઉપરથી નીચે નથી પડ્યો. આજ સુધીની મારી સેવાઓ જો સાચી હશે તો મારી પ્રતિજ્ઞા પૂરી કરવાનું બળ પ્રભુ મારા સૈનિકોમાં મૂકશે. મહારાજ ! આપનો અને મારો ઋણાનુંબંધ પૂરો થયો. હું આજ સુધી આપનો જ રહ્યો અને આપની સેવામાં જ સંતોષ માનીને હું સ્વર્ગે જાઉં છું.' આ શબ્દો બોલી શૂરવીર તાનાજી શિવાજી મહારાજનો પ્રાણ, મરાઠાઓનો માનીતો, યવનોનો કાળ, હિંદુત્વના તારણહારનો સાથી, હિંદવી સ્વરાજ્યનો સ્થંભ આ દુનિયા છોડી સ્વર્ગે સીધાવ્યો. તાનાજી પડ્યો અને મરાઠાઓ હિંમત હારી ગયા. રણુરંગ બદલાયો બાજી ફરી ગઈ. મરાઠાઓએ નાસવા માંડયું. કોઈ નાસી ન જાય તે માટે કલ્યાણ દરવાજા ઉપર સૂર્યાજીએ મરાઠાઓની એક ટુકડી મૂકી હતી. આ ટુકડી કોઈપણ મરાઠાને પાછો જવા દેતી ન હતી. નાસનારાઓને કલ્યાણ દરવાજાથી પાછા કાઢવામાં આવ્યા એટલે નાસતા મરાઠાઓ ઝુંઝાર બુરજ આગળ થઈ ડોણાગિરિ ખીણ આગળ આવ્યા અને જે દોર વડે તાનાજી અને તેના સાથીઓ ઉપર આવ્યા હતા તે દોરથી નીચે જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સૂર્યાજીએ જોયું કે હાથમાં આવેલી બાજી બગડે છે, મરાઠાઓના નામને કલંક લાગે છે એટલે એ ડોણાગિરિ ખીણ તરફની દીવાલે દોડ્યો અને દોર કાપી નાંખ્યો અને બોલ્યો 'બાયલાઓની માફક ભાગતા મરાઠાઓ ! તમે ક્યાં છો તેનું

ભાન છે ? નાસીને ક્યાં જશો ? તમારો બાપ મરીને પડ્યો છે તેનું વેર લો. નીચે ઉતરવાનો દોર તો મેં ક્યારનોએ કાપી નાંખ્યો છે. નીચે જવા માટે હવે રસ્તો જ નથી. ખીણમાં પડીને રણમાંથી નાસવા માટે નર્કે જાઓ અથવા રણમાં પડીને સ્વર્ગે સીધાઓ. શિવાજી મહારાજના સેવકો ! તમે અનેક વખતે આ યવનોને તમારી સમશેરનો સ્વાદ ચખાડ્યો છે. આજે કેમ નાસો છો ? પાછા ફરો. તાનાજીરાવના શબને બેવફા ન નીવડો. નિમકહરામ ન બનો. આકાશમાં હમારા વડવાઓ તમારા પરાક્રમો જોવા પધાર્યા છે. તમને બ્યંડળની માફક નાસતા જોઈ એમને દુખ થશે. મૂર્ખાઓ ! આવે પ્રસંગે તમારા સરદારના શબને દુશ્મનના કબજામાં આપી સમરાંગણમાંથી તમે નાસી જઈ ખીણ અને કોતરોમાં પડીને મરશો તો તમે જાતે નર્કે જશો અને તમારા આ પાપથી તમારા વડવાઓને નર્કે ખેંચશો. હિંમતબાજ મરાઠાઓ ! તમે યવનો ઉપર અનેક વિજયો મેળવ્યા છે. તમે રણમાં જીવની આશા મૂકીને ઘુમવા લાગશો તો તમારી સામે કોઈ ટકી શકશે નહિ. મરાઠાઓ ધારે તો મુસલમાની સત્તાના મૂળ જોતજોતામાં ઉખેડી નાંખશે. તમારી સમશેરનો સ્વાદ યવનોએ ચાખ્યો છે. તમારાં પરાક્રમો દેખી યવનોએ અનેક વખતે પહોંચા કરડ્યા છે. મુગલોના શા ભાર છે ? તમારી સામે કોણ ટકી શકે એમ છે ? તમારામાં બળ છે, કળ છે, શક્તિ છે, યુક્તિ છે, સમરકૌશલ્ય છે, ચપળતા અને ચાલાકી તો તમારા બાપની છે. આવે વખતે સાહસની જરુર છે. સાહસ કરો, આગળ ધસો. મરાઠાઓ ! તમોએ તમારા ધર્મનો છળ કરનારી સત્તાને ઉખેડી નાંખવાનું પૂણ્યકાર્ય હાથમાં લીધું છે તે પૂરું કર્યા સિવાય પાછા ન હઠાય. મહારાષ્ટ્રના પરાક્રમી પુરુષો ! તમારા ધર્મ ઉપર ધાડ લાવનારની સત્તા ઉખેડી નાંખવા માટે આગળ વધો. વિચાર ન કરો.' એમ બોલી સૂર્યાજીએ નાસતા મરાઠાઓને અટકાવ્યા અને એમને પાણી ચડાવ્યું. એમને વ્યવસ્થિત કરી, પોતાની સાથે લઈ સૂર્યાજી આગળ ધસ્યો અને મુગલો તરફથી લડતા રજપૂત અને પઠાણો ઉપર હલ્લો કર્યો. 'હર હર મહાદેવ' અને 'અલ્લાહો અકબર'ની બુમોથી કિલ્લો ગર્જી રહ્યો હતો. તાનાજી સરદાર રણમાં પડ્યા પછી મુગલ લશ્કર બહુ જોર ઉપર આવ્યું હતું. મરાઠાઓને નાસતા જોઈ મુગલોએ રણરંગ બદલી નાંખ્યો હતો પણ સૂર્યાજીના હલ્લાથી ફરી પાછી સખત લડાઈ જામી. કાપાકાપીનો સપાટો વધતો ગયો. તાનાજીના શબ આગળ તો ભારે યુદ્ધ જામ્યું હતું. શેલારમામા ખડકની માફક વચ્ચે ઉભા રહી લડતા હતા. તાનાજીનું વેર વસુલ કર્યા સિવાય પાછા નહિ ફરવાનો મામાએ નિશ્ચય કર્યો હતો. આખરે ઉદયભાણ અને શેલારમામા સામસામે આવી ગયા. બન્નેએ એક બીજા ઉપર ઘા કરવાની ચાલાકી શરૂ કરી. એક તરફ ૮૦ વરસનો વૃદ્ધ શેલારમામા અને સામે ભરજુવાન ઉદયભાણ. જોવા જેવું યુદ્ધ ચાલ્યું. આખરે શેલારમામાએ ઉદયભાણની કતલ કરી પોતાના ભાણેજનું વેર લીધું. ઉદયભાણ પડ્યાના સમાચાર કિલ્લા ઉપર ફરી વળ્યા. દુશ્મન લશ્કર નાસવા લાગ્યું. સૂર્યાજીએ મરાઠાઓની આગેવાની લીધી જ હતી. એ ચારે તરફ ઘુમી રહ્યો હતો. શેલારમામાએ પણ શત્રુની કતલ કરવામાં બાકી રાખી ન હતી. કતલ બહુ થઈ એટલે સૂર્યાજીએ હુકમ કર્યો કે '**દુશ્મનના જે સિપાહી હાથયાર હેઠાં મૂકી નિઃશસ્ત્ર બની શરણે આવે તેમને જીવતદાન આપવું.**' આ હુકમ સાંભળતાંજ મુગલ દળના સંખ્યાબંધ સૈનિકોએ ટપોટપ હથિયાર હેઠાં મૂકવા માંડ્યાં. શરણ આવેલાઓ ઉપર મરાઠાઓએ દયા બતાવવા માંડી. કિલ્લા ઉપરનો મુગલોનો વાવટો નીચે પાડ્યો અને તેની જગ્યાએ 'હર હર મહાદેવ' 'શિવાજી મહારાજકી જય'ના અવાજે સાથે મરાઠાઓએ શિવાજી મહારાજનો ઝંડો ફરકતો કર્યો. મરાઠાઓએ કિલ્લાના દરેક દરવાજા ઉપર મરાઠાઓના પહેરા બેસાડી દીધા. પહેલેથી નક્કી કર્યા મુજબ જીતની ખબર મહારાજને તરત આપવા માટે કિલ્લા ઉપરની ઘાસની ગંજી શેલારમામાએ સળગાવી મૂકી. શિવાજી મહારાજ રાહ જોઈ રહ્યા હતા. કોન્ડાણા ઉપર અજવાળું જોયાથી મહારાજને ખાતરી થઈ કે કોન્ડાણા મરાઠાઓએ સર કર્યો. મહારાજે પોતાની કૃષ્ણા ઘોડી તૈયાર કરાવી અને થોડાં માણસો સાથે મહારાજ તાનાજીને અભિનંદન આપવા અને પ્રેમથી ભેટવા માટે નીકળ્યા. મહારાજ કોન્ડાણે જઈ પહોંચ્યા. દરવાજા ઉપર

(જુવો પાન ૪૭૫)



ગઢ આવ્યો પણ સિંહ ગયો

શિવાજી—તાનાજી વહાલા તાનાજી! તારી ખોટ નહિ પુરાય. તાના! પ્યારા તાના! તારી ગેરહાજરીમાં બધાની સંભાળ લેવા માટે હું છું પણ તારા વગર મને કોણ? શેલાર મામા! હિંદુધર્મના ઉદ્ધારના યજ્ઞમાં તમારો ભાણેજ કૈલાસવાસી થયો.

સિંહે સિંહગઢ લીધો પણ મારો સિંહ ગયો

Lakshm Art Bombay 8

મરાઠાઓના પહેરા જોયા. મહારાજને આનંદ થયો. જેમ જેમ મહારાજ આગળ ચાલતા ગયા તેમ તેમ ફત્તેહના ચિન્હો એમની નજરે પડ્યા પણ ચારે તરફ ગ્લાનિ નજરે પડી. આગળ ગયા ત્યારે એમણે મરાઠાઓને તાનાજીના શબની આજુબાજુ બેઠેલા જોયા. શેલારમામા ભાણેજનો શોક કરી રહ્યા હતા. સૂર્યાજી પોતાના ભાઈની યાદ કરી આંસુ ગાળી રહ્યો હતો. બીજા અમલદારો અને યોદ્ધાઓ તાનાજીના ગુણગાન કરી રડી રહ્યા હતા. મહારાજે આ દેખાવ જોયો અને એમના અંતઃકરણને જબરો ધક્કો લાગ્યો. મહારાજની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો. પોતાના માથા ઉપરનો મંદિલ મહારાજે કાઢી નાંખ્યો. કમરે સફેદ શેલું હતું તે માથે બાંધ્યું પગમાંના જોડા કાઢીને પોતે તાનાજીના શબ પાસે ગયા. મ્હોં ઉપર ઓઢાડેલો મંદિલ દૂર કરી એકીટસે મહારાજ પોતાના બાળસ્નેહી તાનાજી તરફ જોઈ રહ્યા. આંખોમાંથી અશ્રુધારા વહી રહી હતી. 'તાનાજી! વહાલા તાનાજી! તારી ખોટ નહિ પૂરાય. તાના! પ્યારા તાના! તારી ગેરહાજરીમાં બધાની સંભાળ લેવા માટે હું છું પણ તારા વગર મારે કોણ? મને એકલાને મૂકીને તને જવું કેમ ગમ્યું? પ્રભુએ તારો ને મારો વિયોગ પાડ્યો. તાનાજી હવે તારા વગર મારી સાથે બરોબરિયા તરીકે છૂટથી કોણ વર્તશે? મારો જમણો હાથ, મારા સુખનો આધાર, મારી હિંમતને આજે છોડીને જાય છે. સૂર્યાજી! તમારો ભાઈ હિંદુ ધર્મની સેવા કરતો કરતો સ્વર્ગે ચાલ્યો ગયો. પ્રભુના દરબારમાં એ ગયો. શેલારમામા! હિંદુ ધર્મના ઉદ્ધારના કામમાં તમારો ભાણેજ કૈલાસવાસી થયો. મામા! તાનાજી મારો ગયો. તમે અને સૂર્યાજી તો એમજ માનો કે શિવાજી આજે મરી ગયો અને તમારો તાનાજી જીવતો છે. જાનકીબાઈને મારો સંદેશો કહેજો કે મારા વહાલા તાનાજીના શબ આગળ મેં પ્રતિજ્ઞા લીધી છે કે જેવા મારા શંભુ અને રાજારામ તેવોજ હું રાયબાને ગણીશ. સૂર્યાજી! શેલારમામા! આપણા તાનાજીસિંહે આ સિંહગઢ લીધો. સિંહે સિંહગઢ લીધો પણ મારો સિંહ ગયો.' ઈ. સ. ૧૬૭૦ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે તાનાજી માલુસરે સ્વર્ગવાસી થયો. શિવાજી મહારાજની જોડી તૂટી.

---

## પ્રકરણ ૨ જું

| | |
|---|---|
| ૧. શિવાજી મહારાજનો જયજયકાર | ૫. અહિરની લૂંટ. |
| ૨. વરાડ પ્રાંતની લૂંટ. | ૬. કલ્યાણ ભીમડીનો કબજો. |
| ૩. મહારાજે પુરંદર કિલ્લો જીત્યો. | ૭. કર્નાળા અને લોહગઢની જીત. |
| ૪. પરાજય પછી જય. | ૮. લુદીખાનને ઘાયલ કર્યો. |

૯. નાંદેડનો મુગલ અમલદાર નાસી ગયો.

### ૧. શિવાજી મહારાજનો જયજયકાર.

શિવાજી મહારાજ ઔરંગઝેબ જેવા ધર્માંધ ન હતા પણ એ ધર્માભિમાની હતા. હિંદુ ધર્મનાં અપમાનો એમને અસહ્ય લાગતાં. ઔરંગઝેબના ધર્માંધપણાએ શિવાજી મહારાજને મુગલસત્તા સામે કમર બાંધવાની ફરજ પાડી હતી. હિંદુઓ ઉપર એણે ગુજારેલો જુલમ બીજાઓને પણ અસહ્ય લાગવા માંડ્યો હતો અને એના ફળોથી મહારાષ્ટ્રમાં ભારે ખૂનખાર લડાઈઓ થશે એવું ભવિષ્ય તટસ્થ વેપારી અંગ્રેજ પ્રજાએ પણ ભાખ્યું હતું.

ઈ. સ. ૧૬૭૦ના જાનેવારી માસમાં મુંબઈથી મી. ગેરીએ લોર્ડ આર્લીંગટનને લખેલા લખાણમાં નીચેની બાબત જણાય છેઃ—' ઔરંગશાહે ધર્મસુધારાના અંધ ઉત્સાહથી કેટલાએ હિંદુ દેવાલયોનો નાશ કર્યો છે અને ઘણાઓને બળજબરીથી વટલાવીને મુસલમાન બનાવ્યા છે. ઔરંગઝેબે શિવાજીના ઘણા કિલ્લાઓ લઈ લીધા છે અને એ પણ એને સતાવી રહ્યો છે. શિવાજી કંઈ એનાથી જાય એવો નથી. આ બધા સંજોગો ધ્યાનમાં લેતાં એમ કહી શકાય કે દક્ષિણ દેશ ટૂંક સમયમાં રણક્ષેત્ર બની જશે.'

ઔરંગઝેબના રાજ્યમાં હિંદુઓ ઉપરનો જુલમ દિવસે દિવસે વધતો જતો હતો. આ જુલમના સંબંધમાં તે વખતની તટસ્થ પરદેશી પ્રજાઓનું શું કહેવું છે તે જાણવું વધારે જરુરનું થઈ પડશે. આવા સંજોગોમાં તટસ્થ પુરાવા વધારે વજનદાર ગણાય કારણ મુસલમાનો જુલમ કરનારા હોવાથી એમના પત્રોમાંથી આ બાબતો પૂરેપુરી મળી આવવી અશક્ય છે એવી દલીલો હિંદુઓ કરે અને હિંદુઓ પોતે આ બાબતમાં ફરિયાદી હોવાથી મુસલમાનોનાં કૃત્યોને અતિશયોક્તિથી ચીતરે છે એવું મુસલમાનો કહે માટે તે જમાનાની તટસ્થ પ્રજા શું કહે છે એ જાણ્યાથી ખરી સ્થિતિનો ખ્યાલ આવી શકે તે માટે સુરતની કોઠીવાળા અંગ્રેજોનાં લખાણ નીચે રજૂ કરીએ છીએ.

ઈ. સ. ૧૬૬૯ના નવેમ્બર માસમાં સુરતની અંગ્રેજી કોઠીના પ્રમુખે કંપની તરફ લખાણ કર્યું હતું. તેનો ટૂંકસાર નીચે પ્રમાણે છેઃ—

' રાજકર્તા મુસલમાનો તેમના ધર્માંધપણાને લીધે સુરતના વાણીઆ વેપારીવર્ગ ઉપર અસહ્ય અત્યાચારો ગુજારી રહ્યા છે. પોતાના દેવમંદિરોને મુસલમાનોને હાથે ભ્રષ્ટ થતાં અટકાવવાને માટે, મુસલમાનોની દાઢમાંથી ધર્મસ્થાનો બચાવવાને માટે અને મુસલમાનોના જુલમથી બચવા માટે વાણીઆઓ અમલદારોને ખૂબ લાંચ આપે છે. આ લાંચને લીધે અમલદારો જુલમ કરવા ટેવાઈ ગયા છે અને વારંવાર પ્રજાને એટલો બધો ત્રાસ દે છે કે એ છલને લીધે ત્રાસી જઈને આ પ્રાંતમાંથી નાસી જવાનો હિંદુઓએ નિશ્ચય કર્યો છે. અત્રેના નામીચા શરાફ તુળસીદાસ પારેખના કુટુંબ ઉપર મુસલમાનોએ ભારે ત્રાસ વર્તાવ્યો છે. એ તુળસીદાસ પારેખના ભત્રીજા ઉપર એવો આરોપ મૂકવામાં આવ્યો કે પાંચ વરસ ઉપર એણે એક મુસલમાન કાઝીએ ખાધેલા તડબુચમાંથી એક કકડો ખાધો હતો. એ આરોપ આ માણસ ઉપર મૂકી તેને પકડીને જોરજુલમથી એની સુન્નત કરી નાંખી અને તેને વટલાવી મુસલમાન બનાવ્યો. ગરીબ બીચારા વાણીઆથી આ માનહાનિ સહન ન થઈ તેથી તેણે આત્મહત્યા કરી. આ દિલ ઉશ્કેરનારા બનાવથી અત્રેના વાણીઆઓમાં ભારે ખળભળાટ મચી રહ્યો છે અને લોકો ગામ છોડી જવાના આખરી નિર્ણય ઉપર આવી પહોંચ્યા છે. લોકો ગામ છોડી જતા રહે તે પહેલાં એમાંના પાંચ આગેવાન માણસો આપણા મુખ્ય દલાલ ભીમજીભાઈ પારેખને લઈને આપણા અમલદાર પાસે આવ્યા હતા. એમણે બધાએ એમની વીતી બહુ કરુણાજનક શબ્દોમાં કહી સંભળાવી અને આખરે એક વિનંતિ કરી કે જો એ લોકો ગામનો ત્યાગ કરી ચાલ્યા જાય તો તેમને વસવા માટે મુંબાઈ બેટમાં આશ્રય આપવો. એમણે જણાવ્યું કે હાલના સંજોગોમાં એમણે ગામ છોડવાનો નિશ્ચય કર્યો છે. મી. જીરાલ્ડ આ માગણીથી આશ્ચર્ય પામ્યા હતા એ માગણી સ્વીકારવામાં જો કે બેટની વસાહત થવાથી લાભ જ થવાનો હતો પણ દીર્ઘદૃષ્ટિ દોડાવતાં જોખમદારી ભારે હોવાથી એમણે એ માગણી સ્વીકારી નહિ. આ માગણી જો મી. જીરાલ્ડ સ્વીકારે તો મુંબઈ બેટ તરત જ બાદશાહની આંખમાં ખટકવા લાગે અને આ બળવાન બાદશાહના ગુસ્સા સામે ટકવું કઠણ છે એમ માની માગણીનો મી. જીરાલ્ડે અસ્વીકાર કર્યો. અમદાવાદ જઈ બાદશાહ તરફ બધી વીતેલી વીગતવાર જણાવવા અને પ્રજાનાં દુખો દૂર કરવાની અરજ ગુજારવા અમે એ બધાંને સૂચના કરી. બાદશાહ થોડાં ઘણાં

દુખો દૂર કરશે તો ખરો અને વળી આગળ જતાં એવા બનાવો બને તો સંજોગો ઉપર ધ્યાન આપીને ઘટિત થશે એમ જણાવ્યું. અમારી સલાહ સાંભળીને પોતાનાં બાળબચ્ચાં સુરત રાખીને આસરે ૮૦૦૦ માણસો ૨૩–૨૪ સપ્ટેમ્બરને રોજ સુરત છોડી જતા રહ્યા. આ લોકો ગામ છોડી જાય છે એ વાત કાઝીએ જાણી ત્યારે કાઝી તેમને અટકાવવા આવ્યો અને ત્યાંના અમલદારને આ લોકોને જતા અટકાવવા કહ્યું. કાઝીએ ગુસ્સે થઈને અમલદારને દબાવવાનો પ્રયત્ન કર્યો પણ અમલદાર એકનો બે ન થયો અને એણે લોકોને જવા દીધા. આવી રીતે સંખ્યાબંધ માણસો ચાલ્યા ગયા. આ બનાવ બનવાથી સુરતમાં વેપારીઓની હડતાળ પડી અને લોકોને તેથી ઘણી અડચણો વેઠવી પડી છે. લોકોએ નગર ત્યાગ કર્યો તેથી સુરતના વેપારને ભારે ધક્કો લાગ્યો છે અને આવી રીતે સુરતનો નાશ થશે એવું ડાહ્યા અને અનુભવીઓનું કહેવું છે. લોકો ઉપરના જુલમો, અત્યાચાર અને ત્રાસ દૂર કરવા માટે જો બાદશાહ ચાંપતા ઈલાજો તરતમાં જ નહિ લે તો ધનવાનો ધન જમીનમાં દાટી દેશે અને ધન દટાશે એટલે વેપારને ફટકો પડશે.'

ઔરંગઝેબના ધર્માંધપણાના સંબંધમાં તટસ્થ પ્રજાએ તટસ્થવૃત્તિથી પોતાને દેશ મોકલેલા લખાણ ફેક્ટરી રેકર્ડસમાંથી મળી આવે છે. ઉપરના લખાણ ઉપરથી વાંચકોને એ સંબંધી ખ્યાલ આવશે. એવા તટસ્થવૃત્તિવાળાઓ શિવાજીની ધાર્મિક મનોદશાના સંબંધમાં શું લખે છે તે પણ જણાવવાની જરુર હોવાથી નીચે એક લખાણ રજૂ કરીએ છીએ. મી. ડેલને ઈ. સ. ૧૬૭૦ના જાનેવારી માસમાં શિવાજી મહારાજના સંબંધમાં પોતાના વિચારો દર્શાવ્યા હતા તેનો સાર નીચે મુજબ છેઃ– 'શિવાજી બહુ મોટો અને પ્રબળ રાજા છે, એનામાં અજબ શક્તિ છે. એને અનેક શત્રુ છે. એવા બળવાન શત્રુની પણ જરાએ દરકાર રાખતો નથી. એ તો દુશ્મનની દરકાર રાખ્યા વગર પોતાનો રાજકારભાર એવી સુંદર રીતે ચલાવી રહ્યો છે કે પોર્ટુગીઝોનાં થોડાં ઘણાં બંદરો બાદ કરતાં સુરત અને ગોવા બંદર વચ્ચેના મુલકમાં એણે પોતાની આણ ફેરવી દીધી છે. સુરત અને ગોવાના લોકો પણ શિવાજીથી ડરે છે. યુરોપિયન લોકોની સાથેનું એનું વર્તન વિચારપૂર્વકનું હોય છે, કારણ કે એ પ્રજાની પૂંઠેથી એમના રાજાઓનું બળ હોવાને લીધે એ નવા શત્રુ જાણી જોઈને ઉભા કરવા ઈચ્છતો નથી. એની પ્રજા પણ એની માફક જ મુર્તિપૂજક છે છતાં એ (શિવાજી) બધા ધર્મને સાંખી શકે છે. શિવાજી દીર્ઘદ્રષ્ટિવાળો અને મહાન રાજદ્વારી પુરુષ છે એવી એની આ દેશમાં કીર્તિ છે.'

ઉપરના બે પુરાવા ઉપરથી જ વાંચકો ઔરંગઝેબ અને શિવાજીનું ધાર્મિક વલણ સમજી શકશે.

## ૨. વરાડ પ્રાન્તની લૂંટ.

મુસલમાનો સત્તાના જોરથી હિંદુઓ ઉપર ભારે અત્યાચાર ગુજારી રહ્યા છે અને એમના ધર્મનું અનેક રીતે અપમાન કરી રહ્યા છે એ વાત એમના અંતઃકરણમાં બચપણથી જ ખટકી રહી હતી અને એવા વિચારોએજ એમનું જીવન ઘડ્યું હતું. મુગલ સત્તાના જુલમો તો દિવસે દિવસે વધતાજ જતા હતા. મહારાજે તે સામે કમર કસી હતી. મરાઠા સરદારો મહારાષ્ટ્રના મુગલ મુલકો જીતવાનું અને લૂંટવાનું કામ ધમધોકાર ચલાવી રહ્યા હતા. ઈ. સ. ૧૬૭૦ના જાનેવારી માસમાં એક મુગલ અમલદારે લખેલું લખાણ નીચે પ્રમાણે છેઃ–'શિવાજીનું લશ્કર વરાડ પ્રાન્ત લૂંટી રહ્યું છે. બાદશાહી પ્રાંતમાંથી ૨૦ લાખની રકમ એમણે ભેગી કરી છે. ઔસાનો કિલ્લેદાર બરખુરદારખાન લખી જણાવે છે કે 'શિવાજીનું ૨૦ હજાર માણસોનું લશ્કર આ પ્રાંતમાં આવ્યું છે. મરાઠાઓ આખો પ્રાંત લૂંટી રહ્યા છે અને વસુલ પણ ઉઘરાવી લે છે. કિલ્લાથી ૨ ગાઉ દૂર એમના સરદારનો મુકામ છે. મારી પોતાની જાગીર પણ શિવાજીએ લૂંટી લીધી. ભરણપોષણ માટે પણ હવે મારી પાસે કંઈ રહ્યું નથી. વગેરે વગેરે'

## ૩ મહારાજે પુરંદર કિલ્લો જીત્યો.

સિંહગઢ સર કરી મહારાજે સૂર્યાજી માલુસરેને તે કિલ્લાનો કિલ્લેદાર બનાવ્યો. સિંહગઢનું કામ પતાવ્યા પછી એમણે પોતાની નજર તરફ ફેરવી. પુરંદર ઉપર આ વખતે મુગલોએ રઝીઉદ્દીનખાન નામના અમલદારને કિલ્લેદાર તરીકે રાખ્યો હતો. સિંહગઢના વિજયથી ઉત્સાહમાં આવી ગયેલા લશ્કરનો ઉપયોગ કરી લેવાનો મહારાજનો વિચાર હતો એટલે એમણે પુરંદર કિલ્લો જીતવાનું કામ સૂર્યાજીને સોંપ્યું. મહારાજનો હુકમ થયા પછી સૂર્યાજીએ જરા પણ વિલંબ ન કર્યો. પોતાના લશ્કરને સજ્જ કરી સૂર્યાજી પુરંદર નજીક ગયો અને રાત્રે ગઢ ઉપર હલ્લો કર્યો. સિંહગઢના વિજયની વાતોએ અને સિંહગઢ ઉપર હલ્લો કરી પઠાણ, આરબ અને રજપૂતોને કાપી ઉદયભાણ તથા સીદી હિલાલ જેવાને પણ પૂરા કરી મરાઠાઓએ અજબ પરાક્રમો કરી ગઢ જીતી લીધો હતો એ વાતોએ આખા મહારાષ્ટ્રના મરાઠાઓમાં નવું તેજ પેદા કર્યું હતું અને આ ખબરો સાંભળી દક્ષિણની મુસલમાની સત્તાઓ તો હેબતાઈજ ગઈ હતી. શિવાજીએ ગજબ કરવા માંડ્યો છે એવી વાતો ચારે તરફ ફેલાઈ હતી. મરાઠાઓના પરાક્રમની વાતોએ પુરંદર ગઢ ઉપર હલ્લો કર્યો ત્યારે રઝીઉદ્દીનખાને સામનો કર્યો. આ કિલ્લામાં મુગલો સિંહગઢની માફક સખત સામનો ન કરી શક્યા. મરાઠાઓએ ધસારો કર્યો અને મુગલોને હરાવી કિલ્લો કબજે કર્યો. પુરંદર ગઢ ઉપર ફાગણ વદ ૧૨ ને રોજ મરાઠાઓએ શિવાજી મહારાજનો વાવટો ફરકાવ્યો. આ કિલ્લાની લડાઈમાં મહારાજનો યશવંત નારાયણ નાહારેકર નામનો યોદ્ધો રણમાં પડ્યો. આમ મહારાષ્ટ્રના બે કિલ્લાઓ કોન્ડાણા અને પુરંદર મુગલો પાસેથી મરાઠાઓએ જીતી લીધા.

### ઇતિહાસપ્રસિદ્ધ રાજારામ મહારાજનો જન્મ.

મહારાષ્ટ્રના ઇતિહાસમાં શિવાજી મહારાજના બીજા પુત્ર રાજારામ મહારાજનું નામ પ્રસિદ્ધ છે. મરાઠાઓની સખળ ડખળ થયેલી સત્તાને વ્યવસ્થિત કરી ફરી બળવાન કરવાના કામમાં રાજારામ. મહારાજે બહુજ અગત્યનો ભાગ ભજવ્યો હતો.

સિંહગઢ જીત્યા પછી અને પુરંદરની જીત પહેલાં ફાગણ શુદ ૧૫ને દિવસે એટલે ઈ.સ. ૧૬૭૦ના ફેબ્રુઆરી માસમાં રાણી સૌ. સોયરાબાઇને પેટે પુત્ર જન્મ થયો. આ પુત્ર તે જ શ્રી રાજારામ મહારાજ.

## ૪. પરાજય પછી જય.

મહારાજના લશ્કરની કેટલીક ટુકડીઓ લઈ સ. મોરોપંત પિંગળે અને સ. આબાજી સોનદેવ પણ મુગલો પાસેથી મુલકો જીતી લેવા બહાર પડ્યા હતા. આ વખતે કાસારાઘાટમાં આવેલા માહુલીના કિલ્લામાં ( આ કિલ્લો કાસારાઘાટમાં શહાપૂર સ્ટેશન નજીક આવેલો છે. મુંબાઈથી આસરે ૫૦ માઈલ દૂર છે. ) મુગલો તરફથી મનોહરદાસ ગૌર નામનો બહાદુર રજપૂત કિલ્લેદાર તરીકે કામ કરી રહ્યો હતો. આ હિંમતબાજ અમલદારની ઓળખાણ આપવાની ખાસ જરૂર હોવાથી તે ટૂંકામાં આપીએ છીએ. મુગલોને વફાદાર એવા અનેક હિંદુ કુટુંબોમાં મનોહરદાસ ગૌરનું કુટુંબ પણ ગણી શકાય. જહાંગીર બાદશાહની સામે એટલે બાપની સામે બળવો જગાડીને શાહજહાન બાદશાહ જ્યારે પોતાના કુટુંબકબીલા સાથે દક્ષિણ આવ્યો હતો ત્યારે તેણે પોતાનાં બાળબચ્ચાં અને ધનદોલત ગોપાળદાસ ગૌર નામના એક વિશ્વાસુ રજપૂતના કબજામાં સોંપી એમને માહુલીના કિલ્લામાં રાખ્યાં હતાં. આવા કઠણ સમયે આ રજપૂત કુટુંબે પોતાની નિમકહલાલી અને વફાદારી સાબિત કરી શાહજહાનની પ્રીતિ સંપાદન કરી હતી બાદશાહ શાહજહાને આ વફાદાર કુટુંબની કદર કરી ગોપાળદાસ ગૌરના પુત્ર મનોહરદાસને માહુલીનો કિલ્લેદાર બનાવ્યો હતો. મનોહરદાસ એ ગોપાળદાસ ગૌરનો પુત્ર અને રાજા વિઠ્ઠલદાસનો ભત્રીજો થતો હતો.

ઈ. સ. ૧૫૭૦ના ફેબ્રુઆરી માસમાં જે માસમાં સમરસિંહ તાનાજીએ સિંહગઢ લીધો તેજ માસમાં સ. મોરોપંત પિંગળેએ માહુલી ઉપર ચડાઈ કરી. કિલ્લાના કિલ્લેદાર રાજા મનોહરદાસે કહેવડાવ્યું કે 'અમો તો બાદશાહ સલામતના વફાદાર રજપૂત સેવકો છીએ, અમો મરણથી ડરતા નથી. અમને પ્રાણની પરવા નથી. બાદશાહ સલામત પ્રત્યેની અમારી વફાદારી અડગ છે. પ્રાણને ભોગે પણ અમો કિલ્લો સોંપવાના નથી.' કિલ્લેદાર મનોહરદાસ પાસે કોઈપણ પ્રકારની લડાયક સામગ્રી નહતી તેમજ જબરું લશ્કર પણ ન હતું. આ કિલ્લા ઉપરનું લશ્કર, સાધન, સામગ્રી વગેરે જોતાં મુગલોની સ્થિતિ આ કિલ્લા ઉપર નબળી જ હતી, પણ રાજા મનોરદાસ જાતે બહુ બાહોશ અને હિંમતબાજ હતો. આ અનુભવી અમલદાર પોતાની જવાબદારી સમજતો હતો. મરાઠાઓએ માહુલીને ઘેરો ઘાલ્યો. રાજા મનોહરદાસ કિલ્લો લડાવવા તૈયાર થયા. એક રાત્રે બરોબર તક જોઇને મોરોપંત પિંગળેએ દોરડાની નીસરણીથી કિલ્લાની દીવાલ ચડી જવાની ગોઠવણ કરી. મોરોપંતે અજબ યુક્તિથી ૫૦૦ મરાઠાઓને કિલ્લામાં દાખલ કર્યા. મરાઠાઓ કિલ્લામાં ભરાયા છે તેની મનોહરદાસને તરતજ ખબર પડી ગઈ. એણે તરત સામનો કર્યો અને અંદર આવેલા મરાઠાઓ ઉપર હલ્લો કરી તેમને કાપી નાંખ્યા. મરાઠાઓએ લડાઈ કરી પણ ફાવ્યા નહિ. આ ઘેરામાં મરાઠાઓની હાર થઇ. મરાઠાઓએ જોયું કે આ વખતે રાજા મનોહરદાસ સામે આટલા બળથી ફાવી શકાય એમ નથી એટલે મોરોપંત પિંગળેએ ઘેરો ઉઠાવ્યો અને એ તથા એના હાથ નીચેના સરદારો પોતાના લશ્કર સાથે કલ્યાણ ભીમડી તરફ ચાલ્યા ગયા.

મરાઠાઓનું ન ફાવ્યું એટલે ઘેરો ઉઠાવીને એ ચાલ્યા ગયા, પણ મનોહરદાસ જાણતો હતો કે મરાઠાઓ આવી હાર ગળી જાય એવા ન હતા. વધારે બળવાન લશ્કર લઇને અને ભારે તૈયારી સાથે એ પાછી અચાનક હલ્લો કરશે એવી એની ખાતરી હતી અને બીજા હલ્લામાં આ લશ્કર અને લડાઈના સાધનોથી મરાઠાઓ સામે ટકાય એમ નથી એ જાણતો હતો એટલે એણે બાદશાહ પાસે કિલ્લાના બચાવ માટે વધારે લશ્કર તથા સામગ્રીની માગણી કરી. શહેનશાહી અમલદારો તરફથી પોતાની વાજબી માણસોનો સ્વીકાર ન થતાં વૃદ્ધ રાજા મનોહરદાસને દિલમાં માઠું લાગ્યું. સાધન સામગ્રી વગર કિલ્લેદાર તરીકે રહીને અપયશ લેવો તેના કરતાં અમલદારી છોડવી એ વધારે શ્રેયસ્કર છે, એમ માની મનોહરદાસે કિલ્લેદારી છોડી દીધી. બાદશાહે મનોહરદાસની જગાએ અલીવર્દી બેગ નામના એક હોશિયાર અને કાબેલ અમલદારની નિમણૂક કરી. મરાઠાઓ મનોહરદાસની હિંમત અને બળ જાણતા હતા એટલે ભારે તૈયારીથી માહુલી ઉપર ચડાઈ કરવાનો એમનો ઇરાદો હતો, પરંતુ જ્યારે મરાઠાઓને ખબર મળી કે મનોહરદાસ ગૌરે માહુલીની કિલ્લેદારી છોડી દીધી છે ત્યારે મહારાજના લશ્કરે માહુલી ઉપર અચાનક હુમલો કર્યો. અલીવર્દી બેગ સામે થયો પણ મરાઠાઓએ મુસલમાન કિલ્લેદાર અને એના ૨૦૦ માણસોની કતલ કરી કિલ્લો કબજે લીધો. આવી રીતે પરાજય પામેલા મરાઠા લશ્કરે વિજય કરી કિલ્લો સર કર્યો.

## ૫. ચાંદોરની લૂંટ.

પુરંદર કિલ્લો કબજે કર્યા પછી મરાઠાઓની નજર ચાંદોર તરફ ગઈ. મુગલ કબજાના આ ગામમાં શહેનશાહી ખજાનો રહેતો હતો તેની મરાઠાઓને ખબર હતી. મુગલ ખજાનામાં આ વખતે રૂ. ૪૦,૦૦૦) હતા. મરાઠાઓએ બાદશાહી ખજાનો કબજે કરવાનો વિચાર કર્યો. બરોબર તક જોઈ મરાઠાઓએ ચાંદોર ઉપર ચડાઈ કરી. મુગલો સામે થયા પણ એમનું કંઈ ફાવ્યું નહિ. બાદશાહી ખજાનો મરાઠાઓને હાથ લાગ્યો. આ ગામમાં એક શહેનશાહી હાથી અને ૧૨ ઘોડા હતા તે મરાઠાઓએ કબજે લીધા. સરકારી માલ કબજે કરી તેનો બરોબર બંદોબસ્ત કરી મરાઠાઓ શહેરમાં પેઠા અને શહેરના કિલ્લામાં મુગલ અમલદારોને પૂરી રાખીને મરાઠાઓએ શહેર લૂંટ્યું. ચાંદોરની પ્રજાને બચાવવા

માટે મુગલો કંઈ પણ કરી શક્યા નહિ. આવી રીતે મહારાજના મરાઠા લશ્કરે સિંહગઢ, પુરંદર અને ચાંદોરમાં ઉપરા ઉપરી મુગલો ઉપર વિજય મેળવ્યો. આગ્રેથી મહારાષ્ટ્રમાં પાછા ફર્યા પછી મહારાજે મુગલો સામે જેટલી લડાઈઓ કરી તેમાં લડાયક પદ્ધતિમાં ઘણો ફેરફાર કર્યો હતો. આ વખતની મુગલો સાથેની લડાઈઓમાં મરાઠાઓએ પોતાનું બળ અને શક્તિ બતાવી હતી.

### ૬. કલ્યાણ ભીમડીનો કબજો.

માહુલીના પહેલા હલ્લામાં પરાજય પામીને સ. મોરોપંત પિંગળે તથા સ. આબાજી સોનદેવ કલ્યાણ ભીમડી તરફ વળ્યા. આ વખતે કલ્યાણ ભીમડીમાં મુગલ થાણેદાર ઉઝબખાન હતો. એણે મરાઠા લશ્કરનો સામનો કર્યો. માહુલીમાં મુગલોએ મરાઠાઓને મારી હઠાવ્યાના સમાચાર આ મુગલ અમલદારને મળી ગયા હતા એટલે મુગલોની બાજી જોરમાં હતી. મરાઠાઓએ પણ માહુલીમાં ખાધેલો માર અહિં મુગલોને પાછો વાળવાનો નિશ્ચય કર્યો હતો. આવી રીતે મુગલો અને મરાઠાઓ બન્ને દમમાં હતા. મુગલાએ શરૂઆતમાં સખત મારો ચલાવ્યો. મુગલોના મારાથી મરાઠાઓ જરા તપ્યા અને એમણે પણ ધુમવા માંડયું. મરાઠાઓનો માર મુગલોને અસહ્ય થઈ પડયો. મુગલો ટકી ન શક્યા. થાણાદાર ઉઝબખાન લડતાં લડતાં રણમાં પડયો. મરાઠાઓ જીત્યા અને કલ્યાણ ભીમડીમાંથી મુગલ થાણું એમણે ઉડાડી મૂક્યું. આવી રીતે મુગલોને હરાવીને મરાઠાઓએ કલ્યાણ ભીમડીનો કબજો લીધો.

### ૭. કર્નાળા અને લોહગઢની જીત.

કલ્યાણ ભીમડીનો કબજો મરાઠાઓએ લીધો છતાં કલ્યાણ પ્રાંત ઉપર મરાઠાઓની સત્તા પૂરેપુરી જામી ન હતી. એ પ્રાંત ઉપર પોતાની સત્તા બેસાડવા માટે મરાઠાઓએ ભારે પ્રયત્ન કરવા માંડ્યા. આ પ્રાંતમાં કર્નાળા અને લોહગઢના કિલ્લાઓ મહત્ત્વના હતા. તે કબજે આવ્યા સિવાય કલ્યાણ પ્રાંત પૂરેપુરો સર થવાનો નથી એ શિવાજી મહારાજ જાણી ગયા હતા એટલે એમણે કર્નાળા અને લોહગઢ જીતવાનો નિશ્ચય કર્યો. મહારાજની ઈચ્છા થતાંની જ સાથે જ વિજયમદથી રંગાયેલું મરાઠા લશ્કર આગળ ધસ્યું અને મુગલોના કબજામાંના લોહગઢ અને કર્નાળાના કિલ્લાઓ લડીને હસ્તગત કર્યા. આવી રીતે આ બે કિલ્લાઓ જીતીને શિવાજી મહારાજે કલ્યાણ પ્રાંત ઉપર પોતાની સત્તા પાછી સ્થાપી.

### ૮. મુગલ ફોજદાર લુદીખાનને ઘાયલ કર્યો.

મરાઠા લશ્કરે કોંકણ પ્રાંતમાં મુગલોને જંપવા દીધા નહિ. મુગલોની સત્તા તોડી પાડવા માટે દક્ષિણમાં મરાઠાઓએ ઠેકઠેકાણે ભારે પ્રયત્નો કરવા માંડ્યા હતા. કોંકણ પ્રાન્તમાં મરાઠા મુગલોનો સામનો ભારે ઈર્ષા ભરેલો હતો. મુગલ મુલકો કબજે કરવા માટે કોંકણ પ્રાન્તમાં મહારાજના સરદારો તનતોડ મહેનત કરી રહ્યા હતા કોંકણનો મુગલ ફોજદાર લુદીખાન મરાઠાઓની સામે થયો. મુગલ અને મરાઠા દળની અનેક ઠેકાણે ઝપાઝપીઓ થઈ. હિંદુત્વનો જુસ્સો મરાઠાઓની નસે નસમાં વ્યાપી ગયેલો દેખાતો હતો. મરાઠાઓ સામે લડવામાં મુગલોએ કંઈ બાકી રાખી ન હતી. બન્ને પક્ષો એક બીજાનાં મૂળ ઉખેડી નાંખવા પોતાનું સઘળું બળ વાપરી રહ્યા હતા. મરાઠાઓમાં અજબ શૌર્ય પ્રગટેલું નજરે પડતું હતું. લુદીખાને મરાઠાઓને મારી કાઢવા પ્રયત્ન કર્યો. મરાઠાઓએ મુગલોને પોતાની સમશેરનો ઠીક ઠીક સ્વાદ ચખાડયો. મરાઠાઓએ ફોજદાર લુદીખાનને ઘાયલ કર્યો, એના કબજામાંનો મુગલ મુલક જીતી લીધો અને એને હાંકી કાઢયો.

### ૯. નાંદેડનો મુગલ અમલદાર ફત્તેહજંગખાન નાસી ગયો.

લુદીખાનને ઘાયલ કરી મહારાજનું લશ્કર નાંદેડ તરફ વળ્યું. નાંદેડના ફોજદાર ફત્તેહજંગખાને મરાઠાઓનો સામનો કરવા માટે તૈયારી કરી પણ મરાઠાઓના પરાક્રમની વાતો અને ચારે તરફ એમને મળતી કીર્તિના સમાચાર સાંભળી આ અમલદાર તદ્દન હેબતાઈ ગયો અને ઢીલો પડી ગયો. આવા

મરાઠાઓનો સામનો કરીને જાન ખોવા તૈયાર થવાની આ અમલદારમાં હિંમત અને શક્તિ ન હતાં એટલે મરાઠાઓનું લશ્કર આવી પહોંચે તે પહેલાં જ એ સામનો કર્યા સિવાય નાસી ગયો. પોતાનો અમલદાર શત્રુનો સામનો કર્યા સિવાય જ ડરીને નાસી ગયો, એ સમાચાર સાંભળી બાદશાહ બહુ ગુસ્સે થયો અને એ અમલદારને તેની કામગીરી માટે 'જંગ' એ ઇલ્કાબ આપવામાં આવ્યો હતો તે લઈ લીધો.

ઈ. સ. ૧૬૭૦ ના એપ્રિલ માસની આખર સુધીમાં શિવાજી મહારાજના મરાઠા લશ્કરે મુગલ કબજાના અહમદનગર, જુન્નર અને પારંડાની નજીકનાં આસરે ૫૧ ગામો લૂંટ્યાં (પ્રો. જદુનાથ સરકાર 'શિવાજી'). બાદશાહને આ ખબર મળી ત્યારે તે વિસ્મય પામ્યો.

## પ્રકરણ ૩ જું

| | |
|---|---|
| ૧. મહારાજની સામે દાઉદખાન કુરેશી. | ૫. મુંવાલીમાં સે મેલ. |
| ૨. દક્ષિણમાં મુઆઝીમ અને દિલેરખાન વચ્ચે બેદિલી. | ૬. ચાંદોર અને વણી દિંડોરીની ખૂનખાર લડાઇઓ. |
| ૩. કટાર અને કલમની સરખી કદર. | ૭. રાયબાગણ શરણે આવી. |
| ૪. સુરત ઉપર બીજી વાર ચડાઈ. | ૮. સુરતની લૂંટ પછી મુગલ મુલક ઉપર મરાઠાઓની ચડાઈ. |

૯. બહાદુરપુરાની લૂંટ.

### ૧. મહારાજની સામે દાઉદખાન કુરેશી.

દક્ષિણમાં મુગલ સત્તા ટકાવી રાખવા માટે અનેક અમલદારો હતા પણ શિવાજી મહારાજની સામે કોઇએ આ વખતે બરોબર શિંગડાં માંડ્યાં હોય તો તે રાજા મનોહરદાસ પડેલો હતો અને તે પછી ખાનદેશવાળો દાઉદખાન કુરેશી કહી શકાય. ખાનદેશના મુખ્ય મુગલ અમલદારની જગ્યાએ એ હતો. શહેનશાહી હુકમો આવતાં જ ખાનદેશ પ્રાંત પોતાના દિકરાને સોંપી પોતે એકદમ ૧૬૭૦ના માર્ચ માસમાં અહમદનગર આવી પહોંચ્યો. દાઉદખાને મરાઠા સરદારોને મુગલ અમલદારોના કબજામાંથી મુલક જીતી લેવાના કામમાં મંડી પડેલા જોયા. મુગલ મુલકનો એક પછી એક ભાગ મરાઠાઓ જીતવા લાગ્યા. કિલ્લા પછી કિલ્લા મુગલો ખોવા લાગ્યા. આ બધી સ્થિતિ જોઈને દાઉદખાન જરાપણ ગભરાયો નહિ અને દક્ષિણની ખરી સ્થિતિથી બરોબર વાકેફ થઈને એપ્રિલની શરૂઆતમાં જ એ પોતાના ૭૦૦૦ ( સાતહજાર ) ઘોડેસવારોનું લશ્કર લઈને પારનેર, જુન્નર અને માહુલીના ગાળામાં ફરી રહેલા મહારાજના સિપાહીઓને તે ગાળામાંથી હાંકી કાઢવા માટે નીકળ્યો. મહારાજના સિપાહીઓ છૂટા છવાયા મુગલ મુલક લૂંટી રહ્યા હતા તેમને દાઉદખાન કુરેશી એમને હાંકી કાઢવા માટે લશ્કર લઈ આવે છે એવી ખબર મળી, એટલે એ આવી પહોંચે તે પહેલાં પારનેર અને જુન્નર ગાળો ખાલી કરીને જતા રહ્યા. આ ગાળામાં શિવાજી મહારાજના લશ્કરે ત્રણ મુગલ કિલ્લાઓને ઘેરો ઘાલ્યો હતો એટલે એ ઘેરા પહેલાં ઉઠાવવાનો નિશ્ચય કરી દાઉદખાન જુન્નરથી નીકળ્યો. પોતે મોટું લશ્કર લઈને નીકળ્યો હતો પણ નીકળતાં પહેલાં દાઉદખાને પોતાના દિકરા હમીદખાન અને લશ્કરી અમલદાર લુદીખાનની સરદારી નીચે થોડું લશ્કર એ કિલ્લાઓ તરફ આગળથી જ રવાના કરી દીધું હતું. આ ટુકડીઓને ઘટતી સૂચનાઓ આપી રવાના કર્યા પછી મોટું લશ્કર લઈને દાઉદખાન મરાઠાઓ

ઉપર ચડાઈ કરવા નીકળ્યો. મુગલોનું બહુ બળિયું લશ્કર લઈને દાઉદખાન મજલ દડમજલ કુચ કરતો આવી પહોંચ્યો છે એની ખબર જ્યારે મરાઠાઓને મળી ત્યારે એ વિચારમાં પડ્યા. આવા સંજોગોમાં આ સ્થળે ખડી લડાઈ કરી માણસોની ખુવારી કરી લેવા કરતાં વખત વિચારી ઘેરો ઉઠાવી ચાલ્યા જવું અને તકની રાહ જોઈ તક આવે ફરી પાછા એ કિલ્લાઓ ઉપર હલ્લો કરી ધારી મુરાદ બર આણવી ' એવો વિચાર કરી મરાઠાઓ આ કિલ્લાઓનો ઘેરો ઉઠાવી ચાલ્યા ગયા. મુગલ લશ્કર આવી પહોંચ્યું તે પહેલાં તો મરાઠાઓ ચાલ્યા ગયા હતા એટલે દાઉદખાન કુરેશીએ આગળથી રવાના કરેલા બે મુગલ સરદારો પોતાની ટુકડીઓ સાથે આગળ વધ્યા. માહુલીથી ૨૦ માઈલ દૂર એક જૂના કિલ્લાની મરાઠાઓ મરામત કરી રહ્યા હતા તેની ખબર આ બે મુગલ સરદારોને મળી એટલે બંને પોતાની ટુકડીઓ સાથે ત્યાં આવી પહોંચ્યા અને એ કિલ્લો તોડી નાંખ્યો.

દાઉદખાન કુરેશીએ મહારાજના મુલકો ઉપર ચડાઈ કરવાની શરૂઆત કરી દીધી. એપ્રિલ માસની આખરમાં દાઉદખાને મરાઠાઓના કબજામાંના માહુલી ઉપર હલ્લો કરવાનો વિચાર કર્યો અને માહુલી તરફ કુચ કરતો આગળ ધસ્યો. શિવાજી મહારાજના મુલકો ઉપર હલ્લો કરવામાં આ વખતે દાઉદખાને ખરી કુનેહ વાપરી હતી. મુગલ મુલકોનો એકલો બચાવ કરવા કરતાં પોતાનો બચાવ કરીને દુશ્મનના મુલકો ઉપર ચડાઈ કરવાથી દુશ્મન દળના ભાગલા પડી જાય અને તેથી ઓછા લશ્કરવાળો જલદી થાકી જાય એ ગણત્રીથી દાઉદખાને આ યુક્તિ રચી હતી. બાદશાહને દાઉદખાનના આ સમરકૌશલ્યની ખબર મળી એટલે દરબારમાં દાઉદખાનનાં મુક્તકંઠે પેટ ભરીને વખાણ કર્યાં. ઉનાળાના સખત તાપને લીધે આ વિગ્રહ આટલેથી જ અટક્યો.

## ૨ દક્ષિણમાં મુઆઝીમ અને દિલેરખાન વચ્ચે બેદિલી. ✓

તેજોદ્વેષ, ઈર્ષા અને વેરવૃત્તિથી ભડકે બળી રહેલા માણસોએ ગાંડા બનીને અનેક વખતે એવી જબરી હોળી પ્રગટાવી છે કે એની આંચ આખા દેશને લાગી હતી અને તેની બળતરા સદીઓ થયાં ઠંડી પડી ન હતી. આવી હોળીના સંખ્યાબંધ દાખલાઓ હિંદના ઇતિહાસમાંથી મળી આવશે. કુટુંબ-કલહ અને કુસંપથી સત્તાને શિખરે ચડેલાં રાજ્યો પણ પડ્યાં છે. કુટુંબકલહ અને કુસંપે પૃથ્વીરાજ ચૌહાણની સત્તા તોડી મુસલમાનોને દેશમાં ઘાલ્યા. કુટુંબકલહ અને કુસંપને લીધે અનેક રાજ્યો પાયમાલ થઈ ગયાં અને અનેક કુટુંબો તારાજ થઈ ગયાં. ફૂલી ફાલી રહેલી મુગલ સત્તાને પણ કુસંપ અને અંદર અંદરના ઝગડાઓએ કેવા જબરા ધક્કા માર્યા તે ઇતિહાસપ્રસિદ્ધ છે. મુગલસત્તાની જામેલી જડ ઢીલી કરનારા અનેક બનાવો પૈકી એક ઝગડાનો ચિતાર આ પ્રકરણમાં અમો આપીએ છીએ.

શિવાજી મહારાજના સરદારો મહારાષ્ટ્રના મુગલ અમલદારોને થકવી રહ્યા હતા એ વખતે મુગલો મરાઠાઓનો જોઈએ તેવા બળથી સામનો ન કરી શક્યા એના અનેક કારણોમાં માંહોમાંહેનો કુસંપ એ એક મુખ્ય કારણ હતું. આ વખતે મુગલોની સ્થિતિ કંઈ જુદાજ પ્રકારની હતી. દક્ષિણના મુગલ અમલદારોમાં ઝગડો જામ્યો હતો. દુશ્મનની પરિસ્થિતિ ઉપર શિવાજી મહારાજની ઝીણી નજર હંમેશ રહેતી. દક્ષિણના મુગલોમાં ઝગડો ઉભો થયો છે એ વાત મહારાજની જાણ બહાર ન હતી. આ વખતે જે ઝગડો મુગલ અમલદારોમાં જાગ્યો હતો તે શિવાજી મહારાજે ઉભો કરેલો ન હતો. એ ભડકો તો માંહેમાંહેના ઘર્ષણથી એની મેળે જ ઉભો થયેલો હતો. દુશ્મનની નબળી સ્થિતિ દેખી તેને માટે દિલમાં દયા આણી તેને પોતાના નાશ માટે મજબૂત બનાવનાર તથા તેના ઉપર દયા લાવી એની સ્થિતિ સુધારવા દોડી જનાર ખાનદાનોની પંક્તિમાં શિવાજી મહારાજને મૂકી શકાય એવા એ નહતા. દુશ્મનની નબળી સ્થિતિનો જેટલો લાભ લેવાય તેટલો લઈ પોતાની જનહિતની યોજના ફળીભૂત કરવા

હંમેશ તત્પર રહેનાર શિવાજી મહારાજ હતા એટલે મુગલોની આ નબળી સ્થિતિનો એમણે લેવાય તેટલો લાભ લીધો અને મરાઠાઓની સત્તા મજબૂત કરી.

સરદાર દિલેરખાનની નવી ઓળખાણ કરાવવાની જરુર નથી. મિરઝારાજા જયસિંહની સાથે એમના હાથ નીચે બાદશાહે જે મુસલમાન સરદારને દક્ષિણમાં મોકલ્યો હતો તે દિલેરખાન આ વખતે ગોંડદેશમાં મુગલ અમલદાર તરીકે સત્તા ચલાવી રહ્યો હતો. બાદશાહે મરાઠાઓનું બળ આંક્યાને ૪૮ દિલેરખાનને ઔરંગાબાદ જઈ મરાઠાઓની સત્તા તોડવાના કામમાં શાહજાદાને પૂરેપુરી મદદ કરવા તાકીદનો હુકમ છોડ્યો હતો. ઈ. સ. ૧૬૭૦ ના એપ્રિલની ૧૨મી સુધીમાં ઔરંગાબાદ મુકામે શાહજાદાની હજુરમાં હાજર થવાનો એને હુકમ મળી ગયો હતો.

દિલેરખાન માર્ચના બીજા પખવાડીઆમાં ઔરંગાબાદ આવવા માટે નાગપુરથી નીકળ્યો હતો અને મજલ દડમજલ કુચ કરતો એપ્રિલના પહેલા અઠવાડીઆની આખર સુધીમાં એ ઔરંગાબાદની નજીકમાં આવી પહોંચ્યો હતો. ઈ. સ. ૧૬૬૭ના અરસામાં શાહજાદા અને દિલેરખાનના દિલ ઊંચાં થયાં હતાં. હજુ સુધી એ વેરની જ્વાળા બન્નેના હૃદયમાંથી બુઝાઈ ન હતી. એક બીજાનાં કૃત્યો બન્ને વહેમની નજરથી જોતા હતા. ઔરંગાબાદથી થોડા માઈલ દૂર દિલેરનો મુકામ પડ્યો હતો એટલે એને શાહજાદાએ મળવા આવવાનો તાકીદહુકમ મોકલ્યો. આ હુકમથી દિલેર ચમક્યો અને એને લાગ્યું કે શાહજાદા અને જસવંતસિંહ પાછલું વેર વસુલ કરવાની દાનતથી એને મળવા બોલાવે છે. આ વહેમ એના દિલમાં સજ્જડ બેસી ગયો હતો. શાહજાદા માટે કલુષિત થયેલા દિલને દાબવાનો વિચાર કરતાં દિલેરને લાગ્યું કે શાહજાદાના હુકમોના અનાદર કરવામાં રાજકીય દૃષ્ટિથી પણ એ ભૂલ કરે છે એટલે એણે શાહજાદાને મળવા જવાનો નિશ્ચય કર્યો. એક બે ફેરા તો એ મુઆઝીમને મળવા જવા માટે નીકળ્યો પણ ખરો. દિલેરે મન મક્કમ રાખી પ્રયત્ન કર્યા પણ દિલમાં વહેમ એટલો બધો ઊંડો પેસી ગયો હતો કે એ રસ્તામાંથી જ મળ્યા વગર પાછો આવતો અને નાદુરસ્ત તબિયત હોવાનું બહાનું બતાવી શાહજાદાને મળવાનું મોકૂફ રાખતો.

દિલેરખાન પોતાની સલામતી માટે શાહજાદાને મળવા જવાનું મોકૂફ રાખ્યા કરતો હતો પણ શાહજાદાના મનમાં તો દિલેરખાનના વર્તનથી વિરોધ વધ્યા જ કરતો હતો. દિલેરખાન ઈરાદાપૂર્વક માંદગીનાં ખોટાં બહાનાં બતાવીને મળવાનું મોકૂફ રાખે છે અને એમ કરવામાં એ એક પ્રકારની કપટબાજી ખેલી રહ્યો છે, એની બદદાનત છે અને એ રીતે એ શાહજાદાના હુકમનું અપમાન કરવા ઈચ્છે છે એમ મુઆઝીમે માની લીધું. રાજા જસવંતસિંહે મુઆઝીમની માન્યતા મજબૂત કરી. શાહજાદાના મનમાં દિલેર માટે જબરો વહેમ ભરાયો અને તે એટલે સુધી કે એણે દિલેરની વિરુદ્ધમાં બાદશાહને દિલ્હી લખી મોકલાવ્યું કે 'દિલેર તો શહેનશાહી સત્તા સામે બળવો જગાવવા ઈચ્છે છે.'

દિલેરને આ વાતની ખબર પડી એટલે એણે પણ બાદશાહને જણાવી દીધું કે શાહજાદા મુઆઝીમ શિવાજીની કપટજાળમાં સપડાઈ ગયા છે, એની યુક્તિના એ ભોગ થઈ પડ્યા છે. બન્નેનો મીઠો સંબંધ શાહજાદા જારી રાખવા ઈચ્છે છે અને તેથી જ શાહજાદા મરાઠાઓને બળવાન થતા અટકાવી શકતા નથી. શિવાજી સાથેના મીઠા સંબંધની આપણા લોકો ઉપર બહુ માઠી અસર થયેલી છે. લડાઈ માટે દારૂગોળો, માણસો વગેરે ભરપટે પૂરાં પાડવામાં આવે અને મારા હાથમાં દક્ષિણના મુગલ લશ્કરની કુલ સત્તા સોંપવામાં આવે તો બે વરસમાં આ મરાઠા સરદારને જમીનદોસ્ત કરી એની સત્તા નાબૂદ કરવાની જોખમદારી માથે લેવા હું તૈયાર છું.'

મુઆઝીમ અને દિલેરે એક બીજાને અંગે લખેલા પત્રો વહેમમાં ડૂબી ગયેલા ઔરંગઝેબને મળ્યા. આ વહેમી બાદશાહનો વહેમ વધ્યો. ઘડીમાં શાહજાદાનો પત્ર એને સાચો લાગતો અને દિલેરની

વિરૂદ્ધમાં વિચાર કરવા મંડી જતો. ઘડીમાં દિલેરનો પત્ર સાચો છે એમ માની મુઆઝીમના સંબંધમાં ઊંડા વિચારમાં પડી જતો. ઔરંગઝેબનું મન ઝોલે ચડ્યું. વિચાર કરતાં કરતાં બાદશાહને દિલેરના લખવામાં વધારે સત્ય હોય એમ લાગ્યું. મુઆઝીમ શિવાજી સાથે મીઠો સંબંધ રાખીને બાપ સામે બંડ ઉઠાવવાની તૈયારી કરતો હશે એમ બાદશાહને લાગ્યું. પોતે બાપની સામે સત્તાની લાલચે બળવો જગાડ્યો હતો એટલે પોતાનો છોકરો એ પગલે ચાલશે એમ એને લાગ્યું. બહુ વિચાર કરતાં ઔરંગઝેબની ખાતરી થવા લાગી કે શાહજાદા મુઆઝીમ મરાઠાઓ સાથે મળી ગયો છે. આ બન્ને મળી જવામાં પોત પોતાનો સ્વાર્થ સાધી રહ્યા છે. બન્નેને સામનો તો એકનોજ કરવાનો હતો એટલે બન્ને મળી ગયા છે એવી બાદશાહની ખાતરી થઈ ગઈ.

શાહજાદાની બેવફાઈની ખાતરી થઈ હતી છતાં બાદશાહ બાહોશ હોવાથી ઉતાવળીઓ ન થયો. ઔરંગઝેબને બદલે કોઈ સાધારણ બુદ્ધિવાળો બાદશાહ હોત તો આવા સંજોગોમાં વિવાહની વરસી કરી દેત પણ આ કુનેહબાજ બાદશાહે ડહાપણ વાપર્યું. એણે ન તો શાહજાદાને ઠપકો દીધો કે ન તો દિલેરને દબાવ્યો. તટસ્થ માણસ પાસે એની ઝીણવટથી તપાસ કરાવી ખરી બીના ખોળી કાઢી સાચા ગુનેગારને કડક શિક્ષા કરવાનો એણે નિશ્ચય કર્યો.

મુઆઝીમ અને દિલેરનો સંબંધ બગડ્યો હતો. દિલ ખાટાં થયાં હતાં. આવા સંજોગોમાં બન્ને એક બીજા ઉપર ભારેમાં ભારે આક્ષેપો મૂકે એ બનવાજોગ છે અને એ આક્ષેપો સંબંધી પૂરી તપાસ કર્યા સિવાય ફક્ત લાગણીવશ થઈ ઉશ્કેરાઈ જઈને નાહક કોઈને દુશ્મન બનાવવા બાદશાહ રાજી ન હતો. એણે આ બે બનાવની પૂરેપુરી તપાસ કરી સાચી હકીકત શી છે તે શોધી કાઢી ને તે સંબંધી વીગતવાર લખાણ બાદશાહ તરફ રવાના કરવા માટે પોતાના રાજમહેલના જવાબદાર અમલદાર (ખાન. ઈ. સામાન–chamberlain) ઈફ્તીઆરખાનને ખાસ સૂચના આપીને દક્ષિણ તરફ રવાના કર્યો. શિવાજી સાથે મુઆઝીમનો કેવો સંબંધ છે તેની ઝીણી તપાસ કરી શાહજાદા મુઆઝીમ બાદશાહ પ્રત્યે બેવફા બન્યો છે કે શું તે તપાસી બાદશાહને તાકીદે જણાવવા ખાસ સૂચના કરવામાં આવી હતી. શાહજાદાના લખવા મુજબ જો દિલેર ગુનેગાર હોય તો તેને હરપ્રયત્ને શાહજાદા સામે લઈ જઈ બાદશાહતની આબરૂ સચવાય એવી એને સજા કરી આ ગૂંચવાયલા કોકડાનો ખૂબ સંભાળથી અને ખૂબીથી નીકાલ આણવાની એને સત્તા આપી.

મુગલ દરબારમાં ઈફ્તીઆરખાનનો ભાઈ લાગવગ ધરાવતો અમલદાર હતો અને તે દિલેરનો દિલોજાન દોસ્ત હતો. દિલેરની તપાસ કરવાના સંબધમાં અને ગમે તેમ કરી તેની પાસે શાહજાદાના હુકમો પળાવવાના સંબધમાં અને બહુ જરૂરી માલમ પડે તેને સજા કરવાના સંબંધમાં બાદશાહે ખાનગીમાં ઈફ્તીઆરખાનને જે સૂચનાઓ આપી હતી તે તેણે છૂપી રીતે દિલેરને લખી મોકલી. દિલેર બાદશાહની ગોઠવણથી ચેતી ગયો હતો. શાહજાદાની જાળમાં નહિ ફસાઈ પડવા માટે એણે ખાસ ખબરદારી રાખી હતી.

ઈફ્તીઆરખાન દક્ષિણ આવી પહોંચ્યો અને દિલેરને મળ્યો. દિલેરને અનેક રીતે સમજાવવાનો એણે પ્રયત્ન કર્યો. દિલેર અને મુઆઝીમ વચ્ચે સમજુતી કરવા એણે ઘણા પ્રયત્નો કર્યા. શાહજાદાને મળવા જવા માટે દિલેરને એણે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ દિલેર એકનો બે ન થાય. શાહજાદાને મળવા જવામાં જરાએ જોખમ નથી એવી ઈફ્તીઆરખાને દિલેરને ખાતરી આપવા માંડી ત્યારે દિલેરે તેને તેના ભાઈએ આપેલી છૂપી ખબરવાળો પત્ર વંચાવ્યો. ઈફ્તીઆરખાન આ પત્ર વાંચી આભોજ બની ગયો. એ તો ભોંઠો પડી ગયો. પછી ઈફ્તીઆરખાને બાજી બદલી અને એણે દિલેરને બનતા સુધી શાહજાદાથી દૂર રહેવાની સલાહ આપી. આ તરફ દિલેરને આ સલાહ આપી અને મુઆઝીમને મળીને

એણે કંઈ બીજું જ કહ્યું. ધણીને કહે કે ધાડ અને ચોરને કહે કે દોડ એવી બાજી એ રમી ગયો. એને પરિણામે બન્ને વચ્ચેની કડવાશ ઘટવાને બદલે વધી. દક્ષિણના મુગલ અમલદારોની છાવણીઓમાં શું ચાલી રહ્યું છે તેની ઝીણામાં ઝીણી તપાસ કરવા માટે મહારાજે માણસો નીમ્યા હતા અને મુગલ છાવણીની છૂપી બાતમી મેળવવાની ગોઠવણ કરી હતી. જ્યારે આ બે વચ્ચે અણબનાવ વધ્યો, ત્યારે શિવાજી મહારાજે પ્રતાપરાવ ગુજ્જરને લશ્કર લઈ મુંગી પૈઠણ ઉપર ચઢાઈ કરવા મોકલ્યો. દિલેરને આ વાતની ખબર પડતાં જ એ તેની પાછળ પડ્યો પણ ઊંચા મન અને ખાટાં દિલની કામગીરી હતી એટલે કંઈ શુક્રવાર વળ્યો નહિ. મે માસમાં આ બનાવ બન્યાનું જણાય છે.

આવી કફોડી દશામાં દક્ષિણમાં રહેવા કરતાં બાદશાહની હજુરમાં રહેવું એ વધારે સારું છે, એમ વિચાર કરી હજુર તરફ જવા દિલેરે વિચાર કર્યો. દિલેરના દિલના વિચારો મુઆઝીમને કોઈએ કહ્યા એટલે એણે બાદશાહને તરતજ ખબર આપી કે ' દિલેર ખુલ્લી રીતે મારા હુકમનો અનાદર કરે છે અને ખાનનું બેફામ બનેલું લશ્કર આપણી પ્રજાને પીડે છે' આ પ્રમાણેનું લખાણ મુઆઝીમે બાદશાહ તરફ રવાના કર્યું અને તેની સાથે દિલેરના લશ્કર તરફથી રૈયતની થતી સતામણીના સંબંધના લેખી પુરાવા પણ મોકલી દીધા. આ પત્રમાં શાહજાદાએ શહેનશાહને એક ચેતવણી પણ આપી હતી કે ' ઉત્તર હિંદુસ્થાનમાં તોફાન કરવા માટે દિલેર અત્રેથી નીકળી ઉત્તરમાં જવાની તૈયારી કરી રહ્યો છે.' મુઆઝીમનો પત્ર વાંચી બાદશાહને દુખ થયું.

દિલેર જો આટલી હદે ગયો હોય તો તેને ઠેકાણે લાવવા અને તેની પાસે હુકમ પળાવવા માટે મુઆઝીમે ઘટિત કરવું એવો જવાબ શાહજાદાને બાદશાહ તરફથી મળી ગયો એટલે એના ઉપર પૂરેપુરું વેર લેવાનો મુઆઝીમે નિશ્ચય કર્યો. દિલેર જબરો યોદ્ધો હતો, અસામાન્ય લશ્કરી અમલદાર હતો. તેને દબાવવા માટે ભારે લશ્કરની જરુર પડશે એ મુઆઝીમ સમજી ગયો હતો એટલે એણે લશ્કર ભેગું કરવા માંડ્યું. દક્ષિણમાં જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં મુગલ થાણાંઓમાં લશ્કર હતું તેની કેટલીક ટુકડીઓ શાહજાદાના હુકમથી ભેગી કરવામાં આવી.

આ વખતે દિલેરખાન ચોમાસાની ઋતુમાં ગોદાવરી નદી નજીક મરાઠાઓનો સામનો કરી પડાવ નાંખીને પડ્યો હતો, ત્યાં તેને બાદશાહના ગુસ્સાની જાણ થઈ અને મુઆઝીમની તૈયારીની પણ બાતમી મળી. આ આફતો અને સંકટોથી દિલેર બહુ જ ગભરાઈ ગયો અને હવે ગમે તેવી રીતે આ આફતોમાંથી સહીસલામત નીકળી જવાનો એણે વિચાર કર્યો. પોતાની સાથે તંબુઓ, રાવટીઓ અને લડાઈનો કેટલોક વજનદાર સામાન હતો. દિલેરે તો નાસી જવાનો નિશ્ચય કર્યો હતો એટલે આ બધો સામાન પોતાની સાથે રાખી શકાય એમ ન હતું અને ત્યાંજ નાંખીને જતો રહે તો દુશ્મનના હાથમાં એ આવી જાય તેથી દુશ્મનના હાથમાં તંબુ, રાવટી વગેરે ન જાય તે માટે એવો બધો સામાન દિલેરે ત્યાંજ બાળી નાંખ્યો. સામાન બાળીને અને નાશ કરવા જેવો હતો તેનો નાશ કરીને સાથે લેવા જેવો હતો તે સાથે લઈ પોતાના ઘોડેસ્વારો સાથે દિલેર ગોદાવરી કિનારેથી નાઠો. કેટલેક ઠેકાણે તો એને ભરેલી નદીઓ, નાળાં, કોતર અને કોતરડાં ઓળંગવાં પડ્યાં. દિલેર અને એના માણસોએ નાસી જવામાં ભારે સાહસ ખેડ્યું હતું. કેટલેક ઠેકાણે એના માણસો પાણીમાં ડૂબીને અને કેટલેક ઠેકાણે તણાઈને મરણ પામ્યા. હાડમારી વેઠતો વેઠતો દિલેર ઉજ્જન જઈ પહોંચ્યો અને ત્યાં આરામ માટે રોકાયો.

દિલેર નાઠાના સમાચાર મુઆઝીમને મળ્યા એટલે એ એની પૂંઠે પડ્યો. મુઆઝીમ આગળ વધતો જ જતો હતો પણ ખાનદેશના બહાણપુર આગળ આવતાં સુબેદાર દાઉદખાને શાહજાદાને આગળ વધતો અટકાવ્યો અને પોતાની હદમાં થઈને નહિ જવા દેવાનું ચોખ્ખું સંભળાવી દીધું.

આવી સ્થિતિમાં મુઆઝીમે ત્યાંજ પડાવ નાંખ્યો. થોડા દિવસમાં બાદશાહ તરફથી ફરમાન આવી પહોંચ્યું કે ' મુઆઝીમે તાકીદે ઔરંગાબાદ પાછા જવું અને જસવંતસિંહે બીજો હુકમ આવતાં સુધી બહ્રાણુપુરમાં મુકામ રાખવો. આવી રીતે બાદશાહે આ બંનેની જોડી તોડી નાંખી. શહેનશાહના ફરમાન મુજબ મુઆઝીમ ઔરંગાબાદ પાછો ગયો અને જસવંતસિંહ બહ્રાણુપુરમાં રોકાયો.

દિલેરખાનની દશા બહુ દયામણી થઈ હતી. ગુજરાતના સૂબા બહાદુરખાનને એની બહુ દયા આવી. એણે દિલેરને પોતાના આશરા નીચે લીધો અને બાદશાહને એણે એના સંબંધમાં જણાવ્યું કે ' દિલેરખાન તદ્દન નિર્દોષ છે. એ શાહેનશાહ પ્રત્યે પૂરેપુરો વફાદાર છે. એની વફાદારી તો ઘણી વખત કસોટીએ ઉતરેલી છે. એણે મુગલ સલ્તનતની ભારે સેવા કરેલી છે. આજ સુધી એણે કરેલી સેવાએ એની વફાદારીની સાક્ષી પૂરે છે. જસવંતસિંહને અને એને અદાવત હોવાથી એણે તક જોઈને વેર વસુલ કરેલું છે. કેટલાક ખુશામતીઆએએ શાહજાદાના કાન દિલેરના સંબંધમાં ભંભેર્યા અને એના સંબંધમા એમનુ દિલ ખાટું કર્યું. બાદશાહે આવા વફાદાર સેવકને ક્ષમા બક્ષવી જોઈએ. હાલમાં એ મારી પાસે છે અને આજ પ્રાંતમાં મારી પાસે કાઠીઆવાડના ફોજદાર તરીકે નિમણૂક કરવા માટે મારી બાદશાહ સલામતને ચરણે વિનંતિ છે. ' બાદશાહ બહાદુરખાનના પત્રથી વિચારમાં પડ્યો.

મુઆઝીમને શિવાજીએ પોતાની જાળમાં સપડાવ્યો છે એવી બાદશાહને ખાતરી થતી ગઈ અને તેથી એની ચિંતા વધી હતી. શિવાજી નબરો ખેલાડી છે એટલે મુઆઝીમને રમકડું બનાવી એ મુગલાઈને ક્યારે થપ્પડ મારશે એવું નક્કી નહિ એમ એને લાગ્યાં જ કરતું હતું. આથી એ હંમેશ બેચેન રહેતો. મુઆઝીમને ઠેકાણે લાવવાની જરુર છે એમ બાદશાહને લાગ્યું એટલે એણે શાહજાદાની મા બેગમ નવાબબાઈને એની પાસે મોકલી. મુઆઝીમ બાદશાહ પ્રત્યે વફાદાર છે અને એના દિલમાં કોઈપણ જાતનું કપટ કે પાપ નથી એની નવાબબાઈને પૂરેપુરી ખાતરી થઈ અને એણે પોતાનો અનુભવ બાદશાહને જણાવી શાહજાદાની ખાતરી આપી. ઈક્તીઆરખાનનું પોગળ પણ બહાર પડી ગયું. એણે તો ' ધણીને કહે કે ધાડ અને ચોરને કહે કે દોડ ' એ બાજી ખેલીને માંહોમાંહેની કડવાશ વધારી હતી એ પણ બાદશાહની જાણમાં આવી ગયું, તેથી ઈક્તીઆરખાનને અને તેના ભાઈને શહેનશાહના હુકમની ખાનગી ખબર છૂપી રીતે બીજાને આપવાના ગુના માટે સખત સજા કરવામાં આવી. બેગમ નવાબબાઈએ બાદશાહના દિલની મુઆઝીમ માટે ખાતરી કરી આપી એટલે ઈક્તીઆરખાને શાહજાદાની વિરુદ્ધમાં જે લખાણ કર્યાં હતાં તે માટે બાદશાહ તેના ઉપર ક્રોધે ભરાયો.

માંહોમાંહેના ઝગડાને લીધે મુગલો મરાઠાઓની સામે મોરચા માંડી ન શક્યા. મુગલ અમલદારોમાં સડો પેઠો છે, એકબીજાનાં દિલ ઊંચા થયાં છે વગેરે ખબરો મરાઠાઓને મળતી તેનો તે લોકો બરાબર લાભ ઉઠાવતા. શિવાજી મહારાજે મુગલોની નબળાઈનો લાભ લીધો. શિવાજી મહારાજે આ વરસમાં ઘણી જીતો મેળવી હતી અને દેશમા એમણે પોતાનો દરજ્જો પણ ખૂબ વધારી દીધો હતો. સુરતના અંગ્રેજ કોઠીવાળાએ હિંદની હકીકત પોતાને દેશ મોકલતા તેમાં તેમણે શિવાજી મહારાજના સંબંધમાં જણાવ્યું હતું કે ' હવે શિવાજી પહેલાના જેવો ચોરની માફક આમતેમ રખડતો નથી પણ હવે તો ૩૦૦૦૦ (ત્રીસહજાર) લશ્કરી સિપાહીએ સાથે એક રાજાની માફક દિગ્વિજય કરતો ફરે છે. શાહજાદો નજીકમાં હોય છતાં એ એને અટકાવી શકતો નથી. કલ્યાણ ભીમડી પણ હવે શિવાજીના કબજામાં આવી ગઈ છે. આ પ્રાંત એની પાસે જ રહે તો સારુ, કારણ મુસલમાન પાડોશી રહે તેના કરતાં શિવાજીનો પાડોશ અમને વધારે ગમે છે ' ( શિ. પ. ખંડ ૧. નં. ૧૨૯૫ ).

## ૩. કટાર અને કલમની સરખી કદર.

શિવાજી મહારાજ સમરાંગણમાં શૂરા હતા, રણે ચડે રજપૂત હતા, એ આપણે એમના જીવનના અનેક પ્રસંગો ઉપરથી જોઈ શકયા છીએ. ઘણા શૂરવીર રાજાઓ સમરના શોખીન હોય છે, મુલકો જીતવાનો એમને ખૂબ મોહ હોય છે, કેટલાકને તો લડાઈઓ વગર ચેન જ પડતું નથી. રાજા શૂરવીર હોય તેથી એની પ્રજા સુખી હોય જ એમ ન કહેવાય. રાજા શૂરવીર હોય, હિંમતબાજ હોય, શત્રુઓ એનાથી થરથર કાંપે એવી ખ્યાતિ હોય છતાં એની પ્રજા દુખી હોય. પ્રજાનું સુખ રાજાની હિંમત અને સાહસિકવૃત્તિ ઉપર આધાર રાખે છે એ વાત ખરી પણ એટલા સદ્ગુણોથી જ પ્રજા સુખી ન થાય. શૌર્ય અને હિંમતની સાથે રાજામાં રાજતંત્ર ચલાવવાની કુનેહ, પ્રજાની લાગણી અને અંમલદારોનું વલણ સમજવાની ઝીણવટ ન હોય અને પ્રજાને સુખી રાખવાની ચિંતા તથા મુલકને આબાદ કરવાની ધગશ ન હોય તો રાજા શૂરવીર અને હિંમતબાજ હોવા છતાં પ્રજા અનેક પ્રકારની આફતોમાં રીબાવાની. ઘણા શૂરવીર રાજાઓની દૃષ્ટિ મુલકો જીતવા ઉપર જ હોવાથી એના રાજ્યના અમલદારો નીરંકુશપણે પ્રજાને પીલે છે અને રાજ્યમાં અંધેર ચાલે છે. રાજ્ય ચલાવનાર અમલદારો પોતાની પ્રજા પ્રત્યે કેવું વર્તન રાખે છે તેની ઝીણવટથી જે રાજા તપાસ નથી રાખતો તેના રાજ્યના નોકરો, અમલદારો, અધિકારીઓ પ્રજાને રંજાડે છે અને જેની પ્રજા દુખી તેના રાજ્યનો પાયો પણ નબળોજ સમજવો. ફક્ત મુલકો જીતવાની ધૂન જ જે રાજાને લાગી હોય અને રાજ્યમાં પ્રજા કેટલી સુખી છે, પ્રજાને સુખકર્તા નીવડે એવી જાતનું રાજતંત્ર ચલાવવામાં કયો અમલદાર પાવરધો છે, તેની તપાસ પણ ન કરે તો એવા રાજાની પ્રજા ભાગ્યે જ સુખી હોય છે. શિવાજી મહારાજ પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કરતા અને મુલકો જીતતા પણ જીત્યા પછી જીતેલા મુલકની વાજબી કદર થતી. જે ધંધાની વધારે કદર થાય, ગુણ ગવાય, તેજ ધંધા તરફ માણસોનું દિલ આકર્ષાય એ સ્વાભાવિક છે. તે જમાનામાં સમરકળાના પાવરધા પુરુષની કદર થતી હોવાથી ઘણાઓને યોદ્ધાઓ થવાનું મન થતું. એવી સ્થિતિ હોવાથી રાજધુરંધર પુરુષો જોઈએ તેટલા પ્રમાણમાં પાકતા નહિ. તે જમાનામાં યોદ્ધાઓના કામની જેવી કદર થતી તેવું ઉત્તેજન રાજ્યદ્વારી મુત્સદ્દીને, રાજ્યધુરંધર પુરુષોને, રાજતંત્ર ચલાવનાર કુશળ અને કુનેહબાજ અમલદારોને મળતું ન હતું. રણાંગણ ઉપરના શૌર્ય અને હિંમત માટે વીર પુરુષને જેટલું ઉત્તેજન ઘટે છે, તેટલું જ ઉત્તેજન પ્રજાને સુખી કરવાના ઉદ્દેશો હૈયે રાખી રાજતંત્ર ચલાવનાર, કારભાર કરનાર જવાબદાર અમલદારને ઘટે છે એ વાત શિવાજી મહારાજને ગળે ઉતરી હતી.

શિવાજી મહારાજ યોદ્ધાઓની કદર કરવામાં કોઈથી જરાએ ઉતરે એવા ન હતા પણ એકલા યોદ્ધાની કદર કરીને જ એ સંતોષ માનતા નહિ. રાજતંત્ર સુંદર રીતે ચલાવનાર વિશ્વાસપાત્ર અમલદારોના કામની પણ તે તેવીજ રીતે કદર કરતા. શિવાજી મહારાજના રાજ્યમાં કટારની જેટલી કદર થતી તેટલીજ કદર કલમની પણ થતી.

શૌર્ય અને કુનેહથી મુલકો જીતી, જીતેલા મુલકોની તરતજ સારી વ્યવસ્થા કરી પ્રજાને સત્વર સુખી કરવાની ખબરદારી રાખનારા રાજાઓ બહુ ઓછા હોય છે અને તેવા ઓછાની પંક્તિમાં આપણે શિવાજી મહારાજને અગ્રસ્થાને મૂકી શકીએ.

'મુલકો જીતનારના કામની જેટલી અને જેવી કદર મારા રાજ્યમાં થશે તેટલી અને તેવી કદર મારા રાજ્યમાં સુવ્યવસ્થા સ્થાપનાર કુશળ અને પ્રમાણિક અમલદારની થશે.' એવા વિચારો શિવાજી મહારાજે દર્શાવેલા છે. આ વિચારો પ્રમાણે એમણે વર્તન પણ કરેલું હતું. એ સંબંધમાં બનેલો એક બનાવ નીચે આપીએ છીએ.

એક વખતે મહારાજના એક વિશ્વાસપાત્ર અમલદાર નિળોપંત મુઝુમદારે મહારાજને કહ્યું કે

'મહારાજ! આ લડાઈના દિવસો છે. મારા હાથમાંનું દફતર આપ બીજાને આપો. મારી કલમ બીજાને આપવા મને ફરમાન કરો તો હું હાથમાં કટાર લઈ બીજા યોદ્ધાઓની માફક યુદ્ધમાં પરાક્રમ કરી યથાશક્તિ મહારાજની સેવા કરીશ. હું પણ સમરના દાવ જાણું છું, રણની રમત હું પણ રમેલો છું. મહારાજ! મને કૃપા કરી યુદ્ધમાં જવાની તક આપો. મારી મહારાજને ચરણે આટલી વિનંતિ છે.' નિળોપંતના શબ્દો સાંભળી લઈ મહારાજ વિચારમાં પડ્યા. થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યા 'નિળોપંત! તમે તો કટારમાં કુશળ છો તેમ કલમમાં પણ કુશળ છો. તમે તો રાજકારભારના કામમાં પાવરધા છો. મારી પ્રજા સુખી થાય એવી રીતે તમે રાજતંત્ર ચલાવીને મને અનેક વખતે સંતોષ આપ્યો છે. તમારા વ્યવસ્થાશક્તિ અને કાર્યદક્ષતા માટે મને બહુ ઊંચો અભિપ્રાય છે. પ્રજા માટે અંતઃકરણમાં પુત્રવત પ્રેમ રાખી બહારથી પૂરેપુરો દાબ રાખવાની કળા તમારામાં પૂરેપુરી વિકાસ પામેલી છે. તમે કલમબહાદુર છો. તમારી કલમે આ રાજ્યની અજબ સેવા કરી છે. યોદ્ધો રણમાં જીત મેળવીને રાજ્યની મર્યાદા વધારે છે ત્યારે તમારા જેવો કુનેહબાજ મુત્સદ્દી રાજ્યનો પાયો મજબૂત કરે છે. યોદ્ધાની સેવા કરતાં તમારી સેવા કંઇ ઓછી નથી. રાજ્યને વધારનાર અને રાજ્યને મજબૂત કરનાર બંનેની સેવાને હું પ્રમાણમાં સરખી ગણું છું. રાજ્યની સેવામાં તમે કોઈપણ યોદ્ધા કરતાં ઉતરતા નથી. નિળોપંત જે કરી રહ્યા છો તે કરો.' મહારાજના શબ્દો નિળોપંતે સાંભળ્યા પણ તેને સંતોષ થયો નહિ અને બોલ્યોઃ—'મહારાજ! કારકુનનું કામ તો કોઈ કરશે. આજ કાલ તો લડાઈના કામનું મહત્ત્વ છે. કદર તો યોદ્ધાના કામનીજ થાય છે. કૃપા કરી લડાઈમાં જવાની મને રજા આપો હું મુલક સર કરી, ગઢ જીતી મહારાજને મારા કામથી પૂરેપુરો સંતોષ આપીશ. સમરાંગણ ઉપર આ સેવક પણ કંઈ સેવા કરી બતાવશે. સ. મોરોપંત પિંગળે જે સેવા કરી રહ્યા છે તેવા પ્રકારની સેવા આ સેવક પણ કરવાનો પ્રયાસ કરશે. મહારાજ! મને રણે જવાની રજા આપો.' શિવાજી મહારાજ 'મુઝુમદાર! તમારી ભૂલ થાય છે. તેજ રાજ્ય બરોબર મજબૂત થાય અને પ્રજાને લાભદાયક નીવડે કે જે રાજ્યમાં મુલકો જીતનાર અને મુલકોની સુવ્યવસ્થા કરનાર બંને વર્ગ પોતપોતાની ફરજમાં મક્કમ રહી સુંદર કામ કરી બતાવે. મુલકો જીતનારાઓ મુલકો જીત્યાજ કરે અને વ્યવસ્થા કરનારાઓ વ્યવસ્થાના કામમાં મંડ્યા રહે. રાજ્યના મજબૂતી માટે આ બંને પ્રકારના અમલદારોની જરુર છે. આ બે વર્ગ તો નમુનેદાર રાજ્યરથના બે ચક્ર જેવા છે. પોતપોતાના કામમાં બંને કુશળ હોય તો તે બંનેની સરખીજ કદર થાય. મુલકો જીતનારની રાજ્યને જેટલી જરુર છે તેટલીજ જરુર રાજ્યને સુવ્યવસ્થિત કરનાર અને પ્રજાને સંતોષ આપી રાજ્યની મજબૂતી વધારનાર કુશળ કલમ બહાદુરોની પણ છે. મોરોપંત પિંગળે અને પ્રતાપરાવ ગુજ્જર વગેરેની મને મુલકો જીતવાના કામમાં જેટલી જરુર છે તેટલીજ જરુર તમારી, મારા રાજ્યની સુવ્યવસ્થા માટે છે. સમરાંગણમાં લડાઈની બાબતોમાં, વ્યૂહરચનામાં, ઘેરા ઘાલવામાં મને એમના ઉપર જેટલો વિશ્વાસ છે તેટલોજ વિશ્વાસ મને કારકુન વર્ગ ઉપર, મુત્સદ્દીપણે રાજતંત્ર ચલાવનારાઓ ઉપર છે.'

આવી રીતે સમજાવીને મહારાજે નિળોપંતને રાજ્ય વ્યવસ્થાના કામમાં જ રાખ્યા. મુઝુમદારે કેટલીક માગણીઓ કરી કેટલીક સગવડો રજૂ કરી તે સર્વ મહારાજે મંજુર કરી. એક કાબેલ રાજા તરીકે મહારાજ રાજ્યના બધા ખાતાંઓ બહુ ઝીણી નજરથી તપાસતા. મહારાજ દરેક જવાબદાર અમલદારનાં કૃત્યો, તેમની સેવા બહુ બારીકાઈથી તપાસી તેમની યોગ્ય કદર કરતા. રાજ્યની સુવ્યવસ્થા એજ રાજ્યની મજબૂતી છે એમ એ માનતા. તલવારના જોરથી મુલકો જીત્યા પણ પ્રજાના સંતોષ વડે જ રાજ્ય મજબૂત બને છે. એની એમને ખાતરી હતી. પ્રજાનો અસંતોષ એ બહુ જલદ દારૂગોળો છે અને તે કયે વખતે ફાટી નીકળશે તે કોઈ કહી શકતું નથી પણ જ્યારે તે ફૂટે ત્યારે ભારેમાં ભારે બળવાળા રાજ્યો પણ જમીનદોસ્ત થાય છે. પ્રજાને સંતોષ આપવા માટે સુંદર રાજતંત્રની જરુર

હોય છે અને તે સુંદર તંત્રને સુંદર રીતે અમલમાં મૂકનારની પણ ખાસ જરુર હોય છે. રાજકાજમાં કાબેલ અને કુનેહવાળા પ્રમાણિક અમલદારો ન હોય તો યોદ્ધાઓ બળવાન હોવા છતાં રાજ્યને ટકાવવું મુશ્કેલ થઈ પડે છે એ મહારાજ જાણતા હતા એટલે મહારાજ તો કટારની કદર કરતા અને કલમની પણ કદર કરતા. કટાર અને કલમ એ બન્નેને જે રાજા સંતોષે તેનું રાજ મજબૂત થયા વગર રહેજ નહિ. મહારાજ પોતાના અમલદારોના કામની કદર બુજી રાજ્યના સદ્‌ગુણી પુરુષોને ઉત્તેજન આપતા.

## ૪. સુરત ઉપર બાજીવાર ચડાઈ.

જંજીરાના સીદી સાથે શિવાજી મહારાજને ઘણા વખતથી તકરાર ચાલતી હતી. એને-અંગે અવારનવાર લડાઈઓ પણ થતી. દરેક વખતે જંજીરા મહારાજની ચુંગાલમાંથી છટકી જતું. સીદીએ મુગલોનો આશ્રય લીધો હતો. સુરતનો અમલદાર સીદીને આ લડાઈમાં મદદ કરતો હતો એટલે શિવાજી મહારાજે સુરત ઉપર ચડાઈ કરી એ અમલદારને સીધો કરવાનો વિચાર કર્યો. આ માટે સુરતની સંપૂર્ણ માહિતી મેળવવા પોતાના નજરબાજખાતાનાં માણસોને રવાના કર્યાં.

આ દરમિયાન સુરતમાં અવારનવાર અફવા ઉડવા માંડી કે ' શિવાજી આવે છે.' લોકો આ ખબરો સાંભળી ગામ છોડી ભાગી જતા. આમ વારંવાર બન્યાથી લોકો સમજ્યા કે આ બધી ખોટી ખબરો છે. ધીમે ધીમે લોકો આ ખબરોથી ટેવાઈ ગયા. એક વખત સુરતમાં વાત આવી કે શિવાજી પોતાનું લશ્કર લઈ સુરત નજીક આવી પહોંચ્યો છે. સુરતનો મુગલ અમલદાર પોતાનું લશ્કર લઈ બહાર નીકળ્યો. શિવાજીની રાહ જોઈ થાક્યો પણ કોઈ આવ્યું નહિ.

ઈ. સ. ૧૬૭૦ ના સપ્ટેમ્બર માસમાં સુરતનો મુગલ અમલદાર મરણ પામ્યો અને તેની જગ્યાએ નવો સૂબેદાર નીમાયો.

સુરતના મુગલ અમલદારે જંજીરાના સીદીને પોતાની સામે મદદ કરી ત્યારથી જ મહારાજે સુરત ઉપર ચડાઈ કરવાની તૈયારીઓ કરવા માંડી હતી. સુરતની સ્થિતિની ખરી હકીકત મેળવવા માટે મહારાજે પોતાના વિશ્વાસુ માણસોને રવાના કર્યા હતા, તે માણસો જે ખબર લાવે તે ઉપર ચડાઈના કાર્યક્રમનો સઘળો આધાર હતો. મહારાજે કલ્યાણ મુકામે મરાઠા લશ્કર ભેગું કરવા માંડયું હતું તે સાંભળીને લોકો તર્કવિતર્ક કરતા હતા. આ તૈયારી ઉપરથી ઘણા માણસોનું માનવું હતું કે મહારાજ ગુજરાત ઉપર ચડાઈ કરવાની તૈયારી કરી રહ્યા છે. કલ્યાણની તૈયારી ઉપરથી અંગ્રેજો અને બીજા પરદેશી વહેપારીઓ મહારાજનો કાર્યક્રમ કળી ગયા હતા. મરાઠાઓની ચડાઈ સામે બચાવ કરવાના પગલાં, પરદેશી વહેપારીઓ સુરતમાં લઈ રહ્યા હતા. પરદેશી કોઠીવાળાઓએ પોતાના માલને વગે કરી દીધો હતો.

મહારાજનું નજરબાજખાતું બહુ ચાલાક અને હોશિયાર હતું. આ ખાતાના માણસો ભરોંસાપાત્ર અને ભાવનાવાળા હતા. એવા ધર્માભિમાની વફાદર સેવકોની અનેરી સેવાને લીધે જ શિવાજી મહારાજની કારકિર્દિ ઝળકી ઉઠી અને એમની ધારેલી નેમ પાર પડી હતી. સુરતની સ્થિતિ કેવી છે, લોકો સાવધ છે કે બેસાવધ, શહેરના બચાવ માટે લશ્કર કેટલું છે, સુરતની કુમકે આજુબાજુથી આફત વખતે કેટલું લશ્કર ભેગું થઈ શકે એમ છે, પરદેશી કોઠીવાળાઓનું બળ કેટલું છે, વગેરે હકીકત જાણવા માટે મહારાજ પોતાના માણસોની રાહ જોતા હતા.

સુરતનો જૂનો સૂબેદાર ગુજરી ગયો હતો અને તેની જગ્યાએ નવો આવી ગયો હતો. નવો અમલદાર સુરતની પરિસ્થિતિથી પૂરેપુરો વાકેફ ન હતો. શિવાજીની ચડાઈની વાતો પાછી સંભળાવા લાગી એટલે જૂના અનુભવીઓએ આવી અફવાઓ વારંવાર સુરતમાં ફેલાય છે એવો પોતાનો અનુભવ મુગલ અમલદારને જણાવ્યો. આવી અફવાઓ વારંવાર જૂઠી નીવડયાનું પણ એમણે જણાવ્યું એટલે

સુબેદાર આવતી આફત માટે તદ્દન બેસાવધ રહ્યો હતો. સુરતના રક્ષણ માટે જે લશ્કર શાહજાદાએ મોકલ્યું હતું તે શિવાજીની ચડાઈની અફવાઓ જુઠી માલમ પડવાથી અને વધારાનું લશ્કર બીનજરુરી લાગવાથી તથા બીજે ઠેકાણે વધારે લશ્કરની જરુર જણાયાથી સુરતમાં રાખવામાં આવેલું લશ્કર શાહજાદા મુઆઝીમના હુકમથી ત્યાંથી ખસેડવામાં આવ્યું હતું. વધારાનું લશ્કર બીજે ઠેકાણે લઈ જવામાં આવ્યું એટલે શહેરના રક્ષણ માટે ફક્ત ૩૦૦ માણસો જ રહ્યાં હતાં. કોઠીવાળાઓએ પોતાના માલની વ્યવસ્થા કરી દીધી છતાં મુગલ સુબેદાર બેસાવધ રહ્યો. મુખ્ય અમલદાર બેસાવધ છે, રૈયત બેસાવધ છે, શહેરના રક્ષણ માટે ફક્ત ૩૦૦ માણસો જ રાખવામાં આવ્યા છે, વગેરે ખબરો મહારાજને એમના જાસૂસે જણાવી, એટલે મહારાજે નીકળવાનો નિશ્ચય કર્યો.

પોતાના વિશ્વાસપાત્ર જાસૂસે જણાવેલી ખબરો ઉપર મહારાજે દીર્ઘદૃષ્ટિ દોડાવી વિચાર કર્યો અને સુરત ઉપર ચડાઈ કરવા માટે મહારાજ ૧૫૦૦૦ ઘોડેસવારોને લઈને કલ્યાણથી નીકળ્યા.

તા ૨ જી ઑક્ટોબરને રોજ સુરતમાં ખબર આવી કે શિવાજી મહારાજ આસરે ૨૦ માઈલ દૂર આવી પહોંચ્યા છે. લોકોએ એની ખાતરી કરી લીધી અને જેનાથી જ્યાં નસાય ત્યાં નાઠા. શ્રીમંતો, મોટા વહેપારીઓ, સરકારી અમલદારો અને નોકરો તે દિવસે અને તે રાત્રે શહેર છોડીને નાસી ગયા.

તા. ૩જી ઑક્ટોબર ૧૬૭૦ને રોજ શિવાજી મહારાજ પોતાના લશ્કર સાથે સુરત શહેરમાં આવી પુહોચ્યા. મુગલ લશ્કર સાથે મરાઠાઓને નામની ઝપાઝપી થઈ. મુગલ લશ્કર નાસી ગયું. નગર નધણીઆતું થઈ ગયું મરાઠાઓએ સુરતનો કબજો લીધો અને શહેરમાં લૂંટ ચલાવી. પરદેશી વેપારીઓને પણ ફાળ તો પડી હતી. સુરત બંદર એ વેપારનું જબરું મથક હતું. લાખો રૂપિયાનો વેપાર આ નગરમાં દરરોજ થતો.

શિવાજી મહારાજે ચડાઈ કરી તે દિવાળીના દિવસો હતા. દિવાળી એ વેપારીઓનો તહેવાર તેથી દિવાળી નિમિત્તે વેપારીઓએ અને શ્રીમંતોએ પોતાનું જવાહીર, દરદાગીના, અમુલ્ય વસ્તુઓ, કીમતી ચીજો બહાર કાઢી હતી. આ સ્થિતિનો મરાઠાઓએ પૂરેપુરો લાભ ઉઠાવ્યો. અંગ્રેજ અને ડચ કોઠીવાળાઓને શિવાજી મહારાજે સતાવ્યા નહિ. ફ્રેંચ કોઠીવાળાઓ મહારાજ સાથે સારો સંબંધ રાખતા હતા. અંગ્રેજ અને ફ્રેંચોની કોઠીઓ હતી તેની વચમાં કેટલીક સરાઈઓ ( ધર્મશાળાઓ ) હતી. આ સરાઈના મકાનો આલીશાન હતાં. રાજકુટુંબો પણ એનો ઉપયોગ કરી શકે એવી સગવડ અને વ્યવસ્થા વાળાં હતાં. એ સરાઈઓમાં નવી સરાઈ અને તાતાર સરાઈના મકાનો તો કેવળ રાજમહેલ જેવાં હતાં. આ સરાઇઓમાં ઘણી વખતે મોટા મોટા અમલદારો અને રાજકુટુંબીઓ પોતાના પ્રવાસ દરમિયાન મુકામ કરતા. મહારાજે ચડાઈ કરી ત્યારે આમાંની એક સરાઈમાં કાશગરનો માજી સુલતાન જે ઔરંગઝેબ બાદશાહને શરણે આવ્યો હતો અને જે મક્કાની હજ કરીને પાછો ફર્યો હતો તેનો મુકામ હતો. આ સુલતાનના મુકામની ખબર મહારાજને પડી. એ સરાઈ ઉપર મરાઠાઓએ ધસારો કર્યો. સુલતાન અબ્દુલ્લાખાન પાસે પુષ્કળ ધન હતું અને એ એક જબરા સુલતાનને શોભે એવા વૈભવવિલાસ અને રુઆબમાં રહેતો હતો. ઔરંગઝેબ બાદશાહે આ સુલતાનને ભારે કિંમતની સોનાની પાલખી અને બીજી અનેક અમૂલ્ય વસ્તુઓ ભેટ આપી હતી, તે તથા સુલતાનની પાસે પોતાનું ઘણું ધન હતું, તે બધું તેની સાથે આ સરાઈમાં જ હતું. મરાઠાઓએ આ સરાઈ ઉપર હલ્લો કર્યો ત્યારે સુલતાન અબ્દુલ્લાખાનના માણસો મરાઠાદળની સામા થયા. બન્ને વચ્ચે ઠીક ઠીક ઝપાઝપી થઈ. મરાઠાઓની સંખ્યા બહુ મોટી હતી એટલે સુલતાનના માણસો ટકી શક્યાં નહિ. આખરે પોતાની સ્થિતિ બહુ નબળી માલમ પડવાથી અને મુગલો તરફથી કોઈપણ રીતે બચાવ થઈ શકે એમ નથી એની ખાતરી થવાથી સુલતાન અબ્દુલ્લાખાન અને તેનાં માણસો રાત્રે નાસીને કિલ્લામાં ભરાયા. મરાઠાઓએ સરાઈ

લૂંટી અને આ સુલતાનના કબજામાં જે ઝવેરાત, સોનું, રૂપું વગેરે કીમતી વસ્તુઓ હતી તે બધી લૂંટી લીધી. ઔરંગઝેબ બાદશાહે આપેલી સુવર્ણ પાલખી અને બીજી કીમતી વસ્તુઓ મરાઠાઓને હાથ લાગી. નવી સરાઈમાં તુર્ક લોકોએ મરાઠાઓનો સામનો કર્યો અને ત્યાં પણ ઝપાઝપીઓ થઈ. અંગ્રેજ કોઠીવાળાઓની સાથે પણ મરાઠાઓને ઝપાઝપીઓ થઈ. મરાઠાઓ કોઠી નજીક આવ્યા એટલે અંગ્રેજોએ સામનો કર્યો અને શરૂઆતમાં તો બન્ને વચ્ચે ઠીક ઠીક ગરમાગરમી ચાલી, પણ તરતજ અંગ્રેજ પ્રતિનિધિઓ શિવાજી મહારાજને રૂબરૂમાં મળ્યા. બન્ને વચ્ચે વાતચીત થઈ. અંગ્રેજ પ્રતિનિધિઓ સાથે શિવાજી મહારાજે બહુ માયાળુ વર્તન રાખ્યું હતું.

અંગ્રેજોએ મહારાજને કીરમજી રંગનું કાપડ, તલવારના પાના અને સુંદર ચાકુઓનું નજરાણું કર્યું. નજરાણાની વસ્તુઓ અને તેની કિંમત તરફ મહારાજે ધ્યાન ન આપ્યું પણ આ કોઠીવાળાઓએ મરાઠાઓની સત્તા સ્વીકારી પોતાની શક્તિ મુજબ નજરાણું ધર્યું તેથી તે આનંદથી એમણે સ્વીકાર્યું. આ નજરાણું સ્વીકારતાં મહારાજે એમને અંગ્રેજો પ્રત્યે સ્નેહની લાગણી છે એમ એમના પ્રતિનિધિઓને જણાવ્યું અને એમની સાથે હસ્તધૂનન કર્યું. હસ્તધૂનન કરતાં એમણે જણાવ્યું કે અંગ્રેજોને મરાઠાઓ તરફથી ઉપદ્રવ થશે નહિ. એમણે ખુશીથી રાજાપુર જઈ પોતાનો વેપાર કરવો.

સુરત શહેરના નામાંકિત ધનવાન વેપારીઓની દુકાનો અને શ્રીમંતોના ઘરો મરાઠાઓએ લૂંટ્યાં. શહેરમાં ૩ દિવસ સુધી લૂંટફાટ ચાલી. આ લૂંટમાં શિવાજી મહારાજે સોનું, રૂપું, જવાહિર, વગેરે મળી આસરે ૬૬ લાખ રૂપિયાની માલમતા મળી (પ્રો. સરકાર).

તા. ૫ મી ઑક્ટોબરે બપોરે મહારાજે એકદમ સુરત છોડયું. જેવા અચાનક એ સુરતમાં આવી પહોંચ્યા હતા તેવાજ અચાનક એ ચાલ્યા ગયા. જતી વખતે સુરતના ધનિકો અને વેપારીઓ જોગ ધમકીપત્ર મૂકી ગયા. આ પત્રમાં એમણે જણાવ્યું હતું કે:—' દર વરસે જો ૧૨ લાખ રૂપિયાની ખંડણી સુરત શહેર તરફથી મને મોકલવામાં નહિ આવે તો હું ફરીથી ચડાઈ કરીશ અને શહેરની પાયમાલી કરીશ.'

શિવાજી મહારાજની પૂંઠ ફરી એટલે શહેરના શહેરીઓને બળીઆ માણસોએ લૂંટવાનું શરૂ કર્યું. એસ. માસ્તરની સરદારી નીચે અંગ્રેજ ખલાસીઓ પણ લૂંટારા બન્યા અને એમણે પણ સુરત લૂંટવામાં ભાગ લીધો. (પ્રો. સરકાર)

### ૫. સુંવાલીની લે મેલ.

સુરતથી આસરે ૮–૧૦ માઈલ દૂર તાપી નદીના બારામાં સુંવાલી નામનું એક નાનું બંદર છે. અંગ્રેજ, ડચ, ફ્રેંચ અને બીજા પરદેશી વેપારીઓએ આ બંદરમાં પોતાની વખારો પોતાની સગવડ ખાતર રાખી હતી. મરાઠાઓની બીકથી સુરતથી નાસી ગયેલા ઘણા વેપારીઓ અને અમલદારોએ આ બંદરમાં આશ્રય લીધો હતો. આ બંદરમાં સુરતથી સહીસલામતી માટે નાસેલા આરમીનિયન વેપારીઓ અને શહેનશાહની સરકારના સુરત જકાતખાતાના વડા કાઝી જેવા જવાબદાર અમલદારો પણ આવીને ભરાયા હતા. તા. ૩ જીએ સુંવાલીમાં ખબર આવી કે શિવાજી મહારાજ પોતાના લશ્કરમાંથી કેટલીક ટુકડીઓ સુરતની આજુબાજુના ગામડાંઓ લૂંટવા માટે મોકલવાના છે. જીવ બચાવવા માટે જીવ લઈને ભાગી ગયેલા સુંવાળા માણસોએ જ્યારે આ વાત સુંવાલી બંદરમાં સાંભળી ત્યારે તો એમની લે મેલ થઈ રહી. 'ઘરની લ્હાયે વનમાં ગયા અને વનમાં લાગી લ્હાય' એવું કેટલાકને લાગ્યું. સહીસલામતી અને સંરક્ષણ માટે સુરતથી સુંવાલી સીધાવેલા સદ્ગૃહસ્થોનો સીતારો સીકંદર હતો એટલે શિવાજી મહારાજે રવાના કરેલી ટુકડી તે બંદરે ન જઈ શકી અને તેથી બધા બચ્યા. મહારાજ સુરતથી ચાલી ગયાના ચોક્કસ સમાચાર સાંભળ્યા પછી તેમના જીવમાં જીવ આવ્યો.

શિવાજી મહારાજે આખું સુરત શહેર લૂંટયું. ધર્મશાળાઓ, સરાઇઓ ઉપર પણ હલ્લા કરી તેમાં મુકામ કરી રહેલા ધનવાન મુસાફરોને પણ મરાઠાઓએ લૂંટયા. એમની ચુંગાલમાંથી કોઈપણ છટકી શકે એમ ન હતું, એવી સ્થિતિ હોવા છતા, તે સમયે મરાઠાઓની ધારે તેને લૂંટી શકે એવી સ્થિતિ હોવા છતાં સુરત શહેરમાંની અંગ્રેજ, ડચ અને ફ્રેંચ વેપારીઓની કોઠીઓ ન લૂંટી અને બીજા બધાંને આંચ આવી તેથી બાદશાહને અને બીજા ઘણાઓને એવો વહેમ આવ્યો કે આ પરદેશી વેપારીઓથી શિવાજી મહારાજ મળી ગયેલા છે. આ વહેમને પરિણામે પરદેશી વેપારીઓને એમને મળતી વેપારની છૂટછાટમાં કેટલુંક ખમવું પણ પડ્યું હતું.

શિવાજી મહારાજ મરાઠા લશ્કર સાથે લૂંટ લઈ સુરતથી પાછા ફર્યા પછી લગભગ એક માસ સુધી તો સુરત શહેર નધણીઆતા જેવું જ રહ્યું હતું. કોઈ કોઈનો વાલી ન હતો. સુરતમાં તો જાણે કોઈ રાજ્યની સત્તા જ ન હોય એવી સ્થિતિ ઉભી થઈ હતી. લૂંટાયેલા શહેરીઓનો બેલી ભગવાન હતો. મરાઠાઓ સુરત છોડીને ગયા પણ તેથી શહેરીઓ નિશ્ચિત નહોતા થયા. મહારાજ સુરત છોડીને ગયાના સમાચાર સાંભળી દુખી શહેરીઓ છુટકારાનો દમ લેતા હતા. કેટલાક આજુબાજુ ભરાયેલા સંતાયેલા પાછા ફરવા લાગ્યા હતા એટલામા તરતજ અફવા આવી કે 'શિવાજી પાછા સુરત ઉપર આવે છે.' આખું શહેર ગભરાટમાં પડી ગયું અને લોકોએ પાછી નાસભાગ શરૂ કરી.

શિવાજી મહારાજ પોતે આ પછી સુરત આવ્યા નથી પણ એ આવે છે એવી વાત આવે કે તરતજ લોકોમાં દહેશત ફેલાઈ જતી, લોકો ગભરાટમાં પડી જતા અને નાસભાગ શરૂ થતી. ઈ. સ. ૧૬૭૨ માં રામનગરનું કોળી રાજ્ય સ. મોરોપંત પિંગળેએ જીત્યું એટલે સુરતના શહેરીઓના દિલમાં ફાસકો પડ્યો. એ શહેર દક્ષિણથી સુરત આવવાનાં માર્ગમાં આવ્યું હતું. રામનગરમાં રહીને મરાઠા અમલદારો ચોથ માટે વારંવાર સુરતને ડરાવતા હતા. ઈ. સ. ૧૬૭૨ ના ફેબ્રુઆરી અને ઑકટોબર માસમાં, ૧૬૭૩ના સપ્ટેમ્બર માસમાં, ૧૬૭૪ના ઑકટોબર માસમાં અને ૧૬૭૯ના ડીસેમ્બર માસમાં મુગલ બાદશાહતના સુરત શહેરના શહેરીઓને 'શિવાજી ચડી આવે છે'ના ભયાનક સમાચારે ભયભીત અને બેચેન બનાવી દીધા હતા. મુગલ બાદશાહતના ધનવાન બંદરના શહેરીઓની આ દશા ઉપરથી મુગલ બાદશાહતનુ બળ અને શિવાજી મહારાજની શક્તિનો ખ્યાલ વાંચકો સહેલાઈથી કરી શકશે. આ બનાવના સંબંધમાં અંગ્રેજ કોઠીવાળાઓએ સુંવાલીથી પોતાને દેશ લખાણ કર્યું હતું તેનો સાર નીચે મુજબ છે:—

ઑકટોબર માસની પહેલી બીજી તારીખે શિવાજી પોતાનું ૧૫૦૦૦નું લશ્કર લઈ સુરત ઉપર આવે છે એવી અફવા સુરતમાં આવી ત્યારે શહેરનું રક્ષણ કરવા માટે મુગલ અમલદાર પાસે પૂરા ૩૦૦ માણસો પણ ન હતા. શાહજાદા મુઆઝીમ તેના પિતા શહેનશાહ ઔરંગઝેબ સામે બંડ કરવાનો છે અને તે થાય તો અવ્યવસ્થા અને અંધેર થઈ જવાનાં તેથી અને શિવાજી સુરત ઉપર ચડાઈ કરવા નીકળી ચુકયો છે એવી અફવાથી અમોએ અમારો માલ જે બરોબર બાંધીને તૈયાર રાખ્યો હતો, તે સુંવાલી બંદરે મોકલવામાં આવ્યો હતો અને સુરત મુકામે છુટો છવાયો માલ પડી રહ્યો હતો તેની વ્યવસ્થા કરવા માટે મી. માસ્ટરને ત્યાં મોકલવામાં આવ્યો હતો. મી. માસ્ટર તા. ૨ ઑકટોબરને રોજ રાત્રે સુંવાલીથી સુરત ચાલીને ગયો. કઠણ પ્રસંગ આવી પડે અને એમને વખતે નાસવું પડે તો તેને માટે એક હોડી અમોએ તૈયાર રાખી હતી. તા. ૩ ઑકટોબરે શિવાજીનું લશ્કર સુરત આવી પહોચ્યું. પહેલે જ દિવસે તાર્તર લોકોની જૂની સરાઈ ઉપર અને અંગ્રેજોની વખાર ઉપર હલ્લો થયો. તાર્તર લોકો સરાઈ છોડીને નાસી ગયા, પછી શિવાજીને સરાઈમાંથી સોનું, રૂપું, સોનાનો પલંગ વગેરે મુલ્યવાન વસ્તુઓ મળી.

તે પછી અંગ્રેજ વખાર ઉપર હલ્લો કર્યો. આખરે મરાઠાઓએ કિલ્લા ઉપર હલ્લો કરવાનો દેખાવ કર્યો પણ પછી તે પાછા ફર્યાં. સુલેહની વાતોમાં બીજો દિવસ ગયો પણ એમાં કંઈ ન વળ્યું એટલે ત્રીજે દિવસે મરાઠાઓએ ફરી પાછું પોતાનું કામ શરૂ કર્યું. મી. માસ્ટરનો નિશ્ચય જોઈને શિવાજીના હવાલદારે માસ્ટર તરફ પોતાનો માણસ મોકલ્યો અને કહેવડાવ્યું કે 'તમારા લોકોએ અમારો માણસ માર્યાથી શિવાજી ગુસ્સે થયો છે, તો નજરાણું લઈને તમે કોઈને એની પાસે મોકલો.' પોતાની માલમિલ્કત અને કંપનીના માણસોના જીવ ઉગારવા, શિવાજી મહારાજને નજરાણું આપવાનું નક્કી કર્યું. મી. માસ્ટર નજરાણું લઈને શિવાજી પાસે ગયો. આવેલો વેપારી રાજપુરનો હતો એટલે એને શિવાજીએ પૂછ્યું કે 'હવે અંગ્રેજો રાજપુરમાં પહેલાંની માફક વેપાર કેમ કરતા નથી? માસ્ટરે રાજપુરમાં ભોગવવી પડતી અડચણો જણાવી એટલે શિવાજીએ અંગ્રેજોને ત્યાં જઈ વેપાર કરવા આગ્રહ કર્યો. પછી બે માણસો નજરાણું લઈને શિવાજીની પાસે ગયા. તેમનું શિવાજીએ સ્વાગત કર્યું. અને 'અંગ્રેજ અને અમે તો બન્ને મિત્ર છીએ' એમ જણાવ્યું અને એની સાથે હસ્તધૂનન કરતાં શિવાજીએ કહ્યું 'હું તમારી સાથે હાથ મેળવું છું એજ મારું વચન સમજવું.' ત્યાર પછી શિવાજી સુરતથી ચાલ્યો ગયો. જતાં જતાં મુખ્ય અધિકારીઓ અને પ્રમુખ વેપારીઓ પ્રત્યે પત્ર લખતો ગયો કે દર સાલ ૧૨ લાખ રૂપિયા નહિ આપો તો આવતી સાલ આવીને ધૂળધાણી કરીશ. શિવાજીએ સુરત છોડ્યું કે તરતજ ગરીબ લોકોને બળવાન માણસો લૂંટવા લાગ્યા. સુંવાલીમાં કાઝી અને બીજા મોટા મોટા વેપારીઓ આવી ભરાયા હતા એટલે ત્યાં બીક ઓછી ન હતી' (शि. प. सा. सं. नं. १३५७).

આ બનાવના સંબંધમાં ડચ કોઠીવાળાઓએ પણ લખાણ કર્યું હતું.

## ૬. ચાંદવડ અને વણી દીંડોરીની ખૂનખાર લડાઈઓ, મરાઠાઓનો વિજય.

શિવાજી મહારાજે બીજીવાર સુરત લૂંટ્યું અને કબજે કરેલું ધન ઊંટ, ખચ્ચર, હાથી વગેરે ઉપર લાદી તે બધું સાથે લઈ મહારાજ લશ્કર સહિત સુરતથી નીકળ્યા. મેળવેલી લૂંટ સહીસલામત રાયગઢ શી રીતે પહોંચાડવી તેની ચિંતા મહારાજને હતી. મુગલ અમલદારોને ખબર પડતાં જ આ લૂંટ પાછી મેળવવા માટે એ મરણિયા થઈને ભારે પ્રયત્નો કરશે એ મહારાજ જાણતા હતા. આ વખતે મહારાજે દીર્ઘદૃષ્ટિ દોડાવીને રાયગઢ પહોંચવાનો પોતાનો માર્ગ નક્કી કર્યો. સાલ્હેર મુલ્હેરને રસ્તે ચાંદવડથી કંચન મંચનનો ઘાટ ઉતરી કોંકણ પહોંચવાનો કાર્યક્રમ મહારાજે ઘડી કાઢ્યો. રસ્તામાં મુગલોની સાથે લડવું પડશે એ વિચાર કરીને જ મહારાજે પોતાની તૈયારી રાખી હતી. લૂંટના માલની અને લશ્કરની બરોબર ગોઠવણ કરી મરાઠાઓએ બાજી ગોઠવી. મુસલમાનો અકરમાત છાપા મારે અથવા રસ્તામાં શત્રુદળ તૂટી પડે તો પણ મરાઠા લશ્કર અવ્યવસ્થિત ન થઈ જાય અને ગમે તે વખતે શત્રુના હલ્લા આવે તો પણ તેનો સામનો વ્યવસ્થિત રીતે મરાઠા લશ્કર કરી શકે એવી રીતની રચના મહારાજે ગોઠવી દીધી અને જવાબદાર માણસોને જવાબદારીના કામ સોંપી ઘટતી સૂચનાઓ આપી મહારાજ સુરતથી લશ્કર સાથે ઉપડ્યા.

શાહજાદા મુઆઝીમ શહેનશાહના ફરમાનથી પાછો ઔરંગાબાદ તરફ વળ્યાના સમાચાર પાછલા પ્રકરણમાં અમો આપી ગયા છીએ. મુઆઝીમ ઔરંગાબાદ આવી પહોંચ્યા પછી એને સુરતની લૂંટના માઠા સમાચાર મળ્યા. મુગલ સત્તાનું નાક કાપ્યું છે, તે સહન કરવાથી બાદશાહી સત્તાને દક્ષિણમાં ભારે ફટકો પડશે એમ શાહજાદાને લાગ્યું. 'શિવાજીએ સુરત લૂંટ્યું, શહેરનો કેટલોક ભાગ બાળી નાંખ્યો અને અઢળક ધન લઈને ત્યાંથી નીકળ્યો છે એવા સમાચારથી શાહજાદો ચમક્યો, એને કલેજે ધક્કો લાગ્યો, એને થયું કે મરાઠાઓના આ કૃત્યને કોઈ પણ સંજોગોમાં જતું ન કરવું

અને એણે પોતાના મુત્સદ્દી અને જવાબદાર અમલદારોને આ બનાવ ઉપર વિચાર કરવા બોલાવ્યા. મુઆઝીમે મુગલ મુત્સદ્દીઓ સાથે મસલત ચલાવી મરાઠાઓ પાસેથી સુરતની લૂંટનો માલ પાછો મેળવવા માટે લશ્કર મોકલવાનું નક્કી કર્યું. મુગલ શહેનશાહની જામેલી સત્તા હોવા છતાં ઘરમાં પેસીને શિવાજી શહેનશાહની ઇજ્જત લઈ જાય, બબેવાર મુગલ બાદશાહતનું અપમાન કરી મુગલોનું માતબર બંદર, ગુજરાતનું મુખ્ય નગર સુરત લૂંટીને જામેલી સત્તાને થપ્પડ મારી કરોડો રૂપિયા લઈ જાય એ વાત મુગલોને અસહ્ય લાગે એ સ્વાભાવિક હતું. આ સમાચારથી મુગલ શહેનશાહના કેટલાક વફાદાર સેવકો અને કેટલાક આત્મમાનની લાગણીવાળા મુસલમાનો ભડકે બળવા લાગ્યા. કેટલાક દીર્ઘદૃષ્ટિ મુગલ મુત્સદ્દીઓએ શાહજાદાને જણાવ્યું કે 'ડોશી મર્યાનો ભય નથી પણ જમ પેધા પડયાનો ભય છે.' શિવાજીને જો આ વખતે લૂંટ લઈને જવા દઈશું તો તે પેધો પડેલો દુશ્મન વારંવાર આવીને તોફાન કરી જશે અને આપણા માતબર શહેરો લૂંટવાનું સાહસ ખેડશે. આજે સુરત તો કાલે ભરૂચ બંદર એ લૂંટશે. આ વખતે ગમે તે ભોગે એની લૂંટ પાછી મેળવવી જ જોઈએ. એની ખોડ આપણે નહિ ભુલાવીએ એ તો આપણી પ્રજામાં પણ મુગલાઈ નબળી પડી ગઈ છે એવી માન્યતા ફેલાતાં અને પ્રજા જો હેબક ખાઈ જાય તો પરિણામ બહુ માઠું આવવાનો સંભવ છે. મરાઠાઓ પાસેથી આ લૂંટ પાછી પડાવીને એમને સખત સજા કરી આપણી ભયભીત થયેલી પ્રજાને નિર્ભય બનાવવી જોઈએ.' આવી રીતના પોતાના અભિપ્રાયો ગંભીરપણે મુત્સદ્દીઓએ જાહેર કર્યા. મુઆઝીમે પોતાના અમલદારોનું પાણી માપી લીધું અને શિવાજી પોતાને મુકામે પહોંચે તે પહેલાં જ રસ્તામાં અટકાવી લૂંટનો માલ પાછો મેળવવા તાકીદે કસાયેલું લશ્કર મોકલવા નિશ્ચય કર્યો. શિવાજી મહારાજનો શક્તિ અને યુક્તિથી સામનો કરી મુગલસત્તાની આબરૂ સાચવે એવો સરદાર જો શિવાજી ઉપર મોકલવામાં આવે તો જ મરાઠાઓ ઠેકાણે આવશે એવું મુઆઝીમને લાગ્યું એટલે એવા નામાંકિત અને અનુભવી સરદારને એણે આ કામ માટે શોધી કાઢ્યો.

મરાઠાઓને મુગલ તલવારનો બરોબર સ્વાદ ચખાડે એવા બ્રહાણપુરવાળા દાઉદખાનને મુગલ લશ્કર સાથે તરતજ શિવાજી સામે જઈ તેને રસ્તામાં પકડી પાડી આગળ વધતો અટકાવી, સુરતથી લઈ જવામાં આવતી લૂંટ પડાવી લેવાનો અને મરાઠાઓને હરપ્રયત્ને મસળી નાંખવાનો શાહજાદાએ હુકમ કર્યો. શાહજાદાનો હુકમ આવી પહોંચતાંજ સરદાર દાઉદખાન ૧૦ હજાર માણસોનું લશ્કર લઈને મરાઠાઓની સામે ગયો. આ વખતે દાઉદખાન સાથે એના હાથ નીચે કસાયેલા અને કેળવાયેલા લશ્કરી અમલદાર બાંકેખાન અને એખલાસખાન હતા. સુરતની લૂંટના સમાચારથી આ મુગલ અમલદારો મરાઠાઓ ઉપર બહુ ઉકળી રહ્યા હતા. પોતાના લશ્કરને પણ આ અમલદારોએ શૂર ચડાવ્યું હતું. લૂંટ લઈ જતા મરાઠાઓનો સામનો કરવા સરદારો અને સિપાહીઓ ચાંદવડ તરફ ધસી આવતા હતા. મુગલ જાસૂસોએ શિવાજી મહારાજ નીકળ્યાના અને કયે રસ્તે તે આગળ કુચ કરી રહ્યા છે તેના સમાચાર પોતાના અમલદારોને આપી દીધા હતા. શિવાજી મહારાજના કુચ કરતા લશ્કરની રચના અને કાર્યક્રમના સમાચાર જાણીનેજ મુગલોએ પોતાના લશ્કરની ગોઠવણ કરી દીધી હતી. જેમ બને તેમ તાકીદે શિવાજીને પકડી પાડવા માટે મુગલ સરદારો અને સિપાહીઓ આતુરતાથી રસ્તો કાપી રહ્યા હતા.

શિવાજી મહારાજ મજલ દડમજલ કરતા લૂંટ અને લશ્કર સાથે ચાંદવડ નજીક આવી પહોંચ્યા હતા. ચાંદવડ નજીક એમને ખબર મળી કે મુગલ લશ્કર દાઉદખાનની સરદારી નીચે ધસતું આવે છે. તપાસ અંતે મહારાજે જાણ્યું કે મુગલ લશ્કર સાથે પંકાયેલા અને કસાયેલા અનુભવી સરદારો છે અને તે બધા ભારે તૈયારીથી દમબેર કુચકદમ કરતા આગળ વધતા આવે છે.

નાસીક બાગલાણના રસ્તા ઉપર આવેલા ચાંદોર આગળ મહારાજ લશ્કર સાથે આવી પહોંચ્યા. મુગલ લશ્કરની તૈયારી વગેરે સંબંધી વીગતવાર માહિતી સાંભળી એ ચિંતામાં પડયા પણ વિકટમાં

વિકટ પ્રસંગે પણ એ ગભરાય એવા તો હતાજ નહિ એટલે બહુ ઠંડે મગજે અને શાન્ત ચિત્તે વિચાર કરવા લાગ્યા. ગમે તે ભોગે પણ સુરતની લૂંટ રાયગઢ સહીસલામત પહોંચાડવાનો મહારાજે નિશ્ચય કર્યો હતો. એમણે પોતાના લશ્કરના ચાર ભાગ પાડ્યા અને દરેક ભાગની સરદારી એક એક કસાયેલા અને અનુભવી સરદારને આપી અને પ્રસંગને પહોંચી વળવા માટે જરુરી સૂચનાઓ પણ આપી દીધી. એક પાંચમી ટોળી તૈયાર કરી તેને લૂંટનો સઘળો માલ સહીસલામત રાયગઢ લઈ જવાની જવાબદારી સોંપી, દરેક ટોળીને તેની જવાબદારી અને કામ સોંપી દીધાં. મહારાજ પોતાના લશ્કરની ગોઠવણ કરી રહ્યા હતા એટલામાં મુગલ સરદાર બાંકેખાન પોતાના લશ્કર સાથે નજીકમાં આવી પહોંચ્યો. ચાંદવડ આગળ મરાઠા લશ્કરની અને બાંકેખાનના મુગલ લશ્કરની લડાઈ થઇ. મુગલોએ ધસારો બહુ જોરથી કર્યો હતો. સિપાહીઓ ભારે ઝનુનથી લડતા હતા. મરાઠાઓ પણ પોતાના માનીતા રાજાના હુકમ પ્રમાણે રણ ગજાવી રહ્યા હતા. પ્રથમ મુગલોએ મરાઠાઓને પાછા હઠાવવાના પ્રયત્નો કર્યા, પણ મરાઠાઓએ 'હરહર મહાદેવ'ના અવાજોથી હલ્લા કરવા માંડ્યા. મરાઠાઓએ મુગલ લશ્કરને મારી હઠાવ્યું. બાંકેખાન પરાજય પામીને ચાંદવાડના કિલ્લામાં સંતાઈ ગયો. આવી રીતે ચાંદવડ આગળ મરાઠાઓનો પૂરેપુરો વિજય થયો.

### વણી દિંડોરીની ખૂનખાર લડાઈ. મુગલોની હાર.

હજુ મુગલોનું બીજું લશ્કર સ. દાઉદખાનની આગેવાની નીચે મરાઠાઓ સામે ધસી આવે છે એ મહારાજ જાણતા હતા. ચાંદવડ નજીક મુગલોને હરાવી મરાઠાઓ થોભ્યા નહિ પણ એમણે પોતાની કુચ ચાલુ રાખી. મહારાજના જાસૂસે મુગલ લશ્કર આવી પહોંચ્યાની ખબર આપી. મુગલ લશ્કરને મોખરે એખલાસખાન હતો. મરાઠા લશ્કરની એક ટોળી આગળ ધસી ગઇ અને તેણે મુગલો ઉપર ગોફણનો મારો ચલાવ્યો. ગોફણોના મારથી મુગલ લશ્કર સહેજ અવ્યવસ્થિત થયું એટલે મહારાજે પોતાના લશ્કરની ટોળીઓ મુગલ લશ્કર ઉપર ડાબી અને જમણી બાજુએ મોકલી. જુદી જુદી ટોળી જુદી જુદી દિશાએથી મુગલ લશ્કર ઉપર તૂટી પડી. મુગલ લશ્કર લડવામાં ગુંથાયું હતું ત્યારે લૂંટ જેના કબજામાં હતી તે ટોળીને આગળ ધસી લશ્કરની વચ્ચે થઈને માલ સાથે જવાનું હતું. શિવાજી મહારાજ પોતે એ ટોળીની સાથે પોતાના ખાસ યોદ્ધાઓની ટુકડી સાથે રહ્યા હતા. આ ટોળીને જોઈ દાઉદખાન મરાઠાઓ ઉપર તૂટી પડ્યો. મહારાજ અને દાઉદખાન વચ્ચે ઘનઘોર યુદ્ધ ચાલ્યું. આવી રીતે મુગલોની ટુકડીઓ મરાઠાઓ સાથે લડાઈમાં ગુંથાઈ હતી તેવે વખતે લૂંટવાળી ટોળી લડતી લડતી લશ્કરની વચમાં થઇને હિકમત અને યુક્તિથી દૂર નીકળી ગઈ અને નક્કી કર્યા મુજબ ઘાટ ઉતરી આગળ ગઈ. લૂંટના માલ સાથેની ટોળી માલ લઇને નીકળી ગઈ અને ખીણોમાં અને ટેકરીઓમાં થઇને એમણે રાયગઢનો પંથ કાપવા માંડ્યો. આ ટોળી ગઈ, લૂંટનો માલ ગયો પણ મુગલ મરાઠાઓ વચ્ચે વણીદિંડોરી આગળનું યુદ્ધ રમણે ચડ્યું. મુગલ અને મરાઠાઓએ હાથમાં માથું લઇને લડવા માંડ્યું. કોઈ કોઇને હઠાવી શકતું નહિ. બન્ને તરફના વીરો ખડકની માફક ઉભા રહીને લડતા હતા. કેટલાક યોદ્ધાઓને તો આખા શરીર ઉપર અનેક જખમો થયા હતા છતાં લડતા જ હતા. બન્ને તરફના ઘવાયેલા વીરોના શરીરમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી હતી છતાં બન્ને પક્ષના રણે ચડેલા વીરો પાછા હઠવા તૈયાર ન હતા. એક બીજા ઉપર બહુ જુસ્સાથી હલ્લાઓ કરવામાં આવ્યા હતા. અલ્લાહો અકબર અને હરહર મહાદેવની ગર્જનાઓથી લડાઈમાં અજબ રંગ આવ્યો હતો. મરાઠાઓએ કાતીલ મારો શરૂ કર્યો હતો. મુગલો પણ પોતાની તીક્ષ્ણ તલવાર મરાઠાઓ ઉપર ચલાવી રહ્યા હતા. મરાઠાઓએ તક જોઇને ઝનુની હુમલો કર્યો અને મુગલ લશ્કરને મોખરે, બિજાપુર બાદશાહતમાં બહુ પ્રસિદ્ધિ પામેલા અબદુલકાદર બહીલોલખાનનો દીકરો મિયાં એખલાસખાન હતો તેને જખમી કર્યો. સ. એખલાસખાન ઘાયલ થઈને પડ્યો એટલે મુગલ લશ્કરમાં અવ્યવસ્થિત થવા લાગ્યું. મુગલ

લશ્કરની નબળી સ્થિતિ જોઈ મરાઠાઓએ હલ્લા ઉપર હલ્લા ચલાવ્યા, પણ મુગલ સરદાર બહુ કુશળતાથી સમર ખેલી રહ્યો હતો. એણે એખલાસખાનની ખાલી પડેલી જગ્યા બહુ ખૂબીથી પૂરી દીધી. મુગલ સેનાપતિએ અવ્યવસ્થિત મુગલદળને હિંમત આપી, પાછું વ્યવસ્થિત કર્યું અને ઘાયલ સરદારની જગ્યાએ મુગલો તરફથી મરાઠાઓની સામે લડતા રાયમુકુંદ અને ભવાનપુરોહિતને મૂકયા. મુગલ લશ્કર પાછું જોરમાં આવ્યું. હિંદુત્વના રક્ષણ માટે સત્તા સ્થાપનાર શિવાજી મહારાજની સામે મુસલમાનો તરફથી લડવા રાયમુકુંદ અને ભવાનપુરોહિત આવેલા જોઈ મરાઠાઓને જુસ્સો ચડયો. રાયમુકુંદ અને ભવાન પુરોહિત કસાયેલા યોદ્ધાઓ હતા. એ કંઈ મરાઠાઓથી જાય એવા ન હતા. એમણે મરાઠા લશ્કરની કતલ શરૂ કરી. રાયમુકુંદ અને પુરોહિતના લશ્કરે મરાઠા લશ્કરમાં ત્રાસ વર્તાવવા માંડયો, એટલે મરાઠાઓના સર સેનાપતિ પ્રતાપરાવ ગુજ્જર પોતે હાથમાં તલવાર લઈને રણમાં ઘુમવા લાગ્યો. વ્યંકાજી દત્તો અને મક્કાજી આનંદરાવ એ મરાઠા લશ્કરના માનીતા યોદ્ધા હતા. એમણે મુગલ લશ્કરપર ઝનુની હુમલા કરી દુશ્મનદળમાં ત્રાસ વર્તાવી મૂકયો. રણે ચડેલા મરાઠા યોદ્ધાઓએ મુગલોની ભારે કતલ કરવાથી લશ્કરના સિપાહીઓએ પાછા હઠવા માંડયું. મુગલો તરફથી સંગ્રામખાન ઘોરી, લશ્કરને હિંમત આપતો વ્યવસ્થિત કરતો રણમાં ઘુમવા લાગ્યો.

શિવાજી મહારાજ પોતે સમરાંગણમાં બખતર પહેરી, બંને હાથે પટા ચડાવીને શત્રુનો સંહાર કરી રહ્યા હતા. પોતાના માનીતા અને વહાલા રાજાને સમરાંગણમાં આવી રીતે ઘુમતા જોઈ મરાઠા દળના સરદારોમાં અજબ શૌર્ય પેદા થયું અને સિપાહીઓ પણ ભારે જુસ્સાથી લડવા લાગ્યા. મરાઠાઓએ ભારે કરી. મુગલ લશ્કરમાં જોતજોતામાં ભંગાણ પાડયું. સંગ્રામખાનને મરાઠાઓએ ઘાયલ કર્યો. મુગલોના ઘણા યોદ્ધાઓ રણમાં પડ્યા.

મુગલ યોદ્ધાઓનો મરાઠાઓ આવી રીતે ફેંસલો કરી નાંખે છે એ જોઈ મુગલ લશ્કર ગભરાટમાં પડયું. દુશ્મનને ગભરાટમાં દેખી મરાઠાઓએ લાભ લેવા માંડયો. મુગલ સરદારો પણ હિંમતથી મરાઠાઓનો સામનો કરી રહ્યા હતા. સ. દાઉદખાને જોયું કે સંગ્રામખાનના ઘાયલ થવાથી મુગલ લશ્કર નાહિંમત થતું જાય છે એટલે એણે તરતજ મીર અબદુલ મેબુદને સંગ્રામખાનની જગ્યાએ ગોઠવી દીધો. અબદુલ મેબુદ લડવૈયો હતો. એણે તરતજ બાજી પલટાવી નાંખી. ખુદ દાઉદખાન પોતે પણ રણમાં ઘુમવા લાગ્યો. દાઉદખાન અને શિવાજી મહારાજની વચ્ચે ભારે યુદ્ધ થયું. ૬ કલાક સુધી ઘનઘોર સંગ્રામ થયો. દાઉદખાનને લડતો દેખી મુગલોએ નવા દમથી લડવા માંડયું. શિવાજી મહારાજને જાતે સમરાંગણ ઉપર પટા ફેરવતા જોઈ મરાઠાઓએ તો આખરનાં કેસરિયાં કરી મુગલો ઉપર હલ્લો ચલાવ્યો. ખૂનરેજી ભારે થઈ. લોહીની નીકો વહેવા લાગી. મરાઠાઓનો મારો મુગલોને અસહ્ય થઈ પડયો. દાઉદખાન સમરાંગણ છોડીને નાઠો. તેની પાછળ મુગલ લશ્કરે નાસવા માંડયું. દુશ્મન દળને નાસતું જોઈને મરાઠાઓએ તેમના ઉપર ધસારો કરી તેમની ભારે કતલ કરી. મુગલો હર્યાં. મરાઠાઓએ એમના કેટલાક સરદારોને કેદ પકડયા અને ૪ હજાર ઘોડાઓ કબજે કર્યા. મુગલોની છાવણીનો કેટલોક લડાયક સામાન મરાઠાઓને હાથ લાગ્યો.

કેદ પકડાયેલા મુગલ સરદારોને કોઈપણ જાતની હરકત કર્યા વગર અથવા કોઈપણ પ્રકારનું અપમાન કર્યા વગર એમનો માન મરતબો જાળવીને શિવાજી મહારાજે છોડી મૂકયા. દુશ્મનના સરદારો રણભૂમિ ઉપર હાથ આવ્યા પછી તેમને માન આપીને શિવાજી મહારાજે છોડી મૂકયાના દાખલા એમના ચરિત્રમાં અનેક જડી આવશે. આવા ખાનદાનીના દાખલા સુધરેલા જમાનામાં સુધરેલી પ્રજાના ઇતિહાસમાં પણ જવલ્લેજ જડી આવશે. મહારાજે બતાવેલી ખાનદાની માટે એમના ટીકાકારો પણ એમની પ્રશંસા જ કરશે.

(જુવો પાનું ૪૯૯)



વણીદીંડોરીની ખૂનખાર લડાઈ–મુગલોની હાર.

Lakshmi Art, Bombay, 8.

(રા. સા. સરદેસાઇની મેહેરબાનીથી.)

## ૭. રાયબાગણ શરણે આવી.

દક્ષિણ વરાડમાં યવતમાળ જીલ્લામાં માહુર કરીને ગામ છે તે ગામના બ્રાહ્મણ દેશમુખ ઉદારામના દીકરા જગજીવનની સ્ત્રી રાયબાગણ નામે હતી. એનું મૂળ નામ જડી આવતું નથી, પણ એને ઇતિહાસમાં 'રાયબાગણ' (રાજ્વ્યાઘ્રી)ના નામથી જ ઓળખવામાં આવે છે. આ નામ આ બાઈને બાદશાહ ઔરંગઝેબે આપ્યું હતું. ઈ. સ. ૧૬૫૯ માં આ બાઈ વિધવા થઈ ત્યાર પછી એના ગામમાં કેટલાક ખટપટિયા લોકોએ બંડ કર્યું. પોતે બાઈ હોવા છતાં જરા પણ ગભરાયા વગર હિંમતથી બંડખોરોનો સામનો કરવા તે તૈયાર થઈ. પોતે પડદાનશીન હતી. આ આફતનો પ્રસંગ પારખીને એણે પડદો ફેંકી દીધો અને હાથમાં સમશેર ધારી ઘોડા ઉપર સવાર થઈ. બાઈએ બંડખોરોનો સામનો કર્યો અને એમને નમાવ્યા. આ બાઈએ ઘણી લડાઈઓ કરી હતી. એ કાબેલ અને કસાયેલી વીરબાળા હતી. એ મુગલોની મદદગાર હતી. મુગલ શેહેનશાહત પ્રત્યેની એની વફાદારી અડગ હતી. શિવાજી મહારાજે બીજી વાર સુરત લૂંટયું અને લૂંટ સાથે પાછા ફર્યા ત્યારે એમની લૂંટ પડાવવા માટે મુગલ સુબેદારે જે લશ્કર અનેક સરદારોની આગેવાની નીચે મહારાજની સામે મોકલ્યું હતું તે સરદારોને મદદ કરવા માટે તાકીદે લશ્કર લઈને મરાઠાઓનો સામનો કરવાનો એને પણ હુકમ મળ્યો હતો. હુકમ મળતાંની સાથે જ આ બાઈ પાંચ હજાર માણસોનું લશ્કર લઇને શિવાજી મહારાજનો સામનો કરવા આવી.

વણીદિંડોરી આગળ મુગલોના અનેક સરદારોને હરાવી મહારાજ આગળ ચાલ્યા એટલે રાયબાગણ મરાઠાઓની સામે આવીને ઉભી રહી. આ બાઇ બહુ બળવાળી અને હિંમતબાજ હતી. એણે મરાઠાઓ સાથે લડાઇ શરૂ કરી. શિવાજી મહારાજના લશ્કર ઉપર હલ્લા થયા. મરાઠાઓ અને રાયબાગણના લશ્કર વચ્ચે લડાઈ થઈ. આખરે મરાઠાઓએ રાયબાગણના લશ્કરને હરાવ્યું. રાયબાગણ બહુ હિંમતથી લડી. પોતાના પરાક્રમ અને રણચાતુર્યથી દુશ્મનોને પણ છક કરી નાંખ્યા. બહુ બહાદુરીથી લડતાં લડતાં રાયબાગણ મરાઠાઓના હાથમાં કેદ પકડાઇ. મરાઠા સરદારોએ આ વીરબાળા, વીર સ્ત્રી રાયબાગણને શિવાજી મહારાજની સામે ખડી કરી. મહારાજે એને બહુ માન આપ્યું, એની હિંમત તથા શૌર્યનાં વખાણ કર્યાં અને કીમતી વસ્ત્રાલંકારોથી નવાજી ભારે માન આપીને છોડી દીધી. મહારાજની આ ખાનદાનીની બાઈના અંતઃકરણ ઉપર અજબ અસર થઈ. બાઈના અંતઃકરણમાં મહારાજ માટે ભારે માન ઉત્પન્ન થયું. એણે મહારાજને જણાવ્યું કે 'હું તો તમારી ધર્મપુત્રી છું.'

## ૮. સુરતની લૂંટ પછી મુગલ મુલક ઉપર મરાઠાઓની ચડાઈ.

સુરતની લૂંટમાં અઢળક પૈસો મહારાજને મળ્યો. કરોડો રૂપિયાનો માલ મહારાજે રાયગઢ મોકલાવ્યો. આવી જબરી લૂંટ, સત્તા, મુલક, કીર્તિ વગેરે મેળવ્યા પછી પણ મહારાજે આ ધનનો ઉપયોગ પોતાના વૈભવવિલાસમાં કે એશઆરામમાં નથી કર્યો. સુરતની લૂંટ મેળવી એટલે મહારાજે પોતાનું લશ્કર વધારવાનો વિચાર કરી લશ્કરમાં ૩૦ હજાર માણસોની ભરતી કરી. દરિયાઈ લડાઈ માટે નવા વહાણો બંધાવ્યાં. વધારે યુદ્ધ સામગ્રી ભેગી કરી મુગલ મુલક ઉપર ચડાઈ કરવાનો નિશ્ચય કર્યો. શિવાજી મહારાજની સત્તા તોડી પાડવા માટે અને મરાઠાઓને મસળી નાંખવા માટે મુગલોએ દક્ષિણમાં જબરું લશ્કર ભેગું કરવા માંડયું હતું. મહારાજની નજર ખાનદેશ અને વરાડ ઉપર હતી. બને ત્યાં સુધી ઓછે ભોગે દુશ્મનનું વધારે નુકસાન થાય અને પોતાને સંગીન ફાયદો થાય એવી જાતની રમત મહારાજ હંમેશ રમતા. જ્યારે કોઈ પણ મુલક ઉપર ચડાઈ લઈ જવી હોય, જ્યારે કોઈ પણ ગામને કે કિલ્લાને ઘેરો ઘાલવો હોય કે લડાઈ કરવી હોય ત્યારે મહારાજ એ સંબંધી પૂરેપુરી તપાસ કરાવી, પોતાના અને સામાના બળનું માપ કાઢી, પછી પગલું ભરતા. ખાનદેશ અને વરાડના મુગલ મુલકો ઉપર ચડાઈ કરવાનો એમણે નિશ્ચય કર્યો પણ દક્ષિણમાંનું મુગલ લશ્કર કોઈ પણ રીતે ખસેડવામાં આવે તો જ

ઓછે ભોગે ભારે લાભ થવાનો સંભવ હતો. એમણે દક્ષિણમાંનું મુગલ લશ્કર ખસેડવા માટે યુક્તિઓ અજમાવવા માંડી. અફવાઓ ઉડાવી દુશ્મનને હંફાવવાની કળા મરાઠાઓ બરાબર જાણતા હતા. દુશ્મન કાબેલ હોય, ઈસારાથી ભેદ પામી જાય એવો હોય છતાં એવી ખૂબીથી મરાઠાઓ અફવા ફેલાવતા કે શત્રુને એ સાચી જ લાગે. નીચેના પત્ર ઉપરથી વાંચકો જોઈ શકશે કે અફવાઓ ફેલાવવી હોય તો પણ મરાઠાઓ તે કેવી ખૂબીથી ફેલાવતા. મુંબઈથી સુરત કોઠીવાળાએ પત્ર લખ્યો. તેમાં જણાવેલી બીના એવા પ્રકારની હતી કે તેથી અફવા ઉડે જ. એ પત્ર નીચે મુજબ હતો.

'મેં શિવાજી મહારાજની દરિયાઈ લડાઈની તૈયારી કેવી છે તેની ખરી હકીકત જાણવા માટે જાસૂસ મોકલ્યો હતો. તેણે જાતે ૧૬૦ નાનાં લડાયક વહાણો શિવાજીના કબજામાંના ગણી જોયાં. તેની દરિયાઈ સેનાનો સેનાપતિ વેંટાજી સારંગી છે. એ દરિયાસારંગના નામથી ઓળખાય છે. આ માણસનો અમને ૭–૮ વરસનો અનુભવ છે. આ માણસ સાચો અને સારો છે. તેને અમોએ સ્નેહી તરીકે પત્ર લખ્યો હતો. આ માણસના ત્રણ વહાણો મીઠું ભરવા માટે અત્રે આવ્યાં છે. આ વહાણો ભરવા માટે અમો બનતી મદદ કરીશું એવું અમોએ એમને આશ્વાસન આપ્યું હતું. સાથેનું આરમાર ક્યાં જવાનું છે એ અમોએ પૂછ્યું ત્યારે એમણે જવાબ આપ્યો કે 'કોઈ વિશ્વાસપાત્ર માણસને મોકલશો તો રૂબરૂમાં મોઢેથી કહી દઈશ.' આવું એણે કહ્યું તે ઉપરથી અમોએ મોદીના છોકરાને જવાબ લેવા માટે મોકલ્યો. મરાઠા આગેવાને એ મોદીના છોકરા પાસે બાતમી ગુપ્ત રાખવા માટે પ્રતિજ્ઞા લેવડાવી અને પછી કહ્યું કે 'બ્રાહ્મણે એવું ભવિષ્ય ભાખ્યું છે કે ૨૯ મી તારીખે સુરતનો કિલ્લો શિવાજીના કબજામાં આવી જશે એટલે તે કબજે કરી શિવાજી ભરૂચ તરફ ૧૦૦૦૦ હજાર ઘોડેસવાર અને ૨૦ હજારનું પાયદળ લઈને જવાનો છે. હું જાતે ૩૦૦૦ સિપાહીઓ લઈને એમને સમુદ્ર માર્ગે મળવાનો છું. ખ્રિસ્તીઓ જો સામે ન થાય તો તેમને શિવાજી સતાવશે નહિ' (૨૧ મી નવેમ્બર ૧૬૭૦).

## ૯. બહાદુરપુરાની લૂંટ.

શિવાજી મહારાજ ગુજરાતના ભરૂચ બંદર ઉપર ચડાઈ કરવાની તૈયારી કરી રહ્યા છે એ અફવાને સાચી માની મુગલોએ પોતાના લશ્કરનો થોડો ભાગ મહારાષ્ટ્રમાંથી ખસેડવા માંડ્યો એટલે મહારાજે તરતજ આ તકનો લાભ લીધો અને ૧૦ હજાર ઘોડેસવાર આપી સરસેનાપતિ પ્રતાપરાવ ગુજ્જરને ખાનદેશ ઉપર ચડાઈ કરવા મોકલ્યો. તે જમાનાના પ્રમાણમાં તે વખતે ખાનદેશનો મુલક બહુ આબાદ ગણાતો. ત્યાંની જમીન રસાળ હોવાથી ધનસંપત્તિ લોકો પાસે વિશેષ હતી. ત્યાંના મુગલ મુલકમાં લોકોએ ખૂબ ધન ભેગું કર્યું હતું. લોકો શ્રીમંત હતા. શિવાજી મહારાજ મુગલોનો આવો સંપત્તિવાળો મુલક લૂંટવા લલચાયા. ખાનદેશ ઉપર ચડાઈ કરવાની તૈયારી મહારાજે કરી તે પહેલાં એમણે ત્યાંની બધી હકીકત પોતાના જાસૂસને મોકલીને જાણી લીધી હતી. ઝીણી અને છૂપી તપાસને પરિણામે મહારાજની ખાતરી થઈ હતી અને મુગલો જ્યારે મરાઠાના મુલકોમાં ત્રાસ અને જુલમ વર્તાવે છે ત્યારે તેમની સત્તા તોડવા માટે તેમના જ મુલકમાંથી એમની પ્રજાને અને ખજાનો લૂંટીને પૈસો ભેગો કરવાનો મહારાજે નિશ્ચય કર્યો હતો. મહારાજે અનેક પ્રસંગે મુસલમાનોની સત્તા તોડવાના કામમાં જ્યારે જ્યારે પૈસાની જરૂર પડી ત્યારે ત્યારે દુશ્મન મુલક લૂંટીને જ પૈસો મેળવ્યો હતો. ખાનદેશ ઉપર ચડાઈ લઈ જવાનો મહારાજનો હુકમ થયો એટલે મુગલો બેસાવધ હતા. સામનો કરવાની એમની તૈયારી ન હતી. પ્રતાપરાવ ગુજ્જર ખાનદેશમાં પોતાનો હેતુ સફળ કરતો કરતો ઠેઠ બહ્રાણપુર સુધી આવી પહોંચ્યો. બહ્રાણપુરની નજીકમાં બહાદુરપુરા ગામ બહુ ધનવાન ગણાતું. તેના ઉપર છાપો મારી મરાઠાઓએ તે લૂંટીને સાફ કર્યું. બહાદુરપુરા લૂંટ્યા પછી પ્રતાપરાવ બહ્રાણપુર ઉપર છાપો મારવાનો હતો, પરંતુ બહ્રાણપુરમાં જસવંતસિંહ પડાવ નાંખીને પડ્યો હતો. તેણે પ્રતાપરાવને બહ્રાણપુર ઉપર હલ્લો નહિ કરવાનો સંદેશો કહેવડાવ્યો એટલે

પ્રતાપરાવે ત્યાંથી મોરચો ફેરવ્યો. આ વખતે જસવંતસિંહ ખાનદેશના સુબેદાર પાસે મુઆઝીમના કહેવાથી રૂપિયા ૫ લાખ શાહજાદા માટે ખાનદેશની તીજોરીમાંથી લેવા આવ્યો હતો. આ વખતે ખાનદેશનો સુબેદાર દાઉદખાનનો દિકરો અહમદખાન પન્ની હતો. તેણે જસવંતસિંહને જવાબ આપ્યો કે, 'શહેનશાહનો લેખી હુકમ હોય તો પાંચને બદલે વીસલાખ રૂપિયા આપવા હું તૈયાર છું. શહેનશાહના હુકમ સિવાય એક પાઈ પણ હું આપી શકું નહિ.' આવી રીતે અહમદખાન પન્નીએ રોકડું પરખાવી દીધું એટલે જસવંતસિંહને અપમાન લાગ્યું અને એણે બહાણપુર લૂંટવાની અહમદખાનને ધમકી આપી. સુબેદાર અને જસવંતસિંહ વચ્ચે નાણા બાબતમાં અણબનાવ થયો હતો તે અરસામાં જ પ્રતાપરાવે બહાદુરપુરા લૂંટયું હતું. બહાદુરપુરાની લૂંટમાં પણ મરાઠાઓ મુગલ મુલકની રૈયત પાસેથી ખૂબ ધન લઈ ગયા.

---

## પ્રકરણ ૪ થું

૧. મુગલ મુલક માથે ચોથાઇનો કર.
૨. મુગલોનું કારંજા શહેર મરાઠાઓએ લૂંટયું.
૩. સ. મોરોપંત પિંગળેનો વિજય.
૪. સાલેરનો કિલ્લો મરાઠાઓએ
૫. મરાઠાઓની સામે મુઆઝીમ, મોહબતખાન અને દાઉદખાન.
૬. ધોડપનો ઘેરો, મુગલોએ મરાઠાઓને મારી હટાવ્યા.
૭. અહિવંતનો કિલ્લો મરાઠાઓએ ખોયો.
૮. સૂપા મુગલોએ સર કર્યું, પૂનામાં મરાઠાઓની કતલ.

### ૧. મુગલ મુલકને માથે ચોથાઈનો કર.

પ્રતાપરાવ ગુજ્જર બહાદુરપુરાથી બહાણપુર ન આવતાં બીજી દિશાએ ગયો. ત્યાં એણે અનેક શહેરો લૂંટયાં અને મુગલ મુલકની પ્રજા ઉપર મરાઠાઓની ચોથ ઠોકી બેસાડી. મોટા મોટા શહેરો, ગામો અને ગામડાંઓના આગેવાનો પાસેથી પ્રતાપરાવે લખાવી લીધું કે 'મુગલોને અમે વાર્ષિક જે કર ભરીએ છીએ તેનો ચોથો ભાગ અમો શિવાજી મહારાજને અથવા વસુલ કરવા આવનાર એમના અમલદારોને આપીશું.' પ્રતાપરાવે લોકોને ખાતરી આપી કે લેવામાં આવતા નાણાંની પહોંચો આપવામાં આવશે અને જે ગામમાંથી ચોથ વસુલ થતી હશે તે ગામ ઉપર ચઢાઈ કે લૂંટ પણ થશે નહિ, એટલું જ નહિ પણ મહારાજને ચોથ ભરનાર ગામ અથવા ગામડા ઉપર બીજી કોઈ સત્તા ચઢાઈ કરે અથવા લૂંટ કરે તો ચોથ ભરનાર પ્રજાનું રક્ષણ શિવાજી મહારાજનું લશ્કર કરશે. આવી રીતે સત્તાધારી મુગલ મુલકમાં શિવાજી મહારાજનો ચોથાઈનો કર પ્રતાપરાવે દાખલ કર્યો.

### ૨. મુગલોનું કારંજા શહેર મરાઠાઓએ લૂંટયું.

પ્રતાપરાવ ગુજ્જર મુલકો સર કરતો, કિલ્લાઓ જીતતો, ગામો લૂંટતો, ચોથ નક્કી કરી નાણાં ઉઘરાવતો, શિવાજી મહારાજની જય પોકારતો ખાનદેશમાંથી વરાડમાં આવી પહોંચ્યો. તે વખતે વરાડમાં આકોલાની નજીકમાં આવેલું કારંજા શહેર જાહોજલાલી ભોગવતું હતું. એ શહેર ધન દોલતની બાબતમાં વરાડ પ્રાંતમાં ઉમરાવતીથી બીજે નંબરે આવે એમ હતું. એ શહેરના શ્રીમંતોએ પુષ્કળ ધન જમીનમાં દાટી મૂકેલું છે એવી વાતો ચારે તરફ બોલાતી હતી. મહારાજે આ શહેરની અને ત્યાંના શ્રીમંતોની તથા તેમની ધન દાટી મૂકવાની હિકમતની ઝીણી તપાસ કરાવી. પ્રતાપરાવ ગુજ્જર કારંજાની દરેક બાબતથી વાકેફ થઈ ગયો હતો. એ શહેર ઉપર તે જમાનાની આફતો નહિ આવવાથી લગભગ ૫૦ વરસ સુખના ભોગવેલા હતા. આવી રીતે આ પ્રજા લૂંટફાટ અને સત્તાના જુલમમાંથી

હોવાથી તેણે ખૂબ ધન ભેગું કર્યું હતું. પ્રતાપરાવ પાસે આ શહેરની બધી માહિતી હતી એટલે આ શહેર લૂંટવાનો વિચાર કરી અચાનક છાપો માર્યો. મરાઠા લશ્કરે મુગલોનું કારંજા શહેર પેટ ભરીને લૂંટયું. આસરે ૪૦૦૦ ( ચાર હજાર ) બળદ અને ખચ્ચરો ઉપર લાદીને લૂંટનો માલ મરાઠાઓ લઈ ગયા. કેટલાક ધનવાન અને શ્રીમંતો જેમણે ધનદોલત દાટી મૂકયાં હતાં અને જેમના સંબંધી ચોક્કસ ખબરો પ્રતાપરાવને મળી હતી તેવાઓને પકડવામાં આવ્યા હતા. ઘણાં ઘરોમાંથી દાટેલું ધન મરાઠાઓએ ખોદીને કાઢી લીધું હતુ. ઘણા શ્રીમંતો તે વખતે પોતાનો બચાવ કરવા માટે સ્ત્રીનો પોષાક પહેરીને નાસી જઈ શકયા હતા, કારણ કે કોઈપણ સંજોગોમાં, કોઈપણ સ્ત્રીનું, કોઈપણ માણસે, કોઈપણ રીતનું અપમાન ન કરવુ એવો મહારાજનો પોતાની પ્રજાને અને ખાસ કરીને લશ્કરને સખત હુકમ હતો. કારંજામાંથી મરાઠાઓએ લગભગ એક કરોડ રૂપિયાનો માલ લૂંટી લીધો હતો. કારંજા લૂંટયા પછી મરાઠા લશ્કરે આ કિલ્લાની આજુબાજુનાં ગામો લૂંટયા અને મુગલ મુલકમાંથી ચોથ ઉઘરાવી ગયા. કારંજા અને નંદરબારની નજીકમા મુગલ ગામોમા પણ મરાઠાઓ ચોથ ઉઘરાવવા પેઠા અને એમને મુગલ મુલકની પ્રજા પાસેથી, મરાઠાઓને દર વરસે ચોથ આપવાની લેખી કબુલાતો લીધી.

## ૩. મોરોપંત પિંગળેનો વિજય.

પ્રતાપરાવ ગુજ્જર ખાનદેશ અને વરાડમા મુગલ મુલક જીતતો, લૂંટતો, કબજે કરતો અને ચોથ ઉઘરાવતો આગળ ધપતો હતો તે વખતે સરદાર મોરોપંત પિંગળે પોતાના પાયદળ સાથે નાશીક પ્રાંતમાં બાગલાણુ તથા મુગલોના બીજા પ્રાંતમાં મરાઠાઓની સત્તા વધારવાના કામમાં મંડી પડયો હતો. સ. મોરોપંત મરાઠા લશ્કર સાથે ઘાટ ઉતરીને મુલક જીતવા આગળ વધ્યો. જવ્હાર સંસ્થાન ઉપર એણે મરાઠાઓની સત્તા બેસાડી અને લવણુના રાજાને પણ નમાવ્યો મરાઠા લશ્કરે મુગલોના મુલકો જીતવાનો અને લૂંટવાનો સપાટો જ ચલાવ્યો હતો. અહિવંતનો કિલ્લો સર કરી મરાઠાઓ આગળ વધ્યા અને એમણે ચાદોર ગાળાનું રાવળા જાવળા સર કર્યું.

મોરોપંત પિંગળેનો બાગલાણમાં દાઉદખાન પન્નીએ સામનો કર્યો. દાઉદખાન બહુ ઝનુનથી લડતો હતો. મોરોપંત પણ કંઇ જેવો તેવો ન હતો. બંને વચ્ચે બહુ ઝપાઝપીઓ અને સામના થયા. બંને યોદ્ધાઓએ એક બીજાની સત્તા તોડવા માટે હલ્લા કર્યા. આખરે મોરોપંત પિંગળેએ મુગલ કબજાના ઔંઢા, પટ્ટા, મુલ્હેર, ત્રિંબકગઢ, રામનગર વગેરે કિલ્લાઓ અને સ્થળો ઈ. સ. ૧૬૭૧ ના જાનેવારીના અરસામાં જીતી લીધાં.

## ૪. સાલ્હેરનો કિલ્લો મરાઠાઓએ જીત્યો.

પ્રતાપરાવ ગુજ્જર અને મોરોપંત પિંગળે મરાઠાઓનો વિજયવાવટો મુગલોના મુલકોમાં ફરકાવવા લાગ્યા. આ સરદારો મુગલોના શહેરો અને ગામો ઉપરાઉપરી સર કરી રહ્યા હતા. મરાઠાઓ પોતાની સત્તા આગળ વધારતા હતા. તેમને અટકાવવા માટે અને હરાવવા માટે મુગલ સરદાર દાઉદખાન અંકાઈ ટંકાઈથી નીકળી બહ્રાણપુર તરફ ગયો. ફરદાપુર નજીક આવતાં જાસૂસોએ ખબર આપી કે મરાઠાઓ વરાડથી પાછા ફર્યા છે એટલે દાઉદખાને પોતાનો કાર્યક્રમ ફેરવ્યો અને બાગલાણ તરફ વળ્યો. દાઉદખાન બાગલાણમાં પેઠો ત્યારે પ્રતાપરાવ ગુજ્જર ખાનદેશ અને વરાડમાં મુગલો ઉપર વિજય મેળવીને પોતાના લશ્કર સાથે સાલ્હેર નજીક આવી પહોંચ્યો અને મોરોપંત પણ દિગ્વિજય કરતો કરતો પોતાના પાયદળ સાથે સાલ્હેર નજીક આવી પહોંચ્યો. બંને મરાઠા સરદારો અહીં ભેગા થયા. બંનેની નજર સાલ્હેર કિલ્લા તરફ વળી. આ કિલ્લો બાગલાણની ઉત્તરે છે. એ ગાળામાં આ કિલ્લો મજબૂતમાં મજબૂત અને ઊંચામાં ઊંચો મનાતો હતો. આ કિલ્લો બાગલાણના બાગુલો પાસેથી મુગલોએ જીત્યો હતો. આ મહત્ત્વના કિલ્લાને જીતવાનું નક્કી કરી બન્ને મરાઠા સરદારોએ તેને ઘેરો ઘાલ્યો. આ વખતે આ કિલ્લો મુગલ કિલ્લેદાર ફતુલ્લાખાનના કબજામાં હતો. મહારાજ આ ઘેરા

વખતે હાજર હતા. કિલ્લાની ખાનગી અને ગુપ્ત બાતમીઓ મહારાજ મેળવતા અને એક દિવસે તક જોઈને જ્યારે કિલ્લા ઉપરના માણસો બેસાવધ હતા ત્યારે દોરડાની નીસરણીઓ ગોઠવી મહારાજ અને બીજાઓ કિલ્લાની દિવાલ ચડીને અંદર પેઠા. કિલ્લેદાર ફત્તુલ્લાખાને અંદર પેઠેલા મરાઠાઓ ઉપર મરણિયો હુમલો કર્યો. મુગલો પણ મરાઠાઓની ટુકડી સાથે બહુ હિંમત અને બહાદુરીથી લડ્યા. મરાઠાઓએ ફત્તુલ્લાખાનના હલ્લાઓને પાછા વાળ્યા. અને મુગલ લશ્કર ઉપર હલ્લા કરવા માંડ્યા. મરાઠાઓનો મારો બહુ સખત હતો. મુગલો પાછા હઠ્યા હતા તેમને વ્યવસ્થિત કરી ફત્તુલ્લાખાને મરાઠાઓ સાથે ખૂનખાર લડાઈ કરી. મુગલોનો હલ્લો બહુ જોસવાળો અને વ્યવસ્થિત હતો. છતાં મરાઠાઓએ મુગલોને અવ્યવસ્થિત કરી નાંખ્યા અને તેમનામાં ભંગાણુ પાડ્યું.

હરહર મહાદેવના ગગનભેદી અવાજો કરી મરાઠાઓ મુગલ લશ્કર ઉપર તુટી પડ્યા. કિલ્લેદાર ફતુલ્લાખાન રણમાં પડ્યો. સરદાર પડ્યો એટલે લશ્કરે નાસવા માંડ્યું. મુગલ લશ્કરની આ દુર્દશા જોઈ ફતુલ્લાખાનના સાળાએ સાલ્હેર કિલ્લાનો કબજો મરાઠાઓને સોંપી દીધો. સાલ્હેર કિલ્લા ઉપરથી મુગલોનો વાવટો ઉતર્યો અને તેની જગ્યાએ મરાઠાઓનો ભગવો ઝંડો ફરકવા લાગ્યો.

## ૫. મરાઠાઓની સામે મુઆઝીમ, મહોબતખાન અને દાઉદખાન.

શિવાજી મહારાજે સુરત બીજીવાર લૂંટ્યાના માઠા સમાચાર અને બાગલાણમાં મરાઠાઓએ મુગલોને મારેલા મારની શરમભરેલી હકીકત બાદશાહને મળી ત્યારે બાદશાહ પોતે અફઘાનીસ્થાન તરફ બગડેલા મામલા સંબંધી અને રજપૂતો સાથેના ઝઘડાઓ સંબંધીની ભારે ચિંતામાં હતો. સુરતની બીજીવારની લૂંટના સમાચારે બાદશાહના હૈયામાં ઊંડો જખમ કર્યો. મરાઠાઓ આવી રીતે વારંવાર નાક કાપી જાય છે તો તેમને અટકાવી શાસન કરવા મુગલ અમલદારોએ શા શા પગલાં લીધાં તેની પણ બાદશાહે તપાસ કરી. મુગલ અમલદારોની બેદરકારી માટે બાદશાહને બહુ જ લાગ્યા કરતું હતું. સૂબેદારે મરાઠાઓને અટકાવવા માટે, એમનો સામનો કરવા માટે અથવા એમને સજા કરવા માટે મુગલ અમલદારોને શોભે એવું વર્તન ન કર્યું તે માટે બાદશાહ એ અમલદાર ઉપર બહુ નારાજ થયો. મુગલ સલ્તનતના પ્રતિનિધિ તરીકે પોતે સુરતની પ્રજાનો બચાવ મરાઠાઓની ચડાઈ સામે જરાએ ન કરી શક્યો અને પ્રજાને ભારે ગફલત કરી છે, એવી જાતનો આરોપ એ અમલદાર ઉપર મૂકવામાં આવ્યો. સત્તાધારીઓના ગુસ્સા બહુ ભયંકર હોય છે. એમની ઈતરાજી બહુ માઠું પરિણામ લાવનારી હોય છે. જેના ઉપર સત્તાધારીની ઈતરાજી ઉતરે છે તેના બુરા હાલ થાય છે, એનો પુરો અનુભવ આ અમલદારને હતો અને ઔરંગઝેબના સ્વભાવથી પણ એ વાકેફ હતો એટલે એ પોતાના ઉપર આવી પડેલા આ સંકટથી ગભરાયો. પોતે આત્મમાનની લાગણીવાળો હતો એટલે બેઆબરૂ થવા કરતાં મરવું વધારે શ્રેયસ્કર છે એમ એને લાગ્યું અને આ આરોપનો જવાબ માલીકને ત્યાં આપવા માટે આત્મહત્યા કરી. બાદશાહે એની જગ્યાએ બીજો અમલદાર નીમ્યો. મહારાજના દુશ્મન જંજીરાના સીદીને મહારાજની સામે મદદ કરવાના ઈરાદાથી કેટલાક લડાયક વહાણો બંધાવવાની જવાબદારી આ અમલદારને માથે બાદશાહે નાંખી હતી.

મરાઠાઓના વિજયની વાતો સાંભળી બાદશાહના તળિયાની આગ તાળવે ચડી હતી, પણ પ્રતિકૂળ સંજોગોને લીધે બાદશાહ લાચાર હતો. સાધારણ સંજોગો હોત તો વીજળીવેગે બાદશાહ દિલ્હીથી ઉપડી દક્ષિણમાં મરાઠાઓને મસળી નાંખવા આવી પહોંચત પણ આ વખતે સંજોગો એવા હતા કે બાદશાહથી રાજધાની છોડાય એમ હતું જ નહિ. મરાઠાઓ ઉપર એ ખૂબ ક્રોધે ભરાયો, ગુસ્સે થયો, પગ પછાડ્યાં પણ તેથી શું વળે. શિવાજી મહારાજની ચડતીકળા તો મુસલમાનની સત્તાના મૂળમાં અંગારરૂપે પડી હતી તો તેનો નાશ કેવળ ગુસ્સે થવાથી નહિ થાય એ બાદશાહ જાણતો હતો પણ મરાઠાઓની ચડતી એને અસહ્ય થઈ પડી હતી, એટલે પ્રતિકૂળ સંજોગોમાં એ દેખાવો એનાથી થઈ જ જતા.

ઉત્તરના કામો પતાવીને, રજપૂતો સાથેના ઝઘડાઓનો નિકાલ કરીને, અફઘાનીસ્થાનનું કોકડું ઉકલીને શિવાજીનો નાશ કરવા પોતે જવાનો બાદશાહ નિશ્ચય કરે તો પણ તેથી મુગલ સત્તાને દક્ષિણમાં જે નુકસાન થઈ રહ્યું હતું તે અટકે એમ ન હતું. દક્ષિણમાં મરાઠાઓની સત્તા દિનપ્રતિદિન વધતી જ હતી. તેને અટકાવવા માટે તાકીદે ખાસ પગલાં ભરવાની જરુર હતી. દક્ષિણ તરફ આંખમીચામણાં કરે મુગલ સત્તા ઉપર ભારે ફટકો પડવાનો સંભવ છે એમ બાદશાહની માન્યતા હતી. મરાઠાઓ આગળ વધતા તરત જ અટકી જાય એવી ગોઠવણ કરવાની બાદશાહને ખાસ જરૂર જણાઈ. મરાઠાઓનું વધતું બળ અટકાવવા માટે કોઈ કાબેલ સરદારને દક્ષિણમાં મોકલવાનો બાદશાહે વિચાર કર્યો. ભલભલા સરદારોને શિવાજી મહારાજે ચણા ચવડાવ્યા છે તેનો બરોબર વિચાર કરીને સંજોગો અને શિવાજીની સત્તાને પહોંચી વળે એવા સરદારને દિલ્હીથી લશ્કર લઈ દક્ષિણ મોકલવા ઔરંગઝેબે નિશ્ચય કર્યો. ચારે તરફ નજર ફેરવતાં આ કામ માટે બાદશાહને વૃદ્ધ, અનુભવી, જાણીતો અને વફાદાર એવો સરદાર મળી આવ્યો. જે સરદારે શહેનશાહ શાહજહાનના વખતમાં મુગલ સલ્તનત માટે બહુ બાહોશી અને બહાદુરીથી દોલતાબાદ જીત્યું હતું, જે દક્ષિણની રચનાથી પૂરેપુરો વાકેફ હતો, દક્ષિણના લોકોના સ્વભાવનો માહિતગાર હતો, જે મરાઠાઓના કાવાદાવા અને ખટપટોથી જાણકાર હતો એવા સરદાર મહોબતખાનની દક્ષિણમાં જઈ શિવાજીની સત્તા-તોડવાના કામ ઉપર નિમણૂંક કરી. આવા કસાયેલા વીરને હાથે પોતાનું ધાર્યું કામ થશે એવું બાદશાહને લાગ્યું અને એને ૪૦ હજાર માણસોનું લશ્કર આપ્યું અને દક્ષિણમાં મોકલ્યો.

બાદશાહની ખાસ સૂચનાઓ અને જરુરી હુકમો લઇને મહોબતખાન દિલ્હીથી નીકળ્યો. આ વખતે આ સરદારને દક્ષિણના સ્વતંત્ર હક્ક આપીને જ દિલ્હીથી મોકલ્યો હતો. એના ઉપર શાહજાદા મુઆઝીમની કોઈપણ જાતની સત્તા ન ચાલે એવી રીતે એને નિર્ભય અને સ્વતંત્ર બનાવીને બાદશાહે મોકલ્યો હતો. દક્ષિણમાં આવ્યા પછી સત્તાને માટે માન અપમાનને નામે ઝગડા કરીને દરવાજે આવેલા દુશ્મન સામે લડવાનું માંડી વાળી માંહોમાંહે મુગલ સરદારો લડીને આખી બાજી ન બગાડે તે માટે દિલ્હીથી જ સત્તાઓ અને અધિકાર નક્કી કરી એક બીજાની સાથે અથડામણમાં ન આવવું પડે એવી રીતે ગોઠવણ કરી બાદશાહે મહોબતખાનને દક્ષિણમાં રવાના કર્યો. થોડા વખત પહેલાં જ્યારે દિલેરખાનને દક્ષિણમાં મોકલ્યો હતો ત્યારે મરાઠા જેવા દરવાજે ઉભેલા દુશ્મન સામે જંગ મચાવવાનું મોકૂફ રાખી મુગલ અમલદારોએ માંહોમાંહે લડવા માંડ્યું હતું અને શાહજાદા અને દિલેરની વચ્ચે જબરો ઝગડો જામ્યો હતો એવું માઠું પરિણામ મુગલસત્તાને ભોગવવું પડ્યું એ અનુભવથી ચેતીને આ વખતે બાદશાહે મહોબતખાન ઉપર મુઆઝીમની કોઈપણ પ્રકારની સત્તા ન રહે એવી ગોઠવણ કરી હતી.

દક્ષિણના મુગલ લશ્કરમાંથી ફક્ત ૧૦૦૦ સિપાહીઓ શાહજાદાના તાબામાં રાખી બાકીનું આખું લશ્કર મહોબતખાનના કબજામાં સોંપવાનું શહેનશાહી ફરમાન શાહજાદા ઉપર આવી પહોંચ્યું હતું.

મહોબતખાનને લશ્કર અને યુદ્ધની સર્વે પ્રકારની સામગ્રીથી સજ્જ કરી દિલ્હીથી રવાના કરવામાં આવ્યો. મહોબતખાનના હાથમાં ૧૦૦૦ સિપાહીઓ સિવાયનું આખું દળ બાદશાહે સોંપ્યું અને તે ઉપરાંત ૪૦૦૦૦ ચાળીસ હજાર સિપાહીઓ દિલ્હીથી વધારાના સાથે રવાના કર્યા. સર સેનાપતિના તાબામાં જ્યાં સુધી વફાદાર, હિંમતબાજ, અનુભવી અને કસાયેલા સરદારો ન હોય ત્યાં સુધી એકલા લશ્કરના સંખ્યાબળ ઉપર લડાઇઓ જીતવી કઠણ હોય છે એ ઔરંગઝેબ સારી રીતે જાણતો હતો, એટલે એણે ૧૬૭૧ની શરૂઆતમાં જ ગુજરાતના બહાદુરખાનને હુકમ મોકલ્યો કે એણે પોતાના પ્રાંતની વ્યવસ્થા કરી પોતે દક્ષિણ જઈ મુગલ લશ્કરની ટુકડીઓની સરદારી લઈ મહોબતખાનના

હુકમ નીચે મરાઠાઓની સત્તા તોડવા માટે અને મરાઠાઓએ જીતેલો મુગલોનો મુલક પાછો મેળવવા માટે લડાઈ઼ઓ કરવી. દિલેરખાન બહાદુરખાનના હાથ નીચે જ હતો. તેને પણ દક્ષિણમાં મરાઠાઓની સાથેના વિગ્રહમાં લઈ જવા બાદશાહી હુકમ થયો. સરદાર દાઉદખાન બાદશાહની મહેરબાનીમાંનો અમલદાર હતો. એના ઉપર ઔરંગઝેબનો ઠીક ઠીક વિશ્વાસ હતો. પ્રતિકૂળ સંજોગોમાં એણે પોતાના આ માનીતા અમલદારને શિવાજી જ્યાં હોય ત્યાં જાતે જઈ તેની સામે લડાઈ કરી તેનો નાશ કરવા માટે પત્ર લખ્યો. અમરસિંહ ચંદાવત અને એના જેવા બીજા રજપૂત અમલદારોને એમના લશ્કર સાથે, શિવાજીની સત્તા તોડવાના કામમાં મહોબતખાનને મદદ કરવા માટે બાદશાહે ઉત્તરમાંથી દક્ષિણ તરફ રવાના કર્યા. તાજા દમનું બળવાન લશ્કર, કસાયેલા અને કુનેહબાજ સરદારો, અનુભવી અને મુત્સદ્દી લશ્કરી અમલદારો શિવાજીને કચડવા માટે ઉત્તરમાંથી રવાના કરવામાં આવ્યા. મરાઠાઓનું બળ, શિવાજી મહારાજની યુક્તિઓ મરાઠા સરદારોનું મુત્સદ્દીપણું વગેરે ધ્યાનમાં લઈને શહેનશાહે મહોબતખાન સાથે લશ્કર અને તેને જોઈતી સામગ્રી ઉપરાંત પુષ્કળ ધન, અખુટ દારૂગોળો, શસ્ત્રાસ્ત્રો વગેરે યુદ્ધની સંપૂર્ણ સામગ્રી આપી હતી. બનતી તાકીદે દક્ષિણમાં પહોંચી જવાના બાદશાહના હુકમો ધ્યાનમાં રાખીને મહોબતખાન દિલ્હીથી નીકળ્યો. બહુ જરુર જણાય ત્યાં અને ખાસ કારણ હોય ત્યાં જ મુકામો કરી આ સરદાર બહાણપુર આવી પહોંચ્યો. બહાણપુરમાં આવ્યા પછી એ દક્ષિણની પરિસ્થિતિથી વાકેફ થયો. આ ઠેકાણે એણે જસવંતસિંહ અને સ. દાઉદખાનના દિકરા અહમદખાનની વચ્ચે થયેલા અણબનાવની હકીકત જાણી. મહોબતખાને બહુ ખૂબીથી જસવંતસિંહને સમજાવ્યો, મનાવ્યો અને પોતાની સાથે ઔરંગાબાદ લઈ જવાનું નક્કી કર્યું. જસવંતસિંહને સાથે લઈને મહોબતખાન ઈ. સ. ૧૬૭૧ના જાનેવારીમાં બહાણપુરથી નીકળ્યો, તે એક અઠવાડિયા પછી ઔરંગાબાદ આવી પહોંચ્યો. ઔરંગાબાદમાં શાહજાદાને મળી દક્ષિણની ખરી સ્થિતિ અને સુબેદારના અભિપ્રાયથી વાકેફ થયો. સ. દાઉદખાનને મહોબતખાનના હાથ નીચે મુખ્ય લશ્કરી અમલદાર નીમવામાં આવ્યો હતો. આ નિમણૂકથી દાઉદખાનને પોતાને અન્યાય થયો છે એમ લાગ્યું, અને એમાં અપમાન પણ માન્યું. આ નિમણૂકથી એના અંતઃકરણમાં અસંતોષ ઉભો થયો. એણે આજ સુધી સલ્તનતની જે સેવાઓ કરી, જે વફાદારી બતાવી તેના બદલામાં એનું અપમાન કરવામાં આવ્યું, એમ એને લાગ્યું. આ જગો એના મોભાને શોભે એવી નથી એવું એને લાગ્યાં જ કરતું હતું. પોતાને થયેલા અન્યાયની એણે બાદશાહને ખબર કરી. એણે બાદશાહને પોતાને દિલ્હી પાછા બોલાવી લેવાની પણ વિનંતિ કરી હતી.

## ૬. ઘોડપને ઘેરો. મુગલોએ મરાઠાઓને મારી હઠાવ્યા.

પાછલા પ્રકરણમાં આપણે જોયું કે મરાઠા લશ્કરે ૧૬૭૦ની આખરમાં ઘોડપ કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ ઘેરો ઉઠાવવા માટે સ. દાઉદખાન પોતાના લશ્કર સાથે તરતજ નીકળ્યો, પણ કિલ્લાનો મુગલ કિલ્લેદાર મહમદઝમાન બહુ ચતુર અને બાહોશ હતો. એ મરાઠાઓની ઝડપ જાણતો હતો. એમના અકસ્માત છાપાઓથી અજાણ્યુ ન હતો. મરાઠાઓનો પૂરેપુરો ભોમિયો હોવાને લીધે એ જરાએ બેસાવધ નહોતો રહ્યો. અહીં મરાઠાઓની દાળ ગળે એમ ન હતું. દાઉદખાનની મદદ આવી પહોંચે તે પહેલાં જ મહમદઝમાને મરાઠાઓને મારી હઠાવ્યા. ઔરંગઝેબે દાઉદખાનને બાગલાણમાં વ્યવસ્થા કરવા લખ્યું હતું. દાઉદખાન તો મરાઠાઓની પાછળ જ પડ્યો હતો. એક દિવસે હાતગઢ નજીક મરાઠાઓ ઉપર અકસ્માત હુમલો કરી દાઉદખાને ૭૦૦ મરાઠાઓને કાપી નાંખ્યા. મરાઠાઓને ભારે નુકસાન થયું.

## ૭. અહિવંતનો કિલ્લો મરાઠાઓએ ખોયો.

થોડા જ માસ પહેલાં શિવાજી મહારાજે અહિવંતનો કિલ્લો જીત્યો હતો. તે કિલ્લાને પાછો

લેવાનો મુગલોએ વિચાર કર્યો. ઈ. સ. ૧૬૭૧ ના જાનેવારીની આખરમાં ચાંદોર નજીક મહોબતખાન અને દાઉદખાન ભેગા થયા અને બન્નેએ ભેગા થઈ અહિવંતના કિલ્લાને ઘેરો ઘાલ્યો. મરાઠાઓ મુગે મોઢે કિલ્લાનો કબજો આપી દે એવા ન હતા. એમણે મુગલોનો સામનો કર્યો. એક માસ સુધી મુગલ મરાઠાઓની ઝપાઝપીઓ થઈ. આખરે દાઉદખાને એ કિલ્લો સર કર્યો. મહોબતખાને એ ઉપરાંત રાવળા જાવળા અને મરકુંડના કિલ્લા પણ જીતી લીધા. દાઉદખાન અને મહોબતખાનની વચ્ચે અંદરખાનેથી હરીફાઈ ચાલી હતી અને હરીફાઈમાંથી ઈર્ષા ઉત્પન્ન થઇ. આ જીત (અહિવંતના કિલ્લાની) દાઉદખાનની ગણાઈ. વિજયનું માન, જીતનો જશ દાઉદખાનને મળ્યો એટલે મહોબતખાનનું દિલ બહુ ખાટું થયું. દાઉદખાન જશ ખાટી જાય એ મહોબતખાનથી સહન થયું નહિ. ઈર્ષાથી બળતો મહોબતખાન દાઉદખાન ઉપર બળવા લાગ્યો. બન્ને વચ્ચે ભારે વેર બંધાયું. જ્યારથી દાઉદખાન એના સાથે જોડાયો ત્યારથી જ મહોબતખાને તેનો પાંચ હજારીને શોભે એવી જાતનોજ માન મરતબો જાળવ્યો હતો. મહોબતખાનના આવા વર્તનથી દાઉદખાનની લાગણી દુભાઈ હતી અને તેમા વળી અહિવંતની જીતથી આગમાં તેલ રેડાયું. બન્નેના દિલ ઊંચા થયા. બન્ને વચ્ચે જબરી ફાટ પડી. પોતાના લશ્કરની એક ટુકડી અહિવંતના બચાવ માટે રાખી મહોબતખાન ૩ માસ માટે એશઆરામ લેવા નાસીક જઇ રહ્યો. ત્યારપછી અહમદનગરથી ૨૦ માઈલ દૂર આવેલા પારનેરમાં ચોમાસું ગાળવા માટે મહોબતખાને પડાવ નાંખ્યો. દાઉદખાને ઔરંગઝેબને પોતાને દિલ્હી બોલાવી લેવા માટે અરજ ગુજારી હતી તે ધ્યાનમાં લઈ બાદશાહે એને દિલ્હી બોલાવી લીધો. દાઉદખાન દક્ષિણથી દિલ્હી ચાલ્યો ગયો.

પારનેરમાં પડાવ નાંખીને મહોબતખાન રહ્યો. તે સાલ વરસાદ પુષ્કળ પડ્યો. મુગલ છાવણીમાં રોગ ફાટી નીકળ્યો. જનાવરો અને માણસો ટપોટપ મરવા લાગ્યા. પોતાની છાવણીમાં રોગ ફાટી નીકળ્યો હતો, અને સિપાહીઓ અને યોદ્ધાઓ મરવા લાગ્યા હતા છતાં મહોબતખાને વૈભવવિલાસમાં જરાએ ઘટાડો ન કર્યો, પોતાના માણસોના જાન પ્રત્યે એણે તદ્દન બેદરકારી બતાવી. રોજ ગાનતાન રંગરાગ ચાલુ જ હતા. દરરોજ વારાફરતી દરેક સરદારને ત્યાં મહોબતખાન માટે મિજબાનીઓ થતી. મહોબતખાનના માનમાં રોજ મિજલસો ઉડતી અને આવા પ્રકારના વૈભવવિલાસમાં આ સરદાર રચ્યો પચ્યો રહેતો.

તે વખતે મહોબતખાનની છાવણીમાં અફઘાનીસ્થાન અને પંજાબથી આવેલી ૪૦૦ નાચનારીઓ આવીને રહી હતી. બધી ગુણકાઓને આ સરકાર અને બીજા નાના નાના સરદારો અને અમલદારો પોષતા હતા. જે વખતે રોગ ફાટી નીકળવાથી મુગલ લશ્કરના માણસો ટપોટપ મરતા હતા તે વખતે આવી જાતનો વિલાસ મુગલ છાવણીમાં ચાલતો હતો.

## ૮. સુપા મુગલોએ એ સર કર્યું. પૂનામાં મરાઠાઓની કતલ.

મુગલ સરદાર મહોબતખાન તો ગાનતાન, રંગરાગ, વૈભવવિલાસમાં પડી ગયો છે અને સંખ્યાબંધ ગુણકાઓ મુગલ છાવણીમાં મુગલ અમલદારોને આશરે પોષાઈ રહી છે એની ખબર બાદશાહને પડી. મુગલ સલ્તનતને પાયામાંથી હલાવનાર મરાઠા શિવાજીનું બળ તોડવા માટે, મરાઠાઓને કચડી નાંખવા માટે મોકલેલા મુગલ સરદારોની લશ્કરી છાવણી ગુણકાઓનું આશ્રયસ્થાન થઈ પડ્યાના સમાચાર બાદશાહને કાને પડ્યા. મહોબતખાને કોઈપણ જાતનું પરાક્રમ ન કર્યું તેથી અને મરાઠાઓની સત્તા તોડવા માટે આકાશ પાતાળ એક કરી નાંખવાને બદલે ગાનતાનમાં ગુલતાન બનીને મુગલાઈ સત્તાને નુકસાન કરી રહ્યો છે તેથી બાદશાહ એના ઉપર નારાજ થયો. એને માટે એના અંતઃકરણમાં વહેમ પેદા થયો. આ સરદાર પણ શિવાજીને મળી ગયો અને એની સાથે ખાનગીમાં મસલત કરીને ઈરાદાપૂર્વક મુગલસત્તાને એ નુકસાન કરી રહ્યો છે એવી બાદશાહની ખાતરી થઈ. બહાદુરખાન અને દિલેરખાનને દક્ષિણ જવા બાદશાહે ભારે તાકીદ કરી હતી તેથી તે પણ ગુજરાતમાંથી દક્ષિણમાં આવી પહોંચ્યા.

બાગલાણમાં દાખલ થયા પછી દિલેરખાન મુગલ લશ્કર સાથે અહિવંત તરફ જવા નીકળ્યો. રાવળા જાવળા નજીક મોરોપંત પિંગળેએ એને પકડી પાડ્યો અને આ ઠેકાણે ભારે લડાઈ થઈ. મરાઠા અને મુગલોએ કમાલ કરી. બન્ને તરફના યોદ્ધાઓએ સમર ખેલવામાં જરાએ કસર ન રાખી. આખરે મરાઠાઓનો મારો મુગલોને ભારે થઈ પડ્યો અને રાવળા જાવળા નજીક મરાઠા લશ્કરે મુગલ લશ્કરને સખત હાર ખવડાવી ( પ્રો. રેડી ).

આ બન્ને સરદારોએ પછી મરાઠાઓએ જીતી લીધેલા મહત્ત્વના સાલેર કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઘેરાનું કામ મિયાં એખલાસખાન, રાવ અમરસિંહ ચંદાવત અને બીજા જવાબદાર અમલદારોના હાથમાં સોંપી બન્ને સરદારો અહમદનગર તરફ ચાલ્યા ગયા.

આ બન્ને સરદારો અહમદનગરમાં ઝાઝું થોભ્યા નહિ, પણ બન્ને પૂના તરફ વળ્યા. બહાદુરખાને સુપા ઉપર ચઢાઈ કરી અને દિલેરખાન પૂના કબજે કરીને બેઠો. દિલેરખાને પૂનાની રૈયતને રંજાડવા માંડી. ૧૬૭૧ના ડીસેમ્બરની આખરે દિલેરખાને પૂનામાં કેર વર્તાવ્યો. એણે નવ વરસ ઉપરના જેટલા મરાઠાઓ હાથ લાગ્યા તેમને કાપી નાંખ્યા ( ' શિવાજી ' પ્રો. સરકાર ).

---

## પ્રકરણ ૫ મું



### ૧. સાલેરનો સંગ્રામ.

સાલેરના ઘેરાનું કામ એખલાસખાન મિયાંને સોંપી આ બે સરદારો પૂના તરફ ગયા પણ ત્યાં ઘેરાનું કામ ચાલુ જ હતું. એ ઘેરો બહુ જ સખત હતો અને એખલાસખાન અને રાવ અમરસિંહ ચંદાવત બહુ હોશિયારી અને બહાદુરીથી ચલાવી રહ્યા હતા. મરાઠાઓના કબજામાંના આ મહત્ત્વના કિલ્લાને માટે મુગલ અને મરાઠાઓ બન્ને જીદ ઉપર ચઢ્યા હતા. બન્ને જીત માટે મથી રહ્યા હતા.

સુપાની મુગલોની જીત અને પૂનામાં મરાઠાઓની કતલ એ બન્ને સમાચારો સાંભળી શિવાજી મહારાજ વેર વસુલ કરવા તૈયાર થયા. સુપા અને પૂનાનું વેર લેવા માટે મુગલો સાથે ભારે સંગ્રામ કરવાનો વિચાર કરી મહારાજે પોતાના જુદા જુદા કિલ્લાઓ ઉપરથી લશ્કરની ટુકડીઓ બોલાવી અને મરાઠાઓનું જબરું લશ્કર મહાડ નજીક ઈ. સ. ૧૬૭૨ની શરૂઆતમાં ભેગું કર્યું. મહારાજ આ લશ્કરને પૂના ઉપર ચઢાઈ કરવાની તૈયારીમાં હતા એટલામાં એમને સમાચાર મળ્યા કે ' મુગલોએ સાલેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો છે. મિયાં એખલાસખાન, રાવ અમરસિંહ ચંદાવત અને બીજા કેટલાક મુગલ અમલદારોએ એ કિલ્લો જીતવાનો નિશ્ચય કર્યો છે અને સ. બહાદુરખાન તથા દિલેરખાન પણ મિયાં એખલાસખાનની મદદે જવાના છે એ ખબર પણ મહારાજને મળી. આ સમાચાર મળતાં જ મહારાજ વિચારમાં પડ્યા. મહારાજ લાગણી વશ થઈને, ક્રોધ અને ગુસ્સાથી ગાંડા બનીને વિવાદની

ટુકડીઓએ સમરાંગણ ઉપર ભારે કરી. શિવાજી મહારાજના માવળાઓએ પણ કેસરિયાં કર્યાં હતાં. મોરોપંત અને પ્રતાપરાવે મુગલ લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો હતો. મુગલ લશ્કર અવ્યવસ્થિત સ્થિતિમાં નાસવા લાગ્યું. આવી દયામણી દશા મુગલોની થઈ છતાં એખલાસખાન નાહિંમત થયો નહિ. એણે મુગલ લશ્કરને મહામુસીબતે પાછું એકઠું કર્યું અને મરાઠાઓ ઉપર પાછા હલ્લા ચલાવ્યા. 'અલ્લાહો અકબર'ની બુમો જોર શોરથી સંભળાવા લાગી. મરાઠા લશ્કરને તેજ કરવા મરાઠા સરદારો સમરાંગણમાં ઘુમવા લાગ્યા. સૂર્યાજીરાવ કાકડે કરીને એક મરાઠા પાંચહજારી હતો, જે મહારાજનો જૂનો સાથી અને સેવક હતો. આ સૂર્યાજીરાવ તે સિંહગઢવાળા તાનાજી માલુસરેનો ભાઈ નહિ પણ આ સૂર્યાજીરાવ તો એ કે જેણે જાવળીની લડાઈમાં ભારે પરાક્રમ કરી જીત મેળવી હતી અને રોહીડાનો કિલ્લો સર કરવામાં ભારે શૌર્ય બતાવ્યું હતું. તે મરાઠા લશ્કરમાં મુગલો સામે ઘુમવા લાગ્યો. પોતાના સિપાહીઓને શૂર ચડાવવામાં એણે કમાલ કરી. એના યોદ્ધાઓ શરીર ઉપર સંખ્યાબંધ જખમો હોવા છતાં મુસલમાનોની ભારે કતલ કરી રહ્યા હતા. મરાઠાઓ કડકા થઈને નીચે પડતા પણ એક ડગલું સરખું પાછું ભરતા નહિ. મહાભારતના યુદ્ધમાં કર્ણે જેવાં પરાક્રમો કર્યાં હતાં તેવાં જ પરાક્રમો સૂર્યાજીરાવે સાલેરના સંગ્રામમાં કર્યાં હતાં, એના શૌર્યથી દુશ્મનો પણ ચકિત થઈ ગયા. એની ટુકડીએ મુગલ લશ્કરની ભારે કતલ ચલાવી હતી. 'હરહર મહાદેવ'ના અવાજો જોર જોરથી સંભળાવા લાગ્યા. લોહીની નીકો વહેવા લાગી. સમરભૂમિ ઉપર લોહીને લીધે કિચડ થઈ ગયો. હજારો માણસો રણમાં પડ્યા. ઘોડા, હાથી અને ઊંટ તો અસંખ્ય મરાયા. આમ લડાઈ ભારે રંગમાં આવી હતી, તેવે વખતે સૂર્યાજીરાવ કાકડે દુશ્મનદળમાં ત્રાસ વર્તાવતો, મુગલોને કાપતો, દુશ્મનોને હઠાવતો ઘવાયો અને વીરગતિને પામ્યો. સૂર્યાજીરાવ રણમાં પડ્યો. પોતાના શૂરા સરદારને રણમાં પડેલો જોઈ મરાઠાઓ ઉછળ્યા. શરીરનું ભાન ભૂલીને એમણે દુશ્મન દળનાં માણસોને કાપવા માંડ્યાં. સૂર્યાજીરાવ પડ્યાના સમાચાર રણક્ષેત્ર ઉપર ફરી વળ્યા. મરાઠાઓએ મરણિયા થઈને લડવા માંડ્યું. આ લડાઈમાં મહારાજના ઘણા યોદ્ધાઓએ પરાક્રમો કર્યાં પણ સ. મોરોપંત પિંગળે, સરનોબત સ. પ્રતાપરાવ ગુજ્જર, આનંદરાવ દત્તો, વ્યંકોજી દત્તો, રૂપાજી ભોંસલે, સૂર્યાજીરાવ કાકડે, શિદોજી નિંબાળકર, ખંડોજી જગતાપ, ગોદાજી જગતાપ, સંતાજી જગતાપ, માનાજી મોરે, વિસાજી બલ્લાળ, મોરોનાગનાથ, મુકુંદ બલ્લાળ, એવા યોદ્ધાઓના પરાક્રમોથી તો દુશ્મનો પણ હેરત પામ્યા. મુગલ સરદાર બહિલોલખાને મુગલ લશ્કરને વ્યવસ્થિત કરી મરાઠાઓ ઉપર હલ્લા કરવા માંડ્યા. મરાઠાઓએ પણ એનો જવાબ વાળવા માંડ્યો. મરાઠાઓના હલ્લાઓ પણ ભારે થવા લાગ્યા. આખરે મરાઠાનો સખત મારો મુગલોને અસહ્ય થઈ પડ્યો. મરાઠા સરદારોએ મુગલ સ. એખલાસખાન અને બહિલોલખાનને પરહેજ કર્યા. મુગલોનો પરાજય થયો. ઘેરો ઉઠાવીને મુસલમાનોએ નાસવા માંડ્યું. મરાઠાઓએ એમની પૂંઠ પકડી. રાવ અમરસિંહ ચંદાવતનો પુત્ર મોહોકમસિંહ જે મુગલો તરફથી લડતો હતો તે ઘવાયો અને ગિરફતાર થયો. રાવ અમરસિંહ ચંદાવત મરાઠાઓ સાથે લડતાં લડતાં મુગલોની સેવામાં રામશરણ થયો. આ લડાઈમાં મુગલોના ૨૨ સરદારો પકડાયા. મરાઠાઓનો પૂરેપુરો વિજય થયો. મુગલોની છાવણી લૂંટાઈ. દુશ્મનના ૧૨૫ હાથી, ૭૦૦ ઊંટ, ૬૦૦૦ ઘોડા, સેંકડો બળદ, મુલ્યવાન કપડું, ઝવેરાત અને પુષ્કળ ધન મરાઠાઓને હાથ લાગ્યું. મુગલ લશ્કરના મોટા મોટા સરદારો અને અમલદારો જેમને મરાઠાઓએ ગિરફતાર કર્યા હતા તેમને યુદ્ધના કેદી ગણી ભારે માનપાન સાથે રાયગઢ મોકલી દીધા. રાયગઢમાં એમને બહુ માનથી રાખ્યા. એમની સુંદર માવજત કરવામાં આવી. એમના જખમો વગેરેની દવા કરવામાં આવી. બરોબર તંદુરસ્ત થયા પછી તેમને કીમતી વસ્તુઓ યાદગીરી તરીકે આપી માનમરતબા સાથે રવાના કર્યા. મુગલ લશ્કરના ઘણા સિપાહીઓ કેદ પકડાયા હતા. તેમાંના ઘણા મહારાજના લશ્કરમાં રાજીખુશીથી દાખલ થયા. મહારાજે છોડી મૂકેલા સિપાહીઓ અને સરદારો ઔરંગાબાદ જઈ પહોંચ્યા.

વરસી કરે એવા ઉતાવળીઆ ન હતા, એ એમનાં અનેક વખતનાં કૃત્યો ઉપરથી જણાય છે. દરેક વખતે એ પોતાની નજર સામે પોતાના જીવનનું ધ્યેય રાખીને જ કાર્યક્રમ ઘડતા અને ગમે તેવા લાગણી ઉશ્કેરનારા કૃત્યો દુશ્મનો કરે તો પણ મુસલમાની સત્તાને ઢીલી કરી હિંદુ સત્તા સ્થાપવાની એમની નેમ ભૂલ્યા વગર વેરની વસૂલાત કરતા. પૂના એ એમનું બચપણનું રમત ગમતનું સ્થાન હતું. આ સ્થાનમાં ગુરૂ દાદાજીએ એમને રાજનીતિનો ઉપદેશ કર્યો, આ સ્થાનમાંથી એમના હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના વિચારોને પુષ્ટિ મળી અને આ સ્થાનેથી જ એ હેતુ પૂર્ણ કરવા માટે અનેક કાર્યક્રમ ઘડાયા. પૂના શિવાજી મહારાજને અત્યંત પ્રિય હતું એ વાત ખરી પણ પૂના ઉપર મુગલોએ અત્યાચાર કર્યાના સમાચાર મળ્યા ત્યારે મહારાજ ગુસ્સે થયા, વેર લેવા તૈયાર થયા, પણ જુસ્સાને અને લાગણીને વશ થઈને ગાંડા ન બન્યા. સાલેરના કિલ્લાના ઘેરાની ખબરો આવી એટલે મહારાજે રાજકીય દૃષ્ટિથી સંજોગોનો વિચાર કર્યો અને પૂના ઉપર ચડાઈ કરવી એ વધારે મહત્ત્વનું છે કે સાલેરનો ઘેરો ઉઠાવવા જવું એ વધારે મહત્ત્વનું છે એનો ઊંડો વિચાર કરવા લાગ્યા. પૂનાની વહારે દોડી જવા માટે મહારાજને મન થતું, એ તૈયાર થઈ જતા પણ એમના જીવનનો મુખ્ય હેતુ મુસલમાની સત્તાને ઢીલી કરવી અથવા જડમૂળથી ઉખેડી નાખવી એ હતો. આ હેતુને પૂને જવાથી પુષ્ટિ મળે એમ છે કે સાલેર જવાથી મળે એમ છે એનો વિચાર થંડે મગજે કર્યો ત્યારે મહારાજને લાગ્યું કે સાલેર જઈ મુગલોને ખડી લડાઈ આપી હરાવવામાં જ મરાઠાઓને લાભ છે માટે લાગણીવશ ન થતાં એમણે પૂને જવાનો વિચાર માંડી વાળી મોટા લશ્કર સાથે સાલેર જવા નીકળ્યા.

આ વખતે પ્રતાપરાવ ગુજ્જર મુગલોના મુલકો જીતવાના અને એમનાં શહેરો લૂંટવાના કામમાં ગુંથાયેલા હતા. તેમને સાલેર જઈ મુગલોનો ઘેરો ઉઠાવવાનો મહારાજે હુકમ મોકલ્યો, તેમજ સ. મોરોપંત પિંગળેને પોતાના પાયદળ સાથે સાલેર જઈ પ્રતાપરાવને મદદ કરવાનો હુકમ મોકલ્યો. મહારાજ પોતે પણ પોતાના લશ્કર સાથે સાલેર ગયા. મહારાજે હુકમ કર્યા મુજબ પ્રતાપરાવ ગુજ્જર અને સરદાર મોરોપંત પિંગળે ૧૬૭૨ના ફેબ્રુઆરી માસમાં સાલેર નજીક આવી પહોંચ્યા. પ્રતાપરાવ ગુજ્જર અને મોરોપંત પિંગળેએ મુગલ લશ્કરને આ વખતે ખડી લડાઈ આપી મરાઠાઓનું ખરૂં પાણી બતાવી આપવાનો નિશ્ચય કર્યો.

પ્રતાપરાવ ગુજ્જરે મુગલ લશ્કરને શરૂઆતમાં જ ગનીમી પદ્ધતિથી અસ્તવ્યસ્ત અને અવ્યવસ્થિત કરી નાંખી પછી ખડી લડાઈ આપવાનો વ્યૂહ રચ્યો હતો. પ્રતાપરાવે પોતાના ઘોડેસવારોને ઠેકઠેકાણે ગોઠવી દીધા અને પછી થોડી ટુકડીઓ લઈ મુગલ સરદાર એખલાસખાન ઉપર હલ્લો કર્યો. મુગલ લશ્કર પણ તૈયાર હતું. બન્ને વચ્ચે લડાઈ શરૂ થઈ એટલે પ્રથમથી નક્કી કર્યા મુજબ અને પોતાના લશ્કરને સૂચનાઓ આપી હતી તે પ્રમાણે પ્રતાપરાવે નાસવાનો દેખાવ કર્યો. મુગલોને લાગ્યું કે મુસલમાનોનો કાતીલ માર મરાઠાઓ સહન ન કરી શક્યા એટલે પ્રતાપરાવે પીછેહટ કરી છે. મુગલ સરદારની ખાતરી થઈ કે મરાઠાઓ નાસવા લાગ્યા એટલે એમણે મરાઠાઓની પૂંઠ પકડી. પ્રતાપરાવે મુગલોને પીઠ ઉપર લીધા અને આગળ નાસવા માંડ્યું. અમુક સ્થળે આવતાં પ્રતાપરાવે સામનો કર્યો. ગોઠવી રાખેલી ટુકડીઓએ ચારે તરફથી મુગલ લશ્કર ઉપર મારો શરૂ કર્યો. મુગલ ઘોડેસવારો પ્રતાપરાવની સાથે લડાઈમાં મંડ્યા હતા તે વખતે સ. મોરોપંત પિંગળે પોતાના પાયદળ સાથે મુગલ છાવણી ઉપર તૂટી પડ્યો. મહારાજે મરાઠા યોદ્ધાઓને ખૂબ શુર ચડાવ્યું હતું. સાલેરના સંગ્રામમાં મરાઠાઓએ ભારે કુનેહ બતાવી હતી એટલું જ નહિ પણ પૂરેપુરી હિંમત દાખવી હતી. ખડી લડાઈમાં કેળવાયેલા અને કસાયેલા મુગલ લશ્કર સામે મરાઠાઓ કેવું પાણી બતાવી શકે છે એ સાલેરના સંગ્રામમાં બધાએ જાણ્યું. મુગલ અને મરાઠાઓના લશ્કરોના બળનું માપ સાલેરના સંગ્રામથી મપાયું. સાલેરની લડાઈ આસરે ૧૨ કલાક સુધી ચાલી હતી. મુગલો તરફથી મુગલ, પઠાણ, રજપૂત, રોહીલા વગેરે સિપાહીઓની

ટુકડીઓએ સમરાંગણ ઉપર ભારે કરી. શિવાજી મહારાજના માવળાઓએ પણ કેસરિયાં કર્યાં હતાં. મોરોપંત અને પ્રતાપરાવે મુગલ લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો હતો. મુગલ લશ્કર અવ્યવસ્થિત સ્થિતિમાં નાસવા લાગ્યું. આવી દયામણી દશા મુગલોની થઈ છતાં એખલાસખાન નાહિંમત થયો નહિ. એણે મુગલ લશ્કરને મહામુસીબતે પાછું એકઠું કર્યું અને મરાઠાઓ ઉપર પાછા હલ્લા ચલાવ્યા. 'અલ્લાહો અકબર 'ની બુમો જોર શોરથી સંભળાવા લાગી. મરાઠા લશ્કરને તેજ કરવા મરાઠા સરદારો સમરાંગણમાં ઘુમવા લાગ્યા. સૂર્યાજીરાવ કાકડે કરીને એક મરાઠા પાંચહજારી હતો, જે મહારાજનો જૂનો સાથી અને સેવક હતો. આ સૂર્યાજીરાવ તે સિંહગઢવાળા તાનાજી માલુસરેનો ભાઈ નહિ પણ આ સૂર્યાજીરાવ તો એ કે જેણે જાવળીની લડાઈમાં ભારે પરાક્રમ કરી જીત મેળવી હતી અને રોહીડાનો કિલ્લો સર કરવામાં ભારે શૌર્ય બતાવ્યું હતું. તે મરાઠા લશ્કરમાં મુગલો સામે ઘુમવા લાગ્યો. પોતાના સિપાહીઓને શૂર ચડાવવામાં એણે કમાલ કરી. એના યોદ્ધાઓ શરીર ઉપર સંખ્યાબંધ જખમો હોવા છતાં મુસલમાનોની ભારે કતલ કરી રહ્યા હતા. મરાઠાઓ કડકા થઈને નીચે પડતા પણ એક ડગલું સરખું પાછું ભરતા નહિ. મહાભારતના યુદ્ધમાં કર્ણે જેવાં પરાક્રમો કર્યાં હતાં તેવાં જ પરાક્રમો સૂર્યાજીરાવે સાલેરના સંગ્રામમાં કર્યાં હતાં. એના શૌર્યથી દુશ્મનો પણ ચકિત થઈ ગયા. એની ટુકડીએ મુગલ લશ્કરની ભારે કતલ ચલાવી હતી. 'હરહર મહાદેવ 'ના અવાજો જોર જોરથી સંભળાવા લાગ્યા. લોહીની નીકો વહેવા લાગી. સમરભૂમિ ઉપર લોહીને લીધે કિચડ થઈ ગયો. હજારો માણસો રણમાં પડ્યા. ઘોડા, હાથી અને ઊંટ તો અસંખ્ય મરાયા. આમ લડાઈ ભારે રંગમાં આવી હતી, તેવે વખતે સૂર્યાજીરાવ કાકડે દુશ્મનદળમાં ત્રાસ વર્તાવતો, મુગલોને કાપતો, દુશ્મનોને હઠાવતો ઘવાયો અને વીરગતિને પામ્યો. સૂર્યાજીરાવ રણમાં પડ્યો. પોતાના શૂરા સરદારને રણમાં પડેલો જોઈ મરાઠાઓ ઉછળ્યા. શરીરનું ભાન ભૂલીને એમણે દુશ્મન દળનાં માણસોને કાપવા માંડ્યાં. સૂર્યાજીરાવ પડ્યાના સમાચાર રણક્ષેત્ર ઉપર ફરી વળ્યા. મરાઠાઓએ મરણિયા થઈને લડવા માંડ્યું. આ લડાઈમાં મહારાજના ઘણા યોદ્ધાઓએ પરાક્રમો કર્યાં પણ સ. મોરોપંત પિંગળે, સરનોબત સ. પ્રતાપરાવ ગુજ્જર, આનંદરાવ દત્તો, વ્યંકોજી દત્તો, રૂપાજી ભોંસલે, સૂર્યાજીરાવ કાકડે, શિંદોજી નિંબાળકર, ખંડોજી જગતાપ, ગોંદાજી જગતાપ, સંતાજી જગતાપ, માનાજી મોરે, વિસાજી બલ્લાળ, મોરોનાગનાથ, મુકુંદ બલ્લાળ, એવા યોદ્ધાઓના પરાક્રમોથી તો દુશ્મનો પણ હેરત પામ્યા. મુગલ સરદાર બહિલોલખાને મુગલ લશ્કરને વ્યવસ્થિત કરી મરાઠાઓ ઉપર હલ્લા કરવા માંડ્યા. મરાઠાઓએ પણ એનો જવાબ વાળવા માંડ્યો. મરાઠાઓના હલ્લાઓ પણ ભારે થવા લાગ્યા. આખરે મરાઠાનો સખત મારો મુગલોને અસહ્ય થઈ પડ્યો. મરાઠા સરદારોએ મુગલ સ. એખલાસખાન અને બહિલોલખાનને પરહેજ કર્યા. મુગલોનો પરાજય થયો. ઘેરો ઉઠાવીને મુસલમાનોએ નાસવા માંડ્યું. મરાઠાઓએ એમની પૂંઠ પકડી. રાવ અમરસિંહ ચંદાવતનો પુત્ર મોહોકમસિંહ જે મુગલો તરફથી લડતો હતો તે ઘવાયો અને ગિરફતાર થયો. રાવ અમરસિંહ ચંદાવત મરાઠાઓ સાથે લડતાં લડતાં મુગલોની સેવામાં રામશરણ થયો. આ લડાઈમાં મુગલોના ૨૨ સરદારો પકડાયા. મરાઠાઓનો પૂરેપુરો વિજય થયો. મુગલોની છાવણી લૂંટાઈ. દુશ્મનના ૧૨૫ હાથી, ૭૦૦ ઊંટ, ૬૦૦૦ ઘોડા, સેંકડો બળદ, મુલ્યવાન કપડું, ઝવેરાત અને પુષ્કળ ધન મરાઠાઓને હાથ લાગ્યું. મુગલ લશ્કરના મોટા મોટા સરદારો અને અમલદારો જેમને મરાઠાઓએ ગિરફતાર કર્યા હતા તેમને યુદ્ધના કેદી ગણી ભારે માનપાન સાથે રાયગઢ મોકલી દીધા. રાયગઢમાં એમને બહુ માનથી રાખ્યા. એમની સુંદર માવજત કરવામાં આવી. એમના જખમો વગેરેની દવા કરવામાં આવી. બરોબર તંદુરસ્ત થયા પછી તેમને કીમતી વસ્તુઓ યાદગીરી તરીકે આપી માનમરતબા સાથે રવાના કર્યા. મુગલ લશ્કરના ઘણા સિપાહીઓ કેદ પકડાયા હતા. તેમાંના ઘણા મહારાજના લશ્કરમાં રાજીખુશીથી દાખલ થયા. મહારાજે છોડી મૂકેલા સિપાહીઓ અને સરદારો ઔરંગાબાદ જઈ પહોંચ્યા.

આવી રીતે સાલેરના સંગ્રામમાં મરાઠાઓની પૂરેપુરી ફત્તેહ થઈ. મુગલો હાર્યા અને એમની છાવણીનો માલ મરાઠાઓને હાથ લાગ્યો.

સાલેરના સંગ્રામમાં શિવાજી મહારાજને વિજય મળ્યો તેથી તેમને અનેક લાભ થયા પણ તેમાં મુખ્ય લાભ તો એ થયો કે આખા મહારાષ્ટ્રમાં અને મહારાષ્ટ્ર બહાર પણ શિવાજી મહારાજની કીર્તિ વધી. મુસલમાનોની જામેલી સત્તાની સામે ટક્કર ઝીલવાની મરાઠાઓ શક્તિ ધરાવે છે એની હિંદના હિંદુઓને ખાતરી થઈ હતી તે મક્કમ થઈ અને હિંદુઓને પણ પોતાની શક્તિનું ભાન થયું. સાલેરની જીતથી મરાઠાઓમાં આત્મવિશ્વાસ વધ્યો. મરાઠાઓ પાકા મુત્સદ્દી હતા એ પણ અનેક બનાવોથી પુરવાર થયું છે અને મરાઠાઓ ખડી લડાઈમાં, ખડે ખાડે લડવામાં મુસલમાનોથી જાય એવા નથી એ પણ અનેક વખતે સાબિત થયું છે. સાલેરનો સંગ્રામ હિંદની અનેક લડાઈઓમાં અગ્રસ્થાને રહેશે. મહારાજનો લાભ એ આખા મહારાષ્ટ્રનો લાભ હતો અને મહારાષ્ટ્રના મરાઠાઓના લાભમાં આખા હિંદના હિંદુઓનો ભાગ હતો. હિંદના હિંદુઓની નજર પોતાના છૂટકારા માટે શિવાજી મહારાજ તરફ હતી અને તેમને સાલેરના સંગ્રામમાં મરાઠાઓના વિજયથી ભારે સંતોષ થયો.

હિંદના ઇતિહાસમાં જે મહત્વની અને ભારે લડાઈઓ થઈ તેમાં સાલેરનો સંગ્રામ ખુશીથી મૂકી શકાય. શિવાજી મહારાજ કદી પણ હિંદુ મુસલમાનનો ભેદ ગણીને મુસલમાનને મુસલમાન હોવાને કારણે કનડતા ન હતા. એવી જાતનો પક્ષપાત એમણે કર્યો નથી એ એમના જીવનના અનેક બનાવો ઉપરથી સાબિત થાય છે, તેવી જ રીતે કબજે આવેલા દુશ્મનોને યુદ્ધના કેદી ગણી તેમનું માન જાળવી તેમને નજરાણાં આપી એમની મરજી પ્રમાણે એમને પાછા મોકલવાના એમનાં કૃત્યો હિંદના ઇતિહાસને શોભાવે છે. જગતના ઇતિહાસમાં શિવાજી મહારાજ જેવા રાજાઓ કેટલા નીકળશે? સત્તરમા સૈકાની શિવાજી મહારાજની આ યુદ્ધનીતિ, દુશ્મન હાથમાં આવે તેના પ્રત્યે ભારે અત્યાચાર અને અવીવેકી વર્તન ચલાવનાર સુધરેલા ગણાતા આજના રાજ્યો કરતાં હિંદી સંસ્કૃતિ કેટલી ઉચ્ચ અને ઉમદા હતી તે બતાવે છે.

બહાદુરખાન બાગલાણમાં ન ફાવ્યો એટલે નાસીપાસ થઈને અહમદનગર ગયો. ૧૬૭૨ના ઉનાળામાં મહોબતખાને દક્ષિણ છોડ્યું અને ઉત્તર હિંદુસ્થાનમાં ગયો. શાહજાદા મુઆઝીમ પણ ઉત્તર હિંદુસ્થાનમાં ચાલ્યો ગયો. આ બંને અમલદારો ગયા એટલે દક્ષિણની સૂબેદારીની લગામ બહાદુરખાનના હાથમાં આવી.

બાદશાહ ઔરંગઝેબે મુગલોની હારના સમાચાર જાણ્યા. શિવાજી વધારેને વધારે બળવાન થતો જાય એ એને બીલકુલ ગમતું નહિ. સંજોગો અનુકૂળ હોત અને ઉત્તરમાં અણધાર્યા બનાવો ન બન્યા હોત તો બાદશાહ પોતે લશ્કર લઈને દક્ષિણમાં મરાઠાઓને કચડવા આવી પહોચત, પણ તે શક્ય ન હતું. ઉત્તરમાં સતનામી પંથના લોકોના બળવાએ અને ખૈબરઘાટના અફઘાનોના બંડે બાદશાહને ઉત્તર હિંદુસ્થાનમાં જ રોકી રાખ્યો હતો.

## ૩. કણેરગઢની લડાઈ.

મરાઠા સરદાર રામાજી પાંગેરા અને મુગલ સરદાર દિલેરખાન વચ્ચે કણેરગઢ આગળ ભારે લડાઇ થઈ. આ વખતે રામાજી પાંગેરાની પાસે ફક્ત ૭૦૦ માવળાઓનું જ લશ્કર હતું. દિલેરખાનનું લશ્કર બહુ ભારે હતું એટલે દિલેરખાનને વિજય માટે ખાતરી હતી. મુગલોનું લશ્કર બહુ જબરું અને સંખ્યા પણ બહુ મોટી હતી, એટલે મરાઠાઓએ પાછાં પગલાં ભરવા માંડ્યાં. રામાજીએ મરાઠાઓની

(જુવો પાનું ૫૦૮)

**સાલેરના સંગ્રામમાં મુગલોની હાર.**

હિંદના ઈતિહાસમાં જે મહત્વની અને ભારે લડાઈઓ થઈ તેમાં સાલેરનો સંગ્રામ ખુશીથી મુકી શકાય. આ વિજયથી મુસલમાનોની જમેલી સેનાની સામે ટક્કર ઝીલવાની મરાઠાઓ શક્તિ ધરાવે છે એની હિંદના હિંદુઓને ખાત્રી થઇ. આ વિજયથી મરાઠાઓમાં આત્મવિશ્વાસ વધ્યો.

Lakshmi Art, Bombay, 8.

આ સ્થિતિ જોઈ સર્વેને શૂર ચડાવ્યું અને હિંદુઓ અને હિંદુત્વ ઉપરના ત્રાસ અને અત્યાચાર દૂર કરવા માટેની આ લડાઈ છે એમ કહી ક્ષત્રિયોનો ધર્મ એમને સમજાવ્યો અને એમણે દુશ્મનદળને મારી હઠાવવા માટે સબળા સિપાહીઓને સતેજ કર્યા. પાછા ફરેલા મરાઠાઓને રામાજીએ અટકાવ્યા અને એમને જુસ્સાદાર ભાષણથી પાણી ચડાવી રણમાં જીતી યશપ્રાપ્તિ કરવા અથવા રણમાં મરીને મોક્ષ મેળવવા જણાવ્યું. મરાઠાઓ પાછા દમમાં આવ્યા. એમના ભાલા પાછા વીજળી માફક ચમકવા લાગ્યા. એમની તીખી તલવારો શત્રુનો સંહાર કરવા વાગી. 'હરહર મહાદેવ'ના અવાજો ઉપરા ઉપરી સંભળાવા લાગ્યા. દિલેરખાનના લશ્કરે આ ૭૦૦ માવળાઓને ઘેરી લીધા. ત્રણ કલાક સુધી મરાઠાઓએ મુગલો સામે યુદ્ધ કર્યું. માવળાઓએ જીવની દરકાર રાખ્યા વગર મુગલોને માર મારવા માંડ્યો. દરેક મરાઠાના શરીર ઉપર વીસ વીસ અને ત્રીસ ત્રીસ ઘા થયા હતા. આવી ઘાયલ સ્થિતિમાં પણ મરાઠા વીરોએ જીવતાં હથિયાર હેઠાં ન મૂક્યાં. રામાજી પાંગેરાના ઘણા માણસો મરાયા. માવળાઓએ દિલેરખાનની ચુનંદા પઠાણોની ટોળી હતી તેમાંના ૧૨૦૦ પઠાણોની કતલ કરી. મરાઠાઓમાં અજબ શૌર્ય સંચાર કર્યો હતો. આખરે દિલેરખાને મરાઠાઓનું આ શૌર્ય અને બહાદુરી જોઈ પહોંચા કરડ્યા. મરાઠાઓએ પોતાની સંખ્યા બહુ નાની હતી છતાં મોટી સંખ્યાવાળા મુગલોને તોબા તોબા પોકરાવી. દિલેરખાન તો આભોજ બની ગયો. આખરે દિલેરખાને લડાઈ બંધ કરી.

### ૩. મુલ્હેર, જવ્હાર અને રામનગર મરાઠાઓએ કબજે કર્યાં.

સાલેરના વિજયથી મરાઠાઓમાં ભારે જુસ્સો આવી ગયો હતો. જામેલી મુસલમાની સત્તા તોડવાની શક્તિ પોતે પણ ધરાવે છે એની એમને પૂરેપુરી ખાતરી થઈ અને એમનો આત્મવિશ્વાસ પણ ખૂબ વધ્યો. સાલેરની જીત પછી મરાઠા લશ્કરે તરતજ મુલ્હેરનો કિલ્લો કબજે કર્યો. બહાદુરખાન અને દિલેરખાન પૂનામાં પડાવ નાંખીને પડ્યા હતા તેમને અને પૂનાના ગાળામાં મુગલો તોફાન કરીને પ્રજાને પીડી રહ્યા હતા તેમને મરાઠા લશ્કરે પૂનામાંથી હાંકી કાઢ્યા. સ. મોરોપંત પિંગળેએ મરાઠા લશ્કર સાથે સુરતથી આશરે ૧૦૦ માઇલ દૂર આવેલા જવ્હાર ઉપર ચડાઈ કરી. આ વખતે જવ્હારમાં કોળી રાજા વિક્રમશાહ રાજ્ય કરતો હતો. તેને હરાવીને મોરોપંતે ૧૬૭૨ ના જુન માસમાં જવ્હાર લીધું. જવ્હારમાં પુષ્કળ ધન મરાઠાઓને હાથ લાગ્યું. જવ્હારના ખજાનામાં રૂ. ૧૭ લાખ હતા, તે મરાઠાઓએ લીધા. આ જીત પછી મોરોપંત પિંગળે મરાઠા લશ્કર સાથે આગળ વધ્યો અને સુરતથી આસરે ૬૦ માઈલ દૂર આવેલું બીજું કોળી સંસ્થાન રામનગર જેને આજે ધરમપુર કહે છે તેના ઉપર છાપો માર્યો. રામનગર જીતવાનો મરાઠાઓએ નિશ્ચય કર્યો હતો.

રામનગરનો રાજા પોતાના કુટુંબકબીલા સાથે નાસીને સુરતથી ૩૩ માઈલ દૂર આવેલા ચીખલી ગામમાં ભરાયો. મરાઠાઓ પાછા ચડી આવ્યાની બૂમો પડી એટલે ગણદેવીના લોકોએ ગામ ખાલી કર્યું. દિલેરખાન મરાઠાઓનો સામનો કરવા માટે મુગલ લશ્કર તૈયાર કરી રહ્યો છે એ ખબર મોરોપંતને મળી એટલે એ રામનગરથી જ પાછો ફર્યો પણ પાછો જુલાઈમાં ૧૫૦૦૦ માવલા લશ્કર સાથે આવીને રામનગર ઉપર હલ્લો કર્યો અને રામનગર જીત્યું. જવ્હાર અને રામનગરનાં રાજ્યો મરાઠાઓએ જીતીને ખાલસા કર્યાં હતાં. આથી કલ્યાણથી સુરત સુધીનો બધો મુલક મરાઠાઓને કબજે રહ્યો અને સુરતને હરહંમેશ મરાઠાઓનો ભય રાખવો પડતો.

જવ્હાર સંસ્થાનનો વિક્રમશાહ નાસીને નાસીક જીલ્લાના મુગલ મુલકમાં જઈ ભરાયો હતો. અહિં આવીને બહારવટીઓ બન્યો અને પોતાની ટોળીઓ ઉભી કરીને લુંટારુનું કામ કરવા લાગ્યો. ઈ. સ. ૧૬૭૮ માં મોરોપંત પિંગળેએ નાસીક ઉપર ચડાઈ કરી ત્યારે વિક્રમશાહ ત્યાંના મુગલ ફોજદારનો મળતીઓ બન્યો અને મરાઠાઓ સામે લડ્યો. આખરે મુગલો હાર્યા અને વિક્રમશાહ મરાયો. ધરરાય,

નામના બીજા એક રાજાનું રાજ્ય પણ મરાઠાઓએ ખાલસા કર્યું હતું. તે મરાઠાઓનો દુશ્મન બન્યો હતો અને મરાઠાઓની સત્તા સામે બહારવટે નીકળ્યો હતો તેની સાથે વિક્રમશાહનો છોકરો પણ જોડાયો. આ બન્નેએ બહારવટાં ખેડવા માંડ્યાં. મરાઠાઓએ આ બન્નેને પકડ્યા અને ફાંસી દીધી.

## ૪. સુરત પાસે ચોથની ઉઘરાણી.

શિવાજી મહારાજે જ્યારે બીજીવાર સુરત લૂંટ્યું ત્યારે જ સુરતના શહેરીઓને કહ્યું હતું કે દર વરસે અમુક રકમ જો એમને સુરતના શહેરીઓ નહિ મોકલે તો એ સુરત લૂંટવા ચડાઈ કરશે. એ ધમકી પોકળ હતી એવું સુરતની પ્રજા માનતી હતી. એમને મરાઠાઓની ચડાઈની બીક તો હતી જ અને તેમાં વળી જ્યારે મરાઠાઓએ જવ્હાર અને રામનગરના રાજ્યો જીતી લીધાં ત્યારે તો મરાઠાઓની ચડાઈનો ત્રાસ સુરતના શહેરીઓની નજર સામે ખડો થઇ ગયો. મોરોપંત પિંગળેએ રામનગરમાં પોતાનો મુકામ રાખ્યો અને સુરતના મુગલ સૂબાને ચોથના ચાર લાખ રૂપિયા ભરપાઈ કરવા જણાવ્યું. સૂબાએ તેનો જવાબ ન આપ્યો તેથી પિંગળેએ બીજા બે પત્રો સૂબાને લખ્યા. આખરે પિંગળેએ સૂબાને ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું કે જો ચોથની રકમ તાકીદે નહિ મોકલવામાં આવે તો સુરત ઉપર ચડાઈ કરવી પડશે. છેલ્લા પત્રમાં જણાવ્યુ હતું કે 'તમને જે આવક મળે છે તેનો ચોથો ભાગ તમે આ પત્ર દેખતા મોકલી દેશો. આ સંબંધમાં આ ત્રીજો પત્ર તમને લખવામાં આવે છે અને આ પત્રદ્વારા આ છેલ્લી જ ચેતવણી તમને આપવામાં આવે છે. તમારા બાદશાહના વર્તનને લીધે અમારે ભારે લશ્કર રાખવું પડયું છે અને તે બધો ખર્ચ બાદશાહની પ્રજા ઉપર જ પડવાનો એટલે અમારે તમારી પાસેથી ચોથ વસૂલ કરવાની છે. જો માગ્યા મુજબ ચોથ આપવાની તમારી મરજી ન હોય તો તેના માઠાં પરિણામ માટે તૈયાર રહેજો.' મરાઠાઓ તરફથી ત્રણ પત્રો આવ્યા અને ત્રીજો પત્ર તો આખરની ચેતવણીના રૂપમાં હતો એટલે સૂબેદાર પણ ગભરાયો. એણે સુરતના હિંદુ–મુસલમાન આગેવાન વેપારીઓને ભેગા કર્યા અને મરાઠાઓની સૂચના, ચેતવણી અને ધમકીના પત્રોની ચર્ચા કરી. સૂબેદારે આખરે સૂચના કરી કે શહેરના રક્ષણ માટે ૫૦૦ ઘોડેસવારો અને ૩૦૦૦ પાયદળ આસરે બે માસ માટે રોકી લેવાની જરુર છે અને તે માટે ૪૫ હજાર રૂપિયા શહેરના શ્રીમંતોએ ઉઘરાણું કરીને ભેગા કરી આપવા. સૂબેદાર સાહેબની સૂચના એટલે બધાએ મને કે કમને ગળે ઉતારી. શહેરના હિંદુ શ્રીમંતોની નોંધ કરવા માટે અમલદારોની નિમણૂંક કરવામાં આવી અને ધણાની પાસેથી ફાળે પડતી રકમ પણ ઉઘરાવવામાં આવી. સુરત શહેરના બચાવ માટે નાણાં ઉઘરાવવામાં આવ્યાં. સિપાહીઓનો કે સવારનો કોઈ પણ જાતનો બંદોબસ્ત કરવામાં આવ્યો નહિ અને ઉઘરાવેલા પૈસા સૂબેદાર ઓહિંયા કરી ગયો. શહેરના શ્રીમંતોએ જોયું કે બચાવને માટે કોઈ પણ જાતનાં પગલાં લેવાની તૈયારી થતી જ નથી એટલે લોકો સૂબેદાર પાસે ગયા અને કુટુંબકબીલા સાથે શહેર છોડી જવાની રજા માગી. લોકોને મોડી રાત સુધી બેસાડી મૂક્યા, લાંબો વિચાર કર્યા પછી રાત્રે પરવાનગી આપી અને સવારે તે પરવાનગી પાછી ખેંચી લીધી. સૂબેદારે શહેરના શ્રીમંતોની એક સભા બોલાવી અને તેમાં મરાઠાઓએ માગેલા નાણાં ઉઘરાવવાની સૂચના કરી. વેપારીઓએ ૧ લાખ અને ઈનામદાર દેશાઈઓએ ૨ લાખ રૂપિયા આપવા સૂબેદારે જણાવ્યું. આ સંબંધી લાંબી ચર્ચા ચાલી. લોકો સૂબેદારને ઓળખી ગયા હતા એટલે નાણાં ભરવા ખુશી ન હતા. આખરે ૩ લાખની રકમમાંથી ઉતરતાં ઉતરતાં સૂબેદાર ૬૦ હજાર ઉપર આવ્યો. લોકોને ખાતરી થઈ ગઈ કે આ રકમ પણ સૂબેદાર ગળી જશે માટે કોઇએ નાણાં આપવાનું કબુલ કર્યું નહિ. કોઈપણ શ્રીમંત નાણાં આપવા તૈયાર ન થયો. આખરે સૂબેદારે દબાણ કર્યું અને લોકો ઉપર દબાણ કરી પુષ્કળ પૈસો ભેગો કર્યો. આ રકમમાંથી મરાઠાઓને રૂપિયા મોકલી બાકીની રકમ પોતે ખાઈ ગયો (શિવાજી કેળુસકર).

## ૫. નાસીકમાં મરાઠાઓની જીત.

જવ્હાર અને રામનગરના રાજ્યો જીતી મરાઠાઓ ઘાટ ઓળંગીને મોરોપંત પિંગળેની સરદારી નીચે ૧૬૭૨ ના જુલાઈ માસમાં નાસીક જીલ્લામાં પેઠા. આ વખતે નાસીકમાં શિવાજી મહારાજના દાદી માતા જીજાબાઈના પિતા લખુજી જાધવજીના પૌત્ર જદુરાવ જાધવ મુગલ થાણદાર હતા. એની પાસે તે વખતે ચાર હજાર સિપાહીઓનું લશ્કર હતું. મોરોપંત પિંગળેએ લશ્કરને તૈયાર કરી નાસીક ત્ર્યંબક ઉપર ચડાઈ કરી. મુગલ થાણદાર જદુરાવ જાધવ મુગલો તરફથી મરાઠાઓની સામે થયો. બન્ને વચ્ચે લડાઈ થઈ. જદુરાવ કંઈ કાચો ન હતો. એણે સખત સામનો કર્યો, પણ મોરોપંતની આગળ એ ટકી શક્યો નહિ. એના ઘણા માણસો માર્યા ગયા. એ હાર્યો અને કેદ પકડાયો.

નાસીકત્ર્યંબક મરાઠાઓએ લૂંટ્યું અને જીત્યું. પછી મરાઠાઓ આગળ વધ્યા. વણી દિંડોરીના મુગલ થાણદારને હરાવી એ થાણું લૂંટ્યું. બંને અમલદારને પકડીને મરાઠાઓએ છોડી દીધા હતા. બહાદુરખાનને આ હારની ખબર પડી એટલે એણે આ અમલદારોને બહુ ઠપકો આપ્યો. આ બન્ને અમલદારોએ મુગલોની આબરૂ રાખવા માટે પોતાથી બનતું બધું કર્યું હતું. મરાઠાઓની સામે હાથમાં શિર લઈને ઝઝુમ્યા હતા. આ બધી વફાદારીના બદલામાં મુગલ સૂબેદારે એમનું અપમાન કર્યું એટલે એમને બહુ લાગી આવ્યું. આત્મમાનની લાગણીવાળા આ બન્ને અમલદારોને લાગ્યું કે હવે મુગલોના અમલદાર તરીકે રહેવામાં માલ નથી તેથી એમણે મુગલપક્ષ છોડી દીધો. આ બંને અમલદારો પોતાના લશ્કર સાથે મરાઠાઓને મળ્યા અને પોતાના લશ્કર સાથે મરાઠાઓના લશ્કરમાં દાખલ થયા. આ ચેપ બીજા મુગલ અમલદારોમાં પણ ફેલાશે એવું દિલેરખાનને પણ લાગ્યું.

આ બંને અમલદારોના જવાથી દિલેરખાનને પોતાની સ્થિતિ બહુ નબળી થઇ લાગી. ગુજરાત ઉપર મરાઠાઓ ચડાઈ કરવાના છે એવી વારંવાર અફવાઓ આવતી એટલે પોતાનું લશ્કર લઈને દિલેરખાન ગુજરાતના બચાવ માટે જવા તૈયાર થયો.

## ૬. વરાડ અને તેલંગણ ઉપર મરાઠાઓની ચડાઈ.

મરાઠાઓએ અનેક લડાઈઓ લડીને કોળી સંસ્થાનો કબજે કર્યાં અને નાસીકત્ર્યંબકના ગાળામાં પણ શિવાજી મહારાજની આણ ફેરવી. મરાઠાઓ આવી રીતે ચારે તરફ વિજય મેળવી રહ્યા હતા અને પોતાની જીતથી એમણે દક્ષિણમાં મુગલસત્તાને ઝાંખી પાડી દીધી હતી. નાસીક અને કલ્યાણથી સુરત સુધીના મુલકનો બરોબર બંદોબસ્ત કરી મહારાજે પોતાની નજર વરાડ અને તેલંગણ તરફ ફેરવી. જીત પામેલા લશ્કરને હદ કરતાં વધારે આરામ આપવામાં અને જરૂર કરતાં વધારે બેસાડી મૂકવામાં ભારે નુકસાન હોય છે એ શિવાજી મહારાજ બરોબર જાણતા હતા. એમણે પોતાના લશ્કરને અને તેના અમલદારોને તથા સરદારોને જરૂર જેટલો આરામ આપ્યો અને વિજયનો જુસ્સો નરમ પડે તે પહેલાં લડાઈના કામે લાગી જવાની સૂચના કરી. મહારાજની સૂચના મુજબ લશ્કર તૈયાર થયું. એમણે પોતાના લશ્કરી અમલદારોને જરૂરની સૂચનાઓ આપી અને એમણે વરાડ અને તેલંગણ માટે તૈયાર કર્યા. મરાઠાઓ પોતાની તૈયારી બહુ ગુપ્ત રીતે કરતા હતા છતાં બહાદુરખાનને એની ખબર મળી. મુગલ અમલદારને મરાઠાઓના કાચા કાર્યક્રમની પાકી ખબર મળી એટલે મુગલ અમલદાર પણ કમર કસીને તૈયાર થયો. બહાદુરખાન પોતાના લશ્કર સાથે અહમદનગરથી નીકળ્યો. યુદ્ધ માટેની બધી સામગ્રી એણે પોતાની સાથે રાખી હતી. યુદ્ધને લગતો બહુ વજનદાર સામાન પણ એની સાથે હતો. મરાઠાઓ જેવા ચપળ અને ઝડપી માણસોને પકડી પાડવાના હતા એટલે ભારે ઝડપ અને ચપળતાથી કુચ કરવામાં આવે તો જ ધાર્યું સધાય એમ છે એની બહાદુરખાનને ખાતરી થઈ ગઈ હતી. આવા સંજોગોમાં લડાઈનો વજનદાર સામાન હતો તે બહુ નડતરરૂપ નીવડ્યો. પૂર ઝડપથી જવાય

તો જ મરાઠાઓને પકડી પડાય એમ હતું એટલે બહાદુરખાને પોતાની સાથેનો વજનદાર સામાન બીડ મુકામે મૂકી બનતી ઝડપે એ રામગીર કિલ્લા નજીક આવી પહોંચ્યો. મુગલોએ રસ્તો કાપવામાં ભારે ઝડપ બતાવી હતી. મરાઠા લશ્કરની ટુકડીઓ કાર્યક્રમ નક્કી કર્યા મુજબ વરાડ પ્રાંતમાં પેઠી અને તૈલંગણમાં પણ મુગલ મુલકો લૂંટવાનો સપાટો ચલાવ્યો.

બહાદુરખાન મરાઠાઓની પૂઠે પડયો છે એની એમને ખબર મળી હતી. મુગલો પાછળ પડ્યા હતા તેની ખબર પડ્યાથી મરાઠાઓ બહુ સાવધાનીથી પોતાનું કામ કરી રહ્યા હતા. મુગલોને ભૂલથાપ આપીને એમણે પોતાનું કામ જારી જ રાખ્યુ હતું. જ્યારે બહાદુરખાન નજીક આવી પહોંચ્યો અને જ્યારે મરાઠાઓને લાગ્યું કે હવે સંજોગો બદલાયા છે અને બાજી પ્રતિકૂળ બનતી જાય છે ત્યારે તેઓ પાછા ફર્યા પણ મુગલોને ભૂલથાપ આપવાનું તો એમણે ચાલુ જ રાખ્યું હતું. મુગલોને મરાઠાઓની હિલચાલની ખબર મળી એટલે એ પણ ઈંદુર ઉર્ફે નિઝામાબાદને માર્ગે પાછા ફર્યા. પાછા ફરતાં બહાદુરશાહે દિલેરખાનની શીખવણીથી કુતુબશાહીનો કેટલોક મુલક લૂંટ્યો. મરાઠાઓએ પોતાના લશ્કરના બે બાગ કરી દીધા હતા. લશ્કરના બે ભાગ પાડી મરાઠાઓ બે દિશામાં આગળ વધતા જતા હતા. આ બે ભાગમાંથી એક ભાગ ગોવળકોંડા રાજ્યમાં ગયો અને બીજો ચાંદા તરફ ચાલ્યો ગયો. "ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યા ટેકા" એ કહેવત પ્રમાણે મુગલોએ વર્તન કર્યું. બહાદુરખાન કંઈ કાચો ન હતો. એણે પણ પોતાના લશ્કરના બે ભાગ પાડ્યા. એક ભાગની સરદારી બહાદુરખાને પોતે લીધી અને બીજો ભાગ દિલેરખાનની સરદારી નીચે સોંપ્યો. આવી રીતની ગોઠવણ કરી આ બે મુગલ સરદારો મરાઠાઓની બંને ટુકડીઓની પૂઠે પડ્યા.

## ૭. અંતુર આગળ ઝપાઝપી.

મરાઠાઓની જે ટોળી ગોવળકોંડા રાજ્યમાં ગઈ હતી તેની પૂંઠે દિલેરખાન પડયો હતો અને ચાંદા તરફ આગળ વધતી જતી મરાઠાઓની સેનાની પૂંઠે બહાદુરખાન પોતે પડ્યો હતો. મરાઠા અને મુગલો બન્ને ઔરંગાબાદથી આશરે ૪૦ માઈલ દૂર આવેલા અંતુર આગળ એક બીજાની નજીકમાં આવી પહોંચ્યા. મુગલ સરદાર બહાદુરખાનના લશ્કરને મોખરે સજનસિંહ બુંદેલાની ટુકડી હતી તેના ઉપર મરાઠાઓ તૂટી પડ્યા. બંને વચ્ચે ઝપાઝપી થઈ. મરાઠાઓ આ ઝપાઝપીમાં ન ફાવ્યા. મુગલોએ મરાઠાઓને હરાવ્યા અને એમણે લૂંટેલા માલમાંથી થોડો માલ મુગલો પડાવી ગયા.

## ૮. બાંકાપુરની ખૂનખાર લડાઈ, મરાઠાઓનું શૌર્ય અને હાર.

મરાઠાઓ અંતુરથી નાઠા. મુગલો પણ અંતુરથી નીકળ્યા અને આસરે ૪ માઈલ દૂર જઈ દુર્ગાપુર પડાવ નાંખ્યો. અહીંથી મુગલો ઔરંગાબાદ જવા નીકળ્યા. મુગલો ૧૦ હજાર સિપાહીઓની એક ટુકડી ઔરંગાબાદ જવા નીકળી તે આસરે ૬ માઈલ દુર બાંકાપુર આગળ આવી પહોંચી. મરાઠાઓ મુગલો ઉપર અચાનક હુમલો કરવાની તક શોધી રહ્યા હતા. મુગલોની હિલચાલથી વાકેફ રહેવા માટેની ગોઠવણ એમણે કરી હતી એટલે એમને મુગલોની ઝીણામાં ઝીણી અને ગુપ્તમાં બાબતની પણ ખબર મળતી. મરાઠાઓને ખબર મળી કે મુગલોની દસહજાર સિપાહીઓની એક ટુકડી શુભકરણ બુંદેલાની સરદારી નીચે ઔરંગાબાદ તરફ કુચ કરી રહી છે. મરાઠાઓ ફક્ત ૭૫૦ ની સંખ્યામાં હતા. એમણે ખૂબ હિંમત ચલાવી અને શુભકરણ બુંદેલાની ૧૦ હજારની ટુકડી ઉપર છાપો માર્યો. બન્ને વચ્ચે ભારે લડાઈ થઈ. મરાઠાઓએ આ લડાઈમાં અજબ શૌર્ય બતાવ્યું. ૧૦ હજાર મુગલ સૈનિકો ઉપર ૭૫૦ મરાઠાઓએ હલો કર્યો અને પોતાના લશ્કરમાંથી ૪૦૦ માણસો રણમાં પડ્યાં ત્યાં સુધી મરાઠાઓ પાછા ન ફર્યા. આ લડાઈમાં મરાઠાઓએ શુભકરણના દિકરા દલપતરાયને રણક્ષેત્રમાં જખમી કર્યો હતો.

આ લડાઈમાં મરાઠાઓએ અસાધારણ હિંમત બતાવી હતી. દુશ્મનનું દસ હજાર સિપાહીઓનું દળ હતું છતાં ૭૫૦ મરાઠાઓએ એમના ઉપર હલ્લો કર્યો અને પોતાના માણસોમાંથી બહુ માણસો કપાઈ ગયા છતાં પાછાં પગલાં ન ભર્યાં એ મરાઠાઓની હિંમત અને શૌર્યની સાબિતી આપે છે. મરાઠાઓમાં ભારે જુસ્સો પ્રગટી નીકળ્યો હતો છતાં મુસલમાનોની બહુ મોટી સંખ્યા હોવાથી મરાઠાઓ આખરે હાર્યા. આ લડાઈમાં મરાઠાઓના ઘણા યોદ્ધાઓ રણમાં પડ્યા.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

૧. બજાજી નિંબાળકરને મુગલોએ ફોડ્યો.
૨. શિવનેરી આગળ મરાઠાઓની હાર.
૩. ગોવળકોંડા પાસેથી મરાઠાઓએ ખંડણી લીધી.
૪. આદિલશાહી સાથે યુદ્ધ–પન્હાળા મરાઠાના કબજામાં.
૫. હુબળીની લૂંટ.
૬. કારવાર, અકોલા અને શિવેશ્વરનાં થાણાં શિવાજીએ સર કર્યાં.
૭. દુશ્મનોના ઘણા કિલ્લા કબજે કર્યા.

### ૧. બજાજી નિંબાળકરને મુગલોએ ફોડ્યો.

શિવાજી મહારાજનું બળ તોડવા માટે મુગલો અનેક યુક્તિઓ યોજી રહ્યા હતા. ઘણા અખતરા અજમાવ્યા પણ મુગલો પૂરેપુરા ફળીભૂત નહોતા થયા. મહારાજના સરદારોની વફાદારી અને નિમકહલાલીની ઠેકઠેકાણે પ્રશંસા થતી હતી છતાં મુગલો મહારાજના સરદારોને ફોડવાના પ્રયત્ન તો કર્યા જ કરતા હતા. વગવસીલાવાળા અને મોભાદાર મરાઠા સરદારોને શિવાજી મહારાજથી જુદા પાડવા માટે મુગલોના પ્રયત્નો ચાલુ જ હતા. લાંચ આપીને, જાગીરો અને સત્તાની લાલચો બતાવીને મહારાજના વફાદાર સરદારોને ફોડવાનું કામ મુગલો બહુ કુશળતાથી કરી રહ્યા હતા.

બજાજી નિંબાળકર જેના સંબંધમાં પાછલા એક પ્રકરણમાં હકીકત આવી ગઈ છે, જેના ઉપર બિજાપુર બાદશાહે અત્યાચાર કર્યો હતો અને જેને જોરજુલમથી વટલાવી મુસલમાન બનાવ્યો હતો. જેની શુદ્ધિ કરીને પાછો હિંદુ ધર્મમાં લેવા માટે મહારાજે ભારે પ્રયાસ કર્યા હતા અને જેને શુદ્ધિ કર્યા પછી એક સાચા સુધારક તરીકે શુદ્ધિની હિલચાલને ઉત્તેજન આપવા માટે મહારાજે પોતાની દિકરી બજાજી નિંબાળકરના દિકરા મહાદાજી નિંબાળકર સાથે માતા જીજાબાઈની સૂચનાથી પરણાવી હતી, તે શિવાજી મહારાજના વેલાઈ બજાજી નિંબાળકરને, મુગલોએ મોટી મનસબની ભારે લાલચ આપી મહારાજથી દૂર કરી પોતામાં મેળવી લીધો.

### ૨. શિવનેરી આગળ મરાઠાઓની હાર.

મરાઠાઓ ડુંગરો અને ખીણોમાં ભરાઈ બેસતા અને દુશ્મનો ઉપર અચાનક હુમલા કરતા. મરાઠાઓની ઉત્તરના દુશ્મનોને થકવવાની આ પદ્ધતિ હતી અને આ પદ્ધતિ એમણે અનેક ફેરા અજમાવી દુશ્મનોને થકવ્યા હતા. મહારાષ્ટ્રની કુદરતી રચના પણ મરાઠાઓને એમની લડાઈમાં મદદ કરી રહી હતી. અચાનક હુમલા અને છાપાઓની પદ્ધતિથી મુગલો થાકી ગયા હતા. મરાઠાઓની આ પદ્ધતિને પહોંચી વળવા માટે શાં પગલાં લેવાં તેનો બહાદુરશાહ વિચાર કરી રહ્યો હતો. આખરે મરાઠાઓને પહોંચી વળવા માટે એણે રસ્તો શોધી કાઢ્યો. મરાઠાઓને અટકાવવાને માટે મુખ્ય મુખ્ય

રસ્તાઓ ઉપર અનુકુળ સ્થળે લશ્કરની ટુકડીઓ ગોઠવવાની યુક્તિ મુગલોએ શોધી કાઢી. પર્વતો અને ડુંગરો ઉપર તોપો ચડાવી. તેનો ઉપયોગ કરી મરાઠાઓને દાબી દેવાનું બાદશાહે નક્કી કર્યું હતું. બહાદુરખાને આ યુક્તિ રચી પણ દિલેરખાનને આ યોજના જરાએ પસંદ પડી નહિ. એને તો મરાઠાઓની સાથે લડાઈ કરીને એમને દાબી દેવા હતા. ચાકણનો કિલ્લો આ સરદારે કબજે કર્યો હતો એટલે એ વિજયગર્વથી બહેકી ગયો હતો. મરાઠાઓની સામે ચાકણમાં એણે કરેલા પરાક્રમોને લીધે એના મગજમાં રાઈ ભરાઈ હતી. બહાદુરખાન ઉછાંછળો ન હતો, એ કુનેહબાજ હતો. એ મરાઠાઓની શક્તિ, એમનું બળ, એમની હિંમત અને એમના શૌર્યથી પૂરેપુરો વાકેફ હતો. જેવી રીતે દિલેરખાનને બહાદુરખાનની યુક્તિ પસંદ પડી નહિ તેવી જ રીતે દિલેરખાનના વિચારો બહાદુરખાનને જરાએ રુચ્યા નહિ. બહાદુરખાને પોતાની યોજના મુજબ પર્વતો અને ડુંગરાઓ ઉપર તોપો ચઢાવી અને ગોઠવી દીધી અને મરાઠા લશ્કરને એ ગાળામાં છૂટથી આમતેમ જતાં આવતાં અટકાવી દેવાનો ઘાટ ઘડ્યો. મરાઠાઓ આ વ્યૂહ સમજી ગયા અને એમણે પણ એમનો કાર્યક્રમ બદલી નાંખ્યો. મરાઠાઓ ખાનદેશ ઉપર ચડાઈ કરી ખાનદેશ સર કરી લેવાની તૈયારીઓ કરી રહ્યા હતા. ખાનદેશ સર કરી પછી મરાઠાઓ બીજો કાર્યક્રમ ઘડવાના હતા પણ એમને બહાદુરખાનના વ્યૂહની ખબર પડતાં જ એમણે પોતાનો ખાનદેશ ઉપર ચડાઈ લઈ જવાનો વિચાર માંડી વાળ્યો અને મરાઠા સેનાપતિએ પોતાના લશ્કરની જુદી જુદી ટુકડીઓ બનાવી જુદા જુદા જવાબદાર અમલદારોને સોંપી અને એ ટુકડીઓ અહમદનગર અને ઔરંગાબાદના ગાળામાં મુગલ મુલકો લૂંટવાનું અને જીતવાનું કામ કરવા લાગી. મુગલ મુલકોને હેરાન કરતી છૂટી છવાઈ મરાઠાઓની ટુકડીઓને દાબી દેવા માટે બહાદુરખાને લશ્કર મોકલ્યું પણ તેમાં મુગલો ફાવ્યા નહિ. મરાઠાઓએ પછી તરતજ પૂના જીલ્લામાં દેખા દીધી. બહાદુરખાન ત્યાં જઈ પહોંચ્યો. મરાઠાઓને પકડી પાડ્યા અને તેમની સાથે લડાઈ કરી તેમનો પરાજય કર્યો.

આ જીત પછી બહાદુરખાને ભીમા નદીને ઉત્તર કિનારે ચામરગુંડાથી ૮ માઈલ દૂર આવેલા પેડગાંવ ગામે પડાવ નાંખ્યો. આ સ્થળે બહાદુરખાનનો મુકામ ઘણા વર્ષો સુધી રહ્યો હતો. આ સ્થળે એણે એક કિલ્લો બાંધ્યો હતો જે બહાદુરગઢને નામે પ્રસિદ્ધ છે. બહાદુરગઢ એ બહુ મહત્ત્વનો કિલ્લો હતો.

શિવનેરીનો કિલ્લો પણ મહત્ત્વનો હતો. એ મુગલોના હાથમાં હતો. એ કિલ્લો કબજે કરવાની મહારાજની ખાસ ઈચ્છા હતી. આ કિલ્લો મુગલોના કબજામાં હોવાથી મરાઠાઓને ભારે અડચણ વેઠવી પડતી હતી. ઉત્તર કોંકણમાંથી મુગલ મુલકો ઉપર મરાઠાઓને ચડાઈ કરવી હોય તો શિવનેરીનો કિલ્લો એમને નડતો હતો. આ ઉપરાંત આ કિલ્લો એ મહારાજનું જન્મસ્થાન હતું એટલે એને કબજે લેવાની મહારાજની ખાસ ઉત્કંઠા હતી. આ વખતે એટલે ઈ સ. ૧૬૭૩માં શિવનેરીનો કિલ્લેદાર અબદુલ અઝીઝખાન હતો. દક્ષિણના મુગલ અમલદારોમાં અબદુલ અઝીઝ એક બ્રાહ્મણનો દિકરો હતો. આ બ્રાહ્મણ વટલાઈને મુસલમાન બન્યો હતો. આ વટલેલો અબદુલ અઝીઝ બહુ હોશિયાર અને કાવાદાવામાં પાવરધો હતો. રાજદ્વારી કુનેહમાં એ મરાઠાઓની સામે બરોબર પાસા ખેલે એવો હતો. મહારાજે એને ફોડવાનો પ્રયત્ન કર્યો. એ પણ મહારાજને આબાદ છેતરી જાય એવો કાબેલ અને કુનેહબાજ હતો. એણે અઢળક દ્રવ્ય લઈ કિલ્લો મહારાજને સોંપવાનું કબુલ કર્યું અને મહારાજ પાસેથી લેવાય તેટલું ધન લીધું અને આ બધી બાબત છૂપી રીતે બહાદુરખાનને જણાવી એને સાવધ રાખ્યો હતો. પછી મહારાજની સાથે અમુક દિવસે કિલ્લાનો કબજો લેવા માટે માણસને મોકલવાની ગોઠવણ કરી અને તે દિવસની બહાદુરખાનને ખબર આપી. આ બધી બાજી એણે બહુ સાવધાનીથી ગોઠવી હતી. કોઈને એની શંકા આવે એવું ન હતું. મહારાજે નક્કી થયા મુજબ પોતાના લશ્કરમાંથી

૭ હજાર ઘોડેસવારોની એક ટુકડી ત્યાં મોકલી. પ્રથમથી ગુપ્ત ગોઠવણ કરી રાખી હતી તે મુજબ બહાદુરખાને મુગલ લશ્કર નજીકમાં તૈયાર રાખ્યું હતું. મરાઠાઓ આવ્યાં એટલે મુગલ અમલદારને ખબર પડી અને કિલ્લાનો કબજો લેવા આવેલા મરાઠાઓ ઉપર મુગલોએ અચાનક હુમલો કર્યો. મુગલોએ મરાઠાઓ ઉપર છાપો માર્યો તેથી મરાઠાઓ એકદમ ચમક્યા પણ સાવધ હતા એટલે ગભરાટમાં ન પડ્યા. તરતજ લડાઈ શરૂ થઈ. મરાઠાઓએ મુગલોને હરાવવાના પ્રયત્નો કર્યા પણ મુગલોનો જય થયો અને મરાઠાઓ હાર્યા. આ લડાઈમાં મરાઠાઓને બહુ નુકસાન થયું.

### ૩. ગોવળકોંડા પાસેથી મરાઠાઓએ ખંડણી લીધી.

મુગલ સરદાર બહાદુરખાન ઉર્ફે ખાનજહાન મરાઠા બળને તોડી પાડી, મરાઠાઓની સત્તાને ઉખેડી નાંખી, મરાઠાઓને દાબી દઈ ઔરંગઝેબ બાદશાહની મરજી સંપાદન કરવાને માટે ભારે પ્રયત્નો કરી રહ્યો હતો. અનુભવથી એણે માન્યું હતું કે મરાઠાઓને દાબી દેવાના પ્રયત્નો કર્યાથી બાદશાહ સલામતની કૃપા મેળવી શકશે પણ એની એ ધારણા ખોટી ઠરી. ભગીરથ પ્રયત્નો કર્યા છતાં પણ બાદશાહની મહેરબાની મેળવવાનું મહાભારત કામ એ કરી શક્યો નહિ. કરેલા પ્રયત્નો સફળ ન થયા એટલે એણે થાકીને અને નાસીપાસ થઈને દોડધામ કરવાનો કાર્યક્રમ માંડીવાળી એક જ ઠેકાણે પડાવ નાંખ્યો. મુગલ સરદારને આરામ લેતો રાખી મરાઠાઓએ પોતાનો મોરચો ગોવળકોંડા તરફ ફેરવ્યો. દક્ષિણની જુદી જુદી સત્તાઓ શું કરી રહી છે, એમના રાજ્યમાં શું શું ચાલી રહ્યું છે, એમના વિરોધીઓના દરબારમાં શા શા રંગઢંગ ચાલી રહ્યા છે વગેરે ઝીણી વાતો શિવાજી મહારાજ તપાસી રહ્યા હતા. મહારાજ મુગલો સાથે ઝગડામાં રોકાયા હતા પણ બિજાપુરની આદિલશાહીમાં શું ચાલી રહ્યું છે અને ગોવળકોંડાનો મામલો કેવો છે તે તરફ એ દુર્લક્ષ રાખતા નહિ. ગોવળકોંડાની સલ્તનતમાં ફ્રેંચ લોકોએ માથું ઊંચુ કર્યું છે એવા સમાચાર મહારાજને મળ્યા એટલે એમણે વીગતવાર તપાસ કરાવી અને મોટા લશ્કર સાથે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. મહારાજ જે રીતે પોતાનો કાર્યક્રમ હંમેશાં ગુપ્ત રાખતા તે જ રીતે આ વખતે પણ એમણે લશ્કરની જરૂરી તૈયારી કરી અને એ ક્યાં ચડાઈ લઈ જાય છે તેની કોઈને ખબર સરખી પડી નહિ. લોકો પોતપોતાની કલ્પના પ્રમાણે અટકળ કરવા લાગ્યા. મહારાજના લશ્કરના જોખમદાર અમલદારો અને મહારાજના ખાસ વિશ્વાસમાં હોય એવા સરદારો અને અધિકારીઓ સિવાયના બીજા કોઈ પણ માણસો મહારાજનો સાચો કાર્યક્રમ જાણી શકતા નહિ અને આવી રીતનો સખત બંદોબસ્ત હોવાથી જ એમની ધારણા વારંવાર સફળ થતી. મહારાજે ચડાઈની બહુ જરૂરી તૈયારી કરી હતી અને તૈયારીના રંગઢંગ ઉપરથી મજલ બહુ દૂરની હશે એમ બધા અનુમાન કરતા હતા. લોકોને અનેક કલ્પનાઓ કરવાનાં એમણે કારણો આપ્યાં હતાં. પોતે લશ્કર સાથે કૂચ કરી પૂરઝડપે ગોવળકોંડાની કુતુબશાહીના પ્રાંતમાં પ્રવેશ કર્યો. કુતુબશાહી પ્રજાએ જાણ્યું કે શિવાજી ગોવળકોંડાને દાબી દેવા આવ્યો છે. મહારાજ પૂરઝડપે ગોવળકોંડાના મુલકમાં આગળ વધ્યે જતા હતા.

શિવાજી મહારાજ લશ્કર સાથે હૈદ્રાબાદ લૂંટવા આવ્યા છે એ સાંભળી પ્રજા ગભરાઈ ગઈ. લોકો ચિંતામાં પડ્યા. નાસભાગ થવા લાગી. મહારાજે શહેરના શ્રીમંતોને અને આગેવાનોને બોલાવ્યા અને જણાવ્યું કે:–' અમને ૨૦ લાખ હોનની ખંડણી વગર આનાકાનીએ તરતજ આપી દેશો તો અમે કોઈ પણ જાતનો ઉપદ્રવ શહેરને કે શહેરીઓને કર્યા સિવાય ચાલ્યા જઈશું. જો માગેલી ખંડણી આપવા તમે તૈયાર ન હો તો અમે તમારું શહેર લૂંટી, બાળીને ભસ્મ કરીશું ' આગેવાનો ડાહ્યા અને દીર્ઘદ્રષ્ટિવાળા હતા. એમણે ઊંડી નજર પહોંચાડી અને મહારાજે માગેલી ૨૦ લાખ હોનની ખંડણી ચુકવી આપી. માગ્યા પ્રમાણે ખંડણી મળ્યાથી મહારાજે કુતુબશાહી પ્રજાને જરા પણ હેરાન ન કરી અને ખંડણી લઈ રાયગઢ ચાલ્યા ગયા.

## ૮. મરાઠાઓનુ આદિલશાહી સાથેનું યુદ્ધ.

મરાઠાઓની હિલચાલ અને વધતા જતા જોરના સમાચાર તથા તેમના વિજયની ખબરો વારંવાર બાદશાહને મોકલવામા આવતી દક્ષિણુની સાચી પરિસ્થિતિથી વાકેફ રહેવા માટે ઘટતી ગોઠવણુ બાદશાહે કરી હતી. મરાઠાઓની સત્તા વધતી જાય છે અને શિવાજીએ સાલેરના સગ્રામમા મુગલોને સજ્જડ હાર આપી એ ખબરોએ તો ઔરગઝેબને ગરમ કરી નાખ્યો હતો આવી ખબરોથી નારાજ થઈ દક્ષિણુના મુગલ અમલદારોની એણે સખત ઝાટકણી કાઢી હતી એમને ઠપકો આપતા બાદશાહે જણાવ્યુ કે'—' અમારો મુલક શિવાજીએ લૂટ્યો, અમારી પ્રજાને એણે હેરાન કરી, એણે મુગલાઈને ભારે નુકસાન કર્યું છે તમારા જેવા યોદ્ધાઓને એણે યુદ્ધમા રોકી દીધા હતા. સમરાગણમા એ તમારી સામે જ હતો સાલેરના સગ્રામમા તમે બધા કપાઈ કેમ ન મુઆ ? અપજશની કાળી લીટી તમે કપાળે લગાડી તમે જીવ્યા શુ કામ ? એના હાથે હાર પામીને તમે દુનિયામા જીવતા છો એ તો ભૂમિને કેવળ ભાર છે તમારુ શૌર્ય ક્યા ગયુ ? તમે આવા મદ કેમ બન્યા છો ? તમારુ તેજ ક્યાં ચાલ્યુ ગયું ? તમે શરમાતા કેમ નથી ? મરાઠાઓનો વિજય તમને હજુ સાલતો કેમ નથી ? મરાઠાઓની વધતી જતી સત્તા તમે કેમ સાખી શકો છો ? આદિલશાહી, કુતુબશાહીના સુલ્તાનો મરાઠાઓથી ડરી ગયા છે મરાઠાઓથી ડરીને જ એ શિવાજીને નજરાણુ ધરે છે ફીરગી અને હબસી લોકો પણુ એને ખુશ કરવાના પ્રયત્નો કરે છે દક્ષિણુની આ બધી સત્તાઓને એ શિવાજી સતાવી રહ્યો છે તો બધા ભેગા થઈને એ ચુઆને કચડી કેમ નથી નાખતા ? મહારાષ્ટ્રની નાની મોટી બધી સત્તાઓને શિવાજીએ નારાજ કરી છે. આ બધી સત્તાઓ અને સરદારો ભેગા થઈને ચારે તરફથી શિવાજી ઉપર હલ્લો કરે તો એના ભાર શા છે ? એ ક્યા સુધી કિલ્લાઓમા ભરાઈ બેસશે ? બધી સત્તાઓ એક થશે તો એને જરુર દબાવી શકશે મુગલ મુત્સદ્દીઓ હજુ સુધી કેમ બેસી રહ્યા છે તેની સમજણુ મને નથી પડતી. ચારે તરફથી જુદી જુદી સત્તાએ એના મુલક ઉપર ચડાઈ કરવી જોઈએ એમ થશે તો એ ક્યા ક્યા પહોચી વળશે ? એના સરદારો ક્યા ક્યા દોડશે ? એનું લશ્કર કોની કોની સામે લડશે ? આ બધુ શક્ય છે પણુ એ માટે એના બધા વિરોધીઓએ ભેગા મળીને એને જડમૂળથી ઉખેડી નાખવાનો કાર્યક્રમ ઘડી કાઢવો જોઈએ બધા એકદિલ થઈ જાય અને એના મુલક ઉપર સામટા હલ્લાઓ કરે તો એ જોતજોતામા નાબૂદ થઈ જાય.' બાદશાહનો ઠપકો બહાદુરખાન અને દિલેરખાન જેવા મુગલ અમલદારોએ માથે ચઢાવ્યો બાદશાહ સલામતના શબ્દોનો અને ઠપકાનો મુગલ અમલદારોએ ઊંડો વિચાર કર્યો દક્ષિણુની સ્થિતિ અને સજોગો ઉપર એમણે ફરી પાછો વિચાર ચલાવ્યો અને મરાઠાઓની વધતી જતી સત્તાને દાબી દેવાની બાદશાહની ચિંતા સાચી છે અને એ સત્તાને જો દાબી દેવામાં નહિ આવે તો સલ્તનતના પાયાને નુકસાન થવાનો સભવ છે એવી એમની ખાતરી થઈ એમણે મરાઠાઓને દાબી દેવાનો નિશ્ચય કર્યો આખરે એમણે બાદશાહને જવાબ મોકલ્યો કે ' મરાઠાઓના સબધમા બાદશાહ સલામતની વધતી જતી ચિંતા અમો બરોબર સમજી શકીએ છીએ મરાઠાઓનું વધતું બળ આપણુને ભારે નુકસાનકર્તા નીવડવાનુ છે એ પણુ અમો જાણીએ છીએ શિવાજીને દાબી દેવાના, મરાઠાઓની સત્તા તોડી પાડવાના, અનેક પ્રયત્નો અમોએ શરૂ કર્યા છે મરાઠાઓને જમીનદોસ્ત કરી નાખવા માટે અનેક અખતરાઓ અમોએ અજમાવ્યા છે આપે જે સુચનાઓ કરી છે તે પ્રમાણે કરવા અમો તૈયાર છીએ અને તે બાબતમા અમો બનતું કરીશુ જ અમને એની સત્તા બહુ જ સાલે છે કમનસીબની વાત તો એ છે કે શિવાજીના મુલકોમા હજારો કણુસા અને મણુસા અનાજ પાકે છે મહારાષ્ટ્રની કુદરતી રચના અને એના મુલકોની ફળદ્રુપતા એને ભારે મદદ કરી રહી છે એના કબજાના કિલ્લાઓની આજુબાજુનો મુલક કબજે કર્યા છતા પણુ કિલ્લાઓ કબજે થતા નથી દરેક કિલ્લા ઉપર શિવાજીએ આસરે ૨–૩ હજાર માણુસોનુ લશ્કર રાખેલું છે. શિવાજીના માણુસો છાપા

મારવામાં કુશળ છે. કિલ્લાની તળેટીના મુલક કબજે કરીને કિલ્લો ઘેરીને બેસીએ છીએ ત્યારે એના માણસો પૂરઝડપે નીચે ઉતરી આવે છે. નીચેના આપણા માણસો ઉપર અણધાર્યો, ઓચિંતો છાપો મારે છે. જે કાંઈ હાથમાં આવે તે ચાલાક સમડીની માફક ઝડપી જાય છે. કેટલાક તો એમનાથી બને તેટલું આપણું નુકસાન કરીને પૂરઝડપે પાછા નાસી જાય છે. શિવાજીનું લશ્કર એટલે ડુંગર અને ખીણમાં રખડતા ભોમિયા, તાલીમ પામેલા જુવાનો. એમનાથી તો થાકી જવાય છે. એમની ઝડપ જબરી છે. એ બહુ ચંચળ છે. બહુ સફાઈથી પોતાનું કામ કરે છે. અમારા ઘોડેસવારો હાજર હોય ત્યારે શિવાજી તેમના ઉપર તેમને જોતાંની સાથે જ વરૂની માફક તૂટી પડે છે. મહારાષ્ટ્રના ડુંગરો, પર્વતો, ખીણો વગેરે મરાઠાઓનું રક્ષણ કરી રહ્યાં છે. આપણા જબરા અરબી ઘોડાઓ મહારાષ્ટ્રના મુલકોમાં શિવાજીની સામે કામ નથી આપતા. મરાઠાઓના મડદાલ દેખાતા પણ કાઠા ટટ્ટુઓ મરાઠાઓને અનેક જીતો અપાવે છે. આપણી પાસે એક લાખ ઘોડેસવારો હોય તો પણ શિવાજીને ડુંગરોમાંથી અને ખીણોમાંથી શોધી કાઢવો કઠણ કામ થઈ પડે તેમ છે. દક્ષિણના ડુંગરી મુલકોમાં શિવાજીની પૂંઠ પકડવી એ અશક્ય જ થઈ પડ્યું છે. આવા સંજોગોમાં એની સાથે સલાહ કરવી એ શ્રેયસ્કર છે.' મુગલ અમલદારો દક્ષિણના સરદારોને શિવાજી મહારાજની સામે ચઢાવવાનું કામ તો કરી જ રહ્યા હતા. દક્ષિણની બીજી મુસલમાની સત્તાઓ જેવી કે આદિલશાહી અને કુતુબશાહીને પણ શિવાજી મહારાજ ઉપર ચઢાઈ કરવા ઉશ્કેરી રહ્યા હતા. એ સત્તાઓ પણ મુગલોની બાજી સમજી ગયા હતા તેથી અને શિવાજી મહારાજની સામે અનેક વખતે લડાઈઓ કરીને મરાઠાઓની તીક્ષ્ણ તલવારનો સ્વાદ ચાખ્યો હતો તેથી અને શિવાજી મહારાજને છંછેડવામાં સાર નથી નીકળવાનો એની ખાતરી થઈ ગઈ હશે તેથી શિવાજી સામે મુગલોના ધાર્યા મુજબ એ સત્તાઓએ માથું ઊંચક્યું નહિ. આદિલશાહીને શિવાજીની સામે શિંગડાં માંડવા મુગલ સરદારોએ અનેક રીતે સમજાવી પણ આદિલશાહી વજીરે મુગલોને કોઠું આપ્યું નહિ. વજીર અબદુલમહમદે શિવાજી મહારાજ સાથેનો પોતાનો મીઠો સંબંધ જાળવી રાખીને આદિલશાહીની ભારે સેવા બજાવી હતી. મુગલોએ વારંવાર શિવાજીને સતાવવા માટે બિજાપુરને ઉશ્કેરવામાં બાકી રાખી ન હતી પણ મુગલોના પ્રયત્નો ફોગટ ગયા હતા. મુગલ અને મરાઠાઓ સંબંધી વર્ણન હવે આ પ્રકરણમાં બંધ કરી આપણે બિજાપુરના દરબારમાં ડોકિયું કરીએ.

મુગલ અને મરાઠાઓ રંગે ચડ્યા હતા, બન્ને એકબીજાને ગળી જવા માટે ભારે પ્રયત્નો કરી રહ્યા હતા. તે વખતે બિજાપુર દરબારની સ્થિતિ પણ સંતોષકારક ન હતી. દરબારના સરદારોમાં ભારે કુસંપ હતો. એકબીજાની ચડતી કોઈ ખમી શકતા ન હતા. દરબારમાં પક્ષો પડી ગયા હતા. મુખ્ય વજીર અબ્દુલ મહમદ અને સરદાર દિનાવતરાવ એ બન્નેનો સંબંધ બહુ મીઠો હતો. અબદુલ મહમદના હાથમાં વજીરી બહુ વરસ સુધી રહી હતી તેથી એ પોતાનાં મૂળ બહુ ઊંડાં ઘાલી શક્યો હતો. દરબારના બીજા સરદારો ઉપર એનો ઠીકઠીક કાબુ હતો. એના વિરોધીઓ દરબારમાં ઘણા હતા પણ અબદુલ મહમદ પ્રભાવશાળી પુરુષ હોવાને કારણે એનું વજન એના વિરોધીઓમાંએ હતું. સરદાર મિરઝા યુસફખાન પણ દરબારનો વજનદાર મુત્સદ્દી હતો. એનો પંથ કંઈ ન્યારો જ હતો. બિજાપુર દરબારમાં બાર ભૈયા અને તેર ચોકા એવી દશા હતી. બિજાપુર બાદશાહ અલી આદિલશાહ બીજો જાણી ગયો હતો કે દરબારના સરદારોમાં પક્ષ પડી ગયા છે અને એની પછી બાદશાહીના ફનાફાતીઆ થઈ જવાના છે. બાદશાહે એ બાબત ઉપર વિચાર કરી પોતાના નાના શાહજાદા સિકંદરશાહને ગાદી ઉપર બેસાડી પોતાના વફાદાર અને વિશ્વાસપાત્ર વજીર અબ્દુલ મહમદના હાથમાં વજીરીનાં સૂત્રો સોંપવાનો નિશ્ચય કર્યો. પોતાનો વિચાર બાદશાહે વજીર અબ્દુલ મહમદને જણાવ્યો. દરબારના બીજા કેટલાક મુત્સદ્દીઓની પણ બાદશાહે આ બાબતમાં સલાહ લીધી. બધાને આ યોજના પસંદ પડી. વજીર અબ્દુલ મહમદે બાદશાહના વિચારો સંબંધીની વાત પોતાને ઘેર પોતાની માને કહી. ડોશી

બહુ વહેમી હતી ડોશીએ દિકરાને સોગન દીધા કે આ કામમા તુ પડતો નહિ કારણ કે જે નવા શાહજાદાને ગાદી ઉપર બેસાડે છે તેનું ખૂન થાય છે તને જો તારી મા વહાલી હોય તો આટલું મારુ કહ્યુ માન માતાના શબ્દોની દિકરાના અત કરણ ઉપર ઊંડી અસર થઈ કે નહિ તે ખાતરીથી કહી શકાય નહિ પણ બાદશાહે નક્કી કરેલી યોજના અમલમા મૂકવામા અબદુલ મદદ બની ગયો હતો બાદશાહ વજીરનુ અતરગ સમજી ગયા અને એણે એ વાત પડતી મૂકી બીજી વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું પોતાના મરણ પછી સલ્તનતની ખરાબી થવાની છે એની એને ચિંતા હતી દરબારના કુસપથી બાદશાહી તૂટી પડશે એવુ એને લાગ્યા કરતું હતુ પોતાના મરણ પછી પણ સલ્તનત સહીસલામત રહે તે માટે બાદશાહે પોતાના મરણ પછી કેવી વ્યવસ્થા કરવી તે મરણ પહેલાજ નક્કી કરી દીધુ હતું સ ખવાસખાનને સગીર શાહજાદા સિકદરના પાલક અને ગાદીના કારભારી નીમવામા આવ્યો હતો અબદુલ મહમદને શાહદુર્ગનો કિલ્લો અને ગુલબર્ગા સોપવામા આવ્યા અને ગુલબર્ગા ખાતે રહીને એણે મુગલો સાથેની લડાઈ જારી રાખી સલ્તનતને મજબૂત બનાવવી અબદુલકરીમ બહિલોલખાનના તાબામા પન્હાળા અને મીરજ એ બે નામીચા કિલ્લાએ આપ્યા અને તેને શિવાજીનો સામનો કરી તેમને સતાવવાનું કામ સોંપ્યુ મુજફ્ફરખાનને બેદનુર સર કરવાનુ કામ સોપવામા આવ્યુ અબદુલ મહમદને માથે ખવાસખાનના હાથ નીચે રહીને તેની સૂચના મુજબ તેની યોજનાઓ અમલમા મૂકવાની જવાબદારી નાખવામા આવી હતી આવી રીતે પોતાના મરણ પછીની વ્યવસ્થા બિજાપુર બાદશાહે કરી હતી

ઈ સ. ૧૬૭૨ના નવેમ્બરની ૨૪મી તારીખે આદિલશાહી સુલતાન અલી આદિલશાહ બીજો મરણ પામ્યો પોતાના મરણ પછી રાજ્યમા ઝગડા, અવ્યવસ્થા અને અધેર ન પ્રવર્તે તે માટે એણે પહેલેથી ગોઠવણ કરી હતી છતા બાદશાહનો હેતુ બર ન આવ્યો એના મરણ પછી શાહજાદા સિકદરને ૫ વરસની સગીર વયે ગાદીએ બેસાડવામા આવ્યો બાદશાહના મરણ પછી દરબારના સરદારોના ઝગડાઓ ઘટવાને બદલે વધ્યા આજ સુધી આદિલશાહી રાજ્યના સૂત્રો અબદુલ મહમદના હાથમા હતા તેને શિવાજી મહારાજ સાથે સારો સબધ હતો સુલતાનના મરણ પછી એની ઇચ્છા મુજબ વજીરના વસ્ત્રો ખવાસખાનને આપવામા આવ્યા ખવાસખાનને અને શિવાજી મહારાજને તો બારમો ચદ્રમા હતો

મરાઠાઓની સમશેરનો સ્વાદ ચાખ્યા પછી આદિલશાહી વજીરે મહારાજની સાથે તહનામુ કર્યું હતુ તે સબધમા અમો પાછળ જણાવી ગયા છીએ એ ઉપરાત મહારાજ અને સિંહાજી રાજાની ભેટ થઈ તે વખતે છૂટા પડતી વખતે પિતાએ પુત્રને આદિલશાહી સાથે નહિ બગાડવાનું કહ્યુ હતુ અનેક વખતે આદિલશાહી સાથે છેલ્લે પાટલે બેસવાનો પ્રસગ આવ્યો હતો પણ, પોતાના પૂજ્ય પિતાના શબ્દોને માન આપી મહારાજ બનતા સુધી એ પ્રસગો ટાળતા હતા મુગલો અને મરાઠાએ વચ્ચે સળગી હતી સારે મુગલ મુત્સદ્દીઓ આદિલશાહીના કેટલાક સરદારોને મરાઠાઓની સામે ઉશ્કેરી રહ્યા હતા, પણ શિવાજી મહારાજે બનતા સુધી આદિલશાહી સુલ્તાન અલી આદિલશાહ બીજો જેના દરબારમા સિંહાજી રાજા સરદાર હતા અને જેના સબધમા પિતાએ અનેકવાર ભીકાશ રાખવા કહ્યુ હતુ તેની સાથે નહિ બગાડવાને માટે ઘણી વખતે જતુ કર્યું હતું હવે સુલ્તાન મરણ પામ્યો અને બાદશાહતની નાડીએ એમના દુશ્મન ખવાસખાનના હાથમા આવી એટલે મહારાજે પણ આદિલશાહી સામે કમર બાધી અલી આદિલશાહના મરણ પછી તરતજ એણે નક્કી કરી રાખેલી યોજના અમલમા મૂકવાની હતી તે યોજના મુજબ ખવાસખાન બાળ બાદશાહ સિકદરનો પાલક અને ગાદીનો વજીર બન્યો એ યોજના મુજબ અબદુલ મહમદને શાહદુર્ગનો કિલ્લો સોપવાનો હતો, તે કિલ્લો ખવાસે તેને સોંપ્યો નહિ એટલે એણે વજીરને સદેશો મોકલ્યો કે જન્નતનશીન સુલતાનની ઇચ્છા પ્રમાણે એમણે

કરેલી યોજના આપે અમલમાં મૂકવાની છે. તે યોજના પ્રમાણે શહાદુર્ગનો કિલ્લો મને સોંપવાનો છે એ તાકીદે મારા કબજામાં સોંપવો જોઈએ.' ખવાસખાનની દાનત ફરી ગઈ એટલે એણે જવાબ આપ્યો કે 'બધી વાત ખરી પણ બાદશાહ તદ્દન બાળક છે, અજ્ઞાન છે, અણસમજુ છે. એ પોતાનું હિત અથવા લાભ સમજી શકે એવો નથી. એને નફાનુકસાનીનું ભાન નથી. આવા સંજોગોમાં સલ્તનતનો કોઈ પણ કિલ્લો કોઈના કબજામાં સોંપવાની મારી સત્તા નથી. હું કોણ? વરસ બે વરસ થોભો એટલે આપણે કંઈ વચલો માર્ગ શોધી લઈશું.' અબ્દુલ મહમદને આ જવાબથી ભારે અપમાન લાગ્યું. ખવાસખાનને અબ્દુલ મહમદનું દિલ ખાટું થયું છે તેની ખબર મળી. એણે મીઠા શબ્દોથી એને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ એની મીઠાશથી ભોળવાઈ જાય એવો અબ્દુલ મહમદ ભોટ ન હતો. એણે લોહીનું પાણી કરી, અનેકનાં અપમાનો ગળી જઈ, અનેક અડચણો સહન કરી વરસો સુધી કુનેહથી આદિલશાહી સલ્તનતનું વહાણ ભારે તોફાનો અને અનેક ખડકો હોવા છતાં સહીસલામત હંકાર્યું હતું. તેની સાથે વખત બદલાતાં નવો વજીર અપમાનભર્યું વર્તન કરે એ એનાથી સહન ન થયું. એણે રાજકારભારમાંથી હાથ ધોઈ નાંખ્યા એટલું જ નહિ પણ જે રાજ્યની ઇજ્જત સાચવવા માટે એણે અનેક કષ્ટો વેઠયાં હતાં તે રાજ્યના દરબારની આવી દુર્દશા થાય એ એને બહુ અસહ્ય થઈ પડયું. આવી સ્થિતિમાં બિજાપુરમાં પડી રહેવા કરતાં રાજધાનીનો ત્યાગ કરવો એ એને એ સંજોગોમાં ડહાપણભર્યું દેખાયું એટલે એણે બિજાપુર છોડયું. અબ્દુલ મહમદના જવાથી શિવાજી મહારાજની સાથે મીઠો સંબંધ રાખનાર બિજાપુર દરબારમાં કોઈ રહ્યું નહિ.

ખવાસખાનની ખાસિયતો મહારાજ જાણતા હતા. ખવાસખાનના હાથમાં આદિલશાહીની સત્તા આવી એ મહારાજના જાણવામાં આવ્યું એટલે એમણે પોતાની તૈયારીઓ ઝડપથી કરવા માંડી. ખવાસખાન જેવાને હાથે આદિલશાહીનો શુક્રવાર થવાનો નથી એની મહારાજને ખાતરી હતી. ખવાસખાનની નિર્બળતાનો લાભ લઈ મુગલો અને કુતુબશાહી સુલતાન આદિલશાહીના ફનાફાતિયા કરવા ચૂકશે નહિ એની મહારાજને ખબર હતી એટલે એમણે આવા સંજોગોમાં શું કરવું તેનો વિચાર કરવા માંડયો.

મહારાજના જાસૂસો આદિલશાહી દરબારમાં અને રાજ્યમાં બહુ કુશળતાથી કામ કરી રહ્યા હતા. આદિલશાહી વજીર અને સરદારોને મુગલો મરાઠાઓ સામે ઉશ્કેરી રહ્યા છે એની ખબર મહારાજને હતી. આ વખતે હાથ જોડીને બેસી રહેવું એ કેવળ મૂર્ખાઈ છે માટે સંજોગો બરોબર ધ્યાનમાં લઈ આદિલશાહી ઉપર હાથ નાંખવાનો મહારાજે નિશ્ચય કર્યો. આદિલશાહી મુલકો લેવાની મહારાજે તૈયારી કરી.

આદિલશાહી દરબારમાં તહનામાની કલમ મુજબ મહારાજનો વકીલ રહેતો હતો. આ વખતે બિજાપુર દરબારમાં બાબાજી નાઈક પુંડે નામનો શિવાજી મહારાજનો વકીલ હતો. મહારાજે બિજાપુરથી પોતાના વકીલને પાછો બોલાવી લીધો. શિવાજી મહારાજે માવળાઓનું લશ્કર ભેગું કર્યું. પોતાના લશ્કરની કેટલીક ટુકડીઓ સરદાર આણંદરાવને આપી એને મુગલ અને બિજાપુરના મુલકો લૂંટવા માટે રવાના કર્યો. આ સરદારને મહારાજે વાઈથી લક્ષ્મેશ્વર સુધીનો મુલક જીતવાનો હુકમ કર્યો હતો. મુગલ અને આદિલશાહીનો મુલક સર કરવા માટે પન્હાળાનો કિલ્લો બહુ મહત્ત્વનો હતો. એ કિલ્લાનો કબજો એ મુલકો જીતવામાં ભારે મદદરૂપ થઈ શકે એમ હતું એટલે આવો મહત્ત્વનો કિલ્લો કબજે લેવા માટે મહારાજે સરદાર અણ્ણાજી દત્તોને હુકમ કર્યો. મરાઠા લશ્કરમાંથી ૧૫૦૦૦ યોદ્ધાઓ સાથે લઈ અણ્ણાજી દત્તો નીકળ્યો અને એણે આદિલશાહી સલ્તનતના પન્હાળા કિલ્લાને ઘેરો ઘાલ્યો. પન્હાળા કિલ્લાને મરાઠાઓએ ઘેરો ઘાલ્યો છે એ સમાચાર આદિલશાહી અમલદારોને મળતાં જ સરદાર અબ્દુલકરીમ મોટું લશ્કર લઈને મરાઠાઓને હાંકી કાઢવા માટે તૈયારી કરવા લાગ્યો. મરાઠાઓ પન્હાળા સર કરવામાં નિશ્ચયથી જ ઘેરો ઘાલીને પડયા હતા. મરાઠા સરદાર અણ્ણાજી દત્તોના હાથ નીચે કોંડાજી, ગુણાજી

અને મોત્યાજી રવળેકર નામના માવળાઓના લશ્કરી આગેવાનો પોતાની ટુકડીઓ સાથે મક્કમપણે કામ કરી રહ્યા હતા.

એક રાત્રે પંડિત આણ્ણાજી દત્તો પોતાના વિશ્વાસુ માણસો સાથે કિલ્લાની તળેટીમાં જઈ પહોંચ્યો અને કિલ્લાની દિવાલ ચઢી અંદર પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અનેક યુક્તિઓ અજમાવી. મરાઠાઓ એક બીજાની મદદ લઈને કિલ્લાની દિવાલની ટોચે જઈ પહોંચ્યા. પ્રથમથી નક્કી કરી રાખ્યા મુજબ કેટલાક માણસો કિલ્લાના દરવાજા તરફ જઈને છુપાઈ બેઠા અને કેટલાકોએ દરવાજેથી દૂર કિલ્લાની દિવાલ પાસે રહીને રણશિંગ ફુંક્યું. પહેરા ઉપરના સિપાહીઓ ગભરાઈ ગયા. ભર ઉંઘમાં પડેલા પહેરાવાળાઓ ઝબકી ઉઠયા અને પોતાના હથિયારો શોધવા લાગ્યા. કેટલાક તો જ્યાં રણશિંગુ ફૂંકાતું હતું ત્યાં જઈ પહોંચ્યા. મરાઠા અને આદિલશાહી સિપાહીઓ વચ્ચે ઝપાઝપી થઈ. બન્ને તરફની તલવારો ઉછળી. કિલ્લેદારને ખબર પડતાં જ હાથમાં તલવાર લઈને એ દોડતો આવ્યો.' કોંડાજીએ કિલ્લેદારને આવતો જોયો એટલે એ પોતાના સાથીઓ લઈને કિલ્લેદાર ઉપર દોડી ગયો. કોંડાજી અને કિલ્લેદારની વચ્ચે ભારે યુદ્ધ જામ્યું. બન્ને સમરકળામાં કુશળ હતા, હિંમતબાજ હતા, બહાદુર હતા, એકબીજાને ટપી જાય એવા હતા. આખરે મરાઠાઓની સમશેરને જય મળ્યો. કોંન્ડાજીએ પોતાની તલવારથી કિલ્લેદારને ભોંયપર પાડ્યો.

કિલ્લેદાર પડ્યો, પહેરા ઉપરના સિપાહીઓ કપાયા, કિલ્લામાંના યોદ્ધાઓ કામ આવી ગયા, કિલ્લાના રક્ષકોનો કારકુન નાગોજી પંડિત આવી પહોંચ્યો પણ એણે કિલ્લેદારને જમીન ઉપર પડેલો જોયો અને ભલભલાને સમરાંગણમાં હંમેશ માટે સુતેલા જોયા એટલે એ ગભરાઈ ગયો અને પોબારા ગણી ગયો. મરાઠાઓની જીત થઈ અને કિલ્લામાં મરાઠા લશ્કર દાખલ થયું. કિલ્લા ઉપરના આદિલશાહી અમલદારોને ગિરફતાર કરવામાં આવ્યા. ઈ. સ. ૧૬૭૩ના માર્ચની ૬ ઠ્ઠી તારીખે અણ્ણાજી દત્તોએ પન્હાળાનો કિલ્લો મુસલમાનોના કબજામાંથી પાછો લીધો. સીદી જૌહરે પન્હાળાગઢ મરાઠાઓના હાથમાંથી લીધો હતો ત્યારથી એ કિલ્લા ઉપર મુસલમાની આદિલશાહી વાવટો ફરકતો હતો તે મરાઠાઓએ ઉતાર્યો અને મરાઠાઓનો વાવટો પન્હાળાગઢ ઉપર ઉડતો કર્યો. તા. ૯ માર્ચને દિવસે શિવાજી મહારાજ પોતાના પ્રધાનો સાથે પન્હાળે આવી પહોંચ્યા. અણ્ણાજી દત્તો તથા તેના સાથીઓનાં પરાક્રમો જોઈ મહારાજ બહુ પ્રસન્ન થયા. કિલ્લાની વ્યવસ્થા અને યુદ્ધસામગ્રીની ગોઠવણ જોઈ એમને આનંદ થયો. મહારાજે દરબાર ભરી જે જે યોદ્ધાઓએ પરાક્રમો કર્યાં હતાં તેમના કામોની કદર કરી. લડાઈમાં ખપી ગયેલાઓના કુટુંબને માટે ઘટતી વ્યવસ્થા કરવામાં આવી.

## ૫. હુબળીની લૂંટ

મરાઠાઓએ જીતી લીધેલો પન્હાળાગઢ એમના હાથમાંથી પાછો પડાવી લેવા માટે આદિલશાહી અમલદાર અબદુલ કરીમ મોટું લશ્કર લઈને ધસી આવે છે એ ખબર આણ્ણાજી દત્તોએ જાણી એટલે એણે એને બીજી દિશામાં ખેંચી જવાની યુક્તિ રચી. અબદુલકરીમ પન્હાળા ઉપર ચાલી આવતો હતો એટલે આણ્ણાજી દત્તોએ હુબળી શહેર ઉપર સવારી કરી. હુબળી ઉપર સવારી કરવામાં મરાઠાઓના બે હેતુ હતા. એક હેતુ આર્થિક લાભ મેળવવાનો હતો અને બીજો લાભ બિજાપુરી લશ્કર પન્હાળા ઉપર ચાલી આવતું હતું તેને તે તરફ દોરી જઈ પન્હાળા ઉપર આવતું અટકાવવાનો હતો. હુબળી શહેર બહોળા વેપારનું મથક હતું. શહેર ઘણું મોટું અને રળિયામણું હતું. ધનવાન શહેરોમાં એની ગણત્રી થતી હતી. આ શહેરને લૂંટવાના હેતુથી મરાઠાઓએ ચડાઈ કરી હતી, એટલે એમણે એ શહેર ઉપર હલ્લો કર્યો અને એ શહેર લૂંટયું. આ લૂંટમાં મરાઠાઓએ અઢળક ધન મેળવ્યું હતું સુરતની લૂંટમાં જે ધન મરાઠાઓએ મેળવ્યું હતું તેના કરતાં હુબળીની લૂંટમાં એમને વધારે દ્રવ્ય

મળ્યું હતું. એ શહેરમાં પરદેશના ઘણા ધનવાન અને નામીચા વેપારીઓની દુકાનો હતી, ઘણી વખારો હતી. આ શહેરમાં અંગ્રેજ કોઠીવાળાઓને પણ મરાઠાઓએ લૂંટયા હતા. અંગ્રેજ વેપારીઓને આ લૂંટમાં આસરે હજાર હોનનું નુકસાન થયાનું કહેવામાં આવે છે. આ વખતે મુંબાઈનો અંગ્રેજ ગવર્નર મો. ઑંગીઅર હતો. એણે મહારાજને પોતાના ફુસીથી રાજી રાખ્યા હતા. એક વખતે તક સાધીને મહારાજને હુબળીની અંગ્રેજોની કરેલી લૂંટના સંબંધમાં ઑંગીઅરે વાત કાઢી અને એ નુકસાન માટેનો બદલો આપવા વિનંતિ કરી. મહારાજે તેને જણાવ્યું કે મારા સિપાહીઓએ અંગ્રેજોને લૂંટયા હશે પણ તમે કહો છો એટલું નુકસાન એમને થયેલું નથી. એમણે તરત જ લૂંટમાં મેળવેલા માલની યાદી પોતાના અમલદારો પાસેથી મંગાવી અને ઑંગીઅરને બતાવી આપ્યું કે એ યાદીમાં અંગ્રેજોની વખારમાંથી ફક્ત બસો હોનની કિંમતનો માલ લૂંટવામાં આવ્યો હતો. 'આ નુકસાન અને રાજાપુરમાં થયેલા નુકસાનનો બદલો અમો આપીશું' એવો જવાબ મહારાજે આપ્યો હતો. આ લૂંટ વખતે શિવાજી મહારાજે અંગ્રેજ, ફ્રેંચ, ડચ અને એવા બીજા યુરોપિયન કોઠીવાળાઓ પાસેથી ખંડણી લીધી હતી.

### ૬. કારવાર, અંકોલા અને શિવેશ્વરના થાણાં શિવાજીએ સર કર્યાં.

આ વખતે કારવારમાં મિયાંસાહેબ રાજુમિયાં નામનો ફોજદાર બહુ બળીઓ અને હિંમતબાજ હતો. આદિલશાહી દરબારની નબળાઈ દેખી એ સત્તા સામે બંડ કરવાનો એણે વિચાર કર્યો. એણે કારવારના સરકારી (આદિલશાહી) અમલદારોને કેદ કર્યા, એ ગાળાના દેશમુખોને દાબી દીધા અને ફીરંગીઓને પણ એ સતાવવા લાગ્યો. કારવારમાં અંગ્રેજો હતા તેમની પાસે પણ એણે દારૂગોળા અને બંદુકોની માગણી કરી. અંગ્રેજોએ એની માંગણી પ્રમાણે દારૂગોળો અને હથિયારો ન આપ્યાં તેથી એમની વખારો લૂંટી એમને હેરાન કર્યા. રાજુમિયાંના બંડની ખબર બિજાપુર ગઈ એટલે એને દાબી દેવા માટે વજીરે ૮ હજાર સિપાહીઓનું લશ્કર કારવાર મોકલ્યું. મહારાજના જાસુસોએ મહારાજને રાજુમિયાંના બંડની ખબર આપી. મહારાજ આ તક જવા દે એવા ન હતા. એમણે આદિલસાહીના આ મુલક ઉપર ચઢાઈ કરી અને મિયાં રાજુના તાબાના કારવાર, અંકોલા અને શિવેશ્વરના થાણાંઓ કબજે કર્યાં.

### ૭. મરાઠાઓએ ઘણા કિલ્લાઓ કબજે કર્યા.

મહારાજે હુબળી ઉપર ચઢાઈ કરી ત્યારે ત્યાં મુજફ્ફરખાન નામનો અમલદાર બિજાપુર સરકાર તરફથી વહીવટ કરી રહ્યો હતો. મરાઠાઓએ હુબળી લૂંટયાના સમાચાર બિજાપુર પહોંચ્યા ત્યારે દરબારના સરદારોને ઘણું લાગી આવ્યું. મુજફ્ફરખાન પણ શિવાજીને મળી ગયો છે એવી વજનદાર સરદારોમાં પણ વાતો થવા લાગી. મુજફ્ફરખાન ઉપર નિમકહરામીનો આરોપ આવ્યો એટલે બિજાપુર બાદશાહના વાલીએ એને એ જગ્યાએથી દૂર કર્યો. મુજફ્ફરખાને આદિલશાહી સત્તા સામે બંડ ઉઠાવ્યું. શિવાજી મહારાજે આદિલશાહીની નબળી સ્થિતિનો લાભ લેવાનો વિચાર કર્યો. મહારાજના મરાઠા લશ્કરે ઘણો મુલક લીધો અને ઘણા કિલ્લાઓ કબજે કર્યા. મરાઠાઓનો દિગ્વિજય જોઈ બેદનુરનો રાણો ગભરાઈ ગયો અને એણે મરાઠાઓની સત્તા સ્વીકારી અને મરાઠાઓનો વકીલ પોતાના દરબારમાં રાખ્યો. આ વખતે ઇતિહાસપ્રસિદ્ધ પરળીનો કિલ્લો આદિલશાહીના હાથમાં હતો તે જીતી લેવા માટે મરાઠાઓએ પ્રયત્નો કરવા માંડ્યા. મહારાજે એ કિલ્લો કબજે કરવાનો નિશ્ચય કરી માવળાઓની એક ટુકડી એ કિલ્લા ઉપર હલ્લો કરવા મોકલી. માવળાઓએ એ કિલ્લા ઉપર ચઢાઈ કરી કિલ્લો સર કર્યો. આ કિલ્લો સર થયા પછી મહારાજની નજર સતારાના કિલ્લા ઉપર પડી. એ કિલ્લો બહુ મજબૂત અને મહત્ત્વનો હતો. મહારાજ એ કિલ્લો લેવા માટે ભારે ઇન્તેજારી રાખતા હતા. મરાઠાઓની સત્તા ટકાવી રાખવા, વધારવા અને મજબૂત કરવા આ કિલ્લાની જરુર મહારાજને જણાઈ. મહારાજે પોતે આ કિલ્લા ઉપર ચઢાઈ કરી ઘેરો ઘાલ્યો. કિલ્લામાં અન્ન, સામગ્રી વગેરેની બરોબર ગોઠવણ કરવામાં આવી હતી. આ કિલ્લા ઉપરનો આદિલશાહી કિલ્લેદાર બાહોશ, હિંમતબાજ તથા હિકમતી હતો. મરાઠાના

વિજયી લશ્કરે એ કિલ્લો એકદમ સર કરવાનું ધાર્યું હતું પણ તે બની શક્યું નહિ. લગભગ ચાર માસ સુધી કિલ્લેદારે કિલ્લો લડાવ્યો. આખરે લાંબા ઘેરાથી કિલ્લેદાર થાકી ગયો. બહારથી કુમક પણ ન મળી શકી એટલે કિલ્લો મરાઠાઓએ લીધો. આ કિલ્લામાંથી મરાઠાઓને પુષ્કળ દ્રવ્ય મળ્યું. મરાઠાઓએ મેળવેલી સુંદર લૂંટ ભેગી કરી, લશ્કરની ખાસ ટુકડી સાથે બરોબર પાકો બંદોબસ્ત કરીને રાયગઢ ઉપર રવાના કરી દીધી. આ કિલ્લો કબજે કર્યા પછી મરાઠાઓએ ચંદનવંદન, પાંડવગઢ, નંદગિરિ, તાટોરા વગેરે કિલ્લાઓ કબજે કર્યા. આ કિલ્લાઓ ઉપરાંત વાઈ, કરાડ, શિરોળ અને કોલ્હાપુર પણ કબજે કર્યાં. આ બધી જીતો મેળવ્યા પછી મહારાજ રાયગઢ ગયા. હવે મહારાજની નજર બહુ પ્રસિદ્ધ એવા ફોંડાના કિલ્લા ઉપર પડી. ફોંડા માટેની તૈયારીઓ બહુ છૂપી રીતે મહારાજે શરૂ કરી. ફોંડા ઉપર મહારાજની નજર પડી છે એવું એમણે કોઈને જાણવા પણ ન દીધું. મહારાજે ૨૦ હજાર ફરથી તૈયાર કરાવી અને લશ્કરમાં ભરતી કરી તથા ચડાઈ કરવા માટે જોઈતી સામગ્રીઓ ભેગી કરવા માંડી. મુગલ અમલદારોને મહારાજની આ હિલચાલ અને તૈયારીઓની ખબર મળી એટલે મુગલ અમલદારોએ મહારાજના કાર્યક્રમના સંબંધમાં ઊંડી તપાસ કરાવી. ખાતરી લાયક ખબર ન મળી એટલે મુગલોએ કલ્પનાના ઘોડા દોડાવવાનું શરૂ કર્યું. મુગલોને લાગ્યુ કે શિવાજી ત્રીજી ફેરા સુરત લૂંટવાની તૈયારી કરી રહ્યો છે એટલે સુરતના રક્ષણ માટે પૂરતો બંદોબસ્ત કર્યો. બે વખત સુરત જેવા ધનવાન બંદરને લૂંટીને શિવાજી મુગલોનું નાક કાપી ગયો તેવું ફરીથી ન બને તે માટે મુગલ અમલદારોએ ચાંપતા પગલાં લેવા માંડ્યા. સખત બંદોબસ્ત કર્યો. મહારાજની તૈયારીઓ ચાલતી હતી, તેની ખબરો જાસૂસોએ બિજાપુરના વજીરને પહોંચાડી. આદિલશાહી સરદારો વિચારમાં પડ્યા. એમણે પણ મુગલ અમલદારોની માફક મગજ દોડાવ્યું અને અનુમાન કર્યું કે મહારાજ કારવારના બળવાખોર ફોજદારને મદદ કરવા જાય છે. મહારાજે તૈયાર કરેલા લશ્કરને સર્વ સામગ્રી આપી સાથે લીધું અને ૨૫૦૦૦ સિપાહીઓની જુદી જુદી ટુકડીઓ કરી પર્વત, ડુંગરો અને ખીણોમાંથી જુદે જુદે રસ્તે પસાર કરી અમુક ઠેકાણે આખા લશ્કરને ભેગું થવાની સૂચનાઓ આપી દીધી. આવી રીતે તૈયાર કરેલા લશ્કરને સાથે લઈ મહારાજે ફોંડાના કિલ્લા ઉપર અચાનક હલ્લો કરી કિલ્લાને ઘેરો ઘાલ્યો. મરાઠા લશ્કરને દેખી આદિલશાહી લશ્કર ગભરાયું. મરાઠાઓના મારામાથી હવે કોઈ બચશે નહિ એમ બધાને લાગ્યું. મરાઠાઓ એટલે જીવતો કાળજ છે એમ મુસલમાનો માનવા લાગ્યા અને આ કાળની જાળમાંથી નાસી છૂટવાનો વિચાર કર્યો.

---

## પ્રકરણ ૭ મું



### ૧. ઉંબરાણીની લડાઈ.

મરાઠાઓએ આદિલશાહી મુલક અને કિલ્લા સર કરવાનો સપાટો ચલાવ્યો હતો. ચારે તરફથી શિવાજી મહારાજના વિજયની વાતો બિજાપુરના દરબારમાં આવતી. આજે આ કિલ્લો મરાઠાઓએ કબજે કર્યો તો કાલે પેલા કિલ્લાને એમણે ઘેરો ઘાલ્યો, આજે આ મુલક એમણે જીત્યો તો

કાલે પેલું શહેર એમણે લૂંટયું, આજે આ પ્રાંત ઉપર એમણે ચડાઈ કરી તો કાલે પેલા પ્રાંતમાં એમના સરદારોએ થાણાં નાંખ્યા, એવી મતલબની ખબરો સાંભળીને બિજાપુર સરદારો અને અમલદારો પણ થાકી ગયા. આવી રીતે મરાઠાઓ બિજાપુરનો મુલક સર કરતા જશે તો આખી આદિલશાહી ધીમે ધીમે તેઓ ગળી જશે એમ દરબારના સરદારોને લાગ્યું. કાનડા પ્રાંતમાં શિવાજી મહારાજ મુગલ મુલક જીતી રહ્યા હતા તે વખતે બિજાપુરના મુત્સદ્દીઓ શિવાજી મહારાજનો કંઈપણ ઈલાજ કરવાનો વિચાર કરવા માટે ભેગા થયા. શિવાજી મહારાજ કાનડામાં હતા, એટલે મિરજ કોલ્હાપુર પ્રાંતમાં સખત બંદોબસ્ત કરી મહારાજનો વ્યવહાર એમના માણસો સાથે સતારા પન્હાળાને રસ્તે થતો હતો તે બંધ કરવાનું બિજાપુર મુત્સદ્દીઓએ નક્કી કર્યું. આ નિર્ણય ઉપર આવવામાં આદિલશાહી મુત્સદ્દીઓએ ઊંડી નજર અને ડહાપણ વાપર્યું હતું. બિજાપુરી મુત્સદ્દીઓએ નક્કી કરેલી બાજીમાં જો આદિલશાહી સેનાપતિ ફાવ્યો હોત તો બિજાપુરી સત્તાને ભારે લાભ થવાનો સંભવ હતો. કાનડામાંથી મહારાજનો પાછા ફરવાનો રસ્તો જ રોકી રાખવાનો બિજાપુરી મુત્સદ્દીઓનો ઘાટ હતો. આવી રીતે મહારાજનો રસ્તો બંધ કરી એમને ગોવાના પોર્ટુગીઝો સાથે અથડામણમાં લાવવાનો મુત્સદ્દીઓનો ઇરાદો હતો. બીજો હેતુ તો એ હતો કે જો મહારાજ એ રસ્તે ન જાય તો એમને મિરજ અને બિજાપુરની વચ્ચે થઈને જવાની ફરજ પડે અને એ તે પ્રમાણે કરે તો બિજાપુરી મુલકોમાં એમના ઉપર બન્ને બાજુએથી હુમલો કરવાનું સુગમ થઈ પડે.

ઉપર પ્રમાણેનો વ્યૂહ રચી આદિલશાહી વજીર ખવાસખાને જબરું લશ્કર લઈને બહિલોલખાનને શિવાજીનું બળ તોડવાને માટે રવાના કર્યો. બહિલોલખાનની સાથે સીદી મસુદને પણ મોકલવામાં આવ્યો. બિજાપુરી સરદારો સર્જાખાન અને મુજફ્ફરમલીક રાંગણાની આજુબાજુમાં હતા તેમને બહિલોલખાનની મદદે જઈ પહોંચવા તાકીદના હુકમો છોડ્યા તથા કર્નુલના અબદુલ અઝીઝની અને નળદુર્ગના ખીજરખાનની મદદ મેળવવા માટે ગોઠવણ કરવાની એમણે સૂચના કરી. બહિલોલખાન જબરું લશ્કર લઈને આવ્યો અને એણે પન્હાળાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. મહારાજે બહિલોલખાનને મારી હઠાવવા માટે પ્રતાપરાવને બીજા સરદારો સાથે લશ્કર આપીને રવાના કર્યો. પ્રતાપરાવ ગુજ્જર લશ્કર સાથે નીકળ્યો તે પન્હાળાગઢ ઉપર ગયો નહિ પણ એણે બિજાપુરી મુલકો લૂંટવાનો અને જીતવાનો સપાટો ચલાવ્યો. આદિલશાહી મુલકો લૂંટતો લૂંટતો પ્રતાપરાવ ઠેઠ બિજાપુરની નજીક આવી પહોંચ્યો. બહિલોલખાનને આ સમાચાર મળ્યા એટલે એણે પન્હાળાના કિલ્લાનો ઘેરો ઉઠાવ્યો અને બિજાપુર તરફ પોતાના લશ્કર સાથે કૂચ કરી. બહિલોલખાન લશ્કર સાથે આવે છે એવા સમાચાર પ્રતાપરાવને મળ્યા એટલે એ પણ લશ્કર સાથે એની સામે એને અટકાવવા માટે આવી પહોંચ્યો. બિજાપુર તરફ આવતાં રસ્તામાં બહિલોલખાને ઉંબરાણી ગામ આગળ આરામ લેવા માટે પોતાના લશ્કર સાથે છાવણી નાંખી હતી. પ્રતાપરાવ ત્યાં જઈ ચડ્યો. મરાઠા સરદારોએ બહિલોલખાનની છાવણી ઘેરી લેવાનો વ્યૂહ રચ્યો. શિવાજી મહારાજના લશ્કરમાં પ્રતાપરાવના હાથ નીચે નીચેનાં નામાંકિત શૂરવીરો હતાઃ—

(૧) સીદી હિલાલ (૨) વિઠોજી સિંધીઆ (૩) કૃષ્ણાજી ભાસ્કર (૪) વિઠ્ઠલ પીલદેવ (૫) વિસાજી બલ્લાળ (૬) આનંદરાવ (૭) રૂપાજી ભોંસલે (૮) સોમાજી મોહિતે (૯) સિદોજી નિંબાળકર (૧૦) મહાદજી ઠાકુર (૧૧) સોમાજી (૧૨) દીપાજી રાઉતરાવ.

ઉપરના નાના મોટા સરદારો અને માવળાઓની ટુકડીઓના આગેવાનો પોતપોતાના લશ્કર સાથે ચડી આવ્યા અને એમણે બહિલોલખાનની છાવણી ઘેરી લીધી. પ્રતાપરાવે વ્યૂહરચના બહુજ સુંદર કરી હતી. મરાઠા લશ્કરને મોખરે રહેવાની જવાબદારી સીદી હિલાલખાનને માથે નાંખવામાં આવી હતી. તેની પાછળ વિઠોજી સિંધીઆને તેની ટુકડી સાથે તૈયાર રાખવામાં આવ્યો હતો. દુશ્મનની છાવણીની બન્ને બાજુએ ( ડાબી અને જમણી ) કૃષ્ણાજી ભાસ્કર અને વિઠ્ઠલ પીલદેવને સોંપી દીધી

હતી. છાવણીની ચારે દિશાએ પ્રદક્ષિણા કરી સખ્ત બંદોબસ્ત રાખવાનું ભારે જોખમનું કામ વીસો બલ્લાળને સોંપવામાં આવ્યું હતું. આવી રીતનો બંદોબસ્ત પ્રતાપરાવે બહુ જ છૂપી રીતે જરા પણ ગરબડ કર્યા સિવાય ગોઠવી દીધો. દરેક સરદાર પોતપોતાને સોંપેલા કામ ઉપર હાજર થઈ ગયો. ચારે તરફથી છાવણી ઘેરાઈ ગઈ ત્યાં સુધી બહિલોલખાનના માણસોને ખબર પડી નહિ. પછી પ્રતાપરાવ પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યો. તેની ખબર બહિલોલખાનની છાવણીમાં પડી અને સિપાહીઓ ભારે ગભરાટમા પડ્યા. સિપાહીઓએ પોતપોતાના હથિયાર સંભાળી લીધાં અને છાપો મારનાર મરાઠા સરદારની સામે લડાઈ કરવા મુસલમાની લશ્કર તૈયાર થઈ ગયું. બહિલોલખાન અને પ્રતાપરાવની વચ્ચે લડાઈ શરૂ થઈ. આ લડાઈ આસરે ૨॥ કલાક સુધી ચાલી. પછી સરદાર આનંદરાવે શત્રુ ઉપર પાછળથી હલ્લો કર્યો અને ૧॥ કલાક સુધી લડાઈ કરી અને દુશ્મનને તોબા તોબા પોકરાવી. આ જંગમાં ખરો રંગ જામ્યો હતો, લડાઈ ખરી જામી હતી, ત્યારે આદિલશાહી દળનો એક જબરો હાથી ગાંડો થયો અને સાંકળ તોડીને સમરાંગણમાં આવી પહોચ્યો તેથી ભારે ધાંધલ થઈ. આ ધાંધલમાં બહિલોલખાનના લશ્કર ઉપર સીદી હિલાલ, રૂપાજી ભોંસલે, સોમાજી મોહિતે અને સીદોજી નિંબાળકરે બહુ જુસ્સાના હલ્લા કર્યા આ સરદારો અને યોદ્ધાઓ ખૂનખાર લડાઈમાં આજુબાજુએ મંડ્યા હતા ત્યારે બન્ને બાજુએથી વિઠોજી સિંધીઆ, વિઠ્ઠલ પીલદેવ અને જાધવરાવના સેનાપતિ મહાદજી ઠાકુર તથા સોમાજીએ દુશ્મન દળના જબરા યોદ્ધા ભાઈખાન પઠાણ અને તેના સરદારો અને લશ્કરની ટુકડીઓ ઉપર હલ્લો કર્યો. બહિલોલખાનના દળનો બિજાપુર દરબારનો નામીચો બળવાન સરદાર સીદી મહમદ બર્કી પોતાની ટુકડી સાથે મરાઠા લશ્કર ઉપર તૂટી પડ્યો. મહમદ બર્કીને મેરઠિયો થયેલો જોઈ મરાઠા લશ્કરનો યોદ્ધો દીપાજી રાઉતરાવ બર્કી ઉપર દોડી ગયો. બન્ને વચ્ચે ભારે લડાઈ થઈ. દીપાજીએ બર્કીને ઠાર કર્યો અને તેનો ઘોડો કબજે કરી તે ઘોડા ઉપર પોતે સવાર થયો અને વિજયવાવટો ફરકાવ્યો. બર્કી પડ્યાના સમાચાર સાંભળી બહિલોલખાન ગભરાયો. શત્રુના બધા સરદારો ગભરાયા અને નાસભાગ થવા લાગી. બહિલોલખાન પ્રતાપરાવને નમી પડ્યો અને ફરીથી મરાઠાઓની સામે માથું નહિ ઊંચકવાનું કબુલ કર્યું. પ્રતાપરાવે આ શરણ આવેલા સરદાર તરફ દયા બતાવી. દુશ્મન દયાને પાત્ર છે કે નહિ તેનો વિચાર કર્યા સિવાય એણે એના ઉપર કૃપા કરી એને જવા દીધો. મુગલો સાથેની કડવાશનો અંત આવ્યો ન હતો અને મુગલો સામેનો નિકાલ જલદી કરવાની ખાસ જરુર હતી તેથી આ બધી બાબતોનો વિચાર કરી પ્રતાપરાવે બિજાપુરવાળા સાથે સંધિ કરી. ઉંબરાણીની લડાઈમાં પ્રતાપરાવની જીત થઈ, બહિલોલખાન નમી પડ્યો અને એણે મરાઠાઓ સામે માથું નહિ ઊંચકવાનું કબુલ કર્યું.

## ૨. જેસરીની લડાઈ.

ઉંબરાણીની લડાઈમા મરાઠાઓનો વિજય થયો તેથી મહારાજ રાજી થયા પણ બહિલોલખાનને પ્રતાપરાવે જતો કર્યો એથી એમને ભારે ખેદ થયો. આવા સંજોગોમાં બહિલોલખાન જેવા બળીઆ અને મુત્સદ્દી દુશ્મનને જતો કરવો એ ભૂલ છે એમ મહારાજે માન્યું અને પ્રતાપરાવ ઉપર એમણે ગુસ્સો કર્યો. મહારાજે પ્રતાપરાવને ઠપકાનો સંદેશો કહેવડાવ્યો કે 'બહિલોલખાન સાથે સંધિ કરવામાં તમે ભારે ભૂલ કરી છે. શરણ આવેલાને જીવતદાન આપવું, નમી પડેલાને ઉગારવો એ ધર્મ છે એ હું જાણું છું પણ શરણ આવનારની અને નમી પડનારની પાત્રતા જોયા સિવાય જીવતદાન ન અપાય. આપણી ખાનદાનીનો લાભ લઈ આપણા મૂળ કાપવા તૈયાર થનારને આપણી ખાનદાનીનો લાભ ન આપવો એ ધર્મ છે. સાપને દૂધ પાવામાં જોખમ ખેડવા જેવું છે. એના જેવા દુશ્મનના શબ્દોમાં વિશ્વાસ રાખવામા તમે ભારે છક્કડ ખાધી છે. સાધારણ સિપાહીની ભૂલથી તો વ્યક્તિને જ નુકસાન થાય પણ તમારા જેવાની ભૂલોના કડવા ફળ આખા મહારાષ્ટ્રને ચાખવાં પડે. આ તમારી ભૂલથી

મહારાષ્ટ્રના હિંદુઓને ભારે વેઠવું પડશે. એના જેવા દુશ્મનને છંછેડીને એનો નિકાલ કર્યા સિવાય એને જતો કરવો એ તો ખામી ગણાય. બિજાપુરવાળાને બરોબર પાંસરા કર્યા સિવાય મને તમે મ્હોં બતાવતા નહિ.' શિવાજી મહારાજનો આ સંદેશો પ્રતાપરાવને મળ્યો.

ઉંબરાણીની લડાઈમાં બહિલોલખાન સાથે સંધિ કરીને પ્રતાપરાવ દૂર ગયો. પ્રતાપરાવ સહેજ દૂર ગયો એટલે બહિલોલખાને આપેલું વચન તોડયું અને મહારાજના મુલકમાં ઉપદ્રવ શરૂ કર્યો. મહારાજનો સંદેશો અને બહિલોલખાને વચન તોડયાના સમાચાર પ્રતાપરાવને મળ્યા. આ વીરથી આ સહન ન થયું. એનો મિજાજ ગયો અને એની પાસે જેટલું લશ્કર હતું તે લઈને ગુસ્સામાંને ગુસ્સામાં બહિલોલખાનની સામે દોડી ગયો. પ્રતાપરાવ ગુસ્સાથી બળી રહ્યો હતો એટલે હંમેશની માફક એણે છાપાની રચના કરી નહિ. એણે તો આંખો મીંચીને દુશ્મનદળ ઉપર છાપો જ માર્યો. આ છાપો કેવળ આંધળીઓ હતો એટલે બિજાપુરી લશ્કરે મરાઠાઓને સખત માર માર્યો. પ્રતાપરાવ ભારે ગુસ્સામાં હતો અને જુસ્સાથી લડી રહ્યો હતો. શત્રુના લશ્કરની ભારે કતલ એણે કરવા માંડી. આખરે રણમાં લડતા લડતા મહારાષ્ટ્રનો બધો વીર, શિવાજી મહારાજનો સર નોબત, પ્રતાપરાવ ગુજ્જર રણમાં પડયો. પ્રતાપરાવ રણમાં પડયો એટલે મરાઠાઓએ પાછાં પગલાં કરવાં માંડયાં. મરાઠાઓનો પરાજય થાત તો બહુ માઠી અસર થાત પણ હંસાજી મોહિતે નામનો મરાઠો સરદાર નજીકમાં પોતાના લશ્કર સાથે કંઈક કામ માટે આવ્યો હતો તેને પ્રતાપરાવ રણમાં પડયાના અને મરાઠાઓ પાછાં પગલાં ભરી રહ્યા છે એવા સમાચાર મળ્યા એટલે એ પોતાના લશ્કર સાથે દોડી આવ્યો અને બિજાપુર લશ્કર ઉપર હલ્લો કર્યો. મરાઠાઓ પાછા જોરમાં આવ્યા. બન્ને દળે ફરી જોરથી લડાઈ શરૂ કરી. મરાઠાઓ ઉપર બહુ સખત મારો ચાલી રહ્યો હતો, મરાઠાઓ હિંમતહારીને પાછા ફરશે એવો રંગ દેખાવા લાગ્યો એટલે પ્રતાપી વીર સંતાજી ઘોરપડે અને ધનાજી જાધવ જીવની દરકાર રાખ્યા સિવાય દુશ્મનો ઉપર તૂટી પડયા. મરાઠાઓએ પોતાના યોદ્ધાઓને આવી હિંમતથી લડતા જોઈને બહુ જુસ્સાથી લડવા માંડયું. આ લડાઈ ઈ. સ. ૧૬૭૪ ના ફેબ્રુઆરી માસમાં જેસરી આગળ થઈ. મરાઠાઓએ હિંમતથી દુશ્મનના દળ ઉપર સામટો હલ્લો કર્યો. ભારે કાપાકાપી અને કતલ થઈ. આખરે મરાઠાઓના ભાલા યશસ્વી નીવડયા. બિજાપુરી લશ્કરે નાસવા માંડયું. આ લડાઈમાં મરાઠાઓને વિજય થયો અને બિજાપુરી લશ્કર હાર્યું.

મહારાજને વિજયના સમાચાર મળ્યા એટલે એમને ભારે આનંદ થયો પણ પોતાના પ્યારા સેનાપતિ રણે પડ્યાના સમાચાર સાંભળી એમને બહુ દુખ થયું. પ્રતાપરાવની સેવાના, શૌર્યના અને પરાક્રમના મહારાજે દરબારમાં બહુ વખાણ કર્યાં. પ્રતાપરાવના કુટુંબની ઘટિત વ્યવસ્થા કરી. એનો મોભો જળવાઈ રહે એવી ગોઠવણ કરવામાં આવી અને આવા કુટુંબ સાથે પોતાનો નિકટ સંબંધ ચાલુ રહે તેથી પ્રતાપરાવની પુત્રી કુ. જાનકીબાઈનું લગ્ન પોતાના દિકરા રાજારામ જોડે કર્યું. હંસાજી મોહિતેએ જે સેવા બજાવી તે અનેરી હતી. એણે તો અણી સાધીને આખા મહારાષ્ટ્રની ઈજ્જત સાચવી હતી. આ વીરને મહારાજે નવાજ્યો અને એના કામની કદર કરી એને સરનોબત બનાવ્યો. આ નવા સરનોબતને ( હંબીરરાવ )નો ખિતાબ આપ્યો. મરાઠા ઇતિહાસમાં બહુ પ્રસિદ્ધિ પામેલા સંતાજી ઘોરપડે અને ધનાજી જાધવની મહારાજે પીઠ થાબડી અને તેમને લશ્કરમાં મટતો હોદ્દો આપ્યો.

## ૩. હંબીરરાવનાં પરાક્રમ.

સરનોબત હંબીરરાવ સાબાશી, હોદ્દો અને ઈલકાબ લઈને આરામ લેતો બેઠો નહિ. મહારાજે એને દુશ્મનને પાંસરા કરવાનું કામ સોંપ્યું. હંબીરરાવ પોતાનું લશ્કર લઈને નીકળ્યો. તે બહિલોલખાનની પૂંઠે પડ્યો. બહિલોલખાન ઉપર આ ભારે સંકટ હતું. હંબીરરાવ જેવો હિંમતબાજ, અને પરાક્રમી

સેનાપતિ બહિલોલખાનની પૂઠે પડ્યો છે તેની મુગલ સરદાર દિલેરખાનને ખબર પડી એટલે એને પોતાના સ્નેહી માટે લાગી આવ્યુ આદિલશાહીનો બહિલોલખાન અને મુગલાઈનો દિલેરખાન એ બને દોસ્ત હતા દિલેરને ખબર પડી એટલે એ પોતાના દોસ્તની વહારે દોડ્યો દિલેરખાન બહિલોલખાનની મદદે આવી પહોચ્યો છે એની હબીરરાવને ખબર પડી એટલે એણે પોતાના બળનો વિચાર કર્યો. એની ખાતરી થઈ કે બને બહુ બળવાળા દુશ્મનો એક થઈ ગયા છે તેથી એમની સામે ફાવવુ મુશ્કેલ હતુ એટલે એણે એમનો સામનો કરવાનો વિચાર માંડી વાળ્યો અને એમને હૂલથાપ આપીને એ કાનડા તરફ ચાલ્યો ગયો બહિલોલખાન અને દિલેરખાનને હબીરરાવની યુક્તિની ખબર પડી અને એ બને એની પૂઠે પડ્યા હબીરરાવને પકડી પાડવા માટે આ બને સરદારોએ ખૂબ પ્રયત્નો કર્યા પણ હબીરરાવે રોજના ૪૫ માઈલ કાપવા માડ્યા એટલે આ બને સરદારોનું કઈ ચાલ્યુ નહિ. બને થાકીને પાછા આવ્યા

હબીરરાવે દુશ્મન મુલકો જીતવાનું કામ તો જારી રાખ્યુ કાનડામા જઈને એણે આદિલશાહી મુલકોને સતાવવાનુ શરૂ કર્યું બહિલોલખાનની જાગીરમા બાકાપુરથી ૨૪ માઈલ દૂર આવેલુ પેંચ ૫
નામનુ શહેર તે વખતે બહુ ધનવાન હતુ, તેને હબીરરાવે ચડાઈ કરી લૂટ્યુ મરાઠાઓએ આ શહેરમાથી દોઢલાખ હોનનો માલ લૂટ્યો હતો આ લૂટનો માલ એણે ૩૦૦૦ બળદની પોઠો ઉપર લાદ્યો અને રક્ષણનો પાકો લશ્કરી બદોબસ્ત કરીને એ માલ સાથે એ મહારાજ તરફ જવા નીકળ્યો બહિલોલખાનને આ લૂટની ખબર પડી એટલે એ તૈયાર થઈ મરાઠાઓની સામે હલ્લો લઈને આવ્યો મરાઠાઓને એણે બકાપુર નજીક પકડી પાડ્યા બહિલોલખાનની સાથે ખીજરખાન પણ હતો મરાઠાઓએ આદિલશાહી લશ્કર જોયું અને લડાઈ માટે તૈયાર થયા બહિલોલખાન અને ખીજરખાન તો તૈયાર હતા ૧૬૭૪ના માર્ચ માસમા બંને દળ વચ્ચે લડાઈ શરૂ થઈ મરાઠા અને મુસલમાનો બકાપુરના સમરાંગણમા પેટ ભરીને લડ્યા આખરે મરાઠાઓ જીત્યા મુસલમાનો નાસવા લાગ્યા બહિલોલખાનનુ લશ્કર રફેદફે થઈ ગયુ હબીરરાવ જીત્યો એણે મુસલમાની છાવણી લૂટી આ વિજય પછી મરાઠાઓના હાથમા દુશ્મનના ૫૦૦ ઘોડા, બે હાથી અને યુદ્ધને લગતો ઘણો ઉપયોગી સામાન આવ્યો બહિલોલખાનને આ પરાજય બહુ સાલ્યો એણે લશ્કર વ્યવસ્થિત કરીને તેમા ઉમેરો કરી હબીરરાવ ઉપર પાછો હલ્લો કર્યો લૂટનો માલ મહીસલામત મહારાજ તરફ મોકલવાનો હતો એટલે એણે એ લડાઈ ટાળી બહિલોલખાને પૂઠ પકડી હતી હબીરરાવને ગમે તેમ કરી લૂટનો માલ બચાવવો હતો એટલે એણે બધુ સહન કર્યું હબીરરાવ ધારેલે ઠેકાણે આવી પહોચ્યો, લૂટ જ્યા મોકલવાની હતી ત્યા મોકલી દીધી અને આ જવાબદારીમાથી મુક્ત થઈ એ લશ્કર લઈને લડવા માટે તૈયાર થયો આ વખતે એની નજર બાલાઘાટ તરફ દોરાઈ આ વખતની સવારીમા એણે ખાનદેશ, બાગલાણ, બહાણપુર, વગડ, ગુજરાત વગેરે ગાળામાના શહેરો લૂટ્યા મુગલ અમલદારોએ એની પૂઠ પકડી પણ હબીરરાવનો વેગ બહુ જલદ હતો એટલે મુગલો કઈપણ કરી શક્યા નહિ

શિવાજી મહારાજ બિજાપુર સરકારનો મુલક જીતવામા, તેમના શહેરો લૂટવામા અને આદિલશાહી અમલદારો સામે લડાઈમા ગુથાયા હતા તે મુગલ અમલદારોની ધ્યાન બહાર ન હતુ મરાઠાઓ આવી રીતે એક સત્તા સાથે પૂરેપુરા ગુંથાયા છે ત્યારે એમનો મુલક જીતી લેવાની તક અથવા એમના મુલક ઉપર ત્રાપ મારવાની તક જવા દે એવા મુરખ મુગલ અમલદારો ન હતા

મરાઠાઓ આદિલશાહી સાથે લડવામા ગુથાયેલા છે એ જોઈ મુગલ સરદાર દિલેરખાને મહારાજના કોકણ પ્રાત ઉપર છાપો મારવાનો વિચાર કર્યો મુગલ સરદારની આ ગોઠવણ કોઈપણ મુત્સદ્દી કરે એવીજ હતી પણ શિવાજી મહારાજ એનાથી જાય એવા ન હતા એમણે જુદા જુદા ઘાટ ઉપર પોતાના માવળાઓના ટોળાં બેસાડ્યા અને મુગલોને કે કોઈપણ દુશ્મનને એ મુલકમા ઉપદ્રવ કરવા

જતા અટકાવવાના હુકમો આપ્યા. મહારાજના હુકમો એમના માવળાઓ અક્ષરશઃ પાળતા. આવી રીતે રાખવામાં આવેલા માવળાઓના ટોળાંઓ અને કોંકણ આવતા મુગલ લશ્કરની વચ્ચે એક ઠેકાણે લડાઈ થઈ. માવળાઓએ મુગલોને હરાવ્યા અને દિલેરખાનને પાછો વાળ્યો. ઉત્તર હિંદુસ્થાનમાં પ્રતિકૂળ સંજોગો ઉભા થયા એટલે ઔરંગઝેબ બાદશાહે દિલેરખાનને ઉત્તરમાં બોલાવી લીધો. દિલેરના ગયાથી દક્ષિણનો મુગલ સુબેદાર બહાદુરખાન એકલોજ જવાબદાર અમલદાર રહ્યો. આ અમલદાર પોતાનું સંભાળીને જ બેસે એવી પ્રકૃતિનો હતો એટલે એના તરફથી મરાઠાઓને હેરાનગતિ થશે એવી બીક હવે મહારાજને રહી નહિ.

## ૪. રાજ્યાભિષેક સમારંભ.

માણસના જીવનના ઘડતરની જવાબદારી ઘણું કરીને તેની માતા, સાથી અને શિક્ષકની હોય છે. બચપણમાં માતા બાળકની ગળથુથીમાં જે ગુણોનું પાન કરાવે છે તેનો વિકાસ થતાં સાથીઓનું કામ તે પોષવાનું હોય છે અને શિક્ષક તેને વધારી વિકાસ કરે છે. હિંદુધર્મ માટેનું અભિમાન, ક્ષત્રિયત્વનો જુસ્સો અને હિંદુત્વના રક્ષણની ધગશ એ ગુણોનો મહારાજમાં વિકાસ થવા લાગ્યો. ગળથુથીમાંથી જ હિંદુત્વ માટે એમનામાં ભારે પ્રેમ પેદા થયો હતો તે ધીમે ધીમે વધવા લાગ્યો. મહારાજ મોટા થતાં એમના સાથીઓની સોબતમાં એ ગુણો પોષાયા અને ગુરુ દાદાજી કોન્ડદેવની તાલીમમાં એ ગુણો બરોબર વ્યવસ્થિત રીતે ગોઠવાયા અને મહારાજનું જીવન ઘડાવા લાગ્યું. બચપણમાં મહાભારત અને રામાયણની વાતો સાંભળ્યાથી મહારાજમાં ક્ષત્રિયનો જુસ્સો પેદા થયો હતો. પોતે શ્રી રામચંદ્રજીના વંશના ક્ષત્રિય છે એ વાતો વારંવાર એમના કાન ઉપર આવવાથી એમનામાં એક પ્રકારનું અભિમાન પેદા થયું હતું અને હિંદુસ્તાનમાં મુસલમાની સત્તા ભારે જોર ઉપર છે, તે હિંદુસ્થાનના હિંદુઓ ઉપર ભારે અત્યાચાર કરી રહી છે, હિંદુ દેવમંદિરો ઉપર આક્રમણો થયાં જાય છે, ગૌમાતાની કતલ ચાલી રહી છે, હિંદુસ્ત્રીઓનાં શિયળો લૂંટાઈ રહ્યાં છે, હિંદુઓની ઈજ્જત આબરૂના કાંકરા થઈ રહ્યા છે, હિંદુઓનો કોઈ વાલીવારસ નથી, હિંદુસ્થાનમાં કે જગતમાં હિંદુઓનો કોઈ બેલી નથી, કોઈ ત્રાતા નથી, મુસલમાનોએ સત્તાના જોર ઉપર હિંદુઓ ઉપર ભારે જુલમો કર્યા છે અને કર્યે જાય છે, વગેરે વાતો વારંવાર શિવાજી મહારાજને માતા જીજાબાઈ અને બીજાઓ કહી સંભળાવતા અને આ વાતોની બહુ ઊંડી અસર આ કુમળા બાળકના અંતઃકરણ ઉપર થઈ હતી. આવી રીતની તાલીમમાં, કેળવણીમાં આ બાળકનું બચપણ ઘડાયું હતું.

હિંદુત્વરક્ષણ માટે કંઈપણ કરવું જોઈએ. ધર્મનું રક્ષણ કરવાની હિંદુઓની અને તેમાં વળી દરેક ક્ષત્રિયની તો ખાસ ફરજ છે એ, વિચારો બહુ કુમળી વયે મહારાજના મગજમાં ઉભા થયા હતા. આ વિચારોને અમલમાં મૂકવા માટે શું કરવું એની આ બાળકને સૂઝ પડતી ન હતી. યવનસત્તાને નમવાની બાબતમાં મહારાજે એમના પૂજ્ય પિતા સાથે બિજાપુરમાં બહુ વિનયપૂર્વક વિરોધ કર્યો હતો તેને પરિણામે તેમને બિજાપુર છોડવું પડયું હતું. બિજાપુરથી પૂને આવ્યા પછી પોતાના સ્નેહીઓ, સોબતીઓ અને ગોઠીઆઓની સાથે મસલત કરી મહારાજે બહુ નાની ઉંમરમાં જ હિંદુત્વરક્ષણ માટે અને મુસલમાનોની સત્તામાંથી દેશને મુક્ત કરવા માટે હિંદુરાજ્ય સ્થાપવાનો નિર્ધાર કર્યો હતો. હિંદુધર્મ ઉપર થતા અત્યાચાર અટકાવવા માટે, યવનો ઠેકઠેકાણે હિંદુ સ્ત્રીઓની ઈજ્જત લૂંટી રહ્યા હતા તેમને સજા કરી સતીઓનાં શિયળનું રક્ષણ કરવા માટે, હિંદુસંસ્કૃતિ અને હિંદુત્વ ટકાવી રાખવા માટે, હિંદુઓને જોરજુલમથી વટલાવી મુસલમાન કરનાર સત્તાનો નાશ કરવા માટે, મહારાજે હિંદવી સ્વરાજ્ય સ્થાપન કરવાની યોજના ઘડી કાઢી હતી. આ યોજના પ્રમાણે સ્નેહી અને સાથીઓનો સંપૂર્ણ સહકાર મેળવી, પોતાના વિચારનો પ્રજામાં ફેલાવો કરી, હિંદુત્વનો બુઝાતો દીપક લોકોમાં સતેજ કરી, જામેલી મુસલમાન સત્તાની જડ ઉખેડવા માટે જુવાનોનું સુંદર જૂથ ઉભું કરી, યોજેલી યોજના પાર

ઉતારવા માટે પ્રાણની પણ પરવા રાખ્યા વગર મહારાજે જિંદગી અને સર્વસ્વને હોડમાં મૂકી ભારે ભોગે ઉભી કરેલી હિંદુસત્તા ઠીક ઠીક મજબૂત કરી હતી.

જે મુસલમાની સત્તા હિંદુત્વનો નાશ કરવા માટે ભારે જુલમ, અત્યાચાર અને ત્રાસ હિંદુસ્થાનમાં ગુજારી રહી હતી તે જુલમી અને અત્યાચારી સત્તાનો નાશ કરવા માટે અથવા જુલમ, ત્રાસ અને અત્યાચાર ન કરે તેવી એ ઢીલી કરવા માટે અથવા તે સત્તાના હિંદુત્વ ઉપરના જુલમોનો સામનો કરવા માટે હિંદવી સ્વરાજ્ય સ્થાપવાનો તો મહારાજનો ઈરાદો હતો અને ધર્મ અને દેશને સુખી અને આબાદ કરવા માટે નવી સત્તા સ્થાપવાનો નિર્ધાર કરીને જ એમણે પોતાના સ્નેહીઓ સહકારીઓ અને ગોઠીઆઓને સાથે લઈને પ્રજાને સુખદાયક નીવડે એવી સત્તા સ્થાપવાનું કામ તો એમણે ક્યારનુંએ શરૂ કરી દીધું હતું.

હિંદુત્વ રક્ષણ માટે અને પ્રજાને મુસલમાની ઝૂંસરીમાંથી ઉગારવા માટે નવી સત્તા સ્થાપ્યે જ છૂટકો છે એવી મહારાજની ખાતરી થઈ ગઈ હતી.

મહારાજે અનેક વિજય અને દિગ્વિજય મેળવી ભારે સત્તા ઉભી કરી હતી. પણ તે સત્તા રાજ્યના રૂપમાં વ્યવસ્થિત રીતે હજુ સ્થપાઈ ન હતી. સત્તા હતી પણ રાજ્ય સ્થપાયું ન હતું, એ વિધિપૂર્વક સ્થાપન કરવાનો વિચાર મહારાજ એમના સરદારો અને સાથીઓ ઘણા વરસથી કરી રહ્યા હતા, પરંતુ દરેક વખતે અનેક અડચણો એમના માર્ગમાં આવીને ઉભી રહેતી.

શ્રી. શિવાજી મહારાજે રાજગાદી સ્થાપવાની બાબતમાં બહુ ઊંડો વિચાર કર્યો, દીર્ઘદૃષ્ટિ દોડાવી, નફાતોટાનો હિસાબ ગણ્યો, આફતો અને અડચણોની ગણતરી કરી ત્યારે એમને જણાયું કે રાજગાદી સ્થાપન કર્યા સિવાય પ્રજામાં જાગૃતિ આવશે નહિ અને હિંદુઓની અમુક પ્રકારની નબળી અને પોચી માન્યતાઓ દૂર થશે નહિ. અનેક વરસોથી પરચક્ર નીચે ચગદાવાથી અને વરસોની બુરી ગુલામીથી હિંદુઓ પોતાની સત્તા અને ગાદીનું ભાન ભૂલવા લાગ્યા છે એવો મહારાજને અનુભવ થયો. દક્ષિણના હિંદુઓને મન રાજસત્તા એટલે દિલ્હીની મુગલાઈ, દક્ષિણની આદિલશાહી કે કુતુબશાહી, 'રાજસત્તા' એટલે મુસલમાનોની સત્તા, એવી મહારાષ્ટ્રના હિંદુઓની માન્યતા હતી એવું મહારાજે અનુભવ્યું હતું. આ ભાવના, આવી માન્યતા હિંદુઓમાં પ્રબળ થતી જાય એ હિંદુઓની હયાતી માટે નુકસાનકારક હતું, તેથી પ્રજાના મનમાંથી એ માન્યતા દૂર કરવા મહારાજ બહુ આતુર હતા. હિંદુઓમાં બળ છે, બુદ્ધિ છે, શક્તિ છે, હિંમત છે, શૌર્ય છે, મુત્સદ્દીપણું છે, સમરકૌશલ્ય છે, પણ એમનામાં આત્મવિશ્વાસ નથી તે પેદા કરવાની ખાસ જરુર છે એમ મહારાજને લાગ્યું. હિંદુઓને નુકસાનકારક માન્યતાઓ અને વિચારોએ હિંદુઓના હૈયામાં ઊંડાં મૂળ ઘાલ્યાં છે, તેનો નાશ કરવા માટે રાજગાદી સ્થાપવાનો મહારાજે વિચાર કર્યો હતો. હિંદુઓએ પોતાના શૌર્યથી અનેક મુસલમાન સત્તાઓનો બચાવ કર્યો છે, હિંદુઓએ પોતાની અક્કલહોશિઆરી અને મુત્સદ્દીપણાથી ઘણા મુસલમાન રાજ્યો ચલાવ્યાં છે, હિંદુઓએ પોતાની કર્તવ્યપરાયણતાથી ઘણાં મુસલમાન રાજ્યોને પડતીમાંથી આબાદીના શિખરે ચડાવ્યાં છે, ઘણી સલ્તનતોને ઉભી કરી નિભાવી છે. આવી અજબ શક્તિવાળી હિંદુ કોમમાં પોતાનું રાજ્ય સ્થાપવાની હિંમત નથી થતી તેથીજ હિંદુઓ વધારે પીડાતા જાય છે એની મહારાજને ખાતરી થઈ અને સ્વતંત્ર સત્તા સ્થાપી હિંદુઓમાં એવા પ્રકારનો આત્મવિશ્વાસ પેદા કરવાનું મહારાજે વિચાર્યું. હિંદુઓ પણ મુસલમાની સત્તા સામે માથું ઊંચું કરી, હિંદુત્વનું અપમાન કરનારને સજા કરી, મુસલમાની સત્તાઓને ઢીલી કરી, યવનોને ટક્કર મારી, પોતાની સત્તા સ્થાપી શકે છે. હિંદુઓમાં પેદા કરવા માટે રાજગાદી અને રાજસત્તા સિવાયનો હિંદુ સરદાર હિંદુત્વની જે સેવા કરી શકે તેના કરતાં રાજસત્તાવાળો હિંદુરાજા હિંદુત્વની સેવા બહુ વધારે કરી શકશે એવી ખાતરી અનુભવથી મહારાજની અને એમના સરદારોની

થઈ હતી. પોતાની મતલબ હાંસલ કરવા માટે, ધારેલું ધ્યેય કરવા માટે, બીજી સત્તાઓ સાથે સલાહ મસલત કરવા અને બીજી સત્તાઓનો સહકાર સાધવાની જરુર પડે તો તે લાભકારક રીતે રાજગાદીવાળો રાજા કરી શકે એમ પણ ઘણાઓએ અનુભવ્યું. એક રાજગાદી વગરનો પ્રભાવશાળી સરદાર અમુક કૃત્ય ઉત્તમ હેતુથી કરે અને તેજ કૃત્ય તેવાજ હેતુથી એક રાજગાદીવાળો રાજા કરે તો તેના પરિણામમાં બહુ ફેર પડે છે એવું મહારાજે અનુભવ્યું હતું. તે વખતે મહારાષ્ટ્રમાં અનેક હિંદુ સરદારો પોતપોતાની જાગીરમાં પોતાની સત્તા ભોગવી રહ્યા હતા પણ તે બધા છૂટાછવાયા, છત્ર વગરના હતા. એવા બધા સરદારોના શૌર્યનો ઉપયોગ ઘણી વખતે એક નહિ તો બીજી મુસલમાન સત્તાને મજબૂત કરવામાં થયો હતો. તેથી જો એક જબરું હિંદુરાજ્ય સ્થાપવામાં આવે તો છૂટાછવાયા, પોતાની જાગીર સંભાળીને બેસી રહેલા હિંદુ સરદારોને એવા છત્ર નીચે સંગઠિત કરી તેમની હિંમત, મર્દાઈ, મુત્સદ્દીપણું તથા શૌર્યનો ઉપયોગ હિંદુત્વરક્ષણના કામમાં થાય તેથી હિંદુત્વરક્ષણ માટે ગાદી સ્થાપવાની શિવાજી મહારાજને ખાસ આવશ્યકતા જણાઈ. ઘણાં વરસોથી મુસલમાની જુલમી સત્તા નીચે મહારાષ્ટ્રની હિંદુ પ્રજા કચડાઈ રહી હતી, તદ્દન નમાલી અને નિર્માલ્ય બની ગઈ હતી, પણ એમનામાં હિંદુત્વનો અંગારો પૂરેપુરો બુઝાઈ ગયો નહતો એની ખોળ કરી મહારાજે એ અંગારાને ફૂંકી હિંદુત્વની જ્યોતિ મહારાષ્ટ્રના હિંદુઓમાં જાગૃત કરી. એમનામાં હિંદુત્વ અને રાષ્ટ્રનો નવો જુસ્સો પેદા કરી માવળાઓની એક બહુ શક્તિવાળી અને પ્રભાવશાળી પ્રજા તૈયાર કરી હતી. તેમનો લાભ હિંદુત્વરક્ષણ માટે લઈ નવી સત્તા સ્થાપન કરવાનો વિચાર મહારાજે કર્યો અને એ પ્રજાના ગુણોનો વિકાસ હિંદુરાજ્યસત્તા હોય તો સુંદર થઈ શકે એવું મહારાજને લાગ્યું તેથી વિધિપૂર્વક ગાદી સ્થાપવાના મહારાજના નિશ્ચયને પુષ્ટિ મળી.

વિધિપૂર્વક રાજ્યાભિષેક કરાવવાનો વિચાર તો મહારાજ ઘણાં વરસોથી જ કરી રહ્યા હતા, પણ સિંહાજી મહારાજ જીવતા હતા ત્યાં સુધી પોતાનો રાજ્યાભિષેક કરાવવા એ તૈયાર ન હતા. સિંહાજી રાજા ગુજરી ગયા પછી એમણે પોતાના નામના સિક્કા પડાવ્યા અને રાજ્યાભિષેકનો ગંભીરપણે વિચાર કરવા લાગ્યા. મહારાજ આ વિચાર કરી રહ્યા હતા તેવામાંજ પરિસ્થિતિ બદલાઈ અને મહારાજ મુગલ શહેનશાહના દરબારમાં આગ્રે ગયા. આગ્રેથી પાછા ફર્યા પછી એમણે પોતાને રાજા તરીકે જાહેર કર્યા હતા અને રાજ્યાભિષેક કરાવવાની તૈયારીઓ કરવા માંડી હતી. મહારાજ રાજ્યાભિષેકનો વિચાર કરી રહ્યા હતા અને તે માટે મસલતો ચાલી રહી હતી તે દરમિયાનમાં એમને એવી ખાતરી થઈ કે રાજ્યાભિષેક થયાથી જ હિંદુસત્તા બરોબર જામશે અને હિંદુ પ્રજાનો બચાવ ધાર્યા મુજબ થઈ શકશે. શિવાજી મહારાજના મતને અનુકૂળ, એમનાં કૃત્યોને ટેકો આપનાર, એમની ધર્મ અને દેશ સેવા માટે એમને વખાણનાર, એમને હિંદુધર્મના તારણહાર માની એમના પડતા બોલ ઝીલનાર અને અનેક કારણોને લીધે એમને પૂજ્ય માનનારા ઘણા હતા. તે બધા એક છત્ર નીચે ભેગા થાય તો હિંદુઓનું જબરું બળ જામે અને તે બધું રાજ્યગાદી સ્થાપવામાં આવે તો જ બને એમ હતું. મહારાજ એક સાધારણ સરદાર જ રહે તો એ હિંદુઓનું બળ એકઠું કરી શકે એમ ન હતું. રાજા અને રાજગાદી એ નામો તે વખતે ઘણા સરદારોનું બળ એકઠું કરવા માટે ખાસ જરુરનાં હતાં એવી મહારાજની અનુભવથી ખાતરી થઈ હતી.

વિધિ પ્રમાણે રાજ્યાભિષેક કરાવી ગાદી સ્થાપન કરવાના સંબંધમાં મહારાજની પૂરેપુરી ખાતરી થઈ ગયા પછી એમણે એ સંબંધમાં પોતાના સગાં, સ્નેહી, સરદારો વગેરેના અભિપ્રાયો જાણ્યા. માતા જીજાબાઈ, પૂજ્ય ગુરુ રામદાસસ્વામી તથા પોતાને પૂજ્ય એવા સંત, મહંતો અને સરદાર સ્નેહીઓ તથા અમલદાર અધિકારીઓએ રાજ્યાભિષેક સમારંભ કરાવી ગાદી સ્થાપન કરવાથી હિંદુત્વને અનેક રીતે લાભ થવાનો છે એમ જણાવ્યું અને રાજ્યાભિષેક સમારંભ ભારે દબદબાથી ઉજવવાની મહારાજને વિનંતિ કરી. જુલમી સત્તામાંથી પ્રજાને છોડાવવાના હેતુથી અને હિંદુત્વ ઉપર થતા અત્યાચારો અટ-

ફાવવાની દાનતથી આ ગાદી સ્થાપવામાં આવે છે, તેથી આ વિધિએ કંઈ જુદું જ રૂપ લીધું હતું. આ સમારંભ રાષ્ટ્રીયભાવના અને ધર્માભિમાનને પોષનારો થઈ પડશે માટે એને બહુ મોટા પાયા ઉપર ઉજવવાનો મહારાજે વિચાર કર્યો. આ સમારંભ મહારાજ અને તેમના અમલદારો તથા સરદારોની કાર્યદક્ષતાની કસોટી હતી એટલે મહારાજે આ સમારંભની ગોઠવણોના સંબંધમાં પૂરતા વિચારો કરી શું શું કરવું અને કેવી રીતની ગોઠવણો કરવી એ નક્કી કર્યું હતું. મહારાજના વિશ્વાસુ અમલદારો અને વફાદાર અધિકારીઓનાં ચિત્ત આ સમારંભની વ્યવસ્થા કરવાના કામમાં જ રોકાયાં હતાં. સગાં-સંબંધીઓ, સ્નેહીસોબતીઓ, રાજારજવાડાઓ, માનવંતા મહેમાનો, પૂજ્ય પરોણાઓ વગેરેની પૂરેપુરી સગવડો આ સમારંભ વખતે સાચવવી જોઈએ અને એ ન સચવાય તો સમારંભમાં ખામી ગણાય એમ મહારાજ માનતા હતા તેથી મહેમાનો વગેરેની વ્યવસ્થા સંબંધી નક્કી કરી મહારાજે તે સંબંધમાં લાગતા વળગતાઓને ઘટિત સૂચનાઓ કરી અને માથે નાખવામાં આવેલી જવાબદારી પૂરેપુરી રીતે પાળવા ચેતવણી આપવામાં આવી.

ઈ. સ. ૧૬૭૩ ની સાલમાં એટલે રાજ્યાભિષેક વખતે શિવાજી મહારાજનું રાજ્ય બહુ વ્યવસ્થિત અને વિશાળ હતું. મુસલમાની સત્તાઓને એણે પોતાનું ખરું પાણી બતાવ્યું હતું. મનમાં ધારે અને માથું ઊંચુ કરે તો ભલભલી જામેલી સત્તાને મૂળમાંથી જોતજોતામાં હલાવી શકે એવી શક્તિ હિંદુઓ ધરાવે છે એની પ્રતીતિ શિવાજી મહારાજે મુસલમાનોને કરાવી પહેલાં તો મહારાજના રાજ્યની હદ ઉત્તર દિશામાં કલ્યાણ સુધી હતી, તે હવે વધીને ખાનદેશ, ઔરંગાબાદ, વગડની હદ સુધી ગઈ હતી. પૂર્વ દિશામાં પણ બિજાપુર અને ગોવળકોંડા સુધીનો પ્રદેશ મહારાજને કબજે આવી ગયો હતો. તાપી નદી નજીકના સુરત વગેરે મુગલ પ્રદેશમાંથી મહારાજ સરદેશમુખી અને ચોથ ઉઘરાવવા લાગ્યા હતા. દક્ષિણ દિશામાં પણ એમના રાજ્યનો વિસ્તાર વધીને હુબળી અને બેદનુર સુધી વધ્યો હતો. પોતાના રાજ્યની મર્યાદા સુંદર અને સંતોષકારક રીતે વધાર્યા પછી, રાજ્યમાં બધે બંદોબસ્ત વ્યવસ્થા અને તે જમાનામાં મળી શકે એવી શાન્તિ સ્થાપ્યા પછી મહારાજે પ્રજાની આબાદી કેટલી વધી તેનો વિચાર કર્યો અને પોતાની પ્રજા બીજી સત્તાઓની સરખામણીમાં વધારે સુખી છે, આબાદ છે, સંતુષ્ટ છે એની એમને જ્યારે ખાતરી થઈ ત્યારે જ રાજ્યાભિષેક સમારંભ તરફ એમણે પોતાનું ધ્યાન દોડાવ્યું હતું.

આપણે આ પુસ્તકની શરૂઆતના પ્રકરણોમાં વાંચી ગયા છીએ કે શિવાજી મહારાજ મેવાડના સિસોદિયા વંશના રાણાના વંશજ હતા, પણ મહારાષ્ટ્રમાં મહારાજના પૂર્વજો આવ્યા પછી એ કુટુંબોના માણસોની ધાર્મિક વિધિઓ, સંસ્કારો, સિસોદિયા ક્ષત્રિયોના રિવાજો પ્રમાણે અનેક કારણો, અડચણો અને આપત્તિઓને લીધે બરોબર પળાયા ન હતા તેથી ઘણા મરાઠા સરદારો મહારાજને પોતાથી હલકા માનતા. આવાં આવાં કારણોને લીધે ક્ષત્રિયોની પદ્ધતિ પ્રમાણે રાજ્યાભિષેક કરાવવામાં ઘણા માણસો ઘણાં વિઘ્નો ઉભાં કરશે એ મહારાજ સમજી ગયા હતા.

રાજ્યાભિષેક સમારંભના સંબંધમાં જેમણે જેમણે વિચાર કર્યા તેમની ખાતરી થઈ ગઈ કે આ સમારંભની ખાસ આવશ્યક્તા છે અને એ થયાથી જ હિંદુઓમાં આત્મવિશ્વાસ પેદા થશે અને હિંદુઓ અન્યાય, અત્યાચાર અને જુલમોની સામે માથું ઊંચું કરી શકશે. સંત અને સાધુ પુરુષોએ પણ એની આવશ્યક્તા જણાવી. આવી રીતે રાજ્યાભિષેક સમારંભ માટે અનુકૂળ અભિપ્રાયો ચારે તરફથી આવ્યા અને એ સમારંભ માટે એ વખત પણ અનુકૂળ હતો એવી મહારાજની ખાતરી હતી એટલે એમણે એ કામ હાથમાં લેવા માટે તથા તે સંબંધી બધું નક્કી કરવા માટે સગાં, સાથી અને સરદારોની સભા બોલાવી. આ કામ માટે અમલદારો અધિકારીઓ અને મહારાજના સેવકો બધા એકપગે તૈયાર હતા. બધા આ કામ માટે મહારાજ તરફથી સૂચનાઓની રાહ જોઈ રહ્યા હતા. સગાંઓ આ સમારંભ ઉત્તમ રીતે પૂર ભભકામાં ઉજવવા આગ્રહ કરી રહ્યા હતા. રાજ્યાભિષેકના સંબંધમાં ઘટતી સૂચનાઓ પોતાના

દરબારીઓને આપવા માટે મહારાજે દરબાર ભર્યો. નાના મોટા દરબારીઓ વગેરે બધા સભામાં હાજર થયા. મહારાજે બહુ ટૂંકમાં આ સમારંભની આવશ્યકતા જણાવતાં કહ્યું 'ધાર્મિક વિધિ પ્રમાણે મંત્રોચ્ચારથી રાજ્યાભિષેક કરાવી રાજચિહ્નો હું ધારણ નહિ કરું તો તેથી આપણી ધારણા મુજબ હિંદવી-સ્વરાજ્યની સ્થાપનાના કામમાં ભારે મુશ્કેલી ઉભી થવાનો સંભવ છે. પ્રજાનો પૂરેપુરો પૂજ્યભાવ પેદા કરવા માટે અનેક સદ્ગુણો અને સેવાઓ ઉપરાંત આ જમાનામાં આ સમારંભની પણ મને જરુર જણાય છે. આ સમારંભ પૂર્ણ સફળતાથી નિર્વિઘ્ને પાર ઉતારવા માટે આપણે ભારે તૈયારી કરવાની છે.' સર્વેએ આ સાંભળ્યું અને રાજ્યાભિષેક સંમારંભની તૈયારી કરવા તૈયાર થયા. મહારાજે શાસ્ત્રવિધિ પ્રમાણે અભિષેક કરાવી છત્રસિંહાસનાદિ ચિહ્ન ધારણ કરવાં એમ સર્વેએ નક્કી કર્યું. આ સંબંધમાં સલાહ માટે વિદ્વાન બ્રાહ્મણો અને પંડિતોને મહારાજે બોલાવ્યા હતા. રાજ્યાભિષેકના પ્રશ્ન ઉપર બ્રાહ્મણો વચ્ચે ખૂબ ચર્ચા થઈ. ક્ષત્રિયોના અધિકાર ઉપર પણ છૂટથી વાદવિવાદ થયો. આ પ્રશ્ન ઉપર પંડિતોનો ભારે શાસ્ત્રાર્થ થયો. જે ક્ષત્રિયપુત્રનો ઉપનયન (જનોઈ) સંસ્કાર થયો હોય તેને જ શાસ્ત્રવિધિપૂર્વક મંત્રોચ્ચારથી રાજ્યાભિષેક થઈ શકે એવો પણ અભિપ્રાય પંડિતોની સભામાં જાહેર થયો. પોતાની વિરૂદ્ધ અભિપ્રાય આપવામાં આવે તો તેવાઓને અથવા તેવા વિચારને કે અભિપ્રાયને પોતાની સત્તાના જોરથી દાબી દઈ કચડી નાંખી પોતાનું ધાર્યું કરવું, સત્તાના જોરથી મનની મુરાદ હાંસલ કરવી એવા સત્તાધારીઓ પૈકીના મહારાજ ન હતા, એટલે પંડિતોની સભામાં થયેલી ચર્ચાથી મહારાજ ભારે ગૂંચવાડામાં પડયા. મહારાજને આવી રીતની મૂઝવણમાં દેખી બાલાજી આવજી ચિટણીસે આ સમારંભને શાસ્ત્રવિધિ પ્રમાણે પાર ઉતારવાની જવાબદારી પોતાને માથે લીધી.

રાજ્યાભિષેક સમારંભની જરૂરિયાત અને આવશ્યકતાની પૂરેપુરી સમજણ બાલાજી આવજીને હતી એટલે મહેનત ઉઠાવીને પણ આ કામ પાર ઉતારવાનો બાલાજીએ નિશ્ચય કર્યો. માથે લીધેલી ભારે જવાબદારીમાંથી હવે શી રીતે પાર ઉતરવું તેના વિચારમાં એ પડયા. એમણે આ બાબતમાં ઘણા વિદ્વાન પંડિતોની સલાહ લીધી. હિંદુત્વરક્ષણ માટે સ્થાપવામાં આવેલી સત્તાને મજબૂત કરવા માટે આ સમારંભની ખાસ જરુર છે, એટલે એમાં વચ્ચે આવતી અડચણોને દૂર કરવા શાં પગલાં લેવાં એ એમણે અનેક પંડિતોને પૂછયું. એ જમાનો બહુ જુદો હતો. બ્રાહ્મણોમાં આ પ્રશ્ન ઉપર મતભેદ હતો. આવા મતભેદને લીધે સમારંભના મંગળકાર્યમાં અનેક વિઘ્નો ઉભાં થાય તેથી ગૂંચવાયલા કોકડાનો ઉકેલ કરી આ સમારંભનો દિવસ નક્કી કરવાનું બાલાજીએ વાજબી ધાર્યું હતું. વિદ્વાન બ્રાહ્મણો અને પંડિતોના મતભેદનો સશાસ્ત્ર સામનો કરીને બહુ કુનેહ અને કુશળતાથી આ સમારંભ પાર પાડે એવા પ્રભાવશાળી, વજનદાર અને હિંમતબાજ વેદશાસ્ત્રસંપન્ન પંડિતની આ વખતે ખાસ જરુર હતી. આવા પંડિત ખોળી કાઢવા માટે બાલાજી એ બહુ પ્રયત્નો કર્યા. અનેક રાતો વિચારમાં વિતાડી. ભારે પ્રયત્નો કર્યા પછી આ મહાન મુત્સદ્દીની નજર તે જમાનાના પ્રસિદ્ધ મહાન વિદ્વાન કાશીના પંડિત ગાગાભટ્ટ તરફ વળી. તે જમાનામાં હિંદુસ્થાનમાં વિદ્વતા માટે આ પંડિતનો કોઈ કાન પકડે એમ ન હતું. આવા પ્રસિદ્ધ પંડિતને મળી આ સમારંભ સંબંધી વીગતવાર વાત કરી ઘટિત કરવાનો બાલાજી આવજીએ વિચાર કર્યો.

## ૫. પં. ગાગા ભટ્ટ.

ગાગાભટ્ટના વંશજોના મૂળ પુરુષનું વતન પૈઠણ હતું. એ વંશના મૂળ પુરુષનું નામ 'નાગપાશ' હતું. આ નાગપાશને ચાંગદેવ નામનો છોકરો હતો. આ ચાંગદેવનો છોકરો ગોવિંદભટ્ટ હતો અને ગોવિંદભટ્ટને એક રામેશ્વરભટ્ટ નામે ભાઈ હતો. આ રામેશ્વરભટ્ટ એના જમાનામાં એક જબરો વિદ્વાન ગણાતો. એ જબરો વૈયાકરણી હતો. મીમાંસાનો એનો અભ્યાસ કંઈ જેવો તેવો ન હતો. આ રામેશ્વર

ભટ્ટ મીમાંસા, વ્યાકરણ, તર્ક વેદાન્ત વગેરેમાં પાવરધો હતો. આ રામેશ્વર ભટ્ટજીએ '**रामकुतूहल**' નામનું કાવ્ય લખ્યું હતું. રામેશ્વર ભટ્ટને ઘેર પૈઠણમાં વિદ્યાભ્યાસ માટે આખા હિંદુસ્થાનમાંથી વિદ્યાર્થીઓનાં ટોળાં ઉતરી આવતાં. આ રામેશ્વર ભટ્ટ પૈઠણમાં રહેતા હતા પણ કંઈક કારણોને લીધે એમણે એમનું નિવાસસ્થાન પૈઠણથી બદલીને સંગમનેર કર્યું હતું. રામેશ્વરભટ્ટ વૈદકનું પણ ઠીક ઠીક જાણતા હતા. અહમદનગરના સુલતાનના જાફરમલીક નામના સરદારને રક્તપિત્તનો રોગ થયો હતો, તે તેમણે મટાડ્યો હતો. રામેશ્વર ભટ્ટજીની દેવી ઉપર ભારે શ્રદ્ધા હતી. એ પોતે દેવીભક્ત હતો અને સંગમનેરથી કોલ્હાપુર દેવીનાં દર્શન માટે એ ગયો હતો. કોલ્હાપુરથી પાછા ફરતાં એ વિજયનગરના સમ્રાટ કૃષ્ણદેવરાયને મળવા માટે ગયો હતો. આ રાજા વિદ્વાનોની કદર કરનારો હતો. રામેશ્વરભટ્ટનો પણ આ દરબારમાં સત્કાર થયો હતો. એને નારાયણ ભટ્ટ નામનો છોકરો હતો. પોતાના પિતા પાસે રહીને એણે શાસ્ત્રોનો સુંદર અભ્યાસ કર્યો હતો. એના જમાનાના પંડિતોની સભાઓ એણે જીતી હતી. એ સભાજીત હતો. મૈથિલ અને ગૌડ પંડિતોની કેટલીક સભાઓ એણે જીતી હતી. પ્રસિદ્ધ રાજા ટોડરમલ અને નારાયણ ભટ્ટની ભારે દોસ્તી હતી. નારાયણ ભટ્ટજી તો કાશીનિવાસી બન્યા હતા. આખા ભરતખંડમાં વૈદશાસ્ત્ર વગેરેમાં પ્રવીણ પાવરધા એવા પ્રસિદ્ધ પુરુષોનું કાશીએ નિવાસસ્થાન હતું. નારાયણ ભટ્ટની વિદ્વત્તા અગાધ હતી. એમણે પોતાની વિદ્વતાની કાશીના પંડિતો ઉપર જબરી છાપ પાડી હતી. આજે પણ મહારાષ્ટ્રી વિદ્વાનોની કાશીમાં પંડિતોની સભામાં કિંમત અંકાય છે. કાશીના પંડિતોમાં મહારાષ્ટ્રીઓની જે સુંદર છાપ છે તેની શરૂઆત નારાયણ ભટ્ટજીએ કરેલી છે. ભટ્ટવંશમાં આ પુરુષ દિગ્વિજયી નીવડ્યો. કાશી વિશ્વેશ્વરનું મંદિર નારાયણ ભટ્ટે બંધાવ્યું હતું. નારાયણ ભટ્ટને રામકૃષ્ણ ભટ્ટ નામનો છોકરો હતો. તેનો દિકરો દિનકર ભટ્ટ કરીને હતો. આ દિનકર ભટ્ટ તે આપણા વિશ્વેશ્વર ભટ્ટ (ગાગાભટ્ટ)નો પિતા થાય.

ઘણા કુટુંબોમાં કેટલીક વખતે બાળકોનું પાડેલું નામ જુદું હોય છે અને તેનાં સગાંવહાલાંઓ વહાલને લીધે કોઈ જુદા જ નામથી એને બોલાવે છે અને તેનું પરિણામ એ આવે છે કે એ વહાલના નામથી એ ઓળખાય છે અને એનું ખરૂં નામ અંધારામાં જ રહી જાય છે. આ ભટ્ટ વંશમાં પણ ગાગાભટ્ટના સંબંધમાં એવું જ બન્યું છે. વિશ્વેશ્વર ભટ્ટને તેના પિતા દિનકર ભટ્ટ 'ગાગા'ના લાડીલા નામથી બોલાવતા. આ ગાગાએ ઉત્તમ અભ્યાસ કરી ભટ્ટ વંશની કીર્તિ વધારી. ગાગાભટ્ટ બહુ વિદ્વાન હતા. એમણે અનેક ગ્રંથો લખ્યા છે. તેમાં મીમાંસા અને ધર્મશાસ્ત્ર ઉપર બહુ સુંદર લખાણ લખ્યાં છે. **मीमांसा कुसुमांजली** નામનો ગ્રંથ પણ ગાગાભટ્ટેજ લખ્યો છે. **पूर्व मीमांसा** ઉપર એમણે **चिन्तामणी** નામનો ગ્રંથ લખ્યો છે. આ ગ્રથ ગાગાભટ્ટની વિદ્વત્તાની ઝાંખી કરાવે છે. આ ગ્રંથમાં એમણે દરેક સૂત્રનો અર્થ એમાં ન જણાવતા એમાંના મુખ્ય મુખ્ય સિદ્ધાંત જેવા કે **ज्ञान प्रामाण्य विचार, प्रत्यक्षादि प्रमाण विचार, ईश्वरवाद, शक्तिवाद, सृष्टिप्रलय विचार, धात्वर्थवाद** વગેરેનું વિવેચન કર્યું છે. પંડિત ગાગાભટ્ટે વળી **चंद्रलोक** નામના શાસ્ત્રગ્રંથ ઉપર ટીકા લખી છે. આ ગ્રંથ ધર્મશાસ્ત્રો ઉપર છે અને તેમાં બહુ ઉપયોગી વિષયો ચર્ચાયા છે.

આ ગ્રંથો ઉપરાંત તેમણે બૌધાયન સૂત્ર પ્રમાણે **निरुढ पशु बन्ध प्रयोग** અને **पिंडपितृयज्ञ प्रयोग** એ બે ગ્રંથો લખ્યા છે. ગાગાભટ્ટનો બીજો પ્રસિદ્ધ ગ્રંથ '**कायस्थ धर्मप्रदीप**' છે. આ એમણે મહારાજનો રાજ્યાભિષેક કર્યા પછી તરતજ લખ્યો છે. ગર્ભાદાન વગેરે સોળ સંસ્કારોના સંબંધમાં એમણે ગ્રંથ લખ્યો છે. ગાગાભટ્ટે સંસ્કૃતભાષામાં શિવાજી મહારાજનું ચરિત્ર લખ્યું હતું એમ મનાય છે. સોળ અને સત્તરમા સૈકામાં ભટ્ટવંશના વિદ્વાનોનું હિંદુ રાજ્ય દરબારોમાં અને મુસલમાન બાદશાહોના રાજદરબારોમાં પણ ભારે માન હતું. મોટા મોટા રજવાડાઓમાં જ્યારે કંઈક મહાન ધાર્મિક સમારંભો અને ધાર્મિકવિધિનો પ્રસંગ આવતો ત્યારે ભટ્ટવંશના પંડિતોને આગ્રહનાં આમંત્રણો

આપવામાં આવતાં. કાશીમાં વિદ્વાન પંડિતોમાં ભટ્ટવંશનું ભારે વજન હતું. પંડિતોની સભામાં ભટ્ટવંશના વિદ્વાનોને પ્રથમ તિલકનું માન આપવામાં આવતું. ગાગાભટ્ટની પ્રતિષ્ઠા બહુ જામી હતી અને આજપણ એ વંશના પુરુષોએ પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી છે. આજે પણ મોટા મોટા રજવાડામાં દરેક મોટા પ્રસંગે આ વંશના પંડિતોને બોલાવવામાં આવે છે. આજે પણ ભટ્ટ વંશના પુરુષોએ સંસ્કૃત વિદ્યા ઉપરનો કાબુ જાળવી રાખ્યો છે. ગાગાભટ્ટના કાકા કમલાકર ભટ્ટના વંશજ શ્રીમાન પંડિત કાન્તાનાથભટ્ટ મિરઝાપુરની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક હતા.

આવા મહાન વિદ્વાન, પ્રભાવશાળી, પ્રતિષ્ઠિત અને પ્રસિદ્ધ ગાગાભટ્ટને રાજ્યાભિષેકના કામમાં આગેવાન બનાવી તેમને હાથે અભિષેક કરાવવાનો બાલાજીએ વિચાર કર્યો અને મહારાજને પોતાનો વિચાર જણાવી એમની સંમતિ મેળવી. આ સમારંભના સંબંધમાં વીગતવાર વાતો ગાગાભટ્ટ સાથે કરવા બાલાજી આવજીએ કાશી માણસ મોકલ્યો. રાજ્યાભિષેક સંબંધી પૂરેપુરી હકીકતથી ગાગાભટ્ટને વાકેફ કરવામાં આવ્યા. બ્રાહ્મણોમાં ઉભા થયેલા મતભેદની વાતો પણ ગાગાભટ્ટને જણાવવામાં આવી. શિવાજી મહારાજના પ્રતિનિધિની વીગતવાર વાતો સાંભળી લીધા પછી અને કેટલાક મુદ્દાના ખુલાસા જાણ્યા પછી પં. ગાગાભટ્ટે જણાવ્યું કે 'મહારાજનો ઉપનયન સંસ્કાર નથી થયો એ એક અડચણ છે. બીજું મહારાજ મેવાડના સિસોદિયા રજપૂતવંશથી ઉતરી આવેલા છે તેની સાબિતી માટે એમના વંશની વંશાવળીની ખાસ જરુર છે.' ગાગાભટ્ટે જણાવેલી અડચણો ધ્યાનમાં લઈ મહારાજના પ્રતિનિધિએ એક ખાસ માણસ તાકીદે રાયગઢ બાલાજી આવજી ચિટણીસ પાસે મોકલ્યો. મેળવેલો વંશવૃક્ષ બાલાજી આવજી પાસે તૈયાર હતો તે તેમણે તાકીદે ગાગાભટ્ટ તરફ રવાના કર્યો. વેદશાસ્ત્ર-સંપન્ન ગાગાભટ્ટે મહારાજના કૂળ, મૂળ, વંશ વગેરેની વંશવૃક્ષ ઉપરથી ખાતરી કરી લીધી. વંશ સંબંધીના પ્રશ્નનો ફડચો વંશવૃક્ષ આવી ગયાથી થયો એટલે પંડિતજીએ રાજ્યાભિષેક વિધિના પ્રશ્ન ઉપર ફરી ચર્ચા કરવા બીજા પંડિતોને બોલાવ્યા. મહારાજ મેવાડના સિસોદિયા રજપૂતવંશથી ઉતરી આવેલા છે એ સાબિત થતાં વચ્ચે નડતી મોટી અડચણ દૂર થઈ. હવે પ્રશ્ન રહ્યો મહારાજના ઉપનયન સંસ્કારવિધિનો. એ અડચણ ઉપર પંડિતોએ વિચાર ચલાવ્યો. સાચા કુલવાન ક્ષત્રિયનો ઉપનયન સંસ્કાર વિધિ ન થયો હોય તો તે વિધિ કરાવી એને શુદ્ધ ક્ષત્રિય બનાવી શકાય કે નહિ એ પ્રશ્ન પંડિતો આગળ હવે આવીને ઉભો થયો. આ પ્રશ્ન ઉપર પંડિતોનો શાસ્ત્રાર્થ થયો અને આખરે મહારાજનો ઉપનયન સંસ્કારવિધિ કર્યા પછી રાજ્યાભિષેક કરવામાં વાંધો નથી એ અભિપ્રાય પંડિત ગાગાભટ્ટે અનેક વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ અને વાદવિવાદ તથા ચર્ચા કર્યા પછી આપ્યો. મહારાજ અને બાલાજી આવજીએ પં. ગાગાભટ્ટનો આ અભિપ્રાય જાણ્યો. આવા મહાન વિદ્વાન વેદશાસ્ત્રસંપન્ન પંડિત ગાગાભટ્ટજીને પોતાના દરબારમાં બોલાવવાનો વિચાર મહારાજે બાલાજી આવજીને જણાવ્યો. બાલાજી મહારાજની પરવાનગી લઈને પં. ગાગાભટ્ટને બોલાવવા જવા તૈયાર થયો. આ વખતે પં. ગાગાભટ્ટજી પોતાના પૂર્વજોનું વતન પૈઠણ હતું ત્યાં આવ્યા હતા, ત્યાં એમને તેડવા માટે મહારાજે બાલાજી આવજી ચિટણીસ અને એમની સાથે કેશવ પંડિત, ભાલચંદ્ર ભટ્ટ પુરોહિત અને સોમનાથ કાત્રેને મોકલ્યા. આ માનવંતા મહેમાનને લાવવા માટે પાલખી વગેરે બીજાં સાધનો બાલાજી આવજી સાથે લઈ ગયા. બાલાજી અને બીજાઓ માનપાનના સાધનો અને વાહન વગેરે સાધનો સાથે પૈઠણ પહોંચ્યા અને મહારાજ તરફથી પંડિત ગાગાભટ્ટને રાયગઢ પધારવા માટે આગ્રહથી આમંત્રણ કર્યું. પંડિત ગાગાભટ્ટ હિંદુત્વના અભિમાની હતા. શિવાજી મહારાજને એ હિંદુત્વના તારણહાર માનતા હતા. એમને માટે એને ભારે માન હતું. મહારાજનું આમંત્રણ અતિ આનંદથી એમણે સ્વીકાર્યું. બાલાજી આવજી અને સાથેના બીજાઓ આ માનવંતા મહેમાનને પૈઠણથી ભારે માન મરતબા સાથે રાયગઢ લઈ આવ્યા. શિવાજી મહારાજે પંડિત ગાગાભટ્ટનો રાયગઢમાં ભારે સત્કાર કર્યો. રાજ્યાભિષેક સંબંધી ચર્ચા

કરવા માટે મહારાજે રાયગઢમાં મહારાષ્ટ્રના પંડિતોને તેડાવ્યા અને પંડિતોની મોટી સભા કરી. આ સભામાં વેદશાસ્ત્રસંપન્ન ગાગાભટ્ટજી પ્રતિપાદન કરવાના હતા તેથી, મહારાષ્ટ્રના ઘણા નામાંકિત વિદ્વાન પંડિતોએ હાજરી આપી હતી. એ સભામાં રાજ્યાભિષેક વિધિ સંબંધી પ્રશ્ન બહુ ખુલાસાથી ચર્ચવા મહારાજે સૂચના કરી. ખૂબ ચર્ચા, શાસ્ત્રાર્થ અને વાદવિવાદ થયો. અનેક શંકાઓ હતી તેનું પંડિત ગાગાભટ્ટે સમાધાન કર્યું. લાંબી ચર્ચાના અંતે નિર્ણય કરવામાં આવ્યો કે 'શિવાજી મહારાજ મેવાડના રજપૂત સિસોદિયા વંશથી ઉતરી આવેલા છે અને તે સાચા ક્ષત્રિય છે. એમના પૂર્વજોમાંનો કોઈ પુરુષ કંઈ કારણોને લીધે મેવાડ છોડી દક્ષિણમાં આવીને વસ્યો તેથી એના વંશજોને મરાઠાઓ કહેવામાં આવ્યા. ક્ષત્રિયોમાં ઉપવીતની ક્રિયા ( જનોઈ ) થવી જોઈએ તે સંસ્કાર મહારાજના થયેલા નથી. ઉપવિત સંસ્કાર નહિ થયેલા હોવાને કારણે એમનું ક્ષત્રિયત્વ નષ્ટ નથી થતું. રજપૂત રાજકુટુંબના માણસોને ઉપવીત ધારણ કરાવી રાજ્યાભિષેક કરવામાં આવે છે તે પદ્ધતિ પ્રમાણે શિવાજી મહારાજનો રાજ્યાભિષેક કરવામાં વાંધો નથી. એવી રીતે અનેક શંકાઓના એ સભામાં ફેંસલા કરવામાં આવ્યા ઉપવીત સસ્કાર એ રાજ્યાભિષેક વિધિનું એક અંગ સમજી મહારાજને રાજ્યાભિષેક પહેલાં ઉપવીત સંસ્કારવિધિ કરવાનું નક્કી કરવામાં આવ્યું. પંડિતોની સભાના નિર્ણયથી મહારાજને સંતોષ થયો અને રાજ્યાભિષેક સમારંભની તૈયારીઓ શરૂ થઈ.

પંડિતોની સભામાં સંતોષકારક નિર્ણય થવાથી વિદ્વાન પંડિતો અને જ્યોતિષશાસ્ત્રીઓને રાજ્યાભિષેકને માટે અનુકૂળ મુહૂર્ત નક્કી કરવા ભેગા કરવામાં આવ્યા. બધાએ તે ઉપર વિચાર થવાથી ઈ. સ. ૧૬૭૪ ના જુન માસમાં શાલીવાહન શક ૧૫૯૬, આનંદનામ સંવત્સરે જ્યેષ્ઠ સુદ ૧૩ નો શુભ દિવસ આ મંગલ સમારંભ માટે નક્કી કર્યો.

## ૬. સમારંભ માટેની તૈયારીઓ.

આ સમારંભ મહારાષ્ટ્ર માટે મગરૂરીનો પ્રસંગ હતો; આ સમારંભ હિંદનો અને ખાસ કરીને મહારાષ્ટ્રના હિંદુઓને આનંદનો પ્રસંગ હતો; આ સમારંભ મરાઠાઓ ભારે શક્તિ ધરાવે છે એ વાત જગતમાં જાહેર કરનારો હતો; આ સમારંભ હિંદુત્વનું રક્ષણ કરવા માટે હિંદુઓમાં હજુ શક્તિ અને બુદ્ધિ હયાત છે તેની જાહેરાત કરનારો હતો. હિંદુત્વ ઉપર અનેક અત્યાચારો અને આક્રમણો હોવા છતાં તેને બચાવનારનો પ્રભુએ જય કર્યો તે માટે પ્રભુના પાડ માનવાનો આ પ્રસંગ હતો. આ સમારંભના મહત્ત્વનું વર્ણન પૂરેપુરું થઈ શકે એમ નથી. આ સમારંભથી હિંદુઓનાં આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસ પેદા થયા. આવા સમારંભના વર્ણનો બખરોમાં વીગતવાર આપેલાં છે. સમારંભની તૈયારીઓ તડામાર ચાલી રહી હતી. તૈયારીઓના સંબંધમાં અનેક ગ્રંથકારોએ લંબાણથી વર્ણનો લખ્યાં છે.

'પોતાની ઈચ્છાનુસાર શાસ્ત્રનિર્ણય મળવાથી મહારાજને પરમ સંતોષ થયો. ઉપવીત સંસ્કારવિધિ માટે ગાગાભટ્ટ વગેરે પંડિતોએ જે સામગ્રી મંગાવી તે મહારાજે સત્વર એકઠી કરાવી. મહાનદીઓના પવિત્ર જળ, સમુદ્રનું જળ, સુલક્ષણો અશ્વ અને હાથી, વ્યાઘ્રચર્મ, મૃગચર્મ આદિ મંગાવ્યાં. સિંહાસન અને સુવર્ણ આદિના કળશ વગેરે પાત્રો તૈયાર કરાવ્યાં. મોટા મોટા વિદ્વાન જ્યોતિષીઓ પાસે મુહૂર્ત જોવડાવ્યું. તેઓના અભિપ્રાય પ્રમાણે આનંદનામ સંવત્સરે જ્યેષ્ઠ શુક્લ ત્રયોદશીએ રાજ્યાભિષેક કરવાનું ઠરાવ્યું.

મહારાજે બધા તીર્થક્ષેત્રોના અને ઈતર સ્થલોના પ્રતિષ્ઠિત અને વિદ્વા-
રાજાઓ, સર્વ સ્નેહીસગાં, સ્વરાજ્યના સર્વ શ્રીમંત અને સેવક વગેરેને આમ
જે સ્થળે સિંહાસન સ્થાપવાનું હોય તે રાજધાનીનું સ્થળ પુરાણ[illegible] સાથે
ક્ષેત્રો અને મહાનદી હોવી જોઈએ, ત્યાં વિપુલજળ અને કૂવ

જળાશયો હોવાં જોઈએ, રાજધાનીની આસપાસના પ્રદેશમાં નાના પ્રકારનાં ધાન્યો ઉત્પન્ન થવાં જોઈએ, તે સ્થળ શત્રુઓ માટે દુષ્પ્રાપ્ય હોવું જોઈએ. શિષ્ટ જનોની સૂચનાનુસાર રાયગઢનો કિલ્લો ઉપરોક્ત લક્ષણોથી યુક્ત જણાયો. એ સિવાય સ્વરાજ્યમાં શત્રુઓને માટે દુષ્પ્રાપ્ય સ્થળ બીજું કોઈ જણાયું નહિં. એ ગઢ ઉપરજ રાજ્યાભિષેકનો સમારંભ કરવાનો નિશ્ચય થયો.

'ગઢ ઉપર નિવાસ કરવા માટે મહારાજે એક ઉત્તમ મહાલય બંધાવ્યો હતો. પ્રધાન, સર કારકુન વગેરે અધિકારીઓને રહેવા માટે અનેક મકાનો બંધાવ્યાં હતાં. સિંહાસન માટે એક વિશાળ ગૃહ બનાવ્યું હતું. સભાગૃહ સિવાય મહાલયમાં વિવેકસભા (જ્યાં પંડિતોની સભા ભરાતી), ન્યાયસભા (જ્યાં પ્રજાની ફરિયાદોનો ન્યાય થતો), પ્રગટ સભા (જ્યાં ગરીબ ગરબાંની ફરિયાદ સાંભળવામાં આવતી), પ્રબોધસભા (જ્યાં પુરાણની કથા અને કીર્તન થતાં), રત્નાગર સભા (જ્યાં અલંકાર, વસ્ત્ર વગેરેની કિંમત અંકાતી), નીતિ સભા (જ્યાં પરદેશીઓનો આદરસત્કાર અને મુલાકાત થતી), વગેરે જુદાં જુદાં સભાગૃહો બંધાવ્યાં હતાં, તેમજ તેમાં અંતર્ગૃહ, દેવાલય, ભોજનગૃહ આદિસ્થાનો બનાવ્યાં હતાં. સિંહાસનગૃહમાં હજારો મનુષ્યો બેસી શકે એટલી વિશાળ જગ્યા હતી. તેની રચના એવી ઉત્તમ હતી કે, અંદર બેઠેલાં મનુષ્યોને કોઈ પણ જાતની અડચણ પડે નહિ. રાયગઢ ઉપરની વ્યવસ્થા જોતાં જણાય છે કે એ ગઢ ઉપર ગાદી સ્થાપવાનો મહારાજનો પ્રથમથી જ વિચાર હતો. પંડિતોની સંમતિ મળતાંજ મહારાજે ગઢ ઉપરના મહાલયની ભીંતો વિધ વિધ પ્રકારના રંગ વડે રંગાવી, તે પર સુંદર આકર્ષક ચિત્રો કઢાવી મહાલયને સુંદર બનાવ્યો. જે સભાગૃહમાં સિંહાસન સ્થાપવાનું હતું તે સ્થળે સોનાનાં પતરાંથી મઢેલા ચાર સ્થંભ રોપી તે પર અમૂલ્ય જરી કસબનો ચંદરવો બંધાવ્યો. ચંદરવાની કિનારપર મુક્તાફળના ઝુમખાવાળાં તોરણો લટકાવ્યાં. ગઢ ઉપરનાં ઈતર સ્થાનો તથા મકાનો રંગાવી સુશોભિત કરાવ્યાં. રાજ્યાભિષેકને પ્રસંગે આવનાર વિદ્વાન બ્રાહ્મણો અને માંડલિક રાજાઓને ઉતરવા માટે સગવડવાળી જગ્યાઓ રાખી ત્યાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરી હતી. ભોજનપંક્તિ બેસાડવા માટે અને સભાઓ ભરવા માટે જુદે જુદે સ્થળે વિસ્તીર્ણ મંડપો ઉભા કર્યા હતા. સ્વરાજ્યના ગુણીજનો, ગવૈયા, બજવૈયા અને રામજણીઓ વગેરેને બોલાવી પરોણાઓને ગમ્મત તથા આનંદ આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. બ્રાહ્મણભોજન માટે એકજ સ્થળે પાંચ હજાર બ્રાહ્મણની પંક્તિ બેસી શકે એવાં પાંચ દશ સ્થળો નિર્માણ કર્યાં હતાં. એ પ્રત્યેક સ્થળે ભોજન તૈયાર કરવા માટે કેળવાયેલા પાકશાસ્ત્રીઓ, પીરસનાર અને પત્રાવળી ઉપાડી લેનાર મનુષ્યો નીમી સર્વ પ્રકારની ઉત્તમ તૈયારી રાખી હતી. નિત્ય જેટલા બ્રાહ્મણો આવે તેમને માટે નિત્ય નૂતન પકવાન્ન તૈયાર કરવાની પાકશાસ્ત્રીઓને સૂચના અપાઈ હતી. આપ્ત, સુહૃદ અને સેવકજનો માટે રહેવાનાં મકાનની સગવડ થાય અને તેમને કોઈ પણ વસ્તુની ઉણપ ન પડે એવી પોતાનાં મનુષ્યોને સખત તાકીદ આપી હતી. તેમને જમવા બેસવા માટે પણ મોટા મોટા મંડપો બંધાવી તૈયાર કર્યા હતા.

'એ પ્રમાણે કિલ્લા ઉપર અને કિલ્લા નીચેની માચી ઉપર સ્થળે સ્થળે મંડપ, તંબુ અને રાવટીઓ બાંધવામાં આવી હતી. સમારંભમાં આવનાર નાનાં મોટાં સર્વ મનુષ્યોને કોઈપણ પ્રકારની ન્યૂનતા પડે નહિ માટે ધાન્ય વગેરેના ઊંચા પર્વત જેવા કોઠાર ભરાવી તે ઉપર દેખરેખ રાખવા અધિકારીઓ નીમવામાં આવ્યા હતા અને સર્વ અધિકારી ઉપર દેખરેખ રાખવા એક અધ્યક્ષ નીમ્યો હતો. પ્રત્યેક પદાર્થો જુદા જુદા અધિકારીના તાબામાં સોંપ્યા હતા અને તેમના હાથ નીચે કારકુનો તથા નોકરો નીમ્યા હતા. જે વસ્તુની જરુર પડે તે તત્કાળ પૂરી પાડવાનો અને કોઇપણ વસ્તુની કોઈને ઉણપ પડે નહિ તેમજ કોઇ ને કદી પણ નકાર કહેવો નહિ એવો મહારાજે સખત હુકમ ફેરવ્યો હતો. સમારંભમાં આવેલા સર્વ દરજ્જાના મનુષ્યોની તેમની યોગ્યતા પ્રમાણે બંદોબસ્ત થાય છે કે કેમ તેની દેખરેખ રાખવા અધિકારીઓ નીમ્યા હતા. મહારાજે સર્વ નોકરોને સખત આજ્ઞા ફરમાવી હતી કે નાના મોટા

અતિથિઓનો યથોચિત આદરસત્કાર કરવામાં યત્કિંચિત્ પણ ભૂલ કરવી નહિ. આ કાર્ય ઉપર પ્રમાણિક અમલદારો નીમી સમારંભના પહેલા દિવસથી છેલ્લા દિવસ સુધી પ્રત્યેક દિવસે પ્રાતઃકાળથી સંધ્યાકાળ પર્યંત પ્રત્યેક અમલદારે ક્યાં ક્યાં કામ કરવાં, કઈ કઈ સામગ્રી ભેગી કરવી અને તૈયાર કરવી તથા ક્યા અમલદારના તાબામાં કઈ વસ્તુઓ સોંપવી તેના નિયમો લખી પ્રત્યેક અમલદારોને આપવામાં આવ્યા. વારંવાર તેમને માગણી કરવાની કિંવા આપવા જવાની જરુર ન પડે અને સર્વ વ્યવહાર શાંત અને વ્યવસ્થિતપણે ચાલ્યા કરે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તેથી ગઢ ઉપર અને ગઢ નીચે હજારો મનુષ્યોની મેદની થવા છતાં અમલદારોએ સર્વની સગવડ ઉત્તમ પ્રકારે રાખી હતી. સર્વ અમલદારોએ પોતાને સોંપેલા કાર્ય નિયમાનુસાર ઉત્સાહપૂર્વક અને ચપળતાથી બજાવ્યાં હતાં ' (કેળુસ્કર).

આ સમારંભ ઘણા દિવસો સુધી ચાલ્યો હતો પરંતુ તેમાં ૧૦ દિવસનો વિધિ ખાસ મહત્ત્વનો હતો. આ સમારંભને અંગે આશરે એક લાખ માણસો રાયગઢમાં ભેગાં થયાં હતાં અને કેટલાએ દિવસો સુધી એમણે મહારાજની મહેમાનગીરી ચાખી હતી. આ સમારંભમાં ભાગ લેવા માટે હિંદના જુદા જુદા ભાગમાથી જબરા પંડિતો પધાર્યા હતા. ઘણા રાજારજવાડાના સરદારો, ઉમરાવો, વકીલો, પ્રતિનિધિઓ મહારાજના રાજ્યાભિષેક માટે આવ્યા હતા. પરદેશી વેપારીઓ અને આબરૂદાર પ્રતિષ્ઠિત પુરૂષો દેશના જુદા જુદા ભાગમાંથી રાયગઢ આવ્યા હતા.

### ઉપવીત સંસ્કાર.

આ સમારંભની ધામધુમ ઘણા દિવસોથી એક નહિ પણ અનેક રૂપોમાં ચાલી રહી હતી. ૧૬૭૪ ના મે માસની શરૂઆતમાં મહારાજ ચિપળુણ ગયા અને ત્યાં પરશુરામનાં દર્શન કરી રાયગઢ પાછા આવ્યા. ત્યાર પછી તેમણે પ્રતાપગઢની ભવાનીનાં દર્શન માટે જવાની તૈયારી કરી. તુળજાપુરની ભવાની એ મહારાજની કુલદેવી હતી એટલે એનાં દર્શન માટે મહારાજને વારંવાર જવાની જરુર પડતી. વારંવાર તુળજાપુર જવાનું બહુ અડચણભરેલું હતું એટલે મહારાજે એવીજ પ્રતિમા પ્રતાપગઢ ભવાનીના મંદિરમાં પધરાવી હતી. આ ભવાનીનાં દર્શન માટે મહારાજ ગયા અને ત્યાં એમણે પૂજા અર્ચા કરાવી. ભવાનીના મંદિરમાં પૂજા, અર્ચા, અભિષેક, વગેરેની ધામધુમ થઈ. આ માતાના મંદિર માટે મહારાજે એક સવર્ણ છત્ર રૂ. ૫૬ હજારની કિંમતનું અર્પણ કર્યું. આ ઉપરાંત બીજી ઘણી કીમતી ચીજો મહારાજે મંદિરને ભેટ આપી. ભવાનીની પૂજા વગેરે વિધિ આટોપી મહારાજ પાછા રાયગઢ પધાર્યા. મહારાજના રાજગોર પ્રભાકર ભટ્ટના દિકરા બાલભટ્ટે રાયગઢમાં મહારાજ પાસે એકલીંગજી મહાદેવ અને ભવાનીની પૂજા વગેરે કરાવ્યાં. રાજ્યાભિષેકની ક્રિયા પહેલાં મહારાજનો ઉપવીત સંસ્કાર થવાનો હતો તે માટે સર્વ તૈયારીઓ કરવામાં આવી. ૧૬૭૪ના મે માસની તા. ૨૮ને રોજ ઉપવીત સંસ્કારનો વિધિ થયો. પંડિત ગાગાભટ્ટની ખાસ દેખરેખ નીચે વિધિની સંપૂર્ણ સમાપ્તિ થઈ. આ વિધિ પૂરી થતાંજ મહારાજે ભારે દક્ષિણાઓ આપી બ્રાહ્મણોને સંતોષ્યા. પં. ગાગાભટ્ટને ૭૦૦૦ હોનની દક્ષિણા આપવામાં આવી. ૧૭૦૦૦ હોનની દક્ષિણા બીજા બ્રાહ્મણોમાં ઉપવીત સંસ્કાર નિમિત્તે વહેંચવામાં આવી.

### મહારાજની તુલા.

ત્યારપછી નીચેની ચીજોથી મહારાજની તુલા કરવામાં આવી અને એ બધી ચીજો બીજી કીમતી દક્ષિણા સહિત બ્રાહ્મણોમા વહેંચી દેવામાં આવી. નીચેની દરેક ચીજની જુદી જુદી તુલા મહારાજની સાથે કરવામાં આવી હતીઃ—સોનું, ચાંદી, ત્રાંબું, જસત, કલાઈ. સીસું, લોઢું, ઊંચા પ્રકારના શણનું કપડું, મીઠું, લોઢાના ખીલા, ઘી, ખાંડ, મેવા, નાગરવેલના પાન, સોપારી, લવીંગ, ઈલાયચી, જાયફળ

વગેરે. આ વખતે મહારાજનું વજન ૪૦ રૂપિયાભારને શેર ગણવામાં આવે તો ૧૪૦ શેર હતું. એમની તુલા બનાવવામાં ૧૬૦૦૦ હોન વપરાયા.

રાજ્યાભિષેક.✓

શનિવાર જ્યેષ્ઠ શુદ ૧૩ ને રોજ પ્રાતઃકાળે સૂર્યોદય પહેલાં એક કલાક અને ૨૦ મિનિટનો વખત અભિષેક માટે નક્કી કરવામાં આવ્યો હતો. જે દિવસની આખું મહારાષ્ટ્ર રાહ જોઈ રહ્યું હતું, જે દિવસ માટે હિંદના હિંદુઓ રાહ જોઈ રહ્યા હતા તે દિવસ આવી પહોંચ્યો. હિંદના ઉદ્ધારની, હિંદુત્વના ગૌરવની ઘડી આવી પહોંચી હતી. આ દિવસે પ્રાતઃકાળ પહેલાંજ જલદી ઉઠી લોકોએ મંગળસ્નાન કર્યાં. નવાં વસ્ત્રો અને કીમતી આભૂષણો ધારણ કરી રાયગઢના રાજમહાલ તરફ અભિષેક સમારંભમાં ભાગ લેવા માટે આવી રહ્યા હતા. શિવાજી મહારાજે અને રાજકુટુંબના સર્વે માણસોએ પોત પોતાનાં મંગળસ્નાન આટોપ્યાં. બધાંએ ઉત્તમ વસ્ત્રો પહેર્યાં અને કીમતી અલંકારો ધારણ કર્યાં. મહારાજે પોતે સફેદ પોષાક ધારણ કર્યો હતો અને રાણી અને રાજકુમાર સાથે રાજ્યાભિષેકવિધિ માટે તૈયાર થયા. ભવાની દેવીનાં દર્શન કર્યાં. માતા જીજાબાઈ અને કુલગુરુ બાલંભટ્ટના આશીર્વાદ લીધા. પછી મહારાજ, રાણી અને રાજકુમાર સાથે તથા અષ્ટપ્રધાન, પત્રલેખક, ગણલેખક, દ્વાદશકોશ અને અષ્ટાદશશાળાના અધિકારીઓ સાથે અભિષેકને સ્થાને પધાર્યા. અભિષેકવિધિની જગાએ સવા હાથ ઊંચું ક્ષીરવૃક્ષનું સોને મઢેલું આસન ગોઠવવામાં આવ્યું હતું. આ સુશોભિત કરેલા આસન ઉપર મહારાજ અને પટરાણી સોયરાબાઈ તથા પાટવી કુંવર શંભાજી બીરાજ્યા. મહારાજના સિંહાસનની આજુબાજુએ અષ્ટપ્રધાન હાથમાં અનેક પ્રવાહી પદાર્થોથી ભરેલા જુદી જુદી ધાતુના કળશ લઈને મહારાજને અભિષેક કરવા માટે તૈયાર થઈને ઉભા હતા. પૂર્વ દિશાએ મુખ્ય પ્રધાન મોરોપંત પિંગળે હાથમાં ઘીનો સુવર્ણ કળશ લઈ, પશ્ચિમ દિશાએ રામચંદ્ર નીલકંઠ પંડિત અમાત્ય દહીં ભરેલો કળશ લઈ, ઉત્તર દિશાએ રઘુનાથ પંડિતરાવ મધ ભરેલા સુવર્ણ કળશ સાથે, દક્ષિણ દિશાએ સેનાપતિ હંબીરરાવ મોહિતે દૂધ ભરેલો ચાંદીનો કળશ હાથમાં લઈ અભિષેક માટે થોભ્યા હતા. અગ્નિખૂણામાં અણ્ણાજી દત્તો પંડિત સચિવ મહારાજ ઉપર છત્ર ધરવા છત્ર સાથે તૈયાર ઉભો હતો. નૈઋત્યખૂણે જનાર્દન પંડિત હણમંતે સુમંત અને ઈશાન ખૂણામાં બાળાજીપંત ન્યાયાધીશ ચામર સાથે તૈયાર હતા. પત્રલેખક બાળાજી આવજી તથા ગણલેખક ચિમણાજી લેખનપાત્ર સાથે ઉભા હતા. આ ઉપરાંત જુદા જુદા ખાતાના મુખ્ય અમલદારો અભિષેક માટે સામગ્રી સાથે તૈયાર ઉભા હતા. અનેક સરદારો અને માંડલિક રાજાઓ મહારાજની આજુબાજુએ અભિષેકની રાહ જોતા હાથમાં સોનાચાંદીના ફૂલ સાથે હાજર હતા. હિંદની અનેક મહાન પવિત્ર નદીઓનાં જળ આણવામાં આવ્યાં હતાં. મંગળ ઘડી પ્રાપ્ત થતાંજ બ્રાહ્મણોએ વેદમંત્રો શરૂ કર્યા. વેદોચ્ચાર થતાંની સાથેજ છત્રપતિ ઉપર કંકુ ચોખાનો વરસાદ વરસ્યો. મહારાજ અને પટરાણી તથા પાટવીકુંવર ઉપર આંબાનાં પાન વડે તીર્થોદક સિંચન કરવામાં આવ્યું. અષ્ટપ્રધાન વગેરે જે બધા અભિષેક માટે રાહ જોઈને ઉભા હતા તેમણે પોતાના કલશમાંથી મહારાજ ઉપર સિંચન કર્યું. આવી રીતે અભિષેક થયા પછી મહારાજની સૌભાગ્યવંતી સ્ત્રીઓની આરતી ઉતારી. આવી રીતે અભિષેક સામારંભ પૂરો થયા પછી મહારાજે બહુ કીમતી પોષાક ધારણ કર્યો અને સિંહાસન ઉપર બેસવા માટે મંગળ ચોઘડિયાની રાહ જોતા બેઠા. મહારાજે સિંહાસન બહુ કીમતી અને મનોહર બનાવડાવ્યું હતું. એ સિંહાસન ઉપર સુંદર ચિત્રો કોતરવામાં આવ્યાં હતાં. સિંહાસનની આજુબાજુએ સોનાના આઠ સ્થંભો રાખવામાં આવ્યા હતા. સિંહાસનની આજુબાજુએ બહુ ભારે શોભા અને શણગાર કર્યાં હતાં. આ સિંહાસન માટે ૩ ખાંડી, ૩૨ શેર અને ૩૨ માસા સોનું વપરાયું હતું. આવા સુશોભિત સિંહાસન ઉપર મખમલની સુંદર ગાદી પાથરવામાં આવી હતી. એ

ગાદી ઉપર મખમલનો સુંદર તકીઓ ગોઠવવામાં આવ્યો હતો. એ ગાદી તકીયા ઉપર ભારે કિંમતના કસબના આચ્છાદન પાથરવામાં આવ્યા હતા. સિંહાસનની પાછળ રત્નજડિત પાણીદાર મોતીની ઝાલરવાળું છત્ર ગોઠવવામાં આવ્યું હતું. સિંહાસન અને દરબારના દરબારીઓની બેઠકો બહુ સુંદર રીતે શણગારવામાં આવી હતી. શ્રી વિષ્ણુની સુવર્ણપ્રતિમા તૈયાર કરવામાં આવી હતી તેનું મહારાજે પૂજન કર્યું અને સિંહાસન ઉપર આરોહણ કરવાનું શુભ ચોઘડિયું આવી પહોંચ્યું એટલે મહારાજે બ્રાહ્મણો અને માતા જીજાબાઈના આશીર્વાદ લીધા અને સિંહાસન નજીક ગયા. મહારાજે સિંહાસન આગળ ઘુંટણીએ પડીને નમસ્કાર કર્યા અને બહુ અદબસર સિંહાસન ઉપર બિરાજ્યા. મહારાજ સિંહાસન ઉપર બિરાજતાંની સાથેજ મંગળ વાદ્યો વાગ્યાં. મહારાજ સિંહાસન ઉપર બિરાજ્યા એટલે તરત જ સિંહાસનની આજુબાજુના ૮ સ્થંભ પાસે આઠ પ્રધાનો ગોઠવાઈ ગયા. જમણી બાજુએ ધર્માધ્યક્ષ પંડિત રાવ, ડાબી બાજુએ મુખ્ય પ્રધાન, તેની પાછળ સેનાપતિ અને અમાત્ય હતા. તેની પાછળ સામંત અને સચિવ હતા. તે પછી મંત્રી અને ન્યાયાધીશ ગોઠવાયા હતા. યુવરાજ શંભાજી, વેદશાસ્ત્રસંપન્ન ગાગાભટ્ટજી અને મોરોપંત પિંગળે સિંહાસનની પાસે ઉચ્ચ આસન ઉપર બિરાજ્યા હતા. બીજા દરબારીઓ પોત પોતાના દરજ્જા મુજબ ગોઠવાઈ ગયા હતા. પછી ગાગાભટ્ટે મહારાજના માથા ઉપર રત્નજડિત છત્ર ધર્યું. એ જોતાંની સાથેજ દરબારીઓએ મહારાજ ઉપર સોના ચાંદીનાં ફૂલોનો અને ખરાં ફૂલોનો વરસાદ વરસાવ્યો. મહારાજના રાજ્યાભિષેકની ખબર આખા મહારાષ્ટ્રને આપવા માટે અને છત્રપતિના માનમાં મહારાજના મુલકમાં ઠેકઠેકાણે દરેક કિલ્લા ઉપર એકી વખતે એકી સાથે ૧૦૮ તોપોની સલામી અપાઈ. આ પ્રમાણે ઠેકઠેકાણે ગોઠવેલી તોપોએ એકી સાથે એકી વખતે શિવાજી મહારાજના રાજ્યાભિષેકની ખબર મહારાષ્ટ્રની પ્રજાને આપી. અભિષેક મંડપમાં હાજર રહેલા સર્વેએ 'શ્રી છત્રપતિ શિવાજી મહારાજની જય'ના પોકારો કર્યા. આ જયનાદથી વાતાવરણ ગાજી ઉઠ્યું. દરબારમાં ગાનતાન ચાલી રહ્યાં હતાં. બ્રાહ્મણો મંત્રોચ્ચારથી છત્રપતિને આશીર્વાદ દઈ રહ્યા હતા. સૌભાગ્યવતી સ્ત્રીઓએ આવીને મહારાજની આરતી ઉતારી. આ સમારંભ પૂરો થયો એટલે મહારાજે શ્વેતવસ્ત્રો બદલી નાંખ્યાં. લાલ રંગનો પોષાક પહેર્યો. પછી દરબારમાં પધારી બ્રાહ્મણોને દક્ષિણા આપી. ગાગાભટ્ટજીને એક લાખ રૂપિયા દક્ષિણા આપી તથા કીમતી વસ્ત્રો અને અલંકાર આપ્યા. બીજા બ્રાહ્મણોને પણ દક્ષિણા અને વસ્ત્રો આપવામાં આવ્યાં. મહારાજે આ પ્રસંગે ખૂબ દાનધર્મ કર્યાં. સાધુ, સંત, સન્યાસી, વૈરાગી, જોગી, ફકીર વગેરેને સંતોષ્યા. ત્યાર પછી મહારાજે પોતાના સગા, સરદારો, અષ્ટ પ્રધાન, અમલદારો, અધિકારીઓ વગેરે સર્વેને તેમની કામગીરી અને તેમના મોભા મુજબ માન પાન આપ્યાં.

મોરોપંત પિંગળે અને સર સેનાપતિ હંબીરરાવને ભરેલી જરીના પાંચ પોષાક, પયજામો, શિરપેચ, મોતિની કલગી, સુવર્ણ કડાં, કીમતી કંઠી, મંદિલ, રત્નજડિત મૂઠની કટાર, ઢાલ, તલવાર વગેરે આપ્યાં. હાથી ઘોડા પણ આપ્યા. ચામરનો અધિકાર આપ્યો. અમાત્યને કીમતી પોષાક, રૂપાની કલમદાની અને બીજી એવી વસ્તુઓ આપવામાં આવી. આ ચીજો ઉપરાંત દરેક પ્રધાનને મહારાજે એક લાખ હોન બક્ષિસ આપ્યા. બાળાજી આવજીને ચિટણીસનાં વસ્ત્રો આપ્યાં અને એની ભારે સેવાની કદર કરી. એને ભારે બક્ષિસો આપી રાજી કર્યો. ચિમણાજી આવજીને પણ કીમતી બક્ષિસો આપી નવાજ્યો. અષ્ટ પ્રધાનોના હાથ નીચેના જવાબદાર અમલદારોની નિમણૂકો આ પ્રસંગે મહારાજે જાહેર કરી.

સવારે આઠ વાગ્યાને સુમારે અંગ્રેજ કોઠીવાળાનો એલચી હેનરી ઓગઝીન્ડન, રૉબીનસન અને ટોમસ એ ત્રણે રાજીપંત વકીલ સાથે મહારાજને નજરાણું કરવા આવ્યા. એની સાથે દુભાષિયો નારાયણ શેલવી પણ હતો. મહારાજની નજર દૂરથી આવતા હેનરી ઉપર પડી. એમણે એને નજીક આવવા આંખથી ઈસારો કર્યો. હેનરી સિંહાસન નજીક જઈ ઉભો રહ્યો. દુભાષિયે આવેલા પરોણાની ઈચ્છા મહારાજને જણાવી. અંગ્રેજ એલચીએ નીચે પ્રમાણે નજરાણું મહારાજને ચરણે ધર્યું:—

| | | |
|---|---|---|
| (૧) રત્નજડિત શિરપેચ, | કિંમત. | રૂ. ૬૯૦ |
| (૨) હીરાજડિત કડાં, | કિંમત. | રૂ. ૪૫૦ |
| (૩) મોતી, | કિંમત | રૂ. ૫૧૦ |
| (૪) શંભાજી મહારાજને નજરાણું | | રૂ. ૩૭૫ |
| (૫) મોરોપંતને નજરાણું | | રૂ. ૪૦૦ |
| (૬) શ્રી અણ્ણાજી પંડિત માટે સોનાના અછોડા | | રૂ. ૧૨૫ |
| (૭) શ્રી રાવજી સોમનાથ અને નીરાજી પંડિતને પામરીઓ | | રૂ. ૧૪૦ |
| | કુલ | રૂ. ૨૬૯૦ |

આ ઉપરાંત મહારાજ માટે ભારે કિંમતની એક ઉત્તમ ખુરશી બનાવીને આ લોકો લાવ્યા હતા. મહારાજે આ પરોણાઓને વસ્ત્રાલંકારથી નવાજ્યા અને એમની સરભરા કરી.

તે વખતના કોઠીવાળા અંગ્રેજો પણ હાલના અંગ્રેજોથી જરાએ ઉતરે એવા ન હતા. કેટલાક ગુણો અને વૃત્તિઓ એ ભૂમિમાં વસતા એમના વતનીઓના લોહી સાથેજ મળેલી હોય છે. અંગ્રેજોની વણિકવૃતિ તે વખતે પણ આજના જેવીજ હતી પણ હવે એ વૃત્તિને સત્તાના જોરની પુષ્ટિ મળી છે એટલોજ ફેર. અંગ્રેજ કોઠીવાળાઓ તરફથી જે પ્રતિનિધિઓ મહારાજ પાસે રાજ્યાભિષેક પ્રસંગે ગયા હતા તેમણે તક જોઈ ને મહારાજને ચરણે વીસ વિનંતિઓ ગુજારી હતી. આ સંબંધમાં ઈસ્ટઈન્ડિયા કંપનીના દફતરમાં લખાણ મળી આવે છે. English Rceords of Shivaji માં ૩૫૦ મે પાને આ લખાણ છે.

### છત્રપતિનો વરઘોડો

દરબારનું કામકાજ આટોપ્યા પછી મહારાજ સિંહાસન ઉપરથી ઉતરી ઉત્તમ રીતે શણગારેલા ઘોડા ઉપર સવાર થયા અને વરઘોડા માટે શણગારીને હાથીઓ વગેરે તૈયાર રાખવામાં આવ્યા હતા ત્યાં દરબારીઓ સાથે ગયા અને શણગારેલા એક જબરા હાથી ઉપર સોનાની અંબાડીમાં મહારાજ બિરાજ્યા. ગોઠવણ મુજબ બધા સરદારો પોત પોતાના વાહનમાં બેઠા અને બહુ મોટો વરઘોડો નીકળ્યો. વરઘોડાને મોખરે દેખાવડા અને જબરા બે હાથી રાખવામાં આવ્યા હતા. તેમના ઉપર જરીપટકાનું નિશાન અને મહારાજનો ભગવો ઝંડો ગોઠવવામાં આવ્યો હતો. આ હાથીઓ વરઘોડાને મોખરે આગળ ચાલતા હતા. એ હાથીઓની પાછળ મુખ્ય પ્રધાન અને સેનાપતિના નિશાનોના હાથીઓ ગોઠવવામાં આવ્યા હતા. તેની પાછળ લશ્કર ધીમે ધીમે અદબસર નિયમિતપણે ચાલતું હતું. ત્યાર પછી નામાંકિત સરદારો પોતપોતાની ટુકડીઓ સાથે ચાલતા હતા. એ સરદારોની ટુકડીઓની પાછળ તોપોનાં ગાડાં ધીમે ધીમે ચાલી રહ્યાં હતાં. આવી રીતે બરોબર વ્યવસ્થિતપણે વરઘોડો નીકળ્યો. મહારાજના હાથીની આજુબાજુ શુરવીર માવળાઓ સજ્જ થઈને ચાલતા હતા. મહારાજ દેવદર્શન માટે નીકળ્યા હતા. રસ્તા અને પ્રજાનાં મકાનો શણગારવામાં આવ્યાં હતાં. રસ્તામાં મહારાજ ઉપર પુષ્પોનો વરસાદ ચાલુ જ હતો. ઠેક ઠેકાણે એમની આરતી ઉતારવામાં આવી. આવી રીતે દર્શન કરીને મહારાજની સવારી પાછી ફરી. મહારાજ પાછા રાજમહેલમાં પધાર્યા અને દેવીનાં દર્શન કરી માતા જીજાબાઈ ને નમન કરી એમના એમણે આશીર્વાદ લીધા.

### રાજ્યાભિષેક પછી દરબાર

રાજ્યાભિષેક અને વરઘોડો વગેરે આટોપ્યા પછી બીજે દિવસે એટલે તા. ૭મી જુનને રોજ ૭. શિવાજી મહારાજે દરબાર ભર્યો. આ દરબારમાં સરદારો, અમલદારો વગેરેની તેમના મોભા મુજબ બેઠકો ગોઠવવામાં આવી હતી. છત્રપતિની બેઠક વચ્ચોવચ્ચ હતી. તેમની ડાબી જમણી બાજુએ નીચે પ્રમાણે અષ્ટપ્રધાનોની બેઠકો હતી. દરબારની બેઠકોના સંબંધમાં મહારાજે ખૂબ ઊંડો વિચાર કર્યો

હતો અને આ બાબતમાં એમણે પોતાના પ્રધાનો અને બીજા મુત્સદ્દીઓની પણ સલાહ લીધી હતી. આ નક્કી કરેલી બેઠકોની ગોઠવણ હંમેશને માટે દરેક દરબારના સંબંધમાં નક્કી કરવામાં આવી હતી.

### શ્રી છત્રપતિ શિવાજી મહારાજ

| | |
|---|---|
| ૧. મોરોપંત પેશ્વા મુખ્ય પ્રધાન ( Chief minister ) | ૧. હંબીરરાવ મોહિતે સરનોબત સેનાપતિ ( Commander-in-chief ) |
| ૨. નિરાજી નીલકંઠ મુજુમદાર અથવા પંતઅમાત્ય ( Accountant ) | ૨. રામચંદ્ર ત્રિંબક સુમન્ત ( Foreign minister ) |
| ૩. અણ્ણાજી દત્તો સુરનીસ અથવા પંતસચિવ ( Corresponding minister ) | ૩. રાવજી નિરાજી ન્યાયાધીશ ( Chief justice ) |
| ૪. દત્તાજી ત્રિંબક મંત્રી ( Finance minister ) | ૪. રઘુનાથરાવ પંડિતરાવ ( Ecclesiastical minister ) |

દરબારમાં મુખ્ય પ્રધાન મોરોપંત પેશ્વાએ ૭૦૦૦ હોનથી મહારાજને સુવર્ણસ્નાન કરાવ્યું. નિરાજી નીલકંઠ મુજુમદારે ૭૦૦૦ હોનનું મહારાજને નજરાણું કર્યું. બીજા બે પ્રધાનોએ દરેકે ૫૦૦૦ હોનનું નજરાણું ધર્યું અને એવી રીતે દરેક પોતાની શક્તિ પ્રમાણે નજરાણાં આપ્યાં. પોર્ટુગીઝ, ડચ અને અંગ્રેજ એલચીઓએ નજરાણાં કર્યાં. રાજ્યાભિષેકનો ખરચ આશરે ૪ કરોડ અને ૨૬ લાખ રૂપિયા થયાનું શ્રી. સભાસદ જાહેર કરે છે.

રાજ્યાભિષેક સમારંભમાં આખા ભરતખંડના નામાંકિત વિદ્વાનો, મહાન સાધુસંત, નામીચા ફકીરો વગેરેને મહારાજે આમંત્રણ મોકલીને બોલાવ્યા હતા. કાશીના સુપ્રસિદ્ધ સંન્યાસી શીતલપુરી, પોલાદપુરના પ્રસિદ્ધ પરમાનંદ ગોસાઈ અને ત્રિંબકેશ્વરના નામીચા નારાયણ પંડિત વગેરે ઘણા આ સમારંભમાં પધાર્યા હતા. મહારાજે આ માનવંતા પરોણાઓનો યોગ્ય સત્કાર કર્યો હતો.

આ સમારંભને અંગે કેટલાક એવા બનાવો બન્યા છે કે જે જ્યાં સુધી હિંદુસ્થાનનો અને હિંદુઓનો ઇતિહાસ જીવતો રહેશે ત્યાં સુધી ઝળકતા રહેશે. આ બનાવો નીચે પ્રમાણે છે.

૧. રાજ્યાભિષેક વગેરે સમારંભ કરી મહારાજે રાજ્યચિહ્નો ધારણ કર્યાં અને પોતાના ગુરુ શ્રી રામદાસસ્વામીનું સ્મરણ હિંદુરાજ્ય સત્તા અથવા હિંદવી સ્વરાજ્ય સાથે કાયમ કરવા માટે મહારાજે પોતાનો વાવટો-ઝંડો ભગવા રંગનો રાખ્યો. મરાઠાઓના વાવટાને આજે પણ ' ભગવો ઝંડો ' કહેવામાં આવે છે.

૨. રાજ્યાભિષેક સમારંભ થયો તે દિવસથી મહારાજે નવો શક શરૂ કર્યો. એ શકને ' શિવશક ' કે ' શિવાજી શક ' કે ' છત્રપતિ શક ' નામ ન આપ્યું. આ શકનું નામ મહારાજે ' રાજ્યાભિષેક શક ' આપ્યું. આ નામ ઉપરથી મહારાજની રાષ્ટ્રીય ભાવના ચોખ્ખે ચોખ્ખી દેખાઈ આવે છે. પોતાની જાતને માટે કીર્તિ કે પ્રસિદ્ધિ મેળવવા માટે મહારાજના પ્રયત્નો ન હતા. પોતાનું નામ અમર કરવાની એમની દાનત ન હતી. એમની ભાવના તો રાષ્ટ્રીય હતી. મહારાજે જે બધું કર્યું તે પોતાના અંગત લાભ માટે કે સ્વાર્થ સાધવા માટે કર્યું ન હતું પણ એમનો મુખ્ય હેતુ તો હિંદુત્વનું રક્ષણ કરવાનો હતો. દેશને જુલમી ઝૂંસરીમાંથી છોડાવવાનો હતો. હિંદની પ્રજાની મુક્તિ માટે એમની દિલચાલ હતી એ આ બનાવો ઉપર ઝીણી નજરે વિચાર કર્યાથી જણાઈ આવશે.

૩. જેમ જેમ જરુર પડતી ગઈ તેમ તેમ રાજ્યવ્યવસ્થા મહારાજ બદલતા હતા પણ એ વ્યવસ્થાને કાયમનું રૂપ આપવામાં આવ્યું ન હતું. ગાદી સ્થપાઇ અને રાજ્યાભિષેક સમારંભ થયો તે

પ્રસંગે એમણે પોતાના રાજ્યના વહીવટની, કારભારની દિશા વગેરે નક્કી કરીને અને પ્રજાને સુખદાયક નીવડે એવી પદ્ધતિ ગોઠવીને, રાજા અને પ્રજામાં મીઠાશ વધતી જાય એવી યોજનાઓ અમલમાં મૂકીને, પ્રજા આબાદ થાય અને ગરીબો રેંસાય નહિ એવી રીતનો બંદોબસ્ત કરીને, મહારાજે હિંદવી સ્વરાજ્યનો પાયો બહુ મજબૂત કર્યો હતો. આ નવી સ્થપાયેલી સત્તા એ હિંદવી સ્વરાજ્ય છે એ નજર સામે રાખી રાજ્યના અનેક ખાતાનાં નામો મુસલમાની પદ્ધતિના હતા તે બદલીને તેવાં નામોને બદલે એમણે સંસ્કૃત નામો નક્કી કર્યાં અને રાજ્યાભિષેક પ્રસંગે જાહેર કર્યાં. દેશી ભાષા ઉપર પરદેશી ભાષાનું ઉપરીપણું એ દેશને નુકસાનકર્તા છે, રાષ્ટ્રીયત્વને હાનીકારક છે એ મહારાજ સમજી ગયા હતા. દેશની ભાષા ઉપર પરદેશી ભાષા પ્રભુત્વ મેળવી જાય અને દેશી ભાષા જરુરના, રોજ વપરાશના, મહત્ત્વના શબ્દો વગરની ભીખારી બની જાય અને દેશી ભાષામાં બોલતી વખતે પરદેશી શબ્દોનોજ ઉપયોગ કરવાની માણસોને ફરજ પડે એવી સ્થિતિ થાય એ મહારાજને અત્યંત શરમભરેલું અને અસહ્ય લાગ્યું. દેશી ભાષામાં પરદેશી શબ્દો ઘુસાડી ઘાલવાથી દેશી ભાષાનું ગૌરવ ઘટે છે અને દેશી ભાષા ઉપર પરદેશી ભાષાનું પ્રભુત્વ વધતું જાય તો ધીમે ધીમે વધતાં વધતાં તે એટલે સુધી વધી જાય છે કે તે રાષ્ટ્રીયત્વને પણ નુકસાન કરનાર નીવડે છે.

## ૯. માતા જીજાબાઈનો સ્વર્ગવાસ.

રાજ્યાભિષેક સમારંભ બહુ આનંદથી નિર્વિઘ્ને પાર પડ્યો. માતા જીજાબાઈએ પોતાના પુત્રને માથે રાજમુગટ પોતાની આંખે જોયો. જીજાબાઈને પોતાનું જીવન ધન્ય થયું લાગ્યું. જે માતાએ પોતાના પ્યારા પુત્રનું જીવન ઘડવામાં બહુ આગળ પડતો ભાગ ભજવ્યો હતો, જે માતાએ પુત્ર શિવાજીને ગળથુથીમાં જ શૌર્ય, સાહસિક વૃત્તિ, હિંમત, હિંદુત્વ માટે અભિમાન વગેરે સદ્‌ગુણોનું પાન કરાવી હિંદુ ધર્મના ઉદ્ધાર માટે તૈયાર કર્યો હતો, તે માતા પોતાના પુત્રને પ્રભાવશાળી, પ્રસિદ્ધ અને પ્રખર દેશભક્ત થયેલો જુએ તો તેને કેટલો અને કેવો આનંદ થાય તથા તેના આત્માને કેવો સંતોષ મળે એની તો ફક્ત કલ્પના જ કરવાની રહી. પોતાનો પ્યારો પુત્ર સર્વસ્વને ભોગે પણ હિંદુત્વનું રક્ષણ કરવા તૈયાર થાય, હિંદુ ધર્મની લૂંટાતી ઇજ્જત સાચવવા મેદાને પડે, હિંદુ સ્ત્રીઓનાં શિયળ લૂંટાઈ રહ્યાં હતાં તે અટકાવવા માટે પ્રાણ પાથરવા તૈયાર થાય, મુસલમાનોની જુલમી ધૂંસરીમાંથી રેંસાતી પ્રજાને છોડાવવા જામેલી સત્તા સામે જંગ પોકારવા તૈયાર થાય એ હેતુથી માતા જીજાબાઈએ શિવાજી મહારાજને બચપણમાંથી જ તૈયાર કર્યો હતો. શિવાજી મહારાજ સાચા ક્ષત્રિય તરીકે દેશનો ઉદ્ધાર કરવા કમર કસે તે માટે હિંદુત્વ માટેનું અભિમાન એમનામાં માતા જીજાબાઈએ પ્રેર્યું હતું. પોતાના પ્રયત્નો પૂર્ણપણે યશસ્વી નીવડેલા જોઈ માતા જીજાબાઈને જીવનસાફલ્યનો પૂરેપુરો આનંદ થયો. હિંદુઓનું હિત સાચવવા માટે, હિંદુઓની હયાતી માટે, હિંદુ ધર્મ ઉપર અત્યાચાર ગુજારનાર મુસલમાની સત્તાને તોડવા માટે, હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના વિચારમાં મહારાજને માતા જીજાબાઈનો પૂર્ણ ટેકો હતો, પૂર્ણ મદદ હતી. મુસલમાની સત્તાઓ સામે મહારાજે ભારે જંગ શરૂ કર્યો હતો. તેમાં જ્યારે જ્યારે નાસીપાસીની ઘડીઓ આવતી ત્યારે ત્યારે આ સાધ્વીએ ધ્યેય ધ્યાનમાં રાખી કોમળ હૃદયને પાષાણવત્ બનાવી પુત્ર માટેનો પ્રેમ પણ સહેજ દૂર કરી મહારાજમાં ઉત્સાહ પ્રેર્યો હતો. અનેક આફતો, અડચણો અને અગવડોની ભઠ્ઠીમાંથી પસાર કરાવીને જે પુત્રને હિંદુત્વનો સાચો તારણહાર બનાવ્યો હતો તે પુત્રનો રાજ્યાભિષેક સમારંભ જીજામાતાએ પોતાની નજરે જોયો અને પોતાની જિંદગીનું કર્તવ્ય પુરું થયું એમ માન્યું. રાજ્યાભિષેક સમારંભની ધામધુમમાં પણ માતા જીજાબાઈએ ખૂબ શ્રમ લીધો હતો. આ શ્રમથી એ તદ્દન થાકી ગયાં હતાં અને સમારંભ પૂરો થયા પછી થાક અને શ્રમને લીધે બહુ જ બેચેન બન્યાં હતાં.

મહારાજે માતાની નાદુરસ્ત તબિયત સુધારવા માટે તરત જ ચાંપતા ઇલાજો લેવા માંડ્યા. ઔષધોપચાર, સેવા, સારવાર, વગેરેનો બંદોબસ્ત તરત જ કરવામાં આવ્યો. જપ, જાપ, પૂજા, અર્ચા વગેરે પણ

કરવામાં આવ્યાં હતાં. મહારાજ પોતાની વહાલી માતાની માંદગીને લીધે અતિ ચિંતાતુર બની ગયા હતા. મનુષ્ય પ્રયત્નોમાં કોઈ જાતની ખામી નહતી, પણ જન્મ અને મરણની દોરી તો સત્તાધીશ પ્રભુના હાથમાં હોય છે. આ બાબતોમાં માણસ લાચાર હોય છે. સેવા અને ઉપચાર પૂરેપુરા હોવા છતાં આ સાધ્વી દેવી માતા જીજાબાઈ, મરાઠાઓના રાજ્યદ્વારી ઇતિહાસનો પાયો નાંખનાર, યાદવકૂળમાં જન્મ પામેલી, સિસોદિયા ક્ષત્રિય વંશની કુલદીપિકા રજપૂત સ્ત્રીને શોભે એવું જીવન ગુજારી, હિંદુત્વની સેવા કરવા માટે શિવાજી મહારાજ જેવી વ્યક્તિને તૈયાર કરી, પોતાની ૮૦ વરસની વયે ૧૬૭૪ ના જુન માસની ૧૮ મી તારીખે આ દુનિયા છોડી સ્વર્ગવાસી થયાં. મરણ સમયે માતા જીજાબાઈની પાસે ૨૫ લાખ હોનની પુંજી નીકળી. આ પુંજી શિવાજી મહારાજને મળી. મહારાજે વહાલી માતાના મરણ માટે ભારે શોક કર્યો. દાન ધર્મ વગેરે કરી આ આજ્ઞાધારક પુત્રે માતાની ઉત્તરક્રિયા આટોપી. મહારાષ્ટ્રના ઇતિહાસમાં રાજ્યદ્વારી મુત્સદ્દી, હિંમતબાજ, દીર્ઘદ્રષ્ટિ અને કુનેહબાજ સ્ત્રીઓમાં માતા જીજાબાઈ અગ્રસ્થાન ભોગવે છે.

શિવાજી મહારાજના રાજ્યાભિષેક સમારંભથી હિંદની પ્રજાના બહુ મોટા ભાગને આનંદ થયો. હિંદુસ્થાનની ઘણી સત્તાઓને સંતોષ થયો પણ કેટલીક સત્તાઓને તો આથી ભારે અજંપો થયો.

શિવાજી મહારાજના રાજ્યાભિષેક સમારંભથી વધારેમાં વધારે દુખ તો મુગલ શહેનશાહ ઔરંગઝેબને થયું. બિજાપુર અને ગોવળકોંડાવાળાઓને આ સમારંભથી અંતરનો આનંદ તો હતો જ નહિ પણ શિવાજી ઔરંગઝેબનો કટ્ટો વેરી હતો, તેથી મુગલોનું બળ મરાઠાઓની સત્તા તોડવામાં વપરાશે અને તેટલે દરજ્જે એ બે સત્તાઓ સહીસલામત રહેશે એ હેતુને નજર સામે લાવી આ બન્ને સત્તાઓએ આ સમારંભથી સંતોષ માન્યો હતો. ચાલાકી, ચતુરાઈ, મુત્સદ્દીપણું, કુનેહ, યુક્તિ, બળ વગેરેમાં ઔરંગઝેબથી શિવાજી મહારાજ કોઈ રીતે ઉતરતા ન હતા. વધારામાં ઔરંગઝેબની સત્તા જામેલી હતી, એનું લશ્કર જબરૂં હતું, એનું રાજ્ય બહુ મોટું હતું, એની કુમકે બહુ બળીઆ-રાજ્યો હતાં. આ સ્થિતિ હોવા છતાં ઔરંગઝેબને બળતો રાખી મહારાજ પોતાનું ધાર્યું કરી ગયા. મહારાજે મરાઠાઓમાંથી શક્તિવાળી પ્રજા બનાવી. અનેક પ્રસંગે એ પ્રજાને કસોટીએ ચડાવી એમનામાં જબરો આત્મવિશ્વાસ પેદા કર્યો અને હિંદુત્વના રક્ષણ માટે હિંદવી સ્વરાજ્યની સ્થાપના કરી. ઔરંગઝેબ જેવા બળીઆની સાથે એ હોડમાં પડ્યા હતા. એમણે ઔરંગઝેબ સામે બાથ ભીડી હતી. આબરૂ જામેલી મુસલમાની સત્તાને નરમ કરી શિવાજીએ રાજ્ય સ્થાપન કર્યું, તેથી ઔરંગઝેબને ભારે દુખ થયું.

## ૮. પોર્ટુગીઝ મુલકો ઉપર મરાઠાઓની કરડી નજર.

માતા જીજાબાઈના મરણનો મહારાજે બહુ શોક કર્યો. માતા પ્રત્યે મહારાજને કેટલું માન હતું અને કેટલો પ્રેમ હતો તે આપણે અનેક પ્રસંગોએ જોયું છે. માતાના મરણથી મહારાજનું અંતઃકરણ ઘવાયું હતું પણ રાજકીય બનાવોએ એમનું ધ્યાન વસાઈ તરફ ખેંચ્યું. વસાઈના ગાળામાં હિંદુઓ ઉપર આફત આવી પડી હતી. હિંદુ સમાજમાં જડ ઘાલીને બેસેલી કેટલીક નુકસાનકારક રુઢિઓએ અને હિંદુ સમાજમાં ઘર કરી બેસેલી કેટલીક આત્મઘાતી માન્યતાઓએ, જગતને દાખલો બેસાડે અને કરોડો પ્રજાને પાઠ શીખવે ને જગતના અનેક ધર્મો અને પંથોને પણ ઊંચો માર્ગ દેખાડે એવા હિંદુ ધર્મને, એક રાંડીરાંડનું ખેતર, નબળાનું સ્થાન અને બીનવારસી મિલ્કત બનાવ્યાં હતાં. આખા હિંદુસ્થાનમાં મુસલમાનો સત્તાના જોરથી હિંદુઓને વટલાવવાનું કામ ધમધોકાર કરી રહ્યા હતા અને વળી વસાઈના ગાળામાં પોર્ટુગીઝ લોકોએ હિંદુઓને જોર જુલમથી વટલાવવાનું શરૂ કરી દીધું હતું. 'વસાઈના ગાળામાં આજુબાજુના ગામોનાં હિંદુ લોકો ઉપર પોર્ટુગીઝોએ ભારે દબાણ કરવા માંડ્યું છે અને તેમને જોરજુલમથી ખ્રિસ્તી ધર્મમાં વટલાવવામાં આવે છે' એવી ખબર હિંદુત્વના અભિમાની

અને તારણહાર વીર શિવાજી મહારાજને મળી. મહારાજે તરત જ સરદાર મોરોપંત પિંગળેને ૧૦ હજાર માણસોના લશ્કર સાથે પોર્ટુગીઝો ઉપર મોકલ્યો. મોરોપંત પિંગળેએ વસાઈની નજીક પોતાની છાવણી નાંખી. હિંદુઓ ઉપર કરવામાં આવેલા દબાણ માટે પોર્ટુગીઝોનો એણે જવાબ માંગ્યો. એ સંબંધમાં પોર્ટુગીઝ અમલદારને ચોથ આપવા જણાવ્યું. પોર્ટુગીઝોએ મોરોપંતનો સંદેશો ધ્યાનમાં લીધો અને કોઈ જાતની દલીલમાં ઉતર્યા વગર મોરોપંતને ચોથ આપી સંતોષ્યા.

ફોન્ડાનો ઘેરો.

મહારાષ્ટ્રમાં નવી હિંદુ સત્તા સ્થપાઈ તેથી આદિલશાહી સરદાર અને મુત્સદ્દીઓને અંદરથી તો ઘણી બળતરા થઈ હતી. એક તો નવી સત્તા સ્થપાઈ તેથી બિજાપુરને દિલગીરી થઈ અને તેમાં વળી હિંદુ સત્તા સ્થપાઈ તેથી તો જખમમાં મરચું ભર્યા જેવું થયું. મહારાજનો રાજ્યાભિષેક સમારંભ એટલે હિંદુત્વ રક્ષણ માટે હિંદુ સત્તા સ્થપાયાનો ઢંઢેરો જ હતો અને એને મુસલમાની સત્તાઓએ એક રીતનો પડકારજ માન્યો હતો. મરાઠાઓ આ વખતે પ્રબળ અને શક્તિવાળા નહોત અને એમનું જોર જામેલું નહોત તો મહારાષ્ટ્રની મુસલમાન સત્તાઓએ આ સમારંભમાં અનેક આફતો આણી હોત, કેટલાંએ વિઘ્નો ઉભાં કર્યાં હોત, પણ એ તોફાનો મચાવવાની શક્તિ એ સત્તાઓમાં હતી પણ તેનું પરિણામ ખમવાની તાકાદ એમનામાંથી એકની પણ ન હતી. મરાઠાઓના રાજ્યાભિષેક સમારંભ માટે પોતાના દિલની દિલગીરી અને બળતરા છચોક કૃતિમાં બતાવવાની આદિલશાહીમાં શક્તિ નહતી. આ વખતે બિજાપુરમાં શિવાજી મહારાજ સામે માથું ઊંચું કરવાનું બળ નહતું. આ બધા સંજોગોને લીધે બિજાપુર બહારની મિઠાશ બતાવી રહ્યું હતું. શિવાજી મહારાજ પણ જાણતા હતા કે આ બધું **'ऊपरसे बनी है-भीतरका भगवान जाने'** ના જેવું જ છે. **मधुतिष्ठति जिव्हाग्रे हृदये तु हलाहलम्॥** 'મુખમાં સાકર-ઝેર કાળજે' એવા માણસોની જાળમાં મહારાજ ફસાઈ જાય એવા ન હતા. અંતરમાં કાતર રાખી બહારથી મિઠાશ બતાવનારાઓથી છેતરાય એવા ન હતા. સંજોગો પ્રતિકૂળ હોવાથી લાચાર બનીને બિજાપુરવાળાઓ મહારાજને છેડતા ન હતા પણ વહેલી તકે છાતી ઉપર ચડી બેસવાની તૈયારીઓ કરી રહ્યા હતા. બિજાપુરવાળાએ ચોથના નાણાં મહારાજને ભરપાઈ કર્યાં નહતાં, તેથી મરાઠાઓ ક્રોધે ભરાયા હતા અને બિજાપુરને સીધો કરવાનો ઘાટ ઘડી રહ્યા હતા એટલામાં ફોંડાના મુસલમાન સૂબેદારે મહારાજના મુલકના મસુરાના રહેવાશી એક શ્રીમંત વહેપારી નરસાને ગિરફતાર કર્યો. મહારાજને આ બનાવની ખબર થતાંજ એ અતિ ક્રોધે ભરાયા. મહારાજ આ બનાવ મુગે મોઢે સાંખશે નહિ એની સૂબેદારને ખાતરી હતી. સૂબેદારે ફોંડા કિલ્લાને દારૂગોળો અને યુદ્ધની સામગ્રીથી સંપૂર્ણ સજ્જ કર્યો. વહેપારી અંગ્રેજો પાસે સૂબેદારે તોપો વગેરેની પણ માગણી કરી.

શિવાજી મહારાજે બિજાપુરના મુલકો ઉપર ચડાઈ કરવાનું નક્કી કર્યું અને ફોંડા કિલ્લાને ઘેરો ઘાલવાનો નિર્ધાર કર્યો. સિંહગઢ અને પન્હાળાની માફક ફોંડા કિલ્લો પણ મહત્ત્વનો હતો. આ કિલ્લા ઉપર દરેક સત્તાની નજર હતી અને આવા મહત્ત્વના કિલ્લાઓ ઉપર વારંવાર આફતો આવ્યે જ જતી. આ કિલ્લાએ પણ પોતાના માલીકો વારંવાર બદલ્યા હતા.

ઇ. સ. ૧૬૭૫ ના માર્ચ માસમાં મરાઠાઓએ દક્ષિણ કોંકણના બિજાપુરના તાબાના મુલકો ઉપર ચડાઈ કરી. મહારાજે મરાઠા સરદાર અણ્ણાજી દત્તો પંડિતને ૨૦૦૦ ઘોડેસવાર અને ૭૦૦૦ પાયદળ સાથે ફોંડા ઉપર મોકલ્યો. મુસલમાન કિલ્લેદારને મરાઠાઓના બળનો ખ્યાલ હતો એટલે એણે કુમક માટે બિજાપુર અને ગોવા તરફ સંદેશા મોકલ્યા અને મરાઠાઓના ઘેરાની સામે બાથ બીડી. આ કિલ્લેદાર બહુ હોશિયાર અને હિંમતબાજ હતો. એણે કિલ્લો બહુ યુક્તિથી મરાઠાઓના મારા સામે લડાવ્યો. સરદાર બહિલોલખાન મોટું લશ્કર લઈ ફોંડાના બચાવ માટે બિજાપુરથી નીકળ્યો. મરાઠાઓને

આ કુમકની ખબર પડતાં જ એમણે બહિલોલખાનના આવવાના રસ્તાઓ રોકી દીધા. મોટાં મોટાં વૃક્ષો તોડીને મરાઠાઓએ બિજાપુરથી આવવાનો માર્ગ બંધ કરી દીધો. યુક્તિપ્રયુક્તિથી આવની મદદ અટકાવવાના મરાઠાઓએ ખૂબ પ્રયત્નો કર્યા હતા. ફોંડા કિલ્લાની મદદ અટકાવવાનો મરાઠાઓએ ભારે પ્રયત્ન આદર્યો હતો. અણ્ણાજી દત્તોને ફોંડા તાબેદ કબજે કરવાનો સંદેશો પણ મોકલ્યો. બિજાપુરવાળાઓ ફોંડા કિલ્લાનું મહત્ત્વ જાણતા હતા. બહિલોલખાન ફોંડાનો ઘેરો ઉઠાવવા આતુર હતો પણ એની ઝડપ મરાઠાઓની યુક્તિઓ આગળ ટકી શકી નહિ. અનેક અડચણો અને આપદાઓ વેઠીને પણ બહિલોલખાન મીરજ સુધી લશ્કર સાથે આવી પહોંચ્યો હતો. બહિલોલખાન ફોંડે જવા માટે મીરજથી નીકળે તે પહેલાં તો ઈ. સ. ૧૬૭૫ ના એપ્રીલની ૧૭ મી તારીખે ફોંડા કિલ્લાને આખાદ સુરંગ લગાડી મરાઠાઓએ સર કર્યો. આ સંબંધમાં અંગ્રેજ કોઠીવાળાઓએ તો કહ્યું છે કે શિવાજી મહારાજે બહિલોલખાનને ૫૦ હજાર હોનની લાંચ આપીને પાછો કાઢ્યો હતો. ફોંડાનો કિલ્લો મરાઠાઓએ કબજે કર્યો એ વાત એમાં ખાસ મહત્ત્વની છે. ફોંડા સર કર્યા પછી મરાઠાઓએ કોંકણનો બિજાપુરના તાબાના મુલકનો કેટલોક ભાગ તાબે કર્યો અને કારવાર લૂંટ્યું. ત્યાર પછી મહારાજના લશ્કરે ચૈટગિરિ અને ભાગાનગરની નજીકના કેટલાક બિજાપુરી ગામો લૂંટ્યા અને એ લૂંટ ફોંડા કિલ્લામાં મોકલવામાં આવી. મહારાજના લશ્કરની બીજી એક ટુકડી મુસલમાનોનો મુલક જીતવા નીકળી હતી તેમણે હોંસપેટ લૂંટ્યું અને આશરે ૨ લાખ હોનની કિંમતનો માલ કબજે કર્યો. ૨૦૦૦ ઘોડેસવારોની ટુકડી લઈને દત્તાજી નીકળ્યો હતો તેણે કોલ્હાપુર અને રાયબાગ પાસેથી ખંડણી લીધી.

---

## પ્રકરણ ૮ મું

| | |
|---|---|
| ૧. મુગલ મરાઠાઓ ફરી પાછા રણમાં. | ૪. બહાદુરખાન અને બિજાપુરના મનસૂબા |
| ૨. શિવનેરીનો કિલ્લો. | ૫ બહાદુરખાનની દયામણી દશા. |
| ૩. મહારાજે મુગલોને હાથતાલી આપી | ૬. આદિલશાહીએ શિવાજી મહારાજ સાથે સલાહ કરી. |

૭. નેતાજી પાલકરની શુદ્ધિ.

### ૧. મુગલ મરાઠાઓને પાછી જામી.

મહારાજે રાજ્યાભિષેક સમારંભ નિર્વિઘ્ને પાર પાડ્યો પણ તેથી કંઈ એમના જીવનની ખેંચતાણ અને ધમાધમી ઓછી ન થઈ. એમના દુશ્મનો એમની ચડતીથી ભડકે બળતા. ઈર્ષાખોરો અને એમની સત્તા જામવાને લીધે જેમની હયાતી આફતમાં આવી પડી હોય એવા શત્રુઓ એમને જંપીને બેસવા દે એવા ન હતા અને રાજ્યગાદી સ્થપાયાથી એમની જવાબદારી બેવડાઈ હતી એનું એમને પૂરેપુરું ભાન હતું એટલે એ જંપીને બેસે એવા ન હતા. આ સમારંભ પૂરો થતાં જ એમણે પોતાનો કાર્યક્રમ ઘડી કાઢવા તરફ ધ્યાન દોડાવ્યું. રાજ્યાભિષેક સમારંભમાં વિઘ્નો નાંખવાની ઔરંગઝેબની ભારે ઈચ્છા હતી પણ દક્ષિણના મુગલ પ્રતિનિધિમાં આ સમારંભને અટકાવવાનું પાણી ન હતું. શિવાજીને પોતાની સત્તા પ્રબળ કરવા માટે જોઈતી ફુરસદ ન આપવા મહારાષ્ટ્રના મુગલ પ્રતિનિધિઓને દિલ્હીથી ધોંચપરોણા થયા જ કરતા હતા. કોંકણપટ્ટીના શિવાજી મહારાજના મુલકો ઉપર ચડાઈ કરવા મુગલો વારંવાર પ્રયત્નો કરતા પણ મહારાજે ડુંગર અને ખીણોના રસ્તાનો પાકો બંદોબસ્ત કરી દીધો હતો, એટલે મુગલોને વારંવાર નિરાશ થવું પડતું. રાજ્યાભિષેક સમારંભ બહુ સુંદર રીતે પાર પડ્યાના સમાચાર સાંભળીને ઔરંગઝેબના હૈયામાં તેલ રેડાયું. શિવાજીએ ધીમે ધીમે આગળ વધતાં વધતાં એક

પ્રબળ હિંદુ સત્તા સ્થાપી અને એ સત્તા મુસલમાની સત્તાના મૂળ ઢીલાં કરશે એ ઔરંગઝેબ સમજી ગયો હતો. એને આ સમાચાર વજ્રપાત જેવા લાગ્યા. ઔરંગઝેબ પોતે ઉત્તરના કેટલાક ગૂંચવાયેલા કોકડાના ઉકેલના કામમાં ન રોકાયો હોત તો જાતે આવીને આ નવી સત્તા સ્થાપવાના સમારંભને તોડી પાડવા એનાથી બનતું કરત. મુગલો હવે મરાઠાના મુલકો ઉપર ચડાઈ કરશે, હલ્લા કરશે, છાપા મારશે. નવી સ્થપાયેલી હિંદુ સત્તાને ઢીલી કરવા કમર કસશે એવી મહારાજની ધારણા હતી એટલે એમણે દુશ્મન હલ્લો કરે તે પહેલાં જ એના ઉપર હલ્લો કરી થનારી લડાઈ દુશ્મનના મુલકમાં કરવાનો નિર્ધાર કર્યો. મહારાજ રાજ્યાભિષેક સમારંભમાં ગુંથાયા હતા, છતાં આદિલશાહી, કુતુબશાહી, મુગલાઈ વગેરે સત્તાઓની હિલચાલ બહુ બારીક દૃષ્ટિથી નિહાળી રહ્યા હતા.

ઈ. સ. ૧૬૭૪ ના ઉનાળામાં દિલેરખાનને બાદશાહે દક્ષિણથી પાછા બોલાવી લીધાના સમાચાર મરાઠાઓને મળ્યા ત્યારથી જ તેઓ મુગલ છાવણી ઉપર છાપો મારવાનો વિચાર ચલાવી રહ્યા હતા. આ વખતે એટલે રાજ્યાભિષેક પછી ભર ચોમાસામાં મરાઠાઓએ મુગલ છાવણી ઉપર હલ્લો કરવાનું નક્કી કર્યું અને જુલાઈ માસમાં ૨૦૦૦ મરાઠાઓએ બહાદુરખાનની છાવણી ઉપર છાપો મારવાનો દેખાવ કર્યો. મુગલોએ તૈયાર થઈને બહાદુરખાનની સરદારી નીચે જ્યારે મરાઠાઓ ઉપર હુમલો કર્યો ત્યારે મરાઠાઓએ ધીમે ધીમે પાછા ફરવા માંડયું. મરાઠાઓ નાસવા લાગ્યા એટલે મુગલોએ એમની પૂંઠ પકડી. મરાઠાઓએ દુશ્મનોને પોતાની પીઠ ઉપર લીધાં અને યુક્તિપૂર્વક જરૂર પડે ત્યાં બમણો દેખાવ કરી મુગલ લશ્કરને છાવણીથી દૂર ખેંચવા માંડયું. મરાઠાઓ બહુ જ કુનેહથી મુગલ લશ્કરને છાવણીથી ૫૦ માઈલ દૂર લડતા અને હારતા લઈ ગયા. મુગલ લશ્કરનો મોટો ભાગ મરાઠાઓની પાછળ ખૂબ દૂર ગયો એટલે ગોઠવણ કર્યા મુજબ ૭૦૦૦ મરાઠા સિપાહીઓ સાથે શિવાજી મહારાજે મુગલોની છાવણી ઉપર અચાનક છાપો માર્યો અને મુગલ છાવણી લૂંટી. દિલ્હીના બાદશાહને નજરાણું કરવા માટે બહાદુરખાન અતિ ઉત્તમ ઘોડા લાવ્યો હતો તે પણ શિવાજી મહારાજના કબજામાં આવી ગયા. મુગલ ખજાનાનો કબજો મરાઠાઓએ લીધો. ૨૦૦ સુંદર ઘોડા અને એક કરોડ રૂપિયા મહારાજે કબજે કર્યા અને મુગલ છાવણીના તંબુ, ડેરા, રાવટીઓ વગેરે સામાન બાળી ભસ્મ કર્યો.

પેડગામની મુગલ છાવણી લૂંટયા પછી મરાઠા લશ્કરની એક ટુકડી રામનગરના કોળી મુલકમાં થઈ સુરત તરફ જવા નીકળી. કોળી રાજાના ૪૨ હજાર કોળીઓ મરાઠાઓની સામે થયા. મરાઠાઓએ રસ્તો મેળવવા માટે કોળી રાજાને આશરે ૧ લાખ રૂપિયાની લાંચ આપી પણ એનું પરિણામ મરાઠાઓને લાભકારક ન નીવડયું. આખરે મરાઠાઓનું આ લશ્કર પાછું વળ્યું અને મહારાજના લશ્કરની સાથે જોડાઈ જવા માટે ઔરંગાબાદ તરફ આવ્યું.

૧૬૭૪નું ચોમાસું પુરું થતાં જ શિવાજી મહારાજ જાતે લશ્કર લઈ ઘાટમાં થઈ ઔરંગાબાદની આસપાસનો કેટલોક મુગલ મુલક લૂંટી બાગલાણ અને ખાનદેશમાં આવ્યા. ખાનદેશમાં મહારાજે થોડા દિવસ મુકામ રાખ્યો. એરંડોલથી આસરે ૧૦ માઈલ દૂર આવેલા ધરમગામ શહેર ઉપર મરાઠાઓએ હલ્લો કર્યો. આ ગામમાં અંગ્રેજોની કોઠી હતી. મુગલ અમલદાર કુતુબુદ્દીનખાન ખેશગીએ મરાઠાઓનો સામનો કર્યો. આ અમલદારે મુગલ મુલક સાચવવાના ઘણા પ્રયત્નો કર્યા પણ મરાઠાઓના જબરા લશ્કર આગળ એનું કંઈ ચાલ્યું નહિ. મરાઠાઓની લડાઈમાં કુતુબુદ્દીન હાર્યો અને એનાં ૪૦૦ માણસો માર્યા ગયાં. મરાઠાઓના મારા આગળ એનાથી ન ટકાયું એટલે એ ધરમગામથી નાઠો અને ઔરંગાબાદ જઈને એણે આશ્રય લીધો.

## ૨. શિવનેરીનો કિલ્લો.

ધરમગામ અને એની આજુબાજુના મુગલ મુલકનો નાશ કરી મહારાજ નીકળ્યા અને એમણે

જુન્નર નજીક મુકામ કર્યો જે કિલ્લામાં મહારાજનો જન્મ થયો હતો તે શિવનેરી કિલ્લો હજુ યવનોના હાથમાં હતો. એ કબજે કરવાના પ્રયત્નોમા મરાઠાઓ ફાવ્યા ન હતા અને એવો મહત્ત્વનો કિલ્લો કબજે મરાઠાઓએ હજુ સુધી ન કર્યો એ વાત મહારાજના મનમાં ખટક્યા રહી હતી. જુન્નરમાં છાવણી પડી હતી ત્યારે મહારાજે શિવનેરી કિલ્લા ઉપર હલ્લો કરવાનો વિચાર કર્યો. આ કિલ્લા માટે મરાઠાઓએ કરેલા પ્રયત્નોમાં યશ ન મળ્યો એટલે આ વખતે ખહુ વિચાર કરીને હલ્લાની તૈયારી કરી. પોતાના લશ્કરમાના ચુનંદા યોદ્ધાઓ મહારાજે ચૂંટી કાઢયા અને એમની એક ટુકડી એક કસાયેલા સરદારને હવાલે કરી શિવનેરી ઉપર રવાના કરી. સરદાર અનુભવી અને કસાયેલો હતો, એટલે એણે બરોબર ગોઠવણ કરીને વ્યૂહરચના કરી કિલ્લા ઉપર હલ્લો કર્યો મરાઠાઓની માન્યતા હતી કે જુન્નર તરફ મરાઠાઓની છાવણી પડી છે એટલે મુગલો શિવનેરી કિલ્લામાનું સઘળું લશ્કર મરાઠાઓની છાવણી તરફ રવાના કરશે અને કિલ્લો લશ્કર વગરનો રહેશે. કિલ્લામાનુ લશ્કર જુન્નર તરફ મરાઠા છાવણી ઉપર છાપો મારવા અગર મરાઠાઓની છેડતી કરવા જાય તે તકનો લાભ મરાઠાઓ લે તો કિલ્લો કબજે કરવામાં એમને બહુ અનુકૂળ અને સહેલુ થઈ પડે એમ એમને લાગ્યું હતું. મરાઠા સરદાર યુક્તિબાજ હતો, પણ શિવનેરી કિલ્લાનો મુગલ કિલ્લેદાર એનાથી એ વધારે યુક્તિબાજ અને કુનેહવાળો હતો એણે અનેકફેરા મરાઠાઓની ચાલાકી અનુભવી હતી. મરાઠાઓના પેતરાથી એ અજાણ્યુ ન હતો, એટલે એણે કિલ્લાના રક્ષણ માટે જોઈએ તેટલુ લશ્કર રાખીનેજ બીજી ટુકડીઓ જુન્નર તરફ રવાના કરી હતી. કિલ્લેદારને બાતમી મળી કે મરાઠાઓ આવી પહોચ્યા છે અને દોરડાની નીસરણીઓ વડે કિલ્લાનો કોટ ચડી રહ્યા છે એટલે એણે કિલ્લાનો બચાવ કરવા માડ્યો. કિલ્લેદારે મરાઠાઓ દોરડાંની જે નીસરણીઓની મદદથી ઉપર આવી રહ્યા હતા તે નીસરણીઓનાં દોરડાં કાપી નાખ્યાં અને મરાઠાઓને સખત માર મારવા માડ્યો. કેટલાકને ગિરફતાર કર્યા, કેટલાક ઉપર ચડતાં દોરડું કાપવાથી નીચે પડી મરણ પામ્યા, કેટલાક ઝપાઝપીમાં ઘવાયા અને વીરગતિને પામ્યા. મુગલ કિલ્લેદારે કુનેહપૂર્વક કિલ્લાનો બચાવ કર્યો. મરાઠાઓ શિવનેરીનો કિલ્લો જીતવાના આ પ્રયત્નમાં નિષ્ફળ નીવડ્યા. જે કિલ્લામા મહારાજ પોતે જન્મ્યા હતા તે કિલ્લો મરાઠાઓ સર ન કરી શક્યા.

ઈ. સ. ૧૬૭૫ની શરૂઆતમાં મરાઠા લશ્કરની નજર કોલ્હાપુર તરફ વળી. આશરે ૩૦૦૦ મરાઠા ઘોડેસવારોની એક ટુકડી સરદાર દત્તાજીની આગેવાની નીચે કોલ્હાપુરના ગાળામાં ગઈ અને ત્યા લૂંટફાટ શરૂ કરી. કોલ્હાપુર શહેર લૂંટવાનો દત્તાજીએ ઘાટ ઘડ્યો પણ મરાઠાઓને ખહુ મોટી રકમ આપી પાછા કાઢવામા આવ્યા. મરાઠાઓએ કોલ્હાપુર છોડી દીધુ અને એ ગારગોટી નજીક સોન ગામ ઉપર ગયા. અહીં પણ મરાઠાઓને મોટી રકમ આપવામા આવી એટલે મરાઠાઓએ એ ગામને ન લૂંટ્યું. મરાઠાઓ આવી રીતે મુસલમાની સત્તા નીચેના મુલકો લૂંટી રહ્યા હતા તે વખતે મુગલ લશ્કર કલ્યાણ શહેર ઉપર ધસી આવ્યું અને શહેરીઓના મબ્બાબધ મકાનો બાળ્યા, લૂટ્યા અને ઘણાને હેરાન કર્યા. આ શહેરમાં કેટલાક ખોજાઓ રહેતા હતા, તેમના ઘરો પણ મુગલ લશ્કરે બાળી નાખ્યાં. આ મુગલ હલ્લાની ખબર મળતાંજ મરાઠાઓ, પ્રજા અને મુલકનું રક્ષણ કરવા માટે દોડી આવ્યા. મરાઠાઓ કલ્યાણ આવી પહોચ્યા એટલે તરતજ મુગલો પોબારા ગણી ગયા અને મરાઠાઓએ શહેરનો કબજો લીધો.

## ૩. મહારાજે મુગલોને હાથતાલી આપી.

મુગલોને જરા સખળડખળ કરવાનો મહારાજનો વિચાર થયો મુગલ સૂબેદાર બહાદુરખાન ઢીલો થઈ ગયો હતો પણ એને મરણિયો કરવાનો મહારાજનો જરાએ વિચાર ન હતો મહારાજને લાગ્યું કે દક્ષિણના મુગલ અમલદારો મરાઠાઓની સામે લડવા માટે ભારે તૈયારી કરી રહ્યા છે ત્યારે મુગલ લશ્કરની ઉશ્કેરાયેલી

લાગણી નરમ પાડવા માટે કંઈ યુક્તિ શોધી કાઢવામાં મહારાજનું મગજ ગુંથાયું. આખરે એ ફળદ્રુપ ભેજાએ માર્ગ શોધી કાઢ્યો. સુલેહની વાતો શરૂ થવાથી મુગલ લશ્કરનું ધ્યાન તે તરફ દોરાશે અને મરાઠાઓને કચડવા માટે તૈયારીમાં મુગલ અમલદારો ધીમા પડી જશે એવું મહારાજને લાગ્યું અને એમણે એ અખતરો અજમાવવાનું નક્કી કર્યું. મહારાજ પોતે સુલેહ માટે તૈયાર છે એવી વાતો ફેલાવા માંડી. બંને વચ્ચે સુલેહના સંદેશાઓ શરૂ થઈ ગયા. બહાદુરખાન થાકી ગયો હતો અને શિવાજી મહારાજ સામે લડવાની જરાએ ઈચ્છા ન હતી. એનું લશ્કર પણ નરમ પડી ગયું હતું અને માથે ફરજ આવી પડે તોજ વેઠ ઉતારવા માટે લડે એવું મોળું પડી ગયું હતું. લશ્કરના માણસો તો આરામની ઝંખના કરી રહ્યા હતા. કેમે કરીને મરાઠાઓ સાથે મેળ થાય તો જપીને બેસાય એવી ઈચ્છા રાખતા હતા. શિવાજી મહારાજ સુલેહ કરવા તૈયાર છે એ વાત સાંભળીને મુગલ લશ્કરના સિપાહીઓ તો રાજી થઈ ગયા હતા. બહાદુરશાહ પણ સલાહ કરવા આતુર હતો એટલે શિવાજી મહારાજની ઈચ્છાથી તો એને બહુ આનંદ થયો. એને તો જોઈતું હતું અને વૈદે કહ્યું એના જેવું થયું. આવી રીતની સુલેહની વાર્તા, ચર્ચા અને સંદેશાઓથી બહાદુરખાન લડાઈની તૈયારીઓમાં ઢીલો પડ્યો. મરાઠા મુગલો વચ્ચે સંદેશાઓ ચાલે છે એ વાતોથી લશ્કરના સિપાહીઓમાં પણ એક પ્રકારની નબળાઈ આવી ગઈ. મહીનાઓ સુધી મહારાજે મુગલોને સંદેશા ચલાવીને આશામાંને આશામાંજ રાખ્યા. શિવાજી મહારાજનો બીજો મોટો અને મુત્સદ્દીપણાનો ઉદ્દેશ આ સંદેશાઓ ચલાવવામાં એ હતો કે આદિલશાહી પાસેથી પોતાના કિલ્લાઓમાં દારૂગોળો, હથિયાર, અનસામગ્રી વગેરે ભરાવી અને એવી સ્થિતિ પેદા કરવી કે જેથી આદિલશાહી મહારાજની ઈચ્છા મુજબ કરવા તૈયાર થાય. મુગલો સાથે મરાઠાઓ સલાહ કરશે તો આદિલશાહીને કચડી નાંખતાં વાર નહિ લાગે એ વાત તો તે વખતે બધા મુત્સદ્દીઓ સમજી ગયા હતા, એટલે મુગલો સાથે સલાહના સંદેશાઓની વાત બહાર ચર્ચાય તો આદિલશાહીના મુત્સદ્દીઓ જરા ઢીલા થઈ જાય. આવા સંદેશાની અસર આદિલશાહી ઉપર થાય અને તેથી આદિલશાહી મરાઠાઓને નમતું આપે એ પણ મહારાજનો ઉદ્દેશ હતો. મહારાજના ધાર્યા મુજબજ પરિણામ આવ્યું.

શિવાજી મહારાજે સુલેહના સંદેશાના બધા દેખાવો બરોબર કર્યા. શિવાજી મહારાજની સૂચના મુજબ બહાદુરખાને શહેનશાહ તરફ સુલેહના સંબંધમાં લખાણ કર્યું અને આગ્રહથી શહેનશાહ તરફનું ફરમાન પણ મંગાવ્યું. જે કામ સાધ્ય કરવા માટે મહારાજે મુગલો સાથે સલાહ કરવાની વાતો શરૂ કરી હતી અને જે ઉદ્દેશથી શરૂ કરી હતી તે ઉદ્દેશ આ ફરમાન આગ્રેથી આવી પહોંચતાં પહેલાંજ સધાઈ ગયો હતો. બહાદુરખાનની સૂચના મુજબ દિલ્હીથી ફરમાન આવી ગયું એટલે બહાદુરશાહ બહુ રાજી થયો અને એણે શિવાજી મહારાજને ખાસ અમલદારો મોકલીને સંદેશો કહેવડાવ્યો કે 'શહેનશાહ આલમગીર તમારા ઉપર પ્રસન્ન થયા છે. તમારી બધી કસુરો એમણે માફ કરી છે અને તમારી માગણી મુજબ તમારી સરતો કબુલ કરીને ફરમાન મોકલાવ્યું છે તે લેવા માટે તમારે આવવું.' મહારાજે આ સંદેશો સાંભળીને સ્મિત કર્યું અને કહ્યું 'મુગલોએ એવો કયો દિગ્વિજય મારા ઉપર મેળવ્યો છે કે એ દબાણને વશ થઈને હું સલાહ કરવા તૈયાર થાઉં અથવા શહેનશાહી ફરમાન સ્વીકારવા આવું. તમે કશુંએ કરી શકો એમ નથી. આવ્યા છો તેમ આબરૂભેર પાછા ચાલ્યા જાઓ નહિ તો કંઈ આબરૂ ખોઈ બેસશો.' આવી રીતે આવેલા મુગલ અમલદારને મહારાજે પાછો કાઢ્યો. મહારાજે ચલાવેલી યુક્તિ સફળ નીવડી. એમની ધારી બાજી પેશ ગઈ અને મુગલોને હાથતાલી આપીને મહારાજ આબાદ સોગટી મારી ગયા.

## ૪. બહાદુરખાન અને બિજાપુરીના મનસૂબા.

મરાઠાઓએ મારેલી થપ્પડથી બહાદુરખાન આબાદ બની ગયો અને આ અપમાનથી બહુ ક્રોધે ભરાયો, પણ એ ક્રોધ અશક્ત માણસનો હતો. શિવાજી મહારાજને ગમે તે રીતે કચડી નાંખવાનો

એણે નિર્ધાર કર્યો. બહાદુરખાન હવે તો મરાઠાઓને મસળી નાખવા બહુ જ આતુર થયો હતો. બિજાપુરવાળાઓને સાધ્યા સિવાય બાજી પેશ જાય એમ નથી એની બહાદુરખાનને ખાતરી હતી એટલે આદિલશાહીના સૂત્રધારોને શીશામા ઉતારવાના પ્રયત્નો એણે કરવા માડ્યા, અનેક યુક્તિઓ એણે રચી, અનેક અખતરાઓ અજમાવીને એણે ખવાસખાનને સાધ્યો અને આદિલશાહી અને મુગલાઈનું લશ્કર ભેગું કરી મરાઠાઓને કચડી નાખવાની સૂચના બિજાપુરી મુત્સદ્દીઓ આગળ મૂકી. શિવાજીએ આદિલશાહી, કુતુબશાહી અને મુગલાઈ એ બધાનો દુશ્મન છે, એને પહેલા પૂરો કરવો જોઈએ અને મરાઠાઓને કચડવા માટે આ બધી સત્તાઓએ એક થવુ જોઈએ એવી વાતો ચલાવી પોતાના કામ માટે અનુકૂળ વાતાવરણ એણે તૈયાર કર્યું. બહાદુરખાને પોતે આદિલશાહીને સાધીને શિવાજીનો કાટો કાઢી નાખવાનો નિર્ધાર કર્યો છે અને એ તે માટે આકાશ પાતાળ એક કરી રહ્યો છે એ ખબર શહેનશાહ ઔરંગઝેબને મળી હતી. આ નિર્ધાર સાભળી ઔરંગઝેબ બહુજ પ્રસન્ન થયો અને આદિલશાહી સત્તાધારીઓને મરાઠાઓની સામે મક્કમ રાખવા માટે બિજાપુરની એક વરસની ખડણી, જો આદિલશાહી સત્તા મરાઠાઓના નાશના પ્રયત્નોમા મક્કમ રહી મુગલોને મદદ કરે તો, જતી કરવાનુ જણાવ્યુ. બિજાપુરીઓમા બે પક્ષ હતા, તેમા જે પક્ષ સત્તામા હતો તેણે એટલે ખવાસખાનના પક્ષે મુગલો સાથે મેળ કરી મરાઠાઓને મસળી નાખવાના મનસૂબા મુગલ સૂબેદાર સાથે મળીને કરવા માડ્યા. આદિલશાહી અને મુગલાઈ એ બે સત્તાઓ મરાઠાઓને દાબવા માટે ભેગી થઈ. આ ભેગી થયેલી સત્તાઓએ સગઠિત બળથી મરાઠાઓને થકવ્યા પણ હોત પણ સજોગો ફરી ગયા. બાજી બદલાઈ ગઈ.

બિજાપુર દરબારના સરદારોમા કુસંપ હતો. માહેમાહે ભારે વિખવાદ પેદા થયો હતો. સરદારો અને મુત્સદ્દીઓમા પક્ષો પડી ગયા હતા. સરદારો પોતાના પક્ષને સત્તામા લાવવા પ્રયત્નો કરી રહ્યા હતા. બહિલોલખાન અને ખવાસખાનના વચ્ચે પાડાખાર પડ્યો હતો. બન્ને વચ્ચેની કડવાશ વધતા વધતા શિખરે પહોચી હતી અને બન્નેના પક્ષને નાબૂદ કરવાની બાજીઓ રમી રહ્યા. ખવાસખાનનો પક્ષ સત્તા ઉપર હતો પણ બહિલોલખાન કઈ એનાથી ગાજ્યો જાય એવો ન હતો. એણે પણ એના પક્ષને મજબૂત બનાવ્યો હતો અને ખવાસખાનને દાબી દઈ સત્તાની લગામ હાથમાં લેવાની તક જોતો હતો. ખવાસખાને મુગલો સાથે સાધેલો મેળ બહિલોલખાનના પક્ષને ન ગમ્યો તેથી કે બીજા કોઈ કારણસર બહિલોલખાને ખવાસખાનનો ખુલ્લી રીતે સામનો કર્યો એક બીજા સાથેની કડવાશમાં ખવાસખાન માર્યો ગયો અને બિજાપુર રાજ્યના બાળ સુલતાનના રક્ષકપણાના સૂત્રો બહિલોલખાનના હાથમા આવ્યા. બિજાપુર દરબારમા આ મહત્ત્વનો ફેરફાર થયાથી શિવાજી મહારાજ સામેની મુગલોની મસલત ભાગી પડી

## ૫. બહાદુરખાનની દયામણી દશા.

મરાઠાઓની સત્તાને કચડવાને માટે બિજાપુરના ખવાસખાનની સાથે બહાદુરખાન મસલત ચલાવી રહ્યો હતો એ બાબત ઔરંગઝેબ પૂરી રીતે જાણતો હતો અને બિજાપુરવાળાને એણે એ કામમાં અનેક રીતે ઉત્તેજન પણ આપવાનુ શરૂ કર્યું હતુ હવે મુગલ અને આદિલશાહી ભેગી મળીને મરાઠાઓની સત્તાને તોડી નાખશે અને શિવાજી હાર્યાના અને મરાઠાઓની સત્તાના નાશના બહુ આનંદના સમાચાર આવશે એવા મીઠા સ્વપ્નો ઔરંગઝેબ સેવતો હતો નવી સ્થપાયેલી હિંદુ સત્તા એ મુસલમાની સત્તાઓના જોરથી જમીનદોસ્ત થશે એવી ખાતરી શહેનશાહને હતી. બહાદુરખાન તરફથી આ સંબધી ફત્તેહના સમાચાર સાભળવા શહેનશાહ આતુર હતો. આખરે બિજાપુરની આદિલશાહીનો સહકાર તૂટી પડ્યો એ સમાચાર શહેનશાહને મળ્યા એટલે એ બહાદુરશાહ ઉપર ખીજાયો. બહાદુરશાહ ઉપર ગરમ થવાના એક પછી એક કારણો ઔરંગઝેબને મળતા ગયા ૧. મરાઠાઓની સત્તા એ દક્ષિણનો સૂબેદાર થયો

ત્યારથી વધવા લાગી. ૨. મરાઠાઓની સત્તાને દાબી દેવા માટે મુગલોએ ચાંપતા ઇલાજો ન લીધા. ૩. શિવાજી મહારાજના રાજ્યાભિષેકની તૈયારીઓ થતી હતી ત્યારે મુગલોએ એ સમારંભ અટકાવવાના અથવા એ સમારંભમાં વિઘ્ન નાંખવાના પ્રયત્નો ન કર્યા. ૪. શિવાજીએ સલાહ કરવાની વાત કરી મુગલોને ઢીલા કર્યા તે વાત બહાદુરખાન ન સમજી શક્યો. ૫. શહેનશાહી ફરમાનને માટે બહાદુરશાહે માગણી કરી અને ફરમાન આવ્યું ત્યારે શિવાજીએ ફરમાનનું અપમાન કર્યું. ૬. આદિલશાહી સાથે કરેલી ગોઠવણ પેશ ન ગઈ. આ બધાં કારણોને લીધે અને બહાદુરખાનનો કારભાર તદ્દન ઢીલો છે એની બાદશાહને ખાતરી થવાને લીધે તે બહાદુરખાન ઉપર ખૂબ ગરમ થયો હતો. દિલ્હીથી શહેનશાહે ભારે ઠપકાનો પત્ર મોકલ્યો તે આ અમલદારને અસહ્ય થઈ પડ્યો. એણે મરાઠાઓને દાબી દઈ શહેનશાહને રાજી કરવાનો નિર્ધાર કર્યો. મરાઠાઓને જમીનદોસ્ત કરવાની બહાદુરખાનની ઇચ્છા હતી પણ એનામાં એટલી બહાદુરી ન હતી. મરાઠા મુલકો ઉપર ચડાઈ કરવાને માટે એણે પોતાનું લશ્કર તૈયાર કર્યું અને ૧૬૭૫ની આખરમાં મુગલોએ કલ્યાણ ઉપર હલ્લો કર્યો અને મરાઠાઓના મુલક જીતવા મુગલ અમલદારો રવાના કર્યા. ૧૬૭૬ની શરૂઆતમાં મરાઠાઓની નક્કી કરેલી ટોળીઓ ઔરંગાબાદની આજુબાજુએ મુગલોને સતાવવા લાગી. બહાદુરખાને મરાઠાઓની ટોળી ઉપર ચડાઈ કરી અને એમને લાસુર આગળ લડાઈ કરી હરાવ્યા.

લાસુરની લડાઈમાં મરાઠાઓ હાર્યા તે વખતે શિવાજી મહારાજ માંદગીને બિછાને પડ્યા હતા. આ માંદગી બહુ લાંબો વખત ચાલી. આસરે ત્રણ માસ સુધી મહારાજ માંદગીને બિછાને રહ્યા. મહારાજ માંદા હતા તે દરમિયાન મરાઠા લશ્કરે બિજાપુરથી આસરે ૪૦ માઈલ દૂર આવેલું અથણી શહેર લૂંટ્યું. ૧૬૭૬ના એપ્રિલ માસમાં મહારાજની તબિયત સુધરી ગઈ. બિજાપુર દરબારમાં દક્ષિણી મુસલમાન અને અફગાનોના બહુ ભારે પક્ષ પડી ગયા હતા. આદિલશાહીમાં આ પક્ષોને લીધે ભારે અંધેર ચાલી રહ્યું હતું. કોઈનો જોડો કોઈના પગમાં ન હતો. સુલતાનની સત્તા નામની જ રહી હતી. આખું રાજ્ય ગેરવ્યવસ્થા, બળવા અને બખેડાથી ખવાઈ રહ્યું હતું. શિવાજી મહારાજની નજર આદિલશાહી ઉપર હતી. એમણે ૧૬૭૬ના મે માસમાં ૪૦૦૦ ઘોડેસવાર મરાઠા સરદારોની આગેવાની નીચે આદિલશાહી મુલક લૂંટવા અને જીતવા મોકલ્યા

ઈ. સ. ૧૬૭૬ના મે માસમાં સરદાર મોરોપંત પિંગળેએ રામનગરના રાજાને એના મુલકમાંથી હાંકી કાઢ્યો અને પિંડોળ અને પણજ સર કર્યાં.

## ૬. આદિલશાહીએ શિવાજી મહારાજ સાથે સલાહ કરી.

મુગલો સાથે આદિલશાહી તરફથી ખવાસખાને, શિવાજી સામે મુગલોને પૂરેપુરી મદદ કરવા માટે, તહનામું કર્યું છે એ ખબર બહિલોલખાનને મળી ત્યારે એ નારાજ થયો. શિવાજી મહારાજની સામે બંનેનું બળ ભેગું થાય અને તેથી શિવાજી મહારાજને ભારે થઈ પડે અને મરાઠાઓની સત્તા મોળી પડે એ વિચારથી એ તહનામાની સામે બહિલોલખાનના વિચારો નહોતા દોડ્યા, પણ ખવાસખાનનો એ પાકો હરીફ હતો તેથી એ નારાજ થયો હતો. આ તહનામું અમલમાં આવે અને મુગલોની મદદથી ખવાસખાનનું બળ વધી જાય તે પહેલાંજ ખવાસખાનનો ઘડો લાડવો કરી નાંખવાનો એણે વિચાર કર્યો અને આ ખટપટને પરિણામે ખવાસખાનનું ખૂન થયું.

ખવાસખાનનું ખૂન થયું. આદિલશાહીમાં બહિલોલખાનનો પક્ષ સત્તામાં આવ્યો, પણ ખવાસખાનના પક્ષના માણસો તદ્દન નાસીપાસ થયા ન હતા. એ પક્ષ હજુ નાબૂદ થયો ન હતો. ખવાસખાનના પક્ષના માણસો તુંગભદ્રા ઓળંગીને અડોની ગામે ગયા અને ત્યાંના નામીચા જમીનદાર કસીલકુરની સાથે સલાહ કરી ત્યાં પોતાના પક્ષને વ્યવસ્થિત કરવાના કામમાં રોકાયા. બહિલોલખાનને પો

પ્રતિસ્પર્ધીઓની હિલચાલની ખબર પડી એટલે એણે અડોની ઉપર ચડાઈ કરી. ખવાસખાનના પક્ષનો પરાજય કર્યો અને એ પક્ષને આશ્રય આપનાર અને એ પક્ષમાં જોડાનાર કસીરકુરને બહિલોલખાનના માણુસોએ મારી નાખ્યો.

ખવાસખાનના ખૂનની હકીકત દિલ્હી મુગલ શહેનશાહને મળી. ખવાસખાનનું ખૂન થયું તેથી બહુ લાગી આવે એવા કોમળ હૃદયનો શહેનશાહ ઔરંગઝેબ નહતો, પણ એનું ખૂન થયાથી મરાઠાઓને કચડવાની જે બાજી મુગલોએ રચી હતી તે ઊધી વળી તેથી શહેનશાહ બહુ ગરમ થયો. એના તળીઆની આગ તાળવે ગઈ અને એણે આદિલશાહી સામે લડાઈ જાહેર કરવાના હુકમો દક્ષિણમાં મોકલ્યા. બાદશાહનો હુકમ આવતાં જ બહાદુરખાને લડાઈ જાહેર કરી. મુગલ લશ્કર બિજાપુરની સલ્તનત સામે નીકળ્યું અને મોલાપુર નજીક છાવણી નાખી. બહિલોલખાનને આ બધી ખબર મળી. મુગલોનો કાર્યક્રમ બહિલોલખાને જાણ્યો અને એ મુગલ લશ્કરનો સામનો કરવા લશ્કર લઈને નીકળ્યો. બંને લશ્કરોનો સામનો થયો અને કેટલીક ખૂનખાર ઝપાઝપીઓ થઈ. આ વખતે મુગલ લશ્કરે ભારે બળ બતાવ્યું. બહિલોલખાન મુગલોનો મારો સહન ન કરી શક્યો એટલે એ વ્યવસ્થાપૂર્વક પાછો હઠયો અને બિજાપુરમાં જઈ ભરાયો. મુગલો એની પૂંઠે પડ્યા અને બિજાપુરની નજીક જઈ પહોચ્યા. બહાદુરશાહ કંઈ કાચો નહતો. એને પણ લાગ્યું કે આવે વખતે બિજાપુરની સલ્તનતથી નારાજ થઈને હૈદરાબાદને શરણે આવી વસેલા બિજાપુરી સરદારોનો આ વિગ્રહમાં પૂરેપુરો લાભ લેવો એટલે એણે પોતાના દિવાનને હૈદરાબાદ બિજાપુરી સરદારોને લેવા મોકલ્યો. સીદી મસુદ, શિરઝાખાન અને એવા એવા ઘણા બિજાપુરી સરદારો આવી મળ્યા.

આદિલશાહીમાં અફઘાન પક્ષ સત્તામાં આવી ગયો હતો. ખવાસખાનના માણસો અને મળતીઆઓને સત્તા ઉપરથી દૂર કરી દીધા અને જવાબદારીની જગ્યાએ અફઘાન અમલદારોને ગોઠવી દેવામાં આવ્યા. બહાદુરખાને ખવાસખાનના પક્ષની પડતી સાંભળી અને મરાઠાઓને મસળી નાંખવા માટે ગોઠવવામાં આવેલો કાગળીઓ કિલ્લો જમીનદોસ્ત થયેલો જોઈ ભારે મુઝવણમાં પડ્યો. હવે એણે બાદશાહના ફરમાનથી આદિલશાહી સામે કમર બાંધી. મુગલોએ આદિલશાહીને હેરાન કરવાનું શરૂ કર્યું. બહિલોલખાને મુગલોની ગોઠવણો અને મનસૂબા જાણ્યા અને એણે પણ પોતાની ગોઠવણો કરવા માંડી. ઈ. સ. ૧૬૭૬ ના મે માસમાં બહાદુરખાને આદિલશાહી સામે યુદ્ધ જાહેર કર્યું. બહાદુરખાન મુઝાયો હતો. બાદશાહના ઠપકાથી અને આજુબાજુના બનાવોથી આદિલશાહી સામે યુદ્ધ પોકાર્યાનું પરિણામ શું આવશે તેનો ઠરે મગજે એણે વિચાર કર્યો જ નહતો.

મુગલોની સામે થઈ મદદ કરે એવો દક્ષિણમાં શિવાજી જેટલો સમર્થ બીજો કોઈ હતો જ નહિ એટલે બહિલોલખાને મુગલો સામે ઝૂઝવા મરાઠાઓની મદદ લેવાનો વિચાર કર્યો. બિજાપુરના મુત્સદ્દીઓએ આ પ્રશ્નને જુદી જુદી દૃષ્ટિથી છણ્યો, અને અંતે મુગલોને હરાવવા માટે મરાઠાઓની મદદ લેવાનું નક્કી કર્યું. શિવાજી મહારાજને આ તક જોઈતી હતી અને તે એમને મળી. કુતુબશાહીના ખાસ જાણીતા મુત્સદ્દી અક્કણ્ણા અને મદણ્ણા ભાઈઓએ મહારાજ સાથે બહુ સારો સંબંધ રાખ્યો હતો અને કુતુબશાહી મરાઠાઓની સાથે સમજણ ઉપર આવી હતી. આ મુત્સદ્દી ભાઈઓએ પોતાની લાગવગ મહારાજ સાથે વાપરીને આદિલશાહી સાથે સલાહ કરવા મહારાજને આગ્રહપૂર્વક વિનંતિ કરી. આ સંદેશાઓ ચાલી રહ્યા હતા તે દરમિયાનમાં બહિલોલખાનને મુગલોનો સામનો કરવાની ફરજ પડી. ગમે તેમ લશ્કરની ગોઠવણ કરી બહિલોલખાને મુગલો સાથે હલગી મુકામે લડાઈ કરી હરાવ્યા. આખરે ગોવળકોંડાના મુત્સદ્દીઓની દરમિયાનગીરીથી આદિલશાહી સાથે શિવાજી મહારાજને સલાહ થઈ, પણ આ તહનામું લાંબા વખત સુધી ટકે એમ હતું જ નહિ કારણ આદિલશાહીના દરબારમાં અનેક પક્ષો વચ્ચે ભારે

કડવાશ ઉભી થઈ હતી. કયો પક્ષ કયાં સુધી સત્તામાં રહેશે તે કોઈ કહી શકે એમ નહતું. મહારાજ પણ આદિલશાહી દરબારની આ રિયતિ જાણતા હતા પણ એમણે તો આવેલી તક સાધી લીધી. આવી રીતે મહારાજે ગોવળકોંડા અને બિજાપુર સાથે સલાહ કરી. આ તહનામા મુજબ કોપલ, બેલવાડી (બલ્લારી), જીંજી વગેરે પ્રાન્તો શિવાજી મહારાજે કબજે કર્યા હતા. તેના ઉપરથી આદિલશાહી સુલતાને પોતાનો હક છોડી દીધો.

## ૭. નેતાજી પાલકરની શુદ્ધિ.

મહારાષ્ટ્રના ઇતિહાસમાં અને શિવાજી મહારાજના ચરિત્રમાં નેતાજી પાલકરનું નામ તો અમર છે. આ સરદારે મહારાષ્ટ્રની ભારે સેવા ઉઠાવી છે. મુસલમાની સત્તાઓની જામેલી જડ ઢીલી કરવામાં શિવાજી મહારાજને અનેક યોદ્ધાઓએ મદદ કરી છે. તે બધામાં જે પુરુષો મોખરાનું માન ભોગવી શકે તેમની પંક્તિમાં આપણે નેતાજીને મૂકી શકીએ. આ સરદારે કરેલી સેવાઓ આ પુસ્તકના પ્રકરણોમાં અમો જણાવી ગયા છીએ. મિરઝારાજા જયસિંહ શિવાજી મહારાજને જીતવા દક્ષિણમાં આવ્યા હતા ત્યારે નેતાજીને સમજાવીને, ભારે લલચાવનારી લાલચો આપીને મુગલાઈમાં લઈ ગયા હતા. ત્યાંથી એને ઔરંગઝેબે લશ્કર આપીને હિંદબહાર લડાઈ કરવા મોકલ્યો હતો. ત્યાર પછી એને વટલાવીને મુસલમાન બનાવવામાં આવ્યો હતો. હિંદુત્વ માટે જેણે મુસલમાની સત્તા સામે માથું ઊંચકયું હતું, જેણે શિવાજી મહારાજના વાવટા નીચે અનેક લડાઈઓ લડીને મુસલમાનોને અનેક વખતે મહાત કર્યા હતા, તે નેતાજી પાલકરને વટલાવવામાં આવ્યો હતો. મુગલાઈ સત્તાનું પેટ ભરીને સુખ અનુભવ્યા પછી નેતાજી નાસીપાસ થઈને ફરી પાછો પોતાના જૂના શેઠને શરણે આવ્યો હતો. જ્યારે એ શિવાજી મહારાજનો લશ્કરી અમલદાર હતો ત્યારે લોકો એને 'બીજો શિવાજી' કહીને માન આપતા. એ જબરો મહત્ત્વાકાંક્ષી હતો પણ એની મહત્ત્વાકાંક્ષાના પ્રમાણમાં એ જીવનમાં યશસ્વી નીવડ્યો નહતો. એણે શિવાજી મહારાજની સેવા કરી, આદિલશાહીની ઝૂંસરી પણ ગરદન ઉપર સ્વીકારી હતી અને મુગલાઈનો દમામ પણ અનુભવ્યો હતો. આ ત્રણે સત્તાનો અનુભવ લઈ આખરે એ મુગલાઈ છોડી મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજ પાસે આવ્યો. પોતાથી વિખુટા પડેલા, દુશ્મનના દળમાં જઈ ભરાયેલા, પણ એક વખતના પોતાના સરદારને શિવાજી મહારાજે પાછો સ્વીકાર્યો. એને હિંદુ ધર્મમાં આવવાની ઇચ્છા હતી. જેવી રીતે બજાજી નિંબાળકરની શુદ્ધિ કરી મહારાજે એને વટલેલો મુસલમાન મટાડીને હિંદુ બનાવ્યો તેવીજ રીતે આ ઇતિહાસપ્રસિદ્ધ નેતાજી પાલકરને પણ મહારાજે શુદ્ધ કરી હિંદુ ધર્મમાં લેવડાવ્યો.

---

## પ્રકરણ ૯ મું

| | |
|---|---|
| ૧. વ્યંકોજી રાજા ભોંસલે. | ૫. મુગલોને મનાવ્યા. |
| ૨. વ્યંકોજી રાજા અને હણુમંતેનો અણબનાવ. | ૬. મહારાજનો નિર્ધાર. |
| ૩. રઘુનાથપંત હણુમંતેનું મુત્સદ્દીપણું. | ૭. ચઢાઈની તૈયારી. |
| ૪. શિવાજી મહારાજની કર્ણાટક ઉપર સવારી. | ૮. હૈદરાબાદમાં શિવાજી મહારાજની પધરામણી. |

## ૧. વ્યંકોજી રાજા ભોંસલે.

શ્રી છત્રપતિ શિવાજી મહારાજના પિતા સિંહાજી રાજા ભોંસલેએ સ. મોહિતેની કન્યા તુકાબાઈ સાથે બીજું લગ્ન કર્યાનું આપણે શરૂઆતમાંજ વાંચી ગયા છીએ. સિંહાજી રાજાની સ્ત્રી જીજાબાઈ તો પોતાના પુત્ર શિવાજી રાજા સાથે પૂનામાંજ રહેલાં અને તુકાબાઈ સિંહાજી

સાથે રહેતી. આ સ્ત્રી સિંહાજી રાજાની માનીતી સ્ત્રી મનાઈ છે. મહારાજના જીવનની શરૂઆતમાં શિવાજી મહારાજે સૂપા ઉપર સવારી કરી હતી તે વખતે ત્યાં શંભાજી મોહિતે કરીને સરદાર સિંહાજી તરફથી સૂપાનો મુખ્ય અમલદાર હતો. તેણે શિવાજી મહારાજની આણુ સ્વીકારવાની ના પાડી હતી. તે શંભાજી મોહિતેની બહેન તુકાબાઈ શિવાજી મહારાજની સાવકી માતા થતી હતી. ઈ. સ. ૧૬૬૨માં સિંહાજી રાજા અને શિવાજી મહારાજનો જ્યારે મેળાપ થયો ત્યારે આ તુકાબાઈ અને તેનો વ્યંકોજી રાજા સિંહાજી રાજાની સાથેજ આવ્યો હતો. આ વ્યંકોજીરાજા ભોંસલે સિંહાજી રાજાનો તુકાબાઈથી થયેલો પુત્ર હોઈ શિવાજી મહારાજનો સાવકો ભાઈ થતો હતો. વ્યંકોજીરાજા એ સિંહાજી રાજાનો ત્રીજો છોકરો હતો. સૌથી મોટા શંભાજી અને તેનાથી નાના શિવાજી મહારાજ હતા.

ઈ. સ. ૧૬૭૪માં સિંહાજી રાજા ભોંસલે મરણ પામ્યા. મરણ સમયે એમણે પોતાના નાના છોકરા વ્યંકોજી રાજા ભોંસલેના કબજામાં દક્ષિણની જાગીર મૂકી હતી. સિંહાજી રાજાએ બહુ મોટી જાગીર આદિલશાહીમાં મેળવી હતી. એક રાજ્યના જેટલી આવકની આ જાગીર હતી અને એક રાજ્યની માફકજ એની વ્યવસ્થા ચાલી રહી હતી. આ જાગીરના મુલકની રાજધાની પહેલાં બેંગલોરમાં હતી અને પછી તંજાવરમાં લઈ જવામાં આવી હતી. શિવાજી રાજા એ સિંહાજી રાજાના પાટવી કુંવર હતા પણ એમને પૂના તરફની બહુ નાની જાગીર આપવામાં આવી હતી. આ વ્યંકોજી રાજા ભોંસલે આદિલશાહી તરફથી શિવાજી મહારાજના લશ્કર સામે ઘણી વખત લડાઈમાં ઉતર્યો હતો.

વ્યંકોજી રાજા ભોંસલેના કબજામાં તંજાવર શી રીતે આવ્યું તે જાણવા માટે ખાસ કરીને તંજાવર અને મદુરાના નાયકોના ઇતિહાસ તરફ નજર નાંખવી પડશે. એના લાંબા ઇતિહાસમાં ન ઉતરતાં ભલે ટૂંકમાં પણ જણાવીશું.

તંજાવર અને વ્યંકોજી રાજા ભોંસલેની કાંઈક માહિતી શ્રી. આર. સત્યનાથ આયરે ( ત્રિચિનાપલ્લીની સેન્ટ જોસફ કૉલેજના ઇતિહાસના પ્રોફેસર ) Nayaks of Madura નામના પુસ્તકમાં આપી છે તેનો ટૂંક સાર નીચે પ્રમાણે છે:—

મદુરા અને તંજાવરના નાયકોની વચ્ચે બહુ જૂના વખતથી અણબનાવ હતો. તંજાવરના નાયકોના મૂળ પુરુષોમાંના એક શિવાપ્પા નાયકનો લગ્ન સંબંધ વિજયનગરના રાજકુટુંબની કન્યા જોડે થયો હતો તેથી આ નાયકો પોતાના કુળ માટે ગગરૂરી બતાવતા. મદુરાના નાયકો તંજાવરના નાયકોનો આ ગર્વ સાંખી ન શક્યા. બીજી એમ પણ વાત કહેવાય છે કે તંજાવરના નાયકકુટુંબની એક રાજકન્યા જે મદુરાના તીરુમલ નાયક જોડે પરણાવી હતી, તેને એ નાયકે એ બાઈના મગરૂરીભર્યા બોલ માટે મારી નાંખી. જ્યારે ચોકનાથ નાયક મદુરાનો નાયક હતો ત્યારે વિજયરાઘવ નાયક તંજાવરનો નાયક હતો. મદુરાના નાયકે તંજાવરની રાજકન્યા માટે માગણી કરી. વિજયરાઘવે એ માગણી સ્વીકારી નહિ, કારણ તંજાવરની એક રાજકન્યાની દુર્દશા મદુરાના નાયકે કરી હતી. મ્હૈસુરવાળાઓ મદુરાના નાયકને સતાવી રહ્યા હતા, તેમાં તંજાવરના નાયકનો હાથ છે એવો વહેમ મદુરાવાળાનો હતો અને બંનેના હૈયામાં બળતરા ન હતી, તે વિજયરાઘવે કન્યા આપવાની ના પાડ્યાથી ભડકી ઊઠી. ચોકનાથે તંજાવર ઉપર લશ્કર મોકલ્યું. બંને વચ્ચે યુદ્ધ થયું. તંજાવરનું લશ્કર હાર્યું. વિજયરાઘવ અને એનો છોકરો રણમાં માર્યા ગયા. ચોકનાથે પોતાના દૂધભાઈ અલગિરિ નાયકના કબજામાં તંજાવર સોંપ્યું.

અલગિરિ નાયકે રાજકારભાર બહુ સુંદર રીતે ચલાવ્યો, શાન્તિ સ્થાપી અને પોતાની સત્તાનાં મૂળ ધીમે ધીમે ખૂબ મજબૂત કર્યાં. અલગિરિ જબરો મહત્ત્વાકાંક્ષી હતો. એની મહત્ત્વાકાંક્ષા કંઈ જેવી તેવી ન હતી. એને તો તંજાવરના રાજા થવાની ઇચ્છા થઈ. પોતાની મહત્વકાંક્ષા પૂરી કરવા માટેના પ્રયત્નો એણે શરૂ કર્યા. તંજાવરની આવક ખરચ બાદ જતાં દરવરસે મદુરે મોકલવાની પદ્ધતિ

હતી. થોડો કાળ તો એ પદ્ધતિ એણે ચલાવી પણ પાછળથી અલગિરિએ તંજાવર પ્રાંતની શીલીકની રકમ મદુરે મોકલવાનું માંડી વાળ્યું. ધીમે ધીમે એ પદ્ધતિ એણે તદ્દન બંધ કરી દીધી. આ પદ્ધતિ બંધ કરીને એ અટક્યો નહિ. મદુરાના નાયક સાથે વહેવારની પદ્ધતિમાં પણ એણે ફેરફાર કરવા માંડ્યો. બધા ફેરફાર બહુ ખૂબીથી અને છૂપી રીતે એણે અમલમાં આણ્યા હતા. ધીમે ધીમે મદુરાના નાયક સાથેના પત્રવહેવારમાં અલગિરિએ પોતે જાણે તંજાવરનો સ્વતંત્ર રાજા હોય એવી રીતનો દેખાવ કરવા માંડ્યો. ગમે તેટલી ખૂબીથી અને ચાલાકીથી મહત્ત્વનો ફેરફાર કર્યો હોય તો પણ તે સામાના ધ્યાન ઉપર આવ્યા વગર રહેજ નહિ. મદુરાના નાયકના દરબારના મુત્સદ્દીઓએ આ વાત તરત નાયકના ધ્યાન ઉપર આણી. મદુરાના નાયકે અલગિરિને ઠપકાનો પત્ર લખ્યો. પણ અલગિરિએ એને ગાંઠ્યું ન આપ્યું. મદુરાનો નાયક ચોકનાથ આથી બહુ ક્રોધે ભરાયો. અલગિરિ ઉપર લશ્કર મોકલવાનો એણે વિચાર કર્યો પણ એના મંત્રીઓએ સ્થિતિ અને સંજોગો પ્રતિકૂળ હોવાને લીધે આ સાહસ ન ખેડવા એને સમજાવ્યો.

અલગિરિએ તંજાવરના જૂના નાયક વિજયરાઘવના વખતના કેટલાક જવાબદાર અમલદારોને તેમની મહત્ત્વની અને જવાબદારીની જગ્યાએ જ રાખ્યા હતા. વ્યંકાણ્ણા નામનો જૂનો અમલદાર અલગિરિનો મંત્રી બની બેઠો હતો. એણે પોતાની સત્તા આ નાયકના વખતમાં ખૂબ વધારી હતી. એણે પોતાના મૂળ ઊંડા ઘાલવાના પ્રયત્નો શરૂ કર્યા હતા. હાથમાં સત્તા હોવાને કારણે કેટલેક દરજ્જે એ પોતાની સત્તા મજબૂત કરવામાં ફાવ્યો પણ હતો. અલગિરિ નાયકની ઝૂંસરી એને ખૂંચતી હતી. તે ગમે તે પ્રકારે ગમે તેવી ખટપટો કરીને અલગિરિ નાયકની પડતી આણવા તૈયારીઓ કરી રહ્યો હતો. અલગિરિને શી રીતે પાડવો એની યોજનાઓ યોજી રહ્યો હતો. તપાસ કરતાં એને અચાનક ખબર મળી કે જૂના નાયક વિજયરાઘવના પુત્ર મનોરદાસને ચંગમલદાસ નામનો એક નાનો છોકરો હતો, તેને આ લડાઈ વખતે જાન બચાવવા માટે યુક્તિથી ખસેડી દેવામાં આવ્યો હતો અને તેને તેગાપટ્ટણમાં એક વેપારીને ત્યાં છૂપો રાખવામાં આવ્યો હતો.

વ્યંકાણ્ણાને આ વાતની ખબર મળી. એ જબરો મુત્સદ્દી હતો. એણે પોતાની મુરાદ બર આણવા માટે આ નવી ખબરનો પૂરેપુરો ઉપયોગ કરવાનો નિર્ધાર કર્યો. મુદ્દો હાથમાં આવ્યે વખત ગુમાવે એવો ઢીલો વ્યંકાણ્ણા ન હતો. એણે વખત ગુમાવ્યો નહિ. તરતજ આ બાળકની તપાસ માટે છૂપા માણસો કામે લગાડી દીધાં. પૂરેપુરી અને સાચી હકીકત હાથમાં આવતાં જ એણે એ બાળકને તથા જે બાઈના હવાલામાં એ છોકરો હતો તેને બન્નેને પોતાના કબજામાં લીધા અને એમને લઈને એ બિજાપુરના સુલતાન પાસે આ બાળકને એની ગાદી પાછી અપાવવાના કામમાં મદદ કરવાની અરજ કરવા ગયો. બિજાપુરના દરબારમાં એણે મુત્સદ્દીપણાથી પોતાની હકીકત રજૂ કરી અને બિજાપુર સત્તાવાળાઓનાં મન પોતા તરફ ખેંચી લીધાં. આ છોકરાની કુમક કરવામાં બિજાપુર સરકાર બહુ ન્યાયનું કામ કરશે, આ છોકરાને ગાદી અપાવવાના કામમાં આ સરકાર વચ્ચે પડવા ના પાડશે તો જગતની આંખમાં આ સત્તા અન્યાય કરી રહી છે એવું માનવામાં આવશે એની એણે દરબારના સૂત્રધારોની ખાંતરી કરી આપી. આ વખતે બિજાપુર દરબારમાં વ્યંકાજી રાજા ભોંસલે એક નામીચો લશ્કરી અમલદાર હતો અને આદિલશાહીના મુખ્ય સરદારોની પંક્તિમાં સિંહાજી રાજાની સેવા અને કીર્તિને લીધે એને ગણવામાં આવતો. વ્યંકાણ્ણાની દલીલોથી દરબારનું વલણ ચંગમલદાસ તરફનું થયું અને એને મદદ કરી ગાદી અપાવવી એ ન્યાયનું કામ હતું અને તે સુલતાને કરવું જોઈએ એવું દરેકને લાગ્યું તેથી એ કામ માટે લાયક સરદાર ખોળવા માંડ્યો. દરબારના મુત્સદ્દીઓએ આ કામ માટે વ્યંકાજી રાજા ભોંસલેની પસંદગી કરી. સુલતાને વ્યંકાજીરાજાને બોલાવ્યો અને તંજાવર ઉપર ચઢાઈ કરી

નાયક અલગિરિને હરાવી તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તે ગાદી તેના ખરા હકદાર ચંગમલદાસને આપવા હુકમ કર્યો.

બિજાપુર બાદશાહનો હુકમ થતાંજ વ્યંકોજી રાજા ભોંસલે પોતાનું લશ્કર લઈને તંજાવર ઉપર ચડાઈ કરવા નીકળ્યો. અલગિરિ નાયકે આ વાત જાણી અને એણે પણ સામના માટે તૈયારી કરી. વ્યંકોજીએ તંજાવરના નાયકની તૈયારી જોઈ એટલે તંજાવર ઉપર એકદમ ધસારો કરવાનો વિચાર માંડી વાળ્યો. ધસારા માટે સંજોગો અનુકૂળ ન હતા એટલે વ્યંકોજીએ પોતાની ચડાઈની રચના બદલી. ધસારો કરવાનો વિચાર માંડી વાળ્યો પણ પોતે પોતાના લશ્કર સાથે અલગિરિના મુલકની સરહદ ઉપર તકની રાહ જોતો ફરતો રહ્યો. વજીર વ્યંકાણ્ણા બહુ છૂપી રીતે, તંજાવરના રાજ્ય-કારભારમાં મુખ્ય વજીર રહીને આ બાજી ખેલી રહ્યો હતો. એનું નસીબ ફૂટયું હતું. અંદર રહીને આ નિમકહરામ મંત્રીએ તંજાવર રાજ્યની ઈમારત એક ધક્કે પડી જાય એવી પોલી કરી નાંખી હતી. અલગિરિ નાયકને જમીનદોસ્ત કરવા માટેની બધી તૈયારીઓ અંદરખાનેથી વ્યંકાણ્ણાએ કરી એટલુંજ નહિ પણ છૂપું કાવત્રું રચીને વ્યંકોજીને તંજાવરને ઘેરો ઘાલવાની છૂપી સૂચના મોકલી. વ્યંકોજી તો વાટ જોઈ રહ્યો હતો. વ્યંકાણ્ણા તરફથી ઈસારો થતાંજ એણે તંજાવરને ઘેરો ઘાલ્યો. આ ઘેરાથી અલગિરિ ગભરાયો અને એણે કુમક માટે મદુરાના નાયકને વિનંતિ કરી. મદુરાના નાયક અને તંજાવ-રના નાયક વચ્ચે વેર હતું છતાં ગઈ ગુજરી ભૂલી જઈને આ વખતે મદદ કરવા અલગિરિએ વિનંતિ કરી. અલગિરિની નમ્ર વિનંતિ છતાં તંજાવરવાળો એકનો બે ન થયો. તંજાવર નાયક તો અલગિરિના રાયતામાં રાજી હતો. કોઈ એની કુમકે ન આવ્યું. વ્યંકોજીનો હલ્લો એને બહુ ભારે થઈ પડ્યો. અનેક પ્રયત્નો કર્યા, યુક્તિઓ યોજી પણ અલગિરિ હિંમત હારી ગયો. આખરે નાસી જઈ જાન બચાવવાના વિચાર કરવાનો બિચારાને વખત આવી પડ્યો. નાસી જવાનો નિશ્ચય કરી અલગિરિ નાયક પોતાના કુટુંબકબીલાને અને પોતાના ખાસ વિશ્વાસના વફાદાર માણસોને સાથે લઈ રાત્રિનો સમય સાધી તંજાવરથી નાસી ગયો અને મ્હૈસુરમાં જઈ ભરાયો. તંજાવરનું આખું રાજ્ય આ રીતે વ્યંકોજીના હાથમાં આવ્યું.

બિજાપુરના બાદશાહના ફરમાન મુજબ વ્યંકોજીએ ચંગમલદાસને તંજાવરની ગાદી ઉપર બેસાડ્યો અને વ્યંકાણ્ણાને એ સમારંભની જવાબદારી સોંપી. જે બાઈએ ચંગમલદાસને ઉછેરીને મોટો કર્યો હતો તે બાઈએ વિજયરાઘવ નાયકે ક્યાં ક્યાં ધન દાટી મૂક્યું હતું તે જગ્યા બતાવી. દાટેલું ધન ખોદી કાઢવામાં આવ્યું. ૨૬ લાખ પેગોડા અને ઝવેરાત મળ્યું. વ્યંકોજીરાજા ભોંસલેએ કરેલી મહેનત માટે એનો ઉપકાર માનવામાં આવ્યો અને એની મદદની કદર કરવા માટે ચંગમલદાસે વ્યંકોજી રાજાને ખૂબ ધન અને ઝવેરાત આપી રાજી કર્યો. આ ઉપરાંત એને કુંભાકોનમ, મન્નાર, કોવીલ અને પાપ-નાશમ જિલ્લાની મહેસુલી આવક વ્યંકોજીને લશ્કર રાખવા માટે બાંધી આપી.

ચંગમલદાસ કંઈ સારા શુકન જોઇને ગાદીનશીન થયો ન હતો. એ ગાદી ઉપર બેઠો ત્યારથી જ એના દરબારમાં ઝગડા ઉભા થયા હતા. નેગાપટ્ટણમાં જે વેપારીને ત્યાં ચંગમલદાસને ઉછેરીને મોટો કર્યો હતો તેણે, ભારે દબાણ કર્યું. વ્યંકાણ્ણા કે જેણે બધી મહેનત લઈ આ રાજગાદી અપાવી હતી એ પોતે પ્રધાન થવા ઇચ્છતો હતો. જેણે બિજાપુર જઈ દરબારના સૂત્રધારોને સમજાવી મનાવી ચંગમલદાસને માટે મદદ મેળવી, જેણે અલગિરિને ગાદી ઉપરથી દૂર કરવા માટે અનેક કાવત્રાં રચ્યાં, જેણે વ્યંકોજી રાજાને છૂપો સંદેશો મોકલી તંજાવરને ઘેરો ઘલાવ્યો અને જેને ચંગમલને રાજગાદી અપાવવા માટે માણુસ જે પ્રયત્નો કરી શકે તે બધા કર્યા અને એને ગાદી અપાવી તે માણસ મુખ્ય

પ્રધાનપદની આશા રાખે એ વાજબી હતું, પણ એ ચંગમલદાસે ન કર્યું એટલે વ્યંકાણ્ણાનો મિજાજ ગયો. જેણે ગાદી અપાવી તેનો ઉપકાર ચંગમલદાસ તરત જ ભૂલી ગયો એટલે એને ઘણું લાગી આવ્યું. એ રાજા સામે ખૂબ ઉશ્કેરાયો. પોતાની ધારી બાજી પેશ ન ગઈ એટલે એણે આ રાજાને પદભ્રષ્ટ કરવાનાં કાવત્રાં રચવા માંડ્યાં. બિજાપુર સુલતાનના ફરમાન મુજબ અલગિરિને હરાવી ચંગમલદાસને તંજાવરની ગાદીનો નાયક બનાવી વ્યંકોજી રાજા ભોંસલે પોતાના લશ્કર સાથે કુંભાકોનમમાં છાવણી નાંખીને પડ્યો હતો. વ્યંકાણ્ણા તંજાવરથી કુંભાકોનમમાં ગયો અને ચંગમલદાસની સામે કડવી ફરિયાદો કરી. ચંગમલદાસે ગાદી ઉપર આવ્યા પછી એને દગો દીધો છે અને એ અપમાન એને અસહ્ય થઇ રહ્યું છે વગેરે વાતો જણાવી એણે વ્યંકોજી રાજાને તંજાવર ઉપર ચડાઈ કરી તે જીતી લેવાની વિનંતિ કરી. આ આમંત્રણ બહુ લલચાવનારૂં હતું, પણું વ્યંકોજીએ ઊંડો વિચાર કરી આ પ્રશ્નને તપાસી જોયો. વ્યંકોજીએ વ્યંકાણ્ણાને કોઈ પણ રીતનો જવાબ ન આપતાં એને અદ્ધર રાખ્યો. વ્યંકાણ્ણાની બધી વાતો સાંભળ્યા પછી તંજાવર ભારે નુકસાન વગર જીતી શકાય એમ છે એની ખાતરી થઈ, પણ આ કૃત્ય બિજાપુરના સુલતાનને ગમશે નહિ અને એ સિંહને છેડવાની એની ઈચ્છાએ ન હતી અને શક્તિ પણ ન હતી. બિજાપુરને નારાજ નહિ કરવાના મુદ્દા ઉપર એણે તંજાવર સર કરવા જવાનો વિચાર માંડી વાળ્યો હતો, છતાં વ્યંકાણ્ણાનું આમંત્રણ નહિ સ્વીકારવાનું એણે એને જણાવ્યું નહિ. આ કામ ખોળંબે નાંખી જો કંઈ રસ્તો જડી આવે તો આ સુંદર તક ન જવા દેવી એવો વ્યંકોજીનો વિચાર હતો. કંઈક રસ્તો નીકળી આવશે એ આશાએ વ્યંકોજી બેઠો હતો. વ્યંકાણ્ણા પણ એના તરફથી એ સંબંધમાં આખરી નિર્ણય જાણવા આતુરતાથી વાટ જોઈ રહ્યો હતો એવામાં બિજાપુરનાં સુલતાનના અવસાનના સમાચાર વ્યંકોજીને મળ્યા એટલે રાજકીય વાતાવરણ બદલાયું. વ્યંકોજીએ તંજાવર ઉપર ચડાઈ કરવાનો નિશ્ચય કર્યો. વ્યંકાણ્ણાનો આગ્રહ ચાલુજ હતો. જેમ જેમ વ્યંકોજીએ પ્રશ્ન તરફ બેદરકારી બતાવતો જતો તેમ તેમ વ્યંકાણ્ણાની આતુરતા વધતી જતી હતી. ભારે આગ્રહને અંતે વ્યંકોજીએ તંજાવર ઉપર ચડાઈ કરવાનું કબુલ કર્યું. એણે તો વ્યંકોજીને વચન આપ્યું હતું કે ભારે જોખમ ખેડ્યા સિવાય અને જાનમાલનો નાશ અને ખુવારી સિવાય તંજાવર શરણ થાય એવી ગોઠવણ કરું છું. વ્યંકોજીએ તંજાવર ઉપર ચડાઈ કરવાનું વચન આપ્યું. વ્યંકાણ્ણા આ બધું નક્કી કરી કુંભાકોનમથી તંજાવર ગયો. જતી વખતે વ્યંકોજી સાથે ચડાઈ કરવાનો દિવસ અને તે સંબંધી બીજી અનેક મહત્વની બાબતો વિવેચન કરી નક્કી કરતો ગયો.

વ્યંકાણ્ણાએ ચંગમલદાસ, તેના પ્રધાન અને મુત્સદ્દી મંડળની શક્તિનું માપ કાઢયું હતું. એ એમની નબળાઈઓ બરાબર જાણતો હતો. એણે નાયક ચંગમલદાસને, તેના મંત્રી મંડળને, દરબારના બીજા જવાબદાર માણસોને વ્યંકોજી રાજાની તંજાવર ઉપર ચડાઈના, તે માટેની તેની તૈયારીના, તંજાવર અને તે રાજ્યનો નાશ કરવાની યોજનાના અને તંજાવરના નાયકને મૂળમાંથી ઉખેડી તેને જમીનદોસ્ત કરવાના કાવત્રાંના અતિશયોક્તિ ભરેલા અને ગભરાવી નાંખે એવા સમાચાર કહ્યા. બાળરાજા, પ્રધાન તથા બીજા બધા આ સમાચાર સાંભળીને ગભરાઈ ગયા. વ્યંકાણ્ણા જે અસર કરવા ધારતો હતો તે અસર થઈ અને એના પાસા પોબાર પડ્યા. વ્યંકોજી આવ્યાના સમાચાર ચંગમલદાસને મળતાંજ એ ગભરાઈ ગયો અને તેના વફાદાર અમલદારો તંજાવરથી નાસી ગયા અને અરીયાલુરના કિલ્લામાં ભરાયા. વ્યંકોજી રાજાએ તંજાવર ઉપર ચડાઈ કરી અને તંજાવર સર કર્યું. વ્યંકાણ્ણાએ કહ્યા પ્રમાણે ખાસ નુકસાન વગર જય મળ્યો. તંજાવરનું રાજ્ય વ્યંકોજીએ કબજામાં લીધું અને વ્યંકાણ્ણાની લાગવગનો પૂરેપુરો ઉપયોગ કરાવી રાજ્યમાં સર્વત્ર શાન્તિ સ્થાપી, આ બધું થયું પણ વ્યંકાણ્ણાનું તકદીર તો ફૂટેલુંજ રહ્યું. જેણે પોતાના માલીકોની સાથે બેઈમાની કરી, એમને રાજગાદી ઉપરથી ખેંચી કઢાવ્યા તે નિમકહરામી કોની સાથે કઈ વખતે વિશ્વાસઘાત કરશે તે ન કહેવાય માટે

એવા માણસને છૂટો રાખવો એ જોખમકારક છે એમ માની એને ગિરફતાર કરવાનો વિચાર કર્યો. વ્યંકોજી રાજાના આ વિચારોનો ભેદ એ પામી ગયો એટલે પોતાની જાતને બચાવવા માટે પોતાના ફિરમનને દાપ દેતો તે તંજાવરથી નાસી છૂટ્યો.

વ્યંકોજીએ આ નવા રાજ્યમાં બહુ સુંદર બંદોબસ્ત કર્યો. પ્રજાને સુખી કરવા માટે એણે ઘણા સુધારા દાખલ કર્યા. ખેડૂતોને સુખી કરવા માટે અને ખેતીને ઉત્તેજન આપી, રાજ્યે આબાદ કરવા માટે નવી નહેરો બંધાવી અને તળાવો ખોદાવ્યાં. સત્તાવાળાઓની બેદરકારી અને સ્વાર્થીઓના ખેડૂતો ઉપરના જુલમને લીધે એ રાજ્યમાં જમીનનો મોટો ભાગ પડતર પડી રહ્યો હતો તે જમીનો વ્યંકોજીએ બંદોબસ્ત કરી ખેડૂતો પાસે ખેડાવી. ખેતી આબાદ થાય, ખેડૂત સુખી રહે અને રાજ્યની તિજોરી તેથી તર રહે એવા સુધારા ખેતીમાં દાખલ કરાવ્યા. ખેતી સુધરી અને ખેડૂતો સુંદર પાક લેતા થયા. આવી રીતે વ્યંકોજી રાજા પોતાનો કારભાર ચલાવી રહ્યા હતા.

સિંહાજી રાજા ભોંસલેના તાબામાં કોન્ડદેવ અને નારોપંત હણમંતે બે બહુ કાબેલ અને ચોકસ કારકુનો હતા. આ બે કારકુનોમાંના દાદાજી કોન્ડદેવને સિંહાજી રાજા ભોસલેએ પૂનાની જાગીરનો વહીવટ કરવા માટે રાખ્યો અને નારોપંત હણમંતેને સિંહાજી રાજા પોતાની સાથે કર્ણાટકમા લઈ ગયા. દાદાજી કોન્ડદેવની હોશિયારી સંબંધી આપણે પાછલા પ્રકરણોમા વાંચી ગયા. એમના જેવોજ હોશિયાર, કાબેલ અને દીર્ઘદ્રષ્ટિવાળો મુત્સદ્દી નારોપંત ભોંસલેની નોકરીમા જોડાયો તે પહેલાં નિઝામશાહીમા મલીકંબરના હાથ નીચે કારકુન હતો. મલીકંબરના હાથ નીચે બહુ માણસો તૈયાર થયાં હતા તેમાનો નારોપંત હણમંતે એક હતો. મલિકંબરની કારકીર્દિમાં ઘણા બુદ્ધિશાળી પુરુષોને સાચા કારકુનનું શિક્ષણ મળ્યું હતું. મલીકંબરની તાલીમ પામેલા ઘણા કારકુનોએ પોતાનું ભવિષ્ય ઉજળું કર્યું તેમાં નારોપંત અગ્રગણ્ય ગણાય. એ જાતમહેનત અને પોતાની અક્કલ હોશિયારીથી ઊંચી પદવીએ ચડ્યો હતો અને કારકુન તરીકે પ્રખ્યાત પણ થયો હતો. આ નારોપંત હણમંતે સિંહાજી રાજાની સેવામાં ઇ. સ. ૧૬૫૩ માં ગુજરી ગયો. એમને રઘુનાથ અને જનાર્દન નામે બે પુત્રો હતા. પિતાના મરણ પછી તેમની જવાબદારી રઘુનાથે પોતાને માથે લીધી. પિતાની માફક પુત્ર પણ માલીકની સેવા વફાદારીથી કરવા લાગ્યો.

પોતાના માલીકની ઈતરાજી વહોરવી પડે તો તે વહોરવા માટે તૈયાર રહેતો. હણુમંતે પોતાની ફરજ બજાવતાં અપ્રિય થઈ પડ્યો. દિવસે દિવસે બંને વચ્ચેનો અણબનાવ વધી પડ્યો. રઘુનાથપંત હણુમંતેના હાથમાં રાજ્યના મુખ્ય સૂત્રો હતાં એટલે એની ઈર્ષા કરનારા ઘણા હતા. વ્યંકોજીના દરબારના ઘણા માણસો ભડકામાં તેલ નાંખવા તૈયાર થયા. જેને કારભાર ચલાવવો છે, જેને રાજ્યનો વહીવટ કરવો છે, જેને બીન અનુભવી રાજાના મુખ્ય મંત્રીનું કામ કરવું છે, જેને અણઘડ રાજકર્તાને ઉત્તમ રીતે ઘડવાનું કામ કરીને કારભાર કરવો છે, તેવા માણસની ઈર્ષા કરનારા ઘણા નીકળી આવે. એવા માણસની દુશ્મનાવટ અને વિરોધ કરનારા, તથા એવાની સાથે ઉપરથી મેળ રાખી અંદરથી કાતર મૂકનારા ઘણા નીકળી આવે છે. એની પડતીમાં ઘણા રાજી થાય. એનું બુરું ઈચ્છનારા ઘણા મળી આવે, એની સત્તા તોડવા માટે સાચું જુઠું કરનારા પણ નીકળી આવે એ સ્વાભાવિક છે. રઘુનાથપંતની સ્થિતિ પણ એવી જ હતી. વ્યંકોજી રાજાની સાથે એવું દિલ ઊંચું થયું હતું તેમાં વધારો કરવાના પ્રયત્નો કેટલાક વિઘ્નસંતોષી પુરુષો કરવા લાગ્યા. જેને માથે રાજ ચલાવવાની જવાબદારી હોય તેને તો અનેક માણસોને, જવાબદાર અધિકારીઓને પણ અનેક કારણોને લીધે નારાજ કરવા પડે. જેને માથે તંત્ર ચલાવવાની જવાબદારી આવી પડે છે તે ભાગ્યે જ લોકપ્રિય રહી શકે છે. કેટલાક પોતાનું ધાર્યું ન થાય માટે દ્વેષે બળે અને બરોબરીઆ તેજોદ્વેષ અને ઈર્ષાને લીધે એના રાયતામાં રાજી હોય. એક મોટા કુટુંબનો કે સંસ્થાનો કારભાર જેને માથે આવી પડે તેની આ દશા થઈ જાય છે તો આ તો તંજાવર રાજ્યના કારભારની જવાબદારી રઘુનાથપંતના માથે આવી પડી હતી. રઘુનાથપંતનો દ્વેષ કરનારા અને ઈર્ષા કરનારા દરબારમાં હતા. વ્યંકોજી અને રઘુનાથપંતની વચ્ચે વારંવાર બોલાચાલી થતી હતી તે હણુમંતેના વિરોધીઓ ઝીણવટથી જોઈ રહ્યા હતા. વ્યંકોજી રાજાને રઘુનાથપંતનું વર્તન ગમતું નથી અને હણુમંતેનો અંકુશ રાજાને સાલે છે, એ પણ હણુમંતેના વિરોધીઓએ જોયું અને એમણે આ સ્થિતિનો લાભ લેવા માંડ્યો. રઘુનાથપંતથી રાજા વ્યંકોજી નારાજ છે એ જોઈ કેટલાક સ્વાર્થી માણસોએ રાજાના કાન ભંભેરવા માંડ્યા અને એનું મન કલુષિત કરવા માંડ્યું. 'ચાડીઓ માણસ અને વાયડું ધાન (ધાન્ય) બધાને ગમે' એ કહેવત પ્રમાણે ચાડીઆઓ અને ખુશામતખોરોના પાસા વ્યંકોજી રાજાની પાસે સવળા પડવા લાગ્યા. ખુશામતમાં તો બહુ ભારે શક્તિ હોય છે. ભલભલા પીઢ માણસો પણ એમાં પતિત થાય છે. અનુભવી, ડાહ્યા અને મુત્સદ્દીઓ પણ ખુશામતની અસર પોતા ઉપર નહિ થવા દેવાની સાવચેતી રાખે છે. તેમના ઉપર પણ તેઓ ન જાણે એવી રીતે ખુશામત અસર કરી જાય છે તો આ બીનઅનુભવી અને ઉછરતા યુવાન વ્યંકોજી તો એમાં સપડાઈ જાય એની જરાએ નવાઈ નહિ. રાજાને હણુમંતેનો અંકુશ ખૂંચતો હતો. અને તેમાં વળી સ્વાર્થી અને આજુબાજુના ખાંધીઆઓએ એમના કાન ભંભેર્યા એટલે પૂછવું જ શું? સહેજ સહેજ વાતમાં જુવાન રાજા અને અનુભવી મંત્રીની વચ્ચે ઝગડા થતા. એક બીજાનાં દિલ ઊંચા થયાં હતાં તેમાં રોજ વધારો થતો. રઘુનાથપંત જબરો મહત્ત્વકાંક્ષી પુરુષ હતો. એની ઈચ્છા એ હતી કે શિવાજી મહારાજની માફક વ્યંકોજી રાજા પણ પ્રભાવશાળી થાય અને દેશમાં પંકાય, એમના રાજ્યનો વિસ્તાર વધે, સત્તા વધે, દુશ્મન એમનાથી ચોંકતો રહે અને અનેક ગુણોનો એમનામાં વિકાસ થઈ એ ઈતિહાસપ્રસિદ્ધ બને અને એના મુખ્ય મંત્રી હોવાનું માન પોતાને મળે.' આ મહત્ત્વાકાંક્ષાને બર લાવવા માટે હણુમંતે વ્યંકોજીનું જીવન ઘડી રહ્યા હતા. વ્યંકોજીને આ જરાએ ગમ્યું નહિ. સિંહાજી રાજાના સંતાનો મહારાષ્ટ્રના રાજા બને, મુસલમાની સત્તા એમને નમતી રહે અને હિંદુત્વનું ડૂબતું નાવડું પાછું તરતું થઈ જાય એ પોતાની ઈચ્છા ફળીભૂત કરવાના હેતુથી રઘુનાથપંત વ્યંકોજી રાજાને આ બધા કામો માટે તૈયાર કરવામાં સહેજ કડક હશે પણ એની સખ્તાઈનો હેતુ વ્યંકોજી સમજ્યો નહિ અને રઘુનાથપંતના વિરોધીઓના હાથમાં એ રમકડાની માફક રમવા લાગ્યો. રઘુનાથપંતના જાણવામાં આવ્યું કે વ્યંકોજી રાજા ખુશામતખોરોની સોબતમાં રહે છે અને એ સોબતીઓ એને આડે રસ્તે દોરવે એવા છે તેથી એ અધમ, ઈર્ષાખોર, સ્વાર્થી અને

એવા માણસને છૂટો રાખવો એ જોખમકારક છે એમ માની એને ગિરફતાર કરવાનો વિચાર કર્યો. વ્યંકોજી રાજાના આ વિચારોનો ભેદ એ પામી ગયો એટલે પોતાની જાતને બચાવવા માટે પોતાના કિસ્મતને દોષ દેતો તે તંજાવરથી નાસી છૂટ્યો.

વ્યંકોજીએ આ નવા રાજ્યમાં બહુ સુંદર બંદોબસ્ત કર્યો. પ્રજાને સુખી કરવા માટે એણે ઘણા સુધારા દાખલ કર્યા. ખેડૂતોને સુખી કરવા માટે અને ખેતીને ઉત્તેજન આપી, રાજ્ય આબાદ કરવા માટે નવી નહેરો બંધાવી અને તળાવો ખોદાવ્યાં. સત્તાવાળાઓની બેદરકારી અને સ્વાર્થીઓના ખેડૂતો ઉપરના જુલમને લીધે એ રાજ્યમાં જમીનનો મોટો ભાગ પડતર પડી રહ્યો હતો તે જમીનો વ્યંકોજીએ બંદોબસ્ત કરી ખેડૂતો પાસે ખેડાવી. ખેતી આબાદ થાય, ખેડૂત સુખી રહે અને રાજ્યની તિજોરી તેથી તર રહે એવા સુધારા ખેતીમાં દાખલ કરાવ્યા. ખેતી સુધરી અને ખેડૂતો સુંદર પાક લેતા થયા. આવી રીતે વ્યંકોજી રાજા પોતાનો કારભાર ચલાવી રહ્યા હતા.

સિંહાજી રાજા ભોંસલેના તાબામાં કોન્ડદેવ અને નારોપંત હણમંતે એ બહુ કાબેલ અને ચકોર કારકુનો હતા. આ બે કારકુનોમાંના દાદાજી કોન્ડદેવને સિંહાજી રાજા ભોંસલેએ પૂનાની જાગીરનો વહીવટ કરવા માટે રાખ્યો અને નારોપંત હણમંતેને સિંહાજી રાજા પોતાની સાથે કર્ણાટકમાં લઈ ગયા. દાદાજી કોન્ડદેવની હોશિયારી સંબંધી આપણે પાછલા પ્રકરણોમાં વાંચી ગયા. એમના જેવો જ હોશિયાર, કાબેલ અને દીર્ઘદ્રષ્ટિવાળો મુત્સદ્દી નારોપંત ભોંસલેની નોકરીમા જોડાયો તે પહેલાં નિઝામશાહીમાં મલીકંબરના હાથ નીચે કારકુન હતો. મલીકંબરના હાથ નીચે બહુ માણસો તૈયાર થયાં હતા તેમાંનો નારોપંત હણમંતે એક હતો. મલિકંબરની કારકીર્દિમાં ઘણા બુદ્ધિશાળી પુરુષોને સાચા કારકુનનું શિક્ષણ મળ્યું હતું. મલીકંબરની તાલીમ પામેલા ઘણા કારકુનોએ પોતાનું ભવિષ્ય ઉજ્જ્વળ કર્યું તેમાં નારોપંત અગ્રગણ્ય ગણાય. એ જાતમહેનત અને પોતાની અક્કલ હોશિયારીથી ઊંચી પદવીએ ચડયો હતો અને કારકુન તરીકે પ્રખ્યાત પણ થયો હતો. આ નારોપંત હણમંતે સિંહાજી રાજાની સેવામાં ઇ. સ. ૧૬૫૩ માં ગુજરી ગયો. એમને રઘુનાથ અને જનાર્દન નામે બે પુત્રો હતા. પિતાના મરણ પછી તેમની જવાબદારી રઘુનાથે પોતાને માથે લીધી. પિતાની માફક પુત્ર પણ માલીકની સેવા વફાદારીથી કરવા લાગ્યો.

## ૨. વ્યંકોજી રાજા અને હણમંતેનો અણબનાવ.

તંજાવરનું રાજ્ય વ્યંકોજી રાજા ભોંસલેના હાથમાં આવ્યું એટલે રઘુનાથ નારાયણે તે રાજ્યની બહુ કુનેહથી વ્યવસ્થા કરવા માંડી. રઘુનાથ હણમંતેમાં હિંદુત્વનું અભિમાન હતું. શિવાજી મહારાજનો એ પરમ ભક્ત હતો. શિવાજી મહારાજ હિંદુત્વના તારણહાર છે, રક્ષક છે, બેલી છે અને તેથી એમની સત્તા આખા મહારાષ્ટ્રમાં ફેલાયેલી જોવા હણમંતે બહુ જ આતુર હતો. મહારાજનો રાજ્યાભિષેક સમારંભ બહુ દબદબાથી અને ધામધુમથી થયો એ હણમંતેને બહુ જ ગમ્યું હતું. પોતાના માલીક સિંહાજી રાજાના બન્ને સંતાનો (૧) શિવાજી મહારાજ, (૨) વ્યંકોજી રાજા મળીને આખા મહારાષ્ટ્રમાં મરાઠાઓની સત્તા મજબૂત કરે એવી હણમંતેની ઇચ્છા હતી, એટલે એ હંમેશ શિવાજી મહારાજના વખાણ કરી પોતાના માલીક વ્યંકોજી રાજાને પાણી ચડાવતો. વ્યંકોજી રાજા નાનો હતો અને એને ઉત્તમ, હિંમતબાજ, શૂર અને પ્રભાવશાળી રાજા બનાવવાની જવાબદારી રઘુનાથપંતને માથે હતી, એટલે એને વ્યંકોજીને ઘણી વેળા કડવું લાગે એવું કહેવું પડતું અને કેટલીક મહત્ત્વની બાબતમાં એને તૈયાર કરવા માટે, એને તાલીમ આપવા માટે ધાક બતાવવાની પણ જરુર પડતી. હણમંતે વ્યંકોજીનો સેવક હતો. એ એના માલીકની સેવા બહુ વફાદારીથી કરતો હતો પણ પોતાના માલીકને ઉત્તમ બનાવવા માટે, એ પણ શિવાજી મહારાજ જેવો એક આદર્શ રાજા બને તે માટે તેને તૈયાર કરવાના કામમાં જેટલી સખ્તાઈ વાપરવી પડતી તે પણ વાપરતો. પોતાના માલીકનું જ હિત એને કરવું હતું એટલે એ પોતાની ફરજ પૂરેપુરી બજાવવામાં

પોતાના માલીકની ઈતરાજી વહોરવી પડે તો તે વહોરવા માટે તૈયાર રહેતો. હણુમંતે પોતાની ફરજ બજાવતાં અપ્રિય થઈ પડ્યો. દિવસે દિવસે બંને વચ્ચેનો અણબનાવ વધી પડ્યો. રઘુનાથપંત હણુમંતેના હાથમાં રાજ્યના મુખ્ય સૂત્રો હતાં એટલે એની ઈર્ષા કરનારા ઘણા હતા. વ્યંકોજીના દરબારના ઘણા માણસો ભડકામાં તેલ નાંખવા તૈયાર થયા. જેને કારભાર ચલાવવો છે, જેને રાજ્યનો વહીવટ કરવો છે, જેને બીન અનુભવી રાજાના મુખ્ય મંત્રીનું કામ કરવું છે, જેને અણઘડ રાજકર્તાને ઉત્તમ રીતે ઘડવાનું કામ કરીને કારભાર કરવો છે, તેવા માણસની ઈર્ષા કરનારા ઘણા નીકળી આવે. એવા માણસની દુશ્મનાવટ અને વિરોધ કરનારા તથા એવાની સાથે ઉપરથી મેળ રાખી અંદરથી કાતર મૂકનારા ઘણા નીકળી આવે છે. એની પડતીમાં ઘણા રાજી થાય, એનું બુરું ઈચ્છનારા ઘણા મળી આવે, એની સત્તા તોડવા માટે સાચું જુઠું કરનારા પણ નીકળી આવે એ સ્વાભાવિક છે. રઘુનાથપંતની સ્થિતિ પણ એવી જ હતી. વ્યંકોજી રાજાની સાથે એનું દિલ ઊંચું થયું હતું તેમાં વધારો કરવાના પ્રયત્નો કેટલાક વિઘ્નસંતોષી પુરુષો કરવા લાગ્યા. જેને માથે રાજ ચલાવવાની જવાબદારી હોય તેને તો અનેક માણસોને, જવાબદાર અધિકારીઓને પણ અનેક કારણોને લીધે નારાજ કરવા પડે. જેને માથે તંત્ર ચલાવવાની જવાબદારી આવી પડે છે તે જવલ્લે જ લોકપ્રિય રહી શકે છે. કેટલાક પોતાનું ધાર્યું ન થાય માટે દ્વેષે બળે અને બરોબરીઆ તેજોદ્વેષ અને ઈર્ષાને લીધે એના રાયતામાં રાજી હોય. એક મોટા કુંટુંબનો કે સંસ્થાનો કારભાર જેને માથે આવી પડે તેની આ દશા થઈ જાય છે તો આ તો તંજાવર રાજ્યના કારભારની જવાબદારી રઘુનાથપંતના માથે આવી પડી હતી. રઘુનાથપંતનો દ્વેષ કરનારા અને ઈર્ષા કરનારા દરબારમાં હતા. વ્યંકોજી અને રઘુનાથપંતની વચ્ચે વારંવાર બોલાચાલી થતી હતી તે હણુમંતેના વિરોધીઓ ઝીણવટથી જોઈ રહ્યા હતા. વ્યંકોજી રાજાને રઘુનાથપંતનું વર્તન ગમતું નથી અને હણુમંતેનો અંકુશ રાજાને સાલે છે, એ પણ હણુમંતેના વિરોધીઓએ જોયું અને એમણે આ સ્થિતિનો લાભ લેવા માંડ્યો. રઘુનાથપંતથી રાજા વ્યંકોજી નારાજ છે એ જોઈ કેટલાક સ્વાર્થી માણસોએ રાજાના કાન ભંભેરવા માંડ્યા અને એનું મન કલુષિત કરવા માંડ્યું. 'ચાડીયો માણસ અને વાયડું ધાન (ધાન્ય) બધાને ગમે' એ કહેવત પ્રમાણે ચાડીઆઓ અને ખુશામતખોરોના પાસા વ્યંકોજી રાજાની પાસે સવળા પડવા લાગ્યા. ખુશામતમાં તો બહુ ભારે શક્તિ હોય છે. ભલભલા પીઢ માણસો પણ એમાં પતિત થાય છે. અનુભવી, ડાહ્યા અને મુત્સદ્દીઓ પણ ખુશામતની અસર પોતા ઉપર નહિ થવા દેવાની સાવચેતી રાખે છે. તેમના ઉપર પણ તેઓ ન જાણે એવી રીતે ખુશામત અસર કરી જાય છે તો આ બીનઅનુભવી અને ઉછરતા યુવાન વ્યંકોજી તો એમાં સપડાઈ જાય એવી જરાએ નવાઈ નહિ. રાજાને હણુમંતેનો અંકુશ ખૂંચતો હતો. અને તેમાં વળી સ્વાર્થી અને આજુબાજુના ખાંધીઆઓએ એમના કાન ભંભેર્યા એટલે પૂછવું જ શું? સહેજ સહેજ વાતમાં જુવાન રાજા અને અનુભવી મંત્રીની વચ્ચે ઝગડા થતા. એક બીજાનાં દિલ ઊંચા થયાં હતાં તેમાં રોજ વધારો થતો. રઘુનાથપંત જબરો મહત્ત્વકાંક્ષી પુરુષ હતો. એની ઈચ્છા એ હતી કે શિવાજી મહારાજની માફક વ્યંકોજી રાજા પણ પ્રભાવશાળી થાય અને દેશમાં પંકાય, એમના રાજ્યનો વિસ્તાર વધે, સત્તા વધે, દુશ્મન એમનાથી ચોંકતો રહે અને અનેક ગુણોનો એમનામાં વિકાસ થઈ એ ઇતિહાસપ્રસિદ્ધ બને અને એના મુખ્ય મંત્રી હોવાનું માન પોતાને મળે.' આ મહત્ત્વાકાંક્ષાને બર લાવવા માટે હણુમંતે વ્યંકોજીનું જીવન ઘડી રહ્યા હતા. વ્યંકોજીને આ જરાએ ગમ્યું નહિ. સિંહાજી રાજાના સંતાનો મહારાષ્ટ્રના રાજા બને, મુસલમાની સત્તા એમને નમતી રહે અને હિંદુત્વનું ડૂબતું નાવડું પાછું તરતું થઈ જાય એ પોતાની ઈચ્છા ફળીભૂત કરવાના હેતુથી રઘુનાથપંત વ્યંકોજી રાજાને આ બધા કામો માટે તૈયાર કરવામાં સહેજ કડક હશે પણ એની સખ્તાઈનો હેતુ વ્યંકોજી સમજ્યો નહિ અને રઘુનાથપંતના વિરોધીઓના હાથમાં એ રમકડાની માફક રમવા લાગ્યો. રઘુનાથપંતના જાણવામાં આવ્યું કે વ્યંકોજી રાજા ખુશામતખોરોની સોબતમાં રહે છે અને એ સોબતીઓ એને આડે રસ્તે દોરવે એવા છે તેથી એ અધમ, ઈર્ષાખોર, સ્વાર્થી અને

ખુશામતીઆઓની સોબતમાં ન રહે તે માટે એણે એને કહ્યું અને કહેવડાવ્યું. હણુમંતેના પ્રયત્નો નિષ્ફળ ગયા. વ્યંકાજીને બગાડનારાઓને દૂર કરવાના પ્રયત્નો રઘુનાથપંતે કર્યા પણ તેમાં એ ન ફાવ્યો. વ્યંકાજી રાજાને લાગ્યું કે હણુમંતે સ્વાર્થી છે અને તે પોતાના માલીકને સ્વતંત્ર કામ કરવાની છૂટ નથી લેવા દેતા, એ પોતાના માલીકને હંમેશને માટે અંકુશ નીચે રાખવા ઈચ્છે છે એ હવે સહન કરવા જેવું નથી એવું પણ એને લાગ્યું એટલે હણુમંતેનો અંકુશ દૂર કરવાનો અથવા એ અંકુશની જરાપણ દરકાર નહિ રાખવાનો એણે નિશ્ચય કર્યો. હણુમંતે વારંવાર વ્યંકાજીને ઉપદેશ કરતા અને એના મોટા ભાઈ શિવાજી રાજાને પગલે ચાલવા એને વારંવાર સમજાવતા. શિવાજી રાજાની હિંમત, તેમનું શૌર્ય, તેમની ફતેહ વગેરે નજર સામે રાખી પોતાનું જીવન તે રસ્તે વાળવા હણુમંતે વ્યંકાજીને વિનવતો. વ્યંકાજીને આ ઉપદેશ ગમતો નહિ. ઘણી વખતે એણે હણુમંતેનું અપમાન કર્યું. પોતાના જૂના માલીકની કૃપા અને એમણે બતાવેલો પ્રેમ યાદ કરી વ્યંકાજીએ કરેલા અપમાન ભૂલી જવાનો એ પ્રયત્ન કરતા પણ તેની અસર વ્યંકાજી ઉપર બહુ ખરાબ થતી. વ્યંકાજી રાજા તો વારંવાર સહેજ બાબતમાં પણ હણુમંતેના કહેવા તરફ દુર્લક્ષ કરવા લાગ્યો એટલું જ નહિ પણ એમનું અપમાન કરવા ચૂકતો નહિ. હણુમંતે પણ આત્મમાનની લાગણીવાળો હતો એટલે એ વધુ અપમાન સહન કરે એવો ન હતો. વ્યંકાજીની નોકરી છોડી ચાલ્યા જવાનો પણ એ વિચાર કરી રહ્યો હતો પણ સિંહાજી રાજાનો પ્રેમ યાદ આવતાં એ બધું ગળી જતો. આવી સ્થિતિમાં વ્યંકાજીને છોડીને જતા રહેવાથી શિવાજી મહારાજ નારાજ થશે અને એ ઠપકો દેશે એ વિચારથી હણુમંતે પાછો ઢીલો થઈ જતો. શિવાજી મહારાજને કોઈ રીતે હણુમંતે નારાજ કરવા ઈચ્છતો ન હતો. આખરે વાત વધી પડી અને વ્યંકાજી રાજાના વર્તનથી હણુમંતે તદ્દન કંટાળી ગયો. એણે વ્યંકાજી રાજાના વર્તનની અને તંજાવરના રાજકારભારની સવિસ્તર હકીકત શિવાજી મહારાજને લખી જણાવી. મહારાજને પત્ર વાંચી દુખ થયું. એમણે વ્યંકાજી રાજા ભોંસલેને પત્ર લખી ઉપદેશ આપ્યો. પોતાના નાના ભાઈને મહારાજે શિખામણનો નીચેની મતલબનો પત્ર લખ્યોઃ—' હું તમારા સંબંધમાં વારંવાર તપાસ કરતો જ રહું છું. ઘણી વખતે મને તમારા રાજ્યની વ્યવસ્થાની અને તમારા વર્તન સંબંધની ખબરો મળે છે. ' સોબત તેવી અસર ' એ કહેવત તો તમે જાણો છો ' ' મિત્ર તેવી મતિ અને કર્મ તેવી ગતિ ' એ તમારે ભૂલવું નહિ. દોસ્તી અને સંગતિ માણસનું જીવન ઘડવામાં બહુ મોટો ભાગ ભજવે છે. તમે ખુશામતીઆ, સ્વાર્થી, વિઘ્નસંતોષી, ઈર્ષાખોર અને નાલાયક માણસોની સોબતમાં જીવન ગાળો છો એ જાણી મને ભારે દુખ થયું છે. એવા માણસોની સોબતમાં તમારું જીવન બગડશે, સદ્ગુણોના વિકાસ થવાને બદલે દુર્ગુણો પોસાશે, બુરી આદતો પેદા થશે અને મહાન કાર્યો માટે જીવન નાલાયક નીવડશે. ખુશામતીઆઓ તમારા દરબારમાં હવે પોષાય છે, સ્વાર્થી સાધુઓને તમારા રાજ્યમાં આજે ઉત્તેજન મળી રહ્યું છે, નાલાયક માણસોને તમે આજે ઊંચી પદવીએ ચડાવી રહ્યા છો ? નાલાયકોના હાથમાં સત્તા જાય તો તેનાં બહુ માઠાં પરિણામો રાજાને ભોગવવાં પડે એ તમારે જાણવું જોઇએ. સ્વ. પિતાશ્રીએ કસોટીએ ચડાવીને, અનેક આપદાઓ વખતે સંકટની ભઠ્ઠીઓમાં તાવીને કારભાર ચલાવવા માટે માણસો ચૂંટ્યા હતાં. માણસોને બરોબર પારખીને, તેમની શક્તિ જાણીને, તેમની જવાબદારી ઝીલવાની તાકાદ તપાસીને જ કસાયેલા મુત્સદ્દી પુરૂષોને આપણા સ્વર્ગવાસી પિતાશ્રીએ રાજકારભારમાં રોક્યા હતા. તેવા અનુભવી, કસાયેલા, સ્વામિભક્ત, કાર્યદક્ષ વફાદાર માણસો રાજ્યના સ્થંભો કહેવાય. તેવા માણસોનાં અપમાન કરી તેમને તમે નારાજ કરો છો, એમની શિખામણોને તમે ઠોકરે મારો છો અને કેવળ સ્વાર્થીઓની શિખામણ મુજબ તમે વર્તો છો એ જાણી બહુ લાગી આવે છે. તમારા જેવા પરમપૂજ્ય સ્વ. પિતાજીની તાલીમમાં તૈયાર થયેલાએ આવું કરવું ઉચિત નથી. સારે નસીબે તમારી પાસે રઘુનાથપંત હણુમંતે જેવા કાર્યકુશળ, અનુભવી મુત્સદ્દી અને કાબેલ મંત્રી છે તેમની સેવાનો તમે બરોબર સદુપયોગ કરજો અને એ તથા જૂના જવાબદાર અમલદારોને નારાજ કર્યા વગર એમની પાસેથી કામ

લઈ રાજ્યની વૃદ્ધિ કરો. તમારું રાજ્ય વધારવાનો, તમારી સત્તા વધારવાનો, તમારી કીર્તિ વધારવાનો આ તમારે માટે અનુકૂળ વખત છે.' આ મતલબનો પત્ર શિવાજી મહારાજે લખેલો તે વ્યંકોજી રાજાને મળ્યો. એણે એ પત્રમાંથી ઉપદેશ ન લીધો, શિખામણ ન લીધી. મહારાજના આ પત્રથી વ્યંકોજીને બહુ માઠું લાગ્યું અને પોતાનું અપમાન થયું એમ એ માનવા લાગ્યા તથા હણમંતે જ આ બધા દુખનું મૂળ છે એવી એની ખાતરી થઈ. પરિણામે હણમંતે માટે જે ક્રોધ હતો તેમાં ઉમેરો થયો. રાજા અને પ્રધાનની વચ્ચે જ્યારે અણબનાવ હોય છે ત્યારે પ્રજાની દશા બહુ બૂરી થાય છે. ખાનગીમાં અને જાહેરમાં, સભામાં અને દરબારમાં વ્યંકોજી અને હણમંતેની વચ્ચે નજીવા મુદ્દા ઉપર પણ બોલાચાલી થવા લાગી. જ્યારે એક બીજાનાં દિલ ઊંચા થયેલાં હોય અને એક બીજાના મનમાં એકબીજાને માટે કંઈ કિલ્મિષ ભરાયું હોય ત્યારે નાની નાની વાતોમાં મોટા મોટા મતભેદ થઈ જાય છે અને એવા મતભેદનું પરિણામ બહુ જ માઠું આવે છે. અમુક એક વ્યક્તિ માટે અમુક માણસના મનમાં અમુક બાબત માટે વહેમ ઉભો થાય એટલે એ વ્યક્તિના સુંદરમાં સુંદર કૃત્યો, ભારેમાં ભારે લાભકારી કૃત્યો પણ બહુ જુદી નજરથી જોવામાં આવે છે અને નિર્મળ કૃત્યોમાં પણ મેલ દેખાય છે. મનનો મેલ નજરમાં આવ્યા સિવાય નથી રહેતો. આવી જ સ્થિતિ વ્યંકોજી અને હણમંતેની થઈ હતી. હણમંતે કંઈપણ બોલે, સૂચના કરે, મહત્ત્વની બાબતમાં રસ્તો સૂચવે, ગૂંચ ઉકેલે તો તે કૃત્ય પણ વ્યંકોજીને ગમતું નહિ અને તે હણમંતેની દરેક હિલચાલ અને દરેક કામ શંકાની નજરથી જોતો. વ્યંકોજી સહેજ બોલે તો હણમંતેનું મન દુભાતું અને એને અપમાન લાગતું અને મનમાં ઓછું પણ આવતું. આવો સંબંધ ઝાઝા દિવસ સુધી ન નભી શકે. એવી સ્થિતિ આવ્યા પછી પણ બહારના દેખાવની ખાતર એ સંબંધ નામનો ખેંચ્યો કરે તે તૂટ્યા સિવાય રહેતો નથી અને એનું પરિણામ ભારે કડવું અને દ્વેષ તથા વેરથી ભરેલું આવે છે.

એક દિવસે વ્યંકોજી રાજાનો દરબાર ભરાયો હતો. રાજા અને પ્રધાન બંને વાદવિવાદમાં ઉતર્યા. વાદવિવાદ વધ્યો અને ગરમા ગરમ ચર્ચા ચાલી. એ ચર્ચા ચાલી રહી હતી તે દરમિયાન હણમંતેએ વ્યંકોજીને ઉપદેશ કરવા માંડ્યો અને શિવાજી મહારાજનો દાખલો લેવા કહ્યું. વ્યંકોજીને આ ગમ્યું નહિ. વ્યંકોજી પણ હણમંતેનો અંકુશ ફેંકી દેવા તૈયાર થયો. પ્રધાન હણમંતેએ કંઈક વાત દાબીને કહી, એનો જવાબ વ્યંકોજીએ માથું ફેરવીને આપ્યો. હણમંતેને આથી ભારે અપમાન લાગ્યું અને એ બોલ્યોઃ 'મહારાજને એમ લાગતું હશે કે અમને કોઈ ઠેકાણે નોકરી નથી મળતી એટલે ગમે તેવા અપમાન મહારાજ કરે છે છતાં અમે માથું મારીને અહીં પડી રહ્યા છીએ. મહારાજની જો આવી માન્યતા હોય તો તેમાં એમની ભૂલ છે. સ્વ. સિંહાજી મહારાજનું નિમક પેટમાં છે, એમના અનંત ઉપકારો નજર સામે છે, એટલે જ આપ કરો છો તેટલા અપમાનો મૂગે મોંઢે ગળીએ છીએ. નિમક પ્રત્યેની અમારી વફાદારીને મહારાજ અમારી લાચારી માની બેઠા છે એટલે જ વારંવાર અપમાન કરે છે. અમે અપમાન સહન કરીએ છીએ તે લાચારીને લીધે નહિ પણ વફાદારીને લીધે એ મહારાજે ભૂલવું ન જોઈએ અને મહારાજની એવી જ મરજી હોય કે અમારે એમનું છત્ર છોડી દેવું તો તેમ મહારાજ અમને જણાવે. મહારાજ રજા આપે તો અમે દરબાર છોડવા તૈયાર છીએ. અમે તો નકામા અહીં પડ્યા છીએ એટલે અમને નિભાવવાના છે એમ જો મહારાજની માન્યતા હોય તો અમને રજા આપી દે. વારંવાર અપમાન કરીને અમારી સ્થિતિ મહારાજે બહુ કફોડી કરી નાંખી છે. અમને દૂર કરવાની મહારાજની ઇચ્છા હોય તો અમને જણાવી દે. અમો અમારો રસ્તો સીધો કરીશું.' આ શબ્દો સાંભળતાં જ વ્યંકોજી રાજાનો મિજાજ ખસ્યો, ગરમ થઈ ગયા અને પ્રધાનના આ મગરૂરી ભરેલાં વાક્યોને કૃતિથી જવાબ આપવાનો વિચાર કર્યો. મહારાજે તરત જ પાનબીડાં મંગાવ્યા અને હણમંતેને કહ્યું કે 'વારંવાર જવાની બીક બતાવો છો તો પધારો. હું રજા આપું છું.' એમ કહી હણમંતેને વ્યંકોજી રાજાએ વિદાયગીરીનું

પાન બીડું આપ્યું અને દરબાર છોડવાની રજા આપી. હણમંતે પણ આત્મમાનની જ્વલંત જીવતી લાગણીવાળો પરાક્રમી પુરુષ હતો એટલે એણે વ્યંકોજીએ આપવા માંડેલાં પાન બીડાં બીલકુલ આનાકાની વગર લીધાં અને માલીકને છેવટનો મુજરો કરી રજા લઈ દરબાર છોડ્યો. હણમંતે દરબારમાંથી સીધો નગર બહાર ગયો અને ત્યાં તંબુ તાણી મુકામ કર્યો.

હણમંતે ગયા. વ્યંકોજી રાજાનો દરબાર હણમંતે વગરનો થઈ ગયો. વિરોધીઓ રાજી થયા. વ્યંકોજીની માનીતી ટોળી વિજયાનંદ અનુભવવા લાગી. વ્યંકોજી પોતે પણ હણમંતેના અંકુશમાંથી છૂટા થયાના સંતોષનું સુખ ભોગવવા લાગ્યો. વ્યંકોજી રાજા નિરંકુશ બન્યાથી તેમનો પૂરેપુરો લાભ લેવાનો વિચાર રઘુનાથપંતના વિરોધીઓ કરવા લાગ્યા. હણમંતે ગયા એ ઠીક ન થયું એવી માન્યતાવાળાઓને પોતાના વિચાર જોરજુલમથી પણ મનમાં જ દાબી દેવાના હતા, એટલે એવા માણસો દિલ નારાજ હોવા છતાં, હૈયામાં બળતી હોળીએ મોં ઉપર સ્મિત બતાવવાનો અખતરો અજમાવવામાં પડ્યા. રઘુનાથપંતને રજા આપી દીધી એ કામ ઘણાને ન ગમ્યું પણ વ્યંકોજી રાજાના આ નિકાલની સામે એક પણ અક્ષર ઉચ્ચારી એમને નારાજ કરવાની કોઈની હિંમત ન હતી. દરબારનો રંગ બદલાઈ ગયો અને વ્યંકોજીનું તકદીર બદલાવાની શરૂઆત પણ થઈ ગઈ ઘણી વખતે ખરા માણસની ખરી કિંમત તેની ગેરહાજરીમાં જ અંકાય છે. ભાવીના ગર્ભમાં શું છે તેની ખબર બિચારા વ્યંકોજીને ક્યાંથી હોય ?

આત્મમાન સાચવવા ખાતર દરબાર છોડ્યો પણ હવે શું કરવું એ વિચારમાં હણમંતે પડ્યો. તેના હૈયામાં અનેક વિચારોની ગડમથલ થઈ રહી હતી. 'જે સત્તાની એકનિષ્ઠાથી, નિમકહલાલીથી સેવા કરી, જે માલીકનું માન અને સત્તા વધારવા માટે અહોનિશ ચિંતા વહી, જે માલીકનું ભલું કરવા માટે અનેક સંકટો સહન કર્યાં, જે માલીકના વિજયમાં અંતરનો આનંદ માન્યો, જે માલીકની ચિંતા સાંભળી મોંના પાણી સુકાયાં, જે માલીકની કીર્તિ વધારવા માટે અનેક આપદાઓ વ્હોરી લીધી તેજ માલીકે અપમાન કર્યું! માલીકના સાચા હિતની વાત કરતી વખતે મેં મારા હિતની દરકાર ન કરી, તેનો આજે મને આ બદલો આપે છે!' આ વિચારોથી હણમંતે બેચેન બની ગયો હતો. વ્યંકોજીએ કરેલા અપમાનનો ઊંડો ઘા એના કલેજાને ભારે દુખ દઈ રહ્યો હતો. માણસ જ્યારે અપમાન પામે છે અથવા પોતાના અપમાન માટે વેર વસુલ કરવાનો વિચાર કરે છે ત્યારે સેંકડે ૯૯ માણસો ડાહ્યા, મુત્સદ્દી અને અનુભવી હોવા છતાં ભાન ભૂલે છે. ગુસ્સામાં ગાંડા બની જાય છે અને ગમે તે રસ્તે ગમે તેમ કરીને, ગમે તેવું પરિણામ આવે તોપણ વેર વસુલ કરવાનું સાહસ ખેડવા તૈયાર થઈ જાય છે. વેર વસુલ કરવાની ઝાળ જેનામાં પ્રગટે છે તે માણસની મનોદશા બહુ નબળી બની જાય છે. વેર વેરને વેર સિવાય એને બીજું કંઈ સૂજતું જ નથી અને વેર વસુલ કરવા માટેના રસ્તા કે સાધનો નક્કી કરવામાં સારાસારનો વિચાર કરવાની શક્તિ અને તેના પરિણામો ધારવાની તાકાદ પણ એનામાં નથી રહેતી. પોતાનું વેર એને એટલું બધું સાલે છે કે એ હાંસલ કરવામાં અને જે રીતે અથવા જેની મારફતે એ હાંસલ કરવા ઈચ્છતો હોય તેથી ગામનું, ગાળાનું, ધર્મનું કે આખી મનુષ્ય જાતિનું નુકસાન થશે એતું પણ એને ભાન નથી રહેતું. અપમાનથી તરતજ ઉશ્કેરાઈ જઈ ગાંડા બની વેર વસુલ કરવા બહાર પડે તેનામાં સાચી શક્તિની ખામી ગણાય. જે માણસ અપમાન પી જાય છે, પણ અપમાનને નીરંતર યાદ રાખી શાન્ત મગજે સારાસારનો વિચાર કરી પગલાં ભરે છે તે માણસજ સાચો શક્તિવાળો હોય છે અને ધારી અસર ઉપજાવી શકે છે. વેરના ભડકાથી બળી રહેલા માણસોમાંથી સારાસાર વિચાર ચાલ્યો જાય છે. દીર્ઘદ્રષ્ટિ પણ એવાની મંદ પડી જાય છે. પરિણામ કલ્પવાની શક્તિ પણ મંદ પડી જાય છે. વેરથી પ્રેરાયલો માણસ વેર વસુલ કરતાં ભાન ભૂલીને પોતાને, સામાને, સમાજને અને કેટલીક વખતે તો આખા દેશને નુકસાન કરી બેસે છે. હાહુલીરાય અને પ્રધાન માધવના દાખલાઓ હિંદના હિંદુઓની નજર આગળ મોજુદ છે.

હિંદુસ્થાનના ઇતિહાસમાં આવા દાખલાઓની ખોટ નથી. હણુમંતે બહુ માની સ્વભાવનો માણુસ હતો. એની આત્મમાનની લાગણી બહુ તેજ હતી. એ શક્તિવાન અને લાગવગવાળો મુત્સદ્દી હતો. ભર-દરબારમાં એનું અપમાન થયું હતું એ ગળી જવું એને માટે મુશ્કેલીભરેલું હતું. હણુમંતેમાં પણ અપમાનનો બદલો લેવાની વૃત્તિ પ્રગટ તો થઈજ હતી. આ અપમાન એના હૃદયને ડંખી રહ્યું હતું. આ અપમાનથી એ ખૂબ બળી રહ્યો હતો છતાં પણ સારાસાર વિચાર અને હિંદુત્વ માટેનું અભિમાન એનામાંથી ગયાં નહતાં. હણુમંતેના હૈયામાં ગુસ્સો પ્રબળ પ્રકટ્યો હતો પણ હિંદુત્વ માટેના અભિમાનની જ્યોતિ એનામાં વધારે તેજ અને બળવાળી હતી. વ્યંકોજી રાજાનો આંકડો નરમ પાડવાને માટે, વ્યંકોજીને પાંસરો કરવાને માટે, હણુમંતેએ ઘણા વિચારો કર્યા. વિચારોની ઉથલપાથલ એના હૃદયમાં ખૂબ થઈ હશે અને કોઈ મુસલમાન સત્તાની મદદ લેવાના અને તે મારફતે વેર વસુલ કરવાના વિચારો પણ એનામાં નહિ ઉભા થયા હોય એમ ન કહી શકાય, પણ એનામાં હિંદુત્વની લાગણી જાજ્વલ્ય-માન હતી એટલે એ વિચાર આવ્યો હોય તો પણ એવા વિચારોથી એ અંધ ન બન્યો. વેરવસુલ કરવા જતાં વિવાહની વરસી ન થાય, કડી લેતાં પાટણ ન પરવારાય અને બકરી કાઢવા જતાં ઊંટ ન પેસી જાય એ વિચારો કરવા જેટલું એણે પોતાનું મગજ ઠંડું તો રાખ્યુંજ હતું. ઊંડો વિચાર કર્યા પછી એણે નક્કી કર્યું કે વ્યંકોજીનો આંકડો નરમ તો પાડવો છે પણ તે એવી ખૂબીથી કે તે કરવા જતાં હિંદુ સત્તાને આંચ ન આવે, ધક્કો ન લાગે. વ્યંકોજીને પાંસરો કરવાની એની ઇચ્છા હતી, એને ખરાબ કરવાની એની દાનત ન હતી. આજુબાજુના સરદારો અને જાગીરદારોને મળીને હણુમંતે વ્યંકોજીની સામે બંડ કરી શકત પણ એ રસ્તો એણે ન લીધો. શિવાજી મહારાજ માટે એને બહુ માન હતું એટલે એમને મળી વ્યંકોજીને ઠેકાણે લાવવાનો વિચાર કર્યો. શિવાજી મહારાજને ખરી હકીકતથી વાકેફ કરી એમને કર્ણાટકમાં લઈ આવવાનો નિશ્ચય કર્યો.

રઘુનાથપંતે પોતાનું વેર વસુલ કરવાનો અને વ્યંકોજીને નમાવવાનો તથા વ્યંકોજીના ખુશામતીઆં સલાહકારોને ખસેડવાનો માર્ગ શોધી કાઢ્યો. આ રસ્તો શોધી કાઢ્યા પછી એના ઉપર ઝીણવટથી વિચાર કરતાં હણુમંતેને દેખાઈ આવ્યું કે શિવાજી મહારાજને કર્ણાટક ઉપર લઈ આવવાની એની યોજના અમલમાં આણુવામાં ઘણી હરકતો અને અડચણો નડે એવી છે. વિચાર કરતાં એને જણાયું કે શિવાજી મહારાજનો બિજાપુર અને મુગલો સાથેનો વિગ્રહ જો રંગે ચઢ્યો હોય તો એ કર્ણાટક ઉપર ચડાઈ કરવાનું આમંત્રણ સ્વીકારશે નહિ. બીજું બિજાપુર અને મુગલો મહારાજને તોડવા માટે ગમે તે વખતે મળી જાય છે. મુગલોની કરડી નજર હંમેશ ગોવળકોંડા ઉપર હોય છે અને ગોવળકોંડા ગમે તે પ્રકારે ગળી જવાની મુગલોની દાનત છે. કુતુબશાહીનો બરોબર મેળ થાય તો મુગલ અથવા આદિલશાહી પણ સહેજ ઢીલી પડે અને મહારાજને કર્ણાટક ઉપર ચડાઈ કરવાનું શકય બને. આવી રીતે વિચાર કરી ચારે તરફ નજર દોડાવી રઘુનાથપંત હણુમંતેએ હૈદરાબાદ ( ભાગાનગર ) જઈ મુખ્ય મુત્સદ્દી માદણ્ણા ( મદનપંત ) પંતને સાધી કુતુબશાહ અને શિવાજી મહારાજનો મેળ થાય એ માટે પૂરેપુરો બંદોબસ્ત કરી મહારાજ પાસે જવાનો વિચાર કર્યો. કર્ણાટકમાં બનેલા બનાવની શિવાજી મહારાજને ખબર આપી દીધી હતી.

### ૩. રઘુનાથપંત હણુમંતેનું મુત્સદ્દીપણું.

કુતુબશાહીના મુખ્ય મુત્સદ્દીઓ માદણ્ણાપંત ( મદનપંત ) અને આકણ્ણા ( એકનાથપંત ) બંધુઓ શિવાજી મહારાજના વખાણનારાઓ છે, એમને હિંદુત્વનું અભિમાન છે અને એ મહારાજને હિંદુત્વનાં તારણહાર માને છે એની રઘુનાથપંતને ખબર હતી એટલે એમણે પોતાની ધારી બાજી એમની મારફતે પેશ લઈ જવા કમર બાંધી. રઘુનાથપંત પોતાના થોડા માણુસો સાથે ભાગાનગર જવા નીકળ્યો.

ભાગાનગર નજીક આવી પહોંચ્યો એટલે પોતે એકલા એક સાદા પંડિતનો વેશ ધારણ કરી પોતાની સાથે ૨ ચેલાઓ લઈ માદણ્ણાપંતને ત્યાં ગયા. માદણ્ણાપંતના મહેલમાં બ્રાહ્મણોને જવા માટે છૂટ હતી. સવારે સંધ્યાસ્નાન વખતે આ વેશધારી પંડિત, પંડિતના લેબાસમાં પોતાના બે ચેલાઓ સાથે માદણ્ણાપંતના મહેલમાં આવી પહોંચ્યા.

આજે માદણ્ણાપંતને મુકામે શિવ અને વિષ્ણુ માર્ગના પંડિતોની સભા હતી અને બંને પોતપોતાના પંથની—માર્ગની મહત્તાના સંબંધમાં વાદવિવાદ કરવાના હતા. આજની આ ધાર્મિક સભા બહુજ મહત્ત્વની હોવાથી ઘણા પંડિતો આવ્યા હતા. ચર્ચા સાંભળવા માટે પણ ઘણા વિદ્વાનો ભેગા થયા હતા. આજે કુતુબશાહીના પ્રભાવશાળી પ્રધાનને ત્યાં આવો મહત્ત્વનો જલસો હતો, એટલે વિદ્વાનો અને પંડિતોની ઠઠ જામી હતી. માદણ્ણાપંત પોતે પણ જબરો વિદ્વાન હતો. એ વિદ્યાવિલાસી હતો. પંડિત અને વિદ્વાનોનો એ આશ્રયદાતા હતો. આજના આ જલસામાં આ નવો પંડિત ( રઘુનાથપંત હણમંતે ) પોતાના બે ચેલાઓ સાથે જઈને બેઠો. પંડિતોના વિવેચનો અને વાદવિવાદ શરૂ થયા. આવી રીતે જલસાનું કામ બરોબર રંગે ચડ્યું એટલે આ નવા પંડિત ઉભા થયા અને પોતાની ઉત્તમ શૈલી અને વકતૃત્વથી એમણે પ્રથમ શૈવ માર્ગની સર્વોત્તમતા પ્રતિપાદન કરી અને સભાના પંડિતોને અને વિદ્વાનોને છક કરી નાંખ્યા. બધાનું ધ્યાન આ નવા પંડિત તરફ ખેંચાયું. બધા એની તરફ ટગર ટગર જોવા લાગ્યા. માદણ્ણાપંત પણ આ નવા પંડિતનું પાંડિત્ય જોઈ બહુજ રાજી થયા. હાજર રહેલા બધા આ પંડિતની પ્રશંસા કરવા લાગ્યા. વિરોધી પક્ષના પંડિતો પણ આ અસાધારણ બુદ્ધિવાળા વિદ્વાન વક્તા પ્રત્યે માન બતાવવા લાગ્યા. વિવેચનો આગળ ચાલ્યાં એટલે પછી આ પંડિતે વૈષ્ણવ સંપ્રદાયની સર્વોત્તમતા દાખલા દલીલો, ઉત્તમ છટા અને આધાર સાથે પ્રતિપાદન કરી. સભામાં હાજર હતા તે બધા પંડિતો આ પંડિતની વિદ્વતાથી નિરુત્તર બની ગયા. શ્રોતાજન એની દલીલો અને મીઠી વાણીમાં તલ્લીન બની ગયા હતા.

સભાનું કામકાજ આટોપ્યા પછી માદણ્ણાપંતે રઘુનાથપંતને પોતાની પાસે ખાનગીમાં બોલાવ્યો અને એમની ખૂબ પ્રશંસા કરી અને એને પોતાને ત્યાં રોકી એની સાથે વાર્તાલાપ કરવા માંડ્યો. માદણ્ણાપંત જેમ જેમ આ પંડિતની સાથે વાતોમાં ઊંડા ઉતર્યો તેમ તેમ આ નવા પંડિતની વિદ્વત્તાની અને હોશિયારીની ખાતરી થતી ગઈ. આખરે બહુ રાજી થઈ આ પંડિતને ખૂશ કરવા માટે કીમતી વસ્ત્રો અને આભૂષણો માદણ્ણાપંતે આપવા માંડ્યા. આ જોઈને નવા પંડિતે કહ્યું. 'વઝીર સાહેબ, હું નથી પંડિત કે નથી ભિક્ષુક, હું નથી વિદ્વાન કે નથી યાચક, હું તો શિવાજી મહારાજનો સાધારણ પંક્તિનો પણ સાચો સેવક છું. લોકો મને રઘુનાથપંત હણમંતેના નામથી ઓળખે છે.' આ સાંભળી માદણ્ણાપંત આશ્ચર્યચકિત થઈ ગયા. રઘુનાથપંતને પોતાની પાસે બેસાડ્યો. હણમંતેએ આગળ ચલાવ્યું:—' આપ તો શિવાજી મહારાજના વખાણનારા છો અને એમના ખાસ હિતકર્તા છો. આપની પાસે રાજકારણને અંગે હું અત્રે આવ્યો છું. હિંદુત્વના એ તારણહારની અડચણો દૂર કરવા માટે હું આપની મદદ લેવા આવ્યો છું. આપ બંને ભાઈઓએ મહારાજના અંતઃકરણમાં બહુ ઊંડો વાસ કર્યો છે. મહારાજ પોતે આપની તો વારંવાર પ્રશંસા કરે છે અને ઘણી વખતે કેટલીક મહત્ત્વની બાબતમાં અને હિંદુત્વ માટેના અભિમાનની બાબતમાં નવા ઉછરતા મુત્સદ્દીઓને આપનો ધડો લેવા મહારાજ કહે છે. મહારાજે કર્ણાટક ઉપર ચડાઈ કરવી આ સંજોગોમાં શ્રેયસ્કર છે. મહારાજની સત્તા વધે અને એમના રાજ્યનો પાયો મજબૂત થાય એ પ્રયત્નો ચાલુ છે તેમાં આ સેવક કામ કરી રહ્યો છે. મહારાજની ચડતીમાં હિંદુત્વનો ઉદય છે, મહારાજની સત્તા વધારવામાં જ હિંદુઓના સુખનો વધારો થવાનો છે. મહારાજની સેવા એ હિંદુત્વની સેવા છે એમ હિંદુત્વ માટેની ધગશવાળા દરેકને લાગે છે. આપ ધર્માભિમાની છો, આપ હિંદુ ધર્મનો ઉદય ઇચ્છિઃ છો અને તે માટે આપથી બનતું કરો છો એ હું

જાણું છું એટલેજ આપની પાસે કુમક માટે આવ્યો છું. કુતુબશાહી પ્રત્યેની આપની વફાદારી પણ જાણીતી છે. બાદશાહ પ્રત્યેની આપની વફાદારીમાં જરાએ ઘટાડો કરવાની મારી સૂચના નથી.. મારી વિનંતિ તો આપને એ છે કે આપ બાદશાહ સલામતના દિલમાં મહારાજ માટે પ્રેમ ઉત્પન્ન કરો અને કર્ણાટકની ચડાઈમાં એ મહારાજને મદદ કરે એવી ગોઠવણ કરો." રઘુનાથપંતની વિવેક અને વિનયથી ભરપુર વિનંતિ સાંભળી માદણ્ણાપંતને અતિ આનંદ થયો અને આ વિનંતિના સંબંધમાં એમણે એની સાથે બહુ ચર્ચા કરી. વાટાઘાટ થયા પછી આખરે માદણ્ણાપંતે રઘુનાથપંતને એમણે કરેલી વિનંતિના સંબંધમાં ઘટતું કરવાનું વચન આપ્યું. કુતુબશાહ સુલતાનની મુલાકાત કરાવવા માટે રઘુનાથપંતે, માદણ્ણાપંતને વાત કરી. માદણ્ણાપંતે હણુમંતેની આ માગણી ઉપર ઊંડો વિચાર કર્યો. ચારે તરફનો વિચાર કરતાં માદણ્ણાપંતને પણ લાગ્યું કે રઘુનાથપંતને બાદશાહની મુલાકાત કરાવવી અને એના વિચારો અને વિનંતિ બાદશાહ આગળ રજૂ કરવાની તક આપવી. માદણ્ણાપંતે રઘુનાથપંતની બાદશાહ સાથે મુલાકાત ગોઠવી. જેમ માદણ્ણાપંતને રઘુનાથપંતે પોતાની વકતૃત્વ શક્તિથી, દલીલથી અને વાદવિવાદની શૈલીથી છક કરી નાંખ્યા હતા, તેવીજ રીતે એણે કુતુબશાહી સુલતાન તાનાશાહને પણ છક કરી નાંખ્યો હતો. સુલતાને હણુમંતેની મુલાકાત લીધી. અરસપરસ ચર્ચા થઈ. આખરે એણે રઘુનાથપંતની વિનંતિ ઉપર પૂરતું ધ્યાન આપવાનું વચન આપ્યું. કર્ણાટક જતી વખતે ભાગાનગર થઈને જવાનું વાતાચીતમાં નક્કી થયું.

## ૪. શિવાજી મહારાજની કર્ણાટક ઉપર સવારી.

શિવાજી મહારાજના જીવન ચરિત્ર ઉપરથી આપણે જોઈ શકીશું કે એમણે એમના જીવનમાં અનેક મુલકો ઉપર અનેક ફેરા ચડાઈઓ કરી. એ બધી ચડાઈઓ તપાસતાં આપણને કહેવું પડશે કે કર્ણાટકની ચડાઈ એ એમના જીવનમાં કરેલી બધી ચડાઈઓમાં સૌથી મોટી, સૌથી વધારે મહત્ત્વની અને ચિરઃસ્મરણીય હતી. મહારાજના મુત્સદ્દીપણાના, એમની દીર્ઘદૃષ્ટિના, એમની પહોંચ અને કાબેલિયતના, એમના દિલદારપણાના, એમના વિવેક અને વિનયના અનેક દાખલાઓ આ ચડાઈના વર્ણનોમાંથી મળી આવે છે. મહારાજની યશસ્વી કારકીર્દિના મંદિર ઉપર રત્નજડિત કળશ ચડાવનારી કર્ણાટકની ચડાઈ હતી. શિવાજી મહારાજના જીવનના દરેક બનાવે એમની કીર્તિ વધારી છે પણ કર્ણાટકની ચડાઈએ તો એમની કીર્તિને ઠેઠ ટોચે પહોંચાડી.

શિવાજી મહારાજ માંદા પડ્યા હતા. એમને પૂરેપુરા આરામની જરુર હતી, તેથી વિદ્વાનોની સલાહ અને સરદારો તથા સ્નેહીઓના આગ્રહથી એમણે આરામ માટે અનુકૂળ ઠેકાણે મુકામ કર્યો અને થોડી મુદત માટે ભારે કામકાજ બંધ રાખ્યું. મહારાજનું શરીર આરામ લેતું હતું પણ મગજ તો ભારે કામ કરી રહ્યું હતું. મગજને નહોતો આરામ કે નહોતો થાક. હિંદુત્વના રક્ષણ માટે, રાષ્ટ્રીયત્વની ભાવના મજબૂત કરવા માટે, પ્રજાનાં દુખો દૂર કરવા સ્થપાયેલા નવા રાજ્યને વધારી મજબૂત કરવા માટે મહારાજનું મગજ અનેક યોજનાઓ યોજી રહ્યું હતું. કયો મુલક જીતવો, કયા મુલકને જીતવાથી દુશ્મન સત્તાઓ આ નવી સ્થપાયેલી સરકારના મૂળ ઉપર ઘા ન કરી શકે એનો વિચાર મહારાજ ચોવીસે કલાક કરી રહ્યા હતા. આદિલશાહી, કુતુબશાહી, મુગલાઈ વગેરે સલ્તનતોની ખાનગી બાબતો જાણવા માટે મહારાજનું હેરખાતું (નજરબાજખાતું) બહુ સુંદર કામ કરી રહ્યું હતું. મુગલ સલ્તનતની ખરી સ્થિતિ કેવી છે, બાદશાહતમાં ક્યાં ક્યાં શાન્તિ છે, ઝગડા ક્યાં ઉભા થયેલા છે, અસંતોષ ક્યાં ફાટી નીકળ્યો છે, કયા મુલકમાં બાદશાહના જુલમથી પ્રજાના આગેવાનોમાં અસંતોષ ફેલાયો છે, કયા પ્રાન્તમાં સત્તાના છલને લીધે સત્તા પ્રજામાં અપ્રિય થઈ પડી છે, કયા ભાગના માણસો ત્રાસીને સત્તાને ઉખેડવા મરણિયા થયા છે, કયા ભાગના માણસો સત્તાની ઝૂંસરી ઉખેડવાની તૈયારી સાથે તકની રાહ જોઈ રહ્યા છે અથવા કયા ભાગના માણસો મહેનત કરે મરણિયા થાય એવા છે, વગેરે બાબતોની

તપાસ મહારાજા પોતાના ખાતરીના માણસો મારફતે કરાવતા. દુશ્મન મુલકમાં 'ચીણગારી નાંખ્યાથી ભડકો થાય એમ છે એની ખરી તપાસ કરવા માટે તો મહારાજ પોતાના નજરબાજખાતાના ખાસ ચૂંટી કાઢેલા કાબેલ માણસને મોકલતા અને આ બધી માહિતી મેળવ્યા પછી પોતાનો કાર્યક્રમ ગોઠવતા.

હિંદુસ્થાનની નામીચી અને પંકાયેલી સત્તાઓની ખરી પરિસ્થિતિ પોતાના વિશ્વાસપાત્ર અમલદારો તરફથી જાણ્યા પછી તે માહિતીની મહારાજે અનેક રીતે ખાતરી કરી લીધી. જ્યારે કોઈ પણ મુલક ઉપર ચડાઈ કરવાનો મહારાજનો વિચાર થાય ત્યારે તે બહાર પાડતાં પહેલાં તે મુલક સંબંધીની, ચડાઈ અને લડાઈ સંબંધીની તથા તેને કબજે રાખવા સંબંધીની ઝીણામાં ઝીણી માહિતી મેળવી તે ઉપર વિચાર કરી પોતાના બળનો, સાધનોનો, સામગ્રીનો, કુમકનો, સંકટ વખતે જોઈતી સહાયનો ઊંડો વિચાર કરી ચડાઈનો નિશ્ચય કરતા. ઘણી ફેરા એમના વિશ્વાસપાત્ર એને કાબેલ અમલદારો તરફથી મળેલી બાતમીઓ પણ એ નાણી જોતા. ઠંડુ મગજ, ઊંડા વિચાર અને દીર્ઘદૃષ્ટિનો બરોબર ઉપયોગ કરી એ પોતાના કામની દિશા નક્કી કરતા.

મુગલ શહેનશાહની હિલચાલ અને એના કાર્યક્રમ તથા શહેનશાહની છાવણીની નાની અને મોટી જાહેર અને છૂપી બધી બીનાઓની સાચેસાચી ખબરો જાણવા માટે મહારાજે બહુ ચાલાક અને તેજ બાતમીદારો રાખ્યા હતા. તેમણે મહારાજને ખબર આપી કે ઔરંગઝેબ બાદશાહ પંજાબ પ્રાંત તરફ ત્યાંની પ્રજાના અનેક ઝગડાઓને લીધે રોકાયો હતો તે ૧૬૭૬ના માર્ચની આખરે દિલ્હી આવી પહોંચ્યો હતો. શહેનશાહ પોતે પંજાબથી પાછો ફર્યો હતો પણ વાયવ્ય સરહદ ઉપરનાં બંડો, ઝગડાઓ અને ફાટી નીકળેલા અસંતોષને લીધે એ મુલકમાં અરાજકતા ચાલુ હતી. એ અવ્યવસ્થા અને અંધેરને લીધે મુગલ સલ્તનતનું મોટું લશ્કર સરહદની વ્યવસ્થામાં રોકાયેલું રહેશે એ ખબર પણ મહારાજને મળી હતી. દિલ્હીના શહેનશાહનું ધ્યાન ઉત્તરના ઝગડાઓ અને અસંતોષને ઠેકાણે પાડવામાં રોકાયું હતું. લશ્કરનો મોટો ભાગ પણ ત્યાં રોકાયો હતો એટલે દક્ષિણમાં મરાઠાઓની સત્તા તોડવા માટે મુગલો આ વખતે કંઈ કરી શકે એમ નથી એની મહારાજને પૂરેપુરી ખાતરી થઈ હતી. લીધેલા મુલકોની મજબૂતી કરી રાજ્યવિસ્તાર વધારવા માટે અને સત્તાના મૂળ ઊંડાં ઘાલવા માટેના કામમાં મરાઠાઓને આવા સંજોગોમાં મુગલો વિઘ્નકર્તા નિવડે એવી સ્થિતિમાં નથી એની મહારાજે બરોબર ખાતરી કરી લીધી. મુગલાઈ પછી મહારાજે આદિલશાહીનો વિચાર કરવા માંડ્યો. ઈ. સ. ૧૬૭૫ના નવેમ્બર માસમાં આદિલશાહીના અફગાન પક્ષના આગેવાન સરદારે બાળ બાદશાહ સિકંદરને પોતાના કબજામાં લીધો અને ૧૬૭૬ની શરૂઆતમાં મુગલોના મળતીઆ, બાળ બાદશાહના રક્ષક ખવાસખાનનું ખૂન થયું. આદિલશાહી દરબારના સરદારોમાં અનેક પક્ષ હતા, તેમાં અફઘાન પક્ષ, દક્ષિણી મુસલમાન પક્ષ, આબિસીનિયન પક્ષ એ મુખ્ય હતા. ખવાસખાનના ખૂન પછી દક્ષિણી મુસલમાન પક્ષ અને આબિસીનિયન પક્ષ એક થઈ ગયો અને બહિલોલખાનના પક્ષનો એક બાહોશ અને વિશ્વાસુ સરદાર ખીજરખાન હતો તેનું વિરોધી પક્ષે ખૂન કર્યું. આવી રીતે સામસામા ખૂન થવાથી આદિલશાહી કુટુંબ કલહના ઊંડા અને બહુ કડવા ઝગડામાં ઉતર્યું. આદિલશાહી તો પોતાનું સળગેલું ઘર હોલવવામાંજ રોકાઈ હતી એટલે મરાઠાઓનો સામનો કરવાની આ વખતે આદિલશાહીની સ્થિતિજ ન હતી. વળી 'દક્ષિણના મુગલ સુબેદાર અને બહિલોલખાન વચ્ચે ભારે કડવાશ ઉભી થઈ હતી. આ કડવાશ અને મુગલ આદિલશાહી વચ્ચેનાં બીયાંબારાંથી મહારાજ જાણકાર હતા.

મેળવેલી ખબરો ધ્યાનમાં લઈ મહારાજે આખા હિંદુસ્થાનની પરિસ્થિતિનો વિચાર કર્યો, ચારે તરફ નજર દોડાવતાં એમની ખાતરી થઈ કે દુશ્મનના મુલકો ઉપર ચડાઈ કરવા માટે મરાઠાઓને આ બહુ અનુકૂળ વખત હતો.

આદિલશાહી અને શિવાજી મહારાજની વચ્ચે ઘણો વખત થયાં વિગ્રહ ચાલુ જ હતો. કોઈક વખત એ જ્વાળા નરમ પડતી તો કોઈ વખતે બહુ જોરથી ભભુકી ઉઠતી. મુગલો જ્યારે બહુ જોર પર આવી જતા ત્યારે મહારાજ આદિલશાહી સાથે સલાહ કરતા. આદિલશાહીને જ્યારે અનુકૂળ આવતું ત્યારે મુગલો સાથે મળી જઈ મરાઠાઓને કચડી નાંખવા તે જંગ મચાવતી. આમ સામસામે મુત્સદ્દીપણાના દાવ ખેલાઈ રહ્યા હતા. બિજાપુર સલ્તનતે દક્ષિણના નાના નાના રાજ્યોને સફાચટ કરી દીધાં હતાં અને દક્ષિણ કર્ણાટકમાં આદિલશાહી સામે માથું ઊંચું કરે એવી એકપણ સત્તા જીવતી રાખી ન હતી. બિજાપુર જેવો બળવાન શત્રુ શિવાજી મહારાજને આંખમાં ખટકી રહ્યો હતો. જતે દિવસે એ ભારે બળવાન થઈને નવી સ્થપાયેલી મરાઠી સત્તાને મૂળમાંથી હલાવે, એવું પણ બને, માટે એવા શત્રુને હંમેશને માટે લંગડો કરવાની મહારાજની ઈચ્છા હતી. આદિલશાહીને હંમેશને માટે લંગડી કરવી હોય તો કર્ણાટક કબજે કર્યા સિવાય બીજો રસ્તો જ નથી એ મહારાજ સમજતા હતા અને તેથી કર્ણાટક ઉપર ઘણા દિવસોથી એમની નજર હતી. અણીનો વખત આવે અને આદિલશાહી મરાઠી સત્તાને હલાવવા તૈયાર થાય તો તેને કચડી નાંખવાની સત્તા મરાઠાઓમાં હોવી જોઈએ અને એ બળ કર્ણાટક કબજામાં આવે તો જ મરાઠાઓમાં આવે એમ હતું. અણી વખતે આગળ અને પાછળ બંને તરફથી આદિલશાહી ઉપર મરાઠાઓ મારો કરી શકે એવી સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે આદિલશાહી હંમેશને માટે લંગડી થઈ મનાય અને તેમ કરવા મહારાજ અનુકૂળ સમય અને સંજોગોની રાહ જોઈ રહ્યા હતા. મહારાજને લાગ્યું જ હતું કે આદિલશાહીનો આવી રીતે બરોબર ચારે તરફથી બંદોબસ્ત થઈ જાય તો મુગલોને ઉત્તરમાં ધકેલી મૂકીને વખત આવે એમની હઠ્ઠી બરોબર નરમ કરવાનું ફાવી શકે. વળી મહારાજ તો એ પણ જાણતા હતા કે કર્ણાટકના આદિલશાહી સરદારોમાં ભારે અસંતોષ છે અને માંહેમાંહેના કુસંપથી બધા નબળા પડી ગયા છે. આદિલશાહીની ઝૂંસરી ફેંકી દેવાની એમની ઈચ્છા છે પણ તે માટે બળ ભેગું એ કરી શકતા નથી. એમને જો કોઈ સંગઠિત કરનારો પ્રભાવશાળી પુરુષ નીકળી આવે તો બધા સરદારો તૈયાર થઈ જાય એવી મહારાજની માન્યતા હતી. એમને સંગઠિત કરી જબરું જૂથ જમાવવાની મહારાજને જરુર જણાઈ અને કર્ણાટક કબજે કર્યા સિવાય એ બને એમ ન હતું એટલે મહારાજે કર્ણાટકનો વિચાર કર્યો. મહારાજના મનમાં આ વિચારો ઘણા વખતથી ઘોળાયાં કરતા હતા. કર્ણાટકને પોતાની સત્તા નીચે લાવવાનો મહારાજ ઘાટ ઘડી રહ્યા હતા. પોતાના સાવકાભાઈ તંજાવરવાળા વ્યંકોજી રાજા અને હણમંતે વચ્ચેના અણબનાવની ખબર પણ મહારાજને મળી ગઈ હતી. આ બધા સંજોગો ધ્યાનમાં લઈ શિવાજી મહારાજે કર્ણાટક ઉપર ચડાઈ કરવાનો વિચાર કર્યો. કર્ણાટક ઉપર ચડાઈ કરવી એ રમત નથી એ મહારાજ પૂર્ણપણે જાણતા હતા. એ ચડાઈમાં પોતાને લાંબા વખત સુધી રોકાઈ રહેવું પડશે એ વાત પણ એમની નજરની બહાર ન હતી. પોતે કર્ણાટક ગયા પછી એમની ગેરહાજરીનો લાભ લઈ મુગલો તોફાન કરી મહારાજના મુલકને હેરાન કરે તે અટકાવવા માટે શાં પગલાં લેવા તેના વિચારમાં એ પડ્યા.

મુગલ સુબેદાર બહાદુરખાનની ત્રુટીઓ મહારાજ બરાબર જાણી ગયા હતા, એટલે એને મનાવી લઈ કામ કાઢી લેવાનો મહારાજે નિશ્ચય કર્યો. બહાદુરખાનનું વજન દિલ્હીના શહેનશાહ આગળ કેટલું છે તે કંઈ મહારાજથી અજાણ્યું ન હતું, પણ એમને તો તક સાધવી હતી એટલે એવો નિશ્ચય કર્યો.

## ૫. મુગલોને મનાવ્યા.

મહારાજની નજર ચારે તરફ ફરતી હતી. એ જાણતા હતા કે બાદશાહ ઔરંગઝેબ આ વખતે સરહદની ચિંતામાં પડ્યો હતો એટલે એની ઈચ્છા હોય કે ન હોય, એનું અંતઃકરણ એને પુકારી પુકારીને કહેતું હોય, હિંદુઓ પ્રત્યેની એની વેરવૃત્તિ એને ઢંઢોળતી હોય તો પણ, મહારાષ્ટ્રના જાગૃત થયેલા મરાઠાઓને એટલે શિવાજી મહારાજે તૈયાર કરેલા માવળાઓને નવેસરથી છંછેડવા માટે આ

સમય એને જરાયે અનુકૂળ ન હતો. મનુષ્યની પરીક્ષા કરવામાં મહારાજ એક્કા હતા. માણસની નબળાઈઓ એ જાણી લેતા અને જ્યારે જરૂર પડે અને એ માણસની સાથે કંઈ કામ પડે ત્યારે એની નબળાઈઓ અને ગુણ નજર સામે રાખીને જ મહારાજ એની સાથે વર્તન કરતા. વિરોધીઓની નબળાઈઓ શોધી કાઢવામાં એ નિપુણ હતા અને એવી નબળાઈનો વખત આવે પોતાનું ધ્યેય સાધવામાં એ પૂરેપુરો લાભ લેતા દક્ષિણના મુગલ સૂબેદાર બહાદુરશાહની સાથે મહારાજને ઘાડો પરિચય થયો હતો. અનેક વખતના અનુભવથી એનામાં કેટલું મીઠું છે તે એમણે જોઈ લીધું હતું. બહાદુરશાહ દિલેરખાનના જેવો કલહપ્રિય માણસ ન હતો, એટલું જ નહિ પણ એ લડાઈઓનો રસીઓ પણ ન હતો. મરાઠાઓ સાથેના લાંબા વિગ્રહથી એ કંટાળી ગયો હતો એની મહારાજને ખબર હતી. મરાઠાઓને મસળી નાંખવાનો મુગલોને અનુકૂળ વખત ન હતો તે પ્રમાણે મુગલ સત્તા સામે જંગ જગાડી તેને દબાવી દેવાનો મરાઠાઓને પણ અનુકૂળ સમય ન હતો. દુશ્મનનો નાશ શક્ય ન હોય તો તેને દબાવીને કામ કાઢી લેવામાં પણ ડહાપણ છે એવું મહારાજ માનતા અને દબાવવાનું અશક્ય હોય તો એ વિરોધીને મનાવીને પોતાની મતલબ હાસલ કરી લેતા. આ વખતે સંજોગો અને સ્થિતિ જોતાં મુગલોને મનાવ્યા સિવાય બીજો રસ્તો જ નથી એની જ્યારે મહારાજને ખાતરી થઈ ત્યારે એમણે એ સાધવા પ્રયત્ન કરવા માંડ્યા.

બહાદુરખાન લોભી અને લાંચિયો હતો. એની એ નબળાઈ અને દુર્ગુણોનો લાભ લઈ મુગલોને કામ પુરતા મનાવી લેવાનો મહારાજે વિચાર કર્યો. કર્ણાટકની ચડાઈમાં વિજય મેળવીને મહારાજ પાછા આવે ત્યાં સુધી મુગલો મહારાજના મુલકો ઉપર ચડાઈ ન કરે એનો પાકો બંદોબસ્ત કર્યા પછી જ કર્ણાટકની ચડાઈની ગોઠવણ અને પાકી તૈયારી કરવાની હતી.

મહારાષ્ટ્રમાં મુગલ મરાઠાઓના ઝગડાને લીધે બહાદુરખાનને માનસિક આરામ જરાએ મળતો ન હતો. એને ચડે ઘોડે રહેવું પડતું. એ મરાઠાઓ સાથે સુલેહ કરવા ઝંખી રહ્યો હતો. મરાઠાઓ પોતે સુખે ખાતા ન હતા અને મુગલોને સુખેથી ખાવા દેતા ન હતા. તે જમાનાના મહારાષ્ટ્રના મરાઠાઓ મુસલમાનોને પેટે સુખેથી પાણી પણ પડવા દેતા નહિ. કેટલીક વખતે મરાઠાને ભાણા ઉપરથી ઉઠી જવું પડતું ત્યારે ઘણી વખતે મુગલોનાં રાંધ્યાં ધાન પડી રહેતાં. મરાઠા, માવળાઓનું જીવન સખત હતું. તેઓ સુકો રોટલો અને મરચું ઉભા ઉભા ખાઈને સુખેથી જીવન ગુજારી શકતા. મુગલ લશ્કરની તેવી સ્થિતિ ન હતી એટલે આવી અડચણોથી એ કંટાળી ગયા હતા. મુગલ અમલદારો આ સ્થિતિથી કાયર થઈ ગયા હતા. મુગલોની મનોદશાનો મહારાજે બહુ ઝીણવટથી અભ્યાસ કર્યો હતો. મહારાજે જોયું કે મુગલ સૂબેદાર મરાઠાઓ તરફથી સુલેહની માંગણીની ફક્ત રાહ જોઈ રહ્યો છે અને આ ટાંકણે મુગલો સાથે સુલેહની ખાસ જરૂર છે એટલે મહારાજે સુલેહ કરવાનો વિચાર કરી પોતાના ન્યાયાધીશ નિરાજીપંતને મુગલ સૂબેદાર પાસે સુલેહ-અને સ્નેહ સંબંધ બાંધવા સંબંધી વાત કરવા મોકલ્યો. બહાદુરખાનના લાલચુ સ્વભાવનો લાભ લેવાના ઈરાદાથી મહારાજે પોતાના વકીલની સાથે મુગલ સૂબેદાર માટે ભારે કિંમતનું જવાહિર અને કીમતી પોશાક, ભારે કિંમતના અલંકારો અને એનું દિલખુશ થાય એવી ચીજોનું નજરાણું મોકલ્યું. મહારાજે ધારેલી અસર આ નજરાણાથી બહાદુરખાન ઉપર થઈ. એ લોભાયો, લલચાયો અને એણે મરાઠાઓના મુલકોને કોઈ જાતનો ઉપદ્રવ નહિ પહોંચાડવાનું વચન આપ્યું. આ વખતે મુગલ બાદશાહને શાંત રાખવા માટે ખંડણી તરીકે નાણાં આપ્યાં. આ નાણાં આપતી વખતે મહારાજે પોતાના માણસોને કહ્યું કે ' હું આ ખંડણી નથી' આપતો પણ આતો હું દુઝણી ગાયને ચારો નીરૂં છું.' બહાદુરખાને આ ખબર બાદશાહને મોકલી. બાદશાહ આ વખતે પંજાબમાં પઠાણો સાથેના વિગ્રહમાં રોકાયેલો હતો. મહારાજ સાથેના દક્ષિણના સૂબેદારે સચવેલા તહનામાને એણે બહાલી 'આપી. સૂબેદાર ' બહાદુરખાનને ધનથી

દાબીને અને મુગલ શહેનશાહને ખંડણીથી મનાવીને મહારાજે મુગલોનો કામચલાઉ બંદોબસ્ત કર્યો. આવી રીતે મુગલો સાથે તહનામું કરીને મહારાજે કર્ણાટકની ચડાઈ દરમિયાન મુગલો એમના મુલકને ન સતાવે તે માટે ઘટતો બંદોબસ્ત કર્યો.

મુગલોને મનાવ્યાથી જે બંદોબસ્ત થયો તે પૂરતો ન હતો. દુશ્મનની પાસેથી કામ લેવું હોય ત્યારે બહુ ઊંડો વિચાર કરવાનો હોય છે. દુશ્મનની સાથે સલાહ અને સમાધાની થાય અને તે એકલી બીના ઉપર આધાર રાખીને કાર્યક્રમ ઘડવામાં આવે તો પશ્ચાત્તાપ કરવો પડે છે. તેવા સંજોગોમાં દીર્ઘદૃષ્ટિ અને ઊંડી બુદ્ધિવાળો મુત્સદ્દી સાવચેત રહીને બંને વિચાર કરે છે અને બંને સંજોગોમાં ઉપયોગી નીવડે એવી વ્યવસ્થા કરે છે.

શત્રુ સાથે કરવામાં આવેલી સુલેહ અને સમાધાની જો શત્રુ તોડે તો તેવે વખતે સંજોગોને પહોંચી વળવા માટે શા શા પગલાં પહેલેથી જ ગોઠવી રાખવાં એનો વિચાર પહોંચેલ મુત્સદ્દીઓ કર્યા વગર રહેતા નથી. પોતાની ગેરહાજરીમાં રાજ્યનો બંદોબસ્ત કરતી વખતે એમણે મુગલો સાથે કરેલી સુલેહ નજર સામે રાખી હતી અને મુગલો કરેલી સુલેહ તોડી નાંખે તો શું કરવું તેનો પણ વિચાર કર્યો હતો. મુગલો આપેલાં વચન પાળે તો તેનો પ્રશ્ન જ ન હતો પણ મુગલો સલાહ તોડીને મરાઠા મુલક ઉપર ચડાઈ કરે તો તેવા સંજોગોમાં મરાઠા રાજ્યના રક્ષકો પોતાની ગેરહાજરીમાં રાજ્યનું રક્ષણ સુંદર રીતે કરી શકે તેનો બંદોબસ્ત મહારાજે કરવા માંડ્યો. પોતાના બધા કિલ્લાઓને અન્ન સામગ્રી તથા દારૂગોળાથી સાધનસંપન્ન કરી મહારાજે પ્રસંગ આવી પડે તો તે માટે તૈયાર કરી રાખ્યા. પોતાની સરહદ ઉપર ટટ્ટોરા (ફલટન)થી પન્હાળા સુધી વરધનગઢ, ભૂપંગગઢ, સદાસીવગઢ, મચેન્દ્રગઢ નામના નવા કિલ્લાઓ પણ બાંધવા માંડ્યા હતા; તેનું કામ આ વખતે જ પૂરું થયું હતું. તે બધા કિલ્લાઓ સાધનોથી ભરપૂર કર્યા. આવી રીતે મહારાજે પોતાની ગેરહાજરી દરમિયાન રાજ્ય ઉપર દુશ્મન હલ્લો ન કરી શકે એવો પાકો બંદોબસ્ત કર્યો.

પોતે કર્ણાટકની ચડાઈમાં રોકાયા હોય ત્યારે મુગલોની ચિંતા મહારાજને હતી તેવીજ અને તેથી પણ અધિક ચિંતા એમને સીદીની હતી. સીદી કંઈ સુંવાળી સુંઢનો ન હતો એ મહારાજે અનુભવથી જાણ્યું હતું. મહારાજની ગેરહાજરીનો લાભ લઈને મરાઠા મુલકોમાં તોફાન મચાવે એવો એ છે એની પૂરેપુરી ખાતરી હોવાથી તે તરફનો બંદોબસ્ત કરવાનો મહારાજ વિચાર કરવા લાગ્યા. મહારાજ લશ્કર સાથે કર્ણાટકમાં રોકાયાની ખબર સીદીને મળી કે તે તરતજ કોંકણપ્રાન્ત કબજે કરવા માટે આસમાન પાતાળ એક કરી દેશે એની મહારાજને જરાએ શંકા ન હતી એટલે એનો સામનો કરવાની જવાબદારી મહારાજે પોતાના વિશ્વાસપાત્ર અમલદાર સ. અણ્ણાજી દત્તો સચિવને શિરે નાંખી. આ અમલદારના તાબામાં જબરું લશ્કર આપી કલ્યાણથી ફોંડ સુધીના કિલ્લાઓનો કબજો એને સોંપ્યો. મુગલ સત્તાની માફક સીદીનો પણ એમણે બંદોબસ્ત કરી દીધો. પોતાની ગેરહાજરી દરમિયાન પ્રજાને વેઠવું ન પડે માટે સાવધાનીનાં પગલાં ભરવામાં આવ્યાં હતાં. શિવાજી મહારાજે ૧૬૭૬માં કર્ણાટક ઉપર ચડાઈ કરી તે વખતની તે કર્ણાટકની ચતુઃસીમામાં અને આજની ચતુઃસીમામાં ફેર છે. તે વખતે તો કોરોમંડળ અને મલબાર કિનારાની વચ્ચેના મુલકને કન્નડ અથવા કર્ણાટક પ્રાંત કહેવામાં આવતો.

કર્ણાટક ઉપર ચડાઈ કરવાનો નિર્ધાર કરતાં પહેલાં મહારાજાએ વિચાર કર્યો કે 'આદિલશાહી આજે નબળી બની છે પણ અનુકૂળ સંજોગોમાં જે પુરુષ દુશ્મનને લંગડો કરવામાં અથવા બને તો તેને પૂરો કરવામાં ઢીલ કરે છે તે તેમાં ભારે ભૂલ કરે છે. આજે આદિલશાહીને લંગડી કરવા માટે મારે કર્ણાટક જીતવાની ખાસ જરુર છે. સંજોગો જેમ જેમ બદલાતા જાય તેમ તેમ માણસે પોતાની હિલચાલના રસ્તા બદલવા જોઈએ. ગમે તેવા આકરા અને પ્રતિકૂળ સંજોગો આવી પડે તો પણ પોતાનું ધ્યેય નજર સામેથી જે માણસ દૂર નથી કરતો તે વહેલો મોડો પણ ધારેલ ઠેકાણે

પહોંચે છે. દક્ષિણમાં હિંદવી સ્વરાજ્ય સ્થાપી તેને મજબૂત બનાવી તે મારફતે હિંદુત્વનું રક્ષણ કરવું અને પ્રજાને સુખી કરવી એ મારો હેતુ હું નજરથી દૂર નથી કરી શકતો. આ નવી સ્થપાયેલી હિંદુ-સત્તા બરોબર મજબૂત થઈ જાય તો જે માટે, આખી જિંદગીને હોડમાં મૂકીને હું બાજી ખેલ્યો છું તે સાધ્ય થઈ કહેવાય. મુગલોને તાપી નદી પાર હાંકી કાઢયા સિવાય મહારાષ્ટ્ર સુખી થવાનું નથી. મુગલોને તાપી પાર કર્યા સિવાય એની સત્તા દક્ષિણમાંથી તૂટવાની નથી અને જ્યાં સુધી એની સત્તા નથી તૂટી ત્યાં સુધી હિંદના હિંદુઓ સુખી થવાના નથી અને ત્યાં સુધી હિંદુત્વ ભયમુક્ત થયું નથી એટલે મારે આદિલશાહીને લંગડી બનાવી હિંદુસત્તાને હેરાન ન કરે, એના ઉપર હલ્લો ન કરે એવી સ્થિતિમાં મૂકવી જોઈએ અને તેની તેવી સ્થિતિ થાય તોજ હિંદુસત્તા નિર્ભય બને અને દક્ષિણની સત્તાઓ એક થઈને મુગલોને તાપી પાર હાંકી કાઢી શકે. બેદનુરથી તંજાવર સુધીનો ભાગ જો હું આ નવી સત્તા અથવા નવા રાજ્યમાં ન જોડી શકું તો તો હિંદુસત્તા જોઈએ તેટલી મજબૂત થઈ ન ગણાય. નવી સત્તા સ્થાપવાનું કામ થયું પણ તેને નિર્ભય અને મજબૂત બનાવવાની જવાબદારી પણ મારીજ છે તે મારે ન ભૂલવું જોઈએ. જે ચીજ મેળવવા માટે જિંદગી, આપદા, આપત્તિ, આફતો, અગવડો અને સંકટોમાં કાઢી તે ચીજ મળ્યા પછી તેને ટકાવી રાખવાની જવાબદારી જે માણસ ભૂલે છે તે માણસે એ ચીજ મેળવી એ ન મેળવ્યા બરોબર જ છે. મારે મુગલોને દક્ષિણમાથી હાંકી કાઢવા તે પણ આદિલશાહી અને કુતુબશાહી સત્તાઓ વખત આવ્યે જાગૃત થયેલા મરાઠાઓની ઉછરતી સત્તા જે મુસલમાનોને આંખમાંના કસ્તરની માફક ખૂંચી રહી છે, તેનો નાશ કરવા જરાપણ અચકાશે નહિ એ વાત મારે ભૂલવી જોઇએ નહિ. આદિલશાહી અને કુતુબશાહી પણ નવી સ્થાપેલી સત્તાને ધક્કો ન લગાડી શકે એવી મજબૂતી મારે મારા રાજ્યની કરવી હોય તો મારે કર્ણાટકનો મુલક ભારે ભોગ આપીને પણ કબજે કરવોજ જોઈએ.

'આદિલશાહીએ અનેક વખતે મુગલો સાથે મળીને મને હેરાન કર્યો છે, મને સતાવવામાં બાકી નથી રાખી. જ્યારે જ્યારે હું આફતોથી ઘેરાઉં છું ત્યારે ત્યારે સ્થિતિ અને સંજોગોનો લાભ લઈ મારાં મૂળ ઉખેડવા માટે એણે બાકી નથી રાખી એ વાત હું કેમ ભૂલી શકું ? આ તો રાજદ્વારી મામલો છે, એમાં બાજી ખેલેજ છૂટકો છે. બાજી ખેલવા બેઠા એટલે રીતસર ખેલવીજ જોઈએ. દુશ્મનની બાજી, યુક્તિઓ, રચના, વ્યૂહ અને વલણ જાણ્યા પછી એનો ઈલાજ જે રાજદ્વારી પુરૂષ નથી કરતો અને પહોંચી વળવા માટે તૈયારી નથી કરતો, ફરીથી દુશ્મન એવી યુક્તિઓ અને રચનાઓનો લાભ ઉઠાવી ન જાય તે માટે બનતી સાવધાની રાખી તેવાં કૃત્યો સામે ચાંપતાં પગલાં નથી ભરતો, તે માણસ પોતાનું નુકસાન વહોરી લે છે અને દુનિયાની નજરમાં પણ બેવકૂફ બને છે. આદિલશાહીના કર્ણાટકના સરદારોને કબજે કરી આદિલશાહીની કમ્મર તોડી મરાઠાઓનો સામનો કરવા માટે એને નિર્બળ બનાવી મૂકવી. મારા આ વિચારો જાહેર કરવામાં ભારે ભય છે એટલે મારે કર્ણાટક જીતવાની વાત મુગલોથી છૂપી રાખવીજ જોઈએ. રઘુનાથપંત હણમંતેએ સૂચવેલી વ્યંકોજી પાસે પિતાશ્રીની જાગીરનો મારો ભાગ માગવા જવાની યુક્તિ આ સમયે બહુ ઉપયોગી છે. પિતાએ મૂકેલી જાગીરમાં ભાગ લેવા માટે જવાની વાત બહાર આવે મુગલો ભડકશે નહિ અને ધારી નેમ પાર પાડવામાં મુગલો ડખલ કરશે નહિ. નિરાજી રાવજી, પ્રલ્હાદ નિરાજી અને શામજીનાઈકે ગોવળકોંડા સાથે બરોબર ગોઠવણ કરી છે એટલે શ્રી ભવાનીની કૃપાથી યાહોમ કરવાથી વિજય પ્રાપ્ત થશેજ. મારા મુત્સદ્દીઓએ ગોવળકોંડાવાળા માદણ્ણા અને અકાણ્ણાને મળીને અનુકૂળ વાતાવરણ તૈયાર કરવા માંડયું છે એ સુચિહ્ન છે.'

## ૬. કર્ણાટક ઉપર ચડાઈ કરવાનો મહારાજનો નિર્ધાર.

શિવાજી મહારાજ કર્ણાટકની ચડાઈ માટે સર્વ તૈયારી કરી રહ્યા હતા એવામાં કુતુબશાહ સાથે આ સંબંધમાં વાતો કરી, કેટલીક મુદ્દાની બાબતો નક્કી કરી રઘુનાથપંત હણમંતે મહારાજની હજુરમાં

આવી પહોંચ્યા હતા. પોતાના સ્વર્ગસ્થ પિતાનો વિશ્વાસપાત્ર કારભારી હણમંતે મળવા આવેલો સાંભળી મહારાજ બહુ રાજી થયા. કર્ણાટકથી બહુ કીમતી વસ્તુઓ અને મૂલ્યવાન વસ્ત્રો અને અલંકાર મહારાજ માટે હણમંતે લાવ્યા હતા, તેનું નજરાણું કર્યું. મહારાજે આ પ્રમાણિક અને સ્વામિભક્ત કારભારીને માન આપ્યું અને પોતાની પાસે એને અમાત્યનો હોદ્દો આપીને રાખ્યો.

રઘુનાથપંત હણમંતેએ ધીમે ધીમે મહારાજને કર્ણાટકની બધી હકીકત કહી અને પોતે ભાગાનગરમાં જે જે વ્યવસ્થા અને ગોઠવણો કરી હતી તેથી એમને વાકેફ કર્યા. જે બાબતની મહારાજ ગોઠવણ કરી રહ્યા હતા તેનેજ પુષ્ટિ આપનારી વાતો મહારાજે સાંભળી અને આ સંબંધમાં ઝીણવટથી વિચાર કરી કર્ણાટક ઉપર ચડાઈ કરવાનો નિર્ધાર કર્યો.

## ૭. ચડાઈની તૈયારી.

કર્ણાટકની ચડાઈમાં વિજય મેળવવા માટે મહારાજે બહુ મોટું લશ્કર સાથે લઈ જવાનું નક્કી કર્યું હતું. આવા મોટા લશ્કરને સાથે લઈ જવા માટેજ મોટા ખજાનાની જરુર હતી, તેથી તે માટે જોઈતું ધન બારોબાર મેળવી લેવા માટે મહારાજ વિચારમાં પડ્યા. મહારાજના મગજનો ખજાનો બહુ જબરો હતો. એ ફળદ્રુપ ભેજામાંથી અનેક યુક્તિઓ જરુર પડે અણીવખતે નીકળી આવતી. કુતુબશાહી મુલક બહુ ધનવાન હતો. એના ધનસંપન્ન શહેરો લૂંટવાનું મહારાજે ધાર્યું હોત તો તે કરવા માટે એ શક્તિવાન હતા, પણ ગોવળકોંડાનું કુતુબશાહી રાજ્ય મહારાજને ખંડણી ભરતું હતું એટલે એના મુલકને જરા પણ ઉપદ્રવ નહિ કરવાની મહારાજની નીતિ હતી એટલે એ મુલકને લૂંટવાનો વિચાર સરખો મહારાજે ન કર્યો. હૈદ્રાબાદના કુતુબશાહી સુલતાન તાનાશાહનો ખજાનો ભરપૂર હતો અને તે ઇચ્છે તો મહારાજને પૈસા આપી શકે એવી સ્થિતિમાં હતો એ મહારાજ જાણતા હતા. આદિલશાહીમાં વર્તી રહેલા અંધેરનો લાભ લઈ કર્ણાટકનો કેટલોક પ્રાન્ત ચડાઈ કરીને જીતી લેવાની તાનાશાહની ઇચ્છા હતી ઘણ એની હિંમત ચાલી નહિ. મહારાજને આ વાતની ખબર પડી હતી એટલે તાનાશાહની સાથે ગોઠવણ કરી ચડાઈ માટે જોઈતું દ્રવ્ય બારોબાર મેળવી લેવાની તજવીજમાં મહારાજ પડ્યા. ગોવળકોંડાના ઇતિહાસપ્રસિદ્ધ મુત્સદ્દીઓ મદનપંત ઉર્ફે માદણ્ણા અને એકનાથપંત ઉર્ફે આકાણ્ણાની આ વખતે કુતુબશાહીમાં ચલતી હતી એટલે એમની મારફતે આ ગોઠવણ કરવા મહારાજના મુત્સદ્દીઓ ભાગાનગર એટલે હૈદરાબાદ જઈ પહોંચ્યા. વજીર માદણ્ણાનો ભત્રીજો ગોપન્ના તે જમાનાનો બહુ જબરો જાણીતો ચુસ્ત વૈષ્ણવ વિદ્વાન સાધુ હતો. મહારાષ્ટ્રમાં અને ખાસ કરીને કર્ણાટકમાં એ બહુ માનીતો હતો. એ ગોપન્નાના હૈયામાં હિંદુત્વની જ્યોતિ જ્વલંત અને સતેજ બળી રહી હતી. મુસલમાની સત્તાનો હિંદુઓ ઉપરનો જુલમ અને હિંદુધર્મનું વારંવાર થતું અપમાન ગોપન્નાના હૃદયને ડખી રહ્યું હતું. દક્ષિણ અને કર્ણાટક પ્રાંત મુસલમાનોની લોખંડી ઝૂંસરી નીચે કચડાઈ રહ્યા હતા તેથી ગોપન્નાના હૃદયને ઊંડી વેદના થતી હતી. કર્ણાટક મુસલમાની ઝૂંસરી નીચેથી નીકળીને કોઈ ઉત્તમ હિંદુસત્તા નીચે જાય તો પ્રજા સુખી થાય એમ એની પ્રમાણિક માન્યતા હતી અને સાથે સાથે એ એમ પણ માનતો હતો કે આ વખતે આ જમાનામાં કર્ણાટકને મુસલમાન સત્તાના હાથમાંથી લઈને સુખી કરે એવો પ્રભાવશાળી પુરુષ તો શિવાજી મહારાજ એકજ છે. માદણ્ણા ઉપર પણ ગોપન્ના પોતાનો પ્રભાવ પાડી શક્યો હતો અને એના વિચારો પણ ગોપન્નાના જેવાજ હતા. કર્ણાટક ઉપર શિવાજી મહારાજ ચડાઈ કરવાના છે એ વાત જ્યારે મહારાજના મુત્સદ્દીઓ પાસેથી એણે જાણી ત્યારે એ બહુજ ખુશી થયો અને એ કામમાં પોતાથી બનતું કરવા એણે મહારાજના મુત્સદ્દીઓને વચન આપ્યું. માદણ્ણાએ તાનાશાહ સુલતાનને શિવાજી મહારાજની ઇચ્છા જણાવી અને મહારાજ માટે બહુ ઊંચો અભિપ્રાય એના મનમાં ઉભો કર્યો. મહારાજના મુત્સદ્દીઓનો એણે સુલતાનની સાથે મેળાપ કરાવ્યો અને શિવાજી મહારાજ સાથે સારાસારી રાખવામાં કુતુબશાહીને કેટલો લાભ છે તે સમજાવ્યું. ત:

શાહને ગળે પોતાના વફાદાર અને નિમકહલાલ વિશ્વાસુ વજીરની વાત ઉતરી અને એ ત્રણેએ કર્ણાટકની ચડાઈના સંબંધમાં નીચેની શરતો નક્કી કરીઃ—

૧. શિવાજી મહારાજે કર્ણાટક પ્રાંત ઉપર ચડાઈ કરી તે પ્રાંતમાંનો મુલક કુતુબશાહી માટે જીતવો.

૨. કર્ણાટક ઉપર ચડાઈ કરવા માટે શિવાજી મહારાજે પોતાનું લશ્કર વાપરવું અને મહારાજ આ ચડાઈમાં જે લશ્કર લઈ જાય તેનું બધું ખરચ કુતુબશાહી સુલતાને શિવાજી મહારાજને આપવું અને આ ઉપરાંત પણ આ ચડાઈમાં જરૂર પડે તેટલો યુદ્ધોપયોગી સામાન અને સાધનો જ્યારે જ્યારે મરાઠાઓ માગે ત્યારે ત્યારે સુલતાને પૂરાં પાડવાં.

૩. આ ચડાઈમાં શિવાજી મહારાજ જે લૂંટ મેળવે તે તથા વિજય અને ફત્તેહ કરીને સરદારો અને સંસ્થાનિકો પાસેથી જે ખંડણી ઉભી કરે તે અને મ્હૈસુર પ્રાંત આ ચડાઈના બદલામાં શિવાજી મહારાજે લેવા.

વિગ્રહ માટે જોઈતા નાણાંની અને યુદ્ધ માટેનાં સાધનો અને સામગ્રીની ઉપર પ્રમાણે જોગવાઈ કરવામાં આવ્યાથી આ બાબતની મહારાજની ચિંતા દૂર થઈ એટલે મહારાજે લશ્કરને કમરબંધીના હુકમો છોડ્યા. પોતાની ગેરહાજરીમાં રાજકારભાર ચલાવવાની સઘળી જવાબદારી મહારાજે પેશ્વા મોરોપંત પિંગળેને શિરે નાંખી અને દક્ષિણના મોખરાનું રક્ષણ કરવાનું કામ જૂના અને મહારાજની કસોટીએ પાર ઉતરેલા અમલદાર સ. અણ્ણાજી દત્તોને સોંપ્યું. દરેક કિલ્લામાં લડાઈના સાધનો તૈયાર રાખી એવી ગોઠવણ કરી હતી કે કોઈપણ કિલ્લા ઉપર દુશ્મનનો હલ્લો આવે તો ઈસારાની સાથેજ એક પછી એક એકબીજાની કુમક માટે તૈયાર થઈ જાય અને દુશ્મનને એવો સ્વાદ ચખાડે કે એને નાસતાં ભોંય ભારે થઈ પડે. રાજ્યના નાના મોટા દરેક અમલદાર અધિકારી, નોકર, ચાકર, સેવકને મોરોપંત પેશ્વાના હુકમોનું સખત પાલન કરવાની સૂચના અપાઈ. આવી રીતે રાજ્યનો પૂરેપુરો બંદોબસ્ત અને વ્યવસ્થા કરીને ઈ. સ. ૧૬૭૭ના જાનેવારી માસના પહેલા અઠવાડિયામાં મહારાજ તંજાવરની ચડાઈ માટે પોતાના લાવલશ્કર, યુદ્ધની સામગ્રી અને સરંજામ સાથે રાયગઢથી નીકળ્યા.

આ ચડાઈમાં મહારાજે પોતાની સાથે ૩૦ હજાર હયદળ અને ૪૦ હજાર પાયદળ લશ્કર લીધું હતું ( Nayaks of Madura ). સર સેનાપતિ હંબીરરાવ મોહિતે, સ. આનંદરાવ મોરે, સ. માનાજીરાવ મોરે, સૂર્યાજી માલુસરે, એસાજી નિમક, સોનાજી નાયક, બાબાજી ઢમઢેરે, રઘુનાથ નારાયણ હણુમંતે, જનાર્દન નારાયણ હણુમંતે, પ્રલ્હાદ નિરાજી, હૈદરાબાદમાંના મહારાજના વકીલ દત્તાજી ત્ર્યંબક, કેશવપંત સરદાર, નિળોપંત મોરેશ્વર મુઝુમદાર, ગંગાધર મુઝુમદાર, શ્યામજી નાઈક પુંડે, ફારસી ભાષામાં પ્રવીણ એવા મુનશી નીલપ્રભુ, લેખકરત્ન બાળાજી આવજી વગેરે પ્રસિદ્ધ સેનાપતિઓ, નામાંકિત સરદારો, વફાદાર સેવકો નિમકહલાલ નોકરો, ચાલાક ચાકરો, ઝડપી બેપિયાઓ, મશહૂર મુત્સદ્દીઓ, વિનયસંપન્ન વિદ્વાનો મહારાજે આ સવારીમાં પોતાની સાથે રાખ્યા હતા. મુગલ શહેનશાહની સવારીના જેવોજ આ સવારીમાં દમામ હતો.

આ ચડાઈ માટે નીકળતાં પહેલાં મહારાજે શ્રી સમર્થ રામદાસસ્વામીનાં દર્શન કર્યાં અને એમના આશીર્વાદ મેળવ્યા પછી મહારાજ પાટગાંવના મૌની બાવાના દર્શન માટે ગયા. સાથે મોરોપંત પિંગળેને પણ લઈ ગયા હતા. મહારાજ આ મઠમાં મૌની બાવાના આશીર્વાદ માટેજ ગયા હતા. ત્યાં બાવાની મહારાજે પોતે આઠ કલાક સુધી સેવા કરી અને બાવા જ્યારે પ્રસન્ન થયા ત્યારે મહારાજે મૌની બુઆના ગળામાં પુષ્પમાળા નાંખી અને એમની આગળ સાકરનો પ્યાલો ધર્યો. બાવાએ સાકરનો સ્વીકાર કર્યો અને પ્રસન્ન થઈને મહારાજને પ્રસાદ આપ્યો. મહારાજે ચડાવેલી પુષ્પમાળા કાઢીને બાવાએ મહારાજને માથે મૂકી અને મહારાજના માથા ઉપર બહુ પ્રેમથી પ્રસન્નચિત્તે હાથ ફેરવી

એમને આશીર્વાદ આપ્યા. મહાપુરુષો, ઉચ્ચ આત્માઓ, સાધુ, સંન્યાસી, બાવા વગેરેના આશીર્વાદોમાં મહારાજ માનતા હતા. એમને એમાં ભારે શ્રદ્ધા હતી. એમની જિંદગીમાં એમણે જે જે વિજયો મેળવ્યા હતા તે બધા સ્નેહીઓનો સહકાર, મિત્રોની મદદ, સરદારોની સદ્બુદ્ધિ, સૈનિકોનું શૌર્ય, નોકરોની નિમકહલાલી, વડીલોનો સંતોષ, પ્રજાનો પ્રેમ અને સાધુસંન્યાસી વગેરે મહાપુરુષોના આશીર્વાદોનાંજ પરિણામ હતાં એમ મહારાજ અંતઃકરણથી માનતા હતા. એક કાબેલ અને નમૂનેદાર રાજાને શોભે એવો રાજ્યનો બંદોબસ્ત કરી, પ્રજાની સગવડો પૂરેપુરી સચવાય એવી ગોઠવણો કરી, દુશ્મન ગેરહાજરીનો લાભ ન લે તે માટે પાકો બંદોબસ્ત કરી, ઠેકઠેકાણે જવાબદાર અમલદારો મૂકી, એમની જવાબદારી નક્કી કરી શિસ્ત અને નિયમનું પૂરેપુરું પાલન કરવાની સખત તાકીદ બધાંને આપી મહારાજ દક્ષિણદિગ્વિજય માટે મોટું લશ્કર લઈને નીકળ્યા. મહા બળવાન માવળાઓ, શક્તિશાળી સૈનિકો, સંખ્યાબંધ સરદારો, અનેક અમલદારો અને પરાક્રમી પુરુષો મરાઠાના લશ્કરમાં આ વખતે હતા.

## રસ્તામાં તોફાનો નહિ કરવાની સખત તાકીદ.

કોઈપણ ગામમાં થઈને લશ્કરનું પસાર થવું એ તે ગામના રહેવાસીઓ માટે તો ભારે આફત અને આપત્તિરૂપ નીવડવું અને આજે પણ જમાના પ્રમાણેના ફેરફાર સાથે તેજ સ્થિતિ છે. રસ્તે જતાં ખેતરોમાંના પાકને બહુ નુકસાન થતું. ખેડૂતોને ભારે વીટંબણા ભોગવવી પડતી, પ્રજા ત્રાસી જતી અને લશ્કરના સિપાહીઓના તોફાનો અને ત્રાસથી ગરીબ ખેડૂતો કાયર થઈ જતા. કુતુબશાહી સુલતાન શિવાજી મહારાજને પોતાના મુલકના રક્ષણ માટે ખંડણી ભરતો હતો એટલે કુતુબશાહી મુલકોનું રક્ષણ કરવાની પોતાની જવાબદારી મહારાજ ભૂલ્યા ન હતા. કુતુબશાહી મુલકની રૈયતને કોઈ સતાવે તો તે સતામણી દૂર કરવાની જેની ફરજ તેજ રાજાનું લશ્કર એવા રક્ષણ માટે ખંડણી આપનાર સુલતાનની રૈયતને રંજાડે એ તો કેવળ ગેરવાજબી કહેવાય અને એવું ગેરવાજબી વર્તન પોતાના લશ્કરને હાથે ન થાય તે માટે મહારાજે પોતાના લશ્કરના સિપાહીઓને સખત તાકીદ આપી દીધી કે 'કોઈએ પ્રજાના માણસોને સતાવવા નહિ, કોઈની ખેતીનો બિગાડ કરવો નહિ, કોઈની પાસેથી કોઈપણ ચીજ મફત માગવી નહિ, સંદી, ચારો, ઘાસ, દાણો, શાક, પાન કોઈ પણ ચીજ ખેડૂતો પાસેથી ઉઘરાવવી નહિ. કોઈપણ ચીજ કોઈની પાસેથી મફત ન લેવી એટલુંજ નહિ પણ સસ્તી કિંમતે અથવા નામની કિંમત આપીને પણ કોઈ ચીજ ન લેવી. બધાએ બજાર ભાવે ચીજો ખરીદવી. કોઈપણ અધિકારી કે અમલદાર, સૈનિક કે સરદાર, નાનો કે મોટો આ કાયદાનો ભંગ કરશે, આ હુકમ તોડશે તેને સખતમાં સખત શિક્ષા થશે.' આ પ્રમાણેની ચેતવણી મહારાજે લશ્કરમાં આપી દીધી હતી. લશ્કરના માણસોને સૂચનાઓ અને તાકીદો આપીને મહારાજે લશ્કર સાથે કૂચ માટે શુભ દિવસ નક્કી કરી મંગળ મુહૂર્ત સાધી ભાગાનગર ( હૈદરાબાદ ) તરફ કૂચ કરી.

## ૮. હૈદરાબાદમાં શિવાજી મહારાજની પધરામણી.

શિવાજી મહારાજ મજલ દરમજલ કૂચ કરતા બહુ મોટા લશ્કર સાથે હૈદરાબાદ તરફ આવે છે એ જ્યારે કુતુબશાહી સુલતાને સાંભળ્યું ત્યારે મહારાજને આવવા આમંત્રણ આપ્યું હતું અને તે મુજબ એ આવતા હતા છતાં, અબદુલહસન કુતુબશાહ ઉર્ફે તાનાશાહ-પાદશાહ બહુ ગભરાયો. એના મનમાં અનેક તર્કવિતર્કો ઉભા થયા. 'જે શિવાજીએ બહુ બળવાન ને પાકા મુત્સદ્દી, બિજાપુરની આદિલશાહીનો સ્થંભ, અફજલખાનને તેની પાસે ભારે લશ્કર અને યોદ્ધાના વિપુલ સાધનો હોવા છતાં જોતજોતામાં યુક્તિથી પૂરો કર્યો એવા કાવાદાવાવાળો શિવાજી વખત આવે અને તક મળે શું ન કરે ? જે શિવાજીએ હજારો હથિયારબંધ લશ્કરી સિપાહીઓની છાવણીઓથી વીંટાયેલા અને જેનો

ખડો પહેરો સેંકડો અંગરક્ષકો કરતા હતા એવા શહેનશાહ ઔરંગઝેબના મામાને એના પોતાના રહેવાના જ મકાનમાં રાત્રે પેસીને એની ઉપર હલ્લો કરી એનાં આંગળાં કાપી, હજારો હથિયારબંધ સિપાહીઓની વચમાં થઈને સહીસલામત ચાલ્યો ગયો તે શું ન કરે? જે શિવાજી શહેનશાહ ઔરંગઝેબ જેવા કુશળ અને પહોંચેલ મુત્સદ્દીના કબજામાંથી શહેનશાહને હાથતાલી આપીને સહીસલામત દક્ષિણમાં આવી શક્યો તે શું ન કરે? એ અજબ માણસ છે. કયે વખતે શું કરશે તેનો ભરોંસો નથી. આતો માલીક આફતમાં મૂકયા છે. હવે આવા સંજોગોમાં શું કરવું? એતો ઠેઠ આવી પહોંચ્યો છે! એને નારાજ કરવામાં નુકસાન છે અને એની સાથે સહકાર કરવામાં ભય છે.' આવી રીતના અનેક વિચારોથી તાનાશાહ સુલતાન ચગડોળે ચડ્યો. વજીર માદણ્ણાએ શિવાજી મહારાજ તરફની પાદશાહને પૂરેપુરી ખાતરી આપી. આકણ્ણાએ પણ મહારાજના સંબંધમાં સુલતાન સાથે ખુલાસાની વીગતવાર વાતચીત કરી. સુલતાનના અંતઃકરણમાં ઉભી થયેલી ગેરસમજ દૂર કરી. બંને ભાઈઓ ઉપર સુલતાનને અજબ વિશ્વાસ હતો. એમણે આપેલી ખાતરી અને લીધેલી હામીથી એ ચિંતામુક્ત થયો. શિવાજી મહારાજની ચડતી છે, એમનો સિતારો સીકંદર છે. એવા બળીઆ પુરુષની સાથે મેળ કરવામાં જ બાદશાહતનું ભલું છે, એમની ઓથ આ સંજોગોમાં આપણને બહુ જ ઉપયોગી થઈ પડવાની છે, કુતુબશાહીને ગળી જવા માટે મુગલ રાક્ષસ મો ફાડીને તકની રાહ જોતો બેઠો છે એવે વખતે પ્રસંગ આવે શહેનશાહની સામે આપણી કુમકે ઉભા રહેવાની જો કોઈ સત્તા હિંમત કરી શકે એમ હોય તો શિવાજી મહારાજની છે. એમની સાથે મુલાકાત થવાથી જ દિલસફાઈની વાતો થશે અને તેનું પરિણામ સારૂં આવશે અને રુડાં વાનાં થશે, એની આ બંને ભાઈઓએ પૂરેપુરી ખાતરી કરી આપી એટલે સુલતાનની ફીકર દૂર થઈ. આકણ્ણા અને માદણ્ણા ઉપર પૂર્ણ વિશ્વાસ હોવાને લીધે સુલતાને એમના કહેવામાં વિશ્વાસ તો મૂક્યો પણ અંતરની બીક ભાગી ન હતી. એણે માદણ્ણા વજીરને જણાવ્યું કે આપણે કબુલ કર્યા મુજબ શિવાજીને જે કુમક જોઈએ તે વગર આનાકાનીએ આપી દઈએ પણ બનતાં સુધી રૂબરૂ મળવાનું ટાળી શકાય તો તમે ટાળો. આ ઉપરથી વજીર અને આકણ્ણા તથા શિવાજી મહારાજના કુતુબશાહી દરબારના વકીલ પ્રલ્હાદપંતે સુ. તાનાશાહની ખાતરી કરી આપી અને એની સહીસલામતી માટે એમણે ત્રણે જણે છૂટી અને ભેગી હામી લીધી. આખરે તાનાશાહ શિવાજી મહારાજની મુલાકાત માટે તૈયાર થયો એટલું જ નહિ પણ શિવાજી મહારાજ એ સલ્તનતના મોંઘેરા મહેમાન છે માટે તેમને સામા લેવા જવા માટે પણ તૈયાર થયો. મહારાજના સત્કાર માટે માદણ્ણા અને આકણ્ણાએ ભારે ધામધુમ અને તૈયારીઓ કરી. મહારાજની છાવણી માટે જગ્યા તૈયાર કરવામાં આવી. મરાઠા લશ્કરના સિપાહીઓની સર્વે સગવડો પૂરેપુરી સચવાય તે માટે ભારે ખબરદારી રાખવામાં આવી હતી.

એવી રીતે કૂચ કરતા કરતા શિવાજી મહારાજ ફેબ્રુઆરીની શરૂઆતમાં હૈદરાબાદથી ૮-૧૦ માઈલ દૂર આવી પહોંચ્યા. ૧૦ માઈલ દૂર મુકામ નાખી મહારાજની સાથેના મુખ્ય અમલદારે મહારાજના આવી પહોંચ્યાના સમાચાર સુ. તાનાશાહ તરફ રવાના કર્યા. કુતુબશાહીનું મહાજન મંડળ, મુત્સદ્દીવર્ગ, મોટા અમલદારો, પ્રસિદ્ધ દરબારીઓ, વજીર અને સુલતાન મહારાજના સત્કાર માટે સામે આવે —છે—એવી ખબર વજીરે ઘોડેસવાર સાથે મહારાજ તરફ રવાના કરી. આ ખબર વાંચીને મહારાજે સવાર સાથે તાકીદે ઉત્તર વાળ્યો કે "આવકાર અને સત્કાર માટે સુલતાન સાહેબનો આભારી છું. આપ તો મારા મોટા ભાઈ છો. આપ મને લેવા માટે કૃપા કરીને સામે ન આવો. નાના ભાઈના સામૈયામાં મોટા ભાઈ હોય તો મને શરમાવનારું થઈ પડે. નાના ભાઈની રીતે હું તો આવીને આપને મળીશ." આવી રીતનો વિવેક અને વિનયથી ભરેલો જવાબ વાંચી તાનાશાહને અતિ આનંદ થયો અને એને લાગ્યું કે શિવાજી બહુ વિનયી, વિવેકી અને ડાહ્યો પુરુષ છે. મહારાજના આવા ઉત્તરને

લીધે તાનાશાહના અંતઃકરણમાં મહારાજને માટે ભારે માન ઉત્પન્ન થયું. સુલતાને પોતાના વજીર, મુત્સદ્દીઓ, મોટા મોટા અમલદારો, સરદારો અને નામાંકિત નાગરિકોને મહારાજના સામૈયામાં મોકલ્યા. મહારાજને મુકામે કુતુબશાહીના મોટા મોટા અમલદારો, સરદારો અને મુત્સદ્દીઓ આવી પહોંચ્યા. એ લોકોએ બાદશાહી મેમાનને ઝૂકીને મુજરા કરી માન આપ્યું અને હૈદરાબાદ પધારવાની વિનંતિ કરી. આખું હૈદરાબાદ શહેર મહારાજના સત્કાર માટે શણગારવામાં આવ્યું હતું. ઘેર ઘેર આસોપાલવનાં તોરણો બાંધવામાં આવ્યાં હતાં. અનેક પ્રકારના શણગારથી મકાનો શણગારવામાં આવ્યાં હતાં. દરેકના આંગણામાં સાથીઆ પૂરવામાં આવ્યા હતા. શહેરમાં ઠેકઠેકાણે કમાનો ઉભી કરવામાં આવી હતી. આખું શહેર આ મશહૂર, માનીતા અને માનવંતા મહેમાન શિવાજી મહારાજનાં દર્શન માટે ઘેલું ઘેલું થઈ ગયું હતું. ઘરના છાપરાંઓ અને છજાંઓ, અટારીઓ અને અગાશીઓ, બારણાં અને બારીઓ, ઝરૂખા અને વાડા, પુરૂષ, સ્ત્રીઓ અને છોકરાંઓથી ખીચોખીચ ભરાઈ ગયાં હતાં. મોંઘેરા મહેમાન ઉપર છાંટવા માટે ગુલાબપાણી અને અનેક પ્રકારના સુગંધી અત્તરો પ્રજાએ તૈયાર રાખ્યાં હતાં.

નગરપ્રવેશ માટે વખત નક્કી કરવામાં આવ્યો હતો તે મુજબ મરાઠાઓ નગરના મુખ્ય દરવાજા આગળ આવીને ઉભા રહ્યા. જેણે એક નાની જાગીરમાંથી મોટું રાજ્ય સ્થાપ્યું, જેણે રાઈના કણમાંથી પર્વત ઉભો કર્યો, જેણે અફઝલખાન જેવા બળીઆને ધૂળ ફકાવી, જેણે શાહીસ્તખાન જેવા ખંધા વીરને ચણા ચવડાવ્યા, જેણે આદિલશાહીની મજબુત ઈમારતને પાયામાંથી ડોલાવી નાંખી, જેણે જમાનાથી જડઘાલીને બેઠેલી મુગલાઈનો મદ ઉતાર્યો, જેણે ઔરંગઝેબના લોખંડી પંજામાંથી, કાળના જડબામાંથી બહુ યુક્તિથી નાસીને, મુછો ઉપર લીંબુ ઠેરવે એવા મુગલ અમલદારોના મોંનાં પાણી સૂકાવ્યાં, જેણે કુતુબશાહીને નમાવી, તે હિંદુત્વનો તારણહાર, પ્રજાનો વાલી, રંકનો બેલી, ખેડૂતોનો દાતા, પિડીતોનો ઉગારનાર, દેશનો ઉદ્ધારક, દેશને પરતંત્રતાની જંજિરોમાંથી કાઢવા માટે હિંદવી સ્વરાજ્યનો પાયો નાંખનાર, મહારાષ્ટ્રનો માનીતો વીર, શ્રી છત્રપતિ શિવાજી મહારાજ પોતાના ૭૦ હજાર સૈનિકો સાથે હૈદરાબાદના મુખ્ય દરવાજા આગળ તાનાશાહ સુલતાનની શહેનશાહી મહેમાની સ્વીકારવા માટે પૂરદમામ સાથે પધાર્યા.

મરાઠા લશ્કરના સિપાહીઓએ નવો પોષાક ધારણ કર્યો હતો. નવાં હથિયારો એમની કમરે ચમકી રહ્યાં હતાં. દરેક લશ્કરી અમલદારે પોતપોતાના હોદ્દા અને દરજ્જા મુજબ ભારે કિંમતના અલંકારો ધારણ કર્યા હતા. ભાલાવાળાઓના ભાલા ચમકી રહ્યા હતા. જરી પટકાવાળાઓ પ્રજાનું ધ્યાન ખેંચી રહ્યા હતા. ઘણા હાથીઓ, સંખ્યાબંધ ઊંટ વગેરે યુદ્ધોપયોગી જનાવરોનો શણગાર પ્રેક્ષકોને આકર્ષી રહ્યો હતો. સવારી અમલદારની ગોઠવણ અને સૂચના મુજબ મરાઠાઓનું લશ્કર ' આસ્તે કદમ ' આગળ વધી રહ્યું હતું. અંગરક્ષકો અને ખાસ માણસો લશ્કરની વચ્ચે ઘોડાઓ ઉપર ધીમે ધીમે મ્હાલતા કૂચ કરી રહ્યા હતા. એવા શોભીતા અને સુંદર સરઘસમાં બહુ પાણીદાર કૃષ્ણા ઘોડી ઉપર બિરાજમાન થયેલી, બહુ તેજસ્વી આંખોવાળી, લાંબા અને શોભીતા નાકવાળી, અત્યંત પ્રભાવશાળી અને દેખાવડી વ્યક્તિએ નગરના સર્વે માણસોનું ધ્યાન ખેંચ્યું હતું. તરતની જ બિમારીમાંથી એ વ્યક્તિ ઉઠેલી હોવાથી શરીરે કૃશ થઈ હતી અને લાંબા પ્રવાસનો થાક એના મોં ઉપર દેખાતો હતો. એવી વ્યક્તિ કે જેના દર્શનની પ્રજા વાટ જોઈ રહી હતી તે શિવાજી મહારાજની મૂર્તિ પ્રજાએ નજરે નિહાળી. પ્રજાએ શિવાજી મહારાજ ઉપર ફૂલોનો વરસાદ વરસાવ્યો. અનેક પ્રકારના કીમતી, સુવાસિત દ્રવ્યોનો આ મહેમાન ઉપર વરસાદ વરસાવવામાં આવ્યો. સોના ચાંદીનાં પુષ્પો અને કેસરભીના ચોખાથી પ્રજાએ અતિ પ્રેમથી અને હૃદયના સાચા ભાવથી શિવાજી મહારાજને વધાવ્યા. સૌભાગ્યવતી સ્ત્રીઓએ શિવાજી મહારાજની આરતી ઉતારી એમને લાંબું આયુષ્ય ઇચ્છયું. ઘણી સ્ત્રીઓએ એમના ઓવારણાં લીધાં.

## પ્રકરણ ૧૦ મું



### ૧. મુલાકાત મહેલમાં મોંઘેરો મહેમાન.

કુતુબશાહી પ્રજાએ શિવાજી મહારાજ ઉપર પ્રેમનો વરસાદ વરસાવ્યો. સુલતાન તાનાશાહ અને શિવાજી મહારાજની મુલાકાત દાદમહાલ અથવા ન્યાયમંદિરના મકાનમાં ગોઠવવામાં આવી હતી. એ મહેલ બહુ સુંદર રીતે શણુગારવામાં આવ્યો હતો. મહેમાનને આવકાર આપવા માટે મહેલને મુખ્ય દરવાજે મોટા અમલદારો અને નાગરિકો ઉભા હતા. લશ્કરી અમલદારોને આ ખાસ મહેમાનને સલામી આપવાની ખાસ સૂચનાઓ અપાઈ હતી. હૈદરાબાદના મુખ્ય રસ્તાઓ ઉપર થઈને મહારાજનું સરઘસ મુલાકાત મહેલ આગળ આવી પહોંચ્યું. લશ્કરી અમલદારોએ આપેલી સલામી સ્મિતવદને શિવાજી મહારાજે સ્વીકારી અને એ મહેલના મુખ્ય દરવાજા આગળ ઉતર્યા. મુખ્ય દરવાજે મહારાજ આવ્યા એટલે સાથેના લશ્કરી અમલદારો પોતાના દરજ્જા મુજબ મુખ્ય અમલદારની સૂચના પ્રમાણે ચોગાનમાં ગોઠવાઈ ગયા. સાથેનું લશ્કર પણ વ્યવસ્થિત ગોઠવાઈ ગયું. દાદમહાલના એક ભવ્ય દિવાનખાનાને શહેનશાહી પદ્ધતિ મુજબ શણુગારવામાં આવ્યું હતું. દિવાનખાનાની વચમાં ભવ્ય સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. મુલાકાત વખતે હાજર રહેવાની જે સરદારો અને અમલદારોને પરવાનગી હતી તેમને માટે પણ યોગ્ય ગોઠવણો કરવામાં આવી હતી. મહારાજની કીર્તિ, એમનાં વખાણ, એમના સાહસની વાતો, એમની હિંમતની પ્રશંસા જનાનખાનાની સ્ત્રિયોએ સાંભળી હતી એટલે એવી આ મહાન વિભૂતિને નજરે નિહાળવા સુલતાનના જનાનખાનની પડદાનશીન બીબીઓ બહુ આતુર હતી. સુલતાન સાહેબને કહીને એમણે દિવાનખાનામાંનું દસ્ય જોઈ શકે અને શિવાજી મહારાજને નિહાળી શકે એવી પડદાની બેઠકોની ગોઠવણ કરાવી હતી. દિવાનખાનાનું દસ્ય અતિ સુંદર અને વાતાવરણ બહુ શાંત તથા ગંભીર દેખાતું હતું. સુલતાન તાનાશાહ શિવાજી મહારાજની વાટ જોતા દિવાનખાનામાં બેઠા હતા. પડદાનશીન સ્ત્રિયોની બેઠકોવાળી જગ્યાઓ પણ ખીચોખીચ ભરાઈ ગઈ હતી. મહારાજ મહેલનો દાદર ચડી ઉપર આવ્યા અને એમની સાથે બાબારાવ સરનોબત, રઘુનાથપંત હણમંતે, નિરાજીપંત, દત્તાજીપંત વાકનીસ અને બાલાજી આવજી ચિટણીસ, આ પાંચ જણ પણ આવ્યા. સુલતાન શિવાજી મહારાજને સામે લેવા માટે આવ્યા. બન્ને દિવાનખાનાના મુખ્ય દરવાજા આગળ એક બીજાને ભેટ્યા. પછી બાદશાહ હાથ પકડીને મહારાજને અંદર લઈ ગયો અને એમને પોતાની સાથે સિંહાસન ઉપર બેસાડ્યા. વજીર માદણ્ણાને પણ બેસવા માટે બાદશાહે ઈસારો કર્યો. મહારાજની સાથેના પાંચે મહેમાનોને પણ બેસાડવામાં આવ્યા. બીજાઓ શિસ્ત પ્રમાણે ઉભાજ હતા. અઢી ત્રણ કલાક સુધી રાજા અને બાદશાહની વાતચીત ચાલી. આ વાતચીતને અંતે બાદશાહ બહુ જ ખુશ થયો. મહેમાનોને મુલાકાતને અંતે રત્નજડિત અલંકારો વગેરે આપવામાં આવ્યા. આખરે પાન સોપારી, અત્તર ગુલાબ આપવામાં આવ્યાં અને તે દિવસનો દરબાર ખતમ થયો.

#### મહેમાનોની મિજબાની.

મહારાજ, તેમના અમલદારો, સરદારો, સિપાહીઓ વગેરે પોતપોતાને ઉતારે ગયા. આ મુલાકાતમાં કોઈપણ જાતનો દગો કે કાવત્રું નથી એની ખાતરી વજીર માદણ્ણા તથા બીજાઓએ આપી હતી, તે વાત સાચી પડી, એથી સુલતાન રાજી રાજી થઈ ગયો. શિવાજી મહારાજની વર્તણૂક માટે જ્યારે

બાદશાહની ખાતરી થઈ અને પ્રલ્હાદપંતે વચન આપ્યા પ્રમાણે જ બહુ સુંદર રીતે પતી ગયું એટલે સુલતાને પોતે પ્રલ્હાદપંતની પીઠ થાબડી અને એમના ઉપર આફરીન થઈને એમને કીમતી બક્ષિસો આપી.

વીર વૈષ્ણવ સાધુ ગોપનાના કાકા વજીર માદણ્ણા શિવાજી મહારાજના ખાસ વખાણનારાઓ પૈકી એક હતા. એ પોતાના બાદશાહ પ્રત્યે વફાદાર હતા, પણ એમને હિંદુત્વનું અભિમાન હતું અને શિવાજી મહારાજને એ હિંદુ ધર્મના તારણહાર માનતા હતા. આ ધર્મરક્ષક અવતારી પુરુષને પોતાને ત્યાં પધરાવી મોટી મિજબાનીનો સમારંભ કરવો અને આ પુરુષને પોતાને ત્યાં જમાડવાની ખાસ ઉત્કંઠા માદણ્ણા તથા આકાણ્ણાને હતી. એમની માતાને પણ પોતે જાતે રસોઈ કરીને શિવાજી મહારાજને જમાડવાની ઇચ્છા થઈ હતી. વારંવાર એ પોતાના દિકરાઓને શિવાજી મહારાજને જમવા માટે પોતાને ત્યાં લઈ આવવા આગ્રહ કરતી. વૃદ્ધ માતાની માગણી અને પોતાના મનની ખાસ ઇચ્છા એ બે જ્યાં ભેગાં થયાં ત્યાં બાકી શું રહે ? માદણ્ણાપંતે શિવાજી મહારાજને પોતાને ત્યાં મિજલસમાં પધારવા માટે આગ્રહનું આમંત્રણ કર્યું. શિવાજી મહારાજે આ આમંત્રણ આનંદથી સ્વીકાર્યું. વજીરના મહેલમાં મહારાજને મિજબાની આપવામાં આવી. મહેલમાં ભારે ધામધુમ હતી. બાદશાહી રીત પ્રમાણે શહેનશાહી દબદબાની આ મિજબાની હતી. વજીરની વૃદ્ધ માતાએ પોતે મહારાજને માટે અનેક પકવાન બનાવ્યાં હતાં. વિધવિધ પ્રકારના પકવાન અને ભિન્ન ભિન્ન વાનીઓ તૈયાર કરી પોતે મહારાજને પીરસીને આગ્રહથી જમાડવાની એ વૃદ્ધ સાધ્વીની ઘણા દિવસની ઇચ્છા હતી, તે ફળીભૂત થઈ. ડોશીએ પોતાની ઇચ્છા મુજબ મહારાજને જમાડ્યા અને ભોજન કરીને એમણે ડોશીને સંતોષ આપ્યો. આ મિજબાની એક ઇતિહાસ પ્રસિદ્ધ સમારંભ બની ગયો. આવી રીતની અનેક મિજબાનીઓ મહારાજના માનમાં કરવામાં આવી.

## ૨. કુતુબશાહી સાથે કોલકરાર.

મહારાજની સાથે આવેલા મરાઠા સરદારો અને અમલદારોને તાનાશાહે ભારે બક્ષિસો આપી. નગરના આગેવાનો તરફથી, બીજા મોટા મોટા સરદારો તરફથી અને ખુદ બાદશાહ તરફથી મહારાજ અને તેમના માણસોને મિજબાનીઓ અપાઈ. મહારાજે પણ નગરના નાગરિકોને જમણ આપ્યાં. સાધુ અને ફકીરોને ખેરાત કરી. ગરીબોને અન્ન અને વસ્ત્રો આપી સંતોષ્યા. કુતુબશાહીના સરદારો અને અમલદારોને અલંકાર અને વસ્ત્રો, હાથી ઘોડા, પાલખી અને પોષાક વગેરે આપી રાજી કર્યા. મહારાજે પણ બાદશાહ, વજીર, સરદારો, અમલદારો વગેરેને મિજબાનીઓ આપી. આવી રીતે ધામધુમમાં આ મહેમાન આસરે એક માસ સુધી હૈદરાબાદમાં રહ્યા. અનેક વખતે બાદશાહ અને મહારાજની મુલાકાતો થઈ. મહારાજના વર્તન અને વલણથી બાદશાહ બહુ રાજી થયો. મહારાજના સંબંધમાં હવે સુલતાનનો અભિપ્રાય બદલાયો અને શિવાજી રાજા જે માગે તે તેને આપવું એવી ઇચ્છા એણે પોતાના વજીર આગળ પ્રગટ કરી. કર્ણાટકની ચડાઈના સંબંધમાં પણ બંને વચ્ચે ખૂબ વાટાઘાટ થઈ. આખરે તાનાશાહ અને શિવાજી મહારાજ વચ્ચે કર્ણાટકી ચડાઈ સંબંધમાં નીચેના કોલકરાર થયા.

૧. કુતુબશાહી સુલતાન અબુલહસને શિવાજી મહારાજને કર્ણાટકની ચડાઈના ખર્ચ માટે રોજના ૩ હજાર હોન અથવા દર માસે સવાચાર લાખ રૂપિયા આપવા. ૨. ચડાઈના ખરચ માટે કુતુબશાહી બાદશાહે મરાઠાઓને આપવા કબુલ કરેલી માસિક સવાચાર લાખ રૂપિયાની રકમ બાદશાહે **તસલમાત** તરીકે આપવી. ૩. કર્ણાટક ઉપરની ચડાઈમાં શિવાજી મહારાજની સાથે બાદશાહે સરલશ્કર મિર્ઝા મહમદની સરદારી નીચે એક હજાર હયદળ અને ચાર હજાર પાયદળ મળી ૫૦૦૦નું લશ્કર આપવું. ૪. કર્ણાટકની ચડાઈ માટે જરૂર પડે તેટલો દારૂગોળો સુલતાન તાનાશાહે પૂરો પાડવો. ૫. કુતુબશાહી તોપખાનું પણ ઉપયોગ માટે શિવાજી મહારાજને સ્વાધીન કરવું.

આવી રીતે શિવાજી મહારાજે કર્ણાટકની ચડાઈ માટે સુલતાન અબ્દુલહસન પાસેથી કુમક મેળવી. આ કુમકના બદલામાં:—

૬. કર્ણાટકની ચડાઈમાં કર્ણાટક પ્રાંતનો જેટલો મુલક મરાઠાઓ જીતશે તેમાંથી સિંહાજી રાજાના કબજામાંનો મુલક જીતાય તો તે મહારાજે પોતા માટે રાખીને બાકીનો બધો મુલક સુલતાનને આપવો. ૭. લડાઈમાં મળેલી લૂંટ, ખંડણી તથા મ્હૈસુર પ્રાંત ચડાઈના બદલા તરીકે શિવાજી મહારાજે પોતે લેવો અને તે સિવાયનો બાકીનો મુલક સુલતાનને આપવો. ૮. ગોવળકોંડા રાજ્યને મુગલો ન સતાવે તે માટે શિવાજી મહારાજે પાકો અને પૂરતો બંદોબસ્ત કરવો. ૯. શિવાજી મહારાજને કુતુબશાહી સરકાર દર વરસે એક લાખ હોનની ખંડણી આપે છે તે ચાલુ રાખવી. ૧૦. શિવાજી મહારાજનો વકીલ હૈદરાબાદ દરબારમાં હતો તે પ્રમાણેજ રહે.

ઉપર પ્રમાણેના કોલકરાર થયા. આ કોલકરારના સંબંધમાં વાટાઘાટ અને વાતચીતો થઈ રહી હતી, ઉહાપોહ થઈ રહ્યા હતા તે દરમિયાન અનેક આનંદના સમારંભો આ બાદશાહી પરોણા માટે થઈ રહ્યા હતા. આખરે શિવાજી મહારાજની ઘોડી કૃષ્ણાનો પણ સુલતાને સત્કાર કર્યો. ઘોડીના ગળામાં કુતુબશાહે મુલ્યવાન રત્નોનો એક ઉત્તમ હાર ઘાલ્યો અને મહેમાનીની હદ કરી.

### ૩. ' મારો દરેક માવળો હાથીનું બળ ધરાવે છે. '

કોલકરારની વાતો ચાલતી હતી તે દરમિયાન નગરના મહાજનો શિવાજી મહારાજને બહુ મોટી મિજબાની આપી. સુલતાન જાતે પણ મિજલસમાં હાજર હતો. ભોજન આરોપ્યા પછી બંને રાજકર્તા–મહારાજ અને સુલતાન નિરાંતે વાતો કરવા બેઠા હતા. વાતચીત દરમિયાન સુલતાન તાનાશાહે સહેજ જાણવા ખાતર મહારાજને પૂછ્યું–' શિવાજી રાજાની ગજશાળામાં હાથી કેટલા છે? ' મહારાજે તરત જ જવાબ આપ્યો કે ' મારા લશ્કરમાં જેટલા માવળા છે તે બધા જ મારા હાથી છે. મારો દરેક માવળો એક હાથીનું બળ ધરાવે છે. ' આ જવાબ સાંભળી સુલતાન નિરુત્તર થયો પણ આ જવાબથી એના મનનું સમાધાન ન થયું, કારણ શિવાજી મહારાજની આ વાત એણે માની નહિ. ઘણી ફેરા એવું બને છે કે સમયસુચકતાવાળા હાજરજવાબી પુરુષો સામા માણસને પોતાની વિદ્વત્તા અને હાજરજવાબીપણાના જોરથી નિરુત્તર કરી શકે છે, પણ એમના મનનું સમાધાન નથી કરી શકતા. સામો માણસ નિરુત્તર થાય તેથી સામાની દલીલો એને ગળે ઉતરી કે એના મનનું સમાધાન થઈ ગયું એમ માનવાની જરુર નથી. સુલતાન તાનાશાહની પણ આવી જ સ્થિતિ થઈ. મહારાજના જવાબથી એ નિરુત્તર થઈ ગયા પણ એમનું કહ્યું એને ગળે ઉતર્યું ન હતું. સુલતાનને મહારાજે કહેલી વાત સાચી લાગી નહિ. માવળાઓમાં વળી હાથી જેટલું બળ હશે એ બને જ નહિ અને વિચાર કરતાં એને લાગ્યું કે મહારાજે પોતાના માણસોના બળની પ્રશંસા કરવા માટે અતિશયોક્તિ કરી હશે. આ સંબંધમાં સુલતાને વજીર સાથે વાતચીત કરી. મહારાજે કહેલી બાબતની પ્રતીતિ કરવાની બંનેની ઇચ્છા થઈ અને આખરે સુલતાનના બહુ જબરા હાથીની અને શિવાજી મહારાજની પસંદગીના ચૂંટી કાઢેલા માવળાની કુસ્તી કરવાનું નક્કી ઠર્યું. મહારાજે પોતાના માવળા તૈયાર કર્યા. મહારાજે યેસાજી કંકને આ કામ માટે ચૂંટી કાઢયો. આ નમૂનેદાર અને પ્રેક્ષણીય અનેરી કુસ્તી માટે દિવસ નક્કી કરવામાં આવ્યો. આ કુસ્તી જોવાને માટે હજારો માણસોનાં ટોળાં ભેગાં થયાં હતાં. માવળાઓની ખરી કસોટીનો આ પ્રસંગ હતો. શિવાજી મહારાજ પોતાના માવળાઓના બળનાં જ્યાં ત્યાં વખાણ કરતા તે સાચાં હતાં એ સાબિત કરવાનો પ્રસંગ આવ્યો હતો. મુકરર કરેલે ઠેકાણે આ કુસ્તી જોવા મહારાજ અને સુલતાન પણ પધાર્યા હતા. લોકોની ભારે ઠઠ જામી હતી. આ કુસ્તીના સંબંધમાં પ્રેક્ષકોમાંના કેટલાક કંઈ કંઈ તર્કો દોડાવતા હતા. આ કુસ્તીના પરિણામને કલ્પી લઈ કેટલાક માંહોમાંહે સરતો મારતા હતા. કુસ્તીનો વખત થતાં જ યેસાજી કંક મેદાનમાં આવ્યો. એણે મહારાજ તરફ મોં ફેરવી એમને ઝૂકીને મુજરો કર્યો અને જગદંબાનું નામ દઈ પોતાની મૂછો ઉપર હાથ ફેરવી હાથીની રાહ

જોતો ઉભો. હજારો માણસો આ દશ્ય જોઈ રહ્યા હતા. બહુ ભારે મેદની જામી હતી છતાં સોય જમીન ઉપર પડે તો પણ અવાજ સંભળાય એટલી શાંતિ હતી. લોકો હાથીને જોવા આતુર બન્યા હતા. આખરે એક બાજુએથી સુલતાનના હાથીખાનામાંના હાથીને મેદાનમાં લાવવામાં આવ્યો. મસ્તાન બનેલો મદગળ મ્હાલતો મ્હાલતો સીધો યેસાજી કંક તરફ ધસી આવ્યો. યેસાજી પણ પોતાની તલવાર સંભાળીને તૈયાર ઉભો જ હતો. એનો મદ ઉતારવા માટે મદગળ એના ઉપર ધસી આવતો એણે જોયો છતાં યેસાજી જરાએ ડગ્યો નહિ, ડર્યો નહિ. હાથી પોતાની સૂંઢ વડે યેસાજીને પકડીને પટકે તે પહેલાં તો બહુ જ ચપળતાથી યેસાજીએ પોતાની તલવારથી એ હાથીની સૂંઢ ઉપર બહુ જોરથી સખત ઘા કર્યો. એક ઘાથી જ હાથીની સૂંઢ દાંત આગળથી કપાઈ ગઈ અને હાથી હેઠો પડ્યો. આ રીતે હાથી હાર્યો અને મહારાજના માવળાનો વિજય થયો. આ દસ્ય જોઈ જોવા આવેલા હજારો પ્રેક્ષકો તો ચકિત જ થઈ ગયા. માણસ ગમે તેટલો બળવાન હોય તો પણ માતેલા મદગળની સામે એ જીતી જાય એ અશક્ય છે એવું માનનારાઓ તો ઝંખવાણા પડી ગયા. આ દસ્ય જોઈ સુલતાનના દિલની ખાતરી થઈ કે શિવાજી મહારાજે ઉચ્ચારેલા શબ્દો એ અતિશયોક્તિ ન હતી પણ માવળાઓના બળ અને પરાક્રમની સાચી વાત જ હતી. આ કુસ્તીનું પરિણામ જોઈ સુલતાન બહુ જ પ્રસન્ન થયો અને એણે યેસાજીને પોતાની પાસે બોલાવ્યો. તાનાશાહ પાદશાહે યેસાજીના મુક્તકંઠે વખાણ કર્યાં. એનું બળ, પરાક્રમ, ચાલાકી અને ઝડપ અનુકરણીય જણાવી, પોતાના યોદ્ધાઓને આ વીરનો ધડો લેવાની સૂચના કરી. જે શિવાજી રાજાની પાસે આવું બળ ધરાવનારા માવળાઓનું લશ્કર છે તે શિવાજી રાજા ભારે અને જામેલી સત્તાના મૂળ હલાવે છે તેમાં શી નવાઇ એવું એને મનમાં લાગ્યું. એકલાં વખાણથી સુલતાન ન અટક્યો. એણે યેસાજીને હાથના સોનાનાં કડાં, ગળાની કંઠી અને પગનો તોડો વગેરે બક્ષિસ આપી. યેસાજીએ આ બક્ષિસ બહુ આનંદથી સ્વીકારી અને પોતાના માલીકને તથા સુલતાનને મુજરો કર્યો. આ ઈનામ આપ્યાથી તાનાશાહને સંતોષ ન થયો. એને લાગ્યું કે આ અલંકારો આપ્યાથી એની યોગ્ય કદર ન થઈ માટે યેસાજી કંકને વાર્ષિક ૫ હજાર રૂપિયાની આવકનું એક ગામ બક્ષિસ આપવા માંડયું. યેસાજી કંક બહુ આત્મમાની અને સ્વામિનિષ્ઠ સરદાર હતો. તાનાશાહના આ ગામ બક્ષિસ આપવાના શબ્દો સાંભળીને આ સરદારે સુલતાનને સલામ કરી અને જણાવ્યું કે 'હજુર, આપે મારામાં વસી રહેલાં ગુણની જે કદર કરી તે માટે આભારી છું. હું મહારાજના અન્નથી પોષાયેલો છું. મારામાં વિકાસ પામેલા ગુણો એ મહારાજની મારા ઉપર મીઠી નજરનું પરિણામ છે. મારું બળ મારા સ્વામીને ચરણે અર્પણ થયેલું છે. એમણે આપ્યું છે અને એમની ઈચ્છા હશે ત્યાં સુધી એ વપરાતું આવ્યું છે અને વપરાવાનું છે. ગુણની કદર કરવાના ઈરાદાથી હજુરે મને જે બક્ષિસો આપી તે મેં આનંદથી સ્વીકારી છે. આ ઈનામથી મને પૂર્ણ સંતોષ છે. આપ આપવા માગો છો એ પાંચ હજાર રૂપિયાની વાર્ષિક આવકવાળા ગામનું ઈનામ હું ન લઈ શકું. મારાથી એ ન લેવાય. જે માલીકને ચરણે મેં મારી જાત અર્પણ કરી છે, જે મહારાજના ખોળામાં મેં મારું માથું મૂક્યું છે, તે મહારાજે મને શું ઓછું આપ્યું છે? મારે માથે મહારાજ છે. ભરણપોષણ આપનારું ઇનામ હું શું કામ સ્વીકારું? એવાં ઇનામો સ્વીકારવાથી મારી સ્વામિનિષ્ઠામાં ઉણપ આવે. હજુર કૃપા કરો. મને જે અલંકારો આપ્યા છે તે આ દિવસની યાદ અને હજુરની કદર માટે પૂરતાં છે. હું ગામ ઈનામ ન લઈ શકું. મને માફ કરજો. સેવકની એમાં ઉદ્ધતાઈ ન માનતા.' આ સ્વામિનિષ્ઠ સરદારના મોંના આ શબ્દો સાંભળી તાનાશાહને અચંબો થયો અને 'શિવાજી રાજા જ્યાં જ્યાં જાય છે ત્યાં એનો વિજય થાય છે તેનું કારણ એમના માણસોનો એમના પ્રત્યેનો પ્રેમ, વફાદારી અને આદરભાવ તથા શિવાજી રાજા એમના ઉપર પિતાતુલ્ય પ્રેમ રાખી કામકાજ વખતે પૂરી કડકાઈ રાખે છે એજ છે' એવી એના મનની ખાતરી થઈ. યેસાજી કંકના શબ્દો શાંતિથી સાંભળી લીધા પછી તાનાશાહ બહુ જ પ્રસન્ન થયા અને

એમનાથી બોલી જવાયું કે 'જે રાજાના રાજ્યમાં આવા સ્વામિનિષ્ઠ પરાક્રમી પુરુષો છે તેનો ઉદય થાય જ. શિવાજી રાજાને ધન્ય છે.'

### ૪. હૈદરાબાદથી પ્રયાણ.

સુલતાન સાથે કોલકરાર થયા પછી મહારાજે હૈદરાબાદથી છાવણી ઉપાડી કર્ણાટક તરફ કૂચ કરવાનું નક્કી કર્યું. હૈદરાબાદ આવતાં પહેલાં પોતાના લશ્કરના સિપાહીઓને હૈદરાબાદમાં કુતુબશાહી રૈયતને કોઈપણ જાતનો ઉપદ્રવ નહિ કરવાના હુકમો આપ્યા હતા. આ હુકમોનો જેણે સહેજ પણ ભંગ કર્યો હતો તેને ભારે અને સખત સજાઓ મહારાજે કરી હતી. મહારાજ લશ્કરની શિસ્ત અને નિયમનની બાબતમા અતિ કડક હતા. હુકમોને ઢીલા કરનારાઓને મહારાજે એવી તો કડક શિક્ષા કરી હતી કે તેથી લશ્કરના સિપાહીઓ કંપી ઉઠયા હતા. છૂટા પડતી વખતે બાદશાહે મહારાજને મોટી મિજલસ ભરીને વિદાયગીરીનું માન આપ્યું. છૂટા પડતી વખતે બાદશાહ અને મહારાજ વચ્ચે એવી વાત થઈ હતી કે કર્ણાટકની ચડાઈમાં આદિલશાહનો જે મુલક મહારાજ જીતે તેમાંનો કેટલોક પ્રાંત આદિલશાહી જો અબ્દુલકરીમને કારભારના કામમાંથી ખસેડે અને એની જગ્યાએ આકાણ્ણાને નીમે તો તેને પાછો આપવા મહારાજે કબુલ થવું. એવી રીતે કુતુબશાહીમા જેવો માદણ્ણા વજીર હતો તેવો જ આકણ્ણા આદિલશાહીમાં થાય એવી મહારાજની અને સુલતાનની ઈચ્છા હતી.

આશરે એક માસ સુલતાનની મહેમાની ચાખ્યા પછી ઈનામ અને બક્ષિસો વગેરે મેળવી, ભારે માન સન્માન પામી, મોટું તોપખાનું અને બહુ મોટો ખજાનો લઈ મહારાજે લશ્કર સાથે હૈદરાબાદથી છાવણી ઉપાડી કર્ણાટક તરફ કૂચ કરી.

#### કર્નોળા–કડપ્પા પાસેથી ખંડણી લીધી.

મહારાજની કર્ણાટકની કૂચના સમાચાર બધે ફરી વળ્યા. ઘણા સંસ્થાનિકો, સ્વતંત્ર સરદારો, નાના રાજાઓ, મોટા મોટા જમીનદારો અને જુદા જુદા પ્રાંતના જવાબદાર અમલદારોના પેટમાં ફાળ પડી. શિવાજી મહારાજનાં પરાક્રમ અને ઝડપની વાતો તો આખા ભરતખંડમાં ફેલાઈ ગઈ હતી. મહારાજ પવનની પેઠે વીજળીવેગે કોના ઉપર ક્યારે ચડી આવશે, કયે વખતે કોના ઉપર છાપો મારશે કોને ઘેરો ઘાલશે, કોનો મુલક લૂંટશે ક્યાં વાતો થશે અને ક્યાં નીકળશે, ક્યાં છાવણી નાંખશે અને ક્યાં લડાઈ કરશે, તેની કોઈને ખબર પડશે નહિ માટે એ ગાળાનો જવાબદાર માણસ ચિંતામાં હતો. તુંગભદ્રા નદીને કિનારે કર્નોળા કડપ્પા નામનું એક નાનું સંસ્થાન હતું. એનો સંસ્થાનિક આનંદરાવ દેશમુખ હતો ( વિકિઝ ). એણે શિવાજી મહારાજની કૂચના સમાચાર સાંભળ્યા અને એને લાગ્યું કે 'મહારાજના સપાટામાંથી બચવું એ બહુ ભારે છે. સાચું કહીએ તો એની ચુંગાલમાંથી છટકવું એ અશક્ય છે. આખરે ખરાબ થઈને, નુકમાન વેઠીને, પ્રજાની ખરાબી કરીને ઉખેડાઈ જવું અથવા નુકસાન વેઠીને પ્રજાની અને મુલકની ખરાબી કરી લઈને ખંડિયા થવું તેના કરતાં આપણા બળનો, શક્તિનો વિચાર કરીને પહેલેથીજ એમને શરણે જઈને ખંડિયા બની જવું એ વધારે સારું છે. આવી રીતે પોતાનો નિશ્ચય કરી આનંદરાવ મહારાજને આવીને મળ્યો. આનંદરાવે શિવાજી મહારાજને એક ખંડિયા તરીકે પોતે હોય એવી રીતે માન આપ્યું અને એની પ્રજાને ખંડિયા રાજાની પ્રજા ગણીને કોઈપણ જાતનો ઉપદ્રવ મરાઠા લશ્કર ન કરે તે માટે લશ્કરી અમલદારોને યોગ્ય સૂચનાઓ આપવા વિનતિ કરી. પોતાને ખંડિયો સંસ્થાનિક સ્વીકારી એના મુલક ઉપર અને પ્રજા ઉપર કોઈ હલ્લો હરકત ન કરે તે માટે ઘટતી સૂચનાઓ યોગ્ય અમલદારોને આપવા આનંદરાવે મહારાજને નમ્ર અરજ ગુજારી આનંદરાવની માગણીના સંબંધમાં એની અને મહારાજના મુત્સદ્દી મંડળની વચ્ચે ખૂબ વાટાઘાટ થઈ. આખરે આનંદરાવે મહારાજને દર વરસે પાંચ લાખ હોનની ખંડણી આપવાનું કબુલ કર્યું. મહારાજે આનંદરાવની ખંડણીની ૫ લાખ હોનની રકમ સ્વીકારી અને એને નિર્ભય કર્યો.

### શ્રી. શૈલદર્શન અને શ્રી. મલીકાર્જુનનો મહિમા.

સંસ્થાનિક આનંદરાવ દેશમુખે ૫ લાખ હોનની ખંડણી કબુલ કરી એટલે એના મુલકને મહારાજે જરાએ ઉપદ્રવ ન કર્યો અને મહારાજ એ મુલકથી આગળ ચાલ્યા. કડપ્પાથી ૨૫-૩૦ માઈલ દૂર નિવૃત્તિસંગમ નામનું ક્ષેત્ર છે ત્યાં મહારાજનો મુકામ ગયો. આ નિવૃત્તિસંગમ આગળ ભાવનાશી અને કૃષ્ણા નદીનો સંગમ થાય છે. આ ક્ષેત્રનો મહિમા બહુ ભારે છે. મહારાજ પણ આ સ્થાન ઉપર આવ્યા અને ત્યાંથી ચક્રતીર્થ ઉપર ગયા. આ બંને સ્થળે સ્થળ મહાત્મ્ય સમજીને મહારાજે યથાવિધિ તીર્થસ્નાન, દાનધર્મ વગેરે કરી સાથેનું મોટું લશ્કર અનંતપુરી આગળ રાખી પોતે થોડા સેવકો અને માણસો સાથે ગાયમુખીથી ભીમકુંડ થઇને એ દિવસે શ્રી શૈલ પહોંચ્યા.

શ્રી શૈલ મલિકાર્જુનનું મંદિર કર્નૂલથી ૭૦ માઈલ દૂર નેલ્લમાલ જંગલમાં સમુદ્રની સપાટીથી આસરે ૧૬૦૦ ફૂટ ઊંચું આવેલું છે. એની નજીક નીચે કૃષ્ણા નદીનો વાંક છે. યાત્રાળુઓને કૈલાસદ્વારથી આ ઠેકાણે આવવું જ પડે છે. આ દેવાલય બહુ ભવ્ય અને મજબૂત બાંધેલું છે. આ મંદિર જૂના વખતની પત્થરની કારીગરીનો એક નમૂનો છે. આ મહાદેવ પ્રસિદ્ધ બાર શિવાલયો પૈકી ગણાય છે અને એ રીતે એનું બહુ જબરું મહત્ત્વ છે. એનું મંદિર ચોખંડું છે અને તેના ઉપરનું છાપરું સોનાનું પાણી ચડાવેલ તાંબાના પતરાનું છે. પાતાળગંગા અને નીલગંગા એ પુણ્યસ્થળો તદ્દન નજીક છે. મહારાજે આ પવિત્ર નદીઓમાં સ્નાન કર્યાં.

### ૫. વૈરાગ્ય વ્યાપ્યો

આ પવિત્ર સ્થળોએ મહારાજને ભારે શાન્તિ આપી. આ સ્થળો કુદરતી દેખાવોથી ભરપૂર હતાં. આ સ્થળોના અતિ રમ્ય દેખાવોથી મહારાજના મન ઉપર બહુ ભારે અસર થઈ.અરણ્ય અને કુદરતી રચનાથી મહારાજને બહુ આનંદ થયો. મહારાજે નીલગંગામાં સ્નાન કરી મહાદેવનાં દર્શન કર્યાં. આ ક્ષેત્રમાં મહારાજને સાચો આનંદ થયો. જાણે કૈલાસમાં પોતે પધાર્યા હોય એવો આનંદ મહારાજે આ શિવાલયમાં અનુભવ્યો. આ શિવાલયમાં મહારાજને વૈરાગ્ય વ્યાપ્યો. સંસારનું સુખ એમને તુચ્છ લાગ્યું. મહારાજને લાગ્યું કે આ શિવાલયના મહાદેવને પોતાનું શિર અર્પણ કરવું. 'શ્રી જગદંબાની કૃપા વડે મારી બધી ઈચ્છાઓ તૃપ્ત થઈ છે. મેં જે જે ધાર્યું તે પ્રભુએ પૂરું કર્યું. મારાં ધાર્યાં કામ ઈશ્વરે પાર પાડ્યાં. ભારેમાં ભારે આફતો અને સંકટોમાંથી અનેક વખતે પ્રભુએ મને બચાવ્યો છે અને ઘણી વખતે ઈશ્વરે મને ઉગાર્યો છે. કાં તો આ શિવાલયમાં મહાદેવને મારું શિરકમળ અર્પણ કરું અથવા તો સંસાર છોડી આ પવિત્ર સ્થાનમાં પ્રભુ ભજનમાં મારું બાકી રહેલું આયુષ્ય ગાળું.' આમ વિચાર કરી મહારાજે પોતાના વિશ્વાસપાત્ર માણસો અને જવાબદાર અમલદારો તથા મુત્સદ્દીઓને બોલાવ્યા અને સંસાર ત્યાગ કરવાનો વિચાર જાહેર કર્યો. મહારાજનો આ વિચાર સાંભળી બધા ચમકી ગયા અને સ્તબ્ધ બની ઉભા. એક પછી એક મુત્સદ્દીઓએ ઉપદેશ કરવા માંડ્યો પણ કોઈનું કંઈ ચાલે નહિ. મહારાજ તો ઈશ્વરભક્તિમાંજ તલ્લીન રહેતા. એમ એક બે દિવસ ગયા. પછી પોતાના માણસોને બોલાવી મહારાજે કહ્યું તમને ઠીક લાગે તો આ ચડાઇનો કાર્યક્રમ અત્રે જ ખતમ કરો અને તમે બધા રાયગઢ પાછા જાઓ. પાટવીકુંવર શંભાજીને ગાદી ઉપર બેસાડી તમે બધા વફાદારી અને નિમકહલાલીથી કારભાર ચલાવજો.' સાથેના બધા માણસો ચિંતા અને દુખમાં ડુબી ગયા. મહારાજ ૯ દિવસ પર્યંત વિરક્તાવસ્થામાં રહ્યા હતા. (History of Mysore by Wilkis). બધા અમલદારો, સરદારો અને મુત્સદ્દીઓએ મહારાજને સમજાવવામાં બાકી ન રાખી. બધાએ જીવના કુચા કર્યા પણ મહારાજ એકના બે ન થયા. આખરે એમને સાક્ષાત્કાર થયો અને શ્રી ભવાની માતાએ એમનામાં

પ્રવેશ કર્યો અને કહ્યું:–' છોકરા ! તારા માટે મોક્ષનો આ રસ્તો નથી. તારે હાથે હજુ ઘણાં મહત્ત્વનાં કામ થવાના છે. ધર્મરક્ષણ માટે તારું જીવતર છે. જે કામ માટે તું ભારે મહેનત કરી રહ્યો છે તે કામ હજુ બાકી રહેલુ છે. તારે એ પુરું કરવાનું છે. બાવા બની તપ કરી મોક્ષ મેળવવાનું તારે માટે નથી. આ રસ્તો તારો નથી. તું વૈરાગ્યમાં પડીને કંઈ નહિ મેળવી શકે. જે કામ માટે તારું જીવતર છે તે જ કામ ઉત્તમ રીતે કરવાથી તને મુક્તિ મળવાની છે. ધર્મરક્ષણના કામમાં અનેક આફતો અને સંકટો આવે છે, જેનો તું હિંમતથી સામનો કરે છે એજ તારું તપ છે. તપ તપીને તપસ્વી જે મેળવે છે તે તેં મેળવી લીધું છે. ધર્મરક્ષણ માટે ભારે કષ્ટો જરુર પડે નોતરવાં પડે છે અને તે તેં અનેક વખતે નોંતર્યાં છે અને એ સંકટોની સામે તું બરોબર ઝઝુમ્યો છું. ઇશ્વરભક્તિ અને ધ્યાનથી ભક્ત જે મેળવી શકે તે તેં આ ધર્મસેવામાં મેળવ્યું છે. ધર્મનો ઉચ્છેદ કરનારાઓનો સંહાર કરવો એજ તારે માટે તો ધર્મપાલન છે. આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરવુ એજ તારે માટે તો દેવપૂજન છે. શુદ્ધ હેતુથી, નિઃસ્વાર્થબુદ્ધિથી, ચોખ્ખી દાનતથી, જનકલ્યાણનાં કાર્ય અનેક કષ્ટ વેઠીને કરવાં એ જ તારે માટે મુક્તિનો માર્ગ છે. ઉઠ વત્સ ! ઉઠ, તારા ભાગનું કામ પૂરું કર. તારું કામ પૂરું થયે ક્ષણવાર તને કોઈ રોકી શકશે નહિ.' સાથેના માણસોએ મહારાજના આ શબ્દો નોંધી લીધા. મહારાજે શ્રી જગદંબાનો હુકમ જાણ્યો અને ઊંડા વિચારમાં પડ્યા.

રઘુનાથપંત હણુમંતે અને બાળાજી આવજી ચિટણીસ વગેરેએ મહારાજને કાલાવાલા કર્યા, વિનંતિ કરી. શ્રી ભવાનીમાતાની આજ્ઞા અને પોતાના માણસોની વિનંતિ વગેરેની એમના ઉપર અસર થઈ અને એમણે એ ક્ષેત્રમાં ખૂબ દાન ધર્મ કર્યાં યાત્રાળુઓના સ્નાન માટે સગવડ પડતા ઘાટ બંધાવ્યા. તપસ્વીઓની તપશ્ચર્યા માટે ગુફાઓ તૈયાર કરાવી. બ્રહ્મભોજન કરાવ્યાં. યાત્રાળુઓનાં દુખ ટાળવા માટે ઘટતુ કરવા હુકમો અપાયા. થોડા દિવસ સુધી આ ક્ષેત્રમાં મુકામ રાખ્યા પછી એપ્રીલ માસની શરૂઆતમા મહારાજે જિંજિ (ચંદી) તરફ જવા માટે મુકામ ઉપાડ્યો.

## ૬. જિંજિનો કિલ્લો કબજે.

શ્રી. છ. શિવાજી મહારાજ મલિકાર્જુન મંદિરમાં જ રહ્યા હતા અને એમની સાથેનું પાયદળ લશ્કર એમણે કર્ણાટક તરફ રવાના કરી દીધું હતું. એ પાયદળ લશ્કર વ્યંકટગિરિની ખીણમાં થઈને પેનના ડુંગરો વટાવી આગળ ચાલ્યું. મહારાજ જાતે પોતાના થોડા માણસ અને એક નાની ટુકડી સાથે ઉપડ્યા તે એ પાયદળને જઈ મળ્યા. મહારાજે અનંતપુર આગળથી પોતાનું લશ્કર સાથે લીધું. અને ત્યાંથી દક્ષિણ દિશા તરફ નદિયાલ અને કડાપ્પા થઈને તીરુપતિથી મહારાજ ઉપડ્યા તે પૂર્વ કિનારો વટાવી મે માસની શરૂઆતમાં મદ્રાસ શહેર નજીક આવી પહોંચ્યા. એ મદ્રાસથી થોડા માઈલ દૂર આવેલા પેડાપોલમ ખાતે મુકામ કર્યો. આ મુકામે મહારાજ જતા હતા ત્યારે કેટલાક અંગ્રેજ વહેપારીઓ એમને મળવા આવ્યા હતા. એમણે શિવાજી મહારાજને કેટલીક દવાઓ અને ઊંચી જાતના કાપડનું નજરાણું કર્યું. આ સ્થળથી મહારાજે મુકામ ઉપાડ્યો અને તેમણે નૈત્રકલ તરફ કૂચ કરી. ઈ. સ. ૧૬૭૭ ના મે માસની ૯ મી તારીખે કંજીવરમ આગળ મહારાજ લશ્કર સાથે આવી પહોંચ્યા. અહીંથી મહારાજે ૫૦૦૦ ઘોડેસવારોની એક ટુકડી એક કસાયેલા સરદાર સાથે જિંજિ જીતવા રવાના કરી.

આ વખતે જિંજિનો કિલ્લો આદિલશાહી અમલદાર સ. અંબરખાનના હાથમાં હતો. એને રૂપખાન, નાસીરમહમદ વગેરે ૯ છોકરાઓ હતા (म. रि.). રઘુનાથપંત હણુમંતે એ પહેલેથી જ કિલ્લેદારને મધમાં હાથ મૂકાવ્યો હતો એટલે આ વખતે મરાઠા સરદારે મુસલમાન કિલ્લેદારનું મોં દાબીને જિંજિનો કિલ્લો પોતાના કબજામાં લઈ લીધો. ૧૬૭૭ ના મે માસની ૧૩ મી તારીખે જિંજિ કિલ્લો મરાઠાઓના હાથમાં આવ્યો. શિવાજી મહારાજને આ પરિણામની ખબર પડતાં જ તેઓ જિંજિ આવી પહોંચ્યા.

જિંજિનો કિલ્લો બહુ મહત્ત્વનો અને મજબૂત હતો. મહારાજે તેને કબજામાં લઈને તેની બરાબર વ્યવસ્થા કરી દીધી. એ કિલ્લા ઉપર પોતાના વિશ્વાસપાત્ર માણસોને મહારાજે અમલદાર તરીકે મૂકી દીધા. રાયાજી નલગેને જિંજિના હવાલદારની જગ્યા આપવામાં આવી. ભીમાજી કેશવને સબનીસ બનાવવામાં આવ્યો. કિલ્લામાંની ઈમારતોની દેખરેખ માટે રૂદ્રાજીને જવાબદાર બનાવવામાં આવ્યો. વીઠ્ઠલ પીલદેવની નિમણુક મહાલના સુબેદારની જગ્યાએ કરી અને પ્રજાને સગવડ પડતી અને ફાયદાકારક એવી જમીન મહેસુલની પદ્ધતિ શરૂ કરી. આ કિલ્લાની આજુબાજુએ ઊંડી ખાઈ ખોદવાનું કામ શરૂ કરવામાં આવ્યું અને બીજાં જરૂરી બાંધકામો પણ શરૂ કરાવી દીધાં. આવી રીતે જિંજિનો કિલ્લો મરાઠાઓના હાથમાં આવ્યો. આ કિલ્લામાં મહારાજે બહુજ સુંદર સુધારાવધારા કરાવ્યા. જિંજિમાં જે સુધારા મહારાજે કરાવ્યા તેનું બાંધકામ બહુજ નમૂનેદાર અને મજબૂત હતું. નવા સુધારાઓ બહુજ આકર્ષક હતા. જિંજિ બાંધકામના સંબંધમાં મહારાજે જે સુધારા કરાવ્યા તે સંબંધમાં તે વખતનો મદુરામાં રહેતો જેસ્યુઈટ પંથનો પાદરી લખે છે કે ' જિંજિ કિલ્લામાં શિવાજી મહારાજે કરેલા સુધારા એવા તો સુંદર હતા કે તે જોઈને યૂરોપના કેટલાક મોટા કારીગરોએ પણ મોંમાં આંગળી ઘાલી.'

## ૭. વેલોરનો ઘેરો.

જિંજિ જીત્યા પછી મહારાજનો વિચાર વેલોર જીતવાનો હતો એટલે મે માસની તા. ૨૩ મી એ વેલોર જઈ પહોંચ્યા. આ વખતે આ કિલ્લો આદિલશાહી સરદાર એબિસીનીયન અબદુલ્લાખાનના કબજામાં હતો. એમ કહેવાતું કે આ કિલ્લા જેટલો મજબૂત કિલ્લો દુનિયામાં બીજો ન હતો. એ કિલ્લાની આસપાસ ઊંડી ખાઈઓ ખોદેલી હતી. આ ખાઈઓમાં બહુ પાણી રહેતું. એવી ખાઈઓમાં જીવતા મગર રહેતા. એ કિલ્લાને બહુ મજબૂત પત્થરનો કોટ હતો. તે એટલો બધો પહોળો હતો કે એના ઉપરથી ૨ ગાડીઓ સહેલાઈથી ચાલી જાય. આવા અભેદ્ય અજીત કિલ્લાને જીતવા માટે મરાઠાઓ આવ્યા અને એમણે કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લાને સર કરવા માટે જોઈતી સામગ્રી મરાઠાઓ પાસે ન હતી અને એક જ કિલ્લા પાછળ મરાઠાઓની આખી શક્તિ ખર્ચી નાંખવાની મહારાજની ઈચ્છા ન હતી એટલે મહારાજે ૨ હજાર સવાર અને ૫ હજાર પાયદળ નરહરિરૂદ્ર નામના લશ્કરી અમલદારને આપી અને આ ઘેરાની જવાબદારી સોંપી કિલ્લો જીતવા માટે જોઈતી સૂચનાઓ આપી. વેલોરના ઘેરાનું કામ આવી રીતે પતાવી શિવાજી મહારાજ પોતાના લશ્કર સાથે ઈ. સ. ૧૬૭૭ ના જુનની ૨૦ મી તારીખે શેરખાન લોદીની સામે લડવા માટે નીકળ્યા.

### તીરુવાડીની લડાઈ.

શેરખાન લોદી એ બિજાપુરના સુલતાનનો સરદાર હતો. કર્ણાટકના દક્ષિણ ભાગના આદિલશાહી મુલકનો એ અમલદાર હતો. એ વલીગંડાપુરમાં રહેતો હતો. શેરખાન લોદી સ્વભાવે બહુ શાન્ત હતો. એને કલહ અને કજીઆ ગમતા નહિ. એ સમાધાનવૃત્તિથી કામ લેનારો સીધો સરળ માણસ હતો. એના મંત્રીઓ અને અમલદારો ખુશામતીઆ, માખણીઆ અને હાજી હા કરનારા હતા. ખુશામતથી ભલ-ભલા વશ થઈ જાય છે. ખુશામત કોઈની કરવી પોતાને જરાએ ન ગમે અને આખી જિંદગીમાં કઠણ પ્રસંગે પણ કોઈની ખુશામત ન કરી હોય એવા ખુશામતને દુર્ગુણ માનનારાઓ પણ એમની ખુશામત બીજો કરે ત્યારે એમને પોતાને પણ ખબર ન પડે એવી રીતે ખુશામતનો એ ભોગ થઈ છે. ખુશામ-તીઓ ભલે ખુશામત કરે પણ હું તો મારા મન ઉપર એની અસર ન જ થવા દઉં એવો ફાંકો રાખનારા ઘણા નીકળે છે પણ તેમાંથી સેંકડે ૯૦ માણસોના હૈયા ઉપર ખુશામત અસર કરે છે. ખુશામતીઆને ખુશામત કરતાં અટકાવવો એજ ખુશામતથી બચવાનો ખાસ ઈલાજ છે બાકી ભલભલા છાતી ઉપર હાથ મૂકીને મૂછો મરડીને વાતો કરનારા ખુશામતથી ઢીલા બન્યા છે, નરમ પડ્યા છે,

જીતાયા છે. એના સંકજામાં ન આવનારાઓ વીરલા જ જડી આવે. ખુશામતનો પ્રભાવ અજબ હોય છે. એની સામે ટકવાની બિચારા શેરખાન લોદીની શક્તિ ન હતી. એના હાથ નીચેના અમલદારોએ અને કેટલાક સ્વાર્થીઓએ એને વશ કર્યો. શિવાજી લશ્કર લઈને નજીક આવી પહોંચ્યો છે એવી ખબર શેરખાનને મળી. એના મંત્રીમંડળને પણ શિવાજી મહારાજ આવે છે એની ખબર મળી. દુશ્મનને પાછો કાઢવા માટે તૈયારી કરવાની મૂકી દઈ શેરખાનના મંત્રીઓ, અમલદારો, છોકરાઓ, સ્નેહીઓ અને બીજાં સગાંઓ શેરખાનના શૌર્યના, એની કુનેહના, એના સમરકૌશલ્યના અને એના મુત્સદ્દીપણાના ઢોલ ફૂટવા મંડી પડ્યા. 'શેરખાન સરદાર તો બહુ બળવાન છે. એમની સામે જોવાની કોની તાકાદ ?' 'દુશ્મન બળ જાણ્યા વગર આવશે અને ભોંઠો પડીને જશે' 'આપણા સરદાર સાહેબના લશ્કર આગળ ટકી શકવાનું નથી.' 'શેરખાન સાહેબના સપાટાનો સ્વાદ હજુ શિવાજીએ નથી ચાખ્યો એટલે આવે છે, પણ થંડો થઈને પાછો જશે.' 'શિવાજી આપણા સાહેબના શા હિસાબમાં. એતો જોતજોતામાં હારી જશે અને મરાઠાઓને તો ભોંય ભારે પડશે.' વગેરે કહીને શેરખાનને સાતમે આકાશે ચડાવ્યો. પોતાનું બળ હોય તેના કરતાં ૧૦ ગણું વધારે ધારવું અને દુશ્મનના બળને હોય તેના કરતાં ઓછું આંકવું એ રીત માણસને ખાડામાં પાડ્યા વગર નથી રહેતી. શેરખાનલોદી પાસે એક ફ્રેંચ હતો. એણે શિવાજી મહારાજના બળ સંબંધી સહેજ ઈસારો લોદી આગળ કરતાં કહ્યું હતું કે 'શિવાજી રાજા બહુ બળવાન છે. કુનેહ અને યુક્તિથી એની શક્તિ બેવડાઈ છે. એની સામે ટકવું કઠણ છે.' આ પ્રમાણે ચેતવણીનો ઈસારો એણે કર્યો હતો પણ શેરખાનનો છોકરો ઈબ્રાહીમખાન ખુશામતીઆઓમાં ભળી ગયો હતો અને પોતાના બાપના બળના બણગાં બીજા ખુશામતીઆઓની માફક એ પણ ફૂંકવા લાગ્યો હતો. 'શિવાજીને તો સમશેરનો સ્વાદ બરોબર ચખાડીશું. એની ચિંતા ન કરવી.' એમ કહી શેરખાનને બધાએ ચડાવી શિવાજીના ખરા બળથી અજ્ઞાન રાખ્યો. શેરખાને આ બધું સાચું માન્યું હતું. શિવાજી તદ્દન નજીક આવ્યાના સમાચાર આવ્યા એટલે પોતાનું લશ્કર તૈયાર કરી ચડી આવતા શિવાજીને રસ્તામાંથી જ મારી પાછો હઠાવવા માટે શેરખાન કુડલોરની પશ્ચિમ દિશા તરફ ચાલ્યો. કુડલોરથી ૧૩ માઈલ દૂર તિરુવાડી આગળ જઈ શિવાજી મહારાજની વાટ જોતો ઉભો. આ વખતે શેરખાન લોદી પાસે ૪ હજાર સવારો અને ૩ હજાર પાયદળ હતું. તા. ૨૬ જુનને રોજ મહારાજ ૬ હજાર ઘોડેસવારો સાથે આવી પહોંચ્યા.

મરાઠાઓને આવતા જોઈ શેરખાને પોતાના લશ્કરને એમના લશ્કર ઉપર તૂટી પડવા હુકમ કર્યો. યુદ્ધની પદ્ધતિ મુજબ આ હુકમ બરોબર ન હતો એટલે મરાઠાઓ તો જ્યાં હતા ત્યાં જ થોભ્યા. શેરખાને ભૂલ કરી પોતાના લશ્કરને પાછા ફરવા ફરમાન કર્યું. આ બીજી ભૂલનો મરાઠાઓએ લાભ લીધો. લોદીનું લશ્કર પાછું ફરતું હતું. મરાઠાઓએ પાછા ફરતા લોદીના લશ્કર ઉપર સખત મારો ચલાવ્યો. લોદીઓ પોતાનો બચાવ તો કરતા જ હતા. પોતાનો બરોબર બચાવ કરીને એ પાછા ફરતા હતા પણ મરાઠાઓએ એમના ઉપર એક પછી એક એવા અનેક હલ્લા ચલાવ્યા. શેરખાને જાણ્યું કે કરેલી ભૂલને સુધારવા જતાં આ બીજી ભૂલ થઈ છે અને એ ભૂલને પરિણામે લશ્કર માર ખાઈ રહ્યું છે. લોદીએ બગડતી બાજી સુધારવાના ખૂબ પ્રયત્નો કર્યા પણ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. મરાઠાઓનો મારો સખત હતો. લોદીના લશ્કરે પોતાના બચાવ માટે બહુ જબરા પ્રયત્નો કર્યા પણ મરાઠાઓના ભાલા આગળ એ ન ટકી શક્યા. જોત જોતામાં આદિલશાહી લશ્કર રફેતફે થઈ ગયું. મરાઠાઓ વિજયી થયા, લોદી લશ્કર હાર્યું. પોતાનું લશ્કર નાસી જતું શેરખાને જોયું અને અનેક પ્રયત્નો કર્યા છતાં એ વ્યવસ્થિત ન થઈ શક્યું એટલે એણે હિંમત છોડી. આવી રીતે પૂર્ણ પરાભવ પામીને શેરખાન નાઠો અને તીરુવાડીના કિલ્લામાં જઈ ભરાયો. આ કિલ્લામાં લોદીને પોતાની સહીસલામતી ન લાગી એટલે એણે એ કિલ્લો છોડી બીજે જવાનો નિશ્ચય કર્યો. તિવેનાપટ્ટમ નાસી જવાનો વિચાર કરી લોદી રાત્રે

અંધારામાં તિરુવાડીના કિલ્લામાંથી બહાર નીકળ્યો અને તિવેનાપટ્ટમનો રસ્તો લીધો. મરાઠાઓએ લોદી ઉપર સખત જાપ્તો રાખ્યો હતો. લોદીને થોડા લશ્કર સાથે મરાઠાઓએ નાસી જતાં જોયો એટલે મરાઠાઓએ તેની પૂંઠ પકડી. લોદી નાસતો નાસતો અકાલ નાયકના જંગલમાં ભરાયો. મરાઠાઓએ એને એ જંગલમાંજ પકડી પાડ્યો. બંને લશ્કર વચ્ચે આ ઘાડા અરણ્યમાં ખૂનખાર લડાઈ થઈ. બંનેએ માથાં કોરે મૂકીને લડાઈ કરી. આખરે મરાઠાઓ આ લડાઈમાં જીત્યા અને આદિલશાહી લશ્કરની હાર થઈ. શેરખાન સમરાંગણમાંથી નાઠો અને બોનાગીરપટ્ટણના કિલ્લામાં ભરાયો. આ લડાઈમાં મરાઠાઓને ૫૦૦ ઘોડા, ૨૦ ઊંટ, ૨ હાથી, સંખ્યાબંધ બળદો, તંબુ, ડેરા, રાવટી વગેરે યુદ્ધોપયોગી સામાન હાથ લાગ્યો.

## બાલડોલ અને તિવેનાપટ્ટણ કિલ્લા મરાઠાઓને મળ્યા.

તિરુવાડી કિલ્લામાંથી શમશેરખાન લોદીના નાઠા પછી તેના સસરાએ કિલ્લો થોડા દિવસ સુધી લડાવ્યો. શિવાજી મહારાજ પણ આ કિલ્લા આગળ આવી પહોંચ્યા. એમણે કિલ્લાની સ્થિતિ જોઈ. મરાઠાઓના લશ્કરનો મોટો ભાગ ત્યાં રોકાઈ રહે એ નુકસાનકારક હતું એટલે મહારાજે લશ્કરની એક ટુકડી એક વિશ્વાસપાત્ર સરદારને હવાલે કરી કિલ્લો સર કરવાનું કામ તેને માથે નાંખ્યું. બાકીનું લશ્કર લઈ મહારાજ બોનાગીરપટ્ટમ ખાતે આવ્યા અને એ ગાળાના આજુબાજુના કિલ્લાઓ કબજે કરવાના પ્રયત્નો કર્યા અને મરાઠાઓએ તા. ૩૦ જુન સુધીમાં બાલડોલ, તિવેનાપટ્ટમ અને બીજા કિલ્લાઓ સર કર્યા. મરાઠાઓનું લશ્કર ચારે તરફ વિજય પામતું જોઈ શેરખાન લોદીએ શિવાજી મહારાજ સાથે સુલેહના સંદેશા શરૂ કર્યા. ૨૦ હજાર હોનનો દંડ આપીને શેરખાને એ પ્રાન્તમાંથી ચાલ્યા જવું એમ નક્કી થયું અને ૨૦ હજાર હોનની પતાવટ થતાં સુધી શેરખાને પોતાના દિકરાને મરાઠાઓના કબજામાં આપ્યો અને મહારાજે શેરખાનને કિલ્લામાંથી સહીસલામત જવા દેવાના હુકમો છોડ્યા અને ગોંડલુર તરફની એની જાગીર એને પાછી આપવા મહારાજે કબુલ્યું.

## કોલેરૂનને કાંઠે મહારાજની છાવણી.

શેરખાન લોદીની સાથે બધું પતાવી શિવાજી મહારાજે જુલાઈના પહેલા પખવાડિયામાં કોલેરૂન નદીને કાંઠે છાવણી નાંખી. આ છાવણીથી દક્ષિણ દિશાએ ૧૦ માઈલ દૂર તંજાવરની હદ હતી. અહીં મુકામ રાખીને મહારાજ તંજાવર અને વ્યંકોજી રાજા ભોંસલેનો શો રસ્તો ઉતારવો તેનો વિચાર કરતા હતા. આ મુકામે મહારાજને મળવા માટે ઘણા સંસ્થાનિકોના વકીલો, પ્રતિનિધિઓ અને સરદારો આવતા હતા. આ વખતે મદુરા જાહોજલાલીમાં હતું. મદુરામાં ચોકનાથ નાયક આ વખતે રાજ્ય કરતો હતો. આ નાયકે પણ પોતાનો વકીલ શિવાજી મહારાજ પાસે મોકલ્યો હતો અને મ્હૈસુરવાળાએ અને વ્યંકોજી એમનો મુલક પચાવી પડ્યા છે તે એમને પાછો અપાવવાની વિનંતિ ગુજારી હતી. મહારાજે આ કામને માટે એ વકીલ પાસે એક કરોડ રૂપિયાની માગણી કરી હતી. મહારાજ અને આ વકીલની મુલાકાત દરમિયાન મદુરાના નાયક પાસેથી ખંડણી લેવાનો સવાલ પણ વકીલ સાથે ચર્ચાયો. એ સંબંધી વાતચીત ચાલુ જ હતી. આ ચર્ચાનો અંત આ મુલાકાતમાં ન આવ્યો એટલે મહારાજે રઘુનાથ હણુમંતેને મદુરાના વકીલની સાથે મદુરાના નાયક પાસેથી લેવાની ખંડણીના સંબંધમાં ચર્ચા કરી નક્કી કરવા માટે ચોકનાથ પાસે મોકલ્યો. રઘુનાથપંતે નાયકને સમજાવ્યો અને દર વરસે ૬ લાખ હોનની ખંડણી મદુરાના નાયક પાસે કબુલ કરાવી. આ ૬ લાખ હોન પૈકી દોઢ લાખ હોન રઘુનાથ-પંત પોતાની સાથે રોકડા લઈ આવ્યો.

સુલતાન તાનાશાહના સાથે થયેલા કરાર પ્રમાણે કર્ણાટકની આ ચડાઈ શિવાજી મહારાજે

ગોંવળકોંડા તરફથી એટલે કુતુબશાહી તરફથી કરી હતી અને આ ચડાઈને માટે નાણાં, દારૂગોળો, હથિયારો વગેરે યુદ્ધોપયોગી જરૂર પડતી ચીજો પૂરી પાડવાની જવાબદારી પણ કુતુબશાહીને માથે હતી. શરૂઆતમાં તો બધું ઠીક ચાલ્યું પણ જરુરી સાધનો અને જોઈતી મદદ સુલતાને મોકલી નહિ એટલે આ ચડાઈ પોતાના માથાની જ મહારાજને ગણવી પડી. કર્ણાટક પ્રાન્તમાં શિવાજી મહારાજની ધાક બહુ જબરી ફેલાઈ હતી. આ સંબંધમાં તે વખતના કોઠીવાળા અંગ્રેજોનો અભિપ્રાય દર્શાવનારું નીચે પ્રમાણેનું લખાણ મળી આવે છેઃ-'શિવાજી મહારાજ દ્રાવિડદેશમાં આવ્યાના સમાચાર સાંભળીને પ્રજા બહુ જ ગભરાઈ ગઈ હતી. એ બહુ જબરો અને ભયંકર પુરૂષ છે અને એણે પશ્ચિમ કિનારા ઉપરના ઘણા પ્રાન્તો લૂંટયા, બાળ્યા અને ઉજ્જડ કરી નાંખ્યા. એણે તો યવન બાદશાહોને પણ તોબા તોબા પોકરાવી. યવનોને દબાવનાર એ જ એક પાકયો એવી એની ખ્યાતિ ચારે તરફ પ્રસરી છે. આવી રીતની વાતો એને માટે બોલાય છે તેથી લોકોને તો દહેશત પેઠી છે. ધન કોની પાસે છે અને કોના ઉપર હલ્લો કર્યાથી દ્રવ્ય લાભ થશે એતો એ રાજા દૈવી શક્તિના જોરથી જાણી શકે છે. દૈવની એના ઉપર મીઠી નજર છે એવી બધાની માન્યતા છે.'

સિંહાજી રાજા ભોંસલેના અંગવસ્ત્ર (રાખ)નો દિકરો સંતાજી ભોંસલે વ્યંકોજી રાજા ભોસલેની પાસે જ રહેતો હતો. એને અને વ્યંકોજીને વાંકું પડયું એટલે એ એની સાથે લડીને મહારાજ પાસે આવ્યો. મહારાજે સંતાજીને સમજાવીને શાંત પાડ્યો અને એ ૧૦૦૦ ઘોડેસવારના ઉપરી તરીકે નિમણૂક કરી અને એને એક મહાલય પણ આપ્યો.

## ૮. બે બંધુનો અણબનાવ, મેળાપ અને વિદાય.

કર્ણાટકના નાયકો, રાજાઓ, સંસ્થાનિકો વગેરે પાસેથી ખંડણી લેવાના સંબંધમાં વાટાઘાટ ચાલુ હતી. આ સંબંધી કામનો બોજો બહુ ભારે હતો એટલે મહારાજે જવાબદાર માણસો ચૂંટીને કામની વહેંચણી કરી દીધી. સરદારો, વકીલો અને મુત્સદ્દીઓની કામ કરવાની શક્તિ અને કુનેહ જોઈને દરેકને કામ વહેંચી આપ્યાં. આ બધી વાટાઘાટ ચાલુ હતી ત્યારે શિવાજી મહારાજ વ્યંકોજી રાજાની સાથે કેવી રીતે પટાવટ કરવી તેના વિચારમાં હતા. આખરે મહારાજે નીચેની મતલબનો પત્ર વ્યંકોજી રાજા ઉપર લખ્યોઃ—'આપણા સ્વ. પિતાશ્રીએ સંપાદન કરેલી મિલકતનો મારા હક્કનો અરધો ભાગ તમારે મને આપવો પડશે. તમે જૂના ભરોંસાના માણસોને કાઢી મૂકયા એ ઠીક ન કર્યું એ કૃત્ય ડહાપણભરેલું નથી એટલુંજ નહિ પણ નુકસાનકર્તા છે એ તમારે જાણવું જોઈએ. આપણા ભાગની વહેંચણીના સંબધમાં કોઈપણ જાતનો ઝગડો ન પડવો જોઈએ. તમે જો સમજીને સમાધાનનો માર્ગ કાઢશો તો ઠીક થશે નહિ તો અમારે ત્યાં આવવાની ફરજ પડશે. સલાહસંપથી આ વહેંચણી પતી જાય તે માટે મસલત ચલાવવા તમારે ત્યાંથી સમજુ અને ડાહ્યા માણસોને મારી પાસે મોકલો. તમારા કારભારી ગોવિંદપંત ગોમાવી, કાકાજીપંત, નિળોપંત નાયક, રંગોપંત નાયક અને ભીમાજી નાયક અથવા તમને પસંદ પડે એવા તમારાના માણસોને તાકીદે આ બાબતની પતાવટ કરવા તમે સૂચનાઓ આપીને મોકલો.

શિવાજી મહારાજનો પત્ર અને સંદેશો વ્યંકોજી રાજાને મળ્યો. એમણે પોતાના દરબારના ડાહ્યા મુત્સદ્દીઓને શિવાજી મહારાજ પાસે મોકલ્યા. મહારાજે એમને કહ્યુંઃ—'પિતાજીને સ્વર્ગવાસ થયાંને આજ ૧૩ વરસ થયાં. પિતાજી પાસેની સર્વ ધનસંપત્તિ આજે ૧૩ વરસથી વ્યંકોજી રાજાના કબજામાં છે. આ સર્વ સંપત્તિ પિતૃધન છે અને એ પિતૃધન છે એટલે એમાં પુત્ર તરીકે મારો અર્ધો ભાગ છે. પિતાશ્રી સ્વર્ગવાસી થયા ત્યારથીજ હું અર્ધી સંપત્તિનો અને અર્ધી આવકનો હકથી ભાગીદાર બન્યો છું. આવક અને સંપત્તિમાં મારો અરધો ભાગ હોવા છતાં આજ તેર વરસથી

આખી મિલકતનો પૂરેપુરો ઉપભોગ વ્યંકોજી રાજા એકલા કરી રહ્યા છે. પિતાશ્રીના સ્વર્ગવાસ પછી મેં ધાર્યું હોત તો તરતજ મેં મારો ભાગ માગી લીધો હોત અને મેં તે તરતજ લીધો હોત પરંતુ હું ઘણે દૂર એટલે મેં આ ભાગને માટે બહુ ચિંતા ન રાખી. મને તે વખતે એમ પણ લાગ્યું કે વ્યંકોજી રાજા પણ મારો ભાઈ છે. એ પણ અડધી મિલકતનો માલીક છે. એક પિતાના અમો બન્ને પુત્રો. મારો ભાગ એ ઉપભોગ કરે તો મારે એમાં વાંધો ન લેવો. મારા ભાગની આવક એ ખાય તેમાં પણ મને વાંધા પડતું ન લાગ્યું. એ કંઇ કોઇ પારકો નથી કે મારે તરતજ એના હાથમાંથી મારો ભાગ લઇને તેની જુદી વ્યવસ્થા કરવી પડે. મારા ભાઈના હાથમાં મારો ભાગ સહીસલામત છે એમ હું માનતો હતો. એ ભાગ વ્યંકોજી પાસેથી મારી મરજીમાં આવે ત્યારે હું માગી શકું એમ છું એની મને ખાતરી હતી. આજ ૧૩ વરસ સુધી મેં મારા ભાગના સંબંધમાં વ્યંકોજી રાજાને કંઇ કહ્યું નથી, લખ્યું નથી, લખાવ્યું નથી. આતો હું રાજદ્વારી કામને માટે ભાગાનગર આવ્યો હતો. ત્યાંથી મારે આ તરફ આવવાનું નક્કી થયું એટલે મેં અહીં ખાસ કામ માટે આવવાનું દુરસ્ત ધાર્યું છે. હું અહીંઆ કામ માટે આવ્યો છું અને હવે મને મારો અર્ધો ભાગ જોઈએ છે. હું મારા હકનો એ ભાગ માગું છું. મારે તે લેવો છે. આ સંબંધમાં તેમની શી ઇચ્છા છે તે મને તમે સત્વર જણાવો. આ બાબતમાં મારે એમની સાથે કલહ કરવો પડે એ ઠીક નહિ દેખાય. આપણા ઘરના ભાગની વહેંચણીનો ઝગડો પતાવવા બીજાઓને વચમાં પડવું પડે અને બીજાઓની મારફતે એનો નિકાલ થાય એ અમારી બન્નેની પ્રતિષ્ઠાને શોભતું નથી. માંહોમાંહે ઝગડો થાય, કલેશ થાય, કડવાશ થાય એ હું જરાએ ઇચ્છતો નથી. અમો બન્ને એક લોહીના બાળકો છીએ. પિતાના સ્વર્ગવાસ પછી સલાહસંપથી રહીને અમારે તો બીજાઓને દાખલો બેસાડવો જોઈએ. મિલકતના ઝગડાઓએ તો જબરા કુટુંબકલેશો ઉભા કર્યા છે. એવા ઝગડાઓથી કેટલાએ કુટુંબો નાશ પામ્યાં છે. મહાભારત તો આવા ઝગડાઓથી દૂર રહેવા પોકારી પોકારીને કહે છે. ભાગની વહેંચણીના ઝગડાઓએ હિંદુસ્થાનના કેટલાએ હિંદુ કુટુંબો તારાજ કર્યા છે. તમે બધા ડાહ્યા છો, વ્યવહાર સમજો છો. વ્યંકોજી રાજાનું ખરૂં હિત તમારે હૈયે છે એ હું જાણું છું. તમે એમને મારી વાત બરોબર સમજાવો. હું તમારી સાથે સારૂં કહેવું વ્યંકોજી રાજાને સમજાવવા માટે ત્રણ ડાહ્યા માણસો મોકલું છું, તમે ભેગા મળીને આ બાબતનો વિચાર કરો અને બધા મળીને વ્યંકોજી રાજાને સમજાવી મારો ભાગ મને આપી દેવા એમને તૈયાર કરો. વ્યંકોજીને મળ્યે પણ ઘણાં વરસો થઈ ગયાં છે. એમને મળવાની ઇચ્છા છે. એમને આગ્રહનું આમંત્રણ કરવા હું માણસ મોકલું છું. એ આવશે એટલે મારા મનનું સમાધાન થશે, અને આ ભાગ વહેંચણીનો ઝગડો ન પત્યો હોય તો તે પણ રૂબરૂ વાત કરી પતાવી દઈએ. હું મારા ભાઈને મળીને આ વાત એને સમજાવીને કહેવા બહુજ આતુર છું એમ એને મારા તરફથી જણાવજો.' શિવાજી મહારાજે આ રીતે વ્યંકોજી તરફથી આવેલા મુત્સદ્દીઓને પાછા મોકલ્યા અને તેમની સાથે પોતાનું કહેવું વ્યંકોજી રાજાને બરોબર સમજાવવા માટે ત્રણ માણસો રવાના કર્યા. બન્ને તરફના માણસોએ વ્યંકોજી રાજાને બરોબર સમજાવવા પ્રયત્નો કર્યા પણ એનું પરિણામ જોઈએ તેવું સંતોષકારક ન આવ્યું. મહારાજે રૂબરૂમાં મળવા આવવા માટે આગ્રહનું આમંત્રણ મોકલ્યું હતું તે સંબંધમાં એમના દરબારના મુત્સદ્દીઓએ વ્યંકોજી રાજાને શિવાજી મહારાજને મળવા જવાની સલાહ આપી પણ વ્યંકોજી રાજા મુસલમાન દોસ્તોની ચુંગાલમાં ફસાયેલો હતો અને એમના દબાણને વશ થઇને આમંત્રણ પાછું ઠેલવાના વિચારમાં હતા, પણ દરબારના જૂના માણસોએ વ્યંકોજી રાજાને અનેક રીતે સમજાવ્યો, મનાવ્યો અને મહારાજને મળવા જવા માટે તૈયાર કર્યો.

પોતાના જૂના અનુભવી સેવકો, કસાયેલા દરબારીઓ અને ઘરનાં સગાંઓએ મહારાજના આમંત્રણને માન આપી એમને મળવા જવા માટે વ્યંકોજી રાજા ઉપર દબાણ કર્યું. સર્વેનું માનીને

શિવાજી મહારાજનું આમંત્રણ સ્વીકારી વ્યંકોજી રાજા પૂર દબદબા સાથે પોતાના મોટા ભાઈને મળવા માટે તંજાવરથી નીકળી શિવાજી મહારાજની છાવણીમાં આવ્યો.

શિવાજી રાજાએ વ્યંકોજી રાજાનો બહુ સત્કાર કર્યો. એમને પોતાના ખાસ મહેમાન તરીકે પૂરા માનથી પોતાની છાવણીમાં રાખ્યા. એમની સાથે જે જે આવ્યા હતા તેમની પૂરેપુરી સગવડ સચવાય, માન જળવાય, તે માટે ખાસ ખબરદારી રાખવામાં આવી હતી. પોતાનો નાનો ભાઈ બહુ વર્ષે મળવા આવ્યો તેથી મહારાજને આનંદ થયો અને એનો મોભો સચવાય અને એના સાથીઓને પૂરેપુરો સંતોષ થાય એવી ખાસ ગોઠવણ મહારાજે કરાવી હતી. એની લાગણી કોઈપણ કારણસર ન દુભાય એવી રીતે મહારાજ એની સાથે વાતો કરતા. વખત અને પ્રસંગ જોઈ આખરે શિવાજી મહારાજે એક દિવસે પોતાના અર્ધા ભાગની વાત વ્યંકોજી રાજા આગળ કાઢી નીચેની મતલબનું એને કહ્યું.—'વ્યંકોજી આપણે બંને ભાઈ છીએ. એક લોહીના છીએ. ખરૂં જોતાં આપણી વચ્ચે ભાગીદારીની બાબતમાં કોઈપણ પ્રકારનો ઝગડો ઉભોજ થવો ન જોઈએ અને જો કમનસીબે એ ઉભો થાય તો તે આપણેજ ઘરમેળે પતાવી લઈએ. આપણા કુટુંબનો ઝગડો આપણે સમજીને માહોમાહે પતાવીએ તેમાં જ આપણી બંનેની ઈજ્જત છે. બીજા મોટા મોટા કુટુંબોના ભાગીદારના ઝગડા ઉભા થાય છે ત્યારે તે પતાવવા માટે હું ન્યાયાધીશ બનું છું. કેટલાએ કડવાશ ઉપર ગયેલા ભાગીદારીના ઝગડાઓ પણ મેં મારે હાથે પતાવ્યા છે. બીજાના ઘરના ઝગડા પતાવવાનું મારે હાથે થાય અને મારાજ ઘરનો ઝઘડો પતાવવા માટે મારે બીજાને અંદર નાખવો પડે એ શું તમને ઠીક લાગે છે? પિતાજીએ મુકેલી સંપત્તિનો લાભ આજ ૧૩ વરસથી તમે એકલાજ લેતા આવ્યા છો. આપણી સંપત્તિનો આજ કેટલાંએ વરસથી તમે એકલાજ ઉપભોગ કરો છો તેનો મેં કોઇ દિવસ વાધો નથી ઉઠાવ્યો અને તમે ક્યાં પારકા છો. તમે પણ મારા નાનાભાઈ છો એટલે તમે તેનો ઉપભોગ કર્યો એથી મને આનંદજ થયો છે, પણ વ્યંકોજી, આપણે બંને આ સંપત્તિના હકદાર વારસો છીએ તેમાં હું ભાગ નથી માગતો. એમાં હું ભાગ માગું તો એ વાજબી પણ ન ગણાય. પિતાજીએ સંપાદન કરેલી સંપત્તિનો ઉપભોગ તમે એકલાએ કર્યો એ તો જાણે ઠીક. એનો વહીવટ તમે તમારી મરજી મુજબ કર્યો એ ઠીક ન કર્યું. મને સહેજ તો પૂછવું હતું? જૂના, વફાદાર, અનુભવી, પિતાશ્રીના વખતમાં માન પામેલા અને આપણા કુટુંબની ઇજ્જતની ખાતર પોતાના પ્રાણ સોંઘા કરે એવા માણસોમાંથી કેટલાકનાં તમે અપમાન કર્યાં, કેટલાકને માનભંગ કરી નારાજ કર્યા અને કેટલાકને તો અપમાન કરી કાઢી મૂકયા. આ બધું તમે કર્યું તેમાં સંપત્તિના ભાગીદાર તરીકે તમે મારી સંમતિ ન લીધી. મને ખબર આપવાની કે જણાવવાની ઉદારતા પણ તમે ન દાખવી. આ તમે ઠીક ન કર્યું. વહીવટ કરવામાં અને આવા આવા ઉપયોગી માણસોને કાઢી મૂકવાની બાબતમાં તથા કેટલીક મોટી ગૂંચોનો ઉકેલ કરવાની બાબતમાં મારા અભિપ્રાયની તમે દરકાર પણ ન રાખી. જે અર્થે હું સંપત્તિનો અર્ધો ભાગીદાર છું તે અર્થે મારું પણ અર્ધું હિત વહીવટમાં હતું જ. તમે પૂછ્યા સિવાય, મારો અભિપ્રાય લીધા સિવાય વરસો સુધી મનસ્વી કારભાર ચલાવીને, વહીવટ કરીને મારું અપમાન કર્યું છે. તમે આ બાબતમાં મારી લાગણી દુભવી છે. હું તમારો મોટો ભાઇ, તમારે માથે બેઠો છું અને જ્યારે જ્યારે કોઇપણ કોકડું ગૂંચવાયું હોય ત્યારે ત્યારે મને જણાવવાની તમારી ફરજ હતી. તમે તમારી ફરજ ભૂલ્યા છો. તમે પરાક્રમી થાઓ, નવી સંપત્તિ સંપાદન કરો, ઈશ્વર તમને યશ આપો, તમારી કીર્તિ વધે અને તમે વિજયી થાઓ એવી મારી ઈચ્છા છે. જે બની ગયુ તે ખરૂં. થયું તે હવે ના થયું થનાર નથી. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. એ રીતે વર્તવાથી તમને પણ સંતોષ થાય એમ છે. પિતાશ્રીએ મૂકેલી સંપત્તિ સંબંધીના કાગળ પત્રો તમે મને બતાવો. આપણે બન્ને બેસીને દિલસફાઈ કરીને નિકાલ કરી નાંખીએ. તમને અડચણ માલમ પડતી હોય તો તે બાબત તમે મને દિલ ખુલ્લું કરીને જણાવો હું તમને મદદ કરવા

તૈયાર છું. પારકો નથી, તમારો ભાઈ છું.' આવી રીતે મહારાજે વ્યંકોજીને કહ્યું અને સમજાવવાના પ્રયત્નો કર્યા. નાના ભાઈને નાનો સમજીને, મોટાની જવાબદારી જાણીને, દુનિયા શું કહેશે તેનો વિચાર કરીને, વ્યવહારને નજર સામે રાખી મહારાજે વ્યંકોજીને મનાવવાના સઘળા પ્રયત્નો કર્યા. કુટુંબકલહ મહારાજને બીલકુલ ગમતો નહિ અને વહેંચણીનો આ પ્રશ્ન આજે એમનો એમ પડી રહે તો ભવિષ્યમાં બંનેના છોકરાઓ વચ્ચે ઝઘડો જામે અને એ કુસંપ, ઈર્ષા અને ભડકાઓથી બહુ માઠું પરિણામ આવે માટે આ પ્રશ્નનો ઉકેલ પોતાને હાથે જ સમાધાનીથી કરવાના એ ભારે પ્રયત્ન કરી રહ્યા હતા. મહારાજ જ્યારે જ્યારે આ વાત છેડતા ત્યારે ત્યારે વ્યંકોજી તો 'ઠીક છે' કહીને મુંગો બેસતો અને પોતાના પેટનો ગલ આપતો નહિ. શિવાજી મહારાજ વ્યંકોજીનો ભેદ પામી ગયા હતા. એમને પોતાના ભાઈના જક્કીપણાથી દિલમાં બહુ લાગી આવતું. પણ વખત વિચારી શાંત રહેતા. મહારાજના મનમાં તો એમ હતું કે 'અમે બંને સિંહાજીના દિકરા અને તેમાં હું વડીલ. વડીલનું માન વધુ ત્યારે એની જવાબદારી ઘણુ વધારે અને વખત આવે એને ભોગ પણ વધારે આપવાનો હોય. નાના ભાઈને તો નાના હોવાથી કેટલીક બાબતમાં લાભ પણ હોય છે. કુંજર પુજાય પણ ખાવાને તો ઘાસ અને પાલો. કીડી નાની પણ ખાંડનો ખોરાક. હું મોટો છું એટલે નાના ભાઈને સુધારવાના પ્રયત્નો કરું પણ ન સુધરે ત્યાં સુધી એનો સ્વભાવ સહન કર્યેજ છૂટકો. મારા વિચાર પ્રમાણે એ ચાલતો નથી એજ મુખ્ય વાંધો છે. મારી સલાહ મુજબ વહીવટ કરે તો ઘણી બાબતનો નિકાલ થઈ જાય. દરવાજે ઉભેલા દુશ્મનો રાજી થાય અને શત્રુઓને ચંચુપ્રવેશ કરવાની તક મળે એવું એનું વર્તન છે એટલે મારે મારો ભાગ માગવામાં સખત થવું પડ્યું છે. ઈશ્વરે મને પૂરતું આપ્યું છે. એ ભાગ ઉપર મારું ભાગ્ય નથી અવલંબેલું છે. મારો ભાગ ન માગું તો હું કુટુંબને નુકસાન કરનારું કૃત્ય કરીશ. ભાગની સખત માગણી ન કરું તો પાછળથી મારેજ પસ્તાવું પડશે. વ્યંકોજી ખુશામતીઆઓ અને ખાંધીઆઓના હાથમાંનું રમકડું બની ગયો છે. પૂજ્ય પિતાએ સંપાદન કરેલી સંપત્તિનું વ્યંકોજી નાલાયક સોબતીઓની સોબતમાં પીંપળીમૂળ કરી દે તો સંપત્તિ લૂંટાય, કુટુંબની ઇજ્જત જાય અને દુશ્મનો બળવાન બને. આ તો છાશમાં માખણ જાય અને બાઈ ફુવડ કહેવાય એવો ઘાટ બન્યો છે. મહાપ્રયાસે, ભારે પરાક્રમો કરીને, કેટલાએ વીર પુરુષોનાં લોહી છાંટીને પિતાએ મેળવેલી સંપત્તિ, આવી રીતે વેડફાય તો તેને અટકાવવાની મારી વડીલ તરીકે ફરજ છે. આવા સંજોગોમાં હું મૌન પકડું તો ભૂલું માટે મારે સામે આવી પડેલું કર્તવ્ય બજાવેજ છૂટકો છે. વ્યંકોજીએ બહુ અવ્યવસ્થા અને અંધેર ચલાવ્યો છે. જૂના વફાદાર માણસોનાં અપમાન કરે અને એમને કાઢી મૂકે અને નાલાયકોના હાથમાં સત્તા આપે એ તો ન ચલાવા દેવાય. આખો ભાગ એના એકલાના હાથમાં આવી ગયો એટલે એના મગજમાં બહુ રાઈ ભરાઈ છે. મોટાનું, અનુભવીનું, ડાહ્યાનું, કોઈનું માન જ નથી રાખતો. ખુશામતખોરોની જાળમાં એ સપડાયો છે અને તેથી જ એને પરાક્રમ કરી સંપત્તિ વધારવાનું મન નથી થતું. ખરું જોતાં તો આ સંજોગો બદલાય અને વ્યંકોજીનું ભાન ઠેકાણે આવે એજ મારો હેતુ છે. મારો ભાગ લઈને મારે શું કરવો છે? પણ એની પાસેથી એ ભાગ જુદો થશે એટલે એની આંખો ખૂલશે અને પોતાનું રાજ્ય વધારવાનું એને મન થશે. પરાક્રમ કરી સંપત્તિ વધારવા એ પ્રેરાશે. મુસલમાન સલાહકારોની મોરલી ઉપર એ નાચી રહ્યો છે. આ એની રીત અમારા કુટુંબને હવે ન શોભે. હિંદુ મુત્સદ્દીઓના એ વારંવાર અપમાન કરે અને મુસલમાનોને, ખુશામતખોરોને સ્વાર્થી નાલાયક માણસોને પોતાના સલાહકાર અને સોબતી બનાવી મનમાં આવે તેમ એ વર્તે એ તો ખાડામાં પડવાની નિશાની છે. મારો ભાગ લઈ લેવા માટે હું સખત માગણી કરું તો એના વર્તનમાં કંઈ ફેરફાર થવાનો સંભવ છે. જો વ્યંકોજી સુધરી જાય, હું લાયક અને ખાસ વિશ્વાસના માણસો એને રાજકારભાર માટે ચૂંટી આપું, તેમની સલાહ મુજબ એ રાજકારભાર ચલાવતો થઈ જાય, વધારે સંપત્તિ સંપાદન કરવાની એને તાલાવેલી લાગે તો મને સંતોષ થશે. મારો આ હેતુ પાર પડે તો મારે

બીજુ કાંઈ ન જોઈએ. આવી વ્યવસ્થા હોય અને મારો ભાગ એની પાસે રહેશે તો એ ક્યાં જવાનો છે? ઘરમાં જ રહેવાનો છે ને! આવા સંજોગોમાં એની સાન ઠેકાણે લાવવા મારે સખત થવું જ જોઈએ. પેટમાં પિતાનો પ્રેમ રાખીને એના ભલા માટે, એને સુધારવા માટે મારે પાષાણહૃદયી થવું પડે છે. એની ઇજ્જત એ કુટુંબની ઇજ્જત છે. આ સ્થિતિમાં મારે સખત રહેવું જ જોઈએ.' વગેરે વગેરે વિચારો મહારાજના મનમાં આવ્યા જ કરતા હતા. વ્યંકોજી રાજાને ખાનગીમાં કહેવાય તેટલું મહારાજે કહ્યું પણ એના ઉપર અસર થઈ નહિ એટલે મહારાજે ઘણી ફેરા એમને, એમની સાથે આવેલા એમના કારભારીઓ અને મુત્સદ્દીઓની રુબરૂમાં પણ સમજાવ્યો. એની આગળ બધી જાતની દલીલોથી વાત કરી પણ એ બધું અરણ્યરુદન હતું. વ્યંકોજી બધું મુગે મોઢે સાભળી લેતો. મહારાજે જીભના કુચા કર્યા, દિલ ખોલીને એના મનમાં શું છે, એનો વિચાર શો છે તે જણાવવા મહારાજે એને અનેક ફેરા સમજાવીને કહ્યું પણ એ તો એકનો બે ન થાય. આખરે મહારાજ કંટાળ્યા અને વ્યંકોજી પણ મહારાજની ચાલણીમાંથી છટકવાનો વિચાર કરી રહ્યો છે એવી મહારાજને ખબર મળવાથી મહારાજે વ્યંકોજી રાજાને એની ઇચ્છા હોય ત્યારે પાછા જવાની રજા આપી. વ્યંકોજીએ પાછા જવાની પોતાની ઇચ્છા દર્શાવી એટલે મહારાજે પોતાના નાના ભાઈને મિજબાની આપી, કીમતી પોશાક આપ્યો, અલંકાર અને બીજી ઘણી ચીજોની ભેટ કરી. મોટા ભાઈને શોભે એવી રીતે નાના ભાઈને વિદાય આપી. વ્યંકોજીની સાથે જે લોકો આવ્યા હતા તેમને મહારાજે બહુ ઉદાર હાથે બક્ષિસો આપી રાજી કર્યા.

વ્યંકોજી રાજાના મન ઉપર શિવાજી મહારાજના શબ્દોની બીલકુલ અસર થઈ નહિ. સાથેના માણસો, કારભારીઓ અને મુત્સદ્દીઓએ પણ એને સમજાવ્યો છતાં એણે કોઈનું માન્યું નહિ. એને તો ખુશામતીઆ અને સ્વાર્થસાધુ મુસલમાન સાથીઓની પડી હતી એટલે એને ગળે કોઈની વાત ઉતરતી જ નહિ. મહારાજને લાગ્યું કે વ્યંકોજીને સમજાવવામાં બાકી નથી રાખી. એને જે કંઈ કહ્યું છે તેના ઉપર ઘેર જઈને એ શાન્ત ચિત્તે વિચાર કરશે, એના સલાહકારોને એ આ બાબતમાં પૂછશે અને એનું ખરું હિત શેમાં છે તે એને દેખાશે. એના માણસો, સલાહકારો અને મુત્સદ્દીઓ એને સમજાવીને સીધે રસ્તે દોરશે અને એ રીતે એની સાન ઠેકાણે આવશે. શિવાજી મહારાજે વ્યંકોજી રાજાનો મોભો બરાબર જાળવ્યો હતો. મહારાજના સગા તરીકે જ એને માન આપી એનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. એ જ્યારે તંજાવર જવા નીકળ્યો ત્યારે મહારાજે એને પહોંચાડવા માટે પોતાના અમલદારો બહિરરાવ મોહિતે, રૂપાજી ભોંસલે, માનસિંહ મોરે અને આપાજી રંગનાથ કેળકરને મોકલ્યા હતા. આ અમલદારો તંજાવર સુધી વ્યંકોજી રાજા સાથે રહ્યા હતા. ત્યાં પહોંચ્યા પછી વ્યંકોજી રાજાએ આ અમલદારોને બક્ષિસોથી નવાજ્યા અને એમને પાછા જવાની રજા આપી.

## પ્રકરણ ૧૧ મું



### ૧. दुर्मंत्री राजनाशाय.

વ્યંકોજી રાજા તંજાવર પહોંચ્યા અને શિવાજી મહારાજે કહેલી હકીકત પોતાના સલાહકારોને જણાવી. વ્યંકોજીના નવા માનીતા સલાહકારો તો એને ઉશ્કેરીને શિવાજી મહારાજની સામેજ રાખતા. એના આવા સલાહકારોએ એક યુક્તિ બતાવી કે આ વખતે આદિલશાહીની કુમક માગવી અને એ કુમક આપશે એટલે ધાર્યું કામ પાર પડશે. આ સલાહ વ્યંકોજીને ગળે ઉતરી.બીજું આદીલશાહી સરદારો શિવાજીના કટ્ટા વિરોધી છે એ વ્યંકોજી જાણતો હતો એટલે એને તો લાગ્યું કે શિવાજીની સામે થવાની આ તક આદિલશાહી જવા દેશે નહિ એટલે વ્યંકોજી રાજાએ બિજાપુર સુલતાનને લખી મોકલ્યું કે શિવાજી રાજા અમારા પિતાની સંપત્તિમાંથી મારી પાસેથી અરધો ભાગ માગે છે. મારા ઉપર એ ભારે દબાણ આ સંબંધમાં કરી રહ્યા છે. અમારા પિતાશ્રીએ આદિલશાહીની સેવા ઈમાનદારીથી કરીને આ સંપત્તિ સંપાદન કરી છે. એમની પછી સલ્તનતની સેવા એવીજ ઇમાનદારી અને વફાદારીથી મેં કરી છે. મારી આ વફાદારી આપ જાણો છો. આ સંપત્તિ મારી પાસે રહે એજ સલ્તનતના હિતમાં છે. શિવાજી મહારાજ મારા ઉપર અનેક પ્રકારનાં દબાણ ચલાવીને મને હેરાન કરી રહ્યા છે. એ આ સલ્તનતના કટ્ટા દુશ્મન છે અને હું તો આદિલશાહીનો વફાદાર સરદાર છું. મારા ઉપર એમણે કરડી નજર કરી છે. એમના માગ્યા મુજબ હું પિતાએ સંપાદન કરેલી સંપત્તિનો અરધો ભાગ નથી આપતો તેથી અમારી વચ્ચે કડવાશ થઈ છે. સલ્તનતના વિરોધીને હું મારો વિરોધી માનું છું. સલ્તનતની કુમક મને મળશે એ હિંમત ઉપર તો મેં હજુ સુધી ખેંચી પકડ્યું છે. આવા સંજોગોમાં મારે શું કરવું તે જણાવવા મહેરબાની કરશો.' વગેરે મતલબનો પત્ર લખી વ્યંકોજી રાજાએ ખાસ સવાર સાથે તાકીદે બિજાપુર રવાના કર્યો. વ્યંકોજી અને એના સલાહ આપનારાઓ તો ખાતરીથી માનતા હતા કે બિજાપુર ને શિવાજી રાજા વચ્ચે ભારે દુશ્મનાવટ અને વેર છે એટલે શિવાજી રાજા સામે માથું ઊંચકનારને ઉત્તેજન આપશે એટલું જ નહિ પરંતુ શિવાજીની સાથે અથડામણ આવવાની છે એટલે એ મદદ આપવા પણ તૈયાર થશે. આદિલશાહી દરબારના સરદારોમાંના ઘણા ખરા તો શિવાજી રાજાના કટ્ટા દુશ્મન હતા અને શિવાજીનો સામનો કરવાનો પ્રશ્ન આવશે એટલે બહુ સહેલાઈથી મદદ આપવા તૈયાર થઈ જશે. આદિલશાહી દરબાર તરફથી બહુ ઉત્તેજન આપનારો જવાબ આવશે એવી વ્યંકોજીની ખાતરી હતી અને આ પ્રકારની ખાતરી હતી માટે જ એ મદદ માટે આદિલશાહી દરબારમાં દોડ્યો હતો. આદિલશાહી દરબારમાં શિવાજી રાજાના બધા વિરોધીઓ હતા, એ માન્યતા વ્યંકોજીની તદ્દન સાચી હતી પણ દરબારના સરદારોએ રાજદ્વારી કુનેહ ખોઈ ન હતી. પોતાની કુમકથી સલ્તનતને કેટલો લાભ કે નુકસાન થશે તેનો પૂરેપુરો વિચાર કર્યા સિવાય અથવા અટકળ બાંધ્યા સિવાય શિવાજી રાજા સલ્તનતનો દુશ્મન છે માટે એની વિરૂદ્ધમાં ગમે તે માણુસને મદદ કરી બળતામાં ઘી હોમી સલ્તનતને આંચ આવે એવી જ્વાળાઓ પ્રગટાવવા તૈયાર થાય એવા આદિલશાહી દરબારના મુત્સદ્દીઓ કુનેહ વગરના થયા ન હતા. વ્યંકોજી અને એના માનીતા નવા ખુશામતખોર સાથીઓને ખબર ન હતી કે શિવાજીના નામથી આદિલશાહી થરથર ધ્રૂજી રહી હતી. શિવાજી મહારાજ જેવા પ્રભાવશાળી અને બળીઆ સિંહને કોઈપણ કારણસર

આ સંજોગોમા આદિલશાહી સલ્તનત છંછેડવા તૈયાર ન હતી. આદિલશાહી સરદાર અને મુત્સદ્દીઓએ બ્યંકોજી રાજાના પત્ર ઉપર વિચાર કર્યો અને એ પત્રનો જવાબ તરતજ ખાસ માણસ સાથે મારતે ઘોડે મોકલ્યો કે 'સિંહાજી રાજાએ આ સલ્તનતની સેવા બહુ વફાદારીથી અને નિમકહલાલીથી બજાવી હતી તેના બદલામાં આ રાજ્યે એમને આ સંપત્તિ વંશપરંપરાને માટે આપી છે. એ અને એમના વંશજો એનો ઉપભોગ કરે એવી સનદો પણ એમને કરી આપવામાં આવી હતી. 'શિવાજી રાજા એ સંપત્તિમાં સ. સિંહાજી રાજાના દિકરા તરીકે ભાગ માગે એ કેવળ વાજબી છે. આ રાજ્યને એ નુકસાન કરી રહ્યા છે તે માટે અમારે શુ કરવું ઘટે તે અમો જોઈ લઈશું. તમે તમારો અંગત સંપત્તિની વહેંચણીનો ઝગડો દરબારમાં ઘાલીને શિવાજી મહારાજની આ સલ્તનત પ્રત્યેની દુશ્મનાવટ નાહક ન વધારો. સિંહાજી રાજાના એ વડીલ પુત્રનો પિતાની સંપત્તિમાં પુત્ર તરીકે ભાગ હોયજ અને એ તે ભાગ માગે એ પણ વાજબી છે.' ઉપર પ્રમાણેનો જવાબ વાંચી બ્યંકોજી તો ઠંડોજ થઈ ગયો અને એમને આડે રસ્તે દોરવનાર એમના સલાહકારોનાં ગાત્રો ઢીલાં થઈ ગયાં. આવી સ્થિતિ બની. સલ્તનત તરફથી કુમકની બીલકુલ આશા ન રહી છતાંએ બ્યંકોજીને શિવાજી મહારાજ સામે ઉશ્કેરાયેલો રાખવાની એમની દાનત જરાએ નરમ પડી ન હતી.

બ્યંકોજીએ આદિલશાહી દરબારમા પત્ર લખ્યો હતો તેનો જવાબ આવવાની રાહ જોઈ રહ્યો હતો પણ તે દરમિયાન શું બન્યું તે જાણવાની જરુર છે બ્યંકોજી રાજાને શિવાજી મહારાજે તંજાવર વિદાય કર્યા અને વહેંચણીના સંબંધમાં એનો જવાબ આવશે એ આશાએ થોડા દિવસ થોભ્યા પણ એના તરફથી કોઈપણ પ્રકારનો જવાબ કે લખાણ આવ્યું નહિ એટલે મહારાજે પોતાના ખાસ કારકુનને બ્યંકોજી પાસે મોકલ્યો અને એની જોડે કહેવડાવ્યું કે 'પિતાની સંપત્તિમાંનો મારો ભાગ આપવાના સંબંધમાં તમારો જવાબ નથી. આ સંબંધમાં તમે આવુ મૌન સેવો એ મને નહિ પરવડે. તમારા તરફથી આ સંબંધમાં કંઈપણ લખાણ ન આવ્યું એટલે મારે મારો ખાસ કારકુન તમારી પાસે મોકલવો પડ્યો છે. આ માણસ જોડે આ સંબધી તમારો જવાબ મોકલવામાં ઢીલ કરશો નહિ. ગૃહ-કલહ કરવામાં માલ નથી. તમે બીજાના ચડાવ્યા ન ચડો. આપણા ઘરમાં કલહ ઘાલીને સ્વાર્થીઓ સ્વાર્થ સાધે છે તે તમારે સમજવું જોઈએ. હું આજે તમને આ છેલ્લી સૂચના આપું છું કે હું મારો હક, મારો ભાગ લેવાનો છું. કોઈપણ સંજોગોમાં હું તે જતો નહિ કરું. તમારે તે આપવોજ જોઈએ અને આપવોજ પડશે. તમે બધી બાબતોનો વિચાર કરીને વાજબી જવાબ આપશો તો તમે નાના ભાઈ છો એટલે વિચાર કરીને હું થોડું ઘણું જતું પણ કરીશ.' ઉપર પ્રમાણેનો સંદેશો શિવાજી મહારાજ તરફથી આવ્યો એટલે બ્યંકોજી ઘણો ગભરાયો. એના સલાહકારોમાંના કેટલાકોએ અક્કલ ચલાવી અને બિજાપુરનો જવાબ આવીને બધું નક્કી થઈ જાય ત્યાં સુધી શિવાજી મહારાજને ઠંડા રાખવાનું નક્કી કર્યું. આ કારકુનને જવાબ તો આપવાનો હતોજ પણ એવો જવાબ આપવાનો એમણે વિચાર કર્યો કે તેથી શિવાજી મહારાજ જરાએ ઉશ્કેરાય નહિ અને વાત ખોળંબે પડે. આ બધો વિચાર કરીને બ્યંકોજીએ જવાબ આપ્યો કે 'રઘુનાથપંતને મોકલો તો આ સંબધમાં કેટલીક બાબતનો ઉકેલ થાય. પિતાશ્રીની સંપત્તિના સંબંધમાં નક્કી કરવા માટે જૂના કાગળો વગેરે તપાસવાની ખાસ જરુર પડશે અને તે એમના સિવાય સહેલાઈથી થઈ શકે એમ નથી.' વગેરે વગેરે બાબત કહી બ્યંકોજીએ મહારાજ તરફથી આવેલા કારકુનને પાછો રવાના કર્યો. આવી રીતે આવેલા માણસને કુનેહથી પાછો કાઢવામાં આવ્યો.

બ્યંકોજી તદ્દન ઢીલો પડી ગયો હતો પણ એના સ્વાર્થી સલાહકારો એને તેજ રાખવા માટે પોતાથી બનતું કરી રહ્યા હતા. બિજાપુરથી આવેલો નાસીપાસીભર્યો પત્ર અને શિવાજી મહારાજનો

પોતાનો નિશ્ચય અને એમનો ચેતવણીનો સંદેશો, એ બંને ઉપર વિચાર કરી હવે આ સંબંધમાં શું કરવું તે નક્કી કરવા માટે વ્યંકોજીએ પોતાના સલાહકારોને બોલાવ્યા અને આ કઢંગી સ્થિતિમાંથી શી રીતે આબરૂભેર બહાર નીકળવું તે માટે રસ્તો શોધી કાઢવા એમને જણાવ્યું. આ સલાહકારોનો સ્વાર્થ તો વ્યંકોજીને શિવાજી મહારાજ સામે ઉશ્કેરાયેલો રાખવામાંજ હતો એટલે એ કોઈપણ સંજોગોમાં બંને ભાઈઓમાં મિલાપ થવા દે એવા કાચા ન હતા. વ્યંકોજી પણ આવા દુષ્ટ હેતુવાળા સ્વાર્થી અને નીચ સલાહકારોની જાળમાં કેવળ આંધળો બની ગયો હતો. એમણે વ્યંકોજીને જણાવ્યું કે 'શિવાજી મહારાજ તમારા મોટાભાઈ છે એ વાત ખરી પણ આ સંપત્તિ ઉપર ખરું જોતાં એમનો જરાએ હક્ક નથી પહોંચતો કારણ જે સલ્તનતે સ્વ. સિંહાજીરાજાને અણી વખતે પૂર્ણ વફાદાર રહી આદિલશાહીની ખરી સેવા બજાવવા માટે જાગીર અને સંપત્તિ આપેલી છે તે સલ્તનતને ઉખેડી નાંખવાનું કામ તો શિવાજીરાજા કરી રહ્યા છે. આપની પાસે જે જાગીર અને સંપત્તિ છે તે તો આદિલશાહી તરફની વફાદારીના બદલામાં છે. શિવાજીરાજા તો આદિલશાહીનો દુશ્મન છે. એનો હક આ સંપત્તિ ઉપર શી રીતે વાજબી ગણાય? બીજું શિવાજીરાજાના કૃત્યોથી સ્વર્ગસ્થ સિંહાજી રાજાને ખુદને કષ્ટ વેઠવાં પડ્યાં હતાં, એમના જીવ ઉપર આવી પડી હતી. સિંહાજીરાજાએ જે બધું મેળવ્યું તે બાદશાહત પ્રત્યેની એમની ઈમાનદારીને લીધેજ હતું. એમના સ્વર્ગવાસ પછી આપે એવીજ વફાદારી સલ્તનત પ્રત્યે ન દાખવી હોત તો આ સર્વ સંપત્તિ દરબારમાં ખાલસા થઈ જાત. આ સંપત્તિ આપે આપની વફાદારીથી ટકાવી રાખી છે એટલે તે આપેજ મેળવી છે એમ માની લેવાય અને એવી રીતે ટકાવેલી સંપત્તિમાં સલ્તનતની દુશ્મનાવટ કરનાર શિવાજીરાજાને ભાગ માગવાનું વાજબી નથી. શિવાજીરાજા આપને નાણી જુએ છે. નરમ માલમ પડે તો જેટલું બને તેટલું પડાવવાનો આ ઘાટ છે. એ પક્ષ તો આપનું અપમાન કરીને, આપને દબાવીને પોતાનું ધાર્યું કરવા માગે છે. આદિલશાહી સુલતાન પ્રતિકૂળ સંજોગોને લીધે શિવાજીરાજાનો સામનો કરતાં અચકાય છે અને આવી સ્થિતિને લીધે આપને કુમક આપવા કબુલ નથી, પણ આજ સુધીના એમના ઉંદર બિલાડીના સ્નેહને નજર સામે લાવતાં એમ કહી શકાય કે એ બહારથી આપને સંપત્તિમાં ભાગ આપવા જણાવે છે પણ જો શિવાજીરાજાનો સામનો તમે આ ભાગ વહેંચણીની બાબતમાં કરો તો એ આદિલશાહી દરબારને દિલથી ગમશે. બહારથી ભલે સંજોગોને વશ થઈને ઝગડો ન કરવા આપને જણાવે પણ આપની હકની સંપત્તિમાં એમને ભાગ ન આપવાને, કારણે જો આપને ન છૂટકે ઝગડામાં ઉતરવું પડે તો આદિલશાહી સરદારોને અંદરખાનેથી અંતરનો સંતોષ થશે. આ બાબતમાં આપ જેટલી નરમાશ રાખશો તેટલા આપને એ દબાવશે. આવી રીતે મામલો રસે ચઢ્યો હોય ત્યારે તો ગમ ખાવી, નરમાશ બતાવવી એ બધું ખોટું ગણાય. આ વખતે આપ સ્હેજ પણ ઢીલું મૂકો છો એમ સામો પક્ષ સમજી જશે તો આપને ભારે નુકસાન થશે. પેલા રઘુનાથ પંડિતનાંજ આ બધાં તોફાન છે. એણે તો વેરની વસુલાત કરવા માટે બધી બાજી ગોઠવી છે. રઘુનાથપંત કુહાડીનો હાથો બન્યો છે અને તેથી જ સામો પક્ષ આપણી સાથે કડકાઈથી વર્તે છે. અમને તો આપના હિતમાં જે ઠીક લાગ્યું તે સીધે સીધું આપની આગળ જણાવી દીધું. અમે તો આપના સેવકો, અમો ચિઠ્ઠીના ચાકરો, અમને તો આપ જે હુકમ આપશો તે માથે ચઢાવીશું. આપનો પ્રભાવ અને કીર્તિ કર્ણાટકમાં જામેલાં છે. આપ માથું ઊંચકશો એટલે બધા આજુબાજુના આપને આવીને મળશે. આપ બંને ભાઈ ઓ ભેગા ભળી જાઓ અને બીજાને ભુંડા બનાવો, એવા વિચારથી આપની સાથે પહેલેથી કોઈ સામેલ નથી થતું. આપ માથું ઊંચું કરીને જમાવશો એટલે બીજાઓને ખાતરી થશે અને તરતજ આપની કુમકે ઈસારાની સાથેજ આવશે. પહેલેથી આપની પડખે રહેવામાં એમના મનમાં જે ભય છે તે ટળી જાય એટલે ઈશ્વરકૃપાથી આપ જોશો કે આપનું જોર ખરું જામશે. પારકી મદદની વાત આપણે જવા દઈએ તોપણ આપ સામાપક્ષની સામે બરોબર ટક્કર ઝીલી શકો એમ છે. અમો અમારા વહાલા પ્રાણ પાથરવા તૈયાર છીએ. અમે અમારું સર્વસ્વ આપને ચરણે ધરીને બેઠા છીએ.

અમોએ કાંઈ ચુડીઓ નથી પહેરી. મહારાજ! શિવાજીરાજાનું લશ્કર વીર માવળાઓનું છે ત્યારે શું આપનું લશ્કર નામર્દોનું છે? અમને પણ અમારાં નાક વહાલાં છે. અમે તો આપના ઈસારાનીજ રાહ જોઈને બેઠા છીએ. આપના યોદ્ધાઓના બાહુ સ્ફુરી રહ્યા છે, આપનું લશ્કર આપના હુકમની વાટ જુએ છે. લશ્કરમાં કેટલો ઉત્સાહ વ્યાપી રહ્યો છે, લડાઈ માટે કેટલા બધા આતુર થઈ રહ્યા છે તેનું વર્ણન અમો નથી કરતા. આપ એમને કસોટીએ ચડાવો. આપનું લશ્કર કેટલા દરજ્જાનું છે તે તો આપ એમને આ વખતે કસોટીએ ચડાવશો ત્યારે જાણશો. આપનો વિરોધ ન્યાયનો છે એટલે આપનો તો વિજયજ થવાનો છે. આ વખતે પાછી પાની કરવાથી આપની પત જશે અને સામા પક્ષનું ચડી વાગશે. આ બધા સંજોગો ધ્યાનમાં લઈને અમે તો આપને ચરણે વિનતિ કરીએ છીએ કે કૃપા કરીને આપ આપના સેવકોને આપની સંપત્તિ ઉપર ત્રાપ મારનારાઓની સામે ઝૂઝવાની તક આપો. આપને દબાવીનેઆપની સંપત્તિ સામો પક્ષ પડાવી જાય અને અમો આપના અન્નથી પોસાયેલા ટગર ટગર જોયા કરીએ તો આ જીવન શા કામનાં? જો અમારા નસીબમાં આ અપમાન મુગે મોઢે સહન કરવાનું જ હોય તો આ જિંદગી અમને તો બહુ ભારરૂપ લાગે. આપ અમારા માલીક છો. શુ આપનું અભિમાન અમને ન હોય? માલીક માટે પ્રાણ સોંઘા કરનાર સેવકો શુ શિવાજી મહારાજની જ પાસે છે? અમો પણ જગતને બતાવવા ઇચ્છીએ છીએ કે વ્યંકોજીરાજાના સેવકો એમની વફાદારીમાં કોઇથી ઉતરતા નથી. અમારા માલીકને કોઈ દબાવી જાય અને અમો મોઢું જોયા કરીએ એતો જીવતા મુઆ બરોબર અમને લાગે છે. શિવાજીરાજાના લશ્કરને અમારી સમશેરનો સ્વાદ ચખાડવાની અમને કૃપા કરીને રજા આપો. આપની કૃપા અને માલીકની મહેરથી શિવાજીરાજાના લશ્કરને અમે ધૂળ ફકાવીશું.'

પોતાના સ્વાર્થ સાધવા માટે, પોતાના માલીકને ખાડામાં ઉતારનાર સેવકો તો દુશ્મનથી એ ભુંડા હોય છે. પોતાના માલીકને આડે રસ્તે દોરનાર દુર્મંત્રીઓ દુશ્મન કરતાંએ વધારે ભયંકર નીવડે છે. એવા સેવકો, સાથીઓ અને મંત્રીઓની સ્વાર્થી જાળમાં વ્યંકોજી રાજા લપટાઇ ગયો હતો. આવા બેજવાબદાર સ્વાર્થી માણસોએ એને ચડાવ્યો અને એવી રીતે એ નચાવ્યો નાચનાર વ્યંકોજી, શિવાજી મહારાજના લશ્કર સાથે લડવાની તૈયારી કરવા લાગ્યો. શિવાજી મહારાજના સામનાનો નિર્ધાર થયો.

શિવાજી મહારાજને આ બધી વાતોની ખબર પડી. સ્વાર્થીઓએ એને આડે રસ્તે દોર્યો છે, ખોટી રીતે ઉશ્કેરીને ચડાવ્યો છે એ બધી વાતો એમના જાણવામાં આવી. મહારાજ સાથે સમાધાન નહિ કરવાનું વ્યંકોજીએ લીધેલું પણ આત્મઘાતકી છે અને તેમાં વ્યંકોજીને ભારે નુકસાન છે એમ મહારાજ માનતા હતા એટલે એમને વ્યંકોજીની આ વર્તણુકથી દુખ થયું. વ્યંકોજી ઉપર ચડાઇ કરી એના લશ્કરને રફેદફે કરી નાંખવા જેટલું બળ મહારાજના લશ્કરમાં હતું પણ મહારાજે વિચાર કર્યો કે 'મારા નાના ભાઇને હરાવવામાં અને એને નુકસાન કરવામાં, એની અપકીર્તિ કરવામાં પુરુષાર્થ નથી. એ નાનો છે એને નાનો કહી જગત માફ કરશે. મારાથી એના જેવું વલણ ન લેવાય.

કડવી હોયે લીમડી, શીતળ તેની છાંય;
બધુ હોય અબોલણો, પણ પોતાની બાંય.

એ મારો ભાઈ છે અને વળી નાનો ભાઈ છે એ મારાથી કેમ ભૂલાય. ખત્તા ખાઈને, ટપલા ખાઈને, આજે નહિ તો કાલે ઠેકાણે આવશે. મારાથી એના ઉપર ચડાઇ ન કરાય. મારે તો ઉપરથી કડક રહી અંદર મૃદુ રહેવું જોઇએ. પ્રભુ એને સન્મતિ આપો.' મહારાજે એના ઉપર ચડાઇ કરવાનો વિચાર માંડી વાળ્યો.

**મહારાજે છાવણી ઉપાડી.**

વ્યંકોજી રાજા ચકરે ચડ્યો છે, એના દુર્મંત્રીઓ એને સીધે રસ્તે નથી દોરતા અને ગમે તેટલી શિખામણ એને આપવામાં આવે અથવા ગમે તેવા માણસને એની પાસે સમજાવવા મોકલીએ તો પણ

એવી પરિસ્થિતિ ઉભી થઇ છે કે આ સંઘ તુરતમાં કાશીએ જાય એમ નથી, એવી મહારાજની ખાતરી થઇ એટલે એમણે ઈ. સ. ૧૬૭૭ ના જુલાઇની ૨૭ મી તારીખે કોલેરૂન નદીને કાંઠેથી છાવણી ઉપાડી. આ સ્થળેથી મહારાજે લશ્કર સાથે કૂચ કરી. પછી મહારાજે વાલીગંડાપુરમ ખાતે મુકામ નાંખ્યો અને ત્યાં થોડો આરામ લઈ વેલોર નદી ઉતરી તંદુગુરીમાં એક બે દિવસ થોભ્યા. ત્યાર પછી તિવેનાપાટમ જઈ ડચ લોકોની મુલાકાત લીધી અને એમનો અમલદાર નજરાણું લઈને આવ્યો હતો એનું નજરાણું સ્વીકાર્યું. આ ઠેકાણેથી મહારાજે એલાવેનાસુર નામનો કિલ્લો જીતવા માટે લશ્કરની એક ટુકડી એક ભરોસાપાત્ર સરદાર સાથે મોકલી.

મહારાજે વાનીકમવાડીથી ૧૬૭૭ના સપ્ટેમ્બરમાં મદ્રાસના અંગ્રેજોને કર્ણાટકના જીતેલા કિલ્લાઓમાં યુદ્ધોપયોગી સામાન ભરવા માટે તથા તોપો ખેંચી જવાનાં ગાડાં તૈયાર કરનારા એમની પાસે હોય તો તે મોકલવા માટે લખાણ કર્યું. પોતે વેપારી પ્રજા છે અને વેપાર કરવો એજ એમનું ધ્યેય છે એટલે આવા પ્રકારની કામગીરી માથે લેવાની તેઓએ પોતાની અશક્તિ જણાવી.

આ પછી શિવાજી મહારાજે પોર્ટોનોવો લૂંટીને આ કોટની દક્ષિણ દિશાનો મુલક કબજે કર્યો. ૧૬૭૭ના ઑક્ટોબર માસમાં મરાઠાઓએ આરણીનો કબજો લીધો અને આર્કટની ઉત્તર દિશાના કેટલાક કિલ્લાઓ સર કર્યા.

લગભગ દસ માસ શિવાજી મહારાજે કર્ણાટકમાં કાઢયા. રાજ્ય તરફની ઝીણામાં ઝીણી ખબર મહારાજને વારંવાર મળે એવી બધી ગોઠવણો એમણે કરી હતી. કર્ણાટકમાં રહીને રાજ્યનાં બધાં સૂત્રો એ ચલાવી રહ્યા હતા. પોતાના અમલદારો એમને માથે મૂકેલી જવાબદારી કેવી રીતે અદા કરે છે તે મહારાજ દૂર રહીને બહુ બારીકાઈથી જોતા હતા અને જ્યાં જરુર જણાય ત્યાં સૂચનાઓ મોકલતા પોતાની ગેરહાજરીમાં પ્રજાનું પાલન અમલદારોએ કેવી રીતે કરવું તેની તાલીમ પણ મહારાજ પોતે કર્ણાટકમાં રહીને આપી રહ્યા હતા. એમની સાથેના મંત્રીમંડળને પણ લાગ્યું કે હવે કર્ણાટકનું કામ લગભગ ખતમ થયું છે અને જે કામ બાકી રહ્યું છે તે તો કર્ણાટકમાં વ્યવસ્થા કરવા અને વહીવટ ચલાવવા માટે મહારાજે મુકરર કરેલા સરદારો, અમલદારો અને મુત્સદ્દીમંડળ પાર પાડે એમ છે. બાકી રહેલા કામ માટે મહારાજની હાજરીની જરુર નથી અને તેથી એમણે, હવે મહારાજે પાછા ફરવાનો વિચાર કર્યો હોય તો જરા વાંધાભરેલું નથી એવો પોતાનો અભિપ્રાય આપ્યો. મહારાજ પોતે પણ એ સંબંધમાં વિચાર કરી રહ્યા હતા અને એમને પણ સ્થિતિ અને સંજોગો જોતાં લાગ્યું કે બાકી રહેલું કામ એમના સરદારો અને અમલદારો બહુ બાહોશીથી આટોપી લેશે અને હવે પાછા જવામાં જરાએ વાંધા જેવું નથી. પાછા જવું કે નહિ અને જવું તો કયે રસ્તે થઈને વગેરે વિચારો ચાલી રહ્યા હતા એટલામાં જ નજરબાજ ખાતા તરફથી મહારાજને ખબર મળી કે 'કુતુબશાહી સુલતાને મહારાજ સાથે દોસ્તી કરી અને બહુ મીઠો સંબંધ બાંધ્યો તેની ખબર ઔરંગઝેબને મળતાં જ એની તળીઆની આગ તાળવે ગઈ છે અને એ ભારે ક્રોધમાં આવી ગયો છે. એણે દક્ષિણના મુગલ સૂબેદારને તાકીદના હુકમો રવાના કર્યા છે કે એણે એકદમ મુગલ લશ્કરને તૈયાર કરી ગોવળકોંડાના મુલક ઉપર ચડાઈ કરવી. મુગલ સૂબેદાર અને આદિલશાહીના સૂત્રધારો કુતુબશાહી ખેદાનમેદાન કરી નાંખવા એકસંપ થાય છે. બંનેના ભેગા લશ્કરે માલખેડ નજીક ગોવળકોંડાના મુલક ઉપર હલ્લો કર્યો છે. આ હકીકત સાંભળી મહારાજે વિચાર કર્યો અને તાકીદે પાછા જવા તૈયાર થયા. મહારાજ કર્ણાટકમાં જીતેલા મુલકની વ્યવસ્થાનો વિચાર કરીને અને નવો મુલક જીતવાની બાબત ધ્યાનમાં લઈને મંત્રીઓ સાથે મસલતમાં પડ્યા. કર્ણાટકમાં નવા જીતેલા મુલકને વ્યવસ્થિત કરવા માટે તથા બાકી રહેલું કામ પૂરું કરવા માટે જ્યાં જ્યાં મહારાજને જરુર જણાઈ ત્યાં ત્યાં પોતાની સાથેની લશ્કરની ટુકડીઓને મોકલી. મુખ્ય લશ્કરની ટુકડીઓમાંથી ઘણી ટુકડીઓ કર્ણાટકમાં મહારાજે કામે લગાડી દીધી અને મહારાજે સોંપેલું કામ

જલદી આટોપી એ સંબંધમાં વીગતવાર હકીકત જણાવવા જવાબદાર અમલદારોને સૂચનાઓ આપવામાં આવી. પોતાની સાથેના મોટા લશ્કરને આવી રીતે કામે લગાડી મહારાજે ૧૬૭૭ ના નવેમ્બરની શરૂઆતમાં આસરે ૪૦૦૦ ઘોડેસવાર અને થોડું પાયદળ સાથે લઈ પોતાની રાજધાની તરફ કૂચ કરી. મહારાજ પોતે રાયગઢ તરફ જવા નીકળ્યા. રાયગઢ જતાં રસ્તામાં મહારાજે કોલાર, ઉસ્કોટા, બેંગલોર, બાળાપૂર વગેરે પ્રાંતો કબજે કર્યા અને એ ગાળાના બંડખોર માણસોને સીધાદોર કર્યા. એવી રીતે મુલકો જીતતા, બંડખોરોની ખોડો કાઢતા, ૧૬૭૮ ના એપ્રીલ માસમાં ધારવાડ બેલવાડી થઈને મહારાજ પન્હાળા આવી પહોંચ્યા.

## સાવનુરનો સંગ્રામ.

કૃષ્ણા અને તુંગભદ્રા નદીઓની વચ્ચેના મુલક ઉપર આદિલશાહીનો કબજો હતો એ તો આપણે જાણ્યું છે. આ ગાળામાં યુસુફખાન માયણા નામના સરદારને આદિલશાહીના મુખ્ય અમલદાર તરીકે નીમવામાં આવ્યો હતો. આ અમલદાર રાજ્યવહીવટના કામમાં જોઈએ તેટલો કાબેલ ન હતો. એ મુલકમાં હજારો એકર જમીન પડતર પડી રહી હતી. આવી રીતે પડતર પડી રહેલી જમીનો ખેડાણ કરી રાજ્યની આવક વધારવા માટે આ અમલદારે કાંઈપણ પગલાં ભર્યાં ન હતાં. બીજું એ ગાળામાં ઘાડાં જંગલ હતાં. એ જંગલોને લીધે વટેમાર્ગુઓના જાન હંમેશ જોખમમાં રહેતા. લોકોના રક્ષણને માટે જંગલી જનાવરોથી અને ચોરડાકુ, લુંટારાઓથી પ્રજાનું રક્ષણ કરવા માટે અમલદારે કરવા જોઈતા બંદોબસ્ત પૈકી કાંઈપણ કામ એણે કર્યું નહતું. પોતાની ફરજ અને જવાબદારીનું એને ભાન ન હતું. એ અમલદારે રાજ્યવહીવટ કરવામાં ભારે બેદરકારી બતાવી હતી. આ અમલદાર રાજ્યવહીવટમાં કાબેલ નહતો એટલું જ નહિ પણ એ ઘણો જુલમી અને અત્યંત વિષયી હતો. એના તાબાના મુલકોની સ્ત્રિયોનાં શિયળ સહીસલામત ન હતાં. એ બહુ ઝનુની હતો. યુસુફખાનના અમલથી પ્રજા કંટાળી ગઈ હતી. પ્રજાનું રક્ષણ કરવા માટે, એમની ઈજ્જત અને આબરૂ સાચવવા માટે જે અમલદારની નિમણુક થઈ હોય તેજ અમલદાર અત્યંત ખરાબ અને જુલમી નીકળે તો પ્રજા બિચારી શું કરે? બિજાપુર દરબારમાં પણ પ્રજાની દાદ ફરિયાદ સાંભળનારો કોઈ નહતો. આજસુધી આવા અનેક અમલદારોના ધોળા દિવસના દુષ્કૃત્યો સામે પ્રજાનો અવાજ હવામાં ઉડી જતો અને પોકાર કરવાના ગુના માટે બેવડો જુલમ પ્રજા ઉપર થયાના સંખ્યાબંધ દાખલાઓ હિંદના ઇતિહાસમાંથી જડી આવે છે. આ જમાનાની ઘણીખરી બાદશાહીઓમાં અરાજકતા પૂર જોસથી પ્રવર્તી રહી હતી. પ્રજા કચડાયેલી હતી. જુલમ સામે પોકાર કરવાની શક્તિ પણ એમની ક્ષીણ થઈ ગઈ હતી. હિંદના હિંદુઓની મુસલમાની સત્તા નીચે આવી દુર્દશા થઈ હતી તે વખતે શિવાજી મહારાજે જુલમી સત્તા તોડવા માટે માથું ઊંચું કર્યું એટલે કચડાઈ રહેલી, પિલાઈ રહેલી, રેંસાઈ રહેલી પ્રજાને પોતાના નાશ પહેલાં બચાવ માટે પોકાર કરવાની અને રક્ષણ માટે મરણ પહેલાં મહારાજને ચરણે શરણ જવાની હિંમત આવી. કૃષ્ણા તુંગભદ્રા વચ્ચેની પ્રજા યુસુફખાન માયણાની જુલમી લોખંડી ઝૂંસરી નીચે રગદોળાઈ રહી હતી. એ મુલકના જાગીરદારો, જમીનદારો પણ આ જુલમીના જુલમથી કંટાળીને કંપી ઉઠયા હતા. આખા મુલકની પ્રજા કકળી રહી હતી. સ્ત્રિયો, બાળકો, ઘરડાં, જુવાન, બધા એના જુલમ નીચે પાયમાલ થઈ રહ્યા હતા. ચારે તરફથી માણસ ઉપર જ્યારે જુલમ થાય, એને બચવાનો કે ઉગરવાનો કોઈ રસ્તો ન હોય, કોઈ માર્ગ ન જડે ત્યારે એનામાં જો મનુષ્યત્વનો એકાદ છાંટો પણ બાકી રહ્યો હોય તો કુદરતી રીતે એવી સ્થિતિમાં માણસ મરણિયો થાય. જેનું મનુષ્યત્વ પૂરેપુરું નીચોવાયું હોય, હણાયું હોય તેજ માણસો જીવતાં હોવા છતાં ચારે તરફથી જુલમ અને ત્રાસથી ઘેરાયા પછી પણ મરણિયા નથી બનતા. ઔરંગઝેબના જમાનામાં હિંદુસ્થાનના હિંદુઓનું મનુષ્યત્વ એટલે દરજ્જે નિચોવાયેલું નહતું. જુલમ અને ત્રાસની ઝડીઓમાં સબડી રહેલા હિંદુઓએ પણ સ્મશાનશાન્તિ નહોતી સ્વીકારી. પોતા ઉપર ગુજરી રહેલા ઘાતકીપણાને

લીધે એ પ્રાન્તના કેટલાક જમીનદારો અને જાગીરદારો ગભરાઈ ગયા અને એમણે યુસુફખાનના જુલમમાંથી છૂટવા માટે શિવાજી મહારાજનો આશ્રય લેવાનો નિશ્ચય કર્યો. એ જમીનદારોએ હિંમતથી નીચેની મતલબનો એક પત્ર શિવાજી મહારાજ ઉપર લખ્યો.

'પિડાતી પ્રજાનાં દુખો દૂર કરવા માટે, રિબાતી રૈયત ઉપરના જુલમો ટાળવા માટે, અબળાઓનાં લૂંટાતાં શિયળો સાચવવા માટે, ગરીબ ગાયની રેંસાતી ગરદનો બચાવવાને માટે અને કચડાઈ રહેલી પ્રજા ઉપરના સત્તાના અત્યાચારો નષ્ટ કરવા માટે આપનો અવતાર છે. પુણ્યાત્મા પ્રજાની રક્ષા માટે પેદા થાય છે. પ્રભુએ આપ જેવા પવિત્ર પુરુષને પિલાતી અને પિડાતી પ્રજાને જીવાડવા માટે આ લોકમાં અવતાર આપ્યો છે. આ મુલકની પ્રજા આદિલશાહી અમલદારના ત્રાસથી પાયમાલ થઈ રહી છે. આ યુસુફખાન બહુ ભૂંડો અમલદાર છે. એની નજર નેક નથી. એ બહુ જુલમી છે. એના અમલ નીચે સ્ત્રિયોનાં શિયળ ભારે જોખમમાં છે. બાળકો અને ઘરડાંઓ પણ પિડાય છે. બધા જુવાનો હેરાન-ગતિ ભોગવી રહ્યા છે. આ અમલદાર અવિચારી અને અત્યાચારી છે. એના અમલમાં અમો બહુ કંટાળી ગયા છીએ. પ્રજા હતાશ થઈ ગઈ છે. આપની જ આશાએ છૂટકારાનો દમ ખેંચી રહી છે. આપ કૃપા કરી આ મુલકની પ્રજાને આ જુલમીના પંજામાંથી ઉગારો. ખાટકીને ખુંટેથી ગાયોને છોડાવો. એવા જુલમગાર અમલદારનું નામ પણ અમારે કાને ન પડે એવો બંદોબસ્ત કરો. આપ હિંદુધર્મના રક્ષણ કરનારા છો, મ્લેચ્છોનો નાશ કરવા માટે આપનો અવતાર છે એટલે રક્ષણ માટે આપ તરફ દોટ મૂકી છે. અમારા મનનું ખેંચાણ આપ તરફ છે, અમો બધા આપના વખાણનારાઓ છીએ, અમોએ આપને સંદેશો મોકલ્યો છે, એવા શક ઉપરથી અમારે ત્યાં સત્તાવાળાઓએ ચોકી પહેરા બેસાડી દીધા છે. અમારાં અન્નપાણી બંધ કરીને, અમને અનેક રીતે હેરાન કરીને, અમારાં બાળબચ્ચાંઓને હાડમારીમાં મૂકીને, અમને જમીનદોસ્ત કરવાનો એમનો નિશ્ચય દેખાય છે. અમારો ખરી સ્થિતિનો ચિતાર આપની આગળ રજૂ કર્યો છે. પ્રજાની દુર્દશાની ફક્ત ઝાંખી જ આપને કરાવી છે. મહારાજ! પ્રજાના પ્રાણ ગુંગળાઈ રહ્યા છે. અમારું રક્ષણ કરવા માટે, અમને બચાવવા માટે, અમને જીવતદાન આપવા માટે તાકીદે પધારો. રાતનો દિવસ અને દિવસની રાત કરીને આપ આવીને અમારું રક્ષણ કરો.'

શિવાજી મહારાજના અમલદારોએ એ ગાળામાં સાજરા ગોજરા નામના નવા કિલ્લાઓ બંધાવ્યા હતા અને ત્યાં પોતાના માણસો રાખીને પોતાની સત્તાનાં મૂળ ત્યાં પણ ઊંડાં ઘાલવાનો એમનો ઈરાદો હતો, તે યુસુફખાનને ગમ્યું નહિ અને એણે મહારાજના કિલ્લેદારોની પાસે આ કિલ્લાઓ વગેરે બાંધવા માટે જવાબ માગ્યો. મહારાજના અમલદારોએ એને માથામાં વાગે એવો જવાબ આપ્યો.

જમીનદારોનો પત્ર મહારાજને મળ્યો એટલે મહારાજે તરત જ એનો બંદોબસ્ત કરવા માંડ્યો. સરદાર હંબીરજીએ જમીનદારોના ઉપર જણાવેલા પત્રની બરોબર ઊંડી તપાસ કરી. એમણે પત્રમાં કરેલા આક્ષેપો સાચા છે કે નહિ અને સાચા હોય તો તે કેટલે દરજ્જે સાચા છે અને કેટલા પ્રમાણમાં મીઠું મરચું ભભરાવીને એમાં અતિશયોક્તિ કરેલી છે વગેરેની બરોબર તપાસ કરી પોતાના મનની ખાતરી કરી લીધી. દિલની ખાતરી થઈ ગયા પછી હંબીરરાવે રઘુનાથપંત હણમંતેને અને ધનાજી જાધવને આ પ્રકરણથી બરોબર વાકેફ કર્યા. જમીનદારોના પ્રતિનિધિઓ આવ્યા હતા તેમને પ્રજાનું રક્ષણ કરવાની ખાતરી આપી. લોકોને હિંમત નહિ હારવાનો સંદેશો મોકલી વિદાય કર્યા. હંબીરરાવ પોતાના લશ્કર સાથે એ મુલકમાં ગયો અને ઠેકઠેકાણે પોતાનાં થાણાં બેસાડી દીધાં. યુસુફ માયણાને મરાઠાઓની આ કૃત્યની ખબર પડતાં જ એ બહુ ક્રોધે ભરાયો. એણે પોતાના લશ્કરને ભેગું કર્યું અને મરાઠાઓને આદિલશાહી સમશેરનો સ્વાદ ચખાડવા માટે રણે પડ્યો. યુસુફખાનના કબજામાં બહુ જબરું લશ્કર હતું. સંખ્યા પણ બહુ મોટી હતી. હંબીરરાવનું લશ્કર નાનું હતું એટલે મરાઠાઓને જોતજોતામાં જમીનદોસ્ત કરી નાંખવાની યુસુફખાનને ભારે ઉમેદ હતી.

બંને લશ્કરની સંખ્યા સરખાવતાં મરાઠાઓનું લશ્કર નાનું હતું, પણ જે હતું તે ચુનંદા યોદ્ધાઓની ટુકડીઓનું બનેલું હતું. દુશ્મનનું લશ્કર બહુ મોટું હતું તેથી હંબીરરાવ હિંમત હાર્યો નહિ. એણે પોતાના લશ્કરને શૂર ચડાવ્યું અને બંને તરફના કસાયેલા યોદ્ધાઓએ જંગમાં ખરો રંગ જમાવ્યો. માયણા જાતે જબરો તલવાર બહાદુર હતો. એ કંઈ કાચથી ગાંજ્યો જાય એવો ન હતો. એણે પોતાના લશ્કરને શૂર ચડાવવા માંડયું. લશ્કર આગળ વધવા લાગ્યું એટલે હંબીરરાવ પોતાની ટુકડી સાથે કેસરિયાં કરીને દુશ્મન દળ ઉપર તૂટી પડ્યો. હંબીરરાવે પોતાની સમશેર ચલાવી દુશ્મનને ચકિત કર્યા. જોતજોતામાં એણે દુશ્મન દળમાં ભંગાણ પાડયું. આદિલશાહીની કતલ કરતો કરતો હંબીરરાવ આગળ વધતો જ હતો. પોતાના સરદારને મરણિયો થઈને લડતો જોઈ મરાઠાઓ મરણિયા થયા. જોતજોતામાં સંખ્યાબંધ મુસલમાનો રણમાં પડ્યા. બીજાઓએ નાસવા માડ્યું. પોતાનું લશ્કર આવી રીતે અવ્યવસ્થિત થતુ જોઈ તેને પાછું વ્યવસ્થિત કરવાના યુસુફખાને ઘણા પ્રયત્નો કર્યા પણ એના બધા પ્રયત્નો વ્યર્થ ગયા. કોઈ એનું માનેજ નહિ. મરાઠાઓનો મારો બહુ સખત હતો. એની સામે એ ટકી શકતા ન હતા. જે નાઠો તે બચ્યો એમ માની મુસલમાન લશ્કરમાંના ઘણાએ મુઠીઓ વાળીને નાસવા માડયું. મરાઠાઓ નાસતા સિપાહીઓની પાછળ પડ્યા. પોતાના લશ્કરની આવી દુર્દશા જોઈ ખાન પણ નાસવા લાગ્યો. મરાઠાઓ એની પાછળ પડ્યા. આખરે મરાઠાઓએ એને પરહેજ કરીને હંબીરરાવ આગળ રજૂ કર્યો. યુસુફખાન પકડાયો અને આદિલશાહી લશ્કર હાર્યું અને નાઠું. એ ખબર બિજાપુર દરબારને મળ્યા. બિજાપુર દરબારે એક જબરું લશ્કર માયણાને છોડાવવા માટે અને મરાઠાઓને હરાવવા માટે રવાના કર્યું. હંબીરરાવ સમશેરથી દુશ્મનનું સન્માન કરવા તૈયારજ હતો. મરાઠાઓ સજ્જ થઈને દુશ્મનની વાટ જોઈ રહ્યા હતા. બિજાપુરનું લશ્કર કૃષ્ણા–તુંગભદ્રાના દોઆબમાં આવ્યું એટલે મરાઠા અને મુસલમાનોની તલવાર પાછી ચાલી. હંબીરરાવનું લશ્કર નાનું છે અને બિજાપુરથી તાજા દમનું લશ્કર મરાઠાઓને મહાત કરવા જાય છે એ ખબરો સાંભળી અણ્ણાજી રંગનાથ અને ધનાજી જાધવ પોતાની ટુકડીઓ સાથે મારતે ઘોડે મરાઠાઓની મદદ માટે દોડી આવ્યા. આ વખતે પણ હંબીરરાવે બિજાપુર લશ્કરને પોતાના મારાથી આશ્ચર્યચકિત કર્યું હતું. મરાઠાઓનો સામનો આદિલશાહી લશ્કરે બહુ બહાદુરીથી કર્યો. એમણે પણ સખત મારો ચલાવ્યો. મરાઠાઓએ જોયું કે બિજાપુરનું લશ્કર આગળ વધે છે અને જો એને ત્યાંજ ન અટકાવીએ તો એ મરાઠાઓને જોતજોતામાં કચરી નાંખશે. મરાઠા લશ્કરના લશ્કરી અમલદારોએ પોતાના સિપાહીઓને શૂર ચડાવ્યું અને મરાઠાઓએ બિજાપુર લશ્કર ઉપર મરણિયો હલ્લો ચલાવ્યો. મરાઠાઓના ભાલા અને બરછીથી મુસલમાનોની મોટી સંખ્યા વિંધાઈ ગઈ. બિજાપુરવાળું લશ્કર નાસવા લાગ્યું એટલામાં અણ્ણાજી રંગનાથ અને ધનાજી જાધવ પોતાના લશ્કર સાથે મદદ માટે આવી પહોંચ્યા. નાસતા લશ્કરની પૂંઠ આ બંને વીરોએ પકડી. મુસલમાનો તોબા તોબા પોકારવા લાગ્યા. રસ્તામાં નાસતા મુસલમાનો મરાઠાઓનો સામનો કરતા એટલે મરાઠાઓ એમની કતલ કરતા. આ બંને સરદારોના કબજામાં મરાઠાઓના કસાયેલા યોદ્ધા હતા. ધનાજી જાધવે તો આ લડાઈમાં કમાલ કરી.' એનું શૌર્ય અને ચપળતા જોઈ દુશ્મનો પણ પહોચા કરડવા લાગ્યા. આ વખતની લડાઈમાં મુસલમાનોના લશ્કરની સંખ્યા ૨૦–૨૫ હજારની હતી. આવા મોટા જબરા લશ્કરનો ૬–૭ હજાર મરાઠાઓએ પરાજય કર્યો ( **म. रि.** ). આ લડાઈ સાવનુર નજીક થઈ તેથી તે સાવનુરનો સંગ્રામ કહેવાય છે.

બિજાપુરના લશ્કરને હરાવી, જીતેલા મુલકનો મરાઠાઓએ બરોબર બંદોબસ્ત કર્યો અને પ્રજાને જુલમ અને દુખના ત્રાસમાંથી મુક્ત કરી સુખી કરી.

આ વિજય પછી રાયગઢ દરબારમાં શિવાજી મહારાજે ધનાજી જાધવને આ વિજય માટે ભારે માન આપ્યું. અણ્ણાજી રંગનાથ અને ધનાજી જાધવને મહારાજે માન આપ્યું, તેમનાં વખાણ કર્યાં અને તેમના કામની કદર કરી ઘટતું ઈનામ આપી એમને રાજી કરી ઉત્તેજ્યા.

સાબાશ! સાવિત્રીબાઈ, સાબાશ!

કર્ણાટક પ્રાન્તના જુદા જુદા ભાગને કબજે કરી તેમાં પ્રજાને સુખદાયક નીવડે એવી વ્યવસ્થા સ્થાપવાના કામની જવાબદારી મહારાજે પોતાના વિશ્વાસપાત્ર માણસોને માથે નાંખી હતી. પ્રજાના સંતોષ અને સુખમાં રાજ્યની મજબૂતી છે એ વાત મહારાજ બરોબર સમજી ગયા હતા એટલે મુલક જીત્યા પછી તરતજ સુવ્યવસ્થા કરવા તરફ મહારાજ વિશેષ કાળજી રાખતા. કર્ણાટકમાં જે જવાબદાર અમલદારો મહારાજે ચૂંટીને મૂક્યા હતા તેમાં મહાડના વતની દાદાજી રઘુનાથ પ્રભુ મહાડકર નામનો મહારાજનો માનીતો અને બહુ વફાદાર કર્મનિષ્ઠ સરદાર હતો. બીજા સરદારોની માફક આ સરદારે પણ કર્ણાટકમાં મહારાજની આણ ફેરવવા માટે પોતાથી બનતા પ્રયત્નો કરવા માંડ્યા. કર્ણાટકના જાણીતા બંડખોર માણસોને આ સરદારે ઘુંટણીએ પાડ્યા અને પ્રજાને સુખી કરી. કર્ણાટકના કેટલાક કિલ્લેદારોને હરાવી આ સરદારે કિલ્લા સર કરી શિવાજી મહારાજના મુલકમાં જોડી દીધા. આ વખતે બેલવાડી (બલ્લારી) કિલ્લો બહુ નામીચો હતો. તે ઇતિહાસપ્રસિદ્ધ યેસપ્રભુ નામના સરદારના તાબામાં હતો. આ કિલ્લા ઉપર દાદાજી રઘુનાથની નજર પડી. એણે એ કિલ્લો સર કરવાનો વિચાર કર્યો અને પોતાનું લશ્કર તૈયાર કરી સાધનસામગ્રી સાથે જઈ કિલ્લા ઉપર હલ્લો કર્યો. કિલ્લેદાર બહુ કાબેલ અને કિલ્લો પણ બહુ મજબૂત એટલે દાદાજીને એણે દાદ ન દીધી. દાદાજી કસાયેલો ખંધો વીર હતો એટલે એ પાછો ફરે એવો ન હતો. એણે કિલ્લાને ઘેરો ઘાલ્યો. યેસપ્રભુએ કિલ્લો બહુ હિંમતથી લડાવ્યો. દાદાજીએ અનેક અખતરાઓ અજમાવ્યા પણ યેસપ્રભુએ નમતું ન આપ્યું. દાદાજી કસાયેલો હતો ત્યારે યેસપ્રભુ કાબેલ હતો. દાદાજી હિકમતબાજ હતો ત્યારે યેસપ્રભુ હિંમતબાજ હતો. દાદાજી શક્તિ બતાવતો ત્યારે યેસપ્રભુ યુક્તિથી એનો પ્રતિકાર કરતો. એવી રીતે બંને ખંધા વીરો વાદે ચડ્યા હતા. એક બીજાની ઈજ્જત હોડમાં મૂકાઈ હતી એટલે એ ઘેરો બહુ આકર્ષક થઈ પડ્યો. ત્રણ માસ સુધી એ ઘેરો ચાલ્યો. આખરે દાદાજીએ યુક્તિપ્રયુક્તિથી એક માણસને ફોડ્યો અને તેની મારફતે કિલ્લામાંના ઘરોને આગ લગાડાવી. આગે ભયંકર રૂપ લીધું. પવન ફુંકાયો અને આગ વધી પડી. આગ હોલવવામાં લશ્કરના માણસો ગુંથાયા હતા. આગને લીધે કિલ્લામાંના માણસો અવ્યવસ્થિત બની ગયા હતા એટલે પ્રથમથી જ નક્કી કર્યા મુજબ દાદાજીએ કાવત્રું કરી પોતાનું લશ્કર કિલ્લા ઉપર ચડાવ્યું. આ કાવત્રાથી યેસપ્રભુ હિંમત ન હાર્યો. એણે તરતજ પોતાનું લશ્કર વ્યવસ્થિત કર્યું અને પોતાની ધર્મપત્ની સાવિત્રીબાઈને આખરનું આલિંગન આપીને દુશ્મન ઉપર તૂટી પડવા એ મરાઠો વીર નીકળ્યો. સાવિત્રીબાઈએ પતિને શૂર ચડાવ્યું અને રણમાં રવાના કર્યો. યેસપ્રભુએ પોતાની ટુકડીને ખૂબ શૂર ચડાવ્યું અને કેસરિયાં કરી સિંહગર્જના કરતો એ વીર દાદાજીના લશ્કર ઉપર તૂટી પડ્યો. શિવાજી મહારાજનું લશ્કર પણ યેસપ્રભુના શૌર્યથી ચકિત થઈ ગયું. આખરે લડાઈમાં લડતાં લડતાં યેસપ્રભુ વીરગતિને પામ્યો. યેસપ્રભુ રણમાં પડ્યાના સમાચાર કિલ્લા ઉપર ફરી વળ્યા. એની પત્ની સાવિત્રીબાઈને પતિના મરણના સમાચાર મળ્યા. એ વીર સ્ત્રી સિંહણની માફક ગર્જી ઉઠી. પતિના મરણથી ચુડા ભાગી સાવિત્રીબાઈ ખૂણામાં ન ભરાઈ, પણ તરતજ પતિની તલવાર મંગાવી વીરનો પોષાક પરિધાન કર્યો. કમરે કટાર બાંધી પોતાના પ્યારા પતિની તલવાર હાથમાં લઈને સાવિત્રીબાઈ રણગર્જના કરતી પોતાના યોદ્ધાઓની ટુકડી સાથે રણમાં દોડી ગઈ. યેસપ્રભુના રણમાં પડવાથી એનું લશ્કર નાસવા લાગ્યું હતું, તેને સાવિત્રીબાઈએ અટકાવ્યું અને એમની સરદારી પોતે લીધી. સાવિત્રીબાઈને સમરાંગણમાં એક વીર યોદ્ધાની માફક લડતી જોઈ એના લશ્કરના નાસતા સિપાહીઓ શરમાયા. નાસતા સૈનિકો પાછા ફર્યા અને પાછું યુદ્ધ ચાલ્યું. સાવિત્રીબાઈ ઘોડા ઉપર સવાર થઈ અને શિવાજી મહારાજના લશ્કરની એણે કતલ શરૂ કરી. યુદ્ધ જોવા જેવું જામ્યું. સરદાર દાદાજી રઘુનાથ પણ બાઈનું શૌર્ય જોઈ ચકિત થઈ ગયો. સામસામી કતલ વધી પડી. આખરે લડતાં લડતાં

બાઈની ઘોડીના પાછલા પગ ઉપર દાદાજી રઘુનાથે તલવારના વાર કર્યા. ઘોડી નીચે પડી. બાઈ પણ ઘોડી ઉપરથી નીચે પડી. એનો જમણો હાથ ભાગી ગયો. એવી બેહાલ દશામાં સાવિત્રીબાઈ સમરાંગણ ઉપર પડી હતી. દાદાજીના લશ્કરે તેને ગિરફતાર કરી. સાવિત્રીબાઈનું લશ્કર હારી ગયું. દાદાજીએ કિલ્લો કબજે કર્યો. કિલ્લાની ધનસંપત્તિ અને સાવિત્રીબાઈને દાદાજીએ શિવાજી મહારાજની હજુરમાં રજૂ કરી. સાવિત્રીબાઇના શૌર્યની વાતો સાંભળી મહારાજ બહુ જ ખુશ થયા. મહારાજે આ બાઈનો સત્કાર કર્યો અને એને વર્ષાસન બાંધી આપ્યું. કેટલાક ઇતિહાસકારો એમ પણ જણાવે છે કે સખુજી ગાયકવાડ નામના શિવાજી મહારાજના લશ્કરના કોઈ સાધારણ સરદારે આ સ્ત્રીનું અપમાન કર્યું હતું તેની ખબર મહારાજને પડી એટલે એમણે એ અમલદારને બહુ ભારે સજા કરવા પકડી મંગાવ્યો. આ ગાયકવાડે સાવિત્રીબાઇના કરેલા અપમાનની મહારાજે પૂરેપુરી તપાસ કરી અને એને ગુનેગાર ગણી એની બંને આંખો ફોડી નાંખવામાં આવી. આ બનાવ ૧૬૭૮માં બન્યાનું લખાણ મળી આવ્યું છે.

## ૨. સાપત્ન બંધુનો સંગ્રામ.

શિવાજી મહારાજે પોતાની છાવણી ઉપાડયાના સમાચાર વ્યંકોજી રાજાને મળ્યા એટલે એણે મહારાજના એ ગાળાને માટે રાખવામાં આવેલા લશ્કરી અમલદારની સાથે લડાઈ કરવાની તાકીદે તૈયારી કરવા માંડી. એણે મદુરા અને મ્હૈસુરના નાયકોની મદદ શિવાજી મહારાજ સામે લડવા માટે માગી. અનેક રીતે આ બન્ને સત્તાધારીઓને મનાવવા એણે પ્રયત્નો કર્યા. એમની મદદ મેળવવા માટે એણે આકાશ પાતાળ એક કરી નાખ્યું પણ એ બન્નેમાથી એક પણ પલળ્યો નહિ. આ બે સત્તાને પોતાની પડખે લેવા માટે જે જે પાસા નાંખવામાં આવ્યા તે બધા અવળા પડ્યા અને અંતે વ્યંકોજીની ખાતરી થઈ કે કોઈ પણ સંજોગોમાં એ મદદ મળવાની નથી ત્યારે એણે એમની આશા મૂકી દીધી અને એમને પડતા મૂકી પોતાની તૈયારી કરી. બિજાપુર દરબારે તો કુમકની ના પાડી જ હતી એટલે એની આશાનાં આ બે સ્થાન એને તદ્દન નિરુપયોગી નીવડ્યાં. બીજી કોઈ ગોઠવણ ન થઈ શકી એટલે વ્યંકોજીએ કર્ણાટકના મુસલમાન સત્તાધારીઓને શિવાજી મહારાજની સામે એકઠા કરવાનો પ્રયત્ન કર્યો. બિજાપુર દરબાર કોઈ રીતે મદદ કરવાના નથી એ જાણ્યા પછી વ્યંકોજી નિરાશ થયો પણ એને કેટલાક મુસલમાનોએ શિવાજી સામે લડાઈ કરવા માટે ઉશ્કેરાયલો જ રાખ્યો ( म. रि. ). જ્યારે યુદ્ધ ખેલવાનો ખરેખરો વખત આવી પહોંચ્યો ત્યારે મદદ કરવા કોઈ આગળ આવ્યું નહિ. મુસલમાનોને એકઠા કરવા માંડ્યા પણ એમાએ કંઈ બરકત ન દીઠી. શિવાજી મહારાજની સામે લડાઈમાં વ્યંકોજીને મદદ કરવા કોઇ તૈયાર ન થયું છતાં એના ખાંધીઆઓએ એને ઢીલો પડવા ન દીધો. એણે મહારાજના લશ્કર ઉપર હલ્લો કરવાનો નિર્ધાર કર્યો. મહારાજના એ ગાળાના જવાબદાર અમલદારોને વ્યંકોજીના નિર્ધારની ખબર મળી એટલે એ પણ પોતાની બરોબર તૈયારી કરીને સાવધ બેઠા હતા. હંબીરરાવ મોહિતેની સરદારી નીચે મહારાજનું લશ્કર કોલેરૂન નદીને એક કાંઠે પડાવ નાંખીને પડયું હતુ. એમાં સંતાજી ભોંસલે પણ પોતાની ટુકડી સાથે સામેલ હતો. વ્યંકોજી રાજાનું લશ્કર પણ એજ નદીને બીજે કાંઠે પડયું હતું. બંને એક બીજાના ધસારાની વાટ જોતા હતા.

આખરે ઈ. સ. ૧૬૭૭ ના નવેમ્બરની ૧૬ મી તારીખે મળરકામાં ૪ હજાર સવાર અને ૧૦ હજાર પાયદળનું લશ્કર લઇને વ્યંકોજી રાજાએ મહારાજના લશ્કર ઉપર હલ્લો કર્યો મહારાજના લશ્કરની સંખ્યા આસરે ૧૨ હજારની હતી. મળસકાથી તે સંધ્યાકાળ સુધી ભારે લડાઈ ચાલી. બન્ને તરફના યોદ્ધાઓ રંગે ચડયા હતા. કોઈ નમતું આપે એમ ન હતું. બન્ને તરફના વીરોએ સમરાંગણ ગજાવી મૂકયું હતું. બન્ને તરફના માણસોએ ભારે કતલ ચલાવી હતી. મડદાના ઢગલા થયા. લોહીની નીકો વહેવા લાગી. વ્યંકોજી રાજાના લશ્કરે બહુ જબરો ધસારો કર્યો અને સંતાજી ભોંસલેની ટુકડી

અવ્યવસ્થિત કરી નાંખી. સંતાજીએ પોતાના લશ્કરને વ્યવસ્થિત કરવાના ઘણા પ્રયત્નો કર્યા પણ વ્યંકોજીના લશ્કરના હુમલા એવા સખત હતા કે સંતાજી પોતાનું લશ્કર વ્યવસ્થિત ન કરી શક્યો. આખરે બાકી રહેલું લશ્કર પોતાની સાથે લઈ સંતાજીએ નાસવા માંડ્યું. વ્યંકોજીએ એની ૧ માઈલ સુધી પૂંઠ પકડી. સંતાજીને નાસતો જોઈ વ્યંકોજી થોભી ગયો અને આખા દિવસનો થાક બહુ ભારે થઈ પડ્યો હતો એટલે વ્યંકોજીનું લશ્કર થાકને લીધે આરામમાં પડ્યું. વિજયનો આનંદ હતો. સંતાજીના નાસી જવાથી વ્યંકોજી અને તેનું લશ્કર નિર્ભય બની ગયું હતું. દુશ્મનનો ભય કે ચિંતા ન રહી, વળી બધા લોથપોથ થયેલા હતા એટલે ઊંઘી ગયા.

વ્યંકોજીના મારાને લીધે પોતાને નાસવું પડ્યું એ સંતાજીના મનમાં સાલ્યા કરતું હતું. પોતાની જિંદગીમાં આ બહુ ભારે માનહાનિ લાગી. 'આ પરાજયનો કાળો ડાઘ દુર કર્યા સિવાય જીવવું એ તો નાકકટ્ટા થઈને મ્હાલવા જેવું છે. આ ડાઘ ભૂસી નાંખવો અથવા રણમાં પ્રાણની આહુતિ આપવી એ એક જ માર્ગ હવે ખુલ્લો છે.' આવો વિચાર કરતો સંતાજી પોતાની ટુકડી સાથે રસ્તામાં થોભ્યો. એણે પોતાના લશ્કરને પાછું વ્યવસ્થિત કર્યું, શૂર ચડાવ્યું, તેજ બનાવ્યું અને મારતે ઘોડે એ (સંતાજી) પોતાના લશ્કરને પાછો લઈ આવ્યો. એણે વ્યંકોજીના ઊંઘમાં ઘોરતા લશ્કર ઉપર છાપો માર્યો. સંતાજીના માણસોએ વ્યંકોજીના માણસોની કતલ શરૂ કરી. હજારો માણસોને કાપી નાંખ્યા. વ્યંકોજીના માણસોએ નાસવા માંડ્યું. સંતાજીએ વ્યંકોજીના ૩ નામીચા સરદારોને ગિરફતાર કર્યા. વ્યંકોજીનું લશ્કર હાર્યું અને આ વાલગોંડપુરની લડાઈમાં શિવાજી મહારાજનો જય થયો. આ લડાઈમાં શિવાજી મહારાજના સેનાપતિના હાથમાં વ્યંકોજી રાજાના બહુ સુંદર અને મજબૂત ૧૦૦૦ ઘોડા, મોટા મોટા શમિયાના, તંબુઓ, રાવટીઓ વગેરે સામાન આવ્યો.

### ૩. 'ભલે વિરોધી હોય, પણ મારો એ ભાઈ છે.'

શિવાજી મહારાજ તોરગલ આગળ છાવણી નાંખીને પડ્યા હતા ત્યાં રઘુનાથપંતનો વ્યંકોજી સાથેની લડાઈનો વૃત્તાંત દર્શાવનારો પત્ર મળ્યો. આ પત્રમાં રઘુનાથપંતે બનેલી બધી હકીકતનું વીગતવાર વર્ણન કર્યું હતું. હવે વ્યંકોજી સાથે શું કરવું તેના સંબંધમાં મહારાજની સૂચનાઓ પણ માગી હતી રઘુનાથપંતનો પત્ર વાંચી મહારાજ બહુ વિચારમાં પડ્યા. 'વ્યંકોજીએ આ બહુ ખરાબ પગલું લીધું. **दुर्मंत्री राजनाशाय** એ વાક્ય યાદ આવ્યા વગર નથી રહેતું. એણે ન કરવા જેવું કર્યું પણ મારે તો મોટા ભાઈ તરીકેની જવાબદારી ભૂલવી ન જોઈએ. આ બાબતમાં બહુ ઊંડો વિચાર કર્યા પછી શિવાજી મહારાજે બે પત્રો લખ્યા. એક પત્ર વ્યંકોજી રાજાને અને બીજો રઘુનાથ પંતને. આ વખતે વ્યંકોજીએ જે વર્તન કર્યું હતું તે સંબંધમાં નીચેની મતલબનો પત્ર મહારાજે વ્યંકોજી રાજાને લખ્યો હતો. પત્રની શરૂઆતમાં મહારાજ કર્ણાટકમાં કેમ આવ્યા અને આવ્યા પછી શું શું બન્યું અને એને સમજાવવાના અનેક પ્રયત્નો કર્યા છતાં એ ન સમજ્યો અને મહારાજની પીઠ ફરી એટલે એણે તોફાનો શરૂ કર્યાં વગેરે બાબતો પત્રની શરૂઆતમાં જણાવ્યા પછી મહારાજે લખ્યું કેઃ— 'મેં મારો મુકામ ત્યાંથી ઉપાડ્યા પછી એટલે મારી પીઠ ફરી કે તરત જ તમે તમારા મુસલમાન સરદારોની સલાહથી તોફાન કરવા મંડ્યાની મને ખબર મળી હતી. મારા સરદારો સાથે તમે આખરે યુદ્ધ કર્યું એ પણ મારા જાણવામાં આવ્યું છે. લડાઈની પૂરેપુરી હકીકત મને મળી છે. લડાઈનો આખો ચિતાર મારી નજર આગળ ખડો થાય છે. તમારું આવું વર્તન જોઈ મને ભારે ખેદ થયો છે. તમને તમારા રાજ્યના ડાહ્યા અને મુત્સદ્દી માણસોએ તમારા હિતની શિખામણો તમને આપી હતી તે શિખામણો તમે પગ તળે કચરી, એ શિખામણો તરફ તમે જરાએ ધ્યાન ન આપ્યું એટલું જ નહિ પણ એના ઉપર ઠંડે મગજે વિચાર કરવાની સભ્યતા પણ તમે ન બતાવી. તમારા રાજ્યની તમારે હાથે બરબાદી કરાવનાર દુર્મંત્રીઓની જાળમાં તમે ફસાયેલા છો અને તેમની મોરલી ઉપર નાચી

રહ્યા છો તમે મારી સાથે લડાઈ કરવાની તૈયારી ઘણા દિવસથી કરી રહ્યા હતા તમને કોઈ તરફથી કુમક ન મળી એટલે પોતાનુ બળ સમજીને તમારે શાન્ત બેસી રહેવુ જોઈતું હતું અને એવી શાન્તિનું પરિણામ તમારે માટે બહુ લાભકારક નીવડત, પણ તમારી આસપાસ તમને વિંટળાઈને બેઠેલા સ્વાર્થી અને મતલબીઓ ખુશામતખોરો અને પોતાના લાભ માટે પોતાના માલીકને ખાડામા ઉતારનાર નિમકહરામ બદમાશો તમને સીધે માર્ગે નથી જવા દેતા એ કમનસીબની વાત છે તમે એમની સલાહથી મારા લશ્કર સાથે લડાઈ કરી તેમા સરવાળે તમને નુકસાન થયુ હજુ પણ આ દાખના ઉપરથી ધડો લો તો નાશ અટકશે પ્રતાપજી રાજા અને ભિવજી રાજાને મારા સરદારોએ કેદ પકડ્યા છે એ સાભળીને મને દિલગીરી થઈ તમારા ઘણા સરદારો ઘાયલ થયા એ જાણી હુ દુખી થયો છુ **दुर्मंत्री राजानाशाय** એ વાકય શુ તમને યાદ નથી આવતું ? સ્વાર્થીઓની બદસલાહથી કેટલુ નુકસાન થાય છે તે તમે હવે જોઈ શકો છોને ? તમે મારા લશ્કર ઉપર ચડાઈ કરી મારી સાથે ઝગડો કર્યો, મારા સરદારો સાથે લડાઈ કરી એ બધુ મે સાભળ્યુ મારા લશ્કરે વિજય પ્રાપ્ત કર્યો છે છતા મને આનદ નથી થતો જે થયુ તેને માટે તો દિલગીરીજ થાય છે તમે મારા ઉપર ચડાઈ કરી, તમે મારુ અનેક વખતે અપમાન કર્યું તમે મને હરાવવા માટે મુસલમાન સત્તાવાળાઓને ચડાવ્યા તમે મારી સામે તમારાથી જે બની શકયુ તે બધુ કર્યું તમારા બધા કૃત્યો અને મારી વિરૂદ્ધની તમારી બધી હિલચાલોથી હુ બરોબર વાકેફ છુ છતા તમે મારા નાનાભાઈ છો એ હુ નથી ભૂલી શકતો લડાઈને પરિણામે તમને નુકસાન થયુ છે તેથી શુ મને આનદ થશે ? તમારુ નુકસાન એ મારું જ નુકસાન છે. તમારી અપકીર્તિ એ મારી કીર્તિ ઉપર ઝાખપ છે એમ હુ માનુ છુ તમે અવિચારી પગલુ ભર્યું તેથી આજે તમને પશ્ચાત્તાપ કરવાનો વખત આવ્યો તમે માણસોના ગુણદોષ ન પારખી શકયા સ્વાર્થીઓની ખુશામતથી આડે રસ્તે દોરાઈ ગયા તેનું જ આ પરિણામ છે તમારા એ સ્વાર્થસાધુ સાથીઓની ઈચ્છા આપણુને બન્નેને લડાવવાની હતી આપણા બન્નેની વચ્ચે કડવાશ અને ખટાશ ઘર કરીને બેસે તો જ એ સ્વાર્થીઓને લાભ હતો એ તે લોકો બરાબર સમજી ગયા છે અને કમનસીબે તમે તે ન સમજ્યા એટલે મારી વિરૂદ્ધ તમને ઉશ્કેરાયેલા રાખવામા ફતીભૂત નીવડયા એમની જાળ તમે ન વર્તી શકયા તમારા અતકરણમા અમારા સબધી બહુ કડવા વિચારો એમણે ઉત્પન્ન કર્યા અને તેથી જ તમને નસીપાસ કરનારુ પરિણામ આવ્યુ છે મે તમારી આગળ હૃદય ખોલીને વાત કરી હતી અને તમારા મનમા જે મેલ હોય તે કાઢી નાખી, મારી સાથે પ્રેમથી ચોખ્ખા દિલથી ભાઈ તરીકેનું વર્તન રાખવા વારવાર કહ્યુ હતુ છતા તમે એકના બે ન થયા તમે મારા ઉપર વિશ્વાસ રાખ્યો હોત તો તમારુ હિત જ થાત મારો ભાગ હવે તો તમારે મને આપવો જ પડશે મારો હક્ક મને આપી દો હુ અને બિજાપુર સરકાર અમારો નિકાલ કરી લઈશુ તમારે તેમા વચ્ચે પાડવાની જરૂર નથી તમે બાળકબુદ્ધિ ચલાવો છો એ ઠીક નહિ તમને મળેલા અનુભવથી હજુ ડાહ્યા થશો અને સુધરશો અને સ્વાર્થીઓને દૂર કરી ડાહ્યા સમજુ અને અનુભવી વફાદારોની સલાહ ધ્યાનમા લેશો તો હજુ બાજી બગડી નથી દુષ્ટ માણસો તમારે ઓથે રહીને સ્વાર્થ સાધી રહ્યા છે તેમનો ત્યાગ કરો તમે પણ સિહાજીરાજાના પુત્ર છો એટલે તમારી જવાબદારી ભારે છે હિદુત્વની જ્યોતિ તમારામા સતેજ થવી જોઈએ તમે મહાભારત વાચ્યુ છે દુર્યોધન દુષ્ટબુદ્ધિ નીકળ્યો પાડવોને તેમનો હકનો ભાગ આપવાની ના પાડી તેનુ પરિણામ શુ આવ્યુ તે શુ તમે નથી જાણતા ? દુર્યોધનની વૃત્તિ ધારણ કરીને તમે તમારા યોદ્ધાઓ નાહક કપાવ્યા યુદ્ધમા તમને નુકસાન થયુ તેથી હું જરાએ રાજી નથી થયો તમે અનુભવથી ડાહ્યા થશો અને ફરી એવો પ્રસંગ ન આવવા દેતા જૂના, અનુભવી અને વાકેફગાર નીમકહલાલ નોકરોને તમને એમના અભિપ્રાયો ન રુચે માટે હાકી કાઢવા અને હાજી હા કરનારને પોષવા એ આત્મઘાત કરનારુ કૃત્ય છે સ્વ પિતાશ્રીની તાલીમમા તૈયાર થયેલા, કેળવાયેલા મુત્સદ્દીઓના અનુભવનો લાભ લેવામાજ ડહાપણ છે એમનુ અપમાન કરી આપણાથી એમને કાઢી મુકાય ? રઘુનાથપત—મારી પાસે આવ્યા

તેથી એના ઉપર તમારે જરાએ વહેમાવું નહિ. હું કોઇનો ચડાવ્યો ચડું એમ નથી. ભાગ લેવા એ તો વહેવારની લેનદેન્ડ છે. ઇનામ લાખનું અપાય. મરજી હોય તો આખી સંપત્તિ બક્ષિસમાં લૂંટાવી દેવાય પણ વહેવારે હિસાબ તો પૈ પૈનો ચોખ્ખો રહેવોજ જોઈએ. ભાઈભાઈના ઝઘડાઓની પતાવટ જ્યારે જ્યારે પ્રશ્ન ઉભો થાય ત્યારે ત્યારે જ થઈ જાય તો તેમાં મિઠાશ રહે. એવા પ્રશ્નનો તરતમાં નિકાલ કરવામાં સહેજ કડવાશ થાય તો તે વેઠી લેવાય. આપણા ભાગનો પ્રશ્ન આજે અધુરો રહી જાય તો ભવિષ્યમાં આપણા સંતાનોમાં એના જબરા ઝગડા જામે અને સહેજ કડવાશ ટાળવા માટે મોટા મોટા કુટુંબો તારાજ થઈ જાય એવા કજિયા વારસામાં મૂકી જઇએ ભાગના પ્રશ્નને પલળતો રાખી મૂકવામાં જરાએ લાભ નથી. પિતાના વખતના જૂના અનુભવી મુંતસદ્દીઓને પાસે રાખો, એમની સલાહ ઉપર નિષ્પક્ષપાતપણે વિચાર કરો, ગૂંચ પડે એમની સાથે વિચાર કરો અને એવી રીતે તમે કારભાર ચલાવશો તો મને ખાતરી છે કે તમારી કીર્તિ વધશે, મુલક વધશે, આવક વધશે, સત્તા વધશે અને તમારો જયજયકાર થશે. આ બધું થશે તો જ મને અંતઃકરણનો સંતોષ થશે. આપણો ભાગવહેંચણીનો ઝગડો પતાવીને જો તમે મારી સાથે સલાહસંપથી વર્તશો તો તમને ભારે લાભ છે. તુંગભદ્રાની પેલી બાજુનો અમારા તાબાનો પન્હાળા પ્રાંત જેની આવક ૩ લાખ હોનની છે તે તમારી ઈચ્છા હોય તો તમને આપવા તૈયાર છું અથવા તમારી ઈચ્છા હોય તો કુતુબશાહીમાં તેટલી આવકનો પ્રાંત આપવા તજવીજ કરીશ. કુટુંબકલેશ ટાળો. કુટુંબકલહથી કોઈનું ભલું નથી થયું. આપણી વચ્ચે બંધુભાવ રહેવોજ જોઈએ. તે માટે મારાથી બનતું કરવા હું તૈયાર છું. હું તમારો મોટો ભાઈ છું. મારી શિખામણ હૈયે ધરશો તો તેમાં તમારું કલ્યાણ થશે. થોડું લખ્યું ઘણું કરીને માનજો.' ઉપરની મતલબનો પત્ર લખી શિવાજી મહારાજે વ્યંકોજી રાજાને મોકલ્યો. આ સંબંધમાં નીચેની મતલબનો પત્ર મહારાજે રઘુનાથપંત હણમંતે ઉપર રવાના કર્યો હતો:—' વ્યંકોજી રાજાએ આપણા લશ્કર સાથે કરેલી લડાઈની વીગતવાર હકીક્ત આપનારો તમારો પત્ર મને મળ્યો. વાંચી દિલગીરી થઈ. વિજય આપણો થયો પણ વિજયનો આનંદ મને શી રીતે થાય? એના ઉપર વિજય મળે મને આનંદ ન થાય. એ ગમે તેવું વર્તન કરે તો પણ એ મારો નાનો ભાઈ છે એ હું ઘડીવાર પણ ન ભૂલી શકું. એણે ન કરવાનું કર્યું. એને માટે એને વહેલા મોડા પશ્ચાત્તાપ તો થવાનો છે જ. મેં પણ આજરોજ એને સખત ઠપકાનો પત્ર લખ્યો છે. મારે તો મોટું મન રાખેજ છૂટકો. નાનો ભાઈ હઠ કરીને રિસામણાં મનામણાં કરીને લાભ ખાટી જાય અને મોટા ભાઈને નમતું આપવું જ પડે. આ પ્રમાણે તો દુનિયામાં થતું આવ્યું છે અને થાય છે. હાથી મોટો મનાય છે ત્યારે તેને ખાવા માટે પાલો અને ઝાડની ડાળીઓ હોય છે. કીડી નાની ગણાય પણ એનો ખોરાક ખાંડનો હોય છે. પ્રભુએ મને મોટો બનાવ્યો એટલે મારે મોટા તરીકે મારી લાયકી બતાવવી જ જોઈએ. એને જે જે લખવું જોઈએ અને ઠપકો દેવો જોઈએ તે બધું મેં કર્યું છે. એના સંબંધમાં તમને બધાને મારી સૂચના તો એ છે કે હવે પછી કોઈપણ સંજોગો આવે તો પણ વ્યંકોજી રાજા સાથે ઝગડવાનું કરતા નહિ. એમનું નુકસાન કરશો નહિ. અમો બંને એક જ પિતાના પુત્ર છીએ એ હું કદી ભૂલીશ નહિ અને તેથીજ એમનું અપમાન મને પણ ભારે લાગશે. એમની બેઆબરૂ કે અપમાન થાય તો મારે એના ભાગીદાર બનવાનું છે. ઘણું કહ્યું કહેવડાવ્યું, લખ્યું લખાવ્યું, છતાં પણ હજુ એ મારો ભાગ આપવા તૈયાર નથી થતો. તમે એ વાતને ઢીલી મૂકજો. એ સંબંધમાં કંઈપણ કરવા જેવું હશે તો તે હું જાતે કરીશ. સર્વ સંપત્તિનો ઉપભોગ એ કરશે તો પણ અડચણ નથી. એમનું અપમાન કે અપકીર્તિ જરાએ ન થાય અથવા એમને નીચું જોવું ન પડે એવી સરતે એમની સાથે તમે તહનામું કરજો. વ્યંકોજી રાજા એ મારો નાનો ભાઈ છે. એ વાત હું નથી ભૂલતો તેમજ એ મારો ભાઈ છે એ તમે પણ કોઈ ભૂલશો નહિ.' ઉપર પ્રમાણેનો પત્ર રઘુનાથપંત હણમંતેને શિવાજી મહારાજ તરફથી મળ્યો.

## ૪. દીપાબાઈએ દીપક પ્રકટાવ્યો.

વ્યંકોજી રાજા ભોંસલેને શિવાજી મહારાજનો પત્ર મળ્યો. મહારાજનો પત્ર વાંચી વ્યંકોજી ગમગીન થઈ ગયો. એ બેચેન બની ગયો હતો. સ્વાર્થી ખુશામતખોરોએ શિવાજી મહારાજ માટે એના હૃદયમાં રેડેલું ઝેર ઉછાળા મારી રહ્યું હતું. આપમતલબીઓએ એના મગજમાં ઘુસાડેલું ભૂત હજુ નરમ પડ્યું ન હતું. એનાં ખોટાં વખાણ કરી એને ચકડોળે ચડાવી કેટલાક સ્વાર્થી અને આપમતલબીઓએ પોતાનો સ્વાર્થ સાધવાના હેતુથી એની ( વ્યંકોજીની ) શક્તિ, એનો પ્રભાવ, એની કીર્તિ અને એના મુત્સદ્દીપણાનો એને આપેલો ખ્યાલ એના મગજથી પૂરેપુરો દૂર થયો થયો ન હતો. આ બધા વિચારો અને ખ્યાલોને લીધે એના હૃદયની અને મગજની ખેંચતાણ થઈ રહી હતી. ' મોમાં આવેલો વિજયનો કોળીઓ એ હરામખોર સંતાજી પડાવી ગયો ' એ વિચારથી એ અતિશય ક્રોધે ભરાયો હતો પણ એની અશક્તિનું સહેજ ભાન લડાઈના પરિણામ ઉપરથી એને થયું હતું એટલે એ નાસીપાસ થયો હતો. ચિંતાતુર દશામાં વ્યંકોજી વખત વ્યતીત કરવા લાગ્યો. એની નજર સામે હારતા લશ્કરના નાસી જતા સિપાહીઓનો અને લૂંટાતી છાવણીનો ચિતાર તાજો જ ખડો હતો. ' મારા લશ્કરની ખરાબી થઈ. રણગર્જના કરતા, વીરનાદ કરી ગમરાંગણમાં સમશેર ચલાવતા મારા શૂર સિપાહીઓને દુશ્મને કાપી નાંખ્યા; ભરનિંદ્રામાં પડેલા, વિજયનો આનંદ ભોગવી સુખેથી આરામમાં ઊંઘી ગયેલા, વિજય દરબારના આનંદી સ્વપ્નો સેવતા મારા સિપાહીઓની કતલ થઈ. થોડા કલાક પહેલાં જ વિજય મેળવેલા લશ્કરને દુશ્મને રફેદફે કરી નાંખ્યું. મારા હાથી, મારી સવારીને શોભાવનાર, મારા મહેલના ચોગાનને દીપાવનાર ગજરાજ સંતાજી પડાવી ગયો. ભલભલાની નજર લાગે એવા હૃષ્ટપુષ્ટ, થનથનાટ કરતા, ચારે પગે કુદતા, મારી પોતાની ખાસ ઘોડારમાં જેની સેવા થતી, જે મારા રાજ્યના શણગારરૂપ હતા તે સંખ્યાબંધ સતેજ ઘોડાઓ શિવાજી રાજાના હાથમાં ગયા. મારા સુશોભિત શમિયાણા, આકર્ષક તંબુઓ, નાની નાની રાવટીઓ અને મારી સવારીને શોભાવનારી સર્વ ચીજો દુશ્મનો લૂંટી ગયા. લડાઈમાં કતલ થયેલા સિપાહીઓની વિધવાઓ, એમનાં મરણથી નિરાધાર બનેલી એમની ઘરડી માતાઓ, એમનાં મરણથી ધ્રાસ્કો ખાઈને બેબાકળા બનેલા એમના વૃદ્ધ પિતાઓ, નબાપા થયેલા બાળકો મારી પાસે આવી માથાંકૂટી છાતીપીટી વિલાપ કરે છે, ચોધાર આંસુએ રડે છે. એ દેખાવ મને ભારે દુખ દે છે. એ સર્વેને મારે શું કહેવું ? હું તો બહુ જ મૂંઝાયો છું. મને હવે કોઈ જાતની સૂજ નથી પડતી. હું બેબાકળો બની ગયો છું. આવી સ્થિતિમાંથી હવે રસ્તો શો કાઢવો અને શી રીતે કાઢવો તેની મને ગમ નથી પડતી. શિવાજી રાજા ભાગ લીધા સિવાય છોડવાના નથી. મને ચડાવીને શિવાજી રાજા સામે જેઓએ મક્કમ કર્યો તે બધા અણીને વખતે ખસી ગયા. હવે જો હું ફરી લડાઈ કરીશ તો પાયમાલ થઈ જઈશ. રઘુનાથપંત હણમંતે મારી સંપત્તિનું બધું જાણે છે. એ બધી વાતોનો ભોમિયો છે. એ આજે શિવાજી રાજાની પાસે છે. શિવાજી રાજાના સરદારો મને જંપીને નહિ બેસવા દે. મેં જો પ્રથમથી જ આવો વિરોધ ન કર્યો હોત તો આજે આ પશ્ચાત્તાપ કરવાનો વખત ન આવત. બગડી સુધારવાની પ્રભુએ મને અનેક તકો આપી પણ કમનસીબે મેં એકે તકનો લાભ ન લીધો. સ્વાર્થી ખુશામતીઓએ મારી દુર્દશા કરી છે. શિવાજી રાજાના પત્રમા એમણે લખ્યું તેમાંનું ઘણું સાચું છે. મેં એમનો વિરોધ કરવામાં ભૂલ કરી પણ હવે એનો ઇલાજ શો ? ' આવા પ્રકારના વિચારોથી ગમગીન દશામાં પોતાના પતિને જોઈ એની ધર્મપત્ની દીપાબાઈએ પૂછ્યું:—' નાથ ! આપનું ચિત્ત અતિ વ્યગ્ર થયેલું હું જોઉં છું. ઘણા દિવસથી હું આપની માનસિક સ્થિતિનાં કારણો પૂછવાનો વિચાર કરૂં છું પણ મારી હિંમત નહોતી ચાલતી પણ હવે તો મને લાગે છે કે મારે એ પૂછવું જ જોઈએ. આપ ભલે મારાથી છૂપાવી રાખો પણ આપના મગજ ઉપર ચિંતાનો ભારે બોજો દેખાય છે. આપની ગમગીનીનું કારણ મને જણાવી મારી ચિંતા દૂર કરો. નાથ !

આવી પડેલી આપત્તિમાંથી બહાર નીકળવાનો રસ્તો ખોળી કાઢવાના કામમાં આવી ગમગીની, નાસીપાસી અને ઉદાસીનતા બહુ નડતર કરતા નીવડે છે. તમારી બેચેનીનું કારણ મને જણાવો.' પોતાની પત્નીએ પૂછેલા પ્રશ્નના પ્રત્યુત્તરમાં વ્યંકોજીએ કહ્યું:–'તને શું કહું. શિવાજી રાજાના લશ્કરે મારી ધૂળધાણી કરી નાંખી અને એમના કાતીલ સ્વભાવના સરદારો આપણને સુખેથી પેટ ભરીને રોટલો ખાવા દેશે નહિ અને જંપીને રહેવા દેશે પણ નહિ. અધુરામાં પુરૂં વળી શિવાજી રાજાનો પત્ર મનને વધારે બેચેન બનાવે છે. જો કે એ પત્રમાં જણાવેલી કેટલીક ભૂલો તો મારે હાથે થઈ છે અને એમણે મને થયેલી ભૂલો સુધારવા માટે અનેક તકો આપી હતી છતાં મેં દરેક વખતે એની અવગણના કરી હતી. મેં મારી ભૂલો, અનેક વખતે એમણે શિખામણ આપ્યા છતાં ન સુધારી તેને પરિણામે આજે હું બહુ બુરી હાલતમાં આવી પડ્યો છું. આપણું સર્વસ્વ જવા બેઠું છે. રઘુનાથપંત હણમંતે કંઈક દરજ્જે આવી પડેલી આફતને અટકાવી શકે એમ છે પણ મેં તો એની સાથે બગાડયું છે એટલે એ તો સામે જઈને છેલ્લે પાટલે બેઠો છે. હવે ઉગરવાનો કોઈ આરો મને જડતો નથી. તને કંઈ રસ્તો જડે તો મને બતાવ.' દિપાબાઈ બોલી 'આપને રસ્તો બતાવવાની શક્તિ તો હું નથી ધરાવતી છતાં આ વખતે આ સંબંધમાં મારા મનમાં જે કંઈ છે તે આપની આગળ કહી નાંખવાનો મેં નિશ્ચય કર્યો છે. આવે વખતે જો હું મારા મનમાં છે તે આપને ન કહું તો મારા કર્તવ્યમાં ખામી ગણાય. રઘુનાથપંત હણમંતેની સાથે જે વર્તન થયું તે સાચું પૂછાવો તો મને તો જરાએ ગમ્યું ન હતું અને હલકી બુદ્ધિના કેટલાક સ્વાર્થીઓ પોતાનો સ્વાર્થ સાધવા માટે ખોટી ખુશામતો કરી રહ્યા હતા એ પણ મને તો ગમતું ન હતું. સસરાજીના સ્વર્ગવાસ પછી રઘુનાથપંતે સંપત્તિ સાચવવામાં જે મહેનત લીધી અને કેવળ વફાદારીથી પોતાના માલીકનું હિત ધ્યાનમાં રાખી બહુ કુનેહથી કામ કરીને આપણા સંસારને વ્યવસ્થિત કરવા માટે એમનાથી બનતું કર્યું, તે રઘુનાથપંતને દુષ્ટ લોકોના કહેવાથી અને ભંભેરવાથી દૂર કરવામાં આવ્યા તે દિવસે જ મને તો દિલમાં લાગ્યું હતું કે આ આપણી અવનતિનું પ્રથમ પગથિયું મંડાયું. મને મનમાં ઘણું લાગ્યું. આપને કહેવાનું મન થાય પણ હિંમત ન ચાલી અને હું આપને ન કહી શકી. એ બીના ઉપર ફરીથી આપ નજર નાંખશો અને વિચાર કરશો તો આપની ખાતરી થશે કે રઘુનાથપંતનો એમાં વાંક ન હતો. આપને અને એમને વારંવાર સહેજ વાતમાં ગરમાગરમ બોલાચાલી થઈ જતી એ પણ હું જાણું છું, પણ એમના એ ગરમ શબ્દોમાં ઝેર ન હતું. આપનું અપમાન કરવાના હેતુથી એ બોલતા ન હતા એની મને તો તે વખતે પણ પૂરેપુરી ખાતરી હતી. આપની કીર્તિ અને સત્તા ચારે તરફ ફેલાય અને શિવાજી મહારાજ માફક આપ પણ પ્રભાવશાળી થાઓ એવી એમની અંતરની ઈચ્છા હતી એટલે એ આપનું જીવન ઘડવા માટે એક નિમકહલાલ જૂના વફાદાર સેવક તરીકે આપની મરજી અને મહેરબાનીની દરકાર રાખ્યા સિવાય પ્રયત્ન કરતા અને આપને શિખામણ આપતા. આપને એ શિખામણ કડવી લાગતી અને પરિણામે ગરમાગરમ બોલાચાલી થઈ જતી. આપનામાં જબરી મહત્ત્વાકાંક્ષા ઉભી કરવાના એ ભારે પ્રયત્ન કરી રહ્યા હતા અને તેને પરિણામે જ આપ એમની સાથે વારંવાર ઝગડો કરતા અને પછી એ પણ ઝગડામાં ઉતરતા. નાથ! હું મનમાં જે લાગે છે તે તે કહી દઊં છું તે માટે મને ક્ષમા કરો. આપ દિગ્વિજય કરીને મુલક મેળવો, ઉત્તમ રાજ્ય ચલાવીને પ્રજાપ્રિય થાઓ, સુંદર રાજ્ય વ્યવસ્થાથી દેશમાં પંકાઓ એ એમની ઈચ્છા હતી અને એ ઈચ્છા ફળીભૂત કરવાને એ વારંવાર આપના ઉપર વડીલ તરીકે અંકુશ રાખીને આપને ટોક્યાં જ કરતા હતા. આપને એ ન ગમ્યું અને આપ એમના ઉપર વારંવાર ગરમ થતા. પછી તો આપને એમનું બોલવું જ ગમતું નહિ અને આપની એ વૃત્તિને એમના તેજોદ્વેષીઓએ પોષવા માંડી. રઘુનાથપંતે આપણી સંપત્તિ, ધનદોલત, ઈજ્જતઆબરૂ, મુલક, પ્રજા વગેરે... સાચવવામાં જે મહેનત લીધી, જે અડચણો વેઠી, જે સહન કર્યું તેમાંનું કશુંએ આ ખુશામતખોરોમાં આપે જોયું? શ્રીમંતોના અને વૈભવશાળીઓના સંતાનો આવા સ્વાર્થસાધુ, નાલાયક, ભામટાઓની જાળમાં સપડાઈ

જાય છે અને એમના ભોગ થઇ પડે છે. એવા એવા સપાટાઓમાંથી બચે છે તેનું જ જીવન સફળ થાય છે. નાથ, ટૂંકમાં હું તો એટલું કહીશ જ કે રઘુનાથપંતનું અપમાન કરવામાં, એમની સાથે કલહ કરવામાં અને એમને કાઢી મૂકવામાં આપણે ભારે ભૂલ કરી છે અને આજની આ દશા એ એનું જ પરિણામ છે. આપણે તો ઈશ્વરનો પાડ માનીશું કે આવું બધું થયું અને રઘુનાથપંતે આપણો દરબાર છોડ્યો છતાં પ્રભુએ એમના અંતઃકરણમાં પ્રેરણા કરી અને એ આપણા દુશ્મન ન બન્યા, નિમકહરામ ન થયા. કોઈ મુસલમાન સરદાર કે રાજા કે સંસ્થાનિક સાથે મળી જઈ આપણા ઉપર ઘા કરવાનો એમણે પ્રયત્ન નથી કર્યો. આપે અપમાન કરી એમને કાઢી મૂક્યા ત્યારે એ આપના વડીલ બંધુ પાસે ગયા અને હું મારા દિલનો અભિપ્રાય વગર માગે આપુ છું કે એ એમણે યોગ્ય જ કર્યું. એ જો બેવફા નીવડ્યા હોત, નિમકહરામ થયા હોત તો આજે ભયંકર પરિણામ આવત. હજુ પણ આપણે રઘુનાથપંતને મનાવી શકીશું અને આપ શું કામ ચિંતા કરો છો? આપના વડીલ ભાઈ શ્રી શિવાજી મહારાજનું વર્તન આપણી સાથે જરાએ કઠોર નથી. હું બહુ બારિકાઈથી એમનાં વર્તનો જોયાં જ કરું છું. એમણે આપને આપથી થયેલી ભૂલો સુધારવાને માટે અનેક તકો આપી પણ આપે તેનો લાભ જ લીધો નહિ. પૂજ્ય સસરાજીના સ્વર્ગવાસ પછી શ્રી શિવાજી મહારાજે આપણી સાથે વડીલ તરીકેનું જ વર્તન રાખ્યું છે. પ્રાણેશ! મારું બોલવું આપને નહિ રુચતું હોય એ હું જાણું છું પણ જે વખતે આપની કૃપાની દરકાર રાખ્યા સિવાય આપશ્રી બધાના હિતમાં આપને કડવું કહેવાની ખાસ જરૂર હતી ત્યારે તે કોઈએ ન કહ્યું તેથી જ આજે આ દુખના દિવસો આવ્યા અને તેથી જ આપને આજે કડવું કહેવું એ મારો ધર્મ મને લાગે છે. મને ક્ષમા કરો. નાને મોઢે મોટા કાળીએ હું લઈ રહી છું. મને એનું ભાન છે પણ આજે આપની આગળ મારે મારું હૃદય ઠાલવવું જ છે. સ્વાર્થી હરામખોરોની સલાહ પ્રમાણે આપે વર્તન કર્યું તેથી જ આપણા ઉપર પિતાતુલ્ય પ્રેમ રાખનાર શ્રી શિવાજી મહારાજ સાથે દુશ્મનાવટ થઈ, રઘુનાથપંતને ખોયા અને આજે સર્વસ્વ ખોવાનો વખત આવ્યો. શિવાજી મહારાજે આપનો કરેલો સત્કાર, આપને આપેલું માન, આપની સાચવેલી પ્રતિષ્ઠા વગેરેની વાતો મેં સાભળી તે ઉપરથી મારી તો ખાતરી જ થઈ હતી કે મહારાજના મનમાં આપને માટે પ્રેમ જ છે. એમને કુળનું અને કુટુંબનું અભિમાન છે. એમણે આપને જે ઉપદેશ કર્યો હતો તે ખરેખર કીમતી હતો, અમૂલ્ય હતો પણ ભારે ખેદની વાત છે કે એવી કીમતી સલાહ ઉપર પણ આપના એ સ્વાર્થી માણસોએ આપને શાન્ત અને નિષ્પક્ષપાત મનથી વિચાર કરવા ન દીધો. આપના વડીલ બંધુ પૂજ્ય શિવાજી મહારાજની કીર્તિ ચારે તરફ ફેલાઈ છે. આપે એમણે કહેલા શબ્દોને વજન ન આપી એમનું અપમાન કર્યું છે છતાં એમણે એમની મોટાઈ છોડી નથી અને મને તો ખાતરી છે કે આપ એમને મનથી વડીલ માની નમી પડશો તો આપણું કલ્યાણ જ કરશે. આપની પ્રત્યે એમને કેટલો બધો વાત્સલ્યભાવ છે એનો આપ વિચાર કેમ નથી કરતા? એમના પત્રો વત્સલ્યભાવથી ભરેલા છે. એમણે પત્રોદ્વારાએ પણ આપને અનેક રસ્તા સૂચવ્યા છે. સાચું પૂછાવો તો મારા મનની તો ખાતરી થઈ છે કે આપણી સંપત્તિના એ જરાએ ભૂખ્યા નથી, પણ ભાગ માગવામાં કુટુંબનું કંઈ ભારે હિત સધાતું હશે, નહિ તો શિવાજી મહારાજ ભાગને માટે આટલું બધું દબાણ ન કરે. આપે એમની સાથે કલહ કરવામાં ભારે ભૂલ કરી છે. આપના વડીલ બંધુ જેવા વડીલ બંધુ કયાં છે? તેર વરસ સુધી એમણે પોતાના ભાગની એક પાઈ પણ આપની પાસે ન માગી એ આપણાથી કેમ ભૂલી જવાય? નાથ! એમની સાથે આ બાબતનો ઝગડો ચાલતો હતો ત્યારે જ મને ઘણી ફેરા આપને આ સંબંધમાં કહેવાનું મન થતું હતું પણ હું વચમાં ન બોલી. આપના માનીતા સાથીઓ આપને કોઈનું સાંભળવા ક્યાં દેતા હતા? નાથ! હું આપની રજાથી એકજ વાત પૂછું છું કે શિવાજી મહારાજ પોતે પોતાનો હક માગે છે તેમાં ખોટું શું છે? પોતાના હકની માણસ માગણી કરે એમાં અપમાન શાનું? આપે મેળવેલી સંપત્તિનો ભાગ તો એ નથી માગતાને? આપને નથી લાગતુ કે આ બાબતમાં આપે જ

એમનું અપમાન કર્યું છે અને નાહકની કડવાશ ઉભી કરી છે. મને તો લાગે છે કે આપને આટલી બધી ચિંતા કરવાની જરુર નથી. વડીલો આગળ આપણી ભૂલો કબુલ કરવામાં નાનમ નથી. શિવાજી મહારાજ આપણા પિતાને સ્થાને છે. આપ એમને આપની ચિંતા લખી જણાવો અને આપને જે જોઈએ તે આપ એમની પાસેથી માગી લો. આપની માગણી વાજબી હશે તો એ કદી પણ નાકબુલ નથી કરવાના. આપે બતાવેલો એમનો છેલ્લો પત્ર મેં વાંચ્યો. એક વડીલને શોભે એવી રીતે જ એ પત્ર લખાયેલો છે. મને તો હૃદયમાં લાગ્યાં જ કરે છે કે આપના દુષ્ટ સલાહકારોએ આપણું ઘણું બગાડયું છે. આપણી થયેલી ભૂલ કબુલ કરીને અને અંતઃકરણની ખરી દિલગીરી જાહેર કરીને આપણે રઘુનાથપંતને મનાવી લઈએ. એ આપણા દુશ્મન નથી. આ સંકટ વખતે એમને મદદ માટે વીનવીશું તો એમના હૈયા ઉપર જરુર અસર થશે, સાચા હૃદયની વિનંતિથી તો ભલભલા દુશ્મનોનાં પાષાણહૃદય પલળી જાય તો રઘુનાથપંત તો બધું જતું કરી આપણને મદદરૂપ નીવડશે. શિવાજી મહારાજ અને રઘુનાથપંત બંને આપણને મદદરૂપ થઈ પડે એવા છે પણ આપે આપની ભૂલ એમને વડીલ માની એમની આગળ કબુલ કરવી જોઈએ અને આપ ગૂંચવાયેલું કોકડું ઉકેલવામાં એમની મદદ નમનતાઈથી માંગશો તો તેઓ જરૂર મદદરૂપ નીવડશે. નાથ ! મારું બોલવું વખતે આપને નહિ રુચે પણ મને તો બીજો કંઈ ઇલાજ સૂજતો નથી. આપણો ઝગડો જ મને વાજબી નથી લાગતો અને આ ઝગડો કોની સામે ? જે આપણા ઉપર પ્રેમ અને ભાવ રાખે છે તે ભાઈની સામે ? શિવાજી મહારાજની સામે ? પ્રાણેશ ! મારી વિનંતિ ધ્યાનમાં લો અને બંનેને આપ આપણી ખરી સ્થિતિથી વાકેફ કરો.' દીપાબાઇના બોલ વ્યંકોજીના હૃદયમાં સોંસરા પેસી ગયા. એને એની ભૂલ જણાઈ. સ્વાર્થી અને ખુશામતખોરોનો એ ભોગ થઈ પડ્યો હતો તેની એને ખાતરી થઈ અને દીપાબાઈએ સૂચવેલો માર્ગ એને પસંદ પડ્યો. વ્યંકોજીએ પોતાની થયેલી ભૂલો કબુલ કરનારો, તે માટે દિલગીરી દર્શાવનારો અને આવી પડેલી આફતોમાંથી બચાવવા માટે સાચી સલાહ આપવા અને મદદ કરવા આવવા આગ્રહની વિનંતિ કરનારો પત્ર રઘુનાથપંતને લખ્યો. આ પત્રમાં એણે પોતે મહારાજ પ્રત્યે કરેલી વર્તણુકના સંબંધમાં પણ પશ્ચાત્તાપ પ્રગટ કર્યો. રઘુનાથપંત શિવાજી મહારાજનો સેવક હતો એટલે એણે આવેલો પત્ર મહારાજ તરફ રવાના કર્યો અને આ સંબંધમાં શું કરવું તે માટે સૂચનાઓ માગી. શિવાજી મહારાજે રઘુનાથપંતને વ્યંકોજી પાસે જઇ તેને ઘટતી મદદ કરવા જણાવ્યું અને એનું દિલ ન દુભાય અને દીપાબાઇનો દિલને પણ દુખ ન થાય એવી રીતની સલાહ કરવા સૂચના કરી. મહારાજ તરફથી સૂચના આવી ગયા પછી રઘુનાથપંતે વ્યંકોજી રાજાને એની વિનંતિનો જવાબ આપ્યો કે 'આપનો પત્ર સેવક ઉપર આવ્યો તે વાંચી વાકેફ થયો, મનનું સમાધાન પણ થયું. હું આ પત્ર દેખતાં આપની સેવામાં હાજર થાત, પરંતુ હું શિવાજી મહારાજનો સેવક રહ્યો એટલે એમની પરવાનગી અને સૂચનાઓ સિવાય મારાથી આવી શકાય એમ ન હતું તેથી આપનો કૃપાપત્ર મહારાજ તરફ મોકલી ઘટિત પરવાનગી મેળવી લીધી છે. આ સંબંધમાં મારે એક વાત આપને જણાવવી પડે છે તે માટે ક્ષમા કરશો. હું આપને ત્યાં મળવા આવીશ તે આપનો જૂનો સેવક રઘુનાથપંત હતો તે તરીકે નહિ પણ શ્રી છત્રપતિ શિવાજી મહારાજના પ્રતિનિધિ તરીકે આવીશ. આપ તો મહારાજના કનિષ્ટ બંધુ છો તેથી આપણી મુલાકાત વખતે મહારાજનો મોભો બરોબર સાચવવો જોઈએ.' આ પત્રનો ઘટતો જવાબ વ્યંકોજીએ આપ્યો અને રઘુનાથપંત પ્રતિનિધિ તરીકે વ્યંકોજીને મળવા તંજાવર આવી પહોંચ્યા. આ મુલાકાત મહત્ત્વની હતી. આ મુલાકાત ઉપર એક રાજ્યનું અસ્તિત્વ અવલંબીને રહેલું હતું અને વ્યંકોજીએ પણ આ મુલાકાતની મહત્તા બરોબર જાણી હતી. મુલાકાતનું સ્થળ નક્કી કરી મુલાકાત માટે સુંદર ભવ્ય શમિયાનો ઉભો કરવામાં આવ્યો હતો. મુકરર કરેલે વખતે મુલાકાત માટે વ્યંકોજી અને રઘુનાથપંત બંને સામસામી દિશાએથી શણગારીને સજ્જ કરેલા હાથી ઉપર બેસીને આવી પહોંચ્યા, વ્યંકોજી રાજા હાથી ઉપરથી ઉતરી શમિયાના નજીક ગયા.

રઘુનાથપંત પણ તે તરફ ગયા અને બંનેએ એક બીજાનો હાથ પકડીને શમિયાનામાં પ્રવેશ કર્યો. શમિયાનામાં બે ગાદીઓ તૈયાર રાખવામાં આવી હતી. તેમાંની એક વ્યંકોજી રાજા માટે અને બીજી રઘુનાથપંત (શિવાજી મહારાજના પ્રતિનિધિ) માટે હતી. રાજાએ રઘુનાથપંતને ગાદી ઉપર બેસવા કહ્યું અને હાથ પકડી તેમને ગાદી ઉપર બેસાડવા જતા હતા એટલે તરતજ રઘુનાથપંતે વ્યંકોજી રાજાને મુજરો કર્યો અને ગાદીને નમન કર્યું, પછી બોલ્યાઃ—' મહારાજ ! હું ગાદીનો સેવક છું શિવાજી મહારાજના પ્રતિનિધિ તરીકે આવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું અને આપે મને મહારાજના પ્રતિનિધિ તરીકે જે માન આપ્યું તે મેં સ્વીકાર્યું. એ માન મહારાજનું હતું. ગાદી ઉપર તો આપ બિરાજો.' આવી રીતે રઘુનાથપંતે પોતાના નવા અને જૂના માલીક એમ બંનેનાં મન સાચવ્યાં. આ મુલાકાતમાં સંધિની વાતો શરૂ થઈ. ઝગડાનો આખર નિકાલ કરવા માટે રઘુનાથપંત થોડા દિવસ માટે ત્યાં રહ્યા. નફો નુકસાન, માન અપમાન, રઘુનાથપંતના હાથમાં છે એ વ્યંકોજી રાજા અને દીપાબાઈ બંને જાણતાં હતાં. દીપાબાઈ બહુ ડાહી, દીર્ઘદૃષ્ટિવાળી, કુટુંબના અભિમાનવાળી અને સમય સમજીને સારાસાર વિચાર કરીને વર્તન કરનારી બાઈ હતી.

રઘુનાથપંતનું વ્યંકોજીએ બીજાના ચડાવ્યાથી અપમાન કર્યું હતું. તે યાદ રઘુનાથપંતના મનમાં તાજી થઈ આવી છે એવું વ્યંકોજીને લાગ્યુ અને બેચેન બન્યો. કેટલીક વખતે સામાના દિલમાં ગઈ વાતની કલ્પના પણ ન હોય અને આપણાં કૃત્યોની યાદ આપણને બેચેન બનાવે છે. વ્યંકોજી રાજાની બાબતમા પણ તેમજ બન્યું. કરેલા અપમાનનું વેર મનમાં રાખીને રઘુનાથપંત બાજી બગાડશે એવું વ્યંકોજીએ ધાર્યું અને એ પાછો ચિંતામાં પડચો. દીપાબાઈ એની ચિંતાનું કારણ સમજી ગઈ અને એ પોતે વ્યંકોજી રાજા સાથે રઘુનાથપંતને મળી. ગઈ ગુજરી ભૂલી જવા અને બંને ભાઈઓ વચ્ચે સલાહ શાન્તિ સ્થાપવા માટે જીગરથી પ્રયત્નો કરવા દીપાબાઇએ રઘુનાથપંતને કહ્યું. આ સંબંધના વાદવિવાદ અને વિવેચન વખતે દીપાબાઈ ઘણી વખતે હાજર રહેતી અને બહુ સુંદર દલીલો કરતી. વ્યંકોજી રાજા, રઘુનાથપંત અને દીપાબાઈએ ભાગના સંબંધમાં અનેક વખતે વાતો કરી. રઘુનાથપંતની વફાદારી પ્રત્યે, દીપાબાઈની માનની લાગણી જોઈને, શિવાજી મહારાજ એ કુટુંબના શિરછત્ર છે માટે એમની આજ્ઞા શિરસાવંદ્ય માનવા માટે દીપાબાઈની વ્યંકોજી સાથેની વાતચીત અને દલીલો સાંભળીને અને ભાગના પ્રશ્નની પતાવટ કરવા માટે દીપાબાઈએ સૂચવેલા રસ્તા અને આપેલી સલાહ સાભળીને રઘુનાથપંત તો ચકિત જ થઈ ગયો અને એણે શિવાજી મહારાજને આ સંબંધી થયેલી વાતચીતનો વીગતવાર પત્ર લખ્યો. આ પત્રમાં રઘુનાથપંતે નાની મોટી, સાધારણ અને મહત્ત્વની એવી બધી બાબતો આબેહુબ ચીતરી દીપાબાઈના સંબંધમાં પણ મહારાજને પૂરેપુરા વાકેફ કર્યા. દીપાબાઈની દીર્ઘદૃષ્ટિ, એનું ડહાપણ, વ્યંકોજીને ઠેકાણે લાવવાની એની યુક્તિ, ભોંસલે કુટુંબ સંબંધીનું એનું અભિમાન વગેરે લખીને મહારાજને બધી બીનાથી પૂરેપુરા વાકેફ કર્યા.

એક દિવસે વ્યંકોજી રાજા અને દીપાબાઈ સાથે સમધાન સંબંધી વિવેચન કરતાં રઘુનાથપંતે કહ્યું ' સમાધાનના સંબંધમાં તો જેટલું કહેવાનું હતું તેટલું મેં આપને કહી દીધુ છે. મને તો આપ અને શિવાજી મહારાજ બંને સરખા છે. હુ સ્વ. સિંહાજી મહારાજના વખતનો આપના કુટુંબનો સેવક છું એટલે મારે તો આખા કુટુંબના હિત તરફ જોવાનું રહ્યું. આપનું શ્રેય થાય, કલ્યાણ થાય એ રસ્તે મારે આપને ચડાવવા જોઈએ. એ કરવું એ જ મારું ધર્મકૃત્ય હું માનતો હતો અને હજુ પણ માનું છું. વિજયશાળી ભોંસલે કુટુંબના નબીરાને શોભે એવું પરાક્રમી જીવન આપનું થાય, આપ છત્રપતિ શિવાજી માહરાજના જેવા હિંદુત્વના તારણહાર બનો અને ચારે તરફ આપની હાક વાગે એવા આપ શક્તિવાળા બનો તે માટે મારો પ્રયત્ન છે. આપને વારવાર નારાજ કરવામાં મારો ખરાબ હેતુ નહતો. આપના જીવનઘડતર માટે હું જવાબદાર છું એવું મને અંતઃકરણમાં

લાગ્યા જ કરતું હતું તેથી આપની મહેરબાની અને મિજાજની દરકાર રાખ્યા વગર હું આપને વારંવાર દરેક બાબતમાં રોકયા કરતો હતો. આપનું હિત સાધવાના હેતુથી આપને ચોખ્ખે ચોખ્ખી વાત હું વારંવાર સંભળાવી દેતો. આપને મારી શિખામણ કડવી લાગતી અને આ બધાનું પરિણામ મારે વેઠવું પડયું. આપના નવા અને માનીતા સેવકોની માફક હું આપને ગમે એવી, મીઠી લાગે એવી અને આપનું અહિત થતું હોય છતાં મારો સ્વાર્થ સાધવા માટે આપની સાથે મીઠી મીઠી વાતો કરી મારી મતલબ સાધનારો ન હતો તેથી જ મારે આપના ચરણ છોડવાનો વખત આવ્યો. સ્વામીનું અહિત થાય, નુકસાન થાય, અપકીર્તિ થાય એવું કૃત્ય એમને હાથે જો થતું હોય તો મારા ઉજ્જ્વળ ભવિષ્યને ભોગે પણ હું એવા કૃત્યની આડે આવીને ઉભો રહું અને માલીકનો અપ્રિય બનું. અને એમાંજ મારો ધર્મ દેખાય છે અને તે પ્રમાણે મેં કર્યું અને તેને પરિણામે મારે આપની સેવા છોડવાનો વખત આવ્યો. આપે મને કાઢયો અને હું નીકળ્યો પણ આપ સત્ય કરીને માનજો કે હું આપને માટે આપનું હિત સાચવવા માટે, આપની ઇજ્જત અને આબરૂના સંબંધમાં પહેલાં હતો તેટલો જ વફાદાર છું. શિવાજી મહારાજને પગલે ચાલીને, એમનું અનુકરણ કરીને મહારાજની માફક આપ પણ પરાક્રમી વીર અને પ્રભાવશાળી યોદ્ધા બનો એવી મારા અંતરની ઇચ્છા હતી, તેથી જ તે પ્રમાણેનાં આપને હાથે જબરાં કૃત્યો થાય અને આપને ભારે યશ મળે એ માટે વારંવાર હું આપને આપ નારાજ થતા હતા છતાં પણ તેની દરકાર રાખ્યા સિવાય રોકયા જ કરતો હતો. આપના નવા માનીતા સેવકો સ્વાર્થી હતા, એ પોતાનો સ્વાર્થ સાધવા માટે આપને મારી વિરૂદ્ધ ઉશ્કેરતા હતા, એ પણ હું જાણતો હતો અને આપ એમની જાળમાં સપડાઈ ગયા હતા એ પણ મેં જોયું ત્યારે મને બહુજ દુખ થયું. અને કવખતે મારું અપમાન કરવામાં આવ્યું હતું છતાં આપનું અહિત કરવાનો વિચાર સરખો પણ મારા મનમાં કદી આવ્યો નહિ. શિવાજી મહારાજને જ્યારે મેં આપના દરબારની બધી હકીકત જણાવી પણ આપના ઉપર એમનો પ્રેમ અજબ છે. આપને ઠેકાણે લાવવા એમણે આપને વારંવાર ઉપદેશ કર્યો પણ આપના માનીતા સેવકોએ પોતાના સ્વાર્થની ખાતર આપને અમારા બધાંની સામે ઉશ્કેરાયેલા જ રાખ્યા. આપે એમના લશ્કર ઉપર ચડાઈ કરી લડાઈ કરી તેની ખબર સાંભળ્યા પછી પણ મારા પત્રમાં આપના સંબંધમાં જે ઉદ્ગારો મહારાજે કાઢયા છે તે વાંચીને હું તો દિગ્મૂઢજ બની ગયો અને સાચો ભ્રાતૃપ્રેમ કેવો હોય છે તેનું મને ભાન થયું. આપ-આપનું શ્રેય સાધવા ઇચ્છતા હો તો આપ સ્વર્ગવાસી મહારાજની સંપત્તિનો અરધો ભાગ શિવાજી મહારાજને આપવાનું કબુલ કરો. આ વાજબી, વ્યવહારૂ અને હકની માગણી કબુલ કરવામાંજ આપનું કલ્યાણ હું માનું છું. સૌ. દીપાબાઇએ પણ આ બાબતમાં આપને જે કહ્યું તે ખરેજ ડહાપણભરેલું છે. વડીલ પ્રત્યે બતાવેલી નમ્રતા અફળ નથી જતી એ દીપાબાઇનો સિદ્ધાંત સાચો છે. સૌ. દીપાબાઈનું ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ જોઈ મને બહુ આનંદ થાય છે. આપના કુટુંબનું ગૌરવ સાચવવાની જે વાતો એમણે કરી તે ખરેજ જબરા મુત્સદ્દીને પણ ધડો લેવા લાયક છે. દીપાબાઈ એ ભોંસલે કુટુંબનું ગૌરવ છે. આપ કૃપા કરી શિવાજી મહારાજને માટે આપના હૈયામાં જે બળતરા છે તે કાઢી નાંખો. એમનો ભાગ આપવા તૈયાર થાઓ. વડીલ માની એમના પ્રત્યે ઘટતું માન રાખો. શિવાજી મહારાજ તો ગઇગુજરી ભૂલી જવા તૈયાર છે અને એમના હૃદયમાં તો આપને માટે પ્રેમજ છે. આપના વર્તન માટે આપને પશ્ચાતાપ થાય છે એની મને ખાતરી થઈ છે પણ આપ તે એમને જણાવશો તો એમને પણ સંતોષ થશે. સર્વે સંજોગો સ્થિતિ વગેરે ધ્યાનમાં લઈ મારું કહેવું માનશો તો સૌ રૂડાં વાનાં થશે.' રઘુનાથપંતનું બોલવું વ્યંકોજી અને દીપાબાઇએ શાંતિથી સાંભળી લીધું. હણમંતેના બોલવાની ઉંડી અસર વ્યંકોજી ઉપર થઈ હતી. દીપાબાઈએ પણ વ્યંકોજીને સમજાવી ઠેકાણે લાવવા માટે ભારે પ્રયત્નો કર્યા. આખરે દીપાબાઈની મહેનત બર આવી. વ્યંકોજી રાજા સમાધાન કરવા તૈયાર થયો. સ્વ. સિંહાજી રાજાએ મેળવેલી સંપત્તિનો અરધો ભાગ વ્યંકોજીએ શિવાજી મહારાજને આપવા કબુલ કર્યું અને તે પ્રમાણે હણમંતેને

લખી પણ આપ્યું. સ્થાવર જંગમ મિલકતમાંથી અરધો ભાગ તથા સવારોના ખરચ માટે ચોક્કસ ભાગ આપવાનું હણમંતેને વ્યંકોજી રાજાએ લખી આપ્યું. દીપાબાઈએ ખૂબ મહેનત કરીને વ્યંકોજી રાજાને સમજાવ્યો અને પૂજ્ય મોટાભાઈની સાથે સમાધાન કરી કુટુંબનું ગૌરવ જાળવવા અનેક રીતે સમજાવી ઠેકાણે આણ્યો એ વાત પણ હણમંતેએ શ્રી. શિવાજી મહારાજને જણાવી. વ્યંકોજી રાજાએ સ્વ. સિંહાજી રાજાની સંપત્તિનો અર્ધો ભાગ વગેરે આપવાની લેખી કબુલાત આપી હતી તે પણ એને મહારાજ તરફ રવાના કરી. આ નિકાલથી મહારાજને આનંદ થયો, મનનું સમાધાન પણ થયું અને એમણે તરતજ નીચેની મતલબનો પત્ર રઘુનાથપંત હણમંતે ઉપર રવાના કર્યો.

## મહારાજનો ઉપદેશ—૧૯ કલમનો કાગળ.

'ચિ. વ્યંકોજી રાજા તહનામા માટે તૈયાર થયા છે અને એમણે ભાગના ઝગડાનો નિકાલ કરવાનું કબુલ કર્યું છે એ સાંભળી મને આનંદ થયો છે. ચિ. સૌ. દીપાબાઇએ વ્યંકોજી રાજાને બોધ કરી, તેમના ઉપર વાજબી છાપ પાડી, તેમને સમજાવી તહનામા માટે તૈયાર કર્યા અને તેમ કરીને કુટુંબકલહ મટાડ્યો એ સાંભળી મારા મનને ભારે સંતોષ થયો છે. અમારી ભાભી ચિ. સૌ. દીપાબાઈએ ભોંસલે કુટુંબમાંથી કુસુંપની જડ ઊખેડી નાંખી અને કલહનાં બીજ કાઢી નાખીને કૂળની બહુ જબરી સેવા કરી છે. અમારા કૂળમાં-ભોંસલે કુટુંબમાં સૌ. દીપાબાઈ જેવી ડાહી, વ્યવહારકુશળ અને કાર્યદક્ષ સ્ત્રિયો પાકે છે ત્યાં સુધી પ્રભુની અમારા ઉપર પૂર્ણ કૃપા છે એમજ હું માનું છું. સૌ. દીપાબાઇ એ અમારા કૂળનો દીપક છે. હું અમારી ભાભી માટે મગરૂર છું. સૌ. દીપાબાઈ જેવી અભિમાની, દીર્ઘદ્રષ્ટિ અને સમય સમજનારી દેવીનું ચલણ ચિ. વ્યંકોજી રાજાના રાજકારભારમાં હોય તો મારી ફીકર ટળી જાય અને હું ચિંતામુક્ત થઇ જાઉં. ચિ. વ્યંકોજી રાજાની સાથે જે તહનામું કરવાનું છે તેમાં નીચે પ્રમાણેના વર્તનના નિયમો અને ભાગ વહેંચણીના સંબંધમાં કલમોનો સમાવેશ ખાસ કરશોઃ—

(૧) આપણા કુટુંબના સગાંવહાલાં અને વડિલોનું કોઇપણ કારણસર, કોઇપણ પ્રસંગે, કોઈપણ જાતનું અપમાન ન થવું જોઇએ. તમારા દરબારમાં, રાજ્યમાં, સગાવહાલાં અને માનકરીઓનો મોભો દરજ્જા મુજબ જળવાવો જોઇએ અને દરેકને ઘટતું માન આપવું જોઈએ. ગમે તે પ્રકારની પોતાની ખાનગી સેવા એમને સોંપીને હલકા પાડવા નહિ.

(૨) કોઈપણ મહત્ત્વનું કામકાજ દરખદાર અને કામદારની સલાહ સિવાય થવું જોઈએ નહિ. દરબાર બહાર પણ લોકોનું એટલે પ્રજાનું માનવું એમ ન થવું જોઈએ કે દરખદાર અને કામદાર તો નામના જ છે, એમના હાથમાં કોઈપણ જાતની સત્તા નથી અને એ કંઇપણ કરી શકે એવી શક્તિ ધરાવતા નથી. પ્રજાની આવી માન્યતા થાય એ રાજકારભારમાં અનેક અડચણો ઉભી કરવાને કારણભૂત થઈ પડવાનો સંભવ છે માટે પ્રજાની આવી માન્યતા ન થાય એવી રીતનો વહીવટ ચાલવો જોઇએ. દરેક મહત્ત્વની બાબતમાં દરખદાર અને કામદારની સલાહ રાજાએ લેવી જોઈએ. અધિકારીઓની નિમણુકો કરતી વખતે રાજાએ ભારે ખબરદારી રાખવી જોઇએ. લાયકાત, આવડત, શક્તિ, પ્રમાણિકપણુ, વફાદારી, કુનેહ, વિનય, વિવેક, આવડત, ભાવના વગેરે ગુણો તપાસી ખાતરી થયા પછી તેવા માણસની અધિકારની જગ્યાએ નિમણુક કરવી અને એવા ચૂંટી કાઢેલા માણસોના હાથમાં જ રાજ્યના અધિકાર સોંપવા.

(૩) શાગીર્દ લોકોની નિમણુક પણ મહત્ત્વની છે અને તે કરવામાં બહુ ખબરદારી રાખવી જોઇએ. શાગીર્દની પસંદગી કરતી વખતે એનું કૂળ, કુટુંબ, ઇમાનદારી વગેરે તરફ પૂરતું ધ્યાન આપવું જોઇએ. નિમણુક કરતી વખતે-સત્તર ગળણે ગાળીને પાણી પીવું પણ લાયકને પસંદ કરી નિમણુક કર્યા પછી એના ઉપર મીઠી નજર રાખવી. ઝીણી નજર રાખી દરેક પાસેથી ચારે તરફની

ખાતમીઓ મેળવવી. દરેકની વાત સાંભળવી પણ કાન કાચા ન રાખવા. કોઇની ભંભેરણીથી રાજાએ ભોળવાઇ ન જવું. કોઇના કહેવાથી બીજાને માટે અભિપ્રાયો ન બાંધી દેવા. કોઇને માટે સારાનરસા અભિપ્રાયો જાત અનુભવથી બાંધવાના પ્રયત્નો કરવા. રાજા ફલાણા માણસના હાથમાં છે, ફલાણા માણસનું રાજા આગળ ખૂબ ચાલે છે, ફલાણાની જ સત્તા છે, ફલાણો કહે તેજ પૂર્વ દિશા એવી સ્થિતિ છે, ફલાણો માણસ જ સૂત્રધાર છે, ફલાણાની મોરલી ઉપર રાજા નાચે છે એવી માન્યતા પ્રજામાં ફેલાય તો તે રાજ્યને ભારે નુકસાન કરનારૂં છે માટે એવી માન્યતા કોઇની ન બંધાય એવું વર્તન રાજાએ રાખવું ઘટે. નોકરો, ચાકરો અને સેવકો ઉપર અંદરથી પૂર્ણ પ્રેમ પણ બહારથી એમના ઉપર પૂર્ણ અંકુશ રાખવો જોઇએ. ગમે તેવો મોટો કે ન્હાય તેટલો માનીતો અમલદાર હોય તો પણ તેના ઉપર રાજાએ પૂર્ણ દાબ રાખવો જોઇએ. દાબ ઘટે અવ્યવસ્થા અને અંધેર પ્રવર્તે. પ્રેમ, કૃપા અને દાબ જમાવાય તો નાજુકમાં નાજુક અને અઘરામાં અઘરું કામ પણ સેવક પાસેથી સહેલાઇથી સાધ્ય કરી શકાય.

(૪) પોતાની આસપાસના, નજીકના અથવા પાડોશના મિત્ર અથવા શત્રુના રાજ્યમાં પોતાના વકીલો રાખવાની ગોઠવણ કરવી અને હેર-જાસૂસો અને છૂપા બાતમીદારો ગોઠવવા. એવાં દરેક રાજ્યમાંની નાનીમોટી મહત્ત્વની દરેક બાતમી બને તેટલી ઝડપે મેળવવાની જોગવાઈ કરવી. આ ઉપરાંત કોઈને ખબર ન પડે એવી રીતે દરેક મહત્ત્વના સ્થાનની અને મુખ્ય સત્તા જે હોય તેની હિલચાલ અને વલણોની ખરી ખબરો મળે એવો બંદોબસ્ત અવશ્ય કરવો.

(૫) પાયગા, શિલેદાર અને ઘોડેસવારો ઉપર તો સતત નજર રાખવી જ જોઈએ. જરુરં કરતાં સહેજ પણ વધારે આરામ એમને મળે તો એમનામાં આળસ ઘર કરી બેસે અને તેથી ભારે નુકસાન થાય. એમની કવાયત વગેરે કામો રોજ ચાલુ રાખવાં. તેના ઉપર નિત્ય નજર રાખવી. અવારનવાર એની સખત તપાસણી કરવામાં આવે તો જ એ ખાતું વ્યવસ્થિત રહે, નહિતો એમાં સડો પેસવાનો સંભવ છે. ઘોડેસવારોએ તો પોતાના ઘોડા અને સર્વ સાધનો તૈયાર જ રાખવાં જોઈએ. ઇસારાની સાથે જ એ સજ્જ થઈ જાય એવી એની તૈયારી હરહંમેશ જોઈએ અને એવી રીતની જ એમને તાલીમ આપી તૈયાર રાખવા જોઈએ. અકસ્માત પરીક્ષા લઈ એમની ત્રુટીઓ જાણી તે એમને જણાવી તરતજ સુધારવા માટે એમને સખત સૂચનાઓ આપવામાં આવવી જોઈએ. શિલેદારો પાસે જે ઘોડા હોય તે રાજ્યે વેચાતા લઈ લેવા જોઈએ અને એમને એમની લાયકાત મુજબના હોદ્દા અપાવા જોઈએ. લશ્કરી માણસોએ પોતાના શરીરની પૂરેપુરી સંભાળ લેવી જોઇએ. લશ્કરી માણસો માટે નિયમિત કસરત ફરજીઆત કરવી જોઇએ. એમનામાં હંમેશ સ્ફુર્તિ રહે અને સુસ્તી દાખલ ન થઈ જાય એવી જાતના કામમાં એમને રોકાયલા રાખવા જોઈએ. લશ્કરી માણસોની તંદુરસ્તી કસરત, તાલીમ વગેરેની બાબતમાં સહેજ બેદરકારીથી બહુ ભારે અને ભયંકર નુકસાન થવાનો સંભવ હોય છે. લશ્કરીખાતાને લગતા યુદ્ધોપયોગી સામાનની અવારનવાર તપાસ થવી જોઈએ. શસ્ત્રાસ્ત્રો સાફસૂફ અને તૈયાર રાખવાની જવાબદારી અમલદારોને માથે નાંખવી જોઈએ અને એવા અમલદારોએ તેમને માથે નાંખવામાં આવેલી જવાબદારી કેટલે દરજ્જે પાર પાડી છે તેની પરીક્ષા અને તપાસ વારંવાર થવી જોઈએ. તોપખાનાની પૂરતી કાળજી લેવાવી જોઈએ. દારૂગોળા વગેરે ચીજોની સહીસલામતી ઉપર સખત દેખરેખ રાખવી જોઈએ આ બાબતમાં જરાએ ગાફેલ રહેવું નહિ.

(૬) દુષ્ટ, દુરાચારી, દુર્વ્યસની, જુલમી, ઘાતકી, ક્રૂર, ઠગારા, લુચ્ચા, બદમાશ, ખુશામતખોર, ધાડપાડ, દારૂડિયા, બુરી આદતોવાળા અને પ્રજાને ઉપદ્રવ કરનારા માણસોને રાજ્યમાં

કોઈપણ સંજોગોમાં આશ્રય મળવો જોઇએ નહિ. એમના ઉપર સખત દેખરેખ સિવાય અને જરૂર પડે તો એમના જામીન લીધા સિવાય એમને રાજ્યમાં રહેવા પણુ દેવા નહિ. એવા માણસો પ્રજાને કોઈ રીતે નડતર કરતા ન નીવડે તે માટે રાજ્યે પૂરેપુરી ખબરદારી રાખવી. આવા માણસોથી રાજ્યને ભારે નુકસાન થાય છે. આવા માણસોનાં કૃત્યોથી પ્રજા પિડાય અને તેથી જે ધરી ઉપર રાજ્ય ચાલતું હોય તે ધરી એટલે પ્રજાનો સંતોષ નબળો પડે છે અને તેથી તેમના જોર ઉપર આધાર રાખનાર સત્તાને જોખમ વેઠવું પડે છે.

(૭) નાના મોટા માણસો સાથે તહનામાં, કોલકરાર, સરતો વગેરે થયાં હોય તો તે બાબતમાં સંજોગો બદલાયા પછી પણુ એ સંબંધમાં તકરાર ઉપસ્થિત થવા દેવી નહિ. વગવસીલા વગરના, નિરાધાર, ગરીબ, અનાથ માણસોના હિત અને હક તરફ ખાસ કાળજી રાખવી. એમનો સવેળાએ યોગ્ય બંદોબસ્ત કરવો અને જ્યાં જરૂર પડે ત્યાં એમને મદદ કરવી. એવાઓને કોઈ રંજાડે કે હેરાન કરે તો તેની તરત તપાસ કરી છલ કરનારાઓને સજા કરી ગરીબોને નિર્ભય બનાવવા.

(૮) ધર્માદા અને દેવસ્થાનખાતા ઉપર મીઠી અને પૂરેપુરી નજર રાખવી. જેમને જેમને ઇનામો વગેરે આપવામાં આવ્યાં હોય તે ચાલુ રાખવાં. દેવસ્થાન ધર્માદાનાં ઇનામો વગેરે જે કંઇ નક્કી થયું હોય અને આપવામાં આવતાં હોય તે બંધ કરવાં નહિ એ બધાં પૂર્વવત્ ચાલુ રાખવાં.

(૯) પ્રજામાં માંહોમાંહે લેણદેણ સંબંધી કે એવી બીજી કોઇ બાબતમાં કંઇ ઝગડો ઉભો થાય તો તેનો ન્યાય નિષ્પક્ષપાતી પંચ નીમીને કરાવવો. પ્રજાને ન્યાય મળે અને તે જરાએ મોંઘો ન પડે એવી ગોઠવણ થવી જોઇએ. લાંચ રુશવત લઈ ન્યાયનું ખૂન કરનારને સખત નશિયત થવી જોઈએ. 'રાજા એ પ્રજાનાં માબાપ છે અને એના છત્ર નીચે અમો સુખી છીએ અને અમારૂં પૂરેપુરૂં રક્ષણ થાય છે, અમને યોગ્ય ન્યાય મળે છે' એવી પ્રજાની માન્યતા થાય, એવો પ્રજાનો સાચો અભિપ્રાય બંધાય એવી જાતનો રાજ્યવહીવટ થવો જોઇએ.

(૧૦) વચનબદ્ધ થયા પછી, અભયવચન આપ્યા પછી, કોઇના રક્ષણની જવાબદારી માથે લીધા પછી આપણી ઓથે આવેલા માણસને વિશ્વાસઘાત કરવાનું નીચ કૃત્ય આપણા કૂળમાં કોઈએ કર્યું નથી અને એ કલંક આપણા કૂળને માથે ન આવે એવી જાતનું વર્તન આપણે રાખવાનું છે એ ભૂલવું નહિ.

ઉપરની ૧૦ કલમો તો વ્યંકોજી રાજાએ રાજા તરીકે શી રીતનું વર્તન રાખવું તેના સંબંધમાં છે. આ કલમો તહનામાની કલમો કહેવા કરતાં કોઇપણ રાજાને ઉત્તમ, પ્રજાપ્રિય અને યશસ્વી નીવડવાને માટે ૧૦ કીમતી શિખામણો છે. નીચેની ૯ કલમો સ્વ. સિંહાજી રાજાની સંપત્તિની ભાઈ ભાઈ વચ્ચેની વહેંચણીના સંબંધમાં છે.

(૧૧) અરણી પ્રાંત સ્વ. પિતાશ્રીએ એમનો પૂર્ણ વિશ્વાસ મેળવેલા વેદોભારકરને તેની સેવાના બદલામાં આપ્યો હતો. તે વેદોભારકરને ૮ દિકરા છે. એમના કબજામાં આ મહાલ રહેવા દેવો. એને કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ કરવો નહિ. સ્વ. પિતાશ્રીએ એને વફાદારી માટે અને અજબ સેવા માટે આ પ્રાન્ત આપ્યો છે તો તે તેની પાસે રહેવો જોઈએ. ( શિવાજી મહારાજ કર્ણાટક આવ્યા ત્યારે વેદોભારકર તરતજ આવીને એમને મળ્યો હતો અને પોતાના માલીક તરીકે એમને માન આપ્યું હતું તેથી વ્યંકોજી રાજા એના ઉપર વેર રાખીને એનું વતન ખાલસા ન કરે તે માટે આ કલમ તહનામામાં દાખલ કરવામાં આવી છે. )

(૧૨) બિજાપુરની આદિલશાહી સાથે સ્વ. પિતાજીની મારફતે અમારે તહનામું થયું છે એમાં હું ( શિવાજી રાજા ) તથા તમે ( વ્યંકોજી રાજા ) આ બેમાંથી કોઈ બિજાપુરવાળાની નોકરી કરશે નહિ

એવું નક્કી કરવામાં આવ્યું છે અને વળી એ પણ નક્કી થયું હતું કે પ્રસંગ આવી પડે અને એ માગણી કરે તો એમને ૪૦૦૦ માણસોના લશ્કરની મદદ કરવી. તમે ( વ્યંકોજી રાજા ) એમના નોકર છો એમ તમારે સમજવું નહિ. તમે આ પ્રમાણે વર્તવામાં કસુર કરશો તો તમારો જવાબ લેવામાં આવશે. ( આ કલમ બહુ ખૂબીથી મહારાજે તહનામામાં મૂકી હતી. પોતાના કુટુંબીઓને મુસલમાન ઝૂંસરી નીચે ન રાખવા માટે કેટલી ઝીણવટથી મહારાજ ગોઠવણ કરતા હતા તે આ કલમ ઉપરથી વાંચક જોઈ શકશે. )

(૧૩) હિંગણી, બેરડી, દેઉળગાંવ વગેરે ગામની પટલાઈ, દેશમુખી વગેરે આપણા વડવાઓના વખતથી આપણા કુટુંબમાં છે તેનો વહીવટ, કારભાર અને બધી જવાબદારી હું મારે માથે રાખું છું.

(૧૪) અણધાર્યા સંજોગોને લીધે, અકસ્માત બનાવોથી કોઈપણ કારણસર રિસાઈને કે નારાજ થઈને અમારા તરફનો કોઈ માણસ તમારા તરફ આવે અથવા એવા જ સંજોગોમાં એવા જ કારણસર તમારા તરફનો કોઈ માણસ અમારા તરફ આવે તો બંનેએ એવા માણસને આશ્રય આપી સમજાવી માલીકની ઈચ્છા હોય તો તેને પાછો મોકલવો. આવા બનાવોને લીધે બંને ભાઈની વચ્ચે કલહ યા કુસંપ થવો ન જોઈએ.

(૧૫) બેંગલોર, વાસકોટ અને સીલકોટ એ ત્રણ પ્રાંતો અમોએ જીત્યા છે અને તે અમારા છે. આ પ્રાન્તની વાર્ષિક આવક ૩ લાખ રૂપિયાની છે પણ જમાબંધી અને સુવ્યવસ્થાને લીધે તેની ઓછામાં ઓછી આવક ૫ લાખની થશે. આ ત્રણે મહાલ હું (શિવાજી રાજા) અમારી ભાભી ચિ. સૌ. દીપાબાઈને કંકુ કંકણ માટે બક્ષિસ આપું છું. આ બક્ષિસ પ્રાન્ત ઉપર અમારા ભાઈ, એના પતિ ચિ. વ્યંકોજી રાજાનો કે એના પુત્રનો કોઈપણ પ્રકારનો હક્ક રહેશે નહિ. આ પ્રાંતનો વહીવટ ચિ. વ્યંકોજી રાજાએ કરવો પણ તેની ઉપજનો ચિ. સૌ. દીપાબાઈએ પોતાની મરજી મુજબ ઉપયોગ કરવો. આ પ્રાંત સૌ. દીપાબાઈની છોકરીઓના વંશમાં જાય અને છોકરીના વંશમાં સૌ. દીપાબાઈ પોતાની મરજી મુજબ આપી શકે.

(૧૬) ચંદી પ્રાન્ત નજીકનો વાર્ષિક ૭ લાખ હોનની ઉપજવાળો પ્રાન્ત અમોએ જીત્યો છે તે અમો અમારા ભાઈ ચિ. વ્યંકોજી રાજાને દૂધભાત ખાવા માટે ઈનામ આપીએ છીએ અને આ પ્રાન્તનો અમારા ભાઈ તથા તેમના વંશજો 'યાવતચંદ્રદિવાકરૌ' ઉપભોગ કરે. આ મહાલની વીગતવાર યાદી તમો મોકલશો એટલે એ સબંધી સનદ અમો તૈયાર કરી મોકલી દઈશું.

(૧૭) રઘુનાથપંત હણમંતે ભોંસલે કુટુંબને બહુ વફાદાર રહ્યા અને તેમણે આ કુટુંબની અનેક પ્રસંગે સેવા કરી છે તેની કદર કરીને તેમને કર્ણાટકમાં દર માસે એક લાખ રૂપિયાની આવકનાં ગામો ઈનામમાં આપીએ છીએ. આ ગામો કર્ણાટકના મુલકમાંથી પસંદ કરી તેની ચતુઃસીમા વગેરે રઘુનાથપંતે તાકીદે લખી રવાના કરવી એટલે એમને એ ઈનામની સનદ મોકલવામાં આવશે. આ ગામોની ઉપજ રઘુનાથપંત અને એના વંશજો ભોગવશે.

(૧૮) તમારા રાજ્યનો કોઈ ગુનેગાર અમારા રાજ્યમાં આવે અને અમારા રાજ્યનો ગુનેગાર તમારા રાજ્યમાં આવે તો એક બીજાનો ગુનેગારને તેના માલીકને સોંપી દેવો. આવા એક બીજાના ગુનેગારોને આશ્રય આપીને ઉત્તેજન આપવું નહિ.

(૧૯) સ્વર્ગવાસી તીર્થસ્વરૂપ પિતાશ્રીની છત્રીનો ઉત્તમ બંદોબસ્ત રાખવાની જવાબદારી તમારે માથે છે. છત્રી પાસે ચોઘડિયાં અને છત્રી માટે હાથી, ઘોડા, કારકુન, સિપાહીઓ વગેરે તાકીદે નીમી તેના ખર્ચની ચિ. વ્યંકોજી રાજાએ તરતજ વ્યવસ્થા કરવી.'

ઉપર પ્રમાણેનો ૧૯ કલમોવાળો પત્ર મહારાજે રઘુનાથપંતને મોકલ્યો અને એને જણાવ્યું કે એણે એ પત્ર વ્યંકોજી રાજાને આપવો અને તે એ પ્રમાણે વર્તવા ખુશી હોય તો તે પ્રમાણે મને લખી જણાવવું. મહારાજે જુદો પત્ર વ્યંકોજી રાજા ઉપર લખીને એને પણ હિંમત આપી હતી. આખરે રઘુનાથપંતે વ્યંકોજી રાજાના બંદોબસ્ત માટે તંજાવર રહેવાનું નક્કી કર્યું અને શિવાજી મહારાજે પણ તેને તેમ કરવાની સૂચના કરી. બન્ને ભાઈઓનું સામાધાન થયું. બન્ને તરફના માણસોને આનંદ થયો. કર્ણાટકમાં ચંદીચંજાવર પ્રાન્તમાં વ્યંકોજી રાજાના કબજામાં અઢી કરોડની વાર્ષિક આવકનો મુલક રહ્યો ( शि. दि. ).

## ૫. પ્રજાનો માલ પ્રજાને પાછો આપો.

મરાઠાઓનું લશ્કર ચારે તરફ વિજય મેળવી રહ્યું હતું. શિવાજી મહારાજની છાવણી તોરગલ આગળ હતી ત્યારે તેમને ખબર મળી કે નિંબાળકર અને ઘાટગે જેઓ મુસલમાનોના મળતિયા હતા તે મહારાજના મુલકમાં લૂંટ કરતા કરતા કરાડ પ્રાન્ત સુધી આવી પહોંચ્યા છે. મહારાજે આ શત્રુને સજા કરવા માટે નિળોજી કાટકર નામના સરદારને લશ્કર આપી રવાના કર્યો. કાટકરે દુશ્મનની સ્થિતિ અને હિલચાલની બરોબર ખબર કાઢી તક સાધી તેમના ઉપર હલ્લો કર્યો. બન્નેનાં લશ્કર કુર્લીસ્થાન આગળ ભેગા થયાં અને ભારે લડાઈ થઈ. નિંબાળકર અને ઘાટગેએ મહારાજના મુલકમાં લૂંટ ચલાવીને ઘણો માલ મેળવ્યો હતો તે બધો માલ એમની સાથે જ હતો. લડાઈમાં નિંબાળકર અને ઘાટગેના લશ્કરે ખરૂં પાણી બતાવ્યું છતાં મહારાજના લશ્કરનો મારો અસહ્ય થતાં તેમનું લશ્કર હાર્યું અને નાસવા લાગ્યું. શત્રુનો પરાજય થયો અને લૂંટનો ભેગો કરેલો માલ કાટકરને હાથ લાગ્યો. મહારાજને વિજયની ખબર મળી અને પ્રજાનો લૂંટેલો માલ હાથ લાગેલો જાણી એમને સંતોષ થયો અને હુકમ કર્યો કે 'આપણી પ્રજાનો માલ દુશ્મને લૂંટયો તે આપણે પાછો મેળવ્યો છે. તે મેળવવાનો આપણો ધર્મ હતો તે પ્રમાણે આપણે કર્યું છે. પ્રજાના જાનમાલનું રક્ષણ કરવા આપણે બંધાયા છીએ. હવે એ લૂંટનો માલ પ્રજાનો છે તે જેનો હોય તેને પાછો આપવાની ગોઠવણ થવી જોઈએ. પ્રજાનો માલ પ્રજાના ઘરમાં જવો જ જોઈએ.' મહારાજના હુકમ પ્રમાણે પ્રજાનો માલ પ્રજાને આપવામાં આવ્યો અને એ લૂંટના માલમાંથી એક પાઈનો પણ માલ મહારાજે ખજાનામાં રાખ્યો નહિ.

કોપળનો કિલ્લો એટલે દક્ષિણના દરવાજાની ચાવી. એ કિલ્લો કબજે લેવા માટે મરાઠાઓ ભારે પ્રયત્ન કરી રહ્યા હતા. માયણાની મારફતે આ કિલ્લો કબજે લેવાની મહારાજની ઈચ્છા હતી પણ તે બની ન શક્યું. ઇ. સ. ૧૬૭૮ માં શિવાજી મહારાજના લશ્કરે ગદગ પ્રાન્ત સર કર્યો ત્યારે મોરોપંત પેશ્વાએ કોપળના કિલ્લેદાર કાસીમખાનને માયણાના છોકરાની મારફતે સમજાવ્યો અને તેને લાંચ આપી. ઇ.સ.૧૬૭૯ ની સાલમાં એ કિલ્લો કબજે લીધો. કોપળનો કિલ્લો તાબામાં આવ્યાથી બેલવાડી અને ચિત્રદુર્ગની નજીકનો મુલક કબજે લેવાનું કામ સહેલું થઈ પડ્યું હતું. કોપળ હાથમાં આવ્યાથી કનકગિરિ, હરમનહલ્લી, રાયદુર્ગ, ચિત્રદુર્ગ, વિજયનગર, ગુંડીકોટ વગેરે કિલ્લાઓને મરાઠાઓ પોતાની સત્તા નીચે લાવી શક્યા. મહારાજે આ મુલકની વ્યવસ્થા કરવા માટે જનાર્દન નારાયણ હણમંતેને તે પ્રાન્તનો સૂબો નીમ્યો.

ઈ. સ. ૧૬૭૮ ની આખરમાં મરાઠા લશ્કરે ગોદાવરી નદીને કાંઠે આવેલું મુંગીપૈઠણ લૂંટયું. ( शि. शिवकाळ. ). શિવનેરીનો કિલ્લો આખરે કબજે ન આવ્યો. એ કિલ્લો જીતી લેવા માટે ફરીથી મરાઠાઓએ પ્રયત્ન કર્યો. જે ટેકરી ઉપર કિલ્લો છે તેની તળેટીનું ગામ મરાઠા લશ્કરે સર કર્યું અને અંધારી રાત્રે માવળાઓ ડુંગર ચડીને છાનામાના ઉપર ગયા અને દોરડાની નીસરણી બનાવી કિલ્લાના બુરજ ઉપર દાખલ થઈ ગયા. કિલ્લેદાર બહુ તેજ હતો. તેણે મરાઠાઓની કતલ કરી અને

એમને હરાવ્યા. ખીણોમાં સંતાઈ બેસેલા માવળાઓને બીજે દિવસે મુસલમાનોએ પકડ્યા અને તેમને કિલ્લેદારની સામે રજૂ કર્યા. કિલ્લેદારે એમને ઇનામો આપ્યાં અને શિવાજી મહારાજ તરફ મોકલી દીધા. એમની જોડે સંદેશો કહેવડાવ્યો કે 'જ્યાં સુધી હું કિલ્લેદાર છું ત્યાં સુધી તમે શિવનેરી કિલ્લાની આશા રાખતા નહિ' ( शि. शिवकाळ ).

વ્યંકોજી રાજાને શિવાજી મહારાજનો છેલ્લો પત્ર.

બન્ને ભાઈઓ વચ્ચે સલાહ થઈ, સમાધાન થયું, બધાંને આનંદ થયો પણ વ્યંકોજી રાજાને પોતાને આનંદ ન થયો. એ હંમેશ ઉદાસીન રહેતો. વારતહેવારનો આનંદ પણ એના મુખ ઉપર દેખાતો નહિ. ખાવાપીવાની બાબતમાં પણ એનું દુર્લક્ષ થઈ ગયું હતું. હંમેશ એકાંતમાં બેસી રહેતો. મહારાજે રઘુનાથપંતના પત્રથી વ્યંકોજીની સ્થિતિ જાણી અને પોતાનો ભાઈ ગમગીન રહે છે તે માટે એમને દુખ થયું. પોતાના ભાઈની ઉદાસીનતા દૂર કરવા માટે એમણે વ્યંકોજીને નીચેની મતલબનો પત્ર મોકલ્યો. પોતાના ભાઈ ઉપરનો આ શિવાજી મહારાજનો છેલ્લો પત્ર હતો.

'ઘણા દિવસ થયાં તમારો પત્ર નથી તેથી ચિંતા થાય છે. રઘુનાથપંત હણમંતે તરફથી પત્ર મળ્યો છે. તેમાં તમારી મનોવૃત્તિના સંબંધમાં એમણે લખ્યું છે. તમે હંમેશ ગમગીન રહો છો એ વાંચી મારા દિલને અતિશય દુખ થયું છે. તમે તમારી પ્રકૃત્તિ અને સુખાકારીના સંબંધમાં પણ બહુજ બેદરકાર બની ગયા છો. તમે શરીરની જરાએ કાળજી નથી લેતા એ સાંભળી મારી ચિંતા બેવડાઈ છે. વારતહેવાર પણ તમે ઉજવતા નથી અને ભારે દુખમાં ડૂબી ગયા હો એવું જીવન ગાળો છો એ ખબરથી તો વજ્રઘાત જેવી અસર મારા મન ઉપર થઈ. તમારી પાસે મોટું લશ્કર છે તેનો ઉપયોગ કરી તમે તમારું લશ્કર વધારી શકો છો, તમે ધારો તે કરી શકો છો, તમને કોઈપણ પ્રકારની ઉણપ નથી, છતાં આવી વૃત્તિ ધારણ કરી છે તેનું કારણ શું ? સંસાર છોડી કોઈ તીર્થક્ષેત્રમાં વાસ કરી જિંદગી ગાળવાની તમે વાતો કરો છો એ સાંભળી મને ભારે ખેદ થાય છે. આપણા પરમપૂજ્ય સ્વ. પિતાશ્રીના જીવન તરફ નજર નાંખશો તો તેમના જીવનમાંથી તમને ભારે બોધ થશે. એમણે કેવાં કેવાં કષ્ટો સહન કર્યાં, કેવી કેવી અડચણો વેઠી, કેટકેટલી મુશ્કેલીઓમાંથી એમણે બુદ્ધિ અને હિંમતના જોરથી પોતાનું ગાડું સહીસલામત પાર કર્યું. નાસીપાસી એ આપણા કુટુંબમાં તો ભારે દુર્ગુણ ગણાય. એ તો કૂળને માથે કલંક મનાય. તમે પિતાશ્રીની તાલીમમાં તૈયાર થયેલા છો. નાસીપાસી તમને દેખા સુદ્ધાં ન દઈ શકે અને તમારી સામે મારા જીવનનો આખો ઇતિહાસ ઉભો છે. અનેક સંકટો અને આફતો ઝઝુમી રહ્યાં હોય અને નજર સામે ભારે અડચણો દેખાતી હોય અને એ બધાં મને કચરી નાંખવા માંટે મારી તરફ ધસી આવતાં હું નજરે જોતો હોઉં તો પણ હું નાસીપાસ નથી થયો. પૈસો નહિ, માણુસ નહિ, મદદ નહિ, સલાહ નહિ, ઉત્તેજન નહિ, સહકાર નહિ અને વડીલોનો પૂરેપુરો આશીર્વાદ પણ નહિ, છતાં મેં નાસીપાસીને ઠોકરે મારીને નવું રાજ્ય સ્થાપન કર્યું. એ ઉપરથી તમે ધારો તો ઘણો બોધ લઈ શકો. અમારા જેવી આફતો તમારા ઉપર નથી. એવું કયું સંકટ તમારા ઉપર ઝઝુમી રહ્યું છે કે જેને લીધે તમે આ વૈરાગ્યવૃત્તિ ધારણ કરી છે ? આવી વૃત્તિ ધારણ કરીને નાહક રાજ્યમાં અવ્યવસ્થા અને શરીરની બરબાદી શું કામ કરો છો ? મારા જેવો મોટો ભાઈ તમારી માથે છે તો તમે શા માટે ફીકર અને ચિંતામાં શરીરની ખરાબી કરી રહ્યા છો. આપણે બંને એક પિતાના પુત્રો છીએ. આપણને એક બીજાને એક બીજાનો આધાર છે. વડીલ ભાઈ તરીકે હું તમને દબાણ કરીને જણાવું છું, કે આવી વૃત્તિ તમારે રાખવી નહિ. આવી વૃત્તિ રાખવાનું કારણ તમે મને નિખાલસ હૃદયથી લખી મોકલશો તો હું તમારી અડચણો ટાળવા તરત પ્રયત્નો કરીશ. તમે એવી વૃત્તિ રાખશો તો લશ્કર નવરૂં પડશે, લશ્કરી અમલદારો તથા બીજા અમલદારો અંકુશ વગરના થઈ જશે અને એમ થયે પ્રજા પિડાશે અને પરિણામ બહુ જ માઠાં આવશે. તમે મારા લખવા ઉપર બહુ શાન્ત મગજે

વિચાર કરજો અને શોક તથા ગ્લાનિનો ત્યાગ કરજો. પહેલાંની માફક આનંદમાં રહેજો. હું જીવતો છું ત્યાં સુધી તમને કોઈ જાતની ફીકર નથી. હું વડીલ છું એટલે ચિંતા અને ફીકરનો ભાર તો મારે માથે હોય. તમે જો પૂર્વવત્ વર્તન નહિ કરો તો મારે તમને મારી પાસે રાખવા પડશે. રઘુનાથપંત હણુમંતેને પારકા ગણી આગલું પાછલું યાદ રાખી એમની સાથે અતડાઈનું વર્તન રાખી નાહક તમે દુખી થતા નહિ અને એમને દુખી કરતા નહિં. એમના મનમાં આપણા બન્નેને માટે માન છે. આપણા કુટુંબ પ્રત્યે એ વફાદાર છે. તમારા મનમાં તમે કોઈ જાતનો સંકોચ રાખતા નહિ. હું તમારો મોટો ભાઈ છું. મારી આગળ તમારે તમારી અડચણો મૂકવી જોઈએ. હું માનું છું કે તમે શોક છોડી દઈ પહેલાંની માફક વર્તન કરશો. થોડું લખ્યું ઘણું કરી માનજો.'

## ૬. ઔરંગઝેબનો ઉકળાટ.

કર્ણાટકમાં શિવાજી શું શું કરી રહ્યો છે અને કોણ કોણ મદદ કરી રહ્યું છે, કોણ કોણ તટસ્થ રહ્યા છે વગેરે બધી નાની મોટી હકીકતોની ખબરો ઔરંગઝેબ એના હેર મારફતે મેળવતો હતો. દક્ષિણના મુગલસૂબાની હિલચાલ, વર્તન તથા વલણ સંબંધી પણ બહુ છૂપી અને ઝીણામાં ઝીણી માહિતી, પોતાના વિશ્વાસપાત્ર છૂપા બાતમીદારોને મોકલીને ઔરંગઝેબ મેળવી લેતો હતો. શિવાજી મહારાજે ગોવળકોંડાના કુતુબશાહ સાથે સુલેહ કરી અને બન્ને એકબીજાને મદદગાર થઈ ગયા એ ખબરે ઔરંગઝેબમાં ક્રોધના ભડકા ઉભા કર્યાં વિરોધી કોમોને માંહોમાંહે લડાવી અથવા વિરોધીઓમાં કુટુંબકલહ દાખલ કરી, દુશ્મનોમાં કજીઆકંકાસ ઉભા કરી અને વેરીઓમાં તડ પડાવી દુશ્મનને નબળા કરી પોતાની સત્તા મજબૂત કરવાની કળામાં ઔરંગઝેબ પોતાને પાવરધો માનતો હતો. શિવાજીએ મુસલમાન સુલતાન સાથે મેળ કરી બીજી મુસલમાની સત્તાને ઉખેડવામાં એ મેળનો ઉપયોગ કર્યો અને મુસલમાન સત્તાઓને એકબીજાની સાથે લડતી કરી એ જોઇ ઔરંગઝેબને ભારે ઈર્ષા થઈ. એને લાગ્યું કે મારી એ કળામાં પણ મને શિવાજી જીતવા દેતો નથી. કુતુબશાહીની મુસલમાની સત્તાને મનાવી તેની સાથે તહનામું કરી, એના જોર ઉપરથી બીજી મુસલમાન સત્તાઓનાં મૂળ ઉખેડવા શિવાજી મહારાજ તૈયાર થયા. શિવાજી મહારાજનું આ કૃત્ય ઔરંગઝેબથી સહન થાય એવું હતું જ નહિ. શિવાજી જેવા કાફરની સાથે પાક ઈસ્લામધર્મનો સુલ્તાન સલાહ કરે એ સાંભળીને ઔરંગઝેબ શાન્ત ચિત્તે બેસી રહે એવો ન હતો. એણે કુતુબશાહીને આ કૃત્ય માટે સજા કરવાનો નિશ્ચય કર્યો અને કુતુબશાહ અને શિવાજી એ બન્નેને પાંસરા દોર કરવા દક્ષિણના મુગલ અમલદારોને લખ્યું. મહારાજા જ્યારે કર્ણાટક ઉપર ચડાઈ માટે નીકળવાના હતા તે પહેલાં એમણે દક્ષિણના મુગલોનો પૂરતો બંદોબસ્ત કરી દીધો હતો. શહેનશાહને ખંડણી આપીને અને બહાદુરખાનનું ખીસ્સું ભરીને શિવાજી મહારાજે દક્ષિણના મુગલોનાં મોં દાબ્યાં હતાં. પોતાની ગેરહાજરીમાં મુગલો તોફાન ન કરે તે માટે ભૂતને બાકળા નાંખવાની શિવાજી મહારાજની યુક્તિનું ઉંડાણ ઔરંગઝેબ એકદમ માપી શક્યો ન હતો, પણ પાછળથી એના ધ્યાનમાં આવ્યું કે મુત્સદ્દી શિવાજી આ બાબતમાં થપ્પડ મારી ગયો છે. બીજું જે વખતે શિવાજી મહારાજની આ સરતો અને સૂચનાઓ પોતાની ભલામણ સાથે બહાદુરખાનને બાદશાહ તરફ દિલ્હી રવાના કરી હતી ત્યારે બાદશાહ પઠાણોના ઝગડામાં ગુંચાયેલો હતો, એટલે એ સૂચનાઓ સ્વીકારવાની એને જરૂર પણ જણાઈ હતી પણ એ ઉપર પાછળથી ઉંડો વિચાર કરતાં એને પોતાની ભૂલ માલુમ પડી અને બહાદુરખાનના વલણમાં પણ એને શંકા ઉભી થઈ. આ વખતે સરદાર દિલેરખાન પણ દક્ષિણમાંજ હતો એટલે બાદશાહે દિલેરખાનને અને દક્ષિણના મુગલ સુબેદારને સૂચનાઓ કરી કે એમણે શિવાજીને કર્ણાટક જવા માટે રસ્તો આપવા તથા તેને કુમક કરવાના ગુના માટે કુતુબશાહી સુલતાનને સજા કરવા જણાવ્યું અને એના ઉપર તાકીદે ચડાઈ કરવા લખ્યું. શહેનશાહના ફરમાન મુજબ દક્ષિણના મુગલ અમલદારો તૈયાર થયા અને એમણે કુતુબશાહી તરફ મોરચો ફેરવ્યો.

કુતુબશાહી અને મુગલાઈની જામી.

શિવાજી મહારાજે કર્ણાટક ઉપર ચડાઇ કરી તેની ખબર જ્યારે ઔરંગઝેબને મળી ત્યારે તે ઉપર એણે ખૂબ વિચાર કર્યો અને વિચારના અંતે એને લાગ્યું કે ' કર્ણાટકમાં એની દાળ ગળવાની નથી. લડતાં લડતાં થાકી જશે. મુલક તદ્દન અજાણ્યો હોવાથી એને અડચણો નડશે. લશ્કર પણ અનેક હાર અને અપયશને લીધે કાયર થશે અને એવી રીતે નાસીપાસ થયેલા લશ્કરને કચડી નાંખવાનું મુગલોને ઠીક ફાવશે. ઔરંગઝેબની આ માન્યતા હતી પણ એણે ધાર્યું તેનાથી ઉલટું પરિણામ આવ્યું એટલે ઔરંગઝેબની ચિંતા ચારગણી વધી. હવે એને લાગવા માંડ્યું કે ' શિવાજી બહુજ બળીઓ બની ગયો છે અને બળ અને યુક્તિથી જો એ અંદર અંદરના કલેશ અને કંકાશથી સડી ગયેલી, કુટુંબકલહ અને કજીઆથી સખળ ડખળ થઈ ગયેલી, દરબારના સરદારોના ઈર્ષાદ્વેષ અને વેરને પરિણામે ક્ષયરોગથી મરણ પથારીએ પડેલી આદિલશાહીને રામશરણ કરી દેશે તો શિવાજીની સત્તા આખા મહારાષ્ટ્રમાં પ્રબળ થઈ પડશે, એની સામે મુગલોને પણ ટકવું મુશ્કેલ થઈ પડશે અને મુગલ શહેનશાહતની સત્તા દક્ષિણમાંથી નાબુદ થઇ જશે. આ માન્યતાને લીધે ઔરંગઝેબે શિવાજી કર્ણાટકમાં ગુંથાયેલો હતો તે વખતે દક્ષિણના મુગલ અમલદારને કુતુબશાહીને ખોખરી કરવા તાકીદના હુકમો છોડ્યા. શહેનશાહની ઈચ્છા મુજબ મુગલ લશ્કરે કુતુબશાહીનું ગુલબર્ગા જીતી લીધું. બહાદુરખાને તથા સરદાર દિલેરખાને બાદશાહને આ જીતના ખૂશ ખબર મોકલ્યા. બાદશાહ તેથી જરાએ રાજી ન થયો. એણે જણાવ્યું કે ' ગુલબર્ગા જીત્યાથી મને જરાએ સંતોષ નથી થયો શિવાજીને પોતાના મુલકમાંથી સહીસલામત જવા દેવા માટે તથા તેને મદદ કરવા માટે શહેનશાહને બે રૂપિયા એક કરોડ ગુનેગારીના ભરે તોજ સુલતાનને જતો કરાય. ' ઔરંગઝેબની સૂચનાઓ ધ્યાનમાં રાખી બહાદુરખાન અને સ. દિલેરખાને કુતુબશાહ પાસે ગુનેગારીના ૨ કરોડ રૂપિયા અને ૨૦ હજાર ઉત્તમ ઘોડાની માગણી કરી અને શેખમીનાજીએ મુગલોને છેતર્યા હતા અને તેણે કુતુબશાહીમાં આશરો લીધો હતો, તે મુગલોનો ગુનેગાર હોવાથી મુગલ શહેનશાહને હવાલે તાકીદે કરી દેવા જણાવ્યું. કુતુબશાહી સુલતાન આગળ આ માગણીઓ મુગલોએ મૂકી. સુલતાનને આ માગણીઓ બહુ ભારે અને ગેરવાજબી લાગ્યાથી એણે તે સ્વીકારી નહિ એટલે મુગલોએ પોતાની શરતો જરા હલકી કરી અને ૧ કરોડ રૂપિયા તથા ૧૦ હજાર ઘોડાઓ કુતુબશાહી સુલતાનને આપવા જણાવ્યું. સુલતાન તાનાશાહે લડાઇ અને કડવાશ ટાળવા માટે ૫ લાખ રૂપિયા આપવાનું કબુલ કર્યું. મુગલોએ ખૂબ દબાણ કર્યું અને ધમકીઓ પણ આપી છતાં સુલતાન એ રકમથી જરાએ વધારે નહિ આપવા મક્કમ હતો. એટલે મુગલો નારાજ થયા અને એમણે કુતુબશાહીને કચડી નાંખવાનો નિશ્ચય કરી પોતાની માગણીઓ જણાવી અને તે સંતોષવા અથવા યુદ્ધ માટે તૈયાર થવાની ચેતવણી આપી.

ત્રિવીનિકોની લડાઈ.

કુતુબશાહનો વઝીર માદણ્ણાપંત આવી ધમકીથી નમતું આપે એવો નહતો. એણે મુગલોએ કરેલો પડકાર ઉપાડી લીધો અને લડાઇ માટે તૈયાર થયો. આ લડાઇમાં આદિલશાહ દરબારનો તે વખતનો સૂત્રધાર અથવા કરતો કારવતો અબદુલકરીમ બહિલોલખાન હતો. તે મુગલ સરદાર દિલેરખાનનો મળતીઓ હતો એટલે એ મુગલોની પડખે રહ્યો અને આદિલશાહી દરબારનો બીજો પક્ષ બહિલોલખાનના વિરોધી સરદાર સીદી મસાઉદખાનનો હતો. જ્યારે બહિલોલખાન મુગલને મળ્યો ત્યારે મસાઉદખાન કુતુબશાહી સુલતાનની સાથે રહ્યો. બહાદુરશાહ અને બહિલોલખાનના લશ્કરો કુતુબશાહી સુલતાન સાથે લડવા સજ થયા અને બંનેનું લશ્કર ત્રિવીનિકો નજીક આવીને ઉતર્યું. સુલતાન અબુહસન અને વઝીર માદણ્ણાપંતને આ ખબર મળતાં જ એ પણ સામના માટે સજ્જ

સીદી મસાઉદ, સ. સૈયદ મખદુમ, સ. દુલશાસ, સ. સરજાખાન વગેરે પોતપોતાની ટુકડીઓ સાથે નીકળ્યા અને ત્રિવીનિકો આગળ ભારે સંગ્રામ થયો. માદણ્ણાપંતની વ્યવસ્થા અને સમર કૌશલ્યની કસોટી થઈ. ગોવળકોંડાના થોડા સૈનિકો ઘાયલ થયા, થોડાની કતલ થઈ. મુગલોના ૫૦૦ સિપાહીઓ કતલ થયા અને ઘણા ઘાયલ થયા. મુગલો તરફના ૫–૬ નામીચા સેનાપતિઓ સંગ્રામમાં વીરગતિને પામ્યા. આ લડાઈમાં મુગલોની હાર થઈ અને કુતુબશાહનું લશ્કર જીત્યું. આ લડાઈમાં મુગલ સરદાર બહાદુરખાનને લાંચ આપી કુતુબશાહે ફોડ્યો છે એવો વહેમ મુગલોને આવ્યો અને આ વાત ઠેઠ બાદશાહના કાન સુધી પહોંચી.

બહિલોલખાન અને દિલેરખાન બન્ને બહાદુરખાનનો દ્વેષ કરતા હતા. આ બન્ને બહાદુરખાનની ચડતીમાં રાજી ન હતા એટલું જ નહિ પણ એના કટ્ટા વિરોધી હતા. એમણે બહાદુરખાનના વર્તન અને વલણના સંબંધમાં બાદશાહને લખી જણાવ્યું કે 'બહાદુરખાન અંદરખાનેથી કુતુબશાહી સુલતાન, આદિલશાહીના દક્ષિણી પક્ષના આગેવાન અને શિવાજી રાજા સાથે મળેલો છે. બાદશાહ સલામત એને જો દક્ષિણથી દિલ્હી તરફ બોલાવી લે તો અમો કુતુબશાહીના હાડકાં તોડી જમીનદોસ્ત કરી શકીશું. મૂળથી બહાદુરખાન ઉપર શહેનશાહને શક તો હતો જ અને તેમાં વળી આ જવાબદાર વ્યક્તિઓ તરફથી ખાતરીનાં લખાણ ગયાં એટલે બાદશાહે બહાદુરખાનને દક્ષિણથી દિલ્હી બોલાવી લીધો. એની જગ્યાએ દિલેરખાનની નિમણુક થઈ. કુતુબશાહીને કચડી નાંખવા માટે મુગલો બહુ ભારે અને જબરો હલ્લો લાવશે એની માદણ્ણાપંતને ખાતરી હતી એટલે કુતુબશાહી કિલ્લાઓમાં અન્ન તથા લડાઈની સામગ્રી ભરી, ભારે લડાઈ માટે કુતુબશાહી તૈયાર રહી હતી.

આ બધી ધાલમેલ અને ધમાલમાં બિચારી મરવાને આળસે જીવી રહેલી આદિલશાહીની બહુ દુર્દશા થઈ હતી. એની પડતીનો લાભ લઈ દિલેરખાને મનગમતી અને બીજાપુરને શરમાવનારી શરતો બહિલોલખાન સાથે કરી હતી. તે સરતોમાંની એક તો એ હતી કે આદિલશાહી સુલતાનની બેન ઔરંગઝેબના છોકરા સાથે પરણાવવી અને મુગલ શહેનશાહતની ઝૂંસરી સ્વીકારવી. આ શરતો દિલેરખાને બાદશાહ તરફ દિલ્હી રવાના કરી. બાદશાહની તૃષા આવા આવા નાના વિજયથી છીપે એવી નહતી. એ કંઈ આવી શરતોથી પ્રસન્ન થાય એમ નહતું. એને તો આદિલશાહીને પોતાની ઝૂંસરી નીચે લાવ્યાથી સંતોષ થવાનો ન હતો. એને તો આદિલશાહી ગળી જવી હતી.

## ૭. માનખેડમાં મુગલોને માર.

દિલેરખાન અને અબદુલ કરીમનાં લશ્કરો ભેગાં થયાં અને એમણે કુતુબશાહીનો કિલ્લો જે માલખેડમાં હતો તેના ઉપર મારો ચલાવ્યો. કિલ્લામાંનાં માણસો તાલીમ પામેલાં હતાં. હોશિયાર અને અનુભવી માણસો એમાં હોવાથી એમણે એ કિલ્લો બહુ ખૂબીથી લડાવ્યો. કિલ્લાનો બચાવ ધીમે ધીમે અંદરનું લશ્કર કરી રહ્યું હતું. એમને તો વખત કાઢવો હતો અને એમણે એ રીતે વખત કાઢયો પણ ખરો. બહુ હીકમતથી એ એમના વ્યૂહમાં ફળીભૂત થયા અને કુતુબશાહી લશ્કર કિલ્લાના બચાવ માટે આવી પહોંચ્યું. પોતાના રક્ષણ માટે લશ્કર આવ્યાની ખબર મળતાંજ અંદરનું લશ્કર બહાર નીકળ્યું અને બન્નેએ દુશ્મન ઉપર મારો શરૂ કર્યો સુલતાન અબુહસને તથા માદણ્ણા અને આકાણ્ણાએ લશ્કરને બહુ વ્યવસ્થિત રાખ્યું હતું. બન્ને દળ વચ્ચે લડાઈ શરૂ થઇ. વરસાદની ઋતુ આવતાં સુધી કુતુબશાહીએ લડત લંબાવી અને વરસાદનો લાભ લઇ દુશ્મન લશ્કરને થકવવા માંડયું. મુગલ લશ્કરતો હજુ ટકી રહ્યું હતું પણ અબદુલ કરીમ બહિલોલખાનનું આદિલશાહી લશ્કર હિંમત હારી અવ્યવસ્થિત બન્યું. ઘણા સિપાહીઓ નોકરી છોડીને જતા રહ્યા. બહિલોલખાન માંદો પડ્યો અને આવી સ્થિતિ થવાથી દિલેરખાન પણ ઢીલો પડ્યો. એણે સુલતાન સાથે સલાહ કરવાની ઇચ્છા દર્શાવી અને તે પ્રમાણે

સુલતાને એની ઈચ્છા માન્ય રાખી પણ દિલેરખાન આ સંદેશાઓને ઓથે દગો રમી રહ્યો હતો. આ ખબર સુલતાનને પડતાંજ એણે મુગલ લશ્કર ઉપર અચાનક છાપો માર્યો. દિલેરખાન ત્યાંથી ગુલબર્ગા તરફ નાઠો. મુગલોને આ લડાઈમાં ભારે નુકસાન થયું. જેમ તેમ કરી દિલેર ગુલબર્ગા પહોંચ્યો. રજપુત સિપાહીઓના શૌર્યને લીધેજ દિલેર સહીસલામત જઈ શક્યો અને અણુહસન ત્યાં અટકી ગયો. બહિલોલખાનની નાસીપાસીનો પાર ન રહ્યો. લશ્કરના સિપાહીઓના ચડેલા પગાર એ આપી શકતો ન હતો. સિપાહીઓ પગાર માટે આકળા બની ગયા હતા. આ અને બીજી અનેક ચિંતાઓને લીધે એની માંદગી વધવા લાગી. લશ્કરમાં ભરણપોષણના પ્રશ્ને અને બહિલોલખાનની માંદગીએ પણ ગંભીર રૂપ પકડયું હતું. આ માંદગીનો લાભ ઉઠાવવા દિલેરખાન તૈયાર થયો. એના વિરોધી સીદી મસાઉદને એણે સાધ્યો અને એની સાથે શરતો કરી એને બહિલોલખાનની જગ્યા દરબારમાં અપાવવાનું વચન આપ્યું. સીદી મસાઉદ અને દિલેર મળી ગયા. દિલેરખાન ત્યાર પછી મરણ પથારીએ પડેલા બહિલોલખાનને મળ્યો અને ગઈ ગુજરી ભૂલી જઈ પોતાનો હોદ્દો સીદી મસાઉદને રાજીખુશીથી આપવા સમજાવ્યો. બહિલોલખાન તો કાયર થઈ ગયો હતો. લશ્કરના નોકરોના ચડેલા પગાર ભરપાઈ કરવાની જવાબદારી સીદી મસાઉદ પોતાને માથે લઈ લે તો તેની તરફેણમાં પોતાના હોદ્દાનું રાજીનામું આપવાની બહિલોલખાને હા પાડી. સીદી મસાઉદે લશ્કરના ચડેલા પગારની જવાબદારી પોતાને માથે લીધી પણ હોદ્દાની લગામ હાથમાં લીધા પછી એણે તદ્દન નાગો જવાબ દીધો અને પગાર માટે તો બહિલોલખાન જવાબદાર છે, એની પાસેથી ભરપાઈ કરી લો એમ એણે લશ્કરને જણાવ્યું. આવા જવાબથી લશ્કર બહિલોલખાનની સામે ઉશ્કેરાઈ ગયું અને એમણે બંડ ઉઠાવ્યું. આવી સ્થિતિમાં જ્યાં મસાઉદ જેવાની સાથે પાનાં પડ્યાં ત્યાં બીજું શું થાય ? એનો મરે જ છૂટકો થયો. બંડખોરોએ એનું ઘર અને એનાં બૈરાં છોકરાં લૂંટી લીધાં. લશ્કરના સંખ્યાબંધ સિપાહીઓએ આમ કડવા અસંતોષમાં આદિલશાહી છોડી. આ સિપાહીઓમાંના કેટલાક મુગલોની નોકરીમાં, કેટલાક કુતુબશાહીમાં અને કેટલાક મહારાજના લશ્કરમાં જોડાયા.

દિલેરખાનની દક્ષિણની કાર્યવાહીથી બાદશાહ ખુશી થયો નહિ તેથી એણે પોતાના પુત્ર શાહજાદા મુઆઝીમને દક્ષિણનો સુબેદાર બનાવ્યો અને દિલેરખાનને એના હાથ નીચેનો અમલદાર બનાવી દીધો. બહિલોલખાન મરણ પામ્યો એટલે એના પક્ષના બીજા કાબેલ સરદાર જમશેદખાને રાજ્યના સૂત્રો પોતાના હાથમાં લીધાં. એ મહત્ત્વાકાંક્ષી હતો પણ મહત્ત્વાકાંક્ષાના પ્રમાણમાં શક્તિ ધરાવતો ન હતો. નબળાઈને લીધે ઉભી થયેલી પરિસ્થિતિને પહોંચી વળવાની એનામાં શક્તિ ન હતી. એ તો અનેક અડચણો અને કફોડી દશાને લીધે ભારે ચિંતામાં પડ્યો. એણે બિજાપુરનો કિલ્લો શિવાજી મહારાજને બહુ મોટી રકમની લાંચ લઈને આપી દેવાનો ઘાટ ઘડ્યો હતો અને કિલ્લાની કિંમત તરીકે ૬ લાખ પેગોડા લેવાનું નક્કી કર્યું હતું. આ વાતમાં એ ફાવ્યો નહિ. એ બેવકૂફ બન્યો અને સીદી મસાઉદે આ તકનો લાભ લીધો અને સત્તા ઉપર આવી ગયો.

## ૮. આદિલશાહી ઉપર આફત.

આદિલશાહીની અંતરવ્યવસ્થામાં ડોકિયું કર્યા સિવાય મહારાજના ચરિત્રનો આ પ્રકરણમાંનો સંબંધ વાંચકો સહેલાઈથી સમજી શકશે નહિ માટે બહુ ટૂંકમાં એ પડું પડું થઈ રહેલી સત્તાની અંદરની વ્યવસ્થાની વાંચકોને ઝાંખી કરાવીએ છીએ. અબદુલકરીમ બહિલોલખાનના મરણ પછી આદિલશાહી સત્તાનો સાચો સૂત્રધાર અદવાની પ્રાન્તનો સુબો સ. સીદી મસાઉદખાન બની બેઠો હતો. આ વખતે મસાઉદખાન એ રાજ્યનો મુખ્ય ચાલક હતો અને દરબારનો એ સૂત્રધાર હતો. માંહોમાંહેના બધા ઝગડાઓ પતાવી દેવા એણે ઘણા પ્રયત્નો કર્યા પણ એ એમાં ફાવ્યો નહિ. બહિલોલખાન એ પઠાણ

પક્ષનો અધ્વર્યું હતો અને સીદી મસાઉદખાન એ દક્ષિણી પક્ષનો આગેવાન હતો. પઠાણ પક્ષના હાથમાંથી રાજના સૂત્રો દક્ષિણી પક્ષમાં ગયાં. પણ પઠાણ પક્ષ નરમ પડ્યો ન હતો. બન્ને વચ્ચેની કડવાશ અને ખટાશ વધતી જતી હતી. બાળ સુલતાન સીકંદર આદિલશાહ તો સત્તામાં હોય તે પક્ષના આગેવાનના હાથમાં રમકડાની માફક રમી રહ્યો હતો. રાજ્યનાં સૂત્રો દક્ષિણી પક્ષના આગેવાનના હાથમાં આવ્યાં હતાં, તેથી પઠાણ પક્ષ નારાજ થઈ ગયો હતો અને ધોળે દિવસે એ પક્ષના સરદારો શહેરમાં ખુલ્લે છોગે તોફાનો કરવા લાગ્યા. પઠાણ લશ્કરે જુલમની હદ વાળી. આવી સ્થિતિ આદિલશાહીની હતી. આ વખતે શિવાજી મહારાજ હુબળી તરફના ગાળાના સૂબેદારો, સરદારો અને સંસ્થાનિકો પાસેથી ચોથ ઉઘરાવવાના કામમાં પડ્યા હતા. સીદી મસાઉદખાન કુતુબશાહી સુલતાન સાથે મસલત કરીને દિલેરને હાંકી કાઢવાનો વિચાર કરી રહ્યો હતો. દિલેરખાન બહુ ચાલાક અને અનુભવી હતો એટલે મસાઉદના અંતઃકરણનો ભાવ એ વર્તી ગયો અને એ બિજાપુર ઉપર ચડાઈ કરવાનાં બહાનાં શોધી રહ્યો હતો. સુલતાન સીકંદરશાહની બહેન બાદશાહ બેગમ શહેનશાહના શાહજાદાને આપવાની શરત બિજાપુરવાળાઓ પાસે દિલેરે કરાવી હતી તે શરતને અમલમાં મૂકવાનું કહીને આદિલશાહી દરબારમાં મરધડાં લડાવવાની બાજી એ ખેલી રહ્યો હતો. બાદશાહ બેગમને મુગલ શાહજાદા જોડે પરણાવવાનો પ્રશ્ન ઉભો થયો એટલે બન્ને પક્ષમાં દબાઈ રહેલી કડવાશ પાછી જાગૃત થઈ. ગમે તેવા સંજોગો હોય અને ન્હાય તે થાય તો પણ બાદશાહ બેગમને શાહજાદા જોડે પરણાવી નહિ એવો એક પક્ષનો અભિપ્રાય હતો. દિલેરખાને તો એ શરત પળાવવા માટે આદિલશાહી ઉપર ભારે દબાણ કર્યું હતું અને આદિલશાહીને ફરજ પાડવા એ તૈયાર થયો હતો. આ પ્રશ્નને લીધે બહુ ઝગડો ઉભો થયો અને આ ઝગડામાં જ આદિલશાહી રામશરણ થઈ જાય એવો રંગ દેખાવા લાગ્યો. મુગલોએ મસાઉદને જણાવ્યું કે શાહજાદીને સરત પ્રમાણે નહિ મોકલો તો અમો લડાઈ જાહેર કરી શહેર ઉપર મારો ચલાવીશું. બાદશાહ બેગમે આ સાંભળ્યું અને એને બહુ જ ખેદ થયો. પોતાને કારણે આદિલશાહીનો અંત આવે, આખું રાજ્ય છિન્નભિન્ન થઈ જાય, દુશ્મનો ફાવી જાય અને પોતાના ભાઈની સલ્તનત તૂટી પડે એ જોવા એ રાજી ન હતી. પોતાના ભાઇની દુર્દશા થાય, પ્રજાને બિચારીને પિલાવું પડે, ઘણાં માણસો કપાય, ઘણાં કુટુંબો નાશ પામે એ એને ઠીક ન લાગ્યું એટલે બહુ વિચાર કર્યા પછી બાદશાહ બેગમ બાહોશીથી હિંમતભેર બહાર નીકળી અને એણે જણાવ્યું કે 'મારા પિતાના અને ભાઈના રાજ્યની ખરાબી થાય અને પ્રજાને દુખ વેઠવાં પડે એનો વિચાર કરતાં હું કંપી ઉઠું છું અને આ બધું મારે લીધે થાય છે એનો મેં વિચાર કર્યો છે અને હવે આ સંજોગોમાં મુગલ ઝનાનખાનામાં જવાનો મેં નિશ્ચય કર્યો છે. મારે માટે કોઈએ ઝગડવું નહિ. બાદશાહ બેગમનો આ નિશ્ચય જોઈ ઘણા ચકિત થયા અને બધાએ ઝગડાટંટા બંધ થયા. બાદશાહ બેગમ પોતાના હકીમ સમસુદીનમિયાંને સાથે લઈને મુગલ અમલદારને ત્યાં ગઈ. એને ભારે માન આપવામાં આવ્યું. એને માનપાન સાથે પૂરતો બંદોબસ્ત કરી દિલ્હી તરફ રવાના કરવામાં આવી. બાદશાહ બેગમ ગઈ અને ઝગડો પત્યો.

## પ્રકરણ ૧૨ મું



### ૧. મસાઉદની મહારાજ પાસે મદદ માટે માગણી.

બાદશાહ બેગમને દિલ્હી લઈ જવાની માગણી મુગલ અમલદાર દિલેરખાને કરી અને એ માગણીને પૂરી પાડવામાં ન આવે તો બિજાપુર ઉપર ચડાઈ કરવાની ધમકી આપી હતી. બિજાપુર ઉપર ચડાઈ કરવાનું દિલેરખાને નક્કી કર્યું હતું પણ તે કરવા માટે કંઈક બહાનું જોઈએ એ એણે શોધી કાઢયું અને સુલતાનને ધમકીનો સંદેશો કહેવડાવ્યો. બિજાપુર ઉપર એ ચડાઈ કરવાને માટે છીંડા ખોળી રહ્યો હતો. દિલેરખાનને ખાતરી હતી કે બાદશાહ બેગમની માગણીને લીધે બહુ મોટો ઝગડો ઉભો થશે. આદિલશાહી સરદારો માંહોમાંહે લડી મરશે અને એની અવ્યવસ્થા થશે એટલે બિજાપુર ઉપર ચડાઈ કરી તેને જીતી લેવાનું બહુ સહેલું થઈ પડશે. બાદશાહ બેગમ ડહાપણ વાપરીને જવા તૈયાર થઈ એટલે ઝગડો પતી ગયો. દિલેરની ગોઠવેલી બાજી પેશ ન ગઇ અને એ ઝંખવાણો પડી ગયો. પોતાની ગોઠવેલી બાજી સખળડખળ થઇ ગઈ છતાં દિલેર થોભ્યો નહિ. મુગલ લશ્કર બિજાપુર તરફ આગળ વધતું જ હતું. મસાઉદખાન મુગલોનો પ્રપંચ સમજી ગયો હતો. એણે જોયું કે આવે વખતે મુગલ સત્તાની સામે એને મદદ કરે એવો શિવાજી મહારાજ સિવાય બીજો કોઈ જ નથી એટલે એમની મદદ માગવાનો એણે વિચાર કર્યો. દિલેરખાનને મસાઉદખાનના મનસૂબાની ખબર પડી એટલે એણે એને સમજાવ્યો અને જણાવ્યું કે જો મસાઉદ મરાઠાઓની સામે જંગ શરૂ કરે તો તેની મદદે મુગલ લશ્કર આપવાનું એણે વચન આપ્યું. મસાઉદ કંઈ સુંવાળી સુંઠનો ન હતો. એણે દિલેરખાનના વચન ઉપર જરાએ વિશ્વાસ ન મૂકયો અને એણે શિવાજી મહારાજને નીચેની મતલબનું લખી મોકલ્યું કે 'આપ અને અમો બન્ને પાડોશી છીએ. આપણે બન્ને દક્ષિણના છીએ. બન્ને મહારાષ્ટ્રના અભિમાની છીએ. આપના પિતાએ આ સલ્તનતની ભારે સેવા ઉઠાવી છે પણ આપના જેવો પુરુષ પોતાનો ઉદયકાળ હોવા છતાં પણ એ સ્થિતિ લાવવામાં કારણરૂપ થયેલાઓને કદી પણ ભૂલે જ નહિ. આપણા બન્નેના સંબંધ આ રાજ્ય સાથે સરખા જ છે. આપનો ઉદયકાળ છે. મુગલો આ રાજ્યને ગળી જવાના અનેક પ્રયત્નો કરી રહ્યા છે એ આપથી ક્યાં અજાણ્યું છે? મુગલો આપના અને અમારા સરખા દુશ્મન છે. બન્નેના દુશ્મનને દાબી દેવા માટે તો આપણો માંહોમાંહે વિરોધ હોવા છતાં પણ એક બીજાની કુમકે જવું જોઈએ અને તનતોડ મહેનત કરવી જોઈએ. મુગલોએ આદિલશાહીને ગળે ફાંસો નાંખ્યો છે. એ ફાંસામાંથી આદિલશાહીને ઉગારનાર આપ એકલા જ છો. મુગલો આખા દક્ષિણને પોતાની ઝૂંસરી નીચે લાવવા માગે છે. દરવાજે દક્ષિણનો દુશ્મન આવીને ખડો હોય ત્યારે આપણે એક થઈ દરવાજે ઉભેલા દુશ્મનને દૂર કાઢવો જોઈએ. દક્ષિણની બધી સત્તાઓની હયાતી હાલમાં તો ભારે જોખમમાં છે. આદિલશાહીની ઈજ્જત, આબરૂ આપને ખોળે છે. આપની કુમક વગર હવે બચી શકે એમ નથી. કૃપા કરી સહાય માટે ઘટતું કરો. દુશ્મન લશ્કર બિજાપુર નજીક આવી પહોંચ્યું છે. આદિલશાહીને તારવી કે મારવી એ આપના હાથમાં છે. પરદેશી મહારાષ્ટ્રને પાદાક્રાંત કરવા માગે છે. આવે વખતે દક્ષિણ દેશના સર્વ સત્તાવાળાઓએ એક થઈ પરદેશીને હાંકી કાઢવો જોઇએ. ચાતક પક્ષી

માફક આપ તરફથી મદદની રાહ જોઈએ છીએ.' ઉપર પ્રમાણેનો પત્ર મસાઉદખાને શિવાજી મહારાજ તરફ કરવાના કર્યો અને રૂબરૂમાં વિનંતિ કરવા માટે પોતાનો વકીલ હિંદુરાવને રવાના કર્યો.

સીદી મસાઉદનો દયા ઊપજાવે એવો પત્ર વકીલ હિંદુરાવે શિવાજી મહારાજને આપ્યો અને આદિલશાહી ઉપરની આફતોનું વર્ણન કરી મહારાજને મદદ માટે વિનંતિ કરી. હિંદુરાવના ગયા પછી શિવાજી મહારાજે આ પત્ર ઉપર અને મસાઉદખાનના સંદેશા ઉપર ઊંડો વિચાર કર્યો. મુગલો આદિલશાહીને ગળી જાય એ મહારાજને બીલકુલ ગમતું જ ન હતું. આદિલશાહી સર કરી પોતાની સત્તા મુગલો મહારાષ્ટ્રમા મજબૂત કરે એ પણ મહારાજને ગમતું ન હતું માટે મહારાજે આદિલશાહીને આ આફત વખતે એની માગણી પ્રમાણે મદદ કરવાનો વિચાર કર્યો. આદિલશાહી જીવતી રહે એ મહારાજની ઇચ્છા હતી અને પોતાની મદદથી જો એ જીવતી રહે તો પણ એને મૂળમાંથી એમણે એવી હલાવી દીધી હતી કે એ મહારાજને ફટકો મારવા જેટલી, મરાઠાઓની સત્તાને હલાવવા જેટલી મજબૂત થઈ શકે એમ ન હતી એની મહારાજને ખાતરી હતી.

શિવાજી મહારાજ પોતે ૧૮૦૦૦ કસાયેલા માવળાઓનુ લશ્કર લઈને નીકળ્યા. પોતાના લશ્કરની એક ટુકડી મહારાજે આનંદરાવની સરદારી નીચે બિજાપુરની મદદ માટે રાખી અને મુગલ અમલદારને બિજાપુર નજીકથી ખસેડવાના ઈરાદાથી મહારાજ પોતે લશ્કર લઈ બિજાપુરની પશ્ચિમે સેલગુર ગામે થોભ્યા અને ત્યાંથી મુગલ મુલક લૂંટવા અને જીતવા ખાનદેશ તરફ વળ્યા. મુગલ મુલકમાં લૂંટ, હુમલાઓ, ચડાઈઓ અને છાપાઓ શરૂ થશે તો દિલેર બિજાપુર છોડીને તે તરફ આવશે એવી મહારાજની ધારણા હતી. ઔરંગાબાદ અને બ્રહ્માણપુરની વચ્ચે આવેલા ધરણગામ અને ચોપડા એ બે શહેરો શિવાજી મહારાજે લૂંટયા. દિલ્હી અને ઔરંગાબાદની વચ્ચેના ચાલતા વહેવારમાં અડચણો નાખીને દિલેરખાનને બિજાપુરથી પાછો બોલાવી લેવાની મુઆઝીમને ફરજ પાડવાના રસ્તા પણ મહારાજે લેવા માંડ્યા. ત્યાર પછી મહારાજે જાલનાપુર તરફ કૂચ કરી. જાલનાપુર દક્ષિણની મુગલ રાજધાનીથી ૫૦ માઈલ દૂર આવેલું બહુ નામીચું અને તવંગર શહેર હતું. એ શહેર ઉપર ૧૬૭૯ના નવેમ્બર માસમાં શિવાજી મહારાજે છાપો માર્યો. એ શહેર મરાઠાઓએ જીત્યું અને લૂંટયું. મહારાજ એ શહેરમાં ૩ દિવસ રહ્યા હતા. એમણે ત્રણ દિવસ સુધી એ શહેર લૂંટીને બહુ સંપત્તિ એકઠી કરી અને ત્યાંથી નીકળવાનો વિચાર કર્યો. જાલનાપુર ઉપર મહારાજે છાપો માર્યાની ખબર શાહજાદા મુઆઝીમને મળી પણ એનુ રુવાડું ફરકયું નહિ. લૂંટનો માલ લઈને મહારાજ જાલનાપુરથી રાયગઢ જવા નીકળ્યા. મહારાજ નીકળ્યાની ખબર મુઆઝીમને મળી એટલે એણે સ. રણમસ્તખાનને ૧૦ હજાર સિપાહીઓનું લશ્કર આપી મહારાજ ઉપર હલ્લો કરવા રવાના કર્યો.

## ૨. સંગમનેરનો સંગ્રામ.

જાલનાપુરની લૂંટમાં મહારાજને અઢળક સંપત્તિ મળી. સોનું, રૂપુ, ઝવેરાત, હાથી, ઘોડા, ઊંટ વગેરે કીમતી ચીજો તથા ભારે કિંમતનું કાપડ વગેરે લઈ મહારાજ જવા નીકળ્યા. લૂંટના માલના સેંકડો ગાડાંઓ મહારાજની સાથે હતાં. આ માલ પડાવી મરાઠાઓને સજા કરવા માટે રણમસ્તખાનની સાથે મદદમાં સ. અસફખાન, સ. જ્યાબીતખાન વગેરે પોતપોતાની ટુકડીઓ લઈને આવ્યા હતા. મહારાજની કૂચની બધી ખબર દુશ્મને રાખી હતી. રણમસ્તખાને શિવાજી મહારાજની પૂંઠ પકડી અને એમને સંગમનેર આગળ પકડી પાડ્યા. મુગલ લશ્કરે મરાઠા લશ્કર ઉપર છાપો માર્યો. મરાઠાઓ પણ તૈયાર જ હતા. એમણે મુગલોનો બહુ સુંદર સામનો કર્યો. મરાઠાઓએ પોતાનો બચાવ કરીને મુગલ લશ્કર ઉપર હલ્લો કર્યો. ગમે તેટલું તોફાની અને જબરૂં જનાવર હોય તોપણ એના ગળામાં ડેરો બાંધવામા આવે તો તે બળ હોવા છતાં લાચાર બની જાય છે તેવી સ્થિતિ મહારાજની થઈ. મહારાજ મુગલ લશ્કરને હરાવવાને શક્તિવાન હતા પણ લૂંટના માલનાં સેંકડો ગાડાં સાથે હતાં એટલે એ માલ

મહારાજને આ પ્રસંગે ગળામાંના ડેરા જેવો થઈ પડ્યો. બન્ને તરફના સિપાહીઓએ સામસામી કતલ ચલાવી હતી. સંગમનેરનો સંગ્રામ બહુ ખૂનખાર થઈ પડ્યો. મુગલ અને મરાઠાઓએ એકબીજા ઉપર જબરા હલ્લાઓ કરવા માડ્યાં. દરેકના બળની, યુક્તિની અને સમરકૌશલ્યની કસોટી થઈ રહી હતી. બન્ને તરફના સંખ્યાબંધ સિપાહીઓ રણમાં પડ્યા ને ખરી કતલ ચાલી. 'સૂર્યાસ્ત' થતાં લડાઈ બંધ થઈ પણ કોઈ જાતનું પરિણામ ન આવ્યું. રાત્રે શિવાજી મહારાજે પોતાના લશ્કરને ખુબ શૂર ચડાવ્યું. રણમસ્તખાને પણ સિપાહીઓને ઉત્સાહ ચડાવ્યો. સવારે પાછી લડાઈ શરૂ થઈ. રણમસ્તખાને મરાઠા લશ્કરની પાછળ હલ્લો કર્યો. સીધોજી નિંબાળકરે એનો સામનો કર્યો. આ લડાઈમાં સીધોજીએ પોતાના શૌર્યની અને ક્ષાત્રતેજની પોતાના અને દુશ્મનના માણસોને ખાતરી કરી આપી. ત્રણ દિવસ સુધી આ લડાઈ ચાલી. ત્રીજે દિવસે સીધોજી રણમાં પડ્યો. બીજે દિવસે શિવાજી મહારાજ પોતે પોતાના માણસો સાથે તૂટી પડ્યા. પોતાના માલીકને લડતો જોઈ મરાઠાઓ ઉમંગી બનીને જંગમાં રંગે ચડ્યા. ભારે કતલ શરૂ થઈ. ત્રીજે દિવસે પણ મરાઠાઓએ મુગલ લશ્કર ઉપર બહુ જોરનો ધસારો કર્યો અને દુશ્મનને છક્ક કરી દીધા. આ સંગ્રામમાં સીધોજી પવાર રણમાં પડ્યો અને હંબીરરાવ ઘવાયો.

રણમસ્તખાનની મદદે મિરઝારાજા જયસિંહના પૌત્ર કેસરીસિંહ અને સરદારખાન આવે છે એવા સમાચાર મહારાજને મળ્યા. એવું કહેવાય છે કે કેસરીસિંહે મહારાજને કહેવડાવ્યું હતું કે 'અમો રણમસ્તખાનની મદદે આવીએ છીએ માટે તમે તરત જ પલાયન કરી જજો.' હવે લૂંટના માલના સંખ્યાબંધ ગાડાંઓ લઈને નાસી જવાય એમ હતું નહિ એટલે મહારાજ ભારે ચિંતામાં પડ્યા પણ સારે નસીબે મહારાજના નજરબાજખાતાનો બહીરજી નાયક સાથે હતો. એણે મરાઠા લશ્કર અને લૂંટનો માલ છૂપે રસ્તે જંગલમાં થઈને સહીસલામત લઈ જવાની જવાબદારી પોતાને માથે લીધી અને મહારાજને ચિંતામુક્ત કર્યા. બહીરજીએ પોતાથી બનતું તો કર્યું પણ મુગલોએ આ માલ પૈકી કેટલોક માલ લૂંટી લીધો હતો. આ સંગ્રામમાં મરાઠાઓના ૪૦૦૦ ઘોડેસવાર માર્યા ગયા અને લશ્કરી અમલદારો જખમી થયા. જવાબદારી લીધા પ્રમાણે બહિરજી નાયક જંગલો અને બાગલાણના પહાડો, ખીણો વટાવીને આડે રસ્તે થઈને મરાઠા લશ્કર તથા લૂંટ વગેરેને ત્રીજે દિવસે પટ્ટાના કિલ્લામાં લઈ આવ્યો. આ કિલ્લો મોરોપંત પિંગળેએ બહુ મજબૂત બનાવ્યો હતો અને આ કિલ્લો બચાવનાં સર્વે સાધનોથી ભરપૂર હતો.

### મદદ માટે મસાઉદની ફરી વિનંતિ.

મહારાજ તથા લશ્કરનાં માણસો તદ્દન થાકી ગયાં હતાં અને થોડા આરામની ખાસ જરુર હતી, એવે વખતે પટ્ટા જેવા મજબૂત કિલ્લામાં મુકામ થયો તેથી મહારાજને આનંદ થયો. લશ્કરને જરૂર જેટલો આરામ મહારાજે આપ્યો અને પટ્ટા કિલ્લાનું નામ બદલીને વિશ્રામગઢ પાડ્યું. આ કિલ્લો બહુ મજબૂત હોવાને લીધે મુગલોએ એને ઘેરો ઘાલ્યો નહિ અને એના ઉપર હલ્લો કરી એ જીતવાના પ્રયત્નો પણ કર્યા નહિ. વિશ્રામગઢમાં મહારાજ અને લશ્કર આરામ લેતા હતા તેવામાં સીદી મસાઉદખાન તરફથી મહારાજને તાકીદનો પત્ર મળ્યો. તેમાં સીદીએ શિવાજી મહારાજનો ઉપકાર માન્યો હતો અને મુગલ મુલકમાં લૂંટફાટ કરી મુગલ મુલકો ઉપર ચડાઇ કરી મુગલ સેનાપતિ દિલેરખાન બિજાપુરથી ખસે તે માટે જે જે પગલાં ભર્યાં તે માટે આદિલશાહી તરફથી ધન્યવાદ આપ્યા હતા અને વધારામાં જણાવ્યું હતું કે 'આપે મદદ મોકલી અમારા ઉપર ભારે ઉપકાર કર્યો છે. મુગલ લશ્કરને લઈને દિલેર અત્રેથી દૂર જાય તે માટે આપે મુગલ મુલક ઉપર કરેલી ચડાઇ પ્રશંસાને પાત્ર છે અને તે માટે આદિલશાહી મહારાજના અહેસાનમાં છે. આપે બનતા બધા ઇલાજો અજમાવ્યા છતાં દિલેરખાન ઘેરો ઉઠાવતો નથી અને બિજાપુર મુક્ત થતું નથી. આદિલશાહીને આફતમાંથી ઉગારવા આપે ઘણું કર્યું

પણ હજુ આપની મદદની જરુર છે. દિલેરખાન બિજાપુરના કોટની તદ્દન નજીક આવી પહોંચ્યો છે અને જો આપની કુમક ન આવી પહોંચે તો વિપરીત પરિણામ આવશે. આ પ્રસંગ આણી બાણીનો છે. આદિલશાહીની મદદ કરવા આપ તરત જ તાકીદે ભારેમાં ભારે મદદ મોકલશો તો જ પરિણામ રૂડું આવશે. અમને તો ગળા સુધી પાણી આવી પહોંચ્યું છે. અમારા હૃદયની વેદના માલીક સિવાય બીજો કોઈ નહિ કલ્પી શકે.' શિવાજી મહારાજના મન ઉપર આ પત્રથી બહુ ઊંડી અસર થઈ. મહારાજ આગલાં પાછલાં વેર ભૂલી ગયા હતા અને આદિલશાહીને બચાવવા માટે મનથી પ્રયત્ન કરી રહ્યા હતા. એમણે બિજાપુર બચાવવા માટે તૈયારી કરી અને મોરોપંત પિંગળેને મોટું લશ્કર (પાયદળ) આપ્યું અને બિજાપુરની દિવાલો નજીક બહાર છાવણી નાંખીને પડી રહેલા મુગલ દળ ઉપર હલ્લો કરવાનો હુકમ આપ્યો. હંબીરરાવ મોહિતે સંગમનેરના સંગ્રામમાં ઘવાયો હતો તે સહેજ સારો થયો હતો. એને ઘોડેસવારની પલટણ આપી મોરોપંતની સાથે બિજાપુર તરફ જવા ફરમાવ્યું. મહારાષ્ટ્રના માનીતા, મરાઠા લશ્કરના મહારથી બિજાપુરને ઘેરામાંથી છોડાવવા, દુશ્મનના જડબામાંથી બહાર કાઢવા અને નાશના ભયમાંથી મુક્ત કરવા મહારાજના ફરમાનને શિરે ચડાવી બિજાપુર તરફ ચાલ્યા. મહારાજ પોતે પન્હાળા તરફ જવા નીકળ્યા. પન્હાળે જતાં રસ્તામાં એમને યુવરાજ શંભાજી મહારાજ નાસીને મુગલો પાસે ગયાના દુખદ સમાચાર મળ્યા.

## ૩. યુવરાજ શંભાજી દુશ્મનોનો દોસ્ત થયો.

શંભાજી મહારાજ એ રાણી સઈબાઈથી થયેલો શિવાજી મહારાજનો પાટવી કુંવર હતો એને યોગ્ય શિક્ષણ આપી નમૂનેદાર રાજા બનાવવા મહારાજે બહુ પ્રયત્નો કર્યા હતા પણ મહારાજના ઉજળા નામને દિપાવે એવો આ પાટવી કુંવર ન નીકળ્યો. પિતાને વૃદ્ધાવસ્થામાં આ પુત્ર દુખદાતા નીવડ્યો. વૃદ્ધાવસ્થામાં પિતાને દુખ દેનારા પુત્રો મુગલ વંશમાં એક પછી એક ઘણા પાક્યા. અકબરને તેના દીકરા જહાંગીરે બહુ દુખ દીધું હતું જ્યારે એનો વખત આવ્યો ત્યારે એને શાહજહાને સતાવ્યો અને શાહજહાનને તેનાં કૃત્યોનો બદલો તેના પુત્ર ઔરંગઝેબે તેને બંદીવાન કરીને આપ્યો. ઔરંગઝેબને પણ એના દિકરા અકબરે સતાવ્યો. પિતૃદ્રોહી પુત્રો મુગલવંશમાં ખૂબ પાક્યા. મરાઠાના ઇતિહાસમાં પુત્ર પિતૃદ્રોહી પાક્યાનો શંભાજીનો આ એકજ દાખલો છે, આ દુર્ગુણ એનામાં ક્યાંથી આવ્યો તે કોણ જાણે? સોનાની થાળીમાં રૂપાની મેખની માફક શંભાજી શિવાજી મહારાજને હતો.

આ યુવરાજ શંભાજી મહારાજથી નારાજ થઈને પન્હાળેથી નાસીને દિલેરખાન પાસે ગયો. આમ નાસી જવાનું કારણ જાણવા વાંચકો બહુ આતુર હોય એ સ્વાભાવિક છે એટલે નીચે એનું કારણ આપવામાં આવે છે. પુત્રને સદાચારી, સદ્‌ગુણી અને વિવેકી બનાવવાના મહારાજે બહુ પ્રયત્નો કર્યા પણ એ બધા પ્રયત્નો મિથ્યા નીવડ્યા. ભવિષ્યમાં શંભાજીરાજા વિષયી અને ઉન્મત્ત નીવડશે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં. એને સત્સંગથી સુધારવાના હેતુથી ઘણી ફેરા મહારાજ એને સંતસમાગમ કરાવતા પણ એના ઉપર જરાએ અસર થઈ નહિ. એક વખતે રાજમહેલમાં હળદર કંકુનો સમારંભ હતો. કિલ્લા ઉપરની સર્વે સુવાસિનીઓને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. અમલદારો, અધિકારીઓ, સરદારો અને પ્રજામાંના નામાંકિત તથા પ્રસિદ્ધ માણસો અને આગળ પડતા પુરુષોના ઘરની સૌભાગ્યવતી સ્ત્રિયો આ હળદર કંકુ લેવા માટે મહેલમાં આવી હતી. હળદર કંકુ માટે આવેલી સ્ત્રિયોમાંની એક બ્રાહ્મણ યુવતી બહુ દેખાવડી હતી. એનામાં લાવણ્ય તરી આવ્યું હતું. તારૂણ્ય છલકાઈ રહ્યું હતું. આ દેખાવડી, ખૂબસુરત, મોહક અને નાજુક કામિની વિનયથી અધિક શોભી રહી હતી. આવી આકર્ષક યુવતી જોઈ શંભાજીની મતિ બગડી. એ દાનત ભ્રષ્ટ થયો. એ પાગલ બની ગયો. એ સ્ત્રીને એ પોતાના દિવાનખાનામાં લઈ ગયો અને એના ઉપર બળાત્કાર ગુજાર્યો. આ અત્યાચારની વાત જ્યારે મહારાજના સાંભળવામાં આવી ત્યારે એમને વીજળીનો આંચકો લાગ્યો. એમને ભારે આઘાત પહોંચ્યો. એમણે શંભાજીનું

એ કૃત્ય વખોડી કાઢ્યું અને કહ્યું શંભાજી ભાવી રાજા છે, એ પ્રજાનો પિતા છે, એનાથી ભ્રષ્ટ કેમ થવાય ? શંભાજી વ્યભિચારી બને એ મને અસહ્ય દુખ છે. રાજાથી વ્યભિચારના વિચાર પણ ન કરાય. શંભાજીને એના એ નીચ, હલકા અને કષ્ટ શરમાવનારા કૃત્ય માટે સજા થવીજ જોઈએ. મારો પુત્ર હોય કે ગમે તે હોય, તેને આ ગુના માટે સજા ન થાય તો હું જબરો ગુનેગાર થાઉં ' શિવાજી મહારાજે શંભાજીને આ ગુના માટે કેદ કરીને પન્હાળાના કિલ્લામાં રાખવાનો હુકમ કર્યો. પોતે પાટવી કુંવર હતો, એ ખુમારી શંભાજીના મગજમાં હતી અને એવું દુષ્કૃત્ય આટલી હદે જશે એની એને કલ્પના પણ ન હતી, એટલે આ સજા એને મળશે એવી એને સ્વપ્ને પણ કલ્પના ન હતી. શંભાજી ગિરફતારીથી બહુજ ગુસ્સે થઇ ગયો. થોડા દિવસ સુધી તો એને સખત કેદખાનામાં રાખ્યો અને પછી એને નજરકેદી બનાવ્યો. આ શિક્ષાને લીધે શંભાજી પોતાના પિતા શિવાજી મહારાજથી બહુ નારાજ થયો. આ સ્થિતિ એને અસહ્ય લાગી એટલે એણે કિલ્લામાંથી નાસી છૂટવાના વિચારો કરવા માંડ્યા. બહુ વિચાર કર્યા પછી એને રસ્તો જડ્યો નહિ એટલે આખરે એણે પોતાના પિતાના એટલે શિવાજી મહારાજના શત્રુ મુગલોને શરણે જવાનો વિચાર કરી દિલેરખાનને પત્ર લખી પોતે અમુક દિવસે પન્હાળાના કિલ્લામાંથી નાસી છૂટવાનો છે અને તે દિલેરખાનનો આશ્રય લેવાનો છે એ જણાવી દીધું. આ પત્ર વાંચી દિલેરખાન તો રાજી રાજી થઈ ગયો. દુશ્મનના ઘરમાં હોળી સળગી એટલે એના આનંદનો પાર ન રહ્યો. શિવાજીનું ઘર ફૂટયું. હવે જોત જોતામાં દક્ષિણ સર કરવાનાં સ્વપ્નાં દિલેર સેવવા લાગ્યો. નક્કી કરેલે દિવસે શંભાજીને તેડવા માટે અને તેનો સત્કાર કરવા માટે પોતાના સરદાર એખલાસખાન અને ઐરાતખાનને ૪૦૦૦ ઘોડેસવારો સાથે સામે મોકલ્યા. અનુકૂળ વખત જોઈ, શંભાજી પોતાની સ્ત્રી યેસુબાઈ સાથે પન્હાળાગઢમાંથી નીકળી નાઠો. પહેરાવાળાઓ અને જવાબદાર અમલદારોને ખબર પડતાં જ એની પાછળ લશ્કર દોડાવવામાં આવ્યું પણ મુગલ સરદારો લશ્કર સાથે શંભાજી રાજાને લેવા માટે સામે આવ્યા હતા એટલે મરાઠા અમલદારો પોતાની પાસે થોડાજ માણસો હોવાને લીધેજ પાછા ફર્યા. દિલેરખાન શંભાજીને મળવા માટે બહુ આતુર થઈ ગયો હતો એટલે એ પણ સામે આવીને મળ્યો અને એને પોતાને મુકામે લઈ ગયો. શિવાજીનું નાક હાથમાં આવવાથી દિલેરખાન બહુજ રાજી થયો હતો. શંભાજી હાથમાં આવ્યો એટલે મહારાષ્ટ્રને રફેદફે કરવાની કુંચી હાથ આવી ગઈ એવું દિલેરખાને માન્યું અને એણે પોતાની છાવણીમાં પોતાનો આનંદ જાહેર કરવા માટે આનંદવાદ્યો વગડાવ્યાં. દિલેરખાને શંભાજીરાજાને તરતજ હજારી બનાવ્યો, વસ્ત્રાલંકાર આપ્યાં અને રાજાના ખિતાબથી નવાજી એક હાથી ભેટમાં આપ્યો. આ ખુશખબર દિલેરે તરતજ બાદશાહને જણાવી, બાદશાહ સલામત તરફ આ સંબંધમાં જે લખાણ કર્યું તેમાં જણાવ્યું કે 'બાદશાહ સલામતને જણાવતાં મને ભારે આનંદ થાય છે કે શિવાજીના ઘરમાં ફૂટ થઈ છે. એનો છોકરો શંભાજી બાપાના ત્રાસ અને જુલમથી કંટાળીને આપણે શરણે આવી પહોંચ્યો છે. એણે (શિવાજીએ) આ છોકરા ઉપર ભારે સખતાઈ ગુજારી હતી. એને પન્હાળાના કિલ્લામાં કેદ રાખ્યો હતો ત્યાંથી એણે મારી સાથે સંદેશા ચલાવ્યા અને મેં એને રક્ષણ આપવા કબુલ કર્યું હતું. એ આવીને મારી આગળ રજુ થઈ ગયો છે. એની સ્ત્રી તથા થોડા બીજા એના અંગત વિશ્વાસના માણસો છે. એના પક્ષના અને એના માનીતા કેટલાક સરદારો શિવાજીથી છૂટા થઈને શંભાજીને આવી મળશે. શિવાજીનું ઘર ફૂટયું છે. જેનું ઘર ફૂટયું તેનું કરમ ફૂટયુંજ માનવાનું. એના કેટલાક સરદારો શંભાજીને આવીને મળશે એટલે શિવાજીનું જોર એની મેળે નરમ પડશે. આપણને તો જે જોઈતું હતું તે અનાયાસે મળી આવ્યું. હિંદુઓને કુહાડીના હાથા બનાવીને કામ લેવું એતો સહેલામાં સહેલી વાત છે. શંભાજીને આપણા લશ્કરની એક ટુકડી આપી તેને શિવાજીનો મુલક જીતવા મોકલવામાં આવે તો જોવાજેવો રંગ જામે. પરોણા પાસે સાપ મરાવવાની બાજી આબાદ ખેલાય એમ છે. વળી મરાઠા સરદારો અને સિપાહીઓ

આપણી સામે જે ખટાશ અને કડવાશથી લડી શકે છે તે કડવાશ અને ખટાશ એ લોકો શંભાજીની સામે રાખશે નહિ. આમ થાય તોપણ આપણને એક પ્રકારનો લાભ તો થાય જ. મહારાષ્ટ્રના મરાઠાઓમાં અને ખાસ કરીને શિવાજીના ઘરમાં ભેદનીતિ દાખલ કરી મુગલાઈ મજબૂત કરવાનો સુંદર મોકો માલીકે આપણને આપ્યો છે એનો આપણે લાભ ઉઠાવીશું તો આપણી ધારી બાજી સહેલાઈથી પોર જશે. શિવાજીના વર્તનથી શંભાજી અત્યંત ગુસ્સે થયેલો છે અને એના એ ગુસ્સાને ટકાવી રાખવા અને તેમાં વધારો કરવા માટે એને મરાઠાઓ સાથે લડાઈ કરવાની તક આપવી જોઈએ. કાફરોની પડતીનો સમય સમીપ આવતો દેખાય છે.' આવી મતલબનો પત્ર દિલેરખાને ઔરંગઝેબ તરફ રવાના કર્યો અને તરતજ પોતાના વિચારો અમલમાં મૂકવા માંડ્યા. પોતે સૂચવેલી બાબતોને બાદશાહ તરફથી મંજુરી મળી જશે એની દિલેરખાનને ખાતરી હતી એટલે એણે બાદશાહ તરફથી જવાબની રાહ ન જોઈ પણ તરતજ શંભાજીને લશ્કરની ટુકડી અને યુદ્ધસામગ્રી આપી મરાઠાઓના કબજાના ભૂપાળગઢને ઘેરો ઘાલી એ કિલ્લો જીતવા માટે રવાના કર્યો.

## ૪. ભૂપાળગઢનો ઘેરો—પિતા ઉપર પુત્રની જીત.

ભૂપાળગઢનો કિલ્લો એ મરાઠાઓના જૂના કિલ્લાઓમાંનો એક હતો. આ કિલ્લા ઉપર મરાઠા સિપાહીઓનું મજબૂત થાણું મહારાજે રાખ્યું હતું આ કિલ્લાનો કિલ્લેદાર શાહીસ્તખાનને ચાકણ આગળ ચણા ચવડાવનાર ઐતિહાસપ્રસિદ્ધ વૃદ્ધ સરદાર ફિરંગોજી નરસાળા હતો. કિલ્લેદાર બહુ અનુભવી અને કસાયેલો હતો છતાં આ અણધાર્યા અને અસાધારણ સંજોગોને લીધે એ ભારે ગૂંચવણમાં પડ્યો હતો. પોતાના માલીકના છોકરાને, પાટવી કુંવરને શિવાજી મહારાજ પછી ગાદીના ધણીને મરાઠાઓનો કિલ્લો મુગલો માટે જીતવા આવેલો જોઈ ફિરંગોજીએ ઊંડો વિચાર કર્યો અને વચલો રસ્તો શોધી કાઢ્યો. એણે એક બ્રાહ્મણ વકીલને શંભાજી રાજા પાસે કિલ્લા ઉપર મારો નહિ કરવાનું સમજાવવા માટે રવાના કર્યો. શંભાજીરાજા આ વકીલને જોઈને અને એની વિનંતિ સાંભળીને બહુજ ગરમ થઈ ગયો, ક્રોધથી એ ગાજી ઊઠ્યો, તલવારથી એ વકીલના બે કટકા કરી નાંખ્યા અને કિલ્લા ઉપર હલ્લો કર્યો. મુગલ લશ્કર ઉપર તોપોનો મારો ચલાવી દુશ્મન લશ્કરનો ખોડો કાઢવાનો આ મોકો હતો અને મરાઠાઓ તૈયાર પણ હતા પણ લશ્કરને મોખરે શંભાજી રાજા ઉભો હતો એટલે એના ઉપર ગોળા કેમ છોડાય એ વિચારથી કિલ્લેદાર તથા બીજા લશ્કરી અમલદારો ગૂંચાયા અને વિચારમાં પડ્યા. મુગલોએ મરાઠાની કતલ શરૂ કરી. આવા સંજોગોમાં શું કરવું તે માટે મહારાજને પૂછવા ફિરંગોજી રાત્રે કિલ્લામાંથી છટકી ગયો. જતા પહેલાં કિલ્લાના બચાવનો બધો બંદોબસ્ત ફિરંગોજીએ કર્યો અને પોતાના હાથ નીચેના અમલદારોને કિલ્લો સોંપી ફિરંગોજી ચાલ્યો ગયો. કિલ્લાને બચાવવા માટે મરાઠા લશ્કરે પોતાથી બનતું કર્યું પણ મરાઠા લશ્કર ટકી શક્યું નહિ. શિવાજી મહારાજને ખબર મળી એટલે કિલ્લાના બચાવ માટે એમણે તરતજ લશ્કર મોકલ્યું પણ તે લશ્કર આવી પહોંચે તે પહેલાં તો કિલ્લો પડ્યો. મહારાજ ફિરંગોજી નરસાળા ઉપર ક્રોધે ભરાયા અને કિલ્લેદાર અણી વખતે કિલ્લાના દુશ્મન ઉપર મારો ચલાવવાને બદલે રણ છોડી ગયો તેથી એણે ભારે ગુનો કર્યો છે, એ પોતાની ફરજ ચૂક્યો છે, એની ગફલતને લીધે કિલ્લો ગયો છે, એની ભૂલને લીધે સેંકડો જાનની ખુવારી થઈ છે. એ ફરજ ભૂલ્યો તેથી મહારાષ્ટ્રને નુકસાન થયું છે. લશ્કરી અમલદારની આવા પ્રકારની કસુર જરાએ નિભાવી લેવાય નહિ અને એ નીભાવવાથી બહુ ખોટો દાખલો બેસે અને શિસ્તનું કડક પાલન થશે નહિ. ફિરંગોજીનો ગુનો બહુ મોટો છે. લશ્કરી દૃષ્ટિથી એ ગુનો તપાસતાં એને જતો કરવામાં અગર એના ઉપર રહેમ કરવામાં ભારે માઠું પરિણામ ' આવવાનો સંભવ છે એમ વિચારી મહારાજે એને દેહાંતદંડની શિક્ષા ફરમાવી.

ભૂપાળગઢનો કિલ્લો પડ્યો અને મરાઠાઓના ઘણા માણસો માર્યાં ગયાં. ઘણા સૈનિકો અને યોદ્ધાઓ પકડાયા. તેમાંથી લગભગ ૭૦૦ યોદ્ધાઓના એક એક હાથ કાપીને એમને મુગલોએ છોડી મૂક્યા અને બાકીનાઓને મુસલમાનોએ ગુલામ બનાવ્યા.

મહારાજે તરતજ રાજ્યમાં હુકમ કાઢયો કે ' શંભાજી રાજદ્રોહી નીવડ્યો છે. એણે આ રાજ્ય છોડીને મુસલમાનોનો આશ્રય લીધો છે. એણે આપણા રાજ્યને ખરાબ કરવાનું કામ હાથ ધર્યું છે. એ કુહાડાનો હાથો બન્યો છે. મુગલો આ ફૂટનો બરોબર લાભ ઉઠાવી રહ્યા છે. શંભાજીના હાથે એ આપણા મુલકોની ધૂળધાણી કરાવવા ઇચ્છે છે. આથી આ રાજ્યના સર્વે નાના મોટા અમલદારો, અધિકારીઓ, સરદારો અને જવાબદાર પુરુષોને જણાવવામાં આવે છે કે શંભાજી આપણા કિલ્લાઓ ઉપર કે મુલક ઉપર ચડાઈ કરીને આવે તો તેને યુવરાજ ગણીને જરાએ મચક આપવી નહિ અને તેની શરમ રાખવી નહિ. પ્રજાનો દુશ્મન એ આ રાજ્યનો દુશ્મન છે. દુશ્મન તરીકે એ જ્યારે સામે આવે ત્યારે એ યુવરાજ છે એ વાત ભૂલી જજો. એની શરમ રાખીને કોઈ સામનો કરવામાં મોળો ન પડે. સમરાંગણમાં સામે આવે એ શત્રુ અને શત્રુનો સંહાર કરવામાં જ ધર્મ સમાયેલો છે. શંભાજીથી સાવધ રહેવું. જો કોઈપણ માણસ પોતાની ફરજ અદા કરવામાં શરમ રાખશે અથવા કચાશ રાખશે તો તે પ્રજાનો દ્રોહી ગણાશે અને તેને કડકમાં કડક શિક્ષા થશે.' આવી મતલબની ચેતવણી શિવાજી મહારાજે પોતાના રાજ્યમાં આપી દીધી.

પોતાની પછી રાજગાદીનો ધણી થનાર દુશ્મનને જઈને મળે અને કુહાડીનો હાથો બનીને જે મુલક ઉપર એને રાજ્ય કરવું છે તેના ઉપર ચડાઈ કરે, પ્રજાને રંજાડે વગેરે વાતોની કલ્પના શિવાજી મહારાજને દુખ દઈ રહી હતી. શંભાજીનું આ વર્તન શિવાજી મહારાજને કટારી ભોંકવાનું દુખ દઈ રહ્યું હતું. એમણે શંભાજીને મનાવવાના પ્રયત્નો શરૂ કર્યા. પોતાના વિશ્વાસના નિમકહલાલ કારકુનો શંભાજીને સમજાવવા અને સંદેશો સંભળાવવા શિવાજી મહારાજે મોકલ્યા. વિધવિધ રીતે અનેક બુદ્ધિશાળી પુરુષોએ શંભાજીનું મન મનાવવાના ભગીરથ પ્રયત્નો કર્યા. કેટલાકોએ અનેક પ્રકારની એની આગળ દલીલો કરી પણ શંભાજીનું પાષાણહૃદય પલળ્યું નહિ. શંભાજી મુગલોને આશરે ગયાથી વૃદ્ધ પિતાને કેવું અને કેટલું દુખ થઈ રહ્યું છે તેનો ચિતાર મુત્સદ્દીઓએ એની સામે ખડો કર્યો પણ સર્વે પ્રયત્નો ફોગટ ગયા. જુદાં જુદાં ભેજાંના માણસોએ જુદી જુદી યુક્તિઓ ચલાવી શંભાજીનું મન વાળવાના પ્રયત્નો કર્યા પણ કોઈથી દાળ ગળી નહિ. મુગલોના મળતીઆ થવામાં જિંદગીને જોખમ છે એ વાતો પણ ખુલ્લે ખુલ્લી એની સામે મૂકવામાં આવી પણ એનું મન જરાએ કુમળું ન બન્યું. મહારાજ પુત્રના વર્તનથી અને એના જક્કીપણાથી બહુ નાસીપાસ થયા પણ એમણે પુત્રને મનાવવાના પ્રયાસો ચાલુ જ રાખ્યા.

ઔરંગઝેબ બાદશાહને દિલેરખાનનો પત્ર મળ્યો પણ એને દિલેરખાન જેવો આનંદ ન થયો. આનંદને બદલે એ તો આ ખબરથી ગૂંચવાડામાં પડ્યો. ઔરંગઝેબ બહુ વહેમી હતો અને શિવાજી મહારાજની યુક્તિ અને બુદ્ધિનો એને અનેક ફેરા અનુભવ થયો હતો એટલે આ બનાવમાં પણ અંદરખાનેથી કંઈ કપટ છે એવું ઔરંગઝેબને લાગ્યું. શિવાજીએ જાતે જ આ બધું કાવત્રું રચ્યું હોય અને એ શંભાજીને આપણામાં દાખલ કરીને દક્ષિણની મુગલ સત્તાનો નાશ કરવાનો ઘાટ ઘડતો હોય એમ એને લાગ્યું. મરાઠાઓ બહુ મુત્સદ્દી અને લુચ્ચા છે, પહોંચેલા અને દગલબાજ છે. દુશ્મનને કઈ વખતે ક્યાં પછાડશે એનો ભરોંસો નહિ માટે એમનાથી બહુ ચેતીને ચાલવું અને તેથી શંભાજીને સેનાપતિ અથવા લશ્કરી ટુકડીનો આગેવાન ન બનાવવો એવા નિર્ણય ઉપર એ આવ્યો અને એણે તે મુજબ દિલેરને જવાબ આપ્યો. વધારામાં એણે જણાવ્યું કે શિવાજીની સાથે શંભાજીને ખટકી છે એ સાચે

સાચું માની લઈએ તો પણ શિવાજી એને જોતજોતાંમાં મનાવી લે એવી શક્તિ ધરાવે છે. શંભાજી જો મુગલ લશ્કરમાં અમલદાર બને તો મુગલ લશ્કરના બીજા હિન્દુ અમલદારોને એનો ચેપ લાગે અને હિંદુઓના મન એના બાપની માફક એ બહેકાવવા મંડી જાય. શંભાજીને અધિકાર આપવો એ તો પેટ ચોળીને ઉપાધિ કર્યા જેવું થાય. શંભાજીને મુગલાઈમાં કોઈપણ પ્રકારનો હોદ્દો નહિ આપવાનો હુકમ એણે દિલેરખાન તરફ રવાના કર્યો અને ' દુસ્મન હાથમાં આવ્યો છે તેને જવા દેવો નહિ, તેને હોદ્દે ચડાવવો નહિ, તેને બીજાઓને બગાડવાની તક આપવી નહિ અને તેને છૂટો પણ રાખવો નહિ. આવા સંજોગોમાં તો તેને ગિરફતાર કરી અત્રે મોકલી દેવો એજ શ્રેયસ્કર છે માટે એને કેદ કરી આ તરફ રવાના કરો. ઔરંગઝેબના આ વિચારને દિલેરખાન મળતો ન થયો. એને બાદશાહનો આ હુકમ બીલકુલ ગમ્યો નહિ એટલે એણે યુક્તિથી શંભાજીને ચેતવ્યો અને એ જેમ છૂપી રીતે આવ્યો હતો તેવી રીતે છાનામાના નાસી જવાની એને તક આપી. શંભાજી મુગલ બાદશાહતનો હુકમ સાંભળી ચમક્યો. એણે બાપ પાસે નાસી જવાનો વિચાર કર્યો અને તે પ્રમાણે ગોઠવણ કરી. ઈ. સ. ૧૬૭૯ ના નવેમ્બર કે ડીસેમ્બરમાં શંભાજી રાજા પોતાની પત્ની સાથે દિલેરખાનની છાવણીમાંથી નાઠો ને સીધો પન્હાળાગઢ જઈ પહોંચ્યો.

પિતા પુત્ર મળ્યા.'

પન્હાળે શંભાજી રાજા જઈ પહોંચ્યાના સમાચાર શિવાજી મહારાજને મળ્યા એટલે એમને બહુ આનંદ થયો. મહારાજ પોતે દિકરાને જઈને મળ્યા. દિકરાને ઉપદેશ કર્યો. મહારાજે શંભાજી રાજાને આ પ્રસંગે ઉપદેશ કર્યો હતો તે સંબંધમાં કેળુસ્કરે જે લખ્યું તેનો સાર નીચે મુજબ છે.

શંભાજી પાછા આવ્યા પછી મહારાજે તેમને શિખામણ દેતાં કહ્યું-'તમે અમને છોડી મુગલોને જઈ મળ્યા એ સારૂં કર્યું નહિ. ઔરંગઝેબ સાથે આપણે દુશ્મનાવટ હોવાથી દિલેરખાન સાથે પણ આપણને વેર છે. આવી સ્થિતિ તમે જાણો છો છતાં તેમના તાબામાં તમે જઈ પડ્યા એ તમે ખોટું સાહસ કર્યું કહેવાય. મુગલોના કબજામાં તમે જઈ પડ્યા હતા એટલે એ તમારો વિશ્વાસઘાત જરુર કરત પરંતુ શ્રીજગદંબાની કૃપાથી તમે એમના જડબામાંથી જીવતા મુક્ત થયા. તમારી સહીસલામતી માટે અમે દિલેરખાનનો તો ઉપકાર જ માનીએ છીએ. તમે હિંદુ રાજ્યના ઉત્તરાધિકારી છો. ઉચ્ચકુળમાં તમારો જન્મ છે. તમે કંઈ સાધારણ પંક્તિના માણસ નથી. મેં જે કંઈ મેળવ્યું છે તે તમારે માટે જ છે. તમે કોણ છો, આજે તમારી કેટલી સત્તા છે, તમારો મોભો કેટલો છે તે તમે જાણો છો છતાં દિલેરખાન જેવા દુસ્મન સરદારનો આશ્રય લો છો, એની ઓથે ભરાઓ છો એ તો તમે તમારે હાથે તમારું પોતાનું અપમાન કરાવી લો છો. એને આશરે જવામાં તમે ભારે જોખમ ખેડ્યું હતું અને તમે તેમ કરીને તમારે માથે જાણી જોઈને ઘાત વહોરી લીધી હતી. આવી રીતનું વર્તન કરવું એ તમારા જેવા બુદ્ધિશાળી, અભિમાની અને હોશિયાર પુરુષને શોભે નહિ. મારી પછી તો તમે રાજગાદીના માલિક થવાના છો. પ્રજાને તમારે પુત્રવત્ પાળવી જોઈએ. પ્રજા ઉપર સંતાનનું વહાલ તમારે રાખવું જોઈએ. પ્રજાના જાન, માલ, ઈજ્જત, આબરૂનું રક્ષણ કરવું એ જ તમારું પરમ પવિત્ર કર્તવ્ય છે. આ બધું તમે જાણો છો અને તમારી જવાબદારી સમજો છો છતાં તમે અયોગ્ય વર્તન કરી પ્રજાને દુખી કરશો, હેરાન કરશો તો રાજા તરીકે તમે તમારા ધર્મનું પાલન શી રીતે કરી શકશો ? વેશ્યાગમન અથવા પરસ્ત્રીગમન એ મનુષ્યની ચડતી, ઉદય, વિકાસ અને ઉન્નતિનો ક્ષય કરનારા દુર્ગુણો છે. રાવણ જેવા બળીઆ રાજાનો પણ સ્ત્રીછલ જેવા દુષ્કર્મને લીધે નાશ થયો છે. આવા પુરુષોનાં દુષ્કૃત્યોનાં માઠાં પરિણામ તમારે ભૂલવાં જોઈએ નહિ. તમારે તે તમારી નજર સામે રાખી જ મૂકવાં. તમારામાં દેખાતું દુર્લક્ષણ દુર થાય, તમે સુધરો એ હેતુથી જ, વાત્સલ્યભાવથી મેં તમને

થોડી શિક્ષા કરી હતી. તમારી ચાલચલગત સુધરે, તમારી નજરનું પરિવર્તન થાય અને તમારું ચારિત્ર્ય નમૂનેદાર બને એ હેતુથી તમને મેં શિક્ષા કરી. સુધરવાને બદલે, પશ્ચાત્તાપ કરવાને બદલે તમે ક્રોધ કર્યો અને આ રસ્તો લીધો એ અતિ શોચનીય છે. તમારું આ કૃત્ય તો તમારા ઉપર, અમારા ઉપર અને આખા મહારાષ્ટ્ર ઉપર મહાસંકટ લાવત પણ શ્રીભવાનીની કૃપાથી જ અનિષ્ટ પરિણામ ન આવ્યું એમ મારું માનવું છે. જે બની ગયું તેને માટે પૂરતો પશ્ચાત્તાપ કરો. સુધરી જજો અને આ જન્મ ફરીથી આવું કુકર્મ કરતા નહિ. દુરાચરણ એ મનુષ્યનું અધઃપતન થવાનું મોટામાં મોટું કારણ છે. આપણી ખામીઓ, ત્રુટીઓ, કુસંપ અને કલહથી દુશ્મન રાજી થાય છે. આપણા ઘરમાં ફાટફૂટ થવાથી શત્રુને આનંદ થાય છે અને આપણો નાશ કરવાની એમનામાં હિંમત આવે છે. યવનોની તાબેદારીમાંથી છૂટવા મેં ભારે પ્રયાસ કરીને સ્વતંત્રતા અને સ્વરાજ્ય સંપાદન કર્યાં છે અને આ હિંદવી સ્વરાજ્ય સ્થાપન કરતાં મને શું શું સહન કરવું પડ્યું છે અને કેટકેટલું વીત્યું છે તે તમે પૂરેપુરું જાણો છો છતાં તદ્દન બેદરકાર બની બનેલી બીનાઓ તરફ આંખો મીંચી તમે શત્રુનો આશ્રય લીધો, તમે મારા દુશ્મનના ઘરમાં ગયા, શત્રુના છત્ર નીચે જવાની દુર્બુદ્ધિ તમને સૂઝી એ મારું કમનસીબ. તમને રાજ્યાધિકાર ભોગવવાની તીવ્ર ઇચ્છા થઈ હોય તો તેમ ચોખ્ખી વાત કરો. હું રાજ્યના બે વિભાગ પાડી તુંગભદ્રાથી કાવેરી સુધીનો પ્રદેશ તમને અને નર્મદા નદીથી તુંગભદ્રા સુધીનો પ્રદેશ રાજારામને સોંપવા તૈયાર છું. હું કોઈ પુણ્યક્ષેત્રમાં જઈશ અથવા રામદાસસ્વામીના ચરણાશ્રયમાં રહી અવશેષ જીવન પરમેશ્વરની ભક્તિમાં પુરું કરીશ. પરંતુ આ વ્યવસ્થા કરતાં સુધી લાચારીથી ના ઇલાજે મારે તમને પન્હાળામાં જ નજરકેદ રાખવા પડશે. તમારા સંબંધમાં મેં બહુ વિચાર કર્યો પણ તમારા ઉપર હવે મને વિશ્વાસ નથી એટલે આ નિર્ણય ઉપર મારે આવવું પડ્યું છે.' શિવાજી મહારાજે ઉપર પ્રમાણે ઉપદેશ શંભાજી રાજાને કર્યો અને એને પન્હાળામાં નજરકેદ રાખ્યો. શંભાજી રાજાના ખર્ચને માટે વાર્ષિક ૩ લાખ રૂપિયા મંજુર કર્યા અને શંભાજી રાજાને સુધારવાના હેતુથી તથા એમના ઉપર દેખરેખ રાખવાના હેતુ તથા ઇરાદાથી મહારાજે વીઠ્ઠલત્ર્યંબક દેશપાંડેની ખાસનીસનો હોદ્દો આપી શંભાજીરાજા પાસે કારભારી તરીકે રહેવા માટે નિમણૂક કરી. શંભાજી રાજાના બંદોબસ્ત માટે મહારાજે સોમાજી નાયક બંકી, બાવાજી નાયક સમશેર બહાદુર અને બાબાજી ઢમઢેરે નામના બહુ ભરોંસાના સરદારોની નિમણૂક કરી.

### ૫. ઇસ્લામી સત્તાની ઝાંખી અને જજિયાવેરો.

શિવાજી મહારાજના ચરિત્ર ઉપરથી દેખાઈ આવે છે કે તેઓ હિંદુત્વના અભિમાની હતા. એમનું ચારિત્ર બહુ ઊંચું હતું અને એ નમૂનેદાર રાજાઓમાં અગ્રગણ્ય ગણાય. એ ઇસ્લામી સત્તાના જબરા વિરોધી હતા અને હિંદુત્વ ઉપર આક્રમણ કરનારી, અત્યાચાર કરનારી, જુલમ કરનારી સત્તાના દુશ્મન હતા. એ કોઈ પણ ધર્મના દુશ્મન ન હતા. કોઈ પણ ધર્મનું એમણે અપમાન નથી કર્યું. એ અભિમાની હિંદુ હતા. હિંદુત્વ માટે સર્વસ્વ ત્યાગવા તૈયાર થયા હતા અને જિંદગીને તો એમણે હોડમાં મૂકી જ દીધી હતી. હિંદુત્વ માટે એમના અંતઃકરણમાં આવું જીવતું જાગતું અભિમાન હતું છતાં હિંદુ દેવાલયોને તોડનાર, મૂર્તિઓ ભાંગનાર, હિંદુ સ્ત્રીઓનાં શિયળ લૂંટનાર, હિંદુ દેવીઓને બળાત્કારે ઘસડી જઈ તેમને જોરજુલમથી વટલાવી તેમને ગુલામ બનાવનાર મુસલમાની સત્તાના અને મુસલમાનોનાં ધાર્મિક સ્થળો, ધાર્મિક ગ્રંથો કે મુસલમાન સ્ત્રીઓ હાથમાં આવ્યા છતાં પણ મહારાજે કોઈ દિવસ ઇસ્લામધર્મનું અપમાન નથી કર્યું કે મુસલમાન સ્ત્રીઓ તરફ ખરાબ દષ્ટિ નથી જોયું. એમના વર્તનથી ચોખ્ખું સાબિત થાય છે કે મહારાજ ઇસ્લામધર્મના દુશ્મન ન... મહારાજ જો ( ઇસ્લામ ) મુસલમાન ધર્મના દુશ્મન ન હતા તો ઇસ્લામી સત્તાની જડ ઉખેડી ... આકાશપાતાળ એક કરી રહ્યા હતા તે કેમ? ઇસ્લામી સત્તામાં એવું શું હતું કે જે ...

લાગ્યું ? આ પ્રશ્નો ઉભા થાય છે. આ પ્રશ્નોને સંતોષવા માટે ઈસ્લામી સત્તાની ઝાંખી કરાવવાની ખાસ જરુર જણાય છે. ઈસ્લામી સત્તા એટલે શું એ જાણ્યા સિવાય અનેક ગૂંચવાડાનો ઉકેલ નથી આવવાનો માટે ઈસ્લામી સત્તાનું દિગ્દર્શન વાંચકોને કરાવીશું. આ સંબંધમાં લખવા બેસીએ તો આખો ગ્રંથ થઈ જાય માટે અમો વાંચકોનું ધ્યાન સર જદુનાથ સરકારે અંગ્રેજીમાં ઔરંગઝેબ બાદશાહનું જીવન-ચરિત્ર ચાર ભાગમાં લખ્યું છે તેમાં ત્રીજા ભાગમાં આ સંબંધમાં એક પ્રકરણ (૩૪ મું) લખ્યું છે તે જેવું ને તેવું નીચે આપીએ છીએઃ—

## હિંદુસ્તાનમાં ઈસ્લામી રાજસત્તા.

**મુસ્લીમ રાજસત્તા ધર્મને સંપૂર્ણ આધીન હોય છેઃ** મુસ્લીમ સત્તા મૂળથી જ ખુદાશાહી છે. એનો સાચો રાજા ઈશ્વર છે અને પૃથ્વી પરના રાજાઓ તો એની સત્તા સૌ ઉપર ચલાવવા માટે બંધાયેલા એના પ્રતિનિધિઓ છે. રાજ્યના કાયદા સંપૂર્ણ રીતે ધાર્મિક કાયદાઓને આધીન હોય છે અને પોતાનું અસ્તિત્વ પણ એમાં ડૂલ કરી દે છે. કેવળ ધર્મના ફેલાવા માટે અને બળાત્કારે પણ લોકોને મુસલમાન બનાવવા માટે જ રાજકીય સત્તાનું અસ્તિત્વ હોય છે. નાસ્તિક માણસ સાચા રાજાની સત્તાને ઠેસે ચડાવી એના હરીફ ખોટા દેવદેવીઓને નમતો હોવાથી આવા રાજ્યમાં નાસ્તિકતા એ રાજદ્રોહ જ ગણાય એ સ્વાભાવિક છે. ઈસ્લામના પ્રચાર માટે રાજ્યની બધી સંપત્તિ તથા લાવલશ્કરનો સંપૂર્ણ ઉપયોગ કરવા દેવામાં આવે છે.

તેથી ચુસ્ત ઈસ્લામ ધર્મની બહારના કોઈ પણ પંથ કે ધર્મ પ્રત્યેની સહિષ્ણુતા એ બીજું કંઈ નહિ પણ પાપાચાર જ ગણાય છે. અનેકેશ્વરવાદ એટલે કે એક સાચા ખુદાને દેવદેવીઓના રૂપમાં બીજા ભાગીદાર છે એ માન્યતા ઈસ્લામની દૃષ્ટિએ અધમમાં અધમ પાપ ગણાય છે. જીવન અને રોટી આપનાર પરમાત્માનું એ હડહડતું અપમાન છે.

તેથી નાસ્તિક દેશો મુસ્લીમ પ્રદેશો બની જાય અને તેમની વસ્તી ચુસ્ત મુસલમાન બને ત્યાં સુધી તેમની સામે લડાઈઓ કરી ખુદાઈમાર્ગમાં આગળ વધવું એ સાચા મુસલમાનની સૌથી પહેલી ફરજ છે એમ ઈસ્લામ કહે છે. વિજય પછી આખી નાસ્તિક પ્રજા વિજેતા લશ્કરની લગભગ ગુલામ બની જાય છે. હથિયાર સાથે પકડાયેલા પુરુષોને કતલ કરવામાં આવે છે અથવા તો ગુલામો તરીકે વેચી દેવામાં આવે છે અને તેમના બૈરાંછોકરાંને ગુલામ બનાવી દેવામાં આવે છે. જીતાયેલામાંથી જે લોકો લડાઈમાં ન જોડાયા હોય તેમની જે કતલ કરવામાં નથી આવતી—ઇતિહાસકાર થરી એને કુરાનની આજ્ઞા તરીકે જણાવે છે—તો તેઓ ધીરેધીરે મુસ્લીમધર્મ અંગીકાર કરે, તે માટે તેમને સમજાવવામાં આવે છે.

**મુસ્લીમ રાજ્યનો આદર્શઃ** સમસ્ત માનવજાતને મુસલમાન બનાવવી અને કોઈપણ અન્યમતનો નાશ કરવો એ મુસ્લીમ રાજ્યનો આદર્શ છે. સમાજમાં કોઈપણ કાફર જીવી શકતો હોય તો તે નાછૂટકે અને થોડા વખત માટે જ. રાજકીય અને સામાજિક આપત્તિઓ એને માથે ઢોળી પાડવામાં આવે છે અને એનો આધ્યાત્મિક ઉદય પાસે આવે તથા ઈસ્લામીઓમાં એનું નામ ઉમેરાય તે માટે જાહેર ભંડોળમાંથી તેને લાંચરુશવત આપવામાં આવે છે. ઈસ્લામમાં ન માનનાર પ્રજાની સંખ્યા કે આબાદી વધે તે રાજ્યના અસ્તિત્વને ભયરૂપ છે તેથી બિનમુસ્લીમ પ્રજા અંદરઅંદર પોતાનાં ગળાં કાપે ત્યારે ગમે તે પક્ષની કતલ થતી હોય તો પણ તેથી ઈસ્લામને તો લાભ જ છે અને તેથી મુસલમાન રાજાને તો આનંદ જ થાય એ સ્વાભાવિક છે. દાખલા તરીકે હિંદુ સાધુઓના બે વિરોધી ફિરકા કોઈ પવિત્ર તળાવમાં નાહવાના હક માટે

એકબીજાનાં ગળાં કાપે ત્યારે અકબર જેવો મુસલમાન રાજા જાહેર સલામતીના કામને છોડી દઈ નાસ્તિકોની સંખ્યા ઓછી કરી નાંખવા માટે તેમને અંદર અંદર લડવામાં મદદ કરે.

**બીનમુસ્લીમોની રાજકીય અશક્તિઓ :** મુસલમાન સિવાયનો કોઈ પણ માણસ તેથી નાગરિક તરીકે જીવી શકતો નથી. એ દલિતવર્ગ જ ગણાય છે. એની સ્થિતિ ગુલામ જેવી હોય છે. રાજ્ય સાથે અમુક શરતોથી તે જીવી શકે છે. મુસલમાન ધર્મશાસકે એના જીવન તથા માલમિલ્કતનો નાશ નથી કર્યો તે માટે તેને કેટલીક રાજકીય અને સામાજિક મુશ્કેલીઓ વેઠવી પડે છે અને જઝિયાવેરો આપવો પડે છે. ટુંકમાં એનો દેશ મુસલમાનોએ જીતી લીધા પછી રાજ્યમાં એનું અસ્તિત્વ, એનાં જીવન અને સંપત્તિ ઈસ્લામના કાર્ય માટે અર્પણ કર્યા પછી જ ટકી શકે છે. મુસલમાનોને ન ભરવો પડતો જમીનવેરો બિનમુસ્લીમે ભરવો જ રહ્યો. કર આપવાને બદલે પોતાની ઈચ્છા લશ્કરમાં જોડાવાની હોય તો પણ તેમ ન કરતાં લશ્કરના નિભાવ માટે એણે ફરજિયાત કર આપવો જ જોઈએ. પોષાક તથા આચરણમાં નમ્રતા બતાવી પોતે તાબેદાર વર્ગનો છે એમ વર્તવું જોઈએ. કોઈ પણ બીનમુસલમાનથી સારાં વસ્ત્રો પહેરી શકાય નહિ, ઘોડેસવારી થાય નહિ અને હથિયાર ધારણ કરી શકાય નહિ. રાજ્ય કરતી પ્રજાના એકેએક માણસ તરફ માન અને નમ્રતાથી વર્તવું જોઈએ.

ધાર્મિક ગ્રંથોના ઉપદેશ પ્રમાણે વિદ્વાન કાજી મુઘીસઉદ્દીન અલ્લાઉદ્દીન ખીલજીને જણાવે છે : "કાયદામાં હિંદુઓને ખરાઝગુઝાર એટલે વેરો ભરનાર ગણાવ્યા છે. મહેસુલી અમલદાર એમની પાસે રૂપિયા માગે ત્યારે તેમણે કંઈ પણ પૂછ્યાગાછ્યા વગર સંપૂર્ણ નમ્રતા અને માનથી સોનામહોરો આપવી જોઈએ. એ અમલદાર જો એમના મોંમાં ધૂળ નાંખે તો જરા પણ આનાકાની વગર એ ઝીલી લેવા માટે તેમણે પોતાનાં મોં પહોળાં કરવાં જોઈએ. આ અપમાનજનક કામદ્વારા બીન-મુસલમાનને ઈસ્લામ પ્રત્યે આજ્ઞાંકિતતા બતાવવાની હોય છે અને એ રીતે ઈસ્લામનો મોભો વધે છે તથા બીજા ધર્મોનું માનભંગ થાય છે. આપણે હાથે તેમને અપમાનિત કરવાની આજ્ઞા ઈશ્વરે પોતે કરેલી છે અને...પયગંબરે તેમની કતલ કરવાની, લૂંટવાની અને કેદ કરવાની આજ્ઞા કરેલી છે... જેના ધર્મને આપણે અનુસરીએ છીએ તે ઈમામે જ હિંદુઓ ઉપર જઝિયાવેરો નાંખવાનું ફરમાન કરેલું છે. બધા જ ધર્મગુરુઓએ હિંદુઓ માટે તો 'ઈસ્લામ અગર મૃત્યુ'નો નિયમ બતાવ્યો છે" (ઝિયબરાની. ૨૯૦).

કાફરોને ન્યાયમંદિરમાં બહુ ઓછા હક્કો મળે છે. ફોજદારી કાયદાનું રક્ષણ ઓછું મળે છે. લગ્ન સંબંધી કાયદાઓ પણ એમને માટે જુદી જ જાતના હોય છે. રાજ્ય એને અમુક શરતોથી જિંદગી અને માલમિલકત માટે રક્ષણ આપે છે અને અમુક મર્યાદામાં રહીને એના ધર્મની રક્ષા કરે છે. એમનાથી નવાં મંદિરો બાંધી શકાતાં નથી કે ધર્મના કાર્ય માટે છૂટથી જાહેરાત થઈ શકતી નથી. ખુલ્લેખુલ્લી કતલ ન કરતાં રક્ષણના કરારનો ભંગ ન થાય એવું બધું પરધર્મીઓની સંખ્યા ઓછી કરવા માટે કાયદાના આધારે થાય છે.

**મુસ્લીમ વિજયનાં અપરિહાર્ય પરિણામો :** ધર્મે રાજકીય ડહાપણ પર કેવી રીતે સત્તા જમાવી હતી એના દાખલા પૃથ્વી પરની મુસ્લીમ સત્તાનો ઇતિહાસ આપણને આપે છે. શરૂઆતના આરબ વિજેતાઓ ખાસ કરીને સિંધમાં બીનમુસ્લીમોના મંદિરોને અને ધર્મક્રિયાઓને જરા પણ નુકસાન ન પહોંચાડવાની ડાહી અને લાભદાયી નિતિને અનુસર્યા છે. શહેરોને જીત્યા પછી તેના રહેવાસીઓને ઈસ્લામ ધર્મ સ્વીકારવા માટે બોલાવવામાં આવતા. જો તેઓ કબૂલ થતા તો વિજેતાઓના જેટલા હક્ક તેમને આપવામાં આવતા અને તેમ નહિ કરતા તો જઝિયાવેરો આપી તેઓ પોતાનાં ધાર્મિક કાર્યો કરવાનો હક્ક મેળવી શકતા. જીતાયેલા શહેરોમાં તેના સૌથી મોટા દેવળને તોડી નાંખી તેની જગાએ

મસીદ બાંધવી એને મુસલમાનો પોતાના વિજયની અપરિહાર્ય નિશાની માનતા. શરૂઆતમાં તેઓ પદ્ધતિસર અથવા ઝનૂની રીતે મૂર્તિ તોડતા નહિ. મુસલમાનોની વસ્તી જેમજેમ વધતી ગઈ તેમતેમ તેઓની સામે થનાર બીજી કોઈ પણ સત્તા ન હોવાથી તેમના હૃદયમાં અસહિષ્ણુતા અને બીનમુસ્લીમોને કતલ કરવાની ઈચ્છા ઉત્પન્ન થવા લાગી. કાફરોને મુસલમાન બનાવવા માટે ગમે તે ઉપાય લેવામાં આવતા. જઝિયાવેરો અને પોશાક તથા હરવાફરવામાં હીનતા ઉપરાંત બીનમુસ્લીમોને કેટલીક લાલચ તથા ભય બતાવવામાં આવતા.

હિંદુધર્મમાંથી વટલાનારને નોકરીઓ આપવામાં આવતી. હિંદુધર્મ તથા સમાજના નેતાઓ ઉપર પદ્ધતિસર દમન કરવામાં આવતું અને તેઓ ધાર્મિક પ્રચાર ન કરે તે માટે બનતો પ્રયત્ન થતો. હિંદુસમાજનું સંગઠન સધાય અને બળ વધે તે રોકવા માટે ધાર્મિક સભાઓ અને સરઘસોની બંધી કરવામાં આવતી. કોઈ નવું મંદિર બાંધવા દેવામાં આવતું નહિ અને જૂનાં મંદિરનું સમારકામ કરવા દેવામાં આવતું નહિ એટલે અમુક સમયમાં હિંદુધર્મનાં તમામ સ્થાનોનો સંપૂર્ણ વિનાશ થઈ જાય. એટલી વાર પણ લાગે અને સમય પોતે ધીમે ધીમે પોતાનું કાર્ય કરે તે પણ ઈસ્લામના કેટલાક ચૂસ્ત અનુયાયીઓથી સહન ન થયું અને નાસ્તિકતાનો નાશ જલદી થાય તે માટે ધીરે ધીરે કાર્ય કરતા કાળના હસ્તને દૂર ખસેડી બળાત્કારે દેવળોનું ખંડન કર્યું. પાછળના સમયમાં ખાસ કરીને તુર્ક લોકો કે જેઓ તાજે તાજા મુસલમાન થયા હતા અને ધર્મપ્રચારનું ઝનૂન જેમનામાં હતું તેમને અન્ય ધર્મ પ્રત્યે આરબોએ પહેલાં બતાવેલી સહિષ્ણુતા પાપરૂપ લાગી અને નાસ્તિકોને કોઈપણ રીતે દબાવવા એ ઈશ્વરની દૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ ધર્મકાર્ય છે એમ તેઓની માન્યતા બંધાઈ. પોતાના પ્રદેશની બહારના કોઈ પણ પ્રદેશ ઉપર વિજય મળતાં ત્યાંની હિંદુ પ્રજાની કતલ કરવી અને તેમનાં મંદિરો જમીનદોસ્ત કરવાં એ ધર્મકાર્ય ગણાતું. આવી રીતે મુસલમાન પ્રજાના મનમાં એક જાતની એવી માન્યતા પેસી ગઈ કે લૂંટ કરવી અને કતલ ચલાવવી એ ઈશ્વરને મેળવવાના કાર્યો છે અને એમાં અમાનુષતા જેવું કંઈ છેજ નહિ. ભારતવર્ષની અઢળક દોલતના વખાણ સાંભળી તૈમુરને હિંદ આવવાની અને તેને લૂંટવાની ઈચ્છા થઈ આવી ત્યારે તેણે હિંદુઓનાં દેવળો તોડી મૂર્તિઓનું ખંડન કરી ગાઝી અને મુનીહીદ થવાનો પોતાનો ઉદ્દેશ જાહેર કર્યો; હિંદના લોકો મોટે ભાગે અનેકેશ્વરવાદી અને કાફરો છે, મૂર્તિઓ અને સર્પની પૂજા કરે છે તથા તેમને જીતવાનો ઈશ્વર અને પેગંબર તરફથી આપણને હક મળેલો છે. ( ઈલિયટ, ૩. ૩૯૬ ) એના ધર્મભાઈઓની દૃષ્ટિમાં આ ઉદ્દેશ એટલો વસી ગયો કે એણે કરેલી કતલો અને જુલમોને તેઓ ધર્મકાર્ય માનવા લાગ્યા. 'દેવળોના ઈંટો સોનાચાંદીની છે' એમ સાંભળી એ અરક્ષિત દોલતને તથા બીજી વસ્તુઓ કે જેને વિષે ખોટી બાતમીઓ મળવાથી એને લૂંટવાની ઈચ્છાથી હુસેનખાન નામના સરદારે ઈ. સ. ૧૫૬૯માં સેવાલિન પર્વતોમાં દોડધામ કરી હતી; એને પવિત્ર ઈતિહાસકાર અલ બદાઉની ( ર. ૧૨૫. ) ધાર્મિક વિગ્રહના નામથી ઓળખાવે છે. દોલત હોવી એજ જેમનો ગુનો છે એવા કર્ણાટકનાં હિંદુઓની સામે મહમદ આદીલશાહે લશ્કર મોકલ્યું. ખુનામરકી, બળાત્કાર અને જુલમના કાર્યને એના દરબારનો ઈતિહાસકાર ઘણા દીર્ઘકાળથી સેવવામાં આવેલી ધાર્મિક આકાંક્ષા તરીકે ઓળખાવે છે. ( બસ. સાલ. ૩૦૪ ) કાફરોને ખતમ કરવા ( કાફીરકુશી ) એ મુસ્લીમનો ગુણ લેખાય છે.

મુસ્લીમ માટે પોતાની વાસના અથવા ઐહિક સુખની ભાવના કચડવાની આવશ્યકતા નથી. ભારે ધાર્મિકતા કેળવવાની પણ જરુર નથી. તેણે તો ફક્ત પોતાનામાંના થોડા માણસોને મારી નાંખી તેમની જમીનજાગીર લૂંટવાની હોય છે અને તેનું આ કૃત્ય આત્માને સ્વર્ગમાં પહોંચાડવા પુરતું હોય છે. જે ધર્મ પોતાના અનુયાયીઓમાં લૂંટફાટ, અને ખુનામરકીને ધાર્મિક ફરજ તરીકે ગણાવે તે ધર્મ માનવજાતની પ્રગતિ અને વિશ્વશાંતિને અનુરૂપ ( compatible ) નથી.

**કુરાનના રાજકીય આદર્શોની મુસ્લીમો ઉપર અસર :** એ ધર્મના આદર્શોએ એના અનુયાયીઓનું વાસ્તવિક ભલું કંઈજ કર્યું નથી. મુસ્લીમ ધર્મે એના અનુયાયીઓને કેવળ વિગ્રહો કરવાના ઉદ્દેશથી સંગઠિત કર્યા છે. નવા મુલકો જીતવાના હતા અને માલદાર કાફરોને લૂંટવાના હતા ત્યાં સુધી તો મુસ્લીમ રાજ્ય ધમધોકાર ચાલ્યું. મુખ્ય સંસ્થા ફૂલી ફાલી અને ઝપાટાબંધ એનો વિકાસ થયો; કળાઓ, ઉદ્યોગો અને અમુક પ્રકારનું સાહિત્ય અને ચિત્રકળા પણ પોષણ પામ્યાં. પરંતુ ઇસ્લામના વિકાસની ભરતીની છેલ્લી છોળ આસામ અને ચટગાંવના ડુંગરો કે મહારાષ્ટ્રના ખડબચડા પહાડો પર જઈને નિષ્ફળ અથડાઈ ત્યારથી એની પડતીનાં પગરણ મંડાયાં. પૈસો તો હતોજ નહિ એટલે શાંતિનો સમય શેના ઉપર ગુજારે ? આરામ એ એના વિકાસને જ નહિ પરંતુ એના જીવનને આઘાતરૂપ નીવડયો.

સરકારની ક્રૂર ભલાઇએ રાજકર્તા પ્રજાને શાંતિના સમયના ધંધા માટે નાલાયક કરી મૂકી હતી અને જીવનવિગ્રહના શાંત પણ ભયંકર કાર્ય માટે તે નાઈલાજ બની હતી. રોમન સામ્રાજ્ય વખતના રોમનો અને ૧૬ મી ૧૭ મી સદીના સ્પેનિયાર્ડો પેઠે તુર્કો લડાયક અને કરકસર વગરની પ્રજા છે. એમનું સ્વાભાવિક વલણજ યુદ્ધના ધંધા પ્રત્યે હોય છે અને સુલેહશાંતિ એમને મન બેકારી અને પડતી સમાન છે.

ઇસલામના નિશ્ચિત સિદ્ધાંતોએ મુસલમાનોને એક મોભાદાર, રાજ્યની આવક ઉપર નભાવનાર, સ્વાભાવિક રીતે જ શાંતિના સમયમાં સુસ્ત થઈ જનાર અને જીવનની રંગભૂમિ ઉપર પરાધીન બની જનાર વર્ગ બનાવી દીધો.

પ્રથમના વિજેતાઓ બહાદુર, ઉદ્યમી અને વિજયના ભૂખ્યા હતા પરંતુ એમના વંશજો બાપદાદાઓની મહેનત પર એશઆરામ કરવા લાગ્યા, એમને મહેનત પ્રત્યે સૂગ ચડતી અને પોતાના પ્રદેશના બદલામાં લશ્કરી નોકરીને તેઓ ખરાબ વેરો ગણવા લાગ્યા. સરકારી નોકરી એ મુસલમાનનો બાપોતી હક ગણાવા લાગ્યો એટલે બીજાં પરાક્રમ કરવાની કે બહાદુરી બતાવવાની તક શોધવાપણું રહ્યું જ નહિ. રાજાઓએ ધર્માદાનમાં આપી દીધેલા વિશાળ પ્રદેશ અને ઇનામી જમીનની આવકમાંથી હજારો મુસલમાન કુટુંબો એદીપણે જીવવા લાગ્યાં અને જમાનો જતાં આવા કુટુંબોની વસ્તી વધતી ગઈ તેમ તેમ એમની અવદશા થતી ચાલી. ગરીબખાનાં નિભાવવા માટે રાજ્ય તરફથી અપાતી અઢળક દોલત અને રમઝાન અને એવા બીજા તહેવારો દરમિયાન અપાતું અમાપ દાન, આળસને પોષવામાં મદદ કર્યે જ જતું હતું. કુદરત અને મહેસૂલી અમલદારોની ખફામરજી સહન કરતે કરતે પ્રમાણિકપણે ખેડૂત તરીકે જીવન ગાળવું એના કરતાં રાજધાનીમાં ફકીર તરીકે જીવવું એ વધારે આરામ અને સુખી જીવન હતું. આમ સામ્રાજ્યમાં એક એદી અને એશઆરામી વર્ગ ઉભો થયો અને એણે સામ્રાજ્યનું બળ ચૂસી લીધું; સામ્રાજ્યની પડતી થતાં સૌથી પ્રથમ એજ વર્ગને સહન કરવું પડ્યું.

**મુસ્લીમ રાજકર્તાઓ અને તેમની પ્રજાઓનું નૈતિક અને આર્થિક અધઃપતન :** રાજકર્તા વર્ગ આર્થિક મુશ્કેલીમાં મુકાવાથી તેમના હાથ નીચેની પ્રજાઓ તરફનું તેમનું વર્તન પણ બગડયું અને રાજ્યની આબાદાનીનાં સાધનો ઘટી જવાથી તેની ઉન્નતિ થતી અટકી. જ્યારે કોઈ વર્ગ જાહેર રીતે કાયદો કે અધિકારી વર્ગ તરફથી હેરાન થાય ત્યારે તેનું જીવન પશુ જેવું થઈ જાય એ સ્વાભાવિક છે. આત્મા તથા બુદ્ધિની કેટલીક ઉમદા શક્તિઓ હણાઈ જવાથી હિંદુઓ પોતાની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરી શકતા નહિ. તેમના માલિકોના તેમને ગુલામ બની રહેવું પડતું, તેમની ખુશામત કરવી પડતી, તેમની તાબેદારી ઉઠાવવી પડતી અને એ એક જ રસ્તે તેઓ પોતાની મહેનતનો કંઈક બદલો મેળવી શકતા. આવી સામાજિક પરિસ્થિતિમાં માણસના હાથ અને મન સંપૂર્ણ રીતે કામ

ન કરી શકે અને માનવ આત્મા ઉન્નતિને શિખરે ન પહોંચી શકે **હિંદુઓના મનની શક્તિનો હ્રાસ અને ઊંચા વર્ગના હિંદુઓની માનસિક અવનતિ એ હિંદુસ્થાનમાં મુસલમાની રાજ્યનું અધમમાં અધમ પરિણામ છે** મુસલમાની રાજ્યના વૃક્ષની પરીક્ષા એના ઉપરથી કરીએ તો એમ જ કહેવું પડે કે એ હિંદુસ્થાન માટે તો સંપૂર્ણ રીતે નુકશાનકર્તા જ નીવડ્યું છે

અગાધ જ્ઞાનવાળા અને ખૂબ ફરેલા એક આધુનિક તત્વવેત્તા લખે છે કે "પોતાનું સર્વસ્વ ઈશ્વરને સોંપી દેવું અને ઈશ્વરના જ બનીને રહેવું એ ઈસ્લામનો મૂળ સિદ્ધાંત છે પણ એ ગમે તેવો ઈશ્વર નહિ પરંતુ ખાસ ખાસિયતવાળો ઈશ્વર, પોતાની મરજી પ્રમાણે આપણી પાસે કાર્ય કરાવનાર અને શત્રુઓની સામે નિરંતર લડ્યા કરવાનું ફરમાન કરનાર યુદ્ધ દેવતા આ માન્યતાની વિધિને પરિણામે નિયંત્રણનો વિચાર ઊભો થાય જ છે દરરોજ અમુક નક્કી કરેલે વખતે મુસલમાનો મસ્જીદમા હારબંધ નમાઝ પડે છે અને એકી વખતે એ જ પળે દરેક જણ સરખા જ હાવભાવ કરે છે તે હિંદુ ધર્મના આત્મદર્શનની વિધિ જેવું નથી, પણ કૈસર સામે પ્રશિયન સૈનિકો જે ભાવથી કવાયત કરતા હોય એ રીતે જ થાય છે ઈસ્લામ એ લશ્કરી તાલીમ ઉપર ઘડાયો છે એ વસ્તુ જાણ્યા પછી મુસલમાનમા કયા કયા ગુણ હોવા જોઈએ એ વસ્તુ તો સહેજે સમજાય એમ છે એ ઉપરથી મુસલમાનોમા સ્વાભાવિક રીતે રહેલી નીચે પ્રમાણેની ખામીઓ સહેજે દૃષ્ટિગોચર થયા વીના રહેતી નથી વિકાસનો અભાવ, પરિસ્થિતિને અનુકૂળ બનવાની અશક્તિ, નવી શોધ અને વિચારનો અભાવ સૈનિક તો કેવળ હુકમો માનવાના જ હોય છે બીજું બધું તો અલ્લા પોતાની મેળે જ કરી લે છે" (એચ કૈસરલિંગની 'ટ્રાવેલ ડાયરી ઑફ એ ફિલૉસૉફર' ૧૯૨૦ મા પ્રસિદ્ધ થયેલી)

**મુલ્લાશાહીમા રાષ્ટ્રનિર્માણ થવું અશક્ય** ગુણ પ્રમાણે નહિ પરંતુ જાત અને ધર્મને ધ્યાનમાં લઈને સરકારી નોકરીઓ આપવામા આવે છે, રાજ્યના સેવકોની લાયકાતમા આવડતને નહિ પરંતુ નાતજાતને મુખ્ય ગણવામા આવે છે ત્યારે એવી નોકરીઓ ખરી રીતે યુદ્ધની લૂંટ જેવી જ ગણાય છે નોકરશાહી એ પરંપરાગત લશ્કરી પેન્શન જેવી બની જાય છે અને ઓછામા ઓછે ખર્ચે અને વધારેમા વધારે શક્તિથી દેશની સેવા કરનાર યંત્ર બનતી નથી તેથી બીનમુસ્લીમ પ્રજાઓના મનમા તો એ વાત ચોક્કસપણે ઠસી ગઈ હતી કે રાજ્યની મોટી પદવીઓ તો આપણા નસીબમા લખી જ નથી, મુસલમાની સત્તાનો નાશ થાય એમા પોતાને કંઈ ખોવાપણું રહેતું જ નથી પણ કેટલાક સ્વાર્થસાધુઓને જ નુકસાન થવાનુ છે એમ તેઓ સમજતા હતા ઈસ્લામી મુલ્લાશાહીને જો વિવિધ વસ્તીવાળી પ્રજા ઉપર રાજ્ય કરવાનું હોય તો પરિણામે વર્ગસત્તા અને પરદેશી સત્તાના મિશ્રિત ખરાબમા ખરાબ દુર્ગુણો તેમા આવ્યા વગર રહેતા નથી

વળી મુગલ રાજ્યમા તો કેવળ એક તદ્દન નાના વર્ગનું જ આધિપત્ય હતું અને તેઓ રાજકીય રીતે દલિત થયેલી બહુમતીથી જાતિ અને સંસ્કૃતિથી ભિન્ન નહતા કેવળ તેમનો ધર્મ જ જુદો હતો સૈકાઓ સુધી આંતરલગ્નો થવાથી સંપૂર્ણ રીતે પરદેશી લોહીવાળો એકપણ મુસલમાન રહ્યો નહતો (રાજ્યકર્તાઓ પણ) તેઓ બધા હિંદુસ્તાનમા જન્મ્યા હતા તેમની નસોમા હિંદુ લોહી વહેતું હતુ અને તેમની ભાષા રીતરિવાજ અને પોશાક હિંદુ પ્રજાના જેવો હતો તેથી લઘુમતીનો બળ અને અધિકાર રાખવાનો ઈજારો કોઈપણ રીતે ન્યાય ન ગણાય શારીરિક કે માનસિક ગુણો એક જાત તરીકે ભલેને ખરી ખોટી રીતે ગમે તેટલા વધારે બતાવવામા આવે તો પણ તેમને અમુક રાજકીય ખાસ હક અને સામાજિક જુલમ કરવાનો ઈજારો મળવો ન જોઈએ આ બન્ને વર્ગોને જુદા પાડનાર ફક્ત ધર્મ જ હતો આખા જગતમા બને છે એમ ધાર્મિક મતાંતરોથી ઉત્પન્ન થતા અધિકારની લાગણી સ્વાભાવિક રીતે જ બીનમુસ્લીમ પ્રજાના રાજ્ય તરફના વલણમા દેખાઈ આવતી હતી લોકોના ભલા માટે સરકારને આપેલી સત્તા અને પ્રજાના સાધનોનો ઉપયોગ તેમના જ વિનાશને માટે પ્રયત્ન કરનાર ધર્મના પ્રચારને અર્થે વાપરવામા આવે તો

તે તેનો ગેરઉપયોગ છે એવી બીનમુસ્લીમોની માન્યતા તદ્દન સાચી હતી. આવી રાજ્યસત્તાને રાષ્ટ્રિય કહેવડાવવાનો કંઈ જ હક નહોતો. એનું અસ્તિત્વ લોકોના પ્રેમ અને ભક્તિ ઉપર નિર્ભર નહોતું.

મુસ્લીમ સત્તા દરમિયાન મતાંતરસહિષ્ણુતા અપવાદરૂપ અને કુરાનની આજ્ઞા વિરુદ્ધ મનાતી. ચુસ્ત ઈસ્લામ પ્રમાણે રાજ્યનો આદર્શ આવો હતો અને એનું શબ્દશઃ પાલન કરતાં આવાં પરિણામ આવતાં. અજ્ઞાન ખેડૂતો કે જડ સૈનિકોનું નહિ પરંતુ રાજાઓ, પ્રધાનો, વિદ્વાનો અને સંતોનું આ રાજકીય ધ્યેય હતું. અલબત્ત ઘણીવાર સામાન્ય બુદ્ધિનો તર્ક ઉપર અને રાજ્યનીતિજ્ઞતાનો ધર્માંધતા ઉપર વિજય થતો અથવા તો માનવસ્વભાવની નિર્બળતાને લીધે દરેક રાજા અને દરેક અધિકારીને માટે આ અસહિષ્ણુ ધર્મને દરેક ઠેકાણે અને સંપૂર્ણ રીતે લોકો ઉપર લાદવાનું અશક્ય બનતું. આથી ઘણી વખત મુસ્લીમ સત્તા દરમિયાન કેટલોક સમય એવો પણ આવતો કે જ્યારે હિંદુઓ ધર્માંતર સહિષ્ણુતા અનુભવતા અને તેમની માલમિલકત સહીસલામત રહેતી. કોઈ તેજસ્વી અને ઉદાર રાજા એમને સાહિત્ય, કળા, દોલત અને જાહેર નોકરીઓમાં વિકાસ કરવાને ઉત્તેજન આપતો તો એના રાજ્યનું બળ અને આર્થિક સંપત્તિ વૃદ્ધિ પામતાં.

પરંતુ કાફરો પ્રત્યે આવા માન અને ઉદારતા એ સ્વાભાવિક રીતે જ અનિશ્ચિત અને અપવાદરૂપ હતાં. મુસલમાનો એને ધર્મથી વિરુદ્ધ તથા નિંદનીય ગણતા. ધનને માટે પોતાના આત્માને વેચી દેવા સારુ આવા ઉદાર રાજાને જાહેર રીતે કોઈ વિદ્વાન પાસે શુદ્ધિ કરાવવી પડતી અને ઈસ્લામના પવિત્ર અને ચુસ્ત ફરમાન પ્રમાણે વર્તવાની એને આજ્ઞા કરવામાં આવતી. મુસલમાન ધર્મ પ્રમાણે ગાદી ઉપર રાજાનો પરંપરાગત કે ઈશ્વરદત્ત હક હોતો નથી. એ તો મુસ્લીમ લશ્કરનો ચૂંટાયેલો સેનાપતિ ( અમીર–ઉલ–મુમીનીન ) માત્ર હોય છે, એ કોમનો જવાબદાર સેવક ( જમાઈમ ) ગણાય છે. તેથી મુસ્લીમ સૈનિકોની તલવારની અણી ઉપર મુસલમાન રાજાની સત્તા નિર્ભર હોય છે, કુરાનમાંથી અવતરણો બોલાતાં જ મુસ્લીમ સૈનિકો પોતાના હૃદયથી રાજાને અનુસરવા માટે તત્પર થાય છે. પોતાના અધિકારની સ્થિરતા માટે રાજકીય ડહાપણને ફગાવી દઈ ધર્મના કાનુનને અક્ષરશઃ અનુસરી એણે કાફરોને બરાબર પાંસરા કરવા જ પડે. આમ મુસલમાન સત્તાના મૌલિક સિદ્ધાન્ત પ્રમાણે બીનમુસ્લીમોની ચડતી અને વિકાસ અરે! એમનું ચાલુ રહેલું અસ્તિત્વ પણ અસંગત હતું. વિરોધીઓનું જડમૂળ ઊખડી જાય અથવા તો મુસલમાનોના હાથમાંથી રાજદંડ ચાલ્યો જાય ત્યાં સુધી રાજકર્તા કોમની સ્થિતિ ડામાડોળ હતી. કુરાનના ફરમાનોનું શબ્દશઃ પાલન કરનાર રાજાઓ અને તેમની બીનમુસ્લીમ પ્રજાઓ વચ્ચે સતત વિરોધ રહેતો જ અને પરિણામે વિવિધ વસ્તીવાળું એકેએક મુસ્લીમ રાજ્ય ભાંગીને ભુક્કા થઈ ગયું છે અને ઔરંગઝેબનું રાજ્ય મૂર્ખ માણસને પણ સમજાય એટલી સ્પષ્ટ રીતે આ વાતનો દાખલો પૂરે છે.

**ઔરંગઝેબની શરૂઆતની ધર્માંધતા :** ઔરંગઝેબે બહુ દુષ્ટ રીતે હીંદુ ધર્મ ઉપર હલ્લો શરૂ કર્યો. પોતાના રાજ્યકાળના પહેલા વર્ષમાં બનારસના એક મહંતને આપેલી સનંદમાં એણે લખ્યું છે કે મારો ધર્મ નવા મંદિરો બંધાવવા દેવાની મના કરે છે પણ જૂનાનો નાશ કરવાની રજા નથી આપતો. એ ગુજરાતનો સુબો હતો એ વખતે ૧૬૪૪ માં અમદાવાદમાં તાજેતરમાં બંધાયેલા ચિંતામણિના જૈન દેવળ આગળ એક ગાયનો વધ કરી તે મંદિરનો નાશ કર્યો અને એની જગ્યાએ મસજિદ બંધાવી. એ અરસામાં ગુજરાતમાં એ સિવાય બીજા કેટલાંયે હિંદુ મંદિરોનો વિનાશ કરાવ્યો. મોટા ભાગે એ મંદિરો નવાં બંધાયેલાં હતાં. એના રાજ્યકાળની શરૂઆતના સમયનું એક ફરમાન સાચવી રાખવામાં આવ્યું છે. એમાં કટકથી મીદનાપુર સુધીના ઓરીસાના એકેએક શહેર અને ગામડાંના .

અમલદારને દશબાર વરસના ગાળામાં બંધાયેલાં બધાંયે દેવળો, માટીના નેસડા સુદ્ધાંયે તોડાવી નાંખવાનો અને એક પણ જૂનું મંદિર સમરાવવા ન દેવાનો હુકમ કરવામાં આવ્યો છે.

**ઔરંગઝેબને હાથે થયેલો હિંદુ મંદિરોનો વિનાશ:** રાજ્યકાળના ૧૨ મા વર્ષમાં એટલે ઈ. સ. ૧૬૬૯ ની ૯ મી એપ્રીલના દિવસે એણે કાફરોનું ધાર્મિકશિક્ષણ અને કર્મકાંડનો અંત આણવા માટે તેમની પાઠશાળાઓ અને મંદિરોનો નાશ કરવાનું એક સર્વસાધારણ ફરમાન કાઢ્યું. સોમનાથનું દેવળ મહમદ ગીઝનીએ નાશ કર્યું ત્યાર પછી ભીમદેવે ફરીથી બંધાવ્યું હતું. એ દેવળનો, બનારસના વિશ્વનાથના મંદિરનો અને જેની પાછળ એક બુંદેલા રાજાએ ૩૩ લાખ રૂપિયા ખર્ચ્યા હતા અને જે એ જમાનાનું એક આશ્ચર્ય ગણાતું એ મથુરાનું કેશવરાયનું મંદિર એમ સમસ્ત હિંદુસ્તાનના હિંદુઓના ધર્માભિમાનના પ્રતિકરૂપ ભવ્ય અને પવિત્ર મંદિરોને તોડી નાંખવા માટે ઔરંગઝેબના હાથ સળવળવા લાગ્યા. પોતાના પ્રાંતમાં મંદિરો તોડવા માટે આપેલા હુકમોનું સંપૂર્ણ રીતે પાલન થયું છે એવી બાદશાહને ખાતરી ન અપાય ત્યાં સુધી પ્રાંતના સૂબાઓ નીરાતે બેસી શકતા નહિ.

ખાસ કરીને મથુરાનું પવિત્ર ધામ હરહંમેશ મુસ્લીમ ધર્માંધતાનું ભોગ બન્યું છે. હિંદુસ્તાનના "જુઠા દેવોમાં" સૌથી વધારે લોકપ્રિય અને લાખો કાફરોને જેને વિષે હાર્દિક પ્રેમ છે એવા કૃષ્ણની એ જન્મભૂમિ હતું. એ શહેર આગ્રા અને દિલ્હીના રાજ્યમાર્ગ ઉપર આવેલું હતું અને આગ્રાના રાજમહાલમાંથી દૃષ્ટિગોચર થતાં તેનાં ભવ્ય શિખરો, કાફરતાનો વિધ્વંસ કરી ઈસ્લામનો ફેલાવો કરવા માટે એ મોગલ બાદશાહોના મનમાં સળવળાટ ઉત્પન્ન કરતા. ઔરંગઝેબની વિઘાતકદૃષ્ટિ આર્યાવર્તના બેથ્લેહેમ ઉપર ક્યારનીયે પડી હતી. મથુરાના હિંદુઓને મહાત કરવા માટે અબ્દુનનબી નામના એક ધર્માંધ ફોજદારને એણે નીમ્યો હતો.

ઈ. સ. ૧૬૬૬ ની ૧૪ મી ઓક્ટોબરે એને ખબર મળી કે કેશવરાયનાં મંદિરમાં દારાશુકોએ બક્ષિસ કરેલી પથ્થરની જાળી છે. મૂર્તિપૂજાની મશ્કરી કરવાના એક દુષ્ટ ઉદાહરણ તરીકે એને કાઢી નાંખવાનો ઔરંગઝેબે હુકમ કર્યો. રમઝાનના પવિત્ર ધ્યાનધારણાથી ઉત્સાહીત થઈ-ઈ. સ. ૧૬૭૦ ના જાન્યુઆરી માસમાં એ મંદિરનો સંપૂર્ણ નાશ કરી એનું નામ ઈસ્લામાબાદ પાડવાનું એણે ફરમાન કાઢ્યું. એજ વખતે ઉજ્જનની પણ આવી જ દશા કરવામાં આવી. મૂર્તિપૂજાનો નાશ કરવા માટે પદ્ધતિસર બાજી ગોઠવવામાં આવી હતી. સામ્રાજ્યના એકેએક જીલ્લામાં તથા શહેરમાં દાખલા તરીકે દારૂ, ભાંગ અને જુગાર જેવી બદીઓને દૂર કરી ઈસ્લામના કાયદાઓ પળાવવા ધર્મસંરક્ષકો (મુહતાસીબ) નીમવામાં આવ્યા હતા. હિંદુઓનાં મંદિરો અને પવિત્ર સ્થાનોનો નાશ કરવો એ તેમનું એક મુખ્ય કામ હતું અને એ કામમાં રોકવામાં આવેલા અમલદારોની સંખ્યા એવડી મોટી હતી કે તેમના કામને નિયમીત ચલાવવા માટે એમના બધા ઉપર એક ઉપરી અમલદાર ( દરોગો ) નીમવામાં આવ્યો હતો. બંગાળ અને ઓરિસા જેવા સામ્રાજ્યના છેક પૂર્વની સરહદના ભાગોમાં સ્થાનિક અમલદારો પોતાની સત્તા નીચેના પ્રદેશના બધા મંદિરો અને મૂર્તિઓનો નાશ કરવા માટે માણસો મોકલતા એ ઉપરથી બાદશાહના હુકમોનું કેટલી કડક રીતે પાલન કરવામાં આવતું તે આપણે જોઈ શકીએ છીએ. ઈ. સ. ૧૬૮૦ ના જુન માસમાં જયપુરના વફાદાર રાજ્યની રાજધાની અંબરના દેવળો તોડી પાડવામાં આવ્યા હતા.

ઉંમર કે જીવનના અનુભવે ઔરંગઝેબની મૂર્તિખંડનની લોલુપતાને જરા પણ નરમ પાડી નહિ. પોતાના રાજ્યની શરૂઆતમાં સોમનાથના દેવળમાં બંધ કરાવેલી મૂર્તિપૂજા સ્થાનિક શાસકની શિથિલતાને લીધે સજીવન તો નથી થઈ એ વિષે ૮૦ વર્ષની ઉંમરે પણ ઔરંગઝેબને પુછપરછ કરતો આપણે

જોઈએ છીએ. વળી "દક્ષિણના અમુક પ્રખ્યાત દેવાલયને નાસી જવા માટે પગ નથી" એટલે વખત કાઢીને એનો વિનાશ કરવા વિષે પોતાના એક સેનાપતિ સાથે વાત કરતો આપણે એને સાંભળીએ છીએ.

બીનમુસલમાનો ઉપર જઝિયાવેરો : ઇસ્લામી રાજ્યમાં રહેવાની છૂટ માટે દરેક બીન-મુસલમાનને જઝિયા નામનો વેરો આપવો પડતો. જઝિયાનો અર્થ બદલાના પૈસા એટલે કે છૂટ અથવા પરવાનાની કિંમત એવો થાય છે. પ્રથમ એ મહમ્મદ પયગમ્બરે નાંખેલો. તેણે પોતાના અનુયાયીઓને ફરમાવેલું કે "જેઓ પાક દીનનો સ્વીકાર ન કરે તેઓ નમ્રતાપૂર્વક પોતાને હાથે જઝિયા ન ભરે ત્યાંસુધી તેમની સાથે લડાઈ કરવી" (કુરાન, ૯. ૨૯.). આ આજ્ઞામાં 'નમ્રતાપૂર્વક પોતાને હાથે' એ શબ્દો છે તેનો મુસલમાન ઉલેમાઓએ એવો અર્થ કર્યો છે કે કર ભરનારને હીણપત લાગે એવી રીતે આ કર વસુલ કરવો. ઔરંગઝેબના સમયના ઉલેમાઓ તથા મૌલવીઓએ તેને એમ કહ્યું કે મુસલમાન શરિયતની કિતાબોમાં એવું લખેલું છે કે જઝિયા વસુલ કરવાની વાજબી રીત એ છે કે ઝિમ્મીએ જાતે આવીને કર ભરવો જોઈએ; તે પોતાના માણસ મારફત કરનાં નાણાં મોકલાવે તો તેનો ઇનકાર કરવો; જેના ઉપર કર આકારવામાં આવ્યો હોય તેણે પગપાળા કર ભરવા આવવું જોઈએ અને ઉભાં ઉભાં જ નાણાં આપવાં જોઈએ; તે વખતે ઉઘરાતદારે બેઠેલા જ રહેવું જોઈએ અને ઝિમ્મીની ઉપર પોતાના હાથ મૂકીને નાણાં ગણી લેવાં જોઇએ. તે વખતે તે બોલે, "હે ઝિમ્મી, તને મળેલી છૂટની કિંમત આપ."

સ્ત્રીઓ, ચૌદ વર્ષની નીચેની ઉંમરનાં બાળકો તથા ગુલામો આ કરમાંથી બાતલ હતાં. આંધળાં, અપંગ તથા ગાંડાં પાસેથી જો તેઓ ધનવાન હોય તો કર લેવામાં આવતો. સાધુઓ પણ જો ગરીબ હોય તો તેમને કરમાંથી બાતલ રાખવામાં આવતા પણ જો તેઓ કોઈ ધનસંપન્ન મઠમાં રહેતા હોય તો મઠના મહન્ત પાસેથી કરનાં નાણાં વસુલ કરવામાં આવતાં. કરનો આંકડો માણસની ચોક્કસ આવકના પ્રમાણમાં નક્કી કરવામાં નહોતો આવતો પરંતુ કર ભરનારાના મોટા મોટા ત્રણ વર્ગ પાડવામાં આવ્યા હતા. જેમની મિલકત બસો દિરહામ કરતાં વધારે ન અંકાય તેમને 'ગરીબ' વર્ગના ગણવામાં આવતા. બસોથી દસ હજાર દિરહામની વચ્ચેની મિલકતવાળા 'મધ્યમ' વર્ગના ગણાતા અને દસ હજારથી ઉપરની મિલકતવાળા 'શ્રીમંત' ગણાતા. નાણાવટી, કાપડિયા, જમીનદાર, વેપારી તથા વૈદ્ય-હકીમ એ શ્રીમંત વર્ગમાં ગણાતા ત્યારે દરજી, રંગારા, મોચી વગેરે કારીગર વર્ગને 'ગરીબ' વર્ગમાં ગણવામાં આવતા. એ વર્ગને તો પોતાનું અને પોતાનાં કુટુંબીજનોનું ભરણપોષણ કરતાં કાંઇ વધારો રહે તો જ કર આપવાનું રહેતું. તદ્દન મુફલીસ તથા ભિખારીઓ સ્વાભાવિક રીતેજ કરમાંથી બચી જતા.

જઝિયાનો દર : ત્રણ વર્ગનો કરનો આંકડો અનુક્રમે ૧૨, ૧૪ અને ૪૮ દિરહામ એટલે કે રૂ. ૩⅓, રૂ. ૬⅔ તથા રૂ. ૧૩⅓ એ પ્રમાણે ઠરાવવામાં આવ્યો હતો એટલે કે ગરીબ ઉપર કરનો બોજો તેમની કાચી આવકના ૬ ટકા જેટલો પડતો, મધ્યમ વર્ગ ઉપર ૬ થી ⅔ ટકા જેટલો પડતો અને શ્રીમંત વર્ગ ઉપર તો હજારે ૨⅔ થી પણ ઓછો આવતો. એટલે કે કરભારના આધુનિક સિદ્ધાન્તોનો આમાં ચોખ્ખો ભંગ થતો. જઝિયાનો સપાટો કોમના ગરીબ વર્ગ ઉપર સખ્ત લાગતો. માણસ દીઠ ઓછામાં ઓછો આંકડો રૂ. ૩⅓ નો હતો. સોળમી સદીના આખર ભાગની બજાર કિંમતે ગણીએ તો એટલી રકમમાં નવ મણ ઘઉંનો આટો આવે (અઈન. ૧.૬૩) એટલે કરનો નીચો આંકડો ગણીએ તો પણ રાજ્ય ગરીબ માણસ પાસેથી દર વર્ષે તેના એક વર્ષના ખોરાકની કિંમત જેટલી રકમ ધર્મની છૂટની કિંમત તરીકે લેતું. બીજું, સઘળા સરકારી અમલદારો કરમાંથી મુક્ત હતા, જો કે સમાજમાં પોતપોતાના વર્ગમાં તો એ લોકો સૌથી ધનિક હતા.

હિંદુસ્તાનમા, પહેલાંના મુસલમાન રાજ્યકર્તાઓના રાજ્યમાં બ્રાહ્મણ સિવાયના સઘળા હિંદુઓ ઉપર જઝિયા વેરો નાખવામા આવતો. મહમ્દ–બિન–કાસીમે સિંધમાં રાજદ્વારી ડહાપણની તથા રૈયતને રીઝવવાની દૃષ્ટિએ જે નીતિ અખત્યાર કરી હતી તે અનુસાર બ્રાહ્મણોને મુક્ત રાખવામાં આવ્યા હતા. ફિરોજશાહે પોતાની વૃદ્ધાવસ્થામાં એ અધિકાર પાછો ખેંચી લીધો હતો અને બીજા બીન–મુસલમાનોની માફક બ્રાહ્મણો ઉપર પણ તેણે આ કર નાંખ્યો હતો. અકબરની ડાહી રાજ્યનીતિમાં આ કર રદ કરવામાં આવ્યો હતો અને પોતાની રૈયતના અધિકાંશ વર્ગ ઉપરથી હીણપતની વરવી છાપ તેણે ભૂંસી નાંખી હતી ( ૧૫૭૯ ). એક સૈકા પછી ઔરંગઝેમે એ નીતિ ઉથલાવી નાંખી.

**જઝિયાની આકરી વસુલાતઃ હિંદુઓના વિરોધનું દમનઃ** ઈ. સ. ૧૬૭૯ ની બીજી એપ્રિલના રોજ શાહી ફરમાનથી આખી શહેનશાહતમાં બીન–મુસલમાનો ઉપર જઝિયા વેરો ફરી નાંખવામાં આવ્યો. શાહી તવારીખકારની નોંધ પ્રમાણે તેનો હેતુ "ઈસ્લામનો પ્રચાર કરવાનો તથા અધર્મી પ્રથાઓને દાબી દેવાનો" હતો. આ સમાચાર બહાર પડતાં જ, દિલ્હી તથા તેની આસપાસના પ્રદેશના હિંદુઓ સેંકડોની સંખ્યામાં જમા થયા અને જમના નદીને કિનારે મહેલના દર્શન માટેના ઝરૂખા આગળ ઉભા રહ્યા તથા વેરો પાછો ખેંચી લેવા માટે કળકળાટ કરવા લાગ્યા. પરંતુ તેમના આજીજીપૂર્વકના આક્રન્દને બાદશાહે ગણકાર્યું નહિ. બીજે શુક્રવારે જ્યારે જાહેર નમાઝ માટે બાદશાહની સવારી જુમ્મા મસજિદમાં જવા નીકળી ત્યારે કિલ્લાના દરવાજાથી તે મસજિદ સુધીનો આખો રસ્તો હિંદુ અરજદારોનાં ટોળેટોળાંથી ભરાઈ ગયો. દિલ્હી શહેરના તથા છાવણી બજારના દુકાનદારો તથા કારાગરો પણ પોતાનો વિરોધ જાહેર કરવા નીકળી પડ્યા હતા અને આ ટોળામાં ભળ્યા હતા. ચેતવણીઓ આપ્યા છતાં ટોળું વિખેરાયું નહિ. એક કલાક સુધી બાદશાહે રાહ જોઈ પણ ફોકટ. છેવટે તેણે ટોળાં ઉપર હાથી ચલાવવાનો હુકમ છોડ્યો. લોકો છુંદાઈ ગયા અને રસ્તો સાફ થયો, પરંતુ હિંદુઓનો વિરોધ અનેક દિવસો સુધી ચાલુ રહ્યો. આખરે બાદશાહની દૃઢતાનો વિજય થયો અને રૈયતે વિરોધ કરવાનું છોડી દીધું. આ નવો વેરો ડહાપણભરેલો નથી તથા સકળ માનવજાતિના એક જ પિતા છે અને એ પિતાની નજરમાં સઘળા સાચા ધર્મો સરખા જ છે એવી રીતની ઔરંગઝેબને વિનંતિવાળો તથા વિનીતતા અને દલીલોથી ભરેલો શિવાજીનો એક પત્ર પણ નિષ્ફળ ગયો.

જઝિયા વેરો નાંખીને, ઔરંગઝેબે દયાવૃત્તિની તેમજ રાજદ્વારી ડહાપણની દૃષ્ટિએ રજુ થતી દલીલોની અવગણના કરી હતી. મુગલ સત્તા નીચેના દખ્ખણમાં, ખાસ કરીને બુહાણપુરમાં વેરો કેવળ જબરદસ્તીથી જ વસુલ કરી શકાતો. પરંતુ ઔરંગઝેબ અડગ અને કડક રહ્યો અને શહેરના કોટવાલને ફરમાવ્યું કે વેરો ન ભરનારને સખત સજા કરવી. એની ધારી અસર થઈ અને મીર અબદુલ કરીમ જેવા કડક ઉઘરાતદારે આખા શહેરનો આ વેરાનો આંકડો રૂ. ૨૬,૦૦૦) હતો તેના ઉપરથી વધારીને ત્રણ મહિનાની અંદર ફક્ત અર્ધા શહેરનો આંકડો ચારગણા કરતાં વધારી મૂક્યો ( ૧૬૮૨ ). કોઈ દીવાનને પોતાના હરિફને બાદશાહની મહેરબાનીમાંથી ઉતારી પાડવો હોય તો તેણે એટલી ફરિયાદ જ કરવી રહી કે પેલાએ અમુક હિંદુઓને જઝિયા વેરો ભરવામાંથી મુક્તિ આપી હતી. બાદશાહ પેલા ઢીલા મહેસુલી અમલદારને ચોખ્ખું સંભળાવી દેતો, "બીજી તમામ જાતની મહેસુલની માફી આપવાની તમને છૂટ છે; પરંતુ કોઈ પણ માણસને જઝિયામાંથી મુક્તિ આપશો તો એ અધર્મ ( બિદાત ) થશે અને જઝિયાવેરો ઉઘરાવવાની આખી પદ્ધતિ અવ્યવસ્થિત થઈ જશે. અધર્મીઓ ઉપર એ વેરો નાંખવામા મહામુશીબતે હું ફત્તેહમંદ થયો છું."

વળી, આ વેરો બળજબરીથી વસુલ કરવામાં આવતો. તેના ડરથી દખ્ખણમાં હિંદુ વેપારીઓ રાજ્ય છોડીને ચાલ્યા જવા લાગ્યા અને તેથી શાહી લશ્કરની છાવણીમાં પણ અનાજની તંગી પડવા

માંડી ત્યારે એટલા પ્રદેશમાંથી જઝિયા ઉઘરાવવાનું મુલતવી રાખવાની તેના સેનાપતિએ સૂચના કરી તે ઔરંગઝેબે રદ કરી. પોતાના સૈનિકો ભલે ભૂખે મરે પણ તેથી શું અધર્મીઓ પાસેથી જઝિયાવેરો ઉઘરાવવાના કુરાનના ફરમાનનો ભંગ કરી પોતાનો રૂહ તેણે જોખમમાં નાંખવો ?

મુસલમાન ઉઘરાતદારો અને અમીનોનું એક ધાડું–સામાન્ય રીતે વિદ્વત્તા અને શાસ્ત્રવાદીત્વને માટે પંકાયેલા માણસોનું–કરની આકારણી અને વસુલાત માટે આખા દેશમાં પથરાઈ ગયું. તેમની સંખ્યા એટલી મોટી હતી કે દખ્ખણના ચાર પ્રાન્તોમાં ફરવા માટે તથા આ માણસો ખરાબર કામ કરે છે કે તે જોવા માટે જઝિયાખાતાનો એક મુખ્ય નિરીક્ષક સને ૧૬૮૭ માં નીમવામાં આવ્યો હતો.

**જઝિયાની અસર :** આ વેરાની આવક ઘણી મોટી હતી. દાખલા તરીકે ગુજરાત પ્રાન્તમાં વાર્ષિક પાંચ લાખ રૂપિયા ઉપજતા. કુલ મહેસૂલના ૩½ ટકા જેટલી એ રકમ થઈ. અહીં એ વસ્તુ ધ્યાનમાં લઈએ કે ગુજરાતમાં મુસલમાન કોમની વસ્તી મોટી હતી અને કુલ આવકમાં તેમનો ફાળો હતો, જો કે જઝિયામાં નહિ; અને વળી સુરત, ભરૂચ તથા ખંભાતનાં ધીકતાં બંદરોની જકાતની આવકને લીધે પ્રાન્તની કુલ આવકનો આંકડો મોટો થતો, તો મોટી ભૂલ કરવાના ભય વિના આપણે કહી શકીએ કે હિંદુ કોમને માટે તો રાજ્યને ભરવાની કુલ રકમના ⅓ ભાગ કરતાં વધારે મોટો ભાગ જઝિયા વેરાનો જ હતો. ઈસ્લામનો સ્વીકાર કરવાથી આ વધારાના કરમાંથી મુક્તિ મળતી.

જઝિયા વેરો ફરી દાખલ કરવામાં સરકારની ચોખ્ખી નીતિ હિંદુઓ ઉપર દબાણ લાવી મુસલમાનોની સંખ્યા વધારવાની જ હતી. ઔરંગઝેબના સમકાલીન મનૂચીએ નોંધ્યું છે કે "ઘણા હિંદુઓ જેઓ કર ભરવા અશક્ત હતા તેઓ ઉઘરાતદારોનાં અપમાનમાંથી છૂટકારો મેળવવાને માટે મુસલમાન થઈ ગયા......આ પ્રકારના કરના બોજાથી હિંદુઓને ઈસ્લામ સ્વીકારવાની ફરજ પડે તેથી ઔરંગઝેબને આનંદ થાય છે" (સ્ટોરિયા, ૨. ૨૩૪, ૪, ૧૧૭.).

**મુસ્લીમોના લાભમાં જકાતી ભેદનીતિ :** ૧૬૬૫ની ૧૦મી એપ્રીલે એક ખાસ કાયદો પસાર કરી વેચવા આવેલા માલ ઉપર મુસલમાનો માટે મૂળ કિંમતના ૨½ ટકા અને હિંદુ વેપારીઓ માટે ૫ ટકા જકાત લેવાનું ઠરાવ્યું. ૧૬૬૭ની ૯ મી મેએ મુસલમાન વેપારીઓ માટે જકાત તદ્દન દુર કરવામાં આવી પરંતુ હિંદુઓ પાસેથી તો જૂના ધોરણે જ લેવાનું ચાલુ રાખવામાં આવ્યું; બીજા સર્વ ધર્મો કરતાં એક ધર્મને મદદ કરવાની આ રાજકીય અનીતિ તો હતી જ એ ઉપરાંત રાજ્યની આવકને પણ સીધી રીતે ખૂબ ભારે ખોટ જતી અને હિંદુ વેપારીઓમાં પોતાનો માલ મુસ્લીમ વહેપારીઓના માલ તરીકે ઉતારવાનો લોભ જાગ્યો હતો તેથી રાજ્યને ખમવી પડતી ખોટ દિવસે દિવસે વધતી જતી હતી. આવી કંઈ લુચ્ચાઈ વેપારીઓ ન કરે એને માટે સ્થાનિક અમલદારોને ચેતતા રાખવા સારૂ કાઢવામાં આવેલું ખાસ ફરમાન એમ બતાવી આપે છે કે ઔરંગઝેબ પણ ઉપલા ભયથી અજાણ નહોતો અને છતાં અર્થશાસ્ત્રના નિયમો તથા દૃઢ મુત્સદ્દીપણાના શિક્ષણની અવગણના કરી એણે વેપારને કેવળ ધાર્મિક મતભેદના પાયા ઉપર નિર્ભય રાખ્યો. વટલાઈને મુસ્લીમ થયેલાઓને બક્ષિસો આપવાની અને બીનમુસ્લીમો જો મુસ્લીમ થઈ જાય તો તેમને સરકારી નોકરીઓ આપવાની લાલચ આપવી એ કાફરો ઉપર આર્થિક દબાણ મૂકવાની રાજ્યનીતિનું ત્રીજું સાધન હતું. સમસ્ત પ્રજા પાસેથી લીધેલા કરવેરાની રકમ રાજ્ય કરનાર લઘુમતિના ધર્મનો પ્રચાર કરવાને ખર્ચાતી. પૈસા આપીને, માનચાંદ આપીને, સરકારી હોદ્દાઓ આપીને, કારાવાસોમાંથી મુક્ત કરીને અથવા તો તકરારી મિલકતનો વારસો સોંપીને કાફરોને રાજ્યધર્મ સ્વીકારવાની લાંચ આપવામાં આવતી. હિંદુઓને સરકારી નોકરીઓ આપવામાં આવતી નહિ. ઘણા જૂના કાળથી મહેસૂલી ખાતામાં લખી વાંચી શકતા મધ્યમ વર્ગના

હિંદુઓ નોકરી કરી આજીવિકા મેળવતા. ઔરંગઝેબના જમાનામાં 'મુસલમાન થાય તો નોકરી માટે' એ એક કહેવત જેવું વાક્ય થઈ ગયું હતું.

૧૬૭૧માં એવો કાયદો કરવામાં આવ્યો કે રાજ્યના મહેસૂલી અમલદારો મુસલમાનજ હોવા જોઈએ અને બધા સૂબાઓ તથા તાલુકદારોને પોતાના હિંદુ પેશકાર ( કારકુન ) અને હિસાબનીશોને કાઢી મૂકી તે જગ્યાઓએ મુસલમાનોને નીમવા હુકમ કર્યો. રાજ્યનો તે વખતનો ઇતિહાસકાર સાચી રીતે જણાવે છે કે "કલમને એક ઝપાટે' એણે પોતાની નોકરીમાંથી બધા હિંદુ કારકુનોને કાઢી મૂક્યા. (એમ. એ. ૫૨૮). પ્રાન્તિક સૂબાઓના હિંદુ પેશકારોને નોકરીમાંથી કાઢી મૂક્યા પછી રાજ્ય ચલાવવું અશક્ય લાગ્યું છતાં કેટલી જગાએ જિલ્લાના મહેસૂલી અમલદારની જગ્યાએ મુસ્લીમ અમલદારોની નિમણૂક કરવામાં આવી. પાછળથી તો બાદશાહને જરુરિયાત આગળ એટલું બધું નમતું આપવું પડ્યું કે મહેસૂલી ખાતામાં અને તીજોરીમાં અડધા પેશકારો હિંદુ અને અડધા મુસલમાન રાખવા પડ્યા. હિંદુઓને પોતાના ધર્મમાંથી ચલાવવાના બીજા પ્રલોભનો હતાં. બાદશાહની આજ્ઞાથી કેટલાક વટલાઈ ગયેલા હિંદુઓને હાથી ઉપર બેસાડી નિશાન ડંકા સાથે સરઘસના આકારમાં શહેરમાં ફેરવવામાં આવતા. બીજાઓને ઓછામાં ઓછા ચાર આના રોજી આપવામાં આવતી. નવા થયેલા મુસલમાનોમાંના ઘણા ખરાને વટલાઈ ગયા પછી એક મહીના સુધી રોટી ખર્ચ આપવામાં આવતું અને પછી સરપાવ આપી વિદાય આપવામાં આવતી. બધા પ્રાન્તોમાં આ જાતનો સામાન્ય નિયમ હતો.

૧૬૯૫ના માર્ચમાં રાજપૂત સિવાય બધા હિંદુઓને પાલખીમાં બેસવાની હાથી કે સાજ સજેલા ઘોડા ઉપર સવારી કરવાની અને હથિયાર ધારણ કરવાની મનાઈ કરવામાં આવી.

હિંદુઓના મેળાઓ બંધ કર્યા: વર્ષના અમુક દિવસોએ સમસ્ત ભારતવર્ષમાં હિંદુઓ પોતાના ધાર્મિક સ્થાનોએ મેળાઓ ભરતા. પુરુષો, સ્ત્રીઓ અને બાળકો પવિત્ર જળાશયોમાં નાહવા, મૂર્તિઓની પૂજા કરવા, ધાર્મિક વિધિઓ કરવા, મોટી સંખ્યામાં એકઠા થતા એતો ખરું પણ મેળાઓમાં મુખ્ય વસ્તુ તો એ હતી કે વેપારીઓએ દુકાનોમાં મૂકેલી વસ્તુઓની ખરીદી કરવી. ખાસ કરીને ગામડાંની સ્ત્રીઓ માટે આખા વર્ષમાં બહાર નીકળવાનો અને જીવનના શ્રમમાંથી મુક્ત થવાનો આજ એક પ્રસંગ હતો. અહીં તેઓ પોતાના દૂરના સગાં વહાલાં અને જ્ઞાતિલાઓને મળતાં અને આનંદ માનતા. હિંદુઓની પેઠે મુસલમાનો પણ આવા મેળામાં આવતા. તેઓ પણ આનંદ કરતા, વેપાર કરતા અને બંદગી પણ કરતાં, પરંતુ હિંદુઓ કરતાં કંઈક ઓછા પ્રમાણમાં. વેપારીઓનો વેપાર બહુ ધમધોકાર ચાલતો. દરેક પ્રાંતમાં મોગલ સરકારને આવા પ્રસંગોએ ભોંયભાડા તથા બીજા કર તરીકે ભારે રકમ મળતી. આવી જાતનો એક મેળો માળવાના એક ગામડા પાસેના તળાવ ઉપર ઈ. સ. ના ૧૪ મા શતક સુધી ભરાતો પણ ફીરોઝશા તઘલખે લોહીની છોળો ઉછળાવી એ બંધ કરી દીધો. ઔરંગઝેબે પણ એ રાજ્યનીતિને અનુસરી ૧૬૬૮માં પોતાના આખા રાજ્યમાં આવા મેળાઓ બંધ કર્યા. હિંદુઓના હોળી અને દિવાળીના તહેવારો બજાર બહાર અને તે અમુક સીમામાં રહીનેજ ઉજવવા દેવામાં આવતા.

## ૬. બા. ઔરંગઝેબને શિવાજી મહારાજનો પત્ર.

જઝિયાવેરો એ હિંદુઓને અપમાન કરનાર કર છે, હિંદુત્વને હણવા માટે એક ધર્માંધ સત્તાધારીનું શસ્ત્ર છે અને એ ધર્માંધ ઔરંગઝેબનો હિંદુઓને પડકાર હતો એમ શિવાજી મહારાજ માનતા હતા. હિંદુઓનો આવી રીતનો છળ જોઈ મહારાજને ભારે દુઃખ થયું. હિંદુઓ ઉપરનો આ જુલમ જોઈ મહારાજને ભારે ખેદ થયો અને એમણે મુગલ શહેનશાહ આલમગીરને આ કરના સંબંધમાં એક પત્ર લખવાનો વિચાર કર્યો. ઈ. સ. ૧૬૭૯ની આખરમાં શિવાજી મહારાજે જઝિયાવેરાનો વિરોધ કરતો પત્ર બાદશાહ ઔરંગઝેબને લખી મોકલ્યો હતો.

' શહેનશાહ આલમગીર,

લી. આપનો દૃઢનિશ્ચયી અને સદાનો શુભેચ્છક શિવાજી રાજા પરમેશ્વરની કૃપા માટે તથા શહેનશાહની મહેર નજર માટે પ્રભુના ગુણગાન ગાઈ તેનો પાડ માને છે અને શહેનશાહ આલમગીરને ચરણે આદરપૂર્વક સાદર કરવાની રજા લે છે કે આપની પાસેથી રજા લીધા સિવાય આ સેવકને ચાલ્યા આવવું પડયું હતું એ એક કમનસીબ બનાવ હતો એવું સેવક માને છે અને નમ્રતાથી જણાવે છે કે આપનો આ સેવક બધી શકય અને સમુચિત સેવા બજાવવા તૈયાર રહેશે.

' મારી સાથે આપને જે યુદ્ધો કરવાં પડ્યાં છે અને જે લડાઈઓ આપને લડવી પડી છે તેમાં બાદશાહી દ્રવ્યભંડાર ખાલી થઈ ગયો છે તેથી બાદશાહી જરુરિયાતો પૂરી પાડવા માટે જે નાણાં જોઈએ તે હિંદુઓ ઉપર જઝિયાવેરો નાંખીને એટલે હિંદુઓને નીચોવીને ભેગા કરવાના હુકમો આપે કાઢયા છે એવી ખબર મને હમણાં મળી છે. આ સંબંધમાં થોડી બીના હું શહેનશાહ સમક્ષ રજૂ કરવાની રજા લઉં છું. શહેનશાહ આલમગીરને રોશન થાય કે મુગલવંશના એ નામીચા બાદશાહ મહાન અકબરે પર વરસ સુધી રાજ્ય કર્યું હતું. પોતાના અમલ દરમિયાન આ ભલા બાદશાહે ખ્રીસ્તી, યાહુદી, મુસલમાન, દાદુપંથી, આકાશપૂજક, જડવાદી, બ્રાહ્મણ, જૈનો વગેરે પ્રત્યે નિષ્પક્ષપાત અને પ્રશંસાપાત્ર રાજનીતિ અખત્યાર કરી હતી. આમ કરવામાં એ દિલસોજ અને દરિયાવ દિલના બાદશાહનો હેતુ તમામ રૈયતને રક્ષણ આપવાનો હતો. આવી ઉદાર રાજનીતિને લીધેજ એ જગદ્ગુરુના પ્રખ્યાત નામથી પૂજાય છે અને સૌ કોઈ તેના ગુણગાન ગાઈ રહ્યા છે. ધર્મસહિષ્ણુતાની નીતિ અને સદ્ગુણને લીધેજ અકબર બાદશાહે આ દેશની પ્રજાના હૈયામાં સ્થાન મેળવ્યું છે. આજે પણ તે પ્રજાના હૃદયમાં જીવતા છે.

'ત્યાર પછી શહેનશાહ જહાંગીરે આ પૃથ્વી અને તેના વાસીઓને ૨૨ વરસ સુધી પોતાની શીતળ છાયા નીચે રાખ્યા હતા. આ બાદશાહે પ્રેમથી પોતાના સ્નેહીઓના દિલ જીતી લીધાં હતાં અને પોતાના યશસ્વી આચરણોથી ધારી બાજી પેશ પહોંચાડી હતી. પછી શહેનશાહ શાહજહાનના અમલનો સૂર્ય, સતત ૩૨ વરસ સુધી તપ્યો અને એણે એના સુંદર અમલથી આખી આલમને અજવાળી મૂકી. શહેનશાહ શાહજહાને પોતાના આચરણોથી સ્વર્ગનું સુખ મેળવી લીધું અને સ્વર્ગ એટલે તો પોતાના આચરણોને લીધે જીવનમાં દુનિયા ઉપરની ભલાઈના બદલામાં મળેલું શુભ નામ અને ઉજ્વળ પ્રતિષ્ઠા એજ છે ને ? કહ્યું છે કેઃ—

'જે માણસ ઉજ્વળકીર્તિ અને શુભનામ પોતાના આચરણોથી જીવનમાં સંપાદન કરી શકે છે તે ત્રણ કાળ સુધી પહોંચે એવી અમુલ્ય દોલત મેળવે છે, કારણકે મનુષ્યના શુભ આચરણો તેના મૃત્યુ પછી તેના શુભ નામનું સ્મરણ કરાવે છે અને એ રીતે એને ચિરકાળ જીવતો રાખે છે.'

'આવી લોકપ્રિય અને ઉદાર રાજનીતિનું મંગળ પરિણામ તો એ આવ્યું કે જ્યારે જ્યારે શહેનશાહ અકબરે વિજય અને યશની ઈચ્છા કરી ત્યારે ત્યારે વિજય અને યશ એમના કદમોમાં આવીને ખડાં થયાં. એમની કારકિર્દીમાં અનેક રાજ્યો અને કિલ્લાઓ હસ્તગત કર્યા અને એમણે મુગલાઈની આલેશાન ઈમારત ખડી કરી. મુગલ વંશના એ યશસ્વી બાદશાહોની રાજનીતિને આજે શહેનશાહ આલમગીર નથી અનુસરતો, પોતાના વડવાઓને પગલે એ નથી ચાલતો છતાં એ મુગલ શહેનશાહ હજુએ સાર્વભૌમ સત્તા ભોગવે છે એટલા ઉપરથી પણ એ યશસ્વી શહેનશાહોના વૈભવ અને સત્તાનો ખ્યાલ આવી રહે છે. એ શકિતવાળા શહેનશાહોમાં પણ જઝિયાવેરો નાંખવાની તાકાત હતી પણ તે

પોતાના હૃદયમાં ધર્માંધપણાને સ્થાન નહોતું આપ્યું. એમણે તો ખુદાએ સર્જેલા, માલીકે પેદા કરેલા નાના મોટાં બધાંઓને સરખા ગણ્યાં. એમણે તો જુદા જુદા ધર્મો અને જુદી જુદી માન્યતાઓ, એ પ્રભુની સ્વાભાવિક લીલા છે એમ માની લીધું હતું. આજે એ બાદશાહોની મમતા અને દયાવૃત્તિ, તેમની સહિષ્ણુતા અને તેમની ઉપકારવૃત્તિ, એ બધાં તેમના સ્મારક તરીકે જમાનાના ઇતિહાસના પાનાઓ ઉપર સુવર્ણાક્ષરે ચમકી રહ્યા છે. ઉપર જણાવેલા ત્રણ મહાન બાદશાહોના પવિત્ર હૃદયો માટે નાના મોટા સમસ્ત માનવજાતના દિલમાં પ્રાર્થના અને પ્રશંસાના ફૂઆરા ફૂટી રહ્યા છે. અભ્યુદય એ માણસની શુભ વાંછનાનું પરિણામ છે એટલેજ આ શહેનશાહોની કારકીર્દિ દરમિયાન પ્રભુના બધા બાળકોને શાન્તિ અને સલામતીના પારણામાં સુખે મીઠી નિદ્રા મળવાનું સદ્‌ભાગ્ય સાંપડનાં એ બાદશાહોનો યશવૈભવ વધ્યો અને તેમનું શુભ નામ વિશ્વમાં વ્યાપી રહ્યું, પણ શહેનશાહ ! આપના રાજ્યમાં કેટલાએ કિલ્લાઓ અને પ્રાંતો આપના હાથમાંથી જતા રહ્યા છે. બાકીના પ્રદેશની પણ એજ દશા નિર્માઈ છે કારણ કે તમારા એ દેશો જીતી લેવાના મારા પ્રયાસમાં હું જરાએ શિથિલ બનવાનો નથી. આપના દરેક ગામની ઉપજ ઘટી ગઈ છે. એક લાખની જગાએ આજે તો માંડ માંડ એક હજાર વસુલ કરી શકાય છે. જ્યાં એક હજાર લેવાના હોય છે ત્યા બહુ જ મુશ્કેલીથી દસ મેળવી શકાય છે. ગરિબાઈ અને લાચારીએ જ્યારે શહેનશાહો અને શાહજાદાઓના મહેલમાં વાસો કર્યો છે ત્યારે અમલદારો, અધિકારીઓ અને અમીરોની શી દશા હશે તેનો ખ્યાલ આવી શકે છે. આપનું રાજ્ય એ અરાજકતા અને અંધાધુધીનો નમૂનો બની રહ્યું છે, જેમાં શહેનશાહી સિપાહીઓ ઉશ્કેરાઈને લૂંટો ચલાવી રહ્યા છે, રાજ્યના વેપારીઓ પોકાર પાડી રહ્યા છે અને હિંદુઓ જુલમની ચક્કીમાં પીલાઈ રહ્યા છે. રાજ્યમાં અસંખ્ય માણસો આખો દિવસ કાળી મજૂરી કર્યા પછી રાત્રે પેટ પૂરતું ખાવાનું ન પામવાથી નિરાશામાં ભીંત સાથે માથાં પછાડી રહ્યાં છે અને દિવસે તમાચા મારી મોં લાલ રાખી ફર્યા કરે છે. શહેનશાહ આલમગીર ! તમારા રાજ્યની આ હાલતમાં હિંદુઓ ઉપર જઝિયાનો કર લાદવાનું આપને કેમ સૂઝી શકે છે ? આ કૃત્યથી આપની અપકીર્તિ ચારે દિશામાં વીજળીવેગે પ્રસરી જશે અને તવારીખોમાં લખાઈ જશે કે હિંદુસ્તાનનો આલમગીર બાદશાહ બ્રાહ્મણ અને જૈન સાધુઓ પાસેથી, સંન્યાસી અને વૈરાગીઓ પાસેથી, કંગાળ અને ભીખારીઓ પાસેથી, અરે ભૂખે મરતા ક્ષુધાતુરો પાસેથી, દુકાળપીડિતો અને બેહાલ પ્રજાજનો પાસેથી જઝિયા વેરો ઉઘરાવે છે ! તવારીખની કાળી કટારોમાં કાળા અક્ષરોએ કોતરાઈ જશે કે શહેનશાહ આલમગીર ભૂખ્યા તરસ્યા માણસોના મોંમાંથી અનાજનો કોળિયો ઝુંટાવી લેવામાં પોતાનું શૌર્ય બતાવી રહ્યો છે ! ઔરંગઝેબ ! તારા આ કૃત્યથી તૈમુરકુળના નામને અને કીર્તિને ઝાંખપ લાગશે, કાળા ડાઘ લાગશે.

'શહેનશાહ સલામત ! આપ જો કુરાનમાં માનતા હો, આપને જો પયગમ્બરના વચનોમાં વિશ્વાસ હોય તો તેમાં લખ્યું છે કે ખુદા રબ્બુલ-આલમીન છે અને નહિ કે રબ્બુલ-મુસલમીન. ખુદા તો સર્વ માણસોનો ખુદા છે નહિ કે એકલા મુસલમાનોનો અને મુસલમાન તથા હિંદુ એ બન્ને શું છે ? એ બન્ને જુદા જુદા શબ્દોજ છે. ખરું જોતાં ખુદા નામના ચિતારાએ તેની આ દુનિયાની છબીને, જુદા જુદા રંગોની મેળવણીથી પોતાની આબાદ તસ્વીર બનાવવા યોજેલા એ જુદા જુદા રંગો છે. મસજિદ હોય તોએ તેના નામનીજ બંદગી થાય છે અને મંદિર હોય તોપણ તેના નામ સ્મરણાર્થે વાજીંત્ર વાગી રહે છે, એટલે કે કોઈ એક ધર્મ અથવા માન્યતા માટે અંધ પક્ષપાત બતાવવો એ ખુદાના પાક ફરમાનનો ભંગ કરવા સમાન છે. ખુદાની એ છબી ઉપર નવી રેખાઓ આંકવી કે નવા રંગો પૂરવા એતો ખુદાની ભૂલો કાઢવા બરાબર છે. ન્યાયની દષ્ટિએ જોતાં પણ જઝિયાવેરો એ ભારે અન્યાય છે. × × × × × × × × લોકોને કચડવામાંજ ઇસ્લામની રક્ષા થશે એમ આપ માનતા હો અને હિંદુઓ ઉપર જુલમ ગુજારવામાંજ જો ઇસ્લામની રક્ષા રહેલી છે એમ આપ માનતા હો તો

હું આપને જણાવીશ કે આપે જઝિયાવેરો સૌથી પહેલાં તો હિંદુઓના શિરોમણિ રાણા રાજસિંહ પાસેથી વસુલ કરવો જોઈએ અને તે પછી મારી પાસેથી. હું તો આપની સેવામાંજ છું એટલે મારી પાસેથી તે ઉઘરાવવાનું કામ આપને માટે જરાયે મુશ્કેલ નથી. શહેનશાહ આલમગીર ! આપ સાચેજ માનજો કે કીડીમંકોડીને પગ તળે છુંદવામાં શૌર્ય કે બહાદુરી નથી.

'શહેનશાહ ! આપના અમલદારોની વિચિત્ર વફાદારી જોઈ હું તો આશ્ચર્યચકિત થયો છું. આપના અમલદારો આપને સાચી વસ્તુસ્થિતિથી વાકેફ જ કરતા નથી. રાજ્યમાં ચોમેર સળગી રહેલી આગને આપના અમલદારો ઘાસથી ઢાંકવાનો પ્રયત્ન કરી રહ્યા છે.'

## ૭. ફરી પાછા બિજાપુર તરફ.

જાલનાપુરની લૂંટનો માલ લઈ જતાં મુગલો સાથેનો સંગમનેરનો સંગ્રામ પતાવી મહારાજ પોતાના લશ્કર સાથે વિશ્રામગઢમાં વિશ્રામ લેવા રોકાયા હતા ત્યાં સીદી મસાઉદનો મદદ માટે પત્ર આવ્યો. એણે મદદ માટે ભારે કાલાવાલા કર્યા અને બહુ આગ્રહની વિનંતિ ગુજારી હતી. મસાઉદની વિનંતિની મહારાજના મન ઉપર અસર થઈ અને એમણે તરતજ પોતાનું લશ્કર સર નોબત હંબીરરાવ મોહિતેની સરદારી નીચે બિજાપુર તરફ રવાના કર્યું હતું.

બિજાપુરની મદદે શિવાજી મહારાજે મરાઠા લશ્કર રવાના કર્યાની ખબર મુગલોને મળી હતી એટલે તેને અટકાવવા માટે સરદાર રણમસ્તખાનને મુગલોએ ૮૦૦૦ સવાર આપીને મોકલ્યો. એણે રસ્તામાં જ હંબીરરાવ ઉપર હલ્લો કર્યો. હંબીરરાવ કંઈ મુગલોથી જાય એવો ન હતો. એણે રણમસ્તખાન સાથે લડાઈ કરી. બન્ને જીદ ઉપર ચઢ્યા. આખરે મરાઠાઓનો મારો સખત અને અસહ્ય થઈ પડવાથી મુગલ લશ્કર અવ્યવસ્થિત થઈ ગયું અને નાસવા લાગ્યું. મુગલ લશ્કરનો પરાજય કરી હંબીરરાવ દિલેરખાનની છાવણી તરફ ગયો. વારંવાર છાવણી ઉપર છાપા મારીને એ મુગલ લશ્કરને થકવવા લાગ્યો. મુગલ લશ્કરની રસદ મરાઠાઓએ અટકાવી. દાણા, ઘાસ, બળતણ વગેરે રોજની જરુરિયાત મરાઠાઓ અટકાવવા લાગ્યા એટલે દિલેરખાનની છાવણીમાં હાહાકાર થઈ ગયો. ઘોડા, બળદ અને યુદ્ધમાં ઉપયોગી બીજાં જનાવરો ઘાસ ચારા વગર મરવા લાગ્યાં. આવી દુર્દશા હંબીરરાવે દિલેરખાનના લશ્કરની કરી નાંખી, ત્યારે એ છાવણી ઉઠાવીને ઔરંગાબાદ પાછો ગયો. હંબીરરાવ પણ તેની પૂંઠે પડ્યો હતો. મુગલ લશ્કર ઔરંગાબાદ પહોંચ્યું ત્યાં સુધી હબીરરાવે એની પૂંઠ પકડી હતી. ભીમા નદી નજીક મુગલ લશ્કર સાથે દિલેરખાન આવ્યો એટલે હંબીરરાવે એના ઉપર ધસારો કર્યો. મરાઠાઓએ કતલ શરૂ કરી. કેટલાક પઠાણ યોદ્ધાઓ રણમાં પડ્યા. આખરે નાસતા ભાગતા મુગલો ઔરંગાબાદ જઈ પહોંચ્યા.

દિલેરખાન પાછો હઠયો હતો. પોતાના ઘણા સિપાહીઓ એણે ખોયા હતા છતાં એ નરમ પડ્યો ન હતો. લડાઈની મોસમ આવતાં જ એણે પોતાનું લશ્કર તૈયાર કર્યું અને બિજાપુર સરકારનો મુલક લૂંટવાનું કામ હાથ ધર્યું. આ ચડાઈઓમાં એણે બહુ અત્યાચારો કર્યા. મુગલોના જુલમ, ત્રાસ અને અત્યાચારોમાંથી બચવા માટે ઘણી હિંદુ અને મુસલમાન સ્ત્રીઓએ આત્મહત્યા કરી. કેટલેક ઠેકાણે તો ગામના ગામ બાળીને એણે ઉજ્જડ કર્યાં. આ ગામોમાંથી ઘણા હિંદુઓને ગિરફતાર કરીને એમને ગુલામ બનાવ્યા.

અથણી શહેર એણે લૂંટયું અને બાળી ભસ્મ કર્યું. અથણીમાંથી પણ ઘણા હિંદુઓને એણે કેદ કર્યા અને તે બધાંને એણે ગુલામ બનાવ્યા. શંભાજી આ વખતે એની સાથે હતો. તેને દિલેરના આટલી હદ સુધીના અત્યાચારો ન ગમ્યા. ત્યાંથી આગળ વધીને દિલેર કર્ણાટકમાં પેઠો અને ત્યાં લૂંટ

શરૂ કરી. મુગલોએ પોતાના લશ્કરના બે ભાગ કરી બે દિશાએ મોકલ્યા અને મરાઠાના મુલકમાં તોફાન શરૂ કર્યાં. જનાર્દનપંતને ખબર મળતાંજ એ મરાઠા લશ્કર લઈને નીકળ્યો અને એણે તથા હંબીરરાવે મળીને મરાઠા લશ્કરની એક ટોળીની સાથે લડાઈ કરી તેનો પરાજય કર્યો. પછીથી એમણે બીજી ટુકડીને પણ હરાવી.

## ૮. મહારાજે બિજાપુરની બગડી બાજી સુધારી.

બિજાપુરને આફતમાંથી ઉગારવા માટે મહારાજે તનતોડ મહેનત કરી હતી. મહારાજની મદદ હતી તેથીજ આખરે ૧૬૮૦ની સાલમાં આદિલશાહી અને મુગલો વચ્ચે સલાહ થઈ. બિજાપુરની એમાં જીતજ હતી. બિજાપુરના સરદારોએ અને આદિલશાહી પ્રજાએ આ વિજયના ઉત્સવો કર્યા. શિવાજી મહારાજને આદિલશાહી દરબાર તરફથી આભારદર્શક પત્ર લખાયો હતો. એ પત્રનો સાર નીચે મુજબ છે :—

'અમારી પડતી વખતે આપ અમારી પડખે રહ્યા તે ઉપકાર અમારાથી ન ભૂલાય. અમો અમારા શત્રુ મુગલોના કાળજડબામાંથી મુક્ત થયા એ પ્રતાપ બધા આપનાજ છે એવું અમો અમારા ખરા અંતઃકરણથી માનીએ છીએ. જે વખતે અમને મદદની ખરેખરી જરુર હતી તે વખતે તમે અમને બળ આપ્યું અને મદદ કરી એ આપની ઉદારતાને માટે આદિલશાહી આપનો આભાર માને છે. આ રાજ્યના નામીચા વફાદાર સરદાર સિંહાજીના આપ પુત્ર છો અને આપના પિતાએ જે સલ્તનતની ઈજ્જત વધારી હતી તે સલ્તનતને આપે પડતી બચાવી આદિલશાહીનાં મન જીતી લીધાં છે. આપના સ્વર્ગવાસી પિતાએ આ સલ્તનતની ભારે સેવા કરી છે. એમણે રાજ્યની સત્તા વધારવા બેહદ શ્રમ લીધો હતો. આપે ગઈ ગુજરી ભૂલીને તેનો વિચાર કર્યો એથી તો આપ પિતાના ઋણમાંથી પણ ઘણે દરજ્જે મુક્ત થયા છો. આપની સાથે અમારે જે બિયાબારૂં હતું તે હવે મટી ગયું છે. આપની સાથેના વિરોધને લીધે આ સલ્તનતે આપના પિતા ઉપર ભારે ત્રાસ ગુજાર્યો હતો છતાં એ અપકાર ભૂલી જઈ આપે સલ્તનત ઉપર ભારે ઉપકાર કર્યા એ આપની ખાનદાની અને હૃદયની વિશાળતા ઉપર અમો આફરીન છીએ. આપ આ સલ્તનતના રક્ષક છો. આપનો ઉપકાર અમો કદાપિ ભૂલીશું નહિ.' આવી મતલબનો પત્ર લખી બિજાપુર સરકારે પોતાના વકીલ સાથે તે શિવાજી મહારાજ તરફ રવાના કર્યો. આ પત્ર સાથે સુલતાને મહારાજને કીમતી પોશાક, ઝવેરાત, હાથી, ઘોડા વગેરેનું નજરાણું મોકલ્યું હતું. આ આભારદર્શક પત્રના જવાબમાં મહારાજે જણાવ્યું કે 'મેં આપની બાદશાહીના ઘણા પ્રાન્તો કબજે કરવા છતાં, મારા તીર્થસ્વરૂપ પિતાજી મારા કાર્યમાં સહાયભુત નહિ હોવાની આપની ખાતરી થયા પછી તેમને અર્પણ કરેલી જાગીર અદ્યાપિપર્યંત આપે કાયમ રાખીને, તેમનું અને તેમના પુત્રનું સન્માન કર્યું છે તેથી અમારા કુટુંબ ઉપર આપનો મોટો ઉપકાર થયો છે. આજ પર્યંત આપનાજ આશ્રયથી મારી ઉન્નતિ થઈ છે. મારી સંપત્તિ અને લશ્કર આપના ઉપયોગમાં આવશે તો મારા જીવનને ધન્ય માનીશ. આપની સરકારનું લશ્કરીબળ વિશેષ હોવાથી આપને વિજય પ્રાપ્ત થયો છે. મેં તો બનતી મદદ કરી છે. ભવિષ્યમાં સંકટ સમયે સહાયતાની જરુર જણાતાં અવશ્ય લખશો, મનમાં જુદાઈ રાખશો નહિ.'

આદિલશાહી સરદારોની ઈચ્છા શિવાજી મહારાજને પોતાને ત્યાં બોલાવી એમણે અણી વખતે જે મદદ કરી છે તે માટે એમને માન આપવાની હતી તેથી શિવાજી મહારાજને બિજાપુર બોલાવવા એમણે સુલતાન સિકંદરશાહને વિનંતિ કરી. શિવાજી મહારાજે સૂચવેલી શરતોની બાદશાહી સનદ હજુ એમને આપવામાં આવી ન હતી એટલે સુલતાને આ સનદ માટે તથા બીજા કામોને માટે બિજાપુર પધારવા મહારાજને આગ્રહનું આમંત્રણ મોકલ્યું. મહારાજે સુલતાનનું આમંત્રણ સ્વીકાર્યું

અને નક્કી કરેલે દિવસે બિજાપુર ગયા. પોતાના લાવલશ્કર સાથે શિવાજી મહારાજ પૂર દમામ અને ભપકામાં બિજાપુર ગયા. આદિલશાહી સરકારે એમને સલ્તનતના રક્ષક ગણીને બહુ ભારે માન આપ્યું. આદિલશાહીને પાયામાંથી હલાવનાર, આદિલશાહીની સત્તા તોડનાર, આદિલશાહીનો મદ ઉતારનાર શિવાજી મહારાજ હતા એ આ વખતે પ્રજા ભૂલી ગઈ હતી. પોતાના વહાલા શહેરનું અને સલ્તનતનું જેણે રક્ષણ કર્યું તે પ્રતાપી પુરુષ શિવાજી મહારાજ હતા એ ધ્યાનમાં રાખીને એમને અંતરના વહાલથી પ્રજાએ વધાવ્યા હતા. સલ્તનતના સરદારો, અમલદારો અને જવાબદાર પુરુષોએ આ માનીતા મહેમાનને ભારે માન આપ્યું હતું. સુલતાન સિકંદરે પણ શિવાજી મહારાજને માન આપ્યું અને એમણે આદિલશાહી ઉપર કરેલા ઉપકારથી આખી આદિલશાહી પ્રજા એમના ઉપકાર નીચે દબાયેલી છે એ જાહેર કર્યું. ત્યાર પછી નીચેની શરતોવાળી સનદ સુલતાને શ્રી. શિવાજી મહારાજને એનાયત કરી.

શરતો—૧. કોપલ અને બેલવાડીની આસપાસનો મુલક શિવાજી મહારાજને સ્વાધીન કરવામાં આવે છે. ૨. દ્રાવિડ દેશમાં જે મુલક શિવાજી મહારાજે કબજે કર્યો છે તે ઉપર આદિલશાહી કોઈપણ પ્રકારનો હક માગશે નહિ. ૩. સ્વ. સિંહાજી રાજાને આપેલી જાગીરને નુકસાન કરે એવા પ્રાંત ઉપર આદિલશાહી કોઈપણ પ્રકારની સત્તા રાખશે નહિ. ૪. જ્યારે જ્યારે પ્રસંગ આવી પડે અને જરુર જણાય ત્યારે ત્યારે બન્નેએ એક બીજાને મદદ કરવી.

મહારાજે સુલતાનની મહેમાની સ્વીકારી બિજાપુરી દરબાર અને બિજાપુરની પ્રજાને ખુશ કરી.

## ૯. શિવાજી મહારાજનો સ્વર્ગવાસ.

આવી રીતે શિવાજી મહારાજનો ચારે તરફ જયજયકાર થયો. ઈ. સ. ૧૬૮૦ ના માર્ચ માસના પહેલા પખવાડિયામાં મહારાજે પોતાના નાના પુત્ર રાજારામનું લગ્ન બહુ ધામધુમથી રાયગઢ મુકામે પ્રતાપરાવ ગુજ્જરની દિકરી જોડે કર્યું. આ અતિ આનંદના પ્રસંગ પછી થોડા જ દિવસમાં મહારાજ માંદા પડ્યા.

શિવાજી મહારાજને લાગ્યું કે નવા રાજ્યની તિજોરી પૂરેપુરી તર રાખવી જોઈએ. કર્ણાટક વગેરે મુલકોમાંથી મહારાજ પુષ્કળ ધન લાવ્યા હતા પણ ધીમે ધીમે મહારાજનો વિચાર મહારાષ્ટ્રમાંથી મુસલમાની સત્તાનો કાંટો નરમ કરી હિંદુસ્થાનમાં મહારાષ્ટ્ર બહાર પણ હિંદુત્વ રક્ષણ માટે ઘટિત બંદોબસ્ત કરવાનો હતો. પોતાની સત્તા વધાર્યા સિવાય એ કામ બને એવું નહતું. રાજસત્તાથી જ આ કામ શક્ય હતું એટલે આ કામ માટે અઢળક ધનની જરુર હતી. ધનભંડાર બરોબર ભર્યા પછી હિંદુઓનાં દુઃખો દૂર કરવા માટે, હિંદુત્વ ઉપર થતા અત્યાચારો અને આક્રમણો અટકાવવા માટે અને પ્રજાને સુખી કરવા માટે સ્થાપન કરેલા હિંદવી સ્વરાજ્યની મર્યાદા વધારવા મહારાજનો વિચાર હતો. આ કામને માટે જોઈતાં નાણાં શી રીતે મેળવવાં એનો મહારાજ વિચાર કરી રહ્યા હતા એટલામાં જ ખબર આવી કે દિલ્હીથી ભારે ખજાનો લશ્કરી ટુકડી સાથે ઔરંગાબાદ માટે નીકળી ચૂક્યો છે અને તે મજલ દરમજલ કૂચ કરતો ઔરંગાબાદ તરફ આવી રહ્યો છે. મહારાજે એ ખજાનો કબજે કરવાનો વિચાર કર્યો. મહારાજે પોતાના લશ્કરમાંથી ઘોડેસવારોની ચુંટણી કરી અને સુંદરમાં સુંદર કસાયેલા યોદ્ધાઓની એક ટુકડી તૈયાર કરી. દિલ્હીથી આવતા મુગલ ખજાનાની ખબરો છૂપી રીતે મેળવવાની મહારાજે બધી તજવીજ કરી હતી. ઝીણામાં ઝીણી બાતમી મેળવીને મહારાજે એ ખજાનો કબજે કરવા પોતાની ચુનંદી ટુકડી સાથે કૂચ કરી. ખજાનો લાવનાર મુગલ લશ્કર બેસાવધ હતું. અનુકૂળ જગ્યા જોઈને મહારાજે ખજાના ઉપર છાપો માર્યો. મુગલ લશ્કર બેબાકળું બની ગયું. ખજાનાના રક્ષકો આ અણધાર્યા અને અચાનક છાપાથી મુઝવણમાં પડ્યા. મહારાજે ખજાનો કબજે લેવા સૈનિકોને હુકમ કરી દીધો.

મુગલ લશ્કર અને ખજાનાના રક્ષકો મરાઠા લશ્કર સાથે બહુ હિંમતથી લડ્યા. બંન્ને વચ્ચે લડાઈ થઈ. મહારાજે પોતે આ લડાઈમાં બહુ આગળ પડતો ભાગ લીધો હતો. આખરે મુગલો હાર્યા અને ખજાનાનો કબજો મરાઠાઓએ લીધો. આ ખજાનો તરત જ બનતી ત્વરાએ, વગર વિલંબે, પૂર ઝડપે રાયગઢ લઈ જવાની જરુર હતી. મહારાજ લડાઈમાં થાકેલા હતા છતાં પણ એ ધારેલી ઝડપે ખજાનો રાયગઢ લઈ ગયા. આ મહેનત મહારાજને ગજા ઉપરાંત થઈ પડી. એમની છાતીમાં દુખાવો શરૂ થયો અને જીર્ણ-જ્વર પણ ચાલુ થયો. છાતીમાંથી લોહી પડવાનું શરૂ થયું. આ વખતની મહારાજની માંદગીથી સગાં-વહાલાં, સ્નેહી સરદારો, નોકર ચાકર વગેરે બધાનાં મોંનાં પાણી સુકાઈ ગયાં. દરેકના મનમાં મહારાજની આ માંદગીનું રૂપ ગંભીર લાગ્યું. ઔષધ, ઉપચાર, વૈદ, હકીમ, જપ, તપ, કંઈ બાકી ન રાખ્યું પણ મહારાજની માંદગી વધવા જ લાગી. મહારાજને પણ લાગ્યું કે એમનો અંત સમય સમીપ આવતો જાય છે. એમણે પોતાના વિશ્વાસુ માણસોને મળવા માટે બોલાવ્યા. મહારાજની માંદગીની ખબર સાંભળી મહારાજના ખાસ માણસો એમની પાસે આવીને હાજર થયા હતા. મહારાજને લાગ્યું કે પોતાના માણસોને બોલાવીને તેમને આખરનો સંદેશો આપવો હવે ખાસ જરુરનું છે. પેશ્વા મોરોપંત પિંગળે, બાલાજી આવજી ચિટણીસ, રાવજી સોમનાથ, સૂર્યાજી માલુસરે, પ્રલ્હાદપંત ન્યાયાધીશ, મહાદજી નાયક, બાજીકદમ, રામચંદ્રપંત અમાત્ય વગેરે મહારાજના માનીતા અને ખાસ વિશ્વાસના જવાબદાર પુરુષોને મહારાજે પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું ' આ માંદગીમાંથી હવે હું બચીશ એવું મને લાગતું નથી. મારો અંત નજદીક આવતો મને દેખાય છે. મારા દેશની અને વહાલા ધર્મની વધુ સેવા મારા તકદીરમાં નહિ હોય એમ જ હું માનુ છું. આ માદગીમાંથી હું ઉઠીશ એવી જો કોઈએ આશા બાંધી હોય તો તે ખોટી છે. હવે એવી આશા બાંધવી એ જાણી જોઈને નિરાશાને નોતરવા જેવું છે. પ્રભુને હવે આલોકમાં મારી જરુર નથી. મારે હાથે જગદીશે કરાવવા ધારેલું કામ પૂરું થઈ ગયું હશે એટલે મને ઘડીવાર પણ આલોકમાં રાખશે નહિ. આજે હું તમારી આગળ મારા આખરના વિચારો ઠાલવવા ઇચ્છું છું. હું હવે તમારો બધાનો થોડા દિવસનો મહેમાન છું. આ રાજ્યના તમે બધા સ્થંભો છો. **રાજ્ય પ્રજાનું છે અને રાજકર્ત્તા પ્રજાનો સેવક** છે. રાજકર્તા જ્યારે પ્રજાનો સેવક મટીને માલીકનો ફાંકો મગજમાં ધરાવવા લાગે છે ત્યારે એ ધીમે ધીમે પતિત થવા લાગે છે એવી મારી માન્યતા છે. પ્રજા લાયક રાજાને માલીક ગણે એ પ્રજાનું સૌજન્ય છે પણ લાયક રાજાએ પોતાને તો પ્રજાનો સેવક સમજવો. જે પ્રજા ઉપર પુત્રવત પ્રેમ રાખે છે અને પ્રજાના જાનમાલનો રક્ષણની પૂરેપુરી જવાબદારી પોતાને માથે રાખે છે તેજ રાજા રાજા કહેવડાવવા લાયક છે એમ હું માનું છું અને આ માન્યતા નજર સામે રાખીને જ હું વર્ત્યો છું. હિંદવી સ્વરાજ્ય સ્થાપવાનું માન મને આપવામાં આવે છે પણ હું કોઈ દિવસ ભૂલ્યો નથી કે હિંદુત્વના રક્ષણ માટે પ્રજા ઉપર થતા અત્યાચારો માટે મુસલમાનો સત્તાના જોરથી હિંદુ પ્રજા ઉપર જુલમ ગુજારે છે તે દૂર કરવા મુસલમાન સત્તા તોડવા માટે હિંદવી સ્વરાજ્ય સ્થાપવાના વિચારમાં જેમણે મને મક્કમ કર્યો અને એ યોજના ફળીભૂત કરવાના કામમાં મારા બચપણના સાથીઓ, સ્નેહીઓ, દોસ્તો, મિત્રો, ગોઠિયાઓ વગેરેએ પોતાના વહાલા પ્રાણ પાથર્યા છે, જેમણે હિંદુત્વ રક્ષણને માટે પોતાનું સર્વસ્વ હોડમાં મૂક્યું હતું અને જે કુટુંબો આ મુક્તિની લડતમાં ફના થઈ ગયા એ સર્વે આ સ્વરાજ્યની ઈમારતને મજબૂતી આપનારી પાયામાંની શીલાઓ છે. આ રાજ્યની તમે બધાઓએ હિંદુત્વ રક્ષણની ઉત્તમ ભાવનાથી જે સેવાઓ બજાવી છે અને કેટલાક ભાઈઓએ ભારે દુખ વેઠીને અને અડચણો ખમીને સ્વરાજ્ય માટે તપશ્ચર્યા કરી તેનું આ પરિણામ છે, તેનું જ આ ફળ છે. સ્નેહીઓ, સરદારો, સેવકો, અમલદારો, સૈનિકો અને યોદ્ધાઓના સહકારથી આ મોટું રાજ્ય મૂકીને હું જાઉં છું. મારા વખતમાં જે નિષ્ઠાથી આ રાજ્યની તમે સેવા કરી તેજ તમારી નિષ્ઠા મારી પછી પણ આ રાજ્યના હિતમાં, તેની મજબૂતીમાં કાયમ રાખજો. યુવરાજ શંભાજી નાલાયક નીવડ્યો તેનું મને બહુ દુખ થાય છે. રાજ્યમાં મેં કર્મનિષ્ઠ,



**છ. શિવાજી મહારાજની અંત ઘડી.**

પ્રજાને દુઃખી નહિ કરવા મહારાજ સર્વને ઉપદેશ આપે છે.

Lakshmi Art, Bombay, 8.

નિમકહલાલ, વફાદાર, હિંમતબાજ, કાર્યદક્ષ, શૂરવીર, કુનેહબાજ અને હિંદુત્વ માટે વખત આવે પ્રાણુ આપવા તૈયાર થાય એવા ભાવનાવાળા પુરુષો ભેગા કર્યા છે. મારા રાજ્યના આવા હીરાઓ, મારા દરબારના રત્નો, સ્વરાજ્યના શણગાર અને હિંદુત્વના રક્ષક પુરુષોના કામની કદર હું કરી શક્યો, હું એમનો મોભો જાળવી શક્યો પણ મારી પછી આ રાજ્યમાં એમનું માન અને મોભો સચવાશે કે નહિ તેની મને શંકા છે. મારી પછી તમારે માથે કેવો રાજા સ્થપાશે તેની કલ્પનાથી મને ખેદ થાય છે. પ્રજાનો દ્રોહ કરે તે રાજ્ય હોવા છતાં રાજા નથી, પ્રજાનું પુત્રવત પાલન ન કરે તે ગાદી હોવા છતાં રાજા નથી, પોતાની પ્રજા તરફ કુદૃષ્ટિ કરે એ સત્તા હોવા છતાં રાજા નથી, જે પ્રજાને દુખે દુખી થતો નથી તે રાજા હોવા છતાં રાજા નથી. શંભાજી ચારિત્રહીન છે, ઉદ્ધત છે એટલે રાજ્યના મુત્સદ્દીઓને અને જોખમદાર અમલદારોને એને હાથે બહુ વેઠવું પડશે, એમ મને લાગે છે. છેવટની સૂચના તમને બધાંને એ છે કે રાજા તરફ ન જોતાં સ્વરાજ્યની ઈજ્જત તરફ જોજો. દુશ્મન ટાંપીને બેઠો છે તે તરફ નજર રાખજો; માથે પડે તે દુખો હિંદુત્વની ખાતર, પ્રજાની ખાતર સહન કરજો. તમે આ રાજ્યને ટકાવી રાખજો. આ રાજ્યને પડવા દેતા નહિ. માંહોમાંહે કજિયા કરતા નહિ. એક બીજાની ઈર્ષા કરતા નહિ. તેજોદ્વેષથી તમારું બળ તમે તમારે હાથે તોડતા નહિ. રાજ્યના માંહોમાંહેના પક્ષથી મોટી સલ્તનતો જમીનદોસ્ત થઈ ગઈ છે એ વાત ભૂલતા નહિ. મારી પ્રજાને દુખી કરતા નહિ. એમણે ઘણાં દુખો વેઠ્યાં છે. મારી ખાતર તમે મારી પ્રજાની પડખે નિરંતર રહેજો. મારા રાજ્યમાં ગાય, સ્ત્રીઓ, ધર્મ, ધાર્મિકગ્રંથો અને ધાર્મિક સ્થળોનું રક્ષણ પૂરેપુરું થવું જોઈએ. હિંદુ ધર્મના, હિંદુ દેવાલયોના, હિંદુ ધર્મ પુસ્તકોના અપમાન કરનાર, પવિત્ર મંદિરો અને મૂર્તિઓને તોડનાર, હિંદુ સ્ત્રીઓને પકડી જોરજુલમથી ઘસડી જઈ તેમના ઉપર અત્યાચાર કરનાર, તેમને વટલાવનાર, તેમને ગુલામ બનાવનાર હિંદુત્વના દુશ્મનોનો નાશ કરવા માટે તેવાઓને અથવા તેવી સત્તાને જડમૂળથી ઉખેડી નાંખવા માટે હિંદુઓએ તૈયાર રહેવું જોઈએ પણ તેમ કરતાં **કોઈ ધર્મનું, કોઈ ધાર્મિક સંસ્થાનું, કોઈ ધાર્મિક સ્થળનું કે કોઈ ધાર્મિકગ્રંથનું અપમાન મારા રાજ્યના અમલદારો–અધિકારીઓ કે બીજા કોઈ ન કરે એવી મારી હૃદયની, અંતરની** ઈચ્છા છે. પારકા ધર્મનું અપમાન કરવું, અન્ય ધર્મનાં સ્ત્રીપુરુષો ઉપર એ બીજા ધર્મનાં હોવાને કારણે અત્યાચાર ગુજારવા, પારકા ધર્મની સ્ત્રીઓને બળજબરીથી ઘસડી જઈ તેમને વટલાવી, જોરજુલમથી એના ઉપર અત્યાચાર કરવા, એનું શિયળ લૂંટવું એ બધાં કર્મો મનુષ્ય જાતિને શરમાવનારાં છે. આવાં કૃત્યોને ધાર્મિક સેવા ગણવી એ અધમપણાની પરાકાષ્ઠા છે. આપણો હિંદુ ધર્મ આવાં નીચ કૃત્યો નથી સાંખતો. સાચો હિંદુ આવાં નીચ કૃત્યો ન કરે. શંભાજી વ્યસની છે, વ્યભિચારી છે. એને હાથે કંઈ અપમાન થાય તો આત્મમાન સાચવવા ખાતર તમે ઘટતું કરજો પણ એના ઉપરના રોષ અને વેરની જ્વાળાથી જે ગાદી ઉપર એ બેસશે તે ગાદીને આંચ આવવા દેશો નહિ. શંભાજીએ મને જીવનમાં નાસીપાસ બનાવ્યો છે. ઈશ્વરની મરજી. એને ગમ્યું તે ખરું. મનુષ્યનું ધાર્યું નથી થતું, ધાર્યું તો ધણીનું થાય છે. મને રાજારામમાં ભારે આશા છે. એ છોકરો મારું નામ ઉજાળશે એમ મને લાગે છે. વ્યસની અને વ્યભિચારી રાજા પોતાના દુર્ગુણોને લીધે પોતે દુખી થાય છે, પોતાની પ્રજાને દુખી કરે છે અને આખા દેશને નુકસાન પહોંચાડે છે. શંભાજીની બાબતમાં એવું બનશે એવો મને ભય રહે છે.

'મારા રાજ્યના ખેડૂતો ઉપર ત્રાસ ન થાય એ ખાસ તમે જોજો. ખેડૂતોના સુખમાંજ રાજ્યની ચડતી છે. ખેડૂતોની આબાદીમાંજ રાજ્યની મજબૂતી છે. ખેડૂતોના ઉદયમાંજ રાજ્યની ઉન્નતિ છે. ખેડૂતવર્ગ રીઝયે પ્રભુ રીઝયો માનજો. મારા રાજ્યના ગરીબ ખેડૂતોને કોઈ ન સતાવે, કોઈ ન રંજાડે એવો બંદોબસ્ત રાખજો. અમલદારો, અધિકારીઓ, જાગીરદારો, ચાકૂકારો વગેરે સ્વાર્થબુદ્ધિથી ખેડૂતોને

ચૂસી ન ખાય એની તમે ખાસ ખબરદારી રાખજો. માંહોમાંહેની મોટામોટાની લડાઇઓમાં બિચારા ખેડૂતોનો ખોડો ન નીકળી જાય એની ખાસ ખબરદારી રાખજો. તમે મારા ઉપર અત્યંત પ્રેમ દાખવ્યો છે, મારો પડતો બોલ ઝીલ્યો છે, મારી સેવા તમે ઉઠાવી છે. મારી ઈચ્છાઓ પાર પાડવા તમે તમારું સર્વસ્વ ખોવા અનેક વખતે તૈયાર થયા છો. આ બધાનો વિચાર હું કરું છું ત્યારે મને લાગે છે કે હું જબરો ભાગ્યશાળી છું. મારા તરફનો તમારો ભાવ, ભક્તિ ને પ્રેમનો બદલો એ જગદીશ્વર તમને આપશે. ગમે તેના ગમે તેવા અપમાન થાય, ગમે તેને ગમે તેવી સ્થિતિ ભોગવવી પડે તોપણ આ રાજ્ય હિંદુત્વનું રક્ષણ કરવા માટે છે, આ સત્તા હિંદુઓના દુખો હરવા માટે સ્થપાઈ છે એ વાત હંમેશ યાદ રાખજો. આ રાજ્ય હિંદુઓ ઉપરના અત્યાચારો ટાળવા માટે સ્થપાયું છે એ નજર સામે રાખીને આ રાજ્યની મજબૂતી તમેજ સાચવજો, આખા ભરતખંડમાં હિંદુ સત્તા સ્થાપવાનો મારો વિચાર હતો, આખા આર્યાવર્તની આર્યાઓને જુલમીઓના પંજામાંથી છોડાવવાનો મારો વિચાર હતો પણ મારે હાથે આ કામ પૂર્ણ ન થયું. ઈશ્વરની ઈચ્છા પ્રમાણેજ બધુ થયા કરશે. તમે મહારાષ્ટ્રની ઈજ્જત રાખજો. તમારામાં હિંદુત્વનું અભિમાન છે તે હંમેશ સતેજ રાખજો. પ્રભુ તમારું બધાનું કલ્યાણ કરશે. આ રાજ્યની સેવામાં અનેક અડચણો, આફતો અને દુખો સહન કરવા માટે, હિંદના હિંદુઓના દુખો દૂર કરવાના કામમાં ઝુકાવવા માટે, હિંદુત્વનો નાશ કરનારી સત્તાને ઉખેડી નાંખવા માટે પ્રભુ તમને બધાને સન્મતિ અને શક્તિ આપો. (ગળગળે અવાજે ) હું આ રાજ્યને—મહારાષ્ટ્રને, મારી વહાલી પ્રજાને આજે તમારે ખોળે મૂકીને જાઉં છું મારી યાદ કરીને દુખી થશો નહિ. કોઈ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી. જન્મ્યું તે મરવાનું છે જ. જીર્ણ થયેલા કપડાં કાઢયા વગર છૂટકો નથી. તમારી બધાંની પાસે અને સઘળા હિંદુઓ પાસે મારી આખરની એટલીજ માગણી છે કે મારી ઈચ્છા મુજબનું કામ હું પુરું નથી કરી શક્યો, મારું કામ અધુરૂં રહ્યું છે તે ધ્યાનમાં રાખજો અને આજે નહિ તો આવતી પેઢી પણ મારી ઇચ્છા પૂરી કરે એવી ગોઠવણ તમે કરજો, એવું વાતાવરણ તમે તૈયાર કરજો. હિંદુત્વનો વિજયડંકા દશે દિશામાં વાગે એવો દિગ્વિજય પ્રભુ તમારે હાથે કરાવે, તમારા વંશજો હિંદુત્વના અભિમાની નીવડે અને મારૂં અધુરૂં કામ તમે ન કરી શકો તો એ પૂરું કરે અને એમનામાં તે પૂરું કરવાની શક્તિ આવે એજ મારા અંતરના આશીર્વાદ છે. તમે આંખો ભીની ન કરો. તમે મારી સેવા અને સુશ્રુષા કરવામાં ક્યાશ નથી રાખી. મારો ગરમ મિજાજ તમે સાંખ્યો છે અને સખ્ત શિસ્ત પણ તમે પાળી છે. તમારા સહકાર, પ્રેમ અને વફાદારી વડેજ હું કંઇ કરી શક્યો છું. આજે હું જાઉં છું. કાલે તમારું કામ પૂરું થયે તમારે ત્યાંજ આવવાનું છે. સર્વેનો રસ્તો એકજ છે. અહીં રહેવાનો મોહ મિથ્યા છે. મારા મરણ પછીજ હિંદુત્વ અને દેશ પ્રત્યેની તમારી વફાદારીની ખરી કસોટી થવાની છે. કઠણ પ્રસંગે હિંમત હારતા નહિ. આ જગતમાં કોઈ નિરાધાર નથી. સર્વેનો આધાર હજાર હાથનો ધણી માથે બેઠો છે. ધર્મ અને દેશની સેવામાં જે સાચા હૃદયથી અને સર્વસ્વ ત્યાગની સાચી ભાવનાથી મંડી પડે છે તેને પ્રભુ યારી આપ્યા વગર નથી રહેતો. હિંદુત્વનો છલ જ્યારે ટોચે પહોંચે છે ત્યારે પ્રભુ પોતાનું બળ સાચા સેવકમાં મૂકી એને હાથે ધર્મનો ઉદ્ધાર કરાવે છે. એ પ્રભુમાં વિશ્વાસ રાખો. ભરતખંડનો વિજય છે. પ્રભુ હિંદુત્વની સેવા કરવા મને વારંવાર ભારતવર્ષમાં જન્મ આપો, એજ મારી એ સર્વવ્યાપી વિભુને ચરણે પ્રાર્થના છે.'

મહારાજનો આખરનો સંદેશો સાભળી સર્વેની આખો અશ્રુથી ભરાઈ, કંઠ રુંધાયો. દરેકને પોતાના માલીકનો પોતાના ઉપરનો પ્રેમ યાદ આવ્યો. બધાએ મહારાજની શિખામણ શિરસટ્ટે પાળવાના ગદ્દગદ્દ કંઠે વચન આપ્યાં.

હકીમો હાર્યા, વૈદો થાક્યા, ધન્વન્તરીઓનું ન ચાલ્યું. રોગ અસાધ્ય થઈ પડ્યો. મહારાજે ગંગોદકથી

સ્નાન કર્યું. ધોયેલાં શુદ્ધ વસ્ત્રો ધારણ કર્યા. ભસ્મલેપન કર્યું અને રામનામ બોલવાનું શરૂ કર્યું. બ્રાહ્મણોએ મંત્રોચ્ચારથી વાતાવરણ શુદ્ધ અને પવિત્ર બનાવી મૂક્યું હતું. મહારાજની મુદ્રા બહુ ગંભીર દેખાતી હતી. મહારાજ મરણને ભેટવા તૈયાર થયેલા દેખાયા. રાજમહેલના સર્વે માણસો ગમગીન હતાં. કાળ દિવસની કાળ ઘડી આવી પહોંચી. શક ૧૬૦૨ રૌદ્રનામ સંવત્સરે ચૈત્ર શુદ ૧૫ ને રોજ ઈ. સ. ૧૬૮૦ ના એપ્રીલની ૩ જી તારીખે શનિવારે મધ્યાહ્નકાળે મહારાષ્ટ્રના માનીતા, પ્રજાના પ્રાણ, હિંદુત્વના રક્ષણને માટે જુલમી સત્તા ઉખેડી નાંખવા ૩૫ વરસ સુધી સતત મહેનત કરનાર, જેણે પોતાના બળથી સજ્જડ જામેલી મુગલ સત્તાનાં મૂળ ઢીલાં કર્યાં, જેણે મુગલોના વધતા જુલમને અટકાવ્યો, જેણે આદિલશાહી અને કુતુબશાહીને નમાવી, જેણે તદ્દન બાળ વયમાં મુસલમાન બાદશાહને દરબારમાં કુરનીસ કરવાની ચોખ્ખી ના પાડી, જેણે હિંદુત્વની રક્ષા માટે પિતાની પણ પરવા ન કરી, જેણે હિંદુત્વ રક્ષણને માટે વૈભવ વિલાસ ઉપર જળ મૂક્યું, જેણે પોતાના વર્તનથી દુનિયાના બાદશાહોને ચારિત્રના પાઠ શીખવ્યા, જેણે હિંદુઓનું સંગઠન કરવાના પ્રયાસો હિંદમાં શરૂ કર્યા, જેણે જોર જુલમથી મુસલમાન બનાવવાની–વટલાવવાની જુલમી પદ્ધતિને પહોંચી વળવા માટે અથવા એ જુલમને મોળો પાડવા માટે શુદ્ધિસત્રનું મંડાણ કર્યું, જેણે ગરીબોનાં દુઃખો દૂર કરવા માટે અને હિંદુઓ ઉપરના અપાર અત્યાચારો અટકાવવા માટે હિંદુ સત્તા સ્થાપી, તે સિંહાજી રાજા ભોંસલેનો સુપુત્ર, માતા જીજાબાઈનો લાડકવાયો દિકરો, તાનાજી માલુસરે, બાજી પાસલકર અને યેસાજી કંકનો દિલોજાન દોસ્ત, હિંદુત્વનો તારણહાર, હિંદવી સ્વરાજ્યનો સ્થાપનાર, પ્રજાનો પ્રાણ છત્રપતિ શ્રી શિવાજી મહારાજ આ લોકની યાત્રા પૂરી કરી સ્વર્ગે સીધાવ્યા.



રાજવંશીઓ, સત્તાધારીઓ, ઇતિહાસકારો, વિદ્વાનો, મુત્સદ્દીઓ, મહાન પુરુષો, દેશભક્તો અને નામીચા આગેવાનોએ

## છત્રપતિ શિવાજી મહારાજને

જુદે જુદે પ્રસંગે તેમજ આ પુસ્તકદ્વારા અર્પણ કરેલી

# પુષ્પાંજલી (૨)

Shivaji was not the first in India to liberate the motherland from foreign thraldom. Chandragupta Maurya had freed India from Greek rule in the 4th cetury B. C. Chandragupta of the Gupta dynasty had established Hindu empire in the 4th century A. D. after overthrowing the Scythians. Vishnuvardhana of Malva had driven out in 635 A. D. the Huns who had caused a havoc in India for more than half a century. Rana Pratap of Udaipur had tried hard to keep aloft the standard of freedom in the days of Akabar. But Shivaji's place in history is much higher than that of any of these great men. Greek and Hun rule in India was hardly well established, when the Mauryan emperor Chandragupta and the Malva ruler Vishnuvardhana appeared on the scene to reestablish the national independence. The foreign rule was well established in India for about three centuries and more, when the Guptas rose and put an end to it. But the Scythian rule embraced only a portion of northern India and had not stunned the national consciousness to the same extent as was the case with the Muslim rule at the time of Shivaji. Shivaji's contemporaries were looking on the Muslim rule as a divine dispensation. Even the sturdy and freedom-loving Rajput chiefs had reconciled themselves to it; their highest ambition was to get the highest post in the Moghul administration and they had not the slightest scruples in fighting in the conquerer's army against their own countrymen fighting for the country's independence. The Muslim rule had become well established in India for more than half a dozen centuries, and by Shivaji's time the last Hindu bulwark Vijayanagar had collapsed, and practically no Hindu independent state worth the name was in existence. God's images were broken with impunity by the victorious Mlechchha in innumerable places; the masses had come



( પૂનામાં ખુલ્લા મુકાયેલા બાવલાનું ચિત્ર. )

જ્યારે હિંદમાં ચારે દિશાએ મુસલમાનોનું જોર જામી ગયું હતુ, જ્યારે હિંદુઓના મંદિરો મુસલમાની સત્તાના જોરથી તુટી રહ્યાં હતાં, જ્યારે હિંદુઓની પૂજ્ય પ્રતિમાઓને મુસલમાનો સત્તાના જોરથી ભાંગી રહ્યા હતા, જ્યારે હિંદુ સ્ત્રીઓની ઇજ્જત ભારે ભયમાં હતી ત્યારે પરદેશી મુસલમાની સત્તાનો સામનો કરી હિંદુ સ્ત્રીઓની ઇજ્જત સાચવવા, હિંદુ ધર્મનુ રક્ષણ કરવા, અને હિંદુત્વ ટકાવી રાખવા માટે સર્વસ્વનુ બલીદાન આપીને પણ દેશને સુખી કરવા માટે જે રણવીરે બીડુ ઝડપ્યુ હતુ તે આ

છ. શિવાજી મહારાજ

Lakshmi Art, Bombay, 8.

to believe that even divine power was powerless before the new irreligious conquerer.

Shivaji's greatness lies in the fact that even in these incomparably depressed circumstances, he could conceive of the ideal of national independence and achieve it to a great extent. Chance or fortuitous circumstances may have been responsible for some of his victories, but they had nothing to do with the ideal for which they were won. This is quite clear from the epochmaking eloquent letter which he sent to Jayasinha, when he came to fight with him as a general of Aurangzeb. 'It is a matter of surprise that a handful of Muslims should rule over us. This is no feat of their valour. Aurangzeb is sending you down against me because he desires that lions should fight against and kill one another and leave the field free to the vultures. It is high time that we must now try our best for the sake of the Hindus, Hindusthan and Hindudharma.' Shivaji thus stood not only for political but also for cultural self-assertion. It is well known that he freed Maharashtra, but it is not equally well known that he sought to free the Marathi language also from the foreign yoke of the Persian by arranging for the preparation of the Shabdakosha. He could easily rise above the traditions of centuries when it was necessary to do so in the interest of cultural self-preservation. He stood for reconversion of the converts to the fold of Hinduism, and he went to the extent of marrying one of his daughters to the son of a Sardar, who had been reconverted to Hinduism. In honouring Shivaji, we pay our homage to a great Genius and Seer, who in an age of universal despondency, could rise above the enervating and emasculating influences of long established foreign rule, conceive in clear terms the ideal of national and cultural independence and translate it into fact inspite of the immense odds that were hampering his progress almost at every step.

A. S. Altekar.

(Head of the Dept. of Ancient Indian History and culture, Benares Hindu University.)

*

It is a matter of great regret to me that I am unable to be present personally to represent the army in India at the unveiling of the Memorial to the hero of the Marathas—the great Shivaji. That the qualities of courage, hardiness and disregard of danger which were so conspicuous in Shivaji and his Maratha Warriors of three hundrld years ago are still alive in the Maratha soldier of to-day is plainly written in the records of the Great war. The Maratha Sepoy of the Indian army showed a steadfast bravery and unflinching loyalty which were an example to all. It is indeed fitting that the Indian memorial to Shivaji should be erected in the Capital of the Deccan near the scenes of his greatest efforts and in the Chief Military centre of the South where it will stand in memory of the past and as incentive of bravery to the Maratha Soldier of the future.

H. E. Field-Marshal Sir V. Birdwood.

*

A Child of the rugged soil and of the western India renaissance he played his part in the popular movement for freedom and self-expression at a time when a wave of religious nationalism passed through many parts of India and Europe. Shivaji was rather the symbol of the century which produced him. If he was an expression of the new tide of life he was also a life-giver. The giants of the Deccan of the middle ages were carpenters, potters, and even scavengers by birth. They made history. Shivaji had no great advantage of birth or position. That a Hindu son of Maharastra should become a nation-builder and in the teeth of three great powers, weld a weak and scattered people into a nation was a noteworthy achievement and his life a source of perennial inspiration for us all in India, which had long suffered from invasion and oppression. I do not believe that undue hero-worship is wholly good, and if the hero was a man of violence his circumstances made this ineqitable. We do harm to ourselves and society by idealising him as a soldier. An ideal has always its limitations, and in his stormy career they were many and obvious.

Shrimant Sayaji Rao Gaikwad

( On the oceasion of the unveiling of the Shivaji Statue at Baroda ).

*

'This Statute of Shivaji Maharaj will not only remind India of the heroism of Shivaji and of the magnificent work which he did in his days but it will be a source of noble inspiration for ages to come. Circumstances may change and the fields on which our labours lie may change, but the greatness of a hero like Shivaji remains unchanged. "States fall, Empires break up, dynasties become extinct" but to use the words of the great Indian Historian 'the memory of a true hero as king like Shivaji remains an imperishable historical legacy for the entire human race;

The pillar of a people's hope,
The Centre of a World's desire

to animate the heart, to kindle the imagination and to inspire the brain of succeeding ages to the highest endeavours.'

H. H. the Maharaja of Kolhapur, G. C. I. E

*

Shivaji had the born leader's personal magnetism and threw a spell over all who knew him. His royal gift of judging character was one of the main causes of his success. × × ×

No wonder, that later on he proved himself an irrepressible and unconquerable antagonist of the great Moghul, a heroic champion of Mahrattha independence and an unrivalled master of guerrilla and predatory warfare. No wonder also, that his name is still "The Pillar of a people's hope, the centre of a world's desire", for great as he was in his achievements, he was immeasurably greater in the possibilities which his brief career of 52 years suggested".

Prof. Sir. Jadunath Sarkar.

*

ઇતિહાસના પ્રસિદ્ધ પ્રોફેસર સર જદુનાથ સરકારે આસરે ૧૫ વરસ ઉપર શિવાજી ચરિત્ર લખ્યું હતું. તે વખતે મહારાજના જીવનચરિત્ર સંબંધીનું સઘળું સાહિત્ય એમને મળ્યું ન હતું–એમના વાંચવામાં આવ્યું ન હતું તેથી એમણે છ. શિવાજી મહારાજ ઉપર પોતાના પુસ્તકમાં કડક ટીકા કરી હતી. પ્રો. સર. જદુનાથ સરકારે જ્યારે એ સંબંધીનું વધારે સાહિત્ય વાંચ્યું ત્યારે એમને ખાતરી થઈ કે છ. શિવાજી મહારાજને કેટલોક અન્યાય થયો છે તેથી ૧૯૨૮માં છ. શિવાજી મહારાજની ૩૦૦ વરસની સંવત્સરી આખા ભરતખંડમાં ઉજવવામાં આવી હતી તે સમારંભમાં સર. જદુનાથ સરકાર મદ્રાસમાં નીચે પ્રમાણે બોલ્યા હતા:—

When Shivaji died at the age of 53, he had made himself an *unconquerable hero, the creator and inspiring* idol of a nation, and one of the greatest characters in the history of India. This was the achievement of a single short life, in the face of unparalleled obstructions and difficulties And the contrast between his initial resources and his ultimate possession signally proves the intrinsic greatness of the man and his right to be acknowledged as the last constructive genius among the Hindus.

× × ×

He stands on a lofty pedestal in the hall of the worthies of history, not because he was a Hindu champion, but because he was an *ideal householder*, an *ideal king*, and an unrivalled nation-builder. He was devoted to his mother, loving to his children, true to his wives, and scrupulously pure in his relations with other women. Even the most beautiful female capture of war was addressed by him as his mother. Free from all vices and indolence in his private life, he displayed the highest genius as a King and as an organiser. In that age of religious history, he followed a policy of the most liberal toleratian for all creeds. The letter which he wrote to Aurangzeb, protesting against the imposition ef the poll-tax on the Hindus, is a masterpiece of clear logic, calm persuasion, and political wisdom. Though he was himself a devout Hindu, he could recognise true sanctity in a Musslman, and therefore he endowed a Mahomedan holy man named Babia Yagut with land and money and installed him at Kelesi. All creeds had equal opportunities in his service and he employed a Muslim Secretary named Kazi Haider, who, after Shivaji's death, went over to Delhi and rose to the Chief Justice of the Moghal Empire. There were many Mahomedan Captains in Shivaji's army and his chief Admiral was an Abssinian named Siddi Misri. The Marátha soldiers had strict orders not to molest any woman or risk any Mahomedan Saint's tomb or hermitage. Copies of the Quran which were seized in the course of their campaigns were ordered to be carefully preserved and then handed over with respect to some Mahomedan.

× × ×

Shivaji's political ideals were such that we might accept them even to-day without any change. He aimed at giving his subjects peace, universal toleration, equal opportunities for all castes and creeds, a beneficent, active and pure system of administration, a navy for promoting trade and a trained militia for guarding the homeland. Above all, he sought for national development through action and not by lonely meditation nor by straining the throat on platforms. Every worthy man–not only the natives of Maharastra, but also recruits from other provinces of India, who came to Shivaji, was sure of being given some task which would call forth his inner capacity and have the way to his own rise to distinction, while serving the interest of the State. The activities of Shivaji's Government spread in many directions and this enabled his people to attain to a full and varied development, such as all modern civilized States aim at.

All this national expansion proceeded from the initial energy of one man. Shivaji was the central power-house of the new Maharastra. He had, I admit, the supreme royal gift of quietly judging every man's character and capacity and choosing the best instrument for every task that he wanted to be done. But he was a slef-taught man, he never visited any great capital, court or camp.

His administrative and *military systems perfectly suited to* his country and age were his own creation. Unlike Ranjitsing or Mahadji Sindhia, he had no French adviser or lieutenant. Every thing proceeded from his own heart and brain. Therefore, the historian of Shivaji, at the end of a careful study of all the records about him in eight different languages is bound to admit that Shivaji was not only the maker of the Maratha nation, but also the greatest constructive genius of medieval India.

શિવાજી મહારાજનો એક વિરલ મહાપુરુષ હતા. સત્તરમા સૈકાના આ જાગીરદારના પુત્રનું જીવન આવા પ્રકારની અસામાન્ય પ્રતિભાથી પ્રકાશતું હોય એ માની શકાય એવી વાત નથી. પણ હવે તો તે તવારીખની કથા છે. ઇતિહાસની વાત છે એટલે શિવાજી મહારાજના બારેમાં બારે અને કટ્ટામાં કટ્ટા વિરોધીને પણ આ સત્ય સ્વીકારેજ છૂટકો છે.

*

Shivaji was born in an age when the honour and chastity of women, the sanctity and security of temples, the sacredness of private property, the privacy and the inviolability of word and promise were hardly respected by those in power. It was an age when respects for parents and regard for brothers were not shown by rulers. It was also a period of economic misery in the land. There was no security of livelihood. There was no regular system of Government conducted according to any system of recognised laws. Ruler's absolute and uncontrolled will prevailed. No system of citizenship was recognised. It was a period of personal despotism of rulers and officers unrelieved by any sense of justice and any feeling of security. It was a mixture of tyranny in politics and bigotry in religion in which a large class of citizens enjoyed no protection of life, liberty and property. There were no settled rules of warfare, no stability of alliances and no regard for treaties. In short it was an age of Aurangzeb. Rajput bravery failed to check this.

Shivaji tried to set new and higher standards in each of these matters of government, citizenship, administration, religion and welfare of the people. His greatness lies not only in his personal character and genius but in his achievements in the midst of evil forces which opposed him from without and from within. Considering his times and the work he undertook to achieve, he is unequalled in the history of India as a ruler and organiser, as a patriot and statesman. His letters to his officers and relations, to Jaysing and Aurangzeb show his aims and ideals. They are embodied in the establishment of Swarajya.

Prof. S. W. Puntambekar.

( Benares Hindu University).

*

Shivaji's Ideals–Shivaji founded the great Maratha Empire but in doing this he was actuated by very lofty ideals. He introduced the system of ruling by a Cabinet. This reform may not appear to be very extraordinary and striking to the modern student of History. But any one who can cast back his eyes three hundred years before and examine the constitutions of those times existing

either in the West or in the East shall have to recognise that this was undoubtedly a great constitutional innovation. Despotism was in the accendant in those times. The Divine right of Kings was an article of faith both of the rulers and the ruled. That 'king can do no wrong' was accepted as a gospel truth. Under such circumstances Shivaji founded a system of Governing his country through the machinery of a Cabinet. Instead of depending entirely on his own sweet will as is the way of all autocrats he evinced a desire to rely upon the collective wisdom of his Councillors.

× × ×

His name has become a house-hold word of respect and veneration amongst all Marathi speaking people. It is here intended to show the greatness of this preeminent statesman so far as the constitutional character of his rule is concerned. The many Wars he successfully fought, the impregnable hill-forts which he built and maintained as bulworks of defence commanding vast regions in the plains, his manoeuvres frustrating the machinations of the Bijapur and Delhi Empires, the system which he introduced in his military organisation, the Navy which he created and kept up in a highly efficient condition, his policy of land revenue settlement, each one of these deserves a special treatment and is worthy of being cherished as indicative of the eminent genius of this glorious patriot.

× × ×

The great saintly adviser Ramdas had preached to his Royal disciple the time honoured advice viz. 'agitation becomes a power when coupled with selfless devotion and a moral basis.' Shivaji realised the truth of this advice and acted upto it throughout his life.

Prof. G. R. Abhyankar

*

પૂજ્ય શ્રી શિવાજી છત્રપતિ મહારાજ મેં જો ભારી ગુણ થે ઉનકા અનુકરણ કરના ઇસ દેશ કે પ્રત્યેક આર્ય વા હિન્દુ પરિવારકા મુખ્ય કર્તવ્ય હોના ચાહિયે.

૧. શિવાજી મહારાજ વીર અર્જુન સમાન પરમ નિર્ભય શૂરવીર થે.

૨. હિન્દુ-ધર્મ-રક્ષક શિવાજી યોગીરાજ કૃષ્ણદેવ મહારાજ સમાન યુદ્ધ તથા રાજનીતિકે પૂર્ણ મર્મજ્ઞ હોને સે સદા વિજય હી પાતે રહે.

૩ સદાચાર મેં મહાન શિવાજી ધર્માત્મા યુધિષ્ઠિરકા રૂપ થે જો ધર્મકા સ્વરૂપ કહે જાતે હૈં કારણુ કિ ઉનકે સબ સેનાપતિ વા સૈનિક કિસી ભી મુસલમાન સ્ત્રી વા ઈસાઈ મેમ કે સાથ માતા વા ભગિનિ સમઝ કર વ્યવહાર કરતે થે

૪. વહ સ્વયભી પ્રત્યેક કૈદી યવનદેવીકો પુત્રીવત્ સમઝકર વ્યવહાર કરતે થે.

૫ ઉન્હોને યવનોકી મસજિદો ઔર ઇસાઈયોકે દેવલો વા ગિરજાઘરોકો કભી ગિરાયા વા જલાયા નહીં. ઈસસે બઢકર ઉદાર ધર્મનીતિ કયા હો સકતી હૈ?

૬. પતિત-પાવન શિવાજીને મહારોકા–જો અછૂત માને જાતે હૈં, અપની સૈનામેં ભરતી કિયા ઔર ઉનકે સાથ મિત્રવત્ વ્યવહાર કરતે થે બરાબર છૂતે થે ઔર ઉનકા માન–આદર વીરતા કે કારણુ બરાબર કરતે થે.

૭. છત્રપતિ શિવાજી શુદ્ધિ કે પરમ પ્રચારક થે અનેક સૈનિક વા શ્રીમંત (સરદાર) જો આર્ય ધર્મકો છોડકર યવનમતમે ચલે ગયે થે ઉનકો શુદ્ધ કર પુન પતિતપાવની આર્ય–ધર્મ–ગંગા મે ઉન્હોને મિલાયા.

ઐસે પરમ–સુધારક વીર નરરત્ન કો ધન્ય હૈ કવિને ઠીક કહા હૈં—

"કાશી કી કલા ગઈ મથુરા મે મસીદ ભઈ,
શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી."

**પંડિત આત્મારામ અમૃતસરી (વડોદરા).**

*

Engaged in a life long war against his Muhamedan neighbours, Shivaji could not give his people that peace and tranquillity so *necessary for the growth of commerce and industry.* But he had reformed the Revenue system of his kingdom, organised a careful survey of his lands, and substituted a fairly enlightened and efficient government for the tyranny of semi-independent revenue officers He had organised an army that shattered the foundation of the Mughal Empire in the South. He was the father of the Maratha Navy. The Marcantile policy *inaugurated by him had a very bright* future. During the short reign of thirty five years he had not only founded a Kingdom but created a nation.

× × ×

The slightest irregularity did not escape his keen eyes and in personal attention to the minute details of the Government perhaps he was not inferior to his great Mughal rival. We find him framing regulations about the proper style of official letters,

